શકાય ખરું કે આવતી ચૂંટણી (પાંચ વર્ષે) પહેલાં પંજાબ સિવાય બધા પ્રાંતોમાં કોંગ્રેસ પ્રધાનમંડળો થઈ જશે સિંધ, આસામ ને બંગાળના કોંગ્રેસવિરોધી પ્રધાનમંડળોના પાયા હાલી ઊઠયા છે એ સ્પષ્ટ થતું જાય છે. મહાસમિતિની આવતી બેઠક કલકત્તામાં મળવાની છે × મહાસમિતિની બેઠકનું સ્થાન કલકત્તા રાખવાનો આગ્રહ કરવામાં શ્રીયુત શરચ્ચંદ્ર બોઝનો હેતુ એવો હોય એવું લાગે છે કે એ વખતે બધા દેશનાયકોની કલકત્તામાં હાજરી હક્ક પ્રધાનમંડળને હચમચાવી નાખે રાષ્ટ્રપતિ, સરદારશ્રી, રાજેન્દ્ર બાબુ મૌ અબુલ કલામ આઝાદ વગેરે મારફત કલકત્તામાં થનારો પ્રચાર બંગાળના વાતાવરણમાં વિદ્યુત્સંચાર કરી પરિસ્થિતિને કોંગ્રેસની તરફેણમાં ફેરવી નાખશે તો નવાઈ નથી કેલહાઉસી ખાતે આરામ લેતા શ્રી સુભાષબાબુ પણ તમીઓની સનાદ વિરુદ્ધ મહાસમિતિની બેઠક વખતે કલકત્તા જવાનો વિચાર કરી રહ્યા છે એ પણ એવું સૂચવે છે કે હક્ક પ્રધાનમંડળને તોડી પાડવામાં બધા કોંગ્રેસ મહારથીઓ એકસાથ હલ્લો કરવાનો ઇરાદો સેવે છે

## મિશ્ર પ્રધાનમંડળ

હક્ક પ્રધાનમંડળ તૂટે એનો એવો અર્થ નહિ થાય કે ત્યાં ચોખ્ખું કોંગ્રેસ પ્રધાનમંડળ જ રચાશે બંગાળ ધારાસભામાં પક્ષોની રચના એવી છે કે ત્યાં કોઈ પણ એક પક્ષની ચોખ્ખી બહુમતિ આજે નથી હક્ક પ્રધાનમંડળ પણ શ્રી હક્કની પ્રજાપક્ષની ચોખ્ખી બહુમતિ પ્રમાણે નહિ પણ બીજા પક્ષોના સહકારથી રચાયેલું છે પોતાના પક્ષકાર્યક્રમ સાથે બીજા પક્ષોના કાર્યક્રમનું સમાધાન કરીને જેમ શ્રી ફઝલુલ હક્ક મિશ્ર પ્રધાનમંડળ રચી શક્યા તેમ મહાસભાપક્ષ પણ પોતાના કાર્યક્રમ સાથે બીજા સહકાર કરવા રાજી થનાર પક્ષો સાથે સમાધાન કરવા તૈયાર થાય તો મિશ્ર પ્રધાનમંડળ રચવાની પરિસ્થિતિ ઊભી કરી શકાય

વર્ધાના ઠરાવ પ્રમાણે તો કોઈ પણ કોંગ્રેસ પક્ષ પ્રધાનમંડળ રચવામાં મિશ્રણ (Coalition) ન કરી શકે કોંગ્રેસ-બહુમતિ પ્રાંતોમાં તો મિશ્ર પ્રધાનમંડળનો પ્રશ્ન કોંગ્રેસ પક્ષને માટે ઊભો નથી થતો પણ જ્યાં પક્ષ તરીકે કોંગ્રેસની લઘુમતિ છે ત્યાં બીજા પક્ષોનો સહકાર મળી શકે એમ હોય તો સહકાર મેળવીને પણ મિશ્ર પ્રધાનમંડળ રચી શકાય કે કેમ એ મહત્ત્વનો નિર્ણય કલકત્તામાં મહાસમિતિની બેઠકે કરવાનો છે મહાસભાવાદીઓના આજના વલણ ઉપરથી તો એમ લાગે છે કે કલકત્તાની બેઠકમાં મિશ્ર પ્રધાનમંડળ રચવાની રજા આપતો ઠરાવ થશે જો એમ થાય તો સિંધ, આસામ ને બંગાળમાં મહાસભાપક્ષ મિશ્ર પ્રધાનમંડળ થોડા જ વખતમાં રચી શકશે એ પ્રાંતોમાં હાલના પ્રધાનમંડળો આથી ખૂબ ચિંતાતુર બની ગયા લાગે છે।

તા ૨૨ ૯-૩૭

* * *

કોંગ્રેસ પ્રધાનમંડળોવાળા પ્રાંતોમાં મહાસભાવાદી રાજકારણ 'ટેસ્ટ' પરીક્ષામાંથી પસાર થઈ રહ્યું છે એમ કહીએ તો ખોટું નથી એનું કારણ એ છે કે પોતાની અર્ધી સદીની કારકીર્દિ દરમ્યાન પહેલી જ વાર જે પદ્ધતિની ઉત્પાદક, ને એની સૂત્રસંચાલક સરકારની પોતે અણનમ વિરોધી હતી એ જ સરકારમાં મહત્ત્વનો અધિકારગ્રહણ કોંગ્રેસ પક્ષે કર્યો છે.

× આ લેખ તા ૨૨-૯-૩૭ના રોજ લખાયો છે એ તરફ વાચકનું ધ્યાન ખેંચું છું સંચાલક

આ એક અતિ મૂંઝવણભરી સ્થિતિ છે. એક તો પોતાનું પૂર્ણસ્વરાજનું ધ્યેય હાંસલ કરવા માટે અને નવા બંધારણના પ્રાંતિક શાસનના અમલ પછી પણ રાજકીય દરજ્જાની દૃષ્ટિએ હિંદ હજી જેવું ને તેવું જ પરાધીન રહ્યું હોવાથી પોતાનો બ્રિટિશરાજવિરોધ તો કૉંગ્રેસને એક બાજુ ચાલુ રાખવો રહ્યો; જ્યારે બીજી બાજુ એ જ સામ્રાજ્યશાસન સાથે અધિકારગ્રહણને લીધે એને અમુક અંશે દોસ્તી પણ બાંધવી પડી છે. બ્રિટિશરાજ સામે કૉંગ્રેસે જન્માવેલો અમર્યાદિત અસંતોષ અને રોષની લાગણીને આ સ્થિતિ ઊભી થવાથી જરાક શિકસ્ત ને મર્યાદા નીચે આવવું પડ્યું છે. પ્રજાનો સીધો સંબંધ ને સીધો વિરોધ પ્રાંતીય ને સ્થાનિક અમલદારો સામે હતો. નવા શાસનધારા હેઠળ કૉંગ્રેસ અધિકારવાળા પ્રાંતોમાં એ અમલદારોની અમલશાહીનો અંત આવ્યો છે એમ કહેવું ખોટું ન ગણાય. હવે સામાન્ય જનતાને મન આ જ અમલદારો બ્રિટિશરાજ ને એની ચૂસણનીતિના પ્રતિનિધિઓ છે. બ્રિટિશરાજની નગ્ન ભયંકરતાની સજીવ મૂર્તિઓ એ અમલદારો જ દેશને ખૂણે ખૂણે પથરાઈ ગયા હતા. કૉંગ્રેસ પ્રધાનોવાળા પ્રાંતોમાં એ મૂર્તિની નગ્નતાને વસ્ત્રનું ઢાંકણ મળ્યું છે. આને લીધે એની ભયંકર કુરૂપતા ઢંકાઈ ગઈ છે. આમ છતાં એનું શોષણકાર્ય તો ચાલુ જ રહ્યું છે. આમાંથી એવી સ્થિતિ ઊભી થવા સંભવ ખરો કે કૉંગ્રેસ મિનિસ્ટ્રી નીચે એ નોકરશાહી પ્રજા સાથે સૌજન્યભરી રીતે વર્તતી હોવાથી લોકોનો બ્રિટિશરાજની અમલદારશાહી સામેનો રોષ ને અસંતોષ નાબૂદ કે બૂઠો થઈ જાય, છતાં એમની સ્થિતિમાં ભાગ્યે જ નોંધવા જેવો સુધારો થાય. ગામડી નિશાળની જૂની કહેવત લાગુ પાડીએ તો એમ કહેવાય કે મહેતાજી મારે ય નહિ ને ભણાવે ય નહિ. જૂના શાસનધારા નીચે અમલદાર મહેતાજીઓ પ્રજાને મારતા હતા પણ ભણાવતા નહોતા; નવા ધારાના અમલદાર મહેતાજીઓ મારશે તો નહિ જ (અલબત્ત, કૉંગ્રેસ જ્યાં સુધી અધિકારારૂઢ છે ત્યાં સુધી) પણ ભણાવશે ય નહિ.

## શાસનધારાની કપટજાળ

ઉપર મારો એ કહેવાનો હેતુ નથી કે કૉંગ્રેસે અધિકારગ્રહણ કર્યું એ ખોટું કર્યું છે. ઊલટું, નવા શાસને જન્માવેલી પરિસ્થિતિમાં અધિકારગ્રહણ કે ધારાસભાપ્રવેશ કૉંગ્રેસને માટે અનિવાર્ય વસ્તુ હતી. એનું કારણ એ છે કે નવા શાસનધારામાં એવી જાતની જાપાનીઝ(?) કપટજાળ બિછાવવામાં આવી છે કે કોમ તરીકે મુસ્લિમો હિંદુ વિરુદ્ધ બ્રિટિશરાજની પડખે ઊભા રહે એવી જાતનો પક્ષપાત એમના તરફ કોમી ચુકાદા મારફત બતાવવામાં આવ્યો છે. બીજી તરફ જે પક્ષ સત્તામાં હોય એ પક્ષ બ્રિટિશરાજ વિરોધી પક્ષના ઝટકા સામે બ્રિટિશરાજનું રક્ષણ કરવા ઢાલની ગરજ સારે એવી એમાં વ્યવસ્થા કરવામાં આવી છે. હવે હિંદમાં બ્રિટિશરાજ વિરોધી લડાયક પક્ષ એકલી કૉંગ્રેસ હોવાથી એના વિરોધના ઘા સામે બીજા પક્ષો, જેઓ સામ્રાજ્યની રક્ષણઢાલ થવા તૈયાર હોય એઓ કૉંગ્રેસ સામે ઊભા રહેવાના. એ પક્ષો જો સરકારી સત્તા ધરાવનાર થાય તો સહેજે એઓ કૉંગ્રેસને કચડી નાખવા સરકારી સત્તાનો ઉપયોગ કરવાના. આનો અર્થ એ થાય કે અત્યાર સુધી કૉંગ્રેસનો સામનો કરવાનું બ્રિટિશ સરકારનું જે કામ હતું એ કામ હવે એણે બ્રિટિશરાજપક્ષી હિંદીઓને સોંપી દેવાથી એઓ સીધા કૉંગ્રેસના દુશ્મનો બનવાના! એવા હિંદીઓને રાષ્ટ્રીય ચળવળની તેજી મહાત્માને કચડી નાખવા અટકાવવા અને બ્રિટિશ

રાજને પણ કોંગ્રેસ સામે ઝઘડવામાં મુશ્કેલ પરિસ્થિતિમાં મૂકવા વાસ્તે ધારાસભાપ્રવેશ ને અધિકારગ્રહણ અનિવાર્ય હતાં. જે ચાર પ્રાંતોમાં આજે બીજા પક્ષો અધિકારગ્રસ્ત છે એ પ્રાંતોમાં કોંગ્રેસ પક્ષ સામે એ પક્ષો આજે વત્તાઓછા પ્રમાણમાં ઝૂંબેશ ચલાવી રહ્યા છે. એમાં પણ ખાસ કરીને પંજાબ પ્રાંત જ્યાં એક જ બિનકોંગ્રેસ પક્ષ (સર સિકંદરની યુનિયનિસ્ટ પાર્ટી)ની ધારાસભામાં ચોખ્ખી બહુમતિ છે, ત્યાં આજે કોંગ્રેસ પક્ષને નાબૂદ કરવાની મોટી યોજના અમલમાં મૂકાઈ રહી છે. સંખ્યાબંધ કોંગ્રેસવાદીઓની યુનિયનિસ્ટ સરકાર તરફથી થતી ધરપકડો એ જ બતાવે છે કે ત્યાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માગતા રાષ્ટ્રવાદની પ્રતીક કોંગ્રેસની કેડ ભાંગવાનું બ્રિટિશ સરકારનું કાર્ય પોતાને રાષ્ટ્રવાદી કહેવડાવતા હિંદીઓની જમાત કરી રહી છે. પંજાબની યુનિયનિસ્ટ પાર્ટીના પ્રત્યાઘાતી અગ્રણીઓ બ્રિટિશ સત્તાના રક્ષક એજન્ટો બની બેઠા છે. બીજા ત્રણ બિનમહાસભાવાદી પ્રાંતોમાં કોંગ્રેસ પ્રવૃત્તિનું પંજાબ જેટલું દમન માલમ નથી પડતું એનું કારણ ત્યાં કોઈ પક્ષની ચોખ્ખી બહુમતિ નહિ હોવાનું છે. ઘણા પક્ષોનું મિશ્રણ થઈને ત્યાં પ્રાંતિક પ્રધાનમંડળો રચાયાં હોવાથી રાષ્ટ્રીય પ્રવૃત્તિનું દમન કરવાની બાબતમાં એ પ્રધાનમંડળોમાં અંદર અંદર જ ફાટફૂટ છે.

હવે જો કોંગ્રેસ બહુમતિવાળા પ્રાંતોમાં પણ જો કોંગ્રેસે અધિકારગ્રહણનો રસ્તો સ્વીકાર્યો ન હોત તો અલબત્ત, ધારાસભાઓ ન ચાલત કે ન તો કોઈ પક્ષ લાંબા વખત સુધી પ્રધાનમંડળ રચીને નભાવી શકત. પ્રાંતીય ગવર્નરો ક્યાં તો નવી ચૂંટણી કરાવત કે બધારણને મોકૂફ રાખી નોમિનેશન પદ્ધતિથી નાનાનાના પ્રત્યાઘાતી રાજદ્વારી પક્ષોના અગ્રણીઓમાંથી પ્રધાનો ચૂંટીને સરકારી તંત્ર ચાલુ રાખત. એ સ્થિતિમાં કોંગ્રેસનું સર્વવ્યાપી દમન એ સરકારી સત્તાનો પ્રધાન કાર્યક્રમ હોત. સત્યાગ્રહની લડતમાં કોંગ્રેસને મળેલી શિકસ્ત તાજી જ હોવાથી કોંગ્રેસ અને પ્રજાને માનસિક 'રિકવરી'ની ઘણી જરૂર હતી એ વિના આશા ને ઉત્સાહભરી આગેકૂચ ઘણા વખત માટે અશક્ય હતી. અને બંદીવાન પ્રજાઓની સ્વાતંત્ર્યપ્રવૃત્તિની પ્રક્રિયામાં માનસિક તત્ત્વ બહુ અગત્યનો ભાગ ભજવે છે. અમેરિકન સ્વાતંત્ર્ય યુદ્ધ, ઈટલીનો ગઈ સદીનો મુક્તિ સંગ્રામ, આયરિશ ફ્રીડમ મૂવમેન્ટ, ગાઝી મુસ્તફાની સરદારી હેઠળ ટર્કીની જેહાદ અને હિંદમાં અસહકાર ને ના-કરની લડતોમાં મનોવિજ્ઞાનશાસ્ત્રીઓ બંદીવાન જનસમૂહની એકેએક આગેકૂચ કે પિછેહઠમાં માનસિક સ્થિતિએ ભજવેલા ભાગનું ઘણું મહત્ત્વ જોઈ શકશે. ઉલ્લી ના-કરની લડત શમી ગયા પછી પ્રજાના માનસમાં વ્યાપી ગયેલ શિકસ્ત વૃત્તિ કે પરાજય ભાવના, – હતોત્સાહ, સામુદાયિક બળની ક્ષીણતા ને કોંગ્રેસ સંગઠ્ઠનની છિન્નભિન્નતા જોતાં એમ કહી શકાય કે કોઈ પણ રસ્તે માનસિક હારવૃત્તિની લાગણી જનતામાંથી કાઢયા વિના સામુદાયિક રાષ્ટ્રીય ચળવળ કે રાષ્ટ્રીય સસ્થાની શક્તિનું પુનર્પ્રાગટ્ય અશક્ય હતું. ધારાસભાપ્રવેશ અને અધિકારગ્રહણ પછી આપણે જોઈએ છીએ કે ફરી પાછી જનશક્તિ ઉત્સાહિત થતી જાય છે. આથી ધારાસભાપ્રવેશ કે અધિકારગ્રહણનો માર્ગ સૂચવનાર ગાંધીજી વિશે જરૂર એમ કહી શકાય કે જનમાનસ (Mass Psychology)ના એ મોટા માનસશાસ્ત્રી છે. આથી જ કદાચ લોર્ડ લોધિયને એમને મહાન વ્યવહારુ રાજપુરુષ નહિ કહ્યા હોય?

## વિરોધોની સમતુલા

જનતાની પુનર્જાગૃતિ જરૂર કૉંગ્રેસને માટે ભારે લાભપ્રદ છે. પરંતુ એ સાથે જ નર્યા સામ્રાજ્યવાદ વિરોધમાંથી સામ્રાજ્યસાથ ને સામ્રાજ્ય વિરોધની દ્વિવિધ અને મુશ્કેલ સ્થિતિમાં કૉંગ્રેસ દાખલ થઈ છે. જો પોતે સામ્રાજ્યવાદ વિરોધ છોડી દે તો પક્ષ તરીકે કૉંગ્રેસનું મહત્ત્વ પ્રગતિકારક મધ્યમમાર્ગી પક્ષ જેટલું થઈ જાય. ને એનું પૂર્ણ સ્વરાજનું મિશન વેગળું રહી જાય. જો પોતે નર્યા સામ્રાજ્યવાદ વિરોધને હઠપૂર્વક વળગી રહે તો નવી શાસનસત્તામાં બીજા પક્ષો સત્તા કબજે કરી કૉંગ્રેસને જ છૂંદી નાખે. બીજો રસ્તો આત્મઘાતનો છે, તો પહેલો રસ્તો આત્મદ્રોહનો છે. વિશદ દૃષ્ટિવાળા ને વ્યૂહકુશળ કૉંગ્રેસ રાજપુરુષો આદર્શ અને અસ્તિત્વ બંને જતાં કરી શકે એમ ન હોવાથી એમણે કૉંગ્રેસને માટે નવી નીતિ ઘડી છે, જેમાં સત્તાનાં આસનો પ્રત્યાઘાતી પક્ષોના હાથમાં ન જઈ શકે ને પોતાનો સામ્રાજ્યવાદ વિરોધ અણનમ કે અક્ષત રહે.

## હોદ્દાસ્વીકાર મારફત સામ્રાજ્યવાદવિરોધ શી રીતે જળવાઈ રહે ?

આ નોંધની શરૂમાં મેં જણાવ્યું તેમ કૉંગ્રેસ સત્તાવાળા પ્રાંતોમાં પ્રાંતીક અમલદારશાહી સામે લોકોનો રોષ નાબૂદ થવાથી એમની સામ્રાજ્યવાદ વિરોધી લાગણી અમુક અંશે બૂઠી તો થવાની જ. એનો અર્થ એ થયો કે પ્રજાની લડાયક વૃત્તિ કમી થવાની. હું સમજ્યો છું તે પ્રમાણે હોદ્દાસ્વીકાર વિરોધીઓની આ જ દલીલ હતી. સુધારવાદી નીતિ સક્રિય મહાસભાવાદીઓ અને પ્રજામાં સુધારવાદી માનસ પેદા કરશે. સુધારવાદ ક્રાંતિની તમન્નાની આગ બુઝાવી દેશે.

આ દલીલમાં તથ્ય ઘણું છે. છતાં મેં ઉપર જણાવ્યું તેમ, પોતાના અસ્તિત્વને જારી રાખવા કે મજબૂત કરવા માટે હાલની સ્થિતિમાં મહાસભાને માટે હોદ્દાસ્વીકાર વિના બીજો ઈલાજ નહોતો એમ મને લાગે છે. હવે સવાલ એ છે કે હોદ્દાસ્વીકાર થયા છતાં પણ સામ્રાજ્યવાદ વિરોધી માનસની ઉગ્રતા ઠંડી તો ન જ પડે પણ શી રીતે વધારી શકાય ? કોઈ પણ રીતે કૉંગ્રેસે પોતાની લડાયક વૃત્તિ અને પ્રજામાં બ્રિટિશરાજ વિરોધી ઉગ્રતા વધે એ રસ્તો કાઢવો જ રહ્યો,—જો એને પોતાના મૂળ મિશનને વફાદાર રહી પોતાની ઐતિહાસિક અગત્યતા સિદ્ધ કરવી હશે તો.

બાકી, રાષ્ટ્રવાદ એ તો આજનું મહાસમર્થ યુગબળ છે. એ એક અનિવાર્ય ઐતિહાસિક ઘટના છે. જગતની યંત્રવાદજનિત સામાજિક વ્યવસ્થામાંથી એનો ઊગમ થયો છે. એ રાષ્ટ્રવાદ સ્વતંત્ર પ્રજાઓમાં ને ગુલામ પ્રજાઓમાં પણ સરખો જ બળવાન થતો જાય છે. સ્વતંત્ર પ્રજાઓના રાષ્ટ્રવાદનું ગમન સામ્રાજ્યવાદ ને ફાસિઝમ તરફ થઈ રહ્યું છે; જ્યારે ગુલામ પ્રજાના રાષ્ટ્રવાદનું સ્વરૂપ સામ્રાજ્યવાદ વિરોધી છે. હિંદમાં બીજા પ્રકારનો રાષ્ટ્રવાદ યુગબળ છે. રાષ્ટ્રીય મહાસભા એનું પ્રચંડ મૂર્ત સ્વરૂપ છે. હોદ્દાસ્વીકારથી એ સ્થિતિમાં ફરક ન પડે એની સાવચેની જેટલા વધારે પ્રમાણમાં કૉંગ્રેસ લે એટલું વધારે સારું.

તા. ૬-૧૦-૩૭

# કેડી

સુંદરજી ગો. બેટાઈ

જોતાં જોતાં અમને કેડી રે લાધી
વંકાતી જાય આઘી આઘી રે,
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી;
જીવનની ખીણમાં ઝંખાતી રે
એવી એવી અમને કેડી રે લાધી.

વચ્ચે વચ્ચે રે શીળા બાંધ્યા વિસામા
પંથીના થાક પરમાણી રે;
એવી એવી અમને કેડી રે લાધી.

પરબું બેસાડી કોણે મારગના વાંકમાં
તરસ્યાંની આરત જાણી રે?
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.

માંડ્યાં સદાવ્રત કૈંક મહાવ્રતિયે,
આતમને આજ ઊજાણી રે;
એવી એવી અમને કેડી રે લાધી.

પૂરવ-પ્રવાસી કેરી પ્રગટ પનોતી
ભાવિને રહેતી ઉજાસી રે;
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.

કોણ જોગી ને વળી કોણ રે સંસારી?
સહુ કોઈ મારગ-પ્રવાસી રે;
જાગી જાગીને કોઈ ભાગે છે હંસલા,
સૂતા છે કૈંક અભાગી રે;
એવી એવી અમને કેડી રે લાધી.
જીવનની જ્યોતિયે ઝંખાતી રે;
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.

# આપણે ત્રણેય

ગુલાબદાસ બ્રોકર

રમેશના દરેક દરેક પત્રમાં ઉષા વિષે કંઈ ને કંઈ ઉલ્લેખ તો હોય જ. અને એ ઉલ્લેખ પરથી ઉષા પ્રત્યેની રમેશની મમતા રસિક જોઈ શકતો. રમેશ જેવા રસિક, મોજીલા માણસનું આટલું આટલું મન મેળવનારી ઉષા કેવી હશે તે જાણવાની દરેક પત્ર વાંચતાં રસિકને ઉત્કટ ઇચ્છા થઈ આવતી. અને હવે તો થોડા વખતમાં જ એ ઇચ્છા પાર પણ પડવાની એ જાતે એને સંતોષ રહેતો.

રમેશ અને રસિકની મૈત્રી વિષે તેમના ગામમાં કોઈક જ નહિ જાણતું હોય. વર્ષો થયાં એ મૈત્રીનો પ્રવાહ અનંત, અખંડિત વહ્યા કરતો હતો. હમણાં બે વર્ષથી રમેશ બનારસ વિદ્યાપીઠમાં ભણવા ગયો હતો અને અમુક કારણોને અંગે રસિકને મુંબઈમાં જ ભણવા રહેવું પડ્યું હતું. બન્ને એકબીજાને નિયમિત પત્રો લખતા અને અવનવા અનુભવોનું વર્ણન કરતા. રસિક રમેશના પત્રોમાંથી છેલ્લા વર્ષેક દિવસથી ગાઢ થયેલી ઉષા સાથેની તેની મૈત્રીનો અનુભવ આનંદિત હૃદયે વાંચી જતો.

એ પત્રોમાંથી ઉષાની અમુક પ્રકારની મૂર્તિ રસિકના હૃદયમાં ઘડાઈ હતી. કોઈ કોઈ વાર રમેશ ઉષા સાથે થયેલી ચર્ચાની વાતો લખતો તે ઉપરથી રસિકને ઉષાના જ્ઞાન સંબંધી તો ખૂબ જ માન પેદા થયું હતું. માઈલો સુધી ચાલવા છતાં ન થાકનાર, પોપલી કવિતાની જ નહિ પણ રાજ્યપ્રકરણ અને અર્થકારણની ઊંડી ગૂંચો વિષે વિવિધ પ્રકારની ચર્ચા કરનાર, રમેશના વર્ણન પ્રમાણે તેજસ્વી લાગતી આ છોકરીને જોવા, જાણવા, અને રમેશ સાથે તેની મૈત્રીનો આનંદ માણવા તેનું મન વારેવારે તલપાપડ થતું હતું.

અને એ પ્રસંગ આવવાને હવે તો થોડી જ વાર રહી હતી. આ રજાઓ પૂરી થયા પછી વધુ અભ્યાસ રમેશની સાથે બનારસમાં જ કરવાની છૂટ તે મેળવી શક્યો હતો. હવે તો હરહંમેશ રમેશની સાથે જ રહેવાશે અને ઉષાને પણ મળવાનું થશે એ વિચારે તેનો હર્ષ માતો ન હતો. રમેશને પણ રસિકના આગમનના સમાચારથી અત્યંત આનંદ થયો હતો. તેણે પત્રમાં બની શકે તેટલો આનંદ વ્યક્ત પણ કર્યો હતો. "ઉષા પણ કેવી ખુશી થશે ! તારે માટે તો એ કૈંનું કૈં ધારે છે" તેણે રસિકને લખ્યું હતું.

* * *

અંતે બન્ને મિત્રો બનારસમાં મળ્યા ત્યારે પહેલે જ દિવસે રમેશે રસિક સાથે ઉષાની ઓળખાણ કરાવી. ઉષાને જોઈ રસિક તો આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. તેણે ઉષાને કલ્પી હતી તેના કરતાંય તે વધારે તેજસ્વી, વધારે છટાદાર, વધારે સુંદર લાગતી હતી. જાણે સૂર્યદેવે વ્યોમની ઉષાને જ પૃથ્વી ઉપર રમવા ન મોકલી હોય! તેનું ગોરું તેજસ્વી વદન તેની

આંખોના ઝળકાટથી ઓર ચમકતું. તેની પાતળી છતાં ભરાવદાર દેહલતા તેને અત્યંત ગૌરવ અર્પતી. એક પ્રકારની મોહકતા તેના ચહેરા ઉપર સદૈવ રમતી રહેતી હોય તેવું લાગતું. તેની વાત કરવાની શૈલી પણ મોહક હતી. રસિકને વિષે રમેશદ્વારા તેણે ખૂબખૂબ જાણ્યું હતું. તેમની પહેલી મુલાકાત એને અંગે ગૂંચવાડા ભરેલી ન બની. રમેશ ઉષાનાં જે વખાણ કરતો હતો તે ખોટાં ન હતાં તેમ રસિકને લાગ્યું.

ધીમે ધીમે રસિકનો પણ ઉષા સાથેનો પરિચય વધતો ગયો. બે મટી તે ત્રણ મિત્રો થયાં. અને રસિક રમેશની મૈત્રીનું જે નિર્મળ વહેણ અનત, અખંડિત વહ્યા કરતું હતું તે તો તેમ જ વહ્યા કર્યું. ઉષાની મૈત્રી રૂપી ત્રીજો પ્રવાહ પણ તેમાં આવી પરમ શાંતિથી મળી ગયો.

રમેશ અને ઉષા રસિકથી આગળના વર્ગમાં હતાં. તેમની બન્નેની મૈત્રી પણ કૉલેજમાં-થી જ થઈ હતી. રમેશનો હસમુખો ચહેરો અને રમતિયાળ સ્વભાવ ગમે તેને આકર્ષે તેવા હતા. વળી ટેનિસ તો તે ખૂબ સારું રમતો અને વિદ્યાર્થી તરીકે પણ સારો હતો. ધીમે ધીમે પરિચય પડતાં પડતાં ઉષાની અને તેની મૈત્રી વધતી વધતી આટલી ગાઢ બની હતી

રમેશની ઉષા પ્રત્યેની મમતા રસિક તેના પત્રોમાં જોઈ શક્યો હતો તેથી પણ અહીં તેને તે વિશેષ જોવા મળી. ઉષાના બોલેબોલ જાણે પી જવા માગતો નહોય તેવી રીતે ઉષા બોલતી ત્યારે તે તેની સામે જોઈ રહેતો. ઉષા અને રસિક કોઈ વાર દલીલે ચડી જાય ત્યારે તે અચૂક ઉષાનો પક્ષ ખેંચતો. ચર્ચામાં કે બીજા કશામાં પણ ઉષાનો વિજય થતાં તે હર્ષથી પ્રફુલ્લિત થઈ જતો. આ મૈત્રી રમેશ પૂરતી તો પ્રણયમાં ફેરવાતી જતી હતી તેમ રસિક જોઈ શક્યો.

અને તેમ થતું હોય તોયે તેમાં કશું વાંધો લેવા યોગ્ય તેને લાગ્યું નહિ. ઉષા જેવી સ્ત્રી તો જેનાં સદ્‌ભાગ્ય હોય તેને જ મળે. વળી રમેશ ઉષાની આટલી આટલી દરકાર કરતો તો ઉષા પણ કૈં તેના પ્રત્યે બેદરકાર નહોતી. રમેશને જરા પણ માઠું ન લાગી જાય, તેનું દિલ ન દુભાય, તે બધાનું તે બરાબર ધ્યાન રાખતી. અને જ્યારે તે બન્ને વાતોએ ચડ્યાં હોય ત્યારે તેમની આંખોમાં જે પ્રફુલ્લતા આવતી તે રસિક સહર્ષ જોઈ રહેતો.

એમ ને એમ અખૂટ આનંદમાં એ ત્રણ મિત્રોના દિવસો પસાર થતા જતા હતા. રસિક પણ હવે કૉલેજમાં ઠીકઠીક જાણીતો થયો હતો. રમેશ અને રસિકની મૈત્રી અહીં પણ પ્રસિદ્ધ થઈ હતી. ઉષાની મૈત્રી ઇચ્છતા પણ નહિ મેળવી શકતા વિદ્યાર્થીઓ એ ત્રણ જણની ઘાલમેલમાંથી કૈં વિપરીત પરિણામ જરૂર આવશે એમ માનવા લાગે એટલો ઉષા સાથેનો તેનો પરિચય પણ વધી ગયો હતો.

ઉષાની સાથે વાતો કરવી રસિકને બહુ ગમતી. આવી ફૂલ જેવી સુકોમળ સ્ત્રી જગત-ક્રાન્તિની વાતો કરતી ત્યારે તેની આંખોમાં જે જોમ આવતું તે ખૂબ જ પ્રેરણાદાયી તેને લાગતું. જ્યારે કોઈ કોઈ વાર પોતે તેની ક્રાન્તિની અને એવી એવી વાતોની મશ્કરી કરે ત્યારે અત્યંત મક્કમતાપૂર્વક ટેબલ ઉપર મૂઠ્ઠી પછાડી, "We will change the face of the world" એમ તે કહે ત્યારે તેની ઝીણી થયેલી આંખો અને લાલચોળ બનેલા કપોલ તેને અજબ સૌંદર્ય અર્પતા. રમેશની નજર ત્યારે એ મુખ ઉપર જ જડાઈ ગઈ હોય તે રસિકથી છાનું નહોતું રહેતું.

હમણાં હમણાં થોડા દિવસથી રમેશ પોતાને કંઈક કહેવા માગે છે પણ વાત ઉચ્ચારતો નથી તેમ રસિકને લાગ્યા કરતું. ઉષાની સાથેના વર્તનમાં પણ રમેશ જરા ઓઝપાતો, અચકાતો હતો તે પણ રસિકના ખ્યાલ બહાર નહોતું રહ્યું. રમેશની આ દશાનું કારણ ઉષા માટેનો તેનો પ્રણય ઉચ્ચારણ માગતો હતો તેમ તે કલ્પી શક્યો, પણ કશું બોલ્યો નહિ. અંતે એક દિવસ તે અને રમેશ આડીઅવળી અનેક વાતો કરતા હતા ત્યાં ઓચિંતાં જ રમેશ બોલી ઊઠ્યો:

"રસિક, મારે તને એક વાત કહેવી છે."

"શી?" રસિકે આતુરતાથી પૂછ્યું.

બેચાર મિનિટ રમેશ મૂંગો બેસી રહ્યો. અત્યંત આતુરતાપૂર્વક રસિક તેની સામે જોઈ રહ્યો. અંતે રમેશે ધીમા સ્વરે કહ્યું:

"મને લાગે છે કે હું ઉષાને પરણી જઈશ."

"પણ......પણ ઉષા કબૂલ થશે?" રસિકે થોડી વાર રહીને પૂછ્યું.

"તું જોતો નથી—જોઈ શકતો નથી—મને તે કેટલી ચહાય છે તે! એ પ્રશ્ન તો રહેતો જ નથી." એ પ્રશ્નથી જ જાણે દુઃખ થયું હોય તેવા અવાજે રમેશે કહ્યું.

જો એમ થાય તો એના જેવું ઉત્તમ બીજું કશું નહોતું. ઉષા જેવી સ્ત્રી પત્ની તરીકે મળે એનાથી બીજું કયું વધારે મોટું સદ્ભાગ્ય હોય? અને ઉષાને પણ રમેશ જેવો બીજો કયો પતિ મળવાનો હતો? વગેરે અનેક વાતોથી રસિકે આ વાત સાંભળી પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યો. ઉષાની સાથે જ આ વાત કરી જેમ બને તેમ જલદી નક્કી કરી લેવા તેણે રમેશને સૂચના પણ આપી.

"શુભસ્ય શીઘ્રમ્. આવી વાતોમાં ઢીલ કરવી સારી નહિ." તેણે અંતે કહ્યું.

આનંદથી ભર્યાં હૃદયે બન્ને મિત્રો તે રાત્રે છૂટા પડયા.

* * *

એ વાતને પણ અમુક સમય વીતી ગયો. આજ કહીશ, કાલે કહીશ, ઉતાવળ શી છે, વગેરે વિચારો કરતો રમેશ ઉષાને હજી સુધી પોતાના પ્રણયની કે એ પ્રણયને લગ્નમાં મૂર્ત સ્વરૂપ આપવાની વાત નહોતો કરી શક્યો. તેને ખાતરી જ હતી કે ઉષા તે વાત સત્કારવાની જ. ઉષાનાં માતાપિતા પણ એકદમ અર્વાચીન વિચારનાં હતાં, અને પુત્રીની ઇચ્છાને નકારે એમ નહોતાં જ. અને નકારે તોયે ઉષા ક્યાં એમ હારી જાય તેવી હતી! તે તો પોતાનું ધાર્યું જ કરવાની એ વિષે રમેશને ખાતરી હતી એટલે તે નિશ્ચિત હતો. રસિક તેને કોઈ કોઈ વાર ઉષા સાથે મળી એ વાત નક્કી કરી લેવાની યાદી આપતો પણ રમેશ ઉતાવળની બિનઉપયોગિતા બતાવી એ વાતને પાછી ઠેલતો. ઉષાને અને રમેશને એકબીજા સાથે એકાંતમાં વાત કરવાની તક મળે એટલા ખાતર રસિક કે ને કે બહાને ઘણી વાર એકલો પડી જતો, પણ રમેશ એ વાત ઉચ્ચારતો જ નહિ.

દરમિયાન રસિકની ઉષા સાથેની મૈત્રી પણ ગાઢ બની હતી. રસિક હોંશિયાર વિદ્યાર્થી હતો. જગતના વહેતા પ્રવાહોનો તે બારીકાઈથી અભ્યાસ કરતો અને પોતાનાં અનુમાનો બાંધતો. રમેશની સરખામણીમાં જરા પાતળો લાગવા છતાં તે તંદુરસ્ત નહોતો તેમ નહોતું. મંદ સ્મિત કરતો કરતો ચર્ચામાં ભાગ લેવા જ્યારે તે કૉલેજના ચર્ચામંડળના ટેબલ પાસે

જતો ત્યારે બધી આંખો તેના તરફ ખેંચાઈ રહેતી. અને અસ્ખલિત વહેતો તેનો વાણીનો પ્રવાહ વિરોધીને પણ એકવાર પોતાના પક્ષના સત્ય વિષે શંકા ઉપજાવતો.

કોણ જાણે કેમ પણ રસિકને લાગ્યા કરતું હતું કે રમેશ ઉષા સાથે આ બાબત કંઈ જલદી નક્કી કરી નાખે તો સારું. તેણે રમેશને વારંવાર એ બાબત કહ્યું પણ હતું પણ એ તો કંઈ દાદ નહોતો દેતો. વિચાર કરીને તેણે અંતે નક્કી કર્યું કે રમેશ ન બોલે તો કાંઈ નહિ પોતે જ ઉષાને કાને એ વાત નાખવી.

રમેશ ઘણીવાર ટેનિસ રમવામાં કે એવા કશામાં ગૂંથાયો હોય ત્યારે રસિક અને ઉષા બન્ને સાથે ફરવા જતા. ત્યારે તે લોકો જાતજાતની વાત કરતાં. ઉષાની વાતો કરવાની ધગશ ઘણી વાર રસિકને રમૂજ ઉપજાવતી, અને તે હસતે ચહેરે તેની સામું જોઈ રહેતો. એવે વખતે કોઈ કોઈ વાર બે ચાર પળ માટે જ ઉષા તેની સામે જે રીતે જોઈ રહેતી તે રીતથી રસિકને વિસ્મય પેદા થતો, ભય લાગતો. એ નજરનો અર્થ તે નહોતો સમજી શકતો.

આજે પણ રમેશ આવી શકે તેમ નહોતો. વાતોમાં ને વાતોમાં રસિક તથા ઉષા ખૂબ લાંબે સુધી ચાલી ગયાં હતાં. આજે ઉષા ખૂબ વાતે ચડી હતી. રશિયન ક્રાન્તિ અને ફ્રેંચ ક્રાન્તિ, ગાંધી અને નહેરુ, સત્યાગ્રહ અને અહિંસા, એવા અનેક વિષયો તે ડહોળી રહી હતી. રસિકની રમૂજવૃત્તિ ઉત્તેજિત થઈ આવી અને એ રીતે પોતે નિશ્ચય કર્યો હતો તે વાત પણ થઈ શકશે તેમ તેને લાગ્યું.

ઉષા તો પોતાના આવેશમાં અને મતવ્યના વેગમાં તણાઈ જઈ બોલતી જતી હતી. ત્યાં ઓચિંતા જ હસતાં હસતાં રસિકે કહ્યું:

"એ બધુ તો ઠીક છે, ઉષા, પણ મારી તો સલાહ છે કે કોઈ સારા માણસને શોધી આ બધી વાતો છોડી તારે પરણી જવુ જોઈએ."

ઉષા પળવાર તો વાતના આ નવીન દિશાના વહનથી ક્ષુબ્ધ બની ગઈ, શાંત બની ગઈ. પછી જે દૃષ્ટિ રસિકને વિસ્મય ઉપજાવતી, ભય પમાડતી, તે દૃષ્ટિથી થોડી પળો સુધી તે રસિકની સામે જોઈ રહી. રસિકને એ નજરનો આ વખતે તો ખરેખરો ભય લાગ્યો. અંતે તેના તરફથી પોતાની નજર ખેંચી લઈ તે બોલ્યો:

"મારી સામે એમ જોયે શું રાખે છે? હું સાચું કહું છું."

"કહ્યું સાચું તેં! અને એવો કોઈ માણસ મળી જવો જોઈએ ના! અને મળી જાય તો—" ફરી પાછા આ બોલતાં ઉષાની દૃષ્ટિમાં જે ભાવથી રસિક ભય પામતો એ ભાવો ઉભરાયા. રસિકની સામે જ નજર સ્થિર રાખી તેણે વાક્ય પૂરું કર્યું: "તેની ઇચ્છા દેખાવી જોઈએ ના?"

એના બોલવાનો અને એની દૃષ્ટિનો કશો અર્થ રસિક ન સમજી શક્યો. તે પોતા સામે જે રીતે જોતી હતી તેનો અર્થ શો! અને આટલું આટલું સાથે હરીફરી છતાં રમેશની તેને મેળવવાની ઇચ્છાની તેને ખબર નહિ પડી હોય? રસિકે તો આજે એ વાત સ્પષ્ટ કરી નાખવાનો નિશ્ચય કર્યો.

"તને એવો માણસ ન જડતો હોય તો હું શોધી આપું," તેણે હસતાં હસતાં કહ્યું. "અને 'શ્રીયા દુરાપ: કથમીપ્સિતો ભવેત્?' તારી જ જો ઇચ્છા હશે તો કોણ તને ના પાડી શકે એમ છે?"

"ખરેખર? હું જેને પતિ તરીકે ઈચ્છું એ મને ના ન પાડે એમ તું ધારે છે, રસિક?" ઉષાએ ઉત્કંઠાથી પૂછ્યું.

"હું તો કોઈ એવો અભાગી કલ્પી શકતો નથી" રસિકે કહ્યું. ફરી પાછી તેની નજર ઉષાની આંખો સામે પડતાં તેણે પેલા વિકળ ભાવો તેમાં ઉભરાતા જોયા. તે આંખોમાં અત્યારે પ્રફુલ્લતા વ્યાપી હતી, અને રસિકને વિસ્મય અને ભય પમાડતું બળ અત્યંત વધી ગયું હતું.

વાત આડી ફંટાઈ હતી તેમ રસિકને લાગ્યું. તેણે હવે ઝાઝી ચર્ચામાં ઊતર્યા સિવાય સીધેસીધા મુદ્દા ઉપર આવવું વધારે પસંદ કર્યું. તેણે કહ્યું:

"અને ઉષા, તારે ક્યાં પતિ શોધવા લાંબે જવું પડે એમ છે?"

"હું પણ એ જ વિચાર કરતી હતી" ઉષાએ કહ્યું.

"એમ કે? ત્યારે તો ખૂબ જ સરસ. અને રમેશને તારા ઉપર કેટલો પ્રેમ છે એ હું ક્યાં નથી જાણતો? તમારી બન્નેની જોડી તો ભલભલાને ઈર્ષા પમાડે એવી થાય હોં!"

હર્ષભર્યા નયને તેણે ઉષા સામે જોયું. જાણે મૂઢ બની ગઈ હોય, કશું સમજી ન શકી હોય તેવી રીતે ઉષા તેની સામું જોઈ રહી. શું રસિક પોતાની મજાક કરતો હતો? આવી બાબતમાં મશ્કરીને સ્થાન હોય ખરું? અને રમેશનો તો તેણે કોઈ દિવસ પતિ તરીકે ખ્યાલ પણ નહોતો કર્યો. એ દૃષ્ટિએ તેણે પોતાની મૈત્રીને કદાપિ જોઈ નહોતી. તેની આંખો નીચી ઢળી ગઈ. કશું બોલ્યા વિના તે આગળ ચાલવા લાગી.

રસિક આ ઓચિંતા ફેરફારનું રહસ્ય ન સમજી શક્યો. હજી હમણાં જ તો તે કહેતી હતી કે પોતે પણ એ જ વિચાર કરતી હતી અને ઘડીક વારમાં શું થયું? થોડી વાર તો તે પણ મૂંગોમૂંગો ઉષા સાથે ચાલવા લાગ્યો. પણ અંતે તેનાથી ન રહેવાયું. તેણે પૂછી જોયું:

"કેમ ઉષા, આમ મૂંગી કેમ થઈ ગઈ?"

"ના, કંઈ નહિ." ઉષા માત્ર એટલું જ બોલી.

ફરી પાછાં તેમનાં પગલાં જ નીરવ શાંતિનો ભંગ કરી રહ્યાં.

ઉષાની શાંતિ રસિકને મૂંઝવી રહી. તેણે ફરી પાછો પ્રશ્ન કર્યો:

"શું થયું ઉષા? મને નહિ કહે?"

"તને શું કહું? કંઈ સમજતો જ નથી ને!"

ઉષા શું કહેવા માગતી હતી તે કંઈ સમજાતું નહોતું. મૌન તેને માટે અસહ્ય બનતું હતું. ઉષા ન બોલે તો કાંઈ નહિ પણ પોતે તો વાતો કર્યે જ રાખવી એમ તેને ઠીક લાગ્યું. તેણે રમેશ વિષે જાતજાતની વાતો કરવા માંડી. રમેશ ઉષાને કેટલી ચહાતો હતો, તેને માટે એને કેટલી ઝંખના હતી, તેની મૈત્રીની એને મન કેટલી કિંમત હતી, વગેરે બધું તેણે ખૂબ જ વિગતે કહેવા માંડ્યું. અને જો ખરું પૂછો તો રમેશ જેવો જીવનસાથી ઉષાને કે કોઈ પણ સ્ત્રીને મળે એ કંઈ એનું ઓછું સદ્ભાગ્ય ન કહેવાય. એ કેવો સરસ હતો, કેવો બુદ્ધિશાળી હતો, કેવો તંદુરસ્ત હતો! કેટકેટલી છોકરીઓ તેના તરફ આકર્ષાતી!

ઉષા શાંતિથી બધું સાંભળી રહી. તેના તરફથી એક શબ્દનું પણ પ્રોત્સાહન ન મળવાથી રસિક ક્ષોભ પામતો જતો હતો; છતાં તે બોલ્યે તો રાખતો જ હતો. ઉષાને અને રમેશને લગ્નથી જોડાયેલાં જોતાં પોતાને પણ કેટલો આનંદ થાય!

"પણ તું સમજતો જ નથી," અંતે ઉષા બોલી ઊઠી "રમેશનો મેં એ દૃષ્ટિથી કોઈ દિવસ વિચાર જ કર્યો નથી તેને તો મેં મિત્ર તરીકે જ જોયો છે, કલ્પ્યો છે એવી વાત નહિ કરતો "

આ સાંભળી રસિકને અત્યંત આશ્ચર્ય થયું રમેશને જરાય માઠું ન લાગી જાય, તે જરા પણ ન દુભાય, તેની આટઆટલી ચીવટ રાખનારી તેની સાથે વાતો કરતાં આટલી પ્રફુલ્લિત થનારી ઉષામાં એ પ્રફુલ્લતા પ્રણયની નહોતી ?

"પણ તું તો એનું કેટલું ધ્યાન રાખે છે? તેને જરાપણ માઠું ન લાગે એની કેટલી કાળજી રાખે છે? એ બધાનો અર્થ શો?" રસિકે પૂછ્યું

"તે તો તું પણ ક્યાં નથી રાખતો? મિત્ર તો મિત્રનું ધ્યાન રાખે જ ના? પણ લગ્ન? એ દૃષ્ટિથી મેં રમેશ વિષે વિચાર જ નથી કર્યો' ઉષાએ કહ્યું

"એ વસ્તુ જ અસંભવિત છે' પળવાર પછી ઉષાએ મક્કમતાથી કહ્યું

બન્ને પાછાં મૂગાં મૂગાં ચાલવા લાગ્યાં રસિક ઉષાના ચહેરા સામે વારંવાર જોઈ લેતો હતો તેના હૃદયમાં જબરજસ્ત ગડમથલ ચાલતી હોય તેમ લાગતું હતું અમુક સમય એમ ને એમ ગયા પછી ઉષા જાણે કશાક નિશ્ચય પર આવી હોય તેવી રીતે રસિક સામે જોઈ ચાલતાં અટકી જઈ તેણે કહ્યું

"મને લાગે છે કે જો હું પરણવા ઇચ્છું તો એક જ માણસને પરણું બીજા કોઈને નહિ "

રસિકને કુતૂહલ થયું રમેશને એ પરણવા ઇચ્છતી નહોતી બીજા કોઈની સાથે એને એવી ગાઢ મૈત્રી હોય જેનો લગ્નમાં પરિણમવાનો સંભવ બને તેવી કોઈ મૈત્રીનો પોતાને ખ્યાલ નહોતો સ્વાભાવિક જિજ્ઞાસાથી તેણે પૂછી દીધું

"કોને ?"

ઉષાએ પેલી વેધક દૃષ્ટિ તેના મુખ પર ઠેરવી હમેશ કરતાં કંઈ વધુ ભાવો આજે તેમાં ભર્યા હોય તેવું રસિકને લાગ્યું ધીમેધીમે, અત્યંત મૃદુતાપૂર્વક છતાં અત્યંત સ્પષ્ટતાથી તે બોલી

'તને!"

રસિકને માથે વીજળી પડી હોય તેમ તેને લાગ્યું જાણે જમીનમાં સીધો ને સીધો જડાઈ ગયો હોય તેવી રીતે તે ઊભો હતો ત્યાં જ થંભી ગયો બાઘા જેમ તે ઉષાની સામે થોડી વાર સુધી જોઈ રહ્યો ઉષા પણ તેના દેખાવના આ પરિવર્તનથી દિઙ્મૂઢ બની ગઈ. જાણે કશી ભયંકર વસ્તુ બની ગઈ હોય તેવો ભાવ ધીમે ધીમે રસિકના મુખ ઉપર આવ્યો. કશું બોલ્યા વિના તે આગળ ચાલ્યો ઉષા પણ ચાલી શું બોલવું તેની ઉષાને સૂઝ પડી નહિ. આવો ભયંકર આઘાત રસિકને શાથી થયો હશે તે પણ તે સમજી શકી નહિ

"એ વસ્તુ અસંભવિત છે, ઉષા!" છૂટા પડતી વખતે તે માત્ર એટલું જ બોલ્યો

* * *

આ વસ્તુના આવા પરિવર્તનથી રસિકના હૃદયમાં મહામંથનો આવ્યાં જે સ્થિતિ તેણે કલ્પી નહોતી, ઇચ્છી નહોતી, અરે જેનો ખ્યાલ સરખો પણ નહોતો કર્યો, તે સ્થિતિ

તેની સામે આવીને ઊભી રહેતાં તે ખૂબ જ મૂંઝાયો. આનો ઉપાય શો? પોતાનો પરમ મિત્ર, જેને પોતે સગાભાઈથી પણ વધારે પ્રેમથી ચ્હાયો હતો, તેના માર્ગમાં પોતે જ આમ અંતરાય રૂપ થઈ પડે એ વસ્તુસ્થિતિ અસહ્ય હતી. વળી જ્યારે એને ખબર પડે કે જેને તે પોતાની જ માની બેઠો હતો તે સ્ત્રી પોતાને નકારી રસિકને પરણવા ઇચ્છે છે ત્યારે તેને કેટલું ભયંકર દુઃખ થાય, કેટલો સખત આઘાત લાગે? અને ઉષાનો તો પોતે એક મિત્ર સિવાય બીજી કોઈ પણ દષ્ટિથી વિચાર કર્યો હોય તો તે રમેશની પત્ની તરીકે જ. આવું બનશે એમ પોતે ધાર્યું હોત તો રમેશના જીવનમાં આ મોટો ઉત્કાપાત કરવા અહીં આવત જ શા સારું? અને ગમે એટલો વિચાર કરવા છતાં રમેશ જેવા સર્વ દિશામાં પ્રગતિ કરી રહેલા માણસને છોડીને પોતા જેવા માત્ર વાતોડિયા અને ઊંધું માથું ઘાલી વાંચનારા જ માણસને ઉષાએ કેમ પસંદ કર્યો હશે તે પણ તે ન સમજી શકયો. આ કોકડાનો ઉકેલ કેમ કરવો તે તેને કોઈ રીતે સૂઝયું નહિ. અંતે તેણે નક્કી કર્યું કે ગમે તેમ થાય તો પણ રમેશથી આ બાબતમાં પડદો રાખવો નહિ અને ખુલ્લા દિલથી જે બન્યું હતું તે બધું પોતે રમેશને કહી દેવું.

* * *

તે દિવસથી રસિકનું વર્તન જ બદલાઈ ગયું. તે ગમે તેટલું કરે તોયે ઉષાની હાજરીમાં તે પહેલાં જેટલો નિખાલસ નહોતો થઈ શકતો. કૈંક ગૂંચવણ, કૈંક ગભરામણ તેને થતી હોય તેમ લાગતું. રમેશને રસિકના વર્તનનો ફેરફાર નહોતો સમજાતો. ઘણીવાર તે તેનું કારણ તેને પૂછી જોતો. પોતાના નિશ્ચય પ્રમાણે રમેશને બધી વાત જણાવી દેવાનો રસિક ખૂબ જ યત્ન કરતો છતાં વાત તેના મોંમાંથી તે ઉચ્ચારી શકતો જ નહિ.

કોઈ કોઈ વાર એથી મૂંઝાઈ રમેશ ઉષાને પૂછી જોતો:

"ઉષા, રસિકને આ ઓચિંતું શું થઈ ગયું છે તે મને નથી સમજાતું. તું કૈં સમજી શકે છે?"

ઉષા રસિક સામે જોતી. રસિક માથું ઢાળી દેતો. ઉષા માત્ર ખભા હલાવી કંઈ ન સમજાયાનું સૂચન કરતી.

પણ આમ ને આમ દિવસો વહ્યા જાય એ રસિકને ઠીક નહોતું લાગતું. રમેશ પણ દિનપ્રતિદિન વધારે ને વધારે અધીરો બનતો જતો હતો. અંતે રસિકે એક દિવસ બધી હિંમત એકઠી કરી જે બની હતી તે બધી વાત રમેશને કહી દીધી. વસ્તુના આવા અણધાર્યા, અકલ્પ્ય, અનિશ્ચિત પરિવર્તનથી પોતાને કેટલું દુઃખ થયું હતું તે પણ કહ્યું.

રમેશ મૂંગોમૂંગો બધું સાંભળી રહ્યો. એક શબ્દ પણ તે બોલ્યો નહિ. વાત પૂરી થયા પછી જાણે કે પ્રશ્ન પૂછયો હોય અને તેના જવાબની આશા રાખતો હોય તેવી દૃષ્ટિથી રસિકે તેની સામે જોયું. પણ એ આંખો જાણે નિશ્ચલ બની ગઈ હોય, જાણે ભાવશૂન્ય થઈ ગઈ હોય તેમ રસિકને લાગ્યું. ફરી પાછો તે પોતાના દુઃખની અને પોતાની શરમની, પોતાના પરમમિત્રના માર્ગમાં પોતે જ કંટક બન્યો હોય એ ભાનના ત્રાસની વાતો કરવા માંડચો. પણ રમેશ તો મૂંગો જ રહ્યો.

એક ઊંડો નિઃશ્વાસ નાખી તે રસિકથી છૂટો પડચો.

* * *

રમેશને ખૂબ ખૂબ વિચારો આવ્યા. જે વિશે પોતાને કશી શંકા નહોતી, કશો ભય નહોતો, એવું કૈંક બની ગયું હતું. તેના જીવનના વાદ્યતંત્રના તારો જાણે કે કોઈએ એકદમ એકી સાથે ખેંચી તોડી નાખ્યા હોય તેમ તેને લાગ્યું. આટઆટલી ગાઢ મૈત્રી પછી પણ પોતે ઉષાને ઓળખી નહોતો શક્યો? અને રસિકને પણ ન જ ઓળખ્યો ના? ગમે તેટલો વિચાર કરે. ગમે તેટલો રસિકને દોષમુક્ત કલ્પવાનો પોતે પ્રયત્ન કરે છતાં એક વિચાર તો રમેશના મગજમાંથી ખસતો જ નહોતો. રસિક સત્યમયતાથી વાત કરવા આવ્યો એ પોતાનું કામ કાઢવા અને ભલો ભલો દેખાઈ પોતાના હાથમાંથી ઉષાને ખેંચી જવા માટે જ, તેમ તો તેને ગમે તેટલા એ વિચાર ઉપર ન આવવાના પ્રયત્ન કર્યા છતાં લાગતું હતું જ. અને પોતે તેને પરમમિત્ર ગણી હૃદયની વાત કહી તેનું આ પરિણામ આવ્યું!

રમેશની કલ્પના પ્રબળ બની. રસિક અને ઉષા વચ્ચે અનેક પ્રસંગોની તે કલ્પના કરી રહ્યો. પોતે જ્યારે અમુક કામમાં ગુંથાયેલો હોઈ એ બન્ને એકલા જતા હશે ત્યારે કેવી કેવી વાતો કરતાં હશે, કેવી કેવી ચેષ્ટાઓ કરતાં હશે? અને પોતે જ વગર કારણે ગુંથાયેલો રહી આવી રીતે ઉષાને વશ કરી લેવાની રસિકને તક આપી હતી. કેવી ભયંકર દશા હતી! તે એ વિચાર જ સહન નહોતો કરી શકતો. બે હાથમાં માથું દબાવી નિશ્ચેષ્ટ, શાંત, તે આ વિચારનું આક્રમણ આવતાં પડી રહેતો. એ તો બધો દંભ હતો. રસિક ભલે ને કહે કે પોતે સાવ નિર્દોષ હતો, અને ઉષાને પોતે પરણવાનો નહિ જ, પણ એ બધી તો જાળ માત્ર હતી. બેચાર મહિને વાત ભૂલાઈ જતાં અને પોતે પણ રસિકને ઉદારતાથી રજા આપતાં એ જરૂર ઉષાને પરણવાનો જ. એ ઉદારતાની આશાથી તો રસિકે આ બધી જાળ વણી કાઢી હતી તેમ તેને લાગ્યું.

બેચાર દિવસ સુધી તો તે પોતાની ઓરડીમાંથી બહાર ન નીકળ્યો. અનેક દૃષ્ટિએ તે આ પ્રશ્નને વિચારી ગયો. આટલો આટલો સ્નેહ ધરાવતાં છતાં પોતાનો સ્નેહ ન જાણી શકી કે બદલામાં પોતાનો સ્નેહ ન આપી શકી તે માટે ઉષા તરફ તેને અણગમો આવ્યો, પણ તેમાં તેનો દોષ રમેશને ન દેખાયો. પતિ તરીકે એક સ્ત્રી કોઈ ને ન જ ચાહી શકે તો તેમાં તેનો શો દોષ? અને રસિક? તેણે ઉષાને રીઝવી લેવા શા શા ઉપાયો કર્યા હશે તે કોને ખબર હતી?

રસિક પણ રમેશના આ મૌનથી બહુ જ મૂઝાયો હતો. રમેશને ખૂબ જ દુઃખ થશે તે વિષે તેને શંકા નહોતી, પણ તે સાવ આમ મૂક બની જશે તેમ તો તેણે ધાર્યું જ નહોતું. કદાચ પોતાને તેણે દોષિત માન્યો હશે તો? તેને વિચાર આવતો અને તેથી રમેશ ચારચાર દિવસ સુધી ન દેખાવા છતાં તે તેની પાસે જવાની હિંમત ન કરી શક્યો.

પરીક્ષા નજીક જ હતી. રમેશનું મન તેમાં ખાસ ચોંટયું નહિ. કોલેજમાં ખરાબ ન લાગે અને લોકો આડીઅવળી વાતો ન કરે એટલા ખાતર તે રસિક સાથે ઉપર ઉપરથી તો સંબંધ રાખવા લાગ્યો, પણ રસિક જોઈ શક્યો કે બધો દોષ પોતાને માથે જ ઢળવાઈ ગયો છે. એક બે વખત તેણે પોતાનો બચાવ કરવાના પ્રયત્ન કર્યા પણ તેમાં તે સાવ નિષ્ફળ ગયો. રમેશની આંખોમાં રહેલો અવિશ્વાસ તેની વાતને આગળ વધવા જ દેતો નહોતો.

આ સ્થિતિ રસિક માટે અસહ્ય બનતી જતી હતી. તેણે પોતાનો નિશ્ચય કરી લીધો. પરીક્ષા પૂરી થતાં રમેશને કે ઉષાને કંઈ પણ ખબર આપ્યા સિવાય તે ચાલી ગયો !

* * *

એ વાતને પણ ચારેક વર્ષ વીતી ગયાં. એ ચાર વર્ષમાં તો દેશમાં દાવાનળ સળગી ગયો હતો. સત્યાગ્રહનું પ્રબળ મોજું દેશ ઉપર ફરી વળ્યું હતું, અને હજારો યુવાન યુવતીઓએ યથાશક્તિ તેમાં ભોગ આપ્યો હતો. બધું શાંત બનતાં મુંબઈમાં કોંગ્રેસનું અધિવેશન ભરવું શક્ય બન્યું હતું. દેશના ચારે ખૂણામાંથી હજારો માણસો તેમાં ભાગ લેવા આવી પહોંચ્યા હતા.

પહેલે જ દિવસે અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠકમાં ચર્ચા ચાલતી હતી ત્યારે એક જુવાન દાખલ થતા પોતાનો પાસ સ્વયંસેવિકાને આપતો હતો ત્યાં જ તેની નજર બીજી બાજુથી દાખલ થતા બીજા જુવાન ઉપર પડી. પેલાની નજર પણ તેની સામે પડી. બન્ને એકબીજાની સામે જોઈ રહ્યા.

"કોણ રસિક ?" પેલાથી બોલાઈ ગયું.

"રમેશ ?" રસિકે પણ ઉત્સુકતાથી પૂછ્યું.

બન્ને એકબીજાની નજદીક આવ્યા. રસિકના લાંબાવેલા હાથને વિના સંકોચે રમેશે પોતાના હાથમાં લઈ લીધો. આટલાં વર્ષોનાં વિયોગે અને એ દરમિયાન મળેલા જ્ઞાને રસિક સામેનો તેનો વિરોધ શમાવી દીધો હતો. બન્ને જ્યાં ઓછામાં ઓછા માણસો ગોઠવાયા હતા એવા ભાગમાં ગયા અને બધાથી દૂર બેસી વાતો કરવા લાગ્યા.

રસિકને રમેશમાં કંઈ અજબ પરિવર્તન થઈ ગયું હોય તેમ લાગ્યું. હસીહસીને તે વાતો કરતો હતો છતાં તેના હૃદયમાં કંઈ ગૂંચવાટ હોય, પોતે કંઈક શરમાતો હોય, અને એ ગૂંચવાટને અને એ શરમને ઢાંકવા માટે જ આ વધુ પડતા હાસ્યનો અને આનંદનો દેખાવ કરી રહ્યો હોય તેમ રસિકને લાગ્યું. રસિકને ખાતરી જ હતી કે પોતે જુદો પડયા પછી અને એ રીતે પોતા પ્રત્યેનું ઉષાનું આકર્ષણ ઘસાઈ જવાથી રમેશ અને ઉષાનો માર્ગ સરળ બન્યો હશે, અને તે બન્ને પતિપત્ની બન્યાં હશે. તેમના માર્ગમાંથી હંમેશ માટે અદૃશ્ય થઈ જવાની વૃત્તિથી તો પોતે એ બાબતની જરા પણ તપાસ કરી નહોતી કે તેમને પોતા વિષે કંઈ પણ ખબર મળે એવી જગ્યાએ પોતે રહ્યો નહોતો. પણ અત્યારે રમેશને જોતાં તેને ભૂતકાળ સાંભર્યો, ઉષા સાંભરી. તેને વિષે રમેશને પૂછી લેવાનું તેને મન થયું અને વાતવાતમાં પૂછી પણ લીધું.

"ઉષા ક્યાં છે ? તે અહીં આવી...આવ્યાં છે કે નહિ ?"

"આવી છે ના. અહીં આટલામાં જ હશે." રમેશે જવાબ આપ્યો.

રસિકનો બીજો પ્રશ્ન શો આવે છે તે જાણવા ઉત્સુકતાથી રમેશ તેની સામે જોઈ રહ્યો. તેને એ જ સંબંધમાં રસિક સાથે ખૂબખૂબ વાતો કરવી હતી, પણ જીભ નહોતી ઊપડતી. રસિકનો એક વધુ પ્રશ્ન આવે તો પોતે દિલ ખોલી બધી વાત કરી દે. અને ત્યાં જ રસિકનો પ્રશ્ન આવ્યો:

"ઉષા કેમ છે ? તમારો સંસાર સુખી નીવડયો હશે !"

રમેશ હસી પડયો. રસિક ...

માર્ગ સરળ કરી આપ્યો હતો છતાં રમેશને પોતા સામે હસવું સૂઝતું હતું ? તેને ખૂબ દુઃખ થતું હોય તેવા ભાવ તેના મોં ઉપર તરી આવ્યા. રમેશે તે જોયું, અને તરત જ તેણે કહ્યું:

"ઉષા મને શાની પરણે! એ તો તને જ ચહાતી હતી ના?"

રસિક કૈં ન બોલ્યો, કૈં ન સમજ્યો. પ્રશ્ન પૂછતો હોય તેવી દૃષ્ટિથી તે રમેશ સામે જોઈ જ રહ્યો.

બન્ને મિત્રો એકબીજા સાથે વાતમાં એટલા ઓતપ્રોત થઈ ગયા હતા કે સભામાં શું ચાલતું હતું તેનું તેમને ભાન નહોતું રહ્યું. રાજાજીના સરસ ભાષણમાં તે લોકો પોતાની વાતચીતથી દખલ કરતા હતા તેથી ત્યાં બેઠેલા થોડા માણસોની નજર તેમના તરફ દોરવાઈ હતી તે તરફ ઓચિંતું રમેશનું ધ્યાન ગયું તેણે રસિકને કહ્યુઃ

"ચાલ મારા તંબૂમાં. ત્યાં જઈ આપણે નિરાંતે બધી વાતો કરશું."

બન્ને રમેશના તંબૂમાં ગયા. ત્યાં રમેશે રસિકના ગયા પછીની બધી વાત તેને કહી. રસિક પલટાતા જતા ભાવોથી તે વાત સાંભળી રહ્યો. તેણે કહ્યું કે તે તો રસિકને જ ગુનેગાર ગણતો હતો. રસિક બનારસથી ચાલ્યો ગયો તેથી તેને દુઃખ તો થયું, પણ પોતે કરેલો દોષ પકડાઈ જતાં હવે નિર્દોષ દેખાવાની આ બધી બાજી રસિક રમતો હતો તેમ તો તેને જરૂર લાગ્યું. પણ ઉષા તો રસિકના ગયા પછી સાવ બદલાઈ જ ગઈ. રમેશ તેને ગમે તેટલો બોલાવે, ચલાવે, પણ તે આનંદમાં આવતી જ નહોતી.

એમ ને એમ છએક મહિના નીકળી ગયા. રસિકના તો કૈં સમાચાર જ નહોતા. ઉષા પ્રત્યેનો રમેશનો પ્રેમ એવો ને એવો જ હતો. ઉષા પણ ધીમેધીમે આનંદમા આવતી જતી હતી. રમેશ અને ઉષા હમેશાં સાથે ફરવા જતાં હતાં. રમેશ હંમેશાં લગ્ન માટે માગણી કરવાના પ્રસંગની રાહ જોતો હતો.

એક દિવસ એવો પ્રસગ મળી ગયો. તેમની કોલેજમાં એક અંગ્રેજ વિદ્વાનનું ભાષણ ગોઠવાયું હતું. બર્ન્સના અને બ્રાઉનિંગનાં પ્રણય કાવ્યો વિષે તેણે સુંદર વિવેચન કર્યું ભાષણ પૂરું થતાં હમેશની રીત પ્રમાણે ઉષા અને રમેશ સાથે ફરવા નીકળ્યાં.

રસ્તામાં પેલા કવિ અને તેણે ચર્ચેલાં કાવ્યો વિષે તેમને ચર્ચા થઈ. વાતોના ઉત્સાહમાં જ રમેશે ઉષાને કહ્યુ :

"એ કવિઓએ તો કાવ્યમાં દોર્યા છે તેવા ભાવો અનુભવ્યા હોય કે ન હોય, પણ હું તો તારી પ્રત્યે એથી પણ વધારે કોમળ ભાવો અનુભવુ છું, ઉષા!"

"એ મને આજની ખબર નથી" ઉષાએ શાંતિથી કહ્યું. તેના ચહેરા ઉપર મક્કમતા દેખાઈ.

તેની શાંતિથી રમેશ મૂંઝાયો છતાં આ તકનો પૂરતો ઉપયોગ કરી લેવાની વૃત્તિ તે રોકી ન શક્યો.

"પણ તો તું કેમ આમ નિર્લેપ જેવી રહે છે? આપણે બેને બદલે એક ન બની શકીએ?"

તેણે આમ કહી ઉષાની સામે જોયું. ઉષાએ તેની સામે જોયું. ન સમજાય એવા ભાવો ઉષાની આંખોમાં ભર્યા હતા. ઉષાએ અત્યત મૃદુતાથી કહ્યુ :

"એ બની શકે એમ છે જ નહિ ને?"

જરા શાંતિ.

પાછી ઉષા બોલીઃ

"તને રસિકે કંઈ કહ્યું નથી?"

રમેશે રસિક અને પોતા વચ્ચે થયેલી વાત ઉષાને જણાવી નહોતી. રસિકના ગૂમ થવાનું કારણ પણ પોતે નહોતો સમજતો તેમ તેણે ઉષાને કહ્યું હતું. છતાં ઉષાને એ બાબતની શંકા તો રહેતી જ.

ઉષાના પ્રશ્નનો તેણે કંઈ જવાબ ન વાળ્યો. ઉષાએ રસિક સાથે થયેલી બધી વાત તેને કહી સંભળાવી. રસિકે કહ્યું હતું તે પ્રમાણે જ તેણે પણ બધો બનાવ વર્ણવ્યો. પોતે રમેશને ખૂબખૂબ ચાહતી હતી, પણ તેમાં લગ્નનો ભાવ તો કદિ પણ હતો જ નહિ તેમ તેણે કહ્યું: પોતે જ્યારે, પરણી શકે તો રસિકને જ, એમ કહ્યું હતું ત્યારે રસિકના ચહેરા ઉપર કેવી ગભરામણ, કેટલી ચિંતા ફેલાઈ હતી, તેણે રમેશને જ પરણી જવા, તેને જ પ્રેમ કરવા પોતાને કેટલી વીનવી હતી તે બધી વાત ઉષાને મુખેથી સાંભળતાં રમેશને કેટલું લાગી આવતું હતું એ બધું તેણે રસિક પાસે મહાસભાસમિતિએ ગોઠવેલા એ વાંસના તંબુમાં બેઠાંબેઠાં વર્ણવ્યું.

અને પછી તો રમેશનો ભ્રમ ભાંગી ગયો. પોતે રસિકને કરેલા ભયંકર અન્યાય માટે તેને અત્યંત પશ્ચાત્તાપ થયો. પોતાના ગામમાં અને બીજે બધે રસિક વિષે તેણે ખૂબ ખૂબ તપાસ કરાવી પણ બધી વ્યર્થ. ઉષાએ પણ તેની પહેલાં તપાસ કરાવી હતી પણ કંઈ પત્તો લાગ્યો જ નહોતો.

"પણ તું છૂપાઈ ક્યાં ગયો હતો?" રમેશે પૂછ્યું.

જવાબ મેળવ્યા પહેલાં જ તેણે ઉમેર્યુંઃ

"હવે તો મારી એક જ ઇચ્છાઃ તું અને . . . . ." વચમાંથી જ અટકીને તે બારણા બહાર નજર નાખી બોલ્યો: "આ ઉષા આવે. તને જોઈ તે કેટલી ખુશ થશે?"

અને હજી ઉષા બારણામાં દાખલ થાય ન થાય ત્યાં જ તે બૂમ પાડી ઊઠ્યોઃ

"ઉષા, આને ઓળખે છે?"

ઉષા અને રસિકની આંખો મળી. રમેશે પોતાનું હૃદય રસિકને જણાવી દીધું હતું. એટલે એ બન્નેના મિલનમાં આનંદને પ્રદર્શિત કરવામાં કશા સંકોચને સ્થાન નહોતું રહેતું. ખૂબ જ સ્નેહથી બન્નેએ એકબીજાને બોલાવ્યાં. રમેશ આનંદથી આટલાં વર્ષો પછીનું તેમનું મિલન જોઈ રહ્યો. ઓચિંતું જ કંઈ યાદ આવ્યું હોય તેમ તે બોલ્યોઃ

"અરે! મારે તો અત્યારે જ અચ્યુતને ખાસ મળવાનું છે ને? હમણાં આવ્યો હોં! દરમ્યાન તમે પેટ ભરીને વાતો કરજો."

તે ચાલ્યો ગયો.

અમુક પળો સુધી તો ઉષા અને રસિક કશું બોલ્યા સિવાય એક બીજાની સામે જોઈ જ રહ્યાં. ઉષા તો હંમેશાં હતી તેવી જ રમણીય લાગતી હતી. રસિક જરાક સૂકાયો હતો. ઉષા તે જોઈ શકી.

"તું તો જરા સૂકાયો છે હોં, રસિક? આટલાં વર્ષો ક્યાં છૂપાઈ ગયો હતો?" તેણે પૂછ્યું.

રસિકે પોતાની બધી વાત કહી. રમેશના માર્ગમાં પોતે જ અંતરાયરૂપ થયો છે તેમ ઉષાએ પોતાના પ્રત્યેના આકર્ષણની વાત કર્યા પછી તેને લાગ્યું હતું. રમેશને વાત

કર્યા પછી તેનું વર્તન જોતાં તે લાગણી દૃઢ થઈ. પોતે તે વસ્તુસ્થિતિ ટાળવા દૂર થવું જોઈએ તેમ તેને લાગ્યું અને તે દૂર ચાલ્યો ગયો. તેણે ધાર્યું કે પોતાના ચાલી જવાથી અમુક વખત પછી ઉષા અને રમેશ એકબીજાની એકદમ નજીક આવી શકશે, અને એ સંબંધ લગ્નમાં પરિણમશે.

રસિકે વાત ચાલુ રાખીઃ "ઉષા, તું જાણતી હતી કે ઝાઝો ભાગ તો આપણે લોકો રાજકારણની જ વાત કરતાં હતાં. આપણા માનીતા વિષયો રાજકારણ અને ક્રાંતિ હતા. સંયુક્ત પ્રાંતમાં કિસાનોમાં ક્રાંતિની ચળવળ જોશભેર ચાલતી હતી. કંઈક ઉપયોગી કામ કરી શકાય અને રમેશના અને તારા માર્ગમાં ન અવાય તે માટે હું એ ચળવળમાં જોડાઈ ગયો અને ગામડાંઓમાં કામ કરવા લાગ્યો. મારાં માતાપિતા તો હતાં જ નહિ તેની તને ક્યાં ખબર નથી? મોટાભાઈને મેં હું ક્યાં છું તે કોઈને કહેવાની ના કહી મારા સમાચાર મોકલી આપ્યા હતા.

"પછી તો સત્યાગ્રહ ઊપડ્યો. મારા જેવા અનેકોએ કરેલું કામ ઊગી નીકળ્યું. હજારો ભોગો અપાયા. જે ગામડાંઓમાં મેં કામ કર્યું હતું તેના ભોગો પણ ઓછા નહોતા. મારી પણ ત્યાંના ભાગોમાં કાર્યકર્તા તરીકે ઠીક ઠીક પ્રસિદ્ધિ થઈ અને તે પ્રાંતની મહાસભા-સમિતિમાં પણ હું ચૂંટાયો.

"પણ ઉષા, એ બધા છતાંયે રમેશ અને તું વારવાર મને યાદ આવતાં હોં! અને આપણને વાત થઈ તે વખતની તારી મુખમુદ્રા તો હું હજી નથી ભૂલી શક્યો." થોડીવાર રહી રસિકે ઉમેર્યું.

"પણ તું ઉતાવળિયો કેવો? આપણે બન્ને રમેશને ન સમજાવી શકત કે તારો વાંક નહોતો?"

"પણ હું હાજર હોત તો તું રમેશને પરણત નહિ ને?" રસિકે કહ્યું.

"ને હવે પરણી ગઈ કા?" ઉષાએ હસતાં હસતાં પૂછ્યું. છતાં એ હાસ્યમાં વિષાદ તરી આવ્યો.

"એ તો મને રમેશે બધી વાત કરી. તું પણ ખૂબ જ હઠીલી છે હોં?"

"એ હઠ કહેવાય? હઠ તો રમેશે લીધી છે" ઉષાએ કહ્યું.

"શી?" રસિકે પૂછ્યું.

ઉષાએ કંઈ જવાબ ન આપ્યો. રસિક તેની સામે આતુરતાથી જોઈ રહ્યો.

"કેમ બોલતી નથી?" થોડીવાર રહી રસિકે પૂછ્યું.

ઉષાના ગાલ ઉપર રતાશ આવી ગઈ.

"એણે તને ન કહ્યું?"

"એ કંઈ બોલવા જતો હતો ત્યાં તું આવી અને એ ચાલ્યો ગયો. તું જ કહે ને."

"તેને હાથે જ આપણને પરણાવવાની. લે મેં કહી નાખ્યું. બસ?" ઉષા સ્મિત કરવાનો પ્રયત્ન કરતાં બોલી.

તેના લાલ લાલ બની ગયેલા વદને તેને વધારે સુંદર બનાવી.

"એ તો ઠીક, પણ હું યે કેટલો મૂર્ખ છું?" રસિકે કહ્યું: "તમે લોકોએ આ બધાં વર્ષો શું કર્યું એ તો મેં પૂછ્યું જ નહિ."

એ તો ટૂંકી વાત હતી. સત્યાગ્રહ શરૂ થયો અને તેમાં બનારસ વિદ્યાપીઠમાંથી યે એક મોટી ટુકડી જોડાઈ ગઈ હતી. ઉષા તો તેમાં હોય જ. તે નહોતી કહેતી: " We will change the face of the world ?" આવી તક મળ્યે તેનાથી શાંત કેમ રહેવાય? એ તથા રમેશ મુંબઈ ગયેલી ટુકડી સાથે આવ્યાં. ત્યાં ખૂબ ખૂબ કામ કર્યું. જેલમાં ગયાં, છૂટયાં, પાછાં ગયાં. પછી પણ સમાધાનીના વર્ષ દરમિયાન તેમને આ જ કામની લત લાગી અને પાછું ભણવા જવું સૂઝયું નહિ. એ બન્ને તો દેશના જ કામમાં પરોવાયેલાં રહ્યાં. પાછી લડત શરૂ થતાં જેલયાત્રાનો ક્રમ શરૂ થયો.

પાછી લડત બંધ થઈ. રસિકનો તો પત્તો જ નહોતો. રમેશ હંમેશાં ખૂબ પસ્તાતો. પોતાના વાંકે જ આવો સહૃદયી મિત્ર ગુમાવ્યા માટે તેના દુઃખનો પાર નહોતો. રસિક ન મળે ત્યાં સુધી એ જ કામ કરવું અને દેશને જ પરણેલું રહેવું તેમ બન્નેએ નિશ્ચય કર્યો હતો. ત્યાં ઓચિંતો જ રસિક મળી ગયો.

ઉષા સ્નેહથી તેની સામે જોઈ રહી.

રસિક વિચારમાં પડી ગયો. ઊંચું જોઈ કંઈ બોલવા જાય ત્યાં તો રમેશ તંબૂમાં દાખલ થયો. આનંદભર્યા નયને તેણે ઉષા તથા રસિક સામે જોયું. આજે તેનો હર્ષ માતો નહોતો. તેણે ઉષાને પૂછ્યું:

"કેમ ઉષા, પેલી વાત કરી?"

ઉષા કંઈ ન બોલી. તે નીચું જોઈ બેસી રહી.

રમેશે રસિક સામે જોયું. બન્ને વચ્ચે કંઈ વાત થઈ હોય તેવું તો તેને લાગ્યું. રસિકે કહ્યું: "તારા ઉત્સાહની અને નિશ્ચયની વાત તો તેણે મને કરી, પણ મને એક બીજો વિચાર આવે છે."

"શો?" બન્નેએ સાથે પૂછ્યું.

"જુઓ. હવે આપણાં જીવનમાં એક હેતુ પરોવાયો છે. તે હેતુને સિદ્ધ કરવાનાં આપણે ત્રણેયે સ્વપ્નો સેવ્યાં છે. આ અકસ્માતે આપણને એકઠાં ન કર્યાં હોત તો એની સિદ્ધિ પાછળ હજી પણ આપણે વર્ષો ગાળત. તો પછી લગ્ન, પ્રેમ એવી નાની નાની બાબતો વિષે વિચાર ન કરતાં આપણે ત્રણેય સાથે મળી એ જ હેતુની સિદ્ધિ અર્થે જીવન કેમ ન વિતાવીએ?"

બધાં વિચારમાં પડી ગયાં. તેમણે ખુલ્લા દિલથી કલાકો સુધી વાતચીત કરી. તેમના માનસમાં પણ આટલાં વર્ષોમાં ઘણું પરિવર્તન થયું હતું. નાની વાતને તે લોકોએ અતિ મોટું મહત્ત્વ આપી દીધું હતું તેમ તેમને આ વાતચીત દરમ્યાન લાગ્યું. વર્ષો પહેલાં ગેરસમજ અને નિરાશાથી એક બીજાની વચ્ચે બંધાયેલી પાળ તૂટી પડી. હવે તો તેમનાં જીવનમાં એક નવું બળ પરોવાયું હતું—ત્યાગનું, સેવાનું. ત્રણે સાથે નહોતાં થયાં ત્યારે જ તેમણે દેશ-સેવા માટે જીવન ખર્ચી નાખવાનો નિશ્ચય કર્યો હતો: રસિકે કહ્યું તે પ્રમાણે ત્રણે સાથે મળીને એ કાર્ય આગળ ધપાવે તો? અર્થપૂર્ણ બનેલી તેમની મૈત્રી એ કાર્યને વધારે બળવાન ન બનાવે?

ફરી પાછાં એ ત્રણે પહેલાં જેવાં જ મિત્રો બની ગયાં.

તૂટેલી માળાના એ ત્રણે મણકાઓ ફરી પાછા સુદૃઢ દોરથી એક બીજા સાથે બંધાઈ ગયા, ગૂંથાઈ ગયા.*

---

* લેખકના ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર 'લતા અને બીજી વાતો' નામના વાર્તાસંગ્રહમાંથી.

# સ્વ૰ મણિભાઈ કોઠારી

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

જો કે વકીલ મંડળ તરફથી રાજદ્વારી હીલચાલમાં જોઈએ એટલી મદદ નથી મળતી એમ મને ઘણી વખત લાગી આવતુ હતુ ખરું, પણ એ નબળામંડળમાં સ્વ. મગનભાઈ ચતુરભાઈ પટેલ હજી એક તેજસ્વી સીતારાની માફક ચમકે છે!

મુ. શ્રી જીવણલાલભાઈ બૅરિસ્ટરે જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે યથાશક્તિ જોખમ ખેડીને પણ સાથ આપ્યો છે, અને ઘણા રચનાત્મક કાર્યો મહાત્માજીના અમદાવાદ આવ્યા પહેલાં એમની આગેવાની નીચે રહીને અમે કરેલા છે.

તેમ છતાં નવા વકીલો અમારા તોફાની ટોળામા બહુ ઓછા ભળતા હતા. શ્રી. કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઈ અને હાલના નામદાર બનેલા શ્રી ગણેશ વાસુદેવ માવળંકર એ બેની અમને મદદ મળતી ખરી, પણ જ્યારે ને ત્યારે સભાઓમા કે હમાલી કામમા ભળનાર તો નવામાંથી શ્રી તુળસીદાસ જસરાજ, શ્રી કાળિદાસ જસકરણ ઝવેરી અને સ્વ શ્રી મણિલાલ કોઠારી હતા એવુ મને સ્મરણ છે.

શ્રી. તુળસીદાસ જસરાજે સ્વદેશી મિત્ર મંડળની ગોખલે સોસાયટીની અમદાવાદ પાર્લામેન્ટમાં, મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણીનું બિલ બહુ અભ્યાસ કરીને રજૂ કર્યું હતું. પ્રિમિયર શ્રીયુત જીવણલાલ બૅરિસ્ટરે એમને તે વખતે 'My honourable friend from Dhandhuka'—ધંધૂકા તરફથી ચૂંટાઈ ને આવેલા મારા માનવંતા મિત્ર–એમ કહીને સંબોધ્યા હતા.

રાજકીય સભાઓમાં જ્યારે જ્યારે સ્વ. શ્રી મણિભાઈ કોઠારી ભાષણ કરતા ત્યારે બહુ છટાદાર વક્તા તરીકે જ એમની છાપ પડતી હતી. ગુજરાતી સહેલું, લાગણી ભરપૂર, દષ્ટાંતો હાસ્ય ઉપજાવે એવાં પણ સચોટ, અને દલીલો ટૂંકી અને સુંદાસર હતી. માણેકચોકની એક સભામાં એમણે કહેલું મને બરાબર યાદ છે કેઃ–"૧૮૫૭ના બળવા વખતે હિંદી સિપાઈઓએ ઓસામણ પોતે પીધાં અને તત્ત્વમાલ ગોરાઓને આપ્યો ત્યારથી આપણી ભૂલ થઈ ગઈ છે. હજી નોકરશાહી તત્ત્વમાલ એમને જોઈએ અને ધોવરામણ જ હિંદીઓનું જીવનધોરણ છે એમ પ્રમાણિકપણે માનતી થઈ ગઈ છે."

મહાત્માજીએ આસુરી રાજ્યનીતિ સામે અસહકાર પોકાર્યો અને વિદ્યાર્થીઓને શાળા પાઠશાળાઓનો ત્યાગ કરવા અને વકીલોને કોર્ટ દરબારો છોડવા આગ્રહ કર્યો તે પહેલાં, ભાઈ કોઠારીએ, દેશસેવા અર્થે વકીલાત છોડી હતી. સરદાર વલ્લભભાઈનો વિચાર એક ગુજરાત સેવક સમાજ કાઢી આખો દિવસ અને રાત માત્ર દેશની જ સેવા કર્યા કરે એવા કેળવાયેલા યુવકોને એમાં આજીવંત સભાસદો કરવાનો હતો. આખો સમાજ તો હજી નથી બંધાયો પણ ભાઈ મણિલાલ કોઠારી એમના પહેલા અને છેલ્લા સભાસદ થઈ ગયા. મહાત્માજી એમને 'યાચકોના સરદાર—Prince of Beggars' કહેતા અને સરદાર તો એમને

મોટામાં મોટા માગણુ કહીને ઓળખાવતા હતા. મેં એમને ઘણી સભાઓમાં અને ખાનગી સ્થળોએ ફંડો ભરાવતા જોયા છે. હૃદય વીંધી નાખે એવી રીતે બોલી બોલીને ગરીબ કે તવંગર પાસે એમણે ૧ના ૧૦ રૂપિયા કે ૧૦ ધાર્યા હોય ત્યાંથી ૧૦૦૦ રૂપિયા લીધા છે.

"મરજાઉં માગું નહીં, અપને તનકે કાજ
પરમારથ કે કાજમેં માગું ન ધરું લાજ."

એ સિદ્ધાંત મણિભાઈએ બરાબર પાળી બતાવ્યો છે.

તિળક સ્વરાજ્ય ફાળામાં અને બીજા જે જે ફાળા થયા તે બધામાં મુખ્ય કામ મણિભાઈને જ કરવાનું આવતું. આ કારણસર આખા હિંદુસ્તાનના તમામ ભાગોમાં એ અનેકવાર ફર્યા હતા. આગેવાનોને એ બરાબર ઓળખતા અને પ્રાન્તે પ્રાન્તની ખૂબીઓ અને ખામીઓ એ પ્રત્યક્ષ જોઈ આવેલા હતા. વર્તમાનપત્રો સિવાય બીજું એ ઝાઝું વાંચતા નહિ, પરંતુ વાતચીતો પરથી અને જાતે બહુ ફરેલા અને ઘણું જોયેલું તેથી, એમનું અનુભવ-જ્ઞાન બહુ વિશાળ હતું. યુવકોને એ ચાહતા અને ઘણા કૉલેજના અને હાઈસ્કૂલના વિદ્યાર્થીઓના ઉપર એમણે બહુ ઉત્તમ છાપ પાડેલી એનો હું સાક્ષી છું. ગરીબ, તવંગર બધા સાથે એ ખૂબ ભળતા અને ગામડાં તથા શહેરોના મુખ્ય મુખ્ય પ્રશ્નો એમણે બરાબર સમજી લીધા હતા. દેશી રજવાડામાં પણ એ ખૂબ ફર્યા હતા અને દીવાનો, રાજાઓ તેમજ 'ચળવળીઆઓ' બધા સાથે એમણે ઘણી ચર્ચાઓ નિખાલસપણે કરી હતી. એમની મુશીબતોનો પણ મણિભાઈને એટલો બધો ખ્યાલ હતો કે દેશી રજવાડાંના રાષ્ટ્રીય સંબંધોમાં એ છેલ્લે પાટલે કદાપિ નહોતા બેસતા.

દેશી રાજ્યના એક પ્રસંગની વાત એમણે મને જેલમાં કહેલી. એ કહે :—

"ઉદેપુરના રાણાને, એક પ્રસંગે હું મહાત્માજીના કહેવાથી મળવા ગયો. મળતાંની સાથે જ મને એટલો બધો ભાવ થઈ ગયો કે મેં તો કહી દીધું કે 'પૃથ્વીરાજ રાસા'માં ભાખેલું ભવિષ્ય અમે માનીએ છીએ કેઃ

'જબ ન્યાય બંધન તૂટસી
તબ આપ પેટા ફૂટસી'

એમ ટોપીવાળો હવે જશે અને મહારાણા પ્રતાપના વંશજ આપ છો તેમની જ સાર્વભૌમ સત્તા નીચે હિંદુસ્તાન સ્વરાજ્ય મેળવશે.

"આપ ખુદ મને દેવ જેવા ભવ્ય લાગો છો અને હું બ્રિટિશ હિંદના સ્વદેશ ભક્તો તરફથી આપને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરું છું."

મહારાણા કહેઃ "અત્રે ઋષભદેવ છે, કેસરિયાજી છે, એકલિંગજી મહાદેવ છે. શ્રીનાથજી, કાંકરોલીમાં દ્વારકાધીશ એ બધા બિરાજે છે. ભૂમિ તો દેવભૂમિ! લેકીન મેં દેવ કૈસા?" પછી એમણે મહાત્માજીના ખબર અંતર પૂછ્યા......

ઉદેપુરની બીજી અનેક સાંભળેલી વાતો પણ એ કરતા હતા. એક વખત મહારાણાને જી. સી. એસ. આઇ.નો ખિતાબ મળ્યો. મહારાણાએ મંત્રીને પૂછ્યુંઃ 'એનો અર્થ શો?' 'હિંદ કા સીતારા' મંત્રીએ કહ્યું. 'તો એમાં શું! મેં સૂરજ તો હું. સૂરજ કા સીતારા બનાયા એમાં તમે બધા શું રાજી થાઓ છો?' ઉદેપુરના રાણાઓ સૂર્યવંશી હોવાથી મહારાણાએ ઉપર મુજબ કહેલું.

લોર્ડ હાર્ડિંજ મહારાણાને ગાદી છોડવાનું દબાણ કરતા હતા. હાલના મહારાણાને પચાસ થઈ ગયાં છતાં ગાદી મળી નહોતી. લોર્ડ હાર્ડિંજે સિમલે બોલાવી મહારાણાને રૂબરૂમાં એ વિષે કહ્યું. દિલ્હી બોલાવીને આ વાત કરવા લોર્ડ હાર્ડિંજે ધારી હતી પણ દિલ્હીમાં તો તે છતાંને પગ મૂકવાની એમના પૂર્વજોની પ્રતિજ્ઞાની લોર્ડ હાર્ડિંજને યાદ દેવરાવવામાં આવી એટલે એમને સિમલે બોલાવેલા. દુભાષિયા મારફત વાતચીત થઈ. લોર્ડ હાર્ડિંજે કહ્યું: "જુઓ હવે કુંવરસાહેબ મોટા થયા. તમે એમને તમારા છતાં રાજ્યનો અનુભવ લેવા દો." મહારાણાએ જવાબ આપ્યો: "કુંવરસાહેબ થારો છે કે મારો છે! એનાં લખ્ખણ હું એનો બાપ વધારે જાણું કે તું જાણે" ઇત્યાદિ, કહીને મહારાણાએ નમતું ના જ આપ્યું. અને લખ્ખણની જાણ મહારાણાને હતી તે વાત સાવ સાચી હતી. રાજારજવાડાંની આવી આવી ઘણી વાતો જાણતા છતાં મહાસભાની એક બેઠકમાં પંડિત મદનમોહન માલવિયાની વિરુદ્ધ ઊભા થઈ રાજાઓ રાષ્ટ્રોન્નતિમાં કશા કામના નથી એ વિષય પર મણિભાઈએ ભાષણ કર્યું હતું.

પોસ્ટલ યુનિયન અને રેલવે યુનિયન બન્ને મંડળોના એ મંત્રી હતા અને કાઠિયાવાડ રાજકીય દિલચાલમાં પણ એ વારંવાર નજર રાખતા રહેતા.

દાંડીકૂચ વખતે, ધોલેરાને રણક્ષેત્ર બનાવવા શ્રીયુત અમૃતલાલ શેઠ અને બળવંતરાય મહેતાનો બહુ આગ્રહ હતો. આખી રાણપુર મંડળી આ લડતમાં ધોલેરા રણક્ષેત્ર થાય તો યુદ્ધમાં મહાત્માજીની શરતે જોડાવા તૈયાર હતી.

અસલાલી મુકામે, મહાત્માજીનો, અમદાવાદ છોડ્યા પછી પહેલો મુકામ હતો. ત્યાં મસલત થઈ અને મહાત્માજીએ મણિલાલ કોઠારી, અમૃતલાલ શેઠ, હરિપ્રસાદ મહેતા અને હું એમ ચારનું એક કમિશન નીમી ધોલેરાની તપાસ કરવાનું સોંપ્યું.

શ્રી. અમૃતલાલ શેઠ અને મણિભાઈ કોઠારીના વિચારો અને કાર્યપદ્ધતિમાં આસમાન જમીનનો અંતર હતો. છતાં આ કમિશનમાં સાથે કામ કરતાં મેં જોયું કે બન્ને એક બીજાને ઉમળકાથી ચાહતા હતા. એક બીજાનાં દૃષ્ટિબિંદુ નિષ્પક્ષપાતપણે સમજવા પ્રયત્ન કરતા અને દેશીરાજ્યની પ્રજાનાં દુઃખે તો બન્ને સમદુઃખી હતા. પછી કમિશને સર્વાનુમતે ધોલેરા મીઠાનો કાયદો તોડવા માટે પસંદ કર્યું. એ સ્થળે બહુ સારું કામ થયું અને સૌરાષ્ટ્ર મંડળ તથા મણિભાઈ અને એમના સાથીઓ બધા એક પછી એક નિમકહલાલ કરીને જેલમાં આવવા લાગ્યા.

'સૌરાષ્ટ્ર' કાઠિયાવાડના "બે ભાઈલા" પકડાયા એવી મતલબનો લેખ લખ્યો અને અમે બન્નેની પ્રશસ્તિમાં સાબરમતી જેલમાં એક કવિતા બનાવી અને ઘણા દિવસ સુધી અભિનય સાથે ગાઈને જેલજીવનમાં આનંદ કર્યો હતો એ વાતનું સ્મરણ કરતાં મણિભાઈની પ્રેમાળ મુખમુદ્રા પાછી નજર સમક્ષ ખડી થાય છે. આ રહી એ કવિતા:

"કોઈ કહેજો, એ ભઈલાને, આયાં કરે!
આયાં કરે, ન રીસાયાં કરે (૨)
ભોજનની પંગત દીપાવ્યાં કરે—
સપૂત એ સૌરાષ્ટ્રી
બેલડી બંધવાની
માડીનાં દુઃખને શમાવ્યાં . કરે—કોઈ કહેજો૦

વીર વિજેતા જેવું,
મટકાશું માથું એવું
ડોલંતી મેઘચાલ, ચાલ્યાં કરે—કોઈ કહેજો૦
માડીનાં દુઃખ દેખી,
ફાટ ફાટ છાતી થાતી
હૃદયાની પીડને
શમાવ્યાં કરે —કોઈ કહેજો૦

ઉપલી કવિતા આખી જેલમંડળી સાથે બહુ ઉલ્લાસમાં આવીને એ પણ ગાવા લાગતા હતા. માત્ર એક વખત એ બધાંની સાથે બીજા કોઈ કારણસર ભેગા જમવા ન આવ્યા તે ઉપરથી જેલકવિએ, એમને "ન રીસાયાં કરે" એવો સંદેશો કહાવ્યો તે સામે એમને વાંધો હતો. એ કહેતા કે ભોજન મંડળીમાં એક વખતે હું ન આવ્યો તે રીસાઈને ન આવ્યો એ વાત જ ખોટી છે.

બીજી વખતે પણ ગાયકવાડની હવેલીની કાચી જેલથી સાબરમતી જેલ સુધી અમે પહેલા દિવસથી જ સાથે હતા. પોલિસ સુપરિન્ટેન્ડન્ટ અમારી તપાસ અર્થે આવ્યા તે વખતે અમને ઓરડીમાંથી બહાર કાઢવામાં આવ્યા પણ મને અંદર રાખેલો હતો. એમણે તો ચાલુ રાજદ્વારી હીલચાલ અને બદમાશ રાજ્યનીતિ વિષે નિડર ચર્ચા શરૂ કરી. અને મને પણ ઓરડીમાંથી બહાર કાઢવા એ વાત શરૂ થાય તે પહેલાં એમણે સુપરિન્ટેન્ડન્ટને સૂચના કરી. જે લાભ એમને એકલાને મળે તે બીજા સાથીઓને જો ન મળવાનો હોય તો એમણે એકલાએ એ જ પ્રસંગની માફક આખા જેલજીવન દરમિયાન કદી એનો લાભ લીધો નથી. એ જ પ્રમાણે ફરવાહરવાની, મુલાકાતોની અને બીજી અનેક સગવડો એમણે લડીલડીને બીજાઓને અપાવી છે અને પછી પોતે લીધી છે. ત્યાં પણ વક્તૃત્વકળા એમને બહુ કામ આવતી. રીઝવીને, હક્ક કરીને, કાયદો બતાવીને અને છેવટે રીસાઈને પણ જેલસત્તાવાળાઓ પાસેથી ઘણું મેળવી આપતા. 'તીકડમ'થી દરરોજના બનાવોના સમાચાર મેળવતા અને એ ઉપરથી દેશની લડતના ભાવિ વિષે ચર્ચા કરતા

પ્રથમ જેલ વખતે ૧૯૩૦માં, અમે સાબરમતી જેલમાં એક ગાંધી હોલ કરેલો. ત્યાં દરરોજ બપોરે ભાષણોની હારમાળા હું ગોઠવતો. મેં મંત્રી તરીકે (મંત્રી હું મારી મેળે જ બનેલો) વૃદ્ધો અને વડીલોને પોતપોતાના અનુભવનો જ્ઞાનરૂપી વારસો જુવાનોને આપી દેવા ફરમાન કરેલું.

સૂરતના કલ્યાણજી, ડૉ. ઘીયા, ગેરીબાલ્ડિવાળા ઇશ્વરભાઈ, સ્વ. મોહનલાલ પંડ્યા, ગોકળદાસ તલાટી, દરબાર સાહેબ, મહાદેવ દેસાઈ, ઇત્યાદિના વારસા ગાંધી હોલમાં અપાઈ ગયા. પછી અમૃતલાલ શેઠે દેશી રાજ્યો વિષે પોતાનું હૃદયભેદક ભાષણ કર્યું. મણિભાઈએ ત્યાર પછી બે દિવસ દેશી રાજ્યો વિષે પોતાના અનુભવનો નીચોડ આપ્યો હતો.

પોતે જૈન છે એ વાત તો છેક પર્યુષણ સુધી એ ભૂલી જ જતા—ભગવદ્ગીતા અને આશ્રમભજનાવલી વાંચી, ધર્મબળ મેળવતા. પર્યુષણ વખતે તબિયત ખરાબ છતાં અને વારંવાર એન્જાયના પેક્ટોરિસ એટલે હૃદયની શૂળનું દરદ થયા કરતું છતાં, એમણે આઠ દિવસના ઉપવાસ અમે બધાએ બહુએ ના કહી છતાં કર્યા હતા.

કોઈક વાર જૈન ધર્મે ઘડેલું એમનું અતિશય કોમળ હૃદય પણ જોવા મળતું. એક સવારે એક ખૂનીને ફાંસી દેવાની હતી. એ ખબર પણ એ જ લાવેલા. સવારના વહેલાં પરવારી અમે ખૂનીને ફાંસી દેવા માટે ક્યારે લઈ જાય છે એ જોવા એકઠા થયા.

થોડીવારે મૃત્યુઘંટ વાગવા માંડયો અને દૂરથી ખુલ્લી બેયોનેટો અને બંદૂકોવાળા પોલિસો અને પાછળ અમલદારો ને ખાસ રક્ષકોની વચમાં ખૂની આવતો જણાયો. એમની ચાલ ધીમી હતી, મોં ઉપર ગંભીરતા અને સાધારણ ગ્લાનિ પણ જોવામાં આવ્યાં.

મણિભાઈ કહેઃ "જોજો, હવે બે જ મિનિટ છે. હમણાં આ ઓરડીમાં પેઠા કે 'ફટ' અવાજ થશે અને પછી ખલાસ—આ હાલતો ચાલતો સાજોસમો જુવાન તરત મૃત્યુને શરણ થશે."

અને ખરે જ! એમ જ થયું. ઓરડીમાં બધા પેઠા. પોલિસો ઓરડીની બહાર ગોળ હથિયારો સજ્જ કરી સાવધાનતાથી ઊભા રહ્યા. 'ફટ' અવાજ થયો. અને બે મિનિટમાં બધા અમલદારો બહાર નીકળ્યા.

આખો સવારનો સમય મણિભાઈ, ફાંસી, ફટ અને બે મિનિટના મોતની જ વાતો બહુ આવેશપૂર્ણ હૃદયે અને આંખમાં આંસુ સાથે કરતા હતા. એ આખો દિવસ એ જમી શકયા નહિ.

જેલ પછીની બીજી એક મુલાકાત મારે એમની સાથે નૈનિતાલમાં થઈ હતી. ત્યાં એ હવાફેર માટે આવેલા. બનારસ સેન્ટ્રલ હિંદુ કૉલેજના વિદ્યાર્થીઓએ રસ્તામાંથી જ એમને ઓળખી લીધા અને પોતાની સાથે એમને રાખ્યા. ત્યા પણ એમની તબિયત બગડી આવેલી પણ અજાણ્યા વિદ્યાર્થીઓએ શું એમની સેવાસુશ્રૂષા કરી છે? મંદવાડ દરમિયાન પણ મણિભાઈએ એ વિદ્યાર્થીઓને સ્વદેશાભિમાન રાખવા અને દેશભક્તો બનવા પ્રેરણા આપ્યા કરી હતી. પછી એ, હાલના યુક્ત પ્રાંતના વડાપ્રધાન શ્રી ગોવિંદ વલ્લભ પંતને ત્યાં ગયા. પંતની સાથે નૈનિતાલથી ભૂવાલી પણ એ ગયા હતા—પતને ત્યાં રહી પત કુટુંબનો ઇતિહાસ જે એઓ પોતે પણ બરાબર નહોતા જાણતા તે મણિભાઈએ શોધી આપ્યો.

મૂળ નેપાળના એ પહાડી મુલકમા ગોવિંદ વલ્લભ પંત નામ કયાંથી? એમ મણિભાઈને વિચાર આવ્યો. પત એ દક્ષિણી અટક છે અને મૂળ પહાડી બ્રાહ્મણોમાં એ નામ નથી એમ મણિભાઈને તપાસ કરતાં માલૂમ પડયું. પછી એ કુટુંબમાથી જ એમણે બાતમી મેળવી કે અમુક મુસલમાની રાજ્યઅમલમાં જ્યારે હિંદુ ધર્મ સલામત નથી એમ જાણી ઘણા ચૂસ્ત હિંદુઓ ત્રિવેણીના સંગમમાં ડૂબી મૂવા હતા, તેવા એક સમયે પંતના વડીલો નેપાળ રાજ્યમાં ધર્મરક્ષા થઈ શકશે એમ સમજી છેક દક્ષિણથી નૈનિતાલ આવેલા અને પોતાના બુદ્ધિબળે એમણે નેપાળ રાજ્યમાં આગળ પડતું સ્થાન મેળવેલું આમ સામાન્ય વાતચીત પરથી અને નાનાંમોટાં બધાં સાથે બોલ બોલ કરવાની ટેવથી મણિભાઈ આમ સામાજિક ઇતિહાસની શોધખોળ જેવાં સાહિત્યના ક્ષેત્રમાં પણ માન અપાવે એવાં કામ સહેજે કરી શકતા.

મને ઘણીવાર એ કહેતા કે તમારા પ્રીતમભાઈને કહેજો કે સરદાર વલ્લભભાઈ પાસે તમારી સોસાયટીનું પ્રીતમનગર નામ મેં રખાવરાવ્યું છે; એ તો બ્રહ્મક્ષત્રિયનગર રાખવાનું

કહેતા પણ મેં એમને આગ્રહ કર્યો કે મૂળ ઘર પ્રીતમભાઈને ઘરે છે. એમના પિતાશ્રી, એમનાં મોટી દીકરી અને એમના કુટુંબીઓની સાથે એમણે મારું ઓળખાણ કરાવ્યું હતું. એમના પિતાશ્રી તો પોતાના પુત્રને તેઓ દેશસેવામાં આપી શક્યા તે માટે બહુ જ ગૌરવ માનતા. દીકરી પણ પિતાના ગુણોની અનુરાગી છે. જ્યારે જ્યારે મને મળે ત્યારે મારાં પણ કુટુંબીજનોની બહુ લાગણીથી એ ખબર અંતર પૂછતા અને વારંવાર પ્રીતમભાઈને ધન્યવાદ કહેવડાવતા હતા.

શ્રી. ગોવિંદ વલ્લભ પંતને એમણે કોઈ પરોપકારના કામ માટે મારા દેખતાં સર ચિનુભાઈ પાસે એક હજાર રૂપિયા દાનમાં અપાવ્યા હતા.

વઢવાણ જોરાવરનગરમાં જ પડી રહેવાથી આખા ભારતવર્ષની હરહંમેશ પ્રદક્ષિણા કરનારને આઘાત થયો. સ્વચ્છંદે વિહરનાર પક્ષીને સરકારે પાંજરામાં પૂર્યું. દેશની લડતમાં પ્રો. ગીડવાણી, શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી મોતીલાલ નહેરુ વગેરે યોદ્ધા જેમ કામ આવી ગયા એમ જ મણિભાઈ પણ કામ આવી ગયા અને જીવનને કૃતાર્થ કરી ગયા. એ ‘ડોશની મેઘચાલ’ હવે ક્યાં જોઈશું?

મૃત્યુ તો ઘણાંએ થાય છે. રાજા મહારાજા અને અઢળક ધનસંપત્તિ પેદા કરનારની પણ સ્મશાનયાત્રાઓ નીકળે છે, પરંતુ કોંગ્રેસ હાઉસમાંથી અમારા પ્રિય મિત્ર મણિભાઈ કોઠારીની સ્મશાનયાત્રા જેવી નીકળી હતી એવી તો કોઈની હમણાંની જોઈ નહોતી. એમનું મોત અકાલે થયું ગણાય પણ ઉમરને વર્ષથી નહિ પણ કાર્યથી માપીએ તો એ જીવતર ટૂંકું કહેવાય એમ નથી. એ દેશસેવા કરતા કરતા ગયા. પ્રભુ એમના આત્માને શાન્તિ આપો!



## પ્રકંપ

જયાનંદ દવે

પ્રકંપ સહસા થયો જ ઉરભૂ પરે માહરી;
પ્રશાન્ત સ્મૃતિ–વૃક્ષ–કુંપળ–ફુલો અચિન્ત્યાં બધાં
પ્રચણ્ડ પ્રલયાનિલે ખળભળ્યાં; ળધે આવર્યું
ત્યહીં મતિ વિમૂઢતા તિમિર ઘોર ચોપાસ, ને
‘વૃથા તેજ જડચિત્તપાન્થ પથ શોધતો હું ઊભો!’

## અપાત્રતા

પૂજાલાલ

ઉદારતા દેવપ્રસન્નતાની
સુધાતણાં સાગરદાન દેતી,
દરિદ્રતા અંજલિબદ્ધ લેતી
સુભાગ્યની ઇપ્સિત સિદ્ધ માની,

દેવો ગયા તારકની કટોરીઓ
લઈ લસતી નવ શુભ્ર કાંત,
ભરી સુધા પી બનિયા પ્રશાંત
સ્વર્ગે દેવને નંદનરંગ હોરીઓ.

હું યે ગયો વાસણુ મૃત્તિકાનું
લઈ, સુધાએ ગયુ એ છલાઈ,
જોતાં ય હુ પૂર્ણ ગયો ધરાઈ
માન્યુ ફળ્યુ સ્વર્ગ સુધન્યતાનું.

ત્યાં તો સુધા છિદ્રપથે ઝરી ગઈ!
માટી અભાગી રડતી તહીં રહી!

તા. ૪-૨-૧૯૩૪



# આચારધર્મ અને ઊંચનીચભાવ

વ્યાખ્યાતા : મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

[ મુંબઈ જૈન યુવક સંઘની પર્યુષણ વ્યાખ્યાનમાળામાં તા. ૨-૯-૧૯૩૭ના રોજ આપેલા વ્યાખ્યાનનો મર્મ નીચે આપવામાં આવ્યો છે. ]

પ્રસંગવશાત્ મુંબઈમાં આવ્યો છું તો આપની માળાનો શ્રોતા બનવાનો લાભ મળશે એમ મનમાં વિચાર થયો હતો. પણ શ્રી. પરમાનંદભાઈએ મને વક્તા બનવા ખેંચ્યો ને હું એમની માગણી પાછી ન ઠેલી શક્યો. એટલે આજ આપની સામે ઊભો છું. આજનો આપણો જમાનો બોલે છે બહુ, લખે છે બહુ, છાપે છે બહુ; અને તર્ક તથા કલ્પનાના ઘોડા તો છૂટદોર જાણે મુકાયા છે. પરંતુ સંગીન વિચાર અને આચારને નામે જો આપણે જોઈએ, તો આપણો યુગ તે પાસું ઓછું જ બતાવી શકે છે, એમ આપ સૌ પણ કબૂલ કરશો. એ પ્રકારના આજના યુગના યજ્ઞમાં મારે પણ થોડીક આહુતિ આપવાની ભાગ આવી છે.

મુંબઈમાં પહેલી વાર જ આજ મારે બોલવા-પ્રસંગ છે. એટલે મારા બોલવાથી કદાચને તમને દુઃખ તો નહિ પહોંચાડું, હું બોલીશ તે અહીંના શ્રોતાવર્ગને ગમશે ખરું, આવી આવી વાતો મૂંઝવણ કરે છે ખરી.

તેમાંથી આજના પ્રસંગના વૈશિષ્ટ્યથી મને કાંઈક ઉગારો મળે છે. પર્યુષણનું પર્વ દરેક ધર્માભિમુખ માણસ માટે અંતર્મુખ થઈ પોતાના આચારવિચારને અંગે ચિંતન કરવાને સારુ હોય છે. હું પોતે જન્મે જૈન નથી. પરંતુ જૈન, બૌદ્ધ, વૈષ્ણવ, શીખ સૌ સાંપ્રદાયિકો મારે મન એક જ હિંદુ વટવૃક્ષની વડવાઈઓ છે. એ બધા હિંદુઓ જ છે અને એક જ આર્ય ધર્મધાવણ પીને પુષ્ટ થયા છે. એટલે આ પર્વના ચિંતનમાં ભાગ લેતાં મને સંકોચ નથી થતો. એવા એક સ્વચિંતનને જ જાણે આજ જરાક મોટેથી બોલતો હોઉં, એ વૃત્તિ રાખીને હું આપની આગળ બોલનારો છું. તેથી મને, ઉપર મેં સૂચવ્યો તે પ્રકારનો ગભરાટ ઓછો થાય છે.

## ૧

મારા મિત્ર ગોપાળદાસ પટેલે વરસેક ઉપર 'આચારાંગસૂત્ર'નો છાયાનુવાદ પ્રસિદ્ધ કરેલો, તે વાંચ્યો ત્યારે તેમાંના એક વાક્યે મારા મન પર જે છાપ પાડી છે તે આજ પણ એવી ને એવી છે. એ છાપને વિષય કરીને મેં આજનું મારું ચિંતન આપને સંભળાવવા ધાર્યું છે. એ વાક્ય પ્રારંભમાં જ કહી દઉં. 'મહાવીર સ્વામીનો આચારધર્મ' એ પુસ્તકના પા. ૧૦૭મા પરથી એ છેઃ—

'કોઈ પ્રતિજ્ઞા (કે વ્રત, નિયમ યા આચારવિધિ) લેનારે કદી એમ ન બોલવું કે, મેં જ સારી પ્રતિજ્ઞા (કે નિયમ, વ્રત ઇત્યાદિ) લીધી છે, પરંતુ એમ માનવું કે બીજાઓએ જે પ્રતિજ્ઞાઓ લીધી છે અને મેં પણ જે લીધી છે; તે સર્વ જિનની આજ્ઞા પ્રમાણે જ છે; અને દરેક પોતાનાથી શક્ય તેવો આચાર પાળી રહ્યા છે."

. જૈન આચારસૂત્રના આ વાક્યમાં મેં આજના આપણા યુગને માટે એક ભારે અર્થગંભીર બોધ જોયો, અને પરમાનંદભાઈએ આ પર્વમાં મને બોલવા કહ્યું ત્યારે મેં એ કહેવાની તૈયારીથી હા પાડી. અને આ મર્મનાં વાક્યો આ પુસ્તકમા અનેક જગાએ આવે છે. એ પરથી આપણે માની શકીએ કે, આચારધર્મના એક મહા–રહસ્યનું દ્યોતક એ છે.

આપ તો જાણો છો કે જૈનધર્મનો ખાસ ને મુખ્ય દાવો એ છે કે, અનેક પાખંડો ને મિથ્યા દૃષ્ટિઓમાં જૈનધર્મ ખરી ક્રિયાવાદની ને જનહિતકારી દૃષ્ટિ બતાવવી. કોઈ પણ ધર્મ કે દૃષ્ટિનું સાર્થક્ય ને સાફલ્ય જીવન ઘડવાની તેની શક્તિમાં રહેલું છે. અમુક ધર્મ ભારે તર્કશુદ્ધ છે, મહાન પાંડિત્યપૂર્ણ છે, મહાન સાહિત્યભંડોળવાળો છે, એવો કોઈ દાવો કોઈ ધર્મ કે દૃષ્ટિને માટે યોગ્ય સિફારસ નહિ ગણાય. ધર્મની સાચી સિફારસ એક જ છે ને હોવી જોઈએ કે, તે જીવનનુ ધારણ ને પોષણ કરી શકે છે, તે દ્વારા સાચો જીવન-વિકાસ સાધી શકાય છે. કેમ કે, જીવ માત્રનું પ્રત્યક્ષ ને અનિવાર્ય આરાધ્ય જીવન જ નથી? તેથી તો ગીતાકારે ઈશ્વરની અનેકવિધ વ્યાખ્યાઓ આપી છે તેમાં એક બહુ સૂચક ને સચોટ એ છે કે,

'जीवनं सर्वभूतेषु'

'સર્વ પ્રાણીનું જીવનતત્ત્વ તે જ મારું સ્વરૂપ છે.'

તેના ઉદયકાળમાં જૈનધર્મે આ પોતાનો મોટામા મોટો દાવો રજૂ કરેલો કે, તે જીવન-ધર્મ છે; અન્ય વાદો પરથી માણસ અક્રિયાવાદી બની જઈ શકે; પણ જૈન તત્ત્વ ક્રિયાવાદી છે કેમ કે તે જીવનની આરાધના કરવા તત્પર છે. આ દાવો આજના ધર્મસ્વરૂપથી સિદ્ધ થઈ શકે કે કેમ એ પ્રશ્ન છોડી દઉં છું, ને તેથી જ મેં ઉપરના મારા કથનમાં 'તેના ઉદય–કાળ' નો સાભિપ્રાય ઉલ્લેખ કર્યો છે. પણ આપણે આપણા ચિંતન–વિષયમાં આગળ ચાલીએ.

જીવનને આરાધ્ય કરીને ચાલતા, પહેલો જે પ્રશ્ન આવીને ઊભો રહે છે તે એ કે, જીવનનું ધ્યેય શું? હિંદુધર્મ—અને તેમાં હું, આદિમા ટકી ગયો તેમ જૈન, બૌદ્ધ, વૈષ્ણવ, શીખ વગેરે તેની સર્વ શાખા–ઉપશાખાઓ સમાવું છું—એક જ અને અવિવાદગ્રસ્ત ઉત્તર આપ્યો છે કે, જીવનનું ધ્યેય મોક્ષ છે. આ 'મોક્ષ' શબ્દને સમજાવવાને તથા તેનું સ્વરૂપ ઘટાવવાને દરેક શાખા ઉપશાખાએ ભિન્નભિન્ન માર્ગ લીધા છે, એ કહેવું જોઈએ. પરંતુ જીવનમાં પ્રાપ્ય વસ્તુ મોક્ષ છે એ વિષે કયાંય કશો મતભેદ નથી.

જરાક વિષયાંતર કરીને પણ આજના સમયની એક વસ્તુસ્થિતિ પર મારો વિચાર રજૂ કરવા તક લઉં છું. જગતમાં જેમની બોલબાલા છે તેવા દેશોમાં આજ પાર્થિવ જડવાદ જરા વધારે પડતા જોર પર આવ્યો છે. ગમે તે પ્રકારનો પણ જ્યાં શક્તિનો આવિષ્કાર સવિશેષ હોય, જ્યાં ઐશ્વર્યનો પરચો પડે, ત્યાં જનતા જનાર્દનનું દર્શન કરે છે—તે તરફ સહેજે વળે છે. આજ યુરોપ જગતમાં શક્તિ સવિશેષે ધરાવે છે. તેથી એના જડવાદનું જોર બીજા પર સ્વભાવતઃ પડે છે. તેને જોરે આપણે ત્યા પણ જડવાદ ફેશનેબલ થતો જાય છે. તેને અંગે એકબે વિચાર રજૂ કરવા જેવા લાગે છે.

એક તો એ કે, આપણે ગમે તે વાદમાં માનીએ,—ઈશ્વર છે કે નથી, જડ સાચું કે ચેતન સાચુ, આ ધર્મ–સંપ્રદાય સાચો કે પેલો,—ગમે તેમ આપણે મત ધરાવીએ, પરતુ હિંદુ માટે એક વસ્તુ તો ગૃહીત જ છે કે, તે કોઈ પણ પ્રકારના મોક્ષમાં તો માને. તેમ ન માને તો તે હિંદુ નામને યોગ્ય રહે ખરો? પ્રાચીન કાળમાં આજના જેવો વર્ગ ઊભો થયો

હોત તો તેને અમુક સંપ્રદાય, અમુક વાદ કે દર્શનનું નામ અપાત. આજ એવું નથી થતું, પણ વસ્તુતાએ રહસ્ય તો એ આવી રહે છે એમાં શંકા નથી. એટલે જૈનાભિમાની સુજ્ઞે આ વિચાર કરવા જેવો છે કે, તેનું જૈનાભિમાન તત્ત્વતઃ તેના નવા વાદ સાથે સંગત છે કે? પરંતુ આ વિચાર તો એક પારિભાષિક જ ગણાય. વસ્તુતાએ આ મોક્ષ ઈ૰ અપાર્થિવ વસ્તુઓના ઈનકારમાં શું તથ્ય છે તે જોઈએ.

દરેક જણને સુખ તો જોઈએ છે એમાં શંકા તો નથી જ. જીવનમાં સુખ મળે એ અભિલાષા પ્રાણીમાત્રને છે એમ કહેવામાં કશો વાંધો નથી. ફરક એ વસ્તુમાં આવે છે કે, સુખના માર્ગ દરેકને જુદા જુદા દેખાય છે. એક ભાઈને લાગે, "પૈસા જો મબલક મળે તો જગત ઝખ મારે છે; હું નિરાંતે રહું ને મને સુખ મળે." પૈસા કમાયેલો માણસ કહેશે, "ભાઈ, પૈસા મળ્યે શું સુખ છે? તે મેળવવા, સાચવવા, એ પંચાત તો જવા દઉં. પણ આ કુટુંબનો રોજનો કંકાસ મને તો દુઃખી દુઃખી કરી મૂકે છે." પેલો ભાઈ કદાચ ટૂંકો જવાબ વાળશે, "એ તો બધું પૈસા આવ્યે કહો છો ને. મને પૈસા મળે પછી જોઈ લઈશ."

આ અને આવા પ્રકારના દ્વંદ્વો અનેક આપ કલ્પી શકો છો. મેં એક બહુ સ્થૂલ પ્રકાર ઉદાહરણાર્થે આપ્યો છે. બતાવવાની મતલબ એ છે કે, સુખની વાંછા સૌની એક સમાન છે; માત્ર દરેક પોતપોતાના સંસ્કાર, સમજ, તથા આચારવિચાર પ્રમાણે એ સુખની વ્યાખ્યા કરે છે અને એ અનુસાર પછી પોતાનો માર્ગ ગ્રહણ કરે છે. અને જે ભેદ છે તે એ છેલ્લી વાતમાં જ છે. આજ એક એવો વાદ શીખવવામાં આવે છે કે, જડ પરિસ્થિતિ ને પ્રત્યક્ષ પરિવર્તન એ જ સાચુ ચેતનબળ છે, અને એને આરાધશો તો સહુ સારાં વાનાં છે. અહીં આગળ મારે એ યાદ દેવડાવવું છે કે, દેશકાળ કે ધર્મ યા વાદની કોઈ મર્યાદા વગર, જગતના સૌ મહાન પુરુષોનો અનુભવ જો કાંઈ લેખામાં હોય, તો તે પોકારીને કહે છે, સુખની ચાવી બહાર નથી પણ મનુષ્યના અંતરમાં છે. એ લોકોનો આપણને પડકાર છે, "તમે કાંઈ નવું શોધવા નીકળ્યા છો, જગતને જાણે આવા કશા પ્રયોગનો અનુભવ જ નથી, એમ ના ભરમાતા. આજનો તમારો વાદ બાહ્યમાં સુખ શોધવાની એક અનંત ભ્રમણાનો જ નવો પ્રકાર છે. અમે તમને તેમાંય આશિષ દઈએ છીએ. જો જીવન એમાં છે એમ લાગે તો જરૂર સત્યનિષ્ઠ થઈ, તત્પરાયણ બની, તેનું અનુશીલન કરજો. માત્ર અમે એમાં એટલું જ કહીએ છીએ, કે તમે તે શોધનો છેડો અંતરમાં જ જોવા આવનાર છો."

મોક્ષ જ જીવનાદર્શ છે એવો ઝઘડો કરવો એ ધર્મનો જ ઈનકાર છે. કેમકે મોક્ષશાસ્ત્રનું બિરદવાક્ય, એક વાક્યમાં કહું તો, આ છે કે,

सत्येन सत्यं ज्ञातव्यं सत्यं सत्यात्प्रवर्तते ।
योऽप्रमत्तस्तु सत्येन स सत्ये रमते चिरम् ॥

"The spirit of Truth will lead you unto the whole Truth." સત્યનારાયણની ઉપાસના સત્યનિષ્ઠ બનીને જ થઈ શકે. સત્યનિષ્ઠ બનો, જેને સત્ય સમજો તેને તમારા સમગ્ર જીવનથી આરાધો, તો તમને સત્યસૂર્યનો પૂર્ણ પ્રકાશ મળવાનો જ. આ જ સત્યની એક માત્ર ને સાચી આરાધના છે; આ જ વસ્તુને ગાંધીજી સત્યાગ્રહ કહે છે.

એનું અનુશાસન કરવાનું સાચું ક્રિયાશાસ્ત્ર જૈનધર્મે જે જોરથી ને સ્પષ્ટતાથી બતાવ્યું છે તે કદાચ હિંદધર્મની બીજી શાખાઓએ તેવી રીતે નથી બતાવ્યું. જૈનધર્મની વિશેષતા

કદાચ એ જ હોય એણે બતાવ્યું કે, જો જીવનની સાધનાનો સાચો માર્ગ સત્યાગ્રહ હોય, સત્યનિષ્ઠા હોય, અને સત્ય તો દરેકને પોતપોતાના સ્વભાવ ને અધિકાર પ્રમાણે, જુદું જુદું દેખાય, તો પછી જીવનના મુખ્ય કાયદા તરીકે એ વસ્તુને તો સ્વીકારવી જ જોઈએ કે, માનવ સત્યને અનેક પાસા હોઈ શકે, આત્યંતિક સંપૂર્ણ સત્યનું પૂર્ણ દર્શન એ રૂપે જ અપૂર્ણ માનવીને હોઈ શકે છે એટલે, કોઈ માણસ પોતાની વાતને એકાંત સત્ય તરીકે કહાવી ન શકે, જો કે પોતપોતાના જીવન પૂરતી તેમા સત્ય-શક્તિ છે ખરી આવા પ્રકારની નમ્રતા, ઉદારવૃત્તિ, પરમતસહિષ્ણુતા અને વ્યાપક દૃષ્ટિ જો માણસમા ન હોય તો તે જીવનસાધના કે સત્યોપાસના નહિ જ કરી શકે. આજના વિચારસ્વાતંત્ર્યના કહેવાતા યુગમા પણ ઉદાર દૃષ્ટિની આવી ઊંડી સ્પષ્ટતા જોવામા નથી આવતી જૈનધર્મે પોતાના સ્યાદ્વાદ કે અનેકાંતવાદમા આ દૃષ્ટિ આપણને શીખવી છે માણસે પોતપોતાના ઇષ્ટ દ્વારા જીવનોપાસના કરવી હોય તો તેનુ વ્યાકરણ આ જ એક માત્ર કાયદો છે, એ જૈનદર્શનની જગતના તત્ત્વજ્ઞાનને મોટામા મોટી ભેટ છે

૨

અને તે જ ઉદાર સિદ્ધાંતના પૂરક રૂપે મેં આજના ચિંતનને માટે જે સૂત્ર લીધુ છે તે છે એ સૂત્રમા મેં અનેકાંતવાદ જેટલુ જ ઉદાર અને વ્યાપક તત્ત્વ ભાળ્યુ છે અનેકાંતવાદે શીખવ્યુ કે વિચારમા ઉદારતા ને નમ્રતા નહિ રાખો તો તમે કદી પરમ ધર્મને પામી શકનાર નથી—તમારી સમજની શુદ્ધતા એ તત્ત્વના સ્વીકાર ઉપર અવલંબે છે. આચારાંગનું મેં ટાંકેલુ સૂત્ર આ જ તત્ત્વને આચારક્ષેત્રમા ઘટાવી બતાવે છે એ સૂત્રમા કહે છે કે, 'તમે કોઈ પણ આચાર સ્વીકારો તે તમારા વિચારમાથી ઝરતો હશે. એટલે કે, એ આચાર તમને સ્વાભાવિક, વિકાસકર અને ઉન્નતવાહી હશે પણ તેથી એમ ન માનતા કે એ જ સૌ માટે સાચો હોય બીજાનો ભિન્ન આચાર પણ એવો જ સત્ય હોઈ શકે છે માટે તમે તમારા આચારને શ્રેષ્ઠ માની અભિમાનથી છકી ન જતા નહિ તો તેટલા જ માત્રથી તમારું પતન થશે—આચાર પછી ભલેને સોનાનો પણ કેમ ન હોય'

એટલે આ સૂત્ર વિચારક્ષેત્રના સ્યાદ્વાદ જેટલા જ મહત્ત્વનું આચારક્ષેત્રનું સિદ્ધાંતકથન છે જરાક ઊંડા ઊતરીને જોશો તો જણાશે કે, નાના નાના વાડા, ગચ્છો, સંપ્રદાયો, વગેરેની સંકુચિતતા માત્રનો ઉદ્ગમ આચારક્ષેત્રના આ મહાન સિદ્ધાંતને ભૂલવામાથી થાય છે. એક વ્યક્તિ પોતાના આચારની શ્રેષ્ઠતાથી ગર્વ કરે તો તે અભિમાન-ઘોડે ચડીને પડ્યાના દાખલા આપણા શાસ્ત્રોમા પાર વગરના છે તેવી જ રીતે, એક આચારવાળો સમૂહ સંપ્રદાય બાંધે ને પછી પોતાનુ અભિમાન વધારે તો શુ થાય એના દાખલા ઇતિહાસને પાને ઓછા ટકાયેલા છે? મારે કહેવુ જોઈએ કે, શાસ્ત્રોએ વ્યક્તિ માટે જેટલો વિચાર કર્યો છે ને તેના પાપભયસ્થાનો વિચારી તેને જેટલો ચેતવ્યો છે, એટલો સમૂહને કે આખા સમુદાયને નથી ચેતવ્યો તેથી તો, ઘણી વાર અમુક શાસ્ત્રના અમુક વિધાનને જ લઈને સંપ્રદાયી આગ્રહ અને સંકુચિતતાઓ ઊપજવા પામી છે એમાંથી અપાર હિંસાઓ પણ ઊપજી છે અરે, જે ધર્મ અહિંસા પ્રવર્તાવવા તાકે છે તેમા જ ને [illegible] આવી સંકુચિતતાને કારણે હિંસા જન્મતી આજ આપણે જોઈએ છીએ

આવા પ્રકારની અસહિષ્ણુતા ને સંકુચિતતાથી એક જે વ્યાપક અનિષ્ટ ઉત્પન્ન થાય છે એને ઉદાહરણરૂપે આપીને મારા કહેવાની મતલબ સમજાવીશ. આ વ્યાપક અનિષ્ટ તે આપણા સમાજમાં ઝેર જેવો થઈ પડેલો ઊંચનીચભાવ છે. મેં ઉપર કહ્યું કે, વ્યક્તિ અભિમાન કરે તો તે અસહિષ્ણુ થાય, અભિમાની બને, ને અધ્યાત્મ-માર્ગમાંથી પડે. સમૂહ જો અભિમાન કરે તો બીજા સમૂહથી પોતાને ઊંચો માને, તેની અવજ્ઞા પછી કરે, તેને અલગ પણ રાખે, પોતાનો જ વિચાર ને યોગક્ષેમ વિચાર્યા કરે, અને કાળાંતરે સમૂહમાં ને સમાજમાં સડો પેસાડે. મને લાગે છે કે, ઊંચનીચભાવના ઝેરનું મૂળ આચારધર્મના આપણે અત્યારે વિચારેલા રહસ્યના અજ્ઞાનમાં રહેલું છે.

૩

આને અંગે, આજના આપણા સમાજમાં મોટા પ્રશ્નોરૂપે ઊભા થયેલા કેટલાક દાખલા ટાંકીને હું આજનું ચિંતન પૂરું કરીશ. આપણાં હરિજન ભાઈબહેનોનો દાખલો તો તરત જ તમારા મનમાં આવી ગયો હશે એમ માનું છું. એટલે એને અહીં વિશેષ વખત નથી આપતો. એકબે બીજા દાખલાઓ લઈને મારું મંતવ્ય સ્પષ્ટ કરવા મથીશ.

ખ્રિસ્તી પાદરીઓએ એમના ધર્માભિમાનમાં આવી જઈને જંગલી કોમોને animist કહી તુચ્છકારી છે ને એમનામાં ધર્મબુદ્ધિ નથી એમ, પોતાના અભિમાનમાં આવી જઈને માન્યું છે. અરે, એમણે તો હિંદુધર્મ કે ઇસ્લામને પણ હીણા માનવા ને ગણવાની હિંમત કરી છે. આ અભિમાન તો ધર્મક્ષેત્રમાં થયું. એને જ મળતાં બીજાં પરિણામો જુઓ તો, રંગદ્વેષ, જાતિદ્વેષ ઇત્યાદિ અનેક આજ જગતમાં ઊપજ્યાં છે તે આપ જાણો છો.

પણ મારે ખાસ દાખલો આપવો છે તે તો દારૂબંધીનો. આપણે કહીએ છીએ કે, બધા ધર્મોમાં દારૂની મના કરેલી છે. પરંતુ પીનારા કેટલા બધા છે ! પરંતુ પીનારનો મોટો ભાગ નીચલા વર્ણોમાં કારખાનાંના મજૂર અને પછાત કોમોના લોકનો હોય છે. આનું કારણ શું ? ઉપલા વર્ણો નીચેના વર્ણો તરફ એક જ વૃત્તિ રાખે છે ને તે ઉપેક્ષાની. જો કે, તેમની મજૂરી ચૂસવાની વાત તો નથી છોડતા. તમે સ્મૃતિ જુઓ તો ત્યાં પણ ત્રિવર્ણના મદ્ય-નિષેધની વાત મળે ! જાણે કે ચોથો વર્ણ જ સમાજમાં નથી, કે જાણે એમનાં સુખ ને ઉન્નતિ એ ત્રિવર્ણનું કામ ન હોય ને ! આ ઉપેક્ષાની પાછળ એ જ ઊંચનીચભાવની બૂ આવે છે 'અમે આચારધર્મમાં આગળ છીએ; તમે નથી. તમે વેગળા રહો'—એ જ જાતની જાણે મનોવૃત્તિએ આ સડો ન ઊભો કર્યો હોય, એમ જ લાગે છે.

જરાક વિષયાંતર કરીને અહીં આજે ગાંધીજીએ સૂચવેલા દારૂબંધીના કામનો ઇસારો કરતો જાઉં. એ આજ કહે છે, 'દારૂમાંથી ખાસ બચાવવા છે આપણે મજૂર અને હરિજનો તથા એવી પછાત કોમોને.' આ એમના આદેશને જો જૂના સ્મૃતિકારોની મેં ઉપર કહી તે વાત જોડે સરખાવો, તો સૈકાથી સ્મૃતિઓએ જે દોરવણી આપી નથી એ આજના સ્મૃતિકાર આપણને આપે છે. આ પુણ્યપર્વને ટાંકણે હું ગાંધીજીના આ કાર્યને એ રીતે જોવાનું ને તેમાં યથાશક્તિ ભાગ લેવાનું આપને સૂચવું છું. ગાંધીજીનાં કાર્યો શુદ્ધધર્મપ્રેરિત છે એ તમારે તો જાણવું ને સમજવું જોઈએ. સમાજમાં અહિંસાના પ્રચાર અર્થે એ બધાં વિચારાય છે. અહિંસાના પૂજારીઓએ તો એમનું રહસ્ય પ્રથમ પકડવું ને અપનાવવું જોઈએ.

એક બીજો દાખલો આજના જ યુગ-પ્રશ્નનો આપીને મારું ચિંતન પૂરું કરીશ. આજકાલ એક એવી વૃત્તિ જોવામાં આવે છે કે, 'અમે તો અહિંસાના પૂજારી; અમારી જ વસ્તુ આજ ગાંધીજી ખીલવે છે. અહિંસા એ હિંદુધર્મનું મહાન લક્ષણ છે.' અને આ વૃત્તિ ધારીને કેટલાક લોક એક પ્રકારની ખોટી ઉચ્ચતા કલ્પે છે. ગયા જમાનામાં આ વૃત્તિ પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિની સરખામણી કરવા દ્વારા વ્યક્ત થતી. આ વૃત્તિ પણ કદાચ દોષિત હોય, જો આપણે તેનો મર્મ પામ્યા વગર માત્ર બોલ્યા જ કરીએ.

આજ યુરોપમાં ને આખા જગતમાં યુદ્ધનિષેધની વાતો ખૂબ થાય છે સાથે જ યુદ્ધની તૈયારીઓ પણ એટલી જ ચાલે છે આપણે અહિંસાને નામે ઉચ્ચતા સમજનારા એ વખતે શું કરીએ? માત્ર પેલી વૃત્તિ જ બતાવ્યા કરીએ? તો તો કાંઈ વળવાનું નથી. આપણી અહિંસા લજવાશે અને હિંસાકાંડમાં જ જાણ્યે કે અજાણ્યે ને મને કમને આપણે સંડોવાવાના. આપણે આ બાબતમાં ગાંધીજી પાસેથી એક મોટી વસ્તુ શીખવાની છે. હમણાં જ તમે આંદામાનના ત્રાસવાદી કેદીઓનું નિવેદન પ્રસિદ્ધ થયેલું જોયું હશે. રાજકારણમાં અહિંસાના ગાંધીજીના પ્રયોગનો એ અપ્રતિમ વિજય છે. એ વિજય એમણે ખાલી અહિંસાવૃત્તિ પોકારી પોકારીને નથી મેળવ્યો. હિંસાથી વધારે પ્રબળ ન માનો તોપણ તેના જેટલી તો ખરી જ, એવી અહિંસાશક્તિ પ્રત્યક્ષ વ્યવહારમાં સિદ્ધ કરી બતાવીને તેમણે પેલા હિંસાવાદીઓને હિંસામાંથી વારી આણ્યા છે. એમ જ, જગતને જો યુદ્ધનિષેધ કોઈ પણ શીખવવાનું મહાન બીડું ઝડપવું હશે, તો તેણે તે જ રસ્તો લેવો પડશે. યુદ્ધ વગર રાષ્ટ્રોનો વ્યવહાર ચાલી શકે છે એ શક્ય કરી બતાવવું પડશે. આપણ અહિંસા પોકારનારાઓએ આ પ્રયોગની તૈયારી કરવાની છે. સ્વરાજ તો આવવાનું જ છે,—વરસે નહિ તો પાંચસાત વરસે. પછી હિંદ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે શું કરશે? ત્યારે તે યુદ્ધો જ કરવાં પડે એવો આચાર ધડશે, કે જેવો દાવો તેના અહિંસાધર્મના માનનારા કરતા આવ્યા છે તેને સિદ્ધ કરવા સક્રિય પગલાં ભરશે? અહિંસાધર્મે આ તેનો છેવટનો વિજય કરવાનો બાકી છે. તમને ખબર છે કે, શ્રી. કિશોરલાલભાઈએ ધર્મો સામે એક કડવી પણ સાચી ફરિયાદ કરી છે કે, એક જગતનો પ્રધાન ધર્મ ઠોકીને નથી કહેતો કે મનુષ્ય સર્વથા અવધ્ય છે. આવતી કાલના ધર્મે આ જાહેર કરવાની તાકાત મેળવવાની છે. જે ધર્મ તે તાકાત મેળવશે તે વિશ્વધર્મ થઈ શકશે. બાકી આજે તો જગતમાં બધે જ, એક યા બીજે નામે, આ કે તે રૂપાળા દેખાડાતા કારણે, ઊંચનીચ-ભાવનું જ રાજ ચાલે છે. અને એ ભાવ ધર્મનો મૂલથી ઉચ્છેદક છે. આચારાંગના સૂત્રમાં એ સામે ચેતવણી છે કે, વિચારની જેમ જ આચારમાં પણ નમ્રતા, અહિંસા, ઉદારભાવ જોઈએ. નહિ તો એક માત્ર જે મત્ય ધર્મ છે—જીવનધર્મ—તેનો હ્રાસ થશે. એ હ્રાસ જગતમાં ચાલે જ છે. અને એને રોકવા જગતની સમગ્ર ધર્મશક્તિ હમેશ મથતી આવી છે. આવાં પચ્યૂસણ જેવાં પર્વો પર એ ધર્મશક્તિનું સંગઠન કરીએ, સંવર્ધન કરીએ.

———o———

# પાનગોષ્ઠિ

**સ્ત્રી**પુરુષોની સમાનાધિકાર વિષેની લડાઈમાં મને જેટલો રસ છે તેટલો બીજાને ભાગ્યે જ હશે. આ ઉપરથી હું સ્ત્રીપક્ષનો કે પુરુષપક્ષનો હિમાયતી છું એમ માનવાની કોઈ ભૂલ ન કરે. કહેવાય છે કે કલાનું ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વરૂપ તો આ છે: 'કલાની ખાતર કલા.' ત્યાર પછી તો કવિતાની ખાતર કવિતા, ગદ્યની ખાતર ગદ્ય, પદ્યની ખાતર પદ્ય—અને એવા ઘણા પ્રયોગો થઈ શકે. એટલે મને પણ જે રસ છે તે સમાન કે અધિકાર એ વિષેનો નથી—લડાઈની ખાતર લડાઈનો રસ છે. ખરી રીતે કાવ્યની પરિભાષા પ્રમાણે હું કહી શકું કે મારો લડાઈનો રસ એ તો મારો સ્થાયીભાવ છે.

એટલે જ્યારે મેં એમ સાંભળ્યું કે સ્ત્રીઓ જ મ્યુનિસિપાલિટીમાં હોઈ શકે, અને કેળવણી પણ સ્ત્રીઓ જ આપી શકે અને બીજું તો એવું ઘણું સ્ત્રીઓ જ કરી શકે ત્યારે મને બહુ આનંદ થયો. અને હરેક સમજુ નાગરિકને થવો જોઈએ; આ ઉપરથી અલબત્ત હું નાગરિક છું ને સમજુ છું એ ફલિત થાય છે. સ્ત્રીઓ જે મ્યુનિસિપાલિટીઓમાં બેસશે તેમાં ઘણા ઘણા વિનોદાત્મક લાભો છે. પહેલું તો ચકલી છૂટી રાખવાથી પાણીનો બગાડ થાય છે તે તરત બંધ થશે. બીજું બંગડીબજાર અને ચાંદલા-બજાર ને કાપડબજારની શોભા વધશે. ત્રીજું—અને અગત્યનું તો એ કે મ્યુનિસિપાલિટીની શુષ્ક કાર્યવાહીમાં ગરબાનું તત્ત્વ દાખલ થશે. પરંતુ આ લખતી વખતે કેટલીક બહેનોએ બંગડી અને ચાંદલા સામે ઝુંબેશ ચલાવેલી તે મને યાદ આવે છે. કેટલાક માને છે કે ચાંદલો એ ગુલામીનું ચિહ્ન છે. કેટલાક માને છે કે બંગડીઓ એ ઈ. સ. પૂર્વે આઠમા સૈકામાં જંજિરો હતી. અને સ્ત્રીઓ નાસી ન જાય માટે બન્ને હાથમાં જંજિરો નાખી એ જંજિરોને એક અદૃશ્ય તારથી સાંધી, એ તારનો બીજો છેડો પુરુષો હાથમાં રાખતા. હોકો—અથવા એ વખતે હોકાનો ચાલ ન હોય તો—સોમરસ પીવા બેસતા ત્યારે પણ એક છેડો હાથમાં લટકાવી રાખતા. એ ગમે તેમ હોય પણ મને જે એક રસિક માનભર્યો સમાધાનમાર્ગ મળ્યો છે તે હું રજૂ કરું છું. ચાંદલાનો તદ્દન ત્યાગ ન કરતાં બહેનોએ પતિ સાથે એની વહેંચણી કરી લેવી. એટલે જે ગોળાકાર ચાંદલો થાય છે તેને બદલે અર્ધગોળાકાર કરવો અને તે એવી શરતે કે બીજો અર્ધગોળાકાર પુરુષના કપાળમાં હોવો જોઈએ. આમાં એક મુશ્કેલી છે તે મારા ધ્યાન બહાર નથી. જેમના કપાળમાં સાંપ્રદાયિક ચિહ્ન હોય તેમણે શું કરવું? દાખલા તરીકે, જૈનભાઈઓ પીળો ચાંદલો કરે છે તેમણે આ અર્ધચંદ્ર લાલધ્વજને ક્યાં લટકાવવો એ એક મહાપ્રશ્ન થશે. તેમજ બીજાં સાંપ્રદાયિક ચિહ્નો સાથે આનો મેળ કેમ મળે? વળી આ બાબતમાં સ્ત્રીઓ સત્યાગ્રહ કરે તો ધર્મ પહેલો કે સ્ત્રી પહેલી—એવો ધર્મસંકટનો પ્રશ્ન પણ ખડો થાય. પણ એ તો એક વખત તમે રિવાજ પ્રચલિત કરો

એ પછી તેના સમાધાનમાર્ગ મળી રહે છે. આપણે ખાદીની થેલી શરૂ કરી તો પછી ખાનાવાળી થેલી, લાકડીવાળી થેલી, ભરેલી થેલી, વણભરેલી થેલી, ચિત્રિત થેલી, અચિત્રિત થેલી, એવા ઘણા ઘણા સુધારાઓ પ્રવેશ્યા: અને છેવટે, સાદી થેલી આવી અને ઊડી ગઈ, પણ સુધારાઓ બળવાન બની કાયમ થઈ ગયા; મારા માનવા પ્રમાણે હજી પણ એ થેલીમાં સુધારાને અવકાશ છે. સ્ત્રીઓની ખાસ થેલી કરવામાં આવે ને તેમાં દાંતિયો, અરીસો, પીન, ચાંદલાદાબડી, કંકુદાબડી, બંગડીદાબડી રહી શકે તેવાં અપ્રગટ ખાનાં રાખ્યાં હોય તો તે વધારે ઉપયોગી થવા સંભવ છે. આવો સુધારો કોઈ દાખલ કરે તો હું આશા રાખું છું કે મને કોર્ટે જવાની ફરજ પાડયા વિના મારા કૉપીરાઈટનો કાંઈક વિચાર થશે.

હવે મૂળ ચાંદલાની વાત ઉપર આવીએ તો સપ્રદાયચિન્હની સાથે જ આ અર્ધલાલચંદ્રક રાખી શકાય, ધર્મ, અર્થ, કામ, મોક્ષ એવા હિંદુધર્મે જે ચાર વિભાગો પાડયા છે, તેમાંથી મોક્ષ સિવાયના ત્રણે વિભાગો એ રીતે હિંદુકપાળ ઉપર એક સાથે ફરી શોભશે. બંગડી વિષે પણ મારો તો એ જ અભિપ્રાય છે કે સ્ત્રીએ જમણા હાથમાં બંગડી પહેરવી અને ડાબો હાથ ખાલી રાખવો; જ્યારે પુરુષે ડાબા હાથમાં બંગડી પહેરી જમણો હાથ ખાલી રાખવો. છતાં આ જમણાડાબાના નિયમને હું બહુ સખત ન બનાવતાં છૂટછાટ મૂકી શકાય તેવો ગણું છું. ખરી રીતે એ પ્રશ્ન પતિપત્નીએ એકાંતમાં ચર્ચી નક્કી કરી લેવા જેવો છે. હા, બહેનોના હિતની ખાતર અને દેવાળિયા પ્રત્યેની મારી ફરજને અંગે હું અહીં એક વિશેષ સૂચના આપવી આવશ્યક ગણું છું. મહેરબાની કરીને આ બંગડીઓનો વિભાગ કાચની બંગડી પૂરતો જ કે બહુ બહુ તો કચકડાની બંગડીઓ પૂરતો જ ચાલુ રાખજો; પણ કોઈ પણ હિસાબે એ પ્રમાણે સોનાની બંગડીના ભાગ પાડવાનું ધોરણ સ્વીકારવા જેવું નથી. હું ધારું છું કે આ રસિક માનભરેલો સમાધાની માર્ગ સૌ સ્વીકારે તો કેટલાક અટપટા પ્રશ્નોનો નિકાલ થઈ જાય. આપણે ત્યાં ખરા પ્રશ્નો બહુ અટપટા હોતા નથી, હોય છે તો એ ખરા પ્રશ્નો હોતા નથી. જ્યારે આવા પ્રશ્નો તો ઘણી રસિક ચર્ચા ઉપજાવી શકે તેટલી એમનામાં શક્તિ હોય છે. આવી રીતે સમાન અધિકાર ખાતર જો તમારે બરાબર જ ન્યાય આપવો હોય તો તો તમારે એ પ્રમાણે સ્ત્રીપુરુષનાં સઘળાં આભૂષણો સમાનભાગે વહેંચવા પડે. કાનના એરીંગ કે નાકની ચૂંક માટે જો પુરુષો આગ્રહ ન રાખે તો સ્ત્રીઓએ એ પ્રશ્નની છેડતી કરવી જ નહિ. સોનાને પોતાના નામમાં રહેલ 'સ' સાથે સંબંધ છે એમ ધારીને સોનબાઈ સિવાયની સઘળી વાતમાં સમાન અધિકારી ચર્ચા ચલાવવી. આ પ્રમાણે પુરુષો ધોતિયાં પહેરે છે તેને અર્ધાં રંગાવી શકાય, જ્યારે સ્ત્રીઓની સાડીને અર્ધી રંગવિહોણી રાખી શકાય. કેટલાક કહે છે સ્ત્રીઓ પુરુષો જેવો જ વેશ કાઢે તો પુરુષોનું અભિમાન ઊતરી જાય. એ હું સ્વીકારું છું કે પુરુષોનો વેશ પણ સ્ત્રીઓ સજે તો ઘણી રસિકતા ને વિવિધતાને એમાં સ્થાન મળે. તેમ જ એવો વેશ સ્વીકારવાથી સ્ત્રીઓને હલનચલનમાં પણ એક જાતની બિનસંકોચી છૂટ રહે. વળી સાઈકલસ્વારી માટે પણ એ વેશ સારો લાગે. પણ એ સઘળાં કરતાં મને તો એ વેષમાં કેટલીક સ્ત્રીઓ ખરેખર સુંદર લાગે છે, એ વાતનો વિચાર કરતાં ખેદ થાય છે કે કોઈ પુરુષને માટે ઉભયવેષ પરિધાનનો એ નિયમ લાગુ પાડી શકાતો નથી. અલબત,

સ્કૂલોમાં છોકરા, છોકરીઓનો પાઠ ભજવે છે, ત્યારે ઠીક લાગે છે, પણ એમાં તો એમની વયનું પણ કારણ હોઈ શકે. પણ એમના જ માસ્તરને બૈરીનો વેશ પહેરાવ્યો હોય તો એ ઘણો કઢંગો લાગશે. છતાં આ વેશની બાબતમાં હું તો ન્યાયની ખાતર હરેકના એક ધાગે બે કકડા કરવાના વિચારમાં માનું છું. સાડી અર્ધો પુરુષ પહેરે, અર્ધો સ્ત્રી. ધોતિયું અર્ધું પુરુષ માટે, અર્ધું સ્ત્રી માટે રહે. એથી તમે એમ ન માની બેસતા કે હું બન્નેને ન્યાય આપવા માગું છું, કે બેમાંથી એકને ન્યાય આપવા માગું છું. મેં તો શરૂઆતમાં જ તમને કહ્યું હતું કે જે મજા અધિકારની લડાઈ કરવામાં છે તે અધિકાર મેળવવામાં નથી. માટે અધિકાર ન મેળવવામાં મજા રહી છે. સરકાર એટલા માટે તો આપણી લડતનો રંગ માર્યો ન જાય, ને મેદાન ખાલી ન થઈ જાય, માટે હક કકડે કકડે આપે છે. આપે છે ત્યારે પણ એ આપે છે કે લઈ લે છે તેનો જ પત્તો લાગતો નથી. સ્ત્રીપુરુષના સમાનાધિકારની લડાઈ પણ, જો તમારે મરવા દેવી ન હોય તો તમારે ચાંદલા, બંગડી, કપડાં વગેરેમાં અર્ધો અર્ધ ફેરફાર સ્વીકારવા. એથી લડત મરશે નહિ, તમને આત્માનો સંતોષ રહેશે, અને એમને વધુ મેળવવાની ઇચ્છા જાગશે.

મને તો આ પગલું આપણા મહાન બ્રિટિશ મુત્સદ્દીઓના અનુકરણ જેવું લાગે છે— આપવું, પણ એટલું ન આપવું કે જેથી લડત મરી જાય. કેટલાક બ્રિટિશ મુત્સદ્દીઓની રાજનીતિ પર ફીદા થઈ જાય છે, પણ હું તો એમની આ માસ્તર મારે નહિ ને ભણાવે નહિ એવી શિક્ષણનીતિ પર ફીદા છું. તમે છાતી ઠોકીને કહી શકો ખરા કે તમને કાંઈ નથી મળ્યું? ખરી રીતે તમને શું નથી મળ્યું? પ્રધાનો તમારા છે, સભાઓ તમારી છે, વાતો તમારી છે, તમે ઘડીના છઠ્ઠા ભાગમાં તાડીનાં જૂનાં હાંડલાં ફોડી નાખ્યાં, એ જ પ્રમાણે દારૂના શીશાઓ ફોડી નંખાશે. [ અહીં હું એક અંગત વિનંતિ કરી લઉં. જો આવા શીશા ફોડે તો મહેરબાની કરીને તેનો બેઠકનો ભાગ સલામત રાખીને મને મોકલાવજો. એથી બગીચાનાં ઝાડની પાળો સારી શોભાવાળી મારે કરવી છે તે કરી શકું ]—તમે એમ કહી શકો કે તમને કાંઈ મળ્યું નથી? અને છતાં છાતી ઠોકીને કહો તો ખરા કે અમને કાંઈક મળ્યું છે! તમે બેમાંથી એક નહિ કહી શકો એમાં જ ખરી રાજનીતિ છે. તમે મૂંગા પણ રહી નહિ શકો, બોલી પણ ન શકો, કામ કર્યા વિના તમારો છૂટકો નહિ, ને છતાં તમે કામ કરી ન શકો. શું કહો છો, તમારા બધા ન્યાયાંબુધિ જખ મારે છે. મોટો તર્કવાચસ્પતિ આવે તો પણ આ કોયડો ન ઉકેલી શકે.

હાં, એક છેલ્લું ઉમેરી લઉં. મેં કહ્યું કે પુરુષવેશમાં કેટલીક સ્ત્રીઓ અદ્ભુત રીતે સુંદર લાગે છે તે ઉપરથી હું કવિ હોઈશ એમ ઘણાને શંકા થવાનો સંભવ છે. હું કવિ હોઉં કે અ-કવિ એ પ્રશ્ન ખરી રીતે એટલો મહત્ત્વનો નથી; હું કાવ્ય લખું છું કે નથી લખતો એ પ્રશ્ન મહત્ત્વનો છે. કવિ હોય તો કાવ્ય લખાય એ ઘણી જૂની માન્યતા છે. આધુનિક માન્યતા એવી છે કે કાવ્ય લખાય તો કવિ થવાય. એટલે હું કવિ કે અ-કવિ એ પ્રશ્ન અસ્થાને છે. પણ હું કાવ્ય લખતો નથી એ વાત સાચી છે. આ વાત મારે જાહેર તો એટલાં માટે કરવી પડી કે મને કવિ માનીને કોઈ કોઈ માનિની પુરુષ વેશમાં નજરે ચડી આવે, એવા હેતુથી કે વહેલે મોડે હું કાવ્ય લખીશ તો મારા તો ભોગ જ લાગે ના! એટલા માટે મેં કહ્યું કે હું કવિ નથી. બીજું, મારા મિત્ર દિલસુખરાય મને પૂછતા હતા કે

ગુજરાતીમાં એક પણ મહાકાવ્ય નથી, તો એ મહાકાવ્ય શું છે, કયાં મળે છે, આપણે ત્યાં આવી શકે કે નહિ, અને એની કિંમત શી પડતી હશે? મને એની કિંમત વગેરેની તો કાંઈ માહિતી નહિ, એટલે મેં તો એટલું કહ્યું કે એ તો પ્રજાકીય સંસ્કૃતિનો પરિપાક છે. પણ એમણે એ કાંઈ માન્યું નહિ. એમણે તો કહ્યું કે મહાનો અર્થ સમજાવો એટલે હું પ્રયત્ન કરીશ. મેં એમને કહ્યું કે મહા એટલે મોટું. ત્યાર પછી દિલસુખરાયે કોઈની સાથે ૭ હજાર પાનાંમાં સમાય એવડા એક કાવ્યનો કૉન્ટ્રાક્ટ કર્યો છે. ને એ કહે છે કે ૭ હજાર પાનાં હશે, જાડા કાગળ હશે, કદ હશે, પૂંઠું ખાસ કરીને સારું હશે, તો એ મહાકાવ્ય નીવડશે જ. હવે આપણી પેલી કહેવત પ્રમાણે, લાડીવાડીનાં નીવડયે વખાણ. પણ હું કવિ નથી એટલે જેમ કાવ્ય લખવાનો નથી, તેમ મહાકાવ્ય પણ કરવાનો નથી એવી સૌને ધરપત રહે માટે મારે આ ખાનગી વાત પ્રગટ કરવી પડી.

*

વડા પ્રધાનને મળેલા કેટલાક પત્રોનો સાર વર્તમાનપત્રોમાં પ્રગટ થયો છે, પણ તે મૂળ પત્રોની હકીકત જાણ્યા વિના તેમનો પૂરો રસાસ્વાદ લેવો મુશ્કેલ છે. મૂળ પત્રોમાંના કેટલાક નીચે પ્રમાણે છે. તમે પૂછશો કે આ પત્રો તમને શી રીતે મળ્યા, તો હું તમને સ્પષ્ટ કહું છું કે એ પત્રો મેં જોયા છે ને વાચ્યા છે. શી રીતે એ પ્રશ્નનો ઉત્તર જરા મુશ્કેલ છે, પણ એ તો લડાઈના વખતમા ટપાલ ખાતા ડાહ્યાડમરાં થઈ ને જાણે બિચારા કાંઈ જાણતા ન હોય તેમ પત્રો પહોચાડી દેતા પણ માંહ્યલા ગુણ મા'દેવજી જાણે એવી વાત હતી. એ જ નુસ્ખો આ પત્રો માટે કામ આવી શકે. હવે પત્રો નીચે પ્રમાણે છે:

## પત્ર ૧

મે. મુરબ્બી મોટા પરધાનની સેવામાં. લિ. પટેલ મરઘાભાઈ મથુરભાઈ તથા શનાભાઈ મથુરભાઈ. જત લખવાનું જે અમે બન્ને ભાઈઓએ છેતર સહીયારું વહેંચલું હતું. પણ છેતરને શેઢે એક ઝાડવું ઊભુ છે નેની તકરાર ઊભી છે. ઝાડવું ઊભુ છે ત્યાં સુધી તકરાર ઊભી છે માટે કાં ઝાડવું કાપવાની રજા અપાવો નકર માથા કાપવાની રજા અપાવો. બીજું, સવરાજમાં આવું અંધેર થાશે એ અમને ખબર નતી, નહિંતર અમે અમારા વોટ તમને ન આપતાં, અમારા કાકાના દીકરા ભાઈ વનાભાઈ ને આપત. વનાભાઈનો ઉકરડો અમારા ઘરની આથમણી કોર અને અમારું ઘર ઉકરડાની ઉગમણી કોર છે. એ ઉકરડો અમારા કરા પાસે છે એને બદલે જો વનાભાઈની ભીંતે જાય તો અમને ને આખા ગામને ત્યાં ખાતર ભેગું કરવાની સજો થાય એમ છે. માટે વનાભાઈ એનું ખાતર અમારા કરા પાસે ન નાખે, પણ અમે અમારું ને આખા ગામનું ખાતર ન્યાં નાખીએ એવું કરી આપો. આ તો તો તમને વોટ આપ્યો ઇ પરમાણ.

## પત્ર ૨

મે. મુરબ્બી વિદદ્વર્ય પ્રધાનશ્રી મહાપ્રધાનની સેવામાં. લિ. માસ્તર અમથાભાઈ છગાભાઈ ને નરહરભાઈ બબાભાઈ. જત લખવાનું કે હમણાં હમણાંમાં કેળવણી ખાતામાં ઘણું અંધેર ચાલે છે. પ્રાથમિક કેળવણીમાં ખરા માણસો મળતા નથી; અને ખરા માણસો જ્યાં હોય છે ત્યાં પ્રાથમિક કેળવણી હોતી નથી. એનું એક જ ઉદાહરણ આપું: અમારા

કાકાના દીકરાએ એક ચોપડી લખી છે તે અમારી સ્કૂલમાં પણ ચાલતી નથી. અને બીજાની ચાલે છે. અમારા કાકાના દીકરાએ ચોપડી લખી છે તે ઘણી સરસ છે. એની ખાતરી એ કે અમે પણ એ સમજી શકીએ છીએ ને છોકરાઓ પણ એ સમજી શકે છે. એટલે અમારે સમજાવવાપણું રહેતું નથી. આવી સહેલી ચોપડી મૂકીને અઘરી ચોપડીઓ નિશાળમાં ભણાવવામાં આવશે તો એથી સૌના મગજનો ખોડો નીકળશે અને બીજું બધું તો ઠીક, પણ હમણાં હમણાંમાં આ મગજમારીનાં કામ બહુ વધે છે એ સારું નથી. હમણાં હમણાંમાં કવિતાઓ પણ એવી લખાય છે કે જે છોકરાઓ વાંચી જાય છે, ને માસ્તરને ખબર પણ હોતી નથી. માટે આ સઘળી ઝડપી કેળવણીથી ઘણું નુકસાન થાય છે. માટે થોડુંક કેળવણીનું ઊંચું ધોરણ કરવાની જરૂર છે અને તે માટે અમારા કાકાના દીકરા ભાઈની લખેલી ચોપડી દાખલ કરવાથી ફાયદો થશે. કારણકે એમણે એમાં દેશીનામાને કવિતાના રૂપમાં સમજાવ્યું છે. તો મરજી મુજબ કરવા વિનતી છે.

[ પ્રધાનોને મળેલા બીજા પત્રો ને અમર કાવ્યો રચવાની ચાવી—વગેરે આવતા અંકમાં. ]



## પંથ–સામ્ય

દેવજી રા. મોઢા

આંખો પર પાટા બાંધીને
હાથે હાથ લઈ દોરીને
ચોક વચોવચ મૂકી જઈને
છોડ્યા લોચન બંધ!

અગણિત રસ્તા ફુટતા ત્યાંથી
એક એક ચડે બીજાથી
અનેકવિધ એ પંથમહીંથી
ગ્રહવો કિયો પંથ?

આમ વિવેકહીણો : મુંઝાઉં
ત્યાં મારે કાને સંભળાયુંઃ
"સઘળા એક સ્થળે જનારા,
શાને કરતો ફંદ?
મહીં લે ચાહ્યસો પંથ."

# રાજા ભોજનો સમકાલીન કાલિદાસ બીજો

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

**कालिदासत्रयी किमु** એ પ્રકારની પ્રસિદ્ધ ઉક્તિ છે અને કાલિદાસ નામના એક કરતાં વધારે સંસ્કૃત કવિઓ પ્રાચીન કાળમાં થઈ ગયા છે એટલું તો ઘણા વખતથી નિર્વિવાદ સિદ્ધ છે. વળી શાકુંતલાદિ નાટકો અને કુમારસંભવાદિ કાવ્યોના પ્રણેતા અને કવિકુલગુરુ જેવું સ્પૃહણીય પદ પ્રાપ્ત કરનાર મહાકવિ કાલિદાસ તે સૌથી જૂના ઇ. સ. છઠ્ઠા શતક પહેલાં ઘણું કરી ગુપ્ત સામ્રાજ્યનો મધ્યાહ્ન તપતો હતો તે કાળે થઈ ગયા એવુ પણ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસવિદોને બહુમતે મનાય છે.

પણ કાલિદાસ કૃત તરીકે, સંસ્કૃત ગ્રન્થસૂચીઓમાં રઘુવંશાદિ ૭–સાત ઉપરાંત જે અનેક ગ્રન્થોનાં નામો મળે છે તે ગ્રન્થોનો કર્તા રઘુવંશાદિના કર્તાથી જુદો તથા પછી થયેલો એટલી વાત સર્વમાન્ય હોવા છતાં એ બીજો કાલિદાસ ક્યારે થઈ ગયો, એના ગ્રન્થો કેટલા? અને ત્રીજો પણ કાલિદાસ હોય તો એ ક્યા ગ્રન્થોનો કર્તા તથા ક્યારે થઈ ગયો એ બધું અંધારામાં હતું.

બીજી તરફથી કાલિદાસ અને ભોજ સંબંધી જે દંતકથાઓ બલ્લાલના ભોજપ્રબંધના વખતથી પ્રચલિત છે તે દંતકથાઓવાળો કાલિદાસ ઐતિહાસિક વ્યક્તિ હતો કે કલ્પિત એ પણ અત્યાર સુધી સંદિગ્ધ હતું. પરંતુ હમણાં થોડો પ્રકાશ મળ્યો છે. જેથી નાનાર્થશબ્દરત્નકોષ નામના એક ગ્રન્થનો કર્તા મહાકવિ કાલિદાસ ભોજનો સમકાલીન હતો એમ ચોક્કસ જણાય છે.

શ્રી. કન્હૈયાલાલ પોદ્દાર નામના વિદ્વાને હિંદી માસિક 'માધુરી'ના ૧૯૩૭ જુલાઈના અંકમાં 'મહાકવિ કાલિદાસ અને દિઙ્નાગ' શીર્ષક લેખમાં મદ્રાસ ગવર્નમેન્ટ હસ્તલિખિત પુસ્તકોની સૂચિમાંથી નીચેનો ઉલ્લેખ પ્રગટ કર્યો છે. "નાનાર્થશબ્દરત્નકોષના પ્રારંભમાં નીચેનો શ્લોક છે.

स्वमित्रकालिदासोक्तशब्दरत्नार्थगर्भितां ।
तरलाख्यां लसद्व्याख्यामाख्याते तन्मतानुगाम् ॥

અને એ જ ગ્રન્થને છેડે લખ્યું છે કે:—

इति श्रीमन्महाराजशिरोमणिश्रीभोजराजप्रबोधितनिचुलकवियोगिचन्द्रनिर्मितायां महाकविकालिदासकृतनानार्थशब्दरत्नकोषरत्नदीपिकायां तरलाख्यायां सर्वं तृतीयनिबन्धनम् ॥

(મદ્રાસ ગવર્નમેન્ટ હ–પુ–સૂચિ. સન ૧૯૦૬ પૃ ૧૧૫૭)"

આ ઉલ્લેખોથી ચોક્કસ નિશ્ચય થાય છે કે મહારાજ ભોજરાજના સમયમાં એક કાલિદાસ થઈ ગયો છે, જેને તેના મિત્રો મહાકવિ કહેતા હતા. હવે આ દેશના મધ્યકાલીન ઇતિહાસમાં ભોજ નામના એક કરતાં વધારે રાજાઓ થઈ ગયા છે. અને ઉપલા ઉતારામાં ભોજ ક્યાંના રાજા હતા એ કહ્યું નથી. તેમ જ એનો સમય પણ નથી નોંધ્યો. છતાં દંતકથાને આધારે આ ભોજ તે માળવાનો પ્રખ્યાત દાનવીર રાજા ભોજ (લગભગ વિ. સ. ૧૦૫૫ કે ૬૦ થી ૧૧૧૦) એમ માનવામાં વાંધો નથી.

આ રાજા ભોજનો સમકાલીન મહાકવિ કાલિદાસ કોઈ નિચુલ કવિનો મિત્ર હતો અને તે નિચુલે આ કાલિદાસના ગ્રન્થ ઉપર ઉપરના ઉલ્લેખ વાળી ટીકા લખી હતી. એ હકીકત ઉપરથી વખત જતાં ગડબડ થઈ ને–રઘુવંશાદિના કર્તા મહાકવિ કાલિદાસ અને નાનાર્થશબ્દરત્નકોષના કર્તા અને નિચુલના મિત્ર કાલિદાસ બે ય એક જ હોવાની ભ્રાન્તિ ઉત્પન્ન થવાને પરિણામે મેઘદૂતના એક શ્લોકમાં પ્રયુક્ત નિચુલ શબ્દમાં શ્લેષથી કાલિદાસના મિત્ર નિચુલનું સૂચન હોવાની જે કલ્પના ટીકાકાર મલ્લીનાથે કરી છે તે આધાર રહિત ઠરે છે. એ શ્લોક નીચે પ્રમાણે છે :

अद्रेः शृङ्गं हरति पवनः किंस्विदित्युन्मुखीभि
र्दृष्टोत्साहश्चकितचकितं मुग्धसिद्धांगनाभि:।
स्थानादस्मात्सरसनिचुलादुत्पतोदङ्मुखः खं
दिङ्नागानां पथि परिहरन्स्थूलहस्तावलेपान् ॥[1]

આ શ્લોકમાં કહેલો દિઙનાગ એ પ્રસિદ્ધ બૌદ્ધ નૈય્યાયિક દિઙનાગ અને નિચુલ એ કાલિદાસનો મિત્ર કવિ; અને કાલિદાસે પોતાના પ્રતિસ્પર્ધી દિઙનાગનો ગર્વ ઉતારવાનો ધ્વનિ શ્લેષથી આ શ્લોકમાં ખાસ કરીને ચોથી પંક્તિમાં રાખ્યો છે એમ મલ્લીનાથ કહે છે. મલ્લીનાથની આ કલ્પના ઉપર વિશ્વાસ રાખી દિઙનાગના સમય ઉપરથી કાલિદાસનો સમય નક્કી કરવાનો અનેક પાશ્ચાત્ય તેમજ અત્રત્ય વિવેચકોએ પ્રયત્ન કર્યો છે. દિઙનાગનું કહેવાતું કુન્દમાલા નામનું નાટક બહાર આવ્યા પછી આ તર્કપ્રણાલીને નવું જોર મળ્યું હતું.[2] પણ શબ્દરત્નકોષની તરલા ટીકાની ઉપર ઉતારેલી પુષ્પિકાના પ્રમાણથી કાલિદાસનો દિઙનાગ પ્રતિસ્પર્ધી હોવાની મલ્લીનાથની કલ્પના ઊડી જાય છે. અને ખરી ઐતિહાસિક હકીકત એટલી જ લાગે છે કે એક કવિ નિચુલનો મિત્ર મહાકવિ કાલિદાસ હોવાની મલ્લીનાથને ખબર હતી પણ એ રઘુવંશાદિનો કર્તા નહિ પણ રાજા ભોજનો સમકાલીન અને શબ્દરત્નકોષનો અને કદાચ બીજા પણ ગ્રન્થોનો કર્તા કાલિદાસ બીજો હતો એ ખબર નહોતી. પણ હવે ભોજના સમયમાં, દંતકથા કહે છે તેમ, એક કાલિદાસ હતો એ ચોક્કસ ઠરે છે. અલબત્ત, બલ્લાલના ભોજપ્રબંધ વગેરેમાં આપેલાં એ કાલિદાસનાં સુભાષિતો શબ્દરત્નકોષના કર્તાનાં જ હશે કે પાછળથી ગમે તેણે જોડેલાં એ કહેવું મુશ્કેલ છે. અત્યારે એટલો જ નિશ્ચય થાય છે કે (૧) શાકુંતલ રઘુવંશાદિનો કર્તા કવિકુલગુરુ કાલિદાસ એ કાલિદાસ પહેલો–એ ઘણું કરી ઈ. સ. ચોથા શતકમાં થઈ ગયો; અને (૨) રાજા ભોજના સમયમાં શબ્દરત્નકોષનો કર્તા મહાકવિ કાલિદાસ બીજો. આ ભોજ તે માળવાનો પ્રસિદ્ધ ભોજ રાજા હોય તો આ કાલિદાસ બીજાનો સમય ઇ. સ. ૧૧ મું શતક ઠરે. (૩) ત્રીજો કાલિદાસ પણ હોવાનો સંભવ છે. પણ એના સમય કે એની કૃતિઓ વિષે કાંઈ ચોક્કસ જાણવામાં નથી.

---

૧ અદ્રિકેરું શિખર પવને શું ઊડે, એમ ધારી,
જોવાતો તું ચકિત બનતી મુગ્ધ સિદ્ધાંગનાથી
ઊડી વ્યોમે સરસ નિચુલ સ્થાનથી, ઉત્તરે, આ,
દિઙ્નાગોના સ્થૂળ કરતણો ગર્વ ઉતારતો જા. શ્લો. ૧૪
(કિલાભાઈનું ભાષાન્તર.)

૨ જુઓ 'માધુરી'ના ૧૯૩૭ મેના અંકમાં કુન્દમાળા નામનો પં. જાનકી વલ્લભ શાસ્ત્રીજીનો લેખ.

# ધાં બે રસ્તે

[ એક નાટિકા ]

પ્રિયવદન બક્ષી

[ સમય : ચૈત્રની એક સાંજના પાંચ સાડાપાંચ.

સ્થળ : ડુંગરાળ પ્રદેશમાંથી પસાર થતો એક ધોરી રસ્તો. રસ્તાની ધારે થોડેથોડે અંતરે ડાળીઓને ચોફેર ફેલાવતાં વૃદ્ધ વૃક્ષો જણાય છે. રસ્તાનો વચલો ભાગ ધૂળથી ભરેલો છે. ધીમો પવન આવતાં ધૂળ ઊડે છે.

વચ્ચે દેખાતા વૃક્ષને ઓથે મોટો ટેકરો છે. તેની બે બાજુએથી રસ્તાથી યે નીચી જતી પગથીઓ દેખાય છે. પશ્ચાદ્‌ભૂમિમાં ઊંચાનીચી અનેક ટેકરીઓ ને તે વચ્ચે ખાલી પડતી અનેક નીકાળીઓ દેખાય છે. દૂર દૂર ટેકરીઓને અડકતું આછું ભૂરું આકાશ છે.

નેપથ્યમાંથી વાર્તાલાપ સંભળાવો શરૂ થાય છે.]

પુરુષ: મૈમાતાનાં દરશન કરવા તો દૂરદૂરથી લોક આવે. ચ્યમ, ભૂલી ગઈ. ઓલ્યો કાળી કફનીવાળો મળ્યો'તો તે હાભરે છ ઓલ્યો કાણિયો. એની મા મૈશાગરમાં મરી ગઈ'તી.

સ્ત્રી: હોવે. હશે.

[ ત્રણ માગણિયા પ્રવેશે છે. પુરુષની ઉંમર ત્રીસેકની છે. તેણે જરા સ્વચ્છ કહી શકાય તેવાં વસ્ત્રો પહેર્યાં છે. માથે ફાળિયું વીંટ્યું છે. ખભે ચાદર નાખી છે. એક ખભે ઝોળી લટકાવી છે. એક હાથે સારંગી છે. બીજો હાથ છૂટો છે. સ્ત્રીની ઉંમર સ્પષ્ટ પરખાય તેવી નથી. છતાંય પુરુષની લગભગ હશે. તેણે ફાટ્યાતૂટ્યાં કપડાં પહેર્યાં છે. એક હાથમાં એક લાકડી છે. પાછળ ચાલતો છોકરો બારતેર વર્ષનો હશે. તેણે ઘૂંટણથી નીચી પછેડી, ને એક ફાટલું કથ્થાઈ ખમીસ પહેર્યાં છે. ખભે એક પોટલી ને એક હાથમાં દોરીલોટો છે.]

સ્ત્રી: (ઝાડ નીચે આવતાં) બેસેં અં. છાંયો હારો છે. ચ્યમ જીવા.

જીવો: હા, જગા હારી છે.

પુરુષ: બેહો ત્યારે.

[સારંગીને નીચે મૂકે છે. સ્ત્રી પગ વડે જગ્યા સાફ કરી બેસી જાય છે. પાછળ પુરુષ બેસે છે. આગળ છોકરો બેસે છે.]

પુરુષ: બહુ થાક લાગ્યો. નં? હરજ પણ કેવો તપેછ?

સ્ત્રી: બહુ દૂર નં હોય!

પુરુષ: (ફાળિયું નીચે મૂકતાં) ના રે ના; આ રયું

સ્ત્રી: તારે તો ઠીક.

પુરુષ: ઠીક હું કપાળ. (ચાદરને નીચે ગોઠવતાં) આજ આ રયું મૈશાગર, ને કાલ આ નરમદામાં. પરમ આ રઈ તાપીમાં. હું તડકો! હું તડકો!

[ જરા આડો થાય છે. છોકરો જરા સળવળે છે.]

જીવો : ભાઈ, આ લઉં ? [ સારંગી બતાવે છે. ]

પુરુષ : લ્યે, ભાઈ, લ્યે. હું તો મરી જઉં છું.

સ્ત્રી : ( છોકરાને ) કેમ ?

જીવો : મને પણે બેહવાનું મન થયુંછ. ઊંચે બેહીને વગાડેશ. ભાંગુ નૈં

સ્ત્રી : લૈ જા. જા. પડતો નૈં કૈં. શીળે બેહજે.

[ છોકરો હરખાતો સારંગી લઈને ઊઠે છે. પુરુષ ખેંચાતે સાદે બોલે છે. ]

પુરુષ : પડેશ તો દળવું મટશે. આ દળદળ કરીએ છ, તોયે હું ભલીવાર થ્યો.

સ્ત્રી : હારૂ.

[ છોકરો ચાલ્યો જાય છે. ]

પુરુષ : કહેને તારે હું ભલીવાર ? એના જેવડો હતો તારથી ગીતાં ગાઉં છું. રોજ મારો ભરથરી ને રોજ મારી પિંગળા. ને તોયે મારા પૈશા તો આ: આ હું, આ મારાં ચીથરાં, ને આ મારો સાંમન. જિંદગી હુધી દળ્યું, જિંદગી હુધી.

સ્ત્રી : રાજાને ત્યાં જનમવું'તું.

પુરુષ : બધા રાજાને તાં જનમે છે ? ને બધાને આ તડકો છ ? મા...રા બા...પ! એના કરતાં હોલા પકડતો હોત તો કૈં કમાત. બાપાએ ભગત બનાવ્યા, ને શીખવ્યું....

સ્ત્રી : હારૂ, કૈં બીજી વાત કર.

પુરુષ : નથી કરવી મારે જા. તડકામાં હુંડવઉં કાંથી ? તુંજ મને દુખ દે છે. નૈં તો કે દાંડાનો મરી ગ્યો હોત.

સ્ત્રી : એવું નાં બોલ.

[ બંને ચૂપ રહે છે. બંનેની પાછળ દેખાતી ટેકરીની ટોચ પર જીવો રસ્તા તરફ પીઠ રાખી બેસે છે. સારંગી પર ફરતી તેની લાકડી સૂર મેળવે છે. ]

લ્યો. હવે જીવલો શીખી ગ્યો. હવે તો રળતો ખપતો થહે.

પુરુષ : થ્યો રળતો. હૈં હું રળ્યો કે એ રળશે ? પેટ ભરશે, બીજું હું ? પણ મને તો એમ થયા કરેછ કે પેટ ભરવા કકડા જ વેણુવા.

સ્ત્રી : નસીબ એવાં. નૈં તો પ્રભુ...

પુરુષ : જનમાવત તને. કાલે રાતે નોંતુ હાંભળ્યું ? કાલ નાંત કરી તેની વાત નાં જાણી ? બાર વરહની ઉંમરે કચરો કાઢતો'તો. આજે પકવાંન જમાડે છે.

સ્ત્રી : તે નશીબ જ ને ? બીજું હું ?

પુરુષ : ના, નશીબ હાંનુ ? એની બુદ્ધિ, એનું કાંમ, ને એનું નશીબ.

[ શાંત પડી પગને જરા વધુ લાંબા કરે છે. થોડીવાર સુધી કોઈ બોલતું નથી. ]

નશીબ એકલું નૈં ! જો નશીબ તો આ ઝાડ પરથી હોનાની પોટલી પડે તારે માંનુ. પણ મે'નત કરીને હું કેરીઓ પાડી લાવું તો ?

સ્ત્રી : તે કરોને તારે.

પુરુષ : કરે હું ? મારામાં અક્કલ હોય કે નાં હોય. મે'નત તો કરૂં. પણ કાં કરું ?..

સ્ત્રી : તમે જુઠી ભરમણા કરોછ.

પુરુષ : ના. હું હાચું કઉં છ. કાં મે'નત કરવી ? એ તો એ જ દયણાં દળવાનાં. એ જ ઘાંચીની ઘાણી. દળવાનું ને ફરવાનું.

[ લાંબો સૂઈને હાથ લાંબા કરી પડી રહે છે. ]

સ્ત્રી : ( જરા નિરાંતે ઝાડને અઢેલતાં ) એ તમે જ એવા છો. ફોગટના દખી થાઓ છો. ભગવાંને જે આપ્યું છે તે જ ખરુ છે. હારો દા'ડો આવવાનો હશે તો બધીં હારી દશા હુઝશે.

[ પાછળથી છવાના ગીતના આછા આછા સૂરમાનો અવાજ મોટો થતા સ્પષ્ટ સંભળાય છે. બને શાન્ત પડી રહે છે. ]

જીવો : 'જેશવ કરી લે વિચાર, માથે જમનો છે ભાર;
રામણા જેવો છે સંસાર,
આવો ને જેશલરાય.'

સ્ત્રી : જીવાને આવડી ગીયું.

પુરુષ : હજી જરા વાર છે. પણ એને હું સારંગી નથી દેવાનો.

સ્ત્રી : ક્યમ ?

પુરુષ : ના. એ લેશે તો હું નૈં લેવા દઉં.

[ સ્ત્રી શાંત રહે છે. ]

આવી રીતે ચાલ્યા કરવાં ? કેટલું લાંબુ મારા બાપ ! કેટલો લાંબો રસ્તો ? એને છેડો જ નૈં.

સ્ત્રી : હારૂ, તારે તમારે હું કરવુ છ ?

[ પુરુષ જવાબ દેતો નથી વાળ ખંખેરતો બેઠો થઈ જાય છે. ]

કેમ ? હું કરવું છ ?

પુરુષ : કરે હું ? મને તો કૈં હુઝતું જ નથી. જાણે ઉંઘી જઉં.

સ્ત્રી : તારે બબડો છ હું કરવા ?

[ પાછળથી સારંગીના સૂર સાથે છૂટતો અવાજ પવનના સુસવાટા વચ્ચે સંભળાય છે. ]

'દેખાદેખી કરવા જાય,
દેખાદેખી . . .
દેખાદેખી કરવા જાય તે નર પાછળથી પસ્તાય.'

સ્ત્રી : હાંભળો.

પુરુષ : હાંભળુ છ.

સ્ત્રી : હું હાંભળ્યું ?

પુરુષ : તું હમજી તેથી બીજું. હું કાં દેખાદેખી કરું છ ?

સ્ત્રી : તારે અદેખાઈ ?

પુરુષ : ના.

સ્ત્રી : તો ?

પુરુષ : હું તો મારી વાત કરું છ. મેં કાં કોઈની વાત કરી ?

સ્ત્રી : તો હું કરવું છ ?

પુરુષ: ધંધો છોડી દેવો.છ. મારે ધંધો નથી કરવો. બીજું કૈં કરેશ. નૈં તો હોલા મારવા જૈશ. બહુ ભજનો ગાયાં. રીડો પાડી પાડીને ગાયાં.

સ્ત્રી: આ શિવાભગત...

પુરુષ: હા, હા; શિવાભગતનો છોકરો, શિવાભગતનો. બાપ ભગત તેમાં મારે હું? મારી નંખ્યા કોણ કરવાનું છ? મારું છે કોણ, ને હશે કોણ? આ જીવો? જીવાને મારી હાથે લેશ. બંને હંગાયમાં.

સ્ત્રી: તે પાપ કરવું છ?

પુરુષ: તારે પાપ નાં:કરું? મૈમાતાને ભોગ આપવા છ તારે?

સ્ત્રી: રાંમ રાંમ.

પુરુષ: ચ્યમ? તારે આવા તડકામાં ચાલ્યા જ કરવું છ.

સ્ત્રી: તમને ગમ નથી પડતી. તમને મારગ જડતો નથી. મારું ગરીબનું માંનો તો કશા વચાર નાં કરશો.

પુરુષ: તે:તે.ચાલે?

સ્ત્રી: હા, ચાલે. કાલનો દા'ડો જવા દે. પછી વચાર કરજે તારે.

પુરુષ: ચ્યમ? કાલે પુનમનો તે'વાર એટલે?

સ્ત્રી: હા.

પુરુષ: તેમાં આપણે:હું? ઘરબાર કે.હગાંવાલાં નૈં તો પછી તે'વાર હું કરવા?

સ્ત્રી: દનિયાંમાં રહેવા.

પુરુષ: આપણે દનિયાંમાં પણ નથી. આ બધું ખોટું છે, ને આપણે પણ ખોટાં છીએ.

સ્ત્રી: તો એના મોહ ચ્યમ કરો છ?

પુરુષ: ઉહૂ.

[પાછા ખસી થડને અઢેલે છે.]

સ્ત્રી: બોલો ને, લોકોને હંભળાવો છો તેવું તમે હાંભળો ને!

પુરુષ: ઉંહૂ.

સ્ત્રી: તમે હું ગાઓ છો?

પુરુષ: હં. નથી હાંભળવું. એ તો પેટ મારે.

સ્ત્રી: તો પેટ મારે ચાલ્યા કરો. પેટ ભરવું છ તો ભરાયા કરશે. હોલા મારવાથી યે પેટ જ ભરાશે. બંગલા નૈં બંધાય.

[પુરુષ પડી રહે છે. સ્ત્રી જરા બેઠી થઈ કપડાં ખંખેરે છે.]

સ્ત્રી: ચાલ ઉઠીએ. બહુ બેઠાં.

પુરુષ: ના બેશને. અંઈ જ બેશી રઈએ રાત હુધી.

સ્ત્રી: ને કાલે પેટ?

પુરુષ: મરશે. બેશ.

સ્ત્રી: ના. ઉઠ્યા વના ચાલે કે? ઉઠચ!

[પુરુષ ઉઠતો નથી. સ્ત્રી ઊભી થઈ પોતાની લાકડી હાથમાં લે છે.]

ચાલ ઊઠચને. ફાળિયું વીંટય.

[ પુરુષ ઊઠતો નથી. ]

જો આમ કે? ઊઠ્.

[ નીચી વળી પુરુષનો હાથ પકડે છે. ]

પુરુષ : મારે નથી ઊઠવું. નથી ચાલવું. અહીં બહુ ઠંડક છે.

સ્ત્રી : તે નાં બને. હાંજ પેલાં પોંચાશો શી રીતે? ઊઠ્.

[ હાથ ખેંચે છે. પુરુષ બેઠો થઈ જાય છે. તેના હાથમાં ફાળિયું દેતા ]

લે. પેર. તડકો શમ્યો ૭ જરા.

પુરુષ : ( ફાળિયું વીંટતા ) શમ્યો ૭ તડકો! મને તો થાય છે ક મરી જઉં.

સ્ત્રી : હાર્.

[ પુરુષ ઊભો થાય છે તેને ચાદર હાથમા આપે છે. પુરુષ તેને ખભે નાખી તૈયાર થાય છે. ]

પુરુષ : તું ન હોત તો ક્યારનો મરી ગયો હોત.

સ્ત્રી : તે કોણુ પૂછે છ્? ( ટેકરીઓ તરફ ભાળી ) જીવા, જીવા.

( જવાબ આવે છે ) ઓ.

સ્ત્રી : ચાલ ઊઠ. બહુ ગાયું.

[ બને ચાલવા માંડે છે. પગથી પરથી સારંગી વગાડતો જીવો આવે છે. ]

જીવો: 'લાંબા રે મારગ લાંબી કેડિયું, લાંબે રાંરજુના નીર,
લંકા રે લાડીજી બેશી રીયાં, નિત જપે રઘુવીર·
શીતા રે બેઠા લંકા વાડીએ.'

[ ત્રિપુટી આગળ ચાલે છે આગળ સ્ત્રી, પાછળ પુરુષ ને તેની પાછળ સારંગી વગાડતો નાનો જીવો. દશ્ય વિલાય છે. ]

# જાપાનની ચીનાઈ મુરાદ

રામભાઈ પટેલ

મહાયુદ્ધ પછી તરત જ ભાવિ યુદ્ધની આગાહી કરતાં જનરલ સ્મટ્સે કહ્યું હતું કે આવતી અથડામણોનું મુખ્ય ક્ષેત્ર યુરોપ અને ઍટલાંટિક કે ભૂમધ્ય સમુદ્ર નહિ પણ પાસિફિક હશે. છેલ્લાં પાંચ વરસના બનાવો એ બતાવે છે. યુરોપિયન અને ખાસ કરીને બ્રિટિશ સામ્રાજ્યવાદની જે આક્રમણકારી સ્થિતિ મહાયુદ્ધ પહેલાં પોણોસો વર્ષ દરમ્યાન માલૂમ પડી હતી એ સ્થિતિ મહાયુદ્ધ પછી જાપાનીઝ સામ્રાજ્યવાદની છે. ઊગતા સામ્રાજ્યવાદી રાષ્ટ્રનું એક મુખ્ય લક્ષણ આક્રમણવાદ હોય છે. છેક મહાયુદ્ધ પર્યંત ફ્રેંચ, બ્રિટિશ, બેલ્જિયમ, રશિયન ને ડચ સામ્રાજ્યવાદોનું મુખ્ય લક્ષણ આક્રમણકારી હતું. કાચા માલની શોધ ને તૈયાર માલનાં બજાર સિદ્ધ કરવા સંસ્થાનો મેળવવા માટે આજે જાપાનીઝ આક્રમણકારી સામ્રાજ્યવાદ પણ એ જ કરી રહ્યો છે. આંતરરાષ્ટ્રીય વિધાન, નીતિ કે સંધિપત્રોનાં બંધન જાપાનને ચીન ઉપર હલ્લો કરતાં અટકાવતાં નથી.

મહાયુદ્ધ પછી જાપાનમાં સામ્રાજ્યવાદી માનસનો ભારે વિકાસ થયો. એનું મુખ્ય કારણ એ હતું કે યુદ્ધ દરમ્યાન યુરોપીય રાષ્ટ્રોને વિગ્રહી સ્થિતિને કારણે પોતાનાં આફ્રિકન ને એશિયાટિક બજારો છોડવાં પડ્યાં હોવાથી એ ઉઘાડાં ને બિનહરીફ બજારોમાં પોતાનો માલ ઘુસાડવાની જાપાનને સારી તક મળી ગઈ હતી. કારણકે એ વિગ્રહભૂમિથી દૂર હોવાથી તદ્દન સીધી રીતે વિગ્રહમાં સંડોવાયું નહોતું. એ દરમ્યાન તૈયાર માલની કિંમત પણ બહુ ઊંચી રહી હોવાથી ભારે બીનહરીફ ખુલ્લાં પરદેશી બજારોમાં થતા ભારે વ્યાપારી લાભોને લીધે જાપાનમાં મોટી તેજી આવી અને એ તેજીએ ઔદ્યોગિક આબાદી તો આણી જ પણ યાંત્રિક ઉદ્યોગોના વિકાસને ભારે જોશ આપ્યું. જાપાનીઝ મૂડીવાદ ભારે આશાવાદી ને મજબૂત બન્યો. આ સ્થિતિએ એશિયાઈ પ્રભુત્વ મેળવવાની જાપાનીઝ આક્રમણવાદીઓમાં મહત્ત્વાકાંક્ષા પેદા કરી. આ ઉપરાંત મેળવેલું બજાર કાયમ રાખવા, વધારવા ને વધતા જતા ઉદ્યોગવાદને માટે જરૂરી કાચા માલનું સ્થાન પ્રાપ્ત કરવાની પણ જરૂર ઊભી થઈ. ચીન ભૌગોલિક દૃષ્ટિએ પોતાની તદ્દન નજીક હોઈ જાપાનની દાનત પહેલી એના ઉપર પડી. ચીન બીજા કોઈ યુરોપીય સામ્રાજ્યવાદનું સીધું સંસ્થાન પણ નહોતું બન્યું. અને ત્યાં રાજકીય એકતાને અભાવે રાષ્ટ્ર તરીકે ચીન મળ્યું પણ હતું. ઉપરાંત એ જાપાનને કાચા માલ માટે જોઈતું સ્થાન, તૈયાર માલનું મોટું બજાર અને વધારાની જાપાનીઝ મૂડીને નફાભર્યું રોકાણ કરવાની તક પૂરી પાડનાર પણ હતું. પરસ્પરની સ્પર્ધાને કારણે ફ્રેંચ, બ્રિટિશ કે અમેરિકન સામ્રાજ્યવાદી રાષ્ટ્રોમાંથી કોઈ કોઈ ને ચીનનો રાજદ્વારી કબજો પણ લેવા દે એમ નહોતું. આ બધી સાનુકૂળ તકો અને વિકસતા મૂડીવાદની અંતઃસ્થ આવશ્યકતાને લીધે જાપાન ચીન ઉપર આક્રમણ કર્યાં વિના રહે એમ નહોતું. વહેલું મોડું જાપાનીઝ

આક્રમણ આવવાનું જ છે એમ ચીનાઇ રાજપુરુષો જાણવા છતા એઓ એક ન થઈ શક્યા ચીનની રાજકીય છિન્નતાએ જાપાનને હુમલો કરવાની મોટામા મોટી તક આપી

પરતુ ગયા દાયકા દરમ્યાન અમેરિકાના પ્રતિકારક ભય અને સન-યેટ-સેને ચીની પ્રજામા આણેલી જાગૃતિ ને એકતાને કારણે જાપાન ચીન ઉપર ચઢાઈ કરી શક્યુ નહોતું. એ બને કારણો ૧૯૩૦ની આર્થિક મદી પછી મોટે ભાગે દૂર થયા ચીનમા સન-યેટ-સેન પછી કોઈ જબરો એકત્ર કરનાર રાષ્ટ્રનાયક ન રહ્યો ને સામ્યવાદ સામે લડવામા ને એમ કરીને જાપાનને ખુશ રાખવાના પ્રયત્નોમા ચીનાઈ પ્રાતસૂબાઓ પડી ગયા. આજના જાપાનીઝ હલ્લાને જો શક્ય બનાવનાર કોઈ મુખ્ય કારણ હોય તો સામ્યવાદી દળોનો નાશ કરવામા ચીનાઈ પ્રજાનુ થઈ ગયેલુ વિભક્તીકરણ છે ભાવિ જાપાનીઝ હુમલા સામે સામ્યવાદી દળો સાથે ભળીને પૂર્વતૈયારી રૂપ સામ્યવાદી ઓ સાથે ભળી જઈને સયુક્ત મોરચો રચવાની ચીની રાજપુરુષોની અશક્તિમાથી ચીનો-જાપાનીઝ યુદ્ધ પેદા થયુ છે છેલ્લા વર્ષ દરમ્યાન માર્શલ ચાગ-કૈ-શેકને એનુ ભાન થયુ ત્યારે એણે એ દિશામા પ્રયત્ન શરૂ કર્યો પણ એ પાણી વહી ગયા પછી પાળ બાધવા જેવુ હતું ઊલટુ, હવે તો જાપાનીઝ હલ્લાનુ મુખ્ય કારણ એ થઈ પડયુ ગણાય છે કે ચાંગ-કૈ-શેક ચીનીપ્રજામા જાપાન વિરોધી ભાવનાને ઉત્તેજન આપે છે ને સામ્યવાદનો નાશ કરવાને બદલે એ દળો સાથે ભળી જઈને જાપાન વિરોધી વ્યૂહ રચે છે।

છેલ્ની આર્થિક મદી અને એણે ઊભા કરેના અનેક કોયડાઓના ચક્રાવામા યુરોપ-અમેરિકન રાષ્ટ્રો પડી જવાને લીધે જાપાને જોયુ કે કોઈ પણ યુરોપી રાષ્ટ્ર પેસિફિકમા પોતાની સામે કઈ પણ પગલુ ભરી શકે એમ નથી ૧૯૩૧મા એણે વોશિંગ્ટન કરાર તોડીને ચીન ઉપર આક્રમણ કર્યું વિભક્ત ને નબળા ચીનાઓ એકત્ર ને સગઠિત જાપાનીઝ આક્રમણ સામે ટકી શકે એમ નહોતુ મચુરિયા પછી ચહાર જેહોલ વગેરે પ્રદેશો ઉપર એક પછી એક જાપાને કાબૂ જમાવી દીધો અને આ છેલ્ના હુમલા પછી આખો ઉત્તર ચીન કબજે કરી લઈ બાકીના ચીનાઈ પ્રદેશ ઉપર એ વ્યાપારી હકુમત જમાવવા માગે છે ફ્રાન્સ, બ્રિટન ને અમેરિકા કદાચ એકત્ર થઈને પોતાના હુમલાને અટકાવે એ વસ્તુ દૂર કરવા ગયા વર્ષની આખરે જર્મની અને ઇટલી સાથે સમજૂતી કરી એ બન્નેને જાપાને પોતાના પક્ષના કરી લીધા છે જર્મની, ઇટલી અને જાપાન આ ત્રણે ફાસિસ્ટ રાષ્ટ્રોનો 'બ્લોક' થવાથી જાપાનની પાસિફિકની રાણી થવાની મુરાદ સફળ થવાનો રસ્તો સરળ થઈ ચૂક્યો છે. જાપાન હવે જાણે છે કે ચીનના સામનામા ફ્રાન્સ કે બ્રિટન વચ્ચે પડે એ પહેલા તો યુરોપમા હિટલર-મુસોલિની કઈ પણ નવી સમસ્યા ઊભી કરીને ફ્રાન્સ-બ્રિટનને યુરોપીય સામલામા રોકી રાખશે

અમેરિકા વચ્ચે પડે એવો ભય જરૂર જાપાનને હતો પણ ઇટાલો-એબિસીનિયન વિગ્રહ અને સ્પેનિશ આતરવિગ્રહ દરમ્યાન પ્રે રૂઝવેલ્ટે બતાવેલ તટસ્થતાના વલણે જાપાનને ચિંતામુક્ત કર્યું છે યુરોપીય કે એશિયાટિક મામલામા બિનકુલ ન સડોવાવાની ભાવના ( Isolationist sentiment ) અમેરિકન પ્રજામા વધતી જાય છે એનો ચોક્કસ ખ્યાલ જાપાને કરી લીધો લાગે છે ૧૯૩૬ના ડીસેમ્બરમા જર્મની સાથે રશિયા વિરુદ્ધ કરેલા કરારના

છૂપા ભાગમાં બન્ને રાષ્ટ્રો વચ્ચે લશ્કરી મદદની સંધિ થઈ હોવાનું રશિયા જાણે છે. આને લીધે એ પણ પૂર્વ તરફ ચીનની મદદે જાપાન વિરુદ્ધ જાય એમ નથી એવી જાપાનીઝ લશ્કરી જનરલોને ખાતરી થઈ છે. યુરોપમાં નાત્સી જર્મનીના આક્રમણનો ભય વધતો જવાથી સોવિયેટ સરકારે પણ નિર્ણય કર્યો લાગે છે કે પૂર્વમાં જાપાન સાથે વિગ્રહમાં ઊતરવાના સંજોગો ભારે કિંમતને ભોગે પણ ટાળવા. પૂર્વ અને પશ્ચિમ 'ફ્રંટ' ઉપર એક સાથે લડી શકે એટલું બળવાન સોવિયેટતંત્ર આજે નથી. ગત મહાયુદ્ધમાં લગભગ એકલે હાથે ચાર વર્ષ સુધી સમૃદ્ધ ને બળવાન બ્રિટિશ ને ફ્રેંચ સત્તા સામે ઝઝૂમનાર જર્મન પ્રજાની તાકાતની બીક સોવિયેટતંત્રને પૂરેપૂરી છે આ સાથે હમણાં સોવિયેટતંત્ર અંદરખાનેથી ભારે ઉથલપાથલ અનુભવી રહ્યું છે. સમસ્ત સોવિયેટતંત્ર ટ્રૉટ્સ્કીવાદી કાવત્રાખોરોથી ભરપૂર છે એમ ત્યાં વારંવાર થતા બનાવોથી લાગે છે. આને લીધે પણ સોવિયેટ સરકાર વિગ્રહમાં ઊતરવા તૈયાર નથી.

આ પ્રમાણે ચારે બાજુ તાગ કાઢી લીધા પછી અનુકૂળતા લાગવાથી ચીન ઉપર મોટા પ્રમાણમાં હલ્લો કરવાનું જાપાનીઝ લશ્કરી વડાઓએ નક્કી કર્યું છે. પરંતુ કેટલીક વાર ઉગ્ર લશ્કરીવાદ ને સામ્રાજ્યલોભની લાગણીને પ્રતિકૂળતા પણ અનુકૂળતા જેવી લાગે છે. ફ્રેંચ સરકારને યુદ્ધનું અલ્ટીમેટમ આપતી વખતે જર્મન કૈઝરને ખાતરી હતી કે બ્રિટન ફ્રાન્સ સાથે જર્મની વિરુદ્ધ નહિ જોડાય અને તટસ્થ વલણ લેશે. લૉઈડ જ્યૉર્જ એનાં યુદ્ધ સંસ્મરણોમાં એ જ કહે છે કે જો વીલ્હેલ્મ કૈઝરને ૧૯૧૪ના ઑક્ટોબરમાં એના સલાહકારો એટલી ખાતરી કરાવી શક્યા હોત કે વહેલાંમોડાં ફ્રાન્સ, બ્રિટન, અમેરિકા ને ઈટલી સૌ એક થઈને જર્મની સામે લડશે તો એણે ૧૯૧૪ના વિગ્રહનું પગલું ન જ ભર્યું હોત. ફ્રાન્સને મહાત કરવાની ને પોતાના નૌકાદળને જગત્‌સર્વોપરી સિદ્ધ કરવાની એની ઉગ્ર ઇચ્છાએ એને સાચી વસ્તુસ્થિતિ ને એનો પાકો તાગ કાઢતાં અટકાવ્યો હતો. પરિણામે એ પોતાની અને પ્રતિપક્ષીઓની શક્તિનું સાચું માપ ન કાઢી શક્યો.

જાપાનના ચીનાઈ આક્રમણ વિશે પણ આજે એમ નહિ કહી શકાય?

# દૂહા મુક્તકો

'ગિરીશ'

તક ગઈ તે ના સાંપડે, ગયું ના આવે હાસ,
એક વાર ખોયા પછી, ન મળે ઉરવિશ્વાસ.

સેવા સેવા શું કરે, સેવા બ્હાનું ફોક
ધર્યા નિજનાં માણવા, સેવા કરતા લોક.

સાપ ડસ્યો જીવે કદી, વિષનું ઓસડ થાય,
શંકાનાગણનો ડસ્યો, બચે ન કોઈ ઉપાય.

પાંચ હાથનો સાથરો, ખાવા ગડિયું જાર,
તે માટે હે માનવી! આ તે શી જંજાળ?

ટીલે ટપકે ધર્મ ના, ધર્મ ન ભગવે વેશ,
ધર્મ હૃદયનો ભાવ છે, મુક્ત કાળ કે દેશ.

હજુ પંથ લાંબો પડ્યો, થાક્યું ના'વે કામ,
કમર કસી આગળ વધો, વ્હાલા આતમરામ!

કાતી હૈયે રાખતો, મ્હોંયે મધના બોલ,
પરપોટો ફૂટી જતાં, થાશે તારો તોલ.

એઠી બાપકમાઈને, એઠું પુત્રીધન,
એઠી મહેનત અન્યની, એઠું પરનું અન્ન.

# વિનોદ: એના વાણાતાણા વિશે વિચાર

ચુનીલાલ નારણજી શાહ

પ્રસિદ્ધ માનસશાસ્ત્રી સીગમન્ડ ફ્રોઈડે વિનોદ વિશે એક વિચારપ્રેરક પુસ્તક* લખ્યું છે. એ પુસ્તકનો સારભાગ કેટલાંક રૂપાંતર સાથે અહીં રજૂ કરવામાં આવે છે.

## ૧. વિનોદ (Wit) ની વ્યાખ્યા

Witની વ્યાખ્યા આપવી અંઘરી છે. Wit, humour વગેરે એવા પ્રદેશમાં વિહરે છે કે જેની સીમાઓ ચોક્કસ રીતે કહેવી મુશ્કેલ છે. જી. કે. ચેસ્ટરટન કહે છે કે humourની વ્યાખ્યા નક્કી કરવાનો પ્રયત્ન કરવો એમાં જ આપણામાં humourની ખામી જણાઈ આવે છે. ચેસ્ટરટન જેટલી હદ સુધી જાય છે તેટલી હદ સુધી આપણે ન જઈએ; આપણે એમાંથી એટલો જ સાર કાઢી શકીએ કે એની વ્યાખ્યા સર્વમાન્ય થઈ શકે એવી આપવી એ મુશ્કેલ છે; એની વ્યાખ્યામાં ચોક્કસાઈ લાવવી એ અંઘરુ કાર્ય છે; અને તેથી એની એક કરતાં વધારે વ્યાખ્યાઓ વિચારીશું તો જ તેના પ્રદેશનો સાચો ખ્યાલ આવવા સંભવ છે.

વિનોદ એ સ્વયંસ્ફુરિત સર્જન છે; એ શ્રમસાધ્ય નથી.[૧]
વૈષમ્યમાં સામ્ય શોધવું, ગુપ્ત સમાનતાઓને શોધી કાઢવી એ વિનોદ છે.[૨]
વિનોદ એ દરેક યુગલનું લગ્ન કરાવનાર વેશપલટો કરીને આવેલ ગોર છે.[૩]
વિનોદ એ સગાંસંબંધીઓ જેમનાં વિવાહની વિરુદ્ધ હોય છે તેમનાં લગ્ન કરવામાં રાચનાર ગોર છે.[૪]

"અર્થરહિત વાણીમાં અર્થ"[૫]
"વિરોધી વિચારોથી પૂર્ણ"[૬]
"ગૂંચવાડો અને સ્પષ્ટતા"[૭]

---

* *Wit and its Relation to the Unconscious.*

૧. Wit is a playful judgment. Wit is nothing but a free play of ideas.

૨. Wit is the ability to discover similarities in dissimilarities; i. e. to find hidden similatities.

૩. Wit is the disguised priest who unites every couple.

૪. Wit likes best to unite those couples whose marriage the relatives refuse to sanction.

૫. Sense in nonsense

૬. Contrast of ideas

૭. Confusion and clearness

"મિતાક્ષરતા"[1]

ઉપર વિનોદની જે વ્યાખ્યાઓ આપવામા આવી છે તેમાથી એકય સપૂર્ણ નથી, છતાય તે સર્વ કાર્ડિક અગે સાચી છે

જે વાક્યના શ્રવણથી આપણને હસવુ આવે છે એ વાક્યનો અર્થ આપણને હસાવે એવો હોય છે એ અનમત ખરુ છે, પરતુ માત્ર અર્થથી આપણને હાસ્ય ઉત્પન્ન થતુ નથી જે વિચારથી આપણને આનદ થયો હોય છે એ જ વિચાર બીજા શબ્દોમા મૂકીએ તો આપણને હસવુ નહિ આવે એટલે અર્થ ઉપરાત બીજુ કાઈક પણ હાસ્ય ઉત્પન્ન કરવામા આવશ્યક છે. એ વિચારને અમુક રીતે ગોઠવીશુ તો જ એ આનદદાયક બને. Witનું પણ આયોજન technique છે એ આયોજન અનુસાર વિચારો ગોઠવવામા આવે તો જ તે હાસ્યપ્રદ બને છે વિચારો જે શબ્દોમા દર્શાવવામા આવ્યા હોય છે એ શબ્દો witty બને એ માટે અમુક પ્રકારની શબ્દરચના આવશ્યક છે જેમ યુદ્ધમા વિજય પ્રાપ્ત કરવા માટે સગ્રામના સિદ્ધાત અનુસાર સૈનિકોની વ્યૂહરચના કરવી પડે છે, તે જ પ્રમાણે wit રચવા માટે શબ્દોની ચોક્કસ પ્રકારની વ્યૂહરચના કરવી પડે છે*

## Witનું આયોજન

### (૧) સક્ષિપ્તીકરણ

કેટલીક વાર બે શબ્દોને ટૂકાવીને એક શબ્દ બનાવવાથી wit ઉત્પન્ન થાય છે તેનુ દષ્ટાત અહીં આપવામા આવે છે

એક મનુષ્ય તેના લક્ષાધિપતિ સગાને ત્યા જમવા ગયો, તે શ્રીમન પુરુષને તેની શ્રીમતાઈનુ અભિમાન હતુ, અને તે અભિમાન તેણે તેના ગરીબ મહેમાનની પ્રત્યે દાખવ્યુ આથી તે મહેમાને કહ્યુ કે ' તે યજમાન મારી સાથે famillionaire રીતે વર્ત્યો " એટલે કે લક્ષાધિપતિ જેટલો મળતાવડો થઈ શકે તેટલો મળતાવડો મારા યજમાન બન્યો હતો. અહીંઆ બે શબ્દોમાથી એક શબ્દ બનાવવામા આવ્યો છે

F A M I L I A R
M I L L I O N A I R E
F A M I L L I O N A I R E

એટલે આ વાત અંગ્રેજીમા દર્શાવીએ તો નીચે પ્રમાણે દર્શાવી શકાય

My host treated me quite familiarly, i e, as well as a millionaire can do that sort of a thing

હવે બીજા દષ્ટાંતો વિચારીએ

યુરોપમા લીઓપોલ્ડ કરીને એક રાજા હતો તેને ક્લીઓ નામની બાઈ સાથે અનૈતિક સબધ હતો એટલે એ રાજાને Cleopoldના નામથી ઓળખવામા આવતો હતો.

---

1 Brevity is the soul of wit

* The mere position conquers, be it that of warriors or of sentences.

```
C L E O
    L E O P O L D
C L E O P O L D
```

આ પ્રમાણે બે શબ્દોમાંથી એક શબ્દ બન્યો છે.

એ જ પ્રમાણે પ્રસિદ્ધ લેખક ડીકવીન્ઝીએ એક સ્થળે લખ્યું છે કે વૃદ્ધાવસ્થામાં મનુષ્યો anecdotageમાં પડવા સંભવ છે.

```
A N E C D O T E
        D O T A G E
A N E C D O T A G E
```

ઉપર દર્શાવેલા બે શબ્દોમાંથી anecdotage શબ્દ બનેલો છે. "વૃદ્ધ પુરુષોને વાતો કહેવાની–anecdote કહેવાની ટેવ પડે છે, અને તેમની બુદ્ધિ ક્ષીણ થાય છે–dotage પ્રાપ્ત થાય છે" એમ કહેવાને બદલે anecdotage માં પડવા સંભવ છે એમ સંક્ષિપ્તમાં કહ્યું.

એ જ પ્રમાણે એક પુરુષે નાતાલના પર્વનું વર્ણન કરતાં કહ્યું કે તે દિવસો એટલે,

```
A L C O H O L I D A Y S
A L C O H O L
          H O L I D A Y S
A L C O H O L I D A Y S
```

એટલે કે નાતાલનું પર્વ એટલે ... દારૂ પીવાનું પર્વ.

આ દૃષ્ટાંતોમાં બે શબ્દોમાંથી એક શબ્દ બનાવીને wit કરવામાં આવી હતી; એક શબ્દને બદલે બીજો શબ્દ મૂકવાથી પણ wit બને છે.

એક યુવાનની પ્રતિષ્ઠા, શક્તિ વગેરે એટલાં સુપ્રસિદ્ધ હતાં કે તેના વિશે સહુ કોઈ કહેતાં કે એ રાજકીય પક્ષનો નેતા થવા સર્જાયેલો છે; પરંતુ પરિસ્થિતિમાં પરિવર્તન થઈ જવાથી એનો પક્ષ છિન્નભિન્ન થઈ ગયો, અને તેને રાજકીય ક્ષેત્રમાં સ્થાન રહ્યું નહિ. આ પ્રસંગે તેના વિશે એક જણે કહ્યું કે "તેની પાછળ મહાન ભાવિ રહેલ છે."*

આ દૃષ્ટાંતમાં *before*ને બદલે *behind* મૂકવાથી એ વ્યક્તિ ઉપહાસને પાત્ર બની.

એક મોટા જાગીરદારને ખેતી વિશે કે ખેડૂતના જીવનના પ્રશ્નો વિશે કાંઈ જ્ઞાન ન હતું; છતાં પણ લાગવગના બળે એ ખેતીવાડીખાતાનો પ્રધાન બન્યો. એને જરા પણ એમાં ફાવ્યું નહિ, અને એને એ પ્રધાનપદ છોડવું પડ્યું; એ પ્રસંગે એના વિશે એક લેખકે લખ્યું કે "હળની આગળ તેણે પોતાનું સ્વાભાવિક સ્થાન સંભાળી લીધું છે." એટલે કે તેનામાં બળદીઆ જેટલી જ બુદ્ધિ છે. જો બળદ ખેતીવાડીખાતાનો પ્રધાન બની શકે, તો એ મનુષ્ય બની શકે; પરંતુ હવે એણે હળની આગળ જેમ બળદ ચાલે છે, તેમ હવે એણે બળદની માફક ખેતીનું કાર્ય સંભાળી લીધું છે.

---

* He has a great future *behind* him.

## (૨) પુનરાવર્તન

Wit બનાવવાની બીજી રીત એ છે કે એક કે વધારે શબ્દો એક વાક્યમા વધારે વાર વાપરવા નીચે એનુ એક દર્ષ્ટાંત આપવામા આવે છે

એક સ્થળે ભોજનસમારંભ હતો, તેમા અનેક વ્યક્તિઓમા 'ક' અને 'ખ' આવ્યા હતા. તે સમયે 'ક'એ કહ્યુ 'મારા મિત્ર 'ખ' બહુ અદ્દભુત પુરુષ છે, તમારે માત્ર તેનુ મુખ ખુલ્લુ કરીને તેમા મિષ્ટાન્ન મૂકવાનું છે એટલે તેમાથી ભાષણ દર્શન દેશે" ત્યાર બાદ 'ખ'એ તેનો પ્રત્યુત્તર વાળ્યો એણે કહ્યુ "મારા મિત્ર 'ક'એ હુ કેવો અદ્દભુત છુ એ તમને કહ્યુ છે, તેણે કહ્યુ છે કે 'મારુ મો ખુલ્લુ કરો, તેમા મિષ્ટાન્ન મૂકો, અને ભાષણ દર્શન દેશે' પણ એ કેવો અદ્દભુત પુરુષ છે એ હું તમને કહીશ ગમે તેનુ મુખ ખુલ્લુ કરો, તેમાં તેનુ ભાષણુ મૂકો, અને મિષ્ટાન્ન દર્શન દેશે'*

આ દષ્ટાતમા એ જ શબ્દોને ફરીને વાપરવામા આવ્યા છે, માત્ર ફરીને તેનો ઉપયોગ કરતા તેમનું સ્થાન ફેરવવામા આવ્યુ છે

આવુ એક બીજુ દષ્ટાત અંગ્રેજીમા જ આપીશુ, કેમકે આમા wit શબ્દના ઉપયોગથી થતી હોવાથી ભાષાતરમા તેની ખૂબી રહેતી નથી "Put not your trust in money, but put your money in trust '×

અમુક શબ્દો ફરી ફરીને વાપરવાથી વિનોદ ઉત્પન્ન થાય છે એના દષ્ટાતો અગાઉ આપવામા આવ્યા છે એને મુખ્યત્વે મળતા, છતા તેનાથી કેટલેક અંશે ભિન્ન ઉદાહરણો અહીં આપવામા આવ્યા છે

"મનુષ્યજીવન બે ભાગમા વહેંચાયેલુ છે જીવનના પૂર્વાર્દ્ધમા મનુષ્ય ઉત્તરાર્દ્ધ પ્રત્યે દૃષ્ટિ નાખે છે, અને ઉત્તરાર્દ્ધમા મનુષ્ય પૂર્વાર્દ્ધ પ્રત્યે દૃષ્ટિ નાખે છે"

"મનુષ્યને જે અનુભવવાની ઇચ્છા ન હોય તે અનુભવવુ એનું નામ અનુભવ" ⁱ

સેરેનીસીમમ કરીને એક રાજા પોતાના રાજ્યમા ફરતો હતો તે સમયે લોકોના ટોળામા પોતાના જેવી જ આકૃતિવાળા એક મનુષ્યને તેણે જોયો એટલે રાજાએ તેને બોલાવીને પૂછ્યુ 'અલ્યા, તારી મા કદી રાજમહેલમા કામ કરતી હતી?" તરત જ પેલા પુરુષે જવાબ આપ્યો "ના, પણ મારા બાપા રાજમહેલમા કામ કરતા હતા."

* X introduced Y as follows "My friend Y is a wonderful man. All you have to do is to open his mouth, put in a dinner and a speech appears, etc' Responding to the speaker, Y said 'My friend told you what a wonderful man I am, that all you have to do is to open my mouth, put in a dinner, and a speech appears Now let me tell you what a wonderful man he is. All you have to do is to open anybody's mouth, put in his speech, and a dinner appears'

× પૈસામા તમે વિશ્વાસ મૂકશો નહિ; પણ તમારા પૈસા વિશ્વસનીય સ્થળે મૂકશો.

ⁱ Experience consists in experiencing what one does not care to experience.

અત્યારની અભ્યાસપદ્ધતિ વિશે લખતાં ધૂમકેતુ એક સ્થળે લખે છે કે "વિદ્યાર્થીમાં કોઈ પણ વિષયની શક્તિ હોય તો તેણે એ વિષયની શક્તિ ગુમાવીને પણ ઘણા વિષયોની અશક્તિ કેળવવી જોઈએ.

સંસ્કૃત સાહિત્યમાં આવું એક દૃષ્ટાંત મળી આવે છે. કાલિદાસ કવિની સાથે વાદ-વિવાદમાં ઊતરવા ઇચ્છનાર એક વૈયાકરણીને ટાઢ બહુ વાતી હતી એટલે એણે કહ્યું: शीतं बाधति । આવો ખોટો પ્રયોગ સાંભળીને છૂપા વેશમાં રહેલા કાલિદાસે પ્રત્યુત્તર વાળ્યો:

न तथा बाधते शीतं ।
यथा बाधति बाधते ॥

આમાં જો बाधति ને મળતું बाधते વાપરવાને બદલે पीडयति વાપર્યું હોત તો એની બધી મજા જતી રહેત. એમાં बाध્નો ઉપયોગ ફરી ફરીને આવવાથી એ wit બને છે.

આ પ્રકારનું એક વિશેષ દૃષ્ટાંત અંગ્રેજી ભાષામાંથી લઈશું.

∴ An undertaker is one who always carries out what he undertakes.

### (૩) શ્લેષ અથવા દ્વિઅર્થી શબ્દ

Wit રચવાની આને મળતી એક નવી રીત છે. એક જ શબ્દ જુદાજુદા અર્થમાં વાપરવાથી wit કોઈ વાર બને છે. આનાં દૃષ્ટાંતો વિચારીએ. લુઈ પંદરમાની કચેરીમાં એક મશ્કરો રહેતો હતો. રાજાએ તેની કસોટી કરવા કહ્યું કે તું મારી મશ્કરી કર—"make me the subject of your witticism." એ ઉપરથી મશ્કરાએ પ્રત્યુત્તર વાળ્યો: "The king is no subject". Subject એટલે વિષય, અને પ્રજાજન બન્ને થાય છે.

એક ગૃહસ્થ પાસે એક જણ પૈસા ઉછીના લેવા આવતો હતો. તે ગૃહસ્થે તેને કહ્યું કે જ્યારે હું ઘરમાં 'in' હોઉં ત્યારે તું આવજે. પૈસા ઉછીના લેવા આવનાર હમેશાં આવે, અને તે શેઠ ઘરમાં હાજર હોય છતાં પણ તે ગૃહસ્થનો નોકર તેને કહેતો કે 'શેઠ ઘરમાં in નથી.' એક દિવસ નોકરની ચોકી કોઈ રીતે વટાવીને તે શેઠ પાસે પહોંચી ગયો. તેને જોઈને શેઠે કહ્યું, "છેવટે હું તને ઘરમાં ભેગો થયો ખરો." પૈસા ઉછીના લેવા આવનારે તેને પૈસા મળશે એવા વિશ્વાસથી તરત જ પ્રત્યુત્તર વાળ્યો: "ના, ના; હું આજે ઘરમાં છું, અને તમે બહાર છો."

"*Ah, at last I am in*"
"No, at last I am in and you are out."

સ્કૉટલૅંડની એક વિદ્યાપીઠ પાસે પૈસા નહોતા, પરંતુ તે પદવીઓ આપવામાં બહુ ઉદાર હતી, એટલે ડૉક્ટર જોનસને કહ્યું કે, "*Let it persevere in its present plan and it may become rich by degrees.*"

સંસ્કૃત સાહિત્યમાં એક જ શબ્દ અનેક અર્થમાં વિનોદાર્થે વપરાયો હોય એવાં દૃષ્ટાંતો મળી આવે છે.

सुवर्णालंकृता कन्या, हेमालंकारवर्जिता
सा कन्या विधवा जाता, गृहे रोदिति तत्पतिः ।

केशवं पतितं दृष्ट्वा
क बलेर्न्तं न बाधते शीतम् ।

તર્કશાસ્ત્રમાં વપરાતું એક ઉદાહરણ અહીં નીચે આપવામાં આવ્યું છે.

All the angles of a triangle are less than two right angles.

ત્રિકોણના સર્વ ખૂણાનો સરવાળો બે કાટખૂણા કરતાં ઓછો હોય છે. અહીં સર્વ ખૂણા એટલે દરેકે દરેક જુદાજુદા ખૂણા એમ સમજીએ તો આ વાક્ય વિનોદાત્મક બને છે.

ગુજરાતીમાં પણ કેટલાંક આવાં દૃષ્ટાંતો મળી આવે છે.

દીવા નથી દરબારમાં છે અંધારુ ઘોર *
જો ગણીએ તો દૈવતા, નહિ તો રણ પાષાણ.×

## (૪) સ્થાનાંતર (Displacement)

Wit કરવાની એક બીજી રીતનો હવે આપણે વિચાર કરીએ. જ્યારે બે મનુષ્યો વાતચીત કરતા હોય છે, ત્યારે એક મનુષ્ય જે વસ્તુ ઉપર ભાર દેવા માગતો હોય, એ વસ્તુ ધ્યાનમાં નહિ લેતાં એની વાતમાં આવેલ ગૌણ બાબતનો જ પ્રત્યુત્તર બીજો વાળે છે. મુખ્ય વસ્તુ કોરે રહી જાય છે, અને બિનઉપયોગી વસ્તુ પ્રત્યુત્તરમાં મોટું સ્વરૂપ ધારણ કરે છે. જે સ્થળે ભાર પ્રત્યુત્તરમાં હોવો જોઈએ તેને બદલે બીજા સ્થળે ભાર દેવાય છે; એટલે પ્રથમ વાતચીત કરનારે જે વાતનો ઉત્તર માગ્યો હોય છે તે વાતનો ઉત્તર મળતો નથી. ઉત્તર સ્થાનાંતર કરે છે. કેટલાંક દૃષ્ટાંતોથી આ સ્પષ્ટ થશે.

એક મનુષ્યે પોતાના શ્રીમંત સગા પાસેથી રૂપિયા ઉછીના લીધા; અને પછી તે દારૂના પીઠામાં ગયો. એ શ્રીમંત સગાને તેની આ વર્તણૂકની ખબર પડી ત્યારે તેણે પૈસા ઉછીના લઈ જનારને ઠપકો આપ્યો. "તું પૈસા ઉછીના લઈ જઈને આવા ધંધા કરે છે? દારૂ પીવા મેં તને પૈસા આપ્યા હતા?"

તે દારૂડિયાએ પ્રત્યુત્તર વાળ્યો કે "એમાં મારો શો વાંક છે? મારે ક્યારે દારૂ પીવો? જ્યારે મારી પાસે પૈસા હોય નહિ ત્યારે હું પી શકું નહિ; જ્યારે મારી પાસે પૈસા આવે ત્યારે મારે દારૂ પીવો ન જોઈએ; તો મારે દારૂ પીવો ક્યારે?"

પ્રત્યુત્તર આપનારની દૃષ્ટિએ ઉત્તર યોગ્ય હતો; પરતુ એ ખરી રીતે યોગ્ય નથી. તે શ્રીમંત મનુષ્યે તેને એમ કહ્યું હતું કે "તારી પાસે પૈસા નથી; તારે ગુજરાન ચલાવવા માટે પૈસા ઉછીના લેવા પડે છે; અને એ પૈસા તું ખોરાક ખાવામાં કે ઉદ્યોગધંધામાં ખર્ચવાને બદલે આમ કેમ વેડફી નાખે છે? તને આવા ખોટા ખર્ચ કરવાનો શો અધિકાર છે?" હવે આ પ્રશ્નના ઉત્તરમાં તેણે પોતાની ભૂલ કબૂલ કરવી જોઈતી હતી; અથવા તો તેની ભૂલ ન હોય તો ખોરાક ખાવામાં અથવા ઉદ્યોગધંધામાં પૈસા રોકવાને બદલે દારૂ પીવાથી તેને વધારે ફાયદો થાય છે એમ તેણે સાચી રીતે ખાતરી કરી આપવી જોઈતી હતી; પરંતુ તેમ કરવાને બદલે તેની પાસે પૈસા હોય કે ન હોય પણ તેણે દારૂ તો પીવો જ જોઈએ,

* બીજો અર્થ દીવાનથી=દીવાનને લઈને એમ થાય છે.

× જેમણી દેવતા છે, એ તોરણ કે પાષાણું નથી,
ગણીએ તો દેવ, નહિ તો ખાલી પથ્થર છે.

એ પીધા વિના તેને ચાલે તેમ નથી એમ સ્વીકારી લઈને જ તે પ્રત્યુત્તર આપે છે. તે શ્રીમંત પુરુષ જે આક્ષેપ તેની સામે કરે છે તેનો ઉત્તર તે આપતો નથી. જાણે તે વખતે તેણે દારૂ કેમ પીધો એ એની સામે ફરિયાદ ન હોય એમ એ જવાબ આપે છે. જે સ્થળે પ્રશ્નમાં ભાર મૂકવામાં આવ્યો છે તે સ્થાને ઉત્તરમાં ભાર દેવામાં આવ્યો નથી.

એક ઘોડા વેચનારે તેના ઘોડાની પ્રશંસા કરતાં કહ્યું કે, "જુઓ, આ ઘોડો તમે ખરીદશો તો તમને કાંઈ ખોટ નથી. એ રેવાલ ચાલે ચાલે છે. તમે ભાવનગરથી સવારે ચાર વાગે નીકળો તો વરતેજ તમે પાંચ વાગે પહોંચી જાવ." પેલા ઘોડા ખરીદનારે આ સાંભળીને ઉત્તર આપ્યો: "પણ મારે સવારમાં પાંચ વાગે વરતેજમાં જઈને કામ શું છે? એ વખતે ત્યાં તો કોઈ જાગ્યું પણ ન હોય?"•

હવે આ દૃષ્ટાંતમાં ઉત્તર દેનારે ભાર જુદા જ મુદ્દા ઉપર દીધો છે એ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. ઘોડો બહુ ત્વરાથી દોડી શકે છે કે નહિ એ વાતની ચર્ચા કરવાને બદલે અપ્રસ્તુત વિષયની જ એ ચર્ચા કરે છે.

વિનોદનાં દૃષ્ટાંતોમાં જ વિચારનું કે ઊર્મિનું સ્થાનાંતર થાય છે એમ નથી; મનુષ્યો જ્યારે લડે છે ત્યારે ઘણીવાર આ પ્રકારનું સ્થાનાંતર થાય છે. બે પ્રતિપક્ષીઓમાં એક એક વસ્તુ ઉપર ભાર દેવા માગતો હોય; સામો વાદીપક્ષ તે વાત ધ્યાનમાં નહિ લેતાં કોઈ બીજા મુદ્દા ઉપર જ ચર્ચા ચલાવતો હોય છે, અને એ પ્રમાણે તકરારનો નિવેડો કદિ આવતો નથી.

એક ભિખારી એક શ્રીમંત મનુષ્ય પાસે જઈને કહે, "શેઠસાહેબ, મને પૈસા આપો ને; મારે હવાફેર કરવા પંચગની જવું છે." તે શેઠે જવાબ આપ્યો કે "પંચગની બહુ ખર્ચાળ છે; તું વઢવાણકેમ્પ કે જોરાવરનગર જા તો?" એટલે તે ભિખારીએ તરત પ્રત્યુત્તર વાળ્યો: પહેલું સુખ તે જાતે નર્યા; મારી તબિયત વાસ્તે જેટલું ખર્ચ કરું તેટલું ઓછું છે."

આ પૈસા માગનાર જો બીજાના પૈસા ઉપર નહિ પણ પોતાની કમાણી ઉપર પંચગની જવા માગતો હોત તો તેના વિચાર સામે કોઈને કાંઈ કહેવાનું હોય નહિ; પરંતુ શ્રીમંત લોકોને જ જે ખર્ચ પાલવી શકે તે ખર્ચ તે ભીખ માગીને કરવા માગતો હતો. તે શ્રીમંત પુરુષે પારકે પૈસે દીવાળી કરવા સામે પોતાનો વાંધો રજૂ કર્યો હતો. એ વાતનો ઉત્તર નહિ દેતાં જાણે પોતાના જ પૈસા તે ખર્ચતો હોય તેમ તેની તબિયત સાચવવા વિશે તે વાત કરતો હતો. તે શ્રીમંત મનુષ્યને તબિયત સાચવવાની જરૂરિયાત વિશે સંદેહ નહોતો. એ વિશે એણે પ્રશ્ન પૂછ્યો ન હતો; એણે ગજા ઉપરવટના ખર્ચ સામે વાંધો દર્શાવ્યો હતો, પરંતુ એ વાંધાનો પ્રત્યુત્તર ન આપતાં તે ભિખારીએ તંદુરસ્તી જાળવવાની અગત્યતા ઉપર જ ભાર મૂક્યો, એટલે કે ભાર ખરા સ્થાનને બદલે બીજા સ્થાને મૂક્યો.

# રાજહંસનો વિષાદ

રણજીત એમ. પટેલ

[ હરિણી ]

ગગન-તલને ચૂમે પેલા ખડા નગરાજ, જ્યાં;
શિખર-શગપે ઢોળાયેલું લસે શુભમાન ત્યાં.
અમલ જલની મધ્યે ક્રીડા, વિહાર, દિલે ચહ્યો;
વિમલ મણિનો મોંઘો ચારો ત્યહાં ચરવો રહ્યો.

સરલ ગતિથી, સાતત્યેથી પ્રવાસ-પથે પળ્યો;
સમય સરતાં દીસે ના એ પરિશ્રમ તો ફળ્યો.
ક્ષિતિજ-સમ આ હાવાં દૂરે, સમીપ પડે સર;
અનુભવ નથી ઝાઝો, આભે દમે ઘનના થર.

શિથિલ બનતી પાંખો હાવાં ઘડી પુરુષાર્થની;
નયનમણિ આ લાગે ઝાંખા શું ઝાંખપ ઝાંયની?
કમલવન, વા શીળો, ના ના કશી અનુકૂળતા;
વિકટપથને, કાન્તારે સૌ વસી પ્રતિકૂળતા.

સઘન ઘનમાં ચંદા સોહે અતીવ પ્રભાભરી;
પ્રલય રચતા ઝંઝાન્તે યે વસી સ્થિરતા નરી.
વિપદ-તમને વીંધી સાથી રજ્યા નિજ નેમને
નવલ બલ સૌ પાંખે-આંખે-તને ભરતાં મને.

# શબ્દચર્ચા

## પત્ર ૧ લો

માઇગ્રા,

હાલમાં 'શબ્દચર્ચા'માં 'પ્રસ્થાન'ના લેખકો ઠીક રસ લેતા જણાય છે. અષાડના અંકમાં શ્રી નરસિંહભાઈ પટેલે હિંદુસ્તાનનાં ગામોનાં નામોને અંતે આવતા પ્રત્યયોની શોધ કરવા પ્રયત્ન કર્યો છે. આ બાબતમાં એક-બે સૂચના કરવી અસ્થાને નહિ થાય.

ઉત્તર હિંદના વ્યુત્પત્તિ શોધકોને બનતાં સુધી સંસ્કૃત મૂળો જ શોધવાની ટેવ પડેલી જણાય છે. આમાં ઘણીવાર શોધક ખોટે પાટે ચડી જવા સંભવ રહે છે. સંસ્કૃત કરતાં યે જૂની ભાષાઓ હિંદુસ્તાનમાં છે, અને સંસ્કૃત કે તેની કોઈ પ્રાકૃત બોલી બોલનારા આર્યો જ્યાં જ્યાં ફેલાયા તેમણે એ જૂની ભાષાઓમાંથી ઘણા યે શબ્દો જેમના તેમ સ્વીકાર્યા અને જાળવ્યા હોવા જોઈએ. આવા શબ્દોમાં ગામોનાં નામો અવશ્ય હશે જ. એવી જૂની ભાષાઓ ઘણી યે હશે. આપણે હજુ રાનીપરજ, ભીલ વગેરે લોકોની ભાષા પર પૂરતું ધ્યાન જ આપ્યું નથી. કેટલાયે પ્રચલિત શબ્દો સંસ્કૃતના અપભ્રંશ નહિ, પણ એમની ભાષાઓના શુદ્ધ કે અશુદ્ધ શબ્દો હશે. આવી જૂની ભાષાઓમાં દ્રવિડ ભાષાઓ મુખ્ય છે જ. એનો વિસ્તાર આગલા જમાનાઓમાં આ જ કરતાં ઘણા વિશાળ પ્રદેશમાં હોવાનો પૂરેપૂરો સંભવ છે. એ ભાષાઓમાંથી કેટલા શબ્દોનાં મૂળ શોધી શકાય એમ છે તેનો ભાગ્યે જ કોઈએ અભ્યાસ કર્યો છે. એક-બે જ દાખલા આપું:

શ્રી નરસિંહભાઈએ પુર-વોર-ઓર એવા ક્રમે ડાકોર, માંગલોર, બાંગલોર વગેરે શબ્દો બન્યાનું અનુમાન કાઢ્યું છે. અહીં આપણે ભૂલી જઈએ છીએ કે માંગલોર, બાંગલોર તો ગૂજરાતી ઉચ્ચારો છે, અને તે આપણે અંગ્રેજીમાંથી શીખ્યા છીએ. એ પ્રાંતના લોકો પોતાની ભાષામાં પોતાના ગામનું નામ એ પ્રમાણે નથી બોલતા કે લખતા, પણ મંગળૂર, બંગળૂર, મૈસૂર, કાવૂર, કુનૂર, હોસૂર એમ 'ઊર' અન્તવાળા શબ્દો વાપરે છે. અને આ 'ઊર' શબ્દ બધી દ્રાવિડી ભાષાઓમાં 'ગામ'ના અર્થમાં સામાન્ય નામ છે. એના જેવા જ લાગતા સંસ્કૃત 'પુર' શબ્દ સાથે એનો કશો સંબંધ નથી એમ દ્રાવિડી વિદ્વાનો માને છે.

ઘણી વાર મૂળ દેશી શબ્દોને સંસ્કૃતના પંડિતોએ સંસ્કૃત વાઘો પહેરાવ્યાના દાખલા પણ છે: જેમ કે, મૈસૂરનું મહિષપુર; વડતાલનું વૃત્તાલય, વડોદરાનું વટપત્તન, નડિયાદનું નટપુર, મુંબાઈનું મુંબાપુરી, સુરતનું સુવર્ણપુર વગેરે. આગળ જતાં એમ મનાઈ જાય કે એ શબ્દોનો ઇતિહાસ ઊલટો હશે; એટલે કે મૂળ નામ શુદ્ધ સંસ્કૃત હશે, અને ભ્રષ્ટતા પાછળથી આવી હશે. હકીકત ઊલટી જ હોય.

ખાસ કરીને દ્રાવિડી ભાષાઓનાં જ્ઞાન સિવાય કેટલાક શબ્દોની—ખાસ કરીને ભૌગોલિક તેમ જ પદાર્થોની સંજ્ઞાઓની—વ્યુત્પત્તિ શોધવી બરાબર નથી એમ મારો મત છે.

હું થોડા દાખલા આપું. 'મહારાષ્ટ્ર' શબ્દ લો. 'મરાઠા' શબ્દને 'મહારાષ્ટ્ર'માંથી સિદ્ધ કરવા સંસ્કૃત પંડિતોનો પ્રયત્ન હોય છે. મને લાગે છે કે 'મરાઠા' 'મહારાષ્ટ્ર'નો અપભ્રંશ નથી, પણ 'મહારાષ્ટ્ર' 'મરાઠા'નું પંડિતરૂપ છે. મૂળ શબ્દ કાનડી 'મર્હાટ' કે 'મર્હાડ' એટલે પહાડી પ્રદેશ હોવાનો સંભવ છે. એવા જ બીજા શબ્દો 'કર્હાડ' અને 'વર્હાડ' (વિરાર) છે. એ પણ ચોખ્ખા કાનડી જ હોવા સંભવ છે. વર્હાડની વ્યુત્પત્તિ શોધવા માટે વિદર્ભ પંડિતોએ કઈ કઈ કલ્પનાઓ દોડાવી છે. પણ મને લાગે છે કે એ કાનડી શબ્દ છે અને તેનો અર્થ સીમા પરનો પ્રદેશ થાય.

મુંબઈની આજુબાજુ બોરિવલી, કાંદિવલી, મરવે, ચેંબૂર, મલાડ વગેરે ગામો છે. મને નથી લાગતું કે લાખોયે સંસ્કૃત શબ્દકોશ ઉથલાવીને યે એ શબ્દોની વ્યુત્પત્તિ શોધી શકશે. એ ફીરંગી ભાષાના શબ્દો પણ લાગતા નથી. કાનડી શબ્દકોશને આધારે એમના કેટલાક શબ્દોના અર્થ બેસાડી શકાય એમ મને લાગે છે. દા. ત., ચેંબૂરમાં 'ઊર' તો દેખીતો કાનડી ભાગ છે. કાંદિવલી, બોરિવલીમાં કાંદિ અને બોરિનો અર્થ ટેકરી થાય છે; 'વલી' સંસ્કૃત 'આવલિ'ની જેમ હાર, માળા; એટલે ટેકરીઓની હાર. મરવે માં મર એટલે પહાડી. મલાડ—મલ્લાડ—મલ્નાડ એટલે પર્વત પ્રદેશ. આ મલ શબ્દ પર્વતના અર્થમાં લગભગ આખા હિંદુસ્તાનમાં વપરાયેલો છે. મલ, મલ્લ, માલવ, માળવા વગેરે જાતિ કે દેશવાચક શબ્દો હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ પ્રચલિત છે, અને સર્વત્ર તેનો સંબંધ પહાડ કે પહાડી લોકો જોડે છે.

કહેવાની મતલબ એટલી જ કે સર્વ શબ્દોની વ્યુત્પત્તિ સંસ્કૃત મૂળોમાં જ શોધવામાં જોખમ રહેલું છે.

## પત્ર ૨ જો

ભાઈશ્રી,

ઉપલા પત્રમાં ભૌગોલિક નામોના દ્રાવિડી કે બીજી ભાષાઓ જોડેના સંબંધ વિષે લખ્યું છે.

ભૌગોલિક નામો જવા દઈએ તો બીજાં ક્ષેત્રોમાં પણ ગૂજરાતમાં યે કાનડી શબ્દો ઠીકઠીક શોધી શકાશે એમ સંભવ છે. બે-ત્રણ દાખલા આપું. બાળકને 'હાઉ આવ્યો,' 'ત્યાં હાઉ છે' એમ કહી બીવડાવવાની એક પ્રચલિત આદત છે. મને નથી લાગતું કે એ 'હાઉ' કોઈ વસ્તુનું નામ છે એમ બીવડાવનાર કે બીનારમાંથી કોઈ જાણતું હોય. એ કાનડી 'હાવૂ' શબ્દ છે અને તેનો અર્થ સાપ થાય છે. એ જ પ્રમાણે નાગરવેલનાં પાનને આપણે સૌ ઓળખીએ છીએ; પણ એનું નામ 'નાગરવેલ' શું કામ? 'નાગવેલ' કેમ નહિ? આનો ખુલાસો કાનડીમાંથી મળે છે. 'નાગર' એ નાગનું છઠ્ઠીનું બહુ વચન છે, અને એનો અર્થ નાગોની વેલનાં પાન થાય. અહીં 'નાગ' શબ્દ સર્પવાચક નહિ, પણ નાગલોકોના અર્થમાં હોવાનો યે સંભવ છે. કારણ, નાગ એ સર્પવાચક શબ્દ હોય તો તેનું છઠ્ઠીનું બહુ વચન 'નાગગળ' થવું વધારે યોગ્ય હતું; પણ નાગ લોકના અર્થમાં 'નાગર' જ થાય. ફણાવાળો સાપ જેને આપણે ગૂજરાતીમાં નાગ કહીએ છીએ, તેને કાનડીમાં કેવળ '[illegible]' નથી કહેતા, પણ 'નાગર હાવૂ' એટલે નાગોનો (= નાગ લોકોનો) સર્પ [illegible] જે [illegible] ચિહ્ન ધારણ કે પૂજન કરે છે, તે ફણાવાળા સા[illegible]

જાણીતી વાત છે. આ ઉપરથી નાગ શબ્દના મૂળ અર્થ અને ઇતિહાસનો વિચાર કરી શકાય એમ છે.

એ જ પ્રમાણે 'ચીકાખળી' કાનડી 'શિકાકાયી' (શિકા નામના ઝાડનું 'કાયી' એટલે ફળ) શબ્દનું રૂપાન્તર હશે એમ કોને કલ્પના થાય?

આપણે હિંદી, મરાઠી, ગૂજરાતી વગેરે ભાષાઓ સંસ્કૃતમૂલક છે એમ માનીએ છીએ ખરા. પણ ક્રિયાપદોના ઉપયોગની બાબતમાં સંસ્કૃત અને આ ભાષાઓમાં એક મોટો ફરક છે એ કેટલાના ધ્યાનમાં આવ્યું છે, એ હું જાણતો નથી. આ ત્રણે ભાષાઓમાં 'લઈ આવ્યો,' 'ખાઈ ગયો,' 'નાશી જા,' 'પાડી નાંખ.' 'મૂકી દે' વગેરે બે ક્રિયાવાચક શબ્દોનો સમાસ કરીએ છીએ. સંસ્કૃતમાં આ જાતનો ઉપયોગ થઈ શકતો નથી. અંગ્રેજીમાં આવા ઉદ્દેશથી take away, run up, run away, get on વગેરે રીતે ક્રિયાપદની પાછળ એક અવ્યયનો ઉપયોગ થાય છે. સંસ્કૃતમાં એ ઉદ્દેશ કદાચ ઉપસર્ગથી કે બીજી રીતે સિદ્ધ કરવો પડે. પણ આવો બે ક્રિયા–શબ્દોનો ઉપયોગ સંસ્કૃતમાં નથી. પણ કાનડીમાં બરાબર આ જ રીતે ઉપયોગ છે, અને હું ધારું છું કે તેલગુમાં યે છે.

કાનડીની જ વાત કરું છું, એટલે શ્રાવણના અંકમાં શ્રી. બળવંતરાય ઠાકોરના ચર્ચાપત્રના એક વાક્યનો ઉલ્લેખ કરી લઉં છું. ભાર દેવા માટે અંત્ય લઘુસ્વરનું દીર્ઘત્વ કાનડીમાં થાય છે અને ગૂજરાતીમાં થાય છે તેમાં ભેદ છે. ગૂજરાતીમાં 'હું જ જઈશ' ને બદલે 'હૂં જઈશ' એમ બોલી શકાય છે ખરું. એમાં દીર્ઘોચ્ચારણ છે. માટે જ મેં કહ્યું હતું કે બોલવામાં જ્યાં જ કે ય વાપરીએ, ત્યાં લખવામાં કાળો ટાઈપ મૂકીએ તેના જેવી અસર થાય છે. એમાં એટલો સુધારો કરું કે કોઈક ઠેકાણે અંત્ય સ્વરના દીર્ઘ ઉચ્ચારથી એ જ ગરજ સરે છે. પણ ગૂજરાતીમાં કોઈ જાણીતા નિયમોથી સર્વત્ર એમ દીર્ઘોચ્ચારણથી જ કે યની ગરજ સરતી નથી; 'હું જઈશ જ' એમ બોલવાના અર્થમાં 'હું **જઈશ**' એમ લખી શકાય, પણ 'હું જઈશા' એમ બોલી ન શકાય. તેમજ 'તે લેશે જ'ના અર્થમાં ગૂજરાતીમાં અંત્ય 'શે'નો દીર્ઘ કરી શકાતો નથી. 'હું રોટલી ખાઈ યે ગયો' ને બદલે 'હું રોટલી ખાઈ ગયો' એમ ન કહેવાય. કાનડીમાં એ જ બોલવા અને લખવામાં સમાન પદ્ધતિ છે. 'હૂં જ જઈશ' કે 'હૂં ય જઈશ' માંનો દીર્ઘ ઉચ્ચાર તો વળી બેવડો ભાર ગણવો જોઈએ.

પણ, આ જન્ય ની ચર્ચા તો શુદ્ધલેખનની દૃષ્ટિએ નીકળી હતી. પ્રશ્ન એ છે કે આપણા હાથ નીચે શીખતા વિદ્યાર્થીઓને એ અક્ષરો આગલા શબ્દની જોડે લખતાં શીખવવું કે છૂટા લખતાં? શ્રી. ઠાકોર વિકલ્પ રાખવા સૂચવે છે. મને લાગે છે કે એકંદરે જોતાં નીચેનો નિયમ માન્ય થવો જોઈએ.

જ્યાં જન્ય જુદા જ લખવાને કાંઈ વિશેષ કારણ ન હોય, (જેમ કે, આ જ ને આજ નો ઘોટાળો દૂર કરવા), ત્યાં બંનેને આગલા શબ્દની જોડે લખવા ઠીક. પણ કોઈએ જુદા લખ્યા હોય તો તે અશુદ્ધ લેખન છે એમ કહેવું નહિ. કારણ, ગૂજરાતીમાં સામાસિક શબ્દોના અંગરૂપ શબ્દોને જુદા લખવાની રૂઢિ છે, અને તે રૂઢિ સરળતાને પોષક છે.

શ્રી. ઠાકોરનું આખું ચર્ચાપત્ર ઉપલા વિચારને પોષક છે એમ હું સમજ્યો છું.

વર્ધા
૧-૧૧-૩૭

કિશોરલાલ ઘ. મશરૂવાળા




## મેના

### ૧

'કિશોર'ના ગયા (ચૈત્ર માસના) અંકમા પૃષ્ઠ ૧૦૩ ઉપર 'મેના' વિષે ભાઈ મગનભાઈ પટેલનો લેખ છે તેની શરૂઆતમા એ ભાઈ પૂછે છે 'આપણા લોકો એને (કાબરને) મેના જેવા મધુર નામે શા માટે નહિ ઓળખતા હોય? અને આ નામ પોપટની માદાને આપી દેવાનુ શુ કારણ હશે? પોપટમા વળી એવો કયો ગુણ છે?"

આ પ્રશ્નોના ઉત્તર આપવા કઠણ છે છતા આપણા લોકોએ પોપટની માદાને એ નામ બહુ કાળથી આપેલુ છે એને સસ્કૃતમા સારિકા કહે છે અને ગૂજરાત વિદ્યાપીઠના કોશમા મેનાનો અર્થ સારિકા આપ્યો છે, તેમ જ 'શબ્દચિંતામણિ' કોશમા સારિકાનો અર્થ મેના આપ્યો છે મેનાને પ્રાચીન કાળથી લોક પોપટની પેઠે પાંજરામા રાખે છે કાલિદાસે મેઘદૂતમા સારિકા પઞ્જરસ્થામ્ વર્ણવી છે લોક કાબરને ભાગ્યે જ પાંજરામા રાખે છે એટલે સારિકા અર્થાત્ પોપટની માદા તે જ મેના છે, કાબર નહિ

વળી એ ભાઈ લખે છે કે "કાબર તો રૂપે ફૂટડી, ગળે મીઠી અને અનેક ગુણોવાળી છે" છતા પોપટની માદા–મેના–કાબરથી ચઢિયાતી છે એ તો એ પોતે જ સ્વીકારી દે છે "કાબરમા એના (મેના) જેવુ રૂપ તો નથી, પણ તોય ફૂટડી છે એના જેવો રાગ નથી, પણ તોય સારુ બોલે છે" છતાયે વળી એ ભાઈ ફરિયાદ કરે છે કે "તમે માત્ર એની મીઠી બોલીથી મુગ્ધ થઈ જઈ એને મેના જેવા મધુર નામે સંબોધો છો" પોપટની માદાને એના રૂપરાગને શોભે એવુ મેના નામ લોક આપે તેમા એમને આવી ફરિયાદ કેમ કરવી પડતી હશે? મદના એ સસ્કૃત શબ્દમાથી મયના–મેના શબ્દ અવતર્યો છે 'મેનાવતી' જેવા બીજા શબ્દોની પેઠે જ. અને પોપટની માદા મદના છે કે કાબર? કાબરને તો સસ્કૃતમા કર્બુરા કહે છે.

ત્યારે હવે એક જ પ્રશ્ન : પ્રાચીન કાળથી પોપટની માદાને લોક મેના કહેતા આવ્યા છે અને તેના રૂપરાગ જોતાં એ નામ તેને યોગ્ય જ છે. એ રૂઢ નામ તેની પાસેથી આજે છીનવી લેઈને એ મધુર નામ કાબરને આપવાનો ભાઈ મગનભાઈનો શો હેતુ છે ? સાચે જ એ નામ કાબરનું છે એમ એ માનતા હોય તો એમ માનવાનું શું પ્રમાણ છે? એમના જેવા કોઈ એ કોઈ અંગ્રેજ લેખકને એવું ખોટું નામ બતાવ્યું હોય અને તેવા કોઈ અંગ્રેજ લેખકે એવું કંઈ લખી માર્યું હોય તો એ પ્રમાણ ન ચાલે, કારણકે એ નામ અંગ્રેજી નહિ, પણ હિંદી છે અને ઘણીખરી હિંદી ભાષામાં પણ મેં કહ્યું એ જ રીતે એ પંખીઓનાં નામ પ્રચલિત છે.

ભાઈ મગનભાઈ આ વાતનો ખુલાસો કરશે એવી આશા છે.

નરસિંહભાઈ પટેલ

*

૨

પોપટની માદાનું નામ પણ મેના છે અને કાબરનું નામ પણ મેના છે. આપણે જેને ચોટલા કાબર કહીએ છીએ તેને જેમ આપણે બ્રાહ્મણી મેનાના નામથી પણ ઓળખીએ છીએ એમ જ કાબરની જુદીજુદી જાતો મેનાના વર્ગમાં મૂકેલી છે. જે અંગ્રેજ પક્ષીશાસ્ત્રીઓએ આપણા દેશમાં આવી પક્ષીઓનો અભ્યાસ કરી તેનાં પુસ્તકો બહાર પાડયાં છે તેમાં કાબરને 'કોમન મેના', કાંઠાની કાબરને 'બેંક મેના' અને ચોટલા કાબરને 'બ્રાહ્મણી મેના' એવાં નામ આપેલાં છે. અંગ્રેજ લોકો શાસ્ત્રીય શોધખોળમાં એવા કાચા નથી કે નરસિંહકાકા કહે છે તેમ એ મારા જેવો એકાદ કાબરને મેના કહી દે અને એ માની જાય અને લખી મારે.

વળી એ મને પૂછે છે કે "પોપટની માદાને, એના રૂપરાગને શોભે એવું મેના નામ લોકો આપે તેમાં એમને આવી ફરિયાદ કેમ કરવી પડતી હશે?"

લોકોને પોપટની માદા તરફ આદર છે. પણ એ ખેતીના પાકને નુકશાનકર્તા હોવાથી હું એનો અનાદર ઇચ્છું છું. પક્ષીજીવનનો ખેતીના પાકમાં મોટો ફાળો છે. અને તેનો અભ્યાસ પણ લાભાલાભની દષ્ટિએ જ થવો જોઈએ. એ રીતે જોતાં સાહિત્યકારો જે મેના કે બુલબુલને વખાણે છે તેને વખોડવામાં હું કશી હરકત જોતો નથી. આ દષ્ટિએ કાબરનું સામાન્ય મેના એવું નામ છે જ અને એને માટે હું આગ્રહ રાખું તો કાંઈ ખોટું છે?

મગનભાઈ પટેલ

## ૩

# કાબર કે મેના ?

સંસ્કૃતમાં જેને सारिका કહી છે, એ જ જો મેના હોય, તો તો કાબર એ જ મેના, એવું સિદ્ધ થાય. કારણ, सारिका ઉપરથી બંગાળીમાં शालिक શબ્દ બનેલો છે, અને તેનો અર્થ કાબર થાય છે. આને માટે પ્રમાણ જોતું હોય તો શ્રી સુનીતિકુમાર ચટ્ટોપાધ્યાયનું *The Origine and Development of Bengali Language and Literature* જોવું. તે ઉપરાંત શ્રી. જ્ઞાનેન્દ્ર મોહન દાસના અને બીજા આધારભૂત ગણાતા કોશોમાં પણ એ જ વ્યુત્પત્તિ સ્વીકારેલી છે. शालिकની મગનભાઈએ કહી છે તેવી ત્રણ જાતો ગણાય છે, અને તેનાં વર્ણન શ્રી. જગદાનંદ રાયે પોતાના 'पाखी' અને 'बाङ्लार पाखी' નામના પુસ્તકોમાં કરેલાં છે.

વળી એ सारिका શબ્દ ઉપરથી જ મરાઠીમાં साळुंकी શબ્દ બનેલો છે, અને તે પણ કાબરના જ અર્થમાં વપરાય છે. કાબર પણ ખૂબ મીઠું બોલે છે, એવો મારો પોતાનો અનુભવ છે. અને મરાઠીમાં તો 'साळुंकी मंजुळ बोलतसे वाणी' એ પંક્તિ ખૂબ જ પ્રસિદ્ધ છે. પૂનાના જાણીતા સમાજસેવક શ્રી વિઠ્ઠલ રામજી શિંદે પાસેથી મેં જાણ્યું છે કે મરાઠીમાં એ साळुंकीને જ મેના પણ કહે છે. અમરકોશની શ્રી. ઝળકીકરની ટીકાવાળી આવૃત્તિમાં सारिकाનો અર્થ આ પ્રમાણે આપેલો છે: सारिका पक्षीभेद:। साळुंकी इति प्रसिद्धा।

એટલે આનો અર્થ ટૂંકમાં લખવો હોય તો આમ લખી શકાય:

મેના = सारिका > शालिक=કાબર

મેના = सारिका > साळुंकी=કાબર

∴ મેના=કાબર

'कर्बुरा' ઉપરથી કાબર થયું છે, એવી જે સૂચના છે, તે વિષે પણ બે શબ્દ લખું છું.

સંસ્કૃત ભાષાના આધારભૂત ગણાતા કેટલાક કોશો મેં જોયા છે, જેમકે (૧) શ્રી આપ્ટેનો (૨) વિલિયમ મોનિયરનો અને (૩) વાચસ્પત્ય આ ઉપરાંત એકબે નાના કોશો પણ જોયા. છતાં એકેમાં कर्बुरा કે कर्बुरनो અર્થ 'કાબર' એવો ન મળ્યો. 'કાબર' તો શું પણ કોઈ પણ જાતનું પંખી એવો પણ એનો અર્થ થતો નથી. कर्बुर નો એક અર્થ પચરંગી એવો થાય છે. વળી 'કબૂતર'ના રાખોડી રંગને પણ 'કર્બુર' કહે છે અને એ અર્થમાં જ એ શબ્દ કાલિદાસે રતિવિલાપમાં કામદેવની રાખને વિશે 'कपोत कर्बुरम्' વિશેષણ યોજીને વાપર્યો છે, તે પ્રસિદ્ધ છે. એના બીજા ઘણા અર્થો છે, પણ તે અત્રે પ્રસ્તુત નથી. કદાચ કાબરનો રંગ કબૂતરના રંગને મળતો જ હોય છે, અને તે રંગને માટે કર્બુર શબ્દ વપરાયો છે, એ ઉપરથી 'કાબર'ને कर्बुरा શબ્દ ઉપરથી વ્યુત્પન્ન કરવાનું સૂઝ્યું હોય. ઘણે ભાગે આ બાબતમાં પહેલ કરનાર આપણા વિદેહ સાક્ષર શ્રી. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી છે. તેમણે પોતાના બૃહદ્વ્યાકરણમાં 'કાબર'ની વ્યુત્પત્તિ સંસ્કૃત कर्बुर ઉપરથી આપી છે. આ સિવાય એને માટે બીજો કશો આધાર નથી.

વળી પોપટની માદા એ જો મેના હોય, તો તો તે પોપટના રંગરૂપનું પંખી થયું ગણાય. પણ એ વસ્તુ બરાબર નથી. પોપટની માદાને પોપટી પણ કહી છે સામળમાં એ પ્રયોગ જોવામાં આવે છે.

નગીનદાસ પારેખ

૭ વરસ પહેલાં નામદાર મહારાજા સાહેબના હાથમાં સંપૂર્ણ સત્તા આવી. દરબારી ખેડૂતોને જમીનનો વેચાણ હક અને વારસા હક આપીને એ પ્રસંગને ચિરસ્મરણીય બનાવવામાં આવ્યો છે. અત્યાર પહેલાં ખેડૂતની જમીનની અંદરની મિલકત જેની કિંમત ઉપજાવી ન શકાય તેવી મરેલી મૂડી જેવી હતી. હવે વેચાણ હકથી ખેડૂત જમીન ઉપયોગમાં લઈ શકે તેવી ચલણી મિલકત બની છે. પહેલાં તો વારસ પુત્ર ન હોય તો જમીન દરબાર દાખલ થતી. આ રીતે ખેડૂતની મિલકતની કિંમત કેટલી વધી છે તેની ચોક્કસ આંકણી લગભગ અશક્ય છે. તો પણ દરબારી ખાલસા વહીવટમાં ૧૮,૦૦,૦૦૦ વીઘાં જમીન છે. અને વીઘા દીઠ દસ રૂપિયાની કિંમત આંકીએ તો એટલું તો જરૂર કહી શકાય કે ખેડૂતની મિલકતમાં એથી ૧½થી ૨ કરોડનો વધારો થયો છે.

વેચાણ અને વારસા હક્કની બક્ષીસ

વારસા અને વેચાણના નવા હક્કને લીધે ખેડૂતને જમીન માટે મમતા વધશે, અને તેની શાખ પણ વધવાથી ખેતીસુધારણા માટે મોટી ખર્ચાળ યોજનાઓ અમલમાં મૂકવાનું તેને માટે શક્ય બનશે. અને એમ ધારી શકીએ કે આ ઓચિંતા મળેલા લાભ અને શાખથી ખે... પંક્તિઓ એ માટે બની જાય અને દેવું ... થાય.' એને ... નાતોમાં ઘણા સમજુ માણસો છે. નાતનાં બંધનો અને ...ના ત્રાસ તેઓ સમજે છે. એ રિવાજોને લીધે તેઓને દેવું કરીને ...બહાર ખર્ચ કરવું પડે છે. એ 'અનિષ્ટમાંથી બચવા માટે તેઓએ પોતપોતાની જ્ઞાતિઓ માટે કાયદાઓ ઘડયા છે: પણ કોઈ પૂછનાર ન હોવાથી એ કાયદાઓ જોઈએ તેટલા પળાતા નથી. રાજ્ય એમાં વચ્ચે આવે તો તેઓ કદાચ રાજી થાય. જ્યાં જ્યાં જ્ઞાતિઓમાં આવો મત છે ત્યાં ત્યાં રાજ્યે વિના સંકોચે યોગ્ય કાયદાઓ ઘડવા જોઈએ અને તેનો અમલ કરવો જોઈએ."

ખેડૂત કે તેવા વર્ગના હાથમાં જમીન ન રહે તે સારુ ખરા ખેડૂત સિવાય બીજાને જમીન વેચવાની મનાઈ

જમીન વેચાણ પ... જ્યાં વેચ... ...

ખરક નામે ખેડૂતોની મોટી નાત છે. તેઓ સશક્ત અને મહેનતુ છે. અને પોતાની ખેતીની આવક ઉપરાંત તેઓ મોટી સંખ્યામાં ભેંસો રાખી કમાણી કરે છે. આટલો ઉદ્યોગ અને ઉદ્યમ છતાં તેઓ લગ્ન, ઘરઘરણાં, આણાં વગેરે પ્રસંગો વખતે ખૂબ ખર્ચ કરીને પાયમાલ થઈ જતા.

એ નાતખર્ચના જુલમમાંથી બચવા માટે ખરક લોકોએ પોતાની મેળે જ રાજ્યને કાયદો ઘડી આપવા વિનંતી કરી અને જુદાજુદા પ્રસંગ વખતે ખર્ચની રકમ મુકરર કરાવી. હવે એ કાયદો ન પાળે તો તેઓનો દંડ થાય. મહાલના વહીવટદાર એ દંડ વસૂલ કરે અને નાતના પંચને એ પૈસા સોંપી દે. છેલ્લાં વરસોમાં હદબહાર વધી પડેલા ખર્ચ પર ખરક લોકોની નાતમાં એ રીતે રાજ્યે અંકુશ મૂક્યો છે.

સમાજસુધારો ઉપરથી દાખલ કરવામાં આવે એવો ભાગ્યે જ કોઈને આગ્રહ કરી શકાય, પણ કમિટીના રિપોર્ટમાંથી શબ્દો લઈએ તો, "આવા નાતે પોતે કરેલા કાયદાકાનૂનો બતાવે છે કે, આવા સમાજસુધારાની આવશ્યકતા છે અને રાજ્ય વચ્ચે પડે તે પણ સહી લેવા લોકો તૈયાર છે. નાતના ધોરણો જે કંઈ અસર ન કરી શકતા હોય અને ખાલી ચોપડે મંડાઈ રહ્યા હોય તેને કાયદારૂપે અમલમાં મૂકવાનું કાર્ય રાજ્યનું છે."

છે ખેડૂતની વધતી જતી વસ્તીને લીધે જમીન પર બોજો વધતો જાય છે અને કેટલાક કિસ્સાઓમા તો એવુ બન્યુ છે કે ઘણા ખેડૂતોને, નિભાવપૂરતી જમીન ન હોવાથી ગાડાના ભાડા કરવા પડે છે, અથવા કેરી અને ગુંદાના ફાનના ઈજારા રાખવા પડે છે અથવા તો મજૂરી પણ કરવાની ફરજ પડે છે ''

પણ હાલમા, નિશ્ચિત સખ્યા કરતા ઓછા વીઘાની જમીન હોય તો તેના ભાગ પાડવાની કે તેમાથી વેચાણ કરવાની મનાઈ કરવામા આવી છે ખેડૂતનો નિભાવ અશક્ય કરી દેતી એ ભાગલા પાડવાની પ્રથા આ નિયમથી અટકી જશે એમ આશા રાખી શકાય

મહેસૂલ ઉઘરાવવાની સખ્તાઈ માટે ઘણી વાર ટીકા થાય છે અને એ સખ્તાઈથી ખાતેદાર ઘણી વાર દેવામા ગરકાવ છે એ સાચી વાત છે થોડા વરસ થયા એ સખ્તાઈ ઓછી કરવા માટે બે રીતે પ્રયત્નો કરવામા આવ્યા છે એક તો

મહેસૂલની વસુલાતમાં સખ્તાઈ
વેરાણને બદલે 'છૂટછાટ'

બાકી રહેલ મહેસૂલ પેટે વસૂલ કરવાની આની આખા ગામ માટે મદ્દર ખેડૂતો પરથી નહિ પણ સાધારણ અને ગરીબ ખેડૂતોની સ્થિતિ પરથી નક્કી કરવામા આવે છે એટલે ગામના લગભગ બધા ખેડૂતો ભરી શકે તેવી જાતના ઓછા ધોરણે આ લેણાણ નક્કી કરવામા આવે છે પણ એવા બીજા ખાતેદારો હોય કે જેઓ નિશ્ચિત ધોરણ કરતા અમુક આની રકમ વધારે ભરી શકે તે માટે એવા ખેડૂતે પોતાના ખાતાના બાકીદેણામા કેટલી રકમ ભરવી એ સ્થાનિક વહીવટદાર નક્કી કરે છે—સ્થાનિક વહીવટદારોને નક્કી કરેલા આવા વ્યક્તિગત લેણાણમા—સંજોગાનુકૂલ વધઘટ કરવી હોય તો કરી શકે તેની મુખત્યારી આપવામા આવી છે

વળી મહેસૂલની સખ્તાઈ ઓછી કરવા માટે કિસ્તની તારીખના કડક પાલન માટે આગ્રહ સેવવામા આવતો નથી અને લગભગ દર વરસે વિભાગના આસિસ્ટટ વસુલાતી અધિકારીને ખાસ એવી સત્તા આપવામા આવે છે કે તે મહાલ, તાપા કે ગામડાના ઋતુના પાકના ફેરફારને અનુકૂળ બને એ રીતે મહેસૂલના હપ્તા ભરવાને માટે મુદત વધુ લબાવી શકે

હવે કપાસ મગફળી વગેર પૈસા ઊપજે તેવી ચીજોના વાવેતર તરફ વલણ હોવાથી, ખેડૂતો પોતાના ઢોરો માટે પૂરતા પ્રમાણમા ચારો એકઠો કરી રાખી શકતા નથી એટલે વરસાદ મોડો આવે કે ચોમાસામા વચ્ચે વરસાદ ન આવે તો

નિરણની તંગી વખતે ખેડૂતોને
માટે ઘાસનો સંગ્રહ

ખેડૂતોને નીરણ માટે દોડાદોડ કરવી પડે ઘાસ કે કડબની તંગીના વખતમા ખેડૂતને મદદ કરવા માટે રાજ્ય નવ્વાણ કરોડ પાઉન્ડ ઘાસનો સંગ્રહ રાખે છે ગયે વરસે જ જુલાઈ અને ઑગસ્ટ વચ્ચે વરસાદની તાણ પડી, ત્યારે રાજ્યે ખેડૂતોને તાત્કાલિક ૫૦,૦૦,૦૦૦ પાઉન્ડ ઘાસ પૂરું પાડ્યું હતું આવી વખતસરની મદદ સિવાય ઢોર રાખનારા ખેડૂતો લટકી ગયા હોત અને ઢોરને માટે નીરણ ખરીદવા માટેજ તેઓને દેવુ કરવુ પડત

અત્યાર સુધી આપણે માત્ર બહારની નિષેધાત્મક મદદ કરી શકે તેવા કાયદાઓની અને વહીવટી પગલાની વાત કરી ખેડૂતની આર્થિક સુધારણા માટે રચનાત્મક કાર્યનો વિચાર કરીએ ત્યારે ઢોરની ઓલાદ સુધારવાનો પ્રશ્ન પહેલો આગળ આવે

ગૌ સંવર્ધન

છે એ મહત્ત્વનો અને વળી બુદ્ધિપૂર્વક કામ કરવામા આવે તો તેનું પરિણામ ટૂંક મુદતમા દેખાઈ આવે તેવો પ્રશ્ન છે જો કે

પશુસુધારણાનાં એ કાર્યમાં લોર્ડ લીન્લીથગોની અપીલને લીધે હમણાં વેગ આવ્યો છે, પણ આ અતિ મહત્ત્વની બાબતમાં ભાવનગર દરબાર છેલ્લાં પાંચ વર્ષ ઉપરાંત સમય થયાં ધ્યાન આપે છે. વાછડાઓને ખાસી કરવા સામે સમાજમાં સદીઓજૂના અર્ધધાર્મિક પૂર્વગ્રહો હતા, અને પશુસુધારણાના કાર્યમાં મોટામાં મોટી નડતર એ હતી. હવે તો બર્ડીઝો રીતે ખાસી કરવાથી પશુઓને જરાપણ દુઃખ થતું નથી એટલે લોકોનો વિરોધ સાવ અકારણ હતો. બર્ડીઝો રીતિનું લોકોની નજર આગળ જ બતાવી આપવાથી અને સહજ સમજાવટથી, લોકોનો એ વિરોધ તૂટી ગયો છે એ સંતોષની વાત છે. હવે તો ઘણાખરા ખેડૂતો પોતાની મેળે જ વાછડાઓ ખાસી કરવા દે છે. એ કાર્ય માટે બર્ડીઝો રીત જાણનારનો સ્ટાફ રોકવામાં આવ્યો છે અને અત્યાર સુધીમાં ૮૬૨૪ વાછડા તથા ખૂંટા ખાસી કરવામાં આવ્યા છે.

મહાજનના રેઢીઆળ આખલાઓ ઓછા કરવા માટે ખાસ કાળજી રાખવામાં આવે છે. મશહુર ગીરની દેહાણ ઓલાદ ભારબરદારી તેમ જ દૂધ આપનાર તરીકે ઉત્તમ જાત છે, તેને ઉતારી પાડવામાં આ રખડાઉ આંકેલા કહેવાતા મહાજનીઆ ખૂંટ મુખ્યત્વે કારણભૂત છે. એવા નકામા મોખરીઆ ખૂંટને ખાસી કરીને નિર્દોષ બનાવવા ઉપરાંત દરેક ગામને સારી ઓલાદના આખલાઓ પૂરા પાડવાની વ્યવસ્થા થઈ છે. સારા ખાત્રીલાયક આખલાઓ મેળવવામાં મુશ્કેલી નડે છે. આખલાઓ ઉછેરવાનું નક્કી કરવામાં આવે તો એનો ઉકેલ થાય, અને સારા આખલાઓ ઉત્તરોત્તર મળતા રહે. એવા બે ફાર્મ કાઢવા એવી સૂચના થઈ છે અને દરબાર એ વિચારણામાં છે.

લગ્ન વગેરે સામાજિક પ્રસંગે ખેડૂતો હદબહાર ખર્ચ કરે તે બાદ કરતાં બળદની ખરીદી એ તેના જીવનમાં સૌથી ખર્ચાળ વસ્તુ છે. ઢોરોની છેલ્લી પંચવાર્ષિક ગણત્રી મુજબ ભાવનગર રાજ્યના ખેડૂતો પાસે ૮૨,૪૨૬ બળદો છે. બળદ સામાન્ય રીતે દસ વરસ કામ આપે. એ હિસાબે વરસોવરસ ૮૨૪૨ બળદ નવા મળતા રહે તો ૮૨,૪૨૬ બળદો કાયમ રહે. સામાન્ય રીતે બળદની કિંમત રૂા. ૫૦ આંકીએ, તો પણ ભાવનગર રાજ્યના ખેડૂતો દર વર્ષે રૂા. ૪,૧૨,૦૦૦ એટલે કે ચાર લાખ કે તેથી વધારે રૂપિયા બળદ પાછળ વાર્ષિક ખર્ચે છે. ખેડૂતો એકબે ગાયો તો બહુ ઓછા ખર્ચે રાખી શકે. એમ કરે તો તેઓ બળદો ઉછેરી શકે અને ઉપર જણાવેલી રકમની બચત થાય. એમ કરે તો ખેડૂતને બળદ માટે સિંધી વેપારી પર આધાર રાખવો ન પડે અથવા તો શાહુકારને ખોળે માથું ધરવું ન પડે. વળી, પૈસા ખરચીને લીધેલા બળદો કરતાં ઘેર ઉછેરેલા બળદ વધારે સારા થશે. જે ગામને બેએક વરસ થયાં આખલા આપવામાં આવ્યા છે ત્યાં બળદની ઓલાદમાં ઝટ નજરે તરી આવે એવો સુધારો જણાયો છે અને કબાલાની સંખ્યા ઘટી ગઈ છે. (બળદ ખરીદવા માટે સિંધી સાથે કરેલા કરારને કબાલો કહેવામાં આવે છે.)

ખેડૂતસંરક્ષણ ફંડના વ્યાજમાંથી દુષ્કાળ વખતે ખેડૂતોને કેવી રીતે મદદ અપાય છે તે વિષે અગાઉ ઉલ્લેખ થયો છે. અતિવૃષ્ટિ કે દુષ્કાળ વખતે ફંડનો એ ઉપયોગ બરાબર હતો. પણ તે ઉપરાંત ભાવનગર દરબાર વ્યાજની એકઠી થયેલી રકમનો બીજે શેમાં ઉપયોગ થઈ શકે તે વિચારતા હતા. તે ઉપયોગ એવો હોવો જોઈએ કે જેથી સંપૂર્ણ દુષ્કાળ કે વરસાદની તાણ જેવી વારંવાર આવતી મુસીબત વખતે ખેડૂત તેનો સામનો કરી

પિયતની મોસાત માટે પાકા કૂવાની સગવડ

શકે અને ખૂબ વિચાર અને ચર્ચાને અંતે દરબાર એમ નિર્ણય પર આવ્યા કે ખેડૂતને કાયમી કૂવા હોવા જોઈએ હિંદુસ્તાનની આબોહવાને લીધે, અને ખાસ કરીને કાઠિયાવાડ જેવા ટૂંકા ચોમાસાવાળા પ્રદેશમાં કૂવાના પિયતની મદદ અનિવાર્ય છે ભાવનગર જેવા રાજ્યમાં નહેરો નથી અને ભવિષ્યમાં એવી શક્યતા પણ નથી, તેવા પ્રદેશમાં કૂવાની સૌથી વધારે જરૂર છે

એકંદર ૨૧૩ પાકા કૂવા બાંધવા પાછળ રૂા ૯૭,૫૦૬નો ખર્ચ

પાણીની સારી સગવડવાળા ઘણા જૂના કૂવા માત્ર કાચા હોવાથી નકામા થઈ ગયા હતા, અને બાજુની ભેખડો પડી જવાથી પુરાઈ જતા હતા, વારંવાર ગળાવવાના ખર્ચને ખેડૂતો પહોંચી ન શકે એટલે પણ એ કૂવા બગડતા હતા એટલે પુરતુ પાણી આવતુ હોય એવા જૂના ભાંડ કૂવા પહેલા હાથમા લેવામા આવ્યા ઉમરાળા મહાલના ૮મા તપ્પામા જૂના કૂવા પાકા બનાવવા માટે રૂ ૭૫૦૦૦ મજૂર થયા એક જ પરગણામા એ રીતે શરૂઆત કરી તે સાથે રાજ્યમાં જુદી જુદી જગાએ કૂવા સમરાવવા માટે રૂ ૨૦૦૦૦ મજૂર કરવામા આવ્યા એ રકમમાથી રૂ ૬૨૧૬૧ ૮મા તપ્પામા ૧૬૨ કૂવા પાકા કરવા પાછળ ખર્ચાયા અને રૂ ૧૭૩૪૫નો રાજ્યમા જુદે જુદે સ્થળે બીજા ૫૧ કૂવા સાફ કરવામા ખર્ચ થયો પછી આ વરસે પાકા કૂવા બંધાવવા માટે એ ફંડમાથી રૂ ૮૦૦૦૦ ગઢડા મહાલ માટે મજૂર કરવામા આવ્યા છે

જરૂરની બધી રકમ ઉપરોક્ત ફંડમાથી રાજ્ય આપે છે અર્ધી રકમ ખેડૂતને ખાતે માંડવામા આવે છે અને પછી નાના નાના હપ્તાઓમા તે વસૂલ કરી લેવામા આવે છે, જ્યારે બાકીની અર્ધી રકમ રાજ્ય તરફથી બક્ષીસ તરીકે માંડી વાળવામા આવે છે

થોડા વરસ થયા ખાસ માણસો રોકીને કાંતવાના તથા હાથવણાટના ધંધાને ઉત્તેજન આપવાના પ્રયત્નો ચાલે છે કપાસિયા હાથે કાઢવાનો પ્રચાર વધતો જાય છે કારણકે હાથે

જીનના કપાસિયા કરતા હાથલોઢના કપાસિયાની વિશેષ ઉપયોગિતા

કાઢેલા કપાસિયાની કિંમત જીનના કપાસિયા કરતા બીયારણ તરીકે વધારે ગણાય છે વાવતરમા પણ હાથે કાઢેલ કપાસિયા ઓછા જોઈએ એટલે બી ખરીદતી વેળા એટલા પૈસા બચે છે સારા અને ચોખ્ખા બીજનો લાભ ખેડૂતો જાતિ અનુભવને લીધે સમજતા હશે એવો સામાન્ય ખ્યાલ રહે પણ ઠીક જરૂરની પળે વાવણીને વખતે ઘણા ખેડૂતો બી લેવા નીકળે છે, તેઓની એ બેદરકારી જોતા સરસ બીની કિંમત વિશે તેમને સમજ છે કે કેમ તે વિશે શંકા થાય અમુક અંશે કદાચ ગરીબ સ્થિતિને લીધે આ બેદરકારી કદાચ આવી હોય, પણ સારા બીજ સતત મળતા રહે તે માટે પૂરા પ્રયત્નો કરવા જોઈએ અને તેનો મહત્વનો અમલકારક ઉપાય, કપાસ હાથે લોઢવો તે છે એનો અર્થ એ નથી કે ખેડૂત પોતાની નીપજનો બધો કપાસ હાથેજ લોઢે પણ સરસ બી માટે અને કુટુંબના કપડા પૂરતો કપાસ તે બચત રાખે એટલું તેને સમજાવવું જોઈએ

થાઇ ]

———o———

# ભૂલી રે પડી વ્રજગોપિકા

'પારાશર્ય'

ભૂલી રે પડી વ્રજગોપિકા

ઉઘડતાં ઉષાનાં દ્વારે
ફેલાતી હિમમાળ હારે
ક્ષિતિજોની તટપાળે
એકલી—ભૂલી રે પડી૦

દાઝેલા બપોર ટાણે
વેરાન કો વનવાટે
ચોપાસે મૃગજળ ઘાટે
એકલી—ભૂલી રે પડી૦

વિલાતાં કો સાયંકાળે
તૂટેલાં મંદિર દ્વારે
બૂઝાતી દીપક વાટે
એકલી—ભૂલી રે પડી૦

નીશીથે વાદળ નાદે
તોફાની તિમિર ફાળે
વેરણ નીંદર સારે
એકલી—ભૂલી રે પડી૦

પંચભૂત દેહ માળે
મનબુદ્ધિ ભ્રમ જાળે
હૈયાના નિસીમ આરે
એકલી—ભૂલી રે પડી૦

ભૂલી રે પડી વ્રજગોપિકા.




## (૧) પાટણની જગાએ પહેલાં કોઇ નગર હતું ખરું ?

સં. ૮૦૨ માં વનરાજે પાટણ વસાવ્યું હતું. તે પહેલાં એ સ્થળે લાક્ષારામ નામનું નગર હતું એમ એક ઉલ્લેખ મારા વાંચવામાં આવ્યો છે. જિનપ્રભસૂરિએ સં. ૧૩૬૪ થી ૧૩૮૯ સુધીમાં રચેલા **विविधतीर्थकल्प** નામના ગ્રંથમાં **अणहिलपुरस्थ अरिष्टनेमिकल्प** નામના પ્રકરણમાં નીચે પ્રમાણે હકીકત છેઃ—

પ્રાચીન સમયમાં કનોજ નગરમાં મહાસમૃદ્ધિવાન્ જક્ષ નામનો વણિક હતો. કનોજના રાજાએ પોતાની પુત્રી મહણિગાને કાપડામાં આપેલા (મામરવામામાં?) ગુર્જર દેશમાં કરિયાણા લાદેલી બળદોની પોઠ લેઈને તે આવ્યો અને સરસ્વતી નદીના કાંઠે આવેલા લાક્ષારામમાં મુકામ કર્યો. તે નગર અણહિલવાડ પાટણની જગાએ હતું. તે વણિક ચોમાસાની ઋતુમાં ત્યાં રહ્યો. વરસાદ પુષ્કળ પડયો. ભાદરવા માસમાં તેના બધા બળદોની પોઠ ગુમ થઈ. તેને માટે ઘણી ખોજ કરી, પણ પત્તો ન લાગ્યો. આ પ્રમાણે સર્વનાશ થવાથી તે બહુ ચિંતાતુર થયો હતો. તેવામા એક રાત્રે, અંબાજી માતાએ તેને સ્વપ્નમાં કહ્યું કે, "હે વત્સ! તું જાગે છે કે ઊંઘે છે?" તેણે જવાબ આપ્યો, "ભગવતી! મારું સર્વસ્વ નાશ પામ્યું, ને મને નિદ્રા ક્યાંથી આવે?" દેવીએ કહ્યું, "વત્સ! આ લાક્ષારામમાં *આંબલીના થડની નીચે ત્રણ પ્રતિમાઓ છે. ત્રણ માથોડાં- ખોદીને તે તું કાઢ. તે ત્રણ* પ્રતિમાઓમાં એક શ્રી અરિષ્ટનેમીની છે, બીજી શ્રી પાર્શ્વનાથની છે અને ત્રીજી અંબિકા દેવીની છે." તે જક્ષ વણિકે પૂછ્યું, "આંબલીનાં થડ તો ઘણાં હોય, તો એ થડ ઓળખવું શી રીતે?" દેવીએ ઉત્તર આપ્યો, "જે થડની પાસે ધાતુનું મંડળ અને ફૂલનો ઢગલો હોય તે થડ એ હશે. એ પ્રતિમાઓ કાઢીને તેનું તું પૂજન કરીશ, તો તારા બળદોની પોઠ એની મેળે મળી આવશે." તેણે પ્રભાતમાં ઊઠીને તે પ્રતિમાઓ ખોદાવીને કઢાવી અને તેની પૂજા કરી. પછી તુરત જ ઓચિંતી તેની પોઠ આવી પહોંચી. તે વણિક પ્રસન્ન થયો, ત્યાં એક મંદિર બંધાવ્યું અને મૂર્તિઓની તેમાં સ્થાપના કરી.

ત્યાર પછી, એક ચોમાસામાં જ્યાં અઢારસો સાળવીઓનાં ઘર હતાં તે અગ્ગહાર (હાલનું અઘાર) ગામમાં બંભાણ ગચ્છના શ્રી યશોભદ્રસૂરિ ખંભાત નગરમાંથી વિહાર કરતા કરતા આવ્યા. લોકોએ વિનંતિ કરી કે, "મહારાજ! તીર્થનું ઉલ્લંઘન કરીને જવું ઠીક ન ગણાય." તેથી તે સૂરિએ તે પ્રતિમાઓને વંદન કર્યું અને માગશર માસની

પૂનમે ધ્વજારોપનો મહોત્સવ કર્યો. આજ પણ પ્રતિવર્ષે એ દિવસે ધ્વજારોપ થાય છે. આ ધ્વજારોપ મહોત્સવ વિક્રમ સંવત પાંચસો બેમાં (૫૦૨) થયો હતો.

ત્યાર પછી સં. ૮૦૨ માં અણહિલ્લ નામના ગોવાળે દેખાડેલા લાક્ષારામના સ્થળે ચાવડા વંશના વનરાજે પાટણ વસાવ્યું.

પાટણની 'અભ્યાસગૃહ પત્રિકા'
વર્ષ ૧૧ અંક ૩ માંથી.

રામલાલ ચુનીલાલ મોદી

## (૨) વીર્યવાન પ્રજાનું ઘડતર

હિંદમાં સરકારને તેમજ કેળવણીખાતાને કેટલાય પ્રશ્નો તાત્કાલિક ઉકેલવાના છે. આવો જ તાત્કાલિક ઉકેલ માગતો એક પ્રશ્ન વિદ્યાર્થીઓના શારીરિક આરોગ્ય અને તંદુરસ્તીનો છે. શાળાપાઠશાળાના વિદ્યાર્થીઓની તબીબી તપાસનાં પરિણામે વધુ ને વધુ ખેદજનક સ્થિતિનો ચિતાર પ્રતિવર્ષ રજુ કર્યા કરે છે. છતાંય, છાપાંની થોડીક ક્ષણિક ધાંધલ ને ઉહાપોહ બાદ કરતાં, ભારતીય પૌરુષની ઉત્તરોત્તર વધતી જતી નિર્બળતાને અટકાવવા માટે ગંભીર વિચારણાપૂર્વક યોજાયેલો પ્રયત્ન થયો નથી. આખાયે પ્રાન્તના આરોગ્ય ખાતાની સંભાળ રાખનાર ઉપરી અમલદારોને માથે વિદ્યાર્થીઓની શારીરિક તંદુરસ્તીની જવાબદારી મૂકવામાં આવી છે. પણ અનેક કારણોને લીધે, અમુક દિવસોએ કઢંગા વખતે છોકરાઓને કેટલાક શારીરિક આંચકા ખવડાવ્યા સિવાય કંઈ વિશેષ કરાવવામાં આવતું હોય એમ જણાતું નથી. બુદ્ધિકૌશલ, માનસિક જોમ અને ચપળતા માટે તંદુરસ્ત શરીર એ સૌથી પહેલી જરૂરિયાત છે. આટલો બધો વિશાળ માનવ સમુદાય હોવા છતાં હિંદ જડ અને નિષ્પ્રાણ દેખાય છે; શારીરિક યોગ્યતાને અભાવે વિકાસ અને સ્વાતંત્ર્ય તરફ કૂચ કરવાની તનમનાટભરી ધગશ નજરે પડતી નથી. શરીરને ભોગે આપણે બુદ્ધિવિકાસ સાધવા તરફ સહેજે ઢળી પડયા છીએ. ઉત્તમ પ્રતિના બુદ્ધિબળ કરતાં શારીરિક બળ અને જોમ પ્રજાજીવનમાં વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે; તેમજ અણનમ નિશ્ચયબળને ધારણ કરનાર ઉત્તમ પાત્ર તો વજ્ર જેવી 'ભીમસેની કાયા' જ હોઈ શકે એનું આપણને યથાર્થ ભાન થયું નથી. ઉપનિષત્કારે સત્ય જ ભાખ્યું છે કે

**नायमात्मा बलहीनेन लभ्यः ।**

આ સંબંધમાં વર્તમાન જર્મની પોતાના યુવાનોની શારીરિક સંપત્તિના સંરક્ષણ ને વિકાસ પ્રત્યે જે ધ્યાન આપી રહ્યું છે તે વિચારવું આપણે માટે હિતાવહ છે.

જર્મનીમાં કેવા પ્રકારનું શારીરિક શિક્ષણ ચાલી રહ્યું છે તે નજરે જોઈ આવવા માટે એક બ્રિટિશ પ્રતિનિધિમંડળ ગઈ પાનખરમાં ત્યાં ગયેલું. એમના અહેવાલમાં અનેક બાબતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એમાં આ વાત પણ નોંધી છે કે જર્મનીની નિશાળોમાં શારીરિક શિક્ષણને" અભ્યાસક્રમમાં મુખ્ય ગણાતા વિષયોમાંના એક તરીકેની અગત્ય ને મહત્તા આપવામાં આવી છે; યુનિવર્સિટીમાં વિદ્યાર્થી અમુક કક્ષાથી આગળ વધે તે પહેલાં તેને નિયત કરેલા ગુણ શારીરિક વિભાગમાં પણ પ્રાપ્ત કરવા જ પડે છે. અને ઉદ્યોગ વિભાગમાં

આની કિંમત જુદી જુદી રીતે બરાબર અનુભવવામાં પણ આવે છે " કમજોર શરીર-વાળાથી થવા પામતી ભૂલો આ મજબૂત શરીરવાળાને હાથે નથી થવા પામતી, થોડુંક કામ કરતાં જ થાક ને કંટાળાની જે અસર નબળા શરીરવાળા ઉપર થઈ જાય છે તેનું મજબૂત શરીરવાળા પર જણાતું જ નથી એ તો ઉમંગ ને આનંદથી કામ કર્યે જ જાય છે, અને શારીરિક મહેનત માગી લેનારા અનેક વિષયોમાંથી પોતાની વૃત્તિને અનુકૂળ વિષયની પસંદગી કરવાનો પણ ખડતલ શરીરવાળાને પૂરતો અવકાશ રહે છે ગંભીર લશ્કરી અને એવી બીજી વિશિષ્ટ મહત્ત્વ ને જવાબદારીવાળી જગાઓમાં આગળ આવીને નેતા તરીકે કામ કરી શકે એવી સ્વાભાવિક શક્તિઓ જે બાળકોમાં હોય તેમને પદ્ધતિસર કેળવવાને માટે ત્યાં 'નેપોલી' નિશાળો છે એના સંબંધમાં એ અહેવાલમાં લખ્યું છે કે "મહેનત, મજૂરી, થાક, ટાઢ, તડકો સહન કરી શકે એવાં, અને ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં પણ મચક ન આપે એવાં પથ્થરિયાં નિરોગી, ખડતલ શરીર ઘડવાં એ પહેલી નેમ છે માનસિક શક્તિઓનો વિકાસ, ચારિત્ર્યઘડતર, મનોબળ ને સંકલ્પબળનો ઉપયોગ કરવા વિશેની સમજણ તેમજ જવાબદારી ને નેતાગીરીનું શિક્ષણ આ બધાને બીજું સ્થાન અપાય છે" ત્યાં શારીરિક શિક્ષણ પર વધારે પડતો ઝોક અપાતો એ પ્રતિનિધિમંડળને દેખાયો, પણ તેના "નવીન, દીર્ઘજીવી, અતિશય રસદાયક ને લાભદાયક અને ઘણી વખત તો વધારે જ્ઞાનદાયક" તત્ત્વોની પ્રશંસા કરતાં એ મંડળ કચવાયું છે આવતા યુદ્ધમાં તોપોને મોઢે ચઢાવવા કામ લાગે એ હેતુથી વજ્રકાય ભીમકાય પ્રજા તૈયાર કરવાની વૃત્તિથી જ જર્મની આટલું બધું લક્ષ શારીરિક શિક્ષણ તરફ આપી રહ્યું છે એમ એ મંડળે માન્યું મનાવ્યું છે જ્યારે જર્મની પોતે એનું કારણ જુદું જ આપે છે ' બુદ્ધિવિષયક મનોવ્યાપારોમાં ખૂબ વધારો પડતું રોકાઈ જવાને કારણે જ જર્મનીનું પ્રજાજીવન આગલાં વર્ષોમાં નબળાઈના બાંકડામાં ચીપટાઈ ગયું અને માનસિક અસ્વસ્થતા, હચુપચુપણું અનિર્ણાયક મનોદશા, માંદલાપણું અને પોતીકાપણું પ્રજાના દિલમાં ઘર કરી બેઠાં આનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે જીવનસંગ્રામના કટોકટીના પ્રસંગોએ સમગ્ર પ્રજાના રાષ્ટ્રીય ઉત્થાન માટેના પ્રયત્નને પક્ષાઘાત લાગુ થયો " આ દલીલ સાચે જ વજૂદવાળી છે, ખૂબ વિચારણીય છે જીવનવિગ્રહમાં કેમ ટકવું એ માટેની કેટલી નબળી તાલીમ આપણા યુવાનોને શિક્ષણ-સંસ્થાઓમાં મળી રહી છે એ આપણાથી અજાણ્યું નથી બીજા દેશના દૃષ્ટાંતમાંથી આ વિષય પરત્વે આપણે ઘણું જ શીખવાનું છે હિંદના યુવાનોની શારીરિક નિર્બળતા ગરીબાઈના પ્રશ્ન સાથે રીતસર સંકળાએલી છે છતાંય વિદ્યાર્થીઓના હિતની જવાબદારી ધરાવનારા-ઓના હાથમાં જે કંઈ મર્યાદિત સાધનો ને સગવડો પડેલાં છે તેમાંથી પણ તાત્કાલિક ઉપાય રૂપે ઘણું થઈ શકે તેમ છે બહોળો જનસમુદાય હવે તો એમ માનવા લાગ્યો છે કે વર્તમાન રાજકીય વાતાવરણને પરિણામે પ્રજાનિયુક્ત પ્રતિનિધિઓના હાથમાં રાષ્ટ્રોદ્ધારક સત્તાસૂત્રો પાર ઉતારવાની સુંદર તક આપી છે વીર્યવાન પ્રજા તૈયાર કરવાનો પાયો નાખવાના હેતુથી આપણી પ્રાન્તીય સરકારોએ આ દિશામાં તાત્કાલિક પગલાં ભરવા માટે સવેળા સાવચેતવાની જરૂર છે *

અમૃતલાલ ના મોદી

---

* નવેમ્બર ૧૯૩૭ 'પ્રબુદ્ધ ભારત'માંથી *Towards a Virile Nationhood*નો ભાવાનુવાદ

# (૩) ચીનમાં 'નવજીવન' આંદોલન

વર્તમાન ચીન સામાજિક પુનર્ઘટનાની સ્થિતિમાંથી અત્યારે પસાર થઈ રહ્યું છે. કેટલીક જૂની પ્રથાઓ નવી પ્રથાઓને સ્થાન આપવા માટે વિલય થઈ રહી છે. છતાંય ચીના લોકો પોતાની સંસ્કારિતાના મૂળભૂત નૈતિક સિદ્ધાંતોને ચુસ્તપણે વળગી રહે છે. એ સંસ્કારિતાએ જ ચીની સંસ્કૃતિને આટલાં વર્ષો સુધી ટકાવી રાખી છે. વિઝાગાપટ્ટમની યુનિવર્સિટી કૉલેજ ઑવ આર્ટ્સમાં ગયા સપ્ટેમ્બરની ૧૦મીએ 'વર્તમાન ચીની ઇતિહાસ' ઉપર પ્રો. ટાન યુન–શાને ચીનની સમાજ–ઈમારતના નૈતિક પાયા પર વિશેષ ભાર મૂક્યો હતો. એમણે કહ્યું: "ચીનના સમાજનું મંડાણ જ નૈતિક સિદ્ધાંતો પર થયું હતું. અને તેથી જ નીતિ માટે એ સમાજ વધારે આગ્રહ રાખતો. ઊંચાં નૈતિક ધોરણો જળવાઈ રહે એ હેતુથી આપણી સ્મૃતિઓની માફક ચીનના સંતોએ અસંખ્ય કાયદાકાનૂનો ઘડેલા. ચીનના સમાજની પુનર્ઘટનાના ઉદ્દેશથી ચીનમાં પ્રવર્તી રહેલ 'નવજીવન' આંદોલન સંબંધમાં એમણે જે વિચારો રજૂ કરેલા તે હિંદમાં સામાજિક ને આર્થિક સુધારણાઓનાં કાર્યક્ષેત્રોમાં જેઓ રસપૂર્વક કામ કરી રહ્યા છે તેમને જરૂર ખૂબ ઉપયોગી થઈ પડે તેવા છે. એમણે કહ્યું: "જગતની સંસ્કૃતિઓમાં ચીનની સંસ્કૃતિ જૂનામાં જૂની હતી અને ચીનની પ્રજા એ માટે મગરૂર હતી અને એને ખૂબ આદર ને સદ્ભાવથી સન્માનતી. ૧૯મી સદી પછી જ, જ્યારે ચીન પાશ્ચાત્ય સંસ્કૃતિના સંપર્કમાં ખૂબ જ આવ્યું ત્યારથી, ચીની સંસ્કારિતાના સુદૃઢ પાયાઓ પણ ખખળી ગયા. તે વખતથી જ ચીની લોકોનું પરદેશીઓ તરફનું વલણ પણ સંપૂર્ણતયા બદલાઈ ગયું હતું; હવે તેઓ પરદેશી વિચારોને અપનાવવા ને તેનું અનુકરણ કરવા તરફ એકદમ ઢળી પડ્યા. નવી સંસ્કારિતાના આંદોલનની પાછળ જ માર્શલ ચીઆન્ગ કૈ–શેકે ૧૯૩૪માં 'નવજીવન' આંદોલન ઊભું કર્યું. આ નવા આંદોલનનો હેતુ ચીનનાં તત્ત્વજ્ઞાન અને નીતિશાસ્ત્રને ચીની સંસ્કારિતાના મૂળભૂત પાયાઓ તરીકે સ્વીકારીને તેમાં પાશ્ચાત્ય વૈજ્ઞાનિક તત્ત્વ ઓતપ્રોત કરી દઈ ચીના લોકોમાં નવું જ જીવન ઊભું કરવાનો હતો."

ઇતિહાસનો સ્પષ્ટમાં સ્પષ્ટ એક બોધપાઠ એ છે કે જે પ્રજાઓ ભૌતિકશક્તિ ને સુખોપભોગમાં રચીપચી રહી છે તે ઓછામાં ઓછું આયુષ્ય ભોગવી શકી છે, જ્યારે ઉચ્ચ ધાર્મિક ને નૈતિક સિદ્ધાંતોને આધારે ઘડાએલી પ્રજાઓ જ લાંબામાં લાંબું આયુષ્ય ભોગવી શકી છે. જ્યારે ઇજિપ્ત, એસીરિયા, બેબીલોન, ઈરાન, ગ્રીસ અને રોમની સંસ્કૃતિઓ માત્ર પુરાતત્ત્વના તજજ્ઞોને અભ્યાસના વિષયો જ રહી છે ત્યારે હિંદુઓ, ચીનાઓ ને યહૂદીઓની સંસ્કારિતા હજુય પોતાની પ્રાચીનતા જાળવી રાખીને જીવી રહી છે. પૂર્વને પશ્ચિમનું વૈજ્ઞાનિક તત્ત્વ પોતાનામાં ઓતપ્રોત કરી લેવાની જરૂર છે ખરી, પણ એણે પોતે એક ક્ષણ પણ ન ભૂલવું જોઈએ કે એના જીવનપ્રાણનો મૂળભૂત આધાર જ આધ્યાત્મિક સિદ્ધાંતો છે.*

અમૃતલાલ ના. મોદી

*નવેમ્બર ૧૯૩૭ના 'પ્રબુદ્ધ ભારત'માંની તંત્રીની *The 'New Life' Movement in China* નામની નોંધનો અનુવાદ.

# (૪) રાષ્ટ્રપતિનું ઐતિહાસિક ભાષણ

[ રાષ્ટ્રપતિ જવાહરલાલ નેહરૂ ગુજરાતના પ્રવાસે આવી ગયા. તે પ્રસંગે તા. ૧૭-૯-૩૭ના રોજ અમદાવાદના મુસલમાનોની વિરાટ સભા સમક્ષ જે ભાષણ આપેલું તે ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનું હોઈ અત્રે આપીએ છીએ. ]

**અમદાવાદનો** પુરાતન ઈતિહાસ રસપ્રધાન છે. એ ઈતિહાસથી આપણને ઘણું શીખવાનું મળે છે. આપણે અમદાવાદના આગલાપાછલા ઈતિહાસને જોવાનો છે. અમદાવાદ ઘણી બાબતોમાં વિશિષ્ટ તત્ત્વ ધરાવે છે. પ્રથમ અમદાવાદનો ઇતિહાસ છે; બીજું અહીંયાં એક ખાસ પ્રકારની સંસ્કૃતિએ જન્મ લીધો હતો તે છે; અને ત્રીજું, અહીં હિન્દુ અને મુસલમાનોની વસ્તી સારા પ્રમાણમાં છે તે છે. બીજી કોમો પણ અહીં વસવાટ કરે છે. અહીંયાં નવી નવી દુનિયાની વાતો થાય છે. મોટાં મોટાં કારખાનાં છે. મઝદૂરોનાં દળ છે, માલિકો છે, નવી દુનિયા–પુરાણી દુનિયા બધુંયે અહીંયાં છે. એ બધું નજર સામે રાખી આપણે શું કરવું જોઈએ એ નક્કી કરી શકીએ. . . .

**બળવો કે આઝાદીની લડત ?**

કોંગ્રેસ શી ચીજ છે, કોંગ્રેસની સ્થાપના કેવી રીતે થઇ અને કોંગ્રેસ કેવી રીતે આગળ વધી તે જાણો. કોંગ્રેસનું આયુષ્ય બાવન વરસનું છે. એની ૨૭ વરસ પહેલાં હિન્દુસ્તાનમાં બળવો થયો હતો. એને બળવો કહો કે હિન્દુસ્તાનની આઝાદીની લડત કહો, પણ એમાં હિન્દુઓ અને મુસલમાનો બધા ભળ્યા હતા. એનું પરિણામ શું આવ્યું ? અંગ્રેજોએ ઘોર જુલમ કર્યો, હિન્દુ મુસલમાનોને કચડી નાખ્યા, દબાવ્યા. શા શા અત્યાચારો થયા એ બધા જાણે છે. મને ખબર નથી અમદાવાદ પર એની શી અસર થઈ ? પરંતુ મારો જન્મ જે પ્રાંતમાં થયો છે ત્યાં પુષ્કળ અત્યાચારો થયા હતા. અમારા પ્રાંતમાં આજે પણ ગામડાંઓમાં જે ગીતો ગવાય છે તેમાં બળવાનાં જુલમો વર્ણવેલા છે. એ લોકગીતો પરથી અંગ્રેજોના જુલમનો અચ્છો ખ્યાલ આવે છે. અંગ્રેજી હકુમતે બધા પર અત્યાચાર કર્યો, પણ મુસલમાનો પર વધુ પડતો સીતમ ગુજાર્યો. અંગ્રેજો જાણતા હતા કે એમના પહેલાં હિન્દુસ્તાન પર મુસલમાનોની હકુમત હતી, એટલે મુસલમાનોને કચડી નાખવા જોઇએ, જેથી તેઓ લાંબા સમય સુધી ઊભા ન થઈ શકે. ધીમે ધીમે અંગ્રેજી હકુમત વધતી ગઈ. નાનાંમોટાં કાર્યો માટે હકુમતને કારકુનોની જરૂર લાગી. એટલે નિશાળો અને કૉલેજો સ્થપાઇ. મુસલમાનોએ એનો લાભ બહુ જ ઓછો લીધો, પરંતુ હિંદુઓએ મોટી સંખ્યામાં તે કેળવણી લીધી. એના પરિણામે અંગ્રેજી દફતરોમાં હિંદુઓની સંખ્યા વધારે પ્રમાણમાં થઈ. પ્રથમ તો મુસલમાનોને જાણી જોઈને દબાવવામાં આવતા હતા અને વળી કેટલાક મુસલમાનોને અંગ્રેજી કેળવણી તરફ અણગમો હતો એટલે મુસલમાનો પછાડાઇ ગયા, પાછળ રહી ગયા. પરંતુ કેટલાક વખત પછી એક ઇસ્લામી બુઝુર્ગને લાગ્યું કે મુસલમાનો અપંગ થઈ જશે, અને અંગ્રેજી જાણવું જરૂરી છે એટલે સર સૈયદ એહમદખાંને અલિગઢમાં કૉલેજ સ્થાપી, જે આગળ જતાં મુસ્લિમ યુનિવર્સિટી થઈ. આમ મુસલમાનો અંગ્રેજી તાલીમ તરફ વળ્યા.

**મહાસભાની સ્થાપના અને મુસ્લીમો**

પરંતુ એ સમય દરમિયાન હિન્દુઓ આગળ વધી ગયા. કેળવણીમાં અને વેપારમાં

પણ હકુમત પાસેથી કાંઇક માગવા પણ લાગ્યા. સગવડો અને હોદ્દા વગેરે માગવા લાગ્યા. સતત માગણીઓનું પરિણામ એ થયું કે કોંગ્રેસનો જન્મ થયો. આજની કોંગ્રેસ જબ્બર સામનો કરે છે, એણે અંગ્રેજી સલ્તનતને હચમચાવી છે. કોંગ્રેસનું ધ્યેય સલ્તનતને હઠાવવાનું છે. પરંતુ એના જન્મકાલ પછીનો સમય મંદ હતો. પરંતુ ધીમે ધીમે એની નરમાઈ કઠણાઇમાં પલટી. કોંગ્રેસની એ ગતિથી સર સૈયદ ભડક્યા. એમણે ધાર્યું કે મુસલમાનો કોંગ્રેસમાં ભળે એ ઠીક નથી. કોંગ્રેસમાં ભળવાથી અંગ્રેજી હકુમત નાખુશ થઈ જશે એવો એમને ભય હતો. સર સૈયદે વિચાર્યું કે મુસલમાનોની હાલત પછડાએલી છે. એમનામાં શક્તિ નથી. એટલે જો મુસલમાનો રાજદ્દારી મામલામાં ઝંપલાવશે તો પરિણામ ખરાબ આવશે. એટલે એમણે ફક્ત મુસલમાનોની કેળવણી પર જ ધ્યાન આપ્યું અને મુસલમાનોમાં કેળવણી વધી.

કેળવણી વધવાથી મુસલમાનો પણ રાજદ્દારી બાબતોમાં રસ લેવા લાગ્યા, રાજદ્દારી વાતો કરવા લાગ્યા. જ્યારે મુસલમાનોમાં પણ હિંદુઓની માફક રાજદ્દારી વાતાવરણ ફેલાયું ત્યારે અંગ્રેજી હકુમતને ચિંતા પેઠી, કે રાજદ્દારી બાબતોમાં હવે તો આ બન્ને કોમો માથાં મારે છે એટલે હકુમતે પોતાની ચાલબાજી શરૂ કરી. મૌલાના મહમદઅલીએ એક માનપત્રમાં ૨૫૯ કહ્યું છે કે વાઇસરૉયે કેટલાક મુસલમાનોને એ વખતે બોલાવ્યા હતા. એમાં આગાખાન વગેરે હતા. એમને વાઇસરૉયે કહ્યું કે તમો અમુક માગણીઓ લઈ મારી પાસે આવો અને હું એ માગણીઓને મંજૂર કરી લઇશ. એ વખતના આગેવાન આગાખાન હતા. એમણે અમુક માગણીઓ વાઇસરૉય સમક્ષ રજુ કરી. એમણે ઝટપટ એ માગણીઓ માન્ય રાખી. આજે જે જુદી ચૂંટણીઓ ( સેપરેટ ઇલેકશન ) થાય છે, એ પણ આગાખાનની એ માગણીના જ પ્રતાપે. એમણે મુસલમાનોને કહ્યું કે જુઓ, હકુમત આપણને સાથ આપે છે. અને એ સંજોગોમાં મુસ્લિમ લીગ સ્થપાઈ. ત્યારબાદ મુસ્લિમ લીગની તાકાત વધવા લાગી. લોકો એમ સમજે છે કે મુસ્લિમ લીગ મુસલમાનોની અને કોંગ્રેસ હિંદુઓની છે. પરંતુ એ ધોકાબાજી છે. એ સમયે લોકોને ખ્યાલ હતો કે એવો સમય પણ આવશે કે બન્ને સંસ્થાઓના આઝાદ ખ્યાલથી લોકો મળીને અંગ્રેજ હકુમતનો મુકાબલો કરશે. એટલે મુસ્લિમ બુઝર્ગોને એમ લાગ્યું કે અંગ્રેજ નારાજ ન થાય તેના માટે અત્યારથી ફિકર કરવી જોઇએ એટલે એમણે મુસલમાનોના વિચારોને દબાવવા માંડ્યા.

## કોંગ્રેસમાં પરિવર્તનનો પ્રારંભ

પરંતુ કોંગ્રેસ તો આગળ વધતી જ ગઈ. એની શક્તિ પણ વધવા લાગી. કોંગ્રેસમાં એ સમયે મુસલમાનો પણ ઘણા હતા. ચાલુ સદીની શરૂઆતમાં કોંગ્રેસે એક વધુ કદમ ઉઠાવ્યું, કારણ કે એ અરસામાં કોંગ્રેસમાં વધુ આઝાદ વિચારો અને શોરબકોર કરનારા લોકો પણ દાખલ થયા હતા. એટલે કોંગ્રેસમાં પણ લડાઈ શરૂ થઈ. એ લડાઈ કોંગ્રેસમાં નવા પ્રવેશનાર આઝાદ ખ્યાલોવાળા અને જૂના વિચારના લોકો વચ્ચે હતી. ખેંચતાણ ખૂબ થઈ. કયો પક્ષ આગળ આવ્યો તે જાણો છો? લોકમાન્ય તિલકનું નામ સાંભળ્યું છે? કોંગ્રેસમાં જે બીજો પક્ષ ઘૂસ્યો હતો, એ પક્ષના એ નેતા હતા. બંને પક્ષમાં જંગ જામ્યો અને લો. મા. તિલકને કોંગ્રેસમાંથી હડસેલ્યા. તિલકપક્ષ જોરદાર હતો પણ તેઓ લાંબા સમય માટે જેલયાત્રાએ ગયા અને તેમના સાથીઓ વીખરાઈ ગયા.

## જ્યારે લીબરલો પણ ભાગે છે

ત્યાર પછી મોટી લડાઈ આવી એકબે વર્ષ પછી જોરદાર રાજદ્વારી વાતાવરણ જન્મ્યુ આઝાદીની ચર્ચા વધવા લાગી, અને એ બીજો પક્ષ જે 'લોઅર મિડલ ક્લાસ'ના નામથી ઓળખાતો હતો તેની તાકાત વધવા લાગી છેવટે અંદર અંદર મવાદ થઈ અને એ બીજો પક્ષ કોંગ્રેસમા દાખલ થયો જૂના વિચારના લોકોએ કોંગ્રેસમાથી વિદાય લીધી અને તેઓ લીબરલ તરીકે ઓળખાવા લાગ્યા પરંતુ એ લીબરલો ગણ્યાગાંઠ્યા છે. અને લોકો પર તેમનો બિલકુલ પ્રભાવ નથી

## લીગમાં પણ પરિવર્તન

ત્યારબાદ ૧૯૧૪નો મહાન વિગ્રહ આવ્યો અને એની પણ અસર કોંગ્રેસ પર થઈ કોંગ્રેસ વધતી જ ગઈ અને એની માગણીઓ પણ કડક થતી ગઈ પરંતુ એ દરમિયાન મુસ્લિમ લીગનુ બંધારણ અપૂર્ણ જ હતુ આઝાદ ખ્યાલના લોકો માટે એના દરવાજા બંધ રહ્યા જ્યારે કોંગ્રેસ બદલાવા લાગી ત્યારે મુસ્લીમ લીગના બારણા બંધ જ રહ્યા એટલે નવા લોકો માટે કોંગ્રેસના બારણા ખુલ્લા જ હતા, જેથી મુસ્લીમ લીગ પણ બદલાવા લાગી અને અને ૧૯૧૫મા મુસ્લીમ લીગ કોંગ્રેસની પાસે આવવા લાગી કોંગ્રેસની વધુ નજીક આવવા માટે કેટલાક વરસો સુધી મુસ્લીમ લીગના વાર્ષિક સમેલનો પણ કોંગ્રેસના વાર્ષિક સમેલનોની પડખે જ ભરાવા લાગ્યા લોકો બન્ને સસ્થાઓમા ભળવા લાગ્યા અને લીગ તથા કોંગ્રેસ વચ્ચે સને ૧૯૧૬મા સુલેહ થઈ અને મુસ્લીમ લીગ કોંગ્રેસની વધુ નજીક આવવા લાગી. પરતુ ત્યારપછી કોંગ્રેસની ઝડપ વધી, અને લીગ પાછળ રહેવા લાગી

મુસ્લીમ લીગ પાછળ રહી ગઈ એ વાત ખરી છે, પણ મુસલમાનો પાછળ નહોતા રહ્યા. કારણ કે લીગ નિષ્ફળ નીવડ્યા પછી મુસલમાનોની શકિતએ ખીલાફતનો પ્રશ્ન ઉપાડ્યો અને ખીલાફતે કોંગ્રેસ સાથે મળીને કામ કર્યુ અને અંગ્રેજી હકુમતનો જબરદસ્ત મુકાબલો કર્યો. ત્યારબાદ ખીલાફતના પ્રશ્નનો નિકાલ આવી ગયો અને હિંદુસ્તાનની આઝાદીનો પ્રશ્ન મુખ્ય સવાલ ગણાવા લાગ્યો' પણ એ લડાઈ થોડાક સમય માટે નરમ પડી અને ત્યારબાદ ૧૯૩૦ની લડત શરૂ થઈ.

## કોંગ્રેસની શક્તિનાં દર્શન

પરતુ કોંગ્રેસે ખીલાફતની ચળવળ પહેલા એક વધુ અસરકારક પગલુ ભર્યું હતુ મુખ્ય ફેરફારો તાકાતના પ્રતાપે થાય છે, નેતાઓના પ્રતાપથી નહિ પણ જો ફોજનો કમાન્ડર હોશિયાર હોય તો વિજય જરૂર થાય છે લો મા તિલક પછી મહાત્મા ગાધીનો પ્રભાવ કોંગ્રેસ પર પડ્યો લોકમાન્યના વખતમા લોઅર મિડલ ક્લાસનું કોંગ્રેસમા બળ હતુ, ગાધીજીના આવ્યા પછી હિંદુસ્તાનના કિસાનો કોંગ્રેસમા આવ્યા, મઝદૂર દળ પણ કોંગ્રેસમા ભળ્યુ અને કોંગ્રેસમા ખરી શકિત આવી હડતાળો પડવા લાગી અને કોંગ્રેસની શક્તિનાં ઠેરઠેર દર્શન થયા દેશમા નવો ઉત્સાહ પેદા થયો કોંગ્રેસે હિંદુસ્તાનને અજમાવ્યુ. જૂના વિચારના બુઝુર્ગો ગભરાવા લાગ્યા કોંગ્રેસનુ મેદાન પણ ફેલાયુ અને કોંગ્રેસના સભ્યો ખૂબ વધ્યા કોંગ્રેસની ફોજ કરોડોની થઈ ગઈ ક્રાંતિકારી વાતાવરણ પ્રસર્યું અસહકાર પછી કેટલાક મુસલમાનો રાજદ્વારી જીવનથી મુક્ત થઈ ગયા, છતા મુસલમાનો પણ ઘણી જ મોટી સખ્યામા કોંગ્રેસમા સામેલ રહ્યા

## મુસલમાનોનું પ્રચંડ બળ

અને ૧૯૧૯થી માંડીને દર વર્ષે મુસલમાનો કોંગ્રેસમાં હજારોની સંખ્યામાં સામેલ રહ્યા. હિંદુઓ અને મુસલમાનો બન્ને કોંગ્રેસમાં યોદ્ધાઓની માફક રહ્યા છે. અસહકારની લડત વખતે મુસલમાનોનું પ્રચંડ બળ હતું. ખીલાફત પ્રત્યે તેમને મઝહબી જોશ હતો, પણ ખીલાફતનો નિવેડો આવ્યા પછી જ્યારે હિન્દુસ્તાનની આઝાદીનું ચોખ્ખું રાજદ્વારી વાતાવરણ ફેલાયું ત્યારે મુસલમાનો ઓછો રસ લેવા લાગ્યા.

પરંતુ કોંગ્રેસ તો આગળ ને આગળ વધતી જ ગઈ. એક પછી એક યુદ્ધોમાં ઝંપલાવવાને લીધે એની શકિત પ્રચંડ થવા લાગી. રાષ્ટ્રની શકિત એ પ્રમાણે જ વધે છે. વીસ વરસ પહેલાંના અને આજના હિંદુસ્તાનમાં આકાશ પાતાળનો ફરક છે. એમ સમજવાનું નથી કે આપણા પ્રધાનો થઈ ગયા એટલે સ્વરાજ્ય મળ્યું. જગા લીધી એ ખરી વાત છે પણ અંગ્રેજી કાનુન હજી નથી બદલાયો. આજે પણ અંગ્રેજો હિંદુસ્તાનમાં છે, છતાં હિંદુસ્તાન બદલાઈ ગયું છે એ વાત તો ચોખ્ખી છે.

## એ બધું કોંગ્રેસના પ્રતાપે

કોંગ્રેસનો પ્રભાવ ગામડાંઓ પર ખૂબ પડ્યો. હિંદુઓ અને મુસલમાનો બન્ને એમાં રસ લેવા લાગ્યા. કોંગ્રેસે ઊઠતાં પડતાં પણ પોતાની શકિત વધારી. દુનિયાના બીજા દેશોએ આપણી તાકાત જોઈ. જે દેશ આપણને પહેલાં ગુલામ કહેતા હતા તે હવે આપણી ઇજ્જત કરે છે અને કદર કરે છે એ બધું કોંગ્રેસના પ્રતાપે.

વિશાળ જગત ઉપર નજર નાખો. દુનિયાની ગતિને નિહાળો. તમે પોતે જ કહેશો કે આજકાલના વાતાવરણમાં કોઇના ધર્મમાં દખલગીરી કરવી એ મુશ્કેલ કાર્ય છે, છતાં હિંદુ મુસ્લીમ સવાલ પર કેમ ઉહાપોહ થાય છે? એનું કારણ એ છે કે દેશમાં બે પ્રકારની માગણીઓ ચાલે છેઃ મુસ્લીમ લીગ અને શોખો નોકરીઓ અને જગ્યાઓ–ઓદ્ધાઓ માટે બૂમો પાડે છે. પણ એ લોકો ગણ્યાગાંઠ્યાં જ છે કે જે લોકોને માનવસમુદાયના આમ-જનતાના હિતની ચિંતા નથી.

## ઇસ્લામનો ઇતિહાસ જુઓ

મહાસભામાં મુસ્લીમોની સંખ્યા ઓછી છે એવી દલીલ થાય છે. એ વાત જો કે ગલત છે છતાં ધારો કે સંખ્યા ઓછી હશે છતાં હું કહું છું કે જે કોમોએ દુનિયાને હચમચાવી છે, તે ગણ્યાગાંઠ્યા જ હતા. પરંતુ એ લોકો પોતાની સંખ્યા નહોતા ગણતા. ઇસ્લામના ઇતિહાસનો દાખલો ઘણો જ શાનદાર છે. મુઠ્ઠીભર અરબો વિદ્યુત પ્રવાહે આખી દુનિયા પર વ્યાપી ગયા. એટલે સંખ્યા ગણવી એ નકામી વાત છે. એ કારણે જ એમ કહેવું કે હિન્દુસ્થાનમાં હિન્દુઓ મુસલમાનોને દબાવશે એ બેહૂદું લાગે છે.

હિન્દુસ્થાનમાં મુસલમાનોની સંખ્યા આઠ કરોડની છે. આઠ કરોડ ઓછા ન કહેવાય. અંગ્રેજો તો ફક્ત પોણા પાંચ કરોડ છે છતાં આજે તેઓ અડધી દુનિયા પર રાજ ચલાવે છે. અત્યારે તો હિન્દુસ્તાન દબાએલો છે. દેશની અકળામણ વધી રહી છે. અને મુલકને આઝાદ કરવાની જરૂર છે. પછી આઠ કરોડ મુસલમાનોમાં શકિત હશે તો એમને દબાવનાર કોણ છે?

## એ કેમ ચલાવી લેવાય?

મને ગઇ કાલે પૂછવામાં આવ્યું હતું કે કોંગ્રેસને મુસલમાનોમાં કામ કરવાનો શો અધિકાર છે? આ એક વિચિત્ર પ્રશ્ન છે. મેં તમને એ વિષે પૂરતી સમજણ આપી છે

છતાં જવાબ આપું છું કે અમો મુસલમાનોને આઝાદીની ગદ ઉપર લાવવા માટે સમજાવીએ છીએ, ડંડા તો ચલાવતા નથી! મુસલમાનો કોંગ્રેસના સભ્ય બને તો એમની ઈચ્છા, અમારો જોરજુલમ તો નથી? હિંદુ અને મુસલમાનો એક જ દેશમાં રહે, અને રાજદ્વારી વાતો ન કરે એ શી રીતે બને? માગે જ દાખલો લો. હું જે પ્રાંતમાં રહું છું ત્યા હિન્દુ મુસલમાનોની ભાષા એકજ છે મારા અંગત લાંબા વખતના મિત્રો છે, જેમાં હિન્દુઓ પણ છે, અને મુસલમાનો પણ છે એ લોકો સાથે હું રાજદ્વારી વાતો ન કરું એ કેમ ચલાવી લેવાય?

સુરત કે ભરૂચમા જ્યારે હું ગયો ત્યારે ત્યા એક પત્રિકા વહેંચવામાં આવી હતી, કે મુસલમાનોએ જવાહરલાલના ભાષણમા ન જવુ જો કે તેની અસર નાઈ ના થઈ અને હજારો મુસ્લીમ બિરાદરો સાભળવા આવ્યા છતા હુ એ જ વિમાસણમા છુ કે જવાહરલાલને સાભળવામા શો ભય છે? એજ ને કે મને સાભળ્યા પછી લોકોની કાયા બદલાવાનો તેમને ભય છે? હું તો દરેકને એ સલાહ આપુ છુ કે આ બન્ને વાતોનો તોલ કરે, અને પછી કયા પક્ષમા ભળવુ તેનો ફેંસલો કરજો એકતરફી ફેંસલો કરવો ન જોઈએ.

### અંગ્રેજી હકુમત દાખલ થયા પછી જ લડયા

શું રાષ્ટ્રની શક્તિ વધવાની એ ગદ છે? હિન્દુ મુસ્લીમ સવાલ એ તો એક બેહૂદો સવાલ છે. પેલેસ્ટાઈન પર નજર નાખો. પેલેસ્ટાઈન તરફ મુસલમાનો અને મને બન્નેને જોશ છે. હુ તો એક રાજદ્વારી માણસ છું અને પેલેસ્ટાઇનને પણ રાજદ્વારી નજરે જોઉં છું. પેલેસ્ટાઇનના આરબોનો પ્રશ્ન પણ રાજદ્વારી જ છે. એમા ત્યાના આરબોની સાથે ઈસાઈઓ પણ સામેલ છે. બન્ને કોમો યહૂદીઓ અને અંગ્રેજો સામે રાજદ્વારી દષ્ટિએ લડી રહી છે, પોતાના દેશની આઝાદી માટે લડી રહી છે તેઓ વરસથી ત્યા યહૂદીઓ અને અરબો એકીસાથે રહે છે. પણ તેઓ કોઇપણ વખતે લડતા નહોતા. જ્યારે અંગ્રેજી હકુમત ત્યાં પહોચી ત્યારે જ બન્ને કોમો લડવા લાગી!

એ લડતનો ફેંસલો ત્યારે જ થશે કે જ્યારે અંગ્રેજોને ત્યાથી હઠાવી દેવાય. અંગ્રેજો દરેક જગ્યાએ ગાંઠ પાડે છે, એ ગાંઠ પર પોતાનો કબજો રાખે છે અને પછી કહે છે કે ગાંઠ ઉકેલનાર અમારા સિવાય કોઇ નથી! સીરિયા પર નજર નાખો. ફ્રાન્સના સામ્રાજ્યે સીરિયાના રાષ્ટ્રબળને તોડવા માટે સીરિયાને આઠ ભાગલાઓમાં વહેંચી નાખ્યું હતું. પેલેસ્ટાઇનના પણ ત્રણ ભાગલા પાડ્યા છે.

એટલે જ હું કહું છુ કે હિન્દુ મુસ્લીમ સવાલ એ કાંઈ કોમી સવાલ નથી પણ ગુલામ દેશનો સવાલ છે. એ પ્રશ્નને શાહીવાદ જન્મ આપે છે શા માટે? દેશને વધુ ગુલામ બનાવવા માટે

આજકાલ મહા પ્રશ્નો શું છે એ વિચારો કોંગ્રેસની પાછળ એક જબરદસ્ત તાકાત છે, શક્તિ છે, એને પીછાનો. સાત સાત પ્રાંતોમા કોંગ્રેસના પ્રધાનમંડળો છે. હવે પછી ચૂંટણી થશે તો ઘણુ કરીને આખા દેશમાં કોંગ્રેસનું જોર વ્યાપી જશે. કોંગ્રેસે આઝાદીની લડત ઉપાડી છે. એ લડતે કોંગ્રેસની શક્તિમાં વધારો કર્યો છે કોંગ્રેસના આ જબરદસ્ત પ્રવાહને અમીરો, રાજામહારાજાઓ, અને સરકારના પૂજારીઓ અટકાવી નથી શકતા. હવે હિન્દુસ્તાનમાં રહેતા લોકોની શી ફરજ છે? શું આ વહેતા પ્રવાહથી અલગ રહેવું,

જે પ્રવાહ પૂર ઝડપે આગળ વધી રહ્યો છે? હું તો કહું છું કે જો કોઈ આવો પ્રવાહ હોય તો તેમાં સામેલ થઈ તેના પર પ્રભાવ નાખવો જ જોઈએ. અહીંયાં જ હિંદુમુસ્લીમ સવાલનો ઉકેલ આવી જાય છે.

એક પક્ષ કહે છે કે અંગ્રેજી હકુમત રહેશે. બીજો જબરદસ્ત અને તાકાતવાળો પક્ષ કહે છે કે હકુમત નહિ રહે અને નહિ રહેવા દઈએ. છતાં જે લોકો આઝાદી ચાહે છે તે મર્દની માફક કોંગ્રેસના પડખે ઊભા છે.

બધા જાણે છે કે કોંગ્રેસે અંગ્રેજોનો સામનો કર્યો છે. ૧૯૩૦ની ચળવળ વખતે દસ હજાર મુસલમાનો જેલમાં ગયા. એ સંખ્યા બહુ મોટી કહેવાય. સરહદ પ્રાંતે બહુ બલિદાનો આપ્યાં; ખાન અબદુલ ગફારખાન અને ખુદાઈ ખીદમતદારોએ પણ ખૂબ કુરબાનીઓ આપી. પઠાણો ભયંકર અને ઝનુની કહેવાય છે, પણ એ કોમની પણ ખાન અબદુલ ગફારખાને કાયા બદલી નાખી. અંગ્રેજો તો એમ જ ઈચ્છતા હતા કે પઠાણો હિંસા આદરે એટલે અમો તેમને તોપો અને બંદુકોથી વીંધી નાખીએ. પણ પઠાણોએ તેમને ચાનક ન આપી. એ ભુલાવામાં ન રહેશો કે મુસલમાનો કોંગ્રેસમાં નથી. હિંદુસ્તાનમાં હિંદુઓની બહુમતી છે એટલે જ કોંગ્રેસમાં હિંદુઓની સંખ્યા વધારે છે અને મુસલમાનો લઘુમતીમાં છે એટલે વસ્તીના પ્રમાણમાં મુસલમાનો ઓછા છે. પણ મુસ્લીમ લીગ કરતાં કોંગ્રેસમાં છેલ્લાં ૧૮ વર્ષથી દસગણા વધારે સભ્યો છે એ સાબિતી માટે કોંગ્રેસનાં દફતર ઉઘાડાં છે. કોંગ્રેસ તો રાજદ્વારી સંસ્થા છે. એનો સિદ્ધાંત હિંદુસ્તાનની મુકમ્મીલ આઝાદી છે. હિન્દુ મહાસભા અને કોંગ્રેસ એ બે જુદી જુદી સંસ્થાઓ છે.

## સુલેહ કોની સાથે હોઈ શકે?

કેટલાક લોકો સવાલ પૂછે છે કે કોંગ્રેસ લીગ સાથે સુલેહ કેમ નથી કરતી? જવાબ એ છે કે કોંગ્રેસ તો રાજદ્વારી સંસ્થા છે. એનો સિદ્ધાંત મુકમ્મીલ આઝાદી છે. મુકાબલો કરવો એ એનું ધ્યેય છે. એક રાજદ્વારી સંસ્થા એની જ સાથે સુલેહ કરી શકે કે જે રાજદ્વારી સિદ્ધાંતને મંજુર રાખે. પણ મુસ્લીમ લીગના બુઝુર્ગો કહે છે કે અમને મુકમ્મીલ આઝાદી મંજુર નથી, સત્યાગ્રહને અમો પસંદ કરતા નથી.

હવે કોંગ્રેસ લીગની સાથે સુલેહ કરવા માટે પોતાના આ બે સિદ્ધાંતોને કેવી રીતે છોડી શકે કે જેના માટે લાખો માણસો જેલયાત્રાએ ગયા, ગોળીઓ ખાધી, અને કરોડો માણસોએ લાઠીમાર સહન કર્યો.

## યાદ રાખજો નોબત વાગે છે

અંતમાં, યાદ રાખજો કે દુનિયામાં આવતી કાલે પ્રચંડ અગ્નિ વરસનાર છે. વિશ્વયુદ્ધના ભણકારા વાગી રહ્યા છે અને તે સમયે આપણે સાવધ રહેવાનું છે. એ સમયે આપણે શું કરીશું? એના માટે આપણે અત્યારથી તૈયારી કરવાની છે. દુનિયામાં લડાઈની નોબત વાગી રહી છે, આપણે આપણી પોતાની રક્ષા કરવાની છે, દુનિયાનો મુકાબલો કરવો છે; સામનો કરવો છે. નાની નાની ટુકડીઓ અને ગ્રુપો અંગ્રેજી સલ્તનત અને દુનિયાનો મુકાબલો નથી કરી શકતાં. ફક્ત કોંગ્રેસ જ એમનો સામનો કરી શકે છે.

['ગુજરાત સમાચાર'માંથી]

———o———




**પશ્ચિમની કલાકૃતિઓ** :—ભાષાંતર કર્તા : રામચંદ્ર દામોદર શુક્લ; પ્રકાશક : અંજ ગ્રંથમાલા કરાંચી. મૂલ્ય રૂ. ૧)

આ પુસ્તક પશ્ચિમની કલાકૃતિઓનું ચોક્કસ છે. અને વાર્તાઓ અને છેલ્લાં નાટક જગત-સાહિત્યના પ્રદેશમાં વિશિષ્ટતા ચોક્કસ છે. પણ આવાં ભાષાંતરો સરળ-પ્રવાહી હો જોઇએ તે નિયમ આમાં જળવાયો નથી. વાક્યોની રચના ઠેરઠેર ક્લિષ્ટ છે. શબ્દો પ ભાવ અનુરૂપ નથી અપાયા. વિદેશી કલાકૃતિઓને ગુજરાતીમાં આવા રૂપમાં જોતાં ખેદ થાય।

**કાગાવા** :—લેખક : ચુનીલાલ પુરષોત્તમ બારોટ; પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય. મૂ ત્રણ આના

આ પુસ્તકમાં જાપાનના અહિંસક-સુધારક-મજૂરનેતા ટોયોહિકો કાગાવાનું જીવ આપવામાં આવ્યું છે. કાગાવા જગતના વિરલ ધર્મજીવી માણસોમાંનો એક છે. એ રીતે આ પુસ્તક ગુજરાતીમાં અવતરેલું જોઈ આનંદ થાય છે. આ વિરલતામાં તે, વેશ્યાઓ ખૂન કરતા ન અચકાય તેવા ગરીબો વચ્ચે રોગ વહોરી લઈને મદદ કરતો સાથે રહ્યો : વિરલતા ઉમેરાય છે.

પરતુ આ વિરલતાઓની લેખકને નવાઈ લાગી હોય તેમ, અને તે વાચકને બતાવ હોય તેમ, તેનું જીવન વર્તમાનપત્રોની રજક પણ ઉપરછલ્લી શૈલીએ લખી ગયા છે. અલબ વસ્તુને એ વફાદાર રહ્યા છે અને ભાષા સરળ છે.

કાગાવાની માણસન્તતમાં શ્રદ્ધા અખૂટ છે અને તેથી ક્ષમાશીલતા પણ અખૂટ છતાં તે ક્ષમા આપી બેસી રહેતો નથી. એ તો અન્યાયોની સામે શરીર તોડીને લડે એ સદા જાગૃત અહિંસક યોદ્ધો છે.

આવું જીવન ચરિત્ર માણસના શુભાશયોને અત્યત પ્રેરક બની રહે.

**સૂડી વચ્ચે સોપારી** :—લેખક : શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાય; અનુવાદક-પ્રકાશક રમણલાલ પી. સોની, મોડાસા; મૂલ્ય ચાર આના.

બંગાળીમાંથી સારા અનુવાદો કરનારમાં શ્રી. રમણલાલને ગણાવી શકાય. એમ કુશળતા અને પસંદગી તેમને સફળ અનુવાદક બનાવે છે. અમે એથી આનંદ પામીએ છીએ

મૂળ લેખક શ્રી. પ્રભાતકુમાર મુખોપાધ્યાય પણ સામાજિક અન્યાયોને કટાક્ષભર શૈલીએ રજુ કરનાર તરીકે ખૂબ જાણીતા છે. એમની વ્યાપક સહૃદયતાએ એમની દૃ અને લેખનને સીધી સમજણ અર્પી છે. આ લેખકનાં લેખનોનો સંગ્રહ ગુજરાતીમાં જો અમે આતુર છીએ.

'ઉત્સુક

મેવા પણ ગ્રંથો છે કે જે આપણને અહીં ા મળે.

૧૯૩૫ના ફેબ્રુઆરી માસમાં બોન વિદ્યાપીઠના તેમના શિષ્યો–મિત્રો તેમજ પ્રશંસકોએ ામનું બહુમાન કર્યું હતું.

ગણ્યાગાંઠ્યા સંશોધકોમાં તેમનું સ્થાન ઘણું ઊંચું હતું. તેમના અવસાનથી સાચે જ ોટ પડી છે.

***

મોડાસા કેળવણી મંડળ

ગૂજરાતના બીજા ભાગોના પ્રમાણમાં ઉત્તર ગૂજરાતનો પ્રદેશ કેળવણી વગેરેમાં ખૂબ પછાત છે એ નિર્વિવાદ વાત છે. એવા પછાત પ્રદેશમાં જે આંગળીને વેઢે ગણાય તેટલી સાર્વજનિક સંસ્થાઓ છે તેમાં મોડાસા કેળવણી મંડળ માનભર્યું અને આગળ પડતું સ્થાન ધરાવે છે એમ કહેવું જોઈએ.

હમણાં આ કેળવણી મંડળનો અઢારમા વર્ષનો હેવાલ અમને મળ્યો છે. તે વાંચતાં મંડળે છેલ્લા વર્ષમાં કરેલી પ્રગતિની ઝાંખી થાય છે. મંડળ તરફથી એક સંપૂર્ણ સાધનોવાળી મોડાસા હાઈસ્કૂલ ચાલે છે, તથા એક વ્યાયામ મંદિર પણ ચાલે છે. હાઈસ્કૂલમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જાય છે, બહારગામના વિદ્યાર્થીઓ પ્રમાણમાં વિશેષ લાભ લે છે, એ નોંધવા જેવી બીના છે. તેમને માટે છાત્રાલયોની સારી એવી સગવડ છે.

આ વર્ષે સ્થાવર જંગમ મિલકત ખાતે ત્રણેક હજાર રૂપિયા ખર્ચાયા હોવા છતાં વર્ષ આખરે બે હજાર રૂપિયા કાયમ ફંડ વધારી શકાયા છે એ પ્રગતિસૂચક છે. મંડળ હસ્તક હાલ લગભગ એકસઠ હજાર રૂપિયાની સ્થાવર અને ચૌદેક હજારની જંગમ મિલકત છે, તથા વીસેક હજારનું કાયમી ફંડ છે. બીજાં પણ લગભગ ત્રણેક હજારનાં ટ્રસ્ટ ફંડો છે. અને પરદેશી રમતગમતો માટે વિશાળ મેદાન અને સાધનો છે. વર્નાક્યુલર ફાઈનલ થયેલાઓને એક વર્ષમાં અંગ્રેજી ત્રણ ધોરણ તૈયાર કરાવવાનો ખાસ વર્ગ પણ ચાલે છે. શાળાને પોતાનું છાત્રાલયનું મકાન પણ છે.

વ્યાયામ મંદિર કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળ સાથે જોડાએલું છે, અને તેના તરફથી મોડાસામાં દર મહિને ઉનાળામાં વ્યાયામવર્ગ ખોલાય છે એ પણ ધ્યાન ખેંચનારી બીના છે.

# અનુક્રમણિકા

પુ. ૨૪ આસો : ૧૯૯૩ અંક ૬





લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ०॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી· પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી· અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.

# ॥ પ્રસ્થાન ॥

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૯ આસો · ૧૯૯૩ અંક


## વસિષ્ઠનો આશ્વાસનસંદેશ*


ઉપેન્દ્ર


[ વંશસ્થ ]

પ્રિયાવસાને નીપજેલ શોકથી
રૂંધાઈ, મૂઢત્વ મહીં ડુબ્યું તદા
વિલોકી હૈયું અજનું સ્વયોગથી,
ઋષિ વસિષ્ઠે નિજશિષ્ય પાઠવ્યો. ૧

[ વિયોગિની ]

અજરાજ સમક્ષ આવિયો ગુરુ-સંદેશ વહન્ત શિષ્ય એ;
સઘળુંય વસિષ્ઠ જાણતા, અતિશાયી નિજયોગશક્તિથી. ૨

[ અનુષ્ટુપ ]

ઋષિની આર્ષદૃષ્ટિને વૈખરી-રૂપ અર્પતો
શિષ્ય એ ગુરુ-સંદેશ નૃપને કથતો હવો: ૩

---

* અજ-વિલાપને જેટલી પ્રસિદ્ધિ મળી છે (તેટલી મળવી જોઈએ છતાં) તેન ગોકશી ક્યા જેટલીય પ્રસિદ્ધિ અજને વસિષ્ઠઋષિએ મોકલેલા સંદેશને મળી નથી. અહ એ સંદેશનો સમશ્લોકી અનુવાદ કર્યો છે. આરંભના ત્રણ અને અન્તનો એક—આ ચા શ્લોકો પ્રસંગના ઉકેલ માટે અને પર્યાપ્તિ માટે ઉમેર્યા છે. કુવિકુલગુરુની વાણીનાં આર્દ્રતા મધુરતા અને ગૌરવ આ અનુવાદમાં કેટલે અંગે સચવાયાં છે તે તો સહૃદયોએ જોવું રહ્યું

[ વિયોગિની ]

'તપતા તપ એકદા અતિ તૃણબિન્દુ ઋષિ; બીકબાવરા
હરિએ તપ-ભંગ સાધવા હરિણી–અપ્સર પાઠવી ત્યહાં. ૪

તપ-ભંગથી ક્રોધ ઊછળ્યો ઋષિનો, શાન્તિ-તટો વિદારતો;
સ્વસમક્ષ લસન્તી વિભ્રમે હરિણીને શપી–"માનુષી ભવ."     ૫

"ભગવન્, પરતન્ત્ર હું રહી: અપરાધી છું, ક્ષમા કરો મને–"
વિનવે હરિણી; વદે ઋષિ: "વળશે શાપ સુ-પુષ્પદર્શને."     ૬

ક્રથકૈશિકવંશમાં ખરે જનમી, તે થઈ રાજ્ઞી તાહરી,
સુરપુષ્પ પડયું નભોથી તે ઉપરે, શાપ વળ્યો—અને ગઈ.     ૭

ત્યજ શોક પ્રિયાતણો હવે: મરવું તો લખ્યું સર્વ જીવને,
ક્ષિતિપાલનમાં તું લે મતિ; વસુધા હોય પ્રિયા નરેશની.     ૮

સમયે છકિયો ન ઋદ્ધિના; તવ પાંડિત્ય તદા શું ઉલ્લસ્યું !
ફરી દાખવ જ્ઞાન તાહરું, વિપદે ધૈર્ય સમર્પી આત્મને.     ૯

રડવા થકી શું ?–અરે, મરે યદિ તું, તોય મળે તને ન એ;
પરલોકપ્રવાસી માર્ગ લે, નિજકર્મોથકી સાંપડેલ જે.     ૧૦

નિગૃહી નિજશોકને, રહ્યો મૃતપત્ની પ્રતિ ધર્મ સેવવો;
અતિ માત્ર પડેલ આંસુડાં સ્વજનોનાં દહતાં પરેતને.     ૧૧

જનમેલ મરે— સ્વભાવ એ; જીવવું—એ બનવાનું તો બને;
ક્ષણમાત્ર જીવન્ત જો રહે—નવ લ્હાવો અદકો બીજો લહે.     ૧૨

મરણે નિજબન્ધુના, અતિ ઉર અજ્ઞાનીનું સેવતું વ્યથા,
સ્થિરધી સ્વજનાવસાનને સમજે મોક્ષનું દ્વાર ઊઘડયું.     ૧૩

નિજ આત્મ અને શરીર જો ! મળતાં ને વિખૂટાં ફરી થતાં;
તવ નાશ જ બાહ્ય વસ્તુનો કયમ, કહે, પંડિતને પીડી શકે ?     ૧૪

ન પૃથગ્જન જેમ શોકને વશ થાવું, વશિ ! આ તને ઘટે,
પવને યદિ પર્વતો ડગે તવ, કહે, ઝાડથી ભેદ શો રહે ?     ૧૫

[ અનુષ્ટુપ ]

નૃપને ગુરુ-સંદેશ અર્પીને શિષ્ય એ ગયો;
શોકે ઘન થયું હૈયું નૃપનું મૂઢ તો રહ્યું.     ૧૬



| દેશ | દર મનુષ્યે વીમાની રકમ | દેશ | દર મનુષ્યે વીમાની રકમ |
|---|---|---|---|
| અમેરિકા | ૨૩૦૦ | ઈટલી | ૪૫૦ |
| કેનેડા | ૧૮૦૦ | નોર્વે | ૪૦૦ |
| ન્યૂઝીલાંડ | ૧૦૦૦ | જાપાન | ૭૦૦ |
| ઑસ્ટ્રેલિયા | ૮૦૦ | હોલાન્ડ | ૩૫૦ |
| ગ્રેટબ્રિટન | ૭૫૦ | હિંદ | ૬ |
| સ્વીડન | ૬૦૦ | | |

આનું મુખ્ય કારણ આપણે નિર્ધન છીએ તેમજ વીમાના ફાયદા જાણતા નથી, એ છે. તેથી જ આવી દીન દશા દેખાય છે. આ જિંદગીના વીમાની હાલત છે; પરંતુ સમુદ્ર, રેલવે રસ્તે ચડેલા માલના વીમા, આગના વીમા, મોટરો, ઘરો, ફર્નિચર, નફાનો વીમો, બેકારી, બીમારી, અકસ્માત, તોફાન, ધરતીકંપ, વાવાઝોડું, ગરીબ મજૂરોને બદલો વગેરે અનેક જાતના વીમાઓ યુરોપઅમેરિકામાં ઉતરે છે. એ વીમાની જુદીજુદી શાખાઓ એ દેશોમાં ભારે પ્રગતિશીલ બની છે. વીમો એ જીવનની જરૂરિયાત છે, પ્રજાની સમૃદ્ધિનું સ્થાન છે. હિંદમાં એ વિકાસ અત્યંત ધીમો છે. પરદેશોના ધોરણે આપણે ક્યારે વીમાની એ ઉન્નત સ્થિતિમાં આવશું એ કલ્પનાની બહારની વાત છે.

વીમા કંપનીઓનાં ફંડો મોટાં હોય છે. એ સર્વે સરકારી જામીનગીરીઓ ગીરો, સ્ટૉક શેરોમાં રોકાય છે, તે નીચેના કોઠાથી જણાશે:

| દેશ | ગીરો | સરકારી જામીનગીરીમાં | શેરસ્ટૉક | પરદેશોમાં |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૧૩ ટકા | ૧૯ | ૭ | ૬ |
| અમેરિકા | ૩૬ ટકા | ૮ | ૨૮ | ૦ |
| હિંદ | ૩·૮ ટકા | ૪૯·૯ | ૫ | ૧૪ |

હિસાબ કરતાં વીમા કંપનીને એક રૂપિયાની પેદાશ અને તે ઉપર તેને રૂ. ૦-૪-૩ પેદાશ વ્યાજ વગેરેની મળે છે. એ રૂ. ૧-૪-૩ માંથી ૦-૩-૦ વીમાના દાવાના, ૦-૭-૬ ભાવી દાવા માટે અનામત ફંડના, ૦-૫-૦ વહીવટ ખર્ચના અને પોણો આનો પરચૂરણમાં ખર્ચ થાય છે.

સને ૧૯૧૨માં જિંદગીના વીમાનો કાયદો હિંદી સરકારે પસાર કર્યો હતો, ત્યારપછી પરદેશોમાં વીમાના અનેક કાયદા પસાર થયા હતા. પરંતુ હિંદી સરકારને તે તરફ લક્ષ ન હોતું. વેપારી ચેમ્બરોએ વારંવાર વીમાનો કાયદો સુધારવા માટે પ્રાર્થનાઓ કરી હતી, પરંતુ તે સર્વ બહેરા કાનો સાથે અથડાઈ હતી. છેવટે સર એન. એન. સરકાર સરકારના કાયદાના સભ્ય નિમાયા. એ ઘણા ઉદ્યોગી, મહેનતુ, ઊંડી સમજણવાળા બુદ્ધિમાન ગૃહસ્થ છે, એમણે ખૂબ મહેનત લઈ ને હિંદનો સને ૧૯૩૬નો કંપની સુધારો

લેખિત નિવેદનો ઉપર વિચારો થયા હતા. પરદેશોના સર્વે વીમાના કાયદાઓ બારીકાઈથી જોવાયા શ્રી. સુશીલ સી. સેન આ વીમા કંપનીના કાયદાની રચના માટે ખાસ રોકાયા હતા. એમણે આખા દેશનાં મુખ્ય મથકો ખાતે ફરીને આ કાયદો તૈયાર કર્યો હતો. છેવટે મધ્યસ્થ ધારાસભામાં એ કાયદો ચર્ચાયો. પ્રથમ સિલેક્ટ કમિટીએ એને સુધારવા માટે ખૂબ પ્રયત્નો કર્યા હતા, પછી એના રિપોર્ટ ઉપર ઘણી મોટી ચર્ચા મધ્યસ્થ ધારાસભામાં થઈ હતી. વીમા કંપનીઓના પ્રતિનિધિઓથી સીમલા અને દિલ્હી ભરાઈ ગયાં હતાં.

એ કાયદા ઉપર કુલ ૬૦૦ સુધારા આવ્યા હતા. પૂરા બે માસ સુધી વીમાના કાયદાની ખૂબ ઝીણવટથી કલમે કલમની ચાળણી સભ્યોએ કરી હતી. આવી સૂક્ષ્મ તપાસણીને અંતે કાયદો હમણાં જ પસાર થયો છે. એ પસાર કરવામાં સર એન. એન. સરકારે ભારે ધૈર્ય, સમજણશક્તિ અને કાયદાનું આંગોપાગ જ્ઞાન દેખાડ્યું હતું. શ્રી. ભૂલાભાઈ, શ્રી. સત્યમૂર્તિ અને અવિનાશલિંગમ્ ચેટી, વ્યંકટાચલમ્ ચેટી વગેરે ગૃહસ્થોએ એમાં રસભર્યો ભાગ લીધો હતો. યુરોપિયન પક્ષે અલબત પોતાના પક્ષનું ખૂબ તાણ્યું હતું. સરકાર તરફથી હિંદી ૧૯૩૫ના કાયદા પ્રમાણે તેમને ખૂબ ભારે રક્ષણ મળ્યું છે. એમના એટલે બ્રિટિશ લાભો વિરુદ્ધ એક અક્ષર પણ કાયદાનું સ્વરૂપ લઈ શકે નહિ, એવી શ્રેષ્ઠ રીતે એમનું હિત રક્ષણ કરાયું છે. આવા પોતાના હિતોના રક્ષણની મોટી વ્યાપકતાનું યુરોપિયન સભ્યોને સંપૂર્ણ ભાન હતું. તેમાં એ પક્ષ મહાલતો પણ હતો. એ પક્ષના મુખી સર હડસને પોતાને માટે ન્યાયી વળણ અને સૌ પક્ષો જેવી જ સગવડો માગી હતી. એમને કાંઈ પણ બીજાઓ કરતાં વિશેષ જોઈતું ન હોતું. હિંદના ૧૯૩૫ના કાયદા મુજબ એમને હિંદીઓ સમાન ગણવામાં આવ્યા છે. એમની માગણી પણ એટલી જ હતી.

પરંતુ સર એન એન. સરકારે એ યુરોપિયન પક્ષને સત્ય હકીકત સંભળાવી દીધી હતી. એમણે ચોખ્ખું સંભળાવી દીધું કે તમારો પક્ષ અહીં ઊંડાં મૂળ ઘાલીને હિંદીઓના હક્કો આવરી બેઠો છે. ઘણા લાભો તમે ભૂતકાળમાં મેળવ્યા છે. એ લાભો હિંદીઓને ભોગે તમને મળ્યા છે. અને ૧૯૩૫ નો હિંદી કાયદો તમને આ સંરક્ષણ આપે છે. બાકી, બીજા કોઈ પણ દેશમાં આવું રક્ષણ પરદેશીઓને મળ્યું નથી આખા જગતમાં માત્ર હિંદનો યુરોપિયન પક્ષ જ આ મોજ ભોગવે છે. કાયદાના પ્રતિબંધ સામે અમે લાચાર છીએ; નહિ તો, હિંદીઓને હિંદીઓના હક્કો મળવા જોઈએ એ ચોખ્ખી દીવા જેવી વાત છે. એમની હરીફાઈ સામે ટકવું હિંદીઓને મુશ્કેલ પડે છે.

મુંબઈમાં વીમા કંપનીઓમાંની મોટી કંપનીઓ આવી છે. એ કંપનીઓ આખા હિંદમાં સૌથી મોટી અને સધ્ધર છે. એમના પ્રતિનિધિઓ સર કાવસજી જહાંગીર અને સર હોમી મોદી જેવા મહાન નાઈટો હતા. એમણે ઘણી બાબતોમાં પોતાના માટે ખાસ માગણીઓ કરી, પોતે હિંદ ઉપર મોટા ઉપકાર કરવાની વાત જાહેર કરી પરંતુ સર એન. એન. સરકારે એમનું પોગળ પણ ખોલી નાંખ્યું હતું. મુંબઈની એ મોટી વીમા કંપનીઓ પોતાના મેનેજરોને મોટા પગારો આપે છે. માસિક પાંચ હજાર જેટલા મોટા પગારો ચૂકવે છે. એમનો વહીવટ ઘણો ખર્ચાળ છે. વિલાયતની મુસાફરીઓ, મોટરો દોડાવવી વગેરે

સેપ્ચિત નિવેદનો ઉપર વિચારો થયા હતા પરદેશોના સર્વ વીમાના કાયદાઓ બારીકીથી જનાયા શ્રી સુશીલ સી સેન આ વીમા કંપનીના કાયદાની રચના માટે ખાસ રોકાયા હતા એમણે આખા દેશના મુખ્ય મથકો ખાતે ફરીને આ કાયદો તૈયાર કર્યો હતો છેવટે મધ્યસ્થ ધારાસભામા એ કાયદો ચર્ચાયો પ્રથમ સિલેક્ટ કમિટીએ એને સુધારવા માટે ખૂબ પ્રયત્નો કર્યા હતા, પછી એના રિપોર્ટ ઉપર ઘણી મોટી ચર્ચા મધ્યસ્થ ધારાસભામા થઈ હતી. વીમા કંપનીઓના પ્રતિનિધિઓથી સીમલા અને દિલ્હી ભરાઈ ગયા હતા

એ કાયદા ઉપર કુલ ૬૦૦ સુધારા આવ્યા હતા પૂરા બે માસ સુધી વીમાના કાયદાની ખૂબ ઝીણવટથી કલમે કલમની ચાળણી સભ્યોએ કરી હતી. આવી સૂક્ષ્મ તપાસણીને અંતે કાયદો હમણા જ પસાર થયો છે એ પસાર કરવામા સર એન એન. સરકારે ભારે ધૈર્ય, સમજણશક્તિ અને કાયદાનુ સાગોપાગ જ્ઞાન દેખાડ્યુ હતુ શ્રી ભૂલાભાઈ, શ્રી. સત્યમૂર્તિ અને અવિનાશલિંગમ્ ચેટી, વ્યંકટાચલમ્ ચેટી વગેરે ગૃહસ્થોએ એમા સક્રિય ભાગ લીધો હતો યુરોપિયન પક્ષે અનન્ત પોતાના પક્ષનુ ખૂબ તાણ્યુ હતુ સરકાર તરફથી હિંદી ૧૯૩૫ના કાયદા પ્રમાણે તેમને ખૂબ ભારે રક્ષણ મળ્યુ છે એમના એટલે બ્રિટિશ લાભો વિરુદ્ધ એક અક્ષર પણ કાનૂનનુ સ્વરૂપ લઈ શકે નહિ, એવી શ્રેષ્ઠ રીતે એમનુ હિત રક્ષણ કરાયુ છે આવા પોતાના હિતોના રક્ષણની મોટી વ્યાપકતાનુ યુરોપિયન સભ્યોને સંપૂર્ણ ભાન હતુ, તેમા એ પક્ષ મહાવતો પણ હતો એ પક્ષના મુખી સર હડસને પોતાને માટે ન્યાયી વળણ અને સૌ પક્ષો જેવી જ સગવડો માગી હતી એમને કાંઈ પણ બીજાઓ કરતા વિશેષ જોઈતુ ન હોતુ હિંદના ૧૯૩૫ના કાયદા મુજબ એમને હિંદીઓ સમાન ગણવામા આવ્યા છે એમની માગણી પણ એટલી જ હતી

પરંતુ સર એન એન સરકારે એ યુરોપિયન પક્ષને સત્ય હકીકત સમજાવી દીધી હતી એમણે ચોખ્ખુ સમજાવી દીધુ કે તમારો પક્ષ અહીં ઊંડા મૂળ ઘાલીને હિંદીઓના હક્કો આવરી બેઠો છે ઘણા લાભો તમે ભૂતકાળમા મેળવ્યા છે એ લાભો હિંદીઓને ભોગે તમને મળ્યા છે અને ૧૯૩૫ નો હિંદી કાયદો તમને આ સંરક્ષણ આપે છે બાકી, બીજા કોઈ પણ દેશમા આવુ રક્ષણ પરદેશીઓને મળ્યુ નથી આખા જગતમા માત્ર હિંદનો યુરોપિયન પક્ષ જ આ મોજ ભોગવે છે કાયદાના પ્રતિબંધ સામે અમે લાચાર છીએ, નહિ તો, હિંદીઓને હિંદીઓના હક્કો મળવા જોઈએ એ ચોખ્ખી દીવા જેવી વાત છે એમની હરીફાઈ સામે ટકવુ હિંદીઓને મુશ્કેલ પડે છે

મુંબઈમા વીમા કંપનીઓમાની મોટી કંપનીઓ આવી છે એ કંપનીઓ આખા હિંદમા સૌથી મોટી અને સધ્ધર છે એમના પ્રતિનિધિઓ સર કાવસજી જહાંગીર અને સર હોમી મોદી જેવા મહાન નાઈટો હતા એમણે ઘણી બાબતોમા પોતાના માટે ખાસ માગણીઓ કરી, પોતે હિંદ ઉપર મોટા ઉપકાર કરવાની વાત જાહેર કરી પરંતુ સર એન એન સરકારે એમનુ પોકળ પણ ખોલી નાખ્યુ હતુ મુંબઈની એ મોટી વીમા કંપનીઓ પોતાના મેનેજરોને મોટા પગારો આપે છે માસિક પાંચ હજાર જેટલા મોટા પગારો ચૂકવે છે એમનો વહીવટ ઘણો ખર્ચાળ છે વિલાયતની મુસાફરીઓ, મોટરો ભેટની વગેરે

એ વિષયો ઉપર સરકારી વીમા કંપનીઓના શકડા ફાટ્યા હતા. પ્રજાને ભ્રમમાં નાખનારી એ ધંધાદારી સહકારી વીમા કંપનીઓ ગુજરાત, સિંધ અને બીજા પ્રાંતમાં હજારોની સંખ્યામાં સ્થપાઈ હતી. એમાં દેશના કરોડો રૂપિયા સ્વાહા થઈ ગયા. લસફંડ, જનોઈફંડ એવાં એવાં ફંડો સ્થાપી લોકોને ભારે નુકસાન પહોંચાડવામાં આવ્યું હતું. સને ૧૯૧૨ના કાયદા મુજબ આવી કંપનીઓ સરકારી કાયદાથી અસ્પૃશ્ય હતી. લોકો તરતના લાભો માટે અંધ બન્યા હતા. થોડી વ્યક્તિઓએ માત્ર પોતાનાં ખીસાં ભર્યાં; બાકી પ્રજાએ તો આ સટ્ટા જેવા વીમામાં કરોડો ખોયા. આ નવા કાયદા નીચે એમનો જેવી વીમા કંપનીઓ ઉપર બરાબર અંકુશ રહી શકશે.

વીમા ખાતું એ અનુભવી વ્યક્તિઓને માટે મોટી પેદાશનું સાધન છે, એટલે વીમા ખાતાના સુપરિન્ટેન્ડન્ટ અને આંકડાશાસ્ત્રી માટે સરકારને મોટો પગાર ખર્ચવો પડશે. કારણ કે એ મોટા અધિકારીઓ જે રીતના કાયદાના અંકુશોનો અમલ કરશે તે ઉપર વીમાના ધંધાનો આધાર રહેશે. હિંદમાં આવી વ્યક્તિઓની શોધ થશે, પરંતુ ધારવા મુજબ સરકારની હંમેશના રિવાજ મુજબ એવાં અનુભવીઓ માટે વિલાયત ઉપર મીટ મંડાશે. હિંદના અનુભવી વીમાના આંકડાશાસ્ત્રીઓ તો એક અથવા બીજી વીમા કંપનીઓમાં મોટા બાદશાહી પગારો મેળવે છે. જો વીમાનો કાયદો સખતાઈ અને ખોટી પરવા વગર શાસિત થશે તો જ એ ફાયદાકારક થઈ પડશે.

હિંદમાં હિંદી વીમાના વિકાસ માટે ખૂબખૂબ ક્ષેત્ર છે. દશ વરસોમાં આજથી ચારગણો વીમાનો વ્યવહાર વધવા સંભવ છે. આ બહુ જ સહીસલામતીભરેલો ધંધો છે. એનો વિકાસ પ્રમાણિક અને અનુભવી સેક્રેટરીના હાથ નીચે સુંદર થવાની દરેક પરિસ્થિતિ હાજર છે. અંગ્રેજી વીમા કંપનીઓ મજબૂત અને વગવાળી છે. પરંતુ હમણાંના હિંદી પ્રજાના માનસ તરફ જોતાં સ્વદેશી વીમા કંપનીઓ તરફ ખૂબખૂબ આકર્ષણ છે. પરંતુ વીમા કંપની સધ્ધર અને કુશલ કારભારવાળી હોવી જોઈએ. બીજી પરદેશી કંપનીઓ ઉપર તો નવા કાયદાએ સખ્ત અંકુશો મૂક્યા છે, એટલે હિંદની જમીન ઉપર એ પરદેશી કંપનીઓનો વિકાસ સંભવિત નથી.

કાયદો લોકોને રક્ષણ આપે છે, પણ વિકાસ તો લોકોનું વ્યાવહારિક માનસ જ કરે છે. વાચકોને કંટાળો આવશે એમ ધારી કાયદાને કલમવાર ન ટાંકતા આટલી ટૂંકી સમીક્ષા જ માત્ર કરી છે



# રાજકીય નોંધો

'નિરીક્ષક'

કોંગ્રેસે અધિકારગ્રહણનો માર્ગ ગ્રહણ કર્યા પછી બ્રિટિશ હિંદના અગિયાર પ્રાંતોમાંથી સાત પ્રાંતોમાં કોંગ્રેસપ્રધાનમંડળો સ્થપાયાં. એમણે પદગ્રહણ કર્યાને આજે ત્રણ માસ ઉપર થયા. કોઈ પણ ક્રાંતિકારી પક્ષને પોતાના કાર્યક્રમની શરૂઆત કરવાને માટે રાજ્યતંત્રમાં ત્રણ માસ પૂરતા ન ગણાય, અને હિંદમાં તો નહિ જ. કારણ કે પ્રથમ તો પ્રધાનમંડળોને રાજ્યતંત્રનો અને એની અનેક અટપટી ને મૂંઝવણભરી વિગતો ને રીતરસમોનો આ પહેલાં કદી અનુભવ નહોતો; અને પોતાના પુરોગામી વહીવટદારોની પ્રત્યાઘાતી પદ્ધતિનો એમને બને તો સમૂળગો ત્યાગ કરવા હતો. આમ હોવાથી, એક તો વહીવટની વિગતો ને કાર્યપ્રણાલિની માહિતી મેળવી એના ઉપર પોતાની છાપવાળો કાબૂ જમાવવા માટે અને પોતાના પક્ષકાર્યક્રમને અનુરૂપ એવી રીતે વહીવટી વ્યવસ્થાને ગોઠવવાનો વિચાર કરવામાં જ સહેજે ઘણો વખત નીકળી જાય. આમ છતાં ભારે કુશળતા ને બાહોશીથી કોંગ્રેસ પ્રધાનો નવી વસ્તુના નવા અનુભવને પામી ગયા એ ભારે સિદ્ધિ કહેવાય એમાં શંકા નથી. અને જે કૌશલ્ય ને ઉતાવળથી એમણે પોતાનાં અંદાજપત્રો તૈયાર કરી ધારાગૃહો સમક્ષ પેશ કર્યાં એ જોઈને તો ઘણા ટીકાકારો મુગ્ધ થઈ ગયા છે.

### વ્યાપક ને પલટાકારક કાર્યક્રમ

મહાસભાનો આર્થિક ને રાજદ્વારી કાર્યક્રમ તો બહુ વ્યાપક અને પરિવર્તનકારી છે. અને એ સમસ્ત કાર્યક્રમને અમલમાં મૂકવા માટે 'નવા બંધારણની મર્યાદા'ઓમાં રહીને કોંગ્રેસ પ્રધાનમંડળો પોતાની નવી નીતિ ઘડવા માગે છે. પણ એમણે ત્રણ મુખ્ય વસ્તુઓ તરફ પોતાનું ધ્યાન કેંદ્રિત કર્યું છે. એ વસ્તુઓ તે સાર્વત્રિક અક્ષરજ્ઞાન, દારૂનિષેધ અને ખેડૂતોને રાહત. મહાસભાના આર્થિક કાર્યક્રમના આ ત્રણે મુખ્ય મુદ્દાઓ છે. એમાં અક્ષરજ્ઞાન ને દારૂનિષેધના કાર્યક્રમને સિદ્ધ કરવા માટે મહાત્માજી કોંગ્રેસ પ્રધાનમંડળોના માર્ગદર્શક બની રહ્યા છે. ત્રણ વર્ષમાં સંપૂર્ણ દારૂનિષેધ અને વધારેમાં વધારે સાત વર્ષમાં પ્રાથમિક કેળવણી સ્વાવલંબી કરી નિરક્ષરતા નાબૂદ કરવાની અનેકવિધ યોજનાઓ ને રસ્તાઓ એઓ વિચારી રહ્યા છે. ખેડૂતોને રાહત આપવી, નિરક્ષરતા નાબૂદ કરવી, અને ત્રણ વર્ષમાં દારૂબંધી સિદ્ધ કરવી એ ત્રિવિધ પ્રવૃત્તિ નવા બંધારણની મર્યાદાઓમાં રહીને પણ કોંગ્રેસ પ્રધાનો કેટલે અંશે સિદ્ધ કરશે એ વસ્તુ ખાસ વિચારણા માગી લે છે. એમાં ઘણા મતભેદને અવકાશ છે. અને ઘણી મુશ્કેલીઓ પણ છે. એનો વિચાર કરતાં પહેલાં બીજી એક અતિ અગત્યની વાત સમજૂતી માગી લે છે. પ્રથમ જ હું એની ચર્ચા કરી લઉં.

### અધિકાર ગ્રહણ ક્યાં સુધી ?

મહાત્માજીએ તો 'હરિજન'માં એક લેખદ્વારા જાહેર કરી દીધું છે કે નિરક્ષરતાની નાબૂદી અને દારૂબંધી કરવાની કોંગ્રેસ પ્રધાનમંડળોની નીતિ અમલમાં મૂકવાના માર્ગમાં

આડે આવે એવી એકે કલમ નવા હિંદી કાનૂનમાં નથી. નથી ગવર્નરોની ખાસ સત્તાઓનું ક્ષેત્ર એટલું વ્યાપક, કે કોઈ ગવર્નર પણ આ બાબતમાં પ્રધાનમંડળોની વચ્ચે પડી શકે. અલબત, જ્યાં સુધી પ્રજા અહિંસક રહે ત્યાં સુધી જ આ શક્ય છે.

મુશ્કેલીની શરૂઆત અહીં થાય છે. જો કોંગ્રેસ પ્રધાનો દારૂનિષેધ અને નિરક્ષરતાની નાબૂદીનું જ કાર્ય કર્યા કરે અને પ્રજા અહિંસક રહે, તો ગવર્નરો કે નવો હિંદી કાનૂન એમની વચ્ચે પડી શકે એમ નથી માની લઈએ કે કોંગ્રેસ પ્રધાનો આ જ બે વસ્તુઓ પ્રધાનપણે કર્યા કરશે અને તેથી ગવર્નરો વચ્ચે નહિ પડે ને બંધારણીય મડાગાંઠ ઊભી નહિ થાય. પણ એ કાર્યક્રમને પાર પડતાં સેંજે આડત્રીશ વર્ષ તો નીકળી જાય એમ છે એ તો ન નકારી શકાય એવી હકીકત છે. એકલી નિરક્ષરતાની નાબૂદીનું કાર્ય જ સેંજે પંદરવીસ વર્ષ લેશે. રશિયન ક્રાંતિ પછી વીસ વરસની જબરદસ્ત જહેમતને અંતે પણ આજે સોવિયેટ સરકાર રશિયામાં ૯૦% નિરક્ષરતા જ નાબૂદ કરી શકી છે. અને ક્રાંતિ પહેલાં રશિયામાં નિરક્ષરતાનું પ્રમાણ ૬૦% હતું. જ્યારે હિંદમાં તો આજે ૯૩% નિરક્ષરતા છે! સંપૂર્ણ સ્વતંત્ર ને પક્ષસર્વ-મુખત્યારીની અબાધિત સત્તા ધરાવનાર સોવિયેટ સત્તાને વસ્તીની ૬૦% નિરક્ષરતાથી ૧૦% ટકા ઉપર લાવતાં બે દાયકા નીકળી ગયા, તો આપણે ત્યાં ૯૩% નિરક્ષરતાને નાબૂદ કરતાં વધારે નહિ તો બે દાયકા તો જોઈશે ને?

પરિસ્થિતિ આ જાતની છે તો પોતાના કાર્યક્રમની બેત્રણ મુખ્ય બાબતો હાંસલ કરવા માટે કોંગ્રેસને વરસો સુધી હોદ્દાસ્વીકારનો રસ્તો ગ્રહણ કરી રાખવો પડશે. ત્રણ વર્ષમાં સંપૂર્ણ દારૂબંધી ને પાંચસાત વર્ષમાં પ્રાથમિક કેળવણી સ્વાવલંબી કરવાની યોજના જે રીતે આજે હાથ ધરાઈ રહી છે એ ઉપરથી તો લાગે છે કે કોંગ્રેસ પ્રધાનમંડળોને વરસો સુધી હોદ્દા ઉપર રહેવું છે

## બંધારણ ભાંગશે ક્યારે?

તો પછી બંધારણને તોડી પાડવાની મહાસભાની નીતિનું શું થશે? આડત્રીશ વર્ષ સુધી બંધારણનો અમલ કરી દારૂબંધી ને અક્ષરજ્ઞાનના કાર્યક્રમને અજમાવી જોયા પછી બંધારણને ભાંગીશું? મને લાગે છે કે બંધારણને ભાંગવાની વાત ને એનો વરસો સુધી અમલ કરવાનો કાર્યક્રમ હાથ ધરી એનો લાંબા સમય સુધી સ્વીકાર કર્યે જવો એ બે, વસ્તુ પરસ્પર સંગત નથી. કારણ કે (બીજી વસ્તુઓ અનુકૂળ નીવડે તો) દારૂબંધી, પ્રાથમિક કેળવણીની સ્વાવલંબિતા ને સમસ્ત કેળવણીપદ્ધતિની પુનર્વ્યવસ્થા અને ખેડૂતોને રાહત આપવાની લાંબી યોજનાઓ હાથ ધરવાની વસ્તુ, વરસો માગી લે છે. ગાંધીજી અને કોંગ્રેસ પ્રધાનો જે ઝીણવટથી ને ગાંભીર્યથી ત્રણ વર્ષમાં દારૂબંધી કરવાના અને પાંચસાત વર્ષમાં પ્રાથમિક કેળવણી સ્વાયત્ત કરવાના માર્ગો શોધી રહ્યા છે એ જ બતાવે છે કે જો બીજી અટકાયત આડે ન આવે તો મહાસભાની નીતિ હમણાં, કેટલાક સમય માટે તો, બંધારણનો અમલ કરવા તરફ કામ કરી રહી છે. અને જ્યાં ઉપર જણાવ્યાં એ મુદ્દાઓ સિદ્ધ થાય ત્યાં સુધી બંધારણ તોડવું નહિ પણ એનો અમલ કરવો એવી વાત મહાસભાના સૂત્રધારો તરફથી કહેવામાં નથી આવતી!

## મુશ્કેલીથી ભરેલું કાર્ય

પરંતુ કૉંગ્રેસપ્રધાનમંડળો એકલું કેળવણી ને દારૂનિષેધનું કાર્ય જ હાથ ધરવા માગતા નથી. એમને તો સંયુક્ત પ્રાંત અને બિહારમાં કિસાનોનો પ્રશ્ન ઉકેલવા છે. ખેડૂતોના ઋણના બોજાને હળવો કરવો છે. ઔદ્યોગિક બાજુએ મજૂરોને ન્યાય મળે ને એમને પૂરતી રોજી મળે એમ કરવું છે. સ્થાનિક સ્વરાજની ચાલુ વ્યવસ્થા બદલી નાખતા વ્યાપક કાનૂનો કરવા છે. આ બધાં કામો એવાં છે કે એમાં પ્રધાનોનો માર્ગ સરળ નથી. બધાં હિતોને સંતોષ થાય એવો સમાધાનીનો વચલો રસ્તો એ બાજુએ નીકળી શકે એમ નથી. અથડાતાં હિતોનો વિરોધ ગવર્નરોને વચ્ચે પડવાની સ્થિતિ ઊભી કરશે. દા. ત., સંયુક્ત પ્રાંત અને બિહારમાં કિસાનોને રાહત આપતાં ત્યાંના પ્રધાનમંડળોએ પગલાં ભરવાની શરૂઆત કરી ત્યાં તો જમીનદારો ઊકળી ઊઠ્યા છે. ઠેરઠેર વિરોધ થવા માંડ્યો છે અને બિહારમાં તો જમીનદારો પોતાનાં સ્થાપિત હિતોનાં રક્ષણ ને બચાવ માટે સત્યાગ્રહ કરશે એવી ધમકીઓ પણ એમના તરફથી અપાઈ રહી છે! સંયુક્ત પ્રાંતના જમીનદારોની એક સભાએ ત્યાંના કૉંગ્રેસ પ્રધાનમંડળના જમીનદારોના હિતો વિરુદ્ધ જતાં પગલાં અટકાવવા ગવર્નર વચ્ચે પડે એ માટે એમનાં ડેપ્યુટેશનો ગવર્નર જનરલ અને હિંદી વજીર સુધી મોકલવાની વાતો પણ કરી છે! કહેવાય છે કે અંદરખાનેથી પરિસ્થિતિ બગડતી જાય છે, અને ગવર્નર વચ્ચે પડે એવી પરિસ્થિતિ ઊભી થશે એમ કેટલાકો માને છે. સંયુક્ત પ્રાંતમાં તો કૅબિનેટની સભામાં ગવર્નરે પંડિત પંતના પ્રધાનમંડળને ચેતવણી આપી દીધાનું પણ બન્યાનું છે!

## ગવર્નરોને વચ્ચે પડવાની શક્યતા

આ તો કિસાનોવાળા પ્રાંતોની વાત થઈ. બીજા પ્રાંતોમાં પણ મુશ્કેલી વધતી જવાની. મુંબઈમાં સ્થાનિક સ્વરાજ ખાતાના પ્રધાન નવો કાનૂન ઘડવા માગે છે. સ્થાનિક સંસ્થાઓની ચૂંટણી અલગ મતદારમંડળો પ્રમાણે નહિ પણ સંયુક્ત મતદાર મંડળોની પદ્ધતિ પ્રમાણે રચાશે. કોમીવાદી મુસ્લિમોનો સંયુક્ત મતદાર મંડળોનો વિરોધ જાણીતો છે. ને હજી બે દિવસ અગાઉ મુસ્લિમ લીગની લખનૌ બેઠકે સંયુક્ત મતદાર મંડળની પદ્ધતિનો વિરોધ કરતો ઠરાવ પણ પસાર કર્યો છે. મુસ્લિમ કોમવાદને હમણાં હમણાં ઊભરેલું ગાંડપણ સ્થાનિક સંસ્થાઓમાં સંયુક્ત મતદાર પદ્ધતિ દાખલ કરવાની મહાસભાની નીતિ સાંખી શકશે નહિ એમ મુસ્લિમ લીગની બેઠક પછી ખૂબ સ્પષ્ટ થઈ ગયું છે. કૉંગ્રેસ જો સંયુક્ત મતદાર પદ્ધતિ સ્થાનિક સંસ્થાઓમાં દાખલ કરશે તો મુસ્લિમ લીગના કોમવાદીઓ ઊછળી ઊઠશે એમાં શંકા નથી. કૉંગ્રેસપ્રધાનમંડળ પોતાની મક્કમતા જારી રાખે તો કદાચ કોમીવાદીઓ ગવર્નરને વચ્ચે પડવાની ફરજ પાડે. ત્રણ માસ ઉપર જ ડૉ. આંબેડકર અને સર અલી મહમદખાન દહેલવીએ, વધુમતિ કોમ લઘુમતિના કોમી હકો ઉપર તરાપ મારે તો ગવર્નરે લઘુમતિની સલામતી માટે વચ્ચે પડવું જ જોઈશે એમ જાહેર કર્યું હતું. સંયુક્ત મતદાર મંડળની પદ્ધતિ મહાસભાવાદી પ્રધાનમંડળો તરફથી જ રાજ્યતંત્રના કોઈપણ 'વિભાગમાં દાખલ થાય એ એમના મન પ્રમાણે તો વધુમતિની લઘુમતિ કોમના હક ઉપર 'તરાપ' જ ગણાય છે. એટલે કે કોમી સલામતીઓની રાષ્ટ્રઘાતી પ્રથાને જાળવી રાખવા માટે કોમીવાદીઓને ગવ-

નરોને એમની ખાસ સત્તાઓ જોઈએ છે. લઘુમતિના કોમી હિતના રક્ષણહાર તરીકે એમને બ્રિટિશરાજ જોઈએ છે. તો પછી અંગ્રેજોને દોષ શું કામ આપવો? આજે તો કોમવાદીઓ એમની રાજસત્તા રાખવા માગે છે!

ગવર્નરોને વચ્ચે પડવાની બીજી શકયતા ઋણમોફીના કાર્યક્રમમાં પણ છે. જો હિંદી ખેડૂતોના ૧૨૦૦ કરોડના ગંજાવર ઋણનો બોજો અસરકારક રીતે કોંગ્રેસ પ્રધાનોને હળવો કરવો હશે તો ભારે ક્રાંતિકારી કાનૂન ઘડવો પડશે, જે કદાચ શાહુકારી વર્ગને 'કોંગ્રેસ સરકાર' વિરુદ્ધ ખડો કરી દે અને ગવર્નરો વચ્ચે પડી કોંગ્રેસ પ્રધાનોને ઉતાવળ કરતા અટકાવી એમને બેસાડી દે.

આ બધું છતાં પોતાના કાર્યક્રમને વફાદાર ને સંગત રહેવું હશે તો તો કોંગ્રેસપ્રધાનો પોતાની પલટાવનારી યોજનાઓ છોડી નહિ શકે. આનો અર્થ એમ નથી કે એમણે સમાધાનીના વચલા રસ્તાઓ શોધવા જ નહિ. લેનિન જેવા ચુસ્ત અને અફર ક્રાંતિકારીએ પણ રશિયામાં ક્રાંતિ પછી અનેક વખત સમાધાનીનો ધીમો પણ નક્કર રસ્તો પસંદ કર્યો હતો. અને એણે જ નથી કહ્યું કે "સમાધાન ન કરીને, માર્ગથી બિલકુલ બહાર ન જવું, આગેકૂચ કરવી એ બૌદ્ધિક બાલિશતા છે, નહિ કે ક્રાંતિકારોની ગંભીર કાર્યપદ્ધતિ?" રાજકારણ એવી વસ્તુ છે કે એમાં સમાધાનો તો કરવાં જ પડવાનાં. પં. નહેરુના શબ્દોમાં કહીએ તો "જીવન અને રાજકારણ એવી અટપટી વસ્તુઓ છે કે એમાં આપણે સદાયે સીધી લીટીએ વિચાર કરી શકતા નથી." છતાં અમુક વર્ગ દુભાશે કે અમુક કોમવાદીઓ સામા થશે ને ગવર્નરો વચ્ચે પડશે એ બીકે કોંગ્રેસ પ્રધાનમંડળો પોતાના કાર્યક્રમના મૂળભૂત મુદ્દામાં ઢીલાશ બતાવી ન શકે કે ન તો બાંધછોડ કરી શકે. ફરી પંડિત નહેરુના શબ્દો ટાંકીને કહું તો "ગેરદોરવણી કરવી એ દુભવવાના કરતાં વધારે નુકસાનકારક છે."

કઈ બાબતોમાં બાંધછોડ કરવી ન કરવી, ને જે બાબતોમાં બાંધછોડ કરવી પડે તે બાંધછોડ કેટલી હદે ને કયાં સુધી કરવી એ બધું એકમતે નક્કી કરવું અશકય છે. કોંગ્રેસમાં જ ઉદ્દામવાદીઓ જે બાબતમાં જરાયે નમતું મૂકવા તૈયાર ન હોય એ બાબતોમાં મધ્યમ માર્ગીઓ નમતું મૂકવાની હિમાયત કરે. અને બંને પક્ષ એમ કહી શકે કે અમુક બાબતમાં બાંધછોડ કરવાથી કે ન કરવાથી મહાસભાના ધ્યેય તરફ વધારે ઝડપી કૂચ થઈ શકશે! એટલે રાજકીય વ્યૂહો ને કાર્યપદ્ધતિમાં મૂળભૂત બાબતો હાથ ધરવાની વસ્તુમાં પણ એકમત્તા લગભગ અશકય વસ્તુ છે. એમાં તો પક્ષનાયકોની બહુમતિના નિર્ણયને વફાદારીથી વળગી રહી એકસાથ સામનો કરવામાં તત્પરતા બતાવવી એ જ વસ્તુ કહી શકાય. અલબત્ત, પક્ષનાયકો જ્યાં લઈ જાય ત્યાં આંખ બંધ કરીને જવું એમ કહેવાનો મારો હેતુ નથી.

## ગવર્નરોની અમર્યાદ બંધારણીય સત્તા

પ્રાંતીય સરકારોમાં કોંગ્રેસપ્રધાનોની કાર્યનીતિની એવી વિગતોમાં ગવર્નરો જો પોતાને વચ્ચે પડવું હશે તો વચ્ચે પડી શકશે. એ રીતે તો બંધારણે એમને અમર્યાદિત 'ડિસ્ક્રીશનરી' સત્તાઓ (પ્રધાનોની ઉપરવટ જવાની) આપી છે. કોંગ્રેસપ્રધાનો બંધારણીય મર્યાદાઓની

અંદર છે એમ માની જે કાર્ય કરે તે જ કાર્યને ગવર્નર બંધારણ બહારનું ઠેરવી શકશે. એટલે કે કોંગ્રેસપ્રધાનોનું અસ્તિત્વ ગવર્નરોની ભલી ઇચ્છાને અધીન રહેવાનું. જ્યાં સુધી શાહીનીતિને કોંગ્રેસવાદી રંગ પ્રાંતિક સરકારોમાં સહી લેવાની જરૂરિયાત લાગશે ત્યાં સુધી ગવર્નરો એમની કાર્યનીતિને બંધારણ પ્રમાણેની ગણીને નભાવશે. આજે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ એટલી ગંભીર છે કે બ્રિટિશ સત્તાધીશો હિંદની એક મહાબળવાન રાજકીય સંસ્થા સામે ઝગડામાં ઊતરવાની તૈયારીમાં નથી. અને પેલેસ્ટાઈનના ભાગલા પાડવાનું નક્કી થવાથી હિંદનો મુસ્લિમ વર્ગ ખૂબ જ છંછેડાઈ ઊઠ્યો છે. કોમીગુમાન મારફત મુસ્લિમ કોમવાદીઓને કોંગ્રેસ વિરુદ્ધ ખિજવણી કરવામાં શાહીસત્તાને મળેલી સફળતા પેલેસ્ટાઈને ધોઈ નાખી છે. છતાં હજી ના. આગાખાન જેવા શાહીસત્તાના હિમાયતી જીવતા છે ત્યાં સુધી એને બહુ ગભરામણ નથી થતી. જે લીગની બેઠકમાં પેલેસ્ટાઈનના ભાગલા પાડતા શાહી કમિશનના અહેવાલની મંજૂરી બ્રિટિશ સરકારને મેળવવાની હતી તે જ બેઠકનું અધ્યક્ષપદ ના. આગાખાનને બ્રિટિશ રાજસત્તાના સૂત્રધારોએ અપાવ્યું છે. ને પોતાને ઇસ્લામ, જગતના એકીકરણ, ઇસ્લામી સંસ્કૃતિ ને ધર્મના ખેરખ્વાહ ગણાવનાર ના. આગાખાને પેલેસ્ટાઈનના ભાગલા કે ઝાંઝીબારમાંથી હિંદીઓનો (જેમાં પોણો ભાગ મુસ્લિમો છે) વેપાર આંચકી લેવરાવવાના શાહી કાવતરા સામે કેમ એક શબ્દ પણ બોલતા નથી? વરસો પહેલાં ગાઝી મુસ્તફા કમાલપાશાએ આગાખાનને હિંદમાં બ્રિટિશ સત્તાના 'એજન્ટ' ગણાવ્યા હતા એ નક્કર હકીકત પેલેસ્ટાઈન ને ઝાંઝીબારે સાબિત કરી આપી છે.

## શાહી સત્તાનું હાર્દ: હિંદ

પણ આ તો હિંદી રાજકારણનું ક્ષેત્ર બ્રિટિશ શાહીક્ષેત્રમાં દાખલ થઈ ગયું, જો કે બ્રિટિશ સામ્રાજ્યને લોહી પૂરું પાડનાર હિંદ છે. હિંદ બ્રિટિશ શાહીવાદનું હાર્દ છે. માટે જ આજે સામ્રાજ્યની આથમતી અવસ્થામાં બ્રિટિશ સત્તા હિંદમાં કોંગ્રેસ પક્ષ સાથે ઝઘડો કરવા માગતી નથી. આવતા મહાવિગ્રહમાં હિંદ છૂટું પડી જાય તો બ્રિટિશ સામ્રાજ્ય ભુંસાઈ જવાનું એમાં બ્રિટિશ સત્તાધીશોને શંકા નથી. માટે યેનકેન પ્રકારેણ સામ્રાજ્યના હાર્દના ધબકાર ચાલુ રહે એ યત્ન કરવા માગે છે.

## અનુકૂળ તક

હિંદ બ્રિટનથી આવતા વિગ્રહમાં છૂટું ન પડી શકે, એવી અનુકૂળતા એક વાતે આપણા રાજકારણમાં પેદા થતી જાય છે. એ અનુકૂળતા તે ઝનૂની કોમવાદ ગાંડપણની હદે પહોંચે તે છે. બે દિવસ અગાઉ જ ખતમ થયેલી મુસ્લિમ લીગની લખનૌની બેઠક ને સિંધ હિંદુ પરિષદે બતાવી આપ્યું છે કે જેમ આજે કોંગ્રેસના ઝંડા હેઠળ રાષ્ટ્રવાદ સંગઠિત, જાગૃત અને મજબૂત થતો જાય છે તેમ બીજે પક્ષે એને નાબૂદ કરતો કોમવાદ પણ લડાયક મોરચા માંડતો જાય છે. મને લાગે છે કે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં જેમ આજે ફાસિઝમ અને સામ્યવાદ વિરુદ્ધ છાવણીમાં મોરચા માંડતા જાય છે ને એ બન્ને વચ્ચે સમાધાન શક્ય ન હોવાથી મહાવિગ્રહ અનિવાર્ય છે, તેમ હિંદમાં રાષ્ટ્રવાદ વિરુદ્ધ કોમવાદ ગોઠવાતો જાય છે. શાહી સત્તાનું અવરોધ ન નડે અને રાષ્ટ્રવાદ થોડા સમયમાં પૂરતો વ્યવસ્થિત નહિ થયો હશે

તો હિંદમાં કોમી વિગ્રહ અનિવાર્ય છે. અને લીગની પરિષદ વખતે પંજાબની યુનિયનિસ્ટ પાર્ટી, બંગાળમાંથી ફઝલુલ હકની પ્રજાપાર્ટી વગેરેનાં જોડાણ થવાનું એટલા માટે જ શક્ય બન્યું છે કે રાષ્ટ્રવાદના પ્રચંડ જુવાળ સામે ટકવા કોમવાદ એકસાથ સામનો કરવા માગે છે. શ્રી. ઝીણાનું આખું ભાષણ રાષ્ટ્રવાદી સંસ્થા કોંગ્રેસ સામે છે. મૌ. મહમદઅલી, શૌકતઅલી અને શ્રી. ઝીણાએ કોમીવિગ્રહની વાતો તો આ પહેલાં ઘણીવાર કરી છે, પણ જ્યારે પંજાબ, બંગાળ અને સિંધની મુસ્લિમ કોમવાદી પાર્ટીઓ લીગની પ્રચંડ કોમવાદી જમાત સાથે જોડાતી હોય ત્યારે શ્રી. ઝીણા કોમીવિગ્રહની વાત કરે એ મહા અનર્થકારી આગાહી છે. આ રહ્યા એમના શબ્દો: "હું જણાવવાનુ સાહસ કરું છું કે મહાસભાની હાલની નીતિના પરિણામે કોમી કડવાશ, કોમીયુદ્ધ અને શાહીવાદી ચોકઠું મજબૂત થશે. . . બહુમતિ સાથે સમાધાન શક્ય નથી. કારણ કે હિંદુ નેતાઓમાં સાચી લાગણી કે સમાધાન માટે પ્રતિજ્ઞા નથી. . . . મુસ્લિમ સંપર્કના બહાના હેઠળ મહાસભા મુસ્લિમોમાં ભાગલા પાડી તેમના નેતાઓથી તેમને છૂટા પાડવા માગે છે. એ ભયંકર ચાલબાજી છે અને તે સફળ નહિ થાય."

બીજી બાજુ હિંદુ કોમવાદના ખેરખ્વાહ ભાઈ પરમાનંદ સિંધ હિંદુ પરિષદને પ્રમુખસ્થાનેથી હિંદુ હિંદ ને હિંદુ રાષ્ટ્રની ને હિંદુ સંગઠનની વાતો કરે છે. મહાસભાની મુસ્લિમ લઘુમતિ પ્રત્યેની રાષ્ટ્રવાદી નીતિની પણ એઓ ઝાટકણી કાઢે છે અને કોંગ્રેસનો માર્ગ સ્વીકારવામાં હિંદુઓના અસ્તિત્વને નાબૂદ થતું જુએ છે!

પરંતુ કોમવાદનું ગાંડપણ કેટલી હદે બહેકી ગયુ છે એ એક કોમવાદી મુસ્લિમ લેખકના લેખમાનાં આ વાક્યો બતાવે છે.

"An alternative to a friendly settlement of our dispute is the partitioning of India into two parts, namely Muslim India and Hindu India. If this happens, then perhaps, the provinces of Sind, the Punjab, the N. W. F. Province and the United Provinces of Agra and Oudh will be given to the Muslims and the remaining parts of the country to the Hindus. In such a case Muslims living in Bengal, Bombay, C. P., Bihar and Madras will have to be transferred and distributed over the provinces mentioned above which will make up 'Muslim India.' While the Hindus living in the Punjab, N. W. F. Province, Sind, U. P. and Bengal will have to be sent to those provinces which will form 'Hindu India.'"

મુસ્લિમ હિંદ અને હિંદુ હિંદના નામ હેઠળ પ્રત્યાઘાતી કોમવાદી બળો રાષ્ટ્રવાદના ક્રાંતિકારી બળને નાબૂદ કરવા એકત્ર થતાં જાય છે. મેં આગલી એક નોંધમાં કોમવાદને આંતરિક ફાસિઝમ કહ્યો હતો. ભાઈ પરમાનંદ ને શ્રી. ઝીણાને જવાબ આપતાં પં. નહેરુ

પણ કહે છે કે "મહાસભાની સરદારી હેઠળ આમજનતાના વધતા જતા જોરની એને બીક લાગી છે. હિંદુ અને મુસ્લિમ બંને કોમમાંના થોડા સરખા કટ્ટર કોમવાદીઓ આમ જનતાના આ જોર સામે કમર કસવા તૈયાર થતા હોય એમ લાગે છે . . મુસ્લિમ લીગ અને હિંદુ મહાસભા બંને ધર્મના પવિત્ર નામે પોતપોતાનાં સ્થાપિત હિતોને મજબૂત રાખવા અને આમ જનતાના વધતા જતા બળનો સામનો કરવા સ્વાભાવિક રીતે જ બહાર પડશે. આનું નામ હિંદમાં ફાસિઝમનાં પગરણ શરૂ થયાં કહી શકાય." (અહીં એ નોંધવા જેવું છે કે ભાઈ પરમાનંદે ને શ્રી. ઝીણાએ મહાસભાની આમસંપર્કની હિલચાલને સામ્યવાદી ને સમાજવાદી કહી વખોડી કાઢી હતી.)

પરંતુ લીગનો કોમવાદ આ વખતે બેહદ વધી ગયો છે. પહેલી વાર લીગે ઈસ્લામી ઝંડો ફરકાવ્યો ને લીગના વાવટા તરીકે ઈસ્લામી ઝંડો સ્વીકાર્યો! રાષ્ટ્રધ્વજને હિંદુ વાવટો ને વંદેમાતરમને હિંદુ ગીત કહીને એને નકાર્યાં એ કોમવાદી નશાનું ગાંડપણ ક્યાંસુધી જઈ શકે છે એનું સૂચક છે. ખરી રીતે તો રાષ્ટ્રીય વાવટાને કે વંદેમાતરમને કોઈ પક્ષ સાથે સંબંધ જ નથી. એનું મહત્વ પક્ષમહત્ત્વ નથી પણ રાષ્ટ્રીય છે. પાશ્ચાત્ય દેશોમાં પણ જુદા જુદા રાજકીય પક્ષો એક રાષ્ટ્રીય ગીત અને ઝંડાનો તો સ્વીકાર કરે છે. હિંદમાં હજુ કોમવાદી નેતાઓ મધ્યયુગી ને અંધકારયુગી માનસ સેવી રહ્યા છે! હિંદમાં આંજે ગત થવા જોઈતાં ભૂતકાળનાં પ્રત્યાઘાતી બળો અને વર્તમાન ને ભાવિનાં સ્થાન લેવા જેવાં પરિબળો વચ્ચે તુમુલ સંઘર્ષણ ચાલી રહ્યું છે.

હિંદની બહાર ફાસિઝમ સામ્યવાદી બળોનો નાશ કરવાના પ્રયત્નમાં વિશ્વયુદ્ધ લાવશે; ને હિંદમાં કોમવાદ રાષ્ટ્રવાદી બળને નાબૂદ કરવા માટે અનુકૂળ તક મળતાં કોમીવિગ્રહ લાવે એવી સ્થિતિ જણાય છે.

રાષ્ટ્રવાદને ક્રાંતિકારી વિજય અપાવવાનું ઐતિહાસિક મિશન આંજે મહાસભાને માથે છે. અસાધારણ પ્રચાર ને શિસ્તબદ્ધ સંગઠન આગામી પરિસ્થિતિને પહોંચી વળવાની જાગૃત શક્તિ કેળવવાનું અને આર્થિક મુદ્દાઓ ઉપર આમજનતાને એકત્ર ને સંયુક્ત કરવાના કાર્ય વિના કોમવાદનો સામનો થઈ શકે એમ નથી. કોમવાદને હંફાવવો એ આજે કોંગ્રેસને માટે જીવતી સમસ્યા છે.

તા. ૨૦-૧૦-૧૯૩૭



## ગંગા

સ્વર્ગેથી ઉતરી પડી હર શિરે, ત્યાંથીય પૃથ્વી પરે
જ્યાં કીડા સમ માનવી ખદબદી મેલાં કરે વ્હેનને;
તો યે પાવન વિશ્વને કરી રહી ક્ષારાબ્ધિને જૈ મળે,
પ્રાણીનાં શુભ કાજ નીચ બનતાં ગંગા ન હાની ગણે.

પારાશર્ય

# પથિક

દૂલાલ

ઉઠી ઝબકી કાળજન્ય વિસ્મૃતિ યુગોની, અને
સૂણ્યાં કંઈ નિમંત્રણો ધ્વનંત આત્મને ગહ્વરે;
બન્યું અરસ સર્વ, ભંગુર પતંગરંગે મને
અસંગવ્રત આદર્યું, પથિકદંડ લીધો કરે.

સુદૂર મુજ પંથ એ ક્ષિતિજ પારના દેશનો,
રહ્યો સમય લેશ ક્યાં વિરમવા તણો? નેત્રને
અનિદ્ર ભ્રમને ભર્યાં, વિભવ વિશ્વના વેશનો
કર્યો ભસમ; પ્રાણ ઝંખત અદીઠ એ ક્ષેત્રને
જહીં પથ લઈ જતો વિકટ કાલને કાપતો.

અભીતમન રાત્રિની ભુલભુલામણીમાં થઈ
અસંખ્ય દૃઢ અંતરાય બળ વિક્રમે માપતો,
સુધીર મુજને પદે અમરશ્રદ્ધ આત્મા લઈ

જઈશ: તહીં સ્નાનશુદ્ધ થઈ ને સુધાસાગરે
હરીશ ભવમાતની ચરણજ્યોતિ જ્યાં પાંગરે.

---

# શ્રી. મોતીભાઈ અમીન–માનવતાની નજરે

પ્રો શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી,
એમ. એ., એલએલ. બી.

'ચરોતરની કેળવણીવિષયક પ્રવૃત્તિઓના પ્રાણ' સગત્, શ્રી. મોતીભાઈ નરસિંહભાઈ અમીન લગભગ અર્ધી સદીથી ગુજરાતના આ નાનકડા પ્રદેશની અનેકવિધ પ્રગતિના સાક્ષી છે એટલું જ નહિ, બલકે મુખ્ય અંશે તેના પ્રેરક અને પોષક પણ છે. ગુજરાત જ્યારે મહર્ષિ દાદાભાઈના સેવાકાર્યથી અને ફિરોજશા મહેતાની સિંહગર્જનાથી વિસ્મય પામતું હતું, ત્યારે આ રાષ્ટ્રીય આંદોલનો ચરોતરના કેટલાક યુવકોને નવીન પ્રેરણા આપી તેમનામાં સેવાની તમન્ના પ્રગટાવતાં હતાં. વડોદરાના રામજી મંદિરમાં આવેલું હાલનું ચરોતર બોર્ડિંગ ત્યારે સરસ્વતી મંદિરના નામે ઓળખાતું. આજથી લગભગ પચાસ વર્ષ ઉપર ઈ. સ. ૧૮૮૫માં આ મંદિર સ્થપાયું હતું; અને તેના પ્રારંભમાં વિદ્યાર્થીઓ ગૃહપતિ વિના સંપબળથી જ ભેગા રહેતા. અને યુગનાં આંદોલનો ઝીલતા. આજે. પણ તે વિદ્યાર્થીઓના નિવાસસ્થાન તરીકે ચાલુ રહ્યું છે. શ્રી. મોતીભાઈ સાહેબ પોતે પણ આ વિષે લખે છે કે 'સને ૧૮૯૦ થી '૯૮ સુધીનાં વર્ષોમાં જે વિદ્યાર્થીઓ અત્ર રહેલા, તેમના સંપબળ અને સંખ્યાને કારણે તેઓ 'ધી થર્ટી-ફાઈવ' (પાંત્રીસ)ના નામથી તે વખતમાં જાણીતા થયેલા. આ વિદ્યાર્થીઓ કોઈ ગૃહપતિ કે બંધારણ સિવાય પણ પરસ્પર સહાય આપતા, એક બીજાનું માન સાચવતા, સંપ, સહકાર અને શાન્તિથી રસોડાની, રમતોની અને બીજી પ્રવૃત્તિઓની વ્યવસ્થા કરતા, પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રવૃત્તિઓમાં રસ લેતા, સભાઓ ભરતા, અનેક વિષયોની ચર્ચા કરતા, ગ્રામસુધારણાના અને દેશસેવાના અનેક પાઠો શીખતા, અને વિદ્યાર્થી અવસ્થા પછીના જીવનની સામગ્રી અને ભાથું પૂરતા પ્રમાણમાં સાથે લઈને જતા." [1] ચરોતર પ્રદેશમાં કેળવણી, સમાજસેવા ને સંસારસુધારાની જે કંઈ જાહેર પ્રવૃત્તિઓ છેલ્લાં ૨૫ વર્ષ થયાં ચાલે છે, તે બધાંનાં મૂળ આ રામજી મંદિરની જગામાં આવેલા સરસ્વતી મંદિરમાં જ મળી આવે છે. 'આ મંદિરમાં ભણેલા વિદ્યાર્થીઓમાંથી ઘણા રાજકીય નેતાઓ, સંસારસુધારકો, સમાજસેવકો, કેળવણીકારો, ડૉક્ટરો, વેપારીઓ, એન્જિનિયરો, વકીલો અને સરકારી અમલદારો પણ નીપજ્યા છે.'[2] પેલા 'થર્ટી-ફાઈવ'ની સંખ્યામાં આજના જાણીતા લોકસેવકો સરદાર વલ્લભભાઈ અને શ્રી મોતીભાઈ અમીનનો પણ સમાવેશ થઈ જાય છે એ હકીકત 'ચરોતર બોર્ડિંગ'ના ઇતિહાસમાં અતિશય હર્ષ અને ગૌરવ ઉપજાવે તેવી છે.

અમીનસાહેબ જ્યારે કાલેજજીવન પૂરું કરી સેવાના અભિલાષો સેવતા જીવન-વ્યવસાયમાં પડ્યા હતા, ત્યારે લોકમાન્ય ટિળકનો કર્મસંન્યાસવાળો સેવાધર્મ મહારાષ્ટ્રના ગામડાં સુધી દિગન્તમાં વ્યાપક થતો હતો, ને ગુજરાતના સરકારી મુલાનોને પણ સ્વદેશાભિમાનની ગરમી દેતો હતો બંગભંગ વખતની સ્વદેશી ધર્મની પ્રબળ પ્રવૃત્તિ હજુ આવવાની હતી, ગાંધી યુગની તો ઉષા પણ ત્યારે નહોતી ફૂટી ત્યારે પણ રાષ્ટ્રધર્મના ઉત્તમ બીજ સુજાન ગુજરાતના ફળદ્રુપ પ્રદેશમાં રોપા રૂપે પ્રગટી ઊઠ્યા, અને પુષ્પ તથા ફળની ચોક્કસ આગાહી આપતા થયા.

આ લેખના પ્રયોજકે સંવત ૧૯૯૭ના 'શારદા' માસિકના દીપોત્સવી અંકમાં શ્રી મોતીભાઈ અમીનની સર્વદેશીય પ્રવૃત્તિઓની વિગતો આપતો એક લેખ પ્રસિદ્ધ કર્યો હતો, અને પ્રસ્તુત લેખને સંપૂર્ણ સમજવા તે પ્રથમ લેખ વાચકવર્ગને ઘણો ઉપયોગી થઈ શકે પ્રથમ લેખ મુખ્યત્વે સાહિત્યની દૃષ્ટિએ જ તૈયાર થયો હતો, ત્યારે પ્રસ્તુત લેખ કેટલીક સૂક્ષ્મ અને ગૂઢ વિગતો આપવા માટે છે પ્રથમ લેખ અમીનસાહેબની જાહેર-પ્રવૃત્તિઓ ઉપરથી તેમની ઓળખ આપવાનો એક અખતરો હતો, ત્યારે પ્રસ્તુત લેખ તેમના કાર્યપ્રદેશ અને મનસૃષ્ટિના અવલોકનથી તેમનું સમગ્ર વ્યક્તિત્વ આલેખવાનો એક નમ્ર પ્રયાસ છે પ્રથમ લેખ પ્રસિદ્ધ થયો ત્યાર પછી મોતીભાઈસાહેબે 'ચરોતર' માસિકના ૧૯૯૬ ના ડીસેમ્બર અંકમાં એક નિવેદન વડે તે લેખમાં કરેલા સૂચનો ઉપર વધુ પ્રકાશ નાખ્યો છે, અને જાહેર વાચનાલયો વિષેનું પોતાનું પ્રામાણિક મંતવ્ય સ્પષ્ટ કર્યું છે આના નિવેદને આ લેખને કંઇક વધુ કહેવાની તક આપી છે, નવી મુલાકાતોએ તેમનું માનસ લેખકને વધુ પારદર્શક લાગ્યું છે, અને થોડીક વધુ સામગ્રી પણ આ લેખનું નિમિત્ત બની છે વિનયી અને વિનમ્ર અમીનસાહેબ પોતાના કાર્યની કે જીવનની વિગતો આજે પણ મારા જેવાને જણાવવા તૈયાર નથી, એટલું જ નહિ પણ તેમનું સાન્નિધ્ય સેવતા સ્નેહીવર્ગને અને કુટુંબને પોતાના વિષેની આવી હકીકત અન્ય કોઈને ન આપવાનું સખત ફરમાન તેમણે ચાલુ જ રાખ્યું છે વાચકવર્ગને તેથી સમજાશે કે ઉપર જણાવેલાં થોડાંક તત્ત્વો આ લેખનું ઉપાદાન કે નિમિત્તકારણ બન્યાં છે, અને તે બધાનો અત્ર અતિશયોક્તિ રહિત અને સત્યપ્રધાન દૃષ્ટિએ જ ઉપયોગ કરવામાં આવ્યો છે

મારા પ્રથમ લેખમાં શ્રી. મોતીભાઈને કરેલી એકબે નમ્ર સૂચનાઓ—તેમના કાર્યની અને કાર્યપ્રદેશની સંકુચિત મર્યાદાઓ વિષેની—અમૃતલાલ ઠક્કરસાહેબને પણ અતિશય ગમી ગઈ, અને અમીનસાહેબના દોહિત્ર શ્રી મહેન્દ્રભાઈને પણ ખૂબ પસંદ પડી એ સૂચનાઓનું હાર્દ શ્રી અમીનના અને પ્રશંસકો અને સ્નેહીઓને હજુ પણ સત્ય અને સ્વીકાર્ય લાગતું હશે પણ દૃઢ સંકલ્પવાળું લોખંડી માનસ ધરાવનાર મોતીભાઈસાહેબની વિચાર-સરણી કે કાર્યપદ્ધતિ ઉપર તેની શી અસર થઈ શકે છે? દીવાન કચેરીની આકર્ષક નોકરી છોડી દઈ સ્વેચ્છાથી હેતુપૂર્વક શિક્ષક થયેલા અમીનસાહેબને લોકકેળવણી પણ વિદ્યાર્થી-કેળવણીના જ એક અંગ જેવી લાગી, અને પ્રાપ્ત કરેલા અક્ષરજ્ઞાનને ટકાવવા માટે જ્ઞાન પરબોની અર્થાત્ પુસ્તકાલય સંસ્થાઓની જરૂર જણાઈ તેઓ પુસ્તકાલય ખાતાના અમલદાર બન્યા, પણ આ અમલદારનું માનસ તો મૂળ એક શિક્ષકનું જ હતું શિક્ષણની જ દૃષ્ટિ સેવતા સેવતા તેમણે પુસ્તકાલય પ્રવૃત્તિને શ્રીમંત મહારાજાસાહેબના શુભ પ્રોત્સાહનથી

આખા વડોદરા રાજ્યમાં વ્યાપક બનાવી. આવી શિક્ષક વૃત્તિએ જ તેમને છાત્રાલય પરિષદો, વિદ્યાર્થીસંમેલનો અને કેળવણી સંસ્થાઓમાં સક્રિય રસ લેતા કર્યા, અને હરિજન પ્રવૃત્તિ તરફ પણ તેમની પ્રીતિ ઉપજાવી. ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, વડોદરાનું ચરોતર બોર્ડિંગ અને વસોની કેળવણી, પુસ્તકાલય તથા સહકારી સંસ્થાઓ વિષેની સાર્વજનિક પ્રવૃત્તિઓ આ એક જ પ્રધાન, પ્રેરક અને પાવનકારી વૃત્તિમાંથી ઉદ્ભવી છે. તેઓ પોતે પણ લખે છે કે:

"પણ પુસ્તકાલય ખાતામાં નોકરી કરતાં પણ શિક્ષક થવાના કોડ મેં અનેક રીતે સેવેલા, અને શાળાઓ, શિક્ષકો અને શિક્ષણ સાથે પરિચય ચાલુ પણ રાખેલો. એટલે નિવૃત્ત થતાં ઉલ્લાસથી શિક્ષકનું કામ સ્વીકારી લીધું. સાચું કહું તો શિક્ષક થવા માટે જ પુસ્તકાલય ખાતાની નોકરી ૬૨ વર્ષની ઉંમરે પણ પ્રયત્ન કરીને જ છોડી. વિદ્યાર્થી અવસ્થામાં શિક્ષક થવાનાં જ સ્વપ્નાં સેવતો.........તો પછી નિવૃત્ત થઈ શિક્ષક થાઉં તો તેમાં મને કંઈ જ આશ્ચર્ય લાગ્યું નથી—લાગતું નથી. પણ હું ફક્ત શિક્ષક કોઈ વખત હતો જ નહિ, અને હવે તો થઈ શકવાનો પણ નથી. શિક્ષક હતો ત્યારે પણ પુસ્તકાલયો અને તેવી જ ગામડાંની બીજી પ્રવૃત્તિઓમાં રસ લેતો, અને ગામડાં અને ગામજનો સાથે પરિચય સેવતો."[3]

અગાઉના લેખમાં આ લેખકે અમીનસાહેબની સર્વ પ્રવૃત્તિઓને મુખ્યત્વે કેળવણીના મધ્યબિન્દુમાંથી જ ઉદ્ભવેલી મનાવી હતી, અને તેથી તેમને સાહિત્યના આધારે કલ્પેલા સરસ્વતી મંદિરના દ્વારપાળ તરીકે નિરૂપ્યા હતા. લેખકની આ માન્યતા શ્રી. અમીનના પોતાના જ નિખાલસ નિવેદનથી અપૂર્ણ અને દોષયુક્ત ઠરી છે, એમ જણાવતાં મને આજે આનંદ થાય છે.

શ્રી. મોતીભાઈની જાહેર પ્રવૃત્તિઓનો આરંભ કેળવણીથી જ થયો છે, અને તેમની શિક્ષકવૃત્તિ જ તેમનાં સેવાકાર્યોનું ઉદ્ભવસ્થાન કહી શકાય. પણ તેથીયે આગળ જો અમીન સાહેબના માનસની ભીતરમાં પ્રવેશ કરીએ તો જણાય છે કે તે બધાની પાછળ પણ એક વિશિષ્ટ લક્ષણ તેમના સકળ જીવન ઉપર અધિકાર ભોગવે છે: અને આ છે તેમની ઉદાત્ત માનવતા. આ માનવતા શિક્ષણનાં ક્ષેત્રોને પ્રધાનતઃ આવરી લે છે; પણ તેનો પ્રબળ પ્રવાહ આટલાં જ ક્ષેત્રોમાં સમાઈ ન જતાં ઉભરાઈ ને અન્ય પ્રદેશો તરફ પણ ધસે છે. આની સાબિતી તેમનાં પોતાનાં જ વચનો કરતાં કયો વધુ વિશ્વસનીય પુરાવો હોઈ શકે? તેઓ પોતે જ જણાવે છે કે:

"મારો વિષય હવે એકલો કેળવણી કે સમાજસુધારો નથી રહ્યો. પણ ખેતી, વણાટ અને બીજા તેવા જ વિષયો તરફ મારું મન વળ્યું છે. શાળાઓની સાથે ગ્રામપંચાયતો અને સહકારી મંડળીઓની સુધારણા તરફ લક્ષ દોરાયું છે. ઉજળિયાત વર્ગોના પ્રશ્નો સાથે હરિજનો અને પછાત વર્ગોના પ્રશ્નો પણ વિચારાય છે."[4]

---

3 જુઓ 'ચરોતર,' વર્ષ ૬ અંક ૧૨ પૃ. ૪૨૦

4 જુઓ 'ચરોતર' વર્ષ ૬ અંક ૧૨ પૃ. ૪૨૧

આથી પુનઃ વિચારતાં જણાય છે કે **શ્રી. મોતીભાઈ કેવળ સરસ્વતી મંદિરના દ્વારપાળ જ નથી, પણ એથીયે વધુ, ઉદાત્ત માનવતાથી ઉભરાતા એક હિંદી છે** પોતાના વતન વસો જેવા ચરોતર પ્રદેશના એક સ્થળનું કે પેટલાદ જેવા એક તાલુકાનું સેવા કાર્ય કરતાં કરતાં તેમણે ગુજરાત અને અખિલ ભારતની વિશાળ ભાવનાને જ પોષી છે, એમ તેમના નિખાલસ નિવેદન ઉપરથી જણાય છે તેઓ કહે છે કે "હિંદના કે ગુજરાતના એક નાનકડા ભાગ તરીકે જ આ નાના ક્ષેત્રમાં હું કામ કરું છું અને વસોને એક પ્રયોગશાળા ( લેબોરેટરી ) ગણું છું "૫

આવા લોકસેવકની કાર્યપદ્ધતિ જાણવી અને કાર્યની ગુણવત્તા માપવા પ્રયત્ન કરવો તે જનહિત માટે આવશ્યક અને ઉપકારક છે શાન્ત અને મૂક રીતે શ્રી મોતીભાઈએ જાહેર કાર્યનો આરંભ કર્યો છે, ને તેને વેગ આપ્યો છે એલીવર વેન્ડેલ હોમ્સની નીચેની પંક્તિઓ તેમના સ્વભાવનું આ લક્ષણ બહુ ઉચિત રીતે પ્રગટ કરે છે

'The noblest service comes from nameless hands
And the best servant does his work unseen'

જાહેરાત કે કીર્તિ કાજે નહિ, પણ કેવળ કર્તવ્યપાલનના સંતોષ ખાતર જ તેમણે અનેક જાહેર પ્રવૃત્તિઓ આરંભી છે ને વિકસાવી છે, અને માર્ગમાં આવતાં વિઘ્નોને નિવારી ધ્યેયપ્રાપ્તિ માટે અપૂર્વ ઉત્સાહ અને નિતાન્ત કર્તવ્યભક્તિ દાખવી છે એકનિષ્ઠા ને પ્રામાણિકતા તો તેમની સર્વ સાર્વજનિક પ્રવૃત્તિઓની સફળતાની ચાવી સમાન છે છતાં આવલી શક્તિઓ ને ગુણો ધરાવતી તેમના જેવી વ્યક્તિને હંમેશાં જ કાર્યવિજય નથી મળતો તેનું કારણ ગામડાનું સાર્વજનિક કાર્ય કરવામાં આડે આવતી મુશ્કેલીઓનો પ્રત્યક્ષ અનુભવ કરનારને જ સમજાય. શ્રી અમીનનો કર્તવ્યપ્રદેશ મોટામોટા શહેરો નહિ, પણ ચરોતરના નાનામોટા ગામડાં જ છે ગ્રામવાસીઓ અજ્ઞાન છે, નિરક્ષર છે, દેવાદાર છે, દુખી છે, રોગગ્રસ્ત છે, ને અનેક સગવડોથી વંચિત છે એ બધુંય ખરું, છતાં ગામડાની પટેલાઈ, સ્વાર્થ, ઈર્ષા, નિરુદ્યોગીપણું અને અપ્રામાણિકતા આ બધા સંકુચિત મનોદશા અને આંતરિક કલહને જ જન્મ આપે છે, અને તીવ્ર બનાવે છે વિરલા વ્યક્તિનો જ આવા પ્રતિરોધોને હટાવી શકે અને જ્યારે કોઈ એક પ્રશ્ન ઉપર જ્યારે તીવ્ર મતભેદને કારણે બે પક્ષ પડ્યા હોય ત્યારે સબળ કે સ્વલ્પ બહુમતીથી જ કામ કરવું ઘણું કઠિન અને નુકશાનકારક થઈ પડે છે તેથી મતામતિ પોષાય છે અને ગરબડ વધી પડે છે ગામડાના લોકો બહુમતીના કાનૂનો ભાગ્યે જ સમજે છે, અને ભિન્ન મત માટે સહિષ્ણુતા પણ ક્વચિત્ જ દર્શાવી શકે છે આ સ્થિતિનો સંગીન અનુભવ ધરાવતા અમીનસાહેબ એકમતથી જ જે શક્ય હોય તે કરે છે, અન્યથા તેને ભાવિ માટે મુલતવી રાખી પ્રચારકાર્ય અને પરિશ્રમ સમયમાં શ્રદ્ધા ધરાવે છે વસોની સહકારી બેંક, કેળવણી મંડળ કે પુસ્તકાલય સંસ્થાઓની સભામાં તેમણે એ મતે જ કુનેહથી કાર્ય કર્યું છે, અને તે રીતે 'કજિયાનું મોં કાળું' કર્યું છે આથી તેમણે વિરોધીઓને પોતાના કરી લીધા છે, ને પોતે સંગીન કાર્ય કરી શક્યા છે આવા ઉત્તમ નિયમનું પાલન તેમના નક્કર અનુભવમાંથી જ ઉદ્ભવ્યું છે વિરોધી અને સહાયક સહકારી મંડળનું ક

૫ જુઓ 'ચરોતર' વર્ષ ૬ અંક ૧૨ પૃ ૮૨૧

તે પહેલાંની પેટલાદ સેનફંડનું લહેણું વસૂલ કરવામાં પણ તેઓ ભાગ્યે જ કોર્ટનું શરણ શોધે છે. તાણીને તૂટી જાય ત્યાર પહેલાં જ તેને છોડી દેવાની તેમનામાં કુનેહ અને કુશળતા છે. કોઈકને આમાં કદાચ કાયરતા કે નિર્બળતાની ઝાંખી થાય; પણ સહુની કાર્યપદ્ધતિ કંઈ સરખી હોતી નથી, અને અમીનસાહેબની આ પદ્ધતિ પણ પ્રારંભદશામાં તો પ્રશંસાપાત્ર જ છે, એમ નિ:શંક કહી શકાય.

આમ તેમની ઉદાત્ત માનવતાએ જ શ્રી. મોતીભાઈને અનેક સેવાકાર્યોની પ્રેરણા આપી છે, ને શિક્ષકવૃત્તિ એ માનવતાનો એક પ્રધાન અંશ છે. તેમનું હૃદયપટ ઉત્કૃષ્ટ માનવતાના વિશુદ્ધ તારોથી–તાણાવાણાથી–વણાઈને તૈયાર થયું છે; અને તે મુખ્ય તારમાંથી ઉદ્ભવેલા કેટલાક સૂક્ષ્મ તાર આ પટને વિવિધતા અર્પી આકર્ષક બનાવે છે. કર્તવ્યપાલન, આત્મત્યાગ, ઇત્યાદિના સૂક્ષ્મ છતાં વિવિધવર્ણી તાર પણ તેમાં નજરે પડે છે. ઈશ્વરશ્રદ્ધાનો પ્રેમજ્જવળરંગી ને બળવાન તાર પણ તેમાં દેખાય છે; અને હાસ્યવિનોદના તાર પણ પોતાની ભિન્નતાથી પટને મનોહર બનાવે છે. નિખાલસતા, નિડરતા, નિર્મોહ અને સત્યપાલનના પણ કેટલાય સૂક્ષ્મ તારો તેમાં સ્પષ્ટ ભળેલા જણાય છે. આ અલંકારયુક્ત કથન થોડાં ઉદાહરણોથી વધુ સ્પષ્ટ થશે.

મોતીભાઈસાહેબ મૂર્તિપૂજામાં ભાગ્યે જ શ્રદ્ધા ધરાવે છે, પણ તેઓ નાસ્તિક કે નિરીશ્વરવાદી તો નથી જ. ઈશ્વરના અસ્તિત્વમાં શ્રદ્ધા ધરાવીને તેઓ પ્રાતઃકાળમાં ઊઠતાંવંત જ એક અંગ્રેજી પુસ્તકમાંથી પોતાની દૈનિક પ્રાર્થના ગંભીરતાથી વાંચે છે; અને ત્યાર પછી જ ઇતર નિત્યકાર્યનો આરંભ કરે છે. એક સ્નેહીની સૂચના ઉપરથી તેઓ આમ નિયમિત રીતે શ્રીમદ્ભગવદ્ગીતા વાંચવાની ઉમેદ ધરાવે છે, પણ આવા કર્મવીર અને ઉદાત્ત માનવીને એ આધ્યાત્મિક જ્ઞાન શુષ્ક લાગવાનો સંભવ છે; કારણ કે તેમને તો જનસેવામાં જ આધ્યાત્મિક પ્રગતિ દેખાય છે, ને વિશુદ્ધ કર્તવ્યપાલન મોક્ષ ભાસે છે. શુભ કાર્ય માટે નિર્મળ વિચાર અને શુદ્ધ સંકલ્પ ઉપર ખૂબ ભાર મૂકતા હોવાથી જ તેઓ પ્રાતઃપ્રાર્થનામાંથી આમ ઘણી પ્રેરણા અને પવિત્રતા પ્રાપ્ત કરે છે.

તો પછી આટઆટલી પ્રશંસાના અધિકારી શ્રી. મોતીભાઈ શાથી સમગ્ર હિંદમાં કે છેવટે આખા ગુજરાતમાં સુવિખ્યાત નથી? કારણ કે તેઓને પોતાની શક્તિઓનું અને મર્યાદાઓનું પૂરેપૂરું ભાન છે. તેમની કાર્યપદ્ધતિ વિશાળતા નહિ, પણ સઘનતા તરફ જ મીટ માંડે છે. વિસ્તાર નહિ, પણ ગહનતા જ તેમનું ધ્યેયબિંદુ છે; અને તેથી તો તેમને ચરોતર કે પેટલાદ તાલુકો પણ બહુ વિશાળ ક્ષેત્ર લાગે છે. તેમનું આ દૃષ્ટિબિંદુ સમજ્યા પછી વતન વહાલની સાંકડી મર્યાદાઓને શિથિલ કરવાનું મારું નમ્ર સૂચન અનુચિત જ ઠરે છે. તેમના નમ્ર નિવેદનમાં ખેડૂતની ઉપમા વડે તેમણે પોતાની મર્યાદિત શક્તિઓનો સ્વીકાર કરી પોતાની કાર્યપદ્ધતિ ખૂબ સ્ફુટ કરી છે.

અને હવે તેમના નિર્ભેળ હાસ્ય અને નિર્દોષ વિનોદને સમજવા નીચેનાં થોડાંક પ્રસંગોચિત ઉદાહરણો વાચકને ખૂબ રસપ્રદ થશે.

ઈ. સ. ૧૯૨૬ ના ઑક્ટોબરની આખરમાં અમદાવાદ ગાંધીજીના પ્રમુખપદે મળેલી સાહિત્ય પરિષદ સંમેલનની બેઠકનો ભરચક કાર્યક્રમ ચાલુ હતો. બીજા દિવસની સવારની

બેઠક પૂરી થયે પાછા ફરતાં ભદ્રના કિલ્લામાં અચાનક અમીનસાહેબ તેમના સ્નેહીવર્ગ સાથે મને ભેગા થયા. મારા પ્રથમ લેખની પ્રસિદ્ધિ પછી આ પહેલી જ વાર અમે મળ્યા. સમેલનની સવારની બેઠકમાં મોતીભાઈસાહેબ આપણી ઇત્યાદિના બંધનોમાંથી મુક્ત હોઈને વેળાસર ગયેલા, અને આમ ઘણા પ્રેક્ષકો કરતાં વહેલા ગયેલા અને બેઠક પૂરી થયે પ્રેમાભાઈ હોલમાંથી નિકળતી વખતે પણ શાંતિથી, બધા નિકળી જાય ત્યારે સૌથી પાછળ અધીરાઈ વિના, ભીડ મટયે બહાર નિકળતા. રસ્તામાં મને મળતાં વેંત જ તેઓએ કહ્યું: "શાસ્ત્રી, તમેય મારુ ઠીક નામ પાડી દીધુ છે." "કેમ સાહેબ?" જવાબ: "કેમ, હુ તો દ્વારપાળ છુ ને? સમેલનની આજની સવારની બેઠકમાં ઘણાથી વહેલા જઈ અને સૌથી પાછળ બહાર નિકળી મે એ નામ બરાબર શોભાવ્યુ છે દ્વારપાળ આમ જ કરે ને?" સાથેના અનેક મિત્રો કેવળ અટ્ટહાસ્યના વાતાવરણમાં જ આવી ગયા.

બીજું ઉદાહરણ વસોના ગોપાળદાસ બાગમાં આવેલા બાલમંદિર પરત્વેનુ છે. તેના ક્રીડાંગણમાં બાળકો માટે તૈયાર કરાવેલે હીંચકે એક નાની બાળકી ... ખાતી હતી. અમીનસાહેબ મને બધુ બતાવતા હતા. બાળકી પાસે આવતા તેમણે કહ્યુ "કેમ, શુ કરો છો?" પ્રત્યુત્તર "હીંચકા ખાઈએ છીએ." અમીનસાહેબે પોતાની લાકડીથી હીંચકો અટકાવી કહ્યુ "અમે નહિ ખાવા દઈએ" બાળકી કહે "તો હુ તમને મારીશ–મારી નાખીશ" (બાળકનો આત્મવિશ્વાસ ને હિંમત એ બાલમંદિરને આભારી હશે, પણ હિંસવૃત્તિ તો આપણા સમાજના માબાપોની જ હિંસવૃત્તિનો પડઘો લાગે છે) અમીનસાહેબ કહે. "તોય તમને હીંચકા નહિ ખાવા દઈએ." પુત્રવિહોણા આ કાર્યકર્તા પારકાના બાળકો તરફ પોતાનાં જ અપત્યના જેટલુ વહાલ દાખવે છે, અને તેમને વિનોદથી રમાડે છે. શિક્ષકો પણ કોઈ બાળકને 'તુંકારા'થી એકવચનમાં સંબોધતા નથી, ને તે રીતે બાળપણથી જ તેમનામાં સ્વમાન અને સન્માનની ભાવના જાગૃત કરવામાં આવે છે. શારીરિક શિક્ષાનો સંપૂર્ણ પ્રતિબંધ એ તો શ્રી મોતીભાઈની દેખરેખ હેઠળ ચાલતી વસોની કેળવણી સંસ્થાઓનુ એક વિશિષ્ટ લક્ષણ છે.

ત્રીજો પ્રસંગ પણ ગોપાળદાસ બાગમાં આવેલી અંગ્રેજી શાળાના બાળકોનો છે. અમે બીજા ધોરણના વર્ગમાં દાખલ થયા ત્યારે અંગ્રેજી શ્રુતલેખન (Dictation) ચાલતુ હતુ. અનેક બાળકોએ ઇન્ડીપેન્ડન્ટ પેનથી નોટમાં આ શબ્દો લખ્યા હતા. શિક્ષકે અમીન સાહેબને તે બધા બતાવ્યા. બાળકોનો અભ્યાસ ને સફાઈ પ્રશંસાપાત્ર હતા. પણ તે દરમ્યાન શ્રી મોતીભાઈ અન્ય વસ્તુ જ વિચારી રહ્યા હતા અનેક બાળકો પાસે આવી પેન જોઈ. એક બે બાળાઓને તેમણે પૂછ્યુ "પેન કોણે આપી?" કોઈએ કહ્યુ "સાહેબ, મારા ભાઈ પાસેથી મેળવી છે." તો અન્ય કહે "સાહેબ, મારા બાપે ખરીદી આપી છે" અમીન સાહેબ હસતા હસતા કહે. "ઘેર રડીને, માબાપને પજવીને પેન મેળવી હશે હુ જાણુ તો." "ના સાહેબ." અને પછી આવી પેન રાખનાર બાળકોની ગણતરી કરી તો તેની સારી સંખ્યા જણાઈ. તરત જ તેઓ ગંભીર થયા, કારણ કે પરદેશી માલના મોહક અને વ્યાપક સ્વરૂપે તેમની સ્વદેશી ભાવનાને આ વખતે કારી ઘા કર્યો હતો.

હજી એક વિશેષ દૃષ્ટાંત આપુ છુ. ગોપાળદાસ બાગ આગળની ભાગોળેથી નજના અમે ફરવા જતા હતા, સાથે એકબે બીજા સ્નેહીઓ પણ હતા વણસર ગામના કુવાની

બહુ મોટી આશાએ આવ્યો છું. નિરાશ ન કરતા." તેને પ્રત્યુત્તર મળ્યોઃ "હું તો મારો પેટલાદ તાલુકાને જ નથી પહોંચી વળતો, તો વળી તમારું ગામ તો ચરોતરનીય બહાર આવ્યું, એને માટે તો હું મદદ ક્યાંથી લાવું? અમારાય હાથ બંધાયેલા હોય છે. જિલ્લા કે તાલુકા સમિતિને અરજ કરો." ગામડિયો કહે: "પણ બાપજી, થોડી ઘણી મદદ તો આપ કરો જ. બધે આપ મદદ આપો છો, અને અમારા ગામને જ ટાળી મૂકશો?" તે બિચારો લોકલ બોર્ડ કે ભૌગોલિક પ્રદેશના ભેદનું રહસ્ય બરાબર સમજ્યો નહોતો. નરી નિખાલસતાથી અમીનસાહેબે પ્રત્યુત્તર દીધોઃ "જુઓ, કહેનારા કહી રહ્યા; મંદિર માટે તો હુ પાઈ ન આપુ કે ન અપાવુ. ત્યાને કૂવા માટે મારી શકિત નથી, મારી પાસે તેવાં નાણાં નથી. હું લાચાર છુ. સમિતિને અરજી કરો તો તમારા ગામની કૂવા માટેની ભલામણ કરવા કે કરાવવા તજવીજ કરીશ." નિરાશ વદને પેલા ગામડિયાએ ચાલતી પકડી. કેવી નિખાલસતા અને કેટલું મર્યાદાપાલન!

અને નિર્મોહ કે નિરહંકાર પણ તેમનામાં અથાગ છે. અમલદાર તરીકે પોતાનાં પર્યટનોમાં કે બદલી અથવા નિવૃત્તિના પ્રસંગે પણ માનપાન લેવાનો, જલસાઓ સ્વીકારવાનો, કે હારતોરાથી વિભૂષિત થવાનો તેમણે હમેશાં એક નિયમ તરીકે સંપૂર્ણ ને સફળ ઇનકાર જ કર્યો છે. અને તેવી જ રીતે કેવળ ખુશામત વૃત્તિથી અમલદારશાહીને પ્રસન્ન કરવા માટે તેમણે પોતે સમારંભો કે હારના પ્રસંગો ભાગ્યે જ ઉપસ્થિત કર્યા છે. આના સમર્થનમાં વળી એક વાત જણાવી લેઉં. એક દખત કોઈ આનંદની પળે તેઓ નિખાલસતાથી મને કહેવા લાગ્યાઃ "અને મારા જીવનની મોટામાં મોટી ઇચ્છા તો એ છે કે. . . ." કંઈક મહત્ત્વની વાત તેઓ જણાવે છે તેમ ધારી હું પણ સાવધ અને ગંભીર બન્યો, ને બોલ્યોઃ "શી સાહેબ?" "કે મારા મરણ બાદ મારુ કોઈ પ્રણ પ્રકારનું સ્મારક ઊભું ન થાય તે. વસોના આ મારા મિત્રો ને સ્નેહીઓ તેમ કર્યા વિના જપશે નહિ તેવો મને ભય છે, જો કે હુ તો મારી ઇચ્છા બર લાવવા બનતી તજવીજ કરું છુ જ. પણ કોણ જાણે કેવીક મારી ઇચ્છા સિદ્ધ થશે?" મરણોત્તર સ્થિતિ માટે પણ આટલો નિર્મોહ ને નમ્રભાવ સેવતા અમીનસાહેબ કેટલા મહાન અને પ્રશંસાપાત્ર છે? 'માનવસાગરનું પોતે એક બુદ્બુદ; મહાન ભેખધારી આગળ પોતાની સેવા તો કેટલી અલ્પ ને તુચ્છ છે' આ જ ભાવ તેમના હૃદયને હમેશાં શુદ્ધ અને પવિત્ર રાખે છે.

આજ સુધીમાં તેઓએ તનથી, મનથી તેમજ ધનથી ચરોતરની અને ખાસ કરીને પેટલાદ તાલુકાની અને વસોની વિવિધ સેવાઓ કરી છે, ને તે રીતે ગુજરાતને પણ ઋણી કર્યું છે. પોતે હાથ ધરેલી હરકોઇ જાહેર સંસ્થામાં તેમણે ઉદાર ને પ્રસન્ન ચિત્તે સારો આર્થિક ફાળો આપ્યો છે, ને આમ વિત્તૈષણાથી પર થવાનો પ્રયત્ન કર્યો છે.

આજે તેઓ બાળકેળવણીના, સહકેળવણીના અને હરિજનકેળવણીના પ્રયોગો કરી રહ્યા છે, ને તેના જટિલ પ્રશ્નોને ધરમૂળથી વિચારતા જાય છે. કુમાર અને કુમારીઓનાં સામાજિક કર્તવ્યો ભિન્ન હોવાથી સહકેળવણીને બદલે તેમની જરૂરિયાતોને ઉચિત જુદી કેળવણી આપવી જોઈએ તો જ કેળવણી વધુ સફળ થાય; કેળવણી તે કાંઈ રાજકારણની દાસી નથી, અને તેનું દૃષ્ટિબિન્દુ કેવળ એક રાષ્ટ્ર નહિ, પણ સમગ્ર જગત હોવું જોઇએ; આવાં આવાં તેમનાં મંતવ્યો કેવળ કલ્પનામૂલક નથી પણ સંગીન અનુભવ ઉપરથી જ

રચાયેલાં છે. કેળવણીની વાસ્તવિક ગૂંચોને તેઓ સ્વતંત્ર વિચારશક્તિથી નિરખે છે, ને શક્ય હોય ત્યાં તેમને ઉકલે છે. પ્રાથમિક કે માધ્યમિક શિક્ષણ આપતી શાળાઓમાં હુન્નરઉદ્યોગના આવશ્યકતા જ્યારે આજે ખૂબ ચર્ચાસ્પદ વિષય બની શિક્ષિત વર્ગનું ધ્યાન ખેંચી રહી છે, ત્યારે વસોની એ જે. હાઇસ્કૂલે તો શ્રી. મોતીભાઈની પ્રેરણા ને દેખરેખ હેઠળ તેનો ઘણાં વર્ષો થયાં આકર્ષક આરંભ કરી દીધો છે.

ચરોતરની આવી મૂક ભાવે સંગીન સેવા કરનાર અમીનસાહેબ આજે વસો કેળવણી મંડળના અગ્રણી છે, વસો સહકારી બેંકના પ્રમુખ છે, 'ચરોતર' માસિકના તંત્રી છે, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળના મંત્રી છે, પુસ્તકાલય સેવાર્થ સહકારી મંડળના પ્રમુખ છે, અને પેટલાદ તાલુકાની શિક્ષણ આરોગ્ય તથા પુસ્તકાલય વિષેની પ્રવૃત્તિઓ ચલાવતી સંસ્થાઓના તેઓ સર્જક કે સુકાની છે. શિક્ષક થવાના કોડ ધરાવનાર આ કાર્યકર્તા આમ સેવા કરતાં કરતાં કેળવણીમાં વિશારદ બન્યા છે એટલું જ નહિ, પણ એક સામયિકના તંત્રી થયા છે, અને સહકારશાસ્ત્રના જ્ઞાતા બન્યા છે.

ત્યારે આ સર્વ પ્રવૃત્તિઓના સારરૂપ તેમનું સૌથી મોટું કાર્ય કયું? તેમનાં પોતાનાં જ વચન આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપે છે;—"**મારી જિંદગીનું મોટામાં મોટું કામ કયું એમ જો કોઇ પૂછે તો હું પેટલાદ લોનફંડના કામને આગળ ધરું.** મારા જીવનમાં સારું છે તેમાંનું ઘણું પેટલાદ લોનફંડને આભારી છે. મારામાં જે દોષો અને ત્રુટિઓ છે તે આ લોનફંડના વહીવટમાં ભિતરી છે. પણ ચરોતર વિદ્યાર્થી સ. સ. મંડળ લિં. ના વહીવટમાં તે દૂર કરવામાં આવી છે. આ ફંડને લઇને અનેક વિદ્યાર્થીઓ સાથેનો મારો સંબંધ ત્રીસ વર્ષ સુધી સતત લંબાયો છે. . . . આ કામ કરવાથી થોડે ખર્ચે મોટાં ફળ મેળવી શકાયાં છે, સ્વાશ્રયના ધોરણે યુવકોની મહત્ત્વાકાંક્ષા પોષી શકાઇ છે, અને નજીવા સ્વાર્થના ભોગે પરોપકારનું મહાકાર્ય કરી શકાયું છે."[૧]

પેટલાદ, આણંદ કે વસો તેમની જાહેર પ્રવૃત્તિઓનાં પ્રધાન કેન્દ્રો છે, ને શ્રી. અમૃતલાલ ઠક્કર જેવાને પણ ગુજરાતમાં કે ગુજરાત બહાર કોઈ જાહેર કાર્ય માટે સ્વયંસેવકોની જરૂર હોય ત્યારે શ્રદ્ધા ને સંતોષની વૃત્તિથી તેમની દૃષ્ટિ પણ આ કેન્દ્રો તરફ જ દોડે છે, એ હકીકત જ શ્રી. મોતીભાઈના સેવાકાર્યની સબળ અસર પુરવાર કરવા માટે પૂરતી છે.

તેઓ ગામડાંની દુર્દશા જાણે છે, ખેતીની પડતી પિછાને છે, જમીન મહેસૂલનો અસહ્ય બોજો તેમને અકળાવે છે, અમલદારી જુલમને તેઓ પડકાર દે છે, વેઠને વખોડી કાઢે છે, અને ગામડાંના આંતરિક કલેશથી ને અજ્ઞાનથી ત્રાસી જાય છે. તેઓ ગરીબ છતાં બુદ્ધિશાળી વિદ્યાર્થીની બ્હાંય ઝાલે છે, સામાન્ય વિદ્યાર્થીને જરૂરી શીખ દે છે, ઉચ્છૃંખલ વિદ્યાર્થીઓના માનસને સમજે છે અને ઉડાઉ તથા દુરાચરણી વિદ્યાર્થીઓનાં હૃદય જીતી લે છે. વિશુદ્ધ અને ઉત્તમ વિચાર જ મનને નિર્મળ રાખી શકે છે, અને સદ્‌વિચાર માનવજીવનના ઘડતરમાં કિંમતી તત્ત્વ છે, એ તેમની માન્યતા તેમને વિદ્યાર્થી-માનસ સમજવામાં

૧ જુઓ 'ચરોતર' વર્ષ ૭ અંક ૨, પૃ. ૬૨

ખૂબ મનગમાર થાય છે. તેઓ જેમ ગ્રામજનોની ઉદારતા કે લુચ્ચાઈથી તથા ખેડૂતોની ખાનદાની કે ખંધાઈથી પરિચિત છે, તેમજ વિદ્યાર્થી-આલમની સાદાઈ અને વિલાસવૃત્તિથી પણ વાકેફ છે.

આચરણમાં મૂકાય તેટલું મિત ભાષણ કરનારા આ અમીનસાહેબ સ્વભાવે સાત્ત્વિક અને ગુણગ્રાહક છે. શિસ્ત અને સંયમ તેમને પ્રિય છે; અને અતિશયોક્તિ ને આડંબર તો તેમના આગળ ટકી શકતાં જ નથી. હજુ બે વર્ષ સુધી તેઓ પોતાનું પ્રવૃત્તિમય જીવન આમ ચાલુ રાખનાર છે, અને પછી ઈશ્વરેચ્છા હશે તો તેમાંથી નિવૃત્તિ લેશે. એ નિવૃત્તિ સમયમાં તેઓ પોતાના વિદ્યાર્થીજીવનનાં મધુર સંસ્મરણો અને પોતાના જાહેરજીવનનાં મીઠાં સંભારણાં વિગતવાર જનતાની જાણ માટે લેખ રૂપે પ્રસિદ્ધ કરશે એવી હું સકારણ આશા રાખું છું સાર્વજનિક કાર્યોની જવાબદારીમાંથી મુક્ત થતાં તેઓ વિષે ઘણાને ઘણી ચોક્કસ વિગતો જાણવાની મળશે. ત્યારે પણ જો ગુજરાત આવા અનુભવી અને સેવાશીલ કાર્યકર્તાનો લાભ ઉઠાવવા જેટલું જાગૃત થાય તો તે તેનું મહદ્ સદ્ભાગ્ય ગણાશે. 'સાઠી' માંયે કુશાગ્ર બુદ્ધિ, નિર્મળ મન અને અખૂટ ઉત્સાહ ધરાવતા ચરોતરના આ સપૂત ઉપર ઈશ્વરના 'શરદઃ શતં' ના આશીર્વાદ ઊતરો અને તેમની પાવનકારી પ્રવૃત્તિઓનો પ્રવાહ અખંડિત રીતે ચાલુ રહો એ જ આપણી તેમના તરફની શુભેચ્છા હોઈ શકે. ગરવી ગુજરાત તેમના નિઃસ્વાર્થ કાર્યને આગળ ધપાવીને જ વધુ ગૌરવવંતી બનશે, અને ત્યારે જ તે તેમની મહત્તાનાં સાચાં મૂલ્ય આંકી શકશે.



## અનન્તતાનો અંશ

દેવજી રા. મોઢા

હું વર્તમાને વિચરૂં ઘૂમી રહું
ના ભૂત ને ભાવિ વિશે વિચારું
–સિવાય કે સાંપ્રત સંકળાયા–
મારા પ્રદેશે બસ મસ્ત હું રહું
એ ભૂત ને ભાવિ ન ક્ષેત્ર મારાં

વળી દઉં જીવન વર્તમાને
કાર્યો થકી જીવનને ભરી દઉં
ને કાર્યમાં આતમને પરોવી
સાધી લઈ આત્મત્રિકાલ યોગ
બની રહું અંશ, અનન્તતાનો !



# હું

"વાદરાજ"

હું ઉદાર, હું ગંભીર, બુદ્ધિમાન સર્વથી,
તેજવાન, કીર્તિમાન, કૈંકવાન; કેટલા
ગુણો ગણાવું જ્યાં સમગ્ર છે ગુણો હુંને વર્યા.
ગફ્લતી મહિં વદું હું તો ય વેદવાકય તે;
સિંહગર્જને શમે જ શબ્દ અન્ય પ્રાણીના,
વેદવાકય પાસ અન્ય વાકય શી વિસાતમાં ?
હું ગુણો રચું ખચું, હું મૂલ્ય આંકું માનવી.
હું જીવું, જીવાડું અન્ય; હુંથી વિશ્વ સર્વ ધન્ય.

તુચ્છ વિશ્વ, તુચ્છ ધર્મ, નીતિસૂત્ર તુચ્છ સર્વ,
તુચ્છ છે સમાજ, ક્ષુદ્ર વ્યક્તિ તુચ્છ હું ગણું.
હું જ છે વિશાલ, હું મહિં સમાય તે તું સર્વ;
અન્ય ના પ્રતિધ્વનિ, ભરંત હું જ વિશ્વને.
જીવ હું જ, શિવ હું જ, હું જ આ જગત વળી,
હું સિવાય કૈં ન; આ પરમ્પરા હુંની ખડી.

# રૂપિયા આના પાઈ

ઉમેદભાઈ મણિયાર

*

'Is there no debt to pay, no boon to grant?'

*

**મા**ધવદાસનાં પત્ની સવા વરસની એક છોકરીને મૂકી મૃત્યુ પામ્યાં. બધાની એ જ સલાહ હતી કે મોસાળ મોકલી આપવા કરતાં કોઈ સારી બાઈ રાખી બાપની આંખ આગળ જ છોકરી મોટી કરવી એ ઇષ્ટ છે. બધી રીતે હિસાબ કરતા હવે બીજી વારના લગ્ન કરવાં એ તેમને નફાનો ધંધો લાગ્યો નહિ. અને માધવદાસને હિસાબી કામ સારું આવડતું!

એક દિવસ માધવદાસ છોકરી રડતી હતી એને ઘૂઘરો વગાડી શાન્ત રાખવા પ્રયત્ન કરતા હતા. અન્તે કંટાળી બોલ્યા: 'માળાં મા વિનાનાં નાનાં છોકરાં સાચવવાં એ મહા ઉપાધિ છે!' વળી છોકરીને હાથ ઉપર બેસાડી ઊંચીનીચી કરવા લાગ્યા ને બીજે હાથે વાંસો થાબડતા થાબડતા ગાવા લાગ્યા: 'મારી મધુ ડાહી ને પાટલે બેસી નાહી; પાટલો ગયો ખસી, ને મારી મધુ ઊઠી હસી. હાં હાં હાં. . . . લે હવે ગૂડી જત. જો, જો, અહાહા! પોપટ . . . . . અહાહા! . . . . . જો, જો મીની! મીની કેમ બોલે? 'મ્યાઉં'! મ્યાઉં'!' આટલું કરવા છતાંય માધવદાસ સફળ ન થયા. એને વિચાર આવ્યો કે કદાચ છોકરી ભૂખી થઈ હશે, એટલે પોતાના પુત્ર વિનુને દૂધની શીશી લેવા મોકલ્યો. છોકરીને ખોળામાં સુવાડી દૂધની ટોટી મોંમાં મૂકી; પણ છોકરીએ ટોટી કાઢી નાખી રડવાની ચીસ નાખી. માધવદાસ ચીડાઈ જઈ બોલ્યા: 'ટોટી નથી ચૂસવી તો તને ધવરાવનારી ક્યાંથી લાવું?' વળી રબ્બરની ટોટી છોકરીના મોંમાં પરાણે પેસી. છોકરીએ થોડું દૂધ ચૂસ્યું ત્યાં એની આંખો ઘેરાવા લાગી. માધવદાસને થયું 'હાશ! છોકરાં આમ સૂઈ જ રહેતાં હોય તો!'

પિતા વહાલથી છોકરીને પંપાળતા હતા ત્યાં કોઈ અજાણી પાંત્રીસેક વર્ષની બાઈ દરવાજા પાસે આવી ઊભી રહી.

'કેમ, કોનું કામ છે?' માધવદાસે પૂછ્યું.

'માધવદાસભાઈ તમે જ ને?' પેલી બાઈએ સામું પૂછ્યું.

'હા. કેમ?'

'મને મગનભાઈએ મોકલી છે. ત[illegible] છોકરી માટે એક બાઈ જોઈએ છે એ કહેતા હતા.'

'હા. ભલે. તમે—તું કામ કરીશ? કેટલી નાની છો?'

'સોની. અમે મગનભાઈની પડખે જ રહીએ છીએ.'

'સોની? તે તારા વરની શું . . . . . દુકાન છે?'

'હા.'

'છોકરાંછૈયાં કેટલાંક છે?'

પેલી બાઈનું મોં પડી ગયું, અને ધીમેથી બોલી:

'એકે નથી.'

'હે! ત્યારે છોકરું મોટું કરવું એ તને શી ખબર! આ છોકરી તો બહુ જ નજિયાળી છે.'

પેલી બાઈ બોલી, 'એને હું પેટની છોકરી જેમ જ સાચવીશ.' પોતાના શબ્દોનો અર્થ પોતાને સ્પષ્ટ થવાથી શરમાઈ પાછી બોલી 'હું એને મારા જીવ સમાણી જ રાખીશ. મા વિનાની છોકરીના મારે નિસાસા નથી લેવા.'

માધવદાસ અધીરા થઈ બોલી ઊઠ્યા: 'એ તો બધું ઠીક જાણે. એવી વ્યાખ્યા ખાવાની કાંઈ જરૂર નથી. નોકરી કરવી હોય તો કહે પગાર કેટલો લઈશ.'

પેલી બાઈ બોલી 'તમે આપશો એટલો.'

'એ તે કાંઈ ચાલે? હું તો કહું કે ચાર આના તો તું કાંઈ રહેવાની હતી?' માધવદાસ પોતાની મશ્કરીથી હસી રહી પછી બોલ્યા 'આ, છોકરાને તો હું મારા ભાઈને ત્યાં ભણવા મોકલી દઉં છું. આ છોકરીનું તારે કરવાનું છે. રહેવાની તારી ઇચ્છા હોય તો ખાવુંપીવું રહેવું એ ઉપરાંત સાડાત્રણ રૂપિયા આપીશ. જો કે કામ તો એટલું નથી. ઘણીય બાઈ આવે છે. આ તો તું મગનભાઈનું નામ લઈ આવી તે ઠીક છે.'

પેલી બાઈએ થોડી વાર વિચાર કરી કહ્યું 'હું કામ કરીશ.'

માધવદાસ બોલ્યા 'ભલે તો. આજથી જ શરૂ કરી દે. તારા વરને કહી આવવું હોય તો કહી આવ ને પાછી તરત આવજે હો! . . . એલી, એય! તારું નામ શું?—નામ તો પૂછ્યું ય નહિ!'

'દિવાળી.'

'સારું, જા, જલદી આવજે.'

માણસો બહુ દયાળુ હોય છે, એટલે સાતઆઠ વર્ષની મધુને સંભારી આપતા કે એની મા મરી ગઈ છે. પણ કોઈ મધુની માને ઉદ્દેશીને કાંઈ વાત કરે, અથવા તો મધુની દયા ખાય કે 'અરેરે! બિચારીને સવાવરસની મૂકી એની મા મરી ગઈ!' ત્યારે મધુ રડવા જેવી થઈ જતી ને કોઈ વાર ચીડાઈ જતી હડપચી પકડી દિવાળીનું મોં પોતા તરફ ફેરવી કહેતી 'જુઓ, બા, આ મને કહે છે કે તારી મા મરી ગઈ. તું મારી બા છો ને!

હું તારી દીકરી હો ?' જવાબમાં દિવાળી માત્ર ડોકું હલાવી હા કહેતી એટલાથી પણ ખુશ થઈ જઈ, કહેનાર સામે અંગૂઠો બતાવી મધુ હસતી હસતી રમવા ચાલી જતી.

એક દિવસ મધુએ કજિયો આદર્યો હતો. 'બા, તું રોજ રાત્રે મને સુવાડી ક્યાંક ચાલી જાય. આજ તો હું સૂવાની જ નથી, તું જોજે ને ! આજ તો હું તને નહિ જ જવા દઉં.' આવી નિર્દોષ વાતો સાંભળી દિવાળીની આંખમાં હેતનાં આંસુ ઉભરાઈ આવતાં.

જેમજેમ મધુની ઉમર વધી ને સમજણશક્તિ વધી તેમતેમ અનેક બાબતો ઉપર એનું ધ્યાન ગયું. બાપા બાને જૂનાં અને જાડાં કપડાં પહેરાવે છે, તુંકારે બોલાવે છે, મહિને મહિને કાંઈક પૈસા આપે છે. મહિનો પૂરો થયે માધવદાસ દિવાળીને પગાર આપે ત્યારે પહેલાં તો મધુ પણ લાડ કરતી કહેતી. 'બાપુજી, બાને આપો છો તે મનેય પૈસા આપો.' દિવાળી મધુને તરત બાથમાં લઈ એની હથેળીમાં બધાય પૈસા મૂકાવી દેતી અકથ્ય આનંદ અનુભવતી. માધવદાસ એને જાગૃત કરતા: 'મધુ' પૈસા આપી દે. પૈસાની રમત ન હોય, ખોવાઈ જાય.'

મધુ બારેક વર્ષની થઈ ત્યારે તો સ્પષ્ટ જ થયું કે જેને બા, બા, કરે છે એ દિવાળી નોકર છે. મા જેટલા પ્રેમથી પોતાને મોટી કરવા બદલ બાપુજીએ એને દરમહિને સાડાત્રણ રૂપિયા આપ્યા છે એ જ્ઞાનથી મધુને દુઃખ જ થયું. મધુની જનેતા મૃત્યુ પામી હતી પણ દિવાળી પણ ખરેખર એના પર જનેતા જેટલો જ પ્રેમ રાખતી હતી.

એક દિવસ મધુ બાપા પાસે બેસી વાતો કરતી હતી. 'બા એમ કહેતી કે. . . '

માધવદાસ વચ્ચે જ બોલ્યા: 'બા, બા, શું કર્યા કરે છે ! એ સારું લાગે ? કોઈક કહેશે કે એક સોનારણને, કામવાળીને આ છોકરી બા કહે છે તો. . . . દિ. બોલ્યા કહેતી હતી !'

'કાંઈ નહિ' કહી થોડી વાર મૂંગી બેસી રહી મધુ ઊઠીને ચાલી ગઈ.

*

માધવદાસની ડેલીએ આ બીજી વાર તોરણ બંધાયાં. ત્રણ વર્ષ પહેલાં એના પુત્ર વિનુનાં લગ્ન થયાં. મધુના લગ્નનો બીજો પ્રસંગ આવ્યો ત્યારે વિનુને ત્યાં આઠ મહિનાનો એક છોકરો હતો. મધુનાં લગ્ન એ હવે પહેલો ને છેલ્લો પ્રસંગ છે એમ ધારી માધવદાસે મધુનાં લગ્ન ધામધૂમથી ઊજવવા નિશ્ચય કરેલો. આખા ઘરમાં અપૂર્વ ચેતન અને ઉત્સાહ હતાં. ચોગાનમાં ઢોલ અને ત્રાંસાવાળાએ ઢોલત્રાંસાં તપાવીને એવી તો કડકડાટી બોલાવી મૂકી હતી કે શેરીનાં છોકરાં, એ અવાજ કાન ઝીલી શકતા ન હતા, છતાંય એમની આંખ એ તમાસો જતો કરવા પણ તૈયાર ન હોતી, એટલે કાનમાં આંગળી ઘાલી હસતાં કૂદતાં ચોગાનની ફરતાં ઊભાં હતાં. દિવાળીએ હક્કપૂર્વક કામ કરવાની આડ ના કહી દીધી હતી. બીજી કામવાળીઓ કામ કરે એના ઉપર દેખરેખ રાખવાનું જ માત્ર કામ એને સોંપ્યું. દિવાળી પોતાની જ દીકરીનાં લગ્ન થાય છે એવા ઉત્સાહથી ઘરમાં ચારે બાજુ ઘૂમતી હતી.

લગ્નનો વળતો દિવસ હતો. મધુનું મોં રડમસ થઈ ગયું હતું. દિવાળીથી હવે સદા માટે છૂટા પડવું પડશે એ વિચારે આંખમાં પાણી આવી જતાં. પણ દિવાળી સંયમ રાખી બોલી: 'જો, મધુ, મંગળ દિવસે રોવાય જ નહિ હો ! જા, જોઉં, હાથ મોં ધોઈ કપડાં બદલીના

પહેરી લે ભાભીને પૂછયું, શું પહેરવું છે એ?' ત્યાં ભાભી પોતે જ આવ્યાં. 'ભાભીનું શું કહેતાં'તાં?'

'ના, એ તો, શુ દાગીનો કપડાં પહેરવાં એ ભાભીને પૂછયું એમ હું મધુને કહેતી હતી.'

મધુ તરફ જોઈ ભાભી બોલ્યાં 'તમે ઘરચોળુ કાઢયું ને? હુય કાઢું છું. ને દાગીનો તો આપણે એય મોતીની માળા ને બંગડી કાઢીએ. તમે કપડાં પહેરી લો, પછી હું તમારે કપાળે સતાગ ચોડી દઉં. . . . . માણસ મોકલ્યુ તોય ફોઈબાનાં વહુ કેમ હજીયે ન આવ્યાં? સારું ચોવડિયુ ચાલી જાય તોય આવે નહિ ને આપણે શરૂ કરી દઈએ તો ખોટું લગાડે! વિવેક કરી પૂછીએ કે "કેમ આની ગયાં ને?" તો કરડાઈને બોલે "બાઈ, અમારા વિના તમારું કયાં અટકી રહ્યું છે!" અવસરમાં હજારનાં મનમાં સાચવવાં પડે છે!'

'જુઓ તો ભાભી આજ બગડી ને માળા તમે કહો છો ને?' મધુએ પૂછયું.

'હા. મારે કાં તો આને બોલાવા જ જવું પડશે. . . . . પહેલાં હું હાથપગ ધોઈ લઉં, મને મોડું થશે'

* *

એક બાજુ દિવાળી અને મધુ ભયભીત ઊભાં છે, બીજી બાજુ માધવદાસ ક્રોધથી લાલ આંખે હવામાં હાથ ઉછાળતા ઊભા છે મધુ નજીક આવી કરગરી બોલી: 'પણ બાપુજી, તમે આમ ખિજાઓ મા!' પણ બાપાએ એ શબ્દો પર લક્ષ આપ્યું નહિ. સત્તાભર્યા અવાજે કહ્યું: 'કોઈ એ બહાર જવાનું નથી!'

લગ્નના આનંદથી ભર્યાભર્યા ઘરમા ક્ષણેકમાં મૃત્યુ જેવી ઘોર અને કરુણ નીરવતા પથરાઈ ગઈ. માધવદાસ ચારે તરફ આંખ ફેરવી આંગળી ચીંધી બોલ્યા: 'પેલી ટ્રંક હઠાવ જોઉં! મધુ, તુ ફરીથી તારી ટ્રંક તપાસ. પછીથી કોઈને દોષ દેજે મા. . . . . એય! ઊભી રહે! કયાં જાય છે?' એક કામવાળીને જતી જોઈ માધવદાસ શેઠ બોલ્યા. કામવાળી નવાઈ પામી પાસે આવી બોલી: 'કયાંય નહિ. હું તો ઠામ માંજવા ચૂલામાંથી રાખ લેવા ગઈ'તી' એમ કહી રાખથી ભરેલું વાસણ એની સામે ધર્યું.

'તે મધુની મોતીની બગડી કે માળા જોઇ છે કયાંય?' માધવદાસે કામવાળીને પૂછયું.

'ના, રે બાઈ! મને તો કાંઈ ખબરે નથી.'

'ચાલ, બતાવ કયાંથી રાખ લઈ આવી?'

માધવદાસને વહેમ પડયો કે એ બાઈએ દાગીનો ચૂલામાં ચોરી સંતાડી દીધો હોય. બન્ને હાથે રાખ વીંખી જોઈ, પણ કાંઇ દેખાયું નહિ. જરા ભોંઠા પડયા એટલે નરમાશથી કોઈને પણ ખાસ ઉદ્દેશ્યા વિના બોલ્યા: 'ત્યારે કોણ લઇ ગયું?' પેલી કામવાળી, એ શબ્દો પોતાને કહેવાયેલા સમજી, જરા તીખી થઈ જઈ બોલી: 'તે મને શું પૂછો છો? અમે તમારી માળા કે બગડી લીધી છે? હા! કોઇના ઉપર ચોરીનું આળ ન ચડાવીએ. અમે કાંઇ ચોરચોર નથી!' માધવદાસ નરમ તો પડયા, પણ દેખાવ કરવા બોલ્યા: 'બસ! તારી જીભાન બંધ કર!'

માધવદાસ બધા ખંડમાં ફરી વળ્યા. ટ્રંક, પેટી, ગાદલાં ખસાવ્યાં. ખૂણેખાંચે અંધારે બધે બારીક તપાસ કરી. ફરી મધુને પૂછ્યું: 'તેં માળા ને બંગડી કાઢી ત્યારે ત્યાં કોણ કોણ હતું'તું ?'

દિવાળીએ જવાબ આપ્યો: 'કોઈ નહિ: હું, મધુ ને ભાભી, ત્રણ જ હતાં.' પછી મધુ બોલી: 'હું દાગીનો ને ઘરચોળું ટ્રંક ઉપર રાખી હાથપગ ધોવા નહાવાની ઓરડીમાં ગઈ. પાછી આવી, કપડાં પહેર્યાં, ને સોનાની બંગડી કાઢી બીજી પહેરવા જાઉં ત્યારે ધ્યાન ગયું કે બંગડી ને માળા તો ત્યાં નહોતાં!'

'તું કપડાં પહેરતી'તી ત્યારે બીજું કોઈ નહોતું ?'

'ના.'

'તું ક્યાં ગઈ'તી, દિવાળી?' માધવદાસે પૂછ્યું.

'હું તો કામવાળીઓ પાસે કામ મંગાવતી'તી.'

માધવદાસે બધાં કામવાળાંને ભેગાં કર્યાં. વિનુને કોઈ ઘર બહાર ન જાય એ તપાસ રાખવા બારણે ઊભો રાખ્યો. બધાં કામવાળાંને ખૂબ ધમકી આપી, લાલચ આપી, ક્ષમાની સંપૂર્ણ ખાત્રી આપી. પણ કોઈ પાસેથી કાંઈ જાણવા જેવું મળ્યું નહિ. પછી થોડોક વિવેક બતાવી સગાંસ્નેહીઓને પૂછ્યું: 'માઠું ન લગાડશો. તમને કાંઈ ખબર હોય તો' એમ કહી એક પછી એક બધાં સગાંને પૂછી જોયું. એકાદના દેખાવ ઉપરથી જરાતરા શંકા ગઈ, પણ સીધો આક્ષેપ કેમ કરાય? દિવાળી તરફ ફરી દિવાળીને પૂછ્યું: 'તું ત્યાં હતી ને બંગડી ને માળા જાય ક્યાં?'

દિવાળી આશ્ચર્યમાં જ થોડી ક્ષણ એની સામે આંખ માંડી જોઈ રહી. આટલાં વર્ષની નોકરી પછી યે માધવદાસને એના ઉપર શંકા જાય છે! એ નિરુત્તર ઊભી રહી. જવાબ ન મળ્યો એટલે માધવદાસ ક્રોધે ભરાઈ બોલ્યા: 'કેમ જવાબ નથી દેતી?' દિવાળીની આંખમાંથી આંસુઓ ટપકવા માંડ્યાં. દિવાળીને રડતી જોઈ મધુ પણ રડવા લાગી. રડતી રડતી દિવાળી બોલી: 'હું મારા કામમાં હોઉં ત્યાં મને શી ખબર રહે!'

'તું શું કરતી'તી?'

અણધારી પરિસ્થિતિ ઊભી થવાથી અને શંકાશીલ પ્રશ્નોથી દિવાળી ગભરાઈ ગઈ, ને જાણે, અર્ધમૂર્છામાં બોલતી હોય એમ એણે ઉત્તર આપ્યો: 'હું ભાઈના છોકરાને રમાડતી'તી'

માધવદાસ થોડીવાર તો ગમ ખાઈ ગયા! થોડીવારે વિચાર કરી બોલ્યા: 'હં! હમણાં કહ્યું કામ મંગાવતી'તી; હવે કહે છે છોકરાને રમાડતી'તી! આમાંથી ખરું શું? કહે.' થોડીવાર ચૂપ રહી ઊંચે સ્વરે બોલ્યા: 'દાગીના તેં ક્યાંક સંતાડ્યા છે કે નહિ, બોલ?'

મધુથી રહેવાયું નહિ: 'બાપુજી, તમે આમ કરો તો તમને મારા સમ છે. બા શું મારી ચીજ ચોરી જવાની હતી?'

માધવદાસ ચીડમાં બોલ્યા: 'ત્યારે શું હું ચોરી જવાનો હતો? કે તારો ભાઈ ચોરી જવાનો હતો? બા! બા! બા ન જોઈ હોય તો! ઘરભેદુ સિવાય ચોરી કરવાની હિંમત જ કોઈની ચાલે નહિ.'

દિવાળી આંખમાંથી આંસુ લૂછતી બોલી: 'મેં મધુને દીકરી જેમ મોટી કરી. એના વિવાહમાં માળા કે બંગડી આપવા જેટલી તો પરમેશ્વરે મને શક્તિ ન આપી, પણ ભિખારીની સામેથી હું એની ચોરી તો ન જાઉં! આટલાં વરસ કામ કર્યું એનો આ બદલો મળવા હજી નસીબમાં બાકી હશે!'

માધવદાસ તાડૂકીને બોલી ઊઠયા: 'કામ કર્યું કામ કર્યું, કયારની કહ્યા કરશ તે કયાં મફત કામ કરતી'તી? મોટા બદલાવાળી આવી!'

'કહ્યું એ મારી ભૂલ થઈ! જુઓ, આ મારા હાથ ખાલી છે. મધુ, બેટા, ભગવાન તને અખંડ સૌભાગ્યવતી ને સો વરસની કરે! હું મારે ઘરે જાઉં છું' દિવાળીના બીડેલા હોઠમાંથી હોઠ ફાડી, રુદન બહાર નીકળી પડયું. માધવદાસ રસ્તો રોકી ઊભા: 'કયાં. જાય છે કયાં?'

દિવાળી બોલી: 'મારે ઘરે. બહુ વરસ તમારી નોકરી કરી!'

'પહેલાં બંગડી ને માળા કયાં છે એ કહે, પછી ઘેર જજે.'

'હું સાચું કહું છું મને કાંઇ ખબર નથી ને મેં લીધીય નથી. મને ઘરે જવા દો. એનો અફીણ ખાવાનો વખત થઇ ગયો છે, એ ટાંટિયા ઘસતા હશે. આ મધુના સમ ખાઇને કહું છું કે. . . .'

'રાંડ! મધુના ખોટા સમ ખાશ?'

'બાપુ, બાપુ. . . . .' મધુ ચીસ પાડી ધબ દઈને જમીન ઉપર ઢગલો થઈ પડી ગઈ.

બધાં મધુની આસપાસ વીંટાળાઈ વળ્યાં. દિવાળી નીચી નમી એનું માથું લઈ ખોળામાં સુવાડવા દોડી. માધવદાસે કોણીથી ધક્કો માર્યો 'હટ! તારાં જ આ કામાં છે!' માધવદાસે મધુનું માથું ખોળામાં લીધું ને આંખ ઉપર જરા પાણી છાંટયું. સામે બારણેથી વિનુની વહુ ને ફોઈબાની વહુ દાખલ થયાં. 'હાય રે! શું થયું?' કરી ઊભાં રહી ગયાં. માધવદાસને ત્યાંથી ઊઠી જવા કહ્યું એટલે એ બીજા ખંડમાં ગયા. વિનુની વહુએ મધુનું માથું ખોળામાં લીધું. મોં પર જરા પાણી છાંટયું. થોડીવારે મધુએ આંખ ઉઘાડી ત્યારે બધાના મોં પર સ્મિત દેખાયું. મધુના વાળ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં ભાભીએ પૂછયું: 'શું થઈ ગયું મધુબેન?' મધુએ ધીમેથી જવાબ આપ્યો: 'ભાભી, માથે તમ્મર આવી ગઈ. . . . . ભાભી, મારી મોતીની બંગડી ને માળા નથી જડતાં એટલે બાપુજી છે ને તે બાને એવા . . '

મધુની ભાભીનું મોઢું વિસ્મયથી ફાટી ગયું ને મધુ વાકય પૂરું કરે તે પહેલાં તો પોતાની બંગડી ઉપર હાથ ફેરવી બોલી: 'હાય રે! બંગડી ને માળા? એ તો આ રહ્યાં, મેં પહેર્યાં છે! તમે નહાવાની ઓરડીમાં મોં ધોતાં'તાં ત્યારે મેં તમને નહોતું કહ્યું કે મને ઉતાવળ છે તે હું તમારી માળા ને બંગડી પહેરી જાઉં છું, તમે મારી ટ્રંકમાંથી કાઢી પહેરી લેજો? એ માટે તો તમારા ટ્રંક ઉપર હું ઝૂડો મૂકીને ગઇ'તી.'

મધુ બોલી: 'મેં કાંઈ સાંભળ્યું જ નથી. ઝૂડો તો મેં ધાર્યું તમે ભૂલી ગયાં હશો.'

મધુએ મોટેથી બૂમ મારી: 'બાપુજી, બાપુજી.'

માધવદાસ ઉતાવળે પગે અંદર આવ્યા: 'કાં બેટા ? હવે કેમ છે ?'

'બાપુજી, બંગડી ને માળા ભાભો પહેરી ગયાં'તાં. . . . કોણ ચોરી જવાનું હતું ? છતાંય તમે બાને કેવાં હેરાન કર્યા!'

'એમાં શું હેરાન કર્યા! એમ પૂછાય નહિ વળી ? ક્યાં એને એકને પૂછ્યું 'તું ?'

'પણ બાપુજી, બીજાં નોકર'ને દિવાળીબાની વાત સરખી કહેવાય ?'

દૂરથી ઢોલ અને ત્રાંસાનો અવાજ સંભળાયો. વેવાઈને આવતા જોઈ આખું ઘર આગળ જેવું પ્રવૃત્તિમય બની ગયું, ને એ વાતને ભૂલી ગયું. થોડીવારમાં દિવાળી ઘેર જઈ એના વરને અશીણ દઈ આવી. પાછી આવી ગઈ ને પરાણે હસતું મોં રાખી વાતો કરવા લાગી. પણ એની આંખમાં આંસુ તો પાંપણને કાંઠે અટકીને ઊભાં હતાં. પહેરામણી આપવાનો વિધિ પૂરો થયો અને મધુને વિદાય આપવાનો વખત થયો. મધુ દિવાળી પાસે આવી. દિવાળીએ ઓવારણાં લેવા મધુના માથે હાથ અડાડ્યા ત્યાં મધુનું માથું નીચું ઢળી પડ્યું ને મધુ રડી પડી, 'બા'! એથી આગળ મધુ બોલી શકી નહિ.

મધુના ગયા પછી ત્રણ દિવસ સુધી દિવાળી કામે ન આવી એટલે માધવદાસે માણસ મોકલ્યું, દિવાળી આવી દરવાજામાં જ ઊભી રહી. માધવદાસે પૂછ્યું: 'કાં ત્રણ દિ માં મોઢું ય ન બતાવ્યું!' દિવાળી કાંઈ બોલી નહિ, માધવદાસે ફરી પ્રશ્ન પૂછ્યો: 'કેમ કામ કરવું છે કે નહિ ?' દિવાળીએ જવાબ આપ્યો: 'ના.'

નોકરને નોકરીમાં રહેવા આગ્રહ કરવો એ પોતાના સ્વમાનને છાજતું નથી એમ વિચાર કરી માધવદાસ બોલ્યા: 'ઠીક. બહુ સારુ. તારો હિસાબ ચૂકતે કરતી જા. આજ કઈ તિથિ થઈ ? . . . આઠમ.' આંગળીના વેઢા પર ને કાગળના કટકા પર થોડીવાર કંઈક ગણતરી કરી બોલ્યા: 'હં. ત્રેવીશ દિવસના તારા બે રૂપિયા, પાંચ આના, સાત પાઈ થાય. વિનુ, આને મારા ખિસામાંથી બે રૂપિયા સાડાપાંચ આના આપી દે.'

વિનુએ પૈસા આપ્યા એ હથેળીમાં રાખી, દિવાળી પૈસા સામું જોઇ કાંઈક બોલવા જતી હતી. જરા હોઠ હાલ્યા પણ આખરે કાંઇ બોલી નહિ. આ જોઇ માધવદાસ બોલ્યા: 'એક પાઇ ઓછી છે કાં ? બે પાઇ પાછી આપ એટલે પૈસો આપે. અમ.રે કોઇનો ઉપકાર માથે રાખવો નથી!'

દિવાળી આડું જોઇને જ બોલી: 'લીધું દીધું કોઈનું બેસી રહેતું નથી. તમારા પરતાપે મનેય ક્યાંક બારબાજરાનો રોટલો મળી રહેશે.' એમ કહી પૈસા ઉંબરામાં મૂકી ચાલી ગઈ.

# શિક્ષણમાં ભાષાઓનું સ્થાન

નગીનદાસ પારેખ

બાળકનું નામ પાડવું એ એક રીતે ખૂબ સહેલું છે—જો કે આજે હવે એ કામ પણ દહાડેદિવસે વધારે ને વધારે મુશ્કેલ બનતું જાય છે, કારણ એમાં પણ વર્ણ-માધુર્ય, નાવીન્ય વગેરે અનેક ગુણો પૂરવાની આકાંક્ષા જાગી છે. છતાં હું કહું છું કે બાળકનું નામ પાડવું એ એક રીતે ખૂબ સહેલું છે, કારણ કે બાળકના નામ ઉપરથી એના રૂપ કે ગુણ વિષે કોઈ કશો ખ્યાલ બાંધવાનો પ્રયત્ન કરતું નથી—જો કરે છે તે ભૂલ કરે છે અને તેની સજા તેને મળી રહે છે. પણ કોઈ કવિતા, વાર્તા કે વ્યાખ્યાન વિષે આ વાત સાચી નથી. અહીં તો સૌ કોઈ નામ ઉપરથી એના વિષયની કલ્પના કરે છે, અને યથાનામા તથા ગુણા જો નથી હોતું તો નામ પાડનારને દોષ પણ દે છે. એટલે આવા દોષમાંથી છટકી જવા ખાતર ઘણીવાર મોટા મોટા કવિઓ પણ—રવીન્દ્રનાથ સુદ્ધાં—પોતાની કવિતાને નામ જ આપતા નથી. પણ વ્યાખ્યાનને તો નામ આપવું જ પડે છે. નામ ટૂંકું હોય તેમ વધારે શોભે એટલે ટૂંકામાં જેટલો અર્થ સમાવી શકાય તેટલો સમાવવાનો પ્રયત્ન કરી બાકીનો વ્યાખ્યાનમાં સ્ફુટ થશે એમ માની મન મનાવવું પડે છે. આજના મારા વ્યાખ્યાનનો વિષય 'શિક્ષણમાં ભાષાઓનું સ્થાન' એવો રાખેલો છે. એ નામ ઉપરથી આપ સૌને એનો કેવો ખ્યાલ આવ્યો હશે, અને તે કેટલે અંશે મારા વ્યાખ્યાન સાથે મળતો આવે છે, તે કંઈ હું જાણતો નથી.

શિક્ષણનો હેતુ મનુષ્યમાં રહેલી શક્તિઓ અને સદ્ભાવનાઓનું તેને ભાન કરાવવાનો અને તેનાં ચારિત્ર, કાર્યક્ષમતા અને જ્ઞાન વધારવાનો છે. શિક્ષણની આ વ્યાખ્યા બધા સ્વીકારે કે ન સ્વીકારે, પણ એક વસ્તુ તો નિર્વિવાદ છે કે ગમે તે જાતનું શિક્ષણ આપવું હોય તો પણ તેમાં ભાષાની જરૂર તો પડવાની જ. ભાષાના સાધન વિના બે માણસ વચ્ચે વહેવાર જ સંભવી શકતો નથી. આમ જોતાં ભાષા એ પણ ઇન્દ્રિયોની પેઠે શિક્ષણનું એક કરણ કે સાધન જ છે; અને એ રીતે એનું મહત્ત્વ ખૂબ જ છે. આપણે બાળકને બીજા અનેક વિષયો શીખવીએ છીએ, એને આપણે ગણિત શીખવીએ છીએ, ભૂગોળ શીખવીએ છીએ, વિજ્ઞાન શીખવીએ છીએ, એની પેઠે ભાષા પણ એના અભ્યાસક્રમનો એક વિષય છે, એમ માનવું એ ભૂલભરેલું છે. એવું માનનાર ભાષાનું પૂરું અને સાચું મહત્ત્વ સમજતો નથી એમ કહેવું જોઈએ ભાષા તો શિક્ષણમાં સમાતા બધા વિષયોના ગ્રહણનું સાધન છે. એટલે ભાષાના જ્ઞાન વિના બીજા કોઈ પણ વિષયનું જ્ઞાન થવું અશક્ય છે. જો બાળકને ભૂગોળ નહિ શીખવી હશે, તો યે એને આપણે ગણિત શીખવી શકીશું. ઇતિહાસ નહિ શીખવ્યો હશે તો પણ આપણે એને વિજ્ઞાન શીખવી શકીશું, પણ એને ભાષા જ નહિ શીખવી હશે તો આપણે એને કંઈ જ નહિ શીખવી શકીએ.

ભાષાનો આ રીતે જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણી દૃષ્ટિમાં એનું મહત્ત્વ ખૂબ વધી જાય છે, અને એ જ સાચી દૃષ્ટિ છે. આપણે ત્યાં આજે ભાષા એક વિષય તરીકે શીખવાય છે, એટલે એને જોઈએ એટલો સમય અપાતો નથી, એની પાછળ જોઈએ એટલી મહેનત લેવાતી નથી, અને પરિણામે ભાષાના શિક્ષણમાં રહેલી કચાશ બધા વિષયોમાં આડે આવે છે.

ભાષા એ જ્ઞાનપ્રાપ્તિનું અને જ્ઞાનવિતરણનું સાધન છે, એટલું કહ્યા પછી માત્ર એટલું જ કહેવાનું બાકી રહે છે કે મટે બાળકોને સ્વભાષાનું સારું જ્ઞાન મળે, બાળકોને સ્વભાષા ઉપર પ્રભુત્વ આવે એ રીતે આપણો શિક્ષણક્રમ યોજાવો જોઈએ. પણ આપણે કમનસીબે આ વાક્ય આમ ઝટઝટ બોલી નંખાય એવી આપણી સ્થિતિ નથી. હજી આપણે ત્યાં બધું શિક્ષણ સ્વભાષા દ્વારા આપી શકાય કે કેમ એવી શંકા ઉઠાવનારા પડ્યા છે. પણ સુખની વાત એટલી કે દહાડેદિવસે એમનું દળ ક્ષીણ થતું જાય છે અને સ્વભાષાની પ્રતિષ્ઠા અને શક્તિ વધતી જાય છે. ગુજરાતનાં બાળકોને બધું શિક્ષણ ગુજરાતીમાં જ મળે એ અતિ મહત્ત્વની બાબત છે, અને એ બાબત ઉપર આપણે જેટલો ભાર મૂકીએ એટલો ઓછો છે. વળી જો આપણે આપણા વિશાળ દેશમાં જ્ઞાનનો ફેલાવો કરવા ઈચ્છતા હોઈએ તો સઘળું જ્ઞાન સ્વભાષા દ્વારા આપ્યા વિના આપણો છૂટકો નથી. જેમ જાપાને પશ્ચિમનો જ્ઞાન અને સાહિત્ય ભંડાર પોતાના લોકવર્ગ આગળ જાપાની ભાષામાં ધરી દીધો અને છેક નીચામાં નીચા થર સુધી પહોંચાડી દીધો, તેમ કર્યા વિના આપણો પણ છૂટકો નથી. અને એ રીતે પણ આપણે સ્વભાષાના શિક્ષણ ઉપર વધારે ધ્યાન અને પરિશ્રમ ખર્ચવાં પડશે. સ્વભાષાનું શિક્ષણમાં કેટલું મહત્ત્વનું સ્થાન છે એ વિષે હું એક ફકરો અહીં ઉતારવા માગું છું.

થોડાં વર્ષ પહેલાં ઈંગ્લાંડના કેળવણી ખાતાના પ્રધાને એક સમિતિ નીમી હતી. એ સમિતિનું કામ એ હતું કે ઈંગ્લંડની શિક્ષણપદ્ધતિની તપાસ કરી તે વિષે નિવેદન રજૂ કરે. એ સમિતિમાં સર હેનરી ન્યૂબોલ્ટ પ્રમુખ હતા અને સર આર્થર ક્વીલર કૂચ અને પ્રોફેસર ફર્થ જેવા વિખ્યાત વિદ્વાનો સભ્યો હતા. એમણે પોતાના નિવેદનમાં સ્વભાષાના શિક્ષણ ઉપર ખૂબ ભાર મૂક્યો હતો. આ રહ્યા એમના શબ્દો:

"Education in English is, for all Englishmen, a matter of the most vital concern, and one which must, by its very nature, take precedence of all other branches of learning. It is self-evident that until a child has acquired a certain command of the native language, no other educational development is even possible. . . .

"If progress is not made at one time in the region of arithmatic, or history or geography, the child merely remains backward in that respect, and the deficiency can be made up later. But a lack of language is a lack of the

means of communication and of thought itself. . . . . English is plainly no matter of inferior importance, nor even one among the other branches of education, but the one indispensable preliminary and foundation of all the rest. . . . English may come by nature upto a certain point but that point is soon reached, and thenceforward the possibility of mental development in whatever direction, is seriously diminished for those who have not achieved some mastery of their mother tongue. What a man cannot clearly state he does not perfectly know, and, conversely, the inability to put his thought into words sets a boundary to his thought. . . . We reiterate, then, the two points which we desire to build upon: first, the fundamental necessity of English for the full development of the mind and character of English children; and second, the fundamental truth that the use of English does not come to all by nature, but is a fine art, and must be taught as a fine art."

ભાવાર્થ: 'અંગ્રેજી મારફતે શિક્ષણ મળે, એ પ્રત્યેક અંગ્રેજને માટે અતિ જાગ્રત રહેવા જેવી બાબત છે, અને શિક્ષણની બીજી બધી શાખાઓ કરતાં એને વધારે મહત્ત્વ મળે એ બિલકુલ સ્વાભાવિક છે. જ્યાં સુધી બાળકને સ્વભાષા ઉપર અમુક કાબૂ ન આવે ત્યાં સુધી શિક્ષણમાં કોઈ પણ પ્રકારની પ્રગતિ અશક્ય છે. એ તો સ્વયંસિદ્ધ વાત છે. જો બાળક બાજે ઈતિહાસમાં, ભૂગોળમાં કે ગણિતમાં જોઈએ એટલી પ્રગતિ નહિ કરી હોય, તો તે તેટલા એક જ વિષયમાં પછાત રહેશે અને પાછળથી તે તે વિષય પાકો કરી લઈ શકશે પણ ભાષાની ઊણપ એ તો વિચારવિનિમયના સાધનની ઊણપ છે, અરે ખુદ વિચારની જ ઊણપ છે. . . . અંગ્રેજી એ કંઈ સામાન્ય મહત્ત્વનો વિષય નથી તેમ એ અભ્યાસક્રમમાંના અનેક વિષયોમાંનો એક છે એમ પણ નથી. પણ એ તો બીજા વિષયોના શિક્ષણનો અતિ આવશ્યક પૂર્વતૈયારી અને પાયો છે. . . . અમુક હદ સુધી અંગ્રેજી આપમેળે જ આવડી જાય એ ખરું, પણ એ હદ ખૂબ વહેલી આવી જાય છે, અને ત્યાર પછી તે જે બાળકોએ સ્વભાષા ઉપર પ્રભુત્વ નથી મેળવ્યું હોતું તેમનો બધા ય વિષયોમાં માનસિક વિકાસ ખૂબ રૂંધાઈ જાય છે. જે વસ્તુ માણસ સ્પષ્ટ રીતે કહી શકતો નથી તે તે પૂરેપૂરી સમજતો નથી, અને એ જ રીતે પોતાના વિચારોને ભાષામાં વ્યક્ત કરવાની અશક્તિ એના વિચારોને પણ મર્યાદિત કરી નાખે છે. . . . આથી અમે બે સિદ્ધાંતો અહીં પ્રતિપાદિત કરવા માગીએ છીએ: એક તો એ કે, અંગ્રેજી બાળકોના ચારિત્ર અને મનના પૂરેપૂરા વિકાસ માટે અંગ્રેજી ભાષાની અનિવાર્ય આવશ્યકતા છે; અને બીજું એ કે, અંગ્રેજી ભાષા બધાં બાળકો આપમેળે વાપરી શકતાં નથી, પણ એ પણ એક લલિત કળા છે અને લલિત કળા તરીકે શીખવવાની જરૂર છે.

આ ઉતારામાં આપણે અંગ્રેજીને બદલે 'ગુજરાતી' કે 'સ્વભાષા' શબ્દ મૂકી દઈએ તો તે આપણા શિક્ષણને પણ લાગુ પડે. વળી આ ઉતારામાંના એક વાક્ય ઉપર હું સૌનું વિશેષ ધ્યાન ખેંચવા માગું છું. 'અંગ્રેજી બાળકોના ચારિત્ર અને મનના પૂરેપૂરા વિકાસ માટે અંગ્રેજી ભાષાની અનિવાર્ય આવશ્યકતા છે.' આમાં ચારિત્ર શબ્દ ખાસ ધ્યાનમાં લેવા જેવો છે. ચારિત્ર ઘડવા માટે પણ અંગ્રેજી ભાષા જ જોઈએ. એનું કારણ એ છે કે ભાષાની સાથે આખી સંસ્કૃતિ અને પ્રજાનું ચારિત્ર પણ બાળકોને મળે છે. ભાષામાં પ્રજાનો ઇતિહાસ, પુરુષાર્થ અને સ્વભાવ સૂક્ષ્મ પણ પ્રબળરૂપે રહેલાં હોય છે, અને તે બાળકોના ચારિત્રના ઘડતરમાં ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે.

આ સ્વભાષાના વિષય ઉપર બીજો એક ઉતારો આપી હું આગળ ચાલીશ. શ્રી અરવિંદ ઘોષે *A System of National Education* નામનું એક નાનકડું પણ ખૂબ વિચાર-પ્રેરક અને ચિંતનીય પુસ્તક લખેલું છે. એમાં એમણે લખ્યું છે.

"The mother tongue is the proper medium of education and therefore the first energies of the child should be directed to the thorough mastering of the medium. Almost every child has an imagination, an instinct for words, a dramatic faculty, a wealth of idea and fancy. These should be interested in the literature and history of the Nation. Instead of stupid and dry spelling and reading books, looked on as a dreary and ungrateful task, he should be introduced by rapidly progressive stages to the most interesting parts of his literature, and the life around him and behind him, and they should be kept before him in such a way, as to attract and appeal to the qualities of which I have spoken. All other study at this period should be devoted to the perfection of the mental functions and the moral character."

ભાવાર્થ: સ્વભાષા એ શિક્ષણનું સાચું વાહન છે, એટલે બાળકની પહેલી શક્તિ એ વાહન ઉપર પૂરું પ્રભુત્વ મેળવવામાં જ ખર્ચાવી જોઈએ. દરેક બાળકમાં કલ્પનાશક્તિ, શબ્દનો શોખ, અભિનય શક્તિ, અને ભાવના અને તરંગોની સમૃદ્ધિ હોય છે. આનો ઉપયોગ તેનામાં પોતાના દેશના સાહિત્યનો અને ઇતિહાસનો રસ જગાડવામાં થવો જોઈએ. બેવકૂફીભરી અને લુખ્ખી જોડણીની અને પાઠની ચોપડીઓ બાળકને વેંગન જેવી અને નિરુપયોગી લાગે છે, તેને બદલે બાળકોને ઝડપી-પગથિયાંથી તેની ભાષાના સાહિત્યમાંના સરસમાં સરસ-ભાગોનો પરિચય કરાવી દેવો જોઈએ, તેમજ તેને વર્તમાન અને ભૂત કાળના જીવનનો પણ પરિચય કરાવી દેવો જોઈએ, અને આ બધી વસ્તુઓ તેની આગળ એવી રીતે રજૂ કરવી જોઈએ કે જેથી તેનામાં મેં પહેલાં કહેલા ગુણો જાગ્રત થાય. આ સમયે બીજો બધો અભ્યાસ કેવળ ચારિત્ર અને મનના વિકાસને અનુલક્ષીને જ યોજવો જોઈએ.

આમાં એમણે સ્વભાષાનું શિક્ષણ કઇ રીતે આપવું જોઇએ એ પણ સૂચવ્યું છે. અને બાળકો માટે યોજાયેલાં પાઠ્યપુસ્તકો કેવાં હોવાં જોઇએ એનો પણ ખૂબ ટૂંકમાં એમણે ઉલ્લેખ કર્યો છે. એ જ પુસ્તકમાં બીજે એક ઠેકાણે એમણે એ વિષે સહેજ વિસ્તારથી લખ્યું છે. તેમાંથી ખપપૂરતો ભાગ હું અહીં ઉતારવા માગું છું.

"These books should contain, for the younger student, the lofty examples of the past, not as moral lessons, but as things of supreme human interest, and for the elder student, the great thoughts of great souls, the passages of literature which set fire to the highest emotions and prompt the highest ideals and aspirations, the records of history and biography which examplify the living of those great thoughts, noble emotions and aspiring ideals. This is a kind of good company, SATSANGA, which can seldom fail to have effect so long as sententious sermonising is avoided, and becomes of the highest effect if the personal life of the teacher is itself moulded by the great things he places before his pupils. It cannot, however, have full force unless the young life is given an opportunity, within its limited sphere, of embodying in action the moral impulses which rise within it."

દૃષ્ટિએ આપણા માગતા હોઇએ તો પછી તેને વધારે સમય આપવો જ રહ્યો અને એ રીતે વિચાર કરતા આપણી માધ્યમિક શાળાઓમાં આજે સ્વભાષાને જેટલો સમય મળે છે, તે પૂરતો નથી માધ્યમિક શાળાના પહેલા ત્રણ ધોરણોમાં જો આપણે સ્વભાષાને વધારે સમય આપીએ એટલે આજે જેટલો આપીએ છીએ એના કરતા શરૂઆતના ધોરણમાં બમણો અને પછી ઘટાડતા જતા ત્રણ ગણો તો પણ વધારે પડતુ ન હોય એટલો સમય ન આપીએ તો સ્વભાષાના આખી કેળવણીનો પાયો કાચો અશક્ય બની જશે જો આપણે શરૂઆતના વર્ષોમાં બાળકોને ભાષાનો જોઈતો સમય આપી દેવાનો પ્રયત્ન ન કીધુ, તો એમનુ બીજા બધા વિષયોનુ શિક્ષણ પણ કાચુ રહી જશે મેં ઘણીવાર જોયુ છે કે બાળકો ભાષા સમજી શકતા નથી એટલે જ ગણિતના કોયડાઓ દાખલા તેમને સમજાતા નથી અને પરિણામે ગણિતમાં કાચા રહી જાય છે

જો એ વાત બાળકોને સ્વભાષા ઉપર સારો કાબૂ આવી જશે એની રચના અને વ્યાકરણની સમજ પડી જશે એનો ઉપયોગ મનમાની રીતે કરવાની તાલીમ એમને મળી જશે, તો પછી બીજા વિષયોમા એમની પ્રગતિ ઝડપી થવા માંડશે અમારા વિનય મંદિરનો જ અનુભવ કહુ તો જ્યારે અમારી પાસે વિદ્યાર્થીઓ નવા નવા આવ્યા ત્યારે અમને બધા જ વિષયમા તે કાચા લાગ્યા અને ગુજરાતીમાં તો એટલા કાચા લાગ્યા કે કઈ કહેવાની વાત નહિ દરેક શિક્ષક ફરિયાદ જ કરતા હોય આખરે અમે ધીમે ધીમે એમનુ ગુજરાતી સંગીન કરવાના પ્રયત્નો આદર્યા અને જેમ જેમ ગુજરાતીમા પ્રગતિ થતી ગઇ તેમ તેમ બીજા વિષયોમા પણ પ્રગતિ જણાવા લાગી આજે હવે અમારે માગતાની સમજ શક્તિ વિષે ફરિયાદ કરવાપણુ રહ્યુ નથી પહેલા વિદ્યાર્થીઓને પણ જે એક જાતની પોતાને વિષે પોતે ઠોઠ છીએ એવી અમને ની વૃત્તિ હતી તે ચાલી ગઈ છે અને એમનો આત્મવિશ્વાસ વધ્યો છે રોજ રોજ એમને પોતાની પ્રગતિ થતી લાગે છે, અને પરિણામે સ્વાધ્યાયની વૃત્તિ વધતી જાય છે આમ કેવળ સ્વભાષાનુ શિક્ષણ સંગીન કરવાને પરિણામે અમે આખુ શિક્ષણ ઊંચી કક્ષાએ લઇ જઈ શક્યા

સ્વભાષાનુ ધોરણ ઊંચુ કરવાની વાત કરુ છુ ત્યારે મને એને અંગે બીજી પણ એક વાત સૂઝે છે, એટલે તે પણ અહીં જ કહી દઉં જો આપણે સ્વભાષાનુ શિક્ષણ સંગીન કરવા માગતા હોઇએ તો એમા દરેક રેક વિષયના શિક્ષકનો આપણને સહકાર મળવો જોઈએ ભૂગોળ કે ઇતિહાસ શીખવનાર શિક્ષક કેવળ હકીકત સાચી છે કે નહિ એટલું જ જુએ, અને કેવી ભાષામા એ રજૂ કરી છે એ તરફ નજર ન રાખે, તો એકલા ભાષા શિક્ષકની મહેનત બહુ બર નહિ આવે એટલે જ્યા સુધી રેક વિષયનો શિક્ષક ભાષા સમજે ચોકસાઈ અને ચીવટ ન રાખે, ત્યા સુધી સ્વભાષાનુ ધોરણ ઊંચુ આવવુ મુશ્કેલ રહેવાનુ પહેલા જ્યારે હાઈસ્કૂલોમા બધા વિષયો અંગ્રેજી દ્વારા શીખવાતા ત્યારે અંગ્રેજીનુ ધોરણ જેટલુ ઊંચુ હતુ, તેટલુ આજે બધા વિષયો ગુજરાતીમા—સ્વભાષાના માધ્યમ દ્વારા શીખવવા માંડયા પછી રહી શક્યુ નથી એ સૌ શિક્ષકોનો પ્રત્યક્ષ અનુભવ છે અને આ વસ્તુ યુનિવર્સિટીના ધ્યાનમા આવતી નથી એટલે મેટ્રિકની પરીક્ષામા અંગ્રેજીના વિષયમા નાપાસના કતલખાના જેવી કતલ ચાલે છે, અને પછી ચારેકોર મહાભારતના યુદ્ધ પછી ઊઠયો હતો એવો હાહાકાર ઊઠે છે

જો દરેક શિક્ષક ભાષા વિષે સચેત રહે તો દરેક વિષય બાળકનું શબ્દભંડોળ વધારે અને ઇતિહાસ જેવા વિષય તો બાળકની ભાષા અને શૈલીના ઘડતરમાં પણ ખૂબ ફાળો આપી શકે. સ્વભાષાના શિક્ષણમાં સ્પષ્ટ ભાવવાહી વાચન, દઢબંધવાળું પ્રવાહી સચોટ લખાણ અને મુદ્દાસર અને અસરકારક વાણી—એ બધાંનો સમાવેશ થવો જોઈએ. આ બધાંની પૂરતી તાલીમ આપણા વર્ગોમાં વિદ્યાર્થીઓને મળવી જોઈએ અને શિક્ષકોએ અભ્યાસક્રમમાં એ બધાંની જોગવાઈ કરવી જોઈએ. વિદ્યાર્થી પોતાના મનના વિચારો અને ભાવો સામાને સ્પષ્ટ રીતે અને સહેલાઈથી લેખન કે વાણીદ્વારા સમજાવી શકે અને પોતે જે વાંચે કે સાંભળે તેનો અર્થબોધ અને સારગ્રહણ કરી શકે, એટલું પ્રભુત્વ તેને સ્વભાષા ઉપર હોવું જ જોઈએ. આજે આપણી એ સ્થિતિ નથી. આજે ઘણા ભણેલા માણસો પણ પોતાના મનની વાત બરાબર સુસંબદ્ધ અને અસંદિગ્ધ ભાષામાં લખી કે કહી શકતા નથી. નવા ભણેલામાંથી જે ગુજરાતી લેખકો આપણને મળ્યા છે, એમની એ લેખનશક્તિ માટે એમની શાળાના શિક્ષકો કશું જ ગૌરવ લઈ શકે એમ નથી. એ શક્તિ એમની પોતાની કમાણી છે. હું મારો પોતાનો જ વિચાર કરું છું તો મને સમજાય છે, કે હાઇસ્કૂલનો અભ્યાસ પૂરો કરતા સુધીમાં કોઈ પણ શિક્ષક એવો મને નથી મળ્યો, જેણે મને સ્વભાષાનો કાબૂ મેળવવામાં મદદ કરી હોય, અથવા મારે એ મેળવવો જોઈએ એવું સૂચન પણ કર્યું હોય.

આમ આજ સુધી ઉપેક્ષા પામેલી આપણી સ્વભાષાની પાછી એને યોગ્ય સ્થાને પ્રતિષ્ઠા થવા માંડી છે, એ ખૂબ આનંદની વાત છે, અને છેક ઉચ્ચતમ શિક્ષણના વાહન તરીકે એનો સ્વીકાર કરી આપણે એને એનો પૂરેપૂરો કરભાર આપીશું તો એ પણ આપણી કામદુધા થઈને આપણા મનોરથો સિદ્ધ કરશે.

શિક્ષણમાં સ્વભાષાનું સ્થાન કયું હોવું જોઈએ એ વિષય આટલેથી પતાવી હવે હું આગળ ચાલી રાષ્ટ્રભાષાના સ્થાન વિષે થોડી ચર્ચા કરવા માગું છું. આ સેતુ હિમાલય વિસ્તરેલા આપણા દેશને એક રાષ્ટ્રભાષાની જરૂર છે, અને તે હિંદુસ્તાની જ થઈ શકે એમ છે, એ વિષે કેટલાકના મનમાં ભલે થોડીઘણી શંકા શેષ રહી હોય; એ શંકાને કાળચક્ર જ ઘસીને સાફ કરી નાખશે, એને માટે દલીલની કાનસ વાપરવાની જરૂર મને જણાતી નથી. એટલે હું તો આપણને રાષ્ટ્રભાષા જોઈએ છે, અને તે હિંદુસ્તાની જ એવું ગૃહીત ધારીને જ આગળ ચાલું છું.

રાષ્ટ્રભાષા શીખવવી એ નક્કી જ છે, તો ક્યારે એની શરૂઆત કરવી અને એના શિક્ષણની મર્યાદા સ્વીકારવી એ જ બે પ્રશ્નો વિચારવાના રહે છે. સ્વભાષાના શિક્ષણ ઉપર હું પહેલાં કહી ગયો એટલો સમય અને એટલી મહેનત ખર્ચવામાં આવે, તો પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ જેણે વટાવ્યાં છે એવા બાળકને હિંદુસ્તાનીનો પરિચય જરૂર કરાવી શકાય. એક તો હિંદુસ્તાની અને ગુજરાતી એ બને ભાષાઓ વચ્ચે શબ્દભંડોળનું, વાક્યરચનાનું, રૂઢિપ્રયોગોનું અને એવું જ બીજું પ્રકૃતિગત સામ્ય એટલું બધું છે, કે એ ભાષા શીખવામાં બાળકોને ઝાઝી હરકત પડવાની નથી. લિપિની મુશ્કેલી તો આપણે છે જ નહિ. કારણ આજે પણ ગુજરાતી ત્રીજી ચોપડીથી આપણે નાગરી અક્ષરોનો પરિચય શરૂ કરી

દઈએ છીએ. જો ગુજરાતીમાં પણ વપરાતા હોય અને હિંદીમાં પણ વપરાતા હોય એવા ઉભયસામાન્ય શબ્દો વધારે હોય એવી ભાષામાં લખાયેલી સહેલી વાતો, ઇતિહાસના પ્રસંગો અને મનમોહક અને ઝટ મોઢે થઈ જાય એવી નાની કવિતાઓ અને ગીતો દ્વારા આપણે હિંદીનો પરિચય કરાવવાનું શરૂ કરીએ તો બાળકોને પોતે જુદી ભાષા શીખે એવું લાગવાનો સંભવ નથી. અને આવાં પુસ્તકો યોજવાં એ બહુ મુશ્કેલ નથી કારણ ગુજરાતીમાં પણ ફારસી, અરબી અને ઉર્દૂ શબ્દો ખૂબ વપરાય છે. આ કામમાં આપણને વપરાશના ક્રમમાં કરેલી ચાર હજાર હિંદી શબ્દોની યાદી ખૂબ મદદકર્તા થઈ પડે એમ છે.

હિંદુસ્તાનીને સમય આપવો બીજી રીતે પણ આપણને પોસાય એમ છે. હિંદુસ્તાની સાહિત્ય પણ, આપણે સ્વભાષાદ્વારા જે સંસ્કારબીજ વાવવા માગીએ છીએ, એમાં મદદરૂપ થઇ પડે એવું છે આપણો ઇતિહાસ, સંસ્કૃતિ, આદર્શો, ધર્મ બધું એક જ છે. ઊલટું, હિંદુસ્તાની વિના આપણું સંસ્કારધન બાળકોને ઓછું મળે એમ કહી શકાય. એટલે એ રીતે પણ રાષ્ટ્રભાષાને શિક્ષણમાં સ્થાન આપવું જરૂરનું છે.

રાષ્ટ્રભાષાના શિક્ષણનુ ધોરણ કેવું સ્વીકારવું ?—તો એમ કહી શકાય કે પર પ્રાંતના દેશબંધુઓ સાથેનો પોતાનો વ્યવહાર ચલાવવા માટે અને આખા રાષ્ટ્રની પ્રવૃત્તિઓમાં ભાગ લેવા માટે જેટલા જ્ઞાનની જરૂર પડે, એટલુ એને મળી રહેવું જોઈએ. અને આ કંઇ બહુ ભારે વસ્તુ છે એવું નથી કારણ કે સ્વભાષા ઉપરનો એનો કાબૂ આપોઆપ જ એને રાષ્ટ્રભાષા ઉપર પણ અમુક કાબૂ તો આપી જ દેશે, અને પછી તો એને થોડું શબ્દભંડોળ અને થોડી વિશિષ્ટ રૂઢિ શૈલી જ પકડવાની રહેશે. નહિ તો સામાન્ય રીતે બંને ભાષા વચ્ચેનું સામ્ય એટલું બધું છે કે એને ઝાઝી મહેનત કરવાપણું રહેશે જ નહિ.

આમ બાળકને રાષ્ટ્રભાષાનો સારો જેવો પરિચય થઈ જાય એનો એક લાભ એ પણ છે કે હિંદના જુદા જુદા બધાય પ્રાંતોનું સાહિત્ય, બધાય પ્રાંતોનો જ્ઞાનરાશિ, બધાય પ્રાંતોનો પુરુષાર્થ એ બધું એને એ મારફતે ભોગવવા જાણવા મળે. કારણ પછી દરેકે દરેક ભાષામાં દરેકે દરેક ભાષાનાં પુસ્તકો ન ઊતરે તો પણ ચાલે—હિંદીમાં ઊતરે એટલે સૌને મળી રહે. આમ થવાથી રાષ્ટ્રની શક્તિનો કેટલો બધો બચાવ થઈ શકશે એનો ખ્યાલ સહેજે કરી શકાય એમ છે.

આમ સ્વભાષા અને રાષ્ટ્રભાષા દ્વારા બાળકોની ગ્રહણશક્તિ અને ભાષા શીખી લેવાની કુશળતા પણ ઠીક ઠીક વધ્યાં હશે. એટલે પછી એને પરદેશી ભાષા શીખવામાં મહેનત ખૂબ ઓછી પડશે. જે માણસને પોતાની ભાષા બરાબર આવડતી હોય છે તેને પારકી ભાષા શીખી લેતાં વાર લાગતી નથી, અને મહેનત પણ પડતી નથી. આજે આપણાં બાળકોની કેટલી બધી શક્તિ અંગ્રેજી શીખવામાં વેડફાઇ જાય છે, એનો જો સ્થિરચિત્તે વિચાર કરીએ, તો સાચે જ આપણને ચીતરી આવે. આનું એક કારણ એ છે કે બાળકો હજી પોતાની ભાષા વાપરતાં જ બરાબર શીખ્યાં કે ટેવાયાં હોતાં નથી, ત્યાં તેમને માથે નર્યા વિદેશી ભાષાનો બોજો લાદવામાં આવે છે, અને પરિણામે ગોખણપટ્ટી અને મચાઉ જ રહે છે.

પરદેશી ભાષા શીખવવાની શરૂઆત ક્યારે કરવી જોઇએ, એ સંબંધે ઇંગ્લંડના કેળવણી ખાતાએ શિક્ષકો માટે એક સૂચનાપોથી બહાર પાડેલી છે, તેમાંથી બેચાર વાક્યો

હું ઉતારું છું. (આ સૂચનાપોથી દરેક દરેક શિક્ષકે વાંચવા જેવી છે. એમાં શિક્ષણની સામાન્ય ચર્ચા ઉપરાંત દરેક દરેક વિષયનું શિક્ષણ કેમ આપવું, એની વિગતવાર સૂચનાઓ આપેલી છે. પુસ્તક છસો પાનાંનું છે, છતાં કિંમત ફક્ત બે શિલિંગ એટલે સવા રૂપિયો જ છે. એનું નામ *Hand Book of Suggestions for Teachers* છે અને તે ઇંગ્લંડની બોર્ડ ઑવ એજ્યુકેશને પ્રગટ કરેલું છે. એ પુસ્તકમાંથી હું આ ઉતારો લઉં છું.)

"The first essential is that the children who take it shall be reasonably proficient in the use of their own language. Other conditions are that the course shall be sufficiently long and the lessons frequent enough to guarantee at the end a satisfactory degree of facility in speaking and reading the foreign tongue; a daily lesson for about three years under competent teaching seems necessary to ensure this standard being reached."

ભાવાર્થ: પહેલી જરૂર તો એ છે, કે જે બાળકો બીજી ભાષા લેવા માગતાં હોય તેમને સ્વભાષા ઉપર ઠીક ઠીક પ્રભુત્વ મળેલું હોવું જોઈએ. બીજી શરત એ છે કે અભ્યાસક્રમ પૂરતો લાંબો હોવો જોઈએ, અને વર્ગો પણ પૂરતી સંખ્યામાં ભરાવા જોઈએ, કે જેથી અંતે એ વિદેશી ભાષા બોલવામાં અને વાંચવામાં બાળકો પૂરતી કુશળતા મેળવી શકે. આટલા માટે ત્રણ વરસ સુધી રોજ એક એક સમય મળે એ ખૂબ જરૂરનું છે.

આ ઉતારાનો પાછલો ભાગ પણ ખૂબ મહત્ત્વનો છે, પણ તેની ચર્ચા હું હમણાં નથી કરવા માગતો. એમાં શરૂઆતમાં કહેલી વસ્તુ ઉપર જ હું હમણાં આપનું ધ્યાન ખેંચવા માગું છું. કે બીજી ભાષા શીખવા માટે તે પહેલાં બાળકે સ્વભાષાની ઠીક ઠીક કસરત કરી લીધી હોવી જોઈએ અને તેનો ઉપયોગ તે સહેલાઈથી કરી શકે એવી સ્થિતિ આવેલી હોવી જોઈએ. શ્રી. અરવિંદ ઘોષે પણ એમના પુસ્તકમાં આ વિષે લખ્યું છે:

"The first attention of the teacher must be given to the medium and the instruments, and, until these are perfected, to multiply subjects of regular instruction is to waste time and energy. When the mental instruments are sufficiently developed to acquire a language easily and swiftly, that is the time to introduce him to many languages, not when he can only partially understand what he is taught and masters it labouriously and imperfectly. Moreover, one who has mastered his own language, has one very necessary facility for mastering another. With the linguistic faculty unsatisfactorily developed in one's own language to master others is impossible."

ભાવાર્થ: શિક્ષકે પહેલું ધ્યાન સ્વભાષાનું જ્ઞાન અને ગ્રહણશક્તિઓને ખીલવવા ઉપર જ આપવું જોઈએ, અને એ વસ્તુઓ જ્યાં સુધી પૂરી વિકસી નથી હોતી, ત્યાર પહેલાં જ શિક્ષણના વિષયોમાં વધારો કરવો એ સમય અને શક્તિ વેડફી નાખવા બરાબર છે. જ્યારે માનસિક શક્તિઓ એક ભાષાને સહેલાઈથી અને ઝટઝટ ગ્રહણ કરવા પૂરતી વિકાસ પામી હોય, ત્યારે જ બાળકોને બીજી ભાષાઓ શીખવવાની શરૂઆત કરવી જોઈએ. જ્યાં સુધી એને જે કાંઈ શીખવતા હોય તે એ પૂરું સમજતો ન હોય અને મહામહેનતે અને અરધુંપરધું જ પચાવી શકતો હોય, ત્યાં સુધી તેને માથે નવી ભાષાનો બોજો ન લાદવો જોઈએ. વળી જે માણસે પોતાની ભાષા ઉપર કાબૂ મેળવ્યો હોય છે, તેને બીજી ભાષા શીખવા માટેની એક અતિ આવશ્યક સગવડ મળી ગઈ હોય છે. જ્યાં સ્વભાષામાં જ એની ભાષાગ્રહણ કરવાની શક્તિ વિકાસ ન પામી હોય, ત્યાં બીજી ભાષા ઉપર કાબૂ મેળવવાની વાત જ શી કરવી?

આમ આ ઉતારાઓ ટાંકી હું જે કહેવા માગું છું તે એ, કે જ્યાં સુધી બાળકે પોતાની સ્વભાષા ઉપર ઠીક ઠીક કાબૂ નથી મેળવ્યો, ત્યાં સુધી તેને વિદેશી ભાષા શીખવવાનો પ્રયત્ન કરવો એ તેની શક્તિઓને કચડી નાખવા બરાબર છે. અને એથી આજે આપણે અંગ્રેજી શીખવવાની શરૂઆત માધ્યમિક શાળાના પહેલા ધોરણથી કરીએ છીએ તે બાળકના વિકાસની દૃષ્ટિએ ખૂબ હાનિકારક છે. અને જાણે એટલું બસ ન હોય તેમ હમણાં હમણાં થોડા સમય થયાં પ્રાથમિક શાળામાં પણ અંગ્રેજી દાખલ કરવાના પ્રયત્નો આરંભાયા છે!

મારા મત પ્રમાણે તો અંગ્રેજીની શરૂઆત આપણે માધ્યમિક શાળાના ત્રીજા કે ચોથા ધોરણથી કરવી એ ઇષ્ટ છે. એમ કરવાથી વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં બહુ પાછળ અથવા કાચા રહી જશે એવી લગારે ધાસ્તી રાખવાની જરૂર નથી. કારણ એ બેત્રણ વરસ દરમિયાન તેણે પોતાની સ્વભાષાનો પાયો એવો સંગીન કરી લીધો હશે કે તેને આ નવી ભાષા શીખતાં ઝાઝી જહેમત નહિ ઉઠાવવી પડે. ઊલટું બેત્રણ વર્ષ મોડું શરૂ કરવાને પરિણામે તેમની પ્રગતિ વધારે ઝડપી થવાનો જ સંભવ છે, અને પહેલેથી જ તેમનું જ્ઞાન વધારે ચોક્કસ અને પાકેપાયે થવાનો સંભવ છે.

કોઈ કોઈ સ્વતંત્ર શાળાઓમાં આવો પ્રયોગ થયો છે, અને ત્યાં એને સારી સફળતા મળી છે. વિદ્યાર્થીઓ ત્યાં અંગ્રેજી વાક્યરચના વહેલાં અને સહેલાઈથી સમજતાં માલમ પડ્યાં છે અને પરિણામે આજે જેટલું જ્ઞાન આપીએ છીએ એટલું જ્ઞાન તો તેમને અંતે મળી જ રહે છે. માત્ર હાલની પદ્ધતિમાં કુમળાં મગજને વેડફી નાખવાનો અને શક્તિઓને કચડી નાખવાનો જે લાભ રહેલો છે તે તેમાં નથી મળતો, એટલું જ એનું નુકસાન છે.

અંગ્રેજીની શરૂઆત ક્યારે કરવી એ નક્કી કર્યા પછી, અંગ્રેજીના શિક્ષણનું ધોરણ કેવું રાખવું એ પણ વિચારવાનું રહે છે. અંગ્રેજી ભાષાનું સાહિત્ય ખૂબ સમૃદ્ધ છે, આખી દુનિયાના વેપારની એ ભાષા છે, એ મારફતે આપણે વિશ્વસાહિત્યને અને વિશ્વજ્ઞાન-ભંડારને પહોંચી શકીએ એમ છીએ, એ બધું સ્વીકારવા હું તૈયાર છું. તે ઉપરાંત અંગ્રેજી

આપી શકીએ એવી સ્થિતિ હોવી જોઈએ. આજે જેમ જેઓ ડાક્ટરી પરીક્ષા આપે છે, તેમને પોતાના ધંધાને લગતા જર્મન પુસ્તકો સમજવા પરન્તુ જર્મન શીખવું પડે છે, તેમ અંગ્રેજી શીખવાનું રહે, એ સમજી શકાય એવી વસ્તુ છે પણ અંગ્રેજી વિના ચાલે જ નહિ, એવી સ્થિતિ તો આપણે ટાળવી જ ઘટે

તો પછી, એનો અર્થ એ થયો કે અંગ્રેજી એ વિકલ્પનો વિષય રહ્યો—જેને લેવા હોય તે લે, ન લેવો હોય તે ન લે. પણ આજે જ એ સ્થિતિ આવી ગઈ છે, અથવા આવતી કાલે જ એ સ્થિતિ આવી જવાની છે, એવું માની લેવાય એમ નથી એને ઘણો વાર લાગશે. તો ત્યાં સુધી આપણા શિક્ષણમાં અંગ્રેજીનું સ્થાન શું?

એ પ્રશ્નનો જવાબ મારી આટલી ભૂમિકા પછી આપવો સહેલો છે. પણ તે પહેલાં બીજી એક વાત મારે અહીં કહી દેવી છે. અંગ્રેજી ભાષાનો બે રીતે અભ્યાસ થઈ શકે એક તો એના સમૃદ્ધ સાહિત્યનો વારસો મેળવવાની દૃષ્ટિએ, અને બીજું, એ દુનિયાની વ્યવહારની ભાષા છે, એ દૃષ્ટિએ આપણા સામાન્ય અભ્યાસક્રમમાં આ બીજી દૃષ્ટિ જ આપણે રાખવી જોઈએ. અને જો એ દૃષ્ટિએ આપણે આપણો અંગ્રેજીનો અભ્યાસક્રમ ઘડીશું, તો તેમાં આજના અભ્યાસક્રમમાં આવતી ઘણીખરી કસરતોનો છેદ ઊડી જશે પછીથી આપણી દૃષ્ટિ એટલી જ રહેશે કે આપણો વિદ્યાર્થી અંગ્રેજી વાંચીને સમજી શકે અને વખત આવ્યે વાત કરી શકે તથા વ્યવહાર પૂરતો પત્રવ્યવહાર કરી જાણે એટલું જ્ઞાન આપણે તેને આપવું જોઈએ અહીં હું આપને વેની ઈંગ્લંડના કેળવણી ખાતાએ પ્રગટ કરેલી સૂચના-પોથીમાંના ઉતારાની ફરી યાદ આપું છું તેનો પાછલો ભાગ આ પ્રમાણે છે

> "Other conditions are that the course shall be sufficiently long and the lessons frequent enough to guarantee at the end a satisfactory degree of facility in speaking and reading the foreign language."

એટલે કે બાળકને એ પરભાષા સારી રીતે બોલતાં અને વાંચતાં આવડે એટલું બસ છે. એને એ ભાષા સારી રીતે લખતાં આવડવી જોઈએ એવું નથી. લખવા માટે વધારે અભ્યાસ, વધારે મહેનત અને વધારે પ્રભુત્વની જરૂર હોય છે, અને તે આપણા હેતુ માટે આવશ્યક નથી આપણને અંગ્રેજી વાંચવાના પ્રસંગો રોજ આવે છે, બોલવાના કોઈક વાર આવે છે, પણ લખવાના તો જવલ્લે જ આવે છે લેખ તો લખવાનો હોય નહિ, એટલે જો આપણે આપણા અભ્યાસક્રમમાંથી અંગ્રેજી લેખનને બાદ રાખીએ અને એ રીતે બચતો સમય અને શક્તિ વાચન અને અર્થગ્રહણ ઉપર ખર્ચીએ તો આજના કરતાં પણ અંગ્રેજી વધારે સારું થાય વળી એ વિદ્યાર્થીઓનો આજના કરતાં સ્વભાષા ઉપરનો કાબૂ વધશે કારણ એટલે એઓ જે વાંચશે અને સમજશે તે સ્વભાષામાં સારી રીતે વ્યક્ત કરી શકશે અને આપણને એ જ જોઈએ છે પોતે જ વાંચેલાનો લાભ પોતાના અંગ્રેજીથી અનભિજ્ઞ ભાઈઓને આપી શકે, એટલું આપણે માટે બસ છે

અને આટલું કરવા માટે તો પાંચ વર્ષ પૂરાં જ લાંબો ગાળો છે મેં જે ઉતારો આપ્યો છે, તેમાં તો ત્રણ જ વરસ લખ્યાં છે અને રોજ એક સમય હોય તે બસ ગણ્યો

છે. એમ ગણીએ તો તો આજના આપણા મેટ્રિકો કરતાં આવી રીતે તૈયાર થયેલા વિદ્યાર્થીઓ અંગ્રેજી વધારે વાંચી સમજી અને સમજાવી શકશે, એ વિશે મારા મનમાં લેશ પણ શંકા નથી.

આજે અંગ્રેજી લખાણમાં કંઈ દોષ આવી જાય છે, તો આપણને માથાનો ઘા થયા જેવું લાગે છે, પણ એ ચૂંધી આપણે છોડવી જ જોઈએ. અને જાપાનીઓની પેઠે વ્યવહારુ જ્ઞાન મેળવીને જ સંતોષ માનવો જોઈએ. જાપાનીઓ આ બાબતમાં કેવા મસ્ત અને બેદરકાર છે એનો એક નમૂનો હું આપને બતાવું છું. જાપાનના એક ગ્રેજ્યુએટે હિંદુસ્તાન વિષે એક લેખ લખેલો છે. તેમાંનો એક ફકરો હું આપને વાંચી બતાવું છું.* એમાં જોજો કે એને વ્યાકરણની અને વાક્યરચનાની કંઈ પડી નથી. એ પોતે પોતાને જે કહેવાનું છે, તે પોતાને આવડે એવી ભાષામાં કહી જાય છે, અને એમાં એને શરમાવા જેવું કંઈ લાગતું નથી.

આમ સ્વભાષા, રાષ્ટ્રભાષા અને આંતરરાષ્ટ્રીય ભાષાનું શિક્ષણમાં સ્થાન નક્કી કર્યા પછી, બીજી એક ભાષાના હક્કનો વિચાર કરવાનો રહે છે. તે છે આપણી સંસ્કાર ભાષા. જે ભાષામાં આપણી સંસ્કૃતિનાં મૂળ રહેલાં છે, જે ભાષામાં આપણું ધાર્મિક સાહિત્ય સંગ્રહાયેલું છે, જે ભાષામાં આપણું પ્રાચીન સાહિત્ય વિસ્તરેલું છે, એ ભાષા તે આપણી સંસ્કાર ભાષા: હિંદુઓને માટે સંસ્કૃત, પારસી ઇસ્લામીઓ માટે ઝંદ, ફારસી કે અરબી, અને ઇસાઈઓ અને યહૂદીઓ માટે અંગ્રેજી અને હિબ્રૂ. આપણે આપણાં બાળકોના શિક્ષણનો વિચાર કરતા હોઈએ, ત્યારે આ સંસ્કાર ભાષાઓને આપણે કદી ન ભૂલી શકીએ. ભૂલીએ એ આપણને પરવડે એવી વસ્તુ નથી.

પણ હું શિક્ષણક્રમમાં આ પ્રાચીન ભાષાઓ દાખલ કરવાની વાત કરું છું, એનો અર્થ એવો નથી કે એ ભાષાઓનો ખૂબ ઊંડો અભ્યાસ કરાવવો જોઈએ. ના; એ ભાષાનું શિક્ષણ આપવામાં આપણી દૃષ્ટિ એ ભાષાનો પરિચય કરાવવાની જ રહેવી જોઈએ અને એ પરિચય કરાવવા માટે આપણે જે પુસ્તકો યોજીએ તેમાં આપણા પ્રાચીન સાહિત્યના અને ધર્મ ગ્રંથોના કેટલાક ઉત્તમોત્તમ ભાગો આપી દેવા જોઈએ. સંસ્કૃત ભાષાના વ્યાકરણના વિકટ જંગલમાં બાળકોને લઈ જવાની જરાય જરૂર નથી, એમને માત્ર સુંદર સુભાષિતો, મનોહર કથાનકો અને ભવ્ય પ્રસંગો તથા મધુર કાવ્યોના ઉદ્યાનમાં પ્રવેશ કરાવીએ અને વિહાર કરાવીએ એટલું જ બસ છે. અને એટલું કરવા માટે માધ્યમિક શાળાનાં છેલ્લાં ત્રણ કે ચાર વર્ષો પૂરતાં છે, એવું મારું માનવું છે.

આ પ્રાચીન ભાષાઓના શિક્ષણમાં જેઓ વ્યાકરણને મહત્ત્વ આપવા ઇચ્છે છે તેમની એક દલીલ એ હોય છે, કે વ્યાકરણદ્વારા બુદ્ધિને ખૂબ કસરત મળે છે અને તેમાં એક પ્રકારની આવશ્યક કેળવણી આવે છે. અને એ પ્રાપ્ત કરવા માટે વ્યાકરણનું વીગતવાર શિક્ષણ આવશ્યક છે. વ્યાકરણથી બુદ્ધિને આ જાતનો લાભ થાય છે, એ સ્વીકારી લઈએ તો પણ હું એમની સૂચના સ્વીકારી લેવા તૈયાર નથી. જો વ્યાકરણથી થતો લાભ મેળવવો હોય તો

* સંભાષણ વખતે *Japan and its Education* by Ross Masood-માંથી વાંચેલો ફકરો અહીં ઉતાર્યો નથી.

તે સ્વભાષાના વ્યાકરણની કસરત દ્વારા જ મેળવો અને એ રીતે તેના પાયા વધુ સંગીન બનાવો એ પછી તમને બીજી ભાષાઓમાં મદદગાર થઈ રહેશે.

અત્યારે આ પ્રાચીન ભાષાઓનું વ્યાકરણ અભ્યાસક્રમમાંથી ઘટાડી તો નાખ્યું જ છે, અને એ સારું જ થયું છે. પણ અહીં એક સૂચના હું કરી લઉં. જેઓ એ ભાષાઓનો વિશેષ અભ્યાસ કરવા માગતા હોય તેમને માટે મહાશાળામાં વ્યાકરણનો કોઇ એકાદ ગ્રંથ રાખવો જોઇએ. એ વિના એ ભાષાનો અભ્યાસ સંપૂર્ણ થયો ન કહેવાય. જો કે મારા આજના વિષયની ચર્ચા મેં માધ્યમિક કેળવણીને લક્ષમાં રાખીને જ મોટે ભાગે કરી છે, છતાં આટલું એક સામાન્ય સૂચન કરવાની છૂટ લઉં છું.

મારો વિષય હવે પૂરો થયો છે. મારા આખા વ્યાખ્યાનનો સાર ટૂંકમાં આપવો હોય તો તે હું આમ આપું. શિક્ષણમાં સ્વભાષાને આજે મળ્યું છે એના કરતાં વધારે મહત્ત્વ મળવું જોઇએ. રાષ્ટ્રીય ભાષાને તરત શિક્ષણમાં સ્થાન મળવું જોઇએ. અંગ્રેજી વિકલ્પનો વિષય થવો જોઈએ, અને શીખવાય ત્યાં વ્યવહારુ દૃષ્ટિએ જ એ શીખવાવો જોઈએ. આપણી પ્રાચીન સંસ્કાર ભાષાને આવશ્યક સ્થાન હોય, પણ તેના શિક્ષણમાં વ્યાકરણની વિગતોને પ્રાધાન્ય ન મળે. *

* ૬૯ મી ગાંધી જયંતી નિમિત્તે ગૂજરાત વિદ્યાપીઠ યોજેલી 'શિક્ષણ વ્યાખ્યાનમાળા' નું ત્રીજું વ્યાખ્યાન.



## પશ્ચાત્તાપ

'પ્રિયદર્શી'

નવાંકુરો અંતર મ્હેકતાં હતાં
અર્પ્યું ન તે દિ' ઉરફૂલ મેં તને,
આજે હવે સૌ મૃદુ કેસરો ખર્યાં
વાંચ્છું ન ફેલાવી શકું સુગંધયે

ઊર્મિભર્યા કંઠ સિતારથી કદિ
મીઠી કવિતા તુજને સુણાવી ના,
ઊર્મિ અને ગુંજન આજ ઓસર્યાં
વહી શકું, ઈચ્છું છતાં ન ગીતડાં.

છતાં કહ્યું તેં વર યાચ વત્સ તું
ત્યારે મને શું વદવું સૂઝ્યું નહિ
અદૃશ્ય થાતાં તવ ભવ્ય દર્શન
માગ્યું ઘણું કિન્તુ કશું મળ્યું નહિ.



નાખીને શુદ્ધ માનવતાનું અથવા માનવજીવનની દિવ્યતાનું તરલ તેજસ્વી હૃદયંગમ સ્વરૂપ લેખકે ખરેખરી કલાથી સરજ્યું છે. આર્યજીવનની સંકુચિતતા અને અનાર્યજીવનની સંસ્કારક્ષમતા એકી સાથે પ્રગટ કરવામાં બેશક ઉચ્ચ પ્રકારના હૃદયભાવથી કવિ પ્રેરાયા છે. અગસ્ત્યનો પ્રિય શિષ્ય વિશ્વરથ આ નવીન દર્શનનો ઋષિ છે. અંગત કે ઐતિહાસિક કારણોના ડંખ એના હૃદયમાં નથી એણે આર્યજીવનની શક્તિ અને મર્યાદા ઉભયનું દર્શન કર્યું છે. એણે શમ્બરના કેદી તરીકે દસ્યુજીવનના માનવભાવનું અને ભાવની ઉત્ક્રાન્તિની શક્યતાનું પણ દર્શન કર્યું છે.

'લોપામુદ્રા' એ બહુ લાંબી કૃતિનો આ તો માત્ર પ્રથમ ખંડ છે. સંસ્કૃત નાટકની નાન્દીમાંના આડકતરી રીતના વસ્તુસૂચનની પેઠે આ પ્રથમ ખંડમાં લોપામુદ્રા ઝળકજ્યોત વીજળી સમી આવીને ચાલી જાય છે. આ ભાગનું નાયકપદ કર્તાએ વિશ્વરથને આપ્યું છે. વિશ્વરથ આર્યોના ગાધી રાજાનો વરુણના વરદાનથી પ્રાપ્ત થયેલો પુત્ર છે અને આર્યસંશુદ્ધિના પ્રખર સંરક્ષક અગસ્ત્ય મુનિનો પરમપ્રિય શિષ્ય છે. ભરતોની પ્રતિષ્ઠાનું એ ઉત્કૃષ્ટ પ્રતીક છે અને તેમની આશાઓનું કેન્દ્ર પણ એ જ છે.

વિશ્વરથ અને જમદગ્નિ—મામો ભાણેજ—જોડકા ભાઈઓ પેઠે ઉછરે છે એમને એક બીજા વગર ચેન પડતું નથી. બંનેનો બાલકાળ રસિક રીતે આલેખવામાં આવ્યો છે. લોપામુદ્રાએ વિશ્વરથને ચુમ્બન કર્યું અને જમદગ્નિને ના કર્યું તેથી 'અં . . . અં . . .' કરતો એ રડવા બેઠો. મામાથી આ કેમ ખમાય? એ લોપામુદ્રાને ઘસડી લાવે છે અને શાકુન્તલમાં જે તોરથી બાલક સર્વદમન દાંત ગણવા માટે 'ઉઘાડ તારું મોં' એમ સિંહને આજ્ઞા કરે છે, તેવા જ તોરથી 'જમદગ્નિને ચુંબન કર' એમ ફરમાવે છે. ગુરુના આશ્રમમાં ભણવા જવાનો સમય થાય છે અને મામાભાણેજને સાથે જ અગસ્ત્યના આશ્રમમાં મોકલવાનો ઠરાવ થાય છે.

ગુરુને ત્યાં જવાનો પ્રસંગ વિશ્વરથને બહુ વસમો પડે છે. સ્થાનની અપરિચિતતા એને અકળાવે છે. "સત્યા! તું અમારી જોડે રહે તો!" એ એક વાક્યમાં એનું હૃદય લેખકે સૂચવી દીધું છે. અથર્વણને છોડીને અગસ્ત્ય પાસે એને શા માટે મોકલવામાં આવે છે તે એનું બાલહૃદય સમજી શકતું જ નથી.

આશ્રમમાં એને અનેક વાર રડવું આવે છે. રાત પડે ને સત્યા સાંભરે ને ઊંઘને બદલે આંખમાં અશ્રુ આવ્યા કરે. પરંતુ ધીમે ધીમે આશ્રમ કોઠે પડવા માંડે છે. અને પછી તો રાજા મોટો કે ઋષિ? રાજપદ અને ઋષિપદ બંને ન પમાય? અગસ્ત્ય જેવા ન થવાય? વરુણની કૃપા કેમ મળે? ઈત્યાદિ પ્રશ્નો એના નાનકડા હૃદયમાં ઘનઘનાટ મચાવે છે. ગુરુના મમત્વનો એ અપૂર્વ અધિકારી બને છે. ગુરુની પેઠે એને વરુણના આવાહન અને દર્શનના કોડ જાગે છે.

આયુધકૌશલની પરીક્ષાનો દિવસ આવી પહોંચે છે. તે વખતે આ બાલરાજા ફરતી મટકી તાકે છે. સ્વસ્થતાની મૂર્તિ જેવા અગસ્ત્ય આવેશમાં આવી જાય છે અને આ અદ્ભુત બાલકને ઊંચકી છાની સરસો દાબે છે. સર્વત્ર 'ધન્ય! ધન્ય!' એમ ઉચ્ચાર ગાજી રહે છે. આ બાલકની આંખમાં અગસ્ત્ય ભાવિ રાજર્ષિના પ્રભાવનું બીજદર્શન કરે છે. એ બાલવીર 'ભગવાન, મને તો વરુણદેવે મદદ કરી' એમ કહીને ગુરુને વિશેષ આશ્ચર્યચકિત કરે છે.

૧૯૩૦ના સત્યાગ્રહ વખતે મહાત્મા ગાંધીજીએ આશ્રમ વિખેરીને કૂચ કરી હતી તેમ અગસ્ત્ય પણ પોતાનો આશ્રમ ખાલી કરીને શમ્બરવિગ્રહ નિમિત્તે દિવોદાસનો મહેમાન થવા નીકળે છે. રસ્તે કોઈ નદીને કાંઠે બધાં દિસામો લેવા રોકાયાં છે. તે વખતે દિવોદાસનો પુત્ર સુદાસ તેજોદ્વેષનો માર્યો વિશ્વરથને ઊંડા પાણીમાં ખેંચી જઈને ડૂબાડી દેવાનું કરે છે. ભદ્રાક્ષ એને ઉગારી લે છે. સુદાસના આ અપકૃત્યથી એના પિતાને રીસ ચઢે છે. અગસ્ત્ય મૈત્રાવરુણ એને 'શી શિક્ષા કરું?' એમ ભયંકર અવાજે પૂછે છે. વિશ્વરથ બોલી ઊઠે છે: 'હું પાણીમાં ધસડાયો ત્યારે મેં સહસ્ર સૂર્ય જેવો પ્રકાશ જોયો. તેમાં વરુણદેવ બિરાજતા હતા, તેનાં મેં દર્શન કર્યાં. એ સુદાસને લીધે. એને શિક્ષા કરશો નહિ.' અજ્ઞાન વિશ્વરથ આમ મહર્ષિનું લક્ષણ અચિન્તિત પ્રગટ કરે છે. આશ્રમજીવન દરમ્યાન વિશ્વરથનું વ્યક્તિત્વ આમ ક્રમિક વિકાસ પામે છે. પરંતુ એનું વ્યક્તિત્વ પૂર્ણ બલથી તો એના પિતાના અવસાન પછી દીપી નીકળે છે. અગસ્ત્યને સમસ્ત આર્યકુલની શક્તિ એકત્ર સંગઠિત કરીને શમ્બરનો વિનાશ કરવો છે. ભરતો પોતાના નવા રાજાને પર રાજ્યમાં રહેવા દેવા ઇચ્છતા નથી. એમને પોતાની સર્વોપરિતા ખંડિત થવાનો ભય લાગે છે. પરંતુ અગસ્ત્ય જ્યાં રહે ત્યાં સ્વરાજ્ય શું ને પરરાજ્ય શું? આર્યકુલની સર્વોપરિતા પાસે ભરતોની સર્વોપરિતાનો પ્રશ્ન સાંકડો જ ગણાય. હિંદ ઉપર પરદેશી સત્તાઓ એક પછી એક ફાવતી ગઈ તે વ્યક્તિગત રાજાઓના અંગત સર્વોપરિતાના ભ્રામક ખ્યાલને લીધે જ. પરંતુ મૈત્રાવરુણ અને અથર્વણ, દિવોદાસ અને વિશ્વરથ જેવી પ્રચંડ શક્તિઓ જ્યાં હોય ત્યાં આવી સંકુચિત વૃત્તિ કેટલીક ટક્કર ઝીલી શકે? ભરતોની સભામાં વિશ્વરથ જાય છે. અપૂર્વ પ્રતાપથી, અચિન્તિત સ્પષ્ટ વક્તૃત્વથી એ ભરતોને મહાત કરી દે છે. એની દૃઢ નિશ્ચયાત્મક વાણી જ સાંભળીએ:

> "જ્યાં દિવોદાસ જેવા મહાવીર ગર્જે છે, જ્યાં વસિષ્ઠ જેવા તપસ્વી સત્ય સેવે છે. જ્યાં અગસ્ત્ય જેવા મહર્ષિ વરુણને સોમ પાય છે, ત્યાં—ત્યાં હું તો રહીશ. એ બધાંને સાનિધ્યે સબળ થવા, સમય આવે એ બધામાં અગ્રસ્થાન પામવા. હું તો વરુણના શાસન પ્રમાણે ચાલીશ. એમની કૃપા વડે કોઈએ નહિ કર્યું તે મારે કરવું છે—નહિ તો મરવું છે. ભરતો! આપને ન ફાવે તો મને છોડી જાઓ, બીજો રાજા શોધી લો."

આ સમર્થ શબ્દોમાં તેના વક્તાના કયા ગુણોનું પ્રગટીકરણ છે તે પૃથક્કરણથી બતાવવાની જરૂર નથી.

એક વખતનો અદ્ભુત બાલક હવે પ્રતાપી યુવક થઈ ગયો છે. આ યુવકના ચારિત્ર્યનો આવો ઉત્કર્ષ બતાવીને તુરત જ ગુરુપુત્રી રોહિણી જોડેનો એનો પ્રેમપ્રસંગ ચીતરીને ઘેરી અપકર્ષ-રેખા પણ લેખકે દોરી દીધી છે. બાલપણમાં કુકુરિયાંની રમત જેવી અનેક રમતો સાથે રમેલાં વિશ્વરથ અને રોહિણી યૌવનમાં પ્રેમચેષ્ટામાં પ્રવૃત્ત કર્યા છે એમાં કલાવિધાનની દૃષ્ટિએ અસ્વાભાવિકતા કશી ન છતાં, ગુરુપુત્રી તો બહેન જ, એની જોડે પ્રેમપ્રસંગ હોય જ નહિ, એમ માનવાને ટેવાયેલી વૃત્તિને અવશ્ય આઘાતક કૃતિ આવી થઈ છે. રોહિણી સુદાસની વચનદત્તા હતી તે હકીકતથી વળી વિશેષ આઘાત પહોંચે છે. વિશ્વરથ જેવા ઉત્કૃષ્ટ પાત્રને આવી અપક્રિયામાં ધકેલવાની શી જરૂર લેખકને જણાઈ હશે તે સમજાતું નથી. ઋક્ષ જેવા પાત્રના વિષયમાં આવી કલ્પના મૂકી હોત તો તેના મૌર્ખ્યદર્શન લેખે ચલાવી લેવાત. અથવા

# વિનોદ: એના વાણાતાણા વિશે વિચાર

ચુનીલાલ નારણજી શાહ

[ ગતાંકથી ચાલુ ]

## (૫) અર્થવિહીનતામાં અર્થ [ Sense in non-sense ]

Wit ઉત્પન્ન કરવા માટે એક નવી રીતનો પણ ઉપયોગ થાય છે. કેટલીક વાર તદ્દન અર્થરહિત બોલવાથી વિનોદ ઉત્પન્ન થાય છે. નીચેનાં દૃષ્ટાંતોમાં અર્થરહિત વાણીનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

ઇક નામનો એક સૈનિક સેનામાં તોપચી તરીકે કામ કરતો હતો. તે બુદ્ધિશાળી હતો; પરંતુ તેને તોપચી તરીકે કામ કરવામાં કાંઈ રસ પડતો નહિ. એક દિવસ તેના ઉપરી અમલદારે તેને કહ્યું: "ઇકિ, અમારી સાથે તને ફાવશે નહિ; મારી તને સલાહ છે કે તું એક તોપ ખરીદ અને સ્વતંત્ર રીતે તારો ધંધો કર."

આ સલાહ મૂર્ખાઇ ભરેલી છે. કોઈ પણ મનુષ્ય તોપ ખરીદ કરી શકે નહિ, કેમકે સામાન્ય મનુષ્યને તોપ વેચાતી મળતી નથી; અને જો તે તોપ પ્રાપ્ત કરે તો પણ તે એકલો કાંઈ લડી શકે નહિ. આવી મૂર્ખાઇ ભરેલી વાતમાં વિનોદ ક્યાં રહેલો છે?

તે અમલદાર ઇકિને કહી શક્યો હોત કે "ઇકિ, તું વેપારી તરીકે અચ્છો છે; પરંતુ મારે તને કહેવું જોઈએ કે વેપારનું ક્ષેત્ર અને રણક્ષેત્ર તદ્દન ભિન્ન પ્રદેશો છે. વેપારમાં દરેક મનુષ્ય બીજાની સાથે હરીફાઈમાં ઊતરે છે, અને પોતાનો સ્વાર્થ સાધવા માટે પ્રયત્ન કરે છે; પરંતુ યુદ્ધમાં તેમ થઈ શકતું નથી. સૈનિકે પોતાના ઉપરી અમલદારની આજ્ઞાને વશ થવું જોઈએ, અને બીજાની સાથે સહકાર સાધવો જોઈએ."

પરંતુ આ પ્રમાણે સલાહ ન આપતાં અમલદારે ઇકિને વિનોદમાં જે કહ્યું તે ઉપર ઉપરથી જોતાં તદ્દન અર્થરહિત હતું, પરંતુ તે અર્થરહિત શબ્દો પાછળ અર્થ રહેલો છે. ઇક મૂર્ખ છે એ દર્શાવવા માટે અમલદાર પોતે મૂર્ખ હોવાનો ઢોંગ કરે છે. તે ઇકિને જાણે કહે છે: "તું જેવો મૂર્ખ છે એવી જ મૂર્ખાઈ ભરેલી સલાહ હું તને આપીશ." તે ઇકિની મૂર્ખાઇ બરોબર સમજે છે, અને તે મૂર્ખાઈ અનુસાર વર્તવાથી ઇક કેવો મૂર્ખ બને એ ઇકને અમલદાર દર્શાવે છે. જો ઇકિ તોપ રાખીને એકલો રહે તો તે કેવી રીતે લડી શકે, તે દુશ્મનોને કેવી રીતે હરાવી શકે, તેમજ તેની મહત્ત્વાકાંક્ષા તે કેવી રીતે પૂરી કરી શકે?

આ પ્રમાણે અર્થ વિનાની સલાહ પાછળ અર્થ–sense in nonsense રહેલો છે.

એક પ્રસંગે એક સમર્થ વક્તા વ્યાખ્યાન કરતા હતા. તેનું ભાષણ સૌને ખૂબ ગમ્યું: તેથી તાળીઓનો ગડગડાટ થયો. તે જોઈને તે વક્તા પોતાના મિત્રો તરફ ફર્યો અને તેમને પૂછ્યું: "શું હું કાંઈ મૂર્ખાઈ ભરેલું બોલ્યો?"

આ પ્રશ્ન આપણને વિચિત્ર લાગે પણ આપણે તેનું રહસ્ય તરત જ સમજીએ છીએ. એ "આ મૂર્ખ શ્રોતાજનોને ગમી જાય એવું હું શું બોલ્યો? આ તાળીઓ સાંભળીને મને શરમ થાય છે; કેમકે આ મૂર્ખાઓને જે વાતમાં રસ પડશે તે વાતમાં શું માલ હશે!"

## (૬) તર્કદોષ: Confus·d thinking

કેટલીક વાર દોષભરેલો તર્ક કરવાથી પણ વિનોદ ઉત્પન્ન થાય છે. નીચેનાં દૃષ્ટાંતોમાં ભૂલભરેલી વિચારસરણીનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

એક ગૃહસ્થ એક દુકાનમાં દાખલ થયો અને બિસ્કીટ મંગાવ્યાં. પરંતુ તેને તે બિસ્કીટ પસંદ ન પડવાથી તે પાછાં મોકલ્યાં, અને તેના બદલે જીંજર મંગાવ્યું. તે જીંજર પીને પૈસા આપ્યા સિવાય ચાલતો થયો. દુકાનદારે તેને અટકાવ્યો અને કહ્યુ: "જીંજરના પૈસા આપો."

"તેના બદલામાં મેં બિસ્કીટ આપ્યાં છે" એમ તેણે ઉત્તર વાળ્યો.

"પણ તમે એનાએ પૈસા ક્યાં આપ્યા છે?" દુકાનદારે પૂછ્યું.

"પણ મેં બિસ્કીટ ખાધાં છે ય ક્યાં?" ગૃહસ્થ બોલ્યો.

આ દૃષ્ટાંતમાં તે ગૃહસ્થ પોતાની વિચારસરણીમાં ભૂલ કરતો હતો. તેણે બિસ્કીટ ખરીદ્યાં, અને તેના પૈસા આપ્યા નહિ છતાં ય તે એવી રીતે વર્તે છે કે જાણે તેણે પૈસા આપ્યા હોય અને જાણે તે પોતાનો માલ થઈ ગયો હોય!

એક પુરુષને જે કન્યા સાથે તેનું વેવિશાળ થવાનું હતું એ કન્યા ગમતી ન હતી. તેથી તે લગ્નદલાલ સાથે વાદવિવાદમાં ઊતર્યો.

"એ સાસુ મને ગમતી નથી, તે સંકુચિત વિચારની મૂર્ખ બૈરી છે."

"એ વાત સાચી છે, પણ તારે ક્યાં તારી સાસુ સાથે પરણવુ છે? તારે તો એની દીકરીને પરણવું છે ને?"

"હા, પણ એ તો હવે આધેડ વયની થવા આવી અને એનામાં રૂપે ક્યાં બચ્યું છે?"

"એમાં શું! જો એ જુવાન અને રૂપાળી ન હોય તો તો સારું. તારે એના વિષે કંઈ ચિંતા કરવાની નહિ રહે. એના ઉપર તું સહેજે વિશ્વાસ રાખી શકીશ!"

"પણ એની પાસે ઝાઝા પૈસા પણ ક્યાં છે?"

"પણ એમાં પૈસાની વાત ક્યાં આવી? તું બાયડીને પરણવાનો છે કે પૈસાને?"

"પણ ઈ તો કોદલી છે."

"અરે, એમાં શું થઇ ગયું? જેનામાં રજમાત્ર પણ ખોડ ન હોય એવી બૈરી હોય તો જ તારે પરણવું છે?"

ખરી રીતે આ છોકરીમાં ઘણાં વાંધા હતા, અને લગ્નદલાલ એ દરેક વાંધામાં કંઈ વજુદ ન હોય એવી રીતે ઉત્તર વાળે છે; પણ ખરી રીતે એ બધાએ વાંધા ભેગા કરીએ તો એ છોકરી લગ્ન માટે નાલાયક ઠરે છે!

આવી જ દોષભરેલી વિચારસરણીનું આ એક બીજું દૃષ્ટાંત છે.

કનુએ મનુ પાસેથી એક મોટું તપેલું વાપરવા લીધું હતું. વાપરતાં વાપરતાં તેને એક કાણું પડયું. અને મનુએ એવી ખરાબ સ્થિતિમાં કનુને તે પાછું આપ્યું એની સામે જ્યારે કનુએ વાંધો ઉઠાવ્યો ત્યારે મનુએ બચાવ કર્યો:

"પહેલી વાત તો એ કે કનુ પાસેથી કયા કાકાએ તપેલું લીધું હતું? બીજી વાત તો એ છે કે મેં કનુ પાસેથી તપેલું લીધું ત્યારે જ તે કાણું હતું. અને ત્રીજી વાત એ કે જ્યારે મેં તપેલું પાછું આપ્યું ત્યારે તે સાવ સારું હતું!"

આમાંની દરેક હકીકત છૂટી છૂટી બચાવ તરીકે ચાલી શકે, પરંતુ એક જ વખતે તે સર્વ દલીલો સ્વીકારી શકાય નહિ.

આ પ્રકારનાં દૃષ્ટાંતો આપણા સામાન્ય વ્યવહારમાંથી ઘણાં મળી આવે છે.

એકવાર દસ વર્ષની નાની છોકરી ગુસ્સે થઈ હતી. મેં તેને પૂછયું: "પણ આમાં ગુસ્સે થવા જેવું છે શું?"

"પણ, હું કયાં ગુસ્સે થઈ છું?"

"તું ગુસ્સે તો થઇ જ છે. ન ગુસ્સે થઈ હોય તો આમ કેમ બોલે?"

"ગુસ્સે ન થાય? ગુસ્સો ચડે એવું જ તમે કર્યું હતું ને?"

એ જ પ્રકારનું બીજું દૃષ્ટાંત. જે વસ્તુ વાપરવાની ના પાડવામાં આવી હતી તે વસ્તુ એક છોકરાએ વાપરી હતી. મે તેને પૂછયું: "તેં કેમ આ વસ્તુ વાપરી છે?"

"મેં કયાં એ વસ્તુ વાપરી છે?"

"ત્યારે વાપર્યા વિના તે ઓછી થઇ?"

"ન વાપરે? તમે ના પાડી છે એટલે જ મેં તે વસ્તુ વાપરી છે."

લમદલાલનું જ દૃષ્ટાંત એકવાર ફરીથી હવે લઈએ. જે યુવતી સાથે લગ્ન કરવાની વાત ચાલતી હતી તે યુવતી લુલી હતી અને ખોડંગતી હતી. લમદલાલ તે યુવતીનો બચાવ કરતો હતો. "ધારો કે કોઈ સાવ સારા પગવાળી યુવતીની સાથે તમે પરણવાના છો; તેથી તમને ફાયદો થવાનો છે? તમને દરરોજ ચિંતા રહે કે તે પડી જશે અને તેનો પગ ભાંગશે. અને જો તે પડી જાય તો તમને કેટલી ચિંતા અને કેટલી તકલીફ વેઠવી પડે. અને ડાકટરનું બિલ ભરવું પડે એ વધારામાં. પણ તમે આ યુવતીને પરણો તો તમારે કાંઇ કરવાનું રહે જ નહિ. અહીંઆ તો તમને બધું તૈયાર મળે છે; તમારે હવે કાંઈ ચિંતા જ નહિ!"

આ તર્કસરણીથી કોઈ છેતરાય નહિ, કેમકે જે દુઃખ ભવિષ્યમાં કદાચ આવે તેના કરતાં જે દુઃખ અત્યારે ચોક્કસ આવે એ વધારે ખરાબ છે તે દેખીતું જ છે.

ઉપર ભૂલભરેલી વિચારસરણીનાં જે દૃષ્ટાંતો આપવામાં આવ્યાં છે તેને કેટલેક અંશે મળતા બીજા દાખલાઓ અહીં આપવામાં આવે છે. આ સર્વ દૃષ્ટાંતો લમદલાલના સંબંધનાં છે.

એક લમદલાલ પોતાની સાથે એક મદદનીશને લઈ ગયો હતો. એનું કામ લમદલાલ જે કહે તેનું સમર્થન કરવાનું હતું.

લગ્નદલાલે કહ્યું: 'તે છોકરી લતા જેવી સુંદર છે.'

મદદનીશે પડઘો પાડ્યો: 'હા, તે તો લતા જ જોઇ લો.'

'એની આંખોમાં શું લાવણ્ય છે!'

'હા, એની આંખો અદ્ભુત છે.' મદદનીશે ટહૂકો પુરાવ્યો.

'તેની સંસ્કારિતા અવર્ણનીય છે.'

'એની સંસ્કારિતા તો મુગ્ધ કરી નાખે એવી છે' પડઘો પડયો.

'માત્ર એક વાંધો છે, કે તેને જરાક ખૂંધ છે' તે લગ્નદલાલે કહ્યું.

મદદનીશે તરત જ ઉમેર્યું: 'અને કેવી મઝાની ખૂંધ છે!'

મદદનીશ એક જ રીતે અનેકવાર બોલ્યો એટલે ટેવથી તેણે ખૂંધની બાબતમાં જે રીતે ઉત્તર આપવો જોઇએ તેથી તે વિરુદ્ધ બોલ્યો. તેણે એમ કહેવું જોઇતું હતું કે 'એ ખૂંધ તો જરાક જ છે, અને વખત જતાં તે અદશ્ય થઇ જશે. એમાં કાંઇ શરીરસૌન્દર્યને ખાસ વાંધો આવશે નહિ.' પરંતુ તેમ કહેવાને બદલે ટેવને લઇને તે ભૂલથી બોલી નાંખે છે કે 'ખૂંધ તો બહુ મોટી છે.'

એ જ પ્રકારનું એક બીજું દષ્ટાંત. જે મનુષ્યને ભાવી પત્ની દેખાડવા માટે લગ્નદલાલે યોજના કરી હતી તે દલાલને એક બાજુ લઈ જઈ તે યુવતી ન સાંભળે તેમ ધીમેથી ને બોલ્યો: "તમે શા માટે મને આ સ્ત્રી જોવા બોલાવ્યો? તે કેવી કદરૂપી અને વૃદ્ધા જેવી લાગે છે? તેની આંખ ત્રાંસી છે; તેના દાંત ખરાબ છે."

આ સાંભળીને તે દલાલ બોલ્યો: "તમે મોટેથી બોલી શકો છો; તે બહેરી પણ છે!"

લગ્નદલાલનું કર્તવ્ય તો આ બધા દોષોને ઢાંકવાનું હતું; પણ તે દોષો એ જાણે દોષો ન હોય એમ તેમાં એકનો તે ઉમેરો કરે છે.

હવે આ પ્રકારનું છેલ્લું દષ્ટાંત. એક લગ્નદલાલ એક પુરુષને તેની ભાવી પત્નીના ઘરે લઈ ગયો; અને તે ઘરનાં મનુષ્યો દીવાનખાનામાં આવે તે પહેલાં લગ્નદલાલે દીવાનખાનાની અંદર ગોઠવેલ કિંમતી ચીજો તરફ આંગળી-કરીને કહ્યું: "જુઓ તો ખરા, આ લોકો કેટલા શ્રીમંત છે!"

પેલા યુવકે જવાબ આપ્યો: "પણ આ પ્રસંગને માટે આ લોકોએ આ વસ્તુ ઉછીની કેમ ન આણી હોય?"

તરત જ લગ્નદલાલે ઉત્તર વાળ્યો: "ઉછીની! આ લોકોને ઉછીની કોણ આપે?"

લગ્નદલાલ કન્યાના કુટુંબીઓની સમૃદ્ધિનો બચાવ કરતાં કરતાં એવું બોલી નાખે છે કે જેથી તેનો હેતુ સાવ ઊંધો વળી જાય છે!

## (૭) કટાક્ષ

કેટલીક વાર જે કહેવું હોય તેથી તદ્દન ઊંધું કહેવાથી વિનોદ ઉત્પન્ન થાય છે. "તેનામાં મહાન મનુષ્યોના સર્વ ગુણો એકત્રિત થયા હતા: સિકંદરની માફક તેનું માથું એક

ઉપર નમેલું હતું; અને સીઝરની માફક તેના વાળમાં કાંઈક હોય જ. લીનનીઅસની માફક તે કૉફી પી શકતો અને આરામખુરશીમાં તે બેસે એટલે ન્યૂટનની માફક તે ખાવુંપીવું ભૂલી જતો અને તેને જગાડવો પડતો. ડૉ. જૉનસનની માફક તે વાળની ટોપી પહેરતો, અને સર્વેન્ટીસની માફક તે પહેરણનું બટન ઉઘાડું રાખતો."

દેખીતું છે કે આથી પણ વધારે મહાપુરુષો સાથે આ પ્રકારનું સામ્ય હોય તો પણ કોઈ વ્યક્તિ એટલા જ કારણસર મહાપુરુષ થઈ શકે નહિ.

માત્ર વિનોદાર્થે જ આવી વક્રોક્તિનો ઉપયોગ થાય છે એમ નહિ; આવી ઉક્તિ સામાન્ય વ્યવહારમાં મનુષ્યોને કેવળ રંજનાર્થે જ નહિ, પરંતુ બીજા હેતુ માટે પણ વપરાય છે. શેકસપિયર જ્યુલિયસ સીઝરમાં માર્ક એન્ટોની પાસે કહેવરાવે છે કે:

'For Brutus was an honourable man.'

ત્યારે શ્રોતાઓ એનું ખરું રહસ્ય સમજતા હતા, અને તેમણે તરત જ એનો ખરો અર્થ તેને કહી બતાવ્યો:

"They are traitors: nice
honourable men!"

આવી વક્રોક્તિનો ઉપયોગ બીજા માણસોને ઉતારી પાડવા માટે બહુ થાય છે, કેમકે એનો ઉપયોગ બહુ સહેલો છે.

હેમ્લેટે તત્ત્વજ્ઞાન પ્રત્યે તિરસ્કાર દર્શાવતાં કહ્યું હતું કે "તારી ફિલસૂફીમાં જેનું સ્વપ્ન પણ ન હોય એવી અનેક રહસ્યપૂર્ણ વસ્તુઓ સ્વર્ગ અને પૃથ્વી ઉપર છે." પરંતુ ફિલસૂફી પ્રત્યે કરેલો આ કટાક્ષ પૂરતો નહોતો, એટલે લીચનબર્ગે ઉમેર્યું છે કે "પરંતુ સ્વર્ગ અને પૃથ્વીમાં ન મળે એવી અનેક વસ્તુ પણ ફિલસૂફીમાં છે."

આ પ્રમાણે શબ્દોને ટુંકાવવાથી, તેમનું પુનરાવર્તન કરવાથી, તેમને એક કરતાં વધારે અર્થમાં વાપરવાથી, સ્થાનાંતર કરવાથી, અર્થરહિત શબ્દોમાં અર્થ છુપાવવાથી, દોષપૂર્ણ વિચારસરણીનો ઉપયોગ કરવાથી અને વિરોધીભાવ દર્શાવવાથી વિનોદાત્મક વાણીનું સર્જન કરવામાં આવે છે. આપણને રાત્રે જે સ્વપ્ન આવે છે તે પ્રથમ દૃષ્ટિએ અર્થહીન લાગે છે; પરંતુ તેમાં ઊંડા ઊતરીએ તો તે અર્થપૂર્ણ બને છે. અર્થપૂર્ણ શબ્દો અને વિચારો અર્થહીન જણાયાં હોય છે, કેમકે તેમાં કેટલીક ક્રિયાઓને લઈને રૂપાંતર બની ગયું હોય છે. અને વિનોદાત્મક વાણીના સર્જનમાં જે પ્રકારનું આયોજન વપરાય છે તેને ઘણે અંશે મળતી આ ક્રિયાઓ છે. સ્વપ્નરચનામાં ઉપર નિર્દિષ્ટ કરેલી બધી ક્રિયાઓનો ઉપયોગ થાય છે. આ વિધાન યથાર્થરૂપે સમજવા માટે સ્વપ્ન વિષે વિશેષ વિચાર કરવો જોઈએ, અને તે ભવિષ્યમાં કોઈ વાર કરીશું.



# કવિધર્મ

'સનાતન'

'માબાપ નાખજો કાંઈ ભૂખ્યાં છે દિન ચારનાં'
સુણીને શબ્દ ત્યાં દોડે સફાળો કવિ ઓટલે.

સ્વહર્મ્યના એકલ બંધ ઓરડે
પડ્યો પડ્યો ટેબલ ખુરશીમાં
હથેળીપે મસ્તક ટેકવીને
વસ્તુ ફરી વાસ્તવદર્શી ખોળતો

શિકારી લક્ષ્યને જેમ શોધે છે ચાર દિશમાં
કવિ તેમ રહ્યો શોધી શબ્દના મૂળ સ્થાનને.

ત્યાં તો દિઠું કોક ગરીબ જોડલું
ભીખી રહેલું નિજની જ પોળમાં
હૈયું હસીને રણકી ઉઠ્યું ત્યાં
'અલ્યા અહીંયાં ક્ષણ આવજો તો.'

અન્નની આશથી આવ્યાં બીચારાં કૃશ દંપતી
ઉભાં એ ઓટલા પાસે હર્ષાશ્ચર્ય થકી જુવે.

વધો કવિ ના, નવ કાંઈ દીધું
વદી શક્યાં ના જરી દંપતીયે
ખીસા મહીં હાથ જ માત્ર ઘાલી
કાઢે કવિ કાગળ પેનસીલ.

લઈને લેખિની હાથે વિચારે કવિ ઉરમાં
અંતરે આજ એને તો 'વાસ્તવવાદ ઉભરે.

નોંધે કવિ 'વસ્ત્ર જુનાં, અને ના
જોડાય પૂરા પગ ઢાંકવા એ
દેતુંય ના કો કણ અન્ન એક
દારિદ્રની મૂર્તિ સમાં હતાં એ.'

'આપજો ભાઈ ખાવા કૈં ભૂખ્યાં તો દિન ચારનાં'
બોલીને એમ બીચારાં કવિનું મુખ નીરખે.

'ખોરાકમાં નવ રહ્યું કંઇ તત્ત્વ એકે
જેથી તને અમરતા કદી સાધ્ય થાયે
લાખો જનો ઉદરપૂર્ણ છતાં મરેલા
ને તેમનાં નહિ સ્મરે જન કોઇ નામ.
ને ભૂખ તો અજબ ઈશ્વરની પ્રસાદી
કો તું સમા વિરલને જ હશે મળેલી
એ ભૂખના પ્રબલ કોઇ પ્રભાવથી જ
થાશો તમે અમર આ મુજ કાવ્ય માંહી.
ઓછો જ છે સરસ લ્હાવ જરા ક્ષુધાથી ?
વાંચી બધા સજળ થૈ તવ નામ ગાશે.'

(જો કે કવિ નવ વદ્યો 'કંઇ અન્ન દેશે.')
વાંચ્યું ફરી લખિત જે નિજ ડાયરીમાં.

'તારા ક્ષુધાવ્યાકુલ પેટમાંથી
લેશે કવિ લાખ સહસ્ર પ્રેરણા
તો દે તજી વાત જ અન્ન ભૂખની.
ના લોગ તું દઇ શકે કવિ અર્ધ થોડા
જેના વડે માનવજાત ઊજળી ?'

'આપતું અન્ન ના કોઇ' લખ્યું છે તવ નોંધમાં
'આપ પોતે નથી દેતા શેં ?' બોલે નર બાપડો.

'પૂજારી હું માનવતા, કલાનો ...
ને ના જરીકે લઘુ માનવીનો
ને ભૂખનો તો હરગીઝ હું નહી
મેં જે લખ્યું તે જગને જણાવવા
નાવિન્ય આ વિશ્વ પરે અને જે
આજે રહ્યો વાસ્તવવાદ ધધકી
એના ય મારે અતિઘોષ ઝીલવા
બાકી લખ્યું તે લખવા જ ખાતર
કર્યાં કર્યું ના કવિધર્મ એટલો !'

# ચબરાકિયાં

ફિરોજશાહ રુસ્તમજી મહેતા

કમનસીબ કંગાલોને તેમની એક પથારીમાં જ કૈંક 'ઘર' જેવું લાગે છે: મુખ્યત્વે શ્રીમંતોને તેમનું આખું ઘર જ એક 'પથારી' સમાન હોય છે.

*

આશાભરી યુવતી પ્રીતમની 'માર્ગદર્શક તારલિકા' બની રહેવા જેટલો પ્રયાસ ભલે કર્યા કરે; પરંતુ તે આવી કોઈ ભ્રાન્તિમાં હરગીઝ ન રહે કે તે તે પુરુષની આખી ગ્રહમાળા છે અને રહેશે!

*

વસ્તુઓ જાણીને અનુભવાય છે,
મનુષ્યો અનુભવાઈને જણાય છે,
પ્રભુ કદી જણાતો નથી, કેવળ અનુભવાય છે.

*

પ્રભાતનો સમય: એ તો લેખકના ભેજાંનાં ચશ્માં.

*

જે મનુષ્ય સર્વનું ભૂંડું જ બોલે છે તેને ઉમંગથી સાંભળનારાંઓની ખોટ નથી.
અને જે મનુષ્ય સર્વેનું ભલું જ બોલે છે તેને શકથી જોનારાંઓની ખોટ નથી.

*

'પશ્ચાત્તાપ' એટલે કે હમણાં ચાલી રહેલી કોઇ ભવજન્ય અશક્તિ અને હવે પછી આવનારી લાલસા વચ્ચેનો ઘણાં ઘણાં માણસોથી લેવાતો વિસામો.

*

ઘણુંએક 'ભલાં માણસો' (સશક્ત કરતાં અશક્ત ખાસ કરી વિશેષ) વેરની વસુલાત ઉદાર ભાવે પ્રભુને સોંપી દીએ છે: વેર લેવાશે તેની અમર આશાને હૈયે વસાવી તેના ઉપર રાત દિવસ જીવતાં રહીને!

*

"માનુની" એટલે કે જે યુવતીનાં હૃદયને પોતાની જગ્યાએથી હડીને વારે વારે તથા પ્રસંગે પ્રસંગે ડોકમાં જઇ ભરાઈ બેસવાની સજ્જડ ટેવ પડી ગઈ હોય છે તે.

*

'વિલાસ': સંયમીઓનો મુખવાસ—અસંયમીઓનું ભર્યુંભાર્યું ભોજન.

*

કોણ કહે છે: પ્રેમીઓ પ્રેમ જ વડે—તરંગ રચી જાણે છે? તેમની ઈર્ષા પણ ખૂબ જ તરંગ જન્માવે છે. અને પ્રેમીઓની ઈર્ષાના તરંગની મહત્તા તો વિશેષ જ; કારણ, પ્રેમના

તરંગ બહુધા 'સૂચિત' છે, જ્યારે તેમાંથી જન્મેલી ઈર્ષાના તરંગ બહુધા 'મૌલિક' છે!

*

તે (પ્રથમ પ્રેમ-મિલન પ્રસંગે): પ્રિયે! આપણી પ્રેમદોરીમાં આપણે એકેય ગાંઠ ઊભી થવા દઈશું નહિ.

તેણી: હા, ગાંઠ તો મને ય ગમતી નથી; પણ થોડીક સરગાંઠ હશે તો મજા આવશે.

*

'સ્ત્રીચરિત્ર' એટલે એવું એક ચરિત્ર કે જે કરવાનો આક્ષેપ મેલાતાં જ આરોપી સ્ત્રી 'સ્ત્રીચરિત્ર' શબ્દનો અર્થ અહીંતહીં પૂછતી જણાય છે. કાં તો કોઈ શિક્ષકને પૂછી લ્યુએ છે અથવા શબ્દકોશમાં યે જોવા મંડે છે!

*

શરમિંદગી પાછળ જ્ઞાન ઊભું હોય છે: બેશરમી પાછળ કાં તો જ્ઞાન મુદ્દલ જ હોતું નથી!—કાં તો તે બમણું હોય છે!

*

પૂછડી વિનાનો શ્વાન પ્રેમ દેખાડી આપવા માટે અશક્ત છે, એટલા જ માટે હું ત્યુક્ત ક્ગારાંઓને, અમર દગાબાજોને અને સદૈવ દુષ્ટોને "કૂતરાની પૂછડી વાંકી તે વાંકી" એટલું પણ કહી સંભળાવવું, એને સમયની કીમતી બરબાદી જ સમજું છું.

*

'પરિકથા' પર વિવાદ ચાલ્યો. કોઈ કહે એ તો પ્રજાઓનાં બાળકો માટેનું ખાસ બનાવેલું સાહિત્ય; ને કોઈ કહે એ તો પ્રજાઓનાં બાળકપણમાંથી બનેલું સાહિત્ય.

*

તમે જેને 'પ્રેમ' કહો છો તે પ્રેમના ગોળ ચક્રાવામાં ગમે તેટલું ઘૂમ્યા કરજો; પરંતુ એના ત્રિકોણમાં કદીયે જશો કે ફસાશો નહિ.

*

એકાએક સવાલ પૂછવાથી પહેલા ઉત્તર સેએ ઘણી વેળાએ સત્ય ઈતિહાસ જડે છે—ત્યાર પછીના જવાબમાંથી સાધારણ વાર્તા મળે છે.

*

કેટલાંક પરમાં માણસો ઘણું લાંબું જીવે છે તે શું આ જ માન્યતાને લઈને હશે કે: સુધરવા કાજે કોઈ પણ સમય ઘણો મોડો નથી!

*

મારી કળારસિક પત્ની મારા લખવા વાંચવાના ઓરડામાં વારે વારે કાંઈ ને કાંઈ ફેરફાર કરતી ને કરતી. પરિણામે વાંચવાની કબાટો અને લખવાના મેજનો ચાલુ દિશાફેર મને ભારે થઈ પડ્યો. અને આ કંટાળો સહેવાયો નહિ એટલે એક દિ મારાથી બોલાઈ જવાયું: "વહાલી, ઠીક છે કે હું જાતે ઓરડો નથી—નહિતર તું મારી આંખોને પણ આગળથી પાછળ લઈ જવાને ચૂકત નહિ."

*

સૌંદર્ય-પ્રેક્ષકોના બે વર્ગ : એક, સૌંદર્ય દેખી દર્દની લાગણી ભોગવનારો; બીજો, સૌંદર્ય દેખી લાગણીને દર્દી બનાવનારો.

નોંધ:—

અત્રે વાંચકોનું લક્ષ સૌથી છેલ્લાં આપેલાં ચબરાકિયાં ઉપર ખેંચું છું. એ ચબરાકિયું અંગ્રેજીમાં જેને *Epigram of an antithetical Character* કહે છે, તેનો અમુક અમુક શબ્દોને એકેક સામે ભટકાવીને કોઈ સુંદર ભાવના કે અર્થ ઉપજાવનારો પ્રકાર દાખવે છે.

આવી ખાસ રચનાવાળાં ચબરાકિયાં વિષે આપણને એટલું જ જોવાનું છે કે એમાં કેવળ શબ્દછળ કે શબ્દખેલ ન હોવાં જોઈએ. પરંતુ જો એમાં, શાબ્દિક રમત વચ્ચે અર્થની કોઈ ચમત્કૃતિ કે રહસ્ય હોય તો તેને સ્વીકારવા માટે, ટીકાકારોએ તથા એમાં રહેલો ગર્ભિત અર્થ જેઓ પતી શકતા ન હોય તેઓએ, પોતાની અશક્તિના કારણે એનો વિરોધ કરવો ન ઘટે.

એવા પ્રકારનાં ચબરાકિયાં અન્ય ગુજરાતી લેખકો પણ કોઈ કોઈ વાર રજૂ કરે છે. જેમ કે :—

"સંયમ વિનાની સમશેર રાક્ષસોને અને સમશેર વિનાનો સંયમ સાધુઓને શોભે."

અંગ્રેજી સાહિત્યમાં એવાં ખાસ પ્રકારનાં ચબરાકિયાં મોટા પ્રમાણમાં રચાય છે અને વાંચકોથી વખણાય છે. એના થોડાક નમૂના આ રહ્યા:—

"Always be easy and free; never be free and easy."

"When we cannot get what we like, we must like what we have got."

"Who gives a trifle meanly is meaner than the trifle."

"Merit exists without high position but no one can reach high position without some merit."

"Do not ask for tasks equal to your powers but for *powers equal to your tasks.*"

———

# નૃત્યદેશમાં

અમુ આશારામ જેતઉપુરિયા

સાયમની કન્યાઓએ મુખે નાખી જાળો જાણે
ચન્દ્રો છૂપ્યા વાદળોમાં; નયનો ચપળ,
પિંજરમાં પક્ષીઓ વિહ્વલ જાણે કેદ કર્યાં—
ઝાલરો, નૂપુરો ઝણકારતી પ્રચુર
નૃત્ય-દેશમાં પ્રવેશી. મદમત્ત કામિનીઓ
બની એક તાન, અને ઠોકરતી તાલ.
તૂટે કોઈ ખંજરી, ના તૂટે એકતાન કદી;
મરડાય ભલે કોઈ સુકોમળ અંગ.

લગ્નના ઉત્સવની કો' અવધોમાં ગામડાની
ગોરીઓ ઉત્સાહભર, અને હોંસભર,
ઢોલીને વિંટાઈ તેની આજુબાજુ હીંચે; અને
હથેલીમાં કોણી મૂકે જોરથી દરેક,
ત્યારે તેનાં કંકણોના બેરખાઓ ખળકે; 'ને
જમીનને પગો ઠોકી, ઢોલીને દે તાલ,
ત્યારે ઉઠે રોમાંચક ઝણકારો ઝાંઝરોના;
કૂદે તે, છલગો ભરે; પેલો ઢોલી પણ
મત્ત બને, ગ્રહે તેનાં ચેષ્ટા અને ગાત્ર-ભાવો;
તેઓ કસે ગાત્રો અને નીપજે સંગીત,
તેમ ઘેરી કન્યાઓએ મીના; અને ઝાલરોના,
નૂપુરોના ગજવે તે નાદો પૂરે તાલ.
મીના ડોલે, જાણે જયા-જયન્તની શૈલી ડોલે;
અને જાણે તળાવમાં ડોલે છે પોયણું.
નાચ મહીં ઘેલી બની, મત્ત થઈ કામિની તે;
ગોરસની મટુકીમાં રવાઈઓ ગોળ
ફરે, તેમ સખીઓના ઘેરા: મહીં ફરે મીના
વલોવતી સંગીતનું ગોરસ મધુર.
સખીઓની શીત અમરાઈમાંથી મીના કૂજી;
જાગ્યો અને છલકયો તે કૂઉ-કૂઉ'નાદ.

વસન્ત કુમારી! આવ; પાથર, પાંગર તારી
કલા; અને ભર્ગ તારા દેહનું પ્રસાર.
કસ્તુરીનો મૃગ બેઠેથે શિલા તેનો ગંધ ખેંચે;
અમે તારું ગીત ગાતાં બનીએ વસન્ત.

યૌવન પરિન્દ! તારી એક પાંખે કામ, અને
બીજી પાંખે રતિ રમે પ્રેમ કેરો રાસ.
મેરી હતી કુમારી, 'ને તેને પેટે ખ્રીસ્ત થયો;
કહેવાય તે આકાશી પિતાનો બાળક:

વસન્ત કુમારી તોયે તેને પેટે પ્રેમ થયો:
વિશ્વ પ્રીછે તેને પણ પ્રભુનો બાળક.
માતા! અમે ભેટો લાવ્યાં હૃદયનાં પાત્રો ભરી;
સ્વીકારો સહર્ષ અમ યૌવનનું ધન.

પ્રેમ! બન્યો આજ પ્રભુ અમારો તું; રાજ્ય તારું
ભોગવ તું પૃથ્વી 'પર; અને મહારાજ્ય
સ્થાપ; અને વ્યાપે, તપે યાવચ્ચન્દ્રદિવાકરૌ.
નર, નાર! ગાઓ તેનું હાલરડું આજ."*

*[અપ્રકટ મીનામાંથી[1]]

---

૧ મીના સાયમ કુટુમ્બની છે; અને દેવયશ, તેનો પ્રેમી, પ્રિયમ કુટુમ્બનો છે. બન્ને દુશ્મનાવટ કુટુમ્બો વિગ્રાહ છે.

વસન્તનો પ્રથમ દિવસ તે તેની જન્મતિથિ છે. તેથી સમ્રાટ્ સંવત્સર અને તેની પાંચ કન્યાઓ, ઋતુઓ, વસન્તોત્સવ ઉજવે છે.

બીજી બાજુ માનવકુલો પણ વસન્તોત્સવ ઉજવે છે. પણ અહીં સાયમોના કુટુમ્બની વાત છે. સાયમોના મિત્રો અને તેમની કન્યાઓ તેમના નેતા ઉમરાવ સાયમના દુર્ગમાં તે ઉત્સવ ઉજવવા એકત્ર થાય છે. અને તેઓએ ઉત્સવ શરૂ કરી દીધો છે.

મેં વસન્તને યૌવનની પરી કલ્પેલી છે, અને તેની બન્ને પાંખે રતિ અને કામ બેઠાં છે. વસન્ત જન્મથી કુમારી છે. અને પ્રેમ એ તેનું બાળક છે અને તેને મેં કલ્પ્યું છે કે તે દૈવિક બાળક છે.

અ. રે.

# ટપાલની પેટી

શાંકર જે ભટ્ટ

પ્રભાતની મંદ લહેર આવતી
ભરી ભરી પુષ્પતણી પરીમલે.
બીડાયલું અંતર પદ્મ ઉઘડે,
વિચારનાં રંગીન કૈં મધુકરો
ઉડી રહે ગૂંજી રહી મધુરૂં.
નિઃસીમ, હું; સ્વપ્નની વ્યોમમાંહિં
મધુકરોની ઝલકી રહેલી
પાંખે ચ્હડીને ઉડતો હતો ત્યાં
મેં તો સૂણ્યું અંબર ગાન મીઠડું.
અને સર્યો પૃથ્વીપટે નીહાળવા—
અનંગનો રંગ રગે રગે ભરી
અને પીધી યૌવનની કટોરી.
રતી સમી કો લલના ધીમેથી
ઉરે ઉઠંતા ધબકાર સૂણતી
છુપાવતી અંતર ભાવ કોમળા
ટપાલની પેટી કને જઈ રહી!

ગંભીર એકાંત લસી રહ્યું અહિં
ચોપાસમાં કો નથી પેખવા ને
નિહાળીને ચંચલ નેન ફેરવી
અગાધ આ અંતર ગહ્વરેથી
કાઢી રહી હોય ન. એમ કાઢી
અનંત ભાવોથી ભરેલ પત્રને
પેટી તણું બારણિયું ખસેડી
અધીરતાથી સરકાવતી હતી.
હંસી હસી વેગભરી સરી ગઈ
અને મહારે રહી ત્યાં નિહાળવી
નિશ્ચેષ્ટ આ લાલ ટપાલપેટી!

# શબ્દચર્ચા

## શબ્દચર્ચા અને વાક્યચર્ચા

**પ્ર૦ જગદીશચન્દ્ર**

'**પ્રસ્થાન**'ના ૧૯૯૧ના ભાદ્રપદના અંકમાં શ્રી. ડોલરરાય ર. માંકડનો 'શબ્દચર્ચા અને વાક્યચર્ચા' વિષયક લેખ વાંચ્યો. તેમાં તેઓશ્રી કૌમુદીની વ્યુત્પત્તિ કરતાં જણાવે છે કે 'कुमुदस्य इयं कौमुदी. કુમુદ શબ્દ પોતે कौ मोदते इति कुमुदम्' કુમુદ શબ્દની વ્યુત્પત્તિ કરતાં લેખકમહાશયે વિચાર્યું હતું કે કુમુદમાં કયો પ્રત્યય છે?

'कौ मोदते' અહીં કેટલા પ્રમાણમાં સત્ય છે તે આપણે વ્યાકરણની દૃષ્ટિએ અવલોકીએ. कु અધિકરણમાં રાખી मुद हर्षे (आदिगण) ને કયો પ્રત્યય લગાડવા ઇચ્છે છે? અધિકરણમાં રાખી કોઈ પણ પ્રત્યય ન સંભવી શકે. અધિકરણમાં તો 'अधिकरणे शेतेः' સૂત્રથી शीङ् ધાતુને अच् પ્રત્યય લાગે, खे शेते इति खशयः। તેવી જ રીતે चर ધાતુને ट પ્રત્યય લાગવાથી कुरुचरः વગેરે વગેરે. कु પૂર્વપદને અધિકરણમાં રાખીને શબ્દ સિદ્ધ ન થતો હોય તો કેવી રીતે થાય છે તે નિહાળવું ઘટે. પ્રથમ मुद् ધાતુ તરફ નજર કરીએ તે તો इगुपध છે, તે કારણે "इगुपधज्ञाप्रीकिरः कः" સૂત્રથી ઉપપદ સિવાયના इगुपध ધાતુને क પ્રત્યય લાગ્યો. मोदते इति मुदः "सह सुपा" સૂત્રથી कु નો मुद સાથે સપ્તમી તત્પુરુષ સમાસ થવાથી कुमुदम् વ્યુત્પન્ન થાય.

ચન્દ્ર અને ચન્દ્રિકાનો અવિનાભાવ (ની વ્યાપ્તિ) છે, તે અક્ષરશઃ સત્ય છે. ચન્દ્ર અને કુમુદ વચ્ચે અવિનાભાવ સંબંધ નથી, પણ ચન્દ્ર અને કુમુદ વિકાસનો અવિનાભાવ સંબંધ માની શકાય. ચન્દ્ર વિના કુમુદ દૃષ્ટિગોચર થાય છે, અને કુમુદ જે પ્રદેશમાં ન હોય તે પ્રદેશમાં પણ ચન્દ્ર જોઈ શકાય છે. (તેથી ચન્દ્ર અને કુમુદનો અવિનાભાવ સંબંધ નથી) લેખકના મંતવ્ય પ્રમાણે ક્રિયા અને ક્રિયાના અધિકરણમાં એકતા જણાય છે.

ચન્દ્ર અને કુમુદ વચ્ચે કાર્યકારણભાવ છે? શું ચન્દ્રકારણમાંથી કુમુદ ઉદ્ભવ્યું, ઉપાદાન કારણ છે કે નિમિત્ત? કુમુદ અને કૌમુદીનો અને ચન્દ્ર અને ચન્દ્રિકાનો ગુણગુણી ભાવ નથી. ચન્દ્રિકા અને કૌમુદી ગુણ નથી, તે તો દ્રવ્ય છે; ગુણી છે.

જેવી રીતે 'कर्मणि कुशलः' कुशान्लातीति कुशलः વ્યુત્પત્તિ કરી કુશઆદિરૂપ મુખ્યાર્થનો (વાચ્યાર્થનો) પ્રકૃત અર્થમાં અસંભવ હોવાથી વિવેચક આદિ સાધર્મ્ય સંબંધ હોવાથી દક્ષ રૂપ અર્થને દર્શાવે છે. તે યુક્તિ યુક્ત નથી. કુશઆદિરૂપ અર્થની વ્યુત્પત્તિ લભ્ય હોવા છતાં દક્ષ રૂપ અર્થની જ મુખ્યાર્થતા હોવાથી, તેવી જ રીતે કૌમુદીની વ્યુત્પત્તિ હોવા છતાં ચન્દ્ર શરૂપ અર્થની (ચન્દ્રિકાની) મુખ્યાર્થતા હોવાથી. 'चन्द्रिका कौमुदी ज्योत्स्ना' આમ અમરકોષ चन्द्रिका ના અર્થમાં कौमुदीને દર્શાવે છે. શુક્લાની ટીકા પણ એમ જ કહે છે

તો પછી મુખ્ય અર્થનો બાધ ક્યાં થયો? સાહિત્યદર્પણના નિર્માતા વિશ્વનાથ લક્ષણાનું લક્ષણ બાંધે છે કે:

मुख्यार्थं बाधे तद्युक्तो ययान्योऽर्थः प्रतीयते ।
रूढेः प्रयोजनाद्वासौ लक्षणा शक्तिरर्पिता ॥

'આ કૌમુદી છે' એમાં મુખ્ય અર્થનો બાધ થતો નથી તેમજ અન્ય અર્થની પ્રતીતિ થતી નથી. અતઃ લક્ષણા કરવી અયોગ્ય છે. 'સિંહ ઊંઘે છે' ત્યાં પણ લક્ષણા જ સંભવે. આ અર્થસંક્રાન્તિવ્યાપાર નિરર્થક છે.

૨

## 'જ' 'ય'નો અર્થનિર્ણય

(જ = ભારવાચક શબ્દ
(ય = પણ

જેઠાલાલ ત્રિવેદી

શ્રી. 'પ્રસ્થાન'ના સંચાલક સાહેબ,

'પ્રસ્થાન'ના વૈશાખ '૯૩ના અંકમાં પૃષ્ઠ ૭૮–૭૯ પર, "શબ્દચર્ચા" એ શીર્ષક તળે 'જ' તથા 'ય'ના શુદ્ધલેખનની ચર્ચા થયેલી છે. એમાં અર્થનિર્ણય પૃષ્ઠ ૭૯ પર છપાયો છે. તેમાં 'જ'ના અર્થની બાબતમાં શ્રી. નરસિંહભાઈ પટેલે 'જ'ને અલ્પતા તરફ દૃષ્ટિ રાખનારો કહ્યો છે. એથી ઊલટું 'ય'ને બહુલતા તરફ દૃષ્ટિ રાખનારો કહ્યો છે.

મને આ બાબત શંકા લાગે છે—ખાસ કરીને રૂઢ ભાષામાં આ શબ્દોનું જે જોર તથા સ્થાન છે તે વિચારતાં. એટલે થોડોક ખુલાસો કરવો આવશ્યક માનું છું.

'જ'ને અલ્પતાસૂચક નહિ પણ ભારવાચક શબ્દ ગણવો જોઈએ. જે શબ્દની પાછળ તે આવે છે તેના પર તે ભાર મૂકે છે—એટલે તે શબ્દના વ્યક્ત અર્થને પુષ્ટિ આપે છે. પછી આગળનો શબ્દ અલ્પતાસૂચક હોય તો અલ્પતાને પુષ્ટિ આપે એ દેખીતું છે. દાખલા તરીકે 'એક જ માણસ આવ્યો.' "થોડું જ ખાધું." અહીં 'જ'નો ઉપયોગ 'એક' અને 'થોડું' એ શબ્દોને ભાર આપવા પૂરતો છે. આવી જ રીતે "બધા જ લોકો આવેલા" "બહુ જ ખાધું" એમ લખવામાં પણ ભારવાચક 'જ'નો ઉપયોગ ખોટો ઠરતો નથી. "બધા લોકો આવેલા" એમ કહેવામાં એકાદ ન આવ્યો હોય એવો સંભવ રહે છે. પણ "બધા જ" કહેવાથી "બધા" શબ્દનું બળ વધી તેને પુષ્ટિ મળે છે એટલે એક પણ બાકી ન હતો એવો સ્પષ્ટાર્થ નીકળે છે. "બહુ ખાધું" એમ કહેવાથી બહુ શબ્દ ખાસ ધ્યાન ખેંચતો નથી. પણ "બહુ જ ખાધું" એમ કહેવાથી 'બહુ'નું બળ વધી તે ધ્યાનને પાત્ર બને છે. મતલબ કે 'બહુ જ' એટલે 'બહુ'થી પણ વધુ એમ અર્થ સ્પષ્ટ થાય છે. કોઈ માણસના કામની ટીકા કરતી વખતે આપણે તેને કહીએ "ઘણું ખોટું કર્યું." આ ટીકા પર ભાર મૂકવો હોય તો આમ કહેવાય: "ઘણું જ ખોટું કર્યું." આને બદલે શ્રી. નરસિંહભાઈના મત પ્રમાણે "ઘણુંય ખોટું કર્યું" એમ પ્રયોગ થાય. પણ તે મને ભાષાની અર્થશક્તિનો વિચાર કરતાં નિર્બળ લાગે છે. 'જ'ના જેવો ભાર તેમાં નથી: છતાં માનો કે અહીંયાં

'ય' ને 'જ' બન્ને વાપરી શકાય છે પણ તેથી 'જ' નો ઉપયોગ ખોટો શી રીતે ઠરશે?

હુ તો માનુ છુ કે 'જ' ભારવાચક છે અને 'ય' ઘણીવાર તેનુ કામ બજાવી શકતો હોય તો પણ ઘણીક વાર તે 'પણ' શબ્દના અર્થમા વધુ સારી રીતે વપરાય છે, અને તે જ તેનો વધુ સારો ઉપયોગ મને લાગે છે. "સારાય લેખ આવે છે" એનો અર્થ એ કે લેખો પૈકી કેટલાક સારા પણ હોય છે "નબળાય આવે છે" એટલે નબળા પણ આવે છે આમ 'ય' નો 'પણ' શબ્દના અર્થમા સ્પષ્ટ ઉપયોગ થાય છે ને તે શ્રી નરસિંહભાઈના વાક્યોમાથી પણ તટસ્થ અર્થ તારવતા ફલિત થાય છે "પ્રસ્થાનમા સારા જ લેખ આવે છે." એનો અર્થ કરતા શ્રી નરસિંહભાઈ કહે છે કે, થોડા આવે છે પણ આવે છે એ બધાય સારા આવે છે આમા થોડા આવે છે એવો ભાવ જ ક્યા છે? ખરો અર્થ તો એ છે કે "તમામ લેખો—એકેએક લેખ—સારા હોય છે" પછી તે વધારે હોય કે થોડા હોય એ પ્રશ્ન જ નથી

નિષેધાર્થમા પણ 'ય' નો અર્થ 'પણ' તરીકે રહે છે જ દા ત 'આય ખાધુ નથી' એટલે કઈ ખાધુ નથી—આ પણ ખાધુ નથી 'ય' ની ખરી ખૂબી અહીં છે અહીં 'ય' ને બદલે 'જ' નહિ જ વપરાય, 'આય ખાધુ નથી.' ને બદલે 'આજ ખાધુ નથી' એમ લખતા અર્થ ફરી જાય કારણ અહીં 'ય' નો અર્થ 'પણ' થાય છે અને તે જ તેનો સાચો અર્થ લાગે છે એક વધુ દાખલો લઈ સ્પષ્ટતા કરીએ (૧) "સાથે અમે જ હતા" (૨) "સાથે અમેય હતા" આમા પહેલામા 'જ' નો નિશ્ચિતાર્થ ભારરૂપે વ્યક્ત થાય છે અને બીજામા 'ય' નો અર્થ 'પણ' તરીકે સ્પષ્ટ રીતે આગળ આવે છે આથી વધુ લંબાણની જરૂર નથી આ બન્ને વાક્યોમા નથી 'જ' ને બદલે 'ય' મૂકી શકાતો, કે નથી તેમા અલ્પતા કે બહુલતાનો ભાવ પ્રગટતો "અમે જ હતા" એટલે બીજા નહિ પણ અમે હતા (અમારે બદલે બીજા હતા એમ ધારી ન લેવાય તે ખાતર "અમે હતા" એમ કહેવાને બદલે "અમે જ હતા" એમ કહી 'જ' નો ઉપયોગ કર્યો છે) "અમેય હતા" એટલે "અમે પણ હતા"

જૂની કવિતામાથી સ્થળસંકોચને કારણે ('ય' નો અર્થ 'પણ' થાય છે તે બતાવવા) માત્ર એક જ દાખલો લઈએ

> બધીર કહે મારી બુદ્ધ થોડી, તેય કહુ એક રૂડા કાજે,
> રજનુ કહુ ગજ નવ માને, તેને છત્ર કનકના છાજે.
>
> —શામળ ભટ્ટ

આ કાવ્યપંક્તિઓમા તેય નો અર્થ 'તે પણ' એવો થાય છે એટલે 'ય' નો 'પણ' અર્થ તેમા ઘટાવેલો છે આવા તો બીજા અનેક દાખલા મળી આવે. પણ કિમધિકના?

આ બાબત વધુ ચર્ચા થાય તેની શ્રી નરસિંહભાઈ પટેલની પણ ઇચ્છા છે, તેથી જ મારુ મતવ્ય રજૂ કરવા હામ ભીડી છે

હુ માનુ છુ કે 'જ'એ ભારવાચક અવ્યય તરીકે મેળવી લીધેલુ તેનુ સ્થાન ભાષામાથી ચ્યુત કરવુ જરા પણ શક્ય નથી પછી ભલે તે અર્થ કોઈ વખત સયોગવશાત્ 'માત્ર અલ્પતાસૂચક' થતો હોય, તો પણ આશા છે કે વિદ્વાન ભાષાશાસ્ત્રીઓ આનો યોગ્ય નિર્ણય કરશે

———o———

# ગોઝારો કૂવો

રાજશેખર

તું જો હારે, નિત નિત સહી,
અનુતર રહી, સાસુનાં શબ્દ બાણો;
ને સ્વામીનો, રજની ભરમાં,
વ્રણ રૂઝવતો, સાંપડે ના દિલાસો;
સ્વપ્નો તારાં, ગૃહ–જીવનનાં,
ઉદય વિણુ જો, આથમે રે! અકાળે;
નિઃશ્વાસોના, પ્રખર બળતા,
જીવ–ધુંધવતા, તાપમાં ઓસરીને–

તો તું જાજે, સુરજ નમતાં,
કુલજન બધાં, પોઢતાં ખાટમાંહે;
એકાકી હો, મન દૃઢ કરી,
બલ પગ ભરી, ચોકના તે કૂવાએ;
ત્યાં અંધારૂં, ઘન નીવરતા,
તવ હૃદયમાં, ભૂતને જો જગાડે;
લોકોક્તિઓ, સ્મૃતિ–પટ પરે,
સજીવન બને, રાત્રિના ઘોર પ્હોરે;
ને હૈયાંના, શત ટુક કરે,
મન ભય ભરે, તો ય, તું ચાલી જાજે;
આ ગોઝારો, કહી જન બધા,
પર–પીડ–સુખી, છૂટથી છો વગોવે;
તારે માટે, અતલ ઉદરે,
જનની સરખું, સ્થાન શીળું પડ્યું છે;
જો તું ચીરી, પટ ઉપરનો,
સત છુપવતો, સ્પરશે અંતરાત્મા;
તો તું જોશે, નથી તહીં જરી,
ભય! પ્રસરતી, બ્હારની કાલિમા ત્યાં;

૧. દૈવના દુર્વિપાક;–આ પાઠ વધારે સારો છે.

કૂવા કાંઠે, નજર પડતુ,
તિમિર સઘળુ, પૂજ નિઃશ્વાસનો છે.
સંતપ્તો જે, ભવરણે ભૂંલ્યા,
ધગ ધગ બળ્યા, નીતિના બાહ્ય તાપે,
ઉંડે ઉંડે, ભીતર મહી તો,
પુનિત અલિખે, જ્યોતિને જ્યોતિ રાજે;
જે સૂનેલી, જગતવિભ્રથી,
સજીવન બને, સ્પર્શે એ સૌમ્ય લાધે,
વાગે પાછા, જીવનભરના,
ઉત્સવ તણા, ઘંટ ને આરતિઓ,
એની ગોદે, શયન કરીને,
દુઃખ વિસરીને, શયને તારકોથી;
જે નિરાતે, અમૃત વરસે,
ઘન પટ ચીરી, પર્ણ ને ડાળીઓનો,
ને કલ્લોલો, ગભીર નીરતા,
રજ રજ હરે, દેહની કલાતિ જ્યારે,
ઉભી રેશે, નયન સમીપે,
સ્મિત કરી ઘન—શ્યામની મૂર્તિ ત્યારે,
તું જો હારે, નિત નિત સહી,
અનુતર રહી, (સાસુના[1] શબ્દ બાણે,)
તો તું જાજે, સુરજ નમતાં,
દુઃખ વિસરવા, કાંઠડે તે કૂવાને

1. 'વના દુર્વિપા',



# લોકચર્ચા

## ભાવનગરનો મહાન પ્રયોગ

નટવરલાલ મા. સૂરતી
બી. એ., એલ એલ. બી.

### ( ૨ )

### રાજ્ય ખેડૂત માટે શું શું કરી શકે ?

ખાતરની અછત અને તે પૂરવાની ખામીભરેલી રીત

**ખેતીમાંથી** આપણે ઇચ્છીએ એટલી પેદાશ નથી થતી તેનું કારણ ખાતરની તંગી અને તે પૂરવાની ખામીભરેલી રીત એ છે. એ સ્પષ્ટ વાત છે કે નીપજ વધારવી હોય તો જમીનમાં વધારે અને યોગ્ય રીતે ખાતર પૂરવું જોઈએ. વિક્ટર મહાલમાં માંડલ ગામમાંથી એક દાખલો મળી આવેલો. એ ગામનો પટેલ ખોડાભાઈ એ વીઘાં જમીને એક કળશી ઘઉં ઉતારતો. માંડળના બીજા ખેડૂતોને છથી દસ વીઘાં જમીને એટલા ઘઉં થતા. એ પટેલ દૂરનાં ગામોમાંથી ખાતરનાં ગાડાં લાવતા અને જમીન કેળવતા; જ્યારે બીજા ગરીબ ખેડૂતો પૂરતું ખાતર લાવી ન શકતા, એટલે જમીન એક જ જાતની હોવા છતાં નીપજમાં એટલો ફેર પડતો હતો.

બળતણમાં લાકડાં વપરાય તો છાણ ખાતર માટે બચત રહે

પણ જ્યાં સુધી ખેડૂત છાણનો બળતણ તરીકે ઉપયોગ કરે છે ત્યાં સુધી બધાને પૂરતું ખાતર મળવા સંભવ નથી. બધા ખેડૂતો કાંઈ મોંઘાં વૈજ્ઞાનિક રસાયનો વાપરી ન શકે. અને એ રસાયણી ખાતર છાણના ખાતર જેવું કામ આપતું નથી એ વાત પણ સિદ્ધ થઈ ચૂકી છે. રસાયણી ખાતરની અસર માંડ બે વરસ ટકે છે, જ્યારે છાણનાં ખાતરથી દસ કે એથી પણ વધારે વરસ સારો પાક ઉપજાવી શકાય છે. ખેડૂત છાણાં બાળવાની તેની સદીઓજૂની ટેવ છોડે અને બળતણમાં લાકડાં વાપરતો થાય એ જ સારું ખાતર મેળવવા માટે મુખ્ય માર્ગ છે. ચોમાસાના ચાર મહિના વરસાદમાં છાણાં થાય નહિ અને તડકો ન હોવાથી સુકાય નહિ, એટલે માત્ર ચાર માસના જ છાણનો ખાતરમાં ઉપયોગ થાય છે; જ્યારે બાકીના આઠ માસ માટે છાણ બળતણ તરીકે જ વપરાય છે. ખેડૂતો બળતણ માટે લાકડું વાપરતા થાય તે પહેલાં લાકડાં પુષ્કળ અને સસ્તાં મળે એવી વ્યવસ્થા પણ થવી જોઈશે.

રસોઈબળતણ

લાકડાં મેળવવાની એક રીત તો એ છે કે ખેડૂત પોતાના ખેતરની હદ ઉપર કે ખારવાળા નકામા ભાગમાં બાવળ કે બીજાં ઝાડો ઉગાડે. જંગલ ઉગાડવાની પણ સૂચના થઈ છે. ગામની પાસે યોગ્ય સ્થળે નાની ઝાડી રાખી શકાય. એ ઝાડીથી સોંઘું બળતણ ગામને પૂરું પડે, અને

ઢોરને માટે ત્યાં ગૌચરની સગવડ થાય, એ માટે યોગ્ય સ્થળ પસંદ કરવા ખાસ તપાસ થવી જોઈએ. બળતણનાં સાધનો માટે લાકડું મળવું મુશ્કેલ થઈ પડ્યું છે. બાવળ હોય તો એ કામમાં આવે.

છેલ્લાં વરસોમાં વરસાદનું પ્રમાણ ઘટતું ગયું છે. તો ઘણા લોકો માને છે તેમ ઝાડ ઉગાડવાથી, બળતણ અને ચરાણની સગવડો ઉપરાંત, વરસાદ અમુક અંશે એથી વધશે.

ખાતા જમીન પર ઉગેલાં ઝાડો ચોથમાંથી મુક્ત રાખવા અને ખાતા જમીન પરનાં ઝાડોનો હક્ક ખેડૂતનો જ રહે એવો હુકમ બહાર પાડવામાં આવ્યો છે. એથી ખેડૂતોને વધારે ઝાડો ઉગાડવાનું ઉત્તેજન મળશે એમ આશા રાખી શકાય. વસુલાતી ખાતું પ્રચાર અને આગ્રહદ્વારા દરવર્ષે વૃક્ષારોપણનું કાર્ય વેગવંત બનાવવા પ્રયત્ન કરે છે.

મુડદાલ માટી અને હાડકાંની ખાતર તરીકે વપરાશની હિમાયત

ખેડૂતો જો મુડદાલ માંસનો ખાતર તરીકે ઉપયોગ કરે તો એક તો ખાતરની ઉણપ પૂરાય અને હરિજનો એ ખાવાની જૂની ટેવમાંથી મુક્ત થાય. માંસ ખાનારી પ્રજાઓમાં પણ મુડદાલમાંસ કોઈ ખાતું નથી. અસ્પૃશ્યતાનો કોઈપણ રીતે પક્ષ ખેંચી ન શકાય, પણ ભંગી લોકો સામે લોકોના આટલા સજ્જડ પૂર્વગ્રહો બંધાયા છે તેમાં ઊંડા ઊતરતાં જણાશે કે તેઓ મુડદાલ માંસ ખાય છે એ જ એ વિરુદ્ધ લાગણીનું કારણ છે. ભંગી લોકો એ ટેવ છોડી દે એટલે લોકોનો વિરોધ આપોઆપ ઓછો થઈ જશે. પણ જૂની ટેવ જલદી ભુલાતી નથી. ભંગીઓ ચમારનો ધંધો કરે છે, જેને અંગે મુએલાં ઢોરનાં ચામડાં ઉતારવાનું તેમને સોંપાય છે. વળી વંશપરંપરાથી એ લોકો એ માંસ ખાતા આવ્યા છે એટલે એ વસ્તુ જ્યારે ધંધાને અંગે એટલી સુલભ હોય ત્યારે તે ખાવાનું આકર્ષણ ખાળી શકાતું નથી. એટલે મરેલાં ઢોરને ખાતર તરીકે વાપરવાનું આપણા ખેડૂતો શરૂ કરે તો તેઓની ખાતરની ખોટ પૂરી થશે એટલું જ નહિ, પણ અસ્પૃશ્યવર્ગની સુધારણામાં મહત્ત્વનું કાર્ય થશે. એ માંસ જ્યારે ખાતર તરીકે ખેડૂત વાપરે ત્યારે તે માંસ વેચી શકાય તેવી વસ્તુ ગણાય. અને એની કિંમત ઊપજશે એ લોભે પણ અસ્પૃશ્ય લોકો તે ખાતાં અટકે. એટલે હરિજનો એ ટેવ ભૂલે અને ખેડૂતોને ખાતર મળી રહે તે હેતુથી દરબાર કસ્બામાં ભામઈજારા આપે છે. એથી દરબારને ખોટ જાય છે. તોપણ તેમાં હરિજનો મુડદાલમાંસ ન વાપરે એવી શરત કરવામાં આવે છે. કોઈ કોઈ સ્થળે ખેડૂત મુડદાલમાંસ ખાતર તરીકે વાપરતા થયા છે.

હાડકાં પણ ખાતર તરીકે બહુ ખપની વસ્તુ છે, પણ પહેલાં તે સાફ થવાં જોઈએ. તે માટે એ કારખાને લઈ જવાં અને પાછાં લઈ આવવાં પડે, અને તેમાં એટલો ખર્ચ થાય કે એ કામ પડતું મૂકવું પડે. હાડકાંને જો છેક કોલસો ન થઈ જાય તેટલી આંચ આપવામાં આવે તો એ તરત ભાંગી જાય, અને તેનો ચૂરો ખાતર તરીકે કામ આપે. કેટલાંક ગામોમાં ખેડૂતો હાડકાં સંઘરીને તેનો ઉપયોગ ઉપર કહ્યા મુજબ કરે છે.

ગામડાંની સફાઈ

આપણાં ગામડાંઓમાં સંડાસની સગવડ હોતી નથી. અને લોકો ફાવે ત્યાં દિશાએ જઈને ગંદકી કરે છે. લોકો જો એનો ખાતર તરીકે ઉપયોગ કરતાં શીખે તો એક તીરથી બે નિશાન પડે—એક તો ખાતર વધે અને ગામડાંની સ્વચ્છતા વધે.

ખેતીવાડી ખાતા તરફથી પ્રચારકાર્ય અને પ્રદર્શનો દ્વારા ખેતીસુધારણાની અનેક વસ્તુઓ ખેડૂતને સમજાવવામાં આવે છે તેની બધી વિગતો અહીં ઉતારવા જતાં અતિ વિસ્તાર થઈ જાય.

છતાં નીચેની બાબતો વિશે ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય. (૧) જમીનમાં ભીનાશના સંગ્રહ માટે ખેતરને પાળા બાંધવાના; (૨) વધારે અને શાસ્ત્રીય રીતે ખાતરનો સંગ્રહ અને ઉપયોગ; (૩) બિયારણ ભેદ; (૪) વાવતી વખતે બરાબર અંતર રાખવાનું કે જેથી છોડને મોટા થવા માટે પૂરતી જગ્યા અને પોષણ મળે. આ બાબતો લાગે છે સામાન્ય, પણ પરિણામની દૃષ્ટિએ એ અતિ મહત્ત્વની છે.

ખાસ કરીને જુવાર, છોડ વચ્ચે જગ્યા રાખવાની સૂચના જો બધા અમલમાં મૂકે તો પાક વધારે ઊતરવા ઉપરાંત ખાતર અને મહેનત બન્નેનો ઠીકઠીક બચાવ થાય. અત્યારે પાસે પાસે વાવેલા છોડ મોટા થાય તે માટે આખા ખેતરમાં ખાતર પાથરીને પહોળું કરવું પડે છે, એમ કરવાની પછી જરૂર નહિ રહે. ખાતરની એક તો તાણ છે અને ચારે તરફ વેરવાથી એ ઘણું નકામું જાય છે. જો ચાસ પાડતી વખતે બે હાર વચ્ચે વચ્ચે ત્રણથી પાંચ

સરકારના નિષ્ણાત સમક્ષ પોતાના પ્રાન્તના સંજોગોને ટ્રેક્ટરની ખેડ અનુકૂળ નથી એવો જાહેર સ્વીકાર કર્યો હતો. પણ ટ્રેક્ટરની ખેડ અનુકૂળ નથી એ દેખીતી વાતની એ રીતે નિઃસંદેહ પ્રતીતિ થવામાં, કેટલો સમય બરબાદ ગયો અને કેટલાં મોંઘાં ટ્રેક્ટરની ખરીદી થઇ એ જાણવાનું રસપ્રદ થશે.

મનમાં કોઈ પણ જાતના પૂર્વગ્રહો રાખ્યા સિવાય સ્થાનિક પ્રશ્નો વિચારવામાં આવે, અને સ્થાનિક પરિસ્થિતિનો તલસ્પર્શી અભ્યાસ જો મુક્ત મનથી કરવામાં આવે, તો આપોઆપ સ્વાભાવિક બંધબેસતા ઉપાયો સૂઝી આવશે.

ભાવનગરના ખેડૂતોને ઋણમુક્ત કર્યા તે પછીની પરિસ્થિતિનું માપ કાઢવા અને અવલોકન કરવાના હેતુથી આ લેખ લખાયો અને ખેતીના સમગ્ર પ્રશ્નના સાથેસાથ આલોચના થઈ. પહેલાંથી જ કહ્યું હતું તેમ, માત્ર કરજમુક્તિ એ બહુ મહત્ત્વનું કાર્ય છે, છતાં, તે એક જ માત્ર બસ નથી. એ અટપટા પ્રશ્નની કિનારને જ એ તો સ્પર્શે છે, અને પ્રશ્નના પૂરા ઉકેલ માટે અનેક દૃષ્ટિથી એક સાથે કામ કરવાની આવશ્યકતા રહે છે. તો પણ પ્રશ્ન અટપટો હોય કે બીજાં પૂરક પગલાંઓની જરૂર હોય, એટલે ઋણમુક્તિના કાર્યથી નાસવું એ પોસાય તેમ નથી. બધી સુધારણાનો ઋણમુક્તિ એ પાયો છે. અને જૂના કરજભારથી ખેડૂત કચડાતો હોય ત્યાં સુધી બીજા સુધારા શક્ય જ નથી. ખેડૂતોમાંથી ઉત્સાહ અને રસ નષ્ટપ્રાય થયાં છે. ઋણમુક્તિ થતાં એ પાછાં જાગૃત થશે અને એ નવી ચેતનાનો બીજા ઇચ્છનીય સુધારા અને પુનર્રચનાના કાર્યમાં ઉપયોગ કરી શકાશે.

ખેતીના પ્રશ્નોની તપાસ કરતાં નાની જણાતી વિગતો વિશે ધ્યાન આપવાની વિશેષ જરૂર પડી છે. એ બાબતો નાની હોવાથી જ ઘણીવાર ભુલાઇ જાય છે, પણ ગામડાંઓની ખેતીની પુનર્ઘટના સાથે એ બાબતોને ખાસ સંબંધ છે. વળી આ બાબતો ગ્રામજીવન અને ખેતીમાં એવી સાદી અને સરલ છે કે જે બહારની મદદ કે વિશેષ ખર્ચ વગર અમલમાં મૂકી શકાય. તે જ કારણથી એવી બાબતો પર વધારે ભાર મૂકવામાં આવ્યો છે.

કુદરતી રીતે લેખ લખતી વેળા અહીંની પરિસ્થિતિ મન આગળ વધારે રહી છે. છતાં એમ કહી શકાય કે ખેતીની પરિસ્થિતિ તો દરેક દેશમાં થોડા સ્થાનિક ફેરફાર બાદ કરતા લગભગ સરખી જ છે. અને અહીંને માટે લખેલી વસ્તુ બીજા સ્થળને માટે પણ ઓછા વધતા ફેરફાર સાથે લાગુ થશે.

કરજમુક્તિના શુભ કાર્યને વધારે અસરકારક બનાવવા માટે ઉપર કહેલી ઘણીખરી વસ્તુ ભાવનગર રાજ્યે અમલમાં મૂકી છે અગર વધારે મૂકવા તજવીજ ચાલુ છે. પણ ભવિષ્ય તો કુદરતના હાથમાં છે. એટલે અમુક અંશે એ તો અનિશ્ચિત જ રહેવાનું. પણ માણસ જો પોતાની શક્તિ પ્રમાણે શુભ કાર્ય કરવા મથે તો ઇશ્વરના આશીર્વાદ તેના પર ઊતરે અને તેને સફળતા મળે જ. ભાવનગરનો મુદ્રાલેખ છે કે "મનુષ્ય યત્ન, ઇશ્વર કૃપા."

મનુષ્ય યત્નઃ ઇશ્વર કૃપા

સંપૂર્ણ ]






**અપંગની પ્રતિભા**:–હેલન કેલર કૃત આત્મકથા; અનુવાદકઃ મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય બાર આના.

આ છેક નાની વયથી આંધળી, બહેરી અને મૂંગી થયેલી બાળાના જીવન અને ખાસ કરીને આન્તરજીવનના વિકાસની તેણે જ લખેલી અભૂતપૂર્વ કથા વિષે, તેના જેવી જ નહિ પરંતુ અમુક અંશે એવી સ્થિતિમાંથી ઉન્નત સ્થિતિએ ગયેલા, વિદ્વાન પંડિત શ્રી સુખલાલજી સંઘવી અને કેળવણીના ક્ષેત્રના મોટા ચિંતક અને અભ્યાસી શ્રી. કાકાસાહેબે લખીને તેની એ મોટી વાતને યોગ્ય ન્યાય આપ્યો છે. તેથી અહીં થોડો આવકાર આપવાનું જ રહે છે.

કુદરતના કોપથી સામાન્ય જીવનથી રહિત થયેલી આ બાળામાં અસામાન્યતા હોય એ સ્વાભાવિક છે. પરંતુ એ કઈ બાજુએ અને કેમ વળે છે તે જોઈએ.

એની છેક બાલ્યાવસ્થામાં એ એક કજિયાળી, ઘડીઘડીમાં ગુસ્સે થતી, ઈર્ષાખોર છોકરી માત્ર હતી. પરન્તુ કુમારી સલિવનના આગમન સાથે એ અસંયમિત લાગણીઓ–વર્તનો–જિજ્ઞાસાના બળે શાંત અને એકાગ્ર થઈ વિરલ રૂપાંતર પામે છે.

આ જિજ્ઞાસા જાગ્રત કરનાર અને એ જાગ્રતિને હંમેશ એકાગ્ર રહેવા પથ્ય ખોરાક પૂરો પાડનાર કુ. સલિવનની ખંત અને તેનો બલદાયક પ્રેમ આપણા શિક્ષકોને સમજવા જેવો છે. ઇન્દ્રિયો દ્વારા પરોક્ષ કેળવણી આપવી સહેલી, પરંતુ ઇન્દ્રિયોની અંદર રહેલી અંતઃશક્તિને પ્રત્યક્ષ કેળવણી આપવી એમાં વિશાળ માનસજ્ઞાન, પ્રેમ અને આદર્શની પાછળ જીવન ખર્ચવાની મહેચ્છા જોઈએ છે. આ વાતનો દાખલો કુ. સલિવને પૂરો પાડ્યો છે. શ્રી. કાકાસાહેબ એમાંથી કોણ વધારે પ્રતિભાસંપન્ન એવો પ્રશ્ન કરે છે. એ જો અલંકાર હોય તો કશું કહેવાનું નથી. પરન્તુ જો વિધાન હોય તો આપણે કહી શકીએ કે, કુ. હેલન. કારણ પ્રેરક કરતાં પ્રેરિતમાં આદર્શને મૂર્ત કરવાની શક્તિ, એ વિશેષતા છે.

શરીરશાસ્ત્રીઓને જેમ આ બાળાનાં આંગળીઓનાં ટેરવાંની ગ્રાહકશક્તિ વિસ્મય પમાડે છે ને વિચાર કરાવે છે; તેમજ, એનું મન માનસશાસ્ત્રીઓ માટે એક નવું જ અભ્યાસનું ક્ષેત્ર બને છે. આ બાળાની માનસિક શક્તિઓ એટલી ગ્રાહક છે કે, એ ભય અને પ્રેમની ઉત્કૃષ્ટ સ્થિતિએ નિમિષભરમાં પહોંચી જાય છે. કુ. સલિવનના વિરલ પ્રેમને પામેલી આ બાળા, વિશ્વને પ્રેમમય જ માને છે, અને જ્યારે તેના શિક્ષક, મિ. એનેગ્નોસ, તેને ખોટી માની લે છે, ત્યારે તેને કેટલો આઘાત થાય છે! એ તીવ્રના વાચક ઉપર અત્યંત કોમળ મનોવૃત્તિઓની સમભાવ જગાડતી અચૂક છાપ પાડે છે. આ કોમળ વૃત્તિ—આ સૂક્ષ્મ મન એક ફુલની સુગંધે જગતને પ્રેમ અને સૌરભમય જુવે છે અને કવિ બની પ્રત્યુત્તર આપે છે. પવનની બીની.

મધે એ મહાતમસ અને જંગી વાતોને સ્પર્શે છે. અને એ સ્વાભાવિક છે કે પ્રેમ અને ભયના આવા ઝૂલા ઉપર ઝૂલતી એ, એના લખાણની પ્રસ્તુતિની પરનું વિશ્વકારુણ્યમાં આનંદધામ શોધતા, પરમ સમાધાનોત્સુક અને અસહાય છે માટે જ બળવાન આત્માનું દર્શન આપે છે; આથી હૃદયને એક પ્રકારનું સાંત્વન મળે છે. એટલે કે લેખિકાની શુભની શ્રદ્ધા એટલી બલવાન અને ઊંડી છે કે એના સમભાવશીલ હૃદયની પ્રેરક અસર વાચક ઉપર અચૂક પડે છે.

તેની અસહાયતા તેને આત્મવિલોપનમાં ડૂબાડે છે. તેમાં એ બીજાનાં સુખે સુખી બને છે, દુઃખે દુઃખી. પરંતુ આ દુઃખ તે ભેદી શકે છે. અહીં તેનાં પ્રજ્ઞાચક્ષુ ખુલે છે, અને એ ઇતિહાસમાંથી સાંસ્કૃતિક વિકાસને જાણતી બાળા વર્તમાન ભૂલી ત્રિકાળને ભરતું જીવનસંગીત જુએ છે અને કહે છેઃ તેમનાં શરીર બેડોળ અને ગાંઠાવાળાં થઈ ગયાં છે. તેમના કઠણ ખડબચડા હાથને મેં અડકી જોયા છે અને પ્રત્યક્ષ કરી લીધું કે, એમની જિંદગી તે કેવી અવિરત કડાકૂટની હોવી જોઈએ—એકસરખી ધમાધમ, કાંઈક કરવાના નિષ્ફળ ધમપછાડા કરતાં કાંઈ વધારે નહિ. એમનાં જીવનમાં, પુરુષાર્થ અને અનુકૂળ અવસર વચ્ચે જાણે અમાપ આદર વેર છે એમ લાગે છે. આપણે કહીએ છીએ હવા અને પ્રકાશ એ સૌને સારુ ઇશ્વરે મફત બક્ષેલાં છે, પણ ખરેખર એમ છે? દૂર પેલા શહેરની ગંદી અવડ ગલીઓમાં સૂરજનો પ્રકાશ પડતો નથી, અને હવા ગંધ મારે છે? અરે મનુષ્ય, તુ તે કેમ તારા જાતિભાઈને ભૂલે છે ને દ્રોહ કરે છે, અને એને ખાવા ટુકડોય નથી ત્યારે તુ માગે છે, "હે પ્રભુ; અમને રોજનો રોટલો આપજે!" લોકો શહેર, તેનો ભપકો, તેની ધાંધલ અને તેનું ધન છોડીને વન અને ખેતરો તરફ તથા સાદા સરળ જીવન તરફ વળે તો કેવું સારું? તો પછી તેમનાં બાળકો વિશાળ વૃક્ષ જેવાં ભવ્ય થશે અને તેમના વિચારો રસ્તા પરનાં ફૂલો જેવા મધુર અને પવિત્ર થશે!"

આ વિરલ વિકાસકથા સૌ કોઈ વિકાસકામુકને—શિક્ષક કે શિષ્યને—માટે જરૂર પ્રેરક નીવડશે. ગુજરાતીમાં આવું સરળ ભાષાંતર કરી આપનાર ભાઈનું ગુજરાત ઉપકૃત રહેશે.

**રાજનામું**:—લેખકઃ નટવરલાલ મ. પટેલ; પ્રકાશકઃ પ્રદ્યોતકુમાર દિવેટિયા, અમદાવાદ. મૂલ્ય ૭ આના.

આ વાર્તા અને નાટિકાના સંગ્રહમાં એક ઇચ્છિનીય સરળતા જોવામાં આવે છે, અને તે શૈલીની, જે કર્તાના લેખનના ભાવિવિકાસમાં બહુ મદદગાર થશે. વસ્તુ જીવનના વિરલ, ઉદાત્ત, પ્રસંગોનું છે, અને તેથી સુયોગ્ય છે. માત્ર વસ્તુનો વિકાસ કરવામાં લેખકનો હાથ કાચો જણાય છે. વિરલ પ્રસંગે ઘણુંખરું ભાવોદ્રેકની ટોચ જોઈએ એ આ સંગ્રહમાં સ્પષ્ટ નથી થતી. પરંતુ એવી ટોચના મોહમાં આ ભાઈ વાર્તાવહનની સરળતાની અમસાધ્ય કલા જતી કરી ભાવોની ખોટી અથડામણ બતાવતા ન થઈ જાય એટલી જાગ્રતિની આશા અમે રાખીએ છીએ. આ લઘુગ્રન્થની પાછળ રહેલી સાહજિક કુમાશને અમે આવકારીએ છીએ અને બલવાન પણ થતી રહે એમ ઇચ્છીએ છીએ.

* "જ્યૂડા જેવા લોક અને શેતાન પણ વિશ્વમાં પ્રવર્તમાન સાધુતાના મહાચક્રના ભાંગી ગયેલા આરા છે. અને તેઓ યોગ્ય સમયે પાછા સમારી લેવાશે."

**પ્રિય આગમનઃ**–લેખકઃ કૌશિક; પ્રકાશકઃ શ્રી. જમનાદાસની કું., મુંબઈ; મૂલ્ય બે આના. કર્તાના ગુરુ અને 'પ્રાસ્તાવિક'ના લેખકઃ શ્રી. જ્યોતીન્દ્ર દવેનું જ વાક્યઃ—

"કાવ્યકલા જેવા વિષયમાં પણ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે મહેનત કરવી પડે છે" તરફ કર્તાનું ધ્યાન ખેંચી અમે કહીએ છીએ કે, સિદ્ધિ પહેલાં પ્રસિદ્ધિ નુકસાનકર્તા છે. કાવ્ય તરંગો પ્રમાણે લખવાથી ઊર્મિ ઘેલછાનો નમૂનો લાગે છે. પરંતુ ઊર્મિ તો છે, તેથી એ સંયમિત થઈ ભવિષ્યમાં સારા રૂપે બહાર પડશે એવી આશા છે.

**કલ્પવૃક્ષઃ**–લેખકઃ ઉમિયાશંકર ઠાકર; પ્રકાશકઃ ગીતમંજરી કાર્યાલય, આણંદ મૂલ્ય ૧)

આ પુસ્તક ગુજરાતના જાણીતા નવલકથાકાર શ્રી. ર. વ. દેસાઈની પ્રસ્તાવના પામ્યું છે. પરંતુ તેમનાં લખાણ પ્રમાણે એ "નિરર્થકતા અને ભારે શબ્દપ્રયોગ" માંથી બચેલું અમને નથી જણાતું. આવા અખતરા નાનાં નાનાં વાક્યો હોય ત્યાં સુધી રસ, રમૂજ અને નિર્દોષ આનંદ ઉત્પન્ન કરે, પરન્તુ આવા દીર્ઘ પ્રયોગો તો નીરસ અને બેડોળ વાર્તાઓનું રૂપ ધરે છે.

**તુષારઃ**–કર્તાઃ ઉમાકાન્ત; પ્રાપ્તિસ્થાન, મોહનલાલ પિ. શાહ, વડોદરા; મૂલ્ય બે આના.

આ રસસંગ્રહ તદ્દન સામાન્ય કોટિનો છેઃ છતાં લેખકને આ જાતનાં પદ્ય અધારણ ઠીક કારતાં લાગે છે, તેથી અમારી સલાહ છે કે એમણે ઢાળ તરીકે ઘણે સ્થળે મૂકેલી જૂના રાસની લીટીઓમાંથી રાસની યોજનાની ચાવી શોધવી.

**સમાજવાદ શા માટે?**—લેખકઃ જયપ્રકાશ નારાયણ; પ્રકાશકઃ નવી દુનિયા કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય બાર આના.

આ પુસ્તક મહાસભાના સામાન્ય સભ્યોને સમાજવાદની સમજણ આપવા લખાયું છે. અને તેથી તે મહાસભાના રાષ્ટ્રીય કાર્યક્રમમાં રસ લેના દરેકને માટે જાણવાયોગ્ય થયું છે. આ પુસ્તકની સરળતા અને વિગતો તથા ખરા સુધારા માગતા માણસોના સમાજવાદ પ્રત્યેના ભૂલભરેલા ખ્યાલોને આપેલા ખુલાસા અને વિશેષે કરીને હિંદને સમાજવાદ પ્રતિકૂળ નથી એ બાબતના ખુલાસા હિંદના રાજકીય તેમજ સામાજિક જીવનમાં રસ લેતા માત્ર સામાન્ય જ્ઞાન ધરાવતા દરેક માણસને ઘણાં ઉપયોગી નીવડશે.

ગાંધીવાદની વિરુદ્ધ આમાં ચર્ચા કરવામાં આવી છે. પરંતુ એનો ઉત્તર કોઈ સમર્થ ગાંધીવાદી જ આપી શકે. આપણે એટલું કહીએ કે આ પુસ્તકમાંની દલીલો માત્ર આવેશભરી નથી, એમાં શાસ્ત્રીયતા રહેલી છે.

પુસ્તક વાંચતાં લેખકની જે વસ્તુ કે તેમાં રહેલી સહૃદયતા-શુભેચ્છા દેખાઈ આવે છે.

આ સહૃદયતા, યુવકના આત્માની તત્પરતા અને અત્યારનાં ખરી પ્રગતિ ઝંખતાં હિંદના રાજકીય તથા સામાજિક જીવન માટેની આની ઉપયોગિતા અમને આવકારપાત્ર લાગી છે.

નવી દુનિયા કાર્યાલયના આ પ્રયત્નને અમે આવકારીએ છીએ. ભાષાંતર સુવાચ્ય છે.

'ઉત્સુક'

જ્યારે એકધારું જીવન ચાલતું હોય ત્યારે આવેલાં સ્વપ્નાં ભવિષ્યનો બનાવ કહેતાં નથી. એકધારા જીવનમાં ફેરફાર થવાનો હોય તે અગાઉ આવાં સ્વપ્નાં આવે છે. અખતરો કરવો હોય તો અમુક રાત પસંદ કરવી જોઈએ. ખાસ કરીને રોજના એકધારા કાર્યક્રમ કરતાં જુદી રીતનો કાર્યક્રમ થવાનો હોય તેની આગલી રાતે આવા અખતરા કરવા જોઈએ. મુસાફરીએ નીકળવાના હોઈએ એની આગલી રાત પસંદ કરવી યોગ્ય છે. વૃદ્ધ માણસો સ્વપ્નાં બરોબર યાદ રાખી શકતાં નથી અને છોકરાઓ પર પણ પૂરો વિશ્વાસ મૂકી ન શકાય એટલે ૧૮ થી ૩૪ વર્ષની ઉંમરના માણસો આવા અખતરા માટે લાયક છે. ૯૦ ટકા સ્વપ્નાં જાગ્યા પછી પાંચ જ સેકંડમાં ભૂલી જવાય છે. બાકીના થોડા યાદ રહે છે તે પણ અર્ધા કે પોણા કલાકમાં ભૂલી જવાય છે. ખૂબ સચોટ હોય એવાં સ્વપ્નાં જ યાદ રહી જાય છે. માટે રાત્રે સૂતી વખતે કાગળ અને સીસાપેન ઉશિકા આગળ જ રાખવાં. વચ્ચેવચ્ચે ઊઠી પડવાની ટેવ હોય તો સારું. જો એ ટેવ ન હોય, વહેલા ઊઠી શકાતું ન હોય તો ઘંટડી મૂકીને જલદી ઊઠવું જોઈએ. ઊઠતાં વેંત જ પથારીમાં બેઠાં બેઠાં જેટલું યાદ આવે તેટલું લખી લેવું. લખી લીધા પછી એ દરેક સ્વપ્નને પદ્ધતિસર ગોઠવી દેવું. અખતરો કરવો હોય તો સવારના અર્ધોપોણો કલાક આપવો પડે અને રાત્રે પણ ઊંઘમાં થોડી ખલેલ પડે. પચાસ ટકા સ્વપ્નાં સાચાં પડે છે એની જાણ થયા પછી મારા એકધારા કાર્યક્રમમાં વિક્ષેપ પડચો નથી અને પડચો હોય તોય હું એ વિષે અખતરા કરી શકચો નથી. પરંતુ ડુનેના જીવનમાં બનેલા બનાવ એના પુસ્તકમાંથી લઈને હું અહીં ટાંકું છું.

"મેં એક હવામાં ઊડતું યંત્ર શોધી કાઢયું અને તેમાં બેસીને હવામાં થઈને મુસાફરી કરતો હતો. ધોળો પદાર્થ લગાડવામાં આવેલા લાકડાના પાટિયાની હોડીમાં હું બેઠો હતો. હું હોડીને હલેસાં મારતો નહોતો તેમ જ કોઈએ એને ટેકો આપ્યો હોય એમ પણ લાગતું નહોતું. હોડી એમ ને એમ હવામાં ચાલતી હતી."

ડુને જ્યારે નાનો હતો ત્યારે એટલે કે ઈ. સ. ૧૮૯૦માં આ સ્વપ્ન આવ્યું હતું. તે વખતે વિમાનની શોધ થઈ નહોતી. એ વિષે એણે કંઈ સાંભળ્યું પણ નહોતું. સ્વપ્ન ખૂબ જ સચોટ હતું

ત્યાર પછી વીસ વર્ષે ડુને પોતે તૈયાર કરેલા વિમાનમાં ઊડચો. એ વિમાનને પૂછડી નહોતી, રંગ સફેદ હતો અને હોડી જેવું દેખાતું હતું. એક વખત ઊડી આવ્યા પછી એને નાનપણમાં આવેલું સ્વપ્ન યાદ આવ્યું. સ્વપ્નાનો બનાવ કેટલાંય વર્ષો પછી બન્યો. અને વિમાનના આકારમાં પણ કેટલી બધી સામ્યતા!

ડુને પોતાના જીવનમાં બનેલા ઘણા દાખલા આપે છે. સ્વપ્નામાં જેવો ઘોડો જોયો હતો તેવો જ ઘોડો તેવી જ રીતે નદી ઓળંગીને પોતાના તરફ દોડચો હતો. લડાઈમાં કેટલા માણસો મરી ગયા હતા એનો આંકડો સ્વપ્નામાં આવતો અને બે દિવસ પછી કે બીજે દિવસે છાપામાં એ જ આંકડો આવે. અમુક ગાડીને અકસ્માત થવાનો છે એવું સ્વપ્નું આવે અને થોડા દિવસ પછી અકસ્માત થાય વગેરે. પોતાના જીવનમાં બનેલા અખતરા પર પૂરો વિશ્વાસ ન મૂકતાં એણે મોટા પાયા પર અખતરા કરવા માંડચા છે. પોતાની માન્યતા અખતરા પછી દૃઢ થતી જાય છે.

ડુનેએ પોતાના મતના સમર્થનમાં ઘણા દાખલા આપ્યા છે, પરંતુ એ બધાની વીગતમાં આપણે ઊતરતા નથી. હજુ તો એ વિષયમાં અખતરા થાય છે એટલે ચોક્કસ મત બાંધવો

માન્યતા હજુ મનુષ્યના મન પરથી નાબૂદ થઈ નથી. કદાચ માનતા ન હોય પરંતુ અસલના વખતના માણસો માનતા હતા. એટલે જાતિ ( Race )નો વારસો આપણામાં રહ્યો છે. તેથી કરીને યુંગની પરિભાષામાં કહીએ તો, વિશ્વમાતા ( universal mother )ની આંખો હતી. એ પ્રાણી જુદાં જુદાં પ્રાણીઓના અવયવોનું મળીને થયું છે તેથી બધાં પ્રાણીનું ઉત્પત્તિસ્થાન છે એટલે બધાંની માતા છે. આવાં પ્રાણીઓનાં વર્ણનોનો જુદીજુદી જાતિઓની પૌરાણિક વાતોમાં અભાવ નથી. આ પ્રાણીથી પુરુષ ડરે છે અને સ્ત્રી ડરતી નથી, એટલે જાતિની લાગણીની સંજ્ઞા તરીકે પણ આ પ્રાણી છે. એ બતાવે છે કે પુરુષો કરતાં સ્ત્રીઓ એ લાગણી ઉપર વધારે કાબૂ રાખી શકે છે. પૌરાણિક વાતોમાં મનુષ્યોને જાગ્રત અવસ્થામાં જે વિચારો આવતા હતા એ વિચારો અર્વાચીન યુગના માનવીને સ્વપ્નામાં આવ્યા.

જુદીજુદી જાતનાં સ્વપ્નાં વિષે આપણે ટૂંકમાં પરિચય કર્યો. સ્વપ્નાં શા માટે શબ્દોને બદલે ચિત્રોનાં રૂપમાં દેખાતાં હશે? ફ્રોઈડ એનો જવાબ એ રીતે આપે છે કે સ્વપ્નામાં ઘણી વખત દાબી રાખેલી ઇચ્છા સફળ થતી હોવાથી જાગ્રત મન એ ઇચ્છાને સીધી રીતે એટલે કે જેવી ને તેવી સ્થિતિમાં જવા દેતું નથી. જાગ્રત મનના બારણા આગળ ચોકીમાંથી પસાર થવાને માટે એને વેશપલટો કરવો પડે છે, મોઢાના ભાવ બદલી નાંખવા પડે છે. તેથી કરીને સ્વપ્નાં ઘણી વખત સિનેમાના ચિત્રપટની પેઠે એક પછી એક બનાવનાં ચિત્રોની હારમાળારૂપે દેખા દે છે.

દા. યુંગ એમ માને છે કે સ્વપ્નામાં આપણે નીચી કક્ષાએ ઊતરીએ છીએ. એટલે આપણી વિચાર કરવાની કક્ષા પણ નીચી ઊતરે છે, તેથી કરીને આપણે પ્રાથમિક યુગના મનુષ્યની ઢબે વિચાર કરીએ છીએ. એટલા માટે વિચારોને શબ્દોમાં મૂર્તિમંત કરવાને બદલે એવા માણસોની પેઠે મુખ્યત્વે કરીને રંગબેરંગી ચિત્રોના રૂપમાં રજૂ થાય છે. યુંગની માન્યતા પ્રમાણે બાળકોના અને કેટલાક પુખ્ત ઉંમરના માણસોનાં સ્વપ્નાં સીધી રીતે ઇચ્છા રજૂ કરે છે. પરંતુ મોટે ભાગેનાં સ્વપ્નાં અજાગ્રત મનમાં રહેલી દાબી દીધેલી છતાં પણ બળવાન ઇચ્છાનાં બદલાયેલાં રૂપો જ છે.

ઘણાંખરાં સ્વપ્નાં જાગ્રત અવસ્થામાં થોડે યા ઘણે અંશે દાબી દીધેલી ઇચ્છા બતાવે છે એમ કહી શકાય. સ્વપ્નાં હંમેશા દાબી દીધેલી ઇચ્છા જ બતાવે છે એમ કહેવું વધારે-પડતું છે, દાબી રાખેલી જાતીય ઇચ્છા અને નાનપણની ઇચ્છા બતાવનારાં સ્વપ્નોની સંખ્યા ઘણી ઓછી હોય છે. સ્વપ્નાં કોઈ પણ જાતનું પ્રવૃત્તિમય વલણનું સૂચન કરે છે.

સ્વપ્નાં આવવાં નુકસાનકારક છે, માનસિક નબળાઈ અથવા તો શારીરિક નબળાઈનાં ચિહ્નો છે એમ માનવું ભૂલભરેલું હોય છે. સ્વપ્નાં કેટલીક વખત જ્ઞાનતંતુની નબળાઈને લીધે થતા માનસિક રોગોની આગાહી કરીને ચેતવી દે છે. કેટલીક વખત એમ માનવાને કારણ મળી આવે છે કે સ્વપ્નાં ફાયદાકારક છે. દાબી દીધેલી ઇચ્છા સ્વપ્નામાં ઘણી વાર ફળીભૂત થાય છે એ આપણે જોયું. અજાગ્રત મનમાં દબાઈ રહેલી ઇચ્છા ફળીભૂત થવાથી કેટલીક વખત સંતોષ અનુભવીએ છીએ. તેથી કરીને જાગ્રત અવસ્થામાં જે ઇચ્છાને પ્રયત્નપૂર્વક દાબી રાખવી પડતી હતી તે ઓછું બળ માગે છે, એટલે એક જાતનો થોડો માનસિક આરામ મળે છે. માનસિક વૃત્તિના દબાણનો ભાર ઓછો થવાથી માનસિક ભાર ઓછો

થાય છે. તેથી કરીને માનસિક રોગોના ભોગ બનવાનો સંભવ ઓછો રહે છે. વૃત્તિઓ એક-સરખી રીતે દબાણના ભાર નીચે કચરાયેલી રહેતી નથી, પરંતુ વચ્ચે વચ્ચે સ્વપ્નાંમાં સંતોષ મેળવે છે. એનો અર્થ એમ નથી કાઢવાનો કે વારંવાર એક જાતનાં સ્વપ્નાં આવે તો સારું. વચ્ચે વચ્ચે જુદીજુદી રીતે જુદીજુદી વૃત્તિ સંતોષાય એવાં સ્વપ્નાં આવે એ સામાન્ય માણસને માટે ફાયદાકારક નીવડવાનો વધારે સંભવ છે. એક ને એક જાતનાં સ્વપ્નાં ફરીફરીને આવવાં એ એક જાતની માનસિક નબળાઈ સૂચવે છે.

ભયસૂચક સ્વપ્નાં વારંવાર આવતાં હોય તેના નિવારણ માટે શો ઉપાય કરવો ? આવાં સ્વપ્નાં વારંવાર આવીને માનસિક સ્થિતિને ડામાડોળ કરી મૂકે છે. એનું મૂળ કારણ એ છે કે ભયને પ્રયત્નપૂર્વક દાબી રાખવામાં આવ્યો હોય છે. ગયા મહાન યુદ્ધ વખતે બ્રિટિશ સૈનિકો માનસિક રોગોના પ્રમાણમાં વધારે ભોગ બન્યા હતા. કારણ કે એ લોકોને એમ શીખવવામાં આવ્યું હતું કે ભય નામર્દાઈની નિશાની છે. એ ભયને બીજા સમક્ષ દેખાવા દેવો એ પણ ડરપોકપણાની નિશાની છે. આથી કરીને ભય લાગવા છતાં ન લાગે એવું દેખાડવાનો હમેશા પ્રયત્ન કરવામાં આવતો હતો. એક બાજુથી ભય બહાર ડોકિયું કરવાનો પ્રયત્ન કરે અને બીજી બાજુથી એને દાબી રાખવાનો હંમેશા પ્રયત્ન થાય. જ્યારે ભયની માત્રા વધી જાય છે ત્યારે બમણા વેગથી બહાર આવે છે. પર્વતના શિખરમાંથી નીકળેલા લાવા રસ જેવી રીતે મોટામોટા પથ્થરોને ભાંગીને ભૂકો કરી નાંખે છે, અને કેટલાય માઈલો દૂર ફેંકી દે છે તેવી રીતે દબાઈ રહેલો ભય ઉપરથી લાદવામાં આવેલા દબાણના ફૂરચા ઉડાવી દે છે આ દ્વંદ્વ યુદ્ધના અંતિમ પરિણામરૂપે માનસિક સમતોલપણું ગુમાવી બેસવું પડે છે. માનસિક સમતોલપણું ગુમાવી બેસે તે પહેલાં લડાઈનાં ભયંકર સ્વપ્નાં સૈનિકોને આવતાં. આ સ્થિતિને આટલેથી પણ અટકાવી શકાય છે. ભયંકર દૃશ્યને મનમાં ન લાવવાનો પ્રયત્ન કરીને, એની હમેશા અવગણના કરવાથી મામલો ઊલટો ગંભીર સ્વરૂપ પકડે છે, એને બદલે ભયકર બનાવને સ્મૃતિમાં તાજો કરીને, એને છૂટથી વર્ણવી અને ચર્ચા કરવાથી ભયનો બોજો ઓછો થાય છે. ભય ઉપર મૂકેલું દબાણ ઉઠાવી લઈને બીજાની આગળ નાના થઈ જવાશે, બાયલા દેખાઈશું વગેરે માન્યતા દૂર કરવાથી મનની ઓછી તાણ પડે છે. મતલબ કે આ વૃત્તિને છુપાવી રાખવાને બદલે, દાબી રાખવાનો પ્રયત્ન કરવાને બદલે, જાણે કે સહજ હોય એવી રીતે વર્તવાથી થોડા વખતમાં આવાં સ્વપ્નાં અટકી જાય છે. જાતીય સ્વપ્નાંને માટે પણ આ જ નિયમ લાગુ પાડી શકાય. એ ચર્ચા ગંદી છે માટે જાતિ વિષે છૂટથી ચર્ચા ન થાય, અને છતાં અજાગ્રત મનમાં જાતિની મારા-મારી બમણા વેગથી ચાલતી હોય તો જાતીય સ્વપ્ના વારંવાર આવે છે. હંમેશાં વૃત્તિઓને અકુદરતી રીતે દાબી રાખવાનો પ્રયત્ન કરવાથી વિકૃતિ થાય છે. વારંવાર સ્વપ્નદોષ થવામાં પણ આ એક મુખ્ય કારણ છે.

દીવાસ્વપ્નો અને તરંગોની માત્રા વધી જાય તો નુકસાનકારક છે. દીવાસ્વપ્નો વખતે મન અર્ધજાગ્રત અથવા લગભગ પૂરેપૂરું જાગ્રત હોવા છતાં માનસિક સ્થિતિ ઠેકાણે રહેતી નથી, મન પરનો કાબૂ ઓછો થાય છે. દિવાસ્વપ્નો અને તરંગોમાં આનંદ લેનારા માણસો ઓછા ક્રિયાત્મક હોય છે. કવિઓ અને નવલકથાકારો પર એક સામાન્ય આરોપ છે કે એ લોકો વધારેપડતા તરંગોમાં ઊડયા કરે છે. તરંગની માત્રા વધી જાય તો આ ત્રુટિ

રહેવાનો સંભવ છે. તરંગોને સાચા બનાવો તરીકે માની લેવામાં આવે છે ત્યારે કલ્પના અને સત્ય બીના વચ્ચે ભેદ પાડી શકાતો નથી. તરંગ મનુષ્યને જન્મથી પ્રાપ્ત હોવા છતાં એકલા તરંગમાં રાચવામાં પણ ગેરફાયદો છે. તરંગમાં વધારેપડતા રાચનાર માણસો તરંગ અને સત્ય બીનાનો મેળ પાડી શકતા નથી. એની સાથે એ વાત પણ એટલી જ સાચી છે કે તરંગ અને દીવાસ્વપ્ન કંઈ ચમત્કારથી તદ્દન બંધ થઈ જાય તો દુનિયાના સાહિત્યમાંથી કલ્પનાને દેશવટો લેવો પડે અને પરિણામે સાહિત્યમાંથી ઘણો રસ ઊડી જાય. કલ્પના અને સત્ય બીના એમાંથી એકે તરફ વધારે ઓછા ઢળ્યા સિવાય જીવનમાં બન્નેનો સુયોગ સાધી શકાય છે.

આપણે આગળ જોયું કે તરંગો અને દિવાસ્વપ્નો સ્વપ્નાંની વસ્તુ તૈયાર કરે છે, અને તેથી એને સ્વપ્નમાં મહત્ત્વનું સ્થાન છે. તરંગ સ્વપ્નાંનો અરુણ છે. સ્વપ્નાં સર્જનાત્મક હોઈ શકે છે, ભવિષ્યનાં બનાવોનું સૂચન કરે છે તેવી જ રીતે તરંગોનું પણ છે. એક વિજ્ઞાનીએ વિજ્ઞાનનો નિયમ શોધી કાઢ્યો તે પહેલાં તરંગમાં એ અગત્યના નિયમની ઝાંખી કરી હતી. આ મતને સમર્થન કરનારા કેટલાક છૂટાછવાયા દાખલા મળી શકે છે.

સ્વપ્નને ઉકેલ કરવાના શાસ્ત્રની હજુ તો શરૂઆત જ થઈ છે એમ કહી શકાય. કોઈ દલીલ કરશે કે અસલના વખતમાં પણ આગાહીસૂચક સ્વપ્નાંનો ઉકેલ કાઢતા હતા. આધુનિક માનસશાસ્ત્રીઓએ શું વધારે કર્યું છે? અસલના વખતમાં આગાહીસૂચક સ્વપ્નાંનો ઉકેલ કેટલીક માન્યતા, પ્રથા, વહેમ, ધર્મ વગેરે પર આધાર રાખતો, એમાં શાસ્ત્રીયતા ઓછી હતી. બુદ્ધિપૂર્વકના અખતરાને બદલે અંધશ્રદ્ધા અને વંશપરંપરાગત ચાલી આવેલી માન્યતા મોટો ભાગ ભજવતી. આજના માનસશાસ્ત્રીઓએ આ બધી વસ્તુઓને બાજુએ મૂકીને અખતરા કરીને પોતાનો મત સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો છે. માન્યતાની અરાજકતા પર સ્વપ્નાંના અખતરાનો આધાર રહ્યો નથી, એટલે જ આજકાલ આ વિષયમાં જે અખતરાઓ થઈ રહ્યા છે એને વધારે વિશ્વાસપાત્ર માનવાને કારણ મળે છે.

સ્વપ્નાંને તુરત જ સમજાવવાનો અને તુરત જ ઉકેલવાનો પ્રયત્ન કરવો યોગ્ય નથી. પ્રથમ તો સ્વપ્નાની આજુબાજુ ગૂંથાયેલા બનાવો અને વિચારોનો ઝીણવટથી, સૂક્ષ્મ દૃષ્ટિએ સંબંધ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જોઈએ. સ્વપ્નાનો એકદમ ઉકેલ કાઢવા માંડીએ તો કાચું કપાઈ જવાનો અને ખોટો અર્થ ખેંચી કાઢવાનો વધારે સંભવ રહે છે. એક જ સ્વપ્નાનો ઉકેલ કાઢીએ તો ખોટો ઉકેલ હોવાનો વધારે સંભવ રહે છે, પરંતુ એક રાતના આવેલાં બેચાર સ્વપ્નો કે બેચાર રાતનાં જુદાંજુદાં સ્વપ્નોની હારમાળા લઈને ઉકેલ કાઢવાથી વધારે વિશ્વાસપાત્ર ઉકેલ નીકળી શકે છે. એક સ્વપ્નાને આજુબાજુનો સંબંધ જોઈને ઉકેલ કરીને નોંધ રાખવી. બીજા સ્વપ્નની પણ નોંધ કરવી. આવી રીતે બેચાર સ્વપ્નોની ઉકેલની નોંધ કર્યા પછી સ્વપ્નની હારમાળાના ઉકેલનો એકબીજા સાથે મેળ બેસાડવા પ્રયત્ન કરવો. કેટલીક વખત એક સ્વપ્નાનો ભૂલભરેલો ઉકેલ બીજા સ્વપ્નામાં બહાર તરી આવે છે. આવી રીતે આપેલા ઉકેલ વધારે વિશ્વાસપાત્ર બની શકે છે. સામાન્ય ખેડૂતના છોકરામાંથી ઊંચી પદવીએ ચડેલા માણસને આવેલાં બે સ્વપ્નાંનો ઉકેલ બન્નેને સાથે રાખીને મેળવીએ તો પહેલાનો અર્થ બીજામાં વધારે સ્પષ્ટ થાય છે. એક સ્વપ્ન બીજાનું પૂરક છે. ઉકેલમાં કંઈ ભૂલ રહી ગઈ હોય તો બીજામાં માલૂમ પડી આવે છે,

સ્વપ્નાનો ઉકેલ લાવતી વખતે એટલું યાદ રાખવું જરૂરી છે કે આજુબાજુના સંબંધથી, ગમે તેટલી સૂક્ષ્મતાથી એમાં જે અર્થ તારવી કાઢીએ તેમાં પણ ભૂલ હોવાનો સંભવ રહે છે. ખરો અર્થ શોધી કાઢવા કરતાં ખોટો અર્થ શોધી કાઢવાનો સંભવ ઓછો નથી. સ્વપ્નાના ઉકેલના દરેક પ્રયત્ન તરફ શકાની નજરે જોવું એ વધારે સલામતીભરેલું છે, કારણ કે ઉકેલ કાઢવાનો પ્રયત્ન જુદી ભાષા અને જુદી સંસ્કૃતિવાળા મુલકમાંથી એ ભાષા વિષે અરધુપરધું જ્ઞાન ધરાવનાર પરદેશીને માટે સાચી હકીકત મેળવવાના પ્રયત્ન કરતાં પણ વધારે જોખમકારક છે. દરેક સ્વપ્નામાં અર્થ રહ્યો છે એમ બધા માનસશાસ્ત્રીઓ કહે છે એટલે એ સ્વીકારી લેવામાં કંઈ વાંધો નથી. સ્વપ્નાંનો ઉકેલ કાઢવામાં જુદાજુદા મતો છે એટલે વિદ્વાનોનો મોટો સમુદાય કઈ તરફ ઢળે છે એ જોયા પછી પોતાના જાતઅનુભવનો જો એ મત સાથે મેળ ખાય તો એ વર્ગ તરફ ઢળવું વધારે યોગ્ય છે.

મોટા ભાગનાં સ્વપ્નાં ભૂતકાળના બનાવો સીધી અથવા આડકતરી રીતે રજૂ કરે છે. આ મતને બધા જ માનસશાસ્ત્રીઓ ટેકો આપે છે. ઘણાં તો એમ માને છે કે સ્વપ્નાંમાં ભૂતકાળના બનાવો સિવાય બીજા બનાવો આવી શકતા જ નથી. એટલે સ્વપ્નાનો ઉકેલ કરતી વખતે પ્રથમ દષ્ટિ ભૂતકાળમાં જ ફેરવવી યોગ્ય છે. આજુબાજુનો ભૂતકાળનો સંબંધ યાદ ન આવે તો પછી ભવિષ્યને માટે રાખી મૂકવું. એવી જ રીતે મોટા ભાગનાં સ્વપ્નાં જાતિઅનુભવ અને વિચારોના પરિણામરૂપે છે. આ પ્રદેશમાં મેળ ન ખાય તો પછી સામુદાયિક અજ્ઞાત મન સંસ્કારૂપે કંઈક સૂચન કરે છે કે નહિ તેની તપાસ કરવી. પરંતુ સામુદાયિક અજ્ઞાત મનનો પ્રદેશ બહુ જ અગમ્ય છે. એટલે મોટે ભાગે આવાં સ્વપ્નાંનો ખોટો ઉકેલ લાવે છે. સ્વપ્નાં ભવિષ્યની આગાહી કરે છે કે નહિ, અને જો કરતાં હોય તો કેટલી હદ સુધી, એ તો પોતાના ઉપર અખતરા કરીને એ વિષયના પારગતોના અભિપ્રાય સાથે સરખાવી જોવું એ વધારે યોગ્ય છે. કારણ કે હજુ આ પ્રદેશ થોડો વખત થયા જ ખેડાવા માંડ્યો છે.

### આધારરૂપ લીધેલાં પુસ્તકો

૧ *Experiment with the Time*—J. W. Dunne
૨ *Modern Man in Search of Soul*—Jung
૩ *Recreating of the Individual*—B. M. Hinkle
૪ *Abnormal Psychology*—Macdougall
૫ *Interpretation of Dreams*—Freud

---

# સંશોધકને—

રજનીકાન્ત મોદી

ગીત કાંઈ મૌર્યનાં,
અને અનસ્ત શૌર્યનાં;
દિવ્ય ગાન ગુપ્તનાં,
સ્મૃતિ થકી વિલુપ્તનાં,
કાલની અગાધ ગહ્વરે પ્રસુપ્તનાં:—
આ સહુ શું તેં સુણ્યાં ?
અને રહ્યાંસહ્યાં શું તેં વીણ્યાં
શુભ્ર મૌક્તિકો નિગૂઢ ભૂત-કાલ-છીપમાં ?
શું લાવતો અતીત ને સમીપમાં ?

શોધનાર !
ભૂતનાં ઉઘાડ દ્વાર:
એનો સંગ સાંધ વર્તમાન,
ભાવિનાં અને જગાવ ગાન.

ભૂત—વર્તમાન—ભાવિ
એક સાંકળે તું સંકળાવી,
સંસ્કૃતિ પ્રદીપ હસ્ત ધાર,
ગાઢ ધ્વાન્ત તેથકી વિદાર,
વિશ્વને અધ:પ્રપાતથી ઉગાર.

જીવનાર્ણવે,
કો—વાયુને જવે,
અનન્ત નાવડી મનુષ્ય-વંશની
પળે દિશામહીં સદૈવ ધ્વંસની.

તું ઉગાર !
તું ઉગાર !
અનન્ત ધ્વંસથી તું એ ઉગાર !
વિસ્મૃતિ–પથે જતી તું ઉગાર !
તાર એ, ઉગાર એ, તાર, તાર !

શિલા કરે કંઈક લેખ ધારતી;
અદ્રિ-કન્દિરામહિ વસન્તી અશ્રુ સારતી:
સમૃદ્ધિ ભૂતકાલની વિનાશમાંથી તારતી.

વિચારતી,
ભલે ન માનવી સ્મરે !
અતીત કાલનાં જ્વલંત સ્વપ્ન વિસ્મરે !
તથાપિ કાલનાં પ્રભાવ સંગ ઝૂઝતી
રહીશ હું સદાય, આશ સેવતી,
'સહસ્ર વત્સરો જતાંય આવશે
મનુષ્ય કોઈ જો અહિં, મને બચાવશે;
અને કૃતાર્થ એ મને બનાવશે."

કાલ—મૃત્તિકા તળે હટાયલી
એ શિલા હવે ઉગાર તું !
સંસ્કૃતિનો પાંખડી બિડાયલી,
એ શિલા હવે ઉઘાડ તું !
ઉઘાડ તું !
ઉગાર તું !

# અખિલ હિંદ વિજ્ઞાનપરિષદ—૧૯૩૭

યશવંત ગુલાબભાઈ નાયક

હિંદમાં થોડાં વર્ષથી ચાલી રહેલી રાજકીય, સામાજિક અને ઔદ્યોગિક પ્રગતિની સાથે સાથે હિંદમાં વિજ્ઞાન સંશોધનની પ્રગતિ પણ ઘણા વેગથી થઈ રહી છે. ગયાં વીસેક વર્ષમાં હિંદના વૈજ્ઞાનિકોએ સારા યે જગતનું ધ્યાન ખેંચ્યું છે. સદ્ગત રામાનુજમ્ જેવા સમર્થ ગણિતશાસ્ત્રી, જગદીશ બોઝ અને બીરબલ સહાની જેવા પ્રખ્યાત વનસ્પતિશાસ્ત્રી, પ્રફુલ્લચંદ્ર રૉય જેવા રસાયણશાસ્ત્રી, નોબેલ ઈનામ જીતનાર સર ચંદ્રશેખર વ્યંકટ રામન તથા મેઘનાદ સહા જેવા જગદ્વિખ્યાત પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી વગેરે અનેક વ્યક્તિઓએ જગતમાં હિંદનું નામ ઉજ્જવલ કર્યું છે. હિંદની પ્રત્યેક યુનિવર્સિટીમાં આજે વિજ્ઞાનની શોધખોળની ભરતી આવેલી દેખાય છે. આ પ્રવૃત્તિને કેન્દ્રિત કરી એક બીજાનો સહકાર સાધી નવીન માર્ગદર્શન મેળવવા પ્રતિવર્ષ હિંદી વૈજ્ઞાનિકોનું એક સમેલન જુદે જુદે સ્થળે મળે છે. આ વર્ષે એ વિજ્ઞાન પરિષદનું ૨૪ મું અધિવેશન હૈદરાબાદમાં સર અકબર હૈદરીને હસ્તે જાન્યુઆરી માસની શરૂઆતમાં ખુલ્લું મૂકાયુ હતુ.

સર અકબર હૈદરીએ પરિષદ ખુલ્લી મૂકતા નિઝામનો પ્રોત્સાહન આપતો સંદેશ વાંચી જણાવ્યું કે,

"કોઈપણ દેશ કે વ્યકિત આજે વિજ્ઞાનની અવગણના કરી શકે નહિ. એ વિષે પણ શંકા નથી કે જગતની સંસ્કૃતિની અને ઉદ્યોગની પ્રગતિમા વિજ્ઞાને અપૂર્વ ફાળો આપ્યો છે મારી ખાતરી છે કે જો હિંદની પ્રત્યેક વ્યકિત વિજ્ઞાનનું મૂલ્યાંકન કરતી થાય તો વિજ્ઞાનનો ઉત્પાદક ફાળો લક્ષમા આવ્યા વિના ન જ રહે. અત્યારે હિંદમાં કેટલાયે સામાજિક, ઔદ્યોગિક અને ખેતીવાડીને લગતા પ્રશ્નો ઉપર વૈજ્ઞાનિક સંશોધનને લગતી પૂર્વહકીકત ( data ) પણ સપૂર્ણ નથી, એટલે વધુ પ્રગતિની આશા અત્યારે ન જ રખાય. એ સાથે મારુ એવુ પણ મતવ્ય છે કે આપણી પ્રગતિ માત્ર એકમાર્ગી ન જ થવી જોઈએ, પરતુ વિજ્ઞાનની સાથે બીજી અનેક દિશામાં આપણી માનસિક પ્રગતિ થવી જોઈએ. એમ થાય તો જ અનેક માર્ગે આગળ વધતી સસ્કૃતિનો જીવનના દરેક અંગ સાથે મેળ થાય."

આજકાલ રાજકીય આંદોલનોનું ક્ષેત્ર ગામડાં તરફ વળ્યું છે અને એ જ પ્રવૃત્તિનો પડઘો વિજ્ઞાન પરિષદમાં પણ સ્પષ્ટપણે દેખાય છે. રા. બ. વેંકટરામને પરિષદના પ્રમુખ-સ્થાનેથી "હિંદનું ગામડું—તેનું ભૂત, વર્તમાન અને ભવિષ્ય," એ વિષય ઉપર મનન કરવા યોગ્ય ભાષણ કર્યું છે. ગામડાંના મુખ્ય રોજગાર ખેતી તરફ ધ્યાન ખેંચતાં તેઓ કહે છે કે,

"ખેતીનો મુખ્ય આધાર આબોહવા ઉપર છે. હિંદમાં પ્રતિવર્ષ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ અને હિમ જેવાં મહાન સંકટો એક યા બીજા ભાગ ઉપર આવ્યા જ કરે છે. એ અજ્ઞેય બળો વિષે ખેડૂતોને પૂર્વમાહિતી હોતી નથી અને વિજ્ઞાનના સંશોધનને

હજી પે આ બાબતમાં ઘણું કરવાપણું છે...ગામડાંના ખેડૂતોની પેદાશના મૂલ્યમાં આંતરરાષ્ટ્રીય ફેરફારો થાય તે વિષે ખેડૂત ઘણે ભાગે અજ્ઞાન જ રહે છે અને ખેડૂતોના ઉત્પાદનનો મુખ્ય લાભ ઘણે ભાગે શહેરોમાં જ જાય છે....ગામડાંના વધી ગએલાં જન્મપ્રમાણ તરફ પણ આપણે ઉદાસીન રહી પાલવે એમ નથી. અસલ ખેતીની પેદાશને અંગે અને સસ્તાં જીવનને લીધે ગમે એટલી સંતતિ હોય તેને ઉછેરવામાં વાંધો આવતો નહતો. આજે એ પ્રશ્ન બદલાયો છે અને સંતતિનિયમનના પ્રશ્ન ઉપર ધ્યાન આપવાની જરૂર છે. . . . જમીનના દિનપ્રતિદિન ભાગલા પડતા જાય છે: આથી સામુદાયિક ખેતીના લાભો ધીમે ધીમે નષ્ટ થતા જાય છે. . . . ભવિષ્યમાં દૂધનો ઉપયોગ વધતો જશે એ વિષે શંકા નથી એટલે ગામડાંમાં ઢોરના ઉછેર તરફ વધુ લક્ષ આપવાની જરૂર છે. ખેડૂતોનાં વધી ગએલાં દેવાં, ખેતીની પેદાશમાં થયેલો ઘટાડો વગેરે માટે વૈજ્ઞાનિક સંશોધન કરવું આવશ્યક છે. ખેતીનાં વૈજ્ઞાનિક સાધનો વગેરેનો હજી સુધી જોઈએ તેવો લાભ લેવાતો નથી; એટલે એ બાબતનો પણ ગામડાંને ઉપયોગી નિવડે એવો પ્રચાર આવશ્યક છે."

ડૉ. જે. એન. રોય રસાયણ વિભાગના પ્રમુખ હતા. અને તેમનો વિષય પણ મુખ્યત્વે ગામડાંને અનુલક્ષતો હતો. મેલેરિયાના વિષય ઉપર બોલતાં તેમણે જણાવ્યું કે,

"હિંદની પ્રગતિમાં મેલેરિયા મહાન શત્રુ થઈ પડ્યો છે. માત્ર જિંદગીના ભોગ લઈ ને નુકસાન કરતો એ અટક્યો નથી, પરંતુ ગરીબ વર્ગના લોકોની શારીરિક અને માનસિક શક્તિ હણવામાં એ બહુ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. મેલેરિયાને લીધે જ હિંદુસ્તાનના વિસ્તૃત જનસમુદાયની શારીરિક, માનસિક અને આર્થિક સ્થિતિની અધોગતિ થઈ છે."

આ પછી એમણે ક્વિનીન, અરીણુ વગેરેનો મેલેરિયામાં થતો ઉપયોગ અને તેનાં મહત્ત્વનાં અંગોની મેલેરિયા ઉપર થતી અસર, જુદા જુદા ઉપાયોની તુલના બહુ લંબાણપૂર્વક કરી હતી અને અંતે જણાવ્યું કે ક્વિનીન સિવાય હજી મેલેરિયા વિષેના ઉપાયોમાં અનેક શોધખોળ થવી બાકી છે. મેલેરિયા મુખ્યત્વે હિંદનો જ પ્રશ્ન છે અને એ દિશામાં જેટલું થાય એટલું ઓછું. ગામડામાં મેલેરિયાના પ્રશ્ન પરત્વે હજીયે દુર્લક્ષ થાય છે, એટલે આ શત્રુને દૂર કરવામાં વિશાળ પાયા ઉપર સંશોધન કરવાનું આવશ્યક છે.

ડૉ. દત્ત ગણિત અને પદાર્થવિજ્ઞાન વિભાગના પ્રમુખ હતા અને તેમણે અણુ અને પરમાણુ વડે થતા પ્રકાશના ચોષણ (absorption) ઉપર એક વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું. હજુ અણુ વડે પ્રકાશના થતા ચોષણ વિષે કેટલાયે અજ્ઞાત પ્રશ્નો અણઉકલ્યા છે તે વિષે અને બોહરના અણુરચનાના નમૂના વિષે એમણે ધ્યાન ખેંચ્યું હતું. એમનું માનવું છે કે સૂર્યમંડળના જેવો પરમાણુની અંદર રહેલાં વિદ્યુત-કણોની રચનાનો પ્રો. બોહરનો નમૂનો હજી યે વિશિષ્ટ સ્થાન ભોગવે છે અને થોડાં વર્ષમાં એની કેટલીક ઊણપો દૂર થશે એવી આશા રાખવામાં આવે છે.

લેફ. કર્નલ ભાટિયાએ શરીરસ્વાસ્થ્ય વિભાગના પ્રમુખ તરીકે ભાષણ આપતાં જણાવ્યું કે,

"હિંદ વૈદક વિદ્યાનો ઉત્પાદક દેશ છે, પરંતુ આજે પશ્ચિમ દેશોના જેટલી

પ્રગતિ આપણે કરી શકયા નથી. ખાસ કરીને હિંદનું કંગાળ શરીરસ્વાસ્થ્ય જોતાં હજી વૈદકના પ્રશ્નોને બહુ બહોળુ ક્ષેત્ર છે. અત્યારનો હિંદનો મહત્ત્વનો પ્રશ્ન કાર્યકુશળ સશોધન કરનારાની જરૂરિયાતનો અને એ દિશામાં યોગ્ય માર્ગદર્શનનો છે."

ગામડાંને લગતું બીજું ભાષણ તે ડૉ જી. એમ. થાપરનું હતું. એમનો વિષય "ઢોરની માવજત અને ઢોરનું વૈદક" હતુ. હિંદના ગામોદ્ધારમાં ઢોરના ઉછેરનું મહત્ત્વ સમજાવતાં તેમણે કહ્યું કે હાલ ગામડાંમાં ઢોરની માવજત અને તેમના સ્વાસ્થ્ય વિષે જોઈએ એટલું ધ્યાન અપાતું નથી. એ દિશામાં કેટલું થઈ શકે એ વિષે પણ એમણે લંબાણથી વિવેચન કરી સમજાવ્યું હતુ. ગામડાંના કેટલાક ઘરગથ્થુ ઉપાય વિષે પણ એમણે નિર્દેશ કરી બતાવ્યું કે કેટલાક ઉપાયો હાનિકારક છે. કર્નલ ઑલિવરે પણ ઢોરના ખોરાક વિષેના અજ્ઞાન ઉપર ભાર મૂકી ઢોરના ખોરાક અને તેનાથી થતી માણસોની તબિયત ઉપર અસર વિષે વિવેચન કર્યું હતું.

શ્રી કે. સી. મુકરજીએ માનસશાસ્ત્રના પ્રમુખ તરીકે "કૌટુંબિક જીવનના લાભો" વિષે ઘણું સુંદર ભાષણ કર્યું. એમણે જણાવ્યું કે,

"હિંદના કૌટુંબિક જીવનની ભાવના વડે સમાજનાં અનેક દુઃખદર્દો સમજવાની અને એકબીજાને સહાય કરવાની વૃત્તિ વધુ તેજ બને છે. વળી હિંદના કૌટુંબિક જીવનની વિશિષ્ટતાને લીધે એમનામાં પારકા તરફ સમભાવથી જોવાની ટેવ પડે છે. હિંદીને યુરોપિયન કે નીગ્રો કોઈની પ્રત્યે અણગમો થશે નહિ. હિંદની માનસિક કેળવણી તરફ નિર્દેશ કરતાં એમણે કહ્યું કે હિંદમાં માનસિક પ્રગતિ કરવાના અનેક પ્રયોગો મોટા પાયા ઉપર થયા છે. એમાં મહાત્મા ગાંધીનો દારૂનિષેધ અને રેંટિયાનો પ્રયોગ પણ ધ્યાન ખેંચે એવો છે. પરતુ મારા મત પ્રમાણે આ પ્રયોગો કંઈક અંશે નિષ્ફળ નીવડેલા છે, કારણ કે મોટા જનસમુદાયને કેળવવા માટે લાંબો સમય લઈ ધીમે ધીમે આપેલી કેળવણી વધુ કાયમ અને ફળદાયી નીવડે છે."

હિંદના ધરતીકંપ વિષે ડબલ્યુ. ડી વેસ્ટે ભાષણ કરી સમજાવ્યું કે દક્ષિણ હિંદનો પ્રદેશ પ્રમાણમાં સલામત છે. રા બ. વિશ્વનાથે ખેતીવાડીના સશોધન વિષે બોલતાં જણાવ્યું કે નવી પદ્ધતિ દાખલ કરવા કરતાં જૂની પદ્ધતિમાં કેવા સુધારા યોગ્ય છે એ તરફ સશોધકોએ લક્ષ આપવું જોઇએ. જમીનની માટી અને તેના ખેતી માટેના ઉપયોગ વિષે વૈજ્ઞાનિક અન્વેષણ થવુ હજી ઘણું બાકી છે. બનાવટી ખાતર કરતાં વનસ્પતિના ખાતર તરફ પણ વધારે લક્ષ આપવાની જરૂર છે. રાસાયણિક ખાતર મોંઘું છે અને ઘણીવાર બિનઉપયોગી નીવડે છે. એના કરતાં કેટલીએ નકામી ઊગતી વનસ્પતિના ખાતર વિષે વધુ શોધખોળ થવાની જરૂર છે.

ઉપરના વર્ણનથી માલુમ પડશે કે આ વખતની વિજ્ઞાન પરિષદને ગામડાંની વિજ્ઞાન પરિષદ્ કહીએ તો ખોટું નથી. આવતે વર્ષે વિજ્ઞાન પરિષદનો રૌપ્ય મહોત્સવ છે. એ વખતે ઇંગ્લૅંડના આગેવાન વૈજ્ઞાનિકોએ અહીં આવવાનું કબૂલ કર્યું છે. એમના આગમનનો લાભ તો અમૂલ્ય જ નીવડશે. આ વખતની વિજ્ઞાન પરિષદનો ધ્વનિ હિંદની પરિસ્થિતિ સાથે વિજ્ઞાનનો સયોગ કરવાનો સ્પષ્ટ લાગે છે. વિજ્ઞાનનાં ફળો લાંબે કાળે જ દેખીતાં થાય છે. એટલે અત્યારે ખાસ લાભો ન દેખાય તો પણ તેથી નિરાશ થવાની જરૂર નથી.

# અખિલહિંદ મહિલા પરિષદનાં સંસ્મરણો

ઊર્મિલા મહેતા

અખિલ ભારતીય મહિલા પરિષદની અગિયારમી બેઠક મિસીસ માર્ગરેટ કઝીન્સના પ્રમુખપદે ગુજરાતના પાટનગર અમદાવાદમાં ડિસેમ્બરની તા. ૨૩ મીથી તા. ૨૬ મી સુધી ભરવામાં આવી હતી. આ પહેલાં આ પરિષદ મુંબાઈ ઇલાકામાં બે વાર આગળ ભરાઈ હતી. આપણા ગુજરાતમાં તો આ પહેલી જ વાર મળી હતી. સત્યાગ્રહની લડતમાં ગુજરાતની બહેનોએ બહુ સારો ફાળો આપ્યો હતો, પણ પછી બહેનોનો ઉત્સાહ શાંત પડયો હતો; તેને જાગૃત કરવાને બહુ સારી તક મળી હતી, ને તેનો બહેનોએ બહુ સારો લાભ લીધો એમ કહીએ તો કંઈ ખોટું ન કહેવાય.

આવી પરિષદ અગિયાર વર્ષથી હિંદુસ્તાનનાં જુદાંજુદાં શહેરોમાં દર વર્ષે ભરાય છે. સાધારણ રીતે જે શહેરમાં તે પરિષદ ભરાવાની હોય ત્યાંની બહેનો સ્વાગત સમિતિની સભ્ય થાય. પણ આ વખતે ગુજરાતની કેટલીક બહેનોએ ગુજરાતકાઠિયાવાડનાં ગામોમાં ફરીને આ પરિષદનો સારો પ્રચાર કર્યો હતો, ને તેને લીધે અમદાવાદ સિવાયનાં ગુજરાત-કાઠિયાવાડનાં બીજાં શહેરોની તેમ જ મુંબાઈમાં રહેતી ગુજરાતી બહેનો સારી સંખ્યામાં સ્વાગત સમિતિની સભ્ય થઈ હતી.

દરેક પરિષદમાં બહારગામના પ્રતિનિધિઓ આવે તેને માટે સ્વાગત સમિતિ રહેવા તથા ખાવાની મફત વ્યવસ્થા કરે એવી પ્રથા છે, પણ આ વખતે બધા જ સ્વાગત સભ્યો માટે પણ તેમની પાસે કંઈ પણ લીધા વગર રહેવા તથા ખાવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. દરેક સ્વાગત સભ્ય પાસે રૂ. ૫ લેવામાં આવ્યા હતા, પણ તે તો ફક્ત સ્વાગત સમિતિના સભ્ય થવાની ફી હતી. પ્રતિનિધિઓને માટે અને સ્વાગત સભ્યો માટે એમ બે જુદાજુદા કૅમ્પ રાખવામાં આવ્યા હતા. આટલાં બધાં મહેમાનોની વ્યવસ્થા કરવાની હતી, ને જુદેજુદે સ્થળે જુદાજુદા બંગલાઓ મળ્યા હતા તે છતાં વ્યવસ્થા તથા સગવડ ઘણાં જ સારાં હતાં.

તા. ૨૩મીએ સવારે પરિષદને અંગે નહિ પણ પરિષદનું કામ શરૂ થાય તે પહેલાં પરિષદનું કામ ચર્ચવા માટે ગુજરાતી બહેનોની એક સભા પ્રેમાભાઈ હૉલમાં ભરવામાં આવી હતી. આ સભાનો હેતુ ગુજરાતના જુદાજુદા ભાગની બહેનો પોતાની મુશ્કેલીઓ તથા વિચારની આપલે કરે તે હતો. લગભગ સાતસો આઠસો બહેનોએ આ સભામાં હાજરી આપી હતી, ને ત્યાં ગુજરાતની બધી બહેનો પરિષદ પૂરી થયે પોતપોતાને ગામ જઈ શાં શાં કામ ઉપાડી શકે તેની રૂપરેખા વિષે પણ સારાં ભાષણો થયાં હતાં.

તા. ૨૩મી ડિસેમ્બરે સાંજથી પરિષદનું કામ શરૂ થયું હતું ને તે માટે પ્રિતમનગરમાં એક સુંદર શમિયાણામાં પરિષદની ખુલ્લી બેઠક મળી હતી. પરિષદની આ જ બેઠકમાં પુરુષોને આમંત્રણ આપવામાં આવે છે. પરિષદનાં પ્રતિનિધિઓ, સ્વાગત સભ્યો તથા શહેરના

જાણીતા આમન્ત્રિત સ્ત્રીપુરુષોથી આ મોટો શમિયાણો ચિક્કાર ભરાઈ ગયો હતો. પ્રથમ ગુજરાતની બહેનોએ ગુજરાતીમાં એક સુંદર ગીત ગાયા પછી સ્વાગત સમિતિના પ્રમુખ, ગુજરાતના જાણીતા બહેન લેડી વિદ્યાગૌરી નીલકંઠે પ્રતિનિધિઓ અને બીજાઓને આવકાર આપ્યો હતો. પછી ગત વર્ષના સેક્રેટરી મિસીસ સ્વામીનાથને ગયા વર્ષનો રિપોર્ટ ટૂંકમાં વાંચી સંભળાવ્યો હતો. પછી આ વર્ષની પરિષદના પ્રમુખ મિસીસ ઝીન્સનું ભાષણ થયું હતું. મિસીસ ઝીન્સ પરદેશી સન્નારી છે, એટલે એમની ચૂંટણી માટે કેટલાને નવાઈ પણ લાગે. પણ તેમના પરિચયમાં એટલું કહેવાનું કે તે બહેન એક આયરિશ બહેન હોવા છતાં એંશીસ વર્ષથી હિંદમાં જ રહે છે ને તેમણે હિંદને જ પોતાનો દેશ માન્યો છે તે એટલે સુધી કે સને ૧૯૩૦ની સત્યાગ્રહની લડતમાં તેઓ કારાવાસ ભોગવી આવ્યાં હતાં. એ બહેન હમેશ ખાદી જ પહેરે છે. એમનું ભાષણ પણ પોતે જ ગ્રામોદ્યોગના 'ખાદી મંગળ'ની ચોપડીમાં છપાવીને સાથે લઈ આવ્યાં હતાં, તે ઉપરથી એ બહેનની સ્વદેશીની ભાવનાનો ખ્યાલ આવી શકશે. હિંદની બહેનો જુદાજુદા પ્રાન્તમાં જુદીજુદી રીતે કામ કરે છે તે બધાંને માટે સમસ્ત હિંદની બહેનોની દર વર્ષે એક પરિષદ મળે તો બધી બહેનો પોતાના વિચારની આપલે કરી શકે ને કામ કરવામાં પણ કેટલેક અંશે દિશાસૂચન થાય ને સરળતા સાધી શકે તે માટે આવા પ્રકારની પરિષદ મેળવવાનો અગિયાર વર્ષ પૂર્વે પ્રથમ વિચાર કરનાર તથા તેને અમલમાં મૂકવા જહેમત ઉઠાવનાર બહેનોમાંનાં એક મિસીસ ઝીન્સ છે. એમનું ભાષણ બહુ લાંબું નહોતું, પણ ખરેખર પ્રેરણાત્મક હતું. એમણે પ્રથમ તો જે સંસ્થાઓ તરફથી આ પરિષદ મેળવાતી છે તેને અંગેની જુદીજુદી શાખાઓના મામલો ટૂંકમાં ખ્યાલ આપતાં જણાવ્યું હતું કે ઘણા સામાજિક સુધારાના કાયદા—જેવા કે સારડા એક્ટ, દેવદાસીની પ્રથા તથા વેશ્યાવાડા સામેના કાયદાઓ વગેરે અમલમાં મુકાવવામાં આ સંસ્થાએ ઘણો ફાળો આપ્યો હતો. આ સંસ્થાએ ૬ ૭ લાખનું કેળવણીનું ફંડ એકઠું કર્યું હતું. તેમાંથી દિલ્હીમાં ગૃહવિજ્ઞાનની એક કૉલેજ ચલાવવામાં આવે છે. આ સંસ્થાએ પોતાના કામને લીધે આંતરરાષ્ટ્રીય સ્થાન મેળવ્યું છે જેથી આ સંસ્થાના સભ્યો આંતરરાષ્ટ્રીય પરિષદમાં પ્રતિનિધિ થઈને જાય છે. તે ઉપરાંત દર વર્ષ દેશદેશથી પ્રેક્ષક બહેનો આ પરિષદમાં આવે છે. આવી પરિષદની ઉપયોગિતા સમજાવતાં તેમણે કહ્યું હતું કે આવાં વાર્ષિક સંમેલનો બહેનોને એકબીજાને મળવાની તક આપે છે ને ઉપરાંત જાહેરસભાઓમાં ભાષણ કરવાની ને જાહેર કામ માટે સારી રીતે કેળવવાની તક આપે છે. પછીથી ભવિષ્યના કામ માટે બોલતાં એમણે ખાસ તો એ કહ્યું હતું કે પરિષદે પોતાની સમક્ષ એક આદર્શ રાખીને વહન ચલાવવી જોઈએ, ને તે આદર્શ એ રાખવો જોઈએ કે સ્ત્રીઓની સ્થિતિ સ્વતંત્ર કરવી. અત્યારે દુનિયાભરમાં સમાજમાં આર્થિક તેમજ નૈતિક સ્ત્રી અને પુરુષો માટે જે બે જુદાજુદા ધોરણો છે તે દૂર કરવા દરેક પ્રયત્ન કરવો જોઈએ. સ્ત્રી ઘરમાં કામ કરે, બાળકો ઉછેરે, તો તેના તે કાર્યની બીજાં બધાં કાર્યની માફક કિંમત થવી જોઈએ એમ તેમણે આગ્રહપૂર્વક જણાવ્યું હતું. ગૃહમાં રહી સ્ત્રી કામ કરે તે માટે જ ધણી જીવતાં કે તેના મરી ગયા પછી તેની આવક તેમજ મિલકતમાંથી અમુક ભાગ પર તેનો કાયદેસર હક રહેવો જોઈએ, અને જો ધણી કંઈ પણ મૂક્યા વગર મરી જાય તો તેનાં બાળકો જે પ્રજાનું ધન ગણાય તેને ઉછેરવા માટે રાજ્ય તરફથી દરેક બાળકને ઉછેરવા માટે અમુક રકમ મળવી જોઈએ. અમુક આદર્શ રાખી સ્ત્રીઓની સ્વતન્ત્રતાની લડત કરીએ તો સારું પરિ

સંતતિનિયમન માટે બ્રહ્મચર્ય કે આત્મસંયમ એ સારો ઉપાય છે, પણ તે બધાંને માટે સુગમ નથી; માટે કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવો જોઈએ એમ એમણે કહ્યું હતું. પ્રથમ પરિષદ કેળવણીને લગતા પ્રશ્નો વિચારવા જ મળી હતી. પછી તેમાં સામાજિક પ્રશ્નો ઉમેરવામાં આવ્યા હતા ને તે ચર્ચાવા માંડ્યા. હવે કામદારોને લગતા પ્રશ્નોનો પણ તેમાં ઉમેરો કરવામાં આવ્યો છે. તો હવે વખત આવ્યો છે કે જ્યારે કોઈ પણ રાજકીય પક્ષમાં ભાગ લીધા વગર રાજકીય પ્રશ્નો પણ ચર્ચવા જોઈએ એમ તેમણે પોતાનો વિચાર દર્શાવ્યો હતો. આ રીતે એમનું ભાષણ માર્ગદર્શક હતું. પ્રમુખના ભાષણ પછી શ્રી. આનંદશંકર ધ્રુવ, ડૉ. સુમન્ત મહેતા અને સર કાદરીએ પણ ભાષણો કર્યાં હતાં. પછી વિદેશથી પ્રેક્ષક તરીકે આવેલાં મિસ અગાથા હેરિસન, જ્યૉર્જિયાના સ્વીટ તેમજ લેડી પ્રોક્ટર પણ થોડુંથોડું બોલ્યાં હતાં. રાજકુમારી અમૃતકુંવરે પરિષદની મધ્યસ્થ ઑફિસની યોજના ટૂંકમાં કહી સંભળાવી હતી ને તે માટે પૈસાની માગણી કરી હતી. તે પછી રાણી રાજવડે તથા મિસીસ હમીદઅલીએ પ્રમુખ તથા સર્વનો ઉપકાર માન્યો હતો.

પરિષદનાં ભાષણો થઈ રહ્યા પછી ત્યાં જ અમદાવાદની વીસ સંસ્થાઓ તરફથી પરિષદનાં પ્રમુખ તેમજ પ્રતિનિધિઓને આવકાર આપતું એક માનપત્ર વાંચવામાં આવ્યું હતું, ને તે પછી સંસ્થાઓનાં મંત્રીઓએ એક પછી એક આવીને પરિષદનાં પ્રમુખને હારતોરા આપ્યા હતા. અમદાવાદની બ્હેનો આ પરિષદને સહકાર આપે છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો હતો એમ કહીએ તો ખોટું નહિ. આ પૂરું થયા બાદ સાંજે અમદાવાદ શહેરની મ્યુનિસિપાલિટીએ પોતાના બાગમાં સર્વ પ્રતિનિધિઓને પાર્ટી આપી હતી. સમસ્ત જનતા તરફનો આ આવકાર હતો એમ કહી શકાય. ત્યાં બહેનોને શહેરના જાણીતા શહેરીઓને મળવાની સારી તક મળી શકી.

તા. ૨૭મીએ બીજે દિવસે સવારે પરિષદની બેઠક ગુજરાત કૉલેજના હૉલમાં મળી હતી. શરૂઆતમાં સંસ્થાના રિપોર્ટ તથા હિસાબ તથા પેટા સમિતિઓના તેમજ જુદીજુદી શાખાઓના રિપોર્ટ વંચાયા હતા. આ પ્રતિનિધિઓ માટે ખાસ કરીને હોવાથી અંગ્રેજીમાં વંચાયા હતા. પછી એક પછી એક ઠરાવો લેવામાં આવ્યા હતા. પ્રથમ કામદાર વર્ગ માટેના ઠરાવો, સામાજિક ઠરાવો, કેળવણીને લગતા ઠરાવો તથા સામાન્ય ઠરાવો એ પ્રમાણે ઠરાવો લેવામાં આવ્યા હતા.

કામદારવર્ગના ઠરાવોમાં બેકારીને લગતો, માંદગી, સુવાવડ ને મરણ માટે વીમાને લગતો, સુવાવડ પહેલાં તે દરમિયાન ને પછી અમુક મુદત માટે કામદાર સ્ત્રીઓને મદદ અને રાહત આપવાના કાયદાને લગતો અને કામદારવર્ગના લોકોનાં રહેવાનાં ઘરો સુધારવા બાબતના ઠરાવો હતા.

સામાજિક ઠરાવોમાં ગત વર્ષ દરમિયાન અમુક વ્યક્તિઓનાં થયેલાં મરણનો શોક દર્શાવવાનો, હરિજનોને મંદિરમાં પ્રવેશ કરવા દેવાનો કાયદો કરવા માટે ત્રાવણકોરનાં મહારાજા અને મહારાણીને અભિનંદનનો, રાજા જ્યૉર્જનું સ્મારક ફંડ સરકાર તરફથી એકઠું કરવામાં આવ્યું છે તેનો ઉપયોગ ઇસ્પિતાલો તથા લોકોને દાક્તરી મદદ કરવામાં વાપરવા સરકારને વિનંતી કરવાનો, રાજ્યકારભારની બાબતમાં સ્ત્રીઓના સમાન હક્કને લગતો, કાયદામાં સ્ત્રીઓને થતા અન્યાયો દૂર કરવા બાબતનો, એટલા ઠરાવો પ્રમુખસ્થાનેથી

મૂકવામા આવ્યા હતા તે પછી જુદાજુદા પ્રતિનિધિઓ તરફથી સ્ત્રીઓને લગતા કાયદાઓ જે હજી ધારાસભાઓમા ચર્ચાય છે તેને લગતો, સ્ત્રીઓ તથા બાળકોના થતા વેચાણને લગતો તથા રક્ષણગૃહના સ્ત્રી તથા બાળકો માટે ગૃહો કાઢવા માટેનો, ગ્રામઉદ્યોગ અને સ્વદેશીનો, બાળલગ્ન અટકાવવા બાબતનો, ત્રીજા વર્ગના મુસાફરોની હાડમારીઓને લગતો, 'ઝાંસીની રાણી' નામના નાટકમા ઝાંસીની રાણીના ચારિત્ર સામે થયેલા લખાણ સામે વિરોધ કરતો, બીભત્સ જાહેરખબરો ને લખાણોનો સખત વિરોધ કરતો, બાળકોના રક્ષણનો, તથા જન્મ, લગ્ન અને મરણની ફરજિયાત નોંધણી કરવા બાબતનો એટલા ઠરાવો ચર્ચાયા હતા ને પસાર કરવામા આવ્યા હતા

કેળવણીના ઠરાવોમા નિરક્ષરતા, સામાન્ય જ્ઞાનનો જનસમૂહમા પ્રચાર, રેડિયોનો કેળવણી અર્થે જનસમૂહના શિક્ષણ માટે ઉપયોગ કરવા સત્તાવાળાઓને વિનંતી કરતો, હિંદુસ્તાની એક ભાષા સમસ્ત દેશમા થાય તે માટે દરેક શાળાને હિંદુસ્તાનીનો અભ્યાસ વધે તે માટે પ્રયત્ન કરવા આગ્રહ કરતો શાળાઓમા હિંદુસ્તાની શીખવવા માટે તથા મેટ્રિકના અભ્યાસક્રમમા હિંદુસ્તાની દાખલ કરવા યુનિવર્સિટીઓને વિનંતી કરતો, તેમજ ભાષા બહુ સંસ્કૃતમય કે ફારસી શબ્દોથી ભરપૂર ન થાય તે જોવા તથા લિપિ તરીકે રોમન કે દેવનાગરી લિપિ વાપરવાની વિનંતી કરતો, મૅટ્રિક તથા શાળાન્ત પરીક્ષા જુદી કરવાનો આગ્રહ કરતો, સ્ત્રી વિદ્યાર્થિનીઓ માટે કેળવણીના મુખ્ય મથકોમા પૂરતા છાત્રાલયો કાઢવા સત્તાવાળાઓને વિનંતી કરતો, દરેક શાળામા દાક્તરી તપાસ ફરજિયાત કરવા બાબતનો તથા વાયવ્ય સરહદ પ્રાંતમા કન્યાઓ માટે જુદી કૉલેજની માગણી કરતો એ પ્રમાણે ઠરાવો પસાર કરવામા આવ્યા હતા

સામાન્ય ઠરાવોમા સ્ત્રી તથા બાળકોને લગતા કાયદાઓ કરતા પહેલા સ્ત્રીસસ્થાઓની સલાહ લેવા માટે સરકારને વિનંતી કરતો, સ્ત્રી તથા બાળકોની સ્થિતિ વિષે કઈ જાહેરાત સરકાર પરદેશ મોકલે કે જાહેર કરે તે પહેલા સ્ત્રીઓની સસ્થાઓનો મત પૂછવા માટે સરકારને વિનતી કરતો, પરિષદની મધ્યસ્થ ઑફિસ દિલ્હીમા કાઢવાનો, તેમજ મધ્યસ્થ ઑફિસ માટે દરેક શાખા તથા સભ્યોને પૈસા માટે માગણી કરતો, મહાસભાના પ્રમુખ જવાહરલાલે ધારાસભા વગેરેમા સ્ત્રીઓને ઊભી કરવા માટે પાર્લામેન્ટરી બૉર્ડને કાગળ લખ્યો હતો તે માટે તેમનો ઉપકાર માનનારો, ને જે જે રેલ્વેએ પરિષદના પ્રતિનિધિ વગેરેને મુસાફરીમા ઓછે ભાડે મુસાફરી કરવા દેવાની સગવડ કરી આપી માટે તે તેમનો ઉપકાર માનતો, એ પ્રમાણે ઠરાવો કરવામા આવ્યા હતા

દરેક ઠરાવની ગુજરાતીમા નકલો કરાવી વહેંચવામા આવી હતી તથા દરેક ઠરાવ ઉપર એકમે પ્રતિનિધિઓ ગુજરાતીમા વિવેચન કરતા હતા, તે છતા પ્રથમ દિવસે જ્યારે પરિષદનો તથા શાખાઓના રિપોર્ટ અંગ્રેજીમા વચાયા ત્યારે અંગ્રેજી ન જાણનાર થોડી બહેનોએ વિરોધ કરતા ધાંધલ કરી હતી ઠરાવો વગેરે ગુજરાતીમા પણ થશે પણ રિપોર્ટ વગેરે જે ગામેગામના પ્રતિનિધિઓને વાચવાના હોય છે તથા ગામેગામના પ્રતિનિધિઓને ખાસ કરીને સમજવાના હોય છે તે અંગ્રેજીમા જ વચાશે ને તે બધાનું ગુજરાતી થઈ શકે તેમ હતું નહિ એટલું કાર્યકર્તાઓએ સમજાવી દેવું જોઈતું હતુ પણ તે બહેનોએ એ રિપોર્ટ વગેરે અંગ્રેજીમા શાંતિથી સાભળી પછી ગુજરાતીમા સમજાવવા માગણી કરી હોત તો સારું લાગત.

પ્રતિનિધિઓ તથા બહારગામથી આવેલા સ્વાગત સભ્યોને માટે અમદાવાદની જુદી-જુદી સંસ્થાઓ તથા જોવાલાયક સ્થળો જોવા લઈ જવાની બધી સગવડ સ્વાગત સમિતિએ કરી હતી ને તેનો ઘણી બહેનોએ સારો લાભ લીધો હતો.

તા. ૨૫મીએ સાંજે સ્વાગત સમિતિનાં એક સભ્ય ને અમદાવાદના જાણીતા મિલમાલિકનાં પત્ની શ્રી. સુલોચનાબહેન નરોત્તમભાઈ લાલભાઈએ બધાં પ્રતિનિધિઓને પોતાને ઘેર પાર્ટી આપી હતી ને ત્યાં પ્રતિનિધિઓને એકબીજાને મળવાની સારી તક મળી હતી. છેલ્લે દિવસે એટલે તા. ૨૬મીએ સાંજે પ્રતિનિધિઓ, સ્વાગત સભ્યો તથા સ્વયંસેવિકાઓ માટે અમદાવાદના રાણીના બાગમાં ઉજાણી યોજવામાં આવી હતી.

દર વર્ષની માફક આ વર્ષે પરિષદને અંગે અમદાવાદમાં પણ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તેમાં શ્રી. રાણીંગવાળાના કાઠિયાવાડી ભરતની કળાના નમૂના ઘણા જ સુંદર હતા. તે છતાં ગુજરાતની બીજી કળાની વસ્તુઓ જેવી કે પટોળાં, પીતળની કારીગરીની ચીજો, માટીનાં વાસણનું સુંદર કામ, લાખનું લાકડા ઉપરનું કામ વગેરે ચીજો પ્રદર્શન માટે મેળવવામાં આવી હોત તો ગુજરાતની બહારની બહેનોને ભરત સિવાયની ગુજરાતની બીજી કળાની માહિતી આપી શકાત. પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા રાણી લક્ષ્મીબાઈ રાજવાડેએ કરી હતી ને તેમના ભાષણમાં સ્વદેશીની ભાવનાને ખાસ ઉત્તેજન આપવા તેમણે આગ્રહ કર્યો હતો.

પરિષદને અંગે દર વર્ષે એકાદ જલસો પણ યોજવામાં આવે છે. તે પ્રમાણે અમદાવાદમાં પણ નૃત્ય અને અભિનયનો એક સુંદર જલસો થયો હતો. નૃત્યમાં ખાસ કરીને નાની કુમારી મેધા યોધનું નૃત્ય ઘણું જ સુંદર હતું. કુ. લીના અંબાલાલ તથા સર ગિરજાપ્રસાદના કુટુંબનાં ભાઈબહેનોનાં નૃત્ય પણ ઘણાં આકર્ષક હતાં. અભિનય માટે શ્રી. રામનારાયણ પાઠકનું 'બેમી' નાટક બહુ સારી રીતે ભજવવામાં આવ્યું હતું.

એકંદરે પરિષદનું કામ ઘણું સફળતાથી પાર પડ્યું ને તે માટે અથાગ શ્રમ લેવા માટે સ્વાગત સમિતિની કાર્યવાહક સમિતિને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. બધું પૂરું કરતાં પહેલાં સ્વયંસેવિકા બહેનોએ જે સુંદર રીતે કામ બજાવ્યું હતું તે માટે બે શબ્દ ન કહીએ તો પરિષદનું વર્ણન જરૂર અધૂરું રહી જાય. શાળા તથા કૉલેજમાં ભણતી બાળાઓ સવારે પાંચ વાગ્યાથી બપોરે બાર સુધી ને બારથી પાંચ સુધી એમ બે ટુકડીમાં તેમને કામ કરવાનું હતું. શિયાળાની સવારની કકડતી ટાઢમાં ગમે તે કામ કરવા તૈયાર ને હમેશાં હસતી અને ધીમુંધીમું ગાતી એ સ્વયંસેવિકા બહેનોને તો ભૂલી શકાય તેમ નથી.

પરિષદ પૂરી થઈ પછી શું? નવા વર્ષના કામ માટે ઠરાવોનો આધાર રાખી પ્રતિનિધિઓએ પોતપોતાની શાખાઓમાં જઈને કામ ઉપાડી લેવાનું છે. કામ તો ઘણું કરવાનું છે. પરિષદમાં ગયાથી આપણું કામ પૂરું થતું નથી, પણ ત્યારથી શરૂ થાય છે, એ ખાસ યાદ રાખવાનું છે. પરિષદ તો ફક્ત વિચારોની આપલે કરવા તથા માર્ગસૂચન કરવા માટે જ હોઈ શકે—દરેક શાખાની હદમાં રહેતી દરેકદરેક બહેન પરિષદના નામ ને કામથી જાણીતી થાય તે પ્રમાણે કરવા દરેક શાખાએ પ્રયત્ન કરવાનો છે.

# મુંબઈમાં એક ચિત્રપ્રદર્શન

મળેલું

ચાલુ માસની તા. ૧૯મીએ મુંબઈની સ્કૂલ ઑફ આર્ટમાં મુંબઈના મેયર શ્રીયુત જમનાદાસ મહેતાએ એક ચિત્રકલાપ્રદર્શન ખુલ્લું મૂક્યું. સ્કૂલ ઑફ આર્ટના પ્રિન્સિપાલ કેપ્ટન ડબલ્યુ. ઈ. ગ્લેડસ્ટન સૉલોમન થોડા સમયમાં પોતાના હોદ્દા ઉપરથી નિવૃત્ત થવાના છે. તેમના સ્મરણાર્થે સ્કૂલના લાયક વિદ્યાર્થીને મદદ આપવાને એક સ્કૉલરશિપ કાઢવા ફંડ એકઠું કરવાની યોજનાને અંગે આ પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું. કૅપ્ટન સૉલોમનની અઢાર વરસની કારકીર્દિ દરમિયાન સ્કૂલમાંથી પસાર થઈ ગયેલા વિદ્યાર્થીઓની કૃતિઓ તેમાં મૂકવામાં આવી હતી.

આ યોજના કૅપ્ટન સૉલોમન માટેની વિદ્યાર્થીઓની લાગણી દર્શાવે છે. કૅપ્ટન સૉલોમને પોતાની નિમણૂક દરમિયાન અનેક વિદ્યાર્થીઓને કલામાર્ગે દોરવા ઉપરાંત હિંદી ચિત્રકળાની પણ સેવા કરી છે. તેમણે હિંદી કલા ઉપર પુસ્તકો બહાર પાડેલાં છે અને અજન્ટાની ચિત્રકલા તથા એલિફન્ટાના મૂર્તિવિધાન ઉપર સારો પ્રકાશ પાડેલો છે.

આ પ્રદર્શન જેમ એક બાજુ વિદ્યાર્થીઓનો તેમના આચાર્ય ઉપરનો પ્રેમ બતાવે છે તેમ બીજી બાજુ સ્કૂલ ઑફ આર્ટની છેલ્લાં અઢાર વરસની પ્રગતિ પણ બતાવે છે. આ લાંબા સમય દરમિયાન ગુજરાતે સંખ્યામાં બહુ મોટો ફાળો આપ્યો નથી. પણ ગુણદૃષ્ટિએ તેણે જે કાંઈ કર્યું છે તે ઉત્તેજનને પાત્ર છે એટલું જ નમ્ર અભિમાન લેવા યોગ્ય છે.

પ્રદર્શનને નવ વિભાગમા વહેંચી દેવામાં આવ્યું છે. કલાવિભાગોને ક્રમસર ન જોતાં આપણે વિભાગ નં. ૫ જોઈશું, કે જેમા આધુનિક હિંદી કલાના ઘણા ધ્યાન ખેંચતા નમૂના જોવામાં આવે છે. દાખલ થતાં જ સામેની ભીંત પર ત્રણ ભભકદાર અને ઉઠાવદાર ચિત્રો ધ્યાન ખેંચે છે. દીવાલની મધ્ય ભાગમા કુ. હેન્ડરસનનું 'હિંદી ઉત્સવ' અને એની બન્ને બાજુ 'નૃત્ય' અને 'રતિ' કુ. મોતીવાળા અને શ્રીમતી સાઠેનાં છે. 'હિંદી ઉત્સવ'માં મુખ્યત્વે રંગ અને છાયા પ્રકાશની ખૂબી છે. અને એક યુરોપિયન બાઈ ચિત્રકાર હિંદી જીવનમાથી કેવી રીતે ચિત્રો ઉપજાવી કાઢે છે તેનો સહજ ખ્યાલ આવે છે. 'નૃત્ય'માં નૃત્યનો હેતુ કે આશય કે તેના પ્રકારનો ઉલ્લેખ ન જણાતાં છતાં તેમાં રેખાનું વળાંક લેતું હલનચલન ચિત્રનો પ્રાણ કહી શકાય. જૂની પ્રથા અને લાલ રંગનું ભિન્ન, સૂર કાઢતું ઉપવસ્ત્ર ચિત્રને જોઈએ તેટલી ઊંચી કલા પર નથી મૂકતાં.

ડાબી બાજુની દીવાલ પર નજર પડતાં તેજસ્વી અને ઉઠાવદાર છતાં રંગોનું એક-ધૂરી સંયોજન અને ડોલન તથા ગતિ સૂચવતું શ્રી. શુકલનું 'દાણલીલા' ધ્યાન માગી લે છે. આ ચિત્રને સર્વોત્કૃષ્ટ ગણીને રૌપ્ય ચંદ્રક એનાયત કરવામાં આવ્યો છે.

તેની જ બાજુએ 'હેમન' નામનું શ્રી. જગન્નાથ અહિવાસીનું ચિત્ર કોઈ પણ કળાના મર્મ ઉકેલનારને કે કલાઉપાસકને અભ્યાસયોગ્ય છે. શ્રી. શુકલના ચિત્ર કરતાં તેમાં દરેક રીતે વિરોધાભાસ છે. એકમાં રંગ વિષયને અનુકૂળ, તેજસ્વી અને ઉલ્લાસપ્રિય, બીજામાં હેમંતની ગુલાબી ઠંડીને અનુકૂળ ઝાંખા અને શાંત રંગો છે. રંગોને પાથ્યા છે. દરેક

રંગ ચોક્કસ કહી શકે છે. 'હેમંત' ચિત્રમાં કયાંક ચકચકિત રંગનું વિધાન નથી. જે ખંડમાં પાત્રોને મૂકવામાં આવ્યા છે, તે જોતાં જ આપણને ટાઢ વાય અને કાશ્મિરી દુશાલામાં લપેટાઈ જવાની વૃત્તિ થાય. ચિત્રકારે ચિત્રને સજીવ બતાવવા માટે ખીંટી પરનું ઝીન કપડામાં ઢાંકી દીધેલું બતાવ્યું છે. પલંગ પર બેઠેલા યુગલની સામે બળતી રૂપાની સગડી બતાવી છે, અને ચિત્રકારના કહેવા પ્રમાણે તકિયાનાં ફૂમતાંમાં કસ્તૂરીની નાની થેલીઓ બાંધી દીધી છે. ઘણી વાર ચિત્રકારના વિષયની અભિરુચિ પણ મહત્ત્વની વસ્તુ છે. દરેક ચિત્રકારની અભિરુચિ એક ન હોઈ શકે. જેટલી તેમાં વિવિધતા તેટલીજ કલાની. શ્રી. અદ્વિવાસીનાં ચિત્રોમાં હંમેશાં ઊંડાણ હોય છે, અને તે તેમનાં ચિત્રોનું એક વિશિષ્ટ અંગ છે.

હવે તેની જ હારમાં શ્રી. માર્કંડ ભટ્ટનું 'રાવણહથ્થાવાળો,' શ્રી. સંપતનું 'બચ્ચાંને ખવડાવતાં', શ્રી. યુસફઅલીખાબાનું 'બુદ્ધગૃહાગમન', શ્રી. રસિકલાલ પરીખનું 'ગરીબનું સ્વર્ગ', શ્રી. અદ્વિવાસીનું 'મારા પિતા', શ્રી. ધોપેશ્વરકરનું 'શકુન્તલા', શ્રીમતી ધાલાસનું 'મૃત્યુદૂત' અને કુ. મોતીવાળાનું 'અભિષેક' ધ્યાન ખેંચે છે.

શ્રી. માર્કંડ ભટ્ટના ચિત્રની ખરી ખૂબી રંગોની બીનાશમાં, રંગોની મૃદુ અને સૌમ્ય યોજનામાં છે અને વિષયની પસંદગી ચિત્રકાર લોકજીવનમાંથી પોતાના ચિત્ર માટે કેવી રીતે ઝડપી શકે છે તેનો ખ્યાલ આપે છે.

વિભાગ નં. ૬માં શ્રી. ભાનુ સ્માર્તનું 'રાસનૃત્ય', શ્રી. જી. ડી. ગોંધલેકરનું 'મૃગતૃષ્ણા', કુમારી એન્જીલા ટ્રીન્ડાડનું 'મેનકા' અને સ્વ. કનુ સુબેદારનું 'મહિયારીઓ' આગળપડતાં જણાય છે. શ્રી. ભાનુ સ્માર્તના ચિત્રનું મુખ્ય લક્ષણ સુંદર રંગો છે, જે દૂરથી જોનારને આકર્ષી શકે છે. ચિત્રભિત્તિ ચિત્રને અનુકૂલ છે અને રંગ અને સુંદર આકૃતિઓને પ્રાધાન્ય અપાયું છે.

વિભાગ નં. ૭ માં શિલ્પકૃતિઓ જોવામાં આવે છે. તેમાં આગળપડતી કૃતિઓમાં શ્રી. ગોરેગાંવકરની 'આરામ', શ્રી. જોગનું 'સીતાસાંત્વન' અને 'શૃંગાર' જણાય છે. ખાસ કરીને શ્રી. ગોરેગાંવકરનું 'ઘડીભરનો આરામ' ગરીબ અને મજૂરવર્ગનું જીવન બતાવે છે. ખૂબ શારીરિક શ્રમ પછી શરીરને ફરી ચેતન આપવા પોતાનાં ઓજારો કોરે મૂકી એકાદ બીડી સળગાવી લેતો મજૂર ઊભો છે. એ એક પ્રસંગ મૂર્તિકારને પોતાના વિષય માટે પૂરતો છે. એ જ વિભાગમાં શાળાની સાથે જ ચલાવવામાં આવતા 'લોર્ડ રે આર્ટ વર્ક-શોપ'ના હુન્નરકળાના નમૂનાઓ મૂકવામાં આવ્યા છે, જે ઉપયોગી હોઈ ખરીદી શકાય તેવાં છે.

વિભાગ નં. ૮ માં પ્રકૃતિચિત્રો અને સ્થાપત્યના નમૂનાઓ જોવામાં આવે છે. પ્રકૃતિ ચિત્રોમાં કુદરતની સમક્ષ બેસી દોરેલાં હોય છે. તેમાં મુખ્યત્વે છાયા અને પ્રકાશની રમત રંગો ઉપર મુખ્ય આધાર હોય છે. કોઈ એક શેરીનાં મકાન પર પડતાં સવાર, મધ્યાહ્ન કે સંધ્યાના પ્રકાશ અને તેને અંગે પેદા થતું વાતાવરણ, અથવા કોઈ એક સરોવરને કિનારે આવેલા મહેલોના પ્રતિબિંબ કે પહાડોની હારમાળાઓ પ્રકૃતિચિત્રકાર માટે પ્રેરણારૂપ થઈ પડે છે. આ જગ્યાએ શ્રી. જી. એમ. સોળેગાંવકરનું 'ચાર મિનાર' અને શ્રી. કે. કે. કેળકરનું 'ગોલકોંડાનું પ્રવેશદ્વાર' સુંદર અભ્યાસકૃતિઓ છે. 'ચાર મિનાર' માં જેમ થોડાં રંગમાં મસ્જિદના દરવાજાના ઉપરના ઘુમ્મટો પર પડતા બપોરના તડકાના પ્રકાશ અને તેમાં ફરતા લોકો લાવવામાં સફળ થયેલ છે તેટલા જ પ્રમાણમાં 'ગોલકોંડાનું પ્રવેશદ્વાર' માં ચિત્રકાર જૂના ખવાઈ ગયેલા પથ્થરના રંગો અને તેની બાંધણી લાવવામાં સફળ થયેલ છે.

# લોકચર્ચા

## શેરથા ( તા. કલોલ, પ્રાંત મહેસાણા )ની આર્થિક તપાસ
### ( સને ૧૯૩૫ )

### ૨

[ શેરથા ગામની સામાન્ય સ્થિતિ તથા ગામની જુદીજુદી જાતની આવક કેટલી છે અને ખર્ચ કેટલું છે તે આગલા હપ્તામાં જોયું. ગામ પોતાને જરૂરી અનાજમાંથી ઘઉં સિવાય લગભગ બધું અનાજ પોતે પકવી લે છે. જેઓ કપાસ કે મરચાં પકવે છે તેઓ પણ સામાન્ય રીતે કુટુંબના ઉપયોગ પૂરતું અનાજ પકવે છે. જેમની પાસે જમીન નથી અને જેઓને કેવળ મજૂરી ઉપર જીવવું પડે છે તેમને બધું અનાજ વેચાતું લાવવું પડે છે અને તેથી જીવન ખર્ચાળ થઈ જાય છે. તેમનું જીવન ખર્ચાળ થવાનું બીજું પણ એક કારણ છે. તેઓ ઉધાર અને મોઘું અનાજ લાવીને તેના બદલામાં શાક, મીઠું, દિવેલ જેવી ચીજો થોડીથોડી ખરીદે છે. આ રીતે તેમને લગભગ ૨૫ ટકા કિંમત વધારે આપવી પડે છે. આવાં કુટુંબો કેટલાં છે અને તેમના ખર્ચમાં અનાજના ખર્ચનો હિસ્સો કેટલો આવે છે તે હવે જોઇએ. ]

તપાસ હેઠળનાં કુટુંબોમાંથી અનાજ વેચાતું લાવનાર અને ઘણુંખરું પોતાના ખેતરનું વાપરનાર કુટુંબોના નીચેના આંકડા એ દૃષ્ટિએ ઉપયોગી છે:

| | પોતાના ખેતરનું **અનાજ વાપરનાર** | વેચાતું અનાજ **લાવીને ખાનાર** |
|---|---|---|
| કુટુંબોની સંખ્યા | ૧૦૦ | ૩૦ |
| માણસોની સંખ્યા | ૫૮૦ | ૧૫૧ |
| રોકડેથી લાવેલા અનાજનું ખર્ચ | ૨૩,૦૮૪ | ૨૦૦૬ |
| કુલ કૌટુમ્બિક ખર્ચના ટકા | ૨૨ | ૩૧.૭ |

ઉપરના કોષ્ટકમાં પોતાના ખેતરનું અનાજ વાપરનાર કુટુંબદીઠ આશરે રૂ. ૨૩૦નું અનાજ રોકડેથી લાવે છે. ત્યારે બીજા આશરે રૂ. ૬૭નું લાવે છે, એટલે કુટુંબદીઠ અનાજનું રોકડ ખર્ચ તો પહેલા વર્ગનું વધારે છે, પરંતુ મજૂરિયાત વર્ગ કરતાં ખેડૂતોની રહેણી ઊંચા પ્રકારની હોવાથી તેમનું ખર્ચ વધારે હોય છે. તે પ્રમાણે તેમનું અનાજનું ખર્ચ પણ વધારે હોય છે, પરંતુ એકંદર ખર્ચમાં અનાજના ખર્ચનું પ્રમાણ ઓછું છે. તે જ લોકો બધું અનાજ રોકડેથી લાવે તો બીજા વર્ગની પેઠે રોકડેથી લાવેલા અનાજનું પ્રમાણ વધારે આવે તે નિઃશંક છે. બીજા વર્ગમાં મોટો ભાગ ઠાકરડાનો છે.

એકંદરે જોતાં અનાજની બાબતમાં આ ગામ પરાવલંબી નથી. ઘઉં જેવું થોડું અનાજ બહારથી આવે છે તે બહુ ધ્યાનમાં લેવા જેવું નથી. ગામમાં ઘઉં તો પાકે જ છે. તેની થોડી ખેતી વધારે અને ગામના જ ઘઉં વાપરવાનું લોકો સમજે તો આ પ્રશ્નનો સહેજે નિકાલ આવી શકે તેમ છે. તેમાં વ્યાવહારિક મુશ્કેલી કંઈ જણાતી નથી. કાઠા ઘઉંને બદલે

ગામની પેદાશના સરખતી ઘઉં ખાવાની ટેવ પાડવી પડે એટલું જ, તથા બીજી ખેતીને બદલે સમજપૂર્વક ઘઉંને દાખલ કરવા પડે પણ બહારથી આવે છે તે દેશી જ છે એમ લોકો સમજે છે, પણ ઑસ્ટ્રેલિયા અને રશિયાથી જથાબંધ ઘઉં આવવા માંડ્યા છે એ તેમને ખબર નથી એટલે આ બાબને તેઓ ઉદાસીન છે.

કેટલાક લોકો અનાજની ખેતી ઓછી કરીને બીજી બજારુ માલની ખેતી વધારવાની હિમાયત કરે છે, પરંતુ ખેડૂતોની સ્થિતિ જોતાં એ સલાહ ભૂલભરેલી લાગે છે. હિમ જેવાં સંકટો ઉપરથી ખેડૂતો પણ સમજ્યા છે કે કપાસ, તમાકુ, મરચાં કે શેરડીની ખેતીને બદલે અનાજની ખેતી સારી, જેથી હિમ જેવી આફતો ન નડે. વિશેષમાં, સામાન્ય રીતે રોકડા પૈસા ઓછા મળે તોપણ આવા વખતે કરેલું ખર્ચ પાણીમાં ન જાય; અને ખાવાના સાંસા તો ન પડે. વળી બજાર માલની ખેતીમાં છેવટે ખેડૂતના હાથમાં બહુ ઓછું રહે છે. બજારમાં તે વેપારી અને દલાલ પાસે દબાય છે, અને હાથમાં આવેલા પૈસા ઓછા ઉપયોગી કે બિનઉપયોગી ખરચોમાં વાપરી નાખે છે. પરિણામે દેખીતા વધારે પૈસા ઊપજે એવી ખેતી કરવા છતાં ખેડૂત હતો ત્યાં ને ત્યાં રહે છે, કદાચ ખુવાર પણ થાય છે. આથી ડાહ્યા ખેડૂતો એમ સમજવા માંડ્યા છે કે પોતાપૂરતું અનાજ તો પકવવું જ જોઈએ. તેમને મહેસૂલ આપવા માટે અને કેટલીક ઘરવપરાશની ચીજો ખરીદવા માટે રોકડ નાણાં વિના ચાલતું નથી, એટલે ખપપૂરતું અનાજ પકવીને પોતાને અનુકૂળ હોય તો બાકીની બજાર માલની ખેતી કરે તો વાંધા જેવું નથી.

ઘી-દૂધ

રોકડેથી લેવામાં આવતાં ઘી-દૂધનું પ્રમાણ ઘણું ઓછું છે. પોતાને ઘેર ભેંસ હોય તો જ ઘી-દૂધ ખાવા મળે. નહિ તો મહેમાનપરોણા માટે જ ખાસ વપરાય. તેમાંય દૂધ તો વેચાતુ લાવવાનો રિવાજ ઘણો ઓછો. આ સ્થિતિ કાકરડાઓમાં ખાસ કરીને છે. તપાસેલાં કુટુંબોમાથી જેને ઘેર દૂઝણી ભેંસ નથી તેવાં ૧૯ પાટીદાર અને ૩૩ કાકરડા કુટુંબોમા, બાર મહિનામા રોકડેથી લાવેલા ઘી-દૂધનું પ્રમાણ આ રહ્યું:

| કુટુંબો | ઘી | કુટુંબદીઠ | દૂધ | કુટુંબદીઠ |
|---|---|---|---|---|
| ૧૯ પાટીદાર | રૂ. ૯૧૫ | ૪૮-૨-૬ | ૧૭૨ | ૯-૦-૦ |
| ૩૩ કાકરડા | ,, ૩૨૧ | ૯-૧૨-૦ | ૨૧ | ૦-૧૦-૦ |

આખા ગામમાં કુલ ૬૦૦ ભેંસો છે એટલે કુટુંબદીઠ સરેરાશ એક ભેંસ થઈ. તેમાં કેટલીક ભેંસ થઈ. તેમાં કેટલીક ઝોટડિયો હશે, કેટલીક વસૂકી ગયેલી હશે. વળી ભેંસ બારે મહિના દે નહિ એ બધું ગણતાં અરધાં કુટુંબોને ઘી-દૂધ મળતું હશે. તે સિવાયનાં કુટુંબોને દૂધ-ઘીનાં પૌષ્ટિક તત્ત્વો નહિ જેવાં મળે. જેમને ઘેર ભેંસો છે તેઓમાંથી પણ જેઓ હવે દૂધ ભરવા લાગ્યા છે તેમને ઘી-દૂધ કે છાશ પૂરતાં મળતાં નથી. જેટલું દૂધ વધારે ભરે તેટલા પૈસા વધારે મળે, એટલે ખેડૂત છેલ્લું ટીપું પણ ભરવાનો લોભ કરે. પરિણામે છોકરાંને છાશ પણ ન મળે. કેટલાંક સમજુ કુટુંબો દૂધ ભરવા છતાં થોડું દૂધ ઘર માટે રાખે છે અને થોડું વલોવે પણ છે. પરંતુ જ્યારે દૂધ ઘટી જાય અગર ઉનાળામાં ભાવ ચડ્યો હોય ત્યારે વધારે પૈસા ઉપજાવવાનો લોભ રોકી શકાતો નથી; એટલે એકની એક ભેંસ હોય તેનું દૂધ ભરવાથી ખેડૂતને ઘી-દૂધ બહુ ઓછાં મળે છે. બજારુ પાકની ખેતીની પેઠે દૂધ ભરવામાં ખેડૂતને વધારે પૈસા દેખાય છે, પરંતુ નીચેના આંકડા બતાવે છે કે જેટલે

અંશે ખેડૂત પોતાના પેટ ઉપર પાટા બાંધે છે તેટલે અંશે જ તે વધારે પૈસા દેખે છે. એટલે કે પોતાનું અને પોતાનાં કુટુંબીઓનું ખાવાપીવાનું ઓછું કરીને એ વધારે પૈસા મેળવે છે.

### દૂધ ભરવાની કમાણીનો હિસાબ

૧ શેર દૂધના અત્યારે ૩ પૈસા ઊપજે છે. પણ દૂધ ભરવાનાં માપ મોટાં હોય છે એટલે ૧ શેરના ૨$\frac{3}{4}$ પૈસા ઊપજે છે. આ દૂધનું ઘી કરે તો ૧ અધોળથી ૧$\frac{1}{4}$ અધોળ ઊતરે. અહીંનું દૂધ વધારે સત્ત્વવાળું હોય છે એટલે સરેરાશ ૧$\frac{1}{4}$ અધોળ તો ઊતરે. ઘીનો ભાવ રૂ. ૧ નું ૧$\frac{1}{4}$ શેરનો હોય તો ૧$\frac{1}{4}$ અધોળને હિસાબે ઘી વેચવાથી ૧૦ પાઈ ઊપજે. ૧$\frac{1}{2}$ શેરનો ભાવ હોય તો ૮$\frac{1}{3}$ પાઈ ઊપજે અને બશેરનો ભાવ હોય તો ૭॥ પાઈ ઊપજે. આ હિસાબ પ્રમાણે ઘી વેચવામાં નુકશાન નથી. ઢોરને કપાસિયા વગેરે ઓછા ખવડાવે તોપણ સરેરાશ એક અધોળ ઘી તો ઊતરે જ. તેથી આવકમાં ઘણો લાંબો ફેર પડી જતો નથી. પણ દૂધ ભરે નહિ તો ઘરમાં વધારે વાપરે કે ઘી ઘરમાં વધારે વપરાય તેને લીધે દૂધ ભરવાથી દેખીતો ફાયદો જણાય છે. ઘી કરવામાં વલોવવાની મજૂરીનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે પણ એના બદલામાં તો જીવનપોષક તાજી છાશ મળે છે ને ? કેટલેક અંશે દાળશાકનો બચાવ પણ થાય છે.

આ રીતે જોતાં જેની પાસે એક જ ભેંસ હોય તેવો ખેડૂત પોતાનાં કુટુંબીઓની જીવનશક્તિને ભોગે રોકડ પૈસાથી લોભાઈ દૂધ ભરે તે ઇષ્ટ નથી. જેમની પાસે એક કરતાં વધારે ભેંસો હોય તે ભલે દૂધ ભરે કે દૂધનો વેપાર કરે. સામાન્ય રીતે એમ થવું જોઈએ કે ખેડૂત એક ભેંસ રાખે તો તે તેના કુટુંબ માટે જ હોવી જોઈએ. જેવી રીતે ભાડાના લોભે રહેવાનું ઘર ભાડે અપાય નહિ તેમ પોતાની એકની એક ભેંસના દૂધનો વેપાર થાય નહિ. બહુ બહુ તો ભેંસનું ઘી વધે તે વેચીને તેનું કપાસિયાનું ખર્ચ કાઢે. જેમને દૂધમાંથી કમાણી કરવી હોય તે વધારે ઘાસ પેદા કરે, વધારે ભેંસો રાખે અને દૂધ ભરે.

અમારી તપાસમાં એકની એક ભેંસનું દૂધ ભરનારાં ૪૧ કુટુંબો માલૂમ પડ્યાં છે. તેમને દૂધ ભરવાથી ભેંસનું રોકડ ખર્ચ કાઢતાં રૂ. ૧,૭૪૨ મળ્યા. કુટુંબદીઠ રૂ. ૪૨–૮–૦ મળ્યા. પણ તે શંકાશીલ લાભ છે. ઘી વેચવાથી ખેડૂત પોતે ઘી–દૂધ ખાય, છાશ ખાય, ગામના લોકોને છાશ મળે અને તે ઉપરાંત ઢોરનું ખર્ચ તો કાઢી શકે છે. થોડો વધારો પણ પાડી શકે. એક ભેંસમાંથી તેથી વિશેષ નફાની આશા રાખવી જોઈએ નહિ. જેવી રીતે બાજરુ પાકની ખેતીમાં હિમ જેવાં અણધાર્યાં સંકટો આવે છે તેવી રીતે દૂધ ભરવામાં પૈસા ઘલાઈ જવાના અકસ્માતો પણ થાય છે. ઘી વેચવામાં એવા અકસ્માતો ભાગ્યે જ નડે.

કેટલાક લોકો જમીનને અભાવે ભેંસ કે ગાય રાખી શકતા નથી. તેમને થોડી જમીન હોય તો ઘી–દૂધ ખાવાનું મળે. પહેલાં ગામમાં ધમધોકાર વલોણાં ચાલતાં ત્યારે બધાંને છાશ મળતી. હવે તો આવાં કુટુંબોને છાશના પણ સાંસા પડ્યા છે.

ગાય વિ૦ ભેંસનો પ્રશ્ન બધાં ગામડાંનો સામાન્ય છે. રબારીઓ સિવાય ભાગ્યે જ કોઈ ગાય રાખે છે. એટલે ગોરક્ષાની દૃષ્ટિએ લોકમાનસમાં પરિવર્તન થાય, ગાયનું દૂધ સુધારવાનો અને તેની ઓલાદ સુધારવાનો પ્રયત્ન થાય, પાંજરાપોળો ફક્ત ખોડાં ઢોરને પોષવાને બદલે ગોરક્ષાનું ખરું કામ ઉપાડે, અખતરાઓ કરી ગોપાલનને ઉત્તેજન આપે ત્યારે જ એ દિશામાં સુધારો થઈ શકે.

## શાકભાજી

શાકભાજી ઘણુંખરું નાણાથી લેવાનો રિવાજ છે. ફક્ત ઉનાળામાં કેટલાંક કુટુંબો અમદાવાદથી બટાકા લાવે છે. એટલે રોકડ ખરીદનો આંકડો બહુ નથી. દરેક કુટુંબની એ સામાન્ય જરૂરિયાત છે પરંતુ ખેડૂતો શાકભાજી નહિ જેવી પકવે છે. રાવળિયા અમદાવાદથી શાક વેચાતું લાવે અને દાણા પેટે વેચે એવી પદ્ધતિ ચાલે છે. ગામમાં કૂવાની ખેતી ઘણી છે; એટલે શાકભાજી પકવવામાં મુશ્કેલી છે એમ નથી કે તેમાં મળતર નથી એમ નથી; પરંતુ લોકરિવાજનો વાંધો નડે છે. ખેતરમાં મરચાં કર્યાં હોય કે ઘઉં કર્યા હોય કે તમાકુ કરી હોય તો કોઈ માગીને નહિ લઈ જાય પરંતુ ચાલતા આવેલા રિવાજ પ્રમાણે શાકભાજી થોડીથોડી માગીને હરકોઈ લઈ જાય; તેથી પાક વેડફાઈ જાય અને કમાણી થાય નહિ, એ બીકે શાકની ખેતી કોઈ કરતું નથી. મરચાં પણ ખાવાની ચીજ છે પણ તે ઘણા પકવે છે એટલે તેનો પાક કરવામાં વાંધો નથી આવતો. તેવી રીતે શાકભાજીનું પણ થાય તો ગામને એટલી બચત થાય, અને લીલાં શાક ખાવા મળે. રાવળિયાનો એટલો ધંધો ઓછો થાય ખરો પણ રાવળિયાને તે ધંધામાં ખરી કમાણી છે કે કેમ તે શંકાભરેલું છે તેથી બીજી રીતે વિચારતાં શાકભાજી ઉગાડવી શક્ય અને ઈષ્ટ હોય તો તેમની દયા ખાવાની જરૂર નથી.

## તેલ

ઘાણીના ચોખ્ખા તેલનો વપરાશ હવે ઘણો ઓછો થઈ ગયો છે. મગફળીનું ભેળસેળ તેલ મોટે ભાગે વપરાય છે. ઘાંચી તલ પીલે છે પરંતુ બજારુ તેલના પ્રમાણમાં એ મોંઘું પડતું હોવાથી ચોખ્ખુ તેલ બહુ વેચાતુ નથી. બજારમાં તકલાદી અને સસ્તા માલનો પવન ફૂંકાય છે તેમાં ગરીબાઈ અને અજ્ઞાનને લીધે લોકો ઘસડાય છે. તેલને વિશે પણ એવું જ બન્યું છે. સારું પણ મોંઘું વાપરવાનુ લોકોને પાલવતું નથી. મોંઘું લેવા તૈયાર હોય તેને પણ ભરોસાદાર સારું મળતું નથી. એટલે વિવિધ કારણોને લીધે ભેળસેળ તેલ જ મોટે ભાગે વપરાય છે. આ તેલ કરતાં ચોખ્ખુ તલનું તેલ, ગુણમાં અને કસમાં વધારે સારું એમ સૌ કોઈ કબૂલ કરે છે. ભેળસેળવાળુ તેલ બળદને પિવડાવે તો બળદ કામ આપી શકતો નથી તેથી સમજુ ખેડૂતો બળદને માટે કાળજીપૂર્વક ચોખ્ખુ તેલ જ વાપરે છે, જોકે પોતાને માટે ભેળસેળવાળુ ચલાવી લે છે. તકલાદી પણ હલકા માલની એ બલિહારી છે. પોતાના ઉપર ભેળસેળ તેલની તાત્કાલિક અસર જણાતી નથી, ત્યારે બળદ તેની વિરુદ્ધ થોડા જ વખતમાં સાક્ષી પૂરે છે.

લોકો સારું પણ મોંઘું વાપરતા થાય તો ગામના ઘાંચીનો ધંધો સારી રીતે ચાલે અને એકને બદલે વધારે ઘાંચી પણ પોષી શકાય. વધારે સત્ત્વવાળું તેલ પણ ખાવા મળે. અત્યારે તો અરસપરસ અવિશ્વાસ વધી ગયો છે. લોકો સસ્તું જ ખોળે છે. લાંબો વિચાર કરતા નથી. તાત્કાલિક નફાનુકસાનની દૃષ્ટિએ ખરીદી કરે છે, એટલે ઘાંચી પણ ચોખ્ખા તેલને બદલે હલકું જ આપે છે. લોકોને તલ પિલાવવામાં ઘાંચીનો વિશ્વાસ પડતો નથી. ઓછું ઉતારશે કે ભેળસેળ કરશે એવી બીક રહે છે.

એક ઘાંચી, ત્રણ માસ ચોમાસામાં ઘાણી બંધ રહે તે અને કામબંધીના દિવસો બાદ કરતાં બાર માસમાં ૪૦૦ મણ તલ પીલી શકે. તેનું ૧૭૦ મણ તેલ ઊતરે. ગામની તેલની જરૂરિયાત ૭૦૦ મણની આંકી શકાય. એ હિસાબે આ ગામને બધું ચોખ્ખું તેલ પૂરું પાડવાનું થાય તો ૪ ઘાંચી પોષાઈ શકે. ઘાંચીને ત્યાંથી તેલ વેચાતું લાવવા કરતાં ઘરના

તલનું પિલાવી લેવું અગર તલ વેચાતા લાવીને પિલાવી લેવું એ વધારે સારું છે. ઘાંચીને મજૂરીમાં પણ ઠીક પડે અને લોકોને ખાતરીવાળું ચોખ્ખું તેલ મળે. આ ગામમાં થોડા તલ દર સાલ થાય છે. ખેડૂતો ધારે તો વધારે પકવી પણ શકે. એકવાર ચોખ્ખા તલનો વપરાશ વધ્યો એટલે ખેડૂત સિવાયના લોકો પણ એ વાપરતા થશે અને ઘાંચી પણ ચોખ્ખું જ આપશે. જેમને ગરીબાઈ ડગલે ને પગલે નડે છે, આવતી કાલનું ખાવાનું શી રીતે પૂરું કરવું એ પ્રશ્ન છે તેઓ તો સસ્તા પાછળ જ દોડવાના. તેમનો દોષ નથી, પણ તેઓ અસહાય છે એટલે તેમની દયા ખાવી ઘટે છે. તેઓ ઘાંચીને બદલે દુકાનોવાળા પાસેથી નછૂટકે ભલે લે, પરંતુ ઘાંચીના તેલની શાખ બંધાવી જોઈએ. ઘાંચીને પણ એમ થવું જોઈએ કે લોકો ચોખ્ખા તેલ માટે વધારે પૈસા ખરચવા તૈયાર છે.

### સરસિયું

તેલના પ્રમાણમાં સરસિયું બહુ ઓછું વપરાય છે. જે વપરાય છે તે મિલનું જ વપરાય છે. ઘાંચી પીલતો નથી. ગામમાં સરસવ થતા નથી. બહારથી લાવીને પણ પીલાતા નથી. સરસિયું ન વાપરે તોપણ કંઈ હરકત નડે તેમ નથી, એટલે સરસિયાનો પ્રશ્ન મહત્ત્વનો નથી. ઘાણીના અને મીલના સરસિયાના ગુણદોષ વિષે અમને નોંધવા જેવી માહિતી મળી નથી.

### ગોળ–ખાંડ

રોકડ ખોરાકી ખર્ચની ચીજોમાં ગોળના ખર્ચનો બીજો નંબર આવે છે. ગામડાંમાં એને મહત્ત્વનું અને આવશ્યક સ્થાન છે. અહીં શેરડીનો પાક નથી, એટલે ગોળની સ્થાનિક પેદાશનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી, પરંતુ ખાંડને બદલે ગોળ વાપરવાની જરૂર છે ખરી. ગામમાં દર વરસે ૩૦૦ મણ ખાંડ આવે છે એવો અંદાજ છે. શહેરોમાં ખોરાકની ચીજોમાં ખાંડને માનનું સ્થાન છે, તેવું ગામડાંમાં હવે થવા લાગ્યું છે. ગરીબ માણસો પણ મહેમાનને ગોળને બદલે ખાંડ આપવાનું પસંદ કરે છે. ખાંડના જમણમાં મોટાઈ ગણાય છે. ચાના ઉપયોગને લીધે ખાંડનો વપરાશ વધ્યો છે. દૂધમાં ગોળ તો ખવાય જ નહિ એવી માન્યતાને લીધે જે દૂધમાં ગળપણ નાખે છે તે ખાંડ જ વાપરે છે. આવાં કારણોને લીધે ખાંડનો વપરાશ વધ્યો છે અને સ્થાયી થતો જાય છે. તેને બદલે પહેલાંની માફક ગોળનો જ વપરાશ લોકો કરે એમ થવું જોઈએ. પહેલાં પણ અમુક પ્રમાણમાં સાકર વપરાતી એમ જણાય છે અને તે દેશી આવતી. હવે કાં તો આવશ્યક લાગે ત્યાં દેશી ખાંડ કે સાકર વાપરવાનું કહેવું જોઈએ અથવા તો દૂધમાં અને દૂધની બનાવટોમાં તથા મીઠાઈમાં ગોળ વાપરવાનું શક્ય છે અને નુકસાનકારક નથી એમ બતાવવું જોઈએ. ખાસ કરીને દૂધમાં ગોળ નાખવાથી કંઈ વિકૃતિ થાય છે કે નહિ એની શાસ્ત્રીય તપાસ કરાવીને ચોક્કસ અભિપ્રાય લોકો આગળ રજૂ કરવો જોઈએ. જેવી રીતે દહીં–દૂધ સાથે ન ખવાય એવી માન્યતા કેટલેક ઠેકાણે છે તેવી જ દૂધ સાથે ગોળ નહિ ખાવાની સર્વસામાન્ય માન્યતા છે તેની વિરુદ્ધ સ્પષ્ટ અભિપ્રાય લોકો આગળ રજૂ થાય તો જ ખાંડનું મહત્ત્વ ઓછું થાય. આ તાલુકામાં કોલવડા અને નારદીપુર બાજુ શેરડીનો પાક થાય છે, પરંતુ તે આજુબાજુ પરચૂરણ વેચાણમાં ખપી જાય છે. તેનો પાક વધે અને સ્થાનિક પેદાશ થાય તો નજીકની પેદાશનો ગોળ મળે.

ગામમાં રૂ. ૧,૦૮૦ની દેશી અને રૂ. ૯૪૭ની વિદેશી ખાંડ આવે છે, એવી ગણતરી કરી છે. ગામના ઠરાવને લીધે લોકો દેશી સમજીને ખાંડ લાવે છે પણ તે સાચે જ દેશી આવે છે કે કેમ તે શંકાભરેલું છે. દેશી લાવવા પ્રત્યે લોકોમાં ભાવના છે. જો દરેક બાબતમાં

### કાપડ

ગામમાં શુદ્ધ ખાદી પહેરનારા ૬ ભાઈઓ છે. કોઈ કોઈ છૂટક ખાદી વાપરે છે. ગઈ સાલ રૂ ૧૮૦ ની શુદ્ધ ખાદી આવી હતી.

પુરુષો ધોતિયાં સિવાય મોટે ભાગે હાથવણાટનું ગજિયું વાપરે છે. દરેક કુટુંબમાં દર સાલ પુરુષવર્ગ અને છોકરાંઓ માટે ગજિયું લેવામાં આવે છે. ગામમાં વણકરો નથી. બહારગામના વણકરો દર સાલ લગભગ રૂ. ૩૦૦૦નું ગજિયું વેચી જાય છે. બૈરાં મોટે ભાગે મિલનું કાપડ વાપરે છે. તે કાપડ રંગીન અને છાપેલું હોય છે એટલે મૂળ પોત દેશી સમજીને લાવે પણ વિદેશી યે હોય પુરુષો સામાન્ય રીતે વિદેશી નથી વાપરતા. બૈરાંને દેશીવિદેશીની દરકાર નથી હોતી. સગાવહાલાંને આપવા માટે વિદેશી આવે. લગ્ન જેવા પ્રસંગે તો પૂછવાનું જ નહિ.

પુરુષો પહેલાં ધોતિયા પણ ગજિયાનાં વાપરતા પણ હવે બધા મિલનાં વાપરતા થઈ ગયા છે. મિલ કાપડની હરીફાઈ ગજિયાના ધોતિયાંને નડી છે. પુરુષવર્ગના બીજા કાપડને હજુ નડી નથી. ગજિયાનાં ધોતિયા વપરાતા બંધ થયાં એટલે મોટા પનાનું ગજિયું પણ વણાતું નથી.

કુટુંબના કુલ ખરચમા કાપડના ખરચના ૧૮ ટકા આવે છે. અને દરમાલ લગભગ રૂ. ૨૦,૦૦૦નું કાપડ ગામમાં આવે છે. તે જો આવતું બંધ થાય તો બમણી જમીનમહેસૂલ જેટલો બચાવ થાય. પરંતુ મહાસભાનો ખાદીનો સંદેશો લોકોએ ઝીલ્યો નથી. ૨૦ રેંટિયા ગામમાં દાખલ થયેલા તેની ઉપર કચરો ઊડે છે. બહારથી નજીવી રકમની ખાદી આવે છે પરંતુ કોઈ ખેડૂત જાતે કાંતીને પહેરતો નથી. ઘેરઘેર કપાસ પાકે છે પણ કપાસિયા દરેક જણ વેચાતા લાવે છે અને કાપડમા તો રૂ ૨૦૦૦ પરદેશ મોકલે છે. ઉપરાંત મીલો દ્વારા રૂ. ૭ થી ૮ હજાર પરદેશ મોકલવામા મદદભૂત થાય છે. એટલે જેટલું મહેસૂલ સરકારને ભરે છે તેટલા જ લગભગ કાપડદ્વારા પરદેશ મોકલે છે એકલો કાપડનો જ ઉદ્યોગ ગામ ઉપાડી લે તો કેટલી બચત થાય? આ સીધો અને સહેલો હિસાબ છે, પરંતુ આપણું કમનસીબ છે કે જમાનાનો પવન આપણું હિત જોવા દેતો નથી અને સંચો નુકસાનકારક હોય તો પણ તેની પાછળ પતંગિયાની માફક ઘસડાઈએ છીએ. આવી સીધી વાત છે છતાં દસપંદર વરસથી ખાદીને માટે સતત પ્રયત્ન અને પ્રચાર કરવો પડે છે એટલી સાચી વાત છે કે રેંટિયો ખેડૂતના ઘરમા દાખલ થાય નહિ ત્યાં સુધી ખાદીપ્રવૃત્તિ અસ્થિર જ રહેવાની—મજૂરી આપીને ખાદી તૈયાર કરાવવાથી કેટલાક લોકોને રોજી મળે છે પરંતુ લોકો જાતે કાતે પીંજે નહિ તો ખાદી સસ્તી પડતી નથી અને તેનાં મૂળ ઊંડાં જતાં નથી. પંદર વરસના પ્રયત્ન પછી પ્રમાણમા બહુ ઓછાં ખેડૂતકુટુંબોમાં રેંટિયો દાખલ થઈ શક્યો છે. ખાદીપ્રવૃત્તિની એ મહત્ત્વની દિશામાં જોઈએ તેવું કામ થયું નથી. આથી પ્રજાજીવનમાં ખાદી સ્થિર થયાનાં લક્ષણ જણાતાં નથી. જ્યાં ખેડૂતોએ રેંટિયાને પોતાનો કરી લીધો નહિ હોય અગર જ્યાં સ્વાવલંબી ધોરણે કંતાતું નહિ હોય ત્યાંનું ખાદીપ્રવૃત્તિનું ભવિષ્ય શંકાશીલ જ છે. શહેરોના લોકો થોડો વખત ખાદી પહેરશે, પણ તેઓ ખાદીને કાયમી નહિ બનાવી શકે.

[ચાલુ]

વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
ઝવેરભાઈ પુરુષોત્તમદાસ પટેલ

# સોણલાં લ્યો, કોઈ—

'શિરીષ'

મોણલાં લ્યો, કોઈ મોણલા લ્યો !
મીઠા મોણલાં લ્યો, સોણલાં લ્યો !
ખરબચડાં આ જીવનમાં ટાઢ, તાપ ને ભેજ,
કંટક કેડી કારમી,
નથી નથી એ ફૂલડાંની સેજ
મીઠાં સોણલા લ્યો !
આધિથી અંતર વીંધ્યાં, વ્યાધિવીંધ્યાં શરીર;
ઉપાધિથી જીવનો,
ઘડી વિસારે પાડવા લગીર,
મીઠાં સોલણાં લ્યો !
દિલરૂબા કહી દિલની બસૂરી બજતી જણાય,
વીંખાયાં ઉરતંત્રનો અહીં સૂરમેળ સધાય
મીઠાં મોણલાં લ્યો !
અનુભવીઓ ઉચર્યાં મથીઃ નથી સંસારે નાર,
સ્વાદ પામવા સારનો
કરો સ્વપ્નપ્રદેશે વિહાર
મીઠાં સોણલાં લ્યો !
સાગર શા સસારમાં, આવે ભરતીઓટ,
ભરતીમાં તો મન ભર્યાં
પણ પૂરવા ઓટની ખોટ
મીઠાં સોણલાં લ્યો !
કાળા જગકોલાહલો, કાળી જગજંજાળ
કાળાં ભ્રમણો ભવતણાં
શીળી શીળી આ મોણલાંની પાળ
મીઠાં સોણલાં લ્યો !
સોણલાં લ્યો, કોઈ—

# શબ્દચર્ચા

(૧)

શ્રી. તંત્રીજી,

'પ્રસ્થાન',

અમદાવાદ

ગયા વર્ષના અંકમાં 'તફડંચી'ને માટે શબ્દચર્ચા વાંચી થોડા સમય પર પ્રસિદ્ધ થયેલા પુસ્તક 'અપરની પ્રતિભા'માં શ્રી ડાકામાહેબે વાપરેલો શબ્દ આપના ધ્યાન પર લાવવા જેવો લાગ્યો.

પ્રાસ્તાવિક ક્રમાંકના પાન ૨૬ પર (લીટી ૧૮મી) તેમણે 'कृतिचौर्य' શબ્દ વાપર્યો છે તે પરથી 'તફડંચી' કરનાર તે 'કૃતિચોર'; અને 'ચૌર્ય'નો 'ઔ' આગળના 'ઋ', 'ઇ' સ્વરો સાથે સારો ન વંચાય, તો આપણે 'કૃતિચોરી' પણ રાખી શકીએ.

ગુજરાતીમાં આપણે 'કૃતિ' શબ્દ હરકોઈ પ્રકારના સર્જનકાર્ય માટે વાપરીએ છીએ. એટલે તે દ્વારા સર્વવિધ 'અપહરણો' પણ વ્યક્ત થઈ શકશે, એ આપની નોંધ પર લાવવા જરૂર નથી.

'તફડંચી' શબ્દ જરાક તોછડો ને vulgar છે એ સાચી વાત છે. છતાં તેના સેવકને ઘણી શિષ્ટતા સહિત સંબોધવા કાળજી લેવા બહુ જરૂર ખરી? પણ લેખન vulgar ન રાખવાની દૃષ્ટિએ તે વિચારવું વરુ ખરું, તો 'ચોરી' શબ્દમાં રહેલો કટાક્ષ તોછડો નહિ લાગે, છતાં ઘટતો બોધ કરાવવા જેટલો તીક્ષ્ણ શબ્દ તે છે, એ પણ એનો ગુણ જ છે. વગરમહેનતે માતબર થવાની બહાદુરી 'ચોરી'માં ને 'કૃતિચોરી'માં સરખી જ છે. આમ હોવાથી આ શબ્દ આપણે ન ચલાવી શકીએ?

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ

લિ. સેવક,
મગનભાઈ દેસાઈના વંદન

* *
*

(૨)

## સંપેટવું

'ઊર્મિ'ના ગયા કાવ્યાંકમાં (૧૯૪૨ના) 'અસ્મદીયમ્' વિભાગના લેખકે "૪૭મી(?) લીટીથી શરૂ થતા અંતિમ વિભાગને જે સુંદર ધ્વનિથી સંપેટ્યો છે" (પાનું ૬ ક) આ વાક્યોમાં 'સંપેટવું' ધાતુનો પ્રયોગ કર્યો છે. આ ધાતુ વિશે નીચેની હકીકત રસપ્રદ નીવડશે.

'સંપેટવું' ધાતુ કાઠિયાવાડમાં બહુ પ્રચલિત છે—'પૂરું કરવું', 'એકઠું કરીને ભરી લેવું' એવા અર્થમાં ઉદાહરણ તરીકે, 'મેં કામ સંપેટી લીધું' 'કાં, ટ્રંક સંપેટી લીધી?' વગેરે.

આ ધાતુની વ્યુત્પત્તિનો વિચાર કરતાં લાગે છે કે એનું મૂળ સંસ્કૃત ધાતુ सपेटय् હોય. सपेटय् ધાતુ पेटिका–पेटा–पेट 'દાબડો, ડબો' એ અર્થવાળા નામ ઉપરથી બનેલો હોય.

આ પ્રશ્ન મેં એક વેળા રા. નરસિંહરાવ સમક્ષ મૂક્યો હતો. 'સંપેટવું' ધાતુથી તેઓશ્રી અપરિચિત હોય એમ તે વેળા મને લાગ્યું હતું. તેઓશ્રીએ કહ્યું, કે એ ધાતુની જોડણી 'સમેટવું' છે—'સંપેટવું' નહિ. 'સમેટવું' ધાતુ ગુજરાતમાં પ્રચલિત છે. એ ધાતુ સંસ્કૃત समेतय् ( समेत ઉપરથી બનેલા ) ધાતુનું વિકૃત રૂપ છે.

ગુજરાતમાં 'સમેટવું' ધાતુનો પ્રચાર જેમ નિર્વિવાદ છે તેમ 'સંપેટવું' ધાતુનો કાઠિયાવાડમાં પ્રચાર નિર્વિવાદ છે; અને 'સમેટવું' ધાતુ જેટલી જ 'સંપેટવું' ધાતુની વ્યુત્પત્તિ, ઉપર જોયું તે પ્રમાણે, સાધ્ય છે. પણ આ બંને ધાતુઓનાં સ્વરૂપો એકબીજાને એટલાં મળતાં છે કે એ બંને વચ્ચે સંબંધ હોવો જોઈએ એમ લાગે છે, મને લાગે છે—આ તર્ક છે કે 'સંપેટવું' ધાતુ 'સમેટવું'નું વધારે વિકૃતિ પામેલું રૂપ હોઈ શકે. જેમ સં. पक्ष्माणि ઉપરથી પ્રા. पह्मणी ( पाह्मण-पामण-पांवण ) દ્વારા ગુજરાતીમાં 'પાંપણ'રૂપ નિષ્પન્ન થાય છે તેમ 'સમેટવું-[ સંમે ( સબે ? ) ટવું ]—સંપેટવું' એમ ઉત્તરોત્તર વિકૃતિ કાં ન થઈ હોય?

૯-૬-૩૬ ગૌરાપ્રસાદ ચુ. ઝાલા

***

## ( ૩ )

## એક પત્ર

પ્રિયભાઈ રામનારાયણભાઈ,

તા. ૨૪-૬-૩૬નો તમારો પત્ર મળ્યો. તેમાં કરેલી માગણી અનુસાર 'સંપેટવું' એ શીર્ષકની શબ્દચર્ચા ઉપર મારો અભિપ્રાય જણાવું છું.

संपेटय् ઉપરથી 'સંપેટવું'એ વ્યુત્પત્તિ મને પણ ખરી લાગે છે. પણ 'સંપેટવું' ધાતુ 'સમેટવું'નું વધારે વિકૃતિ પામેલું રૂપ હોઈ શકે એ તર્ક ઠીક નથી. કારણ—

પ્રથમ તો 'સમેટવું'ની વ્યુત્પત્તિ 'समेतय्' માંથી સાધવી શાસ્ત્રદૃષ્ટિએ યોગ્ય નથી; वर्तिः-વાટ, कृन्-कर्तयति 'કાટતા હે' વગેરેમાં त् દન્ત્યની ट् મૂર્ધન્યરૂપ વિકૃતિ કરનારી જે સામગ્રી છે ( મૂર્ધન્ય र् વર્ણના સંનિધાનરૂપ ) તે समेतय्માં નથી. અર્થાત્ 'સમેટવું' આ પ્રકારે સંસ્કૃતમાંથી સાધ્ય નથી.

તે ઉપરાંત, 'સમેટવું'માંથી 'સંપેટવું' સાધવા જતાં પણ મુશ્કેલી નડે છે; તે એ કે 'સમેટવું'માં 'મે' સ્વરિત ( accented ) 'મ'ને અન્યવર્ણનો આધાર આપવાની અપેક્ષા ઉદ્‌ભવતી જ નથી. મધ્યવર્તી અનુનાસિક વર્ણ અસ્વરિત હોય ત્યારે આવા આધારની અપેક્ષા ઉત્પન્ન થાય છે. દા. ત. वानर-વાંદરો; सूनरी—सुंदरी; Camera-chamber; thunor-thunder. पक्ष्मणो દ્વિ. વ. માંથી ( નહિ કે पक्ष्माणि બહુવચનમાંથી ) पह्मणी-पामण—पांवण દ્વારા 'પાંપણ'ની ઉત્પત્તિમાં પણ આ તત્ત્વ વિદ્યમાન છે.

कम्बल-કામળો એ એથી ઊલટી વિક્રિયાનું ઉદાહરણ પણ બોધક છે.

અર્થાત્ 'સમેટવું' એ સં. समेतय् ઉપરથી નહિ, પણ 'સંપેટવું'ની વિકૃતિથી ઉદ્‌ભવ્યો જણાય છે: 'સંપેટવું'નો અનુનાસિક નિર્બળ બને—"સઁપેટવું"—એટલે પછી 'સમેટવું' થતાં વાર ન લાગે.

૨૬-૬-૩૬

આ જમાનામાં વૈજ્ઞાનિક સાહિત્યની મહત્તા સહુ કોઈ સ્વીકારશે જ, અને આ ચર્ચા ઉપર ધ્યાન અપાશે એવી હું આશા રાખું છું.

લિ આપનો,
પદ્મકાન્ત ર. શાહના પ્રણામ.

૨

'પ્રસ્થાન'ના તંત્રીની સેવામાં,

'પ્રસ્થાન'ના આશ્વિન (૧૯૯૨) માસના અંકમાં પ્રગટ થયેલી 'ઊંઘની પાર'નાં શીર્ષકવાળી શ્રી. પ્રપન્ન ગો. કાજીની કવિતા અંગ્રેજ કવિ Coventry Patmoreના *The Toys* નામના કાવ્ય પરથી સૂચિત છે. વસ્તુ અંગ્રેજ કવિનું છે. છતાં શ્રી. કાજીએ કાવ્યને અંતે 'અંગ્રેજી કાવ્ય પરથી' કે એવું કંઈક કેમ ન લખ્યું હશે? જરા ફેર કર્યો છે માટે?

શ્રી. મુનશીના 'ગુજરાત'ના મે માસના અંકમાં શ્રી. જયંત શ્યામ વસલનિવાસીની 'બિખરે મોતી'ની કવિતા પ્રગટ થઈ છે. એ કાવ્ય પણ અંગ્રેજ કવિ W. Wordsworthનાં '*A Slumber did my Spirit Seal*'ના કાવ્યનો અનુવાદ છે—સફળ નથી એ જુદી વાત છે. આ લેખકે પણ કોઈ પ્રકારનો નિર્દેશ નથી.

શું આ બન્ને ભાઈઓનો વિચાર પોતાના કાવ્યો તરીકે ઠોકી બેસાડવાનો હતો? કે ભાષાંતર છે એમ લખતા શરમ આવે છે?

પરભાષામાં સુન્દર કૃતિ હોય, ને એ કૃતિ સ્વભાષામાં ઉતારવાનો વિચાર થઈ આવે તો મૂળ કૃતિને વફાદાર રહી ભાષાંતર કરવામાં કંઈ ખોટું નથી; આવકારને પાત્ર છે, શરમાવવાની જરૂર નથી.

જે હોય તે, પણ એ ભાઈઓ ખુલાસો કરશે તો આભાર.

લિ.
૭-૧૧-૩૬ ધ. મો. દેસાઈ




## (૧) કલા વિષે ટોલસ્ટૉય

**મોપાસાની** વાતો વિષે લખતાં ટોલસ્ટૉય દરેક કલાકૃતિને જરૂરી એવા ત્રણ ગુણો નીચે પ્રમાણે બતાવે છે:

(૧) યથાર્થતા એટલે કે લેખક અને તેના વિષય વચ્ચે નૈતિક સંબંધ હોવો જોઈએ.

(૨) કથનની વિશદતા અથવા આકારનું સૌન્દર્ય—જે બન્ને એકજ કહેવાય—તે હોવું જોઈએ.

(૩) સાચકલાઈ એટલે કે કલાકાર જે વસ્તુ વર્ણવતો હોય તે વિષે તેને સાચો પ્રેમ કે સાચેસાચો તિરસ્કાર હોવો જોઈએ.

અને તે ઉપરાંત તેમણે કહેલું જ છે કે પ્રતિભા (talent) તો હોવી જોઈએ.

પ્રતિભા એટલે જે વસ્તુઓ અથવા જીવનના બનાવો વિશે કલાકાર લખતો હોય તે વસ્તુઓ અથવા જીવનના બનાવોમાં બીજા મનુષ્યોએ જે જે ગુણો ન જોયા હોય તે ગુણો પ્રદર્શિત કરવાનું ધ્યાન આપવાની શક્તિ.

અને આ વસ્તુ વિશે તે એક સરસ દાખલો પણ આપે છે. તે કહે છે:

"એક ધાર્મિક સરઘસનું પોતે દોરેલું ચિત્ર મને તેના એક પ્રખ્યાત ચિત્રકાર બતાવવા આવે છે. ચિત્ર બહુ સુંદર રીતે ચિતરાયું હતું, પણ કલાકારનો તેના વિષય સાથેનો સંબંધ તેમાં દેખાઈ નહોતો આવતો.

"તમે આ બધાં ક્રિયાકાંડોને સારા માનો છો કે નહિ? આ બધું કરવું જોઈએ તેમ તમે માનો છો કે નહિ?' મેં પૂછ્યું.

મારા ભોળપણને જરા નમતું આપતો હોય તેવી રીતે તેણે મને કહ્યું કે એ બાબત એને કંઈ ખબર નહોતી અને ખબર રાખવાની ઇચ્છા પણ નહોતી. એનું કાર્ય તો જીવનને પ્રદર્શિત કરવાનું હતું.

'પણ તમે આ તરફ સહાનુભૂતિ તો ધરાવો છો જ ના?'

'હું કહી ન શકું કે હું સહાનુભૂતિ ધરાવું છું.'

'વારુ, ત્યારે તમને આ ક્રિયાકાંડો નથી ગમતા?'

'નહિ આમ કે નહિ તેમ.' મારી મૂર્ખતા માટે એક સ્મિત કરી આ અર્વાચીન, અતિસંસ્કૃત કલાકારે—જે જીવનનું રહસ્ય સમજ્યા વિના અને તેને ચાહ્યા કે તિરસ્કાર્યા વિના જીવન દોર્યે જતો હતો, તેણે—જવાબ વાળ્યો.

ગુલાબદાસ બ્રોકર

*

# (૨) બનાવટી રેડિયમ

રેડિયમ અને એવી ધાતુની શોધને માટે નોબેલ ઇનામ જીતનાર માદામ ક્યુરીની પુત્રી ઇરેન ક્યુરીએ બનાવટી રેડિયમની શોધ કરી છે આજ સુધી રેડિયમ અને એવા પદાર્થો કુદરતી મળી આવતા હતા, પરતુ આ નવી શોધથી થોડો વખત ઉત્તેજિત રહે એવુ બનાવટી રેડિયમ પણ ઉત્પન્ન કરી શકાય છે

રેડિયમ અને એવી ધાતુઓને અંગ્રેજીમા રેડિયો-એક્ટીવ ( Radio-active ) ધાતુ કહેવામા આવે છે, કારણકે એ ધાતુના પરમાણુ સ્થિર અને અચળ હોતા નથી, પરતુ હમેશા આપમેળે ભાગ્યા કરે છે આવી રીતે ભાગતા પરમાણુમાથી આલ્ફા, બીટા અને ગામા નામના કિરણો નીકળે છે, આલ્ફા કિરણો ધનવિદ્યુતભારવાહી કણો છે, બીટા કિરણો ઋણવિદ્યુનભારવાહી કણો છે અને ગામા કિરણો એ-ક્ષ કિરણ જેવા પ્રકાશના કિરણો છે

કેન્સર કે એવા દર્દોના જડ ઘાલી બેઠેલા કોષો (cells)ભાગીને અસ્થિર બનાવવા માટે રેડિયમમાથી નીકળતા કિરણોનો ઉપયોગ કરવામા આવે છે ઉપર દર્શાવેલા આલ્ફા કિરણોના કણો પ્રચડ શક્તિવાળા હોવાથી કેન્સરના કોષોને તોડીને છિન્નભિન્ન કરી નાખે છે, અને તેથી કેન્સરનુ દર્દ આગળ વધતુ નથી રેડિયમની આટલી ઉપયોગિતા છતા એ એટલુ મોઘુ હોય છે કે દરેક હોસ્પિટલ રેડિયમ રાખી શકે નહિ બનાવટી રેડિયમથી કદાચ રેડિયમનો લાભ ઘણી હોસપિટલને ભવિષ્યમા મળશે ખરો

રેડિયમમાથી નીકળતા કિરણોને અમુક ધાતુ ઉપર પડવા દઈએ તો તે ધાતુમાથી 'ન્યૂટ્રોન' નામના વિદ્યુતભાર વગરના કણો નીકળે છે આ કણોને સોડિયમ, પોટાશિઅમ, એલ્યુમિનિયમ જેવી હલકી ધાતુ ઉપર પડવા દઈએ તો કેટલાક પરમાણુના મધ્યમા કેટલાક ન્યૂટ્રોન કણો જકડાઈ જાય છે આથી એ ધાતુનુ પરમાણુ અસ્થિર બને છે અને એમાથી રેડિયમની પેઠે બીટા કિરણો, વગેરે થોડો વખત નીકળ્યા કરે છે આ રીતે જે અચળ અથવા સ્થિર પરમાણુ હોય છે તે ન્યૂટ્રોન કણથી દાખલ થવાથી અસ્થિર બને છે, અને તેથી રેડીઅમ જેવી સ્વયવિભાજી ( Radio-active ) ( એટલે કે બનાવટી રેડિયમ જેવી ) ધાતુ ઉત્પન્ન થાય છે

આ પ્રમાણે હલકી અને પ્રમાણમા બહુ સોઘી ધાતુને રેડિયમ જેવી બનાવી શકાય છે, પરંતુ એમાથી નીકળતા કિરણો રેડિયમ જેટલી શક્તિવાળાં હોતા નથી, છતા આપણે એમ આશા રાખી શકીએ કે મુબઈ જેવા સ્થળે એકાદ હોસપિટલમા ખરુ રેડિયમ હોય તો તે વડે દરરોજ બનાવટી રેડિયમ તૈયાર કરી અનેક હોસપિટલમા દરરોજના ઉપયોગ માટે મોકલી શકાય

આ શોધ વડે પરમાણુના કેન્દ્રની રચનાના કેટલાયે ગૂઢ પ્રશ્નોના ઉકેલો મેળવવામા ઘણું જ્ઞાન પ્રાપ્ત થતું જાય છે

ય ગુ નાયક




**પૂર્વમીમાંસા પ્રવેશિકાઃ**—કર્તા રા. જયદેવ શાસ્ત્રી, મળવાનું ઠેકાણું, શારદાસદન, સંસ્કૃત વૈદિક મહાવિદ્યાલયની બાજુમાં, રાજપુર સિદ્ધપુર (ઉ. ગુ.), મૂલ્ય રૂપિયો દોઢ.

આ જ ગ્રંથકર્તાએ ન્યાય વૈશેષિકના સારરૂપ પદાર્થપ્રવેશિકા નામનો ગ્રંથ પહેલાં લખ્યો છે, અને એ યત્નને મળેલા આદરથી ઉત્તેજિત થઈ પૂર્વમીમાંસાસાગરની પગથી-રૂપ આ ગ્રંથ લખ્યો છે. ગ્રંથકર્તાએ ગ્રંથપરિચયમાં કહ્યું છે તેમ 'પૂર્વમીમાંસા એ વસ્તુતઃ વાક્યવિચારાત્મક શાસ્ત્ર છે.' મતલબ કે કોઈ પણ વાક્યના પેટામાં આવેલાં પદોથી અવગત થતા અર્થો કઈ રીતે જોડાઈ કેવો વાક્યાર્થ નિષ્પન્ન થઈ શકે તેના નૈસર્ગિક નિયમોનુ જ્ઞાન કરાવનાર આ શાસ્ત્ર છે, અને એ દૃષ્ટિએ જોતાં મીમાંસા એટલે કે વાક્યવિચારશાસ્ત્ર હમેશાં ઉપયોગી છે. પણ એમાં ઉદાહરણાર્થ વપરાયેલાં વાક્યો વૈદિક હોઈ ને એની ઉપયુક્તતા પણ અતિમર્યાદિત થઈ જાય છે. જૂના કાળમાં કોઈ પણ વિદ્વાનનું 'પદવાક્યપ્રમાણજ્ઞ'-પણું કબૂલ કરવાથી એના વિચારો કે ઉપદેશની નિરવદ્યતા પણ કબૂલ થઈ જતી. શંકરાચાર્ય બ્રહ્મસૂત્રકારના દર્શનની યથાર્થતાના પ્રમાણ તરીકે આચાર્યને 'પદવાક્યપ્રમાણજ્ઞ' કહે છે. મતલબ કે જૂના કાળમાં પદ (વ્યાકરણ) અને પ્રમાણ (ન્યાયશાસ્ત્ર) જેટલું જ વાક્ય (પૂર્વમીમાંસાશાસ્ત્ર)નું મહત્ત્વ મનાતું. અને પૂર્વમીમાંસા સંબંધી પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો જથ્થો જોતાં એ શાસ્ત્ર જૂના વખતમાં ખૂબ ખેડાયું હતુ એ નિઃસંદેહ છે. પણ આ જમાનામાં તો પ્રાચીન ઢબે સસ્કૃત ભણનારાઓમાંથી પણ પૂર્વમીમાંસાનું અધ્યયન કરનારા—ખાસ કરીને ગુજરાતમાં અતિ વિરલ નીકળશે. આ પરિસ્થિતિમાં આ પ્રવેશિકાના અધિકારીઓ ગુજરાતમાં મને દેખાતા નથી. છતાં સંસ્કૃતમાં પૂર્વમીમાંસાનો કોઈ અભ્યાસી આ પ્રવેશિકાનો લાભ લઈ શકે તો જરૂર આ ગ્રંથ એને સહાયક થશે, કારણકે ગ્રન્થકારે અતિશય શ્રમ લઈને પૂર્વમીમાંસાના વિષયને વૈદિક પરિભાષા અને ઉદાહરણોની મુશ્કેલ સ્થિતિમાં જેટલો થઈ શકે તેટલો સુગમ કરવાનો પ્રયાસ કર્યો છે.

**દુ. કે. શાસ્ત્રી**

**શ્રી સ્વામિનારાયણઃ**—Shri Swami Narayan, a Gospel of Bhagwat-Dharma, or God in Redemptive Action—લેખકઃ ભાઈ મણિલાલ છો. પારેખ; પ્રકાશકઃ ભાગવતધર્મ મિશન હાઉસ, રાજકોટ, પૃ. ૩૫૦:

'ભાઈ' મણિલાલ પારેખની તીવ્ર ધર્મજિજ્ઞાસા જાણીતી છે. આત્મોદ્ધારની શોધમાં શ્રદ્ધા અને ભક્તિપૂર્વક જે અનેક ધર્મોનો એમણે અભ્યાસ કર્યો છે, તેમાં સ્વામિનારાયણ સંપ્રદાય પણ એક છે. અથવા, એમ પણ કહી શકાય કે સ્વામિનારાયણ અને ઈશુ ખ્રિસ્ત એ બેનાં જીવન અને ધર્મોનો એમણે સૌથી વધારે અભ્યાસ કર્યો છે, અને એ બન્ને પ્રત્યે એમણે સરખા ભાવથી જોયું છે. એ બે વચ્ચે એમણે ઘણું સામ્ય પણ જોયું છે. બેઉનાં

જીવનની ઝીણી વીગતોમાં એટલું સામ્ય ન હોય, તોયે સ્વામિનારાયણ અને ઇશુ ખ્રિસ્ત, તથા એમના અગ્રેસર શિષ્યો અને તેમની સદ્ધર્મપ્રવર્તન માટે ઉત્સાહયુક્ત પ્રવૃત્તિ તથા ભૂતાનુકંપા એ બધામાં ઘણું સરખાપણું છે, એ જે પણ સ્વામિનારાયણીને ખ્રિસ્તી ધર્મ-ગ્રંથો વાંચવાનો પ્રસંગ આવ્યો હશે તેને લાગ્યા વિના રહ્યું નહિ હોય.

કેટલેક અંશે કોઈ બે મહાપુરુષો વચ્ચે સામ્ય દેખાવાનું કારણ જોનારને બન્ને પ્રત્યે સમાન પક્ષપાત પણ હોય છે. બુદ્ધ, ખ્રિસ્ત અને ગાંધીજી વચ્ચે ઘણાએ સામ્ય જોયું છે એ જાણીતી વાત છે. બુદ્ધ અને તુકારામ વચ્ચે સામ્ય જોનારા બે મિત્રોને હું ઓળખું છું. સ્વામિનારાયણ અને ગાંધીજી વચ્ચે ઘણી સમાનતા હું બતાવી શકું એમ છું.

ગૂજરાતની જનતાને ઘડનાર મહા વિભૂતિમાન પુરુષોમાં ગાંધીજી પૂર્વે સ્વામિનારાયણ જ થયા છે (સ્વામી દયાનંદ સરસ્વતીનું જીવનકાર્ય ગૂજરાતબહાર રચેલું હોવાથી એમને ગણતો નથી.) સેંકડો સ્ત્રી પુરુષોના જીવનને પલટાવી નાંખનાર, હજારો સંસ્કારહીન લોકોને સુસંસ્કારી બનાવનાર, બે લાખથી વધુ લોકોના હૃદયમાં સ્વજીવનમાં જ પરમેશ્વરપદનું સ્થાન મેળવનાર, શુદ્ધાચાર અને નીતિમય જીવનનો એક નવો જ ચીલો પાડનાર, 'સદાગ્રહી' (આ સ્વામી નિષ્કુળાનંદનો શબ્દ છે), અહિંસામય યજ્ઞના પુરસ્કર્તા, પતિતપાવન, સ્ત્રી તથા શૂદ્રોના મિત્ર, સમાજસુધારક સહજાનંદસ્વામી એક અદ્ભુત પુરુષ હતા. અઠ્ઠાવીસ વર્ષ સુધી એમણે અને તેમજ પોતાના પરમહંસોદ્વારા ગૂજરાત, કાઠિયાવાડ અને કચ્છની જગ્યાએ જગ્યાએ ફરી સેવા બજાવી, ગૂજરાતી, હિંદી અને સંસ્કૃત ભાષાઓમાં વિશાળ ધાર્મિક સાહિત્ય નિર્માણ કર્યું, ગૂજરાતમાં પૂર્વે નહોતાં એવાં મોટાં મંદિરો બાંધ્યાં અને, સૌથી વધુ, એમના શિષ્યોના મનમાં અનન્ય નિષ્ઠાજન્ય એવો આત્મવિકાસ અને બંધુભાવ ઉત્પન્ન કર્યો કે જેની જોડ ભાગ્યે જ મળે એમ છે

સામાન્ય રીતે, માણસને ભૂતકાળ હમેશાં ભવ્ય લાગે છે. ભૂતકાળના અવતારો, નારદ-સનકાદિક સંતો, વ્યાસ-શુક વગેરે ઋષિઓ કે ઉપનિષત્કાલીન જ્ઞાનીઓનો મહિમા એને બહુ લાગે છે. પોતાના કાળના સત્પુરુષો પ્રમાણમાં માટીનાં પૂતળાં જ લાગતાં હોય છે. સહજાનંદસ્વામીએ આ વહેમ તોડ્યો. મુક્તાનંદસ્વામી કહે છે તેમ એમણે 'પ્રગટ'ની કદર કરતાં શીખવ્યું.

કેટલાંક વર્ષ પર નવજીવન સંસ્થા તરફથી મારું લખેલું 'સહજાનંદ સ્વામી'નું જીવન-ચરિત્ર બહાર પડ્યું હતું. એ હવે ઉપલબ્ધ નથી સાંપ્રદાયિક દૃષ્ટિએ જ જોનારને એ કાંઈક નાપસંદ પણ પડ્યું હતું. ભાઈ મણિલાલ પારેખે આ પુસ્તક અંગ્રેજીમાં, ભક્તની દૃષ્ટિએ સાંપ્રદાયિક દૃષ્ટિવાળાનેયે પસંદ પડે એવી રીતે લખ્યું છે. અનેક 'વચનામૃતો', 'વાતો' અને મૌખિક સાહિત્યમાંથી વિવેકયુક્ત ચૂંટણી કરી, 'પરચાઓ'નો પણ સમાવેશ કરી, સમભાવી સમાલોચનાપૂર્વક લખેલાં આ લગભગ ૩૫૦ પાનાંના પુસ્તકમાં સ્વામિનારાયણ સબંધી ઘણી માહિતી આવી જાય છે. જેને સહજાનંદસ્વામી વિષે બહુ ઊંડો અભ્યાસ કરવાની હોંશ કે ફુરસદ ન હોય તેને માટે આ પુસ્તક પૂરતું થાય એવું છે, અને વિશેષ જિજ્ઞાસુને એ વધુ માહિતી માટે ક્યાં ખોળવું તેનું માર્ગદર્શન કરાવે એવું છે. મારા પુસ્તક કરતાં કેટલીક બાબતમાં આ ચડિયાતું છે.

કેટલીક ત્રુટિઓ રહી ગઈ છે ખરી. ઉપલબ્ધ સાહિત્યમાં અને સાંપ્રદાયિક રીતે રજૂ થયેલી વાતોમાં સ્વતંત્ર સંશોધન કરવાનો એમણે પ્રયત્ન નથી કર્યો. કેટલીક જગ્યાએ નાની

નાની ભૂલો રહી ગઈ છે, અથવા અત્યુક્તિ થઈ છે. સ્વામિનારાયણીય સાહિત્યવાળું પ્રકરણ વધારે વ્યવસ્થિત લખાયું હોત તો ઠીક થાત. એમાં કેટલાક નાના નાના લેખકોનાં નામો ગણાવ્યાં છે. જ્યારે પ્રેમાનંદ સ્વામી તથા સ્વામી નિર્ગુણદાસનો ઉલ્લેખ રહી ગયો છે. જેમ મુક્તાનંદ, બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ વગેરેનો વિશેષ રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમ પ્રેમાનંદ સ્વામી પણ ઉલ્લેખ કરવા યોગ્ય હતા. એક તો એ સંપ્રદાયના એ સંગીતચાર્ય હતા. બીજું એમને પરમહંસદીક્ષા આપવામાં સહજાનંદસ્વામીએ મોટું સાહસ અને સુધારાનું પગલું ભર્યું હતું. હાલહાલમાં એમની બ્રાહ્મણ વંશાવળી બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, એ બનાવટી છે. પ્રેમાનંદસ્વામીની ઉત્પત્તિ સત્યકામ જાબાલિ કે વસિષ્ઠની ઉત્પત્તિ કરતાંયે વધુ અજાણી છે, કારણ કે એમનાં માતાપિતા બન્ને અજ્ઞાત છે. કોઈક દુકાળમાં કોઈક શેખે એને બાલ્યાવસ્થામાં ખરીદી લીધા હતા. તે પહેલાં કે ત્યારપછી એ કોઈ વેસ્યાને ત્યાં ઊછર્યા હતા. અને ત્યાં સંગીત, વાદ્ય તથા નૃત્યકળા શીખ્યા હતા. તેમાંથી સહજાનંદસ્વામી પાસે આવ્યા, અને સહજાનંદસ્વામીએ એમને જાતે કેળવીને તૈયાર કર્યા હતા. સહજાનંદસ્વામી પ્રત્યેનો એમનો પ્રેમ તથા એમની મૂર્તિ અને સ્વભાવ વિષેનું એમનું ધ્યાન અદ્‌ભુત હતું. એમને પરમહંસદીક્ષા આપતી વખતે એમની અજાણી જાતિને લઈને કાંઈક વિરોધ પણ થયો હતો, પણ સહજાનંદસ્વામીના 'પ્રેમતણા પ્રવાહે' સર્વેને શાંત કરી દીધા હતા. પ્રેમાનંદસ્વામીની સાહિત્યસેવા પણ વિશાળ છે. હજુ એમનું ઘણું લખાણ તો અપ્રસિદ્ધ છે. પણ એમની ગરબીઓ આખા ગૂજરાતની સંપત્તિ છે.

કવિ દલપતરામની સાંપ્રદાયિક સાહિત્ય સેવાનો ભાઈ પારેખે ઉલ્લેખ કર્યો છે. 'હરિલીલામૃત'માં એમનો હાથ છે એ જાણીતી વાત છે, અને એ એમણે જણાવ્યું છે. પણ 'હરિલીલામૃત' આચાર્ય વિહારીલાલજીની કૃતિ તરીકે લખાયેલો છે, અને સંભવ છે કે એમાં એક બીજા કવિની પણ મદદ હોય. એટલે કે માત્ર વિશેષ પ્રકારના શ્લોકો અને અષ્ટકો કવિ દલપતરામે કર્યા હોય, અને સામાન્ય નિરૂપણાત્મક ભાગ બીજા કવિનો હોય. પણ કવિ દલપતરામે પોતાની જવાબદારી અને નામે લખેલું કાવ્ય તે 'પુરુષોત્તમચરિત્ર' છે. કદાચ હિંદીમાં કવિની આટલી એક જ રચના છે. ગ્રંથવ્યવસ્થામાં એ 'ભક્તચિંતામણિ' ને અનુસરે છે, પણ એમાં આવતાં વિવિધ પ્રાર્થનાષ્ટકોમાં કવિની જાણીતી પ્રતિભા દેખાઈ આવે છે. આ પુસ્તકનો ઉલ્લેખ અવશ્ય કરવા જેવો હતો. આ જ અનુસંધાનમાં એમની એક બીજી સાંપ્રદાયિક કૃતિનો પણ ઉલ્લેખ કરવો અસ્થાને નહિ થાય. 'ફાર્બસવિલાસ' ના જેવું એમણે રચેલું 'વિહારીવિનોદ' નામે પણ એક પુસ્તક છે. એમાં આચાર્ય વિહારીલાલજીને પ્રમુખ તરીકે કલ્પી આજુબાજુ કવિઓની મંડળી જમાવી કાવ્યવિનોદ કરેલો છે. હું ધારું છું કે આ અપ્રસિદ્ધ છે. મારા મોટાભાઈ પાસે એની એક હસ્તલિખિત પ્રત હતી, તે મેં ઘણાં વર્ષ પર વાંચેલી. અસ્તુ.

પુસ્તકને અંતે લેખકે 'શિક્ષાપત્રી'નું અંગ્રેજી ભાષાંતર આપ્યું છે, તે સંતોષકારક નથી.

પણ આટલી ખામીઓ બાદ કરતાં આ પુસ્તક ઘણું સારી રીતે લખાયેલું છે. અંગ્રેજી જાણનાર 'સત્સંગીઓ 'એ એ વસાવવા જેવું છે. તથા 'સત્સંગ'નું વિશાળ સાહિત્ય વાંચી શકે એમ ન હોય, અથવા ગૂજરાતી ભાષા જાણતા ન હોય તેમને એ ભલામણ કરી શકાય એવું છે.

કિ. ઘ. મશરૂવાળા

# નોંધ

## મહાસભાનું અધિવેશન

ફૈઝપુરના અધિવેશનથી મહાસભાના ઇતિહાસમાં એક નવું પ્રકરણ શરૂ થાય છે. મહાસભાનું સુકાન અત્યાર સુધી શહેરમાં વસતા સુખી મધ્યમવર્ગના હાથમાં રહ્યું છે, હિંદુસ્તાનનાં સાત લાખ ગામડામાં વસતી મૂંગી જનતાના પ્રતિનિધિ હોવાનો મહાસભાનો દાવો છે, પણ મહાસભાના બંધારણમાં અને તેનાં સંચાલનમાં તે જનતાને સ્થાન નહોતું. મહાસભા હવે સાચેસાચ તે જનતાની પ્રતિનિધિ થવાના પગલાં લે છે. જનતા સાથેનો સંપર્ક ગાઢો બનાવવા માટે જોઈતા બંધારણીય ફેરફારો કરવા પગલાં લેવાઈ રહ્યાં છે, પણ એટલેથી મહાસભાને સંતોષ ન જ થાય. ખેડૂતોને પ્રતિદિન પીડતા પ્રશ્નો સાથે એકતાન થવા માટે મહાસભાએ ખેડૂતોની પાસે જવું જોઈએ એ અત્યાર સુધી મહાસભાનાં અધિવેશનો શહેરોમાં થતા હતાં ત્યાં સુધી ગામડાંની જનતાએ મહાસભાનું સાચું સ્વરૂપ જાણ્યું નહોતું. ફૈઝપુરના અધિવેશનથી આ સ્થિતિમા પલટો થાય છે. ફૈઝપુરનું અધિવેશન ધારવા કરતાં ઘણું વધારે સફળ થયું છે.

ફૈઝપુરના અધિવેશનની બીજી વિશેષતા તે મહાસભાનો વધુ ને વધુ ક્રાન્તિની દિશામા ઝોક છે. પ્રગતિશીલ અને ક્રાન્તિકારી બધાં તત્ત્વો મહાસભાને જરા પણ વિનીત પથે અથવા શુષ્ક બંધારણવાદી થતી અટકાવે છે. શાહીવાદનાં વિરોધી બધાં તત્ત્વો મહાસભામાં એકત્ર થાય છે. મહાસભાએ સમાજવાદ સ્વીકારેલ નથી, પણ આપણા આધુનિક રાષ્ટ્રીય પ્રશ્નોના નિકાલની સમાજવાદી પદ્ધતિને મહાસભા ધીમે ધીમે સ્વીકારતી જાય છે. માત્ર રાજકીય સ્વતંત્રતા મેળવવી તે એક જ મહાસભાનું ધ્યેય નથી, પણ દેશની ભયંકર ગરીબી અને ભૂખમરાનો કાયમી અંત લાવવો તે જ મુખ્ય ધ્યેય છે તે સ્વીકારાતું જાય છે. એટલે જ આર્થિક પ્રશ્નો વધુ ને વધુ ધ્યાન ખેંચી રહ્યા છે. તે સાથે કોમી સવાલોનું મહત્ત્વ ઓછું થતું જાય છે. મહાસભાના અધિવેશન સમયે જ સમાજવાદી પક્ષની તથા કિસાન સભાની બેઠકો પણ હતી અને આ બન્ને ક્રાન્તિકારી તત્ત્વો મહાસભાને સતત પ્રગતિશીલ રાખે છે.

મહાસભાના ઠરાવોમાં કોઈ નવી નીતિ નથી પણ સ્વીકારાયેલ નીતિ અસંદિગ્ધપણે સ્પષ્ટ થઈ છે. આમ જનતા સાથેનો સંપર્ક વધારવા માટે બંધારણમાં ફેરફાર કરવા સમિતિ નીમવામા આવી છે. ખેડૂતોની સ્થિતિ સુધારવા માટે તપાસ સમિતિ નીમવામાં આવી છે.

નવા બંધારણ તથા ધારાસભાની મહાસભાની નીતિ ફરીથી જાહેર કરવામાં આવી છે. ચૂંટણી પછી આ બંધારણને તોડી પાડવા મહાસભાના સભ્યોએ શાં પગલાં લેવા તેમજ જુદાજુદા પ્રાન્તોની ધારાસભામાં એક જ ધોરણે કામકાજ થાય તેનો નિર્ણય કરવા ચુંટાયેલ સભ્યોની એક બેઠક કરવાનો ઠરાવ થયો છે. તે સાથે આ જબરદસ્તીથી આપણા ઉપર લાદવામાં આવેલ બંધારણને બદલે સ્વતંત્ર રીતે ચુંટાયેલ દેશની લોકસભા નક્કી કરે તેવું બંધારણ જ મહાસભાને માન્ય છે, અને માટે તેની લોકસભા માટેની માંગણી મહાસભાના કાર્યક્રમમાં પ્રમુખસ્થાન ભોગવશે તે પણ પ્રસ્તાવ થયો છે.

ખાસ ધ્યાન ખેંચે તેવા બે પ્રસ્તાવોમાં સમાજવાદી પક્ષની અસર જણાઈ આવે છે. નવા બંધારણનો અસ્વીકાર જાહેર કરવા ૧ લી એપ્રિલે દેશવ્યાપી હડતાળ તથા શહેનશાહની તાજપોષીનો બહિષ્કાર મહાસભાએ જાહેર કર્યો છે.

## પંડિત જવાહરનું ભાષણ

પંડિતજીના દરેક વક્તવ્યમાં સ્પષ્ટવક્તૃત્વ, વિશાળ દર્શન અને તલસ્પર્શી સમાલોચનાની આપણે આશા રાખીએ તે આશા આ વ્યાખ્યાનમાં પણ સફળ થઈ છે. ભારતની મુક્તિની લડત જગતની પીડિત પ્રજાઓ અને વર્ગોની મુક્તિની લડતનું એક અંગ છે તે વિધાન પંડિતજીએ ભારપૂર્વક રજૂ કર્યું છે. જગતભરમાં પ્રત્યાઘાતી અને પ્રગતિશીલ તત્ત્વો વચ્ચે યુદ્ધ જામ્યું છે. વિશ્વશાન્તિનો આધાર બ્રિટનની પરદેશનીતિ ઉપર અવલંબી રહેલ છે ત્યારે તે નીતિ નાઝી જર્મનીને સતત ટેકો આપનારી રહી છે. અને બ્રિટનનો રાજ્યકર્તા વર્ગ પ્રત્યાઘાતીઓના પંથમાં જોડાય છે. બ્રિટનના વચન અને વર્તનના વિરોધને કારણે બ્રિટીશ પ્રતિષ્ઠા ડૂબવા માંડી છે. સ્પેનમાં આપણી જ લડત લડાઈ રહી છે અને તેના પરિણામ ઉપર શાહીવાદ અથવા સ્વતંત્રતાનું અસ્તિત્વ અવલંબી રહ્યું છે. સ્પેનની લડતનો સૌથી અગત્યનો બોધપાઠ તો એ છે કે ક્રાન્તિકારી પરિવર્તન લોકશાસનપદ્ધતિથી થવું અશક્ય જણાય છે, કારણ કે પોતાના સ્થાપિત હકો પર હુમલો થાય ત્યારે રાજ્યકર્તા વર્ગ એ પદ્ધતિનો તુરત ત્યાગ કરે છે અને આખા પક્ષને તેનો ત્યાગ કરવાની ફરજ પડે છે.

આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની સમાલોચના કરીને પંડિતજી આપણા રાષ્ટ્રીય પ્રશ્નોની સમાલોચના કરે છે. હિંદની સંપૂર્ણ સ્વતંત્રતાનો એક જ ઉપાય શાહીવાદનો આત્યંતિક નાશ અને સમાજવાદનો સ્વીકાર એ જ છે. નવું બંધારણ એ ગુલામીનો નવો ફાંસો છે. તેની સાથે કોઈ પણ પ્રકારનો સહકાર સંભવતો નથી. મહાસભાનો ધારાસભાપ્રવેશ તે આ બંધારણનો અંત લાવવા માટે જ છે. ચૂંટણીની બાબતમાં કોઈ પણ ભોગે બહુમતી મેળવવા મહાસભાની નીતિ ન સ્વીકારતા હોય તેવા પક્ષો અથવા વ્યક્તિઓ સાથે ગમે તેવી સમાધાની કરવી તેમાં ભયંકર પીછેહઠ છે. આ નવા બંધારણનો સૌથી પ્રત્યાઘાતી કોઈ ભાગ હોય તો તે સમવાય તંત્રનો છે. તે ગુલામીનું ફેડરેશન છે. દેશનાં સૌથી પછાત રાજકીય અને સામાજિક તત્ત્વોને તેમાં મહત્ત્વ મળે છે.

હિંદી રાજ્યસંસ્થાનો વિષે પંડિતજીએ ઘણી જ સ્પષ્ટ વાતો કરી છે. ૧૯મી સદીના આ અવશેષોને હિંદના રાજ્યપ્રકરણમાં હવે સ્થાન નથી. હિંદની મુક્તિની લડત વધતી ગઈ તેમ રાજાઓને વધુપડતું મહત્ત્વ મળ્યું. શાહીવાદનો અંકુશ કાયમ કરવા માટે તેમના ઉપયોગ કરવાની યુક્તિ શોધાઈ. તેમની સાથે થયેલ કરારોની કહેવાતી પવિત્રતા અથવા તેમની કહેવાતી સર્વોપરિ સત્તા જે વિષે થોડાંક વર્ષ પહેલાં કાંઈ સાંભળવામાં આવતું નહોતું તેણે અચાનક મહત્ત્વ મેળવ્યું છે. ફેડરેશનની યોજનામાં તેમને અસાધારણ સત્તા મળી છે. રાજાઓ પૂર્ણ આપખુદ અને નિરંકુશ રહી શકે છતાં પણ બ્રિટિશ હિંદના રાજશાસનમાં તેમને સત્તા મળે છે. આવા બંધારણનો અંત આણ્યે જ છૂટકો છે.

## આગામી ચૂંટણી

ચૂંટણીનો જંગ પુર જોરથી જામ્યો છે. મહાસભાના મહારથીઓ દેશભરમાં ઘૂમી રહ્યા છે. રાષ્ટ્રપતિ સ્થળ કાળના અંતરોને અવગણી વાયુ વેગે પ્રવાસ કરી રહ્યા છે. ફૈઝપુરના વ્યાખ્યાનમાં પંડિતજીએ કહેલું કે " જનસમૂહને મહાસભાના ધ્વજ હેઠળ જમા કરવા માટે,

લાખો મતદારો અને બિનમતદારો જોગ એક સરખી રીતે મહાસભાનો સંદેશ પહોંચાડવા માટે અને સામુદાયિક લડત આગળ ધપાવવાનું દબાણું કરવા માટે જ ચૂંટણીઓનો ઉપયોગ થવો જોઇએ. જો આપણી પાછળ સામુદાયિક ચળવળનું પીઠબળ નહિ હોય તો ધારાસભામાં મોટામાં મોટી બહુમતી પણ ઓછી જ ઉપયોગમાં આવશે અને પ્રત્યાઘાતી પક્ષો કે વ્યક્તિઓ સાથે સમાધાની કરીને ઊભી કરેલી બહુમતી મહાસભાના મૂળભૂત હેતુને જ પરાસ્ત કરી નાંખશે."

ચૂંટણી નજીક આવતી જાય છે તેમ મહાસભાનાં વિરોધી તત્ત્વો મહાસભાનો વિજય અટકાવવા અનેક યુક્તિઓ અજમાવી રહ્યા છે. કોઈ સ્થળે મહાસભાના ઉમેદવારો ઉપર રાજદ્વારી મુકદ્દમાઓ થાય છે, તો કોઇ સ્થળે તેમને માર પડે છે. ઈનકાર કરવા છતાંય, સરકારી દરમ્યાનગીરી જણાઇ આવે છે. મહાસભાના વિરોધીઓ ખાનગી સંધિઓ અને કોલકરારો કરે છે. અસંતોષાયેલ કેટલાક મહાસભાના સભ્યો આવી યુક્તિઓને મદદ કરે છે. મહાસભા વિના સંકોચ તેમની સામે શિસ્તના કડક પગલાં લે છે.

મહાસભા સમક્ષ કાર્ય પણ નાનુંસૂનું નથી. લાખો અજ્ઞાન મતદારોને કેળવવા, અને મહાસભાની નીતિ અને ધ્યેય તેમને સમજાવવાં એ ભગીરથ કાર્ય છે. મહાસભા પાસે કોઈ લાલચ નથી, મહાસભાના વિરોધીઓનાં જેટલાં સાધનો નથી. પણ મહાસભા પાસે વિશાળ વ્યવસ્થા છે અને પોતાનું ધ્યેય છે. પંડિત જવાહરલાલે કહ્યું છે તેમ "સરકારી દબાણ, સ્થાપિત હિતો અને નાણાં, આ બધાય અવરોધો છતાં આપણે આ ચૂંટણીમાં જરૂર વિજય મેળવીશું."

### એડવર્ડનો ગાદીત્યાગ

બ્રિટનમાં રાજ્યકર્તા વર્ગે પોતાના સામ્રાજ્ય અને તેને ટકાવી રાખનાર તાજના રક્ષણ માટે તેના રાજાને ગાદીત્યાગ કરવાની ફરજ પાડી છે. હિંદુસ્તાનને બ્રિટનનાં આ મામલા સાથે કાંઈ લેવાદેવા નથી. સર રાધાકૃષ્ણને ફરિયાદ કરી છે કે આ વિષયમાં સંસ્થાનોની પેઠે હિંદુસ્તાનનો મત લેવામાં આવ્યો નથી. સર રાધાકૃષ્ણન ભૂલી ગયા લાગે છે કે હિંદુસ્તાન બ્રિટનના સંસ્થાનિક સંઘ ( Commonwealth of British Nations)નું અંગ નથી પણ બ્રિટનનો તાબેદાર મુલક (dependency of England) છે એટલે ગુલામોના મતની બ્રિટનને જરૂર નથી. હિંદુસ્તાનને પણ બ્રિટનના આ "ગંભીર" મામલામાં જરાય લાગતું વળગતું નથી. બ્રિટીશ સામ્રાજ્યનો તાજ એડવર્ડના શિર પર હોય કે જ્યોર્જના, તેથી હિંદુસ્તાનની ગુલામીમાં કાંઈ ફેર પડતો નથી. પણ આ બનાવ કેટલાક મુદ્દાઓ તરફ ખાસ ધ્યાન ખેંચે છે.

બ્રિટનના રાજ્યકર્તા વર્ગનું કેટલું જોર છે અને બ્રિટીશ પ્રજા કેટલી રૂઢીચૂસ્ત છે તે આ બનાવથી સ્પષ્ટ થાય છે. બોલ્ડવિને પાર્લામેન્ટમાં જણાવ્યું હતું કે તે પોતે ભલે વિક્ટોરિયન યુગનો (જૂના વિચારના) હોય પણ તેમનો દુશ્મન પણ એમ નહિ કહે કે પ્રજાની નાડ તેઓ નથી જાણતો. અને તેમનો આ દાવો સાચો છે. પ્રજાના બધા વર્ગો લગભગ એકમત હતા અને સંસ્થાનો પણ સંમત હતાં. એડવર્ડની પસંદગી યોગ્ય હતી કે અયોગ્ય, અને તેને ગાદીત્યાગ બળાત્કારે કરાવવામાં પ્રજાહિત શું સમાયેલ છે તે પ્રશ્નો એક બાજુએ રાખીએ તો, આવી અંગત બાબતમાં પણ પ્રજા પોતાના મતને તાબે થવા રાજાને ફરજ પાડી શકે છે તે પ્રજાને માટે તો જરૂર ગર્વનો વિષય છે. બીજા કોઈ પણ દેશમાં આવા ગંભીર પ્રસંગે જરૂર આંતરવિગ્રહ થયો જ હોત. ઈંગ્લાંડમાં કાંઈ પણ અનિષ્ટ પરિણામો સિવાય, અત્યંત

સરળતાથી પ્રજા રાજાને ગાદીત્યાગ કરવા ફરજ પાડી શકી એ અપૂર્વ છે.

પણ પ્રજામતના આ વિજય માટે બ્રિટીશ પ્રજા ગર્વ લે તે સાથે પ્રજામતના આ બળાત્કાર માટે ખેદ થાય તેમ છે. 'ટાઈમ્સ ઑફ ઈંડિયા'નો લંડનનો ખબરપત્રી જણાવે છે કે એડવર્ડ એક સદી મોડા જન્મ્યા છે. જ્યોર્જ ચોથાના સમયમાં જન્મ્યા હોત તો તેનું આવું વર્તન પ્રજા નિભાવી લેત. આ ખબરપત્રી કદાચ એમ કહેવા માગે છે કે બ્રિટીશ પ્રજાનું નીતિમત્તાનું ધોરણ ઊંચુ થયું છે. સાચી હકીકત એમ છે કે એડવર્ડ કદાચ કેટલાક દશકા વહેલા જન્મ્યા છે. અને બ્રિટીશ પ્રજા મિ. બોલ્ડવિને કહ્યું તેમ, હજી વિક્ટોરિયન યુગમાં જ છે. એડવર્ડે એમ કહ્યું કહેવાય છે કે મિ. બોલ્ડવિને આ પ્રસંગે વિવેકપૂર્વક કામ લીધું હોત અને પ્રજાને એકદમ આંચકો આપ્યો ન હોત તો કદાચ મામલો આવો કટોકટી ઉપર ન આવત.

આ બનાવ એક બીજી વસ્તુ પણ પુરવાર કરે છે અને તે ધર્મગુરુઓને રાજ્યવ્યવસ્થામાં દખલગીરી કરવા દેવાનાં અનિષ્ટ પરિણામો. બિશપ બ્રેડફર્ડે શરૂઆત કરી. તેણે જણાવ્યું કે રાજા એડવર્ડ ઈશ્વરના અનુગ્રહની જરૂરિયાત સમજતા હશે અને પોતાની ફરજનું તેમને ભાન છે, તેનો વિશેષ પુરાવો તેઓ આપે તો ઠીક. આ પ્રસંગ પ્રત્યેનું બ્રિટીશ પ્રજાનું બધું વલણ ધર્મગુરુઓની દખલગીરીનું જ પરિણામ છે. બ્રાહ્મણોએ ઘડેલ કાયદા પ્રમાણે હિંદુઓ વર્તન કરે તેથી તેઓ જંગલી ગણાય છે; આર્કબિશપ ઑફ કેન્ટરબરી ફતવો કાઢે કે રાજાનું લગ્ન ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતોથી વિરુદ્ધ છે તો તે ફતવાને તાબે થવામાં સુધરેલાપણું ગણાય છે! આર્કબિશપને એડવર્ડ પ્રત્યે તિરસ્કાર થાય છે અને ખરેરાટી છૂટે છે! એચ. જી. વેલ્સે એમ કહ્યું કહેવાય છે કે આર્કબિશપને જાહેર રીતે ચાબૂકથી ફટકાવવા જોઈએ!

પણ સૌથી વધારે ખેદજનક વસ્તુ તો રાજાએ ગાદીત્યાગ કર્યા પછીનું ત્યાંનાં છાપાંઓનું વલણ છે. એડવર્ડની પ્રશંસા કરવામાં આ છાપાંઓએ કાંઈ મણા રાખી ન હતી. એડવર્ડ આદર્શ રાજા હતા. અચાનક તે તિરસ્કારને પાત્ર થયા. તે હઠીલા ગણાયા, તે મનસ્વી અને તરંગી થયા, તેમનામાં રાજાના ગુણનો અભાવ જણાયો, તેમનો મિત્ર વર્ગ 'પરદેશી' (Exotic) માલૂમ પડ્યો! આ બધું ભાન બ્રિટીશ પ્રજાને અચાનક થયું! ૪૨ વર્ષ સુધી આ બધું અંધારામાં રહ્યું? એડવર્ડનો મિત્રવર્ગ, તેમનું વર્તન, તેમનો સ્વભાવ કોઈને ખબર ન હતી? આર્કબિશપ ઑફ કેન્ટરબરી નીતિમત્તાની ટોચેથી ઉચ્ચારે છે કે એડવર્ડે પોતાની ફરજ કરતાં અંગત સુખને વધારે ગણ્યું, પ્રજાહિત કરતાં પોતાનો સ્વાર્થ વધુ જોયો અને રાજા થવાને નાલાયક છે તેમ પોતાના વર્તનથી પુરવાર કર્યું! શું ખરેખર આ હકીકત સત્ય છે? એડવર્ડે ધાર્યું હોત તો બ્રિટીશ સામ્રાજ્યના પાયા હચમચાવી નાખત. તેમને લગ્ન કરતાં કોઈ અટકાવી શકે તેમ ન હતું. તેમને ગાદીત્યાગ કરવાની ફરજ પાડી શકે તેવો કોઈ કાયદો ન હતો. તેમણે ધાર્યું હોત તો પોતાનો પક્ષ જમાવી બ્રિટનને આંતરવિગ્રહમાં ડુબાવી શકત અને જગતના રાજકારણના આ કટોકટીના પ્રસંગે બ્રિટનની સ્થિતિ અત્યંત વિકટ બનાવી શકત. તેમણે એ કાંઈ ન કર્યું. જગતના મોટામાં મોટા સામ્રાજ્યનો તાજ સ્વેચ્છાએ પ્રજાહિતને ખાતર જતો કર્યો. વિદાય સંદેશમાં તેમણે કોઈને દોષ નથી દીધો. મિ. બોલ્ડવિનની પણ પ્રશંસા કરી છે. પ્રજાહિતને ખાતર પોતે તાજ છોડી દે છે અને અંધકારમાં લીન થાય છે. તેમણે જણાવ્યું કે મારી પ્રિયતમાના સાથ વિના રાજ્યધુરા વહેવાની મારી શક્તિ નથી. મારા ભાઈને અને પ્રજાના ગરીબમાં ગરીબ માનવીને પણ જે સુખ છે—સુખી ગૃહજીવન—તેથી હું વંચિત

છું. કેટલી કરુણતા! કયા સહૃદય માનવીની મહાનુભૂતિ ન થાય? કેટલો મહાન ત્યાગ? અને એમ કેમ કહેવાય કે તેમણે પોતાની ફરજ અદા નથી કરી!

ઈંગ્લાંડના રાજાની સીધી સત્તા નજીવી છે. સામ્રાજ્યના રક્ષણ માટે રાજાની સંસ્થાની જરૂર છે તેથી તે સંસ્થાને નભાવવામાં આવે છે. ઈગ્લાંડનો સાચો રાજ્યકર્તા વર્ગ તો તેના મૂડીદારો, ધર્મગુરુઓ અને રૂઢિચૂસ્તો છે. રાજા તેમનું હથિયાર માત્ર છે. તેના રાજા તરીકે રહેવામાં અથવા નહિ રહેવામા પ્રજાહિત શું છે? એડવર્ડ રાજા હોય કે જ્યોર્જ તેમા બ્રિટીશ પ્રજાનું હિત અથવા અહિત શું થયું? બલ્કે એડવર્ડે, દુરાગ્રહ કરી લગ્ન કર્યું હોત અને ગાદી ત્યાગ કરવાની ના પાડી હોત તો કદાચ બ્રિટન મુશ્કેલીમાં આવી પડત તેમ કરવા કરતાં તેમણે સ્વેચ્છાથી પ્રજાહિતને ખાતર (વાસ્તુ પ્રજાહિત શેમાં છે તે તો કોને ખબર!) પ્રજામતને તાબે થઈને ગાદીત્યાગ કર્યો. એડવર્ડનું આ વર્તન ચિરકાળને માટે તેમને ગૌરવ આપશે આ પ્રસંગથી બ્રિટીશ પ્રજાનો દંભ ખુલ્લો પડ્યો છે. હિંદુસ્તાનને માટે તે બોધપાઠ છે.

### લગ્ન અને ધર્મગુરુઓ

એડવર્ડનું મીસિસ સીમ્પસન સાથેનુ લગ્ન ખ્રિસ્તી ધાર્મિક સિદ્ધાંતોથી વિરુદ્ધ હોવાને બહાને આર્કબિશપ ઓફ કેન્ટરબરીએ તે લગ્નની વિધિ કરવાની ના પાડી અને તેનો વિરોધ કર્યો તેને કારણે એડવર્ડને ગાદીત્યાગ કરવો પડ્યો લગ્નને ધાર્મિક સંસ્કાર ગણવાને કારણે તેની વિધિ ધર્મગુરુઓને હાથે થવાનો રિવાજ જડ ઘાલી બેઠો છે. હમણાં જ કરાંચીમાં એક વહોરા કન્યાના લગ્નનો વિધિ કરવાની મુલ્લાંજી સાહેબના પ્રતિનિધિએ ના પાડી, કન્યાનો ગુનો એ હતો કે તેણે પડદાની પ્રથા 'સામે પોતાના વિચારો' જાહેર કર્યા હતા.—દુનિયા ઉપરના ઈશ્વરના પ્રતિનિધિ મુલ્લાંજી સાહેબના સ્થાનિક 'પ્રતિનિધિને આ વિચારોમાં ધર્મ રસાતળ જતો લાગ્યો અને તે વિચારો જાહેર રીતે પાછા ખેંચી લેવામાં ન આવે ત્યાં સુધી લગ્ન માટે મંજૂરી આપવાની ના પાડી. 'દુર્ભાગ્યે'. આ કન્યા 'નાસ્તિક' નીકળી અને મુલ્લાંજી સાહેબનો ફતવો માન્ય રાખવા ના પાડી. પછી તો મુલ્લાંજી સાહેબના પ્રતિનિધિ નરમ પડ્યા અને એટલી જ માગણી કરી કે કેટલાક સુધારકોને આપેલ આમંત્રણો પાછાં ખેંચી લેવાય તો તેઓ સાહેબ લગ્નની મંજૂરી આપવા અને લગ્નવિધિ કરવા તૈયાર હતા. પણ કન્યાએ તેમ કરવાની પણ સાફ ના પાડી. આ અબળા ખરેખર સબળા હતી અને મુલ્લાંજી સાહેબના આશીર્વાદ વિના જ તેણે તો લગ્ન કર્યાં. અમને ખાત્રી છે કે આથી આ લગ્નગ્રંથિની પવિત્રતામા જરાય ઉણપ નથી આવી. આ કન્યાને ખરેખર ધન્યવાદ ઘટે છે.

### જગતનું રાજકારણ

આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની વિકટતા જરાપણ ઓછી થઈ નથી. તેની સમાલોચના કરતા, ફૈઝપુરના વ્યાખ્યાનમાં પંડિત જવાહરલાલ જણાવે છે.

> "છેલ્લા આઠ દસ માસ દરમ્યાન આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં ભારે પરિવર્તન થયું છે પરિસ્થિતિ વધારે ને વધારે ઊંડી થતી જાય છે, પ્રગતિ અને પ્રત્યાઘાતનાં વિરોધી બળો પરસ્પર વધારે ગાઢ અથડામણમાં આવ્યાં છે અને વિગ્રહના નરકાગાર તરફ આપણે ભયંકર ડગલે ધપી રહ્યા છીએ. યુરોપમાં ફેસિઝમ વિજયી કૂચ કરી રહેલ છે. વધારે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં ખુલ્લી દાદાગીરી દાખલ કરી રહ્યો છે. તિરસ્કાર, હિંસા અને વિગ્રહનાં સ્વપ્નાઓની ભૂમિકા ઉપર જ એની રચના

થએલી હોવાથી, જો સમયસર એને અંકુશમાં લેવામાં ન આવે તો અનિવાર્ય રીતે એ વિશ્વવિગ્રહને પંથે લઈ જાય છે. એબિસીનિયાને એનો ભોગ બનતું આપણે જોયું-અને આજે આપણે સ્પેનની કમનસીબ... ઉપજાવે એવી અને કરુણતાભરી સ્થિતિ નિહાળી રહ્યા છીએ.

* *

લોકશાસન અને ફેસિઝમ, સમાજવાદ અને સડતો મૂડીવાદ, તાબેદાર પ્રજાઓનો રાષ્ટ્રવાદ અને શાસકોનો શાહીવાદઃ એવાં પરસ્પર વિરોધી જોડકાંઓની ભયંકર અથડામણ વિચારપ્રદેશમાં આપણે નિરખી રહ્યા છીએ અને આ વિચારોની અથડામણો મૂર્ત સ્વરૂપ લે છે ત્યારે સત્તા મેળવવા માટે મતનું સ્થાન બેયોનેટ અને બોમ્બ લે છે. ......

"એ અથડામણમાં મધ્યમ માર્ગ નથી. મધ્યમમાર્ગીઓનાં ભૂતો આજે નિષ્પ્રાણ, ધ્યેયહીન અને વેદનાપૂર્ણ પગલે અનિશ્ચિતતાના સીમાડા પર ગોથાં ખાઈ રહ્યાં છે.

* *

"સ્પેનમાં આજે જે વિગ્રહ ચાલી રહ્યો છે તે સૌથી વધુ ક્રૂર અને સ્પષ્ટ છે. તેનાં પરિણામ ઉપર જ નજીકના ભવિષ્યમાં દુનિયામાં વિગ્રહ થશે કે શાન્તિ ફેલાશે, ફેસિઝમનું પ્રભુત્વ થશે કે ફેસિઝમ અને-શાહીવાદનાં મૂળ ઊખડી જશે એનો આધાર છે......સ્પેનનાં પુરુષો અને સ્ત્રીઓનો, કરુણાજનક નાશ જોતાં આપણી આશાઓને વિચ્છિન્ન થતી અને ભયંકર નિરાશા ફરી વળતી આપણે જોઈએ છીએ. પરંતુ નિરાશાની ઘેરામાં ઘેરી પળોમાં સુદ્ધાં સ્પેનિશ સ્વતંત્રતાની આશાની પ્રતીક સમી એ જ્યોત જ્વલંત રીતે જલી રહી છે અને એના અંતિમ વિજયની એણે પ્રતીતિ કરાવી છે."

સ્પેનના આંતરવિગ્રહનો અંત નજીક દેખાતો નથી. બ્રિટન કહેવાતી તટસ્થતાની નીતિ જાળવી રહ્યું છે અને તેનો બચાવ કરે છે; જ્યારે ઇટલી અને જર્મની દરેક રીતે સ્પેનિશ બળવાખોરોને મદદ કરી રહ્યાં છે. આમની સભામાં પરદેશમંત્રી મિ. ઍડને સાચે જ કહ્યું છે કે યુરોપની અને જગતની શાન્તિનો આધાર જર્મની ઉપર જ છે. હીટલર તેનો જવાબ આપશે તેમ જણાય છે. પૂર્વ યુરોપના દેશોમાં ફ્રાન્સની લાગવગ ઓછી થતી હોવાનો ભય હતો તે દૂર થયો છે. પોલેંડે ફ્રાન્સનો આશ્રય સ્વીકાર્યો છે. ઝેકોસ્લોવેકિયા જર્મનીના કોઈ પણ આક્રમણ માટે તૈયાર છે.

પૂર્વમાં ચીનમાં આંતરવિગ્રહ ફરીથી શરૂ થયો છે અને જાપાન પ્રત્યેનો વિરોધ વધતો જાય છે. જાપાનમાં લશ્કરનો દોર જામતો જાય છે અને પ્રજાનો રોષ વધે છે. પ્રધાનમંડળમાં લોકસભાને અવિશ્વાસ છે, અને તે અવિશ્વાસે ઉગ્ર સ્વરૂપ લીધું ત્યારે પ્રધાનમંડળે લોકસભાને બરતરફ કરી છે. જાપાનમાં રાજકીય અને આર્થિક વિષમતા વધતી રહી છે. રશિયા સાથેનો જાપાનનો સંબંધ વિશેષ નાજુક બન્યો છે અને સામ્યવાદના વિરોધી માટે જર્મની સાથે જાપાને સંધિ કરી તેથી જાપાનને કાંઈ લાભ થવાને બદલે હાનિ થઈ છે.

ચિમનલાલ ચકુભાઈ શાહ

## સાક્ષરશ્રી નરસિંહરાવ ભોળાનાથનું અવસાન

સાહિત્યની સેવા એક ઉત્તમ મોજ તરીકે કરતા કરતા શ્રી. નરસિંહરાવ છોતેર સિત્તોતેર જેટલું આયુષ્ય ભોગવી અમરધામે સીધાવ્યા છે. તેમના જવાથી ગુજરાતી સાહિત્યને કેવડી મોટી ખોટ પડી છે એ તો જેમ સમય જતો જશે તેમ જ સમજાશે. છેલ્લાં થોડાં વર્ષો થયાં તેમના તરફનો આદર કાંઈક ઓસરતો હતો એમ ઘણાને લાગ્યું હશે. પરંતુ ઈ. સ. ૧૮૮૭

# અનુક્રમણિકા

પુ. ૨૩ પોષ : ૧૯૯૩ અંક ૩



લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૯-૩-૩૭

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૩ પોષ · ૧૯૯૩ અંક ૩


## સદ્‌ગત નરસિંહરાવભાઈ

રામનારાયણ વિશ્વનાથ પાઠક

સદ્‌ગત નરસિંહરાવભાઈ એક પ્રખર સાક્ષર હતા, એક વિદ્વાન ભાષાશાસ્ત્રી હતા, આધુનિક ગુજરાતી કાવ્યના એક પ્રસ્થાનકાર હતા, એક ચુસ્ત ઈશ્વરવાદી હતા, એક શ્રદ્ધાળુ ભક્ત હતા, વગેરે ઘણું હતા. પણ આપણુ, જેમણે એમને સદેહે આપણામાં હરતાફરતા જોયેલા, અને જેમણે એમનું અવસાન પણ તાજું જ જોયું કે સાંભળ્યું છે, તે આપણુને તો એમનું જીવન જ અત્યારે વધારે સાંભરે, અને એના વિશે જ વધારે વિચાર આવે. એમની બધી પ્રવૃત્તિનું એ જીવન જ અધિષ્ઠાન હતું, પ્રવર્તક હતું, ને કારણ હતું; એ જીવન એ સર્વ પ્રવૃત્તિઓથી કંઈક વિશેષ હતું જોકે એ પ્રવૃત્તિ કરતાં એ જીવન વર્ણવવાની આપણી શક્તિ ઘણી ઓછી!

એમના જીવનની એક પ્રબળ લાગણી અમર્ષ, જે ઘણાને તેમના પરિચયમાં જણાતી, અને માટે જ જેથી ઘણા એમને જુદીજુદી લાગણીથી સંભારતા હતા અને હજી સંભારતા હશે. દરેક જમાનાને પોતપોતાના અસંતોષો હોય છે. તેમનો અસંતોષ, તેઓ જે જમાનામાં ઊછર્યા તે જમાનાના આપણા લોકસમાજની તે વખતની સ્થિતિમાંથી ઉત્પન્ન થયેલો. એ સ્થિતિની જડતા, પામરતા, અસ્વતંત્રતા, અપમાનિતતાના અસંતોષમાંથી નર્મદનાં પ્રેમશૌર્યનાં ગાનો ઉદ્ભવ્યાં. એ સ્થિતિની વિચારહીનતા અને અધીરાઈથી પશ્ચિમની રૂઢિઓ પકડી લેવાના અંધ વેગના પ્રત્યાઘાતથી ગોવર્ધનરામના વિચારની વિશાલતા અને ઘનતા ઉદ્ભવી; તેમ એ જમાનાના રૂઢિપારતંત્ર્ય, રૂઢિજડતા, વિચારની અવિશદતા, ભાષાની અવ્યવસ્થા, બુદ્ધિજડતા, સ્ત્રીઓને માટે વપરાતો શબ્દ વાપરીએ તો વિચાર અને ભાષાનું એક પ્રકારનું ફૂવડપણું, એના અમર્ષથી ઘણીખરી સદ્‌ગત નરસિંહરાવભાઈની પ્રવૃત્તિઓ પ્રેરાયેલી. અને અમર્ષ કહીને, હું, એમનામાં કશા પ્રત્યે રાગ કે પ્રેમ નહોતો એમ કહેવા માગતો નથી. એમનામાં પ્રેમ હતો. એમના કુટુંબીઓ પ્રત્યેનો પ્રેમ આપણે એમની 'સ્મરણસંહિતા'માં જોઈએ છીએ, એમનો સમાજ પ્રત્યેનો પ્રેમ એમનાં દેશગીતોમાં અને વિધવાના સમભાવનાં ગીતોમાં જોઈએ છીએ, એમનો સત્ય માટેનો પ્રેમ-આગ્રહ, એમની ભાષાની ભક્તિ એમના અનેક લેખોમાં જોઈએ છીએ. દેશોદ્ધારના કાર્યક્રમમાં પૂજ્ય ગાંધીજી અને

તેઓ એકબીજાથી આટલા દૂર, છતાં એ બેને આટલો મેળ, એનું એક કારણ બન્નેનો પોતપોતાની રીતનો, આ કૂડકપણાનો અમર્ષ, સત્ય માટેનો પ્રેમ અને આગ્રહ અને ઈશ્વર તરફની ભક્તિ એ ગણું છું. અને તેમ છતાં તેમનામાં મુખ્ય પ્રવર્તક બળ આ અમર્ષનું!

આ અમર્ષને લીધે અનેકને તેમને વિશે કોઈકોઈવાર માઠું લાગ્યું હશે. એમનું 'સ્મરણમુકુર' બતાવે છે કે આ બાબત તેઓ પોતે પણ જાણતા. એકાદ પ્રસંગે એમ માઠું લગાડવાથી તેમને પોતાને પણ દુઃખ થયેલું છતાં મિત્ર, પરિચિત, અને સંબંધીઓના મોટા વર્ગે તેમના તરફ આદર રાખેલો તેનું કારણ જેટલે અંશે એ વર્ગની ઉદારતા, તેટલે જ અંશે શ્રી નરસિંહરાવભાઈની ચારિત્ર્યની ઉન્નતિ, તેમના જીવનની એકનિષ્ઠા અને તેમણે ઉચ્ચ આગ્રહથી કરેલી સાહિત્યસેવા.

તેમનો મિત્રવર્ગ, માત્ર તેમના સમકાલીન સમપ્રતિષ્ઠિત, સમસ્થિત, સમસાહિત્યસેવક શ્રી આનંદશંકરભાઈ, દી. બા. કૃષ્ણલાલ મો. ઝવેરી, સદ્‌ગત ગોવર્ધનરામ, સદ્‌ગત ઉત્તમલાલ કે. ત્રિવેદી જેવાનો જ નહિ પણ તેમનાથી સાહિત્યસેવામાં, પ્રતિષ્ઠામાં, ઉમ્મરમાં, એમ અનેક રીતે નાના એવાઓનો પણ ખરો. તેમાં પણ તેઓ અધ્યાપક થયા પછી તેઓ મોટા જુવાન વિદ્યાર્થીવર્ગના સંસર્ગમાં આવ્યા અને એમાંથી ઘણા તેમને મમત્વથી સંભારે છે એ એમના પ્રેમાળ સ્વભાવનું એક ચિહ્ન છે.

અને પોતાને તેમનાં મીઠાં સંસ્મરણો છે. હમેશાં તેમની પ્રેમબાજુ જોવાને હું સદ્‌ભાગી થયો છું. તેઓ બહુ રસપૂર્વક વાતો કરતા. તેમની પ્રકૃતિ જોતાં ઘણા તેમની સામી મશ્કરી કરવી એ અનાવશ્યક સાહસ ગણે, પણ તેમની પોતાની વાતચીત અનેક ટૂચકા મશ્કરી વિનોદ વગેરેથી હમેશાં રસમય રહેતી. તેમની સાથે વાતો કરતાં એકમાંથી બીજી વાત નીકળ્યા જ કરતી, તેમાં ઘણીવાર ભાષા, વ્યાકરણ, શબ્દશુદ્ધિ, કાવ્યની પાઠશુદ્ધિ, પુરાતત્ત્વ-સંશોધનના પ્રશ્નો, વગેરે એમના પ્રિય વિષયોમાં વાતચીત સરી પડતી એકવાર વ્યાકરણની ચર્ચા દરમિયાન મેં કહેલું કે આપના અંતેવાસી થઈ થોડો વખત રહેવાની ઇચ્છા છે. મને મુંબઈ રહેવાનો અવસર મળ્યો પણ ખરો પણ તે પહેલાં થોડા સમયથી એ એવી બિમારીમાં આવી ગયા કે મારે જ મળવા જાઉં ત્યારે શ્રમ પડે એવી બાબતમાં વાત જતી અટકાવવી પડે છતાં એમની ચીવટ રાખવાની ટેવ, ચોકસાઈ, આગ્રહ, વિદ્યાપ્રેમ, જિજ્ઞાસા એ બધાં એટલાં પ્રબળ, કે ગમે તેવી સભાળ છતાં આવા વિષયોમાં સરી ગયા વિના તેઓ રહેતા નહિ અને પરિણામે તેમને શ્રમ પડતો. તેમના સ્વભાવમાં ઘણાં મોટાં માણસોમાં એક પ્રકારની બાલપ્રકૃતિ હોય છે તેવી હતી જેને લીધે દુનિયાની વિષમ પરિસ્થિતિ, અટપટા વ્યવહાર, લોકસ્વભાવવૈચિત્ર્યની સાથે તેમના મનને મેળ બેસતો નહિ, જેને લીધે વિવેચનમાં જે સ્વાસ્થ્યથી તેઓ વ્યવહારની આ સ્થિતિ સમજી સમજાવી શકતા તે સ્વાસ્થ્ય તેઓ પોતે વ્યવહારમાં દાખવી શકતા નહિ, અને તેમાંથી તેમને ઘણો ક્લેશ થતો. એ ક્લેશ છતાં, 'કોઈ દુસ્મનને પણ ન પડજો' એમ સાધારણ માણસ કહે એવી અને એટલી વિપત્તિઓ તેમના કુટુંબ પર વારંવાર પડ્યા છતાં, એમણે હમેશાં પોતાનું ધ્યેય ધ્યાન આગળ રાખ્યું છે, અને નમ્યા વિના, ભાંગ્યા વિના, સ્થિર રહેવાનો જે આગ્રહ બતાવ્યો છે, તે તેમનામાં રહેલી ઊંડી આત્મનિષ્ઠા બતાવે છે, જે જોતાં માન થયા વિના રહે નહિ.

ગુજરાત તેમને માટે સગરૂબ રહેશે. ને તેમની સેવા ભૂલી નહિ શકે. અને એમનાં જીવનની છાપ જે જે એમના પ્રસગમાં આવ્યા હશે તે સર્વ ઉપર ચિરકાળ રહેશે.*

૨૩–૨–૩૭

---

* મૂળ લખ્યું 'ગુજરાત' માસિક માટે.

# ગુજરાતી સાહિત્યના ભીષ્માચાર્ય

[સ્વ. નરસિંહરાવનાં સંસ્મરણો]

આચાર્ય કાકાસાહેબ કાલેલકર

**આ**ધુનિક ગુજરાતી સાહિત્યના સમર્થ શૈલીકાર, સાહિત્ય જગતમાં જાણે ભીષ્માચાર્ય, લાંબા વખતની માંદગીની શરશૈયા ભોગવી મકરસંક્રાંતિને વખતે લગભગ ભીષ્માષ્ટમીને સમયે ઇહલોક છોડી ગયા. એમના જમનાઓ તો એમના પહેલાં જ વિદાય લીધી હતી. જ્યારે હું એમને છેલ્લે મળવા ગયો હતો ત્યારે ઇહલોકની કોઈ પણ વાતો એમની સાથે કરવાનું મન જ ન થયું. પોતાના 'અનુપમ ગુરુ' ડૉ. ભાંડારકર વિષે એમણે લખેલા શબ્દોનું મને સ્મરણ થયું. આ રહ્યા તે શબ્દો:

"હજી આ અતિવૃદ્ધ સાધુ 'સંગમાશ્રમમાં' જીવન અને મૃત્યુ એ બેના પ્રદેશ વચ્ચે, બેના યુદ્ધ વચ્ચે લટકી રહ્યા છે. જીવનકાર્ય હેમણે સમાપ્ત કર્યું છે.—છતાં જીવનમાં છે ત્હાં સુધી અને તે પછી પણ હેમનામાંથી પ્રસરતી આધ્યાત્મિક પ્રેરણાઓના જ્યોતિર્ઝરણાં ભાવિના વિશાળ પટમાં વ્યાપી રહેશે. બાકી એ પોતે તો પાંદડાં ખરી ગએલા, ડાળાં તૂટી ગએલા, અનેક વર્ષાવિદ્યુત ઉલ્કાપાતના આઘાત ખમેલા, વનમાં એકલ વૃક્ષ રૂપે ઉભેલા વડના ભવ્ય તરુ જેવા અત્યારે રહ્યા છે. આ દૃશ્ય કરુણરૂપ છે ? કોણ જાણે. આદર, સમ્માન, ભવ્યભાવ ઇત્યાદિ ગંભીર પ્રવાહો મ્હારા હૃદયમાં તો વ્હે છે. અને એ કરુણ–ગંભીર, સમ્માનપાત્ર મૂર્તિને હૃદય વડે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરું છું."

ગુજરાતનો કોઈ પણ સાહિત્યસેવી નવયુવક આ વચનોમાં 'આધ્યાત્મિક' ને બદલે 'સાહિત્ય સંસ્કાર'ના અને 'સંગમાશ્રમ' ને બદલે 'મરીન વિલા' જેવા જુજ ફેરફાર કરી નરસિંહરાવ માટે તે વખતે લગાડી શકત.

ઘણાને આશ્ચર્ય થશે પણ નરસિંહરાવનું નામ મેં મારા નાનપણમાં હું આઠદશ વર્ષનો બાળક હઈશ ત્યારે જ સાંભળ્યું હતું. 'સ્મરણયાત્રા'માં વર્ણવેલી ગોકર્ણની યાત્રાએ હું ગયો હતો. તે પહેલાં થોડા જ દિવસ અગાઉ નરસિંહરાવભાઈ ત્યાં ગયા હશે. મંદિરના પૂજારીઓ અમને કહેતા કે દિવેટિયાસાહેબ મંદિરનો ખજાનો જોવા આવ્યા હતા, પણ ત્યાં એક કાળો મેશ નાગ બેઠેલો જોઈ સાહેબ પાછા ફર્યા. તે વખતે તો મેં આ હકીકત સાચી માની હતી. તે વખતે મને ખ્યાલ સરખો નહોતો કે દિવેટિયા કોઈ હિંદુની અટક હોઈ શકે છે. મેં તો એમ જ માન્યું હતું કે આવડો મોટો સરકારી અમલદાર કોઈ ગોરો જ હશે.

છેક બાળપણમાં જેમનું નામ સાંભળ્યું હતું તેમનું પ્રત્યક્ષ દર્શન થયું છેક ૧૯૨૦માં–છઠ્ઠી સાહિત્ય પરિષદ વખતે કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને મળવા તેઓ આશ્રમમાં આવ્યા હતા ત્યારે. તે વખતે હું એટલું જ જોઈ શકયો કે આ ધુરંધર સાક્ષર સરસ સંગીતજ્ઞ છે, અને ભાષાશુદ્ધિ, છંદશુદ્ધિ અને સ્વરશુદ્ધિના (રાગશુદ્ધિના) આગ્રહી છે. આ ત્રણે બાબતોમાં જે પ્રજા આગ્રહી હોય છે તે જ સંસ્કારી અને સામર્થ્યશાળી બને છે એવો મારો

અભિપ્રાય હોવાથી મારુ એમના તરફ સવિશેષ લક્ષ ગયુ. એમનું કશું સાહિત્ય તો તે વખતે મેં વાચ્યુ નહોતુ ફક્ત રાષ્ટ્રભાષા ઉપરના એમના વિચારો એમના એક નિબંધમા ૧૯૧૭ ના અરસામા મેં વાચ્યા હતા અને તે બાબતમા મેં એમનો વિરોધ પણ કર્યો હતો. તેમણે લખ્યું હતુ કે ભણેલા લોકો માટે રાષ્ટ્રભાષા અંગ્રેજી હોય, અને ન ભણેલા લોકો માટે હિંદી સ્વદેશી સમાજના આમ બે ભાગલા પાડવા તેઓ કેમ તૈયાર થાય છે એ હુ સમજી શકયો નહિ તે વખતનો રાષ્ટ્રભાષા ઉપરનો મારો નિબંધ એમના જોવામા આવત તો જરૂર તેઓ એનો પ્રતિવાદ કરત કેમકે તેઓ સાહિત્યવિવેચનમા હમેશ સજ્જ એવા ઉત્સાહી મલ્લ હતા કોઈ પણ માક્ષરી વાદ જામે કે તરત પેતરામા ઊભા રહી છગુ ઠોકવાના જ.

પરિષદ વખતે પણ મેં જોયુ કે તેઓ અંગ્રેજી ભણેલાઓની જે જુદી ન્યાત પડી છે તેમાના, અને તે ન્યાતના અભિમાની, હતા અને આખર સુધી તેવા જ રહ્યા જ્યારે ભદ્રમાં રવીન્દ્રનાથ ઠાકુરનુ ‘વસતનુ આગમન’ એ વિષય ઉપર કલાપૂર્ણ ભાષણ થયું અને શ્રોતા લોકોએ એ અંગ્રેજીનો સામાન્ય સાર માગ્યો ત્યારે તેમણે લોકોને ચોખ્ખુ પરખાવી દીધુ “ઇમ્પોસિબલ, અગ્રેજી શીખી આવો ત્યારે જ આવા ભાષણનો રસ માણવાના અધિકારી થશો ”

એમની કાલેજની કેળવણીમા અગ્રેજી અને સસ્કૃત સાહિત્યને પ્રધાનતા હતી. એ બન્ને સાહિત્યના ખતીલા અભ્યાસથી તેમણે પોતાનો સાહિત્યિક આદર્શ ઘડચો હતો. આપણે ત્યા શેલી, વર્ડ્ઝવર્થ અને ટેનિસનનો એ જમાનો હતો એની સાથે કાલિદાસ અને ભવભૂતિ ભળી ગયા એટલે ગુજરાતી ભાષાને પાવા માટે ઉત્તમ રસાયન તૈયાર થયુ. આ રસાયનમાથી જ ‘કુસુમમાળા’, ‘હૃદયવીણા’ અને ‘નુપૂરઝંકાર’ની કાવ્યસૃષ્ટિ જન્મી વિચાર અને ભાષાની દૃષ્ટિએ નરસિંહરાવે જે શૈલીને જન્મ આપ્યો તે બધે પ્રિય થઈ પડી.

કવિ નાનાલાલ એને વટાવી આગળ ન ગયા હોત તો આજે પણ નરસિંહરાવની જ શૈલી મોખરે હોત પણ આપણે જોઈ શકીએ છીએ કે આજની પેઢી નરસિંહરાવને ન અનુસરતાં નાનાલાલને અને બળવંતરાયને જ અનુસરે છે

પણ નરસિંહરાવ ગમે તેટલા જૂના થાય તોય પોતાની ‘સ્મરણસહિતા’દ્વારા તેઓ અતિ દીર્ઘ કાળ સુધી ગુજરાતીઓના હૃદય ઉપર રાજ્ય ભોગવશે. મારુ માનવું છે કે કેવળ ગુજરાતી સાહિત્યમા જ નહિ પણ ભારતીય સાહિત્યમા ‘સ્મરણસહિતા’ને માનભર્યું સ્થાન મળવાનુ છે. ( ‘સ્મરણસહિતા’નુ મરાઠી ગદ્યમા ભાષાન્તર કરી મહારાષ્ટ્ર આગળ મૂકવાનો મારો વિચાર છે ) મારી ખાતરી છે કે આ જ જાતના જે ત્રણચાર ઉત્કૃષ્ટ મરાઠી કાવ્યો છે તેની પડખે આ કરુણકાવ્ય જરાય ફીકુ નહિ દેખાય.

આ હૃદયવાણીમા નિરાશામાથી આશાનો અંકુર વધે છે ને દૃઢ થાય છે. ભાવોની ઉત્કટતા સાથે જબરદસ્ત સયમ એ આનું સૌથી મોટુ આકર્ષણ છે. કરુણ પ્રશસ્તિ જ્યારે અસયત વિલાપિકા બની જાય છે ત્યારે ઘણો રસ માર્યો જાય છે. કાણ કાઢવાથી અસસ્કારી હૃદય હળવુ થતુ હશે પણ એને કોઈ કાવ્ય ન કહી શકે મારી અભિરુચિ પ્રમાણે અજવિલાપ કે ભામીની-કરુણ-વિલાસ કરતા ‘સ્મરણસહિતા’ ઔચિત્યમા અને ગાંભીર્યમા ચડે છે નરસિંહરાવના બીજા કાવ્યો જ્યારે ભુલાઈ જશે ત્યારે આ સહિતા રસિકજનોના સ્મરણમા રમતી હશે, અને એમાની ‘મગલ મદિર ખોલો’વાળી આતુર પ્રાર્થના તો ક્યારની ગુજરાતી સાહિત્યનુ સદાનુ ઘરેણુ થઈ ચૂકી છે.

અને 'આશ્રમભજનાવલિ' માટે એમણે કરી આપેલું 'પ્રેમળ જ્યોતિ' વાળું સ્તોત્ર તો ભાષામાં તેમજ રાગમાં ઘૂઘવતા સાગરની ભરતી પછીના ઓટ જેવું છે. આટલો સફળ અનુવાદ બીજો હોય તો હું જાણતો નથી.

જેમ પદ્યમાં 'સ્મરણસંહિતા' એ નરસિંહરાવની સર્વોચ્ચ કૃતિ છે તેમ ગદ્યમાં એમનો 'સ્મરણમુકુર' છે. બન્નેમાં સ્મરણકાવ્ય જ ભરેલું છે. 'સ્મરણમુકુર' દ્વારા ગયા જમાનાની ત્રીસપાંત્રીસ લાક્ષણિક વ્યક્તિઓનો આપણને પરિચય થાય છે અને તે વખતનો સામાજિક ઇતિહાસ આપણે માટે પ્રત્યક્ષ થાય છે. 'સ્મરણમુકુર' વાંચતાં આપણને થાય છે કે નરસિંહરાવે જરા વધારે ઉદારતા વાપરી હોત તો સારું થાત. રેખાચિત્રોમાં થોડીક રેખાઓ ઓછી હોય તો કશું બગડતું નથી. પણ કેટલાક લોકોની સત્યનિષ્ઠાની કલ્પના એમને ચેન પડવા દેતી નથી. જો દાબી દેવા જેવી વિગતો પણ ન દાબવામાં સત્યનિષ્ઠા રહી હોય તો દુનિયાની એકેએક વસ્તુને વિસ્મૃતિની ખાઈમાં ખેંચનાર કાળને અસત્યમૂર્તિ જ કહેવો જોઈએ અને કટુ અનુભવને ભૂલી જનાર યૌવનને અને આશાવાદને સત્યના દ્રોહી જ કહેવા પડશે. પોતાના મન ઉપરની છાપને ઐતિહાસિક બીના જેટલું જ મહત્ત્વ આપવું એ સત્યોપાસકને અને ઇતિહાસલેખકને આવશ્યક છે જ એમ હજુ સિદ્ધ થયું નથી.

છતાં એટલું તો કહેવું જોઈએ કે નરસિંહરાવના આ મુકુરમાં ઈર્ષ્યા—દ્વેષ કે ડંખનો ક્યાંય પડઘો નથી. તેમના સ્વભાવનાં ન્યાયનિષ્ઠુરતા અને વિગતવેડા માત્ર એમાં ખૂબ પ્રતિબિંબિત થયાં છે.

એક રીતે જોતાં એમની 'વિવર્તલીલા' એમના અધ્યયનચિંતનનું પરિપક્વ ફળ ગણાય. અને જો એમાં એમની વિદ્વત્તા અને અધ્યાપકપણું એમણે આટલાં ઠાલવી ન દીધાં હોત તો 'સ્મરણમુકુર' કરતાં 'વિવર્તલીલા' જ ચડી જાત.

કૉલેજના દિવસોમાં વંચાતા સાહિત્યનું 'ઈન્ટ્રોડક્શન ઍન્ડ નોટસ' સાથે અધ્યયન કરતાં કરતાં નરસિંહરાવના તમામ સાહિત્યને એ વસ્તુનો ચેપ લાગ્યો છે. કોઈ ન્યાયાધીશ પોતાનો ચુકાદો લખતો હોય, કોઈ સંશોધક પોતાનો પુરાવો રજૂ કરતો હોય અને કોઈ અધ્યાપક પોતાનો વિષય વિશદ કરતો હોય તેવી શૈલીમાં જ તેઓ આખર સુધી લખતા આવ્યા. સાક્ષરયુગના પ્રારંભમાં આ પદ્ધતિની છાપ સારી પડી હશે. આજે એ શૈલી કાલગ્રસ્ત થઈ. સારું થયું કે હવે કોઈ પણ સાક્ષર અથવા અસાક્ષર એ શૈલીને અનુસરતો નથી. મારા કહેવાનો અર્થ એમ નથી લેવાનો કે નરસિંહરાવનું સાહિત્યવિવેચન હવે વાંચવા જેવું રહ્યું નથી. ગુજરાતી સાહિત્યના દરેક અભ્યાસીએ 'મનોમુકુર'ના બન્ને ભાગ ધ્યાનપૂર્વક વાંચવા જ જોઈએ. સાહિત્યના અધ્યાપકના ચાર વર્ષ સુધી ચરણ સેવવા કરતાં પણ જે કેળવણી ન મળી શકે તેટલી કેળવણી અને ખાસ કરીને દીક્ષા એ બે ગ્રન્થના અધ્યયનથી મળશે.

આપણાં પદવીધરોમાં ઊંડી વિદ્વત્તાનો અને માહિતીની ચોકસાઈનો આગ્રહ પહેલેથી ઓછો છે અને હમણાં હમણાં તો નવલકથા, લઘુકથા, કવિતા અને કલ્પનાવિલાસ એટલાં બધાં વધી પડયાં છે કે ભાષા, જોડણી, વ્યાકરણશાસ્ત્ર, છંદશાસ્ત્ર, અલંકાર અને રસમીમાંસા એ બધા કર્કશ વિષયો તરફ ગણિત અને તર્ક જેટલો જ અણગમો વધેલો દેખાય છે। ડૉ. ભાંડારકર પાસેથી દીક્ષા પામેલા નરસિંહરાવ ગુજરાતી ભાષા માટે ભાષાશાસ્ત્રના ખાં

બની ગયા એમાં લગીરે આશ્ચર્ય નથી. આશ્ચર્ય અને દુઃખ એ છે કે એમની પરંપરા આગળ ચલાવનાર ભાષાશાસ્ત્રીઓ ગુજરાતમાં ગણ્યાગાંઠ્યા જ છે! નરસિંહરાવ અને કેશવલાલભાઈ પુત્ર કૃતકૃત્ય થાય અને 'શિષ્યાદિચ્છેત્ પરાજયમ્'ની વૃત્તિથી આશિર્વાદ આપે એવા ભાષાશાસ્ત્રી આજે ગુજરાતમાં કોણ કોણ છે? દરેક નવો જમાનો જૂના જમાનાના ખભા ઉપર ચડીને ઊંચો થાય છે એટલે સહેજે એ દૂર સુધી જોઈ શકે છે. પણ એટલા ઉપરથી જૂના વિદ્વાનો કરતાં થોડીક વિગતો અને થોડા સિદ્ધાન્તો વધારે જાણે છે અને બેચાર ભાષાઓની તુલના કરી શકે છે, એટલા ઉપરથી—કોઈ ને સવાઈ નરસિંહરાવ કહી ન શકાય! નરસિંહરાવે આપેલા Wilson Philological Lecturesવાળી માળાનાં સાત વ્યાખ્યાનો નક્કર પાંડિત્યથી ભરેલાં છે. પણ જ્યાં સુધી એ જ્ઞાન અંગ્રેજીમાં જ રહેશે અને એમને કોઈ ગુજરાતીમાં ઉતારે નહિ ત્યાં સુધી ગુજરાતમાં ભાષાશાસ્ત્રજ્ઞોની પરંપરા જામવાની નથી.

૧૯૩૦ની સાલમાં નરસિંહરાવે મુંબઈ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાનાં પાંચ વ્યાખ્યાનો આપ્યાં. ભક્તશિરોમણિ નરસિંહ મહેતો અને વેદાન્તી ચાબખાની ટંકશાળ ચલાવનાર સોની અખો આ બે જ કવિઓ વિષે નરસિંહરાવે એમાં વિવેચન કર્યું છે, પણ કર્યું છે તે સાંગોપાંગ કર્યું છે. પણ ૧૯૩૦માં પણ એમને એ વ્યાખ્યાનો અંગ્રેજીમા આપવાનું સૂઝ્યું! વ્યાખ્યાનમાળાના નિયમો પ્રમાણે પોતાનાં ભાષણો અંગ્રેજીમાં અથવા ગુજરાતીમાં આપવાનો વિકલ્પ એમતી પામે હતો પણ તેમને થયું કે 'ગુજરાતીમા વિવેચન કરવું એ તો સમુદ્રને મીઠું આપવા જેવુ થશે. અને ગુજરાતીઓ તો મુઠ્ઠીભર લોકો! એના કરતા ગુજરાતી સાહિત્ય વિષે જાણવાને ઇન્તેજાર એવા અંગ્રેજોના વિશાળ શ્રોતા વર્ગ માટે અંગ્રેજીમાં વ્યાખ્યાનો અપાય તો વધારે સારું. અમારા સાહિત્યનો આસ્વાદ લેવો હોય તો અમારી ભાષા શીખો, એવી દલીલ કરવી એ કેવળ ગાંડપણ છે, એના કરતાં એમને ઉદ્દેશીને અંગ્રેજીમાં બોલાય તો એમની જિજ્ઞાસા જાગ્રત કરાશે અને કદર કરતો રસ એમનામા પેદા થશે ' એવા ખ્યાલથી એમણે પોતાનાં વ્યાખ્યાનો અંગ્રેજીમાં જ આપ્યા અને છાપ્યાં!

એટલે જ હું કહુ છું કે એમણે આખર સુધી પોતાનો અસલી જમાનો છોડ્યો નહિ!

આમ કહી હું એમને વખોડવા નથી માગતો. દરેક માણસને ઈશ્વરે એક જમાનાની જ તક અને જુમ્મેવારી આપેલી હોય છે. ત્રણત્રણ જમાના સુધી પોતાની તાજગી અને જાગૃતિ ટકાવી રાખનારા લોકો હમેશાં વિરલા જ હોય છે. પ્રાર્થના સમાજના વાતાવરણમાં ઊછરેલા નરસિંહરાવભાઈએ મધ્યમ વર્ગના શુદ્ધ સદાચારનો આદર્શ સાહિત્યમાં તેમ જ જીવનમાં જાળવ્યો અને સંસ્કારી ખાનદાનીનો વારસો ચલાવ્યો એ આપણે માટે બસ થવું જોઈએ.

કળાની ઉપાસનામાં સદાચારને જતો કરનાર આજના જમાનામાં નરસિંહરાવનો "કલા અને સત્ય" એ પુણ્યપ્રકોપથી ભરેલો નાનકડો નિબન્ધ ખાસ વાંચવા જેવો છે. એક નાટક વિષે લખતાં તેઓ લખે છેઃ "કોલેજમાં ભણતી ગુજરાતી કન્યાઓ ઉપર નિન્દાપ્રહારના દર્શન થવાની સાથે જ મ્હારું હૃદય ઊકળી આવ્યું! કળાનો આ અતિચાર! કળા અને સત્યનો અવિચ્છેદ્ય સમ્બન્ધ ક્ષુદ્ર ભાવથી તોડી નાંખેલો જોઈ મ્હારી રસવૃત્તિને

પણ આઘાત લાગ્યો !... ...આ સત્યવિરોધી નિંદાચિત્ર માટે નાટકકારે શું પ્રાયશ્ચિત ભોગવવું પડશે ? અલબત, આ નાટકનો અભિનય અજ્ઞાન અને નિંદારસિક લોકસંઘ સત્કારપાત્ર ભલે બનાવે અને ધનસંચયનું સાધન થઈને લાગતાવળતાને તૃપ્ત કરે; પરંતુ ભારે જવાબદારીનું ભાન હોય હેવા નાટકકારને સારું તો હા હમણાં નહિ પણ કોક કાળે એમની નાયિકાને માટે ચિતરેલા શ્યામપરિણામના કરતાં વિશેષ શ્યામ ભાવિ સંતાઈ રહ્યું છે આટલી ચેતવણી શું બસ નહિ થાય ?

"વાત ખરી એમ લાગે છે કે વક્રચિત્રો ચીતરવાના આવેશમાં તણાઈ જવાથી આ નાટકકારે સત્યનું પાયારૂપ તત્ત્વ જ વિલુપ્ત કરી દીધું છે; અને વિલુપ્ત ચિત્રો (Caricatures)નાં આલેખનને પણ સત્યની અમુક પ્રકારની સંકોચમર્યાદાઓ હોય છે તે રહસ્ય ભૂલી જઈને આ નાટકકારે કેવળ વિપરીત ભાવથી પ્રેરાયલાં વક્રચિત્ર ચીતર્યા છે ! વિકૃત–ચિત્ર વક્ર–ચિત્રની સ્થિતિ સુધી જઈ શકે એ ખરુ પરંતુ વક્ર–ચિત્ર ચીતરવા માટે વક્રદષ્ટિ ન રખાય, ઋજુ–દષ્ટિથી ચીતરાય તો જ વક્રચિત્ર તે સત્યના અને સદુદ્દેશના ગુપ્ત અંશોવડે શ્રદ્ધાપુત અને અદૂષિત બને. આ તત્ત્વ આ નાટકકારને કોણ શીખવશે ?... ... આ સ્થિતિમાં આ નાટક લખનારની નૈતિક ભાવના વિષે શું કહીશું ?... ... આ નાટકતા માટે પરિણામે તો અરુચિ જ દર્શાવવી પડે છે ! આ પ્રકારનું વક્રદર્શન નાટકકારની પોતાની જ મનોદશાનું જ પરિણામ તો નહિ હોય ? પ્રભુને એટલીજ પ્રાર્થના છેવટે કરીશું કે ગુજરાતી સાહિત્યને કલંકરૂપ હાવી કૃતિઓ આટલેથી જ અટકો !"

નરસિંહરાવભાઈએ સાહિત્યમાં ચોખલિયો આદર્શ રાખ્યો હતો એમ તો કોઈ ન કહી શકે ! છતાં જ્યાં સદાચારનો અને સમાજહિતનો એમનો આદર્શ દુભાયો ત્યાં તેઓ પુણ્યપ્રકોપથી સળગી ઊઠે છે ! જીવનનો આદર્શ જુદો અને સાહિત્યનો જુદો એવું દ્વૈત તેઓ સાંખી શકતા નથી ! અને બંને ક્ષેત્રમાં આદર્શની કશી જરૂર નથી એમ કહેવા જેટલા મુક્તાત્મા તેઓ બન્યા નથી.

દરેક સમાજ માટે અને એના સાહિત્ય માટે આવા પીઢ પહેરેગીરની જરૂર હોય જ છે. સરકારી કાયદો આવી બાબતમાં સમાજને પૂરતું રક્ષણ આપવાને સમર્થ નથી હોતો. જ્યારે સમાજનું મીઠું જ અલૂણું થઈ જાય છે ત્યારે સમાજને કોઈ પણ શક્તિ બચાવી શકતી નથી.

ભાષાશુદ્ધિના આગ્રહી નરસિંહરાવનું ધ્યાન ગુજરાતની અતંત્ર જોડણી તરફ ગયા વગર કેમ રહે ? સ્વર્ગસ્થ નવલરામ જેવાઓએ જોડણીની ચર્ચા ક્યારનીયે છેડી હતી તેને લઈને નરસિંહરાવે જોડણીની ઝુંબેશ ચલાવી અને ૧૯૦૫માં એ વિષય ઉપર એક સવિસ્તર નિબંધ લખ્યો. એમણે આ બાબતમાં ઘણું સંગીન કામ કર્યું છે; પણ શાસ્ત્રપરતંત્ર થઈ એમણે કેટલીક બાબતમાં વધારેપડતો આગ્રહ રાખ્યો એટલે એમના સુધારા બહુજનમાન્ય થવાને બદલે એક પંથમાં પરિણમ્યા. એમના કેટલાક અનુયાયીઓ 'અમે' ને 'અહ્મે' લખવા સુધી પહોંચ્યા હતા. ( અનુયાયીઓ માટે મૂળ પ્રચારકને કોઈ કાળે જોખમદાર ન ગણવા જોઈએ. દરેક સમર્થ સુધારક અને પ્રચારકને અર્ધદગ્ધ અનુયાયીઓની સજા ભોગવવી પડે જ છે. ) નરસિંહરાવનો હશ્રુતિ અને યશ્રુતિવાળો પંથ ફાલ્યો નહિ પણ તેઓ તો અભિપ્રાયને છેવટ સુધી વળગી રહ્યા.

સને ૧૯૨૪માં ગાંધીજીએ મને સૂચવ્યું કે શુદ્ધ જોડણીને અભાવે ગુજરાતી ભાષા ભૂતની પેઠે ભમે છે એ દુર્દશા દૂર કરવા માટે શુદ્ધ જોડણીનો એક સંપૂર્ણ કોશ તૈયાર કરો. મેં એમની પાસેથી બીજા બે જણનાં નામ માગી લઈ એક જોડણી સમિતિ તૈયાર કરી અને બહુજનમાન્ય થાય એવી જોડણી નિશ્ચિત કરવાનું આરંભ્યું. આ કામને અંગે મારે નરસિંહરાવને એકબે વાર મળવાનું બન્યું. જોડણીની અરાજકતા દૂર કરવાની વાત મારા પરિપત્રમાં મેં છેડી હતી એટલે એમણે માની લીધેલું કે એમની જોડણીને જ હું અરાજકતા ગણી કાઢું છું. એટલે જ્યારે હું એમને પ્હાર મળવા ગયો ત્યારે પ્રતિપક્ષીનો સામનો કરવાને ચંગ બાંધીને તેઓ તૈયાર થયા. પણ મારા જેવો નિરાગ્રહી અહિંસક યોડો જ એમની સામે ઝૂઝવાનો હતો? એમાં વળી હું તો દક્ષિણી રહ્યો. મરાઠીની જોડણીના નિયમો જુદા, ગુજરાતીના જુદા. અમે મરાઠીમાં સ્ત્રી શબ્દનું અનેકવચન કરતાં 'સ્ત્રિયા' એવું હ્રસ્વ ઇ વાળું રૂપ કરીએ છીએ. મારી વૃત્તિ ગુજરાતીમાં શા કામમાં આવવાની હતી? અને હશ્રુતિ અને યશ્રુતિમાં તો હું નરસિંહરાવ સાથે મળતો જ હતો. મેં મારી નિરાગ્રહી સર્વસમન્વયકારી દૃષ્ટિ અને મારું મિશન એમને સમજાવી દીધું અને ઉમેર્યું કે યશ્રુતિ અને હશ્રુતિ ગુજરાતીમાં દાખલ કરવાં હોય તો જોડાક્ષરની ઢબે એ કોઈ કાળે ચાલવાનાં નથી એને માટે અક્ષરનો કાનો જરાક વાંકો કરીને (બંગાળી જોડાક્ષરમાં ય બતાવાય છે તેમ) અથવા બીજું એવું જ કોઈ ચિહ્ન વાપરીને રસ્તો કાઢવો પડશે. એટલે નરસિંહરાવે કહ્યું કે 'હિંદીની પેઠે નુકતો નહિ ચાલે. તે ઊડી જાય છે અથવા તૂટી જાય છે. પણ મારા જીવતાં કોઈ પણ સારું ચિહ્ન ચાલતું કરો તો સારું' મેં કહ્યું, "તો તો, કાં તો મારે ઉતાવળ કરવાની રહી અથવા આપે મંગલમંદિર ખોલવાની ઉતાવળ છોડવી રહી." આ વાતને ઘણાં વરસ થયાં: એમણે ઘણી ધીરજ બતાવી પણ એ બે શ્રુતિઓનો હું ઉકેલ આણી શકું તે પહેલાં જ મેં ગુજરાત છોડ્યુ અને એમણે આ દુનિયા છોડી.

મેં એમને તે વખતે કહેલું કે સર્વમાન્ય જોડણી ન થાય અને સહેજસાજ પણ ચોક્કસ મતભેદને લીધે બે પથ ચાલે તો તે સહન કરી શકાય એવી વસ્તુ છે. અમુક વિકલ્પો તો માન્ય કરવા જ પડે છે. પણ જોડણી પ્રત્યે સાવ બેદરકાર થઈ લેખકો અને મુદ્રકો क्षणे क्षणे यन्नवतामुपैति‌વાળી ગમે ત્યારે ગમે તેવી જોડણી કરી બેસે છે અને छंदसि बहुनाम् એ એક જ વૃત્તિને વળગી રહે છે ત્યારે એને હું અરાજક કહું છું. એવું અરાજક ટાળવું એ આપણી સમાન ઇતિજારી છે. હું શબ્દશાસ્ત્રને અને એના સિદ્ધાંતોને ઘણે દરજ્જે માનું છું પણ આ બાબતમાં હું સર્વાંશે શાસ્ત્રપરતંત્ર થવા તૈયાર નથી. જોડણીને શાસ્ત્રશુદ્ધ રાખવાનો હું બનતો પ્રયત્ન કરીશ. પણ છેલ્લી ઘડીએ શાસ્ત્રશુદ્ધિ કરતાં સર્વમાન્યત્વને જ વધારે મહત્ત્વ આપું અને જોડણી એકધારી કરવાની વાતને જ સર્વોપરિ ગણું." હું મળવા ગયેલો ત્યારે 'મારા વિરોધી પક્ષના હોવા છતાં મને કેમ મળવા આવ્યા!' એ જ એમની સલામીનું વાક્ય હતું. મેં તરત કહ્યું કે હું વિરોધી છું જ નહિ, અને જોડણીની બાબતમાં આપની એકાદ વાત ગળે ન ઊતરે અથવા અમલમાં ન મૂકી શકું તો તેટલા માટે શું આપનો સત્સંગ હું ન શોધું? ત્યારપછી એમને અનેકવાર મળવા ગયો છું અને દર વખતે એમણે મને પોતાના સદ્ભાવથી નવરાવ્યો છે. મારી 'સ્મરણયાત્રા' મેં એમને મોકલેલી ત્યારે એમાંનું 'આક્કા'વાળું પ્રકરણ પોતાને કેટલું ગમ્યું એ કહેતાં એમની

આંખોમાં ઝળઝળિયાં આવ્યાં હતાં અને પછી પોતાની 'વિવર્તલીલા'ની એક પ્રતિ મને આપતાં ઉત્સાહભેર એમાંનો એક પરિચ્છેદ સંભળાવ્યો. પાંચમા પ્રકરણમાં આવેલો "લેક્ષા તું, લેક્ષી તું" વાળો પ્રસંગ એમણે મને વાંચી સંભળાવ્યો હતો!

કરુણરસ એમનો પોતાનો જ હતો અને ઈશ્વરે એમને એ રસ એટલો તો પૂરો પાડ્યો કે છેવટે છેવટે તેઓ કહી શકત "દુઃખસંવેદના ચૈવ ચૈતન્યમાહિતમ્." પણ એમની ઈશ્વરનિષ્ઠા કોઈ કાળે ડગી નહિ. 'સ્મરણસંહિતા'માં ગવાયેલી શ્રદ્ધા કવિકલ્પનાનું પડ નહોતું પણ હૃદયમાં કેળવેલી સ્થાયી વૃત્તિ હતી:

ઓ મૃત્યુ! ઓ દુઃખ! ભલે જ મહાલો
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો
ત્હમે ખરાં બંધુ ગણી વધાઉં
દંષ્ટ્ર કરાલ નિરખી નહિ ખિન્ન થાઉં.
ઈશ ઇચ્છા સંગમાં ભેળું ઇચ્છા માહરી
બે પ્રવાહો એકઠા થતાં મધુરતા છે ખરી.

* *

તાતની ઇચ્છા થકી ભિન્ન મુજ ઇચ્છા થતાં
બેસુરા ધ્વનિ લાગીને મુજ શ્રવણને (એ) પીડતા
વિષમ છે એ સાધવું ધર્મનું સંગીત તો
વિશ્વના ઉસ્તાદની તાલીમ લેતે રીઝતો.

* *

દુઃખઅગ્નિતણા ગુણે આત્મ-ઉજ્જ્વલતા વધે;
કઠિણ તે કોમળ બને ને ઉર વિશાળ થઈ રહે.

# ગાંધી યુગનો વિશેષ

[ એક જૂનો કાગળ ]

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

[ જ્યારે જ્યારે મુંબઈ અને પાછલા જતો ત્યારે ત્યારે શ્રી નરસિંહરાવભાઈને મળવાની તક મળે તો છોડતો નહિ ગાંધીજીના મણિમહોત્સવના ઉપલક્ષમાં શ્રી ઉમાશંકર જોશીએ 'વિશ્વશાંતિ'વાળું ખંડકાવ્ય લખ્યું મેં એને માટે પ્રસ્તાવનારૂપે વાચકોને 'આમંત્રણ' લખ્યું અને અમેએ એ ચોપડી નરસિંહરાવભાઈ ઉપર મોકલેલી થોડા દિવસ પછી જ્યારે એમને હું મળ્યો ત્યારે એમણે કહ્યું "એ ચોપડીનું અવલોકન મેં લખ્યું છે તે 'વસન્ત'માં જોજો 'વસંત'નો એ અંક પ્રસિદ્ધ થયો તે પહેલાં જ હું જેલમાં ગયો બહાર આવ્યા પછી ઘણે દિવસે એ અંક હાથમાં આવ્યો એમાં એમણે મને ઉદ્દેશીને એક પ્રશ્ન પૂછ્યો હતો એના જવાબમાં મેં નીચેનો કાગળ લખ્યો હતો જવાબમાં તેઓ કંઈ લખશે એવી આશા—લગભગ ખાતરી હતી ફરી વાર જ્યારે એમને મળવા ગયો ત્યારે એ ચર્ચા તેઓ ઉપાડશે એમ ધાર્યું હતું પણ તેમ બનવા ન પામ્યું

નરસિંહરાવભાઈએ પોતાનું એ અવલોકન 'ભાવિ યુગનું સાક્ષાત્દર્શન' એ મથાળા તળે છાપેલું મેં હમણાં જ 'મનોમુકુર ભાગ બીજો'માં જોયું એટલે મારા કાગળની નકલ એક ઠેકાણે હતી તે મેળવી અહીં મહેરબાની એમાંના શબ્દના ફેરફાર સાથે આપું છું

નરસિંહરાવભાઈ જીવતા હતા ત્યારે એમનો જવાબ આવે નહિ ત્યાં સુધી આ કાગળ કેમ છપાય એમ મનાય હતો હવે એમના ગયા પછી આનો કાગળ છાપતાં એથીય વધારે સંકોચ હતો પણ તેઓ તાત્ત્વિક ચર્ચાના રસિયા હતા અને મતભેદ ખૂબ છણાય એ ઇચ્છતા હતા અને કાગળ પૂર્ણ આદરભાવથી લખેલો છે એટલે મારો સંકોચ દબાવી આને 'પ્રસ્થાન'માં મોકલું છું 'મનોમુકુર'માં આવેલા વિવેચન સાથે આ વાંચવાનો છે —કાકા કાલેલકર ]

***

સત્યાગ્રહાશ્રમ, વર્ધા
૧૫-૧૦-૩૩

પૂ. શ્રી નરસિંહરાવભાઈ,

ચિ ઉમાશંકર જોશીના 'વિશ્વશાંતિ' ઉપર આપે 'વસન્ત'માં જે લખ્યું હતું તે જોવાની ઉત્સુકતા ઘણી હતી, જેલમાં હોવાથી એ વખતે 'વસન્ત'નો એ અંક હાથમાં ન આવ્યો બહાર આવ્યા પછી પણ તે ક્યાંયે ન મળે અંતે કોઈ મિત્રે એ મેળવી મારા પર મોકલ્યો તે પરમ દિવસે હાથમાં આવ્યો વિદ્યાપીઠના એક જુવાન કવિને ગુજરાતના સમર્થ સાક્ષર તરફથી થયેલી કદર જોઈ મને આનંદ થાય એમાં નવાઈ શી! કવિતામાં સૌષ્ઠવના લાલિત્ય કરતાં ભાવની તથા નાદની ગભીરતા વિશેષ છે એ આપનું કથન સાવ સાચું છે.

આ જાતની કવિતાનો આસ્વાદ લેવા જે પ્રકારના વાચકો લલચાય તેવાઓ માટે જ મેં મારું આમંત્રણ લખ્યું હતું. એ આમંત્રણની છેલ્લી કંડિકામાં મેં જે ગાંધીયુગની ખાસિયતનો ઇસારો કર્યો છે તે શૈલી પરત્વે નથી, આદર્શ પરત્વે છે; અને એ આદર્શ પણ સાહિત્યનો નહિ, પણ જીવનનો.

સાહિત્યની શૈલી વિશે મારું માનવું છે કે જીવનનું સંગીત જેટલું સમૃદ્ધ હોય તેટલી શૈલીની વિવિધતા પણ સાહિત્યમાં આવવાની જ. જેવો વિષય, જેવું વિવેચન, અને જેવી વિવેચકની વૃત્તિ, તેવી શૈલી એની મેળે બંધાવવાની. કોઈ ઉત્સવપ્રસંગે પ્રવચન કરતો હોઉં ત્યારે જ શૈલીથી બોલાય કે લખાય તે જ શૈલી વિનોદલોલુપ વિદ્યાર્થીઓની વાગ્વર્ધિની સભામાં ઇચ્છું તોપણ ન આવે. પોલ રિશાર ભારતવર્ષને પોતાનો સંદેશો વિશિષ્ટ શૈલીમાં સંભળાવે તો એનું અવલોકન અને અભિનંદન એને ઘટે એવી શૈલીમાં જ નીકળવાનું. લેખક અને વક્તાની શક્તિ અને વૃત્તિના ઊંડાણની ઊણપ, એ મર્યાદા તો હંમેશ રહેવાની જ.

ગુજરાતના સાક્ષરોએ ગુજરાતી ભાષાની આજ સુધી જે સેવા કરી છે તે અવગણના કરવા જેવી તો નથી જ. નર્મદાશંકરે લોકોનાં વહેમો અને ખરાબ રૂઢિઓ સામે જે પોકાર ઉઠાવ્યો તેથી શું જનતાની સેવા નથી થઈ? આચાર્ય આનંદશંકર ધ્રુવે આપણા ધર્મનું રહસ્ય ઉકેલ્યું તે શું ઓછી સેવા છે? 'અભંગમાળા'માં જે ભક્તિભાવ પ્રગટ થયો છે તેથી શું હૃદય ઉન્નત નથી થતું? અંબાલાલ સાકરલાલે પોતાના લેખોદ્વારા સમાજને દોરવાનું જે કાર્ય કર્યું તે શું નજીવું છે? 'રાઈનો પર્વત' લખી રમણભાઈએ ભાષાની અને સમાજની શું ઓછી સેવા કરી છે?—જેમની જેમની સાહિત્યસેવા વિશે મારા મનમાં ઊંચો ખ્યાલ છે તે બધા વિશે અહીં ઉલ્લેખ કરવાનો મારો વિચાર નથી. હું કંઈ અહીં સાહિત્યસભાના પ્રમુખનું ભાષણ લખવા નથી બેઠો, પણ એક એકનિષ્ઠ સાહિત્યસેવકને નમ્રતાથી કાગળ લખું છું.

ગાંધીયુગમાં ગાંધીજીની અને દેશના બધા જ પ્રાંતના અનેક દેશસેવકોની તપસ્યાની પરિણતી દેખાઈ આવે છે. લોકમાન્ય તિલક, રાનડે, ગોખલે, ભાંડારકર, રવીન્દ્રનાથ, અરવિંદ ઘોષ, સ્વામી વિવેકાનંદ, લાલા લાજપતરાય, હર દયાળ, મિસેસ બેસંટ, રાધાકૃષ્ણ, આનંદકુમાર સ્વામી, ભગિની નિવેદિતા ઇત્યાદિ અનેક સમાજસેવકોએ જે ચિંતન અને પરાક્રમ કેળવ્યાં તેનો પરિપાક તે ગાંધીયુગ છે. ગાંધીજીને હું એકાકી ભારતસેવક ગણતો નથી. એમની પ્રતિભા, રાષ્ટ્રની આ જુદીજુદી શક્તિઓનો સમન્વય કરી શકી અને એને લોકજાગૃતિ, ધર્મસંસ્કરણ, અને સ્વરાજ્યપ્રાપ્તિની દિશાએ એકાગ્ર કરી શકી છે. એ જ એમની વિશેષતા. ગાંધીયુગના પાયામાં અનેક વસ્તુઓ સાથે સાક્ષરોની સાહિત્યસેવાને પણ સ્થાન છે જ. ગાંધીયુગનો મહિમા એ કંઈ એકલા ગાંધીજીનો મહિમા નથી. એ તો ભારતવર્ષના ભાગ્યોદયનો મહિમા છે. ગાંધીજીનું નામ તો સંજ્ઞારૂપે અને અન્વર્થક છે.

જે દેશમાં અધિકાંશ જનસંખ્યા અભણ છે, જ્યાંની પ્રજા નવા જમાનામાં જૂની ખાનદાનીના સંસ્કારો અને આદર્શો ઝપાટાભેર ભૂલી જાય છે અને નવા સંસ્કારો સંઘટિત રૂપમાં હજી પ્રજામાં દાખલ થયા નથી અને જ્યાં હિંદુ, મુસલમાન, પારસી, ઇત્યાદિ ભેદોને લીધે પ્રજા ઓતપ્રોત થતી અટકી છે, ત્યાં બધાને ઉદ્દેશીને લખેલાં લખાણો, કરેલાં કવનો અને બોલેલાં ભાષણો એકદમ સાદી શૈલીમાં હોય એ આવશ્યક છે. સાદી શૈલીમાં બધી જાતની સંસ્કારિતા, વિચારોનું ઊંડાણ અને ચારિત્ર્યનું બળ આવી શકે છે એ ગાંધીજીએ આપણને પ્રથમ બતાવ્યું. સરદાર વલ્લભભાઈ તો ગામડિયાના સરદાર. પણ એમણે પોતાનાં

ભાષણોમાં જે તેજસ્વિતા, બંદૂકની ગોળીનું સોંસરાપણું અને તીખો વિનોદ બતાવ્યાં છે તેને માટે તો ગુજરાતની પ્રજા મગરૂર જ રહેશે. 'વિશ્વશાંતિ' અને તે વાંચવા માટે લખેલું 'આમંત્રણ' ખબરદાર જેવા ગણ્યાગાંઠ્યા અપવાદોને બાદ કરતાં કેટલા પારસીઓ સમજી શકે? હું કંઈ પણ લખું અને મુ. અબ્બાસસાહેબ અથવા ડૉ. રજબઅલ્લી ન સમજી શકે તો મારે એમનો વાંક કાઢવો કે મારી ભાષા સુધારવી? ઘણા જવાબ આપશે કે બંને ન કરી શકાય. અને આજે તો મારે એ જવાબ સ્વીકારવો પડવાનો છે.

ભાષા સમાજ પરત્વે ભિન્ન હોય છે. જો આપણે બધાં એકબીજામાં ઓતપ્રોત થઈ જઈએ તો આપણી ભાષા ધીમેધીમે એકરૂપ થવાની જ. ગાંધીયુગ પહેલાંના સંસારસુધારકોએ સમસ્ત પ્રજાને એકબીજા સાથે ઓતપ્રોત હોવા તરફ દોરી નથી એમ દુઃખ સાથે કહેવું પડે છે. સામાજિક રૂઢિઓ તોડી થોડાંક શિષ્ટ કુટુંબો અમુક દરજ્જે એકબીજામાં ભળ્યાં, પણ એટલું બસ નથી. આજે પણ બધા વર્ગ એકબીજામાં ભળી શક્યા છે એમ ન કહી શકું. પણ એ તરફની જબરદસ્ત પ્રેરણા લોકોને મળી ચૂકી છે અને તેનો ઓઘ હવે થોભવાનો નથી.

આમ હું જે આદર્શભેદની વાત કરું છું તે સાહિત્ય પરત્વે નથી, પણ જીવન પરત્વે છે. અને એમાં પણ હું જૂનાની ખોડ તો કાઢતો જ નથી. જેના ખભા પર ચડ્યાથી હું દૂર સુધી જોઈ શકું છું તેને જ અદૂર દૃષ્ટિ કહેવાની ભૂલ અને ધૃષ્ટતા હું ન કરું. પણ આદર્શ ઊંચો થયો એટલે દૃષ્ટિ દૂર સુધી પહોંચવાની જ એ વસ્તુનો કંઈ ઇનકાર કરાય?

એક વસ્તુ માત્ર મને હમેશ ખૂચતી આવી છે. આપણે અંગ્રેજી ભણેલા, જો અંગ્રેજી સાહિત્યનો ઉત્કૃષ્ટ ભાગ આત્મસાત્ કરી શુદ્ધ, સાદી અને આજની પ્રજા સમજી શકે એવી ભાષામાં અને રૂપમાં જો મૂકી શક્યા હોત, તો એના જેવું સુંદર બીજું શું હોત? પ્રજા પાસેથી પોષણ મેળવી અંગ્રેજી ભણ્યા, તેનો લાભ પ્રજાને આપવો જ જોઈતો હતો. જે વાત અંગ્રેજી વિશે તે જ સસ્કૃત સાહિત્ય વિશે છે. આપણે સંસ્કૃત અને અંગ્રેજી તો શીખ્યા. બંનેની વિચારપ્રણાલી અને ભાષાશૈલી સરસ રીતે ભેળવીને આપણે ગુજરાતની સેવા પણ કરી. પણ પ્રજા સાથે પૂરતા ઓતપ્રોત ન થયા. તેથી આપણે વાચકવર્ગ ઊભો ન કરી શક્યા. લોકો જૂની સાક્ષરી શૈલી ઝીલી ન શક્યા. એ વાંક લોકોનો નથી. આપણે જેટલી સાહિત્યસેવા કરી એથીય વધારે પ્રજાસેવા કરી હોત તો પ્રજાની મનોભૂમિકા સાથે આપણે સમરસ થાત, અને તેઓ આપણુ કહ્યુ ઝીલી લેત આપણે આ જાતનો પણ જ્ઞાતિભેદ તોડવા મથ્યા હોત તો આપણે ક્યારના લોકસમ્રાટ થયા હોત. પણ આપણે તો લોકોને કહ્યુંઃ "તમે પણ અમારી પેઠે અંગ્રેજી શીખો, સસ્કૃત શીખો, અને સાહિત્યનો આસ્વાદ લેવાને અધિકારી થાઓ." એ જવાબમાં કઠોરતા અને બેજવાબદારી છે. એ આપણે એ વખતે જોઈ ન શક્યા.

આજે પણ દેશસેવકો સાહિત્યદ્વારા જેટલી પ્રજાસેવા કરે છે, તેટલી કેવળ સાહિત્યસેવકો નથી કરતા. સાહિત્ય તો હમેશ જીવનનું એક અંગ ગણાવું જોઈએ. જીવનશુદ્ધિ અને જીવનસમૃદ્ધિ એ જે દિવસે સાધ્ય ગણાશે અને સાહિત્ય એવાં અનેક સાધનોમાંનું એક પવિત્ર સાધન ગણાશે, ત્યારે જ સમાજ અને ચારિત્ર્ય બંનેની ઉત્તમ સેવા થશે.

આ બધું આપ તો જાણો જ છો અને સ્વીકારો પણ છો. હું તો કેવળ મારું મતવ્ય સ્પષ્ટ કરવાને અર્થે જ આટલું લખી ગયો વિસ્તાર માટે ક્ષમા કરશો.

થોડા દિવસોમાં ફરી જેલ જવાનો છું. બની શકે તો મુંબઈમાં આપને દર્શને આવીશ.

લિ. સેવક,
કાકા કાલેલકરના
સાદર વંદે માતરમ્

# સ્વ. નરસિંહરાવભાઈ

[ એક દર્શન ]

કુમારી ભાનુમતી ભટ્ટ

ઈશ્વરે માનવીને ઘડ્યો તે સાથે એની મર્યાદાઓ પણ મૂકી દીધી: ચેતનાંશને પંચમહાભૂતના સ્થૂલ દેહ ઉપરાંત દેશ, કાળ, વગેરે અનેક મર્યાદાઓ આવી પડે છે; છતાં એ મર્યાદાઓમાં રહીને પણ માનવી પોતામાં સંપૂર્ણ માનવતા પ્રગટાવવાનો જે પ્રયત્ન કરે તેમાં અંશતઃ પણ જેટલો સફળ થાય તેટલો માનવીનો તે મર્યાદાઓ ઉપર વિજય છે. સ્વ. નરસિંહરાવભાઈના જીવનમાં આવો વિજય હું જોઉં છું.

લોકોક્તિ કહે છે કે ભર્તૃહરિ, અશ્વત્થામા વગેરે ચિરંજીવ છે. હજુયે સંસારમાં કોઈ કોઈ સ્થળે એ ભમતા હશે. ચિરંજીવ થવું તે માનવીને કેમ રુચે? સંસારના ચિત્રવિચિત્ર અનુભવો પછી પણ માનવી અહીં જ ચિરજીવન ઇચ્છે —સ્વીકારે તો એની ધૃષ્ટતાને હદ નથી એમ કહેવું પડે. અરે, દીર્ઘજીવન પણ સંસારમાં કેવું ભારરૂપ થઈ પડે છે એ તો જીવનારને જ સમજાય. પરિવર્તનશીલ આ સંસારમાં People should not outlive their own times. અને દીર્ઘજીવીઓ જીવનની સફળતા તો જ માણી શકે જો આ પરિવર્તનનાં તત્ત્વોને ક્ષણિક સમજી માનવતાના સનાતન અંશોને તેઓ જીવનમાં પ્રધાન સ્થાન આપે. સ્વ. નરસિંહરાવભાઈનું જીવન બહુ અંશે આવાં તત્ત્વો પર નિર્ભર હતું એ એમના પરિચયમાં આવનાર સર્વને વિદિત છે.

ઉજ્જ્વલ માનવતા એ નરસિંહરાવભાઈની જીવનસિદ્ધિ. તમે તેમને ગમે તેટલા પ્રિય હો છતાં અમુક દોષો તો એ ન જ માફ કરે અને ચલાવી પણ ન લે. બેશક, વ્યક્તિગત રુચિઅરુચિને આમાં સ્થાન છે ખરું. પણ તેનું મૂલ્ય એમણે આપ્યું છે. વિનાકારણ આજે પણ કોઈ કોઈ એવા હશે જેમના હૃદયમાં એમના તરફ સદ્ભાવ શોધ્યો પણ ન મળે. છતાં માનવીના સદ્ભાવમાં પણ રુચિઅરુચિને સ્થાન તો ખરું ને?

માણસને જીવવું ગમે છે? આવો પ્રશ્ન પણ કેમ પુછાય? જીવવું તો માનવીમાત્રને ગમે જ ને? હશે. છતાં જીવનમાં એવી ક્ષણો આવે છે ખરી, જ્યારે માણસને જીવન તરફ માત્ર વિરક્તિ નહિ, તિરસ્કાર છૂટે છે. સ્થૂલ દેહનાં બંધનોને ઉખેડી ફેંકી દેવાનું મન એને થાય છે. આમાં જીવનની સ્થૂલ બાજુ તરફ જ તિરસ્કાર હોય તો એ તિરસ્કાર સાર્થ છે. નરસિંહરાવભાઈએ સૌ. સુશીલાબહેનને વિદાય આપી. એમની નિસ્તેજ આંખોએ એ જીવનસાથીનું છેલ્લું દર્શન પણ એમને ન લેવા દીધું. અસહાય માનવી પેઠે એમણે આવું કંઈક કહ્યું: "I wish I were shot dead." પણ આ ઉક્તિમાં જીવનની પાર્થિવ દશાનો જેટલો તિરસ્કાર એટલો જ જીવનની સૂક્ષ્મ દશાનો સ્વીકાર હતો. સંસારનાં દુઃખકલહોથી મુક્ત દૂરદૂરની કોઈ ભૂમિમાં પ્રિયજનોનો અવિચ્છિન્ન સંગ અનુભવવાની એમાં ઝંખના હતી.

સંસારમાં શ્રદ્ધા બધામાં જ જન્મતી નથી. અને જન્મ્યા પછી પણ સંસારના વિવિધ અનુભવોમાં એ અચલ રહેવી દુર્લભ છે. એ દુર્લભ શ્રદ્ધા સ્વ. નરસિંહરાવભાઈના જીવનમાં એકરસ થઈ ગઈ હતી. પરમાત્મા, પરલોક, અમરતા વગેરેમાં એક બાળક જેટલી મુગ્ધતાથી એ માનતા. અને અચલ હોવાથી એ શ્રદ્ધા જીવનમાં અજબ આશ્વાસન રેડતી. આ ભાવના, જેને રા. મુનશી Other worldiness કહે છે તે, જતાં માનવીને દુઃખનો સંતાપ કેટલો વધી પડશે? કદાચ માનની ભૂખ—અતિશય સ્વાર્થી પણ બની જાય; 'સ્વ'જ એનું કેન્દ્ર બની જાય.

એમની સાહિત્યસેવા વિશે અહીં મૌન જ ઉચિત છે. એ માટે ઘણું લખાયું છે; ઘણું યે લખાશે. અને મારે મન તો સાહિત્યકાર કરતાં માનવી વિશેષ છે; સાહિત્ય કરતાં માનવતા વિશેષ છે. માનવતા ન હોય તો સાહિત્યકારો જગતને શું આપી શકે? માનવતાના ધબકાર વગરનું કેટલું સાહિત્ય આજે જગતના પટમાં જીવતું છે?

બસ. મુ. નરસિંહરાવભાઈ ગયા. એમનું વાત્સલ્ય અનુભવનાર અમને એક વડીલ મિત્રની ખોટ પડી. ગુજરાતની ખોટ ગુજરાત જાણે અને પૂરવી હોય તો પૂરે.



## કોણ જાગે ?*

નાથાલાલ દવે

કોણ જાગે ? કોણ જાગે ?
શાન્ત સુપ્ત વસુન્ધરાને હૃદય એકલ કોણ જાગે ?
આ નિરન્તર કોણ જાગે ?

નીરવ વનકુંજે વિહંગકેરી ઢળેલી પાંખમાં,
કુસુમકલિકાના ઉરે આછા પમરતા એ પરાગે,
કોણ જાગે ?

ઉડુગણ વિભૂષિત રજનીના ઊંડા—અસીમ અવકાશમાં,
ને સંવ્યથિત મુજ હૃદય આગે કોણ જાગે ?
આ નિરન્તર કોણ જાગે ?
શાન્ત સુપ્ત વસુન્ધરાને હૃદય એકલ કોણ જાગે ?



* "Lover's Gift"માંના કવિવર ટાગોરના એક કાવ્ય પરથી.

# સ્મિતત્રયી

રમણીક અરાલવાળા

[ અનુષ્ટુપ ]

બેસતા વર્ષને દિને સજ્જ થૈ શ્વેત વસ્ત્રમાં
ઉલ્લાસે ડોલતા ઉરે અધીરા પાય માંડતો;
ભેટવા ભાઈ ભાભીને ઊંચેરી મેડીએ ચડયો.
સત્કાર્યો આવીને સામે ભાભીએ હેતથી હસી,
લાડની લાખ આશિષો આછેરા સ્મિતમાં વસી;
ઊર્મિના અંજને આંજી આંખને એ નમી, નમ્યો
હીંડોળે રાજવી પેરે ઝૂલતા જયેષ્ઠ ભાઈને.
'કાકા', 'કાકા', કહી એવો છાતીએ શ્વાસનાં ભર્યાં
બીડેલી-બારમાસીની કોડીલી કળીઓ સમાં
સંતાયાં સોડમાં આવી ભાઈનાં બે ય ભૂલકાં.
રિઝાવી ! બાળકોને હું ફૂલની પાંખડી દઈ
—ભક્તિભાવે ભરી હૈયું આશિષો આપીને લઈ—
ઊઠવા જાઉં ને લીધું ભાભીએ રૂસણું તહીં.
—ભાઈના મંદિરે રૂપા ઘંટડી રણકી રહી—
"કંજૂસાઈ કરી આવા આજથી ઠગણા થશો,
આપશો આવનારીના કેવાયે કોડ પૂરશો ?
મ્હારી તો સર્વ આશાઓ ઉરની ઉરમાં રહી,
સર્વને આપ્યું ને નાનાભાઈ ! કૈં અમને નહિ ?"
શ્રાવણી સૂર્યના જેવો નિહાળી તાપ એમનો
કૈંક દિનોતણો ડૂમો મેંય તે ઠીક ઠાલવ્યો.
"પિતાના વજ્ર બાહુ શો, માતાની અમી આંખ શો,
અનંતે ઊડતી મારી આશાની અન્ય પાંખ શો,
રાષ્ટ્રના રમ્ય મોતી શો બંધુ શો બંધુ દૈ દીધો.
બાકી એવું રહ્યું છે શું કે આવો ઊધડો લીધો ?
અંજલિમાં ફૂંકરે નાની સમુદ્રો સાત ઘૂઘવે
ખાબોચિયું હવે ખાલી શીદને ડ્હોળતાં તમે ?"

અમારી બાળલીલાના આછેરા ઊઠતા ધ્વનિ
સાંભળી સ્હેજ મીંચેલી ભાઈની આંખડી ખૂલી,
ભળી ગૈ ભાભીના સ્મિતે ભાઈના સ્મિતની કણી.
આત્માના અબ્ધિકાંઠેથી મોતીડાં મંદ સ્મિતનાં
વીણીને દંપતી ફેરી દૃષ્ટિના છન્નહંસલા
વધાવે આંખ ઢાળીને ઊભેલા મૂઢ શા મને!
અહો એ દૃશ્યને જોવા ઊર્મિ તો ઊડતી હતી,
પરંતુ ના ઢળી મારી પાંપણો ઝૂલતી હતી!
સ્નિગ્ધ માત્રાથી સોહંતા ભાવોના ભવ્ય સાગરે
ડોલતાં દંપતી મેલી, ઊચરી ઓગની સીડી
ઊતર્યો કલ્પનાદ્વારા રચંતો હું સ્મિતત્રયી.



## હું

'સ્વમસ્થ'

આ વિશ્વનો કર્મસરિત્પ્રવાહ
અજ્ઞાત હો' સાગરરૂપે વહી રહ્યો;
બાંધેલ આરા, ખડકો કરાલ
વચ્ચે હસી નિર્મળ એ ધપી રહ્યો.
મને ન અજ્ઞાત ઉરે રુચે રે,
કરાલ બંધો વિસરી શકું નહિ;
અબુધની ભીતિ અગમ્ય અંતરે,
તેથી વિશને ભટક્યા કરું અહીં.
હું 'હું રચું ભાવિ' કહી વહું છું,
એકાકી ઉત્તાપ તળે બળું છું,
અજ્ઞાત તોયે સ્થિતિભાન સાથે,
હું ફૂલ્શુ યો આ રણમાં શમું છું.

# ફૈજપુરની સ્વરાજ્યકૂચ–જ્યોત પ્રકટી

[ ટૂંકી નોંધ ]

ગો.

પળેપળ ફેરફારો થયા જ કરે છે. જેની જેવી દૃષ્ટિ તેવું તેવું દર્શન. કેટલાકને મન દુનિયા પોતે જન્મ્યા ત્યારે જેવી હતી તેવી જ જણાય છે. ત્યારે કોઈક તીક્ષ્ણ આંખવાળો ઘડીઘડીએ થતા પલટાઓને સ્પષ્ટપણે જોઈ શકે છે, અને યોગ્ય કાંટે તેને તોલે છે. ત્યારે કેટલાક પરિવર્તન જુએ છે ખરા, પણ પોતાના જૂના કાંટે તેને તોલે છે. હવે તો કાટલાં બદલાયાં છે, ત્રાજવાં પણ પ્રમાણસિદ્ધ કરી લેવાં જોઈએ, નહિ તો વ્યાપારી દંડાય છે.

આપણે રહીએ છીએ તે સૃષ્ટિમાં એક અંશ છે અને ગતિ એ સૃષ્ટિનો સ્વભાવ છે. લખનૌ અને ફૈજપુર વચ્ચે લગભગ આઠ મહિના વીતી ગયા. લખનૌના જવાહરલાલ અને ફૈજપુરના જવાહરમાં પણ ફરક પડ્યો. દેશસેવાની મૂર્તિ શો આપણો રાષ્ટ્રપતિ એક પળના વિશ્રામને કારણે કાર્યક્રમ થંભાવી શકતો નથી. હિંદુસ્તાનના ખૂણેખૂણે ઘૂમી વળવા એ તત્પર થયો છે અને ભાંડુઓનાં દુઃખ ફેડવા પૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ અર્થે સૌને ઉત્તેજે છે. એની પ્રવૃત્તિઓને વેગ આપવા વાયુયાનનો ઉપયોગ કરવા લાગ્યો અને આવતી કાલે આ કરતાંય કોઈ બીજું સાધન—પવનપાવડી કે ઊડણપાટલી—શોધાશે અને તેથી વહેલું પહોંચાશે તો તેમ કરવા આ નિત્યયુવાન જવાહર તૈયાર થશે.

બાબુ રાજેન્દ્રપ્રસાદે હિંદુસ્તાન ખૂંદી વળવાની રાષ્ટ્રપતિ તરીકે પ્રથા પાડી અને વીર જવાહરે તે પ્રણાલિકા સ્વીકારી. આજે આખા દેશમાં ફરીથી ઉત્સાહનું મોજું ફરી વળ્યું લાગે છે. અને ઠેરઠેર સ્વરાજ્ય, સ્વરાજ્યની વાતો ચાલી રહી છે. વિરોધીઓને પણ દૈવભાવે સ્વરાજ્યનામનું ઉચ્ચારણ કરવું પડે છે.

લખનૌના અધિવેશન પછી પંડિત જવાહરલાલે જે પ્રવાસ ખેડ્યો તેથી એમને પોતાને દેશનાં યથાર્થદર્શન કરવાનો અવસર લાધ્યો અને જનતાને ઉત્સાહમૂર્તિ પાસેથી પ્રેરણા મળી. આ પ્રવાસે ડોળાયેલાં પાણી સ્વચ્છ કર્યાં. આજે વિરોધીઓ વિસ્મય પામી આંગળાં કરડવા લાગ્યા છે. એમણે ભંગાણની આશા રાખી હતી, પણ આ તો સૌ વધારે ને વધારે સમીપ આવતા જણાય છે અને સ્વરાજ્યપ્રાપ્તિ માટે એકત્ર બળે ઝૂઝવાની તૈયારીઓમાં પડ્યા છે. મહાસભાનું મંડાણ ગોવાળિયા તળાવ ઉપરના લક્ષ્મીનારાયણ મંદિરની છાયામાં થયું છે. 'અને જેને રામ રાખે તેને કુણ મારી શકે' એ ન્યાયે મહાસભા ફાલતી જ રહી છે. એના ઉપર ઘા કરનારનાં હથિયાર હેઠાં પડ્યાં છે. એની શક્તિને ક્ષીણ કરવાનાં સ્વપ્નાં સેવનાર પોતે જ શક્તિહીન બન્યા છે. શુભ કામની આડે આવનાર વિઘ્નસંતોષી પરાભવ પામી પાછો પડે છે.

લખનૌમાં મહારાષ્ટ્રનું નિમંત્રણ સ્વીકારાયું ત્યારથી કંઈકંઈ કલ્પનાઓ થવા લાગી હતી. મહાસભા દીનદરિદ્રીના સુખને માટે જ લડે છે, એના સ્વરાજ્યમાં સર્વોદયની ભાવના પ્રધાનપદ ભોગવે છે, એટલે હિંદુસ્તાનની જનતાની જેટલું નિકટ જવાય તેટલું જવા એ તલસે છે. લખનૌથી જ કેટલાક મહારાષ્ટ્રીઓના મનમાં ગ્રામઅધિવેશનનો મનોરથ હતો, અને મને માહિતી છે ત્યાં સુધી ગુજરાતે પોતાનો આગ્રહ છોડ્યો તેનું કારણ પણ એ હતું કે મહારાષ્ટ્રને ગ્રામ અધિવેશન ભરવાનું પ્રથમ માન મળતું હતું. એટલે એક રીતે મહારાષ્ટ્રના મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ બંધાઈ ચૂકચા હતા.

ફૈજપુર સ્થળ આખરે ઠરાવવામાં આવ્યું. ખાસ ફૈજપુર કે એની પાસેના સાવદા ગામમાં એવું શું હતું ? ફૈજપુર કંઈક અંશે ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે. મોહ પામવા જેવું કાંઈ જ નહિ. ત્યાંની મ્યુનિસિપાલિટીઓ અવળી નીવડી, ત્યાંના બડેખાંઓ તો ફૈજપુર અધિવેશનથી અળગા ને અળગા જ ભાગતા ફરતા હતા અને પોતાથી બને તેટલી વધારે મુસીબતો આણી કાર્યકર્તાઓને વધારે પાણીદાર બનાવવામાં મદદ કરતા હતા. પૂર્વ ખાનદેશે સન ૧૯૨૦ની સાલથી મહાત્માજીની દૃષ્ટિએ કામ કર્યું છે. ૧૯૩૦ ને ૩૨નાં યુદ્ધોમાં ત્યાંની પ્રજાએ સારા પ્રમાણમાં ભાગ લીધો હતો; એ જિલ્લામાં કાર્યકર્તાઓનાં જૂથ છે અને તેથી ખિરોડા જેવા આશ્રમની નજદીક અધિવેશન ભરવું જોઈએ અને એવું સગવડવાળું સ્થળ તે ફૈજપુર અને તેનાં ખેતરો લાગ્યાં. ખેતરોના માલિકો હિંમતવાળા ખરા. એમને પણ બડેખાંઓ મારફત ઘણી ધમકીઓ મળી, પણ બેત્રણ જણે તો ચોખ્ખું સંભળાવી દીધું કે 'થવાનુ હોય તે થાઓ, અમે તો કૉંગ્રેસને જગ્યા ભાડે આપી છે; અમારી છે ને અમે આપી છે.' જમીનનું કામ ઠેકાણે પડતાં પાણીનો સવાલ ઊભો થયો. ખેતરોમાં લગભગ આઠ મોટા કૂવાઓ હતા, એટલે પાણી પૂરતું મળી રહેશે એવી ધારણા તો હતી જ, પણ સરકારી અધિકારીઓને આવા પ્રસંગોએ આવનારજનારની સગવડઅગવડોની ભારે કાળજી વહોરવી પડે છે. એટલે પાણીના ગુણદોષની તપાસ ચાલુ થઈ. પીવાલાયક તથા વાપરવાયોગ્ય પાણીનુ જોઈતુ પ્રમાણ સિદ્ધ થયું, એટલે રસ્તાઓની સ્વચ્છતાની માથાકૂટમાં ઊતરવુ પડ્યુ મુંબઈની કૉન્ફરન્સમાં ( સેક્રેટરિયેટમાં ભરાયેલ ) હોમ મેમ્બર મિ. બેલે સાવદા મ્યુનિસિપાલિટીને સમજાવી એટલે પોલીસને સતોષ થાય એ રીતે રસ્તાઓ નિશ્ચિત થયા. સ્વચ્છતા, જાજરૂ, મૂતરડીના કામમા તો આપણે એક્કા નીવડચા. આ બધુ ચાલે છે ત્યાં તો અણધાર્યો દશ ઇંચ વરસાદ પાંચેક દિવસમાં પડચો. આટલી બધી વિટંબણાનો સામનો કરનાર કાર્યકર્તાઓ કુદરતી બનાવને કેવી રીતે પહોંચી વળે ? વળી કાળી જમીન એટલે પાણી સોસતાયે ઘણી વાર વાગે. લગભગ ૨૦-૨૨ દિવસો એળે ગયા; છતાંય અધિવેશન ભરવું તો ફૈજપુરમાં જ અને તે પણ ધારેલે સમયે—ડિસેંબરમાં જ—એવું મુખ્ય મુખ્ય માણસોએ ઠરાવ્યું. કાળનો વ્યય ઓછો કરવો પડચો તેથી જ નિવાસની કેટલીક અગવડો નડી હતી. પણ જેઓ ફૈજપુર અધિવેશનની ઉપરની ભૂમિકા ધ્યાનમાં રાખે તેને ફૈજપુર ચિત્રનું સાચું દર્શન થયા વિના નહિ રહે.

આ સમયે કૉંગ્રેસનગરનું નામ તિલકમહારાજ સાથે જોડવામાં આવ્યું હતુ. ઇતર નગરોની માફક તિલકનગરની રચના થઈ હતી. પણ આ રચનામાં કેટલીક વિશેષતાઓ હતી. ફૈજપુર સાતપુડા પર્વતની પાસે હોવાથી વાંસુઓ મોટા પ્રમાણમાં મળી શકતા હતા,

એટલે જ્યાંત્યાં આપણુને બાંબુઓની કૃતિઓ મળતી હતી અને કોઈક પત્રકારે ઉપહાસ કરતાં તિલકનગરને બાંબુનગર તરીકે ઓળખાવ્યું છે. તિલકમહારાજને એમના જીવનમાં કોઈક વર્તમાનપત્રે ' તેલીતંબોળીના નેતા ' તરીકે ઓળખાવ્યા હતા. વર્તમાનપત્રનો ઉદ્દેશ તિલકમહારાજને ઉતારી પાડવાનો હતો, પણ સાથે સાથ એને કારણે તો તિલકમહારાજ લોકમાન્ય બન્યા. નગરરચનાનો ઘણો સામાન બહારથી જ આણવો પડતો હતો. મજૂરો ફૈજપુર, સાવદા, યાવલ આદિ પ્રદેશોના મળતા; પણ એમની અછત હતી. મહારાષ્ટ્રના બીજા જિલ્લાઓ કરતાં ખાનદેશ વધારે તરતો જિલ્લો કહેવાય. વળી લેવા પાટીદારની વસ્તી વિશેષ હોવાથી આ પાટીદારો કમાણીનો વિચાર પ્રથમ કરતા. પણ આવા પ્રસંગોએ સર્વે ન કમાય તો કયારે ખાટે ?

કોઈ પણુ કામ કોઈ મોટા કૉન્ટ્રાકટથી કરાવવામાં આવ્યું નહોતું તેથી ખર્ચપાસું સારી પેઠે કાબૂમાં રહ્યું હતું.

ફૈજપુરના સદ્ભાગ્યે મહાત્માજીની ઇચ્છા મુજબ પ્રસિદ્ધ નંદલાલબાબુ ફૈજપુરમાં આવી બેઠા. એમણે આસપાસના પ્રદેશનું નિરીક્ષણ કરી તિલકનગરની સાદી અદ્ભુત કલાકૃતિઓ સર્જી. લીલાછમ વાંસ એ એમનું મુખ્ય સાધન. જેમણે તિલકનગર નિહાળ્યું છે તેમના મન સાથે દરવાજાઓ, તેમના ઉપરનાં પેલાં ચિત્રો જડાઈ ગયાં હોવાં જોઈએ. વાંસની છાબડીઓ, નાની ટોપલીઓ વગેરે આ છત્રનાં અંગો હતાં અને રાષ્ટ્રધ્વજ કલશરૂપે હતો. વળી રંગબેરંગી ખાદીની છૂટી પટ્ટીઓ શોભામાં વધારો કરનારી હતી. નંદલાલબાબુએ દરવાજાની જે રીતે રચના કરી હતી તે બધામાં ગ્રામદૃષ્ટિ હતી પણ તે સાથેસાથે એમણે એમ પણ સિદ્ધ કરી બતાવ્યું કે સામાન્ય ગણાતી ચીજોમાંથી શું શું નિપજાવી શકાય છે. સામાન્ય સાધનો, સામાન્ય મજૂરો, સામાન્ય કારીગરો એ બધું સામાન્ય હોવા છતાંય અસામાન્ય દૃષ્ટિએ લુબ્ધક ચિત્રો ખડાં કર્યાં અને ગ્રામઅધિવેશનને અનુરૂપ તિલકનગરને સરજાવ્યું. આખા નગરમાં નંદલાલબાબુ ઠેરઠેર નજરે પડતા. આ કલાકારે પોતાની રાવટી પણ એક કૂવાને કાંઠે એક લીમડાની નીચે ઢાળી હતી. એમનું જીવન અત્યંત સાદું, અને એમનો આત્મા દેશોદયને વરેલો, હિંદી સંસ્કૃતિને ઝીલનારો પોષનારો, અને દીનો શું એકતા સાધનારો. એમને વિષે મહાત્માજીએ પ્રદર્શન ખુલ્લું મૂકતી વેળાએ જે ઉદ્ગારો કાઢયા તે નંદલાલબાબુને છાજતું પ્રમાણપત્ર હતું.

નહાવાધોવાની સગવડો પૂરતી ન કહેવાય. પણ બે ચાર દિવસ સારુ ચલાવી લેવામાં વાંધો ન આવે. શિયાળાને કારણે કેટલાક જણુ બબ્બે દિવસે નહાયા એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નહોતું. ઋતુ અને પ્રદેશ પ્રમાણે નહાવાની ટેવો હોય છે. ઠંડીમાં બબ્બે ત્રણત્રણ દિવસે નહાય તોય ચાલે. એ ઘણા નિવાસીઓને અનુભવ મળ્યો. શિયાળામાં નહાવાનું સ્થળ બંધ હોય એ પસંદ કરવા જેવું છે, અને જે રીતની વ્યવસ્થા ફૈજપુરમાં હતી તેવી વ્યવસ્થા નગરમાં પાંચસાત ઠેકાણે થઈ હોત તો સહેજ પણુ અગવડ નડવાની બીતિ નહોતી. પાયખાનાં અને મૂતરડીઓનું કામ તથા સામાન્ય સ્વચ્છતાનું કામ શ્રી. અપ્પાસાહેબ પટવર્ધન અને કાકા કાલેલકરે સંભાળ્યું હતું. આવા બે ધુરંધરો હોય અને ૩૦૦ સંસ્કારી ભંગીઓની ફોજ ખડી હોય ત્યાં શું બાકી રહે ? પણ આ બધા ભંગીઓને

પૂરતુ કામ હતુ ? કેટલાક જણુ તો એક જ રસ્તા ઉપર અટવાયા કરતા હતા પણ મોટા કામોમા આવુ બને સડામો તથા મૂતરડીઓ ખાડાઢમના હતા આરોગ્યખાતાના સૌ સરકારી અધિકારીઓ આ વ્યવસ્થાથી ખૂબ સતોષ પામ્યા હતા પણ ગાંધીજી થોડા સતોષ પામે એમ હતા ! એઓ તો પોતાની જાત પાસેથી તથા ઇતર જનો—સેવકો પાસેથી ઘણી આશાઓ રાખે છે આ સ્વચ્છતાપથકને ઉદ્દેશી એમણે જે કહ્યુ હતુ તે ઉતારવુ આવશ્યક છે

"તમને મારે ધન્યવાદ શાને સારુ આપવા ? ધન્યવાદ તો તમારે મને આપવા જોઈએ કે મે તમને આપણા પાપનું પ્રાયશ્ચિત્ત કરવાની આ તક આપી હા, ધન્યવાદ આપુ પણ તે તો તમે સારુ કામ કર્યું હોય તે માટે આપુ, અને બધુ સાગોપાગ ઉતારો ત્યારે આપુ પણ એ તો તમારે બતાવવુ રહ્યુ. ભગીનો ધધો ઊચો છે, ને આપણા ગ્રેજ્યુએટો ને ભણેના માણુસો આજીવિકાને અર્થે એ ધધો કરતા થાય તો સારુ છે આપણે એ કામનું પદ્ધતિસર શાસ્ત્ર બનાવવુ જોઈએ ને સફાઈકામ વિષે પુસ્તકો તૈયાર કરવા જોઈએ એ કામ સામાન્ય ભગીથી નહિ બની શકે એ તો સુશિક્ષિત ભગીઓથી જ, આ કામને વરેલા માણુસોથી જ થઈ શકે એથી અસ્પૃશ્યતાનો પણ નાશ થશે એ અસ્પૃશ્યતા જેટલી ભૂડી હરિજનો અને સવર્ણો વચ્ચે છે તેટલી જ ભૂડી હરિજન હરિજન વચ્ચે પણ છે એ અસ્પૃશ્યતા ટાળવાનો આ ધધાને સાર્વત્રિક કરી મૂકવો એ એક ઉપાય છે અહીં તમે જે શીખ્યા છો તે ભૂલી નહિ જતા હું તમને કહું કે તમે જ્યા હો ને જ્યા જાઓ ત્યા ગદકી દૂર કરીને સ્વચ્છતા ફેલાવવાનો તમારો ધર્મ માનજો. તમે સારુ કામ કર્યું છે, પણ એથી યે વધારે સારુ તમે કરી શકત આપણા પડોશમા ફૈજપુર, ખિરોડા ને સાવદા જેવા ગામડા છે તેનું શુ ? એ તો છે એવા ને એવા જ પડ્યા રહ્યા છે ભવિષ્યમા મહાસભા જ્યા ભરાય તે જગાની આસપાસના આખા પ્રદેશમા કઈ નહિ તો સ્વચ્છતાની બાબતમા તો એની સારી અસર ફેલાવવી જ પડશે ત્યારે 'ભગી' એ નામ અળખામણુ મટી જઈ રૂડુ ગણાશે ને લોકો એ નામ હોંશે ધારણ કરવા માગશે ત્યારે 'ભગી' એ મેલુ કામ કરનાર નહિ રહે પણ સ્વચ્છતા ફેલાવનાર, ગદકી દૂર કરનાર ને રોગચાળા અટકાવનાર સમાજસેવક બનશે "

('હરિજનબધુ' તા ૧૦-૧-૩૭ પૃ. ૩૪૭)

ખેતરના માલિકોએ મહાસભાને ઉત્તમ ખાતરની કિંમત આપવી જોઈએ સ્વચ્છતાનું કામ માત્ર તિલકનગર પૂરતુ જ સભાળવાનું નહોતું ફૈજપુર અને સાવદા એ બન્ને ગામોમા પણ તિલકનગર જેવા જાજરૂઓ રાખવા પડ્યા હતા આપણે ત્યાના સૌ ગામોની પેઠે મહારાષ્ટ્રના ગામડાઓના લોકો મળત્યાગ માટે બહાર ખુલ્લામા બેસે છે પૂ મહાત્માજી સૂચવે છે એવી રીતો દાખલ થતા વાર લાગશે ફૈજપુરના ખેડૂતોને ઉમદા ખાતરનો અણધાર્યો ફાયદો થશે, એટલે આસપાસના પ્રદેશોમા એનો પ્રચાર થતા વાર નહિ લાગે અને આ પણ ગ્રામઅધિવેશનની એક વિશેષતા

તિલકનગરનુ બીજુ મહત્ત્વનુ અગ એ રસોડુ રહેવાની અને ખાવાની સગવડ ઉપર અધિવેશનની સફળતાનો મોટો આધાર હોય છે અનેક મુશ્કેલીઓને કારણે રસોડાની રચના અઘરી હતી મહારાષ્ટ્રના કાર્યકર્તાઓને એકસાથે ૭-૧૦ હજાર માણસોને જમાડવાનો

અને તેને અંગેની તૈયારીઓનો અવસર આવ્યો નહોતો. વળી મહારાષ્ટ્રમાં રાંધવાનાં વાસણો બહુ જ નાનાં. ૨૫૦–૫૦૦ની રસોઈ એકસાથે કરવી એ એમને મન મોટું કામ. રસોડું જોવા આવનાર ગ્રામજનો મુંબાઈનાં મોટાં ટાંપ, કઢાયાં જોઈને અચરજ પામતાં. રસોડાની આ સમયની ખાસ વિશેષતા તો એ હતી કે લગભગ બધી વસ્તુઓ ગ્રામઉદ્યોગોને ઉત્તેજન આપનારી હતી અને ગ્રામઉદ્યોગની સાથેસાથે આરોગ્યને ટકાવી રાખનાર પણ ખરી. ફીકી, તીખી, યુક્તાહારીઓની પંગતો જુદી બેસતી. રોજનાં હજારો માણસો માટે હાથે દળેલ લોટ પૂરો પાડી શકાય એવું પ્રદર્શન રસોડું હતું. દૂરદૂરના તાલુકાઓએ લોટ દળી દીધો હતો. વળી તિલકનગરમાં જ ચક્કીખંડ હતો, જ્યાં લગભગ ૧૦૦ ઘંટીઓ ચાલુ જ રહેતી અને દરેક દળનાર સરેરાશ ત્રણ આના કમાતી. આ મજૂરીની વિગતોની મહાત્માજીએ તપાસ કરી છે, અને એમને એમ લાગ્યું હતું કે મજૂરી કાંઈક અંશે ઓછી કહેવાય. આવી આવી વીગતોમાં મહાત્માજી ઊતરે છે તેનું કારણ?

લોટ પછી બીજી વસ્તુ ચોખા. કરડ વાપરવી શકય નહોતી પણ હાથે છડેલ ચોખા જ વાપરવામાં આવ્યા હતા. ઘઉં તો મુખ્યત્વે કરીને ખાનદેશની પેદાશ હતી, પણ ચોખાનો પાક ખાનદેશમાં થતો ન હોવાને કારણે બીજા જિલ્લાઓ ઉપર આધાર રાખવો પડયો હતો. ખાંડસાકરનો ઉપયોગ ન જેવો જ થયો હતો—ગોળ, ગોળ ને ગોળ. ઘી, દૂધ, છાશની અછત નહોતી. જોકે ઘી, છાશ એ નિયમ પ્રમાણે જ પિરસાતાં. ઘણે ઠેકાણે આવા મોટા પ્રસંગોએ રોટલીને બદલે પૂરીઓ કરવાનો રિવાજ હોય છે. પૂરીઓ કરવી કાંઈક સહેલી તો ખરી, પણ આરોગ્યને નુકસાન પહોંચાડનારી એ ચીજ છે એટલે ફૈજપુરના રસોડામાં તળેલી વાનીઓ મળી જ નહોતી એમ કહીએ તો ચાલે. ૮,૦૦૦–૧૦,૦૦૦ માણસો માટે રોટલીઓ કરવામાં કોઈક કોઈક વાર જાડી તથા કાચી રોટલીઓ ભાણામાં આવતી પણ જમનારે એને ટાળવી જોઈએ.

પીરસવાના કામ માટે બહેનો હતી, અને આ મહારાષ્ટ્રની વિશેષતા હતી. પીરસવાની રીત જરાક કઢંગી ખરી, એટલે કે માણસ બેસે તે પહેલાં શાક, ભાત, કઢણુ દાળ, ઓસામણુ (આમટી) પિરસાયેલાં હોય. આમાં બે ગેરફાયદા. પાતળની સ્વચ્છતા જળવાય નહિ અને પિરસાયેલ પાતળ ઉપર પંગતમાં બેસવા આવનારથી ઊડતી ધૂળથી બચાવ થાય નહિ. આ પ્રથા બંધ થઈ હતી. પણ સરસ રીત તો એ છે કે સૌ આવે, બેસે, પોતપોતાની પાતળ સંભાળી લે એટલે કેળની પતરામણુ સાફ કરે, વાડકી, પ્યાલો તપાસી લે પછી જ પિરસગારી થવી જોઈએ. પણ આ પલટો મહારાષ્ટ્ર માટે નવી જ વસ્તુ હતી. એટલે પીરસનાર બહેનો ભૂલ કરી બેસતાં અને તેથી ખાસ કરીને ગુજરાતનાં ભાઈબહેનોને જરાક અણગમો રહેતો. સવારનું ભોજન પૂરું — સરસ; પણ રાત્રે ખીચડી, કઢી, પીડલો ભાત જેવી વાનીઓ બહુ માફક આવતી નહિ; જોકે હું માનું છું કે જ્યાં અધિવેશન રાતના ચાલતાં હોય ત્યાં આવી સાદી ઝડપથી કરી શકાય એવી ચીજો સિવાય બીજું શું શકય છે? ભોજનાલય ધોરી રસ્તા ઉપર હોવાથી સામાન્ય પ્રેક્ષકવર્ગે એનો ઘણો લાભ લીધો હતો, અને તેથી પ્રતિનિધિઓ અને નિવાસી પ્રેક્ષકોને અગવડ નડી હતી. હવેથી ભોજનાલયની જગ્યા નિવાસની વચ્ચે હોવી જોઈએ. વળી દરવાજાઓની પાસે વિશ્રામ માટે કાંઈક છાંયડો હોવો જોઈએ, જેથી એક પંગત ભરાઈ ગયા પછી આવનારને તડકામાં દરવાજે ટળવળતાં ઊભા રહેવું ન

૫૩. સામાન્યપણે તિલકનગરના ભોજનાલય વિષે એમ કહી શકાય કે તે સાહું હતું સૌને સંતોષવા પ્રયત્ન કરતું હતું, પણ અણધાર્યા ધસારાને કારણે કોઈક કોઈક વેળા અવ્યવ. દેખાતી હતી. પણ સાડાસાત હજારથી આઠહજાર માણસોને જમાડવામાં ૩॥ કલાક થતા, એ બીના આપણને આશ્ચર્ય પમાડે છે. હું જાણું છું કે એકબેવાર એકએ પગતો એક કલાક સુધી પતરાળાં ઉપર બેસી રહેવું પડ્યું હતું. આ બધી તકલીફો છતાંય રટે ઠીક હતું. રસોડાને અંગે અનેક વાતો લખવી છે, પણ અધિવેશનની આછી ઝાંખી કરાવવામ રસોડાને કેટલી જગ્યા આપી શકાય? એક ખાસ સૂચના કરવાની એ કે સ્વયંસેવકો અને કાર્યકર્તાઓનું રસોડું નિરાળું હોવું જોઈએ. એઓ એટલા બધા અધીરા થઈ જાય છે કે ચાલુ વ્યવસ્થાના ભાંગીને ભૂકા થઈ જાય ત્યારે જ એઓ જંપીને બેસે છે.

ઇસ્પિતાલ, સ્વયંસેવકોની છાવણીઓ, નેતાનિવાસ અને કાર્યાલયોનો પરિચય કરાવી શકાય એમ નથી. નગરની વનસ્પતિસમૃદ્ધિની એક વાત કહેવી રહી જાય છે. ફૂલઝાડનાં થોડાંક કૂડાંઓ તૈયાર કરાવ્યાં હતાં, થોડાંક બહારથી આણ્યાં હતાં. પણ રાનડે દરવાજાથી તે ઠેઠ ઓઝ દરવાજા સુધી રસ્તાઓની કિનારીઓ, શિવાજી પૂતળા પાસેની ક્યારીઓ અને હરિયાળા પટો એ બધામાં મેથી, ચણા અને ભાજી વાવી હતી. આથી બજે કામ થયાં. રસોડાને થોડીય ભાજી મળી અને અંતે એ વસ્તુઓના દામ ઊપજ્યા. આવીઆવી બાબતોમાં મહારાષ્ટ્ર ગુજરાતને ઘણુંઘણું શીખવી શકે એમ છે.

અત્યાર સુધી આપણે જુદાંજુદાં ખાતાંઓમાં ફર્યા. ગ્રામઅધિવેશનનું પ્રત્યેક ખાતું એ પ્રદર્શનનો વિભાગ થશે. જ્યાં જ્યાં અધિવેશન ભરાય ત્યાં ત્યાંની વ્યવસ્થાશક્તિ, કરકસર, રીતિ અને કાર્યકર્તા વચ્ચેના સંબંધની જાણ તો થાય, પણ એ ઉપરાંત પ્રદેશ પ્રદેશના નિરનિરાળાં ખાતાંઓ સભાળવાની નવીન ઢબો પણ જોવા મળે; એટલે અભ્યાસીએ દરેક ખાતાનું બારીક અવલોકન ખાતામા રચ્યાપચ્યા માણસને સાથે રાખીને કરવુ જોઈએ.

અધિવેશન સાથે પ્રદર્શન હોય જ અને લખનૌથી પ્રદર્શનની દિશા બદલાઈ. ગ્રામ-ઉદ્યોગ અને ખાદી એ પ્રદર્શનનાં અંગ હોય છે. આ વેળાનું પ્રદર્શન કદમાં અત્યત નાનું—નાનું એટલે કે જોઈએ તે કરતાંય નાનું—પણ વસ્તુઓના સંગ્રહની દૃષ્ટિએ લખનૌ કરતાં ઊતરતું નહિ જ. લખનૌની વિશાળતા—શોમાં નહોતી પણ લખનૌ કરતાં અભ્યાસ કરાવવામાં ચડી જાય; વળી અર્થની દૃષ્ટિએ તો ઘણું જ અનુકરણીય. આ પ્રદર્શનના દરવાજા સાથે મહારાષ્ટ્રના પ્રથમ કોંગ્રેસભક્ત શ્રી. જોષીનું (સાર્વજનિક કાકાને નામે જાણીતા છે તેમનું) નામ જોડાયેલું હતું. દરવાજામાં પ્રવેશતાં બન્ને બાજુએ રેંટિયો કાંતતી એક બહેન અને હળ ખેડતો એક ખેડૂત એમ બે ચિત્રો બાંબુની ભીંતો ઉપર માટીમાં કોતરાયાં હતાં અને ચિત્રો આંખને બાઝે એવાં હતાં.

પ્રદર્શનની વીગતોમાં આપણે નહિ ઊતરી શકીએ. પ્રદર્શન વિષે શ્રી. મહાદેવભાઈ એ 'હરિજન' તથા 'હરિજનબંધુ'માં જે લખ્યું છે તે વાંચવું. અત્રે તેમાંથી કેટલા ઉતારા આપવા?

પ્રદર્શન ખુલ્લું મૂકતી વેળાએ મહાત્માજીએ ગ્રામઉદ્યોગનું મહત્ત્વ સમજાવતાં એમ કહ્યું હતું કે ગ્રામઉદ્યોગ કોઈ પણ ગામની અત્યારની આવક બમણી કરી શકે છે. આ ગુપ્ત શક્તિનું ભાન એમણે કેટલીક ચીજોનું બયાન કરીને કરાવ્યું. બુરહાનપુરના એક લુહારે સુથારીકામનાં

જે ઓજારો બનાવ્યાં હતાં તે ઘટના આપણને સૌને આનંદ આપનારી હતી. પરદેશી ઓજારો ઉપર આધાર રાખ્યા કરવો પડે એ સૌને સાલે છે ખરું, પણ દેશીનો આપણો આગ્રહ જેટલો પ્રબળ તેટલે અંશે ગ્રામઉદ્યોગ કે દેશના બીજા ઉદ્યોગો વિકસે. પ્રદર્શનમાં ચિત્રકલાવિભાગ પણ હતો. આ વિભાગ બહારથી આણેલી વસ્તુઓનો નહોતો; પણ કલાકાર નંદલાલ ખોઝ આસપાસનાં ગામડાંઓમાં ફર્યા હતા, ઘરેઘર એમણે ખોળ્યાં હતાં અને એમને જે જે જૂનાં ચિત્રો જડયાં તેનો એમણે સંગ્રહ કરી આ વિભાગમાં રાખ્યો હતો. આ વિભાગ નાનો છતાંય અત્યંત આકર્ષક હતો. મોટાં પ્રદર્શનોથી આ કઈ રીતે ઊતરતું કહેવાય? અંદર પેસતાં જ કલાદેવીનાં દર્શન થાય અને જે હજારો ગ્રામજનો પ્રદર્શન જોવા આવ્યાં હતાં એમને આ કલાવિભાગમાં પોતાપણું લાગ્યું હતું, અને જે ચીજનું દર્શન થતાં આપણો આત્મા પ્રસન્ન થાય એના કરતાં વધારે સુભગ દર્શન બીજું કયું કહેવાય?

પ્રદર્શનમાં આવનારી દુકાનોને—ખાસ કરીને ખાદીની દુકાનોને—વેચાણની ભારે ભીતિ હતી પણ ગ્રામજનો ખાદી ઉપર તૂટી પડ્યા હતા અને ખાદીની દુકાનોવાળાને એક મિનિટની નવરાશ મળતી નહોતી. કાશ્મીરના ગરમ કાપડની ખપત પણ ધાર્યા કરતાં અતિઘણી વધારે થઈ હતી. પ્રેક્ષક જાત્રાનાં સ્મરણો સંઘરવા પૂરતો પણ એક ટુકડો ખાદીનો લઈ જવામાં ગૌરવ માનતો હતો, અને એવી ભાવના શહેરો કરતાં ગ્રામઅધિવેશનમાં વધુ પ્રમાણમાં સાંપડે છે. ખાદીવેચાણની દૃષ્ટિએ પણ પ્રદર્શન પૂરેપૂરું સફળ નીવડ્યું.

આ વેળા ગ્રામઉદ્યોગના કાગળવિભાગમાં વિશેષતા હતી. નવસારીની ઑઇલ મિલના રસાયણશાસ્ત્રી શ્રી. જોષીએ નવાનવા પ્રયોગો કરી બતાવ્યા અને જે તે ફેંકી દીધેલ ચીજોમાંથી કાગળધન કેમ ઉત્પન્ન થઈ શકે તે પ્રયોગ જેટલો નવીન હતો તેટલો જ બોધપ્રદ હતો. આવીઆવી વસ્તુઓ જોઈને જ ગામડાંનો કારીગર પ્રોત્સાહન મેળવી પોતાની આવકના વધારાનો વિચાર કરવા લાગે છે. ખેતીવિભાગમાં તો ગાયોની જાતો, ગુમાણ વગેરેની થોડીક માહિતી આપનાર વસ્તુઓ હતી. ચર્માલયમાં વર્ધાથી તૈયાર લાવેલ ચામડાં હતાં અને ચામડાંઓ ઉપરના પછીના પ્રયોગો જ દેખાડવામાં આવતા હતા. ગાંધીજીએ પોતાની ટેવ મુજબ આ પ્રદર્શનને ઘણું બારીકાઈથી નિહાળ્યું હતું, કારણકે પોતે જ એને માટે જવાબદાર હતા. લખનૌ કરતાં પ્રદર્શન આગળ વધતું જાય છે એવો સંતોષ એમણે બતાવ્યો. દરેકે દરેક વિભાગમાં તેઓ જાય છે, ને દરેકે દરેક દુકાને કલ્પનાવિકાસનાં દર્શન કરે છે, અને વિશેષ પ્રગતિ સાધવા સૂચનાઓ આપે છે.

ગ્રામઉદ્યોગ અને ખાદીની પાછળ જે અર્થકારણ છે તેનો ફરીથી એમણે ફૈજપુરના અપૂર્વ પ્રવચનમાં સ્ફોટ કર્યો છે. એ પ્રવચનના કેટલાક ફકરા ફરીફરીને વાંચવા જેવા છે:

"આજે હું સાદા શબ્દમાં એક મોટી બુલંદ વાત તમને કહી રહ્યો છું—જો રેંટિયાને અપનાવશો તો તમે જોશો કે સૂતરને તાંતણે સ્વરાજ મળે છે કે નહિ. રેંટિયો એ એક મધ્યબિંદુ છે. આખું હિંદુસ્તાન તો સૂર્યમંડળ છે, એમાં રેંટિયો એ મધ્યબિંદુ છે, અને એની આસપાસ ગ્રામઉદ્યોગરૂપી ગ્રહો ફરે છે. નભોમંડળમાં તો નવ ગ્રહો કહેવાય છે, પણ રેંટિયાની આસપાસ તો અનંત ગ્રહો ફરે છે. એ મધ્યચક્ર એટલે સૂર્યને

ટકીને બીજા ગ્રહો સેવા કરે છે. મૂળ સૂરજની હસ્તી કાયમ કરો તો બીજા ગ્રહો તો એની આસપાસ ફર્યાં જ કરશે.

"આ પ્રદર્શનમાં તમે એક નાનકડું સૂર્યમંડળ જોશો. એ તો એક નમૂનો થયો. પણ એવા નમૂનાથી તમે આખું હિંદુસ્તાન ભરી દો. આખું હિંદુસ્તાન એવાં ગામડાંઓવાળું બની જાય તો પછી ધારાસભાના કાર્યક્રમની કશી જરૂર નથી રહેવાની, નથી જેલમાં જવાની જરૂર રહેવાની. બહેનોને તો જેલમાં ન જવું પડે પણ મર્દોને પણ ન જવું પડે. આપણને જેલમાં જવુ પડે છે તે આપણાં પાપે જવું પડે છે; એટલે કે મહુ રચનાત્મક કામ નથી ઉપાડી લેતા તેથી.

"એટલે આ એક બુલંદ ઉપાય છે. એની આગળ હિંસક ઉપાય ફીકા પડે છે. આપણે એટલા બધા છીએ કે ૩૫ કરોડ સહેજે ૭૦,૦૦૦ અંગ્રેજને પથ્થર મારીને પણ મારી નાખી શકે, પણ પછી એ ૩૫ કરોડને વિષે શું કહેવાશે? એથી આઝાદી મળવાની તો દૂર રહી, પણ ઈશ્વર એટલે જગત આપણી ઉપર થૂંકશે, અને પછી બ્રિટિશ સરકાર પાસે તો આ બાબતમાં ધર્મ નથી, નીતિ નથી. એ તો હવાઈ જહાજમાંથી બૉંબ ફેંકશે અને ઝેરી હવા વર્ષાવશે. એ ડર તો હમેશાં ઊભો જ છે. એ ડરને મટાડવા માટે મેં રેંટિયો શોધ્યો, અને આજે સેગાંવમાં બેઠો પણ એનું જ રટણ કરું છું.

"આપણા લોકો બેકારીથી ભૂખે મરે છે, પણ ભૂખમરો એ કેવળ અંગ્રેજી રાજ્યના કારણે નથી. એનુ એક કારણ એ કહો, પણ અંગ્રેજી રાજ્યથી બેકારી થઈ, અને બેકારીમાંથી કંગાલિયત આવી. આ કંગાલિયતમાં મોટો હિસ્સો આપણો છે. બેકારી ઇસ્ટ ઇંડિયા કંપનીને લીધે આવી, પણ આજે જે આળસ આવ્યું છે તેમાં તો આપણો જ વાંક છે. હું સેગાંવમાં જોઉં છું કે લોકોને ઘેર જઈને પૈસા આપીએ તોપણ આળસ મૂકીને લોકો કામ નથી કરતા. પૈસા મેળવવાના, લોકોના ખીસામાં થોડા પૈસા મૂકવાના માર્ગ તો ઘણા છે, પણ તે નીતિને અનુકૂળ હોવા જોઈએ. શરાબના ધંધામાંથી પણ પૈસા મળે, પણ તે શા કામનો? ખજૂરીમાંથી તાડી બને છે, પણ હું ગોળ બનાવી રહ્યો છું, એવો ગોળ બનાવી રહ્યો છું કે જેવો તમે કદી નહિ ખાધો હોય. આ ગોળ પેદા *થઈ શકશે તો હું કેટલાક હજાર રૂપિયા તો સેગાંવના લોકોના ખીસામાં મૂકીશ જ. હવે* આ ઝાડોમાંથી તાડી કાઢીએ તોપણ રૂપિયા મળે. પણ એમાંથી આઝાદી ન આવે, અને આવતી હોય તોયે મારે ન જોઈએ. હું તો એમ કહુ કે હું ગોળ દાખલ કરું અને ત્યારપછી લોકો ચોરી કરીને તાડી બનાવવા લાગે તો મારે તેમની સામે સખ્ત સત્યાગ્રહ કરવો પડે. એટલે એવો ધંધો મને કોઈ ખાદીને બદલે બતાવે તો તે હું કબૂલ ન કરું. પણ કોઈ પણ નીતિથી ચાલનારી વસ્તુ ખાદીને બદલે બતાવે તો તે હું ઉપાડી લેવાને તૈયાર છું. એ મને કોઈએ બતાવી નથી.

"એટલે હું કહું છું કે સૂતરને તાંતણે જ સ્વરાજ મળે, પણ એની સાથે નીતિ જોઈએ. કેટલાક ઠગબાજીને માટે અને ખૂન કરવા માટે પણ ખાદી પહેરે છે. એની મનોદશાને હું ખાદીની મનોદશા નહિ કહું. આપણું દિલ જ્યારે ખાદીથી ભરાશે ત્યારે આપણી આઝાદી રોકનાર એકે શક્તિ નથી રહેવાની. આપણે ગામડાંઓમાં વસનારાંઓને આ જ વસ્તુ બતાવવાની છે."

('હરિજનબંધુ': તા. ૩-૧-૩૭ પૃ. ૩૪૬)

અત્યાર સુધી આપણે અધિવેશનમંડપની બહાર જ ફર્યા કર્યું. હવે રાજકારણની ચર્ચા ઘણું કરીને વિષયવિચારિણી સમિતિની સભાઓમાં જ સમેટાઈ જાય છે, એટલે રસાકસીનાં દૃશ્યો ત્યાં જ જોવા મળે. પણ આ વેળાએ અગાઉના જેવી ચર્ચાઓ નહોતી. રાજ્યાભિષેકમાં ભાગ ન લેવો એ એક પક્ષ અને બીજો પક્ષ તે પ્રસંગનો બહિષ્કાર કરવાની હિમાયત કરનારો હતો. આ સમયે થોડીક રસપ્રદ ચર્ચા થઈ. રાષ્ટ્રપંચાયતનો ઠરાવ એ મુખ્ય ઠરાવ હતો. રાજકારણમાં શ્રી. માનવેંદ્ર રૉયનો પ્રવેશ એ આવકારલાયક ગણાય છે. તુરંગમાંથી છૂટતાં જ તેમની ચૂંટણી ઠેઠ અખિલહિંદ સમિતિમાં થઈ તે એમની મહત્તાની સૂચક છે. એમણે પરદેશમાં પોતાની દૃષ્ટિએ જે કામ કર્યું છે તેનો ઇતિહાસ સુપરિચિત છે. એઓ અત્યારે એક વસ્તુ ઉપર ભાર મૂકે છે, અને તે સામ્રાજ્યશાહીનું નિર્મૂલન. તે ઉદ્દેશ પાર પાડવા સૌએ મહાસભાના જ છત્ર હેઠળ એકઠા થવું જોઈએ, અંદરઅંદર પક્ષો ઊભા કરવાની જરૂર નથી એમ પણ એમનું કહેવું છે. એમની અને મહાત્માજી વચ્ચે શી વાતચીતો થઈ તે બહાર આવી નથી. પણ એમ તો લાગે છે કે બન્નેએ એકબીજાને બરાબર પિછાની લીધા છે. બીજી એક વસ્તુ એ પ્રતીત થતી જાય છે કે સમાજવાદી પક્ષના પ્રતિનિધિઓ વધતા જાય છે, પણ પ્રતિનિધિઓને ફૈજપુરમાં કાંઈ ભારે કામ કરવાનું નહોતું.

તા. ૨૭ મીથી અધિવેશન શરૂ થયું. સવારના ૮ ને શુમારે ધ્વજવંદનની ક્રિયા થવાની હતી. આ પ્રસંગ ફૈજપુરના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. ધ્વજવંદનની ક્રિયા પહેલાં નિયત સમયે મુંબાઈથી નીકળેલ પેલી પ્રસિદ્ધ ધ્વજજ્યોતિરૂપ આવી પહોંચી હતી, અને એના સ્વાગતની તૈયારીઓ થતી હતી. એટલામાં ધ્વજદંડ ઉપર બાંધેલો ધ્વજ છૂટી ગયો અને દોરી નીચે આવી. કાર્યકર્તાઓની વિમાસણ વધી. ૧૫–૨૦ મિનિટો જ બાકી હતી. કેટલાક જણે ધ્વજદંડ ઉપર ચડવાની કોશિશ કરી, પણ અંતે પશ્ચિમ ખાનદેશનો રણજીત નામનો યુવાન ઉપર ચડવા લાગ્યો. આત્મવિશ્વાસી એ હતો. લગભગ ૬૦–૭૦ ફૂટ ઊંચે ગયો ત્યાં સુધી તો કાંઈ વાંધો આવે એવું નહોતું, કારણ કે ત્રણ ઝાડી વળીઓનો થંભ હતો. પણ જ્યારે એક જ વળીનો ભાગ આવ્યો ત્યારે ઝંડાચોકમાં બેઠેલી, ઊભી રહેલી મેદનીનો જીવ અધ્ધર હતો. નીરવ શાંતિ પથરાઈ. સૌની મીટ ધ્વજસ્થંભ ઉપર ચડતા પેલા યુવાન ભણી જ મંડાઈ. રાષ્ટ્રપતિ અને સૌ આગેવાનો પણ આ જ મનોદશા ભોગવતા હતા. અંતે એ યુવાને વિજય પ્રાપ્ત કર્યો અને ખૂબ ધીરજથી, સંભાળથી નીચે ઊતર્યો ત્યારે સૌના જીવમાં જીવ આવ્યો. સ્વાગતાધ્યક્ષ ભેટ્યા, રાષ્ટ્રપતિએ અભિનંદન આપ્યાં, એને ભેટો મળી અને ફૈજપુર અધિવેશનની લાજ રાખનાર રજપૂત રણજીત સૌનો લાડકવાયો બન્યો. સ્વાગતમંડળ છેલ્લી કસોટીમાંથી પસાર થયું. ધ્વજ-વંદન ક્રિયા થઈ. પણ રાષ્ટ્રપતિ શું સંબોધી શકે ! મેદની કેટલી મોટી અને ભૂંગળોની વ્યવસ્થા નહિ. રાષ્ટ્રપતિએ ધ્વજજ્યોતિને અભિવંદી એ જ્યોતિ સર્વત્ર ફેલાવવા કુંડ ઊંચો ધર્યો. ધ્વજદંડની કંઈક વધારે સારી યોજના થવી જોઈએ, ફૈજપુરના પ્રસંગ ઉપરથી લાગે છે.

આમ ધ્વજવંદનક્રિયા પૂરી થતાં મેદની મહાત્માજીને સાંભળવા પ્રદર્શન ભણી વળી, અને મહાત્માજીનું પેલું 'આધ્યાત્મિક પ્રવચન' પામી ધન્ય બની. તિલકનગરમાં લોકો

આવતા તે બધાનાં—મહાત્માજીનાં—દર્શને તથા રાષ્ટ્રપતિ જવાહર અને ઇતર સર્વ નેતાઓ પાસેથી પ્રેરણા પામવા. રાષ્ટ્રપતિ જ્યારે રથમાં ચડ્યા ત્યારનું અને આખું સરઘસ જે રીતે પસાર થતું હતું તે, રાષ્ટ્રપતિ કેવો સાદો મીઠો સત્કાર પામતા તે સર્વ જોતાં ગામડાનો લૂખો સૂકો છતાં દિલનો દીધેલો રોટલો યાદ આવતો. સ્વાગતમાં બાહ્યાડંબર નહોતો. પણ અંતરનો પ્રવાહ નેતાઓ ભણી—મહાસભા ભણી—રાષ્ટ્રધ્વજ પ્રત્યે વળતો હતો. રાષ્ટ્રપતિનો રથ એ સાદું ખાનદેશી ગાડું, પણ તેને કલાયુક્ત રીતે રચનાર આપણા નંદલાલ. બળદોની ૭ જોડીઓ એ રથને ખેંચતી ચાલતી હતી અને રાષ્ટ્રપતિ આખે રસ્તે ઊભા રહીને સૌનું સ્વાગત ઝીલતા હતા તે દૃશ્ય અવર્ણનીય હતું. રસ્તામાં એક ઠેકાણે જમનાલાલ બજાજે (જાનકીદેવી વગેરેનો સંઘ જ્યાં ઊભો હતો ત્યાં) રાષ્ટ્રપતિને એક તલની લાડુડી ઝિલાવી અને આપણા વિનોદી આનંદી વીર જવાહરે એ હોંશભેર ખાધી. પણ આવી વાતો કરવા બેસતાં સ્થળસમયની મર્યાદા નહિ જળવાય.

અધિવેશન સાંજે શરૂ થયું. સ્વાગતાધ્યક્ષ શ્રી. શંકરરાવ દેવે મરાઠીમાં પોતાનું ભાષણ વાંચ્યું, પણ પેલા રણજીતને યાદ કર્યા વિના એમનાથી આગળ વધાય એમ નહોતું. શંકરરાવ દેવ તથા સાને ગુરુજી જેવાઓનો પરિચય આજે કરાવી શકાય એમ નથી. શંકરરાવ એટલે તિલકમહારાજનો મંત્ર મહાત્માજીની રીતે જપનાર. એમણે પોતાના ભાષણમાં લોકમાન્યનું રાજકારણ મહાત્માજીની રીતે કેવી રીતે ઉતારી શકાય, કેવી રીતે મહારાષ્ટ્રમાં ઊતર્યું છે તે બતાવ્યું છે, અને મહાત્માજીની શિક્ષાનો શો પ્રભાવ છે તે દર્શાવ્યું છે. એ ભાષણ એક નિબંધ હતો, પણ મહારાષ્ટ્રનું દર્શન કરવા ઇચ્છનારે એ ભાષણ પૂરેપૂરું વાંચી જવું જોઈએ. અને પછી ઊભા થયા—આવ્યા વક્તાપીઠે રાષ્ટ્રપતિ. એમનું ભાષણ ટૂંકું, મુદ્દાસરનું તથા જ્વાલાપ્રસારતું હતું. એમના ભાષણમાં જગતના રાજ્યપ્રકરણના સંયોગોની ચર્ચા ન હોય એમ બને જ નહિ, અને એમને મન હિંદુસ્તાને જનતાના સર્વાંગી સુખ માટે સમાજવાદ સ્વીકાર્યા વિના બીજો ઉપાય નથી. આ વાતને એઓ ઠેરઠેર પ્રસારે છે અને રાષ્ટ્રપતિ તરીકેના એમના ભાષણમાં એનો ઉલ્લેખ હોય છે એ સ્વાભાવિક છે. રાષ્ટ્રપતિ વિષે મારે શું કહેવાનું હોય? દેશપ્રેમની મૂર્તિનું વર્ણન કેવી રીતે કરવું? ગરીબાઈને ઉખેડી નાખવાની તમન્નાવાળા વીરશ્રેષ્ઠો ઓળખાવવા રહ્યા છે? એમની ભાષણની શૈલી સીધી, સાદી, મીમાંસક છતાં હૃદયસ્પર્શી.

ફૈજપુર અધિવેશનના ઠરાવો વિષે વિશેષ કાંઈ લખવા જેવું નથી. લખનૌના ઠરાવોની પૂર્તિ હતી. જનતા-સંપર્ક વિષેની યોજના હજી ઘડાઈ નથી, પણ ગ્રામજનોની સંખ્યા મહાસભામાં વધારે થાય, મૂળ સભાસદો કાર્યક્રમો ઘડે, સૂચવે એવી રીતે મહાસભાનું તંત્ર ચાલવું જોઈએ, એ ઠરાવ ખાસ કહેવાય. તેવી જ રીતે ખેડૂતોનો ભાર હળવો કરવા કેવી રીતના પ્રયત્નો કરવા જોઈએ તેને લગતો ઠરાવ ધ્યાન ખેંચે છે. સરકારે લાદવા ધારેલા નવા બંધારણનો અમલ તા. ૧ લી એપ્રિલથી થવાનો છે તે દિવસે સર્વત્ર હડતાલ પાડવાનો ઠરાવ અત્યારની આપણી નીતિને અનુરૂપ છે. બંગાલ નાગપુર રેલવેના કામદારોની હડતાલ પ્રત્યે સહાનુભૂતિ, સ્પેનના મામલા પ્રત્યેનું વલણ મહાસભાને શોભા આપનારાં છે, રાષ્ટ્રીય પંચાયત ભરવા વિષેનો ઠરાવ અગત્યનો ઠરાવ છે. હમણાંહમણાં આપણા ઠરાવો બહુ લાંબા થાય છે, એટલે કે ઠરાવ એક નાનું સરખું ભાષણ. પણ એ બધા લાંબા ઠરાવો

માટે આમજનતા આવી ન હતી. એને તો સાંભળવા હતા મહાત્માજીને, જવાહરલાલને, માલવીયજીને, સરદાર વલ્લભભાઈને, ગફારખાનને, રાજેન્દ્રબાબુને, અણેને, રૉયને અને એવા બીજા નેતાઓને. ઠરાવો ઉપર સુંદર, ટૂંકાં ભાષણો થયાં. વાચાસિદ્ધ મૌલવીયજીનાં પ્રવચને 'સ્વરાજ્ય જોઈએ છે' ની ઘોષણા જગાવી. અને પહેલા દિવસના મહાત્માજીના ભાષણે જોઈતી સામગ્રી લોકોને આપી. મહાત્માજીની સૂચના અનુસાર અધિવેશનનું કામ બે દિવસમાં ખતમ થયું. જો આમ ન થયું હોત તો સ્વાગતમંડળને અત્યંત મુશ્કેલી નડત. ટાઢનું જોર પણ વધતું જતું હતું, અને તેથી બીજે દિવસે રાતના ૧૧ વાગતાં સુધી બેસીને બેસાડીને રાષ્ટ્રપતિએ ફૈજપુર અધિવેશન પૂરું કર્યું.

અધિવેશનમાં આગળપડતી વ્યક્તિ રાજેન્દ્રબાબુ હતા. તેમની સચોટ, મીઠાશભરી ભાષણશૈલી સર્વને મુગ્ધ કરનારી હતી. વળી એમની હિંદી ભાષા મહારાષ્ટ્રના ગ્રામજનોને પણ મોટે ભાગે સમજાતી હતી. અધિવેશન અંતે રાષ્ટ્રપતિનો આભાર માનતાં લોકનાયક અણેએ ઉદ્ગારો કાઢ્યા હતા, તે ફૈજપુર અધિવેશનની સફળતા સૂચવનારા હતા. એક પિતા પોતાનાં સંતાનોની શક્તિ વિકસેલી જોઈને જે આનંદ અનુભવે તે ભાવના પ્રકટાવનારા તે હતા.

ત્યારે ફૈજપુર અધિવેશનનો સાર શો?

ફૈજપુરે જનતાનાં દર્શન કરાવ્યાં, અને જનતાએ પોતાનાં દર્શન કર્યાં. સર્વત્ર પોતાપણું લાગવા માંડયું. કાર્યકર્તાઓ, સ્વયંસેવકો વગેરેમાં એક જ ભાવના દેખાઈ—અધિવેશન અપૂર્વ બનાવવું છે. અને તેને લીધે મતભેદો કોરે મેલાયા. સૌ એકદોરે બંધાયા હતા અને વ્યવસ્થાશક્તિનો, સંઘબળનો સુંદર ખ્યાલ આપતા હતા. મજૂરોની અછતવેળાએ કાર્યકર્તાઓ મજૂરો બન્યા હતા. તે વેળાથી તિલકનગરમાં નવી જ ભાવના સંચરતી હતી. મહારાષ્ટ્રમાં ગાંધીજીએ કેવો પ્રાણ પૂર્યો છે તેનું દર્શન અહીં થયું. આજે એ તિલકનગર નથી. એનાં અંગે અંગ ઠેકાણે પડયાં છે. પણ સ્વરાજ્યની ભાષા તથા ભાવનાએ લોકોને જે રંગ લગાડયો છે તે જાણવું હોય તો ખાનદેશની મુસાફરી કરો. અને કોંગ્રેસની વાત ઉચ્ચારો કે સામાન્ય જનતાનો અભિપ્રાય મળશે—"ફૈજપુરલા કાય મોઠા મેલા! કિતી લોક! કિતી મોઠે મોઠે લોક! અને કાય મજા! બાબારે, યા વેળી આમચા પંઢરપુર ફૈજપુરલા હોતા."

આ અણઘડ ટીકા સાથે 'કેસરી' જેવા વર્તમાનપત્રો મળતા થયાં અને તેમને રાજકારણનું પંઢરપુર ફૈજપુર બન્યું એમ લખવું પડયું. અને ફૈજપુર અધિવેશને વિજય મેળવ્યો, મહારાષ્ટ્રની શક્તિનો પરચો કરાવ્યો અને હિંદમાં લોકમાન્યનું મહારાષ્ટ્ર દિપાવ્યું.

———o———

# પૂનમનું પર્વ!

સુંદરજી ગો. બેટાઈ.

કયાંથી આવડી કૌમુદી રે ઝમી રહી આ જલમાં?
શત રશ્મિ રમાડતી રે કલ્લોલતી ગોમતીમાં?
સખી! આજ અમાસે, રે પરબ શાં પૂનમનાં?
મારી જીવન ગોમતી રે રમી રહી શી રમણા?

ભલે આજ અમાસનાં રે ઘેરાં પૂર વિશ્વ રમે,
લખ તારક દીવડા રે ડૂબે ભલે મેઘજલે
સખી! આજ અધારા રે નહી મારે જીવનમાં,
મારે આજ અમોલાં રે લાણાં તુજ કૌમુદીનાં.

કદી આ મુજ ગોમતીસે ભરી ભરી ઓસરશે?
કદી ભાજન ભરિયાં રે સખી! બની શુષ્ક જશે?
તારી એકલ જ્યોત્સ્ના રે ઝૂરી ઝૂરી ઓસરશે?
તારું બિમ્બ અમોલું રે કદી રસશૂન્ય થશે?
આજે મદભર રમતાંરે મોંઘાં જલ માછલડાં,
એને કરમે લખેલાં રે સખી! કદી ફડફડવાં!

જલઓઘ નવા નવા રે, ન એના દુકાળ કશા,
શુભ જ્યોત્સ્ના ઉલ્લાસો રે નવાનવા ઉદ્‌ભવતા.
રખે ભાવિની ભડકે રે સખી! ઝખાતી જરા,

# ગુજરાત મહિલા સંમેલન

ડૉ. સુમન્ત મહેતા

અમદાવાદમાં અખિલહિંદ મહિલા પરિષદ ભરાવાની હતી તેનો લાભ લઈને ગુજરાતની સ્ત્રીઓ આ પરિષદમાં આવીને ગામગામની સ્ત્રીઓ સાથે સમાગમમાં આવી, સ્ત્રીહિતનાં કામો પોતાની મેળે કરે એવી ઇચ્છાથી બની શકે તેટલો પ્રચાર આખા ગુજરાતના સાધારણ મોટાં ગામોમાં થયો હતો. યોજના એવી હતી કે મોટી પરિષદ પૂરી થાય ત્યારપછી ગુજરાતી સ્ત્રીઓની પરિષદ ભરીને આપણા પ્રાંતમાં શું શું કરવું તેની ચર્ચા કરવી અને યોજના ઘડી કાઢવી; પણ મોટી પરિષદનો કાર્યક્રમ એટલો ભરચક હતો કે બિલકુલ સમય કાઢી શકાય એમ નહોતું, અને તેથી તા. ૨૭ મીએ સવારે એટલે મોટી પરિષદ શરૂ થાય ત્યાર પહેલાં પહેલે જ દિવસે ગુજરાતી સ્ત્રીઓનું સંમેલન પ્રેમાભાઈ હૉલમાં ભરવામાં આવ્યું હતું. કેટલીક બહેનો તે જ સવારે પરગામથી આવી હતી તે લક્ષમાં લેતાં સંમેલનમાં હાજરી ઘણી સારી હતી. છેવટના ભાગમાં લગભગ ૭૦૦ સુધીની ગણતરી થઈ હતી, અને અમદાવાદની સ્થાનિક બહેનો ઉપરાંત છેક પાલણપુરથી વલસાડ તથા મુંબઈ અને કચ્છકાઠિયાવાડની આ કાર્યમાં રસ લેતી બહેનોએ હાજરી આપી હતી. આ સંમેલનમાં એક બાબત ખાસ લક્ષમાં આવતી હતી કે લૂગડાં બહુ થોડા અપવાદ સિવાય સ્વદેશી હતાં અને સાદાં હતાં. આવેલી બહેનો મધ્યમ વર્ગની અને સામાન્ય રીતે ભણેલી વિશેષ સંખ્યામાં હાજર હતી. તેમાંની ઘણી બહેનો પોતપોતાનાં ગામોમાં સ્ત્રીઉન્નતિને માટે કાંઈ કાંઈ કરતી હોઈ વધારે પ્રેરણા લેવા માટે આવી હતી.

ગોંડળનાં યુવરાણી શ્રી રાજકુંવરબા જેમણે પડદો દૂર કરીને સ્ત્રીહિતના પ્રશ્નોમાં સક્રિય રસ લીધો છે તેમને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. અમદાવાદ મહિલા પાઠશાળાનાં અધ્યાપિકા કુ. ઇન્દુમતિ મહેતાએ સ્ત્રીઓ પોતપોતાની સંસ્થાઓમાં, અગર સંસ્થા ન હોય તો તે કાઢીને, કયા પ્રકારનું કામ કરે તેનું લંબાણથી વીગતપૂર વિવેચન કર્યું હતું. એ મુદ્દાઓ જાણવાલાયક હોઈ થોડી વીગતથી નીચે આપવામાં આવ્યા છે:

—પ્રથમ કાર્ય એ લેવું પડશે કે અમદાવાદ તથા વડોદરામાં જે શાખાઓ છે તે ખરું જોતાં ગુજરાત અને વડોદરા રાજ્ય માટે છે. માટે એ બન્ને શાખાઓએ બની શકે તેટલી પેટાશાખાઓ મોટાં અગર ઉત્સાહી ગામડાંમાં કાઢવાનો પ્રયાસ કરવો જોઈએ.

પ્રચારકાર્ય મોટા પ્રમાણમાં કરવું પડશે અને તેને માટે ઘણી બહેનોએ જુદા-જુદા જિલ્લાઓમાં ફરવાનું રાખવું પડશે અને ઉપયોગી પત્રિકાઓની વહેંચણી કરવી પડશે. ગરબા, પર્યટણો, પ્રવાસો, ઉત્સવોની મારફત અનેકવિધ ઉન્નત ભાવનાઓ ખિલવવાની છે. ભણેલી બહેનો નિરક્ષરને ઘણી ચીજો કહી કે વાંચી સંભળાવે અને જ્યાં બહેનો વાંચતી હોય ત્યાં ફરતાં પુસ્તકાલયોની ગોઠવણ કરે.

અનુકૂળ વાતાવરણ મળતું નથી. આ મંડળને લીધે તેમને આત્મવિકાસ માટે સગવડ મળશે. મુંબઈના શ્રી હંસાબહેન મહેતાએ કહ્યું હતુ કે ગુજરાતની બહેનોને જે જે મદદ જોઈતી હશે તે મુંબઈથી આપવા માટે સઘળો પ્રયત્ન થશે. મુંબઈની બહેનો ગુજરાતને ગામે ગામે રખડે એ બનવાજોગ નથી, કારણ કે એ બહેનોને પણ ઘરકુટુંબ સાચવવાનાં હોય છે. પણ જો મુંબઈ તરફથી કોઈ પ્રકારની સહાયની આશા હશે તો તે મુંબઈ પૂરી પાડશે. મુંબઈમાં ભગિની સમાજની જે પત્રિકા છે તેને જો ગુજરાત અપનાવી લે તો, અને વખતોવખત ગુજરાતની પ્રવૃત્તિની માહિતી મોકલે તો, એ પત્રિકા ગુજરાતી સ્ત્રીઓને વધારે રસમય અને ઉપયોગી થઈ શકે

બોલનાર સ્ત્રીઓની સંખ્યા ઘણી મોટી હતી. કેટલાંક જાણીતા બહેનોને બોલવાનું કહ્યું હતું, તેમણે નવાંને તક આપવા માટે પોતાનાં નામ કઢાવી નાખ્યા હતાં. એકંદરે આખા ગુજરાતની મધ્યમવર્ગની સ્ત્રીઓનું આ સમેલન અદ્વિતીય હતુ. તેમા આજથી આમવર્ગની સ્ત્રીઓ ભાગ લે એવી આશા ખોટી છે હજી નાનામોટા ગામોમા પણ જોઈએ તેવું જોર જામ્યુ નથી, તે છતા મહિલા પરિષદે મજૂરવર્ગની સ્ત્રીઓનો પ્રશ્ન હાથમાં લીધો છે. પરિષદ પૂરી થાય ત્યારપછી બહેનો પોતપોતાને સ્થાને જઈને શું કરશે તેના પર ભવિષ્યની પ્રગતિનો આધાર છે.



# પૃથ્વીમાતા

પૂજાલાલ

કહી કયમ શકાય કે જડ અજીવ છે આ ધરા?
અચેતન સમાં ભલે દીસત માટી ને પ્રસ્તરો,
પરંતુ તહીંથી જ ચેતનતણો વહે છે ઝરો,
વનો વિહગ પ્રાણી માનવસમાજ સૌ પાધરા
તહીં થકી જ જન્મિયા પૃથ્વીને રસે ઊછર્યા;
થયા પરમ પુષ્ટ ધૂળમહીં પાકિયા ધાન્યના
કરી હજમ મ્હાડ કૈં; ત્યમ છતાં ય શું માન્ય ના
ધરિત્રીહૃદયે છલોછલ ભરેલ પ્રાણો નર્યા?
સજીવ, પ્રણયાર્દ્ર માત પૃથિવી બધાં બાળને
લઈ ઉડુગણો સમેત અવકાશમાં ઊડતી;
કદીક તિમિરે કદી અમરજ્યોતિમાં બૂડતી;
અનંત–પથયાત્રિણી કરત પાર દિક્કાલને.
શરીર, મન, પ્રાણ આ પ્રસવિયાં મહાયાતના
અહીં કંઈ યુગોની; સ્વપ્ન હજુ કૈં હશે માતનાં.

❦

# જર્મની અને જાપાનનું શિકાર : રશિયા

વિજય મુ. વાસુ
એડવોકેટ

દુનિયાના અશાન્ત અને ઉગ્ર રાજકારણને વધારે અશાન્ત બનાવવાનું કારણ જર્મની અને જાપાનની સામ્રાજ્યવાદી સરકારોએ આપ્યું છે. રશિયાના પશ્ચિમ અને પૂર્વ છેડે આવેલાં આ મૂડીવાદી રાજ્યોના સરમુખત્યારોએ સામ્યવાદ સામે લડત ઉપાડવા માટે રશિયા સામે મોરચા માંડ્યા છે અને તે માટે તેઓએ પરસ્પર સહકાર આપવાના કરાર કર્યા છે. આ કરાર માત્ર સામ્યવાદથી પોતાનો બચાવ કરવા માટે યોજવામાં આવ્યા હોય તેવો દંભ કરવામાં આવ્યો છે, પરંતુ એમ માનવાને મજબૂત કારણો છે કે તે કરારનામાને બીજી ગુપ્ત કલમો છે જેમનો હેતુ રશિયા સામે યુદ્ધ જગાવવા સિવાય બીજો કોઈ નથી. એ કરારનામાની શબ્દરચના ગમે તેવી હોય, પણ તેવા કરારનામામાં ઊતરવામાં ટોકિયો અને બર્લિને મુત્સદ્દીગીરીનું દેવાળું જ કાઢ્યું છે. આ કરારનામાના હેતુ અને તેના પરિણામનું નિરીક્ષણ કરવાથી તેની ખાતરી થશે.

આ કરારનામા માટે પહેલી માગણી કોણે કરી તે તો વિલ્હેલ્મસ્ટ્રાસ (જર્મનીની પરદેશ કચેરી) કે ટોકિયો જ કહી શકે. મેજર જનરલ ઓશિમાએ જાપાન તરફથી બર્લિનમાં હર ફોન રીબનટ્રોપ સાથે આ ચર્ચા શરૂ કરી હતી. જર્મની અને જાપાનની સામ્રાજ્યવાદી પ્રવૃત્તિઓને એવા કરારનામાનો મોહ હોય તે કુદરતી જ છે. જર્મનીમાં હિટલરે પોતાની સત્તાના પાયા મજબૂત કર્યા પછી તેની લાલસા રશિયાના બાલ્ટિક અને યુક્રાઈન પ્રાંતો ઉપર ચોંટી છે અને તે માટે મદદ મેળવવા તેનો ડોળો સામ્યવાદના દુશ્મનોની શોધમાં ફરે છે. દૂરના પૂર્વમાં જાપાનનું મહત્ત્વ લશ્કરી અને યુદ્ધવિદ્યાની દૃષ્ટિએ નાઝી જર્મની સમજે છે, અને જાપાન પણ સામ્યવાદનું દુશ્મન અને સામ્રાજ્યની તૃષ્ણાવાળું હોઈ નાઝી નેતાઓ તેની સાથે હાથ મિલાવવા બહુ આતુર હતા. ૧૯૩૪ના ઑગસ્ટમાં રાષ્ટ્રપતિ હિન્ડનબર્ગના અવસાન પછી હિટલર જર્મનીનો લોખંડી સરમુખત્યાર થયો ત્યારથી, અને ખાસ કરીને ૧૯૩૫ના મે માસમાં જર્મનીને ખુલ્લી રીતે શસ્ત્રસજ્જિત કરવાનો પોતાનો ઇરાદો હિટલરે જાહેર કર્યા પછી, રશિયા વિરુદ્ધ જર્મની અને જાપાનની મૈત્રીની વાતો રાજકારણમાં સંભળાયા કરતી હતી, અને એક અથવા બીજા સ્વરૂપમાં એવી મૈત્રી હોવી જોઈએ એમ હું માનું છું. બીજી તરફથી જાપાનના સામ્રાજ્યવાદીઓની બૂરી નજર ચીન ઉપર આજે કેટલાંય વરસો થયાં છે તે જાણીતી વાત છે. જાપાન ચીનને પોતાના શિકાર તરીકે લેખે છે. 'Hands off China!' 'ચીન ઉપરથી હાથ ઉઠાવી લો!' બીજા સામ્રાજ્યવાદી ગીધોને તુમાખી જાપાન ચીનથી છેટા રહેવા માટે એ પ્રમાણે ફરમાન કરે છે! અને ખરેખર, ઇંગ્લંડ, અમેરિકા, ફ્રાન્સ અને બીજાં બધાં રાજ્યોએ પોતપોતાનાં હિત સાચવીને ચીનને જાપાનના પંજામાં છોડી દીધું છે! જાપાન થોડાથોડા વખતના અંતરે પીડાતા ચીનના દેહમાંથી એકેક ટુકડો કાપીને 'ઓહિયાં' કરતું જાય છે. આમ જાપાન ચીનમાંથી કોરિયા, કીઆઉચાઉ,

મેંચુરિયા, જેહોલ અને ચહારને 'ચાંઉ' કરી ગયું અને ચીનની ઇતિહાસપ્રસિદ્ધ દીવાલ તોડીને અંદર પણ હાથ નાખ્યો. પરતુ જાપાનના લશ્કરી વર્ગને ચિનાઈ શિકારમાંથી એકેક બટકું ભરવાથી સંતોષ થતો નથી. તેને આખું ચીન તરત ખાઈ જવું છે. બીજી તરફથી જાપાનનો શાણો અને વિચારશીલ વર્ગ લશ્કરી સાહસો પાછળ થતા લખલૂટ ખર્ચ સામે વિરોધ ઉઠાવે છે અને એ ગાંડા સાહસમાં સબૂરી પકડવા આગ્રહ કરે છે. લશ્કરી વર્ગના ગાંડા મુલ્લાઓને તે કેમ ગમે? ૧૯૩૬ના ફેબ્રુઆરીમાં તેઓએ 'મવાલ'- સરકાર સામે બળવો કર્યો અને વિરોધ કરનારાઓને ઠાર કર્યા. છેવટે તેઓ તાબે થયા. પરંતુ એ બળવાના પરિણામે લશ્કરી વર્ગની મુલ્કગીરીની લાલસા સામેનો વિરોધ નબળો બન્યો છે અને લશ્કરી વર્ગ બેલગામ બન્યો છે.

આમ જર્મનીની આક્રમણાત્મક રાજનીતિએ અને જાપાનની સામ્રાજ્યવાદી લાલસાએ શાંતિપ્રિય સૉવિયેટ રશિયાની આંખ ઉઘાડી અને તેણે જોઈ લીધું કે આ શાહીવાદી-લૂંટારાઓ તક મળશે ત્યારે સૉવિયેટ ભૂમિ ઉપર પણ હાથ નાંખશે. જર્મની, જાપાન અને ઇટાલી જે ઝડપથી લશ્કરી તૈયારી કરી રહ્યાં છે અને રશિયાને ઉઘાડેછોગે ગાળો ભાંડી-રહ્યાં છે તે જોતાં રશિયાને આત્મરક્ષણ માટે હથિયાર સજવાની ફરજ પડી છે. હિટલરે-પોતાની મુરાદ છૂપી રાખી નથી. યુરોપના ધાન્યભંડાર જેવો યુક્રાઈન અને કીમતી ખનિજોથી સમૃદ્ધ ગણાતો યુરલનો પ્રદેશ હિટલર રશિયા પાસેથી પડાવી લેવા માગે છે. આમ શ્રમજીવી વર્ગના સ્વર્ગને, માનવજાતના દરેક વર્ગની સમાનતાની હિમાયત કરનાર દેશને પૃથ્વીની સપાટી ઉપરથી ભુંસાઈ જતો અટકાવવા સૉવિયેટ સરકાર તૈયાર થાય છે, અને પોતાની શક્તિ સામ્યવાદનું રક્ષણ કરવા પાછળ ખર્ચે છે. તેની વિપુલ લશ્કરી તૈયારીને જાપાન પોતાની મહત્ત્વાકાંક્ષાની આડે આવતી જુએ છે. રશિયાનાં અફાટ મેદાનોમાં તેનું કેટલું લશ્કરીબળ છુપાયું છે તે કોણ કહી શકે? સાઈબિરિયામાં વિશાળ પાયા ઉપર તેનું લાલ લશ્કર પથરાયેલું છે. આત્મરક્ષણ માટે ભગીરથ તૈયારી કરવી તે રશિયાના અસ્તિત્વ માટે અનિવાર્ય છે. દૂર પૂર્વમાં શાંતિ જાળવવા માટે રશિયાએ જે આત્મભોગ આપ્યો હતો તેની કદર કરવાને બદલે જાપાને તેમાં રશિયાની નબળાઈ ગણી હતી અને જાપાની તથા તેના ચિનાઈ સંસ્થાન માંચુકુઓનાં લશ્કરો વારવાર સૉવિયેટ પ્રદેશમાં ઘૂસી જઈને લોકોને રંજાડતાં હતાં. આખરે રશિયાએ જાહેર કર્યું કે બૃહદ્ મોંગોલિયા ( Outer Mongolia ) સૉવિયેટ મંડળનું અંગ છે અને તેમાં થતી દરમ્યાનગીરી અમે સાંખી શકશું નહિ.

જાપાન હજી ચીનની ફળદ્રુપ અને ખનિજસમૃદ્ધ ભૂમિમાં ઘૂસવા માગે છે, પરંતુ ચિનાઈ દીવાલની અંદર પેસતાં પહેલાં તેને ચિનાઈ દીવાલ અને બૃહદ્ મોંગોલિયા વચ્ચેના મુખ્ય મોંગોલ પ્રદેશ ( Inner Mongolia )માં પોતાની સ્થિતિ મજબૂત કરવાની જરૂર જણાય છે, પણ તેમ કરવા જતાં તેને ચિનાઈ સરકારના મજબૂત વિરોધનો સામનો કરવો પડે છે. બીજી તરફ સાઈબિરિયામાં ખડકાતા લાલ લશ્કરનો તેને ડર છે. આમ જાપાનને જણાયું કે ચીનમાં છૂટે હાથે કામ લેવું હોય તો સાઈબિરિયામાંથી રશિયાનો ભય ઓછો થવો જોઈએ અને તે માટે રશિયાનું ધ્યાન યુરોપમાં કેંદ્રિત થવું જોઈએ. જાપાનના મુત્સદ્દીઓને જણાયું કે આ કામ માટે રશિયાના કટ્ટા દુશ્મન નાઝી જર્મનીને વાપરવું ઠીક પડશે; આથી રશિયા સામે લડવા માટે મિત્રો મેળવવાને નખરાં કરતી જર્મનિયાનો હાથ

ક્રુચ્ચા નિપને (જાપાને) પકડી લીધો! 'મળી દષ્ટોદષ્ટઃ' અને પછી તો તેઓ ભેટી પડ્યાં! એ સમાગમમાંથી જર્મન-જાપાન કરારનામાનો જન્મ થયો! દુનિયાની શાન્તિનો ભંગ કરે તેવા આ અમંગળ અને અશુભ જન્મથી દુનિયાના ડાહ્યા પુરુષો ફફડી ઊઠયા.

આ કરારનામાનો ઉપયોગ જાપાન પોતાના સ્વાર્થ માટે ગમે તે કરે, પણ જર્મની માટે આવી જાતના કરાર અનિવાર્ય નહોતા, તેમ ઇચ્છવાજોગ પણ નહોતા. વિલ્હેમસ્ટ્રાસે તો તેમાં પોતાની મુત્સદ્દીગીરીનું તળિયું બતાવી દીધું છે. આ કરારનામું સમયોચિત નથી. જ્યારે સ્પેનમાં થતી દખલગીરીનો પ્રશ્ન સૌની નિદ્રા હરી લે છે ત્યારે આંતરરાષ્ટ્રીય ઉકળાટમાં વધારો કરીને જર્મની અને જાપાન બીજાં રાજ્યોની સહાનુભૂતિ ગુમાવી બેસે છે એટલું જ નહિ પણ પોતાની પ્રવૃત્તિઓને શંકાશીલ બનાવે છે. સામ્યવાદી રશિયાથી માત્ર જર્મની અને જાપાન નહિ પણ બધા મૂડીવાદી દેશો વિરુદ્ધ છે અને જો અનુકૂળ વાતાવરણમાં રશિયા સામે આવું પ્રચારકાર્ય કરવામાં આવ્યું હોત તો તેઓ બીજાં મૂડીવાદી રાજ્યોની સહાનુભૂતિ મેળવી શકત. રશિયા શાંતિપ્રિય છે. દુનિયામાં એ એક જ એવો દેશ છે કે જે અંતઃકરણપૂર્વક અને નિઃસ્વાર્થબુદ્ધિથી શાંતિને ઝંખે છે, કારણકે તે માને છે—અને તેમ માનવામાં તે સાચો છે—કે યુદ્ધ માનવજાતની સાચી પ્રગતિને રૂંધી નાખે છે. રશિયાની પ્રવૃત્તિઓ જર્મની અને જાપાન માટે ભયજનક અને આક્રમણાત્મક છે એ માન્યતા સત્યથી વેગળી છે. આવા સંજોગોમાં આ કરારનામું આંતરરાષ્ટ્રીય મંડળોમાં જર્મની અને જાપાનને આક્રમણકારી પક્ષ તરીકે ઓળખાવશે. કંઈ નહિ તો પણ જર્મનીએ ઇંગ્લંડને તો બહુ નાખુશ કર્યું છે. અલબત, ઇંગ્લંડ પોતાના સામ્રાજ્યની સલામતીની સ્વાર્થબુદ્ધિથી શાંતિ ચાહે છે. હિટલર જાણતો હતો કે આવી જાતના કરારથી ઇંગ્લંડ નાખુશ થશે, છતાં એ કરારની જ્યારે અફવા આવી ત્યારે નાઝી સરકારે અજાણપણું બતાવ્યું અને છેવટે કરારનામામાં સહી કરવા માટે લંડન ખાતેના પોતાના એલચી હર ફોન રીબનટ્રોપને પસંદ કર્યો! બેવકૂફીનો આથી વધારે જ્વલંત દાખલો બીજે ક્યાં મળશે? એક વખત જોનબુલ (ઇંગ્લંડ)ને ખુશ કરવા નખરાં કરતા હિટલરે ગાંધીજી અને હિંદુસ્તાનને ગાળો ભાંડવાનું બંધ કરી ઇંગ્લંડને તિરસ્કારવાનું શરૂ કર્યું હોય તેમ લાગે છે. જોનબુલ પોતાના સ્વાર્થ વિના કદી પલળતો નથી તેની હિટલરને ખાતરી થઈ હશે.

જર્મનીમાં સામ્યવાદ અને સમાજવાદનો નાશ કરવામાં આવ્યો છે. જાપાનમાં પણ તેમ જ છે. તો પછી જાપાન અને જર્મનીને સામ્યવાદનો ભય ક્યાંથી લાગ્યો? સ્વાર્થી જાપાન તો નાઝી સરકારને બેવકૂફ બનાવી પોતાના સ્વાર્થ માટે આ કરારનામાનો ઉપયોગ કરશે અને રશિયાને યુરોપમાં જર્મનીનો ભય બતાવી પોતે ચીનમાં છૂટે હાથે કામ લેશે. પણ જર્મની એ કરારનામામાંથી શો લાભ મેળવશે? જર્મની અને ચીન વચ્ચે લાંબા વખતથી ઘણો સારો સંબંધ છે, પરંતુ પોતાના કટ્ટા દુશ્મન જાપાન સાથે પોતાના મિત્ર જર્મનીએ હાથ મિલાવ્યા એ જોતાં જ ચીનને સખ્ત આઘાત લાગ્યો છે. આ કરારનામાથી ચીન સાથેના જર્મન વેપારને સખ્ત ફટકો લાગશે, એટલું જ નહિ પણ આ કરારની પાછળ માન્યતા પ્રમાણે લશ્કરી સહકારની છૂપી કલમો હશે તો ચીનને રશિયાની ઓથ શોધવાની ફરજ પડે તો નવાઈ નહિ. આવી છૂપી કલમો નથી એમ જ્યાં સુધી ચીનને ખાતરી નહિ થાય ત્યાં સુધી તેની અસ્વસ્થતા દૂર થવાની નથી. જર્મન પ્રજા ચીન સાથેનો વેપાર ગુમાવી

બેસવાના ભોગે શું આવા બિનજરૂરી કરારનામાને આવકાર આપશે ? હર ગોબેલ્સના કરડા ફરમાન પ્રમાણે જર્મન પત્રો બહારથી ભલે આ કરારનામાને વધાવી લે, પરંતુ સાચો પ્રજાનમત નાઝી સરકારની નિષ્ફળ અને નુકસાનકારક પરદેશનીતિથી નાખુશ થયા વિના રહેશે નહિ. રીબન ટ્રોપના દુરાગ્રહ પ્રમાણે ચાલવામાં હિટલરને એક દિવસ પસ્તાવું પડશે. પરદેશ મંત્રી બેરન ફોન ન્યુરાથની ઉપરવટ કરનારાઓમાં મુત્સદ્દીગીરીનો છાંટા પણ નથી.

ત્યારે જાપાનમાં આ અમંગળ કરાર માટે કાણુ જવાબદાર છે ? પરદેશ મંત્રી આરિટાને ઈંગ્લંડની મૈત્રી ગમતી નથી. વૉશિંગ્ટન નૌકાકરારની મુદત ખલાસ થયા પછી પંચરાષ્ટ્રીય નૌકાપરિષદમાંથી ખસી જવા માટે આરિટા જવાબદાર હતો. તેને ઇંગ્લંડના પક્ષનો ત્યાગ કરી જર્મની સાથે ભળવાનો મોહ છે. જાપાનની પરદેશ કચેરી કરતાં પણ લશ્કરીવર્ગનો દુરાગ્રહ આ કરારનામા માટે વધારે જવાબદાર છે. આ કરારથી રશિયા ડરી જવાનું નથી. તેણે પ્રત્યાઘાત તરીકે જાપાની મચ્છીમારોને સાઇબિરિયન દરિયામાંથી મચ્છી મારવા દેવા માટે થયેલી સમજૂતીમાં હવે સહી કરવાની ના પાડી છે. જાપાનનો મુખ્ય ખોરાક મચ્છી છે અને તે સાઇબીરિયાના ઠંડા દરિયામાં વધારે મળે છે. જાપાનને તેના વિના ચલાવવું મુશ્કેલ છે. ઉત્તર સખેલિન ટાપુના તેલ માટે કરેલી સમજૂતી તેમજ સરહદના સીમાડાની સમજૂતી પણ પાછી ખેંચી લેવા રશિયાએ ધમકી આપી છે. તેમાં રશિયા કરતાં જાપાનને વધારે નુકસાન છે. આવા કરારનામાથી ચીનના રાષ્ટ્રવાદને જાગ્રત કરી તેને રશિયાના હાથમાં ધકેલી દેવાનો ભય ઊભો થશે તો તે માટે આરિટા અને લશ્કરી અમલદારો જવાબદાર ગણાશે. ઇંગ્લંડ અને અમેરિકાને પોતાની શુદ્ધબુદ્ધિની ખાતરી કરાવ્યા વિના આવા કરાર કરવામાં તેઓએ ડહાપણ નથી વાપર્યું. જાપાનનો પ્રજાનમત પણ આ કરારનામાના લાભ કરતાં નુકસાનને ખુલ્લી રીતે વધારે મહત્ત્વ આપે છે.

મુત્સદ્દીગીરીમા લાલચુ યુરોપિયનોને કેમ રમાડવા તે પૂર્વ એશિયાના વામનો (જાપાની લોકો) સારી રીતે જાણે છે, એટલે જર્મનિયા આ ખંધા નિપન પાસેથી કંઈ લાભ મેળવી જાય તેમ નથી. પોતાનો સ્વાર્થ સાધીને નિપન જર્મનિયાને નિચોવી લીધેલા લીંબુની છાલની જેમ પડતી મેલશે ત્યારે *વિલ્હેલ્મસ્ટ્રાસની પરદેશકચેરીમાં રીબનટ્રોપ* અને રોઝનબર્ગ માથું ખજવાળતા હશે. હિટલર પોતાના સ્વભાવ પ્રમાણે ગુસ્સામાં બેચાર ખુરશીઓ, છત્રીઓ અને શાહીના ખડિયાનો ખુરદો કરી ટેબલની આસપાસ ઘૂમતો હશે અને બેરન ફોન ન્યુરાથ પોતાની ઉપરવટ કરનાર આ ધાંધલિયા લોકોની નિષ્ફળતાનો કશો ઉપાય કરી શકે એવું રહેશે નહિ.

ભવિષ્યમાં ગમે તેમ થાય, પણ અત્યારે તો યુરોપના દારૂખાના પાસે અને દૂર પૂર્વમાં ઘર્ષણ વધ્યું છે. અને તેમાંથી એકાદ તણખો એ દારૂખાનામાં ખરશે, તો કેવું ભયંકર પરિણામ આવશે તેની કલ્પના પણ કેટલી ભયંકર છે !

# વ્યોમવિહારી વિહગને*

[સ્રગ્ધરા]

ચુનીલાલ પટેલ

રે રે વ્યોમપ્રવાસી રસિક વિહગ રે ગાયક સ્વર્ગગામી
કંટાળી કલેશવાળી અવનિ અવગણી વ્યોમ શું પ્રીતિ લાગી?
કે શું અભ્રે ઊડન્તાં તુજ ઉરનયનો ભૂપરે પ્રીતિવાળાં
જોડાયેલાં રહે જ્યાં ધુમસજલકણે રમ્યતા ભૂમિ ધારે?

જેથી ત્યાંથી ઊડીને સરરસર કરી ભૂતલે માળમધ્યે
સંકેલી ગીત પાંખો ફડડ ફફડતી સદ્ય આવી શકે તું.
ઉત્સાહી સાહસીઓ! વિહગ વિચરજો વ્યોમમાં ખૂબ ઊંચે,
ઊડો ઊડો ઉમંગે અમ નજરતણી બ્હાર થાતાં લગીયે;

પ્રેમે પ્રેર્યું પરન્તુ સ્વરરસ ઝરતું ગીત ચૈતન્યવન્તું
જોડી લે શાવકોનાં ઉર તુજ ઉરશું એકતા ઓર અર્પી;
છોને અભ્રે ઊંચેરાં અવિરત વિચરો દિવ્ય ચંડોલ પંખી,
હૈયાં ડોલે અમારાં તદપિ હલકથી ગીત માધુર્યસ્રાવી;

કલ્લોલે અન્ય પંખી પ્રકૃતિ વિકસિત પ્રેક્ષીને છો વસંતે
ત્હારે તો માસ બારે હૃદય રસિકતા પોષવી એ જ શોભે
ઝૂકેલાં ઝાડઝૂંડે સ્થિતિ નિજ કરતાં બુલબુલો હોય છો ને
ત્હારે સૂર્યપ્રભામાં પ્રતિદિન વસવું દિવ્ય એકાન્ત સેવી.

જ્યાંથી લોકોત્તરોર્મિ તણી અસર તળે આવીને મુક્તકંઠે
સંવાદી ગીત કેરા સ્વર મધુરતણાં પૂરનાં પૂર ફેંકે;
પુણ્યાદર્શ પ્રદેશે ત્યમ જ નિજગૃહે રાખતા દૃષ્ટિ સન્તો,
તું યે તેવી જ રીતે સતત ગતિ કરે વ્યોમ ને ભોમ વચ્ચે.

# આદરિણી

પ્રભાતકુમાર મુખોપાધ્યાય

ગામના નગેન ડૉકટર અને જુનિયર વકીલ કુંજબિહારી બાબુ બપોરે પાન ચાવતાચાવતા, હાથમાની સોટી ઝુલાવતા જયરામ મુખત્યાર પાસે આવીને બોલ્યા: "મુખુજ્જે મહાશય, પીરગંજના બાબુને ત્યાંથી અમને નિમંત્રણ મળ્યું છે. આ સોમવારે મેજબાબુની છોકરીનું લગ્ન છે. ભારે ધામધૂમ થવાની છે એમ સાંભળ્યું છે બનારસથી નર્તિકા આવી છે, કલકત્તાથી ઉસ્તાદ આવ્યા છે. આપને નિમંત્રણ મળ્યું છે કે?"

મુખત્યાર મહાશય તેમના દીવાનખાનાની ઓસરીમાં બાંકડા પર બેસી હુક્કો પીતા હતા. એ બન્નેનું બોલવું સાંભળી હુક્કો નીચે મૂકી તે કાંઈક ઉત્તેજક સ્વરે બોલ્યા: "કેમ નહિ? મને નિમંત્રણ કેમ ન હોય? વિચાર કરો. વિચાર! હું આજ વીસ વરસથી તેમની એસ્ટેટનો કાયમનો મુખત્યાર છું મને પડતો મૂકીને તે તમને નિમંત્રણ મોકલે એ વાત શું સંભવિત લાગે છે?"

જયરામ મુખોપાધ્યાયને પેલા સારી રીતે ઓળખતા હતા—સૌ કોઈ ઓળખતું. બહુ નજીવા કારણને લીધે પણ એમને અભિમાન આવી જતું, પણ હૃદય સ્નેહ—મિત્રવાત્સલ્યથી કુસુમ જેવું કોમળ હતું, એ વાત જેઓ તેમની સાથે થોડા દિવસ પણ સંબંધમાં આવેલા તે સૌ જાણતા હતા. વકીલબાબુ ઝટપટ બોલી ઊઠ્યા: "ના, ના, એ વાત નથી—એ વાત નથી. આપ ગુસ્સે થાઓ છો, મુખુજ્જે મહાશય? અમે શું એવા ભાવથી બોલ્યા હતા? આ જિલ્લામાં એવો કોણ ધનિક છે કે જે આપના ઉપકાર તળે ન હોય—આપને માન ન આપે? અમારા પૂછવાનું તાત્પર્ય એ કે, આપ તે દિવસે પીરગંજ આવશો કે નહિ?"

મુખોપાધ્યાય નરમ થઈ બોલ્યા "ભાઈઓ, બેસો." એમ કહી સામેનો એક બાંકડો બતાવી દીધો. બન્નેનું ઉપવેશન કરીને બોલ્યા "પીરગંજ જઈ નિમંત્રણને માન આપવાનું મારે માટે કંઈક મુશ્કેલ છે ખરું સોમ મંગળ બન્ને દિવસ કચેરીમાં ગેરહાજર રહેવું પડે, અને ન જાઉં તો એ લોકોનું મન જરૂર દુભાશે તમે જવાના છો?"

નગેન્દ્રબાબુ બોલ્યા: "જવાની તો ખૂબ મરજી છે. પણ એટલે દૂર જવું સહેલું નથી; ઘોડાગાડીનો રસ્તો નથી, બળદગાડી કરીને જઈએ તો જતાં બે દિવસ લાગે ને આવતાં બે દિવસ લાગે પાલખી કરીને જઈએ પણ જોગવાઈ થવી મુશ્કેલ આથી અમે બન્ને જણાએ વિચાર કર્યો કે, ચાલ મુખુજ્જે મહાશયને જઈને પૂછીએ. જો એ જવાના હશે તો જરૂર રાજગૃહમાંથી એકાદ હાથી મંગાવી લેશે ને પછી એમની સાથે તે જ હાથી ઉપર આપણે પણ મજાથી આરામ કરતા જઈ શકીએ."

મુખત્યાર મહાશય સ્મિત કરી બોલ્યા: "એ જ વાત કે બીજું કંઈ? એમાં વળી વિચાર શું કરવાનો હતો? મહારાજ નરેશચંદ્ર કંઈ મારા આજકાલના અસીલ નથી એમના બાપના વખતથી હું એમનો મુખત્યાર છું. હું કાલ સવારે જ રાજગૃહમાં ચિઠ્ઠી લખી મોકલાવું છું. સાંજ વખતે તો હાથી અહીં આવી રજૂ થશે."

કુંજબાબુ બોલ્યા: "દેખો રે ડૉક્ટર, હું તો કહેતો જ હતો ને કે બહુ વિચાર કર્યા વગર મુખુજ્જે મહાશય પાસે ચાલો. જતાંની સાથે જ કંઈક ઉપાય કરી દેશે. તો મુખુજ્જે મહાશય, આપને પણ અમારી સાથે આવવું પડશે. ના કહેશો તોયે છોડીશું નહિ."

"આવીશ ભાઈઓ, હું પણ આવીશ. પણ મારી હવે નાચંતમાસા જેવા જેની ઉંમર નથી. તમે જોજો, સાંભળજો. હું માથે પાઘડી મૂકી હાથમાં નાનો હુક્કો પકડી લોકોની અભ્યર્થના કરીશ. કોણે ખાધું કોણે ન ખાધું તે જોઈશ, બધી તપાસ રાખીશ. અને તમે બેસીને સાંભળજો 'પ્યાલા મુઝે ભર દે' કેમ?" એમ કહી મુખોપાધ્યાય મહાશય હાન્હા કરીને હસવા લાગ્યા.

૨

**બીજે** દિવસે રવિવાર. એ દિવસે સવારે આહ્નિક પૂજા મુખુજ્જે મહાશય ભારે આડંબરથી કરતા. નવના સુમારે પૂજા સમાપ્ત કરી તે દીવાનખાનામાં આવી બેઠા અને અસીલો ભેગા થયા હતા, તેમની સાથે વાતચીત કરવા લાગ્યા. અચાનક પેલી હાથીની વાત યાદ આવી ગઈ. તે જ વખતે કાગળ તથા કલમ લઈ, ચશ્મા પહેરી, "પ્રબલ પ્રતાપાન્વિત શ્રીલ શ્રીમન્મહારાજ શ્રી નરેશ્ચંદ્રરાય ચૌધરી બહાદુર આશ્રિતજન પ્રતિપાલકેષુ" એમ લખ્યું. પછી ત્રણ દિવસ માટે એક સુશીલ અને સુબોધ હાથીની માગણી કરતો પત્ર લખ્યો. પહેલાં પણ જરૂર પડયે કેટલીય વાર તેમણે મહારાજાનો હાથી આ રીતે મંગાવ્યો હતો. એક નોકરને બોલાવી પત્ર લઈને જવાની આજ્ઞા આપી. બાદ મુખત્યાર મહાશય અસીલો સાથેના વાર્તાલાપમાં પ્રવૃત્ત થયા.

શ્રીયુત જયરામ મુખોપાધ્યાયની ઉંમર એ વખતે પચાશ ઉપરની થઈ હતી. દેહ લાંબોચોડ, રંગ કંઈક સ્વચ્છ હોવાથી ગૌરવર્ણ કહી શકાય. મૂછના વાળ મોટામોટા, ધોળા તથા કાળા મિશ્રિત થયેલા હતા. માથામાં આગળ તાલ હતી. બન્ને આંખ મોટી ને તરતી હતી. હૃદયની કોમળતા જાણે હૃદયમાંથી ઊછળી એ બન્ને આંખોદ્વારા બહાર વહી જતી હતી.

એ મૂળ વતની યશોર જિલ્લાના હતા. અહીં જ્યારે પ્રથમ મુખત્યારી કરવા માટે આવ્યા, તે વખતે આ તરફ રેલગાડી થયેલી નહોતી. પદ્મા નદી પાર કરી કંઈક નૌકામાં, કંઈક બળદગાડીમાં અને કંઈક પગે ચાલતાં અવાતું હતું. તેમની સાથે તે વખતે માત્ર એક કેનવાસની બેગ ને પિત્તળનો ગગરો હતો. સહાયસંપત્તિ કાંઈ નહોતું. માસિક સવાત્રણ રૂપિયાના ભાડાથી એક ઘર રાખી લઈ, પોતાને હાથે રાંધી ખાઈ મુખત્યારીના ધંધાનો આરંભ કરી દીધો હતો. અત્યારે તે જ જયરામ મુખોપાધ્યાયે પાકાં ઈંટેરી મકાનો બાંધેલાં છે, બાગ બનાવ્યો છે, તળાવ ખરીદેલું છે, અને અનેક કંપનીઓના કાગળ પણ ખરીદેલા છે. જે સમયની વાત કરું છું તે વખતે આ જિલ્લામાં ઈંગ્રેજીવાળા મુખત્યારનો આવિર્ભાવ થયો હતો. પણ જયરામ મુખુજ્જેને તેમાંનો કોઈ હઠાવી શકે તેમ નહોતું. તે વખતે એ આખા જિલ્લામાં આગળપડતા મુખત્યાર ગણાતા હતા.

મુખોપાધ્યાય મહાશયનું હૃદય અત્યંત કોમળ અને સ્નેહપ્રવણ હોવા છતાં મિજાજ કંઈક ખરાબ હતો. જુવાનીમાં તે ખરેખર બદમિજાજી હતા, પણ હાલ લોહી ઘણું ઠંડું થઈ ગયું હતું. તે વખતના અમલદારો કંઈક અયોગ્ય—અન્યાય કરતા તો તે સાથે જ મુખુજ્જે

મહાશય ક્રોધથી રાતાપીળા થઈ ધાંધલ મચાવી મૂકતા. ' એક દિવસ ન્યાયકોર્ટમા એક ડેપ્યુટી સાથે તેમને વિલક્ષણ રીતે તકરાર થઈ બપોરે ઘેર આવીને જોયુ તો તેમની મંગળા ગાયને એક વાછરડો આવેલો હતો તે જ વખતે આનંદપૂર્વક તે જ ડેપ્યુટીબાબુના નામ પરથી વાછરડાનું નામકરણ કર્યું ડેપ્યુટીબાબુએ લોકો મારફતે આ વાત જાણી હતી અને કહેવાની જરૂર નથી કે એ એમને સારુ નહિ જ લાગ્યુ હોય વળી એક વખતે મુખુજ્જે મહાશય એક ડેપ્યુટીની સાથે કાયદાની દલીલો કરતા હતા પરતુ એ અમલદાર કોઈ પણ રીતે તેમની વાત સાથે સમત થયા નહિ છેવટે ગુસ્સામા આવેના જયરામ બોલી ઊઠયા "મારી સ્ત્રીને જેટલુ કાયદાનુ જ્ઞાન છે, તેટલુ પણ હજૂરને હોય એમ લાગતુ નથી " તે દિવસે કોર્ટનું અપમાન કરવા બદલ મુખત્યાર મહાશયનો પાચ રૂપિયા દડ થયો એ હુકમથી વિરુદ્ધ તેઓ હાઈકોર્ટ સુધી લડયા હતા છેવટે ૧૭,૦૦૦ રૂપિયાનો ખર્ચ કરીને પણ એ પાચ રૂપિયાના દડનો હુકમ તેમણે રદ કરાવ્યો હતો

મુખોપાધ્યાય જેમ બહુ કમાતા હતા તેમ તેમનો ખર્ચ પણ વધારે હતો તે સાગે તેને અન્નદાન કરતા અત્યાચારના, મહાત્રાસના તથા ગરીબના મુકર્દમા તે કેટલીકવાર વગરફીએ લડતા, એટલુ જ નહિ પણ તેમા પોતાના ગાંઠના પૈસા પણ ખરચી નાખતા

દરેક રવિવારે બપોર પછી ગામના યુવક–વૃદ્ધ વગેરે મુખત્યાર મહાશયના દીવાનખાનામા એકઠા થતા અને પાસા વગેરે રમતા. આજે પણ એ રીતે ઘણા જણ આવ્યા હતા. ઉપર્યુક્ત ડૉકટર અને વકીલબાબુ પણ આવ્યા હતા હાથીને બાંધવા માટે જગા સાફસૂફ થતી હતી હાથીને રાત્રે ખાવા માટે મોટામોટા પાનવાળા ક્ષુદ્ર ઝાડ તથા બીજા કેટલાક ઝાડની ડાળીઓ કાપી રખવામા આવી હતી મુખત્યાર મહાશય એ બધાની દેખરેખમા પડયા હતા વચ્ચેવચ્ચે દીવાનખાનામા આવી કોઈ પણ બ્રાહ્મણના હાથમાથી હુક્કો લઈ, ઊભાઊભા બેચાર દમ મારી લઈ, ફરી બહાર ચાલ્યા જતા હતા

સધ્યાકાળ પહેલા મુખુજ્જે મહાશય દીવાનખાનામા બેસી પાસાની રમત જોતા હતા એ વખતે પેલો પત્ર લઈને ગયેલો નોકર પાછો આવી બોલ્યો "હાથી તો ન મળ્યો "

કુંજબાબુ નિરાશ થઈ બોલ્યા "અરેરે ન મળ્યો !"

નગેન્દ્રબાબુ બોલ્યા : "ત્યારે તો બધુ ધૂળ થયુ "

મુખત્યાર મહાશય બોલ્યા ' કેમ રે ! હાથી કેમ ન મળ્યો ? પત્રનો જવાબ લાવ્યો છે ?"

નોકર બોલ્યો . "ના જી, દીવાનને ચિઠ્ઠી આપી હતી, તે ચિઠ્ઠી લઈ મહારાજા પાસે ગયા હતા થોડીવારે પાછા આવી તેમણે કહ્યુ કે 'લગ્નનું નિમત્રણ છે તેમા હાથીની શી જરૂર ? બળદગાડીમા જાય એમ કહેજે"

એ વાત સાભળી જયરામ ક્ષોભથી લજ્જાથી, રોષથી તપી ઊઠયા તેમના હાથ ફરૂકફ કરી કપવા લાગ્યા. બન્ને આખોમા લોહી તરી આવ્યુ મુખમડળની શિરાઉપશિરાઓ ઊપસી આવી કપતા અવાજે માથુ હલાવી બોલવા લાગ્યા "હાથી ન આપ્યો ! હાથી ન આપ્યો"

ભેગા થયેલા લોકો રમત બધ કરી હાથ જોડી બેસી ગયા કોઈ કોઈ બોલ્યા "તેમા શુ થયુ, મુખુજ્જે મહાશય ! પારકી ચીજ પર આપણુ કઈ જોર છે ? એક સારી જોઈને બળદગાડી ભાડે કરી લઈ, રાતના દશઅગિયારના સુમારે નીકળશો તો વખતસર પહોચી જવાશે આ ઇમામદી શેખ એક નવી બળદની જોડ લાવ્યો છે બહુ ઝડપથી ચાલે છે"

જયરામ એ બોલનારની તરફ દૃષ્ટિપાત ન કરતાં બોલ્યા: "ના, બળદગાડીમાં બેસીને હું નહિ જાઉં. જો હાથી પર ચડીને જવાશે તો હું જઈશ—નહિ તો એ લગ્નમાં હું નહિ જાઉં."

૩

**શહેરથી** બેત્રણ કોશની અંદર બેત્રણ જમીનદારોને ત્યાં હાથી હતા. તે જ રાતે જયરામે તે સ્થળે માણસો મોકલાવી દીધા. જો કોઈને હાથી વેચવાનો હોય તો પોતાની ખરીદવાની ઇચ્છા બતાવી. રાતના બીજા પ્રહરે એક જણ આવીને બોલ્યો: "વિરમપુરના ઉમાચરણ લાહીડીને ત્યાં એક હાથણી છે—હજી નાની છે. વેચવાની ઇચ્છા છે. પણ ભારે કિંમત માગે છે."

"કેટલી કિંમત?"

"બે હજાર રૂપિયા."

"ખૂબ નાનું બચ્ચું છે?"

"સવારી થઈ શકે તેમ છે."

"કુછ પરવા નહિ. તેને જ ખરીદી લઈએ. તું હાલ જ જા. કાલ સવારે હાથી અહીં આવી જાય. લાહીડી મહાશયને મારા નમસ્કાર કહી જણાવો કે, હાથીની સાથે કોઈ વિશ્વાસુ માણસને મોકલી આપે, હાથી પહોંચાડી નાણાં લઈ જાય."

બીજે દિવસે સાત વાગે હાથણી આવી પહોંચી. તેનું નામ હતું 'આદરિણી.' લાહીડી મહાશયનો માણસ રીતસર સ્ટાંપ પર પાવતી લખી આપી ને બે હજાર રૂપિયા ગણી લઈને વિદાય થયો.

હાથી આવતાંની સાથે જ ગામનાં છોકરાંઓ ઘરના દીવાનખાનામાં આગળ આવી કિલકારવા લાગ્યાં. એકબે અશિષ્ટ બાળકો બૂમ પાડી બોલવા લાગ્યાં: "હાતિ, તેર ગોદા પાયે નાતિ." ઘરના છોકરાઓ આથી બહુ ગુસ્સે થયા અને તેઓએ પેલાઓનું અપમાન કરી બહાર કાઢી મૂક્યા.

હાથણી જઈને અંતઃપુરના દ્વાર આગળ ઊભી. મુખુજ્જે મહાશય વિધુર હતા. તેમની જ્યેષ્ઠ પુત્રવધૂ એક ઘડામાં જળ લઈ સભય પગલે બહાર આવી. કંપિત હસ્તે તેના ચારે પગમાં તે જળ થોડુંથોડું છાંટી દીધું. મહાવતની સૂચના અનુસાર આદરિણી આગળના પગ વાળી બેસી ગઈ. જ્યેષ્ઠ વધૂએ તેલ અને સિંદૂર વડે તેનું કપાળ રંગી દીધું. ઘન ઘન શંખધ્વનિ થવા લાગ્યો. પછી હાથણી ઊભી થઈ એટલે એક ટોપલામાં ભાત, પર્ણ અને બીજા માંગલ્યપદાર્થ ભરી તેની સન્મુખ મૂકવામાં આવ્યા. સૂંઢ વડે લઈલઈને કેટલુંક તેણે ખાધું અને મોટા ભાગનું ઉરાડી મૂક્યું. એ રીતે માન પામેલી આદરિણી રાજહસ્તીને માટે એકઠું કરેલું કદલી-કાંડ, વૃક્ષશાખા વગેરેનું ભોજન કરવા લાગી.

* * *

**નિમંત્રણ** પ્રમાણે પીરગંજ જઈ આવ્યા પછી, બીજે જ દિવસે બપોરે મુખોપાધ્યાય મહાશય નરેશચંદ્ર મહારાજને મળવા માટે ગયા. કહેવાની જરૂર રહેતી નથી કે હાથી પર સ્વાર થઈને જ ગયા હતા.

મહારાજાના દીવાનખાનાની નીચે મોટું ખુલ્લું આં[illegible]ું હતું. તે આંગણાની સામી બાજુએ અંદર પેસવાનું સિંહદ્વાર હતું. દીવાનખાનામાં [illegible]બેઠાં આખું આંગણું અને સિંહદ્વારની બહાર પણ ઘણે દૂર સુધી મહારાજાની દૃષ્ટિ પહોંચે તેમ હતું.

રાજા સમીપ હાજર થઈ તેમને આશીર્વાદ આપી મુખોપાધ્યાય મહાશયે પોતાનું આસન લીધું. મુકદ્દમા અને જાગીર સંબંધી બેચાર વાતો પત્યા પછી મહારાજાએ પૂછ્યું: "મુખુજ્જે મહાશય એ હાથી કોનો છે?"

મુખુજ્જે મહાશય વિનીતભાવે બોલ્યા: "જી, હજૂર બહાદુરનો હાથી."

મહારાજ વિસ્મિત થઈને બોલ્યા: "મારો હાથી? કેવી રીતે? એ હાથી તો મેં કોઈ દિવસ જોયો નથી. એ ક્યાંથી આવ્યો!"

"જી, વીરપુરના ઉમાચરણ લાહીડી પાસેથી ખરીદ કરેલો છે."

વધારે વિસ્મય પામી રાજા બોલ્યા: "આપે ખરીદ્યો છે?"

"જી, હા."

"ત્યારે એમ કેમ કહો છો?"

વિવેકમાં કે શ્લેષમાં—તે બરાબર સમજાયું નહિ. પણ મૃદુ હાસ્ય કરી જયરામ બોલ્યા: "જ્યારે હજૂર બહાદુર દ્વારા જ અમારું પ્રતિપાલન થાય છે, જ્યારે હું પણ આપનો જ છું, ત્યારે એ હાથી પણ આપનો જ નહિ તો બીજું શું?"

સંધ્યા પછી ઘેર પાછા ફરતાં દીવાનખાનામાં બેસી, ભેગા થયેલા મિત્રમંડળ સમક્ષ, મુખોપાધ્યાય એ વાત સવિસ્તર કહેવા લાગ્યા. તેમના હૃદયમાંથી સમસ્ત ક્ષોભ ને લજ્જા આજ ચાલ્યાં ગયાં. આજે કેટલાય દિવસ પછી તેમને સુખે ઊંઘ આવી.

૪

ઉપરની ઘટના પછી પાંચ વર્ષ વીતી ગયાં છે. એ પાંચ વર્ષમાં મુખત્યાર મહાશયની અવસ્થામાં ઘણુ પરિવર્તન થયુ છે

નવા નિયમ પ્રમાણે પાસ થયેલા શિક્ષિત મુખત્યારોથી જિલ્લાકોર્ટ ભરાઈ ગઈ હતી. જૂના શિથિલ નિયમવાળા મુખત્યારોની હવે કદર નહોતી. ધીમેધીમે મુખોપાધ્યાય મહાશયની આવક ઘટવા લાગી, પહેલાં જે કમાતા તેથી અર્ધું પણ હવે કમાઈ શકતા કે કેમ તેની શંકા હતી. અને ખરચ તો દર વર્ષે વધ્યા જ કરતો હતો. એમને ત્રણ પુત્ર હતા. પહેલા બે મૂર્ખ—વંશવૃદ્ધિ સિવાય બીજું કાંઈ પણ કામ કરવાને માટે લાયક નહોતા. સૌથી નાનો પુત્ર કલકત્તા ભણતો હતો, તે કદાચ મોટો થતાં માણસ બને એ મુખોપાધ્યાયની એક માત્ર આશા હતી.

ધંધા પ્રત્યે મુખોપાધ્યાય મહાશયને પણ હવે એટલો બધો અનુરાગ નહોતો. તે બહુ વિરક્ત બની ગયા હતા. છોકરવાદી મુખત્યારો જેને એક વખત બાળપણમાં રસ્તે રમતાં જોયા હતા, તે અત્યારે માથે શામલા (કાળી ટોપી) મૂકી (મુખોપાધ્યાય મહાશય પાઘડી પહેરતા હતા, તે વખતના મુખત્યારો શામલા પહેરતા નહિ) તેમના પ્રતિપક્ષી તરીકે ઊભા રહી, આંખ મુખ ફેરવી, ફરફર કરતા અંગ્રેજીમાં અમલદારોને શું કહેતા તે તેમને બિલકુલ સમજાતું નહિ પાસે બેઠેલા અંગ્રેજી જાણતા જુનિયરને તે પૂછતા: "એ શું બોલે છે?" જુનિયર તરજૂમો કરીને તેમને સમજાવે તે પહેલાં તો બીજો પ્રસંગ ઉપસ્થિત થતો. મોઢાનો જવાબ મોઢામાં જ રહી જતો. તેના નફ્ફટ રોફથી તેઓ ફૂલી જતા. તે ઉપરાંત પહેલાંના અમલદાર મુખુજ્જે મહાશય પ્રત્યે જે શ્રદ્ધાની નજરે જોતા, તેવી રીતે હાલના નવા

અમલદાર જોતા નહોતા. એ તો એમ જ સમજતા કે જે અંગ્રેજી ન જાણે તે મનુષ્યપદને લાયક જ નથી. એ બધાં કારણોને લઈને મુખુજ્જે મહાશયે નક્કી કર્યું હતું કે, હવે કામકાજમાંથી નિવૃત્ત થવું શ્રેયસ્કર છે. તેમણે જે સંચય કર્યો હતો તેના વ્યાજમાંથી વ્યાવહારિક ખરચ ચલાવી લેવું એમ નક્કી કર્યું. લગભગ સાઠ વરસ થયાં—આખો ભવ કંઈ કમાવાય ! વિશ્રામ લેવાનો તો વખત જ નહિ ! મોટો છોકરો જો ડાહ્યો હોત ને બે પૈસાનો રોજગાર કરી શકતો હોત, તો આટલા વખત સુધીમાં મુખુજ્જે મહાશય નિવૃત્ત થયા હોત ને ઘેર બેસી હરિભજન કરતા હોત. પણ હવે લાંબો વખત ન નભે. તથાપિ આજકાલ કરતાં બીજું પણ એક વરસ ચાલ્યું ગયું.

એ અરસામાં સેશનમાં એક ખૂનનો મુકર્દમો ઉપસ્થિત થયો : તે મુકર્દમાના આસામીએ જયરામ મુખોપાધ્યાયને પોતાના મુખત્યાર તરીકે નિયુક્ત કર્યા. એક નવો અંગ્રેજ જજ આવ્યો હતો, તેની જ કોર્ટમાં કેસ ચાલતો હતો.

ત્રણ દિવસ સુધી મુકર્દમો ચાલ્યો. છેવટે મુખત્યાર મહાશય ઊઠયા: "જજસાહેબ બહાદુર અને એસેસર મહોદયગણ" બોલીને તેમણે ભાષણની શરૂઆત કરી. ભાષણ પૂરું થયા પછી એસેસરોએ મુખોપાધ્યાયના અસીલને નિર્દોષ તરીકે જાહેર કર્યો. જજસાહેબે પણ તેમના અભિપ્રાયનો સ્વીકાર કરી, આસામીને છોડી મૂકયો.

જજસાહેબને સલામ કરીને મુખત્યાર મહાશય પોતાના કાગળપત્રો બાંધતા હતા તે વખતે, જજસાહેબ પ્રોસિક્યૂટરને પૂછવા લાગ્યા : "આ વકીલનું નામ શું ?"

પ્રોસિક્યૂટરે કહ્યું : "એમનું નામ જયરામ મુખરજી. તે વકીલ નથી, મુખત્યાર છે."

પ્રસન્ન હાસ્ય સહિત જજસાહેબ જયરામ તરફ જોઈ બોલ્યા : "આપ મુખત્યાર ?"

જયરામ બોલ્યા : "હા હજૂર હું આપનો તાબેદાર."

જજસાહેબ પૂર્વવત્ ફરી બોલ્યા : "તમે મુખત્યાર ? મને એમ લાગ્યું કે તમે વકીલ છો. એવી દક્ષતાથી તમે આ મુકર્દમો ચલાવ્યો છે કે તે જોઈ ને મને એમ લાગ્યું કે આપ અહીંના એક હોશિયાર વકીલ છો."

આ સાંભળી મુખોપાધ્યાયનાં વિશાળ નેત્રો જળથી ભરાઈ ગયાં. બે હાથ જોડી કંપિત કંઠે તે બોલ્યા: "ના હજૂર, હું વકીલ નથી. હું તો માત્ર એક મુખત્યાર. હું અંગ્રેજી જાણતો નથી, હજૂર. આપે મારી જે પ્રસંશા કરી છે, તે હું જીવનના શેષ દિવસ સુધી ભૂલી શકીશ નહિ. આ બુઢ્ઢા બ્રાહ્મણનો આશીર્વાદ છે કે હજૂર હાઈકોર્ટના જજ થજો." એમ બોલી ઝૂકીને સલામ કરી મુખત્યાર મહાશય કોર્ટમાંથી બહાર આવ્યા.

એ પછી તેઓ ફરી કચેરીમાં ગયા નથી.

## ૫

ધંધો છોડયા પછી કાયક્લેશે મુખોપાધ્યાય મહાશયનો સંસાર ચાલવા લાગ્યો. ખરચ જે પ્રમાણમાં ઓછો કરવાનો વિચાર કર્યો હતો તે પ્રમાણમાં સો સો પ્રયત્નો કરવા છતાં પણ ઓછો થયો નહિ. વ્યાજમાં પૂરું થઈ શક્યું નહિ. મુદ્દલમાં હાથ પડવા લાગ્યો. કંપનીના કાગળોની સંખ્યા ઘટવા લાગી.

એક દિવસ સવારે મુખત્યાર મહાશય દીવાનખાનામાં બેસી પોતાની અવસ્થા વિષે ચિંતા કરતા હતા, તે વખતે મહાવત આદરિણીને લઈ ને નદીએ સ્નાન કરાવવા ગયો. ઘણા

દિવસથી લોકો તેમને કહેતા હતા : " હાથીની હવે શી જરૂર છે ? તેને વેચી નાંખો. મહિને ચોસચાળીસ રૂપિયાનો ખરચ બચશે." પરતુ મુખુજ્જે મહાશય ઉત્તરમાં કહેતા : " તેની વાત કરશો નહિ. તમારાં આ છોકરાં છૈયાં, પૌત્ર પૌત્રીઓને ખવરાવવામાં ઘણા રૂપિયાનો ખર્ચ થાય છે. તે બધાનું એક પછી એક વેચાણ કરી દો." આવા જવાબ પછી વાત આગળ ચાલતી નહિ.

હાથીને દેખતાં મુખોપાધ્યાયને વિચાર આવ્યો કે આને વચ્ચેવચ્ચે ભાડે આપવામાં આવે તો, એ રીતે થોડાક પૈસાની પ્રાપ્તિ થઈ શકે. તેજ વખતે કાગળ કલમ લઈને નીચે મુજબ જાહેરખબર ઘડી કાઢી.

## હાથી ભાડે આપવાની જાહેરખબર.

વિવાહની શોભાયાત્રા, દૂરગામ-પરગામ જવા આવવા વગેરે કામ માટે નીચે સહી કરનારની આદરિણી નામની હાથણી ભાડે આપવાની છે. ભાડુ દરરોજનું માત્ર ત્રણ રૂપિયા, હાથણીની ખોરાકી રૂા. ૧] તથા મહાવત-ખોરાકી રૂા. ા૦ા મળી કુલ રૂ. ૪ાા રાખેલા છે. જેમને આવશ્યકતા હોય તેમણે નીચેના ઠેકાણે ખબર કરવી—

શ્રી જયરામ મુખોપાધ્યાય ( મુખત્યાર ) : ચૌધરીપાડા

એ જાહેરખબર છપાવીને શહેરના પ્રત્યેક દીવાના થાંભલા પર, રસ્તા પરના ઝાડ પર તથા એવાં જ બીજાં જાહેર સ્થળે ચોઢી દેવામાં આવી.

જાહેરખબરના ફળરૂપે વચ્ચે વચ્ચે લોકો હાથી ભાડે લઈ જવા લાગ્યા; પણ એથી ૧૫-૨૦ રૂપિયાથી વધારે આવક થઈ નહિ

મુખોપાધ્યાયનો જ્યેષ્ઠ પુત્ર માદો પડયો. તેને માટે ડૉકટરનું ખરચ તથા ઔષધ-પથ્યાદિકનું ખરચ દરરોજ ૫-૭ રૂપિયા જેટલું થવા લાગ્યું. કેટલાક મહિના પછી છોકરાને જેમતેમ આરામ થયો.

મોટી વહુ મેજવધુ અંતઃસત્વા. કેટલાક મહિના પછી જ બે જીવોનું ભરણપોષણ કરવાનું હતું.

આ તરફ મોટી પૌત્રી કલ્યાણી બાર વર્ષની થઈ હતી. જોતજોતામાં એવી મોટી થઈ ગઈ હતી કે તેનો વિવાહ તુરત કર્યા વગર ચાલે તેમ નહોતું. જુદાજુદા સ્થળેથી તેનું માગું થતું હતું, પણ ઘરવર મનગમતાં નહોતાં ઘરવર મનગમતાં હોય ત્યાં તે લોકોની માગણી સાંભળી આંખ ફાટી જતી હતી. કન્યાનો બાપ આવી બાબતમાં તદ્દન જ નિર્લિપ્ત હતો. એ નશો કરી, તાસ-પાસા રમી, પાવો બજાવતો લહેર કરતો. બધો ભાર સાઠ વર્ષના બુઢ્ઢાને માથે જ હતો.

છેવટે એક સ્થળે વિવાહ નક્કી થયો. છોકરો રાજશાહી કૉલેજમાં એલ. એ.માં ભણતો હતો. તે લોકો બે હજાર રૂપિયા માગતા હતા. પોતાનું ખરચ પાંચસો. એ રીતે અઢી હજાર રૂપિયા હોય તો વિવાહ થાય.

કંપનીના કાગળોનું બંડલ દિનપ્રતિદિન ક્ષીણ થતું જતું હતું. તેમાંથી અઢી હજાર કાઢવા બહુ જ મુશ્કેલ થઈ પડે તેમ હતું. અને આટલું એક જ કામ ન હતું. હજી બીજી પૌત્રીઓ હતી. તેમની વખતે શો ઉપાય કરવો ?

આ બધી ચિંતામાં પડવાથી મુખોપાધ્યાય મહાશયનું શરીર ધીમેધીમે ભાંગી જવા લાગ્યું. એક દિવસ ખબર આવી કે નાના છોકરાએ બી. એ.ની પરીક્ષા આપી હતી તે નાપાસ થયો.

મિત્રો કહેવા લાગ્યા: "મુખુજજે મહાશય, હાથીને વેચી નાંખો અને પૌત્રીનો વિવાહ કરી નાંખો. બીજું શું કરશો ? સ્થિતિ સમજીને કામ કરવું જ પડે. આપ તો જ્ઞાની માણસ છો. માયાનો ત્યાગ કરો."

મુખોપાધ્યાય કંઈ પણ ઉત્તર આપતા નહિ. જમીન તરફ જોઈ મ્લાનમુખે બેસીને કેવળ વિચાર કર્યા કરતા અને વચ્ચેવચ્ચે દીર્ઘ નિશ્વાસ મૂકતા હતા.

ચૈત્રસંક્રાન્તિ વખતે બામૂનહાટમાં એક મોટો મેળો ભરાતો હતો. તે સ્થળે ગાય, વાછરડાં, ઘોડા, હાથી, ઊંટ વગેરે મોટા પ્રમાણમાં વેચાવા આવતાં. મિત્રોએ કહ્યું: "હાથીને મેળામાં મોકલી આપો. ત્યાં વેચાણ થઈ જશે. એ હજારમાં ખરીદેલો, ને હવે હાથી મોટો થયો છે, એટલે અનાયાસે ત્રણ હજાર રૂપિયા આવશે."

ધોતીને છેડે આંખ લૂછતા વૃદ્ધ બોલ્યા: "કેમ, તમે બધા આમ બોલો છો ?"

મિત્રોએ સમજાવ્યું: "આપ કહો છો કે એ મારી છોકરી બરોબર છે. તો છોકરીને પણ ચીરકાળ ઘેર રાખી શકાય છે ? છોકરીનો વિવાહ કરવો પડે છે ને પછી છોકરી સાસરે જાય છે, તેમાં આપણો કંઈ ઉપાય ચાલે છે ? ત્યારે પાળેલું જાનવર ઘણા દિવસ ઘેર રહ્યું એટલે માયા થઈ છે. પણ જરા કાળજીથી જોઈ કરીને કોઈ સારા માણસને વેચવું જ પડે ને ! હાથીને સારી રીતે સુખચેનમાં રાખી, દુઃખ ન આપે એવાને જોઈ ને વેચાણ આપો."

વિચાર કરીને જયરામ બોલ્યા : "તમે બધા કહો છો તો પછી એમ જ કરો. મોકલી દો, મેળામાં મોકલી દો. ખરીદનાર સારો માણસ હોય એટલું જોજો—પછી કિંમત ભલે પાંચસો રૂપિયા ઓછી આવે તેની હરકત નહિ."

મેળો ચૈત્રસંક્રાન્તિના લગભગ પંદર દિવસ પહેલાંથી શરૂ થતો. પણ છેવટના ચારપાંચ દિવસ મેળો બરાબર જામતો હતો. સંક્રાન્તિના એક સપ્તાહ અગાઉ નીકળવાનું નક્કી થયું. મહાવત તો સાથે જવાનો જ હતો, તે ઉપરાંત મુખુજજે મહાશયના વચલા પુત્રને સાથે મોકલવાનું ઠરાવ્યું.

નીકળવાના દિવસે સવારે મુખુજજે મહાશય બહુ વહેલા ઊઠ્યા. નીકળતાં પહેલાં હાથીને ખોરાક ખવડાવવામાં આવતો હતો. ઘરની સ્ત્રીઓ છોકરાં સૌ સજલ નેત્રે બાગમાં હાથીની પાસે ઊભાં હતાં. પગમાં ચાખડીઓ પહેરી મુખોપાધ્યાય મહાશય પણ ત્યાં જઈ ઊભા. આગલે દિવસે બે રૂપિયાનાં રસગુલ્લાં લાવી રાખ્યાં હતાં. નોકર તે હાંડીમાં ભરી હાથમાં લઈ ઊભો હતો. ડાળપત્તાં વગેરે ખોરાક પુરો થતાં, મુખોપાધ્યાય મહાશયે ખોબા ભરી ભરી એ રસગુલ્લાં હાથણીને ખવડાવ્યાં. છેવટે તેના ગળા નીચે હાથ ફેરવતાં ફેરવતાં ભ્રમકંઠે બોલ્યા : "આદર, જા બેટા, બામૂનહાટનો મેળો જોઈ આવ." પ્રગટપણે વિદાયવાણી ઉચ્ચારી શક્યા નહિ. ઉદ્વેગ ને દુઃખથી એ છલવાણીનો આશ્રય લેવો પડ્યો.

હાથણી ચાલી ગઈ. મુખોપાધ્યાય મહાશય શૂન્યમને દીવાનખાનાની ખીછાત પર જઈ ફસડાઈ પડ્યા. ઘણા વખત પછી મહામહેનતે વહુઓએ તેમને સ્નાન કરાવ્યું. સ્નાન કરી જમવા બેઠા ખરા, પણ ભોજનનો મોટો ભાગ થાળમાં જેમનો તેમ પડ્યો રહ્યો.

૬

કલ્યાણીના વિવાહની બધી વાતચીત પાકી થઈ ગઈ હતી. જેઠની દશમ એ શુભકાર્ય માટે નક્કી કરવામાં આવી. વૈશાખ બેસતાં જ બંને પક્ષના આશીર્વાદ થવાના હતા. હાથીના વેચાણના પૈસા આવે તેમાંથી ઘરેણાં ઘડાવવાનાં હતાં.

પરંતુ વૈશાખની એકમને રોજ સંધ્યા વખતે મસ્ મસ્ કરતી આદરિણી ઘેર પાછી આવી. વેચાણ થયું નહિ. ધારેલું મૂલ્ય આપનાર ખરીદનાર મળ્યો નહિ.

આદરિણીને પાછી આવેલી જોઈ ઘરમાં આનંદ-કોલાહલ થઈ રહ્યો. વેચાણ ન થયું તે માટે કોઈને જરાય દિલગીરી તે વખતે થઈ નહિ. જાણે ખોયેલું ધન પાછું મળ્યું હોય, તેવું દરેકના આચરણ પરથી જણાતું હતું.

ઘરના માણસો કહેવા લાગ્યા: "અહો, આદર દૂબળી થઈ ગઈ છે. ત્યાં એકે દહાડો સારી રીતે ખાવાનું મળ્યું નહિ હોય એમ લાગે છે. અને અહીં કેટલાક દિવસ સારી રીતે ખવડાવવું પડશે."

આનંદનો પ્રથમ ઉચ્છ્વાસ શમી જતાં બીજે દિવસે સૌના મનમાં થયું કે, કલ્યાણીના વિવાહનો હવે શો ઉપાય થશે?

નિકટના મિત્રો ફરી દીવાનખાનામાં એકઠા થયા. આવડા મોટા મેળામાં આવા સારા હાથીનો ખરીદનાર કેમ ન મળ્યો તેની આલોચના થવા લાગી. એક જણ બોલ્યો: "એ જ કારણ કે જતી વખતે મુખુજ્જે મહાશયે કહેલું: 'આદર, જા બેટા મેળો જોઈ આવ' તેથી વેચાણ થયું નહિ. એ કંઈ આજકાલના મૂર્ગીખોર બ્રાહ્મણ નથી. એમના મુખમાંથી જે બ્રહ્મવાક્ય નીકળે તે કદી પણ નિષ્ફળ થઈ શકે? કથામાં કહ્યું છે કે બ્રહ્મવાક્ય વેદવાક્ય."

બામુનહાટનો મેળો પૂરો થયા પછી, ત્યાંથી દસ કોસ ઉત્તરમાં રસુલગંજમાં સપ્તાહ પર્યંત એક બીજો મેળો ભરાતો હતો. જે બધાં ગાય, ભેંસ વગેરે બામુનહાટમાં વેચાતાં નહિ તે બધાં રસુલગંજમાં ભેગાં થતાં. તે જ જગાએ આદરિણીને મોકલવાની સૂચના થઈ.

આ જ ફરી આદરિણી મેળામાં જશે. આજ વૃદ્ધ ફરીથી તેની પાસે જઈ વિદાય-વાણી બોલી શક્યા નહિ. રીતસર આહારાદિ પત્યા પછી આદરિણી રવાના થઈ. કલ્યાણી આવીને બોલી: "દાદાજી, આદર જતી વખતે રડતી હતી."

મુખોપાધ્યાય સૂતા હતા તે ઊઠીને બોલ્યા: "શું કહે છે? રડતી હતી?"

"હા, દાદાજી. જતી વખતે તેની આંખમાંથી ટપટપ કરીને પાણી પડતું હતું."

વૃદ્ધ ફરી ભોંય ઢળી પડી દીર્ઘ નિશ્વાસ નાંખી બોલ્યા: "જાણી ગયેલી. તે પણ અંતર્યામી છે ને? આ ઘરમાં હવે એ ફરી આવશે નહિ એ વાત પણ જાણી ગયેલી."

પૌત્રીના ચાલ્યા ગયા પછી વૃદ્ધ અશ્રુભરી આંખે પોતાના મન સાથે બોલવા લાગ્યાઃ "જતી વખતે મેં તને જોઈ પણ નહિ. તેથી મેં તારો અનાદર કર્યો છે એમ માને છે? ના બેટા, તેમ નથી. તું તો અંતર્યામી છે. તું શું મારા મનની વાત સમજી શકી નથી? છોકરીનો વિવાહ થઈ જવા દે. પછી તું જેમ ઘેર જઈશ ત્યાં આવી હું તમે જોઈ જઈશ. તારે માટે સંદેશ* લઈ આવીશ, રસગુલ્લાં લઈ આવીશ. જ્યાં સુધી જીવતો છું ત્યાં સુધી તને કંઈ ભૂલી શકીશ? વચ્ચે વચ્ચે આવી તારી ખબર કાઢી જઈશ. તું મનથી જરા પણ ખોટું લગાડીશ ના."

૭

બીજે દિવસે બપોરે એક ખેડૂત એક પત્ર લઈને આવ્યો ને તે મુખોપાધ્યાય મહાશયના હાથમાં મૂક્યો.

પત્ર વાંચતાં જ બ્રાહ્મણના માથામાં જાણે વજ્રઘાત થયો. વચલાપુત્રે લખ્યું હતું: "ઘરથી સાત કોશ દૂર આવ્યા બાદ કાલ બપોરે આદરિણી એકદમ માંદી થઈ ગઈ છે. તે હવે ચાલી શકતી નથી. રસ્તાની બાજુમાં એક આંબાવાડિયામાં સૂઈ ગઈ છે. તેના પેટમાં કંઈક વેદના થતી હોય એમ લાગે છે. સૂંઢ હલાવી હલાવી વારંવાર કાતર સ્વરે આર્તનાદ કરે છે, પણ કંઈ ફાયદો થયો નથી. આદરિણી હવે બચશે નહિ, એમ લાગે છે. જો મરી જાય તો તેના શબદેહને દાટવા માટે, નજીકમાં જ થોડી જમીન મેળવવી પડશે. માટે બાપાજીને તુરંત આવવાની આવશ્યકતા છે."

ઘરમાં જઈ પાગલની પેઠે આંટા ફેરા મારતાં વૃદ્ધ બોલવા લાગ્યાઃ "મારે માટે ગાડીનો બંદોબસ્ત કરો. હું હમણાં જ ત્યાં જઈશ. આદર માંદી છે, દુઃખથી એ ચીસાચીસ કરે છે. મને જોયા સિવાય તે સાજી થશે નહિ. હું હવે ઢીલ કરી શકું તેમ નથી."

તે જ વખતે ઘોડાગાડીનો બંદોબસ્ત કરવા માણસો છૂટયા. વહુઓ મહા પ્રયત્ને ડોસાને માત્ર થોડુંક દૂધ પાઈ શકી. રાત્રે દશ વાગે ગાડી નીકળી. જ્યેષ્ઠપુત્ર સાથે ગયો. પત્ર લાવનાર પેલો ખેડૂત કોચમેનની પાસે બેસી ગયો.

બીજે દિવસે સવારે જવાનું હતું તે સ્થળે પહોંચતાં વૃદ્ધે જોયું કે મામલો ખતમ થઈ ગયો હતો. આદરિણીનો એ નવજલધરવર્ણનો વિશાળ દેહ આમ્રવનમાં પડ્યો હતો. તે હતો નિશ્ચલ—નિષ્પન્દ.

વૃદ્ધ દોડીને હાથણીના શબદેહની પાસે ફસડાઈ પડ્યો. તેના મુખ પાસે મુખ રાખીને રડતાં રડતાં વારંવાર બોલવા લાગ્યોઃ "ક્રોધ કરી ચાલી ગઈ, મા! તને વેચવા માટે મોકલી હતી એમ માની તું રાગ કરી ચાલી ગઈ?"

તે પછી મુખોપાધ્યાય મહાશય માત્ર બે માસ જીવતા રહ્યા.

# વિજયનગરના મહારાજ્યની છઠ્ઠી શતાબ્દીનો મહોત્સવ

રત્નમણિરાવ ભીમરાવ

આ લેખને 'વિચારચંક્રમણ' કે એવી બીજી જાતનું કોઈ મથાળું આપવા વિચાર હતો. પણ આપણા સમાજનો જે ભાગ વાંચવાનો શોખ ધરાવે છે તેનો મોટો ભાગ વાર્તાઓ વાંચનારાઓનો છે. તે બાદ કરતાં બીજા વિષયોનો શોખ ધરાવતા વાંચનારાઓનો મોટો ભાગ પણ લેખોનાં મથાળાં જોઈને એ લેખ વાંચવો કે ન વાંચવો એ નક્કી કરે છે. એટલે અમુક લેખમાં અમુક વિષય ચર્ચેલો હોય છતાં 'વિચારચંક્રમણ' કે એવું કોઈ મથાળું જોઈ વાંચવાના ચક્રાવામાં પડવાનો વિચાર થતો નથી. આ લેખનો હેતુ વિજયનગરના સામ્રાજ્યને લગતો છે છતાં એમાં વિજયનગર મહારાજ્યના ઇતિહાસને લગતા, એના ભૌગોલિક સ્થળને લગતા, એનો મહોત્સવ આજે છસો વર્ષે દક્ષિણની પ્રજાએ ઊજવ્યો તેને લગતા, એની ચડતીપડતીને લગતા, અને બીજા પ્રાંતોએ આ ઉત્સવ ઉપર કેવી રીતે વિચાર કરવો તેને લગતા, એવા આડાઅવળા ઘણા વિચારો દર્શાવ્યા છે. એટલે મથાળું આવું આપ્યા છતાં આડી વાતો કોઈને લાગે, અને વિજયનગરની સળંગ હકીકત જાણવા ઇચ્છનારને ન રુચે તો તે માટે પહેલેથી માફી માગી લઉં છું. એવી હકીકત ઇચ્છનારે શાળાઓમાં ચાલતા નાનામોટા ઇતિહાસોમાં જોઈ લેવું ઠીક છે. એથી વધારે ઊંડું જાણવા ઇચ્છનારે દક્ષિણના વિદ્વાનોએ અંગ્રેજીમાં કેટલુંક લખ્યું છે તે જોવાથી જાણી શકાશે. બાકી વિજયનગર જેવા મોટા હિંદુ સામ્રાજ્યનો સંશોધનપૂર્વક સળંગ ઇતિહાસ અન્ય પ્રાંતોના વાંચનારને કામ લાગે તેવો અંગ્રેજીમાં હજી પૂરેપૂરો લખાયો નથી. જે પ્રયત્નો અંગ્રેજીમાં થયા છે તે તેની ઉપલબ્ધ સામગ્રીના મુકાબલે અધૂરા છે. ખુદ એ ભૂમિના લોકો એને "ભૂલાઈ ગયેલું સામ્રાજ્ય" (Forgotten Empire) એવું નામ આપે છે. વિજયનગર ક્યાં આવ્યું એ જાણવા માટે સામાન્ય માણસને પ્રયાસ કરવો પડે છે, કારણ કે એનાં ખંડેરોની જગ્યાને પણ વિજયનગરને બદલે હંપી નામથી આજે ઓળખવામાં આવે છે. ઇતિહાસના વિષય સિવાયનો બીજો કોઈ વિષય લઈને બહાર પડેલા દક્ષિણના કોઈ તાજા ગ્રેજ્યુએટને વિજયનગર સંબંધી પૂછતાં બે મિનિટ સામું જોઈ રહે છે.

વિજયનગરનું સામ્રાજ્ય એ ખરી રીતે કર્ણાટકનું-કાનડી ભાષા (જેને અંગ્રેજીમાં આપણે ખોટી રીતે કેનેરીઝ કહીએ છીએ) બોલનારી પ્રજાનું મહારાજ્ય હતું. પાછળથી એના ઉપર તેલગુ અસર ઘણી થઈ. એની સીમા એક વખત ઉત્તરે કૃષ્ણાથી દક્ષિણે કન્યાકુમારી સુધી, એટલે મહારાષ્ટ્ર સિવાયના આખા દક્ષિણ હિંદુસ્તાન ઉપર હતી. હિંદમાં મુસલમાન સત્તા જામ્યા પછી અને પૂનાનું હિંદુ મહારાજ્ય ઉદય પામ્યા પહેલાં હિંદુઓનું મોટામાં મોટું સામ્રાજ્ય હતું. એની સમૃદ્ધિ અને મહત્તા અપાર હતી. આજે એ 'ભૂલાઈ ગયેલું સામ્રાજ્ય' કહેવાય છે. એનું પાટનગર વિજયનગર વસ્તી વગરનું એક મોટું ખંડેર માત્ર છે.

### ગુજરાત અને કર્ણાટક

**ભાષા** પ્રમાણે હિંદના પ્રાંતોનો વિચાર કરીએ તો આજના રાજકીય પ્રાંતો છેક વિચિત્ર અને કઢંગા લાગે. એ રીતે જોતાં ગુજરાત સૌથી વધારે કમનસીબ છે. એનાથી બીજી પંક્તિએ કર્ણાટક આવે. બ્રિટિશ જિલ્લાઓ અને વડોદરાનું રાજ્ય એ બે મોટા વિભાગો બાજુએ રાખીએ તોપણ ગુજરાત અનેક નાનીમોટી રાજસત્તાઓથી ભરેલું છે. કર્ણાટકમાં છેક એવું નથી. હિંદના બીજા પ્રાંતો કરતાં તો કર્ણાટક પણ જરા વધારે કઢંગી રીતે વહેંચાયેલું છે. એનો ઉત્તર કનડા કહેવાતો ધારવાડ વગેરે જિલ્લાઓનો ભાગ મુંબાઈ ઇલાકાની રાજકીય હદમાં છે. એનો દક્ષિણ કનડા કહેવાતો મેંગલોર વગેરેનો ભાગ મદ્રાસ ઇલાકાની રાજકીય હદમાં છે. એ બેની વચ્ચે કર્ણાટકની સંસ્કારિતાના કેન્દ્ર જેવું મહીસૂરનું મોટું રાજ્ય આવેલું છે. મહીસૂર રાજ્યની ઉત્તરે આવેલા મદ્રાસ ઇલાકાના બેલારી વગેરે જિલ્લાઓનો કેટલોક ભાગ કર્ણાટકમાં જ આવી જાય છે, અને એ ભાગમાં જ વિજયનગરનાં ખંડેરો આવેલાં છે. એની બાજુમાં કનડી ભાષા બોલનારી પ્રજાનો કેટલોક ભાગ નિઝામના રાજ્યમાં પણ આવેલો છે. ઉત્તર અને દક્ષિણ કનડાના ભાગો અડોઅડ છતાં, ધારવાડથી મેંગલોર રેલવેદ્વારા જવું હોય તો હબસીના કાનની માફક ચકરાવો ખાઈ ને જવું પડે છે. એક જ પ્રજાને ચાર જુદીજુદી હાઈકોર્ટનો આશ્રય લેવો પડે છે. હિંદુસ્તાનના રાજકીય વિભાગોની આ એક વિચિત્રતા છે. કનડી ભાષા બોલનારા ગૂજરાતી ભાષા બોલનારાની પેઠે આશરે એક કરોડ છે. બોલીમાં અને બીજી બાબતોમાં કાંઈક જુદું પડતું છતાં કચ્છ જેમ ગૂજરાતમાં અને ગૂજરાતથી જુદું ગણાય છે તેમ બોલી અને બીજી રીતે જુદું પડતું કુર્ગ કર્ણાટકમાં અને કર્ણાટકથી જુદું ગણાય છે. આમ કેટલાંક સામ્ય છતાં એક ભેદ આ બે કમનસીબ પ્રાંતો વચ્ચે છે. અનેક રાજસત્તાઓ છતાં ગુજરાત એક જ યુનિવર્સિટીની છાયામાં છે. કર્ણાટક ચાર યુનિવર્સિટિની છાયામાં છે. એટલે યુનિવર્સિટિની દોરીનું બંધન પાકું ગણો કે કાચું ગણો, પણ બુદ્ધિવ્યવહારની એકતા ગૂજરાત રાખી શક્યું છે તેવું કર્ણાટક રાખી શક્યું નથી.

### દ્રાવિડ દક્ષિણના પ્રાંતો

આપણને ઉત્તર હિંદના પશ્ચિમ બાજુના એક ખૂણે બેઠે બેઠે દક્ષિણ હિંદનો ખરો ખ્યાલ બરોબર આવી શકતો નથી. આપણામાં ઘણા દક્ષિણ એટલે મહારાષ્ટ્ર સમજે છે. પરંતુ મહારાષ્ટ્ર ઉપરાંત દક્ષિણમાં કર્ણાટક પ્રાંત કનડી ભાષા બોલનારો લગભગ ગૂજરાત જેવડો છે તે ઉપર જોયું. તેની બાજુમાં તેલુગુ, તામિલ અને મલયાલમ્ ભાષા બોલનારા ત્રણ મોટા પ્રાંતો આપણાથી ત્રેવડીચોવડી વસ્તીવાળા આવેલા છે. કનડી, તેલુગુ, તામિલ અને મલયાલમ્ બોલનારાં લોકના ચાર મોટા પ્રાંતો એ ખરેખરું દ્રાવિડી દક્ષિણ હિંદુસ્તાન છે. ઉત્તર હિંદ અને મહારાષ્ટ્રથી એ અનેક રીતે જુદું પડે છે. વિજયનગરના સામ્રાજ્યની એક વખત આ ચારે પ્રાંતો ઉપર સત્તા હતી. હિંદુસંસ્કૃતિનાં મૌલિક તત્ત્વો ઉત્તરના પ્રાંતો કરતાં કાંઈક વિશિષ્ટ રૂપે આ ચારે પ્રાંતોમાં આજ સુધી જળવાઈ રહ્યાં છે. વિજયનગરના સામ્રાજ્યે એ જાળવી રાખવામાં મુખ્ય ભાગ ભજવ્યો છે. વિજયનગરનું રાજ્ય બહુ મોટું હતું, કે એની સમૃદ્ધિ ઘણી ભારે હતી, કે એનો વહીવટ આદર્શ હતો કે એવી બાબતોમાં એનું મહત્ત્વ નથી. દક્ષિણ હિંદ આજે ધાર્મિક અને સામાજિક ક્ષેત્રોમાં જે વિશિષ્ટ હિંદુત્વ

રાખી રહ્યું છે તેની ભૂમિકા એ સામ્રાજ્યે તૈયાર કરી હતી. ઈ. સ. ૧૩૩૬માં એ સ્થપાયું. આજે એની છઠ્ઠી શતાબ્દિનો મહોત્સવ આ ચારે પ્રાંતો આ કારણથી ઊજવે છે.

### દક્ષિણ ઉપર મુસલમાન ચડાઈઓ

તેરમી સદીના અંત ભાગ સુધીમાં તો મુસલમાન સત્તા ઉત્તર હિંદમાં લગભગ બધે જામી ગઈ હતી. એ જ સમયે કર્ણદેવ વાઘેલાના અવિચારી કાર્યથી ઉશ્કેરાઈ ગૂજરાતના વિસલનગરા નાગર પ્રધાન માધવે ગૂજરાતને એ સત્તાનો એક પ્રાંત બનાવવાનું અવિચારી કાર્ય કર્યું. સુલતાન અલાઉદ્દીન ખિલજીનું લશ્કર ગૂજરાત જીતીને સંતોષ ન પામ્યું. દક્ષિણમાં છેક રામેશ્વર સુધી એનું લશ્કર ફરી વળ્યું. મહારાષ્ટ્રમાં દેવગિરિના યાદવો હાર્યા. આગળ દક્ષિણમાં કર્ણાટકમાં દ્વારસમુદ્રના હોયસાલ રાજાઓ, આંધ્રમાં વરંગલના તેલગુ રાજાઓ અને મદુરામાં ચૌલ મહારાજ્યને ઉથલાવી નાંખનારા પાંડય રાજાઓ હતા. આ બધાં ભરચક હિંદુરાજ્યો વચ્ચે છેક દિલ્હીથી મુસલમાન લશ્કર આવી લૂંટ કરી સહીસલામત પાછું જતું. ખિલજી પછી સત્તામાં આવનાર તઘલખ વંશના સુલતાનોએ લૂંટની રાજનીતિ બદલી લૂંટ અને ખાલસાની બેવડી નીતિ અખત્યાર કરી. મુહમ્મદ તઘલખના સમયમાં જલાલુદ્દીન અસરશાહ મદુરામાં એના રાજ્યના ચોવીસમા પ્રાંતનો સૂબો નિમાયો. હિંદમાં મુસલમાન મહારાજ્ય આટલે સુધી મોગલોના સમયમાં પણ કદી ગયું નથી. દક્ષિણનાં હિંદુરાજ્યો છિન્નભિન્ન થઈ નાનીમોટી તાલુકદારીઓમાં ફરી ગયાં. કર્ણાટકનું હોયસાલનું રાજ્ય ઘસાતે ઘસાતે પણ કાંઈક સત્તા રાખી રહ્યું હતું.

### વિજયનગરની સ્થાપના

તઘલખ વંશના આ મહારાજ્યની સીમા લાંબો વખત આટલે લાંબે સુધી ટકી શકી નહિ. ઉત્તરમાં જ બળવા શાંત કરવામાં એનું બળ રોકાવાથી દક્ષિણ સુધી ધ્યાન આપી શકાયું નહિ અને તઘલખ સત્તા નબળી પડવા લાગી. પરિણામે હિંદુસ્તાનના ઇતિહાસમાં વખતોવખત બન્યું છે તેમ જેને ફાવ્યું તે સૂબો સ્વતંત્ર થવા લાગ્યો. આથી મદુરાના છેક દક્ષિણના સૂબાને વધારે ફાવતું આવ્યું અને ઈ. સ. ૧૩૩૫માં એ સ્વતંત્ર થયો. આ બધા સંજોગો જોઈ કર્ણાટકના હોયસાલ રાજા વીર બલ્લાળની આંખ ઊઘડી અને હિંદુસત્તાની દક્ષિણમાં ફરી જમાવટ કરવા તે તત્પર થયો. દ્વારસમુદ્ર (હાલનું હલેબીડ) જેવા ખૂણામાંથી રાજધાની બદલી એણે દક્ષિણના મધ્યમાં રહેલા તિરુવન્નામલૈમાં નિવાસ કર્યો, અને ત્યાંથી એના રાજ્યની ઉત્તર સીમાએ તુંગભદ્રાના કિનારાના પર્વતમય પ્રદેશમાં હંપી ગામ પાસે કિલ્લેબંધી કરી. આ સ્થળ ભવિષ્યનું વિખ્યાત અને વિશાળ વિજયનગર શહેર થયું. વીર બલ્લાળે દક્ષિણના મુસલમાન થાણાં સાથે લડાઈઓ શરૂ કરી. મદુરાના સુલતાનના લશ્કર સાથે ત્રિચિનાપલ્લી આગળ યુદ્ધ થયું. એમાં મુસલમાન લશ્કર હાર્યું. પરંતુ કોઈ અકસ્માત બનવાથી વીર બલ્લાળ કેદ પકડાયો અને માર્યો ગયો એટલે વિજયનો યશ મળ્યો નહિ.

### વિજયનગરનો નાશ: હિંદુઓનાં યુદ્ધોમાં અકસ્માતોની અસર

આપણા ઇતિહાસની લડાઈઓમાં આમ અકસ્માત થવાથી ઘણા વિજય નકામા ગયા છે અને આરે આવેલાં વહાણ ડૂબ્યાં છે. રજપૂતોનાં યુદ્ધોના ગુજરાતનથી ભરેલા અહેવાલોમાં આવા ઘણા દાખલા મળશે. ખુદ વિજયનગરના મહારાજ્યના નાશ વખતે પણ આવું જ

બનેલું. મહારાજ્યનો છેલ્લો સમ્રાટ રામરાજ દક્ષિણનાં પાંચ મુસલમાન રાજ્યોના ભેગા થયેલા બળ કરતાં વધારે મોટું લશ્કર ધરાવતો હતો. તાલીકોટ આગળની છેલ્લી કમનસીબ લડાઈમાં મુસલમાન લશ્કર હારવાની અણી ઉપર હતું અને મિત્રરાજ્યોમાંથી કેટલાક નાસીપાસ થઈ ભાગી જવાનો વિચાર કરતા હતા. એવામાં અકસ્માત બન્યો. રામરાજની પાલખી સામે એક મત્ત થયેલો હાથી આવ્યો અને એનાથી ડરી પાલખી છોડીને ભોઈલોક નાઠા. આ જોતાં તુરત જ દુશ્મને વૃદ્ધરાજાને કેદ પકડયો અને હુસેન નિઝામશાહે પોતાના હાથે એનું માથું કાપી લાંબા ભાલા ઉપર મૂકી ઊંચુ કર્યું. એટલે હમેશ બનતું આવ્યું છે તેમ હિંદુ લશ્કર રાજા મરાયો જાણી ચારે બાજુ નાઠું. એક લાખ હિંદુ માર્યા ગયા. કહે છે કે તુંગભદ્રાનાં નીર લોહીથી લાલ થઈ ગયાં હતાં. અહીં જરા આડી વાત કહી લઈએ. ઈ. સ. ૧૭૬૧ની છેલ્લી પાણીપતની લડાઈમાં પણ અહમદશાહ અબદલ્લીની સામે મરાઠાઓનું લશ્કર કાંઈ ઓછું નહોતું. પેશવાની સત્તા એ વખતે હિંદમાં સર્વોપરિ હતી. એમના વૈભવ અને શક્તિનો પાર નહોતો. એમને પોતાના દેશમાં રહી વિદેશી સાથે લડવાનું હતું. અબદલ્લીનું લશ્કર જીતે એવા સંજોગો ઉપરથી જોતાં તો દેખાતા નહોતા. છતાં નવાઈની વાત એ છે કે ઉત્તર બાજુ રહેલા અબદલ્લીના લશ્કરે મરાઠા લશ્કર માટે દક્ષિણથી આવતી ખોરાકી વગેરે બંધ કરી લશ્કરમાં દુકાળની સ્થિતિ ઉત્પન્ન કરી. પાણીપતથી પૂને ઝડપી કાસદો મોકલવા છતાં મદદ આવવામાં અસાધારણ વિલંબ થયો. આમ છતાં પણ મરાઠા લશ્કરે અસાધારણ શૌર્યથી લડી અહમદશાહ અબદલ્લીના લશ્કરને હારવાની અણી ઉપર લાવી મૂક્યું. એવામાં અકસ્માત ગોળી લાગવાથી મરાઠા લશ્કરના મુખ્ય સેનાપતિનું મરણ થયું અને રિવાજ મુજબ હિંદુ લશ્કર છિન્નભિન્ન થઈને નાઠું. આવા બનાવો હિંદુસ્તાનના ઇતિહાસમાં બતાવી શકાય તેમ છે, અને દેશની સંસ્કૃતિના ઇતિહાસના અભ્યાસકને ઊંડો વિચાર કરાવે તેવા છે.

શરૂઆતમાં કહ્યું તેમ, વિજયનગરનો સળંગ ઇતિહાસ કે એના વૈભવનું વર્ણન પરદેશીઓએ પણ મુક્ત કંઠે કરેલું છે. ઈ. સ. ૧૫૬૫માં એનો નાશ થયો અને મહારાજાધિરાજ રામરાજાને મારી રાજધાની તરફ મુસલમાન લશ્કર ધસી આવતું હતું ત્યાંસુધી શહેરની હિંદુપ્રજાને એમનો રાજા હારશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. હારના સમાચાર મળતાં સામાન્ય શહેરીઓને અસહાય પડતા મૂકીને રાજકુંવરો અને દરબારીઓ અસંખ્ય હાથીઓ ઉપર દ્રવ્ય લાદીને દુશ્મનની સામે થવાનો લેશ પણ ઇરાદો રાખ્યા વગર જ્યાં ફાવ્યું ત્યાં નાઠા. શહેર લૂંટાયું. શહેરીઓ નાઠા અને કોઈ માર્યા ગયા. મકાનો તૂટયાં, અને દક્ષિણના મોટામાં મોટા મહારાજ્યનું પાટનગર ખંડેર બન્યું.

### હિંદુસ્તાનના ઇતિહાસમાં ભાંગેલાં મોટાં શહેરો

હિંદુસ્તાનની સંસ્કૃતિના ઇતિહાસના અભ્યાસીને એક બીજી વાત પણ અહીં વિચારવા જેવી છે. ઇતિહાસમાં દુશ્મનને હાથે શહેરો અને ગામો ભાગ્યાના આવા ઘણા દાખલા બનેલા છે. નાનાં ગામો કે કસ્બાઓની વાત કાંઈક જુદી છે. એવાં ઘણાં નગરો ભાંગ્યાં અને એ જ જગ્યાએ અગર એની બાજુમાં ફરી નાને મોટે સ્વરૂપે આબાદ થયાં. હિંદુસ્તાનનું પાટનગર દિલ્હી પોતે કેટલીવાર ભાંગ્યું અને કેટલીવાર કેટલી જગ્યાએ ફરી આબાદ થયું એ આજે દિલ્હીની આસપાસ જોવાથી જણાશે. હિંદુસમયનું ઇંદ્રપ્રસ્થ દિલ્હી ગમે ત્યાં હોય પણ હિંદુ દિલ્હી કુતુબમિનાર પાસેની ભૂમિ ઉપર હતું. પછી તઘલખાબાદ દિલ્હી થયું. એની

બાજુમાં આજનું જૂનું દિલ્હી શાહજહાનાબાદ થયું એની બાજુમાં બ્રિટિશ હિંદનું પાટનગર નવું દિલ્હી થયું આપણું અણહિલવાડ પાટણ પણ ફરી વસીને કેટલી જગ્યાઓ બદલી છે! આવા ઘણા દાખલા છે ખંડેર થઈને જંગલ થવાનો દાખલો ચાંપાનેરનો કહી શકાય. પરંતુ એને ફરી વસાવવાના પ્રયત્નો થયા હતા અને તે સફળ ન થવાના કારણો જુદાં હતાં પ્રયત્નનો અભાવ એ કારણ નહોતું મોટે ભાગે તો કોઈ કુદરતના કોપને લીધે શહેર નાશ પામે ત્યારે જ તે ફરી વસતું નથી એમ વગર બનેલા દાખલાથી સમજાય છે છતાં પ્રયત્નથી એવાં શહેરો પણ ફરી વસ્યાં છે આજની જપાન જેવી જીવતી જાગતી પ્રજાનો દાખલો તો અહીં ન લેવાય ૧૯૨૩ના ધરતીકંપમાંથી જપાન થોડા જ વર્ષોમાં ઊભું થયું એ તો દુનિયાના આધુનિક બનાવોની એક અજાયબી છે પરંતુ જૂના કાળમાં આપણા દેશમાં પણ શહેરો ફરી વસ્યાના દાખલા બનેલા છે વિજયનગર જેવું મોટું શહેર ફરી કેમ ન વસ્યું એનું કારણ દક્ષિણના ઇતિહાસના અભ્યાસકોએ તપાસવું જોઈએ ચાંપાનેરને ફરી વસાવવાના એમએ પ્રયત્નો થયાનું જણાય છે પરંતુ ચોક્કસ માહિતી મળતી નથી ચાંપાનેર કરતાં વિજયનગર ઘણું મોટું શહેર અને ઘણા મોટા મહારાજ્યનું પાટનગર શહેરો ભાંગે ને ફરી વસે એમાં મુખ્ય ત્રણ કારણો છે એક તો શહેર વેપારના ધોરી માર્ગ ઉપર વસેલું હોય, અને બીજું એની પ્રજામાં સત્ત્વ હોય, ત્રીજું પ્રથમ પંક્તિનું યાત્રાનું સ્થળ હોય ચાંપાનેર એક વખત ગુજરાત અને માળવા વચ્ચેના ધોરી રસ્તા ઉપર હતું એ રસ્તો બંધ થતાં એ ખૂણે પડી ગયું પર્વત પાસે હોય તો જંગલનો વધારો પણ કુદરત ઊભી કરે છે બળવાન પંચો અને મહાજનોથી સુબદ્ધ પ્રજા હોય તોપણ શહેરોને પડતીમાંથી ફરી ઊભાં કરી શકે છે અને ઘણીવાર તો દુશ્મનના લશ્કરને પણ શહેરનો નાશ કરતું અટકાવવામાં સફળ થાય છે વિજયનગર તો વેપારમાં પણ ઘણું સમૃદ્ધ હતું છતાં ફરી ન આબાદ થયું એનાં કારણો દક્ષિણના વિદ્વાનોએ તપાસવાં જોઈએ

### આપણા મહારાજ્યોનો નાશ અને સમાજનું ઘડતર

વિજયનગરની સ્થાપના અને નાશના ઇતિહાસ ઉપરથી પ્રજાના ગુણો ઉપર ઘણો વિચાર આવે કેવા રાજાઓ, નગર અને રાજ્યો કેવી રીતે કેવી લડાઈઓ હાર્યાં, અને હિંદુસ્તાનની સલ્તનતના નસીબે તેને લીધે કેવા પલટા ખાધા, એ આ બધા દાખલા ઉપરથી સ્પષ્ટ જણાય તેવું છે પ્રગતિ સાધવાની પ્રબળ ઇચ્છાવાળા છતાં ઇતિહાસને જૂનવાણી કહી હસનાર એ જૂનવાણી જાણ્યા વગર જૂના દોષો કેવી રીતે ધોઈ નાખવાના હતા? બીજું, જેને આપણે આપણી સનાતન વસ્તુ ગણીને ગર્વ કરીએ છીએ એની સનાતનતા કાચી છે કે પાકી તે પણ વિચારવાની વાત છે કાચી વસ્તુ સનાતન કહેવાય નહિ, અને પાકી સનાતન વસ્તુ પોતાને વળગી રહેનારને પડતી દશામાં લાવે નહિ છતાં હિંદુ માટે તો ઇતિહાસના સેંકડો વર્ષો કહે છે કે પોતાની ભૂમિ કે દેવમંદિરો, ગમે તેની રક્ષામાં પાછળ પડીને માર જ ખાધો છે તો પછી સમાજને ધારણ કરનાર ગુણ સનાતન છતાં પણ તેને કાટ તો ચડ્યો નથી ને? એ ખાસ જોવા જેવું છે ઇતિહાસની જૂનવાણી કાટના ડાઘા ક્યાં છે તે બતાવવામાં મદદ કરે તેમ છે અને એ ધોવાના રસ્તા પણ બતાવે તેમ છે આપણામાં ઘણા કુસંપના કાટ હિંદુત્વના સનાતન સદ્ગુણોને ઘેરી વળેલા છે એના પાયા જૂના છે ખરે એમ બન્યું છે અને વિજયનગરમાં પણ એમ જ બન્યું છે હિંદુસામ્રાજ્યમાં જ એક સમ્રાટપદવાળો લૂંટાતો હોય તો બીજા સમ્રાટપદવાળાને ભાગ્યે જ લાગણી થાય છે એક

દાખલો લઈએ. 'કાન્હડદે પ્રબંધ'નો વૈષ્ણવ કવિ પદ્મનાભ વિષ્ણુને માટે જેવા માનવાળા શબ્દો વાપરે છે તેવા શિવ માટે વાપરતો નથી. અલાઉદ્દીનને મારવા જનાર રજપૂત સરદાર એના તંબૂમાં પેસે છે ત્યારે અલાઉદ્દીન એને ત્રિનેત્ર, ચાર હાથ વગેરે વાળા સાક્ષાત શિવ સૂતા હોય તેવો દેખાય છે તેથી તે તેને મારતો નથી. આ ચમત્કારની વાત તો કલ્પના ગણીને કાઢી નાંખીએ. પણ સોમનાથના લિંગને અલાઉદ્દીનના લશ્કરે તોડયું તેનું વર્ણન કરી પછી આ શબ્દો વાપરે છેઃ—

" तिं वालिउ काम; त्रिपुर विध्वंसिक पवनवेगी जिमतूल ॥
पद्मनाभ पूछइ सोमईया केथऊं करूं त्रिसूल ? ॥ "

કવિઓ ને લેખકો લોકમાનસના પ્રતિનિધિઓ છે. એમના માનસ ઉપરથી લોકમાનસ સમજાય. આમ આપણી સાંપ્રદાયિકતાનાં મૂળ ઊંડાં છે અને એણે દેશની સ્વતંત્રતા ડુબાવવામાં ઓછો ભાગ નથી ભજવ્યો. રાજા કે સેનાધિપતિ પડ્યો એટલે આખો દેશ પડ્યો એ ભાવના પણ જૂની અને નાશકારક હતી. રાજા પડ્યા પછી બાકીનાઓ દુશ્મનને કાઢવાને બદલે એકવાડ ઉપર કાગડા પડે તેમ જે મળ્યું તે લઈ નાસી જાય એવું પણ ઘણું બનેલું છે.

### અન્ય પ્રાંતો આવા મહોત્સવ યોજી શકે

વિજયનગરના મહારાજ્યની છઠ્ઠી શતાબ્દીનું મહત્ત્વ આ દૃષ્ટિએ જોવાનું છે. હિંદુ-સમાજને પોતાની પડતીનાં કારણો તપાસવાની જરૂર છે. આવા મહોત્સવો એ કાર્ય સાધવામાં સફળ થાય તો સમાજ ઘણું કરી શકે. હિંદુસંસ્કૃતિ એક છે, પરતુ સંસ્કારિતા પ્રાંતે પ્રાંતે ભિન્ન છે. દરેક પ્રાંત પોતાના ઇતિહાસના આવા કોઈ સારા કે ખોટા મહત્ત્વના પ્રસંગની શતાબ્દિઓ ઊજવી ભૂતકાળની ભૂલો તપાસીને ભવિષ્યનું ઘડતર તૈયાર કરે તો સમસ્ત દેશને એથી લાભ જ છે. અને એવા મહોત્સવોને કે એમાં થતાં ભાષણોને—પછી હર્ષ કે શોકના અતિરેકને લીધે એમાં થોડી અતિશયોક્તિ પણ દેખાય—જૂનવાણીનાં ટાયલાં કહી તિરસ્કારવું એ તો ઉઘાડી આંખે ઊંઘવા જેવું છે.

### વિજયનગરની છઠ્ઠી શતાબ્દિનો મહોત્સવ અને દક્ષિણની હિંદુસંસ્કૃતિ

*વિજયનગર જેવા મહારાજ્યની છઠ્ઠી શતાબ્દિના મહોત્સવમાં પ્રમુખની પસંદગી એ* એક સુંદર ઘટના હતી. કરવીરપીઠના વિદ્વાન શંકરાચાર્ય ડૉ. કુર્તકોટિ એના પ્રમુખ હતા. એ પોતે કર્ણાટકના છે. વિજયનગરની સ્થાપનામાં મુખ્ય ભાગ એ સમયે (૧૩૩૬) મુખ્ય મઠ શૃંગેરીના અધિષ્ઠાતા પૂજ્યપાદ શ્રીવિદ્યારણ્યસ્વામીએ લીધો હતો. એઓ એ સમયે આખા હિંદુસ્તાનમાં સંસ્કૃતના પ્રખર વિદ્વાન તરીકે પ્રસિદ્ધ હતા. રાજનીતિમાં પણ એ નિપુણ હતા. એમનું જીવન આપણા કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય સાથે કેટલીક રીતે સરખાવી શકાય. ગૂજરાતની સંસ્કારિતાના પાયામાં જેમ હેમચંદ્રાચાર્યે ગૂઢ રીતે ભાગ ભજવેલો છે તેમ દક્ષિણની સંસ્કારિતાના પાયામાં ગૂઢ રીતે વિદ્યારણ્યસ્વામીએ ભાગ ભજવેલો છે. સિદ્ધરાજ જયસિંહ ભલે ગૂજરાતની સંસ્કારિતામાં શૌર્યનો પ્રતિનિધિ હોય, પરંતુ આજે ગૂજરાતની સંસ્કારિતામાં જે વિશિષ્ટતા છે તે તો મહારાજાધિરાજ કુમારપાલે ઘડી છે. ગૂજરાતની સંસ્કારિતાનો ખરો પ્રતિનિધિ કુમારપાળ છે. એને પ્રેરણા આપનાર હેમચંદ્રાચાર્ય. વીરબલ્લાળે હંપીમાં સ્થાપેલા કિલ્લામાં પોતાના પુત્ર વીરવિજય વિરૂપાક્ષને ગાદીએ બેસાડ્યો,

પણ એ નમળો નીવડ્યો. વીર બલ્લાળનું હોય તો એના પાંચ સરદારો—પાંચ ભાઈઓએ માત્ર શું મદુરાના સુલતાન પાસેથી રાજ્ય લઈ લીધું. પાંચમાંથી બે હરિહર અને બુક્ક એ બે મોટા રાજાઓ થયા. એમને વિદ્યારણ્યસ્વામીએ પ્રેરણા આપી. એમની પ્રેરણાથી એ બે મહારાજાઓએ દક્ષિણની સરકારિતા ધરી. આ પાંચ સરદાર ભાઈઓ કનડી વીર બલ્લાળના તેલગુ સરદારો હતા એમ મનાય છે. આખાયે મહારાજ્યના સમયમાં સંસ્કૃત અને તેલગુ સાહિત્ય પુષ્કળ વધ્યું. કનડી અને તામિલ સાહિત્ય એથી જરા ઊતરતું વધ્યું. વેદનો સુપ્રસિદ્ધ ભાષ્યકાર સાયણાચાર્ય અને એનો વિદ્વાન ભાઈ માધવ પ્રધાન વિજયનગરમાં એ સમયમાં થયા. સંગીતના સાહિત્યની પણ ઉત્તમ વૃદ્ધિ આ મહારાજ્યના આશ્રય નીચે થઈ છે એમ કહેવાય છે. એ બધી રીતે આપના ગુરુ લગાણુ થાય વિદ્યારણ્યસ્વામીના આજના અનુયાયીના પ્રમુખપદે આ મહોત્સવ ઉજવાયો. એ એક અપૂર્વ ઘટના હતી.

### ગૂજરાત માટે જુદી ઇતિહાસ પરિષદ

આ મહોત્સવ વિદ્યારણ્યકાળના એક યજ્ઞ જેવો હતો. કર્ણાટક ઇતિહાસ પરિષદ, આયુર્વેદ પરિષદ વગેરે પણ એ સ્થળે ભરાઈ હતી. આવે પ્રસંગે આવે સ્થળે ઇતિહાસ પરિષદ ભરવાના નિશ્ચય માટે કર્ણાટકના સરકારી પુરુષોને ધન્યવાદ ઘટે છે. ઐતિહાસિક સંશોધન માટે જુદી પરિષદ ભર્યા વગર એમાં પૂરેપૂરો રસ જામી શકતો નથી. આપણે ત્યાં સાહિત્ય પરિષદના એક અંગ તરીકે ઇતિહાસ વિભાગ થાય છે તેમાં ઘણું ઓછું સત્ત્વ નજરે પડે છે. દરેક વિભાગમાં રસ લેનાર લોકો સમયે એકબીજાનાં મોઢાં જુએ એ સિવાય વધારે લાભ ભાગ્યે જ થાય છે. હમણાં ગયેલા સાહિત્ય સમ્મેલનના ઇતિહાસ વિભાગમાં પ્રો. કામદારે કહ્યું હતું કે ઇતિહાસનું આખું સમ્મેલન જ જુદું થવું જોઈએ. એમણે એમ પણ કહ્યું હતું કે ગુજરાતની કૉલેજોમાં ઇતિહાસના પ્રોફેસરો ગૂજરાતીઓ જ હોવા જોઈએ. આ સૂચનાઓ ઘણી ઉત્તમ છે. ઇતિહાસસંશોધનની સંસ્થા કે એવું સમ્મેલન કરવામાં ગુજરાત હિંદના સર્વ પ્રાંતોમાં પાછળ છે. પરંતુ અહીં એક વાત કહેવી જોઈએ.

### પ્રોફેસરો અને સાહિત્યવૃદ્ધિ

કોઈ પણ વિષયના પ્રોફેસર પોતાના વિષયમાં સાહિત્યનો સારો ફાળો આપી શકે. પરંતુ પ્રોફેસરો ઘણી વખત કહે છે કે અમને વખત મળતો નથી. બીજા ધંધાવાળાઓ સમજે છે તે પ્રમાણે પ્રોફેસરોને કામમાંથી જેટલો લાંબો સમય નિવૃત્તિ મળે છે તેટલો સમય નિવૃત્તિ કોઈ ધંધાવાળાને મળતી નથી. અને એમના જેટલો વખત એમના વિષયને લગતી સાહિત્યસેવા કરવા માટે કોઈને મળતો નથી. બીજું પ્રોફેસરો કાંઈ લખે છે કે બોલે છે ત્યારે બીજા પ્રોફેસરો સિવાયની આખી દુનિયાને પોતાના વર્ગના વિદ્યાર્થીઓ હોય એમ સમજીને જાણે બોલતા હોય તેમ લખેબોલે છે. એ રીત પણ ઇચ્છવા જેવી નથી. પ્રોફેસરો જેટલું જ્ઞાન બીજાઓને હોતું નથી એ ખૂબ વાત છે. પરંતુ બીજાઓનો આ અનુભવ છે કે એથી સાહિત્યસેવામાં ઊણપ રહી જાય છે.

વિજયનગરના મહારાજ્યની છઠ્ઠી શતાબ્દિનો આ મહોત્સવ ગૂજરાતમાં પણ એવો કોઈ મહોત્સવ ઉજવવાની પ્રેરણા આપે એવી ઇચ્છા સાથે આ લેખમાં વિજયનગર સિવાયની આડી વાતો ભરી છે તે માટે ફરી માફી માગી લઉં છું.

મહેશ્રાન્ બેનલાર

# રશિયાનો રાષ્ટ્રશાયર
# પુશ્કિન

કૃષ્ણવદન જેતલી

" Upon the wastes, a lifeless clod,
I lay, and heard the voice of God;
" Arise, oh, prophet, watch and hearten,
And with my will thy soul engird,
Roam the gray seas, the roads that darken,
And burn men's hearts with this, my word."
: 'Prophet'—by Pushkin.

રશિયન સાહિત્યના પિતા પુશ્કિનનું અવસાન ૧૦ મી ફેબ્રુઆરી ૧૮૩૭ને દિવસે થયું એ વાતને વીત્યે આજે સો વર્ષ થઈ ગયાં, છતાંયે એની સ્મૃતિને ઝાંખપ લાગી નથી. એનાં કાવ્યોની અસર હજુયે તાજી છે. એમાંનું માધુર્ય રશિયનોના કંઠમાં હજુ વસી રહ્યું છે. એ મહાકવિએ રશિયન સાહિત્યમાં જે ચેતન રેડ્યું તેના પ્રતાપે આજે રશિયન સાહિત્ય જગતના સાહિત્યની મોખરે ઊભું છે.

બારમી સદીથી માંડી ઓગણીસમી સદીની શરૂઆત સુધીના સાહિત્યમાંથી જો આપણે *The Raid of Prince Igor* બાદ કરીએ તો પરિણામે જે સાહિત્ય રહે તે એટલું તો મૂડદાલ છે કે આપણને તેનું મૃત્યુ જરાયે સાલે નહિ. રશિયન સાહિત્યની ખરેખરી શરૂઆત તો પુશ્કિનથી જ થાય છે.

એલેક્ઝાંડર ૧ લો ગાદીએ આવ્યો અને ૧૮૧૨માં જ્યારે નેપોલિયને રશિયા પર ચડાઈ કરી ત્યારે રશિયન સાહિત્યનું પ્રભાત ઊગ્યું. આ નૂતન યુગનો પહેલો મહાન લેખક કરામઝીન (૧૭૨૬-૧૮૨૬) હતો. તે આખા યુરોપમાં ઘૂમી આવ્યો હતો, અને ત્યાંના પ્રજાતંત્રવાદે તેના પર અસર ખૂબ કરી હતી.

કેથેરાઈન બીજીના સમયથી ચાલી આવતી પ્રજાના મુખે ડૂચા દેવાની પદ્ધતિ એલેક-ઝાંડર પહેલાના સમયથી દૂર થઈ, એટલે કરામઝીને ૧૮૦૨માં *The Messanger of Europe* (યુરોપનો દૂત) નામનું છાપું શરૂ કર્યું અને ૧૮૧૬થી ૧૮૨૬માં રશિયાના ઇતિહાસને બાર ભાગોમાં સજીવન કર્યો. જેમ કોલમ્બસે અમેરિકાની શોધ કરી તેમ રશિયનોએ આ ઇતિહાસ વાંચી પોતાના દેશને ઓળખ્યો. તે પહેલાં રશિયન પ્રજા પોતાના દેશના ઇતિહાસથી પૂરેપૂરી વાકેફગાર નહોતી.

૧૮૦૬માં કરામઝીનના 'યુરોપના દૂત'માં એક લેખકે 'ટાઢા પહોરનાં ગપ્પાં' લખવાં શરૂ કર્યાં. આ ટચૂકડી વાતોનો લેખક ક્રયલોવ (૧૭૬૮-૧૮૮૪) આ યુગનો બીજો મહાન લેખક હતો. તેણે ફ્રેંચ લેખક La Fontaine અને 'ઈસપ'ના અનુકરણમાં

પદ્યમાં અનેક ટચૂકડી વાતો લખી, પણ આ ખેડૂતની ભાષામાં લખેલી કે પક્ષી જનાવરની આખ્યાયિકાઓ તે વખતના રશિયન સમાજની સ્થિતિના પડઘા પાડે છે તેમાની કેટલીકના વિષયો તો ફ્રેંચ ક્રાંતિ, નેપોલિયનની ચડાઈ, વિયેના મહાસભા વગેરે છે આ વાતો બાલક તેમજ વૃદ્ધ અને અભણ તેમજ શિક્ષિતવર્ગમાં ખૂબ આદર પામી છે

૧૮૧૫ની વિયેના મહાસભા પછી નેપોલિયનના યુદ્ધોના સમયમાં પરદેશ વસતા અનેક રશિયન અમલદારો પોતાને માદરે વતન પાછા ફર્યા તેમણે દેશમાં સુધારાઓ કરવા 'ધ સોસાયટી ઑફ વેલ્ફેર' સ્થાપી, પણ આ શાન્ત સંસ્થા સરકારખફગીનો ભોગ બનતા ક્રાંતિકારી સ્વરૂપમાં ફેરવાઈ ગઈ ૧૮૨૫મા એલેક્ઝાંડર પહેલાનું મૃત્યુ થતા ૧૪મી ડિસેમ્બરે બળવો થયો પણ તે નવા શહેનશાહ નિકોલાસે પોલાદી મુઠ્ઠીથી દબાવી દીધો સવાસો કાવતરાખોરોને ભારે સજાઓ થઈ, પાંચને ફાંસીને માચડે લટકાવવામા આવ્યા. આ પાંચમા એક હતો કવિ રિલીવ (૧૭૯૫-૧૮૨૬) આ નિરાશાવાદી કવિની પ્રતિભા પ્રફુલ્લે તે પહેલા જ મુરઝાઈ ગઈ ડિસેમ્બરની હિલચાલ સાથે સબંધ ધરાવનાર બીજો લેખક હતો ગ્રીબોયડેવ (૧૭૯૫-૧૮૨૯) તેણે *Gore of Uma* 'ડાહ્યા થવાનું દુર્ભાગ્ય'—નામનું હાસ્યરસિક નાટક લખ્યુ આ નાટકના કેટલાક પ્રવેશો ૧૮૨૩-૨૪ મા તેણે જાહેરમાં વાચ્યા ત્યારથી એ નાટકે ખળભળાટ મચાવી મૂક્યો ૧૮૩૧મા આ નાટક ભજવાયુ અને ૧૮૩૩ મા પ્રસિદ્ધ થયુ તે પહેલા એની હજારો હસ્તપ્રતો થઈ વચાતી હતી ગ્રીબોયડેવનુ જાન્યુઆરી ૩૦, ૧૮૨૯ ને દિને ખૂન થયુ પણ તેની આ એક જ કૃતિએ તેને અમર બનાવી દીધો તેના *Gore of Uma*ને ફ્રેંચ લેખક બોમાર્શેના (Beaumarchais) *Figaro*' અને અંગ્રેજ લેખક શેરિડન (Sheridan)ના '*The School of Scandal* સાથે સરખાવાય છે

આ નાટકની ભાષાનો લગભગ પોણો ભાગ રશિયનોની બોલાતી પ્રચલિત ભાષામા વણાઈ ગયો છે તે જ અરસામા વાસીલ ઝુકોવસ્કી (૧૭૮૩-૧૮૫૨) નામના કવિએ અંગ્રેજ કવિ ગ્રેની વિખ્યાત *Elegy on the Country Churchyard* અને જર્મન કવિ અને નાટકકાર શિલર (Schiller)નુ *The Maid of Orleans*નું ભાષાતર કરી અંગ્રેજી અને જર્મન સાહિત્યથી વિમુખ રહેલા અને ફ્રેંચ સાહિત્યમા મુગ્ધ બનેલા રશિયનોની આંખ સામે નવા માર્ગો ખુલ્લા કર્યા તેણે ઝારના પુત્રના શિક્ષક થયા પછી હોમરની 'ઓડેસી'નું સુંદર ભાષાતર કર્યું આ બધા ભાષાતરો ઝુકોવસ્કીની મૌલિક કૃતિઓ જેવા લાગે છે

આ પ્રમાણે ઝાંખરા ખાડાટેકરા, ગોખરુ વગેરે દૂર થતા રશિયન સાહિત્યની ભૂમિ બાગ માટે તૈયાર થઈ રહી તે બાગના માળીનું કામ પુશ્કિનને માટે નિર્માયું હતું તેના પહેલાના સાહિત્યકારોએ તૂટેલા વાદ્યને સમારી તેને બજાવવા યોગ્ય બનાવ્યુ હતું પણ એના તારો પર આંગળીઓ નચાવી દિલને ડોલાવે તેવુ સંગીત પેદા કરનાર તો પુશ્કિન હતો

એલેક્ઝાંડર પુશ્કિનનો જન્મ મૉસ્કોમા ૬ઠ્ઠી જૂન ૧૭૯૯મા થયો માતૃપક્ષમા તેને મહાન પીટરના સીદીના આફ્રિકન રક્તનો કંઈક અંશે મળેલા વારસાની તેના વાંકડિયા વાળ સાક્ષી પૂરે છે તેની વાર્તાઓમા એમ વાત તેના આ સીદી પૂર્વજની છ નવ વર્ષે પ્લુટાર્કના 'જીવનવૃત્તાંતો' તથા હોમરના 'ઇલિયડ' અને 'ઓડેસીના' ભાષાતરોથી

સાહિત્ય વાંચવાની શરૂઆત કરી પછી તો તેણે બાપના પુસ્તકાલયમાંના ફ્રેંચ સાહિત્યના બધા ગ્રંથો ઉથલાવી નાંખ્યા અને થોડા સમયમાં તો ફ્રેંચમાં હાસ્યરસિક સંવાદો રચીને પોતાની બહેનો સમક્ષ ભજવવા લાગ્યો. ૧૮૧૨માં તે શાળામાં જોડાયો તે વખતે તેનો પ્યારો કવિ વૉલ્ટર (Voltaire) હતો. આ ૭ વર્ષના અભ્યાસ દરમિયાન તેણે પહેલાં ફ્રેંચ અને પછી રશિયનમાં કાવ્યો લખવાનું શરૂ કરેલું. એમાંનાં કેટલાંક ૧૮૧૪-૧૫માં માસિકોમાં છપાયાં હતાં અને તેની શાળાનાં સંસ્મરણો પર લખેલાં કાવ્ય માટે તેના પર કવિ ડર્ઝાવિન ખુશ થયો હતો. પુશ્કિનનાં શાળા ઉપરનાં કાવ્યો બાયરનનાં *Hours of Idleness* સાથે સરખાવી શકાય.

૧૮૨૦માં તેનું *Ruslan and Ludmila* નામનું કાવ્ય પ્રસિદ્ધ થયું અને રશિયન કાવ્યસાહિત્યનો સુવર્ણયુગ શરૂ થયો. આ કાવ્યે પુશ્કિનને રશિયન સાક્ષરોમાં સ્થાન અપાવ્યું. ઝુકોવસ્કીએ આ કાવ્ય વાંચીને તેને પોતાની છબી ભેટ મોકલી—તેના પર લખ્યું હતું: 'શિષ્યને—પરાજિત ગુરુ તરફથી.' પુશ્કિન માફક વૉલ્ટર અને બાયરનની અસર છોડી હોરેસ અને ટીબ્યુલસના Classical સાહિત્યનો આશ્રય લેનાર કવિ બાટ્યુશ્કોવ ઝબકીને બોલી ઊઠયો: "બાળાએ ગઝબ શરૂઆત કરી છે!"

પુશ્કિનને તો શાળા છોડયા બાદ લશ્કરી અમલદાર થવું હતું, પણ પિતા પાસે તે માટે સગવડ કરવાની શક્તિ નહોતી. એટલે તેણે પરદેશખાતામાં અમલદારી સ્વીકારી. અહીં તેને રશિયન બળવાખોરો માટે પ્રેમ જાગ્યો અને તેણે થોડાં કટાક્ષપત્રો તથા કાંટાળાં ચબરાકિયાં લખ્યાં. પણ આ પ્રેમ ઉત્કટ સ્વરૂપ પકડે અને તેને કાર્ય કરવા પ્રેરે તે પહેલાં જ તેને દક્ષિણ રશિયામાં ધકેલવામાં આવ્યો. તે ૧૮૨૦ થી ૧૮૨૬ સુધી કિશીનેવમાં, ઓડેસામાં અને પોતાને વતન રહ્યો. આ દરમિયાન તે કોકેશસ અને ક્રીમિયામાં ઘૂમી વળ્યો. તે ઇટાલિયન અને અંગ્રેજી શીખ્યો અને આંદ્રેનીયે અને બાયરનનો ભક્ત બન્યો. તેણે લખેલા 'કોકેશસનો કેદી' નામના કાવ્યનો નાયક Childe Haroldના નાયક જેવો છે. 'બાઘ્ચી-સરાઈનો ફુવારો' નામનું કાવ્ય પણ બાયરનના તાપની અસર તળે લખાયું છે. પણ પુશ્કિન બાયરનનું અનુકરણ કરતો નથી. બાયરન તો ફક્ત દિશાસૂચક હતો. જેમ કવિ કીટ્સે ચેપમેનનો હોમર વાંચી પોતાની પ્રતિભાને પિછાની તેમ પુશ્કિને બાયરનદ્વારા પોતાની સુપ્ત ઊર્મિઓને ઓળખીને કામે લગાડવા જગાડી. જાન્કો લાવ્રીન કહે છે તેમ "Byronism was to Pushkin only a stepping-stone towards the summits of his own genius, which was not romantic, but realistic in the finest sense." બાયરનની અસર તો પુશ્કિન માટે પોતાની પ્રતિભાના શૃંગ પર પહોંચવાનું પગથિયું હતી. આ પ્રતિભા વાસ્તવવાદી હતી.

બંડખોરોથી દૂર રહ્યા છતાં પુશ્કિન તેમને માટે સહાનુભૂતિ ધરાવતો હતો. તેનું *Messege to Siberia* નામનું કાવ્ય તેની સાક્ષી પૂરે છે. આ બાયરનની અસર તળે લખાયેલાં કાવ્યમાં તેનો સ્વાતંત્ર્ય માટેનો પ્રેમ ભભૂકી ઊઠયો છે. તે લખે છે:

Deep in the Siberian mine,
Keep your patience proud;
The bitter toil shall not be lost,
The rebel thought unbowed.

The sister of misfortune, Hope,
In the under-darkness dumb
Speaks joyful courage to your heart;
The day desired will come.

૧૮૩૧માં પુશ્કિનની બાયરનની છાયા તળે શરૂ થયેલી પદ્યનવલકથા *Eugene Onegin* પ્રગટ થઈ. નાયક યુજીનને ગામડામાં વારસો મળે છે, ત્યાં તે શહેરથી કંટાળી રહેવા જાય છે. પાડોશીની પુત્રી તાત્યાના તેના પ્રેમમાં પડી તેને એક પ્રેમપત્ર પાઠવે છે. યુજીન આ પ્રેમની ખાસ દરકાર કરતો નથી, પણ તે તાત્યાનાની નાની બહેન સાથે પ્રેમના ચાળા કરે છે અને તેના ભાવિ પતિને દ્વંદ્વયુદ્ધમાં મારી નાંખે છે. પછી તે કેટલાંક વર્ષો મુસાફરી કરવામાં ગાળે છે. આખરે પીટર્સબર્ગમાં તે તાત્યાનાને ફરીથી મળે છે. તાત્યાના ત્યારે એક અમલદારની પત્ની અને સમાજની પ્રતિષ્ઠિત સન્નારી છે. હવે તે તાત્યાનાની પાછળ પ્રેમઘેલો થાય છે. પણ તાત્યાના તેને ચહાતી હોવા છતાં પોતાના પતિને વફાદાર રહે છે.

આ પદ્યકથામાં વસ્તુ કરતાં પાત્રાલેખન અને કવિત્વ કરતાં માનસમંથન વધુ અગત્યનો ભાગ ભજવે છે. " The characters of Onegin and Tatiana contain in nutshell almost all the portrait gallery of Turgenev's novels." ઓનેજિન અને તાત્યાનાનાં પાત્રોનું આલેખન તુર્ગનેવના બધાંયે પાત્રોના સુંદર તત્ત્વોનો સરવાળો કરતાં કાંઈક વધી જાય એવું છે. આમ લખતાં મર્સ્કી કહે છે કે એમાં તુર્ગનેવની કવિત્વભરી નવલકથાઓમાં જે ખામી છે તે સુંદર રીતે પૂરવામાં આવી છે. મૉરીસ બેરિંગ આ પદ્યનવલકથા માટે લખે છે: 'It is a piece of poetry as pure as a crystal, as spontaneous as a blackbird's song.' તાત્યાનાના આલેખન માટે એ જ લેખક લખે છે: 'Tatiana is as real as any of Miss Austen's heroines; as alive as Fielding's Sophia Western, and as a charming as any of George Meredith's women; as sensible as Portia, as resolute as Juliet.' 'હેમલેટ' માફક આ પદ્યકથામાં અર્થઘન સૂત્રોની રત્નકણિકાઓ છૂટે હાથે વેરાયેલી છે.

પુશ્કિનની નર્સ આના રોડિયોનોવના પુશ્કિનના મત મુજબ તેની છેલ્લી શિક્ષિકા હતી. તેની પાસેથી સાંભળેલી પરિકથાઓ પુશ્કિને નોંધી રાખી હતી. 'વરરાજા' નામના સુંદર લોકગીતનું વસ્તુ પણ પુશ્કિને એની પાસેથી મેળવ્યું હતું.

૧૮૩૨ માં પુશ્કિને સાહિત્યના નવા પ્રદેશોમાં ઘૂમવા તૈયારીઓ કરવા માંડી. તેણે કેથેરાઈન બીજીના સમયમાં થયેલા પુગાચેવના બંડની ઐતિહાસિક સામગ્રી ભેગી કરી *The Feast in the Time of Plague, Mozart and Salieri, Angelo,* વગેરે નાટિકાઓ અને નાટ્યકથાઓ લખ્યાં તથા ગદ્ય પર પોતાની લેખિનીનું પ્રભુત્વ બતાવવા માંડ્યું. તેણે 'દુબ્રોવસ્કી', 'કુલ્લીની રાણી', 'કિલ્લેદારની કન્યા' વગેરે લાંબી વાર્તાઓ લખી. 'કિલ્લેદારની કન્યા'નો ગુજરાતીમાં અનુવાદ થયો છે અને 'કુલ્લીની રાણી,' હમણાં જ 'માનસી'માં પ્રગટ થઈ છે. 'કિલ્લેદારની કન્યા'ની પ્રેરણા તેને વૉલ્ટર સ્કૉટ પાસેથી મળી હતી. છતાં તે વૉલ્ટર સ્કૉટની નોવેલો કરતાં ચડી જાય તેવી છે. તેમાં વધારેપડતાં વર્ણનો નથી, જે છે તે સચોટ છે અને ક્રિયાને વેગ આપે છે. આ વાર્તાઓ લખી પુશ્કિને રશિયન ગદ્યનો પાયો શરૂઆતથી જ મજબૂત બનાવ્યો. તેનું ગદ્ય સરળ, સચોટ અને વેગવાન છે.

પુશ્કિનનાં લાંબાં કાવ્યો અને વાર્તાઓ બાદ કરતાં જે નાનાં ઊર્મિગીતો રહે છે તે

ઘણાં સુન્દર અને ભાવવાહી છે તેમનો અનુવાદ કરવો મુશ્કેલ છે તેના *Prophet* નામના કાવ્ય માટે મોરીસ બેરિંગ લખે છે 'It is Miltonic in conception and Dantesque in expression, the syllables ring out in pure concent, like blasts from a silver clarion It is, as it were, the Pillars of Hercules of the Russian language ' આ લેખની શરૂઆતમા ટાંકેલી લીટીઓ આ કાવ્યના અંતની છે

પુશ્કિનના ટૂંકા કાવ્યોમા તેનો જીવન પ્રત્યેનો પ્રેમ, દેશપ્રેમ, તેનો આશાવાદ અને ઉત્સાહ, તેના સુંદર પ્રકૃતિવર્ણનો વગેરે અસરકારક રીતે ગૂંથાયા છે *To the Slanderers of Russia* મા તેનો દેશપ્રેમ ઝળકી ઊઠે છે, *Autumn* મા તેની પ્રકૃતિવર્ણનની કલા ખીલી ઊઠે છે તેનુ એક પ્રેમકાવ્ય આપણે જોઈએ,

I loved you; even now I may confess
  Some embers of my love their fire retain.
But do not let it bring you more distress,
  *I do not want to sadden you again.*

Hopeless and tongue-tied yet I loved you dearly
  With pangs the jealous and the timid know,
So tenderly I loved you, so sincerely,
  I pray God grant another love you so

સરળ ભાષામા કેવી સુંદર રીતે તે ભવ્ય ભાવ વ્યક્ત કરી શકે છે તે આ પરથી જણાશે અંગ્રેજ કવિ સ્વીનબર્નના 'પ્રેમને વિદાય' નામના કાવ્યમા જે ઉન્માદ અને અવગણાતા પ્રેમીમા આવતી કટુતા છે, તેનો આ કાવ્યમા અભાવ છે આ કાવ્યમા Browning ના 'Last Ride Together' જેવો ભાવ ફક્ત આઠ લીટીમા અસરકારક રીતે વણ્યો છે આ કાવ્ય પરથી જ આપણને તેનો આશાવાદ જણાઈ આવે છે તેને જીવન પ્રત્યે અદ્ભુત પ્રેમ છે તેના શોકગીતમા પણ તે પ્રેમની ઝંખના તથા ઉજ્જવળ આશા તરી આવે છે તે લાગે છે

As bitter as the aftermath of wine
Is the remembrance of delirious days,
And as wine waxes with old age, so weighs
The past more heavily on my decline.
The path grows dim. And like a rising sea,
Labour and trouble are awaiting me
But oh! my friends! I do not want to die!
I crave more life more dreams, more agony!
In spite of care and panic and distress,
I know that I shall taste of happiness
*Once more I shall be drunk on strains divine,*
Be moved to tears by musings that are mine,
And haply when the last sad hour draws nigh,
Love with a farewell smile shall light the sky.

પ્રિન્સ મર્સ્કીના મત પ્રમાણે તેના કાવ્યના ગુણો માધુર્ય, રસિકતા અને સપ્રમાણતામાં વસેલા છે. તેનામાં ખોટી ભભક નથી. રંગજમાવટ કરતાં શુદ્ધ રેખાંકનમાં તેના ભાવો દીપી ઊઠે છે, તેની ખૂબી 'ગુલાબી ધાબાં'માં નહિ પણ એકરંગી તાજગીનો પ્રવાહ રેડવામાં છે. ટૂંકમાં તેનાં કાવ્યો Classical સાહિત્યમાં ગણાય એવાં છે. પણ આ મહાકવિ રશિયાને અને જગતને પોતાના કવિત્વનો પૂરેપૂરો ફાલ આપે તે પહેલાં જ અકાળે તેનું મૃત્યુ થયું.

૧૮૩૭ ના ફેબ્રુઆરીની આઠમીએ પુશ્કિન ડચ એલચીના દત્તકપુત્ર હિરકન-દાન્થે સાથે દ્વંદ્વયુદ્ધમાં સખ્ત ઘવાયો, અને બે દિવસ બાદ મૃત્યુ પામ્યો. આ દ્વંદ્વયુદ્ધનું કારણ તેની પત્ની હતી. ૧૮૩૧માં પુશ્કિને નથ્લ્યા ગોંચોરોવા સાથે લગ્ન કર્યું હતું. આ સ્ત્રીને ઘણા પ્રશંસકો હતા, હિરકન-દાન્થેનો પુશ્કિનની પત્ની સાથેનો સંબંધ લોકોમાં ગવાતો હતો અને પુશ્કિન પર નનામા પત્રો આવવા લાગ્યા. પુશ્કિનથી આ સહન થાય તેમ નહોતું. તેથી તેણે દ્વંદ્વ માટે હિરકન-દાન્થેને આમંત્રણ આપ્યું અને દ્વંદ્વ ખેલતાં તે ઘવાયો અને બેભાન થઈ પડ્યો. છતાં ભાનમાં આવતાં તે પાછો લડવા તૈયાર થયો અને તેના શત્રુને જરા ઘા લાગતાં આનંદથી ખૂબ મારવા લાગ્યો. મરતી વખતે તેણે બધાં શત્રુઓને માફી આપી અને શાંતિથી સ્વસ્થચિત્તે મરણ પામ્યો.

પુશ્કિનના જીવનના બે વિભાગ પાડી શકાય; તેનું ત્રીસમા વર્ષ પહેલાંનું જીવન અને ત્યાર પછીનું. ત્રીસ વર્ષ પહેલાંનું જીવન લગામ વગરનું હતું, પણ તે પછીથી તે ગંભીર થયો. તત્ત્વવેત્તા સોલોવિવ તેને માટે કહે છે: 'In Pushkin, according to his own testimony, there were two different and separate beings : the inspired priest of Apollo, and the most frivolous of all the frivolous children of the world.' તેનામાં સોક્રેટીસનું ડહાપણ નથી, શેલીનું ઉડ્ડયન નથી, બાયરનનો ઉન્માદ નથી, પણ આ બધાં તત્ત્વોનો કાંઈક અંશે સમન્વય સાધતી ગટેની ભવ્ય શાંતિ અને સ્વસ્થતા છે. તેનાં ઊર્મિકાવ્યોમાં લેટિન પ્રાર્થનાઓની ભવ્ય સાદાઈ છે, મસેની (Musset) મૃદુ ભાવના છે, હાઈનનું (Heine) નર્તન છે, હોરેસ અને મિકીવિચનો (Mickiewcz) આત્મા છે, આન્દ્રે શેનિયે (Andre Chenier)નો સંયમ છે અને બાયરનનો ઉકળાટ છે. તેનાં કાવ્યોમાં કૃત્રિમતા નથી, પણ સ્વાભાવિકતા અને સહજતા છે.

તેના દેશબંધુઓએ તેને મોડો ઓળખ્યો. ૧૮૮૦માં તેનું સ્મારક ખુલ્લું મૂકતાં દોસ્તોવસ્કીએ તેને અંજલિ આપી અને તેના ગુણો પર વિવેચન કરી તેને રાષ્ટ્રના શ્રેષ્ઠ શાયર તરીકે વંદન કર્યું, ત્યારે રશિયનોનો ત્યારસુધી મંદ રહેલો ઉત્સાહ પ્રજ્વલિત થયો અને ઉત્તરોત્તર વધતો ગયો. દાન્તેનું ઇટાલીમાં જે સ્થાન છે, ગટેનું જર્મનીમાં જે સ્થાન છે, શેક્સપિયરનું ઇગ્લંડમાં જે સ્થાન છે, તે સ્થાન રશિયામાં પુશ્કિનનું છે. રશિયન વિવેચક નબોકોવ તેને માટે લખે છેઃ "We not only admire him, we worship him; he stands apart." અમે તેની માત્ર પ્રશંસા કરતા નથી, અમે તેને પૂજીએ છીએ, એનું સ્થાન અનન્ય છે.

પુશ્કિનના જીવન પરથી 'કવિ અને ઝાર' નામનું ચિત્રપટ ઉતારવામાં આવ્યું છે અને તેના મૃત્યુની શતાબ્દિને પ્રસંગે રશિયામાં James Cleughના પુશ્કિનના જીવનપ્રસંગો આલેખતા *'Prelude to Parnassus'* નામના પુસ્તકની ૮૦ લાખ નકલો પ્રસિદ્ધ કરવામાં આવી છે.

# હરિજન સેવકસંઘની વાર્ષિક સભા

પરીક્ષિતલાલ મજમુદાર

દિલ્હીના મધ્યસ્થ હરિજન સેવક સંઘની ચોથી વાર્ષિક સભા તા ૩-૧-૩૭ને રોજ દિલ્હીમા હરિજનભવનના કેન્દ્રસ્થાનમા મળી ગઈ

ગયા વર્ષની માફક આ વર્ષે પણ પૂ ગાંધીજીની હાજરી સભાના સ્થળે ન હોવાથી સભાસદોને તેમની સલાહ મેળવવાની તક ન મળી

ગયા ફેબ્રુઆરી માસમા ભરાયેલી સભામા કેરલના હરિજનભવનના પ્રમુખ અને મંત્રીએ હરિજનોનો મંદિરપ્રવેશનો પ્રશ્ન બહુ જ ભારપૂર્વક ચર્ચ્યો હતો બૂના અયનાતિયા નામે ઓળખાતી કોમના એક આગેવાન શ્રી ગોવિંદને પણ આ પ્રશ્ન ઉપાડી લેવા માટે ભારપૂર્વક આગ્રહ કર્યો હતો, તેને પરિણામે હરિજન સેવકસંઘે કેરલના સવર્ણોમા મોટા પ્રમાણમા પ્રચાર કરવાનુ ઠરાવ્યુ હતુ, અને હરિજન સેવકસંઘના પ્રમુખ શ્રી ઘનશ્યામદાસ બિડલા[1] તથા તેની કાર્યવાહક સભાના એક સભ્ય શ્રીમતી રામેશ્વરી નેહરુએ આ પ્રદેશની મુલાકાત લીધી હતી, કેરલના સવર્ણો તરફથી ચોપન હજાર માણસોની સહીથી એક વિનતીપત્ર ત્રાવણકોરના મહારાજાને રાજ્યના બધા મંદિરો ખુલ્લા મૂકવા સબંધી મોકલવામા આવ્યુ હતુ અને આખરે મહારાજાએ પોતાની વર્ષગાંઠના દરબારના પ્રસંગે રાજ્યના ૧૫૦૦ ઉપરાંત હિંદુ મંદિરો હરિજનો માટે ખુલ્લા મુકાયેલા જાહેર કર્યા હતા આ બનાવથી અસ્પૃશ્યતાનિવારણના પ્રશ્નમા એક પગલુ મક્કમ રીતે આગળ ભરાયુ છે એ વિચારથી સભાસદોને સંતોષ થતો હતો

મ્હૈસૂર રાજ્યના કેટલા વિભાગમા દેવદાસીની પ્રથાને મળતી પ્રથા જેને બસવીની પ્રથા કહેવામા આવે છે, તે પ્રથા બંધ કરાવવા માટે પ્રચારકાર્ય કરવાનુ અને ધારાસભા મારફતે પગલા લેવાનું કામ મ્હૈસૂર હરિજન સેવકસંઘના મંત્રી પ્ર રામચંદ્રને સોંપવામા આવેલુ શ્રી રામચંદ્ર મ્હૈસૂર રાજ્યની ધારાસભાના સભ્ય હોઈ ને તેમણે ધારાસભામા પણ આ બાબતમા ઊહાપોહ ચલાવ્યો અને તે સાથે પ્રજામત કેળવ્યો આ કાર્યમા મધ્યસ્થ હરિજન સેવકસંઘે તેમને આર્થિક મદદ આપી હતી પરિણામે મ્હૈસૂર રાજ્યમા ફરમાન નીકળ્યુ છે કે આ જાતની બસવીની પ્રથા ચાલુ રાખવી એ ચાલુ ફોજદારી કાયદાથી વિરુદ્ધ છે અને જે કોઈ ઉલ્લંઘન કરશે તેના પર યોગ્ય કેસ કરવામા આવશે હરિજનો સાર્વજનિક સ્થળોનો ઉપયોગ સરખા હક્કથી કરતા થાય, તેનો પ્રયત્ન કરવાનું સંઘ ભારપૂર્વક જણાવતો આવ્યો છે, પરિણામે સંઘ પાસે આવેલી માહિતી ઉપરથી જણાય છે કે તા ૩૦ મી સપ્ટેંબર ૧૯૩૬ને રોજ પૂરા થયેલા વર્ષમા કુલ ૩,૪૧૮ હરિજન બાળકોને સાર્વજનિક શાળાઓમા દાખલ કરવામા આવ્યા છે આ પ્રવૃત્તિને અંગે સંઘ તરફથી ચાલતી જુદી શાળાઓ ઓછી કરવી પડે તો તેમ કરીને અથવા ફક્ત પ્રાથમિક બે કે ત્રણ ધોરણો સુધીની શાળા રાખીને

---

[1] બિડલા ખરો શબ્દ છે

બીજા ધોરણો બંધ કરવાની નીતિ સ્વીકારવામાં આવી છે. સંઘ તરફથી હાલ ચાલતી દિવસની અને રાત્રિની શાળાની સંખ્યા ૧,૦૫૧ છે, જેમાં ૩૦,૨૦૨ હરિજન વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ ભણે છે.

સંઘ તરફથી ૮૫ છાત્રાલયો અને આશ્રમો ચાલે છે, જેમાં પાંચ કન્યાઓ માટેનાં છે. એકંદરે ૧,૨૯૩ છોકરાઓ અને ૧૩૧ છોકરીઓ આ સંસ્થાઓનો લાભ લઈ રહ્યાં છે.

શહેરોની સુધરાઈમાં કામ કરતા હરિજનોની સ્થિતિ તરફ લક્ષ આપવાનું, તેમની જરૂરિયાતો મેળવવા માટે પ્રયત્ન કરવાનું પણ બન્યું છે. સંઘની સીધી દેખરેખ નીચે હરિજનોની ૭૬ સહકારી મંડળીઓ અને ભંડારો ચાલે છે, અને રૂા. ૧,૩૫,૦૦૦ની મૂડીનું રોકાણ આ મંડળીઓ મારફત થયેલું છે.

હરિજનોની અજ્ઞાનતાનો લાભ લઈને તેમનું ધર્માંતર કરાવવાનો પ્રયત્ન થયા કરે છે, એમ સંઘની કેટલીક શાખાઓ આગળ બાતમી આવવાથી, તેના સંબંધમાં સંઘની નીતિની ચર્ચા થઈ. હિંદુસમાજમાં રહેલાં હરિજનોના ખરા સ્થાનનું તેમને ભાન કરાવવું, હરિજનોમાં જે જાતનું રચનાત્મક કામ થઈ રહ્યું છે તેને જોરથી ધપાવવું, અને એ જ રીતે અજ્ઞાનતાથી થયેલાં ધર્માંતરનો ઉપાય થઈ શકે છે એમ સંઘના પ્રમુખ શ્રી. બીડ્લાએ સલાહ આપી.

છેલ્લી સભા ભરાય પછી દિલ્હી હરિજન કોલોની જ્યાં સંઘનું મુખ્ય દફતર છે, ત્યાં હરિજન વિદ્યાર્થીઓ માટે ઉદ્યોગશાળા પણ બાંધવામાં આવી છે. હાલ અહીં ૩૬ વિદ્યાર્થીઓ છે, જેમાં ચાર સવર્ણ છે, અને તેઓ સુથારી, મોચી અને દરજી કામ શીખે છે.

ગુજરાતમાં હરિજનો માટે સિમેંટકૉંક્રીટ પદ્ધતિથી કૂવાઓ કરાવવામાં આવે છે, એનાથી કૂવાને અંગે થતા ખર્ચમાં સારી પેઠે ઘટાડો થાય છે, એવા ગુજરાત સંઘના હેવાલ ઉપરથી ચર્ચા થતાં, આ જાતના કૂવાઓ હિંદુસ્તાનના બીજા પ્રાંતોમાં થઈ શકે કે કેમ તે નક્કી કરવા માટે ગુજરાત સંઘ પાસે વીગતવાર માહિતી માગવાનું ઠર્યું.

મજૂરીને અંગે આસામમાં ગયેલી કેટલીક પછાત કોમના માણસો આસામમાં અસ્પૃશ્ય બની જાય છે, અને તેવા તરીકે બાકીનું જીવન ગુજારે છે, એ ઉપરથી એ વિભાગમાં આ સંઘ તરફથી ખાસ કામ શરૂ કરવામાં આવ્યું છે, અને એક ખાસ કાર્યકર્તાને આ કામ માટે રોકવામાં આવ્યા છે. આને અંગે આસામમાં કામરૂપ જિલ્લામાં ૧૨ શાળાઓ અને એક આશ્રમ અને એક દવાખાનું ચાલે છે, તેમજ સામાજિક પ્રચાર કરવામાં આવે છે.

હરિજન સેવકસંઘે પૂરાં થયેલા વર્ષે કરેલો તમામ કુલ ખર્ચ રૂા. ૪,૨૬,૦૦૦નો છે, જેમાં ૩,૫૦,૦૭૫ રચનાત્મક ખર્ચ છે.

દિલ્હી, તા. ૫-૧-૩૭

# નિમંત્રણ

સવાઈલાલ ઈશ્વરલાલ પંડયા

સ્વપ્નવશ નિકુંજ તણા પશ્ચિમ પ્રદેશ ધર્યા
આસને નિમંત્રણો સ્વીકારો રાજહંસ સખા
એકદા ઉદ્યાનમાં પધારો.

સંધ્યાના ઉલ્લસતા સત્ત્વના નિચોડ ભર્યા
પાત્રનું પિયૂષ સુખે ધારો રાજહંસ સખા
એકદા ઉદ્યાનમાં પધારો.

અમૃતમય વારિ આપ માનસે તો તૃપ્તિ કૃત્ય
રમવાને રત્નનો કિનારો રાજહંસ સખા
એકદા ઉદ્યાનમાં પધારો.

ભાવના-તરંગ અહીં તાલબદ્ધ કરે નૃત્ય
માનસે સમર્પણનો આરો રાજહંસ સખા
એકદા ઉદ્યાનમાં પધારો.

રત્નગર્ભ જીવનનાં મોતીઓની મૂઠી ભરી
આપુ ઉપહાર એ તમારો રાજહંસ સખા
એકદા ઉદ્યાનમાં પધારો.

ઝંખે છે પ્રાણ કઈ, સાર્થકતા નથી વરી
પૂરવા મનોરથ એ મારો રાજહંસ સખા
એકદા ઉદ્યાનમાં પધારો.

# *ડૉક્ટરશાહી ઇતિહાસ (?)

જૈનાચાર્ય શ્રી વિજયઇન્દ્રસૂરિ

થોડા દિવસ ઉપર બધેકાશાહી સાહિત્ય બાબત વાંચેલું. ભણેલા માણસોય આવું પાખંડ કરી શકે છે એ આ જમાનાની ખાસ વિશેષતા જણી. શ્રીમાન ચુનીલાલ શાહે એ બધેકાશાહીનો ઘટસ્ફોટ કર્યો અને સાહિત્ય જેવા સ્વચ્છ વિષયમાં એવા પાખંડને ન પેસવા દીધું એ ઠીક જ કર્યું.

આજે મારે પણ એવા જ એક ડૉક્ટરશાહી ઇતિહાસ વિશે લખવાની આકરી ફરજ બજાવવાની છે. એ ઇતિહાસનું નામ 'પ્રાચીન ભારતવર્ષ' છે. ખરી રીતે એ પુસ્તકને ઇતિહાસનું નામ આપીને ઇતિહાસ કહેવો એ ઇતિહાસ શબ્દને કલંકિત કરવા જેવું છે. મારી સામે એ કલ્પિત ઇતિહાસના બે ભાગ પડ્યા છે. ઇતિહાસવિદ્ ભાઈ દુર્ગાશંકર શાસ્ત્રીએ જેની આકરામાં આકરી સમાલોચના કરવી ઘટે તેવા એ 'પ્રાચીન ભારતવર્ષ'ની ઘણી મૃદુ સમાલોચના કરીને પોતાનો ધર્મ બજાવ્યો છે.

એ પુસ્તક વાંચ્યા પછી મેં તે બાબત એક 'અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત' નામની નાની પુસ્તિકા લખીને એ કપોલપુરાણનું શુદ્ધ સ્વરૂપ સાક્ષરો સમક્ષ રજૂ કર્યું છે; પણ વિચાર કરતાં લાગે છે કે એ અજ્ઞાનમય લેપ, મારી એ નાનીશી નીકથી ધોઈ નહિ શકાય. માટે જ એ ચાર ભાગવાળા ( ત્રીજો ચોથો ભાગ હજુ તૈયાર થાય છે) આખા પુસ્તક સંબંધે હું એક જુદો જ વિશિષ્ટ પ્રબંધપ્રવાહ તૈયાર કરવાનો છું અને તે દ્વારા તેની પ્રત્યેક કલ્પનાના સવિસ્તર રદિયા આપવાનો છું. છતાં સુપ્રસિદ્ધ માસિક 'પ્રસ્થાન'ના વિદ્વાન તંત્રીના સ્નેહભર્યા પત્રથી એ ઇતિહાસ કેટલો બધો જૂઠાણાથી ભરપૂર છે એ બતાવવા તેમાંના ચારપાંચ મુદ્દાઓની ચર્ચા માટે 'પ્રસ્થાન'નાં થોડાંક પાનાં રોકું છું.

૧

ડૉક્ટરશાહી 'પ્રાચીન ભારતવર્ષ×' પાનું ૨૨૪ની સામે એક મૂર્તિનું ચિત્ર આવેલું છે, જેનો આકૃતિ નંબર ૧૩ છે. એ ચિત્ર મૂકતાં ડૉક્ટરમહાશયે પહેલું તો પાખંડ એ કર્યું છે કે એ મૂર્તિ જે સ્વરૂપમાં છે તેથી તદ્દન ઊલટા સ્વરૂપમાં આ ચિત્રમાં તેને રજૂ કરી છે. એ મૂર્તિ તદ્દન સ્વાભાવિક સ્થિતિમાં—યથાવત્ સ્થિતિમાં—છે તેને બદલે શ્રીમાન ડૉક્ટર સાહેબે એ મૂર્તિની નગ્નતા એક પાંદડાદ્વારા ઢાંકીને તેને અહીં રજૂ કરી અને એમ કરી તેમણે કોઈએ ન કર્યો હોય, ન જાણ્યો હોય અને ન સાંભળ્યો હોય એવો વિપર્યાસ આ પોતાના માનીતા ઇતિહાસમાં કર્યો છે. એ મૂર્તિનું ચિત્ર ૧૯૩૪ના માર્ચના 'એશિયા' માસિકમાં (પૃ. ૧૫૩) આવેલું છે અને મુંબઈની માણિક્યચંદ્ર ગ્રંથમાળામાં પ્રકાશિત 'જૈન શિલાલેખ-

* ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહકૃત 'પ્રાચીન ભારતવર્ષ'ની સમાલોચના.

× આ લેખમાં બધેય સ્થળે આ પુસ્તકનો બીજો ભાગ વપરાયો છે. લે૦

સંગ્રહ' (પૃ ૧૭)માં પણ તેનું ચિત્ર પ્રગટેલુ છે જૈન સાહિત્યસંશોધકમા તે મૂર્તિના સ્વરૂપનું વર્ણન આ પ્રમાણે કરેલુ છે

"यह मूर्ति दिगम्बर है और उत्तराभिमुख सीधी खडी है जघों के ऊपर वह बिना सहारे के है। उरुस्थल तक वह वल्मीक से आच्छादित बनी हुई है, जिसमेंसे सर्प निकल रहे हैं। उसके दोनों पदों और बाहुके चारों और एक वल्लि लिपटी हुई है जो बाहुके ऊपरी भागमें पत्तों के गुच्छोमें समाप्त होती है। एक विकसित कमल पर उसके पर स्थित हैं।" (पृ १३४, प्रथम खण्ड तथा एपिग्राफिया कर्नाटिका भाग २, भूमिका पृ २८)

બીજો વિપર્યાસ એ છે કે ડૉક્ટરમહાશય એ મૂર્તિ 'આચાર્ય ભદ્રબાહુની છે' એમ સ્થાપિત કરે છે પોતાનો એ પક્ષ સ્થાપિત કરવા ડૉક્ટરમહાશયે વાપરેલી ઐતિહાસિક ભાષા આ પ્રમાણે છે

'જેમ ખડકલેખો અને શિલાલેખો તથા સ્તૂપો (Topes) મહારાજા પ્રિયદર્શિનના તેના પોતાના ધર્મના સ્મરણના ચિહ્ન તરીકેની કૃતિઓ છે, તેમ આ પ્રચંડ મૂર્તિઓ પણ તેમણે જ બનાવરાવી છે અને તે બનાવવામા પણ તેમનો હેતુ પોતાના ધર્મ પ્રત્યેના કોઈ કાર્યની મહત્તાદર્શક જ હોવો જોઈએ એમ સ્વાભાવિક અનુમાન કરાય છે આટલા ધ્યાન સાથે જ્યારે આપણે શ્રવણ બેલગોલની પ્રચંડ મૂર્તિઓની કથા જોઈએ છીએ ત્યારે એ હકીકત ઉપર વિશેષ પ્રકાશ પડે છે અને એમ અનુમાન કરવા લલચાઈએ છીએ કે જ્યારે આ શ્રવણ બેલગોલનુ સ્થાન, રાજા ચદ્રગુપ્ત અને તેમના ધર્મગુરુ શ્રી ભદ્રબાહુના અંતિમ જીવન સાથે સકળાયેલુ છે, ત્યારે આ મૂર્તિઓ ઊભી કરવામા પણ તેમના જ જીવનના પ્રસગો કે નિમિત્ત—કારણ—રૂપ ન બન્યા હોય? એટલે એ જ નિર્ણય ઉપર આવવુ રહે છે કે, આ મૂર્તિઓ પણ રાજા ચદ્રગુપ્તની કે તેમના ગુરુ શ્રી ભદ્રબાહુની હશે" ('પ્રાચીન ભારતવર્ષ' ભાગ રજો પૃ ૩૭૮)



પાદડાદ્વારા ટાંકીને રજૂ કરેલી મૂર્તિ
(આકૃતિ ન ૧૩–પૃષ્ઠ ૨૦૨ તથા ૩૭૩)

ઉપર્યુક્ત લખાણમા ડૉક્ટરસાહેબ પોતે જ 'એ મૂર્તિ ભદ્રબાહુની હશે' એમ કહેવા લલચાય છે અને 'મહારાજા પ્રિયદર્શિને બનાવી હોવી જોઈએ' એવુ અનુમાન કરે છે પરતુ એ માટે

એક પણ પ્રમાણ કે પુરાવો તેમની પાસે હયાત નથી. તેમને એવી ખબર તો હોવી જ જોઈએ કે તેમની પોતાની લાલચમાત્રથી વા અનુમાન દોરવાની રીત ઉપરથી ઇતિહાસ રચી શકાતો નથી. ઇતિહાસ માટે તો નક્કર પ્રમાણ પુરાવા હોવા જોઈએ. ઇતિહાસવિદ્ તો 'नामूलं लिख्यते किंचित्'ની ઉક્તિને અક્ષરશઃ વળગી રહે છે, પરંતુ આપણા આ નવા ઇતિહાસકાર (?) તો 'अमूलं लिख्यते सर्वम्' એ ઉક્તિને વળગી પાનાંનાં પાનાં ભર્યે જ જાય છે.

જે મૂર્તિ બાબત ડૉકટરસાહેબે પોતાની તરંગપરંપરા હંકારી છે તે મૂર્તિ નથી આચાર્ય ભદ્રબાહુની, તેમ તેનો સંબંધ નથી સમ્રાટ્ પ્રિયદર્શિન સાથે. એ વસ્તુ તે મૂર્તિ ઉપરનો શિલાલેખ જ કહી આપે છે. મૂર્તિના જમણા પગ પાસેનો લેખ આ પ્રમાણે છેઃ

"श्री चामुण्डराजे माडिसिदं" આ પંક્તિની ભાષા અને લિપિ બન્ને કાનડી છે. તેનો ભાવ બતાવવા તામિલમાં તેનો અનુવાદ એ પંક્તિની નીચે જ આપેલો છે. "श्री चामुण्डराजन [शे] ध्व [व] इत्तां" અર્થાત્ "શ્રી ચામુણ્ડરાજે નિર્માણ કરી." આ ચામુંડરાય પોતે બીજા રાજા મારસિંહનો અને બીજા રાયમલ્લનો મંત્રી હતો. બીજા રાજા મારસિંહનું મૃત્યુ ઈ. સ. ૯૭૫માં થયું હતું. એ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે મંત્રી ચામુંડરાયનો સમય ઈસ્વીનો દસમો સૈકો હરે છે. એટલે એ મૂર્તિના નિર્માણનો સમય પણ એ દસમા સૈકાની અંદર જ આવવો જોઈએ. મંત્રી શ્રી ચામુંડરાયને લગતા બીજા કેટલાક પુરાવાઓ જોતાં અને તેના ઉપાસ્ય સૈદ્ધાંતિક સાર્વભૌમ મુનિ નેમિચંદ્રના ગ્રંથોમાં આવતી તેમજ બીજા ગ્રંથોમાં નોંધાયેલી એ મૂર્તિને લગતી હકીકત જોતાં એ મૂર્તિનો નિર્માણસમય ઈ. ૯૭૮ થી ૯૮૪નો ઠરે છે. મૂર્તિની નીચે શિલાલેખ છે. તેમાં એને 'ચામુંડરાયે બનાવેલી છે,' એવું સ્પષ્ટ લખાણ છે.



એ મૂર્તિ—સાચા નગ્ન સ્વરૂપમાં

વળી તે લખાણની લિપિ અને ભાષા બન્ને કાનડી છે. આવું ચોખ્ખું પ્રમાણ હયાત છે છતાં ડૉકટર સાહેબ એ મૂર્તિનો નિર્માતા સમ્રાટ્ પ્રિયદર્શિન છે એવું વિપર્યાસવાળું કહેવા તો લલચાયા છે પણ પ્રમાણ કે પુરાવા વિના તે મનાય જ કેમ! શિલાલેખમાં

વપરાયેલી કાનડી લિપિ અને કાનડી ભાષા એ બન્નેની વિદ્યમાનતા જે રૂપમાં શિલાલેખમાં છે તે જ રૂપમાં શું તે સમ્રાટ પ્રિયદર્શિનના વખતમાં હતી કે? તેમનો પક્ષ 'હતી' હોય તો સમ્રાટના બીજા કોઈ લેખો એ જ લિપિ અને એ જ ભાષામાં ડૉકટરસાહેબને મળ્યા છે ખરા? ખરું કહું તો 'માગધી લિપિ' અને 'ખરોષ્ઠી ભાષા' આવા શબ્દપ્રયોગ કરનારા ડૉકટરમહાશય લિપિ અને ભાષાનો પણ ભેદ સમજતા નથી. વળી જેમને સંસ્કૃત, પ્રાકૃત, પાલી એવી કોઈ પ્રાચીન ભાષા મુદ્દલ આવડતી નથી તેમજ કોઈ પણ વૈદિક, જૈન વા બૌદ્ધ મૂળ વાઙ્મયનો મૌલિક અભ્યાસ કરવા જેટલી જેમની યોગ્યતા પણ નથી એવા આ મહાશય ઇતિહાસ લખવા બેઠા છે તે ઇતિહાસ તો નથી જ લખી શકવાના, પણ ઇતિહાસની સાચી હકીકતો ઉપર માત્ર પીછી ફેરવી તેને વિપરિત રૂપમાં રજૂ કરવાના એવું તો મૂર્તિ ઉપર કરેલા ગોટાળાદ્વારા જ જાણી શકાય છે.

વળી એ મૂર્તિના લેખમાં જે 'ચામુડરાય'નું નામ છે તેનું તેઓ શું કરશે? મૂર્તિની નગ્નતા જેમ તેમણે છુપાવી તેમ શું તેઓ એ નામ પણ છુપાવવા માગે છે?

અરે! બીજી વાત તો જવા દઈએ પણ એ મૂર્તિ ઉપર જે વેલો વીંટાઈ છે, મૂર્તિના ઢીંચણ સુધી રાફડાઓ ઊભા છે અને તેમાંથી સાપ નીકળતા જણાય છે એ બધાંનો મૂર્તિ સાથે શો સંબધ છે? ભદ્રબાહુની મૂર્તિ માનતાં એ બધાનો કોઈ ખુલાસો ડૉકટર પાસે છે? ક્યાંથી હોય! ખરી વાત એ છે કે એ મૂર્તિ, ભરતના ભાઈ મુનિ બાહુબલિની છે, જેમનું બીજું નામ ભુજબલિ પણ પ્રસિદ્ધ છે. બાહુબલિ જ્યારે મુનિ થયા ત્યારે તેઓ પોતાના પિતા શ્રી ઋષભદેવજી પાસે ન જતાં પોતાને ગમતે સ્થળે રહીને તપ કરવા લાગ્યા. તેમણે—બાહુબલિએ એમ ધારેલું કે હું કેવળજ્ઞાની થયા પછી જ શ્રી ઋષભદેવજી પાસે જઈશ, હમણાં જાઉં તો મારે મારા નાના ભાઈઓને નમવુ પડે. આ અભિમાનના કારણથી તેઓએ તપ—બહુ કાળ સુધી આકરામાં આકરું તપ કર્યું. તપ કરતાં કરતાં તેઓ એવી અડગ રીતે ધ્યાનસ્થ રહ્યા કે પક્ષીઓએ તેમને ઝાડનું ઠૂંઠું જ માન્યા અને એમ માની તેમના શરીર ઉપર માળા ઘાલ્યા, વર્ષા આવતા આસપાસની વેલો તેમના ઉપર ચડી અને આખા શરીરે વીંટળાઈ અને પગ પાસે મોટામોટા રાફડાઓ પણ જામી ગયા અને તેમાં મોટા ભુજંગો પણ નિવસવા લાગ્યા. આ રીતે એ મૂર્તિ ઉપરના બધા દેખાવોનો સંબંધ મુનિ બાહુબલિના જીવન સાથે બરાબર બંધ બેસે છે એટલે એ મૂર્તિ મુનિ બાહુબલિની જ છે, નહિ કે ભદ્રબાહુની.

વળી, જે મૂર્તિ બાબત ડૉકટરસાહેબ પોતાની કલ્પના દોડાવે છે તે મૂર્તિની ઊંચાઈ લગભગ ૫૭ ફૂટ છે. મૂર્તિની ઊંચાઈ જેની તે મૂર્તિ છે તેને અનુરૂપ જ હોય એવો શિલ્પશાસ્ત્રનો નિયમ છે. પાંચ ફૂટ ઊંચા માણસની મૂર્તિ પચીશ કે પચાસ ફૂટ ઊંચી ન બનાવી શકાય, અને કોઈ એમ બનાવે તો એ શિલ્પની દૃષ્ટિએ ભ્રામક રચના જ કહેવાય. આ મૂર્તિની ઊંચાઈ જોતાં તેને માટે તેવી જ ઊંચાઈવાળા મનુષ્યને શોધવો રહ્યો. 'ભદ્રબાહુની મૂર્તિ છે' એમ કહેનાર ડૉકટરસાહેબ ભદ્રબાહુની ઊંચાઈ કેટલી કલ્પતા હશે? ત્યારે બાહુબલિની ઊંચાઈ જોતાં આ મૂર્તિની કલ્પના તેની ઊંચાઈને અનુરૂપ છે. બાહુબલિની ઊંચાઈ તેમના પિતાની પેઠે લગભગ પાંચસે ધનુષ્ય જેટલી હતી અને પાંચસે વાંભ ઊંચાઈવાળા એ બાહુબલિ મુનિની મૂર્તિ ૫૭ ફૂટ ઊંચી હોય તો બરાબર ઉચિત છે, પણ પાંચ કે છ હાથ ઊંચાઈવાળા શ્રીભદ્રબાહુસ્વામીની મૂર્તિ આટલી ઊંચી ન ઘડી શકે.

આ રીતે મૂર્તિ ઉપરનો શિલાલેખ, મૂર્તિના શરીર ઉપર વેલડી વગેરેનું શિલ્પ અને મૂર્તિની ઊંચાઈ એ બધું તેને બાહુબલિની મૂર્તિ હોવાનું સાબિત કરે છે. આ બાબત વધારે પ્રમાણ અને પુરાવા જોવા હોય તો 'જૈન સાહિત્યસંશોધક' (પ્રથમ ખંડ, પા. ૧૨૯–૧૪૩)માં આવેલો 'दक्षिणभारतमें ९वीं–१०वीं शताब्दीका जैनधर्म' એ વીગતથી ભરપૂર લેખ વાંચી લેવો.

ડૉકટરસાહેબે એ મૂર્તિ બાબત બીજી એક હસવા જેવી કલ્પના કરી છે કે 'મૂર્તિ ઉપરનો લેખ તો પાછળથી લખાયેલો છે અને મૂર્તિ તો રાજા પ્રિયદર્શિને બનાવેલી છે.' તેમની આ કલ્પના સર્વથા અસંગત છે. કારણકે તે માટે તેમની પાસે એક પણ પ્રમાણ કે પુરાવો નથી.

વળી, બીજું એ કે તેમની એ હવાઈ કલ્પનાને સ્વીકારવામાં આવે તો અત્યારે જેટલી મૂર્તિઓ છે તે બધીય મહાભારતની પ્રાચીનતા કરતાંય વધારે પ્રાચીન કહી શકાય; કારણકે ડૉકટરની કલ્પના પ્રમાણે તે દરેક મૂર્તિ ઉપર જે લેખો છે તે બધા પછી જ લખાયા છે. જગતમાં ઇતિહાસનો વિધ્વંસ કરે એવાં પણ એંજન છે એ વાત આ ડૉકટરશાહી ઇતિહાસ વાંચ્યા પછી સ્વીકારવી જ જોઈએ.

## ૨

ડૉકટરમહાશય આ એક બીજી શોધ (?)—કે જે આજ સુધીમાં કોઈ પણ વિદ્વાને નથી કરી—કરતાં લખે છે કે: "પાર્શ્વનાથ પોતે ચાર મહાવ્રત્તો[1]ની પ્રરૂપણા કરતા હતા: ગૌતમબુદ્ધે પોતે પ્રચાર કરેલા બૌદ્ધધર્મમાં પણ ચાર વૃત્તો (જેને તે ધર્મના ગ્રંથોમાં अण्हय કહેવામાં આવ્યા છે) નો જ ઉપદેશ આપ્યો છે." (પ્રાચીન ભારતવર્ષ પૃ. ૧૪, ટિ. ૬૨)

ઉક્ત લખાણમાં ડૉકટરમહોદય 'મહાવ્રતો' અને 'अण्हय' એ બન્નેને એક જ સમજતા લાગે છે. અને તેમની આ સમજણ અંધકારને પ્રકાશ અને પ્રકાશને અંધકાર કહેવા જેવી અપૂર્વ વિલક્ષણ છે. એમ છે તેથી તેને અપૂર્વ શોધ જ કહેવાય ને? અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ એ ચાર મહાવ્રતો છે, જેનું બીજું નામ સંવર છે. સંવર એટલે પાપને રોકવાની પ્રવૃત્તિ. એ ચારે મહાવ્રતો પાપને રોકે એવાં છે માટે જ એ સંવરરૂપ પણ છે. આથી ઊલટું હિંસા, અસત્ય, ચૌર્ય અને પરિગ્રહ એ ચાર પાપપ્રવૃત્તિઓ છે, જેનાં જૈન અને બૌદ્ધ દર્શનમાં આસ્રવ અને આસ્નવ એવાં બીજાં બે નામ પ્રસિદ્ધ છે. આસ્રવ કે આસ્નવ એટલે કૂંડીમાંથી જેમ પાણી ચૂયા કરે તેમ જે પ્રવૃત્તિ અર્થાત્ હિંસા વગેરેની પ્રવૃત્તિ. 'આસ્રવ'માં મૂળ ધાતુ 'સ્રુ' છે અને 'આસ્નવ'માં મૂળ ધાતુ 'સ્નુ' છે. એ બન્ને ધાતુનો અર્થ ઝરવું—ટપકવું—ચૂવું થાય છે. 'આસ્રવ'નું પ્રાકૃતરૂપ 'આસવ' થાય છે, અને 'આસ્નવ'નું પ્રાકૃત રૂપ 'અણ્હવ કે અણ્હય' થાય છે. અર્થાત્ 'અણ્હય' શબ્દ આસ્રવનો પર્યાય છે, અને તે હિંસા, અસત્ય, ચૌર્ય, પરિગ્રહ વગેરે પાપપ્રવૃત્તિઓનો સૂચક છે. ત્યારે ડૉકટરમહાશય એ પાપપ્રવૃત્તિના સૂચક 'અણ્હય' શબ્દને ચાર મહાવ્રતો—અહિંસા, સત્ય, અસ્તેય, અને અપરિગ્રહનો સૂચક કહીને એક તદ્દન નવી જ શોધ કરે છે એમ જ કહેવાય ને!

જૈનોના અંગસૂત્ર પ્રશ્નવ્યાકરણસૂત્રમાં એ 'અણ્હય' શબ્દ આસ્રવ અર્થમાં વપરાયેલો

---

[1] જેવું છપાએલું છે તેવું જ લખ્યું છે.—સં૦

પણ છે. 'પાઇઅસદ્દમહણ્ણવ'ના સંકલક પંડિત હરગોવિંદદાસ પણ 'અણ્હય' શબ્દને ઉક્ત આસ્રવ અર્થમાં જ જણાવે છે:

अण्हग } [ आश्रव ] कर्मबंध के कारण हिंसादि.
अण्हय }

મારે-ડોકટરસાહેબે લગાવેલાં કેટલાં ગપ્પાં બતાવવાં? ડોકટરસાહેબ લખે છે કે, 'બુદ્ધદેવની માતાનું નામ યશોધરા' (પ્રાચીન ભારતવર્ષ પૃ. ૧૨) છે, જ્યારે ખરી રીતે તે બુદ્ધદેવની સ્ત્રીનું નામ યશોધરા છે. સ્ત્રીને માતા ઠરાવવી એ પણ એક અપૂર્વ શોધ જ છે ને?

બુદ્ધદેવના શિષ્યોના નામ જણાવતાં ડોકટરમહાશય 'જલાયન' (પ્રાચીન ભારતવર્ષ પૃ. ૧૪) નામ જણાવે છે. ઉપરાંત તેઓ પોતાની એક ટિપ્પણીમાં લખે છે કે, "કેટલાંક બૌદ્ધ ગ્રન્થોમાં જળાયન લખ્યું છે." (પ્રાચીન ભારતવર્ષ- પૃ. ૧૧, ટિપ્પણ ૩૮ તથા પૃ. ૬ ટિપ્પણ ૧૨.)

ડોકટરસાહેબે 'જલાયન' નામની નવી શોધ તો કરી, પણ તે તેમણે કયા બૌદ્ધ ગ્રન્થોમાંથી મેળવ્યું છે તે લખવાની તેમને જરૂર નથી જણાઈ. નામ તો મોગલાન અથવા મૌદ્‌ગલ્યાન છે, પણ લિપિશાસ્ત્રવિશારદ (?) ડોકટરસાહેબે તેને 'જલાયન' વાંચ્યું જણાય છે અને એવું ઊલટું વચાય ત્યારે જ નવીન શોધ થઈ શકે ને? ડોકટરના ઇતિહાસમાં બુદ્ધદેવની માતાનું નામ યશોધરા છે એ વાત ઉપર આવી ગઈ, પણ બીજી નવી વાત એ છે-કે તેઓ બુદ્ધદેવની સ્ત્રીનું નામ 'યશોદા' પણ જણાવે છે:

"ઉમરે આવતા સારા ખાનદાન કુટુંબની 'યશોદા' નામે ક્ષત્રિયકન્યા સાથે પાણિગ્રહણ કરાવ્યું હતું." (પ્રાચીન ભારતવર્ષ પૃ. ૧૦ તથા પૃ. ૧૩)

ડોકટરસાહેબ લખે છે કે, "કેશિ નામના મુનિ થયા હતા તે કોશલપતિ રાજા પ્રસેનજિત—બૌદ્ધ ગ્રન્થના રાજા પસાદિના ધર્મગુરુ હતા."—(પ્રાચીન ભારતવર્ષ પૃ. ૫) ડોકટરસાહેબ તેમના લખાણ માટે જવાબદાર છે ખરા? જવાબદાર હોય તો તેમણે કેશિમુનિ અને રાજા પ્રસેનજિત વગેરેનો ઉપર્યુક્ત જે સબંધ બતાવ્યો છે તે માટે તેમની પાસે કાંઈ પ્રમાણ છે ખરું? હોય તો તે તેમણે ઉક્ત લખાણમાં કેમ ટાંક્યું નથી? કોઈ પણ જૈન કે બૌદ્ધ ગ્રન્થમાં કેશિમુનિ અને રાજા પ્રસેનજિતના કે પસાદિના સંબંધને લગતી વાત જ નથી આવતી. બૌદ્ધોના દીઘનિકાયમાં पायासि सुत्तंतમાં રાજા પાયાસિ અને કુમાર કાસ્સપનો સંબંધ આવેલો છે અને જૈનોના रायपसेणियसुत्तमां રાજા પએસિ અને કેશિકુમારના સંબંધની વાત આવે છે, પણ કોઈ સ્થળે પસેનજિત વા પસાદિની સાથે કેશિમુનિની હકીકત જ મળતી નથી. ત્યારે આવી નિરાધાર વાત લખીને શું તેઓ પોતાના ઇતિહાસની શોભા વધારવા ચાહે છે? અથવા એમની પાસે ઉક્ત લખાણ માટે કોઈ પુરાવો હોય તો જરૂર પ્રકટ કરવા કૃપા કરે.

વળી, 'પ્રાચીન ભારતવર્ષ'ને છઠ્ઠે પાને તેમણે કેશિમુનિની જે પાંચ પેઢીઓ બતાવી છે તે કઈ પટ્ટાવળીના આધારે? જે પટ્ટાવળી ઉપરથી એ પેઢીઓ બતાવી છે તે પટ્ટાવળી કેટલી પ્રાચીન છે? કોણે બનાવેલી છે? અને ઇતિહાસની કોટિમાં એ પટ્ટાવળી મૂકી શકાય એવી છે ખરી? ડોકટરસાહેબ જવાબ દેવા જરૂર તસ્દી લેશે.

૩

ડૉક્ટર સાહેબ લખે છે કે, "વળી સુદર્શન તળાવની પ્રશસ્તિમા શાલિશુકનું નામ જોડાયેલુ છે."—(પ્રાચીન ભારતવર્ષ પૃ ૩૯૯)

આ બાબત વિશે મારે જણાવવુ જોઈએ કે ડૉકટરમહાશય જે પ્રશસ્તિનો ઉલ્લેખ કરે છે તે રુદ્રદામનનો લેખ જ છે. એ લેખ અનેક સ્થળે મુદ્રિત થયેલો છે ફાર્બસ સભાવાળા 'હિસ્ટોરિકલ ઇન્સ્ક્રીપશન ઓફ ગૂજરાત' ભાગ ૧ નામના પુસ્તકમા તથા ભાવનગરના મહારાજા તરફથી પ્રકાશિત થયેલા 'પ્રાકૃત, સંસ્કૃત, ઇન્સ્ક્રીપશન નામના શ્રી પિટર્સન સપાદિત ગ્રન્થમા એ આખો લેખ પંક્તિવાર છપાયેલો છે તેની બધી મળીને વીશ પંક્તિઓ છે તેમા વિશેષ નામો તરીકે ચષ્ટન, રુદ્રદામન મહાક્ષત્રપ ઇત્યાદિ નામો મેં જોયેલા છે પણ એ લેખમા કોઈ સ્થળે વા કોઈ પંક્તિમા 'શાલિશુક'નું નામ મારા વાચવામા આવ્યુ નથી તમારા પૃ ૩૯૯વાળો ઉપર્યુક્ત ઉલ્લેખ વાચી મેં એ લેખને ફરીફરીને વાચી જોયો તેના અનુવાદો અને તે ઉપરની ટિપ્પણીઓ પણ ઘણી જ સૂક્ષ્મતાથી વાચી જોઈ, છતા મારી નજરે એ લેખમા ક્યા ય 'શાલિશુક'નું નામ ન ચડયુ તે ન જ ચડયુ એટલુ જ નહિ પણ એ લેખના સપાદકો અને વિવેચકોની નજરમા પણ 'શાલિશુક' નુ નામ નથી આવ્યુ તો પછી તે તમારી નજરમા શી રીતે ચડી આવ્યુ? તમે એમ જણાવ્યુ હોત કે રુદ્રદામનના લેખમા અમુક પંક્તિમા 'શાલિશુક'-ના નામનો ઉલ્લેખ છે પણ તમે તો પ્રમાણ કે પુરાના આપનાના શપથ લીધા છે પણ મહાનુભાવ, આમ તે કઈ ઇતિહાસ લખાતો હશે? તમે હવે આ વાત વેળાસર જણાવી નાખો કે રુદ્રદામનવાળા લેખમા 'શાલિશુક' નુ નામ અમુક પંક્તિમા આવેલુ છે નહિ જણાવો તો તમે કલ્પિત વાતો હકારો છો એ કહેવુ જરાય વધારેપડતુ નથી વળી એ લેખ બાબત તમે એક બીજી પણ કુચેષ્ટા કરી છે તે એ કે "પ્રશસ્તિના બે વિભાગ છે ઇત્યાદિ"—(પ્રાચીન ભારતવર્ષ પૃ ૩૯૬) એ લેખ એક અખડ લેખ છે, તેના બે ભાગ જ નથી અત્યાર સુધીના બધા શોધકોએ એ લેખને એક અખડ જ જણાવેલો છે તેમા લિપિ કે ભાષાનું અતર નથી આમ છતાય તમે બે ભાગ શી રીતે કલ્પો છો? તમારી કલ્પનાની પુષ્ટિ માટે તમે કશુ પ્રમાણ પણ આપ્યુ નથી. આ ઉપરાત ડૉકટરમહાશયે એ રુદ્રદામનના લેખ બાબત બીજી પણ અનેક અનર્ગળ કલ્પનાઓ (પૃ ૩૯૩-૩૯૭) ચીતરી મૂકી છે કે જે કલ્પનાઓનુ નથી મો કે નથી માથુ આમ વિના પુરાવાથી લખનારને વારવાર શુ કહેવુ?

૪

ડૉકટરસાહેબની ચાલાકીની શી વાત કરુ? એક તો તેઓ જે અક્ષરો જ્યા ન હોય તેને ત્યા વાચી કાઢે છે, અથવા જ્યા જે અક્ષરો તેમને અનુકૂળ ન હોય તેને બદલે બીજા અક્ષરો ગોઠવી કાઢી પોતાના ઇતિહાસનો ચમત્કાર બતાવે છે 'ભિલ્સા ટોપ્સ' નામના પુસ્તકનું નામ આપી તેઓ તેમાના લેખો વિશે લખતા જણાવે છે કે, "તેમાના એક ઉપર મહાકશ્યપ શબ્દ છે"—(પ્રાચીન ભારતવર્ષ પૃ ૧૯૪) આ મૂળ લેખ 'એપિગ્રાફિકા ઇન્ડિકા' ભાગ ૧૦ નંબર ૬૫" ઉપર આવેલો છે અને આ બાબત 'ગાઈડ ઓફ સાચી' નામના પુસ્તકમા (પૃ ૧૩૬) પણ જણાવેલ છે તથા રાધાકુમુદ મુકરજીના 'અશોક' નામના ગ્રન્થમા (પૃ ૩૫) અને भारतीय इतिहास की रुपरेखा भाग २ નામના હિંદી ભાષાના

ઇતિહાસ ગ્રંથમાં ( પૃ. ૫૯૨ ) પણ વિગતવાર હકીકત આવેલી છે, છતાં ક્યાંય એ મૂળ લેખમાં 'મહાકશ્યપ' શબ્દ જ નથી પણ માત્ર 'કાશ્યપ' શબ્દ જ છે. સન ૧૯૩૪ની આવૃત્તિવાળા મહાવંશમાં ( પૃ. ૧૯ ) "सपुरिस (स) 'कासपगोत्तस हेमवताचारयस" આવો પાઠ છે. વાચકો જોઈ શકશે કે એ પાઠમાં ક્યાંય 'મહા' શબ્દ છે? વળી ઉક્ત લેખમાં 'મહા' શબ્દ ઉમેરી ડૉક્ટરસાહેબ તેનો 'ભગવાન મહાવીર' એવો અર્થ કરવા માગે છે. પણ 'मूलं नास्ति कुतः शाखा ?' જ્યાં લેખમાં 'મહા' શબ્દ જ નથી ત્યાં તે દ્વારા 'મહાવીર' અર્થ કલ્પાય જ કેમ!

ડૉક્ટરસાહેબ લખે છે કે, "મથુરાના લેખમાં असोकस्स શબ્દ સ્પષ્ટપણે દેખાય છે. × × × પણ આ વિદ્વાનને નમ્રપણે પૂછવાનું કે, વાક્યમાં તો અશોક શબ્દનો પ્રયોગ પ્રથમા વિભક્તિમાં થયેલ છે એટલે તે શબ્દ કર્તા તરીકે લેખવાનો છે. જ્યારે असोकस्स શબ્દ તો છઠ્ઠી વિભક્તિનો શબ્દ છે. તો શું છઠ્ઠી વિભક્તિનો શબ્દ કોઈ કાર્યનો કર્તા થઈ શકે ખરો? × × × તેમ બીજી મુશ્કેલી એ છે કે असोकस्स શબ્દ પછી થોડીક જગ્યા ખાલી છે ત્યાં કયા શબ્દ ગોઠવવા ધારો છો? મારી માન્યતા એમ છે કે આ ખાલી જગ્યામાં જે શબ્દ હોય તે જ, કર્તા તરીકે એટલે કે પ્રથમા વિભક્તિના શબ્દ તરીકે હોવો જોઈએ અને તે શબ્દ કાં તો पौत्र અથવા अनुज કે वंशज હોવા સંભવ છે એટલે આખું વાક્ય असोकस्स पौत्र એમ વાંચી શકાય"—( પ્રાચીન ભારતવર્ષ પૃ. ૪૨ )

ઉપર્યુક્ત લખાણમાં ડૉક્ટરસાહેબે પોતાની બુદ્ધિના અને વ્યાકરણના જ્ઞાનના 'ચૂરા' કરી નાખ્યા છે અને પેલી ખાલી જગ્યા જોતાં તેમણે જે કલ્પના કરી છે તે તો તેમની કુશાગ્ર બુદ્ધિને જ સૂઝે એવી છે.

ડૉક્ટરસાહેબ વ્યાકરણ કેટલું ભણ્યા છે તે તો હું જાણતો નથી. પણ 'असोकस्स'માં છઠ્ઠી વિભક્તિ જોઈને તેમને કશી મૂંઝાવાની જરૂર નહોતી. ગૂજરાતી ભાષામાં 'આ ચોપડી મારી લખેલી છે' એ વાક્યમાં 'મારી' એ કર્તા છે અને તે છઠ્ઠી વિભક્તિમાં આવેલ છે. તે જ રીતે સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં કોઈ પણ કર્તાસૂચક શબ્દ છઠ્ઠી વિભક્તિમાં જરૂર આવી શકે છે. જેમ 'हरिभद्रस्य कृतिः हेमचंद्रस्य किद्दं' એટલે કર્તામાં છઠ્ઠી વિભક્તિ નથી આવતી માટે 'असोकस्स'ની છઠ્ઠી વિભક્તિનું શું થશે—એવી કલ્પનાને જરાય અવકાશ નથી. ડૉક્ટરસાહેબ વ્યાકરણ ન ભણ્યા હોય તો હવે જરૂર ભણી લે અને 'विवक्षातः कारकाणि' તથા 'कृतः कर्तरि षष्ठी' એ બધા નિયમો કંઠસ્થ કરી રાખે. તેમનો જે આ પ્રસ્તુત કલિયુગી ઇતિહાસ લખાય છે તેમાં તેમને એ કંઠસ્થ કરેલું વ્યાકરણ ઘણું કામ આવશે. વળી ખડક ઉપરના ઉક્ત લેખમાં થોડી ખાલી જગ્યા ભાળી ડૉક્ટરસાહેબ અદ્‌ભુત કલ્પના ચલાવી રહ્યા છે અને ત્યાં નવાનવા શબ્દો ઉમેરવા પોતાની બુદ્ધિને કસી રહ્યા છે. પણ તેમને હજુ ખડકલેખનો અનુભવ જ નથી. હું તો એમ પણ કહી શકું છું કે જે ખડકલેખ વિશે તેઓ આ ઉટપટાંગ કલ્પના દોડાવી રહ્યા છે તે તેમણે જાતે વાંચ્યો હોય કે જોયો હોય એ પણ સંભવિત નથી જણાતું. કારણ કે તેમને બ્રાહ્મી લિપિ કે પાલી ભાષા બેમાંનું એક આવડતું નથી. માત્ર તેમની શક્તિ તો ઉટપટાંગ ચીતરવાની જ છે. ખડકલેખોમાં જ્યાં જે ખાલી જગ્યા રાખવામાં આવે છે ત્યાં કોઈ નામ રહી ગયું છે, વા ત્યાં કોઈ નવું જ નામ ઉમેરવાનું છે એવી કલ્પનાને સારુ નહિ જ પરંતુ ખડકોની સપાટી

કેટલેક ઠેકાણે સમ હોય છે અને કેટલેક ઠેકાણે વિષમ એટલે ખાડાખડિયાવાળી હોય છે એટલે ખડકની સમ સપાટી ઉપરનો અક્ષર સારી રીતે અને સહેલાઇથી કોતરી શકાય અને જ્યાં ખડકની સપાટી ખાડાખડિયાવાળી, ઊંડી કે ઊપસેલી વા ઝીણાઝીણા ખાડાવાળી હોય તેના ઉપર અક્ષરો સારી રીતે કોતરી જ ન શકાય, અને આ એક જ કારણથી ખડકોના લેખોમાં વચ્ચેવચ્ચે ખાલી જગ્યા છોડવામાં આવે છે. આ હકીકત ખડકલેખનો અભ્યાસી સારી રીતે કળી શકે એમ છે, પણ આપણા ડૉક્ટરસાહેબને ઇતિહાસજ્ઞાનનો સ્પર્શ પણ નથી એટલે તેઓ એ ખાલી જગ્યા જોઈ કોઈ પણ ઇતિહાસમાં નવું નામ ઉમેરવા લલચાય જ ને ? પણ ઇતિહાસમાં નવું નામ ઉમેરવા જતાં કેટલી વીસે સો થાય છે, એની તેમને ખબર જ નથી !

## ૫

લખાણ બહુ લાંબું થયું છે, હવે તો તેને ટૂંકાવવા જ ધારું છું. છેક છેલ્લે આપણા ડૉક્ટરસાહેબની એક તદ્દન નવી જ શોધ વિશે જણાવી વાચકોનો કંટાળો ઓછો કરીશ.

ડૉક્ટરસાહેબ જણાવે છે કેઃ "અત્યારસુધી જૈન પ્રજામાં એમ માનવામાં આવે છે કે શ્રી મહાવીરનું નિર્વાણસ્થાન મોક્ષકલ્યાણક—બંગાળ ઇલાકામાં આવેલ પાવાપુરી છે. જો કે તે માટે કોઈ ઐતિહાસિક પુરાવો કોઈ તરફથી રજૂ કરાતો નથી જ"—(પ્રાચીન ભારતવર્ષ પૃ૦ ૩૭૧). ઉક્ત લખાણ ઉપર ટિપ્પણ કરતાં ડૉક્ટરમહાશય જણાવે છે કેઃ "આ તીર્થ માટે શ્વેતામ્બર દિગમ્બર બન્નેએ, તે મંદિર પોતાની માલિકીનું છે, એમ સાબિત કરવા કોર્ટે ચડી, લાખો રૂપિયાની ધૂળધાણી કરી નાંખી છે; પણ ખરી રીતે તે જગ્યા મોક્ષકલ્યાણકની ભૂમિ જ નથી."—(પ્રાચીન ભારતવર્ષ પૃ૦ ૩૭૧, ટિપ્પણ ૫૪મું.)

ડૉક્ટરસાહેબની આ શોધે તો કમાલ કરી છે. અને જૈન આગમની વાણીને પણ અન્યથા કરી નાંખી છે. જૈનોના પ્રસિદ્ધ સૂત્ર કલ્પસૂત્રમાં લખેલું છે કેઃ—"एगं पावाए मज्झिमाए हत्थिवालस्स रन्नो रज्जुगसभाए अपच्छिमं अंतरावासं वासावासं उवागए ॥ १२२ ॥"—(કલ્પસૂત્ર મૂળ)

અર્થાત્—"ભગવાન મહાવીરે પોતાનું તદ્દન છેલ્લું ચોમાસું મધ્યમ પાવામાં રાજા હસ્તિપાલની રજ્જુકસભામાં કરેલું."

આ પાવા અથવા પાવાપુરી તે હાલ બિહાર પાસે આવેલી છે અને ભગવાન મહાવીરનું નિર્વાણસ્થળ પણ એ જ છે. એ માટે સૌથી પ્રબળ પુરાવો કલ્પસૂત્રનો ઉપર્યુક્ત ઉલ્લેખ જ છે અને વધારામાં એ માટેનો આચાર્ય ગુણચંદ્રના મહાવીરચરિત્રનો ઉલ્લેખ, આચાર્ય હેમચંદ્રના મહાવીરચરિત્રનો ઉલ્લેખ તથા શ્રી જિનપ્રભાસૂરિનો અપાપાબૃહત્કલ્પ વગેરે ઉપરાંત પ્રાચીન તીર્થમાળાઓના પણ સંખ્યાબંધ પુરાવા છે, છતાં ડૉક્ટરસાહેબ ફરમાવે છે કે "તે માટે કોઈ ઐતિહાસિક પુરાવો કોઈ તરફથી રજૂ કરાતો નથી જ". જે સ્થળના નિર્ણય માટે આટઆટલા પુરાવા છતાં ડૉક્ટરસાહેબ તેમાંનો એક પણ પુરાવો જોઇ શકતા નથી એ કેવી તેમની દિવ્યદૃષ્ટિ છે ? ? ? ડૉક્ટર સાહેબ જણાવે છે કે 'પાવાપુરી' શબ્દ ખોટો લખાયો છે. તેને માટે પુરાવો તેમની પાસે ખાસ કશો નથી પણ તેમની નિર્મૂળ કલ્પના જ છે. તે બાબત લખતાં તેઓ લખે છે કેઃ "જોકે જૈનશાસ્ત્રોમાં તો આ નગરીવાળા ભાગને

પાવાપુરી તરીકે ઓળખાતી છે પણ તે સ્થાને શ્રી મહાવીર જેવા જૈન વિભૂતિના પ્રાણ ઠર્યા તે માટે તેને પાપાનગરી કહી દીધી છે × × × પણ ખરી રીતે તો તે વિદિશા નગરીની પૂર્વદિશામા આવેલુ એક પરુ જ છે અને તેથી કવિ સમયસુંદર ગનાવેલી ગાથા પ્રમાણે પૂર્વ વિદિશા પાવાપુરી ऋद्धे भरी रे—તે કડી સાચી છે પાવાપુરીને બદલે પર્વતપુરી શબ્દ હશે કે ? કેમકે આ સ્થાનની ચારે બાજૂ પર્વતમાળા જ આવી રહી છે અને તેથી લખનારે પર્વતપુરી લખી હોય પણ નકલ કરનારે 'પર્વત' શબ્દને બદલે 'પાવા' વાંચી પાવાપૂરી લખી દીધુ હોય'—(પ્રાચીન ભારતવર્ષ પૃ૦ ૧૯૯ ટિ૦ ૧૨૪મુ)

આ ટિપ્પણમા તો ડૉક્ટરનો બુદ્ધિનુ એટલુ બધુ ઉડ્ડયન છે કે એટલુ ઉડ્ડયન બીજો કોઈ કરે તો તેનો તો શ્વાસ જ રુંધાય પણ ધન્ય છે એ ડૉક્ટરને કે જે જેમ ફાવે તેમ બુદ્ધિનું તાંડવ કરી રહ્યા છે

પ્રથમ તો 'પર્વતપુરી' એવા સુંદર શબ્દની કલ્પના અને પછી કોઈ લખનારે 'પર્વત'ને બદલે 'પાવા' લખી દીધુ છે એવી વળી સુન્દરતમ કલ્પના ! હું પૂછુ છુ કે શુ આગમકાળથી માંડી અત્યાર સુધીના બધા ગ્રન્થ લખનાર, વિવેચકો, ટીકાકારો, ચૂર્ણિકારો, પ્રબંધકારો, કલ્પકારો અને નકલ લખનાર લેખકો બધાય ભીંત ભૂલ્યા છે ?

ડૉક્ટરસાહેબ ! તમારી સ્વચ્છંદ બુદ્ધિ ઉપર કાબૂ રાખો અને કોઈ પણ પુરાવા બતાવ્યા સિવાય આવી ઉટપટાંગ પ્રતિભાનું પ્રદર્શન ન કરો. મને ભય છે કે આ ઇતિહાસ લખનારને કોઈ ઇતિહાસના મિત્ર તરીકે ન ઓળખે. જ્યા તીર્થકલ્પમા પાવાપૂરીનો કલ્પ છે ત્યા એમ પણ જણાવ્યુ છે કે 'मज्झिमपावाए पुव्विं अपावापुरि त्ति नामं आसि। सक्केण पावापुरि त्ति नामं कयं जेण इत्थ महावीरसामी कालगओ। इत्थेव य पुरीए वइसाहसुद्धएगारसीदिवसे जम्भिअगामाओ रत्तिं बारसजोअणाणि आगंतूण पुव्वण्हदेसकाले महासेणवने भगवया गोअमाई गणहरा सहिअगणपरिवुडा दिक्खिआ पव्वइआ।' (વિવિધ તીર્થકલ્પ, પૃ૦ ૪૪, સિંઘી ગ્રન્થમાળા)

અર્થાત્—'જે મધ્યમ પાવાનગરીમા ભગવાન મહાવીર કાળધર્મ પામેલા તે નગરીનું પ્રથમ નામ અપાપાપુરી હતું, પણ ભગવાનના કાળધર્મ પામવાથી શક્રે તેને પાવાપુરી કહી વળી, વૈશાખ સુદ એકાદશીને દિવસે જંભિગ ગામથી બાર યોજન એક રાતમા ચાલીને ભગવાન અહીં આવેલા અને અહીં આવી તેમણે ગૌતમ વગેરેને પ્રતિબોધ કરી દીક્ષિત કરેલા"

આ ઉલ્લેખમા તો એ પણ સ્પષ્ટ જણાવેલુ છે કે, જંભિગ ગામથી પાવાપુરી બાર યોજન છેટી હતી વળી આ જંભિગ ગામ ઋજુવાલુકા નદીની પાસે હતુ ઋજુવાલુકાનું આજનુ નામ બરાકર નદી છે અને જંભિગનું આજનુ નામ જમગ્રામ છે આ બન્ને સ્થળો પૂર્વ દિશામા અત્યારે પણ વિદ્યમાન છે અને ભગવાન મહાવીરનું નિર્વાણ તે જંભિગ પાસેની પાવાપુરીમા જ થયુ હતું એ શક વિનાની વાત છે

ડૉક્ટરસાહેબ વળી એક બીજો શ્રી સમયસુંદરજીનો અજબ પુરાવો આપે છે

"पूर्व विदिशा पावापूरी ऋद्धे भरी रे"

—પ્રાચીન ભારતવર્ષ

મને લાગે છે કે ડૉક્ટરમહાશય આ કડીનો અર્થ જ સમજતા નથી અને સમજતા હોય તો તેમણે જાણી જોઈને જ વિપર્યાસ કર્યો છે શ્રી સમયસુંદરજીનું એક સ્તવન

તીર્થમાળાને લગતું છે. તેમાં તેમણે જૈનોનાં લગભગ બધાંય મુખ્ય તીર્થોને યાદ કર્યાં છે. તેમાં તેઓએ ઉપરની કડી મૂકેલી છે. તે કડીનું ખરું વાચન આ પ્રમાણે છેઃ—

"पूरव दिशि पावापुरी रिद्धें भरी रे
मुगती गया महावीर तीरथ ते नमुं रे
—તીર્થમાળા સ્તવન–૬ ઠ્ઠી કડી.

આનો અર્થ એ જ છે કે: "પૂર્વ દિશામાં ઋદ્ધિવાળી પાવાપૂરી નગરી છે અને ત્યાં ભગવાન મહાવીર નિર્વાણ પામ્યા છે માટે તે તીર્થને નમન કરું છું." આવો ચોખ્ખો અર્થ છતાંય ડૉકટરસાહેબ 'पूरव दिशि' શબ્દમાંના 'पूरव'ને 'पूर्व' બનાવી વળી એક નવો 'वि' ઉમેરી અને એ 'वि'ને 'दिशि' શબ્દ સાથે જોડી દઈ 'विदिशि' બનાવી અને તેને પોતાની કલ્પના પ્રમાણે 'विदिशा' બનાવે છે અને તે વિદિશાનો અર્થ હાલની 'ભિલસા' એટલે 'સાંચી પાસેની નગરી' એવો અર્થ કરે છે અને એમ અર્થ કરી એમ બતાવવા માગે છે કે, તે ભિલસામાં એટલે સાંચીમાં ભગવાન મહાવીરનું નિર્વાણ થયું હતું. શી ગજબ કલ્પના, કેવી અદ્ભુત શોધનશક્તિ અને કેટલું બધું બિનજવાબદારપણું!

સ્થાનાભાવને લીધે જ મેં આ પાંચ મુદ્દાઓ જણાવ્યા છે. બાકી તો એ ડૉકટરશાહી ઇતિહાસમાં એક લીટી પણ સાચી હોય એમ મને તો જણાતું નથી. જે 'સાચોર' મારવાડમાં આવેલું છે તેને આ ભાઈ 'સાંચી' કહે છે એટલું જ નહિ, પણ 'સાચોર'ની પોતાની કલ્પના બંધ બેસાડવા 'સાંચી' બદલે 'સંચયપૂરી' શબ્દ શોધી કાઢે છે અને પછી એ 'સંચયપૂરી'ની સરખામણી 'સાચોર' સાથે કરે છે. 'સાચોર' વિશે જે જે હકીકતો જૈન સાહિત્યમાં મળે છે તેમનું તેમને ભાન જ કયાંથી હોય? તેઓ 'સત્યપુર'નો કલ્પ વાંચે એટલે બસ. પણ તે વાંચે કયાંથી? જેમને મૂળ ભાષા જ નથી આવડતી તેઓ બિચારા ગમે તેમ ઉટપટાંગ લખે અને તેને ઇતિહાસનું નામ આપી અજ્ઞાનીઓને ભ્રમણામાં નાખે એ સિવાય બીજું શું કરી શકે? બીજું તો કાંઈ નહિ પણ આ વીસમી સદીમાં આવું તદ્દન જૂઠાણું ચલવનારા દંડિત થતા નથી એ પણ અજબ જેવું તો ખરું જ ને? અથવા આપણી ગુલામી દશા જ એ માટે જવાબદાર છે એ કહેવું બરાબર છે.

થોડા દિવસો પહેલાં પં. બેચરદાસ, જે મારા ચિરપરિચિત છે અને મારા પૂજ્યપાદ ગુરુ શ્રી વિજયસૂરિના શિષ્ય હોઈ મારા સતીર્થ્ય છે તેઓ શિવગંજ આવેલા. તેમની સાથે મેં આ ઇતિહાસની વાત કરી. તેમણે કહ્યું કે: "એ ઇતિહાસ વિશે કશું જ લખવા જેવું નથી. જે ગ્રન્થની એક પણ કલ્પના સાચી ન હોય તે વિશે શું લખવું? મારે મન તો એ ઇતિહાસ જ નથી; પણ માત્ર પાખંડ છે અને અંધશ્રદ્ધાળુ લોકોને ભ્રાન્તિમાં નાખનારું પુસ્તક છે."

આ તેમનો અભિપ્રાય જાણ્યા પછી પણ મેં તેમને એ ઇતિહાસ બાબત લખવાની મારી પોતાની ઇચ્છા બતાવી અને તે કામમાં સહકાર આપવા ખાસ પ્રેરણા કરી. પંડિતજીએ મારા આ લેખમાં પોતાનો પ્રામાણિક સહકાર આપ્યો છે અને તે દ્વારા અમારું સતીર્થ્યપણું વિશેષ સ્નિગ્ધ બન્યું છે.

હવે પછી પણ યથાવકાશે એ ઇતિહાસના બીજા અનેક મુદ્દાઓ ઉઘાડા પાડવા વૃત્તિ છે અને બનશે તો એ બાબત એક સ્વતંત્ર પુસ્તક જ લખવાનું મન છે.

પરમાત્મા સૌને સન્મતિ આપો અને સત્ય તરફ વાળો.

———o———

# લોકચર્યા

## શેરથા (તા. કલોલ પ્રાંત મહેસાણા)ની આર્થિક તપાસ

(સને ૧૯૩૫)

૩

[શેરથા ગામની જુદીજુદી જાતની આવક કેટલી છે તે પહેલા હપ્તામાં જોયું. બીજા હપ્તામાં જુદીજુદી ખર્ચની બાબતો વિચારી. તેમાંથી અનાજ, ઘી-દૂધ, ગોળ-ખાંડ અને મસાલા ગામમાં કેટલા પેદા થાય છે અને કેટલા બહારથી આવે છે અને ગામ પોતે કેટલું પેદા કરી શકે એમ છે તે વિષે વિચાર કર્યો. ત્યાર બાદ કાપડ વિષેની સ્થિતિ વિચારી. કાપડમાં ગામની બમણી જમીનમહેસૂલ જેટલી રકમ ખરચાય છે અને સ્વદેશી મિલનું કાપડ વાપરે તોપણ એ દ્વારા એક વરસની જમીનમહેસૂલ જેટલી રકમ પરદેશ ઘસડાઈ જાય છે તે જોયું. હવે ખર્ચની બીજી બાબતો લઈએ.]

### રંગેલું કાપડ

ગામડાંમાં સ્ત્રીઓના પોશાકમાં છાપેલું અને રંગેલું કાપડ જ વપરાય છે. તે કામમાં માણસો તૈયાર થાય અને અમુક ગામડાંના જથામાં રંગવાછાપવાનું કામ કરે તો એ ધંધો ચાલે એવો છે. દરજી મોચીના જેવી કાયમી ઘરાકીનો એ ધંધો છે અને ગામડાંને માટે આવશ્યક પણ છે. ગામડાંના છાબૂપૂંજનના ધંધામાં ધોળાં કપડાં પહેરવામાં અગવડ છે એટલે તે ગામડાંની કાયમી જરૂરિયાત છે. મિલોના ધોળા સાલ્લા કોઈકોઈ પહેરતાં થયાં છે પણ તેનું પ્રમાણ બહુ ઓછું છે.

### દીવાસળી

દીવાસળી, ગરીબ પૈસાદાર સૌ કોઈની રોજની કાયમી જરૂરિયાત છે. તેના ઉપર વેરો નાખીને તે જરૂરિયાત સરકારે મોંઘી કરી મૂકી છે. પેટલાદ અને ખંભાતની દેશી કંપનીની દીવાસળી કરતાં હિંદમાં ચાલતી પણ પરદેશી 'વિમ્કો' કંપનીની દીવાસળી વધારે વપરાય છે. હોકા, બીડીમાં પણ દીવાસળીનો વપરાશ વધ્યો છે. બહારગામ આવનારજનાર લોકો તો દીવાસળીનો ધાણ વાળે છે. પહેલાં દીવાસળી વાપરવામાં જે કરકસર થતી તે દષ્ટિ ઓછી થઈ છે. હોકો ભરવા કે દેવતા સળગાવવા ભાગ્યે જ દીવાસળીનો ઉપયોગ થતો. હવે છૂટે હાથે દીવાસળી વપરાય છે. તેમાં કંઈક કરકસર થઈ શકે. બાકી આ ચીજ વિના ચલાવી લેવાનો પ્રશ્ન નથી. આપણી દેશી કંપનીઓ વધે અને તેના માલનો પ્રચાર થાય તેમ સારું.

### એરંડિયું-ઘાસતેલ

ગામડાની દૃષ્ટિએ આ પ્રશ્ન અતિમહત્ત્વનો છે. એરંડિયું જેટલું દેશી છે તેટલું જ ઘાસતેલ પરદેશી છે અને તેની દેશી પેદાશ થવાનો અવકાશ નથી. દરેક ખેડૂત એરંડા પકવે છે છતાં ઘેરઘેર મિલનું દિવેલ વપરાય છે અને થોડુંથોડું ઘાસતેલ વપરાય છે. ઘાસતેલનો બહુ પ્રચાર નથી. કોઈ શહેરીજીવનનાં કુટુંબોમાં અગર ચોમાસામાં ખાસ જરૂર હોય ત્યારે જ ઘાસતેલ વપરાય છે.

દિવેલ કરતાં ઘાસતેલનું ખરચ દેખીતું કંઈક ઓછું આવે. પણ ગોળા ફૂટે તેનું ખરચં અને ફાનસનું ખર્ચ ગણતાં સરવાળે બહુ ફેર ન પડે. દિવેલ બાળવામાં તો દિવેલ સિવાય બીજું કંઈ ખરચ જ નહિ. કોડિયાં અને દિવેટની તો કિંમત જ નહિ. ખેતરના એરંડા પિલાવી લે તો ફક્ત ઘાંચીની મજૂરી જ આપવી પડે અને પહેલાંની માફક દિવેલ ઘેર તૈયાર કરી લે તો તો કંઈ ખરચ જ નહિ. ઊલટું ખોળ નફામાં પડે. પરંતુ દિવેલ બાળવામાં ઘણી અગવડ છે. કોડિયામાં દિવેલ બાળવું સગવડભર્યું નથી. તે રીત સ્વચ્છ નથી. તેનો પ્રકાશ ઝાંખો પડે છે. કોડિયાનો દીવો, પવનમાં કે ખેતરમાં રહે નહિ અને ચોમાસામાં જીવડાં હેરાન કરે. આથી દિવેલ બાળવાની સુધરેલી રીત ખોળી કાઢવી જોઈએ. ઘાસતેલની માફક તે ફાનસમાં બળે અને દિવેટમાં ચડાવી શકાય એવી રીત શોધી કાઢવી જોઈએ; અથવા તો ગામડાંમાંથી પેદા થતી વસ્તુઓમાંથી ઘાસતેલને બદલે બીજું કંઈ બનાવવું જોઈએ; અગર તો રેલવે કંપનીઓની મારફત દિવેલને વધારે પ્રવાહી બનાવી તેમાં મિશ્રણ કરી તેનો ઉપયોગ બતાવવો જોઈએ. આવું કંઈ કર્યા વગર દિવેલનો વપરાશ અત્યારના સ્વરૂપમાં ટકે તેવો નથી. સહેલાઈથી અને સગવડભરી રીતે દિવેલ બાળી શકાય અને ખર્ચમાં મોંઘું ન પડે એવી રીતે બતાવવામાં આવે તો ઘાસતેલનો વપરાશ બંધ કરી શકાય. કપાસની માફક દિવેલા એ દરેક ગામમાં થતા હોઈ આ સુધારાથી ગામડાંમાં ઘણી સગવડ અને બચત થાય તેમ છે. ડોળિયું કે તેલ બાળવામાં અનુકૂળ પડે કે કેમ અને તે પોસાય કે કેમ તે પણ તપાસવા જેવું છે.

અત્યારે દિવેલ લગભગ બધું મિલનું જ વપરાય છે. ઘાંચીને તલ કરતાં એરંડો પીલવામાં મજૂરી અને ખર્ચ વધારે આવે છે એટલે તે એરંડા પીલવાનું પસંદ નથી કરતો. તે બન્ને કામમાં નીચે પ્રમાણે ખર્ચ અને મજૂરીમાં ફેર પડે છે. મિલના એરંડિયાની હરીફાઈમાં ઘાંચીનું એરંડિયું મોંઘુ પણ પડે છે.

### તેલ-દિવેલનું મજૂરી-ખર્ચ
(માસિક)

| તેલ આવક રૂ. | તેલ ખર્ચ રૂ. | દિવેલ આવક રૂ. | દિવેલ ખર્ચ રૂ. |
|---|---|---|---|
| ૨૫) ૪૦ મણ તલનું પિલામણ મણના ૦–૧૦–૦ લેખે | ૩) ઘાણીનું સમારકામ | ૫૦) સો મણ દિવેલાનું પિલામણ મણના ૦–૮–૦ લેખે | ૨૦) બળતણ |
| | ૭) બળદનું ખર્ચ | | ૮) લાટબદલવાના |
| | | | ૪) પડવડના |
| | ૧૦ | | ૭) બળદનું ખર્ચ |
| | ૧૫ મજૂરીની બચત | | ૩૯) |
| | | | ૧૧) મજૂરીની બચત |

એરંડા પીલવાનું કામ તલની પેઠે એક માણસથી થઈ શકે નહિ. બીજો માણસ મદદમાં જોઈએ એટલે માસિક રૂ. ૧૧) એક માણસની કમાણી ન થઈ. જેટલે અંશે બળતણના ખર્ચમાં બચાવ કરે તેટલે અંશે ખર્ચ ઓછું થાય અને આવક વધે. તે પ્રમાણમાં

બળતણ વાઢી લાવવાની મજૂરી પણ વધે અત્યારના વખતમા એમ મફત બળતણ વાઢી લાવવાનું મુશ્કેલ થયુ છે

ઘાચી આખા વરસમા, ચોમાસાના ત્રણ મહિના અને કામનધીના દિવસો બાદ કરતા ૭૦૦ મણ એરડા પીલી શકે તેનુ ૩૦૦ મણ દીવેલ ઉતરે ગામમા આજે ૫૦૦ મણ મિલનુ દીવેલ ખપે છે એટલે તે કામ ઘાચીને મળે તો બે ઘાચીની રોજી થાય

પહેલા પોતાના ખેતરના એરડાનું દીવેલ નીચેની રીતે લોકો ઘેર તૈયાર કરતા એ દીવેલ ગુણમા સારુ ગણાતુ પણ હવે એ મજૂરી કોણ કરે ?

## હાથે એરંડિયું બનાવવાની રીત

એરડાને કોરા શેકી નાખે અગર પાણીમા બાફે શેકવા કરતા બાફવાથી ખાડવાની સુગમતા વધે પછી ખાયણિયામા ખાડે ઉકાળવા જેવા એકરસ ખડાય એટલે તપેલામા પાણી રેડી તેમા એકરસ ખાડેલા એરડા નાખી ઉકાળે જેમજેમ એરડિયુ ઉકળીને ચોખ્ખુ તરીને ઉપર આવે તેમતેમ ગરમ કપડાના કકડા વતી કે વાળના કૂચાથી એરડિયુ લઈને નિચોવી લે આ એરડિયાને ફરીથી ઉકાળીને શુદ્ધ કરવાની જરૂર પડતી નથી ઘાણી કરતા એરડિયુ વધારે ઉતરે છે ખોળ પણ વધારે સારો નીકળે છે

ઉપર પ્રમાણે લોકો ઘેર દીવેલ બનાવી લે તો સારુ છે, અથવા તો ઘાચીને મજૂરી આપી પિલાવી લે તોય સારુ ઘાચીનુ તૈયાર દિવેલ વાપરે તો પણ ઠીક છે પણ ઘાચી તે ન પીલે અગર તેમ કરવુ તેને ન પાલવે તો ભલે લોકો મિલનુ દિવેલ વાપરે પણ તેમને ઘાસતેલને બદલે દિવેલ વાપરતા કરવા જોઈએ

ઘાચીના દીવેલ કરતા મિલનુ દીવેલ પાતળુ હોય છે અને વધારે બળે છે એવો અનુભવ છે પરતુ ભાવનો તફાવત જોતા ઘાચીના દીવેલની તરફેણમા બહુ રહેતુ નથી વળી તે ખાવાની ચીજ નથી એટલે તેને માટે ઘાચીના દીવેલનો બહુ આગ્રહ રાખવા જેવો નથી ઘાચી ચોખ્ખુ તેલ પૂરુ પાડે અને બીજા તેલ તૈયાર કરે તો તેને પૂરતુ કામ મળી રહે એટલે ઘાસતેલને બદલે સુધારેલી રીતે એરડિયાનો વપરાશ વધતો હોય તો ઘાચી કે મિલનુ ગમે તે તૈયાર એરડિયુ વાપરે તો પણ લાભ જ છે લોકો દીવેલ પોતે તૈયાર કરી લે અગર મજૂરી આપીને પિલાવે તો સસ્તુ જ પડે ખેડૂત અને ઘાચી બન્નેને અનુકૂળ પડે

## વ્યસનો

ઇતર ખર્ચમા વ્યસનોનુ ખર્ચ પહેલે નંબરે આવે છે, અને કુલ કૌટુંબિક ખરચના ૫.૭ ટકા થાય છે કુટુંબદીઠ રૂ ૧૧-૬-૮ આવે છે ગરીબ પૈસાદાર સૌ કોઈને ઘેર વ્યસન પાછળ થોડુઘણુ ખર્ચ થાય છે ખોરાકના જેવી તમાકુ એ દરેક ઘરની આવશ્યક જરૂરિયાત થઈ પડી છે તમાકુ થોડી ગામમા થાય છે અને બહારગામથી પણ આવે છે બીડીઓ વાળવાનું ગામમા ચાલે છે તેના ૫ ટકા બહારગામથી આવે છે તૈયાર બીડી બહારગામથી પણ આવે છે સિગારેટો હજુ વપરાતી નથી સામાન્ય રીતે લોકો હોકો વાપરે છે હોકો, તમાકુ બીડી ચલમો વગેરેનું કુલ ખર્ચ ગણતા ગામને માથે તે ખાતે આશરે રૂ ૫૦૦૦નો બોજો છે દરેક ગામ ઉપર આ ખર્ચનો આવો જ બોજો હોય છે

આ ઉપરાંત દારૂનુ ખર્ચ દારૂના વ્યસનો આ ગામ માટેનો મુશ્કેલ છે કારણ એનું ખરું ખર્ચ લખાવે નહિ દારૂના દાણામાથી અમને જેમજે લખાવ્યુ છે તે પણ યોગ્ય હોય એમ અમને

લાગતું નથી. ઘણાએ લખાવ્યું જ નથી એટલે તેનું કુલ ખરચ આંકડામાં આવ્યું છે તે કરતાં ઘણું વધારે હશે. લોકો તેનું ખરચ લખાવતાં શરમાય છે, છતાં ઠાકરડાં કોમમાં બહુ ઓછા તે વ્યસનમાંથી મુક્ત હશે. બીતાં બીતાં તેમણે રૂ. ૧,૨૦૦નો અંદાજ આપ્યો છે. કોઈ પોતે ન પીએ તો મહેમાનને પિવડાવે. જેમ બીજી કોમોમાં મેમાનને ચા પિવડાયા વગર ચાલતું નથી તેમ ઠાકરડામાં દારૂનું છે. મેમાન પીતો હોય તો ના નહિ પાડે. સવાયા દોઢા વ્યાજના કરીને કે ઘરનાં વાસણ ગીરો મૂકીને પણ દારૂ પાશે. છોકરાંને ખાવાના સાંસા હોય તોપણ કેટલાક દારૂમાં પૈસા ખરચે છે. એટલે તે કોમમાં દારૂના ખર્ચનો બોજો લગભગ દરેક ઘર ઉપર છે. શક્તિબહારનો છે અને સોએ સો ટકા નકામો છે. પણ બીજી કોમો જેમ બીજાં વ્યસનોને વળગી રહી છે તેમ આ લોકો દારૂને વળગ્યા છે. સમજે છે, શરમાય છે છતાં તે ખરચ કર્યા વગર રહેતા નથી.

તમાકુ અને દારૂનો જીવનની આવશ્યકતાની દૃષ્ટિએ કંઈ ઉપયોગ નથી. આબોહવાની દૃષ્ટિએ પણ ઉપયોગ નથી. છતાં એની મોહિની એટલી ભારે છે કે દરેક તેમાં ફસાય છે. જેઓ ઘીદૂધ માટે પૈસા ખરચી નથી શકતા તે પણ તમાકુનું ખરચ કરે છે. ઘણા માણસો ધારે તો સહેલાઈથી તેમાંથી મુક્ત રહી શકે છે. સ્ત્રીઓ તો ભાગ્યે જ પીએ છે. કોઈ ઘસે, સૂંઘે કે ખાય તે જુદી વાત છે પણ મોટે ભાગે સ્ત્રીઓ તેનાથી મુક્ત છે. એ બતાવે છે કે આ સુધારો શક્ય છે; મુશ્કેલ છે, પણ અવ્યવહારુ નથી. કોઈ મહાન વિભૂતિ, લોકોને આ વ્યસનમાંથી છોડાવી શકે તો જરાય નુકસાન વિના પ્રજાને ખરચમાં મોટી બચત થાય. તમાકુના સામ્રાજ્યનો નાશ કરે એવો કોઈ મહાવીર જાગવો જોઈએ. દારૂ બાબત ધાર્મિક માન્યતા બંધાઈ છે તેવું તમાકુને વિષે થવું જોઈએ.

## સાવરણી

સાવરણી પહેલાં દાભની કરતા તેને બદલે કુલ ચૂકતે અમદાવાદથી લાવે છે. ૧૯૦૦ની સાલ પછી પાણીનો ભેજ ઓછો થતાં દાભ હવે નહિ જેવો થાય છે એમ કહેવાય છે. આ કથનમાં કેટલું સત્ય છે તેની અમને ખબર નથી. ઘરદીઠ સરેરાશ વાર્ષિક ચાર આના આ ખાતે વપરાય છે.

## દોરડાં-દોરા

દોરડાં પોતાના શણનાં કે ગામનાં શણનાં હાથે ભાગીને મોટે ભાગે વાપરે છે. સૂતરનાં કરવા માટે સૂતર અમદાવાદથી લાવે છે. હાથનું સૂતર થાય તોપણ દોરડાં માટે હાથનું સૂતર વાપરવાના દહાડા હજુ દૂર છે. તે જ પ્રમાણે કુટુંબદીઠ વાર્ષિક સરેરાશ પાંચ આનાના સીવવાના દોરા બહારથી આવે છે. તેને બદલે હાથના દોરા વાપરવાની આશા રાખવી તે પણ વધારાપડતી છે. રેંટિયાનું કામ બરાબર ચાલે તો એ પણ થઈ શકે.

## ટોપલા

દરેક ખેડૂતને અને ઢોરવાળાને દર વરસે ટોપલાની જરૂર પડે છે અને તે ગામના ભંગી પૂરા પાડે છે. તે પહેલાં સાંઠીઓના કરતા તેને બદલે હવે વાંસના કરે છે. સાંઠીઓ ખેતરની ત્યારે વાંસ બહારના. પણ વાંસના વધારે મજબૂત થાય એટલે હવે સાંઠીઓના કોઈ વાપરતું નથી. કુટુંબદીઠ સરેરાશ તેર આનાના વપરાય છે.

## સોડા-સાબુ

સોડા-સાબુનો વપરાસ પ્રમાણમાં ઓછો છે. કુટુંબ દીઠ રૂા. ૦-૯-૦—નવ આના આવે છે. કૂવા ચાલતા હોય ત્યાં ચોખ્ખા પાણીથી કપડાં ધોઈ નાખવાનો રિવાજ વિશેષ છે,

છતાં પહેલાંના ઊસની જગ્યા પરદેશી સોડા–સાબુએ લીધી છે. દેશી કંપનીના સાબુ હોય તો પણ કોસ્ટીક સોડા અને ધોવાનો સોડા તો વિદેશી આવે. એટલે સાબુમાં પ્રાંતિજના જેવા દેશી ગોળા વપરાય તો સારા છે, અથવા ઊસ સંઘરે તોપણ સાબુની ગરજ સારે.

### બંગડીઓ

લાકડાનાં કે દાંતનાં બલૈયાંની જગ્યાએ છોકરીઓ અને નાની ઉમરની સ્ત્રીઓ હવે કાચની કે કચકડાની પરદેશી બંગડીઓ વાપરે છે. તેને બદલે જૂનો રિવાજ સારો છે. ખર્ચ ઓછું અને અકસ્માત પણ નહિ.

### મુસાફરી

"રેલવેની અને મોટરની મુસાફરી પાછળ કુટુંબદીઠ રૂ. ૧૩ ખરચાય છે. છેલ્લાં દસ વરસથી મોટર શરૂ થઈ છે. તેમાં ગામના વાર્ષિક લગભગ રૂ. ૮૦૦ જાય છે. એના બદલામાં ગામને લાભ કેટલો? કોસ ઉપર ખેતરમાં માઈલોના માઈલો ચાલનારને અને ચારના ભારા ઉપાડનારને બે ગાઉ સ્ટેશને જવું એ મોટી વાત નથી. એટલે આ ખરચ બિલકુલ વધારાપડતું છે. મોટર, છૂટકછૂટક વેપારીઓનો માલ પણ ઉપાડી લાવે છે. તેટલા પ્રમાણમાં ગાડાંવાળાને અને રાવળિયાને જે નુકસાન થાય છે તે વધારાનું. નજીકનજીકનાં સ્ટેશનોવાળાં ગામડાંમાંથી લોકો મોટરમાં બેસવાનું બંધ કરે તો ખાસ અગવડ વિના થોડી બચત કરી શકે.

રેલવેની મુસાફરી પણ નકામીનકામી ઘણી થાય છે. પણ તે અનિષ્ટ એટલું વધી ગયું છે કે તેમાં જલદી ફેરફાર કરવો મુશ્કેલ છે. બીજી બાબતોમાં ગ્રામવૃત્તિ સુધરશે તો તેની અસર દરેક જાતના ખર્ચ ઉપર થશે. અત્યારે તો કોઈ મોટર છોડીને પગે ચાલવાની વાત કરે તો તેને અનુમતિ આપવાને બદલે ગામ લોકો ઊલટા પ્રશ્ન કરે છે કે "મોટર છે ને? મોટરમાં જાઓ ને? ચાલો છો શું કામ?" કોઈ પગે ચાલે તો તેને કંજૂસ ગણે છે. નકામું ખરચ શા માટે કરવું એવી મનોવૃત્તિ નથી. આ બાબતમાં અત્યારે ગામડાંના લોકાની મનોવૃત્તિ જ ભૂલભરેલી છે. તે બદલીને સાચી ગ્રામવૃત્તિ કેળવવી જોઈએ, અને સાદાઈ, કરકસર તથા ઉપયોગીપણાના ખ્યાલો દાખલ થવા જોઈએ. ખોટી મોટાઈ અને દંભ જવાં જોઈએ.

### દવા

ગામમાં એક સાર્વજનિક દવાખાનું ચાલે છે. તેમાંથી એક પૈસો ફી આપીને સાધારણ રોગની દવા મળી શકે છે. ખાસ જરૂર પડે ત્યારે લોકો ઉંવારસદ, કલોલ કે અમદાવાદ જાય છે, અને ત્યાંથી મોટે ભાગે દાક્તરોની મોંઘી વિલાયતી દવાઓ લાવે છે. પહેલાંના સસ્તા ઉપચારોનો જમાનો ગયો છે. શાસ્ત્રીય દવા કરનારા પણ ઓછા છે. દાક્તરી કૉલેજોમાં વિલાયતી તૈયાર દવાઓ શી રીતે વાપરવી તેનું જ શિક્ષણ અપાય અને દેશી વનસ્પતિની દવાઓનું કેવળ અજ્ઞાન સેવવામાં આવે, તેનો અભ્યાસ ન થાય, શોધખોળ ન થાય, કુદરતી ઉપચારોનો કોઈ ભાવ ન પૂછે અને એ કૉલેજોની ડિગ્રીઓવાળાને જ નોકરીઓમાં અને સમાજમાં સ્થાન મળે તેનું પરિણામ બીજું શું આવે?

### જોડા

જોડા ગામના મોચીના બનાવેલા અને ગામના જ ચામડાના મોટે ભાગે વપરાય છે. બહારનું તૈયાર ચામડું ઓછું આવે છે. જોડામાં પરદેશી ફૂદડીઓ ચોડાવવાનો લોકોને મોહ હોય છે તે રિવાજ ઠાકરડાઓમાં ખાસ કરીને છે. ફૂદડીઓમાં ગામના રૂ. ૫૦ જાય છે.

તેથી જોડા જલદી ફાટે છે; અને જોડાદીઠ નકામું ચારઆઠ આના વધારે ખર્ચ થાય છે. પણ રિવાજ પડ્યો તે જતો નથી. કોઈ તેની ઉપયોગિતાનું સમર્થન કરી શકતું નથી.

જોડામાં ચેડ નંખાવવાનો પણ શોખ હોય છે. ચેડનું ચામડું વાપરે તો મોંઘુ પડે, એટલે મોચી, વગડામાંથી પૈસાના શેર વીંછુડા મંગાવીને, ઘાસતેલમાં પલાળી તળિયાની વચમાં ફોફી બેસાડે છે તેથી તાત્કાલિક અર્થ સરે છે. થોડો વખત ચેડ બોલે છે. ચેડના ચામડાની પેઠે તેની લાંબો વખત અસર રહેતી નથી, છતાં ઘરાકોને તેથી સંતોષ થાય છે અને લગભગ વિના ખર્ચે ચેડની ગરજ સરે છે. ચેડથી પણ જોડાનું આયુષ્ય ઓછું થાય છે, છતાં તેનાથી થતા ચમચમ અવાજને લીધે લોકો તે પસંદ કરે છે. ચેડના કરતાં ફૂદડીઓનું ખરચ વધારે વાંધાપડતું છે તે કાઢવાનો પ્રયત્ન થવો જોઈએ. તેમાં જે શોખની અને મોટાઈની ભાવના છે તે બદલાવી જોઈએ.

## વાસણ–નળિયાં

ધાતુનાં વાસણ કરતાં માટીનાં વાસણની જરૂરિયાત, ઘરઘરની અને દર વરસની છે. કુટુંબદીઠ દર વરસે સરેરાશ રૂ. ૧–૧૨–૦ નાં માટીનાં વાસણ આવે છે પણ તે ઘણાંખરાં બહારથી આવે છે. ગામની માટીનાં વાસણ સારાં થઈ શકતાં નથી એમ કુંભારોનું કહેવું છે એટલે બીજો ઉપાય નથી. નહિ તો કુંભારને માટે કાયમની કમાણીનું સાધન છે. જે વાસણો આવે છે તે આ પ્રદેશનાં ગામડાંમાંથી જ આવે છે. વાસણોની પેઠે માટીના હોકા અને ચલમો માટે પણ માટીની મુશ્કેલી છે. જથાબંધ બનાવવા જેટલો વપરાશ પણ નહિ.

તાંબાપીતળનાં વાસણ અને ડોલો તો બહારથી જ આવે છે. જેટલે અંશે રાંધવા માટે અને પાણિયારામાં માટીનાં વાસણ વધારે વપરાય તેટલે અંશે ધાતુનાં વાસણ ઓછાં વપરાય. માટીનાં વાસણ વાપરવાનો રિવાજ હજુ વધારે છે. છતાં કુટુંબદીઠ વાર્ષિક લગભગ ત્રણ રૂપિયાનાં ધાતુનાં વાસણ આવે છે.

પતરાં દાખલ થવાથી નળિયાંનો વપરાશ ઘટ્યો છે. એટલે કુંભાર દર સાલ નળિયાં પકવતા નથી. કોઈ નવાં ઘર થવાનાં હોય અને ઘરાકી હોય તો પકવે. નવાં ઘરને પતરાં નાંખવાનાં હોય તો કુંભારને કંઈ કરવાનું રહે નહિ. દર વરસે સંચારવાની તકલીફને લીધે અને વાંદરાંની હરકતને લીધે લોકો પતરાં ખરીદ કરે છે. ઉનાળો કે શિયાળામાં પતરાં અનુકૂળ નથી. ગામડાંમાં વળી મેડા વિનાનાં ઘર ઘણાં હોય એટલે ખાસ મુશ્કેલી પડે. જૂનાં નળિયાંના ઘાટ અને બનાવટમાં કંઈ સુધારો થાય અને ઉપર જણાવેલી મુશ્કેલીઓ ટળે એવો ફેરફાર થાય તો પતરાંનો ખપ ઘટે. પણ કુંભારો તેવો સુધારો કરવા તૈયાર થવા જોઈએ. તેમનામાં નવું કરવાની વૃત્તિ આવવી જોઈએ અને સુધારો ગામડાંનાં ઘરોમાં દાખલ થઈ શકે અને પોસાઈ શકે એવો હોવો જોઈએ. નળિયાંની હાલની બનાવટમાં ઉપરના ધોરણે કાંઈ સુધારો થયા વગર પતરાંની વપરાશ ઓછી થવાની નથી.

## કલાઈ

કલાઈ કરવાનું કામ ફેરિયા કરી જાય છે. ગામનો એક માણસ પણ કરે છે. આ સંબંધમાં અમને નોંધવા જેવું એ લાગ્યું છે કે ગામનો માણસ જે કલાઈ કરે છે તેનો ધંધો કલાઈનો નથી પણ બીજો ધંધો નહિ મળતાં આ ધંધો શીખીને તેણે ઉપાડી લીધો છે. તે કામચલાઉ કડિયાનું કામ પણ શીખ્યો છે, એટલે ગમે ત્યાં માથું મારીને પોતાનો રસ્તો કરે છે. અમને આ માણસની વૃત્તિ ગમી. આપણા કારીગરો, તેની પેઠે, ધંધામાં ફેરફાર

કરી લેવાની વૃત્તિ કેળવે અને નવા કામમા ઉત્સાહ બતાવે તો જલદીથી ધંધાઓમાં ઘણા સુધારા દાખલ થઈ શકે અત્યારે તો સ્થિતિ એવી છે કે નવા નળિયા બનાવવાનો ધંધો કમાણીવાળો હોય છતા પગપૂર્વથી જુદુ કરના હોય તો કુભાર નળિયાનું શીખીને તે ધંધો ઉપાડી નહિ લે અત્યારની ઢબના નળિયા પાડે છે તે પણ બહારથી નારીગરો બોલાવીને પડાવે છે પણ પોતે શીખી લેતા નથી દરજીને નવી જાતનું શીવણકામ નથી આવડતું અને લેકો પૈસા ખરચીને તે કામ બહાર કરાવે છે, છતા દરજીમા નવુ કામ શીખવાની તૈયારી નથી ચાલતુ આ સુ હોય તેને જ વળગી રહેવુ નવો ચીલો પાડવો નહિ એવી શિથિલ મનોવૃત્તિ ઘણાંની છે એને લીધે આપણા લોકોની સ્થિતિમા સુધારો કરવાની ઘણી મુશ્કેલી છે આથી અમને આ કનાઈવાળાનો દાખલો અનુકરણ કરવા જેવો લાગ્યો

લુહારનુ કામ પરદેશી લોખડના માલની હરીફાઈને લીધે ઘણુ ઓછુ થઈ ગયુ છે તે નાઈનુ અને રેણ કરવાનુ કામ ઉપાડી લે તો વાર્ષિક રૂા ૨૦૦) કમાણીમા વધારો કરી શકે લુહારના ધધાથી ટેવાયેલાઓને આ કામ કરવા માટે નવુ કાઈ શીખવુ પડે કે પોતાનો ચાલુ ધધો છોડી દેવો પડે એવુ નથી પણ તેણે ઉપર જણાવેલી ફેરફારને અનુકૂળ વૃત્તિ દાખવવી જોઈએ

## ધર્માદા

ધર્માદા ખર્ચમા ઠાકરડા કોમનું વહીવચાનું અને તરગાળાનું ખર્ચ અમને નોધવા જેવુ લાગ્યુ છે ઠાકરડા કોમે પોતાની જાહોજલાલીના વખતમા આ લોકોને પોષેલા તે અત્યારે ગરીબ થતા છતા બાપદાદાની મોટાઈને નામે થોડેઘણે અંશે પોષે છે ખોટા વખાણ સાભળી ફુલાય અને ઘરની તપેલી વેચી આવીને કે સવાયા દોઢા પૈસા લાવીને પણ તેને આપે આવા વધારાપડતા ખર્ચો કોઈ બધ કરાવી શકે તો એ કોમને વાર્ષિક ઘરદીઠ લગભગ બે રૂપિયા બચે વહીવચાને જેટલા પૈસા આપે છે તેમાથી તો એમની કોમના બધા છોકરાનું સ્લેટપેન અને પુસ્તકો વગેરેનું ભણામણખર્ચ નીકળે અને માબાપ ઉપર, સીધી રીતે જરાય બોજો પડ્યા વિના બધા છોકરા મફત ભણે પણ એવો દૃષ્ટિબિંદુમા ફેરફાર કોણ કરાવી શકે ?

પાટીદારોએ બાગમા બધ કરીને તે વૃત્તિનું વહેણ જાહેર હિતાર્થે વાળ્યુ છે તેઓ નવા જમાનાની જરૂરિયાતોને અનુકૂળ થવા લાગ્યા છે તેમનામા, પુસ્તકાલય, દવાખાનું અને કેળવણીના કામોમા, જાહેર હિતાર્થે પૈસા ખરચવાની વૃત્તિ જાગી છે તે ધડો લેવા જેવી છે

## સૂપડા

સપડા બહારથી વેચાતા આવે છે દરેક ઘરની એ સામાન્ય જરૂરિયાત છે ઘરદીઠ એક સૂપડું સામાન્ય રીતે વપરાય સમાજ તે કામ કરી શકે એ કામ કરે તો વરસે રૂા ૧૬૦નુ કામ મળે

## છત્રી

છત્રી પણ દરેક ઘરની સામાન્ય જરૂરિયાત છે વરસે ૮૦૦ ઉપરાંત રૂપિયા તે ખાતે ગામમાથી જાય છે તે ગામમા પેદા થઈ શકે તેમ નથી છત્રી દેશી મળતી પણ નથી ખાદીની આવે છે તે અને કાગળની છત્રીઓ અનુકૂળ નથી તેથી છત્રી દરેકને પરદેશી જ

વાપરવી પડે એવી સ્થિતિ છે. તે સામાન્ય જરૂરિયાત હોઈ તે ધંધા માટે ખાસ શોધખોળ અને પ્રયત્ન થવાની જરૂર છે. નેતરનો ઉપયોગ કરી હલકી છત્રીઓ બનાવી શકાય તો મોટો ઉદ્યોગ ચાલે. છત્રીના કપડાનો પણ પ્રશ્ન છે. તેનો ઉકેલ થઈ શકે તો જ નવો નમૂનો કામમાં આવે. કિંમતની દૃષ્ટિએ પણ વિચાર થવો જોઈએ.

## ધુપેલ

તૈયાર સુગંધીદાર તેલો ગામમાં આવતાં નથી. કેટલાંક બૈરાં કાચું તેલ વાપરે અથવા એરંડિયું પણ વાપરે છે. પણ મોટે ભાગે ધુપેલ વપરાય છે. તે બહારગામના ફેરિયા આવીને વેચી જાય છે. આ કામ ગામનો ઘાંચી ઉપાડી લે તો સહેલાઈથી કરી શકે. ઘેર ધુપેલ પાડવું પણ મુશ્કેલ નથી.

## રમકડાં

રમકડાંનું ખર્ચ ખાસ કરીને મેળા વખતે થાય છે. જાપાનીસ રબરના દડા અને રમકડાં આ ગામમાં પણ થોડા પ્રમાણમાં આવેલાં. દર વરસે એવું કંઈકકંઈક આવ્યા કરે. પતંગનું ખર્ચ પણ દર સાલ થાય. દારૂખાનું ઘણું ફોડાય, પરંતુ ગામના ઠરાવને લીધે બહુ વપરાતું નથી. એવું જ વલણ પરદેશી ચીજોમાં થતાં બીજાં ખર્ચોને વિષે કેળવાય તો ખર્ચમાં ફેર પડે.

## ટપાલ

ટપાલમાં ઘરદીઠ લગભગ આઠ આના વપરાય છે. શહેરના લોકો ટપાલમાં જેટલા પૈસા સરકારી તિજોરીમાં ભરે છે તેના પ્રમાણમાં ગામડાંના લોકો બહુ ઓછું ખર્ચ કરે છે. વ્યક્તિઓ કરતાં જાહેર સંસ્થાઓનું આ ખર્ચ ઘણું હોય છે. કંઈ પણ નવું કામ ઉપાડ્યું કે પહેલું ટપાલખર્ચ થાય.

## પરચૂરણ

સ્લેટપેનો પરદેશી આવે છે તેને બદલે દેશી કંપનીની હવે મળી શકે છે. તે જ પ્રમાણે પરદેશી ફાનસો અને ગોળાને બદલે પ્રભાકર કંપનીનો માલ દાખલ કરી શકાય. જર્મનીનાં ૮૮ નંબરનાં ચપ્પુ તો ઘેરઘેર દાખલ થઈ ગયાં છે. આ પ્રદેશમાં, પેથાપુરમાં જૂના વખતથી લોખંડનું કામ સારું થાય છે, પરંતુ જૂની છરીઓમાં તેઓ સુધારો કરતા નથી એટલે આવો વિલાયતી માલ વપરાય છે. તેને બદલે દેશી ચપ્પુ તો મળે છે. તાળાં, સૂડી અને કાતર પણ દેશી મળે. સ્વદેશીની ભાવના જાગૃત થાય તો ગામડાંને ઉપયોગી આવી ઘણી ચીજો, ગામની બનાવટની નહિ તો દેશી તો મળી જ શકે. લોકોને પ્રમાણભૂત ખાતરીવાળો દેશી માલ કયો તેની ખબર પડવી જોઈએ. ઘરગથ્થુ વપરાશની પ્રમાણભૂત દેશી ચીજોની ગામડાંમાં લારીઓ ફરે તો સગવડકારક થઈ પડે. દેશી વિદેશી ભેગો માલ વેચાય તેનો કંઈ ઉપયોગ નથી. લોકોને ખાતરી પડે અને છેતરપિંડી ન થાય એવી વ્યવસ્થા થવી જોઈએ.

શહેરોની પેઠે અનાજ ભરવા માટે પતરાંના ડબા અને પીપ અહીં વપરાતાં નથી. ઘડિયાળ, બરણીઓ અને દર્પણ જેવી ચીજો પણ બહુ ઓછી મળે. કોઈને ત્યાં છત્રી કદાચ હોય પણ એનું ખર્ચ ધ્યાન ખેંચે એવું નથી.

[ ચાલુ ]

વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
ઝવેરભાઈ પુરુષોત્તમદાસ પટેલ




## શું ઉનેવાળ બ્રાહ્મણોનું રાજ્ય ઊનામાં હતું ?

ઐતિહાસિક કથન મુજબ, "સિદ્ધરાજ તરફથી જયરાજ ઓઝા નામના બ્રાહ્મણને ઊના અને દેલવાડાના પરગણાં દાનમાં મળ્યાં હતાં" આ વસ્તુ 'સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ' નામક પુસ્તકમાં આપેલી છે. આગળ ચાલતાં જણાય છે કે, "પ્રભાસપાટણના રાજા વિજયદેવે કેટલાએક બ્રાહ્મણોને મારી ચંદ્રરાજ ઓઝા પાસેથી ઊના અને સોમદેવ પાસેથી દેલવાડાનું રાજ્ય લઈ લીધું" તો પછી—

(૧) ઉન્નતપુર (ઊના)માં ઉનેવાળ બ્રાહ્મણોનો રાજ્યકાળ ક્યાંથી ક્યાં સુધી?

(૨) રાજ્યકાળ દરમ્યાન જયરાજ ઓઝાથી માંડી અંત સુધી ક્યા ક્યા રાજાઓ થયા?

આ બે પ્રશ્નો વિચારણીય બને છે. તો તે પર પ્રકાશ પાડતી હકીકત ઐતિહાસિક સબળ પ્રમાણો સહિત જે કોઈ જાણકાર બંધુઓ જણાવશે, તો તેમનો આભારી થઈશ.

દલસુખરામ અંબાલાલ ભટ્ટ

***

શ્રી ગ. વિ. પાઠકે આ ચર્ચાપત્ર વાંચવા આપતાં એના લેખકને નીચેની સૂચના કરવાનો વિચાર આવે છે—"સિદ્ધરાજ તરફથી જયરાજ ઓઝા નામના બ્રાહ્મણને ઊના દેલવાડાના પરગણાં દાનમાં મળ્યાં હતાં" એ પ્રમાણે 'સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ' નામના પુસ્તકમાં લખેલું હોય તો પણ એ ઐતિહાસિક હકીકત છે એવું માનવા માટે વધારે પુરાવાની જરૂર છે. એ પુસ્તકના લેખકે ઉપર પ્રમાણે દંતકથા સાંભળી હશે અને લખી નાખી. પછી પ્રભાસપાટણના વિજયદેવ રાજાએ ઉનેવાળ બ્રાહ્મણોને મારી નાખ્યાની દંતકથા માટે પણ સબળ પુરાવો નથી. માત્ર પ્રભાસપાટણમાં વાજા રાજાઓનું રાજ્ય અમુક કાળે હતું એટલી વાત ચોક્કસ ઐતિહાસિક છે કારણ કે ઉત્કીર્ણ લેખોમાં વાજા રાજાઓનો ઉલ્લેખ મળે છે. પણ બાકીની દંતકથા માટે વિશેષ પુરાવાની જરૂર છે.

# શબ્દચર્ચા

પં. બેચરદાસ દોશી

## દોડ અને ધોણ

'धावू ग् गति-शुद्धयोः' ધાતુ, સંસ્કૃત ધાતુપાઠમાં પેલા ગણનો ઉભયપદી છે. તેના બે અર્થ છેઃ એક તો ગતિ અને બીજો શુદ્ધિ.

૧ ગતિનો સામાન્ય અર્થ માત્ર ચાલવું—એક સ્થળેથી બીજે સ્થળે જવું એવો તો છે જ. ઉપરાંત વેગપૂર્વક ચાલવું-દોડવું એ ભાવ પણ ગતિમાં સમાએલો છે. જે ગતિ, 'દોડ'ના નામથી પ્રસિદ્ધ છે તે જ અહીં 'ધાવ્' ધાતુના અર્થરૂપે સમજવાની છે.

ધોડવું, દોડવું, દોડ, દોટ અને 'ધા–નાખવી' વગેરે શબ્દોનો સીધો સંબંધ 'દોડ' અર્થવાળા એ 'ધાવ્' ધાતુ સાથે છે અને ધોવું, ધોબી, ધોકો, ધોણ, ધોણ્ય, ધોતિયું, અધોતું વગેરે શબ્દોનો મૂળ જનક પણ એ 'ધાવ્' ધાતુ છે.

ગૂજરાતીના 'મૂકવુ' 'લાધવું' 'ખરીદવું' વગેરે ક્રિયાપદોનો પ્રત્યક્ષ સંબંધ, કોઈ મૂળ સંસ્કૃત ધાતુઓ સાથે નથી પરંતુ તે તે ધાતુઓના માત્ર ક્રિયાસૂચક ભૂતકૃદંતો સાથે છેઃ

મુચ્ ઉપરથી મુક્ત–મુક્ક–મૂકવુ.

લભ્ ઉપરથી લબ્ધ–લદ્ધ–લાધવુ.

ક્રી ઉપરથી ક્રીત–કરીત–ખરીદવું.

એ જ પ્રમાણે 'દોડવુ' વગેરેનો મૂળ સંબધ 'ધાવ' ધાતુ સાથે નથી પણ તેના ભૂતકૃદંત સાથે છે.

'ધાવ્'નુ ભૂતકૃદંત 'ધૌત' થાય છે. દોડ, દોટ× વા દોડવું કે ધોડવુનો સીધો સંબધ 'ધૌત' સાથે છે (કાઠિયાવાડમા 'ધોડવુ' ક્રિયાપદ પણ પ્રચલિત છે) ધૌત–ધોત–દોટ કે દોડ. અને મુક્ત–મુક્ક–મૂકવુની નિષ્પત્તિ છે તેમ ધૌત–ધોત–ધોડવુ કે દોડવુંની નિષ્પત્તિ છે. હિંદી–દૌડના.

'ધા' નાખવી પ્રયોગમા 'ધા' એ સ० धावत પ્રા० धाहનુ ટૂંકુ રૂપ છે. એનો અર્થ 'દોડો દોડો' એમ થાય છે અને 'ધા' નાખવી એ આખા પ્રયોગનો અર્થ 'દોડો દોડો એમ બોલવુ' એવો થાય છે એ જ પ્રમાણે ધાડ ધાડુ શબ્દો પણ તેમનો મૂલભાવ જોતાં 'ધાવ્'માથી જન્મ્યા હોય એ બનવાજોગ છે.

૨ ઉક્ત હકીકત 'ધાવ્'ના ગતિપક્ષની થઈ. તેના 'શુદ્ધિ' પક્ષની હકીકત આ પ્રમાણે છેઃ

'ધાવ્'નો બીજો અર્થ-સાફ કરવું-ચોકખું કરવું, થાય છે.

સ० धावति પ્રા० धावेतिમાથી 'ધોવું' ક્રિયાપદ ઉપજે છે. 'धावेति' નો 'વ', 'ઉ'માં પરિણમતા અને 'धा+उ'નો 'ધો' થતાં 'धोएति' થાય અને એમાંથી 'ધોવું'નો આવિર્ભાવ સહજ છે. (હિંદી–ધોના.) એ જ પ્રમાણે ધોબી, ધોકો, ધોણ શબ્દોનો જનક પણ એ જ ધાતુ છે.

સં० धाविन् પ્રા० धोइ (धा+व्–धो+इ–धोइ ઉપરથી ફરીવાર ઓષ્ઠ્ય 'બ' ઉમેરાતાં ધોબી. ('ધો' ગત 'ઓ'ની ઓષ્ઠ્યતાને લીધે 'બ' ફરીવાર આવેલો છે.)

---

× 'દોડ'મા 'ઓ' વિવૃત છે ત્યારે 'દોટ'મા 'ઓ' સંવૃત છે એ ધ્યાનમા રહે. 'દોડ'માનો 'ડ' સંવૃત ઉચ્ચારણવાળો છે માટે 'ડ'ની પહેલાનો 'ઓ' વિવૃત થયો છે અને 'દોટ'માનો 'ટ' વિવૃતધ્વનિયુક્ત છે તેથી 'ટ'ની પૂર્વનો 'ઓ' 'સંવૃત' બોલાય છે. 'ઘોટક' અને 'ઘોડો' એમા પણ આવો જ ઉચ્ચારણભેદ છે.

સં० धावकः પ્રા० धावको ( धाव्-धोव+अको-धोअको ઉપરથી 'ધોકો' જે એક, ધોવાનું સાધન છે. (ગૂજરાતમાં 'ધોકો'ને બદલે 'ધોકણું' શબ્દનો વ્યવહાર છે તે મૂળ શબ્દને લાગેલા સ્વાર્થિક 'ડ' પ્રત્યયનું પરિવર્તન છે.)

અ—'ધોકો' જાડો હોય છે તે ભાવને લઈને ધોકડું ધોકડી વગેરે શબ્દો નીપજ્યા છે. ધોકડું વગેરે શબ્દોનો 'ધોવા' સાથે કશો જ સંબંધ નથી પણ તેઓમાં માત્ર 'જાડાઈ' છે એટલે જ એમનો સંબધ પણ ઉક્ત 'ધોકા' સાથે છે. ધોકડું એટલે શણની ખોળમાં અમુક પ્રમાણમાં ભરેલા રુની દબાવ્યા વિનાની લંબચોરસ જેવી ગાંસડી. એવી જ જે નાની ગાંસડી તે ધોકડી.

ઇ—જાડાઈની જ સમાનતાને લીધે 'ધોક'ને સ્વાર્થિક 'લ' લાગતાં 'ઢોકળું' શબ્દ નીપજે છે. 'ધોકો' જેમ લંબચોરસ હોઈ ઉપરથી નીચે સુધી દળવાળો હોય છે તેમ ઢોકળું પણ પોચું હોવા છતાં તે જ રીતે દળવાળું હોય છે. મૂળ ધાત્વર્થ સાથે 'ઢોકળા'નો કશો સંબંધ નથી છતાં જાડાઈની જ સમાનતાને લીધે 'ધોકા' અને 'ઢોકળા'નો નિકટ સંબંધ છે. ઢીચકા અને જાડા માણસ માટે 'ઢોકળુ' શબ્દનો ઉપયોગ પ્રસિદ્ધ છે. એ જ 'ઢોકળા' ઉપરથી ઢોકળિયું ( જે વાસણમાં ઢોકળાં બફાય છે તે વાસણ ) શબ્દ પણ આવે છે. 'ઢોકળા'નું સ્ત્રીલિંગ 'ઢોકળી' ( ડાળઢોકળી ) તો પ્રતીત જ છે.

મૂઢ મારથી શરીર ઉપર જે લીલામાં જામી જાય છે તે સોજાવાળા હોઈ જાડા હોવાને લીધે 'ઢોકળાં' કહેવાય છે.

સં० धावन् પ્રા० धावण ( धाव्+अण-'व'નો ઉ થતાં धोअण અને તે ઉપરથી 'ધોણુ' જે પાણીમાં કાંઈ ધોયું હોય તે 'પાણી' 'ધોણુ' કહેવાય છે. જેમકે–ચોખાનું ધોણુ.)

અ—'ધોણુ' શબ્દ માત્ર 'ધોવા'ના અર્થમાં પણ આવે છે: એક ધોણુ, બે ધોણુ ( જે કપડું એકવાર ધોવાયું હોય તેને એક ધોણુવાળું કહેવાય છે. )

'હાથધોણું'નો 'ધોણું' શબ્દ હાથ ધોવાનો ભાવ સૂચવે છે. વારંવાર ઝાડે જવાનો રોગ થતાં હાથ વારંવાર ધોવા પડે છે માટે તે રોગનું જ નામ 'હાથધોણું' પડયું છે. પાછળથી આ શબ્દ ભયવૃત્તિને પણ સૂચવતો થઈ ગયો છે.

ગૂજરાતી 'દાતણ' અને હિંદી 'दतौन'માં પણ જે 'અણ' અને 'औन' અંશ છે તે આ ધાવન–ધોણને આભારી હોય એમ લાગે છે.

ઇ—ધોબી, જેટલાં કપડાં એકવારમાં ધોવા લઈ જાય તેવા અર્થમાં પણ 'ધોણ' શબ્દનો ઉપયોગ છે. જેમકે–"આટલાં કપડાંની કેટલી 'ધોણુ' થાય?" 'ધોણુ' શબ્દનો ઉપયાગ અહીં નારીજાતિમાં છે અને તેના ઉચ્ચારણમાં પણ સ્ત્રીત્વસૂચક થોડો ભેદ પડે છે એ ફેરફાર સ્પષ્ટ બતાવવો હોય તો 'ધોણુ' ન લખતાં 'ધોણ્ય' લખવું પડે.

ધોતિયું ધોતલી ધોતર ( મરાઠી ) કે ધુતિ ( બંગાળી ) એ બધા શબ્દોનો મૂળ સંબંધ સં० धौत પ્રા० धोत સાથે છે. અને 'અધોતું' શબ્દ પણ 'ધોત'ના નઞ્ સમાસમાંથી નીકળે છે. અધોતું એટલે જે એક વાર પણ ધોવામાં ન આવ્યું હોય તેવું તદ્દન કોરું વા વાપરેલું કાપડ.

'ધોએલું' ભૂતકૃદંતનો સંબંધ પણ धौत–धोत સાથે જ છે. ફક્ત 'ધોત' શબ્દને સ્વાર્થિક 'इल्ल' પ્રત્યય લાગતાં ધોએલ્લ થાય અને એ ઉપરથી ધોએલું આવે.

ગૂજરાતમાં ધાવવું કે ધાવણ વગેરે શબ્દો જે બાળકના સ્તનપાન અર્થમાં પ્રતીત છે તેમનો સંબંધ આ 'धाव्' ધાતુ સાથે નથી તે ખ્યાલમાં રહે. તે શબ્દો તો પાન અર્થસૂચક એક બીજો 'धे' ધાતુ છે તેની સાથે સંબંધ રાખે છે. 'स्तनंधय'શબ્દમાં જે 'धय' અંશ છે તે જે 'धे' ધાતુમાંથી આવે છે તે જ 'धे' ધાતુ ધાવવું કે ધાવણનો જન્મદાતા છે.

———o———




**મારી જીવનકથા**, જવાહરલાલ નેહરુઃ—ગુજરાતીમાં ઉતારનારઃ મહાદેવ હરિભાઈ દેશાઈ, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ત્રણ રૂપિયા.

શ્રી. મહાદેવભાઈ દિવસ આખો કામમાં કેટલા ગુંથાએલા રહે છે તે સહુ કોઈ જાણે છે. તેમને જવાહરલાલની જીવનકથાને ગુજરાતીમાં ઉતારવાનો સમય ક્યાંથી મળ્યો હશે તે પણ એક આશ્ચર્ય છે. અને છતાં આખું પુસ્તક જોઈ જતાં ક્યાંએ પ્રયાસનો, સમયની જરૂરિયાતને અંગે ભાષાંતરને ઢમરડી નાખ્યાનો, મૂળના અર્થને પૂર્ણપણે વફાદાર ન રહ્યાનો દાખલો મળતો નથી.

મહાદેવભાઈના ગદ્યને સહુ કોઈ ગુજરાતી વાચક જાણે છે. તેમના એકધારા, સરળ, પ્રયત્ન વિના લખાયેલા ગુજરાતીનો ‘ નવજીવન ’ અને ‘ હરિજનબંધુ ’ વાંચનારાઓને પૂરેપૂરો ખ્યાલ છે. વળી તે ભાષાંતર કેટલાં સુંદર કરી શકે છે તેની પ્રતીતિ તો ‘ વિરાજ-વહુ ’ અને ‘ ચિત્રાંગદા ’ પૂરેપૂરી કરાવે છે. અને એ બન્નેથી ભિન્ન પ્રકારના આ પુસ્તકમાં પણ તેમની ભાષાંતરની કળા એટલી જ સફળતાપૂર્વક દેખાઈ આવે છે.

જવાહરલાલના પુસ્તકમાં વિધવિધ ભાવો છે. ક્યાંક તે કટુ બને છે તો ક્યાંક પ્રસન્ન શૈલીથી સુંદર વસ્તુઓનુ તેમા નિરૂપણ થયેલું છે. તેમના પિતા અને પત્ની સંબંધી લખતાં તેમની કલમ કોમળ બને છે, તો વિનીતોને વિષે લખતાં તે અત્યંત કડક અને કટાક્ષમય થઈ જાય છે. તેમનાં પ્રકૃતિના વર્ણનો સુંદર અને કવિત્વમય હોય છે. આ બધાં તત્ત્વોને મહાદેવભાઈએ એકસરખી સરળતાથી ઝીલ્યાં છે અને મૂળની અંગ્રેજી જેટલી જ સરળ, સુંદર, ભાવવાહી ગુજરાતીમાં ઉતાર્યાં છે.

અને આ પુસ્તકનુ ભાષાંતર કરી શ્રી. મહાદેવભાઈએ ગુજરાતની ઓછી સેવા નથી કરી. અંગ્રેજી ન વાંચી શકનાર ગુજરાતી જનતા આ ભાષાંતરની આતુરતાપૂર્વક રાહ જોઈ રહી હતી. જવાહરલાલ થોડી વિરલ વ્યક્તિઓમાની એવી એક વિરલ વ્યક્તિ છે કે જેને વિષે હરહમેશ કંઈ ને કંઈ જાણવાની લોકોને ઉત્કંઠા રહે. એ ઉત્કંઠાને સંતોષવા શ્રી. મહાદેવભાઈએ સમય અને શક્તિ બન્નેનો સફળ અને સબળ ઉપયોગ કર્યો છે.

“ છતાં એમાં મેં સાગ કામથી ભરેલા સમયના કેટલાય કલાકો અનન્ય નિષ્ઠાભર્યા પ્રેમથી ખર્ચ્યા છે ” શ્રી. મહાદેવભાઈ કહે છે. અને તે સાચું છે. એકલું ભાષાંતર કરીને જ તે અટકી ગયા નથી. જ્યાં જ્યાં તેમને લાગ્યું છે કે જવાહરલાલે કહેલી આ વસ્તુઓ એવી છે કે તે વિષે કશી નોંધ આપ્યા સિવાય ઘણા મૂળના વાંચકોને પણ નહિ સમજાઈ હોય ત્યાં ત્યાં તેમણે પરિશ્રમપૂર્વક નોંધો તૈયાર કરી છે અને તે તે વસ્તુઓની નીચે જ પ્રસિદ્ધ કરી છે. જવાહરલાલના પુસ્તકમાં આ વધારો અત્યંત ઉપયોગી નીવડ્યો છે.

શ્રી. મહાદેવભાઈ તેમના ઉપોદ્ઘાતમાં કહે છે કે તે આ પુસ્તકને ગુજરાતીમાં ઉતારવાના છે તેમ સાંભળ્યું ત્યારે અમુક માણસોને દહેશત હતી કે તેમનું આ ભાષાંતર પૂર્વગ્રહોથી ભરેલું થશે અને મૂળને બગાડી નાખશે. જવાહરલાલે માનેલા ઘણા સિદ્ધાંતોની, તેમની કહેલી ઘણી વાતોની સાથે મહાદેવભાઇ એક નથી થઈ શકતા. અત્યંત નમ્રતાપૂર્વક છતાં અત્યંત મક્કમતાથી તેમણે તેમના ઉપોદ્ઘાતમાં આ વિરોધને દર્શાવો સહિત પ્રસિદ્ધ પણ કર્યો છે. છતાં તે તે વિરોધમય વસ્તુઓ આવે ત્યારે પણ ભાષાંતર ક્યાંય કથળી જતું નથી. તેનો પ્રવાહ તો એકધારો અખંડિત વહ્યા જ કરે છે.

આ પ્રકારનો ઉપોદ્ઘાત લખવામાં મહાદેવભાઈએ દોષ કર્યો કહેવાય કે નહિ એ પ્રશ્ન આ પુસ્તક ગુજરાતીમાં બહાર પડતાં જ ઉપસ્થિત થયો. ઉપોદ્ઘાત અત્યંત ધ્યાન અને ચીવટપૂર્વક વાંચી જતાં એમાં ક્યાંએ દોષ થયો હોય તેવું લાગતું નથી. મૂળ લેખકના સિદ્ધાંતોની ચર્ચા કરવાનો ભાષાંતરકારને સંપૂર્ણ હક્ક છે અને એમ કરવાને ઉપોદ્ઘાતથી વધારે સારું બીજું કયું સાધન હોઈ શકે? એ વાત તો નિર્વિવાદ છે કે જવાહરલાલનું આખું પુસ્તક ચર્ચાત્મક જ છે. તેમાં ચર્ચાયેલા વિષયો પણ અનેક છે. ગાંધીજી વિષે પણ તેમાં ઘણુંઘણું આવ્યું છે. તો ગાંધીજીના નિત્યના ગાઢ સંપર્કમાં આવેલા એવા શ્રી. મહાદેવ દેસાઈ આપણને તેમના પુસ્તકની સાથે સાથે જ ગાંધીજી અને તેમની તર્કપદ્ધતિ સંબંધી જવાહરલાલના અમુક વિચારોના જવાબરૂપે કંઈક કહે તેમાં દોષ ક્યાં આવ્યો? ઊલટો, એ તો વાચક ઉપર ઉપકાર થયો ગણાય. એ નિપુણોના હાથે માર્ગદર્શન પામેલો વાચક પોતાની મેળે નિર્ણયો ઉપર આવવામાં ઊલટાનો આ રીતે તો વધુ સબળ બને.

પણ જવાહરલાલ સામે પક્ષ રજુ કરતાં શ્રી મહાદેવભાઈ જે વાતો કહે છે તે બધી સર્વસ્વીકાર્ય નહિ થાય. તેમનો ઉપોદ્ઘાત પણ વિવાદાત્મક તો છે જ. એ વિષે પણ જો ચર્ચા થાય તો તે જરૂર રસમય બને, પણ અહીં એ ચર્ચા અપ્રસ્તુત છે.

દરેક ગુજરાતી વાચક આ સુંદર પુસ્તકનું સુંદર, સુવાચ્ય ભાષાંતર જરૂર વાંચે.

**ગુલાબદાસ બ્રોકર**

**ખગોળગણિત ભા. ૩–૪:**—લેખક તથા પ્રકાશકઃ હરિહર ભટ્ટ, ભદ્ર, અમદાવાદ. કિં. ૦–૮–૦

ખગોળગણિતના પહેલા ને બીજા ભાગ ૧૯૩૪ અને ૧૯૩૫ માં બહાર પડી ગયા હતા. આ વર્ષે તેનો ૩–૪ ભાગ ભેગા કરીને બહાર પાડવામાં આવ્યા છે. આમાં ચંદ્રગણિત અને ગ્રહણગણિત આવે છે. આ ભાગોમાં પણ રા. હરિહર ભટ્ટે બહુ જ મહેનત લઈ જુદાં જુદાં કોષ્ઠકો અને ઉપકરણો યોજ્યાં છે. તેમણે આ માટે મુખ્ય આધાર છેલ્લામાં છેલ્લાં પ્રગટ થયેલા ઈ. ડબલ્યુ. બ્રાઉનના કોઠાઓનો લીધો છે. અને આ રીતે ચંદ્રગણિત–જે આગળ આપેલા સૂર્યગણિત કરતાં ઘણું જ અટપટું છે, તેને–ગુજરાતના પંચાંગકારો માટે પ્રાપ્ય બનાવ્યું છે. ગ્રહણોનું ગણિત હવે આ પુસ્તકને આધારે કોઈપણ બુદ્ધિમાન વિદ્વાન ચોક્કસ કરી શકે.

પ્રકરણ ૪થાની શરૂઆતમાં પારિભાષિક શબ્દોના અંગ્રેજી પર્યાયો આપ્યા છે. આ પર્યાયો વધારે વિસ્તૃત હોત અને પુસ્તકની શરૂઆતમાં હોત તો વધારે સારું. ગુજરાતીમાં

વૈજ્ઞાનિક પારિભાષિક કોષની જરૂર લાંબા વખતથી છે. તેને માટે આવા છૂટાછવાયા પ્રયત્નો કંઈક દરજ્જે જરૂર ઉપયોગી થશે

બેત્રણ દાખલા લઈ ને અમે ગણિત આ પુસ્તક પ્રમાણે કરી જોયું છે અને તે નોટીકલ પ્રમાણે મળતુ આવ્યું છે એટલે આમાં આપેલી રીતિઓ માટે જરાએ શકાને સ્થાન નથી

પુસ્તક એકલું technical છે. તેની સાથે જે સાધારણ જનસમાજને કાંઈક જ્ઞાન મળે અને આનંદ પડે તેવી સાદી ચંદ્ર અને ગ્રહણ સંબંધી માહિતીપૂર્ણ બાબતો એક પ્રકરણમાં આવી હોત તો પુસ્તક જરૂર વધુ લોકપ્રિય થાત. દા. ત, પૃથ્વીથી ચંદ્રનું વધુમાં વધુ અંતર ( ૨૫૩૦૦૦ માઈલ ), ઓછામાં ઓછું અંતર ( ૨,૧૯૦૦૦ માઈલ ), મધ્યમ અંતર ( ૨,૩૬૦૦૦ માઈલ ) ચંદ્રનો વ્યાસ ( ૨૧૬૦ માઈલ ), પૃથ્વીનો વ્યાસ (૭૯૨૬ માઈલ), ક્રાન્તિવૃત્ત સાથે ચંદ્રની કક્ષાનો ખૂણો ( ૫°૮′ ).

વળી ચંદ્ર રાહુ-કેતુમાંથી દર ૨૭.૨૧ દિવસે પસાર થાય છે સૂર્ય ૧૭૩ દિવસે પસાર થાય છે. તેથી દર ૧૭૩ દિવસે ૩૬ દિવસનો સમય ગ્રહણનો આવે તેમાં વધુમાં વધુ ત્રણ ગ્રહણો થઈ શકે. દર વર્ષે વધુમા વધુ ૭ ગ્રહણો થાય. પણ બધા એક જ જગાએથી દેખાય નહિ. ૬૫૮૫ દિવસ ( લગભગ ૧૯ વર્ષ )ના આશરાનુ ગ્રહણનુ એક ચક્ર ( સાઈકલ ) થાય છે તેમાં ૨૮ ચંદ્રગ્રહણ અને ૪૨ સૂર્યગ્રહણો મળીને ૭૦ને આશરે ગ્રહણો થાય છે અને તે સહેજસાજ ફેરફાર સાથે પાછા ફરીથી આવે છે વગેરે.

વળી સૂર્ય અને ચંદ્રગ્રહણોનું થોડુંક રસિક વર્ણન,—ખગ્રાસ વખતની સ્થભિત સ્થિતિ, તારાઓનો દેખાવ, કોરોના વગેરે—હોય તો તે પણ આનંદ આપે અને ફક્ત આંકડાઓની ગણતરીથી કંટાળનારને કાંઈક આરામ પણ આપે.

સૂર્યગ્રહણ ૨॥ કલાકથી વધુ કદી ન હોય. તેનો મધ્યમ પટો ( ચંદ્રની પૃથ્વી પરની છાયાનો ) વધુમાં વધુ ૧૭૦ માઈલ જ પહોળો અને ( પૃથ્વીની ગતિને લીધે ) ૭ હજાર માઈલ લાંબો હોય. ખગ્રાસ ૭ મિનિટથી વધુ કદી ન રહે ચંદ્રગ્રહણ પાંચ કલાક સુધી હોય તેમાંથી લગભગ ૨ કલાક સુધી ખગ્રાસ હોઈ શકે. કારણ ચંદ્ર આગળ પૃથ્વીના પડછાયાનો વ્યાસ લગભગ ૫૭૦૦ માઈલ હોય છે. આવી આવી બાબતો પણ આ પુસ્તકમાં જરૂરની છે.

પુસ્તકની ઉપયોગિતા વધારવા માટે હવે પછીનાં દરેક વર્ષમાં થનારાં ગ્રહણોની તારીખો અને સમયો જો આપ્યા હોત તો તે તાત્કાલિક લોકપ્રિય થઈ પડે.

આ તો થોડીક અમારી સાદી દષ્ટિની સૂચનાઓ છે. બાકી, આ ખગોળગણિતો લખીને એક ઘણું જ અઘરુ અને લાંબા વખતથી દેખાતી ઊણપનું કામ ભાઈ હરિહરે કરીને ગુજરાત ઉપર ઉપકાર કર્યો છે અને તેમનું આ કામ લાંબા સમય સુધી ગણિતકારોને શુદ્ધ ગણિત માટે ઘણું જ ઉપયોગી થઈ પડશે અને તે માટે ગુજરાત ખરેખર તેમનું ઋણી રહેશે. બીજા ભાગો પણ આ જ મુજબ તે બહાર પાડતા રહેશે એવી આશા રાખીએ તો તે વ્યર્થ નહિ જાય.

ભોગીલાલ પટવા

# રોજનીશી

## જાન્યુ. ૧૯૩૭

તા. ૨૭ સ્વાતંત્ર્ય દિનને દિવસે પૂર્ણ સ્વાતંત્ર્યને લગતી પ્રતિજ્ઞા વાંચવા બદલ લખનૌમાં જે મહાસભાવાદીઓની ધરપકડ થઈ; અમેરિકાની ઓરિયો નદીમાં ભયંકર પૂર આવવાથી સેંકડો માણસોનાં મરણ અને કરોડો ડોલરનું નુકસાન થયું; વડી ધારાસભામાં 'વીમા બિલ' દાખલ થયું.

તા. ૨૮ ઓરિસ્સાની ધારાસભામાં મહાસભાએ વિજય મેળવ્યા બદલ સરદારનાં અભિનંદન.

તા. ૨૯ સ્વાતંત્ર્ય પ્રતિજ્ઞા વાંચવા માટે રત્નાગિરિમાં શ્રી. પટવર્ધનની ધરપકડ થઈ; સોવિયેટ અમલનો નાશ કરવાનું કાવતરું કરવા બદલ ૧૩ રશિયનોને મોસ્કોમાં મોતની સજા કરવામાં આવી; પેસિફિક મહાસાગરના કિનારા પરના અમેરિકાના ખલાસીઓ ૯૨ દિવસની હડતાળ પછી બોટમાલિકોએ શરત માન્ય કર્યા પછી બંધ થઈ.

તા. ૩૦ બ્રિટીશ બેંકોએ ૧૦ વર્ષ માટે પા૫ા ટકાના વ્યાજે ૪૦ કરોડ પાઉંડ ફ્રેંચ રેલવેઓને ધીર્યા; હેર હિટલરની સરમુખત્યાર તરીકેની સત્તા વધુ ૪ વર્ષ માટે વધારી આપી; દિલ્હી મુકામે ૩૫૦૦૦ બાલવીરોનું મહાસંમેલન ભરાયું.

તા. ૩૧ મિ. હેનરી એસ. એલ. પોલકના 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય એ સૂત્રનો તેઓ શો અર્થ કરે છે?—' એ પ્રશ્નના જવાબમાં ગાંધીજીએ "ખસી જવાના હક સાથેનું સાંસ્થાનિક સ્વરાજ્ય હું જરૂર સ્વીકારું" એવું જણાવ્યાની હકીકત બહાર આવી; જાપાનમાં જનરલ હુયાશીએ નવું પ્રધાનમંડળ રચ્યું; કાનપુરમાં ચૂંટણી દરમ્યાન ૧૪૪ મી કલમનો અમલ રહેશે એવી જાહેરાત થઈ.

## ફેબ્રુઆરી : ૧૯૩૭

તા. ૧ બિહારની ચૂંટણીમાં મહાસભાએ ઝળકતી ફતેહ મેળવી—નવમાંથી નવ બેઠક કબજે કરી.

તા. ૨ સ્પેનની પાર્લામેન્ટે આખરી જંગ ખેલવા માટે સ્પેનના વડા પ્રધાનને સર્વ સત્તા સોંપી દીધી; ભાવિ યુદ્ધ પ્રસંગે સંરક્ષણની યોજના કરવા માટે ૧૪ કરોડ પાઉન્ડ ખર્ચવાની ફ્રાંસના યુદ્ધ પ્રધાને જાહેરાત બહાર પાડી.

તા. ૩ વારંવાર આવતી રેલોથી થતી હોનારત અટકાવવા માટે અમેરિકાની સરકારે ૫૦ અબજ ડૉલરના ખર્ચની એક યોજના તૈયાર કરી કોંગ્રેસ સમક્ષ રજૂ કરી; માર્શલ ચાંગ સુએ લિંગના કમ્યુનિસ્ટ સૈન્યે સિયાનફુ સર કર્યું.

તા. ૪ ડૉ. દેશમુખનું વિધવાઓને વારસાહક આપવા સંબંધીનું બિલ મધ્યવર્તી સભામાં મંજૂર થયું; બિહારપ્રાંતની ધારાસભામા ૧૫૨ માંથી ૯૫ જગા મહાસભાના ઉમેદવારોએ કબજે કરી.

તા. ૫ અન્નની અછતને લીધે રશિયાના વિદ્યાર્થીઓએ સ્ટેલિન વિરુદ્ધ દેખાવો કર્યા તે શાંત કરતાં ૧૬ વિદ્યાર્થી માર્યા ગયા અને ૪૦ જખમી થયા.

તા. ૬ સ્પેનિશ બંડખોરોએ સરકારી સૈન્યને પાછું હઠવ્યાના સમાચાર બહાર આવ્યા.

તા. ૭ રામકૃષ્ણ મિશનના પ્રમુખ સ્વામી અખંડાનંદ સમાધિસ્થ થયા; શ્રીમંત બાબાસાહેબ ઇચલકરંજીકરના હસ્તે પૂનામાં મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદનું મંદિર ખુલ્લું મુકાયું.

તા. ૮ બ્રિટિશ વાવટા હેઠળનાં સંસ્થાનો પાછાં નહિ મળે એવો બ્રિટનનો હેર હિટલરને સ્પષ્ટ જવાબ; સ્પેનિશ બળવાખોરોએ મેલાગા શહેરનો કબજો લીધો; રાજ્યારોહણનો દરબાર હિંદમાં ભરવામાં આવશે નહિ એવી ભારતમંત્રીએ જાહેરાત કરી.

તા. ૯ રાષ્ટ્રપતિ જવાહરલાલનું ચૂંટણી નિમિત્તે મુંબઇમાં જાહેર ભાષણ.

તા. ૧૦ બાબુ રાજેન્દ્રપ્રસાદનું પૂનામાં જાહેર ભાષણ.

તા. ૧૨ જર્મનીની બધી રેલવેઓ શેર હોલ્ડરોની કંપની મટીને કાયદાથી સરકારી રેલવેઓ બનાવવામા આવી; માડ્રિડ કબજે કરવા માટે બંડખોરો અને સરકાર વચ્ચે ભયંકર યુદ્ધ થયુ.

તા. ૧૩ હૈદ્રાબાદમા ના. નિઝામના રજતમહોત્સવની ઉજવણી શરૂ થઈ—એ નિમિત્તે ૪૦ લાખની મહેસૂલ માફ કરી, ઑસ્ટ્રેલિયાની સરકારે પણ થયેલા અનુભવને પરિણામે ઓટાવા કરારમા ફેરફાર કરાવવાનુ કારખાનાના માલિકોના પ્રતિનિધિ મંડળને વચન આપ્યુ.

તા. ૧૪ ઑસ્ટ્રિયાના ચાન્સેલર ડૉ. શુશનીગની જાહેરાત ઑસ્ટ્રિયામા ફરી રાજાશાહી સ્થાપવી કે નહિ તેનો નિર્ણય પ્રજા જ કરશે.

તા. ૧૮ દક્ષિણ આફ્રિકા યુનિયનના પ્રધાનમંડળમા એશિયાટિક બિનાને કારણે મતભેદ મિ. હોફમેયરની રાજીનામુ આપવાની અફવા બહાર આવી.

તા. ૧૯ મુંબઈની કાઉન્સિલમા મહાસભાને ભારે વિજય મળ્યો; ગૂજરાતમા મહાસભાને સો એ સો ટકા જીત મળી, એમ. એન. રૉયના તંત્રીપણા હેઠળ નીકળનાર 'ઇન્ડિપેન્ડન્ટ ઇંડિયા' સાપ્તાહિક પાસે એક હજારની જામીનગીરી મંગાઈ.

તા. ૨૦ મધ્યપ્રાંતની ચૂંટણીમા મહાસભાને ઝળકતી ફતેહ મળી; દિલ્હીમા નરેન્દ્રમંડળની બેઠક ભરાઈ.

તા. ૨૧ મુબઈમા સ્વ કમલા નહેરૂની સંવત્સરી ઊજવાઈ; બ્રિટનની શસ્ત્રસજાવટ સામે ઇટલીએ ૧૦ લાખ સૈનિકોને 'હોશિયાર' રહેવાનું ફરમાન કાઢ્યુ.

તા. ૨૨ ઇંગ્લાંડ અને પોર્ટુગાલ વચ્ચે સરહદ પરની દેખરેખ સંબંધી પરસ્પર સમજૂતી થઈ એવા સમાચાર બહાર આવ્યા.

તા. ૨૫ મુંબઇ અને મદ્રાસની ધારાસભાની ચૂંટણીમા મહાસભાને ચોખ્ખી બહુમતી મળી, સર ભૂપેન્દ્રનાથ મિત્રનું કલકત્તામા અવસાન.

તા. ૨૬ બજેટની બાતમી ફૂટી જવાના કારણે વડી ધારાસભાના એક સભ્ય રા. બ. ભાગચંદની દિલ્હીમા ધરપકડ થઈ, પતિયાલા નરેશની નરેન્દ્રમંડળના ચાન્સેલર તરીકે ચૂંટણી થઈ, ફ્રાન્સના માજી વડા પ્રધાન મો. ફ્લેન્ડીને ચાલુ વડા પ્રધાન મો. બ્લુમની નાણાવિષયક નીતિ વિરો પ્રહાર કર્યા.

તા. ૨૭ વર્ધામા મહાસભાની કારોબારીની બેઠક શરૂ થઈ, નવું હિંદી બજેટ બહાર પડયુ—ખાંડ અને ચાંદી પરની જકાતમા વધારો થયો.

તા. ૨૮ વર્ધામા કારોબારીની ચાલુ મંત્રણા—ગાંધીજીએ ઓદ્ધાસ્વીકાર માટે એક શરત રજૂ કરી "ગવર્નરોની ખાસ સત્તા નહિ વપરાવાની બાહેધરી મળે તો ઓદ્ધા સ્વીકારવા."

## માર્ચ : ૧૯૩૭

તા. ૧ ફ્રાન્સના લશ્કરી ભંડારમાથી તોપ અને બંદૂકોની ચોરી થઈ.

તા. ૨ ઇટલીની ફાસિસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલે લશ્કર વધારવાનો તેમજ બીજી જરૂરી સામગ્રીમા વધારો કરવાનો ઠરાવ પસાર કર્યો.

---

## શુદ્ધિ

પૃ. ૨૩૪ ૩જી અને છેલ્લી પક્તિમા 'પરબ' સુધારી 'પરવ' કરવું.
„ ૯ મી પક્તિમા 'ગોમતીસે' સુધારી 'ગોમતી રે' કરવું.

પૃ. ૨૫૮ લીટી ૧૧મી પછી આમ સુધારવું "ચાંપાનેરને ફરી વસાવવાના અનેક પ્રયત્નો થયા છે. વિજયનગરને ફરી વસાવવાના એક બે પ્રયત્નો થયાનું જણાય છે, પરતુ ચોક્કસ માહિતી મળતી નથી. ચાંપાનેર કરતા વિજયનગર......"




તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૯૯૩ વર્ષ ૧૨

હા અંક ૪

# અનુક્રમણિકા

પુ. ૨૩ મહા : ૧૯૯૩ અંક ૪



લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી· અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૧૫-૪-૩૭

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૩ મહા · ૧૯૯૩ અંક ૪

## ક્રાન્તિ અને રચનાત્મક કાર્યક્રમ*

આચાર્ય જીવતરામ કૃપાલાની

### ક્રાંતિનો પૂર્વપક્ષ

રેંટિયો, ખાદી ને રચનાત્મક કાર્યક્રમ પ્રજાની સ્થિતિમા સુધારો કરે છે, પરંતુ આમ ગરીબી, અધોગતિ અને ગુલામીનો સાચો ઉપાય તો ક્રાંતિ જ છે. એ અવ્વલ ઉપાયને બદલે જે જે અધવધરા ઉપાયો યોજાય છે તે બધાની અસર એક જ છે કે, પ્રજાની મોહનિદ્રા કાયમ રહે છે, ક્રાંતિને તે ભૂલે છે. સુધારાથી તે ઓછેવત્તે અંશે સંતુષ્ટ રહે છે, તેમના અસંતોષની માત્રા કાબૂમાં રહે છેઃ તેમની બેડીઓ તેમને કઠતી નથી. મૂળ વસ્તુ-સ્થિતિમાં જ રહેલો એવો વર્ગ વર્ગ વચ્ચેનો જે હિતવિરોધ અને તેનો પરિણામી વર્ગવિગ્રહ–આ મૂળ આગ જ સુધારાના ધુમાડામાં ગોટવાઈ જાય છે. ભૂતકાળની ક્રાંતિઓ જુઓ તો તેમાંની એકે એવી નથી કે જે, લોકોની દશા કલ્પાય એટલી ખરાબ–તદ્દન અસહ્ય–ન થયા વગર, જન્મી હોય. અન્યાય જેટલો વધારે ને અવિચારી, તેટલો તેની સામેનો પ્રજાકીય ઉછાળો અને પછી જન્મનાર પુનર્ઘટના વધારે પરિપક્વ અને સંગીન

એટલે, કોઈ પણ વર્ગના લોક ગમે તેવી અધમ દશાએ પહોંચે છતાં, માત્ર તેમનું કાંઈક સુખ સાધવા પૂરતો જ પ્રયત્ન ન કરવો જોઈએ. જ્ઞાનપૂર્વક આવા શુદ્ધ ભાવે વર્તતાં, કદી જો વધુ દારિદ્ર્ય, વધુ અધોગતિ, અરે જીવોનો નાશ પણ, પરિણમે, તોપણ તે તત્ત્વ-નિષ્ઠાની ધૃતિપૂર્વક ઉદાસભાવથી ખમી લેવું, એમ માનીને કે અનિવાર્ય વસ્તુસ્થિતિની ક્રૂર રાક્ષસીને અવશ્ય એટલો ભોગ દેવો પડે છે આવું સહન શસ્ત્રવૈદ્યના નસ્તર જેવું કે પ્રસવવેદના જેવું છે. માનવજનતા અધોગતિ અને દુઃખને છેલ્લે આરે જ્યારે પહોંચે છે, ત્યારે જ પોતાનાં બંધન તોડી નવજીવન જોવાનું એને જોસ આવી શકે છે.

આ પ્રમાણે કેટલાક સમાજવાદી અને સામ્યવાદીઓ દલીલ કરે છે.

---

## ઉત્તરપક્ષનો પ્રારંભ

એ તદ્દન સંભવિત છે કે, સમાજશરીરમાં એવા વિકારો જરૂર નીપજે, કે તેમાંથી જો એને બચાવવું હોય તો ક્રાંતિ કરતાં ઓછી જલદ માત્રા ચાલી જ ન શકે: સમાજની સારી સ્થિતિ અને મૂલ્યદૃષ્ટિ જ પલટવી પડે. સ્થિતિમાં એવો સડો પેઠો હોય કે તેની પર માત્ર મલમપટી કર્યે કાંઈ સ્થાયી પરિણામ ન જ આવે; સમાજનું ધોરણ અને કદરદૃષ્ટિ જ આખાં ને આખાં બદલવાની જરૂર પડે. નવીન યુગાત્મા અને જૂના જમાનામાં એવી તો અનિવાર્ય વિસંગતિ હોય અને જૂનો જમાનો સડાથી દિનપ્રતિદિન એવો તો વણસતો જતો હોય કે, તેને પહોંચી વળવા માટે સંક્રાંતિની સૌમ્ય, સરળ, સ્થિર અને સમજબુદ્ધિભરેલી યુક્તિ ન ફાવે—પાછળ પડી જાય, અને સડાગ્રસ્ત સમાજ અધોધ: ઊતરતો જાય. આવે વખતે સડા પર નિષ્ઠુર શસ્ત્રવૈદ્ય જ કામ દે: સમાજમાં, જેને ક્રાંતિ કે ઉત્ક્રાંતિ કહેવાય છે, તેની જરૂર પડે.

## દુ:ખદશામાંથી જ ક્રાંતિ ?

પરંતુ, આ બધુંય કબૂલ કરવાની સાથે, એક શંકા કરી શકાય ખરી કે, " ઉત્ક્રાંતિનો જન્મ હમેશ, દુ:ખોની પરમાવધિ થાય—અધોગતિને તળિયે અડાય, ત્યારે જ થાય છે શું ? " ઉત્ક્રાંતિનો ઇતિહાસ જોતા આવો અવિનાભાવી સંબંધ નથી દેખાતો. ઘણા દાખલાઓમાં, બાહ્ય સંજોગો ક્રાંતિને અનુકૂળ હોવા છતાં, કશાકની ઊણપને લઈને ક્રાંતિ કદી નથી થઈ. બીજા વળી એવા દાખલા છે કે જેમાં ક્રાંતિએ અવદશાની અવધિ થયાની વાટ નથી જોઈ, પણ કોઈ જોશીલી વ્યક્તિએ કે સ્વમાની સમૂહે આગળ પડીને એ આણી મૂકી. અને ક્રાંતિના એવા પણ દાખલા છે કે, દશા સુધરતી જતી હતી, તેની સાથે સાથે જ ક્રાંતિય ઘડાતી આવતી હતી; અને અમુક અંશે આ સુધારાઓને જ કારણે !

## ઇતિહાસ એમ નથી કહેતો

બાહ્ય સંજોગોની દૃષ્ટિએ, જૂની દુનિયાના ગુલામોની દશાથી વધારે ખરાબ કાંઈ હોઈ શકે ? તેમની સંખ્યા તેમના શેઠો કરતાં કેટલાય ગણી હતી, પણ ક્રાંતિ ન થઈ. અર્વાચીન દાખલો લઈએ તો, અમેરિકાના હબસીઓની મુક્તિ તેમણે કરેલી હિલચાલ કે મથામણનું ફળ નથી. અને માનવ શરીર કે જીવાત્માની દુ:ખદશાનુ તેમના કરતાં ખરાબ ચિત્ર કલ્પી શકો ખરા ? પુરાણ રોમના 'પ્લેબિયનો'ની દશા ગુલામો જેવી ખરાબ નહોતી; પણ તેઓએ રાજ્યક્રાંતિ કરી હતી. મધ્યયુગના યુરોપની આમપ્રજાની સ્થિતિ અર્વાચીન યુરોપના શ્રમજીવી કરતાં કેટલી બધી ખરાબ હતી ? છતાં, કરી કરીને તેઓ ખેડૂતોનાં થોડાંક બંડ જ કરી શકેલા, જે મારીઝૂડીને શમાવી દેવાયેલાં. અર્વાચીન રાજ્યોમાં, રાજા અને અમીરઉમરાવો સામે ભદ્રલોકોએ કરેલી ક્રાંતિઓ આર્થિક અવદશામાં ઋખી રહેલ લોકે નહિ, પણ સારા સુખી લોકે કરેલી, અને તે એવે વખતે કે જ્યારે તેમની સુખસગવડની દશા ઉત્તરોત્તર સારી થતી જતી હતી અને એ આબાદીની સાથોસાથ એમની સ્વતન્ત્રતા પણ વધતી હતી. અમેરિકાની ક્રાંતિ દારિદ્ર હણવા માટે નહિ, પણ પોતે માનેલા કુદરતી માનવી હક સ્થાપવાને માટે થયેલી. તે હક એ કે, અમારાં રાજકારણ અને અર્થકારણ ઘડવાનો અમારો સ્વત:સિદ્ધ અધિકાર છે. એક ફ્રેન્ચ ક્રાંતિ આપણા કેટલાક સમાજવાદી મિત્રોના પ્રસ્તુત વિધાનને

સિદ્ધ કરતી ગણાય, તેમાં પણ કશો આધાર નથી. ખેડૂતો અને નીચલા મધ્યમ વર્ગની સ્થિતિ, સાચું જોતાં, સુધરતી હતી. હવે દુઃખ અસહ્ય છે માટે ક્રાંતિ કરો એમ નહોતું થયું; પરંતુ પહેલાં જે ધીરજથી લોક સહી લેતા તે હવે સહેવા તૈયાર નહોતા, એ એનું કારણ હતું. જે પ્રત્યક્ષ પરિસ્થિતિમાં લોકો જીવન ગાળતા હતા તે અને કુદરતી હકો, સમતા ને સ્વતંત્રતા જેવી ચીજો વિષેના એમના ખ્યાલો—એ બે વચ્ચે વિશાળ અંતર હતું. આ ખ્યાલો (તે પણ સાવ સાચા કે તર્કશુદ્ધ તો નથી જ.) તો તત્ત્વજ્ઞાનીઓએ ઉપદેશ્યા હતા, અને એ તત્ત્વજ્ઞાનીઓને તેમના જમાનાના વ્યવહાર જોડે ઓછી જ લેવાદેવા હતી. અને છતાં, આ ફ્રેન્ચ ક્રાંતિનું સ્વરૂપ શું છે? ઈતિહાસકારોએ એને વગર સંકોચે ખાસ ઘટના કહી છે.

## રશિયાનું ઉદાહરણ

હમણાંની એક રશિયન ક્રાંતિ જ એવી છે કે જેનું એક કારણ જનતાની અકલ્પ્ય એવી અતિખરાબ આર્થિક સ્થિતિ હતું. પરંતુ એ સ્થિતિ સાધારણ નહોતી; વધારે તો એ, મહાયુદ્ધનો થાક અને સત્તાનો લોપ, એને આભારી હતી. યુદ્ધ પહેલાંની ખેડૂતોની સ્થિતિ જુઓ તો, જ્યારે રશિયનો ખેડૂત માત્ર કૃષકદાસ (serf) હતો ત્યારના કરતાં જરૂર સારી હતી, કેમ કે કૃષકદાસત્વ નાબૂદ થયું હતું. વળી, તે વખતે મધ્ય યુરોપના બધા દેશોની સામાન્ય આર્થિક સ્થિતિ લગભગ તેવી જ એકસરખી હતીઃ જર્મની, ઑસ્ટ્રિયા, હંગરીની આર્થિક સ્થિતિ રશિયાથી વધારે ખરાબ નહિ તોય તેના જેવી તો હતી જ. અને છતાં ત્યાં ક્યાંય તેમાંથી ક્રાંતિ ન નીપજી. આજે પણ મધ્ય યુરોપના દેશોની દશા એવી જ નિરાશાજનક છે, છતાં ત્યાં કંઈ ક્રાંતિનાં ચિહ્ન જણાતાં નથી. આ રશિયન ક્રાંતિનો જો કોઈ સૂક્ષ્મ અભ્યાસ કરે તો એને જરૂર જણાશે કે, તેની સફળતામાં મોટો ભાગ ભજવનાર દૈવ હતું. એ ક્રાંતિમાં એવી અનેક ઘડીઓ આવી હતી, કે ત્યારે જો જરાક વાંકુંચૂકું ગયું હોત તો આખું નાવ જોખમાઈ જાત. અને કેટલીક વાર તો, ક્રાંતિના સામાવાળિયાનાં લેખાં ઊંધાં પડ્યાં ને તેથી વિજય મળ્યો, એમ બન્યું હતું.

## એશિયાઈ ઉદાહરણો

ઉપર મેં પશ્ચિમના ઇતિહાસની ક્રાંતિઓના દાખલા લીધા છે, કારણ કે ઐતિહાસિક વિકાસપદ્ધતિ એ ઇતિહાસ જ બતાવે છે એમ નૂતન માનસ માને છે; એશિયાઈ ઇતિહાસ ઊંચાંનીચાં મોજાંની એવી માળા છે કે, તેમાંથી એ પ્રવાહની દિશા ખોળી કાઢવી મુશ્કેલ પડે છે. તેમાં પ્રગતિ અને પ્રકાશના પ્રસંગો અવારનવાર આવે છે, અને પછી છૂપા હ્રાસ અને વિલયની લાંબી રાત્રિ બેસે છે. છતાં ઇતિહાસને પાને ચડેલા એશિયાના કેટલાક ક્રાંતિયુગોના દાખલા લેવા અપ્રસ્તુત નથી. તેમાંના ઘણાખરાનો સંબંધ ધાર્મિક કે રાજકીય પ્રતિભાવાળી વ્યક્તિવિશેષોના જીવન સાથે ઘાડો હતો. જીવનવ્યાપી એવી મહાક્રાંતિ તરીકે જોઈએ તો, બુદ્ધધર્મ, ખ્રિસ્તીધર્મ કે ઇસ્લામના કરતાં કયું ચડે ખરું? છતાં, એ પ્રભાવિત પુરુષોના જન્મની એક બીના તમે બાદ કરો, તો હિંદ, અરબસ્તાન ને તે પારના મુલકોનો સમાજ સૈકાં સુધી એકધારો વહ્યે ગયો હોત. પછી અલેકઝાંડર, ચંગીઝખાન, તૈમૂર, અહમદશાહ, અકબર, શિવાજી વગેરે રાજકીય વિભૂતિઓ જુઓ. તેઓએ રાજકીય જીવનમાં ભારે વિપ્લવો કર્યા. તેમના વગર, લોકજીવનમાં ને લોકસંસ્કૃતિમાં કશી હિલચાલો ન જન્મી હોત. પણ આનો અર્થ એ ન સમજવો કે, પ્રતિભાનો જન્મ થવાને અનુકૂલ સંજોગો નહોતા ને તે થયો;

કહેવાની મતલબ એ છે કે, ક્રાંતિનિર્માણનું શ્રેય સન્જોગો જેટલું જ વ્યક્તિને પણ ઘટે છે. અને આ પણ એક સાચી હકીકત છે કે, પ્રતિભાસપન્ન પુરુષો પેદા નથી થયા ત્યારે સમાજનું રગશિયું ગાડું એને ચાલુ ચીલે, કાળના કાળ સુધી, ગબડતું ગયું છે. આ બધા પ્રસંગો ક્રાંતિના હતા એમાં શંકા નથી. પરંતુ તેમના મૂળમાં કોઈ અસહ્ય શારીરિક કે આર્થિક દુઃખો નહોતાં, એનાં કારણો તો, એની ઉત્પાદક પેલી પ્રતિભાવાન વ્યક્તિઓનાં જીવન જેવાં તથા જે સંજોગોમાં તે અવતરી તેના જેવાં અનેકવિધ હતાં.

## હરિજન ચળવળનું દૃષ્ટાંત

વળી, હિંદના હરિજનોનો દાખલો લો. આવડો મોટો સમુદાય, જગતની તવારીખકાળના પ્રારંભથી જ, જે જાતની શારીરિક અને નૈતિક અવદશામાં સડતો આવ્યો છે, તેને તોલે આવે એવું, અર્વાચીન કે પ્રાચીન ગુલામીમાં પણ શોધ્યું જડે એમ નથી. અને છતાં તેમનામાં ક્રાંતિ થઈ છે કે? આજની હરિજન હિલચાલ પણ એમની કૃતિ નથી; અમેરિકાના હબસીઓની મુક્તિ માફક, તે ઇતરજનોની એમને લાધી રહી છેઃ હબસી અને હરિજનોમાં આજ જે કાંઈ ચેતન છે તે એમને માટે અન્ય લોકે કરેલા કાર્યનું ફળ છે.

## પૂર્વપક્ષ ઇતિહાસસિદ્ધ નથી

પૂર્વપશ્ચિમની આ બધી ઐતિહાસિક હકીકતો એ સિદ્ધ કરે છે કે, અમુક સન્જોગસ્થિતિ હોય તો એને પરિણામે અચૂક ક્રાંતિ આવી રહે એવું ઇતિહાસમાંથી પ્રમાણ નથી મળતું. આવી કોઈ જાતની અવશ્યભાવિતા જણાતી નથી. ઇતિહાસકારો કોઈ ક્રાંતિનાં કારણરૂપે જે હકીકતો ખડકે છે તે એ બનાવ બન્યા પછી. અને તે કારણો પણ કેટલાં બધાં ને વિવિધ, તથા તેમાં આગળપડતો ભાગ લેનારના વ્યક્તિત્વમા તથા જમાનામાં અને તે તે દેશની વિશિષ્ટ પરિસ્થિતિમાં આખા ને આખા ખચેલાં હોય છે! એટલે, તે ઉપરથી ક્રાંતિની શરતોનું કાંઈ પણ શાસ્ત્ર ઘડી કાઢવુ એ લગભગ અશક્ય છે. છતા, ક્રાંતિની કાંઈ પણ કારણમીમાંસા શક્ય હોય તોય, તે ભૌતિક નહિ પણ માનસિક અને વિચાર–કે ભાવના–ગત છે.

## ક્રાંતિની સાચી કારણમીમાંસાઃ—(૧) દૃષ્ટિપરિવર્તન

ક્રાંતિનુ આવું એક પૂર્વકારણ, લોકોની દૃષ્ટિએ શી સ્થિતિ હોવી જોઈએ અને શી વસ્તુતઃ છે, એ બે વચ્ચેનું ભેદદર્શન છે. ભૌતિક અને આર્થિક દશા અસહ્ય હોવી જોઈએ, એવા પૂર્વકારણની કશી જરૂર નથી. પણ, પોતાના જીવનની વર્તમાન દશા અને પોતાનો એ વિષેનો આદર્શસ્વપ્ન, એ બે વચ્ચે મોટો મહાસાગર છે ને ઉત્તર દક્ષિણ જેવું અંતર છે, એ લોકોની નજરમાં બેસવું જોઈએ. અને આમ થવું એ લગભગ ઇતિહાસથી પર બીના છે. જો આ અંતર પૂરતું ભેદક હોય, તો તેમાંથી ઉછાળાની આશા બંધાય. અને આની સત્યતા પૂર્વપશ્ચિમના ધાર્મિક ને રાજકીય વિપ્લવો જુઓ તો સિદ્ધ છે. જ્યારે જ્યારે મહાન પરિવર્તનો થયાં છે ત્યારે ત્યારે હમેશ માનસિક ક્ષોભ એનો અનુષગી હતો જ. આર્થિક બાબતોને જે વધારેપડતું મહત્ત્વ અપાય છે તે તદ્દન આધુનિક વસ્તુ છે. યુરોપનો આજનો આમવર્ગ જે દશામાં જીવન ગુજારે છે તે એમના સૈકા પરના પૂર્વજો કરતાં ક્યાંય બહેતર છે. છતાં, જૂની દશા ધીરજથી સહેવાતી; કારણ કે પૂર્વની ગરીબ પેઢીઓ પોતાની દશાને લગભગ નિયત ને અટળ માની ચાલતી, એટલે એમને એ ન્યાયી અને અવશ્ય બનનારી લાગતી. પણ, માનવી જન્મસિદ્ધ હકો, ન્યાય, સમતા વિષેના નવા વિચારોનો ઉપદેશ અને

વિજ્ઞાનની શોધો પરથી સિદ્ધ થતું લાગ્યું કે, આ બધી બદબખ્તી આવશ્યક કે અનિવાર્ય નથી; તે તદ્દન અન્યાયપૂર્ણ છે. જે પુરાણી નિષ્ઠાબુદ્ધિને કારણે તે સહ્ય બનતી તે નાશ પામી છે. પ્રયોજક અને પ્રયોજિત (employer & employed) વચ્ચેનો સંબંધ વેપારપૂરતો ને આગંતુક (casual) જેવો બન્યો છે. મોટાં કારખાનાંમાં તો તે તદ્દન નાબૂદ થયો છે. ભાવનાની પ્રેમગાંઠ પણ સાવ જતી રહી છે. જે છે તે, આર્થિક અને ભૌતિક દૃષ્ટિએ, હતું તેનાથી બદતર નથી; પણ, લોકો આ સુધરેલી દશાથી પણ શાંતિથી ચલાવી લેવા ખુશી નથી. એટલે, વસ્તુસ્થિતિ બગડી છે એ વાત નથી, પરંતુ લોકની કદરની બૂજ જ બદલાઈ છે. શું ખોટું, શું ખરું; શું ન્યાયી, શું અન્યાયી; કઈ નિષ્ઠા યોગ્ય, કઈ અયોગ્ય; શું કાર્ય, શું અકાર્ય;—આ વિષેનો વિવેક જ પલટાયો છે. ટૂંકામાં, એમની નૈતિક દૃષ્ટિ જ પરિવર્ત પામી છે. વિચાર અને વસ્તુતા વચ્ચે આવી જાતનો વિસંવાદ જ્યારે પ્રગટે છે, ત્યારે સમાજની સ્થિતિ નાજુક બને છે અને તે અવસ્થાંતર પામે એવી દશા જન્મે છે; વર્તમાન જીવનના તારતમ્યમાં ભંગ પડી તે ઊંધું વળે છે. પછી, આ જે તારતમ્યભંગદશા, તેને દુરસ્ત કરી દેનાર કોઈ પણ જાતનો પલટો નજરે આવે છે.

(૨) આશાનો ઉદય

આવી બીજી માનસિક દશા છે તે માનવહૃદયમાં સમૂહગત આશાકિરણ પ્રગટે એ છેઃ લોકોને લાગે કે આપણી દશા સુધરી શકે છે. આવી આશા, લોકજાગૃતિની જાણે હાકલ ન હોય, જાણે પેલા પેગંબરની વાણી ન હોય કે 'ઈશ્વરી રાજ નજીક છે, ઊઠો, જાગો, '—તેવી રીતે પ્રેરક બને છે. આ આશામાં શ્રદ્ધાનો અંશ છે; ભાગ્યે જ એ અતિ તર્કશુદ્ધ પાયા પર બંધાયેલી હોય છે. ખરું જોતાં, એ, માનવજનતાના અમુક અંશને એના પ્રગતિકાળમાં અવારનવાર જે એક પ્રકારનો ઉત્સાહ, જેમ, વેગજ્વર આવે છે, એનું પરિણામ હોય છે. અને એ એકાદ વિભૂતિને લઈ ને કે અનુરૂપ હાકલ કે બોલ કે તેવા પ્રસંગને લઈ નેય હોય. અને જો એવી વિભૂતિને આપણે સૂક્ષ્મતાથી અવલોકીએ તો અંતે તેમાંથી એમેય નીતરે કે તે નાટકી, અધચક્કર, આવેગી, વિચિત્ર કે ઊંધી પૂતળીની છે. હાકલ કે બોલ જુઓ તો તે ભ્રામક સૂત્રના વેશમાં અર્ધસત્ય જ હોય; પણ લોકને તેની ઘોષણા કરવાનું ને પોતાના સામેના લોકોને નિરુત્તર કરવાના સફળ શસ્ત્ર તરીકે ફાવે એવું હોય. કોના જેવું? જેમ કે, માનવ જન્મસિદ્ધ હક; સ્વતંત્રતા, સમતા ને બંધુતા; બચત ઈ૦ ઈ૦. અને અનુકૂળ પ્રસંગ જુઓ તો, તેના દેશકાલવિશેષ બહાર એનો અર્થ ન હોય, એવો હોય. એટલે, માનવહૃદયમાં આશા કેવી રીતે પ્રગટે છે એ એવી ગહન પ્રક્રિયા છે કે ત્યાં પેલો સર્વસંમન્ય માનસપૃથક્કરણશાસ્ત્રી પણ ગોથાં ખાય. માનવજનત પ્રગતિપંથે ચડતી હોય, તે બાજૂ કેટલુંક અંતર સાધ્યુંય હોય,—આવે વખતે પણ આ આશા પ્રગટે એવું બને. સામાન્યતઃ, જ્યારે વધુ સારી સ્થિતિની શક્યતા દેખાય છે ત્યારે આશાકિરણ નીપજે છે. વર્તમાન શ્રમજીવીઓની આશા આવા પ્રકારની છે. એની ઉત્પત્તિનો ઇતિહાસ જુઓ તો, તેના મૂળમાં ન્યાય ને સમતાનો વિચાર-પ્રચાર, તે અનુસાર ૧૯મા સૈકાના સુધારકો ને દયાધર્મીઓના પ્રયત્ન, અને તેમના બાદ મજૂરસંઘોનાં પોતાનાં પ્રયત્ન, સહન અને ત્યાગબલિદાન—એ છે. અને તેમાં સ્થિતિ સુધરે છે, તેમ આશા ઓર ઊઠે છે. નબળાઈ ને નિરાશા એનાં જનક નથી, પણ કલ્પનાવિહારના જેવાં દેખાતાં સામર્થ્ય અને ઉલ્લાસ છે. વાસ્તવ સ્થિતિ સાવ બગડી બેઠેલી છે માટે આશા

## (૩) આશાની સમયમૂર્તિનો અવતાર

રાજકીય, સામાજિક કે ધાર્મિક ક્રાંતિનું અવશ્ય અનુષંગી એક બીજું પણ અંગ છે. અને તે આ: કે પેલી નવી આશા, નવતર શ્રદ્ધા, નવીન વિચાર, નવો ઉદ્ધારમંત્ર એક વ્યક્તિ દ્વારા અવતરે છે. આ વ્યક્તિ, કાળામાથાના માનવીથી શક્ય એટલું, પેલું નવ વસ્તુ પોતાના જીવનમાં અપનાવે છે, તેની મૂર્તિમંત બને છે. એ એનું જીવનકાર્ય હોય છે; એમાં જ એનું સત્ત્વ રમે છે ને પરિપુષ્ટ થાય છે. જાણે કે એ નવી વસ્તુ એને ભૂતની જેમ વળગી હોય છે. એટલે, એ ખાતર ઘસાયે જવું ને મરી મટવું એ એને સહજ હોય છે. જીવન કે મરણની એને પરવા નથી હોતી—પેલો મંત્ર જ એ તો જપે છે. આવો માણસ મરણિયો હોય છે. એટલે, એનો ચેપ ઊડે છે: એ આકર્ષણમૂર્તિ આગળ વસ્તુ ને વ્યક્તિ, સૌ કાંઈ ઝૂકે છે. એના સાથીઓ મંત્રમુગ્ધ બને છે; પછી તેમને મન બુદ્ધિ અને તર્ક જેવી વસ્તુ જ નથી; તેઓ એને અનુસરતા લાગે છે. આ માણસ પોતામાં ને બીજામાં એક પ્રકારનો ઉન્માદજ્વર ઉપજાવે છે, અને તે એવો તો વ્યાપે છે કે અનિરોધ્ય બની જાય છે. ટૂંકમાં, તે સમયે તો આ માણસ સર્વોપરી છે. એ પણ જોયું છે કે, આ નવવિચાર સફળ આચરાઈ ચૂક્યા બાદ જો તેની જનક વ્યક્તિ જીવતી હોય છે, તો તે તેની શક્તિને તેની મોહકતા વગર: પછી તે માણસ માનવસૃષ્ટિમાં એને યોગ્ય સ્થાને પાછો ગોઠવાઈ ગયો હોય છે. એની કરામત એનામાંથી અલોપ થઈ હોય છે, જે આશ્ચર્યો એ પૂર્વે કરી શકતો તે હવે એનાથી નથી થઈ શકતાં. પણ ત્યારે, તે કૃતકૃત્ય થઈને પછી અલોપ થાય છે. પણ તે પૂર્વે? મનકવચ ધારેલું જાણે એનું જીવન ન હોય! તલવાર કે ગોળીય એને અડી ન શકે! એના શત્રુઓની સુયોજિતતમ સંકલનાઓ પણ ધૂળભેગી થાય છે. જાણે કોઈ ખાસ સંરક્ષણ—ઢાલ એને મળી ગઈ હોય. તેના સ્થાનથી ભ્રષ્ટ કરવાનું વ્યર્થ નીવડે છે. અણનમ નસીબ એને ધકેલ્યે જ જાય છે અને એ અથાક ને અબાધ્ય રીતે આગળ ધસે છે; તેના શત્રુ તેમ જ સાથીય નિરાંત નથી વાળી શકતા. કેમ કે, એનું અંકિત કાર્ય તો પૂર્યે જ છૂટકો. ક્રાંતિકારી વિભૂતિઓ આવા પ્રકારની હોય છે.

### ક્રાંતિનું કારણ : વિચારબળ

આ પરથી જોશો કે, ક્રાંતિની કશીય પુરોગામી આવશ્યકતા હોય તો તે ભૌતિક કે આર્થિક પરિસ્થિતિમાંથી નહિ, પણ માનસિક અને વૈચારિક ક્ષેત્રોમાંથી મળે એમ છે. ભૌતિક ને આર્થિક પરિસ્થિતિ, બહુ બહુ તો, એક આવશ્યક પૂર્વપીઠિકારૂપે કામ દે છે. તેથી જ કદાચ વર્તમાન ક્રાંતિવાદીઓ વિચારપ્રસારણા પર આટલો બધો ભાર મૂકે છે. ક્રાંતિ સામે સ્પર્ધતું પ્રતિબળ, જેને પ્રતિક્રાંતિ કહેવાય, તેનું લક્ષણ જોઈએ, તો આ વિચારશક્તિની તાકાત તરત તરી આવે છે. પ્રતિક્રાંતિ હમેશ પ્રચાર પર અને જૂના પુરાણપ્રિય વિચારને નવો અર્થ ને નવું સમર્થન આપવા પર પોતાની મદાર બાંધે છે. પ્રતિક્રાંતિ આવે છે તે પણ લગભગ સરખી જ ભૌતિક ને આર્થિક પરિસ્થિતિમાં. ફરે છે માત્ર દૃષ્ટિ, વિચારો ને વ્યક્તિઓ. તેથી તો આપણે જોઈએ છીએ કે, દરેક ક્રાંતિ સ્વતંત્ર મતપ્રદર્શનની બાબતમાં, પોતાની પૂર્વગત સત્તા કરતાં વધારે કડક જાપ્તો રાખે છે. નવપ્રવર્તિત વિચારસૃષ્ટિમાં મતભેદ અને એનો અસ્વીકાર, એ તો ક્રાંતિનો ભારેમાં ભારે દ્રોહ છે—સંપ્રદાયધર્મમાં જેમ બંડખોરી છે: એને તો ફાંસી અને વધસ્તંભ (stake) જ ઘટે. બીજું બધુંય ઉદારભાવે સાંખાય, પણ

વિચારસૃષ્ટિમાં સાંકર્ય ન ચાલે. એ તો ટકક થઈને કાઢવું જ જોઈએ, ભલે પછી તે ક્રાંતિના સાથીઓનું પણ હોય. એની શિક્ષા સખત જ નહિ પણ સત્વર કરવી જોઈએ. કેમ કે, વાઇરસ કરતાંય વિચારના વાયરા વધુ ચેપી હોય છે. વિજ્ઞાનના કોઈ પણ રોગજંતુ કરતાં તે વધારે વ્યાપનારા ને વધનારા, તથા અસરમાં વિશેષ વિનાશક હોય છે. વિચારજનિત ક્રાંતિને કારણે સત્તારૂઢ થવા પામેલા લોકો એમના પૂર્વગત સત્તાધારી કરતાં વિચારની શક્તિને બરાબર ઓળખે છે. જૂના વિચારને બહુ સમર્થન કે આધાર નથી જોઈતાં. માણસમાં રહેલી સ્વાભાવિક જડતા, ટેવ અને મંદતા પણ એનાં પોષક છે. ઉપરાંત, જૂના વિચાર પર માલદાર દાવાહકો સ્થપાયા હોય છે. પણ નવો વિચાર તો પોતાની શુદ્ધ શક્તિ પર જ આધાર રાખે છે. એટલે જ્યારે એના પર હુમલો થાય છે, ત્યારે આધાર માટે એ કઈ જડતા, ટેવ કે મંદતા યા માલદારીની સોડ ખોળે ? એ બધાંનો તો એ નાશ કરી ચૂક્યો, અને એમને સ્થાને નવાં સર્જવાનો એને સમય નથી મળ્યો. એટલે સ્વાભાવિક રીતે એ દમનનીતિનો આશરો લે છે. અને આવું દમન જો પૂરતું ત્વરાસર ન હોય તો નવી ક્રાંતિનું આખું ગાડું જ ઊંધું વળી બેસે. કદાચ આવું જ અફઘાનિસ્તાનમાં બન્યું. અમાનુલ્લા પોતાના દેશબંધુઓનું લોહી લઉં કે ન લઉં, લઉં કે ન લઉં કરતાં ખમચાયો. લેનિન, કમાલ પાશા, મુસોલિની, હિટલર એના કરતાં વધારે સખત થયા છે.

## ક્રાંતિની વેળા અજ્ઞાત છે

પણ, જોકે હું તો માનતો નથી છતાં, દલીલને ખાતર માનો કે ભૌતિક અને આર્થિક પરિસ્થિતિ સંપૂર્ણ નિર્ણાયક કારણો છે. તોપણ ઇતિહાસ, અર્થશાસ્ત્ર કે રાજકારણ જાણતો કોઈ માણસ જરાય ચોક્કસ જણાવી ન શકે કે ક્રાંતિ ક્યારે આવશે. કેમ કે, એ તો ગમે ત્યારે આવી લાગે—ક્યાંય સુધી ન આવે તે નય આવે, અને દરમિયાન સમાજ નવું રૂપ પણ ધરીને નિરાંતે ઠરે.

## તો તાત્કાલિક ફરજોનું શું ?

આમ હોવાથી, તાત્કાલિક ફરજ ઉવેખવામાં અલ્પદૃષ્ટિ જ ગણાય. આંખ સામે પડેલાં માનવદુઃખો દૂર કરવા ના કહેવું એ તો કોના જેવું કહેવાય? એક દાક્તર દરદીને કહે, "હું તમારો ઉપચાર નહિ કરું, કેમ કે અત્યારે મેં આખા લત્તાને અંગે એક એવી સર્વસાધારણ સુખાકારીની યોજના આદરી છે કે તેનાથી રોગમાત્ર મરી જશે. તેને ફળતાં અધસૈકું થશે."! આવા સંજોગોમાં દાક્તરે હંમેશ દ્વિમુખી ફરજ અદા કરવાની હોય; એની વ્યાપક અને વિસ્તૃત યોજનાનો અમલ કરતા જવાની સાથોસાથ, એણે તાત્કાલિક ઇલાજો પણ કરવા જ જોઈએ. એમ ન કરે તો દાક્તરને દરદીની પેઢીની પેઢીઓને અનુભવે પાકા સિદ્ધ થયેલા તેના ધંધાદારી આચારધર્મમાં એ ચૂક્યો ગણાશે. તાત્કાલિક તકલીફ તરફ જો એ દુર્લક્ષ કરે તો એવી બેદરકારીની સૂક્ષ્મ અસર ઊલટી ખરાબ પડશે,—એના ધંધા ઉપર જ નહિ, પણ સામાન્ય જનતા પર પણ.

## તે અદા કરવી જ જોઈએ

એ જ પ્રમાણે, વર્તમાન દુઃખદારિદ્ર પ્રત્યે આંખ આડા કાન કરાય તો તેની અસર

આચર્યં રખાય, તો તેવી નીતિને પરિણામે મનુષ્ય માત્ર સાધનરૂપ જ—ચતુર લોકોની બાજીનાં સોકટાં જેવો જ—બની જશે; અમુક કલ્પિત નીતિ સફળ થાય, તો તેમ થતાં કેટલું દુઃખ,' કેટલી મનોવ્યથા,—અરે કેટલી જીવહાનિ પણ,—થશે એની પરવા નથી. બાજી ખેલનાર પેલા ચતુર ખેલાડીઓ જેટલે દરજ્જે સાચા હોય તેટલે જ દરજ્જે ખોટા પણ હોય. આવી નીતિરીતિમાં મનુષ્યપ્રાણીની મનુષ્ય તરીકે કશી જ કિંમત નથી રહેતી. આવા ભયંકર વિચારોથી જ ભૂતકાળમાં કતલો, અન્યાય, બળાત્કાર ને જહાંગીરી તથા જુલમરાજ સંભવતાં. મનુષ્યજીવન પ્રત્યે પાવિત્ર્યભાવના જતી રહે છે. સુધારક ભાવનાવાળો માણસ સામે એવી દલીલ પણ ન કરી શકે કે, એના શત્રુરૂપ પેલા સીતમગાર, સત્તાધારી, સ્વાર્થી, આક્રમણકાર, વિજેતા અને વિફરેલ ગઠુઓ બધા પોતાની સ્વાર્થબાજીઓ સાધવા જ માણસોનાં માથાં હોડમાં નથી મૂકતા? ખુલ્લંખુલ્લા તેઓ મનુષ્યજીવનને વટાવનારા છે. પણ સુધારક તેમનો દાખલો ટાંકી પોતાનો બચાવ નથી કરી શકતો. એનો ઉદ્દેશ ઉદાત્તતર છે—સાચું મનુષ્યકલ્યાણ સાધવાનો છે. એણે પોતાની તથા પ્રજાની સામે ન્યાય, દયા, અને માનવજીવનના ઉદાત્ત ઉપયોગનો આદર્શ રાખવો જોઈએ. એટલે એણે તો પેલાઓ કરતાં ઊંચો ધડો બેસાડવો જોઈએ.

## પૂર્વપક્ષનો અનવસ્થાદોષ

વળી, જો સામાવાળિયાઓની આ બધી દલીલો એક નિષ્ક્રિય તર્ક તરીકે તેટલે સુધી સાચી છે, તો તે પ્રમાણે સક્રિય સીધો વિચાર કરી આગળ જવામાં શું ખોટું? જો પ્રજાની બદતર દશા સુધારવા મથીએ તો પ્રજાકીય અસંતોષની માત્રા ઘટે; એટલે તેને જેમની તેમ રહેવા દઈએ ને તે સુધારવા આંગળી સરખી ન ઉઠાવીએ; આ વિચાર જો સાચો હોય, તો કોઈ માણસ પ્રજા પર કુદરતી આફતો પણ આવકારે એમાં દોષ ન બતાવી શકાય. અરે, એથી આગળ વધીને, અસંતોષની તીક્ષ્ણ ધારને પાણી ચડાવવા, બદદશાને બદતર કરવા સક્રિય પગલાં લઈએ, તેમાં પણ કશું ખોટું ન કહી શકાય. ગુંડાગીરી જો બદદશાને બદતર કરે તો, ગમે તે પ્રકારની ઉશ્કેરણી ને ગુંડાગીરી પણ ગ્રાહ્ય ગણાય. એની એક માત્ર શરત એ છે કે, તેમ કરનારે એ સંભાળવું કે, પોતે જેની સામે ઉશ્કેરણી ઊભી કરવા ઇચ્છે છે અને એમ કરી ક્રાંતિ સાધી જેમનું અન્યાયી સત્તાસન ડગાવવા તાકે છે, તેઓને માથે એ કામગીરીનો અપયશ પડે. જો ક્રાંતિ કાંઈક નજીક આવતી હોય તો, જૂઠ અને કૂડકપટી પ્રચાર દ્વારા સત્તાને બદનામ પણ કરાય તેમાં ખોટું નથી. 'સાધ્ય સધાય તો ગમે તે સાધન પણ યોગ્ય છે' એ મતવાદનું અંતિમ અને રાક્ષસી સ્વરૂપ આ કહેવાય.

## વર્તમાન નીતિરીતિની દૃષ્ટિએ

વર્તમાન નીતિરીતિ આ વાદનો જાહેર સ્વીકાર નથી કરતી, પણ વર્તે છે તો તેમજ,—ખાસ કરીને રાજકીય અને સામૂહિક જીવનમાં. પરંતુ ભૂતકાળમાં માનવ આચાર પર અમુક પરંપરાજન્ય મર્યાદાઓ હમેશ હોતી. મોટામાં મોટો ક્રાંતિકર ને ભારેમાં ભારે જુલમગાર પણ એમની બંધનશક્તિમાંથી મુક્ત નહોતો. એવી પરંપરામાંથી એક પ્રકારની આંતરસંયમવૃત્તિ ઊપજતી, જે પેલા સાધનમાં સ્વૈરાચારના કરપીણ મત પર કામ દે એવો અંકુશ રાખતી. કેટલાક કટોકટીના સંજોગોમાં આ અંકુશ પણ અફળ જતો એ સાચું; પણ એ માત્ર

મર્યાદિત સમય પૂરતો જ. બાકી તો, એનાં મૂળ નીતિ, ધર્મ, પ્રચલિત વહેમો અને રીતરિવાજોમાં ઊંડે રોપાયેલાં હતાં. આજે પ્રચલિત નીતિમાં અશ્રદ્ધા આવતી જાય છે, ધર્મશક્તિ ખલાસ થઈ ચૂકી એમ ગણાય છે, વહેમ જઈ વિજ્ઞાન આવ્યું છે, અને રીતરિવાજો તો ફરતા જાય છે. એવા સંધિસમયમાં જો ઉપરનાં જેવાં ભયંકર ને વિચ્છેદક વિધાનો આચારસૂત્રો બને, તો માનવજાત અંતે બિલકુલ શૂન્યવાદ (Nihilism) જ જઈ બેસે. જે રસ્તે પાસા પોબાર પડે એ જ માનવપ્રાણીને માટે સાચી સમાજનીતિ ને આચારધોરણ ને બીજું નહિ, એમ બને. એથી અન્ય ધોરણ વિચારવાનો પાયો ન રહે. જુઓ તો આવો શૂન્યવાદના આગમનનાં ચિહ્ન પણ નથી એમ નથી. સમુદાય સમુદાય વચ્ચેનાં 'ખુનસ' ને વેરઝેર માનવ્યને કેટલુંબધું ભ્રષ્ટ કરી શકે છે તે ગત મહાયુદ્ધે બતાવ્યું છે. તે બધું વિજયને આતર હતું, કેમ કે ઉદ્દેશ તો દરેક પ્રજાના ન્યાયી બતાવ્યા હતા. આજે કારખાનાં, પ્રયોગશાળાઓ અને છાવણીઓમાં તડામાર ચાલતી શસ્ત્રાસ્ત્રની તૈયારીઓ જુઓ; અને તેમી સાથે એ વિચારો કે, વિજય આગળ સાધનશુદ્ધિ સાવ નાચીઝ જેવું લેખુ છે. એથી તો ધૃષ્ટમાં ધૃષ્ટ અને સાવ અવિચારી માણસને પણ એક વાર તો થભી જઈ વિચાર આવે, "અરે, આપણી નીતિમર્યાદાનો તે કોઈ સંગીન સિદ્ધાંત પર પાયો છે કે કેમ?" એ બધું જોઈ ને તો ગાંધીજી જોરશોર નહિ જણાવતા હોય કે, "મારે માટે સાધ્ય અને સાધન સરખાં જ વાચ્યાર્થવાળાં છે?"

## બીજો તર્કદોષ

અસાધારણ સંજોગોમાં માનવબુદ્ધિ અતિ ઝીણું ન કાંતી શકે એ મને ખબર છે. આપણે મૂળમાં ક્રિયાશીલ પશુઓ છીએ, અને વિચારમાત્રનું કામ પણ આચાર ઘડવાનું છે. એટલે, આ જગતમાં માનવજીવનના ઘોડા દોડાવતાં છતાં, તેની સાથેસાથ આપણે વિચારવું પણ પડે છે. અસાધારણ કટોકટીની વેળાએ તાત્કાલિક ને, ઝીણાં નહિ તો, જાડાં લેખાં પણ માંડવાં જોઈશે. આજે કે ભવિષ્યમાં જનતાનું જીવન સંભાળવા સારુ, કેટલાક જીવોની આહુતિ આપવી પડશે. સેંકડો માઈલના પ્રવાસે હજારો લોકોને લઈ ને નીકળી પડેલો ગાંધી જેવો કૃષ્ણનાં અપંગલૂલાં માટે ઊભો નહિ રહી શકે. આફતમાંથી ઊગરવું હોય તો તેવાં લોકને એમના નસીબને આશરે છોડી આગળ વધવું જોઈશે. લેનિન જેવા, ક્રાંતિકાળની વસમાં, દુકાળ જેવી ઘટનાથી પણ, મુખ્ય મુદ્દાનું દુર્લક્ષ ન કરી શકે. પરંતુ, આવું તો કટોકટીના સંજોગોના દબાણમાં જ, જ્યારે જીવનમરણની જકડમાં ખેલી રહ્યા હોઈએ ત્યારે જ, બરોબર ગણી શકાય. આ વિધાનોને સામાન્ય સિદ્ધાંત ગણીને, જો ઓછેવત્તે અંશે સામાન્ય મનાય એવા સંજોગોમાંય જો વપરાય, તો એ તો ભયંકર નીવડે. સમય બહુ બારીક ને કઠણ હોય; સંજોગોમાં ભારે અસ્થિરતા આવી હોય; છતાં, જ્યાં સુધી પ્રત્યક્ષ ક્રાંતિએ ન પકડયા હોય, કે જ્યારે એક ભૂલ પણ આફતકારી નીવડે એમ બને, ત્યાં સુધી માનવદુઃખો, વ્યથા ને મોત વિષે કોઈ પણ માણસ ફિલસૂફની ઉદાસીનતા ન ધરી શકે. ઔષધરૂપ વસ્તુ ખોરાકી ચીજ ન બની શકે. હું ઉપર કહી આવ્યો કે, ક્રાંતિ કયારે આવે એ તદ્દન અધ્ધર વસ્તુ છે. આવે તો આજે આવે ને નહિ તો અંધરૈકુંય વિના આવ્યે જાય. એટલે, સાચો પ્રજાહિતૈષી પોતાના દેશબંધુઓની વર્તમાન પેઢીનાં સુખદુઃખો બાબતમાં હલકે કાળજે વર્તી ન શકે; એણે સંભાળવું જ જોઈએ. ક્રાંતિની તૈયારી માટે જરા ધીમાશ રાખીને પણ, તેમનાં દુઃખોના તાત્કાલિક નિવારણાર્થે ઉપાયો યોજવા ઘટે. બિહારમાં ભૂકંપ થયો તો ત્યાંની ચળિ...

ભેગની લડત લગભગ મોકૂફ કરવામાં આવી. જવાહરલાલજી પણ તેના નિવારણાર્થે દોડયા. સામાવાળિયા સરકારે પણ તરત બધા કેદીઓને છોડી મૂકયા. આટલું તો દેશસેવકોએ કરવું જ રહ્યું.

### સાચી ફરજ દ્વિમુખી છે

એટલે, સારા દાક્તરની જેમ સુધારકનો દ્વિમુખી ધર્મ છે. એક તરફથી પ્રજાને આગામી ક્રાંતિ માટે તૈયાર કરવાની સાથે તેણે તેમના રોજિંદા પ્રશ્નો પણ ઉકેલતા રહેવું પડશે. એમનો ઉકેલ જ ક્રાંતિ માટેની આવશ્યક પ્રજાકીય તાલીમરૂપ થશે. વળી, તેનાથી ક્રાંતિના નાયકો લોક પર કાબૂ લાભશે, કેમ કે તેઓ એમના રોજિંદા જીવનનાં સુખઃદુખોમાં ભાગી બને છે. આ દ્વિમુખી પ્રયાણકાર્યને, જોઈએ તો, બે દલમાં વહેંચો: એક દલ રોજિંદા પ્રશ્નો પાછળ લાગ્યું રહે ને બીજું આગામી ક્રાંતિનું વાતાવરણ ઉત્પન્ન કરે. છેવટે, જ્યારે ઇતિહાસકાર ક્રાંતિનું શ્રેય કોને ભાગે જાય એ બતાવવા બેસશે ત્યારે, કોને ખબર છે કે છેલ્લો તે પહેલો ને પહેલો તે છેલ્લો ન બેસાડાય? ત્યારે નમ્ર ને મર્યાદીને પહેલું માન પણ મળે.

### રચનાત્મક કાર્ય સંગીન નીતિ છે

બારડોલી જેવી લડતો, ગ્રામસેવી ને ખેડૂતસેવી સંસ્થાઓ, મજૂર મહાજનો, રાષ્ટ્રીય કેળવણી, હરિજનસેવા, ખાદી, મદ્યનિષેધ આદિ બધાં રચનાત્મક કાર્યો એક રીતે જોતાં તાત્કાલિક પ્રશ્ન ઉકેલવા માટે છે. એ વિષે સફળતમ કાર્ય તો રાજસત્તા હાથ આવ્યે જ થઈ શકે. સુધારકે શ્રદ્ધા રાખવી જોઈશે. તે ચોકસ અવધિબંધ ક્રાંતિ ન લાવી શકે. ક્રાંતિની આંધી એને રસ્તે ને એને સમયે આવશે. દરમિયાન, સુધારકે શ્રદ્ધા રાખીને હાથ પરને કામે મંડયા રહેવાનું છે, અને નજર પેલા ધ્રુવતારાથી ચસવા દેવાની નથી. રોજના આવા રગશિયા કામની ધમાલમાં પડેલા આ સુધારકને વિષે, કદાચ, અંદરનું નહિ જોનાર ઉપરછલા પ્રેક્ષકને લાગશે કે, તે તો લક્ષ્ય વીસર્યો છે. ૧૯૨૩ થી ૧૯૨૯ સુધી ગાંધીજીય એવા જ લાગતા હતા ને! જાણે કે, તે લક્ષ્ય વીસર્યા છે. ત્યારે ઘણાને એવું લાગતું ને કહેતા પણ. પણ સાચું જોતાં તો, ત્યારે તૈયારીઓ ચાલી રહી હતી, અને ૧૯૩૦ના વર્ષે તે સ્પષ્ટ કર્યું. આવી આવશ્યક તૈયારીઓ જો શાંતિથી ન થઈ હોત, તો લોકમાનસ જ્યારે ક્રાંતિમુખ થઈ શકે એવી તક આવી ત્યારે તે ખરો લાગ ખોઈ બેસત. તેથી, એક અથાક ને અડંગ કાર્યકર્તાને છાજે એવી શ્રદ્ધા અને આશાભરી વાણી ગાંધીની છે કે, " મારે એક ડગલું બસ થાય. "

### મજૂરમહાજનપ્રવૃત્તિનો દૃષ્ટાંત

મજૂર મહાજનોની પ્રવૃત્તિને કોઈ માર્કસવાદીએ કદી તુચ્છકારી નથી. તે તાત્કાલિક પ્રશ્નને અંગેની સુધારક ઢબની છે. કેટલીક વાર તેનું આખુ રહસ્ય અમુક રૂપિયા આના ને પાઈના તોડમાં જ આવી રહે છે. છતાં તે જરૂરી પ્રવૃત્તિ છે. તેનાથી કશીય વિજયવંતી ચળવળ કરવાને માટે આવશ્યક એવી નૈતિક તાલીમ મળે છે. મજૂરોમાં ઐક્યભાવ, સંગઠન, સંઘવૃત્તિ ને સંઘ પ્રત્યે મમતા, સહકારબુદ્ધિ, શિસ્ત અને સમસ્ત પ્રત્યે ગૌણભાવ ને આજ્ઞાધારિતા, અને વૈયક્તિક વધારેપડતી મહાકાંક્ષા ને મત્સર પર આવશ્યક એવા નિગ્રહ પણ જન્મ છે. વળી, આવાં રચનાત્મક કાર્યો ન હોય તો દળના સામાન્ય સિપાઈઓ શું કરે? બધો વખત હાકલો મારતા ને વિચારસરણી ઘડતા તો તે ન જ હોઈ શકે. તેમણે ખંત અને ધીરજપૂર્વક વ્યવસ્થા ને કામ કરતાં શીખવું જોઈશે.

### ખોટા કટાક્ષનો રદિયો

વળી, જગતમાં દુઃખ, દારિદ્ર, રોગ, ગંદકી, અધોગતિ ને અજ્ઞાન એટલાં તો ભરેલાં છે કે એક નહિ પણ દશ ક્રાંતિઓ આવે તોય તેમનો ઉકરડો ઊઠે એમ નથી. આતી

કોઈ પણ ક્રાંતિવાદી ના કહી શકે ખરો ? એ ઉકરડાનો પર્વત એવો તો તીક્ષ્ણગંધી ને અભેદ્ય છે, કે એકાદ બિચારો સુધારક તેમાં જરાક સરખું ઉસરડચે શું ઘટવાનું હતું ? તેનાથી અસમાનતા ને અન્યાયની ધાર એવી તે શી બુઠ્ઠી થઈ જવાની ? એટલે, ક્રાંતિનાં ભૌતિક પૂર્વ આવશ્યકો નાબૂદ થશે કે ઓછાં થશે એવી ભીતિનું કારણ નથી. રેંટિયા વિષે વિચારીએ તો, આપણા પૂર્વપક્ષી જ કહે છે તેમ, દારિદ્રના પ્રશ્નને એ બીચારો તો અડી પણ શક્તો નથી. એમ હોય—અને એમ છે પણ—તો, રેંટિયા દ્વારા અમે જે કાંઈ કે જરાસરખી મદદ બેકાર, અનાધાર અને વિધવાઓને કરીએ છીએ, તેનાથી ક્રાંતિકાળ દૂર જશે એમ એમણે ભય રાખવાની જરૂર નથી. ખેડૂતના ઘરમાં થોડાંક રૂદિયાં મોકલી રાજી થનાર અમે, ક્રાંતિની જાદુઈ લાકડી તેમને ચાંદી કે નિકલનાં કરી દે તે જોઈને તો કેવાય રાજી થઈશું. ગરીબોને સારી મજૂરી ને સારી સુખાકારી મળે એ અમને ખૂંચતી વાત નથી. ખેડૂતની નવરાશની મજૂરી પણ ગણતર દોઢિયાં જ મળે તેથે સંતુષ્ટ રહેનાર માણસ નથી દેશભક્ત કે નથી દયાધર્મી. એમાં તે કયી મોટી મહત્ત્વાકાંક્ષાય બળી છે ? એટલે, અમે તો એ ઇચ્છનારા છીએ કે, આપણી જનતા ઉત્તમોત્તમ ભૌતિક, નૈતિક ને બૌદ્ધિક કક્ષાએ પહોંચે. ગાંધીજી જેવો માણસ એથી ઓછું ઇચ્છે જ નહિ, એ નિઃસંદેહ વાત હોવી જોઈએ. પરંતુ તે ને તેમના સાથીદારો વ્યવહારદક્ષ આદર્શવાદીઓ છે. અને આજના સંજોગોમાં ભિડવામાં, એમની દુઃખદ મુશ્કેલી એ છે કે, આ થોડાંક દોઢિયાં પણ ગરીબને માટે તો મોટી પ્રાપ્તિ છે; એ એમને જીવનમરણના પ્રશ્નમાં મદદસમાન છે.

## રચનાત્મક કાર્યક્રમની કસોટી

ઝાડની સાચી પરીક્ષા તો છેવટે તેનું ફળ જ છે. જ્યારે જ્યારે સત્યાગ્રહ શરૂ થયો છે કે કાંઈ અમલી ઉપાય આદરાયો છે, ત્યારે ત્યારે ખાદીવાદી ને રચનાત્મક કાર્યકર્તા તેમાં કદી પાછળ નથી રહ્યો. અને થાકેલાઓએ જ્યારે વિરામ લેવાનું કહ્યું છે ત્યારે તે કહેનારેય ખાદીમાનસધારી નહોતો. અને જ્યારે પદગ્રહણનો પ્રશ્ન આવ્યો છે, ત્યારે પાછળ કોણ રહેલ છે ? અનુભવથી જોયું છે કે, રગશિયા ગાડા જેવા ગણાતા પેલા ખાદીવાદીઓ જ. જ્યારે સખત નીરસ મહેનતમજૂરીની દેશે માગણી કરી છે, ત્યારે પાછા કોણ આગળ આવી ઊભે છે ? એટલે, ખાદીમાનસ કોઈ પણ કસોટીમાં ઓછું ઊતર્યું છે એમ નથી. શિસ્તની બાબત જુઓ, તો તેમણે ઓછામાં ઓછી જ તકલીફ આપી છે. સહન, ત્યાગતત્પરતા, આજ્ઞાપાલન, સંગઠન, પ્રામાણિકતા, અઘટિત મહત્ત્વાકાંક્ષા ને ઈર્ષાનો અભાવ, એ ગુણો જો અસરકારક ને સાચા ક્રાંતિવાદીનાં લક્ષણ હોય તો, આ કાર્યકર્તાઓ બીજા કોઈથી ઊતરે એમ નથી.

## ચર્ચાની મર્યાદા

આ આખી ચર્ચામાં સંઘજીવનમાં અહિંસાની નવી નીતિની વાત મેં નથી છેડી; પણ આજે માન્ય અને વ્યવહારુ ગણાતા રાજકારણ અને સંપત્તિશાસ્ત્રના જ આધાર ઉપર આ આખી ચર્ચા કરી છેઃ કેવું હોવું જોઈએ તે ઉપર નહિ, પણ કેવું છે તેના ઉપર મારી દલીલો રચી છે. વર્તમાન નીતિના પાયા વિષે મેં તકરાર ઉઠાવી નથી. અને ગાંધીજીના સત્ય અને અહિંસાના નૂતન છતાં પ્રાચીન સિદ્ધાન્તની પણ મેં વાત નથી કરી.

---

# સિનેમાની સંસ્કૃતિ*

નરહરિ લક્ષ્મણ આઠવળે

સમાજની પ્રગતિ થાય, તેની સંસ્કૃતિનો દરજ્જો દિનપ્રતિદિન વધારે ને વધારે ઉચ્ચ થાય, એવો આપણો હમેશાં પ્રયત્ન ચાલે છે. જંગલી માણસોની સંસ્કૃતિ કરતાં આપણી સંસ્કૃતિ કેટલે દરજ્જે શ્રેષ્ઠ છે એ જો જોવું હોય તો, આપણા આદર્શો સિદ્ધ કરવા માટે આપણામાં જે ઉત્સાહ અને ખંત હોય તે અને આપણે ઊભી કરેલી સંસ્થાઓ, એ બન્નેમાં જંગલી સમાજ કરતાં આપણે કેટલા આગળ વધ્યા છીએ, એ ઉપરથી જોઈ શકાય. આજકાલ મનરંજનનાં આપણાં સાધનોમાં સિનેમાને પહેલું સ્થાન મળતું જાય છે અને આપણી નવયુવાન પ્રજા પર તેનાં પરિણામ પણ મહત્ત્વનાં અને વિલક્ષણ થાય છે એમાં શક નથી. આ પરિણામનું સામાન્ય દિગ્દર્શન આ અહેવાલના પૂર્વભાગમાં કરેલું ગયા લેખમાં * આપ્યું જ છે. પરંતુ સામાન્ય શારીરિક અને માનસિક પરિણામની સાથે સાથે જ બાળકોનાં ચારિત્ર્ય ઉપર પણ સિનેમાનાં પરિણામ એટલા મહત્ત્વનાં થાય છે, કે શિક્ષણ સંસ્થાઓની જોડે જ તેને સ્થાન આપવું પડે છે.

આજના જમાનામાં બેકારીનો સવાલ યુવાનો પ્રમાણે યુવતીઓના પણ જીવનમાં ડોકિયું કરવા લાગ્યો છે. અને તે ઉકેલવા માટે સિનેમા એ એક સરસ 'કરીયર'–ફાયદાવાળા ધંધાની એક નવી શાખા આપણી છોકરીઓને માટે ખુલ્લી થાય છે, એમ ઘણા સુશિક્ષિત લોકો પણ કહેવા લાગ્યા છે. આ 'કરીયર'ની નવી શાખાનું વર્ણન સિનેમાની પરીક્ષક સમિતિએ કયા શબ્દોમાં કરેલુ છે તે હવે જોઈએ.

કામવાસના, સ્ત્રીપુરુષસંબંધ અને ગુનેગારી( Love, sex and crime ) એ સિનેમાની ત્રિમૂર્તિનું તાંડવ પડદા પર અખંડ જોઈ જોઈને તરુણ સ્ત્રીપુરુષોનાં વિચાર અને લાગણીઓ સિનેમામય થઈ જાય છે. તેમનું બોલવું, ચાલવું, હરવું, ફરવું, એ બધાંમાં સિનેમાની છાપ સ્પષ્ટ દેખાઈ આવે છે. તેમના રોજના વ્યવહારમાં સિનેમાની ભાષા, ઉપમા અને દાખલાઓ જ ભરેલાં હોય છે. વર્ણન કરવું હોય તો સિનેમાનાં દૃશ્યોનું. વર્ગમાં નિબંધ કે વાર્તા લખવી હોય તો તેમાં પણ સિનેમાનાં પાત્રો અને કથાનકો અવશ્ય આવવાનાં જ! મનુષ્ય પ્રાણી સ્વભાવે જ અનુકરણશીલ હોય છે, તોપછી સિનેમાના નટ અને નટીઓનાં પોશાક, અભિનય, હાવભાવ, વગેરે બાબતમાં અનુકરણ તરુણ સ્ત્રીપુરુષો ન કરે તો જ આશ્ચર્ય! નજર કેમ તાકવી, સિગારેટ કેવી રીતે પકડવી, ડોક કેમ મરડવી, એ બધા હાવભાવ અમે સિનેમા પરથી જ ભણ્યા, એમ કેટલાકોએ પરીક્ષક સમિતિ સામે કબૂલ કર્યું છે. અને શરીરને આકર્ષક રીતે શણગારવામાં અગર નખરાં કરવામાં સિનેમાનો ઉપયોગ કરનારી છોકરીઓની સંખ્યા સેંકડે ૭૨ મળી છે.

તરુણ જીવન પર સિનેમાનાં કયાં પરિણામ થયાં છે એ જોવા માટે આ સમિતિએ આશરે ૧૮૦૦ તરુણ સ્ત્રીપુરુષોને એક પ્રશ્નમાલિકા પૂછી. ચુંબન, આલિંગનાદિ કામચેષ્ટાની

---

* 'સિનેમાના પડદા પર' એ માગશર અંકના લેખના વસ્તુની આગળ વિચારણા આ લેખમાં કરવામાં આવી છે.

વિગતો અને તેના પ્રયોગ અમે સિનેમા જોઈને જ કરવા લાગ્યાં, એવી કબૂલાત હાઈસ્કૂલમાંનાં સેંકડે ૩૩ છોકરાછોકરીઓએ આપી. સેંકડે ૪૦ લોકોએ આ પ્રશ્નનો જવાબ જ આપ્યો નહિ. તારુણ્યમાં રહેલી સ્વાભાવિક લજ્જાને લીધે તેઓએ તે પ્રશ્ન રહેવા દીધો. અલબત્ત, તેનો જવાબ કેવા પ્રકારનો હશે તેની કલ્પના તો આવી જ શકે; એટલે કે, સિનેમાની કામચેષ્ટાઓનું અનુકરણ કરનારાંની સંખ્યા ખરેખર કેટલી બધી વધારે છે! વીસ વરસની ઉમરની એક છોકરીએ સરલતાપૂર્વક કહ્યું કે, "સિનેમા એ તો પ્રિયારાધનની કલા શીખવાની સરસ નિશાળ છે." * આ તો તેના સ્વાનુભવના ઉદ્‌ગાર હતા.

કામચેષ્ટાનું તંત્ર ( technique ) અને વિગતો જ સિનેમા શિખડાવે છે એટલું જ નહિ, મનની લાગણીઓ તે બગાડે છે, વિકાર વધારે છે, અને સ્વૈરતાની ઇચ્છા ઉત્પન્ન કરે છે. કામવિકાર ઉત્પન્ન કરનારાં અને તેની સૂચના આપનારાં કથાનકો અને તેના સપ્રયોગ દાખલાઓ બધાની સામે મોહ ઉત્પન્ન થાય એવા પ્રકારે રાખીને, વિશેષે કરીને તરુણોનાં મનને ઉશ્કેરવાનું કામ સિનેમા સરસ બજાવે છે. ચાર પૈસા કમાઈને સ્વચ્છંદે રહેવાની ઇચ્છા સિનેમાએ ઉત્પન્ન કરી, એમ સેંકડે ૪૩ છોકરીઓએ કહ્યું છે. તરુણ છોકરાઓને ફોસલાવીને તેમની પાસેથી પૈસા કેવી રીતે કઢાવવા અને તેઓને મોહવશ કેમ કરવા એ કલા અમે સિનેમામાંથી જ શીખ્યાં, એમ કહેનારી છોકરીઓની સંખ્યા હતી સેંકડે ૩૯. સિનેમાનાં ચિત્તાકર્ષક શૃંગારનાં ચિત્રો જોતાંવેંત જ કોઈ એક પુરુષની સાથે એવી જ ચેષ્ટાઓ કરવાની અનિવાર્ય ઇચ્છા અમને પણ થઈ, એમ કહેનારી છોકરીઓ સેંકડે ૪૦ હતી.

સિનેમાની દુનિયા આપણી દુનિયા કરતાં જુદા પ્રકારની હોય છે. આપણી આસપાસની દુનિયામાં જે પરિસ્થિતિ કેવળ અપવાદ તરીકે, કોક કોક વખતે જ, દેખાઈ આવે છે, તે સ્થિતિ તો ત્યાં સર્વસામાન્ય પરિસ્થિતિ તરીકે જ બતાવેલી હોય છે. તેમાં બધે જ ઠેકાણે દેખાઈ આવતી શ્રીમંતાઈ અને સ્વચ્છંદ-વૃત્તિ જોઈને અને આપણને તેવી સ્વચ્છંદી રીતે રહેવા મળતું નથી એ દુઃખથી છોકરીઓનાં ચિત્ત અસ્વસ્થ થાય છે; અને સમાજની સભ્યતા કોરે મૂકીને સ્વૈરતાથી ચેષ્ટા કરવાની વૃત્તિ વધે છે. ઠાઠમાઠનો પોશાક, ચેનબાજ રહેણીકરણી, ક્લબ, નાચ એવાં એવાં સ્વૈર મનરંજનનાં સાધનો અને અનેક પ્રકારના મોહ યુવાનોની આગળ સિનેમા ઊભાં કરે છે, અને તેને પરિણામે સમાજમાં અનીતિ વધે છે, એવો ચોક્કસ અનુભવ થયેલો છે. જે છોકરીઓની વૃત્તિ ખરાબ રસ્તે દોરાઈ ગઈ છે એવીમાંથી સેંકડે ૪૯, એટલે લગભગ અર્ધીઓએ, કબૂલ કર્યું કે, અમારા આવા જીવનનું કારણ સિનેમા; સેંકડે ૩૮ જણીએ પોતાના અધઃપતનનાં બધાં જ પગલાં ક્રમવાર પ્રત્યક્ષ સિનેમા ઉપરથી જ અમને સૂઝ્યાં એમ કહ્યું. અહેવાલ-લેખકોના જ શબ્દોમાં કહેવું હોય તોઃ—"પૈસો, સુખલોલુપતા અને એશઆરામ ભોગવવાનો હદ ઉપરાંત મોહ જેમને ઉત્પન્ન થયો છે એવી ગરજુ છોકરીઓને તે સાધ્ય કરવાનું સાધન ઘણે ભાગે એક જ પ્રકારનું બાકી રહે છેઃ એટલે કે, પોતાના શરીરનો વિક્રય. આ મુદ્દા સંબંધી જોઈએ એટલો પુરાવો અમને મળેલો છે."×

---

* "Movies are a liberal education in the art of making love." p. 151.

× "For needy girls, tempted beyond their control to obtain money, ease and luxury, the means sometimes narrow down to one form, — exploitation of their sex. Upont his point there is abundance of testimony gathered." p. 220.

આવાં કામોત્તેજક ફિલ્મોનો ઉપયોગ ચાલાક જુવાનો ઘણી જ હોશિયારીથી કરી લે છે. છોકરીઓને પોતાની સાથે સિનેમા જોવા લઈ જવી, આવા પ્રકારની ખાસ ફિલ્મો દેખાડીને તેમના મનના વિકાર કેવી રીતે ઉશ્કેરવા, અને તેઓની ઉશ્કેરાયેલી સ્થિતિનો ફાયદો પૂરેપૂરો કેવી રીતે ઉઠાવવો, એ કલાનો બુદ્ધિપુરઃસર ઉપયોગ કરનારા છોકરાની હકીકતો અને તેઓની કબૂલાતો મૂળ અહેવાલમાંથી વાંચવી જોઈએ. સિનેમા જોતી વખતે પોતાના મનોવિકાર કેવી રીતે ઉશ્કેરાય છે એનું વર્ણન કરનારાં, મનોવેધક પણ ઉદ્વેગ ઉત્પન્ન કરનારાં જે શબ્દચિત્રો ત્યાં આપેલાં છે, તેનું વર્ણન અહીંયાં ક્યાં લગી કરીએ?

ચોરી, બહારવટું અને ખૂન એના જેવા ગુનાઓને પણ સિનેમા દ્વારા કંઈ ઓછું ઉત્તેજન નથી મળતું! આપણું સામાન્ય જીવન કષ્ટ-શ્રમ-અને સમાધાન-મય હોય છે. સામાન્યતઃ દરેક ફિલ્મમાં જે ચેનબાજી, શ્રીમતાઈ અને ઉડાઉ જીવન ચીતરેલું હોય છે, તે સમાજમાં કેવળ અપવાદરૂપ જ હોઈ શકે. પણ આ ચિંતારહિત જીવન હમેશાં જોવાથી ઘરનાં દારિદ્ર વિશે અણગમો ઉત્પન્ન થાય છે, વડીલોની શિસ્ત ગમતી નથી, અને ઉદ્યોગ કરવાની ઇચ્છા નષ્ટ થાય છે. અલબત્ત, ઘરમાંથી નાસી જવું એ તેની આગળનું પગલું, અને પછી દુષ્ટ સોબતમા મપડાઈને ચોરી, બહારવટું વગેરે આગળનો ક્રમ તો નિશ્ચિત છે જ. અહેવાલ લેખક લખે છે કે, સિનેમા એ અક્ષરશઃ ગુનેગારોની નિશાળ છે. ગુના કરવાની પ્રવૃત્તિ તો તે ઉત્પન્ન કરે છે જ, પણ તેને જોઈતી બહાદુરી પણ શિખવાડે છે અને તેની પદ્ધતિઓ, ખૂબીઓ, અને ગુપ્ત રહસ્યો પણ સ્પષ્ટ કરીને બતાવે છે. ગુના કેવી રીતે કરવા તેની વિગતવાર કેળવણી આપીને આવા ગુનાઓની સખ્યા સિનેમા જ કેવી રીતે વધારે છે એમે માટે પૂરેપૂરા પુરાવા એકઠા થયેલા છે. ગુના કરવાની અને તે પચાવવાની અનેક ખૂબીઓ અમે સિનેમા પરથી જ કેવી રીતે શીખ્યા એની એક યાદી જ આવા ગુનેગાર છોકરાઓની પાસેથી મેળવીને તૈયાર કરવામાં આવી છે. અપ-ટુ-ડેટ શાસ્ત્રીય જ્ઞાનનો ઉપયોગ કરીને તિજોરીઓ કેમ તોડવી, અવાજ કર્યા વગર બારીબારણાં કેમ તોડવાં, આંગળાંઓની છાપ ન ઊઠે એને માટે સાવચેતી કેવી રીતે રાખવી, પોલીસ પાછળ પડે તો શું કરવું, જે વખતે ગુનો થયો તે જ વખતે પોતે બીજે ઠેકાણે હતો એમ (alibi) સાબિત કેવી રીતે કરવું, સારંગીની પેટીમાં હથિયાર કેવી રીતે સતાડવાં વગેરે ગુનેગારીના ધંધાનાં મહત્ત્વનાં રહસ્યો શિખવાડવાનો પૂરેપૂરો અભ્યાસક્રમ જ અમને સિનેમામાંથી મળે છે, એમ સેંકડે ૨૦ ટકા ગુનેગારોએ કબૂલ કર્યું. "આવી ફિલ્મો એટલે ગુનેગારી શિખવાડવાની નિશાળ જ* કેવળ નહિ, બલકે એક વિદ્યાપીઠ જ કહેવાય." કદાચ એવો પ્રશ્ન પૂછવામાં આવે કે, ગૃહકેળવણી, નિશાળમાં મળતી કેળવણી, ધાર્મિક કેળવણી, આ બધાંનાં પરિણામ બાળકોનાં મન પર શું કંઈ જ થતાં નથી? અને જો તે થાય છે તો એકલી સિનેમા સંસ્થાને લીધે જ છોકરા આટલા બધા કેમ બગડે છે? સવાલ બરાબર છે. ગૃહકેળવણી, ધાર્મિક કેળવણી અને નિશાળમાંનું વાતાવરણ—આનું પરિણામ ઘણુંયે થાય છે. પણ ઘેર અથવા નિશાળમાં જે શિક્ષણ આપવામાં આવે છે તેની પાછળ, તેના આધારરૂપે, એક જીવનનું તત્ત્વ હોય છે. જીવનનો આદર્શ શો, તે કેવી રીતે સાધ્ય કરવો, એને લગતી

* "These crime-pictures become not merely a school but a very university of crime" p. 213.

પારિભાષિક શબ્દોમાં ચર્ચા ભલે ન ચાલે; તોયે શિક્ષક અને પાલકની એની કલ્પનાઓ ઘણીખરી નિશ્ચિત હોય છે અને તેના સંસ્કારની છાપ તે છોકરાંઓના મન પર પાડવાનો તે પ્રયત્ન કરે છે. સિનેમાને ફિલસૂફી જ નથી હોતી. અમુક એક પ્રકારના સંસ્કાર તેમને આપવાના હોતા જ નથી. કેફી પદાર્થોની પેઠે ઉત્તેજક ચિત્રો બતાવીને કૃત્રિમ હલમલાટ (thrill) ઉત્પન્ન કરવો એટલો જ તેનો હેતુ હોય છે. તેથી સિનેમાને લીધે છોકરાંઓની લાગણીઓ જ બગડી જાય છે. જેને આધારે કેળવણી આપવાનો પ્રયત્ન હોય છે તે જ લાગણીઓ આવી રીતે બગડી જવાથી, સિનેમાથી બેવડાં માઠાં પરિણામ ઊપજે છે. બીજી કેળવણીના પરિણામને તે ભૂંસી નાખે છે અને હીન આદર્શો અને મોહ કૃત્રિમ રીતે ઊભાં કરીને બાળકોનું જીવન વેડફી નાંખે છે. ચેનબાજી એ પ્રત્યેકનો હક્ક છે એવી ખોટી લાગણી સિનેમાને લીધે ઉત્પન્ન થાય છે. ચારિત્ર્યવાન અને સંસ્કારી કુટુંબમાંનાં સેંકડે ૨૦ છોકરાંઓને શ્રમ કર્યા વગર વામમાર્ગે પૈસા કમાવાની ઇચ્છા સિનેમા જોઈને થઈ આવી એમ સાબિત થયું છે. તો સંસ્કારહીન કુટુંબનાં છોકરાંઓમાં એ પ્રમાણ સેંકડે ૩૯ આવે તો શી નવાઈ? રખડુ અને બગડી ગયેલાં છોકરાઓમાં તો આ પ્રમાણ સેંકડે ૪૫ હોય છે.

આ તો થઈ પ્રત્યક્ષ અપરાધ કરનારાઓની વાત. પણ સામાન્ય સમાજની અભિરુચિ પર પણ સિનેમાથી પરિણામ થાય છે અને નીતિની મર્યાદા શિથિલ થઈ જાય છે. સિનેમાનો બહારવટિયો હમેશાં બહાદુર જ હોવાનો; અમીરની માફક અને સભ્યતાથી તે રહેવાનો; એને અપરાધને બદલે સજા તો ભાગ્યે જ થવાની. આ બધી વાતોને લીધે તેનું ચિત્ર એટલું આકર્ષક થાય છે, કે સામાન્યતઃ પ્રેક્ષકોને તેના પ્રતિ સમભાવ ઉત્પન્ન થાય છે; ગુના કરવા એ કંઈ એટલું બધું ખરાબ કામ નથી એવી મનની વૃત્તિ બંધાઈ જાય છે. હાઈસ્કૂલમાંનાં કેટલાંયે છોકરાંછોકરીઓએ કહ્યું કે, "મહેનત કરીને રોટલા રળી ખાવા એ કંઈ એટલી બધી સ્પૃહણીય વાત નથી." આનો અર્થ એ નથી કે આ બધા છોકરાઓ ગુનેગાર થવાનાં. પણ નીતિઅનીતિ, સારુંનરસું, સત્અસત્, એ વિશે બાળકોનાં મન પર જે સંસ્કાર પાડવાનો માબાપ અને શિક્ષક તેમ જ સામાજિક અને ધાર્મિક સંસ્થાઓ પ્રયત્ન કરે છે તેને આ સિનેમા-ચિત્રો જડમૂળથી ઉખાડીને ભોંયભેગો કરી નાખે છે, અને આખા સમાજનું જ વાતાવરણ ધીરે ધીરે પણ ખાતરીથી બગાડી નાખે છે.

આ ઠેકાણે કોઈ એમ કહેશે કે, સિનેમાનાં ભયાનક ચિત્રો અને ગુનેગારોને થનારી સજા જોઈને બાળકોનાં મનો ગુના ન કરવા તરફ જ વળવાં જોઈએ. આ વિષે પણ પરીક્ષક સમિતિએ જે પુરાવો એકઠો કર્યો તે વિરુદ્ધ બાજુએ જ પડ્યો છે. સિનેમાના ચોરોને સજા થયેલી જોઈને કંઈ જ પરિણામ થયું નહિ એવું કહેનારા સેંકડે ૫૬ છે. પહેલી વાત તો એ કે, બહુ જ થોડી ફિલ્મોમાં (સેંકડે ૨૦) ગુનેગારોને સજા થયેલી બતાવવામાં આવે છે; અને જ્યાં તે બતાવેલી હોય છે ત્યાં પણ તે એવી રીતે ગોઠવેલી હોય છે કે, ગુનેગારોને સજા થયાથી સ્મશાનવૈરાગ્ય જેવું થોડુંક માઠું લાગે છે એટલું જ. મુખ્ય ધ્યાન તો હોય છે, ગુના કરવામાં ફતેહ કેવી રીતે મેળવવી અને તે ફતેહ મળી એટલે આપણને કેટલું સુખ મળશે એ તરફ જ.

અમેરિકામાં તો જેલમાંયે સિનેમા બતાવવામાં આવે છે. સેંકડે ૮૦-૮૫ જેલમાં આ સગવડ છે; પણ ત્યાંનો અનુભવ પણ આવો જ છે. સિનેમાને જોઈને પોતાનું વર્તન સુધારવાની ઇચ્છા થયાનું કહેનાર ગુનેગાર સેંકડે ૨! સેંકડે ૬૦-૭૦ કેદીઓએ તો કહ્યું કે,

સિનેમા દ્વારા કંઈક ધંધાનું શિક્ષણ આપો તો સુધારો થવાની કંઈક આશા રાખી શકાય ખરી. સિનેમાથી કેદીઓનું મનરંજન તો જરૂર થાય છે, પણ સાથે સાથે એક પ્રકારનો દ્વેષ પણ વધે છે. સિનેમાનાં ચેનબાજ ઉડાઉખોર પાત્રો અપરાધ કરીને પણ છૂટી જાય છે અને સુખ ભોગવે છે અને અમારાં નસીબમાં માત્ર જેલનાં કષ્ટ ભોગવવાનું જ હોય છે, એ સ્થિતિ જોઈને તેમને દુનિયાનો તિરસ્કાર જ ઉત્પન્ન થાય છે બીજું, સિનેમામાં કામોત્તેજક ચિત્રો પડદા પર ભડકદાર રંગમાં બતાવાય છે, તેથી કામવિકાર વધે છે, પણ તેની શાંતિ કરવાની સગવડ ન હોવાથી નિસર્ગ વિરુદ્ધ અત્યાચારો વધે છે, એવો જેલના અધિકારીઓનો અભિપ્રાય છે. સિનેમાને લીધે વર્તનમાં સુધારો થયાનો ફક્ત એક જ દાખલો જડી આવ્યો: તે કેદી છૂટયા પછી સિનેમા કંપનીમા જ નોકરીએ વળગ્યો!

પ્રત્યક્ષ સિનેમા જોઈને જે પરિણામ થવાનાં તે તો થાય જ છે; પણ સિનેમાનાં ચિત્રો, દિવાલો પર અને ગાડાંમાં ફરતી તેની સચિત્ર જાહેરખબરો, તેમાંના આદર્શ પ્રસંગોનાં ચિત્રો, અને કથાનકનું રસભર્યું વર્ણન કરનારી નાનીમોટી પુસ્તિકાઓ, એ બધાનું પરિણામ કંઈ ઓછું નથી થતું જાહેરખબરોમાંનાં કામચેષ્ટાનાં ચિત્રો, અથવા ખૂન, બહારવટાના ભડકદાર રંગમા રંગેલા ફોટો જોઈને બાળકોની લાગણીઓ ઉશ્કેરાય છે અને બધું સાહિત્ય મફત મળતું હોવાથી તેનો પ્રસાર, અને અલબત પરિણામ પણ, ઘણા મોટા પ્રમાણમાં થાય છે

મજૂરોની ને ગરીબોની વસ્તીઓમાં તો સિનેમા એક સંસ્થા જ થઈ છે. સિનેમા દેખાડવામા ચિત્રો કરતાં સિનેમાગૃહનું જ મહત્ત્વ આવે ઠેકાણે વધારે હોય છે. પોતાના સ્નેહી સોબતીઓને મળવા અથવા એક બીજાનો પ્રેમ સંપાદન કરવા માટે તરુણ સ્ત્રીપુરુષોને તે જગ્યા બહુ પ્રિય હોય છે. ન્યૂયૉર્ક જેવા શહેરમાં આવી વસ્તીઓમાંનાં સિનેમાગૃહમાં સેંકડે ૫૩ પ્રેક્ષક જુવાન હોય છે ગીચોગીચ વસ્તીમા રહેનારાં બાળકોને કેળવણી તો નહિ જેવી જ મળવાની. જે નિશાળો હોય છે ત્યાંના શિક્ષકો અને તેનું વાતાવરણ, એનો દરજ્જો વધારે ઊંચો તો કયાંથી જ હોય? રમતગમતો અથવા મનરંજનનાં બીજાં સભ્ય સાધનો, સગવડોનો પૂરેપૂરો અભાવ; માબાપ આખો દહાડો કારખાનામાં મજૂરીએ અને રાત્રે થાકીને અથવા દારૂ પીને પડી રહેલા! એવી સ્થિતિમાં બાળકોના મન ઉપર સારા સંસ્કારની છાપ તો શાની જ પડે? આવા બાળકોને સિનેમાગૃહ એ એક વિશ્રાંતિનું અને સંસ્કાર મેળવવાનું એક જ સ્થાન હોય છે. ત્યા જઈને ઝાંખો પ્રકાશ અને ઓછા પ્રેક્ષકોવાળો એકાદ ખૂણો તે શોધી કાઢે છે; જુવાન છોકરાછોકરીઓને ત્યાં પૂરેપૂરુ એકાંત મળે છે અને એકાંતમા થનારા બધા પ્રસંગોને ત્યાં પૂરતો અવકાશ મળી રહે છે. "જ્યાં સુધી છોકરાછોકરીઓની એકબીજાની સંમતિથી જ બધું ચાલે છે ત્યા સુધી અમે વચ્ચે પડતા નથી"—આવો દૂરદૃષ્ટિ અને ડહાપણભર્યો અભિપ્રાય સિનેમાગૃહના માલિકો આપે છે. આ અજ્ઞાની અને કમનસીબ બાળકોની આસપાસનું વાતાવરણ શિથિલ હોય છે, ને આદર્શો વધારે ઊંચા હોતા નથી. આવાં બાળકોને કામવાસના, સ્ત્રીપુરુષસંબંધ અને ગુનેગારી (Love, sex and crime)ની ફિલ્મો બતાવવી એ તેમને ઝેર આપવા જેવું છે.* આ

* "Does not the exhibition of gangster pictures in these neighbourhoods amount to the diffusion of poison." p. 195.

ઝેરનાં પરિણામ કેવાં થાય છે, જુવાન છોકરા છોકરીઓ સિનેમાના પ્રસંગોનું કેવું અશ્લીલ અનુકરણ કરે છે, અને તેને લીધે ચોરી તથા બીજા ગુના કેટલા બધા વધી જાય છે, તેનું વિસ્તારપૂર્વક વર્ણન આ બાળકોનાં પોતાનાં મોઢેથી કરેલું વાંચીને મનમાં કંપારી છૂટે છે.

સિનેમા એ એક ભયંકર હથિયાર છે. તારતમ્ય જાળવીને તેનો ઉપયોગ કરીએ તો કદાચ સારાં પરિણામ આવી શકે; પણ તેની આજકાલ મુખ્યત્વે દેખાતી સંહારક શક્તિ તરફ કોઈનું ધ્યાન જતું જ નથી. કેળવણીની સંસ્થાઓ પર સરસ દેખરેખ રાખવી જોઈએ, જુદી જુદી જાતની પરીક્ષાઓ અને કસોટીઓ અમલમાં લાવવી જોઈએ—ઇત્યાદિ કોલાહલ કેટલો બધો ચાલે છે? પણ સમાજના જીવન પર અને આદર્શો પર મહત્ત્વનું પરિણામ કરનારી આ સિનેમાની સંસ્થા પર નથી કોઈની દેખરેખ, નથી કોઈનો અંકુશ કે નથી તેના પરિણામની કોઈના ઉપર જવાબદારી!

એક બ્રિટિશ કમિશને કહ્યું છે કે, "હોલીવુડમાંથી નીકળનારી તાજી ફિલ્મ કરતાં ફક્ત બાઈબલ કે કુરાનનો પ્રચાર વધારે હોય છે." * આ સિનેમાનાં માઠાં પરિણામ જોતાં એમ જ કહી શકાય કે, આફ્રિકાના જંગલી માણસે પણ આવા ભયંકર હથિયારનો આટલી બેદરકારીથી ને બેજવાબદાર રીતે ઉપયોગ ન કર્યો હોત.

આખી દુનિયાના મળીને દર અઠવાડિયે ૨૫ કરોડ લોક સિનેમા જુએ છે. કોઈ પણ એક ભાષા જાણવાવાળા દુનિયામાં થોડા જ હોવાના, પણ ચિત્રોની ભાષા તો સહુ સમજે. આંખે જોયેલી વસ્તુ વધારે સારી રીતે ધ્યાનમાં રહે છે. સિનેમા મનરંજનનું મુખ્ય સાધન થઈ ગયું છે, તેથી તેની દ્વારા રમતાં ગમતાં મન પર જે સારાનરસા સંસ્કાર પડે છે તે કાયમના ટકી રહે છે, અને તેથી જ તેનાં પરિણામ આટલાં ભયંકર થાય છે. સિનેમાના પરિણામ વિશે કેવળ તર્કકુતર્ક અને વાદવિવાદ કરવાનું કોરે મૂકીને, શાસ્ત્રીય પ્રયોગ કરી આંકડા ભેગા કરીને, પુરાવા સાથે બધી વિગતો મેળવવાનું કષ્ટદાયક કામ એકસરખું ચાર વરસ સુધી જે લોકોએ કર્યું, તેઓએ આખા સમાજ ઉપર અને વિશેષે કરીને માબાપો પર અગણિત ઉપકાર કર્યો છે એમાં શક નથી. સિનેમાનું સાચું સ્વરૂપ સ્પષ્ટ કરીને બતાવવાના આ કામ માટે પરીક્ષક સમિતિને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા જ છે.

મનુષ્યની સંસ્કૃતિ, તેનું વર્તન, તેના જીવનના આદર્શો દિનપ્રતિદિન વધારે ને વધારે ઊંચા થતા જવા જોઈએ એ બધાને માન્ય છે. તે દૃષ્ટિએ જૂના જમાનાના લોકો કરતાં આપણી સંસ્કૃતિનો દરજ્જો વધારે ઊંચો બનાવવામાં સિનેમાની મદદ થાય છે કે નહિ એ જોવું જોઈએ. સમાજમાં આટલું દુઃખ અને દારિદ્ર્ય ફેલાયું છે; મનુષ્યનું જીવન એટલું બધું કષ્ટમય થઈ ગયું છે; તેથી થોડુંક સ્વૈર, સ્વચ્છંદી વાતાવરણનું મનરંજન તેને મળવું જોઈએ: આવી ફિલસૂફી આત્મઘાત કરનારી છે. સમાજમાંની હીનતા, હલકી મનોવૃત્તિ, બેદરકાર વાતાવરણ, એનું જ ચિત્ર સિનેમામાં બતાવવાથી સમાજ પર બીજા ક્યાક સંસ્કાર પડવાના હોય? આપણી ઉચ્ચ સંસ્કારિતાને છાજે એવા જ આપણાં મનરંજનના પ્રકાર હોવા જોઈએ. તેમાંથી આપણા ઉચ્ચ આદર્શોને ધક્કો ન પહોંચે તેની સાવચેતી તો લેવી જ

* "Only the Bible and the Koran have an indisputably larger circulation than that of the latest film from Hollywood."

જોઈએ. કેટલાક સમજે છેઃ "તરુણ સ્ત્રીપુરુષો થોડાંઘણાં સ્વચ્છંદી રહેવાનાં જ. તેમની ઉમરને અનુસરીને તેમનાં વર્તનમાં થોડીક શિથિલતા આવે તો કંઈ વધુ બગડવાનું નથી." પણ આ માન્યતા આખરે વ્યક્તિને અને સમાજને હાનિ પહોંચાડ્યા વગર રહેવાની નથી. વર્તન શિથિલ ન થાય એ માટે સાવધાનતા રાખવી જોઈએ તે તરુણ અવસ્થામાં જ; એટલું જ નહિ, પણ નિયમબદ્ધ અને શિસ્તવાળું વર્તન તે ઉમરમાં આવશ્યક જ હોય છે. આ બધી વાતોનો વિચાર કરીને સિનેમાએ સમાજનું કલ્યાણ કર્યું છે કે નહિ તે વિચારવાનો વખત આવી લાગ્યો છે; અને તેનાં માઠાં પરિણામ થતાં અટકાવીને, તેનો ઉપયોગ કેવી રીતે કરી લેવો, એ જોયા વગર હવે ચાલવાનું નથી.



# ભાવિપથે

પૂજાલાલ

જજો સકલ ભૂતકાલ વિસરાઈ, નૈષ્ફલ્યના
અખંડ ઇતિહાસરૂપ; પતનક્ષણોની સ્મૃતિ
જગાડત રુઝાયલા વણ વિકારના શલ્યના
અશેષ થઈ જાવ, વિહ્વલ રખે કરે એ ધૃતિ.
ગયો સમય શોચનીય, ગઈ મોચનીયા હવે
નિશા, ન ભમવું રહ્યું ભુલભુલામણીઓ મહીં;
કૃપા કિરણસ્પર્શથી પરમના હવે તો નવે
પ્રભાત નવજન્મ પામી, કર માત કેરો ગ્રહી
ઉષાહૃદયરંગનાં સુરભિ નંદનોમાં ફરું
ચિરંતન પ્રકાશના સુભગ સ્વર્ણના સાજમાં;
અલૌકિક પ્રભાવથી વદનકાંતિ મારી ભરું;
સરુ અમૃત લ્હેરીએ, રમું અનંતના રાજમાં.
અતીત દફનાવું, લુબ્ધ નહિ વર્તમાને થઉં
નિમંત્રણ કરે ભવિષ્ય જ્વલમાન ત્યાંરે જઉં.

*

# મધમાખીનો ઉછેર

રઘુનાથ પ્રભુરામ શાસ્ત્રી

મધુપર્કો મધુપર્કો મધુપર્કઃ આ શબ્દો સૌએ અનેકવાર સાંભળ્યા હશે. લગ્નમંડપમાં વરરાજા પધારે ત્યારે તેની સ્વાગતપૂજા નિમિત્તે આ શબ્દો ઉચ્ચારાય છે. અને આ શબ્દો ઉચ્ચાર્યા પછી જૂના વિધિના પડછાયા રૂપે વરરાજાને મધના પાણીની અંજલિ અપાય છે, જેને સુંઘીને વરરાજા તરભાણામાં પાછી ઢોળી નાખે છે. ઉપરનો વિધિ પ્રાચીન ભારતમાં બધે ઠેકાણે પ્રચલિત હતો. કોઈપણ પ્રવાસી થાકીને ઘેર પહોંચે, કોઈ અતિથિ લાંબો પંથ કાપીને આંગણે આવે, ત્યારે પ્રથમ તેના પગ ધોવરાવી તરત જ તેને મધનું પેય આપવામાં આવતું. અત્યારે તો એ વિધિ નષ્ટ થયો છે. કદાચ આપણે બહુ થાકતા નહિ હોઈએ; અથવા આ ઉત્તમ શ્રમહારી હશે!

પણ એ જૂના લોકોએ મધને શા માટે આટલું મહત્ત્વનું સ્થાન આપ્યું હશે? શું મધ સિવાય બીજું પેય તેમને નહિ જડયું હોય અથવા મધ પુષ્કળ થતું હશે એટલે?

ના, તેનું કારણ જુદું હતું. સુશ્રુત, ચરક, ભાવ વગેરેના ગ્રંથોમાં મધ પરના શ્લોકો જોતાં જણાય છે કે તેમાં મધની પૂરા જ પ્રશસ્તિ ગાઈ છે. તે શ્લોકોમાં વૈજ્ઞાનિક ઝીણવટ ભરેલો અભ્યાસ કદાચ નહિ હોય પણ તે દૃઢ અનુભવના ઉદ્ગારો છે. સાંધાઓનો થાક દૂર કરવાનો ઉત્તમ ગુણ મધમાં છે તેમ અત્યારના પ્રયોગકર્તાઓને જણાયું છે. મધમાં ગ્લુકોઝ (glucose)નું તત્ત્વ વધારે પ્રમાણમાં હોઈ તે પચવામાં ઘણું જ હળવું છે. મધની સાકર એટલી બધી નિર્દોષ છે કે મધુપ્રમેહનો દર્દી પણ મધ ખાઈ શકે છે એમ કેટલાક દાક્તરો માને છે. ઘણા વખતથી આપણે ત્યાં મધનો સ્વતંત્ર પેય તરીકે અથવા ભોજન સાથેના ખાદ્ય તરીકેનો ઉપયોગ બંધ થયો છે. આપણે તો અત્યારે મધનું નામ સાંભળતાં કંઈક મંદવાડની કલ્પના કરવા ટેવાઈ ગયા છીએ. જો કે મધના ગુણો જાણ્યા છતાં પણ આજે શહેરમાં મળતું ૧॥ રૂપિયે શેરનું મધ ખાદ્ય કે પાન તરીકે લેવું સાધારણતઃ પરવડે તેવું પણ નથી.

પરંતુ મધના ગુણોનું વર્ણન એ આજનો વિષય નથી. વેપારી રીતે મધના ગુણોનું વર્ણન કરવાનો એક સમય આવશે, કે જ્યારે શાસ્ત્રીય રીતનું મધનું ઉત્પાદન દેશમાં વધી ગયું હશે. હું તો આજે કહેવા માગું છું તે તો મધના ઉત્પાદનની વાત. મધ છઆઠ આને શેર મળતું થાય; મધનો ઉપયોગ સર્વસાધારણ થઈ જાય, ગામડામાં ચચ્ચાર મહિના ઉદ્યોગધંધા વગર કાઢી નાખનાર ખેડૂતોને ઘણો ફળદાયી ધંધો મળે તેની વાત—અને તે વાત તે મધમાખીનો ઉછેર. આપણામાંના બહુ ઓછા જાણતા હશે કે જેમ આપણે પશુ-પક્ષીઓને પાળી તેમની પાસેથી સેવા અને ધન મેળવીએ છીએ તેમ મધમાખીને પાળી તે દ્વારા મધનો વેપાર કરી પૈસાદાર થઈ શકાય છે.

યુરોપના ઘણાખરા દેશોએ, અમેરિકાના કેટલાક પ્રાંતોએ, મધનો અજબ જેવો વેપાર માંડ્યો છે. ગાયો, મરઘાં, બતકાં, ભૂંડના ઉછેરના જેમ ખેતરો હોય છે તેમ મધમાખીઓના પણ હોય છે. ત્યાં લાખ્ખો મધપૂડા પર કરોડો માખીઓ કામ કરી રહી હોય છે. અને તેમના શેઠોને લાખ્ખો રૂપિયા કમાવી આપે છે. મધમાખી વિશેનું વિજ્ઞાન તે દેશોમાં એટલું બધું ખીલ્યું છે કે મધમાખીના રોગો માટે દવાઓ શોધી કઢાઈ છે. મધમાખો માટે દવાખાનાંઓ બનાવવામાં આવ્યાં છે. મધમાખીના શરીર પર, મધમાખીના ઉછેર પર, મધમાખીની દવાઓ પર કોઠીબંધ પુસ્તકો લખાયાં છે. પણ એ મહેલો જોઈને આપણાં ઝૂંપડાં માટે જીવ બાળવાથી ફાયદો નથી. પરતુ આ સમયમાં કે જ્યારે ગ્રામઉદ્યોગનો પુનરુદ્ધાર થઈ રહ્યો છે, ગામડાઓ માટે નવાનવા ઉદ્યોગધંધાઓની શોધ થઈ રહી છે, તે સમયે જો આ મધમાખીનો વૈજ્ઞાનિક રીતે ઉછેર શરૂ કરવામાં આવે તો ગ્રામઉદ્યોગની દિશામાં એક ઉમદા પગલું લીધું ગણાય.

ગામડાના લોકોને બતાવી આપવામા આવે કે માખીઓ કરડવાની નથી અને છતાં પાળી શકાશે, હાલમા વાઘરીઓ મારે છે તેવી રીતે માખીઓને માર્યાનું પાપ કર્યા વગર મણબંધી મધ મેળવી શકાશે, અને મધપૂડાઓ કેમ પકડવા, તેને ઘેર અથવા ખેતરમાં કેમ રાખવા, તેમાં માખીઓને કેમ ઉછેરવી, તેમાંથી શાસ્ત્રીય રીતે મધ કેમ કાઢવું વગેરે બાબતોનું તાદૃશ શિક્ષણ આપવામા આવે, તો મધમાથી પૈસા પેદા કરી શકાય છે તે તો તેઓ પણ જાણે છે; એટલે આ ઉદ્યોગનો ઝટ સ્વીકાર થશે

અને આ ઉદ્યોગનો પ્રચાર થતા બીજો ફાયદો એ થશે કે આપણને શાસ્ત્રશુદ્ધ મધ મળી શકશે. તમે કદાચ પૂછશો કે શાસ્ત્રશુદ્ધ મધ એટલે શું ? શું આપણે અમુક ફાર્મસીમાંથી આણેલું અથવા ફલાણા વાઘરી પાસે હાથે પડાવી ગાળેલું મધ શાસ્ત્રશુદ્ધ નથી? હું કહીશ કે ના ! આપણે ત્યા જે મધ મળે છે તેમા ૮૦ ટકા અશુદ્ધ મધ હોય છે. અશુદ્ધ એ રીતે કે મધ માટે જે મધપૂડા નીચોવવામા આવે છે તેમાં સેંકડો માખીઓનાં ઇંડાં પડેલા હોય છે. તેનો અર્ક પણ મધમા આવી જાય છે. અને તેથી તે મધ જોઈએ તેટલું ગુણકારી નીવડતું નથી. અમુક દવાવાળાને ત્યાથી લાવીએ છીએ તેથી તે મધ શુદ્ધ હોવું જોઈએ એ માન્યતા પણ ભૂલભરેલી છે તેઓ પણ ગોંડના જંગલમાંથી વા હિમાલયનાં જંગલો કે સહ્યાદ્રિનાં જંગલોમાથી જંગલી લોકોએ મધપૂડા નીચોવીનીચોવી જે ડબ્બાઓ ભર્યા હોય છે તેમાથી મધ આયાત કરે છે અને કારખાનામા શીશા ભરી તે ઉપર લેબલ મારે છે.

### મધમાખી

પણ હવે આપણે વિષય ઉપર આવીએ. પૃથ્વી પર મધમાખીની લગભગ ૨૦૦ જાતો છે. પરંતુ તેમાં પાળી શકાય તેવી તો બહુ ઓછી જાતો છે. અને તેમાંયે જેના પર વૈજ્ઞાનિક પ્રયોગો થયા છે તેવી તો ફક્ત ચાર જ જાત. તેમાથી પ્રથમ આપણે (૧) અપિસ ઇંડિકા ( Apis Indica ) લઈએ. તેને માતી પણ કહે છે—આબૂના પહાડી લોકોમાં પ્રચલિત નામ. હિમાલયના જંગલમા તેને શેરકી મખ્ખી કહે છે. ઇંગ્લેંડ ઇટલી વગેરે યુરોપિયન દેશોમાં તથા કેલિફોર્નિયા ( અમેરિકા ), ઇજિપ્ત તથા આફ્રિકા વગેરેમાં જે માખીઓ પાળવામાં આવે છે તે આ જાતની જ માખીઓ છે. તેઓ દિવાલમાં પડેલી ફાટોમાં, મોટાં નળિયાંની વચ્ચે રહી જતી જગામાં, તથા કેટલીકવાર જમીનમાં પડેલી ફાટોમાં પણ પોતાના મધપૂડા

બાંધે છે. તે માખીઓનું એકેકું ટોળું સાત અથવા કેટલીક વખત તેથી પણ વધારે મધપૂડાઓ બાંધે છે.

આ માખીઓ ખુલ્લી હવામાં મધપૂડા બાંધી શકતી નથી એટલે ઝાડની ઝૂલતી ડાળીઓ પર તથા મકાનની છાજલીઓ પર તેઓ મધપૂડા નથી બાંધતી; પરંતુ મોટાં ઝાડોની અંદર જ્યાં પોલો રહી જાય ત્યાં પોતાના મધપૂડા બાંધે છે. મોટી પોલો કે જ્યાં એકબે માણસો સમાઈ જાય અને અંધારું પણ પુષ્કળ હોય તે સ્થાન તેઓને વધારે પસંદ છે.

આ માખોની સાધારણ લંબાઈ ાા ઇંચ હોય છે. કેટલીક વખત એકબે દોરાવા વધારે પણ હોય છે. પહાડી પ્રદેશની માખીઓ મેદાનના પ્રદેશની માખીઓ કરતાં સહેજ મોટી તથા તેઓનો રંગ સહેજ કાળાશ પડતો હોય છે. મેદાનના પ્રદેશમાં ઊછરતી માખીઓ કરતાં મધ ઉત્પન્ન કરવાની શક્તિ આ માખીમાં વધારે હોય છે. આ માખીઓનો મધપૂડો શોધવો બીજી માખીઓ કરતાં અઘરો છે. કારણ કે એક તો તેઓ અંધારામાં હોય છે, અને બીજું મધપૂડામાં થતી આવજા પણ તરત આપણી દૃષ્ટિએ પડે તેવી હોતી નથી. જંગલમાં સાધારણ માણસોને તો ખબર જ ન પડે કે મધપૂડો ક્યાં છે? હમેશ ફરનાર પહાડી લોકો જ તેને ઝટ શોધી કાઢી શકે છે.

આમ સુરક્ષિત ઠેકાણાં હોવાથી આ માખીઓ કેટલીકવાર પોતાના મધપૂડા એક જ જગાએ દસદસ વરસ સુધી રાખે છે. પચાસ વર્ષ એક જ ઠેકાણે રહેલા મધપૂડાના દાખલાઓ પણ પડ્યા છે.

સાધારણ રીતે આ માખીઓ પોતાને હરકત ન કરનારને ડંખ મારતી નથી. પરંતુ કોઈ માણસ તેના મધપૂડાના દરવાજા પાસે ગયો હોય અથવા તેઓને આપણાથી દબાવા, વાગવા જેવી કંઈક ઇજા થઈ હોય તો તેઓ ડંખ મારે છે.

પહાડી પ્રદેશમાં રહેનારી આ જાતની માખીઓનું એકેકું ટોળું દરવર્ષે લગભગ ૨ મણ જેટલું મધ આપે છે; જ્યારે મેદાનના પ્રદેશમાં રહેનારી આ જ જાતની માખીઓ માંડ અર્ધો મણ મધ આપી શકે છે.

આ માખીનું મધ—Indica honey—(આપણે 'હિંદી મધ' નામ આપશું?) રંગમાં તથા સ્વાદમાં સર્વોત્તમ હોય છે. જેમને સાધારણ રીતે મધની સૂગ હોય છે તેઓને પણ આ મધ પસંદ પડે છે. વળી આ મધ કેવળ ફૂલોમાંથી જ ઉત્પન્ન થયું હોવાને લીધે તેની ઔષધ તેમજ ખાદ્ય તરીકે (Medical and food value) એમ બન્ને જાતની ઉપયોગિતા છે. જ્યારે બીજી જાતનું મધ કાં તો ભોજન અથવા તો દવા તરીકે જ વાપરી શકાય તેવું હોય છે.

માખીઓએ મધ જે જાતનાં ફૂલોમાંથી ભેગું કર્યું હોય તેની જુદીજુદી જાતની વાસ આ જાતના મધમાં હોય છે. તેથી જો સુગંધી મધ મેળવવું હોય તો બાગ પાસેનો મધપૂડો ઉત્તમ ગણાય. આ જાતનું મધ પારદર્શક હોય છે. ઉધરસ માટે આ મધ એકલું જ દવા તરીકે ઉપયોગમાં લઈ શકાય. રાત્રે સૂતી વખતે એક ચમચો ચાટવાથી જૂની ઉધરસ પણ મટે. જંગલના લોકો તો આ જાતનું મધ ઘરવપરાશ માટે જ રાખે છે, વેચતા નથી.

આ માખોના મધપૂડા ઉછેરવામાં કેલિફોર્નિયા (અમેરિકા) સૌથી મોખરે આવે છે...

બીજી જાત—Apis floria. તેને પુષ્પમક્ષિકા કે ફૂલમાખી કહી શકાય. આ માખી પણ લગભગ બધાં જ જંગલોમાં મળી આવે છે. પણ તે મધ ઘણું જ ઓછું બનાવે છે. કદમાં એપિસ ઇન્ડિકા કરતાં નાની, લગભગ ૦ાા ઇંચ જેટલી લંબાઈની હોય છે. વળી ઇન્ડિકા કરતાં પાતળી હોય છે.

આ માખી કરડવામાં ભૂંડી હોય છે. તમને કોઈ કારણસર એક ડંખ માર્યો તો પછી બીજા બેચાર ડંખ મારવા પ્રયત્ન કરે છે. જો કે ડોરસેટા ( Apis Dorseta ) કે જેનું આપણે આગળ વર્ણન કરીશું તેની જેમ પાછળ પડીને માણસોને ત્રાસ આપતી નથી. ગુજરાત કાઠિયાવાડના સપાટ પ્રદેશમાં આ જાતનું મધ થાય છે અને તે દવા તરીકે કીમતી ગણાય છે. ગુજરાત કાઠિયાવાડના વૈદ્યો ઘણે ભાગે આ જાતનું મધ વાપરે છે. પણ ઉપર કહી ગયા તેમ આપણા કોળી વાઘરીઓની મધ નિચોવવાની રીતને લીધે અંદર ઇંડાંનો અર્ક પણ આવી જાય છે.

પણ આ માખીઓ પ્રમાણમાં એટલું બધું ઓછું મધ બનાવે છે કે ધંધાદારી તરીકે વેચવા એનું મધ ખપ ન આવી શકે. એક મધપૂડામાંથી માંડ એક શેર મધ મળે. કોઈ વાર ફૂલની ઋતુ હોય ત્યારે વધારે નીકળે. આમ આખા વર્ષમાં માંડમાંડ ૭–૮ શેર મધ મળે. બીજી વાત એ છે કે, આ મધમાખીને પાળવાના પ્રયત્નો કરવામાં આવ્યા છતાં હજી પાળી શકાઈ નથી.

લોકજનતાએ Apis Dorseta---એપિસ ડોરસેટા જાતની માખીઓનું નામ **ભમ્મર મધ** પાડ્યું છે ( ભમ્મર મધમાખીનું ટૂંકું રૂપ હશે ) અને તે યોગ્ય જ છે કારણ કે તે માખીને બદલે ભમરી કહી શકાય તેવડી જ લગભગ—૧" એક ઇંચની તેની લંબાઈ હોય છે. રંગે પીળી. પર્વતપ્રદેશમાં પીઠના છેડાનો ભાગ કાળાશ પડતો.

ઘરની ભીતમાં ગારાનું પોલું દર કરી રહેનાર પીળી ભમરી જોઈ છે ને ? દેખાવમાં લગભગ તેના જેવી જ આ માખી પણ લાગે છે.

હિંદુસ્તાનમાં આ માખી લગભગ પહાડોવાળા પ્રદેશમાં જ થાય છે. આબૂ, માથેરાન, મહાબળેશ્વર, નીલગિરી, તથા કાશ્મીર વિશેષે કરી તેનાં નિવાસસ્થાન ગણાય.

આ માખીઓ ઘણી જ ભયંકર હોય છે. "जिसने शेरोंको मारा वो मी मख्खी से हारा" કહેવત આ માખીઓની ભયંકરતામાંથી ઉદ્ભવી હશે.

તીવ્ર વૈરવૃત્તિવાળી આ માખી જો કોઈની પાછળ પડી તો એ માણસના ભુરા હાલ સમજવા. આબૂના પહાડોમાં એક શિકારી શિકારે નીકળ્યો. દૂર ફરતાંફરતાં એક અજાણ્યે સ્થળે નીકળી ગયો. થોડા વખત પછી કાયમની ટેવ મુજબ સિગારેટ પીવાની તલપ થઈ આવી. ઝાડ નીચે બેસી આરામથી સિગારેટ ચેતાવી ફૂંકવા મંડ્યો અને ધુંવાડો ઊંચે ચડવા માંડ્યો. સિગારેટ અર્ધી ફુંકાઈ હશે ત્યાં તો બણબણ કરતાકને જાણે ભમરા આકાશેથી ઊતર્યા અને શિકારીને મોંએ, હાથે, પગે, ભાલા જેવા પોતાના ડંખ મારવા શરૂ કર્યા. સદ્ભાગ્ય શિકારીનાં કે તેણે કોઈક પાસેથી આ માખી વિશે થોડું સાંભળ્યું હતું. એટલે તે જીવ લઈ ને નાઠો. પણ માખીઓ તેના જેટલી જ ગતિથી પાછળ ઊડતી હતી અને ડંખો માર્યે જતી હતી. શિકારીને થયું કે મરી ગયા હવે. પણ એટલામાં સદ્ભાગ્યે દોડતાંદોડતાં એક નાની તળાવડી નજરે ચડી. દોડતો આવી તેમાં પડ્યો. અર્ધીક મિનિટ પછી માથું

બહાર કાઢ્યું. પણ હજી દુશ્મનોનાં બાણ જેવી માખીઓ ઉપર ઊડતી જ હતી. જેવું માથું બહાર કાઢ્યું કે ડંખ મારવા શરૂ થયા. ચાલાક શિકારીને બુદ્ધિ સૂઝી ને ત્યાં ડૂબકી મારી. પાણીની અંદર જ તરતો તળાવને બીજે છેડે ગયો. અવાજ કર્યા વગર મોઢું બહાર કાઢી શ્વાસોચ્છ્વાસ શરૂ કર્યા. નાક જ પાણીની બહાર, વાળ પણ દેખાય નહિ. એવી રીતે પાણીમાં તપશ્ચર્યા આદરી. શિકારીએ જ્યાં ડૂબકી મારી હતી તે જગા પર આશરે એકાદ કલાક ઊડયા પછી માખીઓ ઊડી ગઈ. બિચારા શિકારીએ તો તેમ છતાં અર્ધો કલાક વધુ પાણીમાં રહેવું યોગ્ય ધાર્યું. પછી બહાર નીકળી સૂજી ગયેલા હાથ પગ અને મોંએ ઘેર પહોંચ્યો અને પંદર દિવસે પથારીમાંથી ઊઠ્યો.

આ માખીઓના ભોગ કોઈક વાર સિંહ, વાઘ, રીંછ, કે વાંદરાં પણ બને છે. અને પોતાનો પ્રાણ ગુમાવે છે.

દંશ પણ બીજી માખીઓ કરતાં વધારે ઝેરી! વીસેક દંશે માણસ બેભાન બને. જો સોએક દંશ શરીર પર પડ્યા હોય તો શરીરમાં વિષ વ્યાપે. બે કલાક પછી તાવ આવે અને જો તીવ્ર અને ઝડપી ઉપાયો ન લેવામાં આવે તો પ્રાણ જવાની પણ ભીતિ રહે.

તે ઊંચાં ઝાડોની ડાળીઓ પર ખુલ્લી હવામાં લટકતા મધપૂડા બાંધે છે. નીલગિરીમાં ૯૦-૧૦૦ ફૂટ ઊંચાં યુકેલિપ્ટસનાં ઝાડની ડાળીઓ પર નીચેથી ઉપર શ્રેણીબદ્ધ ૫ થી ૬ મધપૂડા એક જ ઝાડ પર વારંવાર નજરે પડે છે.

સામાન્યતઃ મધપૂડા ૩ થી ૪ ફૂટના હોય છે. કોઈ કોઈ વાર મોટા ૧૦'×૧૨' પણ દેખાય છે. મધપૂડાનો આકાર જરા લંબગોળ હોય છે. કદ પ્રમાણે મધ પણ ઠીકઠીક હોય છે. સાધારણ મધપૂડાઓમાં, ૧૦ થી ૨૦ શેર મધ નીકળે, પણ ૨ થી ૩ મણ મધ મળે એવા મધપૂડાઓ પણ વારંવાર મળી આવે છે. આખા વાંસને પોલો કરી મધપૂડામાં તેનો ઉપલો ભાગ ભરાવી નીચેના ભાગમાં વાસણ રાખી જંગલી લોકો મણબંધી મધ જે મધપૂડામાંથી મેળવે છે તે તે આ જ જાતનો મધપૂડો.

આ માખીઓનું મધ કીમતી નથી. કારણકે ચાર છ માસ પછી ખાટું પડી જાય છે. અને તેથી વૈદકીય ઉપયોગ તરીકે આ મધ નકામું છે. વિશેષે કરી ખોરાક તરીકે જ આ જાતના મધનો ઉપયોગ થાય છે. રોટલી સાથે ખાવા માટે આપણે જેમ દાળ કે શાક હોય તેમ જંગલી લોકો આ મધનો ઉપયોગ કરે છે. આ માખીઓનો સ્વભાવ ઉપર જણાવી ગયો છું એટલે કહેવાની જરૂર રહેતી નથી કે આ માખીઓને પાળી શકાતી નથી.

"મેલિપોના અથવા ડમર-બીઝ ( *Melipona or Dumer-Bees* )

મધમાખીઓમાં નાનામાં નાની આ જાત. લંબાઈ પહોળાઈ લગભગ ૧/૮"×૧/૧૬", દેખાવે મચ્છર જેવી લાગે! ઓળખનારા જ તેને ઓળખે. સાધારણ માણસોને તો મચ્છર જ લાગે. આ માખી કરડે નહિ પણ કોઇક કારણે ગુસ્સે થઈ હોય તો નાકકાનમાં ઘૂસી જવા પ્રયત્ન કરે. નાના શરીર પ્રમાણે તેનો મધપૂડો પણ નાનો જ! મધપૂડાની લંબાઈ લગભગ ૬ ઈંચ × ૪ ઈંચની હોય છે ( ૬"×૪" ). ઝાડની ચોલમાં ધૂસરા અજવાળામાં મધપૂડો બાંધે તેમાંથી મધ પણ વર્ષે દહાડે માંડમાંડ ૧૦ થી ૧૫ તોલા નીકળે. પણ તેનું મધ ભારે કીમતી. આ મધ આંખમાં આંજવાની ઉત્તમ દવા તરીકે વાપરવામાં આવે છે. હકીમો તેને કુત્તીશેદ કહે છે. બજારમાં Lotus honey-( કમલમધુ ) નામે વેચાય છે. પેક બાટલીઓ આવે છે. મધ રંગમાં સહેજ કાળાશ પડતું પીળા રંગનું હોય છે.

## મધપૂડો

મધપૂડો એક સુવ્યવસ્થિત રાજ્યતંત્ર છે અને ત્યાં એટલી કાળજીથી, ચીવટથી અને નિયમિત કામકાજ ચાલે છે કે આપણને આશ્ચર્ય થયા વગર રહે નહિ. મધપૂડાનો અભ્યાસ કર્યા પછી પશ્ચિમના અભ્યાસીઓ પ્રત્યેક મધપૂડાને કૉલોની (Colony) કહીને સંબોધે છે અને તે યોગ્ય જ છે. પ્રત્યેક મધપૂડો, એક મોટી માખી કે જે ઈંડાં મૂકે છે અને જેને શાસ્ત્રીય ભાષામાં એક મોટી 'રાણી' કહેવામાં આવે છે તેની છાયામાં ચાલે છે. તે ત્રિયારાજ છે. ત્યાં કદાપિ રાજાનું રાજ થતું જ નથી. જૂનાકાળમાં આપણે ત્યાં ચાતુર્વર્ણ્યની વ્યવસ્થાથી સમાજ ચાલતો તેમ મધપૂડાનો માખીસમાજ ત્રણ જાતથી ચાલે છે. પહેલી જાત તે રાજકર્તા જાત, જેમાં રાણી તથા ભાવી રાણીઓ આવે છે; રોમન અમીરો જેમ પારકી મહેનત પર એશઆરામ કરનાર નરો એ બીજી જાત, અને ત્રીજી જાત તે કેવળ કામ કરનારી માખીઓની જાત એટલે મજૂર જાત. આ કામ કરનારી જાતમાં પણ ત્રણ પેટા જાત છે. એક તો ફૂલફલ ચૂસી સામ્રાજ્યને મધ પૂરું પાડનારી મધુવાહિની (worker Bee) જાતિ; બીજી ઇંડાઓને સેવવાં, તેને એક ઓરડામાંથી બીજામાં લઈ જવાં, બચ્ચાં થાય તેને ખોરાક આપવો વગેરે કામ કરનાર પરિચારક (Nurse Bee) જાતિ; અને ત્રીજી બધી જાતના દુશ્મનોથી રાજ્યનું રક્ષણ કરવા મથનાર ક્ષત્રિય' જાતિ (Warrior Bee).

### મધપૂડાનું રાજ્ય

ત્રિયારાજ્ય છે એમ આપણે જોઈ ગયા છીએ. નર માખાઓનું ત્યાં જરા પણ મહત્ત્વ નથી (કુદરતી રીતે જ)—જેમ ભરવાડો ઓલાદ માટે એકાદ બે પુષ્ટ આખલાઓ રાખી બાકીનાઓની ખસી કરાવી નાખે છે, તેમ તેઓ પણ મધપૂડામાં મધની અછત હોય ત્યારે ચાર પાંચ પુષ્ટ માખાઓ રાખી બાકીનાઓનો મદતર નાશ કરે છે. નર માખીઓ (કે માખા ')નું કામ કેવળ ઐશમાં રહી મધ ખાવાનું અને સૂવાનું જ હોય છે, પણ તેમાં તેઓનો બિચારાનો વાંક નથી. કુદરતે જ તેમને તેવા બનાવ્યા છે. મધ મેળવવા કે દુશ્મનોથી રક્ષાવા ડંખ કાંટો પણ કુદરતે તેમને આપ્યો નથી. શરીર પણ મહેનત કરવા માટે નાલાયક હોય છે એટલે ખાઈપી મોજ ન કરે તો શું કરે ' તેમને મધ ભેગું કરવા અને લઇ જવાનો મધુકોષ પણ હોતો નથી—માખાઓનું કામ આખી જિંદગીમાં એક જ વાર પડે છે અને તે કામ તે નવી રાણીને રાજ્યાભિષેકને આગલે દિવસે ઋતુદાન દેવાનું કામ અને તે કામ કર્યા પછી નરનો કુદરતી રીતે જ અંત આવે છે.

' ઋતુદાનનો વિધિ નીચે પ્રમાણે થાય છે. કોઇ એક મધપૂડામાં, નવી રાણીની જરૂર પડે ત્યારે, રાજમધુ (રોયલ જેલી) પાઇને ઉછેરેલી એક રાજકન્યાને ગર્ભાધાન કરવા સૂચના કરવામાં આવે છે. તે પ્રમાણે તે માખી બીજા મધપૂડા પાસે જઈ ત્યાંના મધમાખાઓને આરાધે છે *—એક જાતની વાસ ઉત્પન્ન કરે છે જેથી માખાઓ આકર્ષાય છે. ત્યાં જે

* એક જ મધપૂડાની માખી તે જ મધપૂડાના નર સાથે કદી સંયોગ કરતી નથી. એક જ લોહીના મિશ્રણથી નપુંસક કે ખોડવાળી પ્રજા ન થાય તે માટે કુદરતે આમ કર્યું હશે. મધપૂડા પાળનારે પણ બે મધપૂડા પાળવા જોઇએ. ઉપર જણાવ્યા પ્રમાણે એક જ મધપૂડાની માખી તે જ મધપૂડાના નર સાથે સંયોગ કદી ન કરે.

ચાર ૭ માખાઓ હોય છે તે પેલી રાજકન્યા પાછળ ઊડે છે. પેલી તેને ઊંચેઊંચે આકાશમાં લઈ જાય છે. થાકી જાય એ પાછળ રહી જાય છે અને છેવટે જે નરમાખો પેલી માખીને પકડી પાડે તેની સાથે તેનો સંયોગ થાય છે. સંયોગાન્તે માખાનો આખો વીર્યાશય (એટલે કે માખાનું આખું પેટ જ કહો ને) પેલી માખીમાં ઠલવાઈ જાય છે અને પરિણામે બિચારો માખો ત્યાં ને ત્યાં જ રામશરણ થાય છે. કોઈકવાર મરતોમરતો પોતાના મધપૂડામાં જઈ પણ પહોંચે. પણ એકાદબે કલાકમાં અથવા વધુમાં વધુ બે દિવસ પછી તે મરી જાય છે. પાંડુરાજા જેમ બિચારા માખાને પણ કુદરતનો શાપ છે.

ઉપલા પ્રસંગમાં અનેકવાર એમ પણ બને છે કે માખાઓ ઊડવાને બદલે એકબીજા સાથે લડે છે અને એકબીજાને મારતાં છેલ્લો જે માખો બચે તેની સાથે માખીનો સંયોગ થાય છે. વિજ્ઞાનીઓ આ ઊડવાની શરત કે લડવાની રીત વિશે કહે છે કે એ મજબૂતમાં મજબૂત વીર્યસંપન્ન માખાનું વીર્ય મળે એ માટે હોય છે.

રાણી જન્મ લઈને પોતાના મધપૂડામાં આવે છે. ત્રણ કે ૭ દિવસ ગર્ભકાળનો આરામ લે છે. અને એ ત્રણથી ૭ દિવસ પછી ગર્ભધારણ કરવા તે યોગ્ય થાય છે. અને ગર્ભવતી થયા પછી રાણી પોતાનું પ્રજનન કાર્ય શરૂ કરે છે. રાણી એક જ દિવસમાં લગભગ ૩૦૦ ઈંડાં મૂકી શકે છે. એક માખીએ એક દિવસમાં વધારેમાં વધારે ૮૦૦૦ ઈંડાં મૂક્યાં એવો દુનિયાનો રેકર્ડ છે. રાણીની ઉંમર સાધારણત: ૨॥ થી ૩ વર્ષની હોય છે. પણ ૯ વર્ષ સુધી જીવનાર માખીઓના દાખલા પણ છે.

મધપૂડો એ જેમ એક અજાયબ દેશ છે તેમ રાણીનું શરીર એ પણ એક અદ્ભુત યંત્ર છે. એક વખતના સંબંધથી ધારેલો ગર્ભ જીવે ત્યાં સુધી ધારણ કર્યા કરે છે. અને જ્યારે ઈચ્છે ત્યારે ગર્ભમાંથી ગમે તેટલાં ઈંડાં મૂકી શકે છે. બીજી વિશેષતા એ છે કે તે ગમે તે જાતનાં ઈંડાં મૂકી શકે છે. રાણીમાતાને ખબર પહોંચે કે સવારે પેલું રીંછ મધ ખાવા આવ્યું ત્યારે તેને દંશ મારતાંમારતાં ૧૦૦ સૈનિક માખીઓ સ્વર્ગે ગઈ. તરત જ રાણી સો ઈંડાં સૈનિક માખીઓનાં મૂકી કાઢે. અને તેના સેવન વગેરે કાર્યમાં નર્સ માખીઓ કામે લાગી જાય છે.

આખા મધપૂડામાં રાણી એક જ સ્ત્રી છે તે તો આપણે જોઈ ગયા. તે જ પ્રમાણે રાણી જ સૌથી મોટી માખી હોય છે. સૌ માખીઓના પ્રમાણમાં તેની પાંખો નાની હોય છે. (તે સામાન્ય રીતે ઊડતી નથી તેથી નિરૂપયોગના કારણે પાંખની ખીલવણી અટકતી હોય એમ લાગે છે). તેની પાંખોનો રંગ સીસા જેવો ધૂમેરો સફેદ, જ્યારે બીજી માખીઓનો પાંખોનો રંગ કૈંક ભુરો હોય છે. પર્વતવાળા પ્રદેશમાં કાળાશ પડતો હોય છે. પેટ તથા પેઢુ (abdomen)નો ભાગ મોટો હોય છે, અને ભોજનમાં હમેશાં રાજમધુ (Royal Jelly) આરોગે છે.

રાણી વિશે આટલું જાણ્યા પછી હવે કામગાર માખીઓ તરફ વળીએ. કામગાર માખીઓની ત્રણે જાત મધપૂડા માટે સરખું જ ઉપયોગી કામ કરે છે. આ કામગાર માખીઓ જાતે સ્ત્રી પણ નથી અને પુરુષ પણ નથી, પરંતુ નપુંસક છે. છતાં વૈજ્ઞાનિકોએ ઝીણવટભર્યા અભ્યાસ પછી નક્કી કર્યું છે કે આ માખીઓમાં પણ પુરુષત્વ કરતાં સ્ત્રીત્વ વિશેષ છે. નર અને રાણી માખીઓ કરતાં આ માખી શરીરમાં ટૂંકી હોય છે.

મધુવાહિની (Worker bee)—મધ લાવનારી માખીઓ. તેઓ મધપૂડાની આસપાસ ત્રણચાર માઈલ સુધી ઊડીને મધ લાવે છે. અને સાથે સાથે કેટલીક માખીઓ બચ્ચાના ખોરાક માટે પોલન (polan) ઝાડનું મધ પણ લાવે છે. આ માખીઓ સખત કામ કરનારી હોય છે. સૂર્યકિરણો ફૂટતાં કામ કરવા નીકળી પડે છે. તે મધ માટે વારાફેરા ફરીફરી માંજે ઝપે છે. આ માખીઓનો નાશ પણ ઘણો થાય છે. પાણી પીવા જતાં પાણીમાં પડીને કે કાંઠે બેઠેલા દેડકાની જીભમાં લપકાઈ જઈ મરી જાય. વળી રસ્તામાં ઊડતાં કે ફૂલો પર મધ ચૂસતાં પણ કાળિયોકોશી, નાનો નીલકંઠ, વગેરે પખીઓનો ભક્ષ્ય પણ કેટલીક થાય છે.

સ્કાઉટ માખી (Scout bee)—કામગાર માખીઓમાંથી જેઓ નીચે જણાવેલું કામ કરે છે તેમને માખીશાસ્ત્રીઓ સ્કાઉટ બી કહે છે. આ માખીઓ મધપૂડાને મૂળ જગાએથી ફેરવવા હોય કે બે ભાગમાં વિભક્ત કરવા હોય ત્યારે મધપૂડાને અનુકૂળ ઝાડની પોલો, ઘરની ભીંતોની ફાટો વગેરે અનુકૂળ જગાઓ શોધી કાઢે છે. મધ વધારે પ્રમાણમાં મળે તેવા બગીચાઓ અથવા બીજાં ફૂલોનાં સ્થાનો, પોલન (polan) ઝાડનાં મધુનાં સ્થાનો પણ શોધી કાઢે છે—વગેરે કામ તે કરે છે.

સૈનિક માખી (Warrior bee)—આ માખીઓ દુશ્મનોથી મધપૂડાને બચાવવાનું કામ કરે છે. મધપૂડા પાસે આવતાં માણસો, રીંછ, વાંદરાં વગેરેને દંશ દે છે અને ત્યાંથી હઠાવવા પ્રયત્નો કરે છે.

નર્સ માખીઓ (Nurse bee)—આ માખીઓ મધપૂડાનું ગૃહતંત્ર ચલાવવાનું કામ જ કરે છે. મધમાંથી કાઢેલું સત્ત્વ (Royal Jelly) તથા પોલન (Polan) રાણીઓ થનાર બચ્ચાંઓને આપવાનું, નર અને કામગરી માખીઓનો ખોરાક આપવાનું, તેઓને જાત પ્રમાણે મધપૂડાના ષટ્કોણ ઓરડાઓમાં જુદેજુદે ગોઠવવાનું. આ ઉપરાંત એક આશ્ચર્યકારક પણ મધપૂડાને અત્યંત ઉપયોગી એવુ કામ પણ તેઓ કરે છે—શિયાળો હોય ત્યારે નર્સ માખીઓ બચ્ચાંઓને ઓરડીઓ પાસે એકબીજીને અડોઅડ ચોંટીને બેસે છે અને સેવવાનાં ઈંડાંઓને ૯૭·૫° ફેરેનાઈટ ડીગ્રીનુ ટેમ્પરેચર આપે છે, ઉનાળામા જ્યારે ગરમી વધી જાય ત્યારે આ માખીઓ પોતાની પાંખોરૂપી પખાઓ ફફડાવી વાતાવરણને ઠંડું રાખી ટેમ્પરેચર બરાબર ૯૭·૫° ફેરેનાઈટનું જ રાખે છે.

ડોરસેટા માખીઓ (Dorseta)—સિવાય બીજી માખીઓ સાધારણ રીતે કોઈને ડંખ મારવા પ્રયત્ન કરતી નથી પણ તેને ઈજા થાય અથવા આપણી ગંધ નહી લાગે ત્યારે જ તેઓ ડંખ મારે છે. અને પરિણામે તેનો દંશ મારવાનો કાંટો નાશ પામે છે એટલે તે મરી જાય છે. માટે બનતાસુધી ડંખ મારવામાં આ માખીઓ બહુ સાવચેતી રાખે છે.

# સંગીત–સર્જન

હરકાન્ત શુક્લ

જગતમાં ક્વચિત જ એવું કઠોર મનુષ્યહૃદય હોય છે, કે જે સહાનુભૂતિ દર્શાવવા અગર મેળવવામાં એક જાતના આનંદની લાગણી ન અનુભવી શકે. માનસશાસ્ત્રના સહુ કોઈ અભ્યાસીને ખ્યાલ હોય છે કે સહાનુભૂતિ અને સહાયવૃત્તિ તે મનુષ્યના માનસઘડતર અને બંધારણમાં કેવી અજબ અસર કરે છે. ૨૫૦,૦૦૦ વર્ષોના પરિણામ પછી મનુષ્ય માનસે આધુનિક સ્થિતિને પ્રાપ્ત કરેલ છે. તે સ્થિતિ અને અર્વાચીન રશિયાની સોવિયેટ સામાજિક સ્થિતિનું નિરુપણ કરતાં સહાયવૃત્તિ અને સહાનુભૂતિ એ જ સમાજરચના અને સમાજબંધારણની મુખ્ય પાયારૂપ વૃત્તિઓ છે તેમ માલૂમ પડે છે. ભલે પછી સહાયવૃત્તિ અને સહાનુભૂતિ તે અન્યોન્ય પરતંત્રતાનું પરિણામ હોય, અગર સમૂહવૃત્તિને અનુવર્તી હોય. સમૂહવૃત્તિ તો પ્રાણીઓમાં પણ જોવામાં આવે છે, પરંતુ તેઓમાં સહાયવૃત્તિ અને સહાનુભૂતિ દર્શાવવા સામાન્ય પ્રજ્ઞાનો અભાવ છે. મનુષ્યમાં પ્રજ્ઞાનો સર્વદેશીય વિકાસ થયેલ છે તેથી જ જીવનકલહમાં, જીવનનિર્વાહની ગડમથલમાં, તેમજ સ્વકીય સ્વાર્થ તથા ઉદ્દેશો પાર પાડવાના પ્રયાસોમાં પણ સંહતિવૃત્તિ, સહાયવૃત્તિ અને સમૂહવૃત્તિ સમાજરચનાનું સમતોલપણું જાળવી રાખવા પ્રેરણા અર્પે છે અને તેથી જ મનુષ્યોની ઘણીયે પાશવીવૃત્તિઓ વચ્ચે ક્ષમાવૃત્તિ અને ઉદારવૃત્તિનાં ઉદાહરણો પ્રત્યક્ષ થાય છે.

સહાનુભૂતિના વિનિમયનાં વિવિધ સ્વરૂપો જોવામાં આવે છે. કેટલાક માણસો સહાનુભૂતિ સંપાદન કરવી પસંદ કરે છે, જ્યારે કેટલાક તે આપવાનું પસંદ કરે છે. સહાનુભૂતિની વૃત્તિ જ્યારે ઉત્તેજિત કક્ષાએ પહોંચે છે ત્યારે તેમાંથી સ્વાર્થત્યાગ જન્મે છે, અને સંહતિવૃત્તિ થતાં બીજાઓમાં આરોપણ કરવાની એકજાતના આનંદની વૃત્તિ જન્મે છે. પછી ભલે તે વૃત્તિ સાહિત્ય, સંગીત, કલા, વિજ્ઞાન અગર તો કોઈ પણ બીજા કારણથી ઉત્પન્ન થતી વૃત્તિ હોય.

બધી જાતનાં માણસો કરતાં કલાકારોમાં આ વૃત્તિ સવિશેષ પ્રમાણમાં હોય છે, કારણ કે તેઓની આંતરિક ચેતનાશક્તિ સહજમાં ઉત્તેજિત અને તેજી હોય છે. કોઈ પણ સુંદર વસ્તુ જોતાં કે સાંભળતાં તેમને અત્યંત આનંદ અને સુખની ભાવના જાગે છે. તે સુખ અને આનંદ પોતે એકલા જ અનુભવી બેસી રહેવું તેમને ગમતું નથી, પરંતુ તે બીજાઓને અનુભવાવવા પોતે પ્રયત્નો કરે છે. આ વૃત્તિને અંગે ચિત્રકલા, સંગીત, સ્થાપત્ય, નૃત્ય અને બીજી લલિતકલાઓનો ઉદ્દ્ભવ માની શકાય. ઘણાઓનું એમ માનવું છે કે કલાજન્મ તો પ્રશંસા પ્રાપ્ત કરવાની લાગણીમાં છે. તે પ્રમાણે તો દરેક કલા તે પ્રશંસા પ્રાપ્ત કરવાનો એક પ્રયત્ન ગણાય અને કલાજન્મ માત્ર મનુષ્યના અહંભાવમાંથી ઉદ્દ્ભવે છે; માત્ર પ્રશંસા-વૃત્તિ અને અહંતત્વમાં તો જડતા સમાયેલ છે. તેમાંથી સત્યનો અનુભાવ અને સૌંદર્યની અલૌકિકતા જન્મતાં નથી, તેમાંથી કદાપિ ચેતના પ્રગટ થતી નથી, ફક્ત ઉદ્દ્ભવે છે અનુકરણતાની પ્રેરણા. સૌંદર્યનો અર્થ અહીં વસ્તુના તત્ત્વસ્વરૂપનું જીવનના ખરા દ્દષ્ટિબિંદુથી

થતું નિરૂપણ છે જો કલાકારમાં માત્ર પ્રશંસા પ્રાપ્ત કરવા અહંભાવ વિશેષ પ્રમાણમાં થશે તો, કલામાંથી કલામયતા નષ્ટ થશે અને માત્ર કલાના નિયમોની ચુસ્ત પરિપાલનવૃત્તિ જન્મશે એટલે કે કલાકાર કલાના હાડપિંજરમાં રાચશે, ને થોડી ક્ષણો આનંદદાયક થશે, પરંતુ કલાના જીવન્ત તત્ત્વોના અભાવે પરિણામે તો કંટાળો જ ઉપજાવશે

સૌંદર્યભાવનાથી ઉત્પન્ન થયેલ આનંદ પોતાપૂરતો પચાવી, કલાકાર આનંદના અતિરેકમાંથી તે આનંદ બીજાઓને અનુભવાવવા પ્રયત્ન કરે છે ઘણાઓમાં તે આનંદ હસ્તદ્વારા પીંછી વડે માર્ગ શોધે છે, ઘણાઓમાં અંગઉપાંગોના તાલબદ્ધ ચલનમાં પ્રત્યક્ષ થાય છે, ઘણાઓમાં અવાજ અને સ્વરદ્વારા, જ્યારે ઘણાઓમાં માત્ર શબ્દ અને કલમદ્વારા બહાર આવે છે સૌંદર્યની ભાવના જેમ સતેજ તેમ કલામયતા સચોટ હોય છે અને કલામયતા સચોટ બનતાં કલામાં સ્વરૂપના સરળતા અને સ્પષ્ટતા આવે છે કલાની બુદ્ધિગમ્યતાનો આધાર કલાના નિયમો જેવા કે, રચના, રૂપ, કૃતિ વગેરે પર રહે છે જેમ સમાજરચનામાં વિવિધ સ્વરૂપો હોય છે અને તે સ્વરૂપો સ્વસ્થાને સ્થાપિત કરવામાં કલા અસરકારક બને છે દાખલા તરીકે, શિલ્પ અને સ્થાપત્યકલામાં રૂપ અને કૃતિ મહત્ત્વના અંગો છે હાથની જગ્યાએ પગ આવે અને પગ પાસે માથું મૂકવામાં આવે તો જરૂર કૃતિ વિરૂપ થશે ચિત્ર શિલ્પ અને સ્થાપત્યની જેમ સંગીતમાં કૃતિસ્વરૂપ બરાબર જાળવવું પડે છે રૂપ અને કૃતિ સમજ સંગીતમાં પરોક્ષ રીતે ગમ્ય રહે છે સંગીતમાં ફક્ત એક જ સ્વર માત્રની અસર ક્ષણિક હોય તેનો જલદીથી લોપ થઈ જાય છે એકબીજા સ્વરોનો સંબંધ, સુસ્વરતા તથા કાળના અમુક ચલન પ્રમાણે સ્વરસંખ્યાનું નિયમન માત્ર જ કૃતિ અને રૂપ ખડા કરે છે રૂપ તે વસ્તુની બાહ્યાકૃતિ છે અને આકૃતિ કુદરતના નિયમે ઘડાયેલ હોય છે સંગીતમાં કૃતિ માટે કુદરતે કોઈ નિયમો બાહ્યદૃષ્ટિએ ઘડ્યા હોય તેવું નથી પણ તે નિયમો મનુષ્યપ્રજ્ઞાની ઉપલબ્ધિ અને અનુભૂતિ પર અવલંબે છે પ્રખ્યાત જર્મન વિજ્ઞાનવેત્તા હર્મન વૉન હેમલોટ્ઝ (Herman Von Helmholtz) પણ આ વસ્તુને ટેકો આપતા જણાય છે, અને તેમના *Popular Lectures on Scientific Subjects* નામના પુસ્તકમાં લખે છે કે :—

"બીજી બધી લલિતકલાઓ કરતાં સંગીતને શાસ્ત્રીય ધોરણ પર લાવવાના અત્યાર સુધી ઓછામાં ઓછા પ્રયાસો થઈ શક્યા છે કાવ્ય, ચિત્રકલા અને શિલ્પને તો પોતપોતાની ભૂમિકા રચવાનું તૈયાર વસ્તુ—તે વસ્તુનું સૂક્ષ્મ સૂચન—દૈનિક જીવનક્રમમાંથી મળી રહે છે, કેમકે તેમનું કામ નિસર્ગનું કે માનવજીવનનું પ્રતિબિંબ ઉતારવાનું હોય છે પણ સંગીતનો વિચાર કરીએ છીએ ત્યારે તો જેઓ સુખની લાગણીને ઇન્દ્રિયોની સૃષ્ટિથી ભિન્ન કોઈ અલિપ્ત ખ્યાલથી જોવા માગતા હોય છે તેઓનું મંતવ્ય સાચું લાગે છે આ કલા ઇન્દ્રિયોએ જીવનમાંના વીણેલા અનુભવો પર પોતાનું ચણતર કરતી નથી તે તો પોતાની સ્વતંત્ર સૃષ્ટિ જ રચે છે, જેમાં બાહ્ય સૃષ્ટિનું આછું અનુકરણ ક્યારેક ભલે આવે, બાકી તેનું પ્રતિબિંબ તો હરગીઝ નહિ, અને આથી બીજી કલાઓની માફક આ કલા વૈજ્ઞાનિક ચોકસાઈમાં સમાઈ શકતી નથી, એની તો આખીયે સૃષ્ટિ છેવટ સુધી અગમ્ય અને અજબ આકર્ષક બની રહે છે" *

---

* "Music has hitherto withdrawn itself from scientific treatment more than any other art. Poetry, painting and sculpture borrow at least the

ચિત્ર અને શિલ્પ વગેરે મનુષ્યની બહિર્ગત દુનિયાની ભાવનાઓ વ્યક્ત કરે છે, જ્યારે સંગીત એ મનુષ્યની અંતરની વ્યક્તિગત ભાવનાઓ વ્યક્ત કરતી કલા હોય તેનું પૃથક્કરણ વિજ્ઞાનની દૃષ્ટિએ લગભગ અશક્ય છે. શિલ્પ, ચિત્ર અને સ્થાપત્ય તે દશ્યકલાઓ છે, જ્યારે સંગીત શ્રાવ્યકલા છે જો કે નૃત્ય તે દશ્ય શ્રાવ્ય ઉભય છે. શિલ્પ, ચિત્ર અને સ્થાપત્ય, દિક્ (Space) પર આધાર રાખે છે, જ્યારે સંગીતમાં કાલ (Time) પર અવલંબન હોય છે. અવાજનું ક્ષણિક આન્દોલન માત્ર સ્વર પેદા કરી શકતું નથી પરંતુ સમાન્તરે અને સમકાલે આવતા અમુક ગતિવાળાં અવાજનાં આન્દોલનો જ માત્ર સ્વર ઉત્પન્ન કરી શકે છે. શિલ્પ, ચિત્ર અને સ્થાપત્યમાં કૃતિ દિક્ના આધારથી સ્થિર બને છે, જ્યારે સંગીત કાલાવલંબી હોય, કૃતિ કાલની જ્યમ અસ્થાયી હોય છે. જો કે હાલના વિજ્ઞાન-શાસ્ત્રની શોધખોળથી રેકર્ડિંગ થતાં સંગીતમાં પણ કૃતિ તથા રચના સ્થાયી બની શકે છે. સંગીતની અસર રૂપ અને કૃતિ વિના અનિયમિત અને મોઘમ બને છે. કૃતિ અને રૂપ સૌંદર્યનાં વિવિધ સ્વરૂપો તથા નિસર્ગ, પ્રકૃતિ સમજાવવા અત્યંત ઉપયોગી છે, ભલે પછી તે આત્મલક્ષી હોય. ચિત્ર અને શિલ્પમાં પ્રકૃતિ સ્થાયી બનતાં એક જ ભાવ સ્થિર રહે છે, જ્યારે સંગીતમાં પ્રકૃતિ પ્રવાહી હોય છે અને જુદા જુદા સ્વરમિશ્રણથી વિવિધ પ્રકૃતિઃ સ્વરૂપો પેદા થાય છે. આ વસ્તુ લક્ષમાં રાખીને જ આપણા સંગીતમાં રાગ જેવી વસ્તુ જોવામાં આવે છે. રાગ તે સંગીત ગ્રામના અમુક સ્વરોની ચૂંટણી છે. ગ્રામ સ્વરોમાંથી મરજી મુજબ સ્વરો લેવાની છૂટ નથી પણ રાગમાં ચોક્કસ કરેલા જ સ્વરો લઈ શકાય છે. આપણે ત્યાં રાગોની પ્રકૃતિ અને સમયસંધાન હોય છે. પૂર્વી તથા પૂર્યાના કોમળ સ્વરોથી પેદા થતી ખિન્નતા, સૂર્યાસ્ત પછી અંધકારના આગમનથી ઉત્પન્ન થતી ખિન્નતાને મળતી આવે છે અને તેથી જ પૂર્વી અને પૂર્યા સંધ્યાના રાગો નક્કી કર્યા હશે. પરંતુ આમ કલ્પના કરવા માટે હજુ કાંઈ શાસ્ત્રીય ગોઠવણ નથી જોવામાં આવતી; કારણ કે જોવું અને સાંભળવું તે વિવિધ ઈન્દ્રિયોના વિષયો છે તેથી ઉત્પન્ન થતી ભાવના સરખી અગર જુદી છે તે ઓળખવા માટે વિજ્ઞાનશાસ્ત્રે પણ હજુ કાંઈ સંશોધ્યું નથી. મધુરતાના સિદ્ધાંતે રચાયેલ સંગીતની તુલનામાં હિંદી સંગીતના રાગોની ઉત્પત્તિ તેને વધુ નિયત અને સુવ્યવસ્થિત બનાવે છે.

સંગીતની ઉત્પત્તિ ઈતિહાસમાં જઈશું તો માલુમ પડશે કે પ્રાચીન અને પ્રાકૃત અવસ્થામાં સંગીત માત્ર સુરાવટના સ્વરૂપમાં જ હતું, અને પશુપક્ષીઓમાં પણ આ હદ સુધી તો સંગીતની સ્થિતિ જોવામાં આવે છે. કોયલકૂજન, ભ્રમરગુંજન, મયૂરનો કેકારવ વગેરે આપણી જાણની વસ્તુઓ છે. કોઈ પણ લાગણી વ્યક્ત કરવા શબ્દોચ્ચાર કરવાની

material for the delineation from the world of experience. They portray nature and man. In music, on the other hand, it seems at first sight as if these were still in the right, who reject all 'anatomization' of pleasurable sensations. This art borrowing no part of its material from the experience of the senses, not attempting to describe and only exceptionally to imitate the outer world, necessarily withdraws from scientific considerations, the points of attack which other arts present, and seems to be as incomprehensible and wonderful as it is certainly powerful in its effect."

પ્રેરણા તે બધા પ્રાણી માત્રને સ્વભાવિક છે શબ્દ કે સ્વર માત્ર લાગણી ઉત્પન્ન કરે છે એટલુ જ નહિ પણ ચિહ્ન અગર અભિનય પણ લાગણી પેદા કરવામા તેટલો જ ભાગ ભજવે છે સગીન માત્ર તે લાગણીઓને સમ્પૂર્ણ વર્ણ દર્શાવવાનુ અપૂર્ણ સાધન લાગવાથી સાથે અભિનયને પણ નિયુક્ત કરવામા આવ્યો અને તે થયુ આપણુ નૃત્ય તેથી જ આપણા સંગીતમા ગીતં વાદ્ય તથા નૃત્ય નૃત્યની તૃતીય અવસ્થા મૂકવામા આવેલ છે લાગણીનો સ્વભાવ ચેપી છે કોઈ એક માણસના મુખ પર વિષાદ જોતાં આપણને પણ ખિન્નતા પેદા થાય છે કોઈ એકને હસવુ આવતા તે હસવાની માર્મિકતા શુ છે તે જાણ્યા સિવાય પણ આપણને હસવુ આવે છે મનુષ્યસ્વભાવ જ એવો અનુકરણશીલ છે કે એક માણસ અમુક વસ્તુ કરે એટલે બીજાઓને પણ તેમ કરવા ઇચ્છા થાય છે

પ્રાણીઓની ઉત્ક્રાન્તિમા મનુષ્ય તે ટોચે પહોચેલ પ્રાણી છે લાગણીઓને વધુ અસરકારક તથા સુંદર રીતે વ્યક્ત કરવા મનુષ્યે ભાષા ઉપરાત સગીત કલા સરજાવી અને સગીત વધુ અસરકારક થવા માટે તેની સાથે અભિનય યોજવામા આવ્યો જીવનવ્યવહારમા સાધારણ વસ્તુઓ સમજાવવા માટે વાણીનો ઉપયોગ કરવામા આવે છે તે સહજ વસ્તુ છે, પરતુ લાગણીના ઉત્તેજન સમયે વાણી અદશ્ય થતા માત્ર સ્વર અને અભિનય જ રહે છે પોતાનો એકનો એક પુત્ર મરણ પામતા વૃદ્ધ વિધવા માતાનો કલ્પાન્ત હૃદયને ઓગાળી નાખે તેવો હોય છે આ વખતે ભાષાનો લોપ આપ મેળે થઈ જાય છે રડતુ આવતા શબ્દો તુટે છે, ફક્ત વહે કે સ્વરોના અસ્થિર આન્દોલનો જેમ રડતુ તે શારીરિક દુ ખની પ્રાકૃત અવસ્થા છે, તેમ સગીત તે સુખ અગર દુ ખાનુભવની કલામય ભાવના છે આપણે ત્યા આવા અનેક જ્વલત દાખલાઓ છે ખાસ કરીને તો વિલાસખાન નામના સગીતકારે પોતાની એકની એક પુત્રીના મૃત્યુના સમાચાર સાભળી સાધારણ રીતે રડીને નહિ પણ ટોડી નામની રાગિણીમા પોતાનું દર્દ પ્રગટ કર્યું તે રાગિણી હજુ સુધી વિલાસખાની ટોડી તરીકે ગવાય છે

આપણા પ્રાચીન ગ્રામ સગીત અગર બીજા કોઈ પણ પ્રાચીન સગીતના સંગીત ગ્રામો જોઈએ છીએ તો માલૂમ પડે છે કે તેમા સુસ્વરતાના હિસાબે સ્વરોની વ્યવસ્થા જેવુ કશુ હોતું નથી તે સગીત ગ્રામોમા માત્ર ત્રણથી પાચ જ સ્વરો જોવામા આવે છે આમ વેદના સગીત ગ્રામનો વિકાસ જોઈએ છીએ તો માલૂમ પડે કે હિંદી સગીત ગ્રામ સૌથી પ્રાચીન અને પુરાણુ હતુ અને ઋક્પ્રાતિશાખ્યથી (ઈ સ પૂ ૪૦૦) શરૂ કરી નારદ શિક્ષાના સમય સુધી આવીએ તો સગીત ગ્રામની સુવ્યવસ્થા થયેલ હોવાનું જોવામા આવે છે, અને ગ્રામ રચનાઓ પણ તે વખતમા થયેલ હશે તેમ ભરતનાટ્યશાસ્ત્ર ઉપરથી માલૂમ પડે છે ભરતનાટ્યશાસ્ત્રમા માત્ર મધ્ય અને ષડ્જ ગ્રામ માટે ઉલ્લેખ કરવામા આવે છે, તથા તેઓમા મૂર્ચ્છનાઓનું વર્ણન કરવામા આવેલ છે પરતુ ગાધાર ગ્રામને વર્જ્ય ગણીને તેમની મૂર્ચ્છનાઓ આપવામા આવતી નથી હિંદુસ્તાન, ઈજિપ્ત, અરબસ્તાન, પ્રાન્જિમ તથા ગ્રીસના સગીત ગ્રામોની રચના લગભગ સરખી છે, કારણ કે સ્વરસંવાદ કરતા સુસ્વરતાના સિદ્ધાત પ્રમાણે રચાયેલા તે સગીત ગ્રામો છે યુરોપનુ આધુનિક સગીત ગ્રામ આગેનિયાના પ્રસિદ્ધ તત્ત્વવેત્તા તથા ગણિતશાસ્ત્રી પાયથેગોરસે સંપૂર્ણ બનાવ્યુ છે. હિંદનો વેપાર ગ્રિનિમય તથા મૌર્ય સમયમાં ગ્રીસ લોકોની સાથેનો સબધ ઈતિહાસમા

સુપ્રસિદ્ધ છે. ગ્રીસના પ્રાચીન Doric scale તથા Myxolydic scale આપણાં ગાંધાર ગ્રામના થાટને તથા કાફી થાટને મળતાં છે. આ વખતે કંદહાર જે ગાંધાર પ્રદેશ તરીકે ઓળખાતું તે હિંદી-ઈરાની સંસ્કૃતિનું મુખ્ય મથક હતું. આપણું ગણિતશાસ્ત્ર જેમ અરબસ્તાનમાં થઈ ગ્રીસમાં પ્રસિદ્ધ થયું તેમ સંગીતનું પણ તેમ ન હોવાને માનવાનું કારણ નથી. કમભાગ્યે હિંદનો પ્રાચીન ઈતિહાસ જોઈએ તેવી રીતે સચવાયો નથી, એટલે આ બાબતનું સંશોધન હજુ થયું નથી. હિંદ પરના મુસ્લિમ આક્રમણ પછી હિંદી સંગીતમાં ઘણા ફેરફારો થયા છે અને આધુનિક સમયમાં માત્ર ષડ્જ ગ્રામ જ ઉપયોગમાં આવે છે અને તેનું સ્વરસપ્તક યુરોપના Major C scaleને મળતું છે.

વાયુ અને ગતિ તે નાદના જનક અંગો છે. આ બેઉના અસ્તિત્વથી નાદનો ઉદ્ભવ શક્ય છે. શક્તિની ગતિ વડે વાયુદ્વારા ઉત્પન્ન થયેલ અવાજનાં આન્દોલનો કર્ણેન્દ્રિય પર અથડાય છે ત્યારે નાદ પ્રત્યક્ષ થાય છે. આપણા સંગીતમાં નાદના બે પ્રકારો વર્ણવ્યા છે: એક આહત નાદ અને બીજો અનાહત નાદ. બોલવાથી અગર કોઈ પણ વસ્તુ અફળાવવાથી અગર આઘાતથી ઉત્પન્ન થતો નાદ તે આહત નાદ છે; જ્યારે અનાહતનાદ તે સૂક્ષ્મ અને કર્ણેન્દ્રિયથી ન સાંભળી શકાય તેવો નાદ છે. સંગીતની અનન્ય ઉપાસનાથી જ્ઞાનતંતુઓને અવિરત ઉત્તેજન રહે છે અને ઉત્તેજન આનંદની લાગણીઓનું હોય છે. આ આનંદની એકએક લાગણી તે મગજ પર સચોટ છાપ પાડતા સારાયે શરીરમાં પ્રસરી જાય છે, અને આંતરિક ચેતનના પટ પર સદાને માટે ચોંટી જાય છે અને દરેક લાગણી પોતપોતાનાં વર્તુલો બાંધી લે છે. યોગની સિદ્ધિ પ્રાપ્ત કરનારાઓને આ નાદ સુલભ્ય બને છે, અગર તો આંતરિક ચેતનાશક્તિ જાગ્રત કરવાની જેમનામાં સિદ્ધિ હોય છે તેઓ નાદ સાંભળી શકે છે. આ નાદ કર્ણેન્દ્રિયથી સંભળાતો નથી, પણ તે જાતની ભાવના જ્ઞાનેન્દ્રિયથી અનુભવી શકાય છે. આ સ્થિતિએ નાદ નાદબ્રહ્મનું સ્વરૂપ પામતાં અખંડ નિત્યાનંદનો દિવ્ય અનુભવ પ્રાપ્ત થાય છે. ભક્ત સુરદાસ, મીરાં, નરસિંહ મહેતા તથા બૈજુ બાવરા વગેરે સુપ્રસિદ્ધ સંગીતકારોનાં દાખલાઓ જ્વલંત છે.

નાદની ઉત્પત્તિમાં આન્દોલનોનું સમાંતરપણું મુખ્ય તત્ત્વ હોય, લય અને તાલ સંગીતનાં મહત્ત્વનાં અંગો છે. લય ગતિસ્વરૂપ હોય તે જીવંતતાનું ચિહ્ન છે. હૃદયની ગતિને જેમ તાલબદ્ધતા સામ્યાવસ્થામાં રાખી શકે છે, તેમ લાગણીના આવેશોને તાલબદ્ધતા નિયમન કરે છે. આપણા શરીરની મુખ્ય ક્રિયાઓ તાલ તથા લયને આધીન હોય તો તાલબદ્ધતા આપણને એકદમ અસર કરે છે. અવાજ કરતાં નાદ વધુ રમ્ય બને છે તેનું કારણ નાદનાં આન્દોલનોનું સમાંતરપણું છે. માતાના માત્ર હાંહાંના અવાજથી બાળક ઊંઘી જાય છે, તેમજ ગાડી ચાલતી વખતે જોસબંધ અવાજ હોવા છતાં તે તાલબદ્ધતામાં ઊંઘ આવી જાય છે અને સ્ટેશન આવતાં જાગી જવાના અનુભવો આપણ સહુ કોઈને સર્વસામાન્ય છે.

પ્રાચીન સંગીતમાં હંમેશ તાલબદ્ધતા સવિશેષ હોય છે. આજ પણ આફ્રિકાની જંગલી જાતોના સંગીતમાં જોઈશું તો સ્વર કરતાં તાલબદ્ધતામાં તેઓ મશગુલ રહે છે. અનેક ઢોલ, ઝાંઝ તથા પખાજ સાથે પાદન્યાસ તથા હાથની તાળી વડે તેઓ તાલબદ્ધતા સંપૂર્ણપણે જાળવે છે. તાલ તથા લયનું મહત્ત્વ તે બળ, પરાક્રમ અને શૌર્ય બતાવે છે. જગતના કોઈ પણ સંગીત કરતાં હિંદી સંગીતમાં તાલની વ્યવસ્થા ઘણા જ ઊંચા પ્રકારની છે.

વિદેશીઓને તાલ બાબતની સમજ વર્ષો પછી પડે છે. હિંદી સંગીતના મહાન અભ્યાસી ફૉક્સ સ્ટ્રેન્જવેઝ (Fox Strangways) કહે છે કે હિંદમાં તબલાં વગાડવાવાળાઓનાં આંગળાંઓની જે સ્ફૂર્તિ હોય છે તે મેળવતાં તથા તેના પર ટાંચ કાઢતાં વિદેશીઓને તો વર્ષોનો અભ્યાસ જોઈએ. હિંદી સંગીતમાં લયના ત્રણ પ્રકારો છેઃ વિલંબિત, મધ્ય અને દ્રુત. ગાયનના ભાવ અને લાગણીના આવેશ પ્રમાણે લય તથા તાલની યોજના થાય છે. લય તે માત્ર કાલનું સમાંતરપણું છે, Rhythm છે, જ્યારે તાલ તે લયનું કાલપ્રમાણ છે, જેને અંગ્રેજીમાં Time measure કહેવામાં આવે છે. તાલની યોજના છંદ તથા માત્રામેળની યોજના પરથી ઘડવામાં આવેલ છે. ૧–૨, ૧–૨, ૧–૨, ૧–૨, આવતી માત્રાઓનું કાલપ્રમાણ તે સુગમ અને સહજ છે, અને એકી આંકડા પર આવતી માત્રાઓનું કાલપ્રમાણ જરા મુશ્કેલ ગણાય છે. આથી જ ત્રિતાલ, ધુમાલી, લાવણી વગેરે સહેલા તાલો લાગે છે; જ્યારે ઝુમરા, દીપચંદી, આડાચૌતાલ, ઝપ, એકતાલ વગેરે મુશ્કેલ તાલો માનવામાં આવેલ છે. આપણે ત્યાં તાલોના બોલ હોય છે અને તાલનું શાસ્ત્ર જ ખૂબ જ વિશાલ છે. તાલના બોલો, ધા, ધિન, ત્રક્, ધાગિ, તુ, ના, ક, ત્તા, કતિટ, ધાટ વગેરે શબ્દોથી બનેલા છે. હિંદી સંગીત સુમધુરતાના સિદ્ધાંત પર રચાયેલ સંગીત હોઈ રાગમાં સ્વરો એકી સાથે નહિ પણ એક પછી એક આવે છે, તેથી જ વાદ્યસંગીત ફક્ત કંઠસંગીતની પશ્ચિમ ભૂમિકા તરીકે રહેલ છે, અને વૃંદવાદન સ્વતંત્ર રીતે કેળવાયું નથી. જેમ આપણે ત્યાં કુદરત વૈભવશાળી અને સમૃદ્ધિવાન છે, તેમ હિંદીસંગીત બીજા કોઈ પણ સંગીત કરતાં અલંકારોના ભંડારથી ઘણું જ સમૃદ્ધ છે, જે અલંકારવૃત્તિ આપણી બધી કલામાં જોવામાં આવે છે.

સંગીતના મુખ્ય રસો કરુણ, શૃંગાર અને ભક્તિરસ છે. કરુણમાં કારુણ્ય તથા મનુષ્યનું દર્દ સમાયું છે; શૃંગારમાં પ્રેમ, સ્વાર્થત્યાગ અને સર્જન છે; જ્યારે ભક્તિરસમાં શાંતિ અને નિર્વાણ છે. આપણા કંઠસંગીતમાં વીર અને અદ્ભુત રસને બહુ સ્થાન નથી, તેમજ પાશ્ચાત્ય સંગીતમાં પણ નથી, પરંતુ પાશ્ચાત્ય સંગીતમાં વાદ્યસંગીત કંઠસંગીત જેટલું જ વિકાસને પામેલ હોઈ, તે રસોને વાદ્યસંગીતમાં ખાસ ઉતારવામાં આવે છે. સંગીતના સ્વર, વર્ણ, તથા રૂપના ભેદાભેદમાં સમાયેલી ગૂઢતાનું હજુ કોઈએ સ્પષ્ટ નિરૂપણ કરેલ નથી. વર્ણથી થતી અસર અને સ્વરથી થતી ભાવના લગભગ સરખાં હશે તેમ કલ્પી શકાય, પરંતુ આમ કલ્પવા માટે હજુ નિયત ધોરણ નથી યોજાયું. વળી સાંખ્ય યોગના મહાન વિવેચક રામપ્રસાદ મીશ્ર તો ત્યાં સુધી માને છે કે સ્વરને શીતોષ્ણ પ્રમાણ છે. પણ હજુ સુધી આવું વિજ્ઞાનશાસ્ત્રથી નક્કી થયેલ નથી. સ. ૧૭૮૫માં ચાલ્ડીની (Chaldini) નામના વિજ્ઞાનવેત્તાએ સંશોધ્યું કે સંગીત સ્વરોથી અમુક જાતનાં રેખાચિત્રો બની શકે છે અને આજ સુધી તે Chaldini's figures (ચાલ્ડીનીનાં ચિત્રો) તરીકે ઓળખાય છે. તેવી જ રીતે માર્ગારેટ વૉટ્સ હયુજીસ (Margaret Watts Hughes) નામની વિજ્ઞાન વિદુષીએ ઇડોફોન નામના યંત્ર વડે અવાજચિત્રો ઉત્પન્ન કરવાની શોધખોળ કરી છે, તો પછી આપણાં પુરાણોમાં કલ્પેલ શિવનાં તાંડવ નૃત્ય તથા ઉલ્લાસ નૃત્યથી વિશ્વની સંહાર તથા સર્જન યોજનાની કલ્પના ખરી કેમ ન માની શકાય ? અણુઓની અંતર્ગત શક્તિમાં નાદથી થતા ફેરફારો અણુઓથી બનેલા પદાર્થની રચનાને ખરેખર સ્પર્શી શકે કે કેમ તે હવે કલ્પનાનો વિષય નહિ રહે પણ આધુનિક વિજ્ઞાનનો વિષય છે, તેમ આપણે હવે થોડા સમયમાં જોઈ શકશું

———o———

# અતિ મોડું

ગુલાબદાસ બ્રોકર

જ્યારે હૃદય ઉછાળા કરતું,
જીવન ધન, યૌવન પરિહરતું,
તારે માટે, કાળાં એ નયનોને માટે
ત્યારે તું ન આવી
પ્રણયભેટ ત્યારે નવ લાવી. ૧

તારી પેલી મદભર ચાલે
ગુલાબ વહતાં કોમળ ગાલે
સુંદર ધનુશા ઓઇ પ્રવાલે
જીવનઅર્થ મેં જોયો
ત્યારે મહીલી! તું નવ આવી. ૨

પછી તો શાંત બન્યાં વન સમીરણુ
વનવન થાકયાં કોકિલ ઉડુગણુ
વસંતવાહક પુષ્પ જતાં ચીમળાઈ
ત્યારે યે તું નહિ આવી
આશાએ મેં જીવન વસંત સુકાવી. ૩

દાવાનળ સળગ્યો જીવનમાં
અર્થ રહ્યો નહિ તન મન ધનમાં
જીવન, કવિતા, સંગીત ગયાં સુકાઈ
ત્યારે પ્રિય! તું આવી
પ્રણયભેટ, ઉરદર્દ, બધુંયે લાવી. ૪

# અસમાપ્ત

મૂળ લેખક: રવીન્દ્રનાથ મુખોપાધ્યાય બી. એ.
અનુવાદક: 'ચિત્રગુપ્ત'

[ ટૂંકી વાર્તા ઘણીવાર પોતાના સમકાલીન સમાજસ્થિતિ અને તે ઉપરના લેખકના વિચારો દર્શાવે છે. એ દૃષ્ટિએ ગુજરાત સિવાયના હિંદના બીજા પ્રાન્તની વાર્તા આપણને અનેક દૃષ્ટિએ બોધક થાય, એ હેતુથી આ વાર્તાને સ્થાન આપ્યું છે.—તંત્રી ]

"અલી, સાંભળે છે કે? આટલી મોડી રાત સુધી ત્યાં બેઠી બેઠી શું કરે છે, શીલા? હવે ઊંઘી જા ને."

"આ શા માટે માથું ખાઓ છો?"

"શું કામ માથું ન ખાઉં? તને પબ્લીશરો exploit કરે એટલા ખાતર શું તારી સાથે લગ્ન કર્યાં છે કે?"

"શું બક બક કરો છો? જરા ધીમેથી બોલો. આ બચુની ઊંઘ ઉડાડશો તો પરિણામ સારું નહિ આવે એ તમને કહી દઉં છું"

"એકવાર નહિ પણ એકસો વાર ઉડાડીશ, બોલ આ તારી બચુને ચોંટિયો ભરીં 'બચુ, રડ જોઈએ' "

"ભલે ને રડે એ મરી જાય તોપણ હું તેને લેવાની નથી"

"વાહ રે વાહ! લેવાની નથી? ચાલાકી! બચુ રડ્યા કરે અને શ્રીમતી નવલિકા લખ્યા કરે કેમ? કાંઈ રૂઆબ! ઓ...હો આ વળી નવી ચાલ શીખ્યા કે શું? પૂછું તેનો જવાબ પણ આપવો નહિ, કેમ? ઓત્તારીની! આ છોકરી તો ચૂંટી ખણતાં પણ રડતી નથી. રડને છોકરી—"

"અરે, આ શું નકામું ધાધલ માંડ્યું છે? શા માટે મારું લોહી પીઓ છો? મેં તમારું કાંઈ બગાડ્યું છે? તમે તો કોઈને ઘડી લખવા પણ દેશો નહિ"

"અવશ્ય નહિ. રાતનો ઉજાગરો કરી લખવું કેમ? ભારી લેખિકા! તું માંદી પડીશ તો આ છોકરીને કોણ સંભાળશે?"

"મંજુર સાહેબ, મંજુર. હું ઉજાગરો કરીને લખું તો માંદી પડું અને શ્રીમાન્ પોતે જ્યારે આખી રાત જાગીને લખે ત્યારે માંદા ન પડે ખરું? વારુ. હવે હું પણ જોઈ લઈશ કે તમે કેટલાક પાનાં લખી શકો છો. સ્વાર્થી ક્યાંકના મારું નામ જાહેરમાં આવે તે દેખી શકાતું નથી કેમ? હું બધું ય સમજું છું."

"અરે, આટલું બધું વધારે પડતું સમજે છે તેથી જ તો આ દશા છે હવે જરા ડાહી થઈને બત્તી ઠારી નાખ જોઈએ, મને ઊંઘ આવતી નથી. પછી તારી મરજીમાં આવે એટલો વખત લખ્યા કરજે."

"વારુ, એમ છે તો હું આ ચાલી નીચે લાઇબ્રેરીના રૂમમાં. ત્યાં જઈને લખીશ, પછી કાંઈ છે? આજે રાતે ઉપર નહિ આવું."

"કોણ કહે છે ઉપર પધારજો? જાણે શ્રીમંતી નહિ હોય તો ઊંઘ નહિ આવે કેમ? અને આપણે તો અહીં બચુ પાસે નિરાંતે ઊંઘી જવાના."

"વારું; ત્યારે જાઉં છું. રડી રડીને મરી જશે તોપણ હું જવાબ સરખો નહિ દઉં હોં."

"નહિ દે તો શું થ—?"

"વારું જોઈશું. હવે હું આ ચાલી પણ—"

"આ તારી દીકરીને લઈ જા બાપુ. રડે તો હું છાની રાખી શકું નહિ. મારે એવી શી પડી છે!"

"વારું, એને હું મારી સાથે લઈ જાઉં છું. ચાલ બચુ ચાલ."

"શીલા, આનું પરિણામ સારું નહિ આવે હો? શું હું અહીં એકલો ઊંઘું?"

"વાહ રે વાહ! આ હમણાં જ કહ્યું કે છોકરીને લઈ ને જા. અબી બોલ્યા અબી ફોક."

"પણ મેં બચુની માને જવાનું તો કહ્યું નથી ને?"

"નથી કહ્યું?"

"ઉં હું!"

"ખોટાબોલા ક્યાંકના."

"પતિ એ સ્ત્રીનો પરમ ગુરુ થાય. ગાળો ભાંડ મા શીલા."

"એહ! ભારી શ્રીમાન્! ગુરુ કે ગોરુ (બળદ)?"

"હે પરમ દયાલુ ઈસુ! તું આ અજ્ઞાન અબળાને ક્ષમા કરજે. એ કોને સંબોધીને બોલે છે એનું એને ભાન નથી, આમીન."

"હે પરમ કરુણામય કૃપાનિધાન! ઈશ્વરના એક માત્ર પુત્ર! આ શ્રીમાનની ઉદ્ધતાઈ માટે તું એને માફ કરજે, આમીન."

"ઉહ! સીતા સાથે લગ્ન ન કરવામાં મેં કેવી ભયંકર ભૂલ કરી? હજુ હમણાં જ થોડા દિવસ ઉપર તે મને બોટાનિકલ ગાર્ડનમાં મળી હતી. બસ, મને જવા જ ન દીધો. મને આગ્રહ કરીને પોતાને ઘેર તેડી ગઈ. નવ કપ ચા પીવડાવી ગાયન ગાઈ સંભળાવ્યું—"

"ઉહ! હજુ હમણાં જ અરુણભાઈનો મારા ઉપર કાગળ હતો. શું એનું લખાણું? શી એની લખવાની છટા? હું એ કાગળ છપાવવાની છું. મને Xmasમાં કાસ્મીર આવવાનું લખ્યું છે. આ વખતે તો હું જરૂર જવાની. શા માટે ન જાઉં? અલબત્ત જઈશ. મને કોણ રોકે એમ છે? જઈશ જ—ઈહ આ શું ખાંસી! હા થાય જ તો. સીતાનું જ મનમાં ને મનમાં રટણ કરતાં કરતાં 'થાઈસીસ' થયો લાગે છે. ભલે થયો. હજુ ભલે થાય. મારાથી છાનું બોટાનિકસમાં Romance ચાલે છે! તેના ઉપર વળી રાતદિવસ હદ ઉપરાંત ચા. થાઈસીસ થાય નહિ તો બીજું શું થાય? ચાની આટઆટલી મનાઈ કરું છું પણ—"

"ઓહો ઓહો, ખૂંહ ખૂંહ, ખાંહા ખાંહા ખીહી ખીહી ખૂંહ ખૂંહ ખૂંહ......"

"હાય રે આ શું કરો છો? આ બેવડા વળી ગયો! જરા શ્વાસ લીઓ. ઓહ, બચુ, ઊઠ, ઊઠ. આમ કેમ કરો છો?"

"શીલા, મને લાગે છે કે તારી વાત જ ખરી છે. 'થાઈસીસ' જ થયો લાગે છે."

"ના, ના, એવું બોલશો નહિ તમારે પગે પડું "

"મને હજુ વધારે જોરથી પકડી રાખ, શીના મને બીક લાગે છે "

"હાય,- મા શું થશે? એ બચુ, ઊઠ તો ખરી, રામસિંહને બોલાવી લાવ ડાક્ટર તેડાવીએ?"

"ના, ના, ડાક્ટર શું કરશે? ફક્ત તારું જ આમા કામ છે આ હા હા હારા બસ આવી જ રીતે તારી છાતી ઉપર માથું રાખીને—આહા—હા હા હા હા હો હો હો હો કેમ હવે સપડાઈ ગઈ ને?"

"જાવ જાવ મારો તો જીવ જ ઉડાડી દીધો "

"ખરેખર? હજુ છાતીમા ધમકારા થાય છે કે? જોઉં "

"ના, ના, મૂકો હવે, જાવ તમે તો ભારી બદ—"

"એટલા ખાતર તો લગ્ન—"

"બેશરમ કયાકના!"

"હજાર વાર ઊહું હવે છોડીશ નહિ "

"ના, ના, તમને પગે લાગુ જુઓ આ વાર્તા મેં લખવા માડી છે તે મારે પૂરી કરી નાખવી જ જોઈએ નહિ તો મારું માન રહેશે નહિ "

"ભલે ના રહે માનની મારે જરૂર નથી મનની જરૂર છે આહા! આ ચદ્રના અજવાળામા તું કેવી સુદર દેખાય છે? જો તાજા ચમેલીના ફુલની કેવી સુગધ આવે છે? ના, ના, ચૂપ રહે, શીલા

'For Heaven's sake hold thy tongue
And let me love ......'

'ઓહોહો! ઉછીની લીધેલી કવિતા તો બધાય આગડી શકે "

"અનમત્ત ગકે પણ આ શકે?'

"જાઓ "

"ક્યા જાઉં?"

"તમારી ગીતા પાસે!"

"હત્ તારી —તું આજ શું લખતી હતી, શીલા?"

"નવલિકા "

"કઈ નવલિકા?"

"નહિ કહું '

"ત્યારે હું પણ છોડવાનો નથી, આખી રાત પકડી રાખીશ "

"ધાડ મારી!"

"ના, શીના, જા લેખ પૂરો કરી આવ બત્તી બ ...."

"ઉ હું, મને તો ઊંઘ આવે છે "

"ઓ હો! ત્યારે તો બીજું જોઈએ જ શું!"

"ત્યારે એકાદ વાર્તા કરો."

"તું જાણે તાફાન છોકરી શીલા "

"વાહ રે, બચુની મા થઈ એટલે શું હું બુઢ્ઢી થઈ ગઈ?"

"ના રે ના, બુઢ્ઢા થવાનું કામ નથી. નહિ તો મારે પણ બુઢ્ઢા થવું પડશે. જો શી–"

"શું?"

"ના, કાંઈ નહિ."

"બોલોને હવે—"

"વારુ શીલા, આગળના દિવસો તને સાંભરે છે?"

"સાંભરે નહિ? તમે શું મને ઓછી પજવી છે?"

"પણ એમાં વાંક તારો જ હતો શીલા. મારા એક પણ પત્રનો જવાબ તું આપતી નહિ. કોઈ એકાદ વખત જવાબ આપતી તે પણ બેત્રણ લીટી જ. મેં suicide કર્યો નહિ એ જ—"

"શું લખું બોલો? તમે લખતા કવિતા. સખી સાહેલીઓને એ કવિતા બતાવી શકતી નહિ. બીક લાગતી કે રખે તમારી એ કવિતા વાંચી તેઓ તમારા પ્યારમાં પડી જાય."

"ઓહ! હે હૃદય, સ્થિર થા."

"એટલું જ? હું તમારું ફિલોસોફિકલ લખાણ યાદ રાખી શકતી નહિ. તે વખતે દેશમાં જ્ઞાન પણ અગાધ હતું ને? મેટ્રિકમાં ચાલીશ મળતાં બસ પાસ. છતાં તમારા કાગળની હરીફાઈ કરવા દશબાર વખત ફેરવી ફેરવી એક લાંબોલચક જવાબ draft કરતી. વળી ફાડી નાંખતી. ફરી વાંચી જતાં બીડવાની હિંમત થતી નહિ. આખરે લાચાર થઈ બેચાર લીટી લખીને જ પતાવતી—'હું ખુશીમજામાં છું–લેસન ધ્યાન રાખીને કરું છું' આવું આવું લખતી. બહુ જ માથાફોડ કરી એક દિવસ એક કાગળ કવિતાના રૂપમાં લખી કાઢ્યો. બીડવા જઉં છું ત્યાં મોટી બહેને કાગળ ઝૂંટવી વાંચ્યો. બસ થઈ રહ્યું. મારે જવું કયાં? તે દિવસથી કાગળ લખવા મેં બંધ કર્યા. પણ દશદશ પાનાંના તમારા મોટામસ કાગળો બરાબર અચૂક ટાઈમસર આવ્યા જ કરતા."

"દશ પાનાં! હેં? હું તેમાં શું લખતો?"

"રામ જાણે! એ બધા કાગળો આજ દિવસ સુધી બંડલનાં બંડલ બાંધી બધાથી છુપાવી છુપાવી મારી પેટીમાં મેં સાથે ને સાથે ફેરવ્યાં. હમણાં આઠેક મહિના થયા એમાંથી એક એક કાઢી રાતના તેને બાળી બચુ વાસ્તે દૂધ ગરમ કરું છું. પણ હજુ તે ખૂટયા નથી!"

"આહ! મારા એ બધા છાતીના કટકા ટુકડા કરે તેવા કાગળો તું બાળી નાંખે છે? હાય હાય રે! એ બધા કાગળો તેં મને આપ્યા હોત તો તેમાંથી એક એક કરી સીતાને મોકલત તો મને બે વરસ ચાલત. અથવા તો નાની શીલા ઉમરલાયક થતાં—"

"Moral wreck! Debauch ક્યાંકના!"

"અને તારા બધા કાગળો?"

"મારા કાગળો? મેં કોને લખ્યા છે?"

"કેમ! અરુણભાઇને, બીજા કોને? શીલા, એ કાગળોમાં તું શું લખતી! Hygiene વિષે essay કે Ethics—"

"જુદી વાત."

"જુદી વાત?"

"Sure."

"પુરવાર કરું?"

"જરૂર. ન કરે એને સોગન!"

"જવા દે મારે એવી શી પડી છે?"

"બસ, અજમાવી લીધું?"

"વારું દેખાડું? પાસે આવ."

"ઉંહ—"

"ત્યારે જો અહીંથી નીકળ."

"નહિ જાઉં, સૂવું છે. ઊંઘ આવે છે."

"ત્યારે ઊંઘી જા."

"ના—વારું, કહોને આ વાર્તાનું છેવટ કેવી રીતે લાવું?"

"વાહ રે! મને આદિ અંતની ખબર જ નથી. શું છે તે જાણ્યા વગર શું કહું?"

"ના—સાચું કહો ને?"

"Hero કોણ છે?"

"અચલેશ."

"ચોરી, તફડમંચી!"

"ભલે તફડમચી."

"આઈ. સી. એસ., ખરું?"

"ઉંહુ—ભૂલ્યાં. આર્ટિસ્ટ."

"સત્યાનાશની પાટી. શાંતિનિકેતન મોકલ્યા નથી ને?"

"ના, કોન્ટીનેન્ટલ ટુરમાં મોકલ્યો છે. પારિસ ફરી લીધું-હવે ઇટાલી—"

"સારું કર્યું. દૂર હોય તેટલું સારું. અને Heroine?"

"દીપાલિકા."

"ખોટું નથી. હું ધારું છું નામ દુરન્તિકા રાખ્યું હોય તો વધુ સારું દેખાત. 'યવનિકા'ની Edith છે કે?"

"ઉંહ. લોરેટોની પુત્રી હમણાં ઘરે બેઠીબેઠી tremendously study કરે છે."

"શાનો અભ્યાસ ચાલે છે?"

"Shaw પૂરો કર્યો છે; હવે D. H. Lawrence વાંચવા આપ્યો છે."

"એ ઠીક કર્યું નહિ. પછી?"

"પછી શું તે તમે જ કહો ને?"

"*Fantasia of the Unconscious* ભણાવી લીધું?"

"હું ઉં ક્યારનું..."

"ફ્રૉઈડ?"

"હા."

"ત્યારે થીસિસ લખાવવો શરુ કર."

"લખી શકશે નહિ."

"વારુ, સ્કુલ મિસ્ટ્રેસ બનાવી દે. કાલીઘાટ-શ્યામબઝારનો monthly પાસ અપાવ. એક દિવસ પાસ સાથે રાખવો ભૂલી જતાં એક અસભ્ય Conductorના પંજામાં સપડાઈ. એટલામાં 'Versityનો એક brilliant scholar situation save કરી લઈ, તેની સાથે તેને ઘેર ચા પીવા જાય ત્યાં તેની મુલાકાત એક briefless Barrister some Roy સાથે કરાવ અને ચાલવા દે."

"તેની સાથે duel—"

"૭૬ Haggard."

"પરવા નહિ. ત્યારે બીજો પ્લોટ કહું. કોઈ એક શ્રીમંતના ઘરની છોકરીનું ટ્યુશન અપાવી તેને ઘેર રોજ સાંજના ટ્યુશન આપવા મોકલ. એક દિવસ તે છોકરી તેને તેના મોટાભાઈના ચાર માળના સુંદર Garretમાં તેડી જાય ત્યાં તેનો ભાઈ Anthropologyમાં First Class First—"

"ઊં હું, એ બધું કામ આવે તેમ નથી. પોંચતી પામતી છે. પૈસાનો અભાવ નથી. વિરોધાભાસ જણાય."

"O. K. ત્યારે Sociology ઘુસાડ."

"બરાબર ઘાટ બેસતો નથી. Dry—"

"ત્યારે Pathos ચલાવ. ટી. બી—"

"એ પણ ન ચાલે. ઘેરણુસર Athlete—"

"વારુ, તે તો બહુ જ સારું. Airમાં મોકલ. ના, ના, Cinemaમાં દાખલ કરાવી દે. ત્યાં જુવાન જગતને છૂટવા દે એની પાછળ. થવા દે ગાંડુતુર."

"આફત થઈ પડે! બુઢ્ઢો બાપ હૈયાત છે."

"ત્યારે—ત્યારે—The Idea! ઈસ્ટરના તહેવારોમાં મોકલ એને ક્યાંક બહુ છેટે મોટરની ટૂરમાં. રસ્તામાં જંગલમાં પેટ્રોલ ખૂટી જાય અથવા કોઈ બેલગાડી સાથે મોટર અથડાય, અને એન્જીન બગડી જાય, એવો પ્લોટ ગોઠવ. પછી કાંઈ ઉપાય ન હોવાથી તે મોટરને પડતી મૂકી એકલી નીકળી પડે પગે ચાલતી કોઈની મદદની શોધમાં. અને ત્યાં અકસ્માત મેળાપ કરાવ તેની સાથે કોઈ M.A. 'ટૂરિસ્ટનો. અને હિમાલયના કોઈ unexploited પ્રદેશમાં ચાલવા દે એમનું Primitive Romance—"

"Abnormal."

"કુછ પરવા નહિ. એકદમ sub-normal કરી દઉં. લઈ આવ ત્યાં કોઈ હોશિયાર જુવાન શ્રીમંત પુત્રને. ચા પીતાં પીતાં sexologyની વાત ચાલવા દે."

"ઉં હું! ભયંકર man-hater."

"ત્યારે કહેતી હતી ને કે Hero હાલ ઇટાલી છે?"

"એ તો Calf-Love નો Hero —"

"વારુ, ત્યારે એને જ પાછો બોલાવી લે ને?"

"આટલો જલદી?"

"ત્યારે ઊંધી જો—મૂક પૂળો એ..........માં!"

# આજની માધ્યમિક કેળવણી

વ્યાખ્યાતા : રતિલાલ મોહનલાલ ત્રિવેદી

[શ્રી રતિલાલ ત્રિવેદીએ, પ્રિન્સીપાલ ફેલોશિપ હાઈસ્કૂલ, અમદાવાદ, આચાર્યશ્રી આનંદશંકરભાઈના પ્રમુખપદે થયેલા શાળાના સ્નેહસંમેલન પ્રસંગે આચાર્યશ્રી વિશે, અને માધ્યમિક શિક્ષણ વિશે દર્શાવેલા વિચારો ઉપયોગી હોઈ અત્રે સવિસ્તર આપ્યા છે. તંત્રી]

પૂજ્ય આનંદશંકરભાઈ,

આજનો પ્રસંગ આ શાળાના જીવનમા ધન્ય છે આપ કૃપા કરીને અત્રે પધાર્યા એ અમારુ સર્વનું—શિક્ષકોનું અને વિદ્યાર્થીઓનુ અહોભાગ્ય છે 'આ નગરની ઊછરતી પ્રજા પ્રત્યે, બલ્કે અખિલ વિદ્યાર્થીજગત પ્રત્યે, આપની ઊંડી પ્રીતિને વશ થઈને આપ પધાર્યા છો એ કૃતજ્ઞતાનુ ભાન અમે કદાપિ વીસરીએ તેમ નથી આપની હાજરી અમને સર્વને પ્રેરણારૂપ છે આપ હજારો ગૂજરાતીઓના અને અસખ્ય ભારતવાસીઓના વિદ્યાગુરુ છો—અનેક ગુરુઓના મહાન ગુરુ છો. લગભગ અર્ધી સદી પર્યંત આપે ગૂજરાતના અને હિંદુસ્થાનનાં અનેક શિક્ષિત હૈયામા કાયમનો નિવાસ કર્યો છે આપ પ્રાચીન અર્થમા કુલપતિ છો અને વર્તમાન ભારતવર્ષના અને વિશેષે કરીને ગૂજરાતના અગ્રગણ્ય વડીલ છો. જેમ મહાત્મા ગાંધીજીમા ગૂજરાતનો આધ્યાત્મિક ઉત્કર્ષ પરાકાષ્ટાએ પહોંચ્યો છે તેમ ગૂજરાતનુ બ્રાહ્મણત્વ, એના વિચાર અને વાણી, એની વિદ્વત્તા અને સસ્કારિતા, ઉત્ક્રાન્તિના મહાનિયમને અનુસરી, આપનામા પરિસીમાએ પહોચ્યા છે

ગૂજરાતના સમર્થ કેળવણીકાર આપ, બનારસમા સત્તર વર્ષ રહી હિંદુસ્થાનના અદ્વિતીય કેળવણીકારની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી અત્રે પધાર્યા છો ત્યારથી ગૂજરાત એની કેળવણીના વિકાસ અર્થે આપ તરફ નજર માંડી રહ્યુ છે આપે આ નગરની ઉચ્ચ કેળવણીના વિસ્તારમા ક્યારનુયે સુકાન હાથમા લીધુ છે અને ગૂજરાત યુનિવર્સિટીનું આપનુ સ્વપ્ન થોડા સમયમા સિદ્ધ પણ થઈ શકશે પરતુ આપે હમણા જ એક ભાષણમા જણાવ્યુ હતુ તેમ 'secondary education is the backbone of education in a Democracy પ્રજાનિયત્રિત તન્ત્રમા માધ્યમિક કેળવણી એ કેળવણીનો અવલમ્બ છે"—પરતુ માધ્યમિક કેળવણી આપનાં આશીર્વાદ અને નેતૃત્વની રાહ જોતી બેઠી છે અનેક છૂટીછવાયી શક્તિશાળી વ્યક્તિઓ એ ક્ષેત્રમા કામ કરતી અત્રે પડેલી છે પરતુ એ સર્વના સગઠન અને સહકારને અભાવે એ પ્રાણપ્રતિષ્ઠા કરી શકી નથી અમદાવાદમા બુદ્ધિશક્તિ છે, કાર્યશક્તિ છે અને સુદર વ્યવસ્થાશક્તિ પણ છે, પરતુ એનામા જ્ઞાનની એકાન્તિક ભક્તિની ઊણપ છે એની બુદ્ધિશક્તિ ઘણે દરજ્જે એની આસપાસ ભરપૂર ભરેલા વાણિજ્યના વાતાવરણમા અટવાઈ પડી છે જ્ઞાન પ્રત્યે એકનિષ્ઠ ભક્તિનુ મહાન ઉદાહરણ આપ સિવાય એણે અન્યત્ર ક્યાથી લાવવાનુ છે ? न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते'—એ જ્ઞાનની પવિત્રતાનો પદાર્થપાઠ

આપ વિના બીજે ક્યાંથી એણે શીખવાનો છે? જ્ઞાનનો ધવલગિરિ કેવો ઉજ્જ્વલ અને ઉન્નત છે એનું વારંવાર દર્શન આપ એકલા જ એને કરાવી શકો તેમ છો.

આપ બનારસ ગયા ત્યાં સુધી ગૂજરાતે આપને પૂરા પારખ્યા નહોતા. પરંતુ આપના પાછા ફર્યા પછી એણે આપને એના અંતરમાં ઊછળતા ભક્તિભાવથી સત્કાર્યા છે. આખું ગૂજરાત આપનું વારસ છે. આપની વિદ્વત્તા અને સંસ્કારિતાનો વારસો જેટલા પ્રમાણમાં એને મળ્યો છે તેના કરતાં અધિક ને અધિક પ્રમાણમાં લેવા એ ઝંખ્યા કરે છે. આપના આત્માની અનંત સમૃદ્ધિમાંથી અનેકવાર લેતાં એ ધરાતું નથી અને ધરાવાનું પણ નથી. એને ભય રહે છે કે એના નજીકના કે દૂરના ભવિષ્યમાં આવી બીજી કોઈ વિભૂતિ કદાચ એને નહિ મળે. અમદાવાદ એના જ્ઞાનવિકાસ માટે વાસ્તવિક રીતે આપના સામું જુએ છે અને તેથી જ આપના જીવનના ઉત્તરકાળની નિવૃત્તિમાં પણ આપને એ વિવિધ જ્ઞાનવિષયક પ્રવૃત્તિઓમાં ઊતારે છે.

થોડાક માસ પહેલાં અત્રે યોજાયેલા 'Refresher Courses'ના પ્રાસ્તાવિક વ્યાખ્યાનમાં આપે માધ્યમિક કેળવણીના ધગધગતા પ્રશ્નની મીમાંસા કરી છે અને Teachers Association સ્થાપવાની સૂચના પણ કરી છે. મારી ખાતરી છે કે અમદાવાદના જવાબદાર શિક્ષકો વહેલામાં વહેલી તકે આપની દોરવણી નીચે આ સૂચનાનો અમલ કરતા થઈ જશે અને બંધુ જે નજીકના ભવિષ્યમાં Secondary Teacher's Conference અને Educational Conference પણ અત્રે મેળવી શકશે. માધ્યમિક કેળવણીના પ્રશ્નને જીવતો જાગતો કર્યા સિવાય એમાં ઘટતા ફેરફારો કદાપિ થઈ શકશે નહિ. આ જાગૃતિના પ્રેરક આચાર્ય આપ જ છો.

* * *

કોઈપણ શિક્ષણસંસ્થાના મંડાણમાં એની સ્થાપનાનો હેતુ શો છે એના ઉપર એના ભાવિનો આધાર રહે છે. શિક્ષણસંસ્થાઓ જેમને માટે ઉઘાડવામાં આવી છે તે વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રેમમાંથી એની ઉત્પત્તિ થઈ હશે તો તે સંગીન અને હિતકારી કાર્ય કરી શકશે અને માર્ગમાં મુશ્કેલીઓ છતાં ખીલી શકશે. આજે જગતમાં દેશ અને કાળનાં અંતરો ઝપાટાબંધ ઓછાં થતાં જાય છે. વિજ્ઞાનની અસંખ્ય શોધો થતી જાય છે અને એની મદદથી આ ભૌતિક જગત આપણા ઘરના આંગણા જેવું પરિચિત બનતું જાય છે. આવા સમયે જાહેર-શિક્ષણની જવાબદારીઓ લેવી એ વ્યક્તિઓ માટે ભારે જોખમનું કામ છે. જ્યારે જ્ઞાનની સીમાઓ ક્ષણેક્ષણે વિસ્તરતી જાય છે અને અનેક નિત્યનવા પ્રદેશો ખુલ્લા થતા જાય છે તેવે વખતે જ્ઞાનની ધગશવાળા શિક્ષકો ઉપરાંત, સારું પુસ્તકાલય, સાધનસંપન્ન લેબોરેટરી, ડ્રૉઈંગ વગેરેના શિક્ષણ માટે ઉત્તમ જોગવાઈ, જાતજાતનાં પાઠ્યપુસ્તકો, ચિત્રો, નકશાઓ અને આલેખનો; તેમજ ટેલિસ્કોપ, સિનેમા, રેડિયો આદિ અગણિત સાધનોની પણ શાળાઓને જરૂર રહે છે. તાજેતરમાં બીએટ્રીસ કિંગના રશિયાની કેળવણી વિષે વાંચેલા એક પુસ્તકમાં ત્યાંની માધ્યમિક શાળાઓની સાધનસામગ્રી વિચારી આપણી શાળાઓની સામાન્ય જરૂરિયાતોનો ખરો ખ્યાલ નેત્ર સન્મુખ ખડો રહ્યા કરે છે. પરંતુ એક વાત તો નિર્વિવાદ છે કે કમાણીની દૃષ્ટિએ શાળા ઉઘાડવાના દિવસો પૂરા થયા છે. વેપારી સાહસને માટે હવે આ ક્ષેત્રમાં સ્થાન નથી—ન હોવું જોઈએ.

આ સર્વને પહોંચી વળવા માટે આવી અથવા આવા પ્રકારની બીજી શાળાઓએ ભગીરથ પ્રયત્ન કરવાનો રહે છે. સાધનોની વાત બાજુ ઉપર રાખીએ તોપણ પોતપોતાના વિષયોમાં કુશળ એવા શિક્ષકો પણ શાળાઓને સાંપડવા એ બહુ મુશ્કેલ છે. આ વિજ્ઞાનયુગમાં ગુણ અને સંખ્યા બંનેમાં થોડા સમયમાં ઘણું જ્ઞાન આપી શકે એવા શિક્ષકોને શાળાઓ રોકી શકે તો જ શિક્ષણનું કાર્ય સંતોષકારક રીતે આગળ ચાલી શકે તેમ છે. અમદાવાદની માધ્યમિક સંસ્થાઓમાં આશરે સાત–આઠ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે અને એમાંથી દર સાલ આશરે આઠસો જેટલા વિદ્યાર્થીઓ મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેસે છે. એમાંથી સરેરાશ ત્રીસ ટકા જેટલો ભાગ પણ છેલ્લાં ત્રણેક વર્ષ થયાં સફળ થતો નથી. આ ૭૦ ટકા જેટલા વિદ્યાર્થીઓ કેમ નિષ્ફળ થાય છે એ વિષે ગંભીર વિચાર કરવાની શિક્ષણમાં રસ લેતા કેળવણીકારો, શિક્ષકો તેમ જ વાલીઓની ફરજ થઈ પડે છે. આ નિષ્ફળતાનાં કારણો શોધી કાઢવા અને ઊછરતી પ્રજાની ખરાબી અટકાવવા ગયા વર્ષે માધ્યમિક શિક્ષણ સંસ્થાઓના જવાબદાર પ્રતિનિધિઓનું એક કેળવણી મંડળ સ્થાપવાની સૂચના આ સ્થળેથી મેં કરી હતી. એમાં એમ પણ જણાવ્યું હતું કે બોર્ડને જરૂર લાગે તો શાળાના શિક્ષણ ઉપરાંત એ શિક્ષણમાં પૂરવણી માટે, યુરોપ–અમેરિકાની શાળા મહાશાળાઓમાં Visiting teachers and professors હોય છે તેવા, Visiting teachersને એમના શ્રમની યોગ્ય કદર કરીને અમુક સમય માટે રોકવા. આ ઉપરાંત જુદી જુદી શાળાઓમાંથી કે શાળા બહારના યોગ્ય શિક્ષકોના કે વિદ્વાનોના પાઠો કે વ્યાખ્યાનોની વ્યવસ્થા મોટા પ્રમાણમાં કરવી અને ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન વગેરે વિવિધ વિષયોના સપ્રયોગ ભાષણોની હારમાળા યોજવી અને શિક્ષણશાસ્ત્રીઓનાં વ્યાખ્યાનો પણ ગોઠવવાં. વળી કેળવણીનાં કેટલાંક કિંમતી સાધનો મધ્યસ્થ સંસ્થા તરફથી ખરીદી એનો સર્વ શાળાઓમાં છૂટથી ઉપયોગ કરવા દેવો.

પૂર્વોક્ત સૂચનાઓનો અમલ હાલ નહિ તો થોડા સમયમાં એક અથવા બીજા રૂપમાં અવશ્ય થશે એવી આશા રહે છે દરમિયાન Refresher Courses દ્વારા કાંઈક આરંભ થયો છે એ પણ એ દિશામાં એક શુભ શરૂઆત જ છે.

એમ કહેવામાં આવે છે કે અમદાવાદમાં ખાનગી સાહસ ઉપર ઊભી થયેલી સંસ્થાઓ હોવાથી માધ્યમિક કેળવણીના વિકાસમાં પરસ્પર વિરોધી સ્વાર્થ વચમાં આવે છે. પરંતુ, જીવનમાં સ્પર્ધા અને સહકાર બંનેના અધરોત્તર પ્રવાહો ચાલ્યા કરે છે. વસ્તુતઃ જીવનનો ઉચ્ચ નિયમ સ્પર્ધા નહિ પણ સહકાર છે. સ્પર્ધાની પાછળ રહેલું કેળવણીનું ધ્યેય જેમાં સહુ સંમત છે અને જે સર્વને સામાન્ય છે તેના ઉપર સહુનું લક્ષ ચોંટે તો સહકાર બિલકુલ અશક્ય નથી. એક જ ધ્યેયને માટે કામ કરતા મનુષ્યો સાથે જોડાશે તો જ ઊગતી પ્રજાના જીવનની શક્તિઓ ખીલવવાનું કાર્ય બની શકશે. કેળવણીના કેટલાએ સામાન્ય મુદ્દાઓ એવા છે જેમાં ખાનગી સંસ્થાઓના માલિકો અને શિક્ષકો સાથે મળી શકે તેમ છે. એકવાર જેમાં સહુનો સ્વાર્થ એક જ હોય અને સહુનો આદર્શ સમાન હોય એવા કાર્ય માટે એકત્ર મળવામાં કાંઈ જ અડચણ આવતી નથી. એકલા પડીને અને એ એકલપણામાં ગર્વ માનીને સિંહ અને વાઘની જાતિઓ જગતમાંથી ઝપાટાબંધ ઘટવા માંડી છે એ મિલના વચનનું આજ કોઈને સ્મરણ કરાવવું પડે તેમ નથી.

હવે માધ્યમિક કેળવણીના વિકાસમાં કેટલાક તાત્કાલિક મુદ્દાઓ જે સમાધાનની

અપેક્ષા રાખે છે તે આપની સમક્ષ મૂકી હું મારું નિવેદન સમાપ્ત કરીશ. માધ્યમિક કેળવણીની સંસ્થાએ અમદાવાદમાં વધતી જાય છે પરંતુ એમાં સંખ્યા અને કદ હોય છે પણ ગુણ નથી હોતો એવી ચોતરફથી ફરિયાદ સંભળાય છે. એ ગુણના ઉત્કર્ષ અર્થે શા ઉપાયો યોજવા? શિક્ષકોને કામનો બોજો અધિક રહે છે તેથી efficiencyમાં ખામી આવે છે? અથવા શિક્ષકોને શાળા ઉપરાંત બહારનું કામ કરવાનું રહે છે તેથી અડચણ આવે છે? અથવા શિક્ષકો એકબીજા સાથે છૂટથી હળીમળી શકતા નથી અને જ્ઞાનના વિષયોની આપલે કરી શકતા નથી તેથી ઉણપ જણાય છે? અથવા શાળાઓમાં જોઈએ તેવું જ્ઞાન અને સદ્‌ભાવનું વાતાવરણ રચાયું નથી હોતું તેથી તેમનો ઉત્સાહ મંદ રહે છે? અથવા શિક્ષણ વિષયક પ્રવૃત્તિઓ અસ્તિત્વમાં નથી તેથી ખામી રહે છે? આમાંનું એક કારણ હોય કે બધાં જ હોય કે એથી વિશેષ હોય, પરંતુ સાથેસાથે એક વાત તો સાચી છે કે શિક્ષકોમાં પરસ્પર સહકાર સિવાય તેઓ મહાન શક્તિ થઈ શકશે નહિ. જુદાજુદા વિષયોના શિક્ષકો પોતપોતાનાં મંડળો સ્થાપી શકે છે અને મહિનામાં એકાદ વખત પરસ્પર મળી પોતાના વિશિષ્ટ વિષયના વિકાસ વિષે વિચારવિનિમય કરી શકે છે અને આ રીતે જ્ઞાનની શકિત મેળવી શકે છે. બીજા ધંધાની પેઠે શિક્ષણના ધંધામાં મોટા શત્રુ વિષાદ છે. એને દૂર કરી આનંદ અને ઉત્સાહથી ઘણું સિદ્ધ થઈ શકે છે. સંજોગોને જિતવા તો મનુષ્ય જન્મ્યો છે. ‘उद्धरेदात्मनात्मानम्’ એ સૂત્ર સર્વકાળે સહુને લાગુ પડે છે.

અત્રે આવેલા વાલીઓને વિનંતિ છે કે આપ આપનાં બાળકોની કેળવણી વિષે વધારે જાગૃત બનશો તો કેળવણીમાં સવિશેષ જીવન આવશે. જગતના અનેક દેશોમાં સ્થપાય છે તેમ આપ પણ આપના વ્યવસ્થિત મંડળો સ્થાપી શકો છો અને કેળવણીને વિકસાવવામાં અગત્યનો ફાળો આપી શકો છો.

———o———

# કવિ અને કાવ્ય

[ વંશસ્થ ]

દેવકૃષ્ણ પીતાંબર જોષી

જુવાળ જે અર્ણવ-ઊર્મિનો ચડે;
ચિત્તે કવિને જઈ લોઢ એ પડે.
નિશાન જે ઓટ થઈ જતાં રહે;
બન્યું રુડું રૂપક કાવ્ય એ કહે.
‘હું તું’ અને ‘વિશ્વ’ તણા ત્રિકોણમાં,
શમી જતાં દ્વંદ્વ બધાં ત્રિગુણનાં;
પક્ષી સમી હિરણ્યગર્ભે આભલે;
કવિ અને કાવ્યની જોડલી ઝુલે.
ફરી રહ્યાં કૂદડી તર્ક વર્તુલે;
લચી રહ્યાં છે મૃદુ કલ્પના ફુલે

ભુલી જતાં ભાન ‘હું તું’ મટી જતાં;
‘નહીં’ બન્યાં પાર્થિવ દેહ તે છતાં.
ભવાબ્ધિનો સાર ચુસી અને ચઢયાં,
કવિ ચિત્તે વ્યોમ-વિચાર વાદળાં;
પીયૂષશાં મેઘ બની દ્રવી પડયાં;
અને બન્યાં ખેતરડાં લીલાં લીલાં.
વિરાટને વિશ્વ ટુંકું પડે છતાં;
બીજી ક્ષણે એ લઘુ બિન્દુડાં થતાં!
હું વ્હેંતિયો વાંભ ભરી ભરી અને,
મથું લહું માપ કદી હુંથી બને!

———o———

# લતા

રમણલાલ વસંતલાલ દેસાઈ

## આગલાં પ્રકરણોનો સાર

**પ્ર. ૧, લતા શું બોલે?** — ગુલાબદાસ બ્રોકર

સુરેશ અને નિરંજન બાળમિત્રો હતા. સુરેશના લગ્ન લતા સાથે થતા મૈત્રીનું વર્તુળ મોટું થયું.

સુરેશ વિજ્ઞાનનો વિદ્યાર્થી હતો. નિરંજનને સાહિત્યનો શોખ હતો. લતાના વિચારો નિરંજનનાની નજીક વધારે હતા. એટલે એ બે વચ્ચે મૈત્રી વધતી ચાલી. એમાથી આકર્ષણ જન્મ્યુ અને જાગ્યુ. પરિણામે જે ન બનવી જોઈએ એવી મિત્રદ્રોહ અને પતિદ્રોહની બીના બની ગઈ.

પાછળથી બન્નેને પસ્તાવો થવા લાગ્યો. નિરંજન ગામ છોડી ચાલી ગયો.

*

**પ્ર. ૨, સુરેશ બોલ્યો** — વિશૂળ

પણ નિરંજન જતા લતા બહુ બેચેન રહેવા લાગી. કારણથી અજાણ એવો સુરેશ એને સ્થળફેર સારુ આબુ લઈ ગયો.

સુધાકર—નિરંજનનો એક જૂનો મિત્ર—એની રેવામાસી અને એમની દીકરી કુસુમ સાથે આબુ જતો હતો તે નિરંજનને પણ એ બેકની સાથે ત્યા ખેંચી ગયેલો. એટલે અહીં સૌ એકઠા થાય છે રેવામાસીને સુરેશ ગમી જાય છે. પોતાની કુસુમ એને પરણી શકી હોત તો કેવું સારુ, એમ મનમા લાગણીયે અનુભવે છે

લતામાં નિરંજન પ્રત્યેનુ આકર્ષણ પુન જાગે છે. સુરેશને તજી દેવા એ તત્પર થાય છે. આ વાત સુરેશ સાભળી જાય છે પણ લતાને તેની ખબર નથી પડવા દેતો.

એ સાજે સુરેશ પાછો ઘેર આવે છે ત્યારે ટેબલ પર એક પત્ર જુએ છે. અદર શુ હશે તેની કલ્પના આવતા તે રેવામાસીને મળવા જાય છે. લતા ગઈ એટલે હવે બીજા લગ્નની વાત એના મગજમા આવે છે. રેવામાસીને એ વિષે એ કહે પણ છે.

*

**પ્ર. ૩, લતા ચાલી** — યશવંત પંડ્યા

નિરંજન પહેલા અને લતા એની પાછળ નીકળી પડ્યા હોય છે. લતાને ટ્રેનમા દેશસેવક પ્રાણલાલની અને એમના ગ્રામસેવાશ્રમની પિછાન થાય છે. એવામા નિરંજન પણ મળે છે. શાંત સ્થળની અનુકૂળતા જોતા એઓ ત્યા જવાનુ નક્કી કરે છે.

જે એકલતા નિરંજને અને લતાએ ખૂબખૂબ ઝખી હતી તે આવી મળતા બન્નેના હૃદય અસહ્ય ભાર અનુભવે છે સુખના સ્વપ્ના સરી જાય છે.

અહીં મુશ્કેલી ઊભી થાય છે. બ્રહ્મચર્યપાલન આ ગ્રામસેવાશ્રમની પહેલી કલમ છે. પ્રાણલાલ-ભાઈના પત્નીએ પૂછપરછથી પારખી કાઢ્યુ હોય છે કે લતા સગર્ભા છે એટલે અહીંથી તેમને નીકળવું પડે છે.

નિરંજન નક્કી કરે છે કે ફરી કદી સુરેશ અને લતાના માર્ગમાં ન આવવું. એટલે એ બીજે ચાલી જાય છે અને લતા આબુ ભણી ઊપડે છે.

*

**પ્ર. ૪, કુસુમ ! તું યે સાવ સાધારણ નથી હોં !** — રમણલાલ સોની

રેવામાસીને કન્યાની શોધમાં રહેવા સુરેશે કહેલું એટલે એમણે તો કુસુમ માટે જ પેરવી કરવા માંડી. બન્નેને એકાંત આપ્યું. કુસુમે જરા વધારેપડતી મશ્કરી કરી એટલે સુરેશ ત્યાંથી ચાલી ગયો.

બીજે દિવસે કુસુમની જન્મગાંઠ હતી. એટલે રેવામાસીએ સુરેશને આમંત્રણ આપવા કુસુમને મોકલી. આજે સુરેશનું ઘર અતિ અવ્યવસ્થિત હતું. કુસુમના હાથમાં કેટલાક કાગળના ટુકડા આવે છે. લતા ચાલી ગયાની વાત તેને સમજાય છે.

સુરેશ ઘરે આવે છે ત્યાં તારવાળો આવે છે. તાર વાંચીને સુરેશ કુસુમને કહે છે કે પોતે નહિ, પણ લતા જમવા આવશે.

સુરેશ લતાથી દૂર જવા ચાહતો હતો. બીજી બાજુ કુસુમ તેની સામે જ ઊભી હતી. તેના મનમાં લતા અને કુસુમની સરખામણી થવા લાગે છે.

*

**પ્ર. ૫, ટ્રેનમાં મિલન** — જેઠાલાલ ત્રિવેદી

સુરેશ આબુમાંથી નીકળી જવાનો નિશ્ચય કરે છે. એ અમલમાં મૂકે એ પહેલાં કુસુમ પ્રત્યેની લાગણી વધી હોય છે. છતાં લગ્નમાં કશો સાર ન જોતાં વધારે સંત માંડી વાળે છે.

સુરેશના પાડોશી સુમનરાય અને એમની દીકરી સ્નેહલતા કેટલોક કાર્યક્રમ લઈ સુરેશ પાસે આવે છે. પણ સુરેશ અમદાવાદ ઊપડી જવાનું પસંદ કરે છે.

ટ્રેનમાં સુરેશને અનેક વિચારો આવે છે: એના મનની મૂંઝવણ માતી નથી. ટ્રેન બીજે સ્ટેશને પહોંચે છે કે સામેથી બીજી ટ્રેન આવે છે. એમાંથી લતા સુરેશને દેખે છે અને તરત ત્યાં આવી પહોંચે છે. સુરેશને ડબામાંથી ઊતરી જવાનો વિચાર થાય છે; પણ એ અમલમાં મૂકે તે પહેલાં તો ટ્રેન ઊપડી ચૂકી હોય છે.

*

**પ્ર. ૬, આગ..ગાડી** — ચંદ્રવદન મહેતા

લતાને એક ગાડીમાંથી ઊતરી બીજી ગાડીમાં જતી ટિ. ટિ. ઇ. મોહનલાલે જોઈ હોય છે. શિકાર પકડવા તે લતા અને સુરેશવાળા ડબામાં ચડી જાય છે. મોહનલાલ કુસુમની ન્યાતનો હોય છે અને કુસુમને પોતાની કરવાના તેને કોડ છે. વાતચીત દરમ્યાન લતા અને સુરેશના કુસુમ સાથેના સંબંધની તેને જાણ થાય છે. રેવામાસી પાસે પોતાની ભલામણ કરવાની તે સુરેશને વિનંતિ કરે છે. ડબલચાર્જ કરવો જોઈએ તે વાત તે લગ્નના લોભમાં જતી કરે છે અને બીજે સ્ટેશને ઊતરી જાય છે.

ગાડી ચાલવા માંડે છે. દોડતો દોડતો કોઈ ઉતારુ આવી સુરેશ અને લતાવાળા ડબામાં ચડી જાય છે. લતા અને સુરેશ ચમકીને તેની સામે જોઈ રહે છે. તે ઉતારુ નિરંજન હોય છે.

અને આગગાડી આગળ ચાલે છે, ત્રણેને ધસડતી, ત્રણેનાં ધબકતાં હૃદયો સાથે ધબકધબક કરતી.

*

**પ્ર. ૭, બાળકના પિતાની પાસે જ—** — ભોગીલાલ ગાંધી

ત્રણેના હૃદયમાં ભયંકર મથામણ થાય છે. નિરંજનને છોડી આવી હોવા છતાં લતાને જરાતરા નિરંજનનો લોભ તો રહ્યો હોય જ છે. નિરંજનને સુરેશ સાથે બધી વાત કરી લેવાનું મન થાય છે પણ જીભ ઊપડતી જ નથી. સુરેશને લતા સાથે એકાંતમાં વાતચીત કરી લેવાની તક સાંપડી ન સાંપડી ત્યાં નિરંજનના આવવાથી એ તક ઝુંટાઈ જતાં જીવનમાં પહેલી જ વાર એને નિરંજન પ્રત્યે ઘૃણા જન્મે છે.

છતાં મન ઉપરનો કાબુ તે ગુમાવતો નથી. દેખીતી સ્વસ્થતાથી તે આડીઅવળી વાતો કરે છે. પણ નિરંજનથી નથી રહેવાતું. તે કહે છે:

"સુરેશ, હવે ગંભીર વાતો ઉપર આવીએ."

અને સહેજેજ વાત ગંભીર બનતી જાય છે. વાતવાતમાં જ નિરંજન કહે છે:

"સુરેશ, લતા એના બાળકના પિતાને ત્યાં જ જશે."

આનો અર્થ બન્ને જુદોજુદો કરે છે. એના બાળકના પિતાને ત્યાં (નિરંજનને ત્યાં) જવાની સગવડ કરી આપવા સુરેશ ટ્રેનમાંથી ઊતરી જવા બિસ્તરો તૈયાર કરી ડબાના દરવાજા પાસે જાય છે. નિરંજનનાં ગાત્રોમાં શિથિલતા વ્યાપી ગઈ હોય છે. તે લોથ થઈને પડ્યો રહે છે. લથડતી લતાને નિરંજન પાસે બેસાડી દઈ, અઢેલાવી દઈ, સુરેશ બારણા પાસે જાય છે.

ગાડીનો વેગ વધી રહ્યો હોય છે—સાથે સાથે સુરેશના મનનો પણ.

*

હવે આગળ વાંચો.

## પ્રકરણ ૮ મું

### લતા શું બોલી?

હૃદયનો વેગ યંત્રના વેગ કરતાં પણ વધારે હોય છે. ચાલતી—દોડતી ગાડીએ સુરેશે બારણું ઉઘાડ્યું, બિસ્તરો નીચે ગબડાવ્યો, અને સળિયો ઝાલી તે એક પગથિયું ઊતરવા ગયો. બીજા ડબ્બાઓની બારીઓ પાસે બેઠેલા મુસાફરો ચાલતી ગાડીએ ઊતરવા મથતા ઉપલા વર્ગના ઉતારુને જોઈ રહ્યા. પાટાની પાર આવેલી તારની વાડ પાસે બેત્રણ ગામડિયા ઉતારુઓ ચાલતા હતા તેઓ પણ ચમક્યા. સુરેશે નીચેના પગથિયા ઉપર ઊતરવા પગ લગાવ્યો અને તેનો હાથ ઉપર ખેંચાયો.

"મારા સમ જો નીચે ઊતરે તો. હું મરી જાઉં!"

નિશ્ચયપૂર્વક નીચે ઊતરતો સુરેશ ધ્યાનભગ્ન થયો. તેણે પાછળ જોયું. ભયત્રસ્ત લતાના મુખ ઉપરનો આવો આર્જવ તેણે કદી જોયો નહતો. ક્ષણભર તે લતાના મુખ સામે જોઈ રહ્યો. એ મુખ તેને ખેંચી રહ્યું હતું શું?

"પાછો આવ. તારા વગર નહિ જીવાય." લતા ચીસ પાડી ઊઠી. તેણે સુરેશના હાથને વધારે બળથી ખેંચ્યો.

એકાએક સુરેશ ઉપર ચઢી ગયો અને બારણું બંધ કરી બેઠો. ક્ષણ રહી તે હસ્યો અને બોલ્યો:

"બિસ્તરો ગયો!"

"રાતે તો ઘેર પહોંચી જઈશું," લતાએ કહ્યું.

"કોને ઘેર?" સુરેશે પૂછ્યું.

"મારે ઘેર. સુરેશ, તું અને તારું ઘર મારાં છો." સુરેશનો હાથ ઝાલી લતા બોલી.

નિરંજન સૂતો હતો. માનસિક ઉત્પાત દેહને બહુ જ થકવી નાખે છે. સુરેશ અને લતા બન્ને ગાડીમાંથી નીચે કૂદી પડ્યાં હોત તોય તેનાથી ઉઠાત નહિ એવી શિથિલતા તેના દેહમાં આવી ગઈ હતી. છતાં લતાએ સુરેશને પકડી રાખ્યો તે એણે જોઈ લીધું, અને લતાનો છેલ્લો ઉદ્ગાર સાંભળતાં તેની આંખ ઉઘડી જ ગઈ. તેના મુખ ઉપર કંઈ વિકૃતિ પણ થઈ આવી હોય એમ તેને લાગ્યું. એ શબ્દો તેને ગમ્યા? ના. એક ક્ષણ તેને એમ

પણ થયું કે તે ઊભો થઈ સુરેશને ગાડીમાંથી નીચે ગબડાવી પાડે ! પરંતુ એ ક્ષણિક આવેશ ઓસરી ગયો અને નિરંજન સૂતો જ રહ્યો.

"નિરંજન તો આરામથી સૂતો !" સુરેશે કહ્યું.

નિરંજનને આરામ હતો કે કેમ તે સહુ જાણતાં હતાં. નિરંજનને મન થયું કે તે બેઠો થાય અને પોતાના હૃદયને ચીરી તેમાં સળગતી જ્વાળા બતાવે! પરંતુ એ પ્રયોગ હનુમાન સિવાય કોઈએ કર્યો ન હોવાથી તે જવાબ આપ્યા વગર સૂતો જ રહ્યો: માત્ર તેણે પાસું બદલ્યું.

ગાડી આગળ વધી, અટકી, વળી પાછી ચાલી. એ ક્રમ કલાક, બે કલાક ચાલ્યો. નિરંજને આંખ ન ઉઘાડી. સુરેશે અને લતાએ આંખ ક્ષણભર પણ ન મીંચી. લતા અને સુરેશ અક્ષર પણ બોલતાં નહતાં. સુરેશે વાંચવાનો ડોળ કર્યો, પરતુ પુસ્તકનાં પાન ઝડપથી ઉકલતાં નહતાં. તેના મનમાં એક વિચાર આવ્યા કરતો હતો : 'લતાએ નિરંજનનું પત્નીત્વ ભોગવ્યું : સુરેશને પકડી રાખવાનો—સુરેશને વળગી રહેવાનો લતાનો હવે અધિકાર ખરો કે નહિ ? અધિકાર ન હોય તો શા માટે લતા તેને જકડી રાખતી હતી ? લતાને પશ્ચાત્તાપ થતો હતો ? જૂના સંસ્કારો લગ્નને પરમ આદર્શ માની અલગ્ન સંબંધને પાપરૂપે જોવા મથે છે. સુરેશના વૈજ્ઞાનિક હૃદયને પાપપુણ્ય બહુ પાસે રહેતાં જણાયાં. અણગમતા પતિ સાથે લગ્ન થઈ ગયાં હોય અને પત્ની એ પતિને બદલે ગમતા પુરુષ સાથે આનંદ મેળવે એમાં પાપ શાનું ? પાપ તો એવા લગ્નમાં રહેલું હતું ! પોતે નહિ પણ નિરંજન લતાનો પતિ હોવો જોઈતો હતો !'

'ત્યારે લતા શા માટે નિરંજન સાથે જતી ન હતી ? શા માટે તેના ભાવિ બાળકના પિતાને છોડી તે માત્ર લગ્નના-વ્યવહારના પતિને શોધતી આવી તેને વળગી પડતી હતી ? કારણ શોધનારને—સમભાવથી કારણ શોધનારને તે જડી રહે છે. લતા અને નિરંજન ક્યાં જાય ? જ્યાં જાય ત્યાં તેમનું સ્થાન વ્યભિચારી સમાજદ્રોહી તરીકેનું જ રહી શકે. અને લતાનું બાળક ? એ પાપનું પરિણામ કે પુણ્યનું ? પાપનું પરિણામ હોય તો ? જીવન જન્મે તે કદી પાપ હોઈ શકે ? જે કૃત્યની પાછળ માનવજીવનનું સાતત્ય સચવાયું છે એ કૃત્યને પાપ કહી સમાજ દુષિત બનતો નથી શું ? કુદરત કહેતી નથી કે એક જ પુરુષ અને એક જ સ્ત્રીથી જીવન ચાલુ રહેવું જોઈએ. લગ્ન, એકજ સ્ત્રી પુરુષના સહચારની મર્યાદા, કુદરતની બાંધેલી નહિ, પરતુ માનવીની બાંધેલી છે—અકુદરતી છે, કૃત્રિમ છે. લગ્ન એ શું જીવન—સ્ત્રીજીવન ઉપરની માલિકીનો અંશ છે ? સ્ત્રી અને પુરુષ બેમાંથી કોઈ તે ભૂલી શકતાં નથી. લતા વસ્તુ તરીકે પાછી આવતી હતી—સ્ત્રી તરીકે નહિ. પાળેલું જાનવર માલિકની પાસે ટેવને લીધે આવે છે, પોષણને માટે આવે છે, રક્ષણને માટે આવે છે. લતા એ જ ભાવથી સુરેશની પાછળ દોડી રહી હતી, નહિ ?'

સુરેશે લતા સામે જોયું. તે ક્યારની સુરેશના મુખ સામે જોઈ રહી હતી. સુરેશના મુખભાવને તે વાંચતી હતી.

"શું વિચાર્યા કરે છે ? કાંઈ બોલ તો ખરો." લતાએ કહ્યું.

"બોલવું હોય તો નિરંજનને કહીએ કેમ રંજનો સૂઈ ગયો છે જગાડ એને. આવના સ્ટેશને ચા આવશે" સુરેશે કહ્યું.

પરંતુ લતા ઊઠી નહિ અને તેણે નિરંજનને જગાડ્યો નહિ. નિરંજન અત્યારે આંખથી પણ અસ્પૃશ્ય બની ગયો હતો. લતા કોઈ વિચિત્ર ભાવથી સુરેશ સામે જોઈ રહી હતી

"નિરંજન, ક્યાં સુધી સૂવું છે? બારી બહાર તો જો બધી કવિતા નિરર્થક વહી જાય છે!" સુરેશે હસતાં હસતાં કહ્યું.

"મને સૂઈ રહેવા દો. નહિ તો હું ગાંડો બની જઈશ." નિરંજને પાસું બદલી કહ્યું

"હમણાં તો મને ગાંડો કહેતો હતો"

"આપણે ત્રણે કાર્ડ્સ ગાંડા ભેગા થયા છીએ"

"મને બાતલ રાખજે! મારી ઘેલછા મરી ગઈ છે"

નિરંજન એકાએક બેઠો થયો. તેની આંખમાં ખરેખર ઘેલછા હતી તે ફાટી આંખે બીક લાગે એવો અભિનય કરી બોલ્યો:

"ઓ સુરેશ! ઓ લતા! તમે કોઈ મારું ખૂન કેમ કરતા નથી?"

"મારે ફાંસીએ ચઢવું નથી હજી જીવવાની ઈચ્છા છે" સુરેશે કહ્યું.

"અને મારે મન નિરંજન મરી જ ગયો છે!" લતા બોલી

"લતા, તું કેટલી ક્રૂર છે?" સુરેશે કહ્યું

નિરંજને સુરેશ અને લતા બન્ને તરફ તાકીને જોયું ગાડી થોભી અને નિરંજને ઊઠી બારણું ઉઘાડી નીચે ઊતરવા માંડ્યું

"ક્યાં જાય છે?" સુરેશે પૂછ્યું.

"મરજી પડે ત્યાં" નિરંજન બોલ્યો

"નથી જવું એમ અહીં"

"મને રોકવાનું કારણ?"

"તને એકલો નથી મૂકવો"

"તારા વિજયનું પ્રદર્શન કરવા માટે?"

"મારો વિજય? પતિ તરીકે તો હું ક્યારનો પરાજિત બન્યો છું. મારા પરાજયના પ્રસંગો તું જ યાદ કરને"

લતાએ વ્યાકુળતાથી પોતાની બેઠકની જગા બદલી

"તો તારી ઉદારતાનું પ્રદર્શન કરવા?"

"આ ઉદારતાને હજી સુધી જગત ભીરુતાપણું કહે છે એ ખબર છે ને?"

"મને ન રોકીશ. કદાચ હું જ તારું ખૂન કરી બેસીશ"

"તારા અને મારા સરકાર એ મોજ પણ આપણને નહિ લેવા દે. છાનોમાનો બેસી રહે." સુરેશ પોતાનું વાક્ય પૂરું કરી રહ્યો ત્યાં તો લતા પાટિયા ઉપર લથડિયું ખાઈ પડી તેની આંખો સ્થિર બની, તેનો હાથ ખેંચાવા લાગ્યો, અને તેનો શ્વાસ રુંધાવા લાગ્યો સુરેશ અને નિરંજન બન્ને તેની તરફ દોડ્યા. લતાને બન્નેએ પકડી રાખી ન હોત તો બેઠક ઉપરથી તે નીચે પડી ગઈ હોત

ચાવાળો સુંદર સરંજામ સાથે ચા લઈ ડબ્બામાં દાખલ થયો. બન્ને પુરુષો બેભાન યુવતીની સારવારમાં પડ્યાં હતા. લતા માનસિક પરિશ્રમને લીધે બેભાન બની ખેંચાતી હતી.

"સાહેબ, શું થયું ?" ચાવાળાએ પૂછ્યું.

"સહજ ફીટ આવ્યું છે." સુરેશે કહ્યું.

"પાસેના જ ડબ્બામાં ડૉક્ટર છે, બોલાવી લાવું ?"

"હા, હા." નિરંજન બોલ્યો. ચાવાળો ટ્રે મૂકી નીચે ઊતર્યો.

"નિરંજન, ડોક્ટરને બોલાવી શું કરીશું ? બે પુરુષો વચ્ચે એક સ્ત્રી મરી રહી છે ! ત્રીજો પુરુષ આવી શું તેને જીવાડશે ?" સુરેશ બોલ્યો.

પાસેના જ ડબ્બામાંથી એક ડોક્ટર પોતાની બેગ લેઈ ચઢી આવ્યા. ડોક્ટર આવે એટલે સહુએ દર્દીની સારવાર ડોક્ટરને જ સોંપી દેવી જોઈએ. ડોક્ટરે લતાને તપાસી. ગાડી ચાલવા માંડી. તે સાથે જ લતા જાગૃત થઈ ગઈ. તેને પ્રથમ તો સમજ ન પડી કે તેને શું થયું હતું. સુરેશ અને નિરંજન સાથે અજાણ્યા પુરુષને ઊભેલો જોઈ તેને પ્રથમ આશ્ચર્ય થયું. ડોક્ટરે કહ્યું:

"ગભરાશો નહિ હવે સારું છે."

લતા સહજ હસી—તેને સમજાયું કે તે થોડી ક્ષણ જગત અને જગતનાં દુઃખ વિસારે નાખી ભાન રહિત બની હતી. એવી અને એવી અભાન સ્થિતિ ચાલુ રહે તો ? તે બેઠી અને ચાનો સામાન જોઈ બોલી :

"ચા ટાઢી પડશે હવે પીવા માંડો."

"તમારે જરાપણ કાળજી ન કરવી. મન અને શરીર શાન્ત રાખવાં." ડોક્ટરે કહ્યું.

"એને ચા અપાય કે નહિ ?" સુરેશે પૂછ્યું.

"નર્ક્સને ઉશ્કેરનારી ચીજ ન અપાય તો સારું. પરંતુ થોડા પ્રમાણમાં ચા આપશો તો હરકત નથી."

સુરેશે ચા તૈયાર કરી. ચાલતી ગાડીએ ઉપલા વર્ગમાં પણ ચા પીવી એ દેહ-સ્થિરતાનો ભારે પ્રયોગ છે. પ્યાલા ત્રણ જ હતા. એટલે લતાએ કહ્યું:

"તું રહી ગયો. હું આવતે સ્ટેશને પીશ."

"આપણે વહેંચી લેઈએ." નિરંજને કહ્યું.

"અરે, તમે તમારે પીઓ. આમાં જોઈએ એટલું પાણી અને દૂધ છે." સુરેશે કહ્યું.

ડોક્ટરે ધીમે ધીમે વાતો કરવા માંડી. સુરેશ અને લતાનો તેમણે પરિચય કરી લીધો. નિરંજન દેખાવ પૂરતી વાત કરતો હતો. ડોક્ટર પણ આબુથી જ આવતા હતા અને અમદાવાદ ઊતરવાના હતા. તેમના ડબ્બામાં તેઓ એકલા જ હતા એટલે તેમને એકાંત લાગ્યા કરતું હતું. સુરેશ, લતા અને નિરંજન જેવા સહમુસાફરો મળે તો ગાડીનું એકાન્ત ટળી જાય એમ હતું.

ડોક્ટર પોતાના ખાનામાં ગયા જ નહિ. છેલ્લું સ્ટેશન આવતાં સુધી તેઓ બેઠા, અનેક પ્રકારની તેમણે વાતો કરી, અને એકાંત માંગતાં ત્રણે મુસાફરોના એકાંતમાં ભંગ પાડ્યો. છેલ્લા સ્ટેશને તેઓ નીચે ઊતર્યા અને સુરેશને નીચે બોલાવ્યો.

"સુરેશભાઈ, તમે કોણ છો તે હું જાણું છું." ડૉક્ટરે કહ્યું.

"હાજી. આટલા પરિચય પછી આપ જેવા જરૂર એ સમજી જાય."

"એમ નહિ. તમને મળતા પહેલાંનો હુ તમને ઓળખુ છું. તમારા સંબંધમાં આબુના સહેલાણીઓમાં અનેક જાતની વાતો થતી હતી."

"હવા ઉપરાંત બીજાઓની વાતો કરવી એ આવાં સ્થળોનો એક આનંદ છે."

"હશે. પણ જો તમારે તમારી પત્નીને જીવતી રાખવી હોય તો તમે normal બની જજો."

"એટલે ?"

"જોતા નથી એ કયા દિવસો પસાર કરે છે તે ? કાં તો જીવ કે કાં તો મગજ ગુમાવી ન બેસે એટલુ જોજો."

* * *

સુરેશ જરા ગભીર બની ગયો. લતા નિરજનને ચહાતી છતાંય સુરેશ લતાને ચહાતો હતો. તેના સુખને માટે તે સર્વસ્વ આપી દેવા તૈયાર હતો. ડૉક્ટરે કહ્યુ તે પ્રમાણે તે normal ન બની શકે ? નિરજનને તે ચહાતી હતી એ વાત તે ભૂલી ન શકે ? પુરુષના દોષ સ્ત્રીએ ભૂલવા એવી નીતિ લાબા સમયથી શીખવાય છે. સ્ત્રીના દોષ પુરુષે પણ ભૂલવા એ નીતિ પુરુષવર્ગે ગ્રાહ્ય કરવાની શું જરૂર નથી ? વ્યભિચારની ક્ષમા એકલા સ્ત્રીવર્ગ પાસેથી જ ખેંચી લેવાની ? કે પુરુષે પણ એ ક્ષમા કેળવવાની જરૂર છે ? અને વ્યભિચાર એ શું મોટામાં મોટો જ દોષ છે કે જેનું પ્રાયશ્ચિત્ત લીલા ઝાડના થડની સાથે જીવતાં સળગી જવાથી જ મળી શકે ? લોભ, કજુસાઈ, હલકટપણુ, અનુદાર સ્વભાવ એ બધા દોષની સાથે સરખાવતા નૈતિક સ્ખલન શુ એટલો ઉગ્ર દોષ છે કે જેને લીધે સહુનાં જીવન ઝેર બનાવવા ? કે આ બધા વિચારો degenerate–તવાઈ ગએલા માનસના પ્રત્યાઘાતરૂપ છે ?"

'જે હોય તે, લતા સાથે normal બનવુ એ જ નિશ્ચય !' મનમા સુરેશ બોલ્યો, અને ચાલવા માડેલી ગાડી ઉપર ચઢી ગયો. જાણે તે રહી જતો હોય એમ લતાએ આતુરતાપૂર્વક તેને અંદર ખેંચી લીધો.

"શુ કરે છે તુ ? આ ખેંચાખેંચી શી ?" સુરેશ જરા હસીને બોલ્યો.

"મારા મનમા કે તમે પાછા રહી જશો." લતાએ કહ્યુ

"હુ જરા પણ રહી નહિ જાઉં તારી સાથે અને સાથે જ રહીશ. પછી કાંઈ ?"

લતા સુરેશ સામે જોઈ રહી અને કાંઈ જ બોલી નહિ. નિરજન સ્ટેશનના દીવા જોવા લાગ્યો.

અમદાવાદ આવ્યુ અને બધો સરસામાન ઉતાર્યો સુરેશ, લતા અને નિરંજન પણ ઉતર્યાં. બહાર નીકળતાં ઘોડાગાડીઓ ભાડે કરી લેવી પડી, કારણ મોટરકાર મોકલવાનું અગર પોતે આવશે એવુ કોઈને લખ્યું ન હતું. ગાડીમા [illegible] થએલો દેખાયો.

"નિરજન ક્યાં ?" સુરેશે પૂછ્યું.

"આટલામાં જ હશે." લતા બોલી.

"કાંઈ દેખાતો નથી." સુરેશે ચારે પાસ જોયું. સ્ટેશન ઉપર તે પાછો જઈ આવ્યો. પરંતુ નિરંજનનો પત્તો લાગ્યો નહિ. ગાડીવાળો ઉતાવળ કરતો હતો છતાં પા કલાક નિરંજનની શોધમાં તેણે વીતાવ્યો. અંતે લતા પાસે આવી તેણે કહ્યું:

"નિરંજન ચાલ્યો ગયો લાગે છે."

"એની મરજી!" લતા બોલી.

સુરેશ જરા સ્તબ્ધ થયો. લતા આટલી ઝડપથી નિરંજનને ભૂલવા મથતી હતી એ જોઈ તેને નિરંજનની દયા આવી.

"પણ એ જશે ક્યાં?"

"એમની ઓરડીએ."

નિરંજનને મૂકી સુરેશ અને લતા બન્ને ઘેર ગયાં. ખોવાયેલી લતા જાણે પાછી પોતાને સ્થાને આવી હોય એમ તેને લાગ્યું. પરંતુ એ જીવતી લતા આવી હતી? કે મસાણની રાખ અગર કબરનો પથ્થર બની આવી હતી? ઘરમાં આવતાં બરોબર તો બન્ને જણે એક પ્રકારની શૂન્યતા અનુભવી. સુરેશે કહ્યું:

"હું નિરંજનની ખબર કાઢી આવું."

"નવ તો વાગી ગયા છે. હવે સવારે જજો." લતા બોલી.

"ના, ના; મારો જીવ રહેતો નથી."

"કલાકમાં પાછા આવજો. મારાથી એકલાં નહિ રહેવાય."

"વારુ."

સુરેશ ગયો, અને લતાએ ખાલી બારણું અડકાવ્યું. એ જ બારણું વાસતાં તેણે અને નિરંજને પરસ્પરની દેહભૂખ શમાવી હતી. એ માત્ર દેહભૂખ હતી? ત્યારપછી તે દિવસો સુધી—લગભગ ગઈકાલ સુધી, નિરંજનમય બની ગઈ હતી. સુરેશમાં કશી સાંસ્કારિક ઊણપ હતી જે નિરંજન પૂરી પાડી શક્યો? કે પછી એવા વિકાર એ સર્વ સ્ત્રીપુરુષના સામાન્ય એકાંત ભાવો હશે? પુરુષોની માફક સ્ત્રીઓ પણ વૈવિધ્ય ચહાતી હશે? લતાને બીક લાગી. તે સહજ કંપી ઊઠી. ફરીથી બેભાન બની જવાશે એવો તેને ભય લાગ્યો. તે ઊઠીને બારીએ જોવા લાગી. રસ્તા પરના આછા પ્રકાશમાં શું તેણે નિરંજનને આવતો દીઠો? તે એકાએક દોડી બારણા પાસે ગઈ, અને બારણાને તેણે મજબૂતીથી બંધ કર્યું. સાંકળ, આગળો અને સ્ટોપર ત્રણે વાસી દીધાં અને બારણા ઉપર એકએ ટકોરા વાગ્યાનો ભણકાર તેને લાગ્યો, છતાં તેણે બારણું ઉઘાડ્યું નહિ. નિરંજન સાથેના એકાંતની તક તે ફરી ઇચ્છતી નહતી. લતાને એ પ્રસંગ ઉપર કમકમી કેમ આવી? લતાના દેહમાં શું એ પ્રસંગ છુપાયો હતો?

કુદરતે સ્ત્રીને ચાડિયણ કેમ બનાવી હશે? પુરુષ પોતાના કાર્યનો કોઈ કુદરતી જવાબ કેમ ન આપે? પણ એમ નથી ત્યાં સુધી તો સ્ત્રીએ જ નૈસર્ગિક જવાબદારી જોડવાની. સંતતિનિયમન એ જવાબદારી ઓછી કરે એ ખરું. પરંતુ એ નિયમનને ન ગણકારતી પ્રસંગ પ્રસંગની ઉગ્ર વાસનાથી કેમ બચાય? ધર્મ, પતિવ્રતાપણું, સત, શિયળ... એ બધી [illegible]

બારણે જોરથી ટકોરા વાગ્યા લતા વિચારમાંથી જાગ્રત થઈ કોણ હશે એની કલ્પનાએ તેને સહજ મૂંઝવી

"અરે લતા!" સુરેશનો અવાજ સંભળાયો

લતાએ દોડીને સાંકળ ભોગળ ઉઘાડી

"સૂઈ ગઈ હતી?" સુરેશે પૂછ્યુ

"ના"

"મેં બારણા ઉપર કેટલીવાર ટકોરા માર્યા"

"મારાથી સંભળાયા નહિ"

"અને આવી મજબૂતીથી બારણા વાસવાનુ કારણ?"

"તમારા સિવાય બીજા કોઈ પુરુષને મારે ઘરમા આવવા દેવો નથી!"

"બીજી સ્ત્રીને તો આવવા દેઈશ ને?" સુરેશે હસીને પૂછ્યુ

લતા સુરેશ સામુ જોઈ રહી સુરેશ બીજી સ્ત્રી લાવે તો લતા તેને આવકારી શકે કે નહિ? લતાના હૃદયમા સહજ ઝેર વસ્યુ, પણ તે સાથે જ સુરેશની ઉદારતાનો ખ્યાલ આવ્યો

"તને સુખી જોવા તુ કહીશ તે કરીશ" લતા એકદમ બોલી ઊઠી

"નિરંજન તો એની ઓરડીએ આવ્યો જ નથી" સુરેશ બોલ્યો

"હવે નિરંજનને ભૂલી જાઓ" લતા બોલી

"એમ?" લતા સામે તાકીને જોઈ સુરેશ બોલ્યો

"એવુ તાકીને ન જોશો મને બીક લાગે છે"

"મારુ તુ કહે તેવી રીતે જોઈશ"

"મારા સામુ જોશો જ નહિ"

"કેમ?"

"મને મરવાનુ મન થાય છે"

"ચાલ, ચાલ હવે કાંઈ ખાઈશુ પીશુ કે નહિ?" સુરેશે normal બનવાનો પ્રયત્ન કર્યો

બેત્રણ દિવસ પછી ગાડીમા મળેલા ડૉક્ટર રમેશ મળવાને આવ્યા તેમણે લતાની ખબર પૂછી, અને તેને દવા પણ લખી આપી સુમનરાય અને સુરેખા પણ તેમને મળી ગયા, અને મૈત્રી વધારતા ગયા સિદ્ધપુરના મેળાનું તેમણે વર્ણન કર્યું, અને ત્યા સુરેશના મિત્ર નિરંજનને નિહાળ્યાની પણ હકીકત કહી

"એ ભાઈ તો સાધુઓ ભેગા ફરતા હતા" સુમનરાયે કહ્યુ

"એ છે જ એવો ધૂની છે કવિતાનો શોખીન છે થોડા દિવસ એ અનુભવ લેશે" સુરેશે જવાબ આપ્યો

"તમે પણ ઓછા ધૂની નથી એકાએક આબુથી નાસી ગયા લતાબહેનને પણ મેં પાછાં ત્યા જોયા નહિ" સુમનરાય બોલ્યા લતાબહેનોને નિહાળવા કઈક સુમનરાયોના મન આતુર રહે છે પીળુ એટલું સોનુ નહિ, અને સોનું હોય તે બધુ આપણુ નહિ એવી ઉમ્મર સાથે વધતી ઉદારતા ધારનાર સુમનરાય પીળાશને અને પારકા સોનાને નિહાળવા માત્રમા આનંદ મેળવતા હતા તેમણે અને તેમના પત્નીએ આ ઘરમા વારંવાર આવવા માંડ્યું.

રેવામાસીને લઈ ને કુસુમ પણ સુરેશ તથા લતાને મળવા આવી ગઈ. રેવામાસી પાસેના મંદિરમાં દર્શન કરવા ગયાં, અને સુરેશે તાજું આવેલું સમાચાર પત્ર વાંચવા માંડ્યું.

"કુસુમબ્હેન આવ્યાં છે અને તમે શું વાંચ્યા કરો છો?" લતાએ કહ્યું.

"બહુ જાણવાજેવા સમાચાર છે." સુરેશે જવાબ આપ્યો.

"શા સમાચાર?" કુસુમે પૂછ્યું.

"ત્રણ ત્રણ વર્ષથી રાહ જોતા ટી. ટી. ઈ. ના જીવનમાં આશાનો ઉદ્ભવ!" સુરેશ જાણે વાંચતો હોય એમ બોલ્યો.

"શું? શું? ટી. ટી. ઈ. કયો વળી? શાની આશા?" કુસુમે જરા ભવાં ચઢાવી પૂછ્યું.

"ટી. ટી. ઈ. મોહનલાલને પોતાની વર્ષગાંઠને દિવસે કુસુમે આપવા ધારેલી ભેટ!"

"જાઓ જાઓ. નાહક ચીઢવો છો તો" કહી કુસુમે ઝપટ મારી છાપું ફાડી નાખ્યું.

"મારે મોહનલાલની સીફારસ કરવાની છે. મેં તેને વચન આપ્યું છે." સુરેશે હસતાં હસતાં કહ્યું.

"ફરી સીફારસ! હું તે વળી એવાને પરણું?"

"ત્યારે તમે કેવાને પરણો?" લતાએ પૂછ્યું.

"લતાબ્હેન, તમે એક સરસ પુરુષને લઈ બેઠાં છો તે તમે નહિ સમજી શકો?" કુસુમે કહ્યું.

"Thank you for the compliment" સુરેશે હસી કહ્યું.

લતાની પાસે જવાબ ન હતો. સુરેશ એક સરસ પુરુષ હતો. છતાં...છતાં...નિરંજન એક સમયે તેને વધારે ગમી ગયો હતો એ શું? અને સુરેશ આવી કોઈ કુસુમને કોક ક્ષણે ચાહી બેસે તો તેમાં શી નવાઈ? કુસુમના ગયા પછી સુરેશે કહ્યું પણ ખરું:

"લતા, આ કુસુમ મને પરણવા ધારતી હતી."

"હું જીવતું છું છતાં?"

"હા. રેવામાસીની જ નહિ પણ કુસુમનીયે ઈચ્છા તારા ઉપર આવવાની હતી... અને હજી છે."

"અને તમારી ઈચ્છા...?"

"આજ નથી. પણ એક વખત હતી ખરી. તું ચાલી ગઈ તે દિવસે હું જ રેવા માસીને કહી આવ્યો હતો."

"હં..."

"એટલે, તારા મનમાં એમ હોય કે તું એકલી જ દુષિત છે તો તે ભૂલી જજે. દુષિત હોઈએ તો આપણે બન્ને છીએ. મેં પણ પરસ્ત્રી ઈચ્છી હતી."

"ઘણો ફેર!" મુખ ફેરવી લતા બોલી.

"જરાય નહિ. વિચાર અને કાર્ય બહુ પાસેપાસે વસે છે. તક મળતાં વિચાર આચાર બની જાય છે. એટલે આપણે બન્ને પાપી મનુષ્યો બહુ સારી રીતે ભેગાં રહી શકીશું."

લતાએ બહુ દિવસે સુરેશની છાતી ઉપર પોતાનું મસ્તક નાખી દીધું. સુરેશે તેને ભાવપૂર્વક ઝીલી રાખી. થોડી ક્ષણો વીતતાં લતા ખસી ગઈ, અને સુરેશે હસીને કહ્યું:

"જો, આમ બહુ વળગીશ નહિ. એમાં ભય છે."

"કેમ?"

"આ એક પ્રાણલાલ નામના કાર્યકર્તાનો એકરાર આ છાપામાં આવ્યો છે."

"પ્રાણલાલ? બ્રહ્મચર્યાશ્રમવાળા?"

"હા, એ જ. તું ઓળખે છે? એમનું સ્ખલન થયું અને તેથી બ્રહ્મચર્યાશ્રમ છોડી એ જ સ્થાને ગૃહસ્થાશ્રમ માંડી તેઓ જાહેર જીવનમાંથી નિવૃત્ત બન્યા છે!"

"નફ્ફટ!"

"શા માટે? બિચારો પ્રામાણિક છે."

* * *

ભગ્ન જીવનને આમ સમારી શકેલા સુરેશે એક દિવસ આખી રાતના ઉજાગરાને અંતે સાંભળ્યું કે લતાને બાળકી અવતરી છે.

એક નવો કોયડો! બાળકી એટલે ભાવિ સ્ત્રી! અને સ્ત્રી એટલે પુરુષો વચ્ચેની ખેંચતાણમાં જીવન વીતાવતું કુદરતનું અણમાનીતું સત્ત્વ! સુરેશને જૂની ઢબનાં માતપિતાની માફક બાળકી ગમી નહિ.

લતાએ તેને થોડે દિવસે પાસે બોલાવ્યો. લતાની પાસે એક નાનકડું રૂપાળું બાળક રમતું હતું. થરથરતે પગે સુરેશ લતા પાસે આવ્યો. ભયંકર શાન્તિ વચ્ચે નવીન જીવન હસી રહ્યું હતું.

"જો, જો તો ખરો! કોના જેવું મોં છે?" લતાએ પૂછ્યું.

"કોના જેવુ? મને ન સમજાયું." સુરેશનું હૃદય ધડકી રહ્યું હતું. તે બાળકીમાં નિરંજનની પ્રતિમા કલ્પી રહ્યો હતો.

"કોના જેવુ તે તારા જેવું! એટલુંયે પરખાતુ નથી?"

"નિ રં જ ન જે વુ ન હિ હો ય?" અટકી અટકીને સુરેશે પૂછ્યું.

લતા એ પ્રશ્નની કલ્પના કરી ચૂકેલી હતી. તેણે તત્કાળ જવાબ દીધો:

"ના, તારા જ જેવું."

"એમ કેમ?"

"મારા હૃદયમાં તું જ જડાયેલો છે!"

"શાથી?"

"હવે મને સમજાયું. નિરંજન માત્ર કવિતા ગાતો; તું કવિતાને જીવન સાથે જોડી શક્યો છું માટે."

હસતા બાળકને સુરેશ જોઈ રહ્યો. જે બાળકની માતા લતા હોય એ બાળક તેને મન સર્વદા આવકાર અને આશીર્વાદને પાત્ર લાગ્યું. લતાના બોલ તેના કાનમાં ગુંજી રહ્યા.

સમાપ્ત]

# હિંદી સરકારનું ‘આશાવાદી’ અંદાજપત્રક !

રામભાઈ પરેલ

હિંદી સરકારના છેલ્લા બે નાણાંમંત્રીઓ, સર જ્યૉર્જ શુસ્ટર અને સર જેમ્સ ગ્રીગને વિશે એવું બનવા પામ્યું છે કે દર વર્ષના સરકારી આવકજાવકના એમના અંદાજી આંકડા જબ્બર રીતે ખોટા પડ્યાં છે. અસાધારણ આર્થિક ને નાણાંપ્રકરણીય ઉથલપાથલનાં વરસોમાં કોઈ પણ સરકારના ગમે એવા કુશળ નાણાંમંત્રીઓના, સરકારી આવકજાવકના અડસટ્ટા જબ્બર રીતે ખોટા પડે એ સમજી શકાય એવી વાત છે. સર જ્યૉર્જ શુસ્ટરની કારકીર્દિ દરમ્યાન જગતવ્યાપી મંદીને લીધે એવાં અસાધારણ વરસો હતાં. પણ સર જેમ્સ ગ્રીગના પોતાના જ કહેવા પ્રમાણે એઓ જ્યારથી હિંદી સરકારના નાણાંમંત્રી થયા ત્યારથી હિંદની (અને જગતની પણ) આર્થિક ‘રિકવરી’ શરૂ થઈ છે; અને એની આર્થિક સુદ્રઢતા તરફ કૂચ થઈ રહી છે. એવાં વરસોમાં એમના અડસટ્ટાઓ અને ચોક્કસ આવક વચ્ચે બહુ જબરો તફાવત ન પડવો જોઈએ. છતાં છેલ્લાં ત્રણ વરસથી આપણે શું જોઈએ છીએ? પસાર થઈ ગયેલાં છેલ્લાં ત્રણ વરસમાં નવા વર્ષની શરુમાં આવતા વર્ષના સરકારી આવકજાવકના એમના અંદાજ અને ચોક્કસ આવકજાવક વચ્ચે હંમેશાં કરોડ દોઢ કરોડ રૂપિયાથી ઓછો તફાવત નથી રહ્યો! આ પહેલાંનાં વરસોના એમના બજેટના આવકજાવકના આંકડા જોતાં એમ લાગે છે કે એમણે અંદાજઆવક જાણીબૂઝીને એવી રીતે આંકી હતી કે જેથી ચોક્કસ આવકના સંભવિત આંકડાથી એ બેત્રણ કરોડ ઓછી જ હોય. આનાં બે પરિણામઃ પ્રથમ, આથી જાવકખર્ચ કરતાં આવક ઘણી વધારે થઈ; અને ‘રીવાઈઝડ બજેટ’માં વધારો રહ્યો. આને લીધે એઓ એમ બતાવી શક્યા કે હિંદી સરકારની આવક ધાર્યા કરતાં પણ ઘણી વધારે થતી હોવાને લીધે જાવક બાદ કરતાં વધારો રહેતો હોઈ આર્થિક મંદીમાંથી હિંદ ઝડપભેર મુક્ત થતું હતું. કારણકે લોકોની આવક વધવાને લીધે લોકોની ખર્ચશક્તિ વધતાં, આયાતી જકાત, આયપત વેરો, વગેરે મારફત સરકારની આવક પણ ધાર્યા કરતાં ઘણી વધારે થઈ. બીજું, સર જ્યૉર્જ શુસ્ટરના વખતમાં આર્થિક મંદીને લીધે સરકારી નોકરોના પગારમાં થયેલા કાપના ટકા રદ કરવાનું કારણ સર જેમ્સ ગ્રીગ મેળવી શક્યા!

ઉપલાં બંને પરિણામ હકીકતથી આપણે જાણીએ છીએ. સર જેમ્સ ગ્રીગે આ પહેલાં બે વાર એમના બજેટના ભાષણમાં જાહેર કર્યું છે કે આર્થિક મંદીમાં હિંદ બીજા દેશોના કરતાં વધારે સારી રીતે ટકી શક્યું છે ને એમાંથી વધારે ઝડપી વેગે નીકળી રહ્યું છે. એમને જ હાથે, સર જ્યૉર્જ શુસ્ટરના વખતનો સરકારી અમલદારોનો પગારકાપ રદ કરીને પૂર્વવત્ ધોરણે મૂકવામાં આવ્યો.

પણ આ વરસના બજેટમાં એઓ પૂર્વવત્ વધારો બતાવી શક્યા નથી. ઊલટું, એમનો

છ લાખનો અંદાજી વધારો ૧૯૭ લાખ રૂપિયાની ખાધમાં ફેરવાઈ ગયો છે! આગલાં બજેટોમાં બબ્બે ત્રણત્રણ કરોડના વધારા બતાવતાં પ્રજાની આર્થિક સ્થિતિ સુધરતી જવાની દલીલ એમણે કરી હતી. હવે ચાલુ વરસે જ્યારે વધારાને બદલે બે કરોડની ખોટ આવી છે ત્યારે શું એમણે એવી દલીલ કરવી કે લોકોની આર્થિક સ્થિતિ બગડી ગઈ છે? એમ કહે તો તો પછી તેઓ બ્રિટિશ રાજના વફાદાર પ્રતિનિધિ શેના? એમણે તો ઊલટું એમ જાહેર કર્યું કે સરકારની આવક, જાવક કરતાં ઘટી જવાથી બજેટમાં ખાધ પડવા છતાં પણ દેશની આર્થિક દશા તો સુધરતી જ રહી છે!

આપણે બજેટના આંકડા જોઈએ.

| | ૧૯૩૬–૩૭ (અંદાજ) | | ૧૯૩૬–૩૭ (ચોક્કસ) |
|---|---|---|---|
| | લાખ રૂ.માં | | લાખ રૂ.માં |
| આવક | ૮૩,૧૪ | | ૮૧,૩૬ |
| ખર્ચ | ૮૩,૦૮ | | ૮૩,૩૩ |
| વધારો | ૬ | ખાધ | ૧,૯૭ |

નાણાંમંત્રીનો આવકઅંદાજ ૮૩,૧૪ લાખ રૂપિયાનો હતો; જ્યારે ચોક્કસ આવક થઈ ૮૧,૩૬ લાખ રૂપિયાની; ખર્ચનો અંદાજ ૮૩,૦૮ લાખ રૂપિયા હતો, ચોક્કસ ખર્ચ થયો ૮૩,૩૩ લાખ રૂપિયાનો. આમ ૭ લાખના વધારાને બદલે છેવટે ખાધ રહી ૧૯૭ લાખ રૂપિયાની.

નાણાંમંત્રીએ એમના વક્તવ્યમાં જાહેર કર્યું છે કે પ્રજાનો આર્થિક સુધારો થતો જાય છે. જો કે, પં. ગોવિંદવલ્લભ પંતે એમને જવાબ આપતાં કહ્યું હતું તેમ, આવકવેરામાં અને મીઠાવેરાની આવકમાં સરકારને આગલા વર્ષ કરતાં ઘટાડો મળ્યો છે, એટલે પરિસ્થિતિ સુધરવાની વાત કાલ્પનિક છે. આમપ્રજાની આવક વધતી જાય છે એના કારણરૂપે નાણાંમંત્રીએ કહ્યું કે ખેતીની પેદાશની વસ્તુઓના ભાવ વધતા ગયા છે. પં. પંતે રીઝર્વ બેંકના રિપોર્ટનો આધાર આપીને એનો વિરોધ દર્શાવતાં કહ્યું કે વસ્તુની કિંમતના ભાવ સ્થિર જ રહ્યા છે.[1]

પં. પંતના અભ્યાસપૂર્ણ બજેટવિરોધી ભાષણમાં બજેટ વિશે બીજી એક વસ્તુ એમણે જણાવી હતી કે આગલા બજેટમાં ખર્ચ બાજુએ વેટેબલ ખર્ચનો ભાગ ૪૮%

[1] લીગ ઑવ્ નેશન્સ તરફથી બહાર પડતા 'વર્લ્ડ ઇકૉનોમિક સર્વે' માં જુદા જુદા દેશોમાં વસ્તુઓની કિંમતના સરાસરી ભાવ આપ્યા છે. એમાં હિંદમાં ૧૯૩૫ના વર્ષ કરતાં ૧૯૩૬માં સરાસરી ભાવ ઘટ્યા છે એમ જણાવ્યું છે. એ નીચેના આંકડા ઉપરથી માલૂમ પડશે. (૧૯૨૯ના સો ટકા પ્રમાણે)

| | ૧૯૩૫ | ૧૯૩૬ |
|---|---|---|
| આફ્રિકા | ૮૦ | ૮૬ |
| બ્રિટન | ૭૯.૫ | ૮૧.૧ |
| જાપાન | ૮૨ | ૮૭.૫ |
| હિંદ | ૬૪.૫ | ૬૩.૮ |
| જર્મની | ૭૩.૮ | ૭૫.૭ |
| ફ્રાંસ | ૫૨.૬ | ૬૦.૩ |
| ચીનું | ૮૮.૧ | ૧૦૧.૧ |

જેટલો હતો; અને નોન-વોટેબલ ખર્ચની રકમનો ભાગ કુલ ખર્ચના ૫૨% હતો. આ વરસે કુલ ખર્ચમાં વોટેબલ ખર્ચનો ભાગ બે ટકા ઊતરીને ૪૬ ટકાએ આવ્યો છે ને નોન-વોટેબલ ખર્ચનો ભાગ બે ટકા વધીને ૫૪ ટકા થયો છે. આનો અર્થ એ થયો ગણાય કે ખર્ચની બાજુએ વોટેબલ ખર્ચ કે જેના ઉપર ધારાસભાનો કાબુ હોય છે એ વોટેબલ ખર્ચના ટકા ઘટયા એટલે કે ધારાસભાનો કાબુ ઘટયો છે! છતાં આપણે જવાબદારીભર્યા રાજતંત્ર તરફ ઝડપી કૂચ કરી રહ્યા છીએ એમ કહેવામાં આવે છે!

૧૯૩૫માં હિંદના પરદેશ સાથેના વેપારમાં ૩૦ કરોડ ને ૧૯૩૬માં ૬૦ કરોડની બચત રહેવાને લીધે સર જેમ્સ ગ્રીગે એમના ભાષણમાં જણાવ્યું કે ૧૮ પેન્સના રૂપિયાના દરનું હૂંડિયામણ વધારે નથી પણ ઊલટું ઓછું છે! એટલે કે હજી પણ રૂપિયાને વધારે મોંઘો કરવો જોઈએ! બીજી બાજુ બધાં સ્વતંત્ર રાષ્ટ્રો—બ્રિટન પણ—ની છેલ્લાં વરસોની નીતિ એ રહી છે કે પોતાના સિક્કાનો હૂંડિયામણનો દર ઘટાડવો (કરન્સી ડેપ્રીસિયેશન) જવું અને એમ કરીને પોતાનો નિકાસી માલ વધારવો ને આયાત ઘટાડવી. હિંદી સરકારની નીતિ એથી અવળી જ રહી છે એમ સર જેમ્સે હૂંડિયામણનો દર ઘટાડવાની ના પાડીને બતાવ્યું. નાણાશાસ્ત્રના સિદ્ધાંતો ને એના વ્યવહાર્ય મુદ્દાઓ હિંદમાં ઊંધા થઈ જતા હશે? હિંદુસ્તાનની ચાવી લંડનમાં છે એમ વરસો પહેલાં મહાન સામ્રાજ્યવાદી ડીઝરાયેલીએ ઉચ્ચાર્યું હતું તે આજે પણ એટલું જ સાચું છે.

ઇગ્લેંડે સોનાનું ધોરણ છોડયું ત્યારથી આજ સુધીમાં હિંદે ૨૯૪ કરોડનું સોનું પરદેશ મોકલ્યું છે. આ આર્થિક સ્રાવ અટકાવવા માટે નાણાસંત્રીને સોનાનિકાસ ઉપર અટકાયત મૂકવાની સભ્યોની સૂચના પણ એમણે અવગણી છે. એટલું જ નહિ પણ બીજી એવી કિંમતી ધાતુ ચાંદી ઉપરની આયાતી જકાત જે ઔંશે બે આના હતી તે હવેથી ત્રણ આના કરવામાં આવી છે. આમ કરીને એની આયાત ઉપર આડકતરો નિષેધ મૂક્યો ગણાય, છતાં નાણામંત્રીએ તો કોઈ પણ રીતે સરકારની આવક વધારવાની છે. વેપારી મરો કે ખેડૂત મરો પણ સરકારી તિજોરી ભરો એ નાણામંત્રીના ભાષણનો પ્રધાનસૂર હતો.

ખાંડ ઉપરની ચાલુ એકસાઇઝ જકાતમાં દર ક્વોર્ટરે ૧૧ આનાનો વધારો કરીને નાણામંત્રીએ આમવર્ગ ઉપર આડકતરો વેરો જ નાખ્યો છે. આ જકાતને લીધે મને લાગે છે કે ખાંડની કિંમત ૧૯૩૦ના જેટલી થઈ જશે. આમવર્ગની ખરીદશક્તિ એટલી મર્યાદિત છે કે ગોળ કે ખાંડ પ્રજાના મોટા ભાગને માટે વિલાસની વસ્તુ જ રહી છે. આ અતિજરૂરી વસ્તુને તો ઊલટી વધારે સોંઘી કરવા તરફ સરકારનો પ્રયત્ન હોવો જોઈએ. ખાંડના કારખાનાંના માલિકોનાં મંડળો તરફથી અને ધારાસભાના સભ્યો તરફથી એનો ઠીકઠીક વિરોધ કરવામાં આવ્યો છતાં નાણામંત્રીએ એની પરવા નથી કરી.

લશ્કરી ખર્ચમાં થોડો ઘટાડો કર્યાનું નાણામંત્રીના નિવેદનમાં જણાવ્યું છે. છતાં પં. પંતે કહ્યું છે એ પ્રમાણે, લશ્કરી ખર્ચમાં નાખવા જેવી બીજી કેટલીક ખર્ચની રકમો ગણતાં એમાં ગયા વર્ષના કરતાં બે કરોડનો વધારો થયો છે. અને કુલ બજેટના ૬૩% લશ્કરી ખર્ચમાં ચાલ્યા જાય છે. લશ્કરી ખર્ચમાં બજેટનો આટલો મોટો ભાગ ખર્ચવામાં કદાચ હિંદી સરકારનો નંબર દુનિયામાં પહેલો આવતો હશે. લશ્કરી ખર્ચ અને બીજા મુલકી

અમલદારોના મોટા પગારમાં હિંદી સરકાર પોતાના કુલ બજેટના પોણોસોથી એંશી ટકા ખરચે છે! આનું પરિણામ એ આવે છે કે કેળવણી, જાહેર સુખાકારી, ખેતીવાડી, રસ્તા, ગ્રામસુધાર વગેરે રાષ્ટ્રઘડતરના અતિ અગત્યનાં કામો પાછળ પ્રમાણમાં નહિ જેવાં નાણાં ખરચાય છે. કેટલીક વાર એ કામોમાં ખરચાતાં નાણાંમાં ઘટાડો પણ કરવામાં આવે છે. દા.ત., હિંદી સરકારના કેળવણી ખાતાના છેલ્લા બહાર પડેલા રિપોર્ટમાં (૧૯૩૪) જણાવવામાં આવ્યા પ્રમાણે ૧૯૨૯ના વર્ષમાં કેળવણી માટે ૧૩૧૮ લાખ રૂપિયા ખર્ચવામાં આવ્યા હતા, જ્યારે ૧૯૩૪માં એમાં ત્રણ કરોડનો ઘટાડો માલમ પડે છે.[1]

રાષ્ટ્રનાં નાણાંનો આ રીતે દુર્વ્યય થતો હોય ત્યાં ઉદ્યોગધંધાના વિકાસ માટે સરકાર શું કરવાની હતી? થોડા માસ ઉપર જ સરકારે બ્રિટિશ કાપડની ઉપર નંખાયેલી 'પ્રેફરૅન્શ્યલ ડ્યુટી'માં ૫ ટકા ઘટાડો કરીને લૅંકેશાયરને સગવડ કરી આપી છે.

કરોડો રૂપિયાની રેલવે મશિનરી દેશમાં આવે છે એથી ગયે વરસે રેલવે બજેટની ચર્ચા વખતે ધારાસભાના એક સભ્યે રેલવે એંજીનો તૈયાર કરવા માટે હિંદી સરકાર મોટી 'લોકોમોટિવ ફૅક્ટરીઓ' હિંદમાં ચાલુ કરે એવી માગણી કરી હતી. એ માગણી ઉદ્યોગખાતાના પ્રધાને નકારી હતી. આ વરસની બજેટની ચર્ચામાં સર મહમદ યામીનખાને હિંદમાં મોટરો બનાવવાનાં કારખાનાનો ઉદ્યોગ શરૂ થાય એવાં પગલાં ભરવાનું જણાવ્યું એનો પણ સરકારી પ્રધાને કશો જવાબ આપ્યો નથી.

હિંદી સરકાર હિંદનું ઉદ્યોગીકરણ થાય એવી કોઈ પણ ચોક્કસ નીતિ હાથ ધરવા માગતી નથી એવું આ વર્ષનું બજેટ રજુ કરતા નાણામંત્રીએ કરેલા નિવેદન અને મોટા ભાગના સભ્યો—મહાસભાવાદી અને બીનમહાસભાવાદીનાં એ સામેનાં વિરોધદર્શક ભાષણો ઉપરથી લાગે છે

તાજેતરમાં જ સર એમ વિશ્વેશ્વરૈયાએ બનારસ હિંદુ યુનિવર્સિટીમાં પ્રવચન કરતાં કહ્યું છે કે 'Industrialize or perish.' હિંદી સરકાર આ સત્ય સમજે તો છે પણ હમણાં જ મિ. રામનારાયણસિંગે વડી ધારાસભામાં ઉચ્ચારેલા શબ્દો પ્રમાણે 'હિંદમાં હિંદી સરકાર બ્રિટિશ ચૂસણખોરોની માત્ર એજંટ જ છે' એટલે ઉદ્યોગીકરણને અભાવે હિંદને મરવા વારો આવે તોપણ એમાંથી એને ઉગારવાનાં પગલાં એ લે એમ નથી.

---

[1] હિંદી સરકારે કેળવણી માટે ૧૯૨૯ મા ૧૩૧૮ લાખ રૂપિયા ખર્ચ્યા હતા; જ્યારે ૧૯૩૪ના રિપોર્ટવાળા વર્ષમાં ૧૧૭૭ લાખ રૂપિયા ખર્ચ્યા હતા. ૧૪૧ લાખ રૂપિયાનો ઘટાડો. ૩૫ કરોડની વસ્તીની કેળવણી માટે હિંદી સરકાર જેટલા રૂપિયા ખરચે છે એના કરતાં ૩૮ લાખની વસ્તીવાળું લંડન કાઉન્ટી કાઉન્સિલ કેળવણી માટે વધારે પૈસા ખરચે છે. ૧૯૩૫–૩૬નો લંડન કાઉન્ટી કાઉન્સિલનો કેળવણીનો ખર્ચ ૧૨૪ લાખ પૌંડ એટલે ૧૬૫૩ લાખ રૂપિયા હતો. માથાદીઠ ૪૧ રૂપિયા. હિંદી સરકાર માથાદીઠ આશરે ૯ આના ખરચે છે!

# હાથબ : કાઠિયાવાડનું એક અતિપ્રાચીન શહેર

શાન્તિલાલ છગનલાલ ઉપાધ્યાય એમ. એ.

કાઠિયાવાડ દ્વીપકલ્પમાં અદ્યાપિ વિદ્યમાન એવાં અનેક સ્થળો છે કે જે અતિપ્રાચીન કાળથી આપણા ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામેલાં છે. દ્વારકા વિષે મહાભારત, ભાગવત, વિષ્ણુપુરાણ, સ્કંદપુરાણ, શિશુપાલવધ વગેરેમાં ઉલ્લેખો છે. જૈનોના જ્ઞાતાધર્મકથા અને અન્તકૃદ્દશામાં પણ બારવઈ—દ્વારવતી પ્રખ્યાત છે. ગિરિનગર અને રૈવતક-ઉર્જયંત પર્વત જૈનોના ગ્રંથોમાં અને સમ્રાટ અશોક, ક્ષત્રપ, રુદ્રદામન અને સ્કંદગુપ્તના લેખોથી જાણીતાં છે. પ્રભાસતીર્થ આપણાં પુરાણોમાં પ્રસિદ્ધ છે. ગ્રીક ભૂગોળવેત્તા ટૉલેમીએ ઉલ્લેખેલો 'નૌસ્થાયસ' પ્રદેશ પુરાતત્ત્વવિદોથી અજ્ઞાત નથી. બૌદ્ધોના સાહિત્યમાં પણ કાઠિયાવાડનાં સ્થળોના ઉલ્લેખો પ્રાપ્ત થાય છે.

કાઠિયાવાડ દ્વીપકલ્પ ઉપર જે અનેક રાજાઓએ શાસન કર્યું છે તેમાંના ઘણાના શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ વગેરે આપણને ઉપલબ્ધ થયાં છે. આ બધા શિલાલેખોમાંથી જે ખાસ ઉપયોગી ( ઐતિહાસિક દૃષ્ટિબિંદુએ જોતાં ) જણાયા છે તે બધાનો મૂલ્યવાન સંગ્રહ હમણાં જ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના આશ્રયથી રા. રા. ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય ( બી. એ., એમ. આર. એ. એસ. )એ કર્યો છે. આ ઉપરાંત રા. રા. એ. એસ. ગદ્રે ( એમ. એ. )એ અને રા. રા. પ્રતાપરાય ગિરિધરદાસ મહેતાએ સાતમી અખિલહિંદ પ્રાચ્યવિદ્યા પરિષદની બેઠકમાં વડોદરામાં ખરગ્રહ ૧લાના બે તામ્રપત્રો પ્રસિદ્ધ કર્યાં હતાં. વળી હમણાં જ, પુનામાંથી પ્રસિદ્ધ થતા, 'ધી પુના ઓરિએન્ટાલિસ્ટ' નામના પ્રખ્યાત ત્રિમાસિકમાં રા. રા. ડી. બી. ડીસ્કલકર ( એમ. એ. )એ કુમારપાળનો એક લેખ ધ્રાંગધ્રા રાજ્યના ગાળા ગામનો પ્રસિદ્ધ કર્યો છે. પ્રાચીન સિક્કાઓના કેટલોગ પણ વિદ્વાનોએ તૈયાર કર્યા છે જેવા કે, ડૉ. રેપ્સન, ડૉ. સ્મિથ, ડૉ. એલન વગેરે વગેરેના પ્રખ્યાત કેટલોગ, આપણને ઘણી માહિતી પૂરી પાડે છે.

આ ઐતિહાસિક સાધનોનો અભ્યાસ કરવાથી આપણને જણાય છે કે કાઠિયાવાડ દ્વીપકલ્પ પ્રાચીન કાળથી જ સંસ્કૃતિપુનિત પ્રદેશ હશે જ અને તેથી જ અનેક રાજાઓનાં મન આકર્ષાયાં હશે.

કાઠિયાવાડમાં જે અમુક મોટાં શહેરો અને નાનાં ગામો છે તેની આજુબાજુએથી અને ત્યાં વસનારાઓમાંથી જો માહિતી મેળવી હોય તો જરૂર આપણા પ્રદેશ માટે આપણને ઘણું જાણવાનું મળે; તેવાં સ્થળોનાં નામો નીચે આપું છું. જુનાગઢ, પાલીતાણા, દ્વારકા, અમરેલી, માંગરોળ, પ્રભાસતીર્થ, જસદણ, મુળવાસર, ગુંદા, મેવાસા, ભરાણા, ભમોદરા, ગણેશગઢ, વાવડીજેગીઆ, વંથલી ( સોરઠ ), વળા, બાલ્હોડી, ઝર, મહુવા, ભાડવા, બંટીઆ, નવલખી, માળીઆ, ગોપનાથ, ગોરસ, દેવલી, કતપુર, ગાળાગુંદી વગેરે વગેરે. ઉપર્યુક્ત

ઐતિહાસિક શિલાલેખો અને તામ્રપત્રોના સંગ્રહોમાં તથા બીજા છૂટાછૂટા છપાએલા લેખોમાં જે અનેક ગામોનાં નામો આવે છે તેમાંનાં ઘણાં હજુ સુધી ઓળખી શકાયાં નથી. જો આ વિષયમાં રસ લઇને ગુજરાતી પુરાતત્ત્વવિદો કાર્ય કરે તો જરૂર ઘણું જાણવાનું મળે. તેવાં ગામોનાં નામો નીચે આપું છું. રસોપદ્ર, પુરોહિતપલ્લિકા, શકરવાટક, મહુકણા, તિનિશક, તાપસીય, જ્યેષ્ઠાનક, છેદકપદ્રક, વલાપદ્રેક, ભેદ્દસર, ભોલ્લર, વસુકીય, ભદ્રેણિકા, અક્રોલક, પિંપલસંખરી, વટપ્રજયક, શમિહર્મ્બર, શમીપદ્રવાટક, નદ્દીય, ચોસ્સરી, બહુમૂલા, વટગ્રામ, પેથડવટ, ભામરકલ્પ, અગ્નિલિકવહ, ડામરિપાટક, એકલિકગ્રામ, ચિત્રકરસ્થલી, શિવપદ્રક, ડોમ્બિગ્રામ, વજૂગામ, સૂર્યદાસગ્રામ, ભુમ્મુસગ્રામ, જ્યોતિપદ્રક, લેશુદ્રકગ્રામ વગેરે વગેરે.

આવા જ, હાલમાં એક નાના ગામની, બની તેટલી હકીકત, સિક્કાઓ ઉપરથી એકઠી કરી, અત્ર આપવામાં આવી છે.

પ્રાચીન કાળમાં ઇ. સ. પૂર્વે આશરે બીજી સદીમાં કાઠિયાવાડને પૂર્વ કિનારે હસ્તકવપ્ર-હસ્તવપ્ર,-હસ્તકપ્ર નામનું એક વિખ્યાત શહેર-બંદર—હતું. હાલમાં તેનું નામ હાથબ છે; અને તે હાલમાં ભાવનગર સ્ટેટને તાબે છે. તે ભાવનગરથી આશરે ૧૬ માઇલ દૂર સંડકને કાંઠે જ આવેલું નાનું અને હલકા લોકોની વધારે વસ્તીવાળું ગામ છે. ત્યાં ભાવનગરના મહારાજા સાહેબશ્રીનો હવાખાવાનો બંગલો છે. ત્યાંથી ખાડી બહુ જ નજીક છે.

ગ્રીકભૂગોળવેત્તાઓ અને ઇતિહાસકારોએ જેવા કે, પ્લીની, સ્ટ્રેબો, મેગેસ્થીનીસ, ટોલેમી-તેમના ગ્રંથોમાં હિંદ વિષે થોડીઘણી માહિતી આપેલી છે. 'પેરીપ્લસ ઑફ ધી ઇરીથ્રીઅન સી' નામનો ગ્રીક ભાષામા એક ગ્રથ છે. તેનો કર્તા અજ્ઞાત છે પણ તેનું ભાષાંતર થયુ છે. આ ગ્રંથ ટોલેમીએ લખેલા ગ્રથ જેટલો જ પુરાતન છે. ટોલેમીએ ભૃગુકચ્છ વિષે ઠીકઠીક લખ્યુ છે તેવો જ પેરીપ્લસમા પણ અસ્ટકપ્ર વિષે ઉલ્લેખ થયો છે. આ અસ્ટકપ્ર તે જ હસ્તકવપ્ર છે વગેરે વગેરે બાબતો ઉપર પાશ્ચાત્ય પંડિત ડૉ. ફ્લીટે એપીગ્રાફિકા ઇન્ડિકા વૉલ્યુમ ૧૧મા જે વિદ્વત્તાપૂર્ણ માહિતી આપી છે તે ખાસ વાંચવા જેવી છે. રા. રા. ગિરિજાશંકર આચાર્ય જણાવે છે કે કર્નલ યુલે પણ હાથબને ગ્રીક અસ્ટકપ્ર માનેલું છે. (જુઓ તેમનું ઉપર્યુક્ત પુસ્તક ૧ લુ, લેખ નં ૪૫) પેરીપ્લસનું આ કથન જ હાથબની પ્રાચીનતા સિદ્ધ કરવા માટે પૂરતું છે. સર વિન્સેંટ સ્મિથ તેમના હિંદના પ્રાચીન ઇતિહાસમાં લખે છે કે પેરીપ્લસના કર્તાએ ઇસ્વીસન પછીની પહેલી શતાબ્દિના અંતભાગમાં ભરૂચમાં ગ્રીક રાજાઓ એપોલોડોટોસ અને મીનાન્ડરના સિક્કાઓ જોયા હતા. (જુઓ પેરીપ્લસ ૪૭. હિંદનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૧૯૨, ૨૦૭), આ વાત, એ બતાવી આપે છે કે તે રાજાઓનું ભરૂચ તરફ ધ્યાન અચૂક ખેંચાયુ હતું. ઇતિહાસવેત્તાઓ કહે છે કે એપોલોડોટોસ અને મીનાન્ડરનું રાજ્ય ઉત્તરમાં પંજાબથી યમુનાતટ સુધી પહોંચ્યું હતું અહીં બતાવવામાં આવશે કે ભરૂચની જેમ અસ્ટકપ્ર-હસ્તકવપ્રથી પણ એપોલોડોટોસ આકર્ષાયો હોવો જોઇએ. તેજ પ્રદેશમાંથી પ્રાપ્ત થએલો એક ચાંદીનો નાનો પાવલી જેવો ગોળ સિક્કો છે. તેનું વજન આશરે ૩૦ ગ્રેન હશે. આગળના ભાગમાં જમણી બાજુ તરફ જોતી એપોલોડોટસની સુંદર અડધી આકૃતિ છે. આ આકૃતિ જોતાં તે રાજા બહુજ પ્રતિભાશાળી હશે એમ અનુમાન થાય છે. આકૃતિ બહુ જ કલાયુક્ત છે. આકૃતિની આજુબાજુમાં ગ્રીકભાષામાં અક્ષરો લખેલા છે. પાછળના ભાગમાં પેલાસ ( Pallas )એ જમણા હાથમાં વજ્ર લીધું છે; તેની

નીચે જ દંકશાળની નિશાની છે. ડાબા હાથમાં ઢાલ છે. પેલાસની આજુબાજુ જમણી બાજુથી શરૂ થતી ખરોષ્ઠી લિપિમાં (જુઓ મહામહોપાધ્યાય પંડિત રાયબહાદૂર ગૌરીશંકર હીરાચંદ ઓઝા કૃત ભારતીય પ્રાચીન લિપિમાલા પૃ. ૯૭ થી ૧૦૨.) પ્રાકૃતમાં લખ્યું છે महाराजस ध्रातारस अपलद्दतस.[1] ગુજરાત અને કાઠિયાવાડમાંથી ચિહ્નાંકિત સિક્કાઓ (Punch marked) મળ્યા નથી અને રા. રા. આચાર્યજીનું કહેવું એમ છે કે ગુજરાત અને કાઠિયાવાડમાંથી આ ઈન્ડોગ્રીક રાજાઓના પણ સિક્કાઓ પ્રાપ્ત થયા નથી (જુઓ સાતમી અખિલહિંદ પ્રાચ્યવિદ્યા પરિષદનો રીપોર્ટ અને તેમાં તેમનો લેખ નામે 'હિસ્ટરી ઑફ કૉઈનેજ ઈન ગુજરાત' પૃ. ૬૬૧), પણ આ લેખમાં જે નોંધ લેવામાં આવી છે તે,તો અસ્ટકપ્ર હસ્તક્વપ્રની બાજુમાંથી જ પ્રાપ્ત થએલા સિક્કા ઉપરથી છે એટલે જ પુરાતત્ત્વવિદોને આ બાબત વિચારવી ઘટે છે. વળી કુશાનવંશના રાજાઓના સિક્કાઓ અને લેખો ગુજરાત તથા કાઠિયાવાડમાંથી નથી મળ્યા એમ તેઓ તે જ લેખમાં આગળ જતાં લખે છે: પણ હાલમાં કતપુરે ગામ વિષે લોકોમાં દંતકથા ચાલે છે કે ત્યાં કનકાવતી —(અથવા એવું કોઈ બીજું ભળતું નામ) નગરી હતી અને કનિષ્કરાજાએ કાઠિયાવાડ આવ્યા પછી બંધાવી હતી. આ બાબત વિષે વધારે તપાસ તે સ્થળે કરવા જેવી છે. ગુજરાત અને કાઠિયાવાડના કિનારા ઉપરનાં શહેરોમાંથી ભૂમક રાજાના સિક્કા પ્રાપ્ત થયા છે. કાઠિયાવાડમાંથી ક્ષત્રપોના સિક્કાઓ મળેલા છે અને ભાવનગરની આજુબાજુમાંથી પણ પ્રાપ્ત થએલા છે. વળી ગુપ્તવંશના કુમારગુપ્ત, સ્કંદગુપ્ત વગેરેના સિક્કાઓ પણ ભાવનગરની આજુબાજુથી મળેલા છે. સ્વયં લેખકે હમણાં જ તે સ્થળમાંથી પ્રાપ્ત થએલા ગુપ્તવંશના બે સિક્કાઓ જોયા છે. તે કદમાં બહુ જ નાના છે અને આકારમાં ગોળ છે. ત્રાંબાની સાથે બીજી કોઈ ધાતુ મિશ્ર કરીને બનાવવામાં આવ્યા હશે એમ લાગે છે. તેમાંના એક ઉપર કુમારગુપ્તની જમણી બાજુએ જોતી આકૃતિ છે. પાછળના ભાગમાં વચ્ચે ગરુડ છે અને આજુબાજુ ગુપ્ત લિપિમાં લખ્યું છે: "परम भागवत महाराजाधिराजश्री कुमारगुप्त महेंद्रादित्यः" કુમારગુપ્તનો ઈ. સન પછી ૪૧૩–૪૪૫નો રાજ્યકાળનો સમય ઇતિહાસકારોએ નક્કી કર્યો છે. કુમારગુપ્ત સમુદ્રગુપ્તના જેવા જ 'અશ્વમેધ સિક્કાઓ' પડાવ્યા હતા. તેણે તેના પૂર્વજોએ ધનુષ્ધારી, ઘોડેસ્વાર, સિંહના શિકારનો દેખાવ, વગેરે આકૃતિઓવાળા સિક્કાઓ ચાલુ રાખ્યા હતા. તેણે વળી વાઘના શિકારનો દેખાવવાળા, તલવારવાળા, હાથીવાળા, વગેરે સિક્કાઓ ચલાવ્યા હતા.

ગુપ્તવંશ પછીથી વલભી વંશના સિક્કાઓ પણ કાઠિયાવાડના આ ભાગની આજુબાજુથી ઘણા મળ્યા છે. વળી વલભી વંશના કાઠિયાવાડમાંથી જે તામ્રપત્રો મળ્યાં છે તેમાંનાં ઘણાંમાં હાથબ વિષે ઉલ્લેખ છે. મોટા ભમોદરામાંથી મળેલા સંવત્ ૧૮૩=ઈ. સ. ૫૦૨ના દ્રોણસિંહના તામ્રપત્રમાં "हस्तवप्राहरण्यां... त्रिसगमकग्रामः" વગેરે લખ્યું છે. વળી ધ્રુવસેન ૧લાના સંવત્ ૨૦૬=ઈ. સ. ૫૨૫–૨૬ના પાલીતાણાના તામ્રપત્રમાં "हस्तवप्राहरण्यां

---

૧ જો કે શ્રી. આચાર્યે ઇન્ડોગ્રીક સિક્કાઓ ગુજરાત કાઠિયાવાડમાંથી નથી મળ્યા એમ લખ્યું છે એ ખરું છે, પણ મુંબઈ ગેઝીટીઅર (ગ્ર. ૧ ભા. ૧)ના ગુજરાતના ઇતિહાસમાં પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ ઇન્ડોગ્રીક સિક્કાઓ ખાસ કરીને એપોલોડોટાસના સિક્કાઓ કાઠિયાવાડમાંથી મળ્યા હોવાનું સ્પષ્ટ વિધાન કર્યું છે એટલું અહીં નોંધવું પ્રાપ્ત થાય છે. દુ. કે. શાસ્ત્રી

महक्कणाग्रामे" વગેરે વગેરે લખ્યું છે. વળી તેજ રાજાના સંવત્ ૨૦૭ના એક દાનપત્રમાં પણ "हस्तवप्राहरण्यां कुक्कटग्रामे" વગેરે વગેરે લખ્યું છે; વળી તે જ રાજાના સંવત્ ૨૦૭ના બીજા એક દાનપત્રમાં "हस्तवप्राहरण्यां...ज्येष्ठानकग्रामे" વગેરે વગેરે લખ્યું છે. તે જ રાજાના ત્રીજા એક સંવત્ ૨૦૭ના દાનપત્રમાં પણ "हस्तवप्राहरण्यां...हरियानकग्रामे" વગેરે. વગેરે લખ્યું છે. તેના જ સંવત્ ૨૧૦ના ચોથા દાનપત્રમાં "हस्तवप्राहरण्यां छेदकपद्रकग्रामे" વગેરે વગેરે લખ્યું છે. વળી પાલીતાણાના તે જ રાજાના સંવત્ ૨૧૦ના પાંચમા દાનપત્રમાં પણ "हस्तवप्राहरण्यां भक्करग्रामे" વગેરે, વગેરે લખ્યું છે. વળી તેના જ સંવત્ ૨૧૦ના છઠ્ઠા દાનપત્રમાં "हस्तवप्राहरण्यां मद्रेणिकाग्राम..." વગેરે લખ્યું છે. ધરસેન રાજાના સંવત્ ૨૫૯ના દાનપત્રમા પણ "हस्तवप्राहरण्यां महेश्वरदासेनकग्रामे" વગેરે વગેરે લખ્યુ છે. વળી ભાવનગરમાથી મળેલા સવત્ ૩૦૪ના ધરસેન રાજાના દાનપત્રમાં પણ હસ્તવપ્ર વિષે ઉલ્લેખ છે. (જુઓ રા રા. ગિરિજાશકર આચાર્યજી સંપાદિત ઉપર્યુક્ત સંગ્રહ ભા. ૧લો, લેખો નં ૧૬, ૧૭, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૫, ૪૫, ૬૧ વગેરે).

આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે વલભી વંશના રાજાઓના સમયમાં પણ હસ્તકવપ્ર એક પ્રખ્યાત શહેર હતુ. તે હસ્તકવપ્ર—આહરણીનું (જિલ્લાનું) મુખ્ય શહેર હતું. તે જ શહેરમા એક પ્રખ્યાત શિવાલય—નીલકંઠ મહાદેવનું મંદિર હતું કે જેને માટે ઉપર્યુક્ત ૧૯મા લેખમા નિર્દેશ કરવામા આવ્યો છે. હાલમા તે ગામમાં નીલકંઠ મહાદેવનું એક મંદિર છે. ત્યાના લિંગ ઉપર અલ્લાઉદ્દીન ખીલજીએ થૂંકો મારી હતી એમ ત્યાંના રહેનારાઓમા કિંવદન્તી ચાલુ છે; અને મુસાફરોને પણ શિવલિંગ ઉપરનો ખાડખચડો ભાગ તેની નિશાની તરીકે બતાવવામા આવે છે. આ વિષે આગળ આવશે આ શિવાલયની સામે જ અને બાજુમા પણ એમ બે મોટાં લિંગો છે. નીલકંઠ મહાદેવથી આશરે એકાદ માઇલ દૂર (પર્જન્ય દેવ) પણજાણીઆ મહાદેવનુ એક મોટુ લિંગ છે. ગામથી થોડે દૂર લોકો એક પુરાતનકાળની વાવને "ભુખી દેવીની વાવ" તરીકે ઓળખાવે છે. બીજી એક કાળા પથ્થરની વાવને "કાળી વાવ" અને એક વિશ્રામસ્થાનને "કાળી હાટડી" તરીકે ઓળખાવે છે. લોકો કહે છે કે ત્યા આગળ જૂની બજાર હતી વગેરે. હાથબથી થોડે દૂર (આશરે બે માઇલ) અને કોળીયાકથી પણ તેટલે જ દૂર બાડી અને પડવા ગામો તરફ જતાં એક નાની નદી છે (ગુદી, કોળીયાકના પાદરમાં અને હાથબથી જરા દૂર) ત્યાં એક પુસ્તો બાંધ્યો છે તે જ સ્થળે એક ઊંચી ભેખડ છે કે જેમાં નીચેથી બારીકીથી જોવાથી પુરાતની મોટી ઈંટોના પાયા, મોટાં માટલા, મોટી કોઠીઓ વગેરે જણાય છે. આ વસ્તુઓ ભેખડની ધાર ઉપર જ હોવાથી ઉપર જવા માટે લેખકે સાહસ કર્યું નથી પણ ફક્ત નીચેથી જ જોઈને સંતોષ માન્યો છે.

ગુજરાતના ચાલુક્યવંશ, ગુર્જરવંશ, રાષ્ટ્રકુટવંશ, ચૌલુક્યવંશ વગેરે વંશોના રાજાઓના સમયમાં હસ્તવપ્રની શું સ્થિતિ હશે તે વિષે લેખકને માહિતી મળી નથી. કદાચ દ્વિતીય પ્રવાસે સિક્કાઓ કે બીજા કોઈ અવશેષો વડે માહિતી મળે તેવો સંભવ છે. ગદૈયા પૈસા જે ઈ. સ. ની ૮થી ૧૧મી સતાબ્દિ સુધીમાં રજપુતાના, માળવા, ગુજરાતમાં ચાલુ હતા તે પણ ત્યાંથી મળી શકે તેમ છે.

હાથબમાંથી અને તેની આજુબાજુમાંથી પણ ગુજરાતના સ્વતંત્ર સુલ્તાનોના સિક્કાઓ મેળવી શકાય તેમ છે. ઝાફરખાનના પિતાએ ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો અને તેને ફીરોઝ તઘલખ તરફથી સારું માન મળ્યું હતું. ઈ. સ. ૧૩૯૧માં ઝાફરને ગુજરાતનો સુબો બનાવવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૩૯૮ની તૈમૂરની ચડાઈ પછી દિલ્હીના બાદશાહો સુબાઓને કાબુમાં રાખી શક્યા નહિ. ઈ. સ ૧૪૦૩ સુધી ઝાફરે બાદશાહની સાર્વભૌમ સત્તા માન્ય રાખી હતી, પણ ઈ. સ. ૧૪૦૭માં "સુલ્તાન મુઝફ્ફરશાહ ૧લો" એવું નામ ધારણ કરીને સ્વતંત્ર સુલ્તાન થયો. ઝાફરખાન પછી તેનો પૌત્ર અહમદશાહ ૧ લો સલ્તનતનો માલિક થયો. ગુજરાતના સ્વતંત્ર સુલ્તાનો પહેલાં ગુજરાતમાં દિલ્હીના બાદશાહના સિક્કાઓ ચાલતા હતા. અહીં એક બીજી દંતકથા (?) તરફ વાચકોનું ધ્યાન દોરાય તે ઈચ્છનીય છે. ગોહિલવાડના ભાટો અને ચારણોમાં એક વાત પ્રસિદ્ધ છે કે ગ્યાસુદ્દીન બલ્બન કે જેનો રાજ્યકાળ (૧૨૬૬-૧૨૮૬ ઈ. સ.) નો જણાવામાં આવ્યો છે તે પાલીતાણા સુધી આવ્યો હતો. માંડવગઢના (હાલના પાલીતાણા સ્ટેટના માંડવી ગામના) તેના સુબાઓ ઉપર તેને સંપૂર્ણ દાબ બેસાડવાની ઈચ્છા હતી તેથી જ તે ત્યાં આવ્યો હતો. તે કદાચ દરિયાકાંઠા તરફ—હાથબ તરફ—પણ ગયો હોય તેમ લેખક અનુમાન કરે છે કારણ કે તે સ્થળની આજુબાજુમાંથી એક સિક્કો મળેલો છે. તેનું વજન આશરે ૫૫ (?) ગ્રેન જેટલું હશે. આગલા ભાગમાં ગોળાકારમાં અરબી ભાષામાં "બલ્બન" એમ લખ્યું છે. તે ગોળાકારની આજુબાજુ નાગરી લિપિમાં श्री सुलताण ग्यासुदीन એમ લખ્યું છે. પાછળના ભાગમાં અરબી ભાષામાં "અસ્સુલ્તાન-ઉલ-આઝમ-ગ્યાસ-ઉદ્-દુનીઆવદ્દીન" એમ લખ્યું છે. વળી તેવી જ બીજી એક ઉપર્યુક્ત કિંવદન્તીને માટે અહીં ધ્યાન ખેંચું છું. ઉપર લખ્યું છે કે અલ્લાઉદ્દીન ખીલજીએ નીલકંઠ મહાદેવ ઉપર થૂંકો મારી હતી. આ કિંવદન્તી કદાચ ખરી હોય. લેખકે તે સ્થળની આસપાસથી મળેલા ત્રણ સિક્કાઓ જોયા છે તે ત્રણેય અલ્લાઉદ્દીન મહમદશાહ ખીલજીના છે. તેના રાજ્યકાળનો સમય (ઇ. સ. ૧૨૯૬-૧૩૧૬) છે.

ગુજરાતમાં સ્વતંત્ર સુલ્તાન થઈને નવા સિક્કાઓ પાડનાર ઝાફરનો દીકરો તાતારખાન હતો. તે સ્થળ આગળથી અહમદશાહ ૧ લાના (હિજરી સન ૮૧૩-૮૪૬) થોડા સિક્કાઓ જોયા છે તેમાંના અમુક ઉપર ૮૩૨, ૮૪૪, ૮૪૫ હિજરીસન છે. અહમદશાહ ૧લાની અહમદનગરની ટંકશાળ જાણીતી છે. ત્યાર પછી થએલા મુહમ્મદ ૨ જા (હિજરી ૮૪૬-૮૫૫) ના સમયના બે સિક્કાઓ પણ તે જ સ્થળની બાજુમાંથી મળેલા જોવામાં આવ્યા છે. તે સિક્કાઓ ઉપર ટંકશાળનું નામ નથી; લેખકને હિજરીસન પણ જડી નથી. ત્યાર પછીથી મહમૂદ ૧ લો (બેગડો) (હિજરીસન ૮૬૩-૯૧૭) થયો તેના ૧૧ સિક્કાઓ લેખકે જોયા છે કે જે તે જ સ્થળની આજુબાજુએથી જ પ્રાપ્ત થયા હતા) અને તેમાંના થોડા ઉપર ૮૮૩, ૮૮૭, ૯૦૦, ૯૦૭, ૯૦૮, ૯૧૨, એમ હિજરીસનો લેખકના જોવામાં આવી છે. મહમૂદ બેગડાની અમદાવાદ, મુસ્તફાબાદ, મુહમ્મદાબાદની ટંકશાળો જાણીતી છે. આ ઉપરાંત મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝીઅમમાં શ્રી આચાર્યજીના ગેલેરી આસિસ્ટન્ટ રા. સી. આર. સિંગ્હાલે હમણાં જ એક ટંકશાળનું નામ નવીન વાંચ્યું છે. તેમના કહેવા પ્રમાણે મહમૂદ ૧ લાએ દીવની ટંકશાળમાં પણ સિક્કાઓ પડાવ્યા હતા. (જુઓ તેમનો લેખ

નામે 'સમ ન્યુ મીન્ટ ટાઉન્સ ઑફ સુલતાન્સ ઑફ ગુજરાત, ન્યુ મીસ્મેટીક સપ્લીમેન્ટ નં. ૪૫. પ્લેટ નં. ૩૪.) સ્વયં લેખકે જે સ્થળના મહમૂદ ૧લાના સિક્કાઓ જોયા છે, તેમાં પણ દીવનું નામ વાંચી શકાય છે. દીવની ટકશાળને જાહેરમાં લાવવા માટે રા. સિંઘાલને ખરેખર ધન્યવાદ ઘટે છે. વાંચકોને ખબર હશે જ કે દીવ અને હાથબને (બન્ને દરિયાકાંઠે છે) બહુ અંતર નથી કદાચ તે સમયે દીવ અને હાથબ વચ્ચે દરિયામાર્ગે વેપાર ચાલુ હોય! ત્યાર પછી મુજફ્ફરશાહ ૨ જો (હિજરી સન ૯૧૭–૯૩૨) થયો તેનો ચાંદીનો એક સિક્કો લેખકે તે સ્થળની આજુબાજુએથી પ્રાપ્ત થએલો જોયો છે. તેના ઉપર હિજરી સન ૯૨૫ છે મુજફ્ફર ૨ જાની મુસ્તફાબાદ, મુહમ્મદાબાદની ટકશાળો જાણીતી છે પણ રા. સિંઘાલે હમણા જ બુરહાનપુરની ટકશાળનું નામ વાંચ્યું છે (જુઓ તેમનો ઉપર્યુક્ત લેખ) રા. સિંઘાલે તેમના કેટલોગમાં મુજફ્ફર ૨ જાના ચાંદીના સિક્કાઓમાં ૯૨૦, ૯૨૧, ૯૨૨, ૯૨૩, ૯૨૫, ૯૨૬, ૯૨૭, ૯૩૦ ૯૩૧, ૯૩૨, હિજરી સનો વાળા નોંધ્યા છે. (જુઓ તેમનો કેટેલોગ ઑફ ધી કોઈન્સ ઈન ધી પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝીઅમ ઑફ ઈન્ડીઆ; ધી સુલ્તાન્સ ઑફ ગુજરાત પૃ. ૬૫, ૬૬, ૬૭) આ લેખક જે ચાંદીનો સિક્કો મુજફ્ફર ૨ જાનો જોયો છે તેની જ નકલ કલકત્તાના ઇન્ડિયન મ્યુઝીઅમમાં છે પણ ફેર એટલો જ છે કે લેખકે જોએલા સિક્કામાં ૯૨૫ છે જ્યારે ઈ. મ્યુ. કે. નં. ૬૪ વાળા સિક્કામાં ૯૨૪ છે ટકશાળનું નામ બન્નેમાં જડતું નથી.

આ ઉપરાંત તે જ સ્થળે લેખકે મોગલસમ્રાટ અકબરનો ફુલુસ=પૈસા જોયા છે તેના ઉપર તેની જુલુસની સન છે. બીજા થોડા ઉપર ઇલાહી સન પણ છે. આ ઉપરાંત ઔરંગઝેબના ફુલુસ પણ લેખકે તે સ્થળની બાજુમાંથી મળેલા જોયા છે.

આ બધી વિગતો ઉપરથી એમ અનુમાન થાય છે કે હાથબ અનેક વર્ષો સુધી એક મોટા શહેર અને બંદર તરીકે પ્રખ્યાત રહ્યું હશે સંભવ છે કે તે પ્રખ્યાતિ કદાચ એકધારી ટકી શકી નહિ હોય, પણ એટલું તો ચોક્કસ છે કે મોગલોના સમય સુધી તે જાણીતું હોવું જ જોઈએ. આ લઘુ લેખ લખવામાં ઉપર્યુક્ત જે ગ્રંથો અને લેખોનો દૃષ્ટિપૂર્વક ઉપયોગ કરવામાં આવ્યો છે તે સર્વના વિદ્વાન સંપાદકો અને કર્તાઓનો ઉપકાર માનું છું. વળી મારા પરમ મિત્ર અને હિતેચ્છુ રા. રા. ગિરિજાશંકર આચાર્ય કે જેઓ ધી પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝીઅમના ક્યુરેટર છે તેમનો, અને તેમના મદદનીશ રા. રા. સિંઘાલનો ખાસ આભારી છું. ઇત્યલમ્ ।

# શેરથા ( તા. કલોલ પ્રાંત મહેસાણાની )ની આર્થિક તપાસ

## ( સને ૧૯૩૫ )

## ૪

[ અત્યાર સુધીના ત્રણ હપ્તામાં આપણે શેરથા ગામની આવકની વિગતો જોઇ અને કેટલા ટકાને નફો કે નુકશાન થાય છે અને તે કેવી રીતે તે જોયું. ત્યારબાદ ખર્ચની વિગતો એક પછી એક લીધી અને દરેક ખર્ચના સંબંધમાં શો સુધારો કરવા યોગ્ય છે અને થઈ શકે એવો છે તે જોયું. હવે કૌટુમ્બિક સિવાયના બીજા ખર્ચની વિગતો જોઇએ. ]

### કૌટુમ્બિક સિવાયનું ખર્ચ

**ઢોરનું ખર્ચ**

| | |
|---|---|
| કપાસિયા | રૂા. ૮૭૮૪–૦–૦ |
| ગવાર | ૩૩૧૮–૦–૦ |
| ઘાસ | ૨૦૭૯–૮–૦ |
| બીજું | ૧૮૫૮–૮–૦ |
| | રૂા. ૧૬૦૪૦–૦–૦ |

**ખેતીનું ખર્ચ**

| | |
|---|---|
| ખાતર | રૂા. ૪૧૦૫–૦–૦ |
| બી | ૭૯૮–૦–૦ |
| મજૂરી | ૧૧૪૧૨–૦–૦ |
| કોસ, વરત | ૩૦૭૬–૦–૦ |
| ઓજારો | ૧૦૯૭–૮–૦ |
| બીજું | ૧૨૬૦૪–૮–૦ |
| | રૂા. ૩૩૦૯૩–૦–૦ |

**એકંદર ખર્ચનું તારણ**

| | | (ટકા) |
|---|---|---|
| કૌટુમ્બિક ખર્ચ | રૂા. ૧૧૧૫૦૦ | ૪૯.૬ |
| ઢોરનું ખર્ચ | ૧૬૦૪૦ | ૭.૧ |
| ખેતીનું ખર્ચ | ૩૩૦૯૩ | ૧૪.૭ |
| વ્યાજ | ૧૫૧૦૦ | ૬.૭ |
| અવાર્ષિક ખેતીનું | ૧૧૧૦૦ | ૪.૯ |
| „ કુટુંબનું | ૩૮૧૬૭ | ૧૭.૦ |
| | રૂા. ૨૨૫૦૦૦ | ૧૦૦.૦ |

આગળ બતાવેલા કૌટુમ્બિક ખર્ચમાં ઢોરનું અને ખેતીનું ખર્ચ બતાવેલું તેમાં ફક્ત કુટુંબના માણસોના અંગનું ખર્ચ ગણ્યું છે. ખેતી કે ઢોરના ધંધાનું ખર્ચ નથી. નફાનુકશાનની ગણતરી કરવામાં આ બધુંય ખર્ચ ગણીને નફોનુકશાન આંક આવ્યો છે પરંતુ ત્યાં આ ખર્ચ જુદું બતાવ્યું નથી. આ બધું ખર્ચ ગણતાં જે વાં પરે તે જ નફોનુકશાન છે.

કુટુંબનું, વાર્ષિક અવાર્ષિક એકંદર ખર્ચ ગણતાં તેનો હિસ્સો કુલ ખર્ચમાં ⅓ થાય છે. બાકીનો ⅔ ઢોર અને ખેતી ખાતે રહે છે. અવાર્ષિક ખર્ચના ૧૭ ટકા જવા દઈએ તો પણ બાકીનું કુટુંબ ખર્ચ, એકંદર ખર્ચના અડધા કરતાં ઓછું નથી. વ્યાજનો બોજો પણ પ્રમાણમાં ઘણો વધારે છે.

### કપાસિયા

કપાસિયા બધા બહારગામથી આવે છે. ઘેર લોઢવાનું દાખલ થાય તો સારા કપાસિયા અને ઘી મળે. પણ અત્યારના ચરખા ઉપર રોજનું એક મણ પીલાય તે સગવડભર્યું નથી, એમ ખેડૂતો કહે છે. પચાસ સો મણ કપાસ પીલતાં પાર ન આવે અને મોસમ વીતી જાય. તેને બદલે રોજનું ૧૦ મણ પીલાય અને પગથી ચલાવી શકાય એવો ચરખામાં સુધારો થાય તો એવા ચરખા ચાલે અને કપાસિયા કાઢીને જ લોકો રૂ વેચે. આટલો સુધારો થઈ શકે તો ગામને બધા કપાસિયા લગભગ મફત પડે અને સારા મળે. લગભગ રૂ. ૮૦૦ના કપાસિયા આવતા બંધ થાય.

પણ અત્યારના ચરખા ઉપર પણ જિનની સરખામણીમાં બહુ ઓછું કામ ઊતરતું નથી. કપાસ બધો ઘેર લોઢવા માટે અનુકૂળતા ન હોય તો, મજૂરી આપીને હાથે લોઢાવે, તોપણ ખેડૂતને નુકશાન નથી તે નીચેનો હિસાબ બતાવે છે:

### ૧૦૦ મણ કપાસના આવક-ખર્ચનો હિસાબ

| | | |
|---|---|---|
| **કપાસ વેચવાથી આવક** | રૂ. | |
| ૧૦૦ મણ કપાસના દર રૂ. ૫ લેખે | ૫૦૦-૦-૦ | |
| દલાલી, ધરમાદા અને ખેંચામણ મણના ૦)=॥ × ૧૦૦ | ૧૫-૧૦-૦ | |
| | ૪૮૪-૬-૦ | |
| **રૂ વેચવાથી આવક** | | |
| ૩૮ મણ રૂના દર રૂ. ૧૨ લેખે | ૪૫૬-૦-૦ | |
| ૬૦ મણ કપાસિયા દર રૂ. ૧॥= | ૯૭-૮-૦ | |
| | ૫૫૩-૮-૦ | |
| **રૂ બનાવવાનું ખર્ચ** | | |
| ચરખે લોઢામણ ૦।×૧૦૦ | ૨૫-૦-૦ | |
| ચરખાનો ઘસારો ૦)૦॥×૧૦૦ | ૩-૨-૦ | |
| ખેંચામણ ૦)– × ૩૮ | ૨-૬-૦ | |
| દલાલી વગેરે ૦)= × ૩૮ | ૪-૧૨-૦ | |
| ધર્માદા ૦)૦। × ૩૮ | ૦-૯-૬ | ૫૦-૦-૦ |
| પાકી ગાંસડી બંધામણ | ૧૪-૦-૦ | |
| | ૪૯-૧૩-૬ | |
| | આશરે ૫૦-૦-૦ | |
| | | ૫૦૩-૮-૦ |

ઉપરના આંકડાઓમાં થોડો ઘણો ભાવમાં ફેર હોય તો પણ જે વધારો જણાય છે તે કદાચ ન રહે; પણ નુકશાન તો ન આવે. ઉપરાંત હાથે લોઢેલા રૂનો અને કપાસિયાનો બજારભાવ ગણ્યો છે તે કરતાં કંઈક વધારે ઊપજે. આ રીતે ગણતાં મણના ચાર આના ચરખા ઉપર લોઢાવવાની મજૂરી આપવાથી પણ બજારભાવે નુકશાન નથી. થોડું પોતે લોઢી લે કે પોતાના ગાડામાં માલ ખેંચી જાય તો બચત વધારે થાય.

ગામમાં કુલ ૧૫૦૦ વીઘાં કપાસની ખેતી છે. તેનો લગભગ ૧૨,૦૦૦ મણ કપાસ ઊતરે. કપાસની મોસમ ત્રણ માસ ચાલે. તે દરમિયાનમાં રોજનું ૧૫૦ મણ લોઢી શકાય તો જિનમાં લોઢાવવાની જરૂર ન પડે. ૨૦૦ ચરખા ચાલતા હોય તો આ કામ સહેજે થઈ શકે.

કપાસ જિનમાં લોઢાવે તો તેનું આવક–ખર્ચ નીચે પ્રમાણે આવે છે:—

આવક

| | | | |
|---|---|---|---|
| ૩૮ મણ રૂના દર રૂ. ૧૨ લેખે | | | રૂા. ૪૫૬–૦–૦ |
| ૬૦ મણ કપાસિયાના દર રૂ. ૧॥= | | | ૯૭–૮–૦ |
| | | | ૫૫૩–૮–૦ |

ખર્ચ

| | | | |
|---|---|---|---|
| જિનમાં લોઢામણ | ૦)≡ × ૧૦૦ | ૧૮–૧૨–૦ | |
| ખેંચામણ | ૦)– × ૧૦૦ | ૬–૪–૦ | |
| દલાલી વગેરે | ૦)= × ૩૮ | ૪–૧૨–૦ | ૪૪–૦–૦ |
| ધર્માદા | ૦)૦। × ૩૮ | ૦–૯–૬ | |
| પાકી ગાંસડી બંધામણ | | ૧૪–૦–૦ | |
| | | ૪૪–૫–૬ | |
| | | (આશરે ૪૪–૦–૦) | |
| | | | ૫૦૯–૮–૦ |

આ હિસાબ પ્રમાણે જિનમાં લોઢાવવાથી મજૂરીના ખર્ચમાં ખાસ ફેર પડતો નથી. આ ગામમાં સામાન્ય રીતે મજૂરીનો દર ચાર આનાથી વધુ નથી. ત્યારે લોકો ચરખા કેમ ચલાવતા નથી અથવા કપાસ વેચવાને બદલે રૂ કરીને કેમ વેચતા નથી તે વિચારવા જેવો પ્રશ્ન છે. આનાં મુખ્ય કારણો નીચે મુજબ જણાયાં છે:—

૧ કપાસ વેચે એટલે તુરત પૈસા હાથમાં આવે. રૂ કરીને વેચતાં સુધી રાહ જોવી ન પડે.

૨ રૂના ભાવ ઊતરી જાય તો નુકશાન થાય.

૩ એકલ દોકલ ખેડૂતને રૂ કરીને વેચવામાં ઘણી અગવડો છે.

૪ રૂ ભેગું કરીને વેચતાં સુધી અકસ્માતનો ભય રહે.

રૂ વેચવામાં નડતી ઉપર જણાવેલી મુશ્કેલીઓ દૂર થાય તે માટે, કપાસની પેઠે, ગામડાંમાંથી સીધું રૂ વેપારીઓ ખરીદે એવી સગવડ થવી જોઈએ અથવા ખેડૂતોએ એકત્ર થઈને આ વ્યવસ્થા હાથમાં લેવી જોઈએ. જોખમ ઓછું થાય અને યથાયોગ્ય કામ થઈ શકે એવી વ્યવસ્થા થવાની જરૂર છે.

આ ઉપરથી જણાય છે કે ગામમાં ૨૦૦ ચરખા ચાલે તો ગામનો કપાસ ગામમાં જ લોઢાવવાની વ્યવસ્થા થઈ શકે. લોકોને રોજના ચાર આના મજૂરીના આપી શકાય.

અત્યારના ચરખા ઉપર રોજનું ૧॥ મણ પણ પીલી શકાય છે. તે મુજબ જે વધારે પીલે તેને વધારે મજૂરી મળે. આ કામ હાલમાં નવું હોવાથી લોકો જલદી ઉપાડી લે નહિ. પરંતુ તે ચાલતી ધરેડમાં બંધ બેસે એવું છે. એટલે ચાલુ મજૂરીના દરે પૈસા મળે તો લોકો ઉપાડી લે. આ રીતે અત્યારના જમાનામાં મંચાની હરીફાઈમાં લોકોને મજૂરી આપવાનું આ ઘણું સારું સાધન છે તેથી લોકોને મજૂરી મળે તે ઉપરાંત ખેડૂતોને સારા કંપાસિયા મળે, કંઈક વધુ આવક થાય અને વ્યવસ્થા કરવાની કેળવણી પણ મળે. બરાબર વ્યવસ્થા થાય તો ફાલ ઊતરે તેમ એની વ્યવસ્થા થતી રહે. મોસમ વીતી જવાનો ભય રહે નહિ. તેથી અત્યારના સંજોગોમાં ખેડૂતો પોતાનાથી બને તેટલું પોતે પીલી લે અને બાકીનું મજૂરી આપીને હાથે પીલાવે તે ઇષ્ટ છે. ચરખો સુધારવાની આશા રાખી બેસવું તે કરતાં જે છે તેનો સારામાં સારો ઉપયોગ કરી લેવાથી અત્યારના સંજોગોમાં પણ ઘણો લાભ થાય તેમ છે. દળવા ખાંડવાના મંચાની સરખામણીમાં ઘંટી અને સાંબેલાની મજૂરી મોંઘી પડે છે, તેવું હાથચરખાના સબંધમાં બહુ નથી; એટલે ખેડૂતોએ, અત્યારના ચરખાનો ઉપયોગ કરી લેવો જોઈએ એનો ઉપયોગ કરવામાં બજારભાવે નુકસાન નથી એમ ઉપરનો હિસાબ બતાવે છે હા—એટલું ખરું કે છૂટાછવાયો ખેડૂત આ કરવા જાય તો ઘણી અગવડો પડે. ખેડૂતોએ કે ગામે સંગઠિત થઈને આ કામ ઉપાડી લેવું જોઈએ.

### ઢોર અને ખેતીનું ઇતર

ગવાર ગામમા થાય છે. ખૂટતો આશરે રૂ. ૩૦૦૦ નો બહારથી લાવવો પડે. ગાડાં ગામના સુથાર કરતા નથી તે ગેંજથી લાવે છે. કોસના અંદાજે વાર્ષિક રૂ. ૨૦૦૦ ગામના ચમારોને જ મળે છે ઓજારો ટીપાવવા માટે ઘણા બહારગામ જાય છે. ગામના લવારની કોઢમા સગવડ થાય તો કોઈ બહારગામ જવાનુ પસદ ન કરે. પણ જૂના કેટલાક કામ કરવાના રિવાજોને લીધે અરસપરસ મેળ ખાતો નથી. તેમાં સુધારો થાય તો બન્નેને સગવડ થાય.

### ખાતર

ઢોરનું ખાતર લોકો સંઘરે છે. પરતુ મનુષ્યના મળનો ખાતર તરીકે ઉપયોગ ઓછો થાય છે. ગામની વચ્ચેના સુંદર ચોકનો અડધો ભાગ તો આવા મળથી ગંદો જ રહે છે. કૂવા, તળાવ, ઉકરડા અને શૌચ સંબંધી એકંદરે સ્થિતિ બીજાં ગામોના જેવી સામાન્ય છે પણ આ ગામ બીજી કેટલીક બાબતોમાં આગળ છે તેમ ગામ પચાયત મારફત શૌચના પ્રશ્નનો નિકાલ કરે તો બીજાને દાખલો મળે. આજુબાજુનાં ખેતરોમાં ખાડા ખોદીને ફરતાં કાચાં જાજરુ રાખવાની વ્યવસ્થા કરે કે ગામ પંચાયત, છૂટી જમીનમાં ખાઈઓ ખોદાવીને કાચાં જાજરુ મૂકાવે. તેના ખાતરની દર વરસે હરાજી થાય તો ગામ પંચાયતને કંઈક આવક પણ થાય અને સરવાળે જાજરુ વગેરેનું ખરચ માથે ન પડે. આ દિશામાં પહેલ થાય તો અનુભવથી તેનો રસ્તો નીકળે.

## ખેડૂત સિવાયની કોમોની સ્થિતિ

### કુંભાર

૨૫ ઘર છે. રાંધવાનાં વાસણ અને ઘડા જેવાં વાસણ બનાવે છે. ઈંટાં પાડે છે. મોટાં વાસણ નથી બનાવતા, કારણ અહીંની માટી અનુકૂળ નથી. કાચી કોઠીઓ પહેલાં થતી પણ હવે નથી બનતી. એક ડોસી પહેલાં કરતાં. બીજાને આવડતું નથી. નવું કોઈ શીખ્યું નથી. નળિયાં, ઘરાકી હોય ત્યારે પાડે છે, પણ બહારના કારીગર બોલાવીને

પડાવે છે. અહીં કોઇને આવડતું નથી. નવું કોઈ શીખતું નથી. અહીંથી બહાર ઈંટો પાડવા મજૂરીએ જાય છે અને બહારના અહીં પણ આવે છે. અહીંના માણસો બહાર કામમાં ગોઠવાયા હોય એટલે તે જ કામ માટે બહારના માણસોને લાવવા પડે. બહાર એકધારું કામ થાય અને કામ કરે એટલે રોકડા પૈસા હાથમાં આવે એટલે બહાર ગયેલા માણસો કામ છોડીને આવે પણ નહિ. ઘણાખરાને થોડી થોડી ખેતી છે. ઢોર પણ રાખે છે. કેટલાંક ઘરો ચણવાનું કામ કરે છે.

ઈંટો પાડવા માટે સરકાર તરફથી નિયત થયેલી જમીન હતી તે હવે ખલાસ થઈ ગઈ છે તેથી ભાડે જમીન લઈ તેમાં ઈંટો પાડે છે.

માટીનાં વાસણ, દરેક ઘરની ચાલુ જરૂરિયાતની વસ્તુ હોઈ તે જો બધાં ગામમાં થાય તો લગભગ રૂ. ૧૦૦૦નો માલ ખપે. પરંતુ માટી અનુકૂળ નહિ હોવાથી તેનો ઉપાય નથી. નળિયાંનો વપરાશ ઘટ્યો છે તે વપરાશ ચાલુ રહે તો પણ, નથી આવડતું તે શીખીને તૈયાર થાય કે કેમ તે પ્રશ્ન છે. આવી સ્થિતિમાં નળિયાંની બનાવટમાં સુધારો કરીને પતરાંની ગરજ સારે એવી રીતે તૈયાર કરાવવાનો પ્રશ્ન વધારે મુશ્કેલ છે. છતાં કોઈ જગ્યાએ એનો નમૂનો નક્કી થાય તો ધીમે ધીમે પ્રયત્નપૂર્વક દાખલ કરી શકાય. આ લોકો પોતાની મેળે જલદીથી તો ઉપાડી ન જ લે. અહીંના કુંભારોને કામની બહુ તાણ નથી. ગામમાં નહિ તો બહારગામ અવારનવાર કામ મેળવી લે છે. નળિયાં, કોઠીઓ અને માટીનાં વાસણને બદલે અનુક્રમે પરદેશી પતરાં, ડબા અને ધાતુનાં વાસણ દાખલ થવાથી, આ કોમનાં આવકનાં સાધનોમાં મોટો કાપ મૂકાયો છે. છતાં ઈંટોનો ધંધો હજી ઊભો છે. ઘરોના બાંધકામને અંગે પણ કામ મળે છે એટલે અહીંના લોકોની કામ માટે બૂમ નથી. કોઠીઓ અને વાસણનો ધંધો તો અહીં મૂળથી જ મંદો છે.

### દરજી

૨ ઘર છે. ઘરાકીમાં વાર્ષિક દોઢથી બે મણ અનાજ મળે છે. ઉપરાંત સંચે શીવડાવે તો ઘરાક અર્ધી સિલાઈના પૈસા આપે. સાદાં કપડાં શીવી શકે છે. સુધરેલી ઢબનાં આવડતાં નથી, તેથી લોકો બહારગામ ઘણા શીવડાવે છે અને તેમાં લગભગ ૬૦૦ રૂપિયા જાય છે. તેમની પાસે જમીન નથી એટલે ઢોર રાખી શકતા નથી. સંચો રાખે છે તેને સુધારવાનું વાર્ષિક ખર્ચ આશરે પંદર રૂપિયા આવે છે.

બધા કારીગરોના ધંધામાં, નવા જમાનાની અસરથી દરજીને નુકશાન થયું નથી. તેમાં પરદેશની ને સંચાની હરીફાઈ નડી નથી. ઊલટું ફેશનને લીધે હોંશિયાર દરજીઓની કમાણી વધી છે. શીવવાના સંચામાં પૈસા પરદેશ જાય છે તે ખરું, પણ તે હાલ રોકી શકાય તેમ નથી. તેવા સંચા દેશમાં તૈયાર થવા જોઈએ. અહીંના દરજી નવું કામ શીખી લે તો વધારે કમાણી કરવા અવકાશ છે. તેમને થોડી જમીન હોય તો ઢોર રાખી શકે અને તેમને ઘીદૂધની મુશ્કેલી ન નડે. ગામડામાં જેમને જમીન છે તે જમીનના ખર્ચથી કંટાળે છે પરંતુ આવા કારીગર લોકોને થોડી જમીન હોય તો સગવડરૂપ છે.

### સુથાર

૮ ઘર છે. ઘરાકના બે મણ દાણા મળે છે. રોજીએ કામ મળે તો રોજનો રૂ. ૧½ મળે. રોજીએ કામ વરસમાં ત્રણેક માસ મળે. કેટલાક અવારનવાર બહારગામ કામ કરે છે.

સુથારીનાં ઓજારોમાં—કરસીનું પાનું, રંધાનું પાનું, કૂદ, હથોડી, ગિરમીટ, લોઢાનો

કાટખૂણો અને કરવતી પરદેશી દાખલ થયાં છે. વાંસલો, સારડી અને વીધણાં લુહારની બનાવટનાં વપરાય છે, તે અમદાવાદમાં બનાવે છે. લુહારની બનાવટનાં પાનાં ચાલે પણ વારંવાર ઘસવાં પડે. પરદેશી પાનાં તૂટી જાય તો સુધરતાં નથી. નકામાં જાય છે. પણ જલદી તૂટતાં નથી એટલે વાપરવામાં મોંઘાં નથી પડતાં અને કામ સારું થાય છે. બધે હવે એ જ વપરાય છે. ફરસીનું મોટું પાનું અહીં થતું નથી.

અહીંના સુથાર ગાડાં બનાવતા નથી. તે જો બનાવવાનું શીખી લે તો થોડી કાયમની આવક વધે. ગામમાં ૭૧ ગાડાં છે તેના કામમાથી વાર્ષિક લગભગ રૂ. ૩૦૦ મળી શકે.

## લુહાર

પરદેશી માલની હરીફાઈની અસર તળે આવેલા કારીગરોમાં લુહાર ખાસ ધ્યાન ખેંચે છે. પરદેશી તૈયાર લોખંડનો માલ દાખલ થવાથી લુહારની ધમણો લગભગ અટકી પડી છે. ચોમાસાનું પરચુરણ કામ કરીને આખું વરસ લગભગ કામ વગરના જ રહેવું પડે એવી સ્થિતિ છે. પહેલાં ૯ ઘર હતાં તેમાંથી અત્યારે ૧ ઘર કામ કરે છે. તેને પણ પૂરતું કામ મળતું નથી. બાકીનાં ઘરોવાળા મિલોમાં કે બીજે નોકરીઓ કરે છે. લુહારને વારસામાં મળેલી આવડતને લીધે તેઓ ઇજનેરી કામમાં જલદી પ્રવેશ કરી શકે છે એટલે તે કામમાં ઘણા ગોઠવાય છે પરતુ તેમનો મૂળ ધંધો તો મૃતપ્રાય સ્થિતિમાં છે. ઘરના બાંધકામને અંગેની અને બીજી સામાન્ય વપરાશની લગભગ બધી ચીજો તૈયાર કરવાનો ધંધો પડી ભાંગ્યો છે. લોઢાં ટીપાવવાનું કામ ચોમાસામાં ચાલે તે પણ ફરતાં લવારિયાં સસ્તું કરતાં હોવાથી, ઓછુ થયું છે આ કામ કરાવવાની ગામમાં સગવડ મળે તો લોકો ચોમાસામાં ચાલીને બહારગામ ન જ જાય. એટલે અરસપરસ સગવડ સાચવી લેવી જોઈએ.

લુહારને ઘરાકના બે મણ દાણા મળે છે. તેનાં ઓજારોમાં પરદેશી તત્ત્વ દાખલ થયું નથી.

લુહાર, કલાઈ અને રેણનું કામ પણ કરી શકે. તેમ જ નાના પાયા ઉપર ચપ્પુ, સૂડી, કાતર સારાં પાણીવાળાં તૈયાર કરે તો હરીફાઈમાં બહુ વાંધો ન આવે. દેશી અસ્ત્રાની તો કાયમની બૂમ છે. તેને સુધારીને વધારે અનુકૂળ નમૂનો તૈયાર થાય તો પ્રચાર થાય તેમ છે. આ જમાનામાં લોકો તરફથી ઉત્તેજન પણ મળે. શિથિલતા છોડીને કામકાજમાં ફેરફાર કરવા તૈયાર થાય તો ધંધામાં થોડી રાહત સહેજે મળે. આ કોમને બીજું નવું શું કામ આપી શકાય તે બાબતમાં વિશેષ વિચાર કરવાની જરૂર છે.

## ઘાંચી

૨ ઘર છે. તલ પોતાના પીલે છે. ડોળિયું, કણજિયું, રાયણિયું અને એરંડિયું કોઈ પીલાવે તો પીલે. ડબાનું સસ્તું લોકો માગે અને ઘાણીનું સારું પણ મોંઘું પડે એટલે પોતે ડબાનું તેલ, એરંડિયું પણ લાવીને વેચે છે. દુકાનોવાળા પણ ડબા લાવીને વેચે છે. કેટલુક ઉવારસદના ઘાંચીનું આવે છે. ભાવનગરી મગફળીનું તેલ દાખલ થયા પછી ચોખ્ખા તેલનો વપરાશ ઘણો ઘટી ગયો છે. જુદી જુદી જાતના કામને અંગે ઘાણીની ખરાજાત ઓછીવત્તી પડે છે. પોતાનો માલ લાવીને પીલે તે કરતાં મજૂરીથી પીલી આપવામાં સુગમતા વધારે છે. જૂનાં કુલ્લાંને બદલે પતરાંના ડબા દાખલ થયા, તે સિવાય આ ધંધામાં પરદેશી તત્ત્વ દાખલ થયું નથી. ખોળ વેપારીઓ લઈ જાય છે. ઘણો ઢોરને ખવડાવામાં વપરાય છે.

લોકો એરંડા અને તલ પીલાવે તથા ડબાના હલકા તેલને બદલે ચોખ્ખું તેલ વાપરવાનું સમજે તો ઘાંચીનું કામ બરાબર ચાલે. અત્યારે એ તલ પીલે છે પણ તે તેલનો ઉત્પાદક

રહેવાને બદલે, તેલનો વેપારી થતો જાય છે. એરંડિયાનો તો એ વેપારી જ થઈ ગયો છે. મગફળી ઘાણીમાં પીલી શકાતી નથી એટલે તે પીલવાનું કામ ઘાંચી કરી શકે તેમ નથી. કણુજિયું, લીંબોળિયું, ડોળિયું, રાયણિયું અને કોપરેલ પીલવાનો ધંધો વધે તો કામમાં પૂર્તિ થાય. ડોળિયું સાબુમાં ઘણું વપરાય છે પણ ડોળો આ તરફ બહુ મળતી નથી અને તે પીલવામાં માણસ તથા બળદને ઘણું જોર પડે છે. એકંદરે જોતાં તેલ એકલાનો જ ધંધો મિલના માલની હરીફાઈમાં ઘાંચી માટે ઉત્તમ છે. લોકો સારા તેલની કદર કરતા થાય અને ઘાંચી ટૂંકી વેપારી દૃષ્ટિ ન રાખતાં પોતાના માલની શાખ જમાવવાની દૃષ્ટિ રાખે તો આ ફેરફાર મુશ્કેલ નથી. ઘાંચીને જો પોતાનો ભાંગતો ધંધો ટકાવી રાખવો હોય તો કોઈ ઘાંચીને ત્યાં ડબાનું તેલ ન જ વેચાય એવો એ કોમ તરફથી સાર્વત્રિક નિયમ થવો જોઈએ.

### ભંગી

૨૦ ઘર છે. ગામની સાફસુફીનું અને ટોપલા તથા ઉદાણીઓ કરવાનું કામ કરે છે. ચોમાસામાં ખેતરોમાં મજૂરી કરે છે. સાફસુફી પેટે બધાની વચ્ચે સરકારી ૪ વીઘાં જમીન છે. ઉપરાંત માસિક રૂ. ૧૫ રોકડા મળે છે. જમીનનું પૂરું મહેસૂલ ભરે છે. તેઓ ટોપલાનું કામ કરે છે અને તે સારું ચાલે છે. ગામની ટોપલાની જરૂરિયાત પૂરી પાડવા ઉપરાંત અમદાવાદ, લીંબાસણ, અને આજુબાજુનાં ગામડાંમાં જઈને વેચી આવે છે. ગામમાં કુટુંબદીઠ તેર આનાના દરવરસે ખપે છે. દશેક વરસ પહેલાં ઘરદીઠ ૧૦ શેર દાણા, સાફસુફીના કામ માટે મળતા તે હવે મળતા નથી. 'સરકારી પગાર ખાય છે' એમ કહી લોકોએ આપવા બંધ કર્યા છે.

### રબારી

૯ ઘર છે. ઢોર ચારવાનો અને ઉછેરવાનો મૂળ ધંધો કરે છે. ઢોર ચારવા માટે ગોચરની મુશ્કેલી વધી છે એટલે ઢોર ઓછાં રાખે છે. બધાંનાં મળી ૪૬ ગાયો, ૮ ભેંસો, ૬૯ બકરાં અને ૪ ઘેટાં છે. ઘી વેપારી લઈ જાય છે અથવા બૈરાં, અમદાવાદ પોળોમાં જઈને વેચી આવે છે. દૂધ ચોમાસા સિવાય ભરતા નથી. ચોખ્ખું ગાયનું ઘી જુદું કરતાં નથી કારણ જુદું વલોવવાની મુશ્કેલી પડે અને જુદું ખાસ કોઈ લેતા નથી. ભેંસો વધારે રાખતા નથી કારણકે ગાયો ગમે ત્યાં ચરી ખાય પરંતુ ભેંસોને ઘેર ખવડાવવું પડે. તેઓ વધારે ઢોર રાખે છે પરંતુ આખલો કે પાડો રાખતા નથી, તેમ બળદ કરતા નથી.

ગોચરની મુશ્કેલી એ દરેક ગામનો સામાન્ય પ્રશ્ન છે. તેનો ઉકેલ આવ્યા વિના રબારીનો ધંધો પહેલાંની માફક ચાલે તેમ નથી. પણ કેટલાક સુધારા તો તેઓ જાતે કરી શકે એવા છે. ખાતર ખાડામાં સારી રીતે સંઘરે, સારા સાંઢ રાખે, અને રેલ્લા ઉછેરે તથા ચોખ્ખા ઘીદૂધની શાખ જમાવે તો અત્યારની સ્થિતિમાં જ કમાણીમાં થોડો વધારો કરી શકે. પણ તેઓ પણ બીજા લોકોની પેઠે ફેરફાર નહિ કરવાના રોગથી પીડાય છે. રેલ્લા ઉછેરવામાં અધર્મ સમજે છે અને બીજું ઉપાડી લેવાની વૃત્તિ નથી.

### રાવળ

૧૦ ઘર છે. શાકભાજી વેચવાનું અને માલ ખેંચવાનું કામ કરે છે. ઢોલ પણ વગાડે છે. ગધેડાં અને ઊંટ રાખે છે. શાકભાજીની કોઈને વાડી નથી. વ્યાજે પૈસા લાવી રોકડેથી

શાકભાજી લાવીને વેચે છે એટલે એ ધંધામાં કસ નથી. શાકભાજી દાણાને બદલે વેચે, જે દાણા આવે તેમાંથી ખાય અને વધારાના વેચીને ફેવામાં ભરે. રોકડા પૈસા લેવા જતાં, પાંત્રીસ ટકા જેટલા વ્યાજના બોજામાં ફસાય અને અનાજ વેચવા જતાં ઓછો ભાવ ઊપજે; એટલે ન છૂટકે આ ધંધો કરે છે. માલ ખેંચવાનો ધંધો, મોટર થયા પછી ચાર આની રહ્યો છે. નવું કામ મળતું નથી તેમની પાસે જમીન નથી અને દૂઝણાં ઢોર પણ નથી. તેમને માટે પરચૂરણ મજૂરી સિવાય બીજો ધંધો રહેતો નથી તેઓ બીજું કયું કામ ઉપાડી શકે તેનો વધુ વિચાર થવો જોઈએ.

## વાળંદ

૪ ઘર છે. ઘરાકના વરસે ૧ મણ દાણા મળે છે. અહીં વપરાતાં સાધનોમાં સંચો, કાતર અને કાસકો પરદેશી દાખલ થયા છે સાબુનો ઉપયોગ કરતા નથી, અને પેથાપુર, કડી કે અમદાવાદના દેશી અસ્ત્રા વાપરે છે. તે અસ્ત્રાની કિંમત ફક્ત ચાર આના છે પણ પંદર પંદર દિવસે એક આનો આપીને ઉતરાવવો પડે. કામ પહેલાંની માફક મળે છે, પરંતુ સંચા વગેરેનું ખર્ચ વધ્યા છતાં આવકમાં વધારો થયો નથી. જમાનાની જરૂરિયાતો વધી છતાં આવક એની એ રહી. દાણા પૂરતા મળે છે એટલે ખાવાનું દુઃખ નથી જે ચીજો રોકડેથી લાવવી પડે તેમાં પૈસાની અગવડ પડે. ઘરાકનું આવેલું અનાજ વેચીને રોકડા પૈસા કરી લે. અવારનવાર શહેરોમાં કામે જાય અને કમાઈ લાવે તેનો પણ ઉમેરો થાય. દરેક ઘરને થોડી પોતાની જમીન છે અને ઢોર રાખે છે.

## મોચી

૩ ઘર છે. મોટે ભાગે ગામના ચમારનાં ચામડાંમાંથી જોડા શીવે છે. સચો, ફૂદડીઓ, કાલબૂટ, હથોડી અને પકડ પરદેશી વાપરે છે. ગામમાં હાથે શીવેલા જોડા જ મોટે ભાગે વપરાય છે. બહાર ગામ કામ બહુ જતુ નથી એટલે કામની ફરિયાદ નથી. સચા સમારકામમાં વરસે રૂ. ૨૫ લગભગ જાય છે. સચામાં અને કાલબૂટમાં મૂડી રોકવી પડે છે. ચામડાના કચરાનો કંઈ ઉપયોગ થતો નથી.

મોચીની અત્યારે જેવી સ્થિતિ છે તેવી સ્થિતિ ગામડાંમાં પહેલાં લગભગ બધા કારીગરોની હતી, એમ કહી શકાય. તે વખતમાં કારીગરોને કામ મળતું અને હરીફાઈની ધમાલ વિના પ્રમાણિકપણે મજૂરી કરી શકતા. તીવ્ર હરીફાઈ નહિ, તેમ પૈસાના ઢગલા કરવાનો અવકાશ નહિ. હવેલાં ન કરી શકે પણ સામાન્ય રીતે ખાધેપીધે સુખી રહે. મૂડીદારો અને ઝવલેણ હરીફાઈનો અભાવ હતો. અત્યારના યુગમાં તો મારો પાડોશી મારા પર ચઢી બેસશે એવી હંમેશાં બીક રહે છે હું પાછળ તો નહિ પડી જઉં એવો વિચાર કરવો પડે છે. અને તેથી પોતાની સુખ અને શાંતિને ભોગે, ખાવાપીવાને માટે પણ ફાંફાં મારવાં પડે છે, કેટલાકને આખા દિવસમાં બહુ જ ઓછું કામ હોય છે; કેટલાક ખાઈ ખાઈ ને રોગ જ વધારે છે, ત્યારે કેટલાકનું મજૂરી કરવા છતાં પૂરું પેટ ભરાતું નથી. પહેલાંની ગ્રામ વ્યવસ્થામાં આવું દુઃખ નહોતું.

[ચાલુ]

વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
ઝવેરભાઈ પુરુષોત્તમદાસ પટેલ

# ભારતીય ખગોળશાસ્ત્રનું સંશોધન

હરિહર ભટ્ટ

ભારતીય ખગોળશાસ્ત્રનું સંશોધન કેટલું મહત્ત્વનું છે તે બતાવવા મેં ગયા લેખમાં પ્રયત્ન કર્યો છે. હવે આ સંશોધન કઈ રીતે થઈ શકે તે બતાવવા આ લેખમાં પ્રયત્ન કરીશ.

આ સંશોધનના બે ભાગ છે:—(૧) ભારતીય નક્ષત્રચક્રના આરંભસ્થાનનો નિર્ણય; (૨) આકાશીય પદાર્થોના પ્રત્યક્ષ સ્થાન સાથે સૂક્ષ્મ રીતે મળી રહે એવાં ગણિતવાળાં પુસ્તકની રચના.

આમાંથી (૧) ની ચર્ચા ખૂબ લંબાણવાળી હોવાથી તેને પછીથી લઈશું. (૨) ની ચર્ચા ખૂબ ટૂંકી હોવાથી પહેલી લઈએ. સૂક્ષ્મ ગણિતનાં પુસ્તકો આપણામાં અંગ્રેજી શિક્ષણનો પ્રચાર થયો ત્યાર પછી એટલે છેલ્લાં ૭૫ વર્ષમાં જ થયાં છે, પણ તેટલા વખતમાં આ દિશામાં સંતોષકારક કામ થયું છે. મુખ્ય મુખ્ય ગ્રંથકારો અને તેમના ગ્રંથો નીચે પ્રમાણે છે:—

(૧) આ પ્રવૃત્તિના આદિપુરુષ, લો. મા. તિલક મહારાજના ગણિતગુરુ અને ડેક્કન કૉલેજના ગણિતના પ્રોફેસર સ્વ૦ કેરોપંત છત્રેનું બનાવેલું 'ગ્રહસાધન કોષ્ટક.' નામનું પુસ્તક એ આ દિશામાં પ્રથમ પ્રયાસ હતો.

(૨) સ્વ૦ વ્યંકટેશ બાપુજી કેતકરનાં બનાવેલાં 'જ્યોતિર્ગણિત,' 'કેતકી,' 'મરાઠી ગ્રહગણિત' અને 'નક્ષત્રવિજ્ઞાન.'

(૩) શ્રી. કેશવ લક્ષ્મણ દફ્તરી કૃત 'કરણકલ્પલતા' અને 'પંચાંગચંદ્રિકા.'

(૪) સ્વ. ગોવિંદ સદાશિવ આપ્ટે કૃત 'સર્વાનન્દકરણ' અને 'પંચાંગ ચિંતામણિ.'

(૫) શ્રી. શિવરામ ગણપતરાવ પવાર કૃત 'કરણકૌમુદી.'

આ ગ્રંથકારોનાં બીજાં પુસ્તકો પણ છે અને આ ઉપરાંત બીજા ગ્રંથકારો પણ છે; અત્ર થોડાં મુખ્ય પુસ્તકોનાં નામ ઉપર આપ્યાં છે. આમાંથી કોઈ પણ પુસ્તકની મદદથી સૂક્ષ્મ ગણિત કરી શકાશે અને તે આકાશ સાથે બરાબર મળી રહેશે. ગુજરાતી ભાષામાં આ દિશામાં અત્યાર સુધી પ્રયત્ન થયો નહોતો, પણ છેલ્લાં ચારપાંચ વર્ષથી 'ખગોળગણિત' નામે પુસ્તક છપાવવું મેં શરૂ કર્યું છે અને તેના ચાર ભાગ છપાઈ ગયા છે. કુલ દસ ભાગમાં આ પુસ્તક પૂરું થશે અને તેમ થતાં પાંચછ વર્ષ બીજાં લાગશે. આ પુસ્તકની મદદથી પણ આકાશ સાથે બરાબર મળી રહેતું ગણિત કરી શકાશે.

આમ, જો આપણા નક્ષત્રચક્રના આરંભસ્થાનબિંદુનો નિર્ણય થાય, તો તે બિંદુથી O અંશ ગણીને ઉપરના કોઈ પણ પુસ્તકના ગણિતથી આકાશ સાથે બરાબર મળી રહેતું પંચાંગ આપણે બનાવી શકીએ અને એ રીતે ભારતીય ખગોળગણિતનું સંશોધન સંપૂર્ણ થાય.




મુરબ્બી શ્રી તંત્રીજી,

'પ્રસ્થાન'ના માગશરના અંકમાં છપાયેલું ભાઈશ્રી પદ્મકાન્ત ર. શાહનું વિજ્ઞાન વિષયક ચર્ચાપત્ર વિજ્ઞાનમાં રસ લેતા બધા જ ગુજરાતી ભાઈઓ માટે ઉપયોગી છે એમ મારું માનવું છે. જર્મન, ફ્રેંચ, રશિયન, ઇંગ્લિશ, સ્પેનિશ, જાપાનિસ, અમેરિકન વગેરે પ્રજાઓ અત્યારે વિજ્ઞાનમાં આટલી બધી આગળ વધી ગઈ છે તેમાં મુખ્ય ફાળો તે દરેક પ્રજાની સ્વભાષામાં થોકબંધ પ્રકટ થતા વૈજ્ઞાનિક સાહિત્યનો જ છે. હિંદમાં આની અછત હોવાથી વિજ્ઞાનની દોડમાં હિંદ પચ્છાત રહી ગયું છે.

એક બાજુ રસાયણ, વૈદક, ભૂસ્તર, જ્યોતિષ, ખગોળ, ગણિત, ભૂમિતિ, બીજગણિત વગેરે શાસ્ત્રોનું અવિકસિત દશાવાળું વૈજ્ઞાનિક સાહિત્ય આપણા સંસ્કૃત ગ્રંથોમાં પડી રહ્યું છે અને બીજી બાજુએ સોળે કળાએ ખીલી ઊઠેલા વિજ્ઞાનનું થોકબંધ સાહિત્ય પરદેશી ભાષાઓમાં વધે જાય છે. એક સામાન્ય ગુજરાતી આ બન્નેની વચમાં ઊભો છે. નથી તે ફરીને સંસ્કૃત ગ્રંથોમાંથી કંઈ સમજી શકતો કે નથી તે પરદેશના કૂદકે ને ભૂસકે વધતા જતા વિજ્ઞાનનો પરિચય સાધી શકતો. તેવી સ્થિતિમાં પાછા કેટલાક આગ્રહી ગુરુઓ સ્વભાષાને એટલી હદ સુધી ચોંટી રહેવાના મતના છે કે પરભાષાનો એક પણ શબ્દ ગુજરાતીમાં વાપરવો એ અસંસ્કારિતાની નિશાની છે એમ માનતા મનાવતા ફરે છે. પરિણામ એ આવે છે કે જે જમાનામાં વિજ્ઞાનનું અજ્ઞાન વધારે વખત નભી શકે તેમ નથી, જે જમાનામાં વિજ્ઞાનનું અજ્ઞાન રાષ્ટ્રના આર્થિક વિકાસમાં પણ નડતરરૂપ થાય છે, તે જ જમાનામાં આપણે વેપાર પ્રિય ગુજરાતીઓ વિજ્ઞાનની પ્રગતિથી ખૂબ જ અજાણ રહી જઈએ છીએ.

આ સ્થિતિ ટાળવા સ્વભાષામાં લોકભોગ્ય વૈજ્ઞાનિક સાહિત્ય લખાવાની જરૂર ઘણાને જણાવા લાગી છે, છતાં તેવી જાતના સાહિત્યસર્જનને ઉત્તેજન મળે તેવા ખાસ પ્રયત્નો થયા જાણવામાં નથી. ભાઈશ્રી પદ્મકાન્ત શાહે સૂચવ્યું તેવું વિજ્ઞાનનું મુખપત્ર—માસિક કે ત્રિમાસિક—ગુજરાતી ભાષામાં વ્યવસ્થિત રીતે નીકળે તે તરફ કોઈ સાહિત્યપ્રિયે લક્ષ દોરાવ્યું નથી જણાતું. શ્રી. ગલિયારા જેવા ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ વાંચ્છનારા તેમજ કાવ્યો, નવલકથાઓ, ટૂંકી વાર્તાઓ, નિબંધો વગેરે સાહિત્યના અંગો માટે ઇનામો જાહેર કરનાર અનેક ગૃહસ્થો અને સંસ્થાઓ ગુજરાતમાં હોવા છતાં વૈજ્ઞાનિક સાહિત્ય શા માટે સારા પ્રમાણમાં બહાર નથી આવતું એ એક પ્રશ્ન છે.

જવાબ એ જ હોઈ શકે કે એક તો વૈજ્ઞાનિક સાહિત્યને જોઈએ તેવું ઉત્તેજન મળતું નથી. મોટા સાહિત્યકારોને વૈજ્ઞાનિક સાહિત્ય અને એક ભાષાંતર કરેલી વાર્તામાં લાંબો મૂલ્યભેદ નથી જણાતો, કારણ કે તેમને તેવી જાતના સાહિત્યને સ્વભાષામાં લોકભોગ્ય શૈલીમાં ઉતારવાની મુશ્કેલીઓનો ખ્યાલ હોતો નથી, અને તેથી તેઓ વૈજ્ઞાનિક સાહિત્ય પ્રત્યે ઉદાસીનતા સેવે છે. બીજુ કારણ એ છે કે વિજ્ઞાનની યોગ્ય પરિભાષા હજી ગુજરાતીમાં રચાઈ નથી. વિજ્ઞાનની પરિભાષાની મુશ્કેલી ભાઈ પદ્મકાન્તે ગુજરાતના સાહિત્યકારોના ચરણે સચોટ રીતે રજૂ કરી છે. તે બધા જો એ વિષય ઉપર ધ્યાન આપે તો વિજ્ઞાનના સાહિત્યને ઝડપભેર સ્વભાષામાં ઉતારવાનું કામ ઘણું હળવું થઈ જાય. પરંતુ મારે સખેદ જણાવવું પડે છે કે મોટા મોટા કવિઓ, વાર્તાકારો અને નવલકથાકારોની નજર આ દિશામાં પહોંચી જ નથી. તેઓ કાં તો આ કાર્યને અધરું ગણે છે અથવા તો બીનજરૂરી ગણે છે, અને તેથી વિજ્ઞાનની સ્વભાષાના સાહિત્યમાં ખરી કદર થઈ શકતી નથી.

પ્રો. ટી કે. ગજ્જર જેવા કોઈક વીરલ મહાપુરુષે પરિભાષાની મુશ્કેલી ટાળવા તરફ લક્ષ દોડાવ્યું હશે પરંતુ સંસ્કૃતમય, ભદ્રભદ્રીય જડબાતોડ શબ્દો શોધ્યા ન શોધ્યાં બરોબર જ છે કારણ કે લોકભોગ્ય બનાવવા માટે તે બધા શબ્દો ફરીથી રચવાનું કામ ઊભું જ રહે છે.

અને આવા ભદ્રભદ્રીય શબ્દો કરતા તો રૂઢ થતા જતા મૂળ અંગ્રેજી શબ્દો જ વધારે પ્રિય નીવડવા સંભવ છે. પણ સંસ્કારિતાના ચૂસ્ત હિમાયતીઓને એવા શબ્દો પ્રત્યે દ્વેષ હોય છે. તેઓ પરદેશી શબ્દો નિભાવી લેતા અચકાય છે અને પોતે સહેલા શબ્દો બનાવતા પાછા હઠે છે. તો પછી શુ ગુજરાની સાહિત્યે હજી પણ વૈજ્ઞાનિક સાહિત્ય વગર કંગાલ જ રહેવું ?

મારો તો નમ્ર અભિપ્રાય છે કે મારીમચોડીને સંસ્કૃતમય પરિભાષા રચવાની વ્યર્થ ભાંજગડમા ઊતરવા કરતાં મૂળ અંગ્રેજી શબ્દોને જ ગુજરાતીમા રૂઢ કરી દઈ કામ ચલાવવું જોઈએ. અને કયા શબ્દોને રૂઢ કરવા અને કયાને ન કરવા, તેનો નિર્ણય કરવા નિષ્ણાત સાહિત્યકારોની અને વૈજ્ઞાનિકોની એક ખાસ સમિતિ નીમવી જોઈએ જેમાં એક જ અર્થના અનેક શબ્દોમાંથી વિજ્ઞાનને અનુરૂપ એવો એક જ શબ્દ સ્વીકારી વૈજ્ઞાનિક શબ્દોનો એક પ્રમાણભૂત કોશ કરવાની જરૂર છે. જેવી રીતે પૂ. કાકાસાહેબે અથાગ પરિશ્રમ લઈને સર્વમાન્ય થઈ શકે તેવી જોડણીવાળો શબ્દકોશ ગુજરાત સમક્ષ રજૂ કર્યો છે તેવી રીતે વૈજ્ઞાનિક શબ્દોને પણ ગુજરાતીમાં એકત્ર કરી તેને પ્રકટ કરવાની જરૂર છે. નહિ તો પછી અંગ્રેજી શબ્દો જ ચાલુ કરવા જોઈએ.

ટૂંકી સંજ્ઞાઓ પણ અંગ્રેજી પદ્ધતિ ઉપર જ રચી શકાય તેમ છે. પાણી બે અણુ હાઈડ્રોજન અને એક અણુ ઑક્સિજનનું બનેલું હોવાથી ટૂંકમાં $H_2O$ એમ લખી શકાય છે. તેને ગુજરાતીમાં હા₂ઑ એમ લખી શકાય. રેતી એક અણુ સીલીકોન અને બે અણુ ઑક્સિજનની બનેલી છે તો તેને $SiO_2$ એમ લખાય છે તેવી જ રીતે ગુજરાતીમાં સીઑ₂ એમ લખી શકાય. ટેવાઈ ગયા પછી વિચિત્ર લાગવા સંભવ નથી. અલબત્ત આમાં હાઈડ્રોજન, ઑક્સિજન કે સીલીકોન માટે હા, ઑ, સી જેવી ટૂંકી સંજ્ઞાઓ નક્કી કરવામાં બહુ ચોકસાઈની જરૂર છે કારણ કે ગંધક, પારો, ચાંદી, ત્રાંબુ, લોખંડ, સુવર્ણ, કલાઈ,

જસત, કે સીસું જેવા કેટલાક રૂઢ થઈ ગયેલા ગુજરાતી શબ્દોને બદલવાની જરૂર નથી અને આયોડીન, બ્રોમીન, ક્લોરીન, સોડિયમ, પોટાશિયમ, મેગ્નેશિયમ, નીકલ, ફોસ્ફરસ, ક્રોમીઅમ, એલ્યુમિનિયમ વગેરે અસંખ્ય રૂઢ થતા જતા અંગ્રેજી શબ્દોને સંસ્કૃતમય બનાવવાનો પ્રયત્ન કરવાથી જબરો ઘોટાળો થઈ જવા સંભવ છે. અને તેમાં ખાસ કરીને સેન્દ્રિય રસાયણશાસ્ત્ર (Organic Chemistry) તો એટલું બધું વિકાસ પામ્યું છે કે મીથેન, બેન્ઝીન, ટોલ્યુઈન, એસેટીક એસીડ, ઈથર વગેરે સાદા શબ્દોથી માંડીને બીટા બીટા ડાય મ્યુટારીક ૬ પ્રોપીઓનીક ૩ : ૪ ડાય એથોક્સી નેપ્થોલ સલ્ફોનીક એસીડ જેવા લાખો લાંબા શબ્દો વધી ગયા છે. આ બધાને ગુજરાતીમાં ઉતારવા જતાં સમય અને શ્રમ વ્યર્થ જવાનો સંભવ છે. તે કરતાં તેમને તેવી જ રીતે રૂઢ કરવામાં આવે તો શું ખોટું છે?

'કૌમુદી'ના ગયા વર્ષના દિવાળી અંકમાં શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રીએ વિજ્ઞાનના વિદ્યાર્થીઓને સ્વભાષાવિમુખ કહીને એક મોટો અન્યાય કર્યો છે કારણ કે તેઓએ વિચાર કર્યો નથી કે શા માટે તેમને સ્વભાષાવિમુખ બનવું પડ્યું છે. પરિભાષાનો પ્રશ્ન એક બે દાખલા ટાંકી તેમણે સહેલો દેખાડવા પ્રયત્ન કર્યો છે, પરન્તુ જો તેમજ હોત તો વિજ્ઞાનનું સાહિત્ય સ્વભાષામાં બહાર આવ્યા વગર રહ્યું જ ન હોત. સ્વભાષાની પ્રીતિ જેટલી શ્રી. દુર્ગાશંકરભાઈને છે તેટલી જ વિજ્ઞાનના વિદ્યાર્થીઓને પણ છે તેની હું એક વિજ્ઞાનના વિદ્યાર્થી તરીકે ખાતરી આપું છું. અને માની લો કે કદાચ ન હોય તો તેમને સ્વભાષાવિમુખ થતા અટકાવવા માટે તેમના જેવા મુરબ્બી શુભેચ્છકો સહકાર આપતા રહેશે તો વિજ્ઞાનના વિદ્યાર્થીઓ એટલા બધા એકદર નથી હોતા કે તેમનો ઉપકાર નહિ માને.

આશા છે કે આપ 'પ્રસ્થાન'માં આવી ચર્ચાઓને ઉત્તેજન આપતા રહેશો તેમજ આપણા સાહિત્યને વૈજ્ઞાનિક પુસ્તકોથી સમૃદ્ધ બનાવવાના પ્રયત્નોને આગળ ધપાવવા પણ આપનું બનતું કરશો જ.

લિ. આપનો,
કાન્તિલાલ મ. ગાંધીના
વંદેમાતરમ્.

# શબ્દચર્ચા

ચતુરભાઈ પુરુષોત્તમદાસ પરેખ

## 'સંપેટવું' ને 'સમેટવું'

ઉપરના બે શબ્દોની વ્યુત્પત્તિ સંબંધી ચર્ચા 'પ્રસ્થાન'ના માગશર માસના અંકમાં વાંચી-વિચારી. એમાં સંપેટ્યને સમેતય એ મૂળ વચ્ચે વિકલ્પ બતાવ્યો છે. શ્રીયુત ઝાલા સમેતય ઉપરથી પ્રથમ 'સમેટવું' ને તે ઉપરથી 'સંપેટવું' વ્યુત્પન્ન થયાનું અનુમાન કરે છે. તે વિરુદ્ધ શ્રીયુત બક્ષી બન્ને શબ્દોને સંપેટય ઉપરથી વ્યુત્પન્ન કરે છે.

ત નો ટ થવા માટે ધોરી માર્ગ નથી શ્રીયુત બક્ષી જણાવે છે તેમ અમુક સંજોગોમાં જ તે વિકાર સંભવે છે, એટલે સમેતય મૂળમાંથી વ્યુત્પત્તિ સાધવી નિર્દોષ નથી. એટલે સંપેટય મૂળ એકલું વિચારવા જેવું છે પરંતુ સંસ્કૃતમાં સપેટ્ ધાતુ વપરાયાનું જણાતું નથી, એટલે એ મૂળ સંદિગ્ધ કરે છે

'સંપેટવું' ને 'સમેટવું'—બન્નેનો મૂળ અર્થ 'એકઠું કરી લેવું-'સંકેલી લેવું' હતો. પછી 'પૂરું કરવાનો' અર્થ આવ્યો છે. વૈદિક સંજભાર ને પાણિનીય સંજહારનો જે અર્થ હતો તે જ અર્થ મૂળમાં આ બન્ને ધાતુનો છે. આથી બન્ને શબ્દો સવેષ્ટ્ ધાતુ ઉપરથી વ્યુત્પન્ન થાય એ વિશેષ સંભવિત છે




ટીપઃ— સવેષ્ટ્ ધાતુમાં 'વીંટી લેવાનો' અર્થ છે. લગભગ તે જ અર્થ 'સમેટવું'મા છે. ઉપરના વંશવૃક્ષમાં વ ના બ ને મ—બે વિકાર બે રૂપનો ભેદ ઉત્પન્ન કરે છે. તે વિકાર શક્ય છે કે કેમ તે જોવા માત્ર એક જ શબ્દ લેઈશું. પર્વન્ શબ્દ પૂર્વે સુ પૂર્વગ લાગી બનતા સુપર્વન્ ઉપરથી ગુજરાતીમાં 'સપરમો દિવસ' બને છે. અહીં વ નો મ થયો છે. નર્યા પર્વન્ શબ્દ ઉપરથી 'પરબ' (વાગપરબ) વ્યુત્પન્ન થાય છે. છેવટે વ ઉપરથી પ બને છે, એ વાત બન્ને ચર્ચાપત્રીઓએ સ્વીકારી છે. વ ને પ ને ઉચ્ચારમાં પણ નિકટપણું છે. આમ સમ્+વેષ્ટ્ ધાતુ-સંસ્કૃતમાં પ્રચલિત-ઉપરથી વ્યુત્પત્તિ શક્ય છે. અહીં જણાવવું જોઈએ કે સવેષ્ટ્ ધાતુ માટે પ્રાકૃતમાં લવેઢરૂપ વિશેષ પ્રચલિત હતું. 'તે ઉપરથી કાનના વેઢલા' શબ્દ બન્યો છે. એટલે સવેઢ પ્રાકૃત રૂપને બોલીમાં પ્રચલિત હોવાનું સ્વીકારવું પડશે કે ગુજરાતી બન્ને ધાતુઓને અર્વાચીન તદ્ભવ માનવા પડશે.

બારડોલી
તા. ૨૧-૨-૩૭




## (૧) શિક્ષણનું ભાવિ

### મોટેરાંઓના શિક્ષણની અનિવાર્ય આવશ્યકતા

**કોરપસ** ક્રિસ્તી કોલેજ–ઑક્ષફર્ડ–ના પ્રમુખ સર રીચર્ડ લિવીંગ્સ્ટને બ્લેકપુલમાં બ્રિટિશ એસોશિયેશનના શિક્ષણશાસ્ત્રના વિભાગીય પ્રમુખ તરીકે વ્યાખ્યાન આપતાં મોટેરાંઓના–પુખ્ત વયના લોકોના–શિક્ષણ માટે સુવ્યવસ્થિત પ્રયત્ન કરવા માટે શ્રોતાવર્ગને અપીલ કરેલી. લંડન જેવા સ્વતંત્ર, સમૃદ્ધ અને ફરજિયાત શિક્ષણવાળા દેશમાં જો આ પ્રશ્નની અગત્ય સ્વીકારાતી હોય અને એ દૃષ્ટિએ ગંભીર વિચારણા થતી હોય, તો આજના આપણા પ્રજાજીવનમાં આ પ્રશ્ન અતિ અગત્યનો હોવા વિશે શંકા જ નથી. એટલે અમે તે ભાષણનો મહત્ત્વનો સાર નીચે આપીએ છીએ.

સ્ત્રી, પુરુષ, કારીગર, મજૂર તેમજ 'શિક્ષિત વર્ગ'—આ તમામની કેળવણીમાં ઉદાત્ત અને સાંસ્કારિક તત્ત્વને પૂરતું સ્થાન મળવું જોઇએ. જો કેળવણીનું ધ્યેય લોકોને રોટી કમાઈ ખાનારની સાથે ઉત્તમ મનુષ્યો અને નાગરિકો બનાવવાનું હોય, શેક્સપિયર જેને અનંત શક્તિવાળાં પ્રાણીઓ કહે છે તેમનો વિકાસ કરવાનું હોય, અને જગતમાં તેમને બુદ્ધિપૂર્વક જીવવામાં મદદ કરવાનું હોય તો શરીરનો સંપૂર્ણ વિકાસ સધાય તેમજ આંખની, હાથની શક્તિઓ સરખી રીતે ખીલે એ હેતુથી હાથકારીગરી, ટેકનીકલ નિપુણતા, અને શારીરિક તાલીમને શિક્ષણમાં સ્થાન મળવું જોઈએ. પણ એવી જ રીતે જો ભૌતિક જગત વિષે થોડું પણ જાણવાની ઇચ્છા હોય તો વિજ્ઞાનને શિક્ષણમાં સ્થાન મળવું જોઈએ; અને તેવી જ રીતે સાહિત્ય, ઇતિહાસ અને પારિભાષિક નહિ પણ સામાન્ય અર્થમાં તત્ત્વજ્ઞાનને પણ સ્થાન મળવું જોઇએ. કેટલાક લોકોને એમ લાગશે કે સાંસ્કારિક ( Cultural ) વિષયો આમવર્ગને અનુકૂળ નહિ આવે. એ પણ એક દૃષ્ટિબિંદુ હોઈ શકે. પણ આવા વિચારના સેવનનો અર્થ એટલો જ કે અતિ ઘાતકી વર્ગવ્યવસ્થાનો સ્વીકાર. વળી એનો અર્થ એ પણ ખરો કે માણસ માણસમાં કક્ષાભેદ છે એટલું જ નહિ, પણ એનો જાતિભેદ પણ છે જ. તેમજ એવાઓની દૃષ્ટિએ માનવજાતનો અતિ મોટો સમુદાય, જે અભ્યાસ વિના વિશ્વના કે માનવ આત્માના ગૌરવનો સપ્રમાણ ખ્યાલ આવવો શક્ય નથી તે અભ્યાસ માટે અશક્ત છે. જો આ અભ્યાસ કરવા માટે મનુષ્ય અશક્ત જ હોય તો શેક્સપિયરના અર્થમાં મનુષ્ય મનુષ્ય જ નથી, અને જો મતદારમંડળનો અતિ મોટો સમુદાય તેવા અભ્યાસ કરવા અશક્ત હોય તો આપણે કાં તો પ્રજાસત્તાક તંત્ર બંધ કરવું જોઈએ, અથવા તો જે મતદારમંડળને રાજ્ય કેવું હોવું જોઈએ એનું કદી ભાન થવાનું જ નથી તેવા મતદારમંડળથી નિયંત્રિત થવામાં આપણે કૃતકૃત્યતા માની લેવાની રહી. પ્રાચીન પરંપરા અને રાજબંધારણીય સ્વભાવને લઈને આવું પ્રજાસત્તાક તંત્ર જોખમોમાંથી કદાચ સુરક્ષિત રહી

શકે ખરું. પણ તેની શાશ્વતી અનિશ્ચિત હોય છે એટલું જ નહિ, પણ તેનું રાજકીય તેમજ આધ્યાત્મિક જીવન તદ્દન પાંગળું હોય છે. બિભત્સ ફિલ્મો અને જુગારના સમાચારમાં એ આરામ શોધતું હશે. બિભત્સ પ્રકાશનો એ એનું સાહિત્ય બનશે. લંપટતા, ક્રોધ, ઈર્ષા, અસૂયા, આવેશમય વાતાવરણ એ એના માલિક બનશે.

સમાજને માટે આ પરિસ્થિતિ એક વિગ્રહ જેટલી જ ભયાવહ છે, કદાચ આની દેખીતી અસર ભલે એટલી ભયાનક ન હોય. તો પછી આનો પ્રતિકાર કરવાનો આરંભમાં સારો, કદાચ એકમેવ, ઉપાય ઉચ્ચ સંસ્કારપ્રદ વિષયોનો અભ્યાસ જ છે.

## નવરાશનો ઉપયોગ

વસ્તીના અતિ બહોળા સમુદાય માટે આપણે કોઈપણ પ્રકારની ઉમદા કેળવણીની કશી જ જોગવાઈ કરી નથી. માધ્યમિક શાળા પાઠશાળાનો લાભ લેનારા થોડા માટે જ આપણે તો વ્યવસ્થા કરી છે. બીજાઓને તો તેની જરા વાનગી ચખાડીને ભૂખ્યા જ રાખ્યા છે. મનુષ્યને પોતાની નવરાશનો યોગ્ય ઉપયોગ કરવામાં મદદ કરવી એ એરિસ્ટોટલનું કેળવણીનું ધ્યેય હતું. આ ધ્યેય તો આપણને બહુ આકરું લાગશે, કારણ સ્પષ્ટ જ છે. આપણે બહુ મોટા સમુદાયને રાખ્યો છે જ એવી રીતે કે જાણે તેમને નવરાશ હોઈ જ ન શકે. અથવા તેઓ પોતાની નવરાશનો શો ને કેટલો ઉપયોગ કરે છે એ આપણે મન જરાય મહત્ત્વનું લાગ્યું જ નથી. કળા, સંગીત, વિજ્ઞાન, સાહિત્ય એ તો વીણી કાઢેલાં થોડાંને માટે જ છે; બાકીનાંને તો અતિ પવિત્ર ને ઉત્તમ પ્રતિના કેટલાય આનંદો માટે બીનવારસદાર જ ઠરાવી દીધાં છે. તેઓ પછી યંત્રો થાય કે ઢોર થાય, પણ શેક્સપિયરના અર્થમાં મનુષ્યો તો ન જ થઈ શકે. આપણે જે પ્રકારના પ્રજાસત્તાક રાજતંત્રથી સંતુષ્ટ છીએ તે ઉક્ત પ્રકારનું છે.

ભૂતકાળમાં કદાચ આનું બહુ મહત્ત્વ નહિ હોય. જ્યારે કામ કરીને રળી ખાનાર મજૂરને નવરાશ જ નથી મળતી તો પછી તેને જે નવરાશ કદી મળવાની જ નથી એનો ઉપયોગ કેમ કરવો એનું શિક્ષણ આપવાનું કેવું? એટલે કે એવાના શિક્ષણનો પ્રશ્ન ભાગ્યે જ ઉપસ્થિત થતો. પણ અત્યારે એ ઉપસ્થિત થયો છે અને ભવિષ્યમાં વધારે મહત્ત્વનો થશે એમ લાગે છે. ઈ. સ. ૧૯૦૦ ના વર્ષમાં રોટલો રળી ખાવા માટે લોકોને પૂરતું કામ મળતું, પણ ૧૯૪૦-૫૦માં માત્ર રોટલો રળી ખાવા કરતાં કંઈક વિશેષ થવા માટેની તક તેમને મળી રહેવાનો સંભવ છે. પણ પ્રાપ્ત થનારી નવરાશનો ઉપયોગ સંપૂર્ણ રીતે ફિલ્મો અને કૂતરાઓમાં જ થવાનો હશે તો (પ્રજાની) સંસ્કૃતિમાં નહિ જેવો જ ઉમેરો થવા પામશે. પચાસ વર્ષ પહેલાં શ્રીમંતો સિવાય બીજા કોઈ ને નવરાશના વખતમાં શું કરવું એ પ્રશ્ન જ નહોતો ઊઠતો; અને શ્રીમંતો તો પોતાની નવરાશનો ઘણોખરો વખત ફોગટ જ ગુમાવતા. પણ અત્યારે આ વિષય શિક્ષણનો સર્વસામાન્ય પ્રશ્ન થઈ પડ્યો છે.

તો પછી જે પ્રજા આ નવરાશના ઉપયોગમાં માનતી હોય છતાં પોતાના લોકોના મોટા ભાગને ચૌદ વર્ષે શિક્ષણ બંધ કરી પરભાર્યો જીવનનાં ગદરાં જળમાં ધકેલાઈ જતો જોયા કરે અને તે તરફ આંખ આડા કાન કર્યે રાખે તેવી પ્રજાને માટે આપણે શું કહીશું! આપણા માન્યામાં પણ ન આવે એવા અન્યાયો તરફ જેમ આપણા વડવાઓ આંખ આડા કાન કર્યે રાખતા હતા, તેમ આપણું વલણ પણ આ વિષયમાં ઘાતકી નહિ તો વિચાર વગરનું ને સમાધાનીભર્યું તો રહ્યું જ છે. જેમ એમણે ગુલામી વેપાર, બાળકોની

મજૂરી, અને દેવાદારને જેલ કંઈ પણ ક્ષોભ વિના સ્વીકાર્યાં હતાં તેમ આપણે આ વસ્તુને વિના ક્ષોભે સ્વીકારી છે.

## ફરજિયાત શિક્ષણ ક્યાં સુધી?

સહેજ વિચાર કરો કે ચૌદ વર્ષની વયમાં બાળક કેટલુંક ભણ્યું હોય છે? એ વાંચી લખી શકે છે ને દાખલા ગણી શકે છે. ઘણા વિષયોમાં પ્રવેશ કરવાની એણે શરૂઆત કરી હોય છે. વળી અહીં મળેલી તાલીમને લીધે વધારે ભણવાની તક મળે તો તેનો સારો લાભ ઊઠાવી શકવા જેટલી એની તૈયારી થઈ હોય છે. પણ ઉપરછલ્લી દૃષ્ટિ સિવાય ઇતિહાસનું એને કશું ભાન હોતું નથી. જે બળો ઉપર દેશનું ભાવિ અવલંબતું હોય છે, અને જેનો ઉપયોગ એક મતદાર તરીકે તેને કરવાની જરૂર છે તે વિષયમાં એ કશું જ જાણતો નથી. અર્થશાસ્ત્ર, ઐતિહાસિક પરંપરાઓ, રાજકીય સિદ્ધાંતો–આ બધું એને માટે તો હંમેશાં 'પેન્ડોરાની પેટી' જેવું જ રહેવાનું. એ કદાચ સાહિત્યનો મોટો ગ્રંથ ખોલે તો તેનાં પાનાં ફેરવવા જેટલો પણ એને વખત નથી; જ્યારે વિજ્ઞાન જેવા વિષયમાં તો એની અજ્ઞાનતાનું કહેવું જ શું?

અહીં હું એક ચર્ચાસ્પદ વિષય રજુ કરું છું. એની ચર્ચામાં ઊતરવાનો અહીં મને અવકાશ નથી. પણ એ પ્રશ્નને વધારે છણવાની જરૂર તો છે જ. ૧૪, ૧૫, ૧૬, કે ૧૭ વર્ષનો એક વિદ્યાર્થી, દાખલા તરીકે, તેના ઇતિહાસના અધ્યયનમાંથી શું મેળવે છે? સ્કૂલ-સર્ટિફીકેટ મેળવ્યા પછી તે વિષય તદ્વિષયક નિપુણતા મેળવવા માટે ઐચ્છિક થતો હોય છે. એક નિશાળિયો એ કેટલોક સમજી શકે! એક સાર્વજનિક નિશાળના છઠ્ઠા ધોરણના અર્થશાસ્ત્રના વિષયનું કામ તપાસ્યા પછી તે નિરીક્ષકે જે ટીકા કરી છે તેમાંથી ઉપરના પ્રશ્નનો કંઈક જવાબ મળે છે. "આ બાળકોને ખૂબ સુંદર રીતે ભણાવવામાં આવ્યું છે. વિષયમાં એમનો રસ પણ સરસ જાગ્યો છે. તેઓ સારામાં સારી ચોપડીઓ હોંશથી વાંચે છે, અને વાંચેલી બાબતો એવી જ રીતે વ્યક્ત કરે છે. પણ એમાંનો ઘણોખરો ભાગ તેઓ યથાર્થ સમજતા નથી, કારણ કે અભ્યાસ કરવાના વિષયનું પ્રત્યક્ષ ( first hand ) જ્ઞાન તેમને હોતું નથી." પુસ્તકોમાંથી વગર સમજ્યે માહિતીનો ઢગલો મગજમાં ભરનારાઓમાં, પ્લેટોના શબ્દોમાં કહીએ તો, 'જ્ઞાનનો દેખાવ હોય છે પણ તેની વાસ્તવિકતા નથી હોતી.'

૧૪ વર્ષની વયે શિક્ષણ બંધ કરવું એ ૧૪ વર્ષે મરી જવા જેટલું જ અકાળે છે; એકમાં શારીરિક મૃત્યુ છે, જ્યારે બીજામાં બૌદ્ધિક મૃત્યુ છે.

## વયમર્યાદા વધાર્યાથી શું?

પણ આપણી વર્તમાન શિક્ષણપ્રણાલિની ખામીઓ નિશાળિયાની ઉંમર ૧૫ કે ૧૬ વર્ષ સુધી વધારવાથી દૂર થઈ શકવાની નથી. આ ઉંમરે મરણ આવે એ પણ અકાળે જ છે. જે અભ્યાસ વિના સમજુ પ્રજાતંત્ર શક્ય જ નથી, તે અભ્યાસ માટે તો આ ઉંમરે પણ વિદ્યાર્થી નાનો જ છે. નિશાળે ચાલુ રાખવાની ઉંમરમાં વધારો કરવા સામે મારો વાંધો જ નથી. એથી તો મજૂરી કરતાં બાળકોની સંખ્યા ઘટાડવાથી આપણી આર્થિક મુશ્કેલીનો તોડ કાઢવામાં આપણને જરા ઠીક પડે એવો સંભવ ખરો. વળી ૧૪ વર્ષની વયે તેમને જે શિસ્ત અને માર્ગદર્શનની વિશેષ જરૂર છે તેનો તેમને વધારે વખત લાભ મળશે. પણ આ ઉંમર વધારવાનું મૂલ્યાંકન બૌદ્ધિક નથી, પણ નૈતિક અને આર્થિક છે.

મનને એથી કંઈક લાભ થશે. મન કરતાં ચારિત્ર્યને વિશેષ લાભ થશે. ૧૬ વર્ષની વયે પણ પાશેરામાં પહેલી પૂણી પેઠે બૌદ્ધિક શિક્ષણની તો માત્ર શરૂઆત જ થતી હોય છે. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં ૧૬ વર્ષ સુધીના ફરજિયાત શિક્ષણનાં પરિણામ જેમણે જોયા છે એ તો એવા ભ્રમમાં નહિ જ રહે કે આમ કરવાથી શિક્ષિત પ્રજા તૈયાર થાય છે. અને આ પરિણામ સાથે ૧૩ વર્ષ સુધીના ફરજિયાત શિક્ષણવાળા ફ્રાન્સનું પરિણામ સરખાવનારનો ભ્રમ પણ દૂર થશે કે ફરજિયાત શિક્ષણમાં એક બે વર્ષનો વધારો કરવાથી બૌદ્ધિક લાભની દૃષ્ટિથી ઝાઝો ફરક નથી પડતો! ફરજિયાત શિક્ષણની ઉંમરનો આ વધારો મોટી ઉંમર સુધી કેળવણી ચાલુ રાખવાની પ્રાથમિક ભૂમિકારૂપે હોત તો તો ઠીક છે, પણ એમ ન હોય તો આપણો પ્રશ્ન અણઉકલ્યો જ રહે છે. ત્યારે ઉકેલ શો?

## માધ્યમિક શિક્ષણ?

આ ઉકેલ માધ્યમિક શિક્ષણમાં નહિ મળે. માધ્યમિક શિક્ષણ તો એક વિશાળ ચિત્રની માત્ર એક જ બાજુ છે આપણે જરા દૂર ઊભા રહીને આખુંય ચિત્રપટ નિહાળવાની જરૂર છે. માધ્યમિક શાળાની અગત્ય મારે મન કોઈ રીતે ઓછી નથી. જિંદગીની શરૂઆતનાં વર્ષો શિક્ષણ પાછળ ખરચાય એ આર્થિક દૃષ્ટિએ પણ બરાબર છે. એ સમય એવો છે કે જ્યારે માબાપ વધારેમા વધારે કમાઈ શકે તેમ હોય છે અને બાળકો ઓછામાં ઓછું કમાઈ શકે તેમ હોય છે વળી પરદેશી ભાષાઓ જેવા વિષયો શીખવા માટે, હકીકતો યાદ રાખવા માટે, અને મોટપણમા આપણને જે વૈતરુ લાગે છે એમાં આનંદ માણવા માટે આ ઉંમર જ સૌથી સગ્ગ છે. છતાંય મને લાગે છે કે જો કોઈ પણ માધ્યમિક શાળાના નિખાલસ શિક્ષક કે વિદ્યાર્થીને પૂછવામાં આવે તો એ જરૂર કહેશે કે જે શ્રમ, સમય અને દ્રવ્યનો વ્યય કરવામા આવે છે તેના પ્રમાણમાં તો પરિણામ નથી જ આવતું.

પણ એ સંભવે ક્યાથી? જે બાળકોને તમે શીખવતા હો છો તેમની સ્મરણશક્તિ અને કલ્પનાશક્તિ સિવાય તેમની બીજી બૌદ્ધિક શક્તિઓનો પૂરો વિકાસ થયો હોતો નથી. વળી શિક્ષણનો હેતુ ને કિંમતનો તેમને સંપૂર્ણ ખ્યાલ હોતો નથી, હોઈ પણ ન શકે; તેમજ તેમની અને તેમના શિક્ષકોની દૃષ્ટિ શિક્ષણના સાચા હેતુ તરફ ન રહેતાં નિશાળનાં કે ઉપલાં પ્રમાણપત્રો મેળવવા અથવા તો મૅટ્રિકની પરીક્ષા પાસ કરવા કે સ્કૉલરશીપ મેળવવા તરફ હોય છે. શિક્ષણમાં પીરસાતો ખોરાક કેટલાક રુચિથી લેતા હોય છે, કેટલાક માત્ર ભોજન સમયે હાજરી જ આપતા હોય છે, બીજાઓને ગળે ઉતારવાની ફરજ પડતી હોય છે. પણ પરાણે ખવડાવવું એ કઈ કેળવણી કહેવાય? આર્થિક સિવાય બીજી બધી દૃષ્ટિએ મોટેરાંઓનું શિક્ષણ માધ્યમિક શિક્ષણ કરતાં વધારે લાભદાયી છે. કારણ કે એ માટેની જેમને ભૂખ છે, એ પચાવવા જેટલો જેમનો માનસિક વિકાસ થયો છે, એની જરૂર કરવા ને સમજવા જેટલો જેને જીવનનો અનુભવ મળ્યો હોય છે એવાઓને એ મળતું હોય છે; જ્યારે માધ્યમિક શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓની શક્તિઓનો પૂરતો વિકાસ થયો હોતો નથી તેમજ શિક્ષણ એટલે શું અને શિક્ષણ તેમને વાસ્તે શું શું કરી શકે તેમ છે એ બરાબર સમજવા જેટલો અનુભવ તેમને મળ્યો હોતો નથી. જે નાનો વર્ગ ગણિતશાસ્ત્ર, વિજ્ઞાન, ઇતિહાસ કે સાહિત્યના વિષયમાં વિશેષ અભ્યાસ કરીને ઉચ્ચ કોટિએ પહોંચી શકે તેમ છે. તેવાઓને માટે માધ્યમિક શિક્ષણ હંમેશાં જરૂરી રહેશે. આપણી રાષ્ટ્રીય પદ્ધતિમાં એનાં મૂળ એટલાં

ઊંડાં ગયાં છે કે એ જરાય હચમચી શકે તેમ નથી. ૧૮ વર્ષ સુધી રહી શકે તેવાં બાળકો ભલે માધ્યમિક શાળામાં રહે, છતાંય તે ઉપર વધારે વિશ્વાસ ન મૂકતાં; જો આપણે એવું સમજી જઈએ કે આમવર્ગનું શિક્ષણ માધ્યમિક શાળાઓ દ્વારા કદી સાધી શકાવાનું નથી તો એ જરૂર સારું છે. માધ્યમિક શાળાના કે યુનિવર્સિટીના કોઈપણ એક વર્ગ સાથે કામદારોની શિક્ષણસંસ્થાના કોઈપણ એક વર્ગની સરખામણી કરો. પહેલામાં બધો જ વખત જ્ઞાનપ્રાપ્તિ પાછળ અપાતો હોય છે, જ્યારે બીજામાં તો પેટ માટે કરવી પડતી વેઠના શ્રમ અને બોજા ઉપરાંત અઠવાડિયાના થોડાક કલાક અભ્યાસ પાછળ અપાતા હોય છે. સાચું શિક્ષણ કયું? વધારે સારું પરિણામ શામાં આવે છે?

### આદર્શ યોજના

તો પછી આપણે શું કરવું? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જો આપણે આદર્શ સૃષ્ટિમાં વિહરતા હોઈએ, અને શિક્ષણના ભૂતકાલીન વિકાસ, કે તેની વર્તમાન સ્થિતિ, અથવા તો વ્યવહારિક દુનિયાની જરૂરિયાતો—આ બધાંને અવગણીને કેળવણીને નવેસરથી ઊભી કરી શકતા હોઈએ તો આદર્શ યોજના (કંઈક) આવી હોય. ૧૫ વર્ષની વયે નિશાળે જતા બંધ થઈ દરેકે એવી પ્રણાલિમાં પ્રવેશવું કે જ્યાં અઠવાડિયાનો થોડો ભાગ નિશાળમાં ગાળવો પડે, અને થોડો ભાગ કોઈ વ્યવહારિક ધંધામાં ગુજરાનનું સાધન મેળવી લેવા અર્થે ગાળવો પડે. અને આ બેમાં સમયની વહેંચણી દરેકની બુદ્ધિશક્તિ અને તેને અભ્યાસ કરવા માટે આવશ્યક સમય એ બંને ખ્યાલમાં રાખીને કરવી. વ્યવહાર સાથેના આવા સંપર્કથી ભણનાર શિક્ષણનો હેતુ ને તેની કિંમત વધારે સારી રીતે સમજશે અને અભ્યાસના વિષયોમાં અવગાહન કરવાનો તેને અનેરો આનંદ આવશે. તત્ત્વને વ્યવહારનો ને વ્યવહારને તત્ત્વનો પ્રકાશ મળશે. અત્યારે જાણે બંનેએ સદાને માટે છૂટાછેડા કર્યા હોય એવું છે. આપણે વિચાર વિના કર્મ-જીવન જીવીએ છીએ; અથવા તો જગતની વાસ્તવિકતાઓ અને સમસ્યાઓ સાથે સંપર્ક રાખ્યા વિના આપણે માત્ર શૂન્યમાં જ વિચરીએ છીએ. એકેય પ્રકારનો વિશ્લેષ (isolation) સંતોષકારક નથી.

માધ્યમિક શાળામાંથી પસાર થતો એ નાનો વર્ગ અને ત્યારપછી યુનિવર્સિટીમાંથી પસાર થતો એથીયે નાનો વર્ગ, ચાલ્યા આવતે ચીલે ચાલ્યા કરશે. તેમના અભ્યાસમાં જીવનના અનુભવના અજ્ઞાનની ઊણપ તો રહેવાની જ. એમને માટે એક જ સુધારો શક્ય છે, અને તે એ કે એમનામાંના કેટલાક શાળા ને યુનિવર્સિટી વચ્ચેના ગાળામાં શાળાનો થોડો વખત કોઈ ઑફિસ કે કોઈ ખાતામાં કામ કરીને વ્યાવહારિક અનુભવનો એકાદ થર હમણાંના કેટલાક ઈજનેરોની પેઠે પોતાના તાત્ત્વિક (theoretical) અભ્યાસમાં મૂકી દે છે.

મોટેરાંઓનું શિક્ષણ સફળ રીતે પાર પાડવા માટે આમવર્ગની બૌદ્ધિક પાચનશક્તિનો અભ્યાસ આવશ્યક છે. મને લાગે છે કે લોકશિક્ષણને જ્યાંસુધી વધારે સામાજિક સ્વરૂપ ન આપીએ ત્યાંસુધી આપણે સફળ નહિ થઈએ. શિક્ષણમાં પણ મનુષ્ય સામાજિક પ્રાણી રહે છે. એક તાપણા આગળ ટાઢ ઉડાડવા ભેગા થએલા જનસમૂહ સમક્ષ શિક્ષણનો પ્રકાશ વધારે ઝગઝગ્યો છે.........એકાંત દેવળોમાં અને અંધારિયા વ્યાખ્યાનગૃહોમાં પણ જ્ઞાનજ્યોત જરૂર પ્રગટે છે. પણ બહોળા સમુદાય માટે એવું સાચું સ્થાન સાદાં પણ એવાં આનંદદાયી મકાનો હોવાં જોઈએ, કે જ્યાં બાગબગીચા હોય, સુંદર ચિત્રો હોય, સુસંવાદિત સંગીત હોય અને જ્યાં સમૂહમાં ગુંથાએલું જીવન હોય.

## અનિવાર્ય આવશ્યકતા

મોટેરાઓના શિક્ષણની હિમાયત કરવા માટે દલીલો તો થોકબંધ છે. પણ એમાં મુશ્કેલીઓય ઓછી નથી. ડેન્માર્કના લોકોનું કામ પ્રમાણમાં વધારે સરળ હતું, ઉદ્યોગપ્રધાન દેશ કરતાં ખેતીપ્રધાન દેશમાં મોટેરાંઓના શિક્ષણ માટે વધારે અવકાશ રહે છે, કારણ કે ડેન્માર્કમાં થોડી જમીનવાળો અથવા તો ખેતરમાં કામ કરનારો શિયાળામા નવરાશ મેળવી શકે છે. ઇંગ્લાંડમાં જે માણસ પોતાનું કામ મૂકી દે તેની નોકરી કદાચ તૂટી જવાનો ભય રહે છે, અને કામ ઉપર ચાલુ હોય ત્યાંસુધી એની શક્તિ અને સમય એટલાં બધાં રોકાઈ ગયેલાં હોય છે કે જેથી એને જરા ય નવરાશ મળતી નથી. ગામડાઓના વિસ્તારમાં સફળ નીવડેલી 'ધ ડેનીશ ફોક હાઈસ્કૂલ' કોપનહેગનમાં કંઈક નિષ્ફળ નીવડી. ખરી વાત તો એ છે કે જ્યાંસુધી આપણે સાચા દિલથી મોટેરાંઓના શિક્ષણમાં માનીએ નહિ, તેની અનિવાર્ય આવશ્યકતા સ્વીકારીએ નહિ, ત્યાં સુધી કશું જ ન કરવા માટેની પ્રમાણભૂત ગણાય તેવી દલીલો મળી આવવાની. મધ્ય યુરોપની પ્રજાઓ પોતાના નાગરિકોનાં બે ત્રણ વર્ષ લશ્કરી નોકરીમાં લે છે એ કોનાથી અજાણ્યું છે? તો પછી જો આપણે મોટેરાઓના શિક્ષણની અનિવાર્ય આવશ્યકતાનો શ્રદ્ધાપૂર્વક સ્વીકાર કરીએ તો પેલી પ્રજાઓના કરતાં વધારે ઉમેદા કાર્યમાં ઓછા શ્રમે આપણે જરૂર ફતેહમંદ થઈશું.

## પ્રૌઢ વયે શિક્ષણ શા માટે?

પ્રજાનું ભાવિ મોટેરાઓના શિક્ષણ પર અવલંબે છે એ તત્ત્વ આપણે ગળે ઊતરવું જોઈએ. આ વ્યાખ્યાનમા મેં આમવર્ગની દૃષ્ટિથી તેની આવશ્યકતા ને મહત્તા વિચારી છે. પણ એટલી જ અગત્યની બીજી બાબતો પણ આને લીધે શક્ય બને છે. અત્યારનું જીવન એવું ગોઠવાઈ ગયુ છે કે આપણામાંના ઘણાખરા તો આપણા તારુણ્યમાં—અપક્વ ઉંમરે જ વિચારવાનું કામ કરીએ છીએ. અને યુનિવર્સિટીના દ્વારને છેલ્લી સલામ ભર્યા પછી પદ્ધતિપૂર્વક શાસ્ત્રીય રીતે વિચારવાનુ કામ કરતા જ નથી. જીવનના મધ્યાન્હ કાળે જ ઘણાખરા માણસો પોતપોતાના કાર્યક્ષેત્રોના વિષયોમા થઈ ગ્હેલી છેલ્લામાં છેલ્લી વર્તમાન પ્રગતિથી અજાણ્યા રહે, નવા અખતરાઓ ને નવા વિચારો માટે અભિમુખ ન રહે, ચાલી આવની ઘરેડમાં જ ઊંધુ ઘાલીને ચાલ્યા જ કરે તેવે વખતે પ્રગતિ ને વિકાસ આવાઓના અવસાન અને નવા જમાનાના આગમનની ધીરજપૂર્વક રાહ જોયા કરતાં હોય તો તેમાં શી નવાઈ? મારી તો શ્રદ્ધા છે કે એવો સમય જરૂર આવશે કે જ્યારે લોકો પોતપોતાનાં કાર્યક્ષેત્રોમાં થઈ રહેલી અવનવી ઉથલપાથલોનો શાસ્ત્રીય અભ્યાસ કરવા, તેમજ પોતાનાં વલણ અને વિચારની રેખાનું નિરીક્ષણ કરી તેમાં ઘટતો ફેરફાર કરવા, જીવનના મધ્યાન્હ કાળે જ યુનિવર્સિટીને ઉંબરે ફરી પાછા આવશે. યુનિવર્સિટીને આથી વિશેષ લાભ થશે અને જ્ઞાન-જગતમાં આ જ્ઞાનપિપાસુઓ કાર્ય-જગતમાંથી લઈ આવેલા વ્યવહારિક અનુભવોની પરિપૂર્તિ કરશે. અને આ સંપર્કથી તત્ત્વવાદી અને વ્યવહારૂ બંને માણસને લાભ થશે.

## આજીવન અભ્યાસી રહેવું

દેખાય છે એટલું બધું આ તરંગી નથી. ધધાદારીઓમાં સૌથી વધારે કામવાળા ડૉક્ટર લોકો ગણાય. પણ એ લોકોનેય 'Refresher Courses' માટે વખત મળે છે. શિક્ષકો પણ એમ જ કરે છે. શિક્ષણ સંસ્થાના એક મહામંત્રીએ એક વખત કહેલું કે આ

વર્ગો પ્રાછળ કરવામાં આવેલા ખર્ચથી બીજી કોઈ રીતે કરેલા ખર્ચ કરતાં વધારેમાં વધારે લાભ થયો છે એમ મને લાગ્યું છે. કોલોનિયલ ઑફિસમાંથી નોકરી પરનાં માણસોને અભ્યાસ અર્થે યુનિવર્સિટીમાં મોકલવામાં આવે છે. તો પછી હોમ, હિંદી, મ્યુનિસિપલ વગેરે ખાતાંઓમાંથી તે તે માણસોને શા માટે ન મોકલવા જોઈએ? રાજકારણમાં પડેલા લોકો પણ પોતાના પ્રશ્નો પર શાસ્ત્રીય વિચાર કરવા માટે જરૂર તક સાધે. જો તેઓ એમ કરે તો તો પ્લેટોની સૂચનાનો અમલ થાય. પ્લેટોના મુત્સદ્દીઓએ તો અભ્યાસ માટે વારાફરતી રાજકારણમાંથી નિવૃત્ત થઈને પોતાના ઊંડા અભ્યાસાત્મક ચિંતનનો લાભ પ્રજાને આપવાનો હોય છે. શિક્ષણ લેવાનું કાર્ય ૧૮ કે ૨૧ વર્ષની વયે પરિસમાપ્ત ન થતાં પદ્ધતિપુરઃસર શાસ્ત્રીય રીતે આજીવન ચાલવું જોઈએ એવું દર્શન કરનારાઓમાં પ્લેટો સૌથી પહેલો હતો. પચાસ વર્ષની વય પછી પણ એના શાસનકર્તા વર્ગે અભ્યાસ ચાલુ રાખવાનો હતો. રાષ્ટ્રના કાર્ય અર્થે સ્ત્રીપુરુષની મૌલિક સમાનતાના સિદ્ધાંતની પેઠે આ સત્ય પણ બે હજાર કરતાંય વધારે વર્ષ સુધી સુપ્ત અવસ્થામાં પડી રહ્યું! અરે, આપણે પોતે જ ઘોર્યા કર્યું!! જાગ્રત થવાનો સમય આવી ચૂક્યો છે. *

અમૃતલાલ નાથાલાલ મોદી

## (૨) અમદાવાદના ગવૈયાઓ

સોળમા સૈકામાં અમદાવાદની મુસ્લિમ પ્રજાની મુખ્ય વ્યક્તિઓમાં હઝરત શાહ વજીહ-ઉદ્-દીન મુખ્ય હતા. એમના પિતાશ્રી મોહમ્મદ બેગડાના સમયમાં (સૈયદ શાહ નસર-રૂઉલ્-લાહ) ચાંપાનેરમાં કાજી હતા. શાહ વજીહ-ઉદ્-દીને જન્મથી તે મરણ સુધી (હી. સં. ૯૧૦-૯૯૮) દસ બાદશાહોનો અમલ જોયો હતો. એ વખતમાં સૈયદ શાહ વજીહ-ઉદ્-દીનની વિદ્વતા અરબસ્તાન, આફ્રિકા ને સ્પેન સુધી જાહેર હતી. ૧૨ વર્ષની ઉંમરે તેઓ હાફીઝ હતા. ૨૦ વર્ષની ઉંમરે તે અબુલ-ફઝલ પાસેથી ઇલ્મે માઅકુલી અને ઇલ્મે મનકુલી ભણી રહ્યા હતા. તેમણે લગભગ ૩૦૦ જેટલાં પુસ્તકો લખ્યાં છે. ફક્ત ઇલ્મે હદીસ ઉપર જ ૩૨ પુસ્તકો લખ્યાં છે! શહેનશાહ અકબરે તેમનું સંબોધન "ઉસ્તાઝુલ ઉસાતીઝા, ઉસ્તાઝુલ ઉમ્મતે મોહમ્મદ કિદવતુલ વાસેલીન વજીહ-ઉદ્-મિલ્લતે વદીન હઝરત સૈયદ શાહ વજીહ-ઉદ્-દીન અલવી અલહુસેની ગુજરાતી (અવ-સ)" એમ કરેલું છે. શહેનશાહ હુમાયુ અમદાવાદમાં આવ્યો ત્યારે એમની ખાસ મુલાકાત લીધી હતી. શાહ વજીહ-ઉદ્-દીન તાનસેનના ગુરુ હઝરત શાહ મોહમ્મદ ગોસ ગ્વાલિયરી (રહે. અ.)ના મુખ્ય શિષ્યોમાંના એક હતા. તાનસેનના પુત્ર વિલાસખાન અને તાનસેનના જમાઈ નૌબતખાં (સમોખનસિંહ) બન્ને શહેનશાહ જહાંગીર, જ્યારે શાહજાદા હતા ત્યારે, તેમની સાથે અમદાવાદમાં રહેતા હતા. તેમની બન્નેની વિનંતિથી શાહ વજીહ-ઉદ્-દીનની કબર ઉપર શહેનશાહ જહાંગીરે એક રોજો બંધાવ્યો હતો, જે હાલ પણ ખાનપુરમાં રીફામે કલબની સામે મોજુદ છે.

શાહ વજીહ-ઉદ્-દીનને મુસ્લિમ ગવૈયાઓ હજી પણ વલી માને છે. સેનિયા ગવૈયાઓ શાહ વજીહ-ઉદ્-દીનના નામના ધ્રુવપદ ધમારો હજી પણ ગાય છે. ગ્વાલિયરમાં આવેલી

---

* ૧૨-૧-૩૬ ના *The Times of India*માંથી The Future of Education નામના ભાષણનો ભાવાનુવાદ.

તાનસેનની અને મોહમ્મદ ગોસ ગ્વાલિયરી ( ૨૯-અ )ની કબર ઉપર શાહ વજીહ્-ઉદ્-દીન નામનો કલમા હજી પણ પઢાય છે.

[૧] તેમના વંશજો હાલ અમદાવાદમાં છે. શાહ વજીહ્-ઉદ્-દીનની તવારીખ તેમના પાસેથી, રામપુરના સ્વ. નવાબ એચ. એચ સર હામીદ અલ્લીખાંની ડાયરીમાંથી તેમજ બીજી ઘણી ઉર્દૂ ને ફારસી તવારીખોમાંથી મળી શકશે.

[૨] અમદાવાદમાં શાહ મુઝફ્ફર શાહ ત્રીજાના સમયમાં રામદાસ, મહિપત ને સુરદાસ નામના ત્રણ પ્રખ્યાત ગાયકો હતા. તેઓ અમદાવાદમાં ત્રીસ વર્ષથી ઉપર રાજ્ય ગાયકો તરીકે રહ્યા હતા. આ ત્રણે ગાયકોને શહેનશાહ અકબર પોતાના દરબારમાં લઈ ગયો હતો. અકબરના ૨૦૦૦ કલાવતોમાં ૩૬ પ્રખ્યાત હતા તેમાં પણ રામદાસ, મહિપત ને સુરદાસ મુખ્ય હતા. 'આઈને અકબરી'મા આ વિષેની નોધ છે. તેમા એમ લખેલુ છે કે ગળાની મીઠાશ બાદ કરતાં રામદાસ ને મહિપત તાનસેનથી કોઈ રીતે ઊતરતા નહોતા! રામદાસને રામદાસી મલ્હાર, સુરદાસને સુરદાસી મલ્હાર અને મહિપતના લંકેશ્રી લાખેશ્રી પ્રખ્યાત છે રામપુરના સ્વ નવાબ હામીદ અલ્લીખાનની ડાયરીમા આ ગાયકો વિષે પુષ્કળ વખાણ છે રામદાસની ગુર્જરી ટોડીનો પ્રબધ, "સાગરેસા..." વ. જેની સંચારીમાં "પંચમ કીનકે બીભાગ" એ વક્ર પચમની ગુર્જરી અમદાવાદમાં જ બનાવેલી હતી. રામપુરના મુન્શી સાહેબની ડાયરીમા આમ ઉલ્લેખ છે સ્વ. ભાતખડેની ડાયરીમાં પણ આનો ઉતારો છે. જયપુરના પુસ્તકાલયમા પણ આ વિષે માહિતી મળી શકશે છેવટે પૂનાના લક્ષ્મણ દત્તાત્રય જોષાના "કલાવતાચા ઇતિહાસ" નામના પુસ્તકમાં પણ આ વિષે કંઈક માહિતી મળશે.

[૩] અમદાવાદના જાણીતા શેઠ હઠીસિંગના કુટુંબમા સ્વ જેસિંગભાઈ શેઠ ઘણા જ નિષ્ણાત સંગીતવિશારદ થઈ ગયા. એમનાં વખાણ સ્વ ભાતખડે, રામપુરના નવાબ સ્વ. હામીદઅલ્લીખા અને સ્વ. સુરેન્દ્રમોહન ટાગોરે મુક્તકંઠે કરેલા છે. એમની વિદ્યા અને જ્ઞાનની ખ્યાતિ ગ્વાલિયરના જયાજીરાવ સીંધિયાના દરબાર સુધી હતી. હાલ ઉસ્તાદો જેને બદ્દાખીન, તબુરબીન, વિચિત્રબીન વગેરે કહે છે તે શેઠ જેસિંગભાઈએ જ ઉપજાવેલુ એ વાત ઉસ્તાદોમા ને સંગીતજ્ઞોમા સર્વમાન્ય છે જયપુરના રામસિંગજીના સમય પછી હિંદુસ્તાનમાં પાચ સગીતના દરબાર હતા એમ બુઝર્ગ ઉસ્તાદો હજી કહે છે. (૧) દિલ્હીનો, (૨) ગ્વાલિયરનો, (૩) લખનૌ વાજીદઅલ્લી શાહનો, (૪) નિઝામનો, (૫) શેઠ જેસિંગભાઈનો જયપુરના અને બાદશાહ ઝફરના અને નિઝામનો દરેક ગવૈયો શેઠ જેસિંગભાઈ પાસે થોડો ઘણો વખત પણ રહી ગયેલો.

[૪] રા. જયશકર ( સુદરી )ના પિતામહ નાયક ત્રિભુવનદાસ, જેસિંગભાઈ શેઠની સાથે જ રહેતા હતા. તાનરસખા, ઝાકર-ઉદ્-દીનખાં જેવા ગવૈયાઓ ત્રિભુવનદાસની ગાયકીથી મુગ્ધ બન્યા હતા. એમના જેવો ગાયક મુબઈ ઇલાકાની હિંદુ જનતામા છેલ્લા સો વર્ષમા કોઈ થયો નથી.

આ ઉપરાંત ઘણા સગીતતત્ત્વવિદોની તવારીખ મારી પાસે છે. સ્થળસંકોચને લીધે વધારે લખી શકતો નથી.

'પ્રસાબ કુ'
તા. ૨૯-૧૨-૩૬

નરેન્દ્ર નવલશંકર શુક્લ

# ભારતીય ખગોળશાસ્ત્રનું સંશોધન

હરિહર ભટ્ટ

ભારતીય ખગોળશાસ્ત્રનું સંશોધન કેટલું મહત્ત્વનું છે તે બતાવવા મેં ગયા લેખમાં પ્રયત્ન કર્યો છે. હવે આ સંશોધન કઈ રીતે થઈ શકે તે બતાવવા આ લેખમાં પ્રયત્ન કરીશ.

આ સંશોધનના બે ભાગ છે:—(૧) ભારતીય નક્ષત્રચક્રના આરંભસ્થાનનો નિર્ણય; (૨) આકાશીય પદાર્થોના પ્રત્યક્ષ સ્થાન સાથે સૂક્ષ્મ રીતે મળી રહે એવા ગણિતવાળા પુસ્તકની રચના.

આમાંથી (૧) ની ચર્ચા ખૂબ લંબાણવાળી હોવાથી તેને પછીથી લઈશું. (૨) ની ચર્ચા ખૂબ ટૂંકી હોવાથી પહેલી લઈએ. સૂક્ષ્મ ગણિતનાં પુસ્તકો આપણામાં અંગ્રેજી શિક્ષણનો પ્રચાર થયો ત્યાર પછી એટલે છેલ્લાં ૭૫ વર્ષમાં જ થયાં છે, પણ તેટલા વખતમાં આ દિશામાં સંતોષકારક કામ થયું છે. મુખ્ય મુખ્ય ગ્રંથકારો અને તેમના ગ્રંથો નીચે પ્રમાણે છે:—

(૧) આ પ્રવૃત્તિના આદિપુરુષ, લો. મા. તિલક મહારાજના ગણિતગુરુ અને ડેક્કન કૉલેજના ગણિતનાં પ્રોફેસર સ્વ૦ કેરોપંત છત્રેનું બનાવેલું 'ગ્રહસાધન કોષ્ટક' નામનું પુસ્તક એ આ દિશામાં પ્રથમ પ્રયાસ હતો.

(૨) સ્વ૦ વ્યંકટેશ બાપૂજી કેતકરનાં બનાવેલાં 'જ્યોતિર્ગણિત,' 'કેતકી,' 'મરાઠી ગ્રહગણિત' અને 'નક્ષત્રવિજ્ઞાન.'

(૩) શ્રી. કેશવ લક્ષ્મણ દફતરી કૃત 'કરણકલ્પલતા' અને 'પંચાંગચંદ્રિકા.'

(૪) સ્વ. ગોવિંદ સદાશિવ આપ્ટે કૃત 'સર્વાનન્દકરણ' અને 'પંચાંગ ચિંતામણિ.'

(૫) શ્રી. શિવરામ ગણપતરાવ પવાર કૃત 'કરણકૌમુદી.'

આ ગ્રંથકારોનાં બીજાં પુસ્તકો પણ છે અને આ ઉપરાંત બીજા ગ્રંથકારો પણ છે; માત્ર થોડાં મુખ્ય પુસ્તકોનાં નામ ઉપર આપ્યાં છે. આમાંથી કોઈ પણ પુસ્તકની મદદથી સૂક્ષ્મ ગણિત કરી શકાશે અને તે આકાશ સાથે બરાબર મળી રહેશે. ગુજરાતી ભાષામાં આ દિશામાં અત્યાર સુધી પ્રયત્ન થયો નહોતો, પણ છેલ્લાં ત્રણચાર વર્ષથી 'ખગોળગણિત' નામે પુસ્તક છપાવવું મેં શરૂ કર્યું છે અને તેના ચાર ભાગ છપાઈ ગયા છે. કુલ દસ ભાગમાં આ પુસ્તક પૂરું થશે અને તેમ થતાં પાંચછ વર્ષ બીજાં લાગશે. આ પુસ્તકની મદદથી પણ આકાશ સાથે બરાબર મળી રહેતું ગણિત કરી શકાશે.

આમ, જો આપણા નક્ષત્રચક્રના આરંભસ્થાનબિંદુનો નિર્ણય થાય, તો તે બિંદુથી O અંશ ગણીને ઉપરના કોઈ પણ પુસ્તકના ગણિતથી આકાશ સાથે બરાબર મળી રહેતું પંચાંગ આપણે બનાવી શકીએ અને એ રીતે ભારતીય ખગોળગણિતનું સંશોધન સંપૂર્ણ થાય.

આ જમાનાના આપણા વિદ્વાન પુરુષોએ આવાં સૂક્ષ્મ ગણિતનાં પુસ્તકો બનાવ્યાં છે તેની ખબર આપણા જૂની ઢબના ઘણાખરા જ્યોતિષીઓને નથી. તેથી તેઓ કહે છે કે " જો અમે જૂનાં પુસ્તકોનું ગણિત છોડી દઈએ, તો અમારે વિલાયતથી દર વર્ષે આવતા નાટિકલ ઉપર આધાર રાખવો પડે અને જો કોઈ કારણસર નાટિકલ અહીં આવતું બંધ થાય તો અમારી સ્થિતિ લાચાર થઈ પડે. " પણ ઉપર જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી એટલું સ્પષ્ટ છે કે જો આપણે આપણા આરંભસ્થાનનો નિર્ણય કરી લીધો હોય, તો આવતી કાલે નાટિકલ આવતું બંધ થાય તો પણ હરકત નહિ, કારણ કે સૂક્ષ્મ ગણિત કરવાનાં પુસ્તકો આપણી આગળ મોજૂદ છે. પંચાંગ સંશોધનનું ગાડું સૂક્ષ્મ ગણિત કરવાનાં પુસ્તકોને અભાવે અટક્યું નથી, પણ આરંભસ્થાનના નિર્ણયને અભાવે અટક્યું છે.

ત્યારે આરંભસ્થાનનો નિર્ણય હજુ કેમ થયો નથી? કારણ કે આપણા જૂની ઢબના જોષીઓને આ વિષયના અભ્યાસથી અર્થોપાર્જનમાં વૃદ્ધિ થતી નહિ હોવાથી તેઓ આ વિષય તરફ લક્ષ આપતા નથી; ગુજરાતના સુશિક્ષિતોનું લક્ષ આ વિષય તરફ હજુ ગયું નથી; મહારાષ્ટ્રના સુશિક્ષિતોનું ગયું છે, પરતુ તેઓ સુદ્ધાં ત્યાંના જૂના વર્ગને આ વિષયનો અભ્યાસ કરવા માટે પૂરતા પ્રમાણમા ઉત્તેજિત કરી શક્યા નથી.

હવે આપણે નક્ષત્રચક્રારંભસ્થાન વિષે થોડું કહીએ ચંદ્ર પૃથ્વીની આસપાસ એક આંટો લગભગ ૨૭ દિવસમાં ફરે છે તેથી તે આકાશના સ્થિર તારાઓમાં ૨૭ દિવસમાં એક આંટો ફરતો દેખાય છે. તેથી ચંદ્રની દૈનિક સ્થિતિ બતાવવા પ્રાચીન આર્યોએ ક્રાંતિવૃત્તના ૨૭ સરખા વિભાગ કર્યા અને તે દરેક વિભાગને તેની નજીકના તારાપુંજનું નામ આપ્યું ( જેમ રેલ્વે સ્ટેશનોના નામ નજીકના ગામ પરથી પાડે છે તેમ ). આ અશ્વિની, ભરણી, વગેરે ૨૭ નક્ષત્ર વિભાગો છે. ' નક્ષત્ર ' શબ્દ કેટલીક વખત આ વિભાગોને માટે અને કેટલીક વખત પેલા તારાપુંજોને માટે વપરાય છે જ્યાં સ્પષ્ટતાની ખાસ જરૂર હોય છે ત્યાં તારાપુંજોને ' તારાત્મક નક્ષત્રો ' અને ૨૭ વિભાગોને ' નક્ષત્ર વિભાગો ' અથવા ' વિભાગાત્મક નક્ષત્રો ' કહેવામાં આવે છે. નક્ષત્ર વિભાગો લંબાઈમાં સરખા છે, પણ તારાત્મક નક્ષત્રો સરખી લંબાઈના કે સરખે અંતરે આવેલા નથી, તેથી લગભગ ૧૧ નક્ષત્રો પોતાના વિભાગની બહાર પડે છે ( જેમ કેટલાંક રેલ્વે સ્ટેશનો તે નામના ગામથી ખૂબ દૂર હોય છે તેમ ). આ સ્થિતિ અનિવાર્ય છે.

નક્ષત્રચક્રનું આરંભસ્થાન એટલે અશ્વિનીવિભાગનો આરંભ અશ્વિનીતારાપુંજની નજીકમાં ક્યાંક હોવો જોઈએ એ ખરું, પણ તે ક્રાંતિવૃત્તના બરાબર કયા બિંદુ પર આવ્યો* એ બાબતનો નિર્ણય આપણા જૂના જોષીઓ કરી શકતા નથી; આનું કારણ એ છે કે આરંભસ્થાન મૂળે હેતુતઃ સ્થિર હોવા છતાં આપણા વર્ષમાનની સ્થૂળતાને લીધે પ્રતિવર્ષ આગળ સરકતું જાય છે. તેનું મૂળ સ્થાન શોધી કાઢવું એ જ આરંભસ્થાનનો નિર્ણય.

આમ આપણું નક્ષત્રચક્રારંભસ્થાન ઐતિહાસિક પરંપરાથી પ્રાપ્ત થયેલું એક સ્થિર

---

* કારણ કે વર્તુળ એવી આકૃતિ છે કે તેના કોઈ પણ બિંદુને ૦ અંશ તરીકે ગણતાં ૩૬૦ અંશે ફરીને તે જ બિંદુ ઉપર અવાય છે.

બિંદુ છે, તેને આપણા જૂના જ્યોતિષ ગ્રંથોમાં આવેલા ઉલ્લેખો પરથી શોધી કાઢવું જોઈએ! એ કાર્ય આપણે આવતા લેખમાં શરૂ કરીશું.+

આજનો વિષય પૂરો કરતાં પહેલાં આ વિષયની જે પ્રવૃત્તિ જેઓએ જીવનપર્યંત ચલાવી હતી અને જેઓએ છેલ્લા એક વર્ષ દરમ્યાનમાં જ પોતાની જીવનયાત્રા પૂરી કરી છે એમને આપણે આ વિષયના અભ્યાસી તરીકે, અને તેથી તેઓના ઋણી તરીકે, આપણી શ્રદ્ધાંજલિ આપવી જોઈએ એમ હું માનું છું. એમના અવસાન સમયે જ આ અંજલિ અપાવી જોઈતી હતી અને તેમ ન કરવાનો દોષ મારે શિરે છે તેને માટે ક્ષમા માગીને, કંઈ ન કરવા કરતાં મોડું મોડું પણ કંઇક કરવું એ સારું એમ ધારીને, તે કર્તવ્ય મોડે મોડે પણ અત્યારે કરવા હું પ્રેરાયો છું.

આવા એક પુરુષ તે ફર્ગ્યુસન કૉલેજના સ્વ. પ્રો. નાઈક, એમ. એ., હતા. ગોખલેના ગણિતમાં સુધારાવધારા કરનાર તરીકે એમનું નામ દરેક વિદ્યાર્થીએ તે પુસ્તકના મુખપૃષ્ઠ પર વાંચ્યું જ હશે; ગુજરાતના જે વિદ્યાર્થીઓ ફર્ગ્યુસન કૉલેજમાં ભણ્યા હશે તેઓએ આ શાંતમૂર્તિ વિદ્વાનને જોયા પણ હશે; પરંતુ જેઓ એમની પાસે ભણ્યા હશે એમને જ ગણિતશાસ્ત્રમાં એમની પ્રખર વિદ્વત્તાનો અને એમના સ્વભાવની સાધુતાનો કંઈક ખ્યાલ આવ્યો હશે, એમની અનેકવિધ યોગ્યતાને લીધે લો. મા. તિલક મહારાજે એમને એમની 'શુદ્ધપંચાંગ પ્રવર્તક કમિટિ'ના પ્રમુખ બનાવ્યા હતા; તે કર્તવ્ય અત્યંત ઉદ્યોગપૂર્વક એમણે મરણપર્યંત બજાવ્યું. તિલકપંચાંગના એઓ એક અગ્રગણ્ય પુરસ્કર્તા હતા. એમના અવસાનથી પંચાંગસંશોધનની પ્રવૃત્તિને જે ખોટ પડી છે તે પૂરી શકાય એમ નથી.

એવા જ એક બીજા ધુરંધર વિદ્વાન તે સ્વ. પ્રિન્સિપાલ ગોવિંદ સદાશિવ આપ્ટે એમ. એ., બી. એસ.સી. હતા. એમનાં બે પુસ્તકો વિષે ઉપર ઉલ્લેખ કરેલ જ છે. એઓ માધવ કૉલેજ, ઉજ્જૈનના પ્રિન્સિપાલ હતા અને તેમાંથી નિવૃત્ત થતાં તેમને ઉજ્જૈનની જૂની વેધશાળાના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે ગ્વાલિયર સંસ્થાને નીમ્યા હતા. એમણે એ જૂની વેધશાળાનો જીર્ણોદ્ધાર કરી તેને અદ્યતન રૂપ આપ્યું. એમણે ભારતીય ખગોળના સિદ્ધાન્તગ્રંથોનો ઊંડો અભ્યાસ કર્યો હતો. સંસ્કૃત ભાષા ઉપરનું એમનું અજબ પ્રભુત્વ એમના ગ્રંથોમાં સ્પષ્ટ દેખાય છે. શરૂઆતમાં કંઈક જુદા વિચારના હોવા છતાં પાછળથી એમને તિલકપંચાંગની સત્યતા સમજાઈ હતી અને તેના પ્રચાર માટે લેખો, પત્રવ્યવહાર અને રૂબરૂ ચર્ચાદ્વારા તનતોડ મહેનત એમણે કરી હતી. એમની જગા અત્યારે તો ખાલી જ છે અને વર્ષો સુધી પુરાય એવાં ચિહ્નો દેખાતાં નથી.

પરમાત્મા આ બંને જ્ઞાનયોગીઓના આત્માને શાંતિ આપો!



+ એક માહિતી તરીકે અહીં જણાવું કે પાશ્ચાત્ય લોકોએ પોતાનું આરંભસ્થાન વસંતસંપાતને જ માનેલું હોવાથી અને સંપાતનું સ્થાન આકાશમાં સ્પષ્ટ રીતે સમજી શકાતું હોવાથી પાશ્ચાત્ય લોકોમાં આરંભસ્થાનના નિર્ણયનો પ્રશ્ન જ ઉદ્‌ભવતો નથી.

# સૈનિકની અંતિમ ઈચ્છા[1]

હરિ

અમે સૈનિકોએ જનનીચરણે આ શરિરને
બલીદાને અર્પ્યું, જીવનભર ઝૂઝી સમરમાં.
અમીગે, ખેડુતો જીવનધન અર્પી અહીં સુતા
તમારી મ્હોલાતે, (અમર ઇતિહાસે કિરતજે)
દટાઈ પોકારે–પરવશ વહાંના નિર કદિ
વહી વિસ્લા[2]ઘેલી જનમભુમિમાં પ્રાણ પુરતી
વિદેશીઓ આવી ગરવી તુજ ગાથા ભુલવવા
મથ્યા. અગ્નિઝાલે સતીસમ દીપે તું, અવનવી
ધરી શોભા રાચે જગતભરમા એક સુરતી

અને છેલ્લી મારી ઉરધબકને એક મનખો
હુફાળા હૈયાને શિશુ સમયની હોંસ પુરવા
તહીં દાટો મારા વતન મહીં એકાન્ત કબરે
સુતેલી માતાના પદકમલની આરતી કરી
રમું કાલાન્તે એ ચરણરજ થૈ એ જ પદમાં.



૧ સોથીએ વધારે વર્ષના પર્યટ્કમાથી પોલાન્ડને સ્વાધીનતા અપાવનાર માર્શલ પીલસુડ્સ્કીનુ ૧૯૩૫મા અવસાન થયુ એના દેશવાસીઓમા એનું એટલુ બધુ માન હતું કે સ્વાભાવિક રીતે જ પોલાન્ડની સરકારિતાના કેન્દ્રસમા ક્રાકોવમાના વાવેલના કિલ્લામા 'વીર પૂર્વજો'ની સાથે જ દાટવાનું રાષ્ટ્રીય માન આપે. પોતાના મરણ સમયે એણે ઈચ્છા બતાવેલી કે રાષ્ટ્રીય અસ્મિતા માટે એના શરીરને વાવેલમા રાખવુ હોય તો ભલે રખાય, પણ એનુ હૃદય તો વીલ્નોમા એની માતાની કબર આગળ દાટવુ

૨ વિસ્લા ( Vistula ) ભારતની ગગા જેવી પોલાન્ડની ઇતિહાસવિખ્યાત નદી



# ચર્ચા પત્ર

મુરબ્બી શ્રી તંત્રીજી,

'**પ્રસ્થાન**'ના માગશરના અંકમાં છપાયેલું ભાઈશ્રી પદ્માનન્દ ર. શાહનું વિજ્ઞાન વિષયક ચર્ચાપત્ર વિજ્ઞાનમાં રસ લેતા બધા જ ગુજરાતી ભાઈઓ માટે ઉપયોગી છે એમ મારું માનવું છે. 'જર્મન, ફ્રેંચ, રશિયન, ઇંગ્લિશ, સ્પેનિશ, જાપાનિઝ, અમેરિકન વગેરે પ્રજાઓ અત્યારે વિજ્ઞાનમાં આટલી બધી આગળ વધી ગઈ છે તેમાં મુખ્ય ફાળો તે દરેક પ્રજાની સ્વભાષામાં થોકબંધ પ્રકટ થતા વૈજ્ઞાનિક સાહિત્યનો જ છે. હિંદમાં આની અછત હોવાથી વિજ્ઞાનની દોડમાં હિંદ પછાત રહી ગયું છે.'

એક બાજુ રસાયણ, વૈદક, ભૂસ્તર, જ્યોતિષ, ખગોળ, ગણિત, ભૂમિતિ, બીજગણિત વગેરે શાસ્ત્રોનું અવિકસિત દશાવાળું વૈજ્ઞાનિક સાહિત્ય આપણા સંસ્કૃત ગ્રંથોમાં પડી રહ્યું છે અને બીજી બાજુએ સોળે કળાએ ખીલી ઊઠતા વિજ્ઞાનનું થોકબંધ સાહિત્ય પરદેશી ભાષાઓમાં વધે જાય છે. એક સામાન્ય ગુજરાતી આ બન્નેની વચમાં ઊભો છે. નથી તે પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાંથી કંઈ સમજી શકતો કે નથી તે પરદેશના કૂદકે ને ભૂસકે વધતા જતા વિજ્ઞાનનો પરિચય સાધી શકતો. તેવી સ્થિતિમાં પાછા કેટલાક આગ્રહી પુરુષો સ્વભાષાને એટલી હદ સુધી ચોખી રહેવાના મતના છે કે પરભાષાનો એક પણ શબ્દ ગુજરાતીમાં વાપરવો એ અસંસ્કારિતાની નિશાની છે એમ માનતા મનાવતા ફરે છે. પરિણામ એ આવે છે કે જે જમાનામાં વિજ્ઞાનનું અજ્ઞાન વધારે વખત નભી શકે તેમ નથી, જે જમાનામાં વિજ્ઞાનનું અજ્ઞાન રાષ્ટ્રના આર્થિક વિકાસમાં પણ નડતરરૂપ થાય છે તે જ જમાનામાં આપણે વેપારપ્રિય ગુજરાતીઓ વિજ્ઞાનની પ્રગતિથી ખૂબ જ અજાણ રહી જઈએ છીએ.

આ સ્થિતિ ટાળવા સ્વભાષામાં લોકભોગ્ય વૈજ્ઞાનિક સાહિત્ય લખાવાની જરૂર ઘણાને જણાવા લાગી છે, છતાં તેવી જાતના સાહિત્યસર્જનને ઉત્તેજન મળે તેવા ખાસ પ્રયત્નો થયા જાણ્યામાં નથી. ભાઈશ્રી પદ્માનન્દ શાહે સૂચવ્યું તેવું વિજ્ઞાનનું મુખપત્ર—માસિક કે ત્રિમાસિક—ગુજરાતી ભાષામાં વ્યવસ્થિત રીતે નીકળે તે તરફ કોઈ સાહિત્યપ્રિયે લક્ષ દોર્યું નથી જણાતું. શ્રી ગલિયારા જેવા ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ વાંચ્છનારા તેમજ કાવ્યો, નવલકથાઓ, ટૂંકી વાર્તાઓ, નિબંધો વગેરે સાહિત્યના અંગો માટે ઇનામો જાહેર કરનાર અનેક ગૃહસ્થો અને સંસ્થાઓ ગુજરાતમાં હોવા છતાં વૈજ્ઞાનિક સાહિત્ય તો માટે માન પ્રમાણમાં બહાર નથી આવતું એ એક પ્રશ્ન છે.

જવાબ એ જ હોઈ શકે કે એક તો વૈજ્ઞાનિક સાહિત્યને જોઈએ તેવું ઉત્તેજન મળતું નથી. મોટા સાહિત્યકારોને વૈજ્ઞાનિક સાહિત્ય અને એક ભાષાંતર કરેલી વાર્તામાં લાંબો મૂલ્યભેદ નથી જણાતો, કારણ કે તેમને તેવી જાતના સાહિત્યને સ્વભાષામાં લોકભોગ્ય શૈલીમાં ઉતારવાની મુશ્કેલીઓનો ખ્યાલ હોતો નથી, અને તેથી તેઓ વૈજ્ઞાનિક સાહિત્ય પ્રત્યે ઉદાસીનતા સેવે છે. બીજુ કારણ એ છે કે વિજ્ઞાનની યોગ્ય પરિભાષા હજી ગુજરાતીમાં રચાઈ નથી. વિજ્ઞાનની પરિભાષાની મુશ્કેલી ભાઈ પદ્મકાન્તે ગુજરાતના સાહિત્યકારોના ચરણે મચોટ રીતે રજુ કરી છે. તે બધા જો એ વિષય ઉપર ધ્યાન આપે તો વિજ્ઞાનના સાહિત્યને ઝડપભેર સ્વભાષામાં ઉતારવાનું કામ ઘણું હળવું થઈ જાય. પરતુ મારે સખેદ જણાવવું પડે છે કે મોટા મોટા કવિઓ, વાર્તાકારો અને નવલકથાકારોની નજર આ દિશામાં પહોંચી જ નથી. તેઓ કાં તો આ કાર્યને અઘરું ગણે છે અથવા તો બીનજરૂરી ગણે છે, અને તેથી વિજ્ઞાનની સ્વભાષાના સાહિત્યમાં ખરી કદર થઈ શકતી નથી.

પ્રો. ટી. કે. ગજ્જર જેવા કોઈક વીરલ મહાપુરુષે પરિભાષાની મુશ્કેલી ટાળવા તરફ લક્ષ દોડાવ્યું હશે પરતુ સંસ્કૃતમય, ભદ્રંભદ્રીય જડબાતોડ શબ્દો શોધ્યા ન શોધ્યા બરોબર જ છે કારણ કે લોકભોગ્ય બનાવવા માટે તે બધા શબ્દો ફરીથી રચવાનું કામ, ઊભું જ રહે છે.

અને આવા ભદ્રંભદ્રીય શબ્દો કરતા તો રૂઢ થતા જતા મૂળ અંગ્રેજી શબ્દો જ વધારે પ્રિય નીવડવા સંભવ છે. પણ સંસ્કારિતાના ચૂસ્ત હિમાયતીઓને એવા શબ્દો પ્રત્યે દ્વેષ હોય છે. તેઓ પરદેશી શબ્દો નિભાવી લેતાં અચકાય છે અને પોતે સહેલા શબ્દો બનાવતા પાછા હડે છે. તો પછી શુ ગુજરાતી સાહિત્યે હજી પણ વૈજ્ઞાનિક સાહિત્ય વગર કંગાલ જ રહેવું ?

મારો તો નમ્ર અભિપ્રાય છે કે મારીમચેડીને સંસ્કૃતમય પરિભાષા રચવાની વ્યર્થ ભાંજગડમાં ઊતરવા કરતાં મૂળ અંગ્રેજી શબ્દોને જ ગુજરાતીમાં રૂઢ કરી દઈ કામ ચલાવવું જોઈએ. અને કયા શબ્દોને રૂઢ કરવા અને કયાને ન કરવા, તેનો નિર્ણય કરવા નિષ્ણાત સાહિત્યકારોની અને વૈજ્ઞાનિકોની એક ખાસ સમિતિ નીમવી જોઈએ જેમાં એક જ અર્થના અનેક શબ્દોમાંથી વિજ્ઞાનને અનુરૂપ એવો એક જ શબ્દ સ્વીકારી વૈજ્ઞાનિક શબ્દોનો એક પ્રમાણભુત કોશ કરવાની જરૂર છે. જેવી રીતે પૂ. કાકાસાહેબે અથાગ પરિશ્રમ લઈને સર્વમાન્ય થઈ શકે તેવી જોડણીવાળો શબ્દકોશ ગુજરાત સમક્ષ રજુ કર્યો છે તેવી રીતે વૈજ્ઞાનિક શબ્દોને પણ ગુજરાતીમાં એકત્ર કરી તેને પ્રકટ કરવાની જરૂર છે. નહિ તો પછી અંગ્રેજી શબ્દો જ ચાલુ કરવા જોઈએ.

ટૂંકી સંજ્ઞાઓ પણ અંગ્રેજી પદ્ધતિ ઉપર જ રચી શકાય તેમ છે. પાણી બે અણુ હાઈડ્રોજન અને એક અણુ ઑકિસજનનું બનેલું હોવાથી ટૂંકમાં $H_2O$ એમ લખી શકાય છે. તેને ગુજરાતીમાં $હા_2ઑ$ એમ લખી શકાય. રેતી એક અણુ સીલીકોન અને બે અણુ ઑકિસજનની બનેલી છે તો તેને $SiO_2$ એમ લખાય છે તેવી જ રીતે ગુજરાતીમાં $સીઑ_2$ એમ લખી શકાય. ટેવાઈ ગયા પછી વિચિત્ર લાગવા સભવ નથી. અલબત્ત આમાં હાઈડ્રોજન, ઑકિસજન કે સીલીકોન માટે હા, ઑ, સી જેવી ટૂંકી સંજ્ઞાઓ નક્કી કરવામાં બહુ ચોકસાઈની જરૂર છે કારણ કે ગંધક, પારો, ચાંદી, ત્રાંબુ, લોખંડ, સુવર્ણ, કલાઈ,

જરૂર, કે સીમું જેવા કેટલાક રૂઢ થઈ ગયેલા ગુજરાતી શબ્દોને બદલવાની જરૂર નથી અને આયોડીન, બ્રોમીન, ક્લોરીન, સોડિયમ, પોટાશિયમ, મેગ્નેશિયમ, નીકલ, ફોસ્ફરસ, ક્રોમીઅમ; એલ્યુમિનિયમ વગેરે અસંખ્ય રૂઢ થતા જતા અંગ્રેજી શબ્દોને સંસ્કૃતમય બનાવવાનો પ્રયત્ન કરવાથી જબરો ગોટાળો થઈ જવા સંભવ છે. અને તેમાં ખાસ કરીને સેન્દ્રિય રસાયણશાસ્ત્ર (Organic Chemistry) તો એટલું બધું વિકાસ પામ્યું છે કે મીથેન, બેન્ઝીન, ટોલ્યુઈન, એસેટીક એસીડ, ઈથર વગેરે સાદા શબ્દોથી માંડીને બીટા બીટા ડાય ગ્લુટારીક ૬ પ્રોપીઓનીક ૩ : ૪ ડાય એથોક્ષી નેપ્થેલ સલ્ફોનીક એસીડ જેવા-લાખો લાંબા શબ્દો વધી ગયા છે. આ બધાને ગુજરાતીમાં ઉતારવા જતાં સમય અને શ્રમ વ્યર્થ જવાનો સંભવ છે. તે કરતાં તેમને તેવી જ રીતે રૂઢ કરવામાં આવે તો શું ખોટું છે?

'કૌમુદી'ના ગયા વર્ષના દિવાળી અંકમાં શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રીએ વિજ્ઞાનના વિદ્યાર્થીઓને સ્વભાષાવિમુખ કહીને એક મોટો અન્યાય કર્યો છે કારણ કે તેઓએ વિચાર કર્યો નથી કે શા માટે તેમને સ્વભાષાવિમુખ બનવું પડયું છે. પરિભાષાનો પ્રશ્ન એક એ દાખલા ટાંકી તેમણે સહેલો દેખાડવા પ્રયત્ન કર્યો છે, પરન્તુ જો તેમજ હોત તો વિજ્ઞાનનું સાહિત્ય સ્વભાષામાં બહાર આવ્યા વગર રહ્યું જ ન હોત. સ્વભાષાની પ્રીતિ જેટલી શ્રી. દુર્ગાશંકરભાઈને છે તેટલી જ વિજ્ઞાનના વિદ્યાર્થીઓને પણ છે તેની હું એક વિજ્ઞાનના વિદ્યાર્થી તરીકે ખાતરી આપું છું. અને માની લો કે કદાચ ન હોય તો તેમને સ્વભાષાવિમુખ થતા અટકાવવા માટે તેમના જેવા મુરબ્બી શુભેચ્છકો સહકાર આપતા રહેશે તો વિજ્ઞાનના વિદ્યાર્થીઓ એટલા બધા બેકદર નથી હોતા કે તેમનો ઉપકાર નહિ માને.

આશા છે કે આપ 'પ્રસ્થાન'માં આવી ચર્ચાઓને ઉત્તેજન આપતા રહેશો તેમજ આપણા સાહિત્યને વૈજ્ઞાનિક પુસ્તકોથી સમૃદ્ધ બનાવવાના પ્રયત્નોને આગળ ધપાવવા પણ આપનું બનતું કરશો જ.

લિ. આપનો,
કાન્તિલાલ મ. ગાંધીના
વંદેમાતરમ્.

# શબ્દચર્ચા

ચતુરભાઈ પુરુષોત્તમદાસ પટેલ

## ‘સંપેટવું’ ને ‘સમેટવું’

ઉપરના બે શબ્દોની વ્યુત્પત્તિ સબંધી ચર્ચા ‘પ્રસ્થાન’ના માગશર માસના અંકમા વાંચી–વિચારી એમા સંપેટ્યને સમેતય એ મૂળ વચ્ચે વિકલ્પ બતાવ્યો છે શ્રીયુત ગાંધી સમેતય ઉપરથી પ્રથમ ‘સમેટવુ’ ને તે ઉપરથી ‘સંપેટવુ’ વ્યુત્પન્ન થયાનુ અનુમાન કરે છે; તે વિરુદ્ધ શ્રીયુત બક્ષી બન્ને શબ્દોને સંપેટ્ય ઉપરથી વ્યુત્પન્ન કરે છે

त નો ट થવા માટે ધોરી માર્ગ નથી શ્રીયુત બક્ષી જણાવે છે તેમ અમુક સંજોગોમા જ તે વિકાર સંભવે છે, એટલે સમેતય મૂળમાથી વ્યુત્પત્તિ સાધવી નિર્દોષ નથી એટલે સંપેટ્ય મૂળ એકલુ વિચારના જેવુ છે પરંતુ સંસ્કૃતમા સપટ્ ધાતુ વપરાયાનુ જણાતું નથી, એટલે એ મૂળ સંદિગ્ધ કરે છે

‘સંપેટવુ’ ને ‘સમેટવુ’–બન્નેનો મૂળ અર્થ ‘એકઠુ કરી લેવુ–‘સંકેલી લેવુ’ હતો પછી ‘પુરુ કરવાનો’ અર્થ આવ્યો છે વૈદિક સંજમાર ને પાણિનીય સંજહારનો જે અર્થ હતો તે જ અર્થ મૂળમા આ બન્ને ધાતુનો છે, આથી બન્ને શબ્દો સંવેષ્ટ્ ધાતુ ઉપરથી વ્યુત્પન્ન થાય એ વિશેષ સંભવિત છે




ટીપ — સંવેષ્ટ્ ધાતુમા ‘વીંટી લેવાનો’ અર્થ છે લગભગ તે જ અર્થ ‘સમેટવુ’મા છે. ઉપરના વંશવૃક્ષમા व ના ब ને म–એ વિકાર બે રૂપનો ભેદ ઉત્પન્ન કરે છે તે વિકાર શક્ય છે કે કેમ તે જોવા માત્ર એક જ શબ્દ લેઈએ पर्वन् શબ્દ પૂર્વે सु પૂર્વગ લાગી બનતા सुपर्वन् ઉપરથી ગુજરાતીમા ‘સપરમો દિવસ’ બને છે અહી व નો म થયો છે નર્યા पर्वन् શબ્દ ઉપરથી ‘પરબ’ (વારપરબ) વ્યુત્પન્ન થાય છે છેવટે ब ઉપરથી प બને છે, એ વાત બન્ને ચર્ચાપત્રીઓએ સ્વીકારી છે व ને प ને ઉચ્ચારમા ઘણુ નિકટપણુ છે આમ सम्+वेष्ट् ધાતુ–સંસ્કૃતમા પ્રચલિત–ઉપરથી વ્યુત્પત્તિ શક્ય છે અહીં જણાવવુ જોઈએ કે सवेष्ट् ધાતુ માટે પ્રાકૃતમા सवेल्लરૂપ વિશેષ પ્રચલિત હતુ; તે ઉપરથી કાનના ‘વેલ્લા’ શબ્દ બન્યો છે એટલે सवेट्ट પ્રાકૃત રૂપને બોલીમા પ્રચલિત હોવાનું સ્વીકારવુ પડશે કે ગુજરાતી બન્ને ધાતુઓને અર્વાચીન તદ્ભવ માનવા પડશે

ભોઈરણું

તા. ૨૧–૨–૩૭

# ગુલમોરના ઝાડ ઉપર

અવીદ

[ કસીદા[1] ]

લાલ આંસુ લોહીનાં બખેરનાર   થાય છે તું પ્રેમમાં કોના ખુવાર?
કો ગયું ચાલી દગો દઈને તને?   આપી બક્ષિસ હિજ્રની, પ્યાર બતલાવી!
ના દીઠી મેં તારી આમદ[2] મંદિરે;   શે કર્યું તનકોઈનું તપ ઇખ્તિયાર?
ગર્ક છે શા ગમમેંહી, જાણું ન તે,   [3]બેકસીથી છે કશા તું બેકરાર!

લાલ, ચેવલ ચાવતી કો કન્યકા   જોઈ તુજને લાગતી કરવા વિચાર:—
"કંકુ છાંટીને લખી કંકોતરી?   લાલ ગજરામાં થયો શૌહર[4] સવાર?"
ખંડ લીલો લાલ ફૂલેથી ભર્યો   નાખનારી તન ઉપર ભોળી લગાર
ગાલ રાતાવાળી કો બોલી બીજી:   "છે પડયું કો પખી આ થઈને શિકાર?

તંબુમાં તાંબૂલ કેરા રંગના   હાર પર લાગી રહી દીવાની હાર?
પાંજરા માંહેથી લીલા વાંસના   ચંચુઓ સો કીરની નીકળી બહાર!
તીડ રાતાં પ્રેમમાં પાગલ બની,   કાચ ભૂરા પર કરે છે જાં નિસાર,[5]
દોડી આવી દૂરથી બત્તી તરફ,   બેહયાથી છેક થઈને બેવકાર?

અંગ તારું ખૂનથી તરબોળ છે,   તીર વાગ્યાં સામટાં જ્યાં સદ હજાર:[6]
કોની સાથે જંગ ખેલાયો હતો?   સાથ કો થાતું પડયું રણમાં પસાર?
છે વહોરી કીર્તિ કે વ્હોયાં કલંક?   મેળવ્યો જય, ખાધી યા અફસોસ હાર?

શું શકું સમજી બિના હું તાહરી?   શો શકું આપી તને હું બોધ યાર?
છે ગઈ ખરચાઈ મારી ખિર્દ[7] સૌ   ખાઈને કિસ્મત તણો બિસ્માર[8] માર:
હું થયો પેદા હું આલમ માંહી તે   છે રબા વરસી સિતમ જ્યાં બેશુમાર.
જિંદગીની પાયમાલી મેં કરી   પ્રેમના પરકારમાં રમતાં જુગાર:
ના મળ્યું પુછનાર કો મારી ખબર,   ના મળ્યું દરકારનું કો રાખનાર!
જે સહ્યું જે ભોગવ્યું મેં ફક્ત તે   જાણું હું તે જાણતો મુજ કર્દગાર.[9]
ખુશ હતો મેળાવડામાં ખુશ મિજાજ.   એકલો રોતો પડી તે ઝાર ઝાર![10]

છે ઘણા દરમાન[11] તનના રોગના:   દર્દે દિલની ક્યાંય થાતી સારવાર?
શું કહું હેવાલ મારા હાલનો   પાસ તારી પીર ઓ પરહેઝગાર?
હોય કહેવાનું રહ્યું જો કં તને,   તો રહ્યા છે હર્ફ બે, ઓ હોશિયાર;—
કોઈ બેગાના[12] સમો માગે પતીલ   આપજે મોળો ન તેને આવકાર.

*

૧ કસીદા-પ્રશંસાકાવ્ય. ૨ આમદ-આવવું તે. ૩ બેકસી-ચિંતા. ૪ શૌહર-પતિ. ૫ જાં નિસાર-જીવનનું બલિદાન. ૬ સદ હજાર-એક લાખ. ૭ ખિર્દ-અક્કલ. ૮ બિસ્માર-પુષ્કળ. ૯ કર્દગાર-ઈશ્વર. ૧૦ ઝાર ઝાર-પુષ્કળ. ૧૧ દરમાન-ઉપાય. ૧૨ બેગાના-અજાણ્યો માણસ.

# વીમાસણ

તારાબેન પંડિત

મહા ઉંડી ઘેરી પ્રબલ ગતિ તારી ન નિરખું,
ગ્રહી હાથે મારે કલમ અતિ ઉલ્લાસ, હરખું;
નહીં શબ્દો માંડું વિપરિત પદોથી જ વણુસે,
રુડી પંક્તિ ત્યાગી નયન સમિપેથી નવ ખસે;

બધાં સાહિત્યને મૂકી, બેસું ખાટ પરે જરી,
ઊર્મિ સંવેદનો જે જે વિસ્તરે વ્યોમની મહીં.

ઉડી જાતાં દેખું,
ભરી આંખે પેખું,

ફુરી ઊઠે મારી હૃદયરસતંત્રી ઝણુઝણે,
લખું સૌંદર્યો સૌ વિવિધ રસ ગ્રેહો ક્ષણુક્ષણે;
મને ભારે આશા, તદપિ નહિ શબ્દો અવનવા,
લખું તો શી રીતે ? મથન મથતું અતર નવાં.

ઉઠીને જ્યાં લખુ શબ્દો, મૃદુતા રમ્ય તો ગઈ,
ફેંકી દૌં સાધનો સર્વે પેખી વીમાસણે રહી.




**મુંડકોપનિષદ:**—ગ્રન્થકારઃ સદાશિવ શાસ્ત્રી ભિડે, પુણે; અનુવાદકઃ મણિલાલ છબારામ ભટ્ટ; છપાવી પ્રસિદ્ધ કરનારઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ બી. એ., આસિ. સેક્રેટરી, અમદાવાદ. કિમ્મત આઠ આના.

સ્વામીશ્રી વિરક્તાનન્દ ગોવિન્દજી ગ્રન્થમાળાનું ગુ. વ. સો.એ બહાર પાડેલું આ પહેલું પુસ્તક છે. મૂળ મુંડકોપનિષદ તો પ્રસિદ્ધ છે. શંકરાચાર્યે જેના ઉપર ભાષ્ય રચેલ છે તે પ્રાચીન ઉપનિષદોમાં મુંડકની પણ ગણતરી છે. એ મુંડકોપનિષદની સાનુવાદ મરાઠી ટીકાનો આ ગુજરાતી અનુવાદ છે. પ્રસ્તાવનામાં શ્રી. મણિલાલ છબારામ ભટ્ટે કહ્યું છે તેમ, પુનામાં એક ગીતાધર્મ મંડળ છે અને એ મંડળની ધારણા એવી જણાય છે કે લોકમાન્ય તિલક મહારાજે 'ગીતારહસ્ય'માં જે કર્મયોગનું પ્રતિપાદન કર્યું છે તે કર્મયોગ આ જમાનામાં રાષ્ટ્રધર્મની ઉન્નતિ માટે વિશેષ જરૂરનો હોઈને તેનું પ્રતિપાદન કરનારું વિવરણ ઉપનિષદાદિ બહુમાન્ય ગ્રન્થોનું કરીને સનાતન ધર્મપ્રેમી પ્રજામાં કર્મયોગનો પ્રચાર કરવો.

મુંડકોપનિષદનો આ સટીક અનુવાદ ઉપર કહી તેવી પ્રચારક દૃષ્ટિથી લખાયો છે. શ્રી. ભિડેશાસ્ત્રી નિવેદનમાં કહે છે કે "છેલ્લાં બે હજાર વર્ષો દરમિયાન વેદાન્ત ગ્રન્થોના તત્ત્વજ્ઞાનમાં સર્વે અંગોને માયાવાદ વલણ આપવામાં આવ્યું છે." અને માયાવાદનું તથા સંન્યાસમાર્ગનું ખંડન તથા 'બ્રહ્મપ્રકૃતિવાદ' અને 'કર્મયોગનું' મંડન કરવા માટે મુંડકોપનિષદની આ ટીકા લખવામાં આવી છે. હાલના આ દેશના હિંદુસમાજની પુનર્ઘટનામાં સંન્યાસનું શું કેટલું કેવું સ્થાન છે? અથવા કયા પ્રકારનો ત્યાગ-સંન્યાસ લોકહિત માટે આવશ્યક અનાવશ્યક કે ત્યાજ્ય છે વગેરે પ્રશ્નો અહીં પ્રસ્તુત નથી. અહીં તો પ્રશ્ન એટલો જ છે કે આ મુંડકોપનિષદનું યથાર્થ તાત્પર્ય શું છે? વેદાદિ શાસ્ત્રો સંન્યાસને મોક્ષ માટે આવશ્યક ગણે છે એવું સિદ્ધ કરી આપવાથી આ જમાનામાં કોઈ ભગવાં લૂગડાં પહેરીને ચાલી નીકળે એવું મને દેખાતું નથી. મારા માનવા પ્રમાણે તો ખંડનમંડનનો જમાનો ગયો—પછી મહારાષ્ટ્રમાં ખંડનમંડન પદ્ધતિમાં રસ લેનારો વાંચનાર વર્ગ હોય તો કોણ જાણે!

મારા ધારવા પ્રમાણે તો આ જમાનાનું શિક્ષિત માનસ પ્રાચીન ગ્રન્થોનાં આવાં ખંડનમંડનાત્મક વિવરણો કરતાં એના સાદા, પાછળની ટીકાઓમાંથી કોઈ પણ એકનું સંપૂર્ણ અનુસરણ કર્યા વગર, સર્વ ટીકાઓને ઐતિહાસિક દૃષ્ટિથી જોઈ તેની યથોચિત મદદ વડે પણ વસ્તુતઃ મૂળના શબ્દોમાંથી જ, મૂળનાં વચનોને પરસ્પર સરખાવીને તથા સમકાલીન ઈતર સાહિત્યની મદદથી મૂળનું વક્તવ્ય યથાસ્થિત રજુ કરવાનો પ્રયત્ન કરતા અનુવાદોને ઈચ્છે છે.

આ ગ્રન્થમાં 'કર્મયોગ' કે 'બ્રહ્મપ્રકૃતિવાદ'ને મુંડકોપનિષદનાં વચનોમાંથી કાઢવાનો જે યત્ન કરવામાં આવ્યો છે તે યત્ન કેટલો સફળ થયો છે એ પ્રશ્ન મને ગૌણ લાગે છે.

વિવરણની આ પ્રચારલક્ષી દૃષ્ટિ જ મને તે અનિષ્ટ છે જૂના આચાર્યોએ અને ટીકાકારોએ ખંડનમંડન પદ્ધતિનો આશ્રય લઈને આજ સુધી ગ્રન્થો લખ્યા છતાં શું આપણે ધરાયા નથી?

આ પદ્ધતિ ગ્રહણ કરનારને અર્થની ખેંચતાણ કરવી પડે છે. ભિન્નભિન્ન સંપ્રદાયના આચાર્યોને આવી ખેંચતાણ કરવી પડી છે એ સુવિદિત છે. શ્રી ભિડેશાસ્ત્રીને પણ મુંડકોપનિષદનો અર્થ કરતાં કેટલેક ઠેકાણે ખેંચતાણ કરવી પડી છે અહીં નમૂનાના બેત્રણ દાખલા આપું છું

(૧) वेदान्तविज्ञानसुनिश्चितार्थाः–ઇત્યાદિ મુંડકના ૩–૨–૬ મન્ત્રમાંથી 'સન્યાસ' કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે એવું તાત્પર્ય કાઢ્યું છે પણ એની પહેલાંના પાંચમા મન્ત્રમાં અને આ છઠ્ઠામાં એક જ વાત જુદા શબ્દોમાં કહી છે એ તટસ્થ દૃષ્ટિને તરત સમજાય એવું છે પણ આ ટીકાકારે પાંચમા શ્લોકમાના 'ऋषि' શબ્દ ઉપર અને છઠ્ઠા શ્લોકમાના परान्तकाले શબ્દ ઉપર વધારે ભાર મૂકીને એ બે શ્લોકોમાંથી ક્રમશ ગીતાના સ્થિતપ્રજ્ઞ કર્મયોગીને સદ્યોમુક્તિ મળે છે અને સન્યાસીને ક્રમમુક્તિ મળે છે એવું તાત્પર્ય કાઢ્યું છે પણ મારા મતે તો ઉપનિષદ્કાળમાં કર્મયોગી અને સન્યાસી વચ્ચેનો વિરોધ અથવા ક્રમમુક્તિ કે સદ્યોમુક્તિ માટે ચડતી ઊતરતી પાયરીનો ભાન એ વસ્તુનો ઉદય જ થયો નહતો

પછી એ જ ખંડના નવમા મન્ત્રમાં नास्याब्रह्मवित् कुले भवति આના કુળમાં કોઈ 'બ્રહ્મવેત્તા ન હોય એવો પાકતો નથી એ શબ્દોમાંથી સન્યાસનું ખંડન ખેંચી કાઢ્યું છે અશ્વસ્થ શંકરાચાર્યે જ્ઞાન માટે સન્યાસને આવશ્યક માનેલ છે પણ ઉપનિષદોમાં ગૃહસ્થ અને ત્યાગી જ્ઞાનીઓની વાતો મળે છે ગૃહસ્થને બ્રહ્મજ્ઞાન ન થાય એવો ઉપનિષદોનો મત નથી જ એટલે બ્રહ્મજ્ઞાનીની સ્તુતિ કરતાં એના કુળમાં અબ્રહ્મવિત્ નહિ પાકે એમ શ્રુતિ કહે એ સ્વાભાવિક છે પણ એમાંથી પ્રજા ઉત્પન્ન કરી શકે એવી સ્થિતિમાં ન હોય એને જ્ઞાન થાય જ નહિ એમ કોઈ કહે તો એ હાસ્યાસ્પદ જ ગણાય

પછી એ જ ખંડનો ત્રીજો શ્લોક જુઓ —

> नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
> यमेवैष वृणुते तेन लभ्य स्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

આ મન્ત્રનું સરલ અને સ્વાભાવિક વ્યાખ્યાન જ્ઞાનમાર્ગની ટીકાઓમાં નથી મળતું પણ ભક્તિમાર્ગની ટીકાઓમાં મળે છે એ પ્રસિદ્ધ છે મતલબ કે ભક્તિવાદને આ મન્ત્ર અનુકૂળ છે પણ આ ગ્રન્થકારને એ ભક્તિવાદ માન્ય નથી એટલે એમણે એ સ્વાભાવિક અર્થનું ખંડન કર્યું છે અને 'બુદ્ધિવાદ'ને અનુકૂળ અર્થ કરવા માટે ગોટા વાળ્યા છે (જુઓ પૃ ૯૫)

છેવટ મારે તો એટલું જ કહેવાનું છે કે માયાવાદથી આ દેશની અવનતિ થઈ છે અને એના ખંડનથી ઉન્નતિ થઈ જશે એવી માન્યતા એ ભ્રાન્તિ છે અગિયારમા શતકના શ્રી રામાનુજાચાર્યથી આરંભી અનેક વૈષ્ણવ આચાર્યોએ અને તત્તદનુયાયી ટીકાકારોએ માયાવાદનું પુષ્કળ અને ઉગ્ર ખંડન કર્યું છે છતાં આ દેશની અવનતિનો વેગ અટક્યો નથી એ ઐતિહાસિક સત્ય શું એ પ્રકારની ખંડનપ્રવૃત્તિની નિરર્થકતા દેખાડવા માટે પૂરતું નથી?

વળી જે કર્મવાદનું શાંકરવેદાંતમાં ખંડન કરેલું જોવામાં આવે છે તે પ્રાચીન કાળમાં પ્રચલિત વૈદિક યજ્ઞાત્મક કર્મમાર્ગનું ખંડન છે આજે આપણે જેને કર્મયોગ કહીએ છીએ તેનો તો જૂના કાળમાં વર્ણાશ્રમ ધર્મમાં સમાવેશ થતો હતો અને વર્ણાશ્રમ વ્યવસ્થાનો વિરોધ તો કોઈ આચાર્યે કર્યો નથી

ઐતિહાસિક દૃષ્ટિએ જોનારને સ્પષ્ટ દેખાય છે કે ઉપનિષદોમાં સુસંકલિત રૂપમાં કોઈ પણ એક દાર્શનિકવાદનું સમગ્રરૂપે પ્રતિપાદન કરવાનો પ્રયત્ન જ નથી. માત્ર છુટા છુટા દાર્શનિક-ધાર્મિક વિચારો સુંદર કાવ્યમય વાણીમાં દર્શાવેલા છે. પાછળથી આચાર્યોએ અમુક એક જ વાદને સર્વ ઉપનિષદોમાંથી કાઢવાનો પ્રયત્ન કર્યો છે અને એમ કરતાં, અર્થની ખેંચતાણ કરી છે. આ જમાનામાં આવી ખેંચતાણની જરૂર નથી. અર્થની આ ખેંચતાણ—અમુક ઉપનિષદનું અમુક વચન કે બ્રહ્મસૂત્રનું અમુક સૂત્ર માયાવાદને પ્રતિકૂળ છે એ રીતે એકદેશી ખંડનની[1] પદ્ધતિ જે બુદ્ધિવાદ આ ગ્રન્થકારને ઇષ્ટ છે તેની પ્રેરક નથી પણ આગમ પ્રામાણ્યવાદની પ્રેરક છે એ નવા ઉત્સાહમાં ભૂલી જવાય છે.

ઈશાવાસ્યોપનિષદ:—મૂળશ્રુતિ, અર્થ, શાંકરભાષ્ય, ભાષ્યાનુવાદ, તાત્પર્ય સાથે—પ્રયોજક: રમણીક અ. મહેતા. મૂલ્ય ૦-૪-૦. વિ. સં. ૧૯૯૨.

પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં ઉપનિષદોનું સ્થાન અપૂર્વ છે, અને ભાષ્યકારોમાં ભગવાન્ શંકરાચાર્યનું સ્થાન અદ્વિતીય છે. પ્રાચીન ગણાતાં દશ-બાર ઉપનિષદોમાં ઈશાવાસ્યોપનિષદની પણ ગણત્રી થાય છે અને એ દશ-બાર ઉપનિષદોનું કાલાનુસારી વર્ગીકરણ કરવામાં આવે તો આ ઉપનિષદને પ્રાચીનતમ વર્ગમાં નહિ પણ વચલા પ્રાચીનતર વિભાગમાં પ્રાચ્યવિદ્યાવિદોને બહુમતે મુકાય છે. એ પ્રાગ્બુદ્ધકાલીન છે એટલું નિઃસંશય.

ઈશાવાસ્ય એ અઢાર મંત્રોનું નાનું ઉપનિષદ છે. પણ એનું મહત્ત્વ ઓછું નથી. ભગવાન શંકરાચાર્યના કહેવા પ્રમાણે, પ્રવૃત્તિલક્ષણ અને નિવૃત્તિલક્ષણ એ બેય માર્ગો વેદવિહિત છે તેમાંથી જેનામાં પુત્રાદિ એષણાત્રય ન હોય એવા સંન્યાસીઓ માટે જ્ઞાનનિષ્ઠા અને જિજીવીષા જેનામાં પ્રબલ હોય અને સંન્યાસ માટે જે અશક્ત હોય તેને માટે કર્મનિષ્ઠા એ પ્રકારની જ્ઞાનકર્મ વ્યવસ્થા આ ઉપનિષદમાં પ્રતિપાદિત છે. પણ બીજા વિવેચકો આ ઉપનિષદમાં જ્ઞાન અને કર્મનો સમન્વય દર્શાવ્યો છે એમ કહે છે. (જુઓ ઉપોદ્ઘાતમાં ઉતારેલું પ્રો. રાનડેનું વચન). આ વિષયમાં, શંકરાચાર્ય જે જ્ઞાનકર્મના સમુચ્ચયવાદનું આ ઉપનિષદમાં સંક્ષેપમાં અને ગીતાભાષ્યમાં વિસ્તારથી ખંડન કરે છે તેમાં યજ્ઞાદિ વૈદિકકર્મકાંડ 'કર્મ'થી વિવક્ષિત છે એ યાદ રાખવાની જરૂર છે. પણ લોકમાન્ય તિલક મહારાજને જે વિષયની ચર્ચા અર્થે 'ગીતારહસ્ય' જેવું દળદાર પુસ્તક લખવું પડ્યું છે તે મોટા વિષયના ઉહાપોહમાં ઊતરવાની અહીં જરૂર નથી.

શ્રી. રમણીક અ. મહેતાએ શાંકરભાષ્યનો ગુજરાતી શબ્દશઃ કરેલો આ અનુવાદ સુવાચ્ય અને બોધક છે.

દુનિયાના ગદ્યસ્વામીઓની પ્રથમ પંક્તિમાં જેનું સ્થાન છે એવા ભગવાન ભાષ્યકારની ન્યાયગર્ભ અને અર્થઘન ગંભીર વાણીનું પૂરેપૂરું વક્તવ્ય અનુવાદમાં ઉતારવું એ સહેલું નથી. શ્રી. રમણીક મહેતાએ કેટલી મદદ લીધી છે તે પૃ. ૧૫-૧૬માં આધાર પુસ્તકોની જે યાદી

---

૧ કોઈ પણ વાદનું એકદેશી ખંડન ઘણું સહેલું છે, કારણકે આ વિશ્વની વિચિત્ર રચનાને પરિણામે તદ્દન ખામી વગરનો ચિત્તનું સર્વથા સંપૂર્ણ સમાધાન કરનારો વાદ અશક્ય છે એટલે સમગ્ર વાદનું ખંડન અને પોતે પ્રતિવાદીમાં દર્શાવેલી ખામીઓ વગરના નવા વાદનું સ્થાપન કરવાને બદલે આખા વાદમાંથી અમુક એક જ મુદ્દાનું અને તે પણ શબ્દપ્રમાણથી ખંડન કરવું એમાં કશો માલ નથી.

આપી છે તે જોવાથી સમજાશે. આ વર્ગના ગ્રંથોના અનેક અનુવાદપ્રયત્નો ઇષ્ટ છે એમ અમે ગણીએ છીએ એટલે આને આવકાર આપીએ છીએ અને ભાઈ રમણીક મહેતા ઔપનિષદસાહિત્યને શાંકરભાષ્યસહિત ગુજરાતીમાં ઉતારવાની પ્રવૃત્તિ ચાલુ રાખશે એમ આશા રાખીએ છીએ

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

- **આપણો આહાર**:—લેખક : ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. સરસ્વતી ગ્રન્થમાળા વર્ષ ૭ પુ. ૧. છૂટક કિં. ૦–૬–૦.

'પ્રસ્થાન' કાર્યાલયે તાજેતરમાં બહાર પાડેલી આ ચોપડી આવકારપાત્ર ગણાય. તેને માટે ખાસ ધન્યવાદ તો તેના વિદ્વાન લેખકને ઘટે, કે તેમણે એક વૈજ્ઞાનિક વિષયને ગુજરાતીમાં ઉતારવામા સારી સફળતા મેળવી છે. સામાન્ય ગુજરાતી વાચકને નજર સામે રાખીને અપાયેલું આ વ્યાખ્યાન બોધપ્રદ તો છે જ; પરતુ ભાષાદષ્ટિએ પણ સરળ ને પ્રવાહિક શૈલીમાં છે એ એની વિશેષતા ગણાય. ફાર્બસ સોસાયટીએ પોતાના મુખપત્રમાં આ આખું વ્યાખ્યાન છાપ્યુ છે ઉપરાત તેને પુસ્તકાકારે આપીને 'પ્રસ્થાન' કાર્યાલયે તેની ઉપયોગિતાને સવિશેષ વધારી છે.

આહાર સાચે જ જગતનો મહાપ્રશ્ન છે ને તે આજનો નહિ, પણ જ્યારથી માનવ જન્મ્યો ત્યારનો. એટલે, એ તો એક સનાતન માનવપ્રશ્ન છે. શુ ખાવુ જોઈએ, કેટલુ ખાવું જોઈએ, ક્યારે ખાવું જોઈએ, કેવી રીતે ખાવુ જોઈએ, કેમ રાંધવું જોઈએ—આ બધા પ્રશ્નો મનુષ્ય સામે હમેશના છે, અને એના ઉકેલ પ્રજાએ પોતપોતાની સંસ્કૃતિમાં વણી લીધા છે. આપણે ત્યા આ બધા પ્રશ્નો આયુર્વેદમા સમાય છે. પણ આજે આહારનો પ્રશ્ન જગતમા એક નવી રીતે પણ આવ્યો છે અને તે આ કે, ક્યાથી લાવીને ખાવું. આ પ્રશ્ન આજના જગતનો મહાન પ્રશ્ન છે ખરો, કેમકે એ એક નવે રૂપે જ આપણી આગળ આવીને ઊભો છે. પ્રસ્તુત પુસ્તક આ પ્રશ્નને વિષય નથી કરતુ, ને તે બરાબર જ, કેમકે એ આર્થિક ક્ષેત્રનો હોઈ, એની મર્યાદા બહાર છે. છતા એકબે ઉલ્લેખોથી વ્યાખ્યાતા એને ભૂલ્યા નથી. આપણી ગરીબાઈને કારણે યોગ્ય આહાર જ ન મળે તેનો શો ઉપાય? —એ વસ્તુ પર પણ વ્યાખ્યાતાની નજર તો છે જ. પણ વાત તો એમ છે કે, સાધનવાળા લોક પણ છતે સાધને ખોટો આહાર કરે છે. અને આ પુસ્તક એવાને માટે છે. પણ તે પરથી એમ કોઈ ન માને કે, એ વર્ગ મર્યાદિત કે અલ્પસખ્ય છે. લગભગ બધા જ એ વર્ગના ગણી શકાય. દરેક પોતપોતાના સાધન પ્રમાણે કાંઈ ને કાંઈ તો ખાય જ છે. ભલે બહુ સાધનવાળો તેમાં બહુ બગાડ કરતો હોય—કેમકે મેંદો વગેરે ચીજો તળી તળીને ખાવાનું સાધનવાળો જ કરી શકે છે,—છતાં અલ્પ સાધનવાળો અજ્ઞાને કરીનેય ભૂલ કરી શકે છે. એટલે, આહારનું જ્ઞાન સર્વને માટે સામાન્ય જ્ઞાનની જ વસ્તુ માનવી જોઈએ.

ગરીબને ખાસ ધ્યાનમાં રાખીને, મુબઈના એક આરોગ્ય મડળના મત્રી ડૉ. ગોખલેએ (નામ વિષે મને શંકા છે) ગુજરાતીમાં 'મુક્તાહાર' કરીને એક ચોપાનિયું બહાર પાડ્યુ છે. એ અર્વાચીન આહારશાસ્ત્રપદ્ધતિનુ કદાચ પહેલુ ગુજરાતી પુસ્તક હશે. ડૉ. કાંતિલાલનુ આ પુસ્તક એમાં યોગ્ય ઉમેરણી છે. ડૉ. ગોખલે તેમના ચોપાનિયામાં મુંબઈના ગરીબ ને આંખ સામે રાખે છે, તેના આહારની ચર્ચા કરે છે, તેવી કિંમતને ધ્યાનમાં રાખે છે.

ને સામાન્ય રોજી મેળવનાર મજૂર માટે શક્તિ બહાર નહિ, એવો સમતોલ ખોરાક સૂચવે છે. ડૉ. કાંતિલાલનું પુસ્તક એ જાતનું નથી. એ એક સામાન્ય વાચકને, આહાર વિષે શું જાણવું જોઈએ, એ સરસ રીતે કહે છે, ને તે રીતે એ ઉપયોગી છે.

અને આમ કરતાં એ કોઈ રીતે fadist થઈ બેસતા નથી, એ ખાસ ખ્યાલ ખેંચે છે. કેલરીવાદનું ગાંડપણ એ બતાવે છે. અને તેવું જ ગાંડપણ આજના વિટામિનવાદમાં કદાચ વર્ષો બાદ નીવડે તો એની કોણ ના કહી શકે? આજેય વિટામિનઘેલાઈ તો ઘણે જોવામાં આવે છે. ડૉ. કાંતિલાલ આ નવા વાદના ગાંડા હિમાવતી નથી. 'આ એક વિજ્ઞાનવાળાએ મહત્ત્વની બીના શોધી છે, તે પણ વિચારમાં રાખવા જેવી છે'—આવા ભાવથી એ એને નિરૂપે છે.

આયુર્વેદની આહારમીમાંસાનો ઉલ્લેખ કરવાનું પણ એ ચૂક્યા નથી. એમાંની કેટલીક ખૂબીઓ તરફ અંગુલીનિર્દેશ કર્યો છે. પણ તે વૈજ્ઞાનિક ખાતરીથી ને તે ઢબે નહિ. અને એ આ પુસ્તક સામે ફરિયાદ કરવા જેવી વાત છે ખરી. ગુજરાતી આહારની ચર્ચા પણ બહુ સામાન્ય ધોરણની જ કહેવાય. ગુજરાતના વિજ્ઞાનશાસ્ત્રીઓ પાસેથી આજ ગુજરાત એ આશા ન રાખે કે, તમે ગુજરાતના ખોરાકનું શાસ્ત્રીય પરીક્ષણ હજી કેમ નથી આપતા? મહાત્માજી પાસેથી ડૉ. કાંતિલાલ આહારના અંગેના કામની આશા રાખે છે. પણ મહાત્માજીના હાથપગ તો તેમના જેવા વૈજ્ઞાનિકો જ થઈ શકે ને? આજ નહિ નહિ તોય કૂડીબંધ ગુજરાતી યુવાનો વિજ્ઞાનવિશારદ હશે; અને ડઝનેક તો વિજ્ઞાનના ગુજરાતી અધ્યાપકો છે. ગુજરાત એમની પાસેથી આટલા સંશોધન કાર્યની આશા ન રાખે? કે પછી ત્યાં પણ આપણી પરદેશી કેળવણીની સર્જન-ઉચ્છેદક અસર જ સમજવી જોઈએ?

આહારનો પ્રશ્ન ચર્ચતાં એક વાક્યમાં લેખક 'મહાત્માજી તથા વાઈસરૉયના નાયકપણા'ની વાત કરે છે. (પૃ. ૭) મને તે વાંચી 'તથા' ની જગાએ 'વિરુદ્ધ' મૂકવાનું સૂઝ્યું! લેખક એ કેમ વીસરી ગયા હશે કે, આજે સ્થિતિ (ભલે દુઃખદ, કેમકે મહાત્માજીએ તો ગ્રામોદ્યોગસંઘ શરૂ કરતાં એવા એકત્રિત પ્રયત્નનું આહ્વાન આપેલું.) તો એ જ છે કે, એક ખેંચે છે એથી ઊંધું જ બીજાને ખેંચવું પડે છે કે ખેંચે છે! પણ, એ તો લેખકના એક અપ્રસ્તુત ઉલ્લેખ પૂરતું જ છે.

પુસ્તકને અંતે તારવી આપેલા ચાર આહારશાસ્ત્રના નિયમોમાંથી ચોથો એ આ લેખકે જે સમતોલતાથી—વિટામીનઘેલા થયા વગર—પોતાના વિષયનું નિરૂપણ કર્યું છે એનો દાખલો ગણાય. પોતાના મતો રજુ કરવા તદ્વિદ્ ડાક્ટરોના મતો ટાંકી લેખકે પોતાની બહુશ્રુતતાનો લાભ આપ્યો છે એટલું જ નહિ, પણ પુસ્તકની ટૂંકી મર્યાદામાં પણ ઘણી પ્રમાણભૂતતા સાથે વાતો કરી શક્યા છે. એમાં જો પોતાના ખાસ પ્રયોગો—આહારનું રસાયની સંશોધન—ઉમેરત તો અનુપમ થાત. આશા રાખીએ કે, આટલા જ પુસ્તકથી લેખક અટકશે નહિ ને હવે પછી પોતાના સંશોધનના ફળરૂપ તેઓ ગુજરાતી આહાર વિષે ખાસ પુસ્તક આપણને આપશે.

આ એક સામાન્ય અનુભવ છે કે, કોકને એક વસ્તુ સદે છે જે બીજાને નથી સદતી. જો કે વૈદકીય રીતે તે તેવી ન હોય તોય. આ બાબત શ્રી. કિશોરલાલભાઈની એક કલ્પના છે તે વિચારણીય છે—આહારશાસ્ત્રીએ સંશોધી જોવા જેવી છે. તે કહે છે, જેમ ખોરાકમાં મજ્જીવક તત્ત્વ (vitamin) છે તેમજ તેમાં સાથોસાથ પ્રઘાતક તત્ત્વ ('mortamin')

પણ કેમ ન હોય? અમુકને એક વધારે ફાવશે, અમુકને બીજું. આવાં 'mortamins' શોધવાં અઘરાં છે—છતાં એક કલ્પના તરીકે જોવા જેવું આ સૂચન ખરું.'

અંતમાં, પુસ્તકની પરિભાષા વિષે બે બોલ કહેવા જેવા છે. ઘણાંખરાં 'રસાયણી દ્રવ્યોનાં નામ તેઓ અંગ્રેજીમાં જ વાપરે છે. આને અંગે એક એવો વાદ છે ખરો કે, આપણે અંગ્રેજી નામો જ લેવાં. ડૉ. કાંતિલાલ સાવ એ મતના નહિ તોય એને ઘણે અંશે મળતા હોય, કદાચ. 'પ્રોટીન' 'કાર્બોહાઇડ્રેટ'ને અંગે તેમણે મૂકેલી ટીપ (પા ૨૭) જુઓ. એક ટૂંકડી સમાલોચનામાં આ બાક્ષરી ચર્ચા કરવી ન ઘટે. પણ એક વાત કરવા જેવી છે ખરી કે, લેખકે જો પુરવણી કરીને પોતાની પરિભાષા તારવી આપી હોત ને તેને અંગે ગુજરાતી લેખકોને પોતાની પસંદગી બતાવી માર્ગદર્શન કર્યું હોત તો સારુ થાત.

આ પુસ્તક વાચતાં આવતાં અનેક અંગ્રેજી પદાર્થવાચક નામો સામાન્ય પ્રાકૃત માણસને સારાં નથી લાગતા એ જો જીવનમાં રૂઢ થાય તો પ્રાકૃત લોક એનું પ્રાકૃત રૂપ ઘડી આપે તે ન થતાં સુધી, આ શબ્દો ઓછામાં ઓછા વપરાય તો સારુ. તદ્દિદોને તો અંગ્રેજી શબ્દ, તે વારવાર વાચ્યા વાપર્યાને કારણે, ગુજરાતી જેવો જ લાગે કે ગુજરાતીમાં નય ખૂંચે. વળી અંગ્રેજીમા એક પરથી અનેક શબ્દો બને (Carbon, Carbonate, Carbohydrate વગેરે). એવા બધા જ આપણે સીધા ગુજરાતીમાં ઉતારવા? એ તો કદાચ સાવ વિચિત્ર લાગે. તેના કરતાં, જેમ 'સોક્રેટિસ'નું કોઈએ 'સુકૃત' 'સુકતુ' રૂપે કરી, આપણો લેબાશ એને આપ્યો, તેમ આ વૈજ્ઞાનિક પરિભાષામાંય ન કરાય? એ રીતે 'નાઇટ્રોજન'નું 'નત્ર' કોઈએ કર્યું છે. 'ફોસ્ફરસ'નુ 'અંગાર' કે એવું કાંઈ કરીએ તો પ્રાકૃત લોકને ઝટ સમજાય. ને આવા શબ્દ પરથી બીજા શબ્દો આપણી ભાષાની ખાસિયત અનુસાર ઘડી લેવાય.

આહાર વિષેની લેખકની વ્યાપક દૃષ્ટિમાંથી ઊંઘ અને વ્યાયામ પણ રહી જવા પામ્યાં નથી આ બે વસ્તુની આહારશાસ્ત્રની દૃષ્ટિએ શી અસર થાય એ એમણે બતાવ્યુ નથી. સામાન્યતઃ પણ, આહારશાસ્ત્રીઓ પોષણને જ પોતાનો વિષય સમજે છે અને તેના પ્રયોગો (માણસની તુલનામા) અચિત્ત એવાં પશુ પર કરે છે. એટલે ઊંઘ અને વ્યાયામની આહાર પર તથા તેના પચાવ ને સંગ્રહણ પર શી અસર થાય છે એ નથી તપાસાયુ. અને આ સૌ કરતાં મહત્ત્વનો ને મોટો અસર કરનારો વિષય તે માનવીનું મન છે. એવડો મોટો કે, અમુક વસ્તુ પર જો શ્રદ્ધા હોય તો, ભલે વૈદ્યકીય રીતે તે ગુણકારી ન હોય તોય, તે ગુણ કરે છે અને મહાત્માજીના શરીરના કેટલાંક શાસ્ત્રીય પરીક્ષણો તો આજ એનું સ્પષ્ટ મહત્ત્વ બતાવનારી વૈજ્ઞાનિક સામગ્રી જેવા ગણાય. આ દિશામાં શોધ તો કોઈએ કરી જ નથી. ઊંઘ, કસરત અને મનઃસ્થિતિ એવાં પ્રબળ બળો છે કે આહાર ને પોષણની વસ્તુઓનો તત્ત્વતઃ પણ ગુણ ફેરવી શકે એટલે, આજના વિજ્ઞાનની શોધો, આ તત્ત્વોનાં વિશેષ પરીક્ષણો મળ્યે, સાવ નિરાળા કોણ પરથી જ જોવી પડે એમ બને તો નવાઈ નહિ પણ એ વસ્તુઓ વિષે એક અતદ્વિદ્ વધુ ન કહી શકે. વિજ્ઞાનની કક્ષાસાં પહોંચેલી વિગતોને ડૉ. કાંતિલાલે, આ પુસ્તકમાં સુઘડ ને સરળ-રીતે મૂકી છે અને તે કોઈ પણ જાતના વાદીપણા વગર, એ ખરેખર ધન્યવાદને પાત્ર છે. દરેક વિદ્યાર્થી તેમ જ મોટા માણસે આ નાનકડી ચોપડી જોઈ જવી જોઈએ.

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

# નોંધ

## પૂર્ણ સ્વાતંત્ર્ય કે સાંસ્થાનિક સ્વરાજ્ય?

હિંદી મહાસભાએ પૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય સ્વીકાર્યું છે. પૂર્ણ સ્વાતંત્ર્યના અનેક અર્થો કરવામાં આવતા હતા પણ ૧૯૨૯ના લાહોરના ઠરાવ પછી અને ખાસ કરીને ૧૯૩૫ના લખનૌના ઠરાવ પછી તો તેમાં જરા પણ શંકાને કારણ રહેતું નથી એમ માન્યતા હતી તે ગાંધીજીએ ખોટી ઠરાવી છે. હમણાં જ મિ. પોલાકને લખેલ એક પત્રમાં ગાંધીજીએ જણાવ્યું છે કે તે પોતે તો ૧૯૩૧માં તેમનો જે મત હતો તેને વળગી રહે છે એટલે કે જો બ્રિટિશ સામ્રાજ્યમાંથી હિંદને ઇચ્છા થાય ત્યારે છૂટા થવાના હક સહિતનું સાંસ્થાનિક સ્વરાજ્ય આપવામાં આવે તો તેઓ પોતે તે સ્વીકારવા તૈયાર છે. આ વ્યાખ્યા સ્પષ્ટપણે મહાસભાના ધ્યેયની વિરોધી છે. સામ્રાજ્ય સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ હિંદને હોઈ શકે જ નહિ અને તેવા સંબંધનો આત્યંતિક નાશ એ જ હિંદી મહાસભાનું ધ્યેય છે. સામ્રાજ્ય એટલે ગરીબોનું શોષણ. તેવા કોઈ સામ્રાજ્યના અંગ તરીકે, મરજીમાં આવે ત્યારે છૂટા થવાના હક સાથે પણ, હિંદને કાંઈ સંબંધ રાખવો અશક્ય છે. અત્યારનાં બ્રિટનનાં સંસ્થાનોને આવો હક છે એમ મનાય છે છતાં બ્રિટન પોતાના સામ્રાજ્યના હિતોના રક્ષણ માટે કોઈ યુદ્ધમાં ઊતરે તો સંસ્થાનો બ્રિટનને મદદ કરવા બંધાયેલ છે. હિંદ એવું કોઈ પણ બંધન સ્વીકારી શકે નહિ. હિંદ એકલું પડી જવા માગે છે તેમ નથી. બ્રિટન સાથેનો હિંદનો સંબંધ ફ્રાન્સ અથવા જર્મનીનો જેવો સંબંધ છે તેવો એક સ્વતંત્ર દેશ તરીકે પરસ્પરના હિતના રક્ષણ માટે રહેશે. પણ બ્રિટિશ તાજ પ્રત્યે વફાદારી અથવા બ્રિટનના સામ્રાજ્યના અંગ તરીકે રહેવાનાં કોઈ બંધન હિંદ સ્વીકારી શકે નહિ. હિંદની લડત જ મૂડીવાદ અને તેના અનિવાર્ય પરિણામ જેવા સામ્રાજ્યવાદ સામે છે.

ગાંધીજીના ઉપર જણાવેલા નિવેદન પછીના એક પત્રમાં પંડિત જવાહરલાલે આ હકીકત સ્પષ્ટ કરી છે. તેમણે જણાવ્યું છે:

"શાહીવાદી બ્રિટન સાથે આપણને ઐચ્છિક સંબંધ હોઈ જ ન શકે. શાહીવાદી પેઢીમાં આપણે ભાગીદાર પણ ન થઈ શકીએ. અને તેથી, જો બ્રિટન શાહીવાદી જ રહેવા માગતું હોય તો આપણે તેનાથી છૂટા પડી જવું જોઈએ કારણ કે આપણી મહાસભા અને આપણી સ્વાતંત્ર્યની લડતનો મૂળ પાયો જ શાહીવાદનો વિરોધ છે. તેનો અર્થ એ નથી કે આપણે દુનિયાથી અલગ પડવા ઇચ્છીએ છીએ: બહારની દુનિયા સાથેનો સંબંધ તોડી નાખવાનો આપણો હેતુ નથી; પણ રાજકીય અને સામાજિક સ્વતંત્રતાના ધોરણ ઉપર જગતશાંતિ અને જગતસુવ્યવસ્થાની સ્થાપના માટે આપણે સહર્ષ કાર્યરત રહીશું. પણ શાહીવાદ તો આ બન્ને વસ્તુઓનો ઇનકાર છે, અને તેથી કોઈ પણ રૂપમાં આપણો તેની સાથે સહકાર હોઈ જ ન શકે. અને એટલે જ પૂર્ણ સ્વરાજની આપણી માગણી છે. એ વસ્તુનો માત્ર ઓળો કે માત્ર સાર આપણને સંતોષી શકશે નહિ પણ ધ્યેયની સંપૂર્ણ સિદ્ધિ જ આપણને સંતોષી શકશે." *

આથી વધારે સ્પષ્ટ શું હોય?"

* "We can have no willing connection with Imperialist Britain. We cannot even be partners in an Imperialist concern. And so, if Britain con-

### હિંદમાં સમ્રાટનો રાજ્યાભિષેક

**સેક્રેટરી** ઓફ સ્ટેટને એક સંદેશામાં નામદાર શહેનશાહે જણાવ્યું છે કે તેઓ દિલગીર છે કે આવતા શિયાળામાં હિંદમાં રાજ્યાભિષેકનો દરબાર ભરી શકશે નહિ. જે અસાધારણ સંજોગોમાં તેઓ ગાદીનશીન થયા છે તે જોતાં તેમના અન્ય વ્યવસાયો અને ફરજ બ્રિટનમાંથી લાંબો સમય તેમને ગેરહાજર રહેવા દઈ શકે તેમ નથી. પણ હવે પછી કોઈ વખત હિંદમાં આવો દરબાર ભરવાની શહેનશાહ આશા રાખે છે.

હિંદી મહાસભાએ રાજ્યાભિષેક દરબારનો બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો છે તેનું તો આ પરિણામ નહિ હોય? તે ગમે તેમ હો પણ આ નિર્ણય ડહાપણભર્યો છે તેમાં જરાય શક નથી. અને હિંદનું રાજકીય વાતાવરણ સુધરે નહિ ત્યાં સુધી હિંદમાં રાજ્યાભિષેક દરબાર ભરવાની કોઈ આશા રાખવી વ્યર્થ છે.

### વર્ણાન્તર લગ્ન

હિંદુ વિધિથી થયેલ વર્ણાન્તર લગ્નને કાયદેસર ઠરાવતું ડૉ. ભગવાનદાસનું બીલ વડી ધારાસભામાં ઊડી ગયું છે. ધારાસભાના સભ્યો હજી સત્તરમી સદીમાં જીવે છે એમ જણાય છે. ડૉ. ભગવાનદાસ જેવા આર્ય સંસ્કૃતિના ઊંડા અભ્યાસી અને પૂજારી આ યુગમાં આવા કાયદાને જરૂરી માને છે તે જ તેની અગત્ય પુરવાર કરવા પૂરતુ છે. હિંદુ કાયદાને જડતા આવી છે. તેમાં સમયાનુકૂળ ફેરફાર કરનારું જે વિકાસતત્ત્વ હતુ તે ઊડી ગયું છે. બ્રિટિશ સરકાર હિંદુઓને હિંદુ કાયદો લાગુ પાડવાના ઈરાદે—કહેવાતી ધાર્મિક તટસ્થતા માટે—બે હજાર વર્ષ પૂર્વે રચાયેલ સ્મૃતિઓના ધોરણે હિંદુઓનું જીવન મર્યાદિત કરે છે. કાયદો તો માત્ર પ્રજામતનું પ્રતિબિંબ છે. તેમાં પરિસ્થિતિના બદલાવા સાથે પરિવર્તન ન થાય તો કાયદો જીવનને રૂંધી નાખે હિંદુ કાયદાની તે જ સ્થિતિ છે. હિંદુઓમાં ક્યારે હિંમત આવશે?"

### ડૉ. દેશમુખનું બીલ

હિંદુ કાયદામાં કટકેકટકે થોડાથોડા ફેરફાર કરવામાં આવે છે તેથી વિશેષ ગૂંચવણ ઉત્પન્ન થાય છે. જે સામાજિક પરિસ્થિતિને અનુકૂળ થવા તે કાયદો રચાયો હતો તે ધરમૂળથી બદલાઈ ગઈ છે, છતાં કાયદાનું સ્વરૂપ તે જ રહ્યું છે એટલે સામાજિક જીવનમાં વિકાસના માર્ગો બંધ રહ્યા છે. અવિભક્ત કુટુંબનો કાયદો તેનું ઉદાહરણ છે. તેથી થતી હાનિ દરેક કુટુંબ અનુભવે છે. તેની પાછળ રહેલી ભાવના ઊડી ગઈ છે. તેમાં સ્ત્રીઓને, અને ખાસ કરીને વિધવાઓને, ઘણો અન્યાય છે. પતિના મરણ બાદ તેની મિલકતમાં વિધવાને કાંઈ હિસ્સો નહિ હોવાથી તેની સ્થિતિ પરાધીનતાને કારણે દયાજનક બને છે. આ સ્થિતિમાં કાંઈક ફેરફાર ડૉ. દેશમુખના બીલથી થાય છે. તેથી પતિની મિલકતમાં વિધવાઓને અમુક હિસ્સો મળે છે અને તેમની પરાધીનતા ઓછી થાય છે પુત્રીઓને પિતાની મિલકતના હિસ્સામાંથી હજી વંચિત રાખવામાં આવી છે. પણ મેં ઉપર કહ્યુ તેમ, આવી રીતે ટુકડેટુકડે ફેરફાર કરવાથી ઇચ્છિત પરિણામ આવવાનું નથી. સમસ્ત હિંદુ કાયદાને નવેસરથી રચવાની જરૂર છે.

---

tinues to be Imperialist, we part company, for the very basis of our Congress and freedom movement is anti-Imperialism. That does not mean isolation for us. We do not believe in cutting ourselves off from the rest of the world, and we shall gladly work for the establishment of world-peace and a world-order based on political and social freedom. But Imperialism is the very negation of both these and we cannot be parties to it in any form. Hence our demand for complete independence and neither the shadow nor the substance of this will satisfy us but only the full article."

## શારીરિક સંપત્તિ

**પ્રજાશરીર**ના ઘડતર માટે બ્રિટને ત્રણ વર્ષમાં ૨૦ લાખ પૌંડ ખર્ચવાનો નિર્ણય કર્યો છે. તદુપરાંત ચાલુ ખર્ચ માટે દર વરસે દોઢ લાખ પૌંડ ત્રણ વર્ષ સુધી વિશેષ ખરચવામાં આવશે અને તેને માટે જરૂરી યોજના ઘડી અમલ કરવા એક ખાસ સમિતિ નીમવામાં આવી છે.

હિંદની પ્રજા બળહીન, હતવીર્ય થતી જાય છે તેને માટે હિંદી સરકાર કાંઈક પણ કરે એવો દિવસ ક્યારે આવશે? દરેક દેશમાં પ્રજાશરીરના ઘડતર માટે અનેક યોજનાઓ થઈ રહી છે અને દરેક દેશની સરકાર આને પોતાની પ્રથમ ફરજ માને છે. હિંદી સરકારને એ ભાન ક્યારે થશે! તેને માટે જોઈતાં નાણાં નથી તે બચાવ તો સદાય છે જ. પણ લશ્કરી ખર્ચ કાંઈ ઓછો કરે તો નાણાં ફાજલ રહે ને?

## સંતતિનિયમન

**કૃત્રિમ** ઉપાયોથી સંતતિનિયમનનું જ્ઞાન અને સાધનો મજૂર વર્ગને સુલભ પ્રાપ્ત થાય તે માટે મ્યુનિસિપાલિટીને ખરચે બે કલીનીક ખોલવા માટે મુંબઈના મ્યુનિસિપલ કમિશ્નરે મ્યુનિસિપાલિટી સમક્ષ દરખાસ્ત રજુ કરી અને તે દરખાસ્ત ઊડી ગઈ. દરખાસ્ત ઊડી ગઈ તેમાં કાંઈ ખાસ નવાઈ નથી, પણ મ્યુનિસિપાલિટીના જેટલા ડૉકટર સભ્યો છે તેમાંના ઘણાખરાએ આ દરખાસ્તનો વિરોધ કર્યો તે નવાઈની વાત છે. આ વસ્તુની વધુમાં વધુ હિમાયત ડૉકટરો જ કરે છે તેમ આપણે માનીએ છીએ. મુંબઈના મ્યુનિસિપાલિટીના ડૉકટર સભ્યોએ આનો સખ્ત વિરોધ કર્યો. તેમની દલીલ એવી હતી કે કૃત્રિમ ઉપાયોથી શરીરને હાનિ થાય છે અને તેનો દુરૂપયોગ થાય છે. તેમણે નીતિની દલીલો નથી કરી. લગભગ દરેક મહિલા પરિષદ્‌માં કૃત્રિમ ઉપાયોની હિમાયત કરતા ઠરાવો થાય છે અને મુંબઈમાં તો મહિલા પરિષદ્ તરફથી કલીનીક પણ ચાલે છે. હમણાં જ અમદાવાદ તેમજ મુંબઈની બંને પરિષદોમાં કૃત્રિમ ઉપાયોની હિમાયત કરતા ઠરાવો પાસ થયા. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ જેવાએ પણ સ્વીકાર્યું છે કે સારા અથવા માઠા ગમે તે માટે હોય, પણ આ વસ્તુએ હવે તો ઘર કર્યું છે અને શહેરોમાં તો જરૂર થોડા દશકામાં તેની અસર થવાની જ. તેમણે એમ પણ સ્વીકાર્યું છે કે મહાત્માજી કદાચ સંયમની મુશ્કેલીઓ કમી ગણતા હશે. તેઓ ઉમેરે છે કે કૃત્રિમ ઉપાયોનો દુરુપયોગ વિશેષ થાય છે અને સંયમ માટે અનેકવિધ ઉપાયો લીધા પછી જ, છેલ્લા ઉપાય તરીકે જ, કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવો જોઈએ. તેઓ તો તેને માટે એક અદાલત કાઢી તેની જરૂરિયાત છે એવું પુરવાર થાય પછી જ તેના ઉપયોગની છૂટ આપવા કહે છે. આ ઉપાય શક્ય છે કે નહિ તે અહીં નહિ ચર્ચીએ.

પણ એક હકીકત સત્ય છે. અત્યારે કૃત્રિમ સાધનોનો જેઓ ઉપયોગ કરે છે તેમાંનાં ઘણાંને તેની જરૂર નથી અને જેને ખાસ જરૂર છે તેને તે મળતાં નથી. કૃત્રિમ સાધનોથી વધતી જતી વસ્તી ઓછી કરવાની વાત તો હવે છોડી દેવામાં આવી છે. હવે તો શારીરિક અને આર્થિક વિટંબણાઓમાંથી બચવા માટે જ તેની હિમાયત થાય છે. આ દષ્ટિએ આની વધુમાં વધુ જરૂર ગરીબો અને મજૂરોને છે; જ્યારે અત્યારે તેનો ઉપયોગ સુખી, પૈસાદાર અથવા મધ્યમવર્ગ કરી રહેલ છે. ગરીબોને માટે આ જ્ઞાન અને સાધનો સુલભ થાય તેવા ઉપાયો હિંદે કરવા ઘટે છે.

## સંરક્ષણની અસર

હિંદના વેપારી મહામંડળના પ્રમુખ તરીકે ૭મી એપ્રિલે ન્યૂ દિલ્હીમાં શ્રી. ડી. પી. ખૈતાને ભાષણ આપ્યું હતું. તેમાં દેશની વેપારઉદ્યોગની સ્થિતિ વિષે સમાલોચના કરતા તેમણે જણાવ્યું હતું કે દેશની આર્થિક સ્થિતિ સુધારવા માટે એકલી ખેતી સુધારે નહિ ચાલે 'એ ભૂલવું નહિ જોઈએ કે ખેડૂતને પાક વધારે ઊતરે તો પણ જો પેદા થયેલા કાચા માલનો દેશના ઉદ્યોગોમા પૂરેપૂરો ઉપયોગ ન થાય અથવા તો તેને પરદેશ મોકલવામા ન આવે તો ખેડૂતની માલ ખરીદવાની શક્તિમા સુધારો નહિ થાય ' આમ કહીને તેમણે દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવા માટે સરક્ષણની નીતિને વેગ આપવા આગ્રહ કર્યો છે છેલ્લા બાર વરસમાં થોડુઘણુ અધકચરું સંરક્ષણ મળ્યુ છે તેથી પણ દેશી ઉદ્યોગોને કેટલુ ઉત્તેજન મળ્યુ છે તે તેમણે નીચેના આકડાથી બતાવ્યુ છે —

પેદાશ

| | ૧૯૨૫–૨૬ | ૧૯૩૫–૩૬ |
|---|---|---|
| દિવાસળી | ૧૦૫ લાખ પેટી | ૨૪૭ લાખ પેટી |
| કાગળ | ૨૮૦૦૦ ટન | ૪૮૦૦૦ ટન |
| કાપડ (મીલનુ) | ૧૯૫૪૦ લાખ વાર | ૩૫૭૧૦ લાખ વાર |
| (હાથશાળનુ) | ૧૧૬૦૦ ,, | ૧૬૬૦૦ ,, |
| ખાંડ | ૩૨૧૦૦૦ ટન | ૧૧૬૬૦૦૦ લાખ ટન |
| ગોળ | ૩૫ લાખ ટન | ૬૭ લાખ ટન |
| પોલાદ | ૩૨૦૦૦૦ ટન | ૬૪૦૦૦૦ ટન |

આ ઉદ્યોગોમાંથી લગભગ એક અબજ રૂપિયાનો માલ પેદા થાય છે. એવી રીતે દેશમા ઉદ્યોગો જમાવવા ઉત્તેજન મળે તો જ દેશની ગરીબાઈ ઓછી થાય. આપણા દેશમાં એકલા મોટા ઉદ્યોગો તરફ ધ્યાન આપવાનું નથી, પરંતુ ત્રણ પ્રકારના ઉદ્યોગોને ઉત્તેજન આપવાનું છેઃ (૧) મોટા ઉદ્યોગો, (૨) નાના ઉદ્યોગો, અને (૩) ગૃહઉદ્યોગો. ગૃહઉદ્યોગો વિષે તેમણે કહ્યું છે કે "ગૃહઉદ્યોગોને સજીવન કરવા માટે ખૂબ પ્રયત્ન કરવો જોઈએ કારણકે ગામડાના લોકોના સુખ અને આબાદીનો તે પાયો છે."

વિઠ્ઠલદાસ કોઠારી

*

## પ્રાંતિક ધારાસભાની ચૂંટણીઓ

આ બે માસમાં હિંદુસ્તાનના મુખ્ય બનાવોમા જુદા જુદા પ્રાંતોની ધારાસભાની ચૂંટણીઓ અગ્રસ્થાન લે છે. હિંદના બંધારણ માટે બોલાવેલી રાઉન્ડ ટેબલ કૉનફરન્સમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે માત્ર પૂજ્ય ગાંધીજી ગયા હતા ત્યારે, તેમના મતની ટીકા એવી થતી હતી કે મહાસભા કાંઈ હિંદની પ્રતિનિધિ-સંસ્થા ગણી શકાય નહિ. આ વખતે ચૂટણીના પરિણામો ઉપરથી હવે કોઈને એ સંબધી શકા સેવાનું કારણ રહ્યું નથી. છતાં આપણા દેશમા ચૂંટણી-પદ્ધતિ બરાબર આખા સમાજના પ્રતિનિધિઓ ચૂટાઈ શકે તેવી નથી, હિંદનાં ટૂંકી દષ્ટિના ભિન્ન ભિન્ન હિતોને એવી રીતે પ્રતિનિધિત્વ અપાયેલુ છે કે લોકના અવાજનો પડઘો તેના પ્રતિનિધિ મડળમા પડી શકે નહિ આ મુશ્કેલી ન હોત તો મહાસભાની ઘણી મોટી ફત્તેહ થાત. અત્યારે પણ બધા પ્રાન્તમાં મહાસભાની બહુમતી ચૂટણીમાં આવી નથી તેનું એ જ કારણ છે. પણ આ બધી મુશ્કેલીઓ છતા પણ મહાસભાની ન ધારેલી ફત્તેહ થઈ છે. સરકાર પક્ષના વર્તમાનપત્રોએ ચૂંટણી પહેલા એવું બોલવાની નીતિ અખત્યાર કરી હતી કે ચૂંટણીમાં મહાસભા ધારે છે તેટલી ફત્તેહ મળવાની નથી. પણ જેમ જેમ ચૂંટણીનાં પરિણામો નક્કી આવવા લાગ્યાં તેમ તેમ તેમણે બોલવાની ઢબ બદલી અને પરિણામ વખતે તો તેમને પણ એક કે બીજી રીતે મહાસભાનું બળ કબૂલ કરવું પડ્યું.

પણ આટલાથી આપણી મુશ્કેલી બંધ થતી નહોતી. મહાસભામાં હોદ્દાસ્વીકારની તરફેણમાં અને તેની તદ્દન વિરોધમાં એવા બે મતો સ્પષ્ટ છે, અને બેમાંથી એકેય મતને અવગણી શકાય તેવો નથી. ચૂંટણીમાં જે પ્રાંતોમાં મહાસભાની બહુમતી આવી એ પ્રાંતોમાં હોદ્દા સ્વીકારવા કે નહિ એ બહુ વિકટ પ્રશ્ન હતો. ઘણી ચર્ચા પછી એવો નિર્ણય થયો કે બંધારણની મર્યાદામાં રહીને કામ કરે ત્યાં સુધી ડખલ ન કરવાની પ્રાંતના ગવર્નરો એક સદ્‌ગૃહસ્થની રીતની ખાત્રી આપે તો હોદ્દા સ્વીકારવા. આ ચર્ચા ચાલતી હતી તે દરમિયાન સરકાર પક્ષનાં વર્તમાનપત્રો આ વ્યવહાર દૃષ્ટિએ શક્ય છે એવો મત દર્શાવતાં હતાં. અને ગવર્નરો પણ મહાસભાને અનુકૂળ થશે એવી આશા રખાતી હતી. પણ આવી બાબતોમાં ગવર્નરો સ્વતંત્ર હોતા નથી. તેમને ડખલ કરવાની કાયદેસર સત્તા તેમની આપ-મુખત્યારીની ગણાય છે, છતાં તેમને આવી બાબતમાં પણ લંડન–વ્હાઈટ હોલથી સલાહ લેવી પડે છે, અને એ સલાહ મુજબ દરેક ગવર્નરે એક જ શબ્દોમાં એમ કરવાની ના પાડી અને તે સાથે સહાનુભૂતિ બતાવી—જે સહાનુભૂતિના શબ્દોની તો હિંદના રાજ્ય-પ્રકરણમાં કદી ખોટ પડી જ નથી!

હવે સરકાર પક્ષનાં વર્તમાનપત્રો પણ મહાસભાની માગણી બંધારણ વિરુદ્ધની છે એમ કહેવા લાગ્યાં છે. રાજ્યપ્રકરણમાં આવા વિરોધની શરમ હોતી નથી! પણ વિચિત્ર તો એ છે કે તે બધાં ફરી જઈને પણ એક જ વાત કરે છે ત્યારે આપણા જ રાજ્યપ્રકરણમાં આગળ પડતો ભાગ લેનારા કેટલાક પુરુષો મહાસભાએ આવી માગણી કરી તે ભૂલ કરી એમ શિખામણ દેવા બહાર પડે છે!—એટલું જ નહિ, આપણામાંથી જ કેટલાકે થાગડ થીંગડ બહુમતી મેળવવાના પ્રયાસો કરી હોદ્દા સ્વીકાર્યા છે. આવું આપણા જ દેશમાં બને! સરકાર પક્ષની નેમ એવી લાગે છે કે લોક-હિતના કેટલાક ઠરાવો લાવવાથી ચૂંટણીદારોમાં મહાસભાના વિરોધનો અણગમો પેદા કરી શકાશે. અમે નથી માનતા કે હાલના બંધારણમાં કોઈ પણ પ્રધાન એટલા બધા લોકહિતના કાયદા કરી શકે કે જેથી ચૂંટણી કરનાર લોકો બધા એકદમ ખુશ થઈ જાય ને મહાસભા તરફ અણગમો બતાવે! સરકારની બીજી નેમ એવી છે કે કદાચ જેમ જેમ કાર્ય આગળ ધપાવવાનું આવે તેમ તેમ પૂજ્ય ગાંધીજી અને પંડિત જવાહરલાલ નહેરુ વચ્ચે વિચારભેદ વધતો જાય, અને એ ભેદથી સરકાર પક્ષ જીતે. અલબત્ત સરકારનું પ્રબળ—પ્રબળ હથિયાર ભેદનીતિ જ છે પણ અહીં તે સફળ થાય એવી આશા ખોટી છે. આપણા ઉત્તમ નેતાઓનું માનસ, તેમની ઉદારતા અને પરસ્પરનો પ્રેમ આદર તે સમજતી નથી. અને સરકાર કદી પણ એમ સમજે જ નહિ! તેણે મહાસભાનું બળ માન્યું નહિ, અવગણ્યું, તો તે તેને માનવું પડ્યું. એમ જ તેને રહેતે રહેતે સર્વ માનવું પડશે. પ્રજા પોતાનું એકત્વ બળ પણ એ જ રીતે પ્રગટ કરશે, અને તેની પ્રતીતિ કરાવશે. અત્યારે તો ઊલટી મહાસભા પહેલાં કરતાં પણ વધારે બળવાન થઈ છે. તેના બધા પક્ષોને હાલનું મહાસભાનું પગલું ખરું અને સ્વમાનવાળું લાગેલું છે. આનું એક જ પરિણામ આવશે અને તે એ કે છ માસ પછી આ વચગાળાનું પ્રધાનમંડળ બંધ પડશે, ત્યારે નવી ચૂંટણી કરવી જ પડશે અને ત્યારે મહાસભા પક્ષ વધારે બળવાન થઈને આવશે. તે વખતે હાલના જેટલા પણ સરકાર પક્ષના માણસો ચૂંટણીમાં નહિ આવી શકે તે સૌ કોઈ જાણે છે.

### આચાર્યશ્રી આનંદશંકરભાઈને ડૉક્ટરની પદવી

આ માસમાં આચાર્ય શ્રી આનંદશંકર-ભાઈને બનારસ હિંદુ યુનિવર્સિટી તરફથી

ડૉક્ટરની પદવી એનાયત થઈ તે ઘણા હર્ષપ્રદ સમાચાર છે. એમના જેવા પુરુષને માન આપવાથી એ વિદ્યાપીઠને માન મળ્યું એમ અમે સમજીએ છીએ આવું માન એમને મળવાનો સમય તો આ પહેલાં ઘણા વખતથી આવી ગયો હતો પણ હમણાં એમણે બનારસ હિંદુ વિદ્યાપીઠનું અધિકારપદ છોડયુ, તે પ્રસગ લઈ વિદ્યાપીઠે આ માન આપી તેમની સાથેનો સંબંધ ચાલુ રાખ્યો એ એક પ્રશસ્ય ઔચિત્યનું પગલું ભરેલું છે. મુંબઈ યુનિવર્સિટીએ પણ આ પગલું વિચારવા જેવું છે.

આચાર્યશ્રી આનંદશંકરભાઇમાં વિદ્વત્તા, રસજ્ઞતા અને વ્યવહારિતાનો વિરલ યોગ થયો છે. પૂર્વપશ્ચિમની ફિલસૂફી કાવ્યો બન્નેનો એમનો અભ્યાસ વિશાલ અને ગહન છે. ફિલસૂફી વિષય જ એવો છે કે તેની જિજ્ઞાસામાથી કોઈ પણ વિષય રહી ન જાય. અને હમણા તો બધા ફિલસૂફોની નજર સમાજરચના અને રાજ્યબંધારણ તરફ વળેલી છે. શ્રી આનંદશંકરભાઈનો આ અભ્યાસ પણ સતત અને નિગતોવાળો છે. એમનામા ગુજરાત ગૌરવ લે છે. ગુજરાતીઓમાં વિદ્વાનોની સંખ્યા ઓછી છે એ ખરું પણ તેના વિદ્વાનો હિંદના કોઈ પણ પ્રાન્તના વિદ્વાનોની પ્રથમ પંક્તિમા બેસી શકે એવા છે એ ગુજરાતે અભિમાન લેવા જેવું છે. હવે તેઓ બનારસ હિંદુ યુનિવર્સિટીના કામથી ફારકત થઈ ગુજરાતમાં આવ્યા છે અને ગુજરાત તેમના જ્ઞાનનો ઘણાં વરસો લાભ લે એમ ઇચ્છીએ છીએ.

## 'પ્રસ્થાન'ના વાચકોને

અત્યારે દિલગીરી સાથે જણાવવાનું છે કે લગભગ એક વરસથી શ્રી ચિમનલાલ ચકુભાઈ શાહ 'પ્રસ્થાન'ની નોંધો લખે છે તે હવે નહિ લખી શકે. વાચનારાએ જોયું હશે કે તેમની નોંધો એક સરખા વિચારબળવાળી ઠેઠ સુધી રહેલી છે. અને એ નોંધો 'પ્રસ્થાન'નું એક વિશિષ્ટ આકર્ષણ ગણાઈ છે. અને શ્રી શાહને પોતાને આ કામ અનુકૂળ પણ હતું. પણ બીજાં કામનાં દબાણને લીધે તેમને આ કામ છોડવુ પડે છે. તે પ્રસંગે તેમણે 'પ્રસ્થાન' દ્વારા વાંચનાર વર્ગની કરેલી સેવાની અને પ્રસ્થાનતંત્ર ઉપર કરેલા ઉપકારની અમે નોંધ લઈએ છીએ. તેમની નોંધો બંધ થઈ છે, પણ તેમનો 'પ્રસ્થાન' તરફનો સદ્ભાવ એવો જ રહેશે, અને તેમના લેખોનો લાભ આપણને મળ્યા કરશે એ એક આશ્વાસન છે.

'પ્રસ્થાન'ની નોંધો ચાલુ રહે તેને માટે પ્રસ્થાનતંત્ર પ્રયત્ન કરે છે અને ઘણે ભાગે નોંધોનું કામ પહેલાં પેઠે જ ચાલુ રહેશે એવી આશા છે. બીજી પણ કેટલીક અનિયમિતતાઓ 'પ્રસ્થાન'ના સંચાલનમાં પેસી ગઈ છે તેને નાબુદ કરવાને પ્રયત્ન થશે.

પ્રસ્થાનતંત્ર

# રોજનીશી

## માર્ચ : ૧૯૩૭

તા. ૩ હિંદી સરકારના આ વર્ષના બજેટને મહાસભાપક્ષના ડેપ્યુટી લીડર પં. ગોવિંદ વલ્લભ પંતે સુધારેલા જમાનાનું "જંગલી બજેટ" તરીકે વડી ધારાસભામા ઓળખાવ્યું; વોશિંગ્ટન ખાતે ફ્રાન્સ અને અમેરિકા વચ્ચે યુદ્ધનાં દેવા વિશે મંત્રણા થઈ.

તા. ૪ ઈંગ્લાંડે પોતાના લશ્કરી અંદાજપત્રમાં ગયા વર્ષ કરતાં આ વર્ષે ૭ કરોડ પાઉંડ વધુ આંકાર્યા.

તા. ૭ ગુજરાત વિદ્યાપીઠના સ્નાતકોનું સ્નેહસંમેલન સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપણા હેઠળ ઉજવાયું; દુનિયાના કાચા માલની વ્યવસ્થા કરવા માટે (!) જીનિવામાં ૧૬ મુખ્ય રાષ્ટ્રોના પ્રતિનિધિઓની પરિષદ ભરાઈ—જર્મની અને ઈટલીએ તેનો બહિષ્કાર કર્યો હતો.

તા. ૮ કલકત્તામાં મળેલી સર્વધર્મ પરિષદની છેલ્લા દિવસની બેઠક આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવના પ્રમુખપણા હેઠળ મળી; પ્રધાનમંડળોના તરંગો સેવનારાઓને ઉદ્દેશી રાષ્ટ્રપતિ પં. જવાહરલાલજીએ નિવેદન બહાર પાડી જાહેર કર્યું કે આપણે પ્રધાનપદાં લૂંટવા માટે ધારાસભામાં નથી જતા, પણ લાખોના પ્રશ્નોના નિકાલ માટે જઈએ છીએ; 'દક્ષિણ આફ્રિકા હિંદનું અપમાન કરતા કાયદા ઘડે છે ત્યારે બ્રિટિશ સરકાર એક પ્રેક્ષક બની તે જોયા કરે છે' એવો સર પુરુષોત્તમદાસનો સરકાર સામે આક્ષેપ અને વિરોધ; ગઢવાલના મહારાજાએ ગાદીવારસના લગ્ન પ્રસંગે ગ્રામોદ્ધારની યોજના માટે રૂ. ૧ લાખની ભેટ આપી અને ૩ લાખ ૩૧ હજારની મહેસૂલ માફ કરી.

તા. ૯ સ્પેનમાં ભયંકર લડાઈ પછી સરકારી સૈન્ય પાછું હઠયું અને બળવાખોરો પાટનગર તરફ આગળ ધસ્યા એવા સમાચાર પ્રસિદ્ધ થયા.

તા. ૧૦ સ્પેનના યુદ્ધમાં ઇટલીનો હાથ હોવાનો ભેદ ખુલ્લો થયાની વિગત બહાર પડી: મદ્રાસ ધારાસભામાં મહાસભા પક્ષના નેતા તરીકે શ્રી. રાજગોપાલાચાર્યની સર્વાનુમતે ચૂંટણી થઈ; સરહદ પ્રાંતના વિકટ થતા જતા મામલાને પરિણામે સરકારે લશ્કરી મથકની જગા બદલી એમ જાહેર થયું.

તા. ૧૨ મુંબઈ ધારાસભાના મહાસભાપક્ષના નેતા તરીકે શ્રી બી. જી. ખેરની ચૂંટણી થઈ.

તા. ૧૩ બંગાળની શણની મિલોના પચાસ હજાર કામદારો હડતાળ ઉપર ગયા; લંડન ખાતે મળેલી એક પરિષદમા રશિયાના લંડન ખાતેના એલચી મિ. મેઇસ્કીએ જાહેર ભાષણમાં જણાવ્યું કે "સૌ સામે એકલે હાથે ઝૂઝવા રશિયા શક્તિમાન છે."

તા. ૧૪ દિલ્હીમા રાષ્ટ્રપતિ પં. જવાહરલાલનું ભવ્ય સરઘસ અને અપૂર્વ માન.

તા. ૧૫ કાયદો અને વ્યવસ્થા જાળવવા ખાતર યોગ્ય પગલાં લેવાશે એવી વાયવ્ય સરહદ પ્રાંતોના ગવર્નરે વઝીરીસ્તાનના તાયફાવાળાઓને ચેતવણી આપી; અપૂર્વ ફત્તેહ માટે શાબાશી મેળવી અખિલહિંદ મધ્યસ્થ મહાસભા પાર્લામેન્ટરી બોર્ડ વીખેરાઈ; દિલ્હીમાં ખાણાના મેળાવડા પ્રસંગે વાઇસરૉય સાહેબે જણાવ્યું કે ગવર્નરો પક્ષ ભેદોથી દૂર રહેશે અને યોગ્ય હદમાં રહીને, સહકાર સહાનુભૂતિ અને સહાય આપવાની પોતાની ફરજ અને હક સમજશે.

તા. ૧૬ ન્યૂ દિલ્હીમાં મહાસભાની કારોબારી સમિતિની ઐતિહાસિક બેઠક ભરાઈ અને તેમાં શરતી ઓદ્ધાસ્વીકારની તરફેણમાં ઠરાવ પસાર થયો; સર ઓસ્ટીન ચેમ્બરલેનનું લંડનમાં અવસાન.

તા. ૧૭ અગિયાર મહિના અટકમાં રાખ્યા પછી એકાએક શ્રી. સુભાષચંદ્ર બોઝને સરકારે છોડી મૂક્યા; ન્યૂ દિલ્હીમાં અખિલહિંદ મહાસભાસમિતિની બેઠક પં. જવાહરલાલ નેહરુના પ્રમુખપણે ભરાઈ.

તા. ૧૯ ન્યૂ દિલ્હીમાં રાષ્ટ્રીય સંમેલનના પ્રમુખપદેથી પં. જવાહરલાલ નેહરુએ નવા બંધારણ વિશે જ્વલંત ભાષણ આપ્યું.

તા. ૨૦ વડી ધારાસભામાં ખાંડ ઉપરની વધારાની એક્સસાઈઝ જકાત અને પોસ્ટકાર્ડના દરના કાપને રદ કરતું ગવર્નર જનરલ તરફની ભલામણ સાથેનું નાણાબિલ નાણામંત્રીએ રજૂ કર્યું.

તા. ૨૧ સંયુક્ત પ્રાંતના ગવર્નરે શ્રી. ગોવિંદ વલ્લભ પંતને પ્રધાનમંડળ રચવા માટે મંત્રણા કરવા આમંત્રણ આપ્યું.

તા. ૨૨ સુરત જિલ્લાના છ આશ્રમો, જે ૧૯૩૨ના ગેરકાયદેસર મંડળોને લગતા ઓર્ડિનન્સ હેઠળ સરકારે કબજે કર્યા હતા, તેનો કબજો સરકારે અસલ માલિકોને સોંપવાના હુકમ બહાર પાડ્યા; મહાસભાના હોદ્દાસ્વીકારના ઠરાવ પછી હિંદી નાયબ વજીર મિ. આર. એ. બટલરે જાહેર ભાષણમાં જણાવ્યું કે ' મહાસભા હવે વાસ્તવવાદી બની રહી છે."

તા. ૨૩ આંધ્રના મહાન નેતા ડૉ. પટ્ટાભિસીતારામૈયાએ રાજસ્થાની પ્રશ્નો અંગે કાઠિયાવાડમાં પ્રવાસ શરૂ કર્યો; લાહોર નજીક મહોર્રમના સરઘસ અંગે ૧૪૪ મી કલમનો અમલ જાહેર થયો; ફાસિઝમની ૧૮ મી સંવત્સરી અંગે રોમમાં મહોત્સવ ઉજવાયો: એ પ્રસંગે 'ઇટલી ગઇ ગુજરી ભૂલતું નથી.. એડોવાનું વેર લેવાને ઇટાલિયનોએ ૪૦ વર્ષ રાહ જોઈ હતી!' એવી મુસોલિનીની ઘોષણા.

તા. ૨૪ બનારસ હિંદુ યુનિવર્સિટીની ડોક્ટર ઑફ લિટરેચરની માનભરી પદવી લઇને અમદાવાદ પાછા ફરતા શ્રી આનંદશંકર ધ્રુવનું અમદાવાદે સ્વાગત કર્યું; અમદાવાદ એજ્યુકેશન ,સોસાયટીએ નવી આર્ટ્સ કૉલેજ માટે રૂપિયા એક લાખની જાહેર માગણી કરી હતી તે રકમ પૂરી ભરાઇ ગયાની મંત્રીએ જાહેરાત બહાર પાડી; સંયુક્ત પ્રાંત, ઓરિસ્સા વગેરે પ્રાંતોના મહાસભાપક્ષના નેતા અને ગવર્નરો વચ્ચે પ્રધાનમંડળ રચવા માટેની મંત્રણા ચાલી; બર્મા અને જાપાનની સરકાર વચ્ચે વેપારી કરાર થયા.

તા. ૨૫ બ્રિટન અને ફ્રાન્સની સરકારે ઇટલીની સરકારને ચેતવણી આપી કે "બંડખોરોની તરફેણ અને ભૂમધ્યમા વિઘ્નો નાખવાની નીતિ છોડી દો." ઇટલી અને યુગોસ્લાવિયા વચ્ચે મહત્ત્વના રાજકીય કરારો થયાની વિગત બહાર આવી; ઢોરની માફક હબસીઓની થયેલી કતલ માટે ઇટલી વિરુદ્ધ લૉઇડ જ્યોર્જે પાર્લામેન્ટ સમક્ષ ભાષણ કર્યું.

તા. ૨૬ સરદાર શ્રી વલ્લભભાઇએ ઓદ્ધાસ્વીકાર વિશે નિવેદન બહાર પાડયું: ' ઓદ્ધાઓનો ગભખરો નથી—કે જવાબદારીઓનો ડર પણ નથી. કોઈ પણ સંજોગોમાં મહાસભા પોતાની સ્થિતિ સંગીન કરવાની તક નહિ છોડે.'

તા. ૨૭ મુંબઇના ગવર્નર અને મહાસભા પક્ષના નેતા વચ્ચેની પ્રધાનમંડળ રચવા માટેની મંત્રણા પડી ભાગી, બીજા પ્રાન્તોમા પણ એ જ પરિસ્થિતિ ઊભી થઇ; એ પરિસ્થિતિ ઉપર રાષ્ટ્રપતિના ઉદ્ગારો: 'બનાવો જે વળાંક લઇ રહ્યા છે તેથી મને સંપૂર્ણ સંતોષ થયો છે. મહાસભાની પરિસ્થિતિ સંપૂર્ણ રીતે સ્પષ્ટ થઇ ગઈ છે.' અને મહાસભા પાર્લામેન્ટરી પેટાકમિટિના પ્રમુખ સરદારશ્રી વલ્લભભાઇના ઉદ્ગારો: 'હવે હું સૌથી વધુ ચિંતામુક્ત થયો છું.'

તા. ૨૮ મદ્રાસમા શ્રી. રાજગોપાલાચાર્યના નકાર પછી, શ્રી નિવાસ શાસ્ત્રીજીએ પણ પ્રધાનમંડળ રચવાની ના પાડી.

તા. ૨૯ વીસનગરમાં શ્રી. પ્રાણલાલ મુનશીના પ્રમુખપણા હેઠળ વડોદરા રાજ્ય પ્રજામંડળ પરિષદનું ચૌદમું અધિવેશન શરૂ થયું; મહાસભાના ઓદ્ધાસ્વીકારની નાપી 'લંડન ટાઈમ્સે' અગ્રલેખ લખી જણાવ્યું કે 'નેતાઓએ પાર્લામેન્ટની સત્તાની અવગણના કરી છે.' હિંદ અને જપાન વચ્ચે વેપારી કરારો માટેના મુદ્દાઓ ઘડાઈ ગયા અને તે પર બન્ને પક્ષની સંમતિ મળી ગઇ છે એવા સમાચાર પ્રસિદ્ધ થયા.

તા. ૩૦ લાંબા વખતના ક્ષેત્રસંન્યાસ પછી ગાંધીજીએ રાજકીય વિષયનું, ક્યા સંજોગોમાં અને ક્યા હેતુસર મહાસભાએ હોદ્દાસ્વીકાર માટે શરતો રજૂ કરી હતી તેની સ્પષ્ટ અને સચોટ તત્ત્વદર્શી મીમાંસા કરતું જાહેર નિવેદન બહાર પાડી: "પ્રાંતિક સ્વરાજ્યના દાવાનો હવે અંત આવ્યો છે; હવે તો રાજતંત્ર તલવારના જોરે ચાલશે."—એમ બંધારણની પોકળતા ,ખુલ્લી પાડી.

# અ નુ ક્ર મ ણિ કા

પુ. ૨૩ ફાગણ : ૧૯૯૩ અંક ૫



લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી· અમદાવાદ.

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૩ ફાગણ · ૧૯૯૩ અંક ૫

## મનવા !

શેષ

હો નિર્ભય મસ્તાન !
મનવા ! હો નિર્ભય મસ્તાન ! ટેક

ઇસિ જગ મેં જન સબ હૈ યાત્રિક,
કિસકા કૌન મ્હેમાન ? મનવા૦

માર્ગ કાજ સંગત, નહિ સગત—
કાજ માર્ગ : નિર્વાણ ! મનવા૦

બજે સૂર જગ તરહ તરહકા,
મત ચૂકે નિજ તાન !* મનવા૦



* પીલુ, જેજેવન્તી, આશાવરી, જોનપુરીમાં સારી રીતે ગાઈ શકાય છે.

# આપણી સૃષ્ટિનો કોયડો*

લેખક : શ્રી અરવિન્દ ઘોષ
અનુવાદક : શ્રી અંબાલાલ પુરાણી

આપણી પાર્થિવ સૃષ્ટિ એક આદર્શ સ્થાન નથી. જગત અસંતોષ આપે તેવું છે, તેના સ્વરૂપ ઉપર અપૂર્ણતા, દુઃખ અને અનિષ્ટ–અશિવ–ની શ્યામ છાયા, તેના ઉપર સદાને માટે લાગેલી છે એ વાતનો ઇનકાર થઈ શકે તેમ નથી—અને કોઈ પણ પ્રકારની આધ્યાત્મિક અનુભૂતિ એનો અસ્વીકાર કરશે પણ નહિ. અને વિરલ વ્યક્તિઓ બાદ કરતાં, જગતની અપૂર્ણતાની પ્રતીતિ જ એક રીતે માનવના અંતરમાં આધ્યાત્મિક જીવન પ્રત્યેની અભીપ્સા જગાવવાનું આદિબિંદુ થઈ પડે છે. વ્યક્ત જગતની સઘળી સીમાઓ ઉપર ઝઝૂમી રહેલા એ પડછાયાની દુઃખકારક, વિકલ કરી મૂકનારી, સંસાર ઉપર વિરક્તિ પેદા કરનારી, યા તો સમર્થ લાગણીનું કડવું ભાન થયા વિના જ એ વિરલ વ્યક્તિઓને મહાન, આધ્યાત્મિક અનુભૂતિઓ સાહજિક રીતે પ્રાપ્ત થાય છે. એવી અપૂર્ણતા હોવી એ સર્વ પ્રકારના આવિર્ભાવનું મૌલિક લક્ષણ હોવું જોઈએ, અથવા તો, જ્યાંસુધી જગત સ્થૂલ હોય ત્યાં સુધી તો સર્વ પ્રકારનો આવિર્ભાવ એવો જ હોવો જોઈએ એવી દલીલ કરવામાં આવે છે. તે છતાં પણ સર્વ પ્રકારના આવિર્ભાવનું મૌલિક લક્ષણ એવું હોવું જોઈએ કે કેમ એ પ્રશ્ન તો રહે છે જ. અને એ દલીલ જો સાચી જ હોય તો પછી જન્મ ધારણ કરવાની ઇચ્છા, આવિર્ભાવ પામવાની, યા તો સર્જન કરવાની તપઃશક્તિ ( will ) આદિમ પાપ તરીકે ગણાવી જોઈએ અને જન્મમરણના ફેરામાંથી યા તો આવિર્ભાવમાંથી વેગળા થઈ જવું એ જ મુક્તિ મેળવવાનો એકમાત્ર શક્ય માર્ગ ગણાવો જોઈએ. જેઓની જ્ઞાનદૃષ્ટિ એ પ્રમાણે જુવે છે યા તો એને મળતું આવે એવું દૃષ્ટિબિંદુ સ્વીકારે છે,—એવાઓની બહુમતિ હોય છે,—તેમને માટે પોતાના ઇષ્ટને પહોંચવાના સુવિખ્યાત આધ્યાત્મિક માર્ગો આવી રહેલા છે,—આધ્યાત્મિક મુક્તિ મેળવવાનો સીધો અને ટૂંકો રસ્તો પણ છે. પરંતુ વસ્તુસ્થિતિ ઉપર જણાવી તેવી ખરેખર ન પણ હોય, અને આપણી અજ્ઞાન દશાને, અથવા તો અપૂર્ણ, એકપક્ષી જ્ઞાનને એ પ્રમાણે દેખાતી હોય એમ પણ બને. એટલે કે, અપૂર્ણતા, અશિવ, દુઃખ વગેરે આવિર્ભાવના માર્ગમાં રહેલ અપરિહાર્ય સ્થિતિ ( સંજોગ ) યાને દુઃખકારક પ્રવાસપંથ હોઈ શકે પરંતુ આવિર્ભાવ થવા માટેની અચૂક શરત, યા તો પ્રકૃતિમાં લેવાતા જન્મનું તારતમ્ય ન હોય એ પણ સંભવિત છે. અને એ પ્રમાણે જો હોય, તોપછી સર્વ શ્રેષ્ઠ જ્ઞાન જગતથી નાસી છૂટવામાં નહિ પરતુ અહીં, જીવનની અંદર રહીને જ, વિજય પ્રાપ્ત કરવાની અભીપ્સા સેવવામાં, જગતની વિરાટ પ્રવૃત્તિઓની પાછળ કાર્ય કરી રહેલી ભગવાનની દિવ્ય તપઃશક્તિને અનુમતિ આપી તેની જોડે સહકાર કરવામાં, દિવ્ય આધ્યાત્મિક પૂર્ણતાનાં દ્વારની—એ જ દ્વાર દિવ્ય જ્ઞાનજ્યોતિ, દિવ્ય શક્તિ અને દિવ્ય આનંદના નિઃશેષ અવતરણ માટે પણ ઉદ્‌ઘાટનરૂપ થનાર છે તેની–શોધ કરવામાં સમાયેલું છે એમ સ્વીકારવું જોઈએ.

* " The Riddle of This world " નામના લેખનો અનુવાદ

આપણે જે વ્યક્ત જગતમાં જીવન ધારણ કરી રહ્યા છીએ તેની, તથા જે મર્યાદિત ચેતનાની દીવાલોમાં જકડાયેલા હોઈ છૂટવા માટે બાથોડિયાં મારી રહ્યા છીએ તેની અનિત્યતાથી પર કોઈ નિત્ય સનાતન તત્ત્વ આવી રહેલું છે એટલું તો સર્વ પ્રકારની આધ્યાત્મિક અનુભૂતિઓ સ્વીકારે છે. એ સનાતન, પરાત્પર તત્ત્વનાં લક્ષણો છે અનંતતા, સ્વયંભૂ સત્તા, મુક્તિ, નિરપેક્ષ જ્ઞાનજ્યોતિ, નિરુપાધિક આનંદ. ત્યારે શુ માનવથી દૂર આવી રહેલ એ નિત્ય પરતત્ત્વ અને અહીં પાર્થિવ ભૂમિકામાં પ્રગટ થયેલ ચેતના એ બે વચ્ચે ન પાર કરી શકાય, એવી ખીણ સદાને માટે આવી રહેલી છે ? કે, એ બે વસ્તુઓને એ સનાતન વિરોધી તત્ત્વો જ સમજવાં ?—અને કાલમાં આરંભાયેલા જીવનરૂપી સાહસને આટોપી લઈને, સનાતન અને અનિત્ય વચ્ચેનો ભેદ સદાને માટે વટાવીને જ શું માનવ એ સનાતન પ્રભુને પામી શકે ? સાધનાની એક પ્રણાલિને છેડે તો એ જ નિર્ણય આવીને ઊભો રહેલો જણાય છે; બૌદ્ધમતે જરાપણ બાંધછોડ કર્યા વિના તથા સૃષ્ટિ અને સર્જનહાર વચ્ચે એક પ્રકારનો સંબંધ સ્વીકારવા છતાં છેવટના પૃથક્કરણમાં એ બે વચ્ચે—માયા અને સત્યરૂપે—અંતિમ વિરોધનું પ્રતિપાદન કરનાર અદ્વૈતવાદની આધ્યાત્મિક મીમાંસાઓએ કાંઈક ઓછે અંશે—(છૂટછાટ મૂકીને)—એ પ્રણાલિનો આશ્રય લઈને અંતિમ સાક્ષાત્કાર પ્રાપ્ત કરતાં સુધી તેનું અનુસરણ કર્યું છે. પરંતુ સાથે સાથે આ જગતના પ્રત્યેક પદાર્થમાં વાસુદેવ વ્યાપી રહેલો હોઈ, પ્રત્યેક વસ્તુથી પર, તથા પ્રત્યેક વસ્તુની પાછળ પણ, તે જ વ્યાપ્ત છે; સર્વ પદાર્થ વાસુદેવમા આવી રહેલા છે, અને જ્યારે આપણે જગતના બાહ્ય સ્વરૂપની પાછળ નજર કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે સર્વ વસ્તુ વાસુદેવમય છે,—વાસુદેવ સ્વરૂપછે. બ્રહ્મવિદ્ જગતમાં વિચરતો અને કર્મ કરતો છતો, તેના સર્વ આઘાત પ્રત્યાઘાતોને ઝીલતો છતો, ભગવાનની નિરપેક્ષ શાંતિ, નિરપેક્ષ જ્યોતિ અને દિવ્ય આનંદમાં પોતાની ચેતનાને ધારણ કરી શકે છે એ હકીકત અર્થઘન અને જ્ઞાનપ્રદ છે. એટલે આ સૃષ્ટિના કોયડાના ઊંડાણમાં છેવટે ન ટાળી શકાય તેવા વિરોધને બદલે કોઈ બીજી જ વસ્તુસ્થિતિ આવી રહેલી જણાય છે. ત્યાં એક પ્રકારની અગમ્યતા છે, રહસ્ય છે. અને તેનો ઉકેલ પરસ્પર વિરોધી બે તત્ત્વોના સ્વીકારરૂપી એકતરફી ઉકેલ કરતાં કોઈ જુદો જ હોવો જોઈએ એમ આપણને લાગે છે. આ આધ્યાત્મિક શક્યતા સ્વીકારતાં તે તેની પોતાની મર્યાદાઓથી પાર આપણને અંગુલિનિર્દેશ કરે છે, અને આપણા પતિત પાર્થિવ જીવનના અંધકારમાં આશાનું કિરણ પ્રગટાવે છે.

હવે પ્રથમ પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે આ છે:—"આ જગત નિત્ય અને નિયમિત પ્રકારે થયા કરતી એની એ ઘટનાઓનો અવિકારી અનુક્રમ માત્ર છે? કે પછી, તેની પાછળ ઉત્ક્રાંતિનું પ્રેરક બળ, ઉત્ક્રાંતિની ઘટના આવી રહેલી છે?" અર્થાત્ પ્રત્યક્ષ, આદ્ય અચેતનતામાંથી ઊર્ધ્વ પ્રત્યે લઈ જતી કોઈ નિસરણી છે ખરી, જેનો આશ્રય લઈને વધારે ને વધારે વિકસિત ચેતનાને પ્રાપ્ત કરી શકાય તેમ છે? એ રીતે પ્રત્યેક પગથિયે ચેતનાનો વિકાસ સાધીને તેનાથી પણ ઉચ્ચ સ્થિતિ પ્રત્યે ગતિ કરતી આરોહણની નિસરણી કોઈ અપ્રાપ્ત ઉંચાઈને પ્રાપ્ત કરે છે. આપણી સામાન્ય અવસ્થા એ ઊર્ધ્વતમ લોકને સહજમાં પ્રાપ્ત કરી શકે તેમ નથી હોતું. એ પ્રમાણે ઉત્ક્રાંતિની નિસરણી જો હોય તો, ચૈતન્યની એ ઊર્ધ્વગતિનો મૌલિક

સિદ્ધાંત, એનું કુદરતી પરિણામ તેનો આધ્યાત્મિક પરિપાક શો હોઈ શકે? આપણી આગળ અત્યારે જ્ઞાનની જે સામગ્રી મોજૂદ છે તે ઉપરથી તો એવી ઉત્ક્રાંતિની ઘટના બનેલી હોય એમ માનવાને પૂરતાં કારણો મળે છે એટલે કે, કેવળ માનવ દેહની જ નહિ પરંતુ આધ્યાત્મિક ઉત્ક્રાંતિ,—ચેતનાની ઉત્ક્રાંતિ, પણ થયેલી છે એમ લાગે છે આ માન્યતાને પણ આધ્યાત્મિક અનુભૂતિની પ્રણાલીનો ટેકો મળે છે, કારણ કે જે આદિ, અચેતન તત્ત્વમાંથી વિશ્વસમસ્ત ઉત્પન્ન થયેલું જણાય છે તેની અચેતનતા કેવળ દેખાવ પૂરતી જ છે એ અચેતનતાની અંદર અનંત શક્યતાઓ સહિત ચેતના અંતર્હિત છે એ તિરોભૂત ચેતના મર્યાદિત નથી, તે વિરાટ છે, અનંત છે, તે પ્રચ્છન્ન હોઈ જાતે જ અચેતનતાના કારાવાસમાં પડેલ છે, અને છતાં એના ગહન ઊંડાણમાં પ્રત્યેક શક્યતા તે ધારણ કરી રહેલ છે એ દેખીતી અચેતન અવસ્થામાંથી પ્રત્યેક શક્યતા ક્રમવાર પ્રગટે છે આરંભમાં, પોતાની અંદર વાસ કરી રહેલ ચિન્મય તત્ત્વને સંપૂર્ણપણે ઢાંકી દઈને સુવ્યવસ્થિત દ્રવ્ય યાને પદાર્થતત્ત્વ પ્રગટ થાય છે ત્યારપછી વનસ્પતિમાં પ્રાણશક્તિનો આવિર્ભાવ થઈ પ્રાણીઓમાં વિકાસ પામતી મનોમય ચેતના જોડે એ પ્રાણશક્તિ સધાય છે છેવટે, માનવચેતનામાં મનોમયતાની ઉત્ક્રાંતિ થાય છે, તથા તે ભૂમિકા વ્યવસ્થિત બને છે હવે ઉત્ક્રાંતિની આ નિસરણી,—ચૈતન્યની આધ્યાત્મિક પ્રગતિની સીડી —"માનવ" નામના અપૂર્ણ મનોમયતા વાળા પ્રાણી સુધી આવીને જ અટકી જાય છે? કે પછી, ઉત્ક્રાંતિનું રહસ્ય એટલે પુનર્જન્મોનો શ્રેણીબદ્ધ સાંકળના પેઠે જોડાયેલો—અનુક્રમ જન્મની અસારતા–નિરર્થકતા–સમજવા જેટલો વિકાસ પ્રાપ્ત કરવો એટલો જ તેનો હેતુ અને પરિપાક અને અંતે જન્મનો સદંતર ત્યાગ કરી દઈ આદિ, અજન્મા સત્‌માં કે અસત્‌માં ,દી પડી તેમાં લય પામી જવો એ તેનો અંતિમ આદર્શ, એમ સમજવું? આપણે જેને 'મન' કહીએ છીએ તેનાથી ઘણી મહાન ચેતના અસ્તિત્વમાં હોય એ, કાંઈ નહિ તો, શક્ય તો છે જ, અને ચોક્કસ અવસ્થા પછી તેના અસ્તિત્વ વિષે આપણી પ્રતીતિ થાય છે વળી એમ પણ જણાય છે કે ઉત્ક્રાંતિની નિસરણી પર મનોમય ચેતનાથી પણ ઊંચે ચઢવાથી એક એવી સ્થિતિને પ્રાપ્ત કરી શકાય છે, જ્યાં પાર્થિવતત્ત્વની અચેતનતાના અને પ્રાણમય તથા મનોમય અવિદ્યાના બંધનો છૂટી જાય છે, એ સ્થિતિએ પહોંચતાં ચેતનાના એક નવા જ તત્ત્વનો આવિર્ભાવ શક્ય બને છે અને તેથી કરીને માનવના અંતરમાં અવિદ્યાના બંધનમાં પડેલો ભગવાનનો અંશ, આંશિક, અને અપૂર્ણપણે નહિ પરંતુ સમૂળગો અને સંપૂર્ણપણે મુક્ત થઈ જાય છે જ્યારે ઉપર જણાવી તે જ્ઞાનદૃષ્ટિ જાગે છે ત્યારે ઉત્ક્રાંતિની સીડીનું એક એક પગથિયું ચૈતન્યની વધારે ને વધારે ઉચ્ચ શક્તિના અવતરણને આભારી છે એમ જણાય છે એવું અવતરણ થવાને પરિણામે, પાર્થિવ ચેતનાની સપાટી ઊંચે ચઢે છે,—એક નવીન તબક્કો, આ પૃથ્વી ઉપર તૈયાર થાય છે પરંતુ ચૈતન્યની ઉચ્ચતમ શક્તિઓનું અવતરણ તો હજી થવાનું બાકી છે, એમનું અવતરણ થશે તો જ પાર્થિવ જીવનના કોયડાનો ઉકેલ આવશે તથા માનવનો આત્મા જ કેવળ નહિ પરંતુ તેની પ્રકૃતિ સુદ્ધાં મુક્તિને પ્રાપ્ત કરશે અત્યાર સુધી આ સત્યનું દર્શન ચમકારા પેઠે થયેલું જણાય છે અત્યારે એ સત્ય તેના સંપૂર્ણ પરિસ્ફોટન અને સાક્ષાત્કારને પ્રગટ કરવાની સ્થિતિને પ્રાપ્ત થયું હોય એમ માનવું સમારણ લાગે છે એ પ્રમાણે જો હોય તો પછી આપણી દુનિયામાં કલહનો, દુઃખનો અને અવિદ્યાનો ગમે તેટલો અમલ

ઓજો ભલેને હોય તો પણ તેને અંતે ઉપર જણાવેલા ઉત્કૃષ્ટ ફળનો જે લાભ થવાનો હોય, તો પછી અત્યાર સુધીમાં જે ખમવું પડ્યું છે તેના બદલામાં જે વિજયશ્રી ભાવિમાં વરવાની છે તે જોતાં, સમર્થ અને સાહસિક પથિકોને (યાત્રીઓને) તેની એ કિંમત વધારે પડતી તો નહિ લાગે. ગમે તેમ હો, પરંતુ છાયા દૂર થવા માંડી છે; ઉપરથી કોઈપણ દિવ્ય જ્યોતિ સૃષ્ટિ ઉપર ઝૂકી રહી છે અને એ જ્યોતિ દૂર, દૂર, સુદૂર, અનિવાર્ય પ્રભા કેવળ નથી.

એ ખરું છે કે ઉપર જણાવેલી મીમાંસા છતા પ્રશ્ન ઊભો રહે છેઃ—"વિશ્વમાં જે બધુ છે તેની જરૂર શા માટે પડી?" આ બધા ઉત્ક્રાંતિના પ્રાગ્ય આરંભો શા માટે? આ લાંબી અને ઉત્પાતો ભરી ઉત્ક્રાંતિની યાત્રા શા માટે? ચેતનાની ઊર્ધ્વ ગતિ થવા માટે આવું ભારે, અને આપતાં કંટાળો ઉપજાવે તેવું મૂલ્ય આપવાની ફરજ શા માટે પડવી જોઈએ? અને જગતમાં અનિષ્ટ અને દુઃખ મુદ્દલે હોવા જ શા માટે જોઇએ? આ પ્રશ્નો બાકી રહે છે, કારણકે પૂર્ણતાવાળી, નિત્યમુક્ત, નિત્યશુદ્ધ એવી દિવ્ય ચેતનાનું પતન— 'શા માટે' નહિ પરંતુ—'કેવી રીતે' થયું એ પ્રશ્નના ઉત્તરમાં જુદી જુદી આધ્યાત્મિક અનુભૂતિની પ્રણાલિઓ વચ્ચે સંગીન એકવાક્યતા આવી રહેલી જણાય છે. નિત્ય, શાશ્વત, ભગવત્સ્વરૂપમાંથી—એક સનાતન અદ્વૈત તત્ત્વમાંથી, વિખૂટા પડવાની ક્રિયાને પરિણામે ચેતનાનું એ અધઃપતન થયું છેઃ ભેદભાવ, જુદાપણુ એ પતનનું કારણ છે. 'અહં' ભાવે જગતમાં પોતાની કામના અને સ્વચેતના ઉપર ભગવાન જોડેની પોતાની એકતા કરતાં, 'સર્વ' જોડેની પોતાની એકતા કરતા,—વધારે ઝોક મૂક્યો તેથી એ પતન થયું એમ કહી શકાય. એટલે કે, વિધવિધ વિરાટ શક્તિઓના જુદાં કાર્યો વચ્ચે સંવાદ સ્થાપન કરનાર એક, પરમસત્તાના, એક પરમજ્ઞાનશક્તિના, અને એક પરમ-જ્યોતિના કાર્યને બદલે દરેક બીજભૂત વિચારને, પ્રત્યેક શક્તિ-પ્રવાહને, પ્રત્યેક રૂપને, અનંત શક્યતાઓના ઢગલામાં પોતપોતાનું કાર્ય વિભિન્ન તપઃશક્તિ વડે સાધવાની તક આપવામા આવી જેને પરિણામે અન્ય વિચારો, અન્ય શક્તિઓ સાથે તેને અંતે ઘર્ષણ જ થયુ. જગતમા જે દુઃખ અને અજ્ઞાન આપણને દેખાય છે તેનું મબળ કારણ ભેદવૃત્તિમાં, અહભાવમાં, અપૂર્ણ ચેતનામા તથા પોતાની જાતની અભિવ્યક્તિ કરવા મથતી વિખૂટી તપ.શક્તિઓના મિથ્યા પ્રવાહમાં—તેમની વચ્ચે થતા ઘર્ષણમાં—આપણને મળી રહે છે. એકવાર, એક પરમચેતનામાંથી જુદીજુદી ચેતનાઓ વિખૂટી પડી એટલે પછી અપરિહાર્યપણે તેઓ અજ્ઞાનમા જઈ પડી. અને અજ્ઞાનની અંતિમદશા તે જ અચેતનતા થઈ. ગાઢ, અગાધ, અંધકાર ભરી જડતામાથી—અચેતનતામાંથી—આપણી પાર્થિવભૂમિકા જાગ્રત થાય છે, અને તેમાંથી એક આત્મતત્ત્વ વિકસે છે. એ આત્મા ઉત્ક્રાંતિ વડે ગૂઢ દિવ્ય જ્યોતિ પ્રત્યે આકર્ષાઇને મહામહેનતે સચેતન બને છે, પોતે ગુમાવી દીધેલ પરમાત્મા જેમાંથી તે પોતે ઉત્પન્ન થયેલ છે તેના પ્રત્યે તે ઊર્ધ્વગતિ કરે છે પરંતુ તેની એ ગતિ અંધગતિ હોય છે.

પરંતુ આ બધું થયું જ શા માટે? એ પ્રશ્ન પૂછવાની અને તેનો ઉત્તર આપવાની એક પ્રચલિત રીતનો તો આપણે શરૂઆતમાં જ છેદ ઉડાવી દઈશું. એ રીત એટલે માનવતાની રીત: માનવના અંતઃકરણમાં રહેલી નીતિની ભાવનાને થતા આઘાતને પરિણામે જગતની

સંક્ષોભ વૃત્તિને, તિરસ્કારની કે ઘૃણાની વૃત્તિને તથા માનવ પ્રકૃતિના લાગણીપ્રધાન ઝૂકાવને આપણે એક બાજુ પર મૂકી દઈશું. કારણકે કેટલાક ધર્મોની એવી માન્યતા કે વિરાટથી પર, ચેતનાના પતનની ઘટનાથી પોતે સંપૂર્ણપણે અલગ એવી, કોઈ આપખુદ સત્તા,—કોઈ વ્યક્તિ-સ્વરૂપ શાસક, પ્રભુ, પોતાની તરંગી આજ્ઞાને પરિણામે ઉત્પન્ન થયેલાં પ્રાણીઓના ઉપર પાપ કરવાની-અને તેથી દુઃખ સહન કરવાની-ફરજ નાખે છે એ સાચી નથી. આપણે જે ભગવાનને જાણીએ છીએ તે પોતે તો અનંત સત્ સ્વરૂપ છે, જેના અનંત આવિર્ભાવની અંદર સમગ્ર વિશ્વ-સર્વે પદાર્થો—ઉત્પન્ન થયેલ છે' અહીં આપણી સમગ્ર, આપણી પાછળ, સમગ્ર આવિર્ભૂત જગતને વ્યાપીને પોતાના અદ્વૈત વડે ભગવાન પોતે જ આ જગતને ધારણ કરી રહ્યો છે; અને અવિદ્યામાં થયેલા ચેતનાના પતનનાં સર્વ કાળાં પરિણામોનો ભાર પણ આપણી અંદર વાસ કરી રહેલ પ્રભુ જ વહન કરી રહ્યો છે. અવિદ્યાથી પર ભૂમિકામાં ભગવાન પોતે સનાતન, પૂર્ણ જ્યોતિરૂપે, આનંદરૂપે અને શાંતિરૂપે બિરાજે છે. તો અહીં આ જગતમાં પણ તે હાજર છે,—તેની જ્યોતિ, તેનો આનંદ અને શાંતિ છૂપી રીતે સૌને ટકાવી રહેલ છે. આપણી પોતાની અંદર પણ કેન્દ્રીભૂત વ્યક્તિત્વ યાને જીવાત્મા વસે છે જે-પરમ પુરુષોત્તમ સ્વરૂપ ભગવાનની પેઠે-આપણી ચેતનાની સપાટી ઉપર કાર્ય કરી રહેલ ખંડ વ્યક્તિ સ્વરૂપોની શ્રેણીથી ઘણો જ મહાન છે, તથા એ ખંડ સ્વરૂપોને જે ફરજિયાત પરિણામો ભોગવવાં પડે છે તેમનાથી એ જીવાત્મા અભિભૂત થઈ જતો નથી. આપણા અંતરમાં વાસ કરી રહેલ, એ ઇશ્વરને આપણે શોધી કાઢી શકીએ, "આપણે" એટલે ભગવત્સ્વરૂપ જોડે આત્માની અને પ્રકૃતિની એકતાવાળુ એ દિવ્ય સ્વરૂપ એવું જાણીએ તથા અનુભવીએ તો આપણે મુક્તિનું દ્વાર ખુલ્લું કર્યું ગણાય. અને એ સ્વરૂપમાં ચેતનાને ધારણ કરીએ તો આ જગતના વિસંવાદોની વચ્ચે પણ આપણે જ્યોતિર્મય, આનંદમય અને મુક્ત રહી શકીએ. આટલી તો આધ્યાત્મિક અનુભૂતિની જગતજૂની સાક્ષી આપણને મળી આવે છે.

અપૂર્ણ ]

———o———

# જુહુને કિનારે

સુંદરજી ગો. બેટાઈ

પ્રવૃત્તિનાં ના દળવાદળો અહીં,
શિકાર ના માનવપખિયો તણા;
દ્વારે ટકોરા અહિં કોઈના નહીં,
અરે અહીં દ્વાર જ ક્યાંય ના દિસે.
વિસ્તારની લ્હાણ અમૂલ્ય માણતાં
સાફલ્ય નેત્રો સવિશેષ પામતાં.

સ્હવારનો શીતલ મંદ વાયરો
સમુદ્રની લ્હેરસવારી માણતો,
જગાડતો જી વ ન વા દ્ય ત ન્તુ ને
ને ગીત ગાતો નવલી વસન્તનાં.

રેતાળ લાંબો પટ વિસ્તરેલો,
કંઠે મૂકી માદક તાલમાલા
ભાવોર્મિ-સ્તોત્રો તણી લ્હેક લેતી
ઘડી ઘડી શીતલ મર્મરોમાં.
સુકોમળી ધૂમસમલ્મલે શી
ઢાંકી અઢાંકી સઘળી દિશાઓ !
હલેતી ઊભી ધરી અર્ધવેશ
જાણે નવા જોબનને પ્રવેશ !

પ્રકાશલીલા નભને ઉજાળતી
સમુદ્રનીરે પ્રતિબિમ્બ પાડતી;
ઉત્સાહની અદ્‌ભુત છાંટ છાંટતી
લસે શું આ જોબનની પ્રભા નવી !

દૂરે સુદૂરે નભનીરસન્ધિમાં
ધીમે સરે એકલ કોઈ નૌકા;
ફૂલેલ એનો શઢ શુભ્રવર્ણો
તરે છટાથી પ્રિય પ્રેમહંસશો.

હું એકલો, એકલ તોય ના અહીં,
અહીં અનોખી કંઈ સૃષ્ટિ ઊભરે;
હું કેન્દ્ર ને વર્તુલ કૈંક વિસ્તરે,
ઘેરે, અને નિત્ય અહીં જ નોતરે.
નિર્બન્ધતા બન્ધનશીલને મળી
ક્ષણેક, તોયે કયમ જાય વીસરી ?

# બ્રહ્મપુત્રાની સપાટી ઉપર

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

પ્રત્યેક પદાર્થનાં બે સ્વરૂપો છે: એક પાર્થિવ અને બીજું દિવ્ય; એક ક્ષણિક અને બીજું સનાતન. એક ચર્મચક્ષુથી દેખાય છે; બીજું જ્ઞાનદષ્ટિથી ઓળખાય છે. એક દષ્ટિ ઉપલક છે; બીજી ઊંડી છે. એક ખંડરૂપ; બીજી અખંડ છે. એક મર્યાદિત છે; બીજી વ્યાપક છે.

પદાર્થમાત્રમાં સત્ય, સૌન્દર્ય અને સાધુતા અંતર્ગત છે. એ ત્રણેનો મનુષ્યઆત્મામાં રહેલાં એ ત્રણે સાથે નિત્ય સંબંધ છે. માનવઆત્મામાં સત્ત્વગુણનું કિરણ પ્રકટ થતાં જ પ્રકૃતિના પદાર્થોનો સાક્ષાત્કાર એના દિવ્ય સ્વરૂપમાં થાય છે બ્રહ્મપુત્રાનો સનાતનતા જેવો પગથાર અને એની સુવર્ણરંગી સપાટી કેવાં અલૌકિક દેખાય છે? એની ધવલતા અને એનો પ્રકાશ આ લોકના ક્યાં છે? એના વિશાળ દેહ ઉપર સૂર્યકિરણોની રમણીય લીલા કે ચંદ્રકિરણોનું મનોહર નૃત્ય કોઇ અકળ દિવ્ય પ્રદેશો દેખાડે છે. આ દેદીપ્યમાન સુવર્ણપ્રદેશો કે નાચતા કૂદતા રૂપેરી તરંગો પોતાની સાથે કોઈ દૂરદૂરના જ્યોતિર્લોક જેવા આપણને સ્નેહપૂર્વક નિમન્ત્રણ આપે છે. અને એ તેજતરંગો ઉપર ચાલીને કોઈ સૌન્દર્યધામની શોધમાં ક્ષિતિજની પેલીપાર સરી જવાનું કોને મન થતું નથી? આ પાર્થિવ જગતની સીમાને ઓળંગીને કોઈ દીપ્તિમય દેશોમાં સંચાર કરવાની કેવી પ્રબલ સ્પૃહા થાય છે! જ્યાં પ્રપંચ નથી, દુઃખ નથી, વિષાદ નથી, એવા એક આનંદ સત્ત્વથી જ નિર્મેલા જ્યોતિર્ધામમાં જવા માટે કેવું અદ્‌ભુત ઔત્સુક્ય ઊભરાય છે! દિવ્યદર્શન માટે આ આવાહન સહુને માટે છે.

પરંતુ આ તરંગમાળા ઉપર વિલસતી શુભ્રતા અને સરસતા તરંગોમાં અન્તર્ગત છે કે સૂર્યચંદ્રની તેજલીલાના વિસ્તારથી પ્રકટ થાય છે? અર્થાત્, આ ઉજ્જવલતા વસ્તુગત છે કે કોઈ બાહ્ય પદાર્થમાંથી આવેલી છે? સૌન્દર્ય વસ્તુમાં રહેલું છે કે વિભૂતિમાન સત્ત્વનું પ્રતિબિંબ છે? બ્રહ્મપુત્રાનાં જલતરંગો અને સૂર્યચંદ્રનાં કિરણો, ઉભયમાં, તેજસ્વરૂપ આત્માન્તરૂપે વિલસે છે એનો જ આ આવિર્ભાવ છે. પરંતુ પ્રકૃતિને નિરખીને મનુષ્યના અંતરમાંથી સત્ત્વની સમૃદ્ધિ ઊભરાય છે ત્યારે જ આ તેજલીલાનો આનંદ અનુભવગોચર થાય છે. સાક્ષાત્કારની ક્ષણો સહુના જીવનમાં આવે છે. મનુષ્યમાત્ર સૌન્દર્યસૃષ્ટિનો વારસ છે.

૧

એક સન્ધ્યાકાળે ગૌહતીની સમીપમાં રહેતા બ્રહ્મપુત્રાના કાંઠા ઉપર સન્ધ્યાના રમણીય રંગોમાં શોભતો સરિતાનો પટવિસ્તાર નિરખતો હું બેઠો હતો. આસપાસની સર્વ સૃષ્ટિ શાન્ત હતી. માત્ર મન્દ શીતલ પવનની લહરીઓ કોઈકોઈ વાર નદીના એકધારા વહેણમાં ફરી વળતી અને સપાટી ઉપરના કેટલાક ભાગને કાંઈક ખળભળાવતો. નદીનાં વહેતાં જળ જોવામાં કેવો અપાર આનંદ પડે છે! પ્રત્યેક તરંગ ભિન્ન છતાં કેવા અભિન્ન પ્રવાહમાં વહે છે! કાળના પ્રવાહનું સાતત્ય અહિંયાં કેવું ચોખ્ખેચોખ્ખું અનુભવમાં આવે છે. ભૂતવર્તમાન અને ભાવિનો નિત્ય સંબંધ કેવો સ્પષ્ટ સમન્વય છે! ત્રણે કાલનું પ્રતિક્ષણ મિલન અહિંયાં

સંપૂર્ણ રીતે થાય છે. એટલે કાલની પ્રત્યેક ક્ષણ સનાતન છે એ સત્ય સહેલાઈથી અંતરમાં ઊતરે છે. સરિતાના પ્રવાહના અંગેઅંગમાં ઊભરાતી સનાતનતા જીવનની અવિચ્છિન્નતા પ્રકટ કરે છે. એક તરંગ બીજા તરંગમાં અને બીજો ત્રીજામાં કેટલી ઝડપથી સંક્રાન્ત થાય છે? ક્યાંઈએ તૂટ નથી; ક્યાંઇએ વિચ્છેદ નથી. વસ્તુત: એક અભંગ સનાતન જીવનમાંથી આ ભિન્નભિન્ન દેખાતા તરંગો પ્રકટેલા છે. એઓ આકાર ધારણ કરે છે ત્યારે પણ એ સનાતનતાનો અંશ જ પ્રકટ કરે છે. જ્યાં કાલની એકતા છે, જ્યાં જીવનની અવિચ્છિન્નતા છે, ત્યાં જીવન અને મૃત્યુ એવા ભેદ પણ ક્યાંથી સંભવે? જીવન અને મૃત્યુ બંને એક બીજામાં અન્તર્ગત છે, એક બીજામાં ઓતપ્રોત છે. એક પરમ ચૈતન્યના ઉભય આવિર્ભાવો છે. જીવન મૃત્યુની તરંગમાલામાં આવિર્ભાવ તિરોભાવની પરંપરા પ્રતિક્ષણ પ્રવર્તે છે; પરંતુ સરિતાના સળંગ પ્રવાહની પેઠે એક અવિભક્ત જીવન સર્વત્ર ધુઘવે છે.

* * *

રાત્રિ ઉપર ચંદ્રનું સામ્રાજ્ય ધીમેધીમે જામતું હતું. પવન જોરથી ફૂંકાતો હતો અને તરંગોને અસ્તવ્યસ્ત રીતે ઉછાળતો હતો. કાંઠા પાસેના એક ઓવારા ઉપર સ્નાન કરીને કેટલાક સજ્જનો ચૂપકીથી ઘર તરફ પાછા ફરતા હતા. મારી વિચારમાળા આગળ ચાલવા માંડી. આ વિશાળ જળ કેટલે દૂરથી કેવી નિયમિતતાથી વહે છે! કોઈ સનાતન નિયમને અનુસરીને એઓ વહે છે? પરંતુ એઓ લેશ પણ સ્વતંત્ર નથી? એમની સ્વૈરગતિ સહેજ પણ ખરી? ઉત્તર એ કે આ તરંગો કાર્યકારણના મહાનિયમથી નિયન્ત્રિત છે. એઓ સંયમની મર્યાદા સ્વીકારી વહ્યા કરે છે એ જ એમના જીવનનું સંપૂર્ણ સત્ય છે. હવે દૂરદૂર સરિતાના મૂળ તરફ વળતાં આ વિશાળ જળપ્રવાહ કેટલો સંકોચ પામતો જાય છે! છેક મૂળ સુધી પહોંચીએ તો કોઈ પર્વતનું રસાતલ ફોડી એક નિરંતર સ્રોત ફૂટ્યો છે! આ સનાતન સ્રોતનું ઊંડાણ કોણ માપી શકે તેમ છે? એની ગુપ્ત શક્તિનો વેગ કેટલો છે? એ નિત્યસ્રોત પૃથ્વીના અભ્યન્તરમાંથી ફૂટે છે અને એનાં જળ પ્રતિક્ષણ અંતરના પૂર્ણ વેગથી ઊછળી ઉપર આવે છે અને અલ્પકાય ઝરણરૂપે પર્વતપ્રદેશમાં વહે છે. આ અવિરત સ્રોત એક ક્ષણવાર પણ થોભતો નથી, સહેજ પણ આરામ લેતો નથી. એની એકાગ્રતા લેશ પણ ઓછી થતી નથી. એના હૃદયતલમાંથી પ્રકટેલી અલ્પસરણિ ધીમેધીમે વિસ્તરે છે અને વિશાળ પ્રદેશોને સંપ્લાવિત કરે છે. કોઈ સ્વસ્થ યોગીની શાન્ત સમાધિ જેવી એકનિષ્ઠાથી આ નદી વહે છે! અહો! કેટલી ત્વરાથી અને કેટલી દૃઢતાથી એ મહાસાગર તરફ ચાલી જાય છે! આ અનંત જળભંડાર મહાસમુદ્રમાં મળી જઈ ત્યાં જ વિરમશે? પરંતુ જગતમાં કંઈ વસ્તુ ક્ષણવાર પણ કર્મશૂન્ય રહે છે? નદીનાં જળ સમુદ્ર સાથે ભળી એમાં એકરૂપ બની અપાર જળ રૂપે નિરંતર ઘોર નાદે ધુઘવશે અને કાળના અંતિમ આરા સુધી જાગૃતિનાં રહસ્યગીતો ગાશે.

* * *

રાત્રિની મનોહરતા પળેપળે અધિકાધિક પ્રત્યક્ષ થતી હતી. પવનના સુસવાટાઓ સાથે વાદળીઓ આકાશમાં વિખરાતી હતી. ચંદ્ર સાથે આછી ઘેરી વાદળીઓ અને જ્યોતતરંગોની રમ્ય લીલા પ્રવર્તતી હતી. કોઈ માનવ આકૃતિ ક્યાંઈએ નજરે પડતી નહોતી. માત્ર કાંઠા પરનાં વૃક્ષો આ સૌન્દર્યલીલા એકીટશે નિરખતાં ઊભાં હતાં.

મમયનું ભાન થતા હું ઊઠયો અને એ સૌન્દર્યજગતમાં મંચરતો મદપગવે ઉતારે પાછો ફર્યો

૨

શિયોંગથી પાછા ફરતા ગૌહતી પાસેના એ જ કાંઠેથી પ્રચણ્ડપૂરના મમયમા વચ્ચે વચ્ચે વરસાદની ઝડીમાંથી નિરખેલું બ્રહ્મપુત્રાનું એક બીજું રમણીય ચિત્ર સ્મૃતિપટમા ચિરકાળ જડાઈ રહે તેવુ છે જે મત્ય છે, જે સુદર છે, તે તેજમા અને છાયામા, પ્રનાશમા અને અધકારમા, જીવનમા અને મૃત્યુમા, તોફાનમા અને શાન્તિમા, ભયાનકતામા અને ભવ્યતામા, સર્વમા, મનોહર લાગે છે બ્રહ્મપુત્રાની સપાટી ઉપર મુશળધાર વરસાદમા કે પ્રચડ તાપમા એકસરખુ અમાધારણ સૌન્દર્ય મૂર્તિમન્ત થાય છે સૌન્દર્ય સત્યની પેઠે સનાતન છે

ધીરગભીર પ્રવાહમા વહેતી બ્રહ્મપુત્રા આજ અદ્ભુત વેગમા વહે છે એના ઉપનાણમાથી અનેક ઉત્તુગ મોજા ઊછળતા પછડાતા પવનવેગે ઝડપથી દોડે છે આજ મરિતાના અન્તરતમ ઊંડાણમા કોઈ અકળ વેગ આવ્યો છે, કોઈ અકથ્ય જળનો ધોધ ઊભરાયો છે. કોઈ અનન્ય ભક્તના હૃદયતટને ભેદી અગમ્ય વેગથી ઊભરાતુ પ્રેમપૂર આવે છે અને શરીરના અંગેઅંગમાથી રોમાચ વિનમે છે તેમ મરિતાના મુકોમળ હૈયામાથી મરમતાનું અનહદપૂર ઊભરાય છે અને મર્વત્ર જળબિંદુઓ સ્ફુરે છે બ્રહ્મપુત્રાનો એકધારો પ્રવાહ આજ એમએક ક્યા અદૃશ્ય થઈ ગયો ! આજ તરગો કેટલા વિષમ અને અસ્થિર દેખાય છે ? આજ કેવી ભ ય ભરતી ચઢી છે ? આજ મર્યાદામાત્ર ઓસરી ગઈ છે આજ નિરવધિ રમમાગર ઊછળે છે

પરતુ જે જળ તારે છે તે જ જળ ડુબાડે છે જે અનેક ખેતરોને સમૃદ્ધ કરે છે તે જ એમનો વિનાશ કરે છે જે અનેક જીવોને પોષે છે તે જ એમનો મંહાર કરે છે. આ તે મહાપ્રેમનુ પૂર છે કે મહારુદ્ર સ્વરૂપ છે ? ખરખર આ પ્રચડ પૂરની પાછળ કોઈ અદષ્ટ મહાશક્તિ રહેલી છે

ત્યારે પ્રકૃતિની આ મમતાને ખળભળાવી આવી વિષમતા ઉત્પન્ન કરનાર રજોગુણનો પ્રવર્તક કોણ ? ત્રિગુણાત્મિકા પ્રકૃતિ પોતે કે ગુણાતીત પાર રહેલો પરમાત્મા ? પરમાત્મા મિવાય આ પ્રબળ પ્રકૃતિને આટલા જોરથી કોણ હલાવી શકે ? એની મત્તા માત્રથી જ પ્રકૃતિમા ગતિ, ક્ષોભ, મથન, મર્વ થયા કરે છે પ્રકૃતિમા મર્જન, સ્થિતિ અને મંહાર, જડતા, ગતિ અને શાન્તિ, મર્વ એની ઇચ્છાને અધીન છે અને પ્રકૃતિ પરમાત્માથી ક્યા જુદી છે ? પ્રકૃતિ પરમાત્માનો જ વિલાસ છે અને પરમાત્મા પ્રકૃતિનો અન્તર્યામી હોઈને પણ એનાથી પર છે

આ મનુષ્ય સૃષ્ટિ નિરખવામા અને એને પરિકિંચિત્ મમજવામા હું તલ્લીન બન્યો હતો ત્યાં વરસાદના ઝાપટા ઉપરાઉપરી પડવા માડયા લીનલીનતામાં વિશાળ જળ વિસ્તરી રહ્યા.

ઉતારાની ગતિએ હું 'ડાક બગલા' તરફ ચાલતો થયો

——o——

# વિશ્વનાં ભૌતિક બળો

યશવંતરાય ગુલાબભાઈ નાયક એમ. એસસી.

[ દરેક વિચારવાન મનુષ્યને એવા પ્રશ્નો થાય છે કે "આ ગહન વિશ્વ ક્યાંથી ઉદ્‌ભવ્યું છે, કોણે પેદા કર્યું છે, ક્યાં જઈ રહ્યું છે, ક્યાંથી આવી રહ્યું છે, એ અનંત છે કે પરિમિત" વગેરે. એ પ્રત્યેક પ્રશ્નનો ઉકેલ કરવાનો ઘણા તત્ત્વજ્ઞાનીઓએ પ્રયત્ન કર્યો છે, અને વિજ્ઞાન પણ એ મહાન કોયડાના ઉકેલ માટે આજે સદીઓ થયાં મંથન કરી રહ્યું છે, પરંતુ હજી સુધી એ પ્રશ્નનું નિરાકરણ સંતોષપૂર્વક થયું નથી. પરંતુ એ કોયડાના ઉકેલ માટેના પ્રયત્નમાંથી કેટલીક સમસ્યાઓ આપણે જાણી શક્યા છીએ, કેટલીક ઉકેલી શક્યા છીએ, કેટલીક ઉકેલવાની બાકી છે. ઉપર દર્શાવેલા દરેક પ્રશ્નના જવાબ માટે વિશ્વમાં જે અનેક બળો પ્રવર્તી રહેલાં છે અને જે સર્વ બળોના સમીકરણથી આ વિશ્વ રચાયેલું છે એ સર્વ બળોની કંઈક સમીક્ષા આ લેખમાં કરવાનો પ્રયત્ન છે. — તંત્રી ]

## ગુરુત્વાકર્ષણ બળ

કોઈ પણ વસ્તુ સ્થિર કે સમતોલ હોય ત્યારે આપણે જાણીએ છીએ કે એના સ્થિરપણાનો અથવા સમતોલપણાનો આધાર એના પાયા ઉપર રહેલો છે. પાયો મજબુત હોય, પહોળો હોય તો વસ્તુ વધુ સારી રીતે સ્થિર રહે છે. પૃથ્વીની સપાટી ઉપર જમીન ઉપર એક લાકડાંની ખુરશી મૂકી હોય એ ઘણી સારી રીતે સ્થિર રહે છે, પરંતુ જો રેતીમાં મૂકીએ તો એટલી સ્થિર રહેશે નહિ. પાણીમાં તરતી હોય ત્યારે તો વળી ઘણી જ અસ્થિર રહે છે. અને હવામાં તો એ આધાર વિના રહી જ ન શકે. આમ છતાં પૃથ્વી જેવો મહાન ગ્રહ, ચંદ્ર અને પૃથ્વીથી અનેક ગણો મોટો સૂર્ય અને તેનાથીયે મહાન અનેક તારાઓ આકાશમાં કોઈપણ જાતના આધાર કે ટેકા વિના સ્થિર રહે છે, સમતોલ રહે છે અને અવકાશમાં વ્યવસ્થિત રીતે ગતિમાન રહે છે. એ સર્વના આધારરૂપ જે બળ રહેલું છે તેને આપણે ગુરુત્વાકર્ષણ બળ કહીએ છીએ. જેમ લોહચુંબક લોખંડને આકર્ષે છે તેવી જ રીતે વિશ્વનું આ એક સનાતન બળ જ્યાંજ્યાં દ્રવ્ય છે ત્યાં ત્યાં પ્રવર્તી રહેલું છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ દ્રવ્યથી માંડીને પ્રચંડ તારાના અસીમ દ્રવ્યના જથ્થાને સમતોલતું આ બળ વિશ્વનો એક ગહન કોયડો છે. ગુરુત્વાકર્ષણ એ જાણે દ્રવ્યની સાથે જડાએલું અદૃશ્ય અને અચલ બળ છે. આ જ બળના આધારે ઘન વસ્તુના સૂક્ષ્મ પરમાણુ એકબીજાને આકર્ષી રહે છે અને એ જ બળના આધારે સૂર્યની ફરતે ગ્રહો અને ગ્રહોની ફરતે ઉપગ્રહો ફરતા રહે છે. લોહચુંબકના બળને તો આપણે નષ્ટ કરી શકીએ, બીજાં ઘણાંક ભૌતિક બળોને આપણે અટકાવી શકીએ કે રૂપાન્તર કરી શકીએ, પરંતુ ગુરુત્વાકર્ષણ એવું બળ છે કે એની સામે કોઈ પણ બળ કામ આવી શકતું નથી.

## વિદ્યુત્

કુદરતના બળ સામે જેહાદ માંડી એને વશ કરવામાં ઘણીવાર મનુષ્યે ફતેહ મેળવી હશે, પરંતુ કેટલાંક બળો એવાં પ્રચંડ હોય છે કે એને વશ કરવામાં એ શક્તિમાન થઈ

સાથે સંકળાએલી છે. એ શક્તિ ક્યાંથી આવી? ગતિમાં એવું શું ભર્યું છે? ગતિથી પદાર્થમાં શું વધી જાય છે? આપણે જાણીએ છીએ કે ગતિથી પદાર્થની આંતરિક સ્થિતિમાં કંઈ ફેર પડતો નથી પરંતુ આખા પદાર્થની અવસ્થામાં ફેર પડે છે. એ ફેરને આપણે શક્તિ કહીએ છીએ. એ જ શક્તિ એક વા અનેક રૂપે રૂપાન્તર થઈ શકે છે. ગતિની શક્તિને ઉષ્ણતામાં, ઉષ્ણતાશક્તિને વિદ્યુતમાં, વિદ્યુતને રસાયણશક્તિમાં કે વિદ્યુતશક્તિને (સોદ) ચુંબકશક્તિમાં એમ રૂપાન્તર કરી શકાય છે. પરંતુ શક્તિ તેટલી ને તેટલી જ રહે છે. એક પ્રકારની શક્તિને બીજીમાં રૂપાન્તર કરી શકાય છે, પરંતુ નાશ કરી શકાતી નથી, તેમ નવી શક્તિ પેદા પણ કરી શકાતી નથી. દ્રવ્યને ગરમ કરતાં પ્રકાશમાં અને પ્રકાશને પાછા શક્તિમાં રૂપાન્તર કરી શકીએ છીએ, અને આઇન્સ્ટાઈનના સિદ્ધાંત પ્રમાણે તો દ્રવ્ય એ શક્તિનું રૂપાન્તર માત્ર છે અને સમસ્ત દ્રવ્યને પણ સમગ્ર શક્તિમાં રૂપાન્તર કરી શકાય એમ છે. કદાચ આખું વિશ્વ એકવાર માત્ર અવકાશરૂપી ઉદધિમાં શક્તિરૂપના જળથી ભરેલું હશે. એ શાન્ત જળમાં કોઈક ઠેકાણે કંઈક રૂપાન્તર થયું હશે કે કંઈ વમળ પેદા થયો હશે અને શક્તિનું રૂપાન્તર થઈને તેમાંથી દ્રવ્ય ઉત્પન્ન થયું હશે. આમ માનવાને કારણ મળે છે, કારણ કે આજે તો આખા વિશ્વમાં ઉષ્ણતારૂપે રહેલી અમાપ શક્તિના હોજ ખાલી થઈને વિશ્વના અફાટ વિસ્તારમાં પ્રકાશની શક્તિરૂપે વેરફાઈ રહેલા છે. કદાચ એક કાળ એવો આવશે કે જ્યારે દ્રવ્ય ધીમે ધીમે ક્ષીણ થતું જશે, અને અંતે સર્વ દ્રવ્ય શક્તિમાં રૂપાન્તર થઈ વિલીન થઈ જશે.

## કાળ

દ્રવ્ય ને શક્તિના રૂપાન્તરમાં કાળ મુખ્ય ભાગ ભજવે છે. કાળ શું છે એ પણ આપણે સમજી શકતા નથી, પરંતુ આપણે એટલું સમજીએ છીએ કે કાળ દ્રવ્યના રૂપાન્તર કે સ્થળાન્તરને લીધે જ અનુભવમાં આવી શકે છે. સૃષ્ટિમાં અને વિશ્વમાં જે ફેરફાર થાય છે તે કાળની સાથે સંકલિત છે ગઈ કાલનો બનાવ આજે બનતો નથી અને આજનો કાલે બનતો નથી. અને ગઈ કાલ આજ અને આવતી કાલ એ પણ કાળની ગૂઢ સમસ્યા છે. કાળ વહે છે? કાળ જાય છે. કે દ્રવ્ય કે ચેતનમાં એવું કંઈક છે જે કાળનો ખ્યાલ આપે છે? ગમે તેમ હોય પરંતુ આખા વિશ્વનું સમગ્ર દ્રવ્ય એ કાળના પૂરમાં તણાયેલું છે. એ કાળનું પૂર એક જ દિશામાં વહે છે. ભૂતકાળથી ભવિષ્યમાં; સોનેથી નેવે. એ પૂર પાછું વહી શકતું નથી. જે અત્યારે છે તે પછી નથી અને પછી આવવાનું તેનાથી ત્યાર પછીનું જુદું. શું ત્યારે કશું યે શાશ્વત—સનાતન નથી? આખુયે વિશ્વ કાળથી બાધિત છે. કાળ કોઈને છોડતો નથી. કાળને સીમા નથી. કાળ અબાધિત, અવિરત વહેતો આવ્યો છે, વહ્યા કરવાનો છે. આ બધી વિશ્વની લીલા જ જાણે કાળને લીધે છે. ત્યારે કાળ શું છે? એ માત્ર મનની કલ્પના તો ન હોય? કલ્પના તો નથી જ, કારણ કે એની અસર આપણે અનુભવીએ છીએ. કાળ કંઈક છે. કાળ વિશ્વનું મોટું એક મહાન બળ છે, જે ગુરુત્વાકર્ષણની પેઠે ચોમેર વિશ્વના પ્રત્યેક ખૂણામાં પ્રવર્તી રહેલું છે.

## અવકાશ

કાળને સ્વતંત્ર અસ્તિત્વ નથી. અવકાશમાં રહેલાં દ્રવ્યની સ્થિતિ પરત્વે જ તે અસ્તિત્વમાં આવે છે. અવકાશમાં દ્રવ્યની સ્થિતિના ફેરફારને અંગે જે બનાવ બને છે એને લીધે જ

કાળ જન્મ લે છે. જો વિશ્વનું દ્રવ્ય આ ક્ષણે છે એ જ પરિસ્થિતિમાં અને અવકાશમાં એને એ જ સ્થળે સદાને માટે રહે તો કાળ લુપ્ત થઈ જાય. પરંતુ શક્તિ, અવકાશ બન્નેના મેળને લીધે કાળ અસ્તિત્વમાં આવે છે. કાળ અને અવકાશ સંકલિત છે. અવકાશ–આકાશ –નહિ હોય તો શું હોય? શૂન્યમાંથી શૂન્ય કાઢી લો તો શૂન્ય જ રહે. અવકાશમાંથી અવકાશ કાઢી લેવાય નહિ, અવકાશમાંથી દ્રવ્ય કાઢી લઈ શકાય. પરંતુ જ્યાં સુધી દ્રવ્ય છે અને અવકાશ છે, ત્યાં સુધી કાળ છે. અવકાશ એ જ વિશ્વ છે. પરંતુ દ્રવ્ય અને કાળ વિનાનું અવકાશ અનુભવ વિનાનું—ગુણ વિનાનું રહે છે; એટલે અવકાશ, દ્રવ્ય (શક્તિ) અને કાળ એ ત્રણ વડે જ વિશ્વ દૃશ્યમાન થાય છે.

## ચેતન

દ્રવ્ય, પ્રકાશ, શક્તિ વગેરે તો અનુભવે પ્રયોગે સમન્વય છે. દ્રવ્યના, વિદ્યુતના, ઉષ્ણતાના, ગુરુત્વાકર્ષણના અમુક નિયત નિયમો છે. દરેક ભૌતિક બળ અને ભૌતિક ફેરફાર અમુક નિયત નિયમો વડે સંકલિત હોય છે. આપણે ભૌતિક બળો ઉત્પન્ન કરી શકીએ છીએ, ભૌતિક બળોનો ફેરફાર કરી શકીએ છીએ, એકમાંથી બીજી શક્તિ ઉત્પન્ન કરી નવીન પ્રકારની રચના કરી શકીએ છીએ, પરતુ વિશ્વમાં ચેતનરૂપે રહેલું એક અદૃશ્ય બળ આપણે ઉત્પન્ન કરી શકતા નથી. એક ડાંગરના તત્ત્વમાં રહેલું સુષુપ્ત ચેતનબળ આપણે ચોખાના લોટમાં જોઈ શકતા નથી. એ ચોખાનું પ્રત્યેક દ્રવ્ય અને તત્ત્વ આપણે શોધી કાઢયું છે. પરંતુ કુદરતી ચેતનથી ભરેલા ડાંગરના એક દાણા જેવો જ બીજો દાણો હજુ સુધી મનુષ્ય ઉત્પન્ન કરી શકયો નથી. આમ ચેતન એ વિશ્વનું બીજું અદૃશ્ય બળ છે. ચેતનમાંથી ચેતન ઉત્પન્ન થાય છે. ચોખામાંથી જડ ઉત્પન્ન થઈ શકે છે, પરંતુ મનુષ્યની કોઈ પણ કળા જડમાંથી ચેતન ઉત્પન્ન નથી કરી શકતી. ચેતન વડે ચેતન કેમ ઉત્પન્ન થાય એ આપણે જાણી શકીએ છીએ, પરંતુ ચેતન કયાંથી આવે છે, કેમ ઉત્પન્ન થાય છે એ પ્રશ્ન હજુ પણ અણઉકેલ્યો છે.

બીજો પ્રશ્ન એ છે કે ચેતન જડના સંયોજન વિના સંભવિત છે કે કેમ? ભૂત, પ્રેત, અને સ્પિરીટ એવાં કલ્પેલાં ચેતનસ્વરૂપો શું સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે? શું ચેતનરૂપી આત્મા સ્વતંત્ર છે કે જડની અમુક સ્થિતિનો સૂચક માત્ર છે? વિશ્વનો આધાર ચેતન છે કે? શું ચેતન માત્ર પૃથ્વી ઉપર જ રહેલું છે? વિશ્વના અનંત અવકાશમાં ચેતન જડરૂપે જ દૃશ્યમાન થાય છે કે અદૃશ્યરૂપે! વિશ્વમાં ચેતન પ્રસરી રહ્યું છે? આ સર્વે પ્રશ્નો હજુ તો અણઉકેલ્યા છે.

આવાં અનેકવિધ બળો ઉપર આધાર રાખતું વિશ્વ આપમેળે ઉત્પન્ન થયું છે કે કોઈ મહાન વિભૂતિના નિયામક બળને આધારે ઉત્પન્ન થયું છે? "એ વિશ્વને કોઈ ધ્યેય છે, ભવિષ્ય છે, કંઈ અર્થ છે" વગેરે પ્રશ્નો આપણને મૂંઝવે છે. વિશ્વ પરિમિત છે કે અપરિમિત, અનંત છે કે પરિમામિત છે એ પ્રશ્નો પણ આપણી કલ્પનાને મૂઢ બનાવે છે. આઇનસ્ટાઇન કહે છે કે જેમ લીંબુની સપાટી શરૂઆત કે અંત વિનાની છે, પરંતુ પરિમિત (limited) છે તેમ વિશ્વ પણ દિગ્કાળમાં પરિમિત છે, પરંતુ અંત કે છેડા વિનાનું છે.

એવા પરિમિત વિશ્વનો વિસ્તાર પણ એવડો છે કે વિશ્વના દૂરના ખૂણામાં, અરે નજીકના તારા ઉપર શું થઈ રહ્યું છે તે આજ ને આજ જાણી શકાતું નથી. સેકંડની ૧,૮૬,૦૦૦

માઈલની ઝડપે નીકળેલો પ્રકાશ કેટલાક તારાઓમાંથી આપણને હજારો, અને કરોડો વર્ષ પછી આજે મળે છે અને આજે નીકળેલો પ્રકાશ આજથી કરોડો વર્ષ પછી આપણને આવી મળશે. ત્યારે આજે શું થઈ રહ્યું છે ? વિશ્વનું વર્તમાન આપણે જાણતા નથી. આજે તો ભૂતકાળ જ જોઈ રહ્યા છીએ, અને ભૂતકાળ પછી વર્તમાનમાં શું આવશે એની કલ્પના માત્ર કરી શકીએ છીએ.

એવું ગૂઢ વિશ્વ અને એ વિશ્વનાં ભૌતિક બળોની સમાલોચના હજુ આપણે સંપૂર્ણ પણે કરી શક્યા નથી હજી તો આપણે વિજ્ઞાનની શરૂઆત કરી છે. કાલે શું શોધાશે અને કયું જ્ઞાન સંપાદન થશે એ આજે ન કહેવાય. જ્ઞાન અને વિજ્ઞાનના વિકાસ સાથે વિશ્વના કોયડાની અનેક સમસ્યામાંથી એક પછી એક સમસ્યાઓ ઉકેલાતી જશે વિશ્વમાં શું તથ્ય છે, શું સત્ય છે, એ ક્રમશ કાળ જતાં આપણે જાણી પામી શકીએ. ભવિષ્યના ગર્ભમાં શું છે એ આજે ન કહેવાય



# યુવકવીરને

પૂજાલાલ

સુણે યુવકવીર! જા વિજયસ્વારીએ, તોપવા
મહોચ્ચ હૃદયાભિલાષઃ પ્રતિ કાંગરે કાંગરે
નિગૂઢ ગઢના ઉડાડ ધ્વજ; શત્રુને શોષવા
વિમુક્ત કર પ્રાણુવા પ્રલયના, સૂતા જાગરે.

રહ્યો થનગની તુરંગ તવ તેજીલા પ્રાણનો,
બળે હણહણે, સગર્વ નિજ શીર્ષ ઉછાળતો:
છલંગ દઈ એક પીઠ પર સ્વાર થા; ભાનુનો
થયો ઉદય, ભર્ગથી અરુણ પંથ થાતો છતો.

દીસે જલદ અશ્વરાજ તવ, વીર સંભાળથી
લગામ પકડી કરે દૃઢ, ભરાવીને પેંગડે
પદો, સતત હુમલા કરત કારમા કાળથી
ગદા અજિત જા, જહીં અમર વારસો સાંપડે.
અસીમ વિતમંત તારકસમૃદ્ધ સામ્રાજ્યનો
સુહાવ શુભ્ર સૂર્યમંડિત સુવર્ણ સિંહાસનો.

# સાત પૈસા

મૂળ લેખક: ઝીગમોંડ મોરિક (હંગેરિયન)
અનુવાદક: कार्तिकेय

અતિ વિવેકી દેવોનો એવો આદેશ લાગે છે કે કોઈક વખતે ગરીબો પણ ભલે હસે.

નાની કોટડીઓમાંથી રૂદન જ નહિ પણ મુક્ત હાસ્ય સંભળાય છે. જો કે ઘણી વખત રડવાનું હોય ત્યારેએ ગરીબો તો હસે છે.

ઠીક, ઠીક; આ દુનિયા હું સારી રીતે પીછાનું છું. મારા બાપ જૂના જમાનાના છે. એમણે ઘણું દુઃખ—ઊંડું દુઃખ જોયું છે. મારા બાપ એ અરસામાં જ કારખાનાની નોકરીએ લાગેલા. એ પોતે કે અમે પણ એ માટે મગરૂબ નથી પણ એ વાત ખરી છે.

અને એ વાત પણ ખરી કે મારા વિતેલાં બાળપણમાં જેવા આનંદથી હસ્યો છું તેવું હાસ્ય હવે પછીનાં વર્ષોમાં નહિ જ મળે.

મારી ગુલાબી અને આનંદી મા વિના હું શી રીતે હસું? જેનું મધુર હાસ્ય આંખોમાંથી આંસું પડે ત્યાં સુધી ચાલ્યાં કરતું અને છેવટે રુંધી નાખે એવા ખાંસીના જોરમાં અટકતું.

એક સાંજે અમે બન્ને સાત પૈસા શોધવામાં પડયાં હતાં તે વખતે એ પણ હસી શકી નહિ. અમે બહુએ ફાંફાં માર્યાં પણ કયાંય પૈસા જડયા નહિ. પછી સીવવાના સંચાના ખાનામાંથી ત્રણ પૈસા અને એક પૈસો તાકામાંથી મળ્યો. બાકીના અમારાથી દૂર જતા રહ્યા હતા.

પહેલા ત્રણ તો મારી માએ શોધી કાઢયા. એ ખાનામાંથી હજી બીજા મળવાની એને આશા હતી. એ શીવણકામ કરતી અને કમાણીના બધા પૈસા ત્યાં રાખી મૂકવાની એને ટેવ હતી. મારે મન તો શીવવાનો સંચો અતલ સોનાની ખાણ જેવો હતો. એમાં ડોકિયું કરતાં વાર "તમારે માટે ખાવાનું તૈયાર સમજી લેવું."

એટલે તમે જ વિચારો કે મારી માને નિષ્ફળ પ્રયત્ન કરતાં જોઈ મને કેટલું આશ્ચર્ય થયું! સોય, અંગૂઠી, કાતર, પટ્ટીઓ અને બટનનો ઢગલો ચૂંથતાં તે અચાનક બોલી ઊઠી: "એ તો સંતાઈ ગયા!"

"કોણ?"

"આ, નાનાં ગાજરનાં પતીકાં જ તો!" મારી માએ જવાબ આપ્યો અને એમ કહી ખાનું બહાર ખેંચતાં જોરમાં હસી પડી.

"આવ, દીકરા," એણે કહ્યું, "આપણે એ તોફાનીઓને શોધીએ, પેલા લુચ્ચા પૈસાને શોધી કાઢીએ!"

એ નીચી વળી અને કાળજીપૂર્વક ભોંય પર ખાનું ઊંધું વાળ્યું—પૈસા ઊડી જવાની

"માડી! મને ખબર છે—આપણે એક પૈસો ક્યાંક મૂક્યો છે!"

"ક્યાં દીકરા? બરફની જેમ એ પીગળી જાય તે પહેલાં બોલી દે!"

"કાચનો કબાટ! એના ખાનામાં છે!"

"કેવો તોફાની! પહેલાં કહ્યું નહિ એ ઠીક થયું. નહિ તો એ પણ નાસી જાત."

અમે ઊઠીને કાચના કબાટ પાસે ગયાં એના બારણાના કાચ ભાંગી ગયા હતા. એના ખાનામાં અમે એક પૈસો જોયો. મને પહેલેથી ખાતરી હતી. ત્રણ દિવસથી એ પૈસો તફડાવવાનો વિચાર હતો. પણ મારમાં હિંમત નહોતી. હિંમત કરી હોત તો થોડી મીઠાઈ ખાવાની મળત.

"હવે આપણી પાસે ચાર પૈસા થયા," મારી માએ કહ્યું. "ઠીક, અડધા કરતાં વધારે તો થઈ ચૂક્યા. એ ચાર પૈસા ભેગા કરતાં કલાક થયો. આ થતાં સુધી બાકીના ત્રણ ખાનામાંથી એક એક પૈસો મળી જાય......"

હા, દરેક ખાનામાં એક પૈસો હોય તો! અમે પહેલાં એ કબાટનો ઉપયોગ ભંડારિયા તરીકે કરતા હતા.

મારી માએ દરેક ખાનું ઉઘાડતાં નાનું સરખુ વ્યાખ્યાન આપવા માંડયું.

"એક વખત આ ખાનું તો સમૃદ્ધિવાળું હતું. આ તો હંમેશાં ખાલી. અને—આના ઉપર તો કોઈને વિશ્વાસ જ નથી. અરે! એક પૈસોએ નહિ. અમારી જરૂર વખતે મદદરૂપ થવા તમારી પાસે ભીખ માગું છું ત્યારે અમને આપવા તમારી પાસે કશું જ નથી?"

"બીજા બધામાં નહિ, તો આમાંથી વધારે મળી આવશે—મને ખાતરી છે"—ચોથું ખાનું—છેલ્લું—ભાંગેલાં તળિયાંવાળું ખાનું ખેંચતાં મોટેથી હસતાં મારી માએ ઉમેર્યું.

એ ખાનું મારા ગળામાં ભેરવી દીધું અને પછી હસતાં હસતાં અમે ભોંય પર બેસી ગયાં.

"સહેજ ઊભો રહે" મારી માએ કહ્યું, "હમણાં પૈસા મળી આવશે. તારા બાપના ખીસામાં થોડા હશે. તું જો તો ખરો!"

અને, આશ્ચર્યની વાત તો એ કે એકાદ ખીલા પર ભેરવેલાં કપડામાં હાથ નાખતાં, પહેલાં જ ખીસ્સામાંથી એક પૈસો નીચે પડયો!

"ઓહ! આ રહ્યો," પોતાની આંખોને કબૂલ કરતી ન હોય એમ એણે કહ્યું, "હવે આપણી પાસે કેટલા થયા? કેમ- એક, બે, ત્રણ, ચાર, પાંચ! હા, પાંચ થયા; એટલે બાકીના તો મળશે."

એ બધે શોધી વળી પણ એક પૈસોયે નહોતો. એનાં મુક્ત હાસ્યના જાદૂથી દૂર નાસી જતા બે પૈસા બીજા ખીસ્સામાંથી કેમે કર્યા બહાર આવ્યા નહિ.

પરિશ્રમથી મારી માના ગાલો ઉપર એ રાતાં ગુલાબની લાલી ચમકવા લાગી. મહેનત કરવાની એને ના કહેલી હતી. એથી એ માંદી પડતી. પણ આ તો અણધાર્યું કામ આવ્યું. આમ પૈસા શોધવાની તે કોઈ ના પાડવાનું હતું!

ચાનો વખત થયો—ને—વીતીયે ગયો. થોડા વખતમાં સાંજ પડશે. મારા બાપુને કાલે સવારે તો ખમીસ જોઈતું હતું અને હવે ધોવાય એમ પણ નહોતું. એકલા કૂવાના પાણીએ ધોવાથી તેલના ડાઘ કંઈ જાય નહિ.

"ઓહ, ઓ, કેવી મૂર્ખી!" પોતાના કપાળે આંગળી ઠોકતા મારી માએ કહ્યુ, "માગ ખીસા તો મેં જોયા જ નથી! હા, જોઉં તો ખરી!"

અને એમાથી એણે એક પૈસો ખેંચી કાઢચો

છઠ્ઠો પૈસો!

એના શરીરમા તાવ ભરાતો હતો ફક્ત એક જ પૈસો બાકી હતો

"અહીં આવ!" એણે કહ્યુ, 'હવે તારા ખીસા જોઈએ એમાથી કદાચ એક મળી આવે!"

માગ ખીસા? એ બતાવવાનો મને કશો વાધો નહોતો બધા ખાલી હતા!

સાજ પડી છ પૈસા લઈ અમે બેસી હતા એકેય પૈસો અમારી પાસે ન હોય તેમા અને આમા કશો ફેર નહોતો માગ્વાડીને ત્યા અમારી શાખ નહોતી, અમારા પાડોશીઓ અમારા જેવા જ ગરીબ હતા વળી એક પૈસો તે ઉછીનો લેવા જવાય?

અમારા દુખો પર હસવા સિવાય કશુ જ બાકી નહોતુ

એનામા એક ભીખારી બારણે આવ્યો દુખી અવાજે એણે સાદ કર્યો આ જોઈને મારી મા હમનામા જ અવાક્ થઈ ગઈ

'ઊભો રહે, ભલા માણસ," એણે કહ્યુ ' મારે જોઈતા સાબુની ગોટી લેવા એક પૈસો શોધવામા અમે સાજ પાડી નાખી"

"એક પૈસો?" બુઢ્ઢા અને ધાર્મિક દેખાતા ભીખારીએ આશ્ચર્યથી અનિમેષ દષ્ટિએ એના સામુ જોતા પૂછ્યુ

"એક પૈસો!'

"હું તમને એક પૈસો આપુ ' એણે જવાબ આપ્યો

"તારી પાસેથી—દાન લેવુ?—ભીખારી પાસેથી?"

"મારી દીકરી, ભલે રહ્યો આટલો ધર્મ હું નહિ ચૂકું' મારે તો હવે આ શરીર સમાવા જેટલી ધરતી સિવા બીજા કશાની જરૂર નથી"

એક પૈસો મારી હથેલીમા એણે મૂક્યો અને ધીમેથી દૂર જતો રહ્યો

"સારુ થયુ, પ્રભુનો પાડ' મારી મા બોલી ઊઠી "જા જલદી—"

તે અટકી પડી મુક્ત હાસ્ય એને હલાવી નાખતું હતું

"પૈસા ભેગા કરતા બહુ મોડુ થઈ ગયુ" એ શ્વાસ લેવા અટકી, "કપડાં ધોવાનું યે હવે તો રહી જશે, છેક જ અધારૂ છે, અને દીવો સળગાવવા તેલ પણ નથી..."

હાસ્યના એ મોજા પાછળ ગભરામણ થવા લાગી ભયથી હું નાસી ગયો; અને એની મદદે દોડ્યુ ત્યા તો એણે મોઢુ સંતાડી દીધુ આકરીથી એનું શરીર ધ્રૂજી ઊઠયુ, અને મારા હાથમા કઈ ગરમ વસ્તુ પડી

પુનિત અણમોલુ એનું લોહી—મારી માનું એ લોહી હતુ ગરીબીમા પણ ઘણા થોડાં એવુ પ્રફુલ્લ મુક્ત હાસ્ય વેરી શકતા તેનું એ લોહી હતું *

—o—

* મૂળ વાર્તા *Seven Kreuzers*

# નિરાશ પ્રેમ*

**પતીલ**

[ શિખરિણી ]

મને જ્યારે તેઓ ત્વરિત ગતિએ ત્યાં લઈ જશે
ચઢાવીને ખાંધે, ઘર તુજ વટાવી, ગુણવતી,
ઘણાં જોવા ત્યારે નિજનિજ ગૃહેથી નિકળશે
ઉઘાડા માથાની વણ ઉલટની મેદની જતી. ૧

દઈ નાખી નીચે તુજ કરતણું કામ હળવું
જશે દોડી તું યે નજીકતણી વાતાયન ભણી,
સફાળી—શા માટે ? નહિ નહિ થશે શક્ય કળવું—
અચંબો પામેલી સુણી ખબર મારા મરણની. ૨

નહીં ઈચ્છા તોએ નિરખી મુજને હાલ મહીંતે
જશે શોકે ઊંડા હૃદય સહસા તાહરું ગળી:
વહેતાં આંસુને નવ શકીશ રોકી, સુલલિતે!
અને છાતી ડૂમા થકી તુજ જશે બેવડી વળી. ૩

નહીં આજે મારી બિલકુલ તને લાગણી થતી,
પરંતુ તે ટાણે નહિ જરૂર એવું કંઈ હશે;
તહારું હૈયું એ મુજ હૃદયની માગણી હતી,
ખરો તેનો ત્યારે અલબત તું સ્વીકાર કરશે. ૪

મને દેખી જાતો વસન મહીં વીંટાઈ વરવા
તહારી પાસેથી, શકીશ રહી રોયા વગર તું ?
ભલે આજે મારી કરતી નહિ તું કાંઈ પરવા,
કહી આવું ત્યારે હઈશ રહી તોડી જિગર તું:— ૫

“ હતો ઓછો જોકે મુજ પ્રણયને લાયક ન એ,
છતાં એને ચાહી નવ શકી. બન્યું એ કયમ કરી ?
જતો થોડાથોડા થઈ નિરખી જે નિત્ય મુજને
કરી તે બીચારા તણી ન ગણના મેં અહ ! જરી. ૬

“ રહી રાખી જારી અનુચિત હું મારી વિષમતા:
લીધી એકે એના કર તણી ન મેં ભેટ કરથી;
બીજી બાળાઓ છે મુજથી ચઢિયાતી કંઈ, છતાં
ખસેડેલી જેણે નજર નહિ મારા ઉપરથી ! ૭

* આ કાવ્યનું ચણતર મેં સ્વ. Savage Landore ના ‘ધી મેઈડ્‌સ લેમેન્ટ’ નામક પદ ઉપરથી મારી પોતાની ઢબમાં કર્યું છે.

"કરી કીનાદારી, હતું યદપિ ના કારણ રહ્યું:
  વિના હેતુ એને વળી બહુ વખોડયો—કરી શકી
વખાણો હું જેનાં હત, અગર જો એમજ ચહ્યું;
  પરંતુ એવું ના નસીબ મહીં મારા હતું નહીં ! ૮

"બગાડી મેં બાજી મુજ, દઈ બગાડી તુજ બિના,
  કર્યું મેં શું તેનો નહિ નહિ રહ્યો ખ્યાલ મુજને:
તને મેં ના ચાહ્યો પણ થઈ છું સૂની તુજ વિના;
  હતો મેં ધિક્કાર્યો પણ હતી ભુલી ના હું તુજને. ૯

"અહો જો એકાદે શ્રવણ મધુરો શબ્દ મુખથી
  તહારે માટે મેં સુખ થકી દીધો હોત સરવા,
ઉગારી લેઈ હું શકી સહુ તને હોત દુઃખથી,
  નહીં આવો વ્હેલો જરૂર જ દીધો હોત મરવા ! ૧૦

"વહોર્યાં મેં એદો શ્રમ થકી, હતું સાધ્ય સુખ જ્યાંઃ
  હતી ઊભી આસાયશ તહીં કરી આફત ખડી.
કહેવું કોને ? શુ કરવું ત્યમ, ને જાઉં વળી ક્યાં ?
  રહેલી પોતાની ભૂલ થકી અહીં એકલી રડી. ૧૧

"હતું જે માગેલું વીનવી વીનવી તેં મુજ કને
  નહીં મેં હા ! તેની ક્યમ તુજ કને માગણી કરી ?
હતું એવું લાગ્યુ તુજ ઉરનુ ઔદાર્ય મુજને,
  નહીં યાચી વ્હેલાં પડત મુજને યાચવું ફરી. ૧૨

"જણાયુ ના ત્યારે રહી સહુય તે જોઈ હું હવે.
  મને સાચી શાથી સમજ ન પડી તે જ સમયે ?
કરી તેં તો પૂરી તુજ દરદયાત્રા અતિ જવે,
  થતી મારી હાવે શરૂ—નહિ કરી સાથ ઉભયે ! ૧૩

"મને છે તેં વ્હાતાં શિખવ્યું નિજ ભોગે જીવનના.
  હવે એ જાણીને શુંય કરવું ? વેળા ગઈ વહી:
પ્રભુને પામેલા જઈ મુલક માંહે મરણના,
  હું શાને માટે આ જગતની મહીં જીવતી રહી ?" ૧૪

તું રોશે એ રીતે અગર વસમી રીતથી વધુ,
  નહીં રોવા કેરી તુજ વળી હશે કાંઈ અવધિઃ
મળી થોડા માટે મળતું સુખ જાશે ઉડી બધું,
  સહેવાની ર્‌હેશે ઉરબળતરા છેવટ સુધી. ૧૫

---

# વિચાર સંક્રમણ

રામનારાયણ વિ૦ પાઠક

આપણા દેશમાં જેમ ત્રિરંગી વાવટો આપણા દેશધ્વજ તરીકે સ્વીકારાઈ ગયો છે તેમ જ 'વંદે માતરમ્' નું ગીત દેશગીત તરીકે સ્વીકારાઈ ગયું ગણાવું જોઈએ. ખરી રીતે ધ્વજ પહેલાં ઘણાં વરસોથી આ ગીત સ્વીકારાઈ ગયું છે. છતાં તેના ગાન સમયે ભાગ્યે જ કોઈ પણ સભાના બધા સભ્યોથી તેને એક રીતે ગવાવું કોઈએ સાંભળ્યું હશે. એટલા માટે મને થાય છે કે મહાસભા તરફથી તેનું પ્રમાણભૂત સંગીત નક્કી થઈ ફોનોગ્રાફની પ્લેટોમાં અને રેડિયોમાં તે બહાર પાડવું જોઈએ. તેનું એક એવું રૂપ નક્કી થવું જોઈએ જે સાધારણ માણસ પણ ગાઈ શકે. અત્યારે તે બરાબર નહિ ગવાવાનાં કેટલાંક કારણોમાં તેના સ્વરો લંબાવવા પડે છે એ, તેમ જ તેના બંગાળી ઉચ્ચારો ઘણાને ફાવતા નથી એ છે. બંગાળીઓ સંસ્કૃતના ઉચ્ચારો અમુક રીતે જ કરે છે, તે ઉચ્ચારો બંગાળ બહાર કોઈ પણ પ્રાન્તને પરિચિત નથી તેથી તેનું જે સ્વરૂપ નક્કી થાય તેમાં બધા પ્રાન્તોને ઓછામાં ઓછી મુશ્કેલી પડે તેવા ઉચ્ચારો તેમાં આવવા જોઈએ. બંગાળ પોતે તેને ભલે પોતાના ઉચ્ચારોમાં ગાય, પણ બાકી બધા પ્રાન્તોને માટે તેનું એકસરખું ઉચ્ચારણ નક્કી થવું જોઈએ. અને સંગીત પણ ખાસ ઉસ્તાદી તાલીમ વિના સાધારણ માણસ ગાઈ શકે તેવું નિર્ણીત થવું જોઈએ. અને રેડિયોમાં અને ફોનોગ્રાફોમાં તેને બને તેટલું પ્રચલિત કરી આખા દેશમાં તેના એકસરખા સંસ્કારો પાડવા પ્રયત્નો કરવા જોઈએ.

એ સિવાય 'વંદે માતરમ્' ગવાતી વખતે બધાએ ઊભાં થવું જ જોઈએ કે નહિ, એ પણ નક્કી થવું જોઈએ. તદ્દન દેશી રીતે નીચે બેઠાં હોઈએ ત્યારે ઊભાં થવાની મને જરૂર નથી લાગતી. ઊભાં થવું એ માન આપવાની પાશ્ચાત્ય પદ્ધતિ છે. આપણે તો આપણાં પૂજાપાઠ બેઠાંબેઠાં જ કરીએ છીએ. પણ ખુરશી ઉપર સભ્યો બેઠા હોય ત્યારે ઊભાં થવું કે કેમ તે વિચારવાનું રહે છે. હું તો ધારું છું, નીચે બેસતાં અને ખુરશી ઉપર બેઠા હોઈએ ત્યારે એમ બે સ્થિતિ માટે બે પદ્ધતિઓ રાખવા કરતાં, ( અને મિશ્ર બેઠકોમાં શું કરવું એ પ્રશ્ન તો રહેશે જ, ) બેસીને જ 'વંદે માતરમ્' ગાવું એમાં કશું જ ખોટું નથી. દરેક દેશને પોતાની માન આપવાની રીત જુદીજુદી હોય. પણ હાલની અતન્ત્રતા કરતાં તો હરકોઈ એક રીત, પ્રમાણભૂત ફરી સ્થાપવી જોઈએ. ભલે પછી તે ઊભાં રહેવાની હોય તો પણ.

અને વધારે ખરાબ તો એ છે કે 'વંદે માતરમ્' ગવાતી વખતે પણ આપણે ખાનગી વાતો કરતા, મશ્કરીઓ કરતા, આડું અવળું જોતા હજી અટક્યા નથી! આપણામાં તે વખતે પણ કશી ગંભીરતા આવતી નથી. એ અત્યંત દુઃખદાયક વસ્તુ છે. એમાં ભાવની ખામીનો દોષ નથી, પણ તાલિમ શિસ્તના અભાવનો દોષ છે. આપણે એ ક્યારે શીખશું!

* * *

ગુજરાતીઓ બીજા પ્રાન્તોનું નૃત્ય શીખવા લાગ્યા છે. થોડો વખત એ ગુજરાતના સ્વાભિમાનને દોષરૂપ કેટલાકને લાગ્યુ પણ તે ચાલવાનુ જ છે. અને આખા હિંદમા એક જ સંસ્કૃતિ હોવાથી આપણે એવા પ્રાન્તિક ભેદોને બહુ કરવા ન જોઈએ. ખરુ તો એ છે કે ગુજરાતનું નૃત્ય હતું કે નહિ, અને હતુ તો તેનું શુ સ્વરૂપ હતું તેની શોધખોળ થવી જોઈએ પણ અત્યારે મારુ એ વક્તવ્ય નથી હું પોતે એવા પર પ્રાન્તીય

**પર પ્રાન્તીય નૃત્ય**

નૃત્યના શિક્ષણની વિરુદ્ધ નથી આપણા ઘણા ભાઈબહેનો મણિપુરી નૃત્ય શીખે છે કોઈ કોઈ કથકલિના કે દક્ષિણ હિંદના બીજાં નૃત્યો શીખે છે કે શીખશે. અને એ એકંદર ઉત્તેજન લાયક છે પણ એક બાબત ધ્યાનમા રાખવી જોઈએ કે નૃત્ય મૃદગ કે એવા બીજા કોઈ પણ વાદિત્રને હમેશા અવલમ્બે છે આપણા ભાઈબહેનો બીજા પ્રાન્તનુ નૃત્ય શીખે છે અને બીજા પ્રાતનુ મૃદગવાદન કોઈ શીખતુ નથી સામાન્ય રીતે મૃદગવાદન કે એવી કળા નૃત્યથી ગૌણ અથવા ઓછી રસિક ગણાય છે પણ જો એ કોઈ નહિ શીખે તો આપણુ શીખેલુ નૃત્ય તદ્દન નકામુ જશે, ભૂલાઈ જશે, અને આપણે હમેશને માટે પર પ્રાન્તની કોઈ વ્યક્તિ ઉપર એને માટે આધાર રાખવો પડશે. મૃદગ વગાડનારની હઠીલાઇ, ગેમામણા, નર્તકને કેટલા બધા અડચણકર્તા છે તે તો છૂટા છવાયા પ્રસગે પણ દેખાય છે તો આ બાબતમા ના તો નર્તકોએ અંદરઅંદર બજાવતા પણ શીખવુ જોઈએ અથવા તો નર્તન સાથે જ તેની ખપત પ્રમાણે મૃદગ વગાડનારા પણ ગુજરાતીઓ થવા જોઈએ નહિતર કર્ણની વિદ્યાની પેઠે ખરે વખતે આપણી કલા ખોટી પડી જશે

---

# સર્જનનો શિરોમણિ

દેવજી રા. મોઢા

હુ માનવી સાગરને તરી જઉં
આકાશમાં પંખી સમો ઉડી રહુ
પાંખો થકી પર્વતને વિંઝી રહુ
આખો મહી વિશ્વ સમગ્ર હુ ભરુ

અણુ નહીં, અશ અનન્તતાનો
ના વામણો, વારસ હું વિરાટનો
હુ બિન્દુ તો એ અણખૂટ સિન્ધુનુ
બ્રહ્માંડ આખુ પ્રતિબિંબી હુ રહું!

હું શૌર્ય ને સાહસની પ્રતિમા
હું પ્રેમ ને માર્દવની પ્રતિભા
ઐશ્વર્યની ન્હાની શી હુ પ્રતિકૃતિ
હું માનવી સર્જનનો શિરોમણિ.

# યુરોપીય મહારાજ્યોની બદલાતી પરદેશનીતિ—૧

રામભાઈ પરેલ

યુરોપીય મહારાજ્યોની પરદેશનીતિને દોરનાર એમની લોભી અર્થનીતિ છે. ૧૯૧૪ પહેલાં પણ જર્મન, ફ્રેંચ અને બ્રિટિશ આર્થિક હિતસંબંધોના અથડામણમાંથી એમની પરદેશનીતિની અથડામણ ઊભી થઈ. એમાંથી મહાયુદ્ધ નીપજ્યું. મહાયુદ્ધને અંતે યુરોપ ને યુરોપનાં સંસ્થાનોના નકશાની પુનર્રચના કરવા ભેગા મળેલ સામ્રાજ્યાકાંક્ષી રાજપુરુષોએ પોતપોતાના દેશની સ્વાર્થી અર્થનીતિના દોરીસંચાર પ્રમાણે સુલેહપરિષદમાં પણ એકબીજાને છળવા ને હણવાનું કાર્ય કર્યું. આને લીધે એક પણ વિવાદાસ્પદ આંતરરાષ્ટ્રીય પ્રશ્નનું નિરાકરણ એઓ ન કરી શકયા એટલું જ નહિ, પણ યુદ્ધ પછીના યુરોપીય રાજકારણ ને અર્થકારણમાં આવનારી આફતોનાં બીજ પણ તરત જ વાવી દીધાં. પરિણામે, યુદ્ધ પૂરું થતાં જ મહારાજ્યો વચ્ચે શસ્ત્રીકરણની નવી હરીફાઈ ચાલુ થઈ. બ્રિટનનું જબરું દરિયાઈ ને વ્યાપારી હરીફ જર્મનીને મહાયુધ્ધે છૂંદી નાખ્યું હતું, પણ એ જ મહાયુધ્ધે બીજા બે સફળ હરીફો—જાપાન ને યુ. એસ. એ.ને સર્જ્યાં હતા. યુ. એસ. એ.એ દરિયાઈ કાફલો વધારીને બ્રિટનની હરીફાઈ કરવા માંડી. અમેરિકન હરીફાઈનો એકલે હાથે સામનો કરી શકાય એવી સ્થિતિ બ્રિટનની નહોતી. અમેરિકન હરીફને પહોંચી વળવા બ્રિટને જાપાનનો સાથ શોધ્યો. પાસિફિકમાં જાપાનીઝ મુરાદની સિદ્ધિમાં અમેરિકાના ચીનમાંના સ્થાપિત હિતસંબંધો આડે આવતા હતા એટલે બ્રિટને ભાઈબંધી માટે લંબાવેલો હાથ એણે સ્વીકાર્યો.

વૉશિંગ્ટન નૌકાપરિષદમાં અમેરિકાએ ઍંગ્લો-જાપાનીઝ મૈત્રીનો અંત આણ્યો ને બ્રિટન અને જાપાન ઉપર પોતાનો 'ડિપ્લોમેટિક' વિજય મેળવ્યો. નૌકાદળની કાતિલ હરીફાઈ ઉપર પણ અંકુશ મૂકાયો.

૧૯૨૨ની વૉશિંગ્ટન નૌકાપરિષદ પછી યુરોપીય રાજકારણના મુખ્ય સૂત્રધારો બ્રિટન ને ફ્રાન્સ રહ્યા. જર્મનીની ગણતરી નહોતી. ઈટાલી, સોવિયેટ રશિયા, પોલાંડ કે બેલ્જિયમ જેવાં રાષ્ટ્રોનું પણ મહત્ત્વ નહોતું. સામાન્ય રીતે ઈંગ્લેંડ અને ફ્રાન્સ પોતપોતાની કુશળ ભેદનીતિ વાપરીને નાનાં યુરોપીય રાષ્ટ્રોને પોતપોતાની પાંખ તળે ખેંચવાનો પ્રયત્ન કર્યા કરતાં. ફ્રાન્સ વિરુદ્ધ દબાયેલા જર્મનીનો પક્ષ પણ હમેશાં ઈંગ્લેંડ લેતું અને એમ કરીને હારેલા દુશ્મન પ્રત્યે ઉદારતા દાખવવાનો નૈતિક દંભ કરતું. સોવિયેટ રશિયાને યુરોપિયન રાષ્ટ્રોની જમાતમાં સ્થાન નહોતું. જીનિવાના રાષ્ટ્રસંઘમાં પણ એ નાતબા'રી રાષ્ટ્ર ગણાતું.

મહાયુદ્ધ પછી મહારાજ્યોએ પોતપોતાના સ્વાર્થી હેતુઓ સાધવા માટે અખત્યાર કરેલી અર્થનીતિનું સીધું પરિણામ ૧૯૩૦માં દેખાયું. આર્થિક મહામંદી ને રાજકીય કટોકટીનો મામલો ઊભો થયો.

ઍંગ્લો-અમેરિકન, અમેરિકન-જાપાનીઝ ને ઍંગ્લો-ફ્રેંચ વિરોધ ઉગ્ર સ્વરૂપે બહાર આવ્યો. યુરોપીય મહારાજ્યો નાનાં રાજ્યોને લઈને પોતપોતાનાં જૂથ રચવા લાગ્યાં.

૧૯૩૩-૩૪ના વર્ષમા હિટલરની સરમુખત્યારી હેઠળ જર્મની અને મુસોલિનીનુ ઇટલી યુદ્ધ પછી પહેલી વાર યુરોપીય રાજકારણમા પોતાનું અગત્યનું વર્ચસ્વ બતાવતા થયા ફ્રાન્સ અને ઈંગ્લેંડની પ્રભુતા ઉપર પહેલી વાર કાળુ મૂકાયો.

વિષમ આર્થિક મદીમા આખુ યુરોપ અટવાતું હતું એ વખતે દરેક રાષ્ટ્રને પોતાના આતરિક પ્રશ્નો એટલા બધા મૂઝવતા હતા કે બહારની 'ડિપ્લોમસી' ને પૂરો અવકાશ નહોતો મળતો આર્થિક પરિષદ ને નિ શસ્ત્રીકરણ પરિષદો નિષ્ફળ નિવડી રહી હતી એ વખતે જર્મનીમા તાજા જ સરમુખત્યાર થયેલ હિટલરે શસ્ત્રીકરણ કરવાનું શરૂ કરી વર્સેલ્સની સંધિનો ભગ કર્યો ફ્રાન્સને માટે એ મોટી ગભરામણ હતી પણ ઇગ્લેંડને એ પોતાને ટેકો આપવા સાથે ન લઈ શક્યુ ફ્રાન્સના પ્રભુત્વને કોઈપણ રીતે તોડવાનો ઈંગ્લેંડનો ઈરાદો હતો સર જોન સાઈમનના પરદેશખાતા તરફથી ચોક્કસ રીતે હિટલરની નીતિને ટેકો મળવા લાગ્યો ફ્રાંકો-બ્રિટિશ વિરોધ હિટલર જોઈ શક્યો એને ખાતરી હતી કે પોતાના તરફથી ફ્રાન્સના હિતને આડે આવતા કોઈ પણ પગલાનો પ્રતિકાર કરવા માટે ઈંગ્લેંડ તરફથી ફ્રાન્સને ટેકો નથી મળવાનો ફ્રાંકો-બ્રિટિશ આતરરાષ્ટ્રીય વિરોધે એટલુ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતુ

૧૯૩૫ના એપ્રિલમા હિટલરે આ તકનો લાભ લઈને ફરજિયાત લશ્કરી શિક્ષણનો કાનૂન જાહેર કર્યો, અને જાહેર રીતે શસ્ત્રીકરણ કરવા માડ્યુ આમ વર્સેલ્સના કરારનો રીતસરનો ભગ થયો ફ્રાન્સે બ્રિટન તરફ નજર માડી પણ બ્રિટનનુ પરદેશખાતુ હિટલર સામે કઈ પણ અસરકારક પગલુ લેવા તૈયાર નહોતુ

બીજી બાજુ હિટલરને ઑસ્ટ્રિયા પણ જર્મની સાથે ભેળવી દેવુ હતુ પરતુ મુસોલિનીને ઑસ્ટ્રિયાને પોતાનુ પ્રભાવક્ષેત્ર બનાવવુ હતુ ઉપરાત ઑસ્ટ્રિયા જર્મની સાથે ભળી જાય એટલે ઈટાલો-જર્મન સરહદો ભેગી થઈ જાય મુસોલિની એ સહી શકે એમ નહોતું એટલે એણે આસ્ટ્રિયન ચાન્સેલર ડૉ ડૉલ્ફસને પોતાનો મિત્ર બનાવ્યો ડા ડૉલ્ફસ હિટલરનો વિરોધી હતો એને ઑસ્ટ્રિયાને નાત્સીઓના પ્રવેશથી બચાવવુ હતું એ માટે મુસોલિનીના સાથની એને જરૂર હતી ઈટાલો-જર્મન વિરોધ ખૂબ વધી ગયો ઑસ્ટ્રિયન પ્રશ્નનુ સમાધાનીભર્યું નિરાકરણ કરવા માટે ૧૯૩૪ના જૂનમા જર્મન અને ઈટાલિયન સરમુખત્યાર ભેગા મળ્યા બનેના સ્વાર્થો વિરોધી હોવાથી મુલાકાત નિષ્ફળ ગઈ હિટલરે કાવતરુ કરીને ડૉ ડૉલ્ફસનુ એની ઑફિસમા ખૂન કરાવ્યુ જર્મની અને ઈટાલી લડાઈ જાહેર કરવાની અણી ઉપર આવી ગયા આટલી ગભીર પરિસ્થિતિમા બ્રિટન વચ્ચે પડ્યુ ને લડાઈની ચીણગારી સળગતી રહી ગઈ

ડૉલ્ફસના ખૂન અને જર્મનીના લશ્કરી શિક્ષણના કાયદાએ યુરોપિયન રાષ્ટ્રોના જૂથમા ફેરફાર કરી નાખ્યો ફ્રાન્સે ઈટલી તરફ નજર ફેરવી અને ૧૯૩૫મા ફ્રાંકો-ઈટાલિયન કરાર થયા

એ પછી થોડા વખતમા જ હિટલરના શસ્ત્રીકરણને મજૂર રાખતા કરાર ઇગ્લેંડે કર્યો એ કરાર પ્રમાણે જર્મની ઇગ્લેંડના નૌકાસૈન્યના ત્રીજા ભાગ જેટલુ (૩૫%) નાકાદળ વધારે એ વસ્તુ ઇગ્લેંડે કબૂલ રાખી

ઇગ્લૅંડે જર્મનીને વર્સેલ્સ કરાર તોડવામા આ કરારનામાથી રીતસરની મજૂરી આપી એમ ફ્રાન્સે માન્યુ એણે વિરોધ પણ ઉઠાવ્યો, પણ ઇગ્લેંડે એક વિચિત્ર દલીલ કરી એણે

બચાવ કર્યો. ઇંગ્લેંડની દલીલ એ હતી કે આમે જર્મનીએ વર્સેલ્સ કરારનામાનો ભંગ કર્યો જ હતો ને એણે અમર્યાદિત રીતે શસ્ત્ર સજવાનું આરંભ કર્યું હતું. તો પછી વર્સેલ્સ કરાર તોડીને જર્મનીએ શસ્ત્રસાજ કરવાનો હક્ક સ્થાપિત કર્યો છે એને મંજૂર રાખીને જર્મનીને ઇંગ્લેંડના નૌકાબળના ૩૫% નૌકાબળ રાખવાનું શું કામ કબૂલ ન કરવું?

એ દલીલ ફ્રાન્સને કબૂલ નહોતી. એણે જોયું કે જર્મનીનો સામનો કરવા માટે ઇટાલો–જર્મન વિરોધનો લાભ લઈ ઇટલીને પોતાના પક્ષમાં લેવાની જરૂર છે. એ વખતે ફ્રેંચ વડાપ્રધાન મોં. લાવલ હતા. જર્મનીનો જેટલાં રાષ્ટ્રો સાથે વિરોધ હોય એ બધાં રાષ્ટ્રોને પોતાનાં મિત્રો બનાવવાં, ને એમ કરીને જર્મની વિરોધી જૂથ તૈયાર કરવા તરફ લાવલે નજર દોડાવી. અત્યાર સુધી નાતબા'ર રહેલ સૉવિયેટ રશિયાને ભાઈબંધી બાંધવા આગ્રહ કર્યો. લાવલ સ્ટેલીનને પણ મળ્યા. એમના એ પ્રયત્નને અંતે ફ્રાંકો–સૉવિયેટ કરાર થયા. એમાં બંને તરફથી ભીડ પડતાં એકબીજાને મદદ કરવાની ખાતરી આપવામાં આવી.

એ જ વખતે ઇટલીએ એબિસીનિયા ઉપર ચઢાઈ કરીને મહાયુદ્ધ પછી યુરોપમાં કદિ ન ઊભી થયેલી વિકટ પરિસ્થિતિ ઊભી કરી. ઇંગ્લેંડની જર્મની સાથે અર્થસહકારથી વર્તવાની રાજનીતિથી બ્હીને ફ્રાંસે છૂપી રીતે મુસોલિનીને એબિસીનેયન ચઢાઈમાં સાથ આપવાની કબૂલાત આપી. રાષ્ટ્રસંઘમાં ઇંગ્લેંડે એબિસીનિયાનો પક્ષ લીધો. એ પક્ષ લેવામાં ઇંગ્લેંડને એબિસીનિયાની હબસી પ્રજાના સ્વાતંત્ર્યની રક્ષા કરવાની પરગજુ ભાવના નહોતી, પણ એબિસીનિયાની હારને અંતે જો મુસોલિનીને એક મોટો પ્રદેશ મળે તો ભૂમધ્યસમુદ્ર અને ઉત્તર આફ્રિકાના બ્રિટિશ પ્રદેશો—ઇજિપ્ત, સુદાન અને પશ્ચિમ એશિયાના પેલેસ્ટાઈન, ટ્રાન્સજોર્ડન વગેરેમાં બ્રિટિશ હિતોની સલામતી જોખમાય એ સ્થિતિ ઊભી થતી હતી. રાષ્ટ્રસંઘમાં બ્રિટિશ પરદેશમંત્રી સર સેમ્યુઅલ હોરે ઇટલી વિરુદ્ધ સખત વલણ અખત્યાર કર્યું. એંગ્લો–ઇટાલિયન વિરોધ ઉગ્રતર બન્યો. મુસોલિનીએ એ વખતે જાહેર કર્યું કે એબિસીનિયા ઉપર પોતે કરેલી ચઢાઈ એ ચાલુ જ રાખશે, પછી ભલે રાષ્ટ્રસંઘ એને સાથ આપે, સાથ ન આપે કે એનો સામનો કરે. ઇટલી વિરુદ્ધ ફ્રાન્સને સાથે લેવા ઇંગ્લેંડે ઘણો પ્રયત્ન કર્યો પણ જે રીતે ફ્રાન્સ પાસે ઇટલીનો વિરોધ ઇંગ્લેંડને કરાવવો હતો એ રીતે ને એટલા પ્રમાણમાં ફ્રાન્સે એને સાથ ન આપ્યો.

બીજી બાજુ જર્મની જોરશોરથી લશ્કરી તૈયારી કરી રહ્યું હતું. વિન્સ્ટન ચર્ચીલે આમની સભામાં કરેલી જાહેરાત પ્રમાણે ૧૯૩૩થી ૧૯૩૫ના અંત સુધીમાં જર્મનીએ લશ્કરી તૈયારી પાછળ ૧૫૦૦ દશ લાખ પાઉન્ડ ખરચ્યા હતા. આટલી જંગી લશ્કરી તૈયારી પોતાની પૂર્વ સરહદ ઉપર જર્મની કરી રહ્યું હતું એ ફ્રાન્સથી જોયું જાય એમ નહોતું. મહાયુદ્ધને અંતે એણે મેળવેલ લાભો એને ટકાવી રાખવા હતા. જર્મનીને પોતે હારને કારણે ગુમાવેલ લાભો પાછા મેળવવા હતા. આને લીધે ફ્રાન્સે ચેકોસ્લોવેકિયા, જુગોસ્લોવિયા ને રૂમાનિયા, જેમને યુદ્ધને અંતે મળેલ લાભો ટકાવી રાખવા હતા એમનો સાથ પણ જર્મની વિરુદ્ધ શોધ્યો.

મહાયુદ્ધ પછી મહારાજ્યો વચ્ચે સત્તાની જે સમતુલા હતી એ એકદમ તૂટવા માંડી. જર્મની અને જાપાને રાષ્ટ્રસંઘનો ત્યાગ કર્યો અને પોતાની મહત્ત્વાકાંક્ષા સંતોષવા માટે લશ્કરી તૈયારી વધાર્યે જતાં હતાં. એ સ્થિતિમાં મુસોલિનીએ એબિસીનિયન પાટનગર એડિસઅબાબાનો કબજો લીધો. એ પ્રસંગથી આખું યુરોપીય રાજકારણ કટોકટીની ચકમાળામાં

ફેરવાઈ ગયું. 'ભૂમધ્ય સમુદ્ર એ રોમનો સમુદ્ર છે. ઈટલીનું એ જીવન છે.' એ હકીકતની શરુઆત થઈ ગઈ. બ્રિટિશ રાજનીતિ ને ભેદનીતિને મુસોલિનીએ છક્કડ ખવરાવી એટલુ જ નહિ, પણ ઍબિસીનિયા ને ઈટલી વચ્ચે સુલેહ કરાવવા જતા બ્રિટિશ પરદેશમંત્રી હોર ને ફ્રેંચ વડાપ્રધાન લાવલને પ્રજાએ રાજીનામુ આપવાની ફરજ પાડી.

બીજી બાજુ ઍબિસીનિયા ઉપર ચઢાઈ કરવાની બીનહરકતી તક મળે એટલા માટે આસ્ટ્રિયન પ્રશ્નનુ મુસોલિનીએ છૂપી રીતે હિટલર સાથે સમાધાન કર્યું. આમ કરીને એણે જર્મનીનો સહકાર પણ મેળવ્યો. હિટલરને પણ મુસોલિનીના સાથની પોતાની રાજનીતિ માટે જરૂર હતી

એ જરૂર ઊભી થઈ ૧૯૩૬ની શરુઆતના વર્ષમા. ૧૯૨૫ના લોકાર્નો કરાર પ્રમાણે ર્‌હાઈન પ્રદેશમા લશ્કર ન રાખવાની અને કિલ્લેબંદી ન કરવાની બાહેધરી જર્મનીએ આપી હતી. એ બાહેધરીનો ભંગ કરી હિટલરે ર્‌હાઈન પ્રદેશમા જર્મન સૈન્ય દાખલ કરી કિલ્લેબંદી કરવાની જાહેરાત કરી હિટલરના આ અણધાર્યા પગલાથી આખું યુરોપ સ્તબ્ધ બની ગયુ. અલબત્ત, મુસોલિનીને આ વસ્તુની આગળથી ખબર હોવાથી એણે અજાયબી વ્યક્ત ન કરી

હિટલરના આ પગલાથી જે રાષ્ટ્રોને સીધી અસર થતી હતી એવાં ફ્રાન્સ, ઇંગ્લેંડ અને બેલ્જિયમે જોયુ કે હિટલરનો સફળ સામનો કરવા માટે ત્રણે રાષ્ટ્રના સંપૂર્ણ એકતાભર્યા સાથની જરૂર છે. ફ્રાન્સ અને ઇંગ્લેંડને પરસ્પર સાથે રહેવાની જરૂર ઊભી થઈ. નવા પરદેશમંત્રી ઍન્થની ઍડને એ દિશામા પ્રયાસ શરૂ કરી દીધા. એણે ફ્રાન્સ અને બેલ્જિયમને જાહેર રીતે જણાવ્યુ કે બ્રિટન લોકાર્નો કરાર પ્રમાણે વર્તવા બધાય છે અને ઇંગ્લેંડની સરહદ ર્‌હાઈનલેંડ સુધી હોય એમ માનીને બ્રિટન ચાલશે

મુસોલિનીનો ઍબિસીનિયા ઉપરનો વિજય, અને ર્‌હાઈન પ્રદેશમા હિટલરે શરૂ કરેલી કિલ્લેબંદીને લીધે ફ્રાન્સ ઇંગ્લેંડે પોતપોતાના વિરોધો સમેટી લીધા ને એક સાથે ઊભા રહેવાનો નિશ્ચય કર્યો.

આ ઉપરાંત હિટલરે પોતાના સંસ્થાનોની માગણી પણ શરૂ કરી. ડૉ. ગોબેલ્સે તો ઇંગ્લેંડ, ફ્રાન્સને એટલે સુધી જણાવી દીધુ કે 'જર્મનીના સંસ્થાનોની તમે ચલાવેલી લૂંટ પાછી આપો.'

એમ તો જર્મનીના પાસિફિકના સંસ્થાનો જાપાન પાસે પણ ગયા હતાં. જાપાનની ભાઈબંધી સર કરવા હિટલરે એને ખાતરી આપી કે જર્મની એ સંસ્થાનોનો દાવો નહિ કરે.

બીજી બાજુ ઍબિસીનિયાની ખીલવણી (?) માટે મુસોલિનીએ જાહેર કર્યું કે ૪૯% જર્મન મૂડીની મદદ લેવામાં આવશે; અને ૫૧% ઈટાલિયન ને ૪૯% જર્મન મૂડીના સંયુક્ત સહકારથી ઍબિસીનિયાને સુધારવાનુ પોતાનુ મિશન અમલમાં મૂકવાની જાહેરાત કરી મુસોલિનીએ હિટલર પાસે ઍબિસીનિયન વિજયનો સ્વીકાર કરાવ્યો. જાપાનનાં સ્થાપિત હિતોનુ ઍબિસીનિયામા રક્ષણ કરવામાં આવશે એમ જણાવીને મુસોલિનીએ જાપાન પાસે પણ નવી વસ્તુનો સ્વીકાર કરાવ્યો.

આમ ૧૯૩૬ના વર્ષની લગભગ આખરે યુરોપીય રાજકારણમાં બે સ્પષ્ટ વિરોધી જૂથ પડી ગયાં. એક બાજુ જર્મની, ઈટલી અને એના સહકારી રાષ્ટ્રો: ઑસ્ટ્રિયા, હંગરી, બલ્ગેરિયા ગ્રીસ વગેરે; બીજી બાજુ ફ્રાન્સ અને ઇંગ્લેંડ: એમનાં સહકારી રાષ્ટ્રો સાથે. આ બને વિરોધી જૂથોની રાજકીય પરિસ્થિતિનો છેલ્લો વિકાસ કેવો થયો તે આવતા અંકમાં ચર્ચીશું.

———o———

# હિંદી વીમાક્ષેત્રમાં પરદેશી કંપનીઓની લૂંટ

રણછોડજી પરાગજી મહેતા

માધ્યમિક શાળાનાં પ્રથમ ધોરણમાં ભણતી મારા પાડોશીની છોકરી ઇતિહાસનું અધ્યયન કરતાં એક દિવસ વાંચતી હતી કે 'મહમૂદ લૂંટાય તેટલું ધન લઈ ગયો. આ સવારી વખતે તે આઠ કરોડ રૂપિયા હિંદુસ્તાનમાંથી લઈ ગયો. . . . ' તે જ દિવસે મને સવારે ટપાલમાં સરકારી ઍક્ચ્યુઅરીનો ઇ. સ. ૧૯૩૫ની સાલનો રિપોર્ટ મળ્યો હતો. તે હું ઉપલક દૃષ્ટિથી જરા જોઈ ગયો હતો, એટલે મારા પાડોશીની છોકરીના ઉપર્યુક્ત શબ્દોથી હિંદથી બહાર ધન ઘસડી જતા વર્તમાન 'મહમૂદો'નો મને સહજ જ ખ્યાલ આવ્યો. રાજાઓ અને લડાઈઓની તવારીખોને બદલે સામાજિક અને આર્થિક ઇતિહાસને અભ્યાસક્રમમાં અપાવું જોઈએ તેવું પ્રાધાન્ય અપાતું હોત, તો આજ આપણાં બાળકોને પ્રતિવર્ષ પરદેશ વહી જતા અબજો રૂપિયા વિષે કંઈક વાંચતાં આપણે સાંભળત. અનેક માર્ગે આપણા દેશમાંથી દર વરસે અબજો રૂપિયા પરદેશ વહી જાય છે. માત્ર વીમાના પ્રિમિયમરૂપે જે દોલત પરદેશ ઘસડાઈ જાય છે, તે એકલી પણ એક જબરી રાક્ષસી લૂંટ જેવી છે, અને આપણે ભૂલવું ન જોઈએ કે એવી લૂંટના ભોગ આપણે દર વર્ષે બનીએ છીએ. અતિ શોકની વાત તો એ કે જરા દીર્ઘદૃષ્ટિથી અને દેશના હિતની દૃષ્ટિથી વિચારતાં આપણે શીખીએ તો, આ લૂટ જરા પણ અગવડ વિના આપણે અટકાવી શકીએ તેમ છીએ છતાં તે ચાલુ જ છે!

ઇ. સ. ૧૯૩૪ની સાલમાં પરદેશી કંપનીઓએ હિંદુસ્તાનમાં રૂા. ૧૦,૧૪,૦૧,૦૦૦ રૂપિયાનું જિંદગીના વીમાનું કામકાજ મેળવ્યું. આ પ્રમાણે પરદેશી કંપનીઓ દરવર્ષે, હિંદમાં કામકાજ મેળવી શકે તો આપણી સ્વદેશીવૃત્તિ વિષે શું કહી શકાય? પરદેશી કંપનીઓમાં હિંદી જિંદગીના વીમાનું ચાલુ કામકાજ ૮૩,૨૩,૫૪,૦૦૦ રૂપિયાનું! પરદેશી કંપનીઓને હિંદી જિંદગીના વીમાનાં પ્રિમિયમની આવક ૪,૭૯,૮૯,૦૦૦ રૂપિયાની! સંતોષ માનવાની આપણી હિંદી રીત અનુસાર આપણે એટલું સાંત્વન જરૂર લઈ શકીએ કે ક્રમશઃ પરદેશી કંપનીમાં હિંદી જિંદગીના વીમાનું કામકાજ ઓછું થાય છે. એક સમય એવો હતો કે આવા કામનો ૮૦ ટકા ભાગ પરદેશી કંપનીને મળતો. ઇ. સ. ૧૯૨૭માં પરદેશી કંપનીને જિંદગીના વીમાનો ૪૨ ટકા ભાગ મળ્યો હતો; ઇ. સ. ૧૯૩૪માં હિંદુસ્તાનમાં જિંદગીના વીમાનું કુલ કામકાજ રૂા. ૩૮ કરોડનું થયું હતું. તેમાંનું ૨૮ કરોડનું કામ હિંદી કંપનીને અને ૧૦ કરોડનું પરદેશી કંપનીને મળ્યું હતું. એટલે પરદેશી કંપનીનો ભાગ ૨૭ ટકા ગણાય.

હિંદી કંપનીઓને મળેલાં નવાં કામકાજની પૉલિસીની સરાસરી રકમ રૂા. ૧૫૨૮ની છે. પરદેશી કંપનીમાં મુકાયેલાં કામની પૉલિસીની સરાસરી રકમ રૂા. ૩૨૧૩ની છે. મોટી રકમોની પૉલિસીઓ કરતાં નાની રકમોની પૉલિસીઓથી ખર્ચપ્રમાણ વધે છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી હિંદી કંપનીનો પરદેશી કંપની કરતાં વધુ ખર્ચ આવે તો તેમાં તેમનો

હોય ગો ? આ મનામરી પગથી બીજુ એ ફલિત થાય છે કે પૈમાદારો પરદેશી કંપનીમા વીમો આપે છે અને મધ્યમ વર્ગના લોકો દેશી કંપની પસંદ કરે છે એ સબંધમા સ્પષ્ટ કરવુ જરૂરી છે કે પેમાદારો એટલે સુશિક્ષિતો એવો અર્થ થતો નથી કોઈ એક વીમા નિષ્ણાતે યથાર્થ જ કહ્યુ છે કે 'પરદેશી કંપનીમા વીમો આપના લોકો સરખામણી કરી પરદેશી કંપની પસંદ કરતા નથી અર્ધશિક્ષિત નાના રાજાઓ, સરદારો, જાગીરદારો, ઈનામદારો, તાલુકદારો અને જમીનદારો પરદેશી કંપનીમા વીમો મૂકે છે, પરતુ શિક્ષિત અને બુદ્ધિશાળી ગૃહસ્થો તો દેશી જ કંપનીઓ પસંદ કરે છે." પરદેશી કંપનીમા વીમો લેનારા ભાગે જ વિચાર કરી વીમો લે છે મોટા અમલદારોને મેં હિંદી કંપનીઓની જ તરફેણ કરતા અનુભવ્યા છે

આ તો માત્ર જિંદગીના વીમાની વાત થઈ વધારે વિચિત્ર અને અફસોસની વાત તો જિંદગી સિવાયના બીજા વીમાઓ સબધી હજી બાકી છે

જિંદગી સિવાય અન્ય પ્રકારના વીમાના દેશી–પરદેશી કંપનીઓએ હિંદુસ્તાનમા કરેલા કામના પ્રિમિયમની રકમ નીચે મુજબ છે —

| સાલ | કુલ પ્રિમિયમની આવક | હિંદી કંપનીને મળેલી રકમ | પરદેશી કંપનીને મળેલી રકમ |
|---|---|---|---|
| ૧૯૦૪ | ૨¾ કરોડ | ૬૬ લાખ | ૧૮૦ લાખ |
| ૧૯૩૩ | ૨½ કરોડ | ૭૧ લાખ | ૧૭૯ લાખ |
| ૧૯૩૪ | ૨¾ કરોડ (લગભગ) | ૫૪ લાખ | ૧૯૩ લાખ |

૧૯૩૩ની સાલ કરતા '૩૪ની સાલમા આ દેશમા પરદેશી કંપનીની આવક ઘટવાને બદલે વધે એ તો આજના સંજોગોમા વિચિત્ર જ નહિ પણ બેહદુ અને બેઅકુફાઈભર્યુ લાગે છે છતા એ સત્ય હકીકત છે આમ પરદેશી કંપનીઓને ઉત્તેજન આપી આપણે દેશી કંપનીઓને શી રીતે પગભર કરી શકવાના હતા ? હવે આપણે બીજા દેશો પરદેશી કંપનીઓની હરીફાઈ સામે શા પગલા લે છે તે જરા જોઈએ

આયર્લેન્ડ ફ્રી સ્ટેટે કાયદો કરી જિંદગી સિવાયના લગભગ બીજા બધા જ વીમા આયરિશ કંપનીઓને જ મળે એવી વ્યવસ્થા કરી છે ફ્રી સ્ટેટ સરકારે પોતે ૫૦ ટકા શેર લઈ 'ધી રી–ઇન્સ્યુરન્સ કંપની ઑફ આયર્લેન્ડ' નામક કંપની કાઢી છે જિંદગીના વીમાનું કામકાજ કરવા માટે કોઈ પણ પરદેશી કંપનીને ૨૦ ૦૦૦ પાઉન્ડ પ્રાથમિક અનામત તરીકે સરકારમા મૂકવા પડે છે અને એ ઉપરાંત તેમને પ્રિમિયમની આવકનો અમુક ભાગ આયર્લેન્ડમા જ રોકવો પડે છે

પેરૂની ધારાસભામા એવો કાયદો પસાર કરવામા આવ્યો છે કે વીમા કંપનીઓ અપવાદરૂપે જ માત્ર જુજ પરદેશીઓને નોકરીમા રાખી શકે. બને ત્યા સુધી દેશીઓને જ નોકરીમા રાખવા એવી તેમા સૂચના છે એટલું જ નહિ, પણ પરદેશીઓના પગાર પણ નિયમનમા રાખ્યા છે ઉપરાંત પેરૂનુ વીમાનુ કામકાજ પરદેશ જાય તો સરકાર પ્રિમિયમ પર પાંચ ટકા કર તરીકે લે છે

ઇ સ ૧૯૩૦મા મૅક્સિકોની સરકારે કાયદો કર્યો છે કે 'સન ઑફ કૅનેડા'એ તેના મૅક્સિકન કામના ફંડનો ૭૦ ટકા ભાગ મૅક્સિકન સરકારની સિક્યુરિટિઝમા રોકવો. 'સને'

ત્યાં કામકાજ બંધ કર્યું કારણ કે કૅનેડિયન સરકારનો કાયદો અને આ નવો કાયદો—એ બંનેનું સાથે પાલન કરવું અશક્ય હતું. ઇ. સ. ૧૯૩૫માં તો 'સન' મૅક્સિકોમાંથી સદંતર નીકળી ગઈ અને મૅક્સિકોની સરકારે પોતે ૬૦ ટકા શેરો ભરી 'Serguros de Mexico' કંપની કાઢી 'સન'નું ત્યાંનું કામકાજ લઈ લીધું. કહો ને કે 'સન'ને ત્યાંથી હાંકી જ કાઢી!

ઇ. સ. ૧૯૩૪માં 'નૉરિચ યુનિયન' તેનું ૪૦,૫૨૦,૦૦૦ ફ્રૅન્કનું સ્વીસ કામકાજ 'La Swiss'ને સોંપી સ્વિટ્ઝર્લૅન્ડમાંથી નીકળી ગઈ.

ઝેકોસ્લેવિયાએ હંગરીને અનુસરી પોતાના દેશમાં પરદેશી કંપનીને દાખલ થતી અટકાવતાં 'અમારો દેશ નાનો છે અને દેશની જરૂરિયાત પ્રમાણે અમારે ત્યાં પૂરતી કંપનીઓ છે.' એવું કહી નિયમો કર્યા.

ઇંગ્લિશ કંપનીઓ દુનિયાના દેશોમાં વત્તાઓછા પ્રમાણમાં પહેલાં કામ કરતી અને હજુયે કરે છે, પણ તેઓએ રશિયામાં કદિ પગપેસારો કર્યો નથી. તેમ છતાં પહેલાં તેમને રશિયામાંથી વધારાનો વીમો (re-insurance) મળતો પણ હવે તે મળતો નથી કારણકે સોવિયેટ સરકારે ખાનગી કંપનીઓનો નાશ કર્યો છે.

મોટા ભાગે અશિક્ષિત એવા આપણા દેશમાં તો સ્વદેશી કંપનીઓને સીધું રક્ષણ મળવું જોઈએ. ઇંગ્લૅંડ જેવા પ્રગતિશાળી દેશમાં એવું રક્ષણ ન હોય તો ચાલે, કારણકે ત્યાં લોકોની રાષ્ટ્રભાવના અતિ જવલંત છે. અશિક્ષિત હિંદીઓ જોડે તેમનો મુકાબલો કરવો અયોગ્ય છે. કૅનેડા જેવા દેશમાં પણ વીમા કંપનીઓ માટે સખત નિયમો છે. તેને અનુસરવું એ આપણે માટે ઉત્તમ છે. યુનાઈટેડ સ્ટેટ્સ પણ પરદેશી કંપની પાસેથી પ્રાથમિક ડિપોઝીટના પાંચ લાખ ડૉલર મૂકાવે છે. કંપનીની ત્યાંની મૂડી અમેરિકન ટ્રસ્ટીઓના હાથમાં રહે છે.

જો કોઈ પરદેશી કંપની જાપાની સંસ્થાની હિત વિરુદ્ધ કામ કરતી માલમ પડે તો જાપાની સરકાર તેનું લાઇસન્સ તરત રદ કરે. સુધરેલા અને સ્વતંત્ર દેશોમાં જો આવા સખત કાયદા રાખવા પડે તો આપણી જરૂર તો સવિશેષ ગણાય.

આર્જેન્ટાઈનમાં પણ પરદેશી કંપની સામે સખત કાયદા થવા માંડ્યા છે.

લડાઈ પહેલાં ઘણી ઇંગ્લિશ કંપનીઓ તેમનું વધારાનું વીમાનું કામકાજ (re-insurance) મ્યુનિચમાં હેડ ઑફિસવાળી જર્મન કંપનીને આપતી, કારણ કે તેમના દરો સસ્તા હતા. તેઓ વીમાવાળી મિલકતોનાં સ્થાનની સંપૂર્ણ વિગતો માગતી. લડાઈ દરમ્યાન જર્મન નૌકાસૈન્યે જે અચૂક તોપના મારા ચલાવ્યા તે ઉપરથી ઘણાએએ શંકા કરી કે એ સ્થાનોની વિગત જર્મન સરકારે એ જર્મન કંપની પાસેથી મેળવી હતી. ઍમ્ડન મદ્રાસ બંદરમાં દાખલ થઈ પંદર મિનિટમાં જ તેલ પેટ્રોલની ટાંકી સળગાવી ચાલી ગયાની તો આપણ સર્વેને માહિતી છે.

થોડા જ સમય પર એક હિંદી કંપનીને ઇટલિમાં કામકાજ કરવાની ત્યાંની સરકારે પરવાનગી ન આપી. તે સંબંધમાં ટીકા કરતાં મદ્રાસના 'હિંદુ'એ લખ્યું હતું કે "એક સાહસિક હિંદી કંપનીને ઇટલિમાં તેની શાખા શરૂ કરવા માટે ના પાડવામાં આવી છે. એ ઇનકાર માટે એમ કારણ દર્શાવવામાં આવે છે કે ઇટલિમાં જરૂરપૂરતી વીમા કંપનીઓ છે, તેથી કોઈ પરદેશી કંપનીને શાખા ખોલવા સ્થાન નથી. આમ યથેચ્છ બતાવવામાં આવેલાં કારણ પાછળ ખોટો વાદ રહેલો છે. ઇટલિ સરકાર જણાવે તે સત્ય જ હોય, તો પરદેશી કંપનીને શાખા ઉઘાડવાં લાભ જ ન હોય. પણ એક હિંદી કંપની શાખા ખોલવા મંજુરી

માગે એટલે એટલુ તો સ્પષ્ટ જ થાય કે તેને ત્યા મારુ કામ મળવાની આશા છે ઇટલિને પોતાની ઉત્પન્ન દેશમા જ રાખવા અધિકાર છે ઇટલિ અને આપણી સરકારના વલણમાં કેટલો ભેદ! અહીં બધી પરદેશી કપનીઓ અ૫ કે નિરંકુશ કામ કરે છે ઇટલિની સરકારે હિંદી કપનીને ના પાડયા પછી એક કુડી જેટલી ઇટાલિયન કપનીઓએ હિંદુસ્તાનમાં કામકાજ શરૂ કર્યું છે ”

બીજા દેશો સ્વદેશી કપનીના ઉત્તેજન માટે ઘણું કરે છે, પણ આપણે ત્યા વસ્તુસ્થિતિ સાવ અન્યથા છે હિંદી કપનીના પ્રગતિમાર્ગમા ઘણા અંતરાયો છે, તેમા મુખ્યત્વે પરદેશી કપનીઓ છે પરદેશી કપનીઓ અમાપ વધારે કમીશન આપી એજન્ટો લઈ લે છે આગ ઇત્યાદિ વીમાના દરો ઓછા રાખે છે પરદેશી કંપનીઓની હરીફાઈને લીધે આગના દર કપનીઓએ ત્રણ વાર ઓછા કીધા આપણી કપનીઓને પણ તેમ કર્યે જ છૂટકો આવી હરીફાઈમા મગતર શુ? આપણી કપનીઓને તો અહીંના જ કામ પર ટકવાનું, જ્યારે પરદેશી કપનીઓ તો બીજે પણ કમાઈ કરી નફો મેળવે છે અને બધુ કામને લીધે ખર્ચ પ્રમાણ ઓછુ આવતુ હોવાથી તેમને હરીફાઈમા ઉતરવુ પાલવે છે વળી પરદેશી કપનીઓ વધારાનુ કામ ( re insurance માટે ) આપણી કપનીઓને આપે નહિ. એક્ષચેન્જ બેંકો જે મિલકતો પર પૈસા ધીરે તેનો વીમો પરદેશી કપનીમાં મૂકાવે દેશી કંપનીની પોલિસી કબૂલ રાખવા આનાકાની કરે ઇગ્લેંડ જેવા દેશમા પણ કપની પર સુપરટેક્ષ નથી ત્યારે અહીં કપનીઓ પર સુપરટેક્ષ છે જિંદગીના વીમાનું કામ કરતી પરદેશી કપનીઓ પોતે જ બીજે જે કમીશન આપે તેના કરતા અહી વધારે કમીશન આપે પરદેશી કપનીઓ હિંદી કામકાજનુ જુદુ વૅલ્યુએશન ન કરાવતા કપનીના સઘળા કામનુ એક વૅલ્યુએશન કરાવે અલબત્ત, તેથી ખર્ચ ઓછો જણાય અને વધુ નફો જાહેર કરી શકાય વળી ઇન્કમટેક્ષમા પણ આફત કપની પોલિસીહોલ્ડરો માટે જે નફો જાહેર કરે તેના પર સરકાર કર લે ઇગ્લેંડમા તો માત્ર ખરેખરી બચતને જ નફો સ્વીકારી સરકાર આવકવેરો લે વળી સરકાર પોસ્ટલ ઇન્સ્યુરન્સ ચલાવી માત્ર મોઢુ જ નહિ પણ ઉત્તમ કામ પડાવી લઈ, હિંદી કપનીઓ જોડે હરીફાઈ કરે છે ખુદ ઇગ્લંડે ઇ સ ૧૯૨૮થી પોસ્ટના વીમાનુ કામકાજ બધ કીધુ છે, પણ હિંદી સરકારે તેમ કરવુ હજી સૂઝતુ નથી ×

કોઈપણ હિંદી તેનો વીમો પરદેશી કપનીમા મૂકે, તો તે અજાણે ભૂખે મરતા દેશીભાઈની રોટલીનો ટુકડો પરદેશ મોકલે છે હિંદી કપનીઓ દેશનુ સર્વ કામકાજ લેવા શક્તિમાન હોય, તો પરદેશી કપનીમા વીમો આપવાનો શો અર્થ? મિલમાલિકો જે સ્વદેશી પ્રચારનો સપૂર્ણ લાભ લે છે, તેઓ જો પોતાની મિલોના વીમા પરદેશી કપનીમા મૂકે તો તે ઘણુ શરમભર્યું કહેવાય મિલમાલેકો દેશી કાપડના ઉત્તેજન માટે સરકાર પાસે સરક્ષણ મેળવે અને વીમો પરદેશી કપનીમા મૂકે! સ્વદેશી કપનીઓ એવો વીમો લેવા અશક્ત હોય, તો જુદી વાત, પણ જ્યારે આપણી કપનીઓ જવાબદારી સપૂર્ણપણે ઉપાડી શકે, ત્યારે આવુ

× બ્રિટિશ કપનીઓએ અહીં અખત્યાર કરેલી ભેદનીતિ પણ જાણવા જેવી છે સર્વને ખબર છે કે હિંદમા મોટા અગ્રેજ વેપારીઓના વેપાર ઉદ્યોગો કલકત્તામા છે અને મોટા દેશી વેપારીઓ મુબઈ-અમદાવાદમા છે અગ્રેજ વેપારીઓને રાહત મળે એટલા માટે ઇગ્લિશ કપનીઓએ આગના પ્રિમિયમના દર કલકત્તા માટે સસ્તા રાખ્યા છે મોટી બ્રિટિશ કંપનીઓ આમ કરે ત્યારે આપણી દેશી કપનીઓને પણ તેમને જ અનુસરવુ પડે એ જ કપનીઓ મુબઈ, અમદાવાદ માટેના દર વધારે છે

બને તો આપણી નામોશી જ કહેવાય. કરાંચીમાં ૧૯૨૮ની સાલમાં લાગેલી આગ વખતે ૮ હિંદી કંપનીઓએ ૪૦ લાખ રૂપિયા નુકશાનીના તરત જ ભરપાઈ કર્યા. આવી તાત્કાલિક પતાવટ પરથી સહજ સમજી શકાય કે હિંદી કંપનીઓ કેટલી સદ્ધર છે.

હવે આપણા મિલમાલિકોનો રેકર્ડ જુઓ. ઇ. સ. ૧૯૦૫માં તેઓએ ૧૦,૦૮૫ કાપડની ગાંસડીઓ અને કરોડો વાર સૂતર ચીન મોકલ્યું છે. ઇ.સ. ૧૯૧૩માં ૩૬૮ ગાંસડીઓ ચીન મોકલી. હવે તો ઊલટું ચીનથી કાપડ અહીં આવે છે. જાપાનની તો આપણે વાત જ નથી કરતા.

હિંદુસ્તાનમાંથી ચીન માલ જવા લાગ્યો એટલે અંગ્રેજ વેપારીઓને નુકશાન થવા લાગ્યું. તેથી બ્રિટિશ સ્ટીમર કંપનીઓએ હિંદી માલ ચીન લઈ જવાનું ભાડું એટલું બધું વધારી દીધું કે આપણો માલ ત્યાં વેચવો પરવડે નહિ. હિંદી ઉદ્યોગના રાજા સર જે. એન. ટાટાએ સસ્તા દરથી માલ લઈ જવા માટે એક જાપાનીઝ સ્ટીમર કંપની જોડે વ્યવસ્થા કરી. આ કેટલોક સમય નભ્યું. પણ પછી બ્રિટિશ કંપનીઓએ ભાડું એટલું નજીવું કરી દીધું કે આપણા વેપારીઓને જાપાની કંપની છોડવી પડી અને બ્રિટિશ સ્ટીમરોમાં માલ મોકલવા લાગ્યા. થોડા જ સમયમાં જાપાની સ્ટીમરોને અહીંથી ઉચાળા ભરી જવું પડ્યું. પણ જાપાની સ્ટીમરો બંધ થતાં જ પાછું નૂર વધારવામાં આવ્યું. અલબત અગાઉ જે હતું તેથી વધારવામાં નહોતું આવ્યું. આમ એમણે એમનો હાથ ઉપર રાખ્યો. પણ એમાં દોષ કોનો? આપણે આપણા દેશી એજન્ટો અને મિલકતદારો પાસે એટલી દીર્ઘદૃષ્ટિની આશા ન રાખવી જોઈએ કે? સસ્તા દરો અને ભારે કમિશનની લાલચમાં તેમણે શા માટે સપડાવું જોઈએ? આપણા વેપારીઓ ઉપર એ વારંવાર આરોપ મૂકાય છે અને તે કેટલેક અંશે યથાર્થ પણ છે કે આપણા વેપારીઓ તાત્કાલિક લાભ ખાતર દીર્ઘદૃષ્ટિથી વિચાર જ નથી કરતા.

વીસ વરસ અગાઉ જે જપાન વેપાર ઉદ્યોગ હુન્નરમાં આપણાથી પાછળ હતું તે આજે તેની નિકાશથી દુનિયાનાં બજારોને ગભરાવી મૂકે છે. આવી પ્રગતિ માટે પ્રબળ રાષ્ટ્રભાવના જોઈએ.

હિંદી કંપનીઓ પાસે પૂરતી મૂડી નથી એમ કહેવું પણ વ્યાજબી નથી. હિંદી કંપનીઓની *વાર્ષિક પ્રિમિયમની આવક તેની ભરાયેલી મૂડી જેટલી પણ નથી. બીજા દેશની કંપનીઓ* તેમની ભરાયેલી થાપણ કરતાં અનેક ઘણી વધારે વાર્ષિક પ્રિમિયમની આવક જેટલું કામ મેળવે છે.

સ્વીસ કંપનીઓ તેમની ભરપાઈ થયેલી થાપણ કરતાં ૭ ગણું વાર્ષિક પ્રિમિયમ મેળવે છે.
સંસ્થાનોની „ „ „ „ „ „ ૬ „ „ „ „
બ્રિટિશ „ „ „ „ „ „ ૫ „ „ „ „
ડેનીશ „ „ „ „ „ „ ૩ „ „ „ „
હિંદી „ „ „ „ „ જેટલી રકમ પણ વાર્ષિક પ્રિમિયમમાં મેળવતી નથી.

બ્રિટિશ વીમા કંપનીઓ એક્ષચેન્જ બેંકોને વિનંતિ કરે કે પૈસા ધીરતી વખતે બ્રિટિશ વીમા કંપનીની પોલિસી માંગવી. ૧૯૩૬ના જુનની ૨૦ મીના 'ટાઇમ્સ'માં ફેડરેશન ઓફ બ્રિટિશ ઇન્ડસ્ટ્રીઝે બ્રિટિશ શહેનશાહતના માલ સામે પણ ઇંગ્લિશ માલ માટે સંરક્ષણ

માગતી વિનંતિ કરી હતી. તો આપણે આપણી દેશી કંપનીઓ માટે શા માટે આગ્રહ ન રાખવો જોઈએ ?

જે વેપારીઓને હિંદી સરકાર મદદ અગર સંરક્ષણ આપે, તેમણે તેમની મિલકત અને માલનો વીમો દેશી કંપનીમાં જ મૂકવો જોઈએ. વળી સરકારે એક એવો કાયદો કરવો જોઈએ કે દેશની દરેક મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ, પોર્ટ ટ્રસ્ટ અને ઈમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટ તેમની મિલકતોના વીમા દેશી કંપનીમાં મૂકે. આવા ઉત્તેજન વિના દેશી કંપનીઓ કેવી રીતે પ્રગતિ કરે ?

ઇ. સ. ૧૯૧૨ પહેલાં તો હિંદુસ્તાનમાં વીમા સબંધી કંઈ કાયદો જ નહતો. વીમાનું કામકાજ કરનારી કંપનીઓ મુખ્યત્વે કરીને ઇંગ્લન્ડ અગર બીજા દેશોની હતી. દેશી કંપનીઓ માત્ર ૧૪ હતી અને તે પણ મોટા ભાગે જિંદગીના વીમાનું કામ કરતી. માત્ર બે જ દેશી કંપનીઓ, એક કલકત્તાની ટ્રિટન અને બીજી મુબઈની ઇન્ડિયન મર્કેન્ટાઈલ જિંદગી સિવાયના ઇતર વીમાનું કામકાજ કરતી. ૧૯૧૪–૧૮ ની મહાન લડાઈથી વેપાર અને બીજાં વિચાર-ક્ષેત્રોમાં ક્રાન્તિકારક ફેરફારો થયા, અને હિંદ પણ એ અસરથી મુક્ત ન રહી શક્યું. તેથી અહીં પણ લડાઈ પછી સર્વ પ્રકારના વીમાનું કામકાજ કરનારી કંપનીઓ સ્થપાવા લાગી.

લડાઈ પછી હિંદુસ્તાનમાં જાપાનીઝ કંપનીઓ આવી, પછી અમેરિકન કંપનીઓએ પ્રવેશ કીધો, ફ્રેંચ કંપનીઓએ શાખા ખોલી અને જર્મન તથા ઇટલીની કંપનીઓએ પણ અહીં કામકાજ શરૂ કર્યું. નવી આવનાર કંપનીઓને અહીં સ્થાનિક લાગવગ નહોતી. કેટલીક પરદેશી કંપનીઓ તો માત્ર અખતરો કરી જોવા જ અહીં આવી—' લાગ્યું ' તો તીર નહિ તો તૂક્કો ' બ્રિટિશ કંપનીઓને કામકાજ લાંબા સમયથી અને ચાલુ મળતું થઈ ગયું છે, તેમાં આ નવા આગંતુકોથી ચ્યુપાત થઈ શકે તેમ ન હતું.' તેથી તેમણે દેશી કંપનીઓ સાથે હરીફાઈ કરી એજન્ટોને વધારે કમિશન આપી, વીમા લેનારને ભારે વળતર આપી, હિંદી કંપનીઓને મળતા કામમાં ભાગ પડાવવા માંડ્યો.

જાપાનીઝ કંપનીઓ થોડાં વરસો પછી, અને ફ્રેંચ કંપનીઓ માત્ર બે વરસ પછી અહીંથી ચાલી ગઈ. જર્મન કંપનીઓએ હમણાં જ જિંદગી સિવાયના અન્ય પ્રકારના વીમાનું કામકાજ બધ કર્યું. આ કંપનીઓ અહીથી ચાલી ગઈ, પણ આમ દાખલ થઈ હરીફાઈ કરી, હિંદી વીમા કંપનીઓને અગાધ નુકસાન કરતી ગઈ છે.

હિંદી વીમા નિષ્ણાતોની વારંવાર માગણીને લીધે ઇ. સ. ૧૯૨૫માં હિંદી સરકારના ત્યારના કોમર્સ મેમ્બર સર ચાર્લ્સ ઇન્સે વડી ધારાસભામાં વીમા સંબંધી એક બીલ રજુ કર્યું, પણ તે બીલ સરકારે પાછું ખેંચી લીધું. પરંતુ કેટલાક સુધારા ૧૯૨૮ માં દાખલ કરવામાં આવ્યા. કેનેડાના કાયદાને અનુસરતું એક ખાનગી બીલ વડી ધારાસભામાં લાવવા શ્રી. જમનાદાસ મહેતાએ પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયા.

હિંદી વીમાના આગેવાનોની સતત ચળવળને લઈને ઇ. સ. ૧૯૩૫ માં હિંદી સરકારે કલકત્તાના બૅરિસ્ટર મિ. સુશીલ સેનને વીમા સંબંધી તપાસ કરવાનું સોંપ્યું. મિ. સેને ઘડેલો રિપોર્ટ તપાસવા, હિંદી સરકારના લૉ મેમ્બરના પ્રમુખપણા હેઠળ બિનસરકારી સભ્યોની એક કમિટિ નીમાઈ. કમિટિની ભલામણોમાંની પરદેશી કંપની પર અંકુશ મૂકવા વિષેની મુખ્ય સૂચનાઓ નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| સેક્શન ૭ બી | પરદેશી કંપનીનું લાઈસન્સ દર વરસે મંજુર થવું જોઈએ અને હિંદી કંપનીને કાયમનું લાયસન્સ મળે. |
| ,, ૭ એફ | આ કાયદો પસાર થયા પછી આવતાં ૨૦ વરસ સુધી કોઈ પણ પરદેશી કંપની હિંદમાં દાખલ ન થઈ શકે. |
| ,, ૧૨એ | હિંદી કંપની પાસે જે ડિપોઝીટ લેવામાં આવે તેનાથી બમણી ડિપોઝીટ પરદેશી કંપનીઓ પાસેથી લેવી. |
| ,, ૧૨બી | હિંદી કંપનીઓ હપ્તાથી ડિપોઝીટની રકમ આપી શકે, પણ પરદેશી કંપનીઓએ એક જ હપ્તે ડિપોઝીટની પૂરી રકમ આપવી જોઈશે. |
| ,, ૨૧ | જિંદગી સિવાયના વીમાના પ્રિમિયમનો ૪૦ ટકા ભાગ તેમણે હિંદમાં જ રોકવો. |

વળી વધારાની સ્ટેમ્પ ડ્યુટિ લેવા પણ કમિટિ સૂચના કરે છે. તે ઉપરાંત રક્ષણ કે મદદ મળતા હુન્નર ઉદ્યોગોનું વીમાનું કામ દેશી કંપનીમાં જ મૂકાવું જોઈએ. પરદેશી કંપનીઓએ વધારાનું કામ ( re-insurance માટે ) દેશી કંપનીઓને આપવું જોઈએ એવી ભલામણો છે.

મુંબઈના 'કૉમર્સે' ઉપર જણાવેલી પ્રત્યેક સૂચનાઓ સામે વિરોધ કર્યો છે; એટલું જ નહિ, પણ પ્રથમ ભાગની સૂચનાઓ તો બિનકાયદેસર છે એમ જણાવ્યું છે. કારણકે તે ૧૯૩૫ના હિંદી કાયદાની વિરુદ્ધ છે. એ કાયદામાં બ્રિટિશ કંપનીનું હિત સાચવતો જે નિયમ છે તે તે ટાંકે છે. તે આ રહ્યોઃ

> "No Federal or provincial Law which imposes any liability to taxation shall be such as to discriminate against British subjects domiciled in the United Kingdom or Burma or companies incorporated whether before or after the passing of this act, by or under the Law of the United Kingdom of Burma and any Law passed or made in contravention of this section shall to the extent of the contravention be invalid."

ભાવાર્થ કે કોઈ પણ મધ્યસ્થ અથવા પ્રાંતિક કાયદો જેમાં કર નાંખવાની જવાબદારી સમાએલી હોય છે, તે યુનાઈટેડ કિંગડમ કે બર્મામાં વસતા શહેરીઓ તથા એ કાયદો હસ્તિમાં આવ્યા પહેલાં કે પછી સ્થપાયેલી કોઈ પણ કંપની સામે ભેદનીતિ અખત્યાર ન કરી શકે. છતાં આ કલમની ઉપરવટ થઈને જે કોઈ કાયદો પસાર કરવામાં આવે તે તેટલે અંશે ગેરકાયદેસર ગણાશે.

હિંદી સરકારના લૉ મેમ્બર સર એન. એન. સરકારે વડીધારાસભામાં જે બીલ રજુ કર્યું તેના મુખ્ય મુદ્દાઓ આપણે અતિ સંક્ષિપ્તમાં તપાસીએ. પરદેશી કંપનીઓની હરીફાઈ સામે ઉપર જણાવેલી સૂચનાઓ મોટા ભાગે વીમામાંથી અદશ્ય થઈ ગઈ છે.

૧. વીમાનું કામ કરતી દરેક કંપનીએ રજિસ્ટર થવું જોઈએ.
૨. જિંદગીના વીમા માટે ૨ લાખ, આગના વીમા માટે ૧½ લાખ, દરિયાઈ વીમા માટે ૨½ લાખ, ઈતર પ્રકારના વીમા માટે ૧ લાખ, સર્વ પ્રકારનાં વીમાનું કામકાજ કરવા માટે કુલ્લે ૪½ લાખ રૂપિયા પ્રાથમિક અનામત તરીકે 'રીઝર્વ' બેંકમાં મૂકવા.
૩. ½ ફંડ હિંદી સરકારની સિક્યુરિટિઝમાં રોકવું.

૪ વાર્ષિક પ્રિમિયમની આવકનો ⅘ ભાગ હિંદી સરકારની સિક્યુરિટિઝમા રોકવો
૫ જો કોઈ પરરાષ્ટ્ર હિંદી કંપનીઓ પ્રત્યે અયોગ્ય વર્તણુક ચલાવે તો તેવી જ નીતિ તે દેશની કંપની પ્રત્યે અહીં અખત્યાર કરવી
૬ સુપરિન્ટેન્ડન્ટ દરેક કંપનીના હિસાબ, દસ્તાવેજ તપાસી શકે જરૂર પડયે કોઈ પણ કંપનીનું ફંડ સરકારી સિક્યુરિટિઝમા રોકવા ફરજ પાડી શકે
૭ દર વરસે આવકખર્ચ, નફોતોટો અને મૂડીના રોકાણ તેમજ થયેલા કામકાજ સબંધી હિસાબ આપવા પરદેશી કંપનીઓએ તેમના હિંદી કામકાજ સબંધી પણ તેમ કરવું
૮ કંપનીની સામાન્ય સભામા થયેલા કામકાજનો અહેવાલ મોકલવો
૯ સુપરિન્ટેન્ડન્ટને લાગે કે કોઈ કંપનીની વેલ્યુએશન યોગ્ય રીતે નથી થયુ, તો તે તેનું વેલ્યુએશન ફરી કરાવી શકે
૧૦ એજન્ટોને લાઈસેન્સ આપી રજિસ્ટર કરી વળતર આપતા બંધ કરવા
૧૧ જિંદગીના કામકાજના પહેલા વરસના પ્રિમિયમ પર ૪૦ ટકાથી વધુ અને પછીના વરસોના પ્રિમિયમ પર ૫ ટકાથી વધુ કમિશન ન આપવુ
૧૨ સરકારમા અનામત મૂકેલી થાપણ પર પાલિસી હોલ્ડરનો જ હક્ક રહે
૧૩ વીમો લેતી વખતે કોને પૈસા મળે તે વીમો ઉતરાવનાર જણાવી શકે અને તે પ્રમાણે પૈસા મળી શકે પાલિસી હોલ્ડર મરજી પડે ત્યારે, મરજી પડે તેટલી વખત, આ હક્ક એક નામ પરથી બીજા નામ પર ફેરવી શકે
૧૪ વીમાની પાકતી રકમ માટે વધારે હક કરનાર નીકળે ત્યારે વીમા કંપની તે રકમ કોર્ટને સુપરત કરી શકે
૧૫ કંપનીઓની મેનેજિંગ એજન્સી વણ વરસમા ખતમ કરવી

નં ૩ ના મુદ્દા પર ટીકા કરતા 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' લખે છે કે "આ નિયમ સ્પષ્ટ નથી પરદેશી કંપની તેના ફંડનો ⅘ ભાગ હિંદમા કેવી રીતે રોકી શકે? માટે એ પરદેશી કંપનીને લાગુ પડતો નહશે" વળી નં ૧૫ નો મુદ્દો પણ અગત હિત ધરાવનાર વ્યક્તિઓને અનુકૂળ નથી

ઉપરનું બીલ સમિતિને સોંપાયુ છે અને ૭ માસ પછી લગભગ ઓગસ્ટમા પાછું વડીધારાસભામા આવશે ત્યાર તેમા શુ રૂપાન્તરો થયા હશે તે કોણ જાણે? કારણ કે મૂડીના રોકાણની ચર્ચાનો જવાબ આપતા લો મેમ્બર જણાવે છે કે બહુમતિનો વિચાર નહોય તો રોકાણ સબંધી કાંઈ અંકુશ મૂસદામા આવશે નહિ

પરદેશી કંપનીઓની હરીફાઈ ઓછી કરવા માટેની દેશી કંપનીઓની કંઈ માગણીઓનો અસ્વીકાર થયો છે તે વાચક સહજ તારવી શકે છે યુરોપિયન સભ્યોનો આગેવાન આ બીલને મોટે ભાગે આવકાર આપે ત્યારે કોઈ વ્યક્તિ તેના પ્રતિસ્પર્ધિની 'હા' મળતા શકા કરે કે 'હું જરૂર ભૂલનો હઇશ' તેનુ મને સ્મરણ થાય છે પણ શ્રી વલ્લભભાઈએ હમણા જ તેમના ભરૂચના ભાષણમા કહ્યું તેમ, 'આ સરકાર તો બીજાના હિત માટે ચાલે છે' આપણે આપણી રાષ્ટ્રીય ભાવના જાગ્રત રાખીશુ તો હિંદી કંપનીઓને સત્વર ઉન્નત કરી શકીશુ. અને જો આપણે એમ ન કરીએ તો પેલી અંગ્રેજી કહેવત 'A fool and his money are soon parted'ના નમૂના રૂપ રહીશુ

———o———

# રસાયણું

પૂજાલાલ

હતા અબલ ને અવીર્ય, ન્હતી આય કો અંગમાં;
હતાં નયન તેજહીન, વદને નરી દીનતા
છવાયલ હતી; પરાજિત થઈ મહાજંગમાં
પલાયન કરી જતા તજી સુરક્ષ્ય સ્વાધીનતાઃ
કપાલ પર હાથ દેઈ રડતા નિરાશા મહીં.
'નસીબ બલવાન' એમ કહી બંદીખાને પડી
દિનો દુઃખતણા પસાર કરતા; હવે એ નહીં.
ગયો ભય, ગયો વિષાદ, ગબડી પડી સાંકડી
દિવાલ; વદને ઉષા અરુણરંગ હાવે હસે,
વિમુક્ત નવ પ્રાણ અંગભરમાં બલે ઊભરે
અજેય પુરુષાર્થ ઊર્ધ્વગતિએ હવે ઉલ્લસે,
અબાધિત પદો ધપે વિજયને મહા ઊંબરે.

અમે મરણનું રસાયણ બનાવીને પી ગયા;
થયા અજરકાય ને અમર આત્મઓજે ભર્યાં.

❦

# રાષ્ટ્રીય કેળવણી

કિશોરલાલ ઘ. મશરૂવાળા

[ આપણા રાષ્ટ્રસંગઠનમાં રાષ્ટ્રીય કેળવણીની એક વિગતનું મહત્ત્વ ઓછું નથી. પણ આજકાલ તેને વિષે કાંઈક ઉપેક્ષાભાવ પ્રજામાં આવી ગયો છે છતાં કેળવણીનો પ્રશ્ન તો વધુ ને વધુ વિકટ બનતો જ જાય છે એટલે રાષ્ટ્રીય કેળવણીની કિંમત પણ, અજ્ઞાતપણે છતાં, વધે જ છે એનો વિચાર આજ વધારે વ્યાપક રૂપ પકડતો જાય છે ખાસ રાષ્ટ્રીય કેળવણીના મનાતા ક્ષેત્રમાં સીધું કામ નહિ કરનારા પણ દેશની સાચી કેળવણીની શોધમાં વધારે ધ્યાન દેવા લાગ્યા છે. વર્તમાન કેળવણીની મૌલિક ભૂલ ને સદોષતા તથા વધતી જતી બેકારીનો ચાબખો જતે દહાડે સૌ રાષ્ટ્રહિતચિંતકોને આ વિચાર પર હાંકી લાવે તો નવાઈ નહિ

આવે વખતે, શ્રી કિશોરલાલભાઈએ તાજેતરમાં હૂદલીમાં ભરાયેલા તૃતીય ગાંધી સેવાસંઘના સંમેલનને પ્રમુખપદેથી જે વિચારો પ્રદર્શિત કર્યા છે, તે વિચારક વર્ગને જરૂર પ્રેરક થશે એમ માની, મૂળ હિંદીમાંથી નીચે ઉતાર્યા છે ]

"આજ આપણા કાર્યક્રમમાં રાષ્ટ્રીય શિક્ષણનું કયું સ્થાન છે? એનું સ્વરૂપ શું હોય? એ શિક્ષણ કોને માટે છે? આજ સુધીના અનુભવ પરથી, હવે આપણે એને આપણા કાર્યક્રમમાં રાખવું કે છોડવું? જો રાખવું તો તે કયા સ્વરૂપમાં? આવા આવા પ્રશ્નો શ્રી મગનભાઈએ ઉપસ્થિત કર્યા છે આની સંપૂર્ણ ચર્ચા માટે તો આ સંમેલન ઉચિત સ્થાન ન ગણાય તેને માટે તો રાષ્ટ્રીય શિક્ષણમાં કામ કરતા સેવકોએ એક જગાએ બેસીને વિચાર કરવો જોઈએ * પરંતુ એમણે એમ ઇચ્છા બતાવી કે, હું મારા કાંઈક વિચારો આપણમાં જણાવું, અને તે મેં કબૂલ રાખ્યું છે

રાષ્ટ્રીય શિક્ષણને નિમિત્તે અને એ નામ પર જ હું પૂ૦ બાપુજી પાસે આવ્યો છું અને ત્યારથી, બહારથી મારો સંબંધ કોઈ પણ સંસ્થા સાથે કોઈ પણ નાતે રહ્યો હોય છતાં, શિક્ષણક્ષેત્ર સાથેનો મારો સંબંધ છૂટ્યો નથી મારે કબૂલ કરવું જોઈએ કે, આ વિષયમાં મારા દિલમાં કાંઈક ખેદનો ભાગ પણ રહ્યો છે અસહકારની હિલચાલ અથવા ગૂજરાત વિદ્યાપીઠના પ્રારંભથી જ હું બેત્રણ વાતો વિષે અરણ્યરુદન કરતો આવ્યો છું

* આ પ્રશ્નને અંગે સંમેલને નીચે મુજબનો ઠરાવ કર્યો છે —

"કેમ કે રાષ્ટ્રીય કેળવણીના પ્રશ્નને મૂળથી જ ફરી વિચારવાની જરૂર ઉત્પન્ન થઈ છે, તેથી આ સંમેલન ગૂજરાત વિદ્યાપીઠને ભલામણ કરે છે કે, તે ભિન્ન ભિન્ન રાષ્ટ્રીય વિદ્યાપીઠો તથા પાઠશાળાઓના અધ્યાપકો તથા રાષ્ટ્રીય કેળવણી પર વિચાર કરવાની યોગ્યતાવાળા અન્ય કાર્યકર્તાઓની એક નાની સમિતિ કે પરિષદ બોલાવીને, રાષ્ટ્રીય કેળવણી સંબંધી વિવિધ વિષયો પર વિચાર કરે, અને હાલની પરિસ્થિતિમાં, રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓને વ્યવહારુ માર્ગદર્શક થાય એવી એક યોજના નક્કી કરે."

શરૂથી હું માનતો આવ્યો છું કે, રાષ્ટ્રીય શિક્ષણમાં માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણના કરતાં પ્રાથમિક શિક્ષણના પ્રચારમાં અને એનું સ્વરૂપ સંશોધવામાં આપણે આપણી શક્તિ કેંદ્રિત કરવી જોઈએ. બીજું, આ વાતનું મને હમેશ દુઃખ રહ્યું છે કે, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં આપણે વિજ્ઞાનના શિક્ષણની ભારે ઉપેક્ષા કરતા આવ્યા છીએ. ભાષા, અર્થશાસ્ત્ર, રાજકારણ આદિ સાહિત્યિક વિદ્યાઓ તરફ આપણો ઝોક વધારે રહ્યો છે. ઉદ્યોગશિક્ષણના વિષયમાં આપણે બૌદ્ધિક તીવ્રતા તો બહુ રાખી છે, પણ એને સ્થિર કરવાની જડસમાન જે વિજ્ઞાન અને શાસ્ત્રીય કારીગરીનું જ્ઞાન, તેની ઉપેક્ષા જ નહિ, પણ પ્રારંભમાં ઉપહાસ પણ કર્યો છે. પણ, સામેની બાજૂએ, સંગીત અને લલિતકળાઓ પર મર્યાદા કરતાં વધારે જોર દીધું. મને લાગે છે કે, તરુણોની સંયમશક્તિ પર આનું પરિણામ સારું નથી આવ્યું, અને આપણા તરુણ કાર્યકર્તાઓની મારફતે, દેખાવમાં રસિક અને મોહક પણ લોકોના સંયમબળને પાડવાવાળી, એવી ફેશનો દેહાતોમાં વહેવા લાગી છે. આવા મારા વિચારોને લીધે આપણામાંના જ એક મંડળમાં હું કાંઈક હાસ્યાસ્પદ પણ બન્યો છું. પરંતુ, હું તો જે માનુ છું તે જ જાહેર કરી શકું. રાષ્ટ્રીય કેળવણી વિષે આજ જે હું માનું છું તે થોડી કલમોમાં કહી જાઉં.

૧. રાષ્ટ્રીય કેળવણીમાં પ્રાથમિક કેળવણી પર જ આપણે અધિક જોર દેવું જોઈએ. ત્યાર પછીની માધ્યમિક અને ઉચ્ચ કેળવણીની ઇચ્છા રાખનારા વિદ્યાર્થીઓ જો, આજની પરિસ્થિતિમાં, સરકારી સંસ્થાઓમાં જાય તો તે સહી લેવું જોઈએ. અને જો તેઓ તે કેળવણીને માટે લાયક હોય તો તેઓ એવી સંસ્થાઓમાં જાય તેથી ખેદ ન કરવો ઘટે.

૨. લેખન, વાચન અને ગણિત એ ત્રણ પ્રાથમિક કેળવણીનાં સામાન્ય અંગ મનાય છે. તેમાં પ્રાથમિક દશાની કારીગરી, એટલે કે સુતારી, લુહારી વગેરેમાં કામ આવતાં ઓજારો વાપરવાનો અભ્યાસ,—આને પ્રાથમિક કેળવણીના ચોથા અંગ તરીકે સામેલ કરવું જોઈએ.

૩. મોટી ઉંમરના વિદ્યાર્થીઓ સારુ આપણું કામ ઉદ્યોગશિક્ષણ આપવાનું તથા પ્રાથમિક શાળાના શિક્ષક અને ગ્રામસેવક તૈયાર કરવા પૂરતું મર્યાદિત રહેવું જોઈએ.

૪. શરૂઆતથી જ વિજ્ઞાનનું શિક્ષણ અને વિજ્ઞાનપદ્ધતિની ટેવો પાડવાનું કામ થવું જોઈએ.

૫. સંસ્કારો પાડવાની બાબતમાં, સર્વોદયને લક્ષમાં રાખીને વ્યક્તિના જીવન તથા ચરિત્રનો વિચાર થવો જોઈએ. સમાજહિતથી સ્વતંત્ર વૈયક્તિક વિકાસ, સ્વાતંત્ર્ય, મુક્તિ વગેરે વાતોનો વિચાર કરવામાં સાવધાની રાખવી જોઈએ. ધર્મ, તત્ત્વજ્ઞાન, કળા તથા વિદ્યાવિનોદના વિષયોમાં મનોરમ કલ્પનાપ્રધાન કાવ્યવૃત્તિ અને અનુમાનપ્રધાન તર્કશક્તિ કરતાં પ્રત્યક્ષ જીવનનું અવલોકન અને અનુભવમૂલક યથાર્થદર્શી વૃત્તિના અનુશીલનને મહત્વ આપવું જોઈએ.

૭. સંગીત અને ચિત્રકળાની હું અવહેલના કે ઉપેક્ષા કરવા માગતો નથી. એક પ્રકારના સમૂહસંગીતની જરૂર મારે મન ખૂબ વસે છે. ચિત્રકળાને બહુ જ ઉપયોગી કળા સમજું છું. કિંતુ સંગીતની ગતિ નૃત્ય અને નાટ્યના પ્રાધાન્ય તરફ તથા ચિત્રકળાની ગતિ

સુકુમાર આકૃતિઓ અને લલિત હાવભાવો આલેખવા તરફ જે થતી જાય છે, તેમા મને ભાવી પ્રજાનુ કલ્યાણ નથી દેખાતુ એમા પ્રાચીન ભક્તોના પણ પદો હોય કે અજંટા વગેરે એક જમાનાની ધાર્મિક સસ્થાઓના ચિત્ર હોય, તોપણ હુ તેમને નિર્દોષ નથી માનતો આજ આપણા હૃદયમા જ'ના જોઈએ એવા ભાવોને તે વ્યક્ત નથી કરતા, કે નથી તે આપણે પહોચવાના આદર્શનુ ચિત્ર આપણી આગળ ખડુ કરતા તે ફક્ત આપણા આળમની, ગમે તેમ સમય ગાળનાની જ ઉપરીતિઓ છે ચારિત્ર્યપુષ્ટિની દૃષ્ટિએ, તેઓ બ્રિજ કે કેરમની રમતો કરતા બહુ ફરકવાળા મને નથી લાગતા લાબી બીમારીમાથી ઊઠના, કમજોરીની દશા વખતે, કદાચ આવા મનોરજનો નિર્દોષ માની શકાય પરતુ કામ કરવાની શક્તિ આવી ગયા પછી એનો શોખ તો સદોષ જ છે પરતુ, આ વિચાર કદાચ આજ પણ અરણ્યરુદન જ છે રસિકતામા જીવનનો વિકાસ અને ઉલ્લાસ દેખનાર આજના યુવાન વર્ગને આ વિચાર રુચી શકના નથી તેથી આ વિષયને અત્યારે તો આટલેથી જ બધ કરુ છુ '

---

## વાટખર્ચી

'શિરીષ'

યાત્રાએ જાઉં કો દિ': પથ સરલ ન'જો, ફાવતા વા ન વાજો,
ને કંઠે શોષ ઊંડો જલ વિણ પડજો, આકરી લૂ ય વાજો,
માર્ગીને સ્હેજ એવી મુશિબત પડજો માર્ગમાં લાખઃ બીજી
શ્રદ્ધાની કિન્તુ કો દિ' કદિ નવ ખૂટજો વાટમા વાટખર્ચી !

# બ્રહ્મદેશના ઉત્સવો અને જીવનવ્યવહાર

પદ્મનાભ શાસ્ત્રી

હિંદુસ્તાની–બંગાળી–મદ્રાસી કરતાં ગુજરાત કાઠિયાવાડના લોકોને બ્રહ્મદેશનો પ્રદેશ કોઈ નવી દુનિયા જેવો જ પ્રથમ પરિચયે જણાયા વિના રહેતો નથી. ચીના લોકો સાથે ચહેરામોરામાં મળતા હોવા છતાં તેમનાં પહેરવેશ બોલી રીતભાત વગેરેમાં બ્રહ્મીલોકો ઘણા જુદા પડતા જણાય છે. તેમનાં દેવાલયો પણ નવીન યાત્રીઓને સમાન ઘાટવાળાં જણાવા છતાં તેમાં પણ બારીકીથી જોનારને તફાવત સ્પષ્ટ જણાઈ આવે છે. આમ છતાં ચીના લોકો સાથે તેમનો જેટલો ગાઢ પરિચય છે તેટલો હિંદની અન્ય વસાહતો સાથે જણાતો નથી. આમ થવાનું કારણ એ દેશ ચીનાઓના સંસર્ગમાં રહ્યો તેટલો હિંદુસ્તાન સાથે રહ્યો જણાતો નથી, જો કે અત્યારની તેમની આબાદી વિશેષતઃ હિંદને આભારી છે.

બ્રહ્મદેશની વસતિનો મુખ્ય ભાગ બરમી, ચીના, મદ્રાસી, ઉડીઆ, મુસલમાન, કચ્છી, બંગાળી, પારસી તથા યુરોપિયનોનો જોવામાં આવે છે. બંગાળી, મદ્રાસી, ચીના અને બરમી લોકોના પ્રમાણમાં અન્ય પ્રજાનું પ્રમાણ ઓછું માલુમ પડે છે છતાં લાંબા વખતના સહવાસથી તેઓ એવા મળી ગયા છે કે એક પ્રજા જેવું પરસ્પર વર્તન જોવામાં આવે છે.

સ્ત્રી તથા પુરુષોના પહેરવેશ થોડા ફેરફાર સિવાય એક સરખા હોવાથી નવા માણસને દૂરથી સ્ત્રીપુરુષોનો ભેદ આપણા દેશની માફક તુરત સમજમાં આવતો નથી, કારણકે લોકવર્ગની—રબારી વગેરેની—માફક તેઓ ત્રણ વાર લાંબુ કપડું—જેને તેઓ લુંગી કહે છે તે—કેડે વીંટાળે છે. ખમીસ કે પોલકાંને બદલે બન્ને–સ્ત્રી તથા પુરુષો–આપણા દેશની લાંબી બાંની બંડી જેવું પહેરે છે. માથાનો પોશાક વિચિત્ર જણાય છે કારણ કે દક્ષિણી સ્ત્રીઓની માફક બરમી સ્ત્રીઓ પોતાનાં માથાં ખુલ્લાં રાખે છે અને વાળનો અંબોડો પાછળ ગરદન તરફ ઢળતો રાખવાને બદલે માથા ઉપર ચાર છ આંગળ પહોળી ઈંઢોણી મૂકી હોય તેમ રાખે છે. જેનાં વાળ ટૂંકા હોય તે વધારેના કૃત્રિમ વાળ તેમાં મેળવી સુંદર ઈંઢોણી ઘાટનો અંબોડો એકપણ લટ ઝૂલતી ન હોય તેમ બધા વાળ ગોળાકારમાં બરાબર હોળીને સાફ માથે રાખે છે અને તેમાં ફરતાં કલગીઘાટનાં પાન અથવા ફૂલની ડાંખળીઓ ખોસે છે. માથા ઉપર ઈંઢોણીઘાટનો મોટો અંબોડો રાખવાનો સ્ત્રીઓમાં ખૂબ શોખ હોય છે તેથી એક સુંદર દાબડામાં—બરમી વાંસની બનાવટના—લાંબા હોળેલા કૃત્રિમ વાળ તેઓ સાચવીને રાખી મૂકે છે. દેવ સમાન સન્માન આપતી વખતે કુમારિકાઓ સામસામી હારમાં બેસી વાંકાં વળી પોતાના ચોટલાથી રસ્તાને વાળથી પાથરી દઈ તેના ઉપર થઈ મહેમાનોને ચાલી જવા કહે છે. લોર્ડ રીડીંગને આ પ્રમાણે માન આપવામાં આવ્યું હતું. આ પોશાક ઉપરાંત સ્ત્રીઓ અમદાવાદી બાઈઓની જૂની ઢબ પ્રમાણે ગરદનથી બન્ને બાજુ લટકતો એક ખેસ વીંટે છે જે આગળ બન્ને ગોઠણ સુધી લટકતો જોવામાં આવે છે; જ્યારે પુરુષો

તેવો એમ નહિ રાખતા માથા ઉપર બેત્રણ હાથનો રંગીન ટુકડો વીંટાળે છે ચીના સ્ત્રીઓ આપણી માફક પાછળ ગરદનને અડકીને ચપોચપ ગૂથેલો અંબોડો વાળે છે અથવા તો ગૂથેલો છૂટો ચોટલો રાખે છે

નાતજાતના બંધનના અભાવે બરમાની સ્ત્રીઓ ગમે તેના ઘરમા બેસી શકે છે અને જે કોમ સાથે એ બંધાથી જોડાય છે તેના રીતરિવાજ ત્રી કરે છે મુસલમાન સાથે રહે ત્યા સુધી એઓ જનાના પડદો પાળે પારસી અથવા યુરોપિયનનુ ઘર માંડવાનુ હોય તો તેમના પોશાકમા પતિ સાથે છૂટથી ફરે હરે છે અને તેમના બધા રીતરિવાજ પણ એના ચોક્કસપણે પાળે છે કે ધણીઆર લોકોને ભ્રમ થઈ આવે છે કે એ સાઈ બરમી છે કે કોઈ બીજી મતભેદ થતા છૂટાછેડા થઈ શકે છે અને મન મળી જતા જિંદગીભર પણ સાથ છોડતી નથી વતન છોડી દેશાવરમા વસવાનુ તેઓ બહુ પસદ કરતી નથી જો કે કોઈકોઈ સૂરતી મેમણો સાથે અથવા કલકત્તાવાસી સાથે હિંદભૂમિ ઉપર અમુક સમય માટે તેઓ આવે છે, પરતુ આચારવિચાર તેના માનેલા પતિના પાળતી હોવાથી તે સમાજમા તુરત હોહા થવા દેતી નથી જો કે તેમને કોઈપણ જાતિના પુરુષો સાથે ઘરવાસ કરવા માટે પ્રતિબંધ નથી

પુરુષો કરતા સ્ત્રીઓ વધારે કામેન હોય છે—આપણી ભરવાડણો તથા રબારણો પુરુષો કરતા જેમ વધારે કામેન હોય છે તેમ ત્યાનો ઘરગથ્થુ ઘણોખરો વેપાર સ્ત્રીઓ જ કરે છે જેમકે શાકભાજી ફળફૂલ વાસના સામણો ખાવાની જુદીજુદી વાનીઓ સર્વ સ્ત્રીઓ જ વેચે છે, પુરુષો કાં તો ફક્કડ થઈ ફરે છે અથવા તો કોઈ નોકરી કરવા જાય છે

ચીના લોકો સાથે રહેવા છતા તેઓ ચીના જેટલા ઝનુની હોતા નથી બાળકો તરફ વધારે પ્રીતિવાળા હોય છે

તેમના દેવાલયો શિવાલયના ઘુમટ જેવા હોય છે અને એ ઘુમટ ફરતી અનેક પ્રચડ પ્રતિમાઓ પધરાવી તેઓ પૂજે છે બૌદ્ધ સસ્કૃતિના અવશેષો આ ભાગમા વિશેષ જોવામા આવે છે બરમી લોકો જેટલો ચીનાઓએ બૌદ્ધ ધર્મ અપનાવ્યો નથી માસાહારી હોવા છતા તેઓ ચીના લોકો જેવા સર્વભક્ષી નથી ધર્મ ઉપર તેમની શ્રદ્ધા અચળ જણાય છે અંગ્રેજી કેળવણીનો તેમણે સારો લાભ લીધો હોય છે આપણા લોકો કરતા એ લોકો વધારે સારુ અંગ્રેજી બોલી શકે છે યુરોપીય લોકો તથા બરમી લોકોની અંગ્રેજી ભાષા સમજતા આપણને શરૂઆતમા જરા મુશ્કેલી જણાય છે એ લોકોની લિપિ ચીન–જાપાન તથા આપણા દેવનાગરી—બગાળી મોડી લિપિઓ કરતા તેલેગુ–તામિલ–કે મલાયાલમની લિપિને વધારે મળતી આવે છે તેમા ગોળાકાર વધારે હોય છે કામરૂ દેશની ભીતિ અહીં જોવામા આવતી નથી જો કે શિથિલ ચારિત્ર્યવાળાને કામરૂદેશ જવાની જરૂર હોતી નથી, તેને મન તો સમભૂમિ ગોપા ળકી હોવાથી તેમા ક્યાય પણ અટક જણાતી જ નથી શહેર અને ગામડાની સસ્કૃતિ અને સાદાઈ આ મુલકમા પણ જોવામા આવે છે શહેરનુ દાંભિક જીવન ગામડાની ગરીબ પ્રજામા નથી જોવામા આવતુ

બ્રહ્મદેશમા આપણા કરતા વરસાદ વધારે પડે છે તો પણ આપણને બિલકુલ માફક જ ન આવે તેવા હવાપાણી ત્યા નથી બ્રહ્મદેશ કરતા હિંદુસ્તાન—બગાળા પંજાબ અને દક્ષિણના હવાપાણી કાઠિયાવાડ–ગુજરાતના લોકોને ઓછા માફક આવે તેવા હોય છે માડલે તરફનો

પ્રદેશ ઝાલાવાડ જેવો ગરમ ગણી શકાય; જ્યારે બીજો મુલક ગુજરાત જેવો રસાળ છે. શાકભાજી તથા ફળફળાદિક ત્યાં એટલાં સસ્તાં મળે છે કે દેશમાં આવનારને કાઠિયાવાડમાં મોંઘારતનું ભાન થયા વિના રહેતું નથી.

લાકડું અને નેતર ત્યાં એટલું સસ્તું હોય છે કે રેગુન જેવા શહેરમાં એક સામાન્ય ખાનાંવાળું સાધારણ ટેબલ બાર આનામાં મળી શકે છે. ત્યાં લોકો મકાન ઉપર નળિયાં પણ અંગ્રેજી ઉંધા V ના ઘાટનાં લાકડાનાં વાપરે છે. ઘાસતેલના કુવા હોવાથી પેટ્રોલ, મીણબત્તી, ઘાસલેટ સ્થાનિક વપરાશ ઉપરાંત મોટા પ્રમાણમાં પરદેશ મોકલી શકાય છે.

ધર્માચરણ સંબંધમાં હિંદની પુરાણી બ્રાહ્મણોની પ્રથા એ લોકો અત્યારે પણ જાળવી રહ્યા છે. દરેક ગામે મંદિર સાથે મોટા મઠ–છાપરાંવાળાં ખુલ્લાં વ્યાખ્યાન ગૃહો–બાંધેલાં હોય છે જ્યાં દરેક બરમી બાળકને ફરજિયાત ધાર્મિક શિક્ષણ વિના મૂલ્યે આપવામાં આવે છે. છોકરો સમજણો થાય કે બેત્રણ વર્ષ તેને આ મઠમાં મોકલવામાં આવે છે, જ્યાં તે બ્રહ્મચારીનો કાષાય પોશાક પહેરે છે અને ગામમાંથી ગુરુ માટે ભિક્ષા માગી લાવી એ ભિક્ષામાંથી ગુરુ પાસેથી પોતાનો હિસ્સો મેળવી પોતાનું કામ ચલાવે છે. મઠમાંથી તે ઘેર ભિક્ષા સિવાય જતો જ નથી. આ રીતે દરેક બ્રહ્મી બાળક મઠમાં પોતાનું શરૂઆતનું જીવન ધાર્મિક વાતાવરણમાં ગુરુના સાંનિધ્યમાં વ્યતીત કરે છે. આપણા દેશમાં આ વિદ્યાનું ફારસ બ્રાહ્મણો જનોઈ આપતી વેળા સરસ રીતે ભજવી બતાવે છે. બટુકને કાશી ભણવા જતાં મુશ્કેલી બતાવી મામો પોતાની ખાંધે બેસાડી દોડતા બટુકને મનાવી ઘેર પાછો લાવે છે અને એ રીતે આપણાં ગુરુકુલોની પવિત્ર ભાવના ઉપર પ્રહાર કરી એ પવિત્ર વિધિને હલકિત બનાવી દે છે. આ કારણથી આપણી ગુરુભાવના માત્ર પુસ્તકિયા બની ગઈ, જ્યારે બ્રહ્મદેશમાં અત્યારે પણ તેનાં જ્વલંત દૃષ્ટાંતો જ્યાં ત્યાં નજરે પડે છે. આપણો ગોરવર્ગ હાસ્યપાત્ર બન્યો જ્યારે ત્યાં તે હજી પણ દેવરૂપે પૂજ્ય છે અને ગમે તેટલી વિદેશી કેળવણી લીધી હોય તોપણ બુદ્ધમંદિર રસ્તામાં આવે તો મોટર, ટ્રામ કે ટ્રેનમાંથી પણ આપણે બ્રહ્મી સ્ત્રી પુરુષોને તે તરફ નમન કરતાં જોઈ શકીએ છીએ. આપણી માફક ત્યાં ભાવનાહીન મંદિર-પ્રવેશના સત્યાગ્રહની જરૂર જ પડતી નથી. રેગુનમાં એક શિવમંદિર પણ છે જ્યાં બરમી સ્ત્રીપુરુષો પૂજન–દર્શન નિમિત્તે જતાં આવતાં જોવામાં આવે છે. આપણા દેશમાંથી ઘણા પ્રાચીન કાળમાં ત્યાં જઈ વસેલા બ્રાહ્મણોના એ વંશજો મનાય છે જે પોતાનો પોશાક અને રીતભાત બ્રહ્મીલોકો જેવાં જમાનાઓથી પાળતા જણાય છે.

લગ્નવિધિ અથવા એવા જ બીજા સંસ્કારો કરતાં બ્રહ્મી લોકો મરણના પ્રસંગ બહુ ધામધૂમથી ઊજવે છે. ચીના લોકો મરણક્રિયા પ્રસંગે મોટી ધમાલ કરે છે પણ તેમાં પવિત્ર ભાવના જોવામાં આવતી નથી. ઇ. સ. ૧૯૨૧–૨૨ માં એક ધર્મગુરુ પાછળ આવો મહોત્સવ ઊજવવામાં આવ્યો હતો જેનું વર્ણન આપણે આગળ ઉપર કરીશું. દરેક મરણ પ્રસંગે એ લોકો સ્મશાનયાત્રાનું મોટું સરઘસ ધામધૂમથી કાઢે છે. મુડદાંને બાળવાનો તથા દાટવાનો એમ બે રિવાજ ત્યાં ચાલે છે, જેમાં બાળવાની પ્રથા તેમની વધારે પૂજ્ય બુદ્ધિનું ચિહ્ન મનાય છે. આપણા દેશમાં મારગી સાધુઓ તથા સંન્યાસીઓની પાલખી કાઢવામાં આવે છે તેના જેવો કાંઈક આ પ્રકાર જણાય છે. પરંતુ બ્રહ્મદેશમાં એક

સુંદર સુશોભિત બરમી મંદિરઘાટની પાલખી બનાવી તેમાં શબને સુવારી સુગંધી પદાર્થો છાટી અગરબત્તી વગેરે આસપાસ સળગાવી એ મંદિર જેના રથને માઈકલ જોડી અથવા તો એવી કોઈ યુક્તિ વડે મન્ધમના આકારમાં ફેરવવામા આવે છે ચલણી નાણાના વરસાદ તેની આગળ વરસાવતા જાય છે પાસેથી જનારને દસેક હાથ છેટેથી પણ અત્તર અગરબત્તી વગેરેની ખુશબો આવ્યા વિના રહેતી નથી બધા શક્તિ પ્રમાણે સારા—બની શકે તો નવા—પોશાકમાં સજ્જ થએલા હોય છે શબના રથ આગળ બરમી સાધુ સાધ્વીની હાર બન્નેની નિયમિત ચાલતી જોવામા આવે છે પાલખી સાથે ખાસ કુટુંબી જનો રહે છે આસપાસ સ્નેહી સજ્જનોના ટોળા ચાલતા હોય છે સ્મશાનયાત્રાની ભવ્યતા જોઈને મરનારને સ્વર્ગ મળી ગયાની ખાતરી થઈ જાય છે યુરોપીય લોકોની પેઠે બરમી લોકો મૃતદેહને મશાનાથી લાંબો વખત સુરક્ષિત રાખી અનુકૂળ ઉત્સવતિથિ નક્કી કરી અગ્નિદાહ કે ભૂમિદાહ આપે છે પૂજ્યભાવ દર્શાવવા અગ્નિદાહ જ આપવામા આવે છે આવો એક પ્રસંગ ૧૯૨૧-૨૦ ના અરસામા રંગુન ખાતે એક ધર્મગુરુ મરી ગયા પછી એક વરસે તેની જન્મતિથિના દિવસે ઊજવવામા આવ્યો હતો, જે વખતે બેત્રણ માઈલના ઘેરાવામા અનેક શોભા કરવામા આવી હતી કાગળના આબેહુબ સૂંઢ હલાવતા હાથી, દીપડા, ગગનચુંબી મહાકાય ધર્મગુરુની કાગળની પ્રતિકૃતિ (પેઈન્ટિંગ કે ફોટો નહિ), આબેહુબ આકૃતિ, અનેક બુદ્ધમંદિરો વગેરે ત્યના ઉપાસકોએ તૈયાર ર્યા હતા બહારગામથી દર્શને આવનાર લોકો માટે સુશોભિત વિશ્રામગૃહો તથા ભોજનાલયો ત્યા અનેક ગોઠવવામા આવ્યા હતા અગ્નિદાહ આપવા માટે એક ખાસ કાગળ અને વાંસનુ મોટુ મંદિરઘાટનું મકાન રચવામા આવ્યુ હતુ જેમા ત્રણચાર માળ રાખવામા આવ્યા હતા સૌથી ઉપલા માળ સુધી શબને લઈ જઈ રાખ્યુ તેરા તેમા રસ્તા રાખવામા આવ્યા હતા આ અગ્નિગૃહ સામે એક બીજુ તેના જ જેવડુ મંદિર ઉત્તમ કારીગરીના નમૂના રૂપ કોતરકામવાળુ કાગળ અને વાંસનું રંગબેરંગી તેવુ જ ઊંચુ બનાવવામા આવ્યુ હતુ એ વાસમંદિરમાથી ઉપલા મજલેથી પેટીમા રાખેલા એક વપના શબને અગ્નિદાહવાળા મંદિરમા ચોથે મજલે ગોઠવવામા આવ્યા પછી એવી ખાસ કરામતથી શબની બાજુમા યુક્તિથી દેવતા ફેંકવામા આવ્યો કે શબવાળા પ્રદેશમા અગ્નિ પ્રગટ્યો તથાપિ એ મકાન તો ક્યાંય સુધી સુરક્ષિત જ રહ્યુ ઉપલે માળે શબ ભસ્મીભૂત થયા પછી આસપાસના બધા મકાનને ભસ્મ કરવામા આવ્યા આ ઉત્સવ ત્રણચાર દિવસ અગાઉથી શરૂ કરવામા આવ્યો હતો ગરુભક્ત ઉ ઉતમા એ પ્રજાના સૌથી મોટા ધર્મગુરુ છે, જેઓ અનેક ભાષા જેવી કે બરમી, અંગ્રેજી, સંસ્કૃત, બંગાળી, જાપાની, હિંદી વગેરેમા વ્યાખ્યાન સચોટ રીતે આપી શકે છે

અંગ્રેજોના ઈસ્ટર અને આપણી હોળીના જેવો તહેવાર તેઓ એપ્રિલ માસમા આવતી પુનેમના પ્રસંગે ચાર દિવસ સુધી આનંદથી ઊજવે છે જેને તેઓ તધુવા કહે છે તધુવાના દિવસોમા બે દિવસ પુરુષો અને બે દિવસ સ્ત્રીઓ પુષ્પસુવાસિત જળદેવને ચડાવવા બુદ્ધમંદિરમા જાય છે પરંતુ આપણી પેરે ભાન ભૂલી તેઓ સામસામા પાણી છાંટવામા એવા મશગુલ બની જાય છે કે જાહેર રસ્તા ઉપર મ્યુનિસિપાલિટીના નળ ખુલ્લા મૂકી તેમાથી બાલદીઓ ભરી ભરીને બરમી સ્ત્રીઓ કે માણિઓ ઉપર રેડે છે બેચાર કલાક એ રસ્તે સુરક્ષિતપણે પસાર થવુ બીજાને મુશ્કેલ બની જાય છે, જો કે બરમી સિવાય અન્ય

લોકો તરફ તેઓ સભ્યતા જાળવે છે. ચાલતી ટ્રામો ઊભી રખાવી અંદર પાણીની ડોલો ઠાલવે છે અને અંદર બેઠેલી બરમી સ્ત્રીઓને તરબોળ કરી મૂકે છે. રસ્તા ઉપર આ રમુજી દૃશ્ય જોવા માટે બન્ને બાજુ લોકોની કતાર જામી જાય છે. આમ છતાં મારવાડી ભાઈઓની માફક તેઓ માઝા મૂકતા નથી. બ્રહ્મદેશમાં પણ હિંદુસ્તાની અને મારવાડી લોકો હોળીના પ્રસંગે માનવસભ્યતાને ગીરો મૂકી દે છે અને ખેલ ખેલવામાં તથા બીભત્સ રસની લહાણી કરવામાં ગાંડાતુર બની જાય છે.

એ નરકના સીનેમાવાળા ચાલતી ફિલ્મોનાં આકર્ષક ચિત્રો ઉપરાંત મનુષ્યો, પશુઓ વગેરેનાં આબાદ પ્રસંગો સરઘસરૂપે ગામમાં લત્તાઓમાં ફેરવે છે અને જંગલી નાચ વગેરે પણ ચૌટેચૌટે બતાવે છે. અમુક લત્તામાં ટ્રામ ગાડીના ડબા અમુક આકર્ષક દૃશ્યોથી શણગારી સાથે સંગીત ગોઠવી નિયમિત કલાકો સુધી દિવસના મોટા ભાગમાં દોડાવે છે. જીરાફ, હાથી, ઘોડા વગેરે પશુઓ, જંગલી પોશાકમાં સજ્જ થયેલાં બિહામણાં નરનારીઓ વગેરે જાહેર લત્તાઓમાં સરઘસરૂપે ફરતાં જોઈ શકાય છે.

તહેવારોના પ્રસંગો સિવાય પણ કોઈ પેઢીનાં વાર્ષિક લિલામની જાહેરાતરૂપે શહેરના મુખ્ય લત્તાઓમાં રાત્રીના સંગીત-નાચ વગેરે જલસા ગોઠવવામાં આવે છે. વેચાણ વસ્તુઓનાં જંગી સ્વરૂપો તૈયાર કરી મોટા મોટર ખટારાઓમાં ગોઠવી સંગીતમંડળી સાથે શણગારીને ફેરવવામાં આવે છે. રંગુનની પ્રસિદ્ધ પેઢી-બરમા ફેવરીટ નામથી એક વખત ઓળખાતી પેઢી એવા વાર્ષિક પ્રસંગો પૂર ભભકાથી ઊજવતી—જ્યારે આકાશમાં ઊડતી પરી, એક બાળકને પરીના પોશાકમાં સજ્જ કરી ઊંચે ઊડતો બતાવવામાં આવતો તેવાં દૃશ્યો અને બારપંદર ફૂટનો બૂટ એક ખટારામાં ગોઠવી એ સરઘસનાં સંગીતમય જલસા પ્રસંગે ફેરવવામાં આવતો. મુખ્ય દુકાનમાં વેચવાનો માલ સુંદર રીતે ગોઠવવામાં આવતો અને આખો દિવસ દુકાનમાં અંતરિક્ષમાંથી સંગીત ઝરતું હોય તેવો ભાવ વ્યક્ત કરવાના હેતુથી બારણાના દરવાજા ઉપર ગુપ્ત બેઠકમાં સંગીત મંડળીને ખાસ રોકવામાં આવતી.

બરમાનું સંગીત બંગાળી સંગીતને મળતું છતાં જુદા પ્રકારનું છે. બંગાળી લોકો માફક બરમી લોકો પણ અનેક સાજ વાપરે છે અને દરેક સાજમાંથી જુદાજુદા ધ્વનિ કાઢવામાં આવે છે. આપણી માફક માત્ર એકાદ તબલાંની જોડી કે પખાવજથી પતાવી દેવામાં આવતું નથી. એ લોકોનું વાદ્ય પણ વિચિત્ર પ્રકારનું, લોખંડ અથવા લાકડાંની પટ્ટીઓનું હોડકાંના આકારનું બનાવેલું આવે છે, જેમાંથી જલતરંગ માફક નાની હથોડી વડે જુદાજુદા સૂર કાઢવામાં આવે છે. આપણા દેશના કીર્તનકારો તથા ભજનમંડળીઓની જેમ ત્યાં પણ અનેક સંગીત મંડળી વૈષ્ણવોની રાસધારી મંડળીઓની માફક ગામેગામ ફરતી હોય છે અને રામલીલા-વાળાઓની માફક ચૌટેચૌટે પોતાનું ગાન-નાચ વગેરે લોકોને બતાવે છે. આપણી ભવાઈ જેવા બીભત્સ પ્રસંગો પણ ગ્રામ્ય જનતામાં ભજવાય છે જેની ભાષા આપણે સમજતા હોઈએ તો ઘણીવાર આપણા કાનના કીડા ખરી જાય તેવી પણ હોય છે. પરંતુ બરમાનાં નરનારીઓ મોડી રાત સુધી આવા જલસાઓમાં હાજરી આપે છે, જો કે તેમાં શિષ્ટવર્ગ બહુ ઓછો માલુમ પડે છે આઠ વર્ષની ઉમરે પ્રો. મનહર બરવેએ પોતાના પિતાની હયાતીમાં રંગુનની મુલાકાત લીધી ત્યારે અનેક વાદ્યો સાથે બરમાનાં સાજ પણ તેણે કુશળતાથી બજાવી જનતાનાં મનરંજન કર્યાં હતાં.

કલકત્તાની મીઠાઈમાં રસગુલ્લાના વખાણ સર્વત્ર થાય છે તેમ એ દેશમાં થતું દુરિયાન બહુ જ પૌષ્ટિક ગણાય છે. શ્રીફળ જેવડું મોટું કાંટાવાળું એ ફળ હોય છે જેમાંથી ફણસના જેવી પણ જરા મોટી આરપારમાન પેશી નીકળે છે. જેની ઉપરની મલાઈ જેવો ભાગ ખાઈ અંદરનો ઠળિયા જેવો ભાગ ફેંકી દેવામાં આવે છે. થોડા નિયમ ઉપયોગ કરવાથી કૌવત આવે છે એમ લોકો માને છે. તેની વાસ ખરાબ હોવાથી નિયમતા એ ચીજનો ઉપયોગ ઓછો થાય છે. ખરાબ વાસના કારણે સ્ટીમરમાં લઈ જવાની મનાઈ છે તેથી તેની અથાણાની કોઈ અન્ય બનાવટ તૈયાર કરી લોકો સાથે લઈ જઈ શકે છે. એ ફળની વાસ એટલી ઉગ્ર છે કે ઘરમાં લાવ્યા હોઈએ તો તે વાસ છાની રહી શકતી નથી. વાંસ ટીમર વગેરેની પેદાશ બહુ હોવાથી વાંસની ગોકમાંથી કાચની મનોહરતાના કામણના નમૂના પ્રમાણે દરેક ચીજ ત્યાંના ગામડિયા લોકો પુષ્કળ તૈયાર કરે છે. પોખરાજના નંગ તથા મોતીના બુતાન ત્યાંની ખાસ બનાવટ ગણાય છે.

મુંબઈની મ્યુનિસિપાલિટીને શરમાવે તેવી સુંદર મ્યુનિસિપાલિટી રંગુનમાં જોઈ શકાય છે. એ શહેરની રચના અમેરિકન પદ્ધતિ અનુસાર નવી જ કરવામાં આવેલી હોવાથી ત્યાંના રસ્તા ઘણા લાંબા અને વિશાળ છે. મોટા પાંચ રસ્તાને સરખા બ્લૉકમાં વહેંચી નાખી એ ગલી અને એક સ્ટ્રીટ ગોઠવવામાં આવેલ છે અને ગલીના નામ સંખ્યા ઉપરથી દર્શાવવામાં આવે છે. નદી બાજુનો બ્લૉક રિવર બ્લૉક (river block) કહેવાય છે જ્યારે સામેની બાજુનો રેલવે બ્લૉક ગણાય છે. એ બેની વચ્ચે શહેર સમાઈ જાય છે. કેટલાએક રસ્તા ઉપર તો ડાલહાઉસી રોડ જેવા ફૂટપાથ જોવામાં આવે છે. આવા મોટા રસ્તાની બન્ને બાજુએ વાવવામાં આવેલા બકુલ કે ગુલમહોરીના ઝાડમાંથી ફૂટપાથ ઉપર પડતા ફૂલ બાળકો ઉત્સાહથી વીણતા જોઈ સહજ આનંદ થાય છે. રસ્તા કાંકરના મિશ્રણવાળી સપાટીના હોવાથી લોઢાના પાટાવાળી ગાડીઓ પણ રબ્બરના પાટાનું સુખ આપી શકે છે. શહેર વિસ્તારમાં મુંબઈના પ્રમાણમાં નાનું હોવાથી રસ્તાઓ સાફ કરવાની પ્રથા જુદા પ્રકારની છે. રાત્રે દશ વાગે પાણીના ભરેલા વાંસના ફૂગ ગાડામાં બે બાજુ ભેગી રસ્તાઓ તેમાં નાખેલા નાળચા વડે ધોવાય છે અને એ રીતે વાળાઈ ગયા પછી રસ્તા ઉપર વજનદાળું મોટું રોલર ફેરવી તેને સાફ કરવામાં આવે છે. રસ્તા ધોવા માટે ખાસ માણસો રાખવામાં આવે છે.

ચીનાઓના પરિચયના પરિણામે પીનાંગ, સીંગાપુરમાં વપરાતા નરવાહનો રંગુનમાં પણ ખૂબ વપરાય છે. એ વાહનો રિક્ષા અથવા લચા કહેવાય છે. એ વાહનમાં બે જણાને બેસાડી ઘોડાને બદલે ફક્ત એક માણસ એ લચો પુરપાટ દોડતો ખેંચી જાય છે. લચા ઘણા નાજુક અને મજબૂત હોય છે અને તેને રબ્બરના પાટા હોવાથી ખેંચવામાં ધારવા જેટલી મુસીબત પડતી નથી. કલકત્તા અને કોચીનમાં એ વાહનો ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. ઊડિયા કુલીઓ ઘણુંખરું આ ધંધા ઉપર જીવે છે. વરસતા વરસાદમાં પણ એ લોકો જરા પણ લપસ્યા વિના દોટ મૂકી ખેંચી જતા જોઈ આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. શાસ્ત્રીજી આ દૃશ્ય જોઈ દુભાઈ જ ગયા હતા અને પોતાના એ દુઃખનો ઉભરો તેમણે 'નવજીવન'માં અમુક અંશે ઠાલવ્યો હતો. પરિચય પડતાં એ મજૂરોની દયા આવે છે પરંતુ એ તેમનું નિર્વાહનું સાધન છે અને તેઓ એવા ટેવાઈ ગયા હોય છે કે આપણા

મજૂરોની કારમી મજૂરી જોઈ તેઓ ત્રાસી જાય છે. જ્યારે લંચા ખેંચવાની મજૂરી તેમનાં મને રમત વાત છે. હિમાલયના પ્રદેશમાં હરદ્વારના રસ્તે બદ્રીકેદાર જતા યાત્રાળુઓને અન્ય પ્રકારનાં વિષમ નરવાહનથી કામ લેવું પડે છે અને એ મજૂરોના પરસેવા જોઈ નીરો જેવા ક્રૂર મનુષ્યને પણ જરૂર દયા આવે. આ પ્રસંગ કોઈ બીજે વખતે બદ્રીકેદારની યાત્રા નિમિત્તે ચર્ચીશું.

અજાણ્યા માણસને કોઈ રંગુનવાસીને મળવાનું પરમ સાધન રંગુનની નાઈટ બજાર છે જે ફ્રેઝર સ્ટ્રીટના ફૂટપાથ ઉપર રોજ રાત્રિના સમી સાંજથી દશ વાગતાં સુધી ભરવાનો રિવાજ છે જેમાં રંગુનમાં મળતી બધી વસ્તુઓ છૂટક મળી શકે છે. બારે માસ અને દરેક ઋતુમાં—વરસતા વરસાદમાં પણ એ બજાર ભરાય છે અને દિવસના ત્યાં તેનું નામ-નિશાન પણ હોતું નથી. શાકપાંદડાંથી માંડીને કાપડ ઝવેરાત સર્વ એ બજારમાં મળી શકે છે. કહો કે નાનોસૂનો એક રોજિંદો મેળો!

ચોખા અને ઝવેરાતના ધંધા આપણા લોકોના હાથમાં છે જ્યારે બીજાં કામ બીજા લોકો ચલાવે છે. મદ્રાસી ચટ્ટીલોકો જેઓ સાદાઈ અને કંજુસાઈનાં મૂર્તસ્વરૂપો—અવતાર છે તેઓ આપણા મારવાડીનાં ધોરણે મોટા પાયા ઉપર લોકોને લાખોની ધીરધાર કરે છે. મારવાડી લોકો શરીરને ઢાંકે છે જ્યારે આ મદ્રાસી ચટ્ટીઓ ફક્ત બે વસ્ત્ર પહેરવાનું તથા ખેસની માફક ખભે નાંખવાનું એમ ચલાવે છે. અને જમવામાં થોડો ભાત અને શાકથી દિવસ કાઢી નાંખે છે. દરેકના હાથ ઉપર નક્કર સોનાના સળિયાની બેત્રણ વળવાળી આપણાં કડાં જેવી ચીજો ચળકતી જોવામાં આવે છે. ગમે તેવા અજાણ્યા માણસને પણ એ લોકો ગમે તેટલી રકમ છૂટથી ધીરે છે. સુતારીકામ ઘણુંખરું ચીનાઓ કરે છે. એ લોકો સાથે ખાવાનું લઈને સવારમાં આવે છે અને કોઈપણ જાતની રોકાણી વિના, પોતાનું કામ આપણા કારીગરોની માફક બીડી વગેરેમાં નકામો વખત નહિ ગુમાવતાં પૂરું કરી, સાંજનો વખત થતાં રોજના પૈસા લઈ રસ્તે પડે છે. બંગાળી હજામ ચાર પૈસામાં ઊભા ઊભા હજામત કરી ચાલતા થાય છે. મુંબઈમાં મરાઠા હજામ જ્યાં ત્યાં નજરે પડે છે તેમ રંગુનમાં બંગાળી હજામનો સુકાળ છે.

બ્રહ્મદેશની પ્રજા એકંદરે શોખીન છે અને એ શોખ તેઓમાં શી રીતે આવ્યો એ સંબંધમાં એવું કહેવામાં આવે છે કે બુદ્ધ ભગવાને તેઓને ખાતાંપીતાં બચે તે ઘરમાં નહિ રાખતાં મંદિરના ઘુમટમાં વધારાનું દ્રવ્ય નાખવા ઉપદેશ કર્યો હતો. જૈનોનાં દેવદ્રવ્યની પેઠે એ સંગ્રહ વધતો ચાલ્યો. પરિણામે, પોતાના ઉપયોગમાં વધારે ને વધારે લેવાની વૃત્તિ જાગી અને આખી પ્રજા એ રીતે શોખમાં ઊતરી ગઈ જેનું દર્શન આપણને અત્યારે પણ થાય છે. ધર્મક્રિયામાં જરા છૂટ આપવાથી કેટલીએક વાર કેવાં અનિષ્ટ પરિણામ આવે છે એ બીના પણ આપણે બરમી લોકોના વ્યવહારમાંથી જાણી શકીએ છીએ. ઘણા પુરાતન કાળમાં એક વખત અતિવૃષ્ટિ થવાથી અનાજ બધું સડી ગયું. લોકો ભૂખે મરવા લાગ્યા. અહિંસાના આચાર્યના યુગમાં હિંસા તરફ વૃત્તિ પણ શી રીતે જાય! ભૂખે મરતા લોકો બુદ્ધ ભગવાનને શરણે જઈ ભૂખમરાનો ઉપાય પૂછતાં તેમણે જણાવ્યું કે હિંસા ન કરવી પણ નદીમાં તણાઈ આવેલાં માછલાંથી નિર્વાહ કરી શકો છો. આટલી છૂટ મળતાં જ લોકોએ માંસાહાર

# ભારતીય નક્ષત્રચક્રનું આરંભસ્થાન*

છોટાભાઈ સુથાર

દિવસ અને રાતની લંબાઈ હંમેશાં એક સરખી હોતી નથી એ વાત સર્વે કબૂલ રાખે છે કારણ કે એ પ્રતિદિન જોવામાં અનુભવવામાં આવતી સત્ય ઘટના છે. વળી સૌ કોઈ જાણે છે કે શિયાળામાં દિવસ ટૂંકા અને રાત્રિ લાંબી હોય છે, ત્યારે ઉનાળામાં દિવસ લાંબા અને રાત્રિ ટૂંકી હોય છે. આમ થવાનું શું કારણ હશે એ પ્રશ્નનો સામાન્યતઃ સર્વવિદિત ઉત્તર અત્રે ન આપતાં આપણે આ લાંબાંટૂંકાં દિવસરાત વિષે થોડી મહત્ત્વની બીના જાણી લઈએ.

આપણે જોયું–અનુભવ્યું છે કે ઉનાળામાં સૂર્ય ઘણોખરો વખત આપણા માથે રહે છે અને ઘણે સ્થળે (ગુજરાતમાં) તો તે સહેજ ઉત્તર તરફ પણ નમે છે. તેના દરરોજના ઊગવાનાં સ્થાન પણ જુદાંજુદાં હોય છે. પરંતુ શિયાળામાં સૂર્ય આપણા માથે ભાગ્યે જ આવે છે, જો કે તેના ઉદય પામવાનાં સ્થળ હંમેશાં બદલાતાં રહે છે. પ્રાચીન આર્યોને આ ઘટના સારી રીતે માહીત હોવી જોઈએ કારણ કે છેક દક્ષિણ તરફ નમી ગએલો સૂર્ય પાછો ધીરે ધીરે ઉત્તર તરફ આવવાનું શરૂ કરી શિયાળાનું કલેવર ધીમેધીમે બદલી ઉનાળો પ્રગટાવવા જે ગતિ ધારણ કરે છે તેને તેઓએ ઉત્તરાયણ (ઉત્તર તરફ જવું તે) એવું સુંદર નામ આપ્યું છે. સૂર્યની ઉત્તરથી દક્ષિણ તરફની ગતિને આજ પ્રમાણે દક્ષિણાયનનું નામ મળ્યું છે. દરેક જાણને ખબર હશે કે સૂર્ય જ્યારે છેક દક્ષિણનો થઈ જઈ બીજે દિવસે ઉત્તર તરફની ગતિ શરૂ કરે (સૂર્ય ઉત્તરાયણનો થાય) તે દિવસ શિયાળાનો હોઈ, આપણે ઉપર કહ્યા પ્રમાણે ટૂંકામાં ટૂંકો દિવસ હોવો જોઈએ. આ દિવસે રાત્રિ લાંબામાં લાંબી હોય છે. દર વર્ષે ટૂંકામાં ટૂંકો દિવસ જે થાય તે દિવસને આપણે ઉત્તરાયણનો દિવસ કહીએ છીએ, કારણ કે તે દિવસથી જ સૂર્ય ઉત્તરાયણનો થાય છે. આમ ઉત્તરાયણનો દિવસ સૂર્યની ગતિ ઉપર આધાર રાખતો હોઈ આપણે તો પ્રત્યક્ષને જ અનુસરવું રહ્યું, એટલે કે પૃથ્વી ઉપર

---

* પ્રાસ્તાવિક (લેખક : હરિહર ભટ્ટ)-ભારતીય ખગોળશાસ્ત્રના સંશોધન વિષે એક લેખમાળા 'પ્રસ્થાન'માં હું છેલ્લા ચાર પાંચ માસથી લખું છું; તેમાં છેલ્લા (માઘના અંકના) લેખમાં મેં જણાવ્યું હતું કે આ સંશોધન માટે બે વસ્તુઓ આવશ્યક છે: (૧) ભારતીય નક્ષત્રચક્રના આરંભસ્થાનનો નિર્ણય અને (૨) આકાશીય પદાર્થોની ગતિસ્થિતિનું સૂક્ષ્મ ગણિત આપનાર ગ્રંથ. આવા ગ્રંથોની એક યાદી મેં તે લેખમાં આપી હતી અને આરંભસ્થાનની ચર્ચા આ અંકથી શરૂ થાય છે તે ત્રણચાર અંકમાં પૂરી થશે. આરંભસ્થાન વિષે એક લેખ લખી મને મોકલવા મેં મારા મિત્ર શ્રી. છોટુભાઈ સુથારને વિનંતિ કરી હતી, તે સ્વીકારી એમણે આ લેખ મોકલ્યો છે તેનો શરૂઆતનો ભાગ અહીં આપ્યો છે. નિઃશર રેવતી યોગતારા–વૈજયંતિ–ઝીટા પિસ્યમ–ને હું ભારતીય નક્ષત્રચક્રના આરંભસ્થાન તરીકે માનું છું અને શ્રી. છોટુભાઈ પણ સ્વતંત્ર રીતે એ જ નિર્ણય પર આવ્યા છે એમ વાચક આ લેખમાંથી જોઈ શકશે.

હ. ભ.

જ્યારે ટૂંકામા ટૂંકો દિવસ થાય ત્યારે તેને ઉત્તરાયણનો દિવસ કહેવો અને આ વસ્તુ દરેકને માન્ય છે એટલે હવે આપણે આપણુ ઉત્તરાયણુ ક્યારે તે શોધી કાઢીએ આજકાલ પ્રગટ થતા ગ્રહલાઘવીય પચાગમા દરરોજના સૂર્યોદય અને સૂર્યાસ્તના આકડા આપેલા હોય છે આ આકડાઓની મદદથી ટૂકામા ટૂકો દિવસ ક્યારે છે તે સહેલાઈથી જડી શકશે ટૂકામા ટૂકો દિવસ શોધવા માટે પચાગ ઉથલાવનારને ખબર પડશે કે આપણુ ખરુ ઉત્તરાયણુ તા ૨૨ ડીસેમ્બરને બદલે તા ૧૪ મી જાન્યુઆરીએ ઉત્તરાયણ એવુ લખ્યુ છે પચાગ જોનારને કદાચ આ વસ્તુ નિરાશાજનક લાગશે અને તેમ થવાના કારણો પણ છે

સામાન્યત, આપણે અહીં (ગુજરાતમા) મકરસક્રાતિના દિવસને જ ઉત્તરાયણુ ગણવામા આવે છે આ એક મોટી ભૂલ છે મકરસક્રાંતિ એટલે સૂર્યનો મકર રાશિમા જ્યારે પ્રવેશ થાય તે દિવસ પણુ ઉત્તરાયણુ એટલે તો સૂર્યની દક્ષિણથી ઉત્તર તરફની ગતિ જે સમયે થાય તે દિવસ છે આમ આ બને વસ્તુઓ સાવ ભિન્નભિન છે ઘણા સમય પહેલા કદાચ ઉત્તરાયણુ અને મકરસક્રાન્તિ એક જ દિવસે હતા માટે તેઓ આજે પણુ તેમ છે એવુ માનવુ સાવ અયોગ્ય છે મકરસક્રાન્તિને ઉત્તરાયણુ ગણવાનુ ચાલુ રાખીએ તો આજકાલ ખરા ઉત્તરાયણુ અને ખોટા ઉત્તરાયણુ વચ્ચે જે ૨૩ દિવસનો ફરક પડ્યો છે અને જે પ્રતિદિન વધતો જ જાય છે તે કાળે કરીને કદાચ ત્રણેક માસ જેવડો થાય અને આમ ખરા ઉત્તરાયણુના દિવસને બદલે (ટૂકામા ટૂંકા દિવસને બદલે) ત્રણ માસ પછી ઉનાળામા આવતો દિવસ (દિવસ અને રાતની સરખી લબાઈવાળા દિવસ) ઉત્તરાયણુ તરીકે લેખાય!!

ત્યારે હવે પ્રશ્ન થશે કે આ બધુ ગુચવાઈ ગયુ શી રીતે? એક જવાબ તો ઉપર આપ્યો છે બીજો ઉત્તર આપતા પહેલા બીજુ થોડુ એક કહેવાની અગત્ય જણાય છે આપણા ખરા નાક્ષત્ર વર્ષની (સૂર્ય એક તારા આગળથી નીકળી ફરી તે જ તારા પાસે આવે ત્યા સુધીના સમયના ગાળાની) લબાઈ ૩૬૫ દિ ૬ ક ૯ ૨ મિ ની છે અત્યાર સુધી આપણે (હિંદી આર્યોએ) આ લબાઈ ૩૬૫ દિ ૬ ક ૧૨.૬ મિ ની ગણી છે એટલે કે ખરા વર્ષ કરતા ૩ ૪ મિનિટ જેટલુ આપણુ વર્ષ લાબુ ગણ્યુ છે આ ગણતરી ગણુતા ગણુતા લગભગ ૧૪ સૈકા જેટલો સમય (જ્યારે સૂર્યસિદ્ધાત ગ્રથ રચાયો ત્યારથી તે આજ સુધી) વહી ગયો છે પરિણામે આટલી (૩ ૪ મિનિટની) નાનકડી વર્ષલબાઈ ધીરેધીરે વધીને ૧૪૦૦×૩.૪ મિનિટ જેટની, લગભગ ત્રણથી ચાર દિવસ જેટલી મોટી થઈ પડી છે મતલબ કે આપણી ચાલુ સાલની મકરસક્રાન્તિનો દિવસ જે આપણા જૂના વર્ષમાન પ્રમાણે ગણાયો છે તે ખરી મકરસક્રાન્તિના દિવસ કરતા લગભગ ૪ દિવસ જેટલો આગળ છે અને તેથી ખોટો છે આ થઈ બધી પ્રત્યક્ષ પ્રમાણથી થતી વાત, એટલે આપણે ઉત્તરાયણુ અને મકરસક્રાન્તિના ભ્રમ ઉપરાત આ એક બીજી ભૂલ પણ સુધારવાની રહી આવી ભૂલ નાની સૂક્ષ્મ હોય તો ધ્યાનમા પણ ન આવે, પણ આ તો ૪ દિવસની ભૂલ એનો અર્થ એ કે રાશિઓના જે સ્થાન મપાતા હોય તેમા લગભગ ૪ અશ જેવડી મોટી ભૂલ એટલે આ તો બહુ જ મોટી ભૂલ ગણાય ગ્રહો અને રાશિના અતર ઉપર આધાર રાખી ફળજ્યોતિષ કહેનાર જોશીઓને આવડી મોટી ભૂલ ચલાવી લેવી પરવડે જ નહિ ફળજ્યોતિષમા ન માનનારની વાત બાજુએ રાખીએ તો પણ એ વિષયમા શ્રદ્ધા રાખનારને આ ૪ અશની ભૂલ સુધાર્યા સિવાય મળેલા જન્માક્ષર, જન્મપત્રિકા, પ્રશ્નકુડળ, પચક, શુભદિન, વ્રત ઇત્યાદિ ખોટા જ મળવાના અને તેથી અર્થહીન નીરસ ગપ્પા જેવા

આમ આપણે જોયું કે આપણાં અયનો તથા ઋતુઓમાં લગભગ ૨૩ અંશનો અને આપણાં નક્ષત્રો તથા રાશિઓમાં લગભગ ૪ અંશનો ફરક પડી ગયો છે. જો આપણે આ બંને પ્રકારની ક્ષતિઓ સુધારી લઈએ અને આપણું ચાલુ વર્ષમાન સુધારીને હવે અધેય ખરા તરીકે સ્વીકારાયેલ ૩૬૫ દિ. ૬ ક. ૯.૨ મિ. નું રાખીએ, તો જ ઉપરોક્ત વ્રત, ઈત્યાદિના નિર્ણય સાચે સાચા તરીકે સ્વીકારી શકાય, અને ત્યારે જ તેમને જેમ બને તેમ સૂક્ષ્મ રીતે શુદ્ધ સાચા સ્વરૂપમાં આપી શકાય. નક્ષત્રો અને રાશિઓમાં જે ૪ અંશનો ફરક પડી ગયો છે તે સુધારો પહેલો કરી લઈએ તો આપણાં અયનોમાં જે ૨૩ અંશનો ફરક પડે છે તે પછી માત્ર ૧૯ અંશ જેટલો જ રહેશે. અત્યારના વસંતસંપાતથી પૂર્વમાં ૧૯ અંશ ઉપર નિઃશર રેવતી યોગતારા–વૈજયંતિ–ઝીટા પિસ્યમ–તારો માલૂમ પડે છે અને આ જ આપણા નક્ષત્રચક્રનું આરંભસ્થાન છે એમ આપણે બીજાં પ્રમાણોદ્વારા પણ હવે જોઈશું.

[ અપૂર્ણ ]

---

# શુભ ચિંતન

પ્રેમશંકર હ. ભટ્ટ

અન્યોન્યનાં જીવનની કળાને,
સર્વાંગ-સંપૂર્ણ બનાવવાને;
વહાવતા આતમધાર મંગળ,
સવર્ણ ભિન્ન બે અંગો સાધે છે સહચારને.

અભિન્નતા એહ બની વિશાળ,
ચૂમી રહો વ્યોમકિનાર દૂરની!
વટાવતાં વર્તુળ સ્વત્વ કેરાં,
ઊર્ધ્વગામી બની રાચો અનંતાનંત યાત્રિક:

યાત્રી, યાત્રા અને પંથ સદૈવ પ્રિય! ધન્ય હો!

# નવ સર્જન

પ્રજારામ ન. રાવળ

[ શિખરિણી ]

પહાડોના ઊંચા ગગન ઉર વીંધંત શિખરોઃ
નિકુંજોની ઘેરી નયન ભરતી નીલમ ઘટા;
ઉષા ને સંધ્યાની હૃદય હરતી કોમળ છટા;
મીઠા વાયુસ્પર્શે મુદિત ફુલનાં ડોલત શિરો;
નિશાના લાડીલા શશિયરતણા શીતળ કરો;
ઝળુંબેલા નીલા ગભીર નભના ઘુમ્મટમહીં
મઢેલા કૈં કોટિ નિશ ચળકતા તારકગણો
ઘડ્યાઃ

વચ્ચે સૌની નિજ જીવનના સત્ત્વ સરખું
—અમલ રસ પીયૂષ ભરિયું
કર્યું કૌતુકે તેં મનુજીવન કેરું સર મીઠુંઃ
હિંડોળતું વાયુલહરિથકી તેં મોદિત દીઠું.

પિતા! વીત્યા કોટિ યુગ સરતણા સર્જન પરે.
—જળો એનાં મીઠાં સ્ફટિક સરખાં નિર્મળમહીં
તરે શેવાળોના થર; અસહ દુર્ગંધ પ્રસરે
રૂંધાયેલાં એનાં જળ; ગણગણે મચ્છરતણા
ગણો; ડ્હોળાયેલાં જળમલિનમાં ગુપ્ત મગરો
મદે ફાટેલાનાં અગણ કંઈ ટોળાં ફરિ રહ્યાં.
નિરોગી સૃષ્ટિમાં પ્રસરી બદબોને, વિષ ભર્યાં
વહાવી વાયુને દશદિશ મહીં, ઝેરી લહરે
જીવોને ઢાળી દે ધરણીતલ, ચૈતન્ય ય હરે.

પિતા! સૃષ્ટિ આ વ્યાકુળ થઈ રહીઃ લાલ મગરો
તણાં ટોળેટોળાં યુગયુગથી ભૂખ્યાં, ફરિ વળે
જળે; ખંડેખંડે; સકળ થળમાં દાઢ યમની
ફરે; હાહાકારે પૃથિવી, નભના ઘુમ્મટ, અને
તળો પાતાળોનાં અતળ પણ સાતે થરથરે!

સુતી જાગો શક્તિ જગતતણી સંહારક ફરી.
બહિરૂ રુદ્રા કિન્તુ ઉર જગત કેરું શિવ ભરી.

જડ્યા સ્તૂપો સાથે કંઈ વખતથી, મસ્તી કરતા
મદ નીંગળતા મેગળ સમા
છુટા મૂકો બારે ઘન ગગડતા ભીષણ રવે.
ગડેડો લોઢાના અયુત મણુના ગોલક નભે.
ગાઢ તમમાં
જલાધારા સૂંઢો સરખી અનરાધાર વરસો.
પ્રપાતે ધોધોના ધરણી સઘળીયે ધણધણો.

ધરાના પેટામાં
સુતા ભૂકંપોનાં જુથ સકળ સાથે હલમલો.
લગિર પડખું શેષય ફરે.
ઉદધિ જળ સીમા પરહરે.
યથેચ્છા ઘૂમંતા અતળ ઉદરે મેદિનિ ગળો.
તડિત્ સાંગો કેરી જગ પ્રજળતી હેલિ વરસો.
નભે લાખો ચંદ્રો, સુરજ ગણનાં બિમ્બ ઝળકો.
અગણ ધૂમકેતુ જળહળો.
ફરિ પ્રલયનો દુર્દિન મચો.

—અને ધોઈ નાખી પૃથિવી થકી પર્યૂષિત બધું
તમારા સંકેલી ભય સ્વરૂપને, સૌમ્ય થઈને,
ધરાપાત્રે ખાલી, હતું પ્રથમ જે સર્જન દિને,
—સ્ફટિક સરખું નિર્મળ ભર્યું,
વિહંગોના મીઠા કલરવ વીંટયું, વૃક્ષવરની
ઝુલંતી શાખાના પવન શીતળું, ડોલત ધીમું,
રવિતેજે ન્હાતું, મનુજીવન કેરું સર ભરો.

# નારીમિત્ર વરાહમિહિર

જેઠાલાલ ત્રિવેદી

પ્રાચીન શાસ્ત્રકારોએ વૈરાગ્યના બહાને કે બીજા ગમે તે કારણોને લીધે તેમના ગ્રંથોમા સ્ત્રીઓની ઠેકઠેકાણે નિંદા કરેલી છે વિશાળ સંસ્કૃત સાહિત્યમાથી આના અનેક દાખલાઓ સહેજે મળી આવે તેમ છે આજના સ્ત્રીનિંદકોના વિરોધીઓ આ દાખલાઓ વારંવાર આગળ ધરી ઉપરોક્ત પ્રાચીન ગ્રંથકારોને ઝાંખા પાડે છે. અને તેમની પ્રત્યે માન હોવા છતા તેમના લખાણોમા મળી આવતી આ સ્ત્રીનિંદા આધુનિક કાળના વાચકને તેમના પ્રત્યે કાંઈક ઘૃણા ઉત્પન્ન કરાવે છે આ શાસ્ત્રકારોના વિધાનો વાચતા મનમાં એવો ભાવ પ્રકટ થાય છે કે સ્ત્રી એ પુરુષથી અનેક રીતે હીન અને દુષ્ટ છે.

મનુ, અત્રિ, વિષ્ણુ વગેરે સાહિત્યકાર-ગણનુ અવલોકન કરતા આ વાતની પ્રતીતિ થાય છે. પરતુ પ્રાચીનકાળના આ મહાસાહિત્યકારોના મડળમા એક સ્પષ્ટ વક્તા અને નિર્ભય પુરુષ આપણને મળી આવે છે તેણે સ્ત્રી અને પુરુષના જાતીય ભાવોથી પર રહીને જાણે પોતાના સૂક્તો રચ્યા હોય એમ લાગે છે. અને સૌથી આશ્ચર્યની વાત તો એ છે કે સ્ત્રીનિંદકોના એ પ્રાચીન પ્રભાવકાળમા એ વીરલ પુરુષ એકલો જ આટલી નિર્ભયતા શી રીતે બતાવી શક્યો હશે? એ મહાપુરુષનુ નામ વરાહમિહિર તેણે પોતાની રચેલી બૃહત્સંહિતામાં જગન્માતા નારીની યોગ્ય શબ્દોમા તારીફ કરતા ઉપરાંત સ્ત્રીનિન્દકોની પણ સારી રીતે ઝાટકણી કાઢી છે એ લખે છે —

जाया वा स्याज्जनित्री वा सम्भवः स्त्रीकृतो नृणाम् ।
हे कृतघ्नास्तयोर्निन्दां कुर्वतां व कुतः सुखम् ॥
अहो धाष्ट्र्यमसाधूनां निन्दतामनघाः स्त्रियः ।
मुष्णतामिव चौराणां तिष्ठ तिष्ठेति भाषताम् ॥ ×

અર્થાત્ સ્ત્રી પત્ની હોય, કે માતા હોય પણ માણસની ઉત્પત્તિ સ્ત્રીમાથી છે. હે કૃતઘ્નો! એ પત્ની તથા માતાની નિન્દા કરનારા તમને સુખ ક્યાથી મળશે? જાતે ચોરી કરતા અને 'દોડો રે દોડો રે' એમ બૂમો પાડતા ચોરો જેવા, નિષ્પાપ સ્ત્રીઓને નિન્દનાર દુષ્ટ પુરુષોની ધૃષ્ટતા વિષે શુ કહેવુ?

આપણામા એવી માન્યતા છે કે, પ્રાચીન કાળમાં ભારતવર્ષ ઘણો જ સભ્ય દેશ ગણાતો હતો એટલો બધો સભ્ય કે પૃથ્વીમા તે કાળે તેની જોડ દુર્લભ હતી. એટલે જ્યારે વિદેશીઓ અહીં વિજેતા બની આવ્યા ત્યારે, તેમની અસભ્ય લેખાતી [illegible]

---

× આ શ્લોકની ચોથી પંક્તિનો અંતિમ ભાગ तिष्ठ चौरेति जल्पताम् એવા પાઠવાળો પણ મળે છે. તેવી જ રીતે બીજી પંક્તિમા कुतः सुखम् ને બદલે कुतः शुभम् પાઠ પણ મળી આવે છે. પણ પ્રાચીન ગ્રંથોમા આવા પાઠભેદ તો અતિ સામાન્ય લેખાય.

સભ્યતાને સ્પર્શવા લાગી. પરિણામે તે કાળની સમાજરચનામાં પરિવર્તનો થવા લાગ્યાં. તે જ કાળે વિદેશીઓની લોલુપ દૃષ્ટિમાંથી સ્ત્રીવર્ગને સુરક્ષિત રાખવાને બહાને સમાજમાં જાત-જાતના અવરોધની સૃષ્ટિ રચાવા લાગી. અને સ્ત્રીવર્ગ પ્રત્યે કયાંક કયાંક સંદેહની નજરે પણ જોવાવા લાગ્યું. ધીમેધીમે એ સંદેહનું વિષ સમાજમાં ઊંડું ઊતરતાં તેણે સ્ત્રીજાતિના ગૌરવનો નાશ કરવા માંડયો. ધીમેધીમે નવનવા સમાજસંસ્કારકો પ્રગટવા લાગ્યા, અને તેમણે પોતપોતાની દૃષ્ટિ અને દેશકાળ પ્રમાણે પોતાના મતવાદનો પ્રચાર કરવા માંડયો. આ મતવાદમાં સ્ત્રીઓ માટે તેઓએ કરેલાં વિધાનો નારીના પ્રાચીન પ્રભાવને કલંકિત કરનાર નીવડે એ સ્વાભાવિક હતું.

ઋગ્વેદના સમયમાં આપણે સ્ત્રીપુરુષના સમાન અધિકાર હોવાનું માનીએ છીએ. છતાં તે વખતે પણ સ્ત્રીને પુરુષથી હીન માનવામાં આવી હતી. ઋગ્વેદનાં સૂત્રો ઋષિકૃત હોવા છતાં આપણને માલમ પડે છે કે તેમાંય સ્ત્રીનો સ્વભાવ 'હિંસ્ર વૃકતુલ્ય'[1] જણાવ્યો છે. તેમનું હૃદય[2] સ્નેહ અને પ્રેમવર્જિત તથા મન[3] શાસનને માટે અયોગ્ય હોવાનો ઉલ્લેખ છે. ઋગ્વેદમાં સ્ત્રીઋષિઓનાં રચેલાં કેટલાંક ઋક આપણને મળી આવે છે. પણ તે સ્ત્રીરચિત હોવા છતાં તેમાં કયાંય પણ પુરુષોની નિંદા નથી. મનુષ્ય તરીકે સ્ત્રી અને પુરુષ ઉભયમાં કંઈક દોષ હશે. પરંતુ માત્ર જાતિભેદને લીધે જ સ્ત્રી પુરુષથી કિંવા પુરુષ સ્ત્રીથી શ્રેષ્ઠ કે અધમતર હોવાનું માની શકાય નહિ. પણ શાસ્ત્રકર્તાઓ મોટે ભાગે પુરુષ હોવાથી તેઓ પક્ષપાતના દોષનો ભોગ થઈ પડેલા છે, એ સ્વીકાર્યા વગર ચાલે તેમ નથી. આથી નારીવર્ગ પ્રત્યે અત્યંત અન્યાયનું આચરણ થયેલું છે, એ સ્પષ્ટ છે.

આમ છતાં વરાહમિહિર એ એક એવો સ્પષ્ટ વક્તા અને નિર્લેપ ઋષિ છે, કે તેણે આ અન્યાયનો પ્રતિવાદ કરી, પુરુષવર્ગનું કલંક ધોવા પ્રયત્ન કર્યો છે.

વરાહમિહિરના મત પ્રમાણે પુરુષમાં જે ગુણો છે તેથી અધિક સ્ત્રીમાં છે. પરંતુ પુરુષોની ધૃષ્ટતાને લઈને જ તેમણે સ્ત્રીને અધિકારચ્યુત કરી છે.[4] વરાહમિહિરના હૃદયમાં સ્ત્રીનું આસન અતિ ઉચ્ચસ્થાને હતું. તે કહે છે, બ્રહ્માએ સરજેલી આખી સૃષ્ટિમાં સાર રૂપ માત્ર નારી છે.

> श्रुतं दृष्टं स्पृष्टं स्मृतमपि नृणां ह्लादजननं
> न रत्नं स्त्रीभ्योऽन्यत् क्वचिदपि कृतं लोकपतिना ।

તે સ્ત્રીજાતિને કેવળ અબલાના આસને બેઠેલી માનતો નથી. તેની ન્યાય દૃષ્ટિએ સ્ત્રી અને પુરુષ બંનેમાં ગુણદોષ જણાય છે. તે જેમ સ્ત્રીની ચપળતા પ્રત્યે કઠોર કટાક્ષ કરે છે તેમ સ્ત્રીની સ્વભાવજન્ય સરળતા પાસે પુરુષની કપટતાને પણ નિંદે છે. નૈસર્ગિક સરળતાને કારણે સ્ત્રીજાતિ પદેપદે વ્યથિત થાય છે, તે આ ઋષિના જ્ઞાનચક્ષુ સમક્ષ અલક્ષિત ન હતું. સ્ત્રીઓની ચુકૃતજ્ઞતા જણાવતાં તે કહે છેઃ—

> पुरुषश्चटुलानि कामिनीनां कुरुते यानिरहो नतानि पश्चात् ।
> सुकृतज्ञतयांगना गतासु नवगूह्य प्रविशन्ति सप्तजिह्वम् ॥

---

૧. सालावृकाणां हृदयान्येता ( ऋ० १०-९५-१५ )

૨. न वै स्त्रैणानि सख्यानि सन्ति

૩. स्त्रिया अशास्यं मनः ( ऋ० ८-३३-१ )

૪. धाष्टर्येन पुम्भिः प्रमदा निरस्ता ( वराहमिहिर )

અર્થાત્, સ્ત્રીઓ પાસે એકાંતમાં જે મિષ્ટ ભાષણ પુરુષો કરે છે તે તેમની પાછળ નથી કરતા છતાં સ્ત્રી તો સુકૃતજ્ઞ હોવાથી મરેલા પતિને આલિંગીને અગ્નિમાં પ્રવેશ કરે છે.

વરાહમિહિરના મત પ્રમાણે પુરુષજાતિ કૃતઘ્ન છે જે સ્ત્રીજાતિ પુરુષની માતા, પત્ની, ભગિની અને કન્યારૂપે શોક અને વિપત્તિના કાળમાં આનંદ આપે છે, તે જ સ્ત્રીજાતિની નિંદા કરવી એ શું કૃતઘ્નતાની પરાકાષ્ઠા નથી? તેના મત પ્રમાણે, સંયમની બાબતમાં પણ, સ્ત્રીઓની પેઠે અસાધારણ ક્ષમતા પુરુષમાં બિંદુમાત્ર હોતી નથી. ગાર્હસ્થ્ય ધર્મ એ જ શ્રેષ્ઠ ધર્મ છે. અને તે ધર્મમાં જ ધર્મ, અર્થ, સુતસુખ અને વિષયસુખ મળી શકે છે. એ ગૃહસ્થ ધર્મનું કેન્દ્ર છે લક્ષ્મીસ્વરૂપ નારી તેથી માનધનાદિકથી પુરુષે સતત તેમની રક્ષા કરવી જોઈએ.

અન્ય ઋષિઓની માફક વરાહમિહિર પણ સ્ત્રીઓની પવિત્રતા બાબત એકમત છે. સ્ત્રીલોક સર્વદા શુચિ તથા તેમનું સર્વાંગ પવિત્ર છે તેઓ કોઈ પણ કાલે દૂષિત થતી નથી "नैता दूष्यन्ति, कर्हिचित्"। મનુ અને બીજા મહિલાકારો તથા વરાહમિહિરના મત પ્રમાણે, ચંદ્ર સ્ત્રીજાતિને 'શૌચ', ગંધર્વ ગણ 'સુનૃત વાક્ય' તથા અગ્નિ 'સર્વ-મેધ્યત્વ' અર્પણ કરે છે એ કારણથી જ તેઓ લોકમનાજમાં સુવર્ણનિર્મિત કડાભરણ સ્વરૂપ છે.

सोमस्तासामदाच्छौचं गन्धर्वः शिक्षितां गिरम् ।
अग्निश्च सर्वमेध्यत्वं तस्मान्निष्कसमाः स्त्रियः ॥

સ્ત્રીજાતિની ચપળતાની વાત પણ તેને અજ્ઞાત ન હતી. પણ એ તરલતાને તેણે નારીના આગન્તુક ધર્મ તરીકે માની લીધી હતી. એથી 'અન:પુરચિંતા' નામના અધ્યાયમાં તે કઈ સ્ત્રી અનુરક્ત કિંવા વિરક્ત છે, તે પ્રથમથી જાણી લેવાના ઉપાય બતાવે છે વિદુરથ રાજાની રાણીએ વેણીમાં અસ્ત્ર સંતાડી રાખી સ્વામીનો જીવ લીધો હતો તથા કાશીરાજની વિરક્ત સ્ત્રીએ વિષપ્રદિગ્ધ નૂપુર દ્વારા પતિનો વિનાશ કર્યો હતો, એ તમામ કથા તેને અવિદિત ન હતી તેણે આ વાતોનો પોતાના ગ્રંથમાં ઉલ્લેખ પણ કર્યો છે વરાહમિહિરે સ્ત્રીજાતિનાં શારીરિક સુલક્ષણોનું વર્ણન પણ કર્યું છે તેણે પુરુષને સુલક્ષણા પત્ની પસંદ કરવાની સલાહ પણ આપી છે "બ્રાહ્મણગણનું પાદયુગલ પવિત્ર, ગોજાતિનું પૃષ્ઠ પવિત્ર, પરંતુ સ્ત્રીજાતિનું સર્વાંગ પવિત્ર" એ કથા વરાહમિહિરે સારી રીતે વર્ણવી છે વરાહમિહિર કહે છેઃ "નારી પુરુષથી અનેક ગુણોમાં શ્રેષ્ઠ છે તથા પોતાના દોષને તે ઘૃણાની દૃષ્ટિએ જુએ છે તે પોતાનું ચારિત્ર પવિત્ર રાખવા માટે પ્રાણ ત્યાગ કરવા પણ તત્પર રહે છે. પરંતુ પુરુષ પોતાનું ચારિત્ર વિશુદ્ધ રાખવા કાંઈ પણ પ્રયત્ન કરતો નથી તેમ પોતાના દોષને ઘૃણાની નજરે પણ જોતો નથી"

दम्पत्योर्व्युत्क्रमे दोषः समः शास्त्रे प्रतिष्ठितः ।
नरा न तमवेक्षन्ते तेनात्र वरमङ्गनाः ॥

માનવી જીવનનો મૂળમંત્ર વરાહમિહિરકથિત ઉપરના સત્યને કેટલો બધો ટેકો આપે છે? એમ્સી સ્ત્રી કે એકલો પુરુષ જગતને કદીએ પૂર્ણ પરિપૂર્ણ બનાવી શકે ખરા? વરાહમિહિરે કહ્યા પ્રમાણે જાતને ચોરી કરી, ચોર ચોરની બૂમ પાડનાર પુરુષ બાગરે જ સ્વદોષ જોઈ શકે છે.

છતાં પુરુષોએ સ્ત્રીનિંદા કરતા પાછું વાળી જોયું નથી મહાભારતમાં નારી પ્રત્યે દંભિક માનની દૃષ્ટિ જણાય છે, જો કે યુદ્ધમાં સ્ત્રીને માલિકીની વસ્તુ તરીકે મૂકવા જેટલી ધૃષ્ટતા બતાવનારો પ્રતિદિન ગર્વવગ એ યુગમાં પણ કરી શક્યો છે છતાં કવચિત શાંતિ પર્વમાં ને બીજે નારીની પ્રશંસા કરતાં ભાર્યાને દુઃખરોગનું મહાઔષધ અને બંધુ સમાન ગણેલી છે.

नास्ति भार्यासमं किंचित् नरस्यार्तस्य भेषजम् ।
नास्ति भार्यासमो बन्धुर्नास्ति भार्यासमा गतिः ।
नास्ति भार्यासमो लोके सहायो धर्मसंग्रहे ॥

પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે પુરાણોમાં નારી માત્રને દુશ્ચરિત્રવાળી કહી છે. નારી કદીય પવિત્ર નથી. સચ્ચરિત્રવાળી હોઈ જ ન શકે—પછી તે કુલરમણી હો કે અન્ય સ્ત્રી હો.

नद्यश्च नार्यश्च समस्वभावाः स्वतंत्र भावे गमनादिकञ्च ।
तोयैश्च दोषैश्च निपातयन्ति नद्यो हि कूलानि कुलानि नार्यः ॥

તથા नदी पातयते कूलं नारी पातयते कुलम् ।
नारीनाञ्च नदीनाञ्च स्वच्छंदा ललिता गतिः ॥

સ્ત્રી વર્ગને દાનથી, માનથી કે કશાથી ગંભીરી જ ન શકાય. સેવાથી કે સરળ વ્યવહારથી પણ તેમને વશ કરી શકાય નહિ. જેમકે—

न दानेन न मानेन नार्जवेन न सेवया ।
न शास्त्रेण न शस्त्रेण सर्वथा विषमाः स्त्रियः ॥

આ સિવાય ગ્રંથો ભરાય તેટલાં નારીનિંદાનાં વિધાનો એકઠાં કરી શકાય તેમ છે.

આ નારીનિંદામાં ધ્યાન ખેંચનારી હકીકત એ છે કે, મોટે ભાગે જે નિંદા કરેલી છે, તે કાંઈપણ કારણ જણાવ્યા વગર કરેલી છે સ્ત્રી સ્ત્રી છે માટે જ હલકી છે, એવો ધ્વનિ તેમાંથી નીકળે છે.

નારી નાથવતી હોય, સત્કુલમાં જન્મેલી હોય તો પણ તે મર્યાદામાં રહેતી નથી. કારણ? કારણ કંઈ નહિ, તે નારી છે, એટલે એવી જ હોય.

कुलीना नाथवत्यश्च रूपवत्यश्च योषितः ।
मर्यादासु न तिष्ठन्ति स दोषः स्त्रीषु नारद ॥

આ બધા પુરાણશાસ્ત્રકારોએ તો પૂર્વકાલીનોને પણ ઝાંખા પાડ્યા. સ્ત્રીનિંદાની પરાકાષ્ઠાએ તેઓ પહોંચી ગયા છે. કુલ સ્ત્રીને નિંદતાં પણ તે પાછા પડ્યા નથી. શું તેઓએ પતિ માટે હસતે મુખે પ્રાણ ન્યોછાવર કરતી નારી કદી જોઈ નહિ હોય? અરે, સાંભળી પણ નહિ હોય?

जीवति जीवति नाथे मृते मृता या मुदा युता मुदिते ।
सहज-स्नेहासरला कुलवनिता केनतुल्या स्यात् ॥

આવી કુલવનિતા પક્ષપાતના દોષથી દૂષિત નેત્રો ક્યાંથી જોઈ શક્યાં હોય? સ્ત્રી લોકને લઈને જ ધર્મ, અર્થ વગેરેમાં ચેતના પ્રગટે છે, એ હકીકત પણ સ્વીકાર્યા વગર ચાલે તેમ નથી. વરાહમિહિર તે માટે સ્પષ્ટ શબ્દોમાં કહે છે:—

तदर्थं धर्मार्थौ सुतविषयसौख्यानि च ततो
गृहे लक्ष्म्यो मान्या सततमबला मानविभवैः ॥

વરાહમિહિરની આવી સ્પષ્ટ ઉક્તિઓ ખરેખર તેના પ્રત્યે માન પ્રગટાવે છે. સ્ત્રી પુરુષને સમાન ન્યાયની દૃષ્ટિએ જોનાર ઋષિ એક વરાહમિહિર જ છે, એમ કહીએ તો ખોટું નથી. આવી ન્યાયદર્શી તથા મહાનુભાવ વ્યક્તિ ખરેખર વિરલ છે. ખરો દ્રષ્ટા તે જ છે. સ્ત્રી પુરુષને તટસ્થ ભાવે જોનાર ને સ્પષ્ટ વક્તવ્ય દ્વારા નિર્ભયતાનું દર્શન કરાવનાર બીજો આવો ઋષિ જણાતો નથી. જાગૃત સ્ત્રીસમાજ તેને ચિરકાળ માટે કૃતજ્ઞતાપૂર્વક યાદ કરશે, એમાં શંકા નથી.

# દાહોદ મહાસભા સમાજવાદી પરિષદ

જીવણલાલ ચાંપાનેરિયા

ગુજરાત મહાસભા સમાજવાદી પરિષદનું બીજુ અધિવેશન દાહોદ ખાતે હમણા જ ભરાયુ તેને લક્ષમા રાખીને દાહોદને 'સમાજવાદીનુ બારડોલી' કહેવામા આવ્યુ છે પરતુ બારડોલી શબ્દપ્રયોગને જો એક પ્રકારની લડતની વ્યૂહરચનાના પ્રતીકના અર્થમા લેખીએ તો દાહોદમા ગૂજરાતના સમાજવાદીઓએ નવી લડતની જે સમગ્ર દૃષ્ટિ રજુ કરી છે અને વ્યૂહરચના દોરી છે તેને 'સમાજવાદીના બારડોલી' તરીકે ઓળખાવવી યથાર્થ હોય ખરુ પૂછાવો તો ડિસેમ્બરના મહાસભા સમાજવાદીઓના ત્રણ સાલના અનુભવનો નીચોડ અને અત્યારના રાજકીય-આર્થિક મહાપ્રશ્નનો ઉકેલ દાહોદના ઠરાવોમા સૂત્રરૂપે આવી જાય છે દાહોદમા સમાજવાદીઓએ કઈ નવી દૃષ્ટિ, કઈ નવી વ્યૂહરચના રજુ કરી એમ પ્રશ્ન પૂછાય છે ગૂજરાતનો જાગૃત રાજકીય માનસ ધરાવતો નાનકડો સમુદાય આ પ્રશ્ન પૂછે એ સ્વાભાવિક છે સમાજવાદીઓની આ પરિષદ વિષે ગૂજરાતનો કેટલોક મહાસભાવાદી વર્ગ ઉપેક્ષા સેવવા યત્ન કરે છે, ગૂજરાતના કેટલાક પત્રકારો પોતાના ધંધાનો ધર્મ ભૂલી આ બનાવ પ્રત્યે અવગણના કરવા ઇચ્છે છે, છતા અત્યારે રાજકીય-આર્થિક ક્ષેત્રમા મહત્ત્વના સવાલો ઊભા થયેલા છે અને તેના ઉકેલ વિષે સમાજવાદીઓ જે સૂચન કરી રહ્યા છે તે સાચુ ખબરદારી પ્રત્યુત્તર માગી રહેલ છે આજે જ આ પ્રત્યુત્તર આપવો પડશે એ ભૂલવુ જોઇતુ નથી કે આવતી કાલ તો આ વિચારસરણીની છે

સમાજવાદીઓ દેશ સમક્ષ, ગૂજરાત સમક્ષ લડતની કઈ વ્યૂહરચના રજુ કરી રહ્યા છે?

પ્રથમ તો અત્યારના પ્રશ્નની પશ્ચાદ્‌ભૂમિકા પર નજર નાખીએ સત્યાગ્રહની પ્રથમ લડત પૂરી થઈ તે દિવસો યાદ કરીએ તો એક બાબત આપણા રાજકીય-આર્થિક પ્રશ્નમા મહત્ત્વની, ક્રાંતિકારી મૂલ્યપરિવર્તનની બનેલી સમજાશે અનાજના ભાવો ગગડી ગયા અને આમ સંપત્તિશાસ્ત્રમા મૂળભૂત ફેરફાર થયો જગતભરમા જે ભયંકર મંદી આવી તેના સપાટામા ઘઉં પકવનારો ખેડુત ભાતના ક્યારા ખૂંદનાર કિસાન, કપાસ ઉગાડનાર ગ્રામવાસી સૌ ખેદાનમેદાન થયા આનુ મધ્યબિંદુ એક જ હતુ અને છે આપણી ખેતીમાથી નિપજતા પાકને જગતના બજારમા મૂલવવુ પડે છે દુર્ભાગ્યે, મૂડીદારી અર્થશાસ્ત્રના ધરતીકંપના આચકા તેને લાગે છે અને આપણે ન ઇચ્છીએ છતા ગ્રામગામીની ગણતરી, આખુ જૂનું અર્થશાસ્ત્ર આ આચકામા કડડભૂસ પડી જાય છે ૧૯૩૦-૩૧ થી દેશમાથી જે સોનાની નિકાસ અસ્ખલિત ધારા માફક વહી તે આપણી ગ્રામશક્તિનો સ્રાવ, વેગબંધ ક્ષય, સૂચવે છે ૧૯૩૦ થી શરૂ થતા દાયકામા જે કિસાનજગતમા નિત્ય વધતી કટોકટીની પરિસ્થિતિ આવી તેની વિગતો અહીં આપવી આવશ્યક નથી એ અભ્યાસનો રસિક પણ વિષાદમય વિષય છે ગૂજરાતના કિસાન પ્રશ્ન વિષે સમાજવાદી પક્ષે કેટલીક હકીકતો તારવી છે તે

સ્વાગતપ્રમુખે તેમના વ્યાખ્યાનમાં જણાવેલી છે તે નીચે મુજબ છેઃ ( કુમારપ્પા, પરીખ, મુખત્યાર ઈત્યાદિના અભ્યાસગ્રંથો જેવો શાસ્ત્રીય અભ્યાસગ્રંથ, જેમાં છેલ્લા દાયકાનો વિકાસક્રમ સમાવેલો હોય, તૈયાર થવો હજી બાકી છે. )

(૧) મહેસૂલ અને સાંથના કરભારને લીધે તથા ૧૯૨૯–૩૦ માં અનાજના ભાવો ઘટી ગયા તથા ભારે મંદી આવી તે સંજોગોમાં કિસાન જનતાની ગરીબાઈનું પ્રમાણ વધી ગયું છે.

(૨) ખેતરોના નાના થતા જતા ટુકડાઓને લીધે માત્ર પોષણ થઈ શકે તેટલી પણ જમીનવાળા ખાતેદારોની સંખ્યા ઘટી ગઈ છે.

(૩) પોતાની જમીન ખેડતા ખેડૂતોની સંખ્યામાં વેગબંધ ઘટાડો થયો છે અને જમીનની આવક પર આધાર રાખતા ખેડાઉ જમીનદારોની સંખ્યામાં દિનપ્રતિદિન વેગબંધ વધારો થયો છે.

(૪) કિસાન જનતાનું કુલ્લે દેવું ચોક્કસ પ્રમાણમા વધ્યું છે.

આમ કિસાનપ્રશ્ન ઉગ્ર થયેલો છે.

ગામડાંમાં ધુંધવાઇ રહેલો અગ્નિ અનેક પ્રકારે દેખા દે છે. ખુદ અમદાવાદની આજુ-બાજુ ધોળે દહાડે લૂંટના વધતા જતા બનાવો, પંચમહાલમાં ચોરી, આત્મહત્યા અને સગાં બાળકને વેચતા જવાના પ્રસંગો, બીજી બાજુએ મહેસૂલ માટેની જપ્તીઓ, સાંથના ઉઘરાવનાર અને બેલિફની સહાય, ગ્રામપ્રદેશમાં ચાલી રહેલા આંકફરક અને બીજા જુગાર, જેમાં ખેડૂત સ્ત્રીઓ ભાગ લે છે–આ અગ્નિની શિખાઓ છે.

'છતાં જો આપણે આ વિષે સમાજવાદી નિકાલ સમજવી શકીએ તો, મને લાગે છે કે, કામ ઘણું સરળ થાય,' એમ પરિષદનો ધ્વનિ છે, સંદેશો છે.

"મહેસૂલ અને સાંથની પદ્ધતિમાં મૂળ પલટો ક્રાંતિકારી ફેરફાર કરવાની આવશ્યકતા છે અને તે ગ્રામપ્રજાના પોતાના પ્રયત્નથી જ અને તેના સમસ્ત બળથી જ થઇ શકે, જમીન મહેસૂલ અને સાંથના પ્રશ્નોને જુદા પાડી શકાય જ નહિ. જમીનમહેસૂલમાં નવું ધોરણ કરવા અગર તેમાં ઘટાડો કરવાના આંદોલન સાથે આપણે સાથમાં નવું ધોરણ કરવા અગર ન્યાયી ઘટાડો કરવા આંદોલન આદરવું જ જોઇશે. આ પ્રશ્નનો નિકાલ, છેવટે તો, રાજ્ય અને કિસાન વચ્ચે જે વર્ગ છે તેને સદંતર કાઢી નાખ્યા વગર શક્ય નથી."

ગૂજરાતના સમાજવાદીઓએ કિસાનોના આ રાજકીય-આર્થિક પ્રશ્ન વિષે જે દૃષ્ટિ, લડતની વ્યૂહરચના રજુ કરી છે તેનું હાર્દ આટલા થોડા શબ્દમાં અહીં આપ્યું છે. ગામડાંને ભાંગતા બચાવવા રચનાત્મક કાર્યક્રમ તરીકે જે ઓળખાય છે તે પરિપૂર્ણ કરવા બારડોલીમાં ૧૯૨૧ માં વ્યૂહરચના થઈ હતી. સમાજવાદી દૃષ્ટિબિંદુ આ કાર્યક્રમને exclude કરવા માગતું નથી, જેમ હુ ધારું છું કે, રાજકીય-આર્થિક લડતને બારડોલી કાર્યક્રમ exclude નથી કરતું; છતાં એ સ્પષ્ટ છે કે બન્નેમાં મધ્યબિંદુ નિરાળાં છે, મહત્ત્વનાં છે.

મૂળ સવાલ તો એ જ રહે છે કે ભૂખ, બેકારી અને દેવાંના મૂળગત પ્રશ્નોનો ઉકેલ લાવવા કઈ દૃષ્ટિ હંમેશ આંખ સમક્ષ રાખવી. આ ત્રિવિધ પ્રશ્નનો નિકાલ એ જ, છેવટે તો, આજના અને ભાવિ કાર્યક્રમનું પ્રેરક તત્ત્વ રહેવું જોઈએ. વળી કિસાનપ્રશ્ન, જેમ કામદાર પ્રશ્ન, વિશાળ રાજકીય અને સામાજિક પુનર્ઘટનાના અંતિમ લક્ષ્યથી અળગો ન રહેવો

જોઈએ, ન રહી શકે. સ્વરાજમાં છેવટની સત્તા જો આપણે આમ જનતાને આપવા માગતા જ હોઈએ તો કિસાનને આજે જ બળવત્તર કરવો જોઈશે. ગરીબ ભૂખ્યા ખેડૂતને રાહત આપવા પ્રવૃત્તિઓ ભલે રચાય, તેનો વિરોધ આંધળા અને વેદિયા કરે. આ વિરોધ નથી જ. સમાજવાદીઓ તો મૂળભૂત પ્રશ્નનો મૂળભૂત નિકાલ માગે છે અને સૂચવી રહ્યા છે.

* * *

આ લખાય છે ત્યારે કલકત્તામાં શણની જંગી હડતાળ ચાલે છે. કામદારોની માગણી હળવામાં હળવી છે. માલિકો જીદ્દી બનેલા છે કારણ કે તેમને થોડા રૂપિયાં છોડવું પોસાય, પરતુ ભય તો તેમના દાયકાજૂના શોષણ કરવાના મધ્યયુગ ઉચિત અધિકારો પર કાપ મૂકાય તે છે. કામદારપ્રશ્નનું હાર્દ આ જ છે. રાજકોટ અને ભાવનગરમાં હમણાં હડતાળો પડી હતી. રાજ્યનું રક્ષણ લઈને મજૂરને દબાવવાના ત્યાં યત્નો થયા. આ સર્વ એક જ પ્રશ્નના જુદા જુદાં સ્વરૂપો. અમદાવાદમાં દિલ્હી કરારના ભગ અને હમણાં બહાર આવેલા પગાર કરવા વિષેના નવા કાયદાનો ભગ કરવા શોધાતી બારીઓ—આ વળી આ જ પ્રશ્નનું એક જુદુ જ અંગ. દાહોદ અધિવેશને આ આખા પ્રશ્નને તપાસ્યો અને જાહેર કર્યું કે, આજની મૂડીદારી પ્રથામા જ આતરિક વિરોધ છે અને જેમ જેમ મૂડીવાદનો ક્ષય થતો જશે તેમ તેમ આ વર્ગવિરોધ વધારે ઉગ્ર બનશે. હારતો મૂડીવાદ શોષિત વર્ગને ભોગે બેવડો જુગાર રમશે.

ગૂજરાતમાં ઔદ્યોગિક શાતિ માટે વર્ગમેળની પદ્ધતિ આવકારદાયક થઈ પડી છે એમ કહેવાય છે. મજૂર–માલિકના પ્રશ્ન બાબત પોતે જગત સમક્ષ નવી જ દૃષ્ટિ રજુ કરી છે એમ પણ કહેવાય છે. આ દાવાનુ પૃથક્કરણ કરવા જેવું છે. અહીં એટલું જ કહેવું બસ થશે કે, મજૂર માલિકના સંપ માટે, એકત્ર મમલત માટે ઇગ્લાડે પોતાની ચઢતી કળાના કાળમાં આખું technique તૈયાર કર્યું હતુ, ઇગ્લાડના મજૂરને નફાખોરીમાં હિસ્સો મળ્યો હતો અને આજે પણ સંસ્થાનો અને ગુલામ દેશો પર થતી શોષણક્રિયામાં ભાગ મળે છે છતાં આ વર્ગમેળની પ્રથા તૂટવા પર આવી છે કારણ કે આધુનિક ઉદ્યોગપ્રથાના પડતીના દિવસો ક્યારના બેસી ગયા છે. ગૂજરાતનું પાટનગર પણ હિંદના ગરીબ પ્રાંતોની શોષણ-ક્રિયામાં ભાગ લઈ રહ્યું છે છતાં અમદાવાદની ચઢતી કળાને હવે મર્યાદા આવી ગઈ છે, અસ્ત દેખાય છે અને તેથી જ વર્ગમેળની પ્રથા તૂટી પડતી વધુ ને વધુ જણાય છે.

દાહોદ પરિષદે કામદારપ્રશ્ન બાબત જે નિરાકરણ સૂચવ્યું છે તેમાં વર્ગવિગ્રહના સિદ્ધાંત પર મજૂર મહાજનને કાર્યપ્રણાલી ઘડવા આગ્રહ કર્યો છે. છતાં એક બાબત બધાનું લક્ષ ખેંચશે. સમાજવાદીઓ જેમ અન્ય કિસાન કાર્યકરોને કિસાનદ્રોહી નથી ગણતા તેમ મજૂર મહાજનના નેતાઓને કામદારદ્રોહી નથી માનતા. એમની કાર્યશક્તિ તેઓ પીછાણે છે. સ્વાગતપ્રમુખ કહે છે તેમ,

"આ કાર્યશક્તિનો ઉપયોગ તો જ થઈ શકશે જો તેઓ અત્યારની મૂડીદારી પ્રથાનો મર્મ સમજશે અને વર્ગવિગ્રહના સિદ્ધાત પર પોતાની કાર્યપ્રણાલી ઘડશે, નહિ તો આ કાર્યશક્તિ એળે જશે અને કામદાર હિત જે તેઓ પણ ઇચ્છે છે તે સાધી શકાશે નહિ."

જવાહરલાલજીની સૂચના મુજબ, અમદાવાદના મજૂર મહાજને અને મિલ કામદાર યુનિયને સંયુક્ત કાર્યની યોજના ઘડી કાઢવા તથા ટ્રેડ યુનિયન કોંગ્રેસમાં જોડાઈ વિશાળ નીતિને અનુરૂપ થવા માટે પરિષદે રચનાત્મક સૂચનાઓ કરી હતી.

ગૂજરાતની કામદાર હીલચાલ એ દાયકાથી જે પંથે ચાલી રહી છે અને સમાજવાદીઓએ પ્રથમ પરિષદમાં જે માર્ગ સૂચવ્યો હતો તે પરસ્પર વિરોધી રસ્તા હતા. એક વર્ગમેળનો અને બીજો વર્ગવિગ્રહનો. છતાં આ ત્રણ સાલના અનુભવે અને વિશાળ કામદાર હીલચાલના વિકાસની નજરે સંયુક્ત કાર્યની યોજના શક્ય છે એ મુખ્ય ધ્વનિ બીજી પરિષદે કાઢ્યો છે. કામદારજગતમાં ઐક્ય શક્ય છે, વિરોધ અને વિષમતા દૂર થયાં છે. તો આ સંયુક્ત કાર્યની યોજના ઘડી કાઢવામાં ઢીલ થવી મુનાસબ જણાતી નથી.

* * *

રૂપેરી ચાંદનીમાં ખુલ્લા આકાશ નીચે જવાહરનગરમાં પરિષદ મળી. મુખ્ય કમાનની બન્ને બાજુએ રાષ્ટ્રધ્વજ અને લાલધ્વજ ફરકતા હતા. પરિષદના પાંચ હજાર પ્રેક્ષકોમાં ઉત્સાહ માતો નહતો. ભીલ–કિસાન જનતાનો થોડો ભાગ રિલીફનાં કામો પર દૂર દૂર પથરાયેલો હતો તેમાંથી પણ થોડી સંખ્યા પરિષદમાં પોતાનો જાણે આર્તનાદ સુણાવતી હોય, પ્રમુખ શ્રી. કમળાદેવીના ઝાલોદના દુષ્કાળ પ્રદેશના પ્રવાસની આગાહી ન આપતી હોય તેમ પરિષદમાં મૂક ભાગ લઈ રહી હતી. પરિષદનું સમારંભ પ્રવચન કરતાં શ્રી. મીનુ મસાણીએ ત્રિરંગી વાવટા અને લાલ ધ્વજ બન્નેના ઔચિત્ય તથા મહાસભા કામદાર–કિસાન સંગઠનની ભૂમિકા પર ઘડાયેલી સામ્રાજ્ય વિરોધી હિલચાલ, અને તેને લીધે મહાસભા બળવત્તર થવાનાં કારણો સમજાવ્યાં જે સભાએ નિઃશબ્દ શાંતિમાં સાંભળ્યાં. પરિષદના પ્રમુખ શ્રી. કમળાદેવીનું વ્યાખ્યાન મુક્તમિજ્ઞ આઝાદીની લડતમાં આગેકૂચ કરવા માટેની ઘોષણા સમાન હતું. શ્રી. મહેરઅલ્લીની મીઠી ગૂજરાતી જબાનમાં હ્યુમથી માંડીને સમાજવાદી પક્ષ સુધીના મહાસભાના વિકાસક્રમની કથા સાંભળતાં પરિષદના શ્રોતાઓને મહાસભા સમાજવાદી પક્ષની ઐતિહાસિક યોગ્યતા તથા મહાસભા પ્રત્યેનું વલણ સ્પષ્ટ સમજાતાં હતાં. શ્રી. કમળાશંકર પંડ્યાએ સહૃદયી મહાસભા કાર્યકરોની શંકાઓ દૂર કરવા આગ્રહ કરતાં કહ્યું હતું કેઃ

"મહાસભા તો પ્રાણવંત સંસ્થા છે. તેના વિકાસનો ઇતિહાસ ઉજ્જવળ છે અને મહાસભાદ્વારા આપણા ઐતિહાસિક ધ્યેયની પ્રાપ્તિ કરી શકીશું એવી અમને ખાત્રી છે. તેથી જ પક્ષની નીતિ મહાસભા સમિતિઓને હરહંમેશ કાર્ય કરતી રાખવા તથા મહાસભાને વિશાળ જનસમુદાયની સંસ્થા બનાવવા પ્રયત્નશીલ રહેવાની છે. મુક્તમિજ્ઞ આઝાદીની પ્રાપ્તિ પછી જ, પહેલાં નહિ, સમાજવાદી રચના શક્ય છે અને તેથી જ સામ્રાજ્યવિરોધી સંગ્રામમાં સંયુક્ત સામનો આજની પ્રથમ જરૂરિયાત છે."

બારડોલી તાલુકામાં મહાસભાનું આવતું અધિવેશન ભરાશે તેને ફત્તેહમંદ બનાવવાની જવાબદારી આપણી સૌની છે અને તેથી જ ગૂજરાતના સમાજવાદીઓને આગામી મહાસભાની તૈયારીના કાર્યમાં સંપૂર્ણ હિસ્સો આપવા પરિષદે આગ્રહ કર્યો છે. આપણે સૌ ભેગા મળી આ કામ એકદિલથી ઉપાડી લઈશું તો ગૂજરાતની શોભા ઓર વધશે એ નિઃશંક છે.

દુર્ભાગ્યે, ગૂજરાતમાં સમાજવાદીઓ પ્રતિ એક પ્રકારની અસ્પૃશ્યતા સેવવાનો પ્રયત્ન થયેલો છે. એના ગુણદોષમાં ઊતર્યા વગર એક બાબત જરૂર ધ્યાન પર લાવી શકાય.

દાહોદ પરિષદે સમાજવાદી પક્ષને મહાસભાના નિત્ય કાર્યક્રમમા સક્રિય ભાગ લેવા, મહાસભાની પ્રાથમિક સમિતિઓને તેમના કાર્યનું મધ્યબિંદુ બનાવવા આદેશ આપ્યો છે વળી લોકશાસનની રીતિથી મહાસભાના બંધારણના ચોકઠામા જ જરૂરી ફેરફાર સમાજવાદીઓ ઈચ્છે છે અને તે માટે મહત્વની વાટના તેમણે ગએની છે મને લાગે છે કે આ નીતિ આવકાર લાયક છે અને ગૂજરાતના વડિલ નેતાઓ તેને આવકારલાયક લેખશે

* * *

વિષય વિચારિણી સભા, નાનકડો પ્રતિનિધિ સમુદાય હોય ત્યારે એક નકામુ, વખત વ્યય કરવા માટેનુ, તંત્ર થઈ પડે છે અને કાનૂનનો પ્રશ્ન ઊકના આ બાબતનો પ્રમુખશ્રીનો નિર્ણય પરિષદને Businesslike બનાવવામા ખૂબ કામનો થઈ પડ્યો ખુલ્લી પરિષદમા જ સુધારા રજુ થયા અને રમુજ પણ પડી

આ લેખમા જે દૃષ્ટિબિંદુ ... કરવા યત્ન થયો છે એ ધ્યાનમા લઈએ તો પરિષદે મુસ્લિમ જનતાને મહાસભામા વધુ ને વધુ આણવા જે ઠરાવ કર્યો તે મહત્ત્વનો છે હિંદુ મુસલમાન ઐક્ય માટેનુ જૂનુ technique અને જવાહરલાલજી હમણા જે નવી દૃષ્ટિ રજુ કરી રહ્યા છે તેમા મૂળ ભેદ છે કોમી એકતા અને કોમી પરિષદોની દૃષ્ટિ, આખરે તો કોમી જ બની જાય છે અને કોમી ચોકઠામા વિચાર ચક્રમણ થવાથી ગોળ ને ગોળ ફરાય છે સમાજવાદીઓ કહે છે કે, હિંદુ કે મુસલમાન જનતાના પ્રશ્નો એક જ છે, જુદા નથી, તેનો ઉકેલ રાજકીય-આર્થિક રચનાની ભૂમિકા પર કરવામા આવે તો કોમી રંગના ... તેને સ્પર્શતા નથી બનકે આખુ ચિત્ર જ જુ... ઉઘાડ આપે છે ગઈ સાલ મુંબઈમા રમખાણ થયુ તે કોમી કેમ ન બનવા પામ્યુ ? હજારો કામદારો કેમ તેનાથી અળગા રહ્યા ? સિંધના મુસલમાન ખેડૂત મુસ્લિમ લીગની બાદશાહી નીતિરીતિથી કેમ અળગ રહ્યો ? બગાળમા 'પ્રજાપક્ષ'નો વિજય મુસ્લિમ જનતાએ કેમ અપાવ્યો ? અને હમણા સુબ્તપ્રાંત જેવી કોમી સસ્થાથી દૂર ને દૂર કેમ ખસતો જાય છે ? કારણ કે આર્થિક ચક્રાવામા હિંદુ તેમજ મુસલમાન કિસાન કામદાર ફસાયો છે અને તેમાથી તેને નીકળવુ છે એને માટે મુક્તિનુ દ્વાર જવાહરલાલજી બતાવી રહ્યા છે અને જિન્હાની ઉપલા વર્ગની નેતાગીરી નિષ્ફળ થએલી છે

હરિજન પ્રશ્નના નિકાલની ભૂમિકા કાંઈ જુદી નથી હરિજન મટીને, મને દૂર રહ્યા દેખાય છે તેમ, નવી નીતિ ઓછેવત્તે અંશે ગ્રહણ કરવી પડે છે હરિજન જેવા વર્ગને સ્વાશ્રયી બનાવવાના પ્રયાસો આવકારલાયક તો છે જ. પરતુ એનણ ભાવથી ભગી હિલચાલ આગેકૂચ કરતી જાય છે તેમા પ્રેરકતત્ત્વ તો આ જ રહેલુ છે ભગીના હકોનું જાહેરનામુ આ હિલચાલનુ ઉજાળ પ્રકરણ છે

આમ જૂના બાર્ડોલી રચનાત્મક કાર્યક્રમના બે સ્તભો વિષે સમાજવાદીઓની દૃષ્ટિ ગૂજરાતના બુદ્ધિશાળી વર્ગે વિચારવા યોગ્ય છે

* * *

'જમનાદાસ મહેતા પાઠ ...'ના નામથી અને આગેવાન કાર્યકરોની ધરપકડથી શરૂ થયેલા પરિષદ સમાહના આ રમરણે આરોપતા પહેલા પરિષદના Star Resolution

વિષે ઉલ્લેખ કરી લેવો આવશ્યક છે. 'નાફેરવાદી' ગૂજરાતમાં ધારાસભાપ્રવેશના દિવસોથી ધારાસભાના કાર્યક્રમ વિષે એક પ્રકારની આશંકા રહેલી છે. ધારાસભામાં જનાર નેતાઓને આપણે second line of defence ગણીએ છીએ. ધારાસભાના સભ્યો પણ જાણે તેમનું ધારાસભામાં જવું ક્ષંતવ્ય છે એમ મૂક ભાવે કહેતા આ 'નાફેરવાદી' પ્રાંતમાં જણાયા છે. આનું કારણ એક જ છે. ધારાસભાપ્રવેશને ક્રાંતિકારી લડતના એક અંગ તરીકે આપણે સમજ્યા નથી, પરંતુ હારની મનોદશાના પ્રતીક તરીકે આ કાર્યને લેખ્યું છે. સમાજવાદીઓ કહે છે કે,

"સંપૂર્ણ સ્વાતંત્ર્યની લડતની ક્રાંતિકારી વ્યૂહરચનાનું એક પાસું બહાર જનતાનું સંગઠન છે અને તેનું બીજું પાસું ધારાસભાની અંદર રાજકીય કટોકટી ઉપસ્થિત કરવાનું છે. જો ધારાસભાના કાર્યક્રમમાં આ મુખ્ય દૃષ્ટિ વિસારી દેવામાં આવે તો ધારાસભાપ્રવૃત્તિ વંધ્ય બંધારણવાદમાં અને સામ્રાજ્ય સાથે સમાધાનીમાં સહેજે પરિણમે."

અત્યારે જે રાજકીય મડાગાંઠ પડેલી છે તેને છોડવા માટે કાયદાની બારીઓ પાછળ મિથ્યા શાહી ન બગાડવા સૂચન કરતાં પરિષદના પ્રમુખ શ્રી. કમળાદેવીએ આમ જનતાની લડત વિકસાવવા તથા રાજકીય કટોકટી સાથે સામ્રાજ્યને શરણે લાવવા વ્યૂહ રચવા આગ્રહ કર્યો હતો.

મૂળ પ્રશ્ન બંધારણની મડાગાંઠનો નથી પરંતુ હિંદી રાષ્ટ્રવાદ અને બ્રિટીશ શાહીવાદ સાથેની મડાગાંઠનો છે, અને આ ખરી મડાગાંઠ તોડવા માટે આમજનતાનું રોજ-બરોજના પ્રશ્નો પર વિશાળ સંગઠનનો કાર્યક્રમ યોજવાનો છે. દાહોદ મહાસભા સમાજવાદી પરિષદે આ જ વ્યૂહરચના સૂચવી છે અને આવતી કાલની લડત આ જ ભૂમિકા પર રચાશે.

———o———

# એક ગીત

મૂળલેખક : રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદક : નર્મદાશંકર મ. દવે

## મૂળ ગીત

નાઈ બા એલે યદિ સમય નાઈ
ક્ષણેક એશે બોલો ના ગો,
જાઈ, જાઈ, જાઈ.

આમાર પ્રાણે આછે જાનિ
સીમાવિહીન ગભીર વાણી
તોમાય ચિરદિનેર કથાખાનિ
બોલતે જેન પાઈ
ના, ના.

જખન દખિન-હાવા કાનન ઘિરે
એકકથા કય ફિરે ફિરે
પૂર્ણિમા-ચાંદ કારે ચેયે
એકતાને દેય આકાશ છેયે

જેન સમયહારા સેઈ સમયે
એકટિ શે ગાન ગાઈ.

## ભાવાર્થ

ના, ના.
વખત નહોતો તો નહોતું જ આવવું.
આમ જરાક વાર આવીને જાઉં,
જાઉં શું કરી રહ્યા છો?

મારા હૃદયનાં ઊંડાણ કેવી નિઃસીમ વાણીથી ભર્યાં છે એ હું જ જાણું છું. કેટલાય વખતથી તમને કહેવા સારુ રાખી મૂકી છે એ વાતો કરવાનો મને જરાક અવકાશ તો આપો? — હજી ના?

દક્ષિણમાંથી વાતો પવન વનની આસપાસ વીંટાઈને એકની એક વાત ફરી ફરીને કહ્યા કરે છે.

પૂનમનો ચન્દ્ર જાણે કશાકની આતુર આશાએ આટલા બધા તાનથી આકાશને નવરાવી રહ્યો છે.

મનમાં થાય છે કે વખતનું વહેણ જ્યારે સૌને વિસારે પડ્યું છે, ત્યારે હુંય એ એક ગીત ગાઈ લઉં.

ના ના ના, બોલશો જ નહિ કે જવું છે.

# શેરથા (તા. કલોલઃ પ્રાંત મહેસાણા)ની આર્થિક તપાસ

## (સને ૧૯૩૫)

## ૫

[ શેરથા ગામની આર્થિક સ્થિતિનો વિચાર હવે પૂરો થયો છે. અત્યાર સુધીમાં આપણે ગામનાં આવક અને ખર્ચની વિગતો જોઈ. ગામમાં વપરાતી ચીજોમાંથી કેટલી ગામની પેદાશની વપરાય છે; કેટલી બહારથી આવે છે અને તેમાં કેટલી પરદેશી હોય છે તે જોયું. તે ચીજોના વપરાશના સંબંધમાં શો સુધારો થઈ શકે એમ છે તે વિચાર્યું. જુદા જુદા ધંધાના કારીગરોની સ્થિતિ પણ તપાસી અને એમાંના ઘણાની જ પરિસ્થિતિમાં ક્યા ફેરફારો થઈ શકે તેવા છે તે વિચાર્યા. હવે આ તપાસના અહેવાલને સંપેરી લઈ, અત્યાર સુધીમાં કરેલા વિચારોનો મુદ્દાવાર સાર નોંધીને આ લેખમાળા પૂરી કરીએ. ]

### ચમાર

૪૦ ઘર છે. પણ ૧૫ ગામમાં વસે છે અને કામ કરે છે. ૮ કુંડ છે; તેમાં ચામડાં પકવે છે. ખેતરમાં ચોમાસામાં મજૂરી કરે છે. ઢોર ખેંચવાનું કામ કરે છે. કોસ તૈયાર કરે છે. પહેલાં હાડકાં વેચતા પણ બે વરસથી કોઈ વેપારી લેવા આવતા નથી એટલે દાટી દે છે. ચરબી બાળે છે અને અમદાવાદ વેચે છે, માંસનો ખાય તે સિવાય ઉપયોગ કરતા નથી. શીંગડાંની બહુ બહુ તો પોતાના ઘરમાં ખીંટીઓ કરે. સાતેક વરસ પર ચામડાનો ભાવ વધુ હતો ત્યારે આ લોકોને કમાણી સારી હતી.

ઢોર તાણવા માટે એક ચમાર એકો રાખે છે. તેનું ભાડું આપી, જેનો વારો હોય તે, બીજાની મદદ લઈ ઢોર ખેંચી લાવે છે. ઢોરને ઘસેડવા કરતાં આથી ચામડાને નુકસાન ઓછું થાય છે.

કોસના પૈસા આપવાની પદ્ધતિ વિચિત્ર છે. કોસ વેચે તેના ત્રણ મહિને પૈસા મળે. દરમિયાનમાં કોસ વાપરે અને તેમાં કંઈ નુકસાન જણાય અથવા વાપરવાથી નુકસાન થાય તો નુકસાનવાળો છે એમ કહીને પાછો આપે અને પૈસા ન આપે. માલ લેતી વખતે જ ખાત્રી ન કરે અને પાછળથી નુકસાન બતાવે તેથી ગરીબવર્ગને નકામી કનડગત થાય છે. બીજા માલની પેઠે જ આ માલનું પણ વેચાણ થવું જોઈએ. કોસની ખાત્રી કરી લેવી હોય તોપણ ત્રણ મહિના તો ન જ જોઈએ. આને માટે, ગામના માણસો પાસેથી કામ લેવાની બાબતમાં ગામલોકો જે રીતે વર્તે છે તે વૃત્તિ જ જવાબદાર છે. બહારગામ રોકડા પૈસા આપે, પરંતુ ગામના માણસને રોકડા પૈસા આપવામાં ઢીલ કરે; સસ્તું તાકે અને પૈસામાં કાપકુપ કરે. આવાં ગ્રામઉત્તેજનને વિરોધી રિવાજો બંધ થવા જોઈએ. બધા ધંધાદારીઓની આ સંબંધમાં એક સરખી ખૂમ છે તેથી ગામલોકોએ આ બાબત ખાસ લક્ષમાં લેવાં જેવી છે.

ચામડા રંગવાના ખર્ચમા પહેલાના કરતા વધારો થયો છે પહેલા આકડા, બાવળ અને ઊમ મફત મફત લાવી શકતા હવે તેની અછતને લીધે રગવાનો મસાલો લાવવા માટે પૈસા ખરચવા પડે છે મસાલામા પરદેશી કોઈ ચીજ નથી વાપરતા

ચામડાને પકવતા બે મહિના થાય છે તેમા સુધારો કરીને વધારે જલદીથી પકવવાની ક્રિયા થઈ શકે અને રગવાની નવી ક્રિયાઓ દાખલ થાય તો આ ધધાનું બજાર વધે મરેલા ઢોરના ચામડા સિવાયની બીજી ચીજોનો ઉપયોગ થવો જ જોઈએ હાડકાનો, દરેક ગામમા અગર અમુક ગામડાના જથામા ઉપયોગ થાય એવી વ્યવસ્થા થવાની ખાસ જરૂર છે આ લોકો સૂપડા તૈયાર કરે તો ગામમા જ ખપે અને આવકમા થોડો વધારો કરી શકે પણ ખાસ કરીને તો ચામડાના ધધાનો જ વિકાસ એ કોમને માટે કમાણીનુ સારામા સારુ સાધન છે

આ ધધાનો સ્વચ્છતાની દૃષ્ટિથી ખાસ વિચાર કરવાની જરૂર છે કુડની ગધ અને ચામડા સૂકવવાની પદ્ધતિમા સુધારો શી રીતે થઈ શકે, એ વિચારવા જેવુ છે અત્યારે કુડ આગળથી પસાર થવુ મુશ્કેલ પડે છે ચમારવાસમા જઈએ તો જ્યા ત્યા તાજા ચામડા પડ્યા હોય, હજારો માખીઓ બણબણતી હોય અને ગધ ઊડતી હોય એ કોમના માણસો ભણે છે તો ભણ્યા પછી એ કામ કરતા કટાળે છે આ જ ગામમા એક ચમારનો છોકરો ગુજરાતી ૭ ચોપડી ભણ્યો પછી પોતાના ઘરનુ કામ કરવાનુ એને ગમ્યુ નહિ તે ગધ અને અસ્વચ્છ વાતાવરણથી કટાળ્યો તેના માબાપે તેને મારીમારીને કામમા જોડ્યો અને હવે તે કામ કરે છે આ સ્થિતિ દરેક ભણેલાની આવે જે કોઈ કઈ સમજતો થાય, સ્વચ્છ બહારની હવામા રહેતા શીખે તેને આવુ કામ કરવુ ગમે નહિ એટલે આ ધધાનો વિકાસ કરવો હોય તો ગદકી અને દુર્ગંધ દૂર થાય એવી રચના થવી જોઈએ જૂની પદ્ધતિએ વિકાસ ન થઈ શકે અસ્પૃશ્યતાનિવારણની દૃષ્ટિએ પણ આ ધધો કરનારા સ્વચ્છ અને ચોખ્ખા રહી શકે એમ થવુ જોઈએ

## સામાન્ય

ઉપરના નિવેદનમા રજુ કરેલી હકીકત અને સૂચનાઓ ઉપરથી નીચેના સામાન્ય વિચારો ઉપસ્થિત થાય છે

ગ્રામસ્વાવલબનની દૃષ્ટિએ જુદી જુદી વપરાશની ચીજોની બાબતમા ગામડામા ઘણું કરવા જેવુ છે અને ઘણુ થઈ શકે એવુ છે સપૂર્ણ સ્વાવલબન તો અશક્ય છે પણ સ્વાવલબન અને સ્વદેશી એ બે દૃષ્ટિએ ગામડામા સુધારા માટે ઘણો અવકાશ છે અત્યારે ચોખા, લોટ અને ગોળના પ્રશ્નો ઉપરાત નીચેના પ્રશ્નો ગામડાની દૃષ્ટિએ ખાસ ધ્યાનમા લેવા જેવા છે

| | |
|---|---|
| ૧ તલ વિ મગફળીનુ તેલ | ૪ એરડિયુ વિ ઘાસતેલ |
| ૨ નળિયા વિ પતરા | ૫ ચા વિ. કુલડિયા |
| ૩ છત્રી | |

આ ચીજો દરેક ઘરની આવશ્યક જરૂરિયાતો છે અને મોટે ભાગે પરદેશી વપરાય છે શહેરોના ભરચક પરદેશી માલના બજારોમા રચ્યાપચ્યા રહેનારને, એકેએક ચીજ રોકડેથી અને બહારગામની લાવનારને, રેડિયો અને ગ્રામોફોનમા રચ્યાપચ્યા રહેનારને અને દીવેલનો

દીવો જોઈને સૂગ ચડે તેવા શહેરીને આ વસ્તુ હાસ્યજનક લાગશે, પણ આપણું ગામડાંનું જીવન જે રીતે ગોઠવાયેલું છે અને દુનિયામાં આપણી આર્થિકસ્થિતિ જે પ્રકારની છે, તે જોતાં ગામડાંમાં આ રીતે જ લોકોને રોજી આપી શકાય એમ છે. હિંદુસ્તાનના એકેએક ગામને વિજળીથી જોડી દેવું, કારખાનાનું મથક બનાવી દેવું અગર મૂડીવાદી કે સામ્યવાદી બનાવી દેવું એ અત્યારે તો હવાઈ કિલ્લા છે. લોકોના પ્રત્યક્ષ જીવન સાથે તેને ઓછો સંબંધ છે. એક અથવા બીજા રૂપમાં, અત્યારના જ સંજોગોમાં, લોકોને તાત્કાલિક આર્થિક રાહત કેમ આપવી, રોજી કેમ આપવી, રોટલા ભેગા શી રીતે રાખવા એ મુખ્ય પ્રશ્ન છે. આ કામ હિંદુસ્તાનને, ઇંગ્લંડ કે રશિયા બનાવી દેવાની વાતોથી નથી થવાનું. લોકોના જીવનને પ્રત્યક્ષ રીતે અસર કરે એવી યોજનાથી તે થઈ શકે. ગામડાંની દૃષ્ટિએ એટલે કે હિંદની મોટા ભાગની વસ્તીની દૃષ્ટિએ સ્વાવલંબન અને સ્વદેશીની પ્રવૃત્તિ એ લોકોના પ્રત્યક્ષ જીવન સાથે સંબંધ રાખનારી છે અને તેથી એ કામ વાતોનું અને લેખોનું નથી પણ તાત્કાલિક અમલનું છે. એના અમલમાં વ્યવહારિક મુશ્કેલીઓ ઘણી છે છતાં તેમાં આજની સ્થિતિનો વિચાર રહેલો છે. જે કરવાનું છે તે આજે કરવાનું છે. જેમ બને તેમ જલદી અમલ કરવાનો છે. પરિસ્થિતિના વિકાસ માટે રાહ નથી જોવાની. એટલે સ્વાવલંબન અને સ્વદેશીની દૃષ્ટિએ અમલી કામ થાય તો પ્રજાને આર્થિક ફાયદો થયા વિના ન રહે.

આ પ્રવૃત્તિને અંગે એટલું નોંધવા જેવું લાગે છે કે ગ્રામ ઉદ્યોગોની પહેલાંની સ્થિતિ સજીવન કરવી તે અવ્યવહારુ અને અશક્ય છે પરંતુ ગામડાંના ધંધામાં ઉત્તેજનની દૃષ્ટિએ નવાં તત્ત્વો દાખલ કરવા માટે ઘણો અવકાશ છે. ગામડાં તરફ લોકો વળે એમ કરવાની જરૂર છે. શહેરી વૃત્તિને બદલે સાચી ગ્રામવૃત્તિ કેળવાય અને હિંદની ખરી સ્થિતિનું દર્શન થાય અને તે મુજબ જીવન ઘડાય એમ થવાની જરૂર છે. લોકસેવાનું કામ લઈને બેઠેલાઓને પણ આ દૃષ્ટિએ ઘણુંય શીખવાનું અને જીવનમાં ઉતારવાનું બાકી છે. પરિણામે જૂનું બધું સજીવન નહિ થાય. પરંતુ જૂનાને નવા સ્વરૂપે જીવતું કરવાનું થશે. તેને માટે, કારીગરોએ અને લોકોએ પણ સુધારો કરવાની વૃત્તિ કેળવવી જોઈશે. પચાસ વરસ પર જે કરતા તેમાંથી ચાલતું આવ્યું હોય તેને જ વળગી રહે નહિ ચાલે, સમયાનુસાર ફેરફાર કર્યા વગર છૂટકો નથી.

આ રીતે ગામડાંમાં જે માલ તૈયાર થાય, તે નવા જમાનાની દૃષ્ટિએ કઈ રીતે તૈયાર થવો જોઈએ, કેવી રીતે માલ ટકાઉ અને સારો થઈ શકે, એવી બાબતોમાં તેમને સલાહ આપવી જોઈશે. માલનાં બજાર પણ તેમને ખોળી આપવાં જોઈશે. એકલા હાથે કોઈ કશું જ ન કરી શકે.

સાથે સાથે ગામડાંના લોકોએ તકલાદી અને સસ્તા માલની સરખામણીમાં ટકાઉ અને સારા માલને ઉત્તેજન આપવાનું શીખવું જોઈશે. પરદેશીના પ્રમાણમાં એવો માલ શરૂઆતમાં મોંઘો પડે તોપણ તેમાં સુધારો થવાનો જ છે એ દૃષ્ટિએ તેને અપનાવવો જોઈશે.

આપણી ગરીબાઈ આ બાબતમાં ડગલે ને પગલે નડે છે. અખતરા કરવાનું લોકોમાં સામર્થ્ય નથી અને મોંઘો પણ સારો માલ લેવાની શક્તિ નથી. ન છૂટકે ખરચ કરતા હોય તેમાં પાઈ વધારે ખરચવી પણ ભારે થઈ પડે છે. આ સંજોગોમાં સ્વદેશી માલનો પ્રચાર કરવો મુશ્કેલ છે. પણ જિંદગીની આવશ્યક જરુરિયાતો સિવાય બીજું ખર્ચ કરી નાખવામાં આવે તો દેશી વિદેશી અને સસ્તા મોંઘાની આવી મૂંઝવણો ઘણી ઓછી થઈ

જાય; છતાં જે ચીજો બજારમાંથી લીધા વગર છૂટકો જ નથી, તે સંબંધમાં એવી દૃષ્ટિ ખીલવી જોઈએ કે, જે ગરીબાઈ ને લીધે આપણે દેશી મોંઘી વસ્તુ લેતાં અચકાઈએ છીએ, તે વસ્તુ નહિ ખરીદીને આપણે દેશની ગરીબાઈ અને આડકતરી રીતે આપણી ગરીબાઈ કાયમ કરીએ છીએ. પોતાના પડોશીને ઉત્તેજન નહિ આપીને જાતે જ દુઃખી થઈએ છીએ અને ગરીબ રહીએ છીએ. પાડોશી સુખી હોય તો આપણને પણ લાભ છે એ જૂની કહેવતમાં આર્થિક સત્ય રહેલું છે. તેનું મહત્ત્વ લોકોએ સમજવું જોઈએ અને ટૂંકી દૃષ્ટિને બદલે લાંબી દૃષ્ટિએ જીવનનિર્વાહનું ઘડતર કરવું જોઈએ.

વિશેષમાં આપણા લોકો દર વરસે, કંઈક ને કંઈક, ધર્માદાને નામે ગજા ઉપરાંત ખરચ કરે છે અને તે વખતે તેમને પોતાની ગરીબાઈ આડે નથી આવતી. પરંતુ કોઈ દેશી ચીજના બે પૈસા વધારે ખરચવા પડે તો તેમને ખટકે છે. આ દૃષ્ટિકોણ જ બદલવાની જરૂર છે. દાનની દૃષ્ટિમા પરિવર્તન કરવું પડશે. જેવી રીતે હવે સમજુ લોકો એદાખાઉ બ્રાહ્મણોને જમાડવાને બદલે, નવા જમાનાની બ્રાહ્મણ સંસ્થાઓને અને જાહેર હિતનાં કામો માટે પૈસા આપે છે, તેવી રીતે લોકોને એમ થવું જોઈએ કે બીજી રીતે બે પૈસા દાન કરવા કરતાં કે ગજા ઉપરવટના સામાજિક ખરચોમાં પૈસા ખરચવા કરતાં, દેશની ગરીબાઈ મિટાવવા અર્થે, કોઈ ચીજ ખરીદીને, ઉદ્યોગના ઉત્તેજનાર્થે બે પૈસા વધારે આપવા સારા છે. નિરુદ્યમી આળસુઓને પોષવા કરતા, પ્રમાણિકપણે મજૂરી કરનારને પોતાનો જીવન-નિર્વાહ ચલાવવામા મદદ કરવી એ ઉપયોગી દાન છે. અત્યારની દાનની રૂઢ થયેલી પ્રથા તો પુણ્ય કરવાને બદલે પાપ વહોરવા સમાન છે. આવી દૃષ્ટિનો વિકાસ થાય અને દેશની પરિસ્થિતિ અને નવા જમાનાની ફરજો લોકો સમજે તો ગ્રામોદ્યોગના વિકાસનુ કામ ઘણુ સરળ થઈ જાય. તેને માટે લોકોમા સતત અને નિરંતર કામ કરવુ પડશે. તેમને સમજૂતી આપવી જોઈ શે. તે કામ થોડા મહિનામાં થવાનુ નથી પરંતુ વર્ષો સુધી ઘણા લોકોનાં સહકાર અને પરિશ્રમ એકઠાં થશે ત્યારે જ થઈ શકશે. જમાનાઓથી જામેલી શિથિલતા એકદમ નાશ જાય.

## અભિપ્રાયો અને સૂચનાઓનો સાર

૧. જે ગામમાં તપાસને અંતે કંઈ કામ કરવાની યોજના હોય, તેવા સ્થળે જ આવી તપાસ કરવી ઇષ્ટ છે.

૨. સ્થાનિક માણસોના સહકાર વિના કે તે કામમાં અગાઉથી કામ કર્યા વિના આવી હકીકત મળી શકે નહિ.

૩. તપાસમાં દરેક કોમનાં થોડાં થોડાં કુટુંબોની હકીકત આવવી જોઈએ. એકે એક કુટુંબની હકીકત લેવાની જરૂર નથી.

૪. ગામડામાં જનારનું જીવન, ગ્રામ જીવન અને પ્રચારના કામને અનુકુળ હોવું જોઈએ. પોતે કઈ રીતે રહે છે અને કઈ ચીજો વાપરે છે તે ઉપર તેણે ખાસ ધ્યાન આપવું જોઈએ.

૫. ખેડૂતો ખપ પૂરતું અનાજ પકવીને પોતાને અનુકૂળ હોય તો બજારુ માલની ખેતી કરે તો બરાબર છે. રોકડ ખર્ચ કરવાની આવશ્યકતા એટલી વધી ગઈ છે કે થોડી ઘણી બજારુ માલની ખેતી દરેકને કરવી પડે. પણ એકલા બજારુ માલની ખેતી કરવાથી ખેડૂતની હાડમારી વધે છે.

૬. ઘઉંનો પાક વધારીને ગામની ઘઉંની જરૂરિયાત પૂરી થઈ શકે એવી સ્થિતિ છે.

૭. જે ખેડૂતને એક જ ભેંસ હોય, તે દૂધ ભરે તે ઇષ્ટ નથી. જેમને દૂધમાંથી કમાણી કરવી હોય તે વધારે ભેંસો રાખે અને દૂધ ભરે તો ખોટું નથી. ખેતીના ધંધામાં મદદગાર થાય એ રીતે ખેડૂતોને એ ધંધો કરવો હોય તો વધારે ગાયો–ભેંસો રાખવી જોઈએ.

૮. ગોરક્ષાની દૃષ્ટિએ પાંજરાપોળો કે એવી સંસ્થાઓ દ્વારા અખતરા અને સતત કામ થયાં વગર ભેંસોને બદલે ગાય રાખવાનું હાલ લોકોને સમજાવી શકાય તેમ નથી. ભેંસોના પાલનમાં રહેલી હિંસા અને સમાજની દૃષ્ટિએ રહેલી આર્થિક ખામીઓ લોકોને સમજાવવી જોઈએ અને ગોપાલનની ધાર્મિક તથા આર્થિક દૃષ્ટિનું ભાન કરાવવું જોઈએ.

૯. ગામમાં શાકભાજીની ખેતી વધારવાની જરૂર છે.

૧૦. ઘાણીનું તેલ, ડબાના તેલ કરતાં વધારે કસવાળું હોય છે એવો ખેડૂતોનો અનુભવ છે. લોકો મજૂરી આપીને તલ પીલાવે તો સારું. તેમ ન કરે તો ચોખ્ખું તેલ વાપરતા થાય અને ઘાંચી ભેળસેળવાળા તેલનો ધંધો બંધ કરે તો બન્નેને લાભ થાય. કોઈ ઘાંચીને ત્યાં ડબાનું તેલ ન જ વેચાય એવો સાર્વત્રિક નિયમ થવો જોઈએ અને તેલ બાબત ઘાંચીની શાખ બંધાવી જોઈએ.

૧૧. સરસિયું થોડું વપરાય છે. આ ગામમાં સરસવ પાકતા નથી. ઘાણી વિ. મિલના સરસિયાના ગુણદોષની અમને નોંધવા જેવી હકીકત મળી નથી.

૧૨. ખાંડ–સાકરને બદલે, બધી ચીજોમાં ગોળ વાપરવા માટે, દૂધની ચીજોમાં કે દૂધની સાથે ગોળ ખાવાથી શારીરિક દૃષ્ટિએ કંઈ નુકસાન છે કે કેમ એની તપાસ કરી ખાતરી થવી જોઈએ. ખાતરી ન થઈ શકે તો ખાતરીલાયક દેશી ખાંડ સાકર કઈ તેની લોકોને માહિતી આપવી જોઈએ.

૧૩. ચાને બદલે કુંવાડિયાની કોફી વાપરવા વિષે તપાસ કરી તેનો પ્રચાર કરવા જેવો છે.

૧૪. મીઠું–મસાલો બહારથી આવે છે તેને માટે ખાસ કંઈ કરવા જેવું નથી.

૧૫. જે લોકો ખેંચામણની મજૂરી આપીને, બહાર ગામ સંચે ખંડાવે છે, તેઓ ગામમાં ચાર આને મણ હાથે ખંડાવે તો વિશેષ ખર્ચ ન આવે. પણ ગામડામાં આ કામ સૌ પોતપોતાને ઘેર હાથે જ કરી લે એવી હિમાયત થવાની જરૂર છે. વધારે સત્ત્વવાળા ખોરાક માટે, વધારે પૈસા ખરચવા લોકોને સમજાવી શકાય તો સારું છે, પણ વધારે પૈસા આપીને હાથે કામ કરાવવાનો પવન ઝાઝો વખત નહિ ટકે. જાતે મજૂરી કરે તો જ પ્રત્યક્ષ લાભ જણાય.

૧૬. આ ગામમાં દળવા, ખાંડવાનો મંચો દાખલ થાય તો ગામને રૂા. ૨,૫૦૦નું આર્થિક નુકસાન જાય. શારીરિક અને આહારને અંગેનુ નુકસાન જુદુ.

૧૭. હાલ રેંટિયા નકામા પડ્યા છે તેનો ઉપયોગ કરવો જોઈએ.

૧૮. રંગવાનું અને છાપવાનું કામ કરવાનો ધંધો થોડાં થોડાં ગામડાંના જથામાં ચાલે એવો છે. તૈયાર થયેલા માણસો એ ધંધામાં પડે તો પોસાય.

૧૯. દીવાસળી માટે રોકડા પૈસા ખરચ્યા વગર છૂટકો નથી. હિન્દમાં ચાલતી પણ, 'વિમ્કો' જેવી પરદેશી કંપનીના માલને બદલે, ખંભાત અને પેટલાદ જેવી દેશી કંપનીઓનો માલ વપરાય તો સારુ.

૨૦. ઘાસતેલને બદલે એરંડિયું વાપરી શકાય અને બત્તીમાં તેનો ઉપયોગ થઈ શકે તો ઘાસતેલનું ખર્ચ નાબુદ થાય. આ દૃષ્ટિએ એરંડિયાના પ્રશ્ન પરત્વે વધારે ધ્યાન આપ-આપવાની જરૂર છે.

૨૧. તમાકુ એ ખોરાકના જેવી જરૂરિયાત થઈ પડી છે. દારુની સામે ધાર્મિક માન્યતા બંધાઈ છે તેવુ તમાકુને વિષે થવુ જોઈએ.

૨૨. દેશી કંપનીઓના સાબુમા પણ પરદેશી સોડા વપરાય છે, તેથી પ્રાંતિજના જેવા ગોળા વાપરવા સારા છે. પહેલાંની માફક લોકો ઉસ સંઘરે તો પણ થોડા ખર્ચે સાબુની ગરજ સરે.

૨૩. કાગની કે કચકડાની બંગડીઓ પહેરવાનો રિવાજ બદલાવા જોઈએ.

૨૪. નજીકનાં સ્ટેશનો માટે મોટરોનો વ્યવહાર ઇષ્ટ નથી. આ સંબંધમાં ગામ લોકોની વૃત્તિમા જ ફેરફાર થવાની જરૂર છે. ચાલવાની મહત્તા વધવી જોઈએ અને નકામી મુસાફરી બંધ થવી જોઈએ.

૨૫. જોડામાં ફૂદડીઓ નખાવવાનો રિવાજ નકામો છે; તેથી જોડાનુ આયુષ્ય ઓછું થાય છે અને નકામુ ખર્ચ વધે છે.

૨૬. નળિયાંની હાલની બનાવટમાં સુધારો થવાની જરૂર છે. પતરાંની ગરજ સારે એવો કંઈક સુધારો થવો જોઈએ.

૨૭. જૂના ધંધાને નવી રીતે ગોઠવવાની વૃત્તિ વધવી જોઈએ. નવી જરૂરિયાતોને અનુકૂળ ફેરફારો કરવા લોકોએ તૈયાર થવું જોઇએ. સાથે સાથે જવાબદાર વ્યક્તિઓ તરફથી નવો માલ તૈયાર કરવાની સૂચનાઓ મળે, વેપારી દૃષ્ટિએ સલાહ મળે, માલનું બજાર બતાવવામાં આવે અને સુધારો કરવામા માર્ગદર્શન થાય તો જ સુધારો થઈ શકે.

૨૮. ધર્માદાને નામે કે સામાજિક રૂઢિને લીધે થતાં વધારા પડતાં ખર્ચો બંધ કરાવવા સતત પ્રચાર કરવાની જરૂર છે.

૨૯. ગામનાં સૂપડાં ગામના ચમાર પૂરાં પાડે તો થોડી આવક વધે.

૩૦. પરદેશી છત્રીને બદલે દેશી છત્રી તૈયાર કરવા માટે, કિંમત અને સાધનોનો વિચાર કરી, ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે.

૩૧. પરદેશી મોંઘી દવાઓને બદલે, ઘરગથ્થુ વનસ્પતિની દવાઓ વપરાવી જોઈએ. આ દિશામાં અસરકારક પ્રયત્ન થઈ શકે તે માટે, આયુર્વેદના શાસ્ત્રીય અભ્યાસ અને શોધખોળ માટે સવડો વધવી જોઈએ.

૩૨. ધુપેલ તૈયાર કરીને વેચવાનું કામ ગામનો ઘાંચી કરી શકે.

૩૩. દારુખાનાની પેઠે રમકડાં અને પતંગને વિષે સ્વદેશી અને કરકસરની દૃષ્ટિ કેળવાય તો ખર્ચમાં ફેર પડે.

૩૪. સ્લેટ, પેનો, ફાનસ, ગોળા, ચપ્પુ, સૂડી, કાતર અને સ્ટેશનરી માલ, દેશી કયો અને ક્યાં મળે છે તેની લોકોને માહિતી મળવી જોઈએ. પ્રમાણભૂત સ્વદેશી માલની ગામડાંમાં ફેરીઓ થાય કે લારીઓ ફરે તો સગવડકારક થઈ પડે.

૩૫. કપાસ બધો ખેડૂતો જાતે પીલે તે માટે ચરખામાં સુધારો થવો જોઈએ. રોજનું દસ મણ પિલાય અને પગે ચલાવી શકાય એવો સુધારો થાય તો ખેડૂત પોતાનો બધો કપાસ જાતે પીલી શકે. પરંતુ અત્યારના ચરખા ઉપર, મણના ચાર આના મજૂરી આપીને, કપાસ લોઢાવીને રૂ કરી વેચવામાં પણ ખેડૂતોને નુકસાન નથી.

૩૬. સ્વચ્છતાની દૃષ્ટિએ અને મનુષ્યના મળનો ખાતર તરીકે ઉપયોગ થાય તે માટે ખેતરોમાં કે છૂટી જમીનમાં ખાડા ખોદાવી, ફરતાં કાચાં જાજરૂ મુકાવવાની વ્યવસ્થા કરવાની જરૂર છે. આ કામ ગામ પંચાયત થોડા ખરચથી કરી શકે.

૩૭. દરજી નવી ઢબનું કામ શીખી લે તો ગામનું બધું કામ કરી શકે.

૩૮. ગાડાંનું કામ બહાર ગામ થાય છે તે ગામના સુથારોએ શીખી લેવા જેવું છે.

૩૯. લુહારના ધંધાને નવેસર ગોઠવવાની જરૂર છે. કલાઈ અને રેણનું કામ લુહાર કરી શકે. તે મુજબ ચપ્પુ, સૂડી, કાતરમાંથી ફાવે તે હાથમાં લઈને સુધારેલી ઢબનાં તૈયાર થઈ શકે. નવી ઢબના અસ્ત્રા તૈયાર કરાવવાનો પ્રશ્ન ખાસ મહત્ત્વનો છે.

૪૦, ચામડાં પકવવાની પદ્ધતિ સુધરવી જોઈએ. તેમાંથી ગંદકી અને દુર્ગંધ દૂર થાય એવી રીતે તે ધંધો ગોઠવાવો જોઈએ, અને તેનો વિકાસ થવો જોઈએ. ઢોરના ચામડા સિવાયની બીજી ચીજોનો ઉપયોગ થવો જોઈએ, અને નકામી જતી ચીજોની સ્વચ્છતાની દૃષ્ટિએ પદ્ધતિસર વ્યવસ્થા થવી જોઈએ.

૪૧. મરેલાં ઢોરનાં હાડકાંનો ઉપયોગ, સ્થાનિક અગર અમુક ગામડાંના જથ્થામાં પદ્ધતિસર થઈ શકે એવી વ્યવસ્થા થવી જોઈએ, અને તે વિષેની લોકલાગણીમાં ફેરફાર થવો જોઈએ.

૪૨. કોસનું વેચાણ બીજા માલની પેઠે જ થવું જોઈએ. માલ લીધા પછી પૈસામાં કાપકુપ થાય છે તે બંધ થવી જોઈએ. બહારગામ રોકડા પૈસા આપવા પરંતુ ગામના માણસને રોકડા પૈસા આપવામાં ઢીલ કરવી, સસ્તું તાકવું અને પૈસામાં કાપકુપ કરવી વગેરે નુકસાનકારક રિવાજો બંધ થવા જોઈએ.

૪૩, ગોચરની જમીન વધવી જોઈએ. રબારીઓ ખાતર ખાડામાં સંઘરે, સાંઢ રાખે, રેલ્લા ઉછેરે અને ચોખ્ખા ઘી–દૂધની શાખ જમાવે તો કમાણીમાં વધારો કરી શકે.

૪૪. જૂનો ધંધો ઓછો થતાં ગાળિયા બીજા કયા ધંધામાં ગોઠવાઈ શકે તેનો વિચાર થવાની જરૂર છે. તેઓ જાતે શાકભાજી પેદા કરીને વેચી શકે તો કમાણી થાય પણ તેમની પાસે જમીન નથી.

૪૫ કારીગર વર્ગને થોડી થોડી જમીન હોય તો તેઓ ઢોર પાળી શકે અને તેમને ઘી–દૂધ ખાવા મળે.

૪૬. સંપૂર્ણ ગ્રામસ્વાવલંબન અશક્ય છે. સ્વાવલંબન અને સ્વદેશી એ દૃષ્ટિએ ગામડાની બધી જરૂરિયાતો પૂરી પડી શકે.

૪૭. જૂના ઉદ્યોગો જૂના સ્વરૂપમાં સજીવન થાય તે શક્ય નથી. જૂનામાં સુધારાવધારા કરી, નવી જરૂરિયાતોની દૃષ્ટિએ તેને ગોઠવવા માટે ઉત્તેજન મળે તો સજીવન થાય

૪૮. ગામડાના લોકોએ તકલાદી અને સસ્તા માલને બદલે ટકાઉ અને મોંઘા માલને પસંદગી આપવાની દૃષ્ટિ કેળવવી જોઈએ. કરકસરની ટૂંકી દૃષ્ટિને બદલે, પાડોશીનું હિત ધ્યાનમાં રાખી, લાંબી દૃષ્ટિએ માલની પસંદગી કરવી જોઈએ.

૪૯ દાનની નવી દૃષ્ટિ ખીલવી જોઈએ. આળસુને પોષવા કરતાં ઉદ્યોગીને ઉત્તેજન આપવા માટે માલના બે પૈસા વધારે આપવા એ સાચું દાન ગણાવું જોઈએ. જાહેર હિતાર્થે ચાલતી નવા જમાનાની બ્રાહ્મણ સંસ્થાઓને પોષવાની ફરજ સમજવી જોઈએ.

૫૦ દાનની વિકૃત ભાવનામાંથી લોકોને સ્વદેશી ધર્મ તરફ વાળવા જોઈએ અને રાષ્ટ્રીય ફરજોનું ભાન કરાવવું જોઈએ.

સંપૂર્ણ ]

વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
ઝવેરભાઈ પુરુષોત્તમદાસ પટેલ

# ગાંધી સેવાસંઘ

**તૃતીય વાર્ષિક સંમેલન હુદલી**

દિલખુશ બ. દિવાનજી

૧૯૨૩ના પ્રારંભમાં ગાંધી સેવાસંઘની સ્થાપના પૂ. જમનાલાલજીએ કરી અને ૧૯૩૪ સુધી તો આ સંસ્થાને નહિ જેવી જ પ્રસિદ્ધિ મળી હતી. ૧૯૩૪ પછી સંઘના વાર્ષિક સંમેલનો નિયમિત રીતે ભરાવા લાગ્યા. આ વર્ષે કર્ણાટક પ્રાંતમાં આવેલા હુદલી ગામમાં ભરાયેલા ત્રીજા સંમેલને લોકોનું ધ્યાન ઠીક પ્રમાણમાં ખેંચ્યું છે. દેશભરમાં અનેક પ્રકારની સંસ્થાઓ અને તેમનાં સંમેલનો તથા પરિષદો ભરાયાં કરે છે. પરંતુ આ સંસ્થા અને એનાં સંમેલનોનું સ્વરૂપ વિશિષ્ટ જ રહે છે.

પૂ. બાપુના સત્યાગ્રહના સમગ્ર તત્ત્વજ્ઞાનને અનુસરી લોકસેવાનું કાર્ય કરવા કટિબદ્ધ થયેલા કાર્યકર્તાઓનો આ સંઘ 'મુમુક્ષુઓ'નો સંઘ પણ ગણી શકાય. સત્ય અને અહિંસાના સનાતન સિદ્ધાંતોથી એઓ આકર્ષાયા છે અને એમના અંતરમાં સત્યમય ઈશ્વરનો જીવનમાં સાક્ષાત્કાર કરવાની તમન્ના જાગી છે. રાજકારણ, સમાજસુધારો કે આર્થિક ઉન્નતિના કાર્યક્રમોને આ સંઘની પ્રવૃત્તિઓમાં પ્રધાન સ્થાન મળેલું છે. છતાં એ બધાની પાછળ સદાસર્વદા કેવળ ધર્મભાવના અને સત્યમય જીવનનું જ અમોઘ પ્રેરક બળ પડેલું છે.

ગાંધી સેવાસંઘના પ્રમુખનું જીવન વિચારીએ છીએ અથવા એની પાછળ રહી નિત્યનવિન પ્રેરણા અર્પનાર પૂ. બાપુજીની પાવનકારી વિભૂતિનો આ સંઘ સાથેનો અનન્ય અને અતિ ગાઢ સંબંધ તપાસીએ છીએ અથવા એના સમગ્ર કાર્યસંચાલનમાં છવાયેલા ગંભીર અને અર્થપૂર્ણ ધાર્મિકતાના વાતાવરણનો અનુભવ કરીએ છીએ ત્યારે પણ એમ જ લાગે છે કે આ સંઘ અન્ય પ્રજાકીય સંસ્થાઓથી તદ્દન જુદા જ પ્રકારનો છે. આ સંઘમાં ભળેલાં અને ભળતા જતાં ભાઈબહેનો અનેક પ્રકારની કાર્યપ્રવૃત્તિઓમાં પડેલાં હશે. અને છતાં આ સંઘ તરફ એઓ આકર્ષાયાં છે એનાં કારણો તો અનેક હશે. પરંતુ મને પોતાને તો એમ લાગે છે કે ઘણાં ભાઈબહેનોમાં તો સંઘ પ્રતિના એમના આકર્ષણમાં કંઈક આવા જ ભાવો રમી રહેલા હશેઃ

"જ્યાં સત્યના ઝરણ કોટિક ફૂટતા'તા
જ્યાં ઉડતા અમિત પ્રેમ તણા ફુવારા
આતમન્ તૃષા છિપવવા લીધ પંથ ત્યાંના."*

બીજી દૃષ્ટિએ વિચારીએ તો પૂ. ગાંધીજીના સત્ય અને અહિંસા, સ્વરાજ્ય અને સમાજરચનાના અવનવા વિચારોનું ગાંધી સેવાસંઘ પ્રયોગવિદ્યાલય છે. રાષ્ટ્રીય વિભૂતિઓના

* 'ગિરનારને ચરણે'ના કવિ ન્હાનાલાલના કાવ્યની કડીમાં જુજ ફેરફાર કરીને.

વિચારોનો અમલ કરનાર તો અનેક નીકળી પડે છે, પરંતુ એને શાસ્ત્રીય પ્રયોગોનું સ્વરૂપ ત્યારે જ મળે છે જ્યારે એમાં રોકાયેલા કાર્યકર્તાઓમાં એ વિચારો પ્રતિ અનન્ય ભક્તિભાવ અને અવિચલ નિષ્ઠાવૃત્તિ પ્રગટેલાં રહે છે. એવા અનન્ય ભક્તિભાવ અને અવિચલ નિષ્ઠાવૃત્તિથી પ્રેરાયેલાં, અને એમાં જ મનન પ્રયત્નશીલ રહેનારા ભાઈબહેનો આ સંઘની શીતળ છાયા હેઠળ યત્કિંચિત કાર્ય કરી રહ્યા છે.

સત્ય અને અહિંસાની ધાર્મિક ભાવનાઓથી જે સંઘનું સમગ્ર કાર્યસંચાલન નિરંતર ભરાયેલું રહેતું હોય તેના વાર્ષિક સંમેલનોમાં પણ એ જ પ્રકારની વિશિષ્ટતા દેખાઈ આવે છે. સામાન્ય પરિષદો અને સંમેલનોમાં એક પ્રકારનું વિધિયુક્ત ( official ) તત્ત્વ વધારે પડતું રહે છે અને ઝટપટ કામ સમેટી વિખરાઈ જવાની ઉતાવળ એમાં રહ્યા કરે છે. ગાંધી સેવા સંઘે વાર્ષિક સંમેલનોની પ્રથા સ્વીકારી છે તેમાં આવી જાતની ઉતાવળ અને official મનોદશા નથી. સંઘના પ્રથમ કાર્યવિવરણમાં સ્પષ્ટ કર્યું છે તેમ—

"वार्षिक सम्मेलन सम्बन्धी नियम के मूलमें मुख्य अभिप्राय यह था कि संघ के सदस्यों में परस्पर बंधुत्वका भाव बढ़े, संघके कार्य में उनकी अभिरुचि बनी रहे और एक दूसरे के विचार तथा अनुभवों से लाभ उठाने का अवसर प्राप्त होकर उन्हें नवीन स्फूर्ति और मार्गदर्शन मिलता रहे।" ( પાનું ૨૦ )

સાવલી અને હુદલીમાં મળેલા સંઘના બીજા તેમજ ત્રીજા સંમેલનમાં હાજર રહેવાનો જેમને સુયોગ મળેલો છે તેઓ સંમેલન પાછળ રહેલી આ ઉદાત્ત અને વિશિષ્ટ ભાવનાનો ઘણા પ્રમાણમાં સાક્ષાત્કાર કરી શક્યા છે. સંમેલનનો ક્રમ સાત દિવસનો રહે છે. એક મહા વિશાળ કુટુંબના સભ્યોનો કૌટુંબિક આનંદ અને સંમેલન માટે ભેગા થયેલા હોય એવું વાતાવરણ એમાં પ્રગટેલું રહે છે. પરંતુ ગાંધી સેવા સંઘનું આ વિશાળ કુટુંબ કુટુંબ સંસ્થામાં રહેલી સેવાભાવનાનો જ સાક્ષાત્કાર કરવા મથી રહેલું હોય છે એટલે એના આનંદ અને પરસ્પર સંમેલનની પરિભાષા સેવાની જ રહે છે. ઈશોપનિષદના ત્યક્તેન ભુંજીથાના અલૌકિક સૂત્રમાં જે પ્રકારનો ભવ્ય અને ઊર્ધ્વગામી આનંદ કલ્પેલો છે એના યત્કિંચિત અંશોની છાયા આ સંમેલનના કૌટુંબિક આનંદમાં પ્રસરેલી રહે છે.

આથી જ હુદલી સંમેલનની સઘળી શરૂઆત પ્રાતઃકાળની પ્રાર્થનાથી થતી અને પછી તરત જ એક કલાકના શરીરશ્રમનો કાર્યક્રમ શરૂ થતો. દેશની વર્તમાન પરિસ્થિતિના અનેક મહત્ત્વના પ્રશ્નોનું નિરાકરણ કરવા ભેગા થયેલા દેશના મોટા મોટા કાર્યકર્તાઓને એમના સાત દિવસના કાર્યક્રમમાં રોજ એક કલાકનો કીમતી સમય આવા શરીરશ્રમમાં આપી દેતા જોઈ ઘણાને નવાઈ લાગે. કેટલાક તો એ વિષે કટાક્ષો પણ કરતા રહે. હુદલી ગામના રસ્તાઓ બનાવવા, સંઘના ખાતરના ખાડાઓ પૂરવા પૂ. જમનાલાલજી કે પૂ. ખાનસાહેબ (અબ્દુલ ગફ્ફારખાન) કે પૂ. મામાસાહેબ અને પૂ. મહાદેવભાઈ જેવા સામાન્ય મજૂરો પ્રમાણે ઉનાળાના તાપમાં ધૂળ અને ઢેફાંની ટોપલીઓ પસાર કરનારી હારમાં ગોઠવાઈ જઈ ટોપલીઓ પસાર કરતા જાય, અને બધાને આનંદ અને ગમ્મત આપ્યા કરે એ દૃશ્ય પણ અલૌકિક જ હતું. એ જ 'મજૂરો' સંમેલનના બપોરના કાર્યક્રમમાં તો ધારાસભાપ્રવેશ કે ગ્રામસંગઠન કે ગંભીર

શિક્ષણના અતિ ગંભીર પ્રશ્નોની અત્યંત વિચારપૂર્વક ચર્ચા કરવામાં અને અનેક પ્રકારના નિર્ણયો કરવામાં રોકાતા. ગાંધીજીની—એમની ફિલસૂફીની—અથવા એ ફિલસૂફીના પ્રયોગવિદ્યાલય ગાંધી સેવાસંઘની આ જ અર્થપૂર્ણ વિશેષતા અને પ્રગતિકારક સાધના છે. હુદલીમાં તો આ શરીરશ્રમની શરૂઆત થઈ છે અને તેથી એની અર્થગંભીરતાનો ખ્યાલ હજી આપણને ઓછો જ આવશે. દેશભરમાં થતા ઉત્સવો, પરિષદો, સંમેલનો કે મેળાવડાઓમાં વિવિધ પ્રવૃત્તિઓના આકર્ષક કાર્યક્રમ ગોઠવાય છે, એ અંગે સેંકડો રૂપિયા ખર્ચાય પણ છે, પરંતુ ગરીબાઈ, અજ્ઞાન અને વિનાશકારી આળસમાં ઘેરાયેલી આપણી પ્રજાની વિષમ પરિસ્થિતિમાં આપણા ઉત્સવો કે મેળાવડાઓની પ્રત્યેક પ્રવૃત્તિમાં એ સ્થિતિના નિરાકરણની સાથે વધુ ને વધુ ગાઢ સંબંધ કઈ રીતે રાખી શકાય એનું બહુ સ્પષ્ટ અને ગંભીર માર્ગદર્શન હુદલી સંમેલનની શરીરશ્રમની પ્રવૃત્તિએ કર્યું છે. કોઈક ગામમાં ઉત્સવ, પરિષદ્ કે સંમેલન માટે આપણે ભેગા થઈએ અને આપણા કાર્ય સાથે સાથે એની કંઈક થોડીઘણી પણ સેવા કરતા જઈએ એ વિચાર જ બહુ પાવનકારી અને ભવ્ય છે.

* * *

સંમેલનની બીજી મહત્ત્વની નિત્ય પ્રવૃત્તિ અર્ધા કલાકની મૌન સામુદાયિક કાંતણની રહે છે. ભોજન કર્યા પછી એકાદ કલાકનો આરામ લઈ સંઘના બધા જ સભ્યો અને મહેમાનો પણ મંડપમાં તકલી અથવા રેંટિયો લઈ યજ્ઞાર્થે કાંતે છે. પૂ. ગાંધીજી, રાજેન્દ્રપ્રસાદ, સરદાર કે ગંગાધરરાવ દેશપાંડે કે જમનાલાલજી જેવા આપણા મહાન લોકનેતાઓ સાથે રહી નિષ્ઠાપૂર્વક ૦॥ કલાક કાંતણમાં સમર્પણ કરે એ દૃશ્ય પણ ભવ્ય છે. આજે વીસ વર્ષથી પૂ. બાપુ આપણી સ્વરાજ્ય સાધનામાં અથવા આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં રેંટિયાને રાજ્યસિંહાસન પર બેસાડવાનો આગ્રહ રાખી રહ્યા છે, અને છતાં હજી રેંટિયાને આપણા મોટાનાના કાર્યકર્તાઓએ બહુ ઓછા પ્રમાણમાં અપનાવ્યો છે. ફૈજપુર મહાસભાના પેલા ભવ્ય પ્રવચનમાં પણ પૂ. બાપુએ તો એમના અંતરમાં ભરેલી રેંટિયાભક્તિના જ દર્શન કરાવ્યા, અને પ્રજાને, કાર્યકર્તાઓને તેમજ લોકનેતાઓને ફરી ફરી વાર ચેતવ્યા, ઢંઢોળ્યા, કંઈક જાગૃત કર્યા કે આખરે તો સૂતરના તાંતણામાં જ સ્વરાજ્ય છે. ગાંધી સેવાસંઘના સંમેલનના નિત્યક્રમમાં એ શક્તિશાળી રેંટિયાને સ્થાન મળે એ સ્વાભાવિક છે......આટલી વ્યવસ્થિત રીતે સંમેલન અથવા વાર્ષિકોત્સવમાં રેંટિયાને ભાગ્યે જ સ્થાન મળતું હશે. ગાંધી સેવાસંઘના સંમેલનમાં ૨૦૦–૨૫૦ સભ્યો મૌન કાંતણ કરે એ પ્રયોગ બહુ અર્થસૂચક છે, એની નૈતિક અસર ઘણી રહે છે. રેંટિયાની ઉપાસનાનું એ સક્રિય સ્વરૂપ છે.

* * *

હુદલી સંમેલનના સ્વાગત મંડળે એટલે પૂ. ગંગાધરરાવ દેશપાંડે અને એમની મંડળીએ બહુ રમણીય સ્થળે બહુ સાદા તથા સ્વચ્છ અને કલામય ઝૂંપડાંઓનો મંડપ તૈયાર કરેલો. આપણી ગરીબ પ્રજાની ગરીબાઈને તેમજ આપણી સંસ્કૃતિની સાદાઈને તે શોભે એવો હતો. વરસાદની અચાનક હેલીથી એ મનોહર રચના સુંથાઈ ગઈ છતાં પરિષદો અને સંમેલનોના મંડપો હવે બહુ જુજ ખર્ચે આપણે તૈયાર કરી શકીએ છીએ એનું એ પ્રતીક હતું. સેવાને

વિચારસરણી તો તદ્દન સ્પષ્ટ છે. એમણે વર્તમાનપત્રોમાં જે નિવેદનો પ્રગટ કર્યાં છે તેમાં એમણે બહુ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું છે કે ધારાસભાપ્રવેશ નવા બંધારણને મિટાવી દેવા માટે જ છે. એ ખંડનાત્મક કાર્યમાં ધારાસભા દ્વારા આપણા રચનાત્મક કાર્યનો ઠોસ અને નિરપવાદ આગ્રહ સૌથી શ્રેષ્ઠ ઉપાય છે. અહિંસક અસહકાર આ સામ્રાજ્યસત્તાને ઉથલાવી નાખવા સ્થાપેલો છે અને છતાં એ ખંડનાત્મક દેખાતી લડતનો શ્રેષ્ઠ ભાગ અને તેનું સાચું બળ તો રચનાત્મક કાર્યના અમલમાં જ રહેલું છે એ જ રીતે પ્રજાના ધારાસભાવાદી પ્રતિનિધિઓ રચનાત્મક કાર્યના બળ પર જ ત્યાં વધારે શક્તિસંપન્ન થઈ શકે છે અને એ જ કાર્યના આગ્રહથી તંત્રને મિટાવી દઈ તેને પોતાનું કરવાના બળ ગમી શકે છે. આથી જ ગાંધીજી તો એટલે સુધી માને છે કે જો ૩ કરોડ મતદારોનો પૂર્ણ વિશ્વાસ આપણે મેળવી લઈ એમનું સંગીન સંગઠન કરીએ તો ધારાસભા દ્વારા, એટલે કે એ મારફત અમલમાં મુકાતા રચનાત્મક કાર્યદ્વારા, આપણે પૂર્ણ સ્વતંત્રતા હાંસલ કરી શકીએ છીએ. ગાંધીજીની આ માન્યતા બહુ વધારે નવી લાગે અને છતાં એમણે સભાના છેલ્લે દિવસે જે ભાષણ પ્રવચન કર્યું તેમાં એ માન્યતાની પાછળ રહેલી એમની સ્પષ્ટ વિચારસરણી સમજાઈ શકાતી હતી. ગાંધીજી રાજકારણના કે ધારાસભાના અનેક મૂંઝવતા પ્રશ્નોમાં ગમે તેટલો રસ લેતા હોય, જગતની ઉસ્તાદ મુત્સદ્દી સામ્રાજ્યસત્તા સાથે એથીએ વધુ કુશળ મુત્સદ્દીગીરીની બાજી ખેલતા હોય, છતાં એમનું અંતર તો હિંદુસ્તાનના કરોડો કંગાલોની ઝૂંપડીમાં જ ભમ્યા કરે છે. આમજનતાનો સંપર્ક એમના જીવનનો કેવળ રાષ્ટ્રધર્મ નથી, સ્વતંત્રતા સાધવાની રાજનીતિ માત્ર નથી, ગરીબોની સાથે જીવંત સંપૂર્ણ અનુસંધાન રાખી એમની સાથે તન્મય થઈ જવું એ તો એમના મુમુક્ષુ જીવનની, એક માત્ર ઝંખના છે, ઈશ્વરભક્તિની તીવ્રતમ માત્રા છે. એટલે જ ધારાસભાની પાછળ રહેલા ૩ કરોડ મતદારોનું બળ એમને ખૂબ આકર્ષે છે. એ દ્વારા ૩ કરોડ જનતાના સાથે સાચો અને સાત્વિક સંપર્ક સાધવાનો સુવર્ણ અવસર ગાંધીજી કેમ જતો કરે ! આ ચૂંટણીના એવા ટાણે ખરે વખતે એકદમ ધમાલ કરી એ મતદારોના મત મેળવી લેવાની પ્રવૃત્તિમાં કાંઈ સંપર્કની એમની યોજના નથી સમાતી. ૩ કરોડની સાથેના સંપર્કની ચાવી તો એમને રચનાત્મક કાર્યક્રમમાંથી હાથ લાગી ગઈ છે. ગાંધી સેવાસંઘના દ્વારા ધારાસભાપ્રવેશ માટે ખુલ્લા કરવાનો અર્થ એમને તો એટલા માટે જરૂરી છે કે રચનાત્મક કાર્યમાં પડેલા ગાંધી સેવાસંઘના સેવકોના એ કાર્યને એટલું વગવાળું બનાવે કે એ સેવકોના પ્રભાવની જનતા આ મતદારો એમના સિવાય બીજાને ધારાસભામાં મોકલવા તૈયાર જ ન હોય. એવા સાચા ખાદી સેવકો કે હરિજન સેવકો કે ગ્રામ સેવકો એવું બળ જનતામાં જમાવી દે કે ધારાસભામાં એવા પ્રતિનિધિઓ સિવાય બીજા કોઈને સ્થાન પણ ન રહે. ગાંધીજીએ કહ્યું હતું તેમ,

"આજે આપણે પચ્ચીસ લાખ રૂપિયા ગુમાવીને ધારાસભામાં જઈ શક્યા છીએ પણ આપણે પ્રભાવ પડશે તે દિવસે એક કોડી ખર્ચ નહીં થવાનો." (હરિજનબંધુ, તા. ૨-૫-૩૭, પૃ. ૫૪)

અને એવો જ્યારે પ્રસંગ આવે ત્યાર ગાંધી સેવાસંઘના સેવકો કોઈ ધારાસભ્ય બને તેનાથી એમણે દ્વાર મોકળાં કર્યાં એનો અર્થ એ તો નથી જ થતો કે ધારાસભા–મોહમાં કોઈ રચનાત્મક કાર્યમાં શિથિલ થવું

"પણ મને કહેવા દો કે આ બધું જે મેં કહ્યું તેનો અર્થ એ નથી કે આપણે હવે ધારાસભામાં જવાની પડાપડી કરવી જોઈએ. જરાયે નહિ. અરે, સંઘનો કોઈપણ સભ્ય ધારાસભામાં જવાનો યત્ન પણ ન કરે. પણ વખત આવે તો કોઈએ ના પણ ન પાડવી. ત્યાં જવા માટે કાયદાના જ્ઞાનની પણ જરૂર નથી. બહાદુરી અને રચનાત્મક કાર્યક્રમ પ્રત્યે એકનિષ્ઠ શ્રદ્ધા એટલું જ આપણને જોઈએ છે."

('હરિજન' તા. ૧-૫-૩૭, પૃ૦ ૯૦)

આ વિચારસરણી પરથી સ્પષ્ટ થાય છે કે–

(૧) ધારાસભાનું બળ ૩ કરોડ મતદારો પર અવલંબે છે.

(૨) એ મતદારોનો પૂર્ણ વિશ્વાસ મહાસભા મેળવી લે એટલે એ ધારાસભા રાષ્ટ્રીય ધારાસભા થઈ જાય.

(૩) એ વિશ્વાસ મેળવવાનો સાચો અને એક માત્ર યોગ્ય ઉપાય રચનાત્મક કાર્યનો વેગવંતો અમલ છે—અને એવા અમલદ્વારા મળેલા વિશ્વાસ પર જનાર પ્રતિનિધિઓ જ ધારાસભામાં જઈ મહાસભાના સંપૂર્ણ સ્વરાજ્યના ધ્યેયને વધુ વફાદાર રહી શકશે.

(૪) ધારાસભામાં એવા પ્રતિનિધિઓ રચનાત્મક કાર્યને વેગ આપે તો જ એમનો પ્રવેશ ઇષ્ટ, યોગ્ય અને સાર્થક છે—અને એવો વેગ આપવામાં આપણે જેટલી સફળતા મેળવીશું તેટલું બળ આપણી અહિંસક લડતને મળતું જશે. એ જ દૃષ્ટિએ અહિંસાની લડતની એક ભૂમિકા ધારાસભા બની શકે છે.

* * *

ધારાસભાપ્રવેશને અંગેની આ મહત્ત્વની ચર્ચાએ હુદલી સંમેલનનો ઠીક ઠીક સમય લીધો. આ સિવાય બીજી ઘણીએ ચર્ચા થઈ અને કેટલાક મહત્ત્વના ઠરાવો પણ થયા. આવતા સંમેલનને ઓરીસામાં આમંત્રણ મળ્યું છે.

—o—

# એક અપ્રસિદ્ધ રાજાવલિ

સંપાદક કનૈયાલાલ ભાઇશંકર દવે

સંસ્કૃતિ અને સાહિત્યનો વિકાસ એ ઉચ્ચ સસ્કારિતાના સુચિહ્નો છે ગુજરાતની સસ્કારિતા ભૂતકાળમા ઉન્નતિના શિખરે પહોચ્યાના અનેક પુરાવાઓ આજે આપણને ઇતિહાસ શિખવી રહ્યો છે ઇતિહાસનુ મહા તંત્ર ભૂત અને વર્તમાનના સસ્મરણો જાગ્રત નવીન પ્રજાને તેના દિગ્દર્શન કરાવવાનુ છે પ્રાચીન ગષ્ટ્રના ઇતિહાસમદનરમા ઐતિહાસિક ગ્રથો, તામ્રપત્રો શિલાલેખો અને સિક્કાઓ એ મુખ્ય સાધનો છે એના સાધારણ દૃષ્ટિએ બીનમહત્ત્વની જણાતી આવી રાજવશાવલિઓ કવચિત સમયે ઇતિહાસના અગમ્ય કોયડાઓના ઉકેલો આપી શકે છે આવી રાજાવલિઓ ફાર્બસ ગુજરાતી સભા, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, વગેરેના સગ્રહોમા તેમજ પ્રાચીન જૈન ભડારોમા સગ્રહિત છે મુનિશ્રી હિમાશુવિજયની પાસે પણ એક અમુદ્રિત રાજાવલિ હોવાનું તેમને જણાયુ છે[1] જૈનયુગમા એક રાજાવલિ પહેલા પ્રકટ થઈ હતી તેવી એક રાજાવલિ અહીં રજૂ કરવામા આવી છે

આ રાજાવલિ મને મારા મિત્ર રા અમૃતલાલના સૂચનથી મહારાજ જશવિજયજીના સગ્રહમાથી મળી છે રાજાવલિની શરૂઆત અણહિલપુરની સ્થાપનાથી કરવામા આવી છે સાથે તેની લગ્નકુડળી પણ આપી છે તેમા અણહિલપુરની સ્થાપના સંવત ૮૦૨ના વૈશાખ સુદ ૩ ગુરુવારે થવાનુ જણાવ્યુ છે પાટણની સ્થાપના સબધમા જુદા જુદા ગ્રથકારોએ ભિન્ન ભિન્ન મિતિઓ આપી છે કેટલાક ગ્રથોમા સંવત ૮૦૨ના બદલે ૮૨૧ પણ જણાવ્યુ છે આ બધી મિતિઓનો સમન્વય કરી જ્યોતિષ ગણત્રીના આધારે તેની અન્વેષણા કરતા રા. રા રામલાલ ચુનીલાલ મોદીએ સવત ૮૦૨ના વૈશાખ સુદ ૭ સોમવારને પ્રમાણિક મિતિ માની છે[2] પાટણ અક્ષયતૃતીયાએ વસ્યાની લોકોક્તિ છે અને આ રાજાવલિ અક્ષયતૃતીયા જણાવતી હોવાથી કદાચ તેમા સત્ય સમાયેલુ હોય એમ માનવા કારણ છે

રાજાવલિ રજૂ કરતા પહેલા તેના ઐતિહાસિક સૂચનો, રાજવંશો અને રાજ્યકાળના વર્ષોનુ ઐતિહાસિક દૃષ્ટિએ કેટલુ મહત્ત્વ છે, તેમજ તેની સત્યાસત્યતાની પ્રમાણિક વિચારણા પ્રાથમિક નજરે આવશ્યક હોઈ, તેનું વિવરણ પહેલું કરવામા આવ્યુ છે પાટણની સ્થાપનાની હકીકત રજૂ કર્યા પછી ગુજરાત ઉપર રાજશાસન ચલાવનાર ગુર્જરેશ્વરો, ચાવડા, સોલકી અને વાઘેલા રાજાઓની પરપરા, તેમના રાજ્યકાળના વર્ષ સહ આપવામા આવી છે તે પછી મુસ્લિમ વિજેતા અલફખાનથી અકબર સુધીના ગુજરાતના મુસ્લિમ શાસકોનો રાજક્રમ આપ્યો છે

ઐતિહાસિક દૃષ્ટિએ આ રાજાવલિનું મૂલ્ય અલ્પ સ્વલ્પ માનીએ, તો પણ તેના રાજપુરુષોની પરપરા અને રાજ્યકાળના વર્ષો, અણહીલપુરની સ્થાપનાની હકીકત, અલ્લીની મસ્જી

---

૧ જુઓ ' ઓઝા અભિનંદન ગ્રથ " ઐતિહાસિક અનુશીલન' મા તેમનો કુમારપાલનો લેખ

૨ " કાતમાલા" મા ૧૫૭ પાટણની સ્થાપના સબધીનો લેખ

બંધાયાની નોંધ, વગેરે વિધાનો, ગુજરાતના તેમજ પાટણના ઇતિહાસનિર્માણમાં અનુપૂર્તિ કરે તેમ છે. રજપુત અમલનો રાજક્રમ લગભગ 'પ્રબંધ ચિંતામણી'ને અનુસરે છે. ચાવડા વંશના રાજાઓમાં, ફક્ત ક્ષેમરાજનો રાજ્યકાળ તેનાથી જુદો પડે છે. પરંતુ રાસમાળામાં જણાવેલ રાજાવલિ પ્રમાણે તે બરાબર છે.[1] સોલંકી વંશનો આખોયે રાજક્રમ અને તેઓનાં વર્ષો સંપૂર્ણ મળતાં છે. રાજાવલિના લેખકે તેમાં કંઈ પણ ગરબડ કરી નથી. વાઘેલા વંશના રાજાઓની પરંપરા બરાબર આપી છે. પરંતુ તેઓના રાજ્યકાળમાં ગોટાળો છે. 'પ્રબંધ ચિંતામણી' પ્રમાણે વિસળદેવ સિવાયના બધા રાજાઓનાં વર્ષો ખોટાં છે. રાસમાળા અને બોમ્બે ગેઝેટિયરનાં વર્ષોનો પણ રાજાવલિ સાથે મેળ બેસતો નથી. આથી વાઘેલા રાજપુરુષોનાં વર્ષો ઇતિહાસના મુકાબલે પ્રમાણિક નથી.

ઇ. સ. ૧૨૯૭ માં દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીને પોતાના ભાઈ અલફખાનને ગુજરાત સર કરવા લશ્કર લઈ મોકલ્યો. તેણે કરણઘેલાને હરાવી નસાડયો અને ગુજરાત કાઠિયાવાડમાં ફરી ગુજરાતને મુસલમાન સલ્તનતના હાથ તળે મૂક્યું. ત્યાર પછી ગુજરાતનો વહીવટ ચલાવવા દિલ્હીથી સુબાઓ આવતા. તે કાળ અંધાધુંધીનો હતો. પાદશાહોની નબળાઈ અને આંતરિક કલહોને લઈને સુબાઓની ફેરબદલીઓ, અણધાર્યા અને ટૂંકા વખતમાં થતી. આવી ઢંગધડા વગરની પરિસ્થિતિને લઈને, દિલ્હીથી આવતા સુબાઓનો ક્રમ, અને તેઓના શાસનકાળની નોંધમાં, પૂરતી ચોકસાઈ ન હોય તે સંભવિત છે. જો કે તેમાં કેટલાંક નામો સાચાં અને ઐતિહાસિક તવારીખોને મળતાં છે.

દિલ્હીની પાદશાહત નબળી પડતાં સુબાઓની સ્વાર્થસાધક વૃત્તિઓ જાગી અને તેઓ સ્વતંત્ર રાજ કરવા લાગ્યા. મહમદ તઘલખ રજાનો સુબો ઝફરખાન પણ સ્વતંત્ર થયો અને પોતાના દીકરા મહમદશાહને ગુજરાતનો સુલતાન બનાવી ગુજરાતની સ્વતંત્ર સલ્તનતના પાયા નાખ્યા. તેમ કરી તેણે દિલ્હીના પાદશાહની તાબેદારીની ધૂંસરી ફગાવી દીધી. ત્યારપછી ગાદી ઉપર આવનાર સુલતાનોની પરંપરા રાજાવલિમાં ઐતિહાસિક તવારીખોને અનુરૂપ જળવાઈ રહી છે. પરંતુ તેઓનાં રાજ્યકાળનાં વર્ષોમાં કોઈક ઠેકાણે ફેરફાર જોવામાં આવે છે. આ સ્વતંત્ર સલ્તનતનો અંત અકબરશાહ લાવ્યો હતો. તેણે ગુજરાતના સુલતાન મુજફરશાહ ૩જાને હરાવી ગુજરાતને દિલ્હીની હકુમત તળે આણ્યું. આમ ગુજરાતની સલ્તનતનો અંત આવતાં રાજાવલિ પણ અહીં પૂર્ણ થાય છે.

આ સિવાય રાજાવલિમાં કેટલીક ચિંત્ય બાબતો નોંધી છે. સહસ્રલિંગ અને રુદ્રમાળને બંધાતાં અનુક્રમે ૩૦ અને ૩૫ વર્ષો થયાનું જણાવ્યું છે. વળી રુદ્રમાળ સંવત ૧૧૯૮ માં એટલે સિદ્ધરાજના દેહાંત અગાઉ એક વર્ષ પહેલાં સંપૂર્ણ થયાનું નોંધ્યું છે. સહસ્રલિંગને બંધાતાં આટલો લાંબો સમય થયો હોય તેમ લાગતું નથી. માળવા ઉપર ચડાઈ કર્યા અગાઉ સિદ્ધરાજે સહસ્રલિંગની શરૂઆત કરી હતી અને માળવાના વિજય પછી તે તૈયાર થયું હતું એમ ઐતિહાસિક પ્રમાણોથી જ્ઞાત થાય છે. એટલે તેને બંધાતાં વધુમાં વધુ ૧૨ થી ૧૫ વર્ષ લાગ્યાં હશે; પણ ૩૦ વર્ષ થયાં હોવાનું સંભવિત લાગતું નથી. રુદ્રમાળમાં મહાદેવની પ્રતિષ્ઠા સંવત ૧૧૯૧ માં થયાનું એક પ્રાચીન કવિત ઉપરથી જણાય છે. પણ તેમાં કેટલું

૧ 'રાસમાળા' આવૃત્તિ ૩જી, પા. ૩૬

હોય તો જરૂર મહાકૂરથી પોતાના વર્તમાન સમય સુધીનો રાજ્યક્રમ રાજાવલિમાં દાખલ કરવા ન જ ચૂકત. વળી રાજાવલિમાં કેટલેક ઠેકાણે પ્રાચીન ગુજરાતીના પર્યાયો "ઇદ્રમાલુ નિપજાવિઉ" "પુત્ર ન હૂતું" "તુરકાણું" "પીછોરૂ રાજા રાજ્ય છંડાવી નઈ" "પછઇ" "લાઇકું બહાદુર ચુ ભત્રીજુ લતીખ સાહનું બેટુ" વગેરે શબ્દો સત્તરમા સૈકાની ગુજરાતીને મળતા હોઈ આ રાજાવલિ સત્તરમા સૈકામાં રચાઈ હોવાનું અનુમાન થાય છે.

## અનુપૂર્તિ

स्वस्तिश्री जयों मंगलाभ्युदयश्च ॥ संवत् ८०२ वर्षे शाके ६६८ प्रवर्तमान्ये वैशाख सुदि ३ गुरु दिने रोहिणी नक्षत्रे वृपाधे चंद्रे सूर्योदयात् घटी १७ सिंहलाने वहमाने अस्यांवेलायां

अणहिलपुर जन्म पत्रिका।




श्रीमदणहिल्लपुर पत्तनं स्थापितं मुहूर्ते कृत ॥ वनराजेन पत्तन राज्यं ६० वर्ष कृतं। योगराजेन वर्ष ३५ राज्यं कृतं ॥ २ ॥ तत्पुत्र २५ वर्ष क्षेमराज राज्यं । ३ । तत्पुत्रभूयड राज्ये वर्ष २९ । ४ । तत्पुत्र वैरसिंह वर्ष २५ राज्य । ५ । तत्पुत्र रत्नादित्य राज्यं वर्ष १५ । ६ । तत्पुत्र सामंतसिंह राज्यं वर्ष ७ । ७ । ततोनंतर चौलुक्य वंशे दुहित्र्यांगत ॥ कर्थ ३६ लक्ष ग्रामाभिरामे। कान्यकुब्ज देशे कल्याण कटक नगरे श्रीभूयड राजा १ तत्पुत्र कर्णादित्य २ चंद्रादित्य ३ सामादित्य ४ भुवनादित्य ५ हठकः ६ सामंतसिंह ७ भगिनी लीलादेवी पाणीग्रहणं तयो पुत्र अयोनी जातं। मूलनक्षत्रे मूलराज जन्म वर्ष ५५ राज्यं ॥ ८ ॥ तत्पुत्र चामुंड राज्यं वर्ष १३ । ९ । तत्पुत्र वल्लभराज मास ६ राज्यं ।१०। तत्पुत्र दुर्लभ वर्ष ११ मास ६ राज्यं तीर्थ गमन मालव के मुज सार्धवैरं जातं ॥११॥ तत्पुत्र भीम वर्ष ४२ राज्यं ॥१२॥ तत्पुत्र भोगी कर्ण वर्ष ३० राज्यं ॥१३॥ तत्पुत्र माता मीनलदे जात सिद्धराय जयसिंहदेव वर्ष ४९ राज्यं। तन्मध्ये सहस्रलिंग सरोवर निष्पतिः। करावर्ता वर्ष ३० मास ५ दिन १० लागा॥ संवत ११९८ रुद्रमालु नीपजाविक वर्ष ३५ मास ४ दिन १० लागा पुत्र नहूतु। ततः परं कुमारपालेन वर्ष ३१। तस्यापि पुत्रो न॥ अजयपालेन वर्ष ३ राज्यं॥ लघु मूलराज राज्यं वर्ष २ लघु भीमदेवेन वर्ष ६३ एवं ११ चौलुक्य वर्ष ३०० मध्ये तिहूयणपालेन वर्ष ४ अतःपर वाघेला राज्यं ग्रहितं॥ .गाजणात् लवणप्रसाद व. ८५ वीरधवल वर्ष १७ वीसलदेवेन वर्ष १८ अर्जुनदेवेन वर्ष १४ सारंगदेवेन वर्ष २० अतःपरं कर्णदेव वर्ष १८ अतःपरं संवत १३४० तूरकाणुं योगिनी पुरात् गुर्जर धरित्र्यां आगतं। सुरत्राणेन पीछोर राजा राज्य छंडावीनइ योगिनीपुरलिंगु सुहत्राण साहदीनेन ग्रहीतं राज्य वर्ष १० मास ५ पछइ जलालदीनेन वर्ष ४ तथा पातशाह अलावदीनेन वर्ष २१ तन्मध्ये ॥ संवत् १३६० वर्षे श्रीपत्तने अलफखांन संजर आगतः जेनपत्तने जनरक्षार्थं दुर्गो निष्कासितः अल्लीनी मसीत नीपजावी असाउल्लिगुगड नीपजाविक सुरत्राण अलावदीनना राज्य मध्ये घोसदिन ततःपरं कुतबदीन राज्यं वर्ष ९ ॥ नसीरदीन मास २ राज्यं

घोसदीन वर्ष ४ मास ८ महिमूदशाह वर्ष २७ पातसाह पीरोज वर्ष ४० राज्यं तथा गूर्जर धरित्र्या पान श्रीमदाफर सवत १४४८ वर्षे आगत वर्ष २१ राज्य कृत तन्मध्ये सुरत्राण महिमूद मास २ राज्य कृत ॥ सवत् १४६७ वर्षे पोस सुदि ५ सुरत्राण अहिमूद राज्य प्राप्त ॥ वर्ष ३१ मास ७ दिन ६ सवत् १४९९ अहिमूद राज्य श्रीकुतबदीन राज्य वर्ष ८ मास ६ दिन १२ कृत ॥ सवत् १५१५ वर्षे ज्येष्ठ वदि ९ पान श्रीदालदीन दिन ८ राज्य ॥ सवत् १५१५ आषाढ सुदि ३ सुरत्राण महिमूदेन वर्ष ५३ मास ५ दिन १० राज्य कृत सवत् १५६८ मार्गशिर्ष सुदि ४ सुलतान सदाकरेण वर्ष १५ मास ८ दिन २० राज्यकृत ॥ सवत् १५८२ वर्षे चैत्र सुदि ३ सुरत्राण शकंदर मास २ दिन १८ राज्यकृत पछइ सुरत्राण लघुमहिमुदेन दिन ५३ राज्य। सवत् १५८३ वर्षे सुलतान बाहदुर शाह राजि वइठु ॥ श्रावण सुदि १४ दिने वर्ष १० मास ८ राज्य। सवत् १५९२ वर्षे हमाऊ राज्य वर्ष १ सवत् १५९३ वर्षे मास १४ राज्य (राजा) रहित चलाविंऊ प्रधाने सवत् १५९४ वहायर चु मन्त्रीजु लतीबसाहनु बेटु सुरत्राण महिमूद राज्यं कृत वर्ष १८ सवत् १६१० मृत्यु सवत् १६११ वर्षे मदाकरनु सतानाउपेढी सातमी सुलतान अहिमूद राज्य कृत वर्ष ७ सवत १६१६ वर्षे मदाकर राज्य कृत ॥ सवत १६२९ पातसाह अकबरण पतन ग्रहित ॥ इति ॥ लि। सु। विनयसागरेण ॥

———o———

# કોણ અદીઠું?

'અજ્ઞાત'

[ અંજની ]

જીવન વનના નૌતમ ક્યારા,
મહીં પગલાં મંડાતાં મારાં,
ત્યારે આ હૈયા—ધબકારા,
સુણતું કોણુ અદીઠું ?

કૌમારે ભાવિનાં સપનાં,
-અગમ અગોચર ભવ્ય કલપના-
આશ-નિરાશે સરખાં ખપનાં,
પોષે કોણુ અદીઠું ?

યૌવન સાહસ વિક્રમભર જે,
નિત્ય નવીન પ્રયોગકુશળ જે,
તે ભવવાટે દીપ બનીને,
પ્રેરે કોણુ અદીઠું ?

ઘડપણુમાં ગત અનુભવ સંગે,
વીતવતાં દિન સભર ઉમંગે,
આથમતું જીવન નિજ રંગે,
રંગે કોણુ અદીઠું ?

❧



## હાઈ બ્લડપ્રેશરનો ઉપાય અને લસણ

બ્લડપ્રેશર નામ નવું છે. પણ એના ઉપાય તરીકે હમણાં બહાર આવેલું લસણ જૂના કાળથી આ દેશના ખોરાકમાં વપરાય છે. પણ એ વસ્તુ આ દેશમાં બહારથી આવેલ છે એમ લાગે છે. "લસણ, ગાજર, ડુંગળી, મીંદડાની બળી અને અપવિત્ર જમીનમાં ઊગેલી વસ્તુઓને મનુએ દ્વિજાતિ માટે અભક્ષ્ય કહી છે." (મનુ અ. ૫, શ્લો. ૫) અને બ્રાહ્મણોના મોટા ભાગમાં તથા ચુસ્ત વૈષ્ણવોમાં મનુસ્મૃતિનો આ આદેશ હજી પળાય છે. પણ બાકીના લોકોના ખોરાકમાં લસણ ડુંગળીને મોટું સ્થાન છે અને આયુર્વેદના ગ્રંથોએ આ વસ્તુની આભડછેટ સ્વીકારી જ નથી. દ્વિજો લસણ નથી ખાતા તેનું જે કારણ વૃદ્ધ વાગ્ભટમાં તથા નાવનીતકમાં આપ્યું છે તે આ વસ્તુઓનું પરદેશી મૂળ સૂચવે છે. લસણની ઉત્પત્તિ માટે ઉપર કહેલા બેય ગ્રંથોમાં નીચેની પૌરાણિક દંતકથા આપી છે. "અમૃતમંથનના પ્રસંગે જ્યારે વિષ્ણુએ ચક્રથી રાહુનું માથુ કાપી નાખ્યું ત્યારે એના ગળામાંથી જે અમૃત બિંદુઓ જમીન ઉપર પડયાં તે લસણ રૂપ થયાં." (વૃદ્ધ વાગ્ભટ ઉ. અ. ૪૯ અને નાવનીતક શ્લો. ૧૦–૧૧)

બન્ને ગ્રન્થકારો કહે છે કે દૈત્યના દેહમાંથી ઉત્પન્ન થયેલ હોવાથી દ્વિજો લસણ નથી ખાતા (નાવનીતકમાં વિપ્રો નથી ખાતા એમ કહ્યું છે).

લસણ પછી પલાંડુનો પ્રયોગ વાગ્ભટમાં આપ્યો છે અને એ પ્રસંગમાં પલાંડુનાં વખાણ કરતાં કહ્યું છે કે–"શકાધિપતિની જિંદગી સાક્ષાત્ પલાંડુ ડુંગળીમાં રહી છે. અને એના ઉપયોગથી શક સ્ત્રીઓની કપોલકાન્તિ દીપી ઊઠે છે."[1] વળી હિમાલયમાં અને શક દેશમાં થતા લસણના કંદ વાપરવાનું વાગ્ભટ કહે છે.[2] એ બધું જોતાં શકો સાથે લસણ અને ડુંગળી આ દેશમાં આવ્યાં હોય અને વૈદ્યોએ એના ગુણો જોઈને તરત અપનાવી લીધાં હોય એમ જણાય છે. વાગ્ભટ અને નાવનીતકમાં લસણ ડુંગળીની રસાયન તરીકે જે ભારે પ્રશંસા કરેલી જોવામાં આવે છે તે ચરક સુશ્રુતમાં નથી એનો પણ ઐતિહાસિક ખુલાસો આ રીતે મળી રહે છે.

શકો ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં આ દેશમાં આવ્યા અને તે પછી થોડા વખતમાં જ આ વસ્તુઓના ગુણોનો એ વખતના વૈદ્યોએ સારો અભ્યાસ કરી લીધો જણાય છે.

---

૧ साक्षादिव स्थितं यत्र शकाधिपतिजीवितम् ।
यस्योपयोगेन शकांगनानां लावण्यसारादिव निर्मितानां ।
कपोलकान्त्या विजितः शशांको रसातलं गच्छति निर्विदेव ॥

૨ तस्य कन्दान्वसन्तान्ते हिमवच्छक, देशजान् ।

વૃ. વા. ઉ. અ. ૪૯

વાગ્ભટ વગેરે પ્રાચીન વૈદ્યો લસણને રસાયન અર્થાત્ સામાન્ય આરોગ્ય તથા આયુષ્યને વધારનાર ગણે છે. અને તે ઉપરાંત શરદીનું તથા વાયુ દોષનું લસણ પરમ ઔષધ છે એમ કહે છે. વાગ્ભટ કહે છે કે " જેના શરીરને ટાઢ, વરસાદ અને હિમથી નુકસાન થયું હોય તેને, જેનાં હાડકાં ઝલાઇ ગયાં હોય, વળી ગયાં હોય કે દુઃખતાં હોય તેને તથા વાયુદોષથી જેઓ પીડાતા હોય તેઓનું આ પરમ ઔષધ છે. "[1]

હાલમાં પણ આપણા દેશમાં એના આ ગુણો લોકપ્રસિદ્ધ છે. સંધિવા વગેરે વાત રોગો ઉપર લોકો લસણનો ઉપયોગ કરે છે. શરદી લાગી હોય ત્યારે પણ ખવરાવે છે. દમના કેટલાક દરદીઓને લસણના ઉપયોગથી ફાયદો થવાનું ઘણા વખતથી સાંભળીએ છીએ. અલબત્ત, દમની ઘણીખરી દવાઓની પેઠે આનો પણ ફાયદો અલ્પકાલીક હોવાના દાખલા મને મળ્યા છે. જો કે હાલમાં ગુજરાતના એક સુપ્રસિદ્ધ વિચારક પોતાના જૂના અને વારંવાર બહુ હેરાન કરતા દમ માટે લસણની એકએક કળી ખાય છે અને એથી એમને ફાયદો છે, એમ ખબર સાંભળ્યા છે. હાલમાં બ્લડપ્રેશર ઉપર લસણ ગુણકારી હોવાની વાત બહાર આવી છે. આ બ્લડપ્રેશરનો આબાદ પર્યાય તો આયુર્વેદિક સાહિત્યમાં મળતો નથી. પ્રાચીન અને અર્વાચીન વૈદકની રોગવર્ગીકરણ પદ્ધતિ જ ભિન્ન હોવાથી આવા રોગનામોના પર્યાય ન મળે એમાં આશ્ચર્ય નથી. પણ બ્લડપ્રેશર વધી જવાથી ઘણીવાર ઉન્માદ ( ગાંડપણ ) થઈ જાય છે. અને વૃદ્ધ વાગ્ભટમાં ઉન્માદના યોગોમાં એક લસુનચૂર્ન પણ છે. વળી હાલમાં જ મળી આવેલા વૃદ્ધ જીવકતંત્ર નામના ગ્રંથમાં પણ લસણને ઉન્માદહર કહ્યું છે.

આટલી જૂની માહિતી. હવે બ્લડપ્રેશરનું દરદ હાલમાં ઘણું સામાન્ય થવાથી એના ઉપાયો પણ શોધાય એ સ્વાભાવિક છે. સર્પગંધાની શોધ હમણાં જ બહાર પડી છે, અને એ વસ્તુ પુષ્કળ વપરાવા પણ માંડી છે. પછી મહાત્મા ગાંધીજી હાલમાં લસણ ખાય છે, એમ મારા મિત્ર 'પ્રસ્થાન'ના તંત્રી ભાઈશ્રી રામનારાયણ પાઠક પાસેથી સાંભળ્યું, એટલું જ નહિ પણ એમણે પોતે પણ એનો ઉપયોગ કરવા માંડ્યો એ જોયું, એટલે લસણ વિષે જિજ્ઞાસા ઉદ્દીપિત થતાં શ્રી પાઠકની જ સલાહથી શ્રી. મહાદેવ હરિભાઈ દેસાઈને પૂછાવ્યું, અને એમણે જવાબમાં લખ્યું કે બ્લડપ્રેશર ઉપરના એક જાણીતા પુસ્તકમાં લખ્યું છે કે લસણના પ્રયોગથી અનેકવાર પ્રેશર ૩૦–૪૦ સુધી ઊતર્યું છે. ડાક્ટર અનસારી સાહેબની આ વિષે ખાસ ભલામણ હતી, અને અમારી ઉપર એક સ્વીડનની બાઈ નામે આડારેગન ગ્રીન હમેશાં કાગળો લખે છે તે તો લસણને દરેક બ્લડપ્રેશરના વ્યાધિમાં અને દરેક આંતરડાના દોષમાં અકસીર ગણે છે. એનામાં Toxinsને બહાર લાવવાની અજબ શક્તિ છે. **ગાંધીજી રોજ અઢી તોલા સુધી લસણ કાચું વાટીને ખાય છે. બ્લડપ્રેશર હતું ત્યારે તો ખાતા હતા જ, પણ હજી ખાવાનું ચાલુ જ છે. એમનું બ્લડપ્રેશર હાલ તદ્દન નોર્મલ છે.**

આટલી હકીકત પૂરી પાડવા ઉપરાંત શ્રી. મહાદેવભાઈએ એપ્રિલમાં 'લીડર' પત્રમાં પ્રગટ થયેલા એક લેખનો હવાલો આપ્યો હતો અને બ્લડપ્રેશરનાં કારણો તથા લસણના

---

१ शीतवर्षहिमदिग्धतनूनां स्तब्धभग्नकुटिलव्यथितास्थ्नाम् ।
भेषजम् पवनोपहतानां वक्ष्यते विधिरतो लशुनस्य ॥

१. वा. उ. अ. ४९

એના ઉપર ઉપયોગ સંબંધી નીચેની માહિતી ઉક્ત લેખમાંથી ખેંચેલો સાર છે.[1] ('લીડર'નો લેખ 'Physical Culture'ના તાજા અંકમાં મિલો હેસ્ટિંગ્સે લખેલા લેખનો સાર છે.)

બ્લડપ્રેશરના નિદાન તરીકે કેટલાક વાદો બહાર આવ્યા છે. પહેલો, મૂત્રામ્લ 'યૂરિક એસિડ'નું વિષ આ રોગમાં કારણભૂત છે એટલે કે વધારે પ્રમાણમાં માંસમય ખોરાક ખાવાથી નુકસાન થાય છે એ વાદ ત્રીસ ચાલીશ વર્ષ પહેલાં પ્રચલિત હતો. આ વાદમાં પ્રોટીન તત્ત્વોનું પાચન તથા શોષણ થતાં છેવટ રહેલાં તત્ત્વો વૃક્ક-મૂત્રપિંડને વધુ પડતો શ્રમ આપે તેથી તથા લોહીમાંથી એ પ્રોટીન તત્ત્વોને બહાર કાઢી નાખવાની શરીરની અશક્તિને લીધે બ્લડપ્રેશરના કારણરૂપ મૂત્રામ્લવિષ પેદા થાય છે એવી માન્યતા છે. એ જૂનો વાદ અત્યારે અમાન્ય થઈ ગયો છે એમ નથી પણ કાંઈક ભૂલાઈ ગયો છે ખરો. અન્નાહારી વર્ગમાં આ વાદનો હજી ઠીક પ્રચાર છે. કારણ કે માંસાહાર સામે મજબુત દલીલ આ વાદ પૂરી પાડે છે.

પછી બીજો એવો વાદ પ્રચારમાં આવ્યો કે જે વિષો હાનિ કરે છે તે કાંઈ માંસ કે પ્રોટીનમાંથી આપણા શરીરની પ્રાકૃતિક ક્રિયાને પરિણામે ઉત્પન્ન થતાં નથી, પણ આપણા આંતરડામાં રહેલા સડો ઉત્પન્ન કરનાર કીટાણુ-જે પ્રોટીનમાંથી પોતાનો ખોરાક લે છે, તેઓ ઉત્પન્ન કરે છે.

ત્રીજો વાદ જે પછી આવ્યો અને જે આધુનિક લોકપ્રચલિત પથ્યાપથ્ય વાદ છે, તે અમ્લવિરુદ્ધનો સમયોગ આહારનાં ખનિજ તત્ત્વોમાં તથા પરિણામે લોહીમાં હોવો જોઈએ, અને સમયોગ ન રહીને અમ્લાધિક્ય થઈ જાય તો એ નુકસાન કરે, એ પ્રકારનો છે. આ વાદમાં પણ માંસમાં હાનિકારક તત્ત્વો હોવાની વાત તો છે જ પણ ભાર દુષ્ટ કીટાણુના ઉત્પન્ન ઉપર નથી પણ અમ્લ ખનિજો ઉપર છે.

સામાન્ય વાંચનારને જરૂર એમ લાગશે કે આમાંથી ગમે તે વાદ સાચો હોય પણ બધાનો સાર તો એટલો જ છેનાં કે ભારે માંસમય ખોરાક વધારે ન લેવો અને તેને બદલે થોડો માંસમય કે માંસરહિત દૂધ ફળો અને શાક વગેરેનો ખોરાક લેવાથી નુકસાનના આ બધા સંભવો દૂર થઈ જશે. અલબત્ત, આ વ્યવહારુ દૃષ્ટિ છે, પણ થોડો ફેર જરૂર પડે છે.

જો પ્રોટીનનું આધિક્ય એ જ મૂળ કારણ હોય તો એની ન્યૂનતા એ જ મુખ્ય ઉપાય. આ વિષયમાં ઈંડાં માંસના વર્ગમાં ગણાશે પણ ચરબી નહિ ગણાય. વળી દૂધ, પનીર અને કઠોળનો પણ એ જ વર્ગમાં સમાવેશ થશે.

પણ જો બીજો કીટાણુવાળો વાદ સ્વીકારવામાં આવે તો માંસ અને ઈંડાં તો વર્જ્ય જ, પણ દૂધ અને સોયાબીન જેવા અમુક કઠોળ ગ્રાહ્ય ઠરે. અલબત્ત, આ વાદમાં કબજિયાતને પણ કારણ ગણવું પડશે. બાકી ઉપાયમાં તો સડો ઉત્પન્ન થાય એવા માંસ અને ઈંડાંમય ખોરાકનો ત્યાગ અને કબજિયાત ન કરે તથા સડો ન થાય એવા આહારનો સ્વીકાર એ જ મુખ્ય રહે છે. વળી લેક્ટીક એસિડ, બેક્ટીરિયાની ખાસ દવાઓ, દૂધની અમુક બનાવટો વગેરે પણ લાભ કરે.

---

1 મૂળ લેખ ૧૯૩૬ એપ્રિલ તા. ૭ મીના 'લીડર'માં Diet and Blood Pressure, Garlic—A Universal Folk Remedy એ મથાળા નીચે છપાયો છે.

હવે ત્રીજો અમ્લ-અમ્લનિરુદ્ધનો વાદ જોઇએ આ વાદથી પણ અન્નાહારીને મદદ મળે છે વાત એમ છે કે પ્રોટીનના આધિક્યવાળી વસ્તુઓ બહુ સડાપાત્ર છે તે જ વસ્તુઓ અમ્લાધિક્ય પરિણામ ઉત્પન્ન કરે છે મતલબ કે માસ અને ઇંડા અમ્લપરિણામી છે ત્યારે દૂધ, પનીર અને કઠોર અમ્લનિરુદ્ધપરિણામી છે આ અમ્લાધિક્યવાદ માનીએ તોપણ માસ તો ખોરાકમાથી નીકળી જ જાય, પણ અમ્લનિરુદ્ધ ખનિજો ખાતર લીલોતરી પર્ણશાક અને મોસમી, ટમેટા વગેરે વસ્તુઓ આહારમા પુષ્કળ લેવી જોઇએ વળી દૂધ વગેરે પુષ્કળ લઈ શકાય આમાની ઘણી વસ્તુઓમા પ્રોટીન છે પણ કબજિયાતો ઓછી કરવામા તથા આતરડાનો સડો દૂર કરવામા આ વસ્તુઓ ઘણી મદદ કરે છે

હું પોતે મધ્યમ વર્ગનો છુ અને આમાના મધ્યવાદ તરફ માનથી જોઉં છુ જો મૂત્ર પરીક્ષા કરાવતા ઇન્ડીકન ( Indican ) છે એમ માલૂમ પડે તો બ્લડપ્રેશર તપાસાવવુ જ કારણ કે મૂત્રમા ઇન્ડીકન આતરડાના સડાના શોષણની નિશાની છે

હવે હાઇબ્લડપ્રેશર સામાન્ય અવલોકનમાથી આતરડાના સડા સાથે જેને નજીકનો સબધ છે એવી કેટલીક હકીકતો મારા જાણવામા આવી છે સારા પ્રવાસીઓ અને સારા વાચનારાઓ જાણે છે કે હાઈબ્લડપ્રેશર ઓછુ કરવા માટે એક જૂનો અને જાણીતો ઉપાય લસણ છે યુરોપખડના લગભગ બધા દેશોમા લોકોની ઘરગથ્થુ દવા ( Folk Remedy ) અને લોકપ્રિય દવાઓમા લસણ જૂનામા જૂની વસ્તુ છે અને દવા તરીકે એનો ઉપયોગ પ્રાચીન રોમ સુધી જ નહિ પણ પ્રાચીન ભારત પર્યંત પહોચે છે ( જે આપણે શરૂઆતમા જોઈ ગયા છીએ )

પણ સાચુ પૂછાવો તો આ લેખકને લસણ તરફ ખોરાક કે દવા તરીકે અગ્રેજને સહજ એક જાતની સૂગ હતી પણ જ્યારે હકીકત સામી આવીને ઊભી રહે ત્યારે મનના પૂર્વગ્રહો છોડી દેવાની તૈયારી હોવી એ જ વૈજ્ઞાનિક વૃત્તિની કસોટી છે અને ઉગ્ર ગધ પેઠે જ લસણના પક્ષમા હકીકત પણ ઘણી છે જેમ એ ગધ કોડલીવરઑઇલમા પણ છે લસણને વનસ્પતિજન્ય કૉડલીવરઑઇલ કહેવામા આવે તો જરાય ખોટુ નહિ પછી બ્લડપ્રેશર સબધી વાચનમા જેમજેમ હુ ઇગ્લડની પૂર્વ દિશામા ચાલતો ગયો તેમ તેમ બ્લડપ્રેશરને ઓછુ કરવાની લસણમા એની પોતાની વિશિષ્ટ શક્તિ હોવાના ખરેખરા વૈજ્ઞાનિક પુરાવા મારા જોવામા આવતા ગયા જો આ પુરાવો 'પોતે દરદીઓને આપ્યુ અને તેઓનું બ્લડ પ્રેશર ઓછુ થયુ " એ જાતનો ધધાદારી ચિકિત્સકોનો જ હોત તો એ પુરાવો એક જાતની માનસિક અસર—વહાલા લસણ તરફનો સ્થાનિક આદર હોવાનો મને વહેમ રહેત પણ ફ્રાન્સના પ્રકૃત શારીરવિદો ( Physiologists )એ બિલાડા અને કૂતરાઓ ઉપર લસણથી બ્લડપ્રેશર ઓછુ કરવાના પ્રયોગો કર્યા છે, એમ જ્યારે વાચ્યુ ત્યારે મારો વહેમ ભાગી ગયો અને આ બાબતમા રસ વધ્યો પછી મારી શોધખોળની મુસાફરીમા પૂર્વમા આગળ વધ્યો ( અલબત્ત આ બધુ ન્યૂયૉર્કની મેડિકલ લાયબ્રેરીમા બેસીને જ બન્યુ છે ) અને છેવટ ખાર્કોફ ( Kharkoff )-દુનિયાના જે એક માત્ર દેશમા સરકાર લડાઈમા પૈસા ખરચે છે તે કરતા વધારે પૈસા વૈજ્ઞાનિક શોધખોળની બાબતમા ખરચે છે ત્યા પહોચ્યો અને ત્યાના પોષણની વૈજ્ઞાનિક સસ્થાની જીવન રસાયન ( Bio-chemical ) શાખામા

હવે લસણ જેમ બ્લડપ્રેશરનો ઉપાય મનાય છે તેમ જ આંતરડાના સડાનો પણ ઉપાય મનાય છે. વળી મને શંકા પડી. અને એક દુર્ગંધને બીજી દુર્ગંધ વડે ઢાંકવા જેવો આ દાખલો ભાસ્યો. પણ ઉંદરોને આંતરડામાં સડો થાય છે કે નહિ એ જાણવાની પરવા જુવાન સોવિયેટ વૈજ્ઞાનિક સિવાય બીજું કોઈ કરે ખરું?

પણ ઉંદરોને આંતરડામાં સડો થાય છે અને ખોરાકમાં અમુક લોહક્ષાર (Iron oxide) એક ટકા મેળવવાથી એ સડાનું માપ કાઢી શકાય છે. અને લસણે એ સડો દૂર કર્યો. લસણ કાચું, માંસ સાથે રાંધીને કે આલ્કોહોલમાં એક્સટ્રેક્ટરૂપે આપવામાં પણ એની અસર એક સરખી થાય છે. વળી થોડી માત્રામાં–ખોરાકના વજનના ત્રણ ટકાથી ½ ટકા સુધીની માત્રામાં અસર થાય છે વગેરે નિશ્ચયો તેઓએ પ્રયોગોથી કર્યા છે. મતલબ કે, સડાવિરોધી કીટાણુની મદદથી સડાને દૂર કરવાના માર્ગથી આ માર્ગ જુદો જ છે એવું આથી સિદ્ધ થાય છે. પણ પુરાવાની વિશેષ ખૂબી તો એ છે કે આંતરડાનો સડો અટકાવીને જ પણ નાની રક્તવાહિનીઓ અને કેશવાહિનીઓ (capillaries)ને વિસ્તૃત કરીને બ્લડપ્રેશર ઓછું કરવાની લસણમાં શક્તિ છે. અને આ શક્તિનો પુરાવો એ છે કે ચામડી-વાટે લસણની રસક્રિયાનું લોહીમાં ઈન્જેક્શન આપવાથી બ્લડપ્રેશર ઓછું થયાના માણસોમાં જ નહિ પણ પ્રાણીઓમાં પણ પુરાવા મળ્યા છે.

ટૂંકામાં, એક જ ચીજમાં જુદે જુદે રસ્તે એક જ પરિણામ લાવવાની શક્તિ એક પદાર્થને આપવાનો કુદરતનો આ ચમત્કારિક દાખલો લાગે છે. કુદરતે શા માટે આવો ચમત્કાર યોજ્યો? કોણ કહી શકે? કૉડ નામની માછલીના લીવરમાં રહેલો તેલમાં એક સાથે બે તદ્દન ભિન્ન પ્રાણતત્ત્વો–વીટામીન-સનો જથ્થો દુનિયાના બીજા કોઈ પણ પદાર્થ કરતાં વધારે છે. એનો અને એક જ વસ્તુ દુર્ગંધવાળી હોવા છતાં ઘરગથ્થુ દવા હોય એનો શો ખુલાસો છે?

બ્લડપ્રેશર અને લસણની બાબતમાં આંતરરાષ્ટ્રીય પુરાવાઓ શોધવા પાછળ દુનિયાની બે મુસાફરીઓ કરીને આપણે પાછા અમેરિકા આવી પહોંચ્યા છીએ. અમેરિકાની પ્રજા બ્લડપ્રેશરના વિશિષ્ટ વલણવાળી છે અને અહીં જોઈએ છીએ તો અહીંના દાકતરો હાઇ બ્લડપ્રેશર માટે દારૂ ન પીવો, તમાકુ ન લેવી, ચા, કૉફી, મરી, મસાલો વગેરે ન ખાવું, ક્રોધ ન કરવો, સટ્ટાના હેરફેરની કે બીજી ચિંતા ન કરવી, અરે! દાકતરના બીલની કે બ્લડપ્રેશરની પણ ચિંતા ન કરવી તેમજ તમારી દાદીમા થાય એવડી જુવાન ઉમ્મરની વહુને ન પરણવી, વગેરે વગેરે નિષેધાત્મક ઉપાયો યોજે છે. અને આ નિષેધોનું યોગ્ય મૂલ્યાંકન સમજવા જતાં આખું પુસ્તક ભરાય, પણ એવાં પુસ્તકો વાંચવા કરતાં પથ્યાપથ્યના નિયમો પાળવા એ વધારે સારું છે.

ટૂંકામાં, હાઈ બ્લડપ્રેશર વધારે એવા આહાર—મુખ્યત્વે કબજિયાત કરે એવા તથા પ્રોટીનપ્રધાન ખોરાક—અને ક્રોધચિંતાદિનો ત્યાગ કરવો તથા દૂધ, પત્રશાક, ટમેટાં, મોસંબી જેવાં ફળો અને લસણ યોગ્ય માત્રામાં ખાવું એ હાઈ બ્લડપ્રેશરનો ઉપાય છે એટલો ઉપલા લેખનો સાર છે.

'આયુર્વેદ વિજ્ઞાન'માંથી ]

દુર્ગાશંકર કે. શાસ્ત્રી




**The Types of Sanskrit Drama** —By D R Manked, Urmi Prakashana Mandir, Karachi, with a foreword by Dr. S K. De, 1636 Pp 212 (including Appendices) Rs. 5.

ત્રણેક વર્ષ ઉપર પ્રો પુરોહિતે ડૉ કીથના 'Sanskrit Drama'નો ગુજરાતી અનુવાદ બહાર પાડ્યો, તેની સમાલોચના કરતી વેળા ગ. વિજયરાયે પડકાર કર્યો હતો કે હવે સમય એવો આવી લાગ્યો છે કે ગુજરાત આવા અનુવાદ માત્રથી સંતોષ પામીને બેસી રહે તેમ નથી જુદાજુદા વિષયના અભ્યાસી ગુજરાતી વિદ્વાનો તત્તત્ વિષય ઉપર સ્વતન્ત્ર મૌલિક ગ્રન્થો લખે એવી આશા ગુજરાત રાખે છે આ ઘોષણા કરતી વેળા અમુક વિદ્વાનોના નામનો સ્પષ્ટ નિર્દેશ પણ કરવામા આવ્યો હતો—પ્રો ડોલરરાય માંકડ તેમાના એક હતા. એ પડકારનો પ્રો માંકડે આપેલો જાણે ઉત્તર—*The Types of Sanskrit Drama* સંસ્કૃત સાહિત્યના હજી સુધી લગભગ અણખેડાયેલા પ્રદેશ ઉપર આ સ્વતન્ત્ર ગ્રન્થ લખી પ્રો. માંકડે પોતાનુ ઋણનિસ્તરણ કરવાનુ શરૂ કર્યું છે—શરૂ કર્યું છે, એમ ભવિષ્ય તરફ દૃષ્ટિ રાખીને, કહુ છુ પ્રો માંકડની સાહિત્યપ્રવૃત્તિનો-સ્વકર્મનિષ્ઠાનો ધડો અન્ય ગુજરાતી વિદ્વાનોએ લેવો ઘટે, અને પોતાનુ કર્તવ્ય બજાવી ગુજરાતનુ ગૌરવ વધારવુ ઘટે.

પ્રસ્તુત પુસ્તકમા આઠ પ્રકરણો છે પહેલા પ્રકરણમા નૃત્ત, નૃત્ય અને નાટ્ય—આ પદત્રિપુટીની ઉત્પત્તિ અને અર્થનો ઈતિહાસ દોરીને છેવટે રૂઢ થયેલા અર્થભેદ સમજાવ્યા છે બીજુ પ્રકરણ નાનુ છે તેમા 'રૂપક' પદ ઈ સ ના દશમા શતકમા 'નાટ્ય'ના પર્યાય તરીકે પ્રયોગ પામવા લાગ્યુ હોય એમ પ્રતિપાદન કર્યું છે ત્રીજા પ્રકરણમા દશેય રૂપકોના લક્ષણ, નેતા, વસ્તુ, રસ વગેરે વિશે જુદા જુદા ગ્રન્થોમા જે માહિતી મળે છે તેનો સંગ્રહ કર્યો છે: યથોચિત અને યથાવકાશ ટીકા પણ કરી છે આ સમીક્ષામા ધનંજયના દશરૂપકને મુખ્ય આધાર-ગ્રન્થ તરીકે રાખ્યુ છે તે યોગ્ય જ છે ચોથા પ્રકરણમા આ દશેય રૂપકોની નાટ્યપ્રકાર લેખે ઉત્ક્રાન્તિ શી રીતે—કયે ધોરણે—થઈ તેની ચર્ચા કરી છે પાચમામા, ઉપજાી રૂપકભેદો—નાટિકા જેના-નો ઉલ્લેખ છે છઠ્ઠામા, ઉપરૂપકોની સંખ્યા, અને જુદા જુદા આધાર-ગ્રન્થોને મતે નિર્ણીત થયેલા તેના સ્વરૂપ અને લક્ષણોનો સંગ્રહ અને ચર્ચા છે સાતમામા, આ ઉપરૂપકોની ઉત્ક્રાન્તિની સરણિ દર્શાવી છે અને છેલ્લા પ્રકરણમા સંસ્કૃત નાટ્યની ઉત્પત્તિ અને ઉત્ક્રાન્તિનો વિષય ચર્ચ્યો છે આ ઉપરાન્ત, પારિભાષિક શબ્દોનુ પરિશિષ્ટ, 'વિષય અને નામ'ની અનુક્રમણી વગેરે પણ આપ્યા છે

આ સંક્ષિપ્ત વસ્તુનિર્દેશ ઉપરથી સામાન્ય દૃષ્ટિએ આ ગ્રન્થના બે ગુણો તત્કાળ નજરે આવે છે: પહેલો-ઉભરાતી, આધાર-ભૂત ગ્રન્થોમાથી ટાંકેલા અવતરણોની સમૃદ્ધિ.

ડૉ. દેએ પણ આ દૃષ્ટિએ આ ગ્રન્થની અતિ ઉપયોગિતા સ્વીકારી છે. પ્રો. માંકડના પુસ્તકનું બીજું ગમે તે મહત્ત્વ કે વિશિષ્ટતા હો, પણ એટલું તો નિઃસંશય છે. કે. સંસ્કૃત નાટ્યશાસ્ત્રના ભાવિ અભ્યાસીને પોતાના વિષયનાં સ્વરૂપ, લક્ષણ વગેરે મુદ્દાઓ વિશે સમસ્ત સામગ્રી એક જ સ્થળે સંગૃહીત થયેલી જોઈતી હશે તો તે આ પુસ્તકમાં મળશે. બીજો ગુણ, ગ્રન્થમાં વિલસતું ધીટ વિચાર-સ્વાતન્ત્ર્ય. પોતાનું મુખ્ય વક્તવ્ય (-Thesis) રજૂ કરવામાં અને પ્રતિપાદન કરવામાં પ્રો. માંકડે સ્વતન્ત્ર ધોરણ અને સરણિ સ્વીકાર્યાં છે તેનો જરા સવિસ્તર ઉલ્લેખ આગળ કરશું. આ ઉપરાંત, અમુક વિષયભૂત મુદ્દાને લગતી ચર્ચામાં સૂક્ષ્મબુદ્ધિથી ઉપલબ્ધ પ્રમાણોને આધારે વિરુદ્ધ પક્ષોનાં બલાબલ વિચારવાં-ચર્ચવાં, દષ્ટાન્તોમાં કંઈ પણ વિશિષ્ટતા હોય તો તેની યથાયોગ્ય વ્યવસ્થા સૂચવવીઃ આમ સંશોધન, તુલના અને ચર્ચા-અને એ સૌમાં પ્રાણરૂપે રહેલાં વિચાર-સ્વાતન્ત્ર્યથી આ ગ્રન્થ સચેતન થયો છે. પ્રો. માંકડે ચર્ચા કરીને જે અનુમાન સાધ્યાં છે તે ગ્રાહ્ય છે કે નહિ તે પ્રશ્નને બાજુ રાખીને-અને ચર્ચા પછી પણ-સૌ કોઈ આ વિચાર-સ્વાતન્ત્ર્યને વિના સંકોચે સ્વીકારશે.

આટલું સામાન્ય દર્શન કર્યા પછી હવે આપણે 'અંદર' જઈએ. ત્રીજું અને છઠ્ઠું, આ બે પ્રકરણો રૂપક અને ઉપરૂપકના પ્રકારો, તેનાં લક્ષણ વગેરે વિશે આધાર-ગ્રન્થોમાંથી સંગ્રહેલાં અવતરણોથી અને તેના ઉપર પ્રાસઙ્ગિક ટિપ્પણથી ભર્યા છે. બાકીનાં પ્રકરણો એક સળંગ દૃષ્ટિબિન્દુને અનુલક્ષીને લખાયાં હોય એમ સત્વર જણાઈ આવે છે. આ નાટ્યશાસ્ત્રોદધિમન્થન કરવામાં રહેલું ધ્યેય-'નાટ્યપ્રકારોની ઉત્પત્તિ અને ઉત્ક્રાન્તિ શી રીતે થઈ?' તે. એટલે 'Evolution of the Sanskrit Drama' એવું નામ આ ગ્રન્થને અપાયું હોય તો તે પણ ઓછું વ્યાપક કે અર્થવાહી ન થાય.

નાટ્યોત્પત્તિ-અને ઉત્ક્રાન્તિ-ના વિષયમાં આજ સુધીમાં ઘણા વિદ્વાનોએ રસ લઈ શ્રમ કર્યો છે, અને પોતપોતાને સૂઝ્યા તેવા વાદો રજુ કર્યા છે. પ્રો. મેક્સમૂલર, ડૉ. શ્રાડર, ઓલ્ડનબર્ગ, પિશેલ, લ્યુડર્સ, કીથ અને અન્ય પાશ્ચાત્ય વિદ્વાનોએ નાટ્યોત્પત્તિની છણાવટ કરી જુદાં જુદાં મન્તવ્યો સૂચવ્યાં છે. આ વિદ્વાનોએ સ્વીકારેલી સરણિ (Method)માં અને પ્રો. માંકડે સ્વીકારેલી સરણિમાં ભેદ છે. એ સૌએ ઐતિહાસિક દૃષ્ટિ આગળ રાખીને, વેદવેદાંગ વગેરે પ્રાચીન સાહિત્યમાં 'નાટ્ય' વિશે જે કંઈ માહિતી મળી શકે તેને આધારે, નાટ્યોત્પત્તિ વિશે પોતાના મત બાંધ્યા છે. એથી ઊલટું, પ્રો. માંકડે નાટ્યસ્વરૂપના જે પ્રકારો—નાના મોટા—ઉપલબ્ધ કે ઉલ્લેખ પામેલા છે તેના વિકાસના તારતમ્યને આધારે એ પ્રકારોની ઉત્ક્રાન્તિ (અને છેવટે, નાટ્યની ઉત્પત્તિ પણ) કયે ધોરણે થઈ તે દર્શાવવા પ્રયત્ન કર્યો છે; અને હું જાણું છું ત્યાં સુધી આવો પ્રયત્ન પહેલી જ વાર કરવામાં આવે છે.*

પ્રો. માંકડ પોતાના અભ્યાસનો નિષ્કર્ષ આ શબ્દોમાં વર્ણવે છે: "My main thesis in this volume is to prove a gradual evolution of our Drama i. e. of रूपक from the उपरूपक and of उपरूपक from the नृत्त

* આ સરણિભેદને લીધે જે લક્ષ્યભેદ દેખાય છે તેનું વિસ્મરણ ન થવું જોઈએ. પ્રો. માંકડનું ધ્યેય-નાટ્યપ્રકારોની ઉત્ક્રાન્તિ અને (પછી) નાટ્યોત્પત્તિ; જ્યારે આ બીજા વિદ્વાનોનું ધ્યેય-નાટ્યોત્પત્તિ અને (પછી) ઉત્ક્રાન્તિ

types." (p. 135). રૂપકોની ઉત્ક્રાન્તિના વિષયમાં "જેમ ઓછા અંકો અને ઓછાં પાત્રો તેમ રૂપક-પ્રકાર વધારે પ્રાચીન" એ ધોરણ પ્રો. માંકડ સ્વીકારે છે; અને એ દૃષ્ટિએ નાટયોત્ક્રાન્તિમાં કાલાનુક્રમે ચાર અવસ્થાઓ જુએ છેઃ (૧) નાટય સ્વરૂપના આદિઘાટમાં-એક અંક અને એક પાત્ર. (૨) એક અંક પણ ઝાઝાં પાત્રો. (૩) અનેક અંકો, પણ વસ્તુ બહુ સંકુલ નહિ. છેવટે, (૪) નાટક-પ્રકરણ જેવા સર્વાંગસમ્પૂર્ણ નાટયપ્રકારો. આ ધોરણને અનુસરીને પ્રો. માંકડ 'ભાણ'ને પ્રાચીનતમ નાટયકાર તરીકે માને છે.

ત્યારે, પહેલાં તો આ ધોરણ વિશે વિચાર કરીએ. એક અંકવાળાં નાટકો-કે, ખરું કહીએ તો, 'અંક' જેવી પરિભાષાની ગન્ધ પણ જેમાં ન હોય તેવા પ્રકારો-અત્યન્ત પ્રાચીન નાટયપ્રકાર હોય એમ માની લઈએ-પણ તે સાથે જ એક મર્યાદા પણ ધ્યાનમાં રાખવી જોઈએ, અને તે એ કે કળાની દૃષ્ટિએ પણ તેમાં પ્રાચીનતા હોવી જોઈએ. નહિતર, કોઈપણ સાહિત્યપ્રકારનો વિકાસ, કાં તો નાના સ્વરૂપમાંથી મોટું સર્વાંગપુષ્ટ સ્વરૂપ નિષ્પન્ન થાય અને કાં તો એવા નિષ્પન્ન સ્વરૂપના અંગોપાંગો જુદાં પડી વૈયક્તિક વિકાસ યથાવકાશ પામે એમ, ઉભયથા શક્ય હોવાથી, આ ધોરણ ઐકાન્તિક નીવડી શકે નહિ. ઉદાહરણ તરીકે, આજનાં એકાંકી નાટકો અનેકાંકી નાટકોમાંથી જ ખીલ્યાં છે, વિકસ્યાં છે. લાંબી નવલકથા કરતાં ટૂંકી વાર્તાઓ પણ પાછળથી જ જન્મી છે. બીજુ, નાટયના પ્રાચીનતમ સ્વરૂપમાં એક પાત્ર હોય એ અસ્વીકાર્ય લાગે છે. નાટય સંવાદપ્રધાન છે, અને હોવું જોઈએ, નહિતર કેવળ વર્ણનાત્મક પ્રવચન પ્રેક્ષકવર્ગને તદ્દન નીરસ, જડ અને અસ્વાભાવિક જ લાગે. એટલે નાટયમાં **સ્વાભાવિક રીતે** બે પાત્રો તો હોવાં જોઈએ.

'ભાણ'નો આદ્યનાટયપ્રકાર તરીકે સ્વીકાર કરવામાં ઘણી મુશ્કેલીઓ છે. અલબત, 'ભાણ' એકાંકી છે; પણ સ્પષ્ટ કહીએ તો 'ભાણ'મા કળાના પ્રાચીન સ્વરૂપ કરતાં કૃત્રિમતા વધારે દેખાય છે. 'ભાણ'માં એક જ પાત્ર હોય છે એ જ દર્શાવે છે કે આ નાટયપ્રકારમાં સ્વાભાવિકતા ઉપર કળાદૃષ્ટિએ-કે કૃત્રિમતાએ ?—આક્રમણ કર્યું છે. પ્રો. માંકડ પોતે પણ સ્વીકારે છે કે: "Strictly speaking, a monologue is likely to be dry and utterly incapable of developing the plot and it is for this reason that the **device** known as आकाशभणित is resorted to by the Sanskrit actors" ( p. 157–8 ), અને "भाण is essentially based on a monologue and to obviate the difficulty of its being rendered monotonous the **ingenious** method of आकाशभाषित is adopted" (p. 78). નાટયમાં સંવાદ સ્વાભાવિક અને તેથી અપરિહાર્ય છે. એક જ નટ 'આત્મગતભાષણ' (soliloquy, જો કે 'ભાણ'માં તો ખરી soliloquy પણ નથી) કરે તે કળાના વિકાસના અભાવનું નહિ, પણ પ્રગતિ પામેલી કળાની અસરનું સૂચન કરે છે. 'ભાણ'માં *'આકાશભાષિત'* નો ઉપયોગ વારંવાર કરવામાં આવે છે. આ 'આકાશભાષિત'ને તો, નાટયમાં સંવાદની આવશ્યકતા સ્વીકારીને, સંજોગોને અનુસરીને, વિકાસ પામેલી કળાદૃષ્ટિએ ઉપજાવી કાઢેલી ઘોડી (crutch) જ ગણવું જોઈએ. 'ભાણ'મા પણ સંવાદની કેટલી અપરિહાર્યતા છે તેનું દૃષ્ટાંત 'ધૂર્તવિટસંવાદ' એ 'ભાણ'નું નામ જ પૂરું પાડે છે. એક જ પાત્ર રંગભૂમિ ઉપર આવીને પોતાના કે બીજા કોઈના અનુભવોનું વર્ણન કર્યે જાય તો એવા વર્ણનાત્મક નાટયપ્રકારમાં

જનતાની દૃષ્ટિએ નાટ્ય જેવું કંઈ રહે નહિ, અને પ્રયોગ સર્વથા નીરસ બની જાય. આવી વસ્તુસ્થિતિ ટાળવા માટે જ 'ભાણ'માં आकाशभाषितનો ઉપયોગ કરવાનું કહેવામાં આવ્યું છે. તો આ 'आकाशभाषित'ની સહાય વારંવાર લેવી પડે તે નાટ્ય સ્વરૂપની પ્રાચીનતાનું સૂચક છે કે મ્હોરેલી-ફૂલીફાલી કળાએ અર્પેલ સામગ્રી-સમૃદ્ધિનું સૂચક છે? પ્રો. માંકડ પોતે જ 'आकाशभाषित'ને Device કહે છે એટલું નહિ, પણ 'Ingenious method' પણ કહે છે! आकाशभाषित જેવી ઘોડી (crutch)ની મદદથી એકોક્તિ (Monologue)ને સંવાદ (Dialogue)નો સ્વાંગ પહેરાવવાની કોશીષ કરવી એ જ બતાવે છે કે આ નાટ્યપ્રકાર નાટ્યનું પ્રાચીનતમ રૂપ નથી.

વળી, નાન્દી, (ઓછીવત્તી પણ) સ્થાપના, સૂત્રધાર, નટી, સ્થાપનામાં ઋતુને ઉદ્દેશીને સંગીત-આ અંગો તો 'ભાણ'નાં નાનાં ત્રાજવામાં કળાની દૃષ્ટિએ પાંચશેરી મૂકવા જેવું છે; અને पद्मप्राभृतक, धूर्तविटसंवाद જેવા પ્રાચીન 'ભાણ'માં આ અંગો દેખાય છે તે દર્શાવે છે કે સર્વાંગસમ્પૂર્ણ વિકાસ પામેલાં નાટક કે 'પ્રકરણ'ના અંશોનું આ વગરવિચાર્યું અનુકરણ છે. ઉદાહરણ તરીકે, धूर्तविटसंवादની સ્થાપનામાં સૂત્રધાર પોતાની પત્ની તખ્તા ઉપર ન હોવા છતાં 'आर्ये' કહીને તેને સંબોધે છે અને વર્ષાઋતુને ઉદ્દેશીને ગાવાની આજ્ઞા કરે છે! સૂત્રધારની 'आर्या' આવતી નથી—એટલે ગાય તો ક્યાંથી જ? તેથી તે પોતે જ ગાવાનું શરુ કરે છે!

'ભાણ'ને પ્રથમ નિષ્પન્ન થયેલો નાટ્યપ્રકાર ગણવા માટેના આધારો વિષે પ્રો. માંકડ લખે છે: "Taking all these points—the episodic nature of भाण, and consequent large number of heroes and heroines, the monologue, the very primitive dramatic technique, the descriptive nature of the plot and the employment of Sanskrit only to the exclusion of Prakrit together with the general scheme of evolution of the रूपकs already outlined by me, I am inclined to think that out of all the रूपकs, भाण was the first to evolve" (p. 162). આ પ્રમાણોનું પરીક્ષણ કરીએ.

'ભાણ' માં વસ્તુ (plot) સળંગ નથી, પણ વિચ્છિન્ન-પરસ્પર અસંબદ્ધ-પ્રસંગમય છે. પ્રો. માંકડ આ વિશિષ્ટતાને પ્રાચીનત્વ (Primitiveness) ની સૂચક માને છે. અહીં મતભેદને અવકાશ છે. નાટ્યપ્રકારના પ્રાચીન સ્વરૂપમાં આપણે એક અંકની અપેક્ષા રાખીએ તે કરતાં એક (સારું કે નિરસું) પ્રસંગ કે અનુભવની અપેક્ષા રાખીએ તે વધારે યોગ્ય છે. આમાં પ્રયોગની સ્વાભાવિકતા જ મુખ્ય પ્રમાણ હોઈ શકે. પ્રેક્ષક-સમાજ સમક્ષ એક જ પાત્ર જુદા જુદા અસંબદ્ધ-દશપંદર-પ્રસંગોનું વર્ણન કર્યે જાય તો તે સમાજને-જેના મનોરંજન માટે નાટ્યાદિક રચાય છે-તેમાં રસ પડે ખરો કે? નિરનિરાળા પ્રસંગોનો 'શંભુમેળો' જો જનતાને રસપ્રદ નીવડતો હોય તો પ્રાચીન નાટ્યેતર સાહિત્ય-આખ્યાન, ઉપાખ્યાન વગેરેમાં પણ (દશ્ય-શ્રવ્યનો ભેદ ધ્યાનમાં રાખ્યા પછી પણ, વસ્તુના રસપ્રદત્વ પરત્વે સમાનતા હોવાથી) આ વિશિષ્ટતા હોવી જોઈએ-પણ નથી. ઉપરૂપકોમાંનાં ઘણાં ખરાંમાં પણ આવા વિચ્છિન્ન વિચ્છિન્ન પ્રસંગોનો અભાવ છે તે પણ સૂચવે છે કે નાટ્યના પ્રાચીન સ્વરૂપમાં એકાદ પ્રસંગ-અણઘડ, ખરબચડી, અને કળાની દૃષ્ટિએ ઊણપવાળી,

રીતે વર્ણવેલો કે ભજવેલો–હોવો જોઈએ. આમ હોવાથી, વિચ્છિન્ન પ્રસંગોનું સંકલન જેમ પ્રાચીનતા ( Primitiveness )નું સૂચક નથી તેમ આ વિચ્છિન્નતાથી નીપજતી કળાની ખામી પણ પ્રાચીનતા સૂચવતી નથી.

વિચ્છિન્ન પ્રસંગોના સંકલનને લીધે 'ભાણ'માં અનેક નાયક–નાયિકાઓ હોય છે–જ્યારે નટ તો એક જ હોય છે. એ એક નટે પોતાની એકોક્તિથી અને આકાશભાષિતની મદદથી એ નાયક–નાયિકાગણના ભાવો, લાગણીઓ વગેરે, અને તેઓ જે પ્રસંગો અનુભવે તેનું આવિષ્કરણ કરવાનું રહ્યું. આથી પ્રયોગ કેટલો સંકુલ અને કૃત્રિમ થઈ જાય! પ્રો. માંકડ માને છે કે આવો Monologue ( એકોક્તિ ) પોતાની 'લૌકિકતા' (popular nature કે પૃથગ્જનીનતા?) ને લીધે પ્રાચીન ( primitive ) હોઈ શકે; અને પોતાના મતના ઉપોદ્‌ઘાત માટે આધારો સૂચવે છે: "That such a monologue may well have been very primitive on account of its popular nature has been suggested more than once" (p. 159). એ જ પાનામાં પાદ–નોંધમાં પ્રો. માંકડ કહે છે કે શાસ્ત્રકારોમાં રામચન્દ્ર 'ભાણ'ને લૌકિક ( Popular character વાળું ) માને છે, તેનું આ મન્તવ્ય તેના ગુરુ હેમચન્દ્રના મતને અનુસરે છે હેમચન્દ્ર 'કાવ્યાનુશાસન'માં કહે છે કે 'ભાણ' પૃથગ્જનના વિનોદ માટે છે આ ઉપરથી પ્રો માંકડ અનુમાન કરે છે, કે રામચન્દ્રને મતે–અને હેમચન્દ્રને મતે પણ–'ભાણ' પ્રાચીન ( primitive ) છે આ વિચારશ્રેણિમાં primitive અને popularના અર્થભેદ બરાબર લક્ષમાં રખાયો હોય એમ જણાતું નથી. જે કંઇ પૃથગ્જનતામાં ઉદ્‌ભવ પામ્યું હોય તે બધું primitive હોય એમ વ્યાપ્તિ બાંધી શકાય નહિ ઉદાહરણ તરીકે, કોઈ પણ સંપૂર્ણ વિકાસ પામેલા સાહિત્યપ્રકારના કોઈ અંગનો, પૃથગ્જનને આનંદ આપવાના હેતુથી તે અંગને જુદું પાડી દેશકાળને અને પૃથગ્જનના રુચિતન્ત્રને અનુસરીને, વિકાસ સાધવામાં આવ્યો હોય, તો તેમાં 'લૌકિકતા' ( popular character ) હશે જ, પણ તેથી તે કંઇ પ્રાચીન ( primitive ) નથી બની જતું. આજે પણ સમાજના ઉચ્ચ થરોની રહેણીકરણી કે રુચિના અનેક અંગોનું અનુકરણ નીચલા થરોમાં થતું હશે અને યથાવકાશ તેમાં ફેરફાર પણ થતા હશે, પણ 'લૌકિક' હોવાને કારણે તે 'પ્રાચીન' નથી બની જતું એટલે હેમચન્દ્ર અને રામચન્દ્ર 'ભાણ'ને પૃથગ્જનને વિનોદ આપવા માટેનો નાટ્યપ્રકાર લેખે છે તેનો અર્થ એટલો કે એ નાટ્યપ્રકાર પૃથગ્જનતાને માટે તેના રુચિતન્ત્રને અનુસરતો છે અને એ રુચિતન્ત્રને અનુસરીને વિકસ્યો છે એ બને 'ભાણ'ને પ્રાચીન માને છે એમ સ્પષ્ટ નિર્દેશ આપણને મળતો નથી; અને 'લૌકિકતા'ના ઉલ્લેખમાંથી પ્રાચીનતા અર્થાપન્ન કે ફલિત થતું નથી. આ જ કારણને લીધે "Keith too acknowledges the primitive character of this type" એમ પ્રો. માંકડ કહે છે તે સ્વીકારી શકાય નહિ. Keithએ પણ "**popular** character and origin" આ શબ્દો 'ભાણ' માટે વાપર્યા છે. ડૉ કીથના આ વચનનો અર્થ એ કે હેમચન્દ્ર અને રામચન્દ્રની પેઠે તે પણ 'ભાણ' પૃથગ્જનતાને અનુલક્ષીને ઉત્પત્તિ પામેલો નાટ્યપ્રકાર છે એમ માને છે –એટલો જ.

એકોક્તિ ( Monologue ) પ્રાચીનતાનું સૂચન કરે છે કે કેમ તે મુદ્દાની ચર્ચા આપણે ઉપર કરી ગયા છીએ એટલે ફરીથી અહીં એ ચર્ચા કરવાની જરૂર નથી.

'ભાણ'માં એક જ નટ હોવાથી સંવાદને અવકાશ નથી; તેથી એ નટની ઉક્તિ ઇચ્છાઅનિચ્છાએ વર્ણનમાં સરી પડે છે. વર્ણનાત્મકતા 'ભાણ'નું વિશિષ્ટ લક્ષણ છે. પ્રભાતનું વર્ણન, સ્ત્રીઓના વિનોદોનું વર્ણન, મેષ-યુદ્ધ, કુક્કુટ-યુદ્ધ વગેરેનાં વર્ણન, સૂર્યોદયનું સૂર્યાસ્તનું અને એવાં બીજાં વર્ણનો 'ભાણ'માં જોવામાં આવે છે. આ વર્ણનમયતા, એક રીતે તો, 'ભાણ'ના કલાઘાટની મર્યાદામાંથી નીપજતી વિશિષ્ટતા છે. તેથી વર્ણનમયતા પ્રાચીનતા ( Primitiveness ) સૂચવે છે કે નહિ એ પ્રશ્નને બહુ અવકાશ રહેતો નથી. છતાંય, આ વિશિષ્ટતા 'નાટક'માં જે વર્ણનપ્રાચુર્ય જોવામાં આવે છે તેનું અનુકરણ ન હોય ?

આ કારણોને લીધે 'ભાણ'ને પ્રાચીનતમ રૂપકપ્રકાર તરીકે સ્વીકારી શકાય નહિ એમ લાગે છે. પ્રો. માંકડ રૂપકોનો ઉત્તરોત્તર વિકાસ આ પ્રમાણે દર્શાવે છે: ભાણ, વીથી; પછી, પ્રહસન, અંક, અને વ્યાયોગ; તે પછી ડિમ, ઈહામૃગ, અને સમવકાર; અને છેવટે નાટક અને પ્રકરણ. આ વિકાસ-સરણિમાંથી અહીં એક મુદ્દો ચર્ચવું. अङ्क એક રૂપક-પ્રકાર છે; અને, સૌ જાણીએ છીએ તેમ, अङ्कનો બીજો અર્થ 'Act' થાય છે. પ્રો. માંકડ આ અર્થદ્વયની વ્યવસ્થા આ પ્રમાણે સૂચવે છે: "It will be seen that the period of one-act dramas had no need of a word for 'act'. अङ्क, at that time, designated a particular type of drama, but later on when this type अङ्क fell into disuse and when complicated dramas developed, it came to mean an act" (p. 8, n. 3). પોતાના મન્તવ્યને અનુસરીને પ્રો. માંકડ अङ्क પદ रूपकप्रकारवाचिમાંથી नाटकान्तर्गतैक-देशवाचि શી રીતે થયું તે સમઝાવે છે. અહીં આ પ્રશ્નો સહજ ઊઠે છે: 'Act'નો અર્થ સૂચવવાને अङ्क પદ જ કેમ વપરાયું-वीथी प्रहसन, કે व्यायोग કેમ ન વપરાયું ? नाटकान्तर्गत 'અંક'માં અને રૂપકપ્રકાર 'અંક'માં એવું શું સામ્ય છે જેને લીધે બીજાં તેના જેટલાં જ યોગ્ય व्यायोग તો વધારે યોગ્ય જણાય-પદોને છોડીને अङ्क પદ જ સ્વીકારવામાં આવ્યું ? જેમ રૂપકપ્રકાર अङ्क વખત જતાં ઉપયોગશૂન્ય થઈ ત્યજી દેવામાં આવ્યો તેમ व्यायोग, वीथी વગેરે પ્રકારોની પણ તેવી જ દશા થઈ છે. ખરું જોતાં, એમ જણાય છે કે 'अङ्क'નો મૂળ અર્થ 'Act' હતો. ( નાટ્ય વસ્તુમાં જેનાથી આંક પાડી શકાય-વિભાગ પાડી શકાય તે 'અંક'. ) વખત જતાં, સર્વાંગસમ્પૂર્ણ 'નાટક'માંથી અંગોપાંગો જુદાં પડી વૈયક્તિક વિકાસ જુદી જુદી દિશામાં પામવા લાગ્યાં. આમ નિષ્પન્ન થયેલા એક રૂપકપ્રકારને अङ्क કે उत्सृष्टिकाङ्क નામ આપવામાં આવ્યું. उत्सृष्टिकाङ्क-આ પર્યાય વાપરવાનો હેતુ 'नाटकान्तर्गताङ्क व्यवच्छेदार्थम्' એમ છે એમ 'अवलोक'કાર ધનિક સમઝાવે છે. આ હેતુદર્શન સત્ય છે. પણ એ રૂપકપ્રકારને उत्सृष्टिकाङ्क કહેવામાં આવ્યો તે જ દર્શાવે છે કે अङ्कનો મૂળ અર્થ 'Act'; અને જે રૂપકપ્રકાર 'નાટક'માંથી જુદો વૈયક્તિક વિકાસ પામ્યો તે उत्सृष्टिकअङ्क, જેમ 'અંક' ( Act )ની અંદર જ સમાવેશ પામીને કેટલેક અંશે પોતાનું વ્યક્તિત્વ જાળવી રહેલો નાટ્ય-પ્રકાર गर्भाङ्क કહેવાયો, તેવી રીતે 'નાટક'માંથી, છૂટો પડી સ્વતન્ત્ર વિકાસ પામેલો નાટ્યપ્રકાર उत्सृष्टिकाङ्क કહેવાયો. આ વ્યવસ્થા વધારે સ્વાભાવિક નથી લાગતી ?

આ ઉપરાંત, એક બીજી વિચાર-શ્રેણિ પણ 'નાટક'માંથી અન્ય રૂપકોની ઉત્ક્રાન્તિ થઈ હોય એમ સૂચવે છે. 'નાટક'ના આમુખમાં પ્રરોચના, પ્રહસન અને વીથીનો પ્રયોગ કરી 'ભારતીવૃત્તિ'નો આશ્રય લેવાનું કહેવામાં આવ્યું છે. दशरूपककारे 'પ્રરોચના'નું લક્ષણ આપીને 'वीथी प्रहसनं चापि स्वप्रसङ्गेऽभिधास्यते।' ( वीथी અને प्रहसनનું વર્ણન યોગ્ય સ્થળે

કરવું ) એમ કહ્યું છે. હવે, એ આખાય 'પ્રકાશ'મા વીથી અને પ્રહસનના જે વર્ણન આવે છે તે તો વીથી અને પ્રહસન નામના રૂપકપ્રકારના જ છે બીજુ વીથી કે પ્રહસનનું વર્ણન નથી 'નાટક'ની પ્રસ્તાવનામા આ બે રૂપકપ્રકારોનો સમાવેશ કરવાનું કોઈ કહી શકે નહિ–અને તે અશક્ય જ છે તો પછી આ વસ્તુસ્થિતિ શુ સૂચવે છે? પ્રો માકડ કહે છે તે ખરુ છે કે આ શબ્દોના અર્થમા ફેરફાર થયા છે–જો કે અર્થનો મુખ્યાશ તો કાયમ રહ્યો છે પ્રો માકડનુ આ ગ્રન્થમા મુખ્ય વક્તવ્ય 'નૃત્તપ્રકારોમાથી નૃત્યપ્રકારો (ઉપરૂપકો) અને નૃત્યપ્રકારોમાથી નાટ્યપ્રકારો (રૂપકો) ઉદ્‌ભવ પામ્યા છે' એ જ છે આ વક્તવ્યને અનુસરીને તે કહે છે કે નૃત્તના બે પ્રકારો છે તાણ્ડવ (ઉદ્ધત) અને લાસ્ય (મસૃણ), વીથી અને પ્રહસનમા શૃગારરસ હોવાથી એ પ્રકારોને મસૃણ માની લાસ્યમાથી વિકાસ થયા હોય × આ અનુમાન સ્વીકારી શકાય તેમ નથી ભાવપ્રકાશ સિવાય સર્વત્ર સ્વીકારાયુ છે કે નૃત્તને રસ સાથે સબધ નથી છતા પ્રો માકડ રસને આધારે જ કોઈ પણ રૂપકપ્રકારનો લાસ્ય કે તાણ્ડવ સાથે સબધ દર્શાવે છે ' We may call a type મસૃણ or ઉદ્ધત according to as it has a mild or haughty રસ predominant" (p 150) કબૂલ પણ રસને કારણે જ કોઈ પણ પ્રકારને નૃત્ત સાથે જોડી શકાય નહિ મેઘદૂતને રસને આધારે મસૃણ કહેવુ કે ઉદ્ધત કહેવુ તે વિશે બે મત હોવા સભવ નથી, છતા તે કારણને લીધે જ તેને લાસ્ય કે તાણ્ડવમા ગણવાનો વિચાર સુદ્ધા પ્રો માકડ પણ નહિ કરે તેવી રીતે જ્યા સુધી પ્રહસન કે વીથીનો નૃત્ત સાથે સબધ અન્ય કોઈ રીતે સિદ્ધ કરવામા ન આવ્યો હોય ત્યા સુધી કેવળ રસને આધારે મસૃણ કે ઉદ્ધત એટલો જ નિશ્ચય કરી શકાય–નૃત્ત સાથે સબદ્ધ કરી શકાય નહિ પ્રહસન કે વીથીનો નૃત્ત સાથે સબધ સાબીત થયો નથી–સ્પષ્ટ રીતે ઉલ્લેખ પણ નથી અને પ્રહસન કે વીથી નૃત્તપ્રકાર હોય તો જ રૂપકપ્રકાર તરીકે નિષ્પન્ન થઈ શકે? પ્રહસન અને વીથીના નાટ્યાગ તરીકે ઉલ્લેખ પામ્યા છે–નૃત્તપ્રકાર કે અગ તરીકે નહિ જ 'નાટક'ના આમુખમા એ બનેની ગૂથણી કરવાનો આદેશ છે એ તો આપણે ઉપર જોયુ, તો કેમ ના 'નાટકો'ના આમુખમા નૃત્તનો ઉલ્લેખ છે? ખરુ જોતા, શરૂઆતમા નાટકમા વીથી અને પ્રહસન નામના ઉપાગો હશે, વખત જતા, 'નાટક' માથી જ અન્ય રૂપકપ્રકારો ઉદ્‌ભવ પામ્યા, તેમાના એકને પ્રહસન એવુ અન્વર્થ નામ અપાયુ અને બીજાને વીથી નાટકમા જે વીથી અને પ્રહસનની ગૂથણી કરવાનું કહ્યુ છે તે તો ઉક્તિપ્રકાર કે છટા અને હાસ્યરસની છાટ–એના સૂક્ષ્મ અર્થમા જ હશે પણ જ્યારે હાસ્યપ્રધાન રૂપ-પ્રકાર વૈયક્તિક વિકાસ પામ્યો ત્યારે તેને 'પ્રહસન' અભિધાન દેવામા આવ્યુ વીથીનો અર્થ ઘટાવવાનો પ્રયત્ન શાસ્ત્રકારોએ કર્યો જ છે પણ વીથીનો શરૂવાતમા તો 'ચમત્કારવાળો ઉક્તિવિશેષ' એમ અર્થ હોવો જોઈએ, એમ અનુમાન તેર વીથ્યઙ્ગનુ નિરૂપણ કરવાથી તારવી શકાય નાટ્યદર્પણકાર તો ચોખ્ખુ કહે છે વક્રોક્તિમાર્गेण गमनाद्वीथीव वीथी। નાટકના આમુખમા વીથ્યઙ્ગોનો ઉપયોગ કરવાનુ કહેવામા આવ્યુ છે આ વીથ્યઙ્ગોને રૂપકપ્રકાર વીથી સાથે કઈપણ સાન્ય કે સામ્ય નથી, અને લગભગ બધાય રૂપકોમા આ વીથ્યઙ્ગોનો ઉપયોગ કરવાનો આદેશ છે તો પ્રશ્ન સહજ ઊઠે છે કે જો આ વીથ્યઙ્ગોને રૂપકપ્રકાર વીથી સાથે કઈ વિશિષ્ટ સબધ નથી એટલુ નહિ, પણ લગભગ બધા રૂપકોમા એનો ઉપયોગ કરવાનો છે તો તે વીથ્યઙ્ગો શા માટે કહેવામા આવ્યા? આ વસ્તુસ્થિતિ પણ સૂચવે છે કે વીથીનો

× જુઓ પાન ૧૫૦

શરૂવાતમાં અર્થ 'ચમત્કારવાળો ઉક્તિપ્રકાર'; અને જુદી જુદી તેર રીતે સાધી શકાય તેવો આ ઉક્તિપ્રકાર નાટકના આમુખમાં જેમ ગૂંથી શકાય તેમ અન્ય રૂપકપ્રકારમાં પણ ગૂંથી શકાય. પાછળથી જ્યારે નવો રૂપકવિશેષ નિષ્પન્ન થયો ત્યારે તેને વીથી નામ આપવામાં આવ્યું હોય.

'भगवदज्जुक'માં નાટક–પ્રકરણમાંથી બીજા રૂપકપ્રકારો નિષ્પન્ન થયા છે એમ જે કહેવામાં આવ્યું છે તેનો પ્રો. માંકડ વિરોધ કરે છે. તે કહે છે: "Indian mind has always been slow to recognize historical evolution and when once नाटक and प्रकरण became fixed types of full-fledged dramas, it became quite natural for an ordinary reviewer to suppose that the lesser types had sprung from them. That नाटक was accepted as the drama proper is seen in its treatment in all the text-books of Sanskrit Dramaturge......It would be seen that the theorists, for the sake of brevity and convenience, would resort to such a method; it would be far more convenient to describe the full-fledged type first and then to note down the differences in the case of other types, than the other way. This practice, adopted by all, would lend colour to the belief that the other types had sprung from नाटक (p 84-85). પ્રો. માંકડનો કહેવાનો આશય એમ તો નહિ હોય ને કે નાટ્યશાસ્ત્રકારોએ રૂપકોની ઉત્ક્રાન્તિના વિષયમાં 'ordinary reviewer' પાસેથી પ્રેરણા મેળવી છે, અને એ 'ordinary reviewer'એ કરેલી ભૂલને પણ તેઓએ અપનાવી લીધી છે? નાટ્યશાસ્ત્રકારો સગવડને ખાતર નાટકને પહેલું વર્ણવે એ દેખીતું છે, પણ કેવળ સગવડને ખાતર આમ કરે છે અને તેઓ પોતે બીજાં રૂપકો નાટકમાંથી ઉત્પન્ન થયાં નથી એમ માને છે એમ નથી. દાખલા તરીકે, दशरूपककार ધનંજય પોતે નાટકને શામાટે પહેલું વર્ણવે છે તે નીચેના શ્લોકમાં સ્પષ્ટ કરે છે:

प्रकृतित्वादथान्येषां भूयो रसपरिग्रहात्।
सम्पूर्णलक्षणत्वाच्च पूर्वं नाटकमुच्यते ॥ (द. रू. ३. १).

જો સગવડને ખાતર જ નાટકનું વર્ણન પહેલાં કરવામાં આવે છે એવો ધનંજયનો આશય હોત તો તેણે सम्पूर्णलक्षणत्वात् એટલું જ કહ્યું હોત—प्रकृतित्वादथान्येषाम् એ ઉમેર્યું ન હોત. प्रकृतित्वादथान्येषाम्—આ ઉક્તિ જ બતાવે છે કે ધનંજય પોતે પણ નાટકને અન્યરૂપકોની 'પ્રકૃતિ' માને છે.

ત્યારે આ ચર્ચા ઉપરથી જણાશે કે પ્રો. માંકડે રૂપકોની ઉત્ક્રાન્તિ વિશે પ્રતિપાદિત કરેલો મત સ્વીકારી શકાય તેમ નથી. પ્રો. માંકડ 'ભાણ' ઉપરૂપકમાંથી 'ભાણ' રૂપક નિષ્પન્ન થયાનું માને છે તે સ્વીકારવામાં પણ મુશ્કેલીઓ ઊભી છે; નાટ્યોત્પત્તિ ધાર્મિક કે લૌકિક? વગેરે પણ મહત્ત્વના પ્રશ્નો છે. પણ સ્થળસંકોચને લીધે (આ લેખ લાંબો થઈ જ ગયો છે) અહીં તેની ચર્ચા થઈ શકે નહિ.

અન્તે, પ્રો. માંકડે આ સ્વતન્ત્ર, વિચારપૂર્ણ અને વિચારપ્રેરક ગ્રન્થ લખ્યો છે તે માટે તેમને ધન્યવાદ આપી વિરમીશ.

ગૌરીપ્રસાદ ચુ. ઝાલા

# રોજનીશી

## એપ્રિલ: ૧૯૩૭

તા. ૧ નવા બંધારણ પ્રત્યે વિરોધ પ્રદર્શિત કરવા આખા દેશમા હડતાલ પડી વિરોધ દિન અગે શ્રી. સત્યવતીદેવી, શ્રી જયપ્રકાશ નારાયણ, શ્રી. મહેરઅલી વગેરે કાર્યકર્તાઓની ધરપકડ થઈ, મિ. જ્યોર્જ લેન્સબરીએ તારદ્વારા વાઈસરોયને વિનતી કરી કે ઓદ્ધાસ્વીકારના પ્રશ્ન પરત્વે ઊભી થયેલી પરિસ્થિતિના ઉકેલ માટે મહાસભાના નેતાઓને મળી ચર્ચા કરવાની વ્યવસ્થા કરવી જોઇએ, તુર્કસ્થાનના વિખ્યાત રાજદ્વારી પુરુષ માર્શલ અહમદ ઈઝ્ઝત પાશાનું અવસાન.

તા. ૨ પ્રધાનપદના સ્વીકાર વિશે ઊભી થયેલી પરિસ્થિતિ વિશે સર તેજ બહાદુર સપ્રુએ નિવેદન બહાર પાડ્યું પ્રધાનપણાના સ્વીકાર માટે મહાસભાએ માગેલી ખાતરી ગવર્નરો કાયદેસર આપી શકે નહિ, એમ જાહેર કર્યું.

તા. ૩ સ્વર્ગ. દેશબંધુ દાસના ભાઇ અને પટના હાઇકોર્ટના માજી જજ શ્રી. પી આર. દાસે સર સપ્રુના નિવેદનના જવાબમાં એક નિવેદન બહાર પાડ્યુ. પ્રધાન મંડળો રચવા માટે મહાસભાવાદી હરિજન સભ્યોને મોટી લાલચો આપ્યાની અને સભ્યોએ તે નકાર્યાની તેમજ તેમની સાથે વાત કરવાની પણ ના પાડયાની હકીકત બહાર આવી, બ્રિટનની કોલસાની ખાણોમાના ૪ લાખ મજૂરોએ હડતાળ પાડી, ૧લી એપ્રિલના હડતાલદિન પ્રસગે દિલ્હીમા પોલિસ અમલદારોએ કરેલા રાષ્ટ્રધ્વજના અપમાન અને એક સ્ત્રી કાર્યકર્તા પ્રત્યે અઘટિત વર્તન કર્યા બદલ વડી ધારાસભામા બેરિ અસફઅલીએ ઠરાવ આણ્યો, ૬૧ વિરુદ્ધ ૪૦ મતે તે મંજૂર થયો.

તા. ૪ ડૉ. પટ્ટાભિસીતારામૈયાએ 'નવુ બંધારણ' એ વિષય ઉપર અમદાવાદમા વ્યાખ્યાન આપ્યું

તા. ૫ વઝીરીસ્તાનનો મામલો દિનપ્રતિદિન ગભીર બનતો જતો હોવાના સમાચાર પ્રસિદ્ધ થયા-રાત દિવસ વીમાની હુમલા ચાલુ રહેશે એવો ઢંઢેરો સરકારે બહાર પાડયો, મુબઇ કોરપોરેશનના મેયર તરીકે ડૉ. મોઝેસની નિમણૂક થઇ.

તા. ૬ મહાસભાની આવતી બેઠક બારડોલી તાલુકામા ભરવાનો નિર્ણય જાહેર થયો, હિંદની બંધારણીય મડાગાંઠ વિશે પાર્લામેન્ટમા અનેક પ્રશ્નો પૂછાયા, કલકત્તામા સુભાષદિનની ભવ્ય ઊજવણી, હિંદી વેપારી ચેમ્બરોની ફેડરેશને બંધારણીય પરિસ્થિતિનો પરસ્પર સમજૂતીથી ઉકેલ લાવવાનો સરકારને આગ્રહ કર્યો, નહિતર દેશના વેપાર પર ગંભીર અસર થશે એમ પણ સાથોસાથ જાહેર કર્યું

તા. ૭ હિંદી વેપારી ચેમ્બરોની ફેડરેશનની વાર્ષિક સભા શ્રી. ડી પી ખૈતાનના પ્રમુખપદે ભરાઈ 'હિંદના વેપારના ભોગે પરદેશીઓ આજે મહાલે છે' એ તેમના ભાષણનો પ્રધાનસૂર હતો, જર્મન જહાજો સ્પેન સરકારના વહાણોને હેરાનગતિ કરે છે એવા સમાચાર પ્રસિદ્ધ થયા

તા ૮ પાર્લામેન્ટમા હિંદી વજીર લોર્ડ ઝેટલેન્ડે બંધારણ વિશે સરકારે લીધેલા વલણનું સમર્થન કરતુ નિવેદન કર્યું; અખિલ હિંદના ઉદ્યોગપતિઓની ચોથી વાર્ષિક સભા શ્રી. ઘનશ્યામલાલ બીડલાના પ્રમુખપણે, ન્યૂ દિલ્હીમા ભરાઈ. તેમા મૂડીવાદીઓ પ્રતિ થતા અંગત હુમલા

માટે ખેદ દર્શાવી તેમણે મૂડીદારોને જણાવ્યું હતું કે સમાજવાદથી આપણે ભડકવાની જરૂર નથી. આપણા કાર્યક્ષેત્રમાં સેવાની ભાવના દાખલ કરવી જોઇએ.

તા. ૯ અમદાવાદની આસપાસનાં ગામડામાંથી વેઠનાં અસહ્ય ત્રાસથી કંટાળીને તેમજ સવર્ણોની કનડગતને લીધે લગભગ ૫૦૦ હરિજનો ખ્રિસ્તી થવા ઇચ્છે છે એવા સમાચાર પ્રસિદ્ધ થયા; રાજકીય પ્રવૃત્તિઓમાં ભાગ લેતા હોવાથી શ્રી. શાર્દુલસિંહ કવીશ્વરની જાગીર જપ્ત કરવામાં આવી એવા સમાચાર પ્રસિદ્ધ થયા; લોર્ડ બ્રેબોર્નની જગાએ ફે. એલ. આર. લમ્લેની મુંબઈના ગવર્નર તરીકે નિમણૂક થઇ.

તા. ૧૦ હિંદી વજીરે કરેલા નિવેદનના જવાબમાં મહાત્માજીએ એક નિવેદન બહાર પાડી કાયદાની વાતો કરતા બ્રિટીશ મુત્સદ્દીઓને ચેલેંજ ફેંક્યું: "હિંદ માટે આ જીવન-મરણનો પ્રશ્ન છે. માટે આ કાયદાનો અર્થ કરવા ત્રણ ન્યાયાધીશોની એક લવાદી અદાલત નીમવાનું હું સરકારને આમંત્રણ આપું છું....બાકી, લોર્ડ ઝેટલેન્ડના ભાષણમાં પોતાના હકને બદલે પોતાની તલવારના જોરનું ભાન રહેલું છે." મરાઠી અને ગુજરાતી 'જ્ઞાનકોશ'ના સંપાદક ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકરનું અવસાન થયું.

તા. ૧૧ સરહદના પ્રાંતમાં ઈપીના ફકીરના નેતૃત્વ હેઠળ જે બળવો ફાટી નીકળ્યો છે તેમાં ૭ બ્રિટિશ અધિકારી ઠાર થયા અને ૫ જખમી થયા.

તા. ૧૨ મહાત્મા ગાંધીજીએ એસોસિયેટેડ પ્રેસ ઑફ અમેરિકાને સંદેશો આપ્યો: "હાલના મામલાની જવાબદારી બ્રિટનને શિર છે...તલવારના જોર પર મુસ્તાક રહીને બ્રિટીશ સરકાર લોકશાહીના સિદ્ધાંતને માન આપવા માગતી નથી."

તા. ૧૩ ગુજરાતના સુપ્રસિદ્ધ કવિશ્રી ન્હાનાલાલનો મણિમહોત્સવ તા. ૧૩ મીથી તા. ૧૭ મી સુધી અમદાવાદમાં ઉજવાયો; રહાઇનલેંડના ભાગને જર્મનીએ ફરીથી મજબૂત કરવા માંડયો તેથી સરહદ પર વસતી પ્રજામાં ચિંતા ફેલાઇ; મેસર્સ મહમદઅલી એન્ડ કાં. નામની હિંદી પેઢીને એબિસીનિયામાંથી હપાળા ભરાવ્યા બદલ આમની સભામાં પ્રશ્નોત્તરી થઇ.

તા. ૧૪ શાન્તિનિકેતનમાં હિંદ અને ચીન વચ્ચેની સંસ્કૃતિભરી મિત્રતાના પ્રતીક સમો 'વિશ્વભારતી ચાઇનીઝ હોલ' પં. જવાહરલાલ નેહરૂની માંદગીના કારણે ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના હસ્તે ખુલ્લો મૂકાયો; શ્રી. જયપ્રકાશ નારાયણને ૧ લી એપ્રિલના દિને ધાંધલ મચાવ્યા બદલ પટણાની કોર્ટે ૩ મહિનાની સજા કરી; લંડનના 'ટાઇમ્સ' પત્રને ગાંધીજીએ તારદ્વારા સંદેશો મોકલ્યો: 'સચ્ચાઈ પુરવાર કરવાનો બોજો બ્રિટિશ સરકારને શિરે જ રહેલો છે. ગૌરવહીન કલહો કરતાં માનભરી મડાગાંઠ હું વધુ પસંદ કરું છું.' હિંદ અને જપાન વચ્ચે વેપારી કરારો થયા—તે ૩૧ મી માર્ચ ૧૯૪૦ સુધી અમલમાં રહેશે.

તા. ૧૫ હિંદ-જપાન કરારથી હિંદના ભોગે જપાનનું ખિસ્સું ભરાય છે અને હિંદી ઉદ્યોગોને ફટકો પડશે એમ અમદાવાદ મિલમાલિક મંડળના પ્રમુખ શેઠ સાકરલાલ બાલાભાઇએ જાહેર કર્યું; દક્ષિણ આફ્રિકા હિંદી મહાસભાની ધાંધેધરીનો યુનિયન સરકારે સ્વીકાર કરી રંગભેદને લગતાં બે એશિયાટિક બીલો પાછાં ખેંચી લીધાં.

તા. ૧૬ બારડોલી તાલુકાના ૧૯૩૨ ની સવિનય ભંગની લડત અંગે જપ્ત થયેલા પાંચ આશ્રમો તેમના ટ્રસ્ટીઓને પાછા સોંપાયા.

તા. ૧૭ હુદલી (જિ. બેલગામ)માં શ્રી. કિશોરલાલ મશરૂવાળાના પ્રમુખપણા હેઠળ ગાંધી સેવા સંઘની ત્રીજી વાર્ષિક સભા મળી.

તા. ૨૦ કલકત્તાની શણની મીલોમાં હડતાલ પડી.

તા ૨૨ સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસે પંચમહાલ જિલ્લામા પ્રાથમિક શિક્ષણને ઉત્તેજન આપવા માટે દશ હજાર રૂપિયા શાળા માટે મકાનો બાધવાની શરતે જિલ્લા લોકલ બોર્ડને આપવાની જાહેરાત કરી

તા ૨૩ અલ્વર રાજ્યના એક ગામમા હુલ્લડ થયુ પરિણામે ગોળીબાર કરવો પડયો તેમા ૧૫ ના મરણ થયા; કલકત્તાની શણની મિલોમા હડતાળ–૧,૪૦,૦૦૦ કામદારો હડતાળ ઉપર, બિહારના શાહાબાદ જિલ્લામા આવેલા પેરૂ અને સહાર થાણાઓમા સેકડો હરિજનો ખ્રિસ્તી થઈ ગયાના ચોકાવનાર સમાચાર બહાર આવ્યા

તા ૨૪ પૂનામા હિંદુ–મુસ્લીમ હુલ્લડના કેન્દ્રસમા સોનિયા મારુતી મંદિરમા તેમજ તેની આસપાસમા વાજિંત્ર વગાડવા સામે જિલ્લા મેજિસ્ટ્રેટે પ્રતિબંધ મૂકયો પ્રતિબંધ સામે હિંદુઓએ હડતાળ પાડી, મહાસભાની આજ્ઞાનો ભંગ કરી પ્રધાનપદ સ્વીકાર્યા બદલ શ્રી. નલિનીરંજન સરકાર સામે બંગાળ પ્રાંતિક સમિતિએ શિસ્તનુ પગલું ભર્યું વીસ વર્ષ સુધી મહાસભાની કોઈપણ સસ્થાના તેઓ સભ્ય થઈ શકશે નહિ.

તા. ૨૫ ફ્રાન્સ અને બ્રિટને સંયુક્ત નિવેદન બહાર પાડી લોકાર્નો કરારોની જવાબદારીમાથી બેલ્જિયમને મુક્તિ આપી, ભાવનગરનો બંદરી ઝગડો લવાદને સોપાશે એવા સમાચાર પ્રસિદ્ધ થયા

તા. ૨૬ અલાહાબાદમા મહાસભાની કારોબારી સમિતિ રાષ્ટ્રપતિ પં. જવાહરલાલના પ્રમુખપણા હેઠળ ભરાઇ, પૂનાના મારુતિ મંદિરને અંગે કાઢેલા મનાઈહુકમનો ભંગ કરી ઘંટ વગાડયા બદલ છ માણસોની ધરપકડ થઇ, માહિંઙ પર બંડખોરોએ ભયંકર તોપમારો ચલાવ્યો, આમની સભામા નાયબ હિંદીવજીર મિ બટલરે હિંદના ઓદ્ધાસ્વીકારના પ્રશ્ન અંગે થયેલી પ્રશ્નોત્તરીમા જાહેર કર્યું કે “બંધારણીય મડાગાંઠના ઉકેલ માટે લવાદી ટ્રીબ્યુનલ નીમવા માટેની કરવામા આવેલી સૂચના સરકાર સ્વીકારી શકે તેમ નથી.”

તા. ૨૭ પંજાબની મુસ્લીમ લીગે પોતાના સામાન્ય પક્ષની એક સભામા “લીગનું ધ્યેય હિંદ માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનુ હોવુ જોઇએ” એવો ઠરાવ કરવાની ભલામણ કરતો ઠરાવ પસાર કર્યો, દાહોદમા શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપણા હેઠળ ગુજરાત મહાસભા સમાજવાદી પરિષદનુ બીજું અધિવેશન ભરાયુ

તા ૨૮ ૨૮ કલાકની મંત્રણા પછી મહાસભાની કારોબારી સમિતિએ બંધારણીય પ્રશ્ન અંગે મહાસભાની સ્થિતિની સ્પષ્ટ ચોખવટ કરતો ઠરાવ પસાર કર્યો, કલકત્તાના નવા મેયર તરીકે મહાસભાવાદી શ્રી સનતકુમાર રોય ચૌધરીની ચૂંટણી થઈ

તા ૨૯ અલાહાબાદમા મહાત્મા ગાંધીજી અને શ્રી સુભાષચંદ્ર બોઝ વચ્ચે બંગાળમા મહાસભાની પ્રવૃત્તિ વિશે અગત્યની મંત્રણા થઈ, લંડનમા પાચહજાર બસવાળાઓની જંગી હડતાળ પાડવાનો નિર્ણય જાહેર થયો.

તા ૩૦ મદ્રાસના પ્રધાનોમા અવિશ્વાસ જાહેર કરતા જાહેરનામા ઉપર બન્ને ધારાસભાના મહાસભાવાદી તેમજ બીનમહાસભાવાદી સભ્યોએ સહી કર્યાના સમાચાર પ્રસિદ્ધ થયા, આયરિશ ફ્રી સ્ટેટ માટે નવું બંધારણ ઘડી કાઢી તેનો ખરડો ડી વેલેરાએ પ્રસિદ્ધ કર્યો

———o———

# અ નુ ક્ર મ ણિ કા

પુ. ૨૩ ચૈત્ર : ૧૯૯૩ અંક ૬



## શુદ્ધિ

| | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| પૃ. ૫૨૪ કોલમ ૨ લીટી ૬ | મરી | મરી |

પૃ. ૫૪૨ 'એક રાત્રિ'નું કાવ્ય : નવમી લીટી નીચે મુજબ સુધારી લેવી.
જામી નિદ્રા ગહન પુરનાં નેનમાં : મેં વસૂતાં

લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૧૪-૬-૩૭

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી: રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૩ ચૈત્ર · ૧૯૯૩ અંક ૬


## હિન્દી સમવાયતન્ત્રની નાણાવ્યવસ્થા


જશવંતરાય જ. અંજારિયા એમ. એ.


૧

નાણાવ્યવસ્થાના કેટલાક—અને મૂળભૂત પ્રશ્નો બધા પ્રકારના રાજ્યબંધારણને સામાન્ય છે. રાષ્ટ્રની સ્થિતિ અને પ્રગતિનો આધાર તેની નાણાવ્યવસ્થા પર છે, એ તો સ્પષ્ટ છે. આધુનિક સમયમાં જે અનેકવિધ અને વિરાટ પ્રવૃત્તિઓ રાજ્યને ભાગે આવે છે તેને માટે વિપુલ દ્રવ્યસામગ્રી જોઈએ. એ દ્રવ્યસામગ્રી કરવેરાથી જ—કરજ કર્યા સિવાય અથવા અમર્યાદ નોટો છાપ્યા સિવાય—પ્રજાની કમાણીમાંથી જ મેળવવાની રહે છે. રાજ્યનો એકંદર ખર્ચ કેટલો હોવો જોઈએ, દરેક બાબત પર કેટલો હોવો જોઈએ, કેટલી રકમ સીધા કરોથી અને કેટલી આડકતરા કરોથી હોવી જોઈએ અમુક પ્રકારના કરનો બોજો છેવટે પ્રજાના કયા વર્ગ પર વિશેષ પડશે, વગેરે જે નાણાશાસ્ત્રીય મૌલિક પ્રશ્નો છે તે એકસત્તાતન્ત્ર તેમજ સમવાયતન્ત્રને સરખા જ છે. પરતુ, આ પ્રશ્નો ઉપરાંત કેટલાક સમવાયી નાણા-વ્યવસ્થાને અંગે જ ઉપસ્થિત થાય છે, અને હિંદનાં સમવાયતન્ત્રની એવી વિશિષ્ટતા કે વિલક્ષણતા છે કે તેમાં એ પ્રશ્નો વધારે અટપટા થઈ પડ્યા છે. આમ હિન્દી સમવાયતન્ત્રની નાણાવ્યવસ્થાની સમીક્ષા કરતાં જો એ આપણને સંતોષકારક જણાય તોપણ એકંદરે નાણાશાસ્ત્રની દૃષ્ટિએ એ વ્યવસ્થા યોગ્ય છે, એમ સાબિત કરવા માટે તો ઉપર ગણાવેલા મૌલિક પ્રશ્નોની ચર્ચા કરવી જોઈએ; પણ તે કરવાનો અહીં હેતુ નથી.

રાજ્યપ્રકરણની દૃષ્ટિએ એકસત્તાત્મક અને સમવાયી તન્ત્ર વચ્ચે મુખ્ય ફરક એ છે કે એકસત્તાતન્ત્ર નીચે મધ્યસ્થ સરકાર સર્વોપરિ હોય, પ્રાંતિક સરકારો એ સત્તાના પ્રતિનિધિરૂપે જ એટલે કે એ સત્તાના અંકુશ નીચે, એ સત્તાએ નિયોજિત કરેલી કક્ષામાં જ વર્તે; જ્યારે સમવાયતન્ત્રમાં કેન્દ્રસ્થ તેમજ પ્રાંતિક સરકારોનાં ક્ષેત્ર સમવાયનિયોજક કાયદાથી જ

નક્કી કરવામાં આવેલ હોય, અને એ ક્ષેત્રમાં, એક સરકાર બીજી સરકારના કાર્યમાં માથું મારી શકે નહિ. આ હેતુ બરાબર પાર પડે એટલા માટે દરેક સમવાયી રાજ્યબંધારણમાં પ્રત્યેક અંગની ધારાવિષયક તેમજ નાણાવિષયક સત્તાઓ સ્પષ્ટ આલેખેલી હોય યુનાઇટેડ સ્ટેટ્સમાં અમુક ચોક્કસ સત્તાઓ કેન્દ્રસ્થ સરકારને અપાઈ છે અને બધી શેષ (residual) સત્તાઓ, જેની વિગતવાર નોંધ લેવામાં આવી નથી એવી, અંગભૂત રાજ્યોને મળેલી છે. કેનેડામાં એથી ઊલટું છે; અમુક ગણાવેલી સત્તાઓ સિવાયની બધી શેષ સત્તા કેન્દ્રસ્થ સરકારને છે. આ બેમાંથી કયી પદ્ધતિ ગ્રહણ થાય છે તેનો આધાર સમવાયતન્ત્રની સ્થાપના વખતનાં ઐતિહાસિક બળોની ઘટના પર છે. હિન્દુસ્તાન માટે ૧૯૩૫નો એક્ટ (અ) કેવળ કેન્દ્રસ્થ સરકારની સત્તા, (બ) કેવળ પ્રાંતિક સરકારની સત્તા, અને (ક) કેન્દ્રસ્થ તેમજ પ્રાન્તિક સરકારોની સામાન્ય ( concurrent ) સત્તા એમ ત્રણ વિભાગ પાડી ધારાવિષયક બધી સત્તાની સવિસ્તર ગણતરી કરે છે સત્તા અને કર્તવ્યોની વહેંચણીનો આ પ્રશ્ન હિન્દુસ્તાન માટે છેક નવો નથી ૧૯૧૯ના બંધારણમાં પણ એવી યોજના હતી. આવી યોજનાની મુખ્ય મુશ્કેલી એ છે કે રાજ્યકારોબારની દૃષ્ટિએ જે વહેંચણી કરવામાં આવે તે નાણાવિષયક દૃષ્ટિએ સંતોષકારક થતી નથી કેન્દ્રસ્થ તેમજ પ્રાંતિક સરકારોને અમુક કરવેરાનાં ખાતાં સોંપી દરેકને જો સ્વતન્ત્ર અને સ્વાવલંબી બનાવી શકાય તો સમવાયી નાણાવ્યવસ્થા સહેલી થઇ પડે. પરન્તુ વસ્તુત તેમ થઈ શકતુ નથી. શરૂઆતમાં, બધાં અંગોને જોઈતાં નાણાં મળી રહે તેવી યોજના ઘડી હોય તોપણ કરવેરાનાં અમુક ખાતાંમાંથી સમય જતાં વિશેષ ઉત્પન્ન થાય, અમુકમાથી ઓછુ, અને કેન્દ્રસ્થ તેમજ પ્રાંતિક સરકારોને સોંપાયેલાં ખાતાં (head)માથી આવક વધે, તોપણ એ જોઈતા પ્રમાણમાં જ —એટલે કે, જે પ્રમાણમાં પ્રત્યેકનો ખર્ચ વધે, તે પ્રમાણમા જ વધે એમ કેમ બને? તેમ નાણાવ્યવસ્થામાં વારંવાર ફેરફાર કર્યા કરવાનુ પણ ફાવે નહિ, કારણ કે સમવાયતન્ત્રમા એક પ્રકારની સ્થૂળતા ( rigidity ) રહેલી છે. આ સમવાયી નાણાવ્યવસ્થાનો પહેલો પ્રશ્ન, ટૂંકામાં, ગમે તે રીતે ધારાવિષયક અને નાણાવિષયક સત્તાઓની વહેંચણી કરો, પણ એક યોજનાથી કેન્દ્રસત્તાને વધારે પડતાં સાધનો મળી જશે બીજી તરફથી પ્રાન્તિક સરકારો ફાવી જશે જૉઇન્ટ પાર્લમેન્ટરી કમિટીના શબ્દોમા : " So far as we are aware, no entirely satisfactory solution of this problem has yet been found in any federal system."

હિન્દી સમવાયનો બીજો પ્રશ્ન છે જૂના પ્રાન્તોની આર્થિક સ્થિતિનો તેમજ નવા પ્રાન્તોના આર્થિક ભાવિનો ૧૯૨૯ થી શરૂ થયેલી જગદ્વ્યાપી મંદીને લીધે મધ્યસ્થ તેમજ પ્રાન્તિક સરકારોની આવક ભારે પેઠે ઓછી થઈ હતી. પ્રજાની કમાણી ઘટતા સરકારી બજેટમાં ખાડા પડેલા, એને પહોંચી વળવા કરો વધારવામાં આવ્યા અને જેમ બને તેમ ખર્ચ ઘટાડવામાં આવ્યો, અને ગાડું જેમ તેમ ચાલ્યું. પણ આવા સંજોગોમાં સમવાયતન્ત્રની સ્થાપના થાય તો સરકારી ખર્ચ બરાબર નિભાવી શકાય કે કેમ? સરકારી ખર્ચ ઘટાડવો નહિ, સિવિલ સર્વન્ટના પગારો અને પેન્શનોમાં કાપ મૂકાય નહિ, એટલુ જ નહિ પણ નવા બંધારણ નીચે સિંધ અને ઓરીસાના નવા પ્રાન્તો ઘડવાના રહ્યા. તેમા ખર્ચ થાય તેને માટે પણ કંઈ જોગવાઇ થવી જોઈએ આમ, સમવાયતન્ત્રમા સત્તા અને કર્તવ્યોની વહેંચણીની જે મુશ્કેલી સામાન્ય રીતે છે તેના કરતાં પણ આપણે માટે વિશેષ છે નવા બંધારણ નીચે

કેટલાક પ્રાન્તો બિલકુલ સ્વાવલંબી બની શકે એમ નથી. નવી નાણાવ્યવસ્થા એવી રીતે થવી જોઈએ કે જેથી (૧) આવા પ્રાન્તોને આવશ્યક મદદ મળી રહે, અને (૨) અત્યારે જેમ મધ્યસ્થ સરકાર પાસે જ સમય જતાં વિશેષ ઉત્પન્ન થાય એવાં આવકનાં ખાતાં છે તેને બદલે પ્રાન્તિક સરકારોને પણ એવાં જ આવક વધારનારાં ખાતાં મળી રહે. દેશની આર્થિક અને ઔદ્યોગિક પુનર્રચના માટે વિશેષ નાણાની જરૂર રહેશે, ખાસ કરીને પ્રાન્તિક સરકારોને ખર્ચ સારી રીતે વધશે, એવે વખતે આવાં આવકનાં સાધનો જોઈશે જ.

ત્રીજો પ્રશ્ન છે દેશી રાજ્યોનો. 'બ્રિટિશ હિન્દ' અને 'દેશી રાજ્યોનું હિન્દ' એ કૃત્રિમ વિભાગો અને તેને અંગે ઊભું થતું કૃત્રિમ રાષ્ટ્રભાવનાવિરોધક માનસ દેશની પ્રગતિને અંતરાયરૂપ છે એ સ્વીકારવું જ જોઈએ એટલે કોઈ રીતે જો એ ભેદ ઓછો થતો હોય તો તે આવકારલાયક છે. પણ દેશી રાજ્યો બ્રિટિશ શહેનશાહ સાથે ચોક્કસ સંધિઓથી, કરારોથી જોડાયેલાં છે, અને એ સંધિઓ બધી જુદીજુદી જાતની છે, તેથી બધા દેશી રાજાઓ એક જ પંક્તિના નથી. એ બધાને સમવાયમાં લેવા માટે સૌએ ઓછામાં ઓછી કેટલી શરતો કબૂલ કરવી એ નક્કી કરવું જોઈએ. હવે સમવાયમાં જોડાતાં દેશી રાજ્યોની બચતી બાબતોમાં બ્રિટિશ હિન્દની પ્રજાના પ્રતિનિધિઓ કેન્દ્રસ્થાન ધારાસભા મારફતે માથું મારે, એ દેશી રાજાઓ કેમ કબૂલે? એમને તો એમના જરીપુરાણા હક્કોને જાળવી રાખવા છે, રાજ્યકારોબારમાં મધ્યકાલીન સત્તાઓને પકડી રાખી સ્વેચ્છાનુસાર સેવવો છે. અને આવાં તત્ત્વો પોષવાનું બ્રિટિશ સામ્રાજ્યશાહી પસંદ કરે જ. જો કોઈ રીતે દેશી રાજ્યો સમવાયમાં દાખલ થાય તો તેઓ સમવાયતન્ત્રની નીતિ ઘડવામાં સામેલ હોય. આવું સરસ પ્રત્યાઘાતી તત્ત્વ બંધારણમાં હોય તો પછી પ્રાન્તે સ્વતન્ત્ર કે કેન્દ્રે જવાબદાર તન્ત્ર હોય તોયે બ્રિટિશ હક્કો સલામત રહે આ હેતુથી દેશી રાજાઓને સમજાવી પટાવી અમુક શરતો પ્રમાણે સમવાયમાં જોડાવા પ્રેરવાનું કામ બ્રિટિશ કાયદાવાળો અને સત્તાધારીઓને માથે આવ્યું. અને કેટલીય વાટાઘાટ પછી દેશી રાજ્યો તરફથી અર્ધી હા મળી શકી. આવાં ભિન્ન તત્ત્વોના સમૂહમાંથી સમવાય રચવાનો આ અખતરો નવો જ છે. અને તેને અંગે માત્ર રાજ્યપ્રકરણી નહિ પણ નાણાંવિષયક કેટલીક મુશ્કેલીઓ ઊભી થઈ છે. દાખલા તરીકે, અત્યારે દેશી રાજ્યો પોતાને ફાવે તેમ જકાત લે છે, પણ સમવાયતન્ત્ર નીચે સમવાયના એક ભાગમાંથી બીજામાં જતો માલ જકાતમુક્ત હોવો જોઈએ. પણ જકાત રદ કરતાં દેશી રાજ્યોની આવકમાં ઘટાડો થાય તેને કેમ પહોંચી વળવું? બીજું, સમવાયતન્ત્રનો કેટલોક ખર્ચ 'બ્રિટિશ હિન્દ' માટે જ રહે. એ બોજામાંથી દેશી રાજ્યોને મુક્ત રાખી શકાય કે કેમ? વળી, જો દેશી રાજ્યોમાં કરનો બોજો એકંદર ઓછો હોય તો બ્રિટિશ હિન્દના કેટલાક હુન્નરઉદ્યોગો કાળે કરીને દેશી રાજ્યોમાં જઈ વસે. સમવાયનાં બધાં અંગો આર્થિક અને ઔદ્યોગિક દૃષ્ટિએ લગભગ સરખી સ્થિતિનાં હોય, તો એ વ્યવસ્થા સુગમ થઈ પડે. પણ હિન્દુસ્તાનમાં બિલકુલ એમ નથી.

આ બધા પ્રશ્નો ઉપરાંત, સમવાયની સ્થાપનાથી પ્રાન્તોમાં એકને બદલે બે ધારાગૃહો થતાં અને કેન્દ્રમાં સમવાયી ન્યાયખાતું નવું જ ઊભું થતાં દેશનો કારોબારી ખર્ચ વધે. બ્રહ્મદેશને જુદો પાડતાં પણ હિન્દુસ્તાનને પોણાત્રણ કરોડનો ખાડો પડે. આવા સંજોગોમાં સામાન્ય રીતે તો સમવાયતન્ત્રની યોજના અવ્યવહારુ ગણી પડતી મુકાઈ હોત, પણ

ગજ્યપ્રકરણી અનેક કારણોને લીધે સમવાયતન્ત્ર હિન્દ પર ઠોકી બેસાડવાનો નિશ્ચય બ્રિટિશ સત્તાધારીઓએ કરેલો, એટલે ગમે તેમ મેળ મેળવવાનો રહ્યો. જો કેળવણી માટે, ખેતી કે હુન્નરઉદ્યોગના વિકાસ માટે કે એવી બીજી કોઈ પ્રજાપોષક પ્રવૃત્તિ માટે એટલો ખર્ચ આપણે સૂચવ્યો હોત, તો આપણને સાફસાફ કહેવામાં આવત કે એ બની શકે તેમ જ નથી. હવે એ વાત બાજુ પર મૂકી ઉપરના મુદ્દાઓની કંઈક સવિસ્તર ચર્ચા કરીએ

૧૯૧૯ના એક્ટ પ્રમાણે મધ્યસ્થ સરકાર અને પ્રાન્તિક સરકારોનાં નાણાવિષયક ક્ષેત્ર એકેકથી ભિન્ન એમ નિયત કરવામાં આવેલાં તેમ કરતાં મધ્યસ્થ સરકારના બજેટમાં ખાધ પડે એમ હતું તે પૂરી કરવા પ્રાન્તિક સરકારોએ અમુક ફાળા દર વર્ષે મધ્યસ્થ સરકારને આપવાના હતા 'મેસ્ટન ઍવૉર્ડ'ની આ ગોઠવણ ઘણી જ અસંતોષકારક જણાતાં આ પ્રાન્તિક ફાળાઓ છેવટે માફ કરવા પડ્યા સુધારણામાં હવે કંઈક નવી જ યોજના ઘડવાની રહી. ૧૯૩૫ના ઍક્ટ પ્રમાણે નીચેના કરવેરા નાખવાની અને ઉઘરાવવાની સત્તા કેન્દ્રને છે

(૧) ખેતીવાડી માટેની જમીન સિવાયની મિલકતના વારસા પર કરો

(૨) સમવાયી ધારાવિષયક યાદીમાં ગણાવેલી સ્ટૅમ્પ ડ્યૂટી, જેવી કે હૂંડી, ચેક, પ્રોમિસરી નોટ વગેરે પરની

(૩) રેલવે મારફતે કે હવામાં જતા માલ કે ઉતારુઓ પર ટર્મિનલ કરો.

(૪) રેલવેના ભાડાં અને નૂર પરના કરો.

ઉપરાંત (૫) ખેતીવાડી સિવાયની બધી કમાણી પરના ઇન્કમટૅક્સ નક્કી કરવાનું અને ઉઘરાવવાનું કામ કેન્દ્રસ્થ સરકારને સોંપાયું છે. પરંતુ, એ આવકવેરાની પેદાશમાંથી અમુક ભાગ પ્રાન્તિક સરકારોને અથવા સમવાયમાં જોડાયેલા દેશી રાજ્યોને મુકરર કરેલા અંશ પ્રમાણે સોંપી દેવાનો છે જો ઇન્કમટૅક્સ છેક જ પ્રાન્તિક સરકારોને સોંપાય તો કેન્દ્રસત્તા પામે પૂરતી આવક ન રહે, તેમ, મુંબઈ જેવા ઔદ્યોગિક પ્રાન્તોને ઇન્કમટૅક્સમાંથી બિલકુલ હિસ્સો ન મળે એ ગેરવાજબી ગણાય, માટે આવી તોડજોડ કરવી પડી, કે જેથી બન્ને બાજુ સચવાય

જૉઇન્ટ સિલેક્ટ કમિટીને લાગ્યું કે આ રકમમાંથી ૫૦ ટકાથી વિશેષ કેન્દ્રસ્થ સરકાર પ્રાન્તિક સરકારોને વહેંચી શકશે નહિ ધીમેધીમે, કેન્દ્રની આવક વધતાં, ઇન્કમટૅક્સ જેવા સીધા કરની પેદાશમાંથી વધારે ને વધારે ભાગ પ્રાન્તોને મળવો જોઈએ એ સિદ્ધાંત તો સ્વીકારાયો, પણ એ ગોઠવણને અમલમાં મૂકતાં અનિશ્ચિત સમય નીકળી જાય એમ જણાયું. ત્યારબાદ, સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી સમવાયની નાણાસ્થિતિ કેમ સંગીન રહે તેની તપાસ કરવા સર ઑટો નિમેયરની નિમણૂક થઈ. 'નિમેયર ભલામણો' નીચે પ્રમાણે છે

(અ) કેન્દ્રસ્થ સરકારની નાણાસ્થિતિ સંગીન અને સુદૃઢ થતાં સમય લાગે, માટે ઇન્કમટૅક્સમાંથી મળેલી રકમના ૫૦ ટકાથી વધારે પ્રાન્તિક સરકારોને આપી શકાશે નહિ પાંચ વર્ષને અંતે ઇન્કમટૅક્સની કમાણીનો ૫૦ ટકા જેટલો ભાગ પ્રાન્તિક સરકારોને મળી રહે એવી ગોઠવણ થઈ શકશે.

આ પ્રમાણે કેન્દ્રસ્થ સરકાર પર મારી રીતે બોજો રહેશે અને પ્રાન્તો જેમતેમ સમતોલ રહેશે સર ઓટો નિમેયરના મત પ્રમાણે બધુ જેમતેમ નભી જશે, પણ તેમના જ કહેવા પ્રમાણે " I should be lacking in frankness if I did not make it clear that the scope in the next few years for relaxation of revenue burdens is likely to be extremely small, unless economic improvement takes place at a rate well in excess of what can now safely be assumed "

આવે સમયે સિંધ અને ઓરીસાને નવા સ્વતન્ત્ર પ્રાન્તો બનાવવાની જરૂર હતી કે નહિ, બ્રહ્મદેશને છૂટો પાડી રટ્ટુ કરોડનુ નુકમાન વહોરી લેવુ યોગ્ય હતુ કે નહિ, પ્રાન્તોમા બબ્બે ધારાગૃહો સ્થાપી દેશના કારોબારી ખર્ચમા ઉમેરો કરવાનુ વાજબી હતુ કે કેમ તે વિષે આપણો અભિપ્રાય શો થશે તેનો આધાર કયા ભૌગોલિક, રાજ્યપ્રકરણી, આર્થિક, સામાજિક અને ધાર્મિક બળો પ્રમાણે પ્રાન્તની રાજકીય મર્યાદા નક્કી થવી જોઈએ તે વિષે આપણી માન્યતા પર છે કારોબારી દૃષ્ટિએ એટલુ છે કે ઉપર પ્રમાણે કેન્દ્રમત્તાની આવકમાથી પ્રાન્તોને હિસ્સો છે તેથી કેન્દ્રના બજેટમા પ્રાન્તોને રસ લેવાની ફરજ પડશે તેમ કરવાનો લોભ રહેશે પરિણામે એ વિષે કેન્દ્ર અને અગો વચ્ચે અવારનવાર ઘર્ષણ થવા સભવ છે આ વસ્તુ અનિવાર્ય છે કહી પાર્લમેન્ટરી જોઇન્ટ કમિટી હાથ ધોઈ નાખે છે અને પ્રાન્તોને અત્યારે વિશેષ આવકની જરૂર છે કોંગ્રેસ પ્રધાનપદ સ્વીકારે કે નહિ, કોઈ પણ પ્રધાનમડળને ટકી રહેવુ હશે તો પ્રજાપોષક ખાતાઓ પર વિશેષ ખર્ચ કર્યા સિવાય બીજો રસ્તો નથી તેમ તવગર વર્ગ પણ કેટલો વખત એ ભાર સહવા તૈયાર રહે તે કોણ કહી શકે ? એટલે હિન્દના નાણાતન્ત્ર એકદર કેમ ચાલશે એ વિષે ચોક્કસ અભિપ્રાય આપવો બહુ મુશ્કેલ છે

૩

હવે દેશી રાજ્યોને ટૂકામા પતાવીએ સમવાયી વ્યવસ્થામા દેશી રાજ્યોનું સ્થાન શુ છે એ હજુ કઈ નિશ્ચિત થયુ લાગતુ નથી દેશી રાજ્યોની આતરિક કારોબારી કે કારોબારની ગેરહાજરીની સ્થિતિ વિવિધ પ્રકારની છે જેમ મિલ્કતદાર વર્ગને ધારાસભામા સ્થાન આપવાથી પ્રજાતત્ત્વને અકુશમા રાખી શકાય છે, તેમ જ દેશી રાજ્યોના પ્રતિનિધિઓ (?) પણ પ્રગતિવાદી બળોને અટકાવવામા સહાયભૂત થઈ શકશે સમવાયમા જોડાનાથી દેશી રાજ્યોની તેમજ સમવાયની નાણાસ્થિતિ પર શી અસર થાય છે તે પણ Instrument of Accession છેવટે કયુ સ્વરૂપ લે છે તે જાણીએ ત્યારે નક્કી થાય દેશી રાજ્યોની કેટલીક જકાતો માત્ર Octroi duties કે Terminal taxes જેવી છે એવી જકાત સમવાયતન્ત્રના સિદ્ધાન્તથી વિરુદ્ધ નથી, પણ રક્ષણાત્મક જકાતનીતિ અખત્યાર કરવાનો હક્ક હવે દેશી રાજ્યો પાસે રહી શકશે નહિ બીજુ બદરવાળા રાજ્યોએ બ્રિટિશ હિન્દના બદરો પર લેવાય છે તેટલી જ જકાત લેવી પડશે અને એ આવકમાથી પોતાની હદમા જ વપરાતા માલ પરની જકાત જેટલો હિસ્સો એમને મળી શકશે જો દેશી રાજ્યો એ શરત કબૂલ કરે નહિ તો તેમને સમવાયમા લઈ શકાશે નહિ આ વાટાઘાટ થયે દેશી

પ્રજાને કંઈ વિશેષ કરભાર સહેવો પડશે કે કેમ એ હજુ વિચારવાનું છે. સમવાયમાં જોડાયેલાં દેશી રાજ્યોનો કારોબાર સમસ્ત હિન્દની પ્રજાની નજર નીચે આવતાં રાજાઓની આપખુદ સત્તાઓ ભયમાં આવી પડે એમ પણ બને. પરિણામે, 'અમર્યાદ સત્તાને ટેવાયેલા દેશી રાજાઓ નવી અને આડકતરી રીતે પ્રજાનું શોષણ કરવા યત્ન કરે તો નવાઈ નહિ. આમ, હિન્દી સમવાયના નાણાતન્ત્રના કેટલાક પ્રશ્નો હજુ અણઉકેલ્યા રહ્યા છે. જો હિન્દી સમવાયની નાણાવ્યવસ્થા ખરેખર સંગીન પાયા પર રચવી હોય તો દેશી રાજ્યોની આંતરિક નાણાસ્થિતિ બરોબર તપાસવી જોઈએ સમવાયની કેન્દ્રસત્તાએ પસાર કરેલ કાયદાઓનો અમલ Instrument of Accession માં ઠરાવેલી મર્યાદામાં દેશી રાજ્યોની હદમાં થવો જોઈશે. એ કાર્યને પહોંચી વળવા દેશી રાજ્યોની પ્રજા પર નવો બોજો કેટલો પડશે અને એ બોજો પડતાં દેશી પ્રજાને સમવાયની કેન્દ્ર ધારાસભામાં પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક્ક શા માટે નહિ મળવો જોઈએ એ પણ વિચારવું જોઈએ. ટૂંકમાં, જો 'બ્રિટિશ હિન્દ' અને 'દેશી રાજાઓનું હિન્દ'એ કૃત્રિમ અને અયોગ્ય વિભાગો છે તો 'હિન્દી સમવાયની નાણાવ્યવસ્થા' અને 'દેશી રાજ્યોની આંતરિક નાણાવ્યવસ્થા' એ પણ એટલા જ કૃત્રિમ અને અશાસ્ત્રીય વિભાગ છે. સમવાયનાં બીજાં અંગોની—એટલે કે બ્રિટિશ હિન્દના પ્રાન્તોની—ધારાવિષયક, કારોબારી અને નાણાવિષયક સત્તાઓ ૧૯૩૫ના એક્ટ પ્રમાણે સ્પષ્ટ આલેખાય છે. તેમ જ દેશી રાજ્યો વિષે થવું જોઈએ. નવા બંધારણની સમીક્ષા કરતાં પ્રો. કે. ટી. શાહ કહે છે કે એ બંધારણ નીચે દેશમાં આંતરિક વિગ્રહ (civil war) થાય તેવી પૂરતી સામગ્રી છે. એ વાતાવરણમાં સમસ્ત દેશની નાણાવ્યવસ્થા વિષમ જ રહે એ સ્વાભાવિક છે.

છેવટમાં, આવતાં ચારપાંચ વર્ષો વેપારઉદ્યોગમાં તેજી રહેવાનો સંભવ છે. જો કાંઈ આંતરરાષ્ટ્રીય વિગ્રહ ન જાગે તો પ્રજાની આવકમાં સારો સુધારો થાય, કેન્દ્રસ્થ તેમજ પ્રાન્તિક સરકારોની આવક વધે, અને સમવાય ટકી શકે;—ટકી શકે, એટલે કે નાણાંની મુશ્કેલીથી તૂટી ન પડે; પણ રાજકીય દૃષ્ટિએ હિન્દી સમવાય કેવળ સ્વાર્થપ્રયોજિત સમાધાનોનો સમૂહ છે તેથી એ રીતે તો એ અસ્થિર રહેશે જ. એટલા માટે જ, ગવર્નરોને અને ગવર્નર જનરલને ખાસ સત્તાઓ આપવામાં આવી છે; એટલા માટે જ, દેશની ચલણનીતિ પ્રજાના પ્રતિનિધિઓના અંકુશથી પર એવી રિઝર્વ બૅન્કના હાથમાં સુરક્ષિત મુકાઈ છે. પરસ્પર અવિશ્વાસના વાતાવરણમાં ઘડાયેલું અવિશ્વાસ અને વૈમનસ્યને પોષતું આ સમવાયી બંધારણ નાણાવિષયક દૃષ્ટિએ પણ એ જ તત્ત્વોનું મૂર્તિ સ્વરૂપ છે. એ કોનામાં ઉત્સાહ પ્રેરી શકે?

———o———

# યુરોપીય મહારાજ્યોની બદલાતી પરદેશનીતિ—૨

રામભાઈ પટેલ

૧૯૩૬નું વર્ષ યુરોપીય રાષ્ટ્રોની પહેલાંની સત્તાની સમતુલા—Balance of Powers—તોડી પાડનારુ નીવડયું. એ સમતુલા તોડનાર રાષ્ટ્રો ઇટલી અને જર્મનીનાં લશ્કરીવાદ ને સામ્રાજ્યાકાંક્ષા એનાં મુખ્ય કારણો હતાં. વર્સેલ્સની સંધિ પછી યુરોપમાં ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે સત્તાની સમતુલા જળવાય એવી વ્યવસ્થા ૧૯૩૫ સુધી વત્તેઓછે અંશે કાયમ રહી. પોતાના વિસ્તૃત સામ્રાજ્યને જોરે બ્રિટન, ફ્રાન્સની યુરોપીય સર્વોપરિતા સામે સત્તાની સમતુલા જાળવી શક્યું. પરાજિત જર્મની અને નબળા ઇટલીની ૧૯૩૨ સુધી મહારાષ્ટ્ર તરીકે યુરોપમાં ગણતરી નહોતી. પરંતુ આર્થિક મદીએ ઇટલી અને જર્મનીને મહારાષ્ટ્રો થવાની તક આપી. આર્થિક મદી ઉપરાંત ફ્રાન્સ–બ્રિટનનો પરસ્પર વિરોધ પણ જર્મની અને ઇટલીને લશ્કરી દૃષ્ટિએ બળવાન થવામાં કારણભૂત હતો. ફ્રાન્સે બ્રિટનના પ્રભુત્વ સામે પોતાનું પ્રભુત્વ ટકાવી રાખવા માટે ઇટલીને બળવાન થવામાં સહાય કરી. બ્રિટને ફ્રાન્સના પ્રભુત્વને તોડી પાડવા માટે ફ્રાન્સના ઐતિહાસિક દુશ્મન જર્મનીને હિટલરની સરમુખત્યારી હેઠળ બળવાન થવામા સહાય કરી ફ્રેન્ચ અને બ્રિટિશ રાજકુનેહની દૃષ્ટિ કેટલી ટૂંકી ને સકુચિત હતી એ એના ઉપરથી માલમ પડે છે કે ૧૯૩૫–૩૬માં ફ્રાન્સ અને બ્રિટને જેને એકબીજા વિરુદ્ધ સહાય કરી હતી એ ઇટલી અને જર્મની બળવાન થઈ એકબીજા સાથે સંપી જઈને ફ્રાન્સ ઇગ્લંડને પડકારવા લાગ્યા.

ફ્રાન્સે એમ માનીને ઇટલીને બ્રિટન વિરુદ્ધ બળવાન થવામાં સહાય કરી કે ઇટલી કાયમ માટે પોતાને મદદ કર્યા કરશે અને એ મદદ કરવામાં ઇટલી પોતાનું સ્થાન કાયમ માટે પોતાના ( ફ્રાન્સના ) મદદનીશ તરીકે જ રાખશે. બ્રિટને જર્મનીના હિટલરવાદ ને લશ્કરીવાદને ફ્રાન્સ વિરુદ્ધ ટેકો આપ્યો ને એને પગભર કર્યા તે એમ માનીને કે પોતાના માંડલિક તરીકે, મદદ કરવા બદલ આભારવશ થઈ ને જર્મની ફ્રાન્સ વિરુદ્ધ પોતાની પડખે હંમેશ ઊભુ રહેશે. પરતુ આમ ઇટલી અને જર્મનીને મદદ કરનાર ફ્રાન્સ અને બ્રિટનના રાજપુરષોએ કલ્પના સરખી પણ ન કરી કે એક વિરુદ્ધ બીજાને મદદ કરનાર રાષ્ટ્રો રહેવાને બદલે ઇટલી અને જર્મની એટલાં બધાં બળવાન થઈ જશે અને બંને સપી જઈને પોતાને ટેકો આપનાર ફ્રાન્સ અને બ્રિટનની પ્રભુતાને જ પડકારવા લાગશે.

બ્રિટિશ ડિપ્લોમસી પોતાની દૂરંદેશિતા માટે ખૂબ પંકાયેલી છે. આખું બ્રિટિશ સામ્રાજ્ય સ્થાપી, વધારીને ટકાવી રાખવામાં બ્રિટિશ રાજપુરુષોની સ્વાર્થપટુ દૂરદેશી ડિપ્લોમસીએ જગતની ડિપ્લોમસી ઉપર વિજય મેળવ્યો છે એમાં શકા નથી. મહાયુદ્ધ અને એ પછી છેક ૧૯૩૬ની શરૂઆત સુધી પોતાની અણપડકારી પ્રભુતા ટકાવી રાખવામા પણ બ્રિટિશ ડિપ્લોમસીની સર્વશ્રેષ્ઠતા જ કારણભૂત છે. પરતુ ઘણીવાર સ્વાર્થી રાજકુનેહ ગંભીર ભૂલો પણ કરી નાખે છે. એના આખા ડિપ્લોમેટિક ઇતિહાસમાં બ્રિટનના રાજ-

પુરુષોએ એવી ગંભીર ભૂલ કદી નહિ કરી હોય જેવી એમણે જર્મનીમાં હિટલર સત્તામાં આવ્યા પછી ફ્રાન્સ વિરુદ્ધ એને લશ્કરી દૃષ્ટિએ બળવાન થવામાં સહાયભૂત બનવામાં કરી છે. એનું પરિણામ આજે સ્પષ્ટ વરતી શકાય છે. ભયાનક લશ્કરીકરણ શરૂ કરી હિટલરે આખા યુરોપને અભૂતપૂર્વ લશ્કરીકરણ શરૂ કરવાની ફરજ પાડી. પરિણામે ૧૯૩૨ થી ૧૯૩૬ ના અંત સુધીમાં યુરોપીય રાષ્ટ્રોને પોતાનો લશ્કરી ખર્ચ ત્રણચાર ગણો વધારવો પડ્યો. ૧૯૩૨માં બ્રિટન પોતાની વાર્ષિક આવકના સાડાત્રણ ટકા બચાવ ખાતે ખરચતું હતું. ૧૯૩૭માં બ્રિટનનું લશ્કરી બજેટ રાષ્ટ્રીય આવકના આઠથી દશ ટકા સુધીનું નક્કી કરવામાં આવ્યું છે! ૩૫૦૦ થી ૩૯૦૦ દશલાખ પાઉન્ડની બ્રિટનની રાષ્ટ્રીય આવકમાંથી ૪૦૦ દશ લાખ પાઉન્ડ જેટલા ૧૯૩૭ ના વર્ષમાં બચાવ ખાતે ખરચવાની બ્રિટનને ફરજ પડી છે!

બ્રિટને હિટલરને પગભર કર્યો. આજે આખા યુરોપને—બ્રિટન સુધ્ધાં—ભયાનક લશ્કરી ખર્ચ કરવાની ફરજ પાડી રહ્યો છે. ફ્રાન્સે મુસોલિનીને પગભર કર્યો. આજે મુસોલિની પણ ભૂમધ્ય સમુદ્રમાં બ્રિટનની સર્વોપરિતાને પડકારવા લાગ્યો છે! ચાર વર્ષ ઉપર બ્રિટન અને ફ્રાન્સ, જો સંપી શકયાં હોત તો તેઓ મુસોલિની અને હિટલરના વધતા જતા ભયને ઊગતાં જ દાબી શકયા હોત.

આજે ફ્રાન્સ અને બ્રિટન એક થઈ ગયાં છે. પણ મુસોલિની અને હિટલરના લશ્કરી સામર્થ્યને દબાવવાનું કે અટકાવવાનું સામર્થ્ય એમનામાં રહ્યું નથી. એ સામર્થ્ય મેળવવા માટે બંનેએ ગંજાવર લશ્કરી તૈયારી શરૂ કરી દીધી છે. પરંતુ એ તો બંને રાષ્ટ્રોની સ્વાર્થાંધ અને પરસ્પરવિરોધી લઘુદૃષ્ટિ ડિપ્લોમસીના સ્પષ્ટ પરાજય પછી.

આજે એ બંને રાષ્ટ્રો એની કિંમત ભરપાઈ કરી રહ્યાં છે. હિટલર મુસોલિની એક થઈને ફ્રાન્સ અને બ્રિટનનાં સામ્રાજ્યો, વેપાર અને યુરોપીય પ્રભુતાને જોખમમાં મૂકી રહ્યાં છે.

ગયા વર્ષના ઑક્ટોબરમાં મુસોલિનીએ પોતાની પરદેશનીતિ સ્પષ્ટ કરતાં જાહેર કર્યું હતું કે યુરોપીય રાજકારણની ચક્રધુરાનો એક છેડો રોમ અને બીજો છેડો બર્લિન છે. એ સ્પષ્ટ વક્તવ્યથી ફ્રાન્સ અને બ્રિટનની આંખ ઊઘડી. એમણે જોયું કે એક બીજાની વિરુદ્ધ મદદ કરવા પગભર કરવામાં આવેલ મુસોલિની-હિટલર, ફ્રાન્સ ને બ્રિટનને મદદ કરવાને બદલે ઊલટા એઓ ભેગા થઈ જઈને મદદ કરનારને જ ભરખી ખાવા ભેગા થઈ ગયા છે. એમાં એમને જાપાનનો પણ સાથ મળ્યો. ૧૯૩૬ના અંતમાં જર્મન-જાપાનીઝ લશ્કરી સંધિ જાહેર થઈ અને ઇટલીએ એને આવકાર આપ્યો. એટલે તો ફ્રાન્સ અને બ્રિટનની ગભરામણ કયાંયે વધી ગઈ.

હિટલર અને મુસોલિની બંને પક્કા મુત્સદ્દીઓ છે. એમની મુત્સદ્દીગીરીએ ફ્રાન્સ અને બ્રિટનને મૂર્ખ બનાવ્યાં છે. એના દાખલા આ રહ્યા. ૧૯૩૩ માં હિટલર જર્મનીનો સરમુખત્યાર થયો તે વેળા યુરોપીય સત્તાની તુલામાં એક બાજુ ફ્રાન્સ અને બીજી બાજુ બ્રિટન બેઠાં હતાં. પોતાના પક્ષમાં સત્તાની તુલા નમતી કરવા માટે ફ્રાન્સ જીવસેણ મહેનત કરી રહ્યું હતું. એ માટે એ ઇટલીનો સાથ એને મદદ કરીને શોધતું હતું. હિટલરે જોયું કે ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે મેળ ખાય એમ નથી, એટલે સ્વાભાવિક રીતે જ બ્રિટન પોતાને

ફ્રાન્સ વિરુદ્ધ મદદ કરશે. બ્રિટને એને ટેકો આપ્યો. ફ્રાન્સના વારંવારના વિરોધ છતાં બ્રિટને વધતા જતા નાત્સી લશ્કરીવાદને દબાવવા મદદ ન કરી. હિટલરને માટે એ એક સુંદર તક હતી. એણે પણ તૈયારીના વખત દરમ્યાન બ્રિટન વિરુદ્ધ વલણુ ન લીધું.

બીજી બાજુ આ પરિસ્થિતિમાં બ્રિટનની નહોર બૂઠી કરવા ફ્રાન્સે મુસોલિનીને એના ઍબિસીનિયન યુદ્ધમાં છૂપી સહાય કરવાની ને ઉઘાડી તટસ્થવૃત્તિ બતાવવાની ખાતરી આપીને એની મૈત્રી સાધી. મુસોલિનીને પણ એટલું જ જોઈતું હતુ.

ઇટાલો–ઍબિસીનિયન વિગ્રહમાં ઇટલીની જીત થતાં ભૂમધ્ય સમુદ્રમાં બ્રિટને નવા દુશ્મનની દહેશત જોઈ. હબ્સીઓના સ્વાતંત્ર્યની રક્ષા કરવાનો બ્રિટનને પ્રેમ નહોતો; છતાં એણે ઇટલી વિરુદ્ધ હબ્સીઓનો પક્ષ લીધો એનુ કારણુ એ જ હતું.

ઍબિસીનિયામા વિજય મળ્યો એટલે ઇટલી સામ્રાજ્ય ધરાવનાર મહારાજ્ય થયું. મુસોલિનીએ જાહેર કર્યું કે ભૂમધ્ય સમુદ્રને એક કાંઠે વસનાર રાષ્ટ્ર ઇટલીનુ બીજે કાંઠે આફ્રિકામાં નવુ સામ્રાજ્ય થવાથી ભૂમધ્ય સમુદ્રમાં એનાં હિતસંબંધો વધ્યા છે. અને 'ભૂમધ્ય સમુદ્ર ઇટલીનુ જીવન છે અને એ રોમનો સમુદ્ર છે' માટે બ્રિટને પોતાના હાથ ત્યાંથી ઊઠાવી લેવા પડશે. એ જ વખતે એણે યુરોપીય રાજકારણમાં રોમ—પેરીસધુરા, કે રોમ—લંડનધુરા નહિ પણ રોમ—બર્લિનધુરાની જાહેરાત કરી. એ જાહેરાતથી ફ્રાન્સ પણ ચમકી ઊઠયુ. કારણુ કે ઇટલીનો સ્વાર્થ સાધવામાં મદદ કરનાર ફ્રાન્સને એણે એના દુશ્મનને મિત્ર તરીકે જાહેર કરવાથી દગો દીધો હતો. ફ્રાન્સને માટે એ એક અસહ્ય ભ્રમનિરાસ હતો. જૂનુ યુરોપિયન 'બૅલંસ ઑવ પાવર્સ' તૂટી ગયું હતું અને એને સ્થાને નવુ 'બૅલસ ઑવ પાવર્સ' રચાતુ હતુ. એમાં એક પક્ષે જર્મની, ઇટલી અને જાપાન હતા; અને બીજે પક્ષે— ? ફ્રાન્સને ખબર નહોતી કે બીજે પક્ષે પોતાની સાથે કોણ ઊભું રહેશે. કારણુ કે હિટલરને મદદ કરનાર બ્રિટન તો પોતાનુ વિરોધી હતું.

પરતુ રોમ-બર્લિનધુરાએ બ્રિટનની આખ પણ ઉઘાડી નાખી. કારણ, જેમ હિટલર સાથે ભળી જઈને ઇટલીએ ફ્રાન્સને દગો દીધો એમ મુસોલિની સાથે ભળી જઈને હિટલરે બ્રિટનને દગો દીધો હતો. અને હિટલરને તો બ્રિટને મૂઠી ને રાજકીય ટેકાથી મદદ કરી હતી!

૧૯૩૧–૩૨ના મચુરિયન યુદ્ધ પછી બ્રિટન જાપાનનું પણ વિરોધી બની ગયું હતું. કારણુકે ચીનમાં અને બીજા પાસિફિક બ્રિટિશ હિતસંબંધોને જાપાનના આક્રમણકારી લશ્કરીવાદે જોખમમાં મૂકીને પડકાર્યા હતા. એ જાપાન સાથે ડિસેમ્બરમાં જર્મનીએ લશ્કરી સંધિ કરીને પણ બ્રિટનને એણે દગો દીધાનું એને દુઃખદ ભાન થયું.

લશ્કરી તૈયારી માટે હિટલરને જોઈતો વખત મળી ગયો હતો, એટલે એણે ૧૯૩૬માં ખુલ્લી રીતે બ્રિટન વિરોધી વલણુ ધારણુ કરવા માંડ્યુ. એનાં બે પરિણામ—જર્મન-જાપાનીઝ લશ્કરી કરાર, અને રોમ-બર્લિનધુરા—ઉપર બતાવાઇ ગયાં. ત્રીજું પણ એક પરિણામ બાકી રહે છે. એ પરિણામ તે જર્મનીની બ્રિટન સામે પોતાનાં જૂનાં સંસ્થાનોની માગણી. છેલ્લા એક વર્ષથી જર્મનીના બધા નાત્સી સરદારોએ એ માગણી જોરશોરથી કરવા માંડી છે. લંડનના જર્મન એલચી હરફોન રિબનટ્રૉપે એ માટે રીતસરનું માગણીપત્ર પણ બ્રિટિશ પરદેશમંત્રી સમક્ષ રજૂ કરી દીધું હતું. પરંતુ એવો વિચાર કરવાની કે પોતાને મળેલાં સંસ્થાનો જર્મનીને પાછાં સોંપવાની બ્રિટનની અશક્તિ પરદેશમંત્રી એડને જર્મનીને સાફ શબ્દોમાં જણાવી દીધી છે.

જર્મન-જપાનીઝ સંધિ અને ઇટલીને એનું અનુમોદન, રોમ-બર્લિનધુરાની મુસોલિનીની જાહેરાત, જર્મનીનો ઇટલી સાથે વધતો જતો મૈત્રીસંબંધ, સ્પેનમાં ફાસિસ્ટ સત્તા લાવવા માટે બળવાખોરોને મદદ કરવામાં એકતા જાગવી રહેનાર મુસોલિની અને હિટલર, નાત્સી સરદારોની જર્મનીનાં સંસ્થાનો પાછાં સોંપવાની ઉગ્ર થતી જતી માગણી અને છેલ્લે બંને ફાસિસ્ટ રાજ્યોનું વધતું જતું સામ્રાજ્યભૂખ્યું લશ્કરી બળ વગેરે કારણોને લીધે બ્રિટને જોયું કે જર્મની સાથે પોતાને કદી મેળ ખાય એમ નથી. પોતાના ચાલુ લાભો ટકાવી રાખવા માટે બ્રિટન અને ફ્રાન્સને ઇટલી અને જર્મની વિરુદ્ધ બેગાં થઈ જવાની ફરજ પડી છે.

આમ ૧૯૧૪માં મહાયુદ્ધ શરૂ થતાં જે સ્થિતિ, ઍંગ્લો-જર્મન વિરુદ્ધની અને ઍંગ્લો-ફ્રેન્ચ સંપની હતી એ આજે માલમ પડે છે. ત્રિવિધ મૈત્રી–Triple Alliance–ને કારણે એ વખતે ઇટલી પણ જર્મનીનું મિત્ર હતું. આજે પણ ગાઢ મિત્ર થતું જાય છે. ઑસ્ટ્રિયા-હંગરી પણ એની નજીક આવતા જાય છે. અને તે વખતના ઝારીસ્ટ રશિયાની માફક આજનું સોવિયેટ રશિયા પણ ફ્રાન્સ અને બ્રિટનને પક્ષે જતું જાય છે. ૧૯૧૪ અને ૧૯૩૬-૩૭ના વરસની યુરોપીય રાજકીય પરિસ્થિતિ સમાંતર બની જાય છે. એનું પરિણામ તે વખતે મહાયુદ્ધમાં આવ્યું હતું. આ વખતે શેમાં આવશે ?

———o———

ગુલાબદાસ

યૌવન હંમેશા બે રીતે ઓળખાતું આવ્યું છે: શારીરિક સ્થિતિ તરીકે અને
દશા તરીકે. પણ અત્યારે તો તેને લગભગ રોગના એક સ્વરૂપ તરીકે ઓળખ
આપણે બધા જાણીએ છીએ કે શારીરિક સ્થિતિ તરીકે યૌવનનો અર્થ શો? વિકાસ,
પહેલવહેલી હજામત કરવી પડે તે, ડાહપણની દાઢ આવે તે, અને શરીરના બીજ
જે સ્ત્રીઓ અને પુરુષો માટે અનન્ત આકર્ષણ જગાવી રાખે છે, તેને આપણે યૌવન
છીએ. પરંતુ આધ્યાત્મિક દશા પણ એટલી જ સહેલાઈથી પરખી શકાય તેમ છે
જ્યારે કહીએ છીએ કે ' માણસ પોતે માને તેટલો જ વૃદ્ધ હોય છે, " કે વિક્ટોરિ
કદી વૃદ્ધ નહોતો કે બુઢ્ઢો વિલ્સન કદી જુવાન નહોતો ત્યારે જ એના વધારે
અર્થની તો આપણને ભાળ મળે છે. પણ એથી વધારે ઊંડો અર્થ જોઈએ તો એ
આપણા જીવનમાં આપણા યૌવનનું કોઈ એક આદર્શ તત્ત્વ એવું હોય છે કે
આપણી સાથે જ રહે છે, અને કદાપિ વૃદ્ધત્વ પામતું જ નથી. એ અર્થમાં યૌવન
જીવનના રક્તબિંદુ જેટલું જ કિંમતી હોય છે. તે એક એવી સંપત્તિ છે જેનું
સર્વ હુમલાઓ સામે કરી શકાય છે અને કરવું જોઈએ. કારણ, એ જ અર્થમાં
બધા કવિઓ છીએ, એ જ અર્થમાં આપણે બધાં કળાસર્જકો અને કલાપ્રેમીઓ

કવિ માત્ર કવિ મટી જાય છે જ્યારે તેનામાંથી યૌવનની આ આધ્યાત્મિક
પામી હોય છે ત્યારે. કારણ, સ્વભાવથી જ, આ તેના વંશાનુવંશની દૃષ્ટિએ
કવિતા એટલે નિરંતર યૌવન. અને યૌવન એટલે જીવન પ્રત્યેની જે દૃષ્ટિ
યા પત્તા ચાંદો જીવનભર જુદીજુદી કોટિમાં પામ્યાં હોઈએ છીએ તે
રાખવી તે. 'ડિવાઈન કોમેડી' એક ગંભીર કાવ્ય છે. તેના કર્તાએ તે રચ્યું
દૃષ્ટિએ જુવાન નહોતો. પણ યૌવનની જે આધ્યાત્મિક દશાને આપણે કળા
છીએ તેને ડાન્ટેએ જાળવી રાખી છે. તેને અનુભવ અને મનનથી તેણે
છે, સમૃદ્ધ કરી છે, પણ તેને ઓળંગી તો નથી જ ગયો. એને અંગે,
કવિના કાવ્ય બની રહે છે અને ફિલસૂફી વિષેનું ભારેખમ પુસ્તક
દૃષ્ટિથી જોઈએ તો મનુષ્યમાત્રની જ આ દશા થાય છે, કારણ યૌવન
આદર્શોની સમજ ધીમેધીમે જ આવે છે. કલ્પનાના મહાન ગ્રંથો કોઈક
એમ થયું હોય તો—શારીરિક દૃષ્ટિએ જુવાન માણસોએ સર્જ્યાં હોય છે,
યૌવન અને વિચાર એટલે પરિપક્વતા—મળીને પછી ઘણા વૃદ્ધ માણસો
ઊકળાટવાળા હોય અને જુવાન માણસો વિચારગ્રસ્ત અને મમતુલાવાળા
યૌવન અને વિવેચના એટલે પરિપક્વતા, એથી જ જે લોકો યૌવન
વટાવી ગયા હોય તેમની પાસેથી કળાની અપેક્ષા રાખવી અથવા જે

આધ્યાત્મિક દશા પ્રાપ્ત ન થઈ હોય તેમની પાસેથી વિવેચનાની આશા રાખવી એ અસંભવિત થઈ પડે છે.

જે પામવા આપણે જન્મ્યાં હોઈએ છીએ તે આધ્યાત્મિક યૌવન આ જ છે. જ્યાં સુધી આપણે તેને મૃત્યુ પામવા ન દઈએ ત્યાં સુધી આપણા આંતરજીવનના અમુક અંશોનું તે પોષક થાય છે. શારીરિક યૌવન તો ચંચળ અને નાશવંત વસ્તુ છે, પણ આ તેનો અવિનાશી અંશ છે. યૌવનની આ ચંચળ અને નાશવંત પળો જ સર્વસ્વ છે. એ જ સંપૂર્ણ વાસ્તવિકતા છે, એટલું જ નહિ પરંતુ સરસતાની પણ એ એક જ કસોટી છે, એમ જે લોકો વિચારે છે તેમને વિષે આપણે શું કહીશું? સર્વ કળા અને સર્વ પ્રજ્ઞા આ શારીરિક યૌવનની જ પેદાશ હોય છે, અત્યારના જુવાન મનુષ્યોએ સર્જેલું કે તેમને ગમે તેવું હોય એ સિવાયનું કોઈ પણ સર્જન સારું નથી. તેથી વિચારોની પરીક્ષા એમના સત્ય ઉપરથી કે કળાની પરીક્ષા તેની સરસતા ઉપરથી નથી થતી; પણ બન્નેની પરીક્ષા તેમની 'અર્વાચીનતા' ઉપરથી જ થાય છે. તેમ વિચારનાં આપણા જમાનાની ફેશન ગણાતા પેલા સિદ્ધાંત વિષે આપણે શું કહીશું? આ ઊભરો તંદુરસ્ત નથી. ઊભરાઓમાં પણ તંદુરસ્તી હોય છે. સ્થિરતા પામ્યા પહેલાંનાં ઊભરાતા યૌવનના ઊભરામાં કે દરેક યુગમાં જુવાનો તેમના વડેરાંઓ તરફ તિરસ્કાર મિશ્રિત માનની લાગણીથી જુએ છે તે ઊભરામાં જેવી તંદુરસ્તી હોય છે તેવી તંદુરસ્તી આમાં નથી. જે કમનસીબ મનુષ્યો પોતે હિંદુસ્તાનના શહેનશાહો છે, કે ફ્રાન્સની રાણીઓ છે, તેમ માને છે; તેના જેવો જ જો આ દશા રોગ ન હોય તોપણ તે રોગનું એક રૂપ તો છે જ. અશક્ત મનુષ્યોમાં કોઈ પણ સિદ્ધિ પ્રાપ્ત કરવાને બદલે જે જાતની બળવાની નિરંતર અને ચીડ ચડે તેવી લાગણી રહે છે તે જાતનો આ રોગ છે. અથવા તો જે બુદ્ધિશાળી વ્યક્તિ પોતાના કળાત્મક દારિદ્ર્યનો "નવા આકારો"ના બુદ્ધિપૂર્વકના સર્જનથી બદલો વાળી આપવાનો પ્રયત્ન કરે છે તેની જાતનો જ આ રોગ ગણાય. આ અર્થમાં આ રોગથી દરેક યુગમાં મનુષ્યો પીડાયા છે. પરંતુ યૌવનના ખાસ સિદ્ધાંત તરીકેના અને યૌવનની જ વિશિષ્ટતા તરીકેનાં તેના ટૂંકા અર્થમાં તો તે આપણા યુગનો જ રોગ છે અને કાંઈક સાંકડા અને અવ્યવસ્થિત છતાં ખૂબ જ વાચાળ મંડળમાં તેણે પોતાનું વર્તુલ બાંધી લીધું છે.

વાસ્તવિકતાઓ તરફ નહિ પણ વર્ગીકરણ તરફ વધુ અને વધુ ઢળતા આપણા જમાનામાં મનુષ્યોને જુદા જ હવાઈ વર્ગીકરણ પ્રમાણે વહેંચી નાખવાનું રૂપ આ રોગ લે એ કુદરતી છે. આ રોગે એના ભોગ થઈ પડેલાઓ માટે જે શબ્દરચના યોજી છે—યુવાન વર્ગ—તે ચાલુ થઈ પડેલી એવી બીજી શબ્દરચનાઓ—"કામદાર વર્ગ", "પીડિત વર્ગ", "આમ જનતા", વગેરે સાથે બરાબર બંધબેસતી આવે છે. ખરેખર, "યુવાન વર્ગ"ની મંડળી એટલી જ "વયજાગૃત" હોય છે જેટલી કામદાર વર્ગની અમુક મંડળીઓ "વર્ગ-જાગૃત" હોય છે. પહેલી મંડળી જીવનને તેની સમગ્ર સંપૂર્ણતા સહિત સમયના એક ટૂંકા પ્રવાહમાં મર્યાદિત કરી નાખે છે. જ્યારે બીજા મનુષ્યના આખાયે આધ્યાત્મિક સ્વભાવને તેના આર્થિક આવિર્ભાવના ટૂંકા ચોકઠામાં જ સમાવી દે છે. જે સિવાય જીવન પોતાના ગૂઢતમ રહસ્યો આપી ન શકે કે પોતાની ઉમદામાં ઉમદા મુરાદો બહાર ન આણી શકે તેવા વિચારના એકધારા વહનથી આ બન્ને મંડળીઓ પોતપોતાને પોતાની મેળે જ જુદી તારવી લે છે.

આપણને આશ્ચર્ય ન થવુ જોઈએ કે આ લોકો પેલા ભૂતકાળરૂપી રાક્ષસનો નાશ કરવા સજ્જ થયા હોય છે માનવજાતિને નામીપામીતુ આટલુ તીવ્ર ભાન કોઈક જ વાર થયુ હશે ભૂત પ્રત્યેનો તેનો કટાળો પોતે પોતાના આતરિક પ્રશ્નોનો ઉકેલ નથી લાવી શકતા તેનો જ કટાળો છે પણ એ પ્રશ્નોના ઉકેલ માટે સૌથી ખોટી રીત તો આ જ છે કારણ આપણે જે ભૂતને ચાહીએ છીએ કે જેનો તિરસ્કાર કરીએ છીએ તે સિવાયનો બીજો કોઈ ભૂતકાળ છે જ નહિ અને આપણે તેને ચાહીએ કે તિરસ્કારીએ છતા એ ભૂત તો ખરેખર આપણા પૂરતો તો જીવત છે આપણે માટે જે ભૂત મૃત્યુ પામેલ છે તે તો માત્ર એ જ છે—જે આપણે ભૂલી ગયા હોઈએ છીએ, જેને આપણે નથી ચાહતા કે નથી તિરસ્કારતા પરતુ જો આપણા પૂરતો તે જીવત હોય તો તે ભૂત, ભૂત નથી રહેતો પણ વર્તમાન બની જાય છે એ વર્તમાન જેટલો વિશાળ હશે તેટલુ આપણુ પોતાનું જીવન વિશાળ થશે એવુ અસ્તિત્વ ન સ્વીકારવુ એ તો આપણા પોતાના અસ્તિત્વને નકારવા બરોબર છે, કેમકે આપણા જીવનમા જ તેનો ઉદ્ભવ છે, એના જ્ઞાનની મર્યાદા બાધવી એ ભૂતની નહિ પણ વર્તમાનની જ મર્યાદા બાધવા બરોબર છે, જીવનને તેના સૌથી ઊંડા અને સૌથી સમૃદ્ધ અર્થમા મર્યાદિત કરવા બરોબર છે ભૂતને કે વર્તમાનને પણ એક હવાઈ ચીજને—જે વિષે આપણે કશુ જાણતા ન હોઈએ અને જેને આપણે "ભૂત" કહીને છાપ મારતા હોઈએ—ધિક્કારવી એ તો પવનચક્કીઓને રાક્ષસો માની લેવા જેવી ભૂલ છે, એ તો આપણા ધિક્કારોની ક્ષિતિજને પણ મર્યાદા બાધવા જેવુ છે નહિ, એક દરકાર વિનાના શારીરિક આવિર્ભાવથી "ભૂત"ને આપણે બાજુએ કરીએ છીએ અને "અર્વાચીનતા"ના તૂતને ભેગી પડીએ છીએ ત્યારે આપણે કોઈ પણ પ્રશ્નનો ઉકેલ નથી કરતા ઊલટા તેના ઉકેલથી માત્ર દૂર ને દૂર જતા રહીએ છીએ ડાન્ટેને મૃત્યુ પામ્યે છસો વર્ષ થયા છતા ડાન્ટેના વખતમા જીવતા મનુષ્યોને 'ડિવાઈન કૉમેડી'મા જેટલો અર્થ દેખાયો હશે તેના કરતા વધારે અર્થ આજે આપણને તેમા દેખાય છે એ કાવ્ય એક મહાકવિનું મનુષ્યના જીવન વિષેનુ દર્શન વ્યક્ત કરતુ હતુ, એ કોઈ પણ એક યુગના વિચાર અને સસ્કારનુ માત્ર એકીકરણ નહોતુ કરતુ, પરતુ પ્રાચીન, મધ્યયુગીય અને અર્વાચીન બધુ એ એક પુસ્તકમા જ સમાયુ હતુ, એટલા માટે એ કાવ્ય જીવે છે નહિ કે એ "અર્વાચીન" હતુ માટે કારણ તે "અર્વાચીન" તો કદીયે નહોતુ કળામા "અર્વાચીનતા" શોધવા જવી એ "અર્વાચીનતા"ને જ શોધવા જેવુ છે, કળાને નહિ જે શ્રીમત લોકો ચિત્રોની કિંમત ઉપરથી જ ચિત્રો વિષે ચર્ચા કરે છે તેમને આપણે તિરસ્કારથી હસી કાઢીએ છીએ પણ આધુનિક-પુરાતનની દૃષ્ટિની પરીક્ષા કિંમતની દૃષ્ટિની પરીક્ષા કરતા વધારે કળાયુક્ત નથી ×

———o———

× Creative Criticism by J E Spingarn મૂળ લેખક.

# રાષ્ટ્રીય કેળવણી પર એક ઊડતી નજર

મગનભાઈ દેસાઈ

## ૧

રાષ્ટ્રીય કેળવણીનો ઇતિહાસ જોઈએ તો તેની વ્યાખ્યા ને વિકાસદિશા પર આપણા રાષ્ટ્રની વિકાસદિશાનું ઠીક ઠીક પ્રતિબિંબ પડેલું લાગે છે. અને એમ ન હોય તો એને રાષ્ટ્રીય કેળવણી પણ કોણ કહી શકે? જેમ દરેક વ્યક્તિ કે સંસ્થાનો સ્વધર્મ, સ્વમર્યાદા ને સ્વસિદ્ધાંત હોય છે ને એ અનુસાર એનાં આચારવિચારાદિ ઘડાય છે ને ઘડાવાં પણ જોઈએ, તેમ જ જે કેળવણી પર રાષ્ટ્રનાં સ્વધર્મ, સ્વમર્યાદા ને સ્વશક્તિ વગેરેની છાયા પડેલી હોય તે કેળવણીને રાષ્ટ્રીય કહેવી જોઈએ. અસહકારના જમાનામાં કેટલાક અતિવાદી લોક કહેતા: 'રાષ્ટ્રીય કેળવણીમાં અંકગણિત, ઇતિહાસ, ભૂગોળાદિ જુદાં હોય છે શું?' એ લોકો ઉપર બતાવેલી ટૂંકીટચ વ્યાખ્યા સમજે, તો આવા વિચિત્ર પ્રશ્નને સ્થાન નથી. રાષ્ટ્રીય શિક્ષણની મહત્તા જ એમાં રહેલી છે કે, એ જીવન જેવું વ્યોમવત્ વિશાળ હોવાની સાથોસાથ રાષ્ટ્રજીવનની ધરતી પર પગ મૂકીને ચાલે છે. જે રાષ્ટ્રમાં એણે મૃતસંજીવની બનવું છે એને એ ભૂલતું નથી.

પણ મારો ઇરાદો અહીં રાષ્ટ્રીય કેળવણીની વ્યાખ્યા કરવા બેસવાનો નથી. પરંતુ, રાષ્ટ્રના વિકાસની સાથોસાથ રાષ્ટ્રની કેળવણી ઘડાઈ છે ને ઘડાવી જોઈએ એમ કહીને, આજ આપણી સામે જે સ્થિતિ છે એમાંથી એકબે વાતોનો નિર્દેશ કરવાનો છે.

જે જમાનામાં ગુજરાત આર્યસમાજથી ગાજતું હતું ત્યારે આપણે ગુરુકુળો કાઢ્યાં. એ હિલચાલમાં આપણા સનાતન આર્યધર્મની મુખ્યતઃ છાયા હતી. ત્યારે આપણે આપણી સંસ્કૃતિનાં પુરાતન મૂળ પર પહોંચી, નવી શક્તિનું સિંચન કરવા તાક્યું. એને સ્થાને, એ ચળવળે આપણા વિકાસ ઉપર ભારે ઉપકાર કર્યો છે. આપણા ધાર્મિક તથા સામાજિક સડા ઉપર એનો પ્રભાવ જરૂર પડ્યો : આજ આપણે જે જાગૃતિ—ધાર્મિક ને સામાજિક— જોઈએ છીએ એના કેટલાય પૂજારીઓ મૂળ એ આર્યસમાજી રંગથી રંગાયેલા છે. ( બારડોલી ને ખેડાના આર્યસમાજીઓનું જોર નવા જમાનાની જાગૃતિમાં કામ આવ્યું છે એ અહીં ધ્યાન પર લાવવા જેવું છે. ) એમણે જ આજની નવી હાકલ પ્રથમ ઝીલી હતી ને પોતાનો યુગાનુકૂલ પલટો કરી નવું પગલું ભરવામાં આગેવાની લીધી.

આગળ જતાં, અસહકાર-યુગમાં આપણી પ્રવૃત્તિ વિશેષતઃ રાજકીય બની. આપણા સમાજનો સડો સુધારવામાં પરરાષ્ટ્રધુરા મોટું વિઘ્ન છે એમ લાગતાં, આવું જ બને એમાં શી નવાઈ? અને આજ ૧૫ વર્ષ વીત્યે પણ આપણી પ્રવૃત્તિનો સિદ્ધાંત એ જ માર્ગદર્શક સામાજિક દર્શન રહેલું છે. એટલું જ માત્ર, પરિસ્થિતિ અનુસાર, આપણે વિચાર્યા કર્યું છે કે, એ દુઃસહ ધુરાને હઠાવવી જોઈએ તો પ્રસ્તુત સમયે તેનો માર્ગ કયો.

આની શરૂઆત આપણે એ રીતે કરી કે, સરકારી શિક્ષણસંસ્થાઓની પ્રતિષ્ઠા તોડવી ઘટે, કારણ કે તે દ્વારા સરકારે આપણા મનબુદ્ધિને ઘેરો ઘાલેલો છે (આ લેખમા આપણે માત્ર કેળવણીની જ દૃષ્ટિએ વિચારતા હોવાથી હું એ જ એક અંગનો અહીં ઉલ્લેખ કરું છું, —આપણી વિવિધ પ્રવૃત્તિના બીજાં અંગોમા ઊતરવું અસ્થાને માનીને ) એટલે આપણે વિદ્યાર્થીઓને સરકારી શાળાઓનો ત્યાગ શીખવવા મથ્યા એમાથી જ આપણે જોયું કે, એટલા માત્રથી આપણે નહિ પતવી શકીએ સહસ્રમુખી શત્રુના નવા મોઢા દેખાયા જ કરતા રહે છે આપણે રાષ્ટ્રીય શાળાઓ કાઢવાની જરૂર જોઈ, અને એની એક તે ટૂંકી વ્યાખ્યા એ આપી કે, સરકાર સાથે સંબંધ નહિ રાખતી શાળા તે રાષ્ટ્રીય આ વ્યાખ્યા આજ ઘસાઈ ગયા છતા, આપણા વ્યવહારમા એ જ એક આજ ચાલી રહી છે એ આપણે જાણીએ છીએ છતા આપણા મનમા એમ થયા કરે છે ખરું કે એ નકારાત્મક છે ને અવ્યાપ્તિથી દોષિત છે, રાષ્ટ્રીય કેળવણીના આપણા વ્યાખ્યા દર્શનમા નવો ટપ્પો સર કરવો જોઈએ

એક રીતે જોઈએ તો આ જૂની વ્યાખ્યાની સ્વાભાવિક હતિ ૧૯૩૦થી ૧૯૩૫ના આપણા રાષ્ટ્રવ્યાપી યુદ્ધમા આવી ગઈ છે જૂની વ્યાખ્યાનો શક્તિ ને એ રાષ્ટ્રીય કેળવણીના મહાન મંત્રની શક્તિનો ઠીક પરચો ને ઉપયોગ આપણે એ યુદ્ધમા જોયો હવે નવા યુગને અનુરૂપ નવું મંડાણ શોધવું જોઈએ, એવી સ્થિતિ એની મેળે જ આવીને ઊભી છે

આ મંડાણના મુદ્દા ક્યા ક્યા ?

## ૨

સ્વ લાલા લજપતરાય કહેતા "છેવટે તો, રાષ્ટ્રીય સરકાર વિના રાષ્ટ્રીય શિક્ષા સર્જવી મુશ્કેલ છે ' એ પરથી કેટલાક લોક આ વિધાન આપણી સામે ટાંકીને પૂર્વપક્ષ કરતા કે, 'તેથી રીતે રાષ્ટ્રીય શિક્ષણની પ્રવૃત્તિ અકાળ પ્રસવ છે," અને એ રીતે તેઓ પોતાના આત્માને નિષ્ક્રિયતાથી આલસ્ય દેહમા ફાવતા મત અને શક સેવે શાસ્ત્રવાક્ય વાપરી શકે છે તે આનું નામ

એ વાત સાચી છે કે, જે રાષ્ટ્રની સરકાર પ્રજાકીય છે ત્યા સરકારી ને રાષ્ટ્રીય એવી ભિન્ન કેળવણી નહિ હોય ત્યા એવો ભેદ ઉત્પન્ન કરવાની જરૂર પણ ન પડે, કેમ કે રાષ્ટ્રના હિતસંબંધ એ જ સરકારના ય પણ સામાન્યપણે હોય જેમ કે, વિનાવતની કેળવણી તે રાષ્ટ્ર માટે સુમંગલ હોઈ રાષ્ટ્રીય જ છે સરકારનો એને સાથ હોવાથી તે વિશેષ સક્ષમ ને કાર્યક્ષમ બને છે આપણે ત્યાની પરિસ્થિતિ એવી નથી આપણી રાષ્ટ્રીય વિદ્યાપીઠો સરકાર માન્ય નથી એમ જ નહિ પરંતુ સરકાર તેને ગેરકાયદે ઠરાવવા પણ જરૂર જુએ !

અને, રાષ્ટ્રીય કેળવણી સર્જવામા જે માથાકૂટ ને સર્વ સિદ્ધિ મળતા છે એ પરથી પણ સ્વ લાલાજીનું વાક્ય તેટલે અંશે સાચું ઠરે છે આખા રાષ્ટ્રની શિક્ષણતંત્ર રાષ્ટ્ર હિતૈષી બળોના હાથમા આવી જાય ત્યારે રાષ્ટ્રીય કેળવણીની સાચી સિદ્ધિ સધાશે ગણાય —એવો જો સિદ્ધિનો અર્થ કરીએ તો એ વાત ખરી છે કે, સરકાર આપણી થયા વગર એ સિદ્ધિ ન મળે અને એ જ એક સિદ્ધિની સાચી માત્રા માનીએ, તો તો આપણા જીવનના બીજા અનેક અંગોને માટે પણ કહી શકાય કે, તે બધાને રાષ્ટ્રીય બનાવવાનું તો ત્યારે જ બને કે જ્યારે સરકાર તેવી બને ! અને તે પરથી કાર્યસિદ્ધાંત તારવીએ તો એ જ આવે કે, સર્વવ્યાપી નિષ્ક્રિયતા !! એટલે એ વિચારસરણી સ્વયંદોષિત હોઈ ત્યાજ્ય છે

પરંતુ, લાલાજીના વિધાનમાંથી આ ઉપવિધાન જરૂર નીપજે છે કે, રાષ્ટ્રીયતાનો દાવો કરવા ચાહતી સરકારે કેળવણી રાષ્ટ્રીય કરવી જોઈશે; એટલે કે, રાષ્ટ્રની જરૂરો જોઈ વિચારીને કેળવણીમાં ઘટતાં સર્જનવિસર્જન કરવાં જોઈશે. અને એ અર્થમાં જોઈએ તો, આજની પરાયી સરકારની નીતિમાંથી પણ કાંઈક પુરાવો મળી આવે છે. રાષ્ટ્રીય ચળવળને કારણે કેટલીક વાતો એટલી નિર્વિવાદ થઈ ગઈ કે, એની સત્યતા આપોઆપ સિદ્ધ થઈ ગઈ એમ જ નહિ, તે સરકારને સ્વીકારવી પડી ને એને માટે અમલ પણ શરૂ કરવો પડ્યો. માતૃભાષા દ્વારા કેળવણી, હિંદીની રાષ્ટ્રીય મહત્તા,* પ્રાંતીય ભાષાઓનો વિકાસ, ઔદ્યોગિક અને વ્યાવહારિક શિક્ષણની જરૂર—આ બધી વાતો આજ નિર્વિવાદ થઈ ગઈ છે. એના મૂળમાં આપણું એ વિષેનું રાષ્ટ્રીય ઐકમત્ય જ છે એ બતાવવાની જરૂર ન હોય. માત્ર સરકારના આ સ્વીકારમાં એટલી હોશિયારી રહેલી હોય છે કે, આવા આવા પ્રજાકીય લાગતા ફેરફારો કરવા છતાં, એ પોતાનું પરકીયત્વ જાળવી રાખવાની રાજદ્વારી કુનેહદાર છે. તેથી કરીને આપણને હવે લાગતુ જાય છે કે, આમ નેમ અનેક સુધારાઓ કરાવ્યે જવાથી આ સરકારમાં પ્રજાહિતૈષણા નથી જન્મવાની; તેનો હૃદયપલટો કરવાના જ માર્ગો વિચારી લેવા ઘટે.

પણ પાછા આપણે કેળવણીની વાત પર આવીએ.

૩

કેળવણીની શક્તિ સમાજમાં સાચી સંજીવની છે. અંતે એ શક્તિને જ લઈને સમાજમાં સંક્રાંતિ અને ક્રાંતિ ( evolution, revolution ) સાધી શકાય છે. એથી તો સરકાર માત્ર કેળવણીની ધુરા પોતાના કાબૂમાં નહિ તોય પોતાને અનુકૂળ રાખવા તો ચાહે જ છે. સરકારના ઉત્તરોત્તર અમલદારો બનતા રહેનારા, એટલે કે એનું આખું તંત્ર ચલાવતા રહેનારા નવયુવકો કયું કેળવણી–દૂધ પીને પુષ્ટ થાય છે, એના પરથી એ નજર હટવા દે કે? આથી તો યુરોપનો એક પ્રસિદ્ધ કેળવણીકાર કહેતો, " મને પ્રજાના નવજુવાનો સોંપો તો હું રાજ્યમાં ધારી ક્રાંતિ કરી લઈશ. "

પરંતુ, આપણે ત્યાંની સરકારી કેળવણી આવી સંજીવની નથી થઈ શકી, ન થઈ શકે ય. પ્રજાકીય દૃષ્ટિએ જ નહિ, સરકારને પણ સંતાપે એવી અન્યગામી એ નીવડી છે. સરકારનો ઉદ્દેશ એની તંત્રવ્યવસ્થા પૂરતા અમલદારો મેળવવા જેટલો તો સર્યો છે. પણ, બીજી રીતે એમાંથી સરકાર માટે સંક્ષોભક વિકારો નીપજ્યા છે એ એને પણ દેખાવા લાગ્યું છે, અને એનાં મૂળ પણ આપણા પરના પરરાજ્યના દુઃખદ ઇતિહાસમાં જ રહેલાં છે.

અંગ્રેજ વેપારીને અહીં વેપાર ખેડવો હતો. પછી, એમાંથી મળેલી મૂડીને આધારે એના ઉદ્યોગધંધા વિલાયતમાં જામતા ગયા, એટલે એના સંરક્ષણની કાળજી જાગી. પોતાના દેશમાં મુખ્યત્વે પાકતું લોખંડ ને કોલસા. એટલે વહાણવટું ખીલવી એ આબાદ યંત્રોદ્યોગી દેશ બન્યો. કાચો માલ મળતો રહે અને પાકો માલ વેચાતો રહે એ એમાંથી નવી ચિંતા ફૂટી. છિન્નભિન્ન હિંદે એમાંથીય માર્ગ બતાવ્યો: " અમારા પર રાજ્ય કરો ને અમને

* સારાંક વાચકને એટલું જણાવવું જોઈએ કે, નવા રાજબંધારણી કાયદામાં પાર્લમેન્ટ અંગ્રેજી માધ્યમની કલમ નાંખવા જેટલી ઝીણી વિગતમાં ઊતરી છે. એમાં એ જ ડર પ્રતીત થાય છે કે, નહિ તો કદાચ કૉંગ્રેસવાદીઓ હિંદીનો ઠરાવ કરાવી બેસે તો અગવડ થઈ પડે !

માત્ર પણ તમે વેચો " આપણે એના આખા ઘરાક બન્યા—એના માલના, એની બુદ્ધિના, ને એના ગરજીપણાના.

હવે આપણા ઉદ્યોગધંધા નવે ધોરણે જામે તે કેમ પાલવે? આપણી ઉદ્યોગનીતિ બ્રિટનની ઉદ્યોગનીતિના હામીપણા કરવામાં ગોઠવાઈ. એનું ઉપપરિણામ આપણે ત્યાં ઉદ્યોગ-શિક્ષણ સાવકી માનું ફરજંદ થયું, સાક્ષરી ને લલિત વિદ્યાઓ વધી અને આવી જનતાની વૃદ્ધિ માટે બે માનસ બહુ અનુકૂળ પડતાં જણાય છે. એક ભોગી સામ્રાજ્યવાદી પ્રજાનું માનસ, અને બીજું એથી જ ગરીબડી ને એની ઉપર નભેલી એવી ગુલામ પ્રજાનું બેજવાબદાર માનસ.

વિચક્ષણ વાચક આટલા પરથી બીજાં પરિણામો પણ ઘટાવી લેશે (જેવાં કે, નોકરિયાત વર્ગની વૃદ્ધિ, નોકરીની આકાંક્ષા ને પડાપડી વગેરે) એમ માની, આટલું સૂચનમાત્ર કરી, એ બાબત છોડી દઈ આપણી મૂળ દલીલ આગળ ચલાવું છું.

એની આપદા મોટા પાયા પર એમ ભાસવા લાગ્યું. ઉદ્યોગધંધામાં રોજગારી ઓછી થતાં, ખેતી પર નિર્ભનારના ટકા વધતા ચાલ્યા એ ને બીજાં કારણો ભળીને, તેની પેઠે પણ ઘણી ઉદ્યોગધંધા શીખનાર લોક પણ તેને અંગે નોકરી જ શોધતા થયા. જેમ કે, બી. ઈ., બી. કૉમ, બી. એજી. વગેરે પાસ કરનારા રાષ્ટ્રપોષક નવા સાહસો કે પ્રયોગોમાં સામાન્યતઃ નથી પડતા, પણ નોકરીઓ જ શોધે છે.

આમ બધું એકંદરે ગમગીન, બેકારીનો દૈત્ય આજ સરકારને ય લેખવો પડે એવો ભારે થયો. એમ નથી કે એ દૈત્ય આજ છે ને ગત કાળ સુધી નહોતો. હકીકત આપણો ખેડૂત વર્ગ ઉપર વરસોથી બેકાર હતો. પણ સરકારી લેખામાં એની ગણના નહોતી. આ ભણેલ બેકારી એ રીતે ભયાનક છે, ને તેથી એની ચિંતા કરવી પડે છે. આમ સરકારી શિક્ષણનીતિ સરકારને ય સંતાપક બની છે. તેથી એ પણ શિક્ષણપદ્ધતિ બદલવા ફાંફાં મારવા લાગી ગઈ છે (જુઓ તે અંગે સપ્રુ-સમિતિના હેવાલનો ઊહાપોહ.)

આ બેકારી ઉપજાવવા કે વધારવામાં રાષ્ટ્રીય શિક્ષણે કોઈ રીતે ફાળો નથી આપ્યો. ઊલટું, આપણી ખેડૂત જનતાની બેકારીને કાંઈક દૂર કરવા, વગર મોટી મૂડીએ ને સ્વાવલંબનથી, ખાદી વગેરે દ્વારા એણે સમગ્ર પ્રયત્ન કર્યા છે. એ પ્રયત્ન કેટલો ફાવ્યો ન ફાવ્યો એ પ્રશ્ન અહીં અપ્રસ્તુત છે. રાષ્ટ્રીય નિશાળના નેમ અને દિશાના વિચારમાં, ઉદ્દેશ અને એની મૌલિક વિચારણા જ ધ્યાનમાં રાખવાં ઘટે, અને એ રીતે હું ઉપરનું વિધાન કરું છું.

૯

પાછા આપણા મૂળ પ્રશ્ન પર આવીએ. આજને તબક્કે ત્યારે, રાષ્ટ્રીય શિક્ષણના નવા મંડાણના મુદ્દા શા હોય, વા હોવા જોઈએ?

દેશની બેકારીને અંગે આપણી દૃષ્ટિ આજ પણ અકુંઠિત રહેવી ઘટે છે. ઉપર જણાવ્યું એમ, આજ સરકાર ભણેલ બેકારી તરફ ધ્યાન આપશે અને એને સહાનુભૂત લોકો આપને સાથે ઓછા મળશે એમ નથી. શ્રી સપ્રુ અને એમની વિચારણાના લોક તેમ જ મોટા ભાગના મધ્યમવર્ગી માનસ તે તરફ જરૂર ઝૂકશે. આપણી નેમ આ વાચાવાળી ભણેલી જનતા તરફ નહિ, પણ મૂક ગરીબ જનતા તરફ કેન્દ્રિત થવાની છે. (આજ ૧૯૨૧ના રાષ્ટ્રીય શિક્ષણનું મહત્ત્વ ગયું નથી એ ખરું; છતાં પ્રજા-માનસમાં એને પેસાડનાર ને સમર્થક જે સરકારી સ્વરૂપ બન્યાં રહ્યાં છે એને ઉદ્દેશીને આ સમજવું.)

પણ, એ તો આપણી દિશા થઈ. સક્રિય કરવાનું તો એ છે કે, ઉદ્યોગી બનવું, ઉદ્યોગધંધા તથા જીવનનાં નાનાં મોટાં કાર્યોમાં વિજ્ઞાનશુદ્ધ નજર કેળવવી, તે દ્વારા આપણી પેઢીધર મળેલી જ્ઞાનજડતા ને આળસ હઠાવવી, જીવંત પ્રજા બનવું,—આ આપણું સાચું શિક્ષણકાર્ય છે. જ્યાંત્યાંથી પણ એ સધાય, એને વેગ મળે, એને માટે મત જાગે, વિચાર ફેલાય,—એ આપણે ધ્યાન રાખવું જોઈશે. સરકારી શું કે બિનસરકારી શું, રાષ્ટ્રહિતૈષી દરેક જણ આ પ્રગતીય કાર્યમાં જોડાઈ શકે. અને એમ કરીને રાષ્ટ્રીય શિક્ષણનું આજ હળવું લાગતું બળ, વિશેષ વ્યાપક કરીને સરખું જોરદાર કરી શકે. ૧૯૨૧માં રાષ્ટ્રીય શિક્ષણે નવો મંત્ર જગાડવાનો હતો, તે તેણે જરૂર જગાડ્યો છે. એના જ ફળરૂપે, આજ વ્યાપક પાયા પર એક ભવ્ય ચણતર કરવાનું છે. એ દૃષ્ટિએ શિક્ષણ ને જીવનનો વિચાર કરીને આપણે બધાં પગલાં માંડવાં જોઈશે. એ ગમે તેટલું કંડું કદાચ લાગે છતાં, જે સ્થિતિમાં આપણે છીએ તે ગોર કરી જોતાં,

'नान्यः पन्था विद्यतेऽयनाय।'

ડિસેંબર, ૧૯૩૬



# સખી, તું તો—

સુંદરજી ગો. બેટાઈ

સખી, તું તો મારી મૃદુલ નિશિગન્ધા હૃદયની,
સ્ફૂરન્તી એકાન્તે અનુપ સુરભે મન્દ મહિલી,
સ્ફુરાવન્તી મોંઘી ઉર સુભગ આનંદલહરી,
છતી થાતી તોયે કશમજ દીસતી અપ્રગટ શી?
સખી, તું તો મારી સરિત નવસૌભાગ્યરસની,
વહી રેલેછેલે મુજ હૃદય નિઃશેષ રસતી;
હશે ક્યાં ગંગોત્રી? ઉર ન પરવા એહ ધરતું,
ભિંજાઈ છલકાઈ પ્રગટ નિજ સાફલ્ય ગણતું.
સખી, તું તો તારા, એકલી તું મારા હૃદયગહને શી ટમકતી!
સદા સૌમ્ય જ્યોતિ લખલખિત શીળી વરસતી;
રહી દૂરે દૂરે રજતસ્મિતસંદેશ વદતી,
સખી, છાની છાની ઉભય દિલની એક કથની.
વિલાવું પુષ્પોને, સરિતજલને ક્ષીણ બનવું,
સદાયે તારે તો, પ્રિય હૃદયતારા, વિલસવું!

❊

આંખોમાં કૃત્રિમ ક્રોધ લાવી, જ્યોત્સ્ના બોલી: "Vulgar"!

રજત: "પોતાની સ્ત્રીના પ્રથમ પ્રણયની કથની જેવી ભયંકર ટ્રેજડી આ vulgarism કરતાં ઓછી અસહ્ય નથી. અને એ કથની તું મને આ મારા સગા કાનોથી તારી જ પાસેથી સાંભળવાનું કહે છે?"

જ્યોત્સ્ના એક છૂપો નિશ્વાસ નાંખી બોલી: "ડરવાનું કારણ નથી. ખાત્રી રાખજો કે તમે સ્વામી છો એ વાત હું ભૂલી નથી, કોઈ વખત ભૂલીશ પણ નહિ; મારા તરફથી એ વાતની..."

વચમાં જ રજત બોલી ઊઠયો: "આજકાલનાં માસિકો તથા નવલકથામાંની પ્રેમ-કથાઓ વાંચી તારું ચિત્ત ભમી ગયું લાગે છે. તું શું એમ કહેવા માગે છે કે પતિ તરફ પ્રેમ, સ્નેહ રાખવો તે ફક્ત એ પતિ છે તે ખાતર? અને સાથેસાથે પ્રણયી સાથે પણ પ્રેમ?"

જ્યોત્સ્ના: "ના, ના, બધી વાત સાંભળ્યા સિવાય તમને સમજ પડશે નહિ. પહેલાં સાંભળો...હું કહેવા માંગુ છું તે એ કે એક ઝાંખી છાયાની માફક મારા મનમાં..."

રજત: "એટલે કે મનરૂપી પડદા ઉપર, સોનેરી સ્મૃતિરેખા..."

જ્યોત્સ્ના: "એમ નહિ રે નહિ, સાંભળો. જ્યારે મારી ઉંમર અઢાર વર્ષની હતી, I. A.ની પરીક્ષા દેવાની હતી તે અરસામાં મારી નજર તેમના ઉપર પ્રથમ પડી. ખાલી નજર જ. વાતચીત કાંઈ થઈ નહોતી. પહેલી નજરે જ મને તે મુખડું બહુ જ ગમ્યું. તેમની ઉંમર હશે તે વખતે સત્તાવીશઅઠ્ઠાવીશ વરસ. મને વિચાર આવ્યો: 'કેવો સુંદર ચહેરો...જેવો રમણીય ચહેરો છે તેવો જ......મતલબ કે, હું એ વાત બરાબર સમજાવી શકવા અશક્ત છું. બહુ જ બારીકીથી કાંઈ વિચાર કરેલો નહિ. મનમાં થયું કે માણસ જેવો માણસ જાણે તે દિવસે જ તે એક જણને જ પ્રથમ જોયો. એકદમ અપ-ટુ-ડેટ નહોતો, તેમજ બહુ જ જૂની ઢબનો જૂનવાણી વિચારનો હોય તેવું પણ જણાયું નહિ. ભણવામાં બહુ જ હોશિયાર, રમતગમત, ગાવુંબજાવવું તેનાથી છેક અજાણ નહિ, ટેનિસ રમી પણ જાણે અને પોઆર દશ-પચીસ રમવું હોય તોપણ શરમાય નહિ. ગાઈ પણ શકે. બેહાલા કે ઓરગન ઉપર એનો હાથ મીઠો જણાતો."

રજત બોલ્યો: "ચાલુ જમાનાની નવલકથાઓનાં પાનાંઓમાંથી તાજો જ ફોટો! તાજો નાયક જાણે રંગભૂમિ ઉપર આબેહુબ ઊતરી આવ્યો છે!"

તેની વાત ઉપર ધ્યાન ન આપતાં જ્યોત્સ્ના બોલવા લાગી: "તે અમારા ઘરની બાજુમાં જ રહેતા. અમારે ઘેર પણ ઘણુંખરું આવતો. મારા બાપુ તે વખતે પોલિટિકલ ઇકોનોમી ઉપર 'નોટ' લખતા હતા, અને તેમના એ કામમાં તે ખૂબ મદદગાર થઈ પડતો. મારી માને તે 'માસીબા' કહીને બોલાવતા અને કહેતા કે તેનાં એક માસીબા દેખાવમાં બરાબર મારી માનાં જેવાં જ હતાં."

રજત: "આજકાલના જમાનાની નોવેલ સાથે પ્રથમથી અંત સુધી બધું મળતું આવે છે—તે પછી ચા આપવાને બહાને થયો તારો પ્રવેશ. 'ચાનો પ્યાલો તું સ્વહસ્તે ભરી દેને મુને' એમ જ કે નહિ?"

ભમરો ચડાવી ક્રોધ દર્શાવતી જ્યોત્સ્ના બોલી: "હું મારા લેસનમાં જ ગુંથાએલી રહેતી, અને એ લોકોની આડે કોઈ કાળે પણ ઊતરતી નહિ. એક દિવસ 'સ્ત્રીકસ'

વાંચતી હતી ત્યારે મારી મા એને સાથે લઈ મારા ઓરડામાં આવી. માએ કહ્યું: 'જ્યોત્સ્ના એગ્ઝામિન દેવાની છે. ભાઈ, જરા જો તો એ કેવુંક શીખી છે. હું કહું છું કે છોકરી છે, અને જ્યારે કૉલેજમાં ભણવા જાય છે ત્યારે રીઝલ્ટ સારામાં સારું આવવું જોઈએ.' મંદમંદ હસતાં તેમણે મને ઉદ્દેશીને પૂછ્યું: 'સિવીક્સ વાંચે છે? વારું ત્યારે, કહે જોઈએ. Origin of the State ના વિષય ઉપર જેટલા verses છે તેમાંનો કયો તને વધારે appeal કરે છે? અને તેનું કારણ શું?"'

રજત: "આ સવાલ પણ હજુ એવો ને એવો, તને આજ સુધી યાદ રહ્યો છે?"

જ્યોત્સ્ના: "રહ્યો છે.'

રજત: "તેં શો જવાબ આપ્યો?"

જ્યોત્સ્ના: "મેં કાંઈ પણ જવાબ આપ્યો નહિ—આપી શકી નહિ. શરમને લીધે મારી જીભ જ ઊપડી નહિ." માએ કહ્યું: 'જવાબ દેને, એમાં એટલી શરમાય છે શું?' ત્યારે મેં એમની સામે જોયુ. તેમણે પણ મારી સામું જોયું. એ દૃષ્ટિમાં વિહ્વલતા સ્પષ્ટ જણાતી હતી. હું શરમાઈ નીચું જોઈ ગઈ........"

રજત: "Love at the first sight!"

જ્યોત્સ્ના: "મબૂર. હું જવાબ આપી શકીશ નહિ, તોપણ તેમણે પીછો છોડ્યો નહિ. આ લાંબો વિષય મને સમજાવવા એમણે આલોચના કરવા માંડી. Origin of the Stateવાળું ચેપ્ટર મેં અગાઉ વાંચેલું હતું, વાંચીને સમજી પણ હતી. પણ એમની આલોચના અને સમજાવટ પછી મને લાગ્યુ કે હું આટલા દિવસ કાંઈ જ સમજી નહોતી, અને તે દિવસે જ જાણે સમજી..... તે પછી વખતોવખત તે મારા લેસન વખતે બસ હાજર. લેસન પણ શીખવે, વળી નાનીનાની વાર્તાઓ કરે મને જાણીને નવાઈ લાગી કે દુનિયાભરની આટલી બધી ખબરો તેમના ધ્યાન બહાર નહોતી. તન્મય થઈ તેની વાતો હું સાંભળતી. અમારા ઘરની પાછળ નાનો સરખો બગીચો હતો તેમાં સુંદર પક્ષીઓ હતાં. તળાવમાં લાલ રંગની માછલીઓ હતી. આ બધું ફરીને જુએ. કોઈ વખત ગાયન ગાતી હોઉં ત્યારે ચૂપચૂપ મારી પાછળ આવીને ઊભા રહી જાય. મને તેમના આવવાની ખબર પડતી ત્યારે વાતાવરણમાં જાણે આનંદનું આંદોલન પથરાઈ જતુ. ગાવામાં મારો ઉત્સાહ વધતો, એ પણ સાથે ગાવા લાગતા."

દિવસે દિવસે વાતચીતનો પ્રસંગ ગાઢતર બનતો ગયો. એનો અર્થ એમ સમજશો મા કે તેની સાથે મરજીમાં આવે એવી વાતો હું છૂટથી કરતી વાતો થતી, વિવાદ થતો, તર્કવિતર્ક ચાલતા, તેમાં બસ હું એકતાર થઈ જતી. ધીમેધીમે એમ બન્યું કે તેમના આવવાની વાટ જોઈને જાણે હું આતુર થઈને બેસી રહેતી. તે પણ અચૂક આવતા જ. આખરે મારું લેસન લેસનને ઠેકાણે રહ્યું અને વાર્તાએ તેનું સ્થાન લીધું. પણ એ વાર્તાઓમાં—વાતોમાં સ્કૂલ સબજેક્ટો તેણે મને એવા તૈયાર કરાવી આપ્યા કે 'I. A.'માં મને સ્કોલરશીપ મળી, તમારાથી એ અજાણ્યું નથી."

રજત: "એ ઇતિહાસ હું જાણું છુ. તે વખતે યુનિવર્સિટીનું કેલેન્ડર મારી પાસે રહેતું—જાણે સાક્ષાત ગીતા. હું ધારું છું કે હજુ પણ હું વગરભૂલે કહી શકું કયા વરસમાં કઈ એગ્ઝામમાં કોણ ફર્સ્ટ આવ્યું હતું."

જ્યોત્સના : "હું કોઈ દિવસ ફર્સ્ટ આવી નથી."

રજત : "ના—પણ તે વરસમાં આઈ. એ.માં જેટલી છોકરીઓ કૅન્ડીડેટ હતી તે બધીમાં તું ફર્સ્ટ હતી, એ મને બરાબર યાદ છે. 'બૅનરજી જ્યોત્સના, બેથુન કૉલેજઃ' એ અક્ષરો મારા મનમાં ચમકારાની પેઠે ઝગમગતા હતા. તે વખતે મને એવી કલ્પના પણ નહોતી કે આ જ્યોત્સના એક દિવસ અંધારો ઓરડો અજવાળો કરશે."

જ્યોત્સના : "સાંભળો."

રજત : "હવે વધુ સાંભળવાની જરૂર નથી. હું બધું સમજી ગયો છું 'સખી નિદ્રા ન આવે, હૃદય ખોઈ બેઠી.' પ્રેમ સાહિત્યમાં તું મને આમ તદ્દન રસવિનાનો શા માટે સમજી બેઠી છે?"

જ્યોત્સના : "તમે કાંઈ સમજતા નથી—બધું સાંભળો; સાંભળશો ત્યારે સમજશો. તમારા સાહિત્યમાં કન્યાઓના મનનું જે ચિત્ર રજુ થાય છે તે ખરું નથી. તદ્દન ખોટું, મૂળથી જ ખોટું. એટલે કે આપણા જમાનાની કન્યાઓ વાર્તામાંની કન્યાઓ માફક હજુ પણ પ્રગલ્ભા થઈ નથી."

રજત : "આ જ વિષયમાં તારો અને મારો મતભેદ છે. પણ વારુ, મારે વિવાદમાં ઊતરવું નથી. તારા પ્રણયની સત્ય ઘટનાની કથની આગળ ચલાવ."

જ્યોત્સના બોલવા લાગી : "તમારી પાસે કાંઈ છુપાવીશ નહિ. નિખાલસપણે બધું કહી દઉં છું. મનમાં ને મનમાં હું તેને ચહાવા લાગી. તે ચાહનાનું સ્વરૂપ હું તમને સ્પષ્ટ સમજાવી શકતી નથી. ફક્ત એટલું જ હું કહી શકું કે તેમને જોતાં જાણે મને સુખનું ભાન થતું. જેટલો વખત તે અમારે ઘરે રહેતા તેટલો વખત જાણે ઘર પ્રકાશથી—તેજથી ઝળહળું થયેલું જણાતું, અને આખી પૃથ્વી જાણે આવીને અમારા ઘરમાં જ હાજર થઈ હોય એવો મનમાં ભાસ થતો. અને આ ઘરની બહાર જાણે હાસ્ય, ગાન, તેજ, રંગ, આનંદ જેવું કાંઈ જ નથી. તે ચાલ્યા જાય ત્યારે લાગતું કે પ્રકાશ—અજવાળું મટી અંધકાર થયો છે, આખું જગત જાણે ખાંઉખાંઉ કરતું. હું જાણે એકલી એકલી નિઃસંગ..."

રજત : "કેમ, તારી મા, તારો બાપ, દાસી, નોકર એ બધા પણ શું એની સાથે ઘર છોડી ચાલ્યા જતા?"

જ્યોત્સના : "મશ્કરી શું કરો છો? તે વખતે મારા મનમાં જે ભાવો થતા હતા તે તમને કહું છું. સાંભળીને તમને અદેખાઈ થાય છે ખરું? નિખાલસપણે ખરી વાત જ તમને કહું છું. મારી ઊગતી યુવાનીમાં ત્યારે જ મને પ્રથમ સમજાયું કે જીવનમાં એક સહચર—સાથી હોવાની જરૂર છે. દરેકને સાથી શોધી લેવાનો લોભ જરૂર થતો હશે. દરેકને અમુક વ્યક્તિમાં કાંઈક વિશેષતા જણાતી હશે, જેને જોઈને તેનું મન જેમ સમુદ્ર પૂર્ણિમાનાં ચંદ્રને દેખીને ઊછળે તેમ આનંદથી ઊછળી ઊઠે. તમારા જીવનમાં તમારી સામે આવી કોઈ વ્યક્તિ આવી ઊભી નથી? સાચું બોલો જોઈએ?"

રજત : "ઘણીએ આવી છે. એક નહિ અનેક આવી ઊભી છે. સાચું કહું તો મારે એ વાત કબૂલ કરવી જ જોઈએ: કેટકેટલી કિશોરીઓને દેખીને મનમાં થતું કે આને જ જાણે આખા જીવનમાં શોધતો ફરતો હતો."

જ્યોત્સ્ના · "બધી વાતમા મશ્કરી ? મારે તમારી વાત નથી સાંભળવી તમે મારી વાત સાભળો...મારા મનનો ભાવ તે સમજ્યા હતા કે નહિ તે હું કહી શકતી નથી એક દિવસ તેમણે આવી મારી માને કહ્યુ 'મારી બહેનને તેડીને ઈમ્પિરિયલ થિયેટરમા મેજિક જોવા જાઉં છુ જ્યોત્સ્ના અમારી સાથે આવશે ?' માએ કહ્યુ : 'ભલે આવે' હું ગઈ મેજિક જોવા. મેજિક જોયુ, પણ શુ જોયુ ? મન ઉપર કશાની છાપ જ પડી નહિ કશુ જ યાદ રહ્યુ નહિ જેટલો વખત ત્યા બેઠેબેઠે જોયુ તેટલો વખત છાતી જાણે ધડક ધડક થતી હતી. 'મનમા થયુ હતુ કે તે આજ મને કાંઈક નવી જ વાત કહેશે તેમની બહેનની સાથે મારી ઓળખાણ થઈ મનમા ધાર્યું કે હમણા જાણે તેમની બહેન બોલશે 'બહેન તમને ભાભી કહીને બોલાવુ તો ?' મેજિક જોતા જોતા વખતોવખત તે મારી સામુ સ્થિર દૃષ્ટિથી એવી રીતે જોતા કે મારી છાતી વખતોવખત ધડકી ઊઠતી હતી, અને દરેક મિનિટે એમ જ થયા કરતુ કે જાણે હમણા તે મને કંઈક નવી વાત કહેશે—જે વાત સાભળવાને મારો પ્રાણ આટલો અધીર, આકુળવ્યાકુળ થઈ રહ્યો હતો પણ એ વાત તેમણે કહી નહિ.. સાધારણ ગપ્પાંની રમત.. રૂમાલ ઉડાડી દેવો... વીંટી કોઈના ગજવામા જઈ પડવી આ બધી વાતોનુ રહસ્ય સમજાવતા સમજાવતા જ ખેલ પૂરો થયો એમની વાત પણ પૂરી થઈ, અને હું ઉદાસ ચહેરે નિરાશ થઈ ઘેર પાછી આવી પછી કેટલાક દિવસ એમ જ થતુ કે હમણા મા આવીને કહેશે. "છોકરી, પ્રશાન્ત કહેતો હતો કે .' તેનુ નામ હતુ પ્રશાન્ત પણ માએ પણ આવી વાત મને કોઈ દિવસ કરી નહિ "

જ્યોત્સ્ના આટલુ બોલી જરા થોભી—ચૂપ રહી એક નિશ્વાસ નાખ્યો. નિશ્વાસ નાખી બોલી "તે વખતે હુ થર્ડ ઇયરમા ભણતી હતી મહા મહિનો લગભગ પૂરો થવા આવ્યો હતો એક દિવસ તે મારી મા પાસે આવીને બોલ્યા 'બર્માંમા મને નોકરી મળી છે તેથી હુ ત્યા જાઉં છુ' માએ કહ્યુ, 'ભાઈ લગ્ન કરવા નથી ?' હુ તે વખતે માની પાસે જ ઊભી હતી તેના આવા પ્રશ્નથી મને લાગ્યુ કે કોઈએ જાણે મારી છાતી ઉપર દારૂથી ભરેલી તોપ ગોઠવી રાખી છે, હમણા જામગરી મૂકી દાગશે તેમણે જવાબ દીધો : 'ના—હું ધારુ છુ મારે લગ્ન કરવા નથી માસીમા " તેમણે મારી સામુ જોયુ ચાર આંખો એક થઈ હું ત્યાથી તરત જ કેમ ચાલી આવી તેનુ કારણ આજ પણ મને શોધ્યુ જડતું નથી"

રજત "તે પછી તુરત જ વૈશાખ મહિનામા તારા મનના એ ભગ્ન મંદિર સામે હું આવીને ઊભો તારો ચહેરો જરા ગભીર અને જાજ્વલ્યમાન જણાતો હતો પણ મારા ગળામા વરમાળ પહેરાવના તારો હાથ ધ્રૂજતો હોય એવુ મને યાદ નથી "

જ્યોત્સ્ના : "એએક મહિના મારુ મન બહુ વ્યાકુલ રહ્યુ ખરુ શુ એટલી તુચ્છ ! આટલા બધા અપમાનને પાત્ર ?...શરમાળથી કે સંકોચથી પણ મને જણાવી ન શકાયું ! તેમણે ધાર્યું હશે કે હું મારી મા પાસે મારા મનની વ્યાકુલતા જણાવીશ...લગ્ન નહિ કરે ! હું બોલી શકી નહિ તો શુ થયુ ? તે બે શબ્દો બોલ્યા હોત તો શુ એમનું માન ઘટી જાત !

રજત (હસતા હસતા). "મારુ સદ્ભાગ્ય કે તે બોલ્યો નહિ. બોલ્યો હોત તો મારે તો આખું જીવન કુંવારા રહી લંગોટી બાંધી સંન્યાસ લેવો પડત આનું નામ જ luck. રત્ન શુ બધાને મળતા હશે કે જ્યોત્સ્ના ? વારુ, એ તો ઠીક, પણ એ વાતને તો આજ

આઠઆઠ વરસનાં વહાણાં વાયાં. એ આઠ વરસમાં તારા એ પ્રશાન્તકુમારના કશાય સમાચાર તને મળ્યા છે?"

જ્યોત્સ્ના : "હા મળ્યા છે. ગયે વરસે જ સાંભળ્યું છે કે તે પાછા કલકત્તામાં આવ્યા છે, અને અત્રે જ એક કૉલેજમાં પ્રૉફેસર થયા છેઃ અંગ્રેજીના પ્રૉફેસર પ્રશાન્ત મુકરજી."

અત્યંત આશ્ચર્ય પામી રજત બોલ્યો : "પ્રૉફેસર પ્રશાન્ત મુકરજી! બાલી ગંજ તરફ રહે છે તે?"

જ્યોત્સ્ના : "હા, એ જ. એમણે લગ્ન પણ કર્યું છે. સ્ત્રીનું નામ મહિમાદેવી છે એમ સાંભળ્યું છે. એ છોકરી અમારી જ કૉલેજમાં ભણતી. આઈ. એ. પાસ કરેલી નથી. કોઈ કોઈ વખત મનમાં બહુ જ ઇચ્છા થઈ આવે છે કે ચાલને મહિમાદેવીને મળી આવું, જોઈ આવું."

જ્યોત્સ્ના ચૂપ રહી. રજત બોલ્યો : "તારા મનનું આ દુઃખ આજે અચાનક આમ કેમ ઊભરાઈ નીકળ્યું તે તો કહે? પ્રૉફેસર મુકરજીએ લગ્ન કર્યાં, તેં પણ લગ્ન કર્યાં, એ પ્રેમાનલ હવે બુઝાઈ ગયો. બધું મટી ગયું ચૂકી ગયું."

જ્યોત્સ્ના : "સિનેમામાં આવા જ ભાવનું ચિત્ર જોઈ આવતાં. હું કદાચ જો તેમને ઘેર લઈ જાઉં તો તેમાં તમને જરા પણ વાંધો છે ખરો? સાચું કહેજો."

રજત : "બીક લાગે છે. મહિમાની પછવાડે ગૂપચૂપ ઊભેલો છે પ્રશાન્ત! પ્રથમ પ્રણયસ્મૃતિ......"

જ્યોત્સ્ના : "ડરવાનું કારણ નથી. હું તમારી સ્ત્રી છું. મને મારા મન ઉપર વિશ્વાસ ન હોત તો હું આજે નિખાલસપણે આ બધી વાત તમારી પાસે કરત નહિ....વાર્તા કે નવલિકામાં આવે પ્રસગે શું થાય તે હું જાણતી નથી. પણ હું એટલી મૂર્ખ નથી કે નાની ઉમરના એક ખ્યાલને પકડી બેસી મારા હાલના જીવનને ઠોકરે મારું."

રજત : "એક વાત કહું?"

જ્યોત્સ્ના : "હું સમજી. મારી વાત સાચી માનજો. મારા મનનો ભાવ જરા પ્રસારમાં પણ મેં તેમને કોઈ દિવસ જણાવ્યો નથી. પ્રેમ કરતાં મા, આબરૂ, ઇજ્જતને મેં વધારે મહત્ત્વ આપ્યું છે."

રજત : "પ્રશાન્ત મુકરજીની સ્ત્રી મહિમાદેવીને કોઈ દિવસ જોઈ છે?"

જ્યોત્સ્ના : "ના, મૅટ્રિકના રિઝલ્ટ વખતે છાપામાં તેનું નામ વાંચ્યું હતું. બેથુન કૉલેજિયેટ સ્કૂલમાંથી પાસ થઈ છે. નામ વાંચતાં નવી જાતનું જણાયું તેથી હું ધારું છું કે એ તે જ હશે."

રજત : "મહિમા પ્રશાન્ત મુકરજીની સ્ત્રી છે એ તેં કેમ જાણ્યું?"

જ્યોત્સ્ના : "મેં એ વાત મારી મા પાસેથી જાણી. કલકત્તે આવ્યા પછી પોતાની સ્ત્રી સાથે તે મારી માને પ્રણામ કરવા આવ્યા હતા."

"—એમ?"

* * *

બે દિવસ પછી.

રજત બહારથી આવીને : "પ્રશાન્ત મુકરજીને ઘેર જવું છે?"

જ્યોત્સ્ના "એટલે"

રજત "તુ કહેતી હતી ને કે '

જ્યોત્સ્ના. ' થાય છે હિંમત ? વાર્તા નવલિકામા લખેલુ હોય છે કે નાયક–નાયિકા ઉદાસ બની આંખોમાંથી આંસુ પાડે એ વાત શુ સત્ય હશે ? લેખકો એમ કેમ લખતા હશે ? હુ તો જીવતોડ પ્રયત્ન કરીને આંખના આંસુઓને રોકી રાખતી આંખમા તે વળી આંસુ શાના આવે ' એને તો હુ મનની દુર્બળતા સમજતી, અને એમ સમજી હું તદ્દન શાંત અને સ્વસ્થ રહેતી પણ આટલુ તો ચોકસ કે તે મને બહુ જ ચાહતા હતા તમારા કરતા પણ "

રજત ' તે બરાબર છે તેમ થવુ સંભવિત છે એ અઢારમા વરસની વિનોદમાળા કહેવાય પણ એ પ્યાર પ્રેમને ભાષામા પ્રકાશિત કરવામા કયા અડચણ આવતી હતી ?"

જ્યોત્સ્ના ' કદાચ એમણે ધાર્યું હશે કે મારા તરફથી કાંઈક એવો ઇશારો થશે, સકેત થશે તેમ ન હોય તો શુ એમને કલકત્તામા નોકરી મળત નહિ ? આવી સરસ બ્રિલિયન્ટ કેરિયર, અંગ્રેજીમા ફર્સ્ટ કલાસ તમે કહો છો તો ભલે આપણે તેમને ના જઈએ કેટલા પ્રેમી ! આ પ્રેમના માર્યા વિયોગ વિરાગી થઈ સમાં ચાલ્યા ગયા ! વળી અચાનક લગ્ન કરી ચટપટ કલકત્તામા—દેશમા—પાછા આવ્યા મહિમાદેવીમા એવુ તે શુ 'charm છે તે જોવાની મને હોસ છે

અને જ્યોત્સ્ના હસી

રજત 'પ્રોફેસર પ્રશાન્ત મુકરજીને હુ ઓળખુ છુ એક દિવસે યુનિવર્સિટી ઇન્સ્ટીટ્યૂટમા મારે તેમની સાથે વાતચીત થઈ હતી

જ્યોત્સ્નાના બને ગાલ ઉપર રતાશ ચડી આવી જાણે બન્ને તરફ ગુલાબના ફૂલ ઊગી નીકળ્યા તે બોલી મારી વાત કાઈ કરી છે કે ? તમને મારી રીતે ઓળખે છે કે '

રજત. "ના, મારી અને તેની વાતચીત આ તારે મોઢેથી તારી પ્રણયકથા સાભળ્યા પહેલા થઈ હતી, પણ તેમની વાત ઉપરથી એમને કાંઈ મનનુ દુ ખ હોય એવુ જણાયુ નહિ

જ્યોત્સ્નાએ એક નાનો નિ શ્વાસ નાખ્યો નિ શ્વાસને રોકી તે બોલી "તમે તે કેમ જાણ્યુ ? પોતાની સ્ત્રી મહિમાદેવીના રૂપગુણના વખાણ સહસ્રમુખે તમારી પાસે કર્યા હશે, ખરુ ?'

રજતે જ્યોત્સ્ના સામુ જોયુ પછી બોલ્યો ' ધાર કે તેણે મને એમ કહ્યું કે તેની સ્ત્રી મહિમાદેવી એક આઇડિયલ વાઈફ મતલબ કે a wife among a million છે ? તને અદેખાઈ થશે ખરુ ?"

ભ્રકુટી ચડાવી જ્યોત્સ્ના બોલી મારે એવી શી પડી છે ? મારી ધર ગઈ અદેખાઈ !"

રજત "અને છતાએ તેને મળવા જવા વાસ્તે મન આટલુ બધુ અધીરુ !"

જ્યોત્સ્ના "મે તમને એમ ક્યારે કહ્યું કે એમને મળ્યા વગર મારો પ્રાણ જાય છે ? મારી ઇચ્છા તો એમની સ્ત્રીને મળવાની—જોવાની છે એમને પોતાને મળવાનુ કોણ કહે છે ?"

રજત એકાદ ક્ષણ ચૂપ રહ્યો સ્તબ્ધ બેસી રહ્યો પછી બોલ્યો • "એની સ્ત્રી પાસે તારી ઓળખાણ કેવી રીતે આપીશ ?"

જ્યોત્સ્ના ચૂપ રહી બોલી નહિ પતિ તરફ મીટ માડીને જોઈ રહી

રજત બોલ્યો : "એમ કહીશ ને કે બહેન, તું આ ઘરમાં આવી તે પહેલાં હું આ મનોમંદિરની અધિષ્ઠાત્રી દેવી...?"

બન્ને આંખો ક્રોધાનલથી લાલચોળ બનાવી ધબધબ કરતી જ્યોત્સના ત્યાંથી ચાલી ગઈ!

*　　　　*　　　　*

રવિવારે બપોરના પ્રોફેસર પ્રશાન્ત મુકરજીના ઘર આગળ એક ટૅક્સી આવીને ઊભી રહી. ટૅક્સીમાંથી રજત અને જ્યોત્સના નીચે ઊતર્યાં.

પ્રોફેસર બહાર ગયા હતા.. મહિમાદેવી ઘરમાં હતી. ધાર્યું કે તેના સ્વામીના કોઈ મિત્ર મળવા આવ્યા હશે. ચાકરે આવી ખબર આપી કે સહકુટુંબ આવેલા છે તેથી તે પોતે આવકાર આપવા સામી આવી.

જ્યોત્સનાએ પોતાનું નામ કહેતાં મહિમા બોલી : "ઓહો, ત્યારે તમે જ જ્યોત્સના બહેન? કૉલેજમાં ભણતી હતી ત્યારથી તમારું નામ સાંભળતી આવું છું. વળી એમને મોંઢે તો તમારી વાત લાગેલી જ છે."

મહિમા બિચારી આ શબ્દો નિર્દોષ ભાવે બોલી, પણ આ સરલ વાક્યોએ જ તીક્ષ્ણ ધારવાળાં તીરની માફક જ્યોત્સનાનું હૃદય વીંધી નાંખ્યું : "...મોંઢે મારી જ વાત લાગેલી છે!...કઈ વાત એ જ! કે હું તેના વાસ્તે પ્રાણ આપવા બેઠી હતી? છી—છી!"

રજત : "હું તો મિસ્ટર મુકરજીને ખાસ મળવા આવ્યો હતો, પણ દુર્ભાગ્યે મેળાપ થઈ શક્યો નહિ."

મહિમા : "એ હમણાં જ આવશે. એક બનારસી સાડી ખરીદવા ગયા છે. કોઈને આપવાની છે......"

રજત : "ઓહ! એમ છે?"

જ્યોત્સનાનો શ્વાસ જરા હેઠો બેઠો. પ્રશાન્ત ઘરમાં નથી, સારું થયું; એટલી ઉપાધિ ઓછી. ઘરમાં હોત તો કોણ શું જાણે શું થાત! કદાચ કહેત : 'આટલાં બધાં વરસ વીત્યા પછી આ જ આમ અચાનક મળવા કેમ આવી? હું તો તારા વિષે કાંઈ ખબર રાખતો નથી, છતાં તું......?'

જ્યોત્સનાના આખા શરીરમાં કપારી છૂટી.

રજત બોલ્યો : "એક દિવસ મિસ્ટર મુકરજીને અને મારે ઈન્સ્ટીટ્યૂટમાં ઓળખાણ થઈ હતી. તેમણે મને એક દિવસ ઘરે આવવા કહેલું હતું. પણ આટલા દિવસ બની શક્યું નહિ. આ તરફ આજે મારી પત્નીને લઈને આવ્યો હતો. યાદ આવ્યું કે પ્રોફેસરનું ઘર તો અહીં પાસે જ છે. ચાલો જઈ આવીએ. ત્યારે, મારી પત્નીને મિસ્ટર મુકરજી ઓળખે છે, ખરું?"

મહિમાએ જ્યોત્સના સામું જોયું, પછી બોલી : "ખૂબ સારી રીતે ઓળખે છે. વખતોવખત એમની વાતો કરે, અને કહે કે એક છોકરીને શીખવતાં જીવનમાં તેમને શું આનંદ મળ્યો છે! એક પણ વાત કોઈ દિવસ બીજી વખત સમજાવવી પડી નથી!"

ચળકતી આંખોવાળી દૃષ્ટિથી રજતે જ્યોત્સના સામું જોયું. જ્યોત્સનાનું માથું ધડ ઉપરથી જાણે કોઈએ ઉતારી લીધું. એ તો જાણે રીસામણીનો છોડ માણસના હાથનો સ્પર્શ થતાં જ પાંદડાં મેલાં થઈ કરમાઈ જાય તેમ કરમાઈ જ ગઈ!

બોલતાં બોલતાં પ્રશાન્તના ચહેરા ઉપર અને આંખોમાં એ બગીચાની સુખસ્મૃતિ ખડી થતાં જાણે આનંદ ઊથલી પડતો હતો. જ્યોત્સ્ના એ સ્પષ્ટ જોઈ શકી.

રજત: "આ ફૂલનું નામ શું મિ. મુકરજી."

જ્યોત્સ્ના: "તમને ખબર નથી? એ સ્વીટ પી નાં ફૂલો છે."

રજત: "આહા! સુગંધ બહુ જ સરસ છે. રંગ પણ ઊડી આંખે વળગે એવા જાતજાતના છે."

જ્યોત્સ્ના: "હા."

પ્રશાન્ત: "આવી ચતુર માલણની સાથે રાતદિવસ રહો છો છતાં તમે ફૂલનું નામ પણ જાણતા નથી?...જો સત્ય કહું તો મારો આ નાનો સરખો બગીચો......મને બગીચાનો ટેસ્ટ ક્રિયેટ કરાવ્યો છે જ્યોત્સ્નાએ, કેમ નહિ, જ્યોત્સ્ના!"

પ્રશાન્તની આંખોમાં કૃતજ્ઞતા અને મુગ્ધતા સ્પષ્ટ જોવામાં આવતાં હતાં. જ્યોત્સ્ના શરમાઈ નીચું જોઈ રહી. ચા તૈયાર થઈ ગઈ હતી. મહિમાએ બધાંને બોલાવ્યાં. ટેબલ ઉપર મહિમાની ગોઠવણ બહુ જ સારી જોવામાં આવી.

રજત: "બહુ જ સારું છે મિસ્ટર મુકરજી. તમારો ટેસ્ટ વાડીબગીચામાં અને શ્રીમતીનો ટેસ્ટ ચાપાણી ઉપર. હેતુમિત્ર અતિથિ મળવા આવે તે આમ બન્ને તરફથી ખુશખુશ થતા ઘરે જાય."

મહિમા: "તમે કૉલેજમાં પોએટ્રીના પ્રોફેસર થયા હોત તો વધારે સારું થાત. અમારે ત્યાં એવી તે શી નવાઈ તમે જોઈ કે જેને વાસ્તે આટલાં બધાં વખાણ? મને લાગે છે કે જ્યોત્સ્નાબહેન તમને માત્ર કાવ્યસુધાનું જ પાન કરાવતાં હશે!"

રજત: "ના, ના; એમ કહેવું એ એને અન્યાય કરવા જેવું છે. આ મારાં લગ્ન થયાં તે પહેલાં મારું આ શરીર જે Length without Breadth હતું તેને આજે તમે જેવું સુંદર અને સુડોળ જુઓ છો તેના કારણમાં નિમિત્ત છે એની ખાવાપીવાની બાબતમાં મારી સંભાળ લેવાની કાળજી."

ચાના ટેબલ ઉપર વાતોના તડાકા ઠીક ઊડવા માંડ્યા.

મહિમા: "સાચું કહું તો કૉલજમાં ભણતી વખતે અમે બધાં જ્યોત્સ્નાબહેનને બહુ જ માનભરી નજરથી જોતાં. તેમનો રુઆબ જોતાં અમે દૂરના દૂર રહેતાં, પાસે જવાની પણ હિંમત નહિ—અમારી કૉલેજમાં એ રત્ન હતાં રત્ન."

પ્રશાન્ત: "એ રત્ન આ જ......"

"રજત સાથે set થયું છે," પ્રશાન્તને બોલતો વચમાં જ અટકાવી રજતે વાક્ય પૂરું કર્યું.

મહિમા: "ખરેખર તમે બોલવામાં જ ચતુર છો."

પ્રશાન્ત: "એ કાંઈ કૉલેજના પ્રોફેસર નથી કે ચોપડીમાં લખેલી વાતો જ અડાવ્યે જાય. એ તો ભાષા—બોલી—જ વેચી ખાય છે. ધંધો છે વકીલાતનો. રાતદિવસ બોલવાનો જ ધંધો. તેની જ ચર્ચા. એ બોલવામાં ચતુર હોય જ તો."

મહિમા: "એક જ દિવસની માત્ર ઓળખાણ, પણ કેમ જાણે કેટલાય વર્ષોતની જૂની હોય...કેટલા નજીકના સગા હોય એમ લાગે છે, ખરેખર જ્યોત્સ્નાબહેન આજનો દિવસ ભુલાય એવો નથી. તમારો સહવાસ મને તો એટલો બધો ગમે છે કે તમને જાણે અત્રેથી જવા જ ન દઉં."

રજત: "ત્યારે એ દિવસ એ ભલે તમારી જ પાસે રહે."

મારું માગું નાખ્યું. મારા બાપુએ જવાબ આપ્યો કે તે મને બી. એ. સુધી ભણાવશે અને ત્યાં સુધી સગપણ કે લગ્નની વાત સાંભળશે પણ નહિ. આથી એમને કલકત્તામાં રહેવું અસહ્ય થઈ પડ્યું અને તેથી બર્મા તરફ નોકરી શોધી ત્યાં ચાલ્યા ગયા."

આનંદાભાસથી, ગૌરવથી મહિમાના ચહેરા ઉપર જાણે પૂર્ણિમાની જ્યોત્સના ઝળકી ઊઠી, સાથેસાથે જ્યોત્સ્નાના ચહેરા ઉપર અને મન ઉપર અંધકારની છાયા ફરી વળી!

મહિમા આગળ બોલવા લાગી: "બાપુનો દેહાન્ત થયો તે વખતે હું આઈ. એ માં હતી. ભણવું રહ્યું અધૂરું. મારી માએ મારા મામા મારફત એમને બર્મા પત્ર લખાવ્યો. એ આવ્યા અને લગ્ન થયાં. એ તો ઘેલાતુર. બધી વાતમાં એમનો હરખ સમાયો સમાય નહિ. મને કહેવા લાગ્યા: 'મહિમા, તને મારા મનની વાત કહું છું. મારા મનની દૃઢ કામના અને સાધનાના બલથી જ તને હું મેળવી શક્યો છું.' પ્રેમની સાધના એ કાંઈ સહજ વસ્તુ નથી......ભારી રોમાન્ટીક કેમ ખરું કે નહિ જ્યોત્સ્નાબહેન?"

જ્યોત્સ્ના: "હા જરૂર." એનો અવાજ ભારે હતો. તેને પોતાને જ લાગ્યું કે તેનો અવાજ જાણે તલાતલ પાતાલમાંથી કેમ આવતો ન હોય.

મહિમા: "દશ વર્ષની છોકરી તેને જોઈને માણસ પ્યારમાં પડતું હશે?......એને આપણે કહીએ નાટકનોવેલમાંનો પ્યાર! પ્રેમ! હું તો એ બધું માનું છું, કારણ મારો પોતાનો જ આ અનુભવ નજર આગળ છે. પણ નહિ તો આ વાત જરા પણ માનવા જેવી, વિશ્વાસ કરવા જેવી નથી. શું કહો છો જ્યોત્સ્નાબહેન?"

જ્યોત્સ્નાના મોઢામાંથી એક અક્ષર પણ નીકળી શક્યો નહિ.

ઘર તરફ પાછાં ફરતી વેળા બન્ને જણ ગાડીમાં ચૂપચાપ બેસી રહ્યાં. થોડો વખત જતાં રજત બોલ્યો: "શું સુશીલ, વિવેકી, ચતુર અને મળનાવડો માણસ! મને તો એ જ થાય છે કે રાજ્ય તારું, અને મહિમાદેવી આજ એ રાજ્યની રાણી થઈને બેઠી છે. શા વિધાતાના લેખ?"

જ્યોત્સ્નાનું મન કેમ જાણે કોઈએ બળજોરીથી વીંખી પીંખી તોડી નાખ્યું હોય. એક મોટો નિઃશ્વાસ નાખી તે બોલી: "તે દિવસે તમને જે બધી વાત કરી છે તે વાત જો કોઈ દિવસ પણ યાદ કરી કાંઈ બોલશો તો હું સોગન ખાઈને કહું છું કે હું મરીશ—મરીશ—અને મરીશ—! છૂભ કરડીને મરીશ! ઝેર ખાઈને મરીશ—કૂવો પૂરીશ—સાચું કહું છું. યાદ રાખજો કે હું તમારી સ્ત્રી છું, વાર્તાની—નવલકથાની નાયિકા નથી."

રજત સ્તબ્ધ, અવાક્ થઈ ગયો. તે બોલ્યો: "થયું શું?".

જ્યોત્સ્ના: "અને બીજું સાંભળો. આ બધાં માસિકપત્રો, જેમાં એવી કુત્સિત પ્રેમકથનીઓની વાર્તાઓ છાપવામાં આવે છે તે બધાં માસિકોને ખરીદવા બંધ કરો, બસ એ મારા ઘરમાં ન જોઈએ."

રજત ક્ષણભર ચૂપ રહ્યો. પછી જ્યોત્સ્નાના ઉશ્કેરાયેલા ચહેરા તરફ નજર પડતાં તેને પ્રેમથી પોતાની તરફ ખેંચી છાતી સરસી ચાંપી શાન્ત સ્વરે બોલ્યો: "એ બધાં પત્રો બંધ કરશું? વારુ, તેમ. પણ સાહિત્ય પરિષદમાં donation આપું છું તેથી સાહિત્ય પરિષદની પત્રિકા વખતે વખતે આવ્યા જ કરવાની. એ વાંચજે. એ તદ્દન નિર્દોષ વાચન પૂરું પાડે છે. એ પત્રિકા વાંચી કોઈનું કશું ભલું નહિ થતું હોય પણ બૂરું થવાની આશંકા જરા પણ નથી

—૦—

# આપણી સૃષ્ટિનો કોયડો


લેખક: શ્રી અરવિન્દ ઘોષ
અનુવાદક: શ્રી અંબાલાલ પુરાણી


[ ગતાંકથી ચાલુ ]

છતાં એ જગતના આ વિસંવાદનું મૂળ શું? અને તેનો હેતુ શો છે? આ બે, આ અહંતા, આ દર્દભરી ઉત્ક્રાંતિની ક્રિયાને ઈશ્વર શા માટે ઉત્પન્ન થયાં? ભગવાનના દિવ્ય શિવ-સ્વરૂપમાં, આનંદ-સ્વરૂપમાં, અને શાંત-સ્વરૂપમાં વળી અનિષ્ટ-અશિવનો અને દુઃખનો પ્રવેશ જ શા માટે થવો જોઈએ? આ પ્રશ્નોના ઉત્તર માનવની મનોમય ભૂમિકા ઉપર આપવા કઠણ છે, કારણ કે એ ઘટનાઓનું મૂળ જે ચેતનાને આભારી છે અને બુદ્ધિથી પર આવી રહેલી જે ચેતનામાં એ ઘટનાઓ આપોઆપ સકારણ જ દેખાય છે તે ચેતના વિરાટ છે, વ્યક્તિત્વમાં બદ્ધ થયેલ માનવ બુદ્ધિ માત્ર નથી. એ ભૂમિકામાં જે જ્ઞાનદર્શન થાય છે તે વિશાળ ચિન્મય પ્રદેશોરૂપે પ્રગટે છે, એનાં દર્શન અને જ્ઞાનપ્રાપ્તિ બુદ્ધિના કરતાં જુદા જ પ્રકારનાં હોય છે. માનવબુદ્ધિ અને ભાવશક્તિના કરતાં એ ચેતનામાં જુદા જ પ્રકારની ક્રિયા થતી હોય છે. ઉપરના પ્રશ્નોના ઉત્તર માનવબુદ્ધિને કાંઈક આ પ્રમાણે આપી શકાય: તેના પોતાના શુદ્ધ સ્વરૂપમાં અનંત સત્ આ જગતમાં થતા વિકારોથી તદ્દન અલિપ્ત છે, તોપણ એકવાર અનંતના આવિર્ભાવનો આરંભ થયો એટલે અનંત શક્યતાઓનો પણ આરંભ થયો. વિરાટ-આવિર્ભાવનો એ ધર્મ છે કે એ અનંત શક્યતાઓને વિગતવાર પ્રગટાવવી. એ અનંત શક્યતાઓમાં અનંતની દિવ્ય શક્તિનો, તેની જ્યોતિનો, તેની પરમ દિવ્ય શાંતિનો, તથા આનંદનો ઇનકાર—બહારથી જોતાં અસરકારક યાને સચોટ લાગે એવો ઇનકાર—અને તેનાં સર્વે પરિણામો—એ પણ એક શક્યતા હતી. હવે પ્રશ્ન કરવામાં આવે કે ભલે એ એક શક્યતારૂપે હોય પરંતુ તેનો સ્વીકાર શા માટે થયો? તો, વિરાટમાં કાર્ય કરી રહેલ સત્યને સૌથી વધારે વફાદારીથી દર્શાવી શકે એવો માનવબુદ્ધિનો ઉત્તર નીચે પ્રમાણે હોઈ શકે. એક-અદ્વૈત-રૂપે વિલસતા ભગવાન જ્યારે અનેક-બહુ-રૂપે વ્યક્ત ભગવાન તરીકે પ્રગટ થયા ત્યારે એ બેના પરસ્પર સંબંધમાં એક એવું બિંદુ આવ્યું જ્યારે ઉપર જણાવેલી અનિષ્ટ-અશુભ-સૂચક-શક્યતા અપરિહાર્ય બની. કારણ કે એકવાર એ શક્યતા ઉપસ્થિત થઈ એટલે પછી ઉત્ક્રાંતિના આવિર્ભાવમાં અવતરણ કરી રહેલ આત્મા એ શક્યતા પ્રત્યે અમર્યાદપણે આકર્ષાય છે, અને ઉપર જણાવેલી અપરિહાર્યતા એ આકર્ષણને આભારી છે. આપણી પાર્થિવ ભૂમિકા ઉપર પ્રચલિત માનવભાષામાં એ આકર્ષણને દર્શાવીએ તો એને "અજ્ઞાતનો સાદ," "જોખમો, મુશ્કેલીઓ અને સાહસો ખેડવામાં રહેલો આનંદ," "અશક્યને શક્ય બનાવવાની તપશક્તિ," "અનાગતનો તાગ પામવાની ઉત્કટ વૃત્તિ," "પોતાની ચેતનાની અને પ્રભુની સામગ્રી લઈને અસર્જિતનું અને નવીનનું સર્જન કરવાની વૃત્તિ, પરસ્પરવિરોધી તત્ત્વોનું આકર્ષણ અને તેમનો મુશ્કેલીભર્યો મેળ કરવાની વૃત્તિ"—

આવું આવું કાંઈ ચિંતવો અને તેનો પાર્થિવ ભૂમિકાથી પર, કોઈ અપાર્થિવ અને માનવમનથી ઊર્ધ્વ અને વિશાળ એવી ભૂમિકા પર અનુવાદ કરો એટલે દિવ્યપૂર્ણતાવાળી ચેતનાનું અવિદ્યામાં પતન થવાના કારણરૂપ, સુવિદિત "લાલચ" નો કાંઈ આછો ખ્યાલ તમને આવશે. અવિદ્યામાં અવતરણ કરવાને તત્પર એવી એ દિવ્ય જ્યોતિર્મય, આદિ સત્તાને માટે "અજ્ઞાત" એવી કોઈ પણ બાબત હોય તો તે અજ્ઞાનની ઊંડી ખીણનો અંધકાર અને તેનું ઊંડાણ જ હતાં: અજ્ઞાનમાં,—અચેતનતામાં ભગવાનની પૂર્ણચેતના જઈ પડે તો તેની શક્યતાઓથી તે અજાણ હતી. આ એક બાજુ થઈ. પરંતુ બીજી બાજુએ, અજ્ઞાનમાં થતી એ અવતરણથી ક્રિયા પ્રત્યે ભગવાનની દિવ્ય, અદ્વૈત ચેતનામાંથી વિશાળ અને ઉદાર અનુમતિ હતી,—તે સહાયકરી અને કરુણભરી હતી. ભગવાને પોતાની પરમજ્ઞાનજ્યોતિ વડે જોયું કે "એ પ્રમાણે બનવું જોઈએ,"—એ શક્યતા ઉપસ્થિત થઈ છે એટલે તેનો આવિર્ભાવ પણ થવો જ જોઈએ; એ શક્યતાનો અભ્યુદય પણ, એક રીતે જોતાં, તેના અનંત અગાધ જ્ઞાનસાગરની ક્રિયાનો જ એક વિભાગ છે, અને અજ્ઞાનની અંધકારભરી રાત્રિમાં દિવ્ય ચેતનાનું ડૂબવું એ જો અપરિહાર્ય છે, તો અભૂતપૂર્વ દિવસરૂપે તેનો પુનરુદ્દગમ પણ એટલો જ અપરિહાર્ય છે. પરમ દિવ્ય સત્યનો વિશિષ્ટ પ્રકારનો આવિર્ભાવ થવો આ રીતે જ શક્ય છે: એટલે કે ચૈતન્યની ઉત્ક્રાંતિના આરંભ-બિંદુ તરીકે જગતની ઘટનાઓમાં પ્રગટ થતા વિરોધોને સ્વીકારીને પછી તેમનો ઉકેલ લાવવાથી જ ચેતનાનું રૂપાંતર કરી શકે એવો તેનો પુનરુદ્દગમ શક્ય છે. પરમપૂર્ણ સ્વરૂપ, પરાત્પર, પુરુષોત્તમ ભગવાને અવિદ્યામાં અવતરણ કરવાની જે અનુમતિ દર્શાવી તેમાં પુરુષ-યજ્ઞની—પુરુષ આત્મબલિદાનની—તપઃ શક્તિ આવી જાય છે. એ યજ્ઞ,-એ બલી, એટલે અજ્ઞાનનો અને તેનાં સર્વે પરિણામોનો ભાર પોતાના પર લઈ લેવા માટે, તથા અવતાર તરીકે અને વિભૂતિ તરીકે 'ક્રોસ' અને 'વિજય'ના બેવડા પ્રતિક વચ્ચે યાત્રા કરીને-કાર્ય કરીને અંતિમ સાર્થકતા અને મુક્તિ પ્રત્યે દોરવા માટે, માનવતા અને પ્રભુતાની વચ્ચે સેતુરૂપ બનવા માટે, સ્વયં ભગવાનનું અચેતનામાં અવતરણ. અનિર્વચનીય કોઈ સત્યને પ્રગટ કરવા મથતી આ ભાષામાં તમને રૂપકોની અતિશયતા લાગે છે? ખરું? પરંતુ રૂપકોનો અને પ્રતિકોનો આશ્રય લીધા સિવાય બુદ્ધિથી ક્યાંયે પર આવી રહેલ ગહનતાને બુદ્ધિ આગળ રજૂ કરવી પણ કેવી રીતે? એ તો બુદ્ધિની વાડોને માનવ વટાવી જાય, વિરાટ ચેતનાની અનુભૂતિમાં ભાગ લઈ શકે અને તાદાત્મ્ય સાધીને તેને પરિણામે પ્રાપ્ત થતા જ્ઞાનના દૃષ્ટિબિંદુથી જ્યારે તે જોઈ શકે, ત્યારે જ આ રૂપકો તથા પ્રતિકોની પાછળ આવી રહેલાં દિવ્ય સ્વરૂપો તેની આગળ પ્રગટ થાય છે અને ત્યારે એ રૂપકો સરળ, સ્વાભાવિક અને વસ્તુમાં કાર્ય કરી રહેલ કોઈ મૌલિક તત્ત્વમાં આપોઆપ સમાઈ રહેલાં લાગે છે. એ મહત્તર ચેતનામાં પ્રવેશ કરવાથી જ ભગવાનના આત્મસર્જનમાં રહેલી અપરિહાર્યતા અને તેનો હેતુ બરાબર સમજી શકાય છે.

ઉપર જણાવવામાં આવ્યું છે તે કાલાતીત સનાતનતા અને કાલમાં અવતરણ કરનાર આવિર્ભાવ એ બન્ને ક્યાં મળે છે તેની મર્યાદા ઉપર ઊભા રહીને જોતા જણાય છે કે ઉત્ક્રાંતિમાં એક અને અનેક વચ્ચેનો સંબંધ સ્વયંનિર્ણિત હોય છે,—ત્યાં આગળ જે કાંઈ થવાનું છે તે સઘળું ગર્ભિત હોઈ હજી સુધી ક્રિયારૂપે કાલની ગતિમાં પ્રગટ થયું હોતું નથી પરંતુ મુક્તાત્મા એવી ભૂમિકામાં આરોહણ કરે છે જ્યાં આગળ ઉપર જણાવેલો

હોય તો પોતાનાથી ઉપર આવી રહેલી મહત્તર ચેતનાશક્તિ પ્રત્યે પોતે ગતિ કરવી જોઈએ, યાતો તેને પોતાની અંદર અવતરણ કરાવવું જોઈએ. આપણી સૃષ્ટિમાં ચૈતન્યની જે ઉત્ક્રાંતિ થયેલી છે તેમાં એ પ્રમાણે હમેશાં બનતું આવ્યું છે. અચેતન પાર્થિવ તત્ત્વની સૃષ્ટિ ઉત્ક્રાંતિની જરૂરિયાતથી પ્રેરાઈ પોતે પ્રાણશક્તિ તથા મનોમયશક્તિ પ્રગટાવે છે. એ નવી શક્તિઓને પરિણામે નવી રૂપસૃષ્ટિ અસ્તિત્વમાં આવે છે અને ચૈતન્યની એ બધી શક્તિઓ કોઈ વિજ્ઞાનમય શક્તિનું પોતાનામાં અવતરણ કરાવવા માટે હજી પણ મથી રહેલી છે. ચેતન્યના બે છેડાઓ વચ્ચે કાર્ય કરી રહેલી સર્જકશક્તિનું એ કાર્ય છે: એક બાજુ પ્રચ્છન્ન, અ પ્રગટ એવી ચેતના અંતરમાં અને ઊર્ધ્વ ભૂમિકામાં છે, જેમાં સર્વે પ્રકારની શકયતાઓ આવી રહેલી છે ત્યાં, ઊર્ધ્વ ભૂમિકામાં તેઓ સનાતન કાળથી અભિવ્યકત હોઈ અહીં, અધોભૂમિકામાં, પ્રગટવાની વાટ જોતી હોય છે—બીજી બાજુએ, બહિર્મુખ સપાટી પર અને નિમ્નમાં આવી રહેલી ચેતના છે, જે અચેતનતા, જડતા, અંધ આવેગ, દુઃખ સહન કરવાની શકયતા વગેરેથી આરંભ કરીને પોતાનાથી ઉચ્ચતર ચેતનાશક્તિઓને પોતાનામાં પ્રગટ કરીને વિકાસ પામે છે. એમ થવાને પરિણામે એનો સમગ્ર આવિર્ભાવ નવીન અને વિશાળતર સર્જન પામે છે. એ પ્રમાણે દરેક નવીન સૃષ્ટિ ચૈતન્યના અંતરમાં—ગર્ભમાં—આવી રહેલી કોઈ એક શક્યતાને પ્રગટ કરે છે. અને એ રીતે નીચેની ભૂમિકામાં અવતરણ કરવાને વાટ જોઈ રહેલ પૂર્ણતાનું અવતરણ કરાવવાનું વધારે ને વધારે શકય બને છે. જ્યાં સુધી આપણું બહિર્મુખ વ્યક્તિત્વ જેને આપણે "આપણી જાત" કહીએ છીએ તે ચૈતન્યની નિમ્નશક્તિઓમાં કેન્દ્રિત હોય છે ત્યાં સુધી તેના પોતાના જીવનના કોયડાનો ઉકેલ, તે ઉપસ્થિત જ શા માટે થઈ છે તેનું જ્ઞાન, તેની જરૂર શી છે વગેરે તેને માટે કદી પણ ન છૂટી શકે એવા-કૂટ પ્રશ્નો જ રહે છે. મનોમયતાવાળા બહિર્મુખ માનવને તેની અંદર કાર્ય કરી રહેલ સત્યનો યત્કિંચિત્ ખ્યાલ આપવામાં આવે તોપણ તેને તે અપૂર્ણપણે જ સમજી શકે છે, કદાચ તેનો ઊંધો અર્થ પણ કરે છે, દુરુપયોગ કરે છે, અને તેને જીવનમાં ખોટી રીતે ઉતારે છે. જીવનયાત્રામાં તેની ટેકણલાકડી, પ્રસિદ્ધ અને અસંશયાત્મક જ્ઞાનની જ્યોતિની નહિ પરંતુ શ્રદ્ધાની અગ્નિજ્યોતથી બનેલી છે. માનવતાની મર્યાદાથી પર રહેલ ઊર્ધ્વ ચેતના—એટલે અત્યારે જે ચેતના તેને માટે પરચેતના છે તેના—પ્રત્યે આરોહણ કરવાથી જ માનવ પોતાની અશક્તિમાંથી અને પોતાના અજ્ઞાનમાંથી બહાર નીકળી શકે તેમ છે. જ્યારે એ મર્યાદાની રેખા વટાવી જઈને નવીન પરચેતનાની જ્યોતિમાં પ્રવેશ કરે છે ત્યારે માનવ સંપૂર્ણ મુક્તિ અને પ્રજ્ઞાવસ્થા પ્રાપ્ત કરે છે. અગમ્યવાદીઓની અને આધ્યાત્મિક જિજ્ઞાસુઓની અભીપ્સાના હેતુરૂપ જે પરમાત્માની ખોજ હોય છે, તે આ જ.

પરંતુ એવું આરોહણ થઈ શકે તોપણ એટલી હકીકતથી આ સૃષ્ટિમાં કશો દેખીતો ફેરફાર નહિ થઈ જાય—મુક્ત આત્મા સૃષ્ટિની ક્રિયામાંથી દૂર થઈ જતાં પણ સૃષ્ટિના કાર્યમાં કશો પણ ફેર થઈ જતો નથી-તેમ. પરંતુ માનવતાની મર્યાદાની એ રેખા વટાવવાની ક્રિયાનો ઉપયોગ માનવચેતનાનું આરોહણ કરવાના ઉદ્દેશથી જ નહિ પરંતુ દિવ્યચેતનાના અવતરણ (અવરોહણ) માટે પણ કરવામાં આવે તો તો અત્યારે એ મર્યાદારેખા જે એક ઢાંકણરૂપ છે, અંતરાયરૂપ છે, તે બદલાઈને અત્યારે તેનાથી પર રહેલી ચેતનાની ઊર્ધ્વ શક્તિઓના અવતરણ માટેનો રાજમાર્ગ થઈ રહે—એ પ્રમાણે થાય તો આ પૃથ્વી ઉપર

# કીર્તિકૃષ્ણ ખંડેરાવ

પ્રો. ઉમેદભાઈ મણિયાર

બાગના દરવાજામાં પગ મૂકતાં જ કીર્તિકૃષ્ણ લાલપીળી સાડીઓની એક ટોળી પસાર થતી જોઈ ત્યાં ને ત્યાં જ થંભી ગયો! પરંતુ વીજળીવેગે એણે નક્કી કરી લીધું કે ટોળામાં કોણ કોણ હતું, અને ખાસ કરીને પેલી સોનેરી પટ્ટાવાળી પીળી સાડીમાં, લાંબી ને પાતળી, પોતે હસતી અને બીજાને હસાવતી જતી, છોકરી કોણ હતી એ જોવું હોય તો એણે એ ટોળું જતું હતું એની વિરુદ્ધ દિશામાં જઈ ક્યાંક એવો સંગમ ગોઠવવો જોઈએ કે બન્નેના તારામૈત્રક આપમેળે જ રચાઈ જાય! ચક્કાકાર રસ્તાની વિરુદ્ધ દિશામાં કીર્તિકૃષ્ણે ઝડપભેર ચાલવા માંડ્યું અને એકવાર તો એવું બન્યું કે એટલી જ ઝડપથી સામેથી આવતા એક વ્યાયામરસિયા જુવાન સાથે અથડાઈ પડતા પડતાં બચી ગયો. આટલું કરવા છતાંય, અરે કમનસીબ! એ લાલપીળી સાડીઓનું ટોળું બીજે દરવાજેથી બહાર નીકળી ગયું! રવિવારની રજા બાગમાં ઊજવવા સકુટુંબ આવતા એક સજ્જને કીર્તિકૃષ્ણને 'એય, મિસ્ટર! રસ્તો રોકીને તો ઊભા રહો મા!' કહી જગાડ્યો ન હોત તો કીર્તિકૃષ્ણ દરવાજા પાસે આંગળા વડે નીચલા હોઠને મસળતો, એ ટોળું અદૃશ્ય થયા પછી પણ ક્યાં સુધી ઊભો રહ્યો હોત એ કહેવાય નહિ.

આમાં તો એ લાચાર જ હતો. કાલ વળી બપોરે વહેલા આવી આ પીળી સાડીવાળી છોકરી કોણ હતી એ જાણવું રહ્યું! માત્ર સાડીના રંગ ઉપરથી અને બહુ કહો તો એની ઊંચાઈ ઉપરથી એ છોકરી ઓળખી કાઢવી એ કામ કેટલું મુશ્કેલ હતું એ માત્ર કીર્તિકૃષ્ણ જ જાણે છે. એ હતાશ થયો હતો એમ કહેવાનો આશય નથી પરંતુ એને એમ તો થયું કે જો આ બસ એક જ વાર એનું મોં જોયું હોત તો પછી પાતાળમાંથી પણ એને શોધી કાઢત. કીર્તિકૃષ્ણ પોતાના વિચારોમાં એટલો મગ્ન હતો કે એણે એ જ બાંકડાના બીજે ખૂણે આવી બેઠેલા એક આદમીને પણ સરખી રીતે ન જોયો. આડી આંખે માત્ર એટલું જોઈ લીધું કે એ આદમી હતો અને એણે કિરમજી રંગના ગરમ કોટ-પાટલૂન પહેર્યાં હતાં.

બીજે દિવસે બપોરે સાડાચાર પહેલાં જ કીર્તિકૃષ્ણ હાજર થઈ ગયેલો. આવતાં વેંત તો બાગને ફરતું એક ચક્કર લગાવી આવ્યો. હજી જે જૂજ માણસો આવેલા એમાં એની પ્રિયા તો નહોતી જ. ગઈ કાલે એ નીકળી ગયેલી એ દરવાજા પાસેના બાંકડા પર જ કીર્તિકૃષ્ણે આજે અડ્ડો જમાવ્યો.

કીર્તિકૃષ્ણને બેઠે થોડી વાર થઈ ત્યાં જ એક આદમી બગલમાં ચોપાનિયાં ને કાગળિયાં-નો વીંટલો દબાવી, એ હાથની પકડી રાખેલું એક ફરફરિયું વાંચતો દાખલ થયો. ભર-ઉનાળાના તાપમાં કિરમજી રંગનો કેડ સુધી પહોંચે એટલો લાંબો જેવો ગરમ કોટ, કિરમજી રંગનું ચોરણું પગને ચોંટતું ઇજાર જેવું કરચલીવાળું, ઘૂંટીથી અધ્ધી વેંત ઊંચું

રહેતું ગરમ પાટલૂન, નીચે કાળા રંગનાં મજબૂત સોલનાં સ્લીપર, બગલમાં કાગળનો વીંટલો, કાપી નાખેલા ઘાસ જેવડા માથે વાળ અને વચ્ચે એના સૌંદર્યની વિજયપતાકા શી હવામાં ફરફરતી લાંબી ચોટલી !

આ સજ્જનને જોવામાં કીર્તિકૃષ્ણુને રમૂજ તો બહુ જ પડતી હતી, પણ નજરચૂકથી ગઈ કાલ માફક એની પ્રિયા આવી ચાલી ન જાય એ મોટી બીક હતી. બાગમાં હવે માણસ ભરાવા લાગ્યા હતા. કીર્તિકૃષ્ણુને થયું, આખું ગામ આવે છે ને હજી એ કેમ ન આવી! કીર્તિકૃષ્ણુ બહુ જ અધીરો બની ગયો હતો અને પાંચ મિનિટમાં સાત વાર હવામાં હાથ ઉછાળી કાંડેથી ઘડિયાળમાં ટાઇમ જોતો. સાડાપાંચ, પોણાછ, છ થયા ! સાડાછ થતા કેટલાક માણસો તો પાછા વળવા લાગ્યા. આઠને દસ થઈ તોય કીર્તિકૃષ્ણે પોતાની પ્રિયતમા આવતી ન જોઈ ત્યારે શંકાકુશંકાઓમાંથી મન એમ વાળી લીધું કે ' કાંઈ નહિ ! કાલ આવશે. આજ કાંઈ કામમાં હશે ! '

નોકરી નોંધાવી હોય એમ બીજે દિવસે પણ બરાબર સાડાચારે કીર્તિકૃષ્ણુ દરવાજા પાસેના બાંકડા પર પગ પર પગ ટેકવીને, ધોતિયાની પાટલીનો છેડો હવામાં જરા ઊડતો રહેવા દઈ બેઠો. એને મુખ્ય બીક તો એ હતી કે આજ જે સરસ રીતે વાળ ઓળી લાવ્યો છે એ પવનથી વિખેરાય જશે અને મોઢા પર ચોપડેલા ક્રીમનું આછું પડ પણ તડકામાં ઓગળી જઈ આખા મોઢાને પસીનો પસીનો કરી મૂકશે.

કાંડાના ઘડિયાળમાં વખત જોવા રોકાયેલો હતો ત્યાં જરી માથું ઊંચું કરી જોયું તો ગઈ કાલવાળો પેલો કિરમજી રંગનાં કોટપાટલૂનવાળો આદમી આવતો દેખાયો. ગઈ કાલ માફક આજે પણ એની બગલમાં એક વીંટલો હતો, અને વધારામાં આજે એક હાથમાં લાકડી હતી. પોતાની પ્રિયતમાના દર્શનને માટે તલસતાં એનાં નયનો આ ઉલ્લુને જોવા જરા પણ તૈયાર નહોતાં. જો એનો એક હાથ પવનથી ઊડતા વાળ વ્યવસ્થિત કરવામાં અને બીજો હાથ રૂમાલ વતી મોં લૂછવામાં ન રોકાયો હોત, તો એ જરૂર પગમાંથી ચંપલ કાઢી છૂટું ફેંકત—એટલો એના પર ગુસ્સો ચડ્યો હતો.

પણ કીર્તિકૃષ્ણુનો બધો ગુસ્સો જાદુઈ રીતે ઓસરી ગયો. કારણ, દૂરથી કોઈ પીળી સાડી પહેરી આવતું હોય એમ એણે જોયું. આની પહેલી અસર એના પર એ થઈ કે એણે પોતાના ખમીસના કોલરને ખેંચીને ટટ્ટાર ઊભું કરી દીધું અને ધોતિયાની પાટલીને ઝડપથી સમારી લીધી. આજ તો એ નિશ્ચય કરીને જ આવ્યો હતો કે ચાર આંખ મેળવ્યા વિના ઘેર પાછું જવું જ નહિ. ખરેખર એ ટોળું બાગમાં જ્યારે દાખલ થયું ત્યારે બીજું કોણ કોણ હતું એ જોવાની એને જરા પણ પડી નહોતી. એની નજર તો પીળી સાડી પર જ લોહચુંબક લોઢાને ચોંટે એમ ચોંટી ગઈ હતી એણે એટલું જોયું કે સાડી તો પીળી હતી, પણ પેલી સાડીના રંગ કરતાં કાંઈક ઓછી પીળી હતી; અને બીજું આને એના જેવા સોનેરી પટ્ટાને બદલે રેશમની પારસી ફેશનની કિનાર લગાવેલી હતી. આ ફેરફાર કરતાં પણ વધુ ગુંચવણમાં નાખી દે એવી બીજી એક બાબત એ હતી કે આના વાળ બોબ્ડ કરાવેલા હતા, અને એક હાથના કાંડા પર માત્ર નાજૂક ઘડિયાળ પહેર્યું હતું અને બીજામાં એકસામટી ચારચાર બંગડી પહેરેલી હતી. આનો ખુલાસો કીર્તિકૃષ્ણે એમ કર્યો હતો કે તે દિવસે ઉતાવળમાં આ ઝીણીઝીણી બાબતો પર ધ્યાન ન ગયું હોય અને માથે ઓઢ્યાને લીધે

રૂપિયા ખર્ચી ચૂકેલો હતો. એનું દુર્ભાગ્ય એટલું જ હતું કે વકીલની ઓફિસે જ જવાય એવી પ્રથા હોવાથી મન્દાકિનીનું મોં જોવા પામ્યો નહોતો. આજે માઇકે જરૂરી કામ લઈને ઘેર ગયો ત્યારે રાવ બહાદુર અને મન્દાકિનીને એક જ સોફા પર બેસી ચા પીતાં જોઈ એનું હૃદય આનન્દથી કૂદવા લાગ્યું. એ મન્દાકિની જોડે પોતે પણ એક દિવસ એ જ સોફા પર બેસી ચા પીતો હશે ને!

અદાલતના કામ માટે અમોલ ઘેર આવે એ રાવ બહાદુર તેલીવાળાને કદી રુચતું તો નહિ જ. કીર્તિકૃષ્ણને પાછો કાઢ્યો નહિ એટલું જ નહિ, પણ એકમીરાના શિષ્ટાચાર ખાતર ચાનો એક પ્યાલો પણ આપ્યો અને શિષ્ટ સમાજના રિવાજ મુજબ મન્દાકિની જોડે એનું ઓળખાણ કરાવ્યું અને કીર્તિકૃષ્ણને મન્દાકિનીનું ઓળખાણ કરાવ્યું ત્યારે કીર્તિકૃષ્ણ બોલ્યો 'હા, બાગમાં ઘણી વખત તમને જોઉં છું. હું પણ ત્યાં દરરોજ આવું છું. નામથી નહિ પણ આમ તો મને કદાચ ઓળખતાં જ હશો.' 'કદાચ' એને કહેવું નહોતું, પણ કહેવું પડ્યું. મન્દાકિનીએ કહ્યું 'બાગમાં? એમ કે! મને કાંઈ ખ્યાલ નથી!'

કીર્તિકૃષ્ણના હૃદયને એક જબરો આંચકો લાગ્યો. રાવ બહાદુર બોલ્યા, 'તો હવે નવું ઓળખાણ થયું! ચાલો મિ. કીર્તિકૃષ્ણ, મન્દાકિનીના આ સતરમીએ લગ્ન છે. તમે જરૂર આવજો. મન્દાકિની મિ. કીર્તિકૃષ્ણને એક આમંત્રણપત્રિકા આપ.'

કીર્તિકૃષ્ણ ઢીલે મોઢે ઊઠીને ચાલતો થવા લાગ્યો, ત્યારે રાવ બહાદુરે કહ્યું, 'અને હા, પેલી તમારી નોટિસ હજી ગોઠની શકાઈ નથી. માફ કરજો. હમણાં તો મન્દાકિનીના લગ્નની ધમાલમાં છું. પણ લગ્નમાં તમે જરૂર આવજો હો.' કીર્તિકૃષ્ણ 'હા, જરૂર' કહી ચાલતો થયો.

તે દિવસે સાંજે ખડગરે કીર્તિકૃષ્ણની બહુ તપાસ કરી, પણ પત્તો લાગ્યો નહિ. બીજે દિવસે સાંજે જ્યારે કીર્તિકૃષ્ણ બાગમાં આવ્યો ત્યારે ખડગરને જોઈ રુંગળું થઈ ગયો અને ઘાસ પર બેસી બધી વાત કરી.

બાગના અનુભવી ફરનારાઓથી અજાણ્યું નહિ હોય કે સાતમા ક્રિમસી જેવા કોટપાટલૂનવાળો ખડગર અને ધોતિયું પહેરી એની સાથે ફરનાર એનો મિત્ર કીર્તિકૃષ્ણ રવિવાર સિવાય બાગમાં દેખાતા નથી. કારણ એ હતું કે ખડગરને સાગરુન તરીકે એક ઓફિસમાં નોકરી મળી ગઈ હતી અને કીર્તિકૃષ્ણ એક નિશાળમાં શિક્ષક તરીકે જોડાઈ ગયો હતો. કીર્તિકૃષ્ણ અને ખડગર વચ્ચે જે મૈત્રી બંધાઈ તે તો ચાલુ જ હતી. કીર્તિકૃષ્ણ ખડગરને પોતાની ખાનગીમાં ખાનગી વાતો કહેતો અને ખડગર પોતાના સારા લેખો વંચાવતો. એક દિવસ ખડગરે પોતાના બગલથેલામાંથી એક માસિક કાઢી એની અંદર પોતાની 'મૂર્ખ પ્રેમી' નામની વાર્તા આવી હતી એ વંચાવી. વાંચી રહ્યા પછી ખડગરે કહ્યું, 'જો માફ કરજે પણ આ વાર્તા મેં તારા પરથી લખી છે. મને એના ચાર રૂપિયા મળ્યા છે. મારે તને પણ અડધો ભાગ આપવો જોઈએ. કહે તો રોકડા આપું નહિ તો તું કહે તેમ.'

કીર્તિકૃષ્ણ અને ખડગર વચ્ચે એમ નક્કી થયું કે એ રકમ ચાલે ત્યાં સુધી બંનેએ સાથે મળી દર રવિવારે ભેળ ખાવા જવું.

# વર્તમાનની સિદ્ધિ

શિરીષ શેલત

[ સૉનેટ : પૃથ્વી ]

વિલાય નભ કૌમુદી, મમ ઉરે વિરામી જતી
યથા મધુર આશ જેહ સુમુહૂર્ત મધ્યે ઊઠી;
રહી સ્મરણસેવ માત્ર કરવી જિવાતાં સુધી
ઘડી કશીક કલ્પને તવ રસાત્મકેરી સ્મૃતિ.
હતી, હતી પુરા ક્ષણેક તવ નેત્ર દીપ્તિ સ્થિર-
મહીં મમ ચખે લહી સજલ સાક્ષી આત્મૈક્યની,
સહાનુભવની, સમાનગતિની, સહસ્થૈર્યની,
વિલોપન વિકાસની સમકલા સમાનત્વર.

રિમા ! પ્રકટ સાંભળું, પ્રકટ કલ્પને વા ગણી,
નિશાન્ત સમયે સ્ફુરે પ્રથમ પાંખ પંખીતણી,
રમે રચતી નેહનૃત્ય નભ કોક તારાકણી,
તદા તવ કલસ્વર; સ્પરશું પ્રેય તારો કરઃ
અને અનનુભૂત સિદ્ધિ ઉરકેરી જે વાસ્તવે,
રહું અનુભવી ગતસ્મરણ વર્તમાને હવે*

# હિંદુસ્તાનમાં પ્રલયપૂર્વની સંસ્કૃતિ

તથા

# નર્મદાસંસ્કૃતિના સિદ્ધાન્તની અસત્યતા

અમૃત વસંત

**રા.** કરન્દીકરનો નર્મદાપ્રદેશની સંસ્કૃતિનો નવીન સિદ્ધાન્ત હમણાંહમણાં ઐતિહાસિક જગતનું બહુ ધ્યાન ખેંચી રહ્યો છે. રા. કરન્દીકર કહે છે કે અતિ પુરાતન કાળમાં, સિંધુસંસ્કૃતિનાયે અસ્તિત્વ પહેલાં, નર્મદાનદીના તટ–પ્રદેશમાં એક ઉચ્ચ પ્રદેશની સંસ્કૃતિ હતી. પુરાણોના અધ્યયનથી જણાય છે કે વૈવસ્વત મનુના સમયમાં ઈ. સ. પૂ. ૪૨૦૦માં પાણીનું એક મોટું પૂર આવ્યું, અને તે આખા ઉત્તર હિંદુસ્તાન ઉપર ફરી વળ્યું હતું. એ જ ઘટના મનુના પ્રલયના નામથી વિખ્યાત છે. 'મત્સ્યપુરાણ'ના અને અનંતગોત્રોદ્ધાર જણાય છે કે આ વિનાશકારી પૂરમાંથી નર્મદાપ્રદેશ બચી જવા પામ્યો હતો. આ ઉપરથી સિદ્ધ થાય છે કે નર્મદાપ્રદેશની સંસ્કૃતિ પ્રલયપૂર્વે પણ હસ્તી ધરાવતી હતી. એ જ પ્રદેશમાં સર્વ પ્રથમ સંસ્કૃતિનો જન્મ થયો અને અહીંથી જ બધી બાજુ તેનો પ્રસાર થયો હતો. આ વિષય ઉપર રા. કરન્દીકરે એક સુંદર લેખ લખી વડોદરામાં ભરાયેલી સાતમી ઓરિયેન્ટલ કૉનફરન્સ સમક્ષ વાંચી સંભળાવ્યો હતો અને નર્મદાપ્રદેશમાં શોધખોળ કરવા માટે અપીલ કરી હતી. આ અપીલ ઉપરથી કૉનફરન્સે Narmadı Valley Researeh Board નામના મંડળની નિમણૂક કરી અને એ કાર્ય તેને સોંપવામાં આવ્યું. રા. કરન્દીકર એના મંત્રી નિમાયા.

બે વર્ષ થયાં આ મંડળ નર્મદાપ્રદેશમાં શોધખોળ કરી રહ્યું છે, અને તેની તપાસના પરિણામની સંક્ષિપ્ત વીગત વખતોવખત સમાચારપત્રોમાં પ્રકાશિત થયા કરે છે. આ વીગત ઉપરથી જણાય છે કે રા. કરન્દીકરને ધાર્યા પ્રમાણે સફળતા મળી નથી. અત્યાર સુધી એવા એકેય સ્થાનનો પત્તો નથી લાગ્યો કે જેની સંસ્કૃતિ પ્રલયપૂર્વની તો શું પણ સિન્ધુસંસ્કૃતિના સમકાલીન પુરવાર થઈ હોય. ઘણેભાગે મૌર્યકાળ પછીની જ વસ્તુઓ મળી છે. રા. કરન્દીકરની આ નિષ્ફળતાનું કારણ એ છે કે તેમણે પોતાના સિદ્ધાંતો માત્ર પુરાણોને આધારે જ ઘડી કાઢ્યા હતા, પુરાતત્ત્વનો આધાર લેવામાં નહોતો આવ્યો. આ લેખદ્વારા પુરાતત્ત્વશાસ્ત્રના પ્રત્યક્ષ પ્રમાણોને આધારે નર્મદાસંસ્કૃતિના સિદ્ધાન્તને અસત્ય તથા નિરાધાર સિદ્ધ કરવામાં આવશે. વળી પ્રલયપૂર્વે હિન્દુસ્તાનમાં કઈ સંસ્કૃતિ હતી તેનું દિગ્દર્શન કરવામાં આવશે.

નર્મદાસંસ્કૃતિના સમર્થનમાં રા. કરન્દીકર નીચે મુજબની ત્રણ મુખ્ય દલીલો રજૂ કરે છે:

૧ પુરાણોના અધ્યયન ઉપરથી જણાય છે કે નર્મદાપ્રદેશમાં આદિપુરાતન કાળમાં એક એવી સંસ્કૃતિ અસ્તિત્વ ધરાવતી હતી કે જેની ઉત્પત્તિ મનુના પ્રલયથીયે અને

વિધિઓ પહેલાં થઈ હતી. પુરાણોમાં લખેલ છે કે પ્રલય વખતે નર્મદાપ્રદેશ ડૂબ્યો નહોતો તેથી ત્યાંની સંસ્કૃતિ પ્રલયપૂર્વેની હોવી જોઈએ.

એ દલીલ તદન ખોટી છે. પ્રલયનું જે સ્થાન પ્રાચીન ભારતના સાહિત્યમાં છે તે જ પશ્ચિમ એશિયાની પુરાતન પ્રજાઓ સુમેર, હીટાઈટ,, બેબીલોનિયન તથા અસીરિયનોના ગ્રંથોમાં છે. હિન્દ તથા સુમેર એ બન્ને દેશોની રાજ્યવંશાવળીઓ પ્રલયથી જ શરૂ થાય છે. પ્રલયના પૂર ઊતરતાં જ બન્ને દેશોમાં રાજ્યસત્તાની સ્થાપના થઈ હતી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જે દેશમાં પ્રલયનાં પૂર આવ્યાં હશે ત્યાંનાં પ્રાચીન નગરોનાં ખોદકામમાં પ્રથમ રાજવંશની વસ્તુઓ પહેલાં પ્રલયની નિશાનીઓ મળવી જોઈએ. હિન્દમાં દક્ષિણ પંજાબમાં હરિયા તથા સિંધપ્રદેશમાં મુહેંજોડેરો એ બે જ એવાં અતિ પુરાતન નગર છે કે જેમને સંપૂર્ણ રીતે ખોદવામાં આવ્યાં છે. આ બન્ને નગરોમાં ક્યાંય પ્રલયની નિશાનીઓ મળી નથી. તેથી સિદ્ધ થાય છે કે પ્રલયનું ઘટનાસ્થળ હિન્દ નહોતું.

મેસોપોટામિયામાં તાજેતરમાં સર લ્યોનાર્ડ વુલીને ઉર તથા પ્રો. લેંગડનને કીશનાં ખોદકામમાં છેક તળિયે પ્રલયની નિશાનીઓ મળી આવી છે. ઠીક વંશાવળીઓમાં લખેલ પ્રમાણે પ્રથમ રાજ્યવંશની વસ્તુઓની નીચે પ્રલયનાં સ્પષ્ટ ચિહ્નો મળ્યાં છે. એ પ્રલય એટલો ભયંકર હતો કે તેના પાણીને લીધે ૮ ફૂટ જાડું, ચીકણી માટીનું થર જામી ગયું હતું. એની નીચે ખોદતાં પ્રલયપૂર્વેની સંસ્કૃતિના અવશેષો મળ્યા છે, જેમાં ત્રાંબાનાં હથિયારો, પાત્ર, માટીનાં વાસણ ઇત્યાદિ વસ્તુઓ મળી છે. એમનાં હથિયારો ઉપરથી જણાય છે કે એ લોકો યુફ્રેટીઝ નદી ( ઉર અને કીશ બન્ને નદીને કાંઠે હતા )ના કાંઠાની જમીન ઉપર ખેતીવાડી કરતા હતા. આ સંસ્કૃતિના અવશેષોની નીચે ખોદતાં એની પહેલાંની કોઈ પણ સંસ્કૃતિની વસ્તુઓ મળી નથી, તેથી સિદ્ધ થાય છે કે મેસોપોટામિયામાં વસવાટ કરનાર એ જ સહુથી પહેલી જાતિ હતી.

પુરાતત્ત્વશાસ્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે સહુથી પહેલાં મનુષ્યો પથ્થરનાં હથિયાર તથા પાત્રાદિ વાપરતા થયા. એના પછી ત્રાંબાનાં હથિયારો બનાવવાની શોધ થઈ અને મનુષ્ય–જાતિ પથ્થરયુગમાંથી તામ્રયુગમાં આવી. ત્રાંબા પછી કાંસાનો ઉપયોગ થવા લાગ્યો. સુમેર, ઇજિપ્શિયન તથા સિન્ધુસંસ્કૃતિઓ કાંસાની સંસ્કૃતિઓ હતી. મેસોપોટામિયાની પ્રલયપૂર્વેની સંસ્કૃતિ Antedeluvian Culture કે જે ત્રાંબાની હતી તેની નીચે પથ્થરની સંસ્કૃતિનાં ચિહ્નો નથી મળ્યાં તેથી વિદ્વાનો એવા નિર્ણય ઉપર આવ્યા કે આ પ્રલયપૂર્વેની જાતિ પોતાની સંસ્કૃતિ સાથે ક્યાંક બહારથી આવી અહીં વસી હતી. પશ્ચિમ એશિયા, ઇજિપ્ત તથા ઇરાનનાં અનેક નગરોનું સંપૂર્ણ રીતે છેક નીચે સુધી ખોદકામ થયું છે, પણ ક્યાંય એવી નિશાનીઓ નથી મળી કે જ્યાં પથ્થરસંસ્કૃતિમાંથી તામ્રસંસ્કૃતિ ઉત્પન્ન થઈ હોય.

ગયે વર્ષે ડા. ડી. ટેરાની આગેવાનીમાં અમેરિકા તથા ઇંગ્લંડનું સંશોધક મંડળ હિંદમાં પ્રાચીન મનુષ્યના અવશેષો તથા અહીંની પુરાતન સંસ્કૃતિની શોધખોળ માટે આવ્યું હતું. આ મંડળનું તપાસકાર્ય સફળતા સાથે પૂરું થયું છે અને એ લોકો સંગ્રહ કરેલી સામગ્રીની બારીક પરીક્ષા માટે સ્વદેશ સિધાવી ગયા છે. પોતાની શોધખોળના વિષય ઉપર ડા. ટેરાએ અહીંના થોડાક પત્રોમાં લેખ લખ્યા હતા. તેમનું માનવું છે કે હિંદ જ આખી દુનિયામાં એવો દેશ છે કે જ્યાં મનુષ્યજાતિ પથ્થરયુગમાંથી ત્રાંબાના યુગમાં આવી હોય. ઉત્તર હિંદમાં

કાશ્મીર તથા ઉત્તર પંજાબના પ્રદેશમાં મનુષ્યજાતિએ અનેક પ્રકારના પથ્થર યુગોમાં એક સમય વિતાવ્યો હતો પ્રાચીન માધ્યમિક તથા નવીન એમ ત્રણેય પ્રકારના પથ્થરયુગોની સંસ્કૃતિને લગતી પુષ્કળ નિશાનીઓ તથા સ્થાનો મળ્યાં છે અહીંથી જેમજેમ માનવ-જાતિનો દક્ષિણ દિશાના ફળદ્રુપ મેદાનો તરફ ફેલાવો થતો ગયો, તેમતેમ પથ્થરની સંસ્કૃતિનો લોપ તથા ત્રાંબાની સંસ્કૃતિનો વિકાસ થવા લાગ્યો એ જ કારણે કાશ્મીર તથા ઉત્તર પંજાબમાં પથ્થરસંસ્કૃતિની નિશાનીઓ મળે છે, તો દક્ષિણ પંજાબ ઉત્તર રાજપૂતાના, સિન્ધ પ્રદેશ અને બલૂચિસ્તાનમાં ત્રાંબાની સંસ્કૃતિના અવશેષો મળે છે સંસ્કૃતિના આ પરિવર્તનનું કારણ એ છે કે આ નીચેના પ્રદેશોમાં પથ્થરનો અભાવ હોવાથી હથિયારો માટે મનુષ્યોએ ત્રાંબાનો ઉપયોગ શોધી કાઢ્યો

ઋગ્વેદમાં સરસ્વતી નદીનો બહુ મોટો મહિમા છે એના તટે જ આર્યસંસ્કૃતિનાં કેન્દ્ર હતાં આર્યો માટે એ બહુથી પવિત્ર નદી હતી કારણ કે એના જ તટ ઉપર આર્યસંસ્કૃતિનો ઉચ્ચ વિકાસ થયો હતો એના પ્રવાહથી જ આર્યાવર્ત્ત પ્રાચ્ય તથા ઉદીચ્ય એમ બે ભાગો વચ્ચે વહેંચાયેલો હતો એ સરસ્વતી આજે નથી તે ક્યાં હતી અને ક્યાંથી ક્યાં સુધી વહેતી હતી તે વિશે પણ કોઈને સાચી માહિતી નથી ઋગ્વેદમાં યમુના પછી સરસ્વતીને ગણાવી છે તેથી તે યમુનાની નજીક પશ્ચિમમાં પહેલી જ નદી હોવી જોઈએ અમરકોષમાં તેને પશ્ચિમાબ્ધિગામિની લખી છે તેથી સિદ્ધ થાય છે કે તે પશ્ચિમના સમુદ્ર એટલે આધુનિક અરબ્બીના સમુદ્રમાં મળતી હતી મહાભારતના શલ્યપર્વમાં કૃષ્ણના મોટાભાઈ બલદેવની સરસ્વતીની પ્રતિસ્રોતયાત્રાની વીગત આપી છે એઓ પોતાની યાત્રા સૌરાષ્ટ્રમાં પ્રભાસ પાસે સિન્ધુ–સરસ્વતી–સંગમથી શરૂ કરી કચ્છ સિન્ધુપ્રદેશ ઉત્તર–પશ્ચિમ રાજપૂતાના, દક્ષિણ પંજાબના પ્રદેશોમાં થઈ કુરુક્ષેત્ર પહોંચ્યા હતા ત્યાંથી તેઓ હિમાલયમાં પ્લક્ષપ્રસ્રવણ (શિવાલીક) પર્વત ઉપર સરસ્વતીના ઉદ્ગમ સુધી ગયા હતા આ વીગત ઉપરથી સરસ્વતીના વહેણની સ્થિતિનો પત્તો લાગે છે કુરુક્ષેત્ર જે નદીને કિનારે છે તે અદ્યાપિ સરસ્વતી કહેવાય છે અને તે શિવાલીક પર્વતોમાંથી નીકળી છે પતિયાળાના રણમાં તે અદૃશ્ય થઈ જાય છે મુસલમાની તવારીખો તથા ઉત્તર રાજપૂતાનાની જનશ્રુતિઓ ઉપરથી જણાય છે કે મધ્યકાળમાં રાજપુતાનામાં હાકડા નામની નદી વહેતી હતી જે હવે સુકાઈ ગઈ છે એ નદી બાવલપુર સ્ટેટમાં થઈ સિન્ધ તરફ વહી જતી હતી અરબ્બી તવારીખો ઉપરથી જણાય છે કે સાતમા સૈકામાં જ્યારે આરબ યોદ્ધા સિન્ધમાં આવ્યા ત્યારે સિન્ધુ નદીની પૂર્વ મીહીરાન નામની મોટી નદી વહેતી હતી એ નદી કચ્છના રણમાં મળી જતી હતી આજે પણ એ મીહીરાન તથા હાકડાનો શુષ્ક માર્ગ દેખાય છે ખરી રીતે એ જ કુરુક્ષેત્રની સરસ્વતી, હાકડા અને મીહીરાનનો પ્રવાહ પ્રાચીન સરસ્વતી નદીનો પ્રવાહ હતો તે વખતે આજની માફક કચ્છનું રણ નહોતું ત્યાં ફળદ્રુપ જમીન હતી અને સરસ્વતી તેમાં થઈ વહેતી, ગુજરાત અને સૌરાષ્ટ્રની વચ્ચેથી પસાર થઈ, તે ખંભાતના અખાતમાં મળી જતી હતી તે વખતે સૌરાષ્ટ્ર એક સિન્ધપ્રદેશનો જ ભાગ હતો જે જે પ્રદેશોમાં થઈ સરસ્વતી વહેતી હતી તે પ્રદેશો બહુ જ ફળદ્રુપ અને લીલાછમ હતા એના સુકાઈ જવાથી જ એની આસપાસની ભૂમિ શુષ્ક બની પતિયાળા, બાવલપુર ઇત્યાદિનાં રણ બની ગઈ છે સિંધુનદી અને સરસ્વતી વચ્ચેનો મનોહર પ્રદેશ બ્રહ્માવર્ત્ત કહેવાતો હતો એ જ વૈદિક આર્યસંસ્કૃતિનું

રાજપૂતાના અને સિન્ધના જે પ્રદેશોમાંથી સરસ્વતી પસાર થતી હતી, તેઓમાં પુરાતન કાળમાં ત્રાંબુ મળતું હતું. આજે પણ એ ભાગોમાં થોડાઘણા પ્રમાણમાં ત્રાંબુ મળી આવે છે. એ જ કારણ છે કે સરસ્વતીને કાંઠે જ તામ્રસંસ્કૃતિની ઉત્પત્તિ થઈ હતી. સરસ્વતીના પ્રાચીન વહેણ ઉપર સિન્ધમાં વીજનોત અને બીજાં એકબે સ્થાનોમાં એ પ્રારંભિક તામ્રસંસ્કૃતિની સામગ્રી મળી છે. તેની સાથે પથ્થરની વસ્તુઓ પણ મળી છે. ડા૦ ટેરાએ અભિપ્રાય દર્શાવ્યો છે સિન્ધપ્રદેશ પથ્થર અને તામ્રસંસ્કૃતિનો સંગમસ્થાન હતો. સરસ્વતીતટ નીચેની તામ્રસંસ્કૃતિને આપણે સરસ્વતીસંસ્કૃતિનું નામ આપી શકીએ છીએ. એ સરસ્વતીસંસ્કૃતિ સિન્ધુસસ્કૃતિ કરતાં પ્રાચીન હતી. સરસ્વતીસંસ્કૃતિમાંથી જ સિન્ધુસંસ્કૃતિ ઉત્પન્ન થઈ હતી. સિન્ધમાં આમરી નામના સ્થાનના ખોદકામમાં સિન્ધુ-સંસ્કૃતિના અવશેષોની નીચે એ સરસ્વતીસંસ્કૃતિની સામગ્રી પ્રાપ્ત થઈ છે. તેને વિદ્વાનો સિન્ધુસંસ્કૃતિ પહેલાંની આમરીસંસ્કૃતિ—Amri culture—કહે છે.

આશ્ચર્યનો વિષય તો એ છે કે આ સરસ્વતીસસ્કૃતિની સામગ્રી, ઉર અને કીશમાં મળેલી પ્રલયપૂર્વેની સસ્કૃતિની સામગ્રી સાથે તાદ્દશ મળતી આવે છે. આ ઉપરથી જણાય છે કે પ્રલયની ઘટના પૂર્વે આર્યોનું એક મોટું ટોળુ પોતાની એ સરસ્વતીસંસ્કૃતિને લઈ વસવાટ કરવા માટે મેસોપોટામિયા ગયું હતું. સરસ્વતીના તટથી માંડી, સિન્ધ, બલુચિસ્તાન, સીસ્તાન, ઈરાન અને મેસોપોટામિયા સુધી એ સંસ્કૃતિનાં ચિહ્નો મળ્યાં છે. આ બધા દેશોમાં એ સસ્કૃતિની જે જે વસ્તુઓ પ્રાપ્ત થઈ છે તે બધી સરખી જ છે. ત્રાંબાનાં હથિયાર, માટીનાં વાસણોનો ઘાટ, રંગ, તેમના ઉપર ચિત્રિત આકૃતિઓ, ઇત્યાદિ બધી વસ્તુઓ મળતી આવે છે. એ અમારા માટે ઓછા ગૌરવની વાત નથી કે જગતની એ પ્રાચીનતમ સસ્કૃતિની જન્મભૂમિ હિન્દુસ્તાન સિદ્ધ થાય છે. ઈરાનની દક્ષિણે, ટાઇગ્રિસ નદીની પૂર્વેનો જે પ્રદેશ ઇલામ Elam કહેવાય છે, ત્યાં સુસા નામના એક અતિ પુરાતન નગરના ખોદકામમાં છેક તળિયે એ મહાન સંસ્કૃતિની સામગ્રી પુષ્કળ પ્રમાણમાં મળી છે. અહીં એ લોકોની લિપિમાં લખેલા લેખો પણ મળ્યા છે. એમની સંસ્કૃતિ તથા લિપિને સુમેર—પુરાતત્ત્વના વિદ્વાનો Proto-Elamite કહે છે. ઈ. એફ. ઓટન નામના વિદ્વાન તાજેતરમાં લખેલા પોતાના પુસ્તક Link with the Past Ages માં લખે છે કે પ્રોટો-ઇલામાઈટ લોકો સંસ્કૃતભાષા બોલનારા આર્યખેડૂત લોકો હતા.

એ હવે પ્રમાણિત થઈ ગયું કે મેસોપોટામિયામાં ઉર અને કીશના ખોદકામમાં પ્રલયનાં ચિહ્નોની નીચે જે સંસ્કૃતિની સામગ્રી મળી છે તે હિન્દની સરસ્વતીસંસ્કૃતિના આર્યોની હતી જે અહીં આવીને વસ્યા હતા. કાળાન્તરે યુફ્રેટીઝ નદીમાં મોટાં અને વિનાશકારી પૂર આવ્યાં જેને લઈ એ લોકોનો ભયંકર વિનાશ થયો. એ પ્રલયના પૂર તેમને માટે એટલાં ભયંકર નીવડ્યાં કે તે લોકો મેસોપોટામિયા, ઇલામ તથા ઇરાનને છોડી પાછા પોતાની માતૃભૂમિ હિન્દ આવી ગયા. ઇરાન, ઇલામ અને મેસોપોટામિયામાં જ્યાં જ્યાં એ સરસ્વતીસસ્કૃતિવાળા લોકોની વસ્તીનાં ચિહ્નો મળ્યાં છે ત્યાં ત્યાં પાછળથી એ લોકોએ એ વસવાટ છોડી ક્યાંક ચાલ્યા ગયાનાં ચિહ્નો મળ્યાં છે. ઉર અને કીશના ખોદાણ પહેલાં વિદ્વાનો નહોતા સમજી શક્યા કે જગતની પ્રાચીનતમ સંસ્કૃતિવાળા એ લોકો ઇરાન, ઇલામ, અને મેસોપોટામિયાને છોડી એકદમ શા કારણે અને ક્યાં ચાલ્યા

ગયા હતા ઉર અને ક્રીશમા પ્રાપ્ત થયેલા પ્રલયચિહ્નોથી હવે વિદ્વાનો એકમત થયા છે કે પ્રલયના વિનાશકારી પૂરને લીધે જ આ મોટી જનસંખ્યા એ પ્રદેશોને છોડીને ચાલી ગઈ હતી

એ લોકો હિન્દ પાછા આવ્યા તે વેળાએ અહીં બ્રાહ્મણગ્રંથો રચાતા હતા, તેથી આ ઘટનાની વીગતને શતપથ બ્રાહ્મણમા સ્થાન આપવામા આવ્યુ તે વેળાએ આર્યાવર્તનો રાજા વૈવસ્વત મનુ હતો, અને એ ઘટના મનુના સમયમા બની હતી તેની નોંધ રાખવા માટે મનુને એ ઘટનાનો નાયક મનાવવામા આવ્યો શતપથ બ્રાહ્મણમા ક્યાય નથી લખ્યુ કે આ ઘટનાનું સ્થળ હિન્દ હતુ પાછળની પુરાણકારોએ આ ઘટનાની વીગતને વધારી હિન્દ સાથે સબધિત કરી છે એ પુરાણો ઈસ્વી સન પછી લખાયા છે રા કરન્દીકરે પુરાણો ઉપર જ આધાર રાખ્યો છે અને તેમની દલીલો શાસ્ત્રીય નથી તેમનું કહેવુ છે કે આખુ ઉત્તર હિન્દુસ્તાન પ્રલયના પૂરમા ગરક થઈ ગયુ હતુ માત્ર નર્મદાપ્રદેશ જ બહાર હતો એ વાત કેટલી અસ્વાભાવિક છે? પુરાણો કહે છે કે હિમાલય પર્વતના શિખરો પણ પ્રલયમા ડૂબી ગયા હતા પ્રલયના પાણી ૫-૫ માઈલ ઊંચા હિમાલયના શિખરો સુધી ચઢી ગયા હતા તો નર્મદાપ્રદેશ કેમ બચી જવા પામ્યો? હિન્દના ભૂગર્ભદ્વારા એ વાતને બિલકુલ ટેકો નથી મળતો કે ઉત્તર હિન્દુસ્તાનમા પાણીનુ એવડુ મોટુ પૂર આવ્યુ હતુ એવડા પૂર માટે એટલુ બધુ પાણી એકદમ ક્યાથી આવી ગયુ હતુ? શુ હિન્દી મહાસાગર ઉત્તર હિન્દુસ્તાન ઉપર ફરી વળ્યો હતો? એ વાતો પુરાણકારોના ગપગોળા સિવાય બીજુ કઈ નથી

પ્રલયના ચિહ્નો જ્યારે મેસોપોટામિયામા પ્રાપ્ત થયા તો આપણા હિન્દના એક પ્રસિદ્ધ વિદ્વાન રા કાશીપ્રસાદ જાયસવાલે તુરત સિદ્ધાત ઘડી કાઢયો કે પ્રલયના પૂર મેસોપોટામિયાથી રાજપૂતાના સુધી ફરી વળ્યા હતા એ જ કારણ છે કે એ બન્ને દેશોમા પ્રલયની કથા પ્રચલિત છે પણ રા કાશીપ્રસાદ ભૂલી ગયા લાગે છે કે એકલા હિન્દ અને મેસોપોટામિયામા એ પ્રલયકથા પ્રચલિત નથી આખા યુરોપની જાતિઓમા એ કથા પ્રચલિત છે પસિફિક મહાસાગરની જગલી જાતિઓમા એનો પ્રચાર છે પુરાતન અમેરિકાના માયા, અઝટક નાહુઆ અને ઇંકાઓની પ્રલયકથાઓ તાદશ હિન્દ અને મેસોપોટામિયાની પ્રલયકથા સાથે મળતી આવે છે તો તેઓ એમ કેમ માનતા નથી કે પ્રલયના પૂર મેસોપોટામિયાથી આગળ થઈ આખા યુરોપ, હિન્દ, પૅસિફિક મહાસાગર અને અમેરિકા ઉપર ફરી વળ્યા? કારણ કે એ બધા દેશોમા પ્રલયની કથાઓ પ્રચલિત છે આ સિદ્ધાત ઘડી કાઢતા રા જાયસવાલને જરાય વિચાર ન થયો કે મેસોપોટામિયા અને રજપૂતાના વચ્ચે બલુચિસ્તાન અને ઇરાનનો સેકડો માઈલ લાંબો પ્રદેશ છે, કે જેમા અનેક પર્વતમાળાઓ છે શુ એ બધા પ્રદેશો અને પર્વતમાળાઓ, ઊંચાનીચા મેદાનોને ડુબાડતા પ્રલયના પાણી હિન્દ સુધી આવી ગયા હતા? અને શા કારણે રાજપૂતાનામા જ અટકી ગયા અને અહીંથી ગગાના મેદાન તથા બગાળા તરફ ન ગયા? આખા દેશોમાથી એકેય દેશના ભૂગર્ભદ્વારા એવા મોટા પૂર આવ્યાની વાતને જરા પણ ટેકો નથી મળતો

પ્રલય ખરી રીતે શી વસ્તુ હતી? તેનુ ઘટનાસ્થળ કયો દેશ હતો? એની કથા શી રીતે હિન્દુસ્તાનમા આવી? એની પહેલા કઈ જાતની સસ્કૃતિ હતી? તેનું વિશદ વર્ણન,

પુરાતત્ત્વને આધારે, ઉપર આપવામાં આવ્યું છે. ખરું પૂછતાં, નર્મદાપ્રદેશમાં પ્રલય પહેલાં કોઈ પ્રકારની સંસ્કૃતિ નહોતી. તેમ નહોતી ત્યાં સંસ્કૃતિની ઉત્પત્તિ થઈ; નહોતું હિન્દુસ્થાન પ્રલયનું ઘટનાસ્થાન. પછી એમ કેમ માની લેવાય કે નર્મદાપ્રદેશ પ્રલયમાંથી બચી જવા પામ્યો હતો ?

હવે રા. કરન્દીકરની બીજી દલીલ સાંભળો:

૨. સર જોન માલ્કમના પુસ્તક Memoirs of Central India માં લખેલું છે કે નર્મદાના તટ ઉપર સ્થિત મહેશ્વર નામના સ્થાનમાં સપાટીથી ૩૦–૪૦ ફૂટની ઊંડાઈમાં પ્રાચીનકાળની પાકી ઈંટો તથા માટીનાં વાસણો મળી આવ્યાં હતાં. એ ઉદાહરણ નર્મદાપ્રદેશની અતિ પ્રાચીનતાને સિદ્ધ કરે છે.

રા. કરન્દીકરના મનને ૩૦–૪૦ ફૂટની યે ઊંડાઈ બહુ પ્રાચીન લાગે છે. કદાચ તેઓ માને છે કે એટલી ઊંડાઈમાં પ્રાપ્ય વસ્તુઓ અવશ્ય પ્રલય પહેલાંની હોવી જોઈએ. મુંહેંજોડેરાનું ખોદકામ ૪૫ ફૂટની ઊંડાઈ સુધી થયું છે. પ્રલયપૂર્વની સરસ્વતી સંસ્કૃતિના અવશેષો ઉર અને કીશમાં ૭૫–૮૦ ફૂટ નીચે મળ્યા છે. સુસામાં ૯૦ ફૂટની ઊંડાઈમાં પ્રાપ્ત થયા છે. પછી એમ કેમ માની લેવાય કે મહેશ્વરમાં ૩૦–૪૦ ફૂટની ઊંડાઈમાં પ્રાપ્ત થયેલી વસ્તુઓ પ્રલય પહેલાંની હશે? વળી મહેશ્વરમાં પાકી ઇંટો મળી છે. પ્રલયપૂર્વની સરસ્વતીસંસ્કૃતિના અવશેષોમાં કાચી ઈંટો મળી છે તે વખતે ઇંટો પકવવાની શોધ થઈ નહોતી. સિન્ધુસંસ્કૃતિના કાળમાં ઈંટો પકવવાની પ્રથા ચાલી. મુંહેંજોડેરોમાં ૪૫ ફૂટની ઊંડાઈમાં પાકી ઈંટો મળી છે. આ પ્રમાણે મહેશ્વરની ૩૦–૪૦ ફૂટની ઊંડાઈમાં પ્રાપ્ત વસ્તુઓ મુંહેંજોડેરોની ૪૫ ફૂટ નીચેની વસ્તુઓ કરતાં વધુ પ્રાચીન નથી. આ પ્રમાણે રા. કરન્દીકરની એ માન્યતા અસત્ય ઠરે છે કે નર્મદાપ્રદેશની સંસ્કૃતિ સિન્ધુ–સંસ્કૃતિ કરતાંયે પ્રાચીન હતી. પ્રલયની સંસ્કૃતિના પ્રમાણમાં તો નર્મદાસંસ્કૃતિ આધુનિક જણાય છે. એમાં વળી ખૂબી તો એ છે કે મહેશ્વરમાં પ્રાપ્ત એ વસ્તુઓ ક્યાં છે ? રા. કરન્દીકરે માત્ર ઉપલા પુસ્તકમાં વાંચીને જ એનો ઉલ્લેખ કર્યો છે. આ પુસ્તક એના લેખકે આજથી ઠીક ૧૦૦ વર્ષ પૂર્વે લખ્યું હતું.

સરસ્વતીસંસ્કૃતિ અને સિન્ધુસંસ્કૃતિની વસ્તુઓની સરખામણી ઉપરથી સ્પષ્ટ થાય છે કે સિન્ધુસંસ્કૃતિ સરસ્વતીસંસ્કૃતિની પુત્રી હતી. લિપિઓના વિષયમાં પણ એ વાત સત્ય છે. પ્રોટો–ઈલામાઈટ તથા સિન્ધુલિપિની સરખામણી ઉપરથી ચોખ્ખું દેખાઈ આવે છે કે સિન્ધુલિપિ પ્રોટો–ઈલામાઇટ ( સરસ્વતી ) લિપિમાંથી ઉત્પન્ન થઈ હતી. ડા. લેંગ્ડન, હન્ટર ઇત્યાદિ વિદ્વાનો પણ કહે છે કે સિન્ધુ અને પ્રોટો–ઈલામાઈટ લિપિઓ પરસ્પર બહુ મળતી આવે છે. એ પ્રોટો–ઈલામાઇટ કહેવાતી સરસ્વતીસંસ્કૃતિ પ્રલયની દુર્ઘટનાને લઈ મેસોપોટામિયાથી આગળ ન વધી શકી. જ્યારે એ સંસ્કૃતિ સિન્ધુ-સંસ્કૃતિના વિકસિત રૂપમાં ફેરવાઈ ગઈ ત્યારે આખી દુનિયામાં એનો ફેલાવો થયો. ચીનનાં અતિ પુરાતન સ્થળોમાં જે વસ્તુઓ મળી છે તે સિન્ધુસંસ્કૃતિની વસ્તુઓ સાથે મળતી આવે છે. મધ્ય એશિયાના અનાઉ ઓસિસમાં સિન્ધુસંસ્કૃતિના જેવી વસ્તુઓ મળી છે. મેસોપોટામિયાની સુમેર સંસ્કૃતિ જે પ્રલય પછી ત્યાં સ્થાપિત થઈ હતી તે પણ સિન્ધુસંસ્કૃતિ પુરવાર થઈ છે. ત્યાંની લિપિ પણ સિન્ધુલિપિના જેવી અને તેમાંથી ઉત્પન્ન થયેલી મળી

આવે છે. તલગહરૂ તથા બોગાઝ કૂઈ (એશિયા માઈનર)મા જે અતિ પ્રાચીન હિટાઇટ સંસ્કૃતિ-સામગ્રી મળી છે તે અને પ્રાચીન હિટાઈટલિપિ સિંધુસંસ્કૃતિ અને સિંધુલિપિના જેવી જ છે મધ્ય યુરોપની ડાન્યુબ—ઉપત્યકા તથા થેસેલીમા સિંધુસંસ્કૃતિના જેવી જ વસ્તુઓ મળી છે. ઇજિપ્તમા સર પેટ્રીને ત્યાના રાજવંશ પહેલાની વસ્તુઓ મળી છે અને એક પ્રકારની પ્રાચીન લિપિ મળી છે જે ઇજિપ્શિયન ચિત્રાક્ષરોની માતા હતી, એ વસ્તુઓ અને લિપિ સિંધુસંસ્કૃતિ તથા લિપિની પુત્રીઓ પ્રમાણિત થાય છે આશ્ચર્યની વાત તો એ છે કે પૅસિફિક મહાસાગરના નૈઋત્યની તથા ઈસ્ટરકિયોમા થોડાક વર્ષો પહેલા એક આશ્ચર્યમય પુરાતન લિપિમા લખેલા લેખો મળ્યા હતા એ લિપિની પરીક્ષા ઉપરથી જણાયુ છે કે તે સિંધુલિપિની જ પુત્રી હતી, અને ડા૦ વગડન જેવા વિદ્વાને કહ્યુ છે કે સિંધુસંસ્કૃતિમા લોકો પ્રાચીન કાળમા પૅસિફિક મહાસાગરમા આવજા કરતા હતા, અને એ તેમની જ લિપિ તથા સંસ્કૃતિ ઇસ્ટરકિયોના ખડેરોમા મળી આવી છે ઉત્તર અમેરિકાની પ્રાચીન માયા-જાતિની સંસ્કૃતિના અવશેષો ઉપર પણ સિન્ધુસંસ્કૃતિની છાપ દેખાઈ આવે છે દક્ષિણ અમેરિકામા પેરુની ઇન્કાસંસ્કૃતિ પણ તેના પ્રારંભિક રૂપમાં ઇસ્ટરકીયોની સંસ્કૃતિ જેવી હોવાથી સિન્ધુસંસ્કૃતિની જ પુત્રી સિદ્ધ થાય છે આ પ્રમાણે ચોમેર પૃથ્વી ઉપર, સઘળી પ્રાચીન સંસ્કૃતિઓના મૂળમા સિન્ધુસંસ્કૃતિનો પ્રભાવ દેખાય છે એવા સંજોગોમા એમ કેમ માની લેવાય કે હિન્દના નર્મદાપ્રદેશમા સિન્ધુસંસ્કૃતિથી ભિન્ન, એક જુદા પ્રકારની સંસ્કૃતિ વિકસતી હતી? નર્મદાપ્રદેશમા પાછળથી સિન્ધુસંસ્કૃતિ પહોચી હશે અને તેના જ અવશેષો મહેશ્વરમા મળ્યા હશે આ પ્રમાણે નર્મદાસંસ્કૃતિ ખોટી પુરવાર થાય છે અને આપણે તેના નામનો બહિષ્કાર કરવો જોઈએ.

ગ. નરન્દીકરની દલીલ આ પ્રમાણે છે

૩ પુરાણોદ્વારા જણાય છે કે પ્રલયના પૂર્વે અને પશ્ચાત્ નર્મદાપ્રદેશના લોકો દરિયા પારના દેશો જેવા કે બેબીલોનિયા સાથે વહાણોદ્વારા વેપાર કરતા હતા નાગપુર મ્યુઝિયમમા બેબીલોનના પ્રથમ રાજવંશના સમયનુ એક બેબીલોનિયન સીલ છે જે એનો પુરાવો છે

જ્યારે પ્રલય હિન્દુસ્તાનની જ રચના નહોતી ત્યારે નર્મદાપ્રદેશ સાથે તેને કશો સંબંધ નથી રહેતો. જેણે નર્મદાના પ્રવાહને નજરે નિહાળ્યો હશે તે જાણતા હશે કે તેનો પ્રવાહ વહાણ તો શુ પણ હોડીઓ ચલાવવાને લાયક નથી? કોઈ પણ ભૂગોળમા એ વાંચેલ હશે કે નર્મદા અને તાપીનો પ્રવાહ નૌકા ચાલવા માટે ઉપયુક્ત નથી. પછી એમ કેમ માની લેવાય કે નર્મદાપ્રદેશવાસીઓ નર્મદાના પ્રવાહદ્વારા બેબીલોનિયા સાથે વેપાર ખેડતા હતા! જાતકકથાઓમા સ્પષ્ટ વર્ણન છે કે ભૃગુકચ્છ (ભરૂચ) અને સુપ્પારક (સોપારા)ના ગુજરાતી વેપારીઓ વહાણોદ્વારા બાવેરુ (બેબીલોનિયા) અને બીજા દેશો સાથે વેપાર કરતા હતા. હવે રહી નાગપુર મ્યુઝિયમમાની બેબીલોનિયન મુદ્રાની વાત તો એના વિષે નાગપુર મ્યુઝિયમના અધિકારીઓ પોતે નથી જાણતા કે એ બેબીલોનિયન સીલ એ મ્યુઝિયમમા ક્યા છે અને ક્યારે આવ્યુ હતુ! વળી તે પણ બહુ જૂનુ એટલે સિન્ધુ-સંસ્કૃતિના જેટલુ જૂનુ ન લેખાય. કારણ કે ઈ. પૂ. ૨૧૧૩ મા બેબીલોનિયાના પ્રથમ રાજ્યવંશની શરૂઆત થઈ હતી કે જેના સમયનું એ સીલ છે. એની પહેલા ત્યા સુમેરીન,

નીપ્પુર, ઉર, કીશ, અરેક ઇત્યાદિ નગરોમાં ૧૯ બીજા રાજ્યવંશો રાજ્ય કરી ચૂકયા હતા. આ પ્રમાણે પુરાતત્ત્વની કસોટીએ એ બહુ ચકડોળે ચઢેલો નર્મદાસંસ્કૃતિનો સિદ્ધાંત તદ્દન અસત્ય ઠરે છે. પુરાતન કાળમાં હિંદુસ્તાનમાં કેવા પ્રકારની સંસ્કૃતિ હતી, અને તે કયારે જન્મ પામી ઇત્યાદિ વિષયોનું સંપૂર્ણ નવીન દૃષ્ટિએ વિવેચન મેં મારા હિન્દી ગ્રંથ—India, the birth-place of man and civilization—માં કર્યું છે, જે થોડાક માસમાં જ બહાર પડશે. એમાં ઉત્તર ભારતમાં માનવજાતિ ઉત્પન્ન થયાનો સિદ્ધાન્ત પ્રમાણિત કરવામાં આવ્યો છે. તે સિવાય હિંદસંસ્કૃતિની ઉત્પત્તિનું ધામ હતું. અને ત્યાંથી જ તે જગતમાં પ્રસરી તેણે સુમેર, હીટાઈટ, ઇજીપ્શિયન, મિનોયન, ચીન, માયા ઇંકા ઇત્યાદિ પુરાતન સંસ્કૃતિઓને જન્મ આપ્યો હતો તે પુરાતત્ત્વની છેલ્લી શોધખોળોને આધારે સિદ્ધ કરવામાં આવેલ છે.

એ સંસ્કૃતિનો વિસ્તાર પેસિફિક મહાસાગર સુધી થયો હતો તે જાણી આશ્ચર્ય થાય છે અમેરિકામાં મેક્સિકોની ટોલ્ટેક, અઝટેક તથા માયા–સંસ્કૃતિ ઉપર પણ સિન્ધુ-સંસ્કૃતિની અસર દેખાય છે. વળી દક્ષિણ અમેરિકામાં પેરૂ દેશના ઇંકા લોકોની પુરાતનસંસ્કૃતિના જે અવશેષો, એન્ડિયનપર્વત ઉપર મળ્યા છે તેમની કળા સિન્ધુસંસ્કૃતિની કળા સાથે બહુ મળતી આવે છે. આ પ્રમાણે જે સિન્ધુસંસ્કૃતિ આખા જગતમાં પ્રસરી તે હિંદુસ્તાનમાં નર્મદાપ્રદેશ સુધી કેમ નહિ પસરી હોય? આ પ્રમાણે નર્મદાસંસ્કૃતિનો સિદ્ધાન્ત નિરાધાર સિદ્ધ થઈ જડમૂળમાંથી ઊડી જાય છે.

જેમજેમ દુનિયામાં પુરાતત્ત્વના નવાનવા આવિષ્કારો થાય છે, તેમતેમ એ સિદ્ધાંતને વધુ ટેકો મળતો જાય છે કે સંસ્કૃતિની જન્મભૂમિ આપણો હિંદુસ્તાન જ હતો. પરંતુ ખેદ તો એ છે કે હિંદી વિદ્વાનોનું લક્ષ્ય હજુ એ દિશા તરફ ગયું નથી. ખરી રીતે હિન્દનો પુરાતન ઇતિહાસ જ જગતનો પુરાતન ઇતિહાસ હતો. આ વિષય ઉપર તાજેતરમાં મેં India, the birth-place of man and civilization નામનો ગ્રંથ પૂર્ણ કર્યો છે, જે થોડા સમયમાં પ્રકાશિત થશે. એમાં હિન્દુસ્તાનના પ્રારંભિક ઇતિહાસ ઉપર તદ્દન નવીન પ્રકાશ નાખવામાં આવેલ છે. એટલું જ નહિ, આખી દુનિયાનો અતિ પ્રારંભકાળથી રામચંદ્રના રાજ્યકાળની સમાપ્તિ ઇ. પૂ. ૨૦૯૬ સુધીનો ઇતિહાસ તેમાં આલેખાયેલો છે. પ્રત્યેક દેશના પુરાતત્ત્વ તથા પ્રાચીન સાહિત્યને આધારે સંસારની સુમેર, ઇજિપ્શિયન, ચિની, ક્રીટન, હિટાઈટ, ડેન્યૂબિયન, માયા તથા ઈંકે આદિ પુરાતન સંસ્કૃતિઓને આર્ય–સંસ્કૃતિની પુત્રીઓ પુરવાર કરી છે.

**તા. ક.** અત્યંત દિલગીરી સાથે લખવું પડે છે કે આ લેખ લખાયા પછી તરત જ ગયા ફેબ્રુઆરી માસમાં રા. વિષ્ણુ આર. કરન્દીકરનો ભરયુવાન વયે સ્વર્ગવાસ થયો છે. તેઓ સતારાના નિવાસી અને ધી ડેક્કન કૉલેજ પૂનાના એક ગ્રેજ્યુએટ હતા. સંસારના પ્રાચીન ઇતિહાસમાં સૈકાઓ સુધી પ્રમુખ ભાગ ભજવનાર બેબીલોનિયા અને પ્રાચીન હિંદના અતિ નિકટના સંબંધ ઉપર પ્રકાશ પાડનાર તેઓ પહેલા જ વિદ્વાન હતા. તેમણે પુરાણોનું ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી અનુશીલન કરવા માંડ્યું હતું, અને હિન્દ તથા સુમેરિયન સંસ્કૃતિની જન્મભૂમિ 'નર્મદા–ઉપાત્યેકા'ને કલ્પી ઐતિહાસિક સંસાર સમક્ષ 'નર્મદા–ઉપાત્યેકાની સંસ્કૃતિ' નામની એક નવી માન્યતા રજૂ કરી હતી. એમના આ સિદ્ધાન્તે

લગભગ બધા હિન્દી ઇતિહાસસંશોધકોનું સારું ધ્યાન ખેંચ્યું હતું અને ધી ઇન્ડિયન ઓરિયેન્ટલ કોન્ફરન્સ જેવી સંસ્થાઓ તરફથી તેમના કાર્ય માટે ટેકો પણ મળ્યો હતો. પુરાણોમાંથી તારવી કાઢેલા પોતાના નિર્ણયોની પુષ્ટિ માટે નર્મદા ઉપાત્યકા અને તેની આજુબાજુના પ્રદેશોમાં તેમણે બે વર્ષ સુધી પગપાળે મુસાફરી કરી હતી. આ યાત્રા દરમ્યાન ઓમ્કાર—માંધાતા પાસે નર્મદામાં એક હોડીમાંથી ઊતરતાં તેમના એક હાથને સખત ઇજા થઈ હતી જેથી તે હાથ નકામો થઈ ગયો હતો. તે છતાં તેમણે પોતાનો પ્રવાસ તો ચાલુ જ રાખ્યો. ઇતિહાસસંશોધનના કાર્ય માટે આવી ધગશ બતાવનાર અને પરિશ્રમ લેનાર તેઓ પહેલા જ હિન્દી વિદ્વાન હતા એમ કહીએ તો ચાલે. આ પ્રવાસ દરમ્યાન તેમણે અનેક પ્રાચીન સ્થળો શોધી કાઢ્યાં હતાં અને એમાં થયેલા અતિ પરિશ્રમના પરિણામે તેમની તબિયત ઘણી બગડી ગઈ, જેનું પરિણામ તેમના અકાળ મૃત્યુમાં આવ્યું. એવો ખંતીલો વિદ્વાન અમારી વચ્ચેથી અણધારી રીતે ચાલ્યો ગયો તે અમારા માટે અત્યંત દુર્ભાગ્યની વાત છે. હિન્દની પ્રાચીન સંસ્કૃતિ અને તેની શ્રેષ્ઠતાને પ્રકાશમાં લાવવા માટે તેમણે ટૂંકા સમયમાં જ ઘણું કરી બતાવ્યું, અને જ્યારે તેમની શોધખોળો પરિપક્વ થઈ વિદ્વાનો અને આ વિષયમાં રસ લેતી આમજનતાનું વિશેષ લક્ષ્ય ખેંચવા લાગી હતી, તે સમયે જ કમનસીબે તેમનો સ્વર્ગવાસ થઈ ગયો. હજી અમને તેમની પાસેથી ઘણી મોટી મોટી આશાઓ હતી, અને તેમણે ઉપાડેલા કાર્યોને અધૂરાં જોઈ અમારા મનને બહુ દુઃખ થાય છે. તેઓ The Traditional History of India નામનું એક પુસ્તક લખી ગયા હતા અને હમણાંહમણાં Ancient India નામનું એક ત્રૈમાસિક પણ કાઢવા માંડ્યું હતું. ઈશ્વર તેમના આત્માને શાંતિ આપો.

લેખક

# ભારતીય નક્ષત્રચક્રનું આરંભસ્થાન

-છોટુભાઈ સુથાર

[ ફાગણના અંકના પૃ. ૪૫૩ થી ચાલુ ]

૨

હવે થોડાંક પ્રશ્ન ઊભા થાય તેમ છે તે જોઈ લઈએ.

૧. અયનાંશ એટલે શું અને તે ક્યાંથી માપવામાં આવે છે ?

૨. જે સ્થળેથી અયનાંશ માપવામાં આવે છે તે આરંભસ્થાનનું નામ અને તેનું નક્ષત્રોમાં સ્થાન.

૩. શક ૧૮૫૯ (ઈ. સ. ૧૯૩૭)ના અયનાંશ.

અયનાંશ એટલે નિરયન સ્થિર આરંભસ્થાન અને સંપાતબિંદુ વચ્ચેનું અંશાત્મક અંતર. આ વ્યાખ્યા બરાબર સમજી લેવાય તો પાછળથી ચર્ચવામાં આવતા મુદ્દાઓ આપણે સારી રીતે સમજી શકીશું. પ્રથમ સંપાતબિંદુ કોને કહે છે તે વિચારી લઈએ. સૂર્ય આકાશમાં જે કલ્પિત માર્ગે ભ્રમણ કરી રહ્યો છે, તે માર્ગને ક્રાન્તિવૃત્ત કહેવામાં આવે છે. સૂર્ય વિશ્વના અસંખ્ય તારામાંનો એક તારો જ માત્ર છે. અસંખ્ય તારા જેમાં સમાઈ રહ્યા છે તે વિશ્વનું વિષુવવૃત્ત આપણી પૃથ્વીના વિષુવવૃત્તની સપાટીમાં છે. સૂર્યનું ક્રાન્તિવૃત્ત વિષુવવૃત્તને જે બે બિંદુઓમાં છેદે છે તે દરેકને સંપાતબિંદુ કહેવામાં આવે છે. વિષુવવૃત્તના ૩૬૦ અંશાત્મક વિભાગોની ગણના સંપાતબિંદુમાંથી કરવામાં આવે છે. પણ ક્રાન્તિવૃત્ત સંબંધે તેમ નથી. આપણા નક્ષત્રચક્ર ઉપરના અંશાત્મક વિભાગોની ગણના અમુક એક સ્થિર તારાથી અથવા અમુક એક સ્થિર બિંદુથી ગણવામાં આવે છે. આ સ્થિર તારો અથવા સ્થિર બિંદુ કે જ્યાંથી આપણા નક્ષત્રચક્રના ૩૬૦ અંશાત્મક વિભાગો ગણવામાં આવે છે તેને ભચક્રારંભ (નક્ષત્રચક્ર આરંભસ્થાન) કહેવામાં આવે છે. પાશ્ચાત્ય ગણિતનોનું ભચક્રારંભસ્થાન સંપાતબિંદુ છે. સંપાતબિંદુ દર વર્ષે ક્રાંતિવૃત્ત ઉપર પશ્ચિમ તરફ ખસતું રહે છે. અને આમ પાશ્ચાત્યોનું આરંભસ્થાન (સંપાતબિંદુ) દર વર્ષે બદલાતું હોઈ ચલ ગણાયું છે. આપણું આરંભસ્થાન ચલ છે એવો કોઈપણ ગ્રંથમાં ઉલ્લેખ નથી. મતલબ કે આપણા આરંભસ્થાનને ચલબિંદુ ન કલ્પતાં ક્રાન્તિવૃત્ત ઉપર આવેલું એક સ્થિરબિંદુ ગણવામાં આવ્યું છે.

રેવતી યોગતારામાં સૂર્ય જ્યારે પ્રવેશ કરી આખું રાશિચક્ર ફરી તેજ સ્થાને પાછો આવે ત્યારે આપણું એક વર્ષ પુરું થાય છે. વર્ષગણના માટે નિઃશર રેવતી યોગતારાને આપણા અયનાંશ માપવાનું આરંભસ્થાન ગણવામાં આવ્યું છે. એટલે હવે નિઃશર રેવતી યોગતારો કયો એ અહીં જાણી લેવું આવશ્યક છે. આપણા સૂર્યસિદ્ધાન્ત વગેરે ગ્રંથોમાં જણાવવામાં આવ્યું કે રેવતી પુંજમાંના જે તારાનો શર (Celestial latitude) ૦°

હોય તેને નિ શર રેવતી યોગતારો કહેવામા આવે છે તેમણે વધુમા ઉમેર્યું છે કે આ યોગતારાનો શર માત્ર ૦° ન હોતા થોડો ઉત્તર તરફનો છે બીજા ગ્રંથોમા આ ભચક્રારંભ સ્થાન સ્થિત રેવતી યોગતારાના શર ૦° આપેલો છે ( શર = ક્રાન્તિવૃત્તથી ઉત્તર દક્ષિણ મપાતુ અંશાત્મક અંતર )

ત્રીજા પ્રશ્નનો જવાબ આપતા પહેલા આપણે આ વિષયમા જરા વધુ ઊંડા ઊતરવુ પડશે આરંભસ્થાને નિ શર રેવતી યોગતારો છે એ બધા માન્ય રાખે છે, પણ આપણુ આ આરંભસ્થાન ક્યુ છે એ વિષે મોટો મતભેદ પ્રવર્તે છે આપણા જૂના ખગોળશાસ્ત્રીઓને અયનગતિ માહિત હતી, કારણ તેમણે આ અયનગતિ દર વર્ષે કેટલી તે આપેલુ છે પણ આ ખગોળશાસ્ત્રીઓએ કયા વર્ષે આપણ સ્થિરબિંદુ અને સંપાતબિંદુ એક જ સ્થળે હતા તે ચોક્કસ રીતે આપ્યુ નથી દરેક ગ્રંથમા કા તો તે વિષે ઉલ્લેખ માત્ર છે અથવા અમુક શક વર્ષ એવુ આપ્યુ છે એટલે હવે મોટો ગોટાળો ઉત્પન્ન એ થયો છે કે કયા શક વર્ષમા શૂન્ય અયનાંશની ગણતરી થઈ હશે? જુદાજુદા ગ્રંથોના જુદાજુદા શૂન્યાયનાંશ શક વર્ષ આપવાનું કારણ તે સમયે ગણવામા આવતી જુદીજુદી અયન ગતિઓને જ આભારી છે એટલે આપણે તો પ્રથમ આપણ સ્થિર આરંભસ્થાન ( નિ શર રેવતી યોગતારો ) અથવા શુદ્ધ નિરયન વર્ષ શોધી કાઢવુ રહ્યુ બેમાથી એક જડ્યે બીજુ આપોઆપ મળી આવશે અને પછી તો આપણે તેના ઉપર રચના ધારેલી આખી ઇમારત ઊભી કરી શકીશુ

રેવતીપુંજમા તપાસ કરતા નિ શર તારો એકેય જડતો નથી હા, બીજા કેટલાક તારાઓ ક્રાન્તિવૃત્ત પાસે આવેલા છે પણ તેમના શર ૦° કરતા વધારે છે ઓછામા ઓછો જેનો શર હોય એવો કોઈ પણ તારો રેવતીપુંજમાથી મળી આવતો હોય તો તે ઝીટાપિસ્યમ (Zeta Piscium) નામનો નરી આંખે દેખાતો તારો છે સૂર્યસિદ્ધાન્ત અને બીજા સિદ્ધાન્તો આપણા આરંભસ્થાનના રેવતી યોગતારાને ઉત્તર શર આપે છે, જ્યારે આ ઝીટાપિસ્યમનો શર દક્ષિણ છે એટલે તેને સિદ્ધાન્તોક્ત યોગતારો માનવો કે કેમ એ પ્રશ્ન ઊઠે છે ઝીટા પિસ્યમનો શર ( જે ૧૩′ દક્ષિણ છે ) જોતા તેમ માનવામા કશી હરકત નથી, પણ પોતે માનવુ અને બીજા પાસે મનાવવુ એમા ઘણો ભેદ રહેલો છે પરિણામે હિંદના કેટલાક વિદ્વાનો જૂના સિદ્ધાન્તો પ્રમાણે જેનો ઉત્તર શર નથી એવા આ ઝીટાપિસ્યમને આપણા ભચક્રના આરંભસ્થાન તરીકે માનવા તૈયાર નથી તમે પૂછશો, 'કારણ?' કારણ માત્ર એટલુ જ કે આ ઝીટાપિસ્યમનો શર ઉત્તર નથી નવીન સુધારો અપનાવવાની ઇચ્છાવાળા તમે હશો તો બોલી ઊઠશો, અરે આમા તે શુ? આટલુ પણ સ્વીકારી ન શકાય?! પણ જૂનવાણી વિચારના લોકો, જેઓ સિદ્ધાન્તગ્રંથોમા જે લખ્યુ તે જ સાચુ એમ શ્રદ્ધાથી માને છે તેમને પણ આપણે સત્ય નિવેદન કરવુ રહ્યુ એમની ખાતરી માટે ક્યુ વિધાન સાચુ છે એ તપાસવાની સુવિધા પણ એમને કરી આપવી જોઈએ

અપૂર્ણ ]

# પૃથ્વીને

પૂજાલાલ

[ શાર્દૂલવિક્રીડિત ]

ખોલી નાખ બધાંય દ્વાર પૃથિવી! આ વજ્ર તાળાં બધાં
તોડી નાખ: કહીં સુધી ગહનમાં રૂંધાયલા પાવકો
જાશે વાટ? યુગોથી ધીર હૃદયે એ ધૈર્ય ધારી રહ્યા;
હાવે લેશ વિલંબ એ નહિ સહે; જામેલ ગાઢાં પડો
ગાળી એક નિમેષમાં, ઊછળતા આવેગથી લોકની
કાયાને થથરાવતા, ગગનના માર્ગો નવા શોધશે;
બાધાઓ ઉથલાવશે ભડ સમા પહાડો તણી ફોજની;
જ્વાલારૂપ વિશાલ સેતુ રચતા સૂર્યે જઈ પહોંચશે.

જાગ્યા છે ઝબકી મહાસપનની બીજે વીંધાઈ ઉરે,
ભાગ્યાં ધારણ કાળનાં, ભય ટળ્યો છે મૃત્યુનો, અંતરે
લાગી છે લગની અલૌકિક; અને પ્રાણો વિરાગી ઝૂરે
જોવા એ અણદીઠ નેન અકલે એકાંત જ્યાં ઊભરે.
પૃથ્વી! એ પગથારથી ઊતરશે ત્યાં એ અમીલોચનો,
એનાં દર્શનથી થશે દુઃખતણાં આનંદમાં મોચનો.




હિંદુઓની વિવાહપદ્ધતિ આપણા નવા વિચારોને અનુકૂળ કરવા કેવી કરવી જોઈએ એ વિષય ઉપર ચર્ચા આમંત્રવાની તક લઉં છું.

અનેક દૃષ્ટિબિંદુઓથી આપણી વિવાહપદ્ધતિમાં ફેર કરવો જોઈએ એમ જણાય છે. સૌથી પહેલું તો એ કે એ વિધિ બહુ લાંબી છે, દિવસોના દિવસો ચાલે છે તે હવે નવી કેળવણી લીધેલાને પસંદ નથી અને તેથી વિધિ કરાવનારા બ્રાહ્મણો વિધિમાંથી ગમે તે ભાગ રાખે છે અને ગમે તેને બાદ કરે છે, તેને બદલે તેની ચર્ચા થઈ તેનું સ્વરૂપ નક્કી થવું ઇષ્ટ છે.

આને જ અંગે આપણી વિવાહપદ્ધતિ અને તેની અનેક રૂઢિઓમાં શાસ્ત્રની દૃષ્ટિએ અને રહસ્યની દૃષ્ટિએ ઓછામાં ઓછી કેટલી આવશ્યક છે તે પણ નિયત થવું જોઈએ. હિંદુ ધર્મશાસ્ત્રને આધારે કોર્ટે શો નિર્ણય કરેલો છે તે પણ પ્રસ્તુત હોવાથી તેની ચર્ચાને પણ આમંત્રું છું.

આપણા નવા વિચારોની દૃષ્ટિએ હવે આપણે કન્યાદાનને માનતા નથી. કન્યા કોઈ મિલકત નથી, પિતા તેનું દાન ન કરી શકે, અને ઘણી વાર જ્યાં વરકન્યા પોતે જ પરણવાનો નિર્ણય કરે ત્યાં પિતા તરફથી દાન કરવું એ તો માત્ર અર્થહીન વિધિ રહે. આ નવો વિચાર એટલે સુધી ગયો છે કે હાલની કેટલીક કંકોતરીઓ વરકન્યાનાં મુરબ્બીઓના નામથી જ તે કાઢે છે, અને તેમાં પોતે પરણવાનાં છે એવો જ ઉલ્લેખ હોય છે. અલબત્ત આપણી વિધિને કન્યાદાન જ કહેવાયું છે, છતાં આપણા હિંદુધર્મમાં જેમ અનેક પ્રકારની દૃષ્ટિએ વિસંવાદી જણાતા વિચારો નીકળી આવે છે તેમ અહીં પણ વરકન્યા પોતાની ઇચ્છાથી વિવાહથી જોડાય છે એવા વિચારનાં વિધાનો પણ લગ્નવિધિમાં હશે ખરાં! ગૃહ્યસૂત્રનું એક વાક્ય...'तावेह विवहावहै' 'આપણ બે પરણીએ' એ વાક્ય તો સ્પષ્ટ રીતે વરકન્યા બન્ને પોતાની મેળે પરણનાં હોય એવા અર્થનું દેખાય છે. એટલે આ ચર્ચાને અંગે આ બાબત પણ વિદ્વાનો વિચાર કરે, ચર્ચા કરે, એવી મારી વિનંતી છે.

રામનારાયણ વિ. પાઠક

* *
*

૨

**પ્રસ્થાન તંત્રીશ્રી**

ત્હમારો ફાગણનો અંક આજ "એમ્પાયર ડે"ની સવારે મળતાં તેમાં "વિચારચંક્રમણ"માં ત્હમે સ્પર્શેલી એક બાબત વિષે આ લખું છું, કેમ કે જે વસ્તુ હજી ઘડાવામાં છે, એક પક્ષે જ સ્વીકારેલી છે, સર્વમાન્ય થયેલી માનવાને કારણ જ નથી, જે સિદ્ધ થઈ ચુકેલી ગણાય જ નહીં, તેને સર્વમાન્ય અને અટકથી કુમારી ભૂશિર લગી સ્વીકારાઈ ગયેલ હોય ને, એ પ્રકારે જણાવવા વર્ણવવા સ્તવવા વગેરેની અશાસ્ત્રીય અને દૂષિત પણ સગવડિયા રીત એટલી બધી વધી પડી છે, કે જ્યાં ને ત્યાં એ જ પુનરુક્તિઓ જોતાંજોતાં હવે તો કંટાળો આવે છે. ત્હમારા જેવા લેખકને હાથે પણ ગાડરિયા શોરબકોરમાં વૃદ્ધિ થતી જોવામાં આવે એથી કોને ખેદ ન થાય વારુ?

ત્હમે લખો છો—"ત્રિરંગી વાવટો આપણા દેશધ્વજ તરીકે સ્વીકારાઈ ગયો છે!" ક્યારે ભલા? ધોળી ટોપી જેમ ગાંધી મંડળના માથા ઉપર જ દેખાય છે, બીજા હિંદીઓને માથે પોતપોતાના ભિન્નભંડિલ પાઘડી રૂમાલ ફેંટાદિ હોય છે, ખ્રિસ્તીઓ વિલાયત જઈ આવેલા અને બીજા ઘણા હિંદીઓને માથે વિલાયતી હૅટ પણ હોય છે, મુસ્લિમોમાંના ઘણાને માથે તે તે ટોળાના સાફા કે ફેઝ હોય છે, કરોડો કણબી ફેંપાડાં જ બાંધે છે; તેમ આ ત્રિરંગી વાવટો હજી એકપક્ષી ઉપાધિ કરતાં વધારે માનનીય નથી'જ થયો, એ હકીકત છે. કૉન્ગ્રેસપક્ષ સારી પેઠે મોટો છે બેશક, ત્રિરંગી વાવટાને ઘણા પૂજે છે એ પણ નિર્વિવાદ, પરંતુ "દેશધ્વજ" શબ્દ તો અતિશય ભારે છે. આપણો હિંદ સાધારણ દેશ નથી, ખંડ જેવડો મોટો છે; હિંદીઓને સમગ્ર લેતાં એ પાંત્રીશ કોટિ જનતામાં ધર્મ પંથ લોહી સંસ્કૃતિ વેશ ભાષા રૂઢિ આચાર ભાવના પક્ષ લાગણી અને વલણોના ભેદ પણ અનેકાનેક છે. બ્રિટિશ સામ્રાજ્ય પ્રત્યે વફાદારી અને તેના ધ્વજ માટે પૂજ્યભાવ હજી કરોડો હિંદીઓમાં સજીવન છે, એ સૂર્યપ્રકાશ જેવી પ્રકટ હકીકત ત્હમારા જેવાને હાથે અવગણાવી ના ઘટે, ભલે તમે પોતે પાકા કૉન્ગ્રેસપક્ષી અને કૉન્ગ્રેસના પૂરેપૂરા વિજયમાં જ હિંદનું સાચું હિત માનનારા રહ્યા. 'ઉતાવળા તે બ્હાવરા, ધીરા તે જ ગભીર.' આખા હિંદનો "દેશધ્વજ" થતાં તો તો વાર લાગશે વાર, પૂર્ણ સ્વરાજ્ય ખાટતાં જેટલી લાગશે, તેટલી જ અને તમારા "ચંક્રમણ"માંની બીજી બાબત વિષે તો આટલું જ, કે "બંદે માતરમ્" ગીત તેના કર્તાએ આખા હિંદને માટે લખેલું જ નથી, બંગાળા અને બંગાળી પ્રજાને જ એ ગીત લાગુ પડે છે, તથા તેમાં પણ "મલયજશીતલાં" જેવી છેક ઉપહસનીય અતિશયોક્તિઓ અને વ્યર્થોક્તિઓ આવે છે.

તા. ૨૪-૫-૩૭

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

# ભારી ત્યાગ

ફોલક

પૂનેમની ચાંદની રાત વિષે
હું, મારી પત્ની, શિશુ સાક્ષી સાથે
ફરવા જવા નીકળીયાં શહેરમાં
જોવા સિનેમા જ્યમ તેમ પહોંચી
ઉતાવળેથી પકડી જ ગાડી.
ને પ્લેટફોર્મે ઊભી ગાડી રે'તાં
અમે પ્રવેશ્યાં ગભરાટ છોડી.
સખી ગઈ બેસી સમીપ બારી.
કહી મને બાજુ મહીં જ બેસવા,
'દે બેસવા બારી સમીપ તું મને,
ને બેસ તું સન્મુખ આમ મારી.'
કહી, ધરી ગાહ જગા તણી ઊભો
હું, ના તહીંથી ડગ યે ખસીને
કીધો ઘણો આગ્રહ તોય, તેણે
જગા ન આપી. 'શિશુને લિયો જરી;
રડેછ જૂઓ તમને નિહાળી
ઊભા રહેલા.' વદી તે વધુમાં.
'પતિ કહે તે કરવું પડે સખી
ન શું શિખી શાસ્ત્ર વિષે હજી તું?'
'પરંતુ આવી નથી રીત પ્રેમની—
જુઓ ત્યજી ગાદી ગયા છ રાજા
પ્રિયા જ માટે, નહિ શું તમે પછી
છોડી શકો બારી સખી જ માટે?'

## શબ્દચર્ચા

### 'જ'–'ય'નું શુદ્ધલેખન

શ્રી. તંત્રીજી,

'પ્રસ્થાન', અમદાવાદ

આપણાં લખાણુમાં મહત્ત્વદર્શક 'જ' અને 'અપિ'-વાચક 'ય' કે 'યે' કેવી રીતે લખવા એ વિષે એકવાક્યતા જણાતી નથી. પ્રશ્ન એ છે કે આ બે એકાક્ષરીઓને તેમના સંબદ્ધ પદના ભાગ ગણી તેની સાથે એકપદરૂપે લખવા? કે સ્વતંત્ર શબ્દ ગણી તેમનું સ્થાન પદવત્ અલગ હોવું જોઈએ? આ વિષે વિદ્વાનોમાં ચર્ચા થાય તો શુદ્ધલેખન કરવાની કાળજીવાળાઓને તે ઉપકારક થશે. અને ગુજરાત વિદ્યાપીઠ પોતાના કોષની ત્રીજી આવૃત્તિમાં લેખનને અંગેના જોડણીના મુદ્દા ઉપરાંત આ મુદ્દાનાય કેટલાક નિયમો તારવી આપે તો સરસ મદદ થશે.

મારી સમજ, ઉપરના પ્રશ્ન પરત્વે, ટૂંકમાં આપની આગળ મૂકી જાઉં.

૧. 'જ' અલગ હોવો જોઈએ, કેમ કે તે સ્વતંત્ર પદ તરીકે વાક્યમાં સ્થાન પામતો લાગે છે. સંસ્કૃત च સાથે વ્યુત્પત્તિકરો એને જોડે છે. અને સંસ્કૃતમાંય च તે चित्, चन જેવો કે આપણા 'જરા–જરાક, થોડું–થોડુંક'માંના ક જેવો કે 'નાનું–નાનકડું, નાનલું' જેવાં રૂપોનો 'ડુ, લુ' પણ નથી. વળી, જે કોઈ પદની સાથે તે મહત્ત્વદાયી સ્થાન લે છે, તેથી તે પદમાંય કશો વિકાર નથી થતો.

૨. પરંતુ 'ય, યે' એવો નથી લાગતો. સુરત તરફ તો આને બદલે 'ઓ' જેવું કાંઈક બોલાય છે. આ અપિ-વાચકની વ્યુત્પત્તિ શી છે? જૂના ગુજરાતીમાં એને મળતો શો ઉપયોગ હતો?

એક વિદ્વાન મિત્રે કહ્યું, ય પણ અલગ જ રાખવો જોઈએ, કેમકે તે પદનો ભાગ નથી. મને લાગે છે કે, એ પદનો ભાગ જ બને છે. એક તો એ કારણ કે, મારું માનવું છે કે આ ય–યે કે સુરતી આ ઉચ્ચારના ધ્વનિથી અર્થપૂર્તિ કરતા હોય—નહિ કે પોતે પદરૂપે અર્થ ઉત્પન્ન કરતો હોય.

પણ એ માન્યતાથી સબળ કારણ તો એ છે કે તે વિકારી છે. ઉદાહરણ:

તે આવ્યો ને છગને (બ્ય) આવ્યો. અ-કારાંત નામ સાથે આવતાં અ નો એ થાય છે. એટલું જ નહિ, એ થયા પછી 'ય' ન હોય તો અપિ-વાચકના તેટલા ફેરફારમાંયે આવી રહે છે. અકારેતરાંત પદોમાં આ વિકાર નથી થતો, એમ જ કહેવાય. છતાં 'ય' વિકારી જ ઠરે છે. આ, મને લાગે છે, 'ય' ભેગો લખવાનું સૌથી સબળ કારણ આપણી પાસે હોય.

આપ આ વિષે મત આપશો તથા વિદ્વાનોને તેમ કરવા નોતરશો એ આશાથી આ પત્ર મોકલું છું જે, આશા છે, આપ પ્રસિદ્ધ કરશો.

ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ
૮–૧૨–'૩૫

લિ. સેવક,
મગનભાઈ પ્રભુદાસ દેશાઈના
વંદે માતરમ્

વિદ્વાનોને આ ચર્ચામાં ભાગ લેવાને આમન્ત્રણ છે.

આ વિષય પહેલાં પણ ચર્ચાયેલો છે. પણ હજી વિશેષ ચર્ચાની જરૂર છે. ઉપર મી. મગનભાઈએ જે મુદ્દાઓ દર્શાવેલ છે તેથી વિશેષ કેટલાક મુદ્દા મને સૂઝે છે તે નીચે નોંધું છું:

'ય' 'યે' 'એય' એ શબ્દ વિકારી નહિ પણ એક જ શબ્દના ઉચ્ચારભેદ જણાય છે. બધાનો અર્થ એક જ છે. બોલવાની સગવડ માટે તે ભેદો થયા છે. તેનો 'પણ' એવો સ્પષ્ટ અર્થ છે એટલે એને જુદો શબ્દ જ ગણવો પડે.[1]

જે શબ્દના સંયોગે તે વપરાયો હોય તેની સાથે તે ઉચ્ચારમાં મળી જાય છે એ ખરું. પણ એમ ઉચ્ચારમાં બે શબ્દો ઘણીવાર મળી જાય છે. જેમ કે 'ન આવ્યો'ની બોલવામાં સંધિ થઈને 'નાવ્યો' બોલાય. 'હા જ તો' નું 'હાસ્તો' બોલાય. તેથી તે જુદા શબ્દો મટી જતા નથી. સંધિ થાય ત્યારે ભેગા લખવા જ પડે. પદચ્છેદ કરતી વખતે તેને જુદા પાડવા કે નહિ એ પ્રશ્ન છે. પ્રથમ દર્શને જુદા પાડવા જોઈએ એમ જણાય છે—જો કે એ માટે પણ ચર્ચા થઈ નક્કી થવું જોઈએ.

વધારે મુશ્કેલીનો સવાલ એ છે કે ઘણીવાર 'ય'ના સંબંધવાળા શબ્દની વિભક્તિનો પ્રત્યય 'ય'ની પછી આવે છે, જેમકે "ઘણાયને આ યાદ હશે" ત્યાં ય જુદો શી રીતે લખવો ? પણ આ મુશ્કેલી પણ 'ય' પૂરતી નથી, વધારે વ્યાપક છે. કોઈવાર એવો વિભક્તિ પ્રત્યય 'જ' પછી પણ આવે છે. જેમકે:—

પ્રભુ વજ્રી-જ-નો પ્રતાપ તે છે,
અસુરોને સુરપક્ષના જિતે જે;

પરાક્રમની પ્રસાદી. અંક ૧લો. શ્લો. ૧૩

એવી માડી-જ-ના જેવી દશા દારુણ દોહલી
રાજુ સ્ત્રીની કરી દેવી પિતુશ્રીને જણાવણી.

પ્રેમની મુદ્રિકા અંક ૪. શ્લો. ૬.

અહીં બન્ને જગાએ 'જ' પછી છઠ્ઠીનો પ્રત્યય આવે છે. અલબત આ કાવ્યમાં જ આવે છે ગદ્યમાં આપણે આમ બોલતા નથી. પણ સાક્ષર શ્રી. કે. હ. ધ્રુવ જેવાનો આવો પ્રયોગ આપણી ભાષાની રૂઢિ વિરુદ્ધનો તો ન જ ગણી શકાય. એટલું જ નહિ, આપણી ભાષાના કેટલાક પ્રયોગ જોતા એમ સ્વીકારવું પડે એમ જણાય છે કે આપણી ભાષામાં વિભક્તિપ્રત્યયને દૂરથી પકડી લેવાની નામમાં શક્તિ રહેલી છે. તે અનેક રીતે જણાય છે. જેમકે "વિચારો અને લાગણીઓનો ધર્મ જ એવો છે" એ વાક્યમાં 'લાગણીઓનો' શબ્દમાં આવેલો છઠ્ઠીનો પ્રત્યય 'વિચારો'ને પણ લાગે છે. એથી આગળ જતાં ઘણીવાર વિશેષણનો પ્રત્યય તેના વિશેષ્યને લાગેલો જણાય છે. જેનો ઉત્કટ દાખલો નીચે મૂકું છું:

---

૧ 'કારણકે' 'કેમકે' 'જોકે' વગેરેમાં 'કે' છૂટો લખવો કે ભેગો એ પણ પ્રશ્ન છે. સદ્ગત કમળાશંકરે મ્હોટા વ્યાકરણમાં 'જિવા' 'કેમકે' 'નહિતર' એમ લખેલ છે અને 'કારણ કે' જુદા લખેલ છે. આમાં ખોટું એ જ હોઈ શકે કે અર્થભેદ થવામાં એ શબ્દોનો જુદો અર્થ થઈ પછી અન્વય થાય છે કે બન્નેનો એક જ અર્થ થાય છે? બન્નેનો જુદો અર્થ ન થતો હોય તો બન્નેને એક શબ્દ ગણવો. બન્ને જુદા શબ્દો હતા એ હકીકત પછી એ શબ્દના ઇતિહાસની થઈ. વ્યાકરણમાં એને સ્થાન ન રહે.

કટાક્ષ કરુણા તણા તુજથી જે લસે અંતરે.

અન્વયઃ "જે તુજ કરુણા તણા કટાક્ષથી અંતરે લસે." 'તુજ કટાક્ષથી'ને બદલે 'કટાક્ષ તુજ'થી થયું. આ પ્રયોગ ખોટો નથી. સદ્દગત નરસિંહરાવે 'મનોમુકુર' ગ્રન્થ ૨ જો પૃ. ૨૦૨–૦૩ ઉપર હરિહર્ષદના એક કાવ્યમાં આવતા આવા પ્રયોગ તરફ ધ્યાન ખેંચ્યું છેઃ

તુજ સમ પ્રથમે હું યોગ કાન્તા તણાથી.

શ્રી. નરસિંહરાવ લખે છે; [ 'કાન્તા તણા યોગથી' વ્યત્યય કરી 'યોગ કાન્તા તણાથી' કર્યું એ ઘટના ધ્યાન ખેંચે છે.... ] જો આ પ્રયોગ ભાષારૂઢિ વિરુદ્ધનો એમને જણાયો હોત તો તેમણે એમ લખ્યું હોત.

આ જ પ્રકારની ભાષારૂઢિ જેને પષ્ઠીવ્યુત્ક્રમનો દાખલો કહીએ તેમાં આવે છે. જેમકે, —મેં વારંવાર આપેલો લઉં તો—

વાત પકવાનથી ભુખ ન ભાગે. —નરસિંહ મહેતો.

'વાત પકવાનથી' એટલે 'પકવાનની વાતથી'. મધ્યકાલીન ગુજરાતી કાવ્યમાં આવા પ્રયોગો ઘણા છે. આ આપણી ભાષાની એક વિલક્ષણ રૂઢિ છે. આ બધા દાખલામાં હું નામની દૂરથી વિભક્તિપ્રત્યય પકડી લેવાની શક્તિ જોઉં છું. આ બધા દાખલામાં ઘણે ભાગે નામનો પ્રત્યય તેની પછી તેના સંબંધમાં આવતા શબ્દને લાગેલો છે, અને ઘણે ભાગે એવા જ દાખલા વિશેષ મળે છે. પણ એ જ નિયમ છે એમ કહી શકાતું નથી.

માડી પારાં બાંધ્યાં ને વાછરૂ છોડયાં,
માડી પારાં સૂતાં ને બાળ જગાડયાં.

એ લોકગીતમાં નામની પૂર્વે મૂકેલા વિશેષણને નામનો પ્રત્યય લાગેલો છે. પણ હું કબૂલ કરું છું કે આ પ્રયોગ વિરલ છે અને અનુકરણયોગ્ય નથી. પણ આ બધા દાખલા ઉપરથી એટલું જરૂર ફલિત થાય છે કે આપણી ભાષામાં નામમાં દૂરથી વિભક્તિપ્રત્યય પકડી લેવાની શક્તિ છે. આમ પ્રત્યય દૂર જાય છે તેને ભાષાનું શૈથિલ્ય ગણવાને બદલે હું શક્તિ ગણવાના પક્ષનો છું. કવિતામાં આ શક્તિ એક પ્રકારની કરકસર અને શબ્દના ક્રમમાં એક ખૂબીવાળું વૈવિધ્ય લાવે છે. આની સાથે એ પણ જોવાનું છે કે હિંદી ભાષામાં તો કેટલાક વિભક્તિપ્રત્યયો નામથી જુદા લખાય છે. એટલે આ મારો મત સાચો હોય તો નામ અને તેના વિભક્તિપ્રત્યયની વચ્ચે બીજો શબ્દ આવે એ આપણી ભાષાની રૂઢિ વિરુદ્ધ નથી, અને સ્વતંત્ર શબ્દ હોય તો પછી તેને અલગ લખવો પ્રાપ્ત થાય છે.

વિભક્તિપ્રત્યયની ચર્ચામાં મેં વધારે જગા રોકી છે તે તે પ્રશ્નની પણ ચર્ચા થાય તેટલા માટે. આ લખાણનો ઉદ્દેશ માત્ર ચર્ચાને અનેક મુખે ખુલ્લી મૂકવાનો જ છે. કોઈ પણ અમુક નિર્ણય રજૂ કરવાનો નથી. અને વિદ્વાનો આમાં ભાગ લેશે એવી આશા છે.

રા. વિ.

———o———

# ચાંદની રાત

પતીલ

[ માલિની ]

૧

ધવળ તનની ધેનુ જેહનું દૂધ પોણું
પડતું રજતપાત્રે બ્હાવલેથી બ્હોળું
નિજ પ્રિયજન સાથે
બેસીને હર્મ્યે માથે
નહિ શું કદાંય એવી ચાંદની રાત સેવી ?

૨

મધુર બરફપીણું પીવું કોને ગમે ના
મળતું વગર મૂલ્યે ? માગવું જે પડે ના !
વિસરુ અસુખ, આધિ
જેહનુ સખ્ય સાધી
મુજ ઉર અતિ વ્હાલુ એવું આકાશ પ્યાલું.

૩

જગ છતરપલંગે તેજની નાખી તાજા
સુખદ મછરદાની છે સુતો 'સ્નેહ' રાજા
લલન 'સુખ'ની સંગે
ક્રીડવા કાજ રંગે
મીઠી અનુમતિ પામી બેવડો મત્ત કામી.

૪

રમતી ગગન કેરી રમ્ય મેદાન માંહે
ઉડુગણુ તણી ટોળી, ઍંચતી ઊંચી બાંહે
રમત પગદડાની
આઝી બાધા વિનાની :
અહીં તહીં પટકાતો ચંદ્ર કદ્દુક જાતો.

૫

દુખતી દરદ લાંબુ સાંખતી રાતી આંખે
નજર સુચિર મીઠા ગ્રન્થની માંહીં નાખે,
કરી અભિમુખ દીસો
ગોળ ઇન્દુ અરીસો
સળી મૃદુ સુરમાની ફેરવી એક નાની !

૬

સ્મરની સૃજનજૂની કદરામાં છુપાતાં
રસિક હૃદય ભોળાં, તર્ત ના તૃપ્ત થાતાં,
સુણી શશિયર લેતો
ડાકિયાં ત્યાંય દેતો
મદભર નયનાંની વાતડી છાની છાની !

સકરચંદ પોપટલાલ શાહ

## સાધ લોકો અને તેમની કળા

સાધ લોકો પોતાના ધર્મ અને ધંધાની માહિતી કોઈને આપતા નથી તેમજ કોઈને પોતાની કળા બતાવતા પણ નથી. આ ગુણ તેમનો સ્વયંસિદ્ધ અને પ્રથમ છે. તેમનાં છોકરાંને તમે પૂછો કે 'તમારા પિતા ક્યાં ગયા છે?' તો તે પણ તમને કહેશે નહિ, એટલું જ નહિ પણ તેમના કારખાનાના ફોટા પણ એ લોકો લેવા દેતા નથી. એમને ભય હોય છે કે 'અમારો ઉદ્યોગ રખેને કોઈ શાખી જશે તો!' કેળવણીનો પ્રચાર બહુ ઓછો હોવાથી સાધ લોકોમાં રૂઢિની ઉપાસના ખૂબ જ છે. સાધોના છોકરાએ કોલેજ તો જોઈ જ નથી. હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરવાનું સાહસ પણ કોઈ વિરલાએ જ કર્યું છે.

આ જાતિનું વિશેષ દષ્ટિબિંદુ વ્યાપાર તરફ છે. આ લોકોની વસ્તી પાંચ કે છ હજારથી વધુ નથી; પણ છસાત લાખ રૂપિયાનાં કપડાં, પડદા, મેજપોશ ( Table cloth ) વગેરે છાપીને દર વર્ષે ઇંગ્લાંડ, અમેરિકા તથા બીજા દેશમાં મોકલે છે. હિંદમાં એક જ એવી 'સાધ' જાતિ છે કે જે પોતાની સ્વતંત્ર કળાથી પરદેશમાંથી ધન હિંદમાં લાવે છે. ઇંગ્લાંડ અને જર્મનીના કળાકારોએ અનેક વખત એ કળા જાણવા પ્રયત્ન કર્યા; એ કળા પોતાની કરી લેવા અનેક ઉપાયો કર્યા કે જેથી એમના દેશમાં હિંદના આ પાકા માલની ખપત ઓછી થાય; પણ તેઓને આજ સુધી નિષ્ફળતા જ મળી છે. એ કળાવિદો પાકા રંગ પણ ન કરી શક્યા કે જે પાકા રંગો તડકામાં પણ ઝાંખા ન પડે, તેમજ એમની જેમ ઝગઝગાટ પણ ન લાવી શક્યા. ઇંગ્લાંડ અને અમેરિકામાં સાધ લોકોની પેઢીઓ છે. ત્યાં એમનો માલ વિલાયતી માલની સરખામણીમાં વધુ પ્રમાણમાં વેચાય છે. પરદેશમાં પણ એમની કળાની એવી ધાક છે કે અમેરિકાનાં જે શહેરોમાં પરદેશીઓ પોતાના દેશી પોષાકમાં પણ જઈ શકતા નથી ત્યાં પણ 'સાધ' ટોપીનો નિષેધ નથી.

અહીં સાધ લોકો કાયમગંજ, રોહતક, દિલ્હી, અમૃતસર, બેજવાડા, મિર્ઝાપુર, વગેરે સ્થળોમાં વસ્યા છે; પણ છાપવાનું કામ ફરૂકાબાદમાં કરે છે. આ શહેરનાં હવાપાણી એમના છાપવાના ઉદ્યોગને ઘણાં મદદકર્તા છે. કપડાં છાપ્યા પછી ગંગાજળમાં બેત્રણ દિવસ રાખી મૂકે છે. આ કામ માટે જ ગંગાકિનારે બે બાજુ થાંભલા નાખી ઉપર દોરડા બાંધ્યા છે. આ દોરડા ઉપર કપડાં સૂકવવામાં આવે છે. આ રીતે કપડાંના બધા રંગ પાકા થાય છે. પણ આ કામ સાધ લોકો ખૂબ જ છાના—મંતાઈને કરે છે. લેખકે જે ચિત્રો * લીધાં

* ૧. સાધ લોકો છાપકામ કરતાં, ૨. પડદા ઉપર તાજમહેલ, ૩. પડદા ઉપર વૃક્ષછાપ, ૪. છાપવા માટે પાકા રંગ બનાવે છે, ૫. ગંગાની ધારમાં કપડાંનો રંગ પાકો કરે છે. ૬. ફૂંદી, ૭. બ્લૉક અને ડીઝાઈન બનાવે છે, ૮. પડદાને સીવે છે, ૯. ચોકીનો એક ભાગ, ૧૦. એક મેજપોશ, ૧૧. એક પડદો.

છે તે પણ તેમને ખબર ન પડે તેવી મુશ્કેલીથી લીધા છે ગંગાજળ તો બીજે પણ છે, પણ બીજા ભાગોમાં રંગ પાકા કરવાનો ગુણ નથી

સત્તનામી સંપ્રદાયનો ઇતિહાસ બહુ જૂનો નથી, પણ એ લોકો તેમની ઉત્પત્તિ બીજા ધર્મની જેમ અનાદિકાળથી બતાવે છે હાલના ઇતિહાસમાં એ જાતિનું નામ ઔરંગઝેબના સમયથી આવે છે એમના ધર્મપુસ્તક 'નિર્વાણવાની'માં લખ્યું છે કે ઔરંગઝેબની સેનાએ સત્તનામી સંપ્રદાય ઉપર જ્યારે ચઢાઈ કરી ત્યારે એ લોકો કેવળ વીતરાગ સાધુ હતા લડવુંઝગડવું તો તે સમજતા જ નહિ એ સમયે સાધસ્ત્રીઓ રોટલા ઘડતી હતી શાહી સેનાએ એમને ચારે બાજુએથી ઘેરી લીધી સ્ત્રીઓના બળથી ચૂલા ઉપરના તવા ઊડ્યા અને ચક્રની માફક સિપાઈના ગળા કાપી નાખ્યા સેના ભાગી ગઈ સાધોના આ અલૌકિક તેજ પાસે બાદશાહના શસ્ત્રો નકામા થઈ ગયા એ વખતે ઔરંગઝેબે એક યુક્તિ કરી એણે સિપાઈઓને વિશ્વાસ આપવા માટે પોતાના ઝંડા ઉપર હદીસની આયાતો લખી અને ઘોષણા કરી કે 'અમારી આયાતો આગળ સાધ લોકોનું મંત્રતંત્ર નકામું જતું રહેશે!' એણે યુક્તિ રચી અને તેની સેનાએ બેવડા જોરથી—ઉત્સાહથી ફરી ધમારો કર્યો વિલ્સન નામનો ઇતિહાસકાર કહે છે કે ઔરંગઝેબે સાધજાતિને હરાવી દીધી અને છિન્નભિન્ન કરી નાખી, પણ 'નિર્વાણવાની' લખે છે કે 'બાદશાહ ફરી પણ હાર્યો અને સત્તનામી સાધો પાસે તેમની અલૌકિક શક્તિને લીધે માથું નમાવીને ક્ષમા માગવી પડી' આ યુદ્ધ નારનૌલમાં થયું હતું, એથી આ જાતિનું ઉત્પત્તિસ્થાન દિલ્હીની આસપાસ હોવા સંભવ છે

સાધ લોકોની વિશેષ માહિતી માટે 'કબીરવચનાવલિ'ની ભૂમિકા, શુક્લજીકૃત 'હિંદી સાહિત્યનો ઇતિહાસ,' અને પ્રો વિલ્સનકૃત 'હિસ્ટ્રી ઑફ ધી ઇન્ડિયન રિલીજિયન' (ઑક્સફર્ડ એડીશન)માં પણ લખ્યું છે, પરંતુ વિસ્તૃત વિવરણ 'નારગાનામા'ના બીજા ભાગમાં છે એ ફારસી ભાષામાં છે અને કલકત્તામાં છપાયો છે એ પુસ્તકમાં ઉપરના યુદ્ધનું વર્ણન પૂરેપૂરું છે

સવર્ણ હિંદુઓએ કોઈ જનશ્રુતિના આધારથી આ જાતિને અંત્યજ—વર્ણસંકર માની છે કે જેથી એમના હાથનું પાણી પણ પીતા નથી ફરૂકાબાદમાં લગભગ બે હજાર જેટલા સાધ લોકો 'સધવારા' નામના એક જુદા મહોલ્લામાં આબાદ રીતે રહે છે અહીં આ લોકોને નવાબે 'પઠાન બગસા' પહેલા કેટલાક વર્ષ અગાઉ કાયમગંજથી લાવીને વસાવ્યા હતા સાધ લોકો ઘણા વીર, નિર્ભય અને સાહસિક છે, એથી નવાબે ફરૂકાબાદના ઉદ્દંડ બ્રાહ્મણોને દબાવી દેવા માટે એમની સહાય લીધી હતી આર્યસમાજના પ્રવર્તક મહર્ષિ દયાનંદ સરસ્વતીની વિરુદ્ધ જ્યારે ફરૂકાબાદના પંડિતો ઉપદ્રવ કરવાના પ્રયત્નો કરતા હતા ત્યારે સાધજાતિએ સ્વામીજીની અત્યંત સેનાભાવથી રક્ષા અને મદદ કરી હતી પણ એ સહાયમાં નૈતિક કારણ ન હતું વાત એમ હતી કે સ્વામીજી મૂર્તિપૂજાનું અને સનાતનધર્મનું ખંડન કરતા હતા અને એ વાત સાધ લોકો પણ માનતા હતા, તેથી સહાય કરી હતી

આ જાતિની રહેણીકરણીમાં પણ કંઈક વિશેષતા છે વણજિયાકકામ થાય તોપણ આ લોકોની પ્રવૃત્તિ શાન્તિપ્રિય અને ખૂબ જ ગંગાજભક્ત છે આ લોકો હંમેશા સફેદ વસ્ત્રો પહેરે છે જો રંગિત કંઈક ઓઢે તોપણ તેની ઉપર સફેદ ચાદર તો જરૂર નાખવાના ૬૪. માથા ઉપર ધોળી ટોપી પહેરે છે આ ટોપી એ જાતિનું વિશેષ ચિહ્ન છે એમના

બાળકો રડતાં રડતાં 'હાય રામ' કે એવું કંઈ બોલતા નથી, પણ 'દાતા માલિક' કે 'બાબાજી' કહે છે. ઘૃણા અને મનોવ્યંજક 'રામરામ'ને બદલે 'બાબાજી,' 'બાબાજી' કહે છે. ધાર્મિક નિયમોમાં આ લોકો ઘણા કટ્ટર અને હઠધર્મી છે. આ સંપ્રદાયમાં અવાંતર જાતિઓ છે. પણ આ લોકો એટલા હળીમળીને રહે છે કે બહાર તો એ પ્રકારનો ભેદ પણ જાણવા દેતા નથી. બીજી વાત એ છે કે ફરૂકાબાદમાં આવીને આ લોકો છાપવા અને વેચવા સિવાય બીજું કામ પણ કરતા નથી. પોતાની જાતિના કોઈ માણસને બેકાર તો રહેવા જ દેતા નથી. એક વખત ફરૂકાબાદમાં કોઈ એક જગ્યાએથી એક સાધ આવીને જોડાં સીવતો હતો. જ્યારે સાધ લોકોને એનો પત્તો લાગ્યો ત્યારે એ લોકો તરત જ જઈને પોતાના મંદિરમાં લાવ્યા. ત્યાં એને ખાવાનું પીવાનું બધું મળવા માંડ્યું. પણ જ્યારે આ લોકોમાં પરસ્પર ગાળાગાળી થાય છે ત્યારે 'તું તો ભંગી છે', 'તું તો ધોબી છે' એવાં વાક્યો આપણા સાંભળવામાં આવે છે. 'આપ' તો એ લોકો વાઇસરૉયસાહેબ જેવાને પણ કહેતા નથી. એ લોકો તેમના હાથની બે હથેલીઓ બતાવીને 'સાધજી આનંદ' અથવા 'સુખા–રામ છે?' એ બોલીને શિષ્ટાચાર કરે છે. આ તેમના પ્રણામ છે, આ તેમના આશીર્વાદ છે. 'માલિક' (ઈશ્વર) સિવાય કોઈને માથું નમાવતા નથી, તેમજ સલામ પણ કરતા નથી. અમલદારોને મળતા પહેલાં તેમના આ શિષ્ટાચારની પદ્ધતિની સૂચના આપવામાં આવે છે. યુક્ત પ્રાંતના કેટલાય ગવર્નર અને પ્રધાન સાધોની કળા જોવા માટે ફરૂકાબાદ આવ્યા હશે. હેલીસાહેબ માટે તો સ્ટેશનથી 'ચોકી' સુધી પડદા બાંધી દેવામાં આવ્યા હતા અને પડદાનો એક ખંડ પણ બનાવવામાં આવ્યો હતો. હેલીસાહેબે પોતાના પ્રશંસાપત્રમાં આ કળાકારોના અને એમની કળાનાં ખૂબ જ વખાણ કર્યાં હતાં. પડદા છાપવાનું કામ આ લોકો મોગલ સમયથી કરતા આવ્યા છે; પણ વિલાયત સાથે એમનો સંબંધ સન ૧૮૮૨થી શરૂ થયો, જ્યારે બાજીલાલજી નામના સાધે પોતાનો માલ લંડનના કોઈ પ્રદર્શનમાં મોકલ્યો. આ લોકોએ પરદેશનાં પ્રદર્શનોમાંથી અનેક ચન્દ્રકો અને પ્રશંસાપત્રો મેળવ્યાં છે. ફરૂકાબાદમાં સાધ લોકોના મોટાંમોટાં કેટલાંય કારખાનાં છે. આ કારખાનાંમાં દર વર્ષે લાખો રૂપિયાનાં વસ્ત્રો છપાઈને વેચાય છે. છાપવા સંબંધી દરેક કામ સાધજાતિના નાનામોટા તમામ લોકોના હાથમાં છે. એવું સાંભળવામાં આવ્યું છે કે બીજા કોઈ લોકોને એમના કારખાનામાં જવાનો અધિકાર નથી. કેટલાક સમયથી આ લોકો રાજનીતિમાં ભાગ લે છે. ગઈ સત્યાગ્રહની લડતમાં આ લોકોએ ભાગ લીધો હતો, અને કેટલાક સાધ–યુવકો જેલમાં પણ ગયા હતા.

આ સંપ્રદાયને ઇતિહાસકારોએ 'સત્તનામી સંપ્રદાય'ના નામે ઓળખાવ્યો છે; કારણ કે આ લોકો 'સત અવગત' નામથી નિર્ગુણની ઉપાસના કરે છે. એને એ લોકો 'માલિક' કહે છે. 'ઈશ્વર'ને પણ માલિકથી નાનો ગણે છે. એમના મત પ્રમાણે ઈશ્વર મહાદેવનો મોટો પુત્ર હતો. મહાદેવને એ લોકો 'સાધ' માને છે. એમની સામાજિક પ્રથાઓ ઉપર હિંદુઓની સ્પષ્ટ અસર પડી છે. વિવાહ પહેલાં છોકરાં ટોપીમાં સોનેરી લેસ પહેરીને ફરે છે. એ તેમની કુમાર અવસ્થા બતાવવાની નિશાની છે. સ્ત્રીઓના પહેરવેશમાં એક લેઘો અને ઝીણી ઓઢણી છે, પણ આજ તો એ લોકોમાં પણ સાડી અને ઝમ્પર પેસી ગયાં છે ઘરેણાં પહેરવાની પ્રથા હિંદુઓ જેવી છે. સંસ્કાર હિંદુઓને લગભગ મળતા છે, ફક્ત કોઈ સંસ્કારમાં ભેદ છે. જનોઈની જગ્યાએ એ લોકોને દીક્ષાસંસ્કાર આપવામાં આવે છે,

એને 'જ્ઞાન ખૂલ કરાવવું' કહે છે જ્યારે બાળક કાંઈક સમજણવાળું થાય છે ત્યારે આ સંસ્કાર કરાવવામાં આવે છે મંદિરમાં બાળકને લઈ જવામાં આવે છે ત્યાં માણસો એકઠા થાય છે પુરોહિતની જગ્યાએ જે સાધ બેસે છે તેમને 'સાખી' કહે છે બાળકના માથા ઉપર 'જુગત' મૂકવામાં આવે છે 'જુગત' એને કહેવામાં આવે છે કે જેમાં પ્રસાદ મૂકવામાં આવે છે સાખી લોકો બાળકને સાધધર્મના ચાર સિદ્ધાંતો અને બત્રીસ નિયમોનો ઉપદેશ આપે છે જ્યારે બાળક કહે કે '... સમજી ગયો આજથી એનું પાલન કરીશ', ત્યારે પેંડો પ્રસાદ બધા લોકોને વહેંચી આપવામાં આવે છે અને બાળક ધર્મની દીક્ષા પામ્યું એમ કહેવાય છે એ સમયથી બાળકને 'નિર્વાણબાની' શીખવાનો અધિકાર મળે છે વિવાહમાં માગણી કરવાની પ્રથા છે વિવાહ માતાપિતાના કુળને એમ ન લાગે તેવી રીતે કરવામાં આવે છે એમના કોઈ ઉત્સવમાં વેશ્યા જઈ શકતી નથી

શબને આ લોકો પાણીમાં ડુબાડે છે શ્મશાનથી પાછા આવીને બધા માણસો મંદિરમાં એકઠા થાય છે ત્યાં ધર્મપુસ્તકનું વાચન થાય છે શોક ત્રણ દિવસ પાળવામાં આવે છે ત્રણ દિવસ પછી આ લોકો બજારમાંથી શાકભાજી લેવા નીકળે છે, ચોથા પાંચમા દિવસે એક પ્રીતિભોજન (!) થાય છે

સાધ લોકોમાં બે ભાગ છે એક તો સનાતની પક્ષ અને બીજો સુધારક પક્ષ બીજા પક્ષના લોકો નવા જમાનાને માનનારા છે વિલાયતની યાત્રા કરે છે પણ ત્યાં હાથે પકાવીને ખાય છે ભોજનમાં સ્વચ્છતા અને સંયમ તાને બહુ મહત્ત્વ આપે છે રસોઈનાં વાસણો અને વસ્ત્રો ચોખ્ખાં રાખે છે સન ૧૯૨૮માં બીજા પક્ષના નેતા પ્રસન્નારાયણજી વેપારકામ માટે ઇંગ્લાંડ ગયા હતા સ્ટીમર ઉપર પોતાને ખર્ચે હાથે પકાવી શકાય તેવી સગવડ કરી હતી વળી એ જ સ્ટીમરમાં રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ પણ ઇંગ્લાંડ જતા હતા. એમને સાધજીએ પોતાની રસોઈથી આ[illegible] હતા ઇંગ્લાંડ સુધી ખૂબ આનંદ ભોગવ્યો એમની રસોઈ માટે કેટલીક અંગ્રેજ બાઈઓ પણ વખાણતી હતી આ દૃશ્ય હમેશ જોવામાં આવતું હતું એ જ સ્ટીમરમાં હિંદના કેટલાક વિદ્યાર્થીઓ પણ હતા

સાધ લોકો એક ઈશ્વરવાદી છે ઉદાદાસ ને બીરને ઈશ્વરના અવતાર માને છે એમનો અહિંસાવાદ જૈનોની અહિંસા કરતાં પણ એક ડગલું આગળ વધે છે વરસમાં પોતાની જાતે જઈને દોઢા સવાયા પૈસા આપીને અનાજ સારું ચોખ્ખું લાવે છે ગંગાજી અને હિન્દુ તીર્થોમાં શ્રદ્ધા રાખતા નથી આર્યસમાજના વ્યાખ્યાનમાં ખંડન સાંભળવા જાય છે એ લોકો સનાતન ધર્મના સખ્ત વિરોધી છે

એમના ધર્મમંદિરને 'ચોકી' કહે છે દરેક સાધસ્ત્રીપુરુષ એક વખત ત્યાં જાય છે ત્યાં ભજન કરે છે પરસ્ત્રીગમન અને હિંસા એ બે પાપ તો એમનામાં ભયંકર ગણાય છે માદક પદાર્થોને કદી અડતા નથી, પણ બનારસી સોપારી ખાય છે તમાકુ પીનારને પોતાનાં વાસણોને અડવા દેતા નથી પુનર્જન્મ માને છે કર્મ અનુસાર જન્મ માને છે મુક્તિને પણ અનાદિકાળથી માને છે એમનો મત વિશિષ્ટાદ્વૈતને મળતો છે સૂફી સંપ્રદાયની કલ્પેલી ભોગભૂમિ 'અમરાપુરી' એમની પણ મોક્ષભૂમિ છે કબીરપંથીની પેઠે 'અજપાજપ'નું એમને ત્યાં ઘણું મહત્ત્વ છે બહુ રીતે એમનો ધર્મ કબીરમતની શાખા જેવો લાગે છે, જેની અંદર ખંડનાત્મક વિરોધ અને વિધાનાત્મક ઓછું છે એ ચોરી ગણે છે, પણ નાની એમનો 'સુરતયોગ' પલટૂ અને દાદુ જેવો છે મંદિરમાં મૂર્તિ હોતી નથી

એમનાં મંદિરને તો આર્યસમાજ કે બ્રાહ્મસમાજના મંદિરની જેમ સમજવું. બધી થઈ ને સાત ચોકી છે. એમાં રોહતકની ચોકી સૌથી મોટી ગણાય છે, જેમ હિન્દુઓને કાશી વિશ્વનાથ. વર્ષમાં એક વખત એ ચોકીમાં સાત ચોકીના પ્રતિનિધિ ભેગા થાય છે. પ્રાયશ્ચિત્ત થાય છે, દંડ વગેરે મંદિરના ભંડારી કરે છે. આ ભંડારી કઈ ચોકીનો થાય તેનો નિર્ણય અહીં થાય છે. જ્યારે અપરાધી પોતાનો અપરાધ સ્વીકારે છે ત્યારે મુખિયાજી ઊભા થઈને ઘોષણા કરે છે. પરિષદની બેઠક પૂરી થતાં દરેક ચોકીના બબ્બે માણસોને ભંડારીની સૂચના અને પરિષદનો નિર્ણય સાંભળવા માટે મોકલવામાં આવે છે. આ લોકો સીધા ચોકીમાં ન જતાં નગરની બહાર નક્કી કરેલી જગ્યાએ રોકાય છે. એમના આગમનની સૂચના પાછા ફરેલા પ્રતિનિધિઓ દ્વારા પહેલેથી આપવામાં આવે છે. નક્કી થયેલા વખતે નાગરિક સાધ સ્વાગત કરવા માટે એકઠા થઈને જાય છે. સ્વાગતની વિધિ પણ જુદી જાતની છે. સામે પહોંચીને બધા એમને દંડવત્ પ્રણામ કરે છે, અને એમના પગની રજ પોતાના ખેસથી દૂર કરે છે. દંડવતના ઉત્તરમાં પેલા નાગરિકો આકાશ તરફ હાથ ઊંચા કરીને 'પહોંચ્યા' એમ કહે છે. આ નાગરિકોને પોતાની ચોકીએ લઈ જાય છે. ત્યાં એમનું સન્માન અને સત્કાર કરવામાં આવે છે. સાંજ સુધી સાથે રહીને શ્રદ્ધાપૂર્વક ભંડારીનું વ્યાખ્યાન સાંભળે છે. મહેમાનગતિ તરીકે ચાર દિવસ સુધી લાડુ, કચોળી જમાડે છે.

ફરૂકાબાદની ચોકી ત્રણચાર લાખ રૂપિયા ખર્ચીને બનાવેલી છે. વચ્ચે મંદિરની જેમ વિશાળ ઘૂમટ છે. વચ્ચોવચ્ચ એક કૂવો છે. એમાં ઊંચી બેઠક નામની ઊંચી ઇમારત છે. ચોકીના બે પ્રવેશદ્વાર છે. એક પશ્ચિમનું અને બીજું દક્ષિણનું. વચ્ચે મોટાંમોટાં આંગણાં અને ઓરડા છે. ઓરડામાં ગાદલાં વગેરે પાથરેલાં હોય છે. આ એકાંત ઓરડામાં બેસીને સાધ લોકો ભજન કરે છે, અને ધાર્મિક ચર્ચા કરે છે. અન્ય ઉત્સવ ઊંચી બેઠકમાં થાય છે. સામાજિક વિચાર વગેરે નિર્ણય ચોકીમાં થાય છે. અન્ય ધર્મીને જવાની મનાઈ છે; પણ સાહેબલોકને રોકવામાં આવતા નથી. એમને માટે તો સ્વર્ગનાં દ્વાર પણ ખુલ્લાં હોય છે. ચોકીનું વાતાવરણ શાંત, ધાર્મિક અને પ્રભાવ ઉત્પન્ન કરે તેવું રહે છે. સ્ત્રીપુરુષો રાતદિવસ ગમે ત્યારે આવી શકે છે. દરેક વખતે સગવડ હોય છે. જે રીતે આર્યમંદિરોમાં વેદની ઋચાઓ અને મસ્જિદમાં આયાતો લખેલી હોય છે, એ રીતે સાધ લોકોની ચોકીમાં ઠેકાણેઠેકાણે 'ૐ સહી સત્તનામ,—સત્ત અવગત્ત, ગોરખ, ઉદૈ—કબીર, સત્ત અવગત, ગરીબનવાજ, સત્ત અવગત્ત બાબાજી' વગેરે વાક્યો પથ્થરો ઉપર કોતરેલાં હોય છે. ચોકીમાં એક ખુલ્લો કૂવો અને ઘૂમટવાળી કેટલીક બેઠકો હોય છે. સન ૧૯૨૯ માં મહાત્મા ગાંધીજી જ્યારે ફરૂકાબાદ આવ્યા ત્યારે સાધ લોકોની ચોકીમાં ગયા હતા. ત્યાં એમને પાંચસો રૂપિયાની થેલી ભેટ આપવામાં આવી હતી. મહાત્માજીને એ જાણીને દિલગીરી થઈ કે સવર્ણ હિન્દુઓ સાધ લોકો સાથે હાથ મિલાવતા નથી. તેમણે પોતાના ભાષણમાં સવર્ણોના આ પ્રકારના વ્યવહાર માટે ઘણો ઠપકો આપ્યો :

"મને સાધ લોકોની સફાઈ જોઈને ઘણો આનંદ થાય છે. સ્વરાજનો ઘણો ભાગ તો સાધ લોકોએ મેળવી લીધો છે. પોતાનો પાકો માલ વિલાયત મોકલી ત્યાંથી હિન્દમાં રૂપિયા લાવે છે. એ સાધ લોકોનો પ્રશંસનીય ગુણ છે. એ લોકો કોઈની નોકરી કરતા નથી, ધંધો કરે છે. એ પણ ગૌરવની વાત છે. એમના આ બે ગુણોમાં સ્વરાજનો અંતર્ભાવ

આવી જાય છે આ આસ્તિક, અત્યન્ત સ્વચ્છ અને સ્વાવલમ્બી જાતિ પ્રત્યે સવર્ણોનો આ પ્રકારનો વ્યવહાર ઘણી શરમ ઉપજાવે તેવો છે ”

મહાત્માજીએ સાધજાતિ અને સવર્ણોના હૃદયને સમાન એવો બોધ આપ્યો પહેલી વખત મહાસભાએ એમના હાથનું ખાવાનું પીવાનું શરૂ કર્યું સધવાડામાં સાધોની એક નીકળતી દુકાન છે એમની મીઠાઈ પણ સવર્ણો વખાણે છે મહાસભાના અનુયાયી ફૂલચંદજી સાધ જે ખાદી પહેરે છે તેમણે સન ૧૯૩૭માં મહાસભાના છૂટેના સૈનિકોને પ્રીતિભોજન આપ્યું હતું સાધજાતિના ઇતિહાસમાં આ એક નવું પ્રકરણ છે આ પ્રીતિભોજનમાં સાધ સ્ત્રીપુરુષોએ સવર્ણ અને અવર્ણ બધા મહાસભાના મહેમાનોનો સત્કાર કર્યો હતો આ સંમેલનનું દૃશ્ય અપૂર્વ અને અદ્ભુત હતું સાધ સ્ત્રીઓએ ખાદીની સાડી પહેરી પોતાના હાથે મહાસભાના સૈનિકોને ખવડાવવાનો સુવર્ણ અવસર મેળવ્યો હતો ફક્ત એક હજાર માણસો માટે ગોઠવણ કરી હતી, પણ બે હજાર માણસો આવ્યા હતા સાધલોકો ઉપર આ સંમેલનનો સારો પ્રભાવ પડ્યો એ પહેલાં એ લોકો [illegible] માટે વિલાયતી કપડાંનો ઉપયોગ કરતા હતા હવે ખાદી પણ અપનાવવા લાગ્યા છે ખાદી ઉપર એમણે એની કળા ખીલવી છે કે અમેરિકા અને ફ્રાન્સની સ્ત્રીઓએ સમુદ્રસ્નાન પછી સાધોએ ખાદી ઉપર છાપેલ વસ્ત્રો પહેરવાની ફૅશન દાખલ કરી મહાસભા તો વિલાયતવાળાઓને ખાદી આપવામાં સફળ ન થઈ, પણ સાધ લોકોએ એમની ખાદી પહેરાવી!

સવર્ણો અને સાધજાતિ વચ્ચે ખાવાપીવામાં નડતી ખાઈ ધીમેધીમે પુરાતી જાય છે એમના ધર્મપુસ્તકનું નામ ‘નિર્વાણજ્ઞાની’ છે એ છપાવવામાં આવતું નથી, હાથે લખાય છે. અન્યધર્મીને જોવા માટે પણ મળતું નથી એના આ ત્રણ કારણ બતાવે છે ૧ પુસ્તક સમજવામાં ઘણું મુશ્કેલ છે ૨ પુસ્તકમાં ખંડન ખૂબ છે એ દેખીને કોઈનું દિલ દુખાય અને ૩ પુસ્તક વાંચીને કોઈ કુતર્ક [illegible] કરે એથી એનું અપમાન થાય પુસ્તક ન છપાવવાનું કારણ એ છે કે જો છપાવવામાં આવે તો ગુરુવચન અધિકારી અને બિનઅધિકારી બધા પાસે જાય પુસ્તક લોકોના પગ નીચે દબાય એથી એનું મહત્ત્વ ઘટે

તમે ગમે ત્યાં સુધી તેમની સાથે વાત કરો પણ તેમના ધર્મપુસ્તકનું એક પણ વાક્ય નહિ સાંભળો સાધ લોકોની એના પર એટલી બધી આસ્થા છે કે જેવી સાચા મુસલમાનને કુરાન ઉપર છે એમાંના પદ અને દોહાને ‘ [illegible] ’ કહે છે એમની દૃષ્ટિએ ‘નિર્વાણજ્ઞાની’ વેદપુરાણ બધાથી ઊંચી છે પહેલાં લેખકનું માનવું હતું કે પુસ્તકમાં સદ્ગુરુ ઉદાદાસના વચનો હશે, પણ એ નથી પુસ્તક હિંદીમાં છે જ્યાંત્યાં મારવાડી જોધપુરી શબ્દો આવે છે તેથી કોઈ કોઈ જગાએ ભાવ અસ્પષ્ટ લાગે છે આખું પુસ્તક નિર્ગુણ સંપ્રદાયના સિદ્ધાંતોથી ભરપૂર છે ઉદાદાસજીનું જૂનું એક પણ વચન તેમાં નથી નામદેવ, તેજરામ, રૈદાસ, ગોસાં વગેરે સાધોના વચનોનો સંગ્રહમાત્ર છે આ લોકો ઉદાદાસજીને સદ્ગુરુ માની સાધના કરે છે પોતાની જાતને ગુરુ હોવાનો દાવો કરતા નથી આ સંપ્રદાય ઉદાદાસજીને સદ્ગુરુ અને કબીરને એમનો પૂર્વઅવતાર માને છે એમની સદ્ગુરુ વ્યાખ્યા પણ અલૌકિક છે ‘ સદ્ગુરુ એ થઈ શકે છે કે જે રજોવીર્યના સંયોગથી ઉત્પન્ન થયો ન હોય ’ ઉદાદાસજી પોતે ‘સાહિબ’નો અવતાર હતા એવું બાનીમાં લખ્યું છે રામ, કૃષ્ણને આ લોકો પૂર્ણ સાધ તો માને છે, પણ ‘સાહિબ’નો અવતાર માનતા નથી કારણ કે તેઓ ગર્ભમાંથી [illegible]

[હિંદી ઉપરથી]




## (૧) સમૃદ્ધિ અને આબાદાની

આપણી જરૂરિયાતના પ્રમાણમાં આપણા જીવનનું વર્તમાન ધોરણ અનેકગણું વધારે છે. દેશના એક નાનકડા વિભાગના માનવી મોંઘી જરૂરિયાતભર્યા જીવનનો માર્ગ સ્વીકારે, એટલે એ ઊંચા જીવનનાં આકર્ષણ અવશ્ય વધવાનાં અને તેની વધતી જતી જવાબદારી ભાવિ સંસ્કૃતિને નુકસાનકારક નીવડવાની એ ચોક્કસ. માનવજીવનની જરૂરિયાતની અંકાયેલી માર્ગદિશાથી ઘણે જ આગળ વધીને આ ઊંચા જીવનનું ઉડાઉપણું માનવીને કોઈ અનેરી રીતે છલકાવશે—તેની બધીય સંસ્કૃતિનો નાશ કરવામાં કારણભૂત થશે; એટલું જ નહિ, પણ તેના ગજા ઉપરાંતના ખર્ચા કરાવી તેને અધઃપાતના પન્થે દોરશે. આ ગજા ઉપરાંતના ખર્ચથી જગતને લાભદાયક કોઈ વસ્તુનાં સર્જન નિર્માય તો તે અવશ્ય આવકારલાયક છે, અને કરેલા બહોળા ખર્ચનો સુન્દર બદલો મળવાનો છે એ માન્યતાથી મન મનાવી શકાય. પણ આ બહોળા ખર્ચા માનવજીવનને વિનાશના પન્થે દોરતા હોય, અને કોઈ પણ પ્રકારના લાભવિનાના અતિશોખીન જીવનના જ પ્રાણદાતા બને, તો તે મોટી ખોટ છે: એ ખોટ સમસ્ત માનવજાતિને એવી અનહદ વિપત્તિની વિટમ્બણામાં ઉતારવા જેવી પરિસ્થિતિમાં મૂકી દે કે જેનાં નિવારણ લગભગ અશક્ય બને.

ઉડાઉપણા તરફ માનવવૃત્તિ આકર્ષાય એ સ્વાભાવિક બનવાનું કારણ એ છે કે બહોળા ખર્ચથી તે પોતાની પ્રતિભાનો ઢંઢેરો પિટાવે છે એમ માની લે છે, અને પોતાના મનની એ મોટાઈ છે એમ પણ પોતાની મેળે માને છે.

એક વખત એવો હતો કે જ્યારે રાજવીની લક્ષ્મીપ્રભાના તેજથી, ધર્માચાર્યોના વિશાળ દ્રવ્યપ્રભાવથી કે તેવી જ સામાયિક શક્તિના બળથી સામાન્ય જનસમૂહ પોતાની જાતને ધન્ય માનતો. તદ્દન ગરીબ તેમ તદ્દન કંજૂસ માણસ જાહેર મકાનો તેમ જાહેર જીવનની જાહેર વિધિ કે ભભકાથી, તેમાં પોતાનો પણ ફાળો છે એમ માની, પોતાને પ્રતિભાસંપન્ન ધારી લેતો. આ ધારણાના પ્રતાપે અંગત અદેખાઈની લાગણી કે અણસમજની ઉડાઉ વૃત્તિનો જુસ્સો ઉત્પન્ન થવાને જરા પણ સ્થાન ન હતું. પોતાનું ફાજલ પડતું જીવન કે વધારાની જણાતી લક્ષ્મી જનસમૂહના હિતાર્થે વપરાય એમાં જ સાચું શ્રેય સમાયેલું છે એ માન્યતા તે વખતે પ્રવર્તમાન હતી. તેજવિહોણા તારકોની પિછાણ તેમનાં વિના અન્યને નથી થતી. દેદીપ્યમાન તારલા, તેમના તેજપ્રભાવે, સમગ્ર નક્ષત્રને પ્રકાશિત કરે છે, તે જ પ્રમાણે જે દ્રવ્ય ઉર્જ્વળતાના અંશપ્રભાવે અંગત જરૂરિયાતની એકમાર્ગી હદ વટાવી આગળ ડગ ભરે છે તે દ્રવ્યના પ્રતાપે સમસ્ત માનવજાતિની સંસ્કૃતિ ચળકાટ મારે છે. આ

પ્રકારની વિભૂતિ અત્યારની માનવશક્તિને નિર્મૂળ બનાવતી વ્યાપક હરીફાઈને તેમ પાર્થિવ અંશના સદુપયોગના વિભ્રમને અટકાવે છે

પ્રાચીન કાળમા, હિંદુસ્તાનમા દ્રવ્યના ઉપયોગ માટે જાહેર જનતાની અભિરુચિ તરફ ઉત્તમ લક્ષ અપાતું, અને દેશના અનેક જાહેર મકાનો બધાવવામા તવંગર માણસો આપમેળે સહાયભૂત બનતા અન્ય માનવપ્રાણી પ્રત્યેની એક માનવ તરીકેની ફરજ અદા કરવાના મહજ્જોત્પન્ન સ્વભાવને વશ થઈ દેશના ધનવાન લોકો પાણી પૂરુ પાડવાનુ વૈદકીય મદદનુ, કેળવણીનુ રમતગમતનું તેમ ઇતર આનન્દનુ વગેરે સર્વ કાર્યને સ્વાભાવિક રીતે મદદ કરવા પ્રેરાતા આ બધીય વસ્તુઓ શક્ય બનવાનુ કારણ એક જ હતુ કે માનવીની અગત જરૂરિયાતની મર્યાદા અતિશય ટૂકી હતી અને તે રીતે વધતી લક્ષ્મી સામાજિક જવાબદારીની પરિપૂર્ણતા સાધવામા સહેલાઈથી સહાયભૂત બનતી તે વખતના સમાજમા અગત મિલ્કતથી આખા સમાજની સસ્કૃતિ સચવાતી અને દ્રવ્ય, આત્મભોગની સાર્થકતા અર્થે, સર્વોત્તમ તક આપવામા સાધનરૂપ બનતુ

કેટલાક એમ માને છે કે મિલકત અને તેની માલકી જેવી વસ્તુના સદતર ઉચ્છેદથી જ માનવસમાજની સંસ્કૃતિ સપૂર્ણ ઉત્કૃષ્ટ સ્વરૂપને પાત્ર થશે પણ આ વિચારને મહત્ત્વ આપતા પહેલા સમજવુ જોઈએ કે મિલકતની માલિકીની ભાવના પ્રદીપ્ત થવી એ માનવસ્વભાવનું એક કુદરતી અગ છે આ વિચારના માનવીને જો સપૂર્ણ સત્તા સોપવામા આવે તો તે મિલકત જેને કહી શકાય એવી તમામ ચીજોને સ્વાધીનમા લઈ શકે, પણ માનવીના અતરગણુની વૃત્તિ બદલવાની શક્તિ ક્યાથી લાવે ?

મિલકત માનવીના વ્યક્તિત્વનુ પ્રકટ રૂપ છે એ વ્યક્તિત્વની એક બાજુ નજર નાખીએ તો માનવીમાનવી વચ્ચેના અતર દર્શાવતી મર્યાદા, કોઈક માણસોમા સપૂર્ણ એક તરફ વળેલુ હોય ત્યારે તેવા માણસોને આપણે એકલપેટા કે સ્વાર્થી કહીએ છીએ હવે તેની બીજી બાજુ તપાસવામા આવે તો અન્ય વસ્તુ જણાશે કે માનવીને એકમીજા સાથે સબધ રાખવાને માટે મિલકત સાધનરૂપ છે ઘણી વખતે અને ઘણા માણસો માટે મિલકત એ તેમના અગત વિશ્વની રચનાના મૂળરૂપ બને છે મિલકત એટલે ફક્ત દ્રવ્ય નહિ, ફક્ત રાચરચીલું નહિ તેમ મિલકત સપાદન કરવાની લાલસાવૃત્તિના પરિણામરૂપ પણ નથી પણ મિલકત, સ્વભાવનો, ધારણાશક્તિનો, રચનાત્મક દક્ષતાનો અને સ્વાર્થત્યાગની વૃત્તિનો, વિષયાત્મક આવિર્ભાવ છે

આ રચનાત્મક મર્યાદા એ જ માનવીનુ વ્યક્તિત્વ આ મર્યાદાને વશ રહીને જગતના વ્યાવહારિક સર્વ તત્રો ચાલ્યા કરે છે જેમ માનવી એક જ વ્યક્તિ છતા તેવી અનેક વ્યક્તિ ઓથી સમાજના ચણતર ઘડાય છે તે જ પ્રમાણે સામાજિક સમૃદ્ધિની ઉન્નતિ અર્થે આવશ્યક દ્રવ્ય, એ વ્યક્તિગત મિલકતમાથી મળે છે એટલે આ વ્યક્તિગત મિલકતના તત્ત્વનો નાશ કરવામા નહિ પણ પરિપૂર્ણરૂપે એકતા જળવાઈ રહે એવા સિદ્ધાતો પ્રતિપાદન કરવામા જ બુદ્ધિમત્તાની મહત્તા છે

જો જીવનના રહેણ સાદા અને સરળ હોય તો દ્રવ્યનો બિનજરૂરી ઉપયોગ થવાનો સભવ નથી અને સામાજિક જવાબદારી કેટલામા વ્યક્તિગત મિલકતનો ઉપયોગ કરવામા મુશ્કેલી પડે નહિ ઊલટુ સામાજિક જવાબદારી તે સર્વોત્તમ સાધનરૂપ બની રહે

પણ વિસ્તાતા જીવનના ધોરણો ઊંચા થતા ગયા, તેમતેમ મિલકતની ઉપયોગવૃત્તિ પણ બદલાઈ છે અરસપરસના સામાજિક સબધને સુદઢ બનાવતી મહેમાનગીરીના દ્વાર આથી

બંધ થાય છે. ફક્ત પોતાના સ્વાર્થમય સંતોષ અર્થે જ ઉડાઉપણામાં સર્વ દ્રવ્યનો વ્યય થઈ જાય છે. અદેખાઈ અને ઊંચનીચનાં અર્થહીન વર્ગીકરણની ભાવના આથી પ્રદીપ્ત થાય છે. ટૂંકામાં, મિલકત સંપૂર્ણ વ્યક્તિગત થઈ જાય છે. કારણ કે અત્યારના કહેવાતા આગળ વધતા જમાનામાં મિલકત સંપૂર્ણ વ્યક્તિગતની માલિકીની બની ગઈ છે. એ મિલકતને પ્રાપ્ત કરવા માટે સામાજિક નીતિશાસ્ત્રનો નહિ પણ આધુનિક વિજ્ઞાનનો સાથ હવે મેળવાય છે. પરિણામે સામાજિક સુખશાન્તિ અને સામાજિક સંબંધોનો વિધ્વંસ નજરે પડે છે.

અનાજનાં ખેતરોમાં કેટલાંક જન્તુઓ અવશ્ય હોય છે. તેઓ અનાજ ખાય છે, છતાં ખેતરના માલિકને માટે પૂરતું અનાજ શીલક રહે છે આથી કરીને એ જન્તુઓનો નાશ કરવા તરફ ખેડૂતો કદી પ્રેરાતા નથી. પણ જ્યારે ખેતરના પાકનો સદન્તર નાશ કરવાનું સામર્થ્ય ધરાવનાર કોઈ મહાવ્યાધિરૂપ જન્તુનો ઉપદ્રવ થાય છે, ત્યારે તેને આફતરૂપ માનવામાં આવે છે. માનવસમાજમાં, સાધારણ સંજોગોમાં, દ્રવ્યનો નિરર્થક ઉપયોગ થાય એવા કેટલાય પ્રસંગો બને છે, પણ તે પ્રસંગોને ઉપેક્ષાદૃષ્ટિથી જોવામાં જરાય નુકસાન નથી થતું. પરંતુ અત્યારે સામાજિક જીવનને ચારેબાજુથી ઘેરતો જે મહાન સડો પ્રવર્તી રહ્યો છે તેનો સમૂળ નાશ કરવાની અતીવ આવશ્યકતા છે, કારણ કે તે સડાનાં વિનાશક તત્ત્વો સારાય સમુદાયમાં ફેલાઈ ગયાં છે. સમસ્ત વિભાગની સંસ્કૃતિને ભયંકર અસર કરતું આ ચેપી ખાઉધરાપણું માનવસમાજને કઈ દિશામાં ઘસડી જશે તે સમજાતું નથી.

અત્યારે પ્રત્યેક વ્યક્તિ પોતાના આનંદને અર્થે ઉડાઉ થવામાં સંપૂર્ણ સ્વતન્ત્રતાના પોતાના હક્ક પ્રતિપાદન કરવા મથે છે. પોતાના પૈસાદાર પડોશીના જેટલું જ દ્રવ્ય અંગત ઉપભોગ અર્થે ન ગુમાવાય તો માનવી પોતાને ગરીબ માની શરમાય છે. આમાં અજ્ઞાન સ્ત્રીસમૂહ અને 'હાજી હા' કરનાર ખુશામતખોરો ઉમેરો કરે છે. પરિણામે એકબીજાના સુંદર સહકારથી ઉન્નતિના પંથે પળવાને બદલે એકબીજાની અયોગ્ય હરીફાઈ, માનમરતબાની મોંઘી મિજલસો અને ઉડાઉપણામાં એકબીજાને ટપી જવાની વૃત્તિના કારણે વર્તમાન સમાજ અધોગતિના પંથે વિચરે છે.

વર્તમાન સંસ્કૃતિ એક વિશાળ ખોરાક પૂરો પાડનારી સંસ્થાસમ બની ગઈ છે. અતિઆહારી માનવપ્રાણીને નિરંતર મિજબાની આપવામાં આવે એ પરિસ્થિતિને તે અત્યારે પોષે છે. આ પ્રવૃત્તિનો ચેપ સમસ્ત જનસમૂહને લાગ્યો છે. પરિણામે જગવ્યાપી લોભ પેદા થયો છે. અને તેના જ કારણે અધમતા, નિર્દયતા અને જૂઠાણાનાં સામ્રાજ્ય, રાજદ્વારી કે વેપારી સંજોગોમાં પ્રવર્તે છે: માનવવાતાવરણ આજે કલુષિત બની ગયું છે.

આ અકુદરતી ક્ષુધા ધરાવતી સંસ્કૃતિ અસંખ્ય ભોગ માગે છે. પરિણામે, અનેક માનવવ્યક્તિનાં નૂર તેમાં દિનપ્રતિદિન હોમાય છે.

જગતના પ્રત્યેક સ્થળે ગામડાંનો શારીરિક અને માનસિક રુધિરાભાવ અને શહેરોની દિનપ્રતિદિન વધતી જતી મજબૂતીનાં પરિણામેનો કોઈ ઊંડો વિચાર કરે તો વર્તમાન સંસ્કૃતિના પ્રતાપે નીપજતાં ભૌતિક અને નૈતિક સર્વનાશનાં ચિહ્નો આપોઆપ તરી આવે. અત્યારે શહેર માનવસમાજમાં અગત્યનું સ્થાન ધરાવે છે, તેનું કારણ એ છે કે વર્તમાન સંસ્કૃતિને પ્રતાપે જેને અતિશય ભૂખ ઊપડી છે એવી વસ્તુઓ અને સંજોગો શહેરમાં મળી શકે છે.

જીવનની જરૂરિયાતોનું ઉત્પત્તિસ્થાન ગામડું છે. સંસ્કૃતિના બહાના હેઠળ આ જરૂરિયાતો શહેરમાં તણાઈ જાય છે. માણસ માણસના ઉપર સરસાઈ ભોગવવા મથે છે; સંસ્કૃતિના

બહાના હેઠળ એકબીજાને નિચોવી જીવનને મૃતપ્રાય બનાવવાના પ્રયત્નો થઈ રહ્યા છે પરિણામ એ આવ્યું છે કે સમૃદ્ધિથી મેળવાની આબાદાની આજે સ્વપ્નવત્ બની છે.

માનવોની વ્યક્તિગત સમૃદ્ધિનો પૂરેપૂરો ઉપયોગ તેના અંગત ઉપભોગ અર્થે ન થતા જન સમૂહના હિતાર્થે થાય તો દૂર ને દૂર નાસતી આબાદાનીની પુન સ્થાપના શક્ય બને અને ફરીને એકવાર દુર્બળ ભારત સ્વયતેજે પ્રકાસિત બને *

'ચંદ્રિક'

## (૨) બે મસ્જિદો

### પંડિત જવાહરલાલ નહેરુ

**આજકાલ** છાપાઓમા દિનપ્રતિદિન લાહોરની શહીદગજ મસ્જિદની કઈં નહિ ને કઈં ચર્ચા આવે છે શહેરમા બરાબર ખળભળાટ મચી રહ્યો છે બન્ને બાજૂ ધાર્મિક જોશ જોવામા આવે છે એક બીજા ઉપર હુમલા થાય છે એક બીજાની અદાલતની ફરિયાદ થાય છે અને બન્નેની વચ્ચે લવાદની—પચની—માફક અગ્રેજી સત્તા પોતાની તાકાત બતાવે છે મને ઠીકઠીક જાણ નથી કે આ પગપગ કોણે શરૂ કરી, કે કોની ભૂલ હતી એ બાબતની તપાસ કરવાની પણ મારી ઇચ્છા નથી આવા પ્રકારના ધાર્મિક ઝગડામા મને રસ નથી પરતુ રસ પડે યા નહિ, પરતુ જ્યારે દુર્ભાગ્યવશાત્ એ પેદા થાય છે ત્યારે એનો સામનો કરવો પડે છે હુ વિચારતો હતો કે આપણે આ દેશમા કેટલા પાછળ પડેલા છીએ કે નાની નાની વાતો પર જાન આપવા તૈયાર થઈએ છીએ પરતુ આપણી ગુલામી સહેવાને તૈયાર છીએ!

આ મસ્જિદનો વિચાર કરતા મારુ ધ્યાન બીજી એક મસ્જિદ તરફ ગયુ એ એક ખૂબ પ્રસિદ્ધ ઐતિહાસિક મસ્જિદ છે અને લગભગ ચૌદમો વર્ષથી એના તરફ લાખો બલ્કે કરોડો આખો જોતી આવી છે એ ઇસ્લામથી પણ પુરાણી છે અને એણે પોતાની આની લાંબી આયુષ્યમા કોણ જાણે કેટલીયે વાતો જોઈ છે એની સામે મોટામોટા સામ્રાજ્યનો નાશ થયો પુરાણી મતનની હસ્તી ન હતી થઈ ગઈ, અને ધાર્મિક પરિવર્તન થયા. મીનજથી એણે એ બધુ જોયુ અને દરએક ક્રાન્તિના સમયે એણે પોતાનો સ્વાગ બદલ્યો છે ચૌદમો સૈકાના તોફાનને આ આલીશાન ઇમારતે સહન કર્યુ. વરસાદે એને ન્હવડાવ્યુ, હવાએ તેને વસાગ આપ્યો અને માટીએ એના કેટલાક ભાગને ઢાકી દીધો ઘડપણ અને શાન એના એકે એક પથ્થરથી ટપકતી દેખાય છે લાગે છે કે એની રગે રગમા અને રેષાએ રેષામા દુનિયાભરનો અનુભવ આ દોઢ હજાર વર્ષના ગાળાએ ભરી દીધો છે આટલા લાબા કાળ સુધી કુદરતના ખેલ અને તુફાનોને સહ્યા એ કઠણ હતુ, પરતુ એથી પણ વધુ કઠણ તો મનુષ્યની મૂર્ખાઈ અને વહશતા (જગલીપણા)ને સહન કરવા એ હતુ. એના પથ્થરોની ધીર દૃષ્ટિ સમીપ સામ્રાજ્ય સધાયા અને નાશ પામ્યા, ધર્મનો પ્રચાર થયો અને નાશ પામ્યા, મોટામા મોટા બાદશાહો, ખૂબસૂરતમા ખૂબસૂરત સ્ત્રીઓ, લાયકમા લાયક આદમી ચળકયા અને વળી પાછા પોતાના રસ્તે માપી આથમી ગયા દરેક પ્રકારની વીરતા પણ એ પથ્થરોએ જોઈ અને નીચતા અને કમીનાપણુ પણ જોવામા બાકી નથી રહ્યુ મોટા અને નાના, સારા અને ખરાબ, સધા આવ્યા અને ચાલ્યા ગયા, પરંતુ એ પથ્થરો હજી પણ કાયમ છે મનુષ્યોની ભીડને—તેમના બાળબચ્ચાના ખેલને, મોટાઓની લડાઈઓ,

* કવિવર શ્રી રવીન્દ્રનાથ ટાગોરના એક અગ્રેજી લેખને આધારે.

ફરેબ અને બેવકૂફીને—પોતાની ઊંચાઈએથી જોઈ ને એ પથ્થરો વિચારતા હશે કે "હજારો વર્ષો થયાં પણ એમણે કેટલું ઓછું શીખ્યું? હજી એમને અક્કલ અને સમજ આવવાને કેટલો કાળ જોઈ શે?"

સમુદ્રની એક પાતળી બાંય એશિયા અને યુરોપને ત્યાં જુદી પાડે છે—એક પહોળી નદીની માફક ત્યાં બોસ્ફરસ વહે છે અને એ દુનિયાને જુદી પાડે છે. એના યુરોપિયન કિનારાની નાની નાની ટેકરીઓ ઉપર બાઇન્જેન્ટિયનની પુરાણી વસ્તી વસતી હતી. કેટલાય લાંબા કાળથી તે રોમન સામ્રાજ્યમાં હતું. ઇસ્વી સનની શરૂઆતની શતાબ્દીઓમાં તેની ઊગમણી સરહદ ઇરાક સુધી હતી, પરંતુ ઊગમણી બાજુએથી આ સામ્રાજ્ય ઉપર અવારનવાર હુમલા થયા કરતા હતા. રોમની શક્તિ ક્ષીણ થતી હતી અને તે પોતાની દૂરદૂરની સરહદોની ઠીકઠીક રક્ષા કરી શકતું ન હતું. કોઈક વાર પશ્ચિમ અને ઉત્તરમાં જંગલી જર્મનો (રોમન લોક એમને કહેતા હતા તે) ચડી આવતા અને તેમને કાઢવા મુશ્કેલ થઈ પડતું અને કદીક પૂર્વમાં ઇરાકથી કે અરબસ્તાનથી એશિયાઈ લોક ચઢાઈ કરતા અને રોમન ફોજને હરાવી દેતા.

રોમના સમ્રાટ કૉન્સ્ટેન્ટાઇને એવો ફેંસલો કર્યો કે આપણી રાજધાની પૂર્વે બાજુ લઈ જવી કે જેથી પૂર્વ બાજુના હુમલાઓથી સામ્રાજ્યનું રક્ષણ થાય. એમણે બોસ્ફરસના સુંદર કિનારાની પસંદગી કરી અને બાઇન્જેન્ટીઅનની નાની ટેકરીઓ પર એક વિશાળ નગરની સ્થાપના કરી. કૉન્સ્ટન્ટિનોપલ (ઉર્દૂ કુસ્તુન્તુનિયા) ના જન્મ વખતે ઇસ્વીસનની ચોથી સદી પૂરી થવા આવી હતી. આ નવા પ્રબન્ધથી રોમન સામ્રાજ્ય જરૂર મજબૂત બન્યું પરંતુ એની પશ્ચિમ તરફની સરહદ્ વળી વધારે દૂર પડી. કેટલાક સમય પછી રોમન સામ્રાજ્યના બે ભાગ થયા—એક પશ્ચિમી સામ્રાજ્ય અને બીજું પૂર્વ સામ્રાજ્ય. કેટલાંક વર્ષ બાદ પશ્ચિમી સામ્રાજ્યને દુશ્મનોએ છીની લીધું, પરંતુ પૂર્વી સામ્રાજ્ય એક હજાર વર્ષથી વધારે કાળ સુધી કાયમ રહ્યું. અને એ બાઇન્જેન્ટાઇન સામ્રાજ્યના નામથી પ્રસિદ્ધ રહ્યું.

સમ્રાટ કૉન્સ્ટેન્ટાઇને કેવળ પોતાની રાજધાની બદલી એટલું નહિ પરંતુ એથી પણ એક મોટું પરિવર્તન કર્યું. એણે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો. એ પહેલાં ખ્રિસ્તીઓ ઉપર રોમમાં ખૂબ સખ્તાઈથી વર્તન થતું. એમાંથી જે કોઈ રોમના દેવતાઓને પૂજતા નહિ અથવા સમ્રાટની મૂર્તિની પૂજા નહિ કરતા તો એમને મોતની સજા કરવામાં આવતી. તેમને ખુલ્લા મેદાનમાં ભૂખ્યા સિંહની આગળ નાખી દેવામાં આવતા. રોમના લોકોનો આ બહુ પ્રિય તમાસો કહેવાતો. રોમમાં ખ્રિસ્તી બનવું એ ભયની વાત હતી. એવા માણસો ક્રાન્તિકારી ગણાતા. હવે એકાએક જમીન આસમાનનો ફેર પડી ગયો. સમ્રાટ ખતે ખ્રિસ્તી બન્યો અને ખ્રિસ્તી ધર્મ સહુને આદરણીય જણાવા લાગ્યો. હવે પુરાણા દેવતાઓને પૂજનારાઓ મુશ્કેલીમાં આવી પડ્યા અને પાછળના સમ્રાટોએ એમને ખૂબ સતાવ્યા. પાછળથી ફક્ત એક સમ્રાટ (જૂલિયન) એવો થયો કે જેણે ખ્રિસ્તી ધર્મને તિલાંજલિ આપી અને દેવતાઓનો ઉપાસક બન્યો. પરંતુ હવે તો ખ્રિસ્તી ધર્મે ઊંડી જડ ઘાલી દીધી હતી એટલે બિચારા રોમન અને ગ્રીસના પ્રાચીન દેવતાઓને જંગલને શરણે જવું પડ્યું અને ત્યાંથી પણ ધીરેધીરે તે તે ગુમ થઈ ગયા.

આ પહેલાં રોમન સામ્રાજ્યની રાજધાની કુસ્તુન્તુનિયામાં સમ્રાટોની આજ્ઞાથી મોટી મોટી ઇમારતો ઊભી થઈ અને ખૂબ જ ઝડપથી તે એક વિશાળ નગર બની ગયું. એ સમયે

યુરોપનું કોઈ પણ શહેર એનો મુકાબલો કરી શકતું ન હતું—રોમ પણ બિલકુલ પાછળ પડી ગયું હતું ત્યાંની ઇમારતો નવા ઢંગની બંધાઈ અને નવા પ્રકારના મકાન બનાવવાની સ્થાપત્યકળાનો પ્રાદુર્ભાવ થયો, જેમા (મેહરાબ,) કમાન, ગુંબજ, બુર્જ થાંભલા વગેરે નવા જ ઢંગની બનાવટો હતી અને જેની અંદર અને થાંભલા વગેરે ઉપર બારીક મોઝાઈક (મિનાકારી) નું કામ થતું આ સ્થાપત્યકલા બાઈજેન્ટાઈન કળાના નામથી પ્રસિદ્ધ છે છઠ્ઠી સદીમા કુસ્તુન્તુનિયામા એક આલીશાન કથેડ્રલ (મોટું દેવળ) એ કળાનું બનાવ્યું જે સાન્ટા-સોફિયા અથવા સેન્ટ-સોફિયાના નામથી મશહૂર બન્યું

પૂર્વ રોમન સામ્રાજ્યનું આ સૌથી મોટું દેવળ હતું અને સમ્રાટોની મુરાદ હતી કે તે એનમૂન બને અને પોતાની શાન અને ઊંચા દરજ્જાની કલામા સામ્રાજ્યને યોગ્ય હોય એમની ઇચ્છા પૂર્ણ થઈ અને આજદિન સુધી એ દેવળ બાઈજેન્ટાઈનની કલાની સર્વોત્તમ કૃતિ મનાય છે એટલામા ખ્રિસ્તી ધર્મના બે ભાગ પડ્યા (ટુકડા તો ઘણા થયા પણ અહીં બે મોટા ભાગનાનો જ નિર્દેશ કરવામા આવ્યો છે) અને રોમ અને કુસ્તુન્તુનિયામા ધાર્મિક લડાઈ થઈ તેઓ એક બીજાથી છૂટા પડ્યા રોમનો બિશપ (bishop-વડો પાદરી) પોપ કહેવાવા લાગ્યો અને યુરોપના પશ્ચિમના દેશોમા એ વડો મનાવા લાગ્યો, પરંતુ પૂર્વના સામ્રાજ્યે એને ન માન્યો અને ત્યાંના ખ્રિસ્તી દેવળની સત્તા અલગ થઈ ગઈ એ orthodox church—સનાતની ધર્મ-કહેવાવા લાગ્યો અને કેટલીક વાર ગ્રીક ચર્ચધર્મ (Greek church) પણ કહેવાતો કારણ કે ત્યાંની ભાષા ગ્રીક થઈ ગઈ હતી આ ઓર્થોડોક્સ ચર્ચ રશિયા અને તેની આસપાસ પણ ફેલાયેલું હતું

સેન્ટ સોફિયાનું દેવળ ગ્રીક ચર્ચ (ધર્મનું) કેન્દ્ર હતું અને નવસો વર્ષ સુધી એ પ્રમાણે રહ્યું વચમા એક વખત રોમના પક્ષવાળા ખ્રિસ્તીઓ (જે મુસલમાનો સાથે ક્રૂસેડઝ-જેહાદ લડવા આવેલા તે) કુસ્તુન્તુનિયા ઉપર તૂટી પડ્યા અને એની ઉપર એમણે કબજો પણ જમાવ્યો પરંતુ એમને જલદી હાંકી કાઢ્યા

આખરે જ્યારે પૂર્વ રોમન સામ્રાજ્ય જે એક હજાર વર્ષથી અધિક સમય સુધી ટક્યું, રહ્યું હતું અને સેન્ટ સોફિયાની જિંદગી પણ નવસો વર્ષની લગભગ થયેલી હતી ત્યારે એક નવો હુમલો થયો જેણે આ પુરાણા સામ્રાજ્યનો અંત આણ્યો પંદરમી સદીમા ઓસ્માનલી તુર્કોએ કુસ્તુન્તુનિયા ઉપર વિજય મેળવ્યો પરિણામ એ આવ્યું કે ત્યાંનું જે સૌથી મોટું ખ્રિસ્તી દેવળ હતું તે હવે સૌથી મોટી મસ્જિદ બની સેન્ટ સોફિયાનુ નામ આયા સુફિયા થઈ ગયું એની નવી જિંદગી પણ સેંકડો વર્ષોની બની એક બાજુ એ આલીશાન મસ્જિદ એવું નિશાન બન્યું કે જેના ઉપર દૂરદૂરથી નજર પડતી અને મોટામોટા મનસૂબા બંધાતા હતા ઓગણીસમી સદીમા તુર્કી સામ્રાજ્ય કમજોર થતું ચાલ્યું અને રશિયા મજબૂત બનતું ગયું રશિયા એવડો મોટો દેશ હોવા છતા બંધ દેશ હતો એ આખા સામ્રાજ્યભરમા એવું બંદર ન હતું જે ટાઢી ઋતુમા બરફથી બચી શકે અને કામમા આવી શકે આ કારણે રશિયા કુસ્તુન્તુનિયા તરફ લોભભરી મીટ માંડી રહ્યું હતું એનાથી વધારે આકર્ષણ તો આધ્યાત્મિક અને સાંસ્કૃતિક હતું રશિયાનો ઝાર (czar) પોતાને પૂર્વ રોમન સમ્રાટનો વારસ સમજતો હતો, અને એની પુરાણી રાજધાની પોતાના કબજામા આવવાની મહત્વાકાંક્ષા સેવતો હતો બંનેનો સનાતની ગ્રીક ધર્મ (orthodox Greek Church) અને તેનું મુખ્ય દેવળ સેન્ટ સોફિયા હતું પોતાના ધર્મના એવા પુરાણા અને પ્રતિષ્ઠિત દેવળને નામ

મસ્જિદ બનેલી જોવી એ રશિયાને અસહ્ય લાગ્યું. એની ઉપર જે ઇસ્લામી નિશાની—હિલાલ–અર્ધચન્દ્ર–હતી તેને બદલે ગ્રીક ક્રૉસ (વધસ્તંભ) હોવો જોઈએ.

ધીરેધીરે ઓગણીસમી સદીમાં ઝારનું રશિયા કુસ્તુન્તુનિયા તરફ વધવા લાગ્યું. જ્યારે એની નજદીક આવ્યું ત્યારે યુરોપનાં બીજાં રાજ્યો ગભરાઈ ગયાં. ઇંગ્લંડ અને ફ્રાન્સે અડચણો નાખી, લડાઈ થઈ અને રશિયા કંઈક અટક્યું. વળી ફરી પ્રયત્ન શરૂ થયો અને વળી પાછા રાજનૈતિક દાવપેચ શરૂ થયા. આખરે સને ૧૯૧૪નું મહાયુદ્ધ ફાટી નીકળ્યું અને તેમાં ઇંગ્લંડ, ફ્રાન્સ, રશિયા અને ઇટલીની વચ્ચે સમજૂતી થઈ ગઈ. દુનિયાની આગળ તો ઊંચા સિદ્ધાન્ત બતાવવામાં આવ્યા—આઝાદીનો અને નાના દેશોની સ્વતન્ત્રતાનો—પરંતુ પડદા પાછળ ગીધડાંની માફક લાશની રાહ જોતા એના ટુકડા કરવાના છૂપા મનસૂબા નક્કી કરેલા હતા.

પરંતુ એ મનસૂબા પણ પૂરા ન થયા. એ લાશના મળવાની પહેલાં જ ઝારના રશિયાનું નામનિશાન નીકળી ગયું. ત્યાં ક્રાન્તિ થઈ અને સત્તા અને સમાજ, બન્નેની ફેરબદલી થઈ ગઈ. બોલ્શેવિકોએ તમામ જૂના છૂપા કરારો યુરોપની મોટીમોટી સામ્રાજ્યવાદી શક્તિઓ કેટલી ધોકેબાજ છે એ બતાવવા પ્રસિદ્ધ કર્યા. સાથેસાથે એ પણ વાતની ચોખવટ કરી કે એ (બોલ્શેવિક) સામ્રાજ્યવાદની વિરુદ્ધ છે અને બીજા કોઈ દેશ ઉપર પોતાનો અધિકાર જમાવવાનું એને પસંદ નથી, અને હરકોઈ પ્રજાને સ્વતન્ત્ર રહેવાનો અધિકાર છે.

આ સફાઈ અને નેક દાનત પશ્ચિમની વિજયી શક્તિઓને પસંદ ન પડ્યાં. એમના મત પ્રમાણે છૂપા કરારોને આમ ઉઘાડા પાડવા એ સજ્જનતાની નિશાની ન હતી. ખેર, પણ જો રશિયાની નવી સત્તા નાલાયક છે, તેથી એ કંઈ પોતાના આવા સુંદર શિકારનો ત્યાગ ન કરે એમ તો ન બને. એમણે—ખાસ કરીને અંગ્રેજોએ—કુસ્તુન્તુનિયા ઉપર કબજો જમાવ્યો. ૪૮૬ વર્ષ પછી આ પુરાણા શહેરની સત્તા મુસલમાનોના હાથથી નીકળી ખ્રિસ્તીઓના હાથમાં આવી. સુલતાન–ખલીફા જરૂર હાજર હતો પણ એ રમકડા જેવો હતો, જે બાજૂ ફેરવે તે બાજૂ ફરે. આયા સુફિયા મસ્જિદ ઊભી હતી. પરંતુ જ્યારે સુલતાન જાતે ત્યાં જુમ્માની નમાજ પઢવા જતો ત્યારના સ્વતન્ત્ર સમયના એના દેદાર ક્યાં હતા ?

સુલતાને માથુ નમાવ્યું, ખલીફાએ ગુલામી સ્વીકારી; પરંતુ થોડા તુર્કો એવા પણ હતા જેને એ સ્વીકાર્ય ન હતું. એમાંનો એક મુસ્તફા કમાલ હતો, જેણે ગુલામી કરતાં બળવાને સ્વીકાર્યો.

એ અરસામાં કુસ્તુન્તુનિયામાં બીજો એક વારસ અને હકદાર ઊભો થયો. એ ગ્રીક પ્રજા હતી. લડાઈ બાદ ગ્રીસને બહુ પ્રદેશ મફત મળ્યો, અને એ પુરાણા પૂર્વી સામ્રાજ્યનાં સ્વપ્નો જોવા લાગ્યા. આજદિન સુધી તો રશિયા વચ્ચે આવતું, અને તુર્કો તો હાજર જ હતું. હવે રશિયાની અડચણ દૂર થઈ અને તુર્કો હારેલા થાકી ગયા હતા. રસ્તો સાવ સાફ દેખાતો હતો. ઇંગ્લાંડ અને ફ્રાન્સના બડેખાંઓને રાજી કરી લીધા પછી વાંધો શો રહ્યો ?

ના, પણ એક જબરી મુશ્કેલી હતી. એ મુશ્કેલી તે મુસ્તફા કમાલ પાશા. એણે ગ્રીક હુમલાનો સામનો કર્યો. અને પોતાના દેશમાંથી ગ્રીક લશ્કરને ખૂરી રીતે હરાવીને ભગાડી કાઢ્યું. એણે સુલતાન–ખલીફાને, જેણે પોતાના મુલકના દુશ્મનોને સાથ આપ્યો હતો તેને દેશદ્રોહી કહી દેશનિકાલ કર્યો. એણે દેશમાંથી સલ્તનત અને ખિલાફત બન્નેને દફનાવી દીધાં. એણે પોતાના પડેલા અને થાકેલા દેશને હજારો મુશ્કેલીઓ અને દુશ્મનોની સામે ઊભો કર્યો અને તેમાં ફરીથી નવો પ્રાણ ફૂંક્યો. એણે સૌથી મોટાં પરિવર્તન ધાર્મિક અને સામાજિક કર્યાં. સ્ત્રીઓને પરદામાંથી બહાર આણી જાતિમાં સૌથી આગળ મૂકી. એણે ધર્મના નામ

પર થતી આપસઆપસની લડાઈને દફનાવી અને માથુ ઊંચુ ન થવા દીધુ. એણે મહુમા નવી તાલીમનો ફેલાવો કર્યો હજારો વર્ષના પુરાણા રિવાજો અને રસ્તાઓને ખતમ કર્યા

પુરાણી રાજધાની કુસ્તુન્તુનિયાને પણ એણે એ પદવીથી ઉતારી દીધી દોઢ હજાર વર્ષથી એ બે મોટા સામ્રાજ્યોની રાજધાની રહી હતી હવે એશિયામા અંગોરા નગર–એક નાનુ શહેર–રાજધાનીનું બન્યુ એ નાનુ છે પરતુ તુર્કોની નવી શકિતનો એ નમૂનો છે કુસ્તુન્તુનિયાનુ નામ પણ બદલીને ઇસ્તામ્બૂલ નામ આપ્યુ

અને આયા સુફીયા? એનુ શુ થયુ? એ ચૌદસો વર્ષની ઇમારત ઇસ્તામ્બૂલમા ઊભી છે અને જિન્દગીની ચડઉતર જોયા કરે છે નવસો વર્ષ સુધી એણે ગ્રીસના ધાર્મિક ગાન સાભળ્યા અને ગ્રીક પૂજામા રહેલી અનેક પ્રકારની સોડમ લીધી પછીથી ચારસો એસી વર્ષ સુધી એણે અરબી અવાજ એના કાનોમા અથડાતા અને નમાજ પઢનારાઓની હારોની હારો એના પથ્થર ઉપર ઉભી રહી અને હવે?

એક દિવસ, કુછ મહિનાઓની વાત છે—આજ ૧૯૩૫ની સાલમા ગાજી મુસ્તફા કમાલ પાશા (જેને ખાસ ખિતાબ અને નામ આતા–તુર્ક બનાવવામા આવ્યા છે તે)ના હુકમથી આયા સુફિયા મસ્જિદ ના રહી કોઇ પ્રકારની ધામધૂમ વિના ત્યાના મુસ્લિમ મુલ્લાઓ વગેરેને હટાવી દીધા અને બીજી મસ્જિદોમા મોકલી દીધા અને એ નક્કી કરવામા આવ્યુ કે આયા સુફિયા હવે મસ્જિદ નહિ રહે પણ બાઈજેન્ટાઈન કલાઓનુ સગ્રહસ્થાન બનશે તુર્કોના આગમન પહેલાનો બાઈજેન્ટાઈન જમાનો એ ખ્રિસ્તીઓનો હતો તુર્કોએ કુસ્તુન્તુનિયાનો કબજો ઇ સ ૧૪૫૩મા લીધો હતો, એ સમયથી સમજવામા આવે છે કે બાઈજેન્ટાઈન કલા પૂરી થઇ એથી હવે આયા સુફિયા એક રીતે જોતા ફરીથી ખ્રિસ્તી જમાનામા પાછી ફરી—મુસ્તફા કમાલના હુકમથી!

આજકાલ ત્યા ખૂબ ઝડપથી ખોદકામ થઇ રહ્યુ છે માટીના થરોમાથી સાફ કરીને પુરાણી મોઝેઇક કલાની ચીજો કાઢવામા આવે છે બાઈજેન્ટાઈન કલાના વિશારદોને અમેરિકા અને જર્મનીમાથી બોલાવવામા આવેલા છે અને એમની દેખરેખ નીચે કામ ચાલી રહ્યુ છે આયા સુફીયાના મુખ્ય દરવાજા ઉપર 'સગ્રહાલય'ની તકતી લટકે છે અને દરવાન બેઠો છે એને તમારી છત્રી યા લાકડી સોપી, ટિકિટ ખરીદી અદર જઇને એ પ્રસિદ્ધ પુરાણી કલાના નમૂના જોઇ શકો છો અને જોતા જોતા આ મકાનના વિચિત્ર ઇતિહાસ ઉપર વિચાર કરજો, તમારી બુદ્ધિને આગળપાછળ દોડાવજો અને કયી કયી તસવીરો, કયા કયા જુલમો, અત્યાચારો તમારી સામે આવે છે તે જોશો એની દીવાલોને કહેજો કે તે પોતાની કથા સભળાવે અને એનો અનુભવ તમને આપે કદાચ ગત કાળ અને પરમ દિવસ જે ચાલ્યા ગયા તેના ઉપર વિચાર કરવાથી આપણે વર્તમાનને સમજીએ, કદાચ ભવિષ્યના પરદાને પણ દૂર કરીને આપણે આગે બઢી શકીએ

પરતુ એ પથ્થર અને દીવાલો શાન્ત છે એણે રવિવારની ખ્રિસ્તીઓની પૂજા પણ બહુ જોઈ છે અને જુમ્માની નમાજો હવે હરેક દિનની પ્રદર્શની એની છાયામા છે! દુનિયા બદલાતી રહી પણ એ કાયમ છે એના વગાયેલા ચહેરા ઉપર આછુ પાતળુ હાસ્ય જણાય છે, અને જાણે ધીરો અવાજ કાનોમા આવતો હોય—"ઇન્સાન પણ કેટલો બેવકૂફ અને અજ્ઞાન છે કે હજારો વર્ષના અનુભવથી શીખતો નથી પરતુ વારે વારે એની એ જ બેવકૂફી કરે છે"

અલ્મોરા જેલ
૭ ઓગસ્ટ, ૧૯૩૫

નટવરલાલ દવે




**નવલગ્રન્થાવલિ**: તારણ કાઢનાર: નરહરિ દ્વારકાદાસ પરીખ; નવજીવન પ્રકાશન મંદિર; બે રૂપિયા.

આ પુસ્તકના પ્રકાશનને અમે આવકાર આપીએ છીએ. વર્તમાન ગુજરાતી સાહિત્યના ઘડતરમાં જેમ નવલરામનો ફાળો અગત્યનો છે તેમ એ ગુજરાતી સાહિત્યના અભ્યાસીના ઘડતરમાં પણ નવલરામના લેખોને સ્થાન છે. સાહિત્યના ઇતિહાસને અંગે તો તેમનો અભ્યાસ કરવો જ જોઈએ. પણ તે સિવાય પણ તેમનું ગદ્ય ભાષાના સંસ્કાર પાડવા માટે અગત્યનું છે. આપણા અર્વાચીન ગદ્યના—એક દૃષ્ટિએ કહીએ તો ગુજરાતી ગદ્યના—મૂળ ઘડનારા નર્મદ અને નવલ હતા, તેમણે તે વખતની બોલાતી ભાષામાંથી જ સાહિત્યનું ગદ્ય કેળવ્યું, અને એ કેળવણીપદ્ધતિના સંસ્કાર વિદ્યાર્થીના મન પર પડવા જોઈએ. હજી પણ બોલાતી ભાષા અને સાહિત્ય ભાષા બન્ને વચ્ચે જીવન્ત વિનિમય સંબંધ નિરંતર ચાલ્યા કરતો હોવો જોઇએ.

આ સંગ્રહમાં નવલરામનાં લખાણોમાં જે કાંઈ વાંચવા જેવું છે તે સઘળાનો સમાવેશ થાય છે. લેખક લખે છે તે બધું એકસરખું જીવન ભોગવી શકતું નથી. ઘણું તાત્કાલિક પ્રયોજનના અંગનું હોય છે અને તેવું સંગ્રહાવાની જરૂર નથી,—પછી તેમાં પણ કોઈ મહાન સિદ્ધાન્ત કે સત્યનું કથન આવતું હોય તો જુદી વાત. આ સંગ્રહ ચારેય નવલગ્રંથાવલીમાંથી કરેલો છે. અને સાહિત્ય ઉપરાંત આપણા જમાનાના પ્રશ્નો ઉપર તે સમયે આપણા વિચારકોએ શું કહેલું તે જાણવાના સાધનરૂપ પણ છે.

આ સંગ્રહમાં પ્રસ્તાવના ઘણો મહત્ત્વનો ભાગ છે. અને તેને માટે શ્રી નરહરિ પરીખને ધન્યવાદ ઘટે છે. સંપાદકમાં જે મૂળલેખક તરફ સમભાવ જોઈએ તે તેમનામાં છે, તે સાથે સંગ્રહમાં અને સાહિત્યતુલનામાં પણ તટસ્થ વિવેચનદૃષ્ટિ તેમણે બતાવી છે. એક વિવેચક તરીકે નવલરામે શું શું કર્યું તેના ઉત્તમ અને સદાકાલ ઇષ્ટ એવા અંશો કયા, અને વિવેચનદૃષ્ટિમાં નવલરામની મર્યાદા ક્યાં આવી ગઈ ને સર્વ તેમણે બરાબર બતાવેલું છે. અને આ કામમાં તેમના પુરોગામી ગોવર્ધનરામ અને નરસિંહરાવના લેખોનો તેમણે યથાયોગ્ય ઉપયોગ કર્યો છે.

આવા બીજા સંગ્રહો આપણા સાહિત્યમાં હજી થવાની જરૂર છે. મણિભાઈ નભુભાઈની 'સુદર્શનગદ્યાવલી'નું અને ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીના લેખોનું તારણ તો તરત થવાની જરૂર છે. જાહેર ફંડોથી ચાલતી આપણી અનેક સંસ્થાઓમાંથી હરકોઈ આ કામ કરાવી શકે, અને એવું કામ કરવાને યોગ્ય વ્યક્તિઓ ન મળે એમ અમે માનતા નથી

**નિરંજન**:—લેખક: ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; કિં. રૂ. ૨.

શ્રી મેઘાણીની આ પહેલી નવલકથા છે. સફળ રીતે ટૂંકી વાર્તાઓ લખ્યા પછી એમણે નવલકથાને પણ હાથમાં ગંભીરતાપૂર્વક લીધી છે એ હર્ષનો વિષય છે.

'નિરંજન' એક કૉલેજિયનની કથા છે. એક કાઠિયાવાડી રાજનગરનો વતની યુવાન નિરંજન મુંબઈમાં કૉલેજમાં ભણે છે. વાર્તાનાં બધાં પાત્રો એક કે બીજે સંબંધે એની આસપાસ ગૂંથાય છે. વાર્તામાં બે પ્રવાહો અરસપરસ ગૂંથાતા વહે છે. એક તેના કૉલેજ-જીવનનો, બીજો તેના ગૃહજીવનનો. પહેલો પ્રવાહ વેગથી અને વધારે ઝળકાટથી વહે છે, બીજો મંદ છતાં વધારે ઊંડાણમાં ચાલે છે. કૉલેજજીવનનાં પ્રવાહ સુનીલા, પ્રતિનાયકનું થોડું કામ કરતો કલબનો સેક્રેટરી, ગુજરાતીના પ્રોફેસર, કૉલેજના પ્રિન્સિપાલ, રજિસ્ટ્રાર, અને છેવટે લાલવાણી એટલાં મહત્ત્વના પાત્રોને નાયક સાથે સાંકળે છે. એના ગૃહજીવનનો પ્રવાહ તેનાં માતપિતા, બહેન, રાજનગરના દીવાન અને તેની પુત્રી સરયૂ અને ટપ્પાવાળો અભરામ એટલાં પાત્રોની આજુબાજુ વહે છે.

પહેલા પ્રવાહમાં વાર્તા કૉલેજજીવનનાં તોફાન, યુવાનોનું સ્ત્રીદાક્ષિણ્ય, પરસ્પર હરીફાઈ, યુવાનોની બિનજવાબદારી, પ્રોફેસરની પામરતા અને દયાજનક પ્રપચરીતિ, અને છેવટે યુવાનોની સજાતીય કામુકતા એ પ્રસંગોની આસપાસ ફરે છે. બીજા પ્રવાહમાં ગામડાના એક શિક્ષકની પુત્રવત્સલતા, એક દીવાનની દીકરીને ચાળે પાડવાનાં પાંપળાં, અને એક અર્ધશિક્ષિત યુવતીના હૃદયની અછતી વેદના આ વાર્તાનો વિષય બને છે. હજીયે સંક્ષેપમાં કહેવું હોય તો વાર્તા નિરંજન, સુનીલા અને સરયૂ એ ત્રણ પાત્રોની આસપાસ ફરતી 'કૉલેજજીવનની ગંદકી,' ગ્રામજીવનની પામરતા અને એક મહાન થવા મથતા પણ નબળી કરોડવાળા યુવાનનાં મંથનોને આલેખે છે.

કર્તા આ પાત્રોને જીવનની બાહ્ય આકર્ષક ઘટનાઓને બદલે મુખ્યત્વે તેમના આંતર-અનુભવોને વધારે નિરૂપે છે. સરસ્વતી ધ્વજવંદન, પરીક્ષાનું 'બખડજંતર' અને લાલવાણીનો કિસ્સો એ આગળપડતા બનાવોને બાદ કરતાં બાકીની વાર્તા નિરંજનનો સુનીલા સાથેનો સંબધ અને 'બિચારી' સરયૂનું પાણિગ્રહણ એમાં જ સમાઈ જાય છે. પણ એક આકર્ષક કથાનક રજૂ કરવા કરતાં આજના યુવાનના અને યુવતીના કેટલાક પ્રશ્નોને જ લેખકે પોતાનું લક્ષ્ય બનાવ્યું છે, અને તે યોગ્ય છે. આકર્ષક ઘટનાઓ વિના પણ પાત્રોના મનોજગતને વિષયભૂત કરતી કથાઓ ઉમદા રચના થઈ શકે છે માત્ર એમાં રસની જમાવટ કરવી એ પહેલાં કરતાં વધારે ભારે વિકટ કામ છે.

એવી પ્રશ્નપ્રધાન નવલકથામાં બનાવો નહિ પણ પાત્રો પોતે રસનો વિષય બને છે. એમાં નાયક, નાયિકા કે બીજાં પાત્રો કોઈ મહત્ત્વનું—એટલે કે છાપામાં આવી શકે એવું એક કામ ન કરતાં હોય, તોપણ તે રસનાં કેન્દ્ર બની શકે. આવાં પાત્રોનું માનસજીવન, તેના કલહો, ઉમેદો, આશાઓ, આકર્ષણો, ઘર્ષણો, વિજયો અને પરાજયો, એની આલેખના એ પ્રધાન વસ્તુઓ હોય છે. પણ ઘટનાપ્રધાન નવલકથા પેઠે એમાં પણ એ જ સળંગતા, વિકાસ, સંભવિતતા, એકરૂપતા, તથા પાત્રોની સચ્ચાઈ વસેલાં હોવાં જોઈએ. બાહ્ય ઘટના

કરતાં ભાવજગત વધારે સૂક્ષ્મ છે, તેનું આલેખન વધારે મનોરમ છે, પણ તેથી જ તે અસ્પર્શક્ષમ હોઈ વધારે મુશ્કેલ છે.

કૉલેજજીવન અને આજનો યુવાન એ વસ્તુ અહીં મૂક્યાં છે એ રીતે આપણે ત્યાં પહેલી વાર રજૂ થાય છે. કૉલેજનો યુવાન અને તેની સાથે ભણતી યુવતી એને આજનો એક મોટો ધગધગતો પ્રશ્ન કહીએ તો ખોટું નથી. એ યુવાન શું છે, એ યુવતી શું છે તે આલેખવા લેખકે અહીં પ્રયત્ન કર્યો છે.

આર્થિક અવદશા, જૂના કુટુંબસંબંધો, યુવાનીનાં આકર્ષણો, કર્તવ્ય ને અગ્નિકુંડ, ક્રાન્તિ અને નવવિધાનના ભણકારા, અને તેમાં ઘણી વાર સુકાનવિનાની હોડી જેવું ચંચળ મન, દૃઢ ઇચ્છાશક્તિનો અભાવ, અસ્પષ્ટ જીવનદર્શન, અને ક્રિયાશક્તિનો અભાવ, એવાં એવાં અનેક તત્ત્વો યુવાનની અંદર અને આસપાસ ખડાં છે. શેક્સપિયરે સર્જેલો હેમ્લેટ, અશ્વત્થામા પેઠે, હજી સગી ચિરંજીવ જ રહ્યો છે.

ઉપર જણાવ્યું તેવું પુષ્કળ સંભારવાળું વસ્તુ છતાં વાર્તામાં રસનો પ્રવાહ મંદ લાગે છે, પાત્રોનું સર્જન ઝાંખું છે. તે તેમનાં લક્ષણોમાં એક બાજુ જ ઢળી જતાં લાગે છે. એટલે વિવિધ ધૂપછાંવના બનાવ બનવાને બદલે અમુક લક્ષણોનાં વાહક માત્ર બની જાય છે. શ્રીપતરામ માસ્તર એટલે કે સાક્ષાત્ પુત્રપરાયણતા, દીવાન એટલે દીકરીને વરાવવાની ચિંતાવાળો પામર પિતા, સરયૂ એટલે કે પિતાની દોરી દોરાતી દીન દીકરી, કલબનો સેક્રેટરી એટલે કે એક દુષ્ટ પ્રતિનાયક, અભરામ ટપ્પાવાળો તો કે મર્દાનગીનો વકીલ, સુનીલા એટલે કે છેલ્લા એતણ પ્રસંગો બાદ કરતાં યુવાનો તરફ નાકનું ટેરવું ચડાવી ફરનારી કૉલેજકન્યા અને છેવટે વાર્તાનો નાયક નિરંજન તે કામાકર્ષણ અને એક મર્યાદિત આદર્શ વચ્ચે અથડાતો યુવાન.

વળી પાત્રોનો વિકાસ સળંગ સુસંગત રીતે નથી થતો. "આ મિસ્તર આપણી રૈયત છે" એવા માથાવાઢ શબ્દોથી નિરંજનને દીકરી પાસે ઓળખાવનાર દીવાન એ દીકરી માટે નિરંજનની ખુશામતમાં કેટલી હદ લગી નીચો પડે છે! દીવાનનું એ પ્રથમ દર્શનનું સત્તાશીલ રૂપ નવલકથામાં આગળ કશું ઉપયોગનું નથી રહેતું.

નિરંજનને પ્રથમ દર્શને 'માયકાંગલો' ગણતી સરયૂ ક્યાં તત્ત્વોથી નિરંજન તરફ ખેંચાઈ તેના જીવનને અનુરૂપ શ્રમજીવનની સાધના કરે છે તે સ્પષ્ટ થતું નથી. નાયકની સાથે પરણનાર પાત્રની મનઃસંવેદના બહુ અછતી રહી છે.

નવલકથાની નાયિકા સુનીલા છે. એ નિરંજન ઉપર ખરેખર મુગ્ધ છે, એનું તો છેક છેવટે જ વાચકને ભાન થાય છે. ત્યાં લગી એ એની તોછડાઈ, તિરસ્કાર અને અપમાનનાથી નિરંજનને અને વાચકોને ટટળાવ્યા કરે છે. જ્યારે જ્યારે પણ સુનીલા અને નિરંજનના મળવાના કે સહકાર્યના પ્રસંગો આવે છે ત્યારે તેમના આંતરસંબંધમાં મીઠાશ, ઋજુતા કે ગૂઢ આકર્ષણની આપણે આશા રાખીએ છીએ, પણ તે સફળ થતી નથી. લપસેલા નિરંજનને મદદ કરતી, સદયૂની સહચરી તરીકે કામ કરતી, ધ્વજવંદનમાં અગ્રભાગી થતી, નિરંજનને ઓરડીની વાડીમાં ઘૂમરીએ ચડાવતી સુનીલા બધાં પ્રસંગોને અંતે મીઠાશને બદલે એક રીતનો રૂક્ષ અણગમો પેદા કરે છે. આ બધો વખત નિરંજન પ્રત્યે તેને સ્નેહ તો હોય છે જ. પણ સ્ત્રીઓ પોતાની કામુકતા કે સ્નેહનું પ્રદર્શન આવી જ રીતે કર્યા કરે તો ક્યારે પ્રિય બની શકે? છેવટે એ નિરંજન પ્રત્યે પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે એમાં પણ પ્રેમની

ડિકિન્સ ડિકન્સનું શરણ ત્યાગીને આ ગાજરમાન સુનીલાના સ્નેહનિરૂપણમાં વધારે ધ્યાન અને મંજુલ રેખાઓ લેખકે પૂર્યાં હોત તો સારું ન થાત?

નિરંજન શરૂઆતના કૉલેજના જીવનોમાં સરયૂને લાગતો તેમ 'ધમકાંસરો' લાગે છે. એની વાર્તાના વિકલ્પથી તેનામાં તેજ દેખાય છે. પ્રેમ-પ્રસંગમાં એ જરા બહાદુરી કરે છે. અને કેલિડોસ્કોપનનું નવવિધાન એ એની એક નવાઈ બની રહે છે. પહેલા નંબરે પાસ થવું, વિદ્યાર્થીપ્રિય ફેલો થવું એ તેની ઉપરની સિદ્ધિ છે.

પણ પરીક્ષાઓમાં પાસ થનાર નિરંજન એના સ્નેહજીવનમાં સાવ નાપાસ છે. સુનીલાના શબ્દોમાં કહીએ તો તે 'ભોળો' છે, ભોળો છે. સરયૂ એને માટે ગાંડી થઈ છે, તોપણ તેને ઘસરકા ટપારવાળો પાનો ચડાવે છે ત્યારે જ તે કાંઈ બમણાર બને છે. પણ બાળપણની સાથે આટલું બધું કરતી પરણવાનું સ્વીકાર્યા પછી સરયૂ તરફનો એનો વ્યવહાર બીલકુલ રંગ વિનાનો બની જાય છે.

જુવાનીનો મુખ્ય પ્રશ્ન સ્નેહ છે. નાયક જે ત્રણ પાત્રો—સુનીલા, સરયૂ, અને લાવણ્યલક્ષ્મી સાથે સંબંધમાં આવે છે તે એ પ્રશ્નના જુદાંજુદાં રૂપોને રજૂ કરનારાં બને છે. લાવણ્યલક્ષ્મી એ સ્ત્રી કે પુરુષના સજાતીય સ્નેહનું સ્વરૂપ છે. એનો સ્નેહ સ્વાભાવિક છે, સાત્ત્વિક છે એમ કબૂલ રાખીએ તોપણ, તથા તેવા પ્રશ્ન પરત્વે સૂગ રાખવાની જરૂર નથી—એ વસ્તુને બાજુએ રાખીએ છે કે, અહીં છેડાયેલો કોઈ ઘણા સુગાળે—એ સ્વીકારતાં જતાં કલાની દૃષ્ટિએ આ પ્રશ્નની રજૂઆત ઉત્તમ નથી થઈ શકી. નિરંજનનો સરયૂ સાથેનો સંબંધ આકસ્મિક ઉભરાતા કરતાં પરિસ્થિતિ પ્રેરાઈને બનેલો છે. એ સુંદર છે, થોડી શિક્ષિત છે, જૂની ઢબની ગૃહિણી છે, કિંતુ તેની સ્વેચ્છાને આખા સંબંધમાં કશું સ્થાન નથી.

એવું તત્ત્વ લેખક શા માટે પ્રબોધે છે? આવું બે ખાનામાં વહેંચાતું જીવન ઇષ્ટ, કે સ્નેહ અને સહચારનો મેળ કરી શકાય તેવું ઇષ્ટ? નિરંજનના ચિંતનમાં તેનો થોડો જવાબ મળે છે. પણ બીજવરને પરણી ઉઠતી ગઈ એ તો એનો જ વિચાર છે કે લેખકનો? એ પોતા માટે એવું દ્વિધા જીવન અશક્ય જુએ છે. સ્ત્રીને માટે દ્વિધા જીવન શક્ય, પુરુષને માટે નહિ. "સ્ત્રી પુરુષને આપે છે અધૂરું, માગે છે પૂરેપૂરું" આ એણે તારવેલો સિદ્ધાંત છે. વસ્તુસ્થિતિ એથી ઊલટી પણ નથી?

વળી, બીજી એક દૃષ્ટિ પણ લેખક મૂકે છે. સ્ત્રીપુરુષનો સંબંધ કેવો હોય? "સ્ત્રીને ગુલામ સ્વામી નથી જોઈતો...સમોવડો પણ નથી જોઈતો. સમાન હક્કોની તો કેવળ વાતો છે. એને તો શાસક, સાહસવીર ઉન્નતમસ્થો સ્વામી જોઈએ." પુરુષના "હજાર ગુના પણ ઇમાનદાર મરદાઇને માથે અસ્ત્રી માફ કરે છે." આ કઈ ભાવનાઓ છે? હજુ પુરુષમાં સામર્થ્યની સરસાઈ ગાયા કરવી ઇષ્ટ છે? સ્ત્રી શું ભાર્યા બનવામાં જ હમેશાં સંતોષ માની લેશે?

આમ આખી નવલનો કેન્દ્રિત વિષય જરા વિચિત્ર સ્વરૂપમાં નિરૂપાયો છે. અમને પૂછવા મન થાય છે કે આ શ્રી. મેઘાણીનું ખરેખર ગભીર દર્શન છે?

વાર્તામાં ચમક ઘણે ઠેકાણે આવે છે. દીવાનના મોંથી ઉચ્ચારાતો 'બખડજંતર' શબ્દ અચૂક હાસ્ય પૂરું પાડે છે. પ્રો. શ્યામસુંદરની કથની, 'ચાઈલ્ડ હેરોલ્ડ'માંની કથા, ધ્વજવંદનનો પ્રસંગ, શારદાનું ગીત, 'ગઝલું જોડીશ'માં એ પ્રસંગો અચ્છી રીતે ઉઠાવ પામ્યા છે. કોલેજજીવનનો ઉત્સાહ, તેમજ પ્રોફેસરોના સડા સારી રીતે મૂકયા છે. નિરંજનનાં મનોમંથનોમાં કેટલીક સૂક્તિઓ મઝાની આવી જાય છે.

'રસધાર' અને વાર્તાઓમાં વિકસેલી શ્રી. મેઘાણીની રંગદર્શી શૈલી એ જ ઢબે અહીં વહે છે. પણ એ જ રંગદર્શિતા નવલકથામાં કાર્યસાધક નથી નીવડતી. નવલકથા જેવી લાંબી કૃતિ માટે સાતત્ય જાળવતી સ્વસ્થ શૈલી જરૂરની હોય છે. અને રંગદર્શિતામાં સ્વસ્થતા તો નથી જ હોતી. નવલકથામાં બેએક પ્રસંગોનું નિરૂપણ જરા ગ્રામીણતામાં પણ સરી ગયું છે. નિરંજન પોતાના હરીફ સેક્રેટરીને સુનીલાની સાથે મોટરમાં બેસીને ફરતો જે રીતે કલ્પે છે, તેમજ છેલ્લા પ્રકરણમાં અભરામ તેને જે રીતે પાનો ચડાવે છે એ પ્રસંગો જરા વધારે સુરુચિથી લખવા જેવા હતા.

આમ નવલકથામાં મૂળતત્ત્વો જેવાં કે પાત્રાલેખન, વસ્તુવિન્યાસ, સ્વસ્થ સાતત્યભરી શૈલી, એમાં થોડી કચાશ છતાં તથા લેખકની દૃષ્ટિ કેટલાકને મન થોડી કે ઘણી ચર્ચાસ્પદ હોવા છતાં વાર્તા રંજક બની શકી છે; તથાપિ નવલિકાઓ કે 'રસધાર'ની કથાઓમાં જે લેખકરસની પરાકાષ્ઠા અનુભવીએ છીએ તે અહીં નથી મળતી.

છેલ્લા બે દસકાઓમાં શ્રી. મેઘાણીની પ્રવૃત્તિઓ જોતાં એમની વિવેકદૃષ્ટિ વિકાસતી ગઈ છે. તેમની સર્જનશક્તિ સફળ રીતે બાળકાવ્યો, કાવ્યો અને નવલિકાનાં મૌલિક સર્જનમાં પાંગરી છે. એ હવે આ નવલકથાની નવી ડાળે ફૂટવા માંડી છે. તો ત્યાં પણ તે યશસ્વી રીતે ફળશે એવો અમને વિશ્વાસ છે.

**બ્રહ્મવિદ્યા:**—(અડયાર લાયબ્રેરીનું ત્રૈમાસિક બુલેટિન) આરંભ ૧૭ ફેબ્રુઆરી, ૧૯૩૭ થી; વાર્ષિક લવાજમ રૂા. ૬–૦–૦.

થિયોસોફિસ્ટનું મુખ્ય કેન્દ્ર દક્ષિણ તરફ અડયારમાં છે, એ વાત ઘણા જાણતા હશે. સાંનું ગ્રન્થાલય દુનિયાના સારામાં સારાં ગ્રંથાલયોમાંનું એક છે, એમ કહેવાય છે. તેની શરૂઆત થિયોસોફીકલ સોસાયટીના પ્રમુખ–સંસ્થાપક કર્નલ એચ. એસ. આલકોટે ૧૮૮૬ માં કરેલી, અને આ પચાસ ઉપર વરસમાં ગ્રંથાલયમાં ખાસ કરીને જૂના સંસ્કૃત ગ્રંથોનો સંગ્રહ વિશેષ પ્રમાણમાં કરવામાં આવ્યો છે. કર્નલસાહેબનો સંસ્કૃત ભાષા ઉપરનો પ્રેમ અદ્દભુત હતો. ગ્રંથાલયના ઉદ્દેશો વિષે કહેતાં તેમણે તે વખતે જણાવ્યું હતું કે તેનો ઉદ્દેશ પુસ્તકો વાંચીવંચાવીને પોપટ જેવા પંડિતો તૈયાર કરવાનો નથી, પણ પૌર્વાત્ય સાહિત્યનો પુનરુદ્ધાર કરીને તરુણવર્ગમાં તે વિષે પ્રીતિ ઉત્પન્ન કરવાનો અને તેમની આગળ પ્રાચીન ઉચ્ચ આદર્શો અને આકાંક્ષાઓ રજૂ કરવાનો અને એ દ્વારા પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સાહિત્યિકોમાં પરસ્પર સહકાર અને સહાનુભૂતિ ઉત્પન્ન કરવાનો છે. આ હેતુ સિદ્ધ કરવા માટે ક. આલકોટ સાહેબે જેમ મુંબઈમાં અને મદ્રાસ બાજુ સંસ્કૃત પાઠશાળાઓ કાઢવા માંડી અને ત્યાંનો અભ્યાસક્રમ નક્કી કરી આપ્યો તેમ ગ્રંથાલય તરફથી એકાદ માસિક પણ કાઢવાનો વિચાર કર્યો. પણ આર્થિક અગવડોને લીધે આ તેમનો વિચાર બર આવી શક્યો નહિ. પણ આવું જ કામ ૧૯૧૦માં તે વખતના ગ્રંથપાલ ડૉ. શ્રાદરે બીજી રીતે કરવા માંડ્યું, અને તેમણે સંન્યાસોપનિષદો અને અહિર્બુધ્ન્યસંહિતા સંપાદિત કર્યાં. પછીના વ્યવસ્થાપક પં. મહાદેવશાસ્ત્રીએ ઉપનિષદ્ બ્રહ્મયોગીની ટીકા સાથે ઉપનિષદો છાપવાનું કામ માથે લીધું. ૧૯૩૦ પછીથી ડૉ. સી. કુન્હન રાજા ત્યાંના વ્યવસ્થાપક છે, અને તેમણે આ ત્રૈમાસિક સંપાદન કરવાનું શરૂ કર્યું છે. આપણા દેશમાં બૌદ્ધિક અને સાંસ્કૃતિક ઉત્થાનના મુખ્ય પ્રયત્નો બંગાળના શાંતિનિકેતનમાં, ગુજરાતના સત્યાગ્રહાશ્રમમાં, યુક્ત પ્રાંતના હરિદ્વારમાં અને દક્ષિણમાં અડયારમાં થયેલા છે. તેને અત્યારની આ બૌદ્ધિક પ્રવૃત્તિ વિશેષ મહત્ત્વની છે.

ત્રૈમાસિકને દુનિયાની ઘણી સારી સંસ્થાઓનો અને વિદ્વાન માણસોનો સહકાર છે. પોતે ડૉ. કુન્હન રાજાએ સંપાદન કરેલા બે ગ્રંથો આમાં ક્રમશઃ પ્રસિદ્ધ થાય છે. એક છે માધવકૃત ઋગ્વેદવ્યાખ્યા અને બીજો દેવસ્વામિભાષ્ય સાથે આશ્વલાયનગૃહ્યસૂત્ર. બન્ને ગ્રંથો બીજે ક્યાંય પણ પ્રસિદ્ધ થયા નથી એવા છે. તેનાં અનુક્રમે પાનાં ૫૬ અને ૮ આ અંકમાં આવ્યાં છે. તે સિવાય તેમણે હસ્તલિખિત ગ્રંથ 'વારરુચ નિરુક્ત સમુચ્ચય' ઉપર વિચારણીય નોંધ લખી છે. નૃસિંહચંપુ અને નૃસિંહ વિજ્ઞાપન ઉપરની અને પ્રસિદ્ધ બૌદ્ધ ત્રૈમાસિક દિઙ્નાગના પ્રમાણસમુચ્ચય ઉપરની નોંધ પણ વિદ્વત્તાપૂર્ણ છે. બે લેખકોએ ચાર ઉપનિષદોનાં અંગ્રેજી ભાષાંતરો આપ્યાં છે, તેનાં ૨૪ પાનાં છે. સ્વતંત્ર લેખ પ્રો. શ્રાદરનો 'કલ્કીનામ' પર છે. તેમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષાની મદદથી આ શબ્દની ઉપપત્તિ આપવાનો પ્રયત્ન છે અને અંતે લેખક પૂછે કે કલ્કી અવતાર એટલે ઘોડો ? કે ઘોડેસવાર ? કે ઘોડામુખી માણસ ?

પછીના અંકોમાં સૌર્યશાસ્ત્રના અને ખાસ કરીને સંગીત અને નાટ્યશાસ્ત્રના અપ્રસિદ્ધ ગ્રંથો છપાશે. તેથી ત્રૈમાસિકની ઉપયુક્તતામાં વધારો થવાનો છે. આર્યાવર્તની પ્રાચીન સંસ્કૃતિના અભ્યાસી અને અભિમાનીને માટે આ ત્રૈમાસિક અત્યંત સંગ્રાહ્ય છે.

રા. જ. સો.

# રોજનીશી

**મે : ૧૯૩૭**

મુંબઈમાં મે દિન ઊજવાયો; લંડનમાં બસવાળાઓએ હડતાલ શરૂ કરી.

ગુજરાત સાહિત્યસભાની વાર્ષિક બેઠક: શ્રી. ચન્દ્રવદન મહેતાને શ્રી રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત કરવામાં આવ્યો: શ્રી. ડોલરરાય માંકડે ૧૯૩૬ ના વર્ષના ગ્રંથસ્થ વાઙ્ગમયની સમીક્ષા વાંચી બતાવી; પૂનામાં સોન્યામારુતિ મંદિર અંગેના સત્યાગ્રહને લીધે દશ જણની ધરપકડ થઈ; હોલીવૂડમાં ફિલ્મ ઉદ્યોગમાં કામ કરતા કલાકારોની હડતાલ.

રાષ્ટ્રપતિ જવાહરલાલનું કલકત્તામાં ભવ્ય સ્વાગત; રાષ્ટ્રપતિ જવાહરલાલે હિંદના રાજાઓને સમવાયતંત્રમાં ન જોડાવા માટે વિચાર કરવા નિવેદન બહાર પાડયું; કલકત્તામાં શણની ૪૦ મિલોમાં હડતાલ: હડતાલિયાઓનું તોફાન, ૩૬ માણસોની ધરપકડ થઈ.

આચાર્ય આનંદશંકર ધ્રુવને બનારસ હિંદુ યુનિવર્સિટી તરફથી ડૉક્ટર ઑફ લેટર્સની માનદ્ઘરી પદવી અર્પણ થઈ તે નિમિત્તે તેમનું અમદાવાદમાં જાહેર સન્માન થયું; તે પ્રસંગે તેમણે ગુજરાતની અને ખાસ કરીને અમદાવાદની પ્રજાને '૧૭ વર્ષના દેશવટા દરમ્યાન મળેલા જ્ઞાનનો ઉપયોગ કરવા મને એક યુનિવર્સિટી આપો' એવી માગણી કરી.

મદ્રાસના પ્રધાનમંડળમાં ધારાસભાઓને વિશ્વાસ નથી એવું જાહેર કરતો બસો સહીવાળો એક ખરીતો શ્રી. રાજગોપાલાચારીએ ગવર્નર ઉપર મોકલ્યો.

સોન્યામારુતિ મંદિર સત્યાગ્રહ અંગે ડેમોક્રેટિક સ્વરાજ પક્ષના પ્રમુખ શ્રી. ભોપટકર અને બીજા અગિયારની ધરપકડ થઈ.

અલાહાબાદ ખાતે થયેલા નિર્ણય ઉપર વિશેષ પ્રકાશ નાખતાં એસોસિયેટેડ પ્રેસના પ્રતિનિધિ સાથેની મુલાકાતમાં ગાંધીજીએ (વર્ધા) જાહેર કર્યું: "શું બહુમતીના પ્રધાનો ગવર્નરો પાસે અરજ ગુજારે? મહાસભા સામે જો સરકારને સૂગ હોય તો તેણે તે સ્પષ્ટ રીતે જાહેર કરવું જોઈએ, અને પ્રાન્તિક સ્વરાજ્ય શબ્દ સાથેની પોતાની ચાલબાજી તેણે છોડી દેવી જોઈએ." ઉમરાવોની સભામાં લૉર્ડ ઝેટલૅન્ડે હિંદની પરિસ્થિતિ વિશે એક ભાષણ કર્યું; મદ્રાસ કોરપોરેશનની કાઉન્સિલે તાજપોશીની ઉજવણીમાં ભાગ નહિ લેવાનો ઠરાવ પસાર કર્યો!

રાજ્યારોહણના મહોત્સવમાં ભાગ ન લેવાનો હાવરા (કલકત્તા) મ્યુનિસિપાલિટીએ ઠરાવ કર્યો; જર્મન હવાઈ જહાજ 'હિંડનબર્ગ'ની કરુણ હોનારત: ૩૦ માણસો માર્યા ગયા; બંધારણીય મડાગાંઠના ઉકેલ માટે મહાસભાના નેતાઓ અને ગવર્નરોની પરિષદ બોલાવવાની સર સપ્રુની 'માનચેસ્ટર ગાર્ડિયન'ના પ્રતિનિધિ આગળ સૂચના; ઇટાલિયન વર્તમાનપત્રના તમામ ખબરપત્રીઓ પોતાની સરકારના હુકમને અનુસરી લંડન છોડી ગયા.

બૅરિસ્ટર સાવરકરની દેશની આઝાદી માટે ઝૂઝતાં ૧૪ વર્ષની કાળાં પાણી અને ૧૩ વર્ષની નજરકેદની મળી કુલ ૨૭ વર્ષની થયેલી સજાનો અંત આવ્યો. તેમનો બિનશરતી છુટકારો થયો; કલકત્તા કોરપોરેશને તાજપોશીના ઉત્સવમાં ભાગ ન લેવાનો ઠરાવ પસાર કર્યો. પૂનામાં સોનિયા મારુતિ મંદિર સત્યાગ્રહ અંગે શ્રી. કેલકરનો સત્યાગ્રહ અને ધરપકડ: વધુમાં, બીજા ૪૪૯ માણસોની ધરપકડ થઈ.

બાળકેળવણીની દિશામાં નવાં પગલાં માંડનાર અને બાલસાહિત્યના પ્રખર પ્રચારક શ્રી. ગિજુભાઈ બધેકા શ્રી દક્ષિણામૂર્તિની વીસ વર્ષની અથાક સેવા કરી તે સંસ્થામાંથી

નિવૃત્ત થયા કલકત્તાની શણની મિલોમાની હડતાલનો અંત આવ્યો, સ્પેનના પાટનગર માડ્રિડ ઉપર બોમ્બનો સખ્ત મારો

તા ૧૨ વેસ્ટ મિન્સ્ટર એબીમા (લંડન) છઠ્ઠા જ્યોર્જનો રાજ્યાભિષેક થયો, ગાંધીજીનુ તીથલમા આગમન, મુસ્લિમ જનતા સાથે સંપર્ક સાધવા માટે મુંબઈ પ્રાંતિક મહાસભા સમિતિએ એક યોજના ઘડી કાઢી અને તેના અમલ માટે એક પેટાસમિતિ નીમી

તા ૧૩ આયર્લંડના પાટનગર ડબ્લીનમા સેન્ટ સ્ટીવન્સ ગ્રીન પર મૂકેલુ ઇંગ્લાંડના રાજા બીજા જ્યોર્જનુ ઘોડા પરનુ બાવલુ સુરંગ ફૂટવાના પરિણામે નાશ પામ્યું, પૂના મારુતિ મંદિર સત્યાગ્રહ બંધ થયો

તા ૧૪ મુંબઇના ગવર્નર લોર્ડ બ્રેબોર્નનુ બેલગામમા ભાષણ મહાસભાના નકારાત્મક વલણથી કઈ અર્થ નહિ સરે ગવર્નરથી જવાબદારીનો ત્યાગ કરવાની કબૂલાત આપી શકાય નહિ લંડનમા સામ્રાજ્ય પરિષદ મિ બાલ્ડવીનના પ્રમુખપણા હેઠળ ભરાઈ એબિસીનિયા પચાવી પાડવા માટે ઇટલીએ રૂ ૯૦૦,૦૦,૦૦૦ ( ૬૦૦ કરોડ ) નો ખર્ચ કર્યો

તા ૧૫ અલાહાબાદમા મહાસભાવાદી મુસ્લિમોની આમ જનતામા મહાસભાના કાર્યક્રમના પ્રચારની યોજનાઓ વિચારવા એક પરિષદ ભરાઈ મૌલાના અબુલ કલામ આઝાદે કાર્યક્રમ રજૂ કર્યો સ્પેનના ફ્રેંકો પ્રધાનમંડળે રાજીનામુ આપ્યુ

તા ૧૬ બ્રિટનના સુપ્રસિદ્ધ બુઝર્ગ વેટરન મુત્સદ્દી રા ઓ લોઈડ જ્યોર્જે એક લેખ લખી પ્રસિદ્ધ કર્યું નવા હિંદી બંધારણે હિંદને કઈ જ આપ્યું નથી તાજપોશીમા હિંદીઓ હતા પણ હિંદ નહોતુ નવા રાજ્ય અમલની સફળતાનો આધાર હિંદ સાથેની સમાધાની પર જ છે લાઠીના ઠાકોરે પોતાનુ અન્નક્ષેત્ર મંદિર હરિજનો માટ ખુલ્લુ મૂક્યુ લંડનમા 'સોશ્યાલિસ્ટ લીગ' જેના આગેવાન સર સ્ટેફોર્ડ ક્રીપ્સ છે તે ૩૧મી મેથી બંધ થશે એવો નિર્ણય જાહેર થયો

તા ૧૭ યુક્ત પ્રાંતની મુસ્લિમ પરિષદે આઝાદીની લડતમા ભાગ લેવાનો અને મહાસભામા જોડાવાનો ઠરાવ પસાર કર્યો, નવસારીમા હરિજન આશ્રમના વિદ્યાર્થીઓનું સંમેલન ભરાયું

તા ૧૮ રાજકારણ અને અર્થશાસ્ત્રની ગ્રીષ્મશાળાની ઉદ્‌ઘાટન ક્રિયા શ્રી રાજગોપાલાચાર્યના હસ્તે મદ્રાસમા થઈ ભોપાળમા હિંદુ પરિષદ ભરવા અંગે સરકારે કરેલા પ્રતિબંધ સામે ભારે ઊહાપોહ જાગ્યો

તા ૧૯ રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલને થાકીન્સ એસોસિયેશન તરફથી ધારાવની ફિલા રાજદ્વારી પરિષદમા લેટપદન ખાતે અપાયેલા માનપત્રની નકલો જપ્ત કરવામા આવી એવા સમાચાર પ્રસિદ્ધ થયા અ વરનરેશનુ પેરિસમા અવસાન ડેઇલ (આયરિશ પાર્લામેન્ટની સભા)મા ની વેલેરાનુ ભાષણ 'ઓટાવાનુ અપમાન હુ ભૂલ્યો નથી

તા ૨૦ મુંબઈ સરકારનું નવુ બજેટ નાણાખાતાના પહેલા પ્રધાન શ્રી જમનાદાસ મહેતાએ તૈયાર કર્યું માત્ર ૭૫ હજારની બચત રહેશે

તા ૨૧ બંગાળ મહાસભા સમાજવાદી પક્ષના કાર્યકર્તા શ્રી બારીનઘોષ સામે મ્યુનિસિપલ હદ છોડી જવાનો મનાઈ કરતો પ્રતિબંધ મુકાયો લખનૌમા શીઆ-સુન્ની મુસ્લિમો વચ્ચે ઝઘડો તેને પરિણામે ભયંકર રમખાણ ૭ માણસના મરણ ૧૨૫ મુસ્લિમો ઘવાયા અને ૬૧ ની ધરપકડ થઈ

તા ૨૨ પીનાગમા રાષ્ટ્રપતિનુ ભવ્ય સ્વાગત થયું ફ્રાન્સ અને રશિયા સામે ઇટલીએ તહોમતનામુ જાહેર કર્યું

તા ૨૩ અમેરિકાના તેલના રાજા રૉકફેલરનુ અવસાન

તા ૨૪ બંગાળ સરકાર અને વડા પ્રધાન વચ્ચે હડતાળિયાઓના મુકદ્દમા વિશે ચકમક ઝરી, મદ્રાસમા બે હિંદુઓના ખૂન થયા




આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

## રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૯૯૩ | સંચાલક | વર્ષ ૧૨

# અ નુ ક્ર મ ણિ કા

પુ. ૨૪ | વૈશાખ : ૧૯૯૩ | અંક ૧



લવાજમ  હિંદમાં રૂ. ૫ , પરદેશમાં રૂ. ૭॥  છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક· રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે· ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૪ વૈશાખ : ૧૯૯૩ અંક ૧

# અંતરપટ

જુગતરામ દવે

અંતરપટ આ અદીઠ!
અરેરે! આડું અંતરપટ આ અદીઠ!

અહીં મેં માંડી, તહીં તેં માંડી, આંખની આતુર મીટ;
પળ ઉપડી પટ પુનઃ બિડાયું, વા વાયો વિપરીત.
અરેરે!

તું મારાં – હું તારાં ઝીલું, વિરહે વ્યાકુળ ગીત;
રાગ સુણ્યો પણ રંગ ન રેલ્યો, વસમું એ સંગીત.
અરેરે!

આ પા ઉછળે, તે પા ઉછળે, હૃદયો ભરિ ભરિ પ્રીત;
આકર્ષણ, પણ સ્પર્શ નહિ ક્ષણ, ચેન પડે નહિ ચિત્ત.
અરેરે!

ખીણ કે ખાડી, નદી નથી આડી, વડી વાડ કે ભીંત;
હાથ ચડે નહિ તોય નડે આ ઝાકળઝીણું ચીર.
અરેરે!

# મરમી* રામકૃષ્ણ

મૂળ લેખક: ડૉ. બ્રજેન્દ્રનાથ સીલ
અનુવાદક: જયન્તીલાલ આચાર્ય

રામમોહન રાયથી માંડીને રામકૃષ્ણ પરમહંસ સુધીની ધાર્મિક વિચારધારાની ચળવળ વિષે સર્વ ધર્મ પરિષદમાં હમણાં જ મેં જે કહેવાનું હતુ તે કહ્યું છે. આજે તમારી સમક્ષ ધર્મની રહસ્યવાળી બાજુ પર બોલીશ, કારણ કે હાલના જમાનામાં બીજી કોઈપણ ધાર્મિક વ્યક્તિ કરતાં રામકૃષ્ણ દ્વારા તે વૃત્તિ સૌથી વધારે તીવ્રરૂપે વ્યક્ત થઈ હતી.

પરમહંસને વિષે મેં જે કહ્યું હતું તે ફરીથી અહીં ઉતારું છું. અંતિમ ધ્યેયનો આપણે બે રીતે વિચાર કરી શકીએ: નિરુપાધિની દૃષ્ટિથી અને સોપાધિની દૃષ્ટિથી.

"સત્યનો નિરુપાધિની દૃષ્ટિથી વિચાર કરતા પરમહંસદેવે બધી ઉપાધિઓનો નિષેધ કર્યો હતો, પરંતુ સાપેક્ષ અથવા સોપાધિની દૃષ્ટિથી દિવ્યજનની કાલીને તેમજ તેમનાં અન્ય સ્વરૂપોને પણ તેમણે પૂજ્યાં હતાં. તેમણે બહુમાં રહેલા એકની, તેમજ એકમાં રહેલા બહુની ઉપાસના કરી હતી. આ ઉપાસનામાં તેમને પરસ્પર વિરોધ ન જણાયો, પણ તેમાં તેમને સમગ્ર તત્ત્વ જણાયું વળી સાકાર અને નિરાકાર ઉપાસનાનો પણ તેમણે મેળ સાધ્યો. ઇષ્ટદેવતાના બાહ્ય સ્વરૂપમાં ઈશ્વરના જ આવિર્ભાવ સિવાય તેમને કાંઈ જ ન જણાયું. તેમનામાં પ્રકૃતિ (matter) અને ચૈતન્યપુરુષ (spirit)નો ભેદ જ ન હતો.

"દેહની બધી ઉપાધિઓ તેમજ નબળાઈઓથી પોતે પર છે એ ખ્યાલથી ભરમાવાનું તેમણે ના કબૂલ્યું. પરંતુ તેમની સમાધિની અવસ્થામાં તેમને શુદ્ધમુક્ત આનંદ પ્રાપ્ત થતો. આવો અનુભવ પશ્ચિમમાં એકહાર્ટ (Eckhart) અને ટાઉલર (Tauler)ની પછીના સમયમાં ભાગ્યે જ જોવામાં આવે છે.

"ઘણા હિંદુ સંતોની જેમ તેમની પાસે ઘરગથ્થુ કહેવતો, ઉખાણા, રૂપકો વગેરેનો અખૂટ ભંડાર હતો. આથી તેઓ મોટા મોટા આધ્યાત્મિક સત્યો બાળકના મનમાં પણ ઠસે તેવી રીતે ઉતારી શકતા."

હવે જે વિષય ઉપર મારે બોલવાનું છે તે ઉપર આવું છું. શરૂઆતમાં રહસ્યવાદ શું છે તે વિષે થોડું જણાવી દઉં.

રહસ્યવાદ અનિર્વચનીય છે, પરંતુ મરમીને પારખવાનાં કેટલાક લક્ષણો આ છે: તે અપૂર્વમાં રોજિંદી વાત જુએ છે, અને રોજિંદામાં અપૂર્વ જુએ છે, અસ્વાભાવિકમાં સ્વાભાવિકને જુએ છે અને સ્વાભાવિકમાં અસ્વાભાવિકને જુએ છે, અસામાન્યમાં સામાન્યને અને સામાન્યમાં અસામાન્યને જુએ છે.

* Mystic

આ રીતે મરમી બધાં પરસ્પર વિરોધી તત્ત્વોને અનુભવમાં ઉતારે છે. નાની અને મોટી બાબતો વિષેનાં આપણાં ધોરણોને તે ઊલટાવી નાખે છે. તે ગજમાં રજને અને રજમાં ગજને જુએ છે; વ્યવહારિકમાં અવ્યવહારિકને અને અવ્યવહારિકમાં વ્યવહારિકને જુએ છે લૌકિકમાં અલૌકિકને અને અલૌકિકમાં લૌકિકને જુએ છે.

આકાશમાં નિહાળતાં કેવળ સ્વપ્નાં જોવાં અથવા તો મેઘના દેશમાં કિલ્લા ચણવા એ રહસ્યવાદનું લક્ષણ નથી. રવીન્દ્રનાથનું અદ્ભુત ગાન—

મેઘેરા ચલે ચલે જાય,
ચાઁદેરે ઓલે આપ આપ।
ઘૂમ ઘોરે ઓલે ચાઁદ, કોથાય કોથાય॥
(વાદળો ચાલ્યાં ચાલ્યાં જાય,
ચાંદને ઓલે આપ આપ,
ઘેરાતી આંખે ચાંદ ઓલે, ક્યાંય અરે, ક્યાંય;)—

કાવ્યના તત્ત્વરૂપ છે, પરંતુ તેમાં મરમીધ્વનિ નથી.

રહસ્યવાદ સાંકેતિકવાદ ( symbolism )નો વિરોધી છે: સ્વરૂપથી ભિન્ન રીતે જોતાં સંકેત બે પ્રકારના છે:

૧. પ્રતીક ( જે રૂઢિગત છે, જ્યાં આપણે કહી શકીએ કે ક બને ઠેકાણે છે, જેમ હ્રીં ક્લીં ઈશ્વરને સૂચવે છે તેમ );

૨. જેને આપણે સંપદ કહીએ છીએ તે રીતે સંકેત સ્વાભાવિક હોય ( જેવી રીતે ઊગતો સૂર્ય દૈવી ગૌરવને ધ્વનિત કરે, મધ્યરાત્રિ નિર્વાણને સૂચવે, ક્રોસ સમર્પણને કે સહનશીલતાને દર્શાવે ). પરંતુ, આથી ઊલટું, મરમી પરમતત્ત્વને (.Reality ) અનુભવમાં આણે છે, નહિ કે કેવળ તેના સાંકેતિક સ્વરૂપને.

જે સઘળા વિરોધો અને પ્રયાસોથી ઉન્નત અને પર એવી નિશ્ચલતા ( calm ) અનુભવે છે તે સંત છે.

જે પ્રજ્ઞ પુરુષને નિરપેક્ષ તત્ત્વનું શુદ્ધ દર્શન થાય છે અને જેને માટે બધી ઉપાધિઓ તેમજ રૂઢિઓ નિઃસત્ત્વ છે, તે પ્રજ્ઞ પુરુષ દ્રષ્ટા છે.

મરમી પણ સંત અને દ્રષ્ટાની જેમ સઘળા ક્ષોભથી રહિત હોય છે. જીવનની બધી ગડમથલ તેમ જ તૃષ્ણાઓથી તે પર છે. પરંતુ દ્રષ્ટાની ગતિહીન નિશ્ચલતા ( motionless quiescene ) કે સ્થિરતા ( calm ) જેવી નિશ્ચલતા કે સ્થિરતા મરમીમાં નથી હોતી. પરંતુ મરમી બધા વિરોધોને દૂર કરતો કરતો એકતાને પામે છે. તેની આ અવસ્થા, અંધકારને જે પળે જ્યોતિનો ચમકારો પ્રકાશિત કરે છે તેની સાથે સરખાવી શકાય.

આ બધું વિચારતાં જણાશે કે રામકૃષ્ણ સંત હતા અને દ્રષ્ટા પણ હતા, પરંતુ સર્વોપરી રીતે મરમી હતા. બહુને એકમાં ઉપલબ્ધ કરતાં તેમણે વિરોધોને શમાવ્યા અને એને પરિણામે જ તેઓ હિંદુની સાથે હિંદુ, મુસલમાનની સાથે મુસલમાન, ક્રિશ્ચિયનની સાથે ક્રિશ્ચિયન, બ્રહ્મજ્ઞાની ( universalist ) સાથે બ્રહ્મજ્ઞ તરીકે રહી શક્યા.

મરમીનો અનુભવ મધ્યાહ્નના સૂર્ય જેવો સ્પષ્ટ છે. તે આવશ્યક છે અને અસંદિગ્ધ છે; અને જેઓ તેમાં જ તરબોળ રહેતા નથી, તેઓ પણ અજ્ઞાત રીતે તે દ્વારા જ અને

તેને માટે જ જીવે છે. રહસ્યવાદમાં "જાણે કે" ને સ્થાન નથી, ત્યાં તો છે કેવળ "જાણ." તે કેન્ટના પદાર્થો (Kantian Categories)થી પર છે, કારણકે તેણે ડૂબકી મારી છે "જેવો છે તેવો"માં * (Ding-an-sich: the thing in itself).

પરંતુ આ તો થઈ બહારની વાત. મરમીનો મુખ્ય અનુભવ તો જેને યોગશાસ્ત્રની પરિભાષામાં તપ, સમાધિ, કૈવલ્ય કહેવાય છે તે છે. રામકૃષ્ણ પરમહંસની વિશેષતા એ છે કે તેમણે રૂપ અને નિરૂપનું અંતર સાંધ્યું અને તેમના ધ્યાનમાં કાલીને બ્રહ્મની સાથે એક કરી. અલબત્ત આવાં ધ્યાનોથી તેમની શારીરિક સ્વસ્થતાને હાનિ પહોંચી.

ભારતના મરમીઓમાં એ વિશેષતા જોવામાં આવે છે કે તેમની પાસે વ્યવહારિક જ્ઞાનનો અખંડ ભંડાર ભર્યો હોય છે. સંસારસાગરનાં આવર્તો પર જેઓ અહીંતહીં અથડાય છે તેમના કરતાં સંત લોકો પર હોવાને લીધે, તેઓ સંસારની કાર્યકારણની લીલાને ઊંડાણમાં જોઈ શકે છે. રામકૃષ્ણનાં રોજબરોજનાં ઉખાણાં આ પ્રકારનું જ્ઞાન સૂચવે છે. પરંતુ તેમણે આવાં ઉખાણાંનો આધ્યાત્મિક ઉન્નતિ અને મુક્તિને માટે ઉપયોગ કર્યો એ તેમની વિશેષતા છે.

રામકૃષ્ણ વારંવાર કહેતા 'જેટલા મત તેટલા પથ.' જેને આપણે "સર્વધર્મ સમન્વય" કહીએ છીએ તેનો આ પાયો છે. પરંતુ આ મેળ બે રીતે સાધી શકાય :

૧. બ્રહ્માનંદ કેશવચંદ્રની રીતઃ મત અથવા સિદ્ધાંતને પ્રધાન ગણીને અને આચારને ઔપચારિક ગણીને;

૨. પરમહંસ રામકૃષ્ણની રીતે : સિદ્ધાંત કે મત એ કેવળ આચાર પર અવલંબે છે. આથી જ તેમણે દરેક સંપ્રદાય અને દરેક ધર્મ આચર્યો.

આ પ્રમાણે મુક્તિ તેમનો વારસો અને જીવનનો અંશ હતી. આ બધું ધર્મનાં આધુનિકતમ સ્વરૂપોને મળતું છે. પણ આ આધુનિક તત્ત્વે કેવળ ધર્મમાં જ તેનો અવકાશ તેમજ ઉપલબ્ધિ માણવાનાં નથી. જે ભિન્ન ભિન્ન રાષ્ટ્રીય સંસ્કૃતિઓ માનવ માનવ વચ્ચે ભેદ ઉત્પન્ન કરી રહી છે, તેમણે જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં—સામાજિક, આર્થિક અને રાજકીય–મેળ મેળવવાની જરૂર છે. આ રીતે સર્વધર્મ પરિષદ એ તો તેના કરતાંય મહત્તર અને વિશાળ પરિષદની, સમગ્ર માનવ પરિષદની, પ્રાથમિક ભૂમિકા છે.

આ રીતે પરમહંસદેવને સમજવા માટે આપણે ધર્મને પરસ્પર વિરોધી તત્ત્વોનો મેળ સાધીને પરાનુભૂતિમાં થતી ગૂઢ ઉપલબ્ધિ તરીકે વિચારવો જોઈએ.

એવેલિન અંડરહિલ (Evelyn Underhill)ના 'રહસ્યવાદ' નામના પુસ્તકમાં તેમજ વિલિયમ જેમ્સ (William James)ના 'ધાર્મિક અનુભવોની વિવિધતા' (Varieties of Religious Experiences)માં આપેલી ચાર અવસ્થાઓ આને સમજવા માટે ઉપયોગી સાહિત્ય છે.

સ્વીડનબોર્ગનું પ્રકૃતિ અને પુરુષ વચ્ચેનું ગૂઢ અનુસંધાન હાલના રહસ્યવાદનો નમૂનો છે. બીજા આત્મામાં પરમાત્માને અને પરમાત્મામાં આત્માને જુએ છે. કેટલાક દુઃખાનુભૂતિમાં પરમતત્ત્વ જુએ છે, કેટલાક આનંદમાં.

---

* આ શબ્દો મેં સંતસાહિત્યમાંથી લીધા છે. હિંદી સંતો "ઔં સે ત્યૌં" લખે છે.

પરમહંસનો રહસ્યવાદ સમગ્ર ભારતના ઇતિહાસના હિંદુ મરમીઓના અનુભવોની સાથે મળતો આવે છે.

આ જાતના મરમીઓનો સામાન્ય અનુભવ શાંતમ્ નો છે. વ્યક્તિગત માનવ સમાધિમાં પ્રકાશને અનુભવે છે. આ સમાધિ સોપાધિક અવસ્થામાંથી નિરુપાધિક અવસ્થામાં પરિણમે છે.

પરમહંસ ભાગ્યે જ કાંઈક વાંચી કે લખી શકતા. તેઓ લગભગ અભણ જેવા જ ગણાય. આ જાતના સંતો આપણે ત્યાં ઘણાય કાળથી ચાલ્યા આવે છે. અનુભવની બે દશાઓ આ રીતે જણાવી શકાય :

૧. પ્રાકૃતજન વ્યવહારનાં જીવન તેમજ આચરણને ઘડનારું પ્રયોગસિદ્ધ આચરણ–આ જાતનું આચરણ શિષ્ટજનવ્યવહારથી ભિન્ન છે.

યુરોપીય સભ્યતામાં પ્રાકૃત તેમજ શિષ્ટ સમાજમાં ભિન્નતા છે.

૨. શિષ્ટજનની સામે પ્રાકૃતજનનો બળવો આ રીતે જાગે છે :

અ કેટલેક ઠેકાણે વસ્ત્રોનો ઉપયોગ ત્યજી દેવાથી અને નગ્નતાના આચરણથી (દા. ત. નાગા લોકો). અત્યારના 'nudists' આની જ પુનરાવૃત્તિ છે.

વ. પૂર્વના સંતો, દષ્ટાઓ, મરમીઓ અને પ્રજ્ઞ પુરુષો ઘણીવાર અભણ હતા અને રામકૃષ્ણ આ જાતના હતા. તેમણે પોતાની ભાષા અને પોતાની પદ્ધતિ ખીલવી છે. આ સંતો તેમની અભણતાને લઈને વિશેષે પૂજ્ય છે.

ક. 'મૌની'ઓ એક બીજો વર્ગ છે. તેઓ ગુફાઓમાં કે જંગલોમાં કોઈ એક આસન વાળીને ધ્યાન ધરે છે. મહાત્મા ગાંધીનું મૌન આ પ્રકારની એક આધુનિક આવૃત્તિ છે.

સર્વધર્મ પરિષદની બેઠકો આને અંગે ભરાઈ ગઈ. જે આપણે શોધીએ છીએ તે તેના વાસ્તવિક સ્વરૂપમાં કે ઐતિહાસિક સ્વરૂપમાં જણાતા ધર્મો નથી, પરંતુ એવો એક ધર્મ ઇચ્છીએ છીએ જે બધાનો મેળ સાધનારો હોય. પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે જે નવી માનવતાની દિશામાં આપણે પ્રવેશ કરી રહ્યા છીએ, ત્યાં વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન ધર્મના કરતાં પહેલાં હતાં. આ ઐક્ય સાધવાને માટે વિજ્ઞાન પરિષદ અને તત્ત્વજ્ઞાન પરિષદ ભરાઈ હતી. સર્વધર્મ પરિષદ તેમનું અનુસરણ કરે છે. પણ મેં જણાવ્યું તેમ સમગ્ર માનવ પરિષદની આ પૂર્વતૈયારી છે.

પણ શાંત થાઓ આવી કલ્પનાઓ ! સમગ્ર સૂર્યમાળાના ચંક્રમણની સાથે સરખાવતાં આ પૃથ્વીની ઉંમર એક સેકન્ડ કરતાંય ઓછી છે. અને અંત જાણે કે આપણે માટે નહિવત્ છે. અહીંઆં આપણે સર્વધર્મ પરિષદ ઊજવી રહ્યા છીએ અને સમગ્ર માનવપરિષદ તો હજુ કયાંય દૂર છે.

આપણે બધા ઇતિહાસની અધિષ્ઠાત્રી વિભૂતિને પ્રણમીએ. હમેશાં જૂનો યુગ બદલાઈને નવો આવે છે. ધર્મો બધા મૃતવત્ છે—ઘણું જીવો ધર્મ !*



*રામકૃષ્ણ શતાબ્દિ પ્રસંગની વિદ્યાર્થી પરિષદમાં આપેલું ભાષણ: 'મૉડર્ન રિવ્યુ' મે, ૧૯૩૭માંથી.

'દ્વિરેફ'

સત્યાગ્રહનું બીજી વખતનું યુદ્ધ ચાલતું હતુ. આ વખતે સરકારે પહેલા યુદ્ધ વખતે એક પછી એક જે ઑર્ડિનન્સો કાઢેલા હતા તે બધાનો સરવાળો કરીને એક મોટો આર્ડિનન્સ પસાર કરી દીધો હતો. લડતમાં ભાગ લેનારાઓને પાંચ પાંચ વરસની સખ્ત મજૂરીની જેલ મળતી હતી. ગયે વખતે જેલમાં જેમને 'અ' વર્ગની જેલ મળેલી તેમને પણ આ વખતે તો 'સી' વર્ગની મળતી હતી. જપ્તીઓ ઉપર જપ્તીઓ થતી હતી. ભલાભલા ડરી ગયા હતા. ત્યારે પોતાના તાલુકાની લાજ રાખવા નરેન્દ્રને જેલમાં જવાને ખાનગી સૂચના મળતાં તેણે તરત હા પાડી. ગયે વખતે તેનો મિત્ર વીરેન્દ્ર ગયો હતો અને નરેન્દ્રને જવાનુ આવે તે પહેલાં લૉર્ડ અરવિન સાથે સન્ધિ થઈ હતી. આ વખતે પણ પોતાના કુટુંબવાળા મિત્ર નરેન્દ્રને બદલે, વીરેન્દ્ર, છડે છડો હોવાથી, પોતે જવાને તૈયાર થયેલો. તેણે નરેન્દ્રને ઘણુ સમજાવ્યો પણ નરેન્દ્ર માન્યો નહિ. તેનું જ નામ નેતા તરીકે જાહેર થયુ. ધ્વજવન્દન, છૂપા ઓચિંતા મેળાવડા, લાઠીમાર, ધરપકડ વગેરે બધી ભૂમિકાઓ ભજવાઈ જઈ છેવટની ભૂમિકા આવી. નરેન્દ્રને ન્યાયની કોર્ટમાં રજુ કર્યો. વરરાજા વિનાની જાન જેવા, તહોમતદાર જ્યાં જરાપણ ભાગ લેતો નહોતો એવા કેસો, પ્રૉસિક્યૂટરનાં ગંભીર ટૂંકાં ભાષણો પછી ફટાકિયાની પેઠે ચાલતા હતા. તહોમતદારના પૈસાદાર સગા તો બીકના માર્યા કોર્ટમાં મળવા પણ આવતા નહોતા. ઘણાખરા ગરીબ સગાઓ, ઘણાખરા અસહકારી મિત્રો, અને તેમની સાથે સેળભેળ થઈ ને બેઠેલા સી. આઈ. ડી.ના માણસોથી કોર્ટના બાંકડા પુરાતા હતા.

ત્રણચાર કેસો ચાલ્યા પછી નરેન્દ્રનો કેસ આવ્યો. નરેન્દ્રનું ધ્યાન કેસના કરતાં, તેની પત્ની, નાના પાંચ છ માસના ઇન્દુને લઈને બેઠી હતી, અને તેની પાસે તેનો મિત્ર વીરેન્દ્ર બેઠો હતો, તેના તરફ વધારે હતું. એ તેમના તરફ જોતો હતો તેનો લાભ લઈ એક પોલિસ અમલદારે બીજાને કહ્યું: "જો પેલી છોકરાને લઈ ને બેઠી તે નરેન્દ્રની બૈરી જમના."

બીજો: "તે શું એ ધાવણા છોકરા સાથે જેલમાં જશે?"

પહેલો: "અરે એ છોવકાળી બૈરીઓ પણ જાય છે ને ત્યાં છોકરાં જણે છે ને!"

બીજો: "ધણી જાય પછી ખાવાનું ન મળે એટલે ન જાય તે શું કરે?"

પહેલો: "નરેન્દ્ર તો બી. એ. થયેલો છે. તેને મ્યુનિસિપાલિટીમાં સારી જગ્યા મળતી હતી તે છોડીને ૧૫ છે ને પેલો તેની પાસે બેઠો છે,તે વીરેન્દ્ર, ઓળખી લેજે. ગયે વખતે તે જેલમાં ગયેલો. આ વખતે પણ જાય તો કહેવાય નહિ!" અને એ રીતે એ અમલદારે બીજા આ લડતમાં ભાગ લે એવા ઘણાયને ઓળખાવ્યા.

દરમિયાન કેસ પૂરો થયો. નરેન્દ્રને બેત્રણ કલમો નીચે સાડાત્રણ વરસની સજા થઈ. જેલમાં લઈ જતાં પહેલાં તહોમતદારને તેનાં સગાંને મળવા દેવો એવો એક રિવાજ

અસ્તિત્વમાં આવ્યો હતો. નરેન્દ્રને વીરેન્દ્ર અને તેની પત્ની જમના મળવા આવ્યાં. વીરેન્દ્રે કહ્યું: " ખરેખર ! આ કુટુંબવાળા આવી રીતે જાય છે તે મને પસંદ નથી. "

નરેન્દ્ર : " તે કેમ, અમે એવા બરડ હોતા હઈશું કે વિરહમાં ઘડીકમાં ભાગી જઈએ ? "

વીરેન્દ્ર : " ના, હું તો સ્ત્રીઓ માટે કહું છું. "

નરેન્દ્ર : " ત્યારે તો તું સમજતો જ નથી ! તમે કુંવારા લોકો સ્ત્રીને સમજી જ ન શકો ! જ્યારથી ઇન્દુ આવ્યો છે ત્યારથી હું દુનિયામાં છું તેની ભાગ્યે જ જમનાને ખબર હશે. નહિ, એક શ્લોકમાં કહ્યું છે, કે સ્ત્રીનું સુખ પુત્રજન્મ સુધી ! "

જમના : " થોડાં બીજાં સંસ્કૃત પુસ્તકો સાથે લઈ જાઓ, ને જેલમાં બેઠા બેઠા સ્ત્રીની ભયંકરતા વિશે બીજા શ્લોકો શોધી કાઢો. "

નરેન્દ્ર : " આ વખતે તો પુસ્તકો પણ મળવાનાં નથી "

વીરેન્દ્ર : " તો નવાં જોડી કાઢજે ! "

નરેન્દ્ર : " ઠીક પણ આમ લડવું જ છે કે કાંઈ વાત કરવાની છે ? તારે જોઈતું કરતું—"

જમના : " નહિતો પણ તમે કે દા'ડે કશું ઘરનું કામ કરતા'તા ! વીરેન્દ્રભાઈ કરતાં'તે વીરેન્દ્રભાઈ કરશે. તમે તમારે જાઓ ને જેલમાં લહેર કરજો. "

આમ કેટલીય મશ્કરીઓ કરીને હસીને ત્રણેય જુદાં પડયાં. પાછાં ફરતાં જમના એક પણ શબ્દ બોલી નહિ. તેની બંને આંખોમાં આંસુની છોળો ઊડતી હતી. આ નિર્બળતા વીરેન્દ્ર પાસે પ્રગટ થઈ ગઈ તેની માફી માગતી હોય તેમ ઘેર જઈ તે બોલી : " વીરુભાઈ, કશી ચિન્તા થતી નથી. તમે છો, ઇન્દુ છે, મારાં ત્રણ વરસ તો ઘડીમાં નીકળી જશે, પણ અમસ્તાં આંસુ આવી જાય છે ! "

અને ખરેખર જમના ધીરજથી રહેવા લાગી. ઇન્દુને સંભાળતી, ઘરનું કામ કરતી, તે કરકસરથી રહેતી. વીરેન્દ્ર જોઈતું કરતું લાવી આપતો, અને તે સ્વીકારવામાં તેને સંકોચ ન થાય, એટલો તે નરેન્દ્રનો નિકટનો મિત્ર હતો. વીરેન્દ્ર હમેશ એકવાર આવી જતો, બન્ને ભેગાં થઈ, લડતની, નરેન્દ્રની, ઇન્દુની ઉલ્લાસથી વાતો કરતાં. નરેન્દ્રના કાગળો અને તેની મશ્કરીઓ—જેલમાંથી લખેલા કાગળોમાં પણ તે ખૂબ મશ્કરીઓ કરતો—દિવસો ને માસો સુધી તેમની વાતચીતનો વિષય થતાં.

આ સુખ ઝાઝા દિવસ ચાલ્યું નહિ. નરેન્દ્રને જેલમાં ગયે ત્રણચાર માસ થયા ને ઇન્દુ માંદો પડયો. તેને ન્યૂમોનિયા થયો. જમનાએ અદ્ભુત વીરતાથી તેની સારવાર કરી. વીરેન્દ્ર અને જમના બન્નેએ રાતદિવસ ઉજાગરા કર્યા, દાક્તરો આણ્યા, સદ્ભાગ્યે દાક્તરો પણ સારી મદદ કરતા, પણ ઇન્દુ બચ્યો નહિ ! જમના સર્વ હિંમત હારી ગઈ. તેને ખાવાંપીવામાં રસ રહ્યો નહિ. નરેન્દ્રને માઠું લાગશે કરી તેને કશા ખબર જેલમાં આપ્યા નહોતા. તેને બીજી જેલમાં બદલાવેલો હતો. તેના પત્રોનું સાન્ત્વન પણ અત્યારે નહોતું. વીરેન્દ્રને માથે બહુ નાજુક ફરજ આવી પડી.

" બહેન, તું નહિ ખાય, તો હું પણ નહિ ખાઉં " કહી તે ભૂખ્યો જમનાને ઘેર બેઠો ત્યારે તેની ખાતર જમનાએ રાંધ્યું ને ખાધું. આ દુ:ખના દિવસોમાં સાન્ત્વન આપવા વીરેન્દ્ર દિવસના અહીં જમવા લાગ્યો.

એક દિવસ લડતના કંઈક ખાનગી કામને અંગે વીરેન્દ્રથી આખો દિવસ જમના પાસે અવાયું નહિ. રાતના ઠેઠ અગિયાર વાગે તે આવ્યો. ઘરમાં દીવો નહોતો. ખાલી બારણાં વાસી દિવસ આખો રોતી એક સાદડી પર જમના પડી રહી હતી. અંધારામાં જમનાને શોધી તે નજીક બેઠો. જમના તેના ખોળામાં માથું નાખી એક લાંબા ડુસકામાં લગભગ બેભાન થઈ ગઈ. વીરેન્દ્ર તેના લોથ જેવા થઈ ગયેલા શરીરની સારવાર કરવા લાગ્યો. તેણે તેનાં આંસુ લૂછ્યાં, તેના વાળ સરખા કર્યા. તેની મૂઝવણ ડુસકાં અને અકળામણ વધતાં તેના કમળાના બટન ઉઘાડી તેણે છાતી ખુલ્લી કરી. પણ એમ કરતાં તે પોતે અવશ થતો જતો હતો તેનું તેને ભાન રહ્યું નહિ.

શું થયું તે બન્નેને જાણે બેભાનમાં ય્યું સમજાયું નહિ. પણ થોડી વારે ઓથારમાંથી ઝબકીને જાગે તેમ જમના ચીસ પાડીને જાગી ઊઠી. જાણે પોતાનું સર્વસ્વ લૂંટાઈ ગયું હોય તેમ તેણે નખી હાય નાખી. સામી ભીંતે તેણે જોરથી માથું પછાડ્યું. વીરેન્દ્રે ઊભા થઈ દીવો કર્યો, પણ આ સ્ત્રીને આશ્વાસન આપવા, તેણે શરૂ કરેલી પશ્ચાત્તાપની ભયંકર શિક્ષામાં અને તેના હૃદય ચીરી નાખે એવા ક્રન્દનોમાં તેને અટકાવવા તે કાંઈ જ કરી શક્યો નહિ. એક જ કાર્યથી, એક જ સ્ખલનથી જાણે તેને મદદ કરવાનો સર્વ હક ખોઈ બેઠો હોય, એમ તેને લાગ્યું. આસપાસના પાડોશીઓ દોડી આવ્યા. 'અનેક માબાપોએ છોકરા ખોયા છે,' 'કાલ સવારે નરેન્દ્રભાઈ આવશે' 'તમે આમ કરીને બિચારા વીરેન્દ્રભાઈને કેવા ધાંધા કરી મૂક્યા છો,' વગેરે સાન્ત્વન આપ્યું. જમના રોતી રહી ગઈ. વીરેન્દ્ર ચાલ્યો ગયો. જમના બધાને જવાનું કહી બારણું વાસી પડી રહી.

બીજે દિવસે વીરેન્દ્ર આવ્યો ત્યારે તેણે જમનાને જુદી જ જોઈ. કલ્પાન્ત કર્યાનું એક પણ ચિહ્ન તેનામાં દેખાતું નહોતું. તે જાણે કંઈ જ બન્યું નથી એમ ઘરનું કામકાજ કરતી હતી અને રાંધવા લાગી હતી. પણ એની સ્વસ્થતા ભયંકર દેખાતી હતી, મનની અંદર ચાલતા કોઈ બીપણ વિચારોનું તે બાહ્ય લક્ષણ હતી. વીરેન્દ્રને એનો એટલો ભય લાગ્યો કે તે કશું પૂછી ન શક્યો. જમનાએ, શહેરની એક બે પરિસ્થિતિના સવાલો પૂછી, જોઈતું કરતું મંગાવી, વાતચીતના વલણથી જ વીરેન્દ્રને રજા આપી.

સાતેક દિવસ આમ ગયા પછી વીરેન્દ્ર મળવા ગયો ત્યારે જમના રાંધતી હતી. દૂર રહી એ જોઈતું કરતું પૂછતો હતો. તેને જમનાએ પાસે આવવાનું કહી બેસાર્યો ને બોલી "મેં એમને જેનમાં કાગળ લખ્યો છે તેમાં તમે પણ બે શબ્દો લખો. જુઓ એ રહ્યો." કાગળમાં ઇન્દુના મૃત્યુના સવિસ્તર સમાચાર હતા. વીરેન્દ્ર અને બીજા દાક્તરોએ મદદ કર્યાનો ઉલ્લેખ હતો. છેલ્લે હતું "પહેલાં તો તમને ચિંતા ન કરાવવા ખબર જ ન આપવા એમ મેં ધારેલું પણ અત્યારે મારા મનને હું સંપૂર્ણ સ્વસ્થ કરી શકી છું. એટલે તમને પણ ખબર લખું છું. તમે પણ મનને સ્વસ્થ રાખશો. મારી ખાતર પણ અસ્વસ્થ થશો નહિ." લખવા સમયી નિશ્ચય આમ એકદમ શાથી ફેરવ્યો એવો તર્ક વીરેન્દ્રને થયો. પણ જમના સામે જોતાં તે પૂછવાની તેની હિંમત ચાલી નહિ. તેણે પણ બે શબ્દો સાન્ત્વનના લખ્યા. તે લખી રહ્યો એટલે ફરી વીરેન્દ્રને તેણે બેસાડી આગળ કહેવા માંડ્યું. "જુઓ, એ જેનમાં ગયા. એની લાગણી પૂરી ભોગવી શકું તે પહેલાં ઇન્દુનું દુઃખ પડ્યું. એનું દુઃખ પૂરું ભોગવી શકું તે પહેલાં

મારી ભૂલનું દુઃખ પડ્યું......" એ આગળ કહેવા જતી હતી તે પહેલાં વીરેન્દ્રે કહ્યું: "બહેન, મને પણ રાતદિવસ પશ્ચાત્તાપ થયા કરે છે."

જમનાએ વચ્ચેથી અટકાવીને કહ્યું: "પણ મારા નસીબમાં પશ્ચાત્તાપ ભોગવવાનું નથી. એ ભૂલનું પરિણામ માત્ર માનસિક પશ્ચાત્તાપ કરતાં મારે માટે વિશેષ છે." વીરેન્દ્ર ફરી લાગણીના આવેશમાં બોલ્યો: "બહેન, તમે કહો તે કરવા હું તૈયાર છું." ફરી તેને બોલતો અટકાવી જમના બોલી: "તમે સમજ્યા નહિ. મારે માટે એ વધારે વિકટ પ્રશ્ન છે, જે આવી ભૂલમાં માત્ર સ્ત્રીને માટે જ હોય છે. અને વર્તમાન ને ભવિષ્યની કોઈપણ વ્યક્તિને ઓછામાં ઓછો અન્યાય થાય એ રીતે મારે મારો માર્ગ નક્કી કરવાનો છે." વીરેન્દ્ર તો સ્તબ્ધ જ થઈ ગયો. "વીરેન્દ્રભાઈ, જુઓ, મુંબઈમાં અનાથ બાળકોનાં પ્રસૂતિગૃહો અને અનાથાલયો હોય છે?" વીરેન્દ્રે શબ્દ બોલ્યા વિના માત્ર માથું હલાવી હા કહી. જમના આગળ બોલી: "આપણે અત્યારથી મુંબઈ જઈએ અને આજથી તમે મારા માટે આવતા મદદના પૈસા બંધ કરો. અને પેલા વાડકામાં મારાં પિયરનાં ઘરેણાં મૂક્યાં છે તે વેચી મને તેનાં નાણાં કરી આપો." વીરેન્દ્રથી રહેવાયું નહિ. તેણે કહ્યું: "બહેન, પૈસાની મદદ જ્યાં જઈશું ત્યાં તમને મળી શકશે. અને પૈસા તો મારી પાસે બીજા પણ જોઈએ તેટલા છે. આમાં તો મારી પણ જવાબદારી છે." ફરી તેને બોલતો રોકી જમનાએ કહ્યું: "તમારી જવાબદારી માટે તમારે જાતે જે કરવું હોય તે કરવું. મારા તરફની તમારી જવાબદારી જો કાંઈ માનતા હો તો હું કહું છું તેમ કરવું, ન કરવું હોય તો ના પાડો. હું મારી મેળે કરી શકીશ."

"પણ, પણ . . ."

"નહિ! મેં એવી કાંઈ પણ મદદ નહિ લેવાનો નિર્ણય કર્યો છે. અને મારા આખા જીવનનો ક્રમ નક્કી કર્યો છે. તમારે આટલો હા ના નો જવાબ દેવાનો છે."

"તમે કહેશો તેમ કરીશ, બહેન!"

"ત્યારે આના રૂપિયા કરી આપો. જુઓ કસીને લેશો તો હું જાણું છું કે બાવીસસેં તેવીસસેંના આશરે આવશે. તેટલાથી હું મુંબઈમાં રહી શકીશ."

વીરેન્દ્ર ઘરેણાં લઈ નીકળ્યો. રસ્તામાં તેને અનેક વિચારો આવ્યા. હવેની પ્રસૂતિમાં છોકરો આવે તો તેને જ ઇન્દુની જગાએ મૂકી શકાય. છોકરી આવે તો અનાથાલયમાં ભલે રહે. બધી વાત ખાનગી રાખી શકાય. પણ જમનાએ પોતે જ ઇન્દુના મરણના સમાચાર લખાવ્યા છે. કાગળ પોતે જ પોસ્ટ કરવાની છે. તે ફેરવી શકાશે નહિ. પણ તે પોતે પણ નવી પ્રસૂતિનું ફરજંદ અનાથાલયમાં જ મૂકવા ઇચ્છે છે. એ પણ આ પ્રસૂતિનું પ્રકરણ ગુપ્ત જ રાખશે ને! ત્યારે છોકરો આવ્યાના વિકલ્પનો લાભ શા સારુ ન લેવો? મુંબઇ મારે ક્યાં રહેવું? એ ક્યાં રહેશે? લોકોને વહેમ નહિ પડે? અહીંના માણસોને વહેમ નહિ પડે? નરેન્દ્રને મળવા જશે ત્યારે કેવી રીતે ગુપ્ત રાખી શકાશે? પણ આ બધા તર્કોમાંથી એક પણ જમના પાસે મૂકી જોવાનો વિચાર કરતાં, જમનાની અગમ્ય ભીષણ નિર્ણયવાળી મુખમુદ્રા તેની આગળ રજુ થતી અને તેના બધા તર્કો નાસી જતા!

આઠ દિવસમાં પૈસા સેવિંગ્સ બૅન્કમાં પોતાને નામે મૂકી, નરેન્દ્રની બદલી વીસાપુરમાં થઈ છે ત્યાં જવું સહેલું પડે માટે પોતે દક્ષિણમાં નજીક રહેવા જાય છે એમ પાડોશીઓને

રહી, તેણે પોતાનું શહેર છોડ્યું. મુંબઇમાં ક્રિશ્ચનોના લતામાં નાની ઓરડી વીરેન્દ્ર પાસે લેવરાવી તે રહી. પોતાની તબિયત સારી નથી માટે દાક્તરોની સલાહ લેવા મુંબઈ આવવું પડ્યું છે પણ ચિન્તાનું કારણ નથી 'એવા તેણે નરેન્દ્રને ખબર આપ્યા. સદ્‌ભાગ્યે એવું બન્યું કે વીસાપુરમાં ઘણા મુલાકાત લેવા જનારા માણસો ત્યાં દુઃખી થતા તે જોઈ નરેન્દ્રે પોતે જ જમનાને આવવાની ના લખી, અને પરસ્પર પત્રો લખી સંતોષ માનવા કહ્યું. વીરેન્દ્ર શહેરના બીજા લતામાં રહેતો, કોઈ કોઈ વાર જમનાને જોઈતું કરતું આપવા આવતો, ને નરેન્દ્ર-જમનાનો પત્રવ્યવહાર વીરેન્દ્રના સરનામે ચાલતો. મહિના ઉપર મહિના આમ ચાલ્યા. જમનાને કશી મુશ્કેલી આવતી નહોતી, કશી જાણે અણધારી સ્થિતિ આવી પડતી નહોતી, કશાથી એ ડરતી નહોતી. જાણે બધી સ્થિતિને પહોંચી વળવાને પહેલેથી તૈયાર હોય, જાણે બધું પોતાના ધારેલા કાર્યક્રમ પ્રમાણે ચાલતું હોય, તેમ કોઈ આંતર નિર્ણય પ્રમાણે તે અડગ ચાલ્યા કરતી હતી. માત્ર એકવાર તે હિંમત હારી ગઈ. પૂરા દિવસ થયે તે અનાથાલયમાં પ્રસૂતિ માટે ગઈ. ત્યાંના અધ્યક્ષે તેને નાત ને નામ પૂછ્યાં. પહેલેથી નક્કી કર્યા પ્રમાણે તેણે પોતાની નાત 'વાણિયાં' એમ કહી નામ 'ગંગા' એવું જણાવ્યું. પણ કેટલાં વરસથી વિધવા થયાં છો એમ પૂછ્યું, ત્યારે એ પ્રશ્નથી, તેના મર્મ મર્મો ભેદાઈ ગયાં, તે નીચે બેસી ગઇ, તેણે આંસુ સાથે કહ્યું: "હું સધવા છું. હવે મને કશું ન પૂછશો." અનેક પતિત સ્ત્રીઓના પરિચયથી કઇંક બુઠ્ઠી લાગણીવાળો થઇ ગયેલ અધ્યક્ષ પણ ઘડી સ્થિર થઈ ગયો. તેણે જમના માટે બધી સગવડ કરી આપી. અને નોકર ચાકર નર્સ ડૉકટર બધાંને સંભાળ લેવાને એટલી તાકીદ કરી કે ઘણાંને વહેમ આવ્યો કે બાઇ અધ્યક્ષની સંબંધી છે.

અનાથાલયમાંથી પણ વીરેન્દ્ર મારફત તે નરેન્દ્રને પત્ર લખતી રહી. તે હમેશાં સ્વસ્થ રહેતી. પણ તેણે નહિ ધારેલી રીતે તેના નિર્ણયો ફરીથી તૂટવા માંડ્યા અને તે બહાવરી બની ગઈ. પહેલાં તેનો નિર્ણય એવો હતો કે બચ્ચાને માટે પોતાના પૈસાનું ટ્રસ્ટ કરવું અને પ્રસૂતિ પછી બહાર નીકળી જઈ આપઘાત કરવો અને આપઘાત વખતે બધી કબૂલતનો પત્ર નરેન્દ્રને લખી જણાવવો. પણ પ્રસૂતિ પછી તેનો આ નિર્ણય હાથમાંથી ઝીણી રેતી સરી જાય તેમ સરવા માંડ્યો. તેને પુત્ર આવ્યો. જે સબંધથી આ પુત્ર થયો હતો તે સંબંધને તે ધિક્કારતી હતી, એ સંબંધની પોતે ભાગીદાર હતી તે તરીકે તે પોતાને અત્યન્ત ધિક્કારતી હતી, અને બીજા ભાગીદાર વીરેન્દ્રની હાજરી પણ તે સહન કરી શકતી નહોતી. છતાં આ બાળક તરફ તેને અદ્‌ભુત વહાલ થયું! તેનું નામ તેણે ઇન્દુ પાડ્યું! તેને એ લાગ્યો પણ ઇન્દુ જેવો. જે જગતમાં ઇન્દુ હોય તે જગત છોડી જતાં તેનો જીવ ન ચાલ્યો. આપણી દુનિયાંમાં તે કોઈ રીતે આ નવા ઇન્દુને નહિ મળી શકે એમ તે સ્પષ્ટ સમજતી હતી, ઇન્દુના સતત બાળતા વિયોગમાં, કોઇને ન કહેવાય તેવા વિયોગમાં, તેને નિઃસહાય સ્થિતિમાં મૂકવાના સતત પશ્ચાત્તાપમાં જીવન ગાળવું પડશે એ જાણતી હતી; છતાં તેનું મન મરવાનું માન્યું નહિ. તેની બધી યોજના કથળી પડી! અને એમ થયું એમાં તેનો દોષ નહોતો. તેના પર જગતની વધારે મંગળ વધારે સૂક્ષ્મ વધારે વ્યાપક યોજના જીત મેળવતી હતી. જગતના જીવનની યોજના આગળ વ્યક્તિની કરેલી યોજના તૂટે તેમાં તો જગતની આશા છે!

તેણે ફરીવાર વિચાર કરવા માંડ્યો, અને જીવવાના નિશ્ચયથી વિચાર કરવા માંડ્યો. નરેન્દ્રને ખરી હકીકત નહિ કહી શકાય, અને ઇન્દુને અસહાય રાખવો પડશે, એ પાપના

ભાનથી તે ફરી ભીષણ બની. એક વિજયી રાજા લાંબા વખતના અહંકારી શત્રુ પાસે હીણપતની સરતો કબૂલ કરાવે, એક તહોમતદારને ફાંસીની સજા માફ કરી સરકાર તેને જીવનભરની કેદની સજા કરે, તેમ તેણે ફરી પોતા માટે જીવનના સખ્તમાં સખ્ત નિયમો ઘડવા માંડ્યા.

ઇન્દુને બે માસ થતાં સુધી તે અનાથાલયમાં રહી. અને પછી એક દિવસ તેણે અનાથાલય છોડવાનો નિશ્ચય કર્યો જમના નાની હતી ત્યારે પોતાના ગામમાં કોઈ સ્ત્રી કૂવે પડીને મરી ગઈ તેનું વર્ણન સ્ત્રીઓમાં થતું તેણે સાંભળેલું: "પાનકોર સવારમાં ઊઠી. નાહી ધોઈ ઠાકોરજી આગળ ઘીનો દીવો કરી પગે લાગી રૂપાળો છોકરાને લઈને ધવરાવ્યો. થોડીવાર રહીને દૂધસાકરે નવરાવ્યો. રૂપાળુ આંજણ આંજીને ફરીવાર ધવરાવીને ઉંઘાડયો. છોકરો ઊંઘી ગયો એટલે રૂપાળી નાની ચૂડલી સિવાય બધાં ઘરેણાં પટારાના દાબડામાં મૂકી છાનીમાની ઘરમાંથી છટકી ગઈ. એ છટકી તે છટકી, ફરી ઘરમાં જીવતી પાછી આવી નહિ!" જમનાને કદાચ ઇન્દુને મૂકીને જવું એ મૃત્યુ જેવું લાગ્યું હશે તેથી કે ગમે તે કારણથી, જવાને દિવસે આ પાનકોર યાદ આવી. તે પણ ઈશ્વરસ્મરણ કરતી ઊઠી. તેણે પણ ઇન્દુને તે દિવસ ખૂબ રમાડયો, નવરાવ્યો, આંજણ આંજ્યુ, તેના કપડાં ધોયાં, ને સાંઝને વખતે તેને ઉંઘાડી, બચીઓ ભરીને બહાર જવા નીકળી. રસ્તામાં પગથિયું ઊતરતાં તેને અડવડિયું આવ્યું, તે ભીંતને ટેકે ઊભી રહી, તેને ફરી ઇન્દુનુ મો જોવાનું અને બચી ભરવાનુ મન થયું, પણ મનને મજબૂત રાખી, ફરી નિશ્ચય કરી, તેને જોવા ઊભી રહેલી બીજી બાઇઓ સામે નજર પણ નાખ્યા વિના તે નીકળી. બહારનો સંસાર તેને માટે કૂવા જેવો હતો, જો કે ત્યાં તેને મૃત્યુની રાહત કે અવધિનો લાભ શકય નહોતો!

વીરેન્દ્રની મારફત તેણે રહેવાનું ઘર બદલાવ્યું હતુ. ત્યાં જઈ તેણે સૌથી પહેલું વીરેન્દ્રને હવે પોતા પાસે ન આવવા કહ્યું, ને ઉમેર્યું: "મારી નજરે પડો એમ કયાંય આવશો નહિ. નરેન્દ્રને મળવું હોય તો તમારી પાસે બોલાવજો, પણ મારી પાસે આવશો નહિ. કયાં જવું તેનો નિર્ણય કરી નાખજો. નિર્ણય બનતી તાકીદે કરજો, ને નિર્ણય કરીને અહીં આવજો. પછી એ વાત નરેન્દ્રને લખજો. હુ પણ કાગળમાં લખીશ. એ આપણી છેલ્લી મુલાકાત. મને ફરી મળશો નહિ. આ કશુંય તમારા તરફના તિરસ્કારથી કહેતી નથી, મારા તરફના તિરસ્કારથી કહુ છું. હવે જાઓ."

વીરેન્દ્ર આ બાઈ સામે એક શબ્દ ઉચ્ચારી ન શકયો. તે શું કરવા ઇચ્છતી હતી તે તે કશું જ સમજ્યો નહિ. પણ તે કહે તે કરવા સિવાય તેને બીજો માર્ગ દેખાયો નહિ. તેણે યન્ત્રવત્ એ બધાનો અમલ કર્યો. રંગુનમાં તેણે નોકરી લીધી. અત્યારની પરિસ્થિતિમાં બહારની મદદ લેવી પોતાને યોગ્ય ન લાગી, અને જમનાબહેને બુદ્ધારુની કે વીરેન્દ્રની મદદ પણ ન લેવાનો નિશ્ચય કર્યો હોવાથી, પોતે રંગુન જાય છે એવો પત્ર નરેન્દ્રને લખ્યો. તેમાં જમનાએ પોતાના ખુશખબર અને જરાપણ ચિંતા ન કરવા લખ્યું. વીરેન્દ્ર રંગુન ચાલ્યો ગયો.

જેલ પૂરી થયે નરેન્દ્ર ઘેર આવ્યો. તે મુંબઇને સ્ટેશને ઊતર્યો. જમના સામે આવી હતી. પણ જમનાએ તેની સામે જઈને નમસ્કાર ન કર્યા હોત તો કદાચ તે તેને ઓળખી પણ ન શકત. તે અત્યન્ત દૂબળી થઈ ગઈ હતી. તેના હાથપગ કંઈક વધારે કાળા પડયા

હતા તેની આખ ફરતા ગોળ કાળા ચકામા થયાં હતા, માન મો પહેલાનુ હતુ. પણુ તેમાં હાસ્યનો પ્રકાશ નહોતો, નર્યો ભીષણ નિર્ણય હતો નરેન્દ્ર તેનાથી જરા આભો બની ગયો પણુ તેણે ક્ષણમા પોતાનો હાસ્યમય ઉલ્લાસ પાછો મેળવી લીધો તેના ખભા પર હાથ મૂકી જરા ખભો હલાવીને તેણે કહ્યુ "કાગળમા તો લખતી હતી કે સ્વસ્થ છુ ને આવી કેમ થઈ ગઈ?"

જમનાએ સામુ જોઇ કહ્યુ "સ્વસ્થ જ છુ. શરીર તો ગમે તેવુ થાય" આટલું વાક્ય તેણે એવા અવાજે કહ્યું કે નરેન્દ્રનો બધો ઉલ્લાસ જતો રહ્યો જમનાને શુ થયુ છે તેના વિચારમા તે પડી ગયો

ઘરનું કામ બરાબર સામાન્ય રીતે ચાલ્યુ રાતે વાળુ કરી રસોડામા અભોટ દઈ જમીન કોરી કરી જમનાએ પોતાને માટે એક સાદડી ને પાતળી ગોદડી પાથરીને બીજી ઓરડીમા નરેન્દ્રને માટે પથારો કરી નરેન્દ્ર આ જોઈ રહ્યો. તેણે મશ્કરીમા કહ્યુ "કેમ સરકારની સુગ ઓછી હતી કે તું હજી નવી મજા કરવા લાગી છે?"

"નહિ, હું મને પોતાને જ મજા કરવા ઇચ્છુ છુ!"

નરેન્દ્ર એકદમ ઉમળકાથી ઊભો થયો તેણે જમનાને બાથમા લીધી–તેનું મો હાવે ધર્યું તે જ વખતે જમના એવા દુ ખસવેગથી રડી પડી, કે નરેન્દ્રને ભય લાગ્યો કે તેમાથી તે કદાચ બેભાન થઈ જશે તેણે જમનાને ધીમેથી પથારીમા સુવાડી તેનો આવેશ શમવા દીધો તેને પાણી પાયુ એક પ્રયત્નથી સ્વસ્થ થઈ જમનાએ કહ્યુ ' મને તમારી દાસી સમજજો એમાં જ મને સુખ છે એથી વધારે સુખ કે અધિકાર આપવા જશો તો હું વધારે દુ ખી થઈશ "

નરેન્દ્ર સાચ્ચા દિલથી જમનાને અનુકૂળ થવાનો નિશ્ચય કરી 'ભલે' કહી ઊઠવા જતો હતો, તેના આભાસમા જમનાએ તેના પગને તળિયે ચુબન કર્યું એ ચુબનમા પણ નરેન્દ્રને ભવિષ્યની આશા દેખાઇ ને તે કાઇ પણ વિશેષ પૂછ્યા વિના પોતાની પથારીમા જઈ બેઠો. જમનાએ વચલું બારણુ બધ કર્યું

નરેન્દ્રને એ જ મ્યુનિસિપાલિટીમા જેને પહેલા જે નોકરી મળવાની હતી તે મળી જમનાને ઇન્દુ ન સાંભરે માટે તે બીજા લતામા રહેવા ગયો તેનું સઘુ કામ બરાબર આગળ ચાલવા લાગ્યુ પણ જમનામાં તેણે કશો ફેરફાર જોયો નહિ એની એ યાતના, એનો એ શાન્ત નિ શબ્દ સંતાપ, એનું એ નિરવધિ દુ ખ, એનુ એ હેતુ પ્રયોજન ન સમજાય તેવી કમોત! આપણે એ દુ ખોની વિગત નહિ જોઇએ. માત્ર પાચ છ મહિને નરેન્દ્રે વીરેન્દ્રને ખાનગી કાગળ લખ્યો તે જ જોઇએ

પ્રિય ભાઈ વીરેન્દ્ર,

ઘણી અવરજ પછી આ પત્ર તને લખુ છુ મને મારી મૂઝવણુ કે દુ:ખ કોઈને કહેવા ગમતા નથી એને એક મનની નબળાઈ માનુ છુ એટલું જ નહિ, એ બીજાને કહીને તેને નિરર્થક દુ ખી કરવા બરાબર સમજુ છુ પણ ઘણીવાર કોઈ વાતનો ગાઢો ખુલાસો પણુ એક માણસ ન કરે તે બીજા તરત કરી શકે છે, એમ ધારી આ તને લખી જોઉ છુ.

જે રમાથી પાછો આવ્યો ત્યારથી જમનાનું માનસ તદ્દન ફરી ગયુ લાગે છે તેનો મારા પ્રત્યેનો પ્રેમ તો એનો એ જણાય છે. પણુ ન સમજાય તેવા કારણે તે મારી સાથે પતિ-

પત્નીનો સંબંધ રાખતી નથી. હઠપૂર્વક બળપૂર્વક તે પોતાના સર્વ પ્રેમાળ ભાવો દાબી રાખે છે. તેને મારા તરફથી અજાણનાં પણ કોઈ અન્યાય કે અસંતોષ થયો હોય એવો સાચોખોટો ભાસ પણ તેનામાં જણાતો નથી. એ વિકલ્પ જ શકય નથી. પૂછતાં કહે છે કે તે મારી દાસી થઈને રહેવાને યોગ્ય છે, અને ખરેખર ભીષણ આગ્રહથી દાસી જ થઇને રહે છે. કોઈ હાસ્ય, કોઈ મર્મ, કોઈ પ્રેમ, કોઈ આવેશ, કોઈ પરિસ્થિતિ તેને તેના આવેગમાંથી ખસેડી શકતી નથી. તમે તો મારા નિકટના સ્નેહી છો. અમારા પ્રેમના સાક્ષી છો. એટલે ખાનગી વાત પણ તમને કહેવામાં વાંધો નથી. મેં તેને કહ્યું, તારે દાસી થઈ રહેવું હોય તો ભલે, પણ મારાથી તો સમાનતાના પ્રેમ સિવાય નથી રહી શકાતું તેનું કેમ? તો કહે તમારા પ્રેમની અધિકારી કોઈ બીજી સ્ત્રીને લાવો. હું તમારા બન્નેની દાસી થઇને રહીશ. તેમાં મને સુખ મળશે, એવું બીજા કશામાં નહિ મળે. અને એટલી ગભીરતાથી બોલે છે કે હાસ્યથી પણ તેનો પ્રતિકાર કરવાની હિંમત ચાલતી નથી. ગત છન્દુની તો તે વાત પણ નથી કરતી. તેવી વાતમાં પણ તે મારા તરફથી કોઈ પણ સાન્ત્વન સ્વીકારવા ઉન્મુખ થતી નથી. જાણે પ્રેમનાં સર્વ બારીબારણાં બંધ રાખી બેસવા માગતી હોય, તેવી રીતે ચોવીસે કલાક બેસી રહે છે. આપણે સાથે હતા ત્યારે અમે ઘણી વાર તમારી મશ્કરી કરતાં, તમારે માટે પત્ની શોધી લાવવાની તે ઘણી વાર વાત કરતી. એવાં ભૂતકાળનાં સંસ્મરણોથી તેનો જીવ ફરી તાજો કરવા મેં પ્રયત્ન કરી જોયો, તો તેનો શાન્ત વિરોધ કંઈક વધારે સખ્ત થાય છે, જરાપણ ઘટતો નથી. બહુ વાત કરતાં કહે કે મારી પાસે બીજા પુરુષોની વાત ન કરશો. મેં મશ્કરીમાં કહ્યું, તું તો પહેલા પુરુષની વાત પણ કયાં સાંભળે છે? તો કહે હા ખરું છે. મારે કોઈ પુરુષ સાથે સંબંધ રાખવો નથી. અને ખરે જ મિત્રો મળવા આવે ત્યારે સાથે આવી બેસતી પણ નથી!

વધારે મનાવવા જતાં, તેના સુખનો પ્રયત્ન કરતાં તે એટલી દુઃખી થાય છે, કે એને કયાંક વધારે ગંભીર કંઈ થઈ જાય એવી મને દહેશત લાગે છે.

એનું દુઃખ જોતાં, એ કાંઈ કલ્પી લીધેલું દુઃખ જણાતું નથી. એ ઘેલછાથી બદલાઈ ગઈ હોય એવી જણાતી નથી. એ એની એ છે. પણ કોઈ ફૂલમાં કુદરતના કોપથી અગ્નિ પ્રગટે, ફૂલ રહ્યું રહ્યું એ અગ્નિથી દાઝે ને અડવા જતાં અન્યને દઝાડે, એવું થઈ ગયું લાગે છે. મને બીજું દુઃખ થતું નથી, હું તેના દુઃખમાં ભાગ તો લઈ શકતો નથી પણ તે સમજી પણ શકતો નથી. હવે તો આ નહિ સમજવાથી થતું દુઃખ સમજવાથી થતા કોઈપણ દુઃખ કરતાં વધારે અસહ્ય થઈ પડયું છે.

તું અહીં હોત તો કદાચ આ સમજી શકત. પણ દૂર રહ્યો રહ્યો તો આવી વિચિત્ર સ્થિતિ સમજી શું કલ્પી પણ ભાગ્યે જ શકીશ. એ વિચાર આવતાં આ કાગળ લખી તને નિરર્થક શાને દુઃખી કરવો એમ પણ વિચાર આવે છે. અને છતાં, આ કાગળ લખું છું. એ એક નબળાઈ છે. પણ અંદર રહેલી નબળાઈ કયાંક પણ માર્ગ માગે છે અને તે માર્ગ સ્વાભાવિક રીતે તું તરફ જ જાય છે.

બસ, હવે પત્ર વાંચી તું દુઃખી થતો નહિ. માણસે પોતાનું પ્રારબ્ધ પોતે જ ભોગવવું જોઇએ. અને હું માનું છું કે હું તે ભોગવવાને સમર્થ થઈશ જ. લિ. પૂર્વ પેઠે તારો જ

નરેન્દ્ર

સાથે લઇ આવ્યો. ઘરમાં પેસતાં તેણે ધીમે સાદે જમનાને બોલાવીને કહ્યું: "જમના, તને પૂછ્યા વિના એક સાહસ કર્યું છે. તું ના નહિ પાડે એમ ધારીને આ છોકરાને અનાથાશ્રમમાંથી લઈ આવ્યો છું. તેનું નામ ઇન્દુ જ છે જાણી મને આપણા ઇન્દુના સ્મરણાર્થે તેને લાવવાનું મન થઈ ગયું. એક દિવસ માટે સાથે લઈ આવ્યો છું. જો મારી ખાતર તું તેને ઉછેરવા હા પાડે તો આપણે રાખી લઇએ."

જમનાએ હૃદયના અનેક ઉછળી આવતા ભાવો દબાવી પૂછ્યું: "પણ તમે કાંઈ તપાસ કરી? તેનાં માબાપ કોણ? તેના ઉપર કોઈનો હક્ક પહોંચે છે કે નહિ? કશી તપાસ કરી?"

"તેના ઉપર કોઇનો હક્ક નથી. તેની માનું નામ માત્ર ગંગા છે, એટલી નોંધ છે. વિશેષ કશું નથી. છોકરો મને સારો લાગ્યો. તને નથી લાગતો?"

"લાગે છે" કહી જમનાએ તેને એકદમ બાથમાં લીધો. છોકરો પણ તરત તેની પાસે ગયો. તેને ઊંચકી લઇ તેને ઘણા જ હર્ષથી તેણે ચુંબન કર્યું પણ પછી તરત જ તેને ધીમેથી નીચે મૂકી તે ગંભીર થઇ ગઈ. ને પછી નરેન્દ્રને કહ્યું: "નરેન્દ્ર, ઘણા દિવસથી ન કરેલી મારે તમને એક વાત કરવી છે."

"હવે વાત તો ગમે ત્યારે થશે. હમણાં છોકરાનું નક્કી કરી નાખ ને! આપણે ક્યાંક હવાફેરે જઈશું પછી ત્યાં વાતો જ કરવાની છે ને!"

"નહિ, મારી વાત સાંભળો જ અને પછી આ છોકરાને રાખવા ન રાખવાનો તમે નિશ્ચય કરો. તે પહેલાં નહિ. તમારે પગે પડીને આટલું માગુ છું."

"તો એમ, કહે ત્યારે."

"જુઓ, તમે જેલમાં ગયા. આપણો ઇન્દુ ગુજરી ગયો. એક દિવસ હું રાત્રે ઘરમાં એકલી સૂતી સૂતી રડતી હતી. વીરેન્દ્રભાઈ આવ્યા. તેમના ખોળામાં મેં માથું નાંખ્યું..." દરેક વાક્યે તેના મોં પરની રેખાઓ દૃઢ થતી જતી હતી. કોઈ તહોમતદાર સૌના દેખતાં દેહાંતની સજા માટે જાતેજ દોરડું ગળામાં નાખે તેવી દૃઢતાથી તે બોલતી હતી. નરેન્દ્રે એકદમ પાસે આવી તેને રોકી તેના મોં પર હાથ મૂક્યો: "હું બધું જાણું છું. મારા સમ કશું બોલ તો! આટલો વખત આટલું બધું દુ:ખ એકલાં ભોગવાય? આટલા તપે તો ઇશ્વર પણ વશ થાય! તને મારી દયા ન આવી?"

"તમે કેમ જાણ્યું?"

"તું જાણે છે?—વીરેન્દ્ર ગુજરી ગયો. મેં તાર કરી પૂછાવી જોયું તો તેના સોલિસીટરે ખબર આપ્યા કે તે મહીના પહેલાં ગુજરી ગયો!"

"અરે રામરામ! એ પણ બિચારા બહુ દુ:ખી થયા!"

"અને મરતાં પહેલાં લખી રાખેલો કાગળ તેમના સોલિસીટરે મને મોકલ્યો. તેમાં બધું લખેલું હતું!"

"મેં તમને નિરર્થક આટલા દુ:ખી કર્યા" કહી તે નરેન્દ્રના ખભા પર માથું મૂકી ચોધાર આંસુએ રડી પડી. "તમે બન્ને મને મળ્યાં તેથી મને ગમે તેટલા દુ:ખનું સાટું વળી ગયું છે" કહી તેણે ઇન્દુને અને જમનાને વારાફરતી કેટલાં ય ચુંબનો કર્યાં.

---

# છતાં—

ગુલાબદાસ બ્રોકર

"રહો, જરીક વાંચવા સમય કાઢતો ત્યાં તમે
નિરંતર નકામી વાત લઈ વ્યર્થ આંડાં પડો.
અને મધુર કાવ્ય, વાત દિલચસ્પ, જ્યારે લખું
જરીક લઈ શાંતિ, નાદ કદિ ક્રુદ્ધ, સ્નેહે ભર્યો,
વળી કદિક યુદ્ધ તાલ બતલાવતો આપનો
પડે શ્રવણ ઉપરે; મધુર કાવ્ય ભાગી જતું,
ન વાત દિલચસ્પ, રે! કથન યોગ્ય યે ના થતી"
વદું કંઈક એમ ને પ્રબળ યુદ્ધ ઊભું કરું,
બની બહુ જ ખિન્ન, મૂક, તમ સાંભળો એ બધું,
વધુ પ્રબળ ક્રોધ ત્યાં ભભુકતો, અને અંતરે
વિચારું ?—નહિ પ્રાર્થું કે જરીક દૂર થાઓ તમે
પછી સરસ કાવ્ય ને સરસ એથી યે વાતથી
ભરી દઉં હું પુસ્તકો, નવ ત્યંહિ જ શંકા કશી.

છતાં તમ જતાં સખી નવ કશું ય વાંચી શકું,
ન વાત, નવ કાવ્ય શું કવિતડું ય હું ના લખું.

# લગ્ન વિશે કેટલાક વિચારો

કિશોરલાલ ઘ. મશરૂવાળા

... માનવજાતિનું કલ્યાણ શામાં છે અને કેમ થાય તે શોધવા માટે એક પ્રાથમિક શરતને પહેલાં સ્પષ્ટ કરવી જોઈએ તે એ કે ખોટા કે અર્ધસત્ય અહો બાંધી લઈને કલ્યાણનો માર્ગ શોધી શકાય નહિ. સાચી વાત જડે તે પહેલાં જ ખોટી માન્યતા છોડવી જોઈએ, તથા અર્ધસાચી વાતોનું અધૂરાપણું ધ્યાનમાં રાખવું જોઈએ. સાચી વસ્તુ મળ્યા પછી ખોટી છોડશું, એ રીતે કદી સાચો માર્ગ હાથ લાગે નહિ. પુરુષોએ સ્ત્રીઓ વિષે કે સ્ત્રીઓએ પુરુષો વિષે વ્યાપકપણે જે માન્યતાઓ બાંધી રાખી હોય છે, તેમાંની ઘણીખરી અર્ધસત્ય અનુભવો પર રચાયેલી હોય છે; પણ તેનો પ્રચાર એટલો વારવાર કરવામાં આવે છે કે ઘણાં સ્ત્રીપુરુષોનાં મન પર તેનો એક દૃઢ સંસ્કાર જ બંધાઈ જાય છે, અને તેની સચ્ચાઈ વિષે શંકા કરવાની કદી કલ્પના પણ થતી નથી. બે ને બે ચારની જેમ એ નિર્વિવાદ સત્ય તરીકે મનાય છે. એવા અર્ધસત્ય અથવા ખોટાં સૂત્રોના થોડાક દાખલા આપું છું:

પુરુષ શ્રેષ્ઠ પ્રાણી છે, સ્ત્રી ઊતરતું છે; અથવા ઊલટું, પુરુષ પામર પ્રાણી છે, સ્ત્રી દેવી છે;
પુરુષ શિકારી છે, સ્ત્રી હરિણી છે; અથવા ઊલટું, પુરુષ માછલો છે, સ્ત્રી માછણ છે;
પુરુષ બુદ્ધિપ્રધાન છે, સ્ત્રી ભાવનાપ્રધાન છે;
પુરુષ બહિર્મુખ છે, સ્ત્રી અંતર્મુખ છે;
પુરુષ કઠોર છે, સ્ત્રી કોમળ છે; અથવા ઊલટું, પુરુષ દયાળુ છે, સ્ત્રી નિર્દય છે;
પુરુષ દીર્ઘ દૃષ્ટિનો છે, સ્ત્રી ટૂંકી દૃષ્ટિની છે;
પુરુષ ઉદાર છે, સ્ત્રી સંકુચિત છે;
પુરુષ ગતિ-અથવા આક્રમણ-શીલ છે, સ્ત્રી સ્થિતિ- અથવા રક્ષણશીલ છે;
પુરુષ વધારે વિકસિત છે, સ્ત્રી ઓછી વિકસિત છે; અથવા, એથી ઊલટું,
પુરુષ આધાર છે, સ્ત્રી આશ્રિત છે;
પુરુષ સબળ છે, સ્ત્રી નિર્બળ છે;
પુરુષને સ્ત્રી વિના ચાલી શકે, સ્ત્રીને પુરુષ વિના ન ચાલે;
પુરુષ ઉત્પાદક છે, સ્ત્રી વ્યવસ્થાપક અને સંરક્ષક છે;
પુરુષ ભ્રમણપ્રિય છે, સ્ત્રી ગૃહપ્રિય છે;
પુરુષનું કાર્યક્ષેત્ર ઘર બહાર છે, સ્ત્રીનું ઘરની અંદર છે;
સ્ત્રી પુરુષની વામાંગના કે અર્ધાંગના છે;
પુરુષના પેટમાં વાત ટકે, સ્ત્રીના પેટમાં ન ટકે; અથવા, ઊલટું, પુરુષ નિખાલસ છે, સ્ત્રી કપટી છે;
દીકરો બાપ જેવો થાય છે, દીકરી મા જેવી થાય છે;
સ્ત્રીઓ આભૂષણપ્રિય છે, કલહપ્રિય હોય છે, અશ્રુશસ્ત્ર છે;
વર્તમાન સંસ્કૃતિ પુરુષકૃત છે; વગેરે વગેરે.

આવાં આવાં વ્યાપક સૂત્રોથી પોષેલા સંસ્કારો બન્નેનું હિત શોધવામાં વિઘ્નરૂપ છે. વિચારીશું તો જણાશે કે પુરુષનિંદા કે સ્ત્રીનિંદા અથવા પુરુષપ્રશંસા કે સ્ત્રીપ્રશંસાના બંધાઈ ગયેલા ખ્યાલો પાછળ ખોટી કલ્પનાઓ કે અર્ધસત્ય અનુભવો કે જૂજ અનુભવો જ હોય છે. હકીકતે કલ્પેલાં સૂત્રોમાંનાં ઘણાં કાલ્પનિક છે, અને નિરપવાદ એકેય નથી. દરેકને વિષે ઉલટાં દૃષ્ટાંતો મળી આવે.

વાસ્તવિક રીતે, મને તો એમ જણાય છે કે સ્ત્રીપુરુષ વચ્ચે અત્યંત ફરક હોઈ શકે જ નહિ. કારણ કે, પુરુષ જેમ સ્ત્રીને પેટે અવતરે છે તેમ સ્ત્રી પણ પિતા વિના જન્મતી નથી. એટલે કે, દરેક પુરુષમાં સ્ત્રી અંતર્હિત છે, અને દરેક સ્ત્રીમાં પુરુષ અંતર્હિત છે. ઊંડાં ઉતરીને તપાસીશું તો કોઈ પુરુષ એવો નહિ મળે કે જેમાં એની માતાના ગુણ કે રૂપ બિલકુલ ન હોય, અને કોઈ સ્ત્રી પણ એવી નહિ જડે કે જેમાં એના પિતાના ગુણ કે રૂપની છાયા ન હોય; કોઈ પુરુષ એવો નહિ જણાય કે જેમાં સ્ત્રીજાતિમાં આરોપાતા ભાવ ન હોય, અને કોઈ એવી સ્ત્રી નહિ દેખાય કે જેમાં પુરુષોમાં આરોપાતા ભાવ ન હોય. એ તો જાણીતી વાત છે કે ઘણાખરા મોટા પુરુષો એમની માતાનો વારસો પ્રાપ્ત કરેલા જણાવવામાં આવે છે. કેટલાંક સ્ત્રીપુરુષો મેં એવાં જોયાં છે કે જે સુકાઈ જાય ત્યારે તેમના પિતાના જેવાં દેખાય છે, અને શરીર વધે ત્યારે માતા જેવાં દેખાય. દેખાવમાં તેમ જ સ્વભાવમાં માના જેવા છોકરા અને બાપના જેવી દીકરીઓ પુષ્કળ મળી આવશે એમ હું માનું છું.

આ બધું બતાવે છે કે ઉપરનાં સૂત્રો સ્વીકારવા જેવું કાંઈક જણાતું હોય તો તેનું કારણ સ્ત્રીપુરુષમાં રહેલા કુદરતી ભેદો છે એમ નહિ, પણ એ પરિસ્થિતિનું પરિણામ છે.

. . . આ ભેદદર્શક ખોટા ખ્યાલો છોડી દેવા ઘટે છે. નરનારી વચ્ચે નિશ્ચિતપણે કહી શકાય એવો ભેદ તો એક જ જણાય છે: તે, લગભગ દશ મહીના સુધી સંતતિને પોતાના પેટમાં આશ્રયસ્થાન આપી અને પછી લગભગ તેટલો જ સમય પોતાનાં દૂધ પર ઉછેરવાની સ્ત્રીની શક્તિનો. આ ભેદ પણ બધાં જ પ્રાણીઓમાં નથી; અને જે મોટાં પ્રાણીઓમાં આ ભેદ છે, તેમનામાં યે — નરજાતિમાં સ્તનનાં ચિહ્નો છે એ ઉપરથી — એમ અનુમાન થઈ શકે કે એ ભેદ પણ પાછળથી ઉત્પન્ન થયો હોય. પણ મૂળ સ્થિતિ ગમે તે હોય, આજે સ્તન્ય પ્રાણીઓમાં નરનારી વચ્ચે એ નિરપવાદ ભેદ છે એ વિષે બે મત બાંધી શકાય એમ નથી.

પણ, આ ભેદને પરિણામે એક બીજી કલ્પના અથવા રૂપક ઉત્પન્ન થયું છે તે પાછું, મારી દૃષ્ટિએ, ખોટું અથવા અર્ધસત્ય છે, અને તે છોડી દેવાની જરૂર છે. તે કલ્પના પુરુષને ક્ષેત્રપતિ અથવા બીજનો ધણી અને સ્ત્રીને ક્ષેત્ર માનવાની. સ્ત્રીના ઉદરમાં ગર્ભ પોષાય છે એ વાત સાચી, પણ તેથી તે નરનું ક્ષેત્ર છે એ વાત સાવ બરાબર નથી. ખરી વાત એ છે કે નરની જીવનશક્તિ અને નારીની જીવનશક્તિ બન્ને મળીને સંતતિ—તે યોનિનો જીવ— બને છે. નરની જીવનશક્તિ નારીની જીવનશક્તિ વિના 'જીવ' નથી બનતી, કેવળ એક પ્રકારનો જીવનકોશ જ રહે છે; તેમ જ નારીની જીવનશક્તિ નરની જીવનશક્તિ વિના. એક યોનિનો જીવ બનવા માટે તે બન્નેએ ક્યાંક કોઈક રીતે ભેગાં થઈ જવું પડે છે. કહે છે કે કેટલાંક પ્રાણીઓમાં એ એકીકરણ બન્નેનાં શરીરની બહાર થાય છે. ભેગાં થઈ જતાં જ

'જીવ' બને છે. પણ એ જીવને જીવવા માટે સગવડ જોઈએ. એની એ અત્યંત નિર્બળ અને સૂક્ષ્મ અવસ્થામાં એને યોગ્ય આશ્રયસ્થાન અને યોગ્ય ખોરાક વગેરે મળવાં જોઈએ. દેડકાં જેવાં, જે પ્રાણીઓમાં નર-માદાનાં શરીર બહાર જીવ નિર્માણ થાય છે, તેમનામાં પહેલાંથી જ માતાપિતાથી સ્વતંત્રપણે પોતાનું પોષણ કરી લેવાની અને વધવાની શક્તિ હોય છે. તેમાં માદા ગર્ભધારણનું કામ કરતી નથી. સ્તન્ય પ્રાણીઓમાં એ શક્તિ નથી. એમને જીવતાં રાખવાં હોય તો વધારે સગવડ જોઈએ. એ અનુકૂળતા કરી આપવાની શક્તિ, ઉપર કહ્યું તેમ, નારીમાં છે. આમ મનુષ્યજાતિમાં દશ મહીના સુધી માતા સંતતિને ઉદરમાં ઉછેરે છે. આથી, ભલે એમ કહી શકાય કે જીવ એ બીજ છે, અને માતા એનું ક્ષેત્ર છે. પણ, તેથી, તે પુરુષનું કે પુરુષને માટે ક્ષેત્ર છે એમ ન કહેવાય. ખેતરમાં બીજને પોષણ આપવાની શક્તિ છે; પણ એમ નથી કે ખેતરની જીવનશક્તિ અને બીજની જીવનશક્તિ મળીને એક વનસ્પતિ-જીવ બને છે. ખેતર વિના યે બીજ ઊગે અને અમુક દિવસ સુધી જીવે; પછી ખોરાકને અભાવે ભૂખમરાથી મરે એ જુદી વાત. પુરુષની જીવનશક્તિ એ પ્રકારની નથી; એ સ્ત્રીની જીવનશક્તિ વિના જીવ જ નથી, બીજ જ નથી.

છતાં, સ્ત્રીને ક્ષેત્ર અને પુરુષને ક્ષેત્રપતિ માનવાની રૂઢિ પડી ગઈ છે. અને, પછી તે રૂપકને આધારે, અનેક જાતના સમાજવ્યવસ્થાના નિયમો ઘડાયા છે. ખેતરનો ધણી, ખેતર અને પાકની બાબતમાં જે કાંઈ સમાજના નિયમો હોય તેવા જ નિયમો બાપ, મા અને સંતતિને લાગુ કરવાના પ્રયત્નો થયા છે. એ ખોટું રૂપક છૂટી જાય તો એને આધારે પ્રવર્તેલા નિયમો અને સંસ્કારો એની મેળે નિરાધાર થઈ જાય. જો કાંઈ રૂપક યોજી શકાય એમ હોય તો તે આવું થઈ શકેઃ સંતતિરૂપી ચિદ્રત્નનાં માતાપિતા ટ્રસ્ટીઓ છે; તેમાં માતા ટ્રેઝરર—સંરક્ષક—છે અને પિતા વ્યવસ્થાપક—મૅનેજિંગ ટ્રસ્ટી—છે. માનવજાતિમાં જ નહિ પણ બીજાં પ્રાણીઓમાં યે ગર્ભકાળમાં તથા જન્મ પછી કેટલોક સમય પિતા આ પ્રમાણે વ્યવસ્થાપક ટ્રસ્ટીનું કામ કરી સંરક્ષક ટ્રસ્ટીને મદદ કરે છે. એ રત્ન કોનું છે એમ પૂછો તો હું કહું કે એના ઉત્પાદક અને ઉછેરનાર માતાપિતા છે માટે માતાપિતાને એમાંથી કાંઈક સુખ, લાભ અને મહેનતાણું મેળવવાનો અધિકાર હોઈ શકે, પણ તે છે તો તે પ્રાણીસમાજનું રત્ન; અને તેથી યે આગળ વધી, જિબ્રાનની ભાષામાં કહું તો,

"તમારાં બાળકો તે તમારાં બાળકો નથી.
"પણ, જગજ્જીવનની પોતા માટેની જ કામનાનાં તે સંતાનો છે.
"તે તમારા દ્વારા આવે છે, પણ તમારામાંથી આવતાં નથી, અને તે તમારી સોડમાં રહે છે, છતાં તે તમારાં નથી" ('વિદાય વેળાએ').

ત્યારે આ ક્ષેત્ર-ક્ષેત્રપતિની કલ્પના તો છોડી જ દેવી જોઈએ.
વળી, મૂળ વાત પર આવીએ.

નરજાતિએ સંતતિના શરીર પર ધારણપોષણ કરવાની શક્તિ ખોઈ, કે નારીજાતિએ એને પ્રાપ્ત કરી અને મહાવરાથી વધારી, કે (જૂ વગેરે જીવોની જેમ) સંતતિએ પોતાના પ્રયત્નથી એકના શરીરમાં પોતાનું ઘર જમાવી દીધું, અને વખત જતાં તેમાંથી આનુવંશિક નર-નારીના ભેદો ઉત્પન્ન થયા, તે આપણે જાણતા નથી. એ શક્તિભેદને પરિણામે સ્ત્રીપુરુષની

શરીરરચનામાં ભેદ ઉત્પન્ન થયા છે એ આપણે જાણીએ છીએ. પણ તે સિવાય, સ્ત્રીની ગર્ભધારણની ખાસ શક્તિનો મુકાબલો કરી શકે એવી પુરુષજાતિમાં કંઈ ખાસ શક્તિ પ્રગટ થઈ છે, તે વિષે પ્રાણીશાસ્ત્રીઓની શું માન્યતા છે તે હું જાણતો નથી. આમ તો એક જ જણાય છે. તે એ કે માતા બાળકને ઉદરમાં કે આશ્રય આપીને બેઠી હોય કે (ઘણી વાર) છાતી પર પોષતી હોય તેટલો સમય એનામાં નવા જીવનકોશો (રજઃ)નું ઉત્પાદન બંધ હોય છે. નરજાતિમાં ધારણપોષણની શક્તિ જ ન હોવાથી એનામાં જીવનકોશો (વીર્ય)ની ઉત્પત્તિ, સ્વાભાવિકપણે જ, બંધ પડતી નથી, પણ સતત ચાલુ જ રહે છે.

સામાન્યપણે એવું કહેવાય છે કે બીજાં પ્રાણીઓ અમુક ઋતુમાં જ વિકારી થાય છે. સ્થૂળપણે આમ ભલે કહી શકાય એમ હોય. સૂક્ષ્મપણે આ પણ અધૂરું સત્ય જ છે. અનુકૂળતા મળે તો પશુપક્ષીના યે નરો બધી યે ઋતુમાં વિકારી થાય છે. એટલે, આમાં એક વાત અનુકૂળ પરિસ્થિતિની યે છે. માનવજાતિમાં, વિશેષ કરીને સુધરેલી ગણાતી જાતિઓમાં, અને તેમાં યે ઉચ્ચ તથા મધ્યમ વર્ગોમાં આવી અનુકૂળતા ઘણી મળી રહે છે; અને આ હકીકતમાંથી જ પુરુષજાતિના કામવિકારનો કોયડો ઊભો થાય છે.

માનવજાતિની આજે આ સ્થિતિ છે. તેમાંથી આપણને કલ્યાણનો માર્ગ શોધવાનો છે. એ પ્રશ્નનો હવે આપણે વિચાર કરીએ.

...મનુષ્ય પણ પશુ જ છે એ સાચું. પણ, બુદ્ધિના વિશેષ વિકાસને લીધે એ પશુસમાજથી સાવ જુદો પડી ગયો છે. બીજાં પ્રાણીઓ પોતાના જીવનવ્યવહારમાં સ્વાધીન નથી. કુદરત જે વખતે જેમ પ્રેરણા કરે છે, તેમ વર્તી નાંખે છે. તેઓ સંપૂર્ણપણે પ્રકૃતિને વશ છે. મનુષ્ય પણ અતઃપ્રકૃતિને વશ છે ખરો; પણ બાહ્ય પ્રકૃતિનો એ કેટલેક અંશે સ્વામી બન્યો છે અને વધારે ને વધારે બનતો જાય છે. આથી, એના ભોગો કેવળ પ્રકૃતિવશ પ્રાણીઓના જેવા અને જેટલા જ નથી. એના ભોગોની સંખ્યા, પ્રમાણ, પરંપરા, સંસ્કારિતા (તેમજ વિકૃતિ)—સર્વે કાંઈ પશુઓ કરતાં જુદાં અને વધારે છે. કેવળ ઉદરનિર્વાહ જેટલા જ એના ખાનપાન નથી; કેવળ પ્રજાવૃદ્ધિ માટે જ એનો વિષયભોગ નથી; કેવળ શરીર કે બચ્ચાંના રક્ષણાર્થે જ એના લૂગડાલત્તા અને માળા નથી. પણ ખાનપાન, વિષયભોગ, ઘરબાર વગેરેમાં સ્વતંત્રપણે એને આનદ લાગે છે અને, તેથી, એની એ બધાં માટેની ખટપટ અને પ્રવૃત્તિ વધેલી છે.

•

પણ, આમ કરવા જતાં એને મુસ્કેલીઓ .પણ ઘણી નડે છે. એની પ્રવૃત્તિઓ એને વિવિધ પ્રકારના રોગો, કલહો અને કષ્ટોમાં ઘસડી જાય છે. એ અનિષ્ટોમાંથી બચવા એને વળી નવા પ્રકારના ઉપાયો યોજવા પડે છે—યોજવા જોઈએ. એ કેવળ 'પ્રાકૃત'—કુદરતી—પ્રાણી રહે એ હવે અશક્ય છે. એની દશાને જોઈએ તો 'કૃત્રિમ' કહો, જોઈએ તો 'સંસ્કૃત' કે 'સભ્ય' કહો, પણ એને હવે એ દશા નિભાવ્યે જ છૂટકો છે. 'કૃત્રિમ' કહી એની રીસ ચડાવ્યે નહિ ચાલે; માટે એમાં 'સંસ્કૃતિ' કે 'સભ્યતા' માની, એ સંસ્કૃતિ અથવા સભ્યતાને વધારે ને વધારે શુદ્ધ કરવાનો જ પ્રયત્ન રાખવો જોઈશે. કારણ, મનુષ્ય પશુ હોય, તો યે એ બુદ્ધિમાન પશુ છે. જેમ ઊંટની ગરદન અને હાથીનું નાક ઘણાં વધી ગયાં છે અને તે હવે ટૂંકાં થવાની ઝાઝી કે નજદીકના ભવિષ્યમાં આશા નથી, તેમ એની

બુદ્ધિ બીજાં અંગોની સરખામણીમાં બહુ વધી ગઈ છે, અને એ ઘટવાની આશા પેલાં પ્રાણીઓ કરતાં યે ઓછી છે. કેમકે, એ વધારવામાં જ એ પોતાનું હિત જુએ છે. આથી, આ બુદ્ધિનો એણે પૂરો ઉપયોગ કરી પોતાના સુખોપભોગો પશુ કરતાં વધારવા અને તેનાં અનિષ્ટ પરિણામોમાંથી બચવા ઉપાયો યોજતા રહેવું એમાં જ પુરુષાર્થ છે.

આમ બે જુદી જુદી દૃષ્ટિથી વિચાર કરતાં છતાં બંને વિચારકો, અંતે, એક જ નિર્ણય પર આવે છે. તે એ કે—માણસ એક પશુ છે, અને પશુ જ રહેવાનો. એનામાં રહેલી ભોગાદિકની વૃત્તિઓ કુદરતના કાયદાઓને અનુસરી હોઈ, તેને ધર્માદિકનાં બંધનોથી રોકવાના પ્રયત્ન મિથ્યા છે; પણ, માનવપશુ બીજાં પશુઓ કરતાં ઘણું આગળ વધી ગયેલું પ્રાણી હોવાથી એના જીવનના વ્યવહારો ઘણા અટપટા અને વિવિધ બન્યા છે, અને તેથી ઘણાં વિઘ્નો અને કોયડાઓ ઊભાં થયાં છે. એ વિઘ્નો અને કોયડાઓનો ઉકેલ મળે અને ભોગો સિદ્ધ થાય તે માટે બુદ્ધિથી શોધી શકાય એવા સર્વે ઉપાયોને યોજવા જોઈએ.

આજના યુરોપના વિદ્વાનો જીવનને લગતી અનેક બાબતોનું આ મતોને આધારે શોધન કરી રહ્યા છે. લગ્ન એમાંની એક છે.

**વિકાસવાદી** વિચારકોનાં આવાં પુસ્તકોને ઉપર ઉપરથી જોતાં એમાં ભૂલ ન શોધી શકાય અને એની વાતો ગળે ઊતરી જાય એવી દલીલો એમાં જોવામાં આવે છે. એ લેખકો દુષ્ટ હેતુથી પ્રેરાઈને આ પુસ્તકો લખે છે એમ કહેવું અન્યાયભર્યું થશે. એમાંના કેટલાક લેખકો તો સત્ય સમજીને અને સત્યનો પ્રચાર કરવાનો પોતાનો ધર્મ છે એમ સમજીને આ વિચારો પ્રગટ કરે છે.

પણ, એ સર્વે વિચારોમાં મૂળ ભીંત જ ભુલાઈ ગયેલી છે એમ મને લાગે છે, માટે તેનો વિચાર પહેલાં કરી લેવો આવશ્યક છે.

... બધાં યે પ્રાણીઓ જ્ઞાનવાન છે. એ જેટલું જાણે છે, તે જાણે છે એમ પણ જાણે છે. સૌ પ્રાણીને પોતાના જ્ઞાનનું માપ છે. તે કામવશ થાય છે ત્યારે કામને જાણે છે, ક્રોધવશ થાય છે ત્યારે ક્રોધને જાણે છે, લોભવશ થાય છે ત્યારે લોભને જાણે છે. ભૂખ્યાંતરસ્યાં થાય છે ત્યારે ભૂખ-તરસને જાણે છે. આ બાબતમાં માણસ અને પ્રાણી વચ્ચે ઝાઝો ભેદ નથી. આ રીતે કહી શકાય કે બધાં યે પ્રાણીઓ જ્ઞાની છે. જ્ઞાનીપણું એ માણસની જ વિશેષતા નથી.

પણ, માણસની વિશેષતા એ છે કે તે કેવળ જ્ઞાની નથી, પણ અજ્ઞાની યે છે. એટલે કે એ કેવળ પોતાના જ્ઞાનનો જ સાક્ષી—વાકેફગાર—નથી, પણ પોતાના અજ્ઞાનનો યે વાકેફગાર છે. બીજું પ્રાણી જે જાણે છે તે જાણે છે ખરું, પણ જે એ નથી જાણતું તે—'એ હું નથી જાણતું' એમ જાણતું હોય એમ લાગતું નથી. દાખલા તરીકે, એ પાણીને જુએ છે, જાણે છે અને પીએ છે પણ પાણી શો પદાર્થ છે તે એ જાણતું લાગતું નથી. એટલું જ નહિ પણ પાણી વિષે તે અજ્ઞાન છે એવું યે એને ભાન હોય એમ લાગતું નથી. તેમ જ એ પાણીને જાણે છે, પણ દારૂને નથી જાણતું અને દારૂને નથી જાણતું એમ પણ એને માલૂમ નથી. દારૂ જેવી કોઈ વસ્તુ એને માટે અસ્તિત્વમાં જ નથી. એ જ પ્રમાણે એનાં બીજાં અજ્ઞાનો વિષે. ...

માણસમા એ શક્તિ વિશેષ છે કે પોતાના અજ્ઞાનને જાણે છે એટલુ જ નહિ, પણ જેમ જેમ એનુ જ્ઞાન વધે છે તેમ તેમ એને એના અજ્ઞાનનુ માપ પણ વધારે સ્પષ્ટ થતુ જાય છે સૉક્રેટિસે સૂચવ્યુ છે તેમ જ્ઞાની થવુ એટલે અજ્ઞાનનુ સ્પષ્ટ માપ મેળવવુ જ્ઞાની થવુ એટલે અજ્ઞાનસાગરનું એક ટીપુ ઓછુ કરવુ એટલુ જ.

એ જ પ્રમાણે પ્રાણી કામવશ, ક્રોધવશ, લોભવશ થાય છે, ત્યારે પોતાની તે સ્થિતિને તે ઓળખે છે, અને તે મુજબ વર્તી નાખે છે. પણ પોતે જ્યારે કામવશ ન હોય ત્યારે પોતે નિષ્કામ અને એ સ્થિતિ કેવા પ્રકારની છે તેનુ એને જ્ઞાન હોય એમ જણાતુ નથી એ જ પ્રમાણે અક્રોધ, નિર્લોભ, ઇત્યાદિ સ્થિતિમા રહેવુ એ શુ તેનું એને જ્ઞાન નથી યોગસૂત્રોની પરિભાષામા કહીએ તો કેવળ 'વૃત્તિની સારૂપ્ય અવસ્થા 'ને જ જાણે છે

માણસનુ એમ નથી તે જેમ પોતાની વિકારવશ સ્થિતિને જાણે છે, તેમ પોતાની નિર્વિકાર સ્થિતિનો યે એને ખ્યાલ છે,—નિદાન કરી શકે છે બને સ્થિતિના સુખદુ ખ, પ્રમાદ–વિષાદ એ જાણે છે આથી, જોકે પ્રાણીઓની જેમ જ એનો યે વિકારવશ થવાનો સ્વભાવ છે, છતા એ કેવળ તે મુજબ વર્તી નાખીને તથા તે ક્ષણના સુખદુ ખને ભોગવી લઈને મોકળો નથી થતો—નથી થઈ શકતો એને તે પછીની અને તે વિનાની સ્થિતિના પ્રસાદ–વિષાદનું સ્મરણ રહે છે

ચિત્તનો આ વિશેષ પ્રકારનો વિકાસ છે એને જ વિવેક કહે છે. એવો વિવેક પ્રાણીઓમા યે કઈક હશે, છતા મનુષ્ય જેટલો નથી એમ માનવાને હરકત નથી.

આમ પોતાના અજ્ઞાન, અકામ, અક્રોધ વગેરેને જાણતો હોવાથી, માનવચિત્તનો સ્વભાવ જ એનો બનેલો છે કે એ અજ્ઞાનમાથી જ્ઞાન પ્રત્યે, રાગમાથી વિરાગ પ્રત્યે, વિવશતામાથી ઈશ્વરતા પ્રત્યે જવા પ્રયત્ન કર્યા કરે છે

આમ એ કેવળ ધર્મના કે નીતિના કોઈ સસ્કારોને લીધે જ કરતો નથી પણ, જેમ પ્રકાશ તરફ વળવુ એ વનસ્પતિની પ્રકૃતિ જ છે, અણશીખવ્યો સ્વભાવ છે, તેમ એ એની પ્રકૃતિ જ છે એમ વર્ત્યા વિના એનાથી રહેવાય જ નહિ

આ સ્વભાવ જ ધર્મની ઉત્પત્તિનુ મૂળ છે. બધા પ્રચલિત ધર્મશાસ્ત્રો અને નીતિશાસ્ત્રોને બાળી મૂકીએ, અને બધા બાળકોને કોઈ પણ પ્રકારના ધાર્મિક સસ્કારો વિના ઉછેરવાની વ્યવસ્થા કરીએ, તો યે ધીમે ધીમે એમનામા ધર્મ–અધર્મના, નીતિ–અનીતિના નિયમો ઘડવાના જ આથી જ અધર્મમાથી ધર્મમા જવુ એ ચિત્તના મૂળ સ્વભાવમા જ રહ્યુ છે એમ સાખ્યશાસ્ત્રીઓ કહે છે. એ સ્વભાવ ટળી શકે નહિ

વિવાહધર્મનું મૂળ ચિત્તના આ સ્વભાવમા છે આ દૃષ્ટિએ કામવશતામાથી નિષ્કામતા અથવા કામસ્વાધીનતા પ્રત્યે કેમ જવાય તેના વિચારમાથી ઉત્પન્ન થયેલી સ્ત્રીપુરુષયોગની વ્યવસ્થા તે લગ્ન એવી હુ લગ્નની એક વ્યાખ્યા સૂચવુ છુ. જે લગ્નપ્રથા આ પરિણામને ઉદ્દેશીને યોજાઈ હોય તે શુદ્ધ; બીજી અશુદ્ધ કે ઓછી શુદ્ધ આ ઉદ્દેશથી લગ્નની પ્રથામાં જે સુધારા થાય તે શુદ્ધ, બીજા અશુદ્ધ કે ઓછા શુદ્ધ.

લગ્નની પાછળ રહેલો આ એક વિચાર થયો.

હવે એક બીજી દૃષ્ટિએ લગ્નનો વિષય તપાસીએ કામ, ક્રોધ, લોભ વગેરેને આપણે વિકારો કહીએ છીએ. એ વિકારો કહેવાય છે, કારણ કે એ પ્રાણીને પરવશ જેવાં કરી

મૂકે છે. એનાથી પ્રેરિત થયેલો પ્રાણી ગાંડાની જેમ ક્રિયામાં જોડાય છે. એ જાતે વિકૃત–બેડોળ થાય છે, કે એની ક્રિયા વિકૃત—કદંગી થાય છે. પણ આ વિકૃત અવસ્થામાં પ્રગટ થતાં રૂપો એ જ કાંઈ ચિત્તનાં જુદાં જુદાં રૂપો નથી. એ તો એની અવ્યવસ્થિત નિકૃષ્ટ દશાનાં દર્શનો છે. એ અવ્યવસ્થા અને નિકૃષ્ટ દશામાંથી વ્યવસ્થા અને ઉત્કૃષ્ટ દશા પ્રત્યે ચિત્ત પ્રયાણ કરે છે. કામ એ અહૈતુકી ભક્તિ(=પ્રેમ)માં, ક્રોધ એ તેજમાં, લોભ એ સર્વોદય માટેના પ્રયત્નમાં પરિણામ પામે છે.

...પ્રાણીમાં સંયોગની ઈચ્છા અને ક્રિયા ઉત્પન્ન કરનારું બળ તે કામનો એક ધર્મ છે, અને પ્રેમની લાગણી અથવા ગુણ રૂપે રૂપાન્તર પામવું એ કામનો બીજો ધર્મ છે. કામવશતામાંથી નિષ્કામતા કે કામસ્વાધીનતા પ્રત્યે જવું—એ જાતની નિર્વિકારિતા સિદ્ધ થવી—એ ચિત્તના ઉત્કર્ષની એક બાજૂ છે, અને કામવશ પ્રેમમાંથી અહૈતુકી ભક્તિમાં ચિત્તની ભાવનાનું રૂપાન્તર થવું એ ચિત્તના ઉત્કર્ષની બીજી બાજૂ છે.

આ બીજી દૃષ્ટિએ જોતાં પ્રેમનાં ઉત્કર્ષનાં ઘણાં સાધનોમાંનું લગ્ન એ એક છે. પણ એ એક જ સાધન છે એમ ન કહેવાય. માબાપ, બાળકો, કુટુંબીઓ, મિત્રો, ગુરુ, દેવ અને પશુઓ પણ એ ભાવનાનો ઉત્કર્ષ કરવામાં સાધનભૂત બને છે. પણ, યુવાવસ્થામાં આવ્યા પછી ઘણાંને માટે લગ્ન અને લગ્નનાં પરિણામરૂપી કુટુંબવૃદ્ધિ દ્વારા જ એ ભાવનાનો ઉત્કર્ષ થઈ શકે છે, અથવા તે વિના એનો ઉત્કર્ષ નથી થઈ શકતો. આથી, લગ્ન એ તેમને માટે એક અનિવાર્ય આવશ્યકતા બને છે. જેમને લગ્નના એ સાધનની આવશ્યકતા હોય છતાં, કોઈ પણ કારણથી એને—એટલે કે, એની શુદ્ધ પ્રથાને અનુસરીને—સ્ત્રીપુરુષસંબંધને નથી ગોઠવી શકતા, તેઓમાં પ્રેમભાવનાનો ઉત્કર્ષ નથી થતો એટલું જ નહિ, પણ તે વિકૃત સ્વરૂપ પકડે છે અને અનેક રીતની શારીરિક અને માનસિક દુર્દશા નિર્માણ કરે છે.

આથી, કામની પાછળ રહેલી અવ્યવસ્થિત અને નિકૃષ્ટ પ્રેમભાવનાનું સુવ્યવસ્થિત અને ઉત્કૃષ્ટ અહૈતુકી ભક્તિમાં રૂપાન્તર કરવું એ વિચારમાંથી ઉત્પન્ન થયેલો પતિપત્નીવ્યવસ્થા અને વ્યવહાર તે લગ્ન એવી લગ્નની બીજી વ્યાખ્યા આપી શકાય. જે લગ્નપ્રથા આ પરિણામને ઉદ્દેશીને યોજાઈ હોય તે શુદ્ધ; બીજી અશુદ્ધ કે ઓછી શુદ્ધ. આ ઉદ્દેશથી લગ્નની પ્રથામાં જે સુધારા થાય તે શુદ્ધ; બીજા અશુદ્ધ કે ઓછા શુદ્ધ.

...આત્મા એ નિરાલંબ અને વ્યાપક છે. એ બધાનો આધાર છે, પણ કોઈને આધારે નથી. એ સંકુચિત ક્ષેત્રમાં પૂરાયેલો નથી, પણ સર્વત્ર સમપણે વસેલો છે. ચિત્તનો એ સ્થિતિ પ્રત્યે પહોંચવાનો મનોરથ છે. આથી, જે અહૈતુકી ભક્તિ એ એક ઠેકાણે સિદ્ધ કરે તે બધે વ્યાપે, અને એ એના જોડીદારના વિનાશી સ્વભાવને ઓળખી સ્થૂળપણે એનો વિયોગ થવાનો સદા ય સંભવ છે જ. અત્યંત ભક્તિ છતાં સ્થૂળ વિયોગને સહન કરવાની એનામાં શક્તિ હોવી અથવા આવવી જોઈએ.

આથી, લગ્ન એ માણસને પોતાની પ્રેમની ભાવનાને સંકુચિત ક્ષેત્રમાંથી વ્યાપક ક્ષેત્રમાં વિસ્તારવાની કેળવણી આપનારું થવું જોઈએ. અલ્પમાંથી મહાનમાં લઈ જનાર સાધન તરીકે એનો વિચાર થયેલો હોવો જોઈએ. જે લગ્નની પ્રથામાં આમ કરવાની શક્તિ હોય તે શુદ્ધ; બીજી અશુદ્ધ કે ઓછી શુદ્ધ.

વળી એક બીજી દૃષ્ટિએ લગ્નનો વિચાર કરીએ
સ્ત્રીપુરુષસયોગનું નૈસર્ગિક પરિણામ પ્રજાવૃદ્ધિ છે

સયોગ છતા પ્રજાવૃદ્ધિ ન થતી એમા કુદરતના નિયમની નિષ્ફળતા છે, જે પરિણામ આવવુ જોઈએ તે ન આવે તેથી પૃથ્વીમા બીજ વાવ્યુ હોય છતા તે ન ઊગે તેમા કુદરત નિષ્ફળ બની ગણાય તેમ

. જીવોને ઉપજાવવામા પ્રકૃતિનો હેતુ પોતામા અવ્યક્તપણે રહેલી વિવિધ પ્રકારની ભૌતિક તથા આધ્યાત્મિક શક્તિઓને વ્યક્ત કરવાનો, તેમની દ્વારા નવા પ્રકારના ભૌતિક તથા આધ્યાત્મિક રૂપો સિદ્ધ કરવાનો (એટલે પોતાનો ક્રમશ વિકાસ કરવાનો), એ વિવિધ રૂપોના કોઠાર તરીકે તેમનો ઉપયોગ કરવાનો, વળી કોઈ બીજી જાતના રૂપો નિર્માણ કરવામા તે ભડારોનો કાચા કે અર્ધતૈયાર માલની જેમ ઉપયોગ કરી નાખવાનો અને, છેવટે, એ કાર્ય સદૈવ ચાલુ રહે તે માટે વશપરપરા દ્વારા તે જીવોની પરપરા ચાલુ રાખવાનો જણાય છે જે લગ્નપ્રથા પ્રકૃતિનો આ હેતુ સારામા સારી રીતે સફળ કરનારી હોય તે શુદ્ધ, બીજી અશુદ્ધ અથવા ઓછી શુદ્ધ

અને, છતા, આ વિચાર પર આવવામા આપણે કેવળ જડ પ્રકૃતિવાદીની જ દૃષ્ટિ ગણી છે એથી આગળ વધીને હવે આપણે ચૈતન્યદૃષ્ટિએ વિચાર કરીએ

કામવિકાર જેવો અનુભવ શુ કામ થતો હશે? શા માટે વશવૃદ્ધિની પ્રેરણા, અભિલાષા પણ? શા માટે એ વિકાર પર જય મેળવવામા મુશ્કેલી? પ્રકૃતિવાદીએ તો કહી દીધુ કે પોતાનો વિકાસ સિદ્ધ કરવા માટે પ્રકૃતિનો એ માર્ગ છે પણ જડ પ્રકૃતિને વળી વિકાસની ઈચ્છા શી? શા માટે એની સિદ્ધિ?

આનો વિચાર કરતા મને આમ જણાયુ છે

પ્રાણીઓમા રહેલા કામ (= વાસના ઈચ્છા, કાઈક જાણવાની મેળવવાની કે સિદ્ધ કરવાની અભિલાષા) અને એનામા રહેલો કામ (વિકાર) બને જુદા નથી જ્યા સુધી એક પ્રાણીમાં કાઈક પણ કામ એટલે વાસના છે ત્યા સુધી એનામા કામવિકારનુ બીજ રહેવાનુ જ પ્રાણીઓ જીવન દરમ્યાન પોતાની વિવિધ કામનાઓને સિદ્ધ કરવા મથતા હોય છે. પણ જીવન દરમ્યાન બધી જ કામનાઓને સિદ્ધ કરી શકતા નથી જેને સિદ્ધ કરી શકતા નથી, તેને છોડી દે છે કે તે છૂટી જાય છે એવુ કાઈ નથી જેને જાતે તત્કાળ સિદ્ધ કરી ન શક અને, સિદ્ધ ન થાય ત્યા સુધી મનમા જ જીરવીને પણ રહી ન શકે, તે કામનાઓનુ એના શરીર ઉપર થતુ એક પરિણામ તે કામવિકાર ત્યારે કામવિકાર એટલે અસિદ્ધ વાસનાઓથી ઉત્પન્ન થયેલો ખળભળાટ અમાથી અને એ માટે જ સતતિની અભિલાષા પ્રાણીઓને નિષ્કારણ જ સતતિની અભિલાષા નથી થતી પણ જે વાસનાઓને તે જાતે સિદ્ધ નથી કરી શકતા, તેને સતતિ દ્વારા સિદ્ધ કરવા અભિલાષા રાખે છે પોતે જે સિદ્ધ કે પૂરુ કરી શક્યા ન હોય તે સતતિ સિદ્ધ કે પૂરુ કરે એવી માબાપની ઈચ્છાને કોણ નથી જાણતુ? જાણ્યે અજાણ્યે, માબાપના મનમા વસેલુ છે કે પોતાની સતતિ એ પોતાની વાસનાઓની જીવતી થાપણ છે, એના બીજ અથવા વૃક્ષ છે, એ દ્વારા એ પોતે, સ્થૂળ શરીરે નહિ તો યે, વાસના રૂપે જીવે છે

આમ, જ્યાં સુધી એક જીવને પોતા વિષે કાંઇક પણ અપૂર્ણતા છે, કાંઇક પણ એને જાણવા—મેળવવાનું રહેલું છે, એ અર્થમાં, જ્યાં સુધી એ સકામ છે, ત્યાં સુધી એને કામવિકારનો અનુભવ થવાનો સંભવ છે જ. એ વિકારને એ દબાવી શકે, એનાં શરીર કે મન ઉપર એનું જોર ન ચાલે એટલો તાબો મેળવે; એને અંદર ને અંદર પચાવી દે, અને એ રીતે સંતતિ દ્વારા નહિ, પણ પોતાના જીવન દરમ્યાન જ, અથવા (શક્ય હોય તો) મરણ બાદ પણ પોતાની જાણવા—મેળવવાની ઇચ્છાને સિદ્ધ કરવાની શક્તિ વધારે અને સંઘરે. પણ જ્યાં સુધી જીવન વિષે બીજી અપૂર્ણતા છે, ત્યાં સુધી કામવિકારની શક્યતા પણ રહેવાની જ.

એમ કામવિકારને ઓછેવત્તે અંશે અંદર ને અંદર જ જીરવી શકનારા કેટલાક માણસો સંતતિને બદલે શિષ્યોમાં પોતાની વાસનાઓનું આરોપણ કરી જતા પણ જોવામાં આવે છે. વિકાર દ્વારા સ્થૂળ શરીર નિર્માણ કરવામાં વપરાતી શક્તિ, તેનો સારી રીતે નિરોધ થવાને પરિણામે, બીજાઓની સંતતિને પોતાની વાસનાઓના આરોપણ માટે પોતાની સંતતિ કરી લેવાની ઓછીવત્તી શક્તિ મેળવે છે. એ શક્તિ પણ પેઢીઓ સુધી ચાલતી જોવામાં આવે છે, અને ઘણી વાર પેટની સંતતિમાં આરોપાયેલી શક્તિ કરતાં વધારે બળવાન પણ હોય છે. આમ, વાસનાયુક્ત માણસોનો કામવિકાર-જય પણ તે વાસનાઓ, પોતાના જીવન દરમ્યાન નહિ તો ભવિષ્યમાં, જગતમાં સિદ્ધ થાય તે માટે બીજી રીતે વીર્યવાન્ થાય છે. . . .

* *

આ બધી દૃષ્ટિઓને ફરીથી એકત્ર કરીને મૂકી દઉં:

જે લગ્નપ્રથા નીચેની બાબતો સિદ્ધ કરવાની અનુકૂળતા કરી આપે, તે શુદ્ધ; બીજી બધી અશુદ્ધ અથવા ઓછી શુદ્ધ;

જે કામવશતામાંથી નિષ્કામતા અથવા કામસ્વાધીનતા પ્રત્યે લઇ જાય;

જે કામની પાછળ રહેલી અવ્યવસ્થિત અને નિકૃષ્ટ પ્રેમભાવનાનું સુવ્યવસ્થિત અને ઉત્કૃષ્ટ અહૈતુકી ભક્તિમાં રૂપાન્તર કરે;

જે માણસની પ્રેમની ભાવનાને સંકુચિત ક્ષેત્રમાંથી વ્યાપક ક્ષેત્રમાં વિસ્તારવાની કેળવણી આપે, એને અલ્પમાંથી મહાન પ્રત્યે લઇ જાય;

જે પ્રકૃતિના હેતુને સિદ્ધ કરે: તે હેતુ તે પોતામાં (પ્રકૃતિમાં) રહેલી વિવિધ પ્રકારની ભૌતિક તથા આધ્યાત્મિક શક્તિઓને વ્યક્ત કરવાનો, તેમની દ્વારા નવા પ્રકારનાં ભૌતિક તથા આધ્યાત્મિક રૂપો સિદ્ધ કરવાનો (એટલે, પોતાનો ક્રમશઃ વિકાસ કરવાનો), એ વિવિધ રૂપોના કોઠાર તરીકે તેમનો ઉપયોગ કરવાનો, વળી, કોઈ બીજી જાતનાં રૂપો નિર્માણ કરવામાં તે ભંડારોનો કાચા કે અર્ધતૈયાર માલની જેમ ઉપયોગ કરી નાંખવાનો અને, છેવટે, એ કામ સદૈવ ચાલુ રહે તે માટે વંશપરંપરા દ્વારા તે જીવોની પરંપરા ચાલુ રાખવાનો;

અને, છેવટે, જે માણસને પોતામાં રહેલી યોગ્ય અને દીર્ઘકાલિક વાસનાઓને જગતમાં સ્થાપી જવાની કર્તવ્યરૂપ લાગતી પ્રેરણાનો ધર્મમાર્ગ—યજ્ઞકર્મનો માર્ગ—બતાવે.

કેવા પ્રકારની પ્રથા આ સિદ્ધ કરવાને યોગ્ય ગણાય તેનો હવે વિચાર કરવાનો રહ્યો.

આમાં એક વાત પહેલાં કહી દેવી જરૂરની છે. એક વસ્તુ પ્રથા તરીકે થઇ જાય, ત્યારે એ પ્રથા કેવળ ખોખું જ રહે, અને તેની છાયા નીચે અશુદ્ધ વ્યવહારો પણ ચાલે એ

આપણા અપૂર્ણ જગતમાં સદા યે સંભવનીય છે. તેનો ઉપાય ફરીફરીને એ પ્રથા શુદ્ધ કરતાં જવું કે અશુદ્ધ વ્યવહારોનો નિષેધ કરતાં જવું એ જ છે. પ્રથાના ગુણદોષ વિચારવામાં શુદ્ધ વ્યવહાર માટે એમાં જ વધારેમાં વધારે અનુકૂળતા છે એટલું કહી શકીએ તો બસ ગણાય. એટલો ખુલાસો ધ્યાનમાં રાખી હવે વિચારીએ :

તેમાં, પહેલાં, સ્ત્રી-પુરુષની અન્યોન્ય આવશ્યકતા વિષે : શ્રી. નરસિંહભાઈ બન્નેને આંધળા-પાંગળાની જોડીની ઉપમા આપે છે. મને એ ઉપમા ઠીક નથી લાગતી. જો કે, તેથી, વ્યવહારદૃષ્ટિએ બહુ ફરક પડતો નથી છતાં, હીનરૂપકનો સંસ્કાર બુદ્ધિમાં હીનગ્રહ (કૉમ્પ્લેક્સ) નિર્માણ કરે છે, અને તે લાંબે કાળે કાંઈક પણ ખામી ઉત્પન્ન કર્યા વિના રહેતો નથી. તેથી, એને સુધારવાની જરૂર લાગે છે.

મારી દૃષ્ટિએ, સ્ત્રી-પુરુષની જોડી આંધળા-પાંગળાની, કે બે ઢાળિયા ઝૂપડા જેવી, કે એક બીજાના અર્ધાંગ જેવી યે નથી, અને ન હોવી જોઈએ. જ્યાં એવી સ્થિતિ છે, ત્યાં હું તેને યોગ્ય નથી સમજતો. બન્ને વ્યક્તિ રૂપે એક બીજાથી સ્વતંત્ર રહીને પણ જીવનને શોભાડી શકે, અને શોભાડતાં આવડવું જોઈએ જેમ એક મંદિરની કમાનના બે થાંભલા જુદા જુદા સ્વતંત્ર રીતે ઉભા રહે છે, તેમ સ્ત્રી-પુરુષ બન્ને સ્વતંત્ર રીતે ઉભાં રહી શકે—શકવાં જોઈએ.

પણ એવા બે સ્વતંત્ર અને સરખી શક્તિના થાંભલાઓનો મંદિરની એક જ ભૂમિકા પર સમન્વય થાય, તો તે બે મળીને પોતા પર જે ભાર ઉપાડી શકે, તેઓ બેની જુદી જુદી શક્તિ કરતાં અનેક ગણો વધારે હોય, એમ બને. પણ બેની શક્તિમાં જો ઘણો ફરક હોય, અથવા સમાન ભૂમિકા નહિ. પણ જુદી જુદી ભૂમિકા પર હોય, અને બેનો સમન્વય નહિ, પણ વ્યન્વય (વિપરીત સંબંધ) બંધાય, તો બન્ને શક્તિમાં વધારો થવાને બદલે હ્રાસ થાય, અને બન્ને મળીને સ્વતંત્ર રીતે ઉપાડી શકે તેથી યે ઓછો ભાર ઝીલી શકે, અને કદાચ એક બીજાનો નાશ પણ કરે મંદિરમાં એક બાજુ પથ્થરનો અને બીજી બાજુ પાતળા વાંસનો થાંભલો રાખીએ, અથવા બન્ને કે એકનો પાયો લંબદોરીની બહાર જાય, કે નાના મોટા હોય તો કેવું પરિણામ આવે?

વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ આંધળા-પાંગળાનું રૂપક બરાબર લાગતું નથી. પુરુષ અને સ્ત્રી બન્નેની જીવનશક્તિ બન્ને સ્વતંત્ર જીવનકોશો છે. અમુક મર્યાદામાં અને પરિસ્થિતિમાં બન્ને સ્વતંત્ર રીતે વૃદ્ધિ-ક્ષય-શીલ—એટલે જીવનધર્મવાળા—છે, અને બન્નેની તે તે શરીરોને ટકાવવામાં સ્વતંત્ર ઉપયોગિતા છે. પણ એ બન્નેનો યોગ્ય રીતે સમન્વય થવાથી એ બન્નેમાંથી બન્ને કરતાં વિલક્ષણ અને અનેકગણી શક્તિવાળો 'જીવ' બને છે. પણ જો એ બે શક્તિઓ પથ્થર અને વાંસના થાંભલાની જેમ એક બીજા સાથે મળી જ ન શકે એવી હોય, તો એક કે બીજાનો કે ઉભયનો નાશ કરનારી પણ થાય. એ જ સંબંધ એ જીવનશક્તિઓને ધારણ કરનાર સ્ત્રી અને પુરુષ વચ્ચે પણ સમજીએ. બન્ને અમુક મર્યાદામાં સ્વતંત્ર છે, અને સ્વતંત્રપણે ઉપયોગી થઈ શકે છે. પણ જો બન્નેનો યોગ્ય રીતે સમન્વય થાય તો બન્ને જેમ મંદિરના સમાન થાંભલા પોતાનાં માથાં પર મોટી ઇમારત ઉપાડી શકે, તેમ તેમની જુદી જુદી શક્તિ કરતાં અનેકગણી વધારે શક્તિ ઉત્પન્ન કરી શકે; જો સમન્વય ન હોય તો એકનો કે બન્નેનો હ્રાસ કે વિનાશ પણ થાય.

એટલે, સુખકર દંપતીસંબંધ ગોઠવવા માટે ત્રણ શરતોની અપેક્ષા રહે છેઃ બન્નેમાં સ્વતંત્રપણે જીવનને ઉપયોગી કરવાની લગભગ સમાન શક્તિ હોવી જોઈએ; એ બે શક્તિનો સમાન ભૂમિકા પર યોગ થવો જોઈએ; અને એ યોગ સમન્વયાત્મક હોવો જોઈએ, વ્યન્વયાત્મક નહિ. જેટલે અંશે એ ત્રણ શરતોમાં ખામી રહે તેટલે અંશે દંપતીસંબંધ ખામીવાળો થાય.

એ ખરું કે બેની ભૂમિકા ક્યારે સરખી અને ક્યારે અ-સરખી કહેવાય તે ઠરાવવું બહુ સહેલું નથી. બાહ્ય રૂપ, રંગ, દેશ, જાતિ, કુળ, સ્વભાવ, શિક્ષણ, ઉંમર વગેરે દરેક એમાં ભાગ ભજવે છે. છતાં, એ બધાંમાં સ્થૂળ દૃષ્ટિએ ઘણો ફરક હોવા છતાં સમાનભૂમિકા હોઈ શકે છે, અને એ બે દેખીતી રીતે સરખાં હોય છતાં બેની ભૂમિકા સાવ જુદી હોય એવું બને છે. પહેલાં વાપરેલો શબ્દ ફરી વાપરીને કહું તો, જીવનના મુખ્ય ધ્યેય અને વ્યવસાય માટે, તથા એકબીજાને વળગી રહેવા અને અનુકૂળ થવા માટે બન્નેની ધૃતિ અને પ્રીતિ સરખી હોય તો, બીજા અનેક ભેદો છતાં, બન્નેની ભૂમિકા સરખી હોઈ શકે છે. બન્નેની એકબીજાને વળગી રહેવાની અને અનુકૂળ થવાની ઇચ્છા અને શક્તિ એ લગ્નની સફળતામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. એ હોય તો બીજા ભેદો ઓછા મહત્ત્વના બને. એ ન હોય તો એ લગ્ન નાનાં છિદ્રોને મોટાં બનાવનાર વાંદરાની ગરજ સારે.

આનું કાવ્યમય છતાં એક ઉત્કૃષ્ટ ઉદાહરણ પાંચ પાંડવો અને દ્રૌપદીનું છે. આ અનેકપતિ લગ્ન હોવા છતાં સ્ત્રીપુરુષના યોગ્ય સમન્વયની શરતો સરસ રીતે રજૂ કરે છે. પાંચે પાંડવોના સ્વભાવમાં એકબીજાથી વિલક્ષણ ફરક છે, અને દ્રૌપદી પણ એક ‘માનિની’ સ્ત્રી છે. પણ છયેમાં ધૃતિ અને પ્રીતિ સરખાં હોવાથી છયેનો સંસાર વિવિધ પ્રકારનાં સુખદુઃખો વચ્ચે ઉત્કૃષ્ટ રીતે નભે છે.

લગ્નને સંતાપજનક કરનાર એક બાબત તે ગુમાન અને બીજા વિષે અનાદર છે. જ્યાં બેમાંથી એકેયને વારંવાર પોતાની કોઈક સાચી કે કલ્પિત વિશેષતાનું ગુમાન રહેતું હોય, અથવા બીજાની કોઈ ખામી માટે તિરસ્કાર ઉત્પન્ન થયા કરતો હોય, તો તે બન્ને ગમે તેટલાં ગુણસંપન્ન હોય, તેમનો મેળ નહિ બેસે. ગુમાન અને અનાદર એ ધૃતિ-પ્રીતિનાં વિરોધી છે.

એક બીજા વિચારમાંયે થોડો સુધારો કરવાની જરૂર લાગે છે. વંશવર્ધનની પ્રેરણા વિના લગ્ન ન કરવું જોઈએ એ સૂત્ર બરાબર છે. પણ એથી ઊલટાં સૂત્રો કોઈ બનાવે જે, વંશવર્ધનની પ્રેરણા હોય તો લગ્ન કરવું જ જોઈએ, અથવા વંશવર્ધન એ જ લગ્નનો એકમાત્ર હેતુ છે, તો તે બરાબર નથી. વંશવર્ધનની પ્રેરણા વિના સ્ત્રીપુરુષનો સંયોગ ન હોવો જોઈએ; લગ્ન દ્વારા જ એવો સંયોગ હોવો જોઈએ; પણ માણસે વંશવર્ધનની પ્રેરણાને સદાયે વશ થવું જ જોઈએ એમ જો કોઈ અર્થ કરે તો તે વિપરીત અર્થ છે; તેમ લગ્નમાંથી કેવળ વંશ-વૃદ્ધિનો જ હેતુ સિદ્ધ કરવાનો છે એમ જે માને તે પણ ભૂલ કરે છે. ત્યારે, લગ્નને વંશવર્ધનનું અનિવાર્ય સાધન માનવું ઘટે; પણ લગ્ન દ્વારા સમાજનો અને પતિપત્નીનો પોતાનો અનેક જાતનો વિકાસ સિદ્ધ કરી શકાય છે તેને ગૌણ ન સમજવું જોઈએ, અને લગ્ન ગોઠવવામાં એ વિકાસ સિદ્ધ થવાની શક્યાશક્યતાની ગણતરી સાથે સાથે કરવી જોઈએ, કેવળ વંશવર્ધન માટે બન્નેની ઇચ્છા અને યોગ્યતા એ જ લગ્ન ગોઠવવામાં નિર્ણાયક કારણ ન થવું જોઈએ. બીજાં કારણો એટલાં મહત્ત્વનાં લાગવાં જોઈએ અને તેનો ખ્યાલ એટલો સ્પષ્ટ હોવો જોઈએ

કે તેમની આગળ વંશવર્ધનની પ્રેરણાનો અનુભવ જરૂરનો છતાં એક છેવટનું નિમિત્ત કારણ કહી શકાય એટલું જ

આ દૃષ્ટિએ, લગ્ન કરવા ઇચ્છનાર સ્ત્રીપુરુષમા કેવા પ્રકારની લાયકાત જોઈએ તેનો સાર કાઢીએ

બન્નેમા પોતાના જીવનને સ્વતત્રપણે શોભાવવાની શક્તિ હોવી જોઈએ,

બન્નેને જીવનમા આહાર, વિહાર, નિદ્રા, મૈથુન વગેરે વ્યક્તિગત વાસનાઓ અને વૃત્તિઓથી પર કાઈક સ્વતત્ર ધ્યેય કે વાસના હોવા જોઈએ,

એ ધ્યેય કે વાસનાની બાબતમા બન્નેની ભૂમિકાનો સમન્વય થઈ શકે એમ હોવુ જોઈએ સમન્વય અનેક રીતે સભવી શકે દા ત, આધળા-પાગળાની જોડી જેમ તેઓ એક બીજાના ન્યૂનતાપૂરક થાય, અથવા સાથે ભાર ખેંચનારા બે બળદોની જેમ સહકારી થાય, અથવા ખીલા માકડીની જેમ અન્યોન્ય બધનક્ષમતા થાય, અથવા દૂધપાણીની જેમ બેમાથી એક વ્યક્તિ બીજાની સાથે એકરૂપ થાય, અથવા દૂધસાકરની જેમ એક વ્યક્તિ બીજામા ગળી જઈ બીજાના ગુણને વધારે, અથવા બે અર્ધગોળની જેમ પરસ્પરના યોગથી પૂર્ણ બનનારા થાય, અથવા જમીન અને વરસાદની જેમ બે મળીને જગતને પ્રાણવાન બનાવનારા (सहवीर्यं करवावहै) થાય, અથવા તાણા વાણાની જેમ બન્ને એક બીજામા ઓત-પ્રોત થઈ જાય, અથવા વ્યજનમા મળેલા સ્વરની જેમ એકને બીજી વ્યક્તિ પૂર્ણ કરે, ઇત્યાદિ અનેક રીતે સમન્વય થઈ શકે એ બધા સમન્વયોમા મુખ્ય આવશ્યક વસ્તુ તે બન્નેની ધૃતિ-એક બીજાને વળગવાની તથા અનુકૂળ થવાની ઇચ્છા અને શક્તિ-તથા પરસ્પર પ્રીતિ, અને છેવટ બન્નેને સતતિ દ્વારા પોતાની કામનાને સસારમા રોપી જવાની ઇચ્છા, અને તે માટે શરીર તથા મનની લાયકાત

વંશવૃદ્ધિની પ્રેરણાથી જ લગ્ન થવુ જોઈએ—એનો અર્થ એમ ન કરવો જોઈએ કે વંશવૃદ્ધિ થાય તો વાધો નથી, ભલે થાય એટલો જ જે પરણનારાઓના મનમા વિચાર છે, તેને વંશવૃદ્ધિની પ્રેરણા છે એમ કહી શકાય પણ અમારે સતતિસુખ જોઈએ છે, અથવા અમારે અમારો વંશ ચાલુ રાખવો છે એવી સ્પષ્ટ ઇચ્છા હોય તો જ તે વંશવૃદ્ધિની પ્રેરણા ગણાવી જોઈએ પણ તેનો અર્થ એમ પણ ન સમજવો જોઈએ કે ઇચ્છા છે માટે લગ્ન કરીને સતતિ-પ્રાપ્તિ એ જ પહેલુ કર્તવ્ય, અને એ જ વિવાહિત જીવનના અથ અને ઇતિ લાગવા જોઈએ પણ અનેક હેતુઓમા એ એક હેતુ હોય, અને યથાકાળે કર્તવ્ય કે સત્કર્મની ભાવનાથી તેને સિદ્ધ કરવા પ્રયત્ન થાય પણ, એમ પણ બની શકે કે કર્તવ્ય રૂપ ન લાગવાથી કે એના કરતા વધારે મહત્ત્વના લાગતા કર્તવ્યોમા બન્ને રત રહેવાથી એ ઇચ્છા લુપ્ત પણ થઈ જાય, અને, નિદાન, એ હેતુ કોઈ કારણસર અસિદ્ધ રહે તો લગ્ન નિષ્ફળ ગયેલુ, રદ કરવા જેવુ, કે ક્લેશમય ન લાગે એટલે અંશે એ હેતુનુ મહત્ત્વ ધીમેધીમે મનમાથી ઘટવુ જોઈએ કારણ આગળ કહી ગયો તેમ, સયમી સ્ત્રીપુરુષ પોતામા ઉપજતા કામવિકારને સાધારણપણે પોતાની અસિદ્ધ વાસનાઓના ખળભળાટ રૂપે સમજે, અને કામરત થવાથી તે વાસનાઓને પોતાના જ જીવનમા સિદ્ધ કરવાની તેમની શક્તિને મદ કરી નાખનારો માને, અને, તેથી, તે વિકારને શરીરમા વેગવાન થાય તે પહેલા જ પચાવી નાખવાનો પ્રયત્ન કરતા હોય.

જ્યારે એમ ન કરી શકે, અથવા તે ઉપરાંત તે કામનાઓને સંતતિ દ્વારા સ્થાપી જવાની ઇચ્છા પણ બળવાન જણાય, ત્યારે જ તે સંતતિ ઉત્પન્ન કરે. ગીતામાં કહ્યું છે કે,

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ ५ : २३ ॥

—શરીરમાંથી બહાર પડે તે પહેલાં જ જે કામ-ક્રોધના વેગને અહીં (શરીરમાં) જ સહન કરી લઇ શકે છે તે પુરુષ યોગી છે, અને તે જ સુખી થાય છે.

આ જ સંયમી સ્ત્રીપુરુષોનો લગ્ન પહેલાં તેમ જ પછી આદર્શ હોય.

આમાંથી લગ્ન વિષે બીજા નિયમો પણ નીકળે છે. તે એ કે—

યોગ્ય રીતે ઉછરેલાં સ્ત્રીપુરુષને પચ્ચીસથી ત્રીસ વર્ષ સુધી તો સંતતિ દ્વારા પોતાની વાસનાઓને જગતમાં મૂકી જવાની કે સંતતિસુખ મેળવવાની તીવ્ર ઇચ્છા ન થવી જોઈએ. એમનાં મનમાં પોતાનાં ધ્યેયોને પોતાનાં જીવનમાં સિદ્ધ કરવાની આશા અને શક્તિ લાગવાં જોઈએ. જો એથી વહેલી ઉંમરે એવી અભિલાષા જોર કરતી હોય તો તેમની ઉછેરમાં કાંઇક ખામી અથવા તે અપવાદરૂપ વ્યક્તિઓ હોવી જોઈએ; અથવા, તેઓ પોતાના કામવિકારની સાથે સંતતિ થાય તો ભલે એ વૃત્તિને ભેળવી દેતાં હોવાં જોઈએ. પચ્ચીસ-ત્રીસ વર્ષ પછી એ અભિલાષા જણાય તો યે પાંત્રીસથી ચાળીસ વર્ષ સુધી એ ઇચ્છાનો સંયમ કરવાની શક્તિ હોય તો સારું.

પચ્ચીસ વર્ષ પહેલાં જે કામવિકારના વેગ ઉઠે, વિજાતીય વ્યક્તિના સહવાસ માટે રુચિ રહે કે જીવનનો સાથી પ્રાપ્ત કરવાની ઝંખના થાય, તે વંશવૃદ્ધિની પ્રેરણા ન સમજવી, પણ ઇતર વાસનાઓનો ખળભળાટ જ સમજવો. પચ્ચીસ વર્ષ સુધી એ ખળભળાટને મહત્ત્વ ન આપવા પ્રયત્ન કરવો જોઈએ; એટલે કામવિકારના વેગને મનમાં જ દાબવાનો અભ્યાસ કરવો જોઈએ, વિજાતીય વ્યક્તિનો સહવાસ મર્યાદામાં, નિર્દોષભાવે અને સામાજિક અને કૌટુંબિક જીવનમાં જેટલો અનાયાસે મળી જાય તેટલો જ યોગ્ય સમજવો જોઈએ. વીસ વર્ષ સુધી તો એ સહવાસમાંથી જીવનનો સાથી ખોળવાની વૃત્તિને સ્થાન જ ન આપવું ઘટે. વીસ વર્ષ બાદ જો જીવનનો સાથી પ્રાપ્ત કરવાની ઝંખના વધતી જાય તો ત્યાર પછીનાં પાંચથી દશ વર્ષ સુધીમાં સંયમપૂર્વક એ સાથીની શોધ કરાય-કરાવાય. એ શોધમાં શ્રી નરસિંહભાઈએ કહ્યું છે તેમ—

> "સો ગળણે ગાળીને પાણી પીવું ઘટે. સ્ત્રીપુરુષે પ્રેમાન્ધ બનીને નહિ, પણ બહુ વિચાર કરીને લગ્ન કરવું ઘટે. ઇષ્ટ ધ્યેય સાધવાને માટે પોતાના એ ધ્યેયને અનુકૂળ જીવનસાથી શોધી લેવો ઘટે. સ્નેહને નામે ઝંપલાવી પરણનારને પછીથી પસ્તાવું પડે છે. ત્યારે સ્વભાવપ્રતિકૂળ સ્ત્રીપુરુષ સ્નેહને નામે મોહથી ઉતાવળે લગ્ન કરે તો તેનાં પરિણામ અનિષ્ટ જ નીવડે. માટે જ લગ્ન કરતાં ઇષ્ટ સ્વજનોની સલાહ પણ લેવી ઘટે" (નવનીત ૬ ઠ્ઠું-પૃ. ૪૬૬).

એ શોધમાં પોતે કે સલાહ આપનાર સ્વજનોએ બન્નેની માત્ર પ્રજોત્પત્તિમાં જોડાવાની લાયકાતનો નહિ, પણ બન્નેનો બીજી બાબતોમાં એક બીજાના સાથી થવાની લાયકાતનો વિચાર કરવો ઘટે. આ બીજી બાબતનું મહત્ત્વ પહેલાં કરતાં જરા યે ઓછું ન સમ-

જોઈએ એ લાયકાતમા બન્નેની ધૃતિ–પ્રીતિ મહત્ત્વનો ભાગ ભજવે છે પોતાને વિષે અત્યન્ત ગુમાન અને સાથીઓ વિષે અનાદર રાખનાર સ્ત્રીપુરુષ સુખી વિવાહ માટે નાલાયક સમજવા, તે જ પ્રમાણે જે સ્ત્રીપુરુષની ધતિ–પ્રીતિ ચેતન કરતા જડ (જેમકે, પૈસો, ઘરેણા-ગાંઠ, ખાવાપીવાની સગવડ, ધર્મ કે રૂઢિના જડ નિયમોનુ પાલન, વિલાસ, વગેરે) ને વધારે વળગનારી અને આદર આપનારી હોય તે સુખી વિવાહ માટે નાલાયક સમજવા

લગ્ન કરનારના મનમા પ્રયોગનો ખ્યાલ ન હોવો જોઈએ સાથે નભી શકવામા જ્યા સુધી કાઇક પણ શકા લાગે ત્યા સુધી લગ્ન ન જ કરી શકાય ન નભી શકવાની પરિસ્થિતિ અણધારી રીતે ઉત્પન્ન થયેલી હોવી જોઈએ પોતાની કે સ્વજનોની કલ્પનામા ન આવ્યો હોય એવો વ્યત્યય ઉત્પન્ન કરનારો સ્વભાવભેદ કે આદર્શભેદ જણાઇ આવે, એવુ વણ ડહાપણ વાપર્યા પછી યે થવાનો સભવ છે એવી પરિસ્થિતિમા 'લગ્નનો હેતુ સફળ થવાની સર્વે આશાઓ તૂટી જ પડતી દેખાય તો એ સ્ત્રીપુરુષ બને પોતાની ઇચ્છાએ અથવા બેમાથી એકની ઇચ્છાએ પણ એ લગ્નને નિરર્થક કરે" (નવનીત ભગ–૫ ૪૭૧), એમા જ તે વ્યક્તિઓનુ તેમ જ સમાજનુ કલ્યાણ થાય અર્થાત્, એ પણ વિવાહિત કાળ દરમ્યાન ઉત્પન્ન થયેલી જવાબદારીઓનો, તથા વિચ્છેદથી ઉત્પન્ન થનાર પરિણામોનો વિચાર કરીને જ થઇ શકે

વળી લગ્ન કરનાર તેમજ સલાહ આપનાર બન્નેએ જિબ્રાનની પેલી શિખામણ યાદ રાખવી જોઇએ ત એ ક સ્ત્રીપુરુષ દ્વારા જે સતતિ નિર્માણ થાય છે, તે તેમની દ્વારા આવે છે ખરુ જ, પણ તે તેમની નથી, ભગવાનની એટલે મનુષ્યજાતિની સપત્તિ છે એ મૂલ્યવાન રત્ન જેવી નીવડે એવી કાળજી સૌને હોવી જોઈએ

સર્વે સામાજિક સદ્ગુણોનુ મૂળસ્થાન કુટુબ છે આથી, લગ્ન દ્વારા કૌટુબિક જીવન ઉત્પન્ન થવુ જોઈએ પતિપત્ની ગૃહસ્થ (ઘર કરીને રહેનાર) હોવા જોઈએ, અને તેમા ગૃહસ્થાઈ–સ્વભાવની ખાનદાની–પોષાવી જોઈએ આ ઘર–સસારમા બન્નેને સરખો રસ લેવાથી અને જે એ કાર્યને વધારે અનુકૂળ હોય તેને બીજી વ્યક્તિએ સગવડો કરી આપવાથી થાય

અને, આ ઉપરથી, લગ્ન જોડવામા એક બીજી બાબત સમજવા જેવી છે તે યાદ આવે છે કેટલાક સ્ત્રીપુરુષો સકોચશીલ (રિસેસિવ) સ્વભાવના હોય છે અને કેટલાક પ્રભાવશીલ (ડોમિનન્ટ) સ્વભાવના હોય છે જ્યા સ્ત્રીપુરુષ બન્ને સરખા પ્રભાવશીલ સ્વભાવના હોય, ત્યા જો બન્ને વચ્ચે ધૃતિ–પ્રીતિ પણ એટલી જ બળવાન હોય તો એથી સારુ પરિણામ આવવા સભવ છે જો બનેમા ધૃતિ–પ્રીતિ ન હોય તો એમનો મેળ જામવો કઠણ છે પણ તેવા માણસો ઘણુખરુ પોતાનો રસ્તો કાઢી પણ લે બન્નેમાથી એક પ્રભાવશીલ અને એક સકોચશીલ હોય, અને પ્રભાવશીલ વ્યક્તિમા ધૃતિ–પ્રીતિ હોય, તો બને નભી શકે છે, અને સાધારણ રીતે સેંકડે ઘણી ટકામા આમ હોય છે એમ કહી શકાય જો પ્રભાવશીલ વ્યક્તિમા ધૃતિ–પ્રીતિની ન્યૂનતા હોય, તો ત્યા બીજી વ્યક્તિ (પછી તે પતિ હોય કે પત્ની) ના ભોગ મળ્યા સમજવા જો બને સકોચશીલ સ્વભાવના હોય અને ધૃતિ–પ્રીતિવાળા હોય તો તેમનો સસાર સારુ નભતો લાગે, પણ કદાચ મૂલ્યહીન નાનો યે (good-for-nothing) હોય જો ધૃતિ–પ્રીતિ ન હોય, તો બે ય જણા જીવે ત્યા સુધી કકેવ કર્યા કરે, ન જોડી શકે, ન તોડી શકે

સ્વભાવની આ પ્રભાવ–સંકોચ–શીલતાને બુદ્ધિની તેજસ્વિતા કે જડતા સાથે ભેળવવી ન જોઈએ. સંકોચશીલ સ્વભાવ સાથે તેજસ્વી બુદ્ધિ અને પ્રભાવશીલ સ્વભાવ સાથે જડ બુદ્ધિ હોઈ શકે. તેમજ વિદ્વત્તા અને બુદ્ધિ પણ એક ન સમજવાં. પ્રખર વિદ્વત્તા છતાં જડ બુદ્ધિ હોઈ શકે અને નિરક્ષરતા છતાં તેજસ્વી બુદ્ધિ પણ હોય. મેળ જામવામાં વિદ્વત્તા તથા બુદ્ધિની તેજસ્વિતા કરતાં સ્વભાવની પ્રભાવશીલતા, સંકોચશીલતા અને તે સાથે વૃત્તિ–પ્રીતિ વધારે મહત્ત્વનાં છે. આથી જ, આગળ કહ્યું તેમ સ્ત્રીપુરુષની ભૂમિકા સરખી અને મેળ જામે એવી છે કે નહિ તે ઠરાવવું બહુ સહેલું નથી. અને, એને જ લીધે, વિચારપૂર્વક ગોઠવાયેલાં લગ્નો પણ અર્ધાં જ સફળ થાય એ શક્ય છે. કાલિદાસ કહે છે તેમ ક્યારેક લાગે ખરું કે તદ્દન સમાન જોડાં ગોઠવવામાં જડ વિધિએ બહુ યશ મેળવ્યો નથી.

આથી યે, સ્ત્રીપુરુષ સોને બદલે હજાર ગળણે ગાળીને પાણી પીએ તો યે હરકત નહિ. જેટલો લાંબામાં લાંબો સમય પવિત્ર સંયમી જીવન ગાળી શકે એટલો ગાળે; અને, છેવટે, સાથી વિના હિજરાય અને વંશેચ્છા પ્રબળ થ ય તો જ લગ્ન કરે. લગ્ન વિનાનો સંબંધ તો કરાય જ નહિ.

આ બધા વિચારો પરથી એ તો સ્પષ્ટ જ થાય છે કે વિવાહ પૂર્વે અને વિવાહ બાદ સંયમપૂર્વક રહેનારાં સ્ત્રીપુરુષ સાધારણ રીતે એક જ લગ્નથી તૃપ્ત રહે. પચ્ચીસ, ત્રીસ કે તેથી યે સહેજ મોટી ઉંમરે જેણે લગ્ન કર્યું હોય, અને લગ્નભોગ, કે ખાવાપીવાની સુખસગવડો, કે રળવામાં એક ભાગીદાર પ્રાપ્ત કરવાનું સાધન છે એવી જેની ભાવના ન હોય, તે પોતાના સાથીનું મરણ થતાં દુઃખી થશે પણ બીજા સાથી માટે ઝંખના નહિ કરે. પણ ભાવનાની એટલી ઉત્કટતા ન હોય તો કાંઈક કાળ જતાં મૃત સાથીની સ્મૃતિ ઝાંખી પડે, અને તેના જેવો જ બીજો સાથી મેળવવા ઇચ્છા જાગે એવો સંભવ છે. કોઈ વાર મૃત સાથીને ભુલાવે એવી કોઈ બીજી વ્યક્તિ મળી જવાને લીધે પણ એ ઇચ્છા જાગે એમ બને. જો સંતતિનો હેતુ સિદ્ધ થયો ન હોય તો યે એવી ઇચ્છા ઊઠે. એ સ્થિતિમાં એ જ પદ્ધતિએ પુનર્લગ્ન કરવાનો માર્ગ ખુલ્લો રાખ્યા વિના છૂટકો નથી. એવો માર્ગ આદર્શરૂપ નથી, એમ કહી સ્ત્રી કે પુરુષ એકેયને માટે તે બંધ કરવાથી કશો અર્થ સરે નહિ.

સંતતિ અર્થે જ લગ્ન અને સંયોગ હોય, તેમાં જ સંતતિની સંખ્યાની મર્યાદા સૂચવાય છે. કર્તવ્યની ભાવનાથી જ વંશવૃદ્ધિમાં પ્રેરાનારને એક સંતતિ પૂરતી લાગે. એ સાથે સંતતિ-સુખની ઇચ્છા રાખનારને કદાચ, બે ત્રણ બાળકોની ઇચ્છા રહે. ત્યાર પછી પણ વધારે સંતતિની ઇચ્છા છે એમ કોઈ કહે તો તે, કોઈ વિશેષ કારણ ન હોય તો, કાં તો જડતા હોય અથવા દંભ હોય, અથવા તે અપવાદરૂપ જોડું હોવું જોઈએ. વિશેષ કારણને લીધે સમાજના કે કુટુંબના હિતાર્થે વધારે સંતતિની જરૂર હોય એમ બને; ત્યાં બહુ સંતતિ વધારવાની ઇચ્છા કર્તવ્ય લાગે એમ બની શકે.

આમ આદર્શ સ્થિતિ તો એક વાર પરણ્યા તે પરણ્યાની વૃત્તિ, વિવાહિત જીવનમાં યે શક્ય તેટલી મુદત સુધી પૂર્ણ સંયમ, પણ સંતતિની તીવ્ર વાસના રહે કે કર્તવ્યબુદ્ધિ લાગે સંયોગ, અને બેત્રણ સંતતિ થયે તૃપ્તિ, એ ગણાય. પણ એમાં પુનર્લગ્નનો તથા વિશેષ પરિસ્થિતિમાં, વધારે સંતતિની ઇચ્છાનો અત્યંત નિષેધ કરી નહિ શકાય. તેમ જ વિશેષ પરિસ્થિતિમાં લગ્નવિચ્છેદનો યે માર્ગ બંધ ન કરી શકાય.*

* ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર શ્રી. નરસિંહભાઈ પટેલ લિખિત 'લગ્નપ્રપંચ' નામના પુસ્તકમાં આ લેખકે લખેલા પૂરક-અધ્યાયમાંથી.

# હીનની પ્રાર્થના

પૂજાલાલ

કશી ય નથી યોગ્યતા, અધમતા સ્વભાવે ભરી
છલોછલ; અથાગ કૈં મલિનતા છવાઈ ઉરે;

તમોહત મને જડત્વ રહ્યું સત્યને છાવરી;
ક્ષણે ક્ષણ અભદ્ર ભાવ અણુએ અણુથી સ્ફુરે.

નથી પ્રણયમાધુરી વિષવિકાર સંહારવા;
અસીમમય અંજલી નથી ઉદાર દાને ભરી;

નથી સુભગ શાંતિનાં જલ સુતપ્તને ઠારવા;
દરિદ્ર મુજ પ્રાણને દળત કાળની શર્વરી.

છતાંય પ્રભુ! આપનું અમૃતનામ આલાપતી
ચહે હૃદયઝંખના પતિતપાવના શ્રી દયાઃ

ક્ષમા કરી સમસ્ત ઘોર અપરાધ જે જે થયા,
કૃતાર્થ પ્રભુ! કીજિયે વિધુર આશ શ્રદ્ધાવતી.

મહા મલિન મર્ત્ય માનવસ્વભાવમાં યે કરો;
પવિત્ર નિજ પૂર્ણતા પ્રકટ, હીનતાને હરો.

# સંતતિનિયમન

[એક પત્ર]

બાપાલાલ ગ. વૈદ્ય

પ્રિય બહેન,

તારો પત્ર મળ્યો. વરસાદને અભાવે ખેતીની દુર્દશા થઈ રહી છે એ જાણ્યું. જ્યાં 'દેવમાતૃકા કૃષિ' હોય—વરસાદની કૃપા ઉપર જ ખેતી નિર્ભર હોય—ત્યાં આ જ દશા થાય એમાં શી નવાઈ?

'હરિજનબંધુ'માં "શાના જેવું?*" એ લેખ વાંચી તેં સંતતિનિયમનની સરસ ચર્ચા તારા પત્રમાં ઉપાડેલી છે. તું મારો મત જાણવા માગે છે પરંતુ આ નિત્યનૂતન વિષય ઉપર અભિપ્રાય આપવાની ધૃષ્ટતા કરતાં હું અચકાઉં છું. આ વિષય હવે અભિપ્રાયો અને અવતરણોની હદ વટાવીને અનુભવ-પ્રદેશના કાંઠે આવી ઊભેલો છે. મારો અનુભવ કંઈ જ નથી એટલે મારા પોતાના અનુભવથી હું કંઈ જ કહી શકું એમ નથી. છતાંય જેમ બધા કરે છે તેમ હું પણ ડહાપણ ડહોળું તો તે ક્ષમ્ય જ ગણાશે.

ડૉ. સોખે અને ડૉ. સર મંગળદાસ મહેતા—આ બન્ને મુંબઈના પ્રખ્યાત ડૉક્ટરો વચ્ચે જે ચર્ચા હમણાં ચાલી હતી એ પરથી મહાત્માજીએ 'શાના જેવું?' મથાળું બાંધી લેખ લખ્યો. પરંતુ મહાત્માજી જેવા, ડૉક્ટરોના અભિપ્રાયો પર આટલો વિશ્વાસ કેમ મૂકે છે તે સમજમાં આવતું નથી. બર્નાર્ડ શૉ તેના 'ડૉક્ટર્સ ડાયલેમા'ની પ્રસ્તાવનામાં કહે છે કે: "ખરું જોતાં, ડૉક્ટરો તેમના દરજીઓ કરતાં જરાપણ વધુ શાસ્ત્રીય બુદ્ધિના નથી (no more scientific)." આમાં ડૉક્ટરોની ક્રૂર મશ્કરી છે છતાં તેમાં કંઈક તથ્ય પણ છે એમ તમને નથી લાગતું?

બર્નાર્ડ શૉ કહે છે કે "ગર્ભાધાન નિરોધક ઈલાજો વાપરીને કરેલો સંભોગ એ નર્યું હસ્તમૈથુન જ છે." મારા એક મિત્ર આ સાધનોની ઘણાં વર્ષોની અજમાયશ ઉપરથી મને જણાવે છે કે આ વાત તદ્દન સાચી છે. આ કૃત્રિમ સાધનોના વપરાશથી પુરુષો જલદી ઘરડા થાય છે અને સ્ત્રીઓ અસંતુષ્ટ રહી વધુ યુવાન અને તેથી વધુ આકર્ષક બને છે. અસંતુષ્ટ રહેવાથી સ્ત્રીઓનાં મન ક્ષુબ્ધ રહે છે અને પરિણામે તે પણ શરીરે નંખાઈ જાય છે એમ તે ભાઈ મને અનુભવથી કહે છે.

હું ધારું તો ઘણાં અવતરણો આપી શકું એમ છું, પરંતુ આગળ કહી ગયો છું કે હવે આ વિષય અભિપ્રાયો અને અવતરણોની ભૂમિકા વટાવી ગયો છે. ખરી રીત તો એ છે કે સંતતિનિયમનના પ્રચારકો પોતાનો અને પોતાના મિત્રમંડળનો સ્વાનુભવ રજુ કરે તો જ આ વિષય ઉપર વિશેષ પ્રકાશ પડે એમ છે. મારા કેટલાક એમ. બી. બી. એસ. મિત્રોએ આ સાધનો અજમાવીને એની નિરર્થકતા મને જણાવી છે. કેટલાક બી. કોમ. અને બી. એજી.ઓએ તેમજ સત્યાગ્રહ યુદ્ધમાં ભાગ લેનારા કેટલાક મિત્રોએ પણ પોતાના અનુભવો

* 'હરિજનબંધુ' તા. ૧૩-૯-૧૯૩૬

આ સાધનો માટે સારા નથી આપ્યા. અને બીજા ય ઘણા કહે છે કે આ પ્રયોગોથી સો ટકાની ખાતરી (ગર્ભ નહિ જ રહે એની) કોઈ આપી શકતું નથી. પેશરી અને જેલી (મલમ) બન્ને વાપરનારા આની નિરર્થકતા બતાવે છે અને પોતે તથા સ્ત્રીઓ આનાથી અસંતુષ્ટ રહે છે એમ તેમના અનુભવો ઉપરથી હું આ તને કહી રહ્યો છુ

લેડી ઍસ્કવીથ તેના *Lay Sermons*માં આ વિષે જે લખે છે તે પણ ધ્યાનાર્હ છે. સ્ત્રી પોતે જ્યારે કંઈક આ વિષયમા કહે ત્યારે તે જરૂર મારુ ધ્યાન ખેંચે છે

"Loving all cradled things as I do, I prefer this to the modern propaganda of birth control. To make immorality easy by facilitating self-gratification while robbing it of its full consequences will never make a nation great. In my experience it is not the only children that have made the greatest mark upon life, but the members of large families." P. 245-246.

અત્યારે 'આંકડાશાસ્ત્ર'ની બોલબાલા છે. જે કુટુંબોના ગૃહો નાનામોટાં અનેક સંતાનોથી ગૂંજી રહ્યા હોય એવા કુટુંબોનુ સેન્સસ લેવાય તો આ વિષય પર ઘણુ અજવાળું પડે. મને લાગે છે કે જે કુટુંબોમા વધુ સંતાનો હોય છે તે કુટુંબો બધી રીતે સુખી હોય છે. આપણા મધ્યમ વર્ગની હું આ વાત કરું છુ. દૂબળા ઇત્યાદિ પછાત કોમોની વાત જુદી છે. આ વાતની સાબિતી માટે સેન્સસ લેનાર કોઈ નીકળે તો સારુ.

વીસમી સાયન્સ કોંગ્રેસ ૧૯૩૩મા પટણામા ભરાઈ હતી. મેડિકલ અને વેટરનરી સંશોધનના પ્રમુખ તરીકે એ. ડી સ્ટયુઅર્ટ (M. B, F. R. C. S E, D PH, D. T. M & H, Lieut Col. I. M. S.) હતા. તેમણે તેમના રસિક ભાષણમા સંતતિનિયમનના વિષયને ઠીક ન્યાય આપ્યો છે આ વિદ્વાન પ્રશ્ન કરે છે—

"વસ્તીનો વધારો એ જ ફક્ત આર્થિક અવદશાના કારણ તરીકે જે રજુ કરે છે તેમની પાસે આ પુરવાર કરવાનો શો પુરાવો છે? અને વસ્તી ખૂબ વધી પડી છે એ નક્કી કરવાનુ શુ શક્ય છે ખરુ? ઇંગ્લંડમા આજથી સૈકા પહેલા એક કરોડ ચાલીસ લાખની વસ્તી હતી તે હાલ વધીને ચાર કરોડની થઈ છે અને છતાય ઇંગ્લંડની પ્રજા ખૂબ સુખી છે એમ કહેવામાં વાવો નથી. તો પછી વધતી જતી વસ્તીની બૂમમા કંઈ વજૂદ છે ખરી?[1]"

---

[1] લંડનના ઇન્કવાઇરર (*Inquirer*) નામના પત્રમા "Falling Birth Rate A Warning" (વસ્તીનુ પ્રમાણ ઘટે છે—ચેતો) એ શિર્ષક લેખમાનો નીચેનો ફકરો ધ્યાન ખેંચે છે—

"Nearly all European countries are showing a fall in the birth rate which constitutes a growing danger to the survival of the white races. Moreover, the true state of affairs is disguised by an abnormal distribution of the populations according to age ... .. Germany is striving to be not only the first country to show a rise in the birth rate, but is also placing the promotion of hereditarily healthy families in the forefront of the measure undertaken for the welfare and preservation of the population "+

ફક્ત જર્મની સિવાયના બીજા પાશ્ચાત્ય દેશોનુ જન્મપ્રમાણ પહેલાની સરખામણીમા ઘટ્યુ

---

+ *Modern Review September 1936 Notes p. 358.*

"વસ્તી વધી છે અને તે નહિ અટકે તો ભયંકર સંકટ આવી પડશે એમ જે ભણેલાઓ બૂમ પાડે છે તે તેમના ભયભીત માનસ—Psychological phenomena—નું ઠીક સૂચક છે. સહીસલામતી—security—ની બૂમો જે પાડે છે તે સ્વ-રક્ષા (self-preservation) માટે કદાચ ઠીક હશે, પરંતુ તે યૌવનનો ગુણ તો નથી જ, મધ્યમ વયનો ગુણ છે.+ શું આપણો કહેવાતો સુધારો મધ્યમવયસ્ક બનતો જાય છે? અને સકલ પ્રજાઓ શું સહીસલામતીને શોધતી જ બની ગઈ છે શું? સહીસલામતી પર વધુ ઝોક મૂકે છે તેવાઓએ જગતના પટ પરથી અદશ્ય થઈ જવું જોઈએ અને બીજી જુવાન પ્રજાઓને તે સ્થાન આપવું જોઈએ."

અને હિંદની વસ્તી ખૂબ વધી છે એવી જે બૂમ હમણાં હમણાં આપણે ખૂબ સાંભળીએ છીએ એ પણ શું વાસ્તવિક છે? છેલ્લાં પચાસ વર્ષોમાં ઇંગ્લૅંડ અને વેલ્સની વસ્તી જેટલી વધી છે તેટલી વસ્તી ભારતની વધી નથી. તેથી લગભગ ૧૦ ટકા પ્રમાણમાં કમી છે. લંડનનું 'લેબર મંથલી' કહે છે કે 'હિંદમાં આ જાતની વસ્તીના વધની જે બૂમો પાડી રહ્યા છે તે મારે ભાગે એંગ્લો ઇંડિયનો જ છે. હેતુપુરઃસરનું આ એક જૂઠાણું જ છે.' આ વાત ખરી હોય તો તે વિષયના અભ્યાસીઓએ પ્રકાશ પાડવો જોઈએ.

મને તો લાગે છે કે સંતતિનિયમનની ચળવળથી હિંદુ પ્રજા જલદી વિનાશને પંથે જશે. હિંદુસ્તાનની અન્ય પ્રજાઓની સરખામણીમાં હિંદુ પ્રજાની વધ ઘણી ઓછી છે.

---

છે—ઘટવા લાગ્યું છે એ ઉપરના ફકરા ઉપરથી સમજાય છે. જર્મનીએ સુપ્રજાના વધારા માટે અનેકવિધ પ્રવૃત્તિઓ ઉપાડી છે. અયોગ્ય પ્રજા વધે જ નહિ એટલા માટે અયોગ્યોનું—નાલાયકોનું વંધ્યીકરણ (sterilization) કરી નાખ્યું છે અને સુયોગ્યોની પ્રજા વધે એટલા માટે લગ્નની મહત્તા વધે એ જાતનાં પગલાં લેવાયા છે—લઇ રહેવાયાં છે. એટલે જર્મનીમાં પ્રજાનું પ્રમાણ વધે છે જ્યારે અન્ય પાશ્ચાત્ય પ્રજાઓ, ઓછેવત્તે અંશે, કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવાથી ઓછું જન્મપ્રમાણ દર્શાવે છે. જર્મનીનું પરોશી સોવિયેટ રશિયા પણ પ્રજા વધારવા માટે તનતોડ પ્રયત્નો કરી રહ્યું છે. રશિયાએ તો એક બિલ પણ પસાર કર્યું છે. આ બિલની કલમો અનુસાર સાત બાળકોની માતાને દર વર્ષે બે હજાર રૂબલ્સ (રશિયાનું ચલણ) પાચ વર્ષ સુધી મળશે અને સાત ઉપર જેટલાં વધુ સંતાન થાય તે દરેક વધુ દીઠ પણ બીજી આવી જ રકમ મળશે. અગિયારમા સંતાનના જન્મ વખતે માતાને ૫૦૦૦ રૂબલ્સ અને ૩૦૦૦ રૂબલ્સ દર વર્ષે એમ ચાર વર્ષ સુધી મળ્યા કરશે. આથી વધુ સંતાનો માટે આ ઉપરાંત બીજી રકમો આપવામા આવશે. ગવર્નમેન્ટ પ્લાનીંગ કમિશનના પ્રમુખના શબ્દોમાં કહું તો, સોવિયેટ સરકારની રાજનીતિ ૧૯૭૫માં ૩૦ કરોડ જેટલી રશિયાની વસ્તી વધારવાની છે. ૧૯૩૩ જાન્યુઆરી ૧લીએ સોવિયેટ રશિયાની વસ્તી ૧૬૫,૭૪૮,૦૦૦ ની આલેખાયેલી છે એટલે ચાર દશકાના અરસામાં રશિયા બીજી ચૌદ કરોડ જેટલી પ્રજા વધારવા ગંભીર વિચારમાં છે. આને માટે રાજ્ય તરફથી સરસ પ્રચારકામ આરંભાઇ ચૂક્યું છે.

પશ્ચિમ પાસેથી જો આ બોધ લેવા જેવો લાગતો હોય તો હિંદે લેવો ઘટે છે.

દશપુત્રા ભવ એ વેદની આજ્ઞાની મજાક ઉડાવનારા માટે ઉપરોક્ત ફકરા વિચારણીય સામગ્રી નથી કે?

+ "The desire for security is a manifestation of the instinct of self-preservation. It is not however an attribute of youth but of middle age—and may be a danger and hindrance to real progress of the race."

સેન્સસના આંકડા જોવાથી આ સ્પષ્ટ જણાય છે. હિંદુઓમા વિધવાઓની કરુણાજનક સ્થિતિનો વિચાર કરવાનો છે, ઘણી યે ન્યાતોમા દર સો વરે દશ કન્યાઓ પણ નથી, ઘણા વાઢા મરે છે—આ બધાનો વિચાર કરતાં હિંદુ પ્રજાની વસ્તી ઝપાટાભર ઘટતી જવાનો સંભવ રહે છે અને જે વધારો આપણને દેખાડવામાં આવે છે તે, મારા માનવા પ્રમાણે, હલકા વર્ગનો (કોળી, દૂબળા, ભીલ, ભરવાડ) હશે. કદાચ મારી ભૂલ પણ થતી હોય કારણ કે સેન્સસના આંકડાઓનો મેં કઈ સારો અભ્યાસ કર્યો નથી, પરતુ મારી આસપાસ જે સ્થિતિ હું જોઈ રહ્યો છુ તે જોતાં મને મારું કથન વ્યાજબી લાગે છે.

અમેરિકામાં પણ એક વખત સુશિક્ષિત વર્ગમા પ્રજાનુ પ્રમાણ કેટલું છે તે જોવા જાણવા માટે સેન્સસ લેવામા આવ્યુ હતુ. હુ ભૂલતો ન હોઉં તો કૉલેજ ગ્રેજ્યુએટસ, ડૉક્ટરો, બૅરિસ્ટરો, જજો ઇત્યાદિ વર્ગમા એક ટકાથી કઈક વધુ એવું પ્રમાણ આવ્યું હતું. અર્થાત્ જે વર્ગ વધુ સંતાનોને પોષવા સમર્થ છે તે વર્ગમા માથાદીઠ એકથી દોઢ સંતાનની રાસ આવી હતી આવી જ સ્થિતિ આ દેશની પણ હશે આપણા સુશિક્ષિત વર્ગમાં કેટલી પ્રજા છે તેનુ કોઈ માપ કાઢશે તો આપણે બધા ચોકી ઊઠીશુ.' × જે માણસો મહિને સોથી માડીને હજાર રૂપિયા કમાતા હોય છે તે જ માણસોમાં સંતતિનિયમનની ઘેલછાએ ઘર કર્યું છે. આ વર્ગ ધારે તો સરેરાસ પાચછ સંતાનોને ખુશીથી પોષી શકે એમ છે, પરતુ આપણા દુર્ભાગ્યે આ જ વર્ગમા ઘણાઓ સંતાનહીન હોય છે અને બીજાઓને ત્યા માડમાડ બેત્રણ બાળકો હોય છે. We are losing the best protoplasm— મને લાગે છે કે આપણે ઉમદા ખમીરને ગુમાવી રહ્યા છીએ. મેં તને એક દિવસ આપણા દેશના અને ગૂજરાતના કેટલાક નામાંકિત સ્ત્રીપુરુષોને ત્યા કેટલી અલ્પ સંતતિ છે તે ગણાવ્યુ હતુ તે યાદ હશે મહાબુદ્ધિશાળી સ્ત્રીપુરુષોની શક્તિ બીજી દિશામા એટલી બધી ખર્ચાય છે કે તેમનામા તો તેઓ ધારે તોય વધુ પ્રજા ઉત્પન્ન કરવાની શક્તિ જ રહી નથી. એક સુભાષિતકારે યોગ્ય જ કહ્યુ છે (આ લેખકની નિરીક્ષણ શક્તિ કેટલી તીવ્ર હશે?) કે અત્યત મેધાવી પુરુષ કા તો અલ્પાયુ હોય છે કા તો અપત્યહીન હોય છે આપણા દેશના મહાપુરુષો તરફ નજર નાખવાથી આ વાતની આપણને પ્રતિતી થશે. અને આથી

× પ્રો. સી. એન. મેનન એમ. એ: પીએચ. ડી. પણ આ જ વાત કહે છે. આ વિદ્વાન કહે છે.

"જે ગરીબ વર્ગના કલ્યાણ માટે આપણે આ કૃત્રિમ ઉપાયોની અજમાયશ ઉપદેશી રહ્યા છીએ તે ગરીબ વર્ગને તો આપણે સહેજ પણ સ્પર્શી શકવાના નથી, પરતુ આથી સરકારી વર્ગ, જેનું જન્મપ્રમાણ ઘણુ જ અલ્પ છે—તે આ ઉપાયો તરફ તુરત જ વળશે. જ્યા સુધી શિક્ષણ તદ્દન મફત ન મળી શકે અને સતતિનિયમનનું જ્ઞાન, ડૉક્ટરના સર્ટિફિકેટ વિના ઝેરી દવા જેમ મળી શકતી નથી તેમ, ઝેરી લેખવામા ન આવે ત્યા સુધી વ્યક્તિનું હિત સામાજિક હિતની વચમા આવશે. અને એક વખત જાતીય હ્રાસ (Race degeneration)ની ભરતી શરૂ થયા પછી ગમે તેવા ઉપાયોથી તે ભરતીને રોકી શકાશે નહિ. યુનિવર્સિટી કૉલેજ લડનમા કોન્ફરન્સ ઑફ એજ્યુકેશનલ એસોસિયેશન્સ રૂબરૂ ડૉ. આર. બી. કૅટેલે જાહેર કર્યું હતુ "સંતતિનિયમન બુદ્ધિશાળી વર્ગ માટે કાયદાથી બધ થવું જોઇએ." અને પ્રો. બાર્ટલેટ પણ પ્રજાકલ્યાણ માટે આ ઉપયોગી વાત તરફ જરા પણ ધ્યાન ન આપવા બદલ સરકારને અને શિક્ષણશાસ્ત્રીઓને પુષ્કળ ઠપકો આપ્યો હતો. વ્યક્તિને સગવડકારક પરતુ સમાજ માટે અતિ હાનિકર એવા આ અનિષ્ટ તરફ ગાડરિયા પ્રવાહ માફક આપણે આખો મીચીને ન ધસવું જોઇએ."

જ ' મોડર્ન રીવ્યુ 'ના તંત્રીએ મિસીસ માર્ગારેટ સેંગરના આગમન વખતે નીચેના બળતા હૃદયના શબ્દો કાઢ્યા હતા:—

> "Whatever the case may be in other countries, the practice of artificial birth control in India by the classes which have the means and knowledge to do so, would result in a dwindling intellectual and *cultured class and in their being swamped by an illiterate and poverty*-stricken huge mass of humanity. Therefore in this country, it is the duty of the intelligentia to rear as large families as possible in order that they may become servants of the people."
>
> (Dec. 1935: Notes. p. 732).

સુશિક્ષિત મનુષ્યો જ કોઈ પણ રાષ્ટ્રની મૂડી છે,* અને આ જ લોકોમાં સંતતિનિયમનનો પવન વાયો છે. ગરીબ—પછાત લોકોને માટે સંતતિનિયમનની જરૂર છે પણ ત્યાં તો કોઈનો અવાજ પહોંચતો નથી. જેમ પ્રજા વિશેષ અજ્ઞ અને દરિદ્ર તેમ તેની સંતતિ વધુ એ કુદરતનો નિયમ છે. આપણા દેશમાં આ નિયમ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. એકાદ દૂબળવાડો જઈને જોવાથી આ વાતની આપણને ખાતરી થશે. આ સ્થળોમાં સંતતિનિયમનનાં કેન્દ્રો (જો કૃત્રિમ સાધનોથી ગર્ભાધાન અટકવાની ખાતરી જ હોય તો) સ્થપાવાં જોઈએ. કેન્દ્રો કરતાં ખરી રીત તો આ લોકોમાં જ્ઞાનપ્રચાર અને આર્થિક દુર્દશામાંથી તેમનો ઉદ્ધાર—આ એની જ વિશેષ જરૂર છે. બુદ્ધિનો વિકાસ થતાં વેંત જ પ્રજા ઘટવા માંડશે. એકલી આર્થિક સ્થિતિ સુધરે સંતતિનું નિયમન થતું નથી. બુદ્ધિબળ વાળી પ્રજામાં કુદરતી રીતે જ સંતતિ ઓછી થાય છે. ' Intellectual activity acts as a check upon fertility ' આ ડૉ. હુટન ( સેન્સસની તારવણી કરનાર પ્રસિદ્ધ વિદ્વાન )ના શબ્દો મારા કથનની સાક્ષી પૂરે છે. ભણેલાઓએ ગામડાંમાં પહોંચી જઈ ત્યાંના લોકોમાં જ્ઞાનની ભૂખ જાગ્રત કરી, ઉચ્ચ જીવનનો આદર્શ તેમની સમક્ષ રજૂ કરવો જોઈએ. પરંતુ ભણેલાઓને ગામડાંમાં જવું નથી, જે થાય તે શહેરોમાં કરવું છે એ દુઃખદ અને ખેદજનક સત્ય છે. હિંદુ પ્રજાનો હ્રાસ હું તો જોઈ રહ્યો છું. તું કહીશ કે ૨૩ કરોડ હિંદુઓના હ્રાસની હું નાહક ચિંતા કરું છું. આ તેવીસ કરોડનો આંકડો મોટો જણાય છે, પરંતુ એની કિંમત તું અને હું સારી રીતે સમજીએ છીએ. આ મોટા આંકડા પાછળનો કરુણ ઇતિહાસ બધાથી અજાણ્યો નથી. એચ. જી. વેલ્સે એક સ્થળે કહ્યું છે કે " We are in a race between education and catastrophe—અત્યારે આપણે શિક્ષણ અને સંહાર વચ્ચેની રમતમાં મુકાયેલા છીએ. "

સંતતિનિયમન એ બેધારી તલવાર છે. જો એક જ ધારનો ઉપયોગ થાય તો સમાજનું કલ્યાણ થાય એમ છે અને બીજી ધારનો ઉપયોગ થાય તો જે એ ધારનો ઉપયોગ કરશે તેનો સદંતર નાશ થવાનો છે. આલ્બર્ટ એડવર્ડ વીગામના ' ફ્રુટ ઑફ ધી ફૅમિલી ટ્રી 'માં આ વાત કહેલી છે. અજ્ઞાન અને પછાત પ્રજામાં બેધારી તલવારની એક ધાર વાપરવાથી

---

* વૉલ્ટ વ્હીટમેનની નીચલી પંક્તિઓ યાદ રાખવા જેવી છે:

"Give us great persons, the rest will follow
"Give the world a saner......well-begotten brood."

જગતનું શ્રય થશે અને બીજી ધારથી, જો સુશિક્ષિતો પણ એને વાપરશે તો, સસ્કૃતિનો સર્વતોભદ્ર નાશ જ સર્જાયેલો દીસે છે આ જ વાત હમણા માન્ચેસ્ટર યુનિવર્સિટી આગળ "જીવવિદ્યા અને રાજ્ય" ઉપર ભાષણ આપતા ગ્લાસગોના રીજ્યસ પ્રોફેસર ઑફ ઝુવૉલજી—પ્રો ગ્રહામ કેરે—કહી છે આ વિદ્વાન કહે છે કે

"આપણે આપણી ચોપાસ જાતીય-પ્રશ્નોના અતિપરિચયના પરિણામો જોઈ રહ્યા છીએ આ દુષ્ટ કાર્યમા સતતિનિયમનના સાહિત્યે બહુ જ આગળપડતો ભાગ ભજવ્યો છે આ સાહિત્યમાથી જ હલાહલ વિષ સમાજની નસોમા પ્રવેશના પામ્યુ છે અને આનું પરિણામ દુનિયાની મહાનમાં મહાન પ્રજાઓની હસ્તી નાબુદ થવામા આવવાનુ છે"

પરતુ મને લાગે છે કે હવે આ વસ્તુ અહીં રહેવાની જ છે ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવશે તો યે સતતિનિયમનની ચળવળ હિંદમા લબ્ધપ્રતિષ્ઠ થતી જશે આ યુગનો પ્રભાવ કહો કે ગમે તે કહો પણ એડવર્ડ કાર્પેન્ટરે તેમના 'સિવિલિઝેશન ઈટ્સ કૉઝ એન્ડ ક્યોર'મા કહ્યુ છે તેમ Civilization is a kind of disease which the various races of men have to pass through—as children pass through measles or whooping cough—આ સુધારાના રોગમાથી દરેક પ્રજાને પસાર થવુ જ પડે છે, જેમ નાના બાળકો અછબડા અને કુકડીઆ ખાસીમાથી પસાર થાય છે તેમ" અસ્તુ

'સતતિનિયમન માટે જે કૃત્રિમ સાધનો વાપરવામા આવે છે તેનાથી સ્ત્રીને ખાસ નુકસાન—રોગ વગેરે થાય છે?' આ તારા પ્રશ્નનો ઉત્તર ઉપર આવી તો ગયો છે છતા ય ફરી તેને ટૂકમા ચર્ચીશ સ્ત્રીઓના રોગના નિષ્ણાત ચિકિત્સકો તો એ મતના છે કે કૃત્રિમ સાધનોથી કોઈ જાતનું નુકસાન થતુ નથી આમા પણ વિસવાદી સૂરો છે, પરતુ મોટો ભાગ એ મતનો છે કે કૃત્રિમ સાધનોના વપરાશથી સ્ત્રીને કોઈ જાતના રોગો થતા નથી પરતુ રોગો ગર્ભાશયના નહિ થતા હોય તો બીજા તો થાય છે જ એ મતના ઘણા છે મહાત્માજીએ સ્વર્ગસ્થ ડૉ અનસારીનો મત 'હરિજનબધુ'મા ટાક્યો છે મુખ્ય પ્રશ્ન એ છે કે આ સાધનોના વપરાશથી બન્ને પક્ષને સપ્રયોગનો સપૂર્ણ આનદ પ્રાપ્ત થાય છે કે નહિ? જો બન્ને પક્ષને સરખો જ સ્વાનદ પ્રાપ્ત થતો હોય તો આ સાધનો વિષે કશુ જ કહેવા જેવુ ન હોય પરતુ અહીં જ બધાના મતો જુદા પડે છે હસ્તમૈથુનથી જેવો આનદ થાય છે તે જાતનો આનદ કૃત્રિમ સાધનોના વપરાશ પછીથી કરેલા સંભોગથી થાય છે *

. આ વાતને ભલે હાલના વિજ્ઞાનનો ટેકો નહિ હોય પરતુ આ વાતનું મહત્ત્વ તેથી ઓછુ જરાયે થતું નથી 'મન્મથકલા'ના સૂક્ષ્મ અભ્યાસીઓને મન આ વાત અતિમહત્ત્વની છે ઠીક, હવે બીજો પ્રશ્ન લઈએ

સતતિનિયમનના પક્ષકારો જણાવે છે કે ઉપરાઉપરી આવતી સુવાવડોથી સ્ત્રીઓનાં શરીરો નખાઈ જાય છે, તેમના શરીરની પાયમાલી થાય છે મને લાગે છે કે આ પણ

* અહીં થોડો ભાગ છોડી દીધો છે.

સાચી વાત નથી. બહુ પ્રજા થવાથી સ્ત્રીશરીરની પાયમાલી થાય છે એ વાતને હું અર્ધસત્ય માનું છું. અલબત્ત દર વર્ષે કે દોઢ વર્ષે આવતી સુવાવડોથી સ્ત્રીઓને નુકસાન થાય છે જ પરંતુ દશબાર સુવાવડો (ત્રણચાર વર્ષને અંતરે) વાળી સ્ત્રી આજની આપણી કુમારિકાઓ અને કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરતી સ્ત્રીઓના કરતાં કોઈ પણ દરજ્જે ઊતરતી નથી. સ્ત્રીનાં શરીર બગડવામાં સુવાવડો જ અગત્યનો ભાગ ભજવે છે અને બીજાં કારણો હોતાં નથી એમ માની લેવાનું શું કારણ? સ્ત્રીઓને વારસામાં મળેલા અનેક જાતના રોગો અને સારાનરસા સ્વભાવો, આર્થિક અને સામાજિક પરિસ્થિતિ, પતિ તરફનો વર્તાવઃ સ્નેહ કે વિરાગ, મન્મથકલામાં સ્ત્રીપુરુષ બન્નેની અનભિજ્ઞતા,—આ બધાંનો ફાળો જેવો તેવો નથી. આ બધું હશે તો કૃત્રિમ સાધનોથી સુવાવડ નહિ આવે તોય શરીરની પાયમાલી અટકવાની નથી—અટકતી નથી. અને આ બધું નહિ હોય અને સુવાવડો આવશે તો તેથી શરીરને જરાપણ નુકસાન નહિ થાય. પૅરિસના એક સૌન્દર્યનિરીક્ષકે (Beauty Doctor) યોગ્ય જ કહ્યું છે કેઃ

"Babies are the great beauty doctors. With healthy mothers several babies keep the mother young and make her more beautiful. Maternal beauty is the finest beauty woman ever attained.—બાળકો સૌથી મોટા સૌન્દર્યચિકિત્સકો છે. અનેક બાળકોવાળી માતા જ ખરેખરી સુંદર લાગે છે. માતાનું સૌન્દર્ય અલૌકિક છે, તેને કોઈ પહોંચી શકતું નથી." આ માતૃત્વની આજે ઠેકડી અને અવહેલના થઈ રહી છે. જે પદ ગૌરવવંતુ ગણાવવું જોઈએ તે આજે ઉપહાસયોગ્ય બન્યું છે.

'માતૃત્વ પ્રભુએ સર્જ્યું, ઉપજાવ્યો મીઠો ઝરો
કૃતજ્ઞતા, દયા, સ્નેહ, સિંચાત નહિ તે વિના.'

(શાઈનો પર્વત)

માતૃત્વ માટે ખર્ચાતી શક્તિ ગુલાબી બાળકના હાસ્યથી ભરપાઈ થઈ જાય છે. માતાના ખોળામાં રમતું બાળક એ માતાની જીવનશક્તિનું પ્રદર્શન છે. પોતાનો પ્રાણ પાઈને બાળકને ઊછેરનાર માતા વંદનીય છે. જે દેશમાં માતૃત્વની અવગણના કે અવહેલના વા ઉપહાસ થશે તે દેશનો દિવસ વાંકો સમજવો.

બીજી દૃષ્ટિએ આ પ્રશ્નનો ઉત્તર હૅવલોક ઍલિસ આપે છે તે પણ ધ્યાનાર્હ છે. ...પાંડુરોગીના રક્ત પર સ્વાભાવિક સંપ્રયોગની સારી અસર થાય છે. હૅવલોક ઍલિસના મૂળ શબ્દો જ ટાંકવાની લાલચ હું રોકી શકતો નથીઃ

"It is in the action of the orgasm itself, and the vascular, secretory and metabolic activities set up by the psychic and nervous influence of coitus with a beloved person, that we must seek the chief key to the effects produced by coitus on women, however these effects may possibly be still further heightened by the actual absorption of semen."

Vol. V. p. 180

સુવાવડનો ડર ઉત્પન્ન કરાવીને ભવિષ્યની પ્રજાને ભડકાવવામાં આવશે તો ભારે અનિષ્ટ થશે એમ મને લાગે છે. કેટલાંક સામાજિક કાર્યો એવાં છે કે જેમાં શરીરને ઘસી નાખવું જ

જોઈએ કોઈ ડૂબતો હોય કે આગ લાગી હોય તે વખતે પોતાની સ્વાસ્થ્ય-રક્ષા માટે તટસ્થ રહેનાર વ્યક્તિના સ્વાસ્થ્યની સમાજને શી કિંમત છે? એ ખરુ સ્વાસ્થ્ય જ નથી. ગર્ભાધાન અને પ્રસવકાળમા શરીર ઘસાય તો છેજ, પરતુ સમાજના શ્રેય માટે એટલો શરીરનો ઘસારો વેઠવા તૈયાર રહેવુ જ જોઈએ એકના દુ ખમાથી જ, બીજાનો જન્મ થાય છે અને સૃષ્ટિનુ ચક્ર અનાહત ચાલ્યા કરે છે ગુલાબી બાળકના કિલકિલાટજન્ય આનંદ આગળ પ્રસવની પીડા માતા ભૂલી જતી નથી શુ?

સૌથી ભયકર વાત તો મને એ લાગે છે કે કુમારિકાઓ આ કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરતી થઈ ગઈ છે—થતી જાય છે લગ્ન પહેલાનુ પાવિત્ર્ય આ સાધનોએ નષ્ટ કર્યું છે જે પ્રજામા લગ્ન પહેલાનું પાવિત્ર્ય સચવાતુ નથી તે પ્રજાનુ ભવિષ્ય ઉજ્જવલ નથી એમ વિદ્વાનો કહે છે શ્રી જે ડી અન્વીન તેમના *Sexual Regulations and Human Behaviour* ગ્રથમા આ વાત પર બહુ ભાર મૂકે છે આ વિદ્વાન કહે છે કે "The nature of the environment in which the members of any society spend their early years is of paramount importance" આ વિદ્વાન લગ્ન પહેલાની પવિત્રતા (pre-nuptial chastity) ઉપરથી કોઈ પણ પ્રજાની લૌકિક અને આધ્યાત્મિક ઉન્નતિ કેવી હોઈ શકે તેની કલ્પના કરે છે તેમના પોતાના જ જોરદાર શબ્દો આ રહ્યા

> "If on the other hand, the members of any society are compelled to be pre-nuptially chaste, they will display considerable energy, the amount of that energy depending on the intensity of the continence imposed by their post-nuptial regulations, the post-nuptial opportunity of the female being a more important factor than that of the male"

અર્થાત્ લગ્ન પહેલા કુમારિકાના પાવિત્ર્ય ઉપર જેટલો ભાર મૂકવામા આવે તેટલો સારો તેથી સમાજ ઊર્ધ્વગામી બને છે કુમારિકાના મન અને શરીર જ્યારે પવિત્રતાની હદ ઓળગશે ત્યારે સમાજ-શરીરને ભયકર હાનિ થશે* અને વધુ દુ ખદ બીના તો એ

* मर्त्य महेच्यै आदीयते स्वीक्रीयते या सा मर्यादा ॥ અર્થાત્ સમાજમા બહુ જનોને માન્ય—સ્વીકાર્ય એવુ ધોરણ તેનું નામ મર્યાદા નીતિ સાપેક્ષ છે એમ કહેનારા એ ભૂલી જાય છે કે એક કાળે એક સમાજમા કટલાક ધોરણો નિશ્ચિત થઈ ગએલા હોય છે જ અને તેનો સ્વીકાર સમાજે કરેલો હોય છે જ આ થઈ સમાજની એ વખતની નીતિ આ નીતિને વશવર્તી સમાજ જો ન રહે તો સમાજનું અસ્તિત્વ ભયમા મૂકાય છે "નીતિ અનીતિ બધા કાલ્પનિક અથવા સાપેક્ષ વિષયો છે એમ કહેવામા વિચારનો ઘણો ગોટાળો છે આ સાપેક્ષતાનો આખો વાદ વેદાન્તના માયાવાદ જેવો જ ભ્રમકારક થયો છે જેમ વેદાન્તમા જગતનું દેખાવુ કેવળ ભ્રમ છે, જગત જેવી કોઇ વસ્તુ જ નથી, એમ સિદ્ધાન્ત સાભળી, અથવા પાણી અને અગ્નિ બન્ને બ્રહ્મ છે એમ સાભળી કોઇ માણસ અગ્નિ સાથે પાણીના જેવો અને પાણી સાથે અગ્નિ જેવો વ્યવહાર રાખવા જાય તો બળી અથવા ડૂબી જાય, તેમ સાપેક્ષતાવાદ સાભળી કોઇ નીતિ છોડી અનીતિનો વ્યવહાર કરવાની ભૂલ કરે તો તે પોતાને તેમજ સમાજને બાળે ને ડુબાડે'

શ્રી. કિશોરલાલ ઘ મશરૂવાળાના (હરિજનબધુ તા ૨૧ ઓક્ટોબર ૧૯૩૪મા) "અતિપાંડિત્ય" નામના લેખમાથી ઉદ્ધૃત

છે કે આ લગ્ન પહેલાંના શરીરસંબંધમાં નીતિદોષ છે એવું એ લોકો માનતા જ નથી. સ્ત્રીપુરુષના સહચારમાં નીતિનો સમાવેશ એ લોકોને માન્ય નથી. હિંદમાં પણ આ નીતિ વિચારની અવહેલના થઈ રહેલી જણાય છે. નિર્બંધ સહચાર (*free love*), કંપેનિયનેટ મૅરેજ, લગ્ન સંસ્કાર નહિ પણ કરાર, નીતિ (morality) એ સાપેક્ષ છે—આવા આવા અનેક જાતના વિચારો પર ચર્ચા થવા લાગી છે. કોઈ પણ પ્રશ્નની ચર્ચાથી કે વિચારણાથી ડરવાનું હોય જ નહિ, પરંતુ આ બધા વિષયો જે શાંત અને આમૂલાગ્ર વિચારણા માગે છે તેનો જ્યારે અભાવ જોવામાં આવે છે ત્યારે મનમાં ખેદ તો થાય છે જ. આ બધા વિચારોનાં મોજાં હિંદના કિનારે અથડાવા લાગ્યાં છે અને ઘણાંયે યુવક-યુવતીઓનાં મનને ચગડોળે ચઢાવી રહ્યાં છે. નિર્બંધ સહચારમાં અનીતિ મનાતી નથી અને થોડી ઘણી ટકી રહેલી એ માન્યતા પણ હવે ત્વરિત ગતિએ નાબૂદ થતી જાય છે. સંતતિનિયમનના ઉપાયોની મદદથી એનો સ્થૂલ ડર પણ ઘટી ગયો છે. લગ્ન સિવાય ભોગો ભોગવવામાં જરા પણ સંકોચ રખાતો નથી. આવી કુમારિકાઓ અને કુંવારાઓની સંખ્યા દિનપરદિન યુરોપમાં વધતી જ જાય છે. આ યુરોપના વિચારકોને આમાં યુરોપનો નાશ પાસે આવતો જણાય છે. પરંતુ જગતમાં અત્યારે કેટલાંક દુષ્ટ બળો કામ કરી રહેલાં જણાય છે એટલે ઢોલના અવાજમાં આ પિપુડીનો અવાજ ડૂબી જાય છે—ડૂબી ગયો છે.

કુમારિકાઓ સંતતિનિયમનનાં સાધનો વાપરતી થાય એ દિન હિંદમાં ભગવાન ન લાવે. પરંતુ પરણ્યા પછી 'સંતાન'નું લફરું કોટે ન વળગે એટલા ખાતર લગ્ન પછી તુરત જ આ સાધનોનો ઉપયોગ થાય છે—થવા લાગ્યો છે! આને લીધે સ્ત્રીશરીર ઉપર જે માઠી અસર થાય છે તે વર્ણનાતીત છે. એથી જ્ઞાનતંતુઓ ઉપર ખૂબ જ માઠી અસર થાય છે. આનાથી થાઈરૉઈડ ગ્લૅન્ડ (Gland of Creation) ઉપર માઠી અસર થાય છે એમ વિદ્વાનો માને છે. થાઈરૉઈડ ગ્રન્થિમાંથી થતો સ્રાવ સ્ત્રીશરીર ઉપર વિવિધ રીતે પ્રભાવ દાખવે છે. ગર્ભાશય, સ્તન, સ્તન્ય, આર્ત્તવ વગેરે સાથે આ ગ્રન્થિને ઘનિષ્ટ સંબંધ છે. આર્તવ સાથે આ ગ્રન્થિને સંબંધ છે, સગર્ભાવસ્થામાં આ ગ્રન્થિ' અદ્ભુત કામ બજાવે છે. પ્રસૂતાવસ્થામાં પણ આ ગ્રન્થિનું કાર્ય અવ્યાહત ચાલ્યા કરે છે. આથી જ આ ગ્રન્થિને અંગ્રેજીમાં Gland of Creation કહી છે. આ ઉપર ઘણું લખી શકાય એમ છે પરંતુ લંબાણ નહિ કરતાં હું મારું વક્તવ્ય શું છે તે બતાવવા *Sex Problems Solved* by William Lee Howard M. D. માંનો એક નાનો ફકરો ટાંકું છું. લગ્ન પછી તુરત જ આ સાધનોનો ઉપયોગ કરવાથી આ નલિકાવિહીન ગ્રંથિઓ (Ductless glands) પર કેવી માઠી અસર થાય છે તે આ નીચેનો ફકરો વાંચવાથી સમજાશે:—

> "One way, the common way, by which the secretions of the *thyroid are affected, is in the prevention of the first child. So delicately* interrelated are the sex functions and organs and ductless glands that local interference with natural phenomena insults these glands." p. 108.

નિર્મળ! હું તને શું કહું? ગૂજરાતમાં એક વૈદ્ય લેખક તરીકે મારી પ્રતિષ્ઠા ઠીક ઠીક છે એ તારાથી અજાણ્યું નથી. ઘણા યુવાનો મને કામશાસ્ત્રવિષયક પ્રશ્નો પર પ્રશ્નો પૂછે છે.

યથાશક્તિમતિ હું તેમને સંતોષ આપવા પ્રયત્ન કરું છું હમણાં જ એક M Sc. ભાઈ પરણ્યા પરણ્યા તે જ રાત્રે મારી પાસે આવ્યા અને મને પૂછવા લાગ્યા "અમારે હજી ત્રણચાર વર્ષ સુધી સંતાનની ઉપાધિ જોઈતી નથી કૃત્રિમ સાધનોના વપરાશ વિશે તમારો મત જાણવા માગુ છુ" હું બહુ લાગણીપ્રધાન છુ એટલે જ્યારે દેશની આશારૂપ આવા યુવાનોને આવા કુછંદમા પડતા જોઉં છુ ત્યારે મને ખૂબ લાગી આવે છે મેં તેમને કહ્યું "તો તમારે બન્નેએ હમણા પરણવુ જોઈતુ નહતુ—રાહ જોવી હતી પરંતુ પરણીને પહેલે જ દિવસે તમો આ કૃત્રિમ સાધનોનો ઉપયોગ તમારી પ્રિય પત્નીના શ્રેય ખાતર ના કરો તો ઉપકાર!" મારી આ વાત આ ભાઈને ગળે બરાબર ઊતરી નથી એમ તેમના મુખ ઉપરથી હું માનુ છુ પ્રજાર્થં ગૃહમેધિનામ્ આને બદલે હવે વિષયસુખ માટે જ ગૃહસ્થાશ્રમ મનાવા લાગ્યો છે!—ભોગો ભોગવવા છે, પરિણામ ભોગવવાની જવાબદારી જોઈતી નથી!

સંતતિનિયમન શબ્દનો અર્થ અમુક સંતાનો થયા બાદ વધુ સંતતિ ન થાય તે માટે નિયમન—આવો હું કરુ છુ સંતાનો તો બધાને જોઈએ છે, દરેકને તેની સીમા બાંધી છે અને આ માટે જ આ સાધનોનો ઉપયોગ થાય છે પરતુ આ તો પ્રથમ સંતાન અટકાવવા માટે જ સાધનોનો ઉપયોગ થવા લાગ્યો છે! પત્નીનું સૌન્દર્ય—યૌવન સંતાનપ્રાપ્તિથી રખેને બગડી જાય, એ ભય આના મૂળમા હોવાનો મને શક છે

નિર્ભય! તું એમ ન માનીશ કે હું આ બધુ પૂર્વગ્રહને વશ થઈને લખુ છુ મને પૂર્વગ્રહ કોઈ વાતનો નથી દરેક પ્રશ્નને હુ ખૂબ જ તટસ્થ ભાવથી જોવા જાણુવા મથુ છુ અમુક સંજોગોમાં આ કૃત્રિમ સાધનોનો પક્ષપાત હું કરુ છુ પરતુ આ સાધનોનો અમર્યાદ ઉપયોગ કુમળા મગજોમા વિષ રેડશે અને તું યાદ રાખજે કે આ જાતીય સાહિત્યના ઢગ, સિનેમાના રગઢગ, છડેચોક થતી આ કૃત્રિમ સાધનોની ચર્ચાઓ—આ સધાની કઈ પણ અસર જુવાન પ્રજા પર નથી થતી એમ જો કોઈ માનતુ હોય તો તે કા મૂર્ખ છે કા યોગી છે "Remember this undeniable fact: sexual excess at 18 years of age mean mental misery at 38" કુમળા મગજ વિષાક્ત બનશે તો તે વિષ કાઢવામા કેટલો વખત જશે તેનો કોઈ ખ્યાલ કરે છે? ડૉ અન્નીને યોગ્ય જ કહ્યું છે "The nature of the environment in which the members of any society spend their early years is of paramount importance" આ જ લેખક કહે છે કે એક સરકારને બદલી બીજાની પ્રતિષ્ઠા કરવામા ઓછામા ઓછો એક સૈકો નીકળી જાય છે. માનસશાસ્ત્રીઓ આ વિષે હવે વિચાર કરતા નહિ થાય?

આપણા યુવાન-યુવતીઓને આજકાલ એવુ શિક્ષણ આપવામા આવે છે કે વિષયસેવન એ ધર્મ છે અને સંપૂર્ણ સયમ અથવા બ્રહ્મચર્યપાલન એ પાપ છે ફ્રોઈડના આ વિચારોએ—વાસનાઓને યોગ્ય માર્ગ ન મળે તો પાગળાગ નુકસાન થાય છે એ—આપણા યુવાન-યુવતીઓના મગજનો ઠીક ઠીક કબજો લીધો છે પરિણામે સયમની ઠેકડી થઈ રહી છે અને વિલાસને વખાણવામા આવે છે આવા દોષિત વિચારોથી વ્યક્તિને તેમજ સમાજને જે નૈતિક હાનિ થાય છે તે પારવિનાની છે વિષયતૃપ્તિને એક સ્વાભાવિક આદત લેખવામા આવે છે—એને આહાર ભૂખની સાથે સરખાવવામા આવે છે ટૂંકમા, આપણા આદર્શો અને જીવન વિષેની આખી દષ્ટિ જ બદલાઈ ગઈ છે યુવાનોને મન લગ્ન એ પવિત્ર વસ્તુ

મટી જતી જણાય છે. લગ્નને સંસ્કાર નહિ પણ કરાર લેખવો જોઈએ એમ સુવાનો ભાખે છે: ટૂંકામાં, મહાત્માજીના શબ્દોમાં કહું તો: "જે સામાજિક આદર્શો અત્યાર સુધી અમોલા ધન તરીકે મહામૂલા મનાયેલા હતા તેમાં મૂલ્યપરિવર્તન થઈ રહ્યું છે."

પૂ. મહાત્માજીના શબ્દો અહીં ટાંકયા સિવાય મારાથી રહેવાતું નથી:

"આજકાલ આપણા કાનમાં દાંડી પીટીપીટીને કહેવામાં આવે છે કે જેમ દેવું ફેડવું એ કર્તવ્ય છે તેમ વિષયવાસનાની તૃપ્તિ એ પણ એક પરમ કર્તવ્ય છે, અને બુદ્ધિની મંદતા એ એમ ન કરવાની સજા છે. આ વિષયવાસના તે પ્રજોત્પત્તિની ઇચ્છાથી ભિન્ન છે એમ કહેવામાં આવે છે; અને કૃત્રિમ ઈલાજોના હિમાયતીઓ કહે છે કે ગર્ભાધાન એ તો એક અકસ્માત છે અને પતિપત્ની સંતતિ ઉત્પન્ન કરવા ન ઇચ્છે ત્યાં લગી એ અકસ્માત થતો અટકાવવો જોઈએ. હું કહેવા ઈચ્છું છું કે આ સિદ્ધાન્તનો ઉપદેશ કોઇ પણ દેશમાં કરવો એ ભયાનકમાં ભયાનક વસ્તુ છે. હિંદુસ્તાન જેવો દેશ જ્યાં મધ્યમ વર્ગના પુરુષો જનનક્રિયાનો દુરુપયોગ કરીકરીને ક્ષીણવીર્ય થઈ ગયા છે ત્યાં તો એ સિદ્ધાન્તનો ભંગ ઘોર અનર્થકારી છે. જો વિષયવાસનાની તૃપ્તિ એ કર્તવ્ય હોય તો જે અકુદરતી મૈથુનને વિષે કેટલાક વખત પર મેં લખ્યું હતું તે અને વાસનાતૃપ્તિના બીજા અનેક માર્ગો સ્તુતિને પાત્ર ગણાય. વાચકે જાણવું જોઈએ કે જેને સામાન્ય રીતે અકુદરતી સંભોગ કહે છે તેને કેટલાક જાણીતા માણસોએ સંમતિ આપી જાણી છે. આ વાંચીને વાચકને કદાચ આઘાત થશે. પણ જો એ વસ્તુને કોઈ પણ રીતે પ્રતિષ્ઠાની છાપ મળે તો છોકરા છોકરાઓમાં અને છોકરી છોકરીઓમાં માંહોમાંહે વાસનાતૃપ્તિ કરી લેવાની પ્રબલ આતુરતા જાગશે. માણસોએ આજ સુધી પોતાની વિષયવાસના તૃપ્ત કરવાને સારુ જે ઈલાજો લીધા છે ને જેનાં પરિણામો બહુ જ ઓછા જાણે છે તેમાં ને કૃત્રિમ ઈલાજોના ઉપયોગમાં મારે મન ઝાઝો ફરક નથી. નિશાળે ભણતાં છોકરા–છોકરીમાં ગુપ્ત દુરાચારે કેવો ઘાણ વાળ્યો છે એની મને ખબર છે. વિજ્ઞાનને નામે ગર્ભાધાન નિરોધક કૃત્રિમ ઈલાજો દાખલ થવાથી અને સમાજના જાણીતા આગેવાનોની એને સંમતિ મળવાથી એ વસ્તુ ઘણી જ વધારે અટપટી બની છે અને સમાજજીવનની શુદ્ધિ માટે પ્રયાસ કરનાર સુધારકનું કામ અત્યારે તો અશક્યવત્ થઈ ગયું છે. શાળા કોલેજોમાં ભણતી એવી કુમળી વયની કુંવારી છોકરીઓ છે જે સંતતિનિયમનના સાહિત્યનો અને માસિકોનો હોંશથી અભ્યાસ કરે છે એટલું જ નહિ, પણ સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનો રાખે છે, એ ખબર વાચકને આપવામાં હું કોઈની છાની વાત ઉઘાડી નથી પાડતો. આ ઈલાજોનો ઉપયોગ કેવળ વિવાહિત સ્ત્રીઓ જ કરે એવી મર્યાદા રાખવી અશક્ય છે. વિષયવાસનાની તૃપ્તિનું જે કુદરતી પરિણામ છે તેમાંથી છટકી જવાની ઇચ્છા રાખીને કરેલી વાસનાતૃપ્તિ એ જ જ્યારે વિવાહનો ઉદ્દેશ અને એનો શ્રેષ્ઠ ઉપયોગ મનાય ત્યારે વિવાહમાંથી ધાર્મિકતાનો, પવિત્રપણાનો અંશ જતો રહે છે.

"મને તો લવલેશ શંકા નથી કે જે વિદ્વાન સ્ત્રીપુરુષો ધર્મપ્રચાર કરતા હોય એટલા ઉત્સાહથી ગર્ભાધાનનિરોધના કૃત્રિમ ઈલાજોની તરફેણમાં પ્રચારકાર્ય કરે છે

તેઓ ગરીબ સ્ત્રીઓને અનિચ્છાએ સુવાવડો વેઠવી પડે છે તે સ્ત્રીઓને આથી ઉગારી શકશે એવી ખોટી માન્યતામાં પડીને, દેશનાં યુવક-યુવતીઓનું પારાવાર નુકસાન કરી રહ્યાં છે. જે લોકોને બાળકોની સંખ્યા મર્યાદિત કરવાની જરૂર છે તેમને તો તેઓ સહેલાઈથી પહોંચી શકવાનાં નથી. પશ્ચિમની સ્ત્રીઓમાં જે જ્ઞાન કે તાલીમ છે તે આપણી ગરીબ સ્ત્રીઓમાં નથી. આ પ્રચારકાર્ય મધ્યમ વર્ગની સ્ત્રીઓ તરફથી તો ચલાવાતું નથી, કેમકે એમને એ જ્ઞાનની જરૂર નથી, ગરીબ વર્ગોના જેટલી તો નથી જ.

"પણ આ પ્રચારકાર્યથી થતી મોટામાં મોટી હાનિ તો એ છે કે એથી જૂનો આદર્શ ભૂંસાઈ જાય છે અને એની જગાએ નવો સ્થપાય છે. એ નવો આદર્શ જો અમલમાં આવે તો પ્રજાનાં નીતિ અને શરીરનું સત્યાનાશ વળી જવાનું. પ્રાચીન સાહિત્યે નકામા વીર્યક્ષય તરફ જે ઘૃણા બતાવી છે તે અજ્ઞાનજનિત વહેમ ન હતો. કોઈ ખેડૂત જો પોતાની પાસેનું સારામાં સારું બી પથરાળ જમીનમાં વાવે, અથવા તો કોઈ ખેતરનો માલિક પોતાના સુંદર માટીવાળા ખેતરમાં વાવવા માટે સારી જાતનું પણ ઊગી જ ન શકે એવું થઈ ગએલું બી લે તો, તેને વિષે આપણે શું કહીશું? ઈશ્વરે પુરુષને ભારેમાં ભારે શક્તિવાળા બીની અને સ્ત્રીને આ ધરણીતલ પરની સારામાં સારી માટી કરતા ફળદ્રૂપતામાં ચઢી જાય એવા ખેતરની બક્ષિસ આપેલી છે. પુરુષ જો પોતાની મોંઘામાં મોંઘી સંપત્તિને વેડફાઈ જવા દે તો એ એની નરી બેવકૂફી જ લેખાય. તેણે તો પોતાની પાસે પાણીદારમાં પાણીદાર મોતી હોય તેની સાચવણી કરે એના કરતાં વધારે કાળજીથી આ સંપત્તિની રક્ષા કરવી જોઈએ. અને એ જ પ્રમાણે જે સ્ત્રી આ બીને પોતાના જીવોત્પાદક ખેતરમાં એને વેડફાઈ જવાના ઈરાદાથી પડવા દે એ સ્ત્રી પણ ભારેમાં ભારે બેવકૂફી કરે છે. એ પુરુષ અને સ્ત્રી બંને ઈશ્વરે એમને આપેલા ધનનો દુરુપયોગ કર્યા માટે ગુનેગાર ગણાશે અને એમને જે ધન મળેલું છે તે ઈશ્વર ખૂંચવી લેશે...કૃત્રિમ ઈલાજોના હિમાયતીઓ હિંદુસ્તાનના યુવકવર્ગની મોટામાં મોટી અસેવા તો એ કરે છે કે મારી દૃષ્ટિએ જે ખોટા આદર્શો છે તે તેમના મનમાં ભરે છે."[1]

આટલી ચર્ચા કર્યા પછી સંતતિનિયમન વિશે મારું પોતાનું મંતવ્ય શું છે તે હું બીજા પત્રમાં લખી જણાવીશ.

અપૂર્ણ ]

# શાહી પરિષદ

ડુંગરશી ધરમશી સંપટ

શાહી પરિષદ એ એક અગત્યની પરિષદ હતી. હિંદ સ્વતંત્ર દેશ નહિ હોવાથી આપણે ત્યાં એની અગત્યતા વર્તમાનપત્રોએ કાંઈક ઓછી આંકી છે, છતાં શાહી પરિષદના વિષયો જોતાં એ બહુ જ અગત્યની હતી. એમાં આખા સામ્રાજ્યના અગ્રગણ્ય પ્રશ્નો ચર્ચાયા હતા. એ પ્રશ્નો એટલે લશ્કર, વિમાનો, મનવારો, વેપાર, ઉદ્યોગ, આર્થિક વ્યવહાર, રાજનીતિ, શત્રુઓનું આક્રમણ, રક્ષણ, સામ્રાજ્યનો બચાવ, યુરોપની રાજકીય સ્થિતિ, સ્પેનનો બળવો, ફેસિસ્ટોનું બળ—એવા એવા અનેક વિષયો એમાં ચર્ચાયા હતા. બ્રિટિશ સરકારના જોખમદાર પ્રધાનોએ એમાં કાંઈ પણ પડદો રાખ્યા વગર પોતાની રાજ્યનીતિ જાહેર કરી હતી. અરસપરસના સવાલોના ખુલાસા થયા, અનેક શંકાઓના સમાધાનો અપાયા, અનેક ગાંઠો ઉકેલાઈ. સ્વતંત્ર સંસ્થાનોને બધી હકીકત પૂછવાનો હક્ક હોય છે, પોતાની નબળાઈઓ અને રક્ષણની ત્રુટિઓ ઉપરે એમને બચાવ કરવાની સગવડ માગવાનો અધિકાર છે. આવી ચર્ચા સામ્રાજ્યના ધોરણ ઉપર થાય છે. બ્રિટિશ પ્રધાનોને અહીં તદ્દન સદ્ભાવ સેવવો પડે છે. એમનાથી જરાપણ મોટાઈ કે દંપદ કે તુંડમીજાજ ધારણ કરી શકાતાં નથી. ઊલટું, ઘણી વખત એમને સ્વતંત્ર સંસ્થાનોની તુંડમીજાજી વૃત્તિઓને વિનયથી સહન કરવી રહે છે. આખો ખેલ છેવટે શેતરંજની બાજી છે.

આ પરિષદ્‌માં ભાગ લેનાર કેનેડા સૌથી પ્રથમ નંબરે છે. એ પ્રદેશ યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાની પડોશમાં આવ્યું છે. ખૂબ પ્રગતિશાલ છે. એની પેદાશ કૂદકે અને ભૂસકે વધે છે. સોનું, ઘઉં, ધાતુઓ વગેરે અનેક પદાર્થોની મોટી નિકાશ કરે છે. બ્રિટિશ સામ્રાજ્યને નામ ખાતર વળગી રહ્યું છે, કારણકે યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાનો એને મોટો ભય છે. બળવાન યુનાઈટેડ સ્ટેટ્ એને ગળી જતાં વાર લાગે તેમ નથી. એ દેશ ખૂબ ઐશ્વર્યસંપન્ન છે. એમાં બ્રિટિશનો નામનો ગવર્નર જનરલ છે, પરંતુ બીજી રીતે એ તદ્દન સ્વતંત્ર છે. યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં એણે પોતાનો જુદો સ્વતંત્ર એલચી રાખેલ છે. એની પ્રજા ફ્રેંચ અને અંગ્રેજ પ્રજામાંથી ઉત્પન્ન થઈ છે. એ બહુ મોટો અને ફળદ્રૂપ પ્રદેશ છે. યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાનો ભય ન હોય તો કાલે તદ્દન સ્વતંત્ર બની જાય.

બીજું સંસ્થાન દક્ષિણ આફ્રિકાનું છે. એમાં વસ્તીનો મુખ્ય ભાગ ડચ પ્રજાના વંશજો છે. સને ૧૯૦૦માં એઓ પોતાની સ્વતંત્રતા માટે અંગ્રેજો સાથે લડ્યાં હતાં. બોઅર લડાઈમાં અંગ્રેજો એમને મહામહેનતે જીત્યા હતા. ઇંગ્લંડની લિબરલ સરકારે એમને સ્વરાજ આપ્યું હતું. જગતમાં સૌથી વધુ સોનાની ઉત્પત્તિ એ દેશમાં થાય છે. જગતના ઘણાખરા હીરાઓ પણ એ જ રાજ્યમાંથી નીકળે છે સમૃદ્ધિવાન દેશ ગણાય છે. એને જર્મનીનો ભય

છે, આથી અંગ્રેજ સ્વતંત્રતને એ વળગી રહ્યો છે જર્મનીનો ભય ન હોય તો સામ્રાજ્યથી છૂટાછેડા કરતા વખત લાગે નહિ એમા ત્રણલાખ હિંદીઓનો પ્રશ્ન ભારે ચિંતાગ્રસ્ત છે.

ત્રીજુ ઓસ્ટ્રેલિયા છે આ મોટો પ્રદેશ છે એમા અંગ્રેજ પ્રજામાથી ઊતરેલી પ્રજા વસે છે દેશમા વસ્તી થોડી છે છતા બીજી કોઈ પ્રજાને પ્રવેશવા દેતા નથી દેશમા યુરોપિયન સુધારાનુ ધોરણ છે પેદાશમા ઘઉં, ઊન, સોનુ વગેરે છે લોકો બહુ ધનવાન નથી, છતા પ્રગતિશીલ છે,

ન્યૂઝીલાંડ એ નાનુ સસ્થાન છે જગતમા સૌથી તદુરસ્ત અને દીર્ઘજીવી લોકો ધરાવે છે ન્યૂ ફાઉન્ડલૅન્ડ પણ નાનું સસ્થાન છે આમને જાપાનના આક્રમણનો ભય છે આથી મોટેભાગે મને સામ્રાજ્યને વળગી રહ્યા છે

આયર્લેંડનો સવાલ જુદો જ છે એમા ડી વેલેરાના નેતૃત્વ હેઠળ સ્વતત્રતાના વાજા વાગે છે હમણા જ એણે નવુ બધારણ પસાર કર્યું છે, એમા અંગ્રેજ શહેનશાહત કે શહેનશાહના પ્રત્યે વફાદારી કે સબધનુ નામનિશાન નિર્દેશ પણ કર્યું નથી એ પ્રજા-સભાઓને સર્વ કારભાર અને શાસનનો હક્ક મળ્યો છે પ્રેસિડેન્ટ શાસનનો ઉપરી છે. આયર્લેંડે શાહી પરિષદમા ભાગ લેવાની ના કહી છે

તે પછી હિંદનો વારો આવે છે શાહી પરિષદમા છ રાણીઓને નિમત્રણથી બોલાવવામા આવી હતી સાથે એક દાસીને પણ રાણીના નામથી સબોધી રાણીઓ સાથે બેસાડવામા આવી હતી[1] નામે રાણી પરતુ કાર્યે દાસી છે હિંદનો સને ૧૯૩૫નો કાયદો હિંદને સ્વતત્રતા આપનારો નથી લશ્કર, પરદેશ વગેરે ખાતાઓ, ગવર્નર જનરલના તાબામા છે હિંદની પેદાશનો એંસી ટકા ભાગ વાઇસરોયને હસ્તક રહેશે એ કાયદામા આડીઅવળી પુષ્કળ સલામતીઓ વણાઈ છે, જેથી જોખમદારી દેવાની બાબતમા એને વર્ણસકર ગણી શકાય છે. છતા હિંદના પ્રતિનિધિઓને માન ખાતર બોલાવી ચહેરા ઉપર થપ્પડ મારી લાલ રાખે છે હિંદ કોઈ સસ્થાન નથી એને વેસ્ટમિન્સ્ટરનો કાયદો લાગુ પાડી સસ્થાન જાહેર કરવામા આવ્યુ નથી બીજા સસ્થાનો કાડે બળિયા છે હિંદ પારકા બળ પર ઝૂઝે છે

છલ્લા પચાસ વરસો થયા અનેક શાહી પરિષદો ભરાઈ છે પ્રથમ સને ૧૮૮૭મા સસ્થાનને લગતી પરિષદ ભરાઈ હતી તે સમયે સસ્થાનો આશ્રિતની સ્થિતિમા હતા ધીમે ધીમે તેઓ બળ મેળવી સ્વતત્ર થતા ગયા છે સને ૧૯૦૭ મા આ સસ્થાનોની પરિષદ શાહી પરિષદમા પરિવર્તન પામી હતી, ત્યારથી જ સસ્થાનો આશ્રિત મટી સમાન ભાગીદાર બન્યા છે શાહી સરકારે પોતાની સત્તા છોડતા ખૂબ ધમપછાડા કર્યા છે જ્યારે તૂટી જાય તેવુ થયુ ત્યારે જ સત્તા આપી છે એક એક ડગલુ હરતા એણે ભયકર સામનો કર્યો છે, પરતુ અંગ્રેજો આખરે દૂરઅદેશ પ્રજા છે ચાર કરોડ અંગ્રેજોએ બોઅર લડાઈમા જે ભૂલ કરી તે ભૂલ ફરી કરવા માગતા નથી તેઓ છેલ્લી ઘડીએ યુદ્ધમા ન ઊતરતાં સમાધાનવૃત્તિ ગ્રહણ કરે છે

યુરોપમા ખૂબ ચર્ચા ચાલે છે અંગ્રેજોની સ્થિતિ જરા વિષમ છે એમના હાથમા મોટું સામ્રાજ્ય છે તેમા જગતના ચોથા ભાગની વસ્તી વસે છે. એ સામ્રાજ્ય ઉપર જર્મની, જાપાન અને ઈટલીની બદનજર છે એમને એક હાથ દૂર રાખવા અંગ્રેજોએ ભારે લશ્કરી તૈયારીઓ કરી છે. પોતાના મોટા વૈરી રશિયા સાથે સધિ કરી હાથ મેળવ્યો

છે. યુરોપમાં સૌ હથિયારબંધ થઈ હાથ ઉગામી એક બીજાનું નિકંદન કાઢવા ઊભા છે. એક સાધારણ તણખો ઊડે અને જગતમાં અપૂર્વ અને સર્વસ્વાહા કરનાર ભયંકર દાવાનળ પ્રકટી નીકળે. આ સમયે એ સંસ્થાનોનો સહકાર કિંમતી થઈ પડે. બધાં સંસ્થાનો પાસે લશ્કર ધન અને બીજાં સાધનો છે, તેમનો શાહી સરકારના બચાવ માટે ઉપયોગ કરી શકાય. એટલે સંસ્થાનો કદાચ લશ્કરી અને આર્થિક મદદ ન પણ કરે, છતાં મિત્રો તરીકે દુશ્મનને તો કામ ન લાગે એ સ્વાભાવિક છે. આથી અંગ્રેજ સરકાર એમનો સહકાર વાંછે છે.

સંસ્થાનો આશ્રિતમાંથી ભાગીદાર થયાં છે. તેઓને વેસ્ટમિન્સ્ટરના કાયદા નીચે જે હક્કો મળ્યા છે, તે ઉપરાંત વધારે સત્તા મેળવતાં રહ્યાં છે. તેઓ ઇંગ્લંડની બરાબરી કરે છે. માત્ર નામનું શહેનશાહ પ્રત્યે વફાદારીનું પ્રતીક એવો હક સાચવી બેઠાં છે. પ્રથમની શાહી પરિષદોમાં અંગ્રેજો સંસ્થાનોને દબાવી વિજય મેળવતાં હતાં, હવેની શાહી પરિષદોમાં સંસ્થાનો શાહી સરકારને દબાવે છે. તેઓ દિનપ્રતિદિન તદ્દન સ્વતંત્રતાને પડખે બેસતાં જાય છે. છેલ્લા ઓટાવા કરારોમાં સંસ્થાનોએ શાહી સરકારને દબાવીને પોતાની તરફેણના લાભો મેળવ્યા હતા. ઓટાવા કરારમાં શાહી સરકારે સસ્થાનોને પોતે લીધી તે કરતાં વધારે છૂટ-છાટ આપી હતી. માત્ર ગરીબડું હિંદ શાહી સરકારનું શિકાર બન્યું હતું. એની પાસેથી શાહી સરકારને ઘણી લાભકારી વેપારી શરતો મેળવી શકાય હતી. આમ સંસ્થાનો અને હિંદ વચ્ચે મહત્ત્વનો ફરક છે.

પણ હવે સ્થિતિ કેટલી બદલાઈ છે તે સ્પષ્ટ દેખાય છે. સંસ્થાનોમાંથી કેટલાંક, તેમાં પણ મુખ્યત્વે દક્ષિણ આફ્રિકા, શાહી સામ્રાજ્યમાંથી છૂટું પડવા વારંવાર ધમકીઓ આપે છે. બ્રિટનને એવા માથાફરેલ સભ્યને મનાવવા વારંવાર હાથજોડ કરવી પડે છે. બ્રિટન પોતાના સામ્રાજ્યમાં ભાગલા પડી પોતાનું બળ અને મોભો ઘટે એવું બિલકુલ ઇચ્છતું નથી. એથી સંસ્થાનોના મોટા પ્રધાનોને શાહી પરિષદમાં નોતરી તેમને ખૂબ સમજાવે પટાવે છે, ખોટાસાચા ભયો બતાવી એમને સામ્રાજ્યના સભ્યો રહેવા માટે હાથેપગે પડે છે. સંસ્થાનોના પ્રતિનિધિઓ તદ્દન નિડર છે, પોતાની શક્તિ અને ગ્રેટબ્રિટનના ઓશિયાળા-પણાને સમજે છે. તેઓ પોતાના લાભની શરતો બ્રિટન પાસે મૂકે છે અને બનતાં સુધી તે મેળવવામાં ફત્તેહમંદ થાય છે.

હમણાં મળી ગએલી શાહી પરિષદ કેટલાંક કારણોથી વિશેષ અગત્યની હતી. એડવર્ડ આઠમાએ પોતાની પ્રિય સ્ત્રીને પરણવા માટે રાજત્યાગ કર્યો. તેમના રાજ્યાભિષેકને બદલે જ્યોર્જ છઠ્ઠાનો રાજ્યાભિષેક તા. ૧૨મી મેના દિવસે ભારે ધામધૂમ અને ભભકા વચ્ચે થયો હતો. એકસો વરસો પહેલાંની જૂની પુરાણી ક્રિયાઓને સજીવન કરી જ્યોર્જ છઠ્ઠાનો રાજ્યાભિષેક ભારે આનંદ અને ઉત્સવથી સામ્રાજ્યના પ્રતિનિધિઓએ સ્વીકાર્યો હતો. તે સિવાય યુરોપનો ભામસો સળગ્યો હતો અને વડા પ્રધાન મિ. બાલ્ડવીન નિવૃત્તિ લેવાના હતા. જગતમાં છ વરસની ભયંકર આર્થિક મંદી હમણાં જ દૂર થઈ નવજીવન અને નવપલ્લવતા આવવાનાં ચિન્હો દેખાતાં હતાં. સોનાની જગાતની મોટી પેદાશથી ચલણ વેપાર ઉદ્યોગો સંબંધી મોટી અસર થવાની સંભાવના હતી. આથી, આવા આવા અવનવા બનાવોથી આ ૧૯૩૭ની પરિષદ ભારે અગત્યની હતી.

તા ૧૪મી મે ના દિને આ શાહી પરિષદ મળી હતી. સંસ્થાનો તરફથી એમના મોટા પ્રધાનો પોતપોતાના અનુભવીઓને સાથે તેડીને ફાંઈલોના ઢગલા સાથે આવ્યા હતા. એ પ્રતિનિધિઓની પાછળ લોકબળ અને પ્રજાની સંમતિ હતાં હિંદના પ્રતિનિધિ તરીકે મહારાજાશ્રી ગાયકવાડ અને સર ઝફરુલાખાન હિંદના વાણિજ્ય સચિવ હતા. એ બને સરકાર નિયુક્ત અને પ્રજાની પીઠબળ વગરના હતા એઓને માત્ર સાક્ષી તરીકે જ રહેવાનું હતું. અલબત્ત બને ગૃહસ્થો કમિટીઓમાં નિમાયા હતા, પરંતુ હિંદના સ્વાર્થને અનુકૂળ રહેવાના પ્રશ્નો ઉપર તેઓએ પૂરતું વજન મૂક્યુ હોય તે શકમંદ છે હિંદમાં દરેક વેપારઉદ્યોગ, ચલણ અને વહાણવટાનો પ્રશ્ન બ્રિટિશ હિતોને અનુકૂળ આવે એવી રીતે ચર્ચાય છે. તે પ્રશ્નો હિંદના હિતમા આ પ્રતિનિધિઓ ચર્ચી શકે તેવી સ્વતંત્ર વલણના ગણાય નહિ. ગાયકવાડ દેશી રાજા છે અને દેશી રાજાઓને પંપાળવાની હિંદી સરકારની નીતિ જાણીતી છે.

આ પરિષદનો એજન્ડા એટલે ચર્ચાના વિષયોની યાદી બહુ વ્યાપક છે. તે ઉપરથી એના ઊંડાણ અને વ્યાપકપણાનો કાંઈક ખ્યાલ આવશે.

(૧) પ્રથમ, પરદેશો સાથેનો સંબંધ. આમાં યુરોપની હાલની પરિસ્થિતિનું સૂક્ષ્મ દિગ્દર્શન પરદેશમંત્રી મિ એડને કરાવ્યુ હતું.

(૨) રક્ષણ આમા વડાપ્રધાને સામ્રાજ્યના રક્ષણ માટે કેવાં, કેટલાં અને કઈ જાતનાં રક્ષણના પગલાં લેવા તે સમજાવ્યુ હતું આ બાબતો સમજાવવાનું કારણ એ હતું કે અમે સામ્રાજ્ય માટે કેવો મોટો ખર્ચ કરી ભોગ આપીએ છીએ અને આ ખર્ચ કાંઈ અમારા અંગત લાભ માટે નથી, પણ અખિલ સામ્રાજ્યના હિત માટે છે. માટે એમાં દરેક સંસ્થાને ફાળો આપવો જોઈએ એ બાબત તેમણે ભાર દઈ ને સમજાવી હતી. પરંતુ સંસ્થાનોએ આ વાત સ્વીકારી જણાતી નથી તેઓએ શાહી સરકારની લડાઈઓમાં પોતાની ઇચ્છા હોય તો જ જોડાવાનું જણાવ્યુ છે. સંસ્થાનો ઉપર કોઈ જાતની ફરજો નાખી શકાય તેમ નથી. આ પ્રશ્નને લગતા સવાલજવાબ કરવાની પ્રતિનિધિઓને છૂટ હતી.

(૩) બધારણીય સવાલોમા જાતિ, સંધિ, દેશપરદેશ સાથે સંસ્થાનોનો સંબંધ અને તેમનો પરસ્પર સંબંધ અને એકબીજા સાથે વાટાઘાટના માર્ગો એ હતા. આ માટે કેટલીક કમિટીઓ નિમાઈ હતી એ કમિટીઓના રિપોર્ટો પરિષદને મળ્યા હતા, પરંતુ સામાન્ય પ્રજાને માટે આ વિષયો પ્રકટ કરાવ્યા નથી વર્તમાનપત્રોએ એની વિગત પ્રકટ કરી નથી.

(૪) વેપાર, વાણિજ્ય, વહાણવટા અને વિમાનોના વિષયના નીચે પ્રમાણે પેટા વિભાગો હતાઃ -

(ક) સામ્રાજ્યના વેપારની સામાન્ય સમાલોચના અને તેમાંથી ઉત્પન્ન થતા પ્રશ્નોની વ્યાપક ચર્ચા;

(ખ) શાહી આર્થિક પરિષદ અને બીજી શાહી અર્ધસત્તાવાર પરિષદોના કાર્યક્ષેત્રની સમાલોચના;

(ગ) શાહી વહાણવટાની કમિટીના કાર્યની સમાલોચના તથા વહાણવટા સબંધીની નીતિ સબંધી સ્પષ્ટતા;

(ઘ) અવરકરી વિમાની વ્યવહાર.

આ સિવાય ઓટાવા પરિષદમાં થયેલા કરારનામા સંબંધી પ્રસંગ પ્રમાણે જુદી જુદી સંસ્થાનોની સરકારો વ્યક્તિગત રીતે પોતાની સાથે વેપારી સંબંધ ધરાવનાર સરકાર સાથે ચર્ચા કરી નિર્ણય ઉપર આવી શકશે. તે સિવાય બીજા દેશોના વસાહતી હક્કો સંબંધી પણ વાતચીત કરી શકશે.

આ માટે ઘણી કમિટીઓ નીમવામાં આવી હતી; તેમાં અનેક પ્રશ્નોની ચર્ચા થઈ હતી. શીપિંગ કમિટીમાં નામદાર ગાયકવાડ સભ્ય હતો. હિંદમાં હિંદી વહાણવટાને જે સાવકું પદ આપવામાં આવ્યું છે તે સંબંધે તેમને પૂરતી માહિતી હોવાનો સંભવ નથી. તેમ તેમના સલાહકારો પણ હિંદી સરકારના અનુભવીઓ હોવાથી હિંદી લાભો સંબંધી તેમની દોરવણી શકમંદ થઈ પડવાનો સંભવ ખરો. હમણાં હિંદી વહાણવટા તરીકે હિંદમાંની અંગ્રેજ વહાણવટાની કંપનીઓ, જેવી કે પી. ઓ. અને બ્રિટિશ ઇંડિયા નેવિગેશન કંપનીને મુખ્ય ગણવામાં આવે છે. આ કંપનીઓ માત્ર બ્રિટિશ શેરહોલ્ડરોનાં હિતમાં ચાલે છે એ હવે નિર્વિવાદિત વાત છે.

સૌથી મોટો સવાલ હિંદી વસાહતોનો છે. જુદાં જુદાં સંસ્થાનોમાં હિંદીઓ ઘણા સમયથી વસ્યા છે. એ સંસ્થાનોની પ્રગતિમાં હિંદીઓની મહેનત છે. કેટલેક ઠેકાણે એઓ મૂળ પ્રગતિકારો પણ છે. એવાં ત્રીસ લાખ હિંદીઓ દરિયાપારના દેશોમાં વસે છે. જે સમયે એમની જરૂર હતી ત્યારે ગોરાં વસાહતોએ તેમની મદદ લઈ પોતાની આર્થિક સ્થિતિ સુધારી હતી. હવે એ ગોરાં વસાહતો હિંદીઓને કાઢવાને માટે આકાશપાતાળ એક કરે છે. એમને જુદા મહોલ્લામાં રહેવાની ફરજ પાડે છે. રેલવે, ટ્રામ્બે, નાટક વગેરેમાં એમનાથી યુરોપિયનો ભેગું બેસાતું નથી, યુરોપિયન સ્કૂલોમાં ભણવા જઈ શકાતું નથી, દિનપ્રતિદિન એમના વિરુદ્ધ નવા નવા કાયદાઓ ઘડવામાં આવે છે. નવા આવનારાઓને તો બિલકુલ આવવા દેતા નથી. જૂનાં વસનારાઓને કાઢી મૂકવા ઘણા પ્રયત્નો થાય છે. જે નીકળ્યાં નથી તેમનાં ઉપર નવા નવા કાયદા લદાય છે.

ઑસ્ટ્રેલિયામાં નવા હિંદીઓને આવવા દેતા નથી. ત્યાં શ્વેત ઑસ્ટ્રેલિયાની નીતિ છે. પરંતુ જે પચાસેક હિંદીઓ વસે છે તેમના ઉપર જુલમ નથી. તેમને પોતાનો ધંધો કરવા દે છે. કેનેડામાં પણ કેટલાંક શીખ કુટુંબો વસે છે. ત્યાં પણ નવાં આવનાર માટે અવકાશ નથી. પરંતુ જેઓ ત્યાં રહ્યાં છે તેમની વિશેષ ફરિયાદ જેવું નથી. દક્ષિણ આફ્રિકામાં, તેમાં પણ નાતાલ ખાતે, ઘણા હિંદીઓ જઈ વસ્યા છે. એ પ્રદેશમાં હિંદીઓ ઉપર જુલમ થાય છે, વારંવાર સખત કાયદા ઘડાય છે. તેમને કેમ હેરાન કરવા, તેમની સંસ્કૃતિને કેમ ઝાંખપ લગાડવી, તેમને કેમ ત્યાંથી હાંકી કાઢવા, એ માટે સર્વે ઉપાયો લેવાય છે.

હિંદી સરકાર અલબત્ત આ બાબતમાં દિલસોજી બતાવે છે. વડી ધારાસભામાં વારંવાર આ સવાલો નીકળે છે. સર્વે સભ્યો એક મતે ઘટતું કરવા સરકારને ભલામણ કરે છે. પરંતુ હિંદી સરકાર અસ્વતંત્ર સરકાર છે. એ તો માત્ર હિંદી વજીરને લખી શકે. હિંદી વજીર સંસ્થાનખાતાના વજીરને લખે. એ દક્ષિણ આફ્રિકાની સરકારને લખે. આ લંબાણને ટૂંકાવવા જો કે દક્ષિણ આફ્રિકામાં હિંદી એજંટ રાખવામાં આવ્યો છે, છતાં તેનું કોઈ કાંઈ સાંભળતું નથી. એના બોલવા ઉપર દક્ષિણ આફ્રિકાના પ્રધાનો વજન મૂકતા નથી.

સર ઝફરૂલ્લાખાન વસાહતોના વિષય સંબંધી દક્ષિણ આફ્રિકાના પ્રધાન મંડળ સાથે ચર્ચા કરે છે એવા તાર સમાચાર રૂટરે આપ્યા છે. પરંતુ તેમાંથી કાંઈ વળે તેમ નથી.

અરે, દક્ષિણ આફ્રિકાનું પ્રધાનોનું બનેલું શુભેચ્છક મંડળ (Good Will Mission) હિંદમાં આવ્યું ત્યારે પણ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ વિરુદ્ધ કાયદાઓ ઘડાતા હતા!

શાહી પરિષદ પૂરી થઈ ગઈ છે. જુદા જુદા પ્રધાનોએ છેવટની પરિષદની પૂર્ણાહુતિને દિવસે એકબીજાને અને અંગ્રેજ સરકારને પરોણાગત માટે મીઠાશનાં ઘણાં વાક્યો કહ્યાં હતાં. ખૂબ ભાવભીનું વાતાવરણ બાહ્ય દૃષ્ટિએ તૈયાર કર્યું હતું. સામાન્ય પ્રજાને તો આ મહાન પરિષદમાં શું થયું તેની વિશેષ માહિતી નથી. બધા ઠરાવો અને ચર્ચા ગુપ્ત રાખવામાં આવ્યાં હતાં. સર ઝફરુલ્લાખાન સૌથી વિશેષ ફુલો રૂપી શબ્દોના હાર પહેરાવવામાં પ્રવીણ જણાયા હતા.

આર્થિક સંકડામણ, ગરીબાઈ, પરતંત્રતા અને પરાધીનતા ભોગવતા હિંદને આ શાહી પરિષદના બીજા સર્વે પ્રશ્નોમાં વિશેષ રસ નથી. પરંતુ દરિયાપારના વસાહતોનો સવાલ હિંદીઓને મન ભારે મહત્ત્વનો પ્રશ્ન છે એ નિર્વિવાદ છે.



# હવે ખપના દિલાસા શા?

**પતીલ**

[ગઝલ]

જતાં મદફને[1] તરફ ઘરથી બજવવા ઢોલ તાસા શા?
બજવવા ઢોલ તાસા શા? ઉજવવા આ તમાશા શા?

*

થતાં પ્હેલાં ઝબે મુજને હતું ના કોઈ ઓળખતું;
કબર આગળ હવે મારી ફૂલો, સાકર, પતાસા શા?.

*

ગયો રમનાર વેચાઈ સદાની બેનસીબીને:
પછીથી નાખવા તેને ઉપર શતરંજ[2] પાસા શા?

*

બીજાને કાજ તો એકે હતો હરગિઝ મુકાયો ના—
કહો, પોતાની હાલત પર પછી મુકવા નિસાસા શા?

*

દમે આંખર[3] પતીલિયાને કહો છો શું તમે આવી?
ન આપ્યો પ્રેમ તો મુજને—હવે ખપના દિલાસા શા?



૧. દફન થવાની જગા. ૨. જેમાં સો દુઃખ છે તે (બાજી). ૩. છેલ્લો શ્વાસ.

# શાહી પરિષદ અને બ્રિટિશ પરદેશનીતિ

રામભાઈ પટેલ

ગયા મે માસના બીજા સપ્તાહ દરમ્યાન બ્રિટનના પાટનગર લંડનમાં ખૂબ દમામપૂર્વક તાજપોશીનો સમારંભ ઊજવાયો. એ વખતે બ્રિટિશ સામ્રાજ્યના બધા ભાગોના રાજપુરુષો લંડનમાં ભેગા મળવાના હતા એટલે બ્રિટિશ રાજપુરુષોએ સામ્રાજ્યનાં સાંસ્થાનિક ઘટકોની યુદ્ધ પછીનાં વરસો દરમ્યાન છૂટાં પડીને સ્વતંત્ર રાષ્ટ્રો થઈ જવાની વધતી જતી વૃત્તિને અટકાવવાના કે એનો વેગ ધીમો પાડવાના પ્રયત્નરૂપે શાહી પરિષદની યોજના ઘડી કાઢી. આમ તો છેક ૧૮૮૭ની સાલથી વારંવાર શાહી પરિષદો ભરાતી આવી છે, પણ છેક ૧૯૦૭ ની સાલ સુધી બ્રિટિશ સામ્રાજ્યની આ પરિષદો ' શાહી પરિષદો ' તરીકે નહોતી ઓળખાતી પણ 'કોલોનિયલ પરિષદો'–સાંસ્થાનિક પરિષદોના નામથી ઓળખાતી ને ભરાતી હતી. એનું કારણ એ હતું કે મહાયુદ્ધ સુધી સંસ્થાનોનો રાજકીય દરજ્જો બ્રિટનને અધીન હતો. આખા બ્રિટિશ સામ્રાજ્યની પરદેશનીતિ વ્હાઈટ હોલમાં નક્કી થતી અને વ્હાઈટ હોલમાંથી જ એ પ્રમાણે વર્તવાનું સંસ્થાનોને ફરમાન છૂટતું. આને લીધે ઑસ્ટ્રો–જર્મન પક્ષ વિરુદ્ધ બ્રિટન મહાયુદ્ધમાં જોડાયું કે આપોઆપ જ સંસ્થાનો પણ એમાં સામેલ થયેલાં ગણાઈ ગયાં.

મહાયુદ્ધે સાંસ્થાનિક પ્રજાના માનસમાં જબરું પરિવર્તન આણ્યું. બ્રિટનનેઅધીન નહિ પણ બ્રિટનથી સ્વતંત્ર રીતે આંતરરાષ્ટ્રીય જગતમાં પોતે સ્વતંત્ર ઘટક તરીકે ઊભાં રહેવાનું મનોવલણ એમનામાં કેળવાતું ગયું. આ માનસપલટાએ એમના રાષ્ટ્રીય દરજ્જામાં પણ પલટો કર્યો. પોતાના મનોવલણમાં ફેરફાર થતાં પોતાના રાષ્ટ્રીય જીવન ને રાષ્ટ્રીય દરજ્જાને એ મનોવલણના પરિવર્તનને અનુરૂપ ઘડવાની સાંસ્થાનિક પ્રજામાં તાકાત હતી. સામાન્ય રીતે વ્યક્તિ તેમજ સમૂહને પોતાના હિતસંબંધ વધારતો કે ચાલુ લોભોને અક્ષત ટકાવી રાખતી બીજી વ્યક્તિ કે સમૂહ ઉપર ભોગવાતી પોતાની સત્તા છોડવી નથી ગમતી. બળાત્કારે ને અનિચ્છાએ એ સત્તા છૂટે છે. સંસ્થાનો ઉપર ભોગવાતી સત્તા બ્રિટન પણ છોડવા તૈયાર નહોતું, પણ મહાયુદ્ધમાંથી એ એટલું નિર્બળ બનીને બહાર નીકળ્યું હતું કે એ વખતે સંસ્થાનો ઉપરની સત્તા ન છોડવા માટે એમની સાથે વિગ્રહમાં ઊતરવાનું જોખમ ખેડવા એ તૈયાર નહોતું. બીજી બાજુ પ્રાણવાન સાંસ્થાનિક પ્રજાની પણ સ્વશક્તિ જાગ્રત થઈ હતી. આમ એક બાજુ બ્રિટનને પક્ષે અશક્તિ ને પોતાની વિરુદ્ધ ઉત્પન્ન થતી જતી પરિસ્થિતિની અનિવાર્યતા ને બીજી બાજુ સંસ્થાનોને પક્ષે સ્વશક્તિના ભાનને કારણે બ્રિટને બળતે હૈયે પણ હસતે મુખે સત્તા છોડી. બ્રિટિશ મુત્સદ્દીઓએ જોયું કે બ્રિટનનો હાથ પથ્થર તળે દબાયો હતો, હવે એ બળે કાઢવો કે કળે? એમની મુત્સદ્દીગીરીએ એમને એ વખતે ઠીક સુઝાડયું કે બળ વાપરવામાં સાર નથી; કળ વાપરતાં બીજું નહિ તો સંસ્થાનોમાં પોતાના વેપારી હક્કો તો જળવાશે?

આમ યુદ્ધ પછી બ્રિટિશ રાજપુરુષોએ સંસ્થાનો સાથે કુનેહ ભરપૂર મુત્સદ્દીગીરીથી કામ લેવા માંડયું. વારંવાર શાહી પરિષદો ભરવા માંડી ને અનેક જાતનાં સામ્રાજ્યની ભાવનાપૂર્ણ અલંકારી ભાષણો મારફત એ પરિષદોમાં ને એની બહાર રાષ્ટ્રીય સ્વતંત્રતાની

મનોભાવના વધારે ને વધારે ખીલવતી જતી સાંસ્થાનિક પ્રજાઓમાં સામ્રાજ્યની ભાવના –Imperial sentiment–જાગૃત રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા. બ્રિટિશ શાહીવાદી પત્રોએ એ કાર્યમાં ભારે ફાળો આપવા માંડ્યો.

સામ્રાજ્યની હોલવાઈ જતી ભાવના ચેતતી રાખવાના બ્રિટિશ રાજનેતાઓના ગમે એટલા પ્રયાસો છતાં યુદ્ધ પછીનાં વરસોમા સામ્રાજ્યના બંધની ગાંઠો તૂટતી જ ગઈ. બ્રિટનના શાશ્વત 'કોલોની' થઈ રહેવાનુ સંસ્થાનોની પ્રજા કેમ પસંદ કરે? એમને જગતનાં રાષ્ટ્રોના કુટુંબમાં પ્રતિષ્ઠા ને ગૌરવભર્યું, પોતપોતાના રાષ્ટ્ર માટે સ્વતંત્ર ને સમાન સ્થાન મેળવવું હતુ. પણ એ કઈ એકલો પ્રતિષ્ઠા ને સ્વતંત્રતા ને સમાનતાના ગૌરવપ્રાપ્તિની ભાવનાનો જ સવાલ નહોતો. ભાવના કઈ અવકાશમાંથી નથી ઉત્પન્ન થતી. પોતાના સાચા કે ખોટા હિતસંબધોમાંથી ભાવનાના અંકુર ફૂટે છે સાંસ્થાનિક પ્રજાની બ્રિટિશ સામ્રાજ્ય એટલે બ્રિટનથી છૂટા પડવાની ભાવના, આર્થિક દષ્ટિએ બ્રિટનની અર્થવ્યવસ્થાના ધૂંસરીથી છૂટા પડવાની જરૂરિયાતમાંથી પેદા થઈ હતી. એટલે કે સંસ્થાનોની પ્રજાના નવા પેદા થતા ને ખીલતા જતા આર્થિક હિતસબંધો સાથે યુદ્ધ પહેલાંના એમના રાષ્ટ્રીય દરજ્જાની પરિસ્થિતિમાં ઘડાયેલા ને યુદ્ધ પછી ચાલુ રહેવા માગતા બ્રિટિશ આર્થિક હિતસબંધો વચ્ચે મેળ ખાય એમ નહોતો. આમ યુદ્ધજનિત નવી પરિસ્થિતિમાં સાંસ્થાનિક ને બ્રિટિશ આર્થિક હિતોનુ સંઘર્ષણ જામ્યુ ને એ હિતવિગ્રહમાં પોતાનાં હિતો વિજય મેળવે ને બ્રિટિશ હિતોને નમવુ પડે એ વિચારમાંથી સ્વતંત્ર રાષ્ટ્રીય દરજ્જો સંપાદન કરવાની સંસ્થાનોની હિલચાલ ઊભી થઈ

યુદ્ધ પહેલાં સંસ્થાનો ઔદ્યોગિક વિકાસમાં પ્રાથમિક દશામા હતા. બ્રિટિશ તૈયાર માલ ને બ્રિટિશ મૂડી રોકવાના એ સારા એવા બજાર હતા. યુદ્ધ પછી સંસ્થાનોમા ઉદ્યોગવાદનો પવન ફૂંકાયો. સંસ્થાનોમા ઝડપી ઉદ્યોગીકરણ થવા માડ્યુ. સંસ્થાનોના ખીલતા ઉદ્યોગો જૂના ને સ્થાપિત બ્રિટિશ ઔદ્યોગિક કેન્દ્રોમાંથી સંસ્થાનોમાં આયાત થતા માલની સામે ખુલ્લી હરીફાઈમાં ટકી શકે એવી સ્થિતિમા ન હોવાથી એમને બ્રિટિશ અને બીજા પરદેશી માલ સામે ઊંચી જકાતી દિવાલ ખડી કરવાની અનિવાર્ય જરૂર લાગી. આમાંથી આર્થિક સ્વતંત્રતાના હક—Right of Fiscal Autonomy—ની હિલચાલ ઊભી થઈ. આત્મનિર્ણયના હક વગર આર્થિક સ્વતંત્રતાનો હક શી રીતે મળે! એટલે બ્રિટિશ અધીનતાના ચક્કરથી છૂટા પડવાની રાજકીય હિલચાલ પણ ઊપડી. બ્રિટન એ રોકી શકે એમ નહોતું. આથી શાહી પરિષદો મારફત સામ્રાજ્યની છિન્નતા—Disintegration—અટકાવવાના બ્રિટિશ રાજનેતાઓના પ્રયાસો છતાં દરેક શાહી પરિષદમાં સાંસ્થાનિક રાજનેતાઓ છૂટાપણાની જ વાતો વધારે ને વધારે કરતા ગયા ને વધારે ને વધારે છૂટાપણું મેળવતા ગયા.[1]

[1] શાહી પરિષદમા સંસ્થાનિક રાજપુરુષો જ્યારે આ જાતની સ્વતંત્ર થવાની વાતો કરતા હતા તે વખતે, હિંદુસ્તાનની શરમ જાણે ઉઘાડી પાડતા હોય તેમ, હિંદના કહેવાતા પ્રતિનિધિઓ વફાદારીનાં ગુણગાન ગાતા હતા. રાષ્ટ્રભાવનાથી ભરેલા સાંસ્થાનિક રાજપુરુષોની એ મંડળીમા હિંદના એક વફાદાર પ્રતિનિધિ વફાદારીના ઉત્સાહના આવેશથી ફૂલાઈને એક વખત એટલે સુધી બોલી ઊઠેલા કે 'I am proud to declare that my Country (India) makes the Empire Imperial.' (એ શબ્દો હિંદના વિખ્યાત લિબરલ આગેવાન સર તેજ બહાદુર સપ્રુએ ૧૯૨૩મા લંડનમાં મળેલી સામ્રાજ્ય પરિષદમા ઉચ્ચારેલા!)

૧૯૨૬ની શાહી પરિષદમાં છેવટે એમણે સામ્રાજ્યમાં સંસ્થાનોના સ્વતંત્ર રાષ્ટ્રો તરીકેના પોતાના દરજ્જાની સ્પષ્ટ વ્યાખ્યા ઘડીને બ્રિટિશ મુત્સદ્દીઓ પાસે કબૂલ રખાવી. બાલ્ફર જાહેરનામાની એ વ્યાખ્યા પ્રમાણે બધાં સાંસ્થાનિક રાષ્ટ્રો "સામ્રાજ્યની અંદર સ્વતંત્ર રાષ્ટ્રો તરીકે, દરજ્જામાં સમાન, પોતાના આંતરિક કે બાહ્ય કારભારની કોઈ પણ બાજુએ કોઈ એક બીજાને કોઈ પણ રીતે અધીન નહિ હોય, જો કે તાજ સાથે બધા સામાન્ય વફાદારીથી સંયુક્ત હોઈ બ્રિટિશ કૉમનવેલ્થ ઑફ નેશન્સમાં સમાન ભાગીદાર સભ્યો તરીકે બધાં સ્વતંત્ર રીતે જોડાયાં હોય." (૧૯૩૧ના સ્ટેચ્યુટ ઑફ વેસ્ટમિન્સ્ટરથી સંસ્થાનોની રાજકીય–Political–સ્વતંત્રતા કાયદેસરની–Legal–થઈ.)

૧૯૨૬ અને ૧૯૩૦ ની શાહી પરિષદો આંતરરાષ્ટ્રીય સલામતી ને સ્થિરતાના વાતાવરણમાં મળેલી. ત્યાર પછી ૧૯૩૭ની છેક હમણાં મળેલી પરિષદ દરમ્યાન આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ખૂબ બદલાઈ ને ભયાનક સ્વરૂપ ધારણ કરી રહી છે. આજે બ્રિટન સમક્ષ વિકટ આંતરરાષ્ટ્રીય પ્રશ્નો વણઉકલ્યા પડ્યા છે. બ્રિટિશ પ્રભુત્વને પડકારતાં ને જોખમમાં મૂકતાં જર્મન, ઈટાલિયન ને જાપાનીઝ ફાસિસ્ટ રાષ્ટ્રો એક સૂત્રે ગંઠાઈ ગયાં છે.

પાસિફિકમાં જાપાન સામે, ભૂમધ્ય સમુદ્રમાં ઈટલી સામે અને ઉત્તર સમુદ્રમાં જર્મની સામે બ્રિટિશ નૌકાસૈન્યને બાઝવું પડશે એ સ્થિતિ દિવસે દિવસે વધુ સ્પષ્ટ થતી જાય છે. બ્રિટિશ પરદેશનીતિ ત્રિવિધ ફાસિસ્ટ રાષ્ટ્રોના દીર્ઘ ને વ્યાપક ચક્રાવાના 'કૉર્ડન'માં ઘેરાતી જાય છે. બ્રિટનનું ગત મહાયુદ્ધનું મિત્ર મહાબળવાન રાષ્ટ્ર યુ. એસ. એ. પ્રે. રૂઝવેલ્ટ અને એના કુશળ પરદેશમંત્રી કોરડેલ હલની સંયુક્ત પરદેશનીતિ પ્રમાણે યુરોપિયન પ્રશ્નોનાં ઘેરાં જાળાંમાં સંડોવાવા નથી માગતું. સંસ્થાન અને સામ્રાજ્યનું એક ઘટક, કૅનેડા પણ સામિપ્ય ને હિતોની સમાંતરતાને કારણે બ્રિટિશ પરદેશનીતિથી છૂટું પડી રૂઝવેલ્ટની પરદેશનીતિ સાથે સંકળાતું જાય છે.

ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલાંડ પાસિફિક ને હિંદી મહાસાગરમાં આવતાં સામ્રાજ્યનાં ઘટકો છે. જાપાનની આક્રમણકારી પ્રાદેશિક વિકાસની મુરાદે એ બંને દેશોના બ્રિટન તરફના વલણમાં ૧૯૩૦ પછી મોટો ફેરફાર કર્યો છે. વધતા જતા જાપાનીઝ લશ્કરી, હવાઈ ને નૌકાબળનો સામનો કરી પોતાનું રક્ષણ કરવા દૂર પડેલું બ્રિટન શક્તિમાન નથી થવાનું એ ભાન બંને દેશોને થઈ ચૂક્યું છે. આ ઉપરાંત યુરોપીય ગૂંચવણમાં ગળાડૂબ ખૂંપેલા, અને દૂર પાસિફિકમાં જાપાન જેવા બળવાન શત્રુ સાથે સામનો કરવાની અનિચ્છા ધરાવતા બ્રિટનમાં ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલાંડને શંકા પેદા થઈ છે. આને લીધે પાસિફિકમાં જાપાન વિરોધી હિતસંબંધો ધરાવનાર સમૃદ્ધ ને શક્તિશાળી યુ. એસ. એ. સાથે બંને દેશોની પરદેશનીતિ એકતા માટે પ્રયાસ કરી રહી છે. બ્રિટને વ્હોરી આણેલી કોઈ યુરોપીય લડાઈમાં સહેજે પોતાને જોડાવું પડે એ સ્થિતિ દક્ષિણ આફ્રિકાને પણ કબૂલ નથી.[1]

૧ દક્ષિણ આફ્રિકાના બચાવ ખાતાના પ્રધાન મિ. પીરોએ ૧૯૩૫માં જાહેર કર્યું હતું કે સામ્રાજ્યના રક્ષણની કોઈ મોટી યોજનામાં દક્ષિણ આફ્રિકા ભાગ લેશે નહિ. ઇંગ્લેંડ લડાઈમાં ઊતર્યું હોય તોયે તે દરિયાપારની લડાઈમાં ભાગ લેશે નહિ "જો યુનિયન સરકાર મૂર્ખાઈથી દક્ષિણ આફ્રિકાને દરિયાપારની લડાઈમાં સંડોવે તો દેશમાં મોટાં રમખાણો ને કદાચ યાદવી પણ થાય." વડા પ્રધાન જનરલ હર્ટઝોગે પણ આ નિવેદનને ટેકો આપી જણાવ્યું હતું કે એમાં યુનિયન સરકારની નીતિ બરાબર સ્પષ્ટ કરવામાં આવી છે.

હિંદ સિવાય બધાં શાહી ઘટકો હવે પોતાની પરદેશનીતિ સ્વતંત્રપણે ઘડતાં હોવાથી બ્રિટિશ પરદેશનીતિ સાથે એનો મેળ બેસતો નથી. કારણ કે બ્રિટન યુરોપના તોફાનકેન્દ્ર —Storm-centre—સાથે સંકળાયેલું છે, જ્યારે વિશિષ્ટ ભૌગોલિક સ્થિતિને કારણે સંસ્થાનો યુરોપીય રાષ્ટ્રોના યુરોપીય તોફાનકેન્દ્રોથી દૂર પડેલાં છે. આને લીધે યુરોપીય દાવાનળથી એઓ બચેલાં હોઈ (ભૌગોલિક દૂરત્વને કારણે) બ્રિટનને માટે આધુનિક યુદ્ધના ગંજાવર જોખમમાં ઊતરવા એઓ તૈયાર નથી. સાંસ્થાનિક રાજપુરુષોએ વારંવાર એ સ્થિતિ સ્પષ્ટપણે જાહેર કરી દીધી છે. (૧૯૨૫ના લોકાર્નો કરાર ઉપર બ્રિટન સાથે સહી કરવાની સંસ્થાનોએ ના પાડવાનું પણ આ જ કારણ હતું.)

૧૯૨૬ પછી સ્પષ્ટપણે બ્રિટન અને યુરોપથી અલગ રીતે સંસ્થાનો પોતાની આર્થિક તેમજ પરદેશનીતિ ઘડતાં ગયાં છે. આ સ્થિતિ અને સંસ્થાનોના બ્રિટન તરફના વલણમાં મુખ્યપણે ૧૯૩૬ ની સાલ સુધી કંઈ ફેરફાર નહોતો થયો; પરંતુ ૧૯૩૧ પછી જાપાને ચીન ઉપર ચડાઈ ચાલુ કરી ૧૯૩૫ સુધીમાં ચીનના મહત્ત્વના પ્રદેશો કબજે કરી અને વિરાટ પાયા ઉપર શસ્ત્રીકરણ શરૂ કરી ૧૯૨૨ના વૉશિંગ્ટન નૌકાકરાર તોડી નાખી પાસિફિકના આંતરરાષ્ટ્રીય રાજકારણની સમતુલા તોડી નાખ્યા પછી એમાં મહત્ત્વના ફેરફાર થવા લાગ્યા છે.

જર્મનીમાં હિટલર સત્તામાં આવ્યા પછી એણે શસ્ત્રીકરણ શરૂ કર્યું. આને લીધે ફ્રાન્સે યુરોપીય સત્તાની સમતુલા જાળવી રાખી હતી એ તૂટી પડી. કોઈ પણ બે મહાન યુરોપીય રાષ્ટ્રોના સરવાળા જેટલું હવાઈ બળ એકલું જર્મન (Two Power standard of German Air Force) પાસે હોય એ લાઈન ઉપર જર્મન હવાઈ કાફલો રચવાનું શરૂ કરીને હિટલરે યુરોપમાં મહાભય ઊભો કર્યો. આ ઉપરાંત ઉત્તર સમુદ્રમાં જર્મન નૌકાબળ વધારીને બ્રિટિશ નૌકાબળને એણે પડકાર્યું. બીજી બાજુ ભૂમધ્ય સમુદ્રમાં વિરાટ નૌકાદળ જમાવી મુસોલિનીએ ભૂમધ્ય સમુદ્રમાં સત્તાતુલા તોડી નાખી. આમ પાસિફિક, ભૂમધ્ય સમુદ્ર અને ઉત્તર સમુદ્ર, જે બ્રિટિશ હિતસંબંધોને બ્રિટિશ સામ્રાજ્યના ધોરી વાટ (Main arterial road બ્રિ. પરદેશમંત્રી મિ. એડનના શબ્દો)માં ૧૯૩૫માં ત્રણ નવા બળવાન્ શત્રુઓ દેખાયા. બ્રિટિશ પરદેશ ખાતાને બ્રિટિશ સામ્રાજ્યના ધોરી વાટે ઊભા થતા ત્રણ ફાસિસ્ટ આક્રમણકારી સામ્રાજ્યવાદી રાષ્ટ્ર–શત્રુઓનું ભાન ૧૯૩૫ પહેલાં થયું હતું કે નહિ એ કહી શકાય એમ નથી; પણ ઇટાલો–એબિસીનિયન યુદ્ધ પછી ૧૯૩૬ના ઑક્ટોબર માસમાં પોતાની પરદેશનીતિ સ્પષ્ટ કરતું મુસોલિનીએ જે ભાષણ કર્યું હતું એ વખતે ભૂમધ્ય સમુદ્રમાં ઇટલી બ્રિટનનું ભાવિ દુશ્મન હોવાની સ્પષ્ટતા માલમ પડી. ત્યાર પછી ડીસેમ્બરમાં જર્મન–જાપાનીઝ લડાયક મૈત્રીની જાહેરાત થઈ. મને લાગે છે કે બ્રિટિશ સામ્રાજ્યના કોઈ પણ કાળે એટલી જોખમી ને નાજૂક ઘડી નહિ શરૂ થઈ હોય, જેટલી મુસોલિનીના ઑક્ટોબર ભાષણ અને જર્મન–જાપાનીઝ લડાયક મૈત્રીની ડીસેમ્બરની જાહેરાતથી થઈ છે. મુસોલિનીના ભાષણ પછી થોડા જ માસમાં જર્મન–જાપાનીઝ સંયોગીકરણ બહાર આવ્યું. એમાં મુસોલિનીએ પણ સંમતિ આપી. મુસોલિનીના ભાષણથી રોમ–બર્લિન ધૂરાની જાહેરાત તો થઈ જ ચૂકી હતી; હવે ડીસેમ્બરની જર્મન–જાપાનીઝ મૈત્રીસંધિથી બર્લિન–ટોકિયો ધૂરાની જાહેરાત થઈ. આમ બર્લિન–રોમ–ટોકિયો ધૂરા

૧૯૩૬ને અંતે જગતના રાજકારણમાં ઉઘાડી રીતે અસ્તિત્વમાં આવી, ને જગત-રાજકારણમાં અનેક પ્રશ્નો ને જુદાં જુદાં રાષ્ટ્રોના સંધાનવિગ્રહનો નવો પીંડો કરતો મૂકયો.

યુરોપમાં ઉત્તર સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, હિંદી મહાસાગર ને છેક એશિયાના પૂર્વ અંત પાસિફિક સુધી બ્રિટિશ સામ્રાજ્યને કોર્ડન કરી લેવાનો એ નુસખો હતો. બીજા કોઈ અણધાર્યા ફેરફાર ન થાય તો ભાવિ યુદ્ધમાં બ્રિટિશ નૌકાબળને દશ હજાર માઈલની લંબાઈમાં ત્રણ ઠેકાણે વિભક્ત સામનો કરવો પડશે. ઉત્તર સમુદ્રમાં જર્મની સામે, ભૂમધ્યમાં અને આફ્રિકાને કિનારે હિંદી મહાસાગરમાં ઇટલી સામે, અને પાસિફિકમાં જાપાન સામે. બ્રિટિશ નૌકાદળને લાંબા અંતરની વિકટ ચુંગાલમાં પકડી એને ત્રણ મોરચામાં વિભક્ત કરીને ભાવિ યુદ્ધમાં સામનો કરવાનો ત્રણ ફાસિસ્ટ સામ્રાજ્યાકાંક્ષી રાજ્યોનો આ એક મહાવ્યૂહ છે. મુત્સદ્દીગીરીપ્રવીણ બ્રિટિશ પરદેશનીતિ આવા જોખમી મામલામાં ભૂતકાળમાં કદિ નહિ ઘેરાઈ હોય. આજે ઉપર ઉપરથી ભલે શાંત લાગતાં હોય પણ આ ત્રણ નવા ફાસિસ્ટ શત્રુઓ બ્રિટિશ સામ્રાજ્યનું નવી જાતનું ભાવિ નિર્માણ કરી રહ્યાં છે એમાં મને શંકા નથી. ફાસિસ્ટ કાવત્રાંખોર રાષ્ટ્રોના ષડ્યંત્રના રસાયણમાં બ્રિટનનું શાહી ભાવિ અદશ્ય ( Decompose ) થઈ રહ્યું છે.

આ નવી પરિસ્થિતિને લીધે શાહી પરિષદની પ્રધાન કાર્યવાહિ ૧૯૨૬ ને ૧૯૩૦ની પરિષદોની માફક સંસ્થાનોનો રાજકીય દરજ્જો નક્કી કરવામાં કે ઓટાવા પરિષદની માફક શાહીપસંદગીપ્રધાન જગાત નાખવાના આર્થિક કાર્યક્રમપ્રધાન નહિ પણ સામ્રાજ્યના નવા ભય સામે બચાવની શી વ્યવસ્થા કરવી એની મંત્રણાપ્રધાન બની રહી છે. કારણ, આજે બ્રિટનને માટે રાજકારણ કે અર્થનો પ્રધાન સવાલ નથી, પણ પ્રધાન સવાલ છે નવી કોર્ડનમાંથી જીવતા નીકળવાના જીવનમરણનો.

કોઈ પણ રીતે આજે બ્રિટિશ પરદેશખાતું નવા વિગ્રહમાં પોતાના ભેરુઓ નક્કી કરી રહ્યું છે. વર્સેલ્સ સંધિ પરિવર્તન વિરોધી (Anti-revisionist group of Nations) ફ્રાન્સ, સોવિયેટ યુનિયન, બેલ્જિયમ, ચેકો-સ્લોવેકિયા, પોલેંડ વગેરે રાષ્ટ્રો સંબંધેની બ્રિટનની પરદેશનીતિમાં છેલ્લા વર્ષમાં ભારે મહત્ત્વનો ફેરફાર થઈ રહ્યો છે. સામ્રાજ્યનાં સંસ્થાનો પ્રત્યેની એની તાણ પણ ખૂબ વધી પડી છે. બચાવ માટેના નવા ગંજાવર ખર્ચમાં બ્રિટિશ રાજપુરુષો સંસ્થાનોને ફાળો આપવા વિનવી રહ્યા છે. કારણમાં એઓ જાહેર કરે છે કે બ્રિટને સામ્રાજ્યના બચાવ માટે આટલો મોટો લશ્કરી ખર્ચ શરૂ કર્યો છે માટે સંસ્થાનોએ એમાં ફાળો આપવો જોઈએ, કારણ કે બ્રિટનના લશ્કરી બળથી સામ્રાજ્યના સંસ્થાનોને પણ રક્ષણ મળશે. સામ્રાજ્યના કહેવાતા બચાવ માટે લશ્કરી બાજુએ બ્રિટન વ્યાપક ને ઝડપી લશ્કરીકરણ કરવા માગે છે અને શાહી બાજુએ પોતાની એ લશ્કરીકરણની નીતિ સાથે સંસ્થાનોને બાંધવા માગે છે. એટલે કે સંરક્ષણ ખર્ચમાં એમનો ભાગ અને નવા યુદ્ધમાં એમનો લશ્કરી સહકાર સર કરવાનો શાહી પરિષદનો પ્રધાન હેતુ છે. માટે જ પરિષદનો શાહી હેતુ પ્રગટ કરતાં વિન્સ્ટન ચર્ચીલે લખ્યું છે કે "શાહી પરિષદનું સમસ્ત મહત્ત્વ સંરક્ષણના જ પ્રશ્ન ઉપર ફરી વળે છે" ('ઇવનીંગ સ્ટાન્ડર્ડ' મે, ૧૩મી. ચર્ચીલનો લેખ: 'ડીફેન્ડીંગ ધ એમ્પાયર').

'લંડન ટાઈમ્સ' પણ પરિષદના હેતુને પ્રગટ કરતા બ્રિટનની નાજુક સ્થિતિ અને વર્તમાન યુદ્ધની આગાહી કરતી યુરોપીય રાજકારણની હવાનો બરોબર ખ્યાલ આપે છે. ૧૪મી મેના અગ્રલેખમા એ શાહી પત્ર લખે છે કે —

> "પરરાષ્ટ્રીય રાજકારોબાર, અને (સામ્રાજ્યનો) બચાવ એ વસ્તુઓ શાહી પરિષદની મંત્રણાઓમા પ્રધાનભાગ ભજવ્યા વિના રહેવાના નથી પરિસ્થિતિ ૧૯૧૧ ની યાદ આપે છે જ્યારે આંતરરાષ્ટ્રીય મંડળોની ખેંચતાણે જગતશાંતિને બીવરાવતા ભયોનો સામનો કરવાના પગલા લેવાની બ્રિટિશ સરકારને ફરજ પાડી હતી આ વરસે પણ ત્યારના જેવી જ પરિસ્થિતિ સમાલોચના અને એની અંદર આવતા પ્રશ્નોનું એવુ જ પરીક્ષણ થશે"

આમ મહાયુદ્ધ શરૂ થયા પહેલાના બેચ્યાર વરસોના જેવી ઉદ્દામ ને નિરાશાભરી આંતરરાષ્ટ્રીય રાજકીય પરિસ્થિતિની રંગભૂમિ કોઈ મહાપ્રલયકારી યુદ્ધના કરુણ નાટક માટે આજે સજાઈ રહી છે એનું ભાન બ્રિટિશ શાહીવાદીઓને થઈ રહ્યુ છે એને અટકાવવાની એમની અને એમની રાષ્ટ્રીય સરકારની તાકાત નથી શસ્ત્રીકરણ પાછળ આવતા પાચ વર્ષમા દોઢ અબજ પૌંડ ખર્ચવા ને એમ કરીને વિનાશની હોળીનો ભડકો વધારે વ્યાપક વિનાશી કરવા સિવાય એમની પાસે બીજો રસ્તો નથી સામ્રાજ્યવાદ ને રાષ્ટ્રીય સરકારની આ રાજાવર કિંમત બ્રિટિશ પ્રજા આજે ભરી રહી છે આજે જેની કિંમત નાણા મારફત ભરપાઈ થઈ રહી છે એની જ અધૂરી રહેલી કિંમત માનવસંહાર મારફત અડધા દાયકામા બ્રિટનને ભરવી પડશે એના કરુણ ભાનને લીધે જ નિવૃત્ત થતા વડા પ્રધાન મિ બાલ્ડવીને સામ્રાજ્યના જુવાનોની મેદની સમક્ષ ભગ્નાશાભર્યું પ્રવચન કર્યું હતું

પોતે ઊભા કરેલા સામ્રાજ્યવાદના કળણમા બ્રિટન ભરાઈ પડ્યુ છે એમાથી નીકળવાના હવે પછીના પ્રયત્નો એ કળણમા વધારે ને વધારે ઊંડે એને ખૂંપાવી જાય તો નવાઈ નહિ શાહી પરિષદ પણ આવો જ એક પછડાટ છે

ફાસિસ્ટ રાષ્ટ્રોની કોન્ફરન્સની જાહેરાત થયા પછી યુરોપીય રાજકારણનુ નાવ ખડકો ને ખરાબાઓની આંધીઘૂટીમા ભરાતું જ ગયુ છે ફ્રાન્સ અને બ્રિટને યુદ્ધને અંતે પડાવી લીધેલો પ્રદેશ અને એ પહેલાના એમણે જીતેલા પ્રદેશો પાછા મેળવવા માટે બર્લિન-રોમ-ટોકિયો ધૂંસરવાળા રાષ્ટ્રો ભેગા થઈ ગયા છે એ હેતુસિદ્ધિ માટેની એમની છૂપી પણ વિસ્તૃત તૈયારી આજે ચોક્કસપણે ચાલી રહી છે એટલું જ નહિ, પણ ફાસિસ્ટ વિજયને અંતે પોતે ક્યા ક્યા પ્રદેશોમા ફાવવુ એની પણ એમણે ગોઠવણ કરી લીધી છે પાસિફિકમા જાપાન, ભૂમધ્યમા ઈટલી અને ઉત્તર સમુદ્ર મારફત યુરોપમા અને થોડે અંશે એશિયા ને આફ્રિકામા જર્મની વિસ્તરે એવી પૂર્વવ્યવસ્થા પણ એ ત્રણે રાષ્ટ્રો વચ્ચે અંદરખાનેથી થઈ હોય એવુ લાગે છે લડાઈ વખતે પોતાનો આર્થિક બહિષ્કાર થતા જરી મુશ્કેલી ઊભી થાય ને એને લીધે ગત યુદ્ધમા જર્મનીને જેમ ભાગી જવુ પડ્યુ હતુ તેમ પાછુ ન થાય એટલા માટે એ ત્રણે રાષ્ટ્રો પોતાને જોઈતી બધી વસ્તુઓ માટે બહિષ્કાર કરનાર રાષ્ટ્રોમાથી આવતી ચીજોની પોતાના રાષ્ટ્રોમા જ વ્યવસ્થા કરવા, ત્રણેનો એક આર્થિક બ્લોક રચી રહ્યા છે.

ચોમેર ઘેરાયેલા રાની પ્રાણીના જેવી બ્રિટનની સ્થિતિ થતી જાય છે. ગભરામણમાં નીકળવાનો રસ્તો ન મળતાં, એ કોઈના ઉપર કૂદી પડશે એમાં પણ શંકા નથી. પોતાને ઘેરવા મથતાં ફાસિસ્ટ રાષ્ટ્રોને ઘેરવાના પ્રયત્ન કરવા પાછળ આ વરસે બ્રિટિશ મુત્સદ્દીગીરી કામે લાગી ગઈ છે. શાહી પરિષદ મારફત સંસ્થાનોને પોતાની સાથે લઈ પોતાનો જુમલો જોરાવર બનાવવાના એના પ્રયત્નને શાહી પરિષદમાં સફળતા મળે એમ દેખાતું નથી. છતાં ઇટલી અને જર્મની સાથે આફ્રિકામાં હમણાં હમણાં દક્ષિણ આફ્રિકાનું ઘર્ષણ વધતું જવાને કારણે એ સંસ્થાન, અને પાસિફિકમાં જાપાનની બીક વધવાને કારણે ન્યૂઝીલાંડ અને ઑસ્ટ્રેલિયા બ્રિટનની નજીક જાય પણ ખરાં.

પરંતુ આવી શાહી પરિષદોમાં હિંદનું શું સ્થાન છે? સામ્રાજ્યમાં હિંદનો દરજ્જો કયો? હિંદનું કંઈ સ્થાન ને દરજ્જો હોય તો તે તાબાના અને ખંડિયા રાષ્ટ્રનો છે. સંસ્થાનો પ્રત્યે આજે બ્રિટનની ગરજ અનેક ગણી વધી ગઈ છે. પણ હિંદને વિશે એવી કોઈ સ્થિતિ નથી. સર ઝફરુલ્લાખાન ને ના. સયાજીરાવ જેવા પ્રતિનિધિઓ હિંદ (કે હિંદ ઉપરની સરકાર તરફથી) તરફથી શાહી પરિષદમાં ગયા છે. તો પછી નવી અથડામણોમાં હિંદના સહકાર વિશે જરા પણ શંકા લાવવાનું બ્રિટનને કારણ શું?



## ઇચ્છિત

બાલમુકુન્દ દવે

ભૂકકા થઈ ભાવિની ભવ્ય કલ્પના
કરચો તીણી તે ઉર કોરતી આ;
આ જિન્દગીમાં સુખ શાન્તિ હોવાં
રહ્યાં ન મારે સ્વપને ય સેવવાં!

એ વાંચ્છનાની વણપુરી ઝંખના
પુરી થશે તે દિ હશે ન વાંચ્છના;
ને! સિદ્ધ થાશે મમ સ્વપ્ન સેવના
ઉડી જશે તે દિ રસાર્દ્ર કલ્પના!

મળશે મને ઈચ્છિત તે દિ જ્યારે
મળ્યું ન વા એ સહુ એક ત્યારે!



## ચમ રહીએ –

સંપાદક : સોમાલાલ ભાવસાર

ચમ રહીએ ગરૂ વિના ચમ રહીએ.
કૂવાને કાંઠે ચાર શાધુડાં આયાં
ખૂનબાન આલો પાંણી—ગરૂ વિના૦ ૧
ઘડો ડુબાડું મારી રાશ ના પ્હોંચે
ચમ કરી પાંણી કાઢું—ગરૂ વિના૦ ૨
ચીર સાંધીને મીરે પાણીડાં કાઢયાં
લ્યો, લ્યો, શાધુડિયાં પાંણી—ગરૂ વિના૦ ૩
નુગરનાં પાંણી મારે કાંમ ન આવે
સુગરાં પાંણી લઈએ—ગરૂ વિના૦ ૪
કૂવાને પનઘટ પાઠ પૂરાયા
ગરુજીએ દરશન દીધાં—ગરૂ વિના૦ ૫
પાંણી ભરીને મીરાં ઘેર પધાર્યાં
નાંના દિયરિયે દીઠાં—ગરૂ વિના૦ ૬
કંઠી તોડો તો મારા ઘરમાં પેહો
ઝાંપે ઝૂંપડાં બાંધો—ગરૂ વિના૦ ૭
કંઠી ના તોડું તારા ઘરમાં ના પેહું
ઝાંપે ઝૂંપડાં બાંધુ—ગરૂ વિના૦ ૮
ખોળો વાળીને મીરાં વાડી પધાર્યાં
વેણી તાંદલજાની ભાજી—ગરૂ વિના૦ ૯
કાચા વાસણમાં ભાજીયો રાંધી
બન ગઈ શીરા પૂરી—ગરૂ વિના૦ ૧૦
સર્વે સંતોને શીરા ને પૂરી
ગરુજીને શેવ સુંવાળી—ગરૂ વિના૦ ૧૧
ચમ રહીએ ગરૂ વિના, ચમ રહીએ.

❧

મહાન સ્વીડિશ લેખિકા

# સેલ્મા લેગરલૉફ

કૃષ્ણવદન જેટલી

આજ સુધીમાં વિશ્વવિખ્યાત સાહિત્યનું નોબેલ ઈનામ જીતનારાઓમાં ત્રણ મહિલાઓનાં નામ આવ્યાં છે. સ્વીડિશ લેખિકા સેલ્મા લેગરલૉફ (૧૯૦૯માં) નોબેલ ઈનામ જીતનાર પ્રથમ મહિલા છે. ત્યાર બાદ ૧૯૨૬માં ઈટાલિયન લેખિકા ગ્રેઝીઆ દેલેદ્દા અને ૧૯૨૮માં નોર્વેજિયન લેખિકા સિગરીડ ઉન્સેટ (Sigrid Undset) આ મહાન ઈનામ જીતી સાહિત્યસ્વામિનીઓનું બિરુદ પામી છે. સેલ્મા લેગરલૉફ સ્વીડિશ સાહિત્યની એકેડેમીના સભ્ય તરીકે ચૂંટાનાર પહેલી મહિલા હતી. ૧૯૧૪માં તેને આ માન મળ્યું.

સેલ્મા લેગરલૉફનો જન્મ ૧૮૫૮ના નવેમ્બરની ૨૦મીએ વાર્મલૅંડમાં આવેલા મારબેકમાં થયો હતો. તે જમીનદાર વર્ગમાં જન્મી હતી. તે બીજાં બાળકો માફક ખેતરોમાં દોડવા અશક્ત હતી એટલે ઘરના ખૂણામાં બેસી ઘરડાંઓ પાસેથી વાર્તાઓ સાંભળતી અને વાર્તાનાં પુસ્તકો વાંચી કલ્પનાપ્રદેશમાં વિહરતી. તેનાં માબાપ સાહિત્યના શોખીન હતાં. તેથી તેઓ સેલ્માને વાંચવા માટે સુંદર વાર્તાઓનાં પુસ્તકો લાવી આપતાં.

નવ વર્ષની વયે તે તેના કાકાના કુટુંબ સાથે શિયાળો ગાળવા સ્ટૉકહોમ ગઈ. શહેરના પથ્થર જડેલા રસ્તાઓ અને મોટાં મકાનો વચ્ચેનું રુંધાએલું જીવન તેને અગવડભર્યું લાગતું. તેના આ જીવનનું વર્ણન તેણે *Men and Trolls* નામના નિબંધસંગ્રહના 'Two Predictions' નામના નિબંધમાં કર્યું છે. તે કહે છે: 'શહેરના સ્વચ્છ અને ચપળ બાળકોમાં હું ગામડિયા ભાષા બોલતી ત્યારે મૂર્ખ જેવી લાગતી. છતાં હું રહેતી તે જૂના મકાનમાં અવર્ણનીય મજા આવતી હતી. મારા કાકા પાસે વૉલ્ટર સ્કૉટની નવલકથાઓથી ભરેલું કબાટ હતું. વળી પાછું નાટક જોવા જવાનું!' તે ડોસી સાથે નાટક જોવા જતી અને નાટક ચાલતું એટલો વખત ઊભી રહેતી. વસંતમાં તે ઘેર પાછી ફરતી અને નિશાળમાં રજા હોય તે દિવસે તેના ભાઈઓ અને તેની બહેનો સાથે 'ખેલખેલ' રમતી. તે નાટકની નાયિકાનો અને સફેદ વાળવાળા બુઢ્ઢાનો પાઠ એકસામટો ભજવતી અને બુઢ્ઢાના પાઠ વખતે તેના લાંબા સોનેરી વાળ બુઢ્ઢાના વાળ જેમ નકલ કરી ગોઠવતી. કુટુંબનાં માણસો આ બાલનાટકનાં પ્રેક્ષકો બની બાળકોના આનંદમાં વૃદ્ધિ કરતાં.

૧૮૮૨માં તે સ્ટૉકહોમમાં શિક્ષકોના મહાવિદ્યાલયમાં દાખલ થઈ. અહીં તેણે ત્રણ વર્ષ સુધી અભ્યાસ કર્યો. રજાના દિવસો તે વાર્મલૅંડમાં ગાળતી. ફ્રાયકન સરોવરને કાંઠે સન ગામમાં રહી તે પ્રકૃતિનાં ગૂઢ રહસ્યો ઉકેલતાં, તેની લીલાનું દર્શન કરતાં ચિંતનમગ્ન બની જતી. તેને ગામ વિષેની પ્રચલિત દંતકથાઓમાં તથા ઐતિહાસિક વાર્તાઓમાં અત્યંત રસ પડતો. તેની શ્રેષ્ઠ નવલકથા *Gosta Berling Saga*નું વાતાવરણ આ સ્થળનું જ છે.

અભ્યાસ પૂરો કરી તે લેન્ડ્સ ક્રોનાની કન્યાશાળામાં શિક્ષિકા થઈ અહીં ફાજલ સમયમાં તેનો સાહિત્યસેવા કરવાનો વિચાર હતો તેણે કેટલાક સૉનેટો અને બાલવાર્તાઓ લખ્યાં અને સ્વીડિશ માસિકોમાં તે છપાયાં ૧૮૯૦માં તેણે સામયિક પત્રમાં જાહેર થયેલું ઇનામ મેળવ્યું ૧૮૯૫ પછી તેણે પોતાનું જીવન સાહિત્યસેવામાં જ ગાળ્યું છે

૧૮૯૧માં તેની મહાન કૃતિ *Gosta Berling Saga* પ્રસિદ્ધ થઈ ગોસ્ટા બરલિંગ એક બહિષ્કૃત થયેલો સાધુ છે આ બાવાજી આપઘાત કરવા યત્ન કરે છે, એટલામાં એકેબીની શેઠાણી તેને બચાવે છે આ શેઠાણીનું પાત્ર અદ્ભુત છે તેના હાથ કોલસાથી કાળા થયેલા છે તેના મોમાં માટીની ચલમ છે તેણે ઘેટાના ચામડાનું જાકીટ પહેર્યું છે અને હાથે વણેલો પટાદાર ઘાઘરો પહેર્યો છે તેના પગમાં ડામર લગાડેલા જોડા છે અને છાતીમાં ખંજર છુપાવ્યું છે આ અદ્ભુત સ્ત્રી કહે છે 'હું એક આંગળી ઊંચી કરું તો ગવર્નર ખડો થાય, બે આંગળીઓ હલાવું તો વડો પાદરી હાજર થાય, અને ત્રણ આંગળીથી તો હું આખી ખાણના લોકો, તેના મુકાદમો અને શેઠોને નચાવું'

આ રંગીલા બાવાજી કવિ છે અને દસ હજાર ચુંબનો અને તેર હજાર પ્રેમપત્રોની મિલ્કત ધરાવે છે ગોસ્ટાને લઈ શેઠાણી એકેબીના વિશાળ ઘરમાં આવે છે આ ઘરમાં કેટલાયે મસ્તિયાઓ લહેર ઉડાવે છે ગોસ્ટા બર્લિંગ વીર્યવાન માણસ છે, છતાં કેટલીક વખત તે હતાશ થઈ જાય છે તે શરાબનો ભક્ત છે, છતાં વીર છે, દાદો છે, છતાં ઉદાર અને આત્મબલિદાન આપવા તત્પર છે ખરાબ અને સારા તત્ત્વોનો એ મોટો ખજાનો છે નાતાલની મઝે આ સ્ત્રીને આશ્રયે રહેનાર મસ્તિયાઓ લુહારને ત્યાં મસ્તી કરતા હોય છે ત્યાં તેમને લુહારની ધમણમાંથી શીંગડાં અને ખરીવાળો શેતાન દેખાય છે તે તેમની શેઠાણીએ પાપ ધોવા માટે તેની સાથે કરેલું કાવતરું ખુલ્લું પાડે છે તે સાંભળીને આ શરમહીન, હીચકારા, બેવફા, દંભી ભડવીરો તેમની શેઠાણીને મારી કાઢી મૂકે છે. ગોસ્ટા બર્લિંગ પણ આ ચૂપચાપ જોયા કરે છે!

એક વર્ષ સુધી આ હરામીઓ શેઠાણીની સાત જગ્યાની મિલ્કતની ફાવે તેમ વ્યવસ્થા કરે છે અને સારા માલમાં તોફાની જીવન વીતાવે છે 'કેમ એકેબીમાં શું ચાલે છે?' એવું લોકો પૂછે છે ત્યારે કવિ ગોસ્ટા જવાબ દે છે 'ત્યાં તો ચીકણાં ભીડે છે દારૂના ત્યાં સાગર હલવાય છે અને ખેતરોમાં સોનું પાકે છે તેનાથી અમે અમારું દુઃખ છુપાવીએ છીએ લાકડાં કાપી અમે વર્ષગૃહો અને કુંજગારો બાંધીએ છીએ!'

મસ્તિયાઓ આમ નાચતા કૂદતા મઝા માણતા હોય છે ત્યાં તો સાતે જગ્યાની મિલ્કત ફના થઈ જાય છે તેની શેઠાણી ભીખ માગતી ફરે છે મનોહર મેરિયન સિંકલેર, ઝાડુવાળી એબા ડેહના, આના વગેરે અનેક યુવતીઓ ગોસ્ટા બર્લિંગના વ્યક્તિત્વથી અંજાઈ તેના પ્રેમમાં પડે છે કાઉન્ટેસ ઇલિઝાબેથ પણ કચવાતે હૃદયે ઘર તથા પોતાના નમાલા પતિને છોડી, કવિના પ્રેમમાં પાગલ થઈ, તેની પાછળ પ્રેમની જોગણ બને છે. પતિ અને ઘરથી વિખૂટી થયેલી એ સ્ત્રીને એકેબીમાં આશ્રય મળે છે અહીં તે ગોસ્ટા પાસે બલિદાન માગે છે અને તેનું જીવનપરિવર્તન થાય છે તે ગોસ્ટા સાથે લગ્ન કરે છે અને તેની અસરથી ગોસ્ટાનો ઉદ્ધાર થાય છે એકેબીનું ગૃહ બંધાવવામાં આવે છે, શેતાનનો કરાર રદ થાય છે અને કાઉન્ટેસ તથા ગોસ્ટા ત્યાગમય સુંદર જીવનને આલિંગે છે જૂની શેઠાણી ઘેર પાછી ફરે છે અને

મૃત્યુ પામે છે. તેના મૂળ પાપને કારણે વિનાશક દેવતા તેનો પીછો પકડે છે પણ આખરે વાદળાં વિખેરાઈ જાય છે અને તિમિરનો નાશ થઈ પ્રકાશ ફેલાય છે.

આ નવલકથા સેલ્મા લેગરલોફની અમરકૃતિ ગણાય છે અને તે જ તેની કીર્તિનો પાયો છે. અહીં તેની કલ્પનાના ભંડારનાં અમૂલાં રત્નો દરેક પૃષ્ટે ઝળકયાં કરે છે. તેની જન્મભૂમિની દંતકથાઓમાંનો ગોસ્ટા આ મહાકાવ્ય સમી નવલકથામાં ભવ્ય બન્યો છે અને વાચકના દિલને અનાયાસે જીતી લે છે.

ત્રણ વર્ષ પછી તેણે *Invisible Links* નામનો વાર્તાસંગ્રહ પ્રસિદ્ધ કર્યો. આ વાર્તાસંગ્રહમાં તેણે માણસોનો પ્રકૃતિ તથા આધિભૌતિક તત્ત્વો સાથેનો અદૃશ્ય સંબંધ દર્શાવ્યો છે. ગીચ જંગલો અને માણસો, તેમના વહેમો અને એ વહેમોમાંથી સજીવન થતાં અપાર્થિવ તત્ત્વો આ વાર્તાઓમાં અદ્ભુત રસ રેડે છે. માછીઓ, શ્રમજીવીઓ, ખેડૂતો વગેરે ગ્રામજનતાના વહેમી લોકો આ વાર્તાઓનાં પાત્રો છે.

તેનો આ સંગ્રહ બહાર પડ્યા પછી સ્વીડનના રાજા ઓસ્કર અને રાજપુત્ર યુજેને સેલ્મા લેગરલોફને પૈસાની સારી મદદ કરી અને સ્વીડિશ એકેડેમીએ તેને નાનું વર્ષાસન બાંધી આપ્યું. આથી તેને સાહિત્યસેવા માટે વધારે સગવડ મળી અને એ જ વર્ષે તેણે ઇટાલીની સફર કરી. આ સફરના ફળરૂપ તેણે *The Miracles of Antichrist* નામનું પુસ્તક લખ્યું અને પ્રગટ કર્યું. એમાં તેણે સિસિલીની દંતકથાઓ તથા લોકવાર્તાઓ લખી સિસિલિયન પાત્રોનાં આલેખનમાં સ્વીડિશ પાત્રોનાં આલેખન જેટલી જ કુશળતા અને વેધક બુદ્ધિ દાખવ્યાં છે.

મિસીસ એડવર્ડ ગૉરડન નામની ચિકાગોની બાઈએ જેરુસલેમમાં સ્વીડિશ–અમેરિકનોનું એક મિશન સ્થાપ્યું હતું. આ મિશનનું ધ્યેય લોકોની પાર્થિવ તેમજ આધ્યાત્મિક ઉન્નતિ સાધવાનું હતું. ત્યાં મિશન દ્વારા નિશાળ તથા હૉસ્પિતાલ સ્થપાયાં હતાં. ધાર્મિક શ્રદ્ધાવાળાં ડેલકર્લિયા જિલ્લામાંના નાસમાંથી એક ખેડૂત–યાત્રાળુઓની મંડળી આ મિશનને મદદ કરવા ગઈ હતી. જેરુસલેમની અજાણ આબોહવા, રણ જેવો રેતાળ પ્રદેશ અને તાવનો રોગચાળો વગેરે દિલ કંપાવનારા વાતાવરણમાં આ મંડળીને થયેલા કરુણ કડવા અનુભવો વિષે તથા તેમની ભયંકર વર્તણૂક વિષે સ્વીડનમાં ઘણી અફવાઓ ચાલતી હતી. આ અફવાઓનાં સત્યની ખાત્રી કરવા તથા 'જેરુસલેમ ગયા તો મૂવા' નું ઘેરઘેર ગવાતું સૂત્ર કેટલે અંશે સાચું છે તે પારખવા સેલ્મા લેગરલોફે ૧૮૯૯માં પેલેસ્ટાઈનની સફર કરી. ત્યાં જઈ તે પોતાનાં દેશબાંધવોની સ્થિતિથી ત્રાસ પામી ગઈ. સાંભળેલી વાતો કરતાં આ નજરે જોયેલો દેખાવ અત્યંત દિલ પીગળાવનારો હતો. એ વિષે એણે 'જેરુસલેમ' નામે ભયંકર મહાગાથા લખી. 'જેરુસલેમ' તેનું બીજું મહાન પુસ્તક ગણાય છે.

ડેલકર્લિયનો ઉત્તરની આબોહવામાં ઉછરેલાં હતાં, એટલે તેમને આ રણની હવા ક્યાંથી ફાવે? તેઓ માંદા પડવા માંડ્યાં અને યમદૂત તેમનો હંમેશનો પરોણો થઈ પડ્યો. દરરોજ કોઈ ને કોઈ મરતું. આમ છતાં આ સ્વીડિશ પ્રજાની કરોડ જેવા ગણાતાં ધાર્મિક શ્રદ્ધાવાળાં ખડતલ ડેલકર્લિયનો અડગ રહ્યાં. તેમણે તેમનો સેવા–ધર્મ ચાલુ રાખ્યો. તેઓ ખ્રિસ્તીઓ તેમજ મુસ્લિમો તરફ સમભાવથી વર્તતાં. આથી બીજાં મિશનો સાથે તેમની દુશ્મનાવટ બંધાઈ અને તેમના વિષે ગંદું પ્રચારકાર્ય શરૂ થયું. આ પ્રચારથી સ્વીડનનાં કુટુંબોમાં અશાંતિ ફેલાઈ. તેમની સ્થિતિ વર્ણવતાં સેલ્માએ લખ્યું છેઃ

'અહીં કૅથોલિકો પ્રોટેસ્ટંટોનું ભૂંડું બોલે છે, મેથોડિસ્ટો ક્વેકરોનું ભૂંડું બોલે છે, લ્યુથેરનો સુધારક મંડળીને નિંદે છે. . . . ઈર્ષ્યાની આગ અહીં ફેલાઈ રહી છે. આદર્શ ભાવનાશીલ માણસ સામે ધર્માંધ શંકાશીલ દૃષ્ટિથી જુએ છે. સનાતની સુધારક સાથે ઝગડે છે: અહીં નથી જડતી દયા કે નથી જડતી સહિષ્ણુતા. પ્રભુના નામે અહીં દરેક માણસ બીજા માણસને ધિક્કારે છે. . . . આવું આ પવિત્ર જેરુસલેમ છે! અહીં જ બદઓભરી જીભવાળું જેરુસલેમ છે, અહીં જુલમને કોઈ જાતનો બંધ નથી. અહીં શસ્ત્ર વિના ખૂનો થાય છે. આ જેરુસલેમ છે, જ્યાં ગયા તો મૂઆ.'

કુમારી લેગરલોફની કથાની ખરી મહત્તા તો સત્યોને ખૂબીથી કાલ્પનિક ઉપન્યાસમાં વણી તેમને વધુ અસરકારક રીતે રજૂ કરવામાં છે. સત્યોને આંચ આવે નહિ તેમ રાખી, તેમનું પ્રાકૃતિક સૌંદર્ય જાળવી રાખી, વાસ્તવિકતાને પૂરો ન્યાય આપી, તેમને પશ્ચાદ્ ભૂમિકામાં રહેવા દઈ આગળ કલાનું ભવ્ય મંદિર ચણી તેને કૃત્રિમ અથવા મહેનતનો દુર્વ્યય કરી અવાસ્તવિક અને અસ્વાભાવિક રચના જેવું ન લાગવા દેવું એમાં સેલ્માનો અનેરો વિજય છે.

૧૯૦૧માં પવિત્ર ભૂમિમાંથી પાછાં ફરી સેલ્માએ 'જેરુસલેમ'નો પ્રથમ ખંડ પ્રસિદ્ધ કર્યો અને તેની જ્વલંત કીર્તિ જોઈ તેને આત્મસંતોષ થયો. પ્રથમ ખંડમાં જેરુસલેમની પવિત્ર યાત્રાની તૈયારીઓ થઈ રહી છે ડેલકર્લિયામાં ખેતરોનો દેખાવ છે અહીં આપણને સ્વીડિશ જનસમૂહના આત્માઓની ગૂંથેલી માલાનું ચિત્ર જોવા મળે છે સ્વીડિશ કુટુંબનો બે જમાનાનો ઇતિહાસ અહીં સજીવન થાય છે ધર્માંધતાનું સ્વીડિશ ગ્રામજનોમાં ફેલાયેલું ઉત્કટ ઝનૂન જોવા મળે છે ડેલકર્લિયાના સુખી ખેડૂતોમાં કૌટુંબિક જીવન જ ઉત્તમ ગણાય છે. જેરુસલેમમાં આ કૌટુંબિક સુખની ભાવનાને પ્રેમ અને ધર્મ સાથે અથડાવું પડે છે. અંતરમાં ધર્મવાના માટે અવાજ ઊઠે છે અને કારીન તેના એ અંતરના આદેશને અનુસરતાં ઇન્ગમાર્સની જમીનની આહુતિ આપે છે બીજી બાજુ એ બહેનનો જ સગો ભાઈ એ જમીન પાછી મેળવવા માટે ખરા જિગરથી જેને તે ચાહતો તે કન્યાને તરછોડે છે અને અંગત સુખને લાત મારે છે.

'ગોસ્ટા બર્લિંગ સાગા'માં મસ્તનો માલમલીદો ઉડાવનાર બેપરવા લહેરી જવાનો છે, ત્યારે જેરુસલેમમાં એથી ઊલટું ખડતલ અંગે કમાએલા ડેલકર્લિયાના ખેડૂતો છે. સેલ્માની જાદુઈ શૈલીને લીધે આપણે તેમના સ્થૂળ શરીરને ભેદી તેમનાં હૃદય અને આત્માને વાંચી શકીએ છીએ. 'Through the witchery of Miss Lagerlof's style we see their cloddish exterior, but we also see them right down to the cores of their very hearts and souls.' આપણે એ લોકો સ્વીડિશ પ્રજાનું ખમીર શા માટે કહેવાય છે તે જાણવા સમર્થ બનીએ છીએ.

જેરુસલેમની પ્રસ્તાવનામાં હેન્રી ગોડાર્ડ લીચ એક અંગત અનુભવ વર્ણવે છે. જેરુસલેમથી પાછાં ફરેલાં માણસોની એ વાત છે. અર્ધી રાતે, પીરાંમાં જતાં, રસ્તામાં તેને એક યુવાન મળે છે. તે સાઈકલ પરથી ઊતરી લીચને રસ્તો બતાવવા માટે આગળ બને છે. લીચ તેને વીશી પાસે પહોંચી જતાં એક સિક્કો આપે છે, ત્યારે તે કહે છે: 'ના, મારે પૈસા જોઈતા નથી. હું તો આપસાહેબ આ સાયકલ ખરીદી લો એમ ઇચ્છું છું.' લીચને

આ સાંભળી આશ્ચર્ય થાય છે, ત્યારે પેલો જુવાન કહે છે: 'કાલ રાતે મને સ્વપ્નું આવ્યું હતું અને તેમાં પ્રભુએ મને જણાવ્યું હતું કે હું અર્ધી રાતે એક પરદેશી ભાષા બોલતા માણસને ચાર રસ્તે મળીશ અને તે પરદેશી મારી સાયકલ ખરીદી લેશે.' આ પરથી સ્વીડિશ ખેડૂતોનું માનસ કયા પ્રકારનું હશે તે સમજવું સહેલું થઈ પડશે.

*The Emperor of Portugallia* સેલ્મા લેગરલૉફની ત્રીજી મહાન નવલકથા છે. ૧૯૧૪માં એ નવલકથા પ્રગટ થઈ. ૧૯૧૮માં પ્રગટ થયેલી *The Outcast* નામની નવલકથા 'ગેસ્ટા બરલિંગ સાગા' અને 'જેરુસલેમ'થી ઊતરતી કોટીની છે, છતાં વાચકને તે સાત્ત્વિક આનંદથી મુગ્ધ કરે છે. ૧૯૨૫માં *The General's Ring* નામની ટૂંકી નવલકથા પ્રગટ થઈ. ૧૯૩૦માં તેણે બાળપણનાં સંસ્મરણો *From My Childhood* નામના ગ્રંથમાં પ્રગટ કર્યાં.

સેલ્માની અમર નવલકથાઓની હરોળમાં ઊભી રહી શકે તેવી તેની બાળકો માટેની કથા *The Wonderful Adventures of Nils* ૧૯૦૬-૭માં પ્રગટ થઈ. આ અનુપમ કૃતિ જગતના શ્રેષ્ઠ સાહિત્યમાં વિના સંકોચે સ્થાન મેળવી શકવાની વિશિષ્ટતા ધરાવે છે. તેમાં જંગલી હસની પીઠ પર બેસી એક બાળક આખા સ્વીડનમાં ભ્રમણ કરે છે તેનું વર્ણન છે. આ કથામાં સ્વીડનના સુંદર દેખાવો, મનોહર જગ્યાઓ, રમ્ય ઐતિહાસિક સ્થળોને કાવ્યમય શૈલીમાં વર્ણવી સેલ્માએ અમર બનાવ્યાં છે. સ્વીડનની એ કાવ્યમય રાષ્ટ્રકથા છે.

સેલ્માએ નોબેલ ઇનામ જીત્યાં પછી નાટકો પણ લખ્યાં છે: તેમાંનું એક તો *The Girl from Marsh Croft* નામની તેની નવલ પરથી ઉતારવામાં આવ્યું છે. તેના નાટકોને ભારે સફળતા મળી છે. *The Girl from Marsh Croft* પરથી ઉતારેલું નાટક તો અત્યારે પણ સ્કેન્ડીનેવિયાનું સૌથી વધુ લોકપ્રિય નાટક છે.

સેલ્મા લેગરલૉફ જન્મી તે વખતે સ્વીડિશ સાહિત્ય વાસ્તવવાદની અસર હેઠળ હતું. ફ્રેડ્રિકા બ્રિમર સેલ્મા પહેલાં એક મહાન લેખિકા હતી. તેની નવલકથા *The Président's Daughters* વાસ્તવવાદી છે. ઑગસ્ટ સ્ટ્રીંડબર્ગનો વાસ્તવવાદ ત્રાસજનક હતો. તેનાં *Divorce, Father* વગેરે નાટકો, તેની લગ્નસંબંધી વાર્તાઓ અને તેની આત્મકથા જેવી *The Bondwoman's Son; The Fool's Confession* જેવી નવલકથાઓમાંનાં ઘૃણાજનક, ભયંકર, કંપારી છૂટે તેવાં વર્ણનો અને મગજને હચમચાવી મૂકે તેવા વિચારોથી સ્વીડિશ સાહિત્યમાં જોમ આવ્યું હતું, છતાં તેથી એક જાતનો રોગ પેદા થયો હતો. સેલ્માનાં લખાણોમાં વાસ્તવવાદની સંપૂર્ણ અવગણના નથી, પણ તે એનો ઉપયોગ આદર્શ રીતે કરે છે. તેનું માનસ ભાવનારંગી છે, તેની કલ્પના સ્વૈરવિહારી છે. ભૂતકાળના વીરોની યશગાથાઓ વાંચી તેને વાસ્તવવાદ માટે અભાવ થયો છે. તે વાસ્તવવાદના કીચડમાં પોતાની જાતને ગૂંગળાવવા નથી માગતી, તેને તો ખુલ્લા મેઘધનુષના રંગોભર્યા આકાશમાં મુક્તવિહાર કરવો છે. તેની વાર્તાઓ ગ્રામજનતાના વહેમો વગેરે પ્રશ્નોને સ્પર્શે છે, છતાં તેમાં તે અદ્ભુત કુતૂહલ જુએ છે, અને નહિ કે ઘૃણાજનક અજ્ઞાનતા. પોતાની આસપાસ વસતાં માનવોની જિંદગીમાંથી વસ્તુ ઉપાડી તેને તે સર્વભોગ્ય બનાવે છે. જુલિયસ મોરિઝન તેને વિષે લખતાં કહે છે: 'Here she has found material, which, though local in its outward aspects, she has been able to clothe with that universal

# છપ્પરપગી

ઉમેદભાઈ મણિયાર

'તે દી' મેં કીધું હો, ભાઈ, હમણાં વરસાદ તૂટી પડશે, ખેતરે જાવાનું આજ કાંઈ નહિ. હું ઊઠી ત્યારની મારી જમણી આંખ ફરકતી'તી, પણ ઈ દીકરાએ મારું માન્યું નહિ! વોય મા! ઓ બાપ, હવે હું કેમ કરી જીવીશ!'

'છાનાં રહો, બેન, છાનાં રહો. આપણાં કરમ!'

'આપણાં કરમ તો, ભાઈ, ક્યારનાંય ફૂટી ગ્યાં, આ છપ્પરપગી ઘરમાં આવી ત્યારથી! વાલામૂઈએ આખા કુટુંબનું સત્યાનાશ વાળી નાખ્યું! પાક બગડ્યા, દુકાળ પડ્યા, ઘરમાં ખાતર પડ્યાં,' છોકરાનો બાપ પિલાઈ પિલાઈને સવા વરસે મૂઓ, અને હજી બાકી રહ્યું'તું તે મારા દીકરાનેય ખાઈ ગઈ!'

'છાનાં રહો, બેન હવો, મારા સમ, હવે રુવો તો. જુઓ તમે રુવો છો એટલે સંતીવહુ એ બિચારી ફફડે છે. હવે છાનાં.'

'કાંઈ બિચારી નથી! એની આંખે ભીની નથી થઈ. એ તો કાલ સવારે ઊઠીને બીજું ઘર કરશે. મારો પેટનો દીકરો ગ્યો છે. એને તો એક મૂઓ તો બીજો! હું રાંડ ક્યાં જવાની હતી?'

મરણના સમાચાર મળતાં લૌકિકે આવેલા ભાઈએ બહેનને શાન્ત થવા અનેકવાર કહ્યું. વહુ ઉપર ગાળોનો વરસાદ જોઈ વાત સમજી ગયો. વાતને બીજે રસ્તે વાળવા બોલ્યો, 'પણ ગોરખાને થયું શું, બેન, એ તો કહે. મદવાડનો કાંઈ કાગળ નહિ, નહિતર હું એ ઘડીએ આવીને ઊભો રે'ત નહિ?'

'શી ખબર, ભાઈ, કે એક દીમાં મામલો વીંટાઈ જાશે! ખેતરેથી તાવ લઈને આવ્યો તે તપને દીસે, પારકે પગે બહાર ગ્યો છે. ચોકે નાખ્યો ત્યારેય પેટ લોઢી જેવું તપતું'તું. હું તો કહું છું, જરૂર આ રાંડે કાંઈક દોરાધાગો કર્યો છે. ભાઈ, કાંઈ માણસને તાવ મૂઆ પછી યે ન છોડે એવું ક્યાંય સાંભળ્યું છે? જુવાનજોધ પચીસ વરસનો માણસ બસ ચોવીસ કલાકના તાવમાં મરી જાય? ખેતરેથી પલળીને આવ્યો એથી શું થયું? કેટલાં વરસથી એના બાપ જોડે ખેતરે જાય છે. ગ્યે વરસે જ ગામ ડૂબું ડૂબું થઈ રહ્યું'તું ને ખેતરમાં અમે ઈન્દ્રોધાર વરસાદ હેઠળ ઝાડનાં ઠૂંઠાં ઝાલી આખી રાત ભીંજાણાં'તાં તોય તે દી ન કોઈને તાવ આવ્યો કે ન થઈ કોઈને શરદી. ને આજ નવી નવાઈનો ભીંજાયો તે તમે કહો, પણ હું કેમ માનું, ભાઈ! એ રાંડે જ કાંઈક કરી મૂક્યું હશે!

'તે દી સાંજે ઘરે આવ્યો ને મને કહે, "બા, ટાઢ વાય છે." મેં ઝટ દઈને પથારી કરી ત્રણ ગોદડાં ઓઢાડી દીધાં: નથી કાંઈ ખાધું કે નથી કાંઈ પીધું. મેં કીધું. "ભાઈ, ટીપું રાબ પી તો શરદી હળવી થઈ જાય. એ તો ના પાડતો'તો તોય મેં" પરાણે રાબ કરી ચમચો ભરી મોઢામાં નાખી, ઈ રાબ પણ ગળે ને ગળે અટકી તે પાછી થૂંકી નાખી!

આમ જુઓ તો પેટ ધખારા જેવું બળ્યા કરે, ને આમ જુઓ તો નાકમાંથી પાણી નીકળ્યે જ જાય, નીકળ્યે જ જાય! ઘણે કરિયાતું ઉકાળ્યું, પણ ગળા હેઠળ ટીપુંય ઊતરે તો ને! ઈ ઘેનમાં ને ઘેનમાં મૂઓ ત્યાં લગણ રહ્યો. એકવાર 'સંતી' કરતોક ઝબકી ગ્યો. મેં કીધું "બી ગ્યોને, ગંગા!" સપનામાંય એ રાંડ એને છોડતી નો'તી ઈ તમે જોયું ને ભાઈ? એની સામેથી મીંદડી જરી આઘી ખસે જ નહિ. હજી તો સુખમાં હતો ત્યાં જ વાલામૂઈએ પોક મૂકી રડવા માંડ્યું તે માણસ ન મરતું હોય તોય મરે! મેં કીધું છાની મર! છાની મર! પણ જેમ હું કે'તી જાઉં તેમ ઈ એના બાપની વધુ ને વધુ પોક મૂકતી જાય. પછી તો હું એવી ખીજાણી ને તે પ્યાલો લઈ ધડ દઈને એના માથામાં માર્યો ત્યારે ઊઠીને બીજા ઓરડામાં ગઈ.

'મેં અને માસીએ એને ચોકે લીધો ત્યાર પછી એક ઘડીમાં એણે દેહ છોડી દીધો.

'એ મૂઆ પછી ચૂડલો ભાંગવા એને બહાર કાઢી, પણ મૂઈ ડીલરખી એક પછડાટ પણ ન ખાય! ગામનાં માણસો મોંમાં આંગળી ઘાલી ગ્યાં કે ધણી મરી ગ્યો ને બાયડીને કાંઈ થતુંય નથી! મને થયું, હું પછડાટ ખાઈશ તો એને લાજ આવશે એટલે આટલા વરસની ડોસીએ મેં પછડાટ ખાધી, પણ એનું રૂંવાડું યે ફરક્યું નહિ. પછી તો મેં માસીબાને કાનમાં કીધું, "વાંસે જઈ, દ્યો રાંડને એક ધક્કો." માસીબાએ વાંસેથી ધક્કો દીધો તો લાજ રહી. ભાઈ, શું કરું તમારી સતીવઉના પ્રાક્રમની વાત! તમે કહો છો ફફડે છે: કોઈ ફફડે એવી નથી!'

ભાઈએ પૂછ્યું, 'સંતીવઉ થોડા દી તો ઈંયાં રે'શે ને કે માવતરે જાશે?'

ગોવલાની માએ જવાબ આપ્યો, 'હજી તો ઈ બેઠી! એનો બાપ કાણે આવ્યો'તો તે વાત કરી હશે. તે મને પચાસ વરસની ડોસીને શિખવવા બેઠો કે ગોવલો મરી ગ્યો એમાં સંતી શું કરે? મેં એવો ખખડાવ્યો તે ઊઠીને હાલતો જ થઈ ગ્યો. વધુ તો હું બોલી નહિ. મારા મનમાં, કોણ આવે સમે નાતજાતમાં માણસો વાતો કરે એવું કરે.'

'બેન, સંતીવઉની કેટલીક ઉંમર થઈ હશે?'

'હશે, ઓગણીસેક. અગિયાર વરસની હતી ત્યારની ઘરમાં આવી છે તે હું, કાંઈ સારું ખાવાનું આવ્યું હોય તો નાની જયલીને ન આપું. મને થાય, લાવ, મારા ગોવલાની વઉને ખવડાવું. ખવડાવી ખવડાવીને મોટી કરી તે ઈના હહરાને ખાઈ ગઈ, ઘરની લખમીને ખાઈ ગઈ, ઘર ખાઈ ગઈ, ખેતર ખાઈ ગઈ, અને છેવટે બાકી હતું તે મારા દીકરાનેય ખાઈ ગઈ! કોણ જાણે મૂઈ કેવાં પગલાંની ઘરમાં આવી છે, તે રિદ્ધિસિદ્ધિને નામે તો, આવી છે ત્યારથી, ઘરમાં વાછડી જ ફરી ગઈ છે! ગોવલાને પરણ્યે, ભાઈ, આટઆટલાં વરસ થયાં, પણ મારા ગોવલાને ઘેર એક છોકરાનું મોં યે મેં ન જોયું. મેં તો ઘણું કીધું ગોવલાને કે તું હા કહે તો ઊભાઊભ બીજી લઈ આવું, પણ ગોવલાને વળી એની દયા આવી હશે તે મને કહે, "ના, બા."

'મારા તો આખો વંશવેલો આ રાંડ છપ્પરપગીએ ઉખેડી નાખ્યો. મારી પાછળ પિંડ દેવાનેય રાંડે કોઈને રાખ્યો નથી. પણ હું તો કહું છું કે એનું ને એના પિયેરિયાંનું યે નખ્ખોદ જાજો! ઈ રાંડ જોડે નાતરું કરશે એનાય લોગ છે! રોય! બોલી બોલીને મારી

તો છાતી યે દુઃખવા આવી. ઊઠો તમે, જી ભાવે ઈ ખાઈ લ્યો. એની વાત કર્યે કાંઈ આરો આવે એમ નથી.'

* * *

ગોવલાની મા, માસી અને કાણે આવેલી જયલી, એ ત્રણ સ્ત્રીઓ વચ્ચે ગોવલાની વહુની સ્થિતિ ત્રણ જંગલી બિલાડીઓ વચ્ચે એક ઉંદરડી ફસાઈ પડી હોય એટલી કરુણાજનક હતી.

થોડા દિવસ થયા ગોવલાની માને એક એવી માન્યતા બંધાઈ ગઈ હતી કે ગોવલાનો જીવ હજી ગતિએ ગયો નથી અને એનું પ્રેત છાપરા પર બેસી દરરોજ રાત્રે રડતું સંભળાય છે. એણે એની બેનને વાત કરી. 'બેન, આજ ચારપાંચ દી થયા રોજ રાતે મને ગોવલો સપનામાં આવે છે ને કીએ છે, "બા, પાણી પા; બા, મને ખવડાવ" આનો અરથ તો બેન, મમજશને કે હવે આપણે દાડો કર્યા વિના છૂટકો નથી. પણ કયાંથી, મારા કપાળમાંથી, દાડો કરીશ? ઘરમાં ખોટો રૂપિયો યે આનાં પગલાં થયાં ત્યારનો રહ્યો નથી. દાડો નહિ કરીએ ત્યાં લગણ ગોવલાની ગતિ થવાની નથી. હવે તો જો ગોવલાની વઉ એનો દાગીનો દીએ તો દાડો થાય.'

'તે કીઓ ને આપે! કયાં ઈના બાપને ઘેરથી લઈ આવી છે?' એની બહેને કહ્યું અને પછી ગોવલાની વહુ સામે જોઈ બોલી, 'એલી વઉ! કયાં છે તારો દાગીનો? કાઢી દે તો તારા ભાયડાનો દાડો થાય.'

વહુએ કાંઈ જવાબ આપ્યો નહિ એટલે ગોવલાની મા અને માસી લગભગ એક સાથે જ બોલી ઊઠયાં, 'કેમ કાંઈ સાભળતી નથી?' ત્યારે ગોવલાની વહુ બોલી, 'સાંભળું તો છું. પણ પછી હું શું કરું?'

'પછી તારે શું કરવાનું હતું વળી? તને ઘરઘનારો તને રોટલો નહિ આપે?'

'મારે ઘરઘવું નથી.'

ત્રણે સાથે ચોંકી ઊઠયાં 'હેં?'

'ઘરઘવું નથી તો શું કરવું છે?' માસી બોલ્યાં.

'અરે, ઈ અત્યારે ભલેને કીએ, પણ પદરમે દાડે કોઈ મુસલમાનને લઈ ભાગી ન જાય તો મને કહેજો. ઈ તો વળી નાતીલો યે નહિ લીએ!' જયલી બોલી.

'ન ભાગી જાય તોય પદરમે દી મારા ઘરમાંથી તો ટાંટિયો ઝાલી બા'ર ફગાવી દેવાની એ તું યાદ રાખજે, હા, વળી!' ગોવલાની માએ કહ્યું.

'નાતરું નહિ કરે તો બાપનું નાક વઢાઈ જાશે!' માસી બોલ્યાં.

'ને ઘેર ઓરમાઈ મા ગંધરશે, તે હું જોઈશ!' ગોવલાની મા બોલી.

'અરે, નાતરું કરવું હોય તો મારી જેઠાણીનો ભાઈ હમણાં જ...' જયલીએ સૂચનારૂપે વાત કાઢી, પણ માસી વચ્ચે જ બોલી ઊઠયાં, 'એ ઈ જાણે ને એનો બાપ જાણે. કેમ ખરું ને, બેન! પેલાં તો દાગીના કાઢી દીએ તો ચાર બામણ જમે, ને દાડો થાય તો ગોવલાની ગતિ થાય. એ! સંતીવઉ, જો પૂછ, આ તારી સાસુને, ગોવલો ઈને રોજ સપનામાં આવે છે કે નહિ.'

'હા, રાંડે જીવતાં પણ સુખે રે'વા ન દીધો ને મૂઆ પછીયે ભૂત કર્યો! એ! વઉ!

કાંઈક લજ્જા હવે, કાંઈક લજ્જા! દાગીનો દે તો તારો ભાયડો ગતિએ જાય.'

'ઈ...શું...સપનામાં'આવે છે!' ગોવલાની વહુએ રોતાં રોતાં પૂછ્યું.

'હા, તારા પાપે જ ને!'

*  *  *

વહુનો દાગીનો વેચી ગોવલાનો તેરમાનો દાડો થયો; અને બ્રાહ્મણોએ પણ પેટફાટ લાડુ ખાધા પછી શાન્તાકારં ભુજગશયનં વાળો સર્વપ્રસંગે કામ આવે એવો શ્લોક લલકારી 'ગોવાભાઈનો આત્મા સ્વર્ગે જજો' એમ આશીર્વાદ આપ્યો ત્યારે ગોવલાની માની બધી ચિંતા દૂર થઈ ગઈ.

પંદરમે દિવસે એની ધમકી પ્રમાણે ગોવલાની મા વહુ પાછળ પડી. 'હવે જોઈએ તો કોઈ જોડે નાતરું કર, ને જોઈએ તો તારા બાપને ઘેર જા. પણ મારે ઘેર તારું કામ નથી.' તે જ દિવસે એક ઓળખીતા પટેલનું ગાડું કરી વહુને મોકલી દેવા નક્કી કર્યું. ગાડાવાળો ડોસીનો ખાસ ઓળખીતો હતો અને સંતીવહુના બાપને પણ સારી રીતે ઓળખતો હતો. ધક્કા મારીમારીને ગોવલાની મા, માસી અને જયલી મળી ગોવલાની વહુને ગાડાંમાં બેસાડી અને 'લ્યો, સાચવીને લઈ જજો' એમ ગાડાવાળાને કહી, ઘરમાં જતાં જતાં બોલ્યાં, 'હાશ! બલ્લા ગઈ! માંડ છૂટયાં!'

બે કલાક પછી ખડભડાટ કરતું એક ગાડું ગોવલાની ડેલી આગળ જ અટકી ગયું એટલે ત્રણે જણીને ફાળ પડી કે બલ્લા પાછી આવી કે શું! ત્રણે સ્ત્રીઓ ઊઠી બારણામાં આવી ઊભી ત્યાં ગાડીવાળો ઉતાવળથી બારણું ખોલી અંદર આવવા જતો હતો તે ઠેંસ આવતાં પડતાં પડતાં બચ્યો. ગોવલાની મા બોલી, 'શું છે, પટેલ, આટલું બધું? શું ભૂલ્યાં વળી? રહી ગયું કાંઈ માગણું બાકી?'

'અરે ડોસીમા! તમારી વઉ વાવમાં પડી!'

'હાય રે! કેમ કરતાં વળી?' જયલીએ પૂછ્યું.

'અમે ઓલી વાવ આગળ ગામને પાદરે પોંચ્યાં ત્યાં મને કે' કે મારે કળશિયે જાવું છે, ગાડું ઊભું કરો. હું ગાડું ઊભું કરી, ચલમ સરગાવી બેઠો. ત્યાં ધુંફાંગ કરતો મેં અવાજ સાંભળ્યો. વાવમાં જઈને જોઉં તો તમારી વઉ! એક વાર પાણીબાર માથું દેખાણું, પછી કાંઈ દેખાણું જ નહિ. કેમ કરતાં અંદર પડી ગઈ હશે?'

એના અજ્ઞાનનો લાભ લઈ ગોવલાની માસી એને ધમકાવવા લાગ્યાં, 'તે તને પાણીનો કળશિયો અંદર જઈ ભરી દેતાં શું થાતું 'તું?'

'મેં તો કહ્યું'તું. બાકી બાઈમાણુસ જોડે કેટલીક રગઝગ થાય?'

ત્રણે સ્ત્રીઓ ઘડી એકમેકનાં સામું જોઈ રહી. પછી ગોવલાની મા બોલી, 'રાંડ મરતાં મરતાંય મને વગોવતી ગઈ! માણસો કે'શે સાસુએ મારી નાખી. દુનિયાને હું શું જવાબ દઈશ. આ તો મારા આગલા ભવની ખરી દુસ્મન નીકળી!'

# સેવા ખરી માનવી

ચુનીલાલ પટેલ

[ શાર્દૂલવિક્રીડિત ]

જ્યાં આ જીવન ને વિશાળ જગમાં આયુ ન અર્ધું ગયું
લોપાયું મુજ તેજ લોચન તણું એવું વિચારું અને—
જે 'આજન્મ અમોલ એક પ્રતિભા-પુંજી મળી છે મને
તે અદ્યાપિ ઉરે તિરોહિત રહી એ મોત જેવું થયું,
મ્હારે તો પ્રભુ સેવવા મન હતું એ ક્યાંય દૂરે રહ્યું:
પાઈ-ગોત હિસાબ આપત રખે આવી વઢી લે મને;
જ્યારે આમ વિચારતો તહિં "અરે! ઈચ્છે શું મ્હારી કને
અંધાપો દઈને દિન શ્રમ પ્રભુ!" સાશંક હૈયું થયું.

હેવો અન્ધ વિમૂઢ સંશય! પડી શી હોય કામો તણી
એને આપણનાં, ન વા મનુજને દીધેલ લે ઝૂંટવી.
એની ભદ્ર ધુરા સહર્ષ વહવી એ શ્રેષ્ઠ સેવા ગણી;
લાખો સેવક દેવના જળ થળે દોડી જતા, જો ધણી
બોલે એ કદિ એક બોલ મુખથી; એ તો ખરો રાજવી
દૈવાધીન રહેવું એય હરિની સેવા ખરી માનવી.

# ભારતીય નક્ષત્રચક્રનું આરંભસ્થાન

છોટાભાઈ સુથાર

[ ચૈત્રના અંકના પુ. ૨૩, પૃ. ૫૬૦થી ચાલુ ]

આપણા પ્રાચીન વિદ્વાનો પાસે હાલના જેવાં વેધ સાધવાનાં અતિ સૂક્ષ્મ સાધનો ન હોતાં એટલે એમણે જે અંતરમાપ લીધેલાં તેમાં કૈંક ભૂલ હોવાનો સંભવ તો છે જ. આપણા વર્ષમાનમાંની ૬.૪ મિનિટની ભૂલ વિષે આપણે આગળ જોઈ ગયા. અહીં આપણે ૨૭ નક્ષત્રોના સૂર્યસિદ્ધાન્તમાં આપેલા શર અને આજની છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક ઢબ અખત્યાર કરીને માપેલા શરની સરખામણી કરીશું.

## નક્ષત્રોના શર

( દીક્ષિતકૃત 'ભારતીય જ્યોતિષશાસ્ત્રાચા ઇતિહાસ' પૃ. ૪૫૫ )

| અનુક્રમ | નક્ષત્ર | સૂર્ય સિદ્ધાન્તાનુસાર શર | | | આધુનિક શર | | | તફાવત | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિની | ૯° | ૧૧′ | ઉ. | ૮° | ૨૯′ | ઉ. | – | ૦° | ૪૨′ |
| ૨ | ભરણી | ૧૧ | ૬ | ઉ. | ૧૦ | ૨૬ | ઉ. | – | ૦° | ૪૦′ |
| ૩ | કૃત્તિકા | ૪ | ૪૪ | ઉ. | ૪ | ૨ | ઉ. | – | ૦° | ૪૨′ |
| ૪ | રોહિણી | ૪ | ૪૯ | દ. | ૫ | ૨૮ | દ. | – | ૦ | ૩૯ |
| ૫ | મૃગશીર્ષ | ૯ | ૪૯ | દ. | ૧૩ | ૨૩ | દ. | – | ૩ | ૨૪ |
| ૬ | આર્દ્રા | ૮ | ૫૩ | દ. | ૧૬ | ૩ | દ. | – | ૭ | ૧૦ |
| ૭ | પુનર્વસુ | ૬ | ૦ | ઉ. | ૬ | ૪૦ | ઉ. | + | ૦ | ૪૦ |
| ૮ | પુષ્ય | ૦ | ૦ | | ૦ | ૪ | ઉ. | + | ૦ | ૪ |
| ૯ | આશ્લેષા | ૬ | ૫૬ | ઉ. | ૫ | ૫ | દ. | + | ૧ | ૫૧ |
| ૧૦ | મઘા | ૦ | ૦ | | ૦ | ૨૮ | ઉ. | + | ૦ | ૨૮ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | પૂર્વા ફા. | ૧૧ | ૧૯ | ઉ. | ૯ | ૪૨ | ઉ. | − | ૧ | ૩૭ |
| ૧૨ | ઉત્તરા ફા. | ૧૨ | ૫ | ઉ. | ૧૨ | ૧૬ | ઉ. | + | ૦ | ૧૧ |
| ૧૩ | હસ્ત | ૧૦ | ૬ | દ. | ૧૨ | ૧૧ | દ. | − | ૨ | ૫ |
| ૧૪ | ચિત્રા | ૧ | ૫૦ | દ. | ૨ | ૩ | દ. | − | ૦ | ૧૩ |
| ૧૫ | સ્વાતિ | ૩૩ | ૫૦ | ઉ. | ૩૦ | ૪૯ | ઉ. | − | ૩ | ૧ |
| ૧૬ | વિશાખા | ૧° | ૨૫′ | દ. | ૧° | ૪૮′ | દ | − | ૦ | ૨૩ |
| ૧૭ | અનુરાધા | ૨ | ૫૨ | દ. | ૧ | ૫૮ | દ. | + | ૦ | ૫૪ |
| ૧૮ | જ્યેષ્ઠા | ૩ | ૫૦ | દ. | ૪ | ૩૩ | દ. | − | ૦ | ૪૩ |
| ૧૯ | મૂળ | ૮ | ૪૮ | દ. | ૬ | ૩૬ | દ. | + | ૨ | ૧૨ |
| ૨૦ | પૂર્વાષાઢા | ૫ | ૨૮ | દ. | ૬ | ૨૭ | દ. | − | ૦ | ૫૯ |
| ૨૧ | ઉત્તરાષાઢા | ૪ | ૫૯ | દ. | ૩ | ૨૭ | દ. | + | ૧ | ૩૨ |
| ૨૨ | શ્રવણ | ૨૯ | ૫૪ | ઉ. | ૨૯ | ૧૮ | ઉ. | − | ૦ | ૩૬ |
| ૨૩ | ધનિષ્ઠા | ૩૫ | ૩૩ | ઉ. | ૩૩ | ૨ | ઉ. | − | ૨ | ૩૧ |
| ૨૪ | શતભિષા | ૦ | ૨૮ | દ. | ૦ | ૨૩ | દ. | + | ૦ | ૫ |
| ૨૫ | પૂર્વા ભાદ્રપદ | ૨૨ | ૩૦ | ઉ. | ૧૯ | ૨૩ | ઉ. | − | ૩ | ૭ |
| ૨૬ | ઉત્તરા ભાદ્રપદ | ૨૪ | ૧ | ઉ. | ૨૫ | ૪૧ | ઉ. | + | ૧ | ૪૦ |
| ૨૭ | રેવતી | ૦ | ૦ | | ૦ | ૧૩ | દ. | − | ૦ | ૧૩ |
| | | | | | | | કુલ | − | ૨૮° | ૫૫ |
| | | | | | | | | + | ૯° | ૩૭ |
| | | | | | | | કુલ તફાવત | − | ૧૯° | ૧૮ |

ઉપરનું કોષ્ટક જોતાં પ્રાચીન કાળના અને હાલના શરમાં કેટલો મોટો તફાવત પડી આવે છે તે સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. કેટલેક સ્થળે તો આ તફાવત રથી ૩ અંશ જેટલો પડ્યો છે. સામાન્યતઃ ½ અંશ જેટલો તફાવત ઘણે સ્થળે દેખાય છે. એટલે આપણે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે કાં તો સૂર્યસિદ્ધાન્તકારે ½ અંશ અને તેથી ઓછાં માપ કોઈ કોઈ સ્થળે પૂર્ણાંકની સંખ્યા માટે છોડી દીધાં હશે, અથવા તો તેમણે વાપરેલાં હથિયારો

સ્થૂળ હોવાથી સૂક્ષ્મ માપ લઈ શકાયાં નહિ હોય. ગમે તેમ હો પણ શર માપવામાં ભૂલ છે એ વાતની કોઈથી ના નહિ પડાય.

ઉપરના કોષ્ટકમાંના તફાવતનો સરવાળો કરતાં તે – ૨૮° ૫૫' + ૯° ૩૭' = – ૧૯° ૧૮' આવે છે. આ તફાવતને ૨૭એ ભાગતાં – ૦° ૪૨'.૯ જવાબ આવે છે. મતલબ કે સૂર્યસિદ્ધાન્તમાં આપેલા શર આધુનિક શર કરતાં લગભગ ૪૩' જેટલા ઉત્તર તરફ વધુ પડતા છે. આપણા પ્રાચીન શરમાં આ ૪૩' જેટલો ફરક ઉમેરીએ તો સામાન્યતઃ સૂર્યસિદ્ધાન્તના શર મેળવી શકીશું.

[ **નોંધ :** અહીં શર એટલે કદંબાભિમુખ જ શર લીધા છે. ]

ઝીટા પીસ્યમના ૧૩' દક્ષિણ શરમાં (= – ૧૩ માં)૪૩' ઉત્તર શર (= + ૪૩') ઉમેરતાં – ૧૩' + ૪૩' = + ૩૦' શર થાય છે. અને આમ હવે આ ઝીટા પીસ્યમને રેવતી યોગતારા તરીકે સ્વીકારવામાં કશો વાંધો આવે તેમ નથી. જો કે કેટલાક મ્યુ પીસ્યમ (Mu piscium) નામના તારાને, જેનો શર ૩° ૪' દક્ષિણ જેટલો છે તેને, સિદ્ધાન્તોક્ત રેવતી યોગતારો કહેવાની વિફળ ચેષ્ટા કરી રહ્યા છે. ઝીટા પીસ્યમ કે જેનો શર ૦° ૧૩' દક્ષિણ છે તેને છોડી આ મ્યુ પીસ્યમને (દક્ષિણ શર ૩° ૪' વાળા એક તારકને) નિઃશર તારો કહેવું એ હાસ્યાસ્પદ નથી લાગતું ?! આરંભસ્થાનના તારાના શરનું માપ જેમ બને તેમ વધુ સૂક્ષ્મ રીતે માપ્યું હોવાનું સ્વાભાવિક છે. એટલે તેમાં ભૂલને બહુ જ ઓછામાં ઓછો અવકાશ રહે તેમ છે. આમ છતાંય મ્યુ પીસ્યમને, એક દક્ષિણ શરવાળા તારાને, કદાચ કોઈ નિઃશર રેવતી યોગતારા તરીકે ઓળખાવે ત્યારે શું માનવું?! એટલું જ માત્ર કે તે સત્યાન્વેષણમાં જરા પછાત છે.

આ પ્રમાણની બીજી રીતે પણ દલીલ થઈ શકે તેમ છે. પ્રાચીનોએ ક્રાન્તિવૃત્તનું વિષુવવૃત્ત સાથેનું તિર્યક્‌ત્વ હાલના ૨૩° ૨૭' ને બદલે ૨૪°નું ગણ્યું છે. મતલબ કે ૩૩ કળા જેટલું વધુ ગણ્યું છે. આ હિસાબે મઘા કે જેનો હાલનો શર + ૨૮' છે તે (૩૩' – ૨૮' = + ૫') લગભગ ક્રાન્તિવૃત્ત ઉપર આવી રહે છે. ઝીટા પીસ્યમ સાથે આ સરખાવી જોતાં તેનો શર (– ૧૩' + ૩૦' = + ૨૦') લગભગ ૨૦ કળાનો અને તેય ઉત્તર તરફનો આવે છે. આ ઉપરથી આપણે હવે કહી શકીએ કે નિઃશર રેવતી યોગતારા વિષે જો કોઈ પણ તરફની પસંદગી થઈ શકે તેમ હોય તો તે માત્ર ઝીટા પીસ્યમ જ છે. આપણે હવે આ તારકને વૈજયંતી નામે ઓળખીશું.

પણ આટલેથી જ આપણી મુશ્કેલી અટકતી નથી. ઝીટા પીસ્યમ સિવાય રેવતી પુંજના જેટલા તારા ક્રાન્તિવૃત્ત પાસે આવેલા છે તેમના શર કાં તો ઝીટા પીસ્યમ કરતાં વધારે છે અથવા તો તેઓ શર મોટા હોવા ઉપરાંત નરી આંખે દેખી શકાય તેવા નથી. મ્યુ પીસ્યમ ઉપરાંત ક્રાન્તિવૃત્ત પાસે આવીને આરંભસ્થાન તરીકે દાવો નોંધાવનાર તારાઓ પૈકી એકનો (૨૫૪ બી પીસ્યમનો) શર + ૧° ૧૫' છે પણ તેનો વર્ગ ૭.૨ છે એટલે કે માત્ર દૂરબીનમાંથી જ જોઈ શકાય તેવો એ તારો છે. બીજો એકેક તારાનો વર્ગ અથવા શર આપણા સિદ્ધાન્તમાં આપેલી વ્યાખ્યા પ્રમાણે મળતા ન આવવાથી કોઈ કોઈ વિદ્વાન નિઃશર રેવતી યોગતારો લુપ્ત થઈ ગયો છે એવી કલ્પના કરે છે. પણ તેમની આ કલ્પના

સાવ ખોટી છે. છેલ્લાં આઠસો વર્ષ થયાં રેવતીપુંજમાં કોઈ તારાના લુપ્ત થવાની માહિતી કોઈ ખગોળશાસ્ત્રીએ લખી નથી. એટલું જ નહિ પણ શક ૧૭૦૪ની સાલમાં ગોલાનંદ નામના ગ્રંથમાં તારાના શરભોગ ( કાશીમાં રહીને ), વેધદ્વારા માપીને આપેલા છે ( જુઓ 'ગણક-તરંગિણી' પૃ. ૧૧૪-૧૧૬ ) જે સિદ્ધ કરે છે કે વેધ લેતી વખતે રેવતી યોગતારો હયાત હતો. તારો એકાએક લુપ્ત થઈ ગયો છે એ વાત હાલના જમાનામાં એનાં સિદ્ધ પ્રમાણ સિવાય કેવળ કપોળ કલ્પનાથી માનવી મનાવવી હાંસીપાત્ર હોઈ અયોગ્ય ઠરે છે. હા, કદાચ એમણે એકને બદલે બીજા તારાને યોગતારા તરીકે દર્શાવ્યો હોત તો તે દલીલ કદાચ સમજી ચર્ચી શકાત.

દક્ષિણમાં ( મહારાષ્ટ્ર વગેરે સ્થળે ) ત્રણ પ્રકારનાં પચાંગ પ્રચલિત છે. (૧) ગ્રહલાઘવ, (૨) કેતકી અને (૩) તિલક. તિલક પચાંગ નિ:શર રેવતી યોગતારાથી અયનાંશગણના કરે છે પણ કેતકી પંચાંગ ચિત્રા નામના તારાનો ભોગ ( cele. longitude-ક્રાન્તિવૃત્ત ઉપરનું તે તારાનું આરંભસ્થાનથી અંતર ) ૧૮૦° ગણે છે અને તે પ્રમાણે પચાંગોપયોગી ગાણિતિક માહિતી ગણી કાઢે છે. જો કે એમના આ ( ચિત્રાનો ભોગ ૧૮૦° ) માનવામાં કંઈ વજુદ નથી છતાય ગણિતના ન્યાયે આપણે તેમને પણ સાંભળવા રહ્યા. એમનો 'નિ:શર રેવતી યોગતારો કયો ?' એનો જવાબ એ મ્યુ પીસ્યમથી આપે છે અથવા ઊલટા આપણને જ પૂછે છે કે આરભસ્થાને તારો હોવો જ જોઈએ એ ખાસ આવશ્યક છે ? મ્યુ પીસ્યમનો ઉલ્લેખ આગળ આવી ગયો એટલે હવે આપણે પ્રશ્નના બીજા ભાગનો વિચાર કરીએ.

સૂર્યસિદ્ધાન્તમાં રેવતી યોગતારાનો ભોગ ૩૫૯° ૫૦′ આપેલો છે એટલે કે આરંભસ્થાનની પશ્ચિમે ૧૦′ જેટલે તે તારો છે એમ કહ્યુ છે. આ દૃષ્ટિએ જોતાં આરભસ્થાને તારો હોવો જ જોઈએ એવુ ખાસ નિષ્પન્ન થતું નથી પરંતુ અમુક તારાથી આરભસ્થાન કેટલે છેટે છે એ દર્શાવેલું હોવુ જ જોઈએ એટલુ નક્કી થાય છે. જે ગ્રંથોએ આરભસ્થાનને રેવતીયોગતારાને ગણી તેનો ભોગ ૦° કહ્યો છે, તેમણે માત્ર 'નિઃશર રેવતીયોગતારો' એટલો જ ઉલ્લેખ કર્યો છે, જ્યારે તેમ ન કરનારે રેવતી યોગતારાનું આરંભસ્થાનની અંતર આપ્યુ છે. આમ તે ગ્રંથોએ ચોકસાઈથી ચીવટપૂર્વક વળગી રહી આરંભસ્થાનનો નિર્દેશ કર્યો છે. હવે જો ચિત્રાનો ભોગ ૧૮૦° માનીએ તો તેની સામેનો તારો એ રેવતીયોગતારો થયો એ નક્કી છે. પણ તે સ્થળે મ્યુ પીસ્યમ અને ૨૫૪ બી પીસ્યમ સિવાય બીજો ૮.૯મા વર્ગનો મોટા શર વાળો એક તારો છે, પણ આ બધાંય ઉપર કહેલાં કારણે નિઃશર થવા માટે સાવ નકામાં છે. આ ઉપરાંત ચિત્રાનો ભોગ ૧૮૦° માનવા મનાવવામાં આવે છે તે પણ ભૂલ છે. ચિત્રાનો ભોગ (Celestial longitude) ૧૮૦° નથી પણ તેનો ધ્રુવક ( Polar longitude ) ૧૮૦° છે. ધ્રુવક અને ભોગ સાવ ભિન્ન ભિન્ન વસ્તુઓ છે. અહીં આપણે એકમાંથી બીજી શી રીતે શોધી કઢાય તેવી ઊંડી ચર્ચામાં નહિ ઊતરતાં માત્ર તે વિષે થોડી વાત કરી લઈશું. ચિત્રાનો ભોગ ૧૮૦° છે એવુ કોઈ પણ ગ્રંથમાં સ્પષ્ટ વા અસ્પષ્ટ રીતે પણ આપ્યું નથી. જ્યાં ચિત્રાનો નામનિર્દેશ છે ત્યાં ત્યાં તેનો ધ્રુવક આપેલો છે. ઘણાખરા ગ્રંથોમાં તારાઓના આપેલા ધ્રુવકોમાં પણ સહેજસાજ ફેરફાર છે, છતાંય મઘા નામના એક ખૂબ ચળકતા તારાના ધ્રુવક સંબંધે લગભગ બધા જ ગ્રંથો એકમત છે. મઘાનો ધ્રુવકમાંથી કાઢેલો ભોગ ૧૨૯° આવે છે.

લગભગ બધા ગ્રંથોમાંથી મઘાનો ભોગ એક જ મળતો આવવા છતાંય પ્રથમ વર્ગના આ નિઃશર તારાનો અયનાંશ માપવાના આધાર તરીકે કોઈએ ઉપયોગ કર્યો નથી. આમ જેના ભોગ વિષે બધા ખગોળશાસ્ત્રીઓ એકમત છે તે મઘાને પણ જેમણે માત્ર આધાર દાખલની ગણતરીમાંથી હેઠે મૂકયો હોય ત્યાં આ માન ખાટવાનો પ્રસંગ તેઓ મઘા કરતાં ઓછા તેજસ્વી અને દક્ષિણ શરવાળા એક તારાને આપે એ સંભવિત છે ખરું ?

ચિત્રાનો અયનાંશ માપવા માટે થયેલો ઉલ્લેખ કોઈ પણ ગ્રંથમાં જોવામાં આવતો નથી. આમ ચિત્રા અને આરંભસ્થાનનો દાવો કરનાર તેનો જોડીદાર મ્યુ પિસ્યમ આપણા આરંભસ્થાનને તારો હો વા ન હો છતાંય પોતાની યથાર્થતા રજુ કરવામાં નિષ્ફળ જાય છે. એટલે હવે આપણે કાં તો રેવતી યોગતારાને જ આરભસ્થાનને માનવો રહ્યો અથવા તે સ્થાને તારો ન હોતાં રેવતી યોગતારો તેનાથી ૩૫૯° ૫૦′ જેટલો છેટે છે એમ ગણવું રહ્યું. ઉપરોક્ત ચર્ચાના આધારે નિઃશર રેવતી યોગતારા તરીકે હવે આપણે વૈજયંતાને બેસાડી શકીએ એમ છીએ.

રેવતી યોગતારાને સ્થાને વૈજયંતીની સ્થાપના કર્યા પછી પણ એક મતભેદ ઊભો રહે છે અને તે તેના અયનાંશ વિષેનો. વાંચક જોઈ શકશે કે આ મતભેદ વધુ સમય ટકી શકે તેમ નથી. વૈજયતીના ઈ. સ. ૧૯૩૬ ના અયનાંશ ૧૮° ૫૯′ ૩૨″ છે. ગ્રહલાઘવ પંચાંગ તેમનાં શક ૧૮૫૮ ના (પ્રિ. સ. ૧૯૩૬ ના) અયનાંશ ૨૩° ૩૪′ આપે છે. આ બંનેમાં ફરક પડવાનું મૂળ કારણ અયનગતિનો તફાવત છે. ગ્રહલાઘવ પંચાંગવાળા અયનગતિ ૬૦ વિકળા માને છે જ્યારે હાલની શુદ્ધ અનયગતિ ૫૦.૨ વિકળાની છે. આમગતિની ગણતરીમાં તફાવતને લીધે લગભગ ચાર અંશ જેટલો ફરક પડયો છે. અને આને લીધે આપણી સંક્રાન્તિઓ (ગ્રહલાઘવ પંચાંગ પ્રમાણે) લગભગ ચાર દિવસ મોડી આવે છે. સંક્રાન્તિના મોડા આવવા વિષે આપણે આગળ ઉલ્લેખ કર્યો છે.

ગ્રહલાઘવ પંચાંગને પ્રચલિત પચાંગ ગણી શક ૪૪૪ ને તેના શૂન્યાયનાંશ વર્ષ તરીકે માન્ય રાખીએ તો પણ આજના (શક ૧૮૫૮ના) અયનાંશ (૧૮૫૮ – ૪૪૪) × ૫૦″.૨ એટલે કે ૧૯° ૪૩′ ૨″ જેટલા આવે પણ ચિત્રા પક્ષવાળા ગણે છે તે મુજબ ૨૩° તો કદાપિ નહિ.

આમ બધી રીતે તપાસી જોતાં આપણે હવે વૈજયંતીની આપણા ભચક્રારંભસ્થાનના આસને સ્થિર રૂપે પ્રતિષ્ઠા કરી શકીએ તેમ છીએ.

વૈજયંતી આરંભસ્થાને છે એમ સિદ્ધ થયું એટલે હવે આપણે શૂન્યાયનાંશ વર્ષ શોધી કાઢવું રહ્યું. વૈજયંતીના શક ૧૮૫૮ના વેધોપલબ્ધ અયનાંશ ૧૮° ૫૯′ ૩૨″ છે, વાર્ષિક અયનગતિ ૫૦″.૨ લેખે ગણતાં શૂન્યાયનાંશ વર્ષ શક ૪૯૬ નું આવે છે. બ્રહ્મગુપ્તના સમયમાં (શક ૫૪૦માં) સૂર્યની મેષ સંક્રાન્તિ ગણેલા સમય કરતાં ૫૪ ઘડી પહેલાં થઈ હતી એવો ઉલ્લેખ છે (જુઓ પૃ. ૨૨૦ દીક્ષિતનો ભારતીય જ્યોતિશાસ્ત્રાચા ઇતિહાસ) વાર્ષિક અનયગતિ જે હાલ ૫૦″.૨ ની ગણવામાં આવે છે તેટલો પંથ સૂર્યને કાપતાં ૨૦.૬ મિનિટ થાય છે. આ હિસાબે ૬૦″ જેટલું ચાલતાં લગભગ ૨૪ મિનિટ એટલે કે ૧ ઘડી થાય. આમ બ્રહ્મગુપ્તના સમયના હિસાબે શૂન્યાયનાંશ વર્ષ ૫૪ વર્ષ જેટલું આગળ આવી

ગએલુ (૫૪૦–૫૪) શક ૪૮૬નું હોવું જોઇએ, જેનો અંદાજ આવે છે. અને આમ વૈજયતીની ગણતરીનુ શક ૪૯૬ એ ખરૂ શૂન્યાયનાશ વર્ષ હોવાને ટેકો મળે છે.

શૂન્યાયનાંશ વર્ષ નક્કી કર્યા પછી ગ્રહલાઘવ પંચાંગના અને આપણા અયનાંશનો તફાવત સમજાવવો જરા પણ મુશ્કેલ નથી. સાથેસાથે આગળ વર્ણવી ગયેલી મકરસંક્રાન્તિના દિવસની ભૂલ પણ ગણિતની રીતે સમજાવી જોઈએ.

ગ્રહલાઘવના ચાલુ અયનાંશ    ૨૩° ૩૪'
આપણે શોધેલા વૈજયંતીના    ૧૮° ૫૯' ૩૨"

તફાવત    ૪° ૩૪' ૨૮"

ગ્રહલાઘવ અયનગતિ    ૨૩° ૪૪' / (૧૮૫૮–૪૪૪) = ૬૦ વિકલા

શુદ્ધ અયનગતિ    ૫૦. ૨"

તફાવત    ૯". ૮

ચાલુ શક વર્ષ    ૧૮૫૮ (ઇ. સ. ૧૯૩૬)
શૂન્ય અયનાંશ વર્ષ    ૪૯૬

તફાવત    ૧૬૩૨ વર્ષ

૧૩૬૨ વર્ષમાં અયનગતિના હિસાબે થયેલી

ભૂલ    ૧૩૬૨ × ૯".૮ = ૧૩૩૪૭".૬
= ૨૨૨' ૨૭".૬
= ૩° ૪૨' ૨૭".૬

શક ૪૪૪ ને બદલે ખરુ શૂન્યાયનાંશ વર્ષ
૪૯૬ છે એટલે તેટલા ગાળાની વધારાની ભૂલ
(૪૯૬—૪૪૪) × ૬૦" = ૫૨'

એટલે કુલ તફાવત    ૩° ૪૨' ૨૭".૬ (શક ૪૯૬ થી ૧૮૫૮સુધી)
\+ ૦° ૫૨' ૦ (શૂન્યાયનાંશ પહેલાંના ૫૨ વર્ષનો)

૪° ૩૪' ૨૭".૬

લગભગ આગળ દર્શાવ્યા જેટલો જ.

અને આ જ તફાવતને લીધે આપણી મકર વગેરે સક્રાન્તિઓ ચાર દિવસ જેટલી મોડી આવે છે. શક ૧૮૫૮ ની ગ્રહલાઘવ રીતે ગણેલી સંક્રાન્તિ કેટલા દિવસ મોડી છે તે આપણે જોઈએ.

( ૧૮૫૮—૪૯૬ ) = ૧૩૬૨ વર્ષ ફેર.

આપણે વર્ષ ૩·૪ મિનિટ જેટલું લાંબું ગણ્યું છે તો તે હિસાબે ૧૩૬૨ વર્ષમાં જમા થએલી ભૂલ

૧૩૬૨ × ૩·૪ મિનિટ = ૪૬૩૦· ૮ મિનિટ.

શૂન્યાયનાંશ વર્ષ પહેલાંના
૫૨ વર્ષની વધારાની ભૂલ
= ૫૨ × ૨૪ મિનિટ = ૧૨૪૮· ૦ મિનિટ

કુલ ભૂલ ૫૮૭૮· ૮

= ૪ દિ. ૧ ક. ૫૮·૮ મિનિટ

[ ૫૨ વર્ષની ભૂલ ગણવા માટે ૬૦" ચાલવાનો સમય જે ૨૪ મિનિટ તે લીધો છે. ]

ગ્રહલાઘવ પંચાંગમાં મકરસંક્રાન્તિ ક્યારે બેસતી આવી છે તે શોધીને તેનાથી ૪ દિવસ ૨ કલાક પહેલાં આપણી ખરી મકરસંક્રાન્તિ શોધી કાઢવી હવે જરા પણ મુશ્કેલ નહિ પડે.

એટલે હવે આપણા આ મેળવેલા શુદ્ધ આરંભસ્થાન પ્રમાણે—

૧. ઝીટા પીસ્યમ અથવા વૈજયંતીને નિઃશર રેવતી યોગતારો માનવો.

૨. શુદ્ધ વર્ષ ૩૬૫ દિ. ૬ ક. ૯·૨ મિ. નું અને શુદ્ધ અયનગતિ ૫૦·૨ વિકળાની લેવાં.

૩. શકે ૧૮૫૮ ( ઇ. સ. ૧૯૩૬ )ના અયનાંશ ૧૮° ૫૯′ ( વિકળા છોડી દેતાં ) લેવા.

૪. સંક્રાન્તિઓ જે ચાર દિવસ જેટલી આગળ ધપી ગઈ છે તે સુધારી લઈ નવી રીતે ગણતરી કરી તેનો ચોક્કસ દિવસ ઠેરવવો અને

૫. આ પ્રમાણે ( ગણિત કરતાં ) વ્રત નિર્ણયનો જે દિવસ આવે તે તદ્દન શુદ્ધ છે એમ ગણવું.

પ્રત્યક્ષવાદીઓ સ્વીકારી શકે અને જેનું આરંભસ્થાન શુદ્ધ છે એવું પંચાંગ ઉપર આપેલા નિર્ણયો ઉપરથી હવે રચી શકાય તેમ છે. હિંદના પ્રચલિત પંચાંગોમાં તિલક પંચાંગ અથવા રૈવત પંચાંગ જ આવું એક શુદ્ધ પંચાંગ છે એવું હું ખગોળમાં રસ લેતા મારા રસિક મિત્રોને સૂચવું છું.

આશા છે કે ખગોળ, પંચાંગશુદ્ધિ તેમજ ફળજ્યોતિષનું શુદ્ધ સ્વરૂપ જાણવા ઇચ્છા રાખતા ગૂજરાતના સુજ્ઞ શિક્ષિતજનો ઉપરની ચર્ચા વધાવી લેશે. અસ્તુ.

## આધાર


૧. મહારાષ્ટ્રીય પંચાંગૈક્ય મંડળ પુણેં પ્રથમ અધિવેશનાચા વૃત્તાંત ( ૧૯૨૫ )
૨. રેવતી યોગતારેચા શોધઃ શિવરામ ગણપત પવાર ( ૧૯૨૬ )
૩. નક્ષત્ર વિજ્ઞાનઃ સ્વ. વેંકટેશ બાપુજી કેતકર ( ૧૯૧૫ )
૪. Initial Point of Our Fixed Zodiac ( ૧૯૩૫ )
સ્વ. ગોવિંદ સદાશિવ આપ્ટે


સમાપ્ત ]

# શબ્દચર્ચા

## ૧

## 'જ'–'ય'નું શુદ્ધલેખન

### ૧. સ્થાનનિર્ણય

'પ્રસ્થાન'ના ગયા (ચૈત્ર માસના) અંકમા પૃષ્ઠ ૫૬૫થી 'જ'–'ય'ના શુદ્ધલેખન વિષે ચર્ચા આવી છે ને તે ઇષ્ટ છે. એવી નાની નાની ગૂંચો ઊકલતી જાય તો શુદ્ધલેખનમા સરળતા થતી જાય.

'જ' શબ્દ સ્વતંત્ર છે અને તેને તેના સંબધકર્તા પૂર્વશબ્દથી છૂટો લખવો એમ ચર્ચાકાર ભાઈ મગનભાઈ દેસાઈ અને આપ પણ જણાવો છો. આપ બંનેનો મત મને ખરો લાગે છે. છૂટો ન લખવાથી કેવો અર્થફેર થઈ જાય તેનું એક ઉદાહરણ આપું 'આ જ' એટલે 'માત્ર આ, બીજુ નહિ' પણ 'આજ' એટલે 'કાલે નહિ, આ દિવસે.'

પણ 'ય' વિષે ભાઈ મગનભાઈ માને છે કે એ સ્વતંત્ર શબ્દ હોય તો ય પૂર્વે આવેલા 'પદનો ભાગ બને છે,' માટે એને એ પૂર્વે આવેલા શબ્દની ભેગો લખવો. અને એનું 'સબળ કારણ' એ ભાઈ એમ આપે છે કે અકારાન્ત શબ્દ સાથે એ 'ય' આવતાં વિકારી બની જઈ 'એ, એય' રૂપ ધારણ કરી એ અકારાન્ત શબ્દ સાથે ભળી જાય છે, જેમકે 'છગન–છગને, છગનેય.'

આ 'ય' વિકારી બનતો નથી, પણ પાછલા શબ્દ સાથે આવતા તેનો ઉચ્ચારભેદ થાય છે એમ બતાવી એ 'ય'ને શક્ય હોય ત્યા પૂર્વશબ્દથી જુદો લખવો એમ આપે માન્યું છે અને મને આપનું મતવ્ય સાચુ લાગે છે 'છગન ય આવ્યો,' એ જ શુદ્ધ તો છે, પણ ઉચ્ચારની મુશ્કેલીને લીધે 'છગનેય આવ્યો' એમ બોલી જવાય છે. આવી મુશ્કેલીને બાદ કરતાં જ્યા સ્પષ્ટ રીતે શુદ્ધ 'ય' ટકી શકતો હોય ત્યાં તો તેને જુદો જ લખવો ઘટે: એમ જુદો ન લખવાથી કેવો અર્થફેર થઈ જાય તેનું ય ઉદાહરણ આ રહ્યું: 'આ ય' એટલે 'આ પણ' અને 'આય' એટલે લાભ, પ્રાપ્તિ.

વળી આપ જણાવો છો તેમ શબ્દ અને પ્રત્યયની વચ્ચે 'ય' પેસી જાય' છે, ત્યારે એને શબ્દની સાથે લખવો પડે છે, જેમ કે 'ઘણાયને યાદ હશે.' પણ ત્યાં ય 'ઘણાને ય યાદ હશે' એમ લખી શકાય.

'પ્રસ્થાન'ના એ જ અંકમાં પૃષ્ઠ ૫૨૯થી ભાઈ મગનભાઈ દેસાઈનો 'રાષ્ટ્રીય કેળવણી પર એક ઊડતી નજર' લેખ છપાયો છે તેમાં 'જ' તો તેમના મન્તવ્ય પ્રમાણે સર્વત્ર છૂટો જ છપાયો છે. પણ 'ય'ય તેમના મન્તવ્ય વિરુદ્ધ તેમની ઇચ્છાએ કે અનિચ્છાએ ય જુદો છપાયો છે.

સંસ્કૃત અવિમાંથી 'અપિ,' 'બી,' 'અઈ,' 'એ,' 'યે' 'ય' થયો લાગે છે.

૨. અર્થનિર્ણય

જ્યારે આ સંબંધે ચર્ચા ઊઠી જ છે ત્યારે 'જ' નો અર્થસંબંધે વારંવાર ખોટો ઉપયોગ થાય છે એ પણ શુદ્ધલેખનને માટે જણાવી લેવાની ઇચ્છા થાય છે. અનેક અને સારા ય લેખકો 'બધા જ લોક આવેલાં.' 'બહુ જ ખાધું' એવા પ્રયોગ કરે છે. હું માનું છું કે એવા પ્રયોગ ખોટા છે; 'બધા ય લોક આવેલા,' 'બહુ યે ખાધું' એ જ સાચા પ્રયોગ છે.

એનું કારણ કહું: 'જ' અલ્પતા તરફ દૃષ્ટિ રાખે છે અને એનો અર્થ 'માત્ર' છે; 'ય' બહુલતા તરફ દૃષ્ટિ રાખે છે અને એનો અર્થ 'પણ' છે, એટલે 'થોડું જ ખાધું' અથવા 'બહુ યે ખાધું' એમ કહી શકાય, 'બહુ જ ખાધું' એમ નહિ. તમે દશ માણસોને બોલાવ્યા હોય તેમાંથી બે આવે તો અલ્પતા તરફ દૃષ્ટિ રાખીને 'બે જ આવ્યા' એમ કહી શકો, પણ બધા આવે તો બહુલતા તરફ દૃષ્ટિ રાખીને 'બધા ય આવ્યા' એમ કહી શકો, 'બધા જ આવ્યા' એમ નહિ. 'પ્રસ્થાન'માં 'સારા જ લેખ આવે છે' એનો અર્થ એ કે થોડા આવે છે, પણ આવે છે એ બધા ય સારા આવે છે; પણ 'સારા ય લેખ આવે છે' એનો અર્થ એ કે 'આવે છે વધારે, નબળા ય આવે છે, સારા ય આવે છે.'

પણ નિષેધાર્થ વાક્યમાં અર્થ ફરી જાય છે ને તેથી એ બે શબ્દોનો ઉપયોગ પણ ફરી જાય છે. 'આ ય ખાધું નથી, આ ય ખાધું નથી, કશું ય ખાધું નથી,' એમ નિષેધાર્થે અલ્પતાસૂચકમાં ય વાપરી શકાય. 'બહુ જ ખાધું નથી, થોડું જ ખાધું છે,' એમ નિષેધાર્થે બહુલતાસૂચકમાં અને આગળ જણાવ્યું તેમ વિધિઅર્થે અલ્પતાસૂચકમાં જ વાપરી શકાય.

મારી આ સમજમાં ભૂલ પણ થતી હોય અને તેથી આ વિષે વધારે ચર્ચા થાય તો સારું.

આણંદ

નરસિંહભાઈ પટેલ

***

૨

રા. ભાઈશ્રી,

'ય' 'જ'ના શુદ્ધલેખનને અંગે એકબે વધુ વિગતો રજૂ કરવા માટે આ પત્ર લખું છું.

૧. મારા આગલા પત્રમાં મેં 'ય' અને 'યે' એમ બે રૂપમાં આ શબ્દ જણાવેલો. આપ એમાં ત્રીજું રૂપ 'એય' જણાવો છો. સ્વ. કમળાશંકર એમના વ્યાકરણમાં 'એ' રૂપ કહે છે ને તે શબ્દની સાથે લખવાનો અભિપ્રાય બતાવે છે. એટલે, આ શબ્દનાં કયાં કયાં રૂપો છે એ પ્રથમ પ્રશ્ન પણ વિચારવો ઘટે.

મકાને
મકાનેય } બળી ગયું
મકાનેયે

આ ત્રણે રૂપ ભાષામાં બોલાય છે. તે પરથી જે રૂપ ઘટાવીએ તો એ, એય, એયે એમ રૂપો નીકળે. મારા આગલા પત્રમાં આ 'એ' રૂપને મેં, 'ય' પૂર્વે અકારાન્ત શબ્દોમાં

થતો વિકાર બતાવેલો છે. આપે તેને બદલે 'એય' રૂપ જ જણાવ્યું. એ જો માન્ય હોય તો 'એ', 'એયે' રૂપો પણ માન્ય હોવાં જોઈએ. માત્ર આ ત્રણ રૂપોની ખાસિયત એટલી છે કે, તે અકારાન્ત નામોને જ લાગે છે ભલે પછી 'નાગ્યો' જેમ તેમાં સંધિ થતી હોય, જો કે એ સંધિ દેશી રીતે જ સાચી છે. (અ+એ=ઐ થવું ન ઘટે ?)

૨. 'ય' અપિવાચક જ છે એમ નથી. એનો ઉપયોગ જોતાં આ એનો મુખ્ય અર્થ છે એ ખરું. પરતુ બીજા બે વિશેષ ઉપયોગ ધ્યાનમાં લઈએ તો 'ય' વિષે વિચાર કરવામાં નવો પ્રકાશ કદાચ મળે.

ક. સંખ્યાવાચક વિશેષણ સાથે 'ય' આવતાં સમસ્તદર્શકતા આવે છે. ઉદા૦

પંદરે (૦ય, ૦યે) માણસ મરી ગયાં.

ખ. એમ જ આવાં વિશેષણોમાં પણ જુઓ, જેમ કે, બધુંય, આખુંય, ઘણુંય.

ગ. પરતુ 'ય' જ્યારે પ્રશ્નાર્થક સર્વનામ કે વિશેષણ કે અવ્યય સાથે આવે છે ત્યારે તેની પ્રશ્નાર્થકતા જઈ અનિશ્ચિત છતાં અમર્યાદતા દર્શાવાય છે. ઉદા૦

કેટલું ય કામ માથે છે
શું ય કરી નાખે છે.
કેવી ય વિચિત્ર વાત હશે.
કોણે ય કર્યું હશે.

અને આવાં સ્થાનોએ જ વિભક્તિનો પ્રત્યય 'ય' પછી આવે તો શોભે છે. એને વિષે આપે ગયા અંકમાં ચર્ચા કરી છે. ત્યાં આગળ 'ય' બિલકુલ 'અપિ'–વાચક નથી, એ વસ્તુ તરફ ધ્યાન ખેંચાવું જોઈએ.

'ય'નો આ ઉપયોગ 'ક' સાથે સરખાવવા જેવો છે.

ઉદા૦ કેટલુંક કામ માથે છે.
ક્યાંક હશે.
કોક જોશે.

એટલે આ 'ય'નો અર્થ જરાક ભિન્ન છે એમ મને લાગે છે. શબ્દને લાગતાં તે શબ્દનો જ ભાગ બને છે, પૂર્વના શબ્દમાં વ્યજનાભેદ નિપજાવે છે, અને તેથી વિભક્તિપ્રત્યય તે આખાને લાગે છે. સામાન્ય રીતે 'અપિ'–અર્થમાં ક્યાંય તેમ નથી થતું. (પદ્યકારની છૂટ અપવાદ લેખવી જ યોગ્ય નથી?) ઉદા૦

(i) મકાનનેય સુધાર્યું.
(ii) મકાનેયને સુધાર્યું.

એમાં (i) વધારે રુચિર લાગે છે. જો કે, (ii)ને ગ્રાહ્ય ગણાય તો ય મને તો એ ઇષ્ટાપત્તિ જ છે.

વિદ્યાપીઠ
૨-૭-'૩૩

લિ. મગનભાઈ દેસાઈના
વંદે માતરમ્

# મોડાસા વિભાગના કારીગરો

વિઠ્ઠલદાસ કોઠારી

ગુજરાત વિદ્યાપીઠ તરફથી શ્રી. જગજીવનદાસ મહેતાએ સને ૧૯૩૧માં મોડાસા અને તેની આજુબાજુનાં ગામોના કારીગરોની આર્થિક તપાસ શરૂ કરી હતી. સત્યાગ્રહની લડતને લીધે એ તપાસ પૂરી થઈ શકી નહોતી અને તેથી તેનો પૂરો અહેવાલ તૈયાર થઈ શક્યો નહોતો. તે માહિતી હાલ જે રૂપમાં ઉપલબ્ધ છે તેમાંથી તારવણી કરીને થોડી માહિતી નીચે આપી છે.

આપણાં ગામડાંમાં ખેડૂતો, શાહુકારો અને કારીગરો મળીને આર્થિક તંત્ર ચલાવતા હતા. તે તંત્ર આજે છિન્નભિન્ન થઈ ગયું છે. તેની જગ્યાએ બીજી કોઈ વ્યવસ્થા ઊભી થઈ નથી. એટલે જ્યાં ત્યાં બેકારી, હાડમારી અને આર્થિક અવ્યવસ્થા નજરે પડે છે. આ સ્થિતિનો ઇલાજ કર્યે જ છૂટકો છે. જ્યાં પ્રત્યક્ષ પરિસ્થિતિનો સામનો કરવાનો હોય ત્યાં કલ્પનાઓ કામમાં આવતી નથી, એટલે પ્રત્યક્ષ પરિસ્થિતિનું નિરૂપણ અને તેનાં કારણોની સમાલોચના એ વિચારણાના પાયા તરીકે ઉપયોગી થઈ પડે છે. આ માહિતીમાં ખાસ કરીને કારણોની સમાલોચના કરવામાં આવી છે, ઉકેલની ચર્ચા તેમાં કરી નથી. પણ કારણોમાંથી ઉકેલનું દિશાસૂચન સહેજે થાય છે. આમાં દર્શાવેલી સ્થિતિ અને કારણો બીજે ઠેકાણે પણ લાગુ પાડી શકાય એવાં છે. એ દૃષ્ટિએ આ તારણ ઉપયોગી છે. આ તપાસ મોડાસા અને તેની આજુબાજુનાં નીચેનાં ગામોમાં કરી હતી:—*

૧. મોડાસા, ૨. ધનસુરા, ૩. બાયડ (ઈડર), ૪. ગાબટ (ઈડર), ૫. ઓઢા, ૬. સાઠંબા (સાઠંબા), ૭. દહેગામ, ૮. ટીંટોઈ (ઈડર), ૯. સરડોઈ (મોહનપુર), ૧૦ સાયરા.

મોડાસા મહાલ અમદાવાદ જિલ્લામાં ઉત્તર વિભાગમાં આવેલો છે. તે મહાલમાં રેલવેથી બે રસ્તે દાખલ થવાય છે. અમદાવાદ–પ્રાંતિજ રેલવે ઉપર તલોદ સ્ટેશનથી મોડાસા ૩૦ માઈલ છે અને નડિયાદ–કપડવંજ રેલવે ઉપર કપડવંજથી ૪૦ માઈલ છે. બન્ને તરફથી પાકી સડકો છે. મોટરો ચાલે છે. આ મહાલ જુદાં જુદાં નાનાં મોટાં દેશી રાજ્યોથી ગુંથાએલાં છે. તપાસનાં ગામોમાંથી ૫ બ્રિટીશ વિભાગનાં છે અને ૫ દેશી રાજ્યોનાં છે. ઓછામાં ઓછી વસ્તી છે કોઈમાં ૧૦૦૦, કોઈમાં ૧૮૦૦, કોઈમાં ૨૦૦૦ અને વધારેમાં વધારે મોડાસામાં ૮૮૦૦ છે. આ તપાસમાં નીચેના કારીગરોનો સમાવેશ કરવામાં આવ્યો છે:—

---

* કૌંસમાં નામો લખ્યાં છે તે દેશી રાજ્યોનાં નામ છે. જેની સાથે કૌંસમાં કંઈ લખ્યું નથી તે બ્રિટીશ વિભાગનાં ગામો છે.

| | |
|---|---|
| ૧ લુહાર—હિંદુ, મુસલમાન અને ખગદી | ૯ દરજી |
| ૨ સુથાર—લુહાર સુતાર અને મેવાડા | ૧૦ સોની |
| ૩ કુંભાર—હિંદુ, મુસલમાન | ૧૧ કસારા |
| ૪ વણકર | ૧૨ કડિયા—મચવારા, ભોઈ, મુસલમાન |
| ૫ ચમાર | ૧૩ ભાવસાર—રંગરેજ, ખત્રી |
| ૬ ઘાચી | ૧૪ ડબગર |
| ૭ પીંજારા | ૧૫ મગાણીઆ |
| ૮ મોચી | |

આ ગામોની કુલ વસ્તી ૨૪,૩૫૦ છે તેમા ઉપરના કારીગરોની સંખ્યા ૫,૯૮૩ છે. એટલે કારીગરોની સંખ્યા તે ગામોની વસ્તીના ૨૪ ૫ ટકા થાય છે

આ બધા કારીગરોનો પહેલા ગામડામા નિભાવ થતો તેઓ ગામ લોકોની જરૂરિયાતો પૂરી પાડતા હાલ તેમના ધધા પડી ભાગ્યા છે અગર ભાગતા જાય છે એટલે તે લોકો કા તો થોડુ ગણુ જે કંઈ મળે તેના ઉપર અધભૂખ્યા જીવે છે અગર ખેતીમા પડી ખેતી ઉપર બોજો વધારે છે એ ગામડાની લગભગ ચોથા ભાગની વસ્તી જે આ ધધામાથી પોતાનો નિર્વાહ કરતી તેને બીજો ધધો રહ્યો નથી આખા દેશની પણ આજે એ સ્થિતિ છે. અત્યારે લોકોનો મુખ્ય ધધો ખેતી થઈ પડ્યો છે ૧૮૯૧ મા હિંદમા ૫૯૮ ટકા ખેતી ઉપર નભતા તેને બદલે ૧૯૩૧ મા ૭૩ ટકા ખેતી ઉપર નભે છે દેશમા થોડાઘણા મોટા ઉદ્યોગો ચાલે છે તે મોટે ભાગે પરદેશીઓના હાથમા છે અને આખા દેશની વસ્તીના પ્રમાણમા જૂજ સખ્યાને તેમાથી રોટલો મળે છે ખોરાક ઉપરાતની જીવનની ઘણી જરૂરિયાતો પરદેશથી જ તૈયાર આવે છે તે આપણે વાપરીએ છીએ એટલે દેશના કારીગરો કામ વગરના રખડે છે આથી કારીગરોની દુર્દશા થઈ છે જુદા જુદા કારીગરોની સ્થિતિ ઉપર પ્રમાણમા ઓછીવત્તી અસર થઈ છે કેટલાકના ધધા મૃતપ્રાય થયા છે, તો કેટલાકના દરમિયાન ચાલે છે દરજી જેવાને નવો જમાનો સદી ગયો છે તે દરેકના ધધાને અગે નોધવા જેવી હકીકત નીચે મુજબ છે —

## સુથાર—લુહાર

સુથાર અને લુહાર એ ગામડાના આર્થિક જીવનમા અગત્યનું સ્થાન ધરાવતા હતા લુહાર ઉપર તો નીચેના ૩૨ ધધાદારીઓનો જુદા જુદા રૂપમા આધાર હતો —

૧ ખેડૂત, ૨ કુંભાર, ૩ સોની, ૪ સુતાર, ૫ કમાગર, ૬ હજામ, ૭ ખગદી, ૮ સિપાહી, ૯ વણિક, ૧૦ દરજી, ૧૧ મોચી, ૧૨ ડબગર, ૧૩ ચમાર, ૧૪ વણકર, ૧૫ મજૂર, ૧૬ ઘાચી, ૧૭ માળી ૧૮ કડિયા, ૧૯ તીરગૈયા, ૨૦ વાઘરી, ૨૧ સલાટ, ૨૨ કઠિયારો, ૨૩ રબારી ૨૪ ખાટકી, ૨૫ વૈદ્ય ૨૬ રગરેજ, ૨૭ ચુનારો, ૨૮ વણજારો, ૨૯ મગાણીઆ, ૩૦ તૂરી, ૩૧ પીંજારા, ૩૨ ઘાચા

ઉપરના ધધાને લગતા ઓજારો ગામડામા લુહાર તૈયાર કરતો અને બધા ધધાદારીઓનુ કામ ચાલતું આવા અગત્યના કારીગરનો ધધો નીચેના કારણોને લીધે આજે મૃતપ્રાય હાલમા છે

૧. મકાન ઉપયોગી લોખંડી સામાન તથા કારીગરોનાં ઓજારો વિદેશી આવવાથી.
૨. મોટરના વ્યવહારને લીધે ગાડાંના પાટા બનાવવાનું ઓછું થવાથી.
૩. ખેડૂતની સ્થિતિ બગડવાથી.

આ સ્થિતિમાં લુહારને માટે સાધારણ સમારકામ સિવાય બીજું કામ જ રહ્યું નથી. જ્યાં સંખ્યાબંધ ધમણો ચાલતી ત્યાં આજે એકાદ ધમણ માંડ ચાલે છે.

સુથારનું કામ નીચેનાં કારણોને લીધે ઘટયું છે:

૧. છાપરાં ઉપર પતરાં દાખલ થવાથી અને લોખંડના થાંભલા, ગર્ડરો, સીમેન્ટનો તૈયાર સામાન વગેરે વપરાવાથી લાકડાની મજૂરીનું કામ ઘટયું.

૨. મોટરોનો વ્યવહાર થવાથી ગાડાં બનાવવાનું અને તેની દુરસ્તીનું કામ ઘટયું.

૩. ખેડૂતની સ્થિતિ બગડવાથી મળતર ઓછું થયું અને વેપારની મંદીથી નવાં મકાનો બાંધવાનું કામ ઓછું થયું.

ખરાદી લુહાર ખાટલાના પાયા ઉતારતા તે કામ સામાન્ય મંદીને લીધે પહેલાંના જેવું મળતું નથી. ઈડરમાં ખરાદી (સંઘેડિયા)નાં ૫૦ ઘર છે ને ૮૦ સંઘેડા ચાલે છે. રમકડાં રંગબેરંગી સારાં બનાવી શકે છે. પણ જાપાનીઝ ફુક્કા અને રબરનાં સસ્તાં રમકડાં આગળ એનું શું ગજું?

એકંદરે સુથાર અને લુહાર બન્નેમાં, સુથાર કરતાં લુહારના કામમાં ઘણો જ વધારે, ઘટાડો થયો છે.

## કુંભાર

આ ધંધામાં નીચેનાં કારણોને લીધે મંદી આવી છે:—

૧. નળિયાંને બદલે પતરાં દાખલ થવાથી.
૨. કોડિયાંને બદલે ફાનસો અને ટીનના ડબા દાખલ થવાથી.
૩. માટીનાં વાસણ અને કોઠીઓને બદલે ધાતુનાં વાસણ અને પતરાંના ડબા દાખલ થવાથી.
૪. મોટરો થતાં ગાડાંનો વપરાશ ઘટવાથી.
૫. લગ્ન પ્રસંગે માટીનાં વાસણને બદલે ધાતુનાં વાસણ વાપરવાથી.
૬. બીડીનો વપરાશ વધવાથી ચલમ અને હોકાનો વપરાશ ઓછો થવાથી.
૭. ખેડૂતની સ્થિતિ બગડવાથી.

ગામડાંમાં પતરાંના વપરાશનું પ્રમાણ ખૂબ જ વધી ગયું છે. આ બાજુ પ્રાંતિજ, હરસોલ, સોનાસણ અને ઈડરમાં એક વરસમાં જ લગભગ ૩૦,૦૦૦નાં પતરાં આવ્યાં હતાં! તે ચાર ગામોમાં બીજો પરદેશી લોખંડી માલ લગભગ ૪૪,૦૦૦ રૂપિયાનો આવ્યો હતો. ત્યારે લુહારની બનાવેલી સાંકળો, કડાં વગેરે માંડ રૂ. ૩,૦૦૦નાં વેચાયાં હશે. તપાસનાં દસ ગામોમાં લોખંડી માલની કુલ આયાત લગભગ રૂ. ૬૦,૦૦૦ની થઈ હતી. આમ પરદેશી લોખંડના માલનો છૂટથી ઉપયોગ થવાથી લુહાર અને કુંભાર બન્નેના ધંધાને અતિશય ધોકો લાગ્યો છે. વાંદરાની હેરાનગતિ એ પતરાંના ઉપયોગ માટે ખાસ કારણ બતાવવામાં આવે છે. પહેલાં પણ વાંદરા તો હતા જ. તે વખતે તેનો ઉપાય જુદી રીતે કરતા. બજાણીઆને

ઘર દીઠ પાંચ શેર દાણા આપતા. તે વાંદરાને ગામમાં (ઢોલ વગાડીને કે એવી રીતે) આવવા દે નહિ. એને બાર મહિને ગામની વસ્તી પ્રમાણે દાણા મળતા. હવે બજાણીઆનો કોણ ભાવ પૂછે?

### વણકર

હાથવણાટનું કામ આ બાજુ લગભગ બંધ છે એમ કહીએ તો ચાલે. ૧૩૩૫ માણસોની વણકરની વસ્તીવાળાં દસ ગામોમાં માત્ર ૫૦ શાળ છે. ઘણાં ગામોમાં શાળો જ નથી. થોડાં ગામોમાં હજુ શાળનાં સાધનો છે, વણતાં આવડે છે, સ્ત્રીઓ પણ વણતાં જાણે છે પરતુ વેપારી વણાવતા નથી. મોટો ભાગ ખેતી અને ખેતીની મજૂરી કરે છે.

### ચમાર

સ્થિતિ વણકર કરતાં પણ નબળી છે. ઢોર ચીરે છે અને ચામડાં વેચે છે પણ ખેતી અને મજૂરી કર્યા વિના પૂરું થતુ નથી. પોતાના ધધામાંથી નિભાવજેગુ કમાઈ શકતા નથી.

### ઘાંચી

તેલની મીલો થવાથી ઘાચીની ઘાણીઓનું કામ ઘણુ ઓછું થઈ ગયું છે. જે ઘાણીઓ ચાલે છે તે વરસમાં માંડ ૪–૫ માસ ચાલે છે એટલે બળદ વગેરેનું કેટલુંક ખર્ચ ઘાંચીને માથે પડે છે. ઘણી ઘાણીઓ તો બધ જ રહે છે. મોડાસા તથા ધનસુરામાં તેલની મીલો છે.

બીજુ આ તરફ ઘાચી લોકો ગાડાં હાંકવાનું કામ કરતા. મોટર લોરીઓ ભાડે ફરતી થવાથી ૩૦૦ ગાડાં ફરતા તે બિલકુલ ઓછાં થઈ ગયાં. આ એક કામ ઘટી ગયું તેની બીજા ધંધાદારીઓ ઉપર પણ અસર થઈ. ઘાંચીનો ભાડાનો ધંધો ઓછો થયો એટલે લુહારને બાર મહિને ૩૦૦ જોડ પાટા ચડાવવાનું અને તેના અંગનું બીજું કામ મળતું તે ઘટી ગયું. હવે તે દર વરસે માત્ર ૫૦ જોડ પાટા ચડાવે છે. સુથારની ગાડાં બનાવવાની તથા સમારવાની મજૂરી પણ ઓછી થઈ. કુભારના ઘડા ગાડાવાળા લેતા તે પણ ઓછા થયા. કારીગરો ઢીલા થયા એટલે વેપારીનો વેપાર પણ ઘટ્યો.

### પીંજારા

પીંજારાને માટે ગોદડાં ભરવા સિવાય બીજું કામ રહ્યું નથી. હાથે કાંતવા કે મજૂરી આપીને કતાવવા કોઈ પીંજાવતા નથી.

### મોચી

સ્થિતિ ઠીક છે. અહીં કડી પ્રાંતની માફક જાપાનીઝ રબરનાં પગરખાંએ મોચીઓના ધંધા સાથે હરીફાઈ કરી નથી ત્યાં સુધી ઠીક છે.

### દરજી

બીજા ધધાદારીઓમાંથી જેમનાથી બની શકે તેઓ આ ધંધામાં દાખલ થાય છે. એક બ્રાહ્મણ અને એક કાછિયો આ ધધામાં જોડાયા છે. નવા જમાનાની હરીફાઈ આ ધંધાને નડી નથી.

### સોની

ખેડૂતો અને કારીગરોને બેકારી અને ગરીબાઈ ચારે તરફથી ખાઈ જતી હોય ત્યાં

સોનીનો ધંધો બરાબર શી રીતે ચાલે? છતાં સામાજિક રિવાજોનું જોર ઘણું હોય છે. લગ્ન જેવા પ્રસંગે દેવું કરીને પણ લોકો ખર્ચ કરે છે એટલે સોનીને થોડું થોડું કામ મળી રહે ખરું. પણ પૂરતું તો નહિ જ. વળી હવે તો તૈયાર ઘરેણાં પણ મળવા લાગ્યાં છે.

### કંસારા

સ્થિતિ ઠીક છે. ખાસ નોંધવા જેવું કંઈ નથી.

### કડિયા

પૂરતું કામ મળતું નથી. ભોઈ લોકો શીંગોડાં વાવવાનું કામ કરે છે. પહેલાં પાલખી ઉપાડતા તેમાંથી કંઈક મળતું. હવે તો પાલખી કોણ ઉપડાવે? આ તરફના સથવારા, પાટણ વગેરેના સથવારાની માફક બીજા ધંધા તરીકે ચણવાનું કામ નથી કરતા પણ મુખ્ય ધંધા તરીકે ચણવાનું કામ કરે છે.

પ્રાંતિજના તપોધન બ્રાહ્મણો ઘણાં વરસોથી કડિયાકામ કરે છે.

### ભાવસાર

આ ધંધામાં નીચેનાં કારણોને લીધે મંદી જણાય છે:

૧. પરદેશી તાત્કાલિક રંગી શકાય એવા અને આકર્ષક રંગો નીકળવાથી ગળી તથા સોરંગીનું રંગાટકામ બંધ થયું.

૨. છાપેલો, રંગેલો તૈયાર માલ પરદેશથી આવે છે.

૩. પાઘડીનો વપરાશ ઘટચો અને કસુંબીનું રંગાટકામ બંધ થયું.

રંગવાનું કામ ઓછું થવાથી કેટલાક અત્રેજીમાં બીડી વાળવાનું કામ કરે છે.

### ડબગર

આ ધંધા ઉપર નીચેનાં કારણોને લીધે અસર થઈ છે:—

૧. ઘી, તેલ રાખવા માટે કુલ્લાંને બદલે ટીનના–ડબા વપરાય છે.

૨. ચામડાનાં છાબડાંને બદલે ધાતુનાં વપરાય છે.

### સરાણીઆ

કામ પૂરતું મળતું નથી. સ્થિતિ ગરીબ છે.

આ બધાય કરીગરોને અંગે એક નોંધવા જેવી વસ્તુ એ છે કે જમાનો બદલાઈ જવાથી વસ્તુઓની વપરાશમાં ભારે ઉથલપાથલ થઈ ગઈ છે અને તેથી જૂના ધંધાને ભારે ધોકો પહોંચ્યો છે અને તેને સજીવન કરવા માટે મહાપ્રયત્ન કરવાની જરૂર છે; પરંતુ ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં જો કારીગરો ચાલતી આવેલી ઘરેડ છોડીને નવું કામ શીખવા તૈયાર ન થાય અથવા તો જે વસ્તુ તૈયાર કરતા હોય તેમાં ફેરફાર કરવા તૈયાર ન થાય તો સ્થિતિમાં સુધારો નહિ થઈ શકે. સમાજને ઉપયોગી કોઈ પણ કામ કરવા દરેકે તૈયાર થવું જોઈએ. કાળ બહાર થઈ ગયેલી જૂની પદ્ધતિઓને વળગી રહેવાની વૃત્તિને તિલાંજલિ આપવી જ જોઈશે. એટલું ખરું કે નવું એટલું સારું નથી. જૂનું એટલું ખરાબ નથી. પરંતુ જૂનું એટલું સારું જ છે એમ માનવું એ પણ ભૂલભરેલું છે. જૂનામાં ફેરફાર કરવાની, સુધારો વધારો કરવાની, નવેસર ગોઠવવાની જરૂર હોય તો તે અવશ્ય કરવું જ જોઈએ.

તે સિવાય કોઈ સુધારો શક્ય નથી ઘણા કારીગરો કોઈ પણ સ્થિતિમા જૂનાને વળગી રહેવાની શિથિલ મનોદશામા પડેલા છે તેમાથી તેમણે નીકળી જવુ જોઈએ. તેમણે નવુ શીખી લેવાની તત્પરતા બતાવવી જોઈએ અને બુદ્ધિપૂર્વક, સમજપૂર્વક, પરસ્પર સહકારથી સમાજનુ હિત ધ્યાનમા રાખીને આજની પરિસ્થિતિમાથી રસ્તો કરવો જોઈએ

## સામાન્ય હકીકત

**આવક**—ઉપરના દસે ગામોના કારીગરોની સખ્યા લગભગ ૬,૦૦૦ની બતાવી છે તે સખ્યા કારીગરોના કુટુબના બધા માણસોની છે ખરેખર કામ કરનાર કારીગરોની સખ્યા તો પાચમા ભાગની છે એટલે એક કારીગરને પાચ માણસોનો નિભાવ કરવો પડે છે ત્યારે આવકનુ સરેરાશ માસિક પ્રમાણ રૂા ૧૦ થી ૩૦ સુધીનુ છે ઉપર જણાવેલા ૧૫ જાતના કારીગરોમાથી

| | | | કારીગરના પ્રકારો |
|---|---|---|---|
| માસિક સરેરાશ | ૧૦ ની | આવકવાળા | ૪ |
| ,, ,, | ૧૧ થી ૧૫ | ,, | ૭ |
| ,, ,, | ૧૬ થી ૨૦ | ,, | ૨ |
| ,, ,, | ૨૧ થી ૨૫ | ,, | ૧ |
| ,, ,, | ૨૬ થી ૩૦ | , | ૧ |

એટલે સામાન્ય રીતે પાચ માણસના કુટુબ માટે માસિક રૂા ૧૦ થી ૧૫ મળે છે એટલે માથાદીઠ વાર્ષિક આવક રૂા ૨૪ થી ૩૬ થઈ કારીગર જેવા વર્ગની આવી સ્થિતિ છે ત્યા સામાન્ય ગરીબ વર્ગની સ્થિતિનુ તો પૂછવુ જ શુ?

લુહાર, સુથાર, કુભાર વગેરેને આ ગામોમા ખેડૂતો તરફથી, તેમના બારે માસના કામ બદલ વાર્ષિક સામાન્ય રીતે પોણો મણ અનાજ મળે છે પણ સારુ વરસ ન હોય તો તેમા કાપકુપ થાય ખેતીનુ ઉત્પન્ન હમણા થોડા વરસોથી અચોક્કસ થયુ છે એટલે કારીગરોની કમાણી પણ અચોક્કસ થઈ છે

**મદદગાર ધધો**—(૧) કુભારોમાથી કોઈક ખેતી કરે છે અને મોસમમા ગધેડા ઉપર માલ ખેચવાનુ કામ કરે છે

(૨) ઘાચી પણ કોઈક કોઈક ખેતી કરે છે, અને ગાડા ભાડે ફેરવવાનું તો અત્યાર સુધી તેમનું મહત્ત્વનુ કામ હતુ

(૩) ભાવસાર બીડીનો ધધો કરે છે

(૪) લુહાર, વણકર અને ચમારોમાથી પણ કેટલાક ખેતી અને ખેતીની મજૂરી કરે છે.

આ બતાવે છે કે જે કોઈને પોતાના ધધામા પૂરતી આવક નથી થતી, તે બને તો થોડીઘણી ખેતી કરે છે પરિણામે ખેતી ઉપર આધાર રાખનારાની સખ્યા વધે છે અને માથાદીઠ અથવા સાતીદીઠ જમીનનું પ્રમાણ ઘટે છે ખરી રીતે એ ધધાઓમા જ ફેરફાર થવો જોઈએ તેમનો જુદી રીતે વિકાસ થવો જોઈએ અને જે ચીજો આજે દેશમા થતી નથી તેવી ચીજો પેદા કરવામા એના માણસો રોકાવા જોઈએ આમ થવાને બદલે જે તે ખેતી તરફ દોડે છે, અને ખેતી ને ધધાને વધુ નુકશાનકારક બનાવે છે અને અર્ધ બેકારી અને ગરીબોની સખ્યામા વધારો કરે છે પણ આમા દોષ કોનો?

**દેવું-વ્યાજ**—લગભગ દરેક ગામે કારીગરોનો મોટો ભાગ દેવાદાર સ્થિતિમાં છે. રોજનું ખરચ તો ધંધાની આવકના પ્રમાણમાં ચડઊતર કરી નિભાવે છે. પરંતુ લગ્ન, મરણ ને એવા સામાજિક પ્રસંગોએ દેવું કરે છે. એક વખત દેવામાં સપડાયા પછી જિંદગીભર ભાગ્યે જ તેમાંથી નીકળી શકે છે. માંડ ઘરખરચ કાઢતા હોય, તેમાં વ્યાજ ભરવાનું પણ ભારે પડે ત્યાં મુદ્દલ તો શી રીતે ભરી શકે ? આવાં કેડ તોડી નાખે તેવાં ખરચો ઓછાં કરવા માટે બહુ ઓછા પ્રયત્નો થયા છે અંત્યજ લોકોએ ટીંટોઈમાં મળીને આવાં ખર્ચમાં ઘટાડો કરવા નક્કી કર્યું હતું. મોચીમાં, નાતના રિવાજ પ્રમાણે રૂા. ૧૫ થી ૨૫ સુધી આપીને વરો કરવામાંથી મુક્તિ મેળવી શકાય છે. ભોઈ લોકોમાં પણ રૂા. ૧૫ નાતને આપવાથી વરામાંથી મુક્તિ મળી શકે છે. આ પ્રમાણે થોડા ઘણા રૂપિયા આપવાથી મોટા ખરચમાંથી બચી જવાય છે. પણ આ ખરચ ઘટાડવાનું બધાને હજુ સૂઝયું નથી અને દેવાંના ડુંગર વધે જાય છે.

વ્યાજનો દર સામાન્ય રીતે ૬ થી ૯ ટકા ગણાય છે પરતુ વ્યાજ ઉપરાંત ૩ થી ૬। ટકા વટાવ લેવાય છે તે ભારે છે. આ ઉપરાંત બીજી રીતે પણ દેવાદારો ચૂસાતા હશે તે વધારામાં.

**દારૂની બદી**—મોડાસા મહાલમાં ૪૭ ગામો છે. તેમાં મોડાસા, ધનસુરા અને દહેમઈ –ત્રણ સ્થળે પીઠાં છે. દેશી રાજ્યોમાં ગામોમાંથી બાયડ, ગાબટ, સાઠંબા, ટીંટોઈ અને સરડોઈ પાંચે ગામોમાં દારૂનાં પીઠાં છે.

લુહાર, લુહાર–સુતાર, લુહાર-ખરાદી અને ભોઈ લોકો દારૂ પીએ છે. વણકર, ચમાર, કડિયા, સથવારા અને મોચીમાં પ્રમાણ ઓછું છે. ધનસુરાના કુંભારોએ ભેગા થઈ દારૂ નહિ પીવાનો ઠરાવ કર્યો હતો.

**કેળવણી**—એકંદરે કેળવણી ઓછી છે. છોકરીઓને ભણાવતા જ નથી એમ સામાન્ય રીતે કહી શકાય. પોતપોતાના ધંધાના શાસ્ત્રીય શિક્ષણની વાત જ શી કરવી ? પછી બાપને ચીલે ચાલે અને નવું કરવામાં બુદ્ધિ ન ખૂંચે એમાં નવાઈ નથી.

**હિસાબ**—કોઈ પણ કારીગર પોતાની આવક-જાવકનો હિસાબ રાખતો નથી. બીજાની સાથે કોઈ ઠેકાણે રોજે ગયા હોય કે કંઈ માલ લાવ્યા હોય તો તેની નોંધ રાખે કે લખાવી રાખે. તે સિવાય હિસાબમાં મીંડું. ભણેલા પણ પોતાના ઘરનો હિસાબ રાખતા નથી.

**અસ્પૃશ્યતા**—આ તરફના લોકો ડબગરને પણ અસ્પૃશ્ય માને છે. દેશી રાજ્યોનાં ગામો સુદ્ધાં દરેક ગામે અંત્યજોને સામાન્ય શાળામાં ભણવાની કાયદેસર છૂટ હોય છે પણ મહાજન નારાજ થશે વગેરે કારણોથી આ છૂટનો લાભ લેવાતો નથી. ગાબડમાં અંત્યજો માટે જુદી શાળા છે.

**સ્ત્રીઓનું કામ**—વાણિયા બ્રાહ્મણની કેટલીક સ્ત્રીઓ નવરાશના વખતમાં પતરાળાં બનાવી વાર્ષિક રૂા. ૨૫ થી ૩૦ કમાઈ શકે છે. સથવારા કડિયાની સ્ત્રીઓ અને મુસલમાન સ્ત્રીઓ ગુંદરના વડ પાડવાનું અને વીણવાનું કામ કરી એટલું જ કમાઈ શકે છે. કેટલીક મુસલમાન સ્ત્રીઓ ખત્રીનાં બાંધણાં બાંધીને વાર્ષિક રૂા. ૩૦ થી ૩૫ પેદા કરી શકે છે.

કુંભાર, ભાવસાર, પીંજારા [illegible] ગરનાં [illegible]ોમાં, [illegible] ધંધામાં [illegible]ો સાથે

બરાબર કામ આપે છે વણકર, મોચી, ઘાંચી, દરજી અને મશાણીઆના ધંધામાં સ્ત્રીઓની પુરુષના પ્રમાણમા ચોથા ભાગની મદદ મળે છે તે સિવાય બીજા કારીગર વર્ગની સ્ત્રીઓ ઘરકામ કરવા ઉપરાંત ધંધામા ખાસ મદદ કરતી નથી

**ખેતીની મજૂરી**—આ પ્રદેશની જમીનો ઘણી પડતર રહેતી ને ઘણા લોકો ઢોર પાળતા થોડા વરસોથી આ જમીનોના જથા પાડી બહારગામના ખેડૂતોને ખેડવા આપવામા આવી છે આથી ગૌચરો લગભગ ગયા જેના થયા છે બ્રિટિશ અને દેશી રાજ્યોની હદમા આવી ઘણી જમીન ચરોતર, કાનમ અને કચ્છના ખેડૂતોએ રાખી છે કચ્છ સિવાયના બીજા ખેડૂતો જાતે ખેતી કરતા નથી મજુરો રાખી એ ખેતી કરાવે છે આથી મજૂરોની રોજી ચાલે છે કેટલાક સારી ખેડ કરતા શીખ્યા છે સુથાર અને કુંભાર જેવાના ધંધાને કંઈક ટેકો મળ્યો છે

વેઠ– ઈડર રાજ્યમા માલની આવક–જાવક ઉપર દાણ લેવાય છે ઉપરાંત એવા નાના રાજ્યોમા કસબ વેરાનો અને વેઠનો પણ ત્રાસ છે વણકરોને કસબ ન કરવા છતા તેનો વેરો ભરવો પડે છે વેઠમા આખો વખત કામ કરે ત્યારે ત્રણ પૈસાની બરોબર મજૂરી આપે સાડબામા તો વણકરો પાસે મફત વૈતરુ કરાવવાનો રિવાજ છે

### મહાજનો

મોટા ગામોમા, ગામના મહાજનો હોય છે પરતુ વેપારીવર્ગ જ તેમા મોટે ભાગે હોય છે કારીગર વર્ગનો તેમા અવાજ હોતો નથી આ મહાજનો જો નવેસર રચનામા આવે અને તે ગામનુ સાચુ પ્રતિનિધિત્વવાળુ અને લોકહિતૈષી મહાજન બને તો તેની મારફત ગ્રામસુધારણાનું ઘણુ કામ થઈ શકે ગામની જરૂરિયાત સ્થાનિક કારીગરોથી કેવી રીતે પૂરી પાડી શકાય તેનો તે ઇલાજ કરે અને બીજા લોકહિતના કામ કરે એવા મહાજનોને બહારના કોઈ મધ્યસ્થ મડળની હૂંફ હોય અને દોરવણી હોય અને પ્રજાનો સહકાર હોય તો મોટા મોટા પગારો આપીને સરકાર તરફથી ચલાવવામા આવતા ખર્ચાળ ખાતા મારફત જેવુ કામ થાય છે તે કરતા વધારે સગીન કામ થાય બહારનું મડળ પ્રદર્શનો ગોઠવે, પ્રચાર કરે, પત્રિકાઓ કાઢે વ્યાખ્યાનો ગોઠવે, મોસમ સિવાયના વખતમા અક્ષરજ્ઞાન અને સામાન્ય જ્ઞાનના વર્ગો ગોઠવે કે રાત્રિશાળાઓ ચલાવે પરતુ પાયો ચણવાનું અને ખરુ ઘડતરનુ કામ તો સ્થાનિક મડળ મારફત ગ્રામહિતમા રસ લેનારા ગામના સમજુ લોકો જ કરી શકે એવા થોડા ઘણા સમજુ લોકો ન હોય ત્યા કામ ઉપરછલ્લુ રહે છે અને કોઈ સુધારો આગળ ધપતો નથી કોઈ બહારનો સેવક ગામમા રહીને આવુ વાતાવરણ પેદા કરી શકે અથવા તો એવા થોડા માણસોને રસ લેતા કરી શકે પરતુ થોડાઘણા પણ સ્થાનિક માણસો રસ લેતા થયા પછી જ સાચી અને કાયમી પ્રગતિ થઈ શકે છે એટલે કોઈ પણ કામની શરૂઆત માટે, ગામના સમજુ માણસો તૈયાર હોવા જોઈએ કે તેમને તૈયાર કરવા જોઈએ તેમનું સ્થાનિક મડળ કરવુ જોઈએ મડળમા પ્રતિનિધિત્વ અને સેવાભાવ બેનો મેળ હોવો જોઈએ નહિ તો સત્તાની ખેંચાખેંચ અને પક્ષાપક્ષીનો તે અખાડો થઈ પડે છે ગામના મહાજનો અત્યારે લગભગ નિષ્ક્રિય છે અથવા અમુક વર્ગના અધિકારનો અડ્ડા છે તેમને ઉપર પ્રમાણે લોકહિતના કામ કરનારા જીવતા જાગતા મડળો બનાવવા જોઈએ




શ્રીમાન તંત્રીશ્રી
'પ્રસ્થાન'
અમદાવાદ

ગુજરાતી સાહિત્ય સંમેલનનું તેરમું અધિવેશન ડીસેમ્બર મહિનાના આખરના દિવસોમાં કરાંચી શહેરમાં ભરવાનો નિર્ણય થઈ ગયો છે. કરાંચીને પોતાને આંગણે આ સંમેલન બોલાવવાનું ભાગ્ય પ્રાપ્ત થયું છે તે ખરેખર કરાંચીમાં અને બૃહદ્ ગુજરાતમાં વસતા ગુજરાતીઓને માટે આનંદ અને ગર્વનો વિષય છે. ગુજરાતથી કેટલાક માઈલ દૂર વસતા અને સિંધના જીવનમાં ઓતપ્રોત થયેલા હોવા છતાં તેઓ ગુજરાતી સંસ્કારિતાને ભૂલ્યા નથી. તેનો છેલ્લો પુરાવો આ સાહિત્ય સંમેલન આપી શકશે. કરાંચીની એ ઉમેદ છે કે જેમ એણે પોતાને આંગણે હિંદી રાષ્ટ્રીય મહાસભાને નોતરીને પ્રજાના પ્રાથમિક અધિકારોના મહાન ઠરાવનો અને અખિલ હિંદ રાજસ્થાન પ્રજા પરિષદના અધિવેશનમાં એના ધ્યેયમાં ક્રાંતિકારક ફેરફાર કરાવવાનો યશ લીધો તેમ જ આ સાહિત્ય સંમેલનમાં પણ એ કોઈ નવીન અને પ્રાણદાયક પગલું માંડશે.

કરાંચીનું સંમેલન સફળ થશે એ વિષે અમને લેશ માત્ર શંકા નથી કારણકે અમારે ત્યાં મતભેદો છે, વાડાઓ છે, થોડી ઘણી હુંસાતુંસી પણ છે, છતાં અમારી જન્મભૂમિના પરોણાઓની પાસે અમને શોભે એવી રીતે ઊભા રહેવાની અને આ સંમેલન દ્વારા ગુજરાત-માંથી અમારે ત્યાં આવતા સંસ્કારપ્રવાહને બળવાન અને શુદ્ધ બનાવવાની અભિલાષા પણ છે. એ અભિલાષા એટલી તીવ્ર છે કે સમય આવતાં અમારા બધા જ મતભેદો ડૂબી જશે.

અમારે ત્યાં સ્વાગત સમિતિનું કામ શરૂ થઈ ગયું છે અને પ્રત્યેક શિક્ષિત ગુજરાતીનું મન સંમેલન માટે કામ કરતું પણ થઈ ગયું છે. એક સવાલ અત્યારે અમારા સૌના મનમાં અનિશ્ચિત રૂપે ખડો છે એનો-તોડ લાવવાના હેતુથી હું આ ચર્ચાપત્ર લખી રહ્યો છું. અહીંના મિત્રોમાં આજે એ પ્રશ્ન ચર્ચાય છે કે કરાંચી સંમેલનના સૂત્રધાર કોણ બનશે? થોડા સમય પહેલાં 'સિંધ હિંદી સંમેલન' વખતે કાકાસાહેબ અહીં આવ્યા હતા ત્યારે ઘણે સ્થળે સંમેલનના પ્રમુખ તરીકે એમનું નામ બોલાતું હતું, અને સૂચવાતું હતું. સાચેસાચ

આ નામને અમારાં અનેક હૃદયોએ આવકાર આપ્યો હતો. પરંતુ પાછળથી એમ જાણવા મળ્યું કે કાકાસાહેબ એ આમત્રણને નહિ સ્વીકારે. હું મારા વિષે જ કહું તો આ વાત મને સમજાઈ નહિ, પરતુ તપાસ કરતાં મને જણાયું કે આમાં થોડીક ગેરસમજૂતી થઈ છે. કાકાસાહેબને કરાચીની સ્વાગતસમિતિ આમંત્રણ આપે તો તેઓ ઈનકાર કરે જ નહિ, કરી શકે જ નહિ; કારણકે કાકાસાહેબ ઉપર ગુજરાતનો અને કરાંચીનો એટલો અધિકાર છે. કાકાસાહેબના ઈનકારની પાછળ તો એવો અર્થ હતો કે પોતે હરીફાઈમાં ઊભા રહેવાનું પસદ ન કરે. એમની આ મનોદશા સમજી શકાય છે, પરતુ કાકાસાહેબને હરીફાઈમાં ઊભા રહેવાનો આ પ્રશ્ન જ નથી. આ પ્રશ્ન તો આપણો જ—અમારો જ છે, કે કાકાસાહેબને અમારે પરિષદના પ્રમુખ ચૂંટવા કે નહિ.

મને પોતાને અને કરાંચીમાં ઘણાને એમ લાગે છે કે ગુજરાતના સમર્થ કેળવણીકાર અને સાહિત્યકાર કાકાસાહેબને સંમેલનના પ્રમુખ બનાવવાનો સમય ઘણા વખત થયાં આવી ગયો છે. ગુજરાતી ભાષાની એમની સેવા કોઈથી અજાણી નથી. ગુજરાતી ભાષા, સાહિત્ય, કળા માટે ગૂજરાત વિદ્યાપીઠે જે સેવા બજાવી છે તે ગુજરાતી બોલનાર કદી ભૂલી શકશે નહિ. અને આપણે એ ન વિસરવું જોઈએ કે ગૂજરાત વિદ્યાપીઠમાં કાકાસાહેબ સદાયે પ્રાણ રૂપ જ રહ્યા છે.

કાકાસાહેબ નહિ તો બીજું કોણ, એ વિચાર પણ આવે છે. મને પોતાને કોઈ નામ સૂઝતું નથી. એકાદ બે નામો સંભળાય છે તેમાં સૌથી આગળ પડતું નામ શ્રી કનૈયાલાલ મુનશીનું આવે છે. શ્રી મુનશીએ ગુજરાતી સાહિત્યની ભારે સેવા કરી છે અને આજે એ ગુજરાતના સમર્થ નવલકથાકાર છે. પરતુ કાકાસાહેબના નામની સામે એમનું નામ ન મૂકાવુ જોઈએ. શ્રી મુનશી પોતે જ એમનું નામ ન મૂકવા દે એમ હું માનું છું. કારણકે આજને તબક્કે કાકાસાહેબના નામને અંગે એક બીજો વિચાર પણ કરવા જેવો છે.

કાકાસાહેબે પોતાની આખી જિંદગી સેવામાં નિચોવી નાખી છે. એ સેવાના પ્રેર્યા જ આજે તેઓ રાષ્ટ્રભાષા અને રાષ્ટ્રલિપિના ભગીરથ કામમાં ઓતપ્રોત થઈ ગયા છે. એ કામને અંગે આજે તો એમણે ગુજરાત છોડી દીધું ગણાય એવી સ્થિતિ છે. વીસ વીસ વર્ષો સુધી ગુજરાતી સાહિત્યની અખંડ સેવા કરનારની આ વિદાયની ક્ષણે, અને વિદાય પણ જેમાંથી ગુજરાતી ભાષા અને સાહિત્ય પણ પ્રેરણા પી શકે એવી રાષ્ટ્રભાષાની સેવા અર્થે છે, ત્યારે આપણે કદર નહિ કરી શકીએ? મને લાગે છે કે જો આ અવસર ગુજરાત ચૂકે તો એ કૃતઘ્ન ગણાય. સંભવે છે કે ગુજરાતથી દૂર ને દૂર જતા કાકાસાહેબને બહુમાન આપવાનો પ્રસંગ ફરીને ગુજરાતને ન સાપડે.

હું ધારુ છું કે સંમેલનના બધારણ પ્રમાણે પ્રમુખ વિષેનો છેવટનો નિર્ણય સ્વાગત સમિતિએ કરવાનો હોય છે મને વિશ્વાસ છે કે સ્વાગત સમિતિ કાકાસાહેબને પસંદ કરી પરિષદને શોભાવશે, પરતુ આ નિર્ણય કરાંચીએ કરવાનો હોવા છતાં આ પ્રશ્ન સમસ્ત ગુજરાતનો છે. આપ આ વિષે 'પ્રસ્થાન'માં ન લખો? કરાંચી ભૂલ કરશે જ નહિ, પણ કદાચ કરાંચી ભૂલ કરી બેસશે તો એ ભૂલની શરમ આપણે સૌએ ભોગવવી પડશે. હું આશા રાખું છું કે 'પ્રસ્થાન'દ્વારા આની ચર્ચા થશે અને એ ચર્ચા અમારા આ પ્રશ્નનો ઉકેલ સહેલો બનાવશે.

તા. ૯-૭-૩૭ મોહનલાલ મહેતા

# ગ્રન્થવિવેચન

[ એક પત્ર ]

નરહરિ પરીખ

બહેનશ્રી,

'સન્નારીઓને બે બોલ'* મારા અભિપ્રાય માટે તમે મોકલી આપ્યું તે માટે આભારી છું. આખું ભાષણ વાંચી જતાં મારી ઉપર એવી છાપ પડી છે કે તેમાંની વિચારણા પૂર્વગ્રહથી જ કરવામાં આવી છે. કેટલીક સાચી અને વાજબી હકીકત પણ એટલા એકાંગી અને સંકુચિત ભાવથી કહેવામાં આવી છે કે વાંચતાં ગ્લાનિ થાય છે. થોડીક વ્યક્તિઓ અને કોઈક સંસ્થાઓ ધ્યાનમાં રાખીને, તે વિષે સાંભળેલી વાતો ઉપરથી વ્યાપક વિધાનો (generalisations) વ્યાખ્યાતાએ કરેલાં છે.

ભાષણમાં ચર્ચેલા બધા જ મુદ્દા ઉપર વિવેચન કરવાને બદલે મને એકદમ ખૂંચ્યાં છે એવાં કેટલાંક વિધાનો જ ટાંકીને તે વિષે કહીશ.

(૧) પા. ૨ કો. ૧ "હિંદના પુત્રોને તો ગુમાવેલું સ્વરાજ્ય હજી પ્રાપ્ત કરવાનું છે, પરંતુ તેની પુત્રીઓનું સ્વરાજ્ય તો તેમનું પોતાનું જ છે—જે તેઓના હાથમાંથી ન જાય—એટલી સાવધાનતા એમણે રાખવાની છે!"

આપણા સમાજમાં એકંદરે સ્ત્રી જે દલિત દશા ભોગવી રહી છે તે દશાને સ્વરાજ્ય કહેવું એ હાંસી જ છે, આવી ખોટી ખુશામત બહુ ક્રૂર લાગે છે.

(૨) પા. ૩ કો. ૧ "સ્ત્રીપુરુષ માટેની એક જ પ્રકારની કેળવણીનો, અનિયન્ત્રિત સહશિક્ષણનો તથા પરસ્પર નિર્મર્યાદ સહચારનો, આદિ વિવિધ પ્રકારનો—પરિણામે અવશ્ય હાનિકારક—બોધ અથવા પદાર્થપાઠ સર્વત્ર અપાઈ રહ્યો દીસે છે."

અમર્યાદ સહચારનો બોધ કોઈક બિનજવાબદાર વ્યક્તિઓ આપતી હશે. સર્વત્ર શબ્દ તો ખોટો લાગે છે.

(૩) પા. ૮ કો. ૧ "જ્યારે મેં એ બાલાઓની અભ્યાસ-સંસ્થાઓનો નજીવા તાત્કાલિક રાજકીય પગલાં ખાતર પ્રચાર યન્ત્રાલયો રૂપે ઉપયોગ થતો દીઠો; જ્યારે એમને સાચી કેળવણીને બદલે ચળવળનું શિક્ષણ અપાતું જોયું; જ્યારે અતિસાધારણ ચારિત્ર્યવાળી વ્યક્તિઓના પ્રસંગ-કાબૂમાં એમને મુકાતાં નિહાળ્યાં; અને રાજકીય હિલચાલોને અંગે તેમના માનસમાં નીતિ અને મર્યાદાનું દુર્લક્ષ્ય પ્રેરાતું અવલોક્યું—ત્યારે તો મારા અંતઃકરણને ત્રાસ જ થયો અને આપણા ઊગતા આરાભયાં સ્ત્રીત્વની દુર્દશા બેઠી સમજાઈ!"

સંસ્થાઓ શબ્દથી ઘણી સંસ્થાઓ અભિપ્રેત જણાય છે. આવો ગંભીર આરોપ મૂકતાં તેમણે નામ આપવાં જોઈએ. રાજદ્વારી હિલચાલ પ્રત્યેની સૂગમાંથી પણ આ કથનનો કેટલોક ભાગ ઉપજેલો જણાય છે. કથન અત્યુક્તિથી ભરેલું છે.

(૪) પા. ૧૩ કો. ૧ "અહીં એ પણ વિચારવું ઉપયોગી થશે કે દેવમંદિરોમાં પુરુષોની સાથે ધક્કાધક્કીમાં સ્ત્રીઓ જાય તેનો વિરોધ કરનારાઓ—રાજકીય હિલચાલોમાં પુરુષની સાથેની ધક્કાધક્કી વિશે તેવા વિચાર કરવાની પણ જરૂર કેમ જણાઈ નથી."

ટીકા ઉપર મુજબ.

(૫) પા. ૧૩ કો. ૨ "વ્યક્તિગત અન્યાય દૂર કરવા એ અવશ્ય કર્તવ્ય છે; પરંતુ તેમ કરવામાં સમાજનું બંધારણ નિર્બળ થતું હોય, તો તેમ કરવું અધર્મ છે."

---

* શ્રી રામમોહનરાય જ. દેસાઈએ, શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, મુંબઈનાં સભાસદ બહેનો સમક્ષ નવા વર્ષ નિમિત્તે (વિક્રમાર્ક ૧૯૯૩) આપેલું ભાષણ. પ્રગટ થયું જૂનમાં.

આ વાક્યના બે ભાગ પરસ્પર વિરોધી છે. અનુભવ તો એમ કહે છે કે અન્યાય જેવો હોય તેવો—વ્યક્તિગત હોય કે સામાજિક હોય—જો દૂર કરવાથી સમાજનું બંધારણ નિર્બળ પડે જ નહિ. હા, કઈ વસ્તુને અન્યાય ગણવો એનો વિવેક બહુ ઝીણવટથી કરવો જોઈએ. પણ એવા વિવેકને અંતે જે અન્યાય લાગે તેનો તો પ્રતિકાર કરવામાં જ ધર્મ છે.

(૬) પા. ૧૬ કો. ૨ "વળી, રાષ્ટ્રસેવાને અંગે પણ પુરુષોની અથડામણના માર્ગો, જેવા કે, 'આગ્રહી' પિકેટિંગ, વગેરે તો સન્નારીને માટે સુયોગ્ય નથી ગણાતા; એવા રસ્તા સ્ત્રીત્વની ખીલવણી અર્થે અનુકૂળ લાગતા નથી. એટલું જ નહિ, પણ હરકોઇ પ્રવૃત્તિ, જેને અંગે, સ્ત્રીની કુદરતી મર્યાદા અથવા વર્તનરીતિ ન જળવાય તો તેમા ભાગ લેવો એ સુશીલ સસ્કારી સ્ત્રીને ઘટે નહિ."

કલમ ૩–૪ ઉપરની ટીકા આને પણ લાગુ પડે જ છે. પણ બીજી એક દૃષ્ટિએ આ કથનનો વધુ વિચાર કરવાની જરૂર છે. ગઈ લડતમાં બહેનોએ આખા પ્રાન્તમાં ઘણી જગ્યાએ દારૂનાં પીઠાં ઉપર ચોકી કરી તથા મોટા શહેરોમા પરદેશી કાપડની દુકાનો ઉપર ચોકી કરી, ત્યાં વ્યસની તથા વિકૃત માનસના માણસોને સમજાવવાના પ્રસંગો તેમને ઘણાં આવતા. અને આવા પડેલા માણસો ઉપર પણ ઘણી બહેનો સારી અસર પાડી શકતી તે પોતાના સચ્છીલ અને સસ્કારિતાને લીધે જ. આવી કસોટીમાં તો શીલ અને સંસ્કારનું સાર્થક્ય છે. તેને બદલે એમ કહેવું કે "તેમા ભાગ લેવો એ સુશીલ સસ્કારી સ્ત્રીને ઘટે નહિ" એનો અર્થ તો એ જ થાય છે કે શીલ અને સસ્કાર કાચની બરણીમાં સાચવીને રાખી મૂકવા જેવી વસ્તુ છે, બહારના ઘર્ષણમા આવતાં તેનો નાશ થઈ જાય! ત્યારે શું સ્ત્રીઓ દીવાનખાનામા બેસી 'મ જુલ મધુર ટહુકે' અને 'તરુણ હરિણી શી યુવતીઓ અને ગજગામિની મહિલાઓના રસડોલનમા ભળી ગરબા–રાસનાં સૂર સંમીલનો સુશોભન, સુમોહન કરે' તેમા જ કેવળ શીલ અને સસ્કારિતાની સુરક્ષિતતા છે? રાવણને ત્યાં દુશ્મન રાક્ષસોની વચ્ચે રહેતાં પણ સીતાજીના શીલમા અને સસ્કારોમાં લવલેશ ન્યૂનતા નહોતી આવી. શીલ અને સસ્કાર તો ઘર્ષણથી, કસોટીએ ચડવાથી જ દીપે છે અને ઉજ્વળ થાય છે. શણગારાયેલી ઢીંગલીઓના આદર્શનો જમાનો વહી ગયો છે.

(૭) પા. ૧૭–૧૮ કો. ૨-૧ "અત્યારની કેટલીક શિક્ષણપદ્ધતિદ્વારા શિક્ષણશાળાઓમા ચળવળ ખાતર અસહિષ્ણુતા ભણાવાય છે, ધર્મનો અનાદર નહિ, તો મૂર્તિપૂજાનો વિરોધ થાય છે; અને છતા ત્યા જ મનુષ્યપૂજાનો પદાર્થપાઠ અપાય છે! કુમળા મનના બાળકોને-ખીલતી કળી જેવી બાલિકાઓને અર્ધ સત્યો ઉપર ઉછેરવામા આવે છે. રાજકીય કારણસર તેમના કુળના ધાર્મિક મન્તવ્યો, સાસારિક મર્યાદાઓ તથા વડીલોની ઈચ્છાનો વિરોધ કરતા શીખવાય છે. અને એમ વર્તે તેને અયોગ્ય પ્રશંસા પણ અપાય છે! સર્વ પ્રકારે, કેળવણીને નામે, ઘણે સ્થળે, વિદ્યાર્થીની દૃષ્ટિ સંકુચિત કરવામા આવે છે."

આ હકીકતનુ તદ્દન વિકૃત ચિત્ર છે. હું પોતે શિક્ષક છું અને મારાં વિદ્યાર્થી ભાઈબહેનોને હું જરૂર શીખવું કે "કુળના ધાર્મિક મન્તવ્યોનો" વિરોધ કરો, જો મને લાગે કે એ 'ધાર્મિક મન્તવ્યો' સડેલાં છે; હુ જરૂર શીખવું કે સાંસારિક મર્યાદાઓ તોડો, જો મને લાગે કે એ બેડીરૂપ છે; હું જરૂર સલાહ આપુ કે વડીલોની ઇચ્છાને વશ ન થાઓ, જો મને લાગે કે એ ઇચ્છાઓ તેમના જુનવાણી માનસમાંથી અને સગવડિયા તથા સ્વાર્થ પરાયણ બુદ્ધિમાંથી ઉદ્ભવેલી છે. આવું હું 'રાજકીય કારણસર' ન શીખવું, પણ ઊંચા પ્રકારના અને દૃઢ ચારિત્ર્યના ઘડતરને સારુ શીખવુ.

(૮) પા. ૨૦ કો. ૧ "બહુ વિચાર કરતા, મને તો આપણા પૂર્વજોએ લીધેલી કૃત્રિમ (પરંતુ સૈકાઓના સૈકા પર્યન્તના આચાર વડે કુદરતી જેવા બની રહેલ) માર્ગની સલાહ જ ઈષ્ટ દીસે છે; અને તે એ કે કુમારિકાએ મળી શકતી યોગ્ય વ્યક્તિ સાથે લગ્નથી જોડાવું,—પોતાની આદર્શ, ઊંચી કે સાધારણ (—છતા અશુદ્ધ, અસભવિત દીસતી) લાગણીઓ, ભાવનાઓને બને એટલી દાબી દઈને પણ!"

આ સલાહ વ્યાખ્યાતા કુમારિકાઓને તો આપે જ છે. કુમારોને પણ આપે જ ને? એટલે 'આપણા પૂર્વજો' એ 'સૈકાઓના સૈકા પર્યન્ત' સેવેલ બ્રહ્મચર્યના આદર્શ માટે અવકાશ જ રહેતો નથી. અથવા પુરુષો માટે તો એ આદર્શ વ્યાખ્યાતા કદાચ રહેવા દે. તેમને તો સ્ત્રીઓને વિષે જ ભીતિ લાગે છે. અને કુમારિકાઓની આદર્શ, ઊંચી કે સાધારણ લાગણીઓ અને ભાવનાઓ વ્યાખ્યાતાને અસંભવિત દીસી તો ખેર, પણ એ અશુદ્ધ શા માટે દીસી? શું બધી જ લાગણીઓ અને ભાવનાઓ અશુદ્ધ?

(૯) પા. ૨૦ કો. ૧ "લગ્ન, એ સામાન્ય રીતે સ્ત્રીના ભાવિ જીવનનો વીમો છે; પ્રમાણમાં થોડી અગવડો અગર મુશીબતો સહન કરીને પણ, ભવિષ્યની ચિન્તાઓ–ઉપાધિઓનું દબાણ ઓછું કરવાનો એ શાસ્ત્રસંમત અને વિજ્ઞાનસંમત માર્ગ છે."

'જગતની સામ્રાજ્ઞી' સ્ત્રીને પોતાના ભાવિ જીવનનો વીમો ઉતરાવવા માટે લગ્ન કરવાની સલાહ વ્યાખ્યાતા આપે છે, અને એ 'મધ્યમ લાયકાતવાળા પુરુષની ગૃહિણી' થાય એમ ઈષ્ટ માને છે, એ તે લગ્નનો કયો આદર્શ? આનું નગ્ન પૃથક્કરણ કરીએ તો એ જ અર્થ નીકળે કે ચિન્તાઓ અને ઉપાધિઓનું દબાણ ઓછું કરવાને એટલે કે ગુજરાનનું સાધન નિશ્ચિત કરવાને માટે સ્ત્રીએ પરણવું. વ્યાખ્યાતા સ્ત્રીઓ માટે ભલે સારા સારા અને મૃદુ મૃદુ શબ્દો વાપરે પણ આ અને આવાં બીજાં કેટલાંક એમનાં વિધાનો સ્ત્રીજાતિ વિષે વ્યાખ્યાતાના મનમાં કેવો ભાવ છે તે દર્શાવી દે છે. તેઓ સ્ત્રીને કેવળ પોષ્ય અને રક્ષણીય વસ્તુ માને છે તે છતું થઈ જાય છે.

(૧૦) પા. ૨૦ કો. ૨ "ગમે તેવા ચારિત્ર્ય (દૂષણ)વાળા માણસના સદ્‌ભાવ ઉપર રહી નોકરી ધંધો કરવાને બદલે, યુવાન સ્ત્રીને તો હું મધ્યમ લાયકાતવાળા પુરુષની ગૃહિણી—અને બાળકોની માતા થવાનું અર્થાત્—ગૃહજીવન સ્વીકારવાનું ઈષ્ટ માનું."

આમાં પણ સ્ત્રીજાતિ વિષે એ જ અવિશ્વાસની ગંધ છે. નોકરી ધંધો કરવા નીકળનારી સ્ત્રીને શું કામ ગમે તેવા એટલે કે દૂષિત ચારિત્ર્યવાળાના સદ્‌ભાવ ઉપર રહેવાનું હશે? આજે કોઈ કોઈ અથવા ઘણી સ્ત્રીઓને તેમ કરવુ પડતું હોય તો દોષ આજની સમાજની વ્યવસ્થાનો ગણાય. તે સુધારવા પ્રયત્ન કરવો જોઈએ. પણ એટલા માટે શું કામ સ્ત્રી મધ્યમ લાયકાતવાળા પુરુષની ગૃહિણી બની જાય? અને આવા સન્જોગોમાં મળેલું ગૃહિણીપદ કેટલું માનભર્યું હોઈ શકે?

વ્યાખ્યાનમાં વર્ણાન્તર લગ્નનો લેખકે નિર્દેશ કર્યો છે તેનો વિચાર કરવા જેવો છે. વર્ણાન્તર શબ્દમાં જ્ઞાતિ અને વર્ણ વચ્ચે ગોટાળો થાય છે. આજે જ્ઞાતિઓ ઘણી છે પણ વર્ણ એના અસલ અર્થમાં સમાજમાં રહ્યો નથી. એટલે વર્ણાન્તર લગ્નને બદલે આંતરજ્ઞાતીય લગ્ન શબ્દ ઠીક ગણાય. આજની જ્ઞાતિઓનાં અર્થહીન બંધનો જોતાં જ્ઞાતિ બહાર લગ્ન કરવાં ઈષ્ટ છે, એટલું જ નહિ પણ આવશ્યક થઈ પડયાં છે. પણ વ્યાખ્યાતાને એ અનિષ્ટ દેખાય છે તેમાં અત્યારની આપણી સામાજિક પરિસ્થિતિના યોગ્ય અવલોકનની ન્યૂનતા મને તો જણાય છે. પણ આ ચર્ચા આ કાગળમાં નહિ લંબાવી શકાય.

અત્યારે જોવામાં આવતા કેટલાક વધારે પડતી છૂટના અને તેને લીધે ઊભી થતી મુશ્કેલીઓના અપવાદરૂપ દાખલા અને પ્રસંગો ઉપરથી 'સુન્દરી સુબોધ'ના જમાનાના સુધારક ભડકી ઊઠયા લાગે છે અને "ધીમેથી વધો"ની સલાહમાં બારણાં બંધ કરીને ચોકી પહેરા મૂકવાની સલાહ આપતા હોય એવો ધ્વનિ આખા ભાષણમાંથી નીકળે છે. અત્યારના યુવાનો ઘણાખરા બદમાશ અને યુવતીઓ ઘણીખરી ભોળી એવું નિરાશામય અવલોકન તેમણે કર્યું છે. તે ઉપરાંત કેટલીક સંસ્થાઓ પ્રત્યે અને રાજકીય ચળવળ પ્રત્યે સુગને લઈને પણ તેઓ તાટસ્થ્ય અને સમતોલપણું જાળવી શકયા નથી.

———o———

# નોંધ

## નાથીબાઈ ઠાકરસી મહિલા વિદ્યાપીઠ

ગુજરાતના દાનવીર સ્વ વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસીના દાન વડે હસ્તીમાં આવેલ આ મહિલા વિદ્યાપીઠ આપણા ઇલાકાની એક અનોખી સંસ્થા છે એટલું જ નહિ, પણ અખિલ હિંદમાં મહિલાઓ માટે એ પ્રકારની એક પૂરી સંસ્થા છે એની પાછળ એક સાધુ પુરુષની જીવનસિદ્ધિ અને એક ગુજરાતી દાતાની દાનવીરતા આવેલાં છે વીસમી સદીના પ્રથમ દાયકામાં હિંદમાં રાષ્ટ્રીય નવશક્તિનું એક પ્રચંડ મોજું ફરી વળ્યું એ નવશક્તિએ પ્રજાને રાષ્ટ્રીય અસ્મિતાનું ભાન કરાવનારા અનેક સંસ્થાઓને હસ્તીમાં આણી અલીગઢમાં મુસ્લીમ સંસ્કૃતિના નિયમ અને સંગઠન માટે સર સૈયદ મહમદે મુસ્લીમ વિદ્યાપીઠ, અને પાછળથી બનારસમાં ભારતભૂષણ માલવીયજીએ હિંદુ સંસ્કૃતિના પુનરુદ્ધાર માટે હિંદુ યુનિવર્સિટી સ્થાપીને હિંદી કેળવણીના ક્ષેત્રમાં અનેરી ભાત પાડી તે જ પ્રમાણે વિસ્તારમાં નાની છતાં હિંદી જનતાના 'અર્ધ' ભાગની પ્રગતિ માટે શ્રી ધોંડો કેશવ કર્વેએ ના દા ઠાકરસી મહિલા વિદ્યાપીઠની સ્થાપના કરી આ વિદ્યાપીઠના કાર્યનું મૂલ્ય એમાંથી બહાર પડતી સ્નાતિકાઓની સંખ્યા ઉપરથી જ આપણે ન આંકીએ, પરંતુ એણે આપણા કેળવણીના આદર્શો ઉપર સીધી કે આડકતરી મહોર મારી છે એમાં એનું સાચું મૂલ્ય સમાયું છે

આજે સહશિક્ષણના યુગમાં આ સંસ્થા સંબંધી અનેક પ્રશ્નો પૂછી શકાય પણ મુંબઈ યુનિવર્સિટીના અભ્યાસક્રમ સાથે મહિલા વિદ્યાપીઠના અભ્યાસક્રમને સરખાવીએ તો એમાં કંઈક વિશેષતા રહી છે એટલું તો આપણે જોઈ શકીએ છીએ અને હિંદના નારીજીવનને એ વધુ અનુકૂળ અને બધે રીતે અભ્યાસક્રમ છે એની કોઈથી ના પાડી શકાય એમ નથી જાપાન જેવા પ્રગતિશીલ દેશો પણ હજી સહશિક્ષણનો અખતરો કરવાની હામ ભીડી નથી અને પોતાને ત્યાં સ્ત્રીશિક્ષણ માટે નિરાળાં મહિલા વિદ્યાલયો ખોલ્યાં છે જાપાનની બાળાઓ જે સહશિક્ષણ પામે છે તે કેવળ પરદેશમાં જ પામે છે પરંતુ આપણે એથી સહશિક્ષણને વખોડતા નથી એ એક મહા પ્રશ્ન છે અને એના લાભાલાભની ચર્ચામાં આપણે ન ઊતરીએ માત્ર આપણી નારીજીવનની અનેક પ્રતિકૂળતાઓ લક્ષમાં રાખીને સહશિક્ષણનો લાભ ન મેળવી શકે એવી અનેક બાળાઓના ઉચ્ચ શિક્ષણનો પ્રશ્ન નાથીબાઈ ઠાકરસી વિદ્યાપીઠે હાલ તુરત તો ઉકેલ્યો છે એટલું સ્વીકારવું રહેશે

આ વિદ્યાપીઠના સંચાલકો અને સ્વ વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓ વચ્ચે વિષમ મતભેદ ઊભો થયો હતો અને વિદ્યાપીઠના ભાવી માટે અનેક કુશંકાઓ ઊભી થઈ હતી સદ્‌ભાગ્યે એ ઝગડાનો અંત આવ્યો છે અને વિદ્યાપીઠનું ભાવી આજે નિર્ભય બન્યું છે એ એ વિદ્યાપીઠની પ્રગતિમાં રસ લેતા સર્વ કોઈને માટે આનંદનો વિષય છે એના છેલ્લા પદવીદાન સમારંભ વખતે લખનૌ યુનિવર્સિટીના ચાન્સેલર શ્રી પ્રાંજપેને પદવીદાન વક્તવ્ય માટે આમંત્રવામાં આવ્યા હતા હિંદી રાજકારણમાં શ્રી પ્રાંજપે એક વિનીત તરીકે ઓળખાય છે પરંતુ એમનું સમસ્ત જીવન કેળવણી સાથે સંકળાયેલું છે એ નિર્વિવાદ છે એમણે એ સમારંભ વેળા જે મનનીય ભાષણ આપ્યું હતું એમાંના કેટલાક મુદ્દાઓની ચર્ચા અહીં અસ્થાને ન ગણાય

ડૉ. પ્રાંજપેએ એ ભાષણમાં દાતાની શરતોનો ઉલ્લેખ કર્યો છે. એમાંથી એક મુંબઈને યુનિવર્સિટીનું કેન્દ્રસ્થાન બનાવવાની શરતનો સ્વીકાર સંચાલકો અને ટ્રસ્ટી વચ્ચે ઊભા થયેલા ઝગડાના સમાધાન વેળા થયો છે. બીજી શરત "કયાં તો વિઠ્ઠલદાસના દાનની રકમ જેટલી બીજી રકમ ઊભી કરવી કે કયાં તો વિદ્યાપીઠે સરકારની સ્વીકૃતિ મેળવવી" એ છે. ડૉ. પ્રાંજપે પ્રથમ વાતને અસંભવિત લેખે છે અને બીજા મુદ્દાના સ્વીકાર માટે જરા પણ મુશ્કેલી નડવી ન જોઈએ એમ આગ્રહપૂર્વક જણાવે છે. અમે હજી એ સમજી શકતા નથી કે આવી ઉપયોગી સંસ્થા માટે આવશ્યક નાણાં ભેગાં કરવામાં મુશ્કેલી શા માટે નડે? ગુજરાત–મહારાષ્ટ્રની અનેક સંસ્થાઓ આજે મુંબઈ અને ગુજરાતની દાનવીરતા પર નભે છે. ડૉ. પ્રાંજપેને પોતાને જ ડક્કન એજ્યુ. સોસાયટી માટે એ દાન મેળવતાં મુશ્કેલી નડી નહોતી એ એમનો અનુભવ એમણે વિસરવો નથી જોઈતો. આ સંસ્થા ધીમે ધીમે પ્રજાનો વિશ્વાસ મેળવતી જાય છે, અને તેને ધીમેધીમે દાનો મળતાં જશે એમ અમને આશા છે. બાકી ડૉ. પ્રાંજપેની બીજી દલીલ સાથે અમે સહમત છીએ. આજે મહિલા વિદ્યાપીઠને સરકાર એટલા માટે સ્વીકૃતિ આપવા આનાકાની કરે છે કે એમાં અભ્યાસ કરતી મહિલાઓની સંખ્યા પ્રમાણમાં જૂજ છે. આ કારણમાં બહુ વજૂદ નથી કારણ કે ડૉ. પ્રાંજપે કહે છે તેમ, એ સંખ્યા સરકારી સ્વીકૃતિના અભાવે જ એટલી જૂજ છે. સરકારની મહોરનો અમને મોહ નથી છતાં અમે પણ માનીએ છીએ કે એ મહોર ન હોવાને કારણે જીવનવિગ્રહમાં એ વિદ્યાપીઠની પદવીઓનું બહુ મૂલ્ય ન હોવાને કારણે જ જોઈતી સંખ્યામાં આપણી બહેનો એ તરફ આકર્ષાતી નથી. આજે જીવનવિગ્રહ એટલો તીવ્ર બન્યો છે કે હિંદી મહિલાઓને આર્થિક સ્વાતંત્ર્યનાં સાધનો શોધવાં પડે છે તે વેળા એ વિદ્યાપીઠની પદવીઓ એમને એ મેળવવામાં સહાયભૂત ન બને તો સ્વાભાવિક એનું આકર્ષણ ઓછું જ થાય! સરકાર આ મુદ્દાની વાસ્તવિકતા સ્વીકારી વિદ્યાપીઠને સત્વરે સ્વીકૃતિ આપે એ આવશ્યક છે.

આ વિદ્યાપીઠનું જે વિશેષ લક્ષણ અમને દેખાય છે તે એ છે કે આપણા સ્ત્રીસમાજની ખાસ આવશ્યકતાઓ તરફ લક્ષ આપવા છતાં એ ઉભય જાતિઓ વચ્ચે કૃત્રિમ પડદો ન રચતાં એમને બુદ્ધિવિષયક પુરુષવર્ગની સરખાઈ ઉપર મૂકી રાષ્ટ્રીય કાર્ય માટે વિશેષ નહિ તો એટલાં જ ઉપયોગી બનાવવા તરફ એના પ્રયાસો હોય છે. એના અભ્યાસક્રમમાં સ્ત્રીઓને ઉપયોગી એવા ખાસ વિષયોને સ્થાન છે. આર્ટ્સ, ગૃહકળા, સંગીત ઇત્યાદિ વિષયોનું જ્ઞાન સ્ત્રીઓને અન્ય વિદ્યાપીઠોમાં નથી મળી શકતું અને એ વાત નિર્વિવાદ છે કે એમને પુરુષો સાથે એક જ બીબાંમાં ઢાળવા કરતાં એમને આ વિશેષતાઓથી સજ્જ કરવાં એ વધારે ઇષ્ટ છે. વળી એ ઉચ્ચ કેળવણી સ્વભાષામાં આપે છે એ પણ તેની એક વિશિષ્ટતા છે.

અત્રે કહેવું જોઈએ કે ડૉ. પ્રાંજપેએ અંગ્રેજી ભાષાની આંતરરાષ્ટ્રીય ઉપયોગીતા જણાવી એ ભાષાના વિશેષ જ્ઞાન ઉપર જે ભાર મૂક્યો છે એ સાથે સંમત થવું મુશ્કેલ છે. ભાષા એ જ્ઞાનસંપાદનનું સાધન માત્ર છે અને એ જ્ઞાન જો માતૃભાષાદ્વારા મળતું હોય તો આપણી સ્ત્રીઓએ અંગ્રેજી ભાષામાં પારંગત થવું જ જોઈએ એ આગ્રહ અસ્થાને લેખાય. સ્ત્રીઓ અંગ્રેજી ઠીકઠીક શીખે એ સામે અમને વાંધો નથી પરંતુ અંગ્રેજી એ આપણી સ્વભાષા તો નથી જ એ ભાન આપણને સદાયે હોવું જ જોઈએ. જ્ઞાનસંપાદન એ જ આપણું લક્ષ્ય હોવું જોઈએ એટલે આપણાં વિદ્યાપીઠોમાં પરભાષાને એટલું અગત્યનું સ્થાન આપવાની ક્યારે ય જરૂર નથી એમ અમને લાગે છે.

અંતમાં, અમે ઠાકરસી મહિલા વિદ્યાપીઠને દિનપરદિન અભિવૃદ્ધિ ઇચ્છતાં આ ઇલ્કાબના

નારીજીવનની એણે જે અનુપમ સેવા કરી છે એની મહર્ષ નોંધ લઈએ છીએ.

*_*

## લાલભાઈ દલપતભાઈ આર્ટ્સ કૉલેજ

ગુજરાતના પાટનગરમા લાલભાઈ દલપતભાઈ કૉલેજનુ ઉદ્ઘાટન સમસ્ત ગુજરાતને માટે આનંદ અને ગૌરવનો પ્રસંગ ગણાવો જોઈએ છેલ્લા બે વર્ષોથી અમદાવાદમા એક નવી કૉલેજ સ્થાપવાના પ્રજાકીય પ્રયત્નો ચાલુ હતા અને એ પ્રયત્નોએ આજે મૂર્ત સ્વરૂપ લઈને ગુજરાતની એક મોટી ખોટ પૂરી પાડી છે એમ કહેવામા અતિશયોક્તિ નથી. કોઈ એમ કહે કે આજે આપણે ત્યા આવી કૉલેજો વધારવાનો અર્થ શો છે તો એ પ્રશ્ન અસ્થાને કે અયોગ્ય ભલે ન હોય, પણ એમા આપણી આખીયે આધુનિક શિક્ષણપદ્ધતિની ન્યૂનતાનો મહાપ્રશ્ન સમાયો છે અને એ શિક્ષણપદ્ધતિને જડમૂળથી બદલીને એને ઇષ્ટ સ્વરૂપ આપવાની જ્યા સુધી આપણામા શક્તિ કે આપણી પાસે સત્તા ન હોય ત્યા સુધી આપણે ચાલુ બીબામા ઢાળેલી આ મહાશાળાઓ કે વિદ્યાપીઠો વડે જ આપણી પ્રજાના વિદ્યા–વિકાસને સાધવો રહે છે એ નિર્વિવાદ છે દેશમા આજે ભણેલા બેકારોની સખ્યામા આ કૉલેજો ઉમેરો ભલે કરતી હોય પરંતુ અભણ બેકારો કરતા શિક્ષિત બેકારો રાષ્ટ્રને ક્યારે ય વધુ ઉપયોગી નિવડવાના છે એ વસ્તુસ્થિતિ તરફ આપણે આખ આડા કાન નથી કરી શકતા રાષ્ટ્રીય ભાવનાના ચઢતા જુવાળમા આપણે રાષ્ટ્રીય વિદ્યાપીઠનો અખતરો કર્યો પણ તેમા વિદ્યાર્થીઓનો પ્રવાહ એકસરખો ન રહ્યો ઔદ્યોગિક કેળવણી અને સાહસની ગેરહાજરીમા જ્યા ભણતર–સાચુ કે ખોટુ ભણતર–એ જીવનનિર્વાહનુ એક માત્ર સાધન થઈ પડ્યુ હોય ત્યા આપણા યુવાનો આ શાળાઓ અને કૉલેજો વિના ચલાવી નથી શક્યા એ એક વાત દીવા જેવી સ્પષ્ટ છે. રાજકીય સત્તા હાથ કર્યા બાદ રાષ્ટ્રીય શિક્ષણનો મહાપ્રશ્ન જુદો ઉકેલ માગશે એ સાચુ, પરંતુ તે દરમ્યાન તો આપણે પ્રજાકીય બળ ઉપર નભતી અને જેની વ્યવસ્થામા કેવળ પ્રજાઅવાજને સ્થાન હોય એવી સંસ્થાઓદ્વારા પ્રજાભાવના ઘડવી રહે છે અમદાવાદની લાલભાઈ દલપતરામ કૉલેજ આ પ્રકારની સસ્થા હોઈ અમદાવાદના નાગરિકો અને એ કૉલેજના સસ્થાપકો ગુજરાતના અભિનદનને પાત્ર બને છે. ગુજરાત કાઠિયાવાડની શિક્ષણ–ભૂખી યુવક જનતાને આ કૉલેજ એક અતિ મહત્ત્વની આવશ્યકતા પૂરી પાડે છે

પરંતુ આ કૉલેજ આ આવશ્યકતા પૂરી પાડે છે એટલા પૂરતુ જ અમારે મન એનું મહત્ત્વ નથી. એના ઉદ્ઘાટનમા અમે ભાવી ગૂજરાત યુનિવર્સિટીની ઝાખી કરી રહ્યા છીએ. બનારસની સેન્ટ્રલ હિંદુ કૉલેજના ચણતર પર આજે ભારતભૂષણ માલવીયજીના જીવત સ્મારક રૂપ હિંદુ યુનિવર્સિટીની ભવ્ય ઈમારત ખડી કરવામા આવી છે. ઓગણીસમી સદીના અંતમા પૂનામા કેટલાક ભાવનાશીલ યુવકોએ ડક્કન એજ્યુકેશન સોસાયટીની રચના કરી અને એ ભાવનામાથી ફરગ્યુસન કૉલેજ અને અન્ય શિક્ષણ સંસ્થાઓ જન્મી કોઈ એમ તો ન જ કહેને કે ગુજરાતની કુખે ગુજરાતી ચિપલુણકરો અને તિલકો નથી જન્મ્યા? ગુજરાત આજે શિક્ષણશાસ્ત્રી વિહોણુ તો નથી જ આચાર્ય શ્રી આનદશકરભાઈની સેવાઓનો લાભ બનારસ હિંદુ યુનિવર્સિટીને મળ્યો માલવીયજીએ એમની અનોખી શક્તિઓનો લાભ બનારસ યુનિવર્સિટીને સગીન બનાવવા ઉઠાવ્યો એ કાર્યદક્ષતા, એ અનુભવનો લાભ ગુજરાતને કેમ ન મળે?

આજે કેટલાયે વર્ષોથી આપણે ગુજરાત યુનિવર્સિટીના સ્વપ્ના સેવીએ છીએ મુબઈ યુનિવર્સિટીના તત્રથી કટાળેલા ઘણાએ ગુજરાતી શિક્ષણશાસ્ત્રીઓએ ગુજરાતના વ્યક્તિત્વના

પ્રતિબિંબરૂપ એક ઇલાયદી ગુજરાત યુનિવર્સિટી-ની કલ્પના વર્ષો થયાં કરી છે. એ વાંછના મૂર્તસ્વરૂપ પામે એવી હિલચાલ આચાર્યશ્રીના વડપણ હેઠળ શરૂ થઈ હતી પણ એ યોજના મૂર્તસ્વરૂપ પામે એ પહેલાં જ વડોદરા નરેશને પોતાના પાટનગરમાં વડોદરા વિદ્યાપીઠ સ્થાપવાના કોડ જાગ્યા અને એમણે એ માટે આચાર્ય આનંદશંકરભાઈ, ડૉ. નાયક અને રા. મુનશીની એક કમિટી નીમી. ગુજરાતની પ્રજાને પોતાની યુનિવર્સિટી સાંપડવાની આશા પડી; પરંતુ ગાયકવાડના ઘણાયે તરંગોનું બને છે તેમ, આ સમિતિએ રજૂ કરેલી યોજના પણ અત્યારે તો એના 'સેક્રેટરિયેટ'ની અભરાઈ ઉપર પડી છે. માત્ર દુર્દૈવ એટલું જ કે ગાયકવાડના વિદ્યાપ્રેમના મોહના અંજનથી મોહિત થઈને આશાવાન બનેલી ગુર્જર પ્રજાએ પોતાની મૂળ યોજના પણ એ આશામાં વિસારે મૂકી. આજે લાલભાઈ દલપતભાઈ કોલેજના ઉદ્ઘાટનથી એ આશા પુનઃજન્મ પામે છે. ગુજરાત પાસે આજે આચાર્ય આનંદશંકરભાઈ જેવા પીઢ અને દૂરદર્શી શિક્ષણશાસ્ત્રી છે; કોઈથીએ ન ઊતરે એવા વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. કુંવરજી નાયક છે; અખિલ હિંદમાં અજોડ અર્થશાસ્ત્રી પ્રો. કે. ટી. શાહની સેવાઓ ગુજરાત વાંચ્છે ત્યારે મેળવી શકે છે. અમદાવાદમાં કૉમર્સ કોલેજ સ્થપાઈ છે, લૉ કૉલેજ હસ્તી ધરાવે છે અને શેઠ કસ્તુરભાઈના દાનવડે ઇજનેરી કૉલેજની સ્થાપના શક્ય બની છે. અમદાવાદ પાસે ધન છે અને એ ધારે તો લાલભાઈ આર્ટ્સ કૉલેજને કેન્દ્ર બનાવી જોતજોતામાં એ 'ગુજરાત યુનિવર્સિટી' ઊભી કરી શકે એ અસંભવિત નથી લાગતું. માત્ર વૈદકીય કૉલેજની આવશ્યકતા રહેશે. એને માટે અમદાવાદ—ગુજરાત—ધારે તો મુંબઈ ને આંગણે ગુજરાતના યુવાનોને આથડવાનું નહિ રહે. લાલભાઈ કૉલેજની આસપાસ બનારસ હિંદુ યુનિવર્સિટી જેવી ગુજરાત યુનિવર્સિટીની ભવ્ય ઇમારત ખડી થાય એવી શુભ વાંચ્છના સહ અમે એ નવસાહસના ઉત્પાદકોને પુનઃ અભિનંદન આપીએ છીએ.

***

## વાણી અને વિચારસ્વાતંત્ર્ય

ગયા માસમાં આંધ્ર પ્રાંતના કોટાપદ્મમાં વાણી અને વિચારસ્વાતંત્ર્ય પર ભયંકર અત્યાચાર કરતું મદ્રાસ સરકારનું પગલું, અને તે પણ નવા બંધારણ હેઠળ, પૂતળા પ્રધાનોના અમલ હેઠળ, નવાબંધારણથી આ દેશમાં જેમને નવયુગના પ્રારંભની ઝાંખી થવા માંડી હતી એમની આંખના પડળો ખોલવા માટે પૂરતું છે. આંધ્ર પ્રાંતમાં કેટલાક ઉત્સાહી યુવાન કાર્યકર્તાઓએ, ત્યાંના સમાજવાદ પક્ષ અને યુવક મંડળના આશ્રય હેઠળ ઉનાળાની રજામાં એક ગ્રીષ્મશાળા યોજી ત્યાં રાજકારણ અને અર્થશાસ્ત્રના અભ્યાસ માટે પ્રબંધ કર્યો હતો. સામાન્ય રીતે આ પ્રવૃત્તિ સામે કોઈને કંઈ જ વાંધો ન હોવો જોઈએ. હિંદનાં ઘણાંખરાં વિદ્યાપીઠોમાં આ વિષયોનું શાસ્ત્રીય જ્ઞાન અપાય છે. છતાં આ ગ્રીષ્મશાળાની યોજના કરનારાઓનો ગુનો માત્ર એ હતો કે એ પોતાને સમાજવાદીઓ તરીકે ઓળખાવતા હતા. પ્રજાના પ્રત્યેક કૃત્યમાં 'રાજદ્રોહ' નિહાળતી નોકરશાહીને આ પ્રવૃત્તિમાં પણ રાજદ્રોહની ગંધ આવી. અને સરકાર પ્રત્યેક પગલું કેવળ જાહેર સુલેહશાંતિની ઇચ્છાથી જ ભરે છે એટલે આંધ્રની ગ્રીષ્મશાળાના પ્રયોજકોને જાહેર સુલેહશાંતિનો ભંગ ન થાય એટલા માટે એમની એ પ્રવૃત્તિ સામે મનાઈ હુકમ મળ્યો. કાયદો અને વ્યવસ્થાના નામે નોકરશાહીને આ દેશમાં અનેક મનસ્વી અને અવિચારી કૃત્યો કરવાની સ્વચ્છંદતા મળી છે એનું આ એક દૃષ્ટાંત છે.

આ મનાઈ હુકમને એ માની યુવાનોએ પોતાના વાણી–વિચાર સ્વાતંત્ર્ય પર ત્રાપ અને પોતાના સ્વમાનને પડકારરૂપ ગણ્યો; અને એનો

વાજબી ઉત્તર એક જ હોઈ શકે—એ હુકમનો સાદર ભંગ "નવયુગની ઊષા પ્રગટી છે, લાઠીયુગ વહી ગયો છે" એમ માનનારાઓએ પુન તે દિવસે લાઠીના દર્શન કર્યાં, એ યુવકો ઉપર લાઠીની ઝડીઓ વરસી

દેશમા આંધ્ર સરકારના આ કૃત્ય સામે પ્રચંડ પોકાર ઊઠયો મહાસભાની પ્રાંતિક સમિતિએ આ બનાવની તપાસ કરવા કમિટી નીમી નિવેદન કર્યું સરકારે અને પ્રજાના નાયકોએ એકમેક વિરુદ્ધ નિવેદનો કર્યાં એ સર્વમા ગ્રહી ગ્રહીને લાંબા વખતે એ પ્રાંતની સરકારે જે નિવેદન હમણા કર્યું છે એમા તો નોકરશાહીની કેવળ નફટાઈના જ દર્શન થાય છે આ બનાવ આપણને એક વાતનુ સ્પષ્ટ ભાન કરાવે છે કે નના બધારણ હેઠળ મહાસભાતંત્ર થશે તો કદાચ અહીંતહીં થોડા લાભો પ્રજાને મળે એ વાત જુદી, પરતુ જ્યા સુધી "સનદી નોકરીનુ પોલાદી ચોકઠુ" જે છે તે ખસેરો ત્યાસુધી આવા અત્યાચારો સાવ અસંભવિત નથી બનવાના, અને નવા બધારણમા એ "પોલાદી ચોકઠાને" અભયદાન મળ્યુ છે

આપણને વિશેષ ખેદ તો એટલા માટે થાય છે કે આ કૃત્ય 'પૂતળા પ્રધાનમડળ'ના અમલ હેઠળ કરવામા આવ્યુ છે સરકારે એના પ્રથમ નિવેદનમા એ ગ્રીષ્મશાળાને શા માટે જાહેર સુલેહશાતિને ભયકારક ગણવામા આવી એ જાહેર કર્યું નહોતુ સામાન્ય રીતે એમ માની શકાય કે આ માન્યતા માટે સરકારનો આધાર પોલિસના રિપોર્ટો હોય છે અને આ દેશમા પોલિસના નિવેદનો કેવા અવિશ્વસનીય હોય છે એ જાહેર વાત છે પદર દિવસ ઉપર આ ગ્રીષ્મશાળા ચલાવવામા આવી હતી એ શાળામા અર્થશાસ્ત્ર કે રાજકારણનુ જે શાસ્ત્રીય ઉચ્ચ જ્ઞાન આપવામા આવ્યુ હોય તે સમજવાને આ પોલિસ બાતમીદારોનુ ગજુ ખરુ? એ પદર દિવસમા કયા વિપ્લવની તૈયારીઓ સરકારની નજરે દેખાઈ કે જેને કારણે બીજા વિદ્યાપીઠોને જે પ્રકારનું જ્ઞાન આપવાની સ્વતત્રતા હોય છે તે આપવા આ ગ્રીષ્મશાળાને મનાઈ કરવામાં આવે? રાજકારણ અને અર્થશાસ્ત્રનુ શાસ્ત્રીય જ્ઞાન હિંદી યુવાનો માટે હાનિકારક લેખાતુ હોય તો આપણી ઘણીખરી યુનિવર્સિટીઓને તાળા દેવા પડે।

કોટાપટ્ટમના આ 'ભીષણ અત્યાચાર'નો બચાવ કરતા મદ્રાસ સરકારના એક તાજા નિવેદનમા તો બુદ્ધિને તાળા દેવા જેવી હાસ્યાસ્પદ વાત કરવામા આવી છે એ શાળાના પ્રયોજકો સામે એક આક્ષેપ એ કરવામા આવ્યો છે કે "લશ્કરી તાલીમ" ખુલ્લી રીતે આપવા ઉપરાત ખાનગી રીતે 'બૉમ્બ બનાવવાનુ અને યુવાનોને નિશાનબાજીનુ શિક્ષણ આપવામા આવતુ હતુ 'લશ્કરી તાલીમ" માટે કાયદામા ક્યાય પણ મનાઈ નથી અને ગદ્દકો ફોડતા શીખવવાના આક્ષેપ સબધમા એટલુ જ કહી શકાય કે કોટાપટ્ટમની પ્રજાએ ક્યારેય બદૂકના અવાજો સાભળ્યા નથી લાગતા! એ પ્રયોગો યુવાનો વિના અવાજે તો ન કરતા હોય'ને? અને જો 'નિશાનબાજી'ના પુસ્તકિયા જ્ઞાનનો આ આક્ષેપમા ઉલ્લેખ થયો હોય તો એ વિષય ઉપર આજે અસખ્ય પુસ્તકો મળે છે એ પુસ્તકો સરકારે હજી જપ્ત કર્યાં નથી! સરકારના નિવેદનમાં આ મિથ્યા આક્ષેપો સિવાય જે લાઠીચાર્જ ઘણાએ નજરે જોયો છે તે બન્યો જ ન હોય એવા પ્રકારની ઉદાસીનતાનુ પ્રદર્શન કરાયાનુ છે આ જોતા એ આક્ષેપો કોઈને પણ ગળે શી રીતે ઊતરી શકે? જો સરકાર પાસે આ આક્ષેપો પુરવાર કરવાના સગીન પુરાવા જ હોય તો એણે કાયદાની અદાલત મારફત એ સિદ્ધ કરી દેવાની તત્પરતા દેખાડવી રહી ત્યા સુધી આંધ્ર સમાજવાદી દળના યુવકો આ ગભીર આક્ષેપોથી વચિત અને નિર્દોષ છે એમ પ્રજા અવશ્ય માને અને સરકારના આ કૃત્યને

પ્રજાના વાણી અને વિચારસ્વાતંત્ર્ય પર ભીષણ અત્યાચાર લેખીને એ સામે પોતાનો વિરોધ ચાલુ રાખે એ સ્વાભાવિક છે.

***

## હોદ્દાસ્વીકાર

આપણા દેશમાં કોઈ પણ પ્રશ્ને છેલ્લા ૭ માસમાં પ્રજામાનસનું આટલું મથન કર્યું હોય તો તે હોદ્દાસ્વીકારનો પ્રશ્ન છે. જ્યારથી મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાઓનો અંત આણી તેની જગ્યાએ ૧૯૩૭ના હિંદ રાજબંધારણના કાયદાએ સ્થાન લીધું ત્યારથી એ નવા બંધારણને દેશે એકે અવાજે અસ્વીકૃત જાહેર કર્યું છે. માત્ર કેટલાક વિનીત નેતાઓ એની અનેક ત્રૂટિઓ છતાં એનો અમલ કરવાની તત્પરતા દેખાડતા હતા, ત્યારે મહાસભાએ એકધારે એને ન સ્વીકારવાનો અને એનો અંત આણવાનો નિરધાર કર્યો હતો. નવા બધારણમાં પ્રાંતિક સ્વતંત્રતા મળી હોવાનું ઘણા માને છે, એ બંધારણ હેઠળ પ્રાંતિક ધારાસભાઓમાં બહુમતિવાળા પક્ષને પોતાનું પ્રધાનમંડળ બનાવવાનો અધિકાર છે, એ વાત પણ સાચી પરંતુ એ અધિકારો બહુ પરિમિત છે એ સર્વ કોઈ જાણે છે. મહાસભાએ નવા બંધારણ હેઠળ બનનારી પ્રાંતિક ધારાસભાની ચૂંટણીમાં ભાગ લઈ એ રાજસભાઓ કબજે કરવાની પ્રજાને હાકલ દીધી તે વેળા એ સ્પષ્ટ કર્યું હતું કે એ સભાનો કબજો લઈ નવા બંધારણના તે દ્વારા 'ભુક્કા' કરવાનો મહાસભાનો નિરધાર છે. પાછળથી એક પક્ષને પ્રાંતિક સરકાર હેઠળ હોદ્દાસ્વીકારની જરૂરિયાત દેખાઈ. આ પ્રશ્ન પર દેશમાં ખૂબ જ ચર્ચા જાગી. 'હોદ્દાસ્વીકાર' એ વસ્તુતઃ નવા બંધારણનો અપરોક્ષ સ્વીકાર હતો એવું માનનાર મહાસભાનો એક પક્ષ હતો. એને એમ લાગતું હતું કે આ રીતે જે બંધારણને સાંવ અસ્વીકૃત ગણી મહાસભાએ વખોડયું હતું એટલું જ નહિ પરંતુ જેનો અંત લાવવાનો એનો નિરધાર હતો એ બંધારણનો અમલ કરવાની ચેષ્ટા હોદ્દાસ્વીકારમાં સમાઈ છે અને પ્રજાના વિપ્લવી માનસનો હોદ્દાસ્વીકારની એ ચેષ્ટાથી વિધ્વંસ થશે. છતાં ઘણી જ કુશળતાથી ચૂંટણીઓ પૂરી થઈ ત્યાં સુધી એ પ્રશ્નને મહાસભાના ધુરાધારીઓએ ઉડાવ્યો. પ્રજાએ ચૂંટણીમાં વિજય મેળવી મહાસભાની પ્રતિષ્ઠા અને પ્રજા પર એના કાબૂનો અચૂક પુરાવો આપ્યો. ચૂંટણી પૂરી થઈ કે તરત હોદ્દાસ્વીકારના પ્રશ્ને પુનઃ ગંભીર સ્વરૂપ લીધું. જવાહરલાલજી અને એમના વિચારના અન્ય મહાસભાવાદીઓએ એનો અવિરત વિરોધ કર્યો. બીજી બાજુએ ૧૯૨૩–૨૪ના કટ્ટર નાફેરવાદી નેતાઓ રાજાજી અને સરદાર બીનશરતી સ્વીકારના પક્ષમાં દેખાયા. પ્રજાને મૂંઝવણ થઈ. ફૈઝપુરની મહાસભામાં ગાંધીજીએ એનો વિલક્ષણ તોડ કાઢયો. નવા બંધારણમાં જે સલામતીઓ રાખવામાં આવી છે અને એના રક્ષણ માટે ગવર્નરોને જે નિરંકુશ સત્તા આપવામાં આવેલ છે એનો ઉપયોગ ગવર્નરો કરવાના હોય તો હોદ્દા સ્વીકારનો કંઈ અર્થ નથી એ મુદ્દા ઉપર ફૈઝપુર કોંગ્રેસે ઠરાવ કર્યો કે ગવર્નરો એવી ખાતરી આપે કે એમને અપાયેલી એ સત્તાનો એ ઉપયોગ ન કરે–બંધારણની હદમાં રહીને પ્રધાનમંડળો કામ કરે ત્યાં સુધી–તો હોદ્દાસ્વીકાર સામે વાંધો ન હોવો જોઇએ. આ માગણીમાં બહુ મુદ્દા નહોતો એમ અમને લાગે છે. બંધારણની હદ દોરવાનું કામ ગવર્નરોનું હતું અને આપણે જેને બંધારણની હદ માનત તેને ગવર્નર બંધારણ વિરોધી કૃત્ય ગણત તો એમાં ડખલ કરવાની એની સત્તા કાયદામાં મોજુદ હતી જ. સરકારે આ જાતની બાંહ્યધરી આપવા સામે વાસ્તવિક રીતે વાંધો લેવો નહોતો જોઇતો. છતાં સરકારને પ્રતિષ્ઠા આડે આવી. અને બ્રિટીશ સરકાર હિંદમાં હંમેશાં એ પ્રતિષ્ઠા ઉપર તો જીવી છે. એણે એ ખોળાધરી આપવા ના પાડી અને

કાયદામાં અપાયેલી સત્તાના આધારે પૂતળાં પ્રધાનમંડળો ઊભા કરી સરકારનું ગાડું ગગડાવે રાખ્યું. છતાં એની મૂંઝવણ ઓછી નહોતી એ સિદ્ધ વાત છે. આ મતભેદના પરિણામે દેશમાં કોકડું આબાદ ગુંચવાયું અને એમાંથી માર્ગ કાઢવાના ઉભય પક્ષોએ પ્રયાસો કર્યા. બન્ને બાજુએ દિનપ્રતિદિન નિવેદનો બહાર પડવા લાગ્યાં. હિંદી વજીરે એક કરતાં અનેક વખત પોતાના ભાષણોમાં એકરાર કર્યો કે "ગવર્નરોને પોતાની સત્તાનો ઉપયોગ કરવાનો ઇરાદો હતો જ નહિ." આખરે વાઇસરૉયે લંડન અને સીમલા વચ્ચેની લાંબી વાટાઘાટ પછી એક નિવેદન બહાર પાડ્યું. આ નિવેદનમાં 'મનામણાં,' 'વિનતી' અને 'ધમકી' સર્વ કંઈ હતું. પછી વર્ધામાં એ નિવેદનનો વિચાર કરવા મળેલી મહાસભાની કાર્યવાહી સમિતીએ —અખિલ હિંદ મહાસભા સમિતીની અંતિમ સંમતિની આવશ્યકતા જોયા વિના—હોદ્દાસ્વીકારનો ઠરાવ કર્યો. સામાન્ય પ્રજાને ઉચ્ચ રાજકારણની સમજ ન હોય એ સ્વીકારીએ, છતાં એની સાદી બુદ્ધિ એ જરૂર પૂછી શકે કે લૉર્ડ ઝેટલાંડના ભાષણોમાં કે વાઇસરૉયના નિવેદનમાં એ મહાસમિતિએ પ્રજાને જોઈતી બાહેધરી ક્યાં ભાળી કે જે પ્રશ્ન માટે છ છ માસ પ્રજાના માનસને આટઆટલું ડોહળ્યું તે પ્રશ્નનો ઉકેલ જોઈતી બાહેધરી મેળવ્યા વિના આ રીતે સ્વીકારી લીધો? રાજકારણ એ ચોપાટબાજી ભલે હોય, એમાં નીતિફેરને સ્થાન હોય એ સ્વીકારીએ પરંતુ દેશની—મહાસભાની પ્રતિષ્ઠા એ સર્વથી પર વસ્તુ ગણાવી જોઈએ. મહાસભા પોતાના પ્રયત્નોમાં યશ મેળવે અને એનો ધ્વજ અણનમ ફરકતો રહે એ અમારી તીવ્ર વાંછના છે, છતાં અમને લાગે છે કે હોદ્દાસ્વીકારના ઠરાવ સાથે મહાસભાનો ધ્વજ અણનમ ફરકતો રાખ્યાની વાતો અસંગત છે. મહાત્માજી અને રાજાજી એ વાત કરે એટલે એ સ્વીકારીએ, છતાયે ઊંડે ઊંડે એમ થયા કરે છે કે "માગેલી બાંહેધરી ન આપનારા સરકારના દુરાગ્રહ છતાં" હોદ્દાસ્વીકાર કરે એ અસંગત વાત છે. રાજકીય જીવનમાં આવી અનેક અસંગતતાઓ સ્વીકારવી પડે છે એ અમને કબૂલ છે, અને મહાસભાનો હોદ્દાસ્વીકારનો ઠરાવ એ દૃષ્ટિએ ભલે ક્ષમ્ય હોય, પરંતુ આપણે એ અવશ્ય ન કહી શકીએ, કે મહાસભાનો ધ્વજ અણનમ રહ્યો છે. નવા બંધારણની અનેક ત્રૂટિઓને કારણે પ્રજાકીય પ્રધાનમંડળો હિંદને જે સ્વરાજ હાંસલ કરવું છે તે કરવામાં કેટલી સફળતા મેળવશે એ આજે તો શંકાસ્પદ છે. એક વાત દીવા જેવી સ્પષ્ટ છે કે મહાસભા લાહોર અને કલકત્તાના સંપૂર્ણ સ્વતંત્રતાના ઠરાવોને હાલ તુરત ભૂલી ગઈ છે. બીજા કોઈ પણ પક્ષના પ્રધાનો કરતાં મહાસભાના પ્રધાનો અવશ્ય પ્રજાલાભનાં અનેક કાર્યો કરી શકશે એ નિર્વિવાદ છે, પણ આપણે એ ન ભૂલીએ કે આપણું ધ્યેય એ "તાત્કાલિક લાભો" નથી પરંતુ સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે. આખરે તો આ બંધારણનો સ્વીકાર કરી એનો અમલ કરવાને બદલે એનો અંત આણી એને સ્થાને આપણા ધ્યેયને બંધબેસતું વધારે સારું બંધારણ મેળવવાના પ્રયત્નથી દેશને વિશેષ લાભ છે. છતાં મહાસભા સમિતિને એમ લાગ્યું હોય કે હોદ્દાસ્વીકારથી આ બંધારણનો જલદી અંત આણવા એ સફળ થશે તો અમે એ શુભ દિનની રાહ જોઈશું.

વર્ધા કમિટીના નિર્ણય સબંધે બોલતાં રાષ્ટ્રપતિએ એક ન કળાય એવી વાત કરી છે એ અમને ખૂંચે છે. બીજા કોઈએ "રાજા કદી ખોટું કરતો જ નથી તે જ પ્રમાણે વર્કીંગ કમિટી "કંઈ ખોટું ન કરે" એવી અસંગત વાત કરી હોત તો અમને આટલું આશ્ચર્ય ન થાત; પણ રાજાશાહી પ્રથાના કટ્ટા વિરોધી પંડિતજીને મોંએ આ વાત આશ્ચર્ય ઉપજાવે છે. પંડિતજી 'રાજા'ના આ દૈવી હક્કોનો સ્વીકાર કરતા ક્યારથી થયા એ સમજવું મુશ્કેલ છે. અને "રાજા કદી કાંઈ ખોટું કરે જ નહિ" એ

માનનારાઓએ પણ એ દલીલ કરવી ન ઘટે કે "વર્કીંગ કમિટી કયારેય ભૂલ ન જ કરે!" પરંતુ મોટા માણસો જ્યારે એક વાત કરે છે ત્યારે જનતાને એમના પ્રતિ માનને કારણે એ સહજ સ્વીકારી લેવી પડે છે.

હોદ્દાસ્વીકાર સાથે અન્ય એક અસંગત વાત આપણે સ્વીકારવી પડશે તે રાજ્ય તરફ વફાદારીના "સોગંદ"ની છે ધારાસભામાં મહાસભાના સભ્યોએ પણ વફાદારીના સોગંદ લેવા પડશે. આ સોગંદ કોઈ રીતે મહાસભાના ધ્યેય સાથે સંગત તો નથી જ. મહાત્માજીએ 'હરિજન'માં "સોગંદ"નો જે અર્થ કર્યો છે તે કોઈનેએ ગળે ઊતરવો મુશ્કેલ છે, નિદાન અમારે ગળે તો નથી જ ઊતર્યો. એ સોગંદના પાલન કરતાં ઉલ્લંઘનના અનેક પ્રસંગો મહાસભાવાદીઓને અનુભવવા પડશે એવો અમને ભય છે. એમાં હિંસા અહિંસાના ઝીણા પ્રશ્નો અસ્થાને છે; સોગંદનું પાલન એ જો અંતરનો પ્રશ્ન હોય તો એનું ઉલ્લંઘન કરવા કરતાં મહાસભાવાદી એ ન લે એમાં જ શોભા છે; બાકી એને રાજકીયજીવનની અનેક અસંગતતા એમાંની એક તરીકે સ્વીકારવામાં આવે તો એ જુદી વાત છે. અમને તો લાગે છે કે કોઈ પણ મહાસભાવાદી લવલેશ હૃદયસંકોચ વિના તો એ ન જ લઈ શકે અને છતાં પણ, હોદ્દાસ્વીકાર પછી અનિવાર્ય અનિષ્ટ તરીકે એ લેવાશે.

મહાસભાને એના આ નવા પ્રયોગમાં અમે અંતઃકરણપૂર્વક સફળતા ઇચ્છીએ છીએ કારણકે મહાસભાવાદી તરીકે અમે એટલું તો માનીએ જ છીએ કે ગમે તે થાય તો પણ મહાસભા દેશહિતને કદી દગો તો ન જ દે અને જ્યારે પણ એને દેશહિત રૂંધાતું લાગશે તે જ પળે એ હોદ્દા કે સત્તાના મોહ વિના સર્વ કંઈને ઠોકરે મારી દેશહિતના કાર્યમાં ખડી રહેવા તત્પર હશે.

ર. મ. કા.

***

### તંત્રીપદથી નિવૃત્તિ

આ અંકથી હું 'પ્રસ્થાન'ના તંત્રીપદથી નિવૃત્ત થાઉં છું. આ સમયે મારે મુખ્યત્વે 'પ્રસ્થાન'ના વાચકવર્ગનો અને લેખકવર્ગનો આભાર માનવાનો છે. 'પ્રસ્થાન'ના સમસ્ત વાચકવર્ગે અને ખાસ કરીને યુવાન વાચકવર્ગે 'પ્રસ્થાન' તરફ જે મમતા અને સદ્ભાવ બતાવેલો છે તે મને મારા જીવનમાં અને તંત્રીની કારકિર્દીમાં રસપ્રેરક અને ઉત્સાહપૂરક નીવડયાં છે. એટલો જ રસપ્રેરક અને ઉત્સાહપૂરક અનેક લેખકોનો પ્રત્યક્ષ અને પરોક્ષ સમાગમ મને નીવડયો છે. 'પ્રસ્થાન' હજી કંઈ ઉંમરમાં મોટું ન ગણાય. પણ આટલા ટૂંકા સમયમાં મને અનેક લેખકોનો પરિચય થયો છે આપણા દેશની રાજકીય સામાજિક પરિસ્થિતિ તથા રસ. રુચિ અને વિચાર એ સર્વમાં નાનાંમોટાં પરિવર્તનોના સમયમાં 'પ્રસ્થાને' જીવન શરૂ કર્યું છે અને અત્યાર સુધી ગુજાર્યું છે. તે દરમિયાન અનેક લેખકો બીજાં કામો આવી પડવાથી 'પ્રસ્થાન'માં લાંબા કાળ સુધી લેખો આપી શકયા નથી, અનેક લેખકોએ લેખન સિવાયની કોઈ બીજી પ્રવૃત્તિ સ્વીકાર્યાથી લેખનકાર્ય ગૌણ કર્યું છે, ઘણા લેખકો જુદા પ્રકારનું લેખનકાર્ય સ્વીકાર્યાથી 'પ્રસ્થાન'માં લેખો આપી શકયા નથી; એમ અનેક કારણોથી વારંવાર 'પ્રસ્થાન'ના અમુક લેખકો બંધ થયા છે, પણ એ બધાનો મમતાભર્યો સદ્ભાવ હમેશાં કાયમ રહ્યો છે. એ પ્રમાણે અમુક લેખકો ગયા તો બીજા આવ્યા પણ છે, અને બધા લેખકોએ વિચાર વિવેક અને રુચિનું સારું ધોરણ કાયમ રાખ્યું છે. 'પ્રસ્થાન' એક તરફથી નવી કલા-સર્જનની કૃતિઓનું વાહન છે, તો બીજી તરફથી એ વિચાર, ચર્ચા અને વિવેચનનું માસિક છે. એનો નેમ બધી વિવેચનામાં આપણા વાસ્તવિક જગતને, આપણી સ્થિતિને લક્ષમાં રાખવાનો છે અને એ નેમ બર આણવામાં લેખકવર્ગે જે

સહકાર આપેલો છે, તે જોતાં મને ઘણો જ સંતોષ થાય છે

મારા જવાથી પરિસ્થિતિમાં કશો ફેર થવાનો નથી એમ કહેવાની હું અહીં મારી ફરજ સમજું છું 'પ્રસ્થાન'ની નીતિમાં કશો ફેર થવાનો નથી 'પ્રસ્થાન'નો લેખકવર્ગ એનો એ જ રહેવાનો છે તેમ 'પ્રસ્થાન' સાથેનો એક લેખક તરીકેનો મારો સંબંધ કાયમ રહેવાનો છે. એટલું જ નહિ, પણ અત્યાર સુધી એક તંત્રી તરીકે, લેખક તરીકે કે અધ્યાપક તરીકે જે જે લેખકમિત્રોના સંબંધમાં આવેલો છું જે સંબંધને અત્યાર સુધીની મારી પ્રવૃત્તિઓનો એક મોટો લાભ હું ગણતો આવ્યો છું, તે સંબંધને આ તંત્રીપદની નિવૃત્તિથી કશી અસર થવાની જરૂર નથી ખરું તો આ નિવૃત્તિ મહત્ત્વનો બનાર છે જ નહિ આ પ્રસંગે આટલું લખું છું તે પણ એટલા જ માટે કે અત્યાર સુધીના લેખક-વાચકવર્ગના મીઠા અનુભવોની નોંધ લેવાની આ એક વિરલ તક છે અને બીજું એ જ સ્પષ્ટ કરવા માટે કે આથી લેખકબંધુઓ સાથેનો મારો સંબંધ હું જરા પણ શિથિલ કરવા માગતો નથી અને આ વિજ્ઞાપનથી એઓ પણ શિથિલ ન કરે એવી ઇચ્છા પ્રદર્શિત કરું છું

રામનારાયણ વિ. પાઠક

***

## સંચાલકનું નિવેદન

'પ્રસ્થાન' જેવા, સમાજના અનેક વર્ગના હાથમાં જતા માસિકના સંચાલકપદનો સ્વીકાર કરવો એ મારે માટે એક સાહસ છે એ હું જાણું છું, અને માટે જ એટલો ખુલાસો કરવો આવશ્યક ગણું છું કે અત્યાર સુધીમાં 'પ્રસ્થાન'નો એક મુરબ્બી વર્ગ, હિતસ્વી વર્ગ અને મિત્રવર્ગ અસ્તિત્વમાં આવેલો છે તેમના આશીર્વાદ, શુભેચ્છા અને સહકાર કાયમ રહેવાના છે એના આશ્વાસનથી જ આ જવાબદારી હું માથે લઉં છું 'પ્રસ્થાન'નો વાચકવર્ગ પણ એ જ આશ્વાસનથી 'પ્રસ્થાન' તરફનો પોતાનો સદ્ભાવ અને મમત્વ ચાલુ રાખશે એવી હું આશા રાખું છું

રણછોડજી કે. મિસ્ત્રી

—o—

# રોજનીશી

## મે ૧૯૩૭

તા ૨૫ લંડનમાં શાહી પરિષદ ભરાઈ. બંધારણ, નાણું અને સંરક્ષણના પ્રશ્નો માટે કમિટીઓ નીમાઈ, રશિયામાં ૧૧ રેલવે અધિકારીઓને, જાસુસી ટોળીના સભ્ય હોવાની શંકા પડતા, ફાંસીને માચડે લટકાવ્યા

તા ૨૬ ઇજિપ્ત રાષ્ટ્રસંઘમાં સભ્ય તરીકે દાખલ થયું, ઓદ્ધારસ્વીકારના પ્રશ્ન અંગે ઊભી થયેલી મડાગાંઠને લીધે હિંદના વાઈસરોય રાજીનામું આપશે એવી અફવા ફેલાયાના સમાચાર પ્રસિદ્ધ થયા.

તા. ૨૭ એક વખતના બ્રિટનના વડાપ્રધાન અને હાલના બ્રિટનના પ્રધાનમંડળના સભ્ય મિ. રામ્સે મેકડોનાલ્ડે પોતાના સભ્યપદનું રાજીનામું આપ્યું સ્પેનનું પાટનગર માડ્રિડ ખાલી કરવા ત્યાંના પ્રધાનમંડળે નિર્ણય કર્યો

તા. ૨૮ બ્રિટનના વડાપ્રધાન મિ બાલ્ડવીને પોતાના પદનું રાજીનામું આપ્યું· મિ નેવીલ ચેમ્બરલેનને પ્રધાનમંડળ રચવા માટે રાજાએ આમંત્રણ આપ્યું બેંગલોરના ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઓફ સાયન્સમાંથી સર સી વી રામને પોતાનું ડિરેક્ટર તરીકેનું રાજીનામું આપ્યું

તા. ૩૦ જર્મનીના 'ડ્યુશલેન્ડ' પરના બોમ્બમારાને પરિણામે ગંભીર મામલો ઊભો થયો જર્મન પ્રધાનમંડળની અગત્યની બેઠક મળી

તા ૩૧ જનરલ હયાશીએ પોતાના પ્રધાનમંડળનું રાજીનામું જાપાનના શહેનશાહ સમક્ષ રજૂ કર્યું; 'હિંદ અને તાજપોશી' નામના અગ્રલેખ માટે કલકત્તાના 'એડવાન્સ' પત્રના તંત્રી પર રાજદ્રોહનો આરોપ મુકાયો, મુંબઈમાં ગંભીર કોમી રમખાણ ફાટી નીકળ્યું, પૂનામાં મહારાષ્ટ્ર સંતસાધુ પરિષદ ભરાઇ 'હરિજનો હિંદુઓનો એક અને અવિભાજ્ય વિભાગ છે માટે સાધુસંતોએ હરિજનોની સ્થિતિ સુધારવાના કાર્યમાં મદદ કરવી જોઈએ' એવો ઠરાવ કરવામાં આવ્યો

## જૂન ૧૯૩૭

તા. ૧ રાજ્યદ્વારી કેદીઓને મુક્તિ નહિ મળ્યાથી કાકોરી કેસના એક કેદી શ્રી સચિન્દ્રનાથ બક્ષીએ ઉપવાસ શરૂ કર્યા

તા. ૩ સ્પેનના મામલા અંગે લંડન, પેરિસ, બર્લિન અને રોમ વચ્ચે મહત્વની મંત્રણા ચાલી, જાપાનમાં પ્રિન્સ કોનોયેએ નવું પ્રધાનમંડળ રચ્યું

તા. ૪ માજી રાજા એડવર્ડ આઠમાના મિસિસ સિમ્પ્સન સાથે ફ્રાન્સના એક ગામડામાં લગ્ન થયા.

તા. ૫ સ્પેનિશ બંડખોર નેતા જનરલ મોલાનું અવસાન થયું, કલકત્તામાં ખારવાઓની પરિષદ ભરાઇ એક લાખ ખલાસીઓ બેકાર હોવાનો અંદાજ નીકળ્યો.

તા. ૬ નિઝામ સરકારે બહારથી આયાત થતા અનાજ ઉપર કર લેવાનો હુકમ કાઢ્યો

તા. ૮ જુદાજુદા પ્રાંતોના—સંયુક્ત પ્રાંત, મધ્યપ્રાંત, બિહાર, આસામ વગેરે—નવા નિમાયેલા નાણાખાતાના પ્રધાનોની મુંબઈમાં પરિષદ ભરાઈ.

તા. ૯ બ્રિટનની પાર્લામેન્ટમાં લોર્ડ ઝેટલેન્ડે મહાસભાના હોદ્દાસ્વીકાર વિશે એક નિવેદન બહાર પાડ્યું.

તા. ૧૦ ગાંધીજી તીથલથી વર્ધા (સેગાંવ) ગયા.

તા. ૧૧ મહાસભા સાથે સહકાર કર્યા વિના મુસલમાનોનો ઉદ્ધાર નથી એવી મતલબનું સર વઝીર હસને નિવેદન બહાર પાડ્યું.

તા. ૧૪ તુર્કીના તારણહાર કેમાલ આતાતુર્કે પોતાની અંગત માલમિલકત, જમીન, કારખાનાં વગેરે સર્વ ગણતંત્ર રાષ્ટ્રીય સરકારને સુપરત કરી.

તા. ૧૬ બાવળા મુકામે ધોળકા—આણંદ તાલુકા ખેડૂત પરિષદ ભરાઈ; આમની સભામાં બ્રિટિશ પરદેશ મંત્રી મિ. ઈડને સ્પેનમાંની બીનદરમ્યાનગીરીની યોજના નિષ્ફળ નીવડી છે એવો એકરાર કર્યો.

તા. ૧૭ મુંબઈમાં શિસ્તનો ભંગ કર્યા બદલ પંજાબના વીસ મહાસભાવાદીઓને સભ્યપદમાંથી રદ કર્યા; 'હોદ્દાસ્વીકાર અંગે ખાત્રી માગવાથી કોઈ પણ જાતનો ખાસ હેતુ સરવાનો સંભવ નથી માટે બીનશરતે હોદ્દા સ્વીકારવા જોઈએ' એવી મતલબનો ઠરાવ શ્રી. એમ. એન. રોયે મુંબઈ પ્રાંત સમિતિ ઉપર મોકલ્યો.

તા. ૧૮ અમૃતસરમાં શીખ મુસ્લીમ રમખાણ; ઇંગ્લાંડના સુપ્રસિદ્ધ વિચારક બર્ટ્રાન્ડ રસેલ, નોર્મન એન્જેલ વગેરેની સહીથી 'હિંદને અપાયેલું બંધારણ દોષિત છે' એમ જાહેર કરતું નિવેદન બહાર પડ્યાના સમાચાર બહાર આવ્યા.

તા. ૧૯ ઇંગ્લાંડના એક મહાન નાટ્યકાર અને નવલકથાકાર સર જેમ્સ બેરીનું લંડનમાં અવસાન થયું. પૂનામાં જગતગુરુ શંકરાચાર્ય કુર્તકોટીએ મુંબઈ ઇલાકા ચમાર પરિષદની ઉદ્‌ઘાટન ક્રિયા કરી.

તા. ૨૦ જનરલ ફ્રાંકોએ બિલ્બાઓ જીત્યું, નાંગા પર્વતની ચઢાઈ માટે ગયેલી જર્મન ટુકડી નાશ પામી.

તા. ૨૧ હિંદના વાઇસરોયે બંધારણીય મડાગાંઠ વિશે હિંદી પ્રજાજોગ એક સંદેશો બહાર પાડ્યો; ફ્રાન્સના વડાપ્રધાન મો. બ્લુમે સેનેટમાં સરકાર પક્ષની હાર થવાથી રાજીનામું આપ્યું.

તા. ૨૩ ઇટલી અને જર્મનીએ તટસ્થતા કમિટિમાંથી રાજીનામું આપ્યું.

તા. ૨૫ બ્રિટનના વડાપ્રધાન મિ. નેવીલ ચેમ્બરલેને આમની સભામાં નિવેદન બહાર પાડ્યું કે યુરોપની શાંતિ ઉપર ભય જામી રહ્યો છે; જન્મટીપની સજા પામેલા અને પાછળથી છોડી મુકાયેલા મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ બહારવટી વિનાયક સાવરકરનું પૂનાના નાગરિકોએ જાહેર સ્વાગત કર્યું.

તા. ૨૮ વેજ઼ૂડ કમિટીનો રેલ્વેઓની તપાસનો અહેવાલ પ્રસિદ્ધ થયો.

તા. ૨૯ ફ્રાન્સની નાણાંવિષયક પરિસ્થિતિ ખૂબ જ કટોકટીભરી હોવાના સમાચાર પ્રસિદ્ધ થયા પરિણામે નાણાંપ્રધાનની અમેરિકા અને ઇંગ્લાંડ સાથે મંત્રણા; આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની સુધારણા માટે સહકાર આપવા પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે નિવેદન બહાર પાડ્યું

તા. ૩૦ ઉત્તર ગુજરાતના કેટલેક ઠેકાણે ખૂબ વરસાદ પડ્યો; યુરોપના પ્રવાસેથી પાછા ફરેલા શ્રી. ભુલાભાઈ દેસાઈની મહાસભાના હોદ્દાસ્વીકાર અને ઊભી થયેલી મડાગાંઠ સંબંધે જાહેરાત: 'બ્રિટીશ હકૂમતની પણ ખાતરી નહિ આપવાનું પરિણામ ગંભીર છે.'; દિલ્હીમાં વાઇસરૉય અને મદ્રાસના ગવર્નર વચ્ચે મંત્રણા થઈ

# અનુક્રમણિકા

પુ. ૨૪ જેઠ : ૧૯૯૩ અંક ૨



લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૬-૮-૩૭

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૪ જેઠ · ૧૯૯૩ અંક ૨

# વિવિધતામાં એકતા

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

શિયાળો, ઉનાળો અને ચોમાસું એ ત્રણે ઋતુઓનું કામ પરસ્પર વિરોધી જેવું લાગે છે, પણ એના જ સહકારથી વર્ષ સમૃદ્ધ થાય છે, સફળ થાય છે, અને કૃતાર્થ બને છે. આ જાતની વિવિધતા જો પ્રકૃતિમાં ન હોય તો વનસ્પતિસૃષ્ટિ પોતાનો વૈભવ પ્રગટ જ કરી ન શકત, પ્રાણીસૃષ્ટિનો આટલો વિલાસ દૃષ્ટિગોચર ન થાત અને માનવ-સૃષ્ટિનો પુરુષાર્થ પણ આટલો રોમાંચક ન બની શકત. કુદરતમાં વિવિધતા એટલા માટે સફળ થઈ છે, કે ત્યાં વિવિધતાએ અંતર્ભૂત ઐક્યનો દ્રોહ નથી કર્યો. ભારતવર્ષમાં ભારત-ભાગ્ય વિધાતાએ આખી દુનિયાની વિવિધતા યત્નપૂર્વક એકત્ર કરી છે, અને એ વિવિધતામાં રહેલા ઐક્યને આપણે ભૂલી ન જઈએ, એટલા માટે એકતાને વારેવારે સમજાવનાર અને દિલમાં ઉતારનાર કેટલાય ધર્મો અહીં મોકલ્યા છે; તો પણ આપણે ન તો વિવિધતા છોડી શકીએ છીએ, ન તો તેનો લાભ ઉઠાવી શકીએ છીએ.

ભારતવર્ષની ભાષાઓ જ જુઓ. અહીં અનેક ભાષાઓ છે, તોપણ એ ભાષાઓમાં એક જબરદસ્ત ઐક્યનું સૂત્ર ગુંથાયેલું છે ઉત્તર ભારતની આર્ય ભાષાઓ તો એકબીજાને મળતી જ આવે છે. જેને મરાઠી આવડે છે, તે ગુજરાતી અથવા બંગાળી સહેલાઈથી શીખી શકે છે. જેને બંગાળી આવડે છે, તે હિંદી કે પંજાબી એસને એમ જ સમજી શકે

છે. બધી ભાષાઓમાં વર્ણમાળા તો એક જ છે લિપિઓમાં પણ ઘણું સરખાપણું છે, અને જો ચાહે તો આખા ભારતવર્ષમાં આ બધી ભાષાઓ એક લિપિથી પોતાનું કામ ચલાવી શકે દક્ષિણની દ્રાવિડ ભાષાઓમાં પણ અંતર્ગત સામ્ય ઘણું છે. કાનડી, તેલુગુ, તામિલ, મલયાલમ, તુલુદ વગેરે ભાષાઓમાં ખૂબ સામ્ય છે આથી કરીને એ ભાષાઓ એકબીજીના અભ્યાસથી ખૂબ સમૃદ્ધ થઈ શકે એમ છે

એવો વહેમ સુશિક્ષિતોમાં અતિશય ફેલાયેલો છે કે આર્ય ભાષાઓ અને દ્રાવિડ ભાષાઓ તદ્દન જુદી છે, પરંતુ ઉત્તરમાં અને દક્ષિણમાં એક જ સંસ્કૃતિનો વિસ્તાર થયેલો હોવાને લીધે, એ બન્ને ભાષા-સમૂહોમાં પણ ઘણું સામ્ય છે શબ્દશાસ્ત્ર અને વ્યુત્પત્તિશાસ્ત્રમાં મહેનત કરનારા ગણ્યાગાંઠ્યા પંડિતો આ સામ્ય જોઈ ને અત્યંત આનંદ પામે છે

ફારસી ભાષા તો આખરે પરદેશી ભાષા છે, એમાં અને ભારતીય ભાષાઓમાં સામ્ય ક્યાંથી આવ્યું? આવી શંકા ઘણા લોકો નિશ્ચયાત્મક રૂપમાં કરે છે, અને એક પ્રાથમિક આરોપ તરીકે કહે છે કે જ્યાં લિપિ જ જુદી છે, ત્યાં એકતા થઈ જ શી રીતે શકે? તેઓ ભૂલી જાય છે કે પૂર્વ અને પશ્ચિમ બન્ને દિશાઓ પરસ્પર વિરોધી છે, તોપણ એક બીજાની સાથે જોડાયેલી છે દરેક લાકડીના બે છેડા પરસ્પર ભિન્ન બે દિશાઓ બતાવે છે પરંતુ લાકડીના બે ટુકડા કરી નાખીએ તો પણ તેને અલગ નથી કરી શકાતા લાકડીના એ બન્ને નાના ટુકડાને પણ નવા બે છેડા હોય છે ફારસી ભાષા અને સંસ્કૃત ભાષામાં કેટલું સામ્ય છે, એ વિદ્વાનોએ જોયેલું છે, પણ આમવર્ગને બતાવેલું નથી

અને યુરોપીય ભાષાઓ જે અહીં આવી છે તેમાં અને ભારતીય ભાષાઓમાં બિલકુલ સામ્ય નથી, એમ નહિ કહી શકાય યુરોપીય અને ભારતીય બન્ને ભાષા-કુટુંબોમાં વિચાર પદ્ધતિનું સામ્ય ઘણું છે બન્ને વિશ્લેષણાત્મક છે બનેમાં સંયોગ વિયોગ અને વિભક્તિનું સ્વરૂપ સરખું છે અને બન્ને પ્રદેશના સાહિત્યમાં ચિંતનરાશિ તો સમાન જ છે એટલા માટે આપણે પરસ્પર એકબીજાના સાહિત્યમાંથી પરિચિત આનંદ પામી શકીએ છીએ અને લાભ ઉઠાવી શકીએ છીએ યુરોપ શાસ્ત્રીય સાહિત્યમાં સમૃદ્ધ છે, તો ભારતવર્ષ જીવન-સાહિત્યમાં એટલું જ વિકસિત છે

જ્યાં વિવિધતા છે, ત્યાં ઐક્ય પણ છે ફરક એટલો જ છે, કે ઐક્યના તત્ત્વો સુગૂઢ, સૂક્ષ્મ અને બળવાન છે, અને ભેદના તત્ત્વો નાના પરિવર્તનશીલ અને અસ્થાયી છે

જેને અંધકાર યુગ કહેવામાં આવે છે, તે સસ્કાર-યુગ હતો તે યુગમાં ભલે વ્યક્તિઓ આપસમાં લડતી હોય, ભલે ગુલામી પ્રથા પ્રચલિત હોય પણ સંસ્કૃતિઓનો સંઘર્ષ નહોતો બધા સમાજોમાં સંસ્કૃતિની જ કદર હતી આદર્શોમાં ભિન્નતા હતી, પણ વિરોધ ન હતો, જ્યારથી જગતવ્યાપી 'વ્યાપાર'ની અભિલાષા વધી, ત્યારથી મનુષ્ય-સમાજમાં સાંસ્કૃતિકતાની પ્રતિષ્ઠા ઘટી ગઈ ચારિત્ર્ય અને સદાચારની સભ્યતા અપ્રતિષ્ઠિત બની ગઈ, અને હોશિયારી ચાલાકી અને દૂરદર્શી સ્વાર્થની પપૂડી વાગવા લાગી જેને પાશ્ચાત્ય સભ્યતાનો યુગ કહેવામાં આવે છે, તે ખરું જોતા માનવી સભ્યતાના હ્રાસનો કાળ છે આ દિવસોમાં

સામાન્ય મનુષ્ય જાગ્રત તો થયો પણ જાગ્રત થતાં જ તેને વર્ગવૃત્તિની દીક્ષા મળી. હવે એની પરિસીમા વર્ગવિગ્રહ દ્વારા થઈ રહી છે.

એકાંગી વિકાસનું ફળ બહુ રોચક અને પ્રભાવશાળી લાગે છે. અધર્મથી ખૂબ જલદી ઉન્નતિ થાય છે. દુર્યોધન અને શકુનિની આગળ ધર્મરાજ દુર્બળ અને બેવકૂફ જેવો દેખાય છે, પણ એ શક્તિ, એ શ્રેષ્ઠતા, અલ્પજીવી અને આત્મઘાતક હોય છે. એકાંગી વિકાસ એક તરફથી સગવડો પેદા કરે છે, તો બીજી તરફથી તેના કરતાં વધારે અગવડો ઊભી કરે છે. જગતનો અનુભવ એવો જ છે કે એકાંગી વિકાસ ભિન્ન પ્રકારના વિકાસને પોતાની તરફ ખેંચી લાવે છે અને વિરોધી વિગ્રહ દ્વારા સ્થાયી સમન્વય ઊભો કરે છે. પ્રકૃતિની એ જ રીત છે.

પણ મનુષ્યની શ્રેષ્ઠતા એમાં રહેલી છે કે પ્રકૃતિની આ ખર્ચાળ રીતને સમજી લઈ એના દોષોને દૂર કરે. ચૂંટણીદ્વારા માથાની ગણતરી કરી, માથાં ભાંગવાની પ્રથા માણસે દૂર કરી દીધી, એ રીતે એકાંગી વિકાસને કારણે જે વિરોધ અને વિગ્રહ પેદા થાય છે, તેને પહેલેથી જ ઓળખી લઈ વિગ્રહશૂન્ય સમન્વયને માણસ સાધી લે. કુદરતમાં વિગ્રહ અને સહકાર બંનેને સ્થાન છે માનવસંસ્કૃતિમાં વિગ્રહનું તત્ત્વ ઉત્તરોત્તર ઘટતું જવું જોઈએ, અને સમજૂતી ( Mutual adjustment ) સહકાર અને સમન્વયનું તત્ત્વ વધતું જવું જોઈએ.

ગ્રીસ દેશે શરીરસંપત્તિને સારી પેઠે વધારી; આરોગ્ય, બળ અને સૌંદર્યની ઠીકઠીક ઉપાસના કરી, સાથે સાથે તર્કશક્તિ તથા કલ્પના શક્તિની કસરત પણ કંઈ ઓછી ન કરી; પણ એ સંસ્કૃતિ એકાંગી જ રહી. સ્ત્રીજાતિનો વિકાસ તે લોકો ન કરી શક્યા. ગ્રીસ-સંસ્કૃતિ ગુલામી પ્રથાની બુનિયાદ ઉપર ખડી હોવાને કારણે હેઠી પડી.

રોમન સંસ્કૃતિએ વ્યવસ્થાશક્તિ અને વિગ્રહશક્તિનું વિશેષ અનુશીલન કર્યું. જ્યાંસુધી એમાં સાદાઈ, સંયમ અને ધર્મ કાયમ રહ્યા, ત્યાંસુધી તેનું સામર્થ્ય વધતું ગયું. રોમની સંસ્કૃતિમાં પણ ઊંચનીચનો ભાવ પહેલેથી જ હતો અને આખર સુધી તે એ લોકોમાં એક કે બીજે રૂપે રહ્યો.

મિસર દેશમાં ઉદ્યોગિતા ખૂબ વધી, પણ મનુષ્યજીવનનું ગૌરવ ત્યાં સિદ્ધ ન થયું. માનવી-ગૌરવને શોભા દેનારી સંસ્કૃતિને તો દુનિયાના પ્રધાન ધર્મોએ જ પેદા કરી છે. એ ધર્મોમાં પરસ્પર અજ્ઞાન ઘણું રહ્યું. સંકુચિતતાને કારણે પરસ્પર પરિચય ન થઈ શક્યો. પરિણામે ધર્મોમાં વિગ્રહ શરૂ થયો. ધર્મનું સ્વરૂપ જ વિગ્રહ વિરોધી હોવું જોઈએ, અને હોય છે. ધર્મ, વિરોધ મટાડવાને માટે અને સહિષ્ણુતા, સહકાર, બંધુત્વ અને આત્મીયતા વધારવાને માટે છે. પણ લોકોમાં ધર્મ-પરિચયના કરતાં અભિમાન વધ્યું, અને તેમણે ધર્મને નામે અધાર્મિક આચરણ કર્યું.

વર્ષો સુધી એકબીજા સાથે લડાઈ કર્યા પછી આ ધર્મોને એક બીજાનો પરિચય થયો, અને ધર્મોમાં બંધુત્વ ઉત્પન્ન થવાની અનુકૂળતા દેખાવા લાગી. પરંતુ આ ધાર્મિક પરિચયની સાથે સાથે સ્વાર્થ વધ્યો, વેપારનો શોખ વધ્યો, અને ફરી સંસ્કૃતિ હેઠી પડી.

ત્યારથી દુનિયાભરમાં શાસ્ત્ર અને સદાચારની સંસ્કૃતિને સ્થાને બુદ્ધિ, હિંમત અને કરામતની સંસ્કૃતિની પ્રતિષ્ઠા થવા લાગી છે. એટલાંટિક મહાસાગરને કિનારે રહેવાવાળાં રાષ્ટ્રોએ પોતાના પૂર્વજોની ચાંચિયાવૃત્તિનો પુરાણો ધંધો પરિવર્ધિત રૂપમાં ચલાવ્યો અને સંપત્તિની અમર્યાદ પ્રાપ્તિ કરી લીધી. વેપારની સાથે બુદ્ધિવિકાસની જરૂર જણાઈ અને તેમાંથી ભૌતિક શાસ્ત્રોનો તથા સાયન્સનો વિકાસ થયો. સાયન્સ પોતે ખરાબ વસ્તુ નથી, એક રીતે જોતાં એ પરમાત્માની ઉપાસના છે. પણ સાયન્સના જોર પર દરેક જાતના સ્વાર્થ તથા ભોગ ભોગવવાનું માણસે નક્કી કર્યું, અને નીતિ નિયમોને બન્યુ ત્યાં સુધી ગૌણ માનવાનો પ્રયત્ન કર્યો. આ બાજુ ભારતવર્ષ અને ચીન દેશે આધ્યાત્મિક સાયન્સ વધારવાના પ્રયત્ન કર્યા હતા. ઠીક ઠીક સફળતા મેળવ્યા પછી એ બંને રાષ્ટ્રોમાં સુસ્તી, નિદ્રા અને જડતા આવી ગઈ. જડતાની સાથે સૂક્ષ્મરૂપમાં જડવાદ પણ આવી ભરાયો. એને આજ સુધી એ દેશો ઓળખી પણ શક્યા નથી. દંભ દ્વારા દુનિયાને ઠગવા પહેલાં આદમી પોતે પોતાને જ ઠગે છે.

હવે દુનિયાની સામે એક જ ભારે પ્રશ્ન છે—એક બીજાની સાથે વિરાટ વિગ્રહ કરીને વિનાશની સમીપ પહોંચવુ અથવા જીવનતત્ત્વ સમજીને સર્વોદયનો આદર્શ સ્વીકારી વિરાટ સહકારનો સિદ્ધાંત કામમાં લેવો. સાયન્સ, ફિલોસોફી, કળા, સાહિત્ય, શિલ્પ, સંગીત, સંસ્થાનિર્માણ વગેરે બધા અંગો અને ઉપાંગો સહિત, સહકાર કરવાનું શાસ્ત્ર માણસે અમલમાં લાવવું જ જોઈએ. સમાજ સમાજ વચ્ચે, સ્ત્રી પુરુષ વચ્ચે, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે સર્વોદયકારી સહકાર સ્થાપવાનો પુરુષાર્થ હવે શરૂ થવો જોઈએ. જીવનના કોઈ પણ શુભ અંગને અમાન્ય ન કરતાં બધામાં સહકાર અને સમન્વય સ્થાપન કરવાનો પ્રયત્ન હવે થવો જ જોઈએ. આ જ કામ ભારતવર્ષની સામે છે. આજે ભારતવર્ષના પુરુષાર્થના ફળસ્વરૂપ સાર્વભૌમ અને વિશ્વજનીન સહકારનું સુંદર શાસ્ત્ર આપણને મળવાનું છે.

ફેબ્રુઆરી, ૧૯૩૪

# પ્રતિભા*

ધૂમકેતુ

'જે ચક્ષુ નથી, પણ જેના વડે ચક્ષુ જોઈ શકે છે' વગેરે ચૈતન્ય વિષે કહેલા ઉપનિષદ્‌કારના શબ્દો પ્રતિભા વિષે કહી શકાય. અભ્યાસની એકાગ્રતાથી મનુષ્ય જે શક્તિ મેળવે છે, તે શક્તિ એનામાં શ્રદ્ધા મૂકે છેઃ એને પોતાના જ્ઞાન પર વિશ્વાસ જન્માવે છેઃ એ પોતાના સામર્થ્યથી ઘણાની ઉપર અનિયન્ત્રિત સત્તા સ્થાપે છેઃ છતાં જ્યારે શક્તિ એવી હોય કે એનો જન્મ અભ્યાસ કરતાં પર એવા કોઈ મૂળમાંથી હોય, અને શક્તિનું લેશ પણ દર્શન ન હોય છતાં એની અસર અદ્‌ભુત લાગે, ત્યારે એવી નૈસર્ગિક શક્તિને આપણે પ્રતિભા—Genius—કહીએ છીએ. नैसर्गिकी च प्रतिभा। કાવ્યમીમાંસાકાર રાજશેખરના શબ્દોમાં કહીએ તો પ્રતિભા એ એવું તેજ છે કે જે વડે મનુષ્ય પોતાને કહેવાનું માત્ર બરાબર કહી શકે છે એટલું જ નહિ પણ એ 'માનસપ્રત્યક્ષ' હોય તેમ એના વિષે બોલી શકે છે.

નિસર્ગની પેઠે જ, તદ્દન શાંત રીતે, તદ્દન સરલ રીતે, કોઈ પણ જાતના દેખાવ વિના, કોઈ પણ જાતના વધારેપડતા શ્રમ વિના, પ્રતિભા પોતાની શક્તિનો પરિચય આપી શકે છે. 'ચિત્રાંગદા'માં કવિવર ટાગોર ચિત્રાંગદા પાસે અર્જુન પ્રત્યે એક વાક્ય કહેવરાવે છે તે યાદ રાખવા જેવું છેઃ 'મારો સંપૂર્ણ પરિચય તો તમને ત્યારે મળશે, જ્યારે હું, મેં સાચવેલો તમારો અંશ તમને પાછો સોંપીશ.' મનુષ્યનું અંતર કોઈ દિવ્ય જ્યોતિના મંદિર જેવું છે. જેવું અંતર એ દિવ્ય જ્યોતિના એક 'સહસ્રાંશને પણ પોતાનામાંથી પ્રગટ થવા દે, તેની 'અશરીરીવાણી'માં જે સામર્થ્ય આવે તેને કેવળ 'નિસર્ગ'ની સાથે જ સરખાવી શકાય. એટલું જ મહાન, એટલું જ સરલ, એટલું જ પ્રકાશમય, એટલું જ જ્ઞાનપૂર્ણ. એમર્સને પ્રતિભા વિષે લખતાં કહ્યું છે કે પ્રતિભા એવી શક્તિ છે કે જે વસ્તુમાત્રને એના વિનાશી સ્વરૂપમાંથી બચાવી અવિનાશી પદે સ્થાપે છે. વસ્તુતઃ તો કુદરતને મન કોઈ વસ્તુ વિનાશી નથી. એણે તો પોતાની ક્રિયા મારફત વસ્તુમાં રહેલ અવિનાશી રૂપને જ પ્રગટ થવા દીધું છે. હરેક વિનાશી રૂપમાં એક અવિનાશી ગુપ્ત તત્ત્વ વિલસી રહ્યું છે. 'મેઘદૂત'માં શા માટે આવી મોહિની છે એ વિષે લખતાં એક વિદ્વાને કહ્યું છે કે સૃષ્ટિમાં વિલસી રહેલું ચૈતન્ય આટલી બધી મોહક સુંદરતાથી પ્રગટ કરનારી શક્તિ એ કેવળ કલ્પનાશક્તિ નથીઃ એનાથી પર રહેલી એવી જ કોઈ શક્તિના એકાદ સ્ફુલ્લિંગનું દર્શન એમાં થાય છે.× ઉજ્જયિનીની વારાંગના

* શ્રી ધૂમકેતુના નવા પુસ્તક 'સર્જન અને ચિંતન' માંનું એક પ્રકરણ.

× Art and beauty are one and the same thing and that thing is 'an experience of the human spirit.' માણસનું સૌન્દર્યદર્શન એ પણ એની સંસ્કારિતાને આભારી છે. સાધારણ રીતે સૌન્દર્ય એ રેખા અને આકારથી પર છે એ ખ્યાલ કોઈકને જ આવી શકે. શરીર વિના આત્માનું અસ્તિત્વ કલ્પવું મુશ્કેલ છે, તેમ રેખા, રંગ, રૂપ, આકાર—એ વિના સૌન્દર્ય કલ્પવું મુશ્કેલ છે. પણ જેમ શરીર વિના આત્મા કલ્પવો મુશ્કેલ છે માટે, શરીર એ જ આત્મા એમ માનવું

અને આકાશની રખડતી વાદળી એ બન્ને વચ્ચે એક જાતનો અભેદ સંબંધ છે એમ વાંચનાર જાણી શકે છે. નગીનદાસે કાન્તની પેલી એ મનોરમ પંક્તિઓદ્વારા સાચી પ્રતિભામાંથી

કરે એવું જ્યોત્સ્ના ભ્રમણ, ભ્રમણે જ્યાં અટકતો
શશાંક પ્રેક્ષીને સુભગ મણિ સેંથે ઝમકતો !

ઊઠતી સર્જકતાનો નિર્દેશ કર્યો છે.

પ્રતિભા નૈસર્ગિક છે અને વિનાશી સ્વરૂપોમાં રહેલું એક અવિનાશી તત્ત્વ 'માનસપ્રત્યક્ષ' હોય તેમ જોઈ શકે છે એટલે જ એની નિર્ભયતા અને મત્યપરાયણતા હરકોઈ યુગમાં એને એક તેજોરાશિની પેઠે ધ્રુવપદે રાખે છે. આ જગ્યાએ એક વસ્તુસ્થિતિ સ્પષ્ટ કરવી જોઈએ, નિર્ભયતા એ તલવાર લેવામાં કે વાપરવામાં જ વસી રહી છે એવો ભ્રમ ઘણા સેવે છે. પણ જેવી રીતે કાંઈ ન કરે અને છતાં માણસ આળસુ ન ગણાય, જેમ લૉરેન્સ વિષે લખતાં, Andoe Maurois લખે છે તેમ—' He knew how to do nothing '—તેવી રીતે, માણસ તલવાર લીધા વિના પણ યુદ્ધ કરી શકે છે અને નિર્ભયતા કેળવી શકે છે. આવી નિર્ભયતા એ પણ સાહિત્યકારમાં રહેલો પ્રતિભાનો જ અંશ છે. કાર્લાઈલ, 'પ્રતિભા એટલે અવિશ્રાન્ત શ્રમ લેવાની શક્તિ' એવો વિચાર દર્શાવે છે એમાં ખરો ધ્વનિ તો આ છે કે અજમ શ્રદ્ધા વિના અવિશ્રાન્ત શ્રમ કોઈ લઈ શકતું નથી અને સાહિત્યકારને માટે એ શ્રદ્ધા એટલે પોતાનો સાહિત્યધર્મ સત્ય છે એવી અડગ માન્યતા હું કાંઈ નથી, પણ મારામાં જે વસે છે, તેને માટે દુનિયામાં અશક્ય એવું કાંઈ નથી—ખરું વીરત્વ આવી શ્રદ્ધામાંથી જન્મે છે. અને સાચો પ્રતિભાસંપન્ન મનુષ્ય પોતાની જાતને નમ્રમાં નમ્ર અને બળવાનમાં બળવાન માનતો આવ્યો છે. ઍરિસ્ટૉટલ કહે છે તેમ, હરેક મનુષ્યના અંતરમાં રહેલી જ્યોતિ, એ એની મારફત થઈ શકનાર વિકાસની સૂચક જ્યોતિ છે: ' Which the universe is striving to bring to completion through its life ' એટલે જ ' A man of genius is a spring in which there is always more behind, than flows from it. '*

સાહિત્યકારમાં પ્રતિભા એ જ એવી શક્તિ છે કે જે એને સ્વપ્નદ્રષ્ટા બનાવે. જે એની વાણીમાં નિત્યનવીનતા આપે જે એને પુષ્પ કરતાં પુષ્પના સુગંધસૌન્દર્ય પ્રત્યે દોરી જાય. પ્રતિભા નૈસર્ગિક છે એમ કહેવાથી અભ્યાસ વગેરેનો બહિષ્કાર થતો નથી. ખરી રીતે તો કવિત્વ માટે જે 'અષ્ટમાતા' રાજશેખરે ગણાવી છે તેમાં પ્રતિભા પછી તરત અભ્યાસને સ્થાન અપાયું જ છે, પણ તે છતાં આટલું તો કહેવું જ પડશે કે પ્રતિભા અને અભ્યાસ એ અગ્નિ અને લાકડાના સંયોગની પેઠે જ આવશ્યક છે. એકના વિના બીજું સંભવે ખરું: પણ

બરાબર નથી, તેમ રંગ, રેખા, આકાર વગેરે વિના સૌન્દર્ય પકડી શકાતું નથી, માટે અમને જ સૌન્દર્યના મુખ્ય વિધાયક તત્ત્વો માનવા એ બરાબર નથી. સૌન્દર્ય ઘણે અંશે વ્યક્તિગત છે. છતાં એક સર્વમાન્ય સામાન્ય તત્ત્વ તેમાં છે કે જે પોતાનો સ્થાયી આનંદ સંગ્રહી શકે છે ઉદાહરણ તરીકે, સીતાવનવાસનો 'ઉત્તરરામચરિત'નો પ્રસંગ ભાષાની મુશ્કેલી દૂર થતાં જ એની આનંદજનક વેદના કેટલી વ્યાપક છે એ સમજી શકાય તેવું છે. અને તેનું કારણ Croceના શબ્દોમાં કહીએ તો 'Wherever you find vision and utterance, there you have art and beauty.'

* Short Studies on Great Subjects Vol. IX : Froude.

હેતુવિનાના જીવનની જેમ અકિંચન. મમ્મટના 'કાવ્યપ્રકાશ'ની ટીકાના શબ્દે મૂકીએ તો यां विना काव्यं न प्रसरेत् प्रसृतं वा उपहसनीयं स्यात्। આ 'સંસ્કારવિશેષ' એવી શક્તિ છે કે જેના વિના કોઈ પણ ખરેખરી મહાન ક્રિયાનો જન્મ થતો નથીઃ પછી એ ક્રિયા કાવ્ય રચવાની હોય, રાજબંધારણ ઘડવાની હોય, આકાશી પદાર્થોના અવલોકનની હોય કે વિજ્ઞાનનાં સત્યો શોધવાની હોય.

તેમ જ એવો અભ્યાસ, એ કેવળ બહારનો અભ્યાસ ન બનતાં, જીવનના અંતરંગ તરંગોને જોવાની, જાણવાની, સમજવાની અને એમાંથી નિત્યજીવન ઘડવાની શક્તિ જેવો બની રહે છે. કારણ કે અંતે તો માણસ જેટલી વ્યાપક વેધક દૃષ્ટિથી પોતાને જોઈ શકે છે તેટલી જ એની જ્ઞાનમર્યાદા રહેવાની. કોઈ પણ પુસ્તક કરતાં મનુષ્યનું પોતાનું અંતઃકરણ ઓછું સુંદર નથીઃ સૃષ્ટિની સઘળી રસમય કલ્પનાઓ એનામાં જ જન્મે છેઃ એનામાં જ વિલસે છેઃ અને એનામાં જ શમે છે. એ અંતઃકરણમાં જ્યારે ચેતના પ્રગટ થાય ત્યારે માનવને કાંઈક પણ માર્ગદર્શન કરાવે, એને કાંઈક પણ દૂરની ઝાંખી કરાવે, એની સમક્ષ દિપિકાની પેઠે પ્રકાશોને વધારે ઊંડું ને વ્યાપક જોતાં શીખવે—તો જ ખરી રીતે એ પ્રતિ-ભા છે; અને જગતના ડાહ્યા લોકો એને કહે કે આ મિથ્યા ભ્રમ શા માટે સેવો છો—અને એ, 'સ્વપ્નવાસવદત્તા'માં આવે છે તેમ, જવાબ વાળી શકે કે આ સ્વપ્ન હોય તો એમાંથી ન જાગવામાં જ મજા છેઃ ત્યારે સમજવું કે એને સત્યદર્શન થયુંઃ કારણ કે એને આત્માની 'કલા'નું મહત્ત્વ સમજાયું. આત્મવાન મનુષ્ય જ કાંઈક નવીન મરજી શકે છેઃ એ જ પ્રતિભાનું સાચું ચિહ્ન છે. સર્જન જે અપૂર્વ હોય, જે નવીન હોય, જે નિત્યનવીન હોય—સાચી પ્રતિભાનું એ નૈસર્ગિક પરિણામ છે; પછી એ કાલિદાસનું 'શાકુંતલ' હોય કે વિક્રમનો અંધારપછેડો હોય!*

આપણે જોઈએ તો માલૂમ પડશે કે મનુષ્યને કુદરતથી અમુક શક્તિ અને અમુક મર્યાદાઓ મળેલી છેઃ એને મળેલી શક્તિ એ એની મર્યાદાઓ પર પ્રભુત્વ મેળવવા માટે છે.+ આવી રીતે મળેલી શક્તિઓમાં, કેટલીક કલ્પનાને લગતી હોય છે, કેટલીક કાર્યપદ્ધતિને લગતી હોય છે. નાનું બાળક ઘણી વખત કવિતા ને સાહિત્યમાં રસ લે છે, અને ગણિત તરફ ઘૃણા બતાવે છે. કેળવણીની સાચી પ્રથાની ખામી, રૂઢિબળ, પૂર્વગ્રહ વગેરે ઘણાં કારણો આ ઘૃણાના મૂળમાં હોઈ શકે. એ છતાં નૈસર્ગિક શક્તિ અને મર્યાદા એવા બે ભાગ માટે વધારે વિવરણની અહીં જરૂર રહેતી નથી. એટલે આવા કલ્પનાશીલ અને કાર્યશીલ—અથવા લાગણીપ્રધાન અને બુદ્ધિપ્રધાન—એવા માનવપ્રકૃતિના બે ભાગ પાડીએ તો, લાગણીને બુદ્ધિ વડે નિયન્ત્રિત કરવી, અને બુદ્ધિને લાગણી વડે ઊર્ધ્વગામી બનાવવી એ જાણે કે કુદરતી સંકેત હોય એવું લાગે છે. પ્રતિભા આ બન્ને અંશોને સાચવીને પોતાનામાં મેળવી લે છે. એક સાદો દાખલો લઈએ. શિવાજીએ પેલી રૂપાળી મુસ્લિમ બાઈને માટે 'મારી મા' એમ કહ્યું. એ એક વાક્ય વર્ષોની તાલીમ અને ચારિત્ર્યવિકાસનું ફળ છે. શિવાજી સિવાય બીજો કોઈ એમ બોલી શક્યો ન હોત. એટલે ખરી શક્તિએ પોતાના નિયમો પોતે ઘડેલા હોય

---

* प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभोच्यते ।

+ 'The secret of the personality is : strength from weakness.' Rathenau; Genius and Character by Emil Ludwig.

છે નરસિંહ મહેતાએ એમ કહ્યું કે 'જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે' આટલું વાક્ય જ એનામાં રહેલી ઊંચા પ્રકારની શક્તિ બતાવવા માટે બસ છે લિઓનાર્ડો ડૉ વિન્સીના શબ્દો 'He is Poor, whose wants are many' એ કેવળ શબ્દો જ નહિ પણ અર્થવાહી શબ્દો છે

કારણ કે પ્રતિભા જેમ નૈસર્ગિક છે તેમ નિસર્ગની પેઠે જ પોતાના નિયમોને વશવર્તી છે એને તમે નિયમો જ કહો કે આતરિક પ્રવાહો કહો તોપણ વાંધો નથી પણ એટલું સમજવું તો જરૂરનું છે કે આ આતરિક સામર્થ્ય જેના વડે મનુષ્ય લાગણીજીવનને નિયત્રિત કરી શકે, બુદ્ધિને ઊર્ધ્વગામી બનાવી શકે કલ્પનાને ક્રિયાત્મક કરી શકે, ક્રિયાને કાલ્પનિક રૂપ આપી શકે–એ આતરિક સામર્થ્ય એ જેમ એક તરફથી અધશ્રદ્ધા નથી તેમ બીજી તરફથી શ્રમ અભ્યાસ કે બૌદ્ધિક કેળવણી વડે મેળવેલી શુષ્ક ટેવ પણ નથી એ જીવનપ્રવાહ છે, એના વડે જ જીવન છે એ જે કરી શકે તે વિષે બીજા અનેક વિચાર પણ ન કરી શકે બર્નાર્ડ શૉ સેંટ જોનનો મોંમાં મૂકે છે તેમ—'Well I have to find reasons for you But the voices come first and I find the reasons after'

પ્રતિભાસપન્ન વ્યક્તિમાં એક આવશ્યક તત્ત્વ આ છે કે એની સઘળી ક્રિયા અર્થપૂર્ણ અને હેતુસગની હોય છે પોતાની પાછળ જનકલ્યાણ માટે કાંઈ ને કાંઈ માર્ગસૂચન કરવામાં પ્રતિભાની ખરી કસોટી રહી છે કલાકૃતિઓ–સાહિત્યની શિલ્પની, સગીતની કે ચિત્રની–શા માટે જનઇતિહાસમાં આટલું બધું મહત્ત્વ ધરાવે છે તેનો જવાબ એ આપી શકાય કે માનવની અણદીઠી ઊંમઓને સ્પર્શીને એ માનવને વધારે સપૂર્ણ જીવનનો ખ્યાલ આપે છે નાની સરખી કેડીમાં રુધાયેના જીવનને મહાન ગગાગંગનું દર્શન કરાવે છે અને એના ચિત્તના સમસ્ત પ્રદેશો ગ્રાહ્ય દઈને, આજ દિવસ સુધી એણે નહિ અનુભવેલો એવો નવો અનુભવ આપે છે

પ્રતિભાનું બીજું આવશ્યક તત્ત્વ એ છે કે જનકલ્યાણ પ્રત્યેની એની અભિરુચિથી પ્રેરાઈને એ કામ હાથમાં ધરે છે એ ખરું પણ એને પોતાને માટે તો એ જરૂરિયાત પણ હોય છે એને લાગે છે કે એ કામ એણે જ કરવું જોઈએ એનું પ્રાકટ્ય મનોદશા —mood—માંથી નહિ પણ અનુભવમાંથી છે મરણ કરતાં જીવન મહાન છે—અથવા મરણ નહિ પણ માત્ર જીવન જ છે માટે હરેક કાર્ય—રાજસભાના સુધારણથી માંડીને ઉમાના મૂર્તિવિધાન સુધીનું હરેક કાર્ય—એ એવી રીતે કરે છે કે જાણે પોતાના કાર્ય મારફત જ પોતાને પૃથ્વી સાથેનો નિત્યસપર્ક સાધવા હોય [1]આવી અમરત્વની ભાવના એ પ્રતિભાનું બીજું આવશ્યક અગ છે

પણ જનકલ્યાણ પ્રત્યેની પ્રતિભાની અભિરુચિમાં કેવળ યત્રવાદી સેવાવાદ નથી હોતો એવો સેવામાર્ગ તો હરકોઈ ચર્ડ ક્લાસનો સાધારણ આદમી પણ કરી શકે એવો સેવામાર્ગ —જેને તમે બહુ તો બીજા માટે મજૂરી કરવાની વૃત્તિ કહી શકો—એ તો ગીનાટપકા કરવાની, હેતુ વિનાની ધાર્મિક વૃત્તિ જેવી એક પ્રકારની લઢણ કહી શકાય પ્રતિભાનો,

1 'We know as beautiful those things which look towards eternity, those things which are for the benefit of mankind and for the future of mankind'—'What Life Should Mean to You' Adler.

જનકલ્યાણનો માર્ગ કર્મયોગીની ભવ્યતા ધારે છે; સાધુની સહજ પવિત્રતા ધારે છે; ભક્ત-હૃદયની મનોહારી પ્રેમસૃષ્ટિ ધારણ કરે છે.[૨] વજ્રહૃદયની કોમળતા પ્રતિભા સાથે સુસંગત રીતે રહી શકે છે.

પરંતુ આવા 'પરિવર્તક ક્રાન્તદર્શી આત્માઓ'[૩] જે શક્ય કરી બતાવે છે તે શક્ય હોઈ શકે એવો ખ્યાલ પણ તેમના પહેલાં કોઈને આવેલો હોતો નથી. એનું કારણ એટલું જ છે કે તેમણે ભાવના અને કર્મ વચ્ચેની એક એવી સમન્વયરેખા સિદ્ધ કરી હોય છે કે જે એમને હમેશાં વિજયપરાજયથી પર રાખે છે. ક્રાઇસ્ટ બુદ્ધ, મીરાં, શિવાજી ને શંકરે એમનામાં જયપરાજયની ચિંતા ભાગ્યે જ દેખાશે. ભવભૂતિ, ડાન્ટે, શીલર, શેક્સપિયર—એ સઘળા તલ્લીનતામાં જીવનારા હતા. ખરી રીતે, પ્રતિભાવાન અને સાધારણ મનુષ્યની શૈલીમાં આ મહાન તફાવત માલૂમ પડશે; પ્રતિભાવાનને મન વસ્તુસ્થિતિનું દર્શન—એ એક દ્વાર જેવું છે: એ દ્વાર મારફત એ બીજી સૃષ્ટિ જોઈ શકે છે. સામાન્ય માણસનું વસ્તુદર્શન એ માત્ર વસ્તુનું જ દર્શન છે. શિવાજી સિવાય બીજો કોઈ મનુષ્ય પતન પામતી પ્રજામાં રહેલા જીવંત સંસ્કારો જોઈ શકે નહિ. બીજાને મન પતન એ માત્ર પતન જ થઈ રહે. આવી રીતે વસ્તુસ્થિતિની પાછળની ભૂમિકાને નિહાળવાથી સાચું અને તલસ્પર્શી દર્શન મળે છે. એટલા માટે તત્ત્વજ્ઞો હૃદયને ગુહા જેવું માની એની વધારે ને વધારે પરિશુદ્ધિ કરવાથી કાંઈક નવીન ને નવીન તત્ત્વ મેળવવાની આશા રાખે છે. લેઅકુન વિષે લખતાં લેસીંગ લખે છે: 'એની વેદના આપણને ભેદે છે, પણ આપણને મહાન થવાને પણ પ્રેરે છે.'[૪] એ જ શબ્દો વડે પતન અને દુ:ખમાંથી પણ જીવત પ્રેરણાનો ધ્વનિ પ્રતિભાવાન, આપે છે. અને એમાં જ એની મહત્તા છે. કારણ કે મહાન પરિવર્તનો—શું પ્રજામાં કે શું વ્યક્તિઓમાં—જ્યારે જ્યારે આવે છે ત્યારે ત્યારે મહાન અનુભવો જ એમના પાયામાં હોય છે. દુ:ખની ગુહામાં જનારો માણસ જુદો હોય છે. એમાંથી નવો જન્મ લઈને પાછો ફરનારો જુદો હોય છે. જનારો 'માણસ' હોય છે: આવનારો 'પ્રતિભાસંપન્ન પુરુષ.'[૫]

પ્રતિભા, એ જેને આપણે માનવતા કહીએ તેમાંથી જન્મ લેતી, પણ માનવની નબળાઈઓથી પર થઈ, ઊર્ધ્વગામી બનતી નૈસર્ગિક તેજસ્વિતા છે. માણસ અનેક રીતે અને અનેક ક્ષેત્રમાં પોતાનું નામ કાઢી શકે. સાહિત્યકારની અને રાજદ્વારી પુરુષોની કાર્યપ્રણાલિકા જુદી હોવાથી બંનેની શૈલીમાં ફેર દેખાય. યોદ્ધાની અને યોગીની નીતિ જુદી હોઈ શકે

૨. The tenderness of a woman is a lovely thing; but the tenderness of a man is a miracle.—'Between Two Worlds.' by J. M. Murray. 'મક્સિમ ગોર્કીએ લેનિન વિશે કહેલું: '*In this gruff politician there flares up, at times, the light of an almost womanly tenderness.*'

૩. શ્રી આનંદશંકર ધ્રુવનું સાહિત્ય પરિષદનું ભાષણ.

૪. 'His misery pierces us to the very soul, but inspires us with a wish that we could endure misery like that great man.'—Lessing's Laokoon. Bohn's Popular Library: by Beaslay & Helan Zimmern.

૫. 'The man who went into the cave, was not the man who came out again.'—'St. Francis of Assessi:' by G. K. Chesterton.

પણ જેને આપણે 'આર્ષજ્ઞાન' કહીએ, જે વડે જીવનનું અને વસ્તુસ્થિતિનું સમગ્ર દર્શન થઈ શકે, જે વડે ખંડ, ભાગ, વિભાગ, વિરોધ, જીવન અને મૃત્યુ એ સઘળાં આભાસ થઈ રહે અને સમગ્ર વિશ્વ એકરસ, અખંડ અને કોઈ પરમ ગૂઢ સત્ત્વના આશ્રયે વિલસતું હોય એમ લાગે; જ્યારે એકાદ નરસૈંયો, પોતાની સ્પષ્ટ સમજાય તેવી, પણ સ્પષ્ટ સમજાવી ન શકાય તેવી વાણીમાં,

પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને,
શિવ થકી જીવ થયો એ જ આશે.

એવી કાવ્યતંત્રી છેડે, કે એકાદ ટાગોર, મૃતશય્યા પર પડેલા નાના બાળકના મોંમાં માતાને આપવાનો સંદેશો મૂકે,

મારું[૬] ફૂલ બનીને નાનું
હું આવીશ છાનુંમાનું !

ત્યારે—એ જુદીજુદી શૈલીમાં કે કાર્યપ્રણાલિકામાં જીવન વિષેની અમર્ત્ય ભાવના પ્રધાનસ્થાને માલૂમ પડશેઃ સુકાન કે દિશા વિનાનો માણસ તો ભાગ્યે જ આગળ વધી શકે છે. જેને 'The waters of Lethe [forgetfulness]' કહે છે, તે વિસ્મરણનાં જલ પી પીને મનુષ્ય પોતાની નૈસર્ગિક મહત્તા ભૂલી ગયો છેઃ એને ફરી જાગ્રત કરવાની શક્તિ—કેવળ પ્રતિભામાં જ છે. એક વાત યાદ રાખવી જોઈએઃ સરજનારી શક્તિ કરતાં એક પગલું આગળ વધેલી તે શોધનારી શક્તિ છે. પ્રતિભા એ માત્ર સર્જનશક્તિ નથીઃ એ સર્જનશક્તિ તો છે જ, પણ એથી આગળ વધેલી એવી એ શોધકશક્તિ પણ છેઃ એ ચિંતનજલ વડે પોતાને પરિશુદ્ધ કરીને પોતાના નિયમો ઘડે છે. અને એનો પ્રધાનધર્મ આ છેઃ શ્રદ્ધાઃ પ્રેરણાઃ જે વરુ જીવન મહાન લાગે તે મેળવવાનો. વિજ્ઞાન—જ્ઞાન માહિતી આપે છે, કવિતા આનંદ આપે છે; નીતિ ચારિત્ર્યબળ આપે છે; પણ એ સઘળા કરતાં પર—દૃષ્ટિ—જે શ્રદ્ધા અને પ્રેરણાજન્ય છે, તે દૃષ્ટિ તો માત્ર 'પ્રતિભા', 'આર્ષદર્શન', એના વડે જ મળે છે. ઊર્મિલાને સૌમિત્રી કહે છે તેમ 'પ્રતિભા' વિશે કહી શકાય, કે

એક[૭] ભી ઉપમા તુમ્હેં ભાતી નહીં,
અનુપમા તુમકો કહૂંજ ગા મૈં સદા.



૬. શ્રી મેઘાણીના ભાષાંતર ઉપરથી સૂચિત.
૭. સાકેત પ્રથમ સર્ગ : મૈથિલીશરણ ગુપ્ત.

# મૌનને આરે

'સ્વપ્નસ્થ'

ગાયાં ઘણાં ગાન શિશુત્વ ખેલમાં
ને 'યૌવનારંભ વિષે, વિલોકતાં–
વિષાદની નૂતન સૃષ્ટિ સ્પર્શતાં,
પંખી સમાં, વા–ઝરણાં સમાં, વા–

ફૂલો તણા ફુલ્લ ખરેલ–ભેદ શાં
સુખી દુખી, ઉત્સુક દૃષ્ટિ કેરાં
એ માત્ર પ્રસ્પંદ સમાર્ધભાનના
વિરાટની વ્યાપ્તિ અડી ન'તી મહા.

આજે હવે સાગરના કિનારે
આકાશ આરે શશો સૂર્ય તારે
નેને લગાવી ઉરસ્પંદ તારે
એ વિશ્વ સંગીતનાં દિવ્ય પ્યાસે

મહા–બજારો પુરવાસાં લાખો
પરાર્ધ પ્રાણી જીવિતોદ્ગમોલયો
અનંત આશ્ચર્યનાં ક્ષુદ્ર વસ્તુઓ
વિરાટ પેલો ઉરમાં વસી રહ્યો.

ક્યાં કંઠ આવે શિશુસૂર મારા ?
પેલી અતિ લાડભરેલ રાધિકા
ગોપેશ એ કૃષ્ણ સમીપ જાતાં
બોલી ન કાં–"પ્રીતમ, ઓ દુલારા !"

ઓ રે ન કાં? એમ રહીશ મૂક
સંવેદનાઓ સહતો વિદારક
અનંત લગ્નોત્સુક ભક્તિલીન
નિઃશબ્દ રાધા સમ પૂર્ણ–લીન.

રસ્તો આખો અણીદાર પથરાથી એક સરખો ખડબચડો થઈ ગયો હતો. તેના પર આ નવી રેંકડી ખડખડતી દોડી જતી હતી. આખી ગાડી ધ્રૂજતી જતી હતી. કંકુનું આખું શરીર ધ્રૂજતું હતું. અને તે સાથે જીવનમાં જાણે પહેલી જ વાર, તેનાં નવાં ફૂટતાં લાવણ્યમય અંગો ધ્રૂજી ઊઠયાં. તે સાથે તેના હૃદયે પણ જાણે કંપ અનુભવ્યો. આ બાહ્ય અને આંતર પ્રકંપથી, જાણે તેને કોઈ ગલગલી કરતું હોય તેમ, કંકુ ખડખડાટ હસી પડી. નીચે ખડબચડી પૃથ્વી રેંકડીના અવાજથી અટ્ટહાસ્ય કરતી હતી. ઉપર રેંકડીમાં બેઠેલી કંકુ યૌવનનું પહેલું અટ્ટહાસ્ય કરતી હતી.

રેંકડીમાં કેટલું દોડાયું તે બેમાથી કોઈએ જાણ્યું નહિ. પણ સડકના પથરા પૂરા થયા, ફરી ચીલાવાળી પોચી જમીન આવી, આંબાવાડિયું નજીક આવ્યું, ત્યાં કાનિયાએ રેંકડી ધીમી પાડી. બન્નેએ જોયું તો હજી કંકુના ઘરમાં દીવો થયો નહોતો. કંકુએ કહ્યું, " અલ્યા હું ના પાડતી'તી કે ગાંડાની પેઠે દોડય મા! હવે આટલો વખત શું કરવું ?"

"કેમ ઘેર નહિ જવાય ?"

"ગાંડા! મારાં માબાપ આગળ જતા હતાં. તેમણે મને રેંકડીમાં બેસવા કહ્યું ને મેં ના પાડી. ને હવે એમના પહેલાં જઇને બેસું તો શુ લાગે ?"

"ત્યારે એ કયાં રહ્યા ?"

"પેલી નવી સડક આગળ હેકલે ચીલે જતાં હશે ને આપણે આગળ નીકળી ગયાં!"

"ત્યારે એમ કરીએ. આટલા ભેગું વધારે લે થોડી વધારે સહેલ કરી લે. આવો લાગ તને ય ફરી ફરીને નહિ મળે!"

"ના એમ નહિ. ઓલ્યા ટેકરા ઉપર શરકટ પછવાડે જઈને બેસીએ. દીવો દેખાય એટલે તું મને મારગે મૂકી જજે."

"ને પછી શેઠાણીબાઈ ડાહ્યાં ડમરા થઈને લૂલા લૂલાં ઘેર જશે !"

"હાસ્તો !"

કાનિયાએ ફરી રેંકડી લીધી. ઊંચે શરકટના ઝુંડ પછવાડે રેંકડી ટકવીને ઊભી રાખી, ને કાનિયો કંકુડી પાસે રેંકડીમાં બેઠો. તેનો હાથ કંકુના હાથને અડયો અને કંકુને તે ઘણો જ ટાઢો લાગ્યો. તેણે તેના શરીરે હાથ ફેરવી જોયો. કાનિયાને ખૂબ પરસેવો વળ્યો હતો. કંકુએ કહ્યું: "હુ કહેતી'તી અલ્યા આટલું બધુ દોડય માં! શો લાડવો ખાવો'તો તે આટલું દોડયો ?" કાનિયો જાણતો હતો કે કંકુએ એવું કશું કહ્યું નહોતું, ઊલટી હસતી હતી. તેણે આ બધો અર્થ માત્ર "એમ" કહી દર્શાવ્યો.

બન્ને થોડીવાર બોલ્યા વિના બેઠાં. પછી કંકુએ કહ્યું: "અલ્યા ઓલ્યા ટેકરા ઉપર તું મને રેંકડીમાં બેસારી રમવા લઈ જતો તે યાદ છે ?"

"અને એકવાર પેલા ટેકરા ઉપર તેં મને ચડાવ્યો. પછી રેંકડીમાં બેસીને ટેકરી નીચે રેંકડી દોડવી મેલવાની તેં હઠ લીધી. છેવટે તું રોઈ ને મેં રેંકડી દોડવી મૂકી ને રેંકડીનો ઊંટડો નીચે ભટકાતાં ભાંગી ગયો એ યાદ છે ?"

"ખડખડાટ કરતી રેંકડી દોડી ગઈ તે મને બહુ મજા પડી'તી."

"તને તો મજા જ પડે ને ? તારી આ કેટલી વઢી'તી એ યાદ છે ?"

બન્ને વચ્ચે થોડા વખત સુધી વિશ્રબ્ધ વાતો ચાલી. નાનપણમાં બોર ખાવા ક્યાં ક્યાં ફરતાં; કેરી ટાણામાં કાનો આંબા ઉપર ચઢી છાનોમાનો કેરીઓ પાડી આપતો; રાત્રે કોઈવાર ઊનાળામાં એ પાસેની રેંકડીમાં સૂઈ રહેતાં, કોઈવાર બધાં સૂઈ ગયા પછી પોતપોતાની રેંકડી દૂર ખેંચી જઈ ચન્દ્રના અજવાળામાં બીજાં જાગી ન જાય એમ વાતો કરતાં, વગેરે કંઈ કંઈ સંભાર્યું, એટલામાં કંકુના ઘરમાં દીવો થયો. કાનો રેંકડી લઈ કંકુને તેને માર્ગે મૂકવા ચાલ્યો. ઘરમાં જવાનું નજીક આવતું ગયું તેમ તેમ કાનાને પોતાના કૃત્યનો અર્થ વધારે વધારે ગંભીર લાગતો ગયો. કંકુ રેંકડીમાંથી ઊતરવા જતી હતી, ત્યારે કાનાએ કહ્યું: "હું રેંકડી લઈને દોડતો હતો ત્યારે તારાં માબાપ જોઈ ગયાં હશે તો!"

"તો શું? બહુ બહુ તો તારી સાથે મને પરણાવી દેશે, બીજું શું થશે?"

કાનાએ માત્ર કહ્યું: "એમ!"

અને કંકુએ કહ્યું હતું તેથી વધારે ખરાબ કશું પરિણામ આવ્યું નહિ, ખરું તો તેણે માબાપનું વલણ જાણીને જ એમ કહ્યું હતું.

લગ્નનાં દસૈયાં પૂરાં થયા પછી કાનો અને કંકુ બંને પોતાના ઝૂંપડામાંથી એ જ રેંકડી લઈ શહેર તરફ નીકળ્યાં. ઘણે દિવસે, આગળ રહી રેંકડી ખેંચવાના કંકુના કોડ પૂરા થયા. તે રેંકડી ખેંચતી હતી અને તે સાથે સંસારનું ગાડું પણ કાનિયાની સાથોસાથ રહી ખેંચતી હતી, તેના અભિમાનની ઝલક તેના મોં પર શોભતી હતી. હંસ હંસી જેમ ધીમેધીમે દરેક પગલે ડોક આગળ ઝુકાવતાં ઝુકાવતાં ચાલે, તેમ રેંકડીને બન્ને હાથથી પકડી બન્ને આગળ ડોકું ઝુકાવતાં ઝુકાવતાં ચાલતાં હતાં, અને કંકુ એમ ડોલતી હતી ત્યારે તેનાં કાનનાં લોળિયાં તેના ગાલ પર ખૂબ ઝૂલતાં હતાં. બન્ને રેંકડી લઈ નીકળ્યાં, ત્યારે આખું આંબાવાડિયું તેમને જોવા બેઠું થયું. ડાળીઓમાંથી કોયલો કૂજી રહી; રસ્તે, અને એક ઝાડથી બીજે ઠેકતાં વાંદરાવાંદરી પણ એ રેંકડી ભણી પાછું વાળી જોઈ રહ્યાં.

# નવું બંધારણ અને હોદ્દાસ્વીકાર પ્રત્યે
# હિંદી રાજદ્વારી પક્ષોનું વલણ

૧

રામભાઈ પટેલ

હિંદી રાજકારણમાં સંયુક્ત પાર્લામેન્ટરી સમિતિનો અહેવાલ બહાર પડ્યો ત્યારથી અતિ મહત્ત્વનો ને બધા પ્રશ્નોને ઢાંકી દેનો મધ્યવર્તી સવાલ ઊભો થયો છે નવા બંધારણનો વિરોધ કરવો, એનો નાશ કરવો તે, નવો કાનૂન પસાર થયો ત્યારથી એ નવી વ્યવસ્થામા વધુમતિ પક્ષે હોદ્દાસ્વીકાર કરવો કે નહિ તે હુ 'હિંદી રાજકારણ' શબ્દ વાપરુ છુ કારણ કે 'હિંદી રાજકારણ'મા ફક્ત 'મહાસભાવાદી હિંદી રાજકારણ નહિ પણ હિંદી રાજકારણની ભૂમિ ઉપર ભાગ ભજવતા બીજા રાજદ્વારી પક્ષોનો હું સમાવેશ કરુ છુ.

આમ તો આપણા રાજકારણની એક બેહદી વિચિત્રતા એ છે કે આપણુ રાજકારણ એક બાજુ પરદેશી અમલનો હાર્દિક સ્વીકાર કરનારા બ્રિટીશ રાજના વફાદાર ટેકેદારોના પક્ષથી માંડીને બીજી બાજુ સામ્યવાદી, ઉદ્દામ રાષ્ટ્રવાદી ને સમાજવાદી મહાસભા પક્ષ કે જે બ્રિટીશ રાજને શાહીવાદ ને મૂડીવાદના ભારે વિરોધીઓ છે એ બધા પરસ્પર વિરોધી પક્ષોના એક શભુમેળા જેવુ છે આને કારણે પશ્ચિમના દેશોના રાજકારણમા જુદા જુદા પક્ષો હોવા છતા પણ ત્યાના જેવી સુસંગતતા, સ્થિરતા ને સિદ્ધાતચુસ્તતા કે અચુસ્તતા આપણા રાજકારણમા મોટી સખ્યાના રાજદ્વારી પક્ષોમા નથી દેખાતા મોટા ભાગના આપણા રાજદ્વારી પક્ષોમા તર્કવાદ આર્થિક કે રાજકીય તદુરસ્ત સિદ્ધાતનો અભાવ, પક્ષ સિદ્ધાતના કરતા વ્યક્તિપ્રભુત્વ, સત્તાની ખફગી વહોરી લેવા જેટલી હિંમતને અભાવે ભીરુતા, ને બ્રિટીશ રાજના બડા લાટોને નારાજ ન કરવાની તકેદારીને લીધે, આપણી પરતત્ર રાજકીય પરિસ્થિતિને કારણે, એ પક્ષો રાજકારણની ભૂમિ ઉપર ઊગતા દીર્ઘજીવી વૃક્ષો જેવા નથી પણ અલ્પાયુ છોડની માફક ફાલેફૂલે છે ને પ્રતિકૂળ પરિસ્થિતિમા કરમાઈ જાય છે.

આપણા રાજદ્વારી બહુસંખ્યક પક્ષોની અનેક જાતની લક્ષણ વિચિત્રતા હોવા છતાં નવા બધારણનો વિરોધ એ (યુરોપિયન અને એંગ્લો-ઇંડિયન સરકાર મતવાદી પક્ષો બાદ કરતા) બધા પક્ષોનુ સામાન્ય વલણ છે. આને લીધે નવા બધારણનો શાબ્દિક ને હાર્દિક વિરોધ હિંદમા સાર્વત્રિક માલમ પડ્યો છે

પરતુ નવા બધારણના સાર્વત્રિક વિરોધ બાબતમા બધા રાજદ્વારી પક્ષોમાં માલમ પડતી મતસમાંતરતા પછી આગળ નથી ચાલતી મહાસભા પક્ષ સિવાયના બધા રાજકીય પક્ષો (સામ્યવાદી પક્ષને હું આમા નથી ગણતો કારણકે એ ગેરકાયદે હોવાથી પક્ષ તરીકે ખુલ્લી રીતે કામ કરી શકતો નથી) નવા બધારણનો વિરોધ કરીને જ અટકી જાય છે. એ નિંદ્ય ને નુકસાનકારી પ્રજાતત્રવાદી નહિ પણ આપખુદ બધારણનો નિકાલ કરવાની નીતિ ફક્ત

મહાસભા પક્ષની જ છે. બીજા બધા રાજદ્વારી પક્ષોનું વલણ અનિચ્છનીય બંધારણનો નાશ નહિ પણ એનો સ્વીકાર કરી, એને અમલમાં મૂકી 'એમાંથી જેટલું સારું નીચવી લેવાય એટલું નીચવી લેવું' (સર તેજ બહાદુર સપ્રુના શબ્દો) એ છે. એટલે કે એ બંધારણનો કચવાતે મને પણ અમલ કરવો. ને એમાં જ આપણા દેશનું શ્રેય છે. કારણ કે 'જો આપણે બંધારણનો અમલ નહિ કરીશું તો એ આપણો અમલ કરશે.' [ફરી સર તેજના શબ્દો: 'If we won't work it (the new Act) then it will work us.] શ્રીનિવાસ શાસ્ત્રીજી, જેઓ પણ સર તેજ બહાદુરના જ મતના ને પક્ષના છે એમનું પણ એવું જ કહેવું છે કે આપણી બધી દીર્ઘદૃષ્ટિ, ડહાપણ, ખબરદારી વાપરીને એનો અમલ કરવાનો છે.

હા, બીજો એક કહેવાતો રાજદ્વારી પક્ષ છે જેના નેતા પણ નવા બંધારણને તોડી પાડવાની પોતાના પક્ષની નીતિ જાહેર કરે છે. રાજકીય સ્વાતંત્ર્યના પણ પોતે મોટા હિમાયતી છે એમ એઓ જણાવે છે. એ પક્ષ તે મુસ્લિમ લીગ અને એના નાયક શ્રી. જીન્ના. નવા બંધારણને તોડી પાડવાનું પોતાના પક્ષનું ધ્યેય મહાસભા પક્ષના જેટલું જ મજબૂત અને કટ્ટર છે એમ શ્રી જીન્નાએ ઘણીવાર જાહેર કર્યું છે. એમના કહેવા પ્રમાણે મહાસભા પક્ષ સાથે એમનો અને એમની લીગનો વિરોધ માત્ર કોમી ચુકાદો ને લઘુમતિ કોમો પ્રત્યેના મહાસભાપક્ષના વલણ સંબંધે જ છે. સામાન્ય રીતે એમના મત પ્રમાણે કહી શકાય કે જર્મનીમાં નાત્સીઓ યહૂદી લઘુમતિ પ્રત્યે અને પોલૅંડ, ચેકોસ્લાવેકિયા ને ઇટલીમાં લઘુમતિ કોમો લઘુમતિ કોમોને પીડવાનું ને એમના નાગરિકત્વના હક્કો ઉપર તરાપ મારવાનું જે વલણ ધરાવે છે તેવું વલણ હિંદુ રાષ્ટ્રવાદીઓની બનેલી મહાસભા મુસ્લિમ અને બીજી લઘુમતિ કોમો પ્રત્યે દાખવે છે. નવા બંધારણને તોડી પાડવાની પણ એઓ જાહેરાત કરે છે. પણ એમનું કહેવું એ છે કે એ તોડી પાડવા માટે આપણે પહેલાં એનો અમલ કરવો જોઈએ. વગર આનાકાનીએ બહુમતિ પક્ષે પ્રાંતીય ધારાસભાઓમાં હોદ્દા સ્વીકારી લેવા જોઈએ. અને બંધારણને તોડી પાડવાની મહાસભાપક્ષની કાર્યપદ્ધતિને એઓ હાસ્યાસ્પદ ને અક્કલ-વગરની ગણાવે છે. બંધારણને તોડી પાડવાનો જે માર્ગ મુસ્લિમ લીગે ગ્રહણ કર્યો છે એ જ વિશદદૃષ્ટિ રાજકારણનો છે એમ એમનું કહેવું છે.

બંધારણને મુસ્લિમ લીગની કાર્યપદ્ધતિ પ્રમાણે તોડી પાડવાની નીતિ કદાચ સાચી હોય; પણ મુશ્કેલીનો અંત એટલેથી નથી આવતો. કારણ કે લીગે કે લીગના અગ્રણી શ્રી. જીન્નાએ કઈ રીતે બંધારણનો અમલ કરીને એને તોડી પાડવું એ વિશે પોતાનો આખો કાર્યક્રમ કદી રજુ નથી કર્યો. મહાસભાની લડાયક રીત, 'ડાયરેક્ટ મૅથડ'નો એમણે લીગ સમક્ષના એક ભાષણમાં વિરોધ કર્યો હતો. એટલે બંધારણને તોડી પાડવાના એક વ્યૂહ તરીકે 'ડાયરેક્ટ મેથડ'ના મોરચાનો દરવાજો પણ એમણે બંધ કરી દીધો છે. પરંતુ એનો વિકલ્પ માર્ગ કદી એમણે સુચવ્યો નથી. નથી એમણે એ સમજાવ્યું કે બંધારણનો અમલ કરતાં કરતાં કેવી રીતે, ક્યારે ને કેટલા પ્રમાણમાં એનો અંત લાવી શકાશે. નથી એઓ એમ કહેતા કે વર્તમાન પરિસ્થિતિમાં બંધારણને તોડવાના વ્યૂહની રચના છોડી દઈને હાલ તો આપણે એનો વિરોધાત્મક મનોવલણથી પણ અમલ કરવા મંડી જવું જોઈએ ને ભવિષ્યનો વ્યૂહ આપણે પછી નક્કી કરીશું. તો શું એમનું કહેવું એમ હશે કે બંધારણનો અમલ કર્યે જવા માત્રથી ભવિષ્યમાં એક એવો સમય આવશે કે જ્યારે બંધારણ આપોઆપ, જેમ ફળ પાકું

થતાં ઝાડ ઉપરથી ખરી પડે તેમ, પાકું થઈને એના સામ્રાજ્યશાહી ઝાડ ઉપરથી ખરી પડી સ્વતંત્રતાની ભૂમિ ઉપર પડી જશે? એટલે કે બંધારણનો અમલ કરવાથી એવો જાદુ કે ઈલમ પેદા થશે કે એને લીધે આપણો રાજકીય સ્વતંત્રતાનો હેતુ સિદ્ધ થશે! પરંતુ શાહીવાદના રાજકારણમાં જાદુ અને ઈલમને સ્થાન છે એવું તો કોઈપણ રાજપુરુષ નહિ જ માનતો હોય. અને શ્રી. જીન્ના જેવા રાજપુરુષ તો એવા 'ઈલમવાદ'માં નહિ જ માનતા હોય. તો પછી આપણે એમ માનવું કે બંધારણને તોડી પાડવાનો સૌથી અસરકારક ને ટૂંકો માર્ગ એ છે કે એને તોડી પાડવું જ નહિ? આનો અર્થ એમ થાય કે ઝાડ ઉપર ચડવાનો સૌથી સહેલો ને સફળ માર્ગ એ છે કે કદી ચડવાનો પ્રયત્ન જ નહિ કરવો. બંધારણને તોડી પાડવાનો કંઈક આવો જ માર્ગ શ્રી. જીન્ના સૂચવતા હોય એવું એમની રાજદ્વારી નીતિ ઉપરથી તો લાગે છે!

મહાસભા પક્ષ સિવાયના હિંદના બીજા બધા રાજકીય પક્ષો વત્તેઓછે કચવાતે મને પણ જે જાતનું બધારણ ઘડવામાં આવ્યું છે એનો સ્વીકાર કરી અમલમાં મૂકવાની બાબતમાં એકમત છે. એનું પ્રધાન કારણ એ છે કે એ બધા પક્ષો લડાયક રાજકીય પક્ષો નથી. સત્તા સામે લડવાની અશક્તિ એ બધા રાજકીય પક્ષોનું સર્વસામાન્ય લક્ષણ છે. આ લક્ષણમાંથી જ એમની કાર્યનીતિ રૂપ ધારણ કરે છે. આ જબરી રાજદ્વારી નબળાઈ હોવાને કારણે બંધારણમાં કે શાહી સત્તાના સ્વરૂપમાં કોઈ પણ જાતનો મહત્ત્વનો ફેરફાર કરાવવા એ પક્ષો શક્તિમાન નથી. આ મૂળભૂત અશક્તિમાંથી બંધારણનો સ્વીકાર ને અમલ કરવાનું એમનું વલણ જન્મે છે. પોતાની કોઈ ઉગ્ર અંતઃસ્થ બળવાન શક્તિના ભારથી નહિ પણ બ્રિટીશ પાર્લામેન્ટની કૃપાધારાથી હિંદની ભૂમિ ઉપર રાજકીય સ્વાતંત્ર્યનું વૃક્ષ ઊગશે એ એમનું દૃષ્ટિબિંદુ છે. એટલે કે હિંદ ઉપરની સમગ્ર રાજકીય ને આર્થિક સત્તાનો જથો બ્રિટીશ પાર્લામેન્ટની વખારમાં એકઠો થયો છે અને એને વત્તાઓછા પ્રમાણમાં ખુલ્લો મૂકવાની શક્તિ બ્રિટીશ પાર્લામેન્ટના હાથમાં છે, અને હિંદીઓના બ્રિટન પ્રત્યેના વર્તનની બ્રિટીશ પાર્લામેન્ટ ઉપર પડતી સારી માઠી છાપ ઉપર એ જથો વત્તાઓછા પ્રમાણમાં ખુલ્લો મુકાવાનો આધાર રાખે છે! માટે બ્રિટનને અનુકૂળ વર્તન હિંદી પ્રજાએ ને હિંદી રાજદ્વારી પક્ષોએ દાખવવું જોઈએ એવું એમનું મનોવલણ છે. બીજાં આર્થિક ને કોમી પ્રત્યાઘાતી કારણો ઉપરાંત ઉપલા કારણને લીધે એ બધા રાજદ્વારી પક્ષોનો મહાસભાની બ્રિટીશ શાહીવાદ વિરોધી ઉગ્ર ને સીધી લડાયક નીતિરીતિનો વિરોધ છે. આને લીધે એ પક્ષો અને મહાસભાવાદી પક્ષ વચ્ચે નવા બંધારણના સ્વીકાર અને અમલ વિષે કડક ને અસાધ્ય વિરોધ માલૂમ પડે છે.

હવે મહાસભા પક્ષના બંધારણ વિરોધી વલણ વિશે. બ્રિટીશ સ્થાપિત હિતો અને એ હિતોના સંવર્ધન સંરક્ષણ અર્થે મહદ્‌અંશે પ્રગટ થતી બદ્ધમૂલ બ્રિટીશ શાહીસત્તાના સીધા અસ્વીકારમાંથી રાષ્ટ્રીય મહાસભા પક્ષનો બંધારણવિરોધ કે બંધારણઅસ્વીકારનો ઊગમ થાય છે કારણ કે નવા બંધારણમાં બ્રિટીશ હિતો ને બ્રિટીશ સત્તાનો અસ્વીકાર પ્રગટ નથી થતો પરંતુ ગૂંચવણ ભરેલી એની કાનૂની પરિભાષા મારફત એનો સ્વીકાર અને અમલ એ નવા કાનૂનનો પાયો છે. હિંદી પ્રજાનું સર્વવિધ શોષણ એ બ્રિટીશ સત્તાનું સ્પષ્ટ લક્ષણ હોવાથી એ સત્તા જ નવા કાનૂનની પરિભાષામાં વ્યક્ત થઈ છે. જે પણ હિંદી પ્રજાના

શોષણને જ ચાલુ રાખે છે. અને રાષ્ટ્રીય મહાસભાની નીતિરીતિ હિંદી પ્રજાના હિતને સ્થાન આપી પરદેશી હિતને ખસેડવા માગે છે. કારણ કે રાષ્ટ્રીય મહાસભાનો પાયો હિંદી શોષિત પ્રજા છે. આમ હોવાથી જે કાનૂન હિંદી પ્રજાના સમગ્ર હિતનો વિરાધ કરે છે એ કાનૂનનો સ્વીકાર કે એનો અમલ હિંદી પ્રજાનું હિત ઇચ્છતી રાષ્ટ્રીય મહાસભા કરી જ શકે નહિ. વર્તમાન બંધારણીય મડાગાંઠનું આ જ કારણુ છે. સર તેજ બહાદુર સપ્રુ એમના એક નિવેદનમાં રાષ્ટ્રીય મહાસભા અને બ્રિટીશ સત્તા વચ્ચે પડેલી એ મડાગાંઠને છોડવાની (untie the knot) વાતો કરે છે. પરંતુ એ કંઈ વાતોનો વિષય નથી. એ મડાગાંઠ તો હિંદીહિત અને શાહીહિતોના ઉગ્ર સંઘર્ષણમાંથી પડી છે. એટલે એ ઉકેલવાના બેજ સફળ માર્ગ છે: પ્રથમ, કયાં તો હિંદી હિતોની તરફેણમાં બ્રિટીશ હિતો પ્રગટ કરતી સત્તાએ પોતાના પંજા સંકેલી લઈને હિંદી હિતોને પ્રગટ થવાનો માર્ગ મોકળો કરી આપવો; બીજો રસ્તો, એથી ઊલટો અને તે એ કે, ચાલુ અને સ્થાપિત બ્રિટીશ હિતોની પ્રતિનિધિ બ્રિટીશ સત્તા સામે હિંદી હિતો ખડાં કરવાની નીતિ મહાસભાએ છોડી દઈને એ હિતોને કબૂલ રાખવાં. આમ પરસ્પર વિરોધી બે હિતોનું સંઘર્ષણુ તો જ અટકી શકે, જો બે હિતો ધરાવનાર બંને પક્ષમાંથી કોઈ પણુ એક પક્ષ પોતાનો દાવો સંકેલી લે. તો જ બંધારણીય મડાગાંઠ કે જે બીજી રીતે હિતોની મડાગાંઠ છે એ ઉકલી શકે. એ બંને વચ્ચે સમાધાન થવું એટલે કે બંને હિતો સાથે સંભવી શકે એવી વાત કરવી એ તો 'ભાખરી ખાઈ યે શકો ને હાથમાં રાખી યે શકો' એવી વાત કરવા જેવું થયું. બ્રિટીશહિતપ્રતિનિધિ સરકારી સત્તા પોતાનો દાવો જતો કરવા તૈયાર નથી માટે નવા કાનૂનમાં એણે સત્તાની કૂંચી પોતાના હાથમાં રાખી છે. એક ટીકાકારે યોગ્ય જ કહ્યું છે કે નવા કાનૂનમાં સત્તાની હેરફેર નથી, ફક્ત જવાબદારીની જ હેરફેર છે. (It is not the transfer of powers but the transfer of responsibility.) માટે જ હોદ્દા સ્વીકારતાં અગાઉ 'પોતાની બંધારણીય પ્રવૃત્તિ'માં ડખલ નહિ કરવાની ગવર્નરો પાસે મહાસભાએ માગેલી ખાતરી વ્હાઈટ હોલ પ્રેરિત ગવર્નરોએ નથી આપી. કારણુ કે એમાં સત્તા છોડવાનો સવાલ ઊભો થાય છે. ગવર્નરો ખાતરી નથી આપતા કારણ કે એમને સત્તા છોડવી નથી. સત્તા છોડવી એટલે હિતો છોડવાં. સત્તા આપવી એટલે હિતો આપવાં. મહાસભા પણુ પોતાનો દાવો છોડવા તૈયાર નથી માટે જ એ બંધારણનો અંત લાવના માગે છે. બંધારણનો અંત લાવવાના પ્રથમ પગથિયા તરીકે જ એણે ગવર્નરો પાસેથી 'ડખલ નહિ કરવાની પૂર્વ બાંહેધરી' માગી છે. આ સ્થિતિમાં સર તેજ બહાદુર કહે છે એવી 'મડાગાંઠ છોડવા'ની સ્થિતિ ઊભી થાય એ અસંભવિત વાત છે.

મહાસભાને માટે શરતી હોદ્દાસ્વીકારની પરિસ્થિતિ એમાંથી જ પેદા થઈ છે.

હવે મહાસભાને માટે હોદ્દાસ્વીકારનો પ્રશ્ન. નવા બંધારણ વિશે જવાહરલાલજીએ બે સુંદર ઉપમા વાપરી છે. એમણે જણાવ્યું છે કે નવું બંધારણ એક એવી મોટર ગાડીના જેવું છે કે જેને એંજિન નથી પણ 'બ્રેક' બધે જ છે. હોદ્દાસ્વીકાર-અસ્વીકારનો પ્રશ્ન વિચારવા મળેલી સંયુક્ત પ્રાન્તની કૅાંગ્રેસ કમિટિમાં એમણે જણાવ્યું હતું કે નવું બંધારણ એ કૅાંગ્રેસવાદીઓને પકડવાનું એક પીંજરું છે. એ પીંજરામાં સત્તાના રોટલાનો એક ટુકડો છે જેનાથી લલચાઈને કૅાંગ્રેસવાદીઓ એમાં દાખલ થાય ને એમાં સપડાઈ જાય. બંધારણીય આંટી-

ઘૂટીની કળા ને શાહીવાદની પ્રવીણ તાલીમમા ઘડાયેલા બ્રિટીશ રાજપુરુષોનું શાહીવાદી કૌશલ્ય નવા બધારણમા પૂર્ણપણે પ્રગટ થાય છે એમા શક નથી

મહાસભાનુ રાજકારણ એટલે હિંદી આમ જનતાના હિતોનુ રાજકારણ મહાસભાની નીતિરીતિનો માનદંડ આમ જનતાના હિતોનુ રાજકારણ છે લેનીને કળાને માટે જે કહ્યુ છે તે જ વસ્તુ આપણા રાજકારણ વિશે કહીએ તો, આપણે રાજકારણ વિશે શુ ધારીએ છીએ એ નહિ, પરતુ આમવર્ગ એને વિશે શુ ધારે છે એ મહત્ત્વની વસ્તુ છે આપણા રાજકારણીય વૃક્ષના મૂળ આમવર્ગના થરોમાથી પસાર થયેલા હોવા જોઈએ મહાસભા આમવર્ગ માટેની છે એટલે જ એના હિતોનુ રાજકારણ મહાસભાનુ રાજકારણ બને છે હોદ્દા-સ્વીકારનો પ્રશ્ન પણ બધારણની આટીઘૂટીના વમળમાથી નહિ પણ આમ હિતોની આરસી-માથી આપણે નિહાળવો જોઈએ

આજે મહાસભાની છાવણીમા એ પ્રશ્ન સબધે બે મત ધરાવતા વર્ગ સ્પષ્ટ માલૂમ પડે છે શાહીવિરોધ, આમ હિતોનુ રક્ષણ, ઉગ્ર લડાયક વલણ બને પક્ષનુ છે છતા એક મત હોદ્દાસ્વીકાર મહાસભાના લડાયક જુસ્સાનો પારો ચોક્કસપણે ઉતારી નાખશે એમ માને છે બીજો હોદ્દાસ્વીકારવાદી મહાસભાવાદી મત એમ નથી માનતો તેમ એ મતવાદીઓનું એમ પણ કહેવુ નથી કે હોદ્દાસ્વીકારથી મહાસભાનો કે આમવર્ગનો લડાયક પારો ઊંચો ચડશે પણ એમનુ કહેવુ એવુ હોય એમ લાગે છે કે ભલે હોદ્દા-સ્વીકારથી લડાયક જુસ્સાનો પારો ઊંચો નહિ ચડે, પણ એથી એ નીચે પણ નથી ઊતરવાનો સાનુકૂળ સજોગોમા કદાચ એ નીતિમાથી જ જુસ્સાના પારાને ઊંચે ચડવાની તક મળી જાય

લડાયક રાજકારણ એકલો સિદ્ધાતશુદ્ધિની મીમાસાચર્ચાનો જ પ્રશ્ન નથી 'લડાયક' રાજકારણ એના સ્વભાવથી જ અને આજની સ્થિતિમા આપણુ રાજકારણ એ દીર્ઘદૃષ્ટિ અને વ્યૂહ બાધવાની વ્યવહારુતાનો પણ મહત્ત્વનો પ્રશ્ન છે અને એ વ્યૂહ બાધવા માટે કદાચ 'પીછેહઠ' ને 'આગેકદમ' પણ કરવુ પડે રમતમા 'હનુમાનકૂદકો' ને 'અગદકૂદકો' મારનારાઓ પહેલા કેટલાયે કદમ પાછા હઠચા પછી જોરથી દોટ નથી મૂકતા? કૂદકો મારનાર, કૂદકો મારતા પહેલાં થોડા કદમ પાછો જાય એટલા ઉપરથી એમ કહી શકાય ખરુ કે એ 'પીછેહઠ' કરે છે? પોતાની નવી આર્થિક નીતિનો કાર્યક્રમ રજૂ કરતા ૧૯૨૧મા લેનીને પણ કઈક આ જ શબ્દો વાપર્યા હતા ' હુ આજે એક કદમ 'પીછેહઠ' કરુ છુ કારણ કે મારે કાલે બે કદમ આગેકૂચ કરવી છે " હોદ્દાસ્વીકારવાદીઓ વિશે પણ કદાચ આવુ ન કહી શકાય?

જ્યા અમુક જાતનુ રાજકારણ કે રાજકરણી નીતિની સિદ્ધિ એ લાબા કાળનો પ્રશ્ન હોય છે, ત્યા કોઈ ઉપર ઉપરથી પીછેહઠી લાગતા પ્રાયોગિક પગલા ઉપરથી એમ નહિ કહી શકાય કે એ 'પ્રત્યાઘાતી' ને 'પીછેહઠ' કરતુ પગલુ છે? પર્વત ઉપર ચડનારાનો એ અનુભવ છે કે શિખરે પહોચવાનો રસ્તો ઘણીવાર ખાડાઓ ને ખીણોમા થઈને પસાર થતો હોય છે હવે શિખરે ચડનાર જ્યારે એ રસ્તે ખીણમા ઊતરે છે ત્યારે એમ કહેવાય ખરુ કે એ શિખરે નથી ચડતો પણ નીચે ઊતરે છે? એ ક્ષણ પૂરતુ તો એ નીચે ઊતરતો લાગે છે, છતા એના ઊંચે ચડવાની ક્રિયામા જ એની નીચે ઊતરવાની ક્રિયા સમાઈ જાય છે,

એટલે દીર્ઘકાળ લેતી રાજકીય હિલચાલોમાં અમુક કોઈ એક ક્ષણે પીછેહઠ કરતું હોય એવું પગલું પણ ભરવું પડે. મુખ્ય અને મહત્ત્વની વસ્તુ એ પગલાં ભરનારાઓના માનસની છે. જેનું ધ્યેય સ્પષ્ટ, જેની તમન્ના ક્રાંતિકારી, જેની દૃષ્ટિ વિશાળ ને કુશળ, જેનો વ્યૂહ મજબૂત, અને જેની નેતાગીરી ઘડાયેલી હોય એવા કોઈ પણ રાજદ્વારી પક્ષનું કોઈ તાત્કાલિક પગલું પાછું જનારું લાગતું હોય છતાં લાંબે ગાળે એ જ વિજયી નીવડે.

મહાયુદ્ધ પહેલાં જર્મની મોકલાયેલા અમેરિકન એલચી મિ. ઉરાર્ડે ૧૯૧૪માં જર્મન કૈઝરને મહાયુદ્ધ શરૂ થતાં પહેલાં થોડા વખત અગાઉ કહ્યું હતું કે બ્રિટન બધી લડાઈમાં હાર પામશે — સિવાય કે છેલ્લી લડાઈમાં. અને થયું હતું પણ લગભગ એવું જ. હિંદમાં બ્રિટન સામેની લડાઈમાં ગાંધીજીના રાજદ્વારી વ્યૂહ વિશે પણ એવું કહી શકાય કે એમના બધા રાજદ્વારી વ્યૂહો પીછેહઠ કરતા ને હાર પામતા દેખાશે—સિવાય કે છેલ્લો વ્યૂહ. આ વિધાનની નક્કરતા દલીલો નહિ પણ સમય જ બતાવી આપશે.

મને લાગે છે કે શરતી હોદ્દાસ્વીકારની એમની નીતિ 'પીછેહઠ' કરાવે છે એમ માનીને વિરોધ કરનારાઓ એની 'સમરી ટ્રાયલ' કરીને જજમેન્ટ આપી દેતાં પહેલાં થોભે અને વિચારી જુએ તો એમાં રહેલા રાજકીય ડહાપણ અને વેધક દર્શનનો થોડો ઘણો ખ્યાલ જરૂર કરી શકે.

નવા બંધારણમાં લોકસમુદાયનું ભલું કરવાની કેટલી ઓછી કે વધારે શક્તિ છે એ બાબતમાં પ્રગતિમાન રાજદ્વારી પક્ષો વચ્ચે મતભેદ હશે; પરંતુ એમાં પ્રજાનું ભૂરું કરવાની શક્તિ ભારોભાર છે, અને જ્યારે એ પ્રત્યાઘાતી પક્ષોના હાથમાં જઈ પડે ત્યારે એની એ શક્તિ ક્યાંયે વધી જવાની છે એ બાબતમાં કંઈ મતભેદ નથી. હોદ્દાસ્વીકારવાદી મહાસભાવાદીઓનું એ વલણ જણાય છે કે નવા તંત્રના યંત્રને અનિષ્ટ કરતું અટકાવવાની પણ આજે ભારે જરૂર છે; (ચૂંટણી દરમ્યાન સરદાર વલ્લભભાઈનાં મહત્ત્વનાં ભાષણોમાં આ જ ધ્વનિ પ્રગટ થતો જણાયો હતો.) અને એ ક્રિયામાં આપણે નવા હલ્લાના વ્યૂહની સાધના કરી લઈએ એમ એમનું કહેવું છે.

---o---

## રાષ્ટ્ર-ધ્વજ

ઉમેશ કવિ

૧

જન્મસિદ્ધ હક્કોની ઝાંખી,
શાષ્ટ્રમાનનો પૂરણ પ્રેમ;
સ્નેહ-ઐક્યની અંકિત સાંકળ,
નિજ-રક્ષણનો અચૂક નેમ:

શોષક અપસ્વાર્થી શાસકને
પ્રેચ્છાસૂચક નમ્ર પ્રતીક,
જાગ્રત સતત સદાનું શીળું
સ્વાધિકારનું સ્મૃતિ-સ્વસ્તિક;

અનામ સત્તાને હેતો, ફરફરતો જે પડકાર
કરતો નિજગૃહબંદીનો જે સાત્ત્વિક અડગ હુંકાર.

૨

સ્વાધીનતાનો સિદ્ધ ધ્યેય-પથ,
કર્તવ્યોનું સંગમ-સ્થાન;
સંસ્કૃતિનો ગરવો ગુંજન-રવ,
માનવતાનું મૂંગું ગાન:

ભાન ભૂલાયેલાંનું ભાવી,
સ્વતંત્રતાર્થે અખંડ હોમ;
મૃત્યુનું મંગળ આમંત્રણ
જીવિતતાનું માનદ-જોમ

અજ્ઞાને દારિદ્યે આકુળ, ભારત'પત'ને પ્રચૂર પ્રપાત
પ્રગતિ પ્રાંગણને પ્રેરે એ પુનિત રાષ્ટ્ર-પતાક.

૩

વિશ્વાસે વીંધાયેલાંનું
સહ્ય ક્ષમાન્વિત કે'ણ,
ચોતાધર પૂરાયેલાંનું
અકથ્ય શાશ્વત વે'ણ;

આમંત્રણ સહભાવભર્યું
સમ માનવતાની યાદ,
સંસ્કૃત ભારતવર્ષીય ઉજ્જવળ
સ્નેહધર્મનો સાદઃ

ધર્મ્ય કામ્ય મંત્રો ધારક, પ્રેરક પ્રાણદ પ્રસ્થાન;
ઉન્નત અવલંબન આરાધક, નેજો નેક નિશાન.

૪

પ્રાયશ્ચિત્ત ગત પાપોનું,
સાંપ્રતનું નવસંચિત;
ભાવિની દ્રુત વિધાનદ્યોતક-
પ્રગતિનું નવનીતઃ

નિશ્ચલ સાત્વિક નિર્ણયનું
ભારતનું ગરવું વૃત્ત,
સ્વાધિકાર પ્રાપ્તિનું પ્રાણદ
પુરશ્ચરણ ઉદ્યુક્ત;

પરાધીનોના પ્રણવમંત્ર શો પવિત્રવર ઉચ્ચાર;
સત્ય, અહિંસા અને સ્નેહનો અમર્ત્ય સાક્ષાત્કાર.

# માબાપો પ્રત્યે

[ બાળકોની કુટેવો વિષે ]

નરહરિ દ્વા. પરીખ

પોતાનાં બાળકો પ્રત્યે માબાપની ફરજ તેમનું પાલન પોષણ કરી, તેમને ઉછેરીને મોટાં કરવાથી પૂરી થતી નથી. તેમનાંમાં સારા સંસ્કારો પાડવા, તેમને સારી કેળવણી આપવી, તેઓ નીતિમાન અને બુદ્ધિમાન થાય તે માટે પોતાનાથી બને તેટલું બધું કરવું, એ પણ માબાપની ફરજ છે, એ કાંઈ નવો કહેવા જેવી વાત નથી. સત્ય અને પ્રામાણિકતાના, સેવા અને ઉદારતાના, પ્રેમ અને નિષ્ઠાના, તથા બીજા એવા સારા ગુણોના સંસ્કારો પાડવાની બાબતમાં કોઈ પણ માબાપ બેદરકાર રહી શકે નહિ પોતાનાં બાળકો કુસંગમાં ન પડી જાય, કુછંદે ન ચઢી જાય દુર્વ્યસની ન બની જાય એની ચિંતા બધાં જ માબાપે રાખવી જોઈએ. પરંતુ આ બાબતોમાં માબાપની ખાસ કાળજી વિના પણ, જૂઠું ન બોલતાં હોય, ચોરી ન કરતા હોય, કોઈ ને ન છેતરતા હોય, તથા એવા કોઈ દુર્ગુણમાં ન પડયાં હોય એવાં હજારો બાળકો જોવામાં આવે છે; જ્યારે એક એવી કુટેવ દુનિયાના સૌ સમાજોમાં લગભગ સાર્વત્રિક અને લગભગ અનિવાર્ય થઈ પડેલી જોવામાં આવે છે, જેનો ભોગ, કોઈ ને કોઈ કાળે, નાનપણમાં અથવા તો ફૂટતી જુવાનીમાં છોકરાઓ અને છોકરીઓ ન થઈ પડતાં હોય. એ કુટેવમાંથી બચવા પામ્યા હોય એવા સદ્ભાગી બાળકો બહુ થોડા હોય છે. કોઈ જાતની નૈતિક વિકૃતિને લીધે તેઓ આ જાતની કુટેવનું સેવન કરતાં થાય છે, એમ પણ નથી. ઘણું ખરું તો અજ્ઞાન અને નાદાનીને લીધે જ બાળકોમાં આ દોષ ઘૂસી જાય છે. આ દોષનો ભોગ થઈ પડેલા બાળકોને, પોતે કાંઈ કુકૃત્ય કરે છે, અને પોતાની જાતને પોતે બહુ ભારે નુકસાન પહોંચાડે છે, એવો કશો ખ્યાલ પણ હોતો નથી. છતાં એમાં કાંઈક તો ખોટું છે જ, બીજાઓથી એ છુપાવવા જેવું છે, એવું તેમને અંદરથી જ લાગે છે. અને તેથી આ કુટેવનું સેવન તેઓ એકાન્તમાં, છાનુંમાનું કરે છે આ કુટેવને ચાળે ચઢેલાં બાળકોમાંથી જેઓ તંદુરસ્ત મનોવૃત્તિવાળા અને બીજી રીતે સારા સંસ્કારોવાળાં હોય છે, તેઓ તેમાં ઝાઝો વખત રમ લઈ શકતા નથી, અને પોતાના શરીરને ખાસ નુકસાન પહોંચાડે તે પહેલાં જ તેઓ પોતાની કુટેવ છોડી દે છે. પરંતુ ઘણા બાળકો તો આ કુટેવમાં એવાં ફસાઈ જાય છે કે તેમાં ને તેમાં તેઓ પોતાના શરીરને છેક જ બરબાદ કરી નાખે છે; અથવા તો ઝટ ન સુધરી શકે એવું ભારે નુકસાન પહોંચાડે છે.

છોકરાને જુવાની ફૂટતી હોય ત્યારે તેના ખભા પહોળા હોય, છાતી વિશાળ અને ઉપસેલી હોય, ગાલ ભરેલા હોય, આંખો ચળકાટ મારતી હોય, કપાળ બુદ્ધિમત્તાનું સૂચક હોય, ચહેરો તેજસ્વી હોય, મેરુદંડ સીધો હોય, હાથ અને પગના સ્નાયુઓ વિકસિત, દૃઢ અને સુઘટિત હોય, આખું શરીર પાણીવું હોય, ઉત્સાહ, સ્ફૂર્તિ અને ચેતન અંગેઅંગમાં ભરેલાં હોય, શરીરમાં તન-મનાટ માતો ન હોય, કોઈ પણ કામ કરવામાં આળસ તો હોય જ નહિ, અને ગમે તેવું સાહસ

ખેડવાની સદા તત્પરતા હોય. પણ આવા આંખને ઠારે એવા કેટલા તરુણો આપણી નજરે પડે છે? નિસ્તેજ આંખો, ફિક્કો ચહેરો, બેસી ગયેલા ગાલ, સાંકડા અને ગોળ ખભા, દબાઈ ગયેલી છાતી, વળવા માંડેલી કમર અને નિરુત્સાહ તથા કામ કરવામાં મંદતા— આવા છોકરાઓ સમાજમાં જ્યાં જુઓ ત્યાં મોટે ભાગે જોવામાં આવે છે. આનાં કારણો તપાસીએ તો, બાળકોની જે કુટેવો વિષે માબાપોએ ચેતતા રહેવું જોઈએ, તેનો ફાળો તેમાં ઘણો મોટો માલૂમ પડશે.

આ કુટેવ, તે છેક નાના છોકરાઓથી માંડીને જુવાનીમાં પ્રવેશ કરતા અને પ્રવેશ કરી ચૂકેલા છોકરાઓમાં પોતાની જનનેન્દ્રિય સાથે રમત કરવાની, પોતાના જ હાથ વડે અથવા બાહ્ય સાધનોથી અથવા તો વિચારો દ્વારા તેને ઉત્તેજિત કરવાની, તથા પોતાને જ હાથે કે બીજા છોકરાઓની સાથે તેનો અકુદરતી રીતે દુરુપયોગ કરવાની છે.

અને આવી કુટેવ છોકરાઓમાં જ હોય છે એમ નથી; છોકરીઓમાં પણ હોય છે એમ સાંભળ્યું છે. એવો સંભવ છે કે છોકરાઓ કરતાં છોકરીઓમાં તે ઓછા પ્રમાણમાં હોય. ઉપર આપણા છોકરાઓના બાંધામાં જોવામાં આવતી દરિદ્રતા વિષે કહ્યું છે તે આપણી છોકરીઓનાં શરીરને વિષે પણ છે જ. છોકરીમાં જે ઉંમરે ખીલીને સુંદર ફૂલ થાય એવી કળીની શોભા જોવાની તમે અપેક્ષા રાખો તે ઉંમરે તો તે નિસ્તેજ, ફિક્કી, ઉત્સાહ અને સ્ફૂર્તિ વિનાની, ડોસી જેવી થઈ ગયેલી જોવામાં આવે છે. એનું કારણ કેટલેક અંશે છોકરાઓના જેવી કુટેવો હોય છે. વળી નાનપણમાં અથવા તારુણ્યમાં પ્રવેશતી હોય ત્યારે માબાપોની બિનકાળજીને લીધે, જનનેન્દ્રિયની રચના તથા વ્યાપાર વિષેના અજ્ઞાનને લીધે, તેમજ આરોગ્યના સામાન્ય નિયમો વિષેની બેદરકારીને લીધે તથા બીજા અનેક જાતના અવિચારીપણાને લીધે, પોતાના શરીરના આ નાજુક અવયવોને નાનપણથી જ તેઓ ઘણું નુકસાન પહોંચાડી બેસે છે. જો કે એક દૃષ્ટિએ છોકરા કરતાં છોકરીઓની બાબતમાં કાંઈક વધારે કાળજી માબાપો—ખાસ કરીને માઓ—રાખે છે ખરી. છોકરીની માટી અથવા કાયા, એટલે એને તો સાચવવી જ જોઈએ, કાંઈક થઈ જાય તો કુળને કલંક ચોંટી જાય; પણ છોકરો ગમે ત્યાં રખડે કે આથડે તો તેમાં કશી ચિંતા નહિ, આવી માન્યતા આપણા પ્રાકૃત સમાજમાં પ્રવર્તતી જોવામાં આવે છે. તેને લઈને છોકરી વિષે મા કાંઈક વિશેષ કાળજી રાખે છે ખરી. વળી છોકરી રજસ્વલા થાય ત્યારે તે બાબત રૂઢિથી ચાલતી આવેલી રીતે કાંઈક સૂચનાઓ પણ મા આપે છે. તો પણ એકંદરે જોઈએ તો આ વિષય પરત્વે આપણા સમાજમાં માબાપોની બેદરકારી અને અજ્ઞાન અક્ષમ્ય છે એમ કહ્યા વિના ચાલતું નથી.

પણ આ વિષય ઉપર બોલવામાં તો શરમ મનાય છે. આ વિષયને ગુહ્ય અને ગંદો માની કોઈ તેની વાત કરતું નથી. ભલે આ વિષય સૌના અનુભવનો હોય, છતાં તે એટલે ગુહ્ય ગણાય છે અને તે વિષે એવું મૌન સેવવામાં આવે છે કે આ વિષે કાંઈ જિજ્ઞાસા થાય તો પણ માબાપોને કે મોટેરાંઓને પૂછવાની બાળકોની હિંમત ચાલતી નથી એટલું જ નહિ પણ પોતાની ગુહ્ય ગણાતી ઇન્દ્રિયને લગતું કાંઈ દરદ થયું હોય તોપણ કેટલાંક બાળકો તે વિષે માબાપને કહેવાને બદલે ચૂપચાપ સહન કરી લેવાનું પસંદ કરે છે. મારા એક મિત્ર દસ વરસની ઉંમરના હતા ત્યારે ઇન્દ્રિયના આગળના [illegible]—[illegible] ઉપરની ચામડી કાંઈક સૂઝી ગઈ અને તેથી તેનું મોં એવી રીતે [illegible] કે પેશાબ

બહુ જ મુશ્કેલી પડે. ગાયને કે બકરીને દોહતી વખતે જેમ આંચળને દબાવીને દૂધ કાઢવામાં આવે છે તેમ તેમને આગળની ચામડી દબાવી દબાવીને જાણે નિચોવીને પેશાબ બહાર કાઢવો પડતો અને તેથી પેશાબ કરતાં તેમને અડધો કે પોણો કલાક લાગતો, અને તે વખતની પીડાનું તો પૂછવું જ શું? આમ કેટલાક મહિના સુધી તેમણે દુઃખ સહન કર્યા કર્યું, પણ આ વાત માતા કે પિતાને કહેવાની તેમની હિંમત ચાલી નહિ. એક વખત પેશાબ કરતાં બહુ વાર લાગી તે પિતાશ્રીના જોવામાં આવ્યું અને તેમણે પૂછ્યું ત્યારે ગભરાતે ગભરાતે પોતાના આ દરદની તેમણે વાત કરી અને ત્યારે તેનો ઉપચાર થયો. આમ પોતાના દરદો છૂપાવીને કેટલાય બાળકો કષ્ટ ભોગવતા હશે!

અને બાળકને આવી બીક કેમ ન લાગે? આ બાબતમાં માબાપોએ બાળકોનો વિશ્વાસ જ ક્યાં સંપાદન કરેલો હોય છે? કુટુંબમાં નવીન બાળકનો જન્મ થાય ત્યારે નાનું છોકરું મને પૂછે છે કે મારો આ નાનો ભાઈ કે નાની બહેન ક્યાંથી આવી? દરેક બાળકને આ જિજ્ઞાસા કુદરતી રીતે જ થાય. પણ ભાઈ કે બહેન તો આકાશમાંથી આવીને પડી, એ ઉકરડે પડી હતી ત્યાંથી સુયાણી તેને લઈ આવી, અથવા મા બહુ આસ્તિક હોય તો કહે કે ભગવાન રાતે મારી પથારીમાં એને મૂકી ગયા. આજ આવું પેલા બાળકને મા સમજાવે છે. ચાર કે પાંચ વરસનું બાળક પણ અંતઃપ્રેરણાથી જ સમજી જાય છે કે માનો આ ઉત્તર સાચો નથી. તે કાંઈ બોલતું નથી, પણ ત્યારથી જ આ બાબતમાં મા ઉપરનો તેનો વિશ્વાસ ઓછો થઈ જાય છે. વળી પોતાની જનનેન્દ્રિય વિષે અથવા તેના કોઈ વ્યાપાર વિષે બાળક કશું બોલવા જાય કે પૂછવા જાય, તો આવી ગંદી વાત ન કરાય, આવું ન પૂછાય, આવું ન બોલાય એમ કહી તેને એવી રીતે ચૂપ કરી દેવામાં આવે છે કે બાળક મનમાં ગાંઠ વાળી દે છે કે માબાપ અથવા મોટેરાં આગળ આ બાબત કશું બોલવું જ નહિ. પણ બાળક પોતાની જિજ્ઞાસાને રોકી શકતું તો નથી જ. એટલે પોતાની જ ઉંમરના અથવા સહેજ મોટી ઉંમરના બાળકો પાસેથી આ બાબતો વિષે અધકચરું અથવા ખોટું જ્ઞાન તે મેળવી લે છે. કેટલીક વખત ઘરના નોકરો પાસેથી બહુ ગંદા રૂપમાં આ જ્ઞાન તેઓ મેળવે છે, અને આ વિષય ઉપર બહુ કલુષિત કલ્પનાઓ પોતાના મગજમાં ભરે છે. કેટલીક વાર મોટી ઉંમરના ખરાબ છોકરાઓ આ બધું સમજાવવાનો ડોળ કરી નાના છોકરાઓને તથા ઊગતા તરુણોને ખરાબ માર્ગે ચઢાવી દે છે અને તેમનું જીવન બરબાદ કરે છે.

સમાજમાં પ્રવર્તતા આવા ખોટા ખ્યાલોને લીધે આ બહુ મહત્ત્વના અને આવશ્યક વિષયની ચર્ચા ટાળી દેવાના પરિણામો વિપરીત જ આવે છે. પણ જો બાળકને સમજાય તેટલું પણ સાચેસાચું જ્ઞાન યોગ્ય સમયે આપવામાં આવે તો તેનું જીવન સુખી થાય. બાળક જ્યારે સ્વાભાવિક જિજ્ઞાસાથી આ વિષયને લગતો કોઈ પણ પ્રશ્ન પૂછે ત્યારે જો માબાપ તેનો સાચો જ ઉત્તર આપે તો તે પોતાના બાળકોનો વિશ્વાસ સંપાદન કરે છે અને તેમના સદાના મિત્ર બની જાય છે. કુદરતે જ એવું નિર્માણ કર્યું છે કે તમામ સજીવ પદાર્થ કે પ્રાણીના વંશની વૃદ્ધિ નર અને માદાના સંયોગથી થાય છે. તો પછી હું ક્યાંથી આવ્યો કે મારો ભાઈ કે બહેન ક્યાંથી આવ્યાં એવા બાળકના નિર્વ્યાજ પ્રશ્નનો સાચો ઉત્તર આપવામાં શા માટે શરમ હોવી જોઈએ? બાળકને કુદરતી રીતે આવી જિજ્ઞાસા થાય ત્યારે તેને આ વિષયનું આવશ્યક જ્ઞાન આપી દેવાની માબાપને ઉત્તમમાં ઉત્તમ તક મળે

છે. આ તકનો લાભ લઈ સજીવ અને નિર્જીવનો ભેદ આપણે બાળકને સમજાવી શકીએ અને બાળકની યોગ્ય વયે એટલે કે અગિયાર બાર વરસની ઉંમરે જો વનસ્પતિમાં તથા પશુપંખીમાં ચાલતો જનનવ્યાપાર સમજાવીએ તો તેમનામાં કશાયે મલિન વિચારો દાખલ થવાનો સંભવ નથી. ઊલટું, તેઓ કુદરતનાં પ્રેમી બનશે, તેનો અભ્યાસ કરવાનો શોખ તેમનામાં પેદા થશે અને ઇશ્વરના મહિમાનું તેમનામાં ભાન જાગશે. ફૂલો તોડીને ગમે તેમ વેરવાને બદલે એક જાતના કોમળ ભાવથી તેઓ ફૂલોને નિહાળતાં થશે, નાનાં જંતુઓને રંજાડવાને બદલે તેમના જીવનનું અને તેમની ટેવોનું તેઓ નિરીક્ષણ કરતાં શીખશે, અને તમામ પ્રાણીઓ પ્રત્યે સમભાવની વૃત્તિ તેમનામાં કેળવાશે. આપણે માની લીધેલી એક ખોટી શરમને લીધે તેમની સાથે છળ કરીને બાળકો આગળ આખી નવી જ સૃષ્ટિ ખુલ્લી કરવાની અને તેમને નવી જ દૃષ્ટિ આપવાની ઉત્તમ તક આપણે ગુમાવીએ છીએ એટલું જ નહિ પણ તેમનો વિશ્વાસ પણ ગુમાવી બેસીએ છીએ. બાળકો આપણી સાથે હમેશાં સચ્ચાઈથી વર્તે અને કોઈ પણ જાતની છેતરપિંડી ન કરે એવું જો આપણે ઇચ્છતાં હોઈએ તો બાળકો સાથે સાચાં થઈએ, તેમની સાથે કશી છેતરપિંડી ન કરીએ.

અને બાળકોને પોતાની જનનેન્દ્રિય વિષે કેટલીક જરૂરી માહિતી આપી દેવા માટે પણ આ જ તક ઉત્તમ છે. આ ઇન્દ્રિય દ્વારા જન્મ થતો હોવાથી એ જનનેન્દ્રિય કહેવાય છે એ પણ બાળક જેટલું સમજી શકે તેટલું ઝાંખું ઝાંખુ તેને સમજાવી શકાય અને તે બરાબર સાફ રાખવાની તથા સાચવવાની બહુ જરૂર છે તે તેમના મન ઉપર ઠસાવી શકાય. દાતણ કેમ કરવું, નાકકાન કેમ સાફ રાખવા, ચાવીને કેમ ખાવું, બરાબર કેમ નાહવું એ બાળકોને શીખવવાની જેમ માબાપની ફરજ છે, તેમ જ આ ઇન્દ્રિયને સાફ કેમ રાખવી અને કેમ સંભાળવી તે શીખવવાની પણ ફરજ છે. આંખ જોવા માટે છે, કાન સાંભળવા માટે છે, નાક સૂંઘવા માટે છે, તેમ આ ઇન્દ્રિય નવી પેઢીને જન્મ આપવા માટે છે એ પણ સજીવ સૃષ્ટિનો જનનવ્યાપાર બાળકને સમજાવ્યા પછી કહી શકાય. જેમ આપણે આંખની સંભાળ લઈએ છીએ, નાક અને કાનની સંભાળ લઈએ છીએ, કાનમાં કે નાકમાં કાંઈ લાકડું કે પથરો ઘાલી દેતા નથી, તેમજ આપણી જનનેન્દ્રિયની સભાળ આપણે રાખવી જોઈએ એ પણ બાળકને આ વખતે કહી શકાય.

આ જાતનું જ્ઞાન બાપ કરતાં પણ મા વધારે સારી રીતે આપી શકે છે. જો કે માં આ જ્ઞાન આપે કે બાપ આપે તેનો આધાર બાળકો કોની સાથે વધારે હળી ગયેલાં છે તેના ઉપર ઘણે દરજ્જે રહે છે. છતાં પોતાના બાળકનું હિત જેને હૈયે સદા વસેલું છે એવી માતા, બાળક કાંઈ પણ સવાલ પૂછે ત્યારે ગુસ્સો કરીને કે મને વખત નથી એમ કહીને તેને હાંકી તો ન જ કાઢે. પોતે જેના જવાબ આપી શકે એવા સવાલના જવાબ માટે સાચી માતા પોતાનાં બાળકોને બીજાની પાસે ન મોકલે. બાળકની જિજ્ઞાસા મા તૃપ્ત કરે કે બાપ તૃપ્ત કરે, એક વસ્તુ નક્કી છે કે બાળકને કોઈ પણ સવાલ હોય તેનો જવાબ આપવામાં માબાપે હંમેશાં સાચું જ બોલવું જોઈએ. બધા જ સવાલના સંપૂર્ણ જવાબ આપવા જોઈએ એ કાંઈ આવશ્યક નથી. બાળક સમજી શકે તેટલું કહેવું અને તેને સમજાવવું કે 'હમણાં તું આટલું સમજી શકે એમ છે, પણ તું મોટો કે મોટી થઈશ ત્યારે હું તને આ સંબંધી વધારે કહીશ.' પરંતુ આની સાથે માબાપે બાળકને કહી રાખવું જોઈએ કે 'આ બાબત તારે કાંઈ પણ પૂછવું હોય, તારા દિલમાં કાંઈ પણ શંકા ઊઠે, તને કાંઈ પણ

જિજ્ઞાસા થાય ત્યારે મારી પાસે જ આવવું અને હું તો બધું સમજાવીશ ' આની સાથે એ ચેતવણી પણ બાળકોને આપી રાખવી જોઈએ કે જે માણસના નિખાલસપણા વિષે કે સદ્ભાવ વિષે આપણને શંકા હોય તેવા માણસને આ બાબત કદી પૂછવા જવું નહિ તેમને બરાબર સમજાવવું જોઈએ કે આ વસ્તુનું જ્ઞાન માબાપ પાસેથી જ અથવા તો તેમના જેટલા જ પીઢ, પૂજ્ય અને શ્રદ્ધેય મુરબ્બીઓ પાસેથી મેળવવું જોઈએ નિસંકોચ તેમની પાસે જવું, શંકા કે ગેરસમજ કદી ઢાંકી રાખવી નહિ

પણ કેટલાક માબાપ શંકા ઉઠાવે છે, "છોકરા જે જે પૂછે તેના જવાબ આપવા એ બિનસલામત નથી? તમે તેમને બધું કહેશો તો જ્યાં ન બોલવા જેવું હોય ત્યાં પણ તેઓ બોલી બેસશે નહિ?" અલબત્ત આપણે જ્યારે બાળકને આ વાત સમજાવીએ ત્યારે સાથે સાથે સૂચના પણ આપી જ દઈએ કે ઘર બહારના કે અજાણ્યા માણસો આગળ આવી વાતો ન કઢાય, માબાપો કે મુરબ્બીઓ સાથે આવી વાતો એકાન્તમાં જ કરી લેવાય અને આપણે જો એમને બરાબર શીખવ્યું હશે તો આ વાત તેઓ બરાબર સમજી જશે અને આ વિષે કોઈની સાથે નકામી વાતો નહિ કરે બાળક ક્યાંથી આવે છે? મા એટલે શું? બાપ એટલે શું? એ બધા વિષે આપણે જો નિખાલસપણે અને સચ્ચાઈથી બધું સમજાવ્યું હશે તો એ જ્ઞાનને તેઓ પોતાના પવિત્રમાં પવિત્ર જ્ઞાન તરીકે સઘરી રાખશે આપણે આપણા બાળકોનો અનન્ય વિશ્વાસ અનુભવીશું અને તેમની દોસ્તીનો અનેરો આનંદ ભોગવી શકીશું પણ જો આપણે તેમના સવાલોને ઉડાવીશું, તેમને ગમે તેવા ખોટા જવાબો આપીશું તો આ આખી બાબતની સાથે ગંદવાડ, ગુપ્તતા અને અપવિત્રતાના ખ્યાલો પોતાના દિલમાં તેઓ ભરી દે એવો સંભવ છે પોતાની ઉમરના ભાઈબંધો કે બહેનપણીઓ સાથે પોતાને ગમે તેવી રીતે મળેલા અધકચરા જ્ઞાનની આપ-લે કરવામાં તથા એકબીજાની ગંદી મશ્કરીઓ કરવામાં તેઓ રસ લેતા થશે

પણ કેટલાક માબાપો એવી શંકા ઉઠાવે છે કે જે બાળક આ વિષયથી તદ્દન અજ્ઞાન અને નિર્દોષ હોય તેને આવી બધી વાતો કરવાથી તો તેની નિર્મળ વૃત્તિઓમાં એક જાતનો વિકાર દાખલ કરવા જેવું થાય છે આવું માનનારા માબાપો ઘણા હોય છે. પણ અહીં કહેવું જોઈએ કે પોતાના બાળક શું જાણે છે અને શું નથી જાણતા તેનું તેમને કશું ભાન જ નથી હોતું તમે કશી વાત ન કરો તો પણ દસ કે બાર વરસની ઉમરનું બાળક આવી બાબતોથી તદ્દન જ અજાણ્યું અને નિર્દોષ રહી શક્યું હોય, એવું સેંકડે એક ટકો પણ ભાગ્યે નીકળશે કેટલાક બાળકોને તો આપણી કલ્પનામાં પણ ન આવે એટલી નાની ઉમરે આ વિષયનું અધકચરું અને તેથી જ ગંદું અને જોખમકારક જ્ઞાન થઈ ગયેલું હોય છે, અને તેઓ કુટેવોના ભોગ પણ થઈ પડેલા હોય છે, મોટી ઉમરના છોકરાઓ નાના બાળકોને આ કુટેવોમાં સહેલાઈથી ફસાવી શકે છે તેનું કારણ પણ તેમનું આવું અધૂરું જ્ઞાન અને નાદાની, એ જ હોય છે આ વિષયથી બાળકને આપણે અજ્ઞાન રાખવા ઇચ્છીએ તો પણ તેમ કરવું લગભગ અશક્ય છે અને ઈષ્ટ પણ નથી જ અજ્ઞાન હમેશાં જોખમકારક છે માણસને અજ્ઞાન કદી બચાવી શકતું નથી તેથી ઊલટું, શુદ્ધ અને પવિત્ર ભાવથી અને યોગ્ય ઢબે અપાયેલું જ્ઞાન કદી નુકસાનકર્તા કે જોખમકારક નીવડેલું જણાયું નથી તમે બાળકને વખતસર યોગ્ય જ્ઞાન આપીને સુરક્ષિત નહિ બનાવી દો તો શેરીમાંથી કે શાળામાંથી કે છાત્રાલયમાંથી, પોતાની સરખી ઉમરના બાળકો સાથેની વાતચીતમાંથી અને ગંદી

ચેષ્ટાઓમાંથી, મોટી ઉંમરના બગડેલા છોકરાઓની શીખવણી અને ફસામણીમાંથી, પોતાની આસપાસ બનતી રોજની ઘટનાઓના પોતે કરેલા નિરીક્ષણને પરિણામે પોતાના મગજમાં ઉદ્‌ભવતી ખરીખોટી કલ્પનાઓમાંથી, અને કેટલીક વાર તો તમારા પોતાના જ ગાફેલ વ્યવહારમાંથી બાળક આ વસ્તુ જાણી લેવાનું છે. આવા પોતાની મેળે મેળવી લીધેલા ઉટપટાંગ જ્ઞાનમાંથી તેનું મન દુષિત અને વિકારી થવાનો સંભવ વધારે છે. પણ તમે જો બાળકને આ વિષે વેળાસર માહિતી આપી દીધી હશે તો અનેક પ્રકારનાં દુષણો અને કુટેવોના હુમલા સામે તમે તમારાં બાળકોને જ્ઞાન રૂપી ઢાલથી સજ્જ કરી દેશો, અને આ વિષયને, તેમાં પેસી ગયેલા દોષ અને ગંદવાડમાંથી મુક્ત રાખી તેના શુદ્ધ સ્વરૂપમાં ઓળખતાં તેમને કરી શકશો.

કેટલાંક માબાપો પોતાનાં બાળકો પ્રત્યેના મોહને લીધે એવું માની લે છે કે અમારાં બાળકો તો તદ્દન નિર્દોષ જ છે; બીજાનાં બાળકો બગડેલાં અથવા ખરાબ ટેવોવાળાં હશે, પણ અમારાં બાળકો તો હજી આવી કશી વાતમાં સમજતા જ નથી! આવાં માબાપોને તેમનાં બાળકોની આવી કોઈ કુટેવ વિષે કોઈવાર શિક્ષક કે દાકતર ચેતવણી આપે છે, ત્યારે તેઓ તેમનું કહેવું નથી માનતાં, એટલું જ નહિ. પણ કેટલીક વાર ખોટું પણ લગાડે છે. પછી બાળકનું શરીર તદ્દન બગડી જાય અથવા બાળક હાથથી જાય ત્યારે તેઓ વિમાસણમાં પડે છે અને હાથ ઘસે છે. હકીકત એ છે કે જેવાં બીજાનાં બાળક તેવાં જ આપણાં બાળક. માટે માબાપે પોતાનાં બાળક પ્રત્યે મોહ રાખી ગાફેલ રહેવું યોગ્ય નથી. વળી સભ્યતાના ખ્યાલથી અથવા તો શરમની ચાંપલાશથી પ્રેરાઈને પણ બાળકને આવી બાબતથી અજ્ઞાન રાખવું યોગ્ય નથી.

પણ આ બાબત બાળક કાંઈ પ્રશ્ન જ ન પૂછે તો પણ આ બધું માબાપે તેને કહેવું ખરું? અને કહેવું તો ક્યારે કહેવું? મને તો લાગે છે કે બાળક ન પૂછે તો પણ આ વિષે તેને કહી રાખવાની માબાપની ફરજ છે. જો કે બાળક પૂછે નહિ એવું બને છે જ ભાગ્યે. કુટુંબમાં બાળકનો જન્મ થાય અથવા તો પાળેલી કે શેરીમાંની કૂતરી કે બિલાડીને બચ્ચાં અવતરે તે જોઈ જે બાળકો છેક જ મંદબુદ્ધિનાં ન હોય તેમને એ વિષે કુતૂહલ થવાનું જ. અને આ વિષયનું યોગ્ય અને જરૂરી જ્ઞાન આપી દેવાની તથા તે બાબતમાં ઘટતી સૂચનાઓ અને ચેતવણી પણ આપી દેવાની આ ઉત્તમ તક ગણાય. પણ ધારો કે કોઈ બાળક આવો પ્રશ્ન ન જ પૂછે તો પણ તે આઠ કે નવ વરસનું થાય તે વખતે કોઈનો વિક્ષેપ ન થાય એવી જગ્યાએ બાળકને આપણી પાસે બોલાવીને તદ્દન સહજભાવે આ વિષય, તેની ઉંમરે જેટલો જરૂરનો જણાય તેટલો સમજાવીને તેને કેટલીક સૂચનાઓ આપી દેવી એ આવશ્યક છે. બાળકો તદ્દન નાનાં હોય ત્યારથી જ તેમને શીખવી શકાય કે આ ઇન્દ્રિયો શરીરમાંનું બગડેલું પાણી પેશાબના રૂપમાં બહાર કાઢી નાખવા માટે છે. પરંતુ આખા શરીરના બીજા અવયવો સાથે તેમનો સંબંધ એટલો બધો છે કે જો ત્યાં વારંવાર હાથ લગાડવામાં આવે, તે ચૂંથવામાં આવે અથવા બીજા છોકરાંનાં શરીરને કે બીજા કોઈ પદાર્થને અડકાડવામાં આવે તો તેથી શરીરને નુકસાન થાય છે અને માંદા પડાય છે. આ વસ્તુ તેમને બરાબર સમજાવી હોય તો તેની બાળકો ઉપર સારી જ અસર થાય છે.

બાકી ]

———o———

# बे दृष्टिओ

કિશોરલાલ ઘ. મશરૂવાળા

**ત્રીજા** વર્ગના એક લાંબા ડબ્બામાં બેઠો હતો. નીચે પ્રમાણે ડબ્બો અને તેમાં માણસો બેઠેલા હતા.

| | |
|---|---|
| ૧ ૨ | ૧-૨ મુસલમાન મા-દીકરો |
| ૩ | ૩ એક પંડિત |
| ૪ | ૪ હું |
| ૫ | ૫ એક વૃદ્ધ મુસલમાન |

આ ઉપરાંત બીજા ઘણા મુસાફરો હતા, પણ તેમને આ વાતમાં સ્થાન નથી.

મા-દીકરા વચ્ચે કંઈ રકઝક ચાલતી હશે એમ લાગે છે. મારું જ્યારે તેમના પ્રત્યે ધ્યાન ખેંચાયું ત્યારે પંડિત દીકરાને ઉદ્દેશીને કહેતો હતો :

‘જો ને ભાઈ! ખુદા-ખુદા તો બધા કરે છે. પણ ખુદાને કોઈ જોઈ થોડા જ શકે છે? એ તો અગોચર છે. તેથી, જોઈ શકાય, પૂજી શકાય એવા ખુદાનો વિચાર કરવો જોઈએ. પુત્રને માટે એવો ખુદા મા છે અને સ્ત્રીને માટે એનો પતિ છે. માટે માની તરફ તારે ખુદાની દૃષ્ટિ રાખવી જોઈએ.’

આ તો હું ટુંકાણમાં લખું છું. એણે તો ઠીક વિસ્તારથી ઉપદેશ કર્યો હતો, અને એ માદીકરાને એ વાતો સારી લાગતી પણ જણાતી હતી. એમને એમાં કાંઈ આઘાત લાગ્યો હોય એમ જણાયું નહિ.

પણ એની પાછળ બેઠેલા વૃદ્ધ મુસલમાનને આ નિરૂપણ બહુ વિચિત્ર લાગ્યું. થોડીવાર તો એ સાંભળી રહ્યો પણ પછી એનાથી રહેવાયું નહિ, અને કાંઈક રોષપૂર્વક એણે પંડિતનો ઉધડો લેવા માંડ્યો :

“કંઈ ખુદાઈ કિતાબ વાંચી પણ છે કે માત્ર બોલબોલ કરતા જ આવડ્યું છે? ખુદા તે કંઈ શાકબજારનો ભાજીમૂળો છે કે એને વિષે જેના મનમાં જેમ આવે તેમ બોલી શકે? ખુદા એટલે કોણ? જે આખી આલમને બનાવી શકે છે અને તોડી શકે છે, જેનામાં જાન પેદા કરવાની તેમજ મારવાની શક્તિ છે તે ખુદા. જેનામાં ઉપજાવવાની અને નાશ કરવાની શક્તિ નથી તેને ખુદા કેમ કહેવાય? બચ્ચાને માટે મા અને ઓરતને માટે એનો ખાવિંદ ખુદા છે—એ કેવી બેહૂદી, કેટલી નાદાનીની વાત કરો છો?”

આ ચર્ચા જરા તીખી થઈ જવાની ધાસ્તી હતી. પણ એક ટીખળી મુસાફરે સમય-સૂચકતા વાપરી મિયાંસાહેબને આડીઅવળી દલીલોમાં ભૂલવીને મૂંગા કરી દીધા અને એમનું

સ્ટેશન આવતાં સુધીમાં એમને રીઝવીને વિદાય કરી દીધા. આ રીતે એ ચર્ચા ત્યાં જ અટકી.

ચર્ચા તો બંધ થઈ. પણ એ નાનકડી વાત મને બહુ રહસ્યમય લાગી અને હું વિચારમાં પડી ગયો. હિંદુને ગુરુ, માતા, પિતા, પતિ વગેરેમાં ઈશ્વરબુદ્ધિ રાખવાનો વિચાર કાંઈ પણ દલીલ વિના સ્વીકારી લેવાય એટલો સીધો અને સરળ લાગે છે. પણ મુસલીમ-બુદ્ધિને એ નાસ્તિકતાના વેણુ જેવો આઘાત પહોંચાડનારો લાગે છે. મા, બાપ, ગુરુ, પતિ ઇત્યાદિ પ્રત્યે માણસને ગમે તેટલી ભક્તિ લાગતી હોય અને ફરજો અદા કરવાની હોય, છતાં એ ઈશ્વર છે કે ઈશ્વરનું પ્રત્યક્ષ સ્વરૂપ છે એમ કહેવું, એ સત્ય, સનાતન, સર્વકર્તા-હર્તા પરમેશ્વરની કેવી બદનક્ષી છે!

આ બે બુદ્ધિઓમાં ક્યાં ભૂલ થાય છે? અથવા, બન્ને સાચી છે તો એક ને બીજાનો વિચાર સાંભળી આઘાત કેમ પહોંચે છે?

હિંદુ વેદાંતી કદાચ કહી દેશે કે મુસલમાનને આઘાત પહોંચવાનું કારણ એની જડતા જ છે; બીજું કશું નહિ. એને પરમાત્માના સ્વરૂપનું સાચું જ્ઞાન નથી તેથી એ ગૂંચવણમાં પડે છે. હિંદુયે અજ્ઞાની હોય તો તેને યે આવી વાત સાંભળી આઘાત થતો જોવામાં આવે છે. તુકારામને જ્યાં સુધી ભક્તિમાર્ગમાં જ રસ લાગતો હતો, ત્યારે કોઈ વેદાંતીએ એને તત્ત્વમસિનો ઉપદેશ આપવા માંડ્યો, ત્યારે એને પણ પેલા વૃદ્ધ મુસલમાનના જેવો જ આઘાત પહોંચ્યો હતો અને રોષ આવ્યો હતો. પણ પાછલી ઉંમરે તેઓ પણ વેદાંત ઉચ્ચારવા અને સર્વત્ર પરમેશ્વરને જ જોવા લાગ્યા હતા. આથી હિંદુના વિચારમાં કાંઈ સુધારવા જેવું લાગતું નથી.

પણ, જરા વધારે ઊંડા ઊતરીએ. જ્યારે આપણે કહીએ છીએ કે ગુરુ, માતા-પિતા, પતિ વગેરે એમનાં શિષ્ય, બાળક કે પત્નીના પરમેશ્વર છે, ત્યારે આપણે એ સત્ય છે એમ અક્ષરશઃ કહેવા માગીએ છીએ કે લાક્ષણિક અર્થમાં અથવા આલંકારિક ભાષામાં જ? દેખીતું છે કે આપણે એને અક્ષરશઃ સત્ય તરીકે તો સમજાવવા નથી ઇચ્છતા: કારણ કે, મારા ગુરુ તે તમારે માટે પરમેશ્વર નથી; મારાં માતા-પિતા તમને પરમેશ્વર નથી; મારી મોટી બેનના પતિ નાની બેનને પરમેશ્વર નથી એટલું જ નહિ, પણ એને તો એ પર-પુરુષ એટલે ત્યાજ્ય પુરુષ છે. પરમેશ્વર-એટલે પ્રાણીમાત્ર માટે એક સર્વસામાન્ય ઈશ્વર—જેને કહી શકાય તે આ લોકો નથી એટલું તો નક્કી જ. તે છતાં જ્યારે એમને પરમેશ્વર કહેવામાં આવે ત્યારે, અર્થાત્, કેવળ લક્ષણાથી કે અલંકારથી જ છે એમ માનવું જોઈએ. લક્ષણાથી, એટલે એ અર્થમાં કે તેઓ દિવ્યાંશ છે માટે, અંશને પૂર્ણને નામે ઓળખાવીને; અલંકાર એટલે તેમની અને પરમેશ્વરની વચ્ચે રૂપક, ઉપમા, ઉત્પ્રેક્ષા વગેરે યોજીને. સાંભળનારના મનમાં ભ્રમ ઉત્પન્ન ન થાય એ રીતે બોલવું હોય તો આપણે વધારેમાં વધારે એટલું જ કહેવા માગીએ છીએ કે "પોતાના ગુરુ, માતાપિતા કે પતિનો સાચો ભક્ત પરમેશ્વર-ભક્ત જેટલો જ પવિત્ર છે," અથવા "તેમની ભક્તિદ્વારા પરમેશ્વરભક્તિનું સંપૂર્ણ ફળ મળી શકે છે," અથવા "ગુરુ વગેરેનો દ્રોહ કરનાર પરમેશ્વરભક્ત થઈ શકતો નથી," અથવા "તે પરમેશ્વરનો પણ દ્રોહ કરે છે."

આ રીતે જો કોઈ માતાપિતા વગેરેની ભક્તિનો મહિમા વર્ણવે તો તે સામે કોઈ મુસલમાનને વાંધો ઊઠવા સંભવ નથી.

## ૨

પણ કોઈ કહેશે કે—

> વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ શાખ દે કનક-કુંડળ વિષે ભેદ ન્હોયે,
> 'ઘાટ ઘડ્યા પછી નામ-રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે"

એટલે કે, જેમ કડુ એ સોનુ છે કુંડળ એ સોનુ છે—એ વાક્યો અક્ષરશઃ સત્ય છે, તેમ જ ગુરુ માતાપિતા આદિ પરમેશ્વર જ છે એમ કહેવુ એ અક્ષરશઃ સત્ય છે, એમા લક્ષણા કે અલંકાર છે જ નહિ

પણ આ વાત કે આ દૃષ્ટાંત સંપૂર્ણપણે બંધબેસતા કે બરાબર નથી કડુ કે કુંડળ એ સાપેક્ષ સોનુ નથી એટલે કે એકને માટે સોનુ ખરુ પણ બીજાને માટે નહિ એમ નથી, બધાયે લોકોને માટે એ સોનુ જ છે ઉપના મનુષ્યો માટે એમ કહેવાનો દાવો કરવામા આવતો નથી ઉપાસનાના વહેવારુ પ્રશ્ન માટે એમને સૌને માટે સરખા પૂજ્ય મનાવવાનો પ્રયત્ન નથી એમા કડા-કુંડળ જેવા રૂપભેદ ઉપરાંત બીજા સંબંધદર્શક ભેદોનો પણ ખ્યાલ રહેલો છે અને માટે તો કદાચ પહેરણ-ચોળીનુ દૃષ્ટાંત આપી શકાય પહેરણ પણ કપડુ છે, ચોળી પણ કપડુ છે પણ એક પુરુષને માટે છે, બીજુ સ્ત્રી માટે છે પુરુષને ચોળી નકામી છે, સ્ત્રીને પહેરણનો ઉપયોગ નથી તેમ અહીં એકેએક વ્યક્તિ તત્ત્વત પરમેશ્વર જ હોય છતા વિશેષ સંબંધોથી બતાવાયેલી વ્યક્તિ તે સંબંધથી બંધાયેલા લોકો માટે જ ઈષ્ટ કે પૂજનીય બને છે, સર્વે માટે નહિ

વળી, કડુ અને કુંડળ બન્ને સોનુ છે એમ આપણે કહીએ છીએ ખરા, પણ તેમાયે થોડુ અધ્યાહૃત રહે છે કડુ અને કુંડળ બન્ને સોનુ છે એમા આપણે સોના વિષેનો થોડો પક્ષ જ રજૂ કરીએ છીએ, પૂરો નહિ જો એનો અર્થ કોઈ એમ કરે કે કડુ અને કુંડળ એટલુ જ સોનુ બીજુ કશુ સોનુ નહિ તો આપણે તુર્ત કહીશુ કે આપણો એમ કહેવાનો આશય છે જ નહિ સોનુ તો અતિ અધિક છે, કડુ-કુંડળ તો એની બે જ નાની શી આકૃતિઓ છે, એવી તો સોનાની અસંખ્ય આકૃતિઓ થાય અને છતા નામ ન પાડી શકાય એવી આકૃતિઓમા રહેલુ અપાર સોનુ હોય એટલે કે કડુ અને કુંડળ સંપૂર્ણપણે સોનુ હોવા છતા, આપણે એવો ખ્યાલ થવા દેવા ઇચ્છતા નથી કે એ બેમા જ સોનાની અથેતિ કોઈ માની લે એ જ વાત વ્યક્તિઓને પરમેશ્વર કહેતી કે માનતી વખતે ખ્યાલમા રાખવાની છે ગુરુ મા, બાપ, પતિ વગેરે પરમેશ્વર છે કે સૂર્ય-ચંદ્ર વગેરે પરમેશ્વર છે એમ બોલીએ કે માનીએ ત્યારે એમ સમજવાનુ નથી કે એમા પરમેશ્વરના અથેતિ આવી જાય છે પરમેશ્વરના અપાર રૂપોમાથી આ થોડા કેટલાકને પ્રિય કે ઇષ્ટ લાગતા રૂપો છે એટલુ જ

સાકલ્ય કે સમગ્રતા અને તાત્ત્વિક પૂર્ણતા એ બે જુદી બાબતો છે પરમેશ્વર સમગ્ર પૂર્ણ તત્ત્વ છે, પણ એનુ કોઈ વિશિષ્ટ રૂપ ગણાવીએ તો તે તત્ત્વથી ભલે પૂર્ણપણે તે જ હોય સમગ્રતાની દૃષ્ટિએ તે એ વસ્તુ નથી નાનકડુ ટીપુ અને સમુદ્ર બન્ને તત્ત્વથી પૂર્ણપણે જળ છે પણ જળની સમગ્રતા ટીપામા નથી સમુદ્રમાયે નથી બીજી રીતે કહીએ તો ટીપુ જળ છે, સમુદ્ર જળ છે, પણ જળ કેવળ ટીપુ નથી, કેવળ સમુદ્ર નથી સોનુ, જળ વગેરે માટે આપણી પાસે એવા શબ્દો નથી કે જે બંનેની તાત્ત્વિકતા તેમ જ સમગ્રતા બંનેના

વાચક હોય. 'આજન્મ' જેવા શબ્દની જેમ 'આ' (=સમગ્ર) ઉપસર્ગ લગાડીને કહીએ તો એમ કહી શકાય કે ટીપું, સમુદ્ર ઇ૦ જળ છે, પણ આજળ નથી, કડું, કુંડળ ઇ૦ સુવર્ણ છે, પણ આસુવર્ણ નથી. ઈશ્વર વિષે આપણી પાસે ઈશ્વર–પરમેશ્વર, બ્રહ્મ–પરબ્રહ્મ, આત્મા–પરમાત્મા, પુરુષ–પુરુષોત્તમ. દેવ–મહાદેવ વગેરે શબ્દજોડીઓ છે. નાની વસ્તુને મોટું નામ અપાયું છે એમ જ્યારે જોવામાં આવ્યું, ત્યારે પર અને સૂક્ષ્મ વસ્તુ માટે પાછલા શબ્દો ઉત્પન્ન થયા હોય એમ જણાય છે. પહેલાં તો દેવ જ હતો. પણ જ્યારે કોઈ અલ્પ સત્ત્વ દેવના નામે ઓળખાવા લાગ્યો, અથવા જેને દેવને નામે ઓળખતા તેના કરતાં વધારે સૂક્ષ્મ તત્ત્વની શોધ થઈ ત્યારે મહાદેવ શબ્દ ઉત્પન્ન થયો. એ જ પ્રમાણે પરમેશ્વર, પરબ્રહ્મ, પરમાત્મા વગેરે શબ્દો. એનો ઠીક ઉપયોગ કરાય તો એમ કહી શકાય કે વ્યક્ત પદાર્થ દેવ છે, મહાદેવ નથી; ઈશ્વર છે, પરમેશ્વર નથી; બ્રહ્મ છે, પરબ્રહ્મ નથી. પણ એ રીતે વિવેકથી ભાગ્યે જ આ બધા શબ્દોનો ઉપયોગ થાય છે. એ બધા પર્યાયવાચક હોય તેમ જ ઘણુંખરું વપરાય છે. આથી, ભૂલ થતી ફરી એકવાર અટકાવવી હોય તો, એમ કહેવું જોઈએ કે વ્યક્તરૂપો દેવ છે પણ આદેવ નથી. બ્રહ્મ છે પણ આબ્રહ્મ નથી, સત્ય છે પણ આસત્ય નથી, પુરુષ છે પણ આપુરુષ નથી વગેરે.

વળી, એક બીજી વાત સ્પષ્ટ હોવી જોઈએ. મનુષ્યને શ્રેય માટે ગુરુ, માબાપ વગેરેની ભક્તિ ગમે તેટલી સાધનરૂપ અને આવશ્યક હોય અને તેથી તેમને વિષે એ દેવબુદ્ધિ રાખે, છતાં આદેવ–સમગ્રદેવ–માં નિષ્ઠા અને ભક્તિ રાખ્યા વિના ચાલે નહિ. તેથી, એમ કહેવું કે બાળક કે શિષ્યને માતાપિતા કે ગુરુ એ જ ઈશ્વર છે એ અતિશયોક્તિ ભરેલું છે. એમાંથી એમણે આગળ વધવું જોઈશે જ. માટે પહેલાંથી જ એમ કહેવું જોઈએ કે ગુરુ, માતા–પિતા વગેરેની ભક્તિ સ્તુત્ય છે, પણ એ આભક્તિ–સમગ્રભક્તિ નથી; એ તો આદેવમાં જ હોવી જોઈએ.

પેલા વૃદ્ધ મુસલમાનની ભાષામાં ખુદા શબ્દનો એક જ અર્થ હતોઃ આદેવ, આસત્ય. આથી, જ્યારે હિંદુ પંડિતે કહ્યું કે બાળકને માટે મા અને સ્ત્રીને માટે પતિ એનો ખુદા છે, ત્યારે માતા અને પતિને એ સમગ્રસત્ય કહેવા માગે છે એમ માની, એવા નિંદાત્મક વાક્યથી એને આઘાત પહોંચે એમાં શું નવાઈ ?

અપર પદાર્થોને પરતાવાચક શબ્દો લાગુ કરી દેવાની હિંદુઓમાં એબ રહેલી છે. આથી પરશબ્દોના અર્થો ઊતરતા જ જાય છે, અને નવા આચાર્યોને નવા શબ્દો દાખલ કરવા પડે છે. દેવ અને સ્વર્ગ એક કાળે પરમતત્ત્વ અને પરાગતિનો નિર્દેશ કરતા. પણ એ શબ્દોની આજુબાજુ બંધાયેલી કલ્પના આગળના વિચારકને અસંતોષકારક લાગી. એણે એમ ન કહ્યું કે દેવ અને સ્વર્ગ વિષેની પ્રચલિત કલ્પના પ્રાકૃત અને સ્થૂળ છે; પણ એણે કહ્યું કે એ કલ્પનાઓ પણ સાચી; પરંતુ એથી વધારે ઊંચી કલ્પનાવાળાં પરમ તત્ત્વ અને ગતિયે છે, અને તે માટે એણે ઇન્દ્ર–ઇન્દ્રલોક, બ્રહ્મા–બ્રહ્મલોક વગેરે નવા શબ્દો યોજ્યા. આગળના વિચારકને એ કલ્પનાઓમાંયે વિચારની ખામી લાગી. એણેયે કેવળ કલ્પના સુધારવાને બદલે નવા દેવ અને લોક ઉમેર્યા. એમ વિષ્ણુ–વૈકુંઠ, મહાદેવ–કૈલાસ, કૃષ્ણ–ગોલોક, પુરુષોત્તમ–અક્ષરધામ વગેરે ઉત્તરોત્તર તત્ત્વો અને ગતિઓનો ઉમેરો થતો જ ગયો, અને દરેક પંથવાળાને માટે જુદું પરમ તત્ત્વ અને જુદા પ્રકારની પરાગતિ ઊપજ્યાં. દરેક

પંથવાળાની વેદાંત પરિભાષામાંયે આમ માયા–મહામાયા, પ્રકૃતિ–મહાપ્રકૃતિ, કાળ–મહાકાળ કારણ–મહાકારણ, બ્રહ્મ–મહદ્બ્રહ્મ–પરબ્રહ્મ, ક્ષરપુરુષ અક્ષરપુરુષ–પુરુષોત્તમ, અને પુરુષોત્તમ પણ અધૂરો પડ્યો ત્યારે પૂર્ણ પુરુષોત્તમ, પ્રકટ પુરુષોત્તમ ઇત્યાદિ શબ્દો ઉત્પન્ન થતા જ ગયા આ રીતે ઉપર સૂચવેલા આદમ, આબ્રહ્મ, આમત્ય વગેરે શબ્દોની પણ એ જ વલે થવા પૂરેપૂરો સંભવ છે આથી વધારે મારો તો ઇસ્લામનો જ નિયમ લાગે છે કે કોઈ પણ નામરૂપને ખુદા કહેવાય જ નહિ તત્ત્વજ્ઞાનીઓ ભલે તત્ત્વથી નામરૂપ અને ખુદામાં અભેદ જુએ, પણ ભાષામાં એ કોઈ પણ નામરૂપને ખુદા તરીકે ન વર્ણવે વધારેમાં વધારે એને ખુદાનું નૂર, અથવા હિંદુ ગ્રંથોની પરિભાષામાં જેનો અંશ કહે, પણ મૂળ શબ્દોમાં સમગ્રતાનો ભાવ હોવાથી મૂળ શબ્દ ન જ વાપરે

આદમ ખુદા નહીં, ખુદા આદમ નહીં,
લેકિન ખુદાકે નૂરમેં આદમ જુદા નહીં

એટલે કે મનુષ્ય સમગ્રદેવ નથી સમગ્રદેવ મનુષ્ય નથી, પણ સમગ્રદેવના તત્ત્વથી મનુષ્ય જુદો નથી દેવને સમગ્રતા વિનાનો વિચારી શકાય જ નહિ એમ સમજી સમગ્ર શબ્દ કાઢી નાખીએ તો એમ કહેવું જોઈએ કે મનુષ્ય દેવ નથી, દેવ મનુષ્ય નથી, પણ દેવના તત્ત્વથી મનુષ્ય જુદો નથી

૩

પેલા વૃદ્ધ મુસલમાને કહ્યું કે ખુદામાં તો સૃષ્ટિના ઉત્પત્તિપ્રલય કરવાની શક્તિ રહેલી છે કોઈ પણ માનવીને એ શબ્દ કેમ લાગુ કરી શકાય? બ્રહ્મસૂત્રોમાંયે બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મ વચ્ચેના આ ભેદ ઉપર जगद्व्यापारवर्जम् એમ કહી ભાર મૂક્યો છે એમ યાદ આવે છે

એ જ પ્રમાણે,

सत्यपि भेदापगमे नाथ तवाऽहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥

એમ કહેતી વખતે શંકરાચાર્યને આ વાતનો ખ્યાલ હતો પણ ભક્તિમાર્ગી સંપ્રદાયોમાં આ વિચારનું વિસ્મરણ થયું છે અને તેને પરિણામે લગભગ સર્વે હિંદુ સંપ્રદાયો

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात्परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

એ શ્લોકનું ઉચ્ચારણ કરે છે અને ઘણાખરા સંપ્રદાયોમાં પ્રત્યક્ષ અથવા એક કાળના ગુરુ કે આચાર્ય જ પરમેશ્વરની અવેજીમાં સ્થાન લે છે આ શ્લોકને મેં આજ સુધી માન્ય રાખ્યો હતો પણ પેલા વૃદ્ધ મુસલમાનને પહેલવેલાં આ બાન પર વિચાર કરતાં મને લાગ્યું કે પોતાના બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ પ્રત્યે ગમે તેવી ઉત્કટ ભક્તિ હોય છતાં આ શ્લોકમાં દર્શાવેલી ભાવના ખરી બરાબર નથી વિદ્વાનોની સૂક્ષ્મ તાર્કિક બુદ્ધિ કરતાં એની વાંકું જોવા ના પાડનારો સરળ એકમાર્ગી બુદ્ધિ વધારે સાચી છે

જે વિચાર ગુરુને લાગુ પડે છે, તે મા–બાપ–ધણીને વિશેષે લાગુ પડે છે એમાં સમજાવવાપણું નથી કારણ તેમની બાબતમાં તો માનવી ગુણોનીયે પૂર્ણતાનો દાવો કરવામાં આવતો નથી એમને હમેશાં નરોત્તમ પણ કહી શકાતા નથી તો પરમેશ્વર તો ક્યાંથી જ

કહેવાય ? તેઓ કેવળ ઉત્કટ પ્રેમના દાવાથી જ આરાધ્ય બને છે. પણ જે ન્યાય ગુરુને લાગુ પડે છે તે જ અવતારો, પેગંબરો, તીર્થંકરો, બુદ્ધો વગેરેને પણ લાગુ પડે છે. કોઈનેયે –ઘાસના તણખલાનેયે–સમગ્રદેવના અવતાર–તેના તેજોઽંશસંભવ વ્યક્તરૂપ–કહી શકાય, પણ સમગ્રદેવ–આદેવ–ન કહી શકાય. પરમાત્મા રામ, કૃષ્ણ વગેરે છે; પણ રામ–કૃષ્ણ પરમાત્મા નથી.

હિંદુ ઉપાસના અને વિચારમાં આટલી શુદ્ધિ થવાની જરૂર છે.

૪

હિંદુ ધર્મમાં પરસ્પર વિરોધી લાગનારા અનેક સંપ્રદાયો ઉત્પન્ન થવાનું એક કારણ ઉપલો કુતર્ક છે. હું હિમાલય છું, હું ગંગા છું, હું રામ છું, કૃષ્ણ છું, શંકર છું, અર્જુન છું વગેરે આપણે ગીતામાં વાંચીએ છીએ. પણ હિમાલય પરમાત્મા છે, ગંગા પરમાત્મા છે, રામ, કૃષ્ણ, શંકર, અર્જુન વગેરે પરમાત્મા છે એવું ગીતામાં યે કહ્યું નથી. એ વેદાંતે–એટલે કે જુદાજુદા મતના વેદાંતી ગુરુઓએ શીખવ્યું પહેલાં, સંપ્રદાયના ઇષ્ટદેવને વિષે શીખવ્યું અને, આગળ જતાં, પોતાને વિષે એમ માનતાં શીખવ્યું. આમ ઘરઘરના જુદા પરમેશ્વર માનવાનો ચીલો પડયો. એમાં માયાવાદીએ માયાવાદની, લીલાવાદીએ લીલાવાદની, અનુગ્રહવાદીએ અનુગ્રહવાદની સહાયતા લીધી. એમાં કોણ કોને ખોટો કહે? એટલે સર્વ-ધર્મસમભાવના દુરુપયોગથી જેમનું સ્થાન જામી ગયું હોય તે બધા જ સાચા.

સાંપ્રદાયિક પાખંડોનું મૂળ આ કુતર્કમાં રહ્યું છે.

ત્યારે, વિચારશીલ માણસે સમજવું જોઈએ કે—

પરમેશ્વરનાં સર્વે રૂપો છે; પણ એકેય રૂપ કે સર્વે રૂપો મળીને યે પરમેશ્વર બનતો નથી.

માટે, ભલે, રામ કે કૃષ્ણ કે ક્ષને પરમેશ્વરનાં રૂપ, વિભૂતિ કે અંશ કહો; એ વિષે પૂજ્યભાવ રાખો; પણ એમ ન કહેવું કે માનવું ઘટે કે રામ કે કૃષ્ણ કે ક્ષ પરમેશ્વર છે. એ બધાં ભેગાં મળીને યે પરમેશ્વર નથી. પરમેશ્વર સર્વે નામરૂપોથી એકેએક બાબતમાં અને દૃષ્ટિએ અનંતગણો વધારે છે. એ કોઈ એક રૂપમાં પોતાને સમગ્રપણે સમાવી શકે એમ છે જ નહિ. સર્વશક્તિમાનની એ અશક્તિ છે એમ કહો તોયે હરકત નથી. આથી, અમુક પૂર્ણાવતાર છે, અમુકમાં પરમાત્માની સોળે કળા છે, અમુક પ્રકટ પુરુષોત્તમ છે, અમુક અવતારોના અવતારી છે વગેરે ભાષાઓ શબ્દજાળો–સાંપ્રદાયિક માયાઓ–છે. વિશ્વમાં આજ સુધી કોઈ એવો પ્રગટયો નથી અને ભવિષ્યમાં પ્રગટશે નહિ કે જેને સમગ્રદેવ કહી શકાય.

માતા, પિતા, ગુરુ વગેરે સર્વે વંદનીય, પૂજનીય, સેવનીય છે; એમની ધર્મયુક્ત આજ્ઞાઓનું પાલન કરવામાં કલ્યાણ છે. પણ એ એમના બાળક કે શિષ્ય માટે પરમેશ્વર છે એ ભાષા અતિશયોક્તિની છે, એટલે કે અજાણ્યેયે અસત્ય છે. એ ભાષા અને એવા શ્લોકો છોડી દેવાં ઘટે છે.

એ સમગ્રદેવને નામરૂપમાં આણવા અને સાકારપણે એનું ધ્યાન કરવા પ્રયત્ન કરવો જ યોગ્ય નથી. જે પ્રયત્ન કરશો તે એને મર્યાદિત કરનારો થશે. નીચેના શ્લોકોદ્વારા એની કલ્પના કે ધ્યાન કરવાં હોય તો ભલે:

अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम् ॥ * ગીતા ૧૩, ૧૨–૧૭

એના કોઈ પ્રિય રૂપ, મૂર્તિ કે વિભૂતિના ભલે તમે વદન–કીર્તન કરો; એમનુ અને એમનાં ચરિત્રોનુ વારવાર સ્મરણ કરી મનને પવિત્ર રાખવા અને ઉન્નત કરવા પ્રયત્ન કરો. પણ એ માટે એમને પરમેશ્વર કહેવાની જરૂર નથી, માટે એમ ન કહો. એ પરમેશ્વર નથી જ. એને વળગીને તમે અમુક હદ સુધી કદાચ ચઢી શકશો, પણ ત્યાર પછી તો એને છોડીને જ આગળ વધી શકાશે



* બ્રહ્મ અનાદિ અને પર છે, તે સત્ અને અસત્ બન્ને કહેવાય. તે સર્વ બાજૂએ હાથ-પગવાળુ, સર્વ બાજૂએ આંખ, માથા અને મોઢાવાળુ, સર્વ બાજૂએ કાનોવાળુ, અને સર્વને વીંટળાઈને રહેલુ છે તે સર્વે ઇન્દ્રિયો અને ગુણોના ભાસવાળુ અને, વળી, સર્વ ઇન્દ્રિયોથી રહિત છે, તે અનાસક્ત, છતા સર્વનુ પોષણ કરનાર, નિર્ગુણ છતાં ગુણોનુ ભોક્તા છે. તે પ્રાણીઓના બહાર તેમજ અદર છે, તે અચર તેમ જ ચર છે. સૂક્ષ્મ હોવાથી તે જાણી શકાતુ નથી, તે દૂર પણ છે અને નજીક પણ છે એ ટુકડા વિનાનુ છતા ટુકડાઓમા વહેંચાયુ હોય એમ પ્રાણીઓમા રહ્યુ છે અને પ્રાણીઓનુ પોષણ કરનાર, સંહાર કરનાર તેમજ ઉત્પન્ન કરનાર જાણવુ સર્વે તેજસ્વી પદાર્થોનુ યે એ તેજ છે અને એ તમથી પર કહેવાય છે. એ જ્ઞાન છે, એ જ જ્ઞેય છે, એ જ સર્વના હૃદયમાં રહેલું અને જ્ઞાનદ્વારા ઓળખાતુ તત્ત્વ છે.

# સૃષ્ટિના અમાપ્યમાં

નટવરલાલ મો. ગાંધી

[ ગુલબંકી ]

જિન્દગીની એક રાત
સૃષ્ટિની વિલોલ વાટ
આદિકાળની જુનેરી તાંતણે ગૂંથેલ ગાંઠ
વિશ્વને ક્ષિતિજનો અતૂટ કોક પુષ્ટ ગાંઠ
રાત્રિના શશાંકમાં ભળેલ તારકોની વાત

વાત, જાત
ભાત ભાત
સાત સાત લોકની અનંત ને અખૂટ વાત.

તોય માહરે પહેલી જિન્દગીની એક વાત
પ્રેમની વિમુગ્ધ રાત
આત્મની અનંત વાટ
સૃષ્ટિની સુભવ્ય વાટ
સ્નેહની અજાણુ વાટ

આશના અનંતગામી દિવ્ય સર્જનો રચેલ
સ્વપ્ન સૃષ્ટિની સુરમ્ય રેખ સ્નેહથી જડેલ;
અભેદ્ય વાટ ત્યાં ચણેલ
અગમ્ય વાટ જ્યાં રચેલ;
ત્યાં રમી રમી અમેય
જિન્દગી અભંગરાત—

સૃષ્ટિના અનંત રાહમાં મચાવી ધૂન એક
ને ભળ્યાં, ડર્યા ન લેશ, સૃષ્ટિના અમાપ્યમાં!!

# મોહન અને રાધા

રમણલાલ પટેલ

"ખોબે ખોબે સાકર વહેંચનારની વાતો તો ઘણીયે સાંભળી છે પણ વહેંચનારો તો આજે જ જોયો, રામજીભાઈ" ધર્મશાળાનો એક ઉતારુ પોતાની ઓરડીના દ્વાર પાસેથી બોલતો બોલતો રામજી પાસે આવ્યો. રામજી ધર્મશાળાનો રખેવાળ હતો. તેની નજીક આવી તે ઉતારુ બોલ્યો. "અને મેં એને પૂછ્યું કે ભાઈ, શો અવસર છે? ત્યારે તે હસતો હસતો ચાલ્યો ગયો. રામજીભાઈ તમે કાંઈ જાણો છો?"

ચૂંગીનો દમ ખેંચી, ખોંખારો ખાઈ રામજી બોલ્યો "શું પ્રભુની લીલા છે! માણસ માગે છે તે મોડું વહેલુંય એ આપે છે તો ખરો. આ બિચારા ભલાના એકેક વર્ષ જીવી બે છોકરાં મરી ગયા પછી આજે ચાર વર્ષે છોકરું જન્મ્યું. ધણીધણિયાણી ઝંખીઝંખી અડધાં થઈ ગયાં ત્યારે ..."

આટલી વાત થઈ તેટલામાં તો ધર્મશાળામાં રહેતાં લોકો એક પછી એક ત્યાં આવી ટોળે વળ્યાં અને એક ખૂણે પડી રહેનારી રામકી બોલી "એનો દીકરો સો... વરસનો થજો. ઘણે દહાડે આટલી સાકર મળી. આજે તો શીરો સેકીને ખાઈશ."

પોતાના તરફ સઘળાનું ધ્યાન છે એ જોઈ રામજીએ પૂર્વકથા કહેવાનું ઉચિત ધાર્યું—"આ ભૈયાના બાપને અને મારે સારી બેનપણી હતી. કામ પરથી થાક્યો પાક્યો આવી એ પેલા થાંભલાને અઢેલીને બેસતો અને અમે બન્ને આખા મલકની વાતો કરતા. એ અહીં આવ્યો ત્યારનો ધર્મશાળાની બાજુની ઓરડીમાં ભાડે રહેતો. એને ગુજરી ગયે ત્રણ વર્ષ થયાં. હુંય ત્યારનો એકલો પડ્યો છું. આ મોહનભૈયો એનો દીકરો, એના બાપ જેવો જ ભલો ને સીધો આદમી છે."

ટોળામાંની એક ગંદી ને ફાટેલાં કપડાં પહેરેલી સ્ત્રી બોલી "ભલું થજો એનું. આટલી સાકરથી દસ દહાડા ચા પિવાશે."

અને રામજીએ આગળ ચલાવ્યું "એ ડોસો દુઃખી દુઃખી થઈ પોતાનો દેશ, ઘર, ખેતી બધુંય જેમનું તેમ મૂકી અહીં આવતો રહેલો."

"શા માટે?" ટોળામાંથી કોઈએ પૂછ્યું.

"ભાઈ, પરમેશ્વર રૂઠે ભરાય ત્યારે શું કરે? એના જમીનદારના જાલમની એ વાતો કરતો ત્યારે તો મારું લોહી ઊકળતું અને એમના ગામની ગરીબીનો ખ્યાલ આવતો ત્યારે શું કહું ભાઈ, જાણે પેટે પાટા બાંધીને મજૂરી કરવા જન્મ્યા ન હોય! એનાં સગાંવહાલાં મરી પરવાર્યાં એટલે આ મોહનભૈયાને પરણાવી અહીં આવતો રહેલો સુખના દિવસની આશાએ અને પેલા મકનજી કૉન્ટ્રાક્ટરની પેઢીમાં કામે લાગ્યો. આ મોહનભૈયાની વહુને પહેલા ખોળાનો છોકરો જન્મ્યો ત્યારે તો એ એટલો રાજીરાજી

થઈ ગયેલો કે જે કોઈ તેના ઘર આગળથી તે દિવસે પસાર થયું તેને ખોબેખોબે સાકર આપતો. અને એક દિવસે સાંજે મને કહ્યું: "મારા મોહનને ત્યાં છોકરો જન્મે એ મારા હૃદયની છૂપી ઝંખના આખરે પાર પડી. ને અમારા ચારે ય બાજુનાં સગાંવહાલાં મરી ગયા પછી મને એ ભય હતો કે અમારો વેલો અટકી જશે. પરંતુ એ ફરી ફાલવા માંડેલો જોતાં મારું ઈચ્છ્યું સફળ થયું છે." આટલી તીવ્ર એ ડોસાની ઝંખના હતી. પણ કોઈનું ય સુખ લાંબો વખત કાંઈ થોડું જ ટક્યું છે? અને પ્રભુ ય નિર્દય થઈ સુખ આપનારી વસ્તુ છીનવી લે છે. જાણે એને ઘેર પાશેર માટીની ય તૂટ પડી હોય તેમ સાત ખોટનો છોકરો વરસનો ન થયો ત્યાં તો એક સાંજે એકાએક ઝૂંટવી લીધો. આઘાતથી પિડાઈ, 'મારો છોકરો, મારો છોકરો, મારો વેલો' બોલતો બોલતો એ ડોસો ઢંઢો પડી ગયો. જાણે મરતી વખતે એ છોકરાની તૃષ્ણાએ એ બધી યે મોહનને સોંપતો ગયો."

ઉં ઉં કરતી માંદલી ગંદી છોકરીને છાની રાખવાનો પ્રયત્ન કરતો એક ઉતારુ આ સાંભળી એકાએક બોલી ઊઠ્યો: "શું કહો છો? છોકરાં માટે આટલી બધી હાય હાય! મૂર્ખા લાગે છે, બીજું શું. છોકરાં માટે તે વળી કમોતે મરાય. આ મારે છ છોકરાં છે, મારાથી પળવાતાં યે નથી. સારું થયું કે ચાર તો મૂવાં, નહિ તો મારે પાટા પર સૂવું પડતે. અને ..."

રામજી વચ્ચે બોલી ઊઠ્યો: "શું મૂર્ખા જેવી વાત કરો છો!"

"અરે, રામજીભાઈ, સાચું કહું છું જુઓને એની મા માંદલી માંદલીયે દરેક વર્ષે જણે છે. એમને પાલવતાં નવનેજાં થયાં છે. ડૉક્ટર વૈદનાં બિલ ભરી ભરી દેવામાં ડૂબ્યો છું. આ અહીં આવ્યે મહિનો થયો, કામધંધો તો ક્યાંય રહ્યો, એની મા ખાટલામાં પડી ને આમતેમ અથડાવાનું."

આ વાત થતી હતી તેજ સમયે મોહનભૈયાને ત્યાંથી પસાર થતો જોઈ રામજીએ તેને બોલાવ્યો અને તે ત્યાં આવતાં ટોળામાંથી બેત્રણ જણ સામટા બોલ્યા: "તમારો વસ્તાર વધજો." ત્યારે બીજાં બેત્રણ એકી સાથે બોલ્યાં: "તમારો પુત્ર સો વર્ષનો થજો." અને મોહનભૈયો આ સાંભળી હર્ષોન્માદમાં આમતેમ જોતો હતો ત્યાં તો પેલા ઉતારુએ તેની નજીક આવી પોતાના હાથમાંનું છોકરું મોહનના હાથમાં મૂકી દીધું અને બોલ્યો: "તમારાં છોકરાં નથી જીવતાં, ખરું ને? લો, લો, આ મારાં છ એ છોકરાં લઈ જાવ. અરે, જેને જોઈએ તેને લઈ જાવ. બધાંય ઘરડાં થવાની રેખા લઈને જન્મ્યાં છે. એ મનુ, કનુ, છનુ, શાન્તિ, લીલી અહીં આવો. તમારે જેને જોઈએ તેને લઈ જાવ. હું તો કંટાળ્યો છું. તેમને ખવડાવવાનુંયે મારી પાસે નથી."

અણચિંતવ્યો આ બનાવ જોઈ મોહન મૂંઝાયો. ચારે બાજુએ આમતેમ જોવા લાગ્યો અને પોતાના હાથમાં મૂકેલું બાળક રામજીને આપી દોડી ગયો. ટોળે વળેલા લોકો આ દૃશ્ય ફાટી આંખે જોઈ રહ્યા.

રામજીએ પેલા ઉતારુને કહ્યું: "આટલી જિંદગીમાં તમારા જેવા મૂર્ખા આદમી જોયા નથી. એનો બિચારાનો આનંદ ... ... પારકાં છોકરાં તે વળી પોતાનાં થતાં હશે?"

"અરે, રામજીભાઈ, શી વાત કરો છો? તમને ય બૈરીછોકરાં હોત તો ખબર પડી જાત. નાનપણમાં મરી ગઈ એટલે આમ ફૂલીફૂલી વાત કરો છો!"

"ભાઈ, એ તો નસીબના ખેલ છે."

ત્યા તો કનુએ બૂમ મારી "બાપા ઓ બાપા, બા બોલાવે છે, એને ચૂંક આવી છે" આ સાભળતા એ ઉતારુ ત્યાથી ચાલ્યો ગયો અને ટોળે મળેલા વિખરાવા લાગ્યા એટલે પેની રામકી બોની "એની વાત પણ સાચી છે છોકરાથીયે ત્રાસી તો જવાય જ ને! આટના બધા છોકરા એ એ યો બિચારો કેમ પાલવે! ત્યારે જેને નથી એ ઝખે છે એ જ પ્રભુની લીલા ને!" અને બધા વિખેરાઈ ગયા

*

વર્ષને અંતે એક સાજે મોહન કામ પરથી ઘેર આવ્યો ત્યારે આખો મીચી મેડેમેડે શ્વાસ લેતા રઘુની પાસે ગમગીન ચહેરે બેઠેલી રાધાને જોઈ એકદમ ચમકયો અને એક શબ્દ ઉચ્ચાર્યા વિના સફાળો-દોડતો ડાક્ટરને બોલાવી આવ્યો

ડૉક્ટર તેમનો પરિચિત હતો તેણે કહ્યુ ગભરાવાનુ કાઈ કારણ નથી! આયુષ્ય હશે તો જરૂર જીવશે પણ તમારા પહેલા બન્ને બાળકના જેવી જ વરાધ આને થઈ છે સાવચેતીથી ઉપચાર કરીએ તો મટીયે જાય'

અનેક પ્રયાસો કરવા છતાય છોકરો સારો થયો નહિ મોહન અને રાધાનો આ ત્રીજો છોકરો ય મરી ગયો

બાળક એક પછી એક જન્મી મરવા લાગ્યા તેથી તે બન્નેમા બાળકને જીવાડવાનો તલસાટ ખૂબ જ વધ્યો ઝખના પણ અધિકતર તીવ્ર બનતી ગઈ પરતુ એ ઝખનાની તૃપ્તિની આશામા ચાર વર્ષ પસાર થઈ ગયા નવા બાળકને જન્મવાનુ એક પણ ચિન્હ ન જણાયુ ત્યારે પહાડ ચડતા માણસ પર એક મોટી શીલા તૂટી પડે તેમ નિરાશાએ મોહનને છૂદી નાખ્યો, રાધાને દબાવી નાખી કુદરતની થપ્પડ ખાધેના એ વદનો પર હાસ્યે ફરકવાનુ બધ કર્યું તેમનુ જીવન અકારુ થઈ પડયુ

મોહન સાજે કામ પરથી ઘેર આવતો સવારે તે કામ પર જાય તે ગાળામા ભાગ્યે જ બેચાર વાક્યો બોલતો એ મનમા વિચારતો આ તે કાઈ ઓછો કોપ કહેવાય' મારા બાપુ છોકરા છોકરા રતા મુઆ અને હુ પણ મરીશ આ દુ ખ સહેવા જ જાણે અમે પેદા થયા ન હોઈએ! આનુ તે શુ કારણ હશે?' એને વિચારવાયુ થયો હોય તેમ ઘડીભર દેખાતો

રાધા ચોવીસે કલાક વિચારતી 'હવે નવા છોકરાની શી આશા રાખવી! જીવવાના હોત તો પડેલા છોકરા જ ન જીવ્યા હોત! આ જીવે કેવા પાપ કર્યા હશે?' આ વિચારની પરપરા તેને સતત છેડ્યા કરતી અને તેથી મોહન સાથે એક ઘડી પણ વાત કરી શકતી નહિ

દિવસે દિવસે મોહનની ઘર પ્રત્યેની મમતા ઘટી ગઈ સાધુઓના ટોળામા કલાકોના કલાકો વિતાવવા લાગ્યો ગાજો પીવો અને સમાજને ગાળો આપવામા સાધુઓને સાથ આપતો છેક મોડી રાત્રે ઘેર આવી સીધો પથારીમા જઈ પડતો આમતેમ આળોટી બેચાર કલાકની ઊંઘ કાઢી લેતો

એક મોડી રાત્રે આમ આળોટતાય તેને ઊંઘ ન આવી રાધા ન જાગી ઊઠે તેમ સાવચેતીથી પથારીમાથી ઊઠી બારણુ ખોલી સદાર ઓટલી પર જઈ બેઠો પરતુ રાધા

જાગતી જ હતી. તે તેની પાછળ આવી ઘડીભર ઊભી રહી અને ધીમે સ્વરે બોલી: "કેમ બહાર આવી બેઠા?"

"અમસ્તો, તું તારે સૂઈ જા ને."

"આમ ચિંતા ક્યાં સુધી કર્યા કરશો?"

"જીવાશે ત્યાં સુધી."

આ સાંભળી રાધા તેની પાસે બેસી ગઈ અને બોલી: "તમે મારું કહ્યું માનશો?"

"શું?"

"તમે બીજીવાર પરણો તો?"

"રાધા, આ શબ્દો મારી પાસે ફરી કદી ન ઉચ્ચારતી હોં, નહિ તો ભારે થઈ પડશે" અને મોહન ત્યાંથી ઊઠી પથારીમાં જઈ સૂતો. રાધા તેની પાછળ પાછળ અંદર આવી અને તેની નજીક બેસી ગદ્‌ગદ્ કંઠે બોલી: "તમે મોડી રાત્રે ઘેર આવો છો, મારી સાથે બોલતાયે નથી. દિવસ રાત આમ એકલવાયું જીવન મારાથી સહન થતું નથી. ત્રણે બાળકનાં શબ મારી આંખ આગળથી એક પળ પણ ખસતાં નથી."

મોહન પથારીમાં બેઠો થઈ ગયો અને જરા ઉશ્કેરાયેલે પરંતુ હળવા અવાજે બોલ્યો: "રાધા, ઘેર વહેલો આવી શું કરું? કોની સાથે રમું? કોની સાથે હસું? આ મૂંઝવણ કેમ જાય? તારી સાથે પણ શી વાત કરું? કોની વાત કરું? કુદરતનો આ મૂંગો માર મારાથીયે સહન થતો નથી."

પોતાની જાતને કમનસીબ માનતાં જે વ્યથા તેમને સહન કરવી પડતી તે ખરેખર અસહ્ય હતી. પણ વિચિત્ર રીતે તેમના જીવનમાં એક નવીન આશા ઉદય પામી.

એક દિવસ મોહન ઉતાવળો ઉતાવળો હર્ષભેર ઘેર આવ્યો ને રાધાની નજીક જઈ આનંદિત કંઠે બોલ્યો: "રાધા, એક ખુશ ખબર!"

"શું છે? શું છે?" રાધા બોલી ઊઠી.

"કહું છું, જરા થોભ."

"એમ કેમ?"

"જો સાંભળ ત્યારે." કહી તે નીચે બેસી ગયો. રાધા તેની સામે ટગર ટગર જોઈ રહી.

"એમ શું જોયા કરે છે? બેસ, બેસ તો ખરી."

"આ બેઠી, જે કહેવું હોય તે કહી નાખને, હસ્યા શું કરે છે?"

"રાધા, આપણે એક બાળક લાવશું?"

"ક્યાંથી?"

"પણ હું પૂછું છું એનો જવાબ તો આપ."

"પહેલાં મને બધી વાત તો કહો, પછી જવાબ આપું."

"સરકારી પ્રસૂતિગૃહ છે ત્યાં અમારું બાંધકામ ચાલે છે. ત્યાંની સિસ્ટર કૃષ્ણાબાઈ એક બાળક......એટલું સુંદર......એટલું બધું હસમૂખું......હાથમાં રમાડતી રમાડતી હું કામ કરતો હતો ત્યાં આવી. એ બાળકને જોતાં જ મેં તો કામ પડતું મૂકી દીધું. ને સિસ્ટરના હાથમાંથી તેને લઈ લીધું. તે તો અજાયબભરી દષ્ટિએ મારા સામે જોઈ જ રહી. પછી મેં પૂછ્યું: 'આ બાળક કોનું છે?' તેણે આંખ મચકાવી કહ્યું: 'તેની માનું.' અને ખડખડ હસી

પછી હું બોઠો તો પડી ગયો છતાય હિંમત લાવી ફરી પૂછયુ 'એની મા કોણ છે?' ત્યારે તેણે શરમની તીણી નજર મારા તરફ ફેંકી, મારી નજીક આવી ગણગણી 'આ તો એક વિધવાનુ બાળક છે આને જન્મ આપી એની મા રાતોરાત ચાલી ગઈ છે। વર્ષમા આવા કેટલાય બાળકોની વ્યવસ્થા અમારે કરવી પડે છે'

"એ સાભળી સાગથી બોલી જવાયુ 'ત્યારે આ બાળક મને આપશો?'

"'તમારે સ્ત્રી છે?' તરત જ મને તેણે પૂછયુ મે કહ્યુ 'હા'

"'તો એને લઈ આવજો, એની ઇચ્છા હશે તો આપીશ' તેણે આ કહ્યુ કે તરત જ હું ત્યાથી ઘેર આવવા દોડી નીકળ્યો"

તે રાત્રે મોહને મોટી બત્તી સળગાવી ઘર ઝગમગતુ કરી દીધુ

તેનો આનંદ તેને જપીને બેસવા દેતો નહોતો કેટલાક વર્ષોથી છુટીછવાઈ આડેઅવળે પડેલી બાળક માટેની ઉપયોગી ચીજો યાદ કરી કરી શોધી કાઢી એક અભરાઈ ઉપર તેણે ગોઠવવા માડી વચ્ચે વચ્ચે બાળક પાસે આવતો ડચકારી બોલાવતો, બાળકના નીચના હોઠને આગળીથી હલાવી હસાવતો અને પોતે હસતો અને કોઈ ચીજ યાદ આવતા પાછો ખોળાખોળ કરી મૂકતો રાધાને પણ રોમાનુ કે પ્રશ્નો પૂછવાન ચૂકતો નહિ 'પેના મૂળિયા ઠેકાણે છે ને? ગરમ કપડા તો તેં હજુ કાઢયા જ નથી, ખરુ ને? એની ગોદડીઓ તડકે નાખવાનું ભૂલતી નહિ અને કોઈની નજર ન લાગે એ તો ખૂબ સાભળવાનું હો"

મોહન હવે બાવાઓના ટોળામા જતો નહિ નિયમિત ઘેર આવતો તેની વાતો એટલી બધી વધી પડી હતી કે રાધાને મોડી રાત સુધી ઊંઘવા દેતો નહિ આખરે ઘેરાયેલી આખે રાધા કહેતી "મને ઊંઘ આવે છે હવે બધ કરો" પણ સવારમા ઊઠતા જ અધૂરી રહેલી વાત શરૂ કરી દેતો ને કામ પર જાય ત્યા સુધીમા પણ તેનો અત આવતો નહિ અને સાજે પણ પાછી તેની શરૂઆત થતી

સાજે આવી છોકરો રમાડવા માગતા તેણે કહ્યુ "આ આપણો . . અરે, તેનુ નામ પાડવાનુ તો આપણે ભૂલી જ ગયા બોલ જોઈએ શુ નામ પાડશુ?"

"મારો વિચાર એવો છે કે આપણુ એક બાળક જીવતુ નથી એટલે એનુ નામ પાડીએ કે કોઈની નજરેય ન લાગે"

"એવુ તે કયુ નામ?"

"પેલી જમનાબાઈએ કહ્યુ છે કે એનું નામ મફતિયો પાડો"

"એ આપણને મફતમા મળ્યો છે એટલે?"

"ના, જીવે એટલા માટે"

"સારુ ત્યારે, કેમ મફતિયા?" કહી મોહને બાળકને હાથમા લઈ ઉછાળવા માડયુ

"તમે આવુ તે શુ રમાડતા હશો? બિચારાનો હાથ પગ ઊતરી જશે તો?"

"લે તારો મફતિયો' કહી તેણે બાળક રાધાને આપ્યુ વળી કઈ સાભરી આવ્યુ હોય તેમ થોડીવારે કહ્યુ "આ મફત નિશાળે જશે ત્યારે માસ્તર કહેશે મફતલાલ મોહનલાલ હાજર છે? ને મફત હા પાડશે" આ વિચારના આવેશમા તેણે મફતને એક ચુબન કર્યું અને પછી એકદમ દોડી ગયો

આવા સુખના દિવસ લાંબો કાળ ન ટક્યા. એક સાંજ એવી આવી કે રાધા અને મોહનનાં સ્વપ્ન અને સુખ બન્ને મણુ ભીકાની સાથે જમીનમાં દટાઈ ગયાં. નામ બદલાવેલો આ મફતિયો પણ એવી જ વરાધથી મરી ગયો. ને મોહન અને રાધા હતાં તેથી વધારે દીન ને દુ:ખી થયાં!

એક સવારે પોલિસે બહારથી બૂમ પાડી: "મોહન ભૈયાનું ઘર આ કે?"
મોહને બારણા પાસે જઈ પૂછ્યું: "કેમ શું છે?"
"સદાશિવ રાવ બોલાવે છે."
મોહન તેની નજીક ગયો અને પૂછ્યું: "કોઈ બાળક હાથ આવ્યું છે?" પોલિસે ડોકું હલાવી હા કહી અને તે સાંભળતાં જ મોહન એકદમ ઉત્સાહભેર નાના બાળકની જેમ કૂદી અંદર દોડી ગયો અને જેમ તેમ કપડાં પહેરતાં રાધાને કહ્યું: "આજે સોનાનો સૂરજ. લાપસી કરજે. એક સુંદર બાળક લઈ આવું છું" કહી તે દોડતો પોલિસ સ્ટેશને ગયો. મોહનની બાળકની તૃષ્ણાની વાત બધે જાણીતી હતી અને આ ભલા ફોજદારે શેરીમાંથી મળી આવેલ એક છોકરો તેને આપવાની વ્યવસ્થા કરી હતી.
અને રાધા બાળકની રાહ જોતી બારણે જ ઊભી રહી.
સાંજે કામ પરથી ઘેર આવી બાળકની હથેળી જોતાં મોહને રાધાને કહ્યું: "આ બાળક તો જીવવાનું. તેની આયુષ્યરેખા લાંબી ને ઊંડી છે."

બાળકની સાથે ગેલ કરવામાં, તેની સંભાળ લેવામાં, લાંબો વખત જીવાડવાની ચિંતામાં એ પતિપત્ની દિવસો ગાળવા લાગ્યાં. અને વહેમનાં માર્યાં તેમણે બાળકનું નામ ન પાડ્યું. જે ઘડીએ જે યાદ આવે એ નામથી સંબોધતા. એ બાળક પણ એટલું રમૂજી ને તોફાની હતું કે સૌ કોઈ ને આનંદ આપતું. સવારમાં વહેલા ઊઠી જઈ આમતેમ ફરવાની તેને આદત હતી. અને એના ખડખડાટથી રાધા જાગી ઊઠતી તેથી તે તેને કોઇ કોઈ વખત મરઘો કહી સંબોધતી. રાધા કામમાં ગુંથાયેલી હોય ત્યારે પેલો છાનોમાનો ઘર બહાર નીકળી પડતો. આથી કેટલીક વખત રાધા ધાંટો પાડી કહેતી: "મરઘા, તું તો બહુ પજવે છે. ઘડીએ ઘડીએ નાસી જાય છે. કોઈ લઈ જશે તો? તારા પગ બાંધી રાખવા પડશે."
મોહન કહેતો: "એને કોણ લઈ જનાર છે? અને છોકરાના તે વળી પગ બંધાય."

એક સાંજે રાધા અને મોહનની ક્રૂર મશ્કરી થઈ ગઈ. પહેલાંનાં ચાર બાળકની જેમ આ પણ ગયું!

બન્ને પોકે પોકે રડ્યાં. લોકો કહેતા આટલાં છોકરાં મરી ગયાં પણ આવું રોયાં નહોતાં.
ઘરમાં પાછું એ જ ગમગીન વાતાવરણ શરુ થયું. બન્ને ભાગ્યે જ વાતો કરતાં. હસવાનું તો હોય જ ક્યાંથી? મોહન રસ્તામાં જતાં એકલો એકલો બબડતો: "નસીબનો વાંક, એમાં કોઈ શું કરે?"

એક રજાને દિવસે તેણે દુ:ખી કંઠે રાધાને કહ્યું: "હવે આપણે એક છોકરું જોઈએ જ નહિ. છોકરાં માટેની મારી ભૂખ મરી ગઈ છે." અને થોડીવાર વિચાર કરી બોલ્યો: "આવ, પેલું ઘોડિયું છોડી નાખીએ." તેમનો પહેલો છોકરો જન્મ્યો તે દિવસથી બાંધેલું

ઘોડિયું ભીની આંખે છોડી માળિયે ચડાવી દીધું, અને બે આખો હાથથી દબાવી મોહન બોલ્યોઃ "આ ઘરમાં છોકરાનો વિચાર સરખો લાવે તેવી એકે વસ્તુ રહેવા નથી દેવી. એમની બધી વસ્તુઓ ઉકરડામાં ફેંકી દે."

બીજે દિવસે રાધાએ છોકરાનાં કપડાં, ગોદડિયો ભગિયણને આપી દીધાં. દવાની શીશીઓ અને બીજી કેટલીક વસ્તુઓ કચરાપેટીમાં નાખી આવી. ઘરમાં કદી બાળક ન જન્મ્યું હોય તેમ બાળક માટેની ચીજનું નામનિશાન પણ રહેવા ન દીધું.

રાધા કોઈને ત્યાં જતી નહિ. સવારમાં રોટલા ઘડી રાખે ને આખો દિવસ બારણા પાસે બેસી રહી જે કોઈ પશુ, બકરી, ગાય, કૂતરુ તેના આંગણેથી પસાર થતું તેને ખૂબ ભાવથી રોટલા ખવડાવતી અને ગરીબગરબાને બોલાવી આપતી.

મોહન હમેશાં અંધારું થતાંમાં આવી જતો અને બારણા પાસેની નાની ઓટલી પર ગોદડી નાખી મૌન બેસી રહેતો. તમાકુ ખાતો ને એક પછી એક બીડી ચેતાવ્યે જતો.

એક સવારે પોલિસે આવી કહ્યુંઃ "સદાશિવરાવ બોલાવે છે." મોહન વિચારમાં પડી ગયો. સિપાઈ તો તેના સામે જોઈ જ રહ્યો. પછી એકાએક અસ્વસ્થ સ્વરે મોહને તેને કહ્યુંઃ "કહી દેજે મારે ન જોઈએ."

કૃષ્ણાબાઈએ બોલાવી કહ્યુંઃ "આ રૂપાળુ બાળક લઈ જા." બે હાથ જોડી એક શબ્દ પણ બોલ્યા સિવાય તે ચાલ્યો ગયો. કૃષ્ણાબાઈ આશ્ચર્યભરી આંખે તેને જોઈ રહી.

દિવસે સૂર્ય ઊગે, રાતે ચાંદો ઊગે ને તારા ટમટમે પણ નિરાશાથી ધવાયેલાં મોહન અને રાધાના હૈયામાંથી આનંદની સેર ઊડતી જ નહિ.

આમ વળી એક વર્ષ પસાર થયું.

સાંજ પછીના આછા અંધકારમાં મોહન ઓટલી પર ગોદડી નાખી નિત્યનિયમ પ્રમાણે બેઠો હતો ત્યાં ધીમે પગલે એક સ્ત્રીએ આવી કહ્યુંઃ "મોહન ભૈયા! હું નિરાધાર વિધવા છું, અને . . . અને . . ."

"તારે શું જોઈએ છે?" મોહન વચ્ચે બોલ્યો.

"મારે કશું જોઈતું નથી, પણ . . . પણ . . ."

"શું?"

"મારા બાળકને તમો રાખશો?"

"તારા બાળકને?"

"હા, મારે છેલ્લા દિવસ જાય છે!"

આ સાંભળતાં જ તે ચમક્યો, ટટાર થયો અને ઝડપથી બોલ્યોઃ "ના બાઈ, ના; મારે ત્યાં એકેય છોકરું જીવતુ નથી. અમે તો કમનસીબ માણસો છીએ. પાંચ છોકરાંને આ હાથે વેળાવ્યાં છે."

બારણાને અઢેલી બેઠેલી રાધા આ સાંભળી રહી હતી.

પેલી સ્ત્રીએ રુંધાના કંઠે કહ્યુંઃ "હું પણ કમનસીબ છુ. એટલે જ તમારી પાસે આવી

છું. તમે એને રાખશો તો મારી આંતરડી ઠરશે. તમે સુખી થશો. નહિ તો બિચારુ મા વગરનું થઈ મરી જશે."

મોહન ફરી બોલ્યોઃ "જો બાઈ, અમને તો છોકરાંના કેટલા કેટલા કોડ હતા. અમારાં છોકરાં ન જીવ્યાં તો અમે દવાખાનામાંથી લઈ આવ્યાં. છોકરાંને મોટાં કરશું, નિશાળે મૂકશું, ભણાવશું, કંઈ કંઈ વિચાર કરેલા, પણ અમારાં નસીબ એવાં છે કે અમારાં છોકરાં તો મરી જાય છે, પણ બીજાનાં ય અમે લઈએ તે મરી જાય છે."

આમ બોલતાં બોલતાં પણ મોહન પીગળતો જતો હતો એ એના મોં ઉપર દેખાતું હતું. તેની સ્ત્રીનું મન તો ક્યારનું બાળક લેવા તલપાપડ થઈ રહ્યું હતું. ત્યાં નિશાળની વાતથી તેને સૂઝી આવ્યું. જેમ એક વકીલ કાયદામાંથી છટકવાની બારી શોધી કાઢે તેમ શોધીને તેણે કહ્યુંઃ "ભલે બાઈ, તમે લાવજો. અત્યાર સુધી અમે અમારાં બાળક તરીકે છોકરાં રાખતાં'તાં તે ન ઊછર્યાં. અમારાં નસીબ ફૂટેલાં. પણ બાઈ તારે નસીબે ઊછરેય ખરું. અમે તારા છોકરાને તારું જ રાખીશું!"

અને મોહનને પણ આ યુક્તિ ગમી. તેણે એકદમ ઊભા થઈ કહ્યું : "હા, હા, બાઈ! નામ તું પાડજે, અને વરસમાં એકવાર આવીને છોકરાને બરડે હાથ ફેરવી જજે. ભગવાન તારા દીકરાને અમર રાખે! ચાલ ઇસ્પિતાલમાં. હું ત્યાંની નર્સને ઓળખું છું." કહેતા તે એકદમ સુવાવડખાનામાં વ્યવસ્થા કરવા ઊડયો.

ત્રણેક મિનિટ એમ વીતી ગઈ. મોહન ઓટલા પરથી ઊભો થયો ત્યારે તેની કેડના કોઈ હાડકાનો ટચાકો સંભળાયો. તે ઘરમાં જઈ ડગલો પહેરી આવી બહાર રસ્તા પર ચાલી ગયો.

તે જતો હતો ત્યારે રાધાએ પૂછ્યુંઃ "ક્યાં જાઓ છો?" પણ મોહને જવાબ ન આપ્યો અને બન્ને સ્ત્રીઓ સૂનમૂન દશામાં તેને અંધારામાં અદશ્ય થતો જોઈ રહી.

એકે બોલ્યું નહિ, તેમનાથી બોલાયું પણ નહિ. એક મિનિટ, પાંચ મિનિટ નિઃશબ્દ સૂનકારમાં પસાર થઈ ગઈ. મોહન ગયો તે દિશામાં બન્ને જોઈ રહી હતી. દૃષ્ટિ એક જ બાજુ ઢળી હતી છતાં બન્નેના ઘવાયેલા મનનો પ્રવાહ કોઈ બીજી જ દિશામાં જતો હતો કોઈને ય એની ખબર ન હતી.

નાસીપાસ થયેલી વિધવા પચાસેક વાર દૂર ગઈ ત્યારે રાધાને જાણ પડી કે આવેલી એ અજાણી સ્ત્રી ચાલી ગઈ હતી.

તે એકદમ દોડી અને પેલી સ્ત્રીને પકડી પાડી તેનો હાથ ઝાલી તૂટતા સ્વરે તેને કહ્યુંઃ "તારું બાળક જન્મે ત્યારે આપી જજે. જરાયે ચિંતા ન કરીશ, અમે તને પાળી ઉછેરી મોટું કરશું—પણ તારા બાળક તરીકે, અમારા નહિ. અને દર વર્ષને અંતે અમારે ત્યાં આવી જજે. અમારે ત્યાંના છોકરાં માટે એ ભારે કાળ છે."

અને વિધવા એક શબ્દ પણ ઉચ્ચારે તે પહેલાં તો રાધા ઘર તરફ દોડી ગઈ.

---o---

# "તમાસા શા?"

'શયદા'

[ ગઝલ ]

નિરાશી ઉર આ તારા, પળેપળના નિસાસા શા?
જગત, જો, એમ કહે છે કે કરે છે તું તમાસા શા?

તમારા જુલ્મને પણ મેં નિરંતર રે'મ છે માની.
કરો છો આપ આવીને બચાવો ને ખુલાસા શા?

હજારો વર્ષથી દુનિયા ફરે છે પણ નથી થાકી.
નહી સમજી શકું કે તું કરે છે રંગ આ શા શા?

પડી આફત, મળ્યા જખ્મો, ગયો રસકસ, બળ્યું જીવન.
હજી પણ જીન્દગાનીના રહ્યા છે લા'વ, આશા, શા?

નિરાશા, નાતવાની, બેકશી, દુઃખ, દર્દ એ મુજથી.
દિલાસા માંગનારા છે, મને દેશે દિલાસા શા?

ઘડી પળ શ્વાસ મારો આ જરી ના ચાલતો અટકે.
મુસાફર છે, મુસાફરને જગતમાં રાતવાસા શા?

જીવનનો શ્વાસ આ મારો, નથી એ શ્વાસ પણ મારો.
પછી શયદા રમત કેવી? પછી બાજી કે પાસા શા?

# સંતતિનિયમન

[ એક પત્ર ]

બાપાલાલ ગ. વૈદ્ય

[ ગતાંકથી ચાલુ ]

બહેન . . . ,

## સંતતિનિયમન વિષે મારું મંતવ્ય

સંતતિનિયમનના આ વિષય ઉપર જરા વધારે સ્પષ્ટતાથી હું લખવા માગું છું, નહિ તો મારું વક્તવ્ય ઘણાને ભ્રમમાં નાખશે. આગલા લખાણ ઉપરથી તું વખતે એમ માનતી થઈ હોઈશ કે હું સંતતિનિયમનનો કટ્ટો દુશ્મન છું. આ છાપ તારા પર પડી હોય તો તે ભૂંસવા માટે જ આ લીટીઓ લખું છું. ટૂંકમાં કહું તો, હું આ સંતતિનિયમનનો એકાન્ત વિરોધી કે એકાન્ત પક્ષપાતી નથી. મારો મોટો વિરોધ તો આના પ્રચારકાર્ય સામે છે. આ જાતના પ્રચારકાર્યને હું સમાજનું સત્યાનાશ કાઢનાર તરીકે માનું છું અને જે અધીરા સુધારકો આટલું જોવા જાણવાની દરકાર નથી કરતા તેમને હું 'નૈતિક અને આધ્યાત્મિક અંધાપો' કહેવાની ધૃષ્ટતા કરું છું. યુરોપાદિ પશ્ચિમના દેશોના દાખલા આપણી સામે છે અને તે જો આપણને ચેતવવા માટે પૂરતા ન હોય તો પછી બ્રહ્મા પણ એવાઓના મનનું સમાધાન નહિ જ કરી શકે.

બાકી, મહાત્માજી જેમ સંતતિનિયમન વિરુદ્ધ સંયમ અથવા પ્રજાપૂરતો જ સ્ત્રીપુરુષનો સમાગમ આગળ ધરે છે તે સંયમની વાત હું નથી કરતો—એ મહાપુરુષને તો એ જ વાત શોભે. ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्थाः । પરંતુ આપણે બધા તો મધ્યમમાર્ગના અધિકારીઓ છીએ—मध्ये तिष्ठन्ति राजसाः । એટલે મહાત્માજીનો માર્ગ મને આદર્શદૃષ્ટિએ ઉચ્ચ પણ વ્યવહારમાં કાર્યસાધક નથી લાગતો. જ્યારે સંતતિનિયમનના પ્રચારકોમાં તો આદર્શ તો છે જ નહિ પરંતુ તેમની પદ્ધતિ નૈતિક અને આધ્યાત્મિક અવનતિ નોતરનારી હોઈ હું તેને અવમાનું છું.

કામશાસ્ત્ર ઉપર જ આ સૃષ્ટિનું મંડાણ થયેલું છે. ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગસિદ્ધિ ઉપર જ ચોથી સિદ્ધિ જે મોક્ષ તે અવલમ્બેલી છે. ધર્મના એકદેશીય સેવનથી આપણા દેશમાં સાધુસંતોના રાફડા ફાટ્યા છે, અર્થના એકદેશીય સેવનથી પશ્ચિમની જીવનશક્તિસંપન્ન પ્રજાઓ મૃત્યુના મુખમાં પડવા લાગી છે અને કામના એકદેશીય સેવનથી શરીરમાં જાણે આત્મા જ ન હોય એવો વ્યવહાર થવા લાગ્યો છે. આ ત્રિવર્ગસિદ્ધિ ઉપર જ વર્ણાશ્રમ અવલંબેલો છે.

હિંદુ શાસ્ત્રકારોએ કામની કદીયે અવહેલના નથી કરી. કામશાસ્ત્રના એક લેખકે યોગ્ય જ કહ્યું છે કે सत्त्वोपकारपरमा हि ममाप्रवृत्ति—મારી આ પ્રવૃત્તિ પ્રાણીમાત્રના હિત માટે જ છે. બીજાએ કહ્યું છે કે बुधैर्विधेया न कुदृष्टिरस्मिन् કામશાસ્ત્રના વિષયોમાં વિદ્વાનોએ કુદૃષ્ટિ ન રાખવી જોઈએ. વાત્સ્યાયન—કામસૂત્રનો લેખક—તો કહે છે કે, "પરમ બ્રહ્મચર્ય અને સમાધિના પાલન પછીથી જ મેં लोकयात्रार्थम्—લોકકલ્યાણ માટે, આ ગ્રંથ રચ્યો છે— વિષયવાસના બહલાવવા નહિ—'न रागार्थोऽस्य संविधिः.' જગતનો જેના પર આધાર છે એ

ધર્મ, અર્થ અને કામ—એની રક્ષા માટે મારો આ પ્રયત્ન છે અને મારી ખાતરી છે કે આ કામશાસ્ત્રનો ખરો જ્ઞાતા જિતેન્દ્રિય જ થશે.'' પ્રભુએ દીધેલાં ગુપ્ત અંગોના જ્ઞાનનો પ્રકાશ સ્ત્રીપુરુષ માટે આવશ્યક છે. કામશાસ્ત્રના જ્ઞાન વિનાનું રતિકર્મ ખરેખર પશુતુલ્ય છે. રતિકર્મ કેવળ પ્રજોત્પત્તિ માટે જ છે અને આનંદ માટે નથી એ વાતને હું માની શકતો નથી. પ્રજાતિ, રતિ અને આનંદ આ લગ્નજીવનના ત્રણ આદર્શો વૈદિક કાળથી પ્રચલિત છે. પ્રજાતિ એટલે શુદ્ધ પ્રજાની પ્રાપ્તિ, રતિ એટલે સંસારસુખ અને આનંદ એટલે અસંસારી સુખ. કેવળ પ્રજા માટે જ સ્ત્રીપુરુષ સહવાસ સાધી શકે અન્યથા નહિ, એવી માન્યતા જીવનમાંથી રસ લૂંટી લે. જીવનમાં રસ અને આનંદને સ્થાન છે. બધા કંઈ સૂક્ષ્મ આનંદ—જે આધ્યાત્મિક વિકાસ વિના શક્ય નથી—અનુભવી શકે નહિ. મુ અંબુભાઈ પુરાણી તેમના 'પથિકનાં પુષ્પો' નામના પુસ્તકમાં 'પ્રેમ' નામના ગહન નિબંધમાં આ સંબંધી નીચે મુજબ લખે છેઃ—

"કામાનંદની એ તીવ્રતા સ્થૂલ સંભોગ વિના પ્રાપ્ત થઈ શકે ખરી ? અને જો તે પ્રાપ્ત થઈ શકે તેમ હોય તો કામવાસનાનું રૂપાંતર વધારે શક્ય અને સહેલું લાગે એ સંભવિત છે. માનવની પ્રકૃતિને અભાવાત્મક નિષેધ કે કેવળ નિરોધ કરતા ભાવાત્મક સાર્થકતા અને રૂપાંતર વધારે પસંદ પડે છે. વાસનાના સદંતર નિગ્રહનો આદર્શ કેટલાક શુષ્ક સંયમના આગ્રહી લોકો યા તો કેટલાક ચોખલિયા ધર્મો અને સંપ્રદાયો સેવે છે. તેમની મૌલિક ખામી એ છે કે તેમા માનવને પોતામાં રહેલી વાસનાની સાર્થકતા જણાતી જ નથી. દિવ્ય પ્રેમની અંતિમ સાર્થકતામા વાસનાને જોડવાનો માર્ગ તેનું રૂપાંતર કરવાનો છે—તેનો ઉચ્છેદ નહિ.

"ચૈતન્યની એવી અવસ્થા પ્રાપ્ત કરવી શક્ય છે કે જેને પરિણામે સ્થૂલ શરીરમાં,સંભોગની સ્થૂલ ક્રિયા વિના આનંદની પ્રાપ્તિ થઈ શકે. એ અવસ્થામા સંભોગમાં થતા અનિષ્ટ પ્રતિકાર્યો નહિ હોય એ નક્કી..." પૃ. ૧૦૬–૧૦૭.

શરીરના સ્થૂલ સંભોગ વિના પણ આનંદની પ્રાપ્તિ થઈ શકે એ માટે માનવભૂમિકા ઘણી ઉચ્ચ જોઈએ. માનવમાત્રે આ માટે જ પ્રયત્ન કરવાનો છે પરતુ આવું બધાના ભાગ્યમાં નિર્માયેલું હોતું નથી. એટલે જ સ્થૂલ આનંદ–રસ તરફ આપણે આંખમિચામણાં ન કરી શકીએ.

પ્રજોત્પત્તિને માટે જ સંભોગ હોઈ શકે એ પુરવાર કરવા ઘણાખરા પશુપક્ષીઓના દાખલા આપે છે. પરતુ એ વખતે એવું કહેનારા ભૂલી જાય છે કે પશુપક્ષીઓ કાચું માંસ ખાઈ શકે છે, માળામા કે માળા વિના સૂઈ રહે છે, કપડાં પહેરતાં નથી; આપણે આમ કરી શકતા નથી. પશુપક્ષીઓને જ્યારે જીવનમાં વસંત આવે છે ત્યારે જ તે પ્રિયતમાના યૌવનનો લાભ ઊઠાવે છે. મનુષ્યજીવનમાં આવી જાતની કોઈ વસંત ખાસ આવતી નથી. તો પછી 'કુદરત'ની વાતો કરવામાં ઝાઝું તથ્ય નથી. ઊલટું, ઘર બાંધવાં, લગ્ન કરવાં ઈત્યાદિ અનેક ક્રિયાઓ માનવસમાજે કુદરતની સામે બળવો કરીને જ સરજી છે.

પ્રજોત્પત્તિ ખાતર જ સંભોગ કરવો અન્યથા નહિ, એમ જે કહે છે તે ભૂલી જાય છે કે પ્રજોત્પત્તિની વાસનાથી સ્વતંત્ર એવું-મનુષ્યજીવનમાં પ્રણયનું એક અંગ છે. પ્રજોત્પત્તિ માટે જ સંભોગ કરવો અથવા પ્રજોત્પત્તિની જરૂર ન રહે ત્યારે સંભોગ બંધ કરવો એમાં વધારેપડતી ગણતરી અને એટલી બધી ભાવનાહીનતા છે કે તે મનુષ્યના કલાપ્રિય સ્વભાવને ગમતું જ નથી. પ્રણયની ઉત્પત્તિનું કેન્દ્ર આત્મા છે. શરીર સિવાય આત્મા રહી શકતો નથી તેમ શારીરિક સંભોગ સિવાય પ્રણયને પણ તૃપ્તિ થતી નથી. શારીરિક સંભોગ સિવાયનો

પ્રણય કલ્પી શકાય છે પણ અનુભવાતો નથી. કોઈ રામકૃષ્ણ પરમહંસ જેવા મહાતપસ્વીઓની બાબતમાં અપાર્થિવ પ્રણય શક્ય હશે, બાકી આપણા જેવાઓ માટે શારીરિક સંભોગ સિવાયનો પ્રણય સંભવતો નથી. 'પ્રણયીઓ પ્રેમની સંપૂર્ણ આપ-લે વાંચ્છે છે અને પરસ્પર પ્રાણની આપ-લેને પરિણામે પ્રાણની ભરતી નાડીયંત્રમાં ધસી આવી તેમના શરીરને પ્રફુલ્લ બનાવે છે—પ્રત્યેક અવયવીને વિકસિત અને પુષ્ટ કરે છે. પ્રાણની એ ભરતી શારીરિક કાંતિ પણ પ્રગટાવે છે.' આથી જ ચરકે યોગ્ય કહ્યું છે કે:

आयुष्मन्तो मन्दजरा वपुर्वर्ण बलान्विताः ।
स्थिरोपचित मांसाश्च भवन्ति स्त्रीषु संयताः ॥

સ્ત્રીસંપ્રયોગમાં સંયમી રહેનાર માણસો દીર્ઘ આયુષ્યવાળા, ભાગ્યે જ માંદા પડનારા, વર્ણ અને બલયુક્ત શરીરવાળા, સ્થિર અને ઉપચિત માંસવાળા હોય છે.

હવે તું સમજી શકીશ કે હું શુષ્ક સંયમનો પક્ષપાતી નથી. હું તો રસઝરતા સંયમનો (moderate gratification of sexual pleasures) ઉપાસક છું. અને બીજી વાત: પ્રણય કાયમ માટે સ્થૂલ શરીરસંબંધમાં જ વિરમી જાય, તેથી આગળ ઊર્ધ્વારોહણ કરી ન શકે, તો છેવટે ભોગ સામર્થ્ય વિનાનો—ઉત્સાહ વિનાનો, જર્જરિત બની જાય છે અને વિનાશને વહેલો નોતરે છે. ટૂંકમાં, લગ્નજીવનમાં રતિ (sexual pleasure)ને સ્થાન છે એમ હું માનું છું.

લગ્નજીવનમાં સ્ત્રીપુરુષનો સહવાસ ઘણા ઉદાત્ત ગુણો કેળવવામાં મદદરૂપ થાય છે. જ્યારે પ્રાણમાં ભરતી ચડે છે ત્યારે સ્ત્રીપુરુષો રસઝરતા યૌવનના તનમનાટથી એક બીજાને અપૂર્વ ભાવથી ભેટે છે—રસ અનુભવે છે. કેટલાક ચોખલિયાઓએ આ તનમનાટમાં ગણિત ઘુસાડ્યું છે. અઠવાડિયે એક વખત કે બે વખત, કે મહિનામાં બેત્રણ વખત, કે ઋતુકાલમાં, આવી આવી ગણતરી કેટલાકોએ કરીને આ જુસ્સાને નિયંત્રિત કરવાની સૂચનાઓ કરેલી છે. પરંતુ આ બધી સૂચનાઓમાં ગણતરીબાજ વાણિયાની કંજુસાઈ અને ક્ષુદ્રતા જણાય છે. . . .

આવી પ્રાણભરતી સ્ત્રીપુરુષોને હંમેશાં નથી આવતી. જેમ મનુષ્યો દુર્બળ તેમ તેમનો કામાવેશ વિશેષ હોય છે. સબલ શક્તિસંપન્નોને જ આવી પ્રાણભરતીઓ ચડે છે—માયકાંગલાંને નહિ. અણગમતાં, નાલાયક જોડાં જોડી જોડીને જે સત્યાનાશનાં બીજ આપણા ડાહ્યા ગણાતા ઘરડીઆઓએ રોપ્યાં છે તે બીજનાં ફળો અત્યારની વિષયલપટ પ્રજા છે. ભરતી શું કે મસ્તી શું તેની આ પામર મનુષ્યોને ઓછી જ ખબર છે? આપણે તો વેવલાં છીએ. આપણને :મની ભરતી શું આવે? લગ્નશય્યામાં અતિક્ષણ વીર્યનો પ્રવાહ વહેવડાવતાં પામર મનુષ્યો આ ભરતીને પિછાની શકતાં નથી. નરપુંગવોને અને રસઝરતી માનિનીઓને આવી ભરતી આવી શકે. સાચું કહું છું કે આવી પ્રેમની ભરતી મહિનામાં ક્વચિત જ આવી શકે. પ્રતિદિન સંપ્રયોગ સાધનારાં ખરેખર પામર મનુષ્યો છે. એમાં પ્રેમની ભરતી નથી પરંતુ વિષયની આસક્તિ છે. શક્તિથી આપ્લાવિત થયેલ સમાજમાં જ નરનારીઓ પ્રેમની ભરતીનો રસાસ્વાદ લઈ શકે. હાલ આપણી જે સ્થિતિ છે—શારીરિક અને માનસિક, (આધ્યાત્મિક સ્થિતિની વાત તો હજી કરવાની ઘણી વાર છે)—તે સ્થિતિમાં ફાટફાટ કરતી અને તેથી યોગ્ય માર્ગ શોધતી યૌવનની મસ્તી છે જ નહિ. જેમ તેમ કરીને પેટ

ભરવામાં જ જીવનની ઇતિકર્તવ્યતા સમજનારા અને રૂપિયા આના પાઈમાં જ પોતાનું ગૌરવ સમજનારા આપણા સમાજના મોટા ભાગમા આવી મસ્તી-તોફાન-વેગ નથી અને નથી છતાય વેવલાપણુ તો છે આ વેવલાપણામાથી જીવનની સર્વ બેનફ્રી પ્રગટે છે-પ્રગટી છે. આથી જ પ્રેમની પ્રબળ ભરતીની આડે કૃત્રિમ સાધનો, એની પાછળ રહેલો ડર, આ બધુ જણાય છે લાલસાના ગુલામ બનવુ છે અને પાછુ ડરવુ છે! પ્રેમની પ્રચંડ ભરતી હિલોળે ચડી રહી હોય ત્યારે પ્રિય-પ્રેયસીનું જે મિલન થાય છે તે અલૌકિક હોય છે. આ 'મસ્તી' સિવાયનો ભોગ એ કરુણાજનક વિષયાસક્તિ છે કૃત્રિમ સાધનો આ વિષયાસક્તિને પપાળવામા ઓર જ મદદ આપે છે. . . .

ત્યારે, સ્પષ્ટતા ખાતર, પુનરુક્તિ દોષ વહોરીને પણ, નીચેના મુદ્દાઓ તરફ તારુ ધ્યાન ખેંચુ છુ --

(૧) હું સ્ત્રીપુરુષના સમાગમમા કોઈ પણ જાતની ગણતરી, અમુક કાળ-'Safe period'[૧] ઇત્યાદિમા માનતો નથી. મહિનામા અમુક વખતે કે અઠવાડિયામા અમુક દિવસોમા, આ બધી ગણતરી પાછળ જીવનનો ઉલ્લાસ નથી જણાતો આ ગણતરીમા પ્રેમની ભરતી નથી, સ્નેહની અવહેલના છે

(૨) સંતતિનિયમનનો પ્રચાર ભવિષ્યની પ્રજા માટે અને ઊગતી પ્રજા માટે હાનિકર છે. કુમળા મગજો ઉપર એની ભયકર અસર થવાની એ તદ્દન નિર્વિવાદ વાત છે.

(૩) ચિકિત્સકની સલાહ મળે કે સ્ત્રી ગર્ભાધાન માટે તદ્દન અશક્ત કે નાલાયક છે તો જ તે સ્ત્રીએ ચિકિત્સકની સૂચનાનુસાર કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવો જોઈએ, અન્યથા નહિ આપણા ગરીબ દેશમા આવા ઘણા કેસો છે અને એવી સ્ત્રીઓને આ સાધનો માટે યોગ્ય સલાહ આપવામા આવે તેમા તેમનુ કલ્યાણ છે પરતુ આ સાધનો કેમ વાપરવા, કેમ મૂકી રાખવા, ક્યારે પહેરવા, ક્યારે કાઢવા વગેરેનુ પ્રત્યક્ષ જ્ઞાન તેમને આપવુ જોઈએ

મેરી સ્ટોપ્સ કહે છે કે ઇંગ્લાડમા ઘણી લેડી ડોક્ટરો અને ચિકિત્સકોને પણ આ સાધનો કેમ વાપરવા એનું જ્ઞાન નથી.[૨] જો ઇગ્લડ જેવા દેશોમા આ સ્થિતિ છે તો આપણા દેશની સ્થિતિ કેવી હશે તે કલ્પી શકાશે

(૪) કુમારિકાઓએ આ કૃત્રિમ સાધનોના ઉપયોગથી દૂર રહેવુ શ્રેયસ્કર છે લગ્ન પહેલાંની પવિત્રતા એ કોઈ પણ દેશની અમૂલ્યમા અમૂલ્ય મૂડી છે જે પ્રજાનુ કૌમાર આવી જાતના કુઠ્ઠે ચડશે-ચડી ગયુ હશે તેને માટે ભયકર ભાવિ છે એ આજે નહિ જણાય ચડતા વાર લાગે છે, પડતા નહિ મોટી ઉંમરના લગ્નો, પુરુષોની સાથે હરીફાઈ ક્ષેત્રમા સ્પર્ધા કરવાની વિઘાતક ઇચ્છા--આ બધુ અનિચ્છનીય છે

મેરી સ્ટોપ્સ કહે છે કે કુમારિકાઓને કૃત્રિમ સાધનો બરાબર બધ બેસતા થોડી વાર લાગે છે ત્યા સુધી એટલે શરૂઆતમા તે બાઈ પુરુષોને પોતાના ઉપરથ ઉપર 'કોન્ડોમ' વાપરવાની સલાહ આપે છે! આ વિષય ઉપર ટીકાની જરૂર છે ખરી? રમ-

૧. અત્યારે 'Safe-period'--જે કાળે સમાગમ સાધવાથી ગર્ભ રહેવાનો સભવ નથી તે કાલ-ઉપર નાહકની ઉહાપોહ થઈ રહી છે આગળ આ વિષય ઉપર હુ લખવાનો છુ.

૨ *Birth-Control To day* by Marie Stopes. 2nd. edi. 1934 p. 82.

ઝરતા યૌવનનો આવો દુરુપયોગ કુદરત સાંખી શકતી નથી. કુદરત તે માટે ચક્રવૃદ્ધિ વ્યાજથી અપરાધી પાસેથી ભોગની કિંમત વસૂલ કરે છે.

(૫) તદ્દન પછાત ગણાતી કોમોમાં અને તદ્દન નિરાધાર એવી કોમોમાં જો આ કૃત્રિમ સાધનોનો પ્રચાર થાય તો તે ઇચ્છવાયોગ્ય છે. પરંતુ જે વિદ્વાનો ગરીબોની દુર્દશા ઉપર આંસુ સારે છે તે ગરીબોને તો તેઓમાંના કોઈપણ સ્પર્શી શકતા નથી.

અને આપણા દેશની સાધારણ ભણેલી સ્ત્રીઓને આ સાધનો વાપરતાં આવડતાં નથી તો પછી આ તદ્દન પછાત કોમની સ્ત્રીઓને તો આવડશે જ કેમ? આનો વિચાર કોઈ કરતું જણાતું જ નથી. વાતો કરવી જેટલી સહેલી છે તેટલું જ કાર્ય મુશ્કેલ છે.

મૅરી સ્ટોપ્સ કહે છે:

"I want to emphasize the importance to every woman of having one complete internal examination before she embarks on the use of contraceptives. Unless you are very well educated in human anatomy and can judge your own configuration exceptionally well, you have to be taught just how to place what is best to use. Even lady doctors often find they cannot use the best methods themselves until they have been taught how to do so."[1]

આ વસ્તુસ્થિતિ ઇંગ્લંડની છે તો હિંદની તો વાત જ શી પૂછવી? અહીં સોમાંથી નવાણું સ્ત્રીઓને આ સાધનોનો ઉપયોગ કરતાં આવડતું નથી. ગરીબ સ્ત્રીઓની તો વાત જ શી?

'અમો ક્લિનીક્સ સ્થાપીશું,' આવો ઉત્તર ગામડાંની હાલતથી તદ્દન અનભિજ્ઞ જ આપી શકે. જે દૂબળા ચોધરાઓ માંદા પડે છે ત્યારે દવા પીતા નથી તે પછાત કોમમાં ક્લિનીક કેવું ચાલશે?

(૬) સંસ્કારી સુખી કુટુંબો પાસેથી સમાજ વિપુલ સંતતિની આશા રાખે છે. પરંતુ સુવાવડોથી શરીરની પાયમાલી થાય છે એ ડરથી આજ સમાજમાં કૃત્રિમ સાધનોનો વપરાશ વધ્યો છે—ઘર કરી બેઠો છે. જે કુટુંબો પાસેથી વધારેમાં વધારે સંતાનોની આશા સમાજને રાખવાનો હક્ક છે તે કુટુંબોમાં સંતાનો જ કયાં છે? ઉમદા ખમીર આપણે ગુમાવી રહ્યા છીએ. રાષ્ટ્રને પારાવાર નુકસાનમાંથી બચાવવું હોય તો સુખી જોડાંએ આ સાધનોથી દૂર રહેવું જોઈએ.

(૭) કૃત્રિમ સાધનોથી સોએ સો ટકાની ખાતરી કોઈ આપી શકતું નથી. 'સોએ સો ટકા જેટલી શાસ્ત્રીય ચોક્કસતાથી જો આ સાધનો વપરાય તો સોએ સો ટકા ખાતરી આ સાધનો આપી શકે છે' એમ સ્ટોપ્સ માને છે. પરંતુ આપણા સમાજમાં એટલી બધી—વધારે પડતી ચોક્કસતા રાખી શકવાની સમજ, શક્તિ અને સાધન નથી. આપણા ડૉક્ટરોને પણ આ વિષયનું જ્ઞાન નથી.

૧. *Birth-Control To day*. 2nd. edi. 1934. p. 82

સુધારકોનો ડર ધાલીને ભવિષ્યની પ્રજાના મનમા જે વિષ-બીજો વાવવામા આવે છે તે વર્ણનથી પર છે એ બીજોનો ફાલ જ્યારે ઊતરવા માડશે ત્યારે આપણે કપી ઊઠીશુ

આર્થિક દૃષ્ટિ, દયાદૃષ્ટિ અને સામાજિક દૃષ્ટિ—આ કૃત્રિમ સાધનોના બચાવ માટે ઓથ ધરવામા આવે છે, પરતુ આ સવા બહાના છે અમેરિકા અને યુરોપ જેવા અતિસાધનસપન્ન દેશોમા આર્થિક અવદશા કે વધારે પડતી વસ્તીના પરિણામે કૃત્રિમ સાધનો વપરાય છે એમ માનવુ એ ભ્રામક માન્યતા છે હિંદુસ્તાનમા અતિશય વસ્તી વધી પડી છે એના રામબાણ ઇલાજ તરીકે જે આ કૃત્રિમ સાધનોનો નિર્દેશ કરે છે તે એક રોગ કાઢતા બીજા અનેક ભયકર રોગોને જન્મ આપનાર ઊંટવૈદો છે વધારે પડતી વસ્તીની અટકાયત માટે, આર્થિક અવદશા માટે, ગરીબોનુ કલ્યાણ સાધી નાખવાની વેવલી દયા માટે—આ સાધનોને આગળ ધરાય છે તે ખરેખર આ સુધરેલા જમાનાનુ છદ્મ છે ગમે તેના છદ્મને આ જમાનો સત્ય તરીકે રજુ કરવામા પાવરધો છે હેવલોક એલિસ ચેગર જ કહે છે કે:

> "The most significant aspect of our civilization, psychologically fluoroscoped, is pretense Pretense is the key to modern civilization Men pretend to believe in God and sacrifice their lives to Mammon, they love liberty and prosecute the champions of freedom, honour Christ and are obedient to Mussolini They bow down to virtue as holy and stain the earth with prostitution and syphilis... .."[1]

હીક, ગમે તે બહાના હેઠળ આ કૃત્રિમ સાધનોનો બચાવ થાય છે ને થશે જ. એક મશહૂર લેખકે ચેગર જ કહ્યુ ,છે કે જગતની અર્ધી શક્તિ, અનિષ્ટોને ઉત્પન્ન કરવામા અને બાકીની અર્ધી શક્તિ તે અનિષ્ટોને નિવારવામા ખર્ચાય છે આનુ નામ જ જગતની ઘટમાળ ' ને સુધારકોના પ્રયત્નો આ અનિષ્ટ પરપરાથી જ ઉદ્‌ભવેલા નથી શુ ?

પત્ર જરા લાબો થઈ ગયો છે તેથી કદાચ તને કટાળો ઊપજશે. પરતુ આ વિષય ઉપર જેટલુ લખાય તેટલુ ઓછુ છે પરતુ હવે Safe period–' સેફ પિરિયડ ' સબધી ટૂકમા પતાવી આ લાબો પત્ર પૂરો કરીશ

આ સેફ પિરિયડ એ રોમન કૅથોલિક પાદરીઓ જે કૃત્રિમ સાધનોના વિરોધીઓ છે તેમની બાગ છે આ બાગને સાયન્સના વાઘાથી સજવામા આવી છે કારણ કે આ જમાનો શાસ્ત્રીય—Scientific ગણાય છે ગમે તેવુ પણ સાયન્સ ઊભુ કરો એટલે બસ બહાના બોલ જેવુ આજનુ સાયન્સ આદરપાત્ર મનાયુ છે એટલે ગમે તેના વાદને સાયન્સના વાઘા સજાવીને વહેતો મૂકી શકાય તો પછી તેનો પ્રચાર સડસડાટ ચાલવાનો. આવુ જ ' સેફ પિરિયડ 'નુ છે. શક્તિસપન્ન દપતી માટે સેફ પિરિયડ જેવુ કઈ છે જ નહિ પાદરીઓએ

1. *Sex in Civilisation* edited by V. F. Calverton and S. D. Schmalhausen-મ હેવલોક એલિસની પ્રસ્તાવના ઉપરથી

આ અર્ધદગ્ધ વાદને અતિ મહત્ત્વ આપ્યું છે જેને પરિણામે બજારોમાં આ જાતની અનેક ક્તિાબો વેચાય છે અને તેની અનેક આવૃત્તિઓ લાખોની સંખ્યામાં ખપી રહી છે. *The Sterile Period in Family Life* by Rev. Canon Valere J. Couke, *Legitimate Birth-Control according to Nature's Law* by Rev. Mr. O'Brien વગેરે પુસ્તકોનો જબરો ઉપાડ છે. આપણે અહીં પણ આ પુસ્તકો વાંચીને મુંબઈના ડૉ. ગીલ્ડરે આ સેફ પિરિયડ વિષે એક વખત લખ્યું હતું કે કૃત્રિમ સાધનોના જમાનામાં આ અતિ મહત્ત્વની વાત તરફ ધ્યાન દેવું ઘટે છે. મહાત્માજી પણ આ વિચારમાં કંઈક અંશે માનતા થયા હતા એમ મારું માનવું છે. પરંતુ આ 'સેફ પિરિયડ 'વાદ વિશ્વસનીય નથી—ભ્રામક છે.[1]

મારાથી બનતો સંતોષ આપવા મેં પ્રયાસ કર્યો છે. તારા મનનું સમાધાન જો આથી થશે તો મારો આ પ્રયત્ન સફળ લેખીશ.

નિર્મળ! તું આ છંદમાં રખે પડતી, બીજી બહેનોને પણ ચેતાવજે. નીચલી યાદગાર લીટીઓ યાદ કરજેઃ—

સ્મર સ્મર જરિ હૈયે તાતના બોધ ઊંચા
જરૂર જરૂર તૂને લેઈ લેશે ઉગારી;
પતન સમજજે આ પાપકેરી ખિણોમાં
નવ નિકળિ શકાશે જો પડી એક વાર;
નિરખ નિરખ કે તૂ કોણ, ને કોણ હૂં યે
જરૂર સમજજે આ દેહનો મોહ કૂડો.

(સુંદરજી બેટાઈકૃત 'મદનવિજયી લોચનદાન')

સરોવરોની પાળો તોડવી સહેલ છે—બાંધી હશે તેને કેટલો શ્રમ પડ્યો હશે તેનો તું ખ્યાલ કરજે. બાંધ્યાં તળાવોની પાળ ખોદી કાઢચા પછી જળના પ્રવાહને રોકવો એ કેટલું મુશ્કેલ છે તે વિચારજે. નીતિ સાપેક્ષ છે એ ભ્રામક દલીલો આત્માને હણશે. જીવનમાં સંયમને અગત્યનું સ્થાન છે તે યાદ કરજે. અંતે, સ્વ. કવિ રમણભાઈની નીચેની પંક્તિઓ ટાંકી આ પત્ર બંધ કરું છું:—

દુર્વૃત્તિઓ જે જગવે જનોની
તે ખેલ મારે ભયનો ભરેલો
ભર્યાં તળાવો તણી પાળ ખોદી
રોકી શક્યા છે જળધોધ કોણ?

સ્નેહાધીન
બાપાલાલનાં
સ્નેહવંદન

૧. આ વિષય ઉપર લેફ. કર્નલ એસ. એસ. સોખેએ 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' તા. ૭ એપ્રિલ ૧૯૩૬માં જે લખ્યું છે તે વાંચવા જેવું છે.

# સોનાનું ભવિષ્ય

ચંદ્રપ્રસાદ હ. દીવાનજી

સાત વર્ષ પહેલાં પાશ્ચાત્ય પંડિતો કહેતા હતા કે દુનિયામાં સોનાનો દુકાળ પડશે. આજે એ જ પંડિતો કહી રહ્યા છે કે સોનાની પેદાશના પ્રમાણમાં એની ખપત હવે ઓછી છે અને તેથી સોનાના ભાવો બેસી જવા સભંવ રહે છે. કેટલાક કહે છે અને માને છે કે તુરતમાં જ સોનાનો ભાવ ઊતરી જશે, જ્યારે બીજા કેટલાક એમ માને છે કે એવા સંજોગો હજી ઊભા થયા નથી કે જેથી તુરતમાં સોનાનો ભાવ બેસી જાય. આ બન્ને પક્ષોના વિચાર આપણે તપાસીએ. અને તે માટે દુનિયાના જુદાજુદા દેશોની સોનાની પેદાશના આંકડા આપણને જરૂર ઉપયોગી થઈ પડશેઃ—

| વર્ષ | દક્ષિણ આફ્રિકા | રૂશિયા | અમેરિકા | કૅનેડા | બીજાદેશો | કુલ્લે | સોનાની કિંમત |
|---|---|---|---|---|---|---|---|
| | [દસ હજાર આઉન્સના આંકડા] | | | | | | દશ લાખ સ્વીસ ફ્રૅંકમાં |
| ૧૯૧૫ | ૯૦૯૬ | ૧૫૪૬ | ૪૮૮૮ | ૯૧૮ | ૬૧૪૬ | ૨૨૫૯૪ | ,૨૪૨૦ |
| ૧૯૩૨ | ૧૧૫૫૯ | ૧૯૯૦ | ૨,૪૪૯ | ૩૦૪૪ | ૫૨૬૪ | ૨૪૩૦૬ | ૨૬૦૪ |
| ૧૯૩૩ | ૧૧૦૧૪ | ૨૬૬૭ | ૨,૫૩૭ | ૨,૯૪૯ | ૬૩૩૬ | ૨૫૫૦૩ | ૨૭૩૨ |
| ૧૯૩૪ | ૧૦૪૮૦ | ૪૨૬૩ | ૨૯૧૬ | ૨૯૭૨ | ૬૯૯૯ | ૨૭૬૩૦ | ૨૯૬૦ |
| ૧૯૩૫ | ૧૦૭૭૪ | ૫૮૩૧ | ૩૬૧૯ | ૩૨૮૩ | ૭૪૮૪ | ૩૦૯૯૧ | ૩૩૨૦ |
| ૧૯૩૬ | ૧૧૩૩૯ | ૭૩૫૦ | ૪૨૯૫ | ૩૭૨૧ | ૮૫૪૯ | ૩૫૨૫૪ | ૩૭૭૭ |

(લગભગ પદર સ્વીસ ફ્રેન્કનો એક પાઉંડ થાય છે.)

ઉપલા આંકડા પરથી આપણે જોઈ શકીએ છીએ કે દુનિયામાં ૧૯૩૨ થી ૧૯૩૬ સુધીમાં સોનાની ઉત્પત્તિ દોઢી થઈ છે અને તેમાં રૂશિયાએ તો પોતાની સોનાની ઉત્પત્તિ સાડાત્રણ ગણી વધારી દીધી છે. બીજા દેશોમાં પણ પેદાશ વધી છે, છતાં રૂશિયાના પ્રમાણમાં તે ખાસ ગણતરીમાં ન આવી શકે.

દુનિયામાં સોનાની ઉત્પત્તિ વધી અને તે ઉપરાંત કેટલાક દેશો જેવા કે હિંદુસ્તાન, ચીન, હોંગકોંગ વગેરે જેઓ સોનાની મોટા પ્રમાણમાં આયાત કરતા હતા, તેઓએ સોનું આયાત કરવું બંધ કર્યું એટલું જ નહિ, પણ તેથી ઊલટું મોટા પ્રમાણમાં સોનું નિકાશ કરવા માંડ્યું. એની નિકાશના આંકડાઓ નીચે મુજબ છેઃ—

| વર્ષ | હિંદ | ચીન | હોંગકોંગ | કુલ્લે |
|---|---|---|---|---|
| ૧૯૩૧ | ૪૭૭ | ૫૪ | ૬૩ | ૫૯૪ |
| ૧૯૩૨ | ૧૦૧૪ | ૧૧૮ | ૫૯ | ૧૧૯૧ |
| ૧૯૩૩ | ૬૫૩ | ૭૪ | ૧૦૦ | ૮૨૭ |
| ૧૯૩૪ | ૭૦૬ | ૫૪ | ૬૮ | ૮૨૮ |
| ૧૯૩૫ | ૪૯૫ | ૪૩ | ૩૪ | ૫૭૨ |
| ૧૯૩૬ | ૨૭૧ | ૩૭ | ૨૯ | ૪૩૭ |
| કુલ્લે | ૩૭૧૬ | ૩૮૦ | ૩૫૩ | ૪૪૪૯ |

ઉપરના આંકડા પરથી આપણે જોઈ શકીએ છીએ કે પૂર્વના દેશોએ સોનાની મોટા પ્રમાણમાં નિકાશ કરી છે.

હવે આપણે મધ્યસ્થ બેંકો ( Central Banks ) અને સરકારી તીજોરીમાં જમા કરેલા સોનાના આંકડાઓ લઈશું:—

| | ૧૯૩૨ના છેવટમાં | ૧૯૩૬ના છેવટમાં | વચગાળામાં થયેલો ઘટાડો |
|---|---|---|---|
| બ્રિટન | ૩૦૨૧ | ૭૯૧૧ | + ૪૮૯૦ |
| અમેરિકા | ૨૦૯૬૪ | ૩૪૪૩૯ | + ૧૩૪૭૫ |
| ફ્રાન્સ | ૧૬૮૫૭ | ૯૧૬૮ | − ૭૬૮૯ |
| હોલેન્ડ | ૨૧૫૧ | ૧૪૯૯ | − ૬૫૨ |
| બેલ્જિયમ | ૧૮૭૧ | ૧૯૩૪ | + ૬૩ |
| સ્વીટ્ઝરલેન્ડ | ૨૪૭૧ | ૨૦૦૬ | − ૪૬૫ |
| જર્મની | ૧૦૮૩ | ૧૪૧ | − ૯૪૨ |
| ઇટલી | ૧૫૯૩ | ૬૩૮ | − ૯૫૫ |
| બીજા દેશો | ૧૨૧૩૧ | ૧૪૫૬૪ | + ૨૪૩૩ |
| કુલ્લે | ૬૨૧૪૨ | ૭૨૩૦૦ | + ૧૦૧૫૮ |

ઉપરના આંકડા ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે બ્રિટન અને અમેરિકાએ ૧૯૩૨ થી ૧૯૩૬ સુધીની સોનાની ઉત્પત્તિનો મોટો ભાગ પોતાના દેશમાં સંગ્રહેલો છે. એ બન્ને દેશોએ જે 'એકસચેંજ ઈકવાલિઝેશન' ફંડમાં સોનું જમા કર્યું છે તેના આંકડા તો આમાં આવતા નથી, કારણ એ તો ખાનગી રાખવામાં આવ્યા છે. બાકી તો એમ ખુશીથી બતાવી શકાય કે બ્રિટન અને અમેરિકા વચ્ચે દુનિયાનું ૩/૪ જેટલું સોનું જમા થયું છે.

સોનાની સ્થિતિ માટે ચાર કારણો ટૂંકામાં આપી શકાય: પહેલું તો દુનિયામાં વધતી જતી સોનાની ઉત્પત્તિ; બીજું રૂશિયામાંથી અણધારેલ થતી સોનાની નિકાશ; ત્રીજું પૂર્વના દેશો જે સોનું સંગ્રહ કરતા હતા તે દેશો મોટા પ્રમાણમાં નિકાશ કરી રહ્યા છે; અને ચોથું, દુનિયાના મોટા મોટા દેશોએ પોતાના ચલણની કિંમત ઘટાડી છે અને તેથી ચલણને હિસાબે સોનાના જથ્થાની કિંમત ઘણી વધી ગઈ છે. દુનિયાના મોટા દેશોમાં બ્રિટન, અમેરિકા અને ફ્રાન્સને સોનાનો પ્રશ્ન સૌથી વધારે મૂંઝવી રહ્યા છે. સાધારણ રીતે વિચારીએ તો આપણને જણાશે કે ફ્રાન્સે તો પોતાના ફ્રાંકના ચલણની કિંમત હાલમાં જ ઘટાડી અને કાંઈક અંશે થોડા સમય માટે તો પોતાને માટે સોનાના પ્રશ્નમાં રાહત શોધવા પ્રયાસ કર્યો છે. અમેરિકા અને બ્રિટન હવે શાં પગલાં લે છે એ લોકો જોઈ રહ્યા છે.

જ્યારે ચાંદીના ભાવ વધ્યા હતા અને દુનિયાની બધી બજારોમાં અમેરિકા જે ભાવ બોલાવે તેથી સોદા થઈ શકતા હતા કારણ કે અમેરિકાની સરકાર જ એકલી મોટા પાયા પર ખરીદી કરતી હતી, ત્યારે ગણતરીબાજો એમ કહેતા હતા કે અમેરિકા કોઈ દિવસ ચાંદીબજારને જરૂર દગો દેશે. જે તેજીવાળાઓ એમાં કમાયા હતા તે આવું કહેનારને ગાંડામાં ગણતા હતા. ત્યાર પછીના બનાવોએ એ ગણતરીબાજોની આગાહી ખરી પાડી છે અને આપણે હિંદમાં ચાંદીના ભાવ રૂ. ૮૭ થી ઘટીને રૂ. ૪૮ સુધી નજરોનજર જોઈ

શકયા છીએ એ જ પ્રમાણે સોનાની બાબતમાં પણ હાલમાં થઈ ગયું છે દોઢથી બે મહિના પહેલાં એવી અફવા આવી કે અમેરિકન સોનાના ભાવ ઘટાડશે, જયારે કેટલાક એનો જવાબ એમ આપો કે બ્રિટન તે ભાવ ટકાવી રાખવાને બનતું કરશે તુરત જ આકડાશાસ્ત્રીઓએ જણાવ્યું કે બ્રિટન સોનાના હાલના ભાવો ત્રણ મહિનાથી વધારે ટકાવી શકશે નહિ બ્રિટનની સરકારને આ બાજની લાગ્યુ હોવું જોઈએ કારણ થોડા જ વખતમાં બ્રિટને પોતાનું એક્સચેંજ ઈક્વાલિઝેશન ફંડ' ૨૦ કરોડ પાઉંડ વધારીને સોનાના ભાવ ટકાવી રાખવાની પોતાની શક્તિ હજી ખૂટી નથી એમ પુરવાર કરી આપ્યું

સોનાના ભાવ ઊંચા ટકાવી રાખવાના કારણોમાં એમ જણાવવામાં આવે છે કે સોનાના ભાવ બેસી જાય તો બીજી સઘળી ચીજોના ભાવો પણ બેસી જાય, આ વાતમાં બહુ વજૂદ જેવું નથી એમ આકડાશાસ્ત્રીઓ પુરવાર કરવા તૈયાર છે તેમનું કહેવું એવું છે કે ૧૯૨૭ થી ૧૯૩૧ સુધી સોનાનો ભાવ એકસરખો ટકેલો હતો છતાં દુનિયાની બીજી પેદાશોના ભાવો નીચા ઊતરતા જ ગયા છે અને ૧૯૩૧ પછી જ્યારે પાશ્ચાત્ય દેશોએ સોનું એકદમ સંગ્રહ કરવા માંડયું અને સોનાના ભાવ વધ્યા ત્યારે બીજા ભાવો એના પ્રમાણમાં ખાસ વધ્યા નથી એટલે કે, સોનાનો ભાવ ઓછો થવાથી જે બીજી વસ્તુઓમાં મંદી આવવાની બીક બતાવવામાં આવે છે એ સોનાની પેદાશ અને સંગ્રહ કરનાર દેશોની સોનાના ભાવ ટકાવી રાખવાની ચાલબાજી છે

સાધારણ માણસો કે જેઓ સોનાના વેપાર સાથે સબંધ નથી ધરાવતા એ લોકો એમ કહે છે કે જેમ રૂશિયન પેટ્રોલ દેશમાં આવ્યું અને પેટ્રોલના ભાવ ઘટયા તેમજ રૂશિયન સોનું દુનિયામાં આવવાથી દુનિયામાં સોનાના ભાવ ઘટવા જોઈએ હવે સોનાના ભાવો ટકાવી રાખવાને અમેરિકા અને બ્રિટન અથાગ મહેનત કરી રહ્યા છે પણ સોનું આયાત કરનાર દેશો સોનું નિકાસ કરી રહ્યા છે ત્યાં સુધી એ ભાવ ટકવા અસંભવિત છે એમ ઘણા માને છે સોનાના ભાવ હાલના સંજોગોમાં લાંબો વખત ટકાવી રાખવા મુશ્કેલ છે કારણકે દુનિયાના બે મોટા લેણદારો, અમેરિકા અને બ્રિટન પાસે જ સોનાનો જથ્થો છે એમના દેશની નિકાસ અને ધીરેલા નાણાંના વ્યાજ અને બીજી સેવાઓના બદલાના મહેનતાણામાં એમને જોઈતી કાચી વસ્તુઓ મળી રહે છે એટલે સોનાનો જથ્થો એ દેશોમાંથી બીજા દેશોના હાથમાં તુરત જઈ શકે એમ નથી ચાંદીની બાબતમાં એવું અમેરિકા જ સંડોવાયેલું હતું તેને આખી દુનિયાની સામે એ લાંબો વખત ઝઝૂમી શક્યું નહિ પણ સોનામાં અમેરિકા બ્રિટન અને ફ્રાન્સ એ ત્રણ સંડોવાયેલા છે એટલે એ ટકાવી રાખવાની લડત લાંબો વખત ચાલી શકશે

કુદરતનો ન્યાય પણ કેવો વિચિત્ર છે કે જે દેશો પૂર્વના દેશોને સોનું સંગ્રહ કરવા માટે વગોવતા હતા—નીતિ કે—તેમના જ પોતાના દેશોમાં એવી સ્થિતિ ઉત્પન્ન થવા પામી છે કે સોનું હદ ઉપરાંત સંગ્રહ થઈ ગયું છે અને હવે એમાંથી કેમ છૂટવું એ પ્રશ્ન એમને મૂંઝવી રહ્યો છે।

ભલે એમને જ આશા છે કે પૂર્વના દેશો પાછું સોનું ખરીદવા માંડે તો દુનિયાના સોનાનો પ્રશ્ન અર્ધો ઉકેલી ગયો સમજવો પણ એ દેશોને તો સોનું નિકાસ કરવું પડયું છે

તે કાંઈ વધેલા ભાવનો લાભ લેવાને વેચેલું સોનું નથી, પણ દેશની કંગાલિયતને લીધે ખેડૂતોએ બચાવી રાખેલું સોનું બહાર કાઢી વેચ્યું છે. હવે જો ખેતીની પેદાશના ભાવો સુધરે તો જ એ દેશો પાસે ઓછા ભાવે પણ સોનું લેવાની શક્તિ આવે. ખેતીની પેદાશના ભાવો સુધરવાને માટે દેશપરદેશનો વેપાર ધમધોકાર ચાલતો થવો જોઈએ અને એ વેપાર છૂટથી ચાલી શકે નહિ જ્યાં સુધી દેશોને એક બીજા પર પૂર્ણ વિશ્વાસ આવે નહિ.

દુનિયામાં જ્યાં સુધી એવો ડર રહે છે કે હાલના સોનાના ઊંચા ભાવ ટકી શકવાના નથી ત્યાં સુધી કોઈ પણ દેશ મરજિયાત સોનું આયાત કરે એવો સંભવ નથી. હવે ઘણાને લાગે છે કે સોનાના ભાવ નીચા ઊતરવા જોઈએ પણ તે કેટલા ઊતરશે તે કોઈ કહી શકે એમ નથી. લડાઈ પહેલાંના ભાવો હાલમાં થાય એવો સંભવ ઓછો છે પણ આફ્રિકા જેવા સોનાની પેદાશવાળા દેશો પણ એમ માને છે ને ભાવ ઘટશે જ અને તેથી બ્રિટનને એણે એવી અરજ કરી છે કે સોનાના ભાવ ૭ પાઉંડથી ઓછા ન થાય એમ બંદોબસ્ત કરવો. મુખ્ય દેશોના નાણાંપ્રધાનો ભાર મૂકી મૂકીને કહે છે કે હાલ તુરતમાં સોનાના ભાવો ઘટશે નહિ એટલે આપણે એવી સદ્ધર ખાતરીની અવગણના તો ન જ કરી શકીએ. પણ દુનિયાના સોનાની ઉત્પત્તિ, નિકાશ અને ખપત એ ધ્યાનમાં લેતાં એમ જરૂર કહી શકીએ કે એ મુખ્ય દેશોના પ્રયાસને લઈને સોનાના ભાવમાં ચાંદીની માફક એકદમ મંદી આવશે નહિ. જો કે મોડાવહેલા ભાવ ઘટશે એમ તો ઘણાખરા માને જ છે. કેટલાકનું માનવું છે કે હિંદમાં તોલાના રૂ. ૩૦ની આસપાસ ભાવ ટકી રહેશે, જ્યારે બીજા એમ માને છે કે રૂ. ૨૫ ની આસપાસ ટકી રહેશે. આ બે વચ્ચેનો ભાવ લઈએ તો સોનું રૂ. ૨૭ થી રૂ. ૨૮ ના ભાવ પર ટકશે અને લાંબા વખત સુધી ટકશે, એમ અનુમાન કરી શકાય.

૨૧મી સપ્ટેમ્બર ૧૯૩૧માં બ્રિટને સોનાનું ધોરણ છોડયું અને તેથી ધારણાવાળાઓ એમ માને છે કે એ જ મહિનામાં અને એ જ તારીખની આસપાસથી સોનાની મંદીની શરૂઆત થશે, જેમ ૧૯૩૧થી તેજીની શરૂઆત થઈ હતી તેમ. નાણાશાસ્ત્રીઓ અને અર્થશાસ્ત્રીઓ ભલે માને અને મનાવે કે સોનાના ભાવ ઘટશે તો ખેતીની પેદાશના ભાવો ઘટશે; પણ કદાચ એથી ઊલટું જ થાય અને સોનાના ભાવો ઘટવાથી દેશપરદેશનો વેપાર વધારે છૂટથી ચાલે અને તેને અંગે ત્રણ દેશોમાં ભરાયેલું સોનું વધારે દેશોમાં વહેંચાય અને સોનાની કિંમત સ્થાયી થાય. હવેના બેત્રણ મહિનામાં થતી ઉથલપાથલ આપણને ખરું શું છે તે દેખાડી આપશે.

ઉપલા સંજોગો ધ્યાનમાં લઇએ તો આપણને એમ માનવાનાં કારણો રહે છે કે સોનાના ભાવ વહેલા મોડા ઘટવા જ જોઇએ. હિંદુસ્તાને ભોગવેલું ચાંદીનું નુકસાન સોના વાટે પાછું આવે તો નવાઈ નહિ! અને રૂશિયાની અણધારી નિકાશ અને વધતી જતી પેદાશ આવી જાતની શ્રદ્ધાને ટેકો આપે છે. રૂશિયાનો આર્થિક કાર્યક્રમ સોનાની તેજી વધારે ટકવા દે એમ લાગતું નથી.

———o———

# વર્ષાને વધામણે

રમણિક અરાલવાળા

આજે આષાઢને વધામણે રે લોલ,
વાગે છે મેઘનાં મૃદંગ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ઇશાની અપ્સરાએ આદર્યા રે લોલ,
અંગતણા રંગભર્યા ભંગ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ચણીયો ઝૂલાવી ચારદિશનો રે લોલ,
ડોલે છે વાયુ મંદમંદ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

વ્હાલભરી વાદળીના વૃંદમાં રે લોલ,
ચમકે છે કોકવાર ચંદ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ઘેરું ગવાય ગાણું ગેબમાં રે લોલ,
દિશાએ દઈ રહી છે તાલ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

પીવા તિમિરતણા તેજને રે લોલ,
થંભ્યો લાગે છે ઘડી કાલ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ઝીલવા મેહુલીયાનાં મીઠડાં રે લોલ,
ધરણી ઊભી છે ધરી ભાલ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

આગીઆના ઝબકારે જાગતા રે લોલ,
સૂતેલાં શમણાંના ફાલ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

શેરીના સંત સમા પીંપળા રે લોલ,
મરમરમાં બનીયા મસ્તાન, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

તમને શી રીસ મારા રાજવી રે લોલ,
ઓછાં માગોની જરી માન, રાજ!
આવો ને બેસીએ અગાસીએ રે લોલ.

# જર્મની અને ઈટાલી કયે રસ્તે?

વિજય મુ. વાસુ

ઈટાલી–હબ્સીનિયાના વિગ્રહે યુરોપ ઉપરથી અનિશ્ચિતતાની આંધી વિખેરી નાખી છે. યુરોપનાં રાજ્યો આજે કયાં ઊભાં છે અને તેઓ કયે રસ્તે કૂચ કરે છે એ તેણે બતાવી આપ્યું છે. એ વિગ્રહના અનેક અનર્થો પૈકી એક અનર્થ ઈટાલી અને જર્મનીની મૈત્રીનો જન્મ છે. એ વિગ્રહે બતાવી આપ્યું છે કે મધ્ય યુરોપનાં આ બે ફાસિસ્ટ રાજ્યો પોતપોતાના ગૌણ મતભેદ ભૂલી જઈને પ્રજાસ્વાતંત્ર્ય અને પ્રજામતને છુંદી નાખવા અરસપરસ સહકાર કરે છે.

એ મૈત્રીનું મૂળ પ્રથમ આપણે તપાસી લઈએ. અને પછી તેના અનર્થો પણ જોઈશું.

હબ્સીનિયાના વિગ્રહ પહેલાં હિટલરે સત્તામાં આવ્યા પછી ઈટાલીની મૈત્રી મેળવવા. ઘણા પ્રયાસ કર્યા હતા, અને તે માટે તે પોતે એક વખત મુસોલિનીને મળી પણ આવ્યો હતો. પરંતુ મુસોલિની મુત્સદ્દી છે; નાઝી જર્મનીના અચોક્કસ ભાવિ અને યુરોપના અનિશ્ચિત રાજકારણ સામે જોતાં તેણે હિટલરને સક્રીય સાથ ન આપ્યો. વળી હિટલરે 'મારી લડત' નામના પુસ્તકમાં ઑસ્ટ્રિયાને જર્મનીમાં સમાવી દેવા માટે જે ઇચ્છા જણાવી હતી તેથી પણ મુસોલિની હિટલર પ્રત્યે અવિશ્વાસની દૃષ્ટિથી જોતો હતો.

હિટલર જેમ જેમ સત્તા જમાવતો ગયો તેમ તેમ મુસોલિનીને તેની સરકારમાં વિશ્વાસ બેસવા લાગ્યો. પણ સાથે સાથે તેણે એ પણ સ્પષ્ટ કર્યું કે તે પોતે ઑસ્ટ્રિયાને કદી પણ જર્મનીમાં ભળી જવા દેશે નહિ. મુસોલિનીના આ અડગ નિશ્ચય આગળ ઑસ્ટ્રિયાને ગળી જવાની હિટલરની મુરાદ નરમ પડી.

સને ૧૯૩૫માં મુસોલિનીએ જર્મની અને ફ્રાન્સની ગરજનો લાભ લીધો. હિટલરને ઈટાલીની મૈત્રીની ગરજ હતી. ફ્રાન્સને નાઝી જર્મનીનો ભય લાગતો હતો એટલે તેનાથી જે કોઈ રક્ષણ આપે તેની સાથે હાથ મિલાવવા ફ્રાન્સ તૈયાર હતું. મુસોલિની ફ્રાન્સને રક્ષણ આપવા તૈયાર થયો અને બદલામાં પોતે હબ્સીનિયા જીતી લે તેમાં ફ્રાન્સની તટસ્થતા ખરીદી લીધી એટલું જ નહિ પણ તેનો પક્ષપાત પણ મેળવ્યો. આમ મુસોલિનીએ ઇંગ્લંડ અને ફ્રાન્સની મૈત્રીમાં તડ પાડી. સને ૧૯૩૫ના જાન્યુઆરીમાં લાવલની ફ્રેન્ચ સરકારે રોમમાં કરાર કર્યો. ફ્રાન્સ બેવકૂફ બન્યું. બીજી તરફ ઈટાલીએ જર્મનીની મૈત્રીનો ઉઘાડી રીતે સ્વીકાર ન કર્યો; જો એમ સ્વીકાર કરે તો ફ્રાન્સનો પક્ષપાત મેળવવો તો દૂર રહ્યો, પરંતુ ઇંગ્લંડ અને ફ્રાન્સનો એકત્ર સામનો તેની હબ્સીનિયા જીતવાની મુરાદ ધૂળમાં મેળવી દે.

સને ૧૯૩૫ના ઑક્ટોબરમાં ઈટાલીએ હબ્સીનિયા ઉપર આક્રમણ કર્યું. પ્રજાસંઘે ઈટાલી સામે પગલાં લીધાં. એ પગલાંને અનુસરીને પોતાનો બહિષ્કાર કરનાર રાજ્યોમાંથી આગળ પડતો ભાગ લેનાર રાજ્યોને મુસોલિનીએ પોતાના શત્રુ માન્યાં. ઇંગ્લંડ, રશિયા, તુર્કી અને ગ્રીસ તેમાં મુખ્ય હતાં. ઈટાલીની આ કફોડી સ્થિતિમાં જર્મનીએ તેની

અગત્યની સેના બનતી તેણે બહિષ્કૃત ઈટાલીને જોઈતી બધી સામગ્રી પોતાની શક્તિ પ્રમાણે પૂરી પાડી બીજી તરફથી ફ્રાન્સની વિશ્વાસઘાતક વલણથી પ્રજાસંઘના પગલા નિષ્ફળ ગયા પરંતુ જ્યારે હબ્સીનિયા જીતાઈ ગયુ ત્યારે મુસોલિનીએ નીચોવી લીધેલા લીંબુની જેમ ફ્રાન્સને પડતુ મૂક્યુ અને જર્મનીની મૈત્રીનો ઉઘાડી રીતે સ્વીકાર કરી તેની સેવાની કદર કરી આમ ઈટાલી અને જર્મનીની મૈત્રીની શરૂઆત થઈ અને તેઓએ પરસ્પર સહકાર કરીને અખત્યાર કરેલી આતરરાષ્ટ્રીય રાજનીતિથી યુરોપમા અશાન્તિ ઉગ્ર બની એટલુ જ નહિ પણ ઇંગ્લડ માટે ગભીર સ્થિતિ ઊભી થઈ

આ અનિષ્ટ મૈત્રીના પરિણામે સ્પેનનો કોયડો ઊભો થયો—સ્પેનની સમાજવાદી પ્રજાસત્તાક સરકાર સામે જનરલ ફ્રાંકોના ફાસિસ્ટ પક્ષે બળવો કર્યો અને સ્પેનમા આતરવિગ્રહની શરૂઆત થઈ એ બળવા પાછળ હિટલર અને ખાસ કરીને મુસોલિનીની સીધી યા આડકતરી પ્રેરણા છે એમ કહેવામા હવે જરા બાધ નથી કારણ કે એ વસ્તુ હવે જોઈએ તે કરતા વધારે ઉઘાડી થઈ ગઈ છે સ્પેનની પશ્ચિમે પોર્ટુગલ પણ અર્ધ-ફાસિસ્ટ રાજ્ય છે આમ અનુકૂળ સજોગો અને મહારની મદદથી બળવાખોર ફ્રાંકો વિજય મેળવતો ગયો છે સ્પેનની સરકારના પરાજયનુ પરિણામ સ્પેનમા ફાસિસ્ટ રાજ્યની સ્થાપનામા આવશે, એટલુ જ નહિ પણ મધ્ય યુરોપના ફાસિસ્ટ રાજ્યોની સીધી લાગવગ નીચે સ્પેન મૂકાશે ઈટાલી અને જર્મનીની તુમાખીભરી દરમ્યાનગીરી આગળ પ્રજાતત્રવાદી અને કહેવાતા પ્રજાતત્રવાદી રાજ્યોએ વિના કારણ પોતાની નબળાઈ બતાવી છે, અને તેના પરિણામે સ્પેનમા ફાસિસ્ટ રાજ્યોની દરમ્યાનગીરી નિરકુશ બની છે પોતાની નડારક તૈયારી માટે કાચા માલની તૃષ્ણા સેવતા નાઝી જર્મનીનો ડોળો ઉત્તર સ્પેનના આસ્ટુરીઆસ અને બાસ્ક પ્રાતની ખાણો ઉપર છે ખાસ કરીને બાસ્કની ખાણોમા ઇંગ્લડ મોટુ હિત ધરાવે છે આમ જર્મનીની મહત્ત્વાકાક્ષા ઇંગ્લડની અથડામણમા આવે છે બનવા જોગ છે કે જગતની શાન્તિ અર્થે ઇંગ્લડ પોતાનુ હિત જતુ કરી એટલો ભોગ આપે જગતશાન્તિ અર્થ ઇંગ્લડ આર્થિક હિતનો થોડેઘણે અંશે ભોગ આપવા તૈયાર છે, પણ મુલકી ભોગ આપવા તૈયાર નથી, જર્મનીને સતોષવા કોઈ અગત્યનું સસ્થાન જતુ કરવા તૈયાર નથી

બીજી તરફ સ્પેનના હત્યાકાડમાથી ઈટાલી પણ પોતાના લાભ કાઢવા માગે છે તેને ભૂમધ્ય સમુદ્ર ઉપર પોતાનુ શાસન જમાવી તેને એક ઈટાલિયન સરોવર બનાવી દેવુ છે જો ફ્રાંકો જીતે તો ઈટાલી બેલારિક ટાપુઓમા અથવા સ્પેન અથવા સ્પેનિશ મોરક્કોના કાંઠે દરિયાઈ થાણુ સ્થાપે એવી દરેક વકી છે અને જો તેમ બને તો જિબ્રાલ્ટરનુ મહત્ત્વ લશ્કરી દૃષ્ટિએ ઘણુ ઘટી જાય ઈટલી અને જર્મનીએ જનરલ ફ્રાંકોને છૂટે હાથે મદદ કરી છે તે બદલાની આશા વિના તો ન જ કરી હોય એ મદદ પાછળ એવી નિષ્કામ વૃત્તિ જણાતી નથી।

આજ સ્પેન જે કરુણ યાતના ભોગવી રહ્યુ છે, તે ઈટાલી અને જર્મનીની મૈત્રીનુ ફળ છે જ્યા સુધી એ મૈત્રી નહોતી ઉદ્‌ભવી, ત્યા સુધી યુરોપના રાજકારણમા ઈટાલીને જર્મનીનો સહકાર નહોતો મળ્યો, ત્યા સુધી મુસોલિનીને કોઈ આતરરાષ્ટ્રીય સાહસ ખેડવાની હિમ્મત ન હતી આજે તેઓના પરસ્પર સહકાર અને સામાન્ય હેતુથી કરીને જેમ જેમ પ્રજાતત્રવાદી રાજ્યો વિગ્રહથી દૂર ભાગવા પ્રયાસ કરે છે તેમ તેમ ફાસિસ્ટ

સંઘ વધારે સ્વચ્છંદી બને છે. બીનદરમ્યાનગીરીની સમિતિમાંથી ઇટાલી અને જર્મની ખસી જતાં હવે તેઓ વધારે નિરંકુશ થશે અને તેનાં કડવાં ફળ દુનિયાએ ચાખવાં પડશે. સ્પેનની આંતર વેદના હજી વધારે તીવ્ર બનશે.

જર્મની અને ઇટાલી ભૂખ્યાં છે. એકને સામ્રાજ્યની—સંસ્થાનોની તૃષ્ણા છે; બીજાને સમુદ્રો ઉપર શાસન કરવાના કોડ છે, રોમન સામ્રાજ્યને ફરીથી ઊભું કરવાના મનોરથ છે. પણ દુનિયામાં હવે સંસ્થાનો મેળવવાનો અવકાશ રહ્યો નથી; અને દુનિયાની શાન્તિ માટે કોઈ રાષ્ટ્ર પોતાના સંસ્થાન ફાસિસ્ટ સંઘને આપીને મુલકી ભોગ આપવા તૈયાર નથી; બ્રિટન પાસેથી બ્રિટિશ સોમાલીલૅન્ડ જેવા ઉજ્જડ પ્રદેશ લેવાથી ફાસિસ્ટસંઘને તૃપ્તિ થાય તેમ નથી. આમ ફાસિસ્ટ સંઘની સામ્રાજ્યની તૃષ્ણા આપણને કારમા વિગ્રહ તરફ ખેંચી રહી છે. જુનની આખરમાં ગોરિંગે જાહેર કર્યું છે કે જર્મનીને સંસ્થાનો નહિ મળે ત્યાં સુધી અમે અમારી લડત ચાલુ રાખશું. વર્સેલ્સના કરારને અંગે જે જે રાજ્યોએ જર્મન સંસ્થાન 'વહીવટ' માટે રાખ્યાં છે તેઓને પોતાનો હિસ્સો છોડી દેવાની દાનત નથી.

હબસીનિયાના રસકસ ચૂસવા માટે મુસોલિનીને હબસીનિયા અને ઇટાલી વચ્ચેના માર્ગ પોતાના હસ્તક રાખવા છે. પરંતુ એ માર્ગો ઉપર સમુદ્રોની રાણી બ્રિટાનિયાનું શાસન છે અને એ શાસન ઇટાલી અને હબસીનિયા વચ્ચેની સાંકળ નબળી બનાવે છે, એટલે મુસોલિનીને ભૂમધ્યમાં બ્રિટનની સત્તા કાંટાની જેમ ખટકે છે આફ્રિકાના ઉત્તર કાંઠે ટ્રિપોલી ઉપર ઇટાલીનું શાસન છે. ઇટાલીની દક્ષિણે સિસીલી ટાપુ ઇટાલીનો એક ભાગ છે. એ બે વચ્ચે આવેલા સાંકળા દરિયામાંથી ઇંગ્લંડનો હિંદુસ્તાન જવાનો મુખ્ય અને વહેનારૂ માર્ગ પસાર થાય છે. એ જલમાર્ગ બ્રિટન અને હિંદુસ્તાન વચ્ચે સાંકળ રૂપ છે. લડાઈ વખતે એ માર્ગ રૂંધીને મુસોલિની ઇંગ્લંડને ગુંગળાવી શકે અને તે માટે અત્યારે મુસોલિની ટ્રિપોલીના કાંઠે નૌકાખાતાની સ્થાપના કરે છે, અને એ સ્થળ તે હમણાં નજરે જોઈ આવ્યો પણ ખરો. તેના પ્રતિકાર તરીકે ઇંગ્લંડના બચાવ ખાતાના પ્રધાન સર ટી. ઇન્સ્કિપે તા. ૨૯ જુનના રોજ જાહેર કર્યું છે કે બાર માસ પહેલાં બ્રિટીશ નૌકાસૈન્યની જે ફરજ હતી તે હવે વધારે કપરી બની છે અને તે માટે આપણે પૂરતી તૈયારી કરવી જોઈએ. હિંદુસ્તાન જવાનો જલમાર્ગ ભયમાં આવી પડે તે ઇંગ્લંડ કોઈ રીતે સાંખી શકે તેમ નથી. આવતા વિગ્રહમાં હિંદુસ્તાનનું મહત્ત્વ શું છે તેનો વિચાર આપણે નથી કર્યો. એ વિગ્રહની સીધી અસર આપણા ઉપર થયા વિના રહેશે જ નહિ. તે માટે દુનિયાના રાજકારણ તરફ બેદરકાર રહેવું આપણને પાલવે તેમ નથી. સ્પેનનાં કરુણ વિતકોથી આપણી તંદ્રા હવે તો હટી જવી જોઈએ. વિગ્રહને દૂર રાખવા ઇંગ્લંડે ઘણા પ્રયાસ કર્યા છે, પરંતુ જૂની ઘરેડમાં રહીને શાન્તિ માટે કોઈપણ કાર્ય થઈ શકશે નહિ. ફાસિસ્ટ સંઘની તૃષ્ણાએ દુનિયાને લડાયક તૈયારીઓની શરતમાં ઉતારી છે. પણ આ શરતના અંતે આપણે ક્યાં ઊભા હોઈશું? આ વિઘાતક વિગ્રહને ટાળવા માટે કોઈ ઉપાય નથી? સંસ્થાનોના પ્રશ્નનું નિરાકરણ થઈ શકે ખરું? અને થાય તો પણ વિગ્રહને ટાળી શકાય? ફાસિસ્ટ રાજ્યોની સામ્રાજ્ય તૃષ્ણાનું શું થાય? ગયા વિગ્રહની કડવી યાદ સ્પેનના આંતરવિગ્રહે તાજી કરી છે. એ વિગ્રહનાં દુઃખદ પરિણામોથી હજી આપણે મુક્ત થયા નથી ત્યાં વિગ્રહદેવતાના કાળા પડછાયા આપણને ડરાવી રહ્યા છે. તેમાંથી બચવાનો કોઈ માર્ગ ખરો?

આ પ્રશ્નો ઊંડી વિચારણા માગે છે. તેની ચર્ચા આપણે બીજીવાર કરશું.

-----

# ખરેલો તારો

'શિરીષ'

કરો રવિનાં સરતાં ક્ષિતિજે
આ કા શ માં અમૃતનાથ ઊગ્યો
સાથે જ કો' તારલિયો ઝબૂક્યો
ખસેડીને પાદ ભરાવી ઓઢણાં
જાણે શિશુ સેજથી જાગી ઊઠ્યો !
ઊગ્યો હજી તો, સ્મિત કીધું ના કીધું
ઊઠી હજી કે રમતો ય ના રમી
ઝર્યાં નહીં શીતળ તેજ મીઠડાં
લહ્યો નહીં લ્હાવ જ આભ અંકનો
ના હૂંફ યે વાદળી માતની લહી
અંધારમાં તેજની રેખ દોરી ત્યાં
કહીંક એ ગેબ મહીં સરી ગયો !
ના આથમ્યો, આથમ્યુ કોક દિ' ઉગે;
મર્યો નહીં, મૃત્યુ પછી ય જન્મ છે;
એ તો કહીંકે સરી વ્યોમથી ગયો
અસ્તિત્વથી છેક ભૂંસાઇ એ ગયો
પાછો ફરી ના નજરે હજી ચડયો !
હવે ફરી શું કહિ એ ન ઊગશે ?
વા ઊગવા યોગ્ય સ્થિતિ ન એહની ?
વા વિશ્વ કેરાં ફલકેથી એનુ
અસ્તિત્વનું ચિત્ર ગયું ભૂંસાઈ ?
આકાશ પે નેન અમીટ માંડી
વિસ્તારી મેં માનવ ટૂંકી દૃષ્ટિને
જોઇ વળ્યો શોધકની હું વૃત્તિથી
નક્ષત્ર ને તારક કેરી માળા
ના તારલાનું પણ ભાવી પામ્યો !
એ તો ગયો; થાય હવે ન અન્યથા ;
અસ્તિત્વનો ના પરચો ય પેખવો;
મારે મને ઝીંદગીમાંથી એ ગયો !
મેં હાથ હેઠા દીધ નાંખી, હાય ! ને
નૈરાશ્ય મારું ઉર આવરી રહ્યું !
ત્યાં અંતરે કૈંક થયો ઉજાશ
ને કુંળી શી જ્યોતિ મંડી ઝળેળવા
પ્રાદુર્ભવ્યો તારલિયો ઉરાસને
ઝળાંહળાં અંતર આભ થૈ રહ્યું.

# માર્કિવસ માર્કોની

યશવંત શુ. નાયક
રૉયલ ઇન્સ્ટીટયૂટ ઑફ સાયન્સઃ મુંબઈ

માર્કોનીના મૃત્યુથી રેડિયો-વિજ્ઞાનના એક અપૂર્વ સંશોધકની ખોટ પડી છે. રેડિયોના વિજ્ઞાનને ઘરગતુ ઉપયોગમાં લાવવા માટે જગત માર્કોનીનું ઋણી છે. માર્કોનીએ પોતાનું સારું યે જીવન રેડિયો વિજ્ઞાનની શોધખોળ અને વિકાસમાં ગાળ્યું છે.

રેડિયો—બીનતારી સંદેશ મોકલવાનું વિજ્ઞાન—એ ખરું જોતાં માર્કોનીની શોધ કહેવાય નહિ. વિદ્યુતની લહરી ઉત્પન્ન કરી અવકાશમાં એકથી બીજી જગ્યાએ મોકલી એ લહરીને પાછી પકડી શકાય એ શોધ ઇંગ્લેન્ડના સમર્થ વૈજ્ઞાનિક મેક્ષવેલે કરી હતી. આશ્ચર્યની વાત એ છે કે આ જાતની વિદ્યુત્ લહરીનું અનુજ્ઞાન ( prediction ) મેક્ષવેલને ગણિતની ગણતરી ઉપરથી થયું હતું. આ પછી જર્મન વૈજ્ઞાનિક હર્ટ્ઝે આ લહરીને મૂર્ત સ્વરૂપ આપી પુરવાર કર્યું કે મેક્ષવેલનું અનુજ્ઞાન સાચું હતું. આમ છતાં વિદ્યુતલહરી વડે સંદેશા મોકલવાનો ઉપયોગ કરવાનું સદ્ભાગ્ય માર્કોનીનું જ હતું.

માર્કોનીનો જન્મ ૧૮૭૪માં એપ્રિલની ૨૫મી તારીખે બોલોના ખાતે થયો હતો. એનું શિક્ષણ ઘણુંખરું ખાનગી રીતે થયું હતું. એ દરમ્યાન એને વાયરલેસ ( બીનતારી ) સંદેશ મોકલવાના વિજ્ઞાન પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થઈ અને એના ઉપર શરૂઆતથી જ નાના નાના પ્રયોગો કરવા માંડ્યા. ૧૮૯૫માં એણે પહેલવહેલાં બતાવ્યું કે વિદ્યુતલહરી એકથી બીજી જગ્યાએ મોકલી શકાય છે અને તે વડે બીનતારી સંદેશ મોકલવાની શક્યતા પણ છે. એ વેળા વિદ્યુત્ લહરીનું માત્ર સૂચન પણ એકાદ ફર્લોંગ જેટલા અંતર સુધી જ થઈ શકતું. છતાં માર્કોનીનો ઉદ્દેશ લહરીનો વિસ્તાર ( range ) વધારી સંદેશા મોકલવાનો હોવાથી એના પ્રયોગો ઉપર મંડી રહ્યો. અને દિનપ્રતિદિન એમાં પ્રગતિ કરતો રહ્યો. એ દરમ્યાન એ ઇંગ્લેંડ ગયો અને ૧૯૦૦ની સાલમાં ત્યાં માર્કોની કંપની કાઢી અને કોર્નવોલમાં પોલ્ધુ આગળ એક રેડિયો સંદેશ મોકલવાનું સ્ટેશન ઊભું કર્યું. પરંતુ એ સ્ટેશન વાવાઝોડાથી જમીનદોસ્ત થયું અને તેથી માર્કોની થોડો હતાશ પણ થયો. એ વખતે માર્કોનીના ઉત્સાહનો કેટલાક લોકો ઉપહાસ પણ કરતા. એ પહેલાં ૧૮૯૮માં બોટીંગની શરતનો સંદેશો સંકેત ભાષામાં ડબ્લિન એક્ષ્પ્રેસમાં એણે જાતે મોકલ્યો હતો અને ૧૮૯૯માં એ આગબોટ અથડી પડી તેની ખબર રેડિયો સંદેશ વડે સાઉથ ફોર્લેંડ મોકલવામાં આવી અને તેથી ત્યાં મદદ પહોંચી શકી. આ પછી સ્પષ્ટ ભાષામાં વાતચીત કરવાનો પ્રથમ પ્રયાસ ૧૯૦૨માં કર્યો અને નોવાસ્કોશિયાનાં કેપ બ્રિટનમાંથી ઇંગ્લેન્ડના રાજા સાતમા એડવર્ડને પહેલવહેલો સંદેશો મોકલ્યો. આ બનાવથી જગત આશ્ચર્યચકિત થઈ ગયું. આ પછી ૧૯૦૩માં લગભગ બધાં જહાજો ઉપર રેડિયોનાં સાધનો રાખવા લાગ્યાં. ૧૯૦૪માં ઇંગ્લેન્ડ અને કેનેડા વચ્ચે વારંવાર સંદેશા પાઠવવા માટે ઇમ્પીરિયલ વાયરલેસ કંપની કાઢી.

૧૯૦૭મા સાર્વજનિક ઉપયોગ માટે એક 'પબ્લિક સર્વીસ' કાઢી આ વખતે વધુમા વધુ ૬૦૦૦ માઈલ સુધી જ સદેશા મોકલી શકાતા હતા ૧૯૧૦મા માર્કોનીએ આયર્લેંડથી ૭ હજાર માઈલ દૂર બ્યુનો એર્ નામના સ્થળે સફળતાથી સદેશો મોકલ્યો અને તે વખતથી માર્કોનીએ જગતના સ્થળ અને કાળના ભેદ ઉખેડી નાખ્યા

માર્કોનીની શોધના માનમા તેને ૧૯૦૯નુ નોબેલ ઈનામ મળ્યુ હતુ ૧૯૧૪મા તેને ઈટલીના સેનેટનો સભાસદ બનાવ્યો હતો ૧૯૧૯મા તેને વજીર પદ સરદારનુ પદ ઈટલીની સરકારે આપ્યુ અને તેની લડાઈ દરમ્યાનની સેવાને ધ્યાનમા લઈ ૧૯૧૯ની શાંતિપરિષદ્મા એને સભ્ય પણ નીમ્યો હતો

એ પછી પણ માર્કોની પોતાના સશોધનમા મડ્યો રહ્યો દુનિયાને જુદે જુદે સ્થળે રેડિયોના સદેશા કેવા અને કેટલા શુદ્ધ સ્વરૂપમા પહોચે છે તેની શોધ કરવા એણે 'એલેટ્રા' નામની આગબોટમા જગતપ્રવાસ કર્યો એ પ્રવાસ દરમ્યાન એણે ૧૯૨૩-૨૪મા શોર્ટ-વેવ્ (ટૂકી લહરી) વડે રેડિયો સદેશા મોકલવાની પદ્ધતિ શોધી કાઢી તે પહેલા અને હજી પણ કેટલેક ઠેકાણે લોગ-વેવ (લાબી લહરી) વડે ધ્વનિ-વિક્ષેપણ (બ્રોડકાસ્ટીંગ broad-casting) કરવામા આવતુ લાબી-લહરી વડે બ્રોડકાસ્ટીંગ કરવામા હવામાનના તોફાન વગેરેથી ઘણી મુસીબત નડતી અને સદેશા વિકૃત થઈ જતા ટૂકી લહરીની શોધથી એ જાતની વિકૃતિ નહિ નડે અને તે ઉપરાત ખર્ચમા પણ વીસ ટકા ઘટાડો થયો છે હવે દુનિયાના ઘણાખરા દેશો શોર્ટ-વેવ્ (ટૂકી-લહરી)નો ઉપયોગ કરે છે જે લોકો રેડિયો વાપરતા હશે તેમને અનુભવ થયો હશે કે ૨૦૦ કે ૪૦૦ માઈલને અતરે હિંદુસ્તાનના લોગ-વેવ (લાબી-લહરી)ના પ્રોગ્રામ સભળાતા નથી, પરતુ દૂરના દેશોના ટૂકી-લહરીના પ્રોગ્રામ સ્પષ્ટ સભળાય છે આજે માર્કોનીની શોધને લીધે દુનિયાના ૩૨ દેશોમા આશરે ૧૮૦ બ્રોડકાસ્ટીંગ સ્ટેશનો ઊભા થયા છે રેડિયોના ઉદ્યોગને લીધે એકલા ગ્રેટ-બ્રિટનમા ૫૦ હજાર લોકોને રોજી મળે છે અને બ્રિટીશ રેડિયો ઉદ્યોગને અગે વાર્ષિક લગભગ ૬૦૦૦૦,૦૦૦ પૌડનો વેપાર થાય છે આ ઉપરથી માર્કોનીએ ઉદ્યોગી જગતને પણ કેટલો ફાયદો કર્યો એનો ખ્યાલ આવશે

રેડિયો વડે આજે જગતના એક છેડાથી બીજા છેડા સુધીની ખબરો થોડીક ક્ષણોમા મળે છે જગતના દૂર દૂર દેશોના વિદ્વાનના ભાષણો પણ એ વડે સાક્ષાત્ સાભળવાના મળે છે રેડિયો હોય તો સમુદ્ર કે જગલમા અકસ્માત નડતા આખા જગતમા સદેશા મોકલી શકાય છે આવી રીતે રેડિયોની મદદથી કેટલાયે જહાજ કેટલાયે સકટમા સપડાયેલા માણસોને બચાવી શકાયા છે રેડિયોથી વેરાન પ્રદેશોમા કે ઉત્તરધ્રુવની શોધમા જનારા કાફલાઓ જગતની સાથેના સબધમા રહે છે એવરેસ્ટના શિખર ઉપર પહોચનારાઓ વિમાનથી લાબા પ્રવાસો કરનારાઓ, વગેરે અનેક સાહસ ખેડનારા આજે રેડિયો વડે ઘણે અગે સુરક્ષિત રહે છે અને તેમના ખબરો મોકલાવી શકે છે લડાઈમા, રાજકારણમા, જ્ઞાનના પ્રચારમા અને ખબર અતરો મોકલવામા રેડિયોએ વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરી દીધુ છે આજે એનાથી આખુ જગત જાણે એક જ શહેર હોય એમ લાગે છે આ સર્વ પ્રકારની પ્રગતિ માટે માર્કોનીનુ નામ વૈજ્ઞાનિક તરીકે અને એમ મહાન માનવહિતૈષી તરીકે કાયમ રહેશે

# હિંદી સંગીત-ગ્રામવિકાસ

હરકાન્ત શુક્લ

૧

**પ્રા**ચીન સંસ્કૃત ગ્રંથોમાં સંગીત સપ્તકને બદલે સંગીતગ્રામ શબ્દનો ઉપયોગ થયેલો જોવામાં આવે છે. સંગીતના સ્વરસમુદાયને પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં ગ્રામ શા માટે કહેવામાં આવેલ છે, તેનું હજુ સ્પષ્ટ કારણ મળતું નથી. સ્વરગ્રામ એટલે અમુક સ્વરોનો સમૂહ (scale). સાધારણ રીતે ગ્રામ શબ્દનો અર્થ ગામ, શહેર થાય છે. પ્રાચીન સમયમાં ટોળે ફરતાં મનુષ્યો કરતાં એક નિયત સ્થાને રહી રહેઠાણ કરવું તે વધુ સંસ્કારશીલ ગણાતું, જેથી છુટાછવાયા સ્વરોનું એકીકરણ કરીને વ્યવસ્થિત સમૂહ બાંધવો અને તે સમૂહને માટે ગ્રામ શબ્દ યોજવો તે આપણા પૂર્વજોને યોગ્ય લાગ્યું હશે તેમ કલ્પના માત્ર કરી શકાય. 'સંગીત-રત્નાકર'માં ગ્રામ શબ્દનો અર્થ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે: ग्रामः स्वरसमूहः स्यान्मूर्च्छनादि समाश्रयः ॥ (મૂર્છના વગેરેના સમાશ્રયથી નિયોજીત થયેલ સ્વરસમૂહને ગ્રામ કહેવામાં આવે છે.) 'સંગીત રત્નાકર' પછીના ગ્રંથોમાં ગ્રામ શબ્દને માટે ઘણી વખત મેલ શબ્દ વપરાતો જોવામાં આવે છે, અને સાત શુદ્ધ સ્વરો મુખ્ય સ્વરો ગણાતાં સંગીત સપ્તક શબ્દ (octave) યોજાયેલ છે.

પ્રાચીન સંગીતગ્રામનો ઈતિહાસ મનુષ્યજાતિના ઈતિહાસ જેટલો પુરાતન છે. મધ્ય એશિયાનાં મેદાનો માનવજાતની પ્રાચીન જન્મભૂમિ ગણાય છે. સંગીતગ્રામ પણ મનુષ્યજાત સાથે દરેક ભૂમિમાં રખડયું છે. આર્ય લોકોના જુદાજુદા ફાંટાઓ પડયા તે પહેલાં સંગીતગ્રામ ત્રણથી ચાર સ્વરોનું બનેલું હતું. સા, મ, પ, સા આ ચાર સ્વરો ઓરફિયસની વીણાના મુખ્ય સ્વરો હતા તેમ *Grote's Ancient History of Greece* (ગ્રોટના પ્રાચીન ગ્રીસના ઈતિહાસ) પરથી માલુમ પડે છે. ત્યારે વેદ સમયનું પ્રાચીન પ્રથમ સંગીતગ્રામ પણ ત્રણથી ચાર સ્વરો, જેવા કે પ્રથમ, દ્વિતીય, ચતુર્થ, મન્દ્ર વગેરેથી બનેલું હતું. આર્ય લોકો હિંદમાં પ્રવેશ્યા ત્યારે તેઓનું સંગીતગ્રામ કેવું હતું તે જાણવાને આપણી પાસે તારીખવાર આધાર કે વિશ્વસનીય માહિતીનો અભાવ છે, એટલે પ્રાચીન હિંદી સંગીતગ્રામ જાણવા માટે વેદોનો મંત્રોચ્ચાર, સામગાન, પ્રાતિશાખ્ય અને શિક્ષા માહિત્યના છુટાછવાયા સંબંધો પર આધાર રાખવો પડે છે. કમભાગ્યે, હિંદી સંગીતગ્રામનો ઈતિહાસ યુરોપીય સંગીતગ્રામ જેટલો સરળ અને ક્રમબદ્ધ નથી.

આર્ય લોકોનું સંગીતગ્રામ ચતુઃસ્વર ઉપર રચાયેલ હોવાથી સા, રી, ગ, મ, સા, રીં, ગં મ, વગેરે સ્વરોનો સ્વાભાવિક ક્રમ થાય છે. ગ્રીક સંગીતમાં પણ આમ જ જોવામાં આવે છે. બન્ને ગ્રીક અને હિંદુસંગીતમાં મધ્યમ પહેલાં ક્રમ જડયો, તે વિચાર કરીએ તો તેમાં સ્વરોત્પાદનનો સાધારણ નિયમ લાગુ પડે છે. અવાજ સ્વાભાવિક રીતે હંમેશાં ઉપર જઈ

નીચે આવે છે, અને પ્રથમ સ્વરનો સવાદી પકડવા પ્રયાસ કરે છે, કારણ કે સ્વરસંવાદ તે મનુષ્યના અવાજની નૈસર્ગિક સ્થિતિ છે અવાજની ખાસિયત છે કે પહેલાં એકદમ ઉપર જતા ધીમે રહી નીચે ઊતરવા લાગે છે સવાદિત્વના સિદ્ધાત પ્રમાણે અવાજ કાં તો ગાંધાર, મધ્યમ, અગર પચમ પર જવા મહેનત કરે છે પરતુ ગાધાર તથા મધ્યમ કરતા પચમ દૂર હોવાથી તેમજ પચમ કરતા મધ્યમ વધુ મધ્યસ્થ લાગવાથી મધ્યમ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરે છે આથી જ દુનિયાની ઘણીખરી પ્રજાઓના પ્રાચીન સગીતગ્રામોમા પણ મધ્યમ તો અચૂક જોવામા આવે છે ગ્રામબધારણમા અવાજની બે સ્થિતિ માલુમ પડે છે એક તો અવાજ કૂદકો મારી બીજો સ્વર પકડે છે, અને બીજી પ્રથમ સ્વરની પાસેના સ્વર પર સ્થાન લેવા મથે છે આ વૃત્તિઓમા સ્વરમાધુર્ય અને સ્વરસવાદવાળા સગીતગ્રામની ઉત્પત્તિ માનવામા આવે છે

હિંદી સંગીતગ્રામ સ્વરમાધુર્યના સિદ્ધાતે રચાયુ છે હિંદી સંગીતગ્રામનો ઈતિહાસ તપાસશુ તો સામવેદના સમયમા આવતા ગ્રામબધારણની વ્યવસ્થા સ્વરશાસ્ત્રના હિસાબે થતી જોવામા આવે છે સામવેદ પૂર્વેના વેદોના મન્ત્રોચ્ચારમા સ્વરોની ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત તેમ ત્રણ અવસ્થા જોવામા આવે છે સ્વરની ઉચ્ચ સ્થિતિને ઉદાત્ત તરીકે ઓળખવામા આવે છે જ્યારે નીચી સ્થિતિને અનુદાત્ત તરીકે માનવામા આવેલ છે, અને બેઉ વચ્ચેની સ્વરસ્થિતિને સ્વરિત તરીકે ઓળખવામા આવે છે ઋગ્વેદમા સ્વરિતનું સ્થાન ઉદાત્તથી પણ ઉચ્ચતર ગણવામા આવ્યુ છે, અને સામવેદમા તો ઉદાત્ત અને અનુદાત્ત તેમ બે જ સ્વરસ્થિતિનો ઉપયોગ થયો છે સમય જતા આ બન્ને સ્વરો વચ્ચેનો તફાવત ચતુર્થ મળતા સ્વરગ્રામનુ પૂર્વાંગ નક્કી થવા લાગ્યુ અને પછી સ્વરગ્રામનુ ઉત્તરાગ મેળવવુ તો સહેલુ થઈ પડયુ

ઋગ્વેદ પરના સૌથી પ્રાચીન ગ્રથ ઋકપ્રાતિશાખ્ય ( ઇ સ પૂ ૪૦૦-૫૦૦ ) મા પહેલા પ્રથમ, દ્વિતીય, ચતુર્થ અને મન્દ તેમ ચાર સ્વરો આપ્યા છે અને પછી અષ્ટમ, સામ, અને ક્રુષ્ટ તેમ ત્રણ વધુ સ્વરોનો ઉમેરો કરતા સાત સ્વરો થયા છે આ ઉપરાંત સંગીતના ત્રણ મન્દ્ર, મધ્ય અને ઉત્તમ તેવા સ્થાનો પાડ્યા છે અને ત્રણ સ્થાનોના કુલ મળી ૨૧ સ્વરો હતા તેમ ઉલ્લેખ થાય છે જ્યારે બૃહદ્દેવતા ( ઋકપ્રાતિ શાખ્ય પછી તે જ સમય ) મા જરા સુધારા વધારા સાથે સ્વરાભિધાન થયેલ છે અને તે ક્રુષ્ટ પ્રથમ, દ્વિતીય, તૃતીય, ચતુર્થ, મન્દ્ર અને અતિસ્વાર્ય છે આદી ક્રુષ્ટ એટલે જેને ખેચવામા આવેલ છે તેને સૌથી પ્રથમ સ્થાન મળે છે અને છઠ્ઠા સ્વરને મન્દ્ર માનવામા આવ્યો છે, જ્યારે અતિસ્વાર્યને ગ્રામનો અંશ સ્વર અગર તો વધારાનો સ્વર ગણ્યો છે

તૈત્તરીય પ્રાતિશાખ્યનો સમય બૃહદ્દેવતા પછીના તે જ સૈકાનો છે તૈત્તરીય પ્રાતિશાખ્યમાં પણ બધા સાતે સ્વરો જણાવવામા આવેલ છે, અને તેમા ક્રુષ્ટ, પ્રથમ, દ્વિતીય, તૃતીય, ચતુર્થ, મન્દ્ર અને અતિસ્વાર્ય છે પ્રથમને ઉદાત્ત, દ્વિતીયને સ્વરિત, તૃતીયને પ્રચય, અને ચતુર્થને અનુદાત્ત ગણ્યા છે. જ્યારે મન્દ્ર અને અતિસ્વાર્ય તેમના તેમ છે તૈત્તરીય પ્રાતિશાખ્યમા પણ અતિસ્વાર્યની સ્થિતિ બૃહદ્દેવતા જેમ છે.

સામવિધાન બ્રાહ્મણ ( ઇ સ પૂ ૩૦૦ )મા ગ્રામાદિ સ્વરો તૈત્તરીય પ્રમાણે છે ફેર માત્ર એટલો જ છે કે મન્દ્રને પચમ કહેવામા આવેલ છે અને અતિસ્વાર્યના અતિસ્વાર,

અનુસ્વાર, પદ અને અન્ત્ય તેવાં નામો આપવામાં આવેલ છે. પુષ્પસૂત્ર (પ્ર. સ. પૃ. ૨૦૦) માં પણ સામવિધાન બ્રાહ્મણ પ્રમાણે કૃષ્ટાદિ કહીને સ્વરોનો ઉલ્લેખ થયો છે. આ બધા ઉપરથી એમ માની શકાય કે સામ સંગીતગ્રામ પ્રથમ પાંચ સ્વરોનું બનેલું અને ઘણો વખત પ્રચારમાં રહ્યું, ત્યારબાદ કૃષ્ટ અને અતિસ્વાર્યના ઉમેરાથી સંપૂર્ણ થયેલ જોવામાં આવે છે. સામગાનનું સ્વર સંવાદિત્વ ષડ્જ-મધ્યમ અને ગાંધાર-નિષાદનું છે. આ સંવાદિત્વને નારદશિક્ષામાં સાતસ્વરોના ગ્રામ જેવા વિભાગો કરવામાં આવેલ છે તૈત્તરીય પ્રાતિશાખ્ય, માણ્ડૂકી શિક્ષા અને નારદશિક્ષામાં ષડ્જને તૃતીય સાથે સરખાવવામાં આવેલ છે, જ્યારે સામ પરિભાષામાં ષડ્જની સ્થિતિ અતિસ્વાર્યની સાથે સરખાવવામાં આવેલ છે. આ ઉપરથી ષડ્જ, મધ્યમ અને ગાંધાર ગ્રામ હશે તેમ કલ્પી શકાય. કૃષ્ટ સ્વરના અર્થ ઉપરથી સામ ગ્રામ અવરોહણમાં ગવાતું તેમ માનવામાં આવે છે અને તેથી જ ગાંધારનું સ્થાન ઔચિત્ય સાધીન થાય છે. સામ સંગીતના પ્રાચીન ગ્રામ અને પ્રચલિત આધુનિક શુદ્ધ શંકરાભરણ થાટ વચ્ચે નીચે પ્રમાણે તફાવત જોઈ શકાય છેઃ

| પ્રાચીન નામો | | આધુનિક સ્વરનામો |
|---|---|---|
| ૧. કૃષ્ટ | — | " |
| ૨. પ્રથમ | — | ષડ્જ |
| ૩. દ્વિતીય | — | ઋષભ |
| ૪. તૃતીય | — | ગાંધાર |
| ૫. ચતુર્થ | — | મધ્યમ |
| ૬. પંચમ | — | પંચમ |
| ૭. અતિસ્વાર્ય | — | ધૈવત |
| ૮. કૃષ્ટ | — | નિષાદ |

આધુનિક સમયમાં જેમ સ્વરોના આન્દોલનોની કમ્પન સંખ્યા યંત્ર વડે નિયત થાય છે, તેમ પ્રાચીન સમયમાં ન હતું એટલે સ્વરપ્રમાણ પશુ અગર પક્ષીઓના સ્વર સાથે સરખાવવા પ્રયાસ કરવામાં આવેલ છે. પરંતુ તેમાં બહુ વજુદ નથી. આ બાબતનો ઉલ્લેખ નારદશિક્ષા અને યાજ્ઞવલ્ક્યશિક્ષામાં જોવામાં આવે છે. યાજ્ઞવલ્ક્ય નીચે પ્રમાણે શ્લોક આપે છેઃ

षड्जो वेद शिखंडीस्था ऋषभः स्याद्गवामुखे
गावो रंभन्ति गांधारं क्रौञ्चो वदति मध्यमम् ।
कोकिलः पंचमो ज्ञेयो निषादं तु वदेद्गजः
अश्वश्च धैवतो ज्ञेयो स्वरा सप्तविधाः स्मृताः ॥

(ષડ્જ મયુર બોલે છે, ઋષભ, અજ, ગાય વગેરે ગાન્ધાર, ક્રૌંચ મધ્યમ, કોયલ પંચમ, અશ્વ ધૈવત અને ગજ નિષાદ બોલે છે. આવી રીતે સાત સ્વરો ધારવામાં આવેલ છે.) આ રીતે જણાવ્યા સ્વરપ્રમાણ ગળે ઉતરે તેમ કોઈ રીત નથી, પરંતુ આ શ્લોક ઐતિહાસિક દૃષ્ટિએ અને યાજ્ઞવલ્ક્યના સમયનિર્ણય માટે ઠીક પ્રકાશ પાડે છે. યાજ્ઞવલ્ક્યના સમય ઉપર સંગીતગ્રામના ઇતિહાસ બાબત પણ થોડે ઘણે આધાર છે. પરંતુ યાજ્ઞવલ્ક્ય-

નો સમય હજુ પણ ચર્ચાસ્પદ છે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ સમયના લેખક હતા કે તે તેમને ઉપયોગ કરેલ છે તથા સ્વરાભિધાન ઉપરથી શંકનીય લાગે છે ઋક્પ્રાતિશાખ્યમા સ્વરાભિધાન પ્રથમ વગેરે શબ્દોથી થાય છે જ્યારે યાજ્ઞવલ્ક્ય પદ્ગતિથી શરૂ કરે છે ઇ સ પૂર્વે લખાયેલ કોઈપણ ગ્રથમા આવો ઉલ્લેખ નથી, એટલે યાજ્ઞવલ્ક્ય સૂત્રસમય (ઈ સ પૂ ૬૦૦) ના ઋષિ છે કે કેમ તે શંકાસ્પદ રહે છે ઉપરાત યાજ્ઞવલ્ક્યે આપેલ સ્વરગ્રામ આરોહણ ગ્રામ છે, જ્યારે વેદ સમયનુ ગ્રામ અવરોહણ ગ્રામ છે અવરોહણ ગ્રામ ક્યારે અસ્ત થયુ અને આરોહણ ગ્રામ ક્યારે શરૂ થયુ તે બાબત પુરાવાનો અભાવ છે પરતુ આરોહણ ગ્રામ વાજિંત્રની શોધ પછી તેની સુગમતાથી થયુ હશે તેમ જરૂર માની શકાય.

વેદ સમય પછીનો સૂત્ર બ્રાહ્મણ અને આરણ્યક સમય હિંદુ સગીતગ્રામના ઇતિહાસ માટે બિલકુલ અંધકારયુગ છે ઇ સ પૂ ૩૨૬મા લખાયેલા પાણિનીશિક્ષામા આપેલ નીચે પ્રમાણેના શ્લોક—

> उदात्ते निषाद गांधारौ, अनुदात्त ऋषभधैवतौ ।
> स्वरित प्रभवाह्येते षड्ज मध्यम पंचमा ॥

(ઉદાત્ત નિષાદ અને ગાંધાર, અનુદાત્ત ઋષભ અને ધૈવત, અને સ્વરિત ષડ્જ, મધ્યમ અને પચમ છે) આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સૂત્રસમય સુધીમા તો પ્રાચીન સ્વરનામોનો લોપ થયેલ છે યાજ્ઞવલ્ક્યશિક્ષાનો કાલનિર્ણય ચોક્કસ રીતે પુરવાર થાય તો સગીતગ્રામની પ્રાચીનતા ઉપર ઠીક પ્રકાશ પડે તેમ છે પરતુ હજુ તે વાત સશોધકોના હાથમા રહેલ છે આ પછી ઐતરેય બ્રાહ્મણ તથા સાંખ્યાયન(?)મા સંગીતના છૂટાછવાયા વીણાના તથા બીજા આનદ્ધ વાદ્યોના સમાચારો જોવામા આવે છે પણ તે ઉપરથી સ્વરગ્રામની વ્યવસ્થા સમજવી કઠિન છે છતા પણ ઉપર પ્રમાણે જોવામા આવતી સ્વરગ્રામની યોજના કોઈ એકમે વર્ષોનુ નહિ પરતુ સૈકાઓના અવિરત પરિશ્રમનુ પરિણામ હતુ દુનિયાની કોઈ પણ પ્રજાના સગીતગ્રામ કરતા હિંદીસગીતગ્રામની વ્યવસ્થા ખૂબ પ્રાચીન, સસ્કૃત અને વિકસિત જોવામા આવે છે

૨

હિંદુ સગીતગ્રામની વ્યવસ્થાને કોઈપણ દેશના સગીતગ્રામની વ્યવસ્થા મળતી આવતી હોય તો તે પ્રાચીન ગ્રીસનુ સગીતગ્રામ છે ઈ સ પૂ ૬૭૬મા ગ્રીસના પ્રાચીન સા, મ, પ, સાં મા Terpandora ટરપેન્ડોરા નામના ગ્રીસના મહાન સગીતવેત્તાએ ગાંધાર અને ધૈવતનો ઉમેરો કર્યો અને ત્યારબાદ આયોનિયાના તત્ત્વવેત્તા તથા ગણિતશાસ્ત્રી પાયથેગોરાસે (ઇ સ પૂ ૫૦૦) ત્યાના સગીતગ્રામમા નિષાદ ઉમેરી સંપૂર્ણ સપ્તક બનાવ્યુ કહેવાય છે કે પાયથેગોરાસે દુનિયાના ઘણા પ્રદેશોમા મુસાફરી કરી હતી અને હિંદી તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા ખાસ હિંદમા આવી રહ્યો હતો અને નિષાદ આદીના સગીતગ્રામમા જોઈ તે ગ્રીસ લઈ ગયો હતો ઇ સ પૂ ૪૦૦ મા મહાન એલેકઝાન્ડરે જ્યારે હિંદ પર ચડાઈ કરી ત્યારે હિંદમાથી તે વિકૃત સ્વરગ્રામ લઈ ગયેલ અને ગ્રીસમા પ્રચલિત કરેલ આજસુધી પણ ગ્રીસના Dorian Scale (ડોરિયન સ્કેઈલ) અને Myxolydic scale (માઈક્સોલીડિક સ્કેઈલ) હિંદના ભૈરવી અને કાફીરાગને હૂબહુ મળતા છે

અને રાગોની માફક ત્યાં પણ જુદી જુદી મૂર્છના (modes) જોવામાં આવે છે. પુરાતત્ત્વવેત્તા સર ડબલ્યુ. ડબલ્યુ. હન્ટર ( Sir W. W. Hunter ) ' ઈમ્પીરિયલ ગેઝેટ ઑફ ઇંડિયા ' માં નીચે મુજબ જણાવે છે:

"The Indian art of music was destined to excercise wider influence. A regular system of notation had been worked out before the age of Panini ( 326 B. C. ) and the seven notes were designated by their initial letters This gamut passed from the Bhrahmanas through the Persians to Arabia, and was thence introduced into European music by Guido d'Arezzo in the beginning of the eleventh Century A. C."

હિંદુ સંગીત કલાની બહાર પણ જબ્બર અસર થવાનું નિર્માણ થયું હતું. પાણિની (ઇ. સ. પૂ. ૩૨૬ ) પહેલાં તો સ્વર સપ્તક અને તેના પ્રથમ શબ્દોથી બનેલ સ્વરાવલી બની ચૂકેલાં હતાં. આ સપ્તક બ્રાહ્મણો દ્વારા પર્શિયા અને ત્યાંથી અરબસ્તાન મારફત ઇસ્વીસન અગિયારમા સૈકામાં ગીડો ડારીઝો નામના વિદ્વાને યુરોપમાં પ્રસિદ્ધ કર્યું. ) કેટલાક શબ્દશાસ્ત્રીઓનું તો ત્યાંસુધી માનવું છે કે હાલના યુરોપીય સંગીતગ્રામ માટે જે Gamut (ગેમટ) શબ્દ વપરાય છે તે ગ્રીક શબ્દ ગામ્મ ( Gamma ) માંથી ઊતરી આવેલ છે. જ્યારે હિંદમાં પણ સંગીતગ્રામ શબ્દ પ્રચલિત હતો અને ગ્રામ શબ્દનું પ્રાકૃત ગામ્મ પણ થાય છે. પ્રાચીન સમયમાં કંદહાર જે ગાંધાર પ્રદેશ તરીકે ઓળખાતું તે વિદ્યાપીઠ હિંદીઇરાની સંસ્કૃતિનું કેન્દ્ર હતું. તક્ષશિલાની વિદ્યાપીઠ પણ આ જ પ્રદેશમાં આવેલી હતી. પ્રાચીન સમયમાં કેટલાક બૌદ્ધ ભિખ્ખુઓ ગ્રીસના રાજાઓના દરબારમાં જતા. રોમના પાદશાહ ઓગસ્ટસના દરબારમાં ઘણા બૌદ્ધ ભિખ્ખુઓ હતા તે તો જાણીતી વાત છે, અને ચાલુક્ય સમયમાં પણ હિંદનો ગ્રીસ સાથેનો સંબંધ પ્રસિદ્ધ છે. તો પછી હિંદુ સંગીતગ્રામ કંદહાર અને પર્શિયા મારફત અગર તો પરસ્પર સંસ્કૃતિ વિનિમયથી પણ યુરોપીય સંસ્કૃતિના પુણ્યપ્રદેશ ગ્રીસમાં થઈ ઇટાલી મારફત યુરોપમાં પ્રચલિત થવાનું ન માનવાને કારણ નથી.

આરણ્યક પછીના સમયમાં પ્રવેશતાં હિંદનાં બે મહાન કાવ્યો રામાયણ અને મહાભારતનો યુગ શરૂ થાય છે. બન્નેના સમયમાં થોડો ઘણો તફાવત ગણાય છે. રામાયણમાં સાત સ્વરો તથા સાત જાતિ બાબત વર્ણન થયેલ છે, અને આ ઉપરથી સાત સ્વરો ઉપરથી સાત જાતિ ઉપજાવી કાઢવાની પ્રથા ચાલુ હશે તેમ માની શકાય. પણ સ્વરોના સ્પષ્ટ ઉલ્લેખના અભાવે સ્વરગ્રામ કેવા પ્રકારનું હશે તે જાણવું મુશ્કેલ છે. જ્યારે મહાભારતમાં તો ષડ્જાદિ સ્વરો તથા ગાંધાર ગ્રામનું વર્ણન થયું છે, અને વાદી, વિવાદી, અને અનુવાદી સ્વરોની ગોઠવણ પણ જોવામાં આવે છે. ભગવદ્ગીતામાં સંગીતનો કાંઈપણ ઉલ્લેખ નથી પણ અનુગીતામાં સાતે સ્વરોનાં નામ આપવામાં આવેલ છે. મહાકાવ્ય યુગ સુધીમાં ફક્ત સાત શુદ્ધ સ્વરોનું વર્ણન થયેલ છે. પરંતુ ક્યાંય વિકૃત સ્વરો બાબત માહિતી મળતી નથી. વીણાના સાત તારો, મુરલીના સાત કાણાઓ અને સાત મૂર્છના પરથી ષડ્જાદિ સાત શુદ્ધ સ્વરોનો પ્રચાર થઈ ચૂકયો હતો. આ સ્વરો ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ પંચમ, ધૈવત અને નિષાદ છે. ષડ્જ ( षड् जायन्ते यस्मात् ) ૭ સ્થાનમાંથી જન્મેલ છે માટે

ષડ્જ કહેવાય છે અને તે સ્થાનો નાસિકા, ગળુ, છાતી, તાલુ, જીવ્હા અને દાંત છે. ષડ્જનું લેટિન નામ Ut ( ઉટ ) જે ષડ્‌ને તદ્દન મળતું આવે છે. પરતુ સત્તરમી સદીમાં ઈટાલિયનોએ તે ફેરવી Do રાખેલ છે. જ્યારે આ સિવાયના બીજા ઘણાખરા સ્વરોનાં નામો પ્રદેશો પરથી આવ્યાં હોય તેમ લાગે છે. ગાંધાર સ્વર તે ગાંધાર પ્રદેશમાંથી અગર ગાધાર ગ્રામનો પ્રથમ સ્વર હોવાથી તેમ કહેવાતો હશે; જ્યારે મધ્યમ તે પૂર્વાંગ અને ઉત્તરાંગને જુદો પાડતો મધ્ય સ્વર હોવાથી મધ્યમ કહેવાય છે. પંચમનું સ્થાન પાચમો સ્વર તરીકે ગણી શકાય તેવું છે. ઋષભ અને ધૈવત પણ કોઈ પ્રદેશીય નામો હશે જ્યારે નિષાદ=( પાસે આવેલ ) અગર નીચો સ્વર પ્રથમ મૂળ સ્વરની પાસે અગર નીચે મુકાયો તેથી નિષાદ તરીકે ઓળખાય છે. જ્યારે નિષાદ નામનો પ્રદેશ અને નિષાદ નામની જાત પણ હતી તેમ પુરાતત્ત્વવેત્તા સર ફ્રાન્સીસ ફ્રૅાક પણ કહે છે. ' સંગીત સારસંગ્રહ 'માં આ સ્વરોનાં ઉત્પત્તિસ્થાનો નીચે પ્રમાણે વર્ણવ્યા છેઃ

पूर्वं नाभिस्ततो हृदयात् पश्चात् कंठ. प्रकीर्तितः ।
अथ मूर्धा तथा अस्य स्यादिति स्थानानिमेनिरे ॥

( પ્રથમ સ્વર નાભિમાથી, બીજો હૃદયમાથી, ત્રીજો કંઠમાંથી, ચોથો મગજમાંથી, પાંચમો મુખમાથી વગેરે સ્થાનો છે. ) પરતુ આજકાલના અગર પ્રાચીન સ્વર સપ્તકના સ્વર જોઈએ તો ઉપર પ્રમાણેના સ્થાનો હોઈ શકે તેમ જણાતું નથી. આ સ્થાનો માત્ર કલ્પના રૂપે જ જણાવવામા આવેલ છે.

૩

મહાકાવ્ય યુગ પછી પુરાતન સમયનો કોઈપણ આધારભૂત ગ્રંથ હાલ ઉપલબ્ધ થતો હોય તો તે ભરતનાટ્યશાસ્ત્ર છે. આ ગ્રથમાં આધુનિક સમયમાં પ્રચલિત થયેલ રાગનો સદંતર અભાવ છે. ભરતનાટ્યશાસ્ત્ર તે નાટ્યકલા સંબધી ગ્રથ હોવાથી સંગીત બાબત ૨૮ મા અધ્યાયમા શ્રુતિ, ગ્રામ, મૂર્ચ્છના તથા જાતિ વગેરેના માત્ર ત્રણ જ પ્રકરણો આપવામા આવેલ છે. ભરતનો સમય ઇ. સ ૪૦૦–૫૦૦ નો માનવામાં આવે છે. ભરત સમયનુ સંગીત ઉચ્ચ કક્ષાને પહોચ્યુ હતુ તેમ કહેવા માટે ફક્ત ભરતનાટ્યશાસ્ત્ર જ બસ છે. ભરત સમય સુધી આવતા તો સપ્તકના શુદ્ધ સ્વરો ષડ્જાદિ ઉપરાત વિકૃત સ્વરો અને બાવીસ શ્રુતિઓ પણ થઈ ચૂકેલ. ઇસ્વીસન પછીના સમયમાં અને ભરત સમય વચ્ચેના ગાળામાં કોઈપણ સંગીત પર લખાયેલા ગ્રથના અભાવે ગ્રામ, શ્રુતિ, જાતિ, મૂર્ચ્છનાનો વિકાસ ક્રમ થયો તે જાણવુ અસંભવિત છે. ભરતનાટ્યશાસ્ત્રમાં ત્રણ ગ્રામ આપવામાં આવેલ છે, અને તે ષડ્જ, મધ્યમ અને ગાધાર છે. ષડ્જ ગ્રામ મુખ્ય ગ્રામ છે જ્યારે ગાંધાર અને મધ્યમ ગ્રામ શ્રુતિ પ્રમાણે ફેરવવાથી મળે છે. શ્રુતિનો અર્થ श्रुयते इति श्रुतिः સાંભળી શકાય તે શ્રુતિ તેમ થાય છે. પ્રથમ ઉત્પન્ન થયેલ રણન માત્રને શ્રુતિ ( Heterotone ) કહેવામાં આવે છે. જ્યારે અનુરણન નાદ તે સ્વર તરીકે ઓળખાય છે. શ્રુતિ તે શુદ્ધ અને વિકૃત સ્વર વચ્ચેનું અંતર પ્રમાણ છે પરતુ આ પ્રમાણ તે સમભાગ પ્રમાણ નથી એટલે શ્રુતિનો અર્થ Microtone ન થઈ શકે. સ્વરગ્રામમાં શ્રુતિસ્થાન માટે ભરતે નીચે પ્રમાણે અંતર આપેલ છેઃ

चतुश्चतुश्च तुश्चैव षड्ज मध्यम पंचमः
द्वे द्वे निषाद गांधारौ त्रिस्त्रिर्ऋषभ धैवतः।
तिस्रो द्वैच चतस्तश्च चतस्तस्तिस्त एवच
द्वे चतस्रश्च षड्जाख्य ग्राम श्रुति निदर्शनम्॥

(ષડ્જ, મધ્યમ, તથા પંચમ દરેકની ચાર ચાર શ્રુતિ, ઋષભ તથા ધૈવત બેઉની ત્રણ ત્રણ શ્રુતિ અને ગાંધાર તથા નિષાદ પ્રત્યેકની બે શ્રુતિ તેમ કુલ મળી બાવીસ શ્રુતિની યોજના ષડ્જ ગ્રામમાં છે. ઉપર પ્રમાણેની યોજના ષડ્જ ગ્રામીક શુદ્ધ સ્વરોમાં લેતાં નીચે પ્રમાણે શ્રુત્યતર થશે;

સા, રી, ગ, મ, પ, ધ, ની, સાં,
૪ ૩ ૨ ૪ ૪ ૩ ૨

મધ્યમ ગ્રામિક શ્રુતિ રચના મેળવવા માટે ધૈવત અને નિષાદ પાસેનું શ્રુત્યંતર પ્રમાણ ફેરવવું પડે છે અને સ્વરગ્રામ મધ્યમથી શરૂ થતાં શ્રુત્યંતર પ્રમાણ નીચે મુજબ રહે છેઃ

મ, પ, ધ, ની, સા, રી, ગ, મ,
૪ ૩ ૪ ૨ ૪ ૩ ૨

ષડ્જ ગ્રામમાં મધ્યમનું અંતર ૯ શ્રુતિનું છે, જ્યારે મધ્યમ ગ્રામમાં ચતુર્થ સ્વર વચ્ચે ૧૧ શ્રુતિનો ફેર રહે છે. ભરતનાટ્યમાં ફક્ત બે જ ગ્રામ આપેલ છે. ગાંધાર ગ્રામ સ્વર્ગ લોકે ગયું હતું એટલે અપ્રચલિત હતું તેથી તેનો બિલકુલ ઉલ્લેખ થયો નથી.

ભરતે જણાવેલ ૨૨ શ્રુતિનાં નામો પ્રથમ પ્રસન્ના, સિદ્ધા, પ્રભાવતી, કાન્તા, સુપ્રભા, શિખા, દિપ્તીમતિ, ઉગ્રા, હલાદી, નિર્વીરી, દિશા, સર્પસહા, ક્ષાન્તિ, વિભૂતિ, માલિની, ચપલા, લાલા, સર્વરતા, શાન્તા, વિકલિની, હૃદયોન્માલિની અને વિસારિણી હતાં તેમ સંગીત મકરન્દમાં જણાવવામાં આવેલ છે. પરતુ પાછળથી તે તીવ્રા, કુમુદ્વતિ, મંદા, છંદોવતી, દયાવતી, રંજની, રક્તિકા, રૌદ્રી, ક્રોધી, વજ્રિકા, પ્રસારિણી, પ્રીતિ, માર્જની, ક્ષિતિ, રક્તા, સંદીપિની, આલાપિની, મદન્તી, રોહિણી, રમ્યા, ઉગ્રા અને ક્ષોભિણી. ભરતનાટ્યમાં આપેલ સારણા ચતુષ્ટયી પરથી એમ જણાય છે કે પ્રાચીન ભરતગ્રામ વીણાના મેરૂ પર નિષાદથી શરૂ થતું એટલે ક્ષોભિણી તે ગ્રામપ્રારંભ શ્રુતિ ગણાતી. એટલે ક્ષોભિણીથી ચોથી શ્રુતિ છન્દોવતી પર ષડ્જ, રતિકા પર ઋષભ, ક્રોધા પર ગાંધાર, માર્જની પર મધ્યમ, આલાપિની પર પંચમ, રમ્યા પર ધૈવત અને ક્ષોભિણી પર નિષાદ થશે. આધુનિક સમયમાં આ સ્વરરચનામાં ફેરફાર થઈ ગયો છે.

સારણાચતુષ્ટયીમાં ભરતે કાકલી નિષાદ અને અંતર ગાંધાર તેમ બે વિકૃત સ્વરો ગણાવ્યા છે. કાકલી એટલે મીઠાશવાળો અને અંતરગાંધાર એટલે વચ્ચેનો ગાંધાર. વિકૃત સ્વર બાબતમાં ભરતે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ

स्वर साधारणं काकल्यंतर स्वरौ। तत्रद्वि श्रुतिप्रकर्षणात् निषादयः। काकली सज्ञो निषादोन षड्जः। द्वाभ्यामन्तर स्वरत्वात् साधारणत्वं प्रतिपद्यते। एवं गान्धारोप्यन्तर स्वरसंज्ञः गान्धारो न मध्यमः। तयोरन्तरस्वात् अत एव स्वरसाधारणं तस्यान्निषादः काकलीसंज्ञा॥

(જ્યારે ષડ્જની ચાર શ્રુતિઓમાંથી નિષાદ બે શ્રુતિ લે છે ત્યારે તે સ્વર કાકલી નિષાદના નામથી ઓળખાય છે, અને જ્યારે મધ્યમની ચાર શ્રુતિમાંથી ગાંધાર બે શ્રુતિ લે છે ત્યારે

च्युतोऽच्युतो द्विधा षड्जोद्वि श्रुतिर्विकृतो भवेत्
साधारणे काकलीत्व निषादस्य च दृश्यते ॥
साधारणे श्रुतिं षाड्जीमृषभः संश्रितो यदा
चतुःश्रुतित्वमायाति तदैको विकृतो भवेत् ॥
साधारणे त्रिश्रुतिःस्यादन्तरत्वे चतुः श्रुतिः
गान्धार इति तद्भेदौ द्वौ निःशंकेन कीर्तितौ ॥
मध्यमः षड्जवद्द्वेधाऽन्तर साधारणा श्रयात्
पंचमो मध्यम ग्रामे त्रिश्रुतिः कैशिके पुनः ॥
मध्यमस्य श्रुतिं प्राप्य चतुश्रुतिरिति द्विधा
धैवतो मध्यम ग्रामे विकृतः स्याच्चतुः श्रुतिः ॥
कैशिके काकलित्वे च निषादस्त्रि चतुः श्रुति
प्राप्नोति विकृतौ भेदौ द्वाविति द्वादश स्मृताः ॥

[ શુદ્ધ ષડ્જ નિષાદથી ચાર શ્રુતિ દૂર હોવાથી, ત્રીજી શ્રુતિ પર જો ષડ્જ લેવાય તો તે ચ્યુત ષડ્જ થાય છે, અને તે મન્દા શ્રુતિ પર સ્થાન લે છે આ ઉપરાંત ઉપર જણાવ્યા અન્ને ષડ્જથી બએ શ્રુતિ દૂર લઈને એક વિકૃત ષડ્જ લેતાં તે અચ્યુત ષડ્જ થાય છે. વિકૃત ઋષભ શુદ્ધ ષડ્જથી ચાર શ્રુતિ દૂર રતિકા પર સ્થાન લે છે; જ્યારે ગાંધાર ઋષભથી બે શ્રુતિ છેટે હોવાથી તેના વિકૃત સ્વરો ઋષભથી ત્રણ શ્રુતિ અને બે શ્રુતિ દૂર લેવાતાં તે સાધારણ ગાંધાર અને અંતર ગાંધાર તરીકે ઓળખાય છે. મધ્યમને પણ ષડ્જની જેમ બે વિકૃત સ્વરૂપ છે અને તે સાધારણ અને અંતર ગાંધારથી ચાર શ્રુતિ દૂર છે. આ બન્ને ચ્યુત, મધ્યમ અને અચ્યુત મધ્યમ તરીકે ઓળખાય છે અને શ્રુતિસ્થાન અનુક્રમે પ્રીતિ અને માર્જનિ પર લે છે. ષડ્જ ગ્રામનો પંચમ તેમજ રહે છે પણ મધ્યમ ગ્રામમાં ચાર શ્રુતિ લઈને વિકૃત થાય છે. આ ગ્રામમાં મધ્યમ અને પંચમ વચ્ચે ત્રણ શ્રુતિનું અંતર છે. ધૈવત જે મધ્યમ ગ્રામમાં પચમથી બે શ્રુતિ દૂર છે, ને ષડ્જ ગ્રામમાં ચાર શ્રુતિ લઈને વિકૃત થાય છે, અને નિષાદ જે ધૈવતથી બે શ્રુતિ દૂર છે તે ત્રણ અને ચાર શ્રુતિ લઈને કૈશિકી નિષાદ અને કાકલી નિષાદ બને છે. આ રીતે બાર વિકૃત સ્વરોના ભેદ જણાવવામાં આવે છે. ]

આ ઉપરથી-સંગીત રત્નાકરના વિકૃત સ્વરો નીચે મુજબ થશેઃ

| | | શ્રુતિસ્થાન |
|---|---|---|
| ૧. શુદ્ધ ષડ્જ | — | • |
| ૨. ચ્યુત ષડ્જ | — | મન્દા |
| ૩. અચ્યુત ષડ્જ | — | છન્દોવતિ |
| ૪. વિકૃત ઋષભ | — | રક્તિકા |
| ૫. સાધારણ ગાંધાર | — | વજ્રિકા |
| ૬. અંતર ગાંધાર | — | પ્રસારિણી |

| | | |
|---|---|---|
| ૭. ચ્યુત મધ્યમ | — | પ્રીતિ |
| ૮. અચ્યુત મધ્યમ | — | માર્જનિ |
| ૯. કૈશિકી પંચમ | — | સંદિપીની |
| ૧૦. વિકૃત ધૈવત | — | રમ્યા |
| ૧૧ કૈશિકી નિષાદ | — | તીવ્રા |
| ૧૨ કાકલી નિષાદ | — | કુમુદ્વતિ |

જ્યારે સંગીત રત્નાકરનું શુદ્ધ સ્વરગ્રામ તથા શ્રુત્યંતર નીચે મુજબ થશે

ચ્યુ સા, ૪ વિ રી, ૩ સા ધા. ગ, ૨ ચ્યુ મ, ૪ કૈ પ, ૪ વિકૃતધ ૩ કૈ નિષાદ ૨ ચ્યુ સાં.

આ સ્વરોનું શ્રુત્યંતર જોતા સ્પષ્ટ રીતે વિદિત થાય તેમ છે કે આ સ્વરપ્રમાણ આધુનિક કાફીરાગનું છે આ સ્વરગ્રામમા સા, મ, ૫ ચ્યુત થતા તે દક્ષિણનો મુખારી મેળ થાય છે તેમ સિદ્ધ છે ( જુઓ પરિશિષ્ટ ક્ષ આવતા અંકમા )

ચાલુ ]



# જીવનમાં સખે એકલો !

'પુંડરીક'

ભમું સકળ માનવીગણુ મહીં બની એકલો,
ધરુ અવનવાં સ્વરૂપ નિજ રૂપને પામવા,
ભરુ જીવનથાળમાં નવનવા રસો ચાખવા;
વિચિત્ર જગ આ સખે ! અતિવિચિત્ર ત્યાં માનવી!
ડરું નવ છતાં સખે, નિજ વિચિત્ર આ માનને,
ભર્યાં સ્વજનનાં જૂનાં સ્મરણુ કૈં નિગૂઢાંતરે;
ન લેશ પરવા મને જીવનમાં છતો એકલો !

✿

# વેજવૂડ રેલવે સમિતિ

ડુંગરશી ધરમશી સંપટ

હિંદની રેલવેઓનો ઘણો મોટો ભાગ હિંદી સરકારના વહીવટ નીચે છે. થોડો ભાગ વિલાયતની કંપનીઓના વહીવટ નીચે છે. અગાઉ બધી રેલવેઓ કંપનીના વહીવટ નીચે હતી. લંડનની આ કંપનીઓને હિંદી સરકારે પાંચ ટકા વ્યાજની ગેરંટી આપી હતી. એથી ઓછું વ્યાજ પેદા થાય તો હિંદી સરકાર આપવા બંધાયેલી હતી. આ કંપનીઓએ ભૂતકાળમાં પોતાના શેરહોલ્ડરોને સારાં વ્યાજ આપ્યાં હતાં. હજારો યુરોપિયનોને મોટા પગારો આપી નિભાવ્યા હતા. વેગનો, એંજીનો, પાટાઓ, પૂલો અને દરેક જાતનો સામાન આ કંપનીઓએ વિલાયતમાં ખરીદ કરી પોતાના દેશના ઉદ્યોગોને સહાય આપી હતી. એ રીતે હિંદી રેલવેમાંથી ભૂતકાળમાં જેટલો રસ ચૂસાય તેટલો ચૂસવામાં બ્રિટિશ મૂડીદારોએ બાકી નથી રાખી.

જી. આઈ. પી. રેલવે, ઈસ્ટ ઇંડિયા રેલવે અને નોર્થ વેસ્ટર્ન રેલવે એ ત્રણે સૌથી મોટી રેલવેના કરારનામાની મુદત પૂરી થતાં, એ રેલવેઓ હિંદી સરકારના વહીવટ હેઠળ આવી. સરકારી વહીવટ હેઠળ લેવા માટે હિંદી સરકારે નીમેલી રેલવે અનુભવીઓની બે સમિતિની ખાસ ભલામણથી હિંદી સરકારને રેલવે વહીવટ પોતાને સ્વાધીન લેવો પડયો. તેના વહીવટ માટે એક રેલવેબોર્ડ નીમવામાં આવ્યું છે. આ રેલવે બોર્ડ અંગ્રેજ અમલદારોનું બનેલું હતું. એમાં એક પણ હિંદી સભ્ય લેવાની મધ્યસ્થ ધારાસભાની વિનંતિઓને અનેક વખતે ઠોકરે મારવામાં આવી હતી. છેવટે, હમણાં હમણાં, એકાદ હિંદીને સભ્ય બનવાનું માન મળ્યું છે. કંપનીના વહીવટમાં તો બધા મોટા અધિકારો દશેક હજાર અંગ્રેજો અને એંગ્લો ઇંડિયનો વચ્ચે વહેંચાયેલા હતા પરંતુ મધ્યસ્થ ધારાસભાના દબાણથી ધીમે ધીમે હિંદીઓને ઉચ્ચ અધિકારમાં દાખલ કરે છે. સને ૧૯૨૯માં આસરે ૨૫૦૦ યુરોપિયનો, ૧૦૦૦ એંગ્લો ઇંડિયનો અને ૫૫૦ હિંદીઓ રૂા. ૫૦૦ થી વધારે પદાધિકારીઓ તરીકે હતા. રૂા. ૫૦૦થી નીચેના પદાધિકારીઓમાં આસરે ૩૦૦૦ હિંદીઓ, ૨૫૦૦ એંગ્લો ઇંડિયનો અને ૧૫૦૦ યુરોપિયનો હતા.

આ યુરોપિયનો 'લી લૂટ'માં ભાગીદાર છે. એમને અને કુટુંબને વિલાયત જવાની પહેલા વર્ગની પેસેજો ભેટ કરવામાં આવે છે. બંગલા, બાળકો માટે યુરોપિયન ઢબની કેળવણી, મફત વૈદકીય સહાય, યુરોપિયન રમતગમતની સગવડ વગેરે તેમને ખાસ લાભો આપવામાં આવે છે. હજી રેલવેની કુલ સત્તા એ ઉચ્ચાધિકારીઓના હાથમાં છે. હજી સુધી એક પણ હિંદીની રેલવે એજંટ તરીકે નિમણૂક થઈ નથી. મધ્યસ્થ ધારાસભાના દબાણથી હવે રેલવે પાટાઓ ટાટા સ્ટીલ વર્કસ પાસેથી મુખ્યત્વે ખરીદવામાં આવે છે. વેગનો પણ અત્રે બનવા લાગ્યાં છે. દરેક રેલવેએ પોતાની મોટી વર્કસ શૉપો સ્થાપી છે. પરંતુ એંજીનો બોઈલરો હજી હિંદમાં બનતાં નથી. હિંદી પ્રજાએ અનેક વખત એંજીનો બનાવવાનું કારખાનું હિંદમાં કાઢવાની અરજ હિંદી સરકારને કરી છે પરંતુ હિંદી સરકારે આ માટે બહેરા કાનો રાખ્યા છે. એંજીનો જર્મની કે બીજા કોઇ રાજ્ય પાસે સસ્તા મળે છે, છતાં પણ બ્રિટિશ કારખાનાંવાળાને જ ખટાવવા એ હિંદી સરકારનો મુદ્દો છે.

સને ૧૯૨૩ સુધી રેલવેનુ બજેટ આખા હિંદના બજેટ સાથે સયુક્ત હતુ, પરતુ એક સમિતિની ભલામણથી એ બજેટને હિંદના બજેટથી જુદુ પાડવામા આવ્યુ. એનો વહીવટ હિંદી ખજાનચી પાસેથી લઈને વેપારખાતાને સોપવામા આવ્યો તેથી હવે રેલવે બજેટ વેપારખાતાનો સભ્ય તૈયાર કરી મધ્યસ્થ ધારાસભામા પેશ કરે છે તે વખતે એટલે સને ૧૯૨૪મા એવી સમજણ થઈ હતી કે કેપિટલના ઉપર એક ટકો અને નફાનો પાચમો ભાગ હિંદી સરકારને રેલવેઓએ આપવો એ પ્રમાણે દર વરસે લગભગ ૫ા કરોડ રૂપિયાની રકમ હિંદી સરકારને રેલવે આપતી હતી અને ૧૯૨૪થી ૧૯૨૯ સુધીના ૭ વરસો જાહોજલાલીના વરસો હતા એ વરસોમા ભારે પ્રમાણમા વેપાર ચાલ્યો આયાત અને નિકાશ દરેક ૩૫૦ કરોડની ટોચે પહોચ્યા હતા પરદેશોથી ખૂબ માલ આયાત થયો અને હિંદભરના બજારોમા ફેલાયો હતો હિંદી કાચા માલના ભાવો પણ ખૂબ સારા આવતા હતા આખા જગતની પેઠે હિંદ પણ સમૃદ્ધિમા મહાલતુ હતુ

પરતુ સને ૧૯૩૦–૩૧ની સાલથી જગતની મહામદીના ગણેશ મડાયા કાચી વસ્તુઓના ભાવો વધુ ઘટી ગયા ચાલીસ રૂપિયાની ઘઊંની ગાટી મત્તર રૂપિયે વેચાઈ કપાસ, ચોખા, તેલના બીયા, શણ અને બીજા કાચા દ્રવ્યોના ભાવો તદન ઘટી ગયા પાકા દ્રવ્યોના ભાવો પણ ખૂબ ઘટયા દુનિયાના બજારોની સાથે હિંદના બજારો પણ પાકા દ્રવ્યોથી ભરાઈ ગયા વેપાર ઘટી ગયો કારખાનાઓ બધ રાખવામા આ યા, રેલવેનો વ્યવહાર પણ ઘટયો આમ હિંદના વેપારની આમદાની અને નિકાશમા ૬૦ ટ ા ફેરફાર થઈ ગયો આથી રેલવેની પેદાશ ઘણી ઘટી ગઈ નફો કરતી હતી તેને બ ને રેલવેઓ નુકસાન કરવા લાગી રીઝર્વ ફડ અને ડિપ્રીસિયેશન ફંડમા એક પાઈ પણ આપી શકાઈ નહિ અગાઉ ખૂબ નફો જોઈ રેલવેનો ખર્ચ મોટા પ્રમાણમા વધારી નાખવામા આવ્યો હતો ઉડાઉગીરી અને ફના ગીરીની નીતિ સ્વીકારવામા આવી હતી ત્યા ઓચિંતુ મદીનુ મોજુ ફરી વળ્યુ હિંદી રેલવેની આમદાની ઉપર કુઠારાઘાત વજ્રની પેઠે પડયો

સને ૧૯૩૨–૩૩મા જ મોટો ફટકો પડયો હિંદી સરકારની રેલવેઓનુ બજેટ ૧૦ કરોડ ૨૫ લાખની ખાધવાળુ થયુ સૌ અજાયબ બની ગયા આટલી મોટી નુકસાની? આમા લશ્કરી રેલવેઓની ખોટ બે કરોડ રૂપિયા પણ સાથે ગણવાની છે હિંદી સરકારને કાંઈ ફાળો ભરી શકાયો નહિ રિઝર્વ ફડમા કાઇ ઉમેરાયુ નહિ, એટલુ જ નહિ પણ એમાથી મોટી રકમ ઉધારી લેવી પડી બીજે વરસે સ્થિતિ સુધરી જશે એ સધિયારો પણ કામ લાગ્યો નહિ બીજુ અને ત્રીજુ અને પછીના વરસો પણ ખોટના હતા તે નીચે મુજબના આકડાઓથી જણાશે સને ૧૯૩૩–૩૪મા લગભગ સાત કરોડ રૂપિયા ખોટ ગઈ હતી

| વરસ | પેદાશ<br>કરોડ લાખ | ખર્ચ<br>કરોડ લાખ | વધારો કે ઘટાડો<br>કરોડ લાખ |
|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૯૦–૨૦ | ૯૫–૨૫ | – ૦૫–૦૬ |
| ૧૯૩૫–૩૬ | ૯૦–૬૫ | ૯૪–૬૪ | – ૩–૯૯ |
| ૧૯૩૬–૩૭ | ૯૫–૦૫ | ૯૪–૮૫ | + ૦–૧૫ નફો |
| ૧૯૩૭–૩૮ | ૯૦–૭૫ | ૯૦–૬૦ | + ૦–૧૫ નફો |

અડસટવામા આવ્યો છે

આ સ્થિતિ શોચનીય છે હમણા બે વરસ થયા નુકસાન નથી, પરતુ નફો જુજ પ્રમાણમા છે નુકસાનીના રૂપિયા ૩૧ કરોડ ૩૩ લાખ ઘસારા ફડમાથી લીધા છે હવે

ઘસારા ફંડ બાકી ૧૫ કરોડ ૫૦ લાખનું રહ્યું છે. આ સિવાય હિંદી સરકારના રૂા. ૩૦ કરોડ ૭૫ લાખ લેણા છે. એ ફાળા ન આપી શકાવાને લીધે ખાતે લખાયા છે. રેલવેની કુલ લાયેબિલિટી એટલે દેવું ૬૨ કરોડનું હતું. આ રેલવે અર્થશાસ્ત્રની આખી બાજી છે. આ વરસે ઘઉંની નિકાસ કરાંચીથી પરદેશ ખાતે સારી થાય છે. તેમજ વેપારમાં તેજી આવવાથી વેપાર પણ વધ્યો છે. એટલે હિંદી રેલવેઓ પણ થોડો નફો દેખાડશે. પરંતુ આ તેજી ચમકારા સ્વરૂપ તો નથી? ચાર દિવસનું ચાંદરણું તો નથી? એવો પ્રશ્ન અનુભવી અર્થશાસ્ત્રીઓ ઉઠાવે છે. ગયા વરસે રેલવે ઉપર લેણા ૬૨।। કરોડ રૂપિયા માંડી વાળ્યા છે!

રેલવેઓની ચાલુ ખોટ હિંદીપ્રજા અને સરકારને બહુ ચિંતાજનક હતી. મોટા અધિકારીઓના પગાર ઘટાડી શકાય નહિ. એમના ભારે લાગવગે એમને મહાન સત્તાધીશો બનાવ્યા છે. એટલે એમનો અવાજ હિંદી સરકારમાં ભારે મોટો છે. નાના નોકરોના પગારમાં આવા મંદીના સમયે કેટલું ઘટાડવું? સરકારે અધિકારીઓની સમિતિ નીમી. છેવટે ખાતાવાર કરકસર કરવા યાદી બહાર પાડી. વિલાયતથી મી. પોપને બોલાવી કરકસર વિષે સૂચનાઓ માગી. છેવટે, નાના નાના નોકરોને હજારોની સંખ્યામાં કમી કરવામાં આવ્યા. સાઠ હજાર નોકરો તો માત્ર નૉર્થ વેસ્ટર્ને જ કમી કર્યા. આથી ભારે કોલાહલ મડાયો. ચારે તરફ અસંતોષ ફેલાઈ ગયો.

હમણાં હમણાં હિંદી સરકાર પ્રજામત સાંભળવા માટે જરા બહેરી થઈ છે. જ્યારથી સર જોન સાયમનનું બંધારણીય તદ્દન શ્વેત કમીશન નીમાયું છે ત્યારથી જ કેટલીક કમિટીઓ માત્ર શ્વેત સભ્યોથી જ બનેલી રહી છે. કૉન્ઝરવેટિવ રાજનીતિ તો આ વાતમાં મક્કમ છે. એ રીતે ઇન્કમ ટેક્ષ કમિટી પણ અંગ્રેજ પ્રતિનિધિઓની બનેલી હતી. માત્ર ખાનબહાદુર વાચ્છા સલાહ માટે સરકારી હતા. રેલવે કમિટી પણ બે ગૃહસ્થોની બનેલી હતીઃ એક સર રાલ્ફ વેજવૂડ અંગ્રેજ રેલવે અધિકારી હતા; બીજા સભ્ય દક્ષિણ આફ્રિકામાંથી આવ્યા હતા. એક તો શ્વેત કમિટી અને તેમાં પણ દક્ષિણ આફ્રિકા જેવા હિંદવિરોધી પ્રદેશમાંથી આણેલા મી. ડબલ્યુ. એ. સ્ટૅનર નામે સભ્યની નિમણૂકથી હિંદભરમાં રોષની લાગણી ફેલાઈ ગઈ હતી. મધ્યસ્થ ધારાસભામાં પણ ઘણી ચર્ચા થઈ હતી. પરંતુ ભાજી હિંદી પ્રધાન સર સેમ્યુએલ હોરે સીમલાના અધિકારી વર્ગને શીખવી દીધું છે કે—વણઝાર પસાર થાય છે, અને કૂતરા ભસે છે! રેલવે ઉપર હિંદી સરકારના આઠસો કરોડ રૂપિયા રોકાયા છે. એટલે આ મોટી મતા નફાકારક કેમ બને તે માટે હિંદી સરકાર ચિંતાતુર છે.

આટલી ભૂમિકા પછી હવે કમિટીની ભલામણો જે હમણાં જ બહાર પડી છે તે આપણે તપાસીએ. તેમાંના મુખ્ય મુખ્ય મુદ્દા નીચે મુજબ છેઃ—

(૧) યુરોપ અમેરિકાની મોટી રેલવેઓમાં માત્ર ચાર ટકા વ્યાજ મળે છે. હિંદની રેલવેઓ આ હિસાબે સારી પેદાશ આપે છે. આથી વધારે પેદાશ મળવાની વકી નથી. કમિટી ભવિષ્યની રેલવે કમાઈ માટે બહુ સારુ ભવિષ્ય બતાવતી નથી. કમિટીના મત પ્રમાણે ડિપ્રેશિયેશન એટલે ઘસારા ફંડમાં સારી રકમ આપ્યા પછી અને ૪ ટકા વ્યાજ આપ્યા પછી કાંઈ વધારે નફો આવે તે બનવા જોગ નથી. તેનાં કારણો નીચે મુજબ બતાવ છેઃ

(અ) આવતાં વરસોમાં વેપાર થોડો થોડો સુધરશે; પરંતુ આ સ્થિતિ કૃત્રિમ હોવાથી ભરોસા પાત્ર ગણાશે નહિ.

(આ) રેલવેના સમૃદ્ધ સમયમાં હમેશાં ભાર રૂપ થાય એવાં ખર્ચોની વૃદ્ધિ કરવામાં આવી છે. પગારો વધારવામાં અતિશય ઉદારતા દેખાડાય છે. હવે તે પગારો ઘટી શકે તેમ નથી.

(ઈ) વગર વિચારે ઘણી રેલવે ઉપર ખર્ચ કરવામા આવ્યુ છે હવે તેમાથી નફો મળતો નથી અને કેટલીક રેલવેઓ સામે મોટર બસોની હરીફાઈ એટલી તીક્ષ્ણ છે કે એઓ ભવિષ્યમા નફો કરે તેવી આશા નથી

(ઈ) મોટર બસોએ રેલવેઓ સાથે જે હરીફાઈ કરવા માડી છે, તેથી રેલવેઓને વાર્ષિક સાડા ચાર કરોડ રૂપિયાની નુકસાની જાય છે તેવો અડસટ્ટો ધારવામા આવે છે આ રેલવે અને મોટર બસોની હરીફાઈ ખૂબ ધ્યાન ખેંચે તેવી છે રસ્તાઓ ઉપર મોટર બસોના વ્યવહારને નિયમિત અને નિયમનમા લાવવામા નહિ આવે તો આ રેલવેની ખોટ વધીને નવ કરોડ રૂપિયા જેટલી થવા સભવ છે

(ઊ) ખોટ ઓછી કરવામા ખરચ ઘટાડવાનો સવાલ અગત્યનો છે કમિટી કોઈ મોટી અને અગત્યની કરકસર સૂચવી શકતી નથી પરતુ નાની નાની કરકસરો જે સૂચવવામા આવી છે, તેથી ભવિષ્યમા વધતા જતા વેપાર ઉપર નવા ખર્ચનો બોજો પડતો બચાવશે

(એ) જે મુખ્ય ભલામણો કરવામા આવી છે તેના ઉપરે વધારાનો ખર્ચો પડશે પરતુ એ વધારાનો ખર્ચો પેદાશ વધવાના સભવને લીધે ભારે નહિ પડે વેપારી ખાતાનો વિકાસ પ્રજા અને વર્તમાનપત્રો સાથે વધારે નિકટ સબધ અને પુષ્કળ જાહેર ખબરો શરૂઆતનો ખર્ચો વધારશે પરતુ પાછળથી તેનો બદલો મળી રહેશે

(૨) વેગનો અને અંજીનોનો સદુપયોગ, જે વસ્તુઓ નફાકારક ન હોય અને વધારે ખર્ચ ખાતી હોય તે સર્વેને વેચી નાખવા કમિટી જણાવે છે વધારે પ્રમાણમા એમની સખ્યા હોય તો તે તપાસી નવા ઓર્ડરો આપવામા સાવચેતી રાખવાનુ જણાવે છે

(૩) રીપેર સાચવતમા વધારે ધ્યાનથી અદાજો અને પ્લેનો બનાવવાની ભલામણ કરે છે વધુમા, વિરોષ યુરોપિયનોને દેખરેખ માટે રાખવા સૂચવે છે મનુષ્યોની વાજબી રીતે ગોઠવણી કરી નવમો ભય બધ કરવા જણાવે છે નવા વેગનો વગેરે બનાવવા માટેના કારખાનાનું એકીકરણ કરવા સૂચવે છે

(૪) ગાડીઓના વ્યવહારમા વિશેષ ઝડપ આવે તો ફાયદો થવા સભવ છે માલની આવજાવ, મદદ, ગાડીના સમય, વેગનોની જલદી ફેરવણી અને સ્ટેશનના સ્ટાફમા નિયમિતતા લાવવા સૂચના કરે છે

(૫) જે લાઇનોમા નફા થતો નથી તેવી પેદાશ વગરની લાઇનો બધ કરવા સૂચવે છે

(૬) ન્યૂયોર્ક ખાતે સ્થાપેલી રેલવે જાહેર ઓફિસ બધ કરવા માટે ભલામણ કરી તેમાથી બચાવેલુ નાણુ ત્રીજા વર્ગના સુધારા માટે ખર્ચવા સલાહ આપે છે લડનની ઓફિસ ચાલુ રાખવા જણાવે છે

(૭) ફર્સ્ટ ક્લાસ અને સેકન્ડ ક્લાસના ડબાઓ સયુક્ત કરવા સલાહ આપે છે અને આ બાબતમા ખાસ ધ્યાન આપવા રેલવે બોર્ડને જણાવે છે ઘણીખરી બ્રાચ લાઇનો ઉપર ફર્સ્ટ ક્લાસ બધ કરવાની જરૂર ધારે છે ઊંચા ક્લાસ માટે ચારને બદલે બે ખર્ચવાળા ખાના રાખવા કહે છે

(૮) ભૂતકાળમા મૂડી ખૂબ ઉદારતાથી રોકવામા આવી છે તેથી હવે દશ ટકા વાર્ષિક પેદાશ આપે તેવી જ લાઇનો બનાવવા જણાવે છે

(૯) કમિટી પગારાના સામાન્ય કાપની વિરુદ્ધ પડે છે તેમ ઓછા પગારનું ધોરણ નવા કાર્યકર્તાઓ ઉપર લાગુ કરવાની પણ વિરુદ્ધ છે. તેમ મોટા અધિકારીઓના પગારો ઘટાડવા પણ કમિટી ભલામણ કરતી નથી.

(૧૦) હમણાં મોટા અધિકારીઓ થોડા છે. તેથી વધારે મોટા પ્રમાણની આવશ્યક્તા સંદિગ્ધ રીતે સૂચવે છે. રેલવે બોર્ડના ટ્રાફિક સભ્યની નિમણૂક હમેશ માટે કરવા કહે છે.

(૧૧) નવા દાખલ થનાર ઉમેદવારોના માટે ઠરાવેલું પગારનું ધોરણ ઓછું હોવાનું કમિટી ધારે છે. તેમાં સુધારા કરવાનો વિચાર પ્રેરે છે. એકાઉન્ટ ઑફિસરને એજંટના હાથ નીચે રાખવાનું જણાવે છે. તેમાં કેટલાક સુધારા સૂચવે છે.

(૧૨) રેલવેને લગતો બધો સ્ટોર ઇંડિયન સ્ટોર ડિપાર્ટમેન્ટ મારફતે ખરીદવા કહે છે.

(૧૩) રેલવેના નોકરોમાંથી અવિવેક અને અપ્રામાણિકતા કાઢી નાખવા માટે મોટા પ્રમાણમાં ઝુંબેશ ચલાવવાની જરૂર બતાવે છે. રેલવે સ્ટાફના શિક્ષણ અને રેલવે યોગ્ય કેળવણી આપવાની વધારે સંભાળભરી ગોઠવણોની આવશ્યકતા દેખાડે છે.

(૧૪) પેદાશ વધારવા માટે વેપારી ખાતાના મૅનેજરનો મોટો અધિકાર દરેક રેલવેમાં નવો કાઢવા જણાવે છે. તેમની દેખરેખ નીચે રેલવેના વેપાર ખાતાનો વિકાસ સૂચવે છે.

(૧૫) રેલવેનો જાહેરમાં વધારે પ્રચાર થાય તે માટે જાહેર ખબરોનો વધારો કરવાની અગત્ય જણાવે છે. વેપારીખાતાના સ્ટાફને આ કામમાં કેળવવા માટે ગ્રેટબ્રિટનથી મોટા અંગ્રેજ અધિકારીઓની નિમણૂકો માટે જરૂર બતાવે છે.

(૧૬) કોલસા ઉપર સરચાર્જ ૧૨॥ થી ૧૫ ટકા વધારવાની સૂચના આપે છે. આવો વધારો દર ટને રૂા. ૧ થી વધારે ન હોય. બીજા કોઈ પણ નૂરમાં ઘટાડો કરવાની ભલામણ નથી. રેલવે-રીસ્ક અને ઓનર્સ-રીસ્ક વચ્ચે ભાવનો મોટો ફરક છે. તેથી અંગ્રેજી ધોરણ દાખલ કરવા સૂચના કરે છે.

(૧૭) હાલમાં રસ્તાઓ ઉપર ચાલતી મોટરબસોને લાયસેન્સ આપવા, તેમનું વિશેષ રીતે નિયમન કરવું, રેગ્યુલર ટાઈમ ટેબલ, રેલવેના ટાઈમ સાથે જોડાણ, પેસેંજર બસોમાં સુધારા વગેરે કરાવવાં. જરૂર પડે રેલવે પોતાની બસ સરવીસ રેલવે વ્યવહારની સગવડ માટે સ્થાપી શકે છે, અથવા બહારની બસ કંપની સાથે ભાગીદારી રાખી શકે છે.

(૧૮) રેલવેઓએ પોતાની પેદાશ સુધારવા માટે ઝડપી ગાડીઓ, સારા સંબંધો, વધારે ગાડીઓ અને ત્રીજા વર્ગને માટે વધારે સગવડો કરવાની સલાહ આપે છે. બસ સરવીસ પૂરતો જ રેલવે ટ્રેનના ભાડામાં ઘટાડો કરવો. રસ્તાઓમાં બસ સરવીસના નિયમન માટે પૂરતી પોલીસ રાખવી.

(૧૯) પ્રજા સાથે નિકટ સંબંધ માટે રેલવે જાહેર ઑફિસો મુખ્ય મથકો ખાતે સ્થાપવી. એ ઑફિસોએ જાહેર વર્તમાનપત્રો સાથે સંબંધ વધારવો.

(૨૦) (અ) ઈસ્ટર્ન બંગાલ રેલવે અને આસામ બંગાળ રેલવેને ખરચના બચાવ માટે સંયુક્ત કરવી; (આ) મદ્રાસ અને સધર્ન મરાઠા રેલવેને સાઉથ ઇંડિયા રેલવે સાથે જોડી દેવી. સને ૧૯૪૫ સુધી કંપનીના વહીવટની બીજી રેલવેઓને સરકારે લેવી નહિ. સર્વે રેલવેઓનો સંયોગ કરવો નહિ. કંપનીની રેલવેઓના કોન્ટ્રાકટને જેમ બને તેમ લંબાવી દેવો. ટૂંકા સમયના કોન્ટ્રાકટમાં અમે માનતા નથી.

(૨૧) ડિપ્રીસિયેશન એટલે ઘસારાફંડ ત્રીસ કરોડ રૂપિયાનું બનાવવું. એક સારું રીઝર્વ ફંડ પણ બનાવવાની ગોઠવણ કરવી. રેલવેને સામાન્ય હિંદી બજેટમાં ફાળો આપનારી ગણવી નહિ. પરંતુ રેલવેનો દરેક રીતે સ્વતંત્ર સદ્ધર પેઢી પ્રમાણે વહીવટ કરવો.

(૨૨) ફીડરલ રેલવે ઑથોરિટી નામનું નવું મંડળ સને ૧૯૩૫ના હિંદી કાયદા મુજબ સ્થાપવામાં આવશે. એ રેલવેની બાબતમાં સ્વતંત્ર રીતે કુલ સત્તા ધરાવી શકે તે માટે

કોઈ પણ ગજદારી અથવા વહીવટી દખલ કરવી જોઈએ નહિ એજન્ટ નામ બદલી જનરલ મેનેજર નામ આપવું જોઈએ

ઉપર મુજબની આ સૂચનાઓ અને ભલામણોમાંથી બેત્રણ ભલામણો ખૂંચે એવી છે વિશેષ યુરોપિયનોને દાખલ કરી મૂળથી જ યુરોપિયનમય બનેલા ખાતાઓમાં એમની વૃદ્ધિ કરવી એ હિંદી અગાઉથી વિરુદ્ધ વાત છે યુરોપિયન મોટા અધિકારીઓને મોટા પગારો તથા લાભો મળે છે તેમાં ઘટાડો ન કરવા કમિટિ સૂચવે છે. પરંતુ હિંદી મત આ પગારો જગતના કોઈ પણ પ્રદેશના પગારો કરતાં મોટા હોવાનું પોકારીને કહે છે આમાં ખૂબ જ ઘટાડો થવાની તાકીદે જરૂર છે નવા યુરોપિયન અધિકારીઓ માટે પગારનું નવું ધોરણ ટૂંકું હોવાનું કમિટી માને છે, પરંતુ હિંદ જેવા ગરીબ દેશ પાસે બાદશાહી પગારો અપાવવાનું ધોરણ એને ચૂસવા બરાબર છે યુરોપિયન નોકરોનો વધારો એટલે બાદશાહી પગારો, ભથ્થા, યુરોપિયન વૈદકીય મદદ, યુરોપિયન ધોરણોની શાળાઓ ભથ્થા, વિલાયતની ફર્સ્ટ ક્લાસની ટિકિટો, રમતગમતના મેદાનો એ કેટલા ખર્ચાળ છે તે આંકડા ભેગા કર્યે સમજાય

કંપનીઓ પાસેથી રેલવેનો વહીવટ લઈને હિંદી સરકારને હસ્તક મૂકવા માટે હિંદી પ્રજામત એક જ અવાજ કાઢે છે કંપનીનો વહીવટ હિંદી પ્રજામતને પસંદ નથી એ કંપનીઓની મુદત ખલાસ થયે એમને લાંબા સમયના કોન્ટ્રાક્ટ કરી આપવા કમિટી જણાવે છે પરંતુ હિંદી પ્રજામત તેથી તદ્દન વિરુદ્ધ છે એને બધી રેલવે એમ જ સરકારી વહીવટ નીચે જોઈએ છીએ

ફીડરલ રેલવે ઓથોરિટી ઉપર રાજકીય દબાણ ન હોવા માટે કમિટીની ભલામણ છે, પરંતુ ફીડરલ રેલવે બોર્ડ એ ગવર્નર જનરલનું પ્રાણી છે એના પ્રમુખ અને ત્રણ સભ્યો ગવર્નર જનરલ નીમશે એટલે એમાં રાજકીય દબાણ જેવું કાંઈ રહેશે નહિ । હિંદી પ્રજામતની બીજી માગણીઓ નીચે મુજબ છે

(૧) રેલવેનોનું કારખાનું હિંદમાં જ કાઢી હિંદને એ બાબતમાં આત્મમતાબી બનાવવું

(૨) હિંદીઓને રેલવે બોર્ડમાં એજન્ટ અને આસિસ્ટન્ટ એજન્ટના હોદ્દા આપવા.

(૩) રેલવેની નીતિ દેશના ઉદ્યોગોને ઉત્તેજન આપવાની જ હોવી જોઈએ

(૪) નીચલા વર્ગના મુસાફરોને વિશેષ રાહત મળવી જોઈએ

આ સિવાય રેલવેમાં હિંદી સરકારે જે કામી તત્ત્વ દાખલ કર્યું છે તે પણ પસંદ કરવા જેવું નથી

આ ભલામણોનો તરતમાં અમલ કરવા હિંદી સરકારનો વિચાર છે

રેલવેની પેદાશ ભવિષ્યમાં વધારે થશે અને હિંદી સરકારને વધારે ફાળો મળશે એ સમાજના ઉપર સર ઓટો નીમાયરે ઈન્કમ ટેક્સનો ફાળો પ્રાંતોને આપવા સૂચવ્યું હતું પરંતુ કમિટી તો વધુ ફાળો ભવિષ્યમાં મળે તે માટે નિગાહ કરે તેવી ભલામણ કરે છે એટલે પ્રાંતોને ઈન્કમટેક્સનો ફાળો મળતાં ખૂબ સમય લેશે કારણકે ડિપ્રેશિયેશન ફંડ ત્રીસ કરોડનું કરવાનું છે રીઝર્વ ફંડ પણ બાંધવાનું છે આથી હિંદી સરકારને ફાળો મળે તે સંભવિત નથી

સરકાર સુધીમાં પ્રાંતો અને વેપારી ચેમ્બરોના મતો આવી જતાં ફેબ્રુઆરી ૧૯૩૮માં એને લગતા કાયદા અને ધારાસભાઓમાં પસાર કરાવી દેવાનો સરકારનો વિચાર જણાય છે

———o———

# શબ્દચર્ચા

## 'જ', 'ય' વગેરેનું શુદ્ધ લેખન

'**જ**' ને તત્સંબંધી શબ્દથી છૂટો લખવો કે ભેગો લખવો તે વિષે હું નીચેની બાબત ધ્યાન પર લાવવા ઇચ્છું છું.

ગૂજરાતીમાં અકારાન્ત એકાક્ષરી શબ્દ મને લાગે છે કે 'ન', 'જ' અને 'ય' ત્રણ જ છે. 'ન' અને 'જ'–'ય' વચ્ચે કેટલાક ભેદો છે. દા. ત: (૧) 'ન' તત્સમ સંસ્કૃત શબ્દ છે; 'જ' કોઈ પણ પ્રાચીન ભાષાનો તત્સમ તો નથી જ. એની વ્યુત્પત્તિ શી છે તે મને ખબર નથી. મરાઠીમાં એનો સમાનાર્થ 'ચ' શબ્દ છે. હિંદીમાં 'હી' છે. સંસ્કૃતમાં एव છે. (૨) 'ન' નિષેધાર્થે છે, 'જ' કેવળ ભારાર્થે છે. લખવામાં જાડા ટાઈપથી કે અધોરેખાથી જે દર્શાવવાનું તે બોલવામાં 'જ' ઉમેરીને દર્શાવવા જેવું છે. સરખાવોઃ 'તમે* જાઓ' અને 'તમે જ જાઓ.' કાનડીમાં આવો ભાર છેલ્લા સ્વરનો દીર્ઘ ઉચ્ચાર કરીને દર્શાવાય છે. 'તેનામાં બુદ્ધી નથી'—એટલે 'બુદ્ધિ જ નથી'. 'સૌને રામો સંભાળે છે' એટલે 'રામ જ સંભાળે છે.' આ દીર્ઘ સ્વરની બેચાર રીતો છે. મેં કેવળ પદ્ધતિ બતાવી છે. (૩) 'ન' નો ઉચ્ચાર પૂર્ણ છે. 'જ' 'ય' નો હલન્ત જેવો છે. 'તે ગયો જ' = 'તે ગયો જ્', 'રામે જ કહ્યું' = 'રામે જ્ કહ્યું'. 'દેવોય હતો' = 'દેવોય્ હતો.'

આ બધાંનું તાત્પર્ય એ લાગે છે કે 'જ' 'ય' સ્વતંત્ર શબ્દ તરીકે ઉચ્ચારી શકાય નહિ, ઊભા રહી શકે નહિ. તે કોઈ શબ્દના પુચ્છરૂપે જ આવી શકે. ગૂજરાતીમાં હલન્ત અથવા અપૂર્ણ 'અ' ના ઉચ્ચારને હલન્તનાં ચિહ્ન સાથે લખવાની રૂઢિ નથી, તેટલા પૂરતા જ તે પૂર્ણ 'જ' અને 'ય' લખાય છે. આમ હોવાથી શુદ્ધ તો એ લાગે છે કે એ તત્સંબંધી શબ્દના ભેગા જ લખવા જોઈએ. મરાઠીમાં च શબ્દની સાથે જ લખાય છે, એ વસ્તુને પણ ધ્યાનમાં લઈ શકાય. મરાઠીમાંયે च નો ઉચ્ચાર च् જેવો છે. કાકાસાહેબ તો કહે છે કે જ સાથે તત્સંબદ્ધ શબ્દનો સમાસ થાય છે એમ જ માનવું જોઈએ. સમાસ માનો કે એમ માનો કે એ મૂળમાં કોઈ આકારથી શરૂ થતો શબ્દ હશે, અને તે તત્સંબંધી શબ્દની જોડે સંધિથી એક થયો હશે; લેખનમાં તે શબ્દની સાથે જ લખવો જોઈએ એમ ઉચિત લાગે છે.

છતાં, આવી બાબતોમાં તાર્કિક શુદ્ધતા કરતાં સગવડ અને સરળતાને વધારે મહત્ત્વ આપવું યોગ્ય છે, એમ મને લાગે છે. એટલે આમાં પોતાનો અલગ શીરસ્તો પાડવાની ટેવ ન રાખવી જોઈએ. જે નિયમ 'ય'–'યે' માટે રાખીએ તે જ 'જ' માટે રાખવામાં વધારે સગવડ અને સરળતા છે. 'ય' 'યે' ભેગા જ લખવા જોઇએ એમ શ્રી. મગનભાઈ પ્રતિપાદન

* ખરું જોતાં માત્ર 'યે' જાડો લખો તો યે ચાલે.

કરે છે, અને એના પક્ષમા દલીલો પણ આપી છે એ જ રીત 'જ' ને માટે રાખીએ તો અવિદ્વાન માણસોને સગળ નિયમ મળે આથી મારો મત તો 'જ' ને શબ્દમેળો લખવાનો છે પણ શુદ્ધ લેખનના તજ્જ્ઞો જે નિયમ બતાવે તેને ન માનવાનો આગ્રહ રાખતો નથી

૨ હવે 'કે' વિષે That ના અર્થમા ઉભયાન્વયી અવ્યય તરીકે ગૂજરાતીમા 'કે'-નો બહોળો ઉપયોગ ક્યારથી અને કેવી રીતે શરૂ થયો એ વિષે વિદ્વાનોએ શોધખોળ કરી છે કે કેમ અને તેમનો શો મત છે તે હુ જાણતો નથી સહજાનંદસ્વામીના વખતમા 'કે' ને બદલે 'જે' નો ઉપયોગ થતો એમ લાગે છે એમના કાળના સાંપ્રદાયિક પુસ્તકોમાં ક્યાયે 'તે બોલ્યા કે' નહિ પણ 'તે બોલ્યા જે', 'કેમ જે' 'કારણ જે' એવા જ પ્રયોગો છે આ પુસ્તકો કાઠિયાવાડી કે ચરોતરી લેખકોના ગણી શકાય એટલે કે તે કાળમા કાઠિયાવાડ અથવા ચરોતરમા 'કે' ને બદલે 'જે'નો જ ઉપયોગ થતો હોવો જોઈએ ત્યારે 'કે' નો ઉપયોગ ક્યા થતો અને તે વધારે શિષ્ટ ક્યારે અને કેમ બન્યો એ જાણવાજેવુ છે 'અથવા'ના અર્થમા 'કે'નો ઉપયોગ જૂનો હોય એમ લાગે છે

કવિતામા 'રે'ની જેમ લહેકારૂપે 'કે' નો ઉપયોગ જૂના વખતથી ચાલ્યો આવે છે ખરો

પણ એની વ્યુત્પત્તિ ગમે તે હોય એ એક સ્વતંત્ર શબ્દ છે એટલું નક્કી દેખાય છે. લખવામાં એની કિંમત અલ્પવિરામ જેવી છે. એટલે, જેમ ઉપર 'જ' ને વિષે કહ્યું કે લખવામાં જાડા ટાઈપ તે બોલવામાં 'જ' થાય; તેમ લખવામાં અલ્પવિરામ તે બોલવામાં 'કે' થી દર્શાવાય. ઉદા૦

તે બોલ્યો કે એ રકમ આપણે વ્યાજે મૂકશું.

= તે બોલ્યો, એ રકમ...

મને એમાં વાંધો નથી. કારણ કે હું પહેલેથી જ એ મતનો છું.

= મને... કારણ, હું પહેલેથી જ......

એના ઘણા દાખલા આપી શકાય: જેમકે નહાતાં, ધોતાં...

= એના ઘણા...જેમ, નહાતાં, ધોતાં......

આ વિચારસરણીમાં ભૂલ ન હોય તો મને લાગે છે કે કારણકે, કેમકે, જેમકે જેવા શબ્દોમાં 'કે' છૂટો લખવો ઘટે; પણ 'કે' અલ્પવિરામની અવેજીમાં હોવાથી એની પછી પાછું અલ્પવિરામનું ચિહ્ન મૂકવું ન જોઈએ. એનો અર્થ 'કહીએ તો', 'શું તો' થાય.

એ પાછળ આવનાર વાક્યને કે શબ્દોની અપેક્ષા ઉપજાવનારો સંયોજક ( Introductory conjunction ) છે.

'રામ કે કૃષ્ણ' વગેરે પ્રયોગોમાં 'કે' એ જુદો જ શબ્દ છે. એ વિશ્લેષક અથવા વિકલ્પક ( distributive અથવા alternative ) છે.

૩. વિભક્તિના પ્રત્યયોને શબ્દથી છૂટા લખવાની રૂઢિ કેવળ હિંદીમાં જ છે, અને ત્યાંયે તે સર્વનામોને લાગુ પડતી નથી. મરાઠી, ગૂજરાતી, બંગાળી, કાનડી વગેરેમાં એ શબ્દો સાથે જોડીને જ લખાય છે. હિંદીમાયે જોડીને લખવાથી દોષ જ થાય છે એમ કોઈ કહેતું નથી. પણ વિદ્વાનોમાં જુદા લખવાની રૂઢિ વધારે માન્ય થયેલી છે.

'ગૂજરાતી ભાષામાં નામમાં વિભક્તિપ્રત્યયને દૂરથી પકડવાની શક્તિ છે' એમ રામનારાયણભાઈ લખે છે. પણ આ બાબતમાં આટલી વાતો ધ્યાનમાં લેવાની જરૂર છે.

૧. નામ અને પ્રત્યય વચ્ચે 'જ' નું આવવું, અથવા નામને બદલે વિશેષણને પ્રત્યય લાગવો એ કેવળ કાવ્યમાં જ થનારો શબ્દપ્રયોગ છે–છઠ્ઠી વિભક્તિ વિશેષણ–વિશેષ્ય ભાવ ઉત્પન્ન કરતી હોવાને લીધે. એ જ ન્યાયે 'યોગ કાન્તા તણાથી' માં વિશેષણ થનારા નામને વિશેષ્યની વિભક્તિ લાગી છે. જે પ્રયોગ ગદ્યમાં કરી શકાતો ન હોય તેને ભાષાના નિયમ કરતાં કાવ્યની છૂટ કહેવી વધારે યોગ્ય થાય.

૨. શબ્દ અને વિભક્તિપ્રત્યયની વચ્ચે 'ય' નું આવવું 'ઘણાયને' જેવા પ્રયોગમાં ગદ્યમાં પણ થાય છે. પણ વિભક્તિ લેનાર શબ્દ કયો છે તે જોવા જેવું છે. 'રામેયને' કે 'લોકોયને' એમ કોઈ બોલે છે ખરું? અથવા બોલે તો શુદ્ધ ગણાય છે? 'ઘણાયને', 'બહુયેમાં', 'શાણાયના' 'આંધળાયથી' વગેરે વિશેષણ શબ્દોનો નામરૂપે ઉપયોગ થયો હોય ત્યાં જ આ પ્રયોગ થઈ શકે છે. એટલે, ખરું પૂછતાં, અહીં વચ્ચે વિશેષ્ય અધ્યાહૃત છે, અને વિભક્તિપ્રત્યય અધ્યાહૃત વિશેષ્યને લાગેલો છે. ઘણાય ને = ઘણાય લોકોને; શાણાય–ના = શાણા યે નરોના વગેરે. આવી જગ્યાએ શુદ્ધ લેખનની ઝીણી ચીવટ દેખાડવી હોય

તો આમ દેખાડવી જોઈએ: 'ઘણાય-ને', 'શાણાય-ના' એમ કરવાની જરૂર જ છે એમ હુ માનતો નથી

૩ 'વિચારો અને લાગણીઓનો', 'રામ કે કૃષ્ણનો' વગેરે પ્રયોગોમા નામની દૂરથી વિભક્તિપ્રત્યય લેવાની શક્તિ છે એમ કહેવા કરતા ઉભયાન્વયી અવ્યયમા એને જોડી આપવાની શક્તિ છે એમ કહેવુ શુ વધારે યોગ્ય નથી? બીજગણિતની રીતે લખતા હોઈએ તો આપણે આમ લખીએ (વિચારો + લાગણીઓ) નો, (રામ ~ કૃષ્ણ) નો અથવા ઝીણી ચીવટથી લખવુ હોય તો આમ લખીએ: 'વિચારો અને લાગણીઓ-નો', 'રામ કે કૃષ્ણ-નો.' પણ આને હુ જરૂરની ન માનુ

૪ નામ અને વિભક્તિ વચ્ચે જ કે ય ને મૂકવાની બાબતમા હિંદી અને ગૂજરાતીમા ભેદ છે. ગૂજરાતીમાં 'નદી જ મા', 'વઝી જ નો' એના પ્રયોગ ગદ્યમા નથી થતા હિંદીમા છૂટથી થઈ શકે છે नदी ही में, राम ही का મરાઠીમા ગૂજરાતીની જેમ જ છે પણ ગૂજરાતીમા 'ય' શબ્દ જેટલો મર્યાદિત રૂપે વચ્ચે મૂકી શકાય છે, તેટલો હું ધારુ છુ કે, હિંદીમા 'ભી' મૂકી શકાતો નથી આ કારણથી હિંદીમા વિભક્તિપ્રત્યય જુદો લખવાની રૂઢિ પાછળ કાંઈક વિશેષ કારણ છે ગૂજરાતીમા એની જરૂર જણાતી નથી.

સારાશ કે—

૧ 'જ' 'ય' ને શબ્દ સાથે લખવા વધારે ઠીક છે પણ છૂટા લખે તો યે નિર્દોષ ગણવુ

૨ 'કે' ને છૂટો લખવો ઠીક છે પણ 'કારણ', 'જેમ', 'કેમ', વગેરેની સાથે લખે તો યે નિર્દોષ ગણવુ પણ એકેય રીતે 'કે' ની પછી અલ્પવિરામની જરૂર નથી

૪ વિભક્તિના પ્રત્યય નામ ભેગા જ લખવા

કિશોરલાલ ઘ. મશરૂવાળા

***

## પરિશિષ્ટ

## 'કે' વિશે

સદ્‌ગત નરસિંહરાવભાઈએ 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' પૃ ૧૨ થી ૧૯ પર લાંબી ચર્ચા કરી એવો નિર્ણય કર્યો છે કે કે મુસલમાનોના સંસર્ગથી આપણી ભાષામા આવ્યો. જૂના ગુજરાતી ગદ્યના અનેક દાખલાથી તેમણે બતાવ્યુ છે કે હાલ સંયોજક 'કે' આવે છે ત્યા પહેલા જ આવતો અને દરાગમના સમયમા જે અને કેનો સમકાલીન પ્રચાર હતો.

શ્રી નરસિંહરાવનો નિર્ણય યુક્તિપુરઃસર છે તેમા સશય નથી છતા હજી કેટલાક પ્રશ્નો વિચારવાની જરૂર રહે છે અને એ પ્રશ્નો તરફ ધ્યાન ખેંચવા આ લખુ છુ

શ્રી કિશોરલાલ 'કે' ના ત્રણ પ્રયોગો બતાવે છે એક તો ઉપર દર્શાવ્યો તે ઉભયાન્વયી કે સયોગી અવ્યય 'કે', બીજો પ્રયોગ વિકલ્પસૂચક અવ્યયનો જેમકે 'તમે આવો કે તે આવે મારે મન બધુ સરખુ છે,' જેને શ્રી કિશોરલાલ વિશ્લેષક કે વિકલ્પક કહે છે, અને ત્રીજો 'રે'ની જેમ લહેકારૂપે આવતો જેમ કે

કે આવો ને મારે મંદિરિયે રે,

હું માનું છું કે 'કે'ની વ્યુત્પત્તિ કરતાં આ ત્રણે ય અર્થો ધ્યાનમાં લેવા જોઈએ. શ્રીયુત નરસિંહરાવે કેના દાખલા માટે પદ્ય તરફ નજર જ કરી નથી.—આવો અવ્યય પદ્યમાં મળવો મુશ્કેલ છે એમ માનીને (પૃ. ૧૬). પણ ગરબીઓમાં તો એ લગભગ પૂરક તરીકે વપરાય છે અને તેના દાખલ ઘણી જગાએ મળી આવે છે. લોકગીતોમાં તે ઘણી જગાએ આવે છે. જેમકેઃ—

વ્હાલો મારો કેશરિયો ઘોડો રે
કે રમવા ગોપિયુંમાં મેલ્યો રે

લોકગીતો પ્રાચીન હોઈ શકે પણ તેની રચ્યા સાલ વિશે કશી જ ખાતરી નહિ, અને કદાચ એમ પણ કહેવાય કે જૂનાં ગીતોમાં તે પાછળથી પેસી ગયો હોય, જોકે એ પણ મને તો સંભવિત લાગતું નથી. પણ આ 'કે' તો ઠેઠ નરસિંહ મહેતાનાં પદોમાં મળે છે. નરસિંહ મહેતાના કાવ્યસંગ્રહમાંથી માત્ર ત્રણ દાખલા લઉં છું.

**क. પદ ૩૪ મું ભક્તિજ્ઞાનનાં પદ. [ પૃ. ૪૮૨ ]**

પારકી હૂંશે મહતા કરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી;
કે તેં તો કર્ષણ કોદરા વાવિયા, ક્યાંથી જમે તું તો દાળ રોટી!
કે તેં તો દાન કદી આપ્યું અન્ન તણું, ક્યાંથી દૂહે તું તો ઘેર ઝોટી;
કે તેં તો રુધિર સોનારને આપિયું, ક્યાંથી પેહેરે તું તો કનક ટોટી.

**ख. શૃંગારમાળા પદ ૫૦૬ [ પૃ. ૪૧૫ ]**

તમારાં ચરણકમળની આણ, નથી હમે લોપી રે;
છો સકળ ગુણનિધાન, ગાય છે ગોપી રે.
ચૌદ વિદ્યા ગુણ છો જાણ, લક્ષણ બત્રીસ રે;
છો બોત્તર કળા પ્રવીણ, કે રાગ છત્રીશ રે.
ગંગાજીનાં નિર્મળ નીર, નિર્મળ જેવા રે;
પૂર્ણ પુણ્ય પવિત્ર, કે ભવ સુખ દેવા રે.

* *

વાસુદેવ દેવકીના તંન, કે નંદ દુલારા રે;
છો યાદવ કુળની જ્યોત, કે જીવણ મારા રે.

* *

ફરી ફરી લખજો પત્ર કે કુબ્જા કે'તો રે;
હાવે ચરણે લાગે તારી દાસ કે નરસિંહ મેહતો રે.

**ग. શૃંગારમાળા પદ ૪૮૬ [ પૃ. ૪૦૪ ]**

શરદ નિશાએ શ્રી મહારાજ, કે વનમેં આવીયા રે લોલ;
મધ્ય નીશાએ વગાડી વેણ, કે ગોપીકા ચાલિયાં રે લોલ.
શ્રવણે સુણી મોરલીનો નાદ, કે સહુ વ્યાકુળ થયાં રે લોલ;
જે જેમ હતું પોતાને ધામ, કે તે તેમ નીસર્યા રે લોલ.

* *

અંતરિખ દેવતા રહીને જુએ,' કે પુષ્પે વધાવતા રે લોલ;
રૂપે રૂડો નરસૈંનો' નાથ, કે મનમાં ભાવતા રે લોલ.

ગમાં 'કે' પૂરક છે અને તેનું સ્થાન ગરબીના બંધારણમાં નિશ્ચિત છે. ख માં પણ પૂરક છે પણ તેનું સ્થાન નિત્ય નથી, અને क માં તો તે લગભગ સંયોજક છે. 'તેં પુણ્ય નથી કર્યું' તેના દાખલા 'કે'થી શરૂ કર્યા છે.

નરસિંહ મહેતાને નામે ગવાતાં ઘણાં પદો તેણે પોતે ન લખ્યાં હોય એ સંભવિત છે પણ એવો વહેમ क દૃષ્ટાન્તના પદની સામે લેવો દુર્ઘટ છે.

બીજી તરફ એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે ફારસી પદ્યમાં આવો પૂરક 'કે' આવે છે. નીચેનો દાખલો મને મારા મિત્ર પ્રો. રહેમાન પાસેથી મળ્યો છે, જે ગુલશનનો છે.

તા કે અંદર કફસે જેહલ અસીરી ચુન મુર્ઘ
બહરે આઝાદીએ ખુદ રખના વ રોઝન મતલબ
ગમ્તરત તા કે ઝ ખીજ્લત ફરો રવમ દર ખાક
કે અરચે યાર સુખન બા મન અઝ તગાફ્લ ગુફ્ત

ઉપરના દાખલામાં ત્રણ જગાએ 'કે' આવે છે અને તે પૂરક છે. તેનું સ્થાન નિશ્ચિત નથી. સાંભળ્યુ છે કે જૂની ફારસી કવિતામાં પણ આવો પૂરક 'કે' આવે છે અને તેની અસરથી તે હાલની ઉર્દૂ કવિતામાં પણ એ રીતે આવે છે.

ત્યારે આ 'કે' પણ ફારસીમાંથી આવ્યો? શ્રી નરસિંહરાવ ફારસીની ગુજરાતી ઉપરની અસર ઉપરછલી જ ગણે છે અને તેમાં આ 'કે'ને અપવાદ રૂપ ગણે છે. તો એ ફારસી 'કે' ઠેઠ ગરબીના બંધારણમાં પેસી જાય એ તો એ કરતાં પણ વધારે આશ્ચર્યકારક ગણાય,—જો કે તેટલા માટે જ અસંભવિત ન ગણાય.

હું આશા રાખુ છુ કે વિદ્વાનો આની ચર્ચા કરશે.

રામનારાયણ વિ. પાઠક



## ગાયત્રી

ॐ तत्सवितुर्वरेण्यं । भर्गो देवस्य धीमहि ।
धियो यो नः प्रचोदयात् ॥
તે દેવ સવિતા કેરા । ધ્યાઇએ શ્રેષ્ઠ તેજને ।
પ્રેરે બુદ્ધિ અમારી જે ॥

ગાયત્રી એ છન્દનું નામ છે. તેનું માપ સાદું છે. તેમાં આઠ આઠ અક્ષરનાં ત્રણ પદ આવે છે માટે त्रिपदा गायत्री કહેવાય છે. ઉપરની ગાયત્રીમાં પહેલા પદમાં ગણતાં સાત અક્ષરો થાય છે પણ वरेण्यं ને બદલે वरेणियं ઉચ્ચાર કરવાનો હોય છે.




૧

ભાઈશ્રી,

**અમદાવાદમાં** હતો ત્યારે એક વિચાર ઘણીવાર મનમાં આવતો. મણિનગર, અમદાવાદ, સાબરમતી, એલિસબ્રિજ, વસ્ત્રાપુર વગેરે સ્ટેશનો વડે રેલવે લાઈનથી અમદાવાદની બહોળી વસ્તી ઘેરાયેલી છે. જો મણિનગરથી સરખેજ સુધી કોઈ અનુકૂળ જગાએ સાબરમતી ઉપર પુલ બાંધી રેલવે લાઈન પૂરી કરી હોય તો એક જ લોકલ ટ્રેઈન ગોળગોળ ફરીને અમદાવાદની ઉત્તમ સેવા કરી શકશે અને આજની ગીચ વસ્તી ચારે કોર ફેલાઈ શકશે. આટલું કરવાથી સગવડની દૃષ્ટિએ અમદાવાદ શહેર મુંબાઈની હરીફાઈ કરી શકશે. જર્મનીમાં પોટ્સડૅમ બર્લિનમાં આવી જ રેલવેની યોજના કે સગવડ છે એમ સાંભળ્યું છે. અમદાવાદની જાહોજલાલીને આવી ગોળ લોકલ ટ્રેનો ભારે મદદ કરશે. મિલવાળાઓએ પણ આ યોજના વિચારવા જેવી છે.

काका कालेलकर

***

૨

ભાઈશ્રી રામનારાયણભાઈ,

સારું થયું કે તમે વિવાહવિધિ માટે સૂચના માગી છે. મારી પાસે એક પરણનારે ટૂંકો વિધિ માગ્યો હતો. મેં એને જે વિધિ મોકલી આપ્યો હતો, તેમાં થોડો સુધારો કરી આ સાથે મોકલું છું. પણ એટલેથી કામ ચલાવવાની એની હિમ્મત ચાલી નહિ, અને એણે તો સેકી-ચેકી સહિત પૂરો રૂઢ વિધિ કર્યો. હવે તમને એ ગમે છે કે કેમ તે જોઈએ.

૨૬-૬-૧૯૩૭ — કિશોરલાલ ઘ. મશરૂવાળા

# વિવાહવિધિ

ટૂંકામાં ટૂંકો વિધિ કરવો હોય તો આ રીતે કરવો

સવારે ચાર વાગે વર-કન્યાએ ઊઠવું નાહવું-ધોવું ગામની ગોઠ વાળવી, કાંતવું ધાર્મિક વાચન કરવું સૂર્ય-નમસ્કાર કરવો, વડીલોને નમસ્કાર કરવા

પછી વડીલોએ આવશ્યક સગાવહાલાં અને મિત્રોને ભેગા કરવા અને મધ્યસ્થાને વરકન્યાને બેસાડી પોતે તેમની સામે બેસવું

પછી બન્નેના વડીલોએ બન્ને પરણનારને ચાંદલા કરી આશીર્વાદ આપવા

તે પછી તેઓએ વરકન્યાને કહેવું કે હજુ તમને વિચાર ફેરવવા હોય તો આ છેલ્લી તક છે બેમાંથી એકેયનું મન પરણવાથી પાછું હઠતું હોય તો તમે તમારી ઇચ્છા તે રીતે જણાવો

બન્નેએ વિચાર કરવો અને જો તે મક્કમ રહે તો કહેવું કે 'અમારો પરણવાનો નિશ્ચય જ છે'

વડીલોએ પૂછવું 'સુખમાં દુઃખમાં, સંપમાં, ક્લેશમાં એક બીજાને વળગીને વફાદારીથી રહેશો?"

વર-કન્યા "હા"

વડીલો: "ત્રણ વાર બોલો કે અમે અમુક અમુક (દા ત શંકર અને ગૌરી) બન્ને એક બીજા સાથે લગ્નથી જોડાવા ઇચ્છીએ છીએ, બન્ને સુખમાં, દુઃખમાં સંપમાં, ક્લેશમાં એક બીજાને વળગીને રહેશું અને એક બીજાને વફાદાર રહેશું"

વર-કન્યાએ ત્રણ વાર એમ બોલવું

પછી કન્યાની માએ (કે બાપ કે બીજા વડીલે) વરને કહેવું 'પ્રતિજ્ઞા કરો કે 'ગૌરીને માનથી રાખીશ, મિત્ર સમજીશ, ગુલામ નહિ સમજું, દુઃખ નહિ આપું, મારીશ ઠોકીશ નહિ, અપમાન કરીશ નહિ, એની તબિયત સંભાળીને એની જોડે વર્તીશ, એની ઇચ્છા વિરુદ્ધ એની જોડે નહિ વર્તું, એની સાથે કામાચારી વર્તન નહિ રાખું, એની શક્તિ ઉપરાંત એની પર કામનો ભાર નહિ નાખું, એને રઝળતી નહિ મૂકું, જે રીતે હું મારો નિર્વાહ કરીશ તેવી જ રીતે એનો નિર્વાહ ચલાવીશ, એને તરીમાં રાખી હું મોજો ભોગવીશ નહિ કે મારા શોખો માટે પૈસા ખર્ચીશ નહિ, અમારાં બાળકોના ઉછેરમાં તન, મન અને ધનથી એને પૂરી મદદ અને સહયોગ આપીશ, અને બધી રીતે ગૌરીને સમાન પ્રતિષ્ઠા આપીશ'"

વરે એ પ્રમાણે પ્રતિજ્ઞા લીધા બાદ કન્યાને કહેવું

"બહેન ગૌરી, પ્રતિજ્ઞા કર કે 'હું શંકરને મારા પતિ સમજીશ, એમની જોડે ધર્મથી વર્તીશ, એમને ધર્મમાર્ગે ચાલતાં અટકાવીશ નહિ, પણ ઉત્તેજન આપીશ, એમનાં સારાં કાર્યોમાં મદદ કરીશ, આડે માર્ગે જાતાં એમનો પ્રબળ વિરોધ કરીશ એમની દાસી નહિ થાઉં, તેમ સ્વામિની યે નહિ થાઉં, પણ મૈત્રિણી અને સહધર્મચારિણી થઈશ કપડાં દાગીના વગેરે માટે એમને સંતાપીશ નહિ, સત્કાર્ય માટે કે પ્રયત્ન કર્યા છતાં એ તંગી

ભોગવે તો તે માટે એમને સંતાપીશ નહિ. એ અધર્મથી ચાલે તો જ એમને સંતાપીશ. અને ત્યારે સંતાપવામાં મારું સર્વ બળ વાપરીશ. જીવનના સર્વે ધર્મો બજાવવામાં અને કુટુંબભાર ઉપાડવામાં એમને પૂરેપૂરો સહયોગ આપીશ. કુળ અને માનવજાતિનું ગૌરવ વધે એ રીતે મારું ગૃહિણીપદ શોભાવીશ. ' "

કન્યાએ આવી પ્રતિજ્ઞા લીધા પછી આચાર્યે * બન્ને પાસે નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લેવડાવવી:

"અમે બન્ને માનવધર્મનું, ગૃહસ્થધર્મનું અને સમાજધર્મનું પાલન કરીશું. ધર્મથી વ્યવહાર ચલાવીશું. ધર્મથી અર્થોત્પાદન કરીશું. ધર્મથી સુખ ભોગવીશું. ધીરજ અને હિંમતથી દુઃખ ભોગવીશું, અને ધર્મથી તેના નિવારણનો પ્રયત્ન કરીશું. ધર્મથી પ્રજા ઉત્પન્ન કરીશું અને ધર્મથી તેને ઉછેરશું. અમે બન્ને મળી જગતની સેવા કરીશું. અમારા અંકુશ કે સ્વાધીનતામાં રહેલાં મનુષ્યો, પશુઓ તથા વનસ્પતિ પ્રત્યે અમે પ્રેમભરી સંભાળ, ન્યાય તથા સમતાનો વ્યવહાર રાખીશું. અમે કોઈ માણસને હલકો નહિ ગણીએ તથા તેના ઉત્કર્ષને આડે નહિ આવીએ, પણ તેના મદદગાર થઈશું. અમે સ્વેચ્છાચારી નહિ થઈએ; કામાચારી નહિ થઈએ. અમારા સંયમથી જીવનને શોભાવશું, અને અમારાં અવલોકન, વિચાર, ચિંતન અને અનુભવથી જીવન અને જગતના સ્વરૂપને જાણવા પ્રયત્નશીલ રહીશું."

* બન્નેએ એ પ્રમાણે પ્રતિજ્ઞા લીધા બાદ આચાર્ય તથા બન્નેના વડીલોએ નીચે પ્રમાણે બન્નેને કહેવું:

"શંકર અને ગૌરી, તમે બન્નેએ લીધેલી પ્રતિજ્ઞાથી સંતુષ્ટ થઈ અમે તમને બન્નેને પતિ-પત્ની થવા અનુમતિ આપીએ છીએ."

પછી આચાર્યે મળી બન્નેનો હાથમેળાપ કરાવવો. આવેલાઓએ ચોખા કે ફૂલ નાંખવાં. એકાદ મંત્ર કે ભજન કે આશીર્વચન બોલવું પછી સર્વેની વતી આચાર્યે જાહેર કરવું કે:

"અમે જગતને જાહેર કરીએ છીએ કે શંકર અને ગૌરી આજે અમારા દેખતાં અને અમારી સંમતિથી પતિ-પત્ની થયાં છે, અને તેઓનો ગૃહસ્થાશ્રમમાં વિધિવત્ પ્રવેશ થયો છે."

કિશોરલાલ ઘ. મશરૂવાળા

***

**નોંધ:** આ ચર્ચાપત્ર મેં ઉપસ્થિત કરેલી ચર્ચાની અગત્ય બતાવે છે. અત્યારની લગ્નભાવના આપણી લગ્નવિધિમાં પ્રતીત થતી ભાવનાથી કેટલી ભિન્ન છે તે આથી સ્ફુટ થાય છે. અલબત, મારા પ્રશ્નનો આ સંપૂર્ણ ઉત્તર નથી. મારો પ્રશ્ન એ છે કે આ અત્યારની લગ્નભાવનાને પ્રાચીન વિધિ શી રીતે અનુકૂળ કરવી? અને તે ઉપરની ચર્ચાને હું ફરી આમન્ત્રું છું.

રા. વિ. પાઠક

* અહીં આચાર્ય એટલે બન્ને પક્ષે આ કાર્ય માટે નીમેલી કોઈ પણ ચારિત્ર્યવાન વ્યક્તિ સમજવી. એ સ્ત્રી કે પુરુષ ગમે તે હોય.




## કલાકારનું વાસ્તવ દર્શન ×

શ્રી. ઝવેરચંદ મેઘાણીએ અત્યાર સુધીમાં ગુજરાતી સાહિત્યની અનેકવિધ સેવા કરી છે લોકસાહિત્યના સંશોધક, બંગાળી, ઈંગ્રેજીમાંથી ભાષાંતરકાર, કવિ, નવલિકા લેખક અને સાહિત્યવિવેચક તરીકે ગણનાયોગ્ય સ્થાન અપાવતી વશવર્તી લેખિની હમણાં તેમને નવલકથાના ક્ષેત્રમાં ખેંચી લાવી છે. શ્રી. મેઘાણીને 'રાષ્ટ્રીય શાયર'નું નામ આપવામાં આવે છે. આ નામ અપાવનાર ગુણ તેમના સર્વ લખાણોમાં જોવામાં આવે છે. પ્રજાના માનસનું, તેના વ્યક્ત અવ્યક્ત ભાવોનું, આશાનિરાશાઓનું, સદ્‌ગુણદુર્ગુણનું પ્રતિબિંબ શ્રી મેઘાણીના સમભાવશીલ ચિત્તમાં પડે છે આ બન્ને નવલકથાઓમાં પણ લેખકે જે જોયું અને જેવું જોયું તેવું જ વાચકો સમક્ષ મૂકી દીધું છે એટલે જ તેમાં પ્રજાજીવનનો પ્રવાહ દેખાય છે, કોઈ વ્યક્તિગત માનવીની જીવનલીલા નહિ

પણ લેખકે પસંદગી કરી નથી એમ નથી. તેમની કલાદષ્ટિએ તેમને વાસ્તવસૃષ્ટિમાંથી શું લેવું અને કેટલું લેવું તે બતાવ્યું છે 'સોરઠ તારાં વહેતાં પાણી'માં મહાયુદ્ધ પહેલાંના કાઠિયાવાડના વીસ વર્ષના જીવનના વીરતાભર્યા તત્ત્વો ગૂંથી લેવામાં આવ્યાં છે પોલીસખાતાના વાઘેલા, ઘરલખન, ફોજદાર, જમાદારો ગામડે ગામડે પથરાયેલા બહાદુર કાઠી, વાણિયા ને આહિર, બહારવટિયાઓ, સ્ત્રીઓ અને પુરુષો—એ સર્વમાં જ્યાં જ્યાં વીરતા દેખાઈ ત્યાં ત્યાં લેખકની નજર ફરી વળી છે આ જૂના પ્રકારની વીરતાનો યુગ આથમી ગયો છે, પણ તેથી સોરઠમાંથી વીરતા પણ ચાલી ગઈ છે એમ લેખક, યોગ્ય રીતે જ, માનતા નથી. અમદાવાદ, સત્યાગ્રહની લડતમાંની રાષ્ટ્રીય ચળવળમાં સોરઠી વીરતા ઝળહળી હતી. તેના પૂર્વરંગ તરીકે અહીં પિનાકી દેખાય છે. ત્યારે સુરેન્દ્રદેવનું સૂચન તો અસહકાર ચળવળ વખતે નાદીન્યાસ કરનાર અને સત્યાગ્રહસંગ્રામના એક સરદાર જેવા શ્રી ગોપાળદાસના અત્યંત ત્યાગભર્યા અને લીલાયુક્ત જીવનમાંથી જ થયું છે

બીજી નવલકથામાં ધનિક અને ગરીબ, ઉચ્ચ વર્ણના જીવન વચ્ચે સમાજે ઉત્પન્ન કરેલી દ્વિમુખી નીતિની ગેરસમજને લીધે કેટલું અંતર પડી જાય છે તે દર્શાવ્યું છે અમરચંદ શેઠ અને આહીરાણી હીરો બન્ને સાથે ચોરી કરે છે, પણ અમરચંદને ચોરીનો ભાવ પચી જાય

---

× સોરઠ, તારાં વહેતાં પાણી રૂ. ૭—૦.

વસુંધરાનાં વહાલાં દવલાં રૂ. ૧—૦.

લેખક ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક (૧) ગૂર્જર પ્રકાશન કાર્યાલય, અમદાવાદ. (૨) સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર.

છે ત્યારે ભુટ્ટાને માર ખાઈ મરવું પડે છે. ભુટ્ટાની પુત્રી જેવી ત્રાજવાં તોળનારી તેજુ અને અમરચંદ શેઠના પુત્ર પ્રતાપ વચ્ચે જાતીય સંબંધ જોડાય છે, પણ પરિણામમાં કેટલું અંતર ! તેજુનું સમસ્ત જીવન બરબાદ થાય છે, વાઘરીઓમાં પણ અનીતિમાન મનાતી તે નારી માટે સ્થાન નથી, ત્યારે પ્રતાપશેઠ દેશનેતાઓ અને વિદ્વાનોનાયે માનનું પાત્ર બને છે. પ્રસ્તાવનામાં શ્રી મેઘાણીએ લખ્યું છે કે મદારી, હોકકરો બાળક અને અંધી છોકરીની ત્રિપુટી સર્જવામાં વિક્ટર હ્યુગોના 'ધ લાફીંગ મૅન'માંથી વિચાર લીધો છે. પણ આ પાત્રોનું ઘડતર તો, તેઓ કહે છે તેમ, તેમનું પોતાનું જ છે. વસુંધરાનાં દવલાંઓ પ્રત્યે સહાનુભૂતિપૂર્વક લખાયેલું અર્વાચીન સાહિત્યનું પ્રથમ પુસ્તક વિક્ટર હ્યુગોની મહાન નવલકથા 'લે મીઝરેબલ્સ' છે. તેણે પણ શ્રી મેઘાણીનું ધ્યાન આ વિષય તરફ કદાચ ખેંચ્યું હોય. તેમાં જેમ ફ્રાન્સનાં દુઃખિયાંની સ્થિતિનો આબેહૂબ ચિતાર છે, તેમ આમાં ગુજરાત કાઠિયાવાડનાં રંકોની કંગાલિયતનું આલેખન છે. તેમાંનું સર્વ શ્રી. મેઘાણીના પોતાના અનુભવમાંથી જ નીતરતું દેખાય છે. આટલું સ્પષ્ટ કરીને લખવાની જરૂર છે, કારણ ગુજરાતમાં હમણાં સાહિત્યચોરીનો ભ્રમ ફેલાયો છે, અને આપણા સાહિત્યકારો તો જાણે જાતે કાંઈ જ કરી શકે તેવા ન હોય એવું માનવામાં કેટલાકોને કૃતકૃત્યતા અનુભવાતી લાગે છે.

**ગુજરાતી સાહિત્યઃ એનું મનન અને વિવેચન**—લેખકઃ રામચંદ્ર શુક્લ, દાહોદ. કિંમત રૂપિયા બે.

શ્રી. રામચંદ્ર શુક્લે ૧૯૨૩થી ૧૯૩૪ સુધીમાં લખેલા અને તે અરસામાં જુદાં જુદાં સામયિકોમાં પ્રસિદ્ધ કરાવેલા લેખોનો આ સંગ્રહ ગુજરાતી વિવેચનની વર્તમાન સ્થિતિમાં આવકાર લાયક છે. તેમાં કેટલાક લેખો કોઈ લેખક કે પુસ્તક વિષે વિવેચનના છે ત્યારે બીજા વર્તમાનપત્રોમાં કરેલી છૂટક ત્રુટક સાહિત્યચર્ચા રૂપે છે. 'નળાખ્યાન'ની યુરોપીય કરુણકથાની દૃષ્ટિથી કરેલી સમીક્ષા તથા શ્રી. મુનશી કૃત 'પાટણની પ્રભુતા'ની મો. ડુમાની નવલકથાઓ સાથે સરખામણી લેખકનો પર-સાહિત્યનો ઊંડો અભ્યાસ દર્શાવે છે.

તેમાં ચર્ચેલા અનેક પ્રશ્નો ઊંડું ચિંતન અને મનન માગે તેવા છે. પણ લેખકે વારંવાર અછડતી ચર્ચા જ કરીને પ્રશ્નને છોડી દીધો હોય તેવું લાગે છે. વળી કેટલીક જગાએ માહિતી-દોષ પણ દેખાય છે. તે માટે 'ગુજરાતી નવલકથા' એ લેખની થોડી વિગતો તપાસીશું. સ્વ. અમૃત કેશવ નાયકની નવલકથા 'એમ. એ. બનાકે ક્યું મેરી મિટ્ટી ખરાબ કી ?' વિષે 'એમની શક્તિને બળે રસપ્રદ બની ગણનામાં લઇ શકાય એવી આપણને સારી નવલ આપે છે' એમ લખ્યું છે. પણ એ રસિક નવલકથામાં દેખાતી શક્તિ એમની નથી, તે ઊર્દૂનું ભાષાન્તર છે. 'હલદીઘાટનું યુદ્ધ' પુરુષોત્તમ વિશ્રામની લખેલી નથી, પણ લેખક તરીકે, અંદર 'મોરિખ' એવું નામ મૂકયું છે, અને આ શ્રી. પુરુષોત્તમનું ઉપનામ તો નથી જ લાગતું. નારાયણ હેમચંદ્રે અનુવાદ કરેલ 'સંન્યાસી' બંકિમચંદ્રની નવલકથા નથી. તેના લેખક બાબુ દેવીપ્રસન્નરાય ચોધરી છે. આ છેલ્લી હકીકત તો લેખકે મૂળ પુસ્તક જોવાને બદલે નરસિંહરાવભાઈનું ('મનોમુકુર'માં છપાએલ) વિવેચન વાંચ્યું હોત તો પણ મળત.

ન. જ. મિ.

# નોંધ

## વંદેમાતરમ્

કોઈ પણ પ્રજાના રાષ્ટ્રજીવનમાં એનું રાષ્ટ્રગીત સમાજમાં કોઈ અનોખું જ સ્થાન ભોગવતું આવ્યું છે, અને પ્રત્યેક પ્રજાને પોતાનું કોઈ નહિ ને કોઈ રાષ્ટ્રગીત તો હોય છે જ. પોતાના રાષ્ટ્રગીતે પ્રજાજીવનના કોઈ ને કોઈ તબક્કે જે તે પ્રજાઓને પ્રોત્સાહન આપીને એમના દીન વલોવ્યા હોવાનું ઇતિહાસના વાચકોથી અપરિચિત નથી. માત્ર પરાધીન પ્રજાઓને લગભગ જ પોતાનો રાષ્ટ્રધ્વજ અને રાષ્ટ્રગીત હોવા સમજાયા નથી. એ એમની પરાધીનતાનું ચિહ્ન છે. રાષ્ટ્રગીત ન હોવા છતાં તેમાં તે ગૌરવહીનતાનો અનુભવતું નહોતું. રાષ્ટ્રીય અસ્મિતાના ઉદય સાથે એ ભાવના બદલાઈ અને હિંદી પ્રજાને પોતાના રાષ્ટ્રધ્વજ અને રાષ્ટ્રગીતની આવશ્યકતા દેખાઈ. સ્વ. બંકિમચંદ્રના જગમશહૂર ગીત 'વંદેમાતરમ્'ને એણે રાષ્ટ્રગીત તરીકે અપનાવ્યું ત્યારથી આજસુધી રાજકર્તાઓને એ હમેશાં ખૂંચ્યું છે. વંદેમાતરમે ઘણાં વરસો દરમ્યાનથી હિંદી પ્રજામાં મહત્ત્વના પ્રસંગોએ પ્રોત્સાહનનું સિંચન કર્યું છે. એણે લાખો હિંદીઓના દિલમાં ઉત્સાહનું પૂર વહાવ્યું છે. આજે રાજતંત્રના ફેરફાર સાથે સરકારની પ્રતિષ્ઠા પામેલા એ ધ્વજ અને ગીત ખુદ રાજસભામાં સ્થાન પામ્યાં છે. નવીન પ્રાંતીય ધારાસભાઓની કાર્યવાહી વંદેમાતરમ્‌ના સુસ્વર સાથે શરૂ થઈ એ સાધારણ દેખાતો પ્રસંગ ઓછા મહત્ત્વનો નથી. એનું મહત્ત્વ સમાજમાનસ ઉપર થતી અસરમાં રહેલું છે. વંદેમાતરમ્ આપણે રાજસભામાં ગાઈ શકીએ છીએ એમાં આપણી ધ્યેયસિદ્ધિ છે એમ કહેવાનો આશય નથી, પ્રજાને પોતાનું રાષ્ટ્રગીત હોય અને જે ગવાતાં એમના દિલમાં રાષ્ટ્રભાવનાની વીચિઓ જાગે એવું એ ગીત ગાવાનું એને સ્વાતંત્ર્ય હોય એટલા પૂરતી જ આપણે એ પ્રસંગની મહત્તા આંકીએ. ગઈકાલના રાજકેદીઓ આજે પ્રધાનો બને એ લાક્ષણિક ફેરફાર સાથે રાષ્ટ્રગીત ગવાય એ સહજ વસ્તુ છે. એ સાથે અહીં એક સૂચન કરવાની જરૂર જણાય છે. 'વંદેમાતરમ્' જુદાં જુદાં સ્થળોએ જુદા જુદા રાગમાં અને તે પણ ભિન્ન રીતે ગવાતું સાંભળીએ છીએ. રાષ્ટ્રગીતનો રાગ અને ઉચ્ચાર એક હોવા જોઈએ. એ એકધારે એકસરખી રીતે એ ગમે તે સ્થળે ગવાય એ માટે એનો રાગ નિર્ણીત (standardised) થવો જોઈએ. આપણે આટલું જો કરીએ તો રાષ્ટ્રગીતનું મહત્ત્વ વધારીશું એમાં શક નથી.

***

## મહાસભા પ્રધાનમંડળો સમક્ષ પડેલું કાર્ય

મહાસભાએ હોદ્દાસ્વીકાર કર્યો છે એ સંબંધે પૂ. મહાત્માજીએ અને રાષ્ટ્રપતિએ સ્પષ્ટતા કરી છે કે હોદ્દાસ્વીકારનો અર્થ 'ગોઝારા બંધારણનો સ્વીકાર' તો કોઈ રીતે થતો જ નથી. હિંદનું ધ્યેય સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે અને "હિંદનું નવું બંધારણ ઘડનાર એનું જે લક્ષ્ય એ ઘડવામાં છે એનો તેથી ઊલટો જ ઉપયોગ સત્તા હાથ કરીને મહાસભાએ કરવાનો છે. એમ કરવામાં જો મહાસભા સફળ નીવડે તો અવશ્ય બંધારણના ભૂકેભૂકા કરવાની મહાસભાની નેમ સાર્થક અને સફળ થાય. એ હેતુમાં કેટલી સફળતા મળે છે એ જોવાનું છે. દરમ્યાન સત્તા હાથમાં લીધી જ છે તો એ સમય દરમ્યાન મહાસભાનાં પ્રધાનમંડળો કંઈ નહિ ને કંઈ રચનાત્મક સક્રિય કાર્ય અવશ્ય કરી શકશે. બેશક, એમને આવકની અનેક ગૂંચો

નડશે; એ કાર્યક્રમની પરિપૂર્ણતા સાધતાં આર્થિક અડચણો એમના માર્ગમાં ખડી થશે, છતાં મહાસભાના રીઢા કાર્યકર્તાઓને એ મુશ્કેલીઓ ડરાવી નહિ શકે મહાસભાનાં પ્રધાનમંડળોએ કરવાના કાર્યની રૂપરેખા મહાત્માજીએ 'હરિજન'માં આપી છે, અને એ સંબંધે અર્થશાસ્ત્રનિષ્ણાત અધ્યાપક શાહનો અભિપ્રાય મંગાવી એ પણ પ્રગટ કર્યો છે. મહાસભાનાં પ્રધાનમંડળો વિના ખર્ચે સિદ્ધ એવી અનેક સિદ્ધિઓ મેળવશે. રાજદ્વારી કેદીઓનો છુટકારો, દમનના કાયદાઓનો અંત, પ્રજાને વાણી, વિચાર અને લેખનસ્વાતંત્ર્યની બક્ષીસ એ બધી વસ્તુઓ કરવી એમને માટે સહેલ છે.

પરંતુ સર્વથી મહત્ત્વનો પ્રશ્ન ખેડૂત અને મજૂરોની આર્થિક ઉન્નતિનો છે. પ્રત્યેક મહાસભાવાદીને એ વર્ગની ઉન્નતિમાં સ્વભાવતઃ રસ હોવો જોઈએ. આજે ખેડૂત ગળાબોળ દેવામાં ડૂબેલો છે અને રાતદિવસ પરસેવો પાડી કામ કરવા છતાં એ ઊંચો આવી જ શકતો નથી. એને દેવામુક્ત કરવાની અને એની આર્થિક ઉન્નતિ સાધી એને તરતો કરવાની કોઈ યોજનાનો તત્કાળ વિચાર થવો ઘટે. એની કંગાલિયત કોઈ રીતે ટળવી જોઈએ.

કોઈ પણ રાષ્ટ્રની ઉન્નતિ અને સંસ્કૃતિ રાષ્ટ્રબાળકોની કેળવણી પર અવલબે છે. આપણે ત્યાં નિરક્ષરતા અને અજ્ઞાન ભયંકર સ્થિતિએ પહોંચ્યાં છે. દેશના અધઃપાતનું કારણ કેળવણીનો અભાવ છે. હિંદને કેળવણી આપવાના આજ સુધીના પ્રયાસો નિષ્ફળ ગયા છે. પરંતુ પ્રાંતિક સ્વરાજ્ય ભોગવતા પ્રાંતોમાં નિદાન કેળવણી ફરજિયાત અને મફત બનાવવામાં હવે મુશ્કેલી નડવી ન જોઈએ. આ વિકટ પ્રશ્નના ઉકેલમાં આર્થિક મૂંઝવણો નડશે એ અમારા લક્ષ બહાર નથી. ભયંકર લશ્કરી ખર્ચથી લદાયેલા દેશમાં પ્રજાની કેળવણી માટે નાણાંની તંગી પડે એ સ્વાભાવિક છે. પરંતુ મહાસભા પ્રધાનમંડળોએ કોઈ પણ ઉપાયે પ્રાથમિક કેળવણીને સૌથી વધારે મહત્ત્વ તો આપવું જ પડશે; અને એમ કરતાં માધ્યમિક અને ઉચ્ચ કેળવણીને હાનિ ન પહોંચે એ પણ જોવાનું છે. દારૂની આવક ઓછી થવાની છે. એટલે આ પ્રશ્ન ઘણો જ વિકટ છે. અને પ્રજાએ આ પ્રશ્નની મુશ્કેલીઓ પણ સમજવી જોઇએ.

બીજો મહત્ત્વનો પ્રશ્ન દારૂનિષેધનો છે. એ બદીએ હિંદની પ્રજાના ગરીબ વર્ગોનો શારીરિક જ નહિ પરંતુ માનસિક અને નૈતિક અધઃપાત આણ્યો છે. પ્રજાના એ અધઃપતનમાંથી સરકાર આજે મોટી કમાણી કરે છે, એ કમાણી મોટે ભાગે ભીલમજૂરોના ગજવામાંથી—પછાત રંક વર્ગોની ટૂંકી આવકમાંથી આવે છે. દારૂની બદીમાંથી મુક્ત થતાં જે શરીરસંપત્તિ એ વર્ગો મેળવે એના બળે એ વધારે પૈસા કમાઈને ખરચી શકશે એ રાષ્ટ્રને મોટો નૈતિક લાભ છે. આ કાર્યક્રમની સામે અમેરિકાનો દાખલો આપી દલીલ કરવામાં આવે છે કે દારૂનિષેધથી ગેરકાયદે દારૂ ગળાશે. પણ એ બીકે દારૂનિષેધ ન કરવાની ચેષ્ટા પણ ભીરુતા છે. એને માટે સરકાર અવશ્ય ચાંપતા ઈલાજો લઈ શકે. ત્રણચાર વર્ષની મર્યાદા આંકી એ દરમ્યાન એને શકય બનાવવાનું કાર્ય મુશ્કેલ લેખાવું ન જોઇએ. મહાસભાએ તંત્ર હાથમાં લીધા પછી તો ચિરસ્થાયી દારૂનિષેધનું કાર્ય સરળ થાય છે. આજ સુધી સરકાર દારૂનિષેધના કાર્યમાં અંતરાય નાંખતી હતી. હવે કાયદાથી બંધી કરવા સાથે મહાસભાના સેવકો અને સેવિકાઓ એ લત્તાઓમાં ઉપદેશ કરવા ઊતરી પડે એ સામે કોઈ પ્રતિબંધ હશે નહિ. અમે તો આગળ જઈને ત્યાં સુધી સૂચના કરીએ છીએ કે દારૂની ટેવમાંથી મુક્ત કરવાના શાસ્ત્રીય ઉપાયો શોધાવા જોઇએ અને એવા ઉપાયોના અભ્યાસીઓના હાથમાં જ દારૂનું વેચાણ મુકાવું જોઈએ.

રાષ્ટ્રીય પ્રધાનમંડળોના ઘણાખરા સભ્યો ગઈ કાલે 'કેદીઓ' હતા. એમને હિંદના આ નરકાગારોનો ઠીકઠીક અનુભવ છે. રાજદ્વારી કેદીઓની હાલત કરતાં ગુનેગારોની હાલત અનેકધા વિષમ હોય છે. આપણી જેલો અત્યારે ગુનેગારોને સદાયે ગુનેગાર રાખવાનાં સાધનો બને છે. એમાં સુધારણાની ભાવના જ નથી. જેલની દિવાલ પાછળ એક સમય પુરાયેલો માણસ ફરિ પુનઃ મનુષ્યત્વ મેળવતો નથી, એને સમાજમાં સ્થાન નથી. રાષ્ટ્રીય પ્રધાનમંડળો પ્રથમ નરક જેવો પાછળ રહેલ શિક્ષાની ભાવનાને ધોઈ નાખે અને એવાં અમલ-સુધારણા-શરૂ કરે કે જેથી એ શિક્ષાગૃહો મટી મનુષ્યસુધારણાગૃહો બને.

તે ઉપરાંત અનેક પ્રશ્નો વિષે મંત્રીઓને વિચાર કરવાનો આવશે. આપણે જાણીએ છીએ કે તેમના હાથમાં સત્તા ઘણી ઓછી છે, તેમના હાથમાં નાણાં ઘણાં ઓછાં છે, ઓછી આવકમાં તેમણે કામ કરવાનું છે, છતાં અનેક નાની નાની બાબતો તરફ રાષ્ટ્રીય દૃષ્ટિથી જોવાથી, સમાજમાં નવું શ્રદ્ધાવાળું અને ઉત્સાહવાળું વાતાવરણ આવી શકશે. દેશને માટે ગઈ લડત સમયે જે શ્રદ્ધા અને ઉત્સાહ હતાં તે હતાં તેવાં રહે, તે વધ્યા કરે એ રીતે કારભાર કરવામાં આ મંત્રીઓની કુનેહ રહેલી છે.

***

### ઓરિસાનાં દેશી રાજ્યો

આપણી સ્વાતંત્ર્યસિદ્ધિના માર્ગમાં દેશી રાજ્યો અંતરાયરૂપ છે અને એ કારણે જ આપણા કેટલાક નેતાઓને એમ લાગે છે કે એક બાજુ નિરંકુશ આપખુદ સત્તા ભોગવતાં અને બીજી બાજુએ સ્વાતંત્ર્ય અગર પ્રજાતંત્રવાદ તરફ ઢળતાં પ્રાંતિક તંત્રો વચ્ચેનું સમૂહવાયતંત્ર અસંભવ છે. દુર્દૈવે આપણા રાજકીય નેતાઓ દેશી રાજ્યોના પ્રશ્નોથી અજાણ્યા હોય એમ દૂર રહે છે, કેટલાક એનો અભ્યાસ કરતા હશે તોપણ નિદાન એ પ્રશ્નોને હિંદના રાજકારણમાં મહત્ત્વ આપવાના કૃત્યને અવ્યવહારુ માને છે. આઠ કરોડની વસ્તીવાળાં દેશી રાજ્યોનો વિભાગ એ હિંદનું મોટું પીઠબળ ગણાવું જોઈએ. આજે આપણાં હિંદી નરેશો જાણે અજાણે સામ્રાજ્યવાદના સબળ સ્તંભો બન્યા છે. એમાં અવશ્ય કેટલાક સ્વદેશાભિમાની ન હોય એમ અમારું કહેવું નથી, પરંતુ એક વસ્તુ સત્ય છે કે દેશી રાજાઓને બ્રિટિશ સામ્રાજ્યવાદ હિંદને પૂર્ણ સ્વતંત્રતા ન આપવા માટે પોતાના હથિયાર તરીકે પ્રસંગ પડ્યે વાપરનાર છે. એ સંજોગોમાં દેશી રાજ્યોની આઠ કરોડની પ્રજાનું સંગઠન આવશ્યક છે. બ્રિટિશ સરકાર ભલે એમના નકશા પર આ વિભાગને પીળા રંગે રંગીને ભાગલાઓ પાડે, પરંતુ આપણે જો હિંદને એક અને અવિભાજ્ય ગણતા હોઈએ તો રાષ્ટ્રીય મહાસભાએ દેશી રાજ્યોની પ્રજાને એ આપખુદી સામે એકલે હાથે ઝઝૂમવા દેવાને બદલે એની લડતમાં પોતાનું પીઠબળ પૂરવું જોઈએ. હિંદી રાજદ્વારી નેતાઓમાં સદ્‌ભાગ્યે આ માન્યતા ધરાવતો એક નાનો પક્ષ છે. મદ્રાસના લોકનાયક શ્રી. ડૉ. પટ્ટાભી સીતારામૈયા એમાંના એક છે. એમની વિદ્વત્તા, એમના ધીર વિચાર, અને એમના સ્વદેશપ્રેમ માટે કોઈને કંઈ કહેવાનું ન હોય. હોમરૂલ લીગની ચળવળના સમયથી એમણે આ પ્રશ્નમાં રસ લીધો છે અને હોમરૂલ પત્રિકામાળાના એક મણકા તરીકે એમણે એક મનનીય પત્રિકા તે વેળા લખી હતી એ વાંચનાર કોઈ દેશી રાજ્યોના પ્રશ્નોમાં એમના ઊંડા રસ સંબંધે પ્રશ્ન ન ઉઠાવે.

હમણાં જ ઓરીસા પ્રાંતમાં આવેલાં દેશી રાજ્યોની પ્રજાઓની પરિષદના એ પ્રમુખ બન્યા હતા. ચાલુ સાલે એમણે અખિલ હિંદ દેશી રાજ્ય પ્રજાપરિષદના અધ્યક્ષ તરીકે કાઠિયાવાડની મુલાકાત લઈ ત્યાંનાં દેશી રાજ્યોની પ્રજાને જાગૃતિનો પેગામ આપ્યો હતો.

ઓરીસાનાં દેશી રાજ્યો સંબંધમાં એ વિદ્વાન દેશભક્ત કહે છે કે "આખા દેશભર પર દેશી રાજ્યોમાં તાંત્રીય સડો અને પ્રત્યાઘાત નજરે ચડે છે." ઓરીસાનાં દેશી રાજ્યોમાં ચાલતા જુલમ અને તંત્રના સડા સંબંધમાં એમની સમક્ષ ભરપૂર માહિતી રજુ કરવામાં આવી હતી. આ માહિતી પ્રજા સમક્ષ મૂકતાં પહેલાં એને ચાળણીમાં બરાબર ચાળવી રહે છે એટલે એમણે દેશી રાજ્યના એક પ્રખર કાર્યકર્તા અને બે વકીલોની એક સમિતિ નીમી એમના હાથમાં આ કાર્ય સોંપ્યું છે. આ સમિતિના નિવેદનની પ્રજા આતુરતાપૂર્વક રાહ જોશે. પરંતુ પ્રશ્ન એ છે કે આ સડો અને આપખુદી એક જ રાજ્યમાં નથી. ઓછાવત્તા પ્રમાણમાં મોટાંમાં મોટાં, પોતાને સુધરેલાં ગણાવતાં રાજ્યોમાં પણ એનાં દર્શન થાય છે. એક માણસના તંત્ર (One man's rule)નું એ સ્વાભાવિક અનિષ્ટ છે. આખી એ પ્રથા જ વિનાશને પાત્ર છે, છતાં આવી તપાસ મોટા વિસ્તારમાં હિંદનાં બધાં યે રાજ્યો સંબંધી કરવામાં આવ તે એ અવશ્ય લાભદાયી નિવડે. ડૉ. પટ્ટાભીનો એ અનુભવ છે કે ઓરીસાનાં રાજ્યોમાં પ્રજા બીજાં રાજ્યોમાં વસતા એમના બંધુઓ માફક જુલમ અને ત્રાસ હેઠળ કચડાય છે. એમાંનાં કેટલાંક દુષ્કૃત્યોને તો એ 'અવર્ણનીય' જણાવે છે. સમિતિનું નિવેદન એ અંધાધુંધીનો અંત આણશે કે કેમ એ એક પ્રશ્ન છે પરંતુ એ 'દુષ્કૃત્યો'ને પ્રકાશમાં આણવાં એ પણ એ રાજ્યોની પ્રજાની મહદ્ સેવા ગણાશે.

ડૉ. પટ્ટાભી વિશેષમાં જણાવે છે કે જોધપુર જેવા રાજ્યમાં ખેડૂત આલમની આર્થિક સ્થિતિની તપાસ સામે અંતરાય મુકાયો છે. એ રાજ્યમાં સતત દુષ્કાળના કારણે ખોરાકીની તાણ છે અને 'પાણીના એક બેડાંના ત્રણ આના પડે છે' એ સ્થિતિ ઉપરથી પાણીની તંગીની કલ્પના આવી શકે. આ સ્થિતિમાં પ્રજા જો કૃષિકારોની આર્થિક તપાસ કરવાની આવશ્યકતા જુએ તો એમાં વાંધો લેવા જેવું શું હોઈ શકે? પરંતુ ઉપર વર્ણવેલી હાડમારીઓ પ્રકાશ પામે એ જોવા જોધપુર દરબાર રાજી નથી એમજ આ પ્રતિબંધનો અર્થ કરવો રહે. આવી તપાસ કરવા ગામડાંમાં જવા સામે પ્રજાસેવકોને ચેતવણી આપવામાં આવી છે. અને હુકમના અનાદર માટે 'સખ્ત શિક્ષા'ની ધમકી અપાઈ છે. આવી નિર્દોષ પ્રવૃત્તિ સામે વાંધો લેનાર દરબારના અમલ હેઠળ પ્રજા વિચાર અને વાણીનું સ્વાતંત્ર્ય કેટલું ભોગવતી હશે એનો ખ્યાલ કરવો દુઃસહ નથી. પરંતુ ડૉ. પટ્ટાભી તો જોધપુર દરબારની વાતો કરે છે. અમારી જાણમાં એ કરતાં વિશેષ ભયંકર દૃષ્ટાંત છે. વડોદરા પોતાને બંધારણપૂર્વકનું અને સુધરેલું તંત્ર હોવાનો દાવો કરે છે. વડોદરા પ્રગતિશીલ રાજ્ય મનાતું હતું પરંતુ એની પ્રગતિ આજે ભૂતકાળની વસ્તુ બની છે. વડોદરા નરેશ વર્ષનો મોટો ભાગ પરદેશમાં ગાળે છે. રાજ્યમહેસૂલના દશાંશ ઉપર ભાગ અંગત ઉપભોગ માટે ખર્ચતા આ નરેશ પરદેશોમાં જ્યારે પ્રજાતંત્રની વાતો–પ્રજોદ્ધારની વાતો કરે છે ત્યારે, અમને એમની ગેરહાજરીમાં ચાલતું બેલગામ શાસન સહજ સાંભરે છે. ડૉ. પટ્ટાભીને કદાચ એ ખબર ન હોય કે જે પ્રકારની આર્થિક તપાસ સામે જોધપુર દરબારે ઝુંબેશ ઉઠાવી છે તેવી જ આર્થિક તપાસ કરવાના વડોદરા રાજ્ય પ્રજામંડળના ઠરાવને વડોદરા સરકારે દબાવી દેવાની ચેષ્ટા કરી હતી. નોકરશાહીના દુરાગ્રહ અને પ્રજામંડળના નેતાઓની ઢીલાશને પરિણામે પ્રજામંડળે એ ઠરાવનો અમલ મુલતવી રાખ્યો. એ કૃત્ય જેટલું પ્રજામંડળ માટે શોભારપદ નહોતું તેટલું જ રાજ્ય માટે પણ નાલેશીભર્યું તો હતું. અમે જે કહેવા માગીએ છીએ તે એ જ કે ડૉ. પટ્ટાભીએ ઓરીસામાં નિરખેલાં દશ્યો અને જુલમ અને આપખુદીની સાંભળેલી કહાણીઓ ઓછાવત્તા

પ્રમાણમાં બધાં રાજ્યોમાં પ્રચલિત હોય છે અને એનો અંત આણવાને તો ભગીરથ પ્રયત્ન કરવા પડશે, આખી એ રાજ્યપ્રથા નાબુદ કરવા કમર કસવી રહેશે અને એ માટે દેશી રાજ્યોની પાછળ બ્રિટિશ હિંદની પ્રજાએ—આપણી મહાસભાએ—પીઠબળ પૂરવું રહેશે

* * *

## બૉય સ્કાઉટિંગ

કેટલાક વર્ષોથી આ દેશમાં બૉય સ્કાઉટ્સની હીલચાલ વિશેષ પ્રચલિત થતી હતી પરદેશનું અનુકરણ કરવામાં આપણે દુર્દૈવે હમેશાં ગૌરવ માન્યું છે સ્કાઉટીંગ પાછળ રહેલ ઉદાત્ત આશય અને ઉચ્ચતમ ભાવના સામે અમારે કંઈ જ કહેવાનું નથી પરંતુ જે સંસ્થાનો પ્રથમ મુદ્રાલેખ આપણાં બાળકોને પરદેશી રાજાની રાજભક્તિ શીખવે એ સંસ્થા આપણને કોઈ ઉપાયે પણ ખપતી નહોતી જોઈતી છતાં આપણે આધીનતા કર્યા જ્યાં જુઓ ત્યાં શાળાઓમાં પરદેશી લેબાસમાં સજ્જ સ્કાઉટોનાં ધાડાં નજરે પડતાં, અને જાહેર પ્રસંગોએ અને સરકારી જલસાઓમાં એમનું પ્રદર્શન કરવામાં આવતું તે ઉપરાંત બૉય સ્કાઉટિંગ સંસ્થાનો વિશેષ ઉપયોગ પ્રજાકલ્યાણ અર્થે થતો નથી હમણાં એ સંસ્થાના ચીફ સ્કાઉટ લૉર્ડ બેડન પોવેલ હિંદ પધાર્યા અને એમણે હિંદનું આદરભર્યું આતિથ્ય અનુભવ્યું પોતાને વતન પાછા ફરતાં એમણે લંડનમાં ભાષણ કરી હિંદની બદનામી કરી આ બનાવ હિંદી પ્રજાને ચિમકી લાગી એના એ બદનામી સામે સખત પોકાર ઊઠ્યો પરિણામ એ આવ્યું છે કે [illegible] આપણે વિચારતા થયા કે બેડન પોવેલ સંસ્થાઓનો બહિ[illegible] પુનરાગમ છે સાથે હિંદી રાષ્ટ્રીય ભાવનાઓ ઉપર રચાયેલી સેવાસમિતિ બૉય સ્કાઉટ્સ ટુકડીઓને અપનાવવી કે જે આપણી ભૂમિમાં જાગીને ફાલે આપણી ભૂમિને વફાદાર રહે, અને આપણી ભૂમિની સેવા કરે એવી સંસ્થાઓ યોજવાની આ તક હવે ગુમાવવી ન જોઈએ

* * *

## રાજદ્વારી કેદીઓ

'શયતાનના ટાપુ'માં (આંદામાનમાં) આજે નર્કસમી જેલયાતના સેવતા બસો જેટલા હિંદના સુપુત્રો 'ભૂખમરો' સ્વીકારી બેઠા છે, એ બનાવે રાજદ્વારી કેદીઓના છૂટકારાના પ્રશ્ન પ્રત્યે સમગ્ર હિંદનું લક્ષ ખેંચ્યું છે

આ સ્થિતિમાં આપણે જેઓ આજે છૂટા હોવાનો આસ્વાદ લઈ રહ્યા છીએ એમનો શો ધર્મ છે? આંદામાનના ઉપવાસીઓ આપણી કલ્પનામાં અનેક ચિનગારીઓ નથી ચાંપતા? સરકાર ભૂલસુધારનો સુવર્ણ અવસર વેડફી નાખવાનું સાહસ ભલે ખેડે, પરંતુ જાગ્રત ભારત એ સાંખી ન લઈ શકે બંગાળની ધારાસભામાં આ બીનાની ચર્ચા અંગે બંગાળના હાકેમ અને મંત્રીઓએ જે ઉદ્ગારો કાઢ્યા છે તે દાઝ્યા પર ડામ જેવા છે અને હિંદના સ્વમાનને પડકાર રૂપ છે પંડિત જવાહરલાલ કહે છે તેમ, આ પ્રશ્ન કેવળ બંગાળનો નથી એ પ્રશ્ન સમસ્ત દેશનો છે અને એના ઉકેલમાં એકેએક હિંદીનું ગૌરવ અને આત્મમાન સમાયેલું છે બંગાળની પીડ પાછળ સમસ્ત હિંદે બળ પૂરવું જોઈએ કવિવરે પોતાનો સબળ પોકાર ઉઠાવ્યો છે આજે આખા દેશે [illegible]થી કલકત્તા અને કાશ્મીરથી કન્યાકુમારી સુધી એવો તો પ્રચંડ અવાજ ઉઠાવવો ઘટે કે આખું રાષ્ટ્ર ધમધમી ઊઠે અને એ [illegible] સત્તાને પણ લોકમતને નમતું આપવું પડે

આ સ્થળે જે ૭ પ્રાંતોમાં મહાસભાએ સત્તા હાથ કરી છે એ પ્રાંતોના રાજદ્વારી કેદીઓ સંબંધી ઉલ્લેખ અસ્થાને ન ગણાય મહાસભાના હોદ્દાસ્વીકારથી સ્વરાજ્ય તો નથી જ આવવાનું એ સર્વકોઈ સ્વીકારે છે, પણ જ્યારે સંજોગ અનિચ્છાએ એ સ્વીકાર કરવા પડ્યા છે તો મહાસભાના પ્રધાનમંડળો એ સત્તાનો સુંદરમાં સુંદર ઉપયોગ કરી લે એમ સર્વકોઈ ઇચ્છે ઘણા પ્રાંતોમાં શરૂઆત થઈ ચૂકી છે "નામ એક દિલમાં બંધાયું નથી" એ અમે

વિસરતા નથી. એ રાષ્ટ્રીય પ્રધાનોની અનેક ગૂંચવણો હશે. અમે અધીરા થતા નથી કે એમની પાસે ચમત્કારોની આશા રાખતા નથી. પણ અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ કે એ ૭ પ્રાંતોમાં અથડામણનો પ્રસંગ આવે તો તેની તૈયારી રાખીને પણ કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના સઘળા રાજદ્વારી કેદીઓને મુક્તિ આપી રાષ્ટ્રબલો મુક્ત કરવાં જોઈએ.

***

### સ્પેનનો આંતરવિગ્રહ

**સ્પેન**માં આંતરવિગ્રહ શરૂ થયે એક વર્ષ પૂરું થયું છે એની ઘણાને કલ્પના પણ નહિ હોય. સ્પેનની રાષ્ટ્રીય સરકાર અને વિપ્લવનેતા ફ્રેન્કો વચ્ચેના આ ઘમસાણ તરફ જગત મીટ માંડી રહ્યું છે. યુરોપની ભાવી શાંતિનો એ આંતરવિગ્રહના પરિણામ પર આધાર રખાય છે. આ યુદ્ધ સ્પેનના બે પક્ષો વચ્ચેનું નથી; એ પક્ષો પાછળ યુરોપનાં કેટલાંક મહારાજ્યો પોતપોતાના સ્વાર્થે બળ પૂરી રહ્યાં છે. ઇટલી અને જર્મની સામ્યવાદના વિરોધી હોઈ વિપ્લવવાદીઓનો વિજય ઝંખે છે અને એમને અન્ય રાજ્યો અને પ્રજાસંઘના તીવ્ર વિરોધ છતાં ખુલ્લી સહાય આપી રહ્યાં છે. આ સહાયના કારણે આ વિગ્રહ આટલો લંબાયો છે એ સાચુ, પરંતુ સ્પેનની રાષ્ટ્રીય સરકાર એ સંગઠિત હુમલા સામે એટલો લાંબો સમય ટક્કર ઝીલી રહી છે એ એની સંગીનતાનું ભાન કરાવે છે.

આ આંતરવિગ્રહનું મહત્ત્વ સમજવાને સ્પેનની ભૌગોલિક અને ઐતિહાસિક જ નહિ પણ આર્થિક સ્થિતિ પણ જાણવી આવશ્યક છે. સ્પેન ઇંગ્લાંડ અને હિંદના માર્ગ પર આવ્યો છે. સ્પેનનું જિબ્રાલ્ટર બંદર બ્રિટનના વિસ્તૃત સામ્રાજ્યનું અતિ મહત્ત્વનું દ્વાર છે. હિંદ અને બીજા પૂર્વના દેશો સાથેના જળમાર્ગનું એ બંદર દ્વારા રક્ષણ કરવામાં આવે છે. અને આ મહત્ત્વની ચાવીને પોતાના હાથમાં રાખવા માટે સ્પેનને હંમેશાં કમજોર અને અસંગઠિત રાખવામાં બ્રિટનનું હિત સમાયું હોય એ માટે એણે ઓછો પ્રયાસ નથી કર્યો.

યુરોપીય રાષ્ટ્રોમાં સ્પેનનું ઓછું મહત્ત્વ નથી. એની રાજનૈતિક ઘટનાઓનો અન્ય સ્થળોએ–ખાસ કરીને ફ્રાન્સમાં, વ્યાપક પ્રભાવ પડે છે સોળમી સદીનું એ એક શક્તિશાળી સામ્રાજ્ય આજે યુરોપીય રાષ્ટ્રોના પરિવર્તન સાથે પરિવર્તિત થઈ પોતાની એ પુરાણી જાહોજલાલી ભોગવતું નથી. પ્રાચીનકાળથી સામન્તશાહી ( Feudalism )ના એ ગઢમાં ઈ.સ. ૧૯૨૧ માં રાજાશાહીનો અંત આવ્યો.

વિશ્વયુદ્ધ પછી મજૂરવર્ગનો અસંતોષ વધવા માંડયો. એલ્ફોન્ઝોને આખરે ભગાવું પડયું અને સ્પેનમાં પ્રજાતંત્રની ઘોષણા કરવામાં આવી. બીજી ચૂંટણીમાં ઉગ્ર દળની હાર થઈ અને ધર્મપંથીઓનો વિજય થયો. પ્રજાતંત્રવાદ હેઠળ મળેલા અધિકારો પુનઃ પ્રજાએ ગુમાવ્યા અને સ્પેનમાં રાજા વિનાનું રાજતંત્ર પુનઃ સ્થપાયું! સમયનું વહેણ હંમેશાં એક સરખું રહેતું નથી. ઈ સ. ૧૯૩૬માં પ્રજાતંત્રવાદીઓ પુનઃ સત્તા પર આવ્યા. એણે પોતાના કાર્યક્રમમાં પ્રજાતંત્રની રક્ષા, કેળવણી પ્રચાર, ખેડૂતોની આર્થિક સ્થિતિનો સુધાર અને મજૂરોના હકરક્ષણનો સમાવેશ કર્યો. વાસ્તવિક રીતે આ કોઈ સમાજવાદી કાર્યક્રમ નહોતો.

જમીનનો મોટો ભાગ જમીનદારોના હાથમાં હતો. ઉદ્યોગ ધંધામાં પણ જમીનદારોનું જબરદસ્ત પ્રભુત્વ હતું. મજૂરો સ્વાભાવિક રીતે ગરીબ અને દૂબળા હતા. એ વર્ગ ધીરેધીરે ઉગ્ર બનતો ગયો અને એણે હડતાળો વગેરેનો આશ્રય લેવા માંડયો. આ રીતે પ્રજાતંત્ર અનેક મુશ્કેલીઓનો સામનો કરતે કરતે શાસનને લોકપ્રિય બનાવવા પ્રયાસ કરતું જ હતું ત્યાં સ્પેનના મોરક્કો અને એલિયારિક સંસ્થાનોની સેનાએ જુલાઈમાં વિદ્રોહ શરૂ કર્યો. આ વિદ્રોહ સ્પેનના અન્ય ભાગોમાં વિદ્રોહની

માગાદી આપતો હતો. આ વિદ્રોહ પાછળ ઈટલી અને જર્મનીની સહાયના હતી, પરિણામે એ આંતરવિગ્રહ આટલો લંબાયો છે સ્પેનના પ્રજાતંત્રવાદી શાસનનું દૃઢ સંગઠન અને સુશિક્ષિત સેના રાષ્ટ્રીય સરકારના આજ પર્યંતના વિજયની ચાવી છે

આ દૃષ્ટિએ સ્પેનનો આ આંતરવિગ્રહ સમાજવાદીઓ અને સમાજવાદ વિરોધીઓ વચ્ચેનો વિગ્રહ જ નથી, એ વિગ્રહ અમને લાગે છે કે પ્રજાની ઉન્નતિ ઇચ્છનારાઓ અને સ્થાપિત હક્કોનું રક્ષણ ઇચ્છનારા દળ વચ્ચેનો વિગ્રહ છે. એ યુદ્ધ સામન્તશાહી (Feudalism) ની સામે હોઈ કંઈક અંશે એમાં ફ્રાન્સના અને રશિયાના તવારીખપ્રસિદ્ધ વિપ્લવની ઝાંખી થાય છે. આ વિગ્રહમાં પ્રજાતંત્રવાદીઓની પ્રેરક શક્તિ પ્રજાની સામુદાયિક માગણીઓ બની છે જે વિગ્રહના વધવા સાથે વિશેષ વ્યાપક બનતી જાય છે એટલા માટે ફેસીસ્ટો અને નાઝીઓ સામે રાષ્ટ્રીય સરકાર સાથે દેશના સઘળા પ્રગતિશીલ દળો જોડાયા છે મેક્સિકો સ્પેનનું એક સંસ્થાન છે એટલે પ્રજાતંત્રના શાસનને એની અને રશિયાની એટલી જ મદદ છે

યુરોપના કેટલાક રાષ્ટ્રોએ તટસ્થતાની નીતિ અખત્યાર કરી છે પરંતુ એ શાન્તિ કાયમ રાખવા અને આ આંતર ઝઘડો બહોળા વિસ્તારમાં ન ફેલાય એટલા માટે હતી એ કહેવું વાસ્તવિક નથી વાસ્તવિક કારણ બ્રિટનની ધૂર્તતા છુપાવી રાખે છે એના સ્પષ્ટ છે કે બ્રિટન એ ચાહતું નહોતું કે સ્પેનમાં કોઈ પ્રગતિશીલ વ્યવસ્થા કાયમ થાય કે જે પાછળથી સમાજવાદી વ્યવસ્થાના રૂપમાં ફેરવાય યુરોપના મૂડીવાદી રાષ્ટ્રો સમાજવાદી વ્યવસ્થાથી ડરે છે કારણ કે એ મૂડીવાદી વ્યવસ્થાને નિર્મૂળ બનાવે એ ભય એમને ભડકાવે છે બ્રિટન એ પણ સારી રીતે જાણે છે કે સશક્ત અને પ્રબળ સ્પેન એના જળમાર્ગોને વ્યાપક અંતરાયરૂપ નિવડે; જો કે ફેસીસ્ટ સ્પેન પણ એ દૃષ્ટિએ ઓછું ભયપ્રદ ન બને! બ્રિટન પોતાનાં સામ્રાજ્યહિતો તરફ લક્ષ રાખીને બેઠું છે એ સ્પેનના આંતરવિગ્રહના આટલા લંબાવાનું એક કારણ છે

સ્પેનના આંતરવિગ્રહના મહત્ત્વને આપણે આ દૃષ્ટિએ જોવું ઘટે છે એટલા માટે સર્વ સ્વતંત્રતા–પ્રેમી મનુષ્ય ઇચ્છે કે આ સ્વાર્થપ્રેમી રાષ્ટ્રોની બાજી ઊંધી વળે અને સ્પેનની રાષ્ટ્રીય સરકાર આ પ્રત્યાઘાતી બળો સામે વિજય મેળવે જો વિશ્વમાં નિઃસ્વાર્થ અને સત્યનો વિજય હોય તો સ્પેનનો વિજય સિદ્ધ છે અને એ સિદ્ધ બનો

* * *

### ઈજીપ્તનો લીગપ્રવેશ

યુરોપના 'પ્રજાસંઘ'ની એક અસાધારણ સભામાં ઈજીપ્તને પ્રજાસંઘના સભ્ય તરીકે સ્વીકારવાનો ઠરાવ થયો એ પ્રસંગને આવશ્યક કરતાં વિશેષ મહત્ત્વ આપવામાં આવે છે એ બનાવને ઈજીપ્તના રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય વિકાસ માટે અતિ મહત્ત્વના પ્રસંગ તરીકે આવકારવામાં આવ્યો છે ઈજીપ્તનું મહત્ત્વ આ પ્રજાસંઘપ્રવેશથી વધ્યું છે કે કેમ એ અમે કહી શકતા નથી, કારણ કે પ્રજાસંઘના અંગ થવામાં કોઈને પણ કશું ગૌરવ હોય એમ અમે કદિ સ્વીકાર્યું નથી પોતપોતાના સ્વાર્થ માટે યુરોપના કેટલાક રાષ્ટ્રોએ એક્ય મળી ગાડું દોરે રાખવાને આ તંત્ર ચાલુ રાખ્યું છે અધ્યક્ષ વિલ્સને જે ભાવનાથી એ સંસ્થાની યોજના કરી હતી એ આપણીએ ભાવના આજે ધૂળમાં રગદોળાઈ છે પ્રજાસંઘ આજે બીકના સેવે છે, નબળાં રાજ્યોને બળવાન રાજ્યો સામે રક્ષણ આપવામાં એ નિર્વીર્ય નિવડ્યો છે ઇટલી અબિસીનિયા હડપ કરી ગયું અને સેલાસીએ લીગના દ્વાર ઠોકવા છતાંયે એ રક્ષણ મેળવી શક્યો નહિ સ્પેનને આજે ઈટલીની ફેસીસ્ટ સત્તા અને જર્મનીની નાઝી સત્તા કચડી રહી છે અને લીગ ઓફ નેશન્સ ટગર ટગર એ યુદ્ધ નિહાળ્યા કરે છે વિશ્વશાન્તિનું એનું ધ્યેય એની સમીપે આવતું નથી. એટલે જ અમે

કહીએ છીએ કે લીગપ્રવેશથી કોઈપણ રાષ્ટ્રને વિશેષ મહત્ત્વ મળે છે એ મોહનજાળમાં ફસાવું ન જોઈએ. વર્ષોની વેદનાઓ અને તુમુલ યુદ્ધના પરિણામે ઈજીપ્તે કંઈક અંશે પોતાનું સ્વાતંત્ર્ય મેળવ્યું છે એ સાચુ, છતાંયે ઈંગ્લાંડના સામ્રાજ્યવાદની ચૂડ એના પરથી હજી કોઈ રીતે શિથિલ થઈ નથી. એ સંજોગોમાં આ સંઘપ્રવેશ શી રીતે ઈજીપ્તને એની સ્વાતંત્ર્યપ્રાપ્તિમાં સહાય કરશે એ કળવું મુશ્કેલ છે. હિંદ વર્ષોથી એ સંઘના સભ્ય હોવાનું માન ધરાવે છે છતાં ક્ષિતિજ પર ક્યાંયે હિંદસ્વાતન્ત્ર્યનાં દર્શન થતાં નથી. બેઉની પરિસ્થિતિ જુદી હોઈ આ સરખામણી બહુ બંધબેસ્તી ન ગણાય છતાં બે વચ્ચે ઓછેવત્તે અંશે સામ્ય તો છે જ. બળવત્તર પ્રજાઓ નબળી પ્રજાઓનું શોષણ કરે. એ શોષણના રક્ષક તરીકે પ્રજાસંઘ આજે હસ્તી ધરાવે છે. એ સંઘના સભ્ય થવામાં ઈજીપ્તની પ્રજા લવલેશ ગૌરવ લેતી હોય એમ અમે નથી માનતા. અમને લાગે છે કે આ પ્રવેશ માટે ઈજીપ્તની પ્રજા કરતાં એનું ભાગ્ય જે હસ્તોમાં આજે પડ્યું છે તે વિશેષ કારણભૂત છે; કારણ કે ઇજીપ્તનો એક વધુ મત તે દ્વારા ઈંગ્લાંડ પોતાને પક્ષ મેળવી શકે છે.

***

**અરબસ્તાનના ભાગલા**

પેલેસ્ટાઇન સંબંધમાં નિમાયેલા પીલ કમીશને પોતાનું નિવેદન બહાર પાડ્યું છે; એ સંબંધે પેલેસ્ટાઈનના અરબોમાં ભારે અસંતોષ પેદા થયો છે; યહુદીઓને એ નિવેદનથી સંતોષ થયો હશે કે કેમ એ એક પ્રશ્ન જ છે.

અરબોની એ ભૂમિ વિશ્વયુદ્ધ પછી બેસાડેલી 'મેન્ડેટરી' સત્તા બાદ અનેક વેળા આંતરવિગ્રહોનું ક્ષેત્ર થઇ પડયું હતું. અરબો અને યહુદીઓ વચ્ચે ભારે કડવાશ પેદા થઇ હતી. મેન્ડેટરી રાજઅમલ સાવ નિષ્ફળ નિવડ્યાનો એકરાર પીલ કમીશનના નિવેદનમાં પણ મળી આવે છે. પેલેસ્ટાઈનનું રાજતંત્ર હમેશાં મનાવતું કે જેરૂસલેમના મુફતી અલઅમીન-હુસેની અને બીજા કેટલાક બળવાખોરો સાથે સખ્ત હાથે કામ લઈ દાબી દેવામાં આવે એટલે બધું તોફાન શાંત થઈ જશે. અરબોનો વિરોધ સહૃદય હતો અને પેલેસ્ટાઈનમાં યહુદી લોકો આવી વસવાટ કરે એની એ વિરુદ્ધ હતા એ વાતનો એમણે સદાયે ઈનકાર કર્યો છે. એ રાજવહીવટે સદા માનવા મનાવવાનો મિથ્યા પ્રયાસ કર્યો કે સમય જતાં યહુદીઓના આગમનથી થતા લાભોથી અંજાઇને અરબો ઠેકાણે આવી જશે. પીલ કમીશન આશા નથી રાખતું કે પેલેસ્ટાઈનમાં અરબો અને યહુદીઓ એક સંપથી કયારેય રહી શકે; અગર જો અરબોને હથિયાર બળે કાબુમાં રાખવાનો પ્રયત્ન થાય તો ઊલટો યહુદીઓ સાથેનો અરબોનો સંબંધ વિશેષ બગડશે. એટલા માટે એણે પેલેસ્ટાઈનના ભાગલા પાડવાનો એકપૂરો માર્ગ જોયો છે.

આ પહેલાં વર્ષો અગાઉ પીલ કમીશને સૂચવેલી ભાગલાની નીતિની પેલેસ્ટાઈન તંત્રના એક અમલદાર આર્ચર કસ્ટે ગ્રેટબ્રિટનમાં હિમાયત કરી હતી. લી કમીશને એ સૂચનાનો સાર પોતાના નિવેદનમાં આપ્યો છે. એ સૂચના એવી હતી કેઃ—

પેલેસ્ટાઈનને અરબ અને યહુદી બે વિભાગોમાં વસ્તીના ધોરણ ઉપર વહેંચી નાંખવું. તેલ અવીવ થી એથ્લીટના કાંઠાના પ્રદેશ પર, અમેકમાં હૈફાથી બૈસન સુધી, તૈબીરિયસ સરોવરની વસાહતમાં અને વાડી હુનેઈન પાસે જાફાની દક્ષિણે આવેલાં જૂનાં સંસ્થાનોમાં યહુદીઓનો અમલ રહે.' આ નવીન યહુદી સંસ્થાનનું પાટનગર તેલ અવીવને બનાવવું. અરબોને ભાગે નબ્લસ, ગાઝા, હેબ્રોન અને એકે જેવાં અરબ મથકો સાથે ટેકરીનો તમામ પ્રદેશ સોંપવો. એની સાથે અમીર અબદુલ્લાના કબજાના ટ્રાન્સ જોરડન રાજ્યને જોડી દેવું.

તીર્થધામ જેરૂસલેમ બેથ્લેહેમ અને હૈફાના

તેલના કુવાઓ અને બંદર ઉપર 'મેન્ડેટરી' સત્તા કાયમ રાખવી

આ યોજનાને સર સ્ટેફર્ડ ક્રીપ્સ જેવાનો ટેકો હતો રક્ષણ જગાત પરદેશો સાથેનો સબંધ જેવી અમુક બાબતોમાં એ વિભાગોને સ્વતંત્રતા આપી એમનુ એક સમૂહતંત્ર રચી તેના હાથમા સત્તા સોપવી

આ સૂચનાનો સ્વીકાર કરતા પીલ કમીશને એટલુ તો સ્વીકાર્યું છે કે આરબ અને યહુદી કોમોના રાજકીય અભિલાષો ક્યારે પણ એક થઈ શકે એમ નથી આ દૃષ્ટિએ કદાચ ભાગલાની નીતિનો વ્યવહાર થઈ શકે પરતુ આરબો કે જે પેલેસ્ટાઇનને પોતાની ભૂમિ માને છે એને ભાગલાની નીતિથી ક્યારેય સતોષ ન થાય એ સ્વાભાવિક છે યહુદીઓનુ એ ભૂમિ પર આક્રમણ એમને સહજ ખૂચે છે પીલ કમીશન આ યોજના સૂચવતા આગળ વધીને સૂચવે છે કે યહુદી સંસ્થાનમા યહુદીઓને પૂર્ણ સ્વતંત્રતા આપવી, જ્યારે આરબ સંસ્થાનમા આરબોને સપૂર્ણ સત્તા સોપવા સૂચવે છે આનો અર્થ એ થાય કે આરબસ્તાનના આ ભાગના અચૂક અને ચોખ્ખો થાય છે નિ શક સામ્રાજ્યના સ્વાર્થોનુ સર્વ સ્થળે કરવામા આવે છે એમ, અહીં પણ સપૂર્ણ સરક્ષણ કરવામા આવ્યુ છે એને આચ ન આવવી જોઇએ સામ્રાજ્યના નાની મોટી બાબતોમા સામ્રાજ્યની જરૂરિયાતો પૂરી રીતે લક્ષમા રખાઈ છે પેલેસ્ટાઇન ભવિષ્યનુ 'એર-બેઇઝ' (હવાઈ મથક)–હિંદ સાથેના વ્યવહારમા એક આવશ્યક સાકળ છે–એને લશ્કરી મથક બનાવવુ છે કે એબિસીનિયામા જામતી ઇટલીની સત્તાના આક્રમણ સામે ઇજીપ્ત કે સુએઝ નહેરનુ રક્ષણ કરવુ હોય ત્યાર થઈ શકે સાઇપ્રસના પૂર્વકિનારા પર કેમાગુસ્તા અને હઇફાને બ્રિટિશ નૌકાનુ મથક બનાવવાનુ છે વધારામા એ અમને માટે એક અતિ ઉપયોગી તેલ ટૂકું પાણુ મથક પણ છે

યહુદીઓ આ ભાગલાની યોજના સામે વિરોધ કરતા છતા પણ એનો સ્વીકાર કરે અરબોને એ અસ્વીકાર્ય હશે આજના ધોરણે જો યહુદીઓની વસાહત ચાલુ રહે તો થોડા વર્ષોમા પેલેસ્ટાઇનમા એમની વધુમતિ થઈ પડવાનો પૂર્ણ સભવ એમના લક્ષ બહાર ન હોય! આજે એમના હાથમા સારામા સારી જમીન છે અરબોનો વિરોધ જોતા યહુદીઓ ક્યારેય પોતાની સર્વોપરિતા સ્થાપવાની આશા ન રાખી શકે એટલે પીલ કમીશને સૂચવેલી નીતિ સ્વીકારવામા એમનુ શ્રેય છે જોર્ડન પ્રદેશની ખીણ સિવાય સારામા સારી જમીન યહુદીઓને સોપાય એ સામે સ્વાભાવિક અરબોનો પ્રચડ વિરોધ જ હોય એ બીક બ્રિટિશ સત્તાધીશોને પણ રહે છે અરબોએ ગુમાવેલી જમીન એમને પાછી મળશે એવી આશા ન રખાય તો પણ એમનો એ અભિલાષ તો જરૂર છે કે પેલેસ્ટાઇનમાં એમની સર્વોપરી સત્તા હોતા ક્યારેક એ ગુમાવેલી મિલકતનો અશ તો પુન હસ્તગત કરાશે અરબ પ્રજાએ પીલ કમીશનના નિવેદનનો સખ્ત વિરોધ કર્યો છે સામ્રાજ્યવાદની આ કૂટ નીતિ સામે એ રોષે ભરાયા છે અને તેમા એને વિશ્વની મુસ્લીમ પ્રજાનો જ નહિ પણ સામ્રાજ્યવાદવિરોધી સર્વ કોઇની સહાનુભૂતિ છે આ ઝઘડાનો અત શો આવે એ જોવાનુ છે નિદાન આ નિવેદનમાની સૂચનાના અમલ વડે પેલેસ્ટાઈનમા શાતિ તો નહિ ફેલાય એ ભય ઊભો રહે છે

***

### ઝાઝીબાર 'કલોવ ટ્રેડ'

હિંદની પરાધીનતા હિંદમા જ હિંદીઓના દુ ખનુ કારણ નથી પરતુ સસ્થાનોમા વસતા હિંદીઓના શિર પર દુ ખના ડુંગરો એ કારણે અગર એ પરાધીનતાને પરિણામે ઉગાડવામા આવ્યા છે સસ્થાનોમા વસતા હિંદીઓના દુ ખની કહાણી કમકમા ઉપજાવે એવી છે કાળા માણસોને સમાજમા ક્યાય સ્થાન જ નથી હોતું એવી પરિસ્થિતિ આપણે પરાધીન પ્રજા જ માખી લઇએ એમા કાળાગોરાનો પ્રશ્ન નથી આપણી પરાધીનતા એ કષ્ટોની પરપરા માટે

ઉત્તરદાતા છે. હિંદની પરદેશી સરકાર હિંદીઓને સામ્રાજ્યના નાગરિક તરીકે ઘટતું રક્ષણ આપી શકતી નથી અગર એ અપાવવા એને ઇંતેજારી ભાગ્યે જ હોય.

હાલમાં ક્લોવ કાયદા તરીકે જાણીતા થયેલા ધારાસંબંધે ઝાંઝીબારની સરકાર અને હિંદી સરકાર વચ્ચે ચાલેલી મંત્રણાના પરિણામે અમુક કોલ-કરારો થયા છે અને હિંદી સરકાર ઝાંઝીબારના હિંદીઓ માટે ભારે હક્કો મેળવ્યાનો દાવો કરે છે. એ દાવાની પોકળતા હિંદીઓ સારી રીતે સમજે છે અને એ ધારાથી હિંદીઓને થયેલ અન્યાય સામે ચારે તરફથી પોકાર ઊઠ્યો છે. મુંબઈના તેજાનાના વ્યાપારીઓએ ઝાંઝીબારમાં વસતા પોતાના દેશબાંધવોને ન્યાય ન મળે ત્યાં સુધી એ પદાર્થોની આયાત ન કરવાનો ઠરાવ કર્યો છે એ દર્શાવે છે કે આ સંબંધમાં હિંદની લાગણી કેવી તીવ્ર છે.

જે હક્કો પર હિંદી સરકાર વારી ગઈ છે એ આપણે તપાસીએ:

(૧) ક્લોવ ગ્રોઅર્સ એસોસિયેશનના કારોબારી મંડળ ઉપર બ્રિટિશ રેસિડન્ટ એક હિંદીની નિમણૂક કરશે. ચાલુ ધોરણ મુજબ એ મંડળના સાત સભ્યો હોય છે અને એ સઘળા બ્રિટિશ રેસિડન્ટે નિમેલા હોય છે. સાતમાં એક હિંદી સભ્યની શી ગણતરી?

'ક્લોવ' ખરીદવા માટેના પરવાના માટેની અરજીઓનો વિચાર કરવા નિમાયેલી બે સભ્યોની પેટાસમિતિમાં એક હિંદીની નિમણૂક બ્રિટિશ રેસિડન્ટ કરશે. જો એ બે સભ્યો વચ્ચે મતભેદ ઊભો થાય તો બધી અરજીનો નિકાલ થવા એ સાધારણ સભા સમક્ષ જશે. (સાત સભ્યોની, જેમાં એક જ હિંદી હોવાનો.)

(૩) સલાહકાર મંડળમાં એક હિંદી રહેશે, અલબત્ત રેસિડન્ટે નિમેલો. એ મંડળે ભાવ નક્કી કરવા, માલની ખરીદી અને વેચાણ સંબંધમાં, વખતોવખત મુખ્ય બોર્ડ સાથે મંત્રણા કરવી રહેશે. ભાવ છેવટના નક્કી કરવાનું કાર્ય મુખ્ય બોર્ડનું! આ સલાહકાર સમિતિનો શો ઉપયોગ?

.આ સિવાય એકાદ બે નિર્જીવ 'હક્કો' એ કરારનામામાં સમાયા છે. એ 'બક્ષિસો' બક્ષિસો નથી, એનો આભાસમાત્ર છે, એમ અમને લાગે છે. આ વ્યાપારમાંથી ઝાંઝીબારના હિંદીઓને નવરાવી મૂકવાની આ ચાલબાજી છે. ઝાંઝીબારના હિંદીઓને તો આ વ્યાપારને અંગે ભોગવાતી Monopoly (એકહથ્થુ સત્તા)નો સદંતર નાશ જોઈતો હતો. હિંદી સરકાર આ કરાર પહેલાં એ મત સાથે સંમત હતી.

છતાં, અંતે, એ ઝાંઝીબારના હિંદીઓના હક્કોનું રક્ષણ કરવાના કાર્યમાં નિષ્ફળ નિવડી છે. આ બાબતમાં હિંદીઓને લાગે છે કે હિંદી સરકારે ઝાંઝીબારની સરકારને નમતું આપી હિંદીઓનો દ્રોહ કર્યો છે. એ સામે હિંદી પ્રજાને રોષે ભરાવાનું વ્યાજબી કારણ છે. હિંદી સરકાર એ દ્રોહનું નિવારણ કરે એ સંભાવના ઓછી દેખાય છે. આનો એક જ ઉપાય "સ્વરાજ્ય", હિંદની પૂર્ણ સ્વતંત્રતા છે. એ મળશે તે દિવસે સંસ્થાનો હિંદીઓ સાથે આવો વ્યવહાર રાખવાની ધૃષ્ટતા નહિ કરે.

***

### સુદૂર-પૂર્વની ચોંકાવનારી પરિસ્થિતિ અને ચીન-જાપાન યુદ્ધ

સામ્રાજ્યવાદ આપણી પૃથ્વી ઉપર અતિ ભયંકર શાપ છે, એણે દુનિયામાં ભયંકર યાતનાઓ પેદા કરી છે અને વિશ્વશાંતિને ભયમાં નાંખી છે. એ સામ્રાજ્યવાદોનો શિરોમણિ બ્રિટિશ સામ્રાજ્યવાદ છે. હિંદ, ઈજીપ્ત અને આયર્લાંડની ત્રણ મહાપ્રજાઓને એણે ભીસી નાખી છે, આફ્રિકાને આંગણે પાયમાલીના ઓળા ઉતાર્યા છે અને હજી પણ એની સંસ્થાન-ભૂખ શમી નથી. પૂર્વખંડમાં એવો અન્ય સામ્રાજ્યવાદ ડોળા ઘુરકાવતો ઊભો છે તે જાપાની સામ્રાજ્યવાદ. રૂસો-જાપાનીઝ યુદ્ધમાં એને મળેલા વિજયે એને નશો ચડાવ્યો છે અને ચીન આજે એનું ભોગ થઈ પડયું છે. મંચુકુઓમાં પુતળા નરેશને ગાદી આપી એના

ઉપર પોતાની સત્તા જાપાને જમાવી ત્યારથી આજ સુધી રૂશિયા અને મંચુરિયા-કોરિયાની સરહદ પર કંઇ ને કંઈ અવનવા બનાવો બનતા જ રહ્યા છે. કોરિયાને જાપાને તારાજ કર્યું છે જ. હવે એની વિસ્તારભૂખે ચીન તરફ નજર ફેરવી છે.

મંચુકુઓમાં જાપાન પોતાનો અડ્ડો જમાવે એ રૂશિયાને પરવડે એમ નથી. ઇસ્ટર્ન ચાયના રેલવે સંબંધે મચુરિયાની સરહદ પર બે વર્ષ ચડાઈ ચાલી; આમુર અને ઉસુર નદીઓના કિનારે જ્યારે ને ત્યારે આ બે પક્ષો વચ્ચે ઝપાઝપી ચાલ્યા કરી સાંભળવામાં આવી છે. એ નદીઓ ઉપર લગભગ હજારેક નાના ટાપુઓ આવેલા છે. લશ્કરી દૃષ્ટિએ આમાંના કેટલાકનું મહત્ત્વ છે અને એ ટાપુઓ ઉપરની માલિકી સંબંધે ભાંજગડ ચાલ્યા જ કરે છે. રૂસને સ્વાભાવિક આ ટાપુઓનો કબજો જોઇએ છે કારણકે જાપાન ચીનનો અમુક ભાગ પડાવી મહત્તર બને એ એને પરવડે એમ નથી.

બીજી બાજુ ચીનની મધ્યસ્થ સરકારની નબળાઇનો અને આંતરવિગ્રહોનો લાભ લઈ ચીન પર બને એટલી સત્તા જમાવવા જાપાનની દાઢ સળકી છે. છેલ્લા સમાચાર ચીન-જાપાન વચ્ચે લડાઈ શરૂ થયાના છે જાપાને તાજેતરમાં ચીન પાસે પાંચ માગણીઓ કરી છે. એક તો પૂર્વ હોપાઈ સાથે હોપાઇના ઉત્તર વિભાગ અને અખિલ ચાહર પ્રાંતનું જોડાણ અને ટીએન્સ્ટીનને એ નવીન પ્રાંતનું પાટનગર બનાવવું; (૨) ટીએન્સ્ટીન પાસે ટાન્ગુને જાપાન માટે નૌકામથક બનાવવા સોંપવું; (૩) પૈપીંગ વિભાગમાંથી લશ્કર ઉઠાવી લેવું; (૪) જાપાનીઓના રક્ષણાર્થે પૈપીંગની આસપાસ જાપાનને લશ્કર નાંખવા દેવું; અને (૫) હાલના જાપાનના લશ્કરી જમાવનો ખર્ચ નવા રાજ્યે આપવો. આ પાંચ માગણીઓ એ બે દેશો વચ્ચે અથડામણનું કારણ બની છે. આ વેળા જનરલ ચીઆંગ શેકને ચીનના પ્રજામતને નમતું આપી પોતાની હમેશની નબળાઈ છોડી જાપાન સામે શિર ઊંચકવાની ફરજ પાડશે એમ લાગે છે. જાપાનના ઉદ્દામવાદી પક્ષને જનરલ ચીઆંગ-કૈ-શેક સામે એ જ વાંધો હતો. વચ્ચે સમાધાનીના સૂરો સંભળાયા પણ ફરીથી જંગ જામ્યાન સમાચાર આવ્યા છે અને જાપાને શેંધાઈ ઉપર આક્રમણ આરંભી એની ઉત્તરના પ્રાંત ઉપર ધસારો કરી નાન્કો નગર કબજે કર્યાના સમાચાર મળે છે. એ સંજોગોમાં આ યુદ્ધ ગંભીર સ્વરૂપ ધારણ કરે તો આશ્ચર્ય નહિ. ચીન અને જાપાન વચ્ચેની અથડામણમાં બ્રિટન અને અમેરિકા પણ ચૂપ બેસી રહે એમ નથી. ચીનમાં એ ઉભયના લાભો એટલા જ સમાયા છે. આજ સુધી ચીનની સલામતી એ રાષ્ટ્રોના પરસ્પર લાભોમાં જ હતી, કારણ રૂસ, અમેરિકા કે બ્રિટન કોઈ જાપાનને બળવાન થવા દેવા રાજી નથી. આ ત્રિકોણિયા પરિસ્થિતિ શું સ્વરૂપ ધારણ કરે છે એની સૌ રાહ જુએ છે. પૂર્વ પશ્ચિમ બન્ને ગોળાર્ધનાં બધાં મહારાજ્યોને સંડોવે એવા મહાયુદ્ધનાં આમાં બીજ રહ્યાં છે.

ર. મ. કા.

---

## લેખક-પ્રકાશકોને

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદના મંત્રી લખી જણાવે છે કે:

સને ૧૯૩૭ના ગુજરાતી વાઙ્મયની સમીક્ષાનું કામ ગુજરાત સાહિત્ય સભા તરફથી આ વખતે પ્રો. રાવળને સોંપાયું છે. તો સભા તરફથી દરેક પ્રકાશકને તેમજ લેખકને વિનંતી કરવાની કે તેઓ પોતાનાં પુસ્તકો પ્રો. રાવળને નીચેને સિરનામે મોકલી આપે:—

**પ્રો. અનંતરાય મ. રાવળ બંગલો નં. ૧૦, હીરાબાગ, એલિસબ્રીજ, અમદાવાદ**

# રોજનીશી

## જુલાઈ : ૧૯૩૭

તા. ૧ મુંબઈ મ્યુનિસિપાલિટીએ બેડન પોવેલ સ્કાઉટ પ્રવૃત્તિથી જુદા પડવાનો ઠરાવ કર્યો; ફ્રાંસે સોનાનું ધોરણ છોડ્યું; વૉશિંગ્ટનથી મિ. મોર્ગેન્થુએ જાહેર કર્યું કે બ્રિટન, અમેરિકા અને ફ્રાન્સ વચ્ચે થયેલા નાણાવિષયક ત્રિપક્ષી કરારો છે તેમજ ચાલુ રહેશે; ચીન-જાપાનના પ્રશ્ન અંગે જાપાનના પ્રધાન મંડળની અસાધારણ સભા મળી; ઊટીમાં રાજાજી અને મદ્રાસના ગવર્નર અર્સ્કીન વચ્ચે મહત્ત્વની મંત્રણા થઈ.

તા. ૨ વર્ધામાં રાષ્ટ્રપતિ અને ગાંધીજી વચ્ચે મંત્રણા; લંડનમાં હિંદ-બ્રિટન વચ્ચેના વેપારી કરારોની મંત્રણાને પ્રસંગે સર પુરુષોત્તમદાસે હિંદી ઉદ્યોગોને રક્ષણ આપવાની દલીલ કરી; આયર્લેંડના પ્રમુખ તરીકે ફરીથી દ' વેલેરાની ચૂંટણી થઈ; હિંદને સુપરિચિત એવા મિ. રેજિનાલ્ડ રેનોલ્ડ્સે લખેલું પુસ્તક 'હિંદના ગોરા સાહેબો' (*White Sahibs of India*) ને હિંદમાં આયાત કરવાની હિંદની મધ્યસ્થ સરકારે મના કરી.

તા. ૪ હિંદી બેંકીંગના સાહસવીર સર સોરાબજી પોચખાનવાલાનું મુંબઈમાં અવસાન; અમદાવાદમાં ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમથી ડૉ. કાન્તિલાલ પંડ્યાનું 'તાજમહાલનું સૌન્દર્ય' એ વિષય ઉપર જાહેર ભાષણ.

તા. ૫ વર્ધામાં પં. જવાહરલાલ નહેરુના પ્રમુખપણા હેઠળ મહાસભાની કારોબારી સમિતિની ઐતિહાસિક બેઠક ભરાઈ; 'હિંદ અને રાજ્યારોહણ' નામનો અગ્રલેખ લખ્યા બદલ કલકત્તાના 'એડવાન્સ' પત્રના તંત્રી શ્રી. બીરેન્દ્રનાથ ગુપ્તાને ૬ માસની સખત કેદની સજા થઈ.

તા. ૬ પુણામાં મહર્ષિ ડૉ. ભાંડારકરની જન્મ શતાબ્દી ઉજવાઈ.

તા. ૭ મહાસભાની કારોબારી સમિતિએ ૧૯૩૫નું બંધારણ તોડવા માટે હોદ્દાસ્વીકાર કરવાનો ઐતિહાસિક ઠરાવ પસાર કર્યો; મુંબઈ સરકારે ૯ વર્તમાનપત્રો અને ૧૧ છાપખાનાંની ઇંડિયન પ્રેસ ઈમર્જન્સી એક્ટ હેઠળ ડિપોઝીટ મૂકાવેલી જામીનગીરીઓ પાછી આપવાનો હુકમ કર્યો.

તા. ૮ પીલ કમીશનનો અહેવાલ બહાર પડ્યો: પેલેસ્ટાઈનના યહુદી અને અરબપ્રજાના બે ભાગલા પાડી બે સ્વસત્તાક રાજ્યો સ્થાપવાં એવી ભલામણ કરી; પાઈપીંગમા લશ્કરી કાયદો જાહેર કર્યો; જાપાની વિમાની સ્ટેશનનો ચીનાઓએ કબજો લીધો.

તા. ૯ મધ્યપ્રાંતનું પ્રધાનમંડળ રચવા ડૉ. ખેરને ગવર્નરે આમન્ત્રણ આપ્યું; ચીન સાથે સમાધાન કરવા જાપાનના પ્રધાનમંડળે નિર્ણય કર્યાના સમાચાર બહાર આવ્યા; ઈરાન, અફઘાનિસ્તાન, ઈરાક અને તુર્કી વચ્ચે બિનઆક્રમણકારી કરારો પર સહી થઈ.

તા. ૧૦ મદ્રાસ, બિહાર અને યુક્તપ્રાંતના ગવર્નરોએ મહાસભાના નેતાઓને પ્રધાનમંડળની રચના કરવા આમંત્રણ આપ્યાં; લંડનના 'ટાઈમ્સ' પત્રે મહાસભાના હોદ્દાસ્વીકાર અંગે ગાંધીજીની કાબેલિયતનો, મુત્સદ્દીગીરીનો અને મહાસભાના સાચા નેતા તરીકેનો સ્વીકાર કર્યો.

તા. ૧૧ 'મુસ્લિમ લીગ સૈનિકો વિનાના અમલદારોની સંસ્થા છે' એવા ઉદ્ગાર રાષ્ટ્રપતિ જવાહરલાલે ઝાંસી વિભાગની પેટા ચૂંટણીમાં કાઢ્યા.

તા. ૧૩ જાપાન અને જર્મનીના વહાણવટાની તીવ્ર હરીફાઈ અટકાવવા હિંદી સરકારે ખાસ નવો કાયદો કર્યો અને જાહેર કર્યું કે હિંદનો દરિયાકિનારો બધાં રાષ્ટ્રો માટે ખુલ્લો નહિ રહે; સોવિયેટના વીમાની ઊડનારાઓ ઉત્તરધ્રુવથી અમેરિકાની દિશામાં ૬૩૦ માઈલ દૂર પહોંચ્યા.

તા. ૧૪ મદ્રાસમાં મહાસભા પ્રધાનમંડળ સત્તા પર આવ્યું: પ્રધાનો ખાદીના રાષ્ટ્રીય પોશાકમાં ગવર્નમેન્ટ હાઉસ ખાતે ગયા અને હોદ્દાઓના સોગન લીધા; મુંબઈના કુપર પ્રધાનમંડળે રાજીનામું આપ્યું, શ્રી. ખેરને ગવર્નરનું આમંત્રણ; સ્પેનના દરિયામાં બળવાખોરોએ બ્રિટનના જહાજને અટકાવ્યું અને તેને માર્ગ બદલવાની ફરજ પાડી.

તા. ૧૬ આયરિશ ફ્રી સ્ટેટે નવું બંધારણ બહુમતિએ પસાર કર્યું.

તા. ૧૮ યુક્તપ્રાંતની સરકારે રાજકીય કેદીઓને છોડી મૂકવાના, વર્તમાનપત્રોની જામીનગીરી પાછી આપવાના, સંસ્થાઓ પરના પ્રતિબંધો દૂર કરવાના હુકમો જાહેર કર્યા.

તા. ૧૯ મદ્રાસના વડાપ્રધાન સી. રાજગોપાલાચારીએ એક નિવેદન બહાર પાડ્યું.

તા. ૨૦ ઓદ્ધાસ્વીકાર અંગે પરિસ્થિતિની ચોખવટ કરતું એક નિવેદન રાષ્ટ્રપતિએ બહાર પાડ્યું: 'સ્વરાજ કે મહાસભારાજ એમાંથી કશું ય નથી' રાષ્ટ્રવાદ અને શાહીવાદ વચ્ચેનો વિગ્રહ હજી ચાલુ છે જ, આપણી લડતનો માર્ગ બદલાયો છે એટલું જ; ખાન અબદુલ ગફારખાન ઉપરનો પંજાબ સરકારનો પ્રતિબંધ દૂર થયો; યુક્તપ્રાંતની સરકારે જુદીજુદી સંસ્થાઓ પરના પ્રતિબંધ દૂર કર્યા; આધુનિક વાયરલેસના પિતા માર્કોનીનું રોમ ખાતે અવસાન.

તા. ૨૧ અમદાવાદના શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરની મુંબઈ ધારાસભાના પ્રમુખપદે નિમણૂક થઈ; આમની સભામાં પેલેસ્ટાઈન રીપોર્ટ ઉપર ચર્ચા ચાલી.

તા. ૨૨ ઉત્તર ગુજરાતમાં ઠેરઠેર પૂર અને કાતરાએ ભારે કેર વર્તાવ્યાના સમાચાર બહાર આવ્યા; ઉત્તર ચીનની પરિસ્થિતિમાં પલટો થયાના અને લશ્કર પાછું ખેંચી લેવાયાના સમાચાર બહાર આવ્યા.

તા. ૨૩ બાબુ રાજેન્દ્રપ્રસાદે કોમી સમાધાનને અંગે મિ. ઝીણાને આવાહન કરતું એક નિવેદન બહાર પાડ્યું, અખિલહિંદ મહાસભા સમિતિના પરદેશખાતાના મંત્રી ડૉ. રામમનોહર લોહીઆએ "પંદર હજાર હિંદીઓને ખાતર ઝાંઝીબારના લવીંગનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની" વિનંતિ બહાર પાડી.

તા. ૨૪ બંગાળ સરકારે નજરકેદી દિનની કાર્યવાહી ન છાપવાનો કલકત્તાના પત્રોને મનાઈ હુકમ બહાર પાડ્યો; સર હકના પ્રધાનમંડળમાં સંપૂર્ણ અવિશ્વાસ હોવાનો શ્રી. શરદચંદ્ર બોઝના પ્રમુખપણા હેઠળ મળેલી જાહેરસભામાં ઠરાવ પસાર થયો.

તા. ૨૫ મહાસભાની અંદર ખાસ પક્ષો સ્થાપવા સામે પ્રખર વિરોધ કરતું અને સચોટ ચેતવણી આપતું વ્યાખ્યાન શ્રી. એમ. એન. રૉયે મદ્રાસમાં મળેલી મદ્રાસ ઇલાકા ઉદ્દામવાદી યુવકોની પરિષદના પ્રમુખસ્થાનેથી આપ્યું.

તા. ૨૬ જી. આઈ. પી. રેલ્વેની ઝાંસીની સ્થાનિક ડી. ટી. એસ. ઓફિસે રૂ. ૨૦ અને રૂ. ૩૦ના પગારની ૯ જગા માટે જાહેરાત આપતાં ૨૦૦૦ અરજીઓ આવી' ઠેઠ મદ્રાસ જેટલે દૂરથી પણ કેટલી ભયંકર બેકારી! બાબુ રાજેન્દ્રપ્રસાદના કોમી સમાધાન વિશેના બહાર પડેલા નિવેદનના જવાબરૂપે શ્રી. ઝીણાએ આક્ષેપોથી ભરપૂર નવું નિવેદન બહાર પાડ્યું

તા. ૨૭ ગુજરાતભરમાં ઠેર ઠેર ભારે વરસાદ—અતિવૃષ્ટિ થયાના અને નદીઓમાં ભયંકર પૂર આવ્યાના સમાચાર બહાર આવ્યા, મદ્રાસના મહાસભા પ્રધાનમંડળે દારૂનિષેધની શરૂઆત કરી—સાલેમ જિલ્લામાં તાડીની હરાજી થતી અટકાવી, જાપાનના સેનાપતિએ ચીનાઈ સેનાપતિને તાકીદનું અલ્ટીમેટમ આપ્યું' પાઈપીંગ ને બીજા પ્રદેશો તાકીદે ખાલી કરો.

તા. ૩૦ મુંબઈ સરકારના ગૃહમંત્રી શ્રી. મુનશી તરફથી ૨૨૭ સંસ્થાઓ પરના પ્રતિબંધ રદ થયાની જાહેરાત બહાર પડી, આંદામાન જેલના રાજદ્વારી કેદીઓ ભૂખમરાની હડતાળ પર ગયા.

## ઑગસ્ટ ' ૧૯૩૭

તા. ૧ હિંદભરમાં તિલક જયન્તી ઉજવાઈ

તા. ૨ યુક્તપ્રાંતના કેદીઓને આંદામાનથી વખતોં મોકલી આપવા વડાપ્રધાન પંડિત ગોવિંદ વલ્લભ પંતની હિંદી સરકારને ભલામણ; ચીનના લગભગ ૫૦૦૦ વિદ્યાર્થીઓ જાપાન છોડીને પોતાને વતન પાછા ફર્યા.

તા. ૩ મહાત્મા ગાંધી વર્ધાથી દિલ્હી જવા ઉપડયા; સ્પેનના પાટનગર માડ્રિડ ઉપર બળવાખોરોએ ફરીથી મારો શરૂ કર્યો; ચીનની ચઢાઈ માટે જાપાનની ડાએટ સમક્ષ અઢી કરોડ પાઉન્ડ ખરચવા માટે વધારાનું બજેટ રજૂ થયું!

# અનુક્રમણિકા

પુ. ૨૪ | અષાડ : ૧૯૯૩ | અંક ૩



લવાજમ   હિંદમાં રૂા. ૫   પરદેશમાં રૂા. ૭॥   છૂટક અંક રૂા. ૦॥

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.

તા. 3-10-37

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૪ | અષાડ · ૧૯૯૩ | અંક ૩

# સંગીતરસિક કાલિદાસ*

પ્રો. રામચંદ્ર બ. આઠવલે

સંસ્કૃત સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરીએ તો તેની અંદર સંગીતની રમ્ય સુગંધ ગાઢ પ્રસરેલી દેખાય છે. લગભગ બધા જ મહાકવિઓ સંગીતની સાથે દૃઢ પરિચય ધરાવતા લાગે છે. પણ તેમાં ખાસ કરીને મહાકવિ કાલિદાસના ગ્રન્થોમાં સંગીતનું નિતાન્તસુન્દર વાતાવરણ વાચક અનુભવી શકે છે.

નિસર્ગની અંદરના સંગીતના વિવિધ પ્રકારોમાં કાલિદાસ ખૂબ રસ લેતો હતો એ વાત તો ઉપલક રીતે પણ કાલિદાસ વાંચનારને માલમ પડ્યા વિના નહિ રહે. પક્ષીઓનું મધુર સંગીત; મયૂરનું મનોહારી નૃત્ય, વેણુકુંજમાંથી નીકળતો મંજુ સ્વરકલાપ ઇત્યાદિ નિસર્ગસંગીતના ઉલ્લેખો કાલિદાસે કુશલતાપૂર્વક વર્ણવ્યા છે. રાજા દિલીપ વનમાંથી જતાં વનદેવતાઓએ તેનું યશોગાન કર્યું તેમાં વેણુવાદ્યથી સ્વરપૂરણ થયું, વસન્તઋતુમાં સંભળાતા નર કોકિલના મધુર સંગીતથી માનિની સ્ત્રીઓનું માન ઊતરી ગયું, એવાં અનેક વર્ણનો કાલિદાસનાં કાવ્ય-નાટકોમાં ઠેરઠેર મળી આવે છે. મયૂરનું નૃત્ય તો કાલિદાસને બહુ જ ગમતું હોય તેમ લાગે છે—

> तालैः शिञ्जावलयसुभगैर्नर्तितः कान्तया मे
> यामध्यास्ते दिवसविगमे नीलकण्ठः सुहृद्वः ।

આ મેઘદૂતમાંની પ્રસિદ્ધ પંક્તિઓ મયૂરના નૃત્યમાં તલ્લીન થતા કાલિદાસના મનની સાક્ષી પૂરે છે.

પણ કદાચ કાલિદાસની ગાનરસિકતા અને મર્મજ્ઞતા ઉપરના ઉલ્લેખો ઉપરથી નિઃસંદેહ રીતે પ્રતીત ન પણ થાય પરંતુ માનવી સંગીતના વિધવિધ પ્રકારોનું તેણે જે માર્મિક

[* ૧૯-૮-૩૬ દિવસે શેઠ લાલભાઈ દલપતભાઈ આર્ટ્સ કૉલેજના પ્રાચ્ય ભાષામંડળના ઉપક્રમથી 'કાલિદાસ દિન' ઊજવાયો હતો ત્યારે અધ્યાપક શ્રી આઠવલે આ જ વિષય ઉપર બોલ્યા હતા. પણ સમય ઘણો ઓછો હોવાથી વિષયને પૂરો ન્યાય આપી શક્યા નહોતા. અહીં 'પ્રસ્થાન' માટે તેમણે ખાસ એ વિષયનું સંપૂર્ણ નિરૂપણ કરેલું છે. ]

વર્ણન કર્યું છે તે ઉપરથી કાલિદાસ એક અત્યંત શ્રેષ્ઠ ગાનરસિક હતો એ વાત નિખાલસ રીતે સિદ્ધ થાય છે. સુન્દર સંગીત સાંભળતી વખતે તે ભાન ભૂલી જતો અને ચિત્રની જેમ નિશ્ચલ થઈ જતો એમઃ—

अहो रागबद्धचित्तवृत्तिरालिखित इव सर्वतो रङ्गः ।

( शाकुन्तल १ )

વળી तवास्मि गीतरागेण हारिणा प्रसभं हृतः । ( शाकुन्तल १/५ )

એ ઉપરથી અનુમાન થાય છે. વિક્રમોર્વશીયના ચોથા અંકમાં ગાયનના જુદાજુદા ઢાળોનો ઉલ્લેખ છે તેના ઉપરથી કાલિદાસના સંગીતશાસ્ત્રના અભ્યાસનો જોકે ખ્યાલ આવે છે તોપણુ તેના ઉપરથી તેની ગાનરસિકતા સ્પષ્ટ રીતે સિદ્ધ થતી નથી, પરંતુ શાકુન્તલના પાંચમા અંકમાં આવેલોઃ—

जाने तत्रभवती हंसपदिका वर्णपरिचयं करोति ।

कलविशुद्धायाः गीतेः स्वरसंयोगः श्रूयते ।

अहो रागपरिवाहिनी गीतिः ।

ઇત્યાદિ ઉલ્લેખો ઉપરથી કાલિદાસની ગાનરસિકતા તથા મર્મજ્ઞતાની કલ્પના નિશ્ચિત રીતે થાય છે ઉપરનાં વાક્યોમાંના वर्णपरिचय તથા कलविशुद्धायाः गीतेः આ બે શબ્દો તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ. ઉત્તર હિંદુસ્તાનના સગીતમાં જેને 'રિયાઝ' કહે છે અથવા જેને આપણે અભ્યાસ કહીએ છીએ તેને જ સસ્કૃતમાં વર્ણપરિચય કહે છે. સંગીતમાં વર્ણપરિચય એક આવશ્યક વસ્તુ છે. कलविशुद्धायाः એ શબ્દ ઉપરથી સ્વરોની વિશુદ્ધિ તરફ કાલિદાસનું સપૂર્ણ ધ્યાન હતું એમ અનુમાન કરી શકાય. સ્વરની વિશુદ્ધતા ન જાળવવાથી રાગોનું શુદ્ધ સ્વરૂપ નષ્ટ થઈ જાય છે એ વાત સંગીતના ઊંડા અભ્યાસ વિના માલમ પડે જ નહિ. સ્વરોની શુદ્ધતા જાણવી એ ગાનરસિકતાની કસોટી છે ગાયકનો સ્વર જો સહેજ પણ કણસૂરો હોય તો માર્મિક શ્રોતાને તેનું ગાયન આનન્દકારી હોતું નથી, એ સૌ ગાનરસિકોના અનુભવની વાત છે. કાલિદાસની રસિકતા એટલી ઉચ્ચ કક્ષાની હતી કે વીણાના તારમાંથી જો સહેજ ખોટો સ્વર નીકળે તો તે તેના કાનને ઉદ્વેગ ઉત્પન્ન કરતો.

अप्यन्यपुष्टा प्रतिकूलशब्दा श्रोतुर्वितन्त्रीरिव ताड्यमाना ॥

( कुमारसंभव २/४५ )

એ પંક્તિ ઉપરથી કાલિદાસના કાન કેટલા મર્મજ્ઞ હતા (He had a musical ear), તે સ્પષ્ટ રીતે જણાય છે. માલવિકાગ્નિમિત્રના ત્રીજા અંકમાં 'उपवहनं कृत्वा गायति' એવા શબ્દો આવે છે उपवहन એટલે રીતસર ગાયન શરૂ થતા પહેલાં ગળું સાફ કરવાને માટે તથા વિશિષ્ટ રાગનું વાતાવરણ પેદા કરવાને માટે જે સ્વરસમૂહ લેવાય છે તે. એને હાલના ઉત્તર હિંદુસ્તાની સગીતમાં 'નોમ થોમ' કહે છે. ઉપવહનનું પ્રયોજન રસિક શ્રોતાજનો જ જાણી શકે છે.

કાલિદાસના વખતમાં ગીતની સાથે વીણા, વંશવાદ્ય ઇત્યાદિનો ઉપયોગ થતો હતો. કુમારસંભવના પ્રથમ સર્ગમાં હિમાલયનું વર્ણન કરતાં—

यः पूरयन्कीचकरन्ध्रभागान्दरीमुखोत्थेन समीरणेन ।
उद्गास्यतामिच्छति किन्नराणां तानप्रदायित्वमिवोपगन्तुम् ॥ (શ્લોક ૮)

વેણુ—(કીચક) સ્વરથી કિન્નરોના ગાયનમાં સ્વરપૂરણ થતુ હતું એમ કવિ કહે છે. તેમજ મેઘદૂતમાં યક્ષપત્નીએ ગાયનની સાથે વીણાનો ઉપયોગ કર્યાનો ઉલ્લેખ છે. એ વર્ણનમાં કેવળ શાબ્દિકપણું નથી પણ સંગીતમા કવિની સૂક્ષ્મ દૃષ્ટિ પણ હતી તેમ દેખાય છે કારણ કે:—

तन्त्रीमार्द्रां नयनसलिलैः सारयित्वा कथंचिद्
भूयो भूयः स्वयमपि कृतां मूर्च्छनां विस्मरन्ती ।

અશ્રુથી ભીના થયેલા તાર ઉપર કેમે કરી તે હાથ ફેરવતી હતી એમ તે પ્રસિદ્ધ પંક્તિમાં કહ્યુ છે. વીણાનો તાર જો ભીનો થાય તો તે સારી પેઠે વગાડી ન શકાય એ સૂક્ષ્મ બાબત સંગીત કલાકાર વિના બીજો કોઈ ન જાણી શકે તેથી એ પંક્તિ ઉપરથી કાલિદાસ પૂરેપૂરો ગાનરસિક હતો એમ કહી શકાય.

પૂર્વમેઘની

आराध्यैनं शरवणभवं देवमुल्लङ्घिताध्वा ।
सिद्धद्वन्द्वैर्जलकणभयाद्वीणिभिर्मुक्तमार्गः ।

આ પંક્તિમા પણ તાર ભીનો થવાના ભયથી સિદ્ધો મેઘના માર્ગમાંથી ખસી જાય છે એવો ઉલ્લેખ આવે છે. પણ એના કરતાં વધારે સ્પષ્ટતાથી કાલિદાસની વાદ્યનિપુણતા બતાવે એવો એક ઉલ્લેખ રઘુવંશના આઠમા સર્ગમાં ઇન્દુમતીના મરણના વર્ણનપ્રસંગે આવે છે. ઇન્દુમતી નારદના હાથમાથી પડી ગયેલી પુષ્પમાલાથી ગતપ્રાણ થઈ ત્યારે તેને રાજા અજે કેવી રીતે ખોળામા લીધી તેનુ વર્ણન જુઓ:—

" प्रतियोजयितव्यवल्लकीसमवस्थामथ सत्त्वविप्लवात् ।
स निनाय नितान्तवत्सलः प्रतिगृह्योचितमङ्कमङ्गना ॥

(रघु० ८/४१)

અત્યત પ્રેમાળ એવા અજ રાજાએ ગતપ્રાણ ઇન્દુમતીને, જેમ સિતારને મેળવતી વખતે યોગ્ય ખોળામાં લે છે તેમ, પોતાના ખોળામાં લીધી.

સંગીતનો, ખાસ કરીને તંત્રીવાદ્યનો, અભ્યાસી ના હોય તો આવા પ્રસંગે એવી અત્યંત સુંદર ઉપમા સૂઝે જ નહિ. આ શ્લોક ઉપરથી કાલિદાસને તંત્રીવાદ્યનો શોખ હતો એમ અનુમાન કરીએ તો તે વધારેપડતું ન ગણાય.

સંગીતમા મૃદંગવાદન એ બહુ જ કઠણ વિદ્યા મનાય છે. તાલમાં પાકાપણુ એ સંગીત-પ્રાવીણ્યની ખરી કસોટી છે. કાચા રસિકો અને સંગીતકલાના ઉપાસકો તાલથી બહુ ગભરાય છે, એ અત્યારે પણ આપણે જાણીએ છીએ. કાલિદાસ મૃદંગવાદનના પોતાના કાવ્ય-નાટકોમાં ઘણા ઉલ્લેખો કરે છે પણ તેમાં બે ઉલ્લેખો બહુ મહત્ત્વના છે. માલવિકાગ્નિમિત્રમાં

निर्ह्रादिन्युपहितमध्यमस्वरोत्था, मायूरी मदयति मार्जना मनांसि ॥ (१/२१)

આ શ્લોકમા તેણે મધ્યમ સ્વરમાં વગાડાતા મૃદંગના ગભીર સ્વરનું સરસ વર્ણન કર્યું છે. તે ઉપરથી તેની મૃદંગપ્રિયતા તરી આવે છે. પણ એના કરતા રઘુવંશના ઓગણીસમા સર્ગમા તેણે અગ્નિવર્ણ રાજાના વાદનનૈપુણ્યનું જે સરસ વર્ણન કર્યું છે—

" स स्वय प्रहतपुष्कर कृती लोलमाल्यवलयो हरन्मन ।
नर्तकीरभिनयातिलङ्घिनी पार्श्ववर्तिपु गुरुष्वलज्जयत् ॥
( रघुवश १९।१४ )

અગ્નિવર્ણ રાજા પોતે મૃદંગ વગાડવા બેસતો અને નર્તકીઓને તેની સાથે નૃત્ય કરવા કહેતો પણ તે મૃદંગ એવી કુશળતાથી વગાડતો કે તે નર્તકીઓને નૃત્યમા ભૂલ ખવડાવીને શરમાવતો " તે ઉપરથી મને ઘણી વખત મશય આવે છે કે કાલિદાસ એક સમર્થ મૃદગવાદક હોવો જોઈએ નિદાન મૃદગવાદનનો એ મર્મ જાણતો એટલુ તો જરૂર કહી શકાય

અમે હાલના મગીતના શ્રોતાઓ નૃત્યકળામા કશુ જાણતા પણ નથી, અને તેમા અમે શોખ પણ ધરાવતા નથી પણ કાલિદાસના જમાનામા નૃત્યકળાનો સુદર વિકાસ થયેલો સ્પષ્ટ દેખાય છે નૃત્યના શતશ માર્મિક ઉલ્લેખો સસ્કૃત સાહિત્યમા નજરે પડે છે કાલિદાસના કાવ્ય-નાટકોમા પણ એવા ઉલ્લેખોની ક્ષતિ નથી નૃત્યના સૌથી વધારે ઉલ્લેખો માલવિકાગ્નિમિત્રમા આવે છે, તેમા ખાસ કરીને —

अङ्गैरन्तर्निहितवचने सूचित सम्यगर्थ ।
पादन्यासो लयमुपगतस्तन्मयत्व रसेषु ।
शाखायोनिर्मृदुरभिनयस्तद्विकल्पानुवृत्तौ ।
भावो भाव नुदति विषयाद्रागबन्ध स एव ( माल० २।८ )

આ શ્લોકમા નૃત્યના રસિકે નૃત્યકળામા સૂક્ષ્મ દૃષ્ટિથી શુ જોવુ તેનુ વર્ણન કવિ પરિવ્રાજિકાના મુખે કરે છે તે ઉપરથી નૃત્યકળાના અનભિજ્ઞ એવા અમે ઘણુ શીખી શકીએ

પણ કાલિદાસ કેવળ સગીતરસિક હતો એમ નહિ પણ તે સગીતથી ચિત્તવૃત્તિ ઉપર થતી ઊંડી અસરનો પણ અનુભવી હતો એવુ સિદ્ધ કરનાર એક શ્લોક શાકુન્તલના પાચમા અકમા મળી આવે છે —

रम्याणि वीक्ष्य मधुराश्च निशम्य शब्दान् ।
पर्युत्सुकीभवति यत् सुखितोऽपि जन्तु ।
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वम् ।
भावस्थिराणि जननान्तरसौहृदानि ॥
( शाकु० ५।२ )

હંસપદિકાનુ સુદર મગીત સાભળીને રાજાના મન ઉપર ઉત્કઠાની છાયા છવાઈ ગઈ તે કહે છે કે રમ્ય વસ્તુઓ જોઈને ને મધુર શબ્દો સાભળીને સુખી માણસનુ મન પણ બેચેન થાય છે તેનુ કારણ આવા ગીત અને દૃશ્યથી આપણને પૂર્વજન્મના સ્નેહી જનોનુ આછુ સ્મરણ થાય છે એ ગૂઢ મવેદનાનો અનુભવ કરનારને જ સાચો સગીતરસિક કહેવાય. સંગીતના નાદમાધુર્યનો આનંદ તો ઘણા લૂટે છે પણ હૃદયના અદરની આ બેચેન વૃત્તિ કોઈ ભાગ્યશાલી પુરુષ જ અનુભવી શકે છે બાકીના બધા સંગીતના ઉલ્લેખો કાલિદાસના કાવ્યમાથી બાદ કરીએ તોએ આ એક જ નિતાન્તસુદર શ્લોક કવિની અનુપમ સંગીત-રસિકતા સિદ્ધ કરી આપે એમ મને લાગે છે આ શ્લોક વાચ્યા પછી પણ જેમને એમ લાગતું હોય કે માત્ર કવિ સંકેતને અનુસરીને જ કાલિદાસે સંગીતના ઉલ્લેખો કર્યા છે તેના ઉપરથી તેની સગીતરસિકતા સિદ્ધ થઈ શકે તેમ નથી, તેમને વિષે હું એટલુ જ કહીશ કે -

' जानन्तु ते किमपि तान् प्रति नैष यत्न. "

# ચોપડીનુ નામ અથવા "ફઈબાનો ધંધો"

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ખલિલ જિબ્રાનની અંતિમ કૃતિ વૉન્ડરર (Wanderer)નો અનુવાદ કરતો હતો વૉન્ડરર માટે આપણો શબ્દ કયો એ વિચાર કરતા ઘણા શબ્દો નજર સામે આવી ઊભા દરેકને પૂછ્યુ 'તારી શક્તિ શી છે?' 'તારુ ગોત્ર કયુ' 'તારી પ્રતિષ્ઠા વધી છે કે ઘટી છે?' આવી ખોજ સાથે ચોપડીમા મૂળ ગ્રંથકારે વાન્ડરરનુ જ વિશિષ્ટ ચિત્ર રજૂ કર્યુ છે તેને બંધ બેસતો શબ્દ કયો એની પણ વિચારણા કરવી પડી આ શબ્દો ભારે વરણાગી અને ચિકિત્સાક્ષમ હોય છે એકનુ કામ બીજો કરે જ નહિ એટલે દર વખતે બધાની હાજરી લઈ કયા કામને માટે કયો શબ્દ લાયક છે એની ખોજ ફરીફરી કરવી પડે છે એક વાર યોગ્ય શબ્દ જડ્યો એટલે એનુ તો નરમ કામ કરી આપે છે કે રાજીરાજી થવાય

જૂના એક સસ્કૃત લેખકને આવો જ આનદ થયો એટલે એણે લખી દીધુ—

एक शब्द सम्यक ज्ञात सुष्टु प्रयुक्त ।
स्वर्गे लोके कामधुक भवति ॥

વિલાયતમા એક મજ્જા ગાજ કવિએ આ 'શબ્દોના શિકાર' પાછળ જે આનદદાયી હેરાનગત થાય છે તેનુ વર્ણન આપ્યુ છે

"There is a pleasure in poetic pains
Which only poets know The shifts and turns,
The expedients and inventions multiform,
To which the mind resorts, in chase of terms,
Though apt, yet coy and difficult to win
To arrest the fleeting images that fill
The mirror of the mind and hold them fast,
And force them sit, till he has pencill'd off
A faithful likeness of the forms he views
Then to dispose its copies with such art
That each may find its most propitious light,
And shine by situation, hardly less
Than by the labour and the skill it cost,
Are occupations of the poet's mind
So pleasing and that steal away the thought
With such address from themes of sad import,

That, lost in his own musings, happy man!
He feels the anxieties of life, denied
Their wonted entertainment, all retire
Such joys has he that sings But ah! not such,
Or seldom such, the hearers of his song
Fastidious or else listless, or perhaps
Aware of nothing arduous in a task
They never undertook, they little note
His dangers or escapes, and happy find
Their least amusement where he found the most

*William Cowper*

ખલિલ જિબ્રાનની ચોપડી માટે અંતે શબ્દ પસંદ કર્યો 'અતિથિ'. કેમકે એ ચોપડીનો દરેક શબ્દ અતિથિ જ હતો.

પછી થયું કે આ અનેક શબ્દોની જે હાજરી લેવાઈ તેનો આનંદ પણ નોંધી રાખું. એ નોંધ લખાઈ તે જ અરસામાં મારા સાહિત્યવિષયક લેખોની ચોપડીનું નામ શું આપવું એની ચર્ચા ઉપડી. અનેક નામો સૂઝ્યાં. લડાઈમાં જેમ વાર ગોળીઓ ચૂકે ત્યારે એક વાગે, તેમ, ન વધ લેમે તેવાં અનેક નામો વગર કારણે આગળ આવી કહે છે, "મને લ્યો, મને લ્યો" એમની એ ઉતાવળને કારણે પણ કોક વાર એમની યોગ્યતા નજરમાં ઠરતી નથી એટલે અનેક વાર કાઢી નાખેલા શબ્દોને પાછા બોલાવવા પડે છે. એટલું સારું છે કે એક વાર આવેલા શબ્દો રિસાઈને દૂર બસતા નથી. જેટલી વાર બોલાવો તેટલી વાર હાજર.

મારા વિદ્યાર્થીઓએ શોધી કાઢ્યું હતું કે મારા લખાણમાં પ્રાણ શબ્દ બહુ આવે છે. એ જ રીતે એમ પણ દેખાયું છે કે જીવનની બધી બાજુનો એકસામટો વિચાર કરવાનો હું આગ્રહી છું. અને ઘણાખરા લેખો 'નવજીવન'માં છપાયા છે. એટલે પણ ચોપડીનાં નામ સાથે 'જીવન' શબ્દ હોવો જ જોઈએ એવો મિત્રોનો આગ્રહ છે 'જીવનચર્ચા,' 'લોકજીવન,' 'જીવનવિકાસ,' 'જીવનનો આનંદ' એટલા નામો તો રૂઢ થયાં. હવે એમની હારમાં બેસે એવું નામ ગોતી કાઢ્યે જ છૂટકો

મારા કેટલાક લેખોનો હિંદી અનુવાદ શ્રી હરિભાઉ ઉપાધ્યાયે કરાવ્યો અને એનું નામ 'જીવનસાહિત્ય' રાખ્યું એ નામ આમ વપરાયું ન હોત તો આ ચોપડીને 'જીવન-સાહિત્ય' એ જ નામ અપાવ્યું હોત પછી સૂઝ્યું 'જીવનવિવેચન' સાહિત્ય મારફતે આપણે જીવનના અનેકાનેક સવાલોનું વિવેચન કરીએ જ છીએ, એટલે એ નામ બધી રીતે સમર્પક છે. પણ 'લિટરેચર ઇઝ એ ક્રિટિસિઝમ્ ઑફ લાઈફ' એ અંગ્રેજી વાક્ય ઉપરથી જ એ નામ ઉપજાવી કાઢ્યું છે એવો ભાસ થાય છે—જે મને ઇષ્ટ ન હતો, અને હું માનતો પણ નથી કે સાહિત્ય એ કેવળ જીવનનું વિવેચન જ છે સર્જનાત્મક સાહિત્ય વિવેચનાત્મક પણ હોય છે અને પ્રેરણાદાયી પણ હોય છે, સ્મૃતિરૂપ પણ હોય છે અને કલ્પનારૂપ પણ હોય છે. સાહિત્ય કોક વાર સેવાર્થે લખાય છે, જ્યારે કોક વાર શબ્દસૃષ્ટિના વિલાસ તરીકે લખાય છે. પોતાની જાતને પ્રગટ કરવા માટે કેટલાક લખે છે, જ્યારે કેટલાક તો પોતાનો સાચો આશય છુપાવવા માટે સાહિત્યની ઢાલ અથવા પડદો આગળ કરે છે પોતાના ગજવામાં ભેગા થયેલા ચોસઠ પૈસા કાઢી નાખીને તેના બદલામાં ચાંદીનો એક નગદ રૂપિયો સંઘરવાનું જેમ આપણે પસંદ કરીએ છીએ તેમ જીવનની ઉચ્ચતમ અનુભૂતિ સંઘરી રાખવાના સાધન તરીકે સાહિત્ય વપરાય છે બદામ પિસ્તાં કે અખરોટ જેવા બીજમાં જેમ ઘણી પુષ્ટિ થોડામાં સમાયેલી હોય છે તેમ સાહિત્યમાં મનુષ્યનો વિચારરાશિ સૂત્ર સુભાષિતોમાં મઢાવેલો હોય છે. એ બધાને 'વિવેચન' કેમ કહેવાય?

'જીવનવિવેચન' એ નામ કાઢી નાખ્યા પછી 'જીવનચર્ચા'નો વિચાર સરખો કરાય એમ ન હતું. અને એ નામ વપરાયું પણ છે.

એક જણે સૂચવ્યું 'સાહિત્યિક જીવન.' પણ એનો દાવો હું કેમ કરી શકું? હું કંઈ કલાપી કે વિજયરાય નથી.

એટલામાં એક નવું જ નામ ઝળહળી ઊઠ્યું, 'જીવનદીપિકા.' મને એ બહુ ગમ્યું. જીવન જોવાને, તપાસવાને, એનું રહસ્ય પારખવાને, અને એનો આગળનો પથ નિહાળવાને દીપિકા—સાહિત્યદીપિકા બહુ કામની હોય છે. પણ 'જીવનદીપિકા' એટલા જ નામથી સાહિત્યનો બોધ થશે ? અને 'દીપિકા' શબ્દ જૂના લોકોએ સંસ્કૃત ગ્રંથો ઉપર ટીકા લખતાં વાપર્યો છે એટલે એ શબ્દ છોડી દીધો. એની સાથેસાથે 'જીવનભાષ્ય' પણ ચાલ્યો ગયો, જોકે ભાષ્યકારો પોતાના ભાષ્યમાં ગ્રંથમાં રહેલી દૃષ્ટિ વિશદ કરે છે, સાથેસાથે રહસ્યોદ્‌ઘાટન પણ કરે છે. પણ પોતાના ગ્રંથને જીવનનું ભાષ્ય કહેવાની હિંમત કરવા સુધી મારી ધૃષ્ટતા ન ચાલી. મન કંઈક નમ્ર બન્યું.

એટલે એક સૌમ્ય શબ્દ આગળ આવ્યો, 'જીવનમનન.' એ શબ્દનો ઉચ્ચાર કાનને મોળો લાગે છે એ એક દોષ દરગુજર કરીએ તો આ નામ સારું છે. આપણે મનન કરીએ છીએ માટે જ મનુષ્ય છીએ. જીવનનું મનન કરવાથી જ સાહિત્ય પ્રગટે છે. આ નામ પસંદ કરવા જતો હતો ત્યાં પેલો વેદાંતી ગ્રંથ 'વાસુદેવમનન' મનમાં આવ્યો. અને એ વગર બોલેચાલે 'જીવનમનન'ને સાથે લઈ ગયો. પછી આવ્યો 'જીવન-સાધન' પણ એ મને પોતાને જ પસંદ ન પડ્યો. એના કરતાં 'જીવનસાધના' શબ્દ સારો છે. પણ સાહિત્ય એ કંઈ જીવનની એકમાત્ર અથવા સર્વોચ્ચ સાધના નથી.

ત્યારે 'જીવનનું પ્રતિબિંબ' ચાલશે ? બિંબપ્રતિબિંબન્યાય આકર્ષક છે ખરો, પણ સાહિત્ય જેમ જીવનનું પ્રતિબિંબ છે તેમ સ્વયમ્ બિંબ પણ છે. એને કેવળ જીવનનો અરીસો બનાવીએ તો એને અન્યાય થાય. એના કરતાં 'જીવનમાં અવગાહન' એ નામ અનેક દરજ્જે સારું ગણાય. અવગાહન ઉનાળાના તરણ આનંદ માટે પણ હોય છે અને મોતી કાઢવા માટે પણ હોય છે. આ નરકાર નામ મને તો સરસ લાગ્યું. પણ કોણ જાણે કેમ મિત્રોને તે ન રુચ્યું. એટલે મનના ટેરવે પેઠું કે મિત્રોને પણ જે વાત ન ગમી તે અજાણ્યા વાચકોને ક્યાંથી જ ગમવાની હતી !

એટલામાં એક નવા નામે ડોકિયું કર્યું. 'જીવનમાં ડોકિયું' એ નામ અવગાહન પછી આવ્યું એટલા માટે જ મને પસંદ ન પડ્યું. દેશજીવનમાં મેં જો કશો જ ભાગ ન લીધો હોત અને સાદા કે નિવૃત્તની પેઠે હમેશ ઓરડીની બારીમાંથી ડોકિયું જ કર્યું હોત તો તો એ નામ અન્વર્થક થાત.

આવા માનસિક વાતાવરણમાં 'શબ્દજીવન' એ નામ કેમ સહન થાય ? એટલે એ પણ ગયું. પણ એ પોતાની સુધારાવધારાની આવૃત્તિ સાથે પાછું આવ્યું—'શબ્દસૃષ્ટિનું જીવન.' પણ એનો તો કંઈ અર્થ જ નથી. શબ્દસૃષ્ટિના જીવન સાથે મારે શું લાગેવળગે ? એ શબ્દ ગયો એટલે 'જીવનની પ્રતિસૃષ્ટિ' એ ઉમેદવાર હાજર થયો. આ શબ્દ મારી માન્યતા સાથે મળે એવો હતો. સાહિત્ય એ જીવનમાંથી પ્રેરણા લઈ વિશ્વામિત્રની પેઠે પોતાની પ્રતિસૃષ્ટિ પેદા કરે છે, અને પાછા વળીને જીવનને પ્રેરણા પણ આપે છે. ધ્યેયવાદી સાહિત્યને આ લક્ષણ વધારે બંધ બેસે છે. મને 'ગગનવિહારી' અને 'ધ્યેયવાદી' કહેનારા સાથીઓએ આ નામ પસંદ કરવું જોઈતું હતું. પણ એટલામાં એક નવું જ નામ મોઢામાંથી નીકળી ગયું, અને તે બધાએ તરત વધાવી લીધું.

'જીવનભારતી' એ તે નામ હતું. વાણી કે સરસ્વતીને ભારતી પણ કહે છે. 'भवभूते संवंधात् भूधरभूरेव भारती भाति। એ લીટી પ્રખ્યાત છે. વિશ્વભારતી એ તો એક વિશ્વવિખ્યાત સંસ્થાનું નામ છે. ભારતભારતી એ હિંદીનું રાષ્ટ્રીય કાવ્ય છે. એટલે વિશ્વભારતી એ નામ ગોટાળો ન ઉપજાવે? એના કરતાં જીવનવાણી નામ શું ખોટું એવો એક સવાલ ઊઠયો. બુદ્ધવાણી, સંતવાણી, લોકવાણી, એ નામો એની હારના છે જ. પણ જીવનવાણી એ નામ અખબારિયા (જરનાલીસ્ટિક) લાગ્યું એટલે જીવનભારતી એ જ નામ અંતે ફાવ્યું. એ નામ સ્વીકાર્યાં પછી એક નવું નામ સૂચવવામાં આવ્યું: જીવનની હાંકલ. એ નામ છે તો સારું, પણ એમાં નખશિખાંત પ્રચારની ગંધ છે. એટલા માટે જ એ કોરે રહ્યું. જીવનદીપન એ નામ શું ખોટું છે એમ એક જણે પૂછ્યુ મેં કહ્યું એ નામ જોઈને શિયાળામાં ખાવાની આંમળાની દવા કોઈ મારી પાસે માગવા આવશે. જઠરાગ્નિનું ઉદ્દીપન થાય એવું પાચક ચૂર્ણ માગશે. એના કરતાં જીવનની કસ્તૂરી કહ્યું તો શું ખોટું? પોતાની પાસે જ કસ્તૂરી હોવા છતાં કસ્તૂરીમૃગ એને માટે દશે દિશા દોડે છે. કસ્તૂરી પોતાની સુવાસ ચોમેર ફેલાવતાં છતાં વજનમાં ઘટી જણાતી નથી. થાકેલ અથવા બહેરા થયેલા માણસને કસ્તૂરી નવચૈતન્ય આપે છે. અને છતાં નમ્રતાથી કેવળ માટીનોજ રંગ ધારણ કરે છે. એ બધા ગુણો સાહિત્ય માટે અનુકૂળ છે. બધાં જ મિત્રો કહે "સત્યવચન'; પણ નામ એકવાર પડ્યું તે પડ્યું—

सकृद् अंशो निपतति सकृत् कन्या प्रदीयते ।

---

# સિન્ધુ

પારાશર્ય

સૂતો નિર્મળ વ્યોમની દૃગતળે, શીળી ઝરે ચાંદની.
અર્પે છે યુગથી અસંખ્ય સરિતા મીઠાં જળે જિંદગી.
લે જાયે જન ક્ષારઃ તોય ન થયો ક્ષારાબ્ધિ મીઠો જરી.
કિન્તુ ગર્જન મશ્કરી મહીં કરે એકે ઉપાયે કદી.
ગર્વોન્મત્ત અહમ્ તજી, નવ શકે સદ્‌વૃત્તિ લેશે ગ્રહી.

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

[આપણા સાહિત્યમા આપણા દેશના અને દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરનારા ઘણા ઓછા છે, તે સ્થિતિમા આ યુવાન લેખકના લેખો ધ્યાન ખેચે એવા છે તેઓ દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરે છે અને તે સાથે આપણી રાજકીય સ્થિતિનો નિકટનો અને વહેવારુ પરિચય પણ ધરાવે છે એ એમના લેખો ઉપરથી જણાયા વિના રહેશે નહિ પ્રસ્થાન તંત્રી]

## યુદ્ધ અને એને અટકાવવાની શક્યતા

આપણે બધા કોઈ ભારે વિનાશકારી પ્રલય તરફ ધકેલાઈ રહ્યા છીએ વર્તમાન યુદ્ધજનિત એ પ્રલય કેટલો વિઘાતક હશે એ એની વ્યાપકતા ને દીર્ઘકાલીનતા ઉપર આધાર રાખે છે પણ એટલુ તો ચોક્કસ દીસે છે કે આધુનિક સામ્રાજ્યવાદના ઝેરી ફળસ્વરૂપ મહાન્ યુદ્ધને અટકાવવા માટેની યુદ્ધવિરોધી જે તાકાત જગતમા પેદા થતી જાય છે એ યુદ્ધ થતું અટકાવશે એટલી મજબૂત ને સર્વવ્યાપી થાય એ પહેલા જ નવુ વિશ્વયુદ્ધ જાહેર થશે

## જગદ્વ્યાપી સામાજિક જીવન

પણ એ ક્ષેત્ર તો આતરરાષ્ટ્રીય રાજકારણનું છે અહીં તો મારે આપણા રાજકારણ ઉપર લખવુ છે હિંદી રાજકારણ ઉપર લખવાની નોંધની શરૂઆત આતરરાષ્ટ્રીય રાજકારણથી કરવાનુ કારણ એ છે કે આતરરાષ્ટ્રીય રાજકારણ આજે હિંદના રાજકારણ ઉપર ભારે અસર કરવાની સ્થિતિમા છે આપણે ત્યા આજે એવો એક અસ્પષ્ટ વર્ગ છે કે જે આ વસ્તુ તરફ ધ્યાન નથી દેતો બ્રિટિશ સામ્રાજ્યવાદનુ મોટુ શિકાર હિંદ છે અને બ્રિટિશ સામ્રાજ્યવાદ આતરરાષ્ટ્રીય છે આને કારણે હિંદી રાજકારણને આતરરાષ્ટ્રીય મહત્ત્વ છે એ મહત્ત્વ આપણે મન નહિ હોય તો બ્રિટિશ રાજદ્વારી પક્ષોને મન તો છે જ ચેમ્બરલેઈનની ટોરી સરકારને મન તો છે જ આ ઉપરાત આજે જુદાજુદા દેશોમા વસતી માનવપ્રજાના સામુદાયિક જીવન ( Group Life ) નો અન્યોન્યાશ્રય એટલો અટપટી હદે આવી પહોચ્યો છે કે એકબીજાની અસર પરસ્પર ઉપર મોટા પ્રમાણમા પડે છે કોઈ પણ એક રાષ્ટ્રનો વિચાર બીજા રાષ્ટ્રોથી ભિન્ન કે સ્વતત્ર ધ્યાનથી થઈ જ ન શકે એટલે જ કોઈકે લખ્યુ છે કે આપણે આજે જગતવ્યાપી સામુદાયિક જીવન જીવીએ છીએ, પણ આપણુ માનસ વ્યક્તિગત રાષ્ટ્રીય જીવનનુ છે ( We live internationally, but we think and act nationally. )

## દ્વિમુખી રાજકારણ

આ જો બરોબર હોય તો આપણા રાષ્ટ્રીય સ્વાતત્ર્યની મુક્તિના પ્રશ્નપ્રધાન હિંદી રાજકારણને બે બાજુઓ છે અથવા કહો કે એ દ્વિમુખી છે જેટલે અંશે આપણી સ્વાતત્ર્યની રાષ્ટ્રીય સમસ્યાના ઉકેલ માટે હિંદી પ્રજાના બળ, સગઠન, રાજદ્વારી વહીવટ એકતા ને જાગૃતિની જરૂર છે એટલે અંશે હિંદનુ રાજકારણ 'હિંદી' છે અને જેટલે અંશે

એ ઉકેલની શક્યતા કે અશક્યતા તરફ બાહ્ય બળો કામ કરે છે તેટલે અંશે એ ' આંતરરાષ્ટ્રીય ' રાજકારણનો એક ભાગ છે. આ બેમાંથી કોઈ પણ એક જ આપણી સમસ્યાનો ઉકેલ લાવી શકે એમ નથી. બ્રિટિશ સામ્રાજ્યવાદને નબળો બનાવતાં બાહ્ય બળોને હિંદની વિષમ રાજદ્વારી સમસ્યાને અનુકૂળ બનાવવા પ્રયત્ન કરવો અને બીજી બાજુ એ બાહ્ય બળોની અંતિમ અથડામણની વેળાએ આપણે, મળેલી સાનુકૂળ તકોનો લાભ ઉઠાવી શકીએ એટલી સંગીન આપણી રાજદ્વારી સંગઠનની નક્કર એકતા, પ્રજાજાગૃતિ, નિડરતા, ને મહત્ત્વના રાજદ્વારી વ્યૂહોને બધી એલાડિયતથી રચવા ને ખસેડવાની આવડતવાળી ધ્યેયસ્પષ્ટ નેતાગીરી હોવી એ હિંદના આંતરિક રાજકારણનો સવાલ છે.

### હિંદ : બ્રિટનની થાપણ

બ્રિટિશ ટોરી ને લિબરલ પક્ષો હિંદી પ્રશ્નને નૈતિક દૃષ્ટિએ નિહાળતા નથી. સામ્રાજ્યવાદીઓનું રાજકારણમાં મુખ્ય દૃષ્ટિબિંદુ આર્થિક હોય છે, નૈતિક નહિ. હિંદ બ્રિટિશ હિતોને ફાલવાફૂલવા માટે અને વિશાળ બ્રિટિશ સામ્રાજ્યને ટકાવવાની લશ્કરી થાપણ તરીકે બ્રિટનને, કેટલું આવશ્યક છે એ વસ્તુ દૃષ્ટિ સમીપ રાખીને બ્રિટિશ પાર્લામેન્ટ હિંદી સરકારને કઈ નીતિએ કામ લેવું એનો વટહુકમ મોકલે છે. બ્રિટિશ સામ્રાજ્યનો રાજકીય ને આર્થિક વ્યાપ આંતરરાષ્ટ્રીય હોવાથી બ્રિટિશ પરદેશનીતિ અને બ્રિટિશ રાજકારણ, આંતરરાષ્ટ્રીય રંગપ્રધાન હોય છે. હિંદી નીતિ પણ એ જ ઢંગ પ્રમાણે રચાય છે. એટલે પણ હિંદી રાજકારણ ને સરકારી નીતિને આંતરરાષ્ટ્રીય અસર હોય છે. હિંદનું રાજકારણ, હિંદી સરકાર સાથે સંકડાયેલું અને અથડામણમાં આવતું હોવાથી પણ એ આંતરરાષ્ટ્રીય રાજકારણની અસર નીચે છે. જેટલે અંશે આનો ખ્યાલ આપણને વિશેષ તેટલે અંશે આપણા રાજકારણને યોગ્ય દિશાએ વડવામાં આપણે બાહ્ય ઘટનાઓને વધારે ધ્યાનમાં લઈ શકીએ.

### બહુરંગી શાહીનીતિ

અનેક રંગોમાં પ્રગટ થતી બ્રિટિશ શાહીનીતિની અટપટી કથાઓના ભીતરમાં આર્થિક એકરંગતા રહેલી છે. પછી ભલે એ જુદે જુદે સ્વરૂપે પ્રગટ થાય. મોર્લો-મિન્ટો સુધારા, મોન્ટફર્ડ સુધારા, લોર્ડ ઇરવીનની જાહેરાત, કોમી ચુકાદો, નવા બંધારણનું પ્રાંતિક સ્વરાજ અને સમૂહતંત્ર : એ બધાં બ્રિટિશ શાહી સત્તાની આર્થિક બુનિયાદમાંથી પ્રગટ થતાં હિંદમાં સરકારી તંત્રની રંગપલટતી શાહી વ્યવસ્થાનાં સ્વરૂપો છે. એટલે જ ૬૦ વર્ષ પહેલાં જર્મન રાજપુરુષ પ્રિન્સ બિસ્માર્કે ઇંગ્લંડ જતા એક જુવાન જર્મન રાજપુરુષને કહ્યું કહેવાય છે કે " If you want to know how things are going in England don't study the House of Commons, but watch the London Stock Exchange." ('કોમર્સ' પત્રમાં 'ધી વર્લ્ડઝ ફીનાન્શ્યલ નર્વ-સેન્ટર' એ નામના મિ. રોય હોપકીન્સના લેખમાંથી અવતરણ.)

### યથાસ્થિતતા

આર્થિક બાજુએ શાહી પસંદગી, અઢાર પેનીનો રૂપિયો, હિંદ બ્રિટિશ માલનું સલામત બજાર, ને રાજકીય ને લશ્કરી બાજુએ સરકારી તંત્રમાં પ્રાંતિય ગવર્નરો, મધ્યસ્થ સરકારમાં ગવર્નર જનરલ અને મહત્ત્વની જગ્યાઓમાં સિવિલ સર્વન્ટોને બ્રિટિશ પાર્લામેન્ટ યથાસ્થિતતાના ધોરણ ઉપર રાખી 'પ્રાંતિક સ્વરાજ,' 'સમૂહતંત્ર' વગેરે મારફતે હિંદને કોઈ પણ જાતના

'એડમિનીસ્ટ્રેટીવ' અને બધારણીય ફેરફારથી નવાજવા તૈયાર છે! નવા બધારણમાં પ્રાંતિય સરકારમાં હોદ્દાસ્વીકારનો નિર્ણય કરી કોંગ્રેસે આઝાદીના પોષાકધારી કોંગ્રેસ પ્રધાનો મૂક્યાથી જે ભારે ફેરફાર દેખાય છે એ આ શાહી યથાસ્થિતતાને સ્પર્શી શકતો નથી ધારાસભાઓ ને પ્રધાનોની જગ્યાઓ ખાદીધારીઓથી સંપૂર્ણપણે ભરાઈ જવા છતાંય, સિવિલ સર્વિસનું પોલાદી ચોકઠું, ગવર્નરો ને ગવર્નર જનરલના સિંહાસનો, ને રાષ્ટ્રની ચાવીરૂપ વસ્તુઓ ઉપર એમનો કાબૂ જેવો ને તેવો રહેશે, કારણ કે એ બધું હિંદમાં બ્રિટિશ આર્થિક ને શાહી લશ્કરી હિતો અક્ષત રાખે છે અને એ બધુ અક્ષત રહે છે ત્યાં સુધી હિંદીઓ સ્વરાજનો પડછાયો જ જોયા કરવાના. પરંતુ નવું બધારણ અને એની હેઠળની ધારાસભાઓ ને પ્રધાનોની જગ્યાઓએ કોંગ્રેસવાદીઓ જનાથી અત્યાર સુધી સ્વરાજનો પડછાયો પણ જોવા નહોતો મળતો એ પડછાયો જોવાનું શક્ય થયું છે પરંતુ જ્યાં પડછાયો છે ત્યાં પ્રતિમા પણ છે નવા બધારણના કોંગ્રેસવાદી પ્રધાનમંડળોએ શક્ય બનાવેલ સ્વરાજના પડછાયા ઉપર એની પ્રતિમા પણ ખડી જ છે જોકે નવા બધારણની ક્ષેત્રમર્યાદાની બહાર અને ઊંચે એ પ્રતિમાનું સ્થાન છે. એ તો અરીસા જેવું છે અરીસામાં જોનારનું પ્રતિબિંબ અરીસાની અંદર દેખાય છે પણ એની પ્રતિમા બહાર ઊભી હોય છે અરીસામાં એ કરામત નથી કે એમાં પ્રગટતી છાયાને જોનાર પ્રતિમા માની બેસે નવા બધારણમાં તો એ કરામત પૂર્ણપણે પ્રગટ થાય છે કે સ્વરાજનો જે છાયો એમાં દેખાય છે અને ઘણા વાસ્તવિક પ્રતિમા માની લે.

## હોદ્દાસ્વીકારનો વ્યૂહપલટો

મહાસભાવાદી રાજકારણ જે હિંદી રાજકારણની રંગભૂમિનું પ્રધાન સૂત્રધાર છે એણે હોદ્દાસ્વીકાર મારફતે મહત્ત્વનો વ્યૂહપલટો લીધો છે. એ વ્યૂહપલટાને મહાસભાવાદીઓમાં એક વર્ગ પ્રત્યાઘાતી માને છે આ મત તો જ સાચો કહી શકાય જો હોદ્દાસ્વીકારની પાછળ મવાલ માનસ ને ક્રાંતિની યાતના સહેવાની અશક્તિ હોય. હોદ્દાસ્વીકારીઓનું ભીરુ અને મવાલ માનસ હોય એમ મને નથી લાગતું ક્રાંતિકારી માનસ હોવા ઉપરાંત કેટલીક વસ્તુઓ ધ્યાનમાં રાખીને હોદ્દાસ્વીકારનું પગલું મહાસભાની કાર્યવાહીએ લીધું હોય તો એ મારી દૃષ્ટિને યોગ્ય લાગે છે. એમાંની એકનો જ આ અંકની નોંધમાં વિચાર કરી લઈએ.

## મહાસભાની નીતિની અસર

સામ્રાજ્યવાદી બ્રિટન આર્થિક, રાજકીય ને લશ્કરી આંતરરાષ્ટ્રીય 'ક્રાઈસિસ'માં ઘેરાવાતું જતું હોય ત્યારે હિંદ પ્રચંડ રાષ્ટ્રીય આંદોલન જગવીને એ બાહ્ય ઘટનાનો સ્વાતંત્ર્યના હેતુ માટે ઉપયોગ કરી શકે એ માટે રાષ્ટ્રવાદી ધોરણે પ્રજાકીય એકતા સાધવી એ વસ્તુ મહાસભાની નીતિ ઘડનારાઓના ધ્યાનમાં આવતી જાય છે એમ બ્રિટિશ રાજપુરુષો કેટલાક વખતથી જોતા થયા છે. આ વસ્તુસ્થિતિને એઓ બ્રિટિશ હિતોને માટે ભારે ગંભીર ગણે છે. આને લીધે ૧૯૩૦ અને ૧૯૩૩ પછી હિંદમાં બ્રિટિશ શાહી નીતિ આ માર્ગે કામ કરી રહી છે કે બાહ્ય ઘટનાઓની મડાગાંઠમાં બ્રિટન સપડાતું હોય ત્યારે હિંદી મહાસભા કે હિંદી પ્રજા બ્રિટિશ સામ્રાજ્યને નમતું પાડી ન શકે એવી શક્યતાઓ સિદ્ધ કરવી. સપડાયેલા બ્રિટનને અકળાવવા ને મૂંઝવવાની ત્રણ વસ્તુઓ મહાસભા કરી શકે. પ્રથમ, મહાસભાનું સંગઠન શિસ્તબદ્ધ અને એટલું પ્રજાવ્યાપી ને મજબૂત હોય કે એને

તોડવું બ્રિટિશ સરકારને ભારે પડે. કોમી એકતા એટલી હદે સ્થાપિત કરવામાં આવી હોય કે બાહ્ય ઘટનાની ગૂંચવણમાં બ્રિટન ગળાડૂબ ખૂંચ્યું હોય ત્યારે એનો સામનો કરી ઇષ્ટ વસ્તુ હાંસલ કરવાની તક વખતે બીજા બધા રાજદ્વારી કે કોમી પક્ષોને દબાવી દઈ શકાય એટલો બધી કોમની જનતા ઉપર મહાસભા કાબૂ ધરાવી શકે; અને ત્રીજું, બ્રિટનના ભાવિ વિરોધીઓ ને બીજી તટસ્થ પ્રજાઓમાં હિંદી સવાલ માટે રાષ્ટ્રીય મહાસભા પ્રત્યે એમની હાર્દિક સહાનુભૂતિ મળે એટલો પ્રચાર હિંદી મહાસભા પરદેશોમાં કરે. કંઈક આ વસ્તુ ધ્યાનમાં રાખી મહાસભા પોતાનું કાર્ય કરી રહી છે એમ બ્રિટિશ રાજસૂત્રધારો સમજ્યા હોય એમ એમની હાલની હિંદી નીતિ ઉપરથી કળી શકાય છે.

જો આ વસ્તુ બરાબર હોય તો એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે બ્રિટિશ હિંદી નીતિના સૂત્રધારો—બ્રિટિશ ટોરીઓ—ઉપલી ત્રણે બાબતો મહાસભા મોટા પાયા ઉપર ન કરી શકે એ માટે હિંદી સરકાર મારફત પ્રયત્ન કરી રહ્યા છે. એ પ્રયત્ન છેલ્લાં પાંચેક વર્ષ દરમ્યાન એઓ કેવી રીતે કરી રહ્યા છે અને રાષ્ટ્રીય મહાસભા પ્રતિસ્પર્ધી શાહી સત્તાના પ્રયત્નને નિષ્ફળ કરવા કેવી રીતે કામ કરી રહી છે એ આપણા ચાલુ રાજકારણનો મહત્ત્વનો પ્રશ્ન છે.

### બે વિરોધોની અથડામણ

હિંદી રાષ્ટ્રવાદી લોકમાનસની ઉગ્રતા રજૂ કરતી મહાસભા વિરુદ્ધ હિંદનું આર્થિક શોષણ ચાલુ રાખવા હિંદની સરકારી સત્તાને અત્યંત મહત્ત્વની બાબતમાં એકહથ્થુ ઢબે ચલાવતું બ્રિટિશ પ્રધાનમંડળ આમ આ બે પ્રતિહિતો ધરાવતાં મંડળોની અથડામણ હિંદી રાજકારણને મોખરે વ્યક્ત થાય છે. બંને વિરોધીઓ એકબીજાને નિષ્ફળ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. એક પક્ષે બળવત્તર થતી જતી લોકજાગૃતિની સ્વહિત જાગૃત બંડવૃત્તિ ને આત્મનિર્ણયના હક્કનું નૈતિક બળ અને બીજે પક્ષે સમસ્ત બ્રિટિશ શાહી સત્તાનું લશ્કરી પીઠબળ, ભાગલા પાડીને રાજ કરવાની કુનેહ, એકહથ્થુ સત્તા ને બંધારણીય ને લોકશાસન-વાદી રંગે રંગીને એની કુરૂપતા ઢાંકવાની અને હિંદી રાષ્ટ્રવાદને અંદરથી જ નબળો પાડવા માટે હિંદીઓમાંથી જ વિરોધીઓનો વર્ગ ઊભો કરવાની સફળ હથોટી છે.

પરંતુ હિંદી મહાસભાને મહાત કરવાની બ્રિટિશ સરકારની તાકાતને એક સૌથી મોટી મર્યાદા છે. એ મર્યાદા તે બ્રિટનવિરોધી જગતરાજકારણની પરિસ્થિતિમાં મહાસભા તરફથી થતા પ્રચંડ આંદોલનનો હુમલો. આ હુમલો અહિંસક ભલે હોય, પણ એની પ્રતિકારક શક્તિ ઓછી નથી. બાહ્ય પરિસ્થિતિની હળવી યા ભારે સ્થિતિ પ્રમાણે બ્રિટિશ સત્તા હિંદી રાષ્ટ્રીય આંદોલનના હુમલાનો પ્રતિકાર કરે છે. આંતરરાષ્ટ્રીય હળવી પરિસ્થિતિમાં બ્રિટિશ સત્તા પોતાના વાઘનખના નહોર હિંદી વિરોધને મહાત કરવા તીક્ષ્ણ કરે છે અને ગંભીર સ્થિતિમાં એ નહોર સંકેલી લઈ વિરોધી રાષ્ટ્રવાદને મનાવવા પ્રયત્ન કરે છે,

આમ જો હોય તો ઉપલી વસ્તુને ધ્યાનમાં રાખીને હિંદી મહાસભા તરફ બ્રિટિશ સત્તાનું અત્યારનું સમાધાનપ્રધાન વલણ સમજી શકાય એમ છે. ૧૯૩૦ પછી કોઈ પણ વખતના કરતાં જગતરાજકારણની સ્થિતિ આજે વધારે યુદ્ધગંભીર બની છે અને એ યુદ્ધ લડવા છેલ્લાં વરસોના કોઈ પણ સમય કરતાં બ્રિટન માનસિક રીતે આજે ઓછું તૈયાર છે. શાસિતો અને ફાસિસ્ટ પ્રતિસ્પર્ધીઓ સાથે હિતોની 'મર્યાદિત' બાંધછોડ કરીને પણ

પણ બ્રિટિશ શાહીવાદ યુદ્ધને રાખવા માગે છે. ( જોકે આજે યુદ્ધ ટાળવું અગાઉની જેમ બ્રિટનના હાથમા રહ્યુ નથી. )

જો આ ધારણા બરાબર હોય તો આજે બ્રિટિશ શાહી નીતિ સબંધે બે વસ્તુ તારવી શકાય. એક તો પોતાના પ્રતિસ્પર્ધી ફાસિસ્ટ રાષ્ટ્રો જર્મની, ઇટલી અને જાપાનની સામ્રાજ્ય કાક્ષા સતોષાય એવો રસ્તો એમને અમુક અંશે કરી આપવા તરફ બ્રિટિશ નીતિ વળી રહી છે. બ્રિટિશ ટોરી સરકાર આજે સ્પેન, પૂર્વ યુરોપ, આફ્રિકા, એશિયામા એ જ કરી રહી છે. બીજુ પોતાના આશ્રિત રાષ્ટ્રોની બ્રિટિશ રાજ્યવિરોધી ચળવળને સતોષી ભાવિ શાહી સગ્રામણો માટે એમનો સહકાર મેળવી લેવાની ભૂમિકા તૈયાર કરવી. અહીં એ વસ્તુ હિદી પ્રશ્નને જેટલો સ્પર્શે તેનો જ વિચાર કરવાનો છે.

## બ્રિટિશ પક્ષોનું વલણ

બ્રિટિશ રાજ્યકર્તામડળમા હિદી રાષ્ટ્રીય પક્ષ સબધે બે ભિન્ન મનોવલણ ધરાવતા વર્ગ ઊભા થયા છે જેમ આતરરાષ્ટ્રીય પરિસ્થિતિ લાગી જાય તેમ એ વર્ગ સ્પષ્ટ થતા જાય છે. એક વર્ગ જેનો પ્રધાન સૂત્રધાર લૉઈડ જ્યૉર્જ કહી શકાય એનુ વલણ હિંદી પ્રશ્નને બ્રિટિશ સામ્રાજ્યની સગ્રામણ અતિશય વધી પડે તે પહેલા હિંદી પ્રશ્નમા જે ખરેખાત લાગવગ ધરાવે છે એ પક્ષને કોઈ પણ કુશળતાની ચાલબાજીથી અથવા એ ચાલબાજીની રમતો નિષ્ફળ પુરવાર થાય તો અમુક અંશે ખુલ્લી સમાધાનવૃત્તિ દાખવીને પણ સંતોષવા તરફ ઢળે છે આ વર્ગનુ જોર બ્રિટિશ પ્રધાનમડળમા વધારે હોય એમ લાગે છે.

છેલ્લી ધારાસભાઓની ચૂટણી પછી બ્રિટિશ સત્તાધીશોને ખાતરી થઈ છે કે બ્રિટિશ સત્તાધીશ એજન્ટ હિદી સરકારના ઇાડિયા ઑફિસમા મોકલાતા રિપોર્ટો ઉપરથી હિંદી મહાસભાનું બળ પોતે કરેલા અદાજના કરતા ઘણુ વધારે છે એમણે જોયું કે શાહી પરીષદમાં ના. ગાયકવાડે કે સર ઝફરુલ્લાખાને બ્રિટનને હિદના સહકારની આપેલી ખાતરી પાછળ સબળ હિદી જનતાનો ટેકો નહોતા. એ ટેકો તો હિદી મહાસભા સાથે સમજૂતી કે સમાધાની થયા વગર બ્રિટનને નહિ મળી શકે. એ જ વખતે યુરોપમા ફાસિસ્ટ ઇટલી ને જર્મનીને કારણે ને પૌર્વાત્યમા જાપાનને કારણે બ્રિટિશ સામ્રાજ્યના ધણી બ્રિટનની સ્થિતિ ગભીર થતી જતી હતી. બીજી બાજૂ હિદી રાષ્ટ્રીય મહાસભાએ એની છેલ્લી બેઠકમાં જ નવા યુદ્ધમા બ્રિટનને સાથ ન આપવાનો ઠરાવ કર્યો હતો. ચૂટણી પછી મહાસભાના બળની બ્રિટિશ ટોરીઓને ખાતરી થયા પછી એમને મહાસભાના યુદ્ધવિરોધી ઠરાવનુ ભારે ભાન થયુ લાગે છે.

## નીતિફેર

આને કારણે મહાસભાને સાથમાં લેવાના પ્રયાસનો દોરીસચાર બ્રિટિશ પ્રધાનમડળ તરફથી કેટલાક વખતથી શરૂ થયો હોય એવુ માલમ પડે છે. મહાસભાની બહુમતિવાળા પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો રચાય એ વસ્તુ શક્ય બનાવવા માટે સત્તાધીશોએ ઉત્તરોત્તર દાખવેલુ સમજૂતીનું વલણ બનાવે છે કે બ્રિટિશનીતિએ પલટો લીધો છે એની પાછળની શાહી નીતિ કેવી રીતે નવો વ્યૂહ રચી રહી છે એની ચર્ચા બીજી નોંધમાં.

# ગુજરાતી સાહિત્ય પરિષદમાં સંગીત સંમેલન

હરકાન્ત શુક્લ

અમદાવાદમાં ભરવામાં આવેલ ગયા ગુજરાતી સાહિત્ય સંમેલન વિશે લખતાં શ્રી. રા. વિ. પાઠકે આવતી સાહિત્ય પરિષદ વખતે ગુજરાત સંગીત સંમેલન યોજવા સૂચના કરેલી હતી, પરંતુ આ દિશામાં કાંઈ પ્રયત્નો થયા જણાતા નથી.

મનુષ્યત્વનાં લક્ષણોનાં માપ કાઢનારા રાજયોગી ભર્તૃહરિના કથનાનુસાર સાહિત્ય અને કળા સાથે સંગીતનો પણ સમન્વય થવો જોઈએ, અને સાહિત્ય, સંગીત અને કળાનો આવો સુંદર સુમેળ સાધવા સાહિત્ય પરિષદ જેવો બીજો પ્રસંગ ભાગ્યે જ મળે છે. સાહિત્યમાં જ્યારે બીજા વિષયોને સ્થાન મળે ત્યારે તેની સાહિત્ય સાથેની નિકટતા પર વિશેષ લક્ષ અપાય છે. ગઈ સાહિત્ય પરિષદમાં શ્રી. રવિશંકર રાવળની વ્યવસ્થા હેઠળ એક સુંદર અને સફળ ચિત્રપ્રદર્શન ભરાયું અને ગુજરાતના નવયુવાન ચિત્રકારો તથા તેની કળાની ગુજરાતને પિછાન થઈ. દરેક કળાની કે સમસ્ત કળાની પરિષદો આપણે ત્યાં ભરાવાના પ્રસંગો વિરલ છે. બીજે હોય તોપણ ગુજરાતમાં તો નથી જ. સાહિત્યને બીજી કોઈ પણ કળા કરતાં સંગીત જોડે નિકટનો પરિચય છે. અલબત, કાવ્ય અને સંગીત એકબીજાની આશ્રિત કળાઓ નથી. કાવ્ય સંગીત વિના રહી શકયું છે, અને સંગીત પણ શબ્દનિરપેક્ષ રહી માત્ર આલાપથી જ પોતાની ભાવનાગમ્ય ભાષા બોલી શકે છે. શબ્દ અને સ્વર બન્નેની આરંભિક અવસ્થા સરખી છે, બન્ને એક જ કંઠમાંથી ઉદ્દ્ભવે છે, પરતુ બન્નેની અસર કરવાની રીત જુદી છે. શબ્દ કરતાં સ્વરમાં ભાવનાઉત્તેજન વિશિષ્ટ પ્રકારનું રહે છે જેથી સ્વરનો ઉપયોગ શબ્દ જેટલો સામાન્ય કે વ્યવહારુ બીજા શકયો નથી. પરતુ, ભાવનાદર્શનમાં શબ્દ અને સ્વર બન્નેને સમ્યક્ સ્થાન મળે તો જરૂર ભાવનાની મુકરરતા વધુ સચોટ બની શકે છે. સંગીત અને કાવ્ય ભલે સ્વતંત્ર ભાષાઓ રહે, પરંતુ બન્ને વચ્ચેનો વિસંવાદ તો જરૂર કોઈ પણ રસિક માણસને ખૂંચે. આજે ગુજરાતીમાં ગરબી રાસ વગેરે લખાય છે પણ મહારાષ્ટ્રમાં છે તેમ શિષ્ટ સંગીતમાં ગાઈ શકાય તેવાં કાવ્યો વિરલ જ લખાય છે. પ્રચલિત શિષ્ટ સંગીતનાં કાવ્યોમાં મહમદશાહ રંગીલે અને સૈંયાં ગુઇયાંનાં ગાયનો ઘણીવાર અશ્લીલ અને ઘણીવાર તો અર્થહીન પણ લાગે છે. ભાવાનુરૂપ રાગ, અને રાગાનુરૂપ શબ્દઉચ્ચાર તાલ વગેરેનો સંયોગ હોય તો કેવો વિરલ આનંદ અનુભવાય. પરંતુ છંદ, રાગ, રસ, અને તાલ એ બધાંનો સહકાર સાધી ભાવનાને પૂર્ણત્વ પમાડવા શબ્દકાર જો સ્વરકાર હોય તો જ શકય છે. ગુજરાતને આજે માત્ર કવિ–સંગીતકારોની પણ જરૂર છે અને તે અંશતઃ પૂરી પાડવા માટે સાહિત્ય પરિષદ જેવો બીજો વિરલ પ્રસંગ કયો સાંપડે કે જ્યાં કવિ અને સાહિત્યકાર બન્નેની હાજરી હોય. સંગીતસમાધિમાં લીન બની સ્વયંઊર્મિથી અમર કાવ્યો રચનાર સુરદાસ કે મીરાં, તુલસીદાસ કે ચૈતન્ય, નાનક કે નરસિંહ મહેતાનાં કાવ્યોનું ચિરંજીવીત્વનું કારણ શબ્દ અને સ્વરનો યોગ જ છે. શબ્દોથી ઉત્પન્ન થયેલ ભાવનાના કલેવરમાં સંગીતનો તીખારોજ ગતિવાહક શકિતસ્વરૂપ છે.

આજે સંગીત અને સાહિત્યના સંપર્કના અભાવે સંગીતને અસીમ નુકસાન પહોંચ્યું છે, અને પરિણામે અસંસ્કારી લોકોના હાથમાં સપડાતાં ઘણીવાર સામાજિક દૂષણોનું પ્રતિક બને છે. આજે હવે સાહિત્યરસિક જનતા સંગીત સાહિત્ય પ્રતિ નરી ઉદાસીનતા રાખે તે ન જ પાલવે.

પ્રાચીન ગુજરાતે સંગીતાચાર્યો પેદા નથી કરેલ એમ નથી ચાંપાનેરના બૈજુ બાવરાથી માંડી જામનગરના આદિત્યરામ વ્યાસ ભાવનગરના કવિ ડાહ્યાલાલ શિવરામ, વાંકાનેરના કવિ નથુરામ સુંદરજી તથા ઓઝા નવલજી જટાશંકર વગેરેએ સંગીત ઉપર જ ગુજરાતીમાં ઉપયોગી ગ્રંથો રચેલ છે આજે પણ ગુજરાતમાં અનેક નામાંકિત સંગીતકારો છે જે હિંદુસ્થાનના મશહૂર કલાકારોની પંક્તિમાં પ્રથમ સ્થાન લઈ શકે તેમ છે અત્યાર સુધી પરપ્રાન્તો ગુજરાતની કળા પ્રત્યેની બેદરકારી અને સંગીતના પામર જ્ઞાન માટે હસતા આજે હવે તેવું નથી રહ્યું આજે ગુજરાત પાસે સંગીતમહોદય પંડિત ઓમકારનાથ ઠાકુર જેવી અજોડ સંગીતપ્રતિભા છે એમના જેવી સંગીતની અનન્ય ઉપાસના તથા માનસશાસ્ત્રના વિષયે એવો ઝીણવટવાળો અગાધ અભ્યાસ હિંદમાં બીજા કોઈ પણ સંગીતકારમાં મળવો દુર્લભ છે આજે ગુજરાત પાસે ઈસરાજના પ્રસિદ્ધ બીનકાર બન્દે અલીખાન ઘરાણાના જ્ઞાનવાળા ધરમપુરના કુ. શ્રી પ્રભાતદેવજી છે જેઓ એક વખત અખિલ હિંદ સંગીત પરિષદના પ્રમુખ પણ થઈ ચૂકેલ છે તેમનો બીન ઉપરનો કાબૂ અસાધારણ છે હિંદમાં રહેલા જૂજ બીનકારોમાંના તેઓ એક છે આ ઉપરાંત મહાગુજરાતના લોકપ્રિય સંગીતકાર માસ્તર વસંતના નામથી તો ભાગ્યે જ કોઈ ગુજરાતી અપરિચિત હશે અને મુંબઈમાં ઘણા વરસોથી વસનાર છતાં શ્રી ભાઈશંકર તુળજાશંકર જેવા ગૃહસ્થ અને શિષ્ટ સંગીતકાર માધવપુરના છે આ સિવાય પોરબંદરની હવેલીના ઘનશ્યામલાલ મહારાજનો હારમોનિયમ ઉપરનો કાબૂ જોવા હિંદભરના સંગીતકારો કાઠિયાવાડમાં આવે ત્યારે પોરબંદર જવા ચૂકતા નથી હાલના ઊગતા નવયુવાન શિષ્ટ સંગીતકારોમાં ગોંડલના શ્રી શિવકુમાર શુક્લ પંડિત ઓમકારનાથ ઠાકુરના પટ્ટશિષ્ય છે અને તેમણે સારી તૈયારી કરી છે વડોદરાના ઉસ્તાદ ફૈયાઝખાનના શિષ્ય શ્રી રજનીકાંત દેસાઈ જેનું સંગીત દિલ્હી રેડિયો સ્ટેશનથી અવારનવાર આવે છે તેઓ પણ ઘણા જ કુશળ ગાયનકાર છે તે ઉપરાંત જામનગરના રહેવાસી અને શ્રીમંત ગુલામઅલી જમાણુવાળાએ પ્રસિદ્ધ પ્રો. અનાયતખાન પાસે તાલીમ લઈ ગઈ સાલ અજમેર અખિલ હિંદ સંગીત પરિષદમાં ઉત્તમ ગાયકી માટે સુવર્ણચંદ્રક મેળવેલ છે અમરેલીના શ્રી શાંતિલાલ દેસાઈ તથા ગોંડલના શ્રી તુલસીરામ પણ તેમની સંગીતપ્રવીણતા માટે ખૂબ જ જાણીતા છે તે સિવાય પણ આજે ગુજરાતમાં સુરતના શ્રી ચમનલાલ મામાવાળા તથા અમદાવાદના શ્રી નરેન્દ્ર શુક્લ કુશળ સંગીતકારો છે, એટલું જ નહિ ઉચ્ચ પ્રકારના સંગીતજ્ઞો પણ છે આજે બધી રીતે જોશું તો ગુજરાત સંગીતની કોઈ પણ દિશામાં પાછું પડે તેમ નથી

ઉપર્યુક્ત સંગીતકારોને આ વખતે સાહિત્ય પરિષદ વખતે આમંત્રણ કરવામાં આવે, અગર તો શુદ્ધ સંગીત સંમેલનનો પ્રસંગ પણ ચિત્રકળાપ્રદર્શનની જેમ સાથે જ યોજવામાં આવે તો ગુજરાતના સાંસ્કારિક જીવનમાં એક નવું પગલું ભરાય આજે ગુજરાતના સંગીતકારોને બીજા પ્રાન્તની સંગીત પરિષદોમાં પ્રાન્તીયપણાને લઈને જોઈએ તેવું સ્થાન મળતું નથી આજે ગુજરાત પાસે જેમ કવિઓ સાહિત્યકારો અને ચિત્રકારો છે તેમ સંગીતકારો પણ છે, માત્ર તેમની જનતાને જોઈએ તેવી પિછાન નથી એટલું જ

સંગીતનો માત્ર મનોરંજન કે થાકશમન કે કંટાળી ગયેલ જનતાને શાંતિ પૂરતો જ ઉપયોગ થવાને બદલે તે સાહિત્ય પરિષદનું એક આવશ્યક અંગ ગણી તેને યોગ્ય સ્થાન આપવું જોઈએ અને તે પરિપૂર્ણ કરવા માટે અત્યારે બધી જાતના સાનુકૂળ સંજોગો છે.

આ મી ગુજરાતી સાહિત્ય પરિષદના સંચાલકો સંગીત જેવી સર્વવ્યાપી કળાને યોગ્ય સ્થાન આપી સાહિત્ય પરિષદને એક પગલું આગળ ચલાવશે એમ જરૂર ઇચ્છીએ

# સત્યમહિમા

રાવશંકર મ. સામપુરા

યુધિષ્ઠિર—સત્ય ધર્મસ્તવે વિપ્રો, ઋષિઓ, પિતૃદેવતા !
સત્ય હું જાણવા ઇચ્છું, તે કહો, હે પિતામહ. ૧
સત્યનાં લક્ષણો શાં ને, પ્રાપ્ય તે કઈ રીતથી,
સત્ય પામ્યે થવાનું શું ? ને કેવી રીત થાય તે ? ૨

ભીષ્મ—ચાર વર્ણોના ધર્મોની, સેળભેળ ન સ્તુત્ય છે,
સર્વ વર્ણતણો, રાજા, સત્ય સામાન્ય ધર્મ છે. ૩
સદા સદ્ધર્મ સંતોનો, સત્ય ધર્મ સનાતન,
સત્ય માત્ર ખરે વંદ્ય, સત્ય એક પરાગતિ. ૪
યોગ ને તપ ને ધર્મ, સત્ય બ્રહ્મ સનાતન,
સત્ય યજ્ઞ કહ્યો શ્રેષ્ઠ, સત્યે સર્વ પ્રતિષ્ઠિત. ૫
સત્યનાં લક્ષણો, રૂપો, યથાર્થ ક્રમપૂર્વક,
કહું છું તે અહીં રાજન્, સત્યનું આ પરાક્રમ. ૬
જે રીતે પામીએ સત્ય, તે તારે જાણવું ઘટે,
સત્યના તેર ભેદોને, વર્ણવ્યા લોકને વિષે. ૭
સમતા દમ એ સત્ય, તેમાં લેશ ન સંશય,
ક્ષમા, અમાત્સર્ય, લજ્જા, અસૂયા ને સહિષ્ણુતા. ૮
ધૃતિ, ધ્યાન તથા ત્યાગ, આર્યતા, સર્વદા દયા,
અહિંસા, એમ રાજેન્દ્ર, સત્ય આકાર તેર છે. ૯
સત્ય, નિત્ય, અવિકારી, તથા અવ્યય એક છે,
સમાન સર્વ ધર્મોમાં, યોગ દ્વારા પમાય તે. ૧૦
સમતા ઇષ્ટ આત્મામાં, અનિષ્ટ શત્રુની પ્રતિ,
પમાડે ક્ષય ઇચ્છાને, દ્વેષને કામ ક્રોધને. ૧૧
દમ તે, નિસ્પૃહા નિત્ય, ગાંભીર્ય, ધૈર્ય ને વળી,
સાધુતા, ક્રોધ દમન, જ્ઞાનથી જ પમાય તે. ૧૨
અદર્પ દાન, ધર્મે જો, અમાત્સર્ય ખરું જ એ,
નિત્ય, સ્થિર ઠરેલા એ, સત્યથી ત્યજ મત્સર. ૧૩

ક્ષમા ને અક્ષમાથી જે, પ્રિયાપ્રિય જ સાંપડે,
સહી લે સર્વ તે સાધુ, પામે તેથી જ સત્યતા. ૧૪
નક્કી ભલું કરે સુજ્ઞો, ગ્લાનિ પામે ન ક્યાં થકી,
શાન્ત વાણી, મને નિત્યે, ધર્મથી હ્રી પમાય છે. ૧૫
ધર્મ ને અર્થના માટે, સહે લોકહિતે વળી,
તિતિક્ષા ધર્મ તે શ્રેષ્ઠ, ધૈર્યથી જ પમાય છે. ૧૬
આસક્તિ મુક્ત જે ત્યાગ, વિષયે ત્યાગ તેમજ,
રાગદ્વેષ વિમુક્તોનો, ત્યાગ સાચો ન અન્યથા. ૧૭
પ્રયત્ને હિત ભૂતોનું, કરે તે નામ આર્યતા,
નિરાકાર અને સાથે, વીતરાગી પુરુષ તે. ૧૮
સુખે, દુઃખે વિકારોને, ન પામે નામ તે ધૃતિ,
તે સેવે સર્વદા જ્ઞાની, જે ઇચ્છે શ્રેય આત્મનું. ૧૯
સત્યપ્રેમી તથા થાવું, ક્ષમાવાન જ સર્વથા,
જીતી હર્ષ, ભય, ક્રોધ, ધૃતિ પામેલ પંડિતો. ૨૦
અદ્રોહ જીવ માત્રોનો, મન ને વાણી કર્મથી,
અનુગ્રહ અને દાન, સંત ધર્મ સનાતન. ૨૧
સત્ય એક છતાં તેના, આકારો તેર છે જુદા,
સત્ય એક જ સેવ્યેથી, વધતા જાય ભારત. ૨૨
સત્યના ગુણ ગાવાને, પાર પામી શકાય ના,
વિપ્રો, પિતૃ તથા દેવો, પ્રશંસા સત્યની કરે. ૨૩
ધર્મ સત્ય સમો નાહિ, ના અસત્ સમ પાતક,
ધર્મની જ સ્થિતિ સત્ય, તેથી સત્ય ન લોપવું. ૨૪
દક્ષિણા, દાન, યજ્ઞોનું, ત્રેતાગ્નિહોત્ર, વેદનું,
વળી ધર્મતણું નિશ્ચે, પામીએ ફલ સત્યથી. ૨૫
અશ્વમેધ હજારો ને, સત્યને તોળતાં નકી,
અશ્વમેધ હજારોથી, અદકું સત્ય થાય છે.* ૨૬



* શાન્તિપર્વઃ મહાભારત : ૧૬૦મો અધ્યાય.

# માબાપો પ્રત્યે

[ બાળકોની કુટેવ વિશે ]

નરહરિ દ્વા. પરીખ

[ ગતાંકથી ચાલુ ]

૨

હવે બાળકોમાં આ કુટેવ પડવાનાં કારણોનો આપણે વિચાર કરીશું. અજ્ઞાન અને નાદાની એ બહુ મોટાં કારણ છે એ આપણે જોઈ ગયાં. તેવું જ મોટું કારણ અસ્વચ્છતાનું છે. ઢેડ, ભંગી વગેરે કોમોને અસ્પૃશ્ય રાખી આપણે આપણા સમાજમાં અનેક સડા દાખલ કર્યા છે, ઘરમાં અને ગામમાં જાજરૂની જગ્યાને અપવિત્ર અને અવમાનિત ગણીને આખા ઘરની અને ગામની હવા આપણે બગાડી મૂકીએ છીએ. તે જ પ્રમાણે આપણા શરીરના આ ભાગોને ગુહ્ય અને અપવિત્ર ગણીને તે આપણે બરાબર સાફ નથી રાખતા અને આપણા શરીરમાં અનેક સડા અને રોગને નોતરીએ છીએ. બાળકને સારી રીતે નવડાવવાનું તથા તેના બધાં અવયવો બરાબર સાફ રાખવાનું મુખ્ય કામ માનું છે. નવડાવતી વખતે બાળકની ગુદાનો ભાગ તથા જનનેન્દ્રિય બરાબર સાફ ન કરવામાં આવે, બાળોતિયું મેલું રાખવામાં આવે અથવા તે ખરાબ રીતે બાંધવામાં આવે તો ઇન્દ્રિય ઉપર તથા તેની આસપાસના ભાગમાં મેલ રહી જાય છે. એ મેલને લીધે એ ભાગમાં ચળ આવે છે અને ખજવાળવાનું એટલું મીઠું લાગે છે કે બાળકનો હાથ ત્યાં જ ગયાં કરે છે. વખતોવખત આવી રીતે થવાથી બાળકને પોતાની ઇન્દ્રિય ચૂંથ્યાં કરવાની ટેવ પડી જાય છે. પછી ઇન્દ્રિય વારંવાર ઉત્તેજિત થાય છે અને તેને હાથથી રમાડ્યાં કરવામાં બાળક એક પ્રકારનો આનંદ અનુભવે છે. બાળક મોટું થતાં ઇન્દ્રિયને જાણી જોઈને પોતાના હાથ વડે અથવા બીજાં બાળકો દ્વારા ઉત્તેજિત કરવાની અને હલાવવાની તથા તેની સાથે અનેક પ્રકારના ખોટા ચાળા કરવાની એને ટેવ પડે છે.

ખાવાપીવામાં તથા શૌચ જવાની બાબતમાં અનિયમિતતા પણ આ કુટેવનું કારણ બને છે. જે છોકરાં આખો દિવસ કાંઈ ને કાંઈ ચાખ્યાં જ કરે છે તેમનાં પેટ સાફ રહેતાં નથી. વળી જ્યારે હાજત થાય ત્યારે શૌચ ન જતાં હાજત રોકી રાખવાથી ગુદાના અંદરના ભાગમાં જે મળ ભરાઈ રહે છે તે ગુદા તેમ જ જનનેન્દ્રિયના ભાગ આગળ ચળ ઉત્પન્ન કરે છે. શૌચક્રિયા કર્યા પછી ગુદા લાંબો વખત સાફ કર્યા વિના રહી જાય તો અથવા બરાબર સાફ ન થાય તો ગુદાની અંદરના ભાગમાં એટલે કે મલાશયમાં એક જાતના ઝીણા જન્તુઓ ઉત્પન્ન થાય છે. આ જન્તુઓ પણ જનનેન્દ્રિયની ચળ ઉત્પન્ન કરે છે અને તે મટાડવા માટે ખજવાળવાથી ઇન્દ્રિય ઉત્તેજિત થાય છે અને બાળક કુટેવનું સેવન કરતું થઈ જાય છે. છોકરીઓમાં તો આ જન્તુઓ મલાશયમાંથી કેટલીક વાર યોનિમાર્ગમાં જઈ પડે છે અને ત્યાં ચળ ઉત્પન્ન કરે છે. તદ્દન નાની વરસ બે વરસની

છોકરીઓને પણ આ જન્તુઓને લીધે યોનિમાંથી પ્રદરનો સ્રાવ થાય છે, અને છોકરીનું શરીર સુકાઈ જાય છે.

નાનું બાળક—છોકરો કે છોકરી—પોતાની ઇન્દ્રિયને હાથ વડે ચૂંથ્યાં કરે, હાથ વારંવાર ત્યાં જ લઈ ગયાં કરે, તો એકદમ માની લેવું કે તેના શરીરમાં ક્યાંક પણ અસ્વચ્છતા અથવા બગાડ છે. કેવળ બહારના મેલથી જ નહિ, પણ ઝાડો બરાબર સાફ ન આવતો હોય, આંતરડામાં મળ રહી જતો હોય, ત્યારે પણ ઇન્દ્રિય ઉપર ચળ આવે છે. આપણામાં એવી માન્યતા પ્રચલિત છે કે બાળક ઇન્દ્રિય ચૂંથ્યાં કરતું જોવામાં આવે ત્યારે તે માંદું પડવાનું છે એમ ગણાય. આ માન્યતા તદ્દન સાચી છે. કારણ ઇન્દ્રિયનું ચૂંથવું એ બહારના કે અંદરના કોઈક બગાડનું જ લક્ષણ છે. સારી રીતે તંદુરસ્ત બાળક ખાસ પ્રયોજન વિના પોતાની જનનેન્દ્રિય કે ગુદાના ભાગને અડતું જ નથી. પરંતુ બાળક ઇન્દ્રિયને ચૂંથતું જોવામાં આવે ત્યારે તેને તેમ ન કરવાનું કહેવું એટલું બસ નથીઃ બહારનો કે અંદરનો જે મેલ હોય તે સાફ કરી નાખવો જોઈએ.

જે કુટુંબોમાં બાળકોની સંભાળ આયાઓને સોંપવામાં આવે છે તથા જ્યાં બાળકો નોકરવર્ગના પ્રસંગમાં આવે છે ત્યાં કેટલીક વાર તેમનો પાસેથી બાળકો આ કુટેવો શીખે છે. બાળક રડતું હોય તો તેને છાનું રાખવા અથવા ઝટ ઊંઘાડી દેવા કેટલીક અણઘડ આયાઓ તેની ઇન્દ્રિય ઉપર હાથ ફેરવે છે અથવા તેને હલાવીને રમાડે છે. સંસ્કારી, પ્રેમાળ અને બાળકનું સાચુ હિત ઇચ્છતી માતા તો પોતાનાં બાળકોને આયાને હવાલે સોંપશે જ નહિ. પરચૂરણ કામમાં આયાની કે નોકરની મદદ તે ભલે લે, પરંતુ બાળકને નવડાવવાનું, ઊંઘાડવાનું તથા તેની અંગત સંભાળનું કામ જાતે જ કરવામાં તેને આનંદ આવવો જોઈએ.

નાનાં બાળકોને હસાવતી કે રમાડતી વખતે કેટલીક સ્ત્રીઓને પોતાની આંગળી વડે બાળકની ઈન્દ્રિયને રમાડવાની ટેવ હોય છે. આ બહુ ભયંકર અને હાનિકારક છે. બાળકની છેક નાની ઉંમરથી જ તેનામાં કુટેવોના સંસ્કાર આને લીધે પડે છે. બાળકનું હિત ઈચ્છતી માતા આ બાબતમાં ખૂબ ખબરદારી રાખે અને આંખમાં તેલ આંજીને બાળક ઉપર થતા આવા અત્યાચારથી તેનું રક્ષણ કરે.

ઘરમાં નોકર વર્ગ પાસેથી કુટેવો શીખવાનો સંભવ છે, તેમ ભેગાં રમતાં છોકરાંમાં એકાદ છોકરું પણ જો આવી કુટેવમાં સપડાયેલું હોય તો બધાં છોકરાંને તે બગાડે છે. કયું છોકરું બગડેલું છે તે માબાપ જાણી શકે નહિ, એટલે આ જોખમ લગભગ અનિવાર્ય છે. પોતાનું બાળક બીજાં છોકરાંઓના ભેગું રમે જ નહિ એ ઉપાય બરાબર નથી જ. ખરો ઉપાય તો આવી બાબતથી બાળકને ચેતાવી દઈ સાવધ બનાવવુ એ જ છે. વળી બાળકોને હમેશાં ખુલ્લામાં જ રમવા દેવાં જોઈએ અને ત્યાં પણ માતાની જાગૃત આંખ બાળકની પાછળ ફરતી જ હોય. છોકરાં ભેગાં થઈને ક્યાંક ખૂણામાં ભરાઈને રમતાં હોય, પોતાની આડે કોઈ પણ વસ્તુનું ઓઠું કરીને રમતાં હોય તો તરત ત્યાં જઈ તપાસ કરવી. આવી રીતે બાળકોને રમવા દેવાય જ નહિ. છોકરાંઓ છુપાયા કે લપાયા વિના ખુલ્લામાં, માબાપની નજર પડી શકે એવી જગ્યાએ રમે એ જ ઉત્તમ છે. તેથી યે વિશેષ સ્પૃહણીય સ્થિતિ તો એ છે કે માબાપોએ બાળકોનો એટલો બધો વિશ્વાસ અને પ્રેમ સંપાદન કરેલો હોય કે પોતાની રમતોમાં તેઓ તેમને નોતરે. માબાપોની ફરજ પણ છે કે બાળકો માટે વખત કાઢીને તેમની સાથે તેમની રમતમાં ભાગ લે.

બગડેલાં છોકરાંઓ બીજાં છોકરાંઓને સાથે પેશાબ કરવા અથવા ઝાડે ફરવા લઈ જાય છે. બધાં સાથે બેસે છે અને ત્યાં પેલાં છોકરાંઓ નિર્દોષ છોકરાંઓને ગંદી વાતો કરી અનેક પ્રકારના ખોટા ચાળા શીખવાડે છે. પેશાબની કે શૌચની ક્રિયા કરવા માટે બે જણે સાથે બેસવું અને તે વખતે વાતો કરવી એ જ વસ્તુ મલિન અને અસભ્ય છે, એ બાળકના મન ઉપર ઠસાવી દેવું જોઈએ.

કેટલાંક ઘરોમાં બાળકોને એક પથારીમાં ભેગાં સુવાડે છે અથવા ઓઢવાનું ભેગું હોય છે. આ રીત હાનિકારક છે અને તેમાંથી કુટેવો પડવાનો સંભવ છે.

સહેજ મોટી ઉંમરનાં થયેલાં બાળકો અશ્લીલ ચિત્રો જોઈને, ગંદી વાતો વાંચીને તથા સાંભળીને તથા ગંદાં ગીતોમાંથી આ વિષયનું ખોટું જ્ઞાન મેળવે છે અને પોતાના મનમાં મલિન વિચારો ભરે છે. કેવળ હાથ વડે જ શરીરને ભ્રષ્ટ કરી શકાય છે એમ નથી. આપણા મનમાં વિકારી વિચારોનું સેવન કર્યા કરીએ અને ભ્રષ્ટ સંબંધોની કલ્પનાઓ કર્યા કરીએ તો પણ મનની સાથે શરીર ઉપર પણ ખરાબ અસર થાય છે. પેલી શારીરિક કુટેવના જેટલી જ આ માનસિક કુટેવ પણ ભયંકર છે. આ માનસિક કુટેવમાંથી બાળકને બચાવવા માટે તેને હમેશાં કોઈ ને કોઈ કામમાં, રમતગમતમાં, તોફાનમસ્તીમાં પરોવાયેલું રાખવું જોઈએ. એકલાં બેઠાં બેઠાં દિવાસ્વપ્નોનું સેવન કરતાં તરંગી બાળકોનો આવા દોષોમાં પડી જવાનો સંભવ વધારે છે.

૩

એટલે બાળકનું ચોવીસે કલાકનું બાહ્ય તેમજ આંતરિક જીવન માબાપના જાગૃત અને વિવેકયુક્ત નિરીક્ષણ નીચે વ્યતીત થવું જોઈએ. બાળકના શરીરની સ્વચ્છતાની ખૂબ કાળજી રાખવી તથા આ વિષયનું યોગ્ય સમયે જ્ઞાન આપી દઈ કુટેવની સામે પહેલેથી બાળકને સાવધાન કરી દેવું એ ઉપાય તો છે જ. પણ બાળક શું શું વાંચે છે, પોતાના ગોઠિયાઓ સાથે કેવી કેવી વાતો કરે છે, તે કેવા વિચારો કરે છે, કેવા તરંગો સેવે છે એ બધું પણ માબાપે બાળકના મિત્ર બનીને જેટલું બની શકે તેટલું જાણવું એ જરૂરનું છે. તો જ તેઓ પોતાનાં બાળકોને બરાબર દોરી શકશે.

અને જે માબાપ પોતાનાં બાળકને પહેલેથી ચેતવી ચૂક્યાં ન હોય તેમણે જાગ્યાં ત્યારથી સવાર ગણીને આ બાબતમાં પોતાનો ધર્મ સમજી લેવાની જરૂર છે. સરળ, ચપળ, ઉત્સાહી, ચેતનવન્તા, તેજસ્વી બાળકમાં આડાઈ, મંદતા, આળસ વગેરે દેખાય કે તરત જ માબાપે ચેતવું જોઇએ. છોકરું પોતાના કામમાં બરાબર ધ્યાન ન આપતું હોય, કામથી કંટાળતું હોય, કસરત ન કરતું હોય, બરાબર ઊંઘતું ન હોય, નિયમિત ઝાડે ન જતું હોય, રુચિથી ખાતું ન હોય, શરીર દુખવાની ફરિયાદ કરતું હોય, તેના હાથપગ ટાઢા રહેતા હોય, આંખ મંદ અને ભારે દેખાતી હોય, તેનું સ્વાભાવિક નિખાલસપણું જોવામાં ન આવે, આપણી સાથે આંખેઆંખ મેળવીને વાત ન કરી શકે, ખુલ્લામાં દોડવાકૂદવાની રમતો છોડીને તે એકાન્ત શોધતું હોય અને ખૂણામાં ભરાઈ બેસતું હોય, તેનું શરીર લેવાતું જતું હોય, તેના શરીરમાંથી ખરાબ વાસ આવતી હોય, તો તે કુટેવમાં સપડાયું હશે એમ માનવાને પૂરતાં કારણ ગણાય. કાળજીથી તેની તપાસ કરવી, પ્રેમ અને મીઠાશથી તેની સાથે વાત કરવી અને આવી કુટેવનાં પરિણામ તેને સમજાવવાં. તમને ખબર પડે કે તમારા બાળકમાં કુટેવે પ્રવેશ કર્યો છે, તો તે માટે તમે એને વઢશો નહિ, પણ પ્રેમથી પાસે બેસીને એને

સમજાવવો. એ કુટેવમાં પડયું તેમાં મુખ્ય દોષ તો માબાપની બીનકાળજીનો જ છે. માટે આવે પ્રસંગે વાંક પોતાનો જ છે એમ સમજી બાળક સાથે સહાનુભૂતિપૂર્વક, મીઠાશથી કામ લેવું એ જ માબાપનો ધર્મ છે. જે કારણો કે લાલચોને લીધે તે કુટેવમાં પડયું હોય તે કારણો અને લાલચો દૂર કરવાનો પ્રયત્ન કરવો. તેની ઈન્દ્રિય બરાબર સ્વચ્છ રાખવી. સૂતા પહેલાં મીઠું નાખેલા પાણીથી ધોઇને બરાબર લૂછી નાખવી અને ધોતી વખત સિવાય બીજે કોઈ પણ વખતે ઈન્દ્રિયને ન અડવા વિષે તેને સમજાવી દેવું, તેના ખોરાકમાં પણ ઘટતા ફેરફાર કરવા, મસાલા બિલકુલ બંધ કરવા અથવા એકદમ ઓછા કરી નાખવા. આખો દિવસ ખુલ્લી હવામાં તથા સારા સહવાસમાં રહે, શૌચની બાબતમાં નિયમિત થાય, તથા નિયમિત રીતે રમતગમત અને કસરત કરે એ જોવું. લાગણીઓને ઉશ્કેરે એવું અથવા ગંદી વાતોથી ભરેલું સાહિત્ય તેના વાંચવામાં ન આવે તેમ ગંદા ચિત્રો તેના જોવામાં ન આવે તેની ખૂબ સંભાળ રાખવી.

આ તો બધી નાનાં બાળકની વાત થઈ. છોકરી રજસ્વલા થવા લાગે અને છોકરાને જુવાની ફૂટવા માંડે તથા વીર્ય બંધાવા માંડે એ કાળ છોકરા તથા છોકરીઓના જીવનમાં બહુ જ મહત્ત્વનો છે. તે વખતે તેમની વિશેષ કાળજી લેવી જોઈએ. તેમના શરીરમાં અને તેની સાથે તેમના માનસમાં પણ જે ફેરફારો થવા માંડે છે તેનું રહસ્ય તેમને સમજાવવું જોઈએ, જીવનના આ કાળે છોકરાને તેમજ છોકરીને સલાહ, સૂચના અને માર્ગદર્શનની વધારેમાં વધારે જરૂર હોય છે.

## ૪

પરંતુ માબાપો તો પૂછશે કે આ વિષયનું જ્ઞાન અમારે આપવું શી રીતે? ઘણાં માબાપોને પોતાને જ આ વિષયની પૂરતી માહિતી નથી હોતી, ત્યાં તેઓ પોતાનાં બાળકોના સલાહકાર અને માર્ગદર્શક શી રીતે બને? કેટલાંક માબાપોને ખબર હોય તો પણ આ વસ્તુ બાળકો આગળ કેવી રીતે રજુ કરવી એ તેમને ખબર નથી હોતી. આ વસ્તુ તદ્દન નાનાં—પાંચછ વરસનાં—બાળકોની આગળ કેવી રીતે રજુ કરવી એ બાબત ડૉ. મેરી સ્ટોપ્સે યોજેલો એક સવાદ-અહીં આપીશુ તો તે કાંઈક માર્ગદર્શક થઈ પડશે.

બાળકઃ "મા, તારી પાસે હું કયાંથી આવ્યો?"

માતાએ બાળકની જિજ્ઞાસા રોકવી નહિ, તેમ જવાબ આપતાં ખંચાવું પણ નહિ. તુરત જ નીચે પ્રમાણે જવાબ આપી શકાયઃ

માઃ "ભગવાને, બાપુએ અને મેં ત્રણે થઇને તને બનાવ્યો. તારા વિના અમને ગમતું નહોતું."

બાળકઃ "ભગવાને તમારી બેની મદદ લીધી? ભગવાન તો એકલા જે ધારે તે કરી શકે."

માઃ "આપણે રમતાં હોઇએ છીએ ત્યારે હું તને મદદ કરું એમ તું ઇચ્છે છે પણ હું તને બધું જ કરી દઉં એ કાંઈ તને ગમે? તેમ ભગવાને ધાર્યું કે મને અને બાપુને તે મદદ કરે તો સારું, પણ બધું જ કાંઈ તે ન કરી આપે. તને ઢીંગલી બનાવવી જેટલી ગમે છે તેના કરતાં પણ તને બનાવવાનું મને અને બાપુને વધારે ગમતું હતું."

તે વખત પૂરતું આટલું ચાલે. કારણ નાનાં બાળકોને કોઈ પણ વિષય ઉપર એક બે હકીકત મળી જાય એટલે તેઓને સંતોષ થાય છે. આટલું કહીને વાત બીજા વિષય

ઉપર વાળી શકાય. આટલું કહ્યું તેના ઉપર નાનું બાળક ખૂબ વિચાર કરશે અને થોડા દિવસ પછી કે કદાચ મહિના પછી તેના મગજમાં ફરી આ પ્રશ્ન ઊઠશે. કદાચ જુદા રૂપમાં પણ ઊઠે.

બાળક: "બા, હું ક્યારે જન્મ્યો?"

માએ જન્મની તિથિ કહેવી અને કહેવું: "જો, તારી વરસગાંઠ દર વરસે...તિથિએ આવે છે. તારી વરસગાંઠને દિવસે, તું જન્મ્યો તે દિવસ અમને યાદ આવે છે. દરેક વરસગાંઠે તું એક વરસ મોટો થાય છે."

બાળક: "અત્યારે હું પાંચ વરસનો છું, નહિ?"

મા: "હા, એટલે તને જન્મ્યે પાંચ વરસ થયાં."

બાળક: "ત્યારે હું જન્મ્યો તે પહેલાં ક્યાં હતો?"

મા: "તને યાદ નથી? મેં તને કહ્યું હતું ને કે ભગવાને, બાપુએ અને મેં તને બનાવ્યો."

બાળક: "હા...તે મારી વરસગાંઠને દિવસે તમે મને બનાવ્યો?"

મા: "એમ કાંઈ એક દિવસમાં બનાવાય કે? તને બનાવતાં તો બહુ દિવસ લાગેલા."

બાળક: "તે મને બનાવતાં કેટલા દિવસ લાગેલા? કહેને મને."

મા: "બહુ બહુ દિવસ લાગેલા. આવાં રૂપાળાં બાળક કાંઈ એમ ઝટ ઝટ થઈ જાય કે?"

બાળક: "પણ ત્યારે કહેને. કેટલા દિવસ લાગેલા?"

મા: "લગભગ એક વરસ. પૂરેપૂરા નવ મહિના."

બાળક: "તે આપણી નાની બચીને બનાવતાં પણ એટલા દિવસ લાગેલા?"

મા: "હાસ્તો. નાની બચી પણ તારા જેવી જ છે ને?"

બાળક: "હું તો મોટો છું."

મા: "આજે તું મોટો છે. પણ તું યે નાનો હતો ત્યારે નાની બચીના જેવડો જ હતો ને? તું જન્મ્યા પછી વધ્યો એટલે તું મોટો થયો."

વળી પાછો આ વિષય છોડી દઈ શકાય, અથવા બાળક જિજ્ઞાસા દર્શાવે તો આગળ પણ ચલાવાય:

બાળક: "જનમવું એટલે શું?"

મા: "જનમવું એટલે આ દુનિયામાં આવવું. આ બધું પહેલી વાર જોવું. ભગવાને, બાપુએ અને મેં તને બનાવવા માંડ્યો પછી નવ મહિને તું તારી આંખો ઉઘાડી શકે, શ્વાસ લઈ શકે અને રોઈ શકે એવો, ખરેખરો જીવતો બાળક થયો. એટલે ભગવાને તને બહાર આણ્યો અને તેં આ બધું જોયું. જે દિવસે તું બહાર આવ્યો તે દિવસે તું જન્મ્યો એમ કહેવાય."

બાળક: "ત્યારે તમે બધાં મને બનાવતાં હતાં ત્યારે હું ક્યાં હતો?"

મા: "મેં તને સાચવીને રાખ્યો હતો કે તને કશું થાય નહિ, તેમ કોઇ તને જોઈ ન જાય."

બાળક: "પણ તેં મને ક્યાં રાખી મૂક્યો હતો?"

મા: "મેં તને બહુ અદ્ભુત સ્થળે રાખ્યો હતો. ભગવાન અને મા બાળકોને બનાવતાં હોય ત્યારે ત્યાં રાખી મૂકે ત્યાં."

બાળક: "પણ તું મને એ જગ્યા બતાવને. મારે ત્યાં જવું છે."

મા : "ત્યા પાછા ન જવાય એ તો તને બનાવતા હતાં ત્યારે મેં તને ત્યા રાખ્યો હતો પણ હવે તુ જન્મીને બહાર આવ્યો એટલે પાછો ત્યા જઈ શકે નહિ "

બાળક "પણ ત મને કયા રાખ્યો હતો તે કહેને "

મા "નાના બાળકો બહુ કુમળા હોય ને એટલે એમને બહુ સુંવાળી અને હૂંફાળી જગ્યાએ રાખવા જોઈએ એટલે મા પોતાની છાતીસરસા તેમને રાખે છે "

બાળકને કદાચ તાત્કાલિક સતોષ થાય પણ તે તુરત પૂછશે

બાળક ' પણ તુ મને બનાવતી હતી ત્યારે તેં કઇ જગ્યાએ મને રાખ્યો હતો તે કહેને "

મા 'હવે તુ વિચાર કર કે મારા શરીરમા વધારેમા વધારે હૂંફાળી, વધારેમા વધારે સુંવાળી અને વધારેમા વધારે સુરક્ષિત જગ્યા કઈ છે ? મારુ આ હૈયુ. તે વહાલથી ભરેલુ છે ભગવાન અને હુ તને બનાવતા હતા ત્યારે બરાબર આગ હૈયામા તને લપાવીને મે રાખ્યો હતો "

બાળક "આ છાતી જેમા ઘડિયાળની પેઠે ધબકારા થાય છે તે ? "

મા "હા, બરાબર તેની નીચે " માએ બાળકનો હાથ પકડી છાતી ઉપરના ધબકારાની તેને ખબર પડે તેમ છાતી ઉપર મૂકવો અને કહેવુ

"બરાબર આની નીચે ભગવાન તને બનાવતા હતા ત્યારે મેં તને રાખ્યો હતો "

જે બાળક પ્રેમ મહદ્દયતા અને સૌન્દર્યના વાતાવરણમા ઊછર્યું હશે તેને આ વિચાર બહુ રોમાચક અને સુદર લાગશે જે બાળકને ઉપર પ્રમાણે આ હકીકત કહેવામા આવી હતી તેને તો આવો અનુભવ થયો જ હતો એક પણ શબ્દ બોલ્યા વિના ગભીરતાથી તે મા પાસેથી ગયો, ઓરડીની વચમા ઊભો રહ્યો અને થોડી મિનિટ સુધી વિચારમા ડૂબી ગયો પછી પાછો આવ્યો, આમતેમ જોયુ અને દોડીને માની ગોદમા લપાઈ ગયો તેને ગળે હાથ વીંટાળી દઇ બોલ્યો 'મા, મા, ત્યારે હુ તારી અદર જ હતો ને ? "

કેટલાયે દિવસ સુધી એ બાળકમા આ જ્ઞાનના આનદની ખુમારી રહી ઘણીયે વાર પોતાનુ રમવાનુ છોડી માને તે ગળે વળગી પડતો અને કહેતો "મા, તુ મને તેથી જ આટલી વહાલી લાગે છે "

આવા સવાદની અસર જુદા જુદા બાળક ઉપર જુદી જુદી થાય અને તેઓ પોતાની લાગણી જુદા જુદા રૂપમા વ્યક્ત કરે પણ માએ આ સવાદમા આટલો ઉમેરો કરવાની તક ગુમાવવી નહિ માએ કહી દેવુ કે

"ત્યારે તુ સમજ્યો હઈશ કે તારે આ વાત મારા કે બાપુ સિવાય બીજા કોઈ આગળ કરવી નહિ ભગવાને, મેં અને બાપુએ તને બનાવ્યો છે તેથી એ વિષે તારે જે કાઈ જાણવુ હોય, જે કઈ સવાલો પૂછવા હોય તે અમને જ પૂછવા "

બાળકની આ વિષયની જિજ્ઞાસા એકાદ વાર આવુ તેને કહેવાથી તૃપ્ત ન પણ થાય તેને આ વસ્તુ જુદા જુદા રૂપમા અનેકવાર કહેવી પડે પરતુ આપણે બાળકને સાચી હકીકત કહીએ છીએ કે ગપ્પા મારીએ છીએ તે એ સમજી ગયા વિના રહેવાનુ નથી માટે કદી ગપ મારવી નહિ સત્ય સમજવા માટે બાળકની પાસે જે ગજ હોય છે તે આપણે મોટેરાની કલ્પનામા પણ ન આવે એવો સૂક્ષ્મ અને ચોક્કસ હોય છે

બાળક બાર વરસનું થાય ત્યારે તેના મગજમા જુદી જ જાતના પ્રશ્નો ઊઠશે જો માબાપે બાળકનો વિશ્વાસ સપાદન કર્યો હશે તો આ પ્રશ્નોના ઉત્તર આપવામા પણ મુશ્કેલી નહિ નડે

૫

અલબત્ત, નાનાં બાળકોને આ વિષયમાં પ્રવેશ કરાવતાં માબાપોએ બહુ વિવેક વાપરવાનો છે જ. તેમણે પોતે બધું બરાબર સમજી લીધેલું હોવું જોઈએ. પછી બાળક પ્રશ્ન પૂછે ત્યારે અથવા એમને એમ પોતાને જ્યારે યોગ્ય અને આવશ્યક જણાય ત્યારે બહારના કે અજાણ્યા માણસો તરફથી વિક્ષેપ ન થાય એવી જગ્યાએ બાળકને પોતાની પાસે બેસાડી અથવા કોઈ સુંદર અને એકાન્ત સ્થળે ફરવા લઈ જઈ, ત્યાં, સહજભાવે, સંકોચ વિના અને પ્રેમપૂર્વક, પવિત્રતાનું વાતાવરણ જમાવીને તેને આ બધું કહેવું જોઈએ. આ બાબતમાં બાળક આગળ કદી ગપ મારવી નહિ, એ ખૂબ યાદ રાખવાનું છે. બાળકે પૂછેલા પ્રશ્ન વિષે આપણને માહિતી ન હોય તો બાળકને સરળતાથી અને નિખાલસપણે કહી દેવું કે મને ખબર નથી. એ વિષે તપાસ કરી બીજી કોઈ વખતે તેની જિજ્ઞાસા તૃપ્ત કરવાનું આપણે વચન આપીએ અને એ વચનનું પાલન કરીએ. નાનાં બાળકને મન પોતાનાં માબાપ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન હોય છે; પણ તેનો એ ખ્યાલ દૂર કરવામાં કશું જ નુકસાન નથી, એટલું જ નહિ પણ એ ખ્યાલ દૂર કરવો જ જોઈએ: 'મને ખબર નથી.' એમ આપણે બાળકને કહીએ તેથી આપણે વિષે તેના મનમાં કાંઈ જ અનાદર ઉત્પન્ન થતો નથી. પણ બાળક આગળ મારુ અજ્ઞાન કેમ કબૂલ કરું, એવા મિથ્યા ભ્રમમાં પડી આપણે જો ગપ્પું મારીએ તો, પાછળથી એ વાતની જ્યારે બાળકને ખબર પડે છે ત્યારે તેના મનમાં આપણે વિષે જરૂર અનાદર થાય છે. આપણે બાળકના દિલમાં એ વિશ્વાસ બેસાડવો જોઈએ કે મારી મા કે બાપ જે જાણતાં હશે તે બધું મને કહેશે જ અને સાચું જ કહેશે. બાળક તદ્દન નાનું હોય અને તેનો કોઈ પ્રશ્ન એવો હોય જેનો આખો જવાબ તે ઉંમરે તે સમજી શકે એમ ન હોય તો પણ ગમે તેવા જવાબ આપી તેનો પ્રશ્ન ઉડાવી દેવો નહિ. તેને જેટલું સમજાવી શકાય એવું હોય અને કહેવા જેવું હોય તેટલું કહીને તેને કહી દેવું કે આ વિષે આથી વિશેષ તું અત્યારે સમજી શકે એમ નથી અથવા હું તને સમજાવી શકું એમ નથી. પણ યોગ્ય સમયે હું તને બધું કહીશ. આવી બાબતો ગમે તેને ન પૂછવા વિષે તથા ગમે ત્યાં ન બોલવા વિષે પણ સાથે સાથે જ બાળકને સૂચના આપી દઈ શકાય. તમે જો નિખાલસપણે તેને બધું કહેશો તો તમારુ કહ્યું તેઓ માનશે જ અને આ બાબતો વિષે કોઈની સાથે નકામી વાતો નહિ જ કરે. અને તમને પણ તમારી સરળતા અને નિખાલસતાનો બદલો બાળકના નિર્વ્યાજ પ્રેમ અને અનન્ય વિશ્વાસના રૂપમાં તમારા ધાર્યા કરતાં વધારે મળશે.

પણ લગભગ સર્વવ્યાપી એવી આ કુટેવમાંથી બાળકોને બચાવવામાં આ વિષયનું જ્ઞાન અને સમજૂતી જેટલી જરૂરની અને મહત્ત્વની છે, તેથીયે વિશેષ જરૂરનું અને મહત્ત્વનું તો તેમના દિલમાં સચ્ચાઈ, પવિત્રતા અને શરીરની તથા મનની શુદ્ધિને વિષેનો પ્રેમ ઉત્પન્ન થાય એ છે. કેવળ શુષ્ક જ્ઞાન બાળકને આ લાલચમાંથી બચાવવાને માટે પૂરતું ન ગણાય. ઈશ્વરે આપણને આ શરીર આપ્યું છે તે સારાં અને પવિત્ર કામો કરવા માટે છે, એ શરીરને બરાબર સાચવવું એ આપણી ફરજ છે, એવી જાતની ધાર્મિક ભાવનાનાં બીજ બાળકના ચિત્તમાં વવાવાં અને પોષાવાં જોઈએ. તો જ હીન વાસનાઓ અને લાલચોની સામે બાળકને પૂરતું રક્ષણ મળી શકે. આ વિષયનું જ્ઞાન બાળકને યોગ્ય અને નિખાલસપણે અપાયું હોય અને તે પવિત્રતાની અને ધર્મની ભાવનાથી થયેલું હોય તો સૌ કુશળ જ છે.

———o———

# નયનદ્વય !

ગુલાબદાસ બ્રોકર

હું તો તારી સાથે ભટકી ભટકીને જીવનની
ક્ષણો થોડી ઝાઝી રહી, વિતવવા તે મથી-રહ્યો;
પણ નહિ કદા તું મુજ થયો.
ભરી ફાળો લાંબી વનવન વિષે ખૂબ ભમવા,
અમાવાસ્યા રાત્રે ગિરિશિખરથી ને નિરખવા
મીંચાતા તારાઓ, તુજ સહ વળી સ્નાન કરવા
કદા જ્યોત્સ્નાશ્લેષે નિધિ ઉછળતાના ઉપરે,
મુરાદો સેવી મેં.

અને એ માટે તો સ્વજન, સુહૃદો, ને રસભરી
પ્રિયાને યે રાખી દુર, સુદુર મારા હૃદયથી
નવ જરી શકું એ સહુ કથી.
છતાં તું તો માને વનવન વિષેના ભ્રમણથી,
અમાવાસ્યા જ્યોત્સ્ના નિધિ ઉર પરેના શ્વસનથી
વધારે મોંઘાં કો નયનદ્વયને, ને વિસરતો
મુરાદો સેવેલી અધિક અભિલાષો સહિત જે
પ્રભાતે મૈત્રીના !

મુરાદો ભુલ્યોને ભુલી વળી ગયો તું સુહૃદને.
અને તેથી જ્યારે ઉરતણી નિરાશા વિસરવા,
મથુ કદિક ક્યાં શાંત કરવા
તપેલા હૈયાને, કયમ સુહૃદ ! ઈર્ષ્યા સળગતી ?
ભુલ્યો લાગે તોયે નવ ભુલી શકયો શું હૃદયથી ?
છતાં પૃથ્વી કંપે વિયુત પડ થાતાં જમીનનાં
મહા યત્નોથી યે નવ કદિય તે એક બનતાં
ન તે તું શું જાણે ?

# એક સ્વપ્ન

૧૯૨૨

તે મારી પાસે આવી. દુ:ખ, દર્દ, ચિન્તા, જાણે મોટું રાજ્ય ચલાવવાનું હોય એટલી ઉપાધિમયતા, લાચારી, તેના મોં પર દેખાતાં હતાં. અને તે બધાની સોંસરું એક પ્રકારનું સૌંદર્ય પણ દેખાતું હતું.

તેણે કહ્યું: "ગામમાં એક પરદેશી આવેલો છે. તે કોઈને પણ મુશ્કેલીઓની સલાહ સ્વપ્નદ્વારા આપે છે. તમે મારે માટે સ્વપ્ન આવવા દેવાનું કબૂલ ન કરો?"

મેં કહ્યું: "તમારી મુશ્કેલીની સલાહનું સ્વપ્ન મને શી રીતે આવે?"

તેણે કહ્યું: "હું તેને મારી મુશ્કેલી સમજાવીશ. પછી તેની સલાહનું સ્વપ્ન એ તમને મોકલે, તે આવી ગયા પછી તમારે મને કહેવું."

"પણ તમારી મુશ્કેલીના ખુલાસાનું સ્વપ્ન તમે પોતે શા માટે નથી લેતાં?"

"હું પ્રેમના નવા પંથની શોધમાં પડી છું,—એવો પ્રેમ જે નવો જ હોય, જેમાં દરેકને મુક્તિ હોય. મને વખત નથી."

"પણ સ્વપ્ન તો રાતે ઊંઘતાં આવે છે. તે વખતે કાંઈ તમારી શોધ નહિ ચાલતી હોય!"

"નહિ. એ જ વખતે શોધ કરવાની હોય છે. પ્રેમનો નવો માર્ગ સ્વપ્નાં સેવ્યાથી જ મળે છે."

"તો એ જોવું આ!" મેં કંઈક અધીરાં થઈ કહ્યું.

"પણ બીજાનાં સ્વપ્નાં જોવા રહું તો મારાં સ્વપ્નાંનો વખત જ ન રહે ને! અને આવાં સ્વપ્નાં તો હરકોઈ જોઈ શકે છે. દાખલા તરીકે આ સ્વપ્નું તમે જોઈ શકશો ને મને કહી શકશો પણ મારાં સ્વપ્નાં તો મારા વિના બીજું કોઈ જોઈ શકવાનું નથી!" પણ તેણે મારા મોં પર મારું અભિમાન ઘવાતું જોયું કે કોણ જાણે કેમ, તેણે તરત જ અવાજ બદલ્યો: "તમે આટલું ના કરો. હું ખરેખર દુ:ખી છું!"

હું સ્પષ્ટ જોઈ શકયો કે તેને પોતાના પ્રશ્નનો જવાબ પ્રત્યક્ષ જોવાનો ડર લાગતો હતો અને છતાં સ્વપ્નની જિજ્ઞાસા તેને હતી. આવા કામમાં હું શા સારુ તેનું સાધન બનું એમ ઘડીભર ના પાડવાનું મન થયું. પણ આખરે હું પુરુષ હતો અને તે સ્ત્રી હતી. તેનો 'ના કરો'નો 'ના'નો લહેકો, અને તેના મોં પર દેખાતી દુ:ખમયતા જોઈ હું ના ન પાડી શકયો. મેં કહ્યું: "પણ મને આવેલું સ્વપ્ન તમે શી રીતે સમજશો? અંદર શું પૂછવું શું નહિ, એની મને શી ખબર પડશે?"

તે કહે: "એ સ્વપ્નો જ એવાં મોકલે છે કે તેનાથી વસ્તુસ્થિતિ બહુ ધારી

રેખાઓમાં વ્યક્ત થાય. એની મેળે પ્રશ્નો ઊઠે છે અને તેનો જવાબ પણ મળી જાય છે. પ્રશ્ન પૂછનાર માણસ તરત તેનો મર્મ સમજી શકે છે."

મેં કહ્યું: "ભલે."

અમે ચાલ્યાં. ગામને છેડે એક ઝાડ પર, ખેતરોમાં પક્ષી ઊડાડવા ખેડૂતો માળા કરે છે, તેવા માળામાં તે રહેતો હતો. મને જરા દૂર ઊભો રાખી તે ઝાડ નીચે જઈને ઊભી રહી. નીચેથી તેણે એક પીંછું લઈ ઝાડના થડ ઉપર ત્રણ ટકોરા માર્યા. નવાઈની વાત છે, એ પીંછાના ટકોરા કોણ જાણે કેમ ઝાડમાં સંભળાયા અને બરાબર ત્રીજે ટકોરે ઉપરથી એક માણસની આકૃતિએ નીચે ભૂસકો માર્યો. અને તે આખી આકૃતિ એક નાનું ખગલું જાણે જમીન પર ઊભું હોય એવી થઈ રહી. થોડી વારે, જાણે જમીનમાંથી ઊગતી હોય, તેમ એ આકૃતિ ઊભી થવા લાગી ને એક દાઢી મૂછ અને ભવાં પણ તદ્દન સફેદ થઈ ગયેલો માણસ તેમાંથી દેખાયો. તેણે કાનમાં બાવાઓની પેઠે, લાકડાની નાની ડેશીઓ ખોસેલી હતી. તેમાંથી જમણા કાનની ડેશી કાઢી નાખી તે કાન તેણે પેલી સ્ત્રી તરફ ધર્યો. સ્ત્રીએ ધીમા અવાજે જે કાંઈ કહેવું હતુ તે કહ્યું અને છેવટે હું દૂર ઊભો હતો તે તરફ હાથ લાંબો કરી મને બતાવ્યો. સ્વપ્ન મોકલનારે જરા ડોકુ ફેરવી મારા તરફ જોયું, પછી સ્ત્રીને આંખથી જવાની રજા આપી, અને એક પક્ષી પેઠે તે પોતાના માળામાં કૂદીને પાછો ભરાઈ ગયો.

તે સ્ત્રી મારી પાસે આવી. મને કહે. "બરાબર આ જ વખતે આ જ રાત્રે તમને સ્વપ્ન આવશે. સવારે દી ઊગતાં હું તમારી પાસે આવીશ. તમને બધું સ્વપ્નું યાદ રહ્યું જ હશે. તે તમારે મને કહેવું." મારો જવાબ સાંભળવા નહિ, પણ જાણે મારો જવાબ મારા મોં પર જોવા, તેણે મારા સામું જોયું, અને સંતોષ થતાં તે ચાલી ગઈ.

બીજે દિવસે સવારે દી ઊગતાં તે મારી પાસે આવી. દુઃખ દર્દ ચિન્તા ઉપરાંત તેના મોં પર તીવ્ર ઉત્કંઠા હું જોઈ શકતો હતો.

મેં સ્વપ્નું કહેવું શરૂ કર્યું.

"આવું અર્થહીન અને ભયકર સ્વપ્ન મને કદી આવ્યું નથી!"

મારા હાથ પર રૂંવાડાં ઊભાં થયાં તે સ્ત્રી પણ પુલકના ઓચિંતા આવિર્ભાવથી થડકી ગઈ, પણ તેણે તરત પોતા પર કાબૂ મેળવી લીધો. અને પછી જાણે એવી આડી ટીકા કરવા ના કહેતી હોય એમ ભાવથી દર્શાવી આગળ વાત સાંભળવા તેણે મારા તરફ જોયું.

હું જાણે મારા કોઈ ઓળખાણવાળાને ત્યાં જતો હોઉં એવા મનોભાવથી ચાલતો હતો. ઓળખાણ ક્યાંનું, ક્યારનુ, શા માટે જાઉં છું, તે કશું સ્પષ્ટ નહોતું, માત્ર જાણે કોઈક ઓળખીતાની ખબર કાઢવા ઘણે સમયે જતો હોઉં એવો ભાવ મનમાં હતો. રસ્તાની માહિતી નહોતી, તેમ રસ્તો શોધવો છે એવું પણ મન નહોતું. માત્ર ચાલ્યો જતો હતો.

થોડે ગયો ત્યાં એક ઝૂંપડી જેવું આવ્યું અને એ જ સ્થાને મારે જવાનું હોય તેમ હું અટક્યો. ઝૂંપડીની આસપાસ બધે ખારભોંય હતી. દૂર ક્ષિતિજ ઉપર એક લૂંટી લીધેલા જેવા

દેખાતા તાડ સિવાય કશું ય ઝાડ નહોતું. આસપાસ દરિયાની મોટી ભરતીનું પાણી આવતું હોય એવી જમીન ખારી પોચી અને માણસની તેમ ઢોરની નિશાની વિનાની હતી. મેં ઝૂંપડીના બારણા સામે જોયું. જાણે મારી આવવાની ખબર હોય એવી રીતે અંદરથી એક સ્ત્રી, મદારી રાખે છે તેવો નાનો ટોપલો લઈ બહાર નીકળી અને તે જમીન પર મૂકી એક બાજુ ખસી ગઈ. તે જ વખતે પહેલાંનો સંકેત હોય તેમ, તેના બોલાવ્યાથી જ હાજર થયો હોય તેમ, એક પુરુષ બહારથી આવ્યો. અને જાણે મારી સમક્ષ અમુક કરી બતાવવાનું પહેલેથી નક્કી કરી મૂક્યું હોય તેમ એક દિશાથી પેલી સ્ત્રી ટોપલા તરફ ગઈ, અને સામેની દિશાથી તેનું અનુકરણ કરતો હોય તેમ પેલો પુરુષ ટોપલા તરફ ગયો. બન્ને ટોપલા આગળ ભેગાં થતાં જ સ્ત્રીએ ટોપલો ઉઘાડી અંદરથી એક જ આંચકે, એક મરેલું બાળક પકડી હાથ ઉછાળ્યો! તે સ્ત્રીની નજરથી પુરુષે પણ પોતાનો હાથ ઊંચો કરી તે મરેલા બાળકને બીજા કોઈ અંગથી પકડયું. અને પછી મેં કદી નહિ જોયેલું એવું, એક રૂમાલને પકડીને બે જણાં નાચતાં હોય તેમ એ બાળકને પકડીને, બન્નેએ એક ભીષણ નૃત્ય કર્યું.

હું નૃત્ય તો બીજો શબ્દ નહિ મળવાથી કહું છું.; બાકી એમાં કલા નહોતી, સૌંદર્ય નહોતું, માત્ર બંને જણાં ખૂબ જોર અને આવેગથી કૂદતાં હતાં અને અમળાતાં હતાં. શરીરને પ્રતિકૂળમાં પ્રતિકૂળ આમળા આપવા અને આડુંઅવળુ ખૂબ કૂદવું, હાથપગને ગમે તે દિશામાં જોરથી વીંઝવાં, હલાવવા અને પેલા મરેલા છોકરાને સામસામું ખૂબ ખેંચવું એમાં જ કલા આવી જતી હોય તેમ તેઓ કરતાં હતાં. બંનેના હાથમાં એક જ મરેલું બાળક હતું તે સિવાય બન્નેની ગતિમાં કશો મેળ નહોતો. માત્ર, કલા વિનાનું, અર્થ વિનાનું, એ એક બીષણું, અમંગળ, તાંડવ હતું!

શરૂઆતમાં તો મને એટલી કમકમાટી થઈ કે મારી બુદ્ધિ કામ કરી શકી નહિ. પણ પછી મને એક પછી એક પ્રશ્નો થવા લાગ્યા, ને કોઈ અગમ્ય રીતે તેના જવાબ મળતા ગયા. હું પ્રશ્નો વૈખરીથી પૂછતો નહોતો, મને જવાબ પેલાં સ્ત્રીપુરુષ આપતાં નહોતાં, છતાં જાણે એ તેમનો જ જવાબ જણાતો હતો, અને મને દરેક વખત જવાબ મળ્યે તેમના મોં પર જવાબ આપ્યાનો સંતોષ જણાતો હતો.

મને પહેલો પ્રશ્ન થયોઃ "આ શેનું નૃત્ય છે?" જવાબ મળ્યો,–કહો કે–સમજાયો, "એ નવીન પ્રેમનું નૃત્ય છે." વળી પ્રશ્ન થયોઃ "તો તેમાં આ બાળક શાનું?"

"એ એમના પ્રેમનું પ્રતીક છે."

મને થયું કે બાળક મરી ગયાને લીધે આ આમ કરતાં હશે. અને તેથી પ્રશ્ન થયોઃ "આ બાળક ક્યારે મરી ગયું?" જવાબ મળ્યોઃ "એ મરેલું જ અવતરેલું છે!"

વળી હું અજાયબીમાં પડયો. ઘડીભર એ બાળક સાચું ન હોતાં માત્ર કોઈ બનાવટી ઢીંગલી હોય એમ વહેમ પડયો. પણ ત્યાં તો એ નૃત્યના જ આંચકાથી બાળકની એક આંગળી ઊડીને મારી પાસે પડી. તે ખરેખર એક સાચા મરેલા બાળકની જ આંગળી હતી એમાં જરા પણ શંકા ન રહી. મને થયુંઃ "આ આમ વારંવાર નૃત્ય કરતાં હશે?"

જવાબ "હા."

"તો તો આ બાળક ક્યારનુ તૂટી જ ગયુ હોત અને નૃત્ય ફરી વાર ચાલત જ નહિ ?"

"તે બૈરી તેને વારંવાર પાછુ સાંધે છે!"

'પણ તોપણ સાંધ્યે કેટલીક વાર ચાલે ?"

"તો એ બૈરી ફરી વાર કોઈ પુરુષથી નવુ મરેલુ બાળક પાછુ ઉત્પન્ન કરે છે"

મને આઘાત થયો "મરેલુ ઉત્પન્ન કરે છે!!"

"હા જીવન જીવનને ઉત્પન્ન કરે તેમા શી નવાઈ! આ તો મરેલું ઉત્પન્ન કરે છે! એ જ એની નવીનતા છે!"

હજી પેલુ તાંડવ ચાલ્યા કરતુ હતુ મને લાગ્યુ આ બાળક આખુ તૂટી જાય ત્યારે જ આ નૃત્ય બંધ થતુ હશે એટલામા એ બાળકનુ એક અંગ તૂટીને માગ પર પડયુ એ અંગ ઓળખાય એવુ રહ્યુ નહોતુ પણ મને જાણે મૃત્યુનો સ્પર્શ થયો હોય તેમ હુ ભડક્યો. અને ભડકવા સાથે જાગી ગયો જાગ્યો ત્યારે મારે શરીરે પસીનો હતો!

સ્વપ્ન પૂરુ કહેવાઈ રહ્યુ મેં તે સ્ત્રી સામે જોયુ જાણે મને ત્યારે જ સમજાયુ, ને મેં પૂછ્યુ 'એ સ્ત્રી તો તુ હતી, પણ પેલો પુરુષ કોણ ?"

સ્ત્રીએ અત્યંત તિરસ્કારથી કહ્યુ "તદ્દન જુદું" મને થયુ "સ્વપ્ન એના કહ્યાથી મેં લેવાની હા પાડી એના કહેવાથી પેનાએ મોકલ્યુ અને પછી આ 'જુદું' એટલે શુ ?"

મારા મોં પરથી મારા મનનો ભાવ જાણી જઈ તેણે ફરી કહ્યુ "બન્ને જુદા છો તમે અને પેલો સ્વપ્નાનો વતાર."

જાણે આખા જગતનુ મેં એકલાએ કંઈ મહાન અહિત કરી નાખ્યુ હોય તેમ મારા તરફ તીક્ષ્ણ તિરસ્કારની દૃષ્ટિ નાખી તે ચાલી ગઈ!

# પાનગોષ્ઠિ

'અ-કવિ'

કોઈ પણ પ્રજા શૂરવીર છે કે નહિ એનું માપ કાઢવા માટે એક નવી યોજના મને મળી આવી છે તે હું રજૂ કરવાની તક લઉં છું. આંહીં પહેલી જ વખત હું 'હું'નો ઉપયોગ કરું છું એ ઉપરથી મારામાં અભિમાન આવ્યું છે એવું અનુમાન ખેંચનારાઓને 'હું' કહીશ કે અભિમાન એ આત્મશ્રદ્ધાનું બચ્ચું છે; મારી યોજના પ્રમાણે કોઈ પણ પ્રજામાં કેટલાં તંત્ર છે એ ઉપરથી એની શૂરવીરતાનું માપ નીકળી શકે. તમે એમ કહી જ ન શકો કે આ માપ ખોટું છે. મેં એમ સાંભળ્યું છે કે આફ્રિકામાં ઘણાં તડાં છે. અને શરીર ઉપર ગોળકુંડાળા ચીતરનારું તડું કોઈપણ દિવસ શરીર ઉપર ચોરસ લીટી દોરનારાઓ સાથે નહિ જ મળે. એ લોકોને ઊંડી સમજ છે કે એવી રીતે મળવાથી વ્યક્તિત્વ નાશ પામે છે. આ જંગલી લોકોએ હજી સુધી પોતાનો વેષ ને સ્વાધીનતા ગુમાવ્યાં નથી. એટલે એમને તમે જંગલી ન કહેતાં સ્વતંત્રવાદી હોવાથી, સંસ્કારી કહી શકો. શૂરવીરતાની પહેલી નિશાની વ્યક્તિગત સ્વતંત્રતામાં રહેલ છે. તમે કોઈપણ બે દક્ષિણી વિદ્યાર્થીઓને ભેગા થયેલ જોશો એટલે તરત તેઓ ઈકડંતિકડંથી વાત શરુ કરશે. પણ બે ગૂજરાતી વિદ્યાર્થીઓ એમ નહિ કરે. પહેલાં તો એ મળશે જ નહિ. મળશે તો બોલશે નહિ. બોલશે તો ગૂજરાતીમાં તો નહિ જ બોલે; છતાં બોલશે તો એક જણો ગૂજરાતીમાં બોલશે તો બીજો અરધું અંગ્રેજી-ગૂજરાતી બોલશે. એમ નહિ કરે તો છેવટે બે શબ્દ પણ અંગ્રેજીમાં તો બોલશે જ. સામાન્ય લોકની ભાષામાં વ્યવહાર કરવાથી ઘણી વખત આપણામાં વ્યક્તિત્વ ન હોય પણ આપણે એક ટોળામાં હોઈએ તેવું લાગે છે. એટલે જેમણે પોતાનું વ્યક્તિત્વ જાળવવું હોય તેમણે ભાષાનો વ્યક્તિગત વ્યવહાર રાખવો. એમાં ભાષા સમૃદ્ધ થાય છે. ને ઘણી વખત સામાન્ય જનો એ ભાષાપ્રયોગ ન સમજે તો એમના વિષે ટીકા કરવા માટે પણ આ રસ્તો ખોટો નથી. મારા મિત્ર એમ કહેતા હતા કે અંગ્રેજી ભાષા, જુવાનો, સાધારણ રીતે, પોતાના દેશબાંધવો પર ટીકા કરવાના સાધન તરીકે ઠીક ઠીક વાપરે છે, પણ એમને ખબર નથી કે જુવાનો જે વાપરે છે તે અંગ્રેજી ભાષા હોતી જ નથી. એ તો વ્યક્તિભાષા હોય છે. દ્રાક્ષાસવનો ડોઝ નરમ કરવા માટે જેમ પાણી ઉમેરતાં જવાય—અથવા ઘરગથુ ઉપમા વાપરવી હોય તો છાશમાં પાણી નાખવાથી, પાણીની જેમ છાશ થતી જાય તેમ પહેલાં ૨૫ ટકા અંગ્રેજી શબ્દો, પછી ૩૫ ટકા અંગ્રેજી શબ્દો—એમ કરતાં કરતાં છેવટે સોએ સો ટકા અંગ્રેજી શબ્દો આવી શકે. તમે કહેશો આ તો ખોટું છે. અંગ્રેજી બોલવું એ તો સારું છે. પણ ના, તમે કહેવાનો ભાવાર્થ સમજ્યા જ નથી. ટકા વધતા જાય

એટલે વ્યક્તિભાષાના ટકા વધતા જાય. અને છેવટે સોએ સો ટકા, એક વ્યક્તિની ભાષા બીજી વ્યક્તિની ભાષાથી જુદી તરી આવે, અને એવુ ભાષા પરત્વે, વ્યક્તિત્વતંતુ સ્થપાવાથી, નિર્વીર્ય પ્રજાની અનેક નિશાનીઓમાની એક તરીકે આને ગણાવી શકાય

નિર્વીર્ય પ્રજાની બીજી નિશાની એ છે કે એ કોઈ દિવસ ભેગા મળીને કામ ન જ કરે. ભેગા મળીને કામ કરવાથી ઘણા નુકસાન છે એક તો કોણે કેટલુ કામ કર્યું તે ખબર પડે નહિ બીજુ કોણે પહેલુ કામ કર્યું તે ખબર ન પડે. કામ કર્યું કે નહિ એના કરતા પણ વધારે મહત્ત્વનો પ્રશ્ન આ છે કોણે નામ પહેલુ કર્યું? ત્રીજુ ભેગા મળીને કામ કરવાથી પરાવલંબી થવાય છે, નર્મદે મડળી મળવાથી થતા લાભ વિષે એક નિબંધ લખ્યો છે, પણ મડળી ન મળવાથી થતા લાભ વિષે એ નથી લખી શક્યો એ વસ્તુ જ બતાવે છે કે મડળી ન મળવાથી થતા લાભ વિષેની આ યોજના તદ્દન અપૂર્ણ છે 'મડળી મળવામા' એ વાક્ય ઉપરથી 'મડળી ન મળવાથી' એ વાક્ય જડયુ છે એ ખરુ, પણ એમા 'ન' અક્ષરનો વધારો અપૂર્ણ હોવાથી એને તમે અપહરણ નહિ કહી શકો

વ્યક્તિગત ભાષાને કેટલાક નિંદકો ખીચડીભાષા કહે છે, પણ એમને ખબર નથી કે એ ભાષાના પ્રયોગથી, ખરી તકે મૂઝવણ પણ ટાળી શકાય છે ને એ રીતે સ્વમાન જળવાય છે ગ્યારીને, માયન્સ લેબોરેટરી, વગેરે અગત્યના કામ ન હોવાથી, ટેવને લીધે એ મોઢે હિસાબ કરી શકે છે તે વખતે અગ્રેજીભાષાના વ્યવહાર વડે જ ધન્વંતરાય ને દમવતરાય, એ હિસાબ ન આવડતો હોય છતા 'યુ સી, થ્રી મલ્ટીપ્લાઈડ બાઈ ટુ' ને 'ડીવાઈડેડ બાઈ ટુ' કહીને પોતાની ઇજ્જત સાચવી શકે છે એટલે આમ એ ભાષાનો ખીચડીપ્રયોગ ઇજ્જત સાચવવાના સાધન તરીકે ખોટો નથી

તમે કહેશો તમે નિર્વીર્ય પ્રજાના લક્ષણ કહેવાને બદલે ખીચડીભાષા પર ઊતરી પડ્યા તો હું કહું છુ એવી કોઈપણ પ્રકારના નિયમમા ન રહેવાની વૃત્તિ જ નિર્વીર્યતા બતાવે છે સાચા જુસ્સાવાળા વક્તાઓ કોઈપણ દિવસ જે વિષય પર બોલવાનું હોય તે વિષય પર નહિ બોલે. એમ નિયમસર અને મુદ્દાસર તો હરેક બોલી શકે પણ મુદ્દાને બિલકુલ સ્પર્શ કર્યા વિના આખુ ભાષણ પૂરી જવુ એ પણ એક પ્રકારની શક્તિ છે અને તે જેટલી વિરલ છે તેટલી જ લાભદાયી છે અમુક મુદ્દા પર બોલનાર માણસો પરાવલંબી છે. કારણ કે તેમને મુદ્દા પર તૈયારી કરવી પડે છે પરતુ કોઈપણ જાતના મુદ્દા વિના સ્વેચ્છાએ બોલવાનુ અપૂર્વતા વિના શક્ય જ નથી તમે કહેશો આમા નિર્વીર્યતાના લક્ષણની વાત ન આવી, તો હું કહું છુ તમે લેખનુ મથાળુ વાચ્યા વિના જ લેખ વાચ્યો છે મથાળુ જ 'પાનગોષ્ઠિ' છે અને સાચી વાત અથવા, ઊભા રહો—ગપ્પાની વાત તો એ છે કે, પાનગોષ્ઠિમા તો સાચુ પણ આવે ને ગપ્પા પણ આવે. સાચુ તો સૌ કોઈ કહી શકે, પણ ગપ્પા મારવા સહેલા નથી ન માનતા હો તો તમે એક ગપ્પુ મારી જુઓ તરત તમે ક્યાથી અપહરણ કર્યું છે તે શોધનાર શોધી કાઢશે

મથાળુ જ 'પાનગોષ્ઠિ' છે—એટલે એમા ગમે તે રીતે ગમે તેવુ લખી શકાય અને સાચી વાત—અથવા—ગપ્પાની વાત તો એ છે કે, આમા મારે ખરી રીતે કાઈ કહેવાનુ જ ન હતુ એટલે તો હું આટલુ લાબુ કરી શક્યો

## ૨

સાચા સાહિત્યકારો, કહેવાય છે કે, કોઈ પણ પ્રાસંગિક વિષયને સ્પર્શ કરતા નથી. પ્રાસંગિક વિષયને તેઓ અમાંગલિક ગણે છે. સંસ્કૃત સાહિત્યકારોએ તો ઔચિત્યને સાહિત્યમાં ઘણું વિશિષ્ઠ સ્થાન આપ્યું છે અને ઔચિત્ય એટલે કમલ મળે ત્યાં સુધી આકડા વિષે ન લખવું તે. એટલે પાનગોષ્ઠિમાં પ્રાસંગિક વિષય ન લેવાની મારી ઇચ્છા તો બળવાન હતી; પણ બલીયસી કેવલમિશ્વરેચ્છા પ્રમાણે મારે પણ જમાનાને અનુસરીને આ ચાલુ વિષય લેવો પડ્યો છે. આપણા સાહિત્યમાં અત્યારે મોટામાં મોટો પ્રશ્ન પરિષદનો છે. પરિષદનો મોટામાં મોટો પ્રશ્ન પ્રમુખનો છે. અને પ્રમુખને માટે મોટામાં મોટો પ્રશ્ન ભાષણું કરવું કે લખવું એ છે. આ સંબંધમાં એટલા મતભેદો છે કે સઘળાના સમન્વયમાંથી એક સત્ય નીકળી શકે. દમયંતીના બીજી વારના સ્વયંવરવર્ણનમાં પ્રેમાનંદે લખ્યું છે. કે દરેક રાજા એટલો આતુર દેખાતો હતો કે પોતપોતાની ડોક આગળ ધરતો હતો—જો કોઈ રીતે માળા ડોકમાં આવી પડે તો. પ્રમુખના નામની હારમાળા—અને વિભાગીય પ્રમુખોની હારમાળા પ્રગટ થવા લાગી છે એમાંથી એક સરસ રસ્તો નીકળી શકે તેમ છે. આપણી સંસ્કૃતિ પહેલેથી જ વાણીની પણ અહિંસામાં શ્રદ્ધા ધરાવે છે. એણે કોઈને પણ ખોટું ન લાગે એવું કરવું હોય તો પરિષદના વિભાગો વધારી દેવા. મોટાંમોટાં ખાતાં પણ કામને નહિ પહોંચાય તેવું લાગે ત્યારે ખાતાં વધારે છે. કારણ કે એમ વધેલાં ખાતાં વધેલું કામ બતાવે છે. અને કામ કરતાં, કામ બતાવવામાં જે રસ છે, તે કાલ્પનિક હોવાથી અલૌકિક છે એટલે સાહિત્યપરિષદે ગદ્યવિભાગ અને પદ્યવિભાગ એ બે મુખ્ય ભાગ પાડી, પછી નવલકથાવિભાગ, લાંબીવાર્તા વિભાગ, ટૂંકીવાર્તા વિભાગ, રેખાચિત્ર વિભાગ, લેખ વિભાગ, માસિકના પ્રથમ પાનાનો વિભાગ, છેલ્લા પાનાનો વિભાગ, ચાલુ વિભાગ—અને એવી જ રીતે કવિતામાં પણ લઘુકાવ્યો, લઘુતરકાવ્યો, લઘુતમકાવ્યો, ઊર્મિકાવ્યો, ઊર્મિલકાવ્યો, કિલષ્ટકાવ્યો, અર્થઘનકાવ્યો, અર્થહીનકાવ્યો. અને એવા ઘણા વિભાગો પડી શકે. એમાં જોવાનું એટલું જ કે જેટલા સાહિત્યકારો તેટલા ભાગ પડે છે કે નહિ. કોઈ પોતાને સાહિત્યકાર ન કહેતાં સેવક કહેતો હોય, પણ એણે ગામડી કવિતાની ભલેને એક ટૂક લખી હોય છતાં એનો પણ આમાં સમાવેશ થઈ જાય એટલી વિશાળતા રાખવી. માત્ર એટલી સંભાળ રાખજો કે સાહિત્યની વિશાળતા વધતી વધતી મારી પાનગોષ્ઠિ ઉપર વ્યાપી ન જાય. કારણકે અત્યાર સુધી હું કોઈ સાહિત્યપરિષદ કે સંમેલનમાં પ્રમુખ ઉપપ્રમુખ કે મુખ થયો નથી ને થવું નથી. મારે તો મુખ કે શ્રોત્ર એમાંથી એકેય થવું નથી. સાહિત્યપરિષદ ચાલતી હશે ત્યારે પણ મારે તો માત્ર પાનગોષ્ઠિ કરવી છે. તમે કહેશો આમાં તો એવું થાય કે જેટલા પ્રેક્ષકો, એટલા જ સાહિત્યકારો ને જેટલા સાહિત્યકારો તેટલા વિભાગીય પ્રમુખો થઈ જાય—તો હું કહું છું એમાં ખોટું શું છે? ખરી બહાદુરી—અથવા એવો આકરો શબ્દ ન વાપરીએ તો—ખરી સાહિત્યતમજા હજારો પ્રેક્ષકો હોય ત્યારે ભાષણ કરવામાં નથી, પણ જેમાં એક જ પ્રેક્ષક ને એક જ સાહિત્યકાર ભાષણકર્તા હોય તેમાં છે. એથી પણ વધુ આગળ વધીએ તો જેમાં બન્ને એક જ હોય: વાંચનાર પોતે, સાંભળનાર પોતે; રસાસ્વાદ કરાવનાર ને લેનાર પણ પોતે. તત્ત્વજ્ઞાનમાં આવી આત્મા-પરમાત્માની અભેદ સ્થિતિને ઘણી ઉચ્ચ કોટિની કહી છે. એટલે અનેક વિભાગો જે અભેદ ઉત્પન્ન કરશે—અને છેવટે જે શૂન્યવાદ

ઉત્પન્ન કરશે, જેમાં સાહિત્ય નહિ, સાહિત્યકાર નહિ, પરિષદ નહિ, પરિષદનું સ્થળ નહિ, લેખક નહિ, લખાણુ નહિ—પણુ માત્ર સઘળું એકમય બની જશે એ અખતરો પણુ કરવા જેવો છે. કાંઈ નહિ તો એમાં વસી રહેલા 'તું એકલો જાને' એ આ યુગના કાવ્યના પ્રતિનિધિત્વ ખાતર પણુ આ અખતરો અજમાવવા જેવો છે. તમે કહેશો, કે આ તો બહુ ખોટું થાય—આ તો અનિયમિત મિથ્યા પ્રલાપ ગણાય તો હું કહું છું કે આ અનિયમિત પ્રલાપ પેલા તમારા નિયમબદ્ધ પ્રલાપ કરતાં પણુ ઊતરે એમ? નિયમબદ્ધ પ્રલાપ કયો વળી? કેમ વળી જેમાં કરાંચીની બજારમાં ડુંગળી વેચનારો ગમે તે બકાલી, અંલબત પાંચ રૂપિયા આપીને, પોતાનો મત આપી શકે કે મુનશીવાણી તાજી ડુંગળી જેવી ફોરે છે ને બલવંતરાય ઠાકોરની વાણી તરત શાક થાય તેવી આખી ડુંગળી જેવી લાગે છે. આ તમારા નિયમ કરતાં પણુ મારો અનિયમ તમને ઊતરતો લાગ્યો? અરે રામ! દિવસો એવા આવ્યા છે કે સિગારેટનાં ઠુંઠાં શોધનારાઓ, ગ્લેડસ્ટનમાં શક્તિ છે કે અશક્તિ, એનો નિર્ણય કરવા બેસે, ને મારા જેવો જરાક અનિયમિત બોલે ત્યાં 'અબ્રહ્મણ્યં' કહીને સૌ મશ્કરી કરે! હશે, પણ કોણે કહ્યું હતું કે દુનિયા બુદ્ધિ ઉપર ચાલે છે? ગમે તેણે એ કહ્યું હોય પણ હું તો કહું છું કે બુદ્ધિશાળીઓ જખ મારે છે. દુનિયા તો ચાલે છે બુદ્ધિહીનોની બુદ્ધિ ઉપર.

## એક ભજન

સંપાદક : રસિકલાલ છો. પરીખ

બાઈ અમે પકડી આંબલિયાની ડાળ રે, જંગલ માંહી એકલી હોજી.
ઓતર દખણુથી ચઢી એક વાદળી રે, વરસ્યા બારે મેઘ રે,
બીજાને મારે આખડી હોજી.

નદી રે કિનારે બેઠો એક બગલો રે,
હંસલો જાણી કીધી પ્રીત રે,
મુઠામાં ઝાલી માંછલી હોજી.

ફૂલનો પછેડો ઓઢું પ્રેમઘાટડી રે,
બાઈ મારો શામળિયો ભરથાર રે,
બીજાને મારી ચુંદડી હોજી.

બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,
બાઈ મારો પિયુડો પરદેશ રે,
ફરૂકે મારી આંખડી હોજી.

# ते हि नो दिवसा गता:

નરેશચન્દ્ર વિ. પંડિત

જયમ વીજળીની જ્વલન્ત રેખા
ઝળકી–ના ઝળકી—શમી જતી;
જયમ ઇન્દ્રધનુષ્ય રમ્ય શોભા
પ્રગટી–ના પ્રગટી—ઊડી જતી;
જયમ હાસ્ય પ્રસારી બાલ–પુષ્પો
વિકસ્યાં–ના વિકસ્યાં ખરી જતાં;
સુખનાં ત્યમ અલ્પ અલ્પ વર્ષો
નિરખ્યાં–ના નિરખ્યાં—વહી જતાં!

'ટૂહૂ' કરી કોયલ ઊડી જાય,
તોયે 'ટૂહૂ'ના પડઘા રમી રહે;
ડૂબી જતો સૂર્ય ક્ષિતીજ માં'ય,
તોયે સુવર્ણ–દ્યુતિ વિસ્તરી રહે;
ઊડી જતી ધૂપની ધૂમ–રેખા,
સુવાસ તો યે પ્રસરી રહે ગૃહે;
એવા દિનો ચંચલ સ્વપ્ન જેવા
વીતી ગયા, ને સ્મરણો રહ્યાં હવે!

# પેલેસ્ટાઈન રિપોર્ટ

ડુંગરશી ધરમશી સંપટ

ભૌગોલિક દૃષ્ટિએ પેલેસ્ટાઈન એશિયા, યુરોપ અને આફ્રિકાના સંગમસ્થાન ઉપર મહત્ત્વયોગ્ય સ્થાને આવ્યું છે. આથી એ વારવાર અનેક રાજ્યોનાં આક્રમણનું સ્થાન બન્યું છે. એના ઉપર છેલ્લી માલિકી તુર્ક લોકોની હતી. મહાયુદ્ધમાં તુર્કોનો પરાજય કરી અંગ્રેજોએ આ પ્રદેશ છતી લીધો. હમણાં લીગ ઑફ નેશન્સ તરફથી અંગ્રેજો એનું શાસન કરે છે. પેલેસ્ટાઈનમાં ઘણી જમીન વેરાન, રેતાળ અને ખેતી માટે અયોગ્ય છે. સમુદ્ર કિનારેના બે ગામ જાફા અને હાફાની આસપાસની જમીન ખૂબ ફળદ્રુપ છે. એ વિભાગની ખીણ પણ ખૂબ સરસ સૃષ્ટિસૌંદર્ય ધરાવે છે. પેલેસ્ટાઈનમાં માત્ર ૭ અઠવાડિયાં વરસાદ પડે છે, એટલે પીવાના પાણીની પણ તાણ રહે છે. વૃક્ષો પણ થોડાં જ દેખાય છે.

પેલેસ્ટાઈન એ યાહુદી લોકોનું જૂનું ધામ છે. ખ્રિસ્તીઓનાં અત્યાચારથી યાહુદીઓને પેલેસ્ટાઈન તજવું પડયું હતું. યાહુદી લોકો આખા જગતમાં પડયાપાથર્યા રહ્યા. એમનામાં સંપ હતો અને શરાફી ધંધો કરતા હતા એટલે એ લોકો જગતના શરાફો ગણાયા. પરંતુ ખ્રિસ્તીઓએ એમના ઉપર ખૂબ અત્યાચારો કર્યા હતા. સને ૧૮૮૦માં નેથમરસ્ટ્રૉસ નામે યાહુદીએ પેલેસ્ટાઈનમાં અન્નક્ષેત્રો અને આશ્રયસ્થાનો ખોલ્યાં. એટલે ગરીબ યાહુદીઓ મોટા પ્રમાણમાં તે સ્થળે આવવા લાગ્યા. અહીં એમની જુદીજુદી વસાહતો વસી જગતભરના ધનવાન યાહુદીઓએ એમને મોટી આર્થિક મદદ આપી. વેરાન જમીનમાં અતિ ઉદ્યોગથી એમણે નંદનવનસમો બગીચો ઊભો કર્યો. સને ૧૮૯૧માં યાહુદી હીલચાલને અંગે એ મૂળ પ્રદેશમાં યાહુદીઓ ઉભરાવા લાગ્યા. સને ૧૯૧૩માં એક લાખ યાહુદીઓ અહીં હતા એમની ૪૦ વસાહતો વસી હતી. મહાયુદ્ધમાં યાહુદીઓએ મિત્ર રાજ્યોને મોટી આર્થિક મદદ કરી હતી. તે સેવાના બદલામાં બાલ્ફર ઘોષણા નીચે અંગ્રેજોએ પેલેસ્ટાઈન યાહુદી વસાહતો માટે ખુલ્લું મૂક્યું. જર્મનીમા હેર હીટલરે યાહુદીઓને કાઢી મૂક્યા. પોલાંડમાં પણ એમના ઉપર સખ્ત જુલમ થયો, આથી યાહુદીઓનાં ટોળા ને ટોળાં પેલેસ્ટાઈનમાં આવ્યાં. પેલેસ્ટાઈનમાં હમણાં ચાર લાખ યાહુદીઓ વસ્યા છે. એમણે રેતાળ પ્રદેશને ખૂબ ફળદ્રુપ બનાવી ત્યાં દ્રાક્ષ અને દારૂ મોટા પ્રમાણમાં પેદા કરે છે.

યાહુદી લોકો સુસંસ્કૃત છે. એમણે સારી જમીન આરબ ખેડૂતો પાસેથી ખરીદી લીધી છે. એમણે હિબ્રુ વિશ્વવિદ્યાલય પોતાના ખાનગી નાણાંથી સ્થાપ્યું છે. હિબ્રુ ભાષામાં યાહુદી સંસ્કૃત અહીં શિખવાય છે. યુરોપના ધનવાન યાહુદીઓ એમને આર્થિક મદદ કરે છે. દર વરસે આસરે કરોડ રૂપિયા જેટલી એમની મદદ છે. યાહુદીઓનાં જૂનાં ધર્મસ્થળોનો રોમન લોકોએ નાશ કર્યો હતો. હમણાં માત્ર રૂદનની ભીંતનું અવશેષ રહ્યું છે. ત્યાં યાહુદી

પેલેસ્ટાઈનમાં લગભગ દશ લાખ આરબ લોકો છે. એમાં જમીનદાર વર્ગ મોજમજાહમાં જીવન ગુજારે છે. મોટો વર્ગ આરબ ખેડૂતોનો છે. તે તદન અજ્ઞાન, ઝનૂની અને સ્વદેશપ્રેમી છે. ત્રીજો વર્ગ બહુ જાતના ભટકતા આરબોનો છે. એઓ રણમાં બકરાં–ઊંટોના કાફલા રાખી રહે છે, લૂંટારા છે અને ભયનું જીવન ગુજારે છે. આરબોની સંસ્કૃતિ હલકી છે. આરબો કહે છે કે ૧૩૦૦ વરસ થયાં અમે અહીં રહીએ છીએ. અંગ્રેજોએ અમારા પ્રદેશમાં યાહુદીઓનાં ધાડાં લાવી અમારી ફળદ્રૂપ જમીન લઈ લીધી છે. પૈસાના બળે યાહુદીઓએ અમારા ઉપર માલિકી કરી છે. જમીન, ધન, સંસ્કૃતિ વગરના અમે અમારો દેશ મૂકી ક્યાં જઈએ ? અમને કોણ સંઘરે ? અમારા દેશમાં અમને જીવવાનો હક્ક આપો. નવા યાહુદીઓની આયાત બંધ કરો. પેલેસ્ટાઈન હવે વધારે પ્રજા નિભાવી શકે તેમ નથી.

ત્રીજા ખ્રિસ્તી લોકો છે. એમની સંખ્યા લાખેકની છે. જાફાથી ૪૦ માઈલ દૂર બે હજાર ફૂટની સપાટી ઉપર જેરૂસાલેમ શહેર છે. એમાં યાહુદીઓના ધર્મનાં જુદાજુદા અવશેષ છે. આરબોની બે પ્રસિદ્ધ મસ્જિદો છે. ખ્રિસ્તીઓના પયગમ્બરને અહીં ક્રોસ ઉપર લટકાવેલા હતા એટલે એના સ્મરણાવશેષો, એની માતાની કબર વગેરે ખ્રિસ્તીઓને પૂજ્ય સ્થાનો અહીં છે. જેરૂસાલેમના કબજા માટે યુરોપિયન પ્રજાઓએ પોપોની ઉશ્કેરણીથી ત્રણસો વરસો પર્યંત આઠ આઠ મોટાં આક્રમણો કર્યાં હતાં. છતાં જેરૂસાલેમ તુર્કો પાસેથી લેવાયો નહોતો. પેલેસ્ટાઈનમાં જાફા હાયફા નામનાં બે બંદરો અને જેરૂસાલેમ મુખ્ય શહેર છે. જાફાનાં સંત્રાં નારંગી આખા યુરોપમાં પ્રખ્યાત છે.

અંગ્રેજોએ હમણાં બંને પક્ષોને અંકુશમાં રાખ્યા છે. પરંતુ હડતાલો, મારામારીઓ, તકરારો, ખૂનો, બોયકોટો અને અત્યાચારો હમેશાં થાય છે. સમાધાન બંને કોમો વચ્ચે કરવું અશક્ય બન્યું છે. મહાયુદ્ધના સમયે અંગ્રેજોએ આરબોને પણ તેમનો દેશ સ્વતંત્ર કરવાનું લેખિત વચન આપ્યું હતું. બીજી તરફ યાહુદીઓને તેમની આર્થિક મદદ માટે સને ૧૯૧૭માં પેલેસ્ટાઈનમાં યાહુદી પ્રદેશ સ્થાપવાનું વચન આપ્યું હતું. સને ૧૯૨૦થી અંગ્રેજોએ પ્રજાસંઘ પાસેથી ત્રણે ખંડની ચાવીરૂપ આ પ્રદેશ લીધો. સને ૧૯૨૦–૨૧માં આરબોએ મોઢાથી તેમજ બંદૂકોથી પોતાના વાંધા રજૂ કર્યા. આરબોની હાઈયર આરબ કમિટી ચાર મોટાં આરબ રાજ્યો ઈરાક, સીરિયા, ઈબ્નેસાદ અને ટ્રાન્સ જોરડીઆની મદદથી અંગ્રેજો ઉપર ખૂબ દબાણ લાવે છે. બીજી તરફ જ્યુઈઝ એજન્સી યુરોપ અમેરિકાના યાહુદીઓનાં લાગવગને કામે લગાડી તેથી પણ વધારે દબાણ અંગ્રેજો ઉપર લાવે છે. બંને પક્ષોને સમજુતી કરવી નથી. બન્નેની સંસ્કૃતિઓ ભિન્નભિન્ન છે. અંતરના ઝેરવેરો ઉગ્ર ભાવે જાગૃત થયા છે. જ્યુઈઝ કમિટીની શાસનમાં લાગવગ ઘણી છે. ઘણા મોટા અધિકારો અંગ્રેજોના હાથમાં છે. તે પછી યાહુદીઓ આવે છે. આરબો ગૌણ પદવીઓ ન્યૂન અંશે ભોગવે છે. બંને કોમોની ઉપલી વગદાર કમિટીઓ સ્વતંત્ર અને લાગવગવાળી છે. પેલેસ્ટાઈનમાં આમ ત્રણ શાસનો આવે છે.

પંદર વરસો સુધી આ પરિસ્થિતિ ચાલી. સમાધાન થયું નહિ. દર વરસે બખેડા થવા માંડ્યા. સને ૧૯૩૬માં તો આરબો ખૂબ ખીજાયા અને અત્યાચારોની પરંપરા ચાલી. યાહુદીઓને અંગ્રેજોએ હથિયારબંધ કર્યા પરંતુ આરબોનું ઝનૂન ભયંકર હતું. છેવટે અંગ્રેજ સરકારે કંટાળીને ઑગસ્ટ ૧૯૩૬માં પેલેસ્ટાઈનનું રૉયલ કમિશન નીમ્યું. એમાં હિંદના માજી વઝીર લૉર્ડ પીલ પ્રમુખ હતા. સર હોરે સરમ્બોલ્ડ, સર બૉરી હેમ્પન્ડ, સર મૉરીસ કાર્ટર, સર. હેરોલ્ડ મોરીસ, પ્રોફેસર રેજીનાલ્ડ કુપલેંડ અને જે. એન. માર્ટીન સેક્રેટરી તરીકે નીમાયા.

એ કમિશનનો રિપોર્ટ તા ૭ જુલાઈ ૧૯૩૭ના દિવસે બહાર પાડવામા આવ્યો છે આ રિપોર્ટની મુખ્ય ભલામણો નીચે મુજબ છે —

( ૧ ) સરકારી અધિકારીઓ સાધારણ વખતમા ઠીક છે જ્યારે મારામારી કે બખેડાને વખતે કોમી વલણ ધારણ થઈ જાય છે, તેને સખ્તાઈથી દાબી દેવી જોઈએ અગ્રેજ અધિકારીઓની નિમણૂક સસ્થાનની સર્વિસમાથી થાય છે ભવિષ્યમા ચૂટેલા અધિકારીઓને સરસ તાલિમ આપી પછી જ પેલેસ્ટાઈનમા મૂકવા, મધ્ય સરકાર અને પ્રાતીય અધિકારીઓ વચ્ચે ગાઢ સબધ રાખવો

( ૨ ) ન્યાયકોર્ટ ઉપર સખત દેખરેખ રાખવી તે માટે એક અગ્રેજ અધિકારીની નિમણૂક કરવી જાફા હૈફા રસ્તાને જલદી પૂર્ણ કરવો એકાદ બદર વધારવાની જરૂર પડે તો વધારવુ

( ૩ ) જ્યુઇશ એજન્સી હમણા મોટી સત્તા અને સરકારી લાગવગ ભોગવે છે અગ્રેજ સત્તાની સાથે એની સત્તા પણ સહયોગી રાજ્ય જેવી છે આરબ કમિટીમા બીજા પ્રદેશના પ્રતિનિધિઓ નીમી એનો વિસ્તાર કરી એમની સત્તાને પણ યોગ્ય વિકાસ આપવો

( ૪ ) શાતિ સ્થાપવાનો ખર્ચ સને ૧૯૨૭મા પાઉન્ડ ૨ ૬૫ ૦૦૦ થયો હતો સને ૧૯૩૫–૩૬મા પાઉન્ડ ૮ ૬૨,૦૦૦ થયો હતો અને ૧૯૩૬–૩૭મા પાઉન્ડ ૨૨ ૩૦,૦૦૦ થયો હતો જ્યા સુધી સપૂર્ણ શાતિ ન સ્થપાય ત્યા સુધી આ ખર્ચો ચાલુ જ રહેશે પ્રજાકીય શાતિ માટે તરત લશ્કરી અધિકાર નીચે માર્શલ લો જાહેર કરતા અચકાવુ જોઈએ નહિ બડખોર લોકો પાસેથી હથિયારો ઝૂટવી લઈ, સરહદ ઉપરથી તેમને આયુધો ન મળે તે માટે સરહદ ઉપર મજબૂત ચોકીઓની વ્યવસ્થા હોવી જોઈએ બને પ્રજાઓની મિશ્રવસ્તીવાળા પ્રાતોમા અગ્રેજ અધિકારીઓ નિમવા જોઈએ સમસ્તી દડ વસૂલ કરવા પ્રયત્ન કરવા વર્તમાનપત્રો પાસેથી પ્રેસ સેક્યુરિટીના નાણા અગાઉથી લેવા જોઈએ પોલિસને મજબૂત બનાવવી જોઈએ અગ્રેજોની ઘોડેસ્વાર પોલિસને ઊભી કરવી જોઈએ

( ૫ ) આરબોની દલીલ છે કે કરો અમે આપીએ છીએ અને ઔદ્યોગિક રક્ષણ યાહુદીઓને અપાય છે આ બાબતમા એક આકડાખાતુ સ્થાપી તપાસ કરવી

( ૬ ) જમીનની સર્વે કરાવી લેન્ડ કોડ સ્થાપવા ત્યા સુધી આરબ નાના જમીનદારોની જમીન ઉપર યાહુદીઓને વેચાણ હક્ક આપવો નહિ જરૂર પડે તો, સરકારી દેખરેખ નીચે જમીનના યોગ્ય વિસ્તાર અને પ્રજાઓના ભલા માટે ફેરબદલી અથવા ફેરફાર કરવાની સગવડ કરી આપવી હાલ તરત માટે આરબ નાના જમીનદારોને રક્ષણ આપવુ બની શકે તેવી સગવડવાળી જમીનમા જગલો વસાવવા

( ૭ ) યુનાઈટેડ સ્ટેટ ઑફ અમેરિકામા યાહુદીઓની આમદાની અટકી છે જર્મની પોલડમા યાહુદીઓને સ્થાન નથી એટલે પેલેસ્ટાઈન તરફ એમની આવક ખૂબ વધી છે એટલે આ દેશમા પાચ વરસ સુધી દર વરસે માત્ર બાર હજાર યાહુદીઓને જ આવવા દેવા જે વ્યક્તિ પાસે એક હજાર પાઉન્ડની મૂડી હોય તેમને જ દેશની અદર આવવા દેવા આવનાર વ્યક્તિ જે ધધો કરવા ધારે, તે ધધામા તેને માટે અવકાશ છે એવી ખાતરી પણ એણે કરી આપવાની હતી

( ૮ ) શિક્ષણ માટે અહીં સરકાર બહુ થોડુ જ કરી શકી છે આરબોના શિક્ષણ

ઉપર વધારે ધ્યાન દેવું. બંને કોમને ધાર્મિક શિક્ષણની સ્વતંત્રતા છે. આરબો પોતાની જૂની પદ્ધતિથી મુલ્લાં સ્કૂલોમાં શિક્ષણ લે છે. પરંતુ તેથી વિકાસ કુંઠિત થાય છે. છતાં પ્રજાસંઘના આદેશ મુજબ ધર્મ અને શિક્ષણની સ્વતંત્રતા રાખી દેવાની જ છે. આરબોના શિક્ષણ માટે વધારે મોટી યોજના અને ખર્ચ કરવા.

(૯) આરબો અને યાહુદીઓ બંને પ્રજાઓ સ્વરાજને માટે તદ્દન યોગ્ય છે. પરંતુ બંનેનો કુસંપ એમને સત્તા આપતાં વિલંબ કરાવે છે. પરસ્પરના અસંતોષને લીધે દરેક લોકહિતના કાર્યમાં વાડા બંધાઈ જાય છે. મ્યુનિસિપાલિટીઓમાં જ આ તાણાવાણની અસર પુષ્કળ છે. છતાં મ્યુનિસિપાલિટીઓનાં વર્ગીકરણ કરી સુધારા કરવા જેવા છે.

(૧૦) આરબોના બીજા વિભાગો સીરિયા અને લેબેનોન જ્યાં બે વરસની મુદ્દતમાં સ્વરાજનું વચન મળ્યું છે. એટલે તેઓ વરસ થયાં પોતાની માતૃભૂમિ સ્થાપી બેઠેલાં છે. પેલેસ્ટાઈનનાં આરબો પણ સ્વતંત્રતા માટે મોટા પ્રયત્નો કરશે. બીજી તરફ ચાર લાખ યાહુદીઓએ અહીં પોતાનું સ્થાન બનાવ્યું છે. રેતીના ઢગલાને ફળદ્રુપ બનાવીને દેશની ખૂબ આબાદાની કરી પછાત દેશમાં ઊંચી સંસ્કૃતિ દાખલ કરી છે. બંને વચ્ચે હાડવૈર છે. જેમ વિદ્યા અને શિક્ષણ વધતાં જ જશે તેમ વૈરવૃત્તિ વધારે પ્રજ્વલિત બનશે. યાહુદીઓને યુરોપ કે બીજો દેશ સંઘરે તેમ નથી. તેઓ પેલેસ્ટાઈનમાં સ્વતંત્ર વાસ અને સંસ્થાનને સમૃદ્ધ કરવા ઈચ્છે છે આરબોને પોતાની ભૂમિ ઉપર બહારના સમૃદ્ધ વર્ગનો ભરાવો ઇષ્ટ નથી. એમને આ આગંતુકો પ્રત્યે ભયંકર ધિક્કારની લાગણી દિનપ્રતિદિન વધતી જ જાય છે.

(૧૧) બ્રિટિશો પોતાની જોખમદારીઓ બીજાઓને ખભે ઓળવવા માગતા નથી. તેમણે પ્રજાસંઘ પાસેથી આદેશ મુજબ પેલેસ્ટાઈનનું શાસન સ્વીકાર્યું છે. એટલે પોતાની જવાબદારીથી છટકવા માગતા નથી. આરબોને સ્વતંત્રતા આપવા માટે બ્રિટિશ સરકારની સંપૂર્ણ સહાનુભૂતિ છે. પરંતુ પ્રજાસંઘની સંમતિથી વસાવેલા યાહુદીઓને પણ કાઢી મૂકી શકાય તેમ નથી.

(૧૨) કમિશન આનો તોડ નીચે મુજબ કાઢે છે. આરબ અને યાહુદીઓના પેલેસ્ટાઈનમાં જુદાજુદા વિભાગો કરવા ઈષ્ટ છે. જરૂરના જુદાજુદા શાસન વિભાગો કરવા. બંને મિત્ર રાજ્યો તરીકે એક બીજાની પાડોશમાં રહી શકે. બંનેના સ્વતંત્ર વિભાગોમાં સ્વરાજ્યો બને. સરહદની પૂર્વદક્ષિણે આરબોનો દેશ બને. એમની પાડોશમાં ટ્રાન્સ જોરડનનું આરબ રાજ્ય છે. તેમાં એ વિભાગ સંકલિત થઈ એક આરબ રાજ્ય બની શકશે. યાહુદી રાજ્ય પશ્ચિમ યોગ્ય વિભાગમાં સ્થપાય. મેન્ડેટની પદ્ધતિ રદ કરવામાં આવે. તેને બદલે ટ્રાંસ જોરડન સાથે સંધિ અને યાહુદીઓની સંસ્થા સાથે સંધિ એમ બે સંધિઓ કરવામાં આવે. લઘુમતિના રક્ષણ માટે બંને પાસેથી ગેરંટી મેળવવામાં આવે. લશ્કરી સત્તા નીભાવવા માટે સંધિઓમાં કલમો દાખલ કરવી.

(૧૩) જેરૂસાલેમ અને બેથ્લેહેમને એક જુદો ધાર્મિક પ્રદેશ ગણી એને માટે જુદો મેન્ડેટ પ્રજાસંઘ પાસેથી મેળવી એનો વહીવટ અંગ્રેજ સરકાર કરે. આ ત્રણ પ્રજાઓનું મોટું ધાર્મિક સ્થાન હોવાથી એનું જુદું રક્ષણ કરવાની જરૂર છે. એની પેદાશમાં ઘટાડો થાય તે બ્રિટિશ પૂરું કરે.

(૧૪) કમિશન જુદીજુદી સરહદોની રૂપરેખા બતાવે છે. પરંતુ 'પ્રસ્થાન'ના

વાચકોને એ નિરસ લાગશે તેમ સમજી એની ઝીણી વિગતો અહીં આપતો નથી. મતલબ કે જે ભાગમાં યાહુદી લોકોનો વિસ્તાર અને વસાહતો વધારે પ્રમાણમાં છે તે યાહુદી પ્રદેશમાં આવી જાય છે. આરબોના ગામડાઓનો મોટો ભાગ આરબ વિભાગમાં આવે છે. છતાં એક દેશના બે કૃત્રિમ ભાગો થતા હોવાથી બને ભાગોમાં લઘુમતિનો પ્રશ્ન જ્વલંત રહે છે. આરબોનો વિભાગ વેરાન છે; યાહુદીઓનો સંપૂર્ણ ફળદ્રુપ છે. બને જુદા પ્રદેશની સરહદ નક્કી કરવા જુદું કમિશન નીમવાની આવશ્યકતા બતાવે છે.

(૧૫) ટીબીરીયસ, હૈફા, સફાદ અને એકરે શહેરોમાં મિશ્રપ્રજા વસતી હોવાથી ચાર વરસો સુધી એ વિભાગ મેન્ડેટ પ્રદેશ રાખવા ભલામણ કરે છે; બંને પ્રદેશનાં બંદરોમાં વેપારીની સુરક્ષિતતા અને જકાતી રક્ષણ માટે કમિશન વ્યવસ્થા બતાવે છે. રેલવેની સગવડો પણ આપવા માટેની ગોઠવણો દેખાડે છે. જકાતી ધોરણ સૌની ઇચ્છા પ્રમાણે છતાં બની શકે તો એક જ રાખવાનું સૂચવે છે.

(૧૬) બની શકે તો બન્ને રાજ્યો વચ્ચે વસ્તીની અદલાબદલી કરવાની ગોઠવણ પસંદ કરે છે તે સિવાય થોડો પ્રદેશ અદલબદલ કર્યાથી સગવડ મળતી હોય તો તે પણ કરવા સૂચવે છે. બને પ્રદેશોની સ્વતંત્રતા એક બીજાની રક્ષામાં અને સંયમ પાળવામાં હોવાનું ધારે છે.

(૧૭) એક આર્થિક કમિશન નીમી આર્થિક વિષયો સ્પષ્ટ કરવા સૂચવે છે. હમણાં પેલેસ્ટાઈનનું કરજ ૪૫ લાખ પાઉન્ડનું છે તેની પણ સંયોગો પ્રમાણે વહેંચણી કરવાની છે. યાહુદી રાજ્યને હમણાં કરતાં વિશેષ વિસ્તારવાળો પ્રદેશ મળે છે. એટલે એણે કમિશન જે આર્થિક મદદ ઠરાવે તે આરબ સંસ્થાનને આપવી. તાર ટેલિફોન વગેરેનો પણ નિર્ણય કરે.

(૧૮) યાહુદી પ્રદેશની વાર્ષિક ઠેરવેલી રકમ આરબ સ્ટેટને આપે, તે સિવાય જો આ સર્વે યોજના પાર ઊતરે તો દર વરસે વીસ લાખ પાઉન્ડની મદદ અંગ્રેજ સરકાર આરબ રાજ્યને આપે. જૂની કંપનીઓ સાથેની એગ્રીમેન્ટો બંને રાજ્યો પાળે.

(૧૯) આરબ રાજ્યમાં માત્ર ૧૨૫૦ યાહુદીઓ રહેશે, જ્યારે યાહુદી પ્રદેશમાં સવાબે લાખ આરબો રહેશે. તે સિવાય જેરૂસાલેમ અને હૈફાના મેન્ડેટ પ્રદેશમાં સવાલાખ યાહુદી અને ૮૫ હજાર આરબો રહેશે એટલે લઘુમતિનો પ્રશ્ન ઘણો જ તીક્ષ્ણ રહેશે. જો આરબોનો યાહુદી પ્રદેશમાં રહેલો ભાગ આરબ પ્રદેશમાં બદલી કરવા રાજી થાય તો તેને માટે પાણીની નહેરોનાં બાંધકામો ખોલી નહેરો બાંધી જગ્યા કરી આપવી. તે માટે બ્રિટિશ સરકાર આર્થિક મદદ કરશે એવી વકી બતાવે છે.

(૨૦) આ ભાગ જ્યાં સુધી અસ્તિત્વમાં ન આવે ત્યાં સુધી આરબ વિભાગમાં વિશેષ યાહુદીઓની વસાહતો વસાવવા દેવી જોઈએ નહિ. આરબના પ્રદેશની જમીન વેચી શકાય નહિ. સલાહકારક મંડળમાં આરબ તત્ત્વ વધારવું. મ્યુનિસિપાલિટીઓનો વિકાસ કરવો. આરબ સ્કૂલો વધારવી અને બની શકે તો અંગ્રેજી વિશ્વવિદ્યાલય ખોલવું.

એ રીતે આ પેલેસ્ટાઈન કમિશનના વિસ્તૃત રિપોર્ટનો સંક્ષિપ્ત સાર આપ્યો છે. જેવો મૂળ પ્રશ્ન ગૂંચવાડાભરેલો છે, તેવો જ કમિશનનો તોડ પણ ગૂંચવણો અને અગવડોથી ભરેલો છે. બંને પ્રજાઓએ કમિશનના તોડ સામે સખ્ત વાંધાઓ નોંધાવ્યા છે. કોઈને પણ આ રિપોર્ટ ગમ્યો નથી. માત્ર બ્રિટિશ સરકારે પોતાની પસંદગી જાહેર કરી છે.

આરબોના વાંધા નીચે મુજબ છે:

(૧) તેરસો વરસો થયાં આ પ્રદેશ અમારો છે. અમારું શાસન, ધર્મ અને સંસ્કારોથી સંસ્કૃત છે. એમાં પરદેશીઓનાં જુથો અમારી ફળદ્રુપમાં . ફળદ્રુપ જમીન પચાવી સારામાં સારો વિભાગ મેળવી જાય એ અમને કદી માન્ય નથી.

યાહુદીઓનો વાંધો એમ છે કે એઓને પ્રજાસંઘે આ પ્રદેશમાં મૂકયા છે, જગતમાં એમને માટે બીજો પ્રદેશ નથી. કરોડો રૂપિયા આ પ્રદેશમાં એમણે હોમ્યા છે એટલે એમને ટૂંકા પ્રદેશમાં ગોંધી મારવા ઠીક નથી. એમની સંસ્કૃતિના પોષણ માટે વિસ્તૃત જમીનની જરૂર છે.

બ્રિટિશ પાર્લામેન્ટમાં આ રિપોર્ટ ઉપર ખૂબ ચર્ચા ચાલી હતી. ત્યાં પણ એનાં મૂળતત્ત્વો સામે પુષ્કળ વિરોધ દર્શાવવામાં આવ્યો. આથી અંગ્રેજ સરકારે આ આખો ય સવાલ પ્રજાસંઘના મેન્ડેટ કમિશન પાસે નિર્ણય માટે મૂકયો છે. એનો ખુલાસો ત્યાં હજી થયો નથી. સવાલ એટલો અટપટો છે, વિરોધ એટલો સખત છે કે આનો કેવી રીતે સંતોષકારક નિર્ણય આવશે તે કોઈ કલ્પી શકતું નથી. આ કોયડાનો ખુલાસો થતો જ નથી.

આરબ હાઈ કમાન્ડ.આરબ રાજ્યો અને તુર્કોની સહાનુભૂતિ મેળવી શકયું છે. યાહુદી લોકોની આખા જગતની કોંગ્રેસે પણ આની તરફેણમાં ઠરાવ કર્યો નથી. હજી એની બેઠક ચાલુ છે.

બ્રિટિશ સરકારને આ પ્રદેશ રાજકીય રીતે ખૂબ ઉપયોગી છે. ત્રણે ખંડોના સંગમ ઉપર તે આવેલ છે. ભૂમધ્ય સમુદ્રમાં આ સ્થાન અગત્યનું છે. એટલે ગમે તેવી મુશ્કેલીઓ છતાં તેને મૂકાય તેમ નથી. આરબોને રાજી રાખવા છે. યાહુદીઓનો વિશ્વાસ રાખવો છે પરંતુ એ બન્ને કેમ બનશે?

યાહુદીઓની જગતની કોંગ્રેસે તરફેણનો ઠરાવ કર્યો નથી. પરંતુ છેવટ એની તરફેણમાં આવવાની જરૂર છે. યાહુદીઓ દેશ વગરના હડધૂતાયેલા અને ધિક્કારાયેલા છે. તેમને છેવટે એક વિશ્રામસ્થાન પ્રાપ્ત થાય છે. અહીં એઓ ચાર લાખથી ઘણી વધારે સંખ્યામાં રહી શકશે.

કમિશન આરબોને નાણાંની લાલચ આપે છે. પરંતુ આરબો આ રાજ્યદ્વારી શેતરંજના દાવમાં ગૂંચવાવા માગતા નથી. ત્યારે હવે પ્રજાસંઘની કમિટી આ કોયડાને કેવી રીતે ઉકલે છે એની આપણે આતુરતાથી રાહ જોઈએ.

# મદ્રાસની જળચરી

ત્રિભુવનદાસ લુહાર

મદ્રાસમાં એક ઘણી રમણીય ચીજ છે. મદ્રાસના રમણીય સમુદ્રકિનારા પરના 'મરીના' નામે જાણીતા સુંદર રસ્તા પર સમુદ્રની રેતીમાં તે આવેલી છે. એ છે 'એક્વેરિયમ' યાને જળચરી.

એ એક નાનકડું લંબચોરસ મકાન છે. બહારથી તદ્દન સાધારણ દેખાવનું, પણ અંદર જતાં જ તેનું જાદુ આપણને લાગવા માંડે છે. એની ઉત્તરદક્ષિણની સામસામી ભીંતે, જમીનથી ત્રણ ફૂટ ઊંચે, સાત સાત ફૂટ લબાઈની, જાડા પારદર્શક કાચનાં ચણી લીધેલાં બારણાંવાળી પાણી ભરેલી ટાંકીઓમાં, ખંડની વચ્ચેના હોજમાં, તથા વચ્ચે વચ્ચે ટેબલ પર મૂકેલી ટાંકીઓમાં સમુદ્રની મનોહર વસ્તીને વસાવેલી છે.

સમુદ્રનાં મોકળાં પાણીમાં તથા જુદીજુદી પરિસ્થિતિમાં રહેનાર જળચરોને અહીં બંધ પાણીમાં રાખવાં એ સહેલું કામ નથી. એને માટે પ્રત્યેક જાતના જળચરના જીવનનો અભ્યાસ જોઈએ. આ જળચરી એવા તદ્વિદોના હસ્તક ચાલી રહી છે. અહીંનું સરકારી મચ્છીખાતું આની બધી રીતે વ્યવસ્થા કરે છે.

આપણા ગૂજરાતીઓને જળચરોના જીવનનો પ્રત્યક્ષ પરિચય નહિ જેવો છે. દરિયાકાંઠાની માછલાં ખાનારી વસ્તી એને વિષે થોડુંએક જાણતી હશે. પણ તેના જ્ઞાનનો લાભ આપણને તે આપી શકે તેમ નથી. એટલે આપણે તો દરિયામાં માછલાં રહે છે એટલું જ જાણીએ છીએ. થોડાક ભણેલા લોક કોડ, વ્હેલ, શાર્ક કે કાલુ માછલીનાં નામ જાણે છે પણ પૃથ્વી પર જેટલી માણસની જાતો છે, કે જેટલી પ્રાણીઓની જાતો છે તેના કરતાં યે વધી જાય તેટલી આ માછલીઓની જાતો છે એ તો આપણને ક્યાંયથી જાણવા નથી મળતું. માછલીઓમાં અનેક જાતો હોવા ઉપરાંત, તેમની કેટલીકની જીવનચર્યા અદ્ભુત કૌતુકભરી હોય છે, અને સૌથી આશ્ચર્યકારક વાત તો એ છે કે તેનું રંગસૌંદર્ય પણ ફૂલો અને પતંગિયાંને ટપી જાય તેવું હોય છે.

દરિયામાં રહેતી માછલીના જીવન વિષે અનેક નવાઈભરી હકીકતો જાણવા મળે છે. પણ એમને આવી બંધિયાર જગામાં રાખવાથી પણ કેટલીક અજબ હકીકતો જાણી શકાય છે. કેટલીક જાતો મહા તોફાની હોય છે તો કેટલીક ટીખળી હોય છે, કેટલીક શિકારી હોય છે તો કેટલીક કજિયાખોર હોય છે, અને કેટલીક તો એવી હોય છે કે એ જાતની બે માછલી એકી સાથે રહી જ ન શકે. વિશાળ દરિયામાં તો સૌસૌને માટે ભગવાને પુષ્કળ જગા આપી છે. પણ આ સાંકડામાં સમાસ કરવાનું કામ માછલીઓને તેમજ અહીંના વ્યવસ્થાપકોને બન્નેને ભારે થઈ પડ્યું છે. વળી અહીં એક જગામાં જ રહેવાથી તેમની આહારની ટેવો પણ બદલાય છે, તેમને રોગ પણ થાય છે, કેટલીક મરી પણ જાય છે, અને કેટલીકને હવાફેર ના-ભૂલ્યો પાણીફેર માટે પાછી દરિયામાં મૂકી આવતાં તે સાજી પણ થઈ જાય છે.

બીજી એક નવાઈની વાત. અહીં રહીને આ માછલીઓ માણસોને પણ ઓળખતી થઈ છે. પેલા વચલા હોજમાં રહેનારી માછલી તમે પાસે ઊભા રહીને રૂમાલ હલાવો તો તેને પકડવા કુદાકુદ કરી મૂકે છે. અને તેને જરા ઝીણવટથી જોવા તમે પાસે મોં લઈ જાઓ તો તમારું નાક પણ કરડી ખાય છે. પેલી એક ટાંકીમાં રહેતી માછલીઓ અહીંનો રસોયો તેમને ખાવા આપવા નીકળે કે તરત દોડાદોડ કરી મૂકે છે. પણ આના કરતાં યે વધારે રસિક વિગતો તો પ્રત્યેકના જીવન વિષે છે. આપણે એમાંની થોડીક મોટી મોટી જોઈ લઈએ.

આપણે ડાબે હાથેથી જોવાનું શરૂ કરીએ. આ પહેલી ટાંકીમાં શરીરને આમળા આપતા દરિયાઈ સાપ છે. નાગ કરતાં યે તેમનું ઝેર કેટલાય ગણું કાતિલ છે. પણ એ જરા એદી હોય છે એટલે એમના જીવ પર ન આવી પડે ત્યાં લગી તે કરડતા નથી. એમનો રંગ કંઈ ખાસ આકર્ષક નથી. પણ આ એકને કાળી અને સોનેરી ઝૂલ ઊગી છે તે જુઓ. એ સૌથી વધુ ઝેરી સાપ છે એની ચેતવણી રૂપે જ કુદરતે શું આ લક્ષણ તેમાં ઉમેર્યું છે?

આ બીજી ટાંકીમાં 'શાર્ક' 'ડોગ' 'રે' અને 'ઈલ' નામની માછલીઓ છે. શાર્ક માછલી માણસખાઉ છે એ તો ઘણા જાણે છે. પણ તે ઘણેભાગે ઊંડાં પાણીમાં રહે છે. મોટી શાર્ક માછલીઓ તો ગમે તે ખાઈ જાય છે. એક વાર એક શાર્કના પેટમાંથી પીંછાંનો મોટો ઢગલો મળી આવેલો. એ શું હશે? પીછાંનું ઓશીકુ! પણ અહીં તો એ મોટી પંદર પંદર ફૂટની માછલીઓ નથી.

જુઓ, આ શાર્કના શરીરની રેખાઓ અને તેનું હલનચલન ખૂબ મનોહર છે. એનું પેટ સફેદ અને પીઠ પર કાળાભૂખરા રંગની છાયા છે. એની ઘણી જાતો છે. એમાં એક વાઘશાર્ક તો વાઘની પેઠે ખૂબ ભભકાદાર રંગવાળી હોય છે. બીજી એક શાર્ક ઘણમથ્થી કહેવાય છે. કારણ? એનું માથુ જુઓ તો જાણે મોટો ઘણ જ.

પહોળા થાળી જેવા શરીરની 'રે' મચ્છી ટાંકીને તળિયે જ બેઠેલી જોશો. તે દરિયાને તળિયે જ રહેનારી છે, અને તેની સાથે મળી જાય તેવા તેના રંગ છે. આમાં એક વિદ્યુત-કિરણ જાતની માછલી છે. એને અડો તો તમને વીજળીના જેવો આંચકો લાગે. આ જાતની ખૂબી તેની પૂંછડીમાં છે. લાંબી ચાબૂક જેવી પૂંછડી ને કરવત જેવા કાપા એનો ઘા જેને થયો તે ખૂબ રિબાવાનો.

પેલી 'ઇલ' તો સાપ જેવી જ લાગશે. પણ એની પીઠ પર કલગી જેવા એક લાંબી ઝાલર ઊગેલી છે. એ એને સાપથી જુદી પાડે છે. માછલીની જાતમાં ઈલની જીવનકથા સૌથી વધુ આશ્ચર્યકારક છે. તેનો જન્મ કિનારાથી દૂર ખૂબ ઊંડા પાણીમાં થાય છે. જન્મ વેળા તેનો આકાર એક પારદર્શક પાંદડાના જેવો હોય છે. તે જેમ મોટી થતી જાય છે તેમ તેમ કિનારા તરફ જતી જાય છે. ત્યાંથી તે કોઈ નદીના મુખ પાસે પહોંચી જાય છે. તેના જેવી બીજી પણ ઘણી ઇલો ત્યાં આવી ગઈ હોય છે. અહીંથી તેઓ ટોળેબંધ નદીમાં આગળ વધે છે અને નાનાં ઝરણાંમાં અને તળાવોમાં જઈને રહે છે. ત્યાં જ તે પુખ્ત કદની અને વયની બની સાપ જેવો આકાર ધારણ કરે છે. કેટલાં ય વરસ આમ અહીં દરિયાથી દૂર ગાળી પાછી તે ગમે તેવી મુશ્કેલીઓ સામે થતીથતી દરિયામાં પહોંચી જાય છે. એ કાળે એના જીવનની વસંત હોય છે. હવે તેનું સૌન્દર્ય વધી પડે છે. શરીર પર રૂપેરી ચમક આવે છે, અને અહીં આવીને વંશવૃદ્ધિ કરી તે અહીં સમુદ્રમાં જ જીવન સમાપ્ત કરે છે.

અહીં એક બીજી 'ધાવણી' (sucker) માછલી છે. એના માથા પર એક લંબગોળ ચોકઠામાં આડી ગોઠવેલી કેટલી ય તકતીઓ હોય છે એ વડે તે વહાણોને, વ્હેલોને તથા શાર્ક જેવી મોટી માછલીઓને વળગી પડે છે અને પછી ખેંચાયે જાય છે. તરવાની મહેનત જ નહિ! અહીં ટાંકીમાં પણ તે એની ધાવણીથી ભીંતે બાઝી રહે છે. આ ધાવણી એટલી બળવાન હોય છે, કે અધમણ પાણીની ભરેલી ડોલ પણ એ તોળી શકે. હા, એને અંદરથી બરાબર પકડ મળવી જોઈએ. એક સમયે વેસ્ટ ઈંડીઝના માછીમારો એનો ઉપયોગ બીજી માછલીઓ પકડવામાં કરતા. એને પૂંછડે દોરી બાંધી તેને પાણીમાં છોડતા અને તે કોઈ મોટી માછલીને કે કાચબાને જઈ બાઝતી અને માછીમાર દોરી ખેંચીને પેલા શિકારને ઝડપી લેતી.

ત્રીજી ટાંકીમાં ખૂબ રૂપાળી માછલીઓ વસે છે. પણ એમાં રૂપની રાણી તો પેલી પતંગિયા માછલી (Butter fly) છે. એની કાયા પર સફેદ અને કાળા રંગના પટા છે અને તેની પાંખો પીળી છે. પણ એની ખરી ખૂબી તો એના છોગામાં છે. એની પીઠ પરની પાંખમાંથી એક લાંબી કલગી નીકળી એને અવનવો દેખાવ આપે છે. પણ એનું કમનસીબ એ છે કે એ છોગું એટલું આકર્ષક હોય છે કે એની પડોશી માછલીઓ એને ઘણે ભાગે કરડી નાખે જ છે.

એની સાથે રહેતી મોતી–છાપ (Pearl–spot) નામની મચ્છી પણ ઓછી રૂપાળી નથી. એના આખા અંગ પર આડા પટામાં મોતીના જેવાં છૂંદણાં છે. આ માછલી ઘણે ભાગે શાકાહારી છે. એટલે તો તળાવ ટાંકાંનાં પાણી સુધારવા માટે પણ એનો ઉપયોગ કરવામાં આવે છે. એ ખોરાક તરીકે પણ ખૂબ કિંમતી ગણાય છે. આ બીજીના શરીર પર આંખો જેવા ઠેરઠેર ણુટા છે. આ એક બીજી માછલી વિચિત્ર રીતે આરામ કરે છે. બે પાંખો અને ત્રીજી પૂંછડી એ ત્રણની ત્રિપાઈ બનાવી તેના પર તે બેઠી છે. આ બીજીની વિચિત્રતા જુઓ. એના ગાલના પર એકેક ધોળો ચંદ્રમા છે. વળી આ બીજી એક કદાવર માછલીનો રૂપેરી રંગ તમને ગમે એવો છે. અને આ એકની બે પાંખો એટલી લંબાઈ છે કે એને ત્રણ પૂંછડી હોય એવું લાગે છે.

ચોથી ટાંકીની વસ્તી પણ પેલાંના જેટલી જ રૂપાળી છે અને કેટલીક વિશેષ નવાઈઓ વાળી છે. એમાં એક માછલી બ્લૂફાઈલ (Blue file) તરત જ આપણું ધ્યાન ખેંચે છે. એની પૂંછડી બીજના ચંદ્રાકારે છે. એની વાદળી કાયા અત્યંત નમણી છે. અને આપણી નવવધૂ પેઠે એના દાંત પણ રાતા મજીઠિયા છે. પણ એનું સૌથી વિશેષ લક્ષણ તો તેની પીઠ પર એક કાનસ જેવું, હાડકું છે. એને એ ધારે ત્યારે ઊંચુ કરી શકે છે અને પાછું પીઠની ખોભણમાં વાસી શકે છે. આટલું રૂપ છતાં એ છે યાદવોની જાતની. એક સાથે બે જણ ભેગી રહી શકતી જ નથી. ભેગી થઈ તો તે અંદર અંદર એવી બાઝે છે કે તેમનો મરીને જ છૂટકારો થાય છે. જો કે આ એમનું જોર તેઓ બીજી એમનાથી મોટી માછલીઓને પણ મારવામાં વાપરે છે. એકે તો એક ફૂટની શાર્કને પણ મારી નાખેલી.

પાંચમી ટાંકીમાં 'સ્નેપર' (કરડકણી) નામની ખૂબ આકર્ષક જાત છે. એ દરિયામાંથી તાજી આવે છે ત્યારે તેના રંગ અજબ ભભકવાળા હોય છે. એના શરીરની બર્ફની સફેદી પર પહોળા કીરમજી પટા શોભી રહ્યા હોય છે. થોડા વખતમાં એ કીરમજીમાંથી પેગ ગુલાબી રંગ થઈ . છે. તો ય એનું રૂપ તો તેવું ને તેવું જ રહે છે. એ જ્યારે

ઉશ્કેરાય છે ત્યારે એના સફેદ પટા ગુલાબી રંગ ધારણ કરે છે. ખાવાને વખતે પણ ખોરાક મેળવવાના આવેશમાં તેનો રંગ ગુલાબી થઈ જાય છે.

છઠ્ઠી ટાંકીમાં જાતજાતની મઝાની માછલીઓ ભેગી કરેલી છે. આ એકનું નામ બકરી (Goat fish) છે. પ્રાણીઓમાં જેમ બકરાં તેમ માછલીઓમાં આ જાત ખાવામાં ખૂબ પ્રચારમાં છે. એની દાઢી નીચે બે અક્કડ ચીપિયા જેવા અવયવો છે. આ ચીપિયા એ બેઠેલી હોય છે ત્યારે વાંકા વળીને ખાનાંમાં ગોઠવાઈ જાય છે. એનો ઉપયોગ ખોરાક શોધવાને રેતી ખોદવામાં તે કરે છે. પણ એ જ્યારે ધીરેધીરે ચાલતી હોય છે ત્યારે એ ચીપિયા પગ પેઠે વારાફરતી હાલે છે અને જાણે એનાથી જ એ ચાલતી હોય તેવું દેખાય છે.

એનાથી મોટી અને વધારે આકર્ષક એક બીજી જાતની પતગિયા માછલી છે. વિષુવવૃત્તમાં રહેતી દરિયાઈ માછલીઓમાં આનો રંગ સૌથી ગજબનો દમામદાર છે. એ સામાન્ય રીતે નાની હોય છે. પણ એમાંની શહેનશાહ મચ્છી ફૂટ જેવડી થાય છે. આ બાજુ તિનેવેલીના દરિયા કિનારે એને 'ઘોબણ' કહે છે, રૂપાળી અને બધાની નજર ખેંચે એવી એટલે જ કે ? જેટલી પતગિયાંની જાતો છે તેટલી જ આ માછલીની જાતો છે, ભાતભાતના રંગ, ભાતભાતના આકાર.

આ બીજી શીટોડોન (Chætodon) નામની જાત, પોતાના રંગની આકર્ષકતાથી દુનિયાનાં બધાં મ્યુઝિયમોમાં માનભર્યું સ્થાન પામેલી છે. આમાંની એક જાતને પૂંછડી પર પણ બે બાજૂ આંખ જેવું ટપકું હોય છે. એટલે એને લોકો ચતુર્લક્ષણી પણ કહે છે. એને આપણે સેવક મચ્છી કહીએ. ભેંસનાં શીંગડાંમાંથી જીવડાં વીણનાર પંખી પેઠે આને મોટી માછલીઓના પેટમાં વળગી રહેલાં જીવડાં ખાવાની ટેવ છે એટલે એની મોટી માછલીઓ રાજી થઈ ને આને પેટમાં પેસવા દે છે !

આની પડોશમાં એક બીજી પૂંઠાની બનાવેલી હોય તેવી ચપટ માછલી (Spine tail) તો તરત ધ્યાન ખેંચે એવી છે. આછો ભૂરો રંગ અને ઉપર પીળી રેખાઓ. કેટલીકનાં શરીર પર બદામી રંગ પર ભૂરા રંગની તરંગિત રેખાઓ, પણ એનું નામ તો (Spine-tail) એની પૂંછડી પર બે બાજૂએ ઉઘાડવાસ કરી શકાય તેવાં ભાલોડાં પરથી પડેલું છે. એ એનું સબળ હથિયાર છે.

સાતમી ટાંકીમાં એક ગજબની શાનદાર મચ્છી છે. એને રસેલની બિચ્છુ મચ્છી (Russel's scorpion fish) કહે છે. આ જળચરોમાં આનાથી વધુ રસિક માછલી બીજી નથી. જાણે મરઘો જ જોઈ લો. એની પાંખો અને એની આજુબાજુના સ્નાયુઓ જરૂર કરતાં બેહદ વધી ગયેલાં છે. એના શરીર પર જે સફેદમાં બદામી લાલ રંગ છે તે એની પાંખોમાં અને લાંબાં ફરકતાં પીછાંની ટોચ લગી મોજાં પેઠે ચાલુ જ છે. છે જરા એદી એટલે એ ચાલે છે બહુ ધીમેથી. એનાં આછાં ફરકતાં રંગીલાં પીછાં અને ધીરેધીરે હાલતી પતંગિયાંના જેવી પાંખો જાણે જોયા જ કરીએ. અને કોઈ વખત તો જાણે પોતાનું રૂપ બધી બાજૂથી દેખાડતી હોય તેમ ઘડી ઘડી અટકીને એ ધીરેધીરે ગોળ ફરે છે.

આની જોડે રહેતી બીજી ઘણી મચ્છીઓમાં એક શિકારી મચ્છી (Angler fish) ખૂબ કૌતુકવાળી છે. એના માથા પર મચ્છી પકડવાની નાની લાકડી હોય તેવું એક નાનું ટોચે સફેદ ફૂમતાવાળું હાડકું છે. આ મચ્છી પાણીના છોડમાં પોતાનું આખું પીળું શરીર સંતાડીને સ્થિર બેસી જાય છે, વાઘ જાળમાં બેસે તેમ; અને પેલો દાંડો હલાવતી તે પરનું

ફૂમતું, ચિનુનીચું ઉગે છે કે એનાથી જે આકર્ષાયું તેના ભોગ જ! કોક માછલું આ કૌતુક જોવાને ન આવ્યું કે એના જડબા વીજળીની વેગે કામ કરતા થઈ જાય છે આ દાઢીની નીચે જ એનું મોં ખુલ્લું બેઠેલું હોય છે શિકાર તરત જ ગડપ! દરિયામાં તો શિકાર એમની કને જ ચાલ્યો ચાલ્યો આવે પણ અહીં ટાંકીમાં તો તેવું બનાવી બને ? ત્યાં નાખવામાં આવેલો ખાનાર તો બીજી ચપળ માછલીઓ જ ઝડપી જાય અને આ ભાઈ (કે બાઈ!) તો એમ જ રહે એટલે એને માટે એક તાર પર ખોરાક બાંધીને તેના માથા પર લટકાવવા પડે છે તો ય કેટલીયે વાર એ ભાઈ તેને લેવાનો વિચાર કરે પણ એટલામાં તો બીજી આવીને તે ઝડપી ગઈ હોય અને આમ એને કેટલી ય વાર લાંઘા કરવા પડે છે!

આઠમી ટાંકીમાં સૌથી વધુ ધ્યાન ખેંચનાર પેલી ફૂલણ (Puffer) મચ્છી છે એ બીએ છે ત્યારે હવાથી કે પાણીથી પોતાના શરીરને ભરી દઈને ગોળ બલૂન જેવી બની જાય છે એની ચામડી પરના કાંટા ટટાર થઈ જાય છે જાણે દરિયાની શાહુડી જ જોઈ લો વળી જુઓ, એનું મોં પોપટ જેવું છે એ બહુ જ ડખીલી અને લડકણી જાત છે અંદરોઅંદર લડયા કરે અને કોઈ દુશ્મની કે માંદી માછલી આવી કે તેને ફરતે ટોળે વળી તેની પૂછડી, પેટ પાંખો નાક મોં બધું ગમે ત્યાંથી કરડીને પેલીને સાફ કરી જાય

નવમી ટાંકી ઘણી જાતોથી ભરેલી છે એમાની ઘણીખરી ખોરાકની દૃષ્ટિએ ખૂબ ઉપયોગી ગણાય છે પણ કેટલીક અમુક રીતની બીજી વિશેષતા પણ ધરાવે છે એવી એક 'ચપટ મચ્છી (Flat fish) છે એને એક બાજૂ પર સૂવાની ટેવ છે. જે બાજૂ પર એ સૂવે છે તે બાજૂનો રંગ ધોળો થઈ જાય છે, તથા તે તરફની આંખ પણ જતી રહે છે એનો ઉપરનો રંગ તો દરિયાના તળિયાને મળતો જ હોય છે

આ બીજી મ્યુલેટ (Mullet) જાતની માછલી ઘણે ભાગે શાકાહારી છે, એટલે ઉપર આપણે મેતી-ટાપ'ની બાબતમાં જોઈ ગયા તેમ પાણીની સ્વચ્છતા માટે તેમનો પણ ઉપયોગ કરવામાં આવે છે એક બીજી જાત તે બિલ્લી મચ્છી (Cat fish) છે એના મોં પર બિલાડીના જેવી મૂછો છે એ મોટા ટોળામાં રહે છે મલબાર કિનારે પર તાડીના દુકાનવાળા ઘરાક તરસ્યા બની વધારે તાડી પીએ તે માટે આ માછલીના માથાને મસાલાથી ભરીને ઘરાકોને મફત ખવડાવે છે! આ જાતિના નર માદાએ મૂકેલા ઈંડાને મોંમાં રાખે છે અને ત્યાં જ તેના બચ્ચાં થાય છે ઈંડાનું કદ પણ અર્ધા ઈંચના વ્યાસ જેટલું હોય છે એટલે એની સંખ્યા તો બહુ ઓછી હોય છે, બિચારા બાપાને આ ઈંડામાંથી બચ્ચાં થાય ત્યાં લગી લાંઘા જ કરવાના રહે છે

આપણે ઘણી માછલીઓને તેમની પરિસ્થિતિ પ્રમાણે તથા તે ઉશ્કેરાયેલી હોય ત્યારે રંગ બદલતી જોઈ પણ એવી રંગ બદલનારીઓમાં ઉત્તમ માછલી તો અહીં છે સવારમાં આ માછલી (Sea-perch) લગભગ ધોળી હોય છે, પણ સાંજ સુધીમાં તો તેનો રંગ આખો ગુલાબી બની જાય છે

અહીં એક બીજી ખૂબ રૂપાળી નીલવર્ણી માછલી છે આની વિશેષતા એ છે કે એના રંગ ઉંમર પ્રમાણે બદલાય છે બચપણમાં એની પાંખો, અને ઉપરનું જડબું ચમકદાર પીળા રંગના હોય છે એ જેમ જેમ મોટી થતી જાય છે તેમ આ રંગ ઓછા થતો જાય છે. અને પુખ્ત થતા તો તે તદ્દન જતો રહે છે આ બધી સ્થિતિવાળી માછલીઓ અહીં છે.

તેમની રંગલીલા કોક અજબ આનંદ આપે છે. એના રંગોની ખૂબી આગળ તો ભલભલી ફેશન કરનારી સ્ત્રી પણ ફિક્કી લાગે.

દસમી ટાંકીમાં રહેનાર માછલી (Sea-perch) આ જળચરીની જૂનામાં જૂની નિવાસી છે. અગિયાર વરસથી તે અહીં છે અને એક સુધરેલું પ્રાણી બની ગયેલી છે. સાંજ પડતાં તે તળિયે જઈને નિયમસર ઊંઘી જાય છે. પેલી ડોગ મચ્છી તો આંખો પણ મીંચી દે છે. કેટલીક માછલીઓ પાણીમાં અદ્ધર જ સ્થિર રહીને ઊંઘી લે છે. કેટલીક તો ઊંઘતી જ નથી લાગતી. રાતે પણ તે તો દોડાદોડ કર્યા જ કરે. એટલે તેમની ટાંકીમાં બત્તી બળતી રાખવી પડે છે. નહિ તો અંધારામાં ભીંત સાથે અફળાઈ અફળાઈને જ તે મરી જાય છે!

આપણે ટાંકીઓ જોઈ રહ્યા. હવે ટેબલ પર મૂકેલી ટાંકીમાં રહેતાં પ્રાણીઓ તરફ વળીએ. મોટી ટાંકીઓમાં પેલી ખાઉધરી માછલીઓ ભેગી ન રહી શકે તેવાં કેટલાંક નાજુક નાનકડી જાતનાં પ્રાણી અહીં રાખ્યાં છે. એમાં મુખ્યત્વે પેલો પ્રખ્યાત ઑક્ટોપસ યાને અષ્ટપાદ વિચિત્ર કરચલા, તારક મચ્છી, દરિયાઈ ઘોડો, કાફર અને બીજી કેટલીક માછલીઓ છે.

દરિયાઈ ઘોડો તો જાણીતો છે. એ હોય છે તો ચારપાંચ ઇંચનો જ, પણ એનો આકાર ઘણો આકર્ષક છે. ઉપરનું અર્ધું શરીર ઘોડા જેવું અને નીચેનું સાપ જેવું. કોઈ છોડની ડાળીએ પૂંછડી વીંટીને ટટાર છાતીએ ડોકું હલાવતા એ ભાઈ જ્યારે જુઓ ત્યારે બેઠા જ હોય.

આ બીજા ટેબલ પર ચારેક આંગળની નાની મચ્છી છે. તમને લાગશે કે બીજાં એને ખાઈ ન જાય માટે એને અહીં જુદી રાખી હશે. ના, હકીકત એથી ઊલટી જ છે. એનું નામ છે કાફર (coffer) અને એ ખરેખર કાફર છે. એના દાંત એટલા મજબૂત છે કે ગમે તેવી મોટી માછલીની ચામડી કોચી નાખે. અને એના શરીર પર તો હાડકાનું બખ્તર છે. એટલે એને તો કોઈ ખાઈ શકે જ નહિ.

બીજા ટેબલ ઉપર કરચલા છે. એને અહીં રહેવું બહુ ફાવતું નથી. એટલે કદી કદી જ તેમને અહીં રાખવામાં આવે છે. દરિયાઈ પ્રાણીઓમાં મોટાં નાનાંને તો ભરખી જાય છે જ, પણ નાનાં પ્રાણી પણ મોટાંના શરીરમાં ઘર કરીને તેમના લોહી પર જીવે છે. શાર્કના પેટમાં કેટલાય કરમિયા અને જીવતી જીવાત હોય છે. સાપને પણ એક જીવાત (barnacles) વળગે છે. એ માછલીઓને પણ વળગે છે. એવી એક જાત આ કરચલાને પણ એની પૂંછડી નીચે બાઝી જાય છે. એ ચોંટી એટલે થઈ રહ્યું. ધીરેધીરે ઝાડ મૂળ ફેલાવે તેમ એ પોતાના રેષા કરચલાના આખા શરીરમાં નાખી દે અને પછી પેલો જીવે ત્યાં લગી તેનું લોહી પીધા કરે તે પછી કમનસીબ કરચલાના જીવનની નવરંગી વસંત કદી આવવાની જ નહિ.

કરચલાની આથી એક ઊલટી હકીકત પણ છે. જીવનયાત્રા નભાવવામાં એ બીજા પ્રાણીની મદદ પણ ખૂબીથી લે છે. એક 'એનિમોન' (Anemone) નામનું એક સાથે અનેક ડંખ મારી શકે તેવું જંતુ હોય છે. કરચલો તેને પોતાની પીઠ પર વસવા દે છે. કરચલાના ખાવામાંથી પેલાને ખાવાનું મળ્યા કરે. અને પેલું એવું ડંખીલું હોય છે કે એ કરચલાની પીઠ પર હોય ત્યાં લગી તેને ખાવાની હિમ્મત કરે જ નહિ. લલ્લા અને આંધળાના જેવી આ મઝાની વાત છે. આવાં સહજીવન ગાળતાં જોડાં દરિયામાં ઘણાં છે.

કરચલા પર વસનાર આ 'એનિમોન'ની ઘણી જાતો છે. એમાંની કેટલીક તો ત્રણ ફૂટ પહોળી હોય છે. રેતીમાં પડ્યું હોય ત્યારે કોઈ મોટા ફૂલ જેવું દેખાય, એની વચમાં

એક ચીરો દેખાય, એ જ એનુ મો એની આસપાસ હારબધ ડખવાળા પજા હોય છે શિકાર પકડાયો કે ડખથી તે બેશુદ્ધ બનીને નીચેની થેલી જેવા પેટમાં પહોચી જાય

આ ટેબલ પર એક ચડણ મચ્છી રહે ( Climbing-perch ) છે એ પાણીમાં અને હવામા પણ શ્વાસ લઈ શકે એવુ તેનું શરીર છે એ કિનારાના ઝાડ પર ચઢીને કદીકદી બેસે છે અહીં એના પર પ્રયોગ પણ થી જોવાયા છે પાણીમા ચાદરને ઊભી પકડી રાખવામા આવતા તે પર તે ચડી ગઈ હતી!

અહીં વળી એક બહુ નાનું માછલી છે એ મચ્છરોના ઈંડા ખાય છે એટલે માનવજાતને તો ખૂબ જ ઉપયોગી છે ઘણી મ્યુનિસિપાલિટીઓ એને લઈ જઈને કૂવા તળાવમા રાખે છે

હવે ચ ને આપણે કુદરતની પરમ વિચિત્રતા એવા પેલા અષ્ટપાદ ઓક્ટોપસને જોઈએ આપણા દરિયામા તો એ બહુ બહુ તો મૂઠી જેવડા જ હોય છે અહીં જે મૂક્યા છે તે તો સોપારી જેવડા અને ત્રણ ચાર ઇંચ લાબા પગ વાળા જ છે દરિયાઈ પ્રાણીમા આ ખૂબ બુદ્ધિશાળી પ્રાણી છે એની જોડના તો માત્ર વહેલ અને સીલ જ છે આ આઠપગાઓ અરસપરસ રમતગમતો પણ કરે છે વળી ખિલાડીની પેઠે રીતસર એમના આઠ હાથ કે પગ જે કહો તે બેઠા બેઠા સાફ પણ કરે છે અને પરિસ્થિતિ પ્રમાણે શરીરનો રગ પણ બદલી શકે છે એના પાતળા હાથ પર બે હારમા અનેક મોઢા હોય છે એ વતી શિકાર—મોટે ભાગે કરચલા પકડે છે અને પોતાના પોપટના જેવી ચાચવાળા મોમા મૂકી દે છે એના પર કોઈ બીજુ તરાપ મારે છે ત્યારે એ નાસી છૂટવાની અજબ રીત વાપરે છે મોમાથી સાહી જેવો મોટો ગોટો કાઢી તેની ઓથે તેઓ સટકી જાય છે એચ જી વેલ્સ કહે છે કે વિકાસવાદના ક્રમ પ્રમાણે માણસનો આકાર અષ્ટપાદના જેવો પણ થઈ જવાનો સભવ હતો

આપણે હવે લગભગ પૂરું થું આ નાનકડા ઓરડામા પણ ઊભાઊભા બે એક કલાક નીકળી ગયા દરેક માછલીના ઘર પાસે ઊભા રહી તેની જોડે વાતો કરવાનું ખૂબ મન થાય છે પણ પાસેની હોટેલમાથી કોફીના કપ ખખડાવાનો રણકાર આવે છે અને દરિયાના મોજા મીઠી ગર્જના કરે છે એટલે અહીં ઊભા રહેવાની હવે ધીરજ નથી આ રૂપરાણીઓની મસ્તી અને મેઘધનુષના જેવી રગલીલાભર્યું અપ્સરાજગત છોડવાનું મન થતું નથી જાણે જોયા જ કરીએ ના પણ ચાલો ધરાવાનુ જ ન હોય તો આ દરિયો રહ્યો એમા અનેક જાતના માછલા છે જો ( આવો હા કોઈ જન્મે મત્સ્ય બનીએ તો એય બને પણ પછી માછલાને જોવાની મઝા આવશે? ના, ના, આ કોઈ મોટી મચ્છી ગડપવા આવી તેની જડબામા ન સપડાઈ જવાય તેની જ ચિંતા કરવી પડશે અને જો મોટી મચ્છી બન્યા તો અનેક નાનાને ખાવા પડશે! અરે કેવુ મમ માટભર્યું! ના, માણસ રહીને જેટલુ જોનાય તેટલુ જ સારુ આપણા જ્ઞાન અને અનુકપાવૃત્તિ માછલા પણ શીખે તો કેવુ સારુ? જો કે એ શીખ્યા પછી એણે જીવવુ શી રીતે એ સવાલ ઊભો થાય પણ જવા દો એ વાત

હજી માણસ જ પોતાની જાતે પ્રત્યે ક્યા અનુકપા કેળવી શક્યો છે? ચાલો પણ એ તો બીજી વાત થઈ આ બધી અપ્સરાઓ તરફ એક વાર ફરી નજર નાખી લો બહાર કોફી ઘરમા ઊનીઊની મદ્રાસી કોફી ખૂબ આતુરતાથી આપણી રાહ જુએ છે

———o ———

# હિંદી સંગીત-ગ્રામવિકાસ

હરકાન્ત શુક્લ

[ ગતાંકથી ચાલુ ]

૪

સંગીત રત્નાકર પછી બીજો પ્રમાણભૂત ગ્રંથ 'રાગતરંગિણી' છે. આ ગ્રંથના કર્તા લોચન કવિ હતા. આ ગ્રંથમાં લોચન કવિ પૂર્વેના વિદ્યાપતિ નામના કવિનાં કાવ્યોના ઉતારા આપવામાં આવેલા છે. રત્નાકર પછી લખાયેલા ગ્રંથોમાં ગ્રામને બદલે મેલ શબ્દનો ઉપયોગ થતો જોવામાં આવે છે અને મુખ્ય મેલને શુદ્ધ મેલ અને બીજા પ્રાથમિક મેલને જનકમેલ તરીકે કહેવામાં આવે છે. રાગતરંગિણી પંદરમી સદીનો ગ્રંથ મનાય છે. આ ગ્રંથ થતાં પહેલાં તો દક્ષિણ અને ઉત્તર હિંદી સંગીતપદ્ધતિઓ વચ્ચે મોટા ફાંટાઓ પડી ચૂકયા હતા. રાગતરંગિણીનો શુદ્ધમેલ રત્નાકરનો મુખારીમેલ છે, અને બધું સંગીત ષડ્જ ગ્રામના આધારે રચાયેલ છે, અને બધા રાગોનું બાર મુખ્ય રાગો નીચે વર્ગીકરણ કરવામાં આવેલ છે. ૧૨–૧૩ મી સદીના મુસ્લિમ આક્રમણ પછી ઉત્તર હિંદની સંગીતપદ્ધતિમાં ઘણા જ મહત્ત્વના ફેરફાર થઈ ગયેલ હોવાનું જણાય છે. ઘણાખરા લખાયેલા સંસ્કૃત ગ્રંથોના કર્તા દક્ષિણ હિંદવાસીઓ હતા જેથી સંગીતગ્રામ ત્યાંની પ્રચલિત પદ્ધતિ પ્રમાણે રચવામાં આવેલ છે. સંગીત રત્નાકરને બધા પંડિતો પ્રમાણભૂત ગ્રંથ માને છે અને આ ગ્રંથમાં બન્ને પદ્ધતિઓનો સમન્વય કરવા પ્રયાસ થતાં મહાન કિલષ્ટતા ઊભી થાય છે કે આજ સુધી પણ સંગીત રત્નાકરના રાગો ઉપજાવી કાઢવા મુશ્કેલ પડે છે. મુસ્લિમ આવ્યા પછી અગર તો તે પહેલાં થોડા સમયે ઉત્તર સંગીતપદ્ધતિનો શુદ્ધમેલ શુદ્ધ શંકરાભરણ અગર બીલાવલ થાટ હતો. પરંતુ મુસ્લિમ આક્રમણ પછી ઉત્તર હિંદ અને દક્ષિણ હિંદ સંગીતપદ્ધતિ વચ્ચેનું અંતર દિનપ્રતિદિન વધવા લાગ્યું, અને દક્ષિણનો શુદ્ધમેલ મુખારી મેલ જ રહ્યો. જ્યારે મુસ્લિમ આક્રમણ પછી ઉત્તર હિંદનું સંગીત તેના સંસ્કૃત ગ્રંથો સાથેનો સંબંધ ગુમાવતું ગયું અને હાલ જોશું તો ઉત્તર હિંદનું સંગીત પ્રાચીન ગ્રંથોના આધાર કરતાં એક જાતની રૂઢિ અને પરંપરાથી ઊતરી આવતા સંગીત જેવું જણાય છે. આ સ્થિતિને માટે મોગલ સમય અને મુસ્લિમ અજ્ઞાન સંગીતકારો જ જવાબદાર છે.

ઈ. સ. ૧૫૯૯માં ખાનદેશમાં આવેલ બુરહાનપુરના પ્રખ્યાત પંડિત પુંડરિક વિઠ્ઠલે સદ્રાગ ચંદ્રોદય, રાગમાલા, રાગમંજરી અને નર્તનનિર્ણય નામના ચાર ગ્રંથો રચ્યા છે. પુંડરિક વિઠ્ઠલ દક્ષિણ સંગીતપદ્ધતિનો તો જાણકાર હતો જ, પણ ઉત્તર હિંદની સંગીત પદ્ધતિનો પણ પૂરેપુરો હિમાયતી હતો. પુંડરિક વિઠ્ઠલનો શુદ્ધમેલ મુખારીમેલ હતો, અને તેણે ઘણાખરા ઉત્તર હિંદના પ્રચલિત રાગોનું પણ વર્ણન કરેલ છે. રાગપ્રકરણમાં તેના સ્વર ગ્રામમાં ૧૪ શ્રુતિનો જ ઉપયોગ કર્યો છે, અને વીણા ઉપર ફક્ત બાર પડદાઓ વર્ણવ્યા

છે. આ જ સમયમા દક્ષિણના પડિત ગમ અમાત્યે 'સ્વરમેલ કલાનિધિ' નામનો દક્ષિણ પદ્ધતિનું વિસ્તારપૂર્વક વિવરણ કરતો ગ્રથ રચ્યો છે પુડરિક વિઠ્ઠલ અને ગમ અમાત્યનુ સ્વરગ્રામ એક જ જાતનું છે અને તે નીચે પ્રમાણે છેઃ

| | | |
|---|---|---|
| ૧ ચ્યુત ષડ્જ નિષાદ | — | મન્દા |
| ૨ શુદ્ધ ષડ્જ | — | છન્દોવતિ |
| ૩ શુદ્ધ ઋષભ | — | રતિકા |
| ૪ શુદ્ધ ગાધાર | — | ક્રોધા |
| ૫ સાધારણ ગાધાર | — | વજ્રિકા |
| ૬ અતર ગાધાર | — | પ્રસારિણી |
| ૭ ચ્યુત મધ્યમ . | — | પ્રીતિ |
| ૮. શુદ્ધ મધ્યમ | — | માર્જની |
| ૯.' ચ્યુત પંચમ મધ્યમ | — | મદીપિની |
| ૧૦ શુદ્ધ પચમ | — | આલાપિની |
| ૧૧. શુદ્ધ ધૈવત | — | રમ્યા |
| ૧૨ શુદ્ધ નિષાદ | — | ક્ષોભિણી |
| ૧૩ કૈશિકી નિષાદ | — | તીવ્રા |
| ૧૪. કાકલી નિષાદ | — | કુમુદ્વતિ |

'સ્વરમેલ કલાનિધિ'મા મુખ્ય જનકમેલની સખ્યા ૭ આપવામા આવેલ છે અને બધા રાગો ષડ્જ ગ્રામના આધારે રચાયેલા છે

ઈ સ ૧૬૦૯મા રાજમુદ્રીના સોમનાથ નામના એક તેલુગુ બ્રાહ્મણે 'રાગવિબોધ' નામનો સસ્કૃત ગ્રથ રચ્યો છે સોમનાથનો શુદ્ધમેલ સ્વરમેલ કલાનિધિનો જ મેલ છે, અને ગ્રામસ્વરોના નામમા માત્ર ચ્યુત ષડ્જ અને ચ્યુત મધ્યમને બદલે મૃદુ ષડ્જ અને મૃદુ મધ્યમનો જ ફેરફાર જોવામા આવેછે (જુઓ પરિશિષ્ટ ક્ષ) 'રાગવિબોધ'મા જનક મેલની કુલ સખ્યા ૨૩ની છે રાગવિબોધ પછી ઈ સ ૧૬૨૫મા લક્ષ્મીધરના પુત્ર દામોદર મિશ્રે 'સગીત દર્પણ' નામનો ગ્રથ રચ્યો છે પરતુ સગીત દર્પણમા સ્વરાધ્યાય સીધા સગીત રત્નાકર ઉપરથી લેવામા આવ્યો છે અને સ્વરગ્રામ સગીત રત્નાકરનુ જ છે

રાગવિબોધ પછી કોઈપણ મહત્ત્વનો ગ્રથ લખાયો હોય તો તે 'ચતુર્દણ્ડ પ્રકાશિકા' છે આ ગ્રથના કર્તા દક્ષિણના પડિત વેંકટમખી છે, જેઓ ગોવિંદ દીક્ષિતના પુત્ર અને તાનપ્પાચાર્યના શિષ્ય હતા આ ગ્રથ ઈ સ ૧૬૬૦મા લખાયો છે વેંકટમખીએ બધા જન્ય રાગોનુ ૭૨ મેલકર્તા રાગો નીચે વર્ગીકરણ કરેલ છે પૂર્વાંગ અને ઉત્તરાગના મધ્ય વિકૃત સ્વરોના ફેરફારથી પ્રથમ ૩૭ મેલ કર્તા રાગો કર્યા અને પછી વગેરે મધ્યમને અવિકૃત સ્વર ગણી બીજા ૩૬ મેલકર્તા રાગો ગણતા કુલ ૭૨ મેલકર્તા રાગોની સુવ્યવસ્થા કરવાનુ માન વેંકટમખીને જાય છે વેંકટમખીએ દક્ષિણ હિંદના સંગીતને આવી રીતે સુવ્યવસ્થિત અને શાસ્ત્રીય બનાવ્યુ છે અને હજુ સુધી પણ ભાતખડે જેવા વિદ્વાન પડિતો તે યોજનાને પ્રમાણભૂત માની તેનો ઉપયોગ કરે છે વેંકટમખીએ પ્રાચીન ગ્રથકારોના વિકૃત સ્વરોનો

ઉપયોગ કર્યો નથી. પરંતુ રાગવર્ણનમાં ફક્ત બાર જ ઉપયોગી સ્વરોને કામમાં લીધા છે, અને તે નીચે પ્રમાણે છેઃ શુદ્ધ ષડ્જ, કોમલ ઋષભ, શુભ ઋષભ, શુદ્ધ ગાંધાર, સાધારણ ગાંધાર, અંતર ગાંધાર, શુદ્ધ મધ્યમ, વરાલી મધ્યમ, શુદ્ધ પંચમ, શુદ્ધ ધૈવત, શુદ્ધ નિષાદ, કૈશિકી નિષાદ અને કાકલી નિષાદ; જેનાં શ્રુતિસ્થાનો અનુક્રમે છન્દોવતિ, રતિકા, ક્રોધા, વજ્રિકા, પ્રસારિણી, માર્જની, રક્તા, આલાપિની, રમ્યા, ક્ષોભિણી, તીવ્રા અને કુમુદ્વતિ વગેરે છે.

સત્તરમી સદીના છેલ્લા ભાગમાં ' સંગીત પારિજાત ' નામનો ગ્રંથ પંડિત અહોબલે લખ્યો છે. અહોબલે સંગીત પારિજાતમાં ઘણીખરી વસ્તુ રાગતરંગિણી અને રાગવિબોધમાંથી લીધેલ છે. રાગતરંગિણીનો શુદ્ધ મેલ તે જ પારિજાતનો શુદ્ધ મેલ છે. ( પરિશિષ્ટ ઞ ) પંડિત અહોબલ ઓગણીસ વિકૃત સ્વરો ગણાવે છે, પણ પારિજાતમાં વર્ણવેલ રાગોમાં બાર સ્વરોથી વધુ ઉપયોગમાં લીધા નથી. પારિજાત એ પ્રથમ ગ્રંથ છે કે જેમાં વીણાના તાર પ્રમાણે બાર સ્વરોની ગોઠવણ કરવામાં આવી છે. પારિજાતનું સ્વરગ્રામ, આધુનિક સ્વરગ્રામને મળતું છે, ફક્ત શુદ્ધ ઋષભ, શુદ્ધ ગાંધાર, શુદ્ધ ધૈવત અને શુદ્ધ નિષાદના સ્થાનમાં એક એક શ્રુતિનો ફેર છે એટલે તેઓ અનુક્રમે રઞ્જની, ક્રોધા, રમ્યા અને ક્ષોભિણી પર સ્થાન લે છે. આ જ સમયમાં તાંજોરના રાજા તુલજાજીએ ' સંગીત સારામૃતમ્ ' નામનો ગ્રંથ રચાવ્યો છે; પરંતુ તેનું સ્વરગ્રામ ' ચતુર્દણ્ડ પ્રકાશિકા 'નું છે. અત્યાર સુધીના બધા ગ્રંથોનો શુદ્ધ મેલ લગભગ મુખારી મેલ છે. ફક્ત જાતિરાગો અને મૂર્છનાની પદ્ધતિમાં ઉત્તરોત્તર ફેરફાર થતો આવ્યો છે.

જયપુરના મહારાજા પ્રતાપસિંહજી ( ઇ. સ. ૧૭૭૯-૧૮૦૪ ) સંગીતના ઘણા જ શોખીન અને આશ્રયદાતા હતા. તેઓએ એક સંગીત પરિષદ બોલાવી અને પંડિતો પાસે ' સંગીતસાર ' નામનો ગ્રંથ રચાવ્યો છે. આ પ્રથમ જ ગ્રંથ છે કે જેમાં શુદ્ધ મેલ તરીકે ઉત્તર હિંદનો પ્રચલિત બીલાવલ થાટ લેવામાં આવ્યો છે. આ પછી ઇ. સ. ૧૮૧૩માં પટણાના મહમદ રેઝા નામના એક ઉમરાવે નગમાત—ઇ—આસફી નામનો ફારસીમાં ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથમાં ઉત્તર હિંદની સંગીતપદ્ધતિ માટે સમજાય તેવો સફળ ઉલ્લેખ થયો છે. નગમાત-ઇ-આસફીનો શુદ્ધ મેલ ઉત્તર હિંદની સંગીતપદ્ધતિનો બીલાવલ થાટ છે. આ બીલાવલ મેલમાં ષડ્જાદિ સાત સ્વરો ઉપરાંત પાંચ વિકૃત સ્વર મળી બાર સ્વરોનું બનેલ સ્વરગ્રામ છે, અને મુખ્ય ગ્રામ ષડ્જ ગ્રામ છે. આધુનિક સમય સુધી પણ આ જ સ્વરગ્રામ જળવાઈ રહ્યું છે. નગમાત-ઇ-આસફીમાં રાગોનું વર્ગીકરણ રાગ-રાગિણી-પુત્ર પ્રમાણે કરવામાં આવેલ છે.

## ૫

ઉપર્યુક્ત બધા ગ્રંથોનું અવલોકન કરતાં એમ સ્પષ્ટ રીતે તરી આવે છે કે સમય જતાં સ્વરગ્રામમાં સ્વરોનો ઘટાડો થવા લાગ્યો છે, તેમજ સ્વરો વચ્ચે સમભાગ પાડવાના પ્રયત્નો થયેલા જોવામાં આવે છે. સ્વરોનો ઘટાડો થતાં શિષ્ટ સંગીતને ફાયદો થયો કે ગેરફાયદો તે વસ્તુ જુદી રાખતાં સંગીત રત્નાકર પછીના બધા ગ્રંથકારોએ સંગીત ગ્રામને સરળ, સાદું અને સમજાય તેવું કરવા ખૂબ પ્રયત્નો કર્યા છે અને આ બાબતમાં દક્ષિણના પંડિત

વેંકટમખી ખૂબ જ સફળ થયા છે, અને આધુનિક દક્ષિણ હિંદના સંગીતને વ્યવસ્થિત બનાવવામાં સુંદર ફાળો આપેલ છે

આધુનિક દક્ષિણ હિંદનો શુદ્ધમેલ કનકાંગી મેલ છે, જેમાં બધા વિકૃત સ્વરો શુદ્ધ સ્વરોના તીવ્ર સ્વરો છે એટલે તે આધુનિક યુરોપીય Minor scaleને મળતું આવે છે ઘણા દક્ષિણના કનકાંગી મેલને પ્રાચીન ગાંધાર ગ્રામમાંથી ઉદ્દ્ભવ્યાનું માને છે દક્ષિણ હિંદનું સંગીત પ્રાચીન ગ્રંથોના સ્વરગ્રામને ખૂબ જ વળગી રહ્યું છે દક્ષિણ હિંદનું આધુનિક સ્વરગ્રામ બાર સ્વરોનું બનેલું છે, અને તે ષડ્જમધ્ય (સા), શુદ્ધ ઋષભ (રેં), શુદ્ધ ગાંધાર (રી), સાધારણ ગાંધાર (ગેં), અંતર ગાંધાર (ગ), શુદ્ધ મધ્યમ (મ), પ્રતિમધ્યમ (મેં), પંચમ (પ), શુદ્ધ ધૈવત (ધેં), ચતુશ્રુતિ ધૈવત (ધ), કૈશિકી નિષાદ (નિ), કાકલી નિષાદ (ની) અને ષડ્જતાર (સાં) આ સ્વરગ્રામનો ગ્રામાધિપતિ સ્વર ષડ્જ છે ષડ્જ અને પંચમ અવિકૃત છે જ્યારે બીજા બધા વિકૃત થાય છે આ સ્વરગ્રામમાં શુદ્ધ સ્વરો વચ્ચેનું શ્રુત્યંતર પ્રમાણ નીચે મુજબ છે

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| સા, | રી, | ગ, | મ, | પ | ધ, | ની, | સાં |
| | ૨ | ૩ | ૪ | ૪ | ૨ | ૩ | ૪ |

દક્ષિણ હિંદના રાગો પણ ઉત્તર હિંદથી જુદા પડે છે, જો કે ઘણાખરા રાગો તો ફક્ત નામ માત્રથી જુદા છે, પરંતુ ગાવાની પદ્ધતિ, આન્દોલનો, અને ગમકના પ્રચારમાં ઘણો તફાવત પડી ગયો છે

ઉત્તર હિંદુસ્તાની સંગીતપદ્ધતિનું આધુનિક પ્રચલિત સ્વરગ્રામ તપાસશું તો 'સંગીતસાર'માં વર્ણવેલ શુદ્ધ શંકરાભરણ અગર બીલાવલ થાટ તે શુદ્ધમેલ તરીકે ઉપયોગમાં આવે છે આ થાટ તે પ્રાચીન સંગીતગ્રામની નિષાદ મૂર્છના છે આ સ્વરગ્રામમાં કુલ મળી બાર સ્વરો આવે છે, જેમાં સાત શુદ્ધ અને બીજા વિકૃત છે ષડ્જ પંચમ અવિકૃત રહે છે, અને ઋષભ, ગાંધાર, મધ્યમ, ધૈવત અને નિષાદ વિકૃત થાય છે આ બાર સ્વરોમાં વર્તમાન કાળમાં આધુનિક બધા રાગો ગવાય છે, જો કે કેટલાક શિષ્ટ રાગો જેવા કે ટોડી, દેશી, ભીમપલાસી, ગાંધારી, વગેરેમાં શ્રુતિનો ઉપયોગ થતો જોવામાં આવે છે પરંતુ તેવા રાગો બહુ ઓછા છે હિંદી સંગીતના આધુનિક સંગીતગ્રામનો પ્રથમ સ્વર ષડ્જનું આન્દોલન પ્રમાણ કેટલું હતું તે બાબત કચાંય પણ સ્ફોટ થતો નથી પરંતુ આજ વિજ્ઞાનના સમયમાં આ બધી વસ્તુઓનો સપ્રમાણ તોડ કાઢવામાં આવેલ છે આધુનિક સ્વરગ્રામની કમ્પન સંખ્યા નીચે મુજબ છે

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| સા, | રેં, | રી, | ગેં, | ગ, | મ | મેં, | પ, |
| ૨૪૦, | ૨૫૬, | ૨૭૦, | ૨૮૮, | ૩૦૦, | ૩૨૦, | ૩૩૩$\frac{1}{3}$, | ૩૬૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ધ, | ધ, | નીં, | ની, | સાં |
| ૩૮૪, | ૪૦૫, | ૪૩૨ | ૪૫૦, | ૪૮૦ |

ઉપર્યુક્ત બારે સ્વરો અનુક્રમે ક્ષોભિણી, કુમુદ્વતિ, છંદોવતિ, રજની, રતિકા, ક્રોધા, પ્રસારિણી, માર્જની, રક્તા, આલાપિની, રોહિણી, રમ્યા અને ક્ષોભિણી પર સ્થાન લે છે આધુનિક સમયમાં પ્રાચીન બાવીસ શ્રુતિઓના નામોમાં પણ ફેરફાર કરી વધુ સમજી શકાય

તેવાં નામો નીચે પ્રમાણે આપવામાં આવેલ છેઃ ષડ્જ, અતિકોમલ ઋષભ, કોમલ ઋષભ, મધ્ય ઋષભ, શુદ્ધ ઋષભ, અતિકોમલ ગાંધાર, કોમલ ગાંધાર, શુદ્ધ ગાંધાર, તીવ્ર ગાંધાર, શુદ્ધ મધ્યમ, એકશ્રુતિ મધ્યમ, તીવ્ર મધ્યમ, તીવ્રતર મધ્યમ, પંચમ, અતિકોમલ ધૈવત, કોમલ ધૈવત, ત્રિશ્રુતિ ધૈવત, શુદ્ધ ધૈવત, અતિકોમલ નિષાદ, કોમલ નિષાદ, શુદ્ધ નિષાદ, તીવ્ર નિષાદ વગેરે.

આધુનિક ભારતીય સંગીતમાં જે રાગો પ્રચલિત છે તેના ખરા કલામય અને શિષ્ટ સ્વરૂપ માટે નૈસર્ગિક સંપૂર્ણ સ્વરગ્રામ અતિ આવશ્યક છે. પરંતુ બાર સ્વરોનો ઉપયોગ સંગીત શીખનાર વિદ્યાર્થી માટે તો ઘણો જ આવકારદાયક અને સરળ ગણાય, કારણકે ગ્રામના બાવીસ સ્વરોની ગુંચવણમાં શીખતાંની સાથે પડવું તો ઘણું જ દુર્લભ છે અને શરૂઆતમાં બાવીસ સ્વરો અગર તો શ્રુતિઓ વચ્ચેનો સૂક્ષ્મ ભેદ પારખવો તે પણ મુશ્કેલ છે. આધુનિક બાર સ્વરોનું ગ્રામ શિષ્ટ સંગીતને ઉપયોગી નથી માટે તેને રૂખસદ આપવી જોઈએ તેમ કહેવું તે જરા પાંડિત્યનો અતિરેક થાય તેવું છે, જો કે આધુનિક સ્વરગ્રામ શિષ્ટ સંગીત માટે અધૂરૂં છે તેમ જરૂર કહી શકાય, પણ નિરુપયોગી છે તેમ કહેવું તે ધૃષ્ટતા છે. સંગીત-વિદ્યાના શિક્ષણમાં શરૂમાં સાત સ્વરો, પછી વિકૃત મળી બાર સ્વરો અને પછી શ્રુતિજ્ઞાન તેમ શિક્ષણક્રમ થાય તો પછી શિષ્ટ સંગીતને કોઈપણ જાતની હરકત આવે તેમ નથી, તેમ વિશ્વાસપૂર્વક કહી શકાય.

આ સાથે આપણા નૈસર્ગિક શુદ્ધગ્રામને આજકાલ હિંદમાં ઘર કરી બેઠેલ વાજિંત્ર હારમોન્યમે જે ધક્કો પહોંચાડયો છે તે બાબતનો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય. હારમોન્યમમાં શુદ્ધ કોમલ અને તીવ્ર મળી પ્રત્યેક સપ્તકમાં બાર સ્વરો આવે છે. પરંતુ આમાં સાત સ્વરોના એકસરખા બાર ભાગ કરી Tempered scale બનાવવામાં આવે છે જે વસ્તુસ્થિતિ આપણા નૈસર્ગિક ગ્રામની શુદ્ધતાને નુકસાન પહોંચાડનારી છે. યુરોપીય Majore scaleના છઠ્ઠા સ્વરમાં અને આપણા ધૈવતમાં દેખીતો તફાવત રહે છે. પરંતુ આ વસ્તુની દરકાર રાખ્યા વગર હારમોન્યમ સહેલાઈથી શીખી શકાય છે તેવી ભ્રમણા માત્રથી, આજકાલ હારમોન્યમનો પ્રચાર ઘણો વધી ગયો છે, અને પરિણામે 'સ્વરોમાં વર્ણસંકરતા પણ ઠીક ઠીક ફેલાઈ છે. હારમોન્યમના સાત સ્વરોને બદલે ૨૨ શ્રુતિવાળું હારમોન્યમ પણ બનાવવામાં આવેલ છે. પરંતુ આથી ઉત્પન્ન થતી ક્લિષ્ટતાને અંગે તેનો પ્રચાર બિલકુલ થવા પામ્યો જ નથી. ઉપરાંત હારમોન્યમમાં લચક, મીંડ, ગમક વગેરે હિંદી શિષ્ટ સંગીતના મુખ્ય અંગો કાઢી શકવાનો નૈસર્ગિક અભાવ રહે છે. એટલે હારમોન્યમ આપણા સંગીતને માટે તદ્દન પ્રતિકૂળ વાજિંત્ર છે. હાસ્યાસ્પદ બીના તો એ છે કે યુરોપમાં જ્યાં હારમોન્યમનો જન્મ થયો છે ત્યાં કોઈ પણ વૃંદવાદન (Orchestra)માં હારમોન્યમને બિલકુલ સ્થાન નથી. ત્યાં તો ફક્ત રખડતા ભીખારીઓ જ તેનો ઉપયોગ કરે છે, જ્યારે અહીં આપણા નામાંકિત ગવૈયાઓ આ વાજિંત્રનો સગર્વ ઉપયોગ કરતા જણાય છે ત્યારે જરૂર ખેદ ઉત્પન્ન થાય છે અને આપણી અંતિમ પરાધીન અવસ્થાનું ભાન કરાવે છે. હિંદમાં જ્યારે બીન, સીતાર, સરોદ, સારંગી, દિલરુબા અને ઈસરાજ જેવાં સુંદર અને સંપૂર્ણ તંતુવાદ્યોનું અસ્તિત્વ છે, તો પછી આપણા નૈસર્ગિક સ્વરગ્રામને ભ્રષ્ટ બનાવતા, આપણા શિષ્ટ સંગીતના ખરા માધુર્યનું ખૂન કરી રાગોની કોમળતાને કચડી મારતા વિદેશી વાજિંત્રને તો હવે સત્વર દેશવટો કેમ ન આપવો જોઈએ ?

## પરિશિષ્ટ अ : જુદા જુદા ગ્રંથો પ્રમાણે

| શ્રુતિ સંખ્યા | શ્રુતિ નામ | સામવેદ | ભરતનાટ્યશાસ્ત્ર | સંગીત રત્નાકર |
|---|---|---|---|---|
| ૦ | ક્ષોભિણી | • | • | • |
| ૧ | તીવ્રા | • | • | • |
| ૨ | કુમુદ્વતિ | કૃષ્ટ | • | • |
| ૩ | મન્દા | • | • | ચ્યુત ષડ્જ |
| ૪ | છન્દોવતી | પ્રથમ | ષડ્જ | શુદ્ધ ષડ્જ |
| ૫ | દયાવતી | • | • | કૈશિકી ષડ્જ |
| ૬ | રઞ્જની | • | • | અંતર ષડ્જ |
| ૭ | રતિકા | • | ઋષભ | શુદ્ધ ષડ્જ |
| ૮ | રૌદ્રી | દ્વિતીય | • | વિકૃત ઋષભ |
| ૯ | ક્રોધા | • | ગાંધાર | શુદ્ધ ગાંધાર |
| ૧૦ | વજ્રિકા | • | • | સાધારણ ગાંધાર |
| ૧૧ | પ્રસારિણી | તૃતીય | અંતર ગાંધાર | અંતર ગાંધાર |
| ૧૨ | પ્રીતિ | • | • | • |
| ૧૩ | માર્જની | ચતુર્થ | મધ્યમ | શુદ્ધ મધ્યમ |
| ૧૪ | ક્ષિતિ | • | • | કૈશિકી મધ્યમ |
| ૧૫ | રક્તા | • | • | વિકૃત મધ્યમ |
| ૧૬ | સદીપિની | • | પંચમ | મધ્યમ ગ્રામપંચમ |
| ૧૭ | આલાપિની | પંચમ | • | શુદ્ધ પંચમ |
| ૧૮ | મદન્તી | • | • | મધ્યમ ગ્રામધૈવત |
| ૧૯ | રોહિણી | • | • | • |
| ૨૦ | રમ્યા | • | ધૈવત | શુદ્ધ ધૈવત |
| ૨૧ | ઉગ્રા | અતિસ્વાર્ય | • | • |
| ૨૨ | ક્ષોભિણી | • | નિષાદ | શુદ્ધ નિષાદ |
| ૧ | તીવ્રા | • | • | કૈશિકી નિષાદ |
| ૨ | કુમુદ્વતિ | • | કાકલી નિષાદ | કાકલી નિષાદ |

## ષડ્જ ગ્રામિક સ્વરવિકાસ

| સ્વરમેલ કલાનિધિ | રાગવિબોધ | ચતુર્દણ્ડ પ્રકાશિકા | સંગીત પારિજાત | આધુનિક ગ્રામ |
|---|---|---|---|---|
| • | • | • | • | શુદ્ધ ષડ્જ |
| • | • | • | • | • |
| • | • | • | • | કોમલ ઋષભ |
| ચ્યુત ષડ્જ | મૃદુ ષડ્જ | • | • | • |
| શુદ્ધ ષડ્જ | શુદ્ધ ષડ્જ | શુદ્ધ ષડ્જ | શુદ્ધ ષડ્જ | શુદ્ધ ઋષભ |
| • | • | • | • | • |
| • | • | • | કોમલ ઋષભ | કોમલ ગાંધાર |
| શુદ્ધ ઋષભ | શુદ્ધ ઋષભ | શુદ્ધ ઋષભ | શુદ્ધ ઋષભ | શુદ્ધ ગાંધાર |
| • | • | • | • | • |
| શુદ્ધ ગાંધાર | શુદ્ધ ગાંધાર | શુદ્ધ ગાંધાર | શુદ્ધ ગાંધાર | શુદ્ધ મધ્યમ |
| સાધારણ ગાંધાર | અંતર ગાંધાર | સાધારણ ગાંધાર | તીવ્ર ગાંધાર | • |
| અંતર ગાંધાર | મૃદુ મધ્યમ | અંતર ગાંધાર | • | તીવ્ર મધ્યમ |
| ચ્યુત મધ્યમ | શુદ્ધ મધ્યમ | • | • | • |
| શુદ્ધ મધ્યમ | • | શુદ્ધ મધ્યમ | શુદ્ધ મધ્યમ | પંચમ |
| • | • | • | • | • |
| • | મૃદુ પંચમ | વરાલી મધ્યમ | તીવ્ર મધ્યમ | કોમલ ધૈવત |
| ચ્યુત પંચમ | શુદ્ધ પંચમ | • | • | • |
| શુદ્ધ પંચમ | • | શુદ્ધ પંચમ | શુદ્ધ પંચમ | ધૈવત |
| • | • | • | • | • |
| • | શુદ્ધ ધૈવત | • | કોમલ ધૈવત | કોમલ નિષાદ |
| શુદ્ધ ધૈવત | • | શુદ્ધ ધૈવત | શુદ્ધ ધૈવત | નિષાદ |
| • | શુદ્ધ નિષાદ | • | • | • |
| શુદ્ધ નિષાદ | કૈશિકી નિષાદ | શુદ્ધ નિષાદ | શુદ્ધ નિષાદ | ષડ્જ |
| કૈશિકી નિષાદ | કાકલી નિષાદ | કૈશિકી નિષાદ | તીવ્ર નિષાદ | • |
| કાકલી નિષાદ | • | કાકલી નિષાદ | • | • |

# કલ્પના

હરિલાલ ગો. પંડયા

કદી ઉડું આભ વિષે ઉંચાઈએ,
ધરા પરે, વૃક્ષ લતા પ્રસૂનમાં,
દ્વિરેફ ગાને, પ્રતિ છોડ બાગમાં—
વનસ્પતિ ને અવકાશમાં બધે !

કદી વસું બાલકના મિજાજમાં,
ઉલ્લાસમાં, શોક મહીં વિલાપમાં;
વિયોગઘેલાં જનના મિલાપમાં,
મળી જવું લોચનનીરમાં કદા !

હસું, રડું, શાન્ત પડું, ફરીને
બની જવું બિન્દુ કવિત્વસાગરેઃ
ઉછાળ લેવા; ઉરભાવ મીઠા
અનન્તને આંગણિયે ઉછેરવા—

મ્હને રહે ગૌરવ આટલું જે—
બની ફરી મેઘ, વિશાળ વિશ્વે
કવિત્વની મંગલ છાંયડીથી
અમી તણાં વર્ષણ ભાવભીનાં
નિતારવાં માનવપુષ્ટિ કાજે !
ાલાં વિશ્વને કાવ્યે, કટુતા, ક્ષાર, વંચના;
ીને મેઘધારાઓ વરસે યુગાન્તરે ય ના ?

❧

# શ્રી. રામનારાયણ વિ. પાઠક

'પિપાસુ'

[ મરાઠી ભાષાના 'જ્યોત્સ્ના' નામક માસિકના અનેક વિધ હેતુઓ પૈકીમાં એક હેતુ હિન્દી, ગુજરાતી, કાનડી, વગેરે ભાષાઓના આગળ પડતા સાહિત્ય સેવકોનો અને તે તે ભાષાના સાહિત્યનો પરિચય પોતાના વાચકોને કરાવવાનો છે. તે અનુસાર આપણા સુપ્રસિદ્ધ વિવેચક અને સાહિત્યકાર શ્રી. રામનારાયણ વિ. પાઠકનો અલ્પ પરિચય આપણા સાહિત્યમાં અપૂર્વ રસ લઈ રહેલા મહારાષ્ટ્રના એક ચેતવાન લેખક શ્રી. ખંડેરાવ ત્ર્યંબક સુળેએ 'જ્યોત્સ્ના'ના ગઈ સાલના નવેંબરના અંકમાંx આપ્યો હતો. ત્યારબાદ હમણાં જ થોડા દિવસ ઉપર એક કવિ શ્રી. સ્નેહરશ્મિનો પરિચય પણ એ માસિકમાં પ્રકટ થઈ ચૂકયો છે. તે પછી શ્રી. કનૈયાલાલ મુનશી, વગેરે આપણા જાણીતા સાહિત્યસેવકોનો પરિચય 'જ્યોત્સ્ના' એ પ્રકટ કરવાનું નક્કી કર્યું છે. એડવોકેટ શ્રી. સુળેએ મરાઠી ભાષાના વાચકો સમક્ષ રજૂ કરેલા શ્રી. પાઠકના પરિચયનો ગુજરાતી અનુવાદ નીચે આપવાનું યોગ્ય ધાર્યું છે. કેમકે બીજી ભાષાના લેખકો આપણા સાહિત્ય અને સાહિત્યસેવકો વિષે શું ધારે છે તે જાણવાનો આ અપૂર્વ અવસર છે. આ જોતાં આ પ્રયાસ કોઈ રીતે અસ્થાને નથી એમ માનું છું. પિપાસુ ]

અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં અધ્યાપક શ્રી. રામનારાયણ વિ. પાઠક એક અસાધારણ વ્યક્તિ ગણાય છે. અધ્યાપક શ્રી. પાઠકનું નામ લેતાં વેંત તેમના જીવનને અને તેમના સાહિત્યવ્યવસાયને લગતી તેમની અનેકવિધ ભૂમિકાઓનાં દશ્યો નજર સમક્ષ ખડાં થાય છે. જીવનની શરૂઆતમાં જ એક હુશિયાર વિદ્યાર્થી, યશસ્વી વકીલ, ધીખતી કમાણીને લાત મારી અસહકારની ચળવળમાં ઝંપલાવનાર એક સ્વાર્થત્યાગી તરીકે તેઓ આપણી સમક્ષ ખડા થાય છે. સાહિત્યસેવક તરીકે પણ એક ક્ષણ તેઓ અત્યંત તર્કશુદ્ધ વિવેચક તરીકે, તો બીજી ક્ષણે માનવીના મનોવ્યાપારને રસિકપણે આલેખનાર એક કુશળ લઘુકથાકાર તરીકે, આપણી સમક્ષ ઊભા હોય છે. વળી સ્વૈરવિહારી છતાં મર્મગ્રાહી ટૂંકા નિબંધોના લેખક તરીકે, તો ઘડીભર એક મહાન મિતભાષી કવિ તરીકે તેઓ આપણી સમક્ષ ખડા થાય છે. સાહિત્યક્ષેત્રને લગતી એમની અનેકવિધ કૃતિઓ ખરેખર મનને આકર્ષે એવી છે. ખાસ લક્ષમાં રાખવા જેવી ઘટના તો એ છે કે માત્ર એમના વિદ્યાર્થીજીવન દરમ્યાનમાં જ નહિ પરંતુ ત્યાર પછીના જીવનમાં પણ તેમણે પશ્ચિમના સાહિત્યનો સતત ચાલુ રાખેલો અભ્યાસ પણ એમને વરેલા દુર્લભ યશની પાછળ રહેલો છે.

મુંબઈની વિલ્સન કોલેજમાંથી તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના વિષયોની પસંદગી કરી તેમણે બી. એ. ની પરીક્ષા પ્રથમ વર્ગ મેળવી પાસ કરી હતી. એલ.એલ. બી. પાસ કર્યા પછી તેમણે વકીલાતનો ધંધો શરૂ કર્યો. એ ધંધામાં તેમણે કીર્તિ સંપાદન કરી. પરંતુ સમાજથી સ્વતંત્ર અને રાષ્ટ્રોન્નતિકર શિક્ષણ આપનાર એક સંસ્થા ઊભી કરવાની તીવ્ર પ્રેચ્છા ધરાવનાર શ્રી. પાઠક પોતાનો ધીખતી કમાણીનો ધંધો છોડી દઈ 'ગુજરાત કેળવણી મંડળ'

x 'જ્યોત્સ્ના' માસિકના એ અંકમાં શ્રી. 'સ્વૈરવિહારી'ના 'હિન્દુઓનું ખાસ સાયન્સ' નામના હાસ્ય અને રસપૂર્ણ લેખનો મરાઠી અનુવાદ પણ શ્રી. સુળેએ આપ્યો હતો.

નામની સંસ્થામાં જોડાયા ત્યારબાદ તરત જ અસહકારનો યુગ પ્રવર્ત્યો, અને અમદાવાદની ગુજરાત વિદ્યાપીઠમા તેમણે અધ્યાપક પદ સ્વીકાર્યું આમ ગુજરાત વિદ્યાપીઠ સાથે સબધ બધાતા તેમનું નામ ગુજરાત પ્રાન્તમા સુવિખ્યાત થયુ એક દૃષ્ટિએ કહીએ તો શ્રી પાઠકના મૂળભૂત ગુણોના સપૂર્ણ વિકાસનો પુણ્યયશ ગુજરાત વિદ્યાપીઠને આભારી છે

અધ્યાપક તરીકે કાર્ય કરતા કરતા તેમણે ગુજરાતી ભાષાના યોગ્ય અને પદ્ધતિસર અભ્યાસ માટે 'કાવ્યસમુચ્ચય' નામના અર્વાચીન કાવ્યોના બે સગ્રહો પ્રકટ કર્યા તેજ સમયે શ્રી કાકાસાહેબ કાલેલકરની સાથે વિદ્યાપીઠ મારફતે ગુજરાતી ભાષાના 'ગુજરાતી જોડણીકોશ' નામક પ્રથમ શાસ્ત્રશુદ્ધ શબ્દકોશ તૈયાર કરવામા સહકાર આપ્યો આ દરમ્યાનમા તેમણે 'ગોવિદ ગમન' 'પૂર્વાલાપ', 'ધમ્મપદ', 'કાવ્યપ્રકાશ' પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા' વગેરે નાના મોટા ગ્રથો સપાદિત કર્યા ને કેટલાક સ્વતત્ર રીતે લખ્યા પરતુ વિદ્યાપીઠ મધ્યેનું તેમનું સાચુ ને ચિરસ્મરણીય કાર્ય તો તેમણે ઉત્પન્ન કરેલુ પોતાનુ આશાસ્પદ યુવાન લેખકોનું શિષ્યવૃદ તેમના છત્રતળે સાહિત્યનો અભ્યાસ કરી તેમની પાસથી કળાની ઉપાસનાની સ્ફૂર્તિ-પ્રેરણા મેળવેલ તેમના શિષ્ય પૈકીમા શ્રી સ્નેહરશ્મિ શ્રી સુન્દરમ્, શ્રી. ડન્સનદાસ માણેક, શ્રી નગીનદાસ પારેખ શ્રી ઉપવાસી વગેરે નામો આજે ગુજરાતી કાવ્યસાહિત્યમા અચળ સ્થાન ભોગવે છે આ સિવાય તેમનુ પરોક્ષ વિદ્યાર્થીમડળ તો ઘણુ જ વિસ્તૃત છે સને ૧૯૩૦ની સાલની ચળવળમા તેમણે કારાવાસ ભોગવ્યો ત્યાર બાદ તેમણે મુબઈની શ્રી નાથીબાઈ કૉલેજમા ગુજરાતીના અધ્યાપકનું પદ સ્વીકાર્યું (હાલમા તો શ્રી પાઠક સાહેબ અમદાવાદની એમ એલ ડી કૉલેજમા ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરે છે )

સુમારે બાર વર્ષ ઉપર એમણે 'પ્રસ્થાન' નામનું માસિક શરૂ કર્યું હતુ ગુજરાતી ભાષાના સધા આધુનિક માસિકોમા 'પ્રસ્થાન'નો દરજ્જો નિ સશય શ્રેષ્ઠ છે શ્રી પાઠકનાં મોટા ભાગના લખાણો પ્રસ્થાન'મા જ પ્રસિદ્ધ થતા રહ્યા છે 'પ્રસ્થાન'ના તત્રી તરીકે તેમણે કરેલી ગ્રથોની સમાલોચના ગુજરાતી સાહિત્યમા બહુ જ કિંમતી મનાય છે પૂર્વ અને પશ્ચિમના સાહિત્યનો સુમેળ સાધનારી તેમની વિવેચનશક્તિ અને તેમની લાઘવયુક્ત તથાપિ સરળ અને આડબરરહિત શૈલી વિશેષ આકર્ષક છે શ્રી પાઠકની બુદ્ધિ ક્ષ-કિરણની જેમ વસ્તુને ભેદીને તેનુ અતર જાણનારી છે કોઈ કૃતિની સમાલોચના, આલેખન કે રસનિષ્પત્તિની બાબતને અગે એમની તીક્ષ્ણ નજરમા ક્યાય ન્યૂનતા કે ત્રૂટી શોધી જડતી નથી, પરતુ કોઈ ગ્રથની પ્રતિકૂળ સમાલોચનામા પણ એમના સહૃદયતા અને સૌજન્ય એટલા બધા ભરપૂર હોય છે કે ટીકાનો ભોગ થઈ પડનાર લેખક મોટે ભાગે તો એમનો શત્રુ ન બનતા એમને ઊલટો પ્રેમથી જોતો થઈ જાય છે શ્રી કનૈયાલાલ મુનશી પોતાના 'ગુજરાત અને તેનુ સાહિત્ય' નામક અગ્રેજી પુસ્તકમાં શ્રી પાઠકની ટીકા પદ્ધતિ વિષે લખતા લખે છે ' He is above pettiness even when he draws blood "

નડિયાદમા ભરાયેલી ૭ સાહિત્યપરિષદ્‌મા સાહિત્યવિભાગના પ્રમુખ તરીકે તેમણે 'કાવ્યની શક્તિ' નામના વિષયપર સુપ્રસિદ્ધ અને લાબો નિબધ વાચ્યો હતો કાવ્યશાસ્ત્ર વિષે લખાયેલો એ નિબધ એટલો તો મૌલિક અને વિદ્વત્તાપૂર્ણ છે કે સંસ્કૃત સાહિત્યશાસ્ત્રના અભ્યાસમા પણ એ નિબધ અપૂર્વ મદદરૂપ થઈ પડે છે. મુબઈ વિદ્યાપીઠ તરફથી ગઈ વેળા

ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળાને અંગે તેમણે 'અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્યના પ્રવાહો'ના વિષય ઉપર પાંચ વ્યાખ્યાનો આપ્યાં હતાં. આજ સુધીમાં યુનિવર્સિટીને એવો કોઈ વ્યાખ્યાતા મળ્યો નથી કે જેના વ્યાખ્યાનમાં એટલો મોટો શ્રોતાવર્ગ હાજર રહ્યો હોય. ગુજરાતી સાહિત્ય ઉપાસકોએ નિઃશંકપણે શ્રી. પાઠકના શબ્દ પ્રમાણોને સ્વીકૃત કરી લીધેલ છે તેના પર મદાર રાખી તેમણે ધાર્યું હોત તો એ પાંચ વ્યાખ્યાનોમાં એમણે કેટલાય કીર્તિને વરેલા કવિઓને પણ હાથ કરડતા કરી મૂકયા હોત અને બીજા અનેક અજ્ઞાત કવિઓનાં ભાવિ ઉજ્જ્વળ કરી આપ્યાં હોત. પરંતુ વ્યકિત કરતાં વિચારને અને સ્નેહ કરતાં સત્યને એઓ અધિક મહત્ત્વ આપતા હોવાથી એ પાંચે વ્યાખ્યાનોમાં યુગશક્તિ અને યુગપ્રવાહના પરામર્ષને તેમણે પ્રધાન સ્થાન આપ્યું છે. તેઓ કોઈના નવા ચીલામાં પડયા નથી અને તેમણે કોઈ નવો ચીલો કે પક્ષ સ્થાપ્યો નથી.

શ્રી. પાઠકની કાવ્યકૃતિઓ બહુ જ ઓછી છે, છતાં ગુણની દૃષ્ટિએ તે ગુજરાતી કવિઓમાં તેમને પ્રથમપંક્તિએ મૂકે એવી પ્રતિભાવાળી છે. પોતાના કાવ્યોમાં તેઓ શુદ્ધ અને ઘરગથ્થુ ગુજરાતી શબ્દો વાપરતા હોવાને લીધે તેમનાં કાવ્યો એટલાં બધાં ભાવપૂર્ણ હોય છે કે જે પરપ્રાંતીય વ્યક્તિને માટે સમજવાં મુશ્કેલ પડે. પરંતુ તેમનાં કાવ્યોમાં કલ્પનાનું સુભગત્વ, શબ્દોની પ્રસન્નતા અને ભાવનાની ઉત્કટતાનો સુંદર મેળ સદા ય જોવાને મળે છે. તેમની પત્નીના અવસાન થયા પછી તેમણે તેમની પ્રિય સહચરીને ઉદ્દેશી લખેલી એક કવિતામાં તેઓ કહે છેઃ

મળ્યાં તુજ સમીપ અગ્નિ ! તુજ પાસ જુદાં થિયે !

તેમનો પોતાનો કાવ્યસંગ્રહ તેમની પોતાની જીવનસખીને સમર્પણ કરવાની ભાવનાથી તેમણે તે ભાવના વ્યક્ત કરતી કાવ્યની માત્ર એક જ પંક્તિ રચી છે તે આ રહી.

"વેણીમાં ગૂંથવાંતાં કુસુમ તહીં રહ્યાં અર્પવાં અંજલિથી."

આટલી માત્ર એક પંક્તિમાં જ કરુણરસનું સૃજન કરનારું કેટલું ઉત્કટ કાવ્ય રહેલું છે! 'ઉમામહેશ્વર'ના રસિક કાવ્યમાં સમુદ્રમંથન વેળાએ ' બીજી વ્યક્તિઓ સારી સારી વસ્તુઓ ઉપાડી ગઈ ને તમે માત્ર ઝેર જ પીને કેમ બેસી રહ્યા ' એવા પાર્વતીના પ્રશ્નનો ઉત્તર શંકર આપે છે.

"બન્યુ એ તો એવું, કનિ સખી, તહીં મંથન સમે
દિઠી મેં આલિંગી જલનિધિસુતા કૃષ્ણતનુને,
અને કાળા કંઠે સુભગ કર એવો ભજી રહ્યો
મને મારા કંઠે મન થયું બસ એ રંગ ધરવા—
મુકી જો, આ બાહુ ઘનમહિં ન વિદ્યુત્ સમ દિસે ?"

એ કાવ્યના અંતમાં કવિ કહે છેઃ—

તહીં વિશ્વે આખે પ્રણયઘન નિઃસીમ ઉલટયો
અને એ આશ્લેષે વિષ જગતનું સાર્થક બન્યું !

સામાન્ય રીતે કાવ્યદૃષ્ટિ અને તર્કશાસ્ત્ર પરસ્પર વિસંગત હોવા છતાં શ્રી. પાઠક તર્કશાસ્ત્રમાં નિપુણ છે. વળી આ તર્કવાદી વિવેચક અત્યંત વિનોદપ્રિય છે. તેમનું અપૂર્વ મુક્તહાસ્ય તેમના નિર્વૈર મનની સાક્ષી પૂરે છે. રાજકીય, આર્થિક, સામાજિક ગમે તે વિષયપરનો

એમનો મર્મયુક્ત વાણીથી ભરેલો 'સ્વૈરવિહાર' એટલો તો લોકપ્રિય બની ગયો છે કે 'સ્વૈરવિહારી'ના હાસ્યગર્ભિત નિબંધની આશાથી 'પ્રસ્થાન'નો અંક ઉઘાડતા એ નિબંધ ન જોવાનો મળતા નિરાશ થનારા સેંકડો વાચકો આજે પડ્યા છે શ્રીપાદ કૃષ્ણના 'સુદામાના પૌંવા'ના અનેક લેખો તેમણે પ્રસ્થાન' માસિકમા પ્રકટ કર્યા છે શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકરનો વિનોદ તેમને સહજ છે એમની પોતાની વિનોદની ધાટી (લઢણ) મોટે ભાગે શ્રી કોલ્હટકરની ધાટીને મળતી આવે છે માત્ર એટલો ફેર છે કે એમનામા તર્ક અને વિદ્વત્તા અધિક દેખાઈ આવે છે

પરતુ ગુજરાતના સામાન્ય વાચકવર્ગમા તો શ્રી પાઠક ટૂકી વાર્તાઓના ઉત્કૃષ્ટ લેખક તરીકે લોકપ્રિય મનાયા છે ગુજરાતી વાર્તાકારોમા એમનુ પ્રથમ સ્થાન છે ગુજરાતી સમાજના ગૃહસસારનું એમના જેવુ સુદર અને આમેહૂબ ચિત્ર ચિતરનાર વાર્તાકાર અદ્યાપિ થયો નથી તેમની ટૂકી વાર્તાઓની ભાષા એટલી ભાવભરી ઘરગથુ અને સરળ છે, સવાદ એટલો મનોહર, સચોટ અને રસભર્યો છ તેમ જ સ્વભાવનુ આલેખન એટલુ માર્મિક, કરુણ અને કલાપૂર્ણ છે કે ગુજરાતી જાણનારાઓ જ તેનો પૂરેપૂરો રસાસ્વાદ લો માણી શકે પોતાના નામમા આવતા બે 'ર' ઉપરથી તેમણે દ્વિરેફ' નામ ધારણ કર્યું છે અને પોતાની ટૂકી વાર્તાઓના પ્રસિદ્ધ થેલા સગ્રહના બને વિભાગોને 'દ્વિરેફની વાતો'નુ નામ આપ્યુ છે એ સગ્રહમા મુકુન્દરાય જક્ષણી ખેમી વગેરે વાર્તાઓ અત્યત લોકપ્રિય બની છે એક સ્વાભિમાની પરતુ પ્રેમાળ ભગડીના પતિપ્રેમ પર લખેલી 'ખેમી' નામની કરુણ વાર્તા જગતના ટૂકી વાર્તાના સાહિત્યમા સહેજે ગોઠવી રહે એટલી ઉત્કૃષ્ટ છે નૈસર્ગિક વાસનાને ખાલી વિકૃતરૂપ આપી તેને માનસશાસ્ત્રીય વાતા તરીકે ઓળખાવવાનો દેખાવ કરનારા પરતુ વસ્તુત વિચાર અને પ્રતિભાના દારિદ્રયમા પીડાતના અને એમ પોતાની જાતને નિરતર ફસાવતા આપણા ટૂકી વાર્તાના અનેક લેખકોને શ્રી. પાઠકની સરળ પરતુ રસિક વાર્તાઓ પુષ્કળ શીખ આપનારી છે.

આપણા સાહિત્યમાથી ઉદાહરણ લઈને કહીએ તો શ્રી કેળકરનુ વિદગ્ધત્વ, શ્રી વામનરાવ જોષીનું નિરાગસ તત્ત્વજ્ઞાન અને શ્રી કોલ્હટકરનો માર્મિક વિનોદ એ ત્રણે અદ્ભુત ગુણોનો સુમેળ આ સિદ્ધહસ્ત સાહિત્યકારના લખાણમા પૂર્ણપણે થયેલો છે

# ચીનની વેદના

વિજય મુ. વાસુ

આજે ચીનનાં વિતક આપણું ધ્યાન ખેંચી રહ્યાં છે. ચીનના જૂનવાણી અને સડેલા સ્વરૂપનો નાશ કરી તેમાંથી નૂતન રાષ્ટ્રનું ચણતર કરવા ચીનનો રાષ્ટ્રવાદી પક્ષ આજ ૪૫ વર્ષથી મથી રહ્યો છે, પરંતુ પ્રત્યાઘાતી બળો તેની આડે આવ્યા જ કરે છે. આંતરિક કલહ, લશ્કરી સરદારોની સ્પર્ધા અને સ્વાર્થી મહત્ત્વાકાંક્ષા, એકતાની ખામી, પરદેશીઓની શોષણવૃત્તિ અને જાપાનની સામ્રાજ્યલાલસા, એ બધાંની જાળમાંથી ચીન છટકી શકતું નથી. જાપાને હાલ તેની ઉપર કરેલા તિરસ્કારજન્ય આક્રમણે ચીનનો પ્રશ્ન આંતરરાષ્ટ્રીય બનાવ્યો છે.

સંસ્કૃતિનો મદ અને બાહ્ય દુનિયા પ્રત્યેની બેદરકારી દેશને નિષ્ક્રીયતા અને પ્રમાદમાં ધકેલી દે છે. ચાર હજાર વર્ષ સુધી ચીને ઉજ્જ્વળ સંસ્કૃતિ ભોગવી અને જાપાન સહિત પડોશના દેશોને પોતાની આપી. હિંદુસ્તાનની જેમ તેણે ધર્મને પ્રાધાન્ય આપ્યું અને બહારની દુનિયામાં શું બને છે તેની દરકાર ન કરી. સંસ્કૃતિના મદ અને ધર્મના નશાએ નિષ્ક્રીયતા જન્માવી અને તેણે ચીનના દેહને કોરી ખાધો.

બીજી તરફથી જાપાને ચીન પાસેથી સંસ્કૃતિ, ધર્મ અને કળા મેળવ્યાં અને જાપાની પ્રજા તેમાં જ વિલીન થઈ ગઈ. પરંતુ ઇ. સ. ૧૮૭૧ના વિપ્લવે તેને બહારની દુનિયાનું ભાન કરાવ્યું અને જગતની મહાપ્રજાઓ વચ્ચે સ્થાન મેળવવા જાપાને દોટ મૂકી. ધર્મનો નશો ઊડી ગયા પછી જાપાની પ્રજાને પોતાની સર્વદેશીય પ્રવૃત્તિ અને પ્રગતિ માટે પોતાની ભૂમિ સંકુચિત લાગી અને તેથી ઇ. સ. ૧૮૯૪માં ચીન સામે વિગ્રહ કરી વિજય મેળવ્યો અને કોરિયામાં પગપેસારો કર્યો.

આ ફટકાએ ચીનમાં થોડી જાગૃતિ આણી. પરંતુ હજી તેની આંખમાં ઘેન હતું. મંચુ શહેનશાહને ચીનની કંઈ પડી નહતી—વેદના થતી હતી એક સુનયાટ-સેનને. પોતાના રાષ્ટ્રીય પક્ષની મદદ વડે દેશમાં જાગૃતિ લાવવા તે ઘૂમી રહ્યો હતો. એક દાયકાની લડત પછી તેણે ૧૯૦૨માં મંચુ શહેનશાહતને ઉથલાવી નાખી અને ચીનને પ્રજાસત્તાક બનાવ્યું. પ્રજાસત્તાક ચીનનો તે પહેલો પ્રમુખ હતો. ચીનની આજની જાગૃતિનું માન તેના કુઓમિંટાંગ પક્ષને ઘટે છે. ૧૯૨૫ના માર્ચમાં આ રાષ્ટ્રવિધાયકનું અવસાન થયા પછી પ્રત્યાઘાતી બળો પાછાં જોરમાં આવ્યાં. મંચુ સરદાર ચાંગ સો-લીને ઉત્તર ચીન ઉપર આક્રમણ કરી પેકીંગ (પિપિંગ) સર કર્યું. તેની પાછળ શાહીવાદી પ્રેરણા કામ કરી રહી હતી.

કુઓમિંટાંગ પક્ષે ચિઆંગ કાઈ--શેકને પોતાના નેતા તરીકે પસંદ કર્યો અને રાષ્ટ્રની એકતા માટે ચાંગને હાંકી કાઢવા ચિઆંગને મોકલ્યો. આમ ચીનમાં આંતરવિગ્રહની શરૂઆત થઈ જેમાં ચિઆંગ કાઈ—શેકે ચાંગસો—લીનનો પરાજય કર્યો, પણ સાથે કુઓમિંટાંગ

પક્ષને છેહ આપી દુનિયાનો નવો ઇતિહાસ લખાતો અટકાવ્યો અને પરિણામે ઉત્તર ચીન તથા દક્ષિણ ચીનની એકતા કરવા જતા તેણે એ બને પ્રદેશ ગુમાવ્યા અને મધ્યમા નાનકિંગને ચીનનું પાટનગર બનાવી ત્યા પોતાની સરકાર સ્થાપી અને સત્તાનો શોખ પૂરો કર્યો

ઇ સ ૧૯૨૫થી ૧૯૨૮ સુધી ચાલેલા આ આતરવિગ્રહમા પરદેશો પણ અંદરથી સડોવાયેલા હતા ઇ સ ૧૮૪૨મા બ્રિટનના હાથે હાર્યા પછી ચીને પોતાના બદરો પરદેશો માટે ખુલ્લા મૂકી દીધા હતા, અને પરદેશોએ ત્યા પોતાની વસાહતો સ્થાપી પોતાની સત્તા અને હકૂમત ભોગવતા હતા ત્યા ચીનની સત્તા ન હતી આ કરારનામા નીચેના બદરો (Treaty ports)મા વેપારના ઇજારા ભોગવતા પરદેશી હિતો સામે ચીનનો જબ્બર પોકાર હતો રાષ્ટ્રીય ચીનના ધ્યેયથી પરદેશીઓ ભડકી ગયા હતા પોતાના હિતોનું રક્ષણ કરવાના બહાના નીચે તેઓ બદરોમા પોતાના લશ્કર ઉતારવા લાગ્યા મચુ સરકાર સામે લડીને રાષ્ટ્રીય એકતા લાવવાના કુઓમિંટાગ પક્ષના પ્રયાસમા રશિયાની દોરવણી હતી એ દોરવણીમા પરદેશોએ ચીનમા સામ્યવાદના પડછાયા જોયા શાઘાઈમા બ્રિટિશ અને હિંદી લશ્કર એકત્ર થતુ હતુ ૧૯૨૭ના મે માસમા બ્રિટનમા બાલ્ડવિનની પ્રત્યાઘાતી સરકારે લડનમા રશિયન એલચી ખાતા ઉપર દરોડો પાડયો અને રશિયા સાથેનો રાજદ્વારી સબધ તોડી નાખ્યો ચીનની ભૂમિ ઉપર રશિયા અને બ્રિટન વચ્ચે સગ્રામ લડાશે એવા ભણકારા વાગતા હતા ચિઆગ કાઈ-શેકને લાગ્યુ કે હવે બે જ રસ્તા ખુલ્લા છે, અને તે રશિયા સાથે સહકાર ચાલુ રાખી વખત આવે તો દરમ્યાનગીરી કરનાર કોઈ પણ પરદેશી રાજ સામે લડી લેવુ અગર રશિયા સાથેનો સબધ તોડી નાખી ઇગ્લડને ખુશ રાખવુ ચિઆગ કાઈ-શેકે બીજો રસ્તો પસદ કર્યો અને કુઓમિંટાગ પક્ષને છેહ આપી સામ્યવાદી ચીનાઓની કતલ કરી જેઓની દોરવણીએ તેને આજ દિવસ સુધી ઝળહળતી ફતેહ અપાવી હતી તે રશિયન સલાહકારોને તેણે અપમાન સાથે ચીનમાથી કાઢી મૂક્યા

૧૯૨૮મા ચિઆગ કાઈ-શેક પ્રજાસત્તાક ચીનનો પ્રમુખ બન્યો પરતુ આતરવિગ્રહમા મેળવેલા વિજયનો લાભ તે દેશને આપી શક્યો નહિ દુભાએલા કુઓમિંટાગ પક્ષે દક્ષિણ ચીનમા પોતાની સરકાર સ્થાપી અને કનાન (કેન્ટન)ને પાટનગર બનાવ્યુ બીજા પ્રાતોના સૂબાઓ સ્વતત્ર રીતે વર્તવા લાગ્યા અને ઉત્તરમા જાપાન પગપેસારો કરવા લાગ્યુ આમ ચિઆગ કાઈ-શેકની મધ્યસ્થ સરકારની સત્તા નામની જ થઈ ગઈ ચિઆગે પરદેશી વસાહતો પાછી મેળવવા વાટાઘાટ ચલાવી પરતુ તેમા તેને સફળતા ન મળી માત્ર બ્રિટને વેઈ-હાઈ-વેઈ અને ચિનકિઆગ જેવા બદરો ચીનને સુપ્રત કરી દીધા

ચિઆગની સતત નિષ્ફળતા પછી ૧૯૩૨મા લિનશેન પ્રમુખ બન્યો, પરતુ સાચો સરમુખત્યાર ચિઆગ કાઈ-શેક જ હતો ઉત્તરમા જાપાનનો પગપેસારો વધવા લાગ્યો ૧૯૨૧મા વૉશિંગ્ટન પરિષદમા જાપાન સહિત નવ રાજ્યો ચીનની સ્વતત્રતાને માન આપવા બધાયા હતા તે કરારનામાનો ખુલ્લી રીતે ભગ કરી કોઈ જાતના વાજબી કારણ વિના જાપાને ૧૯૩૧મા મચુરિયા અને જેહોલ પ્રાત ઉપર આક્રમણ કર્યું પ્રજાસઘે જાપાનને ચેતવણી આપી, પરતુ જાપાન પ્રજાસઘની નિર્બળતા સમજતુ હતું સમાધાન માટે તેણે પ્રજાસઘની દરમ્યાનગીરીનો અસ્વીકાર કર્યો અને ચીનમા તેણે પોતાની આપખુદી ચાલુ રાખી ૧૯૩૧થી ૧૯૩૫ સુધીમા જાપાને ઐતિહાસિક દીવાલ (Great wall) સુધીનો

પ્રદેશ કબજે કરી લીધો અને મંચુકુઓ નામનું નવું રાજ્ય સ્થાપી ચીનના પદભ્રષ્ટ શહેનશાહને તેનો શહેનશાહ બનાવ્યો. ચિઆંગ કાઈ—શેકની સરકારે આ નામોશીભરેલી હાર કબૂલ કરી લીધી એટલે પ્રજા જાપાનના અત્યાચાર આગળ લાચાર બની ખુવારી અને નામોશી સહન કરીને બેસી રહી. પ્રજાસંઘે નીમેલા તપાસ પંચે જાપાનને દોષિત ઠરાવ્યું, પરંતુ જાપાને તેની તિરસ્કારભરી અવગણના કરી અને પ્રજાસંઘનો ત્યાગ કર્યો. આ બનાવે તથા જર્મનીએ પ્રજાસંઘની કરેલી ઉઘાડી અવગણનાએ પ્રજાસંઘની નપુંસકતા બતાવી આપી, છતાં ઈટાલી સાથેની અથડામણ વખતે હબસીનિયાને પ્રજાસંઘનો મોહ છૂટચો ન હતો.

૧૯૩૬માં દુનિયાએ માન્યું કે ચીન અને જાપાન વચ્ચેનો સબંધ હવે સુધરે છે. પરંતુ તેમાં જાપાનની ચાલબાજી હતી. પાછળ સાઈબીરિયામાં રશિયાનું લશ્કરી બળ વધતું જતું જોઈ જાપાની લશ્કરને ચીનમાં વધુ ઘૂસતાં પહેલાં વિચાર કરવો પડ્યો. રશિયા ઉપર દબાણ રાખવા અને તેનું ધ્યાન યૂરોપમાં રોકી રાખવા અને સાઈબીરિયામાં લશ્કરી જમાવટ અટકાવવા જાપાને જર્મની સાથે મૈત્રી બાંધી. આ મૈત્રીના કરારનું પરિણામ ચીનમાં જાપાનના વધુ પગપેસારામાં આવશે એવી ચર્ચા મેં તે વખતે 'પ્રસ્થાન'માં કરી હતી. આજે તે ભય સાચો પડ્યો છે અને જાપાને કોઈ પણ જાતના વાજબી કારણ વિના ચીન ઉપર આક્રમણ કરી ઉત્તર ચીન અને પિપિંગ (પેકીંગ) કબજે કર્યાં છે. તેની પ્રેરણા નીચે મોંગોલિયાએ પણ ચીન સામે બળવો કર્યો છે અને જાપાન ત્યાં મેંગુકુઓ નામનું નવું રાજ્ય સ્થાપશે એવી વકી છે. હજી આ મુલકગીરીનો અત્યાચાર ક્યાં અટકશે તે કહેવું મુશ્કેલ છે.

ત્યારે આ બધાંનું પરિણામ શું આવશે? એટલું ચોક્કસ છે કે જાપાનની સામ્રાજ્યની ભૂખ મટવાની નથી. તે આખું ચીન ગળી જવા માગે છે. તે પછી પણ તે ક્યાં અટકશે તે કોણ કહી શકે? પરંતુ જાપાન ચીનને ગળી જઈ શકશે કે કેમ તે એક સવાલ છે. અહીં જાપાનની આંતરિક સ્થિતિ ખ્યાલમાં રાખવાની જરૂર છે. તેને પોતાના ઝડપી વિકાસ પામતા ઉદ્યોગો માટે કાચો માલ મેળવવાની અને પરદેશી બજારો ઝડપી લેવાની જરૂર પડી છે. તેથી વધારે ગંભીર પ્રશ્ન તો તેની ઝડપથી વધતી જતી પ્રજાનો છે. જાપાનમાં તેનો સમાવેશ નથી થઈ શકતો. તે માટે જાપાન ચીનમાં મુલકગીરી કરી ચીનને જાપાની વસાહત બનાવી દેવા માગે છે. તેના આ સામ્રાજ્યવાદ પાછળ તેના લશ્કરી વર્ગનું મજબૂત પીઠબળ છે. જાપાની સરકાર લશ્કરી વર્ગના હાથમાં હોઈ પ્રજામતને ઠોકરે મારે છે, પોતાના ગાંડા સાહસને આગળ ધપાવે છે, અને તેની સામે વિરોધ કરનારનું શિર, પછી તે ગમે તે હોય, ધોળે દિવસે ધૂળમાં રઝળતું થઈ જાય છે. લશ્કરની મુલકગીરી પાછળનો ખર્ચ પ્રજાનો બરડો ભાંગી નાખે છે. તેના રાક્ષસી લશ્કરી ખર્ચે જાપાનના આર્થિક તંત્રને હદ ઉપરાંત તાણ્યું છે. જીતેલા પ્રદેશના રસકસ ચૂસવા માટે તેમના વિકાસઅર્થે મોટી થાપણો રોકવી પડી છે. એ આર્થિક બોજાએ જાપાનના રાજદ્વારી અર્થશાસ્ત્રીઓને વિચારમાં નાખી દીધા છે ત્યાં વળી બિનજવાબદાર લશ્કરી વર્ગે ચીનમાં મુલકગીરી શરૂ કરી છે. ઇતિહાસનું ભાવિ ચોક્કસપણે જોવું કઠણ છે, પરંતુ લશ્કરવાદનું પરિણામ—મોડું યા વહેલું—જાપાન માટે નાશકારક નિવડશે. એક દિવસ જાપાનનું સામ્રાજ્યવાદી સ્વરૂપ પ્રજાના ધુંધવાઈ રહેલા અગ્નિના ભડકામાં જમીનદોસ્ત થાય તો નવાઈ નહિ.

ચીનમાં ડહાપણ હશે તો તે પ્રજાસંઘની નપુંસક મદદની આશા રાખ્યા વિના પોતના

બાહુબળથી એક આખરી સંગ્રામ લડી લેશે. દુનિયાના પ્રજામતને તિરસ્કારતી જાપાનની તુમાખી મુત્સદ્દીગીરી સામે ઇંગ્લંડ, ફ્રાન્સ, રશિયા અને અમેરિકા રોષની દૃષ્ટિથી જુએ છે. પરંતુ જાપાન તેઓના વિરોધની નિરર્થકતા સમજે છે. ઈંગ્લંડ જાપાનને પડકારતાં શા માટે ડરે છે? ફાસિઝમના જુવાળને શું તેની લશ્કરી હરોળો ખાળી શકે તેમ નથી? શાન્તિની વ્યર્થ આશા પાછળ શું તેણે વધુપડતો ભોગ નથી આપ્યો? બ્રિટનની ખામોશીમાં ફાસિસ્ટ ગત્યોએ તેની નિર્બળતા જોઈ છે. ફાસિઝમના જુવાળે હબસીનિયાને ગરક કરી દીધું, સ્પેનને સર્વનાશની અણી ઉપર લાવી મૂક્યું, અને હવે કમનસીબ ચીનનો વારો આવ્યો છે. એક તરફ પોતાની કાળમુખી તોપો ઉપર ખામોશી પકડીને બેઠેલા બ્રિટિશ મુત્સદ્દીઓ વિશ્વશાંતિના મૃગજળ માટે દિશાઓને પોતાની આતુર આંખોથી વેધી રહ્યા છે ત્યારે તેમની નજર નીચે ફાસિઝમ નબળી પ્રજાઓને ગળતું જાય છે!

ચીન મહાન યાતનામાથી પસાર થઈ રહ્યું છે. તેની વેદના પ્રત્યે દુનિયાના પ્રજામતની મહાનુભૂતિ છે. જાપાની ફાસિઝમનો સામનો ચીને રાષ્ટ્રીય એકતાથી કરવાનો છે. તે આજે જાપાનને નમતું આપે તોપણ જાપાન તેને ગળી જવાની લાલસા છોડે તેમ નથી; તો પછી બહેતર છે કે સમાધાનવૃત્તિનો ત્યાગ કરીને ચીન તેનો મજબૂત હાથે સામનો કરે. દશ વરસના કડવા અનુભવ પછી ચિઆંગ કાઈ—શેક આજે રશિયા તરફ ઢળ્યો છે. રશિયા, તાજેતરના કરારની રૂએ, તેને છૂપી મદદ કરે એવી વકી છે. જાપાન આર્થિક દબાણમાં ગૂંગળાતું હોઈ તે પોતાના આર્થિક તંત્રને કેટલે સુધી તાણી શકે છે તે જોવાનું છે. એક વખત જો એ આર્થિક તંત્ર તૂટશે તો પછી ફાસિઝમનો પ્રત્યાઘાત સામ્યવાદમાં છે! બીજી તરફ ચીન પોતાની વિશાળ કાયાના પ્રત્યેક અંગમાથી શક્તિનો સંચય કરી શકશે, અને લાંબી લડત લડી શકશે તાજેતરમા તેણે રશિયા અને અમેરિકા સાથે કરેલી સમજૂતીથી તેને લડત ટકાવી રાખવા સાધન અને સૈન્ય મળી રહેશે જાપાનની મુત્સદ્દીગીરીનો સામનો કરવા ચીનના રાષ્ટ્રવાદી અને સમાજવાદી પક્ષો લાંબા વખતથી સરકારને પ્રેરી રહ્યા છે અને તેની નિષ્ક્રિયતાથી કંટાળીને કેટલીક વાર તેની સામે માથું પણ ઊંચક્યું છે. પરંતુ હવે ચીનની કસોટી આવી પહોંચી છે. એ કસોટીમાથી પસાર થતા તેને લાંબા વખત સુધી ઊંડી વેદના ભોગવવી પડશે. ચીનના વીતકો હિંદુસ્તાન ન ભૂલે.




મહેરબાન તત્રીજી મહાશય

'શ્રી પ્રસ્થાન

મુ અમદાવાદ

*મહેરબાન સાહેબ,*

૧. વિ વિ કે 'પ્રાચીનભારતવર્ષ ભાગ ૨ જો લેખક ડૉ ત્રિભુવનદાસ લ. શાહ' આ નામના મારા પુસ્તક માટે પૂજ્ય આચાર્યજી મહારાજ શ્રી ઇન્દ્રવિજયસૂરિજીએ સમાલોચના તરીકે 'પ્રસ્થાન'ના પોષ માસના અંકમા પૃ ૨૭૦ થી ૨૮૧ સુધી ૧૧ પૃષ્ઠો ભરીને નોંધ કરી છે પણ તે પુસ્તકપરિચયમા આપે ન લેતા સ્વતત્ર લેખ તરીકે છાપી છે એટલે તટસ્થ સમાલોચના કરતા તેનું સ્વરૂપ એક વિવાદરૂપે[1] તમને લાગ્યુ હોય એમ સમજાય છે

૨ સમાલોચનારૂપે હોત તો મારે લખવાનુ કાંઈ રહેતું જ નહોતુ પણ જેમ પુસ્તકના લેખક તરીકે હું એક પક્ષકાર છુ તેમ પોતાને ન રુચતી બાબત ઉપર ટીકા કરે, એટલે ટીકાકાર તરીકે તો પૂ આ મ પણ એક પક્ષકાર જ લેખાય હવે વિચારી જુઓ કે, કોઈ પક્ષકાર પોતે જ પાછો ન્યાયાધીશ બનીને પોતાની હકીકતનો ચૂકાદો આપવા મડી પડે તો તે પક્ષકાર કેટલો માન્ય લેખાય!

૩ પૂ આ મ શ્રીએ આખા પુસ્તકમાથી ૭ મુદ્દાઓ શોધી કાઢ્યા છે કદાચ અવકાશ હોત તો વધારે પણ લખી શકત એવુ સમજી શકાય છે પણ ખૂબી એ દેખાય છે કે મેં લખેલી સર્વ વસ્તુ તેમને વિઘાતક જ લાગી છે[2] તેમાનો એક પણ મુદ્દો રચનાત્મક કે સ્વીકાર્ય તેમને લાગ્યો હોય[3] એવી નોંધ કર્યાનુ ક્યાય પણ જણાતુ નથી વળી વિશેષમા એ છે કે, જે પ્રશ્નો તેઓશ્રીએ ચર્ચીને અમુક શકાઓ ઉઠાવી છે તેના ખુલાસા (એકમે દૃષ્ટાતો વિશેની સમજ નીચે આપુ છુ તે જુઓ) તે જ પુસ્તકમા મેં જણાવ્યા પણ છે, છતા તે ઉપર તેમણે દુર્લક્ષ કેમ કર્યું હશે[4] આ સ્થિતિ શુ સૂચવે છે?

૧ સમાલોચનામા સમસ્ત પ્રકારે અવલોકન કરવુ જોઇએ સારી વાતો પણ દર્શાવવી જોઈએ તેમ ત્રુટિઓ ઉપર પણ ધ્યાન દોરવુ જોઈએ આ બારે પૃષ્ઠોને સમાલોચનાનુ નામ તેમણે આપ્યુ છે તેમા આ નિયમ સચવાયો છે કે કેમ તે તો વાચકવર્ગ જોઈ શકે છે વળી નીચેની ટીકા ન ૨ તથા ન ૩ જુઓ

૨ ઉપરની ટીકા ન ૧ જુઓ અને સરખાવો

૩ ઉપરની ટીકા ન ૧ જુઓ અને સરખાવો

૪ જેમ આ પુસ્તકમા ખુલાસા અપાયા છે તેમ અન્ય ઠેકાણે તેઓશ્રીએ મને અનેક પ્રશ્નો પૂછ્યા હતા અને તેના ઉત્તરો મે આપ્યા હતા તે સમયે પણ આવી જ સ્થિતિ હતી

૪. દૃષ્ટાંત—જેમકે (૧) ગોમટની મૂર્તિની પ્રતિષ્ઠાનો સમય; તેમની પેઠે મેં પણ ચામુંડરાયનો સ્વીકારી લીધો છે. પણ મેં જે શંકા ઉઠાવી છે તે તેના ઘડતરકાળ વિશેની છે. (૨) તેવી જ રીતે શ્રી મહાવીરના નિર્વાણ કલ્યાણકને લગતી હકીકત સંબંધી છે. તેનું નામ પાવાપુરી હોવાનું તો મારે કબૂલ જ છે. પણ તેના સ્થાન ( spot )[૫] વિશે વિશેષ પુરાવો ન હોવાનો પ્રશ્ન મેં ઉપસ્થિત કર્યો છે. આ પ્રમાણે દરેક મુદ્દામાં બનવા પામ્યું છે. વળી અન્ય વિદ્વાનોનાં કેટલાંક મતવ્યો મેં ટાંકયાં છે તેને મારાં તરીકે લેખી તે ઉપર[૫] પોતે ટીકાની ઝડી વરસાવા મંડી પડ્યા છે. ખેર!

૫. જ્યારથી મારુ પુસ્તક બહાર પડ્યું છે ત્યારથી તેના ટીકાકાર તરીકે તેઓશ્રીએ ત્રણચાર વખત દેખાવ દીધો છે. અને દરેક વખતે એક જ વલણ ( Attitude ) તેમણે ગ્રહણ કર્યું છે. તેમ દરેક વખત અંતમાં જણાવતા રહ્યા છે કે પોતે સામો જવાબ ભરપૂર ટીકા અને વિવેચન સાથે મોટા દળદાર ગ્રંથરૂપે છપાવવાના છે. ખરી વાત છે કે તેઓશ્રી પાસે વિપુળ પ્રમાણમાં સાધન અને સામગ્રી હશે જ, વળી ઇતિહાસતત્ત્વમહોદધિ જેવી ઉપાધિ ધરાવનાર છે. એટલે તેમની પાસેથી આપણ સર્વને ઘણુંઘણું જાણવાનું મળી શકશે જઃ જેથી તેમના તરફથી બહાર પડતા પ્રસાદની જરૂર રાહ જોવી જ રહે છે.

૬. બાકી મારે તો ચર્ચા કે પ્રશ્નોત્તરીમાં ઊતરવાનું રહેતું નથી. કેમકે મારા શેષ જીવનનું ધ્યેય મેં નક્કી કરી રાખ્યું છે. અને અવારનવાર જણાવતો પણ રહ્યો છું.[૬] હજુ સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન ( લગભગ ૫૦૦ પૃષ્ઠો ), શ્રી મહાવીરનું જીવન ( તે પણ લગભગ તેટલાં જ પૃષ્ઠો ) તથા જૈનજ્ઞાનમહોદધિ ( Encyclopoedia ) ત્રીસ હજાર પાનાંમાં ( એકેક હજારનું એક વોલ્યુમઃ તેવાં ત્રીસ નંગ ) તૈયાર કરવાનાં છે. મતલબ કે સ્વતંત્ર છાપખાનું કરીને જો ઉપરનું સાહિત્ય બહાર પાડી શકાય તોપણ પચીસ વર્ષથી જે મહેનત હું કરી રહ્યો છું, તદુપરાંત તેને પરિપૂર્ણ કરવાને કમમાં કમ બીજા પંદરવીસ વર્ષનો સમય મળે તો જ પાર પાડી શકું; જ્યારે બીજી બાજુ, યુવાન હોય તોપણ—કાલ કોણે દીઠી છે તે ન્યાયે—કાંઈ જિંદગીનો ભરોસો તો રખાતો જ નથી. તેમાં મારા જેવાને અત્યારે સાઠ વર્ષ તો થયાં છે.[૭] પછી કઈ ગણતરીએ વખત ગુમાવવો કે પ્રમાદ કરવો પોષાય! વળી ચર્ચામાં તથા પ્રશ્નોત્તરીમાં તો વખતનો ભોગ જ આપવો રહે! અને તેમ થતાં, મૂળ જે ધ્યેય છે તેનાથી વિપથમાર્ગી થવું પડે છે. માટે જ તેમ ન કરતાં, તેમના તરફથી પુસ્તક બહાર પડે તે વાંચી, વાચક પોતાના નિર્ણય બાંધે તે જ શ્રેયસ્કર ગણાશે. એ જ વિનંતિ.

સેવક,
ત્રિભુવનદાસ લ. શાહ

***

---

૫ આ પ્રમાણે થયાનાં અનેક દૃષ્ટાંતો. મુંબઈથી પ્રગટ થતા ધી ગુજરાતી સાપ્તાહિકમાં ૨૫-૧૦-૩૬ના અંકમાં પૃ. ૧૫૩-૪ ઉપર મેં ટાંકી બતાવ્યાં પણ છે.

૬ બહાર પાડવાના આ પ્રકાશનો વિષે 'પ્રાચીનભારતવર્ષ'નાં પુસ્તકોમાં ઘણે ઠેકાણે ઇશારા કરાયા છે.

૭ જુઓ 'પ્રાચીન ભારતવર્ષ' પુ. ૧ લી પ્રશસ્તિ પૃ. ૩૮ની અંતિમ પંક્તિના શબ્દો.

## ઉત્તર

ડૉ. શાહનું ચર્ચાપત્ર જોયું. 'પ્રસ્થાન'ના મારા લેખની હકીકતો ને મુદ્દાઓથી તેમને સંતોષ થયો એ જોઈ આનંદ; છતાં તેમણે બે શંકાઓ રહી ગઈ જણાવી છે. જોકે તેનું નિરસન લેખમાં આવી જાય છે પણ ગોમટની મૂર્તિનો મૂળ લેખ તેમણે વાંચ્યો લાગતો દેખાતો નથી. તેમને મેં મારા લેખમાં જ સમજાવ્યું છે કે ગોમટ મૂર્તિનો નિર્માણકાળ મૂર્તિ ઉપરના લેખમાં જ છે. નિર્માણ, ઘડતર, સર્જન એ બધા પર્યાયવાચી શબ્દો છે. પછી નિર્માણકાળ કહો કે ઘડતરકાળ કહો બધું સરખુ જ છે, અને તે મૂર્તિના મૂળ લેખમાં જ છે. અને મારા લેખમાં પણ તેનો ઉલ્લેખ છે.

(૨) તેમણે બતાવેલા સાંચીના નામાંતરો સંચયનગરી,-સંચયપુરી,-સંચતપુરી-સચ્ચપુરી-સચ્ચીપુરી-સત્યપુરી ઇત્યાદી અને એ સત્યપુરી એટલે પાવાપુરી એમ કોઈ પણ આધાર વગર તેમણે માની લઈ સાંચીને પાવાપુરી તેમણે નિશ્ચિતરૂપે બતાવ્યું છે. વળી સાંચીને પાવાપુરી ગણી મહાવીરભગવાનના નિર્વાણસ્થળ તરીકે ગણી પ્રા. ભા. બીજા ભાગના મુખપૃષ્ઠ ઉપર આ. નં. ૨ નો ફોટો આપ્યો છે. એટલે તેમણે પ્રશ્ન ઉપસ્થિત કર્યો એમ ન કહેવાય પણ તેમણે નિશ્ચિત હકીકતરૂપે રજૂ કર્યું છે. જ્યારે તેમણે સાંચીને જ ભગવાનના નિર્વાણસ્થાન પાવાપુરી તરીકે રજૂ કર્યું ત્યારે મારે સમજાવવાની ફરજ પડી કે ભોપાળ સ્ટેટમાં આવેલું સાંચી નિર્વાણસ્થાન નથી, પણ પૂર્વ દિશામાં આવેલી **અપાપા નગરી,** તેજ ભગવાનના નિર્વાણ પછી **પાપાનગરી** અને હાલ પાવાપુરી નામે પ્રસિદ્ધ છે તે બિહારથી સાત માઈલ દૂર આવેલી પાવાપુરી જ ભગવાનનું નિર્વાણસ્થાન છે, અને તેને માટે કલ્પસૂત્ર, ગુણચંદ્રનું મહાવીરચરિત્ર, હેમચંદ્રનું મહાવીરચરિત્ર, અપાપા બૃહત્કલ્પ અને પ્રાચીન તીર્થમાળાઓ વિગેરે અનેક અકાટ્ય પુરાવાઓ પણ આપ્યા જ છે.

ચર્ચાપત્રની બાકીની વિગત ઐતિહાસિક દૃષ્ટિએ બિનજરૂરી છે. જેવી કે—

પદવી ગમે તેવી હોય કે ગ્રન્થ ગમે તેવો દળદાર કે પાતળો બહાર પડે. ઇતિહાસને માણસની પદવી કે પુસ્તકના કલેવરની જરૂર નથી. તેમાં તો શુદ્ધ, સત્ય, ને સચોટ હકીકતો જ જરૂરી છે.

કોઈ આપણી ટીકા કરે તો તે અણગમતી કે ભારે પડતી ન થવી ઘટે. ઇતિહાસના સંશોધકને તો અન્વેષણ વધારે પસંદ હોય.

કોઈ શું લખવાના છે કે શું નહીં તેને માટે ચર્ચાપત્ર ન હોય. છતાં હું ઇચ્છું કે હવે જે સાહિત્ય શ્રીયુત ડૉ. મહાશયં તરફથી બહાર પડે તે 'પ્રાચીનભારતવર્ષ' જેવું બહાર ન પડે તે સાહિત્યને અને પોતાને બન્નેને હિતકર છે.

આ. વિજયેન્દ્રસૂરિ

# શબ્દચર્ચા

## ૧

### ગામનાં નામ

આપણાં કેટલાક ગામના નામ આજે જે બોલાય છે, તેના મૂળ સસ્કૃત નામ શાં હશે તે શોધવાનુ કાર્ય રમારપદ છે વળી એમાથી કોઈ કોઈ વાર ઐતિહાસિક ખુલાસા પણ મળી આવવાનો સભવ છે, એ દષ્ટિએ પણ એ શોધવુ એ ઇષ્ટ છે. એવા પ્રકારના ગામના વર્ગ પાડી તે વિષે મારુ અનુમાન નીચે આપુ છુ'

મ પદ્ર ઉપરથી (૧) અદ્ર–દરા કોશિંદરા, ચિખોદરા, પિલોદરા, પાદરા. લીંબોદરા, વટાદરા, વડોદરા, માદરા, મિમોદરા, મોજિતરા, આમોદર, સાડોદર; વગેરે.

(૨) પદ્ર–વદ્–ઓદ. આમોદ, કડોદ, ચાદોદ, જનોદ, ઝાલોદ, તેયોદ, દાહોદ નાદોદ (નદીપદ્ર), વડોદ, વાગડોદ, વગેરે.

(૩) પદ્ર–પદ્–ઓદ–ઓડ ઓડ, કિમલોડ, ચિતોડ, ચિત્રોડ, જનોડ, વાલોડ, વાઘવોડ, વગેરે

નોધ ચિતોડનુ મૂળ ચિત્રકૂટ પણ મનાય છે, એટલે ઉપરાત કેટલાક નામ કૂટ–અન્ત· વાળા શબ્દોથી પણ ઊતર્યા હોય

મ પુર ઉપરથી (૧) પોર–વોર–ઓર ડાકોર, નાગોર (નાગપુર), બગલોર, મેંગલોર, લખનોર (લક્ષ્મણપુર), લાહોર, મિનોર (મિહપુર) વગેરે.

(૨) પુર–પોર–વોર–ઓર–ઓલ· કલોલ, કાલોલ, ડેરોલ, આકરોલ, મધરોલ, ગમોલ (ગમપુર), મિહોલ (મિહપુર), હાલોલ, માગરોલ, વગેરે

સ નગર ઉપરથી (૧) નેર અમલનેર, ચાપાનેર, સીરનેર, પારનેર, શિવનેર તથા જુન્નર (શિવનગર), વગેરે.

(૨) નગર–નેર–એલ: ચૂણેલ, ભૂમેલ, પનવેલ, બહિયેલ, ભાટિયેલ, મહિયેલ, લાભવેલ વગેરે.

સસ્કૃત રના અપભ્રશમા ડ, દ, લ થાય એ તો જાણીતી વાત છે

સ સદ્ (બેસવુ) ઉપરથી ઊંવારસદ, કરમસદ, ગવાસદ, બોરસદ, વાસદ, વીરસદ, વગેરે.

પણ ત્યારે વાસદા, સાકરદા, તેમજ ઉત્તરસંડા, નરસંડા, નાગડા વગેરે શબ્દોના પ્રત્યયોને સદ્ સાથે સંબધ હશે?

ગુજરાતી 'મણ' પ્રત્યયવાળા: બોચામણ, વધામણ, વગેરે. આમાનો 'મણ' પ્રત્યય શેનો અપભ્રંશ હશે?

'સર' પ્રત્યયવાળા: કાવસર, કામર, ચિત્રાસર, પાનસર, માવર, મામર, સટેસર, વગેરે. આમાનો 'સર' પ્રત્યય 'ઈશ્વર'નો અપભ્રશ હશે? 'અમૃતસર'માંનો 'સર' તો સરોવરના અર્થમા છે.

'અલી' પ્રત્યય વાળા: કોયલી, ખાધલી, ભાયલી, વિગરયલી, વનયલી, વગેરે આમાનો 'અલી' પ્રત્યય 'સ્થલી' ઉપરથી આવ્યો હશે?

'અજ' પ્રત્યયવાળાં : અડાળજ, ધર્મજ, પાળજ, વગેરે.

'અવા' પ્રત્યયવાળાં : જેસરવા, બેડવા, ભાદરવા, વટવા, વગેરે.

'આલ' પ્રત્યયવાળાં : કડેલાલ, ચિત્રાલ, મિત્રાલ, રૂપાલ, વહેલાલ, વગેરે.

'આવ' પ્રત્યયવાળાં : આંકલાવ, ઇસણાવ, કુંજરાવ, હુંડાવ, પીપળાવ, મહેળાવ, સુણાવ, વગેરે; બોરિયાવી.

ઉપરના કેટલાક પ્રત્યયનાં મૂળ વિષે મેં આપેલાં અનુમાન સાચાં હશે? જેનાં મૂળ વિષે હું અનુમાન કરી શક્યો નથી તેનાં મૂળ શોધવાં જોઈએ.

પ્રત્યયનાં મૂળ જડ્યા પછી મુખ્ય શબ્દનાં મૂળ પણ શોધવાં જોઈએ. વખતે એથી ઐતિહાસિક સ્થળોનો પત્તો લાગે.

આ વિષયના નિષ્ણાતો આ વાત વિચારશે?

નરસિંહભાઈ ઈ. પટેલ

***

૨

## 'સંપેટવું' અને 'સમેટવું'

રા. તંત્રીવર્ય,

'પ્રસ્થાન'ના માગશર માસના અંકમાં આ ધાતુદ્વયની વ્યુત્પત્તિ વિશે ચર્ચા કરતાં મેં કહ્યું હતું કે 'સંપેટવું' ધાતુ સં. सपेटय्માંથી વ્યુત્પન્ન થયો હોય એમ જણાય છે. સાથે-સાથે એક તર્ક પણ કર્યો હતો—કે 'સમેટવું' અને 'સંપેટવું' આ બે શબ્દસ્વરૂપો એટલાં નિકટ લાગે છે કે समेतय्-સમેટવું—(સંમેટવું, વગેરે)—સંપેટવું એમ ઉત્તરોત્તર વ્યુત્પત્તિક્રમ કાં ન સંભવે?

આ તર્કનો રા. બક્ષીએ વિરોધ કર્યો છે. જોકે મેં આ વ્યુત્પત્તિક્રમનો ઉલ્લેખ તર્ક-રૂપે જ કર્યો હતો—અને કરું છું; છતાં રા. બક્ષીએ તર્કના ખંડન માટે જે આધારોનો ઉપન્યાસ કરે છે તે આધારોનું સામર્થ્ય તપાસી જોવા જેવું છે એમ મને લાગે છે. ત્યારે, રા. બક્ષીએ જણાવેલો પહેલો આધાર–શાસ્ત્રદૃષ્ટિ. રા. બક્ષી કહે છેઃ 'वर्तिः—वाट् कृत् —कर्तयति' 'કાટતા હૈ' વગેરેમાં त् દન્ત્યની ट् મૂર્ધન્યરૂપ વિકૃતિ કરનારી જે સામગ્રી છે (મૂર્ધન્ય र् વર્ણના સંનિધાનરૂપ) તે समेतय् માં નથી.' આ વિધાનમાં ગર્ભિત રહેલો ઉત્સર્ગ —મૂર્ધન્યનું સંનિધાન હોય ત્યારે જ દન્ત્યવર્ણ મૂર્ધન્યમાં વિપરિણામ પામી શકે—અતિ સ્વાભાવિક અને સ્વીકાર્ય લાગે. પણ શબ્દવ્યુત્પત્તિશાસ્ત્ર (Philology)માં કોઈ પણ નિયમ સૂચવાય તેની સાથે જ અપવાદ સ્વીકારવાની તૈયારી રાખવી પડે એવું છે. મૂર્ધન્યનું સંનિધાન ન હોય છતાં દન્ત્યવર્ણ મૂર્ધન્યરૂપમાં વિકૃતિ પામે એવાં ઉદાહરણોની સંખ્યા પણ ઓછી નથી. સ્વ. નરસિંહરાવે કેટલાંક ઉદાહરણો નોંધ્યાં છે : तिलकम्–ટીલું; घातः–ધાંટી; मद्दनकम्–મોટું; मथित–મઠો; बिन्दु–મીંડું; વગેરે (Guj. Lang. and Lit., Vol. I, p. 454). આ ઉપરાંત, નીચેનાં ઉદાહરણો પણ ટાંકી શકાય : वचन–વેણ, नमन–નમણ, वीति–વીડી, दमन–ડામણ (ઘોડાને પગે બાંધેલી બંધન-રજ્જુ), धनी–ધણી, विभातम्–વહાણું, વગેરે.* [સંસ્કૃતમાં

* સ્વ. ગોવર્ધનરામે 'સરસ્વતીચન્દ્ર'ના પહેલા ભાગમાંજ વીસ-પચીસ વાર 'ડાબ' ધાતુ વાપર્યો છે. 'ડાબ' 'દાબ'નું વિકૃત રૂપ છે એ તો સર્વથા સ્પષ્ટ છે. એટલે આ ઉદાહરણ પણ દન્ત્યવર્ણનો મૂર્ધન્ય વિકાર મૂર્ધન્યના સંનિધાન વિના પણ થઈ શકે એમ દર્શાવે છે.

દારિદ્ય અને ક્ષુધાથી પિડાયેલા લોકોની આગળ સરકાર અને તમે બંને ટકી શકવાના નથી ગરીબ લોકોને આગેવાન નહિ મળે એમ તમને લાગતું હોય તો યાદ રાખજો કે વખત આવ્યે આગેવાનો પણ નીપજી આવે છે. જેમાં સરકારનું હિત છે તેમાં તમારું પણ હિત છે. અંગ્રેજ સરકારનું રાજ્ય છે ત્યાં સુધી જ તમારી ચડતી છે, તમારું માન છે. આ રાજ્ય જશે એટલે તમને કોઈ પૂછવાનું નથી અને તમારી સંપત્તિ પણ કોઈ ટકવા દેવાનું નથી. તો વખતસર જાગો અને સરકાર ઊંઘમા ઘોરતી હોય તો તેને પણ જગાડો"

ગોવિંદરાવ ભાગવત

## (૩) રૉકફેલરની ઉદાર સખાવતો

જોન. ડી. રોકફેલર જે આ વર્ષે મેની ૨૩મી તારીખે સ્વર્ગવાસી થયો તેનું જીવન એક આદર્શ હતું; એની વેપાર ખીલવવાની વ્યવહારકુશળતા અને દાન કરવાની પદ્ધતિ માત્ર અમેરિકામાં જ નહિ પરંતુ જગતભરમાં ચિર.સ્મરણીય રહેશે. રૉકફેલર પૈસા ભેગા કરવાની કેળવણી લેતો હતો તે સાથે પૈસાનું યોગ્ય દાન કેમ કરવું એ પણ શીખતો હતો. વેપારમાં જેવી તેણે એકહથ્થુ સત્તા ભોગવવાનું શરૂ કર્યું, ત્યારથી જ તે દાનવીરોમાં પણ એક્કો થયો હતો. એના દાનનાં મોટાં ટ્રસ્ટમાં પણ વેપારની કુનેહ, વ્યવહારકુશળતા, વગેરેનો યોગ્ય ઉપયોગ કર્યો છે; અને એના સરખા બીજા પૈસાદારોને દાનના યોગ્ય માર્ગો દેખાડયા છે.

રોકફેલરનું કુટુંબ ન્યુયોર્ક સ્ટેટમાંથી કલીવ લેન્ડ, ઓહિયો ૧૮૫૩માં ગયું ત્યારે રૉકફેલરે સ્કૂલ છોડી અઠવાડિયાંના ત્રણ ડૉલર (રૂા. ૧૦–૮–૦)ના પગારે કલાર્ક તરીકે નોકરી શરૂ કરી. એ વેળા પણ એની દાનની વૃત્તિ છુપાયેલી ન હતી, અને ઘણીક વાર ગરીબ છોકરાંને થોડાથોડા પૈસાની મદદ કરતો. એ વેળા પણ નાનામાં નાની દાનની રકમોનો તે યોગ્ય હિસાબ રાખતો. એવી એક નોંધની ચોપડીમાં દેવળમાં એક પેની આપી હોય તેનો પણ હિસાબ મળી આવતો. ૧૯ વર્ષની વયે કમિશન એજન્ટની એક પેઢી કાઢી અને બીજા ભાગીદારો રાખી સારો નફો કરવા માંડયો. એ વખતે કલીવલેંડમાં પેટ્રોલિયમને શુદ્ધ બનાવવાનું એક નાનું કારખાનું હતું રોકફેલરને લાગ્યું કે જો એને આ પેટ્રોલિયમના વેપારમાં કંઈક મદદ મળે તો સહેલાઈથી રેલવે અને દરિયાઈ માર્ગે તેલનું વેચાણ વધે અને તેનો ધંધો પણ તેજ થાય. આ ઇરાદાથી પેટ્રોલિયમ શુદ્ધ કરવાની એક ભાગીદારી કંપની કાઢી. ત્રણ વર્ષ પછી એણે પોતાની પાસે મળી દશ હજાર પાઉન્ડ હોવા છતાં, એ લાખ પાઉન્ડની મૂડીથી સ્ટાન્ડર્ડ ઑઈલ કંપની કાઢી. બીજાં પાંચ વર્ષમાં એ ૧૦ લાખ પાઉન્ડ કમાયો. એ વખતે એની ઉમર માત્ર ૩૬ વર્ષની હતી. ત્યારપછીનો ઇતિહાસ તો બહુ જાણીતો છે. એક મોટું તેલનું ટ્રસ્ટ કાઢયું, પરંતુ ૧૮૯૨ માં તેને બંધ કરવું પડયું. ત્યારપછી ન્યૂ જર્સીમાં ટ્રસ્ટ કાઢયું અને ૧૯૧૨ માં બંધ કર્યું. આ બધામાંથી એણે અઢળક ધન પેદા કર્યું.

દાન આપવામાં એના વર્ષોના મિત્ર ફ્રેડરીક ગેઈટમની એણે સલાહ લીધી હતી. આને પરિણામે રૉકફેલરે પોતાના દાનના કાયમી ટ્રસ્ટી રહે એવાં ટ્રસ્ટ કર્યાં અને મૂડી અને તેનું વ્યાજનો ઉપયોગ તેમને હાથે યોગ્ય રીતે કરવાનું રાખ્યું. આનો ફાયદો એ છે કે જો ટ્રસ્ટીઓને એમ લાગે કે ફંડના વ્યાજમાંથી યોગ્ય મદદ થવી અશક્ય થઈ પડી છે તો બધું ફંડ યોગ્ય રીતે વાપરી શકે.

એના મોટાં દાનની શરૂઆત ૧૯૦૧ના વર્ષમાં થઈ. એ વખતે સ્ટાન્ડર્ડ ઑઈલ કંપનીના પ્રેસિડન્ટ પદમાંથી એણે નિવૃત્તિ લીધી હતી. એનું પહેલું ટ્રસ્ટ મેડિકલ રીસર્ચ (દાક્તરી શોધખોળ)નું હતું. એ ટ્રસ્ટને અંગે ન્યૂયૉર્કમાં એક હૉસ્પિટલ અને શોધખોળની બે પ્રયોગ-શાળા સ્થાપી આપી (ન્યૂયૉર્કમાં અને ન્યૂજર્સીમાં). એ ટ્રસ્ટમાંથી અપૂર્વ લાભ થયો છે. એની ફ્લેક્સનર, કારેલ અને નોગૂચી નામના દાક્તરોની શોધો સાક્ષી પૂરે છે. મેનીનજાઈટીસ, યલોફીવર વગેરેના અટકાવ માટેના સીરમની શોધ અહીંથી થઈ છે. એ ઉપરાંત કેન્સર, જન્મથી થતો પક્ષઘાત વગેરે અનેક રોગો ઉપર શોધ ચાલી રહી છે.

ત્યારપછી રૉકફેલરે બીજું જનરલ એજ્યુકેશન બોર્ડ નામનું ટ્રસ્ટ કર્યું અને એનાથી અમેરિકાની યુનિવર્સિટીને મદદ કરવાનો ઇરાદો હતો. ખાસ કરીને નીગ્રો (હબસી) લોકોની દાક્તરી અભ્યાસની કેળવણીમાં મદદ કરવાનો એનો ખાસ ઇરાદો હતો અને તેથી વૉશિંગ-ટનની હોવર્ડ યુનિવર્સિટીને, ટેનીસીમાં ફીસ્ક યુનિવર્સિટીની મહારી મેડિકલ કૉલેજને, અને ન્યૂ ઓરલીન્સમાં ડીલાર્ડ મેડિકલ કૉલેજને ખાસ મદદ કરી. પરંતુ એ ઉપરાંત બહોળા પાયા ઉપર એનો ઉપયોગ થાય એ અર્થે ૨૦ લાખ પાઉન્ડ મેડિકલ સ્કૂલોને માટે જુદા કાઢ્યા. આનાથી અનેક સ્કૂલોને અપૂર્વ લાભ થયો. આટલું મેડિકલ સ્કૂલોમાં વહેંચ્યા પછી પદાર્થવિજ્ઞાન, રસાયણ, વનસ્પતિશાસ્ત્ર જેવાં ભૌતિક વિજ્ઞાનની કેળવણી માટે પણ એ બોર્ડે ઘણું કર્યું છે. આ ફંડમાંથી ખાસ દૂરદર્શી અને મહત્ત્વનો ઉપયોગ લડાઈ પૂરી થયા પછી ઊંચી કેળવણી આપતા દરેક ખાતાના નોકરોના પગારના વધારામાં થયો હતો. એ બાબતમાં ૨૦ લાખ પાઉંડ વાપરવામાં આવ્યા હતા. આ યોજનાથી અમેરિકાની ૧૭૦ કૉલેજને લાભ મળ્યો હતો, અને એથી ખરે જ કૉલેજની કેળવણીને અપૂર્વ ફાયદો થયો.

૧૯૦૯માં રૉકફેલર ફાઉન્ડેશન નામનું વિશાળ ટ્રસ્ટ થયું. એમાં ૨ કરોડ પાઉંડની મૂડી હતી. અને એનું ક્ષેત્ર આખા જગતભરમાં વિસ્તર્યું. એ ફંડનો ઉપયોગ "માનવોના સુખને" માટે કરવો એવો ઉદ્દેશ રાખ્યો. આ ફાઉન્ડેશને દુનિયાના જુદાજુદા દેશના રાજ્ય સાથે મેલેરિયા, યલોફીવર, વગેરે અનેક રોગોના નિવારણ માટે યોજના કરી છે. ઘણા દેશોમાં યોગ્ય દાક્તરી અને સ્વાસ્થ્યને માટે શિક્ષણ આપવાનાં કેન્દ્રો સ્થાપ્યાં છે. ચીનમાં, પેકીંગ યુનિયન મેડિકલ કૉલેજ એના આશરે ચાલે છે. લંડનની ટૉપિકલ સ્કૂલ ઑફ હાઈજીન અને મેડિસીનને શરૂઆતનો સ્થાપનાનો ૫ લાખ પાઉંડનો ખર્ચ એ ફન્ડમાંથી મળ્યો હતો. એ ઉપરાંત હાલમાં લંડન યુનિવર્સિટીની નવી જગ્યા માટે, લંડન સ્કૂલ ઑફ ઈકૉનૉમીક્સ માટે, કેમ્બ્રીજ યુનિવર્સિટીની લાયબ્રેરી વગેરે માટે ઑક્સફર્ડની બોડ્લેઈન કૉલેજના વધારા માટે અનેક મદદ અપાઈ છે. એ સર્વ સખાવતનો આંકડો ૧૮,૭૨,૦૦૦ પાઉંડ થાય છે.

૧૯૨૯માં રૉકફેલરે આપેલી છૂટને લીધે એના ટ્રસ્ટીએ લૉરા સ્પેલ્મેન રૉકફેલર મેમોરિયલનું ફંડ રૉકફેલર ફાઉન્ડેશનમાં સમાવી દીધું, અને સામાજિક અને બાળકોના વિના વિજ્ઞાન માટે તેનું દાન કર્યું. આ ફંડની વહેંચણી પણ અને સામાજિક હિતની સંસ્થાઓ માટે દુનિયાભરના દેશોમાં થઈ છે. આ ફંડોની વહેંચણીમાં વારંવાર યોગ્ય સુધારાવધારા થતા રહે છે જેથી સમયના અને પરિસ્થિતિના પરિવર્તનની સાથે ફંડનો બીજી દિશામાં યોગ્ય ઉપયોગ થાય. ટ્રસ્ટીઓ એવી જાતના અને એવા માણસોમાંથી નિમાયેલા છે કે જે નિઃસ્વાર્થી વૃત્તિથી જગતભરમાં એ ફંડની વહેંચણી કરે અને તેના ઉપર યોગ્ય દેખરેખ રાખે. આ સર્વ રૉકફેલરના માનવજાતિના પ્રત્યેના બહોળા અને જગદ્વ્યાપી પ્રેમને લીધે જ બને છે.

'નેચર'માંથી ] ચ. ચુ. નાયક

## (૪) હવામાં સૌથી ઊંચે ઊડવાનો રેકૉર્ડ

ગ્રેટબ્રિટનના રૉયલ ઍર ફોર્સે ૫૩,૯૩૭ ફૂટ (૧૦ માઈલથી વધુ) ઊંચાઈએ જઈ હવામાં સૌથી ઊંચે ઊડવાનો રેકૉર્ડ તોડ્યો. એ પહેલાંનો રેકૉર્ડ લેફ. કર્નલ મેરીયો પેઝીનો ૫૧,૩૬૨ ફૂટનો હતો, એથી આગળનો રેકૉર્ડ ઇંગ્લેન્ડનો ૪૯,૯૪૪ ફૂટનો ગયે વર્ષે થયો હતો. આ વખતનું ઉડ્ડયન (flight) ફ્લાઇટ–લેફ. એમ. જે ઍડમે ફાર્નબરોના એરોડ્રોમમાંથી કર્યું હતું. ઍડમે વાપરેલું વિમાન પહેલાં પણ ઊંચા ઉડ્ડયન માટે ફ્લાઇટ–લેફ. સ્વેઈને વાપર્યું હતું, પરંતુ આ વખતે એમાં ઘણા સુધારા કર્યા હતા. વિમાન ચલાવનારે દબાણવાળી હવાથી ભરેલો પોષાક પહેર્યો હતો. વિમાન ચારે બાજુથી બંધ કરેલું હતું અને તેના ઉપર હિમ ન ઠરે એ માટે કાળજી રાખી હતી. વળી જરૂર પડે ત્યારે બહારની હવા પણ લઈ શકાય એ માટે એક નળી પણ રાખી હતી. વિમાનમાં બેસવાની જગ્યા ઉપર એક પારદર્શક તકતી રાખી હતી. એ તકતી ૪૮,૦૦૦ ફૂટ ઊંચાઈએ જતાં તૂટી ગઈ હતી, છતાં એનાથી ઊંચે ઊડતાં ખાસ વાંધો આવ્યો ન હતો.

આખી ઊંચાઈએ ૧ કલાક અને ૩૫ મિનિટમાં પહોંચાયું હતું, અને ઉપર જઈ નીચે આવતાં કુલ ૨ કલાક અને ૧૫ મિનિટ લાગી હતી. એ ઊંચાઈ હવાનું દબાણ પૃથ્વીની સપાટીથી લગભગ ૧૦ ગણું ઓછું (૭·૭૮ સેન્ટીમિટર) હતું અને ઉષ્ણતામાન—ટેમ્પરેચર શૂન્યડિગ્રી (બરફ પીગળે તે ટેમ્પરેચરથી) ૪૮·૯° સેન્ટીગ્રેડ ઓછું હતું. આ રીતે પ્રતિવર્ષ હવામાં વધુ ઊંચાઈએ ઊડવાના પ્રયત્નો થાય છે. એવા ઉડ્ડયનના ફાયદા થોડાક વખત ઉપર સ્ટ્રૅટોસ્ફિયર ઉડ્ડયન નામના લેખમાં દર્શાવ્યા હતા. વાદળાં, ધૂળ, વીજ, અને હવાના અવરોધનો અભાવ અને તેથી વધુ થઈ શકતી ઝડપ એ મુખ્ય ફાયદા છે. એ ફાયદા મેળવવા પહેલાં કેટલીયે મુસીબત દૂર કરવી પડશે, અને એ દૂર કરવામાં ફ્લાઇટ–લેફ. ઍડમ અને લેફ. કર્નલ પેઝીનું જગત્ ઋણી છે.

'નેચર'માંથી ]

ચ. ગુ. નાયક

## (૫) ઇંડિયન સાયન્સ કૉન્ગ્રેસનો રૌપ્ય મહોત્સવ

૧૯૧૪ના જાન્યુઆરીમાં હિંદના કેટલાક વૈજ્ઞાનિકોએ સર આશુતોષ મુકરજીના પ્રમુખપણા નીચે એક પરિષદ મેળવી હતી. તે વખતે ૩૫ શોધખોળના નિબંધો વંચાયા હતા. એ નાની સરખી પરિષદ આજે લગભગ ૧૦૦૦ સભ્યોની સંસ્થા થઈ પડી છે, અને દર વર્ષે મોટા પાયા ઉપર પરિષદો ભરે છે અને વિજ્ઞાનના—ખાસ કરીને હિંદને લગતા વિજ્ઞાનના—પ્રશ્નોને ચર્ચે છે. આ જાતની પરિષદ બોલાવવાનું પ્રથમ માન પ્રો. સીમન્સેન અને પ્રો. મેકમેહોનને છે. આજ સુધીમાં નીચેનાં સ્થળે એ પરિષદો એક કે વધુ વાર મળી છે:—કલકત્તા, મદ્રાસ, લખનૌ, બૅંગલોર, લાહોર, મુંબઈ, નાગપુર, બનારસ, અલાહાબાદ, પટણા, ઇંદોર અને હૈદરાબાદ. આ રીતે આ સંસ્થા આખા હિંદની વૈજ્ઞાનિક સંસ્થાની પ્રતિનિધિ છે એ વિષે શંકા નથી.

આવતા જાન્યુઆરીમાં એ સંસ્થા એનો રૌપ્ય મહોત્સવ ઊજવે છે. એ વખતે ગ્રેટબ્રિટનના અને બહારના મળી લગભગ ૭૫ જગતવિખ્યાત વૈજ્ઞાનિકો લૉર્ડ રધરફોર્ડના નેતૃત્વ નીચે આવીને હાજરી આપશે. એ પરિષદ કલકત્તામાં મળશે અને તે પહેલાં એ વૈજ્ઞાનિકો હિંદનું

પર્યટન કરશે. એમના આગમનથી હિંદને તેમજ હિંદની વૈજ્ઞાનિક પ્રવૃત્તિને અજબ પ્રોત્સાહન મળશે એટલું જ નહિ, પરંતુ જે લોકો પરદેશ જઈ વિખ્યાત વૈજ્ઞાનિકોના સહવાસનો લાભ ન લઈ શકે તેમને એ લોકોના સંસર્ગમાં આવી નવીન જ્ઞાન પ્રાપ્ત કરવાનો લાભ મળશે. જે કોઈને એ પરિષદમાં હાજરી આપવી હોય અથવા એને આર્થિક કે બીજી મદદ કરવી હોય તેમણે 'ઓનરરી સેક્રેટરી, ઇંડિયન સાયન્સ કોંગ્રેસ. એસોસિયેશન, ૧, પાર્કસ્ટ્રીટ, કલકત્તા' એ શિરનામે પત્રવ્યવહાર કરવો.

ય. શુ. નાયક

## (૬) બેકારી અને ઔદ્યોગિક તાલીમ

વ્યાખ્યાતા : શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ શેઠ
અનુ૦ : કાન્તિલાલ મ. ગાંધી

[ આજના શિક્ષિતોની બેકારી હિંદના સંપૂર્ણ ઉદ્યોગીકરણ (industrialisation)થી કેટલે અંશે ફેડી શકાય તેમ છે તે વિશે શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈએ મુંબઈ યુનિવર્સિટીની ટેકનોલોજી કોલેજના વિદ્યાર્થીઓ સમક્ષ તા. ૧૨-૨-૩૭ના દિવસે આપેલા ભાષણમાં સુંદર ચર્ચા કરી છે. શ્રી. કસ્તૂરભાઈ હિંદના અગ્રગણ્ય ઉદ્યોગપતિ હોઈ તેમના અનુભવથી ઘડાયેલા વિચારો ઘણાને ઉપયોગી થઈ પડશે એમ ધારીને અહીં તેમના ભાષણનો અનુવાદ રજૂ કરું છું.—અનુવાદક ]

જેમની સેવાઓ ઉપર હિંદના ઉદ્યોગોની ભવિષ્યની પ્રગતિ આધાર રાખે છે, તે ટેકનોલોજીના વિદ્યાર્થીઓના સંપર્કમાં આવતાં આજે મને ઘણો આનંદ થાય છે. આ સંપર્ક વહેલો સાધવાનું મને ઘણું મન હતું પરંતુ આજે જ મને તેમ કરવાની તક મળે છે.

જગતના સર્વે પ્રગતિમાન દેશોને આજે ખાતરી થઈ છે કે કોલેજની કેળવણી કોલેજમાં જ ન ભરાઈ રહેતાં આસપાસની દુનિયાનું વાસ્તવદર્શન કરી શકે તેવી જાતની હોવી જોઈએ. ખાસ કરીને તમારી કેળવણી આ પ્રકારની છે કારણ કે દેશના ઉદ્યોગોને ઉપયોગમાં આવે તેવી વિશિષ્ટતાવાળી (specialised) તાલીમ તમને આપવામાં આવે છે. તમારી તાલીમમાં તમે ઊંડો રસ લેશો તો તમને ઉદ્યોગોની આંટીઘૂંટીનો ચોખ્ખો ખ્યાલ આવી શકશે એવી મને આશા છે.

અભ્યાસક્રમમાં વિશિષ્ટતા (Specialisation) તરફના પ્રયત્નોની સાથેસાથે વર્તમાન ઔદ્યોગિક પ્રવૃત્તિઓની પરિસ્થિતિ કે જેને માટે જ વિશિષ્ટતા (Specialisation)-ની ઉપયોગિતા છે તેનું જોઈએ તેવું અવલોકન કરવામાં આવતું નથી એ જોઈને મને વારંવાર ખેદ થાય છે, કારણ કે એનું પરિણામ એ આવે છે કે વિદ્યાર્થીઓને તેમની પાસે જ્ઞાન હોવા છતાં અને સેવાની તમન્ના પણ હોવા છતાં, કોલેજ છોડયા પછી ઉદ્યોગપતિઓ મુદ્દલે સંઘરતા નથી, અથવા તો શિક્ષણ પાછળ કરેલા ખર્ચના પ્રમાણમાં તેમની કિંમત અંકાતી નથી. તેથી હું તમને એમ કહું તો ક્ષમા કરશો કે વિદ્યાર્થીઓને એકબે વાર કારખાનામાં ફેરવી આવવાથી આ મુશ્કેલી દૂર થવાની નથી. હા, તેમ કરવાથી તેમને તેમના પ્રયોગમંદિરમાં કરેલા પ્રયોગોને મોટા સ્વરૂપમાં જોવાની તક મળશે પરન્તુ તે તો સહેજ ઝાંખી રૂપે જ કે જેની વિસ્મૃતિ જલદી થઈ જવાની. કારખાનામાં જરાક ફરી આવવાથી

દરેક ક્રિયાની નાડ પકડી પાડવામાં જોઈતું નૈપુણ્ય નથી મળી રહેતું. અને આમ દેખીતી રીતે સરળ રીતે પાર પડી જતી ક્રિયાના પડદા પાછળ રહેલી અગાધ કાળજી અને તાલીમનો ખ્યાલ પણ તેનાથી નહિ આવી રહે. એ પ્રાપ્ત કરવા તો બનારસ હિંદુ યુનિવર્સિટીની જેમ તમારે પણ છ માસ કે એક વરસની ફરજિયાત ઉમેદવારી (apprentice-ship)ની જરૂર છે અને ત્યાર પછી જ તમને ઉદ્યોગની ગૂંચો સમજાશે; ત્યારે જ તમને ખબર પડશે કે પુસ્તકનું જ્ઞાન ગમે તેટલું હોય છતાંએ તે હુન્નરના ( Technique—રોજની જરૂરિયાતો ) ના જ્ઞાન વિના ઝાંખું પડી જાય છે. પુસ્તકનુ જ્ઞાન છે તો જરૂરી જ, છતાં તેની હુન્નરોનું સર્જન કરવાની શક્તિ નબળી જ છે. હુન્નરની વાસ્તવિક પ્રગતિ માટે પુસ્તકના જ્ઞાનનો યોગ્ય ઉપયોગ ઘણો જરૂરી છે.

કારખાનાંમાં રહીને લીધેલી તાલીમથી જ આ વસ્તુ સાધ્ય છે. કારખાનામાં કામ કરતાં કરતાં એની પણ ખાતરી થશે કે શા માટે હુન્નરપતિઓ વધારે 'બુદ્ધિમાન' કરતાં વધારે 'કુશળ'ને પ્રથમ પસંદગી આપે છે. હુન્નરપતિની ઇચ્છા તેનું કારખાનું સદાયે સારી રીતે ચાલતું રહે—અને તે પણ પરવડે તેટલી કિંમતે—એ જ હોય છે. યંત્રો કોઈ પણ હિસાબે ચાલતાં રહે એ તેના અંદાજપત્રકનુ મુખ્ય ધ્યેય હોય છે. તમે ટૅકનોલૉજીના વિદ્યાર્થીઓ આ બરાબર સમજી લેશો તો તમને શરૂઆતમા ઓછા પગારની નોકરી સ્વીકારતાં સંકોચ નહિ થાય અને જ્યા સુધી તમને હુન્નરની સંપૂર્ણ વ્યવસ્થાશક્તિનો પરિચય નહિ થાય ત્યાં સુધી તમે તેવી નોકરી માટે સદા તૈયાર જ રહેશો. અને આમ થશે તો જ તમારા જ્ઞાન અને હુન્નરની પ્રગતિનો સમન્વય સાધી શકાશે. બેકારીનો પ્રશ્ન પણ આ જાતની જાગૃતિ (Consciousness)માથી જ ઉકેલી શકાશે. આજે બેકારી ટાળવાનો સહેલામાં સહેલો અને તાબડતોબ, ઝડપી રસ્તો દેશનુ સંપૂર્ણ ઉદ્યોગીકરણ જ છે. પણ એક વાત ધ્યાનમાં રાખવાની છે, અને તે જ વાત બધા શિક્ષિતો માટે બહુ મહત્ત્વની છે. આજે અશિક્ષિતો જે કામ કરી રહ્યા છે તે યંત્રનુ હલકુ મનાતુ કામ કરવામા જો આજનો શિક્ષિત નાનમ માનશે તો દેશનુ સપૂર્ણ ઉદ્યોગીકરણ કરવા છતાં પણ પ્રતિવર્ષ વિદ્યાર્થીઓનો જે મોટો ફાળ બહાર પડશે તે આખાને હુન્નરમા સમાવી દેવાનું શક્ય નહિ બને. બીજા દેશોમાં આમ જ બન્યું છે. શિક્ષિતો હલકામાં હલકા કામ માટે પણ નાનમ નથી માનતા તેથી જ બીજા દેશોનો ઔદ્યોગિક વિકાસ આટલો બધો થઈ શક્યો છે. આપણા દેશમાં પણ વ્યાપારના અને એન્જિનિયરીંગના વિદ્યાર્થીઓ વિશે આમ જ બન્યું છે અને તેથી જ તે બન્ને દિશામાં આપણા દેશે વિકાસ સાધ્યો છે. તમારા વિશે હાલતુરત તો મુશ્કેલ સ્થિતિ—ઓછા પગારની—ઊભી નહિ થાય કારણ કે તમને નિષ્ણાત બનાવનારી સંસ્થાનો ઉદ્ભવ તાજો જ હુંચેયો છે. પણ તેમ છતાંએ તમે એવી જ ધગશ રાખશો તો તમારે ફરજિયાત તાલીમની મુદત પણ ઓછી જોઈશે અને જીવન પણ સરળ બનશે.

તમારી મહત્ત્વાકાંક્ષાઓના ફળ માટે આ ઘણું અગત્યનું છે. પ્રયોગમંદિરમાં પ્રયોગ કરતાં કરતાં તમને હુન્નરમાં લાગુ પાડી શકાય તેવાં ઘણાંએ તત્ત્વોની ઝાંખી થતી હશે, પ્રગતિની નવી દિશાઓનું પણ તેમાંથી સૂચન થતું હશે. તેથી આ ક્ષેત્રમાં ઉદ્યોગપતિઓને તમારી મદદની જરૂર તો રહેવાની જ. આપણા દેશમાં કાચા માલની સમૃદ્ધિ ઘણી છે, માનવ શક્તિ પણ પુષ્કળ છે, આપણે ફક્ત શર્લી ઈન્સ્ટીટયૂટ કે નેશનલ ફીઝીકલ લેબોરેટરીના

જેવી કાર્યદક્ષતા, સસ્તામાં નવાનવા સુધારા દાખલ કરી આપણા કાચા માલનો વધારેમાં વધારે ઉપયોગ કરી લેવાની જરૂર છે.

આ સુંદર કાર્ય સાધી શકો તેવા તમે અને તમે એકલા જ છો. પણ ફરીથી યાદ દેવું જરૂરી છે કે હરીફાઈમાં ટકી રહે તેવા રસ્તા શોધશો તો જ તમારા પ્રયત્નોનો ઉપયોગ થશે. તમારાં આ સ્વપ્નાં સાચાં ઠરાવવા, હિંદના ઉદ્યોગોમાં ખરા અંતઃકરણપૂર્વક તમારું હૃદય પરોવો.

તમને કારખાનાંનું જીવન કંટાળાભર્યું અને યંત્રવત્ લાગશે પણ તેને વશ થઈ જઈને તમે તમારો જુસ્સો નબળો ના પાડી દેતા. જીવનનો આ કંટાળાભર્યો સમય આવશ્યક છે—સંક્રાંતિકાળ છે કે જેથી તમારી જાત ઉપરની શ્રદ્ધા દૃઢ થઈ શકે. સદાકાળ તમે કંઈક નવું સર્જન કરવાની ઇચ્છા તમારી આંખ આગળ રાખશો તો મારી ખાતરી છે કે તમને આ કંટાળાભર્યું જીવન આકરું નહિ લાગે. ઊલટું કારખાનું એક પ્રયોગમંદિર જેવું અથવા તો જ્ઞાનની મશાલ જેવું સુંદર લાગશે.

મારા અંગત અનુભવ ઉપરથી કહી શકું છું કે ટેકનીકલ નિપુણતાએ હિંદના હુન્નરમાં જે પરિવર્તન કરવું જોઈએ તે હજી સુધી કર્યું નથી. તમને એમ લાગશે કે અમને તેમ કરવાની તક જ મળી નથી—કે જેનો ટેકનોલૉજીના વિદ્યાર્થીઓ તરીકે તમને અધિકાર છે. પણ ફરીથી કહી દઉં છું કે ટેકનોલૉજીનું જ્ઞાન જ માત્ર પૂરતું નથી. ઉદ્યોગપતિ તો તમારા જ્ઞાનની સાથે સસ્તામાં ઉદ્યોગ ખિલવવાની તમારી ધગશ અને ખંતની પણ ખાતરી માગી લેશે.

આજે હજારો ગ્રેજ્યુએટો બહાર પડે છે. તે સ્થિતિમાં હું તો સંપૂર્ણ ઉદ્યોગીકરણનો ઉપાય જ બેકારી માટે શ્રેષ્ઠ માનું છું. આ કપરા સમયમાં તમે તમારા જ્ઞાનનું મહત્ત્વ જાળવી રાખશો અને વધારે ને વધારે દૃઢ નિશ્ચય સાથે સામે આવતાં કપરાં વર્ષોનો સામનો ફક્ત ઔદ્યોગિક વિકાસને અર્થે જ કરશો એવી આશા રાખું તો ખોટું તો નથી જ કરતો. મુશ્કેલીઓથી ગભરાઈ જઈ પાછી પાની કરવી એ તો તમે જ પસંદ કરેલા ટેકનોલૉજીના જ્ઞાનનો દ્રોહ કર્યા બરાબર ગણાશે કે જેના અભ્યાસ માટે તમે વર્ષો સુધી મહેનત કરી છે.

આપણા દેશને આજે હુન્નરી માણસ (Technical man)ની જરૂર છે એમના અભાવે આજે આખા હિંદના ઉદ્યોગને સહન કરવું પડે છે. તમે દૃઢ, ખંત અને ભક્તિથી આ ખોટ પૂરી પાડજો. માનવજીવનના વિકાસ માટે અતિ જરૂરી એવા વિજ્ઞાનના તમે વિદ્યાર્થી છો તેથી વ્યવસાય વિનાનાં વર્ષોથી પણ તમે એક વૈજ્ઞાનિકને છાજે એવી જ રીતે રહેશો એમ આશા રાખું છું.

# ગૃહસ્થ એક

સોનેટ

પતીલ

[ ચિત્ર ૭૯ ]

કો થતો શકે મને બચાવી આજ પાયમાલ?
સાંખી નિંદ મર્વની થનાર નિત્ય શોકગ્રસ્ત
આફતોની આગ માંહી નાખુશદ, નાદુરસ્ત
એકલો ઉભેલ—મારી આસપાસ લાલ લાલ

ના સહી શકાય એવી કારમી, પ્રચંડ જ્વાળ!
બોલતો હુ સાદ પાડી તીવ્રતાથી યુક્ત, ત્રસ્ત : —
"લે મને ઉગારી કોઈ હેતથી પ્રસારી હસ્ત,
છે રહેલ જે તજાઈ ચાલવાથી સ્વૈર ચાલ."

ઇચ્છતો નથી હુ કે મળે મને મહાન રાજ્ય,
માગતો નથી હુ ગીર કે ગરામ—કારભાર—
મેળવું નિભાવ માત્ર માહરો નિભાવી ટેક.

જાય જિંદગી ભલે, ન સેવું કાકલૂદી ત્યાજ્ય :
માનુ ઓછી માહરી ન લાયકાત એ લગાર,
સૈંકડો ગુલામ માંહીં જો બનુ ગૃહસ્થ એક



## ગુજરાતી સાહિત્ય પરિષદ–૧૩મું સંમેલન

# કળા પ્રદર્શન

૧૩મું સાહિત્ય સંમેલન–કરાંચી ખાતે ડીસેમ્બર ૧૯૩૭ના છેલ્લા સપ્તાહમાં ભરાવાનું નક્કી થયું છે.

તે પ્રસંગે એક કળા પ્રદર્શન કરવાનું અમારી સમિતિએ ઠરાવ્યું છે. આ જાહેર પત્ર દ્વારા અમે કલાકારો, સાહિત્યકારો, ચિત્રકારો ફોટોગ્રાફરો તથા તે વિષયમાં રસ લેનાર સહુ કોઈને નીચે આપેલી યાદીમાંથી કોઈ પણ વિષયને લગતા નમૂનાઓ પ્રદર્શન સમિતિને વેળાસર મોકલી આપી અમારા કાર્યને સહકાર આપવા વિનંતી કરીએ છીએ.

**: : વિષયસૂચિ : :**

૧. સિંધ ગુજરાત–મહાગુજરાતના–સામયિકો–માસિક પત્રો, પાક્ષિકો, ત્રિમાસિકો, સાપ્તાહિકો, દૈનિકો.

૨. હસ્તલિખિત સામયિકો, વિગેરે.

૩. સિંધનાં ઐતિહાસિક સાધનો, પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો.

૪. વિવિધ પ્રકારની ચિત્રકલા.
કાગળ કે પાંદડા પરની રંગકળા, વસ્ત્રો પર રેશમના દોરાનું ભરતકામ, સુતરાઉ દોરાની ગૂંથણકળા, તોરણ, ચાકળા, ચંદરવા, રંગોળી, ફોટોગ્રાફી.

૫. પ્રાંત અને જાતિવાર વસ્ત્રો, પહેરવેશ.

૬. પ્રાચીન ઐતિહાસિક શસ્ત્રો.

૭. ધાતુ ઉપરનું કોતરકામ, અલંકારો, સોનારૂપાની જુદીજુદી ગૃહઉપયોગી વસ્તુઓ વિવિધ યોજનામાં *(Designs)*.

૮. પ્રાચીન અર્વાચીન વાદ્યો.

૯. અર્વાચીન છાપકળા, શણગારચિત્રો, વિવિધ આકૃતિના અક્ષરો.

૧૦. ઘરશણગારની બીજી વસ્તુઓ.

૧૧. લેખકોના હસ્તાક્ષરો, તેઓના પત્રો, નોંધ વિગેરે.

તા. ક:—મોકલેલ નમૂના બધી રીતે સુરક્ષિત રહેશે, અને તેના દરેક પ્રકારનાં સંરક્ષણ માટે સમિતિ જવાબદાર રહેશે.

લિ.
જુગતરામ રતનજી રાવળ
મોહનલાલ ગાંધી
મંત્રીઓ
પ્રદર્શન સમિતિ




## 'ધૂમકેતુ'નું 'તણખા : મંડળ ચોથું'

[ એક પત્રમાંથી થોડા ઉતારા ]

સંપાદક ત્રિભુવનદાસ લુહાર

પ્રિય કમળ

તમે ગુજરાતી સાહિત્યમાં આજથી તેર વરસ પર મારો પ્રવેશ કરાવ્યો મને ગુજરાતી સાહિત્ય કરતાયે તમે વધારે સુંદર કહી વખાણી હતી આજ લગીમાં બંનેની સુંદરતા વધી હશે પણ તે પછીના કાગળોમાં તમે મારું રૂપ વખાણવાને બદલે સાહિત્યનું સ્વરૂપ જ આલેખ્યું તે બદલ તો મારે તમને ધન્યવાદ આપવા જોઈએ, કારણ તમે તે કેટલાકમાંના છો કે જેઓ સ્ત્રી ગમે તેવી હોય તોય તેને સુંદર માનવા તૈયાર છો અને જે સ્ત્રીને પુરુષ સુંદર તરીકે સ્વીકારે તેની શું દશા થાય તે બધા જાણે છે

વારુ આજે તેર વર્ષે તમારું ટ્યૂશન થોડું ફળ્યું છે પછી તો તમે કાગળ લખતા વરસો સુધી બંધ થઈ ગયા અને હું મારી મેળે જ ઘણું વાંચી લેતી છેલ્લો મુનશીની ચોપડી પરનો તમારો કાગળ મને જરા ફિક્કો લાગ્યો મને થયું તમને ઉશ્કેરનાર સ્ત્રીતત્ત્વ તમારી આસપાસથી ઘટી ગયું હશે તો લાવ જરા તમારા જેવો એકાદ ચાળો કરી જોઉં હુંય એક સાહિત્યક કાગળ લખું

* * *

હું 'તણખા મંડળ ચોથું'ના પાના ઉથલાવું છું અને 'ધૂમકેતુ'ની એક સૂચના નજરે ચડે છે 'નવલિકા એટલી સુંદર નાજુક કલાકૃતિ છે કે વિવેચકે એને નિહાળવા માટે, પરિસ્થિતિ વાતાવરણ અને યોગ્ય દૃષ્ટિકોણની અનોખી યોજના કરવી જોઈએ, કેટલીક વખત નવલિકાનું સૌન્દર્યદર્શન એક જ વાક્ય ઉપર હોય છે' આટલું જ જો બસ હોય તો એમની નવલિકાઓનું મેં સૌંદર્યદર્શન કરી લીધું છે પણ 'એ વાક્ય એવી રીતે ગૂંથાયેલું હોય છે કે કોઈ પણ ઉતાવળે વાચનારો એનું રહસ્ય સમજ્યા વિના આખી વાર્તા વાંચી કાઢે' હું કેવી ઉતાવળી છું એ કહેવાની જરૂર નથી અને આ વાક્ય તો જાણે મેઘદૂત'ની યક્ષકન્યાઓ રેતીમાં મણિ સંતાડી રમતી હતી તેવી રીતે ગૂંથાયેલું રહેતું લાગે છે જે અમુકના જ હાથમાં આવે પણ મને એ મુશ્કેલ નથી લાગ્યું હું તમને કહી દઉં, આ વાક્ય ક્યાં હોય છે? દરેક વાર્તાના લગભગ છેવટમાં બેચાર લીટીનો એક ફકરો લેખકે મૂક્યો છે અને ઘણે ભાગે એમાં જ એ વાક્ય સંતાયેલું રહે છે જોકે વાર્તાના સૌંદર્યદર્શનનો કોયડો આટલો બધો સરળ કરી નાખવો એ ઠીક ન કહેવાય

પણ મને ખરી મુશ્કેલી બીજી લાગે છે. હું જે દષ્ટિકોણથી લખું છું તે 'ધૂમકેતુ'ની દષ્ટિએ 'યોગ્ય દષ્ટિકોણની અનોખી યોજના' પ્રમાણેનો હશે કે કેમ? કારણ મારે તો તેમને મારા એકેએક કથન સાથે સહમત કરવા છે. જેમાં વિવેચક અને વિવેચ્ય સંપૂર્ણ સહમત થઈ શકે તે વિવેચનને હું સફળ માનું છું; જોકે તેવું વિવેચન સાચું જ હોય તે હમેશાં બનવાજોગ નથી, અહોરૂપં અહોધ્વનિ જેવું એ ઘણું બને છે.

ત્યારે મારી 'યોગ્ય દષ્ટિકોણની અનોખી યોજના' કહું? આ વાક્ય વાંચતાં 'ધૂમકેતુ'ને હું ઉત્સુકતાથી આંખો ઊંચકતા કલ્પું છું. એ ભાઈ તો સૌંદર્યના સ્રષ્ટા જ નહિ પણ તેના દ્રષ્ટાયે છે. વારુ, પણ હવે આગળ વાંચતાં એ પાછા ચિડાશે. મારી મુશ્કેલી તો એ છે કે એકાદબે વાક્યમાં વાર્તાની કલાનો નિકાલ જ હું લાવી શકતો નથી. 'નવલિકા, સમગ્ર જીવનના દર્શનનું રસદ્વાર છે.' આ છે શ્રી 'ધૂમકેતુ'નું ખુદનું સૂત્રાત્મક વાક્ય. એવું સૂત્ર ઉચ્ચારવાની તો શું પણ કલ્પવાનીયે હિમ્મત આપણાથી થાય તેમ નથી. વાર્તાની ઉત્તમતા વિષે મારા થોડા ખ્યાલો છે પણ તે લખવા બેસું તો તમે મને ખુશીથી ભાંડી શકો તેટલો મોટો નિબંધ થાય. એટલે માત્ર 'ધૂમકેતુ'ની વાર્તામાં મને અ-કલામય બેત્રણ ગંભીર તત્ત્વો લાગ્યાં છે તે જણાવીને પતાવીશ. તો પહેલી વાત મને એ લાગી છે કે એમની કેટલીક વાર્તાઓ, કે જેને ખાસ ambitious અનોખી મહત્તાવાળી લેખક ગણે છે તેવી વાર્તાઓ, રસપર્યવસાયી નથી. આ ચાર વાર્તાઓ જુઓ: 'જીવનસંગીત,' 'ત્રિલોચન,' 'જ્યારે સામાન્યતા નાશ પામશે,' 'કવિતાનો પુનર્જન્મ.' આ વાર્તાઓને અંતે એક કોઈ જીવન્ત ઘટના નહિ પણ એક વિચાર જ અવશિષ્ટ રહે છે. એ વિચાર પણ એક તરંગ જેવો અને એથી ઊલટા અનેક સબળ સંભવિત વિકલ્પોવાળો હોય છે. એ સંજોગોમાં વાર્તાનો પૂરેપૂરો આસ્વાદ લેવો અશક્ય છે. કારણ હું તો મારાં પોતાનાં મંતવ્યોને કલાકૃતિનું પરિશીલન કરતાં દૂર જ રાખું છું. પણ આવી કૃતિ જ જ્યારે એક મંતવ્યને મારા પર ઠસાવવા આવે ત્યારે કાં તો તેણે મારા મંતવ્યને પરાજિત કરવું જોઈએ, અથવા તો જાતે પરાજિત થવું જોઈએ.

'જીવનસંગીત'માં મુકાયેલો રસ્તો મને આપણા પ્રશ્નો વિષે કશો રસ્તો જ બતાવતો નથી; *'ત્રિલોચન'ની વાર્તા એક ભાષણ જેવી છે; ઉપરની ત્રીજી વાર્તામાં નિરૂપાયેલી* અસામાન્યતા લગ્ન વિષેના, દ્રવ્ય વિષેના અધૂરા, અધકચરા ખ્યાલોમાં પરિણમે છે; 'કવિતાના પુનર્જન્મ'માં મુકાયેલી પૂર્વભૂમિકા લેખકની કપોલકલ્પિત છે અને એટલે એના પરનું ચણતર પ્રતીતિજનક નથી.

આ તો સંગ્રહમાંની ઉત્તમ અને અનોખાઈનો હક કરતી વાર્તાઓ. કેટલીક સાધારણ વાર્તાઓ, જેવી કે 'વિનિપાત' એ હિંદીઓની સાંસ્કૃતિક વિમુખતા, 'પારકાં તેજ' એ ભણેલાઓનું ઘમંડ અને પામરતા (આ વાર્તા પાછળ તો 'દ્વિરેફ'ની 'મુકુન્દરાય' વાર્તાની સબળ છાપ દેખાય છે. બંનેનાં વાર્તાનાં મહત્ત્વનાં અંગ એક સરખાં છે.), 'લગ્નજીવન' એ એક પર બીજી સ્ત્રીનો પ્રશ્ન, 'તોફાન' બાલમાનસનો એક પ્રશ્ન—આ બધાનાં જાણે ઉદાહરણ ન હોય તેવી વાર્તાઓ છે.

વાર્તાઓમાં પ્રશ્નચર્ચા, વિચારનિરૂપણ કે એવું કંઈ ન આવે તેમ હું નથી કહેતો. પણ વાર્તાનો અંત તો રસમાં જ આવવો જોઈએ. વાર્તાનો રસ જાળવીને ગમે તેવા જલદ

ઉગ્ર પ્રશ્નો, વિચારો, તરંગો અંદર વણી દો. પણ 'ધૂમકેતુ'ની અંદર મને એ મુશ્કેલી લાગી છે કે એમની આલેખનની છટા, અંદર વેરેલો સૂત્રાત્મક વિચારસંભાર, એ બધું વાર્તાને રસ તરફ ન ખેંચતાં કોઈ વિવાદાસ્પદ અર્ધ વિચાર તરફ ખેંચી જાય છે. 'ધૂમકેતુ'ને મન એ જીવનનું સૌંદર્યદર્શન હશે, કે કોઈ બાજુનું ઊપડતું-રસદાર હશે; પણ જે વાર્તા અંતે એક પણ પાત્રના હૃદયની ઝણઝણાટી આપણામાં મૂકી નથી જતી એને વાર્તા શી રીતે કહેવી ? આ ઉપરની વાર્તાઓની ઘટનાઓનો તથા પાત્રોનો વાર્તાને અંતે કશો જ અવશેષ રહેતો નથી એ ઘટના અને પાત્રો મદારીના હાથમાંના લખોટા પેઠે લેખક તેમને ઉછાળતા બંધ થતાં વેંત જ નિશ્ચેતન રૂપે પડી રહે છે.

હવે બીજી ગંભીર વાત. અને તે મને આ કરતાંય 'ધૂમકેતુ'ની કળા માટે ચિંતાજનક વસ્તુ લાગે છે. એ છે તેમની પાત્રસર્જનની લાક્ષણિક નબળાઈ. જ્યારે એ કોઈ અવનવીન પાત્ર રચવા પ્રેરાય છે ત્યારે તે કોઈ વાયવ્ય—ethereal—તત્ત્વોનું, તદ્દન અસ્પર્શક્ષમ ભાવાત્મક —abstract—તત્ત્વોનું એક સંગ્રહસ્થાન બની જાય છે. આખા સંગ્રહની ટોચ જેવી, જેમાં -ધૂમકેતુત્વ સોએ સો ટકા ખીલ્યું છે—એ 'વાર્તા સોમી'ની નાયિકા લો. એ છે એક નર્સ. પણ એની રચના કેવીક છે ? અધીરા ન થશો, આવાં ઘણાં પાત્રોનું નહિ, પણ માત્ર આ એક જ પાત્રનું વર્ણન હું અહીં ઉતારીશ:

"એની આંખમાં નીલાકાશ જેવું અતલ ઊંડાણ હતું. હૃદય, આકાશ જેવું જ નિઃસીમ; સ્વતંત્રતા રખડતી વાદળી જેવી; ઊર્મિ, સાંધ્ય રંગો જેવી; કલ્પના એકલ વિહારી વિહંગમ જેવી;......એની સાથે વાત કરનારે શબ્દને સમજવા કરતાં વાતાવરણને પકડવાને તૈયાર રહેવું જોઈએ. એની ઘણી વાતો બાલિશતાની સીમા જેવી હતી; એની બાલિશતાની સીમા તત્ત્વજ્ઞાનના છેડા જેવી હતી; એનો તત્ત્વજ્ઞાનનો છેડો, સૌન્દર્યદૃષ્ટિની શરૂઆત જેવો હતો; એની સૌન્દર્યદૃષ્ટિની શરૂઆત-આત્માભિમુખ સીડીના પ્રથમ સોપાન જેવી હતી...... ( આમાં 'ઊર્મિ' અને 'શરૂઆત' શબ્દની ખોટી જોડણી 'ધૂમકેતુ'ની છે. 'મલયાનિલ' ને બેવકૂફની જોડણી શિખવનારને પોતાને આવી ભૂલો કરવાનો હક છે ?) હવે તમને કહું છું, મહેરબાન, બોલો આ સ્ત્રી વિષે તમારા મનમાં કયો ખ્યાલ દૃઢ બન્યો ? મને લાગતું સત્ય કહી દઉં ? આ પાત્રનું આલેખન નથી, કેવળ કલમની છાંટ છે. એમ ન હોય તો, છેલ્લા વાક્યનો અર્થ જરા સમજાવી આપો.

વળી બીજી વાત. ધારો કે આ કેવળ વાયવ્ય તત્ત્વોવાળું પણ પાત્ર હોઈ શકે એમ માનીએ, તો પણ તેના એ પાત્રત્વની પ્રતીતિ આપણને ક્યારે થાય ? એણે તેવું આચરણ કરવું જોઈએ. પાત્રની સચ્ચાઈ તેના વર્ણનથી નહિ પણ તેણે કરેલાં આચરણોથી થાય છે. ગમે તેવા કલ્પનાપ્રચુર તત્ત્વોવાળી વ્યક્તિ તેને અનુરૂપ કાર્ય ન કરે તો તે કદી રસ નીપજાવી શકતી નથી. 'ધૂમકેતુ'નાં આવાં થોડાંક 'ઉમદા' પાત્રો વર્ણનાનુરૂપ ક્રિયાશૂન્ય હોઈ હવામાં જ રહી જાય છે. પાત્રનું દરેક લાક્ષણિક લક્ષણ તદનુરૂપ વર્તાવથી પુષ્ટ બનવું જોઈએ. 'ધૂમકેતુ' એ કરાવી શકતા નથી. એ પાત્રોનો અમુક કલ્પનાદેહ રચે છે, એનો કાર્યપ્રદેશ એ રચી શકતા નથી. કાર્ય એટલે જ વાસ્તવિકતા, અને એમની કલ્પના વાસ્તવિકતાને વળગીને ચાલે તો જ એ તો બને.

'ત્રિલોચન' માંની કૃષ્ણા, 'વીરાંગના' માંની સજ્જન પણ આવાં પાત્રો છે. જોકે તે 'અંજલિ' કરતાં વધારે ક્રિયાશીલ છે. પણ એમનું ઘડતર તો આચરણથી એટલું જ અળગું અને વાચ્ય છે.

હવે એમની પ્રાકૃત પાત્રસૃષ્ટિ લઈએ; એમાંનાં ઘણાં પાત્રો એકલક્ષણી છે. છેવટનાં બગડેલાં સંસ્કૃત નાટકો કે આપણા પ્રારંભના વાર્તાકારોથી 'ધૂમકેતુ' આ બાબતમાં જરાય આગળ વધ્યા નથી. આ જૂનાં વાર્તાદિકમાં એક સદ્‌ગુણ કે દુર્ગુણ કે કોઈ પણ એક વૃત્તિ કે ભાવ જ પોતે પાત્ર બની જતો. અને એ પ્રમાણેનાં આચરણો કરતાં 'ધૂમકેતુ'નાં ૭૫ ટકા પાત્રો આવું જ કરે છે. તમે કહેશો આ તો બહુ આઘાતકારક અભિપ્રાય છે. હું કહીશ: અભિપ્રાય નહિ, હકીકત છે. તમારા કરતાં મને વધારે આઘાતકારક છે. ખાસ કરીને શઠ પાત્રો યા પ્રતિનાયકનું કામ કરતાં પાત્રો તો દુષ્ટતાના જ એક માત્ર લક્ષણથી દીપે છે. 'સ્વપ્નભંગ'નો હરજીવન કહોઈ લો, 'તેજોવધ'ના ભટ્ટજી અને પટેલ જુઓ, 'વિનિપાત'નું મહાજન લો, 'પાનવહુ' નો આણંદ જુઓ, 'પારકાં તેજ'નો અનિલ, 'ત્રિલોચન'નો ત્રિલોચન પોતે, 'ઠંડી ક્રૂરતા'ના ચંદુલાલ, સુહાસિની અને ચંદ્રકાન્ત ત્રણે, 'જ્યારે સામાન્યતા નાશ પામશે' માંનાં મોહનલાલ અને રાજેન્દ્ર તપાસો. છેલ્લી બે વાર્તામાંનાં સુહાસિની, ચંદ્રકાન્ત અને રાજેન્દ્ર સારાં પાત્રો છે, બાકીનાં દુષ્ટ છે. પણ એ બધાંની શઠતા કે શુભતા જ માત્ર નિરૂપાઈ છે. વાત તો એમ છે કે નાયક કરતાંય પ્રતિનાયકનું સર્જન વિશેષ કઠિન છે, એનાં કાર્યો વિરોધક છતાં તે વિરોધીની એક મૂર્તિ ન બની જતાં એક માણસ રહેવો જોઈએ. 'ધૂમકેતુ' પાસે પ્રતિ પાત્રો રચવાની કળા, આ બધું તપાસતાં તો જરાયે દેખાતી નથી.

સારાં પાત્રોની પણ એ જ દુર્દશા છે. એ પણ ઉપર આપણે જોયું.

વચલા વાંધાનાં પાત્રોમાં 'ધૂમકેતુ' વધારે સફળ છે. નથુ ટપાલી અને રાધા, જેમ્સ ફ્રોર્બસ, પાનવહુ, અને જાગલો, મધી અને લલિતા, નરભુ અને પારવતી, રામચરણ અને ભાગીરથી, (આ શબ્દની જોડણી પણ ધુમકેતુ 'ભાગિરથી' કરે છે!) તોતી અને હરકુંવર શાસ્ત્રીજી અને મોહનલાલ એ બધાં મઝાનાં સજીવન પાત્રો છે. એમની સચ્ચાઈ આપણે અનુભવી શકીએ છીએ. અને પાત્રની એક જ કસોટી મને તો રુચે છે, તે છે સજીવન સચ્ચાઈ. 'ધૂમકેતુ'ની સમગ્ર પાત્રરચનામાં એનો કેટલો બધો અભાવ છે?

'ધૂમકેતુ' લોકપ્રિય થયા તે આપણા પ્રાકૃત જીવનને આલેખીને. જીવનમાં એમને કંઈક અપ્રાકૃત તત્ત્વ પૂરવાની પછી કામના થઈ. એમણે એવી પણ મનોરમ વાર્તાઓ કેટલીક રચી. આપણા વાસ્તવિક જીવનની દરિદ્રતાને તે વખતે એવી કલ્પનાપ્રિયતા કદાચ ગમતી હશે. આજે મને લાગે છે, વાસ્તવિક જીવનમાં એટલી બધી અસામાન્ય કલ્પનાઓ વ્યાપક બની ગઈ છે કે 'ધૂમકેતુ'ની કલ્પનાઓ તેના આગળ પોચી લાગે છે. પ્રેમ અને વીર્ય એ બન્નેના પ્રસંગોમાં વાસ્તવિક રંગદર્શિતા કાલ્પનિક રંગદર્શિતા કરતાં વધારે દૃઢતાથી વ્યાપક થવા માંડી છે. 'ધૂમકેતુ' હજી મને કાલ્પનિક રંગદર્શિતાના જ આશક રહ્યા લાગે છે. અને તેથી એમની કલ્પનાઓ પહેલાંના જેટલી મોહક નથી રહી. હાલ તો અપ્રાકૃત થવા મથનારે વધારેમાં વધારે પ્રાકૃત થવું જોઈએ.

પણ આ વાત પણ હું જતી કરવા તૈયાર છું હું તો માગું છું જીવતી ધબકતી સચ્ચાઈ ભરી વાર્તાઓ ભલેને એ તદ્દન અવાસ્તવિક ભૂમિની હોય કે અતિવાસ્તવિક ભૂમિની હોય 'ધૂમકેતુ'ના વિચારોની કે તરંગોની સાથે હું હાલ લડાઈ કરવા નથી માગતી અત્યારે તો એ જ્યા પોતાની વાર્તાઓ બગાડે છે ત્યા મારે લડવુ છે અને એમના બે તત્ત્વો પર મારે કહેવાનું હતુ તે મેં કહ્યુ હજી થોડીક નાની વાતો રહે છે તે પણ મને લાગે છે કહી દઉં

એમની વાર્તાની લખાવટ પણ મને પૂરી સંતોષ નથી આપતી સાહિત્યજગતમા બે તત્ત્વો એવા છે કે કોઈ પણ વાર્તાને માટે જોખમભરેલા છે, પણ તેની સાથે 'ધૂમકેતુ' વધારે રમત કરતા લાગે છે, બલ્કે એની સાથે ખેલવામા જ એ પોતાનુ સામર્થ્ય સમજતા લાગે છે એમની એ સફળતા વિષે મારો અભિપ્રાય અરુચિકર બને તેવો છે

એ બે તત્ત્વ છે તત્ત્વજ્ઞાન અને કવિતા આ બેના સ્વતંત્ર પ્રદેશ જ અતિ મહાન છે તે વાર્તામા ન આવી શકે તેમ નથી, પણ તે આવે તો વાર્તાના રસને ખાતર. 'ધૂમકેતુ' જ્યાં જ્યા આવા તત્ત્વજ્ઞાનીય અર્થાન્તરો યા અર્થાન્તરન્યાસો કરે છે, તથા વર્ણનોમા કવિતા કરવા બેસે છે ત્યા વાર્તાને ઘણી વાર બાજુએ બેસી જવુ પડે છે વાર્તાના રસને એ હમેશા પુષ્ટિકારક નથી બનતા, વાર્તા માટે આવશ્યક પણ નથી હોતા વાર્તાની કળા તત્ત્વજ્ઞાન અને કાવ્યત્વ પર અવલંબતી નથી હુ તો ઇચ્છુ છુ કે 'ધૂમકેતુ' સ્વતંત્ર કાવ્યો લખે, અને એમને લાગતા મહત્ત્વના પ્રશ્નોની સ્વતંત્ર તાત્ત્વિક છણાવટ કરે બીજુ તો એ જાહેરમા કરવા લાગ્યા છે, પહેલુ હજી ખાનગીમા જ કરે છે પણ જો એ એની નીકો જુદી કરી નાખે તો તેમની વાર્તાને વધારે લાભ થાય તેમ માનુ છુ આ સંગ્રહમા બેની લપ વિનાની વાતો, જેવી કે 'સ્વપ્નભંગ', 'તેજોવધ', 'પાનવહુ', 'નગુ', 'કબર પરના ફૂલ', 'ઘોળિયો', 'ભીખો'– એની બીજીને મુકાબલે મને વધારે ગમે છે, જોકે એમા યે નરી સરળતા તો નથી જ. શૈલી સ્વસ્થ ન રહેતા spasmodic બની, કદીક સન્નિપાતી વેગવાળી પણ થઈ જાય છે 'ધૂમકેતુ'ની શૈલીનો એ પર્યાય ન થઈ બેસે તો સારુ

વળી મને એક બીજુ ખૂંચે છે તે તેમનામા ચોકસાઈનો અભાવ કેટલીક વાતોના તો નામ પણ ખોટા—અદિગ્ધ મૂકયા છે 'સ્વપ્નભંગ'મા વાર્તાને અંતે કયુ સ્વપ્ન ભાગે છે? 'તેજોવધ'મા કોનો તેજોવધ? 'ઇન્સ્પેકટર સાહેબ'મા ઇન્સ્પેક્ટરના ઇન્સ્પેકટરત્વ ઉપર વાર્તા રચાઈ છે કે એક સાર્વત્રિક ઘટના ઉપર? 'ભીખો'મા ખરો નાયક ભીખો કે બોઘો? લેખકની જોડણીની થોડીક ભૂલો તો મેં ઉપર નોધી છે થોડા શબ્દો પણ જાણવા જેવી ભૂલોવાળા છે ઝગારાને એ 'જગારા' લખે છે, અને એમના પાત્રો જે હિંદી બોલે છે તે? તોબા તોબા, ગુજરાતી શેઠિયા તો જાણે નોકરો જોડે હિંદી બોલે ત્યા બાફે તે તો કદાચ પાત્રની લાક્ષણિકતામા ખપે, પણ ઉત્તર હિંદના ભૈયાઓ, કે સિમલાના નોકરો પણ આવુ તો હિંદી ન જ બોલે રાષ્ટ્રભાષા હિંદીના યુગમા હિંદી નથી આવડતું તો પોતે શુદ્ધ ગુજરાતી જ કેમ નથી લખતા?

એમના પાત્રોના સંવાદ પણ જરા અસ્વાભાવિક બનીને પાત્રોની કલ્પનાને કથળાવે છે લેખકના એક કથનની પૂર્તિ માટે સામસામી ઉક્તિઓ જાણે ગોઠવાય છે ટૂંકમાં કહું

તો, પાત્રો તેમના સંવાદમાં પોતે નથી રહેતાં, પણ લેખકનાં કથકો જ બની જાય છે. 'ત્રિલોચન'ની વાર્તાનો છેલ્લો પિતાપુત્ર વચ્ચેનો સંવાદ જુઓ. એને માટે એક જ વિશેષણ ઘટે—'નાટકિયો!'

લો પણ હવે બહુ થયું. તમને આવી ઝીણવટમાં હવે બહુ રસ નહિ રહ્યો હોય. પણ તમારે માટે નહિ તો કોઈ છાપાનો તંત્રી તમારી પાસે લેખ માગવા આવે અને આ કાગળ તેને લેખ તરીકે ભળાવી દો તો કામમાં આવે એમ માની બેગાબેગી એમ લખી નાખું છું.

તમે પૂછશો, મારે 'ધૂમકેતુ' વિષે કંઈ સારું લખવાનું છે જ નહિ મારે? એ પ્રશ્ન સાંભળતાં હું અંતર્મુખ બની જાઉં છું. અને જવાબ મેળવું છું છે, કેમ નહિ? એમને લીધે ગૂજરાત વાર્તાવંતુ બન્યું છે એ પહેલી વાત; અને ગૂજરાતની વાર્તાઓને અંગ્રેજી અને હિંદીમાં પહોંચાડી આવ્યા છે એ બીજી વાત; એમણે ઘણી વાર્તાઓ લખી છે એ ત્રીજી વાત. અને વાર્તા ઉપરાંત બીજું ચિંતનીય, મનનીય, 'રમણિય' (આ એમની જોડણી છે) કહેવાય તેવું ઘણું લખે છે. આ સર્વથી ગૂજરાતી સાહિત્યમાં તેમણે અચળ સ્થાન મેળવ્યું છે.

પણ તમે કહેશો, 'આ તો આડી વાત. એમની વાર્તાઓની કળાની excellency—પરમતા વિષે કંઈ કહેવાનું નથી? કહેવાય છે, 'ધૂમકેતુ' અતિ લાગણીપ્રધાન માણસ છે. એમની લાગણીઓનો ઉદ્રેક કેવાં કામ કરે છે?' આનો જવાબ પણ આપવો ઘટે છે. જરૂરી છે. આપણા એક સાક્ષરે 'ધૂમકેતુમાં લાગણીવેડા છે' એ કથનને સાબિત કરવાનો ગૂજરાતના વિવેચકોને પડકાર કર્યો છે. કોઈ બીજું નહિ ઝડપે તો મારે તો ઝડપવું જ પડશે. પણ હમણાં તો હું વાટ જોઈને બેઠી છું કે નીકળે છે કોઈ હરિનો લાલ? આ બાબતમાં પુરુષોને પહેલી તક આપવા જેટલી હું ઉદાર થાઉં છું. એક સ્ત્રીને હાથે પુરુષનો પરાજય ન થાય ત્યાં લગી સારું. કદાચ મારી આ ભાવનામાં તમે જૂના આર્ય આદર્શો જોશો.

પેલા સાક્ષરને હું એટલું જ કહીશ, કે લાગણીવેડાનો અને લાગણીનો જરા ફરક સમજાવો તો કામ સરળ બને. લાગણીનો અતિરેક નહિ પણ લાગણીનો આભાસ. એને જો લાગણીવેડા કહો તો એવું 'ધૂમકેતુ'માં છે, પણ તે થોડું. પણ મને તો કેટલીયે વાર્તાઓ લાગણીશૂન્ય લાગી છે, તેનું શું? રસને બદલે રસનો આભાસ એ ઘણી વાર ઊભો કરે છે. પણ આનાં ઉદાહરણો આપવાં જોઈએ. એ તો પછીથી. અત્યારે આટલો જ પ્રશ્ન વાર્તા-કલાકોવિદોની આગળ મૂકું છું કે 'જીવનસંગીત', 'ત્રિલોચન', 'જ્યારે સામાન્યતા નાશ પામશે', 'કવિતાનો પુનર્જન્મ' એ વાર્તાઓનો રસ ક્યાં છે? 'તેજોવધ', 'પારકાં તેજ' 'હૃદી ક્રૂરતા'નાં રસતત્ત્વો ક્યાં છે?

'ધૂમકેતુ' પાસે લાગણીઓ છે, પણ પૂર્ણ ગહન રસ નથી. તેમ છતાં યે વાર્તા તો જીવનના એક અણુ ઉપર રચી શકાય છે, અને તેના પિંડમાં બ્રહ્માંડને પણ શમાવી શકાય તેવી ચીજ છે. ઉત્તમ વાર્તા એમાંથી ગમે તે એકને લઈને પણ બની શકે.

આ 'બહાર પડી ગયેલા મંડળમાં' તો 'ધૂમકેતુ'ની વાર્તા કળાનાં તત્ત્વો—છટાદાર સંવાદ, પાત્રો, તત્ત્વજ્ઞાન, કવિતા, બાંકી શૈલી—એ બધાથી મુક્ત એવી 'ધોળિયો' મને તો અણીશુદ્ધ વાર્તા લાગી છે. 'ત્રણ રેખાવિધાનો'નાં પાત્રો પણ સારાં છે. 'પાનવદુ'માંથી એક અદ્વિતીય વાર્તા બની શકત—જો છેવટના ભાગમાં લેખકે 'ભૈયાદાદા', 'જન્મભૂમિનો ત્યાગ' અને 'પ્રતાપમહેલ'માંની જૂની 'સ્થળપ્રિયતા' દાખલ ન કરી હોત તો. કળાનું

સર્જન કળાસર્જનના ઓછામાં ઓછા ભાનથી જ બને છે એ મંત્ર' જાણીતા સત્યના આવા અન ળ અને બીજા પ્રતિકૂળ નમૂના 'ધૂમકેતુ'એ અહીં સાગ આપ્યા છે ગુજરાતના અનેક વાર્તાલેખકોને મનમાન્યો ખોરાક આપવા ઉપરાત તેમણે વિવેચનને પણ સારી તક આપી છે એ બદલ એમનું ઋણ સ્વીકારવું નહિ થાય? વિદ્યા અને અવિદ્યાના મિશ્રણથી જગત ચાલે છે વિવેચનપ્રવૃત્તિ પણ કલા-અકલાના મિશ્રણના સંજોગોમા જ નભી શકે છે પૂ ર કળા પાસે વિવેચનની વાણી મૌન છે ધૂમકેતુ' એમના વિવેચકો પ્રત્યે સભાળવા હશે તો તેમની જમાતમાં ચોક્કસ વધારો કરવાની પણ તમારી શિક્ષા છુ તેનો કઈ લાભ જો મને મળે તેમ હોય તો જોજે તમારી 'કીર્તિદા' બનેલી હું કોઈની 'અકીર્તિદા' બની જાઉં એ તો મને પણ ન શોભે, સિવાય કે હું 'ધૂમકેતુ'નું એક પાત્ર જ હોઉં બાકી વિવેચકોને પાત્ર બનાવીને વાર્તા લખવાના ઘણા રળિયામણા પ્રસંગો તો છે જ એ ગતે એમને લખાણ વાચ્યા વિના વિવેચન કરનાર વિવેચકો પણ મળ્યા છે સદ્‌ભાગ્યે હું એમાંની એક તો નથી જ એવી ખાતરી આમાથી એમને કરાવી શકુ તો એમના પ્રત્યેની મારી આશા ફળેલી માનીશ બાકી જેને આપણે કલાપ્રિયતા અને સત્યપ્રિયતા માનીએ, જેને કલા અને અને સત્ય સમજતા હોઈએ તે બીજાને મન તેવું જ નથી હોતું વિવેચનક્ષેત્રમાં સ્યાદ્વાદને વિકસવાની ખૂબ તક છે પણ માત્ર રુચિના અમુક તત્ત્વો બાદ કરતાં કલાની બાકીની આવશ્યકતાઓને નજર બહાર થવાના હું હિંમત સ્વીકારતી જ નથી હશે

હવે જાગતા રહેજો તમારા કાગળોમાથી તો હું ખૂબ ભણી છું અને મારો કાગળ તો પરીક્ષાના જવાબ જેવો છે તેમાથી તમારી મુગ્ધમીઠી જાગતા કેટલો રસ બાકી રહેશે તે હું કહી શકતી નથી આમા લાભ હોય તો કેવળ મને જ છે લેખકો વિવેચક પાસેથી શુ મેળવી શકે એ પ્રશ્ન ઘણીયે વાર ઉત્તેજિત થયેલો છતા મારે મન અનુત્તરિત છે પણ વિવેચક જો લેખકના કલા-અહંને બરાબર આરાધ્યો ન હોય તો તેને તો એક નવો શત્રુ તો નહિ પણ અમિત્ર તો તરત લાધ્યો જ છે શત્રુ કરવા એ પણ એક વીરતાનું લક્ષણ છે પણ આ કળિકાળમા કેટલા શત્રુ કરવા? તમારી સલાહ હવે તો આવું લખવાનું માંડી વાળીશ કૃપા રાખજો અને હા જેની ઉત્કૃષ્ટતા વિષે મે મન ન હોઈ શકે એવી એક ચીજ વિષે મેં કઈ જ લખ્યું નહિ એ છે એની પ્રસ્તાવના—ગુજરાતી વાર્તાનો ઇતિહાસ

૧૫-૫-૩૭

તમારી

**કીર્તિદા**

---

## જાહેર વિજ્ઞપ્તિ

ઇ સ ૧૯૩૭ના વર્ષના ગ્રંથસ્થ વાઙ્મયનું સમગ્ર અવલોકન કરવાનું કામ શ્રી ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી મને સોંપાયુ છે તો સૌ લેખક પ્રકાશક બિરાદરોને તેમજ પ્રકાશન સંસ્થાઓને વિનંતિ કરવામા આવે છે કે તેમણે પોતાના ચાલુ સાલના પ્રકાશનોની એકેક પ્રત મને નીચેને સરનામે વેળાસર મોકલવી —

**અનંતરાય મ. રાવળ**
ઠે ટીકારામ ન ૧૦,
એલિસબ્રિજ, અમદાવાદ.

# અનુક્રમણિકા.

પુ. ૨૪ | શ્રાવણ : ૧૯૯૩ | અંક ૪



લવાજમ હિંદમાં રૂા. ૫ પરદેશમાં રૂા. ૭ાા છૂટક અંક રૂા. ૦ાા

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે ખમાસા ચોકી અમદાવાદ.
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ : અમદાવાદ
તા. ૨૯-૧૦-૩૭

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૪ શ્રાવણ • ૧૯૯૩ અંક ૪

## પ્રાચીન કેળવણીવિષયક કેટલાક વિચારો

પ્રો. ગણેશ હરિ પુરાણિક

'જૂનું એટલું સોનું' કહેવાનો સમય ચાલ્યો ગયો છે. હાલ તો નવું એટલું સારું એવી જ માણસની પ્રવૃત્તિ થતી જાય છે. આજે જ્યારે આધિભૌતિક ઉન્નતિ ઝપાટાબંધ આગળ વધે છે, અને નવીનવી શોધખોળને લીધે સામાન્ય જનતાની જિંદગી વધારે સુખમય થાય છે ત્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિને વધારે માન મળે અને પ્રાચીન આર્યાવર્તની સંસ્કૃતિ આપણે ભૂલી જઈએ એમાં નવાઈ તો શાની? હું પાંચછ વરસ ઉપર ગૂજરાતનાં ગામડાંમાં ફર્યો હતો ત્યારે મને ઘણા જ અજાયબી-ભરેલા અનુભવો મળ્યા હતા. ત્યારે મને એવા કેટલાક બ્રાહ્મણો મળી આવ્યા હતા કે જેમને આપણા પવિત્ર ચાર વેદોનાં નામ પણ બરાબર આવડતાં નહોતાં. અને જ્યારે મેં પ્રશ્ન પૂછ્યો ત્યારે તેમણે કહ્યું કે, "વેદોનાં નામ તો આ રહ્યાઃ રઘુવેદ, શામવેદ, રજ્જુવેદ અને અર્થવેદ." જે વેદોને આપણે અનુક્રમે ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ તરીકે ઓળખીએ છીએ, તેમનાં નામોનો આવો વિપર્યાસ જોઈ મને ઘણો જ ખેદ થયો, અને જૂનું વાઙ્મય તેમજ તે વખતની સમાજસ્થિતિવિષયક વિશેષ જ્ઞાન સાધારણ જનતાને માટે આવશ્યક છે એમ મને લાગ્યું.

વૈદિક વાઙ્મયનો કાળ સામાન્ય રીતે ખ્રિસ્ત પૂર્વે ૧૫૦૦–૨૦૦૦ વરસ સુધી ગણાય છે. (જોકે લોકમાન્ય ટિળક તો જૂના મંત્રોના સમય ઇ. સ. પૂર્વે ૪૦૦૦ છે એમ માને છે.) વૈદિક વાઙ્મયમાં ચાર વેદો, બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો વિગેરેનો સમાવેશ થાય છે. એટલે ભારતવર્ષનું વાઙ્મય બીજા ઘણા દેશોના વાઙ્મય કરતાં પ્રાચીન છે, અને ભારતીય સંસ્કૃતિ યુરોપની જાણીતી ગ્રીક સંસ્કૃતિ કરતાં પ્રાચીન અને આગળ વધેલી છે. ગ્રીસનાં સર્વોત્તમ પ્રાચીન તત્ત્વવેત્તાઓ સોક્રેટિસ, પ્લેટો અને ઍરિસ્ટોટલ ગણાય છે. તેમનો કાલ ઇ. સ. પૂર્વ ૪૬૯ થી ૩૨૨ સુધી છે; એટલે તેઓ વૈદિક કાલના અંતે વિદ્યમાન હતા એમ કહેવાય.

સૌથી પ્રાચીન ઋગ્વેદના મંત્રોના કાળમાં કઈ શિક્ષણપદ્ધતિ હતી તે આજ નક્કી કહી શકાય તેમ નથી; કારણ કે તેમાં ઘણાખરા અગ્નિ, ઇંદ્ર, વિગેરે દેવતાની સ્તુતિના છે. કેટલાક ઐતિહાસિક મંત્રો પણ છે, જેમાં દાશરાજ્ઞ યુદ્ધ જેવા પ્રસંગોના ઉલ્લેખ છે અને વરુણદેવને 'પાર્યે દિવિ' એટલે અણીને પ્રસંગે અમને મદદ આપો એવી પ્રાર્થના કરી છે. જેમજેમ

વખત આગળ વધતો ગયો તેમતેમ યજ્ઞયાગવિષયક અને નાસદીયસૂક્ત, પુરુષસૂક્ત જેવા તત્ત્વજ્ઞાનવિષયક અને અક્ષસૂક્ત જેવા સમાજસ્થિતિનિદર્શક સૂક્તો જોવામા આવે છે. સૃષ્ટિવર્ણનના સૂક્તોનો કાલ પ્રાચીન ગણાય છે ઉપ સૂક્તોમા સુંદર કાવ્ય છે અને અંગ્રેજી ભણનારને એમ લાગે કે શુ અંગ્રેજી વાઙ્મયમા કુદરતી સૌંદર્યનું જેવુ વર્ણન મળે છે તેવું જ અત્રે પણ છે? પણ ઋગ્વેદમા તો કેટલેક સ્થળે કુદરતી વર્ણન ઘણુ જ સારુ આવે છે પર્જન્યસૂક્તમા કવિ લખે છે.

प्र वाता वाति पतयंति विद्युत्
उदोषधीर्जिहते पिन्वते स्व
इरा विश्वस्मै भुवनाय जायते
यत्पर्जन्यः पृथिवीं रेतसावति

તે વખતના આર્યો બીજા કામમા વધારે રોકાયેલા હોવાથી તેઓએ શિક્ષણવિષય પર વધારે સંગીન ભાર આપ્યો નહિ હોય એમ લાગે છે એટલે આપણે ઉપનિષદ્કાલથી જ કેળવણી બાબત વિચારણા શરૂ કરવી જોઈએ ઉપનિષદો લખાયા તે સમય લાંબો વિસ્તાર વાળો હતો એમ તેના સમાજસ્થિતિના ફેરફારો પરથી જણાય છે તેમનો કાલ ઇ સ પૂર્વે ૫૦૦ થી ૨૦૦ સુધીનો હતો તેમા માન શિષ્ય અને ગુરુ વચ્ચેનો સબંધ ચોક્કસ જાણી શકાય છે તે વખતે મોટા ગુરુકુળો હતા કે નહિ એ જોકે ચોક્કસ નહિ કહી શકાય, તોપણ ત્યા ગુરુની પાસે જઈ તેમની સેવા ઉઠાવી વિદ્યાસંપાદન કરવાની પ્રણાલી હતી તે વખતના શિષ્યો પ્રખર બુદ્ધિવાળા અને સત્યને બહુ માનનાર હતા આજ પણ ઉપનિષદોને ઊંડા તત્ત્વજ્ઞાનવિષયક પ્રચાર કરનાર વાઙ્મય તરીકે જે માન ઘટે છે તે આવા ઉચ્ચ માનસિક પ્રવૃત્તિના શિષ્યોને અને તેમની જિજ્ઞાસા પોષી અઘરા પ્રશ્નોનો વ્યાપક જવાબ આપનાર આપણા પ્રાચીન ઋષિમુનિઓને છે ઉપનિષદ્કાલ એ તો આપણી પ્રાચીન આર્યભૂમિનો ઉપ કાલ ગણાય કે ત્યારે સત્યની શોધખોળમા વિચાર કરનાર છાત્રોના ટોળામા શુભ્ર દાઢીવાળા તેમના આચાર્યો જ્ઞાનના પ્રવર્તક બની રહ્યા હતા જોકે તે વખતના વિદ્યાર્થીઓની નોંધપોથી આજે જડે તેમ નથી તોપણ તેમની જિજ્ઞાસા ડગલે અને પગલે દેખાય છે એ જ્ઞાનતૃષા, આજે જેને આપણે પ્રત્યક્ષ દેખાતી વસ્તુનું કારણ શોધનાર વૈજ્ઞાનિક દૃષ્ટિ કહીએ તે જ વધારે પ્રમાણમાં જણાય છે દાખલા તરીકે, હું બેચાર સુશિષ્યોની શંકાઓ બતાવુ છુ છાંદોગ્ય અને બૃહદારણ્યક એ બે ઉપનિષદોમા જગત, તેના કર્તા તેમજ તેનુ કારણ માનવી જીવ અને તેનો પરમાત્માની સાથેનો સબધ વિગેરે ઘણા જ ઊંડા વિષય પર ચર્ચા છે એમા શ્વેતકેતુ નામનો એક શિષ્ય કુલપતિને પૂછે છે કે મને એવી ચીજનુ જ્ઞાન કરાવો કે જે એક વસ્તુ સારી રીતે જાણવાથી આ દુનિયામા જેટલી ચીજ છે તેનું જ્ઞાન થાય જે મૂલતત્ત્વ અખિલ વિશ્વને ચેતના આપી રહ્યું છે તે મને સમજાવો ત્યારે તેના ગુરુએ તેને ઉપદેશ કર્યો કે આખુ જગત બ્રહ્મ છે ( सर्वं खल्विदं ब्रह्म । ), અને એ એકતત્ત્વ છે, બીજા જે બહાર જુદાજુદા વિકાર દેખાય છે તે તો ખાલી નામના જ છે જેમ કે, માટીના જુદાજુદા ઘાટના અનેક વાસણ થાય છે તેમા સત્ય—મૂલભૂત વસ્તુ—તો માટી જ છે, તેમ એ તત્ત્વ વિષે છે કઠોપનિષદ્મા પણ નચિકેતા

નામનો અત્યુચ્ચ છાત્ર બતાવ્યો છે જેની જિજ્ઞાસા જોઈ આપણને આશ્ચર્ય થાય છે. દૃશ્યમાન જગત છોડી જીવનું પરલોકમાં શું થાય છે એ બાબત તે સવાલ પૂછે છે. માણસ મરી જાય ત્યારપછી પરલોકમાં તેનું કંઈ રહે છે કે નહિ એ વાત તે જાણવા માગે છે. તે વખતના ગુરુઓ દુરાગ્રહી નથી જણાતા. તેઓની જવાબ આપવાની પદ્ધતિ પણ સામાન્ય ન જ ગણાય. તે વખતે તેઓને માટે હાલની માફક સારા (?) અધ્યાપકો બનાવનાર એક જ પદ્ધતિ અને તેને લગતાં ક્રમિક પુસ્તકો નહોતાં. તેથી તેમની પદ્ધતિ દરેક શિષ્યને તેની યોગ્યતા મુજબ જવાબ આપવાની હતી. અને તેઓ શિષ્યોના અધિકાર જોવા વગર તેમને ઉપદેશ કરતા નહિ. જેમ હાલ વિદ્યાર્થીઓ મૅટ્રિક થયા બાદ કૉલેજમાં પ્રવેશ કરી શકે છે તેમ જ અમુક અધ્યયન થયા બાદ જ તે જ્ઞાનના અધિકારી ગણાતા હતા. હવે બાષ્કલિ ઋષિએ તેમનાં શિષ્ય—બાર્ષ્ણ—ને બ્રહ્મવિષયક શંકાનો સુંદર જવાબ આપ્યો છે તે જોઈએ. શિષ્યે તેમને એ ત્રણ વાર પૂછ્યું કે ગુરુ! બ્રહ્મ શું છે તે કહો. તો પણ તે કંઈ બોલ્યા જ નહિ. છેવટે કહ્યું: "હું કહું છું, તમને શાંત રહી જ ઉપદેશ આપું છું કે 'उपशांतोऽयमात्मा।'" આત્માનું વર્ણન વધારે નહિ થઈ શકે. વાણી થાકી જાય એવું પણ બીજે ઠેકાણે બ્રહ્મનું વર્ણન આવે છે.

હવે આપણે તે વખતની શિષ્યાઓ વિષે કંઈક જાણવાનો પ્રયત્ન કરીએ. તે વખતે સ્ત્રીઓ સુવિદ્ય હતી અને વાદવિવાદમાં આગળપડતો ભાગ લેતી હતી. આપણે વાંચ્યું છે કે પ્રસિદ્ધ બ્રહ્મજિજ્ઞાસુ જનકરાજાને સુલભા નામક એક કન્યાએ બીજાના શરીરમાં કેવી રીતે પ્રવેશ થાય એ વિદ્યા (પરકાયાપ્રવેશ) સપ્રયોગ બતાવી હતી. આગળ જતા શ્રીમચ્છંકરાચાર્યને પણ શૃંગારવિષયક જ્ઞાન મેળવવા સારુ એ જ વિદ્યા કામમાં આવી. બૃહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલ્ક્ય ઋષિ પોતાનાં ધર્મપત્ની—મૈત્રેયી—ને યોગ્ય અધિકારી ગણી તેમને સૌથી ઉચ્ચ તત્ત્વનો ઉપદેશ કરે છે, કે આત્મા દુનિયાની સર્વ ચીજોમાં શ્રેષ્ઠ છે અને આત્મજ્ઞાન વડે વિશ્વની અખિલ વસ્તુનું જ્ઞાન થઈ શકે છે.

ટૂંકમાં આપણે એમ કહી શકીએ કે તે વખતે શિષ્ય અને ગુરુ વચ્ચેનો સંબંધ સારો હતો અને સ્ત્રીઓ સારી રીતે કેળવાયેલી હતી, તેમજ ગુરુઓની દૃષ્ટિ સંકુચિત નહોતી. બ્રાહ્મણોને જ વિદ્યા આપવી એવો કંઈ ખાસ નિયમ ન હતો. પ્રસિદ્ધ રાજા જનક અને જાનશ્રુતિ એ બંને જન્મથી બ્રાહ્મણ નહોતા. સ્ત્રી, ક્ષત્રિય, કોઈ પણ યોગ્ય અધિકારી હોય તો તેમને જ્ઞાનગંગામાં સ્નાન કરવા મળતું.

ઉપનિષદ્કાલ ઇ. સ. પૂર્વે ૫૦૦ થી ૭૦૦ સુધીનો ગણાય. એ વખતે જ નિરુક્તકાર યાસ્કાચાર્ય, જેઓએ વેદોના અઘરાઅઘરા શબ્દોના અર્થ સમજાવવા માટે પ્રયત્નો કર્યા છે, તે હતા. પ્રાચીન કેળવણીની પદ્ધતિની આપણી આ વિચારણામાં યાસ્કાચાર્યનો અપૂર્વ ગ્રંથ બહુ જ ઉપયોગી થઈ પડે છે. આપણા સમાજમાં વેદનું પ્રામાણ્ય અગત્યની વસ્તુ છે. એટલે શિક્ષણપદ્ધતિમાં વેદનો અભ્યાસ હોય જ. અને યાસ્કાચાર્યનો ગ્રંથ વૈદિક મંત્રોનો અર્થ સમજાવવા સારુ જ હતો. (इदमन्तरेण मंत्रे ष्वर्थ प्रत्ययो न विद्यते) તે વખતે ઋષિઓ જાતે જ શિષ્યને ગ્રંથો સમજાવતા અને એક પરંપરા ઉત્પન્ન કરતા એમ યાસ્કાચાર્યના લખાણ પરથી જણાય છે. તેઓ કહે છે કે પ્રથમ મંત્રોના દ્રષ્ટાઓ થયા અને પ્રાચીન ઋષિઓએ પાછળના અભ્યાસીઓને એ મંત્રોનો ઉપદેશ કર્યો. એટલે તે વખતના ઑનર્સ વર્ગમાં વેદ ભણાવવામાં આવતા હતા. આપણે એ પણ [illegible]

એમ માનતા હતા કે જો કોઈ પણ મન્ત્રમા સ્વરની ભૂલ થાય, એકાદ વર્ણ આડોઅવળો બોલાય તો તે ન ચાલે વળી મન્ત્ર જો યોગ્ય યજ્ઞમા નહિ વાપર્યો હોય તો બિલકુલ અફળ જાય, અને મન્ત્રના આવા ખોટા પ્રયોગથી યજમાનને નુકસાન થાય બલ્કે, મન્ત્ર વાગ્રૂપી વજ્ર બની તેમને મારી નાખે આપણે માટે યાસ્કનો અભ્યાસ બહુ જ પ્રેરક છે તેઓ બ્રાહ્મણો માત્ર ધનપાઠ, જટાપાઠ, વિગેરે જાણે તેટલાથી સતોષ ન માનતા તેઓ વેદના અર્થ જાણનાર પડિતોને માટે વધારે આદર રાખતા અને વિદ્યાની પ્રશસા કરતા. એટલું જ નહિ પણ અજ્ઞાનને નિંદતા અને શુદ્ધ પડિતો જેમને બધા વેદો મુખપાઠ હતા તેમને સ્તભ તરીકે ગણતા પણ યાસ્કના નિરુક્ત પરથી એમ જણાય છે કે તે વખતે દરેક શાસ્ત્રનો અભ્યાસ પદ્ધતિસર ચાલતો હતો તેમા વેદના જુદાજુદા અર્થ કરનાર ઐતિહાસિકો, વૈયાકરણો, પૂર્વે યાજ્ઞિક, વિગેરેનો નિર્દેશ થાય છે. ભાષાશાસ્ત્ર પર તો યાસ્કાચાર્યનો પોતાનો ગ્રથ અદ્વિતીય છે પણ યાસ્કાચાર્યની વિશેષતા તો તેમની ઉદારવૃત્તિમા છે. જે ગ્રંથ ખાસ વેદનો અર્થ જણાવવા માટે લખેલો તેમા પણ વિરુદ્ધ મત દર્શાવનારને તે દબાવવા નહિ માગતા બલ્કે કૌત્સઋષિના વેદવિરુદ્ધ અભિપ્રાય ઉતારી તેમના પ્રમાણો આપી તેમને સારી રીતે વ્યાપક જવાબ આપે છે તે યાસ્કાચાર્યના ગ્રથમા પણ કુલપતિના હાથ નીચે કન્યાઓ શિક્ષણ લેતી હતી, એમ 'भर्तारादिणीव धनलामाय दाक्षिणाजो' એ વચન પરથી જણાય છે. ટૂંકમા એમ કહી શકાય કે યાસ્કાચાર્યના સમયમા વિદ્યાર્થીઓ ચાર વેદ, બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદ, વ્યાકરણ, કલ્પ વિગેરે ઠીક પ્રમાણમા જાણતા હતા તેમજ વેદના મન્ત્રોના અર્થ કરનાર જુદાજુદા સમ્પ્રદાયો જેવા કે ઐતિહાસિકો, પૂર્વે યાજ્ઞિકો હતા એ નિરુક્તમા આવેલા નિર્દેશ પરથી જાણી શકાય છે એટલે શિક્ષણપદ્ધતિ એ નામ આ કેળવણીને યોગ્ય થઈ પડે છે. જુદીજુદી શાખામા પારગત થવાનો પ્રયત્ન પણ થતો જ હતો. પરતુ સર્વ વિષય જાણનાર પડિતોની પ્રશસા વધારે પ્રમાણમા કરવામા આવતી ગામડામા કેવળ ભણેલો છે એટલુ જ માણસની સ્તુતિને માટે પૂરતુ હતુ, પણ આખી સહિતા મોઢે કરેલા બ્રાહ્મણોના સમાજમા તો વધારે જ્ઞાનવાળા જ પૂજનીય ગણાતા એટલે ઊંડા અભ્યાસ કરનારને તે વખતના સ્નાતકોમા વધારે માન મળતુ જુદા જુદા વિષયના સ્નાતકો અને અનેક વિષયોનું સામટું ઊંડુ જ્ઞાન ધરાવનાર વધારે અધિકારી પુરુષો પણ આ શિક્ષણપ્રણાલીમાથી બહાર પડતા હતા

બીજી દૃષ્ટિએ પણ આ કાળ અત્યત મહત્ત્વનો છે, એમ તે વખતે હિંદુસ્તાનમાં આવેલા મુસાફરોના હેવાલો પરથી જણાય છે આખા હિંદમા તે વખતે બુદ્ધિપ્રધાન પુરુષો પોતાનો પક્ષ સિદ્ધ કરવા માટે કાશી, પાટલીપુત્ર વિગેરે શહેરોમા હમેશ મળતા. એટલે તે વખતે ગુરુકુળોમા તો તેજસ્વી વાતાવરણ હતું જ, પણ એમાથી બહાર પડેલા સ્નાતકોમાં પણ તે તેજ જણાતુ ગુરુકુલનુ આવુ વાતાવરણ અન્ય દેશોમા પણ હતુ સૉક્રેટીસ, પ્લેટો અને ઍરિસ્ટૉટલ આ બધાની પદ્ધતિ શિષ્યને પાસે રાખી, મોઢેથી જ્ઞાન આપવાની હતી, એટલે ગુરુશિષ્યનો સબધ વધારે નિકટ હતો ઍરિસ્ટૉટલ ૨૦ વરસ પ્લેટોની પાસે ભણ્યો હતો, અને રમણીય વૃક્ષોની છાયામા તેને તત્ત્વજ્ઞાનના ઊંડા પાઠો મળ્યા હતા ઍરિસ્ટૉટલનો શિષ્ય પ્રખ્યાત જગજ્જેતા સિકદર પશ્ચાદ ઇ. સ. પૂર્વે ૩૨૬ મા હિંદુસ્તાન આવ્યો હતો, તે વખતે આર્યાવર્તમા પ્રભાવશાળી ઋષિમુનિઓ અને તત્ત્વવેત્તાઓ તેને મળ્યા હતા એમ જણાય છે તે પજાબમા સિંધુ અને ઝેલમ નદીના વચ્ચેના પ્રદેશમા થોડો સમય રહ્યો હતો. ત્યારે એ પ્રદેશમાં તક્ષશિલા નગરીમા બૌદ્ધધર્મની પ્રસિદ્ધ વિદ્યાપીઠ હતી હિંદની અપૂર્વ

ધાર્મિક અને તત્ત્વજ્ઞાનવિષયક જાગૃતિ જોઈ પ્રસિદ્ધ ગ્રીક મુસાફર મેગેસ્થેનિસને પણ અજાયબી થઈ હતી. તે વખતે બુદ્ધધર્મ પૂરજોસમાં હતો.

'બુદ્ધચરિત' કાવ્યના કર્તા અશ્વઘોષ કાલિદાસ પહેલાં થયા હતા. બૌદ્ધોની કેળવણી વિશેષે ત્યાગમાર્ગ પર હતી એમ લાગે છે. ત્યાં ગુરુઓ શિષ્યોને મઠોમાં જ રાખતા અને ઉપદેશ કરતા, અને તેમનો ઉદ્દેશ વિશેષે કરીને ધર્મભિક્ષુ બનાવવાનો હતો. એનાથી જરા જુદી જાતની કેળવણી ક્ષત્રિયો અન્ય ગુરુકુલોમાં પામતા હતા. કવિકુલગુરુ કાલિદાસનાં કાવ્યોમાંથી તે વખતની શિક્ષણપદ્ધતિ પર સારો પ્રકાશ પડે છે. તે વખતે રાજાઓને વધારે સારા રાજા બનાવવાના પાઠ મળતા હતા. તેમના મહત્ત્વના કાર્યમાં એટલે પ્રજારક્ષણમાં ઉપયોગી થઈ પડે એવી વિદ્યા તેમને ભણાવવામાં આવતી. મહાભારતમાં આપણે વાંચ્યું છે કે દ્રોણાચાર્ય કૌરવપાંડવોને સારા લડવૈયા બનાવતા હતા. સંગ્રામશાસ્ત્રમાં રાજપુત્રો પારંગત બની જ બહાર પડતા હતા. તેમજ તેમના મોજશોખમાં પણ તેમનું શરીર સુદૃઢ રહે માટે તેમને 'મૃગયા' યા શિકાર કેમ કરવો એ પણ ભણાવવામાં આવતું. આજ પણ મૃગયા મોટા લોકોની રમત (sport) તરીકે ઓળખાય છે. 'શાકુંતલ'મા બિચારો બ્રાહ્મણ વિદૂષક મૃગયાના શોખીન રાજાની પાછળપાછળ દોડતો થાકી ગયો છે. તેને તો સવારે સારી ઊંઘ પણ નથી મળતી. કારણ કે સવારના પહોરમાં રાજાના નોકરો બૂમો પાડી બધાને જગાડતા. તે વખતની કેળવણીમાં કેટલાક ઘણા અગત્યના વિષયો ફરજિયાત હશે એમ લાગે છે. માણસના મનને સંસ્કારી બનાવી, તેને સૌંદર્યની કલ્પના સારી રીતે આપે એવી કલાઓનું જ્ઞાન ક્ષત્રિય રાજપુત્રો તે વખતે ધરાવતા. એટલે તેઓ ચિત્રકલા અને સંગીતનો અભ્યાસ કરતા. 'શાકુંતલ'માં રાજા કેવું સુંદર ચિત્ર કાઢવા માગે છે તે નીચેના શ્લોક પરથી જાણી શકાય તેમ છેઃ

कार्या सैकतलीनहंसमिथुना स्रोतोवहा मालिनी
पादास्तामभितो निषण्णहरिणा गौरीगुरोः पावनाः ।
शाखालंबितवल्कलस्य च तरोर्निर्मातुमिच्छाम्यधः
शृंगे कृष्णमृगस्य वामनयनं कण्डूयमानां मृगीम् ॥

મારે તો જેની રેતીમાં હંસયુગલો મઝામાં સંતાયા છે એવી માલિની નદી આ ચિત્રમાં ઉતારવી છે. તેમજ પવિત્ર પર્વત હિમાલયના ભાગ પર બેઠેલાં હરણો મારે ચીતરવાં છે. અને છેવટે જે વૃક્ષની શાખા પર ઋષિકુમારોના વલ્કલો સુકાવવા માટે ટિંગાવેલા છે, તે વૃક્ષના છાંયડામાં કાળા મૃગના શિંગડા પોતાની ડાબી આંખની નિરાંતે હરિણી ચોળે છે એવું ચિત્ર હું કાઢવા માગું છું. હવે ઉપરના ચિત્રમાં, એક સારા ચિત્રમાં જેટલું વખાણવા જેવું હોય, તે બધું છે. કુદરતી સૌંદર્ય અને પવિત્ર ભાવના અને પ્રેમભાવનાનો અહીં સુંદર મેળ છે. માલિની નદી, પવિત્ર હિમાલય પર્વત, અને એક પ્રણયદૃશ્ય. આ ત્રણે સરસ યોજનાપૂર્વક ગોઠવ્યા પછી જ એ ચિત્ર બન્યું છે. અને તેમાં કલ્પનાશક્તિનો વિકાસ અને ઉચ્ચ પ્રકૃતિદૃશ્ય (landscape) અને તેમને માટે સારી શબ્દયોજના એ બધું તરી આવે છે. ટેનિસનની માફક એક સુંદર શબ્દચિત્રકારનો કલાવિલાસ અહીંયાં દેખાય છે. આવા વર્ણનમાં કવિતા અને ચિત્રકલા એ બેનો સુભગ મેળ છે.

કુલપતિ કણ્વના ગુરુકુલમાં સહશિક્ષણ હતું કે નહિ એ જોકે આપણે ચોક્કસ ન કહી શકીએ, તોપણ આશ્રમમાં રહેનાર કન્યાઓમાં કુદરતી સૌંદર્ય વિષે પ્રેમ, સંગીત અને

ચિત્રકલા વિગેરે વિષયોની અભિરુચિ હતી. શકુંતલા પ્રથમ જ આપણને જણાવે છે કે કશ્યપમુનિને આશ્રમવૃક્ષો વધારે પ્રિય હતાં. અને તેથી જ તેમને પાણી પાવાનું કામ શકુંતલા વિગેરેને સોંપવામાં આવ્યું હતું. ચિત્રકલા વિષે પણ આપણે અનસૂયાના કહેવા પરથી જાણી શકીએ તેમ છે. તે કહે છે કે કયા કયા અવયવ પર કયાં કયાં ઘરેણાં પહેરાવવાં એ ચિત્રોમાં જોયું છે અને તે પરથી તમારા શરીર પર વનદેવતાએ આપેલી ભેટો પહેરાવીએ. ( चित्रकर्मपरिचयेनांगेषु त आभरणविनियोगं कुर्वः ) કુલપતિના શિષ્યોમાં સૌંદર્યદૃષ્ટિ આવે એ વાજબી જ છે. કારણ કે આવા આશ્રમો સારે ઠેકાણે જ હતા. કણ્વઋષિનો આશ્રમ માલિની નદીના તીર પર હતો. એટલે છાત્રોને હમેશ સારુ કુદરતી દૃશ્ય જોવા મળતું જ. સંગીત વિષયે રાજાઓ જાણતા, પણ ગાવાનું વિગેરે કામ તો કુદરતી રીતે સ્ત્રીઓ જ વધારે કરે. દુષ્યંત રાજા તો "વાહવા કેવું સુંદર ગાયન છે," એમ કહે છે. તે તો યોગ્ય રાગજ્ઞાન ધરાવતો હતો અને મિશ્રરાગ પસંદ ન કરતો. વિશુદ્ધ ચીજ માટે તેનો આદર સારો હતો, પણ ગાયન તો હંસપદિકા જ ગાય છે. તે વખતની કન્યાઓ નાટ્ય એટલે અભિનયકલા સારી પેઠે જાણતી. પ્રેમવિકલ ઉર્વશી જ્યારે નાટક કરી બતાવે છે ત્યારે પુરુષોત્તમને બદલે પુરુરવસ્ તેનાથી કહેવાઈ જાય છે અને બિચારીને બહુ જ ભોગવવું પડે છે. નાટ્યકલાના પાઠ આપનાર તો નાટ્યાચાર્ય જ હતા. હવે ગુરુકુલમાં રહી જે અનેક ગુણો છાત્રો કેળવતા હતા તેમાં આવેલા પરોણાનું માનભર્યું સ્વાગત એ મહત્ત્વનો ભાગ હતો. તેમજ આવેલા અતિથિની સગવડ પણ તેઓ જોતા હતા. જો તમારા બીજા કામને કંઈ બાધ ન આવતો હોય તો જ તમે આવો અને અમારા આશ્રમનું સ્વાગત સ્વીકારો એમ કણ્વશિષ્યો રાજાને જણાવે છે. છતાં પણ આ શિષ્યો નિર્ભય અને પ્રખર સ્વતંત્ર વૃત્તિવાળા હતા. જ્યારે શકુંતલાને પોતાને ઘેર રાખવાની રાજા ના કહે છે ત્યારે તેઓ રાજાધિરાજ દુષ્યંતને રોકડું સંભળાવે છે કે રાજાઓ તો રાજનીતિમાં એટલે રાજકારણમાં પારંગત હોય છે, અને તેમને માટે બીજાને છેતરવું એ સાધારણ છે. તે વખતની અનેક વિદ્યાઓ આપણે કાલિદાસના એક 'શાકુંતલ' નાટકમાં જોઈ શકીએ છીએ. જેમકે, અદૃશ્ય થવાની વિદ્યા જેને તિરસ્કરિણી વિદ્યા કહેવાય છે. ગુરુકુલના વિદ્યાર્થીઓ જાતે કાવ્યરચના કરતા હતા. એટલે ગતકાલનું વાઙ્મય વાંચી સંતોષ માની નહિ રહેતા. કન્યાઓ પ્રેમવિષયક વાઙ્મય વાચતી હશે એમ 'શાકુંતલ' પરથી જણાય છે. જેવી ઇતિહાસનિબંધોમાં પ્રણયી જનોની સ્થિતિ દેખાય તેવી તમારી છે, એમ શકુંતલાની સખી તેને જણાવે છે. પ્રેમવિહ્વલ સ્થિતિમાં તે પોતાના હૈયાના ભાવ સારી રીતે બતાવે એવી એક સુંદર કવિતા લખે છે.

ટૂંકમાં આપણે એમ કહી શકીએ કે જૂના વખતની શિક્ષણપ્રણાલી વધારે પ્રભાવશાલી હતી. આદર્શ આચરણવાળા ગુરુના નિત્ય સાંનિધ્ય વડે છાત્રોના મન પર સુસંસ્કાર સારી રીતે કેળવાયે જતા હતા. શિષ્યોનો સૌથી વખણાયેલો ગુણ વિનય, મોટામોટા રાજાઓમાં પણ ગુરુકુલની કેળવણીથી જ આવેલો જણાય છે. દુષ્યંત જ્યારે કુલપતિ કણ્વના આશ્રમમાં જાય છે ત્યારે પોતાનો રૂવાબ કોરે મૂકી અને પૂર્ણ નમ્રભાવ મનમાં લાવી જાય છે. કુદરતી સૌંદર્ય વિષે પ્રેમ, લલિતકલાનો સારો અભ્યાસ, ઉત્કૃષ્ટ વાઙ્મય વિષે અભિરુચિ અને જાતે કવિતા રચવાની કુશળતા કુળમાં રહેનારમાં હતી. તેમજ સુદૃઢ શરીર અને પવિત્ર મન અને તેથી સુલભ સ્વમાન નિર્ભય વૃત્તિ વિદ્યાર્થીમાં દેખાતી. એટલે સુદૃઢ શરીરમાં સુંદર મન પેદા કરનાર અને વિચારપ્રવર્તક તે વખતનું શિક્ષણ હતું.

———o———

# સંગીતમાં વિચાર-ચંક્રમણ*

કિશોરલાલ ઘ. મશરૂવાળા

## કલાપ્રેમની મર્યાદા

સંગીત વિષે મને અણગમો છે અથવા એને હું દોષમય વસ્તુ સમજું છું એવો મારે વિષે કેટલાકનો ખ્યાલ બંધાયેલો છે. મનુષ્યને મળેલી કે મનુષ્યે શોધેલી એકે શક્તિને હું પ્રયોજન વિનાની કે કેવળ અનિષ્ટ સમજતો નથી. એમાં સંગીત પણ આવી જ જાય છે. પણ હું મર્યાદા-શોધક છું. શક્તિઓ, રસો, ભાવનાઓ માણસને ગાંડો, ઘેલો કે બીજાને નુકસાન કરવા માટે નથી. આથી દરેકના ઉપયોગ અને ખેડાણ ઉપર વિવેકનો અંકુશ હોવો જ જોઈએ. આ વાત જડશક્તિઓ તેમજ ચેતનશક્તિઓ, રસ અને ભાવના એ સર્વને લાગુ પડે છે. સંગીત મને ગમે છે, એ મારા ચિત્તને હલાવી પણ શકે છે. મારાં કંઠ અને ફેફસાં કામ આપે એવાં હોત તો મેં એનો કાંઈક અભ્યાસે કર્યો હોત તેમ નથી કરી શકતો તોયે મને સંગીત વિષે વૈજ્ઞાનિક રસ અને ભક્તિના સાધનરૂપે તેની કિંમત છે. પણ સંગીત મને વિવશ કરી મૂકે તો તે મને ઇષ્ટાપત્તિ ન લાગે.

## અર્થરસ અને રાગરસ

સંગીત વિષે મારા મનમાં કાંઈક અણસમજ હતી ખરી, અને તે પંડિત ખરેના સહવાસમાં દૂર થઈ. પાછળથી એવી અણસમજ મને કેમ હતી તેનું યે મને આશ્ચર્ય થયું.

એ અણસમજ આ જાતની હતીઃ અર્થવાળી શબ્દરચનામાં જ રસ ઉત્પન્ન કરવાની શક્તિ છે એવો મારો ખ્યાલ હતો. સંગીત એ રસને પુષ્ટ, મધુર અને વ્યવસ્થિત કરી શકે, પણ અર્થહીન શબ્દોમાંથી રસ ઉત્પન્ન ન થઈ શકે એમ હું માનતો. આથી મને કેવળ રાગોની ' સારીગમ 'નો કે આલાપોનો કંટાળો આવતો. એક ચરણના પાંચપાંચ મિનિટ સુધી કોઈ રાગડા તાણે ત્યારે મને ચીડ ચડતી. એકવાર પંડિતજીને મેં આ મારો અભિપ્રાય જણાવ્યો. એમણે તુર્ત જ પોતાનો તંબૂરો આણ્યો, અને મને કહ્યું, હું તમને થોડા આલાપો સંભળાવું છું. એનાથી તમારા મનમાં કોઈ રસ ઉત્પન્ન થાય છે કે નહિ તે જોજો. એમણે મને પાંચછ રાગોના આલાપ સંભળાવ્યા, અને મને આશ્ચર્ય થયું કે મેં એમાંથી ત્રણચાર રસો બરાબર પારખ્યા. તે દિવસથી મારો આ ભ્રમ ભાંગ્યો.

પણ, ત્યારથી સંગીત વિષે તેના દર્દીઓની વૃત્તિ અને મારી વૃત્તિમાં ક્યાં ફરક પડે છે તેની હું શોધ કરતો રહ્યો છું.

---

* તા. ૨૧મી ઑગસ્ટ ૧૯૩૭ને દિવસે અમદાવાદમાં પં. વિષ્ણુ દિગંબરની પુણ્યતિથિ નિમિત્તે ભરાયેલી સભામાં આ વિચારો લેખક રજૂ કરવા ઇચ્છતા હતા. પણ શ્રોતાઓના કેટલાક ભાગે સભામાં ગડબડ કરવાથી એ ભાષણ પૂરું કર્યા વિના જ સભા બરખાસ્ત કરવી પડી હતી. એમાંનો કેટલોક ભાગ અહીં લેખરૂપે આપ્યો છે. —સંચાલક

ગયે વર્ષે મને આંધ્રમાં થોડી ભાળ લાગી. ત્યાં મેં દાક્ષિણાત્ય સંગીતની થોડીક બહુ સરસ ચીજો સાંભળી. તેલુગુ ભાષા સમજતો ન હોવાથી ગીતના અર્થ પર મારે ધ્યાન આપવાને અવકાશ જ નહોતો. એટલે કેવળ ધ્વનિ પર જ મારા કાન ચોંટેલા હતા. મેં જોયું કે એ સંગીતની મારા પર ખૂબ અસર થઈ.

આ અનુભવને હું બીજે અને બીજાઓમાં મેળવતો ગયો. ત્યારે મને જણાયું કે ઘણાખરા રસપૂર્વક ગાનારાઓ—બાળકો, સ્ત્રીઓ તેમજ ગવૈયાઓ—પોતે જે ગાય છે તેના અર્થ પ્રત્યે દુર્લક્ષ આપીને જ ગાતા હોય છે. તેઓ શબ્દો બોલે છે ખરા, પણ તેમનું ધ્યાન તો કેવળ તેના રાગ પર જ ચોંટેલું હોય છે. આપણા મેળાવડાઓમાં બાળકોને ઈશ્વરસ્તવન કરતાં ઊભાં કરવાનો રિવાજ છે. ઘણુંખરું તેમની આંખો પરથી જોઈ શકાય કે ભજનના અર્થ સાથે એકરૂપ થવાની તેમને ચિંતા નથી હોતી, પણ તે શબ્દ કે રાગની ભૂલ વિના પદ બરાબર ગવાય એની જ એમને ચિંતા હોય છે. અનેક ગીતો માણસોને ગીતના અર્થ માટે નહિ પણ રાગ માટે જ પસંદ પડે છે. સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે મારું ધ્યાન ભજનના અર્થ પર જ વધારે ચોંટેલું રહે છે. આથી જે ભજનનો અર્થ મને સમજાય નહિ કે ખટકે એવો હોય, તે ભજનમાં કેવળ એના રાગને લીધે મને આનંદ લાગતો નથી. અને જ્યારે રાગમાંથી નિષ્પન્ન થતા રસ કરતાં અર્થમાં મૂકેલો રસ જુદો પડે ત્યારે મને એ અરુચિકર પણ થાય છે.

## સંગીતના રાગો અને ગદ્યની છટાઓ

આ વાત ગેયવાણીને જ નહિ પણ ગદ્યવાણીને યે લાગુ પડે છે. માણસ જે કહેવા માગે છે તે અને તેને કહેવાની રીત—એ બેમાં મેળ હોવો જોઈએ. સંગીતમાં એનો અર્થ એ કે ગીતનો અર્થરસ અને એના રાગનો ઘાટ બન્ને સમરૂપ હોવા જોઈએ. ગદ્યમાં એનો અર્થ એ કે વાણીનો અર્થરસ અને બોલનારની વાક્છટા બન્ને સમરૂપ હોવા જોઈએ. જે ગદ્યને માટે સાચું છે તે જ સંગીત માટે યે હું સાચું માનું છું. કવિઓ અને ગાનારાઓનું આ બાબત પર પૂરતું લક્ષ નથી ગયું એની મારા પર છાપ પડી છે.

સાચું પૂછતાં, ગદ્ય અને ગીતના નિયમો વચ્ચે આપણે ધારીએ છીએ તેથી વધારે સામ્ય છે. જેમ ગીતોમાં જુદાજુદા રાગ અને તાલના ઘાટો તથા તેમાંથી ઉપજતા તેમના જુદાજુદા રસો છે, અને તે અર્થવાળા શબ્દોથી સ્વતંત્ર છે, તેમજ ગદ્યવાણીની યે જુદીજુદી શૈલી અને વિરામપદ્ધતિઓની છટાઓ છે, અને તેમાંથી તેમના જુદાજુદા રસો નીપજે છે. જૈન સાધુઓની એક ખાસ પ્રકારની વાક્છટા હોય છે, સ્વામિનારાયણ સંપ્રદાયની બીજી; પુરાણીની ત્રીજી; માણભટ્ટની ચોથી, મરાઠી હરિકીર્તનકારની પાંચમી, અને પુરાણ વાંચનારની છઠ્ઠી, ખ્રિસ્તી મિશનરીની સાતમી, મૌલવીની વળી આઠમી, રાજકીય ભાષણ કરનારની નવમી, અને સેનાપતિની દશમી: આમ જુદાજુદા વર્ગના લોકોએ જુદીજુદી વાક્છટા વિકસાવી છે. એમની વાણીમાં દરેક રસ નીકળે પણ ખરા, છતાં તેમની છટાનું એક ખાસ પ્રકારનું બીબું હોય. એક બાજુથી વ્યક્તિગત ભેદ હોય અને બીજી બાજુથી વર્ગીય સમાનતા હોય. એ છટાના પ્રાન્તીય ભેદો પણ પડે છે. ગૂજરાતમાં વસનારો ગૂજરાતી જે જાતનો લહેકો કરે છે તે એક જાતનો હોય છે, કાઠિયાવાડીનો, શબ્દોમાં ફેરફાર ન કરે તોયે, જુદો લહેકો નીકળે છે. બરાનપુર કે ખાનદેશના ગૂજરાતીની ટબ જુદી પડી જાય છે, અને કાશીના ગૂજરાતીની એથી નિરાળી જ

હોય છે. આમાં કેવળ ભાષાશુદ્ધિનો જ નહિ પણ ઉચ્ચારણનોયે ફરક હોય છે. કોઈ મહારાષ્ટ્રી શુદ્ધ ગૂજરાતી બોલે તો તેમાં એક જાતની છટા આવે. અને કોઈ હિંદુસ્તાની શુદ્ધ ગૂજરાતી બોલે તો તેમાં બીજી છટા હોય. ભાષાને શુદ્ધ રીતે બોલતાં આવડે તો યે છટાને અપનાવવાનું કામ કઠણ હોય છે. આમ ગદ્યવાણીના યે જુદાજુદા રાગો અને તાલો હોય છે. કોઈ કુશળ ધ્વનિશાસ્ત્રી તેનો અભ્યાસ કરે તો દરેક છટાની સ્વરરચના શોધી શકે અને તેના આલાપો કાઢી શકે તથા તેની રસનિષ્પત્તિના નિયમો બતાવી શકે.[1]

### અર્થરસ અને રાગરસમાં વિરૂપતા

પણ હાલ તો આપણે સંગીતનો વિચાર કરશું. મને લાગે છે કે જો ગીતના શબ્દાર્થનો રસ અને તેના રાગના રસ વચ્ચે મેળ ન હોય તો તેને ખામી સમજવી જોઇએ. ગૂજરાતમાં હાલમાં જે જાતનું સંગીત–રાસો, ગરબીઓ, બાળગીતો વગેરે લોકપ્રિય છે, તેમાં મને ઘણી વાર આવો મેળની ઊણપ લાગી છે. ગીતનો શબ્દાર્થ વીરતા, સાહસવૃત્તિ વગેરેનો પોષક હોય, પણ રાગ કરુણ કે શૃંગાર રસ ઉપજાવનારો હોય; કરુણરસપ્રધાન ભૈરવીના ઘાટમાં બાળક્રીડાનું કે વાનરસેનાનું ગાન હોય; શબ્દો કહેતા હોય, "કેવી મજા, કેવી મજા," અને રસનિષ્પત્તિ થાય જાણે દુઃખ વેઠાતું હોય તેવી. પેલું એક રાષ્ટ્રગીત યાદ આવે છેઃ 'વિજયી વિશ્વ ત્રિરંગા પ્યારા, ઝંડા ઊંચા રહે હમારા.' ઝંડાવંદનનું એ લોકપ્રિય ગીત છે. પંડિતજીનો અભિપ્રાય શો છે તે હું જાણતો નથી. પણ એનો થાટ મને હમેશાં ખટક્યો છે. એના થાટથી ઉત્પન્ન થતો રસ એના શબ્દાર્થના રસથી સમરૂપ થતો લાગતો નથી. એ સાંભળતાં મને હમેશાં એવું લાગ્યા કર્યું છે કે કાં તો એનો થાટ બદલવો જોઇએ નહિ તો એ ગીત બદલવું જોઈએ. હવે કોઇ વાર એ સાંભળો ત્યારે ધ્યાન આપજો.[2]

---

૧. સરખાવો.—

The Japanese way of talking, for example, is of no help in English, any more than the English way of talking is of help in Japanese, because every language has its special tricks; and if you are unable to do them, you are unable to make use of a language in a right and natural way.

There are three sorts of tricks:—(a) making the sounds; (b) making the Rhythm; (c) making the music.........every language has a Rhythm—sort of *tum-tum-tum* about it.........The best way to make it hard for the English to get the sense of what you say is to say it on a strange Rhythm... ...If you say your words in the way the Germans do the English may get the idea that you are being angry when you are not, and if you say them in the French way, your friends may be surprised that you have such very strong feelings. You give a wrong idea every time you do not get the right notes in the right places. More trouble is caused between nations by errors in voice level than is generally noted......

[ *The ABC of Basic English pp: 172-74* ]

૨. પં. ખરે કહે છે કે કવિશ્રી નાનાલાલનું પ્રસિદ્ધ ગીત 'મારા કેસરભીના કંથ હો, સિધાવોજી રણવાટ' માંઢ રાગમાં ગવાય છે એ એના અર્થરસ સાથે બહુ જ અસંગત છે. તેઓ એને બીજી રીતે ગાવા ભલામણ કરે છે. એ પદ્ધતિ જિજ્ઞાસુએ એમની પાસે જાણી લેવી.

હું પહેલાં એમ સમજતો હતો કે કવિ અને ગાયક જુદા હોય ત્યારે આવી વિરૂપતા ઉપજતી હશે. કવિ પોતાની કૃતિ પોતે જ ગાય ત્યારે બન્નેમાં સમરૂપતા જળવાતી હશે. પણ કવિને પોતાને મોઢે પોતાની કવિતા સાંભળીને યે મને ઘણી વાર નિરાશા થયેલી છે. એક તો ઘણા કવિઓ જાતે ગાઈ શકતા નથી. કેટલાકને ગાનાં આવડતું હોય છે પણ મને વહેમ છે કે ઢાળનો રસ પારખી શકતા નહિ હોય; આથી અર્થરસ અને રાગરસ વચ્ચેની વિસંગતિ તેમના ખ્યાલમાં આવતી નથી. વળી ગાઈ શકનારાઓમાંથી યે ઘણાં ઓછા એની 'સારીગમ' બનાવી શકે છે. આથી, કોઈ જાણીતો ઢાળ એમણે પોતાની કવિતા માટે લીધો હોય તો પોતાના રસને અનુકૂળ થાય તેવો તેમાં ફેરફાર કરી શકે એટલું તેમનું સંગીતનું જ્ઞાન ન હોય. ગમે તેમ હોય, પણ મને ભાસે છે કે આપણાં ગીતોના અર્થ અને તેને ગાવાના રાગો વચ્ચે રસની એકતા હોવી જોઈએ એ બાબત પર કવિઓ કે ગાનારો બેમાંથી એકેનું પૂરતું ધ્યાન ખેંચાયું નથી.

આ મારા અભિપ્રાયમાં ભૂલ હોવા સંભવ છે. મારા અણઘડ કાનને લીધે જ મને એ દોષ જણાતો હોય એમ બને. એમ હોય તો આ વિષયને સમજનારા મારી ભૂલ સુધારે, અને મારી ટીકાને મહત્ત્વ ન આપે. પણ જો એમાં કાંઈ વજન હોય તો હું કવિઓ તથા સંગીતશાસ્ત્રીઓ બન્નેને આ બાબતના અભ્યાસ અને શોધ કરવા વિનંતિ કરું છું.

### ગવૈયાઓના ચાળા

ગવૈયાઓ પ્રત્યે મારી એક બીજી પણ નમ્ર વિનંતિ છે. ઘણા ખરા ગવૈયાઓને ગાતાં ગાતાં ચહેરાને અને હાથપગને વિકૃત કરવાની ટેવ પડેલી હોય છે. ઘણાને શ્રોતાઓમાંથી કોઈ "વાહ! વાહ! સાબાશ!" વગેરે શબ્દો સાંભળે તો જ ગાવાનો પાનો ચડે એવી ટેવ પડેલી હોય છે. ઘણાને જાણે પરાણે, આનંદ વિના જ ગાતા હોય તેમ કાનને હાથનો ટેકો આપીને ગાવાની આદત હોય છે. આ આદતો, મારી દૃષ્ટિએ, ગાનારને બહુ બેડોળ બનાવનારી છે અને ચીવટ રાખીને છોડવા જેવી છે. એથી મને સંગીતમાં શોભાની ક્ષતિ થતી લાગે છે. આ વિષયમાં સંગીતના મર્મીઓનો શો અભિપ્રાય છે તે હું જાણતો નથી. કદાચ દર્દીઓ એને આવશ્યક પણ સમજતા હોય. મેં તો મને જે લાગે છે તે નિખાલસપણે કહી નાંખ્યું છે.

### સંગીતલિપિ

છાપાંઓ પરથી જણાય છે કે મેટ્રિક્યુલેશન તથા યુનિવર્સિટીમાં સંગીતનો અભ્યાસ દાખલ કરવાની ચળવળ ચાલી રહી છે. ગૂજરાત વિદ્યાપીઠમાં તો સંગીતને મહત્ત્વનું સ્થાન પહેલેથી અપાયેલું છે. સંયુક્ત પ્રાન્તની યુનિવર્સિટીમાં યે તેને સ્થાન છે એમ સાંભળ્યું છે. એટલે મુંબઈ યુનિવર્સિટીમાં એને દાખલ થવાને કેવળ એનું મુહૂર્ત આવવાની જ ખોટી છે એમ કહી શકાય. પણ હું સાંભળું છું કે જેવો ભાષાઓમાં ઝગડો છે તેવો સંગીતમાંયે કાંઈક લિપિનો ઝગડો છે. પં. વિષ્ણુ દિગંબર અને પં ભાતખંડે બન્નેએ સંગીતની લિપિના જુદાજુદા સંકેતો યોજ્યા છે. બન્ને લિપિઓ હજુ થોડાં વર્ષથી જ અસ્તિત્વમાં આવી છે. બન્ને આચાર્યો મરણ પામ્યા છે. સામાં સાંપ્રદાયિક આગ્રહને સ્થાન ન હોવું જોઈએ. આ વિષય વિજ્ઞાનનો છે, અને શાસ્ત્રીય દૃષ્ટિએ એનો નિકાલ આણવો શક્ય હોવો જોઈએ. આથી આપણે બન્નેના શિષ્યોને વિનંતિ કરવી જોઈએ કે તેઓ પરસ્પર સલાહ મસલત કરી તથા કોઈ તટસ્થ સંગીતના મર્મીને પંચ કરી એ ઝગડો પતાવી દે.

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

[આપણા સાહિત્યમાં આપણા દેશના અને દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરનાર ઘણા ઓછા છે, તે સ્થિતિમાં આ યુવાન લેખકના લેખો ધ્યાન ખેંચે એવા છે. તેઓ દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરે છે અને તે સાથે આપણી રાજકીય સ્થિતિનો નિકટ અને વહેવારુ પરિચય પણ ધરાવે છે, એ એમના લેખો ઉપરથી જણાયા વિના રહેશે નહિ. પ્રસ્થાનતંત્ર]

## હોદ્દાસ્વીકારનો મર્મ

રાજકારણ વિશે પ્રિન્સ બિસ્માર્કે કહ્યું હતું કે 'Politics are the art of the possible.' હિંદી રાજકારણની ચાલુ પરિસ્થિતિ ધ્યાનમાં લઈ, બાહ્ય પરિસ્થિતિની શક્યતા વિચારી ગાંધીજીની સલાહથી કોંગ્રેસ બહુમતીના પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો રચવાનું પગલું કોંગ્રેસ કાર્યવાહીએ ભર્યું એને આપણે પ્રિન્સ બિસ્માર્કનું ઉપલું વાક્ય લગાડી શકીએ. એ પગલાથી કોંગ્રેસે હિંદી રાજકારણમાં હમણાં જે શક્ય છે એ વસ્તુ હાથ કરી છે, એનું કારણ છે. કોંગ્રેસ હિંદુસ્તાનના રાજદ્વારી ને આર્થિક ક્ષેત્રમાં ક્રાંતિકારી પલટો લાવવા માગતી એક ક્રાંતિકારી પાર્ટી છે. એણે સ્વીકારેલી લાઈન ઉપર અને એના રાજદ્વારી (ને આર્થિક પણ) હેતુની સિદ્ધિ માટે એને પ્રયત્ન કરવાનો છે. એને માટે સમસ્ત પ્રજાના સક્રિય સાથની એને જરૂર છે. આને લીધે પ્રજાની માનસિક સ્થિતિ કે વલણનો ખ્યાલ રાખવો એને અનિવાર્ય છે,—જો એણે પ્રજા સાથેનો પોતાનો જીવનતંતુ ચાલુ રાખવો હોય તો. છેલ્લી સત્યાગ્રહની લડતમાં સરકારી દમન સામે પરાજિત થવાને લીધે પ્રજામાનસ ભગ્ન ને હતાશ થઈ ગયું હતું. એનો ક્રાંતિકારી ઊભરો દમનના આઘાતોને લીધે શમીને જામી ગયો હતો. આથી પ્રજા ઉપરનો અસરકારક કાબૂ કોંગ્રેસ ગુમાવી બેઠી હતી. એટલે કે કોંગ્રેસના લડાયક આદેશોનું પાલન કરવાની શક્તિ પ્રજા પાસે રહી નહોતી. આ વસ્તુની ભાગ્યે જ કોઈ ના પાડી શકશે. હવે પોતાના હેતુની સિદ્ધિ વાસ્તે જનસમૂહનો સાથ ને એના ઉપરનો પોતાનો અસરકારક કાબૂ હોવાં એ પક્ષ તરીકે કોંગ્રેસને માટે અનિવાર્ય વસ્તુ છે. એ હેતુની સિદ્ધિ પહેલાં પ્રજાનો સાથ ને કાબૂ એ પૂર્વશરત છે. વર્તમાન પરિસ્થિતિમાં કોંગ્રેસને માટે કોઈ પણ રીતે એ સાથ ને કાબૂ પાછો મેળવવો એ એના રાજદ્વારી મોરચાનો પ્રથમ વ્યૂહ હતો. તાત્કાલિક તો એ જ વસ્તુ મુખ્ય હતી. આને માટે પ્રજાનો વિષાદ ઉડાડવાની પહેલી જરૂર હતી. અને ફરી આશા ને શ્રદ્ધા તાજી કર્યા વિના એ કેમ બને? અને એને માટે જવાબદાર એવાં સરકારી દમનચક્રોને જેટલે અંશે હસ્તગત કરીને બુઠ્ઠાં બનાવી શકાય એટલે અંશે કરવાં જરૂરી હતું. ક્રાંતિકારી પ્રચાર, સંગઠનબળ, કોંગ્રેસતંત્રને પ્રજાવ્યાપી કરવું એ, હેતુસિદ્ધિ માટે આવશ્યક છતાં એ બધું થઈ શકે એવી સ્થિતિ તો ફરી લાવવી જોઈએ ને? હોદ્દાસ્વીકારે આ બધું જેટલે અંશે શક્ય કર્યું છે ને કરશે એટલે અંશે કોંગ્રેસના લડાયક મોરચામાં એનું વ્યૂહમહત્ત્વ છે.

કોઈ પણ વ્યક્તિ કે વ્યક્તિસમૂહ કાર્યક્ષેત્રમાં પોતાને માટે જે જાતનો આચારવ્યવહાર ઘડે છે તેને અનુકૂળ થવા તરફ એવું મનોવલણ પણ સામાન્ય રીતે વળે છે. પરંતુ ક્રાંતિકારી વ્યક્તિ કે સમૂહને આમાં અપવાદ થવું પડે છે. હોદ્દાસ્વીકાર પછી તાત્કાલિક પ્રજારાહતના સુધારવાદી કાર્યો પણ કોંગ્રેસ પ્રધાનમંડળ કરી રહ્યું છે ને કરશે. આ રાહતી કાર્યો સુધારવાદી ગણાય. અને એ કરવાના આચારમાંથી મહાસભાવાદીઓનું માનસ પણ સહેજે એને અનુકૂળ વલણ લેવાનું. સાચા ક્રાંતિકારી ને હેતુજાગ્રત પક્ષ તરીકે સાબિત થવા વાસ્તે મહાસભાવાદીઓને સુધારવાદી આચાર કરતાં છતાં સુધારવાદી નહિ પણ ઉગ્ર ક્રાંતિવાદી માનસ રાખ્યા વિના નહિ ચાલે. છતાં અમુક અંશે એ સુધારવાદી આચારજનિત સુધારવાદી માનસ તો ઘડાવાનું જ. આચાર જે વલણ ઘડતો હોય છે એની પકડમાંથી સંપૂર્ણપણે છુટાય શી રીતે ? પણ એ તો ધાનના છોડ ઉછેરતાં ઘાસ પણ ઊગવાનું જ. એ ન ટાળી શકાય. હોદ્દાસ્વીકારનો મધ્યમ માર્ગી રસ્તો ભલે કોંગ્રેસ જેવા એક ક્રાંતિકારી દળે લીધો હોય છતાં એમાંથી મધ્યમમાર્ગી વલણ તો દેખા દેવાનું જ. પણ એ તો એને નિર્મૂળ કરતા જઈ ધ્યેય તરફ કૂચ કરતા જવુ રહ્યું.

જો હોદ્દાસ્વીકાર પછી પણ કોંગ્રેસદળ મહદ્ અંશે ક્રાંતિકારી માનસ જારી રાખશે ( ને એમાં મને શકા નથી ) તો આ હોદ્દાસ્વીકારની ' પીઠેહઠ 'માં ભારે લાભો છે. પહેલો ને સૌથી મોટો તાત્કાલિક લાભ તો એ મળી ગયો છે કે પ્રજામાનસનો જે કાબૂ કોંગ્રેસ ગુમાવી બેઠી હતી એ ફરી પ્રાપ્ત થયો છે. પ્રજાની રાજકીય ભગ્નાશા ને વિષાદ ઊડી ગયાં છે. અને જે રાષ્ટ્રીય માંદગીમા પ્રજા પટકાઈ પડી હતી એમાથી બેઠા થવા માટેની એ મુખ્ય વસ્તુ હતી. આ વસ્તુ હોદ્દાવિરોધીઓમાથી પણ કેટલાક સમજતા થયા છે. અને એમણે હોદ્દાસ્વીકારના ' આવશ્યક અનિષ્ટ ' ( Necessary evil ) નો લાભ લઈ પ્રજાનું સામ્રાજ્યવાદવિરોધી ક્રાંતિકારી સંગઠન કરી એને અતૂટ ને અભગ બનાવવા તરફ લક્ષ્ય દોર્યું છે. કોઈ પણ ક્રાંતિકારી દળને પોતાના કાર્યક્રમના પ્રચાર, સંગઠનવ્યાપકતા ને મજબૂતી માટે પ્રથમ બાહ્ય ને આંતરિક શકયતા જન્માવવી રહી. કોંગ્રેસના સામ્રાજ્યવાદવિરોધી કાર્યક્રમ અને પ્રજામાં એના પ્રચાર ને સંગઠન માટે હોદ્દાસ્વીકારે બાહ્ય પરિસ્થિતિની સાનુકૂળતા નથી જન્માવી એમ કેમ કહેવાય ?

## પ્રાંતિક સ્વરાજની કાળી બાજુ

નવા બંધારણમાં સમૂહતંત્ર મારફત દેશી રાજ્યવાડાં ને બ્રિટિશ હિંદને એકત્ર ને સંગઠિત કરવાની અને પ્રાંતિક સ્વશાસન મારફત દરેક હિંદી પ્રાંતને પોતપોતાની વિશિષ્ટ ખાસિયત ને સ્થાનિક લક્ષણોનો વિકાસ કરવાની તક મળે એ હેતુથી એ ઘડાયું છે એવો બંધારણ ઘડનાર બ્રિટિશ રાજપુરુષો તરફથી દાવો કરવામાં આવે છે. પરંતુ એ દાવો ખોટો છે એ ઉઘાડી વસ્તુ છે. કારણ કે સમૂહતંત્રમાં દેશી રાજ્યની પ્રજાને જોડવામાં નથી આવી પણ આપખુદ રાજાઓને જોડવામાં આવ્યા છે. એઓ હિંદી સરકારના પોલિટીકલ ડિપાર્ટમેન્ટ મારફત ગવર્નરજનરલના સીધા અંકુશ હેઠળ હોઈ ગવર્નરજનરલના હુકમ પ્રમાણે રાજાઓ પોતાના પ્રતિનિધિઓ ચૂંટી મોકલશે. અને માનો કે કદાચ ગવર્નરજનરલ રાજાઓને સ્વતંત્ર મરજીથી પ્રતિનિધિઓ ચૂંટી મોકલવાની તક આપે તોપણ શું !

આપખુદીના નશામાં પ્રજામતની અવગણના કરવા ટેવાઈ ગયેલા રાજાઓ દેશી રાજની પ્રજાની લોકશાસનવાદી ભાવનાને અનુકૂળ પ્રતિનિધિઓ મોકલશે? આપખુદ રાજાઓના પ્રતિનિધિઓ સમૂહતંત્રની ધારાસભાઓમાં બ્રિટિશ હિંદી પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓની કાર્યનીતિને અનુકૂળ થશે? આનું શું પરિણામ આવશે? કોઈ રાજકીય કે આર્થિક સિદ્ધાંતના પાયા ઉપર મધ્યસ્થ ધારાગૃહોમાં વિરોધપક્ષો ઊભા નહિ થશે પણ રજવાડી પક્ષનો એક જુદો જ આપખુદોનો પ્રતિનિધિબ્લૉક પડશે, એટલે મધ્યસ્થ ધારાગૃહો આંતરવિગ્રહનું મેદાન થઈ પડશે. આજે જે પ્રજાકીય સિદ્ધાંતો માટે દેશી રાજની પ્રજા એના આપખુદ રાજાઓ સાથે એ પ્રદેશોમાં લડી રહી છે એ હવે બ્રિટિશ હિંદમાં પણ દાખલ થશે. આનું નામ હિંદને એકત્ર ને સંગઠિત કરવાની બાહોશ ચાલબાજી!

પણ આ તો એક થતા જતા હિંદને વિભક્ત કરવાની પ્રક્રિયાની એક બાજુ માત્ર છે. એની બીજી બાજુ તે સમસ્ત તંત્રવ્યવસ્થામાં કોમીવાદને બંધારણીય સ્વરૂપ આપી એને મજબૂત ને વિસ્તૃત કરવાની વ્યવસ્થારૂપ પ્રાંતિક સ્વરાજ છે. કોમીવાદનો વિચાર તો આગળ કરીશું, પણ પ્રાંતિક સ્વશાસન મારફતે પ્રાંતવાદનો વિકાસ કરવાની સામ્રાજ્યવાદીઓની કુનેહને આપણે પારખી કાઢવી જોઈએ. પ્રથમ તો પ્રાંતિક સ્વરાજ એ, પ્રાંતિક ધારાગૃહોનું નહિ પણ ગવર્નરોનું છે. કોઈ પ્રાંતિક ગવર્નર પોતાના પ્રધાનમંડળને ગમે ત્યારે હાંકી કાઢી શકશે એટલું જ નહિ પણ એમની કાર્યવાહી ઉપર હંમેશનો અંકુશ રાખશે. પ્રધાનોને આજે પોતાના કાર્યપ્રદેશમાં જેટલી ને જ્યાં સુધી સ્વતન્ત્રતા મળે છે કે મળશે એનો આધાર ગવર્નરની મહેરબાની ઉપર છે. વધુમતી પક્ષનાં પ્રધાનમંડળોને પોતાના પક્ષકાર્યક્રમની સિદ્ધિ માટે કયાં સુધી કામ કરવા દેવું એ વિશેનું સંપૂર્ણ સ્વરાજ ગવર્નરને છે. હવે સરકાર-વિરોધી પક્ષ દેશમાં કોંગ્રેસ જ છે ને બીજા પક્ષો વત્તેઓછે અંશે સરકારપક્ષી હોવાથી જ્યાં એ પક્ષોનાં પ્રધાનમંડળો ( ચાર પ્રાંતોમાં ) રચાયાં છે, એમને ગવર્નરો કશી હરકત કરશે નહિ. કારણ કે સિદ્ધાંતમાં બ્રિટિશ સરકારને સ્વીકારી લઈને એ પક્ષે પોતાનો કાર્યક્રમ ઘડ્યો હોવાથી ગવર્નરો સાથે એમને ભાગ્યે જ વિરોધ થાય. વિરોધ તો સરકાર-વિરોધી કોંગ્રેસ પક્ષની બહુમતીવાળા પ્રાંતોનાં પ્રધાનમંડળો સાથે ગવર્નરોને થાય. એ પ્રધાનમંડળોના જીવનનો આધાર બે વસ્તુ ઉપર છેઃ પ્રથમ, કયાં સુધી ગવર્નરો સાથે પોતાનાં પ્રધાનમંડળોને અથડામણમાં આવવાનો પ્રસંગ કોંગ્રેસ ઊભો ન કરે; અને કયાં સુધી ગવર્નરો કોંગ્રેસ પ્રધાનમંડળોના કાર્યક્રમને સહન કરી લે. જે ઘડીએ બન્નેમાંથી એકને 'ક્રાઈસિસ' ઊભો કરવાની ફરજ પડશે ત્યારે કોંગ્રેસ પ્રધાનમંડળોને જવું પડશે, ગવર્નરોને નહિઃ કારણ, એ 'બંધારણીય વડા' ( શ્રી જમનાદાસ મહેતાના શબ્દો ) નથી પણ બંધારણીય આપખુદો છે.

એ તો જે થવાનું હશે તે થશે. અહીં તો મારે પ્રાંતિક સ્વશાસન એકતા તરફ નહિ પણ 'રાષ્ટ્રીય છિન્નતા' (National disintegration) તરફ આપણને ઘસડી જવાના હેતુથી અને થોડાં સુધારવાદી કાર્યો કરવાની શકયતા પેદા કરીને પ્રજામાં કોંગ્રેસની હિલચાલથી બ્રિટિશ રાજની નેક દાનત વિશે ઊડી જતી ખાતરી ફરી મજબૂત કરી નવી ભ્રમજાળ લપેટવા માટે રચાયું છે એ બતાવવું છે.

# અવધ થઈ પૂરી પધારો શ્યામ!

"જ્યોતિપ્રિય"

[ રાગ–માઢ, તાલ–ત્રિતાલ ]

અવધ થઈ પૂરી પધારો શ્યામ! (૨)
યમરૂપે પણ મંગળકારી,
અંતરના અભિરામ! —અવધ૦

જ્યોત પ્રાણની જગતી રાખી
તવ દર્શનને કાજ,
વિરમી જાતાં મહા જ્યોતિમાં
દર્શન થાશે આજ. —અવધ૦

કરુણાળુ તુજ રૂપ કરુણમાં,
પાવક દિવ્ય પ્રકાશ,
ધીર થઈ ડગ ભરતો આવું,
પૂરણ થાય પ્રવાસ. —અવધ૦

નિબિડ તિમિરમાં સફરે જાવું,
તમનિદ્રા અતિ ઘોર,
એક કિરણ તારું ત્યાં પડતાં,
ઊઘડે આશાભોર. —અવધ૦

મૃત્યુમાંહી આશ અનેરી.
નવજીવન ભરપૂર,
અસ્તમહીં તેં ઉદય પરોવ્યો,
પ્રાપ્તિ નવ તું હુંથી દૂર. —અવધ૦

# સરયૂ અને સ્વાતિ*

'વાસુકિ'

રાવબહાદુર વસંતરાય સુધરેલા વિચારના હતા. પણ સાથેસાથે વ્યવહારકુશળ હતા એય ભૂલવાનું નથી. પોતે મોહનગઢમાં દીવાનપદે હતા ત્યાં પોતાની નાતામાં નાની રોહિણીને જ સાથે રાખતા. રાજા વાજાં ને વાંદરાંનું ભલું પૂછવું ગણીને તારુણ્યને ઉંબરે આવવા થયેલી સરયૂ અને સ્વાતિને તો એમણે શહેરના એક વિદ્યાર્થિનીગૃહમાં જ રાખી હતી. આમ વ્યાવહારિકતા અને સુધારકતાનો સુમેળ સહેજે સાધી લીધો હતો. નાની સાતેક વરસની રોહિણી રાવબહાદુરની આંગળી પકડીને ગાડીમાંથી નીચે કૂદી પડી આગળ દોડી જઈ ખુદ હિઝ હાઈનેસ (રાજાસાહેબ)ના ખોળામાં જતી બેસી જાય તેય વાંધો નહિ, અને વારતહેવારે એને ભેટો મળે તો તેય રોહિણી સ્વીકારવા લાયક હતી.

નાની, રમતિયાળ, ખડખડાટ હાસ્યની ખુશબો ચોમેર રેલાવતી, દૂધિયા દાંતની રમણીય વીજળી ચમકાવતી રોહિણી હિઝ હાઈનેસની લાંબી મૂછો ખેંચતી ત્યારે પોતે આંખ મીંચી જઈને રાવબહાદુરનાં બીજાં પુત્રીરત્નો વિષે પણ પળવાર સ્વપ્ન જેવો ખ્યાલ કરી લેતા હોવા જોઈએ. કેમકે તેઓ શ્રી રોહિણીને ભેટ આપતા તે કરતાંયે અનેકગણી ભેટો મોટીબહેનો માટે આપવાનું ચૂકતા નહિ. કહેવાતું કે સૌથી મોટી દીકરી જેને પોતાને રોહિણીથી મોટાં સંતાનો છે તે તો કોઈ મોટા વિદ્વાન વેપારીને રાવબહાદુરે પરણાવેલી છે અને કલકત્તા જ રહે છે.

રાવબહાદુરે, ત્રણેક વરસ પર વિધુર થયા ત્યારે, ઘેર કુળદીપક નહિ હોવા, છતાં, ફરી રાતા હાથ કર્યા નહિ. નાની રોહિણીમાં એની માની મૂર્તિને સજીવ અને સાંગોપાંગ સુરેખ નિહાળી હૈયું ઠારતા અને વખત રાજકાજમાં ચાલ્યો જતો તેની ગમ પણ ન પડતી.

આ બે વૅકેશનમાં માત્ર, પોતે શહેર તરફ જઈ શકે એમ ન હોઈ, સરયૂ અને સ્વાતિને પોતાની પાસે બોલાવવાનો ઇરાદો સેવતા હતા. ત્યાં કલકત્તાથી મોટીબહેનનો આગ્રહભર્યો કાગળ આવ્યો કે બધી બહેનો મહિનોમાસ એને પડખે રહે અને પોતે માની ખોટ એમને નહિ જણાવા દે. પણ માની ખોટ એકલી દીકરીઓને જ ઓછી હતી? રાવબહાદુર જેવા રાવબહાદુર રાજભાર પાંપણો પરથી જરી અળગો કરી નાનપણના સીધાસાદા વસંત પણ બની જતા. અને એમની ઇચ્છા એવી ખરી કે દીકરીઓ પોતાની છાયા નીચે રહે તો એમની માની ખોટ ન લાગે. છેવટે નક્કી થયું કે મોટી સરયૂ કલકત્તા જાય અને સ્વાતિ જે ઠીકઠીક નાની હતી તે પિતાશ્રી પાસે મોહનગઢ આવે. અહીં રોહિણી અને ત્યાં મોટીબહેન વૅકેશનની વાટ જોઈ રહ્યાં.

સરયૂ સ્વાતિ કરતાં બે વરસ જ મોટી હતી. પણ ત્યાં વિદ્યાર્થિનીગૃહમાં સ્વાતિનું સરયૂ વિના બીજું કોણ? માવિહોણી સ્વાતિને માડીનું હેત ન સાંભરી આવે એટલા લાડકોડથી સરયૂ એને રાખતી હતી. બંને બહેનોને એક ઓરડી મળી હતી. સરયૂ સ્વાતિનાં પહેરવાનાં

---

* પ્રગટ થનાર 'ત્રણ અર્ધું બે અને બીજી વાતો'માંથી.

બધું જોતી જોતી બેસી રહેલી તે ફરીને દોડી આવી. ઓઢણી કાઢી નાખી ફરીથી પહેરાવી. મોંટા પર લાલની ટપલી લગાવી બોલી, 'જાતે પહેરો ને? એટલે બત્રીસે રૂડારૂપાળા રંગાઈ જાય.'

'એ તો રોહિણીએ મને સંભારી હશે; બાપુએ નહોતું લખ્યું કે બહુ સંભારે છે? નહિ તો ઠેસ ખાઉં એવી નથી કંઈ.'

'સંભારી તો હશેસ્તો, નહિ તો તું તે લટકમટક ચાલવાવાળી ઠેસ ખાય ખરી કે? સંભારી તો ઘણીયે હશે,' અને છેડો કમ્મરમાં ખોસતાં અટકીને ઊંચે આંગળી કરીને બોલી: 'પણે મા બેઠી છે એણે જ સંભારેલી. જા, દોડ, દોડ. ફરી ઠેસ ખાઈશ તો મોડી પડીશ.'

અને સરયૂની આંખમાં આંસુ ઊભરાઈ આવતાં ન ખમી શકવાથી સ્વાતિ એની ગોદમાં મોઢું સંતાડીને મૂંગુમૂંગું રડી રહી.

વૅકેશન પડી એટલે આગળ ત્રણ મહિનાથી નક્કી કરી રાખેલા કાર્યક્રમ પ્રમાણે સ્વાતિ મોહનગઢ આવી અને સરયૂ ગઈ કલકત્તા. સંગાથ વગેરેની વ્યવસ્થા થઈ ગયેલી હતી. સાથે લઈ આવવાની ચીજો, ચોપડીઓ તેનું તો સરયૂ સંભાળનારી બેઠી જ હતી.

પહેલાં સ્વાતિને રવાના કરીને પછી જ પોતે હળવે હૈયે કલકત્તે જવા નીકળી. સ્વાતિને સ્ટેશન પર મૂકવા ગઈ ત્યારે ગાડી ઊપડતાં સુધી એને કંઈ ને કંઈ કહેતી જ રહી. સાર આટલો જ હતો: જાણું છું કે મારા વગર ઘડીનો છઠ્ઠો ભાગ પણ બાઈસાહેબથી એકલા રહેવાવાનું નથી. અરે તારાં રૂમતાં તો બેગમાં મૂક્યાં છે ને?–અને ન ફાવે તો બેય બહેનો કલકત્તે ચાલ્યાં આવજો.—એ તો ઠીક, પણ હવે તારે ઇંગ્લંડનો ઇતિહાસ ભણવો પડશે તેયે સાથે રાખ્યો છે કે હું મૂકવો ભૂલી તો નથી ગઈ? જો દાખલા ન આવડે તો પેલા પાતળા કાગળ છે તેમાં ઝીણા અક્ષરે લખી મોકલજે. અરે, ગાંડી. એમાં આંખ શાની ભીની કરે છે! મોટી થઈશ ને બાપુજી તને પરણાવશે ત્યારે ક્યાં હું તારી સંભાળ લેવા સાથે આવવાની હતી!

અને એવું બોલતાં તો સ્વાતિ કરતાંયે પોતે વધારે શરમાઈ ગઈ, કેમકે મોટી તો પોતે હતી. સારું થયું તે આને લીધે બંને એકમેક સામું મલકી રહ્યાં. અને એક મિનિટમાં તો ગાડી બંનેને દૂરદૂર કરી મૂકશે એ ખ્યાલ કોઈ ત્રીજા જ ભાવમાં તણાઈ ગયો.

ગાડી ઊપડી ત્યાં પોતે ઊભાઊભા રૂમાલ ફરકાવેલો ને આગળથી બારીમાં ડોકાવાની ના પાડેલી છતાં સ્વાતિ નાનકડું માથું બહાર કાઢી જોઈ રહી હતી અને કૂમળા હાથ વડે મોટીબહેનને વિદાયની સલામ ઉપર સલામ આપતી હતી એ બધું સરયૂને યાદ હતું. છતાં સ્ટેશન યાર્ડમાંથી ગાડી ચાલી નીકળ્યા પછી અડખેપડખે સરયૂએ સ્વાતિ રહી તો નથી જ ગઈ એવી તપાસ ન કરી હોય તો નવાઈ. ને કરી હોય તો ખોટુંયે શું છે? મા વગરની નાનીબહેનની પોતે સંભાળ ન રાખે તો બીજા કોને પડી હતી તે રાખે?

અઠવાડિયા પછી રાવબહાદૂરે કલકત્તા સરયૂ ઉપર લાંબોપહોળો કાગળ ચીતરી મોકલ્યો તેની સાંજે જ એમના હાથમાં પણ એક મોટો લિફાફો આવતો પડ્યો. કાંઈ રાજકાજનું હશે કરી, નિરાંતે જરી જંપવા માટે નાખ્યો ટેબલ ઉપર. પણ સ્વાતિએ પા કલાક પછી આવી જોઈને બૂમ પાડી કે આ તો સરયૂબહેનના અક્ષર, ત્યારે એને દબડાવી કાઢી વસંતલાલે પોતે ઊઠીને સરયૂના અક્ષર જાણી ખૂશ થઈ જઈ પરબીડિયું તોડ્યું. ઉપર અક્ષર ભલે સરયૂના હોય. અંદર કાગળ હતો તે તો મોટીબહેનનો જ હતો.

કાગળમાં અનેક વિગતો લખી હતી. મોટીબહેનને માતા છતાં પણ બાપુજી આગળ ફરિયાદ કરવા વેળા આવી ન હતી. કારણ કે પોતે સ્વભાવે જ બહુ સહનશીલ અને મળતાવડી. પણ આ સરયૂએ તો કંઈ આડો આંક વાળ્યો. મોટીબહેને બધું જ પિતાશ્રી સમક્ષ વિસ્તારથી રજૂ કર્યું હતું. સવારે પાંચ વાગે ઊઠીને સરયૂ બૂમ પાડે ને એની ધારી અસર ન થાય તો સૂવાના ઓરડામાં ધસી આવે ને પચોતેર વરસની બુઢ્ઢીનો અવાજ કરી કહે, 'સૂઈ રહો. દિવસ માથે આવે ત્યાં લગી. પછી કામકાજ ક્યારે કરશો. નહાશો ક્યારે? વાળ ક્યારે સમા કરશો? ને દીકરી કરતાં તો બાઈને ભવ કુણ છે!' મોટીબહેનનાં બાળકોને તો વગે રાખે જ. પણ એટલા કામમાં સરયૂની શક્તિ વૅકેશનના નવરાશના દિવસોમાં ખલાસ થઈ જાય એ તો શી રીતે બને? મોટીબહેનના હાથમાંથી છરી ઝૂંટવી લઈ પોતે શાક સમારવા બેસી જાય. રાંધની વખતે ઠેઠ સગવડ પ્રમાણે બારણે હોય તો સરયૂ એની કબજના ચાબખા સાથે તૈયાર હોય જ. 'ત્યારે ઓટો જ છો થોડને? ભર વસ્તીમાં લાજતાં યે નથી?' ભર વસ્તીમાં તો રસોડાના છાપરા નીચે મોટીબહેન આગળ સરયૂ પોતે હતી એ જ.

ખરીદીની બાબતમાં સરયૂનાં વચનોની ઝડી આબાદ ખીલી ઊઠી હતી. 'આ બંગડીઓ આવા રંગની તે લવાતી હશે? ને આ તો હાંડા માટે છે કે ગળા માટે? અરે, સત્તર વાર તો કહ્યું કે મને જરી અમથી વાત કરી હોત તો હું લાવી ન આપત?'

મોટીબહેનના વરના ટેબલ પરની ચોપડીઓને નવી વ્યવસ્થા સ્વીકારવી પડી હતી. 'આ કમઠા જેવા અક્ષર આવે એવી રિલીફ પેન આણીને મૂકી છે. ચાલો, આજે સાંજે હું સારી લઈ આવીશ.'

'મોટીબહેન, કપડાં આખા ગામનાં ઉઘરાવી લાવીને તો ધોબીને આપતી નથી ને? આ ચાદર તેય ધોબીને, આ લૂગડું તેય ધોબીને. કહું છું આખું ઘર જ, હું બપોરે ને બધી બહાર નીકળી જઈએ એટલે, ધોબીને પોટલાં બાંધી આપોને એટલે પત્યું. બાકી આ રંગીન લૂગડું છે તે ધોઈને ઘડી કરી ઓશિકા નીચે એની ઇસ્ત્રી ન કરી શકાતી હોત તો કોઈ રંગીન ખરીદે જ શા સારુ?'

અનેક ફરિયાદો દાખલાપુરાવા સાથે રજૂ કરીને મોટીબહેને પિતાશ્રીને આજીજી કરી હતી કે પોતે આવીને એને લઈ જાય અને એ બહાને એમને સરયૂથી બચાવે.

પણ રાવબહાદુર પોતેય જવા માટે કંઈ ઓછા તૈયાર ન હતા. એ [illegible] કોઈ પણ બહાને કલકત્તા જઈ સ્વાતિને ત્યાં મૂકી આવવા પોતે તલપાપડ થઈ રહ્યા હતા. પોતે હમણાં જ સરયૂને કાગળ પણ લખ્યો હતો કે નાની સ્વાતિ એના પ્રેમની ઘેલી બની ગઈ છે અને પોતાની પાસે રહેવા કરતાં એની પાસે જ રહેવા ઇચ્છે છે. (સરયૂને મોહનગઢના વાતાવરણમાં બોલાવવી એ વાત તો જાણે વાહિયાત જ હતી.)

એ કાગળ કલકત્તા પહોંચ્યો ખરો, પણ સરયૂને પહોંચ્યો કે કેમ તે કોણ જાણે. પિતાશ્રીના અક્ષર જોઈ મોટીબહેને ફોડી જોયો અને સડક જ થઈ ગઈ.

મોટીબહેનને ખબર નહિ કે પોતાની નાની બંને બહેનો માતાની અને પોતાની કુશળતાને બટ્ટો લગાડનારી નીવડશે.

પિતાશ્રીએ રાજકાર્યમાંથી સ્વાતિનાં આ બધાં પરાક્રમ ચીતરવા ક્યાંથી અને કેવી રીતે વખત કાઢ્યો હશે એની જ મોટીબહેનને નવાઈ થઈ. કેમકે આમ એને એ મહિને પણ માંડ ત્રણ લીટી લખનાર રાવબહાદુરે આખા ખડિયાની શાહી ખુટાડવાનું વ્રત લઈ ને જ જાણે લખવા માંડ્યું હોય એમ લાગતું હતું.

મોટીબહેને જોકે પિતાશ્રીને લખવાનો વિવેક નહોતો કર્યો, પણ મનમાં હતું કે છેવટે બાપુજીને આગ્રહ કરીશ કે સ્વાતિને મૂકી જાઓ, પણ આ સરયૂડીને તો લઈજ જાઓ અહીંથી. પણ એ સ્વાતિનાં પરાક્રમો પિતાશ્રી જેવા અનુભવીની પાસેથી સાંભળવા મળતાં પોતે એવી સ્પષ્ટ માગણી નહિ કરેલી એ વાત પર મોટીબહેન રાજી થઈ.

પણ પિતાશ્રીની મૂઝવણ જોઈ ને એની આ ક્ષુદ્ર ખુશાલી તો ક્યાંય ઊડી ગઈ. પિતાશ્રી સવારે ઑફિસે જવા નીકળે તે પહેલાં તો ઘરમાં કંઈની કંઈ રામાયણો રમાઈ ગઈ હોય. બધી જ એમણે લખી મોકલેલી તે તો એમણે પણ લખ્યા પછી ફરી વાંચવાની ધીરજ બતાવી નહિ હોય. પણ મોટીબહેન સ્પષ્ટ જોઈ શકી કે બાપુજી ખૂબખૂબ હેરાન થઈ ગયા હશે. નાની રોહિણીને સાચવવી એ જ ભગીરથ કામ હતું. ત્યાં આ સ્વાતિ હજી કાલ સવારે જન્મી હોય એમ રોહિણીને જ મળે પડશે એ તો કલ્પનાની પણ પેલી પારની વસ્તુ કહેવાય.

રોહિણીના ખોળામાં બેસી જઈ, ભીના છુટ્ટા વાળ એના મોંઢા પર ઘસતી તાળી પાડતી જાય ને સ્વાતિ બોલતી જાય; 'જલદી જલદી, સેર ગૂંથી દો બહેન જોઉં. મારે બગીચામાં ફરવા જવું છે.'

રડતી રડતી રોહિણી પિતાશ્રી કને જઈ કહે, 'બાપુજી, બહેનનું ગણિત ક્યાં છે બતાવો ને? મારી પાસે માગે છે તે હું ક્યાંથી લાવું? ગણિત કેવું હોય બાપુજી?'

રાવબહાદુર એકવાર ઘોંઘાટ સાંભળી તે તરફ જઈ ને જુએ તો બધી ચોપડીઓ ઓરડામાં ચુંથાયેલાં, અર્ધાં મરેલાં, અર્ધાં જીવતાં પંખીઓની જેમ પવનમાં ફફડતી પથરાયેલી. સ્વાતિ રોહિણીને ચીમટી ભરીને બરાડા પાડી બોલતી હતી. હજી સુધી ચોપડીઓ ટેબલ ઉપર કેમ ગોઠવી દીધી નથી? હું આવીને ભણવા કેવી રીતે બેસું પછી?

રાવબહાદુરે નોકરને પૂછ્યું તો કહે કે એણે બધું જ ગોઠવીને રાખેલું. પણ સ્વાતિબહેન ઓરડામાં કંઈ અવાજ કરતાં હતાં ખરાં.

સાંજે ઉપરની બારીમાંથી રાવબહાદુર જુએ છે તો સ્વાતિ નવું ફ્રોક ચડાવી રોહિણી આગળ ઊભી રહી હતી અને એના કહ્યા પ્રમાણે રોહિણી બટન વાસી આપતી હતી.

સવારમાં પોતે બાથ રૂમમાંથી દીવાનખાના તરફ જતાં જુએ છે તો સ્વાતિ રોહિણી આગળ કપાળ ધરીને બેઠી છે અને રોહિણી એની નાનકડી આંગળી વડે ટીલડી કરે છે, અરે કરવા જાય છે, ત્યાં સ્વાતિએ મોઢું ફેરવી લીધું. બોલી, પહેલાં બચી કરે તો. સરયૂબહેનને તે ટીલડી ન કરવા દેતીને? તું તો ક્યાંની મોટી!

આવુંઆવું જોઈને રાવબહાદુર પળવાર માટે મોટા મુત્સદ્દી મટી જઈને નાના અમથા વસંતલાલ બની જતા અને નમાઈ દીકરીઓની વલે જોવા જીવનાર (પોતાની જાત)ની વલે ઉપર મૂંઝાતા. ટીલડીવાળો પ્રસંગ મધુર હતો તેટલો જ રાવબહાદુર માટે મર્મવેધી હતો.

અ-કવિ

૩

તમે કોઈપણ પ્રગતિશીલ આદમીને મળશો તો તે જમાનાની વાત કરશે: એ કહેશે કે આ જમાનો આગળ વધવાનો છે. બુઢ્ઢી ડોશીઓ માને છે કે આ જમાનો વહુઓનો છે; જુવાન વહુઓ માને છે કે આ જમાનો સ્ત્રીસ્વાતંત્ર્યનો છે: સ્ત્રીઓ માને છે કે આ જમાનો નારી લક્તનો છે. વેપારીઓ માને છે કે જમાનો ભેળસેળનો છે. ભેળસેળવાળા માને છે કે જમાનો જાહેરખબરનો છે. માસ્તરો માને છે કે જમાનો બાળકોનો છે. બાળકો માને છે કે જમાનો જપાની રમકડાંનો છે. વકીલો કહે છે કે સરકાર સાથે લડત કરવી હોય તો પહેલાં આપસઆપસમાં લડો, કારણ કે જમાનો લડતનો છે. ડૉક્ટરો માને છે કે જમાનો ઇન્જેક્શનનો છે; કારણ કે જમાનો ત્વરિત ફલમાં માને છે; ને ત્વરિત ફલ ઇન્જેક્શન આપે છે. દવા ૭ આના આપે છે: ને 'સાયન્ટીફીક' રીતે પાંચ રૂપિયા મળે છે. માટે જમાનો ઇન્જેક્શનનો છે. એમ આ જમાનો એટલાં બધાંનો ને એટલી બધી જુદીજુદી પ્રવૃત્તિઓનો છે કે એને શાનો ગણવો ને શાનો ન ગણવો એ એક કૂટ પ્રશ્ન થઈ પડે છે. આપણે જે જોઈએ ને હમેશાં સત્ય હોતું નથી. ખરી રીતે તો આપણે જે જોઈએ છીએ તે જ ઘણી વખત અસત્ય હોય છે: ને નથી જોતા તે સત્ય હોય છે. એ રીતે આ જમાનો અસત્યનો છે. કારણ કે આપણે જે જોઈએ તે અસત્ય હોય તો પણ આપણે તો એને જ સત્ય માનીએ છીએ. એટલા માટે આ જમાનો અસત્યનો છે એનો અર્થ એમ કે એ સત્યનો છે. સૂર્ય નિશ્ચલ છે એ વૈજ્ઞાનિક સત્યને કારણે આપણે સાંજે પૂર્વ દિશા તરફ મોં ફેરવીને સૂર્ય જોતા નથી. અથવા તો પૂર્વ દિશા તરફ મોં રાખી, પછી પાછું વાળીને સૂર્ય તરફ જોતા નથી. કારણ કે આપણને ખબર છે કે સત્ય અસત્ય હોય છે ને અસત્ય સત્ય હોય છે. સાહિત્યની ભાષા વાપરીએ તો આ જમાનો કવિનો છે. કારણ કે જે નથી તે નથી, એમ તો સૌ કોઈ કહી શકે. માત્ર કવિ જ કહી શકે કે જે નથી, તે છે. ને જે છે, તે નથી.

લગ્નસરા, નાતવરા, એ સઘળાં કહેવાતાં સત્યો અસત્યો છે. માટે એમનો ત્યાગ શરૂ થયો છે: અને જૂના જમાનાએ ચા, બીડી, સિનેમા, નાટક વગેરે જે અસત્યો કહેલાં, તે સત્યો માની એમને સ્વીકાર્યા છે. એ રીતે જોતાં આ જમાનો પરિવર્તનોનો ને અસત્યોનો છે. અસત્યો એટલે સત્યો એ સત્ય જે ભૂલી જશે તે આ જમાનાને ઓળખી જ નહિ શકે. એક જ ઉદાહરણ લ્યો: તમે કોઈ પણ ફોટોગ્રાફરની દુકાને જાઓ તો ત્યાંનાં અસત્યો જોઈને તમને જમાનાના પરિવર્તનશીલ માનસનો ખ્યાલ આવશે. પરંતુ મેં વાપરેલી પરિભાષા—અસત્યો એટલે સત્યો—એ જો તમે ભૂલી જશો તો તમને આમાં કાંઈ જ સમજણ નહિ પડે. આ ફોટાઓમાં તમને કેટલાક નરોત્તમો દેખાશે, તો કેટલીક રૂપરૂપની અંબાર જેવી રમણીઓ દેખાશે. તમને નવાઈ લાગશે કે આટલું બધું સત્ત્વ શહેરને કયે ખૂણે ગુપચુપ બેઠું છે તે કોઈ દિવસ નજરે પણ પડતું નથી. પણ મેં તમને શરૂઆતમાં કહ્યું છે કે અસત્ય

એટલે સત્ય એ સૂત્ર તમને કંઠસ્થ હોય તો જ, પાણિનિનાં સૂત્રોથી વ્યાકરણના નિયમો સમજાય તેમ, આ વિશ્વની સત્યરચનાનો ખ્યાલ તમને મળી શકે. સત્ત્વ ફોતરામાં રહ્યું છે એ વૈજ્ઞાનિક સત્ય તો હવે જાણીતું થઈ ગયું છે. એટલે સત્ત્વ એ ખરી રીતે ફોતરાં છે. આ ફોતરાંઓમાં કેટલાક એવું હસતા હશે કે તમને એમના સુખની અદેખાઈ આવે. પણ પેલું અવિચલ સૂત્ર કામે લગાડો ને તમને એવું દુઃખ જોઈને—એવું દુઃખ કે જેને અંદરમાં છુપાવવા માટે માણસને મોટેથી હસવું પડે—અદેખાઈ આવતી બંધ થશે. કેટલાક ચહેરાઓને સ્મિત ફરકાવતા જોઈ શકશો. સ્મિત કરવાની જરૂરિયાતે આ જમાનામાં એને એક કલા તરીકે જ સ્થાન અપાવ્યું છે. બે વકીલોને કોર્ટમાં લડતા જુઓ ને પછી એમને જ ચા-ટેબલ ઉપર જુઓ એટલે તમને ખબર પડશે કે સ્મિત એ તો આ જમાનાની કલા છે. એનો અભ્યાસ થઈ શકે ને એ કલાના નિયમો પણ હોઈ શકે. કોઈ પણ મોટા માણસની 'ગાર્ડન પાર્ટીમાં' તમે જઈ ચડો તો તમને ત્યાં સ્મિતોના ને અટ્ટહાસ્યોના ટગલેટગલા મળશે; અલબત્ત, એમને 'કલા' તરીકે તમારે જીવનમાં વણી લેવાં હોય તો તમારે એમનો અભ્યાસ કરવો પડે. હવે, આ સ્મિતો ને હાસ્યો એ પરમ સત્યો છે, કારણ કે એ પરમ અસત્યો છે.

એક વિશેષ ઉદાહરણથી આ સૂત્ર વધારે સ્ફુટ થશે. આ જમાનો સંઘબળનો છે એ સૌને ખબર છે. એટલે કે વ્યક્તિબળનો છે. આમ સંઘ એટલે વ્યક્તિ એ દેખીતા વિરોધાભાસી અસત્યને તમે ઉપર કહેલી સૂત્રનીતિથી ઉકેલશો તો તરત એ સત્ય લાગશે. તમે કોઈ પણ કોલેજમાં જઈને પૂછો કે ત્રવાડી રામશંકર મોતીલાલ છે, તો ત્રવાડી રામશંકરને કોઈ નહિ ઓળખતું હોય: એને ઓળખનારા પણ આર. ટી. ત્રવાડીને ઓળખતા હશે; ત્રવાડી રામશંકરને નહિ ઓળખતા હોય. એ ત્રવાડી રામશંકર ગરીબ હશે, પટાવાળાનો છોકરો હશે, ભણવામાં નપાસ થતાં આપઘાત કરશે, તો સાત હજાર છોકરાઓ ભેગા થઈને એક અવાજ કરીને યુનિવર્સિટીને ધ્રુજાવી મૂકશે. કારણ કે સંઘબળ એ એવો સિદ્ધાંત છે કે એમાં જીવતી વ્યક્તિને માટે કોઈ ઊભું નહિ રહે, પણ મરણ પામેલી વ્યક્તિને માટે સૌ ઊભા રહેશે. માણસ જીવતો હોય ત્યારે કાંઈક ક્રિયાત્મક માગે છે. પણ મરણ પામેલો તો ભાવણાત્મક માગે છે, એટલે એમાં દરેક વ્યક્તિ ભાવણબળને બતાવી શકે છે. માટે જ ઉપર કહ્યું તેમ વ્યક્તિ-બળ એટલે સંઘબળ એ વિરોધાભાસી અસત્ય સત્ય ઠરે છે. હજી બીજું ઉદાહરણ લ્યો. જ્ઞાતિઓના વિનાશ થવાથી, અત્યારે નવીન રચના થઈ રહી છે. અને એમાં ભાઈચારો વધવાની શક્યતા દેખાય છે. પણ પેલું પરમસૂત્ર ઉપયોગમાં લ્યો એટલે તમને લાગશે કે જ્ઞાતિઓનો વિનાશ—એટલે જ્ઞાતિઓનો અ-વિનાશ. આ સૂત્રને આધારે જ સરકારે કેટલીક જ્ઞાતિઓને પછાત ઠરાવી છે; ને કેટલાક પછાતને જ્ઞાતિઓ આપી છે. જો પછાત ને અપછાત એવા વર્ગો ન હોય તો એ બન્ને વર્ગો કદાચ પોતપોતાનું જ્ઞાતિભાન ભૂલી બેસે. એ વિનાશી વસ્તુને અવિનાશી કરવી હોય તો તમારે જ્ઞાતિઓનો નાશ કરવો રહ્યો—જ્ઞાતિભેદની કૃત્રિમતા ટાળવી રહી—પણ પછાત ને અપછાત એવા વર્ગ ઊભા કરવા રહ્યા. હજી આ પછાતના પણ ચાર વર્ગ પડી શકે. ઘણા પછાત, મધ્ય પછાત, અર્ધ પછાત ને છેક પછાત. એને પછાત નં. ૧, પછાત નં. ૨, પછાત નં. ૩ ને પછાત નં. ૪ એમ નંબર આપી શકાય. વળી એમાંથી પણ કોઈને અન્યાય ન થાય એમ જોવું હોય તો તમારે એ નંબરના ત્રણ ભાગ પાડવા રહ્યા. પછાત નં. ૧માં, સારી સ્થિતિવાળો, મધ્ય સ્થિતિવાળો, ને ઊતરતી સ્થિતિવાળો એમ ત્રણ

આર્થિક સ્થિતિજનક શબ્દો યોજવા રહ્યા. ને એમને ટૂંકાણમાં દર્શાવવા માટે—પછાત નં. ૧/૧, પછાત નં. ૧/૨, પછાત નં. ૧/૩—એમ લખાય. એટલે એક પછાત ગણાતી કોમમાંથી તમે સહેજે ચાર વર્ગો ઊભા કરી શકો. એટલે જ મેં કહ્યું કે જ્ઞાતિસંસ્થા અવિનાશી છે, કારણ કે એનો વિનાશ થવાનો છે, પણ એ વિલુપ્ત નથી થવાની. હવે પછી ચંદ્રશંકર મયાશંકર ભાર્ગવ—પોતાને બ્રાહ્મણ લખવાને બદલે આવી રીતે લખે તો એનો કાંઈક પત્તો ખાય. ચંદ્રશંકર મયાશંકર ભાર્ગવ—જ્ઞાતિ નોકરિયાતની—ધંધો અરજીઓ કરવાનો—ઉમ્મર—યાદ નથી—શારીરિક સ્થિતિ—પેન્શન લીધા પહેલાં મરે તેવી—કોમ તરીકે પછાતમાં ગણાવા ખુશી. પણ શંકર શબ્દથી શંકા ઊપજે એમ લાગે તો એણે પોતાનું નામ, ચંચુભાઈ મયુભાઈ, ને ભાર્ગવને બદલે ભકારા લખી કાઢવું. એમાં પરશુરામ ખિન્નય એવું લાગે તો આપણે સ્પષ્ટ કહેવું કે 'જો ભાઈ, જમાનો પરિવર્તન પામ્યા કરે છે. આજે જમાનો નોકરિયાતનો છે; તમારા વખતમાં શક્તિ હોય તો નોકરી મળતી: આ જમાનામાં અશક્તિ હોય તો નોકરી મળે છે. માટે અમારે ચંદ્રશંકર મયાશંકર ભાર્ગવ એવા લાંબા નિરર્થક નામને બદલે આ બહુ સારું છે: ચંચુભાઈ મયુભાઈ ભકારા.

અને આમાંથી પણ એક સત્ય મળ્યું: શક્તિવાળો તે જ છે જે અશક્ત છે.

આ શોધથી આનંદ પામીને એને કવિતામાં ગૂંથવું હોય તો કાંઈક આમ ગૂંથી શકાય:

['ધીર તેને ધારવો જે રણે નિર્ભય ભારી છે'—એ રાગ.]
'શક્તિશાળી તે જ છે, કે જે અશક્તિ દાખવે છે.'

આમાં બે માત્રાનો વધારો છે: પણ કવિતાની ખરી ખૂબી જ એ છે કે એમાં નિયમને વશ રહેનારો અકવિ બને છે, ને નિયમને પોતાના ખીસામાં રાખનારો કવિ બને છે. આ નિયમનું —અનિયમનું તૂત કાંઈ કવિતાસૃષ્ટિમાં જ છે એમ નથી. ભાડૂત દુકાનને તાળું દઈને ચાલ્યો જાય તો કાયદા પ્રમાણે નિયમમાં રહેનારો જાણે કે મફતના કોર્ટના ધક્કા ખાવા પડશે. માટે નિયમને વહેતો મૂકી ચૂપચૂપ દુકાન સંભાળી લે છે. એ જ પ્રમાણે કવિતામાં માત્રામેળ ને અક્ષરમેળ કરો તો નિયમભંગની ફરિયાદ કોઈક કરે; પણ નિયમભંગને જ નિયમ બનાવો, તો એ પરિવર્તન માટે, તમારી કવિતામાં નિયમભંગનું રહસ્ય શોધી કાઢવા માટે કૈંક વિવેચકો ઊલટા ઉજાગરા કરે. પેલી કવિતામાં કાંઈક ખોટી રીતે સુધારીએ તો, ઈશ્વરને આટલી વિજ્ઞપ્તિ કરાય કે:

'અસત્યો સત્યો છે, પરમપ્રભુ, એ જ્ઞાન દઈ જા,'

—— x ——

# સુધા સ્રવતી નેનો

પતીક

[ એક વર્ષ ]
છંદઃ કુમાર લલિત

૧

સુધા સ્રવતી નેનો
નિહાળી બહુ નેને,
વદંતી મૂક વેણો
ભરેલ રતિઘેને.

૨

કર્યાં કંઈક સ્નાનો
સ્મિતોની સરિતાનાં;
સુણ્યાં અમર ગાનો
અપૂર્વ રચનાનાં.

૩

સુખો મધુર માણ્યાં
અનેક યુવતીનાં;
પરંતુ દિલ છે ક્યાં—
દિલો પ્રણયભીનાં?

૪

વૃથા જ હતી નાચી
સુધા સ્રવતી સૃષ્ટિ,
ન જો હૃદય સાચી
થઈ અમૃતવૃષ્ટિ.

બહાર પડનાર
[ પ્રભાત નર્મદા ]
માંથી

# પશુબળ વિ. યંત્રબળ

ઈશ્વરભાઈ એસ. અમીન
બી. એ. બીએસ. સી.

ખેતરમાં અથવા રસ્તા ઉપર યંત્રદ્વારા કામ લેવા કરતાં ઢોરદ્વારા કામ લેવું મોંઘું નથી અને તેથી ઢોર ઘણી બાબતોમાં યંત્ર સાથે હરીફાઈમાં ટકી શકે એમ છે એ બતાવવાના આશયથી આ લેખ લખવા પ્રેરાયો છું. અત્યારે તો ઢોરને બદલે યંત્રનો ઉપયોગ કરવા તરફ જ લોકો વળી ગયા છે. અરે! ગામડાના લોકો પણ જો તેમનું નીપજતું હોય તો તો બળદને કાઢી નાંખી યંત્રો રાખવા ઊંચાનીચા થઈ રહ્યા છે. પણ એમની આર્થિક સ્થિતિ નબળી હોવાને કારણે અત્યારે તો અશક્તિમાનની સાધુવૃત્તિથી બળદદ્વારા કામ લેવામાં સંતોષ માની રહ્યા છે; અને બીજો ઉપાય ન હોવાને કારણે પોતાની સામાન્ય સ્થિતિ સુધારીને ગામડામાં રહેવા છતાંય આરોગ્યપ્રદ સ્વાભાવિક આનંદ લૂંટવાના હેતુથી પોતાના જીવનના આધારરૂપ પોતાના બળદોની સ્થિતિ સુધારવા માટે બનતો પ્રયત્ન કરી રહ્યા છે.

ધારો કે એક ગાડાની કિંમત સો રૂપિયા બેસે છે અને એક સુંદર બળદની જોડના બસો રૂપિયા બેસે છે. આ બળદો ગામડાના ખાડાખૈયાવાળા ધૂળિયા રસ્તા પર એક બેડિયું વજન રોજના ઓછામાં ઓછા પંદર માઈલ ખેંચી શકે. આનું ખર્ચ ગણીએ: બે બળદની ખોરાકીના રોજના બાર આના; ગાડીતના ૭ આના ને મરામત ખર્ચ ચાર આના; આ રીતે રોજનું કુલ ખર્ચ રૂા. ૧–૬–૦ થાય. હવે એક ટન વજન ખેંચનારી મોટર-લોરીનું ખર્ચ ગણીએ:–૧૫ માઈલ જવા માટે ઓછામાં ઓછું એક ગેલન પેટ્રોલ જોઈએ અને સાંચાકામ સરખી રીતે ચાલે તેને માટે થોડુંક બીજું તેલ પણ જોઈએ. આના રૂા. ૧–૧૨–૦ થાય. મરામત, ઘસારો વગેરેના આઠ કલાકના ૭ રૂપિયા લેખે બાર આના થાય; એને હાંકનાર, સાફસૂફ કરનાર અને લોરીમાં માલ ભરનાર તથા ઠાલવનાર માણસોના પગારખર્ચના આઠ આના થાય. આ રીતે એકંદરે રૂા. ૨–૧૨–૦ થાય એટલે કે એક બેડિયું વજન ખેંચવાનું ખર્ચ રૂા. ૧–૬–૦ થાય. અર્ધો માઈલને છેટે આવેલા પોતાના ખેતરમાં ખેડૂત ખાતરની સાતથી આઠ હેલ આખા દિવસમાં લઈ જાય અને તેનું ખર્ચ રૂા. ૧–૬–૦ ઉપરાંત, ખાતર ભરવા ઠાલવવા એક માણસ રાખવો પડે તેના રૂા. ૦–૬–૦ ગણતાં એકંદર રૂા. ૧–૧૨–૦ થાય. આટલુંજ કામ મોટરથી કરતાં ખર્ચ જરાય ઓછું ન આવે. પણ રસ્તો મેટલનો હોય અને લાંબું જવાનું હોય તો મોટર કદાચ સસ્તી પડે અને ગાડાં બહુ ધીમાં ને કંઈક મોંઘાં લાગે. ઢોરનું એકસામટું ઘણે દૂર ચલાવવું એ હિતાવહ પણ નથી. કારણ કે આથી ઢોરની જીવનશક્તિ ઘણી જ ઘસાય છે. તેમ છતાં પણ રેલવે સ્ટેશનથી દૂરદૂર આવેલાં ગામડાંમાં મોટરોની સામે હરીફાઈ કરીને ગાડાં માલ લઈ જતાં જોવામાં આવે છે. પરંતુ આ બળદોની શારીરિક સ્થિતિ અતિશય કરુણાજનક હોય છે, કારણ કે ગાડીત લોકો પોતાની ટૂંકી કમાણીમાંથી બિચારા બળદને પેટપૂરતું ખવડાવી શકતા નથી. ગાડાની વિરુદ્ધમાં કહેવા જેવી કોઈ ખાસ બાબત હોય તો તે તેની મંદગતિ જ છે. કારણ કે અત્યારે તો એક જગાએથી બીજી જગાએ જેમ બને

તેમ જલદીથી પહોંચી જવાની લોકોને વધારે અગત્ય લાગે છે, અને તેવી જ રીતે માલ પણ જેમ બને તેમ વહેલો પહોંચાડી દેવાની જરૂર લાગે છે. આમ જ્યાં ગામડાના લોકોને બચત વખતમાં બીજી કમાણી ન થતી હોવાથી ને મોટરનો ઉપયોગ કરીને બચાવેલો વખત એવો અગત્યનો ન હોવાથી તેમણે તો થોડે દૂર જવાનું હોય તો તો પગે ચાલી નાખવાનું રાખવાનો જ અને દૂર જવું હોય તો ગાડાનો જ ઉપયોગ કરવાનો નિયમ રાખવો જોઈએ. આથી ગાડું કરાય ભાડે લાવવાનું હશે તોપણ એ પૈસા પોતાના જ વર્તુલમાં રહેશે. ખેડૂતનું પોતાનું જ ગાડું હશે તો તો એને રોકડો એક પૈસો મુસાફરીના ભાગરૂપે કાઢવો નહિ પડે પણ પોતાના જ ખેતરમાં પકવેલો ઘાસચારો ખવરાવીને મુસાફરી કરાવી શકે એવી શક્તિ એ ઉત્પન્ન કરતો હોય છે. વસ્તુતઃ ખેડૂતે તો ઘાસ તથા દાણાને પોતાનું પેટ્રોલ, ગાડાને પોતાની મોટર, અને બળદને ઘાસમાંથી શક્તિ ઉત્પન્ન કરનાર એંજિન સમજવા જોઈએ. કેટલાકને શંકા થશે કે યંત્રશક્તિ સાથે બળદની શક્તિને, પેટ્રોલમાંથી ઉત્પન્ન થતી શક્તિ સાથે ઘાસમાંથી ઉત્પન્ન થતી શક્તિને અને મોટરના ઝડપી કામ સાથે ગાડાના કામને સરખાવી જ શકાય ખરું કે? પણ વાસ્તવિક રીતે જોતાં સમજાશે કે એંજિન, ટ્રેક્ટર (યંત્રહળ) કે પંપ ખેડૂતની આર્થિક પરિસ્થિતિ સાથે ગાડાં, હળ કે કોસ જેટલાં બંધબેસતા થાય એમ નથી. યંત્ર ઘાસ ખાશે નહિ ને ખાતર આપશે નહિ. ખાતર એ એટલી બધી અગત્યની ને મહત્ત્વની ચીજ છે કે ગ્રામોદ્ધારની વૃત્તિવાળા વૈજ્ઞાનિકનું એના તરફ ધ્યાન ખેંચાયા વિના રહે તેમ જ નથી.

ખેડૂતને પોતાના બળદ, ઘાસ ને ગાડું વાપરવાના જ છે કારણ કે આ એને સુપ્રાપ્ય છે એ એક વાત, બીજી વાત એ પણ છે કે એ બળદ રાખે ને ઉપયોગમાં લે તો જ એના ઘાસચારાનો સારામાં સારો ઉપયોગ થઈ શકે, કારણ કે જો બળદ ન હોય તો એ ઘાસ નકામું પડે અને વેચવા જાય તો એ એવા સારા પૈસા પણ ન ઉપજે એટલે આર્થિક દૃષ્ટિએ એ ખાધનો ધંધો થાય. વળી ત્રીજી વાત એ પણ છે કે ખેડૂત ગાડું વાપરીને પોતાના ગામના સુતાર લુહારને પણ નિભાવવામાં પોતાનો ફાળો આપે છે અને જો એ ગાય રાખે તો તો એ એક એવું યંત્ર વાપરી રહ્યો છે કે જે વનસ્પતિમાં રહેલ પ્રવાહી તેલ, ને માખણ અથવા ઘીના ઘન રૂપમાં ફેરવી શકે છે અને સાથે ને સાથે નવા બળદ આપનાર યંત્ર તરીકે પોષી રહ્યો છે. આ રીતે ઘેર ગાય રાખીને એ ખેડૂત બેવડું કાર્ય સાધતો હોય છે. આ ઉપરથી શું સ્પષ્ટ નથી થતું કે ખેડૂતના સઘળા પાકનો આર્થિક દૃષ્ટિએ ઉપયોગ થવો તે ગ્રામોદ્ધારની દિશામાં મુખ્ય અંગ છે?

પશુનો ઉપયોગ કરવો કે યંત્રનો ઉપયોગ કરવો એ સમજવા માટે બીજું દૃષ્ટાંત શહેરોમાં ચાલતી ઘોડાગાડીનું લઈ શકાય. એક ઘોડો કલાકના પાંચથી સાત માઈલની ઝડપે આખો દિવસ ફરીને ત્રીસેક માઈલ ચાર માણસોને ખેંચી શકે છે અને તેનું આખા દિવસનું ખર્ચ બહુ બહુ તો બાર આનાથી એક રૂપિયા સુધીનું હોય છે; જ્યારે ચાર માણસને ૩૦ માઈલ લઈ જનારી મોટરમાં વપરાતા બે ગેલન પેટ્રોલનું જ ખર્ચ ત્રણ રૂપિયા જેટલું આવે છે. આમ હોવા છતાં ઘોડો હરીફાઈ કરી શકે તેવો નથી એ કહી શકાય ખરું કે? જે માણસને મિનિટે મિનિટની કિંમત છે, જેનો વખત ગયો એટલે એટલા પૈસાની કમાણી ગઈ એવું હોય તેવા અતિશય કામધંધાવાળા માણસને માટે મોટરની આવશ્યકતા છે એમ આપણે સ્વીકારીએ પણ ખરા, પરંતુ જેમને દસપંદર મિનિટ ઓછી કે વધારે થઈ એ બધું એકસરખું જ છે એવા વર્ગ

મારનાર સામાન્ય માણસોએ શહેરમાંથી સ્ટેશને જવું હોય કે બેચાર ફર્લાંગ જેટલું જવું હોય તો ઘોડાગાડીમાં ન બેસતાં મોટરબસમાં શા માટે ચડી બેસવું જોઈએ ? વાહનોનો ઉપયોગ કરતી શહેરી પ્રજાનો મોટરો તરફ પક્ષપાત વધવાને લીધે અને ઘોડાગાડી તરફની સહાનુભૂતિ ઓછી થવાને કારણે જ ઘોડાગાડીવાળા પણ બેકારીના ખપ્પરમાં હોમાતા ચાલ્યા છે. અવરજવરના વાહન તરીકે યંત્ર કરતાં ઢોરનો ઉપયોગ સાચેસાચ મોંઘો પડતો હોત તો તો ગાડાં ને ગાડીઓ ક્યારનાં ય બંધ થઈ ગયાં હોત, અદૃશ્ય થઈ ગયાં હોત! આવી સ્થિતિ જોવાનો વખત આવે તો, તેની ના કહેવાય તેમ નથી. પણ જ્યાં સુધી આપણાં ગામડાંના ખેડૂતોની દુર્દશા દૂર કરીને મૂળમાંથી જ ભારતવર્ષનો પુનરુદ્ધાર કરવા કેડ ન બાંધીએ ત્યાં સુધી તો એ વખત દૂર દૂરનું માત્ર સ્વપ્નું જ છે.

યંત્રયુગને તિરસ્કારવાનો કે ઉતારી પાડવાનો આ લેખનો આશય નથી પરંતુ પુનરુદ્ધારની યોજના વિચારપૂર્વક મૂળમાંથી જ અમલમાં ન આવે ત્યાં સુધી હિંદ જેવા દેશની વર્તમાન મુશ્કેલીઓનો ઉકેલ યંત્રયુગ એકલો લાવી શકનાર નથી. એટલે અત્યારે તો સૌ કોઈને માટે શક્ય અને સરળ હોય એવો જ માર્ગ વિચારવાનો રહે છે. એક ગાય, બળદ, ઘોડો કે ગાડું રાખવું એ હરકોઈ કુટુંબ માટે સહેલું છે, જ્યારે મોટર, એંજિન કે પંપ રાખવો એ હરકોઈને માટે સહેલ નથી. સર્વસામાન્ય ઉદ્ધારની યોજનામાં મૂળભૂત આવશ્યક આર્થિક અંગો ગણાય એવાં દૂધાળાં ઢોર, બળદ, ઘોડો કે ગાડું રાખનારને રાષ્ટ્રીય મહાસભામાં તેમજ સરકારી ધારાસભાઓમાં મતાધિકાર શા માટે ન મળવો જોઈએ ?

આવતી મહાસભાની બેઠક સ્ટેશનથી લગભગ દશેક માઈલ દૂર એવા હરિપુરમાં ભરાવાની છે ત્યાં આવનાર શહેરીઓને ગાડામાં જવાનું જ યોજ્યું હોય તો તે વસમું લાગે પણ એમાંથી એક લાભ જરૂર મળે, અને તે એ કે ખેડૂતોની દયાજનક દુર્દશાનું દૃશ્ય નજરોનજર નિહાળવાની શહેરી લોકોને તક પ્રાપ્ત થાય. એ જોઈને એમને જરૂર ભાન આવે કે પોતાના જ સંખ્યાબંધ ખેડૂતબંધુઓ દુઃખદારિદ્રના કીચડમાં કળી જતા મૂકીને તેવાં પોતે ઝડપભેર આગળ વધ્યે જાય છે. વળી હાડપિંજર જેવા બળદો મરણોન્મુખ દુર્દશામાં કેવી રીતે બોજો ઢસડતા હોય છે. એ નજરે જોઈને તેમના હૃદયમાં સાચી હમદર્દી પ્રગટે અને પરિણામે આ કરુણ દશા નાબૂદ કરવાનો નહિ, તો છેવટે તેને હળવી કરવાનો, સુધારવાનો સાચો ઉપાય શોધતા તો એ જરૂર થાય. અત્યારનો શહેરી ધંધાદારી માણસ પ્રેમ અને ધર્મની લાગણીથી ગણતરી કરવા માટે ટેવાયલો નહિ હોવાથી ફક્ત પૈસાની દૃષ્ટિથી જ બધી ગણતરી કરતો માલૂમ પડે છે. જીવનમાં ભોગવી શકાય એટલી સુખસગવડો એ ભલે ભોગવે, પણ એનો અંતરાત્મા ખેડૂતોની દુર્દશા પિછાનતો રહે, એમને અનુકંપા અને ધર્મભાવનાથી ચહાતો રહે એ ખાસ આવશ્યક છે.

# ચીનજાપાન યુદ્ધ

ડુંગરશી ધરમશી સંપટ

પાંચપાંચ હજાર વર્ષો થયાં જગતની શ્રેષ્ઠ સંસ્કારિતાની ટોચે બેસનાર ચીન હવે વૃદ્ધ થયું છે. એને અફીણ અને સનાતનતા ખાઈ ગઈ છે. વૃદ્ધ, જર્જરીત અને કુસંપીલું ચીન હવે લોહીમાંસના ભૂખ્યા ગીધોનાં ટોળાંથી વીંટાઈ ગયું છે. ઝપટ મારીને એક ગીધ એના માંસલોહીનો મોટો ટુકડો તોડી લે છે. એટલે બીજાં શિકારી ગીધો એનું અનુકરણ કરે છે. પોતાનાં કુસંપ અને વૃદ્ધત્વમાં અશક્ત બનેલું ચીન ક્યારેક ક્યારેક સામું થઈ એમને હાંકી કાઢવા પ્રયત્નો કરે છે. છતાં લોહીનરસ્યા ગીધો એને ફોલી નાંખે છે. હમણાંહમણાં એના યુવાનોમાં ધૈર્ય, ઉત્સાહ, શૌર્ય, વીર્ય, તેજ દેખાય છે, પરંતુ પાશ્ચિમાત્ય યંત્રવાદ અને વિજ્ઞાન, રસાયણશાસ્ત્ર વિગેરેના અપૂર્ણ સહકારથી ચીનમાં યુવાનોનું પાણી સ્પષ્ટ થતું નથી, પરંતુ એકે એક યુવાન સ્વદેશને માટે પ્રાણત્યાગ કરવા તૈયાર છે.

ચીનનો પાંચ હજાર વર્ષોનો ક્રમબદ્ધ ઇતિહાસ મળે છે. એના જેવી દીર્ઘ જાહોજલાલી બીજા કોઈ પણ જગતના દેશે ભોગવી નથી. ચીનમાં જુદીજુદી શહેનશાહતો ત્રણસોથી આંઠસો વરસોના ગાળાઓ ભોગવીને નાશ પામી છે. પરંતુ કોઈ સુંદર કુદરતના સુમેળથી એ દરેક શહેનશાહત સૂર્યની પેઠે ઝળહળી ઊઠી છે. પ્રગતિ, સુધારા, સાહસ, વિજય, પરાક્રમો, કળા, સાહિત્ય, ધર્મ, ઉદ્યોગ, શક્તિમાં દીનપ્રતિદીન ચીન આગળ ધસતું હતું. એણે જગત પાસે નવીન અને મહાન ઉપયોગી શોધો મૂકી હતી. દારૂગોળો પ્રથમ ચીને શોધી કાઢયો. તોપો અને બંદૂકોની શોધનું મૂળ પણ ચીન હોવાનો સંભવ છે. છાપખાનાનાં બીબાં પણ ચીને જ શોધી કાઢ્યાં. પુસ્તકો પણ ચીનમાં જ પ્રથમ છપાયાં. લાયબ્રેરીની સ્થાપના પણ ચીનમાં થઈ. લાકડાનાં બીબાંઓથી સેંકડો પુસ્તકો ચીના ગ્રંથકારો છાપવા લાગ્યા. ચીનના શહેનશાહો હજારો અને લાખો વોલ્યુમોથી ભરેલી પુસ્તકશાળાઓ સ્થાપવા માંડ્યા.

લોટાનાં હથિયારોનો પ્રથમ ઉપયોગ ચીનમાં થયાનું જણાય છે. ચા જેવી વસ્તુ જગતમાં કરોડો પાઉંડની વપરાય છે તેના પણ શોધકો ચીનાઓ છે. રેશમના કીડા શોધવાનું માન પણ ચીના ખાટી જાય છે. ચીના શહેનશાહો મોટા વિજેતાઓ હતા. એમની શહેનશાહત જગતના મોટા ભાગમાં ફેલાયેલી હતી, છતાં એ શહેનશાહોએ ચીનમાં અતિ સુંદર સ્થાપત્યકામો બાંધ્યાં છે. પથ્થર અને લાકડાં ઉપર સુંદર વેલબુટ્ટાં અને પક્ષીઓની કોતરણી કરાવી છે. સરસ સમાધિઓ, મંદિરો, મહેલો, સ્મૃતિચિહ્નો મૂક્યાં છે. સંગીતમાં સારો ફાળો આપ્યો છે. સાહિત્યમાં પણ સરસ કાવ્ય, નાટક, નવલિકાઓ લખાયી છે.માટીનાં ચિત્રવાળા ચીની કામની કળાને શ્રેષ્ઠ પદવી ઉપર મૂકી છે. ચીન એ સમયે કળા, કૌશલ્ય, ઉદ્યોગ અને શક્તિનું પ્રતિક હતું. બીજા દેશો એની મહાનતા અને વિશાળતા પાસે મગતરા જેવા હતાં. ઇંગ્લંડ તો એને કોઈ અતિ મહાન રાજ્ય સમજતું હતું.

બસો વરસો ઉપર મંચુઓના હાથમાં ચીનની અધોગતિ શરૂ થઈ છે. યુરોપીય મહારાજ્યોને એની નબળાઈની આછી ખબર પડી. એ વીંખાવા મંડયું. એનાં તેજ, ઓજસ, અને પ્રતિભા ઓસરી ગયાં. એમાં અફીણની બદી આવી, એમાં વડીલોની કરેલી શોધોમાં સુધારો નહિ કરવાની રાજ્યાજ્ઞાઓ પ્રવર્તી, એમાં મંચુઓની ચોટલીઓ આવી. સાથે નવીનતા અને આધુનિકતા ઉપરે તિરસ્કાર પણ આવ્યો. યુરોપનાં મહારાજ્યો એની પાસે હક્કો મેળવવા લાગ્યાં. ઈગ્લંડે હોંગકોંગ મેળવ્યું, ફ્રાન્સે ઇન્ડોચાઇના લીધું, જર્મનીએ પણ એક મજાનો બચકારૂપ પ્રાંત પડાવ્યો. રશિયાએ પણ મોટું થાણું સ્થાપ્યું. અફીણનો વેપાર બંધ કરવા જતાં અંગ્રેજોએ લડાઈ જાહેર કરી. બોક્ષર યુદ્ધમાં જર્મની અને મિત્રરાજ્યોએ ચીનને ખૂબ ચૂસ્યું. ત્યાં સડો પેઠો હતો, કોઈની સામે પડવાની ચીનમાં હિંમત રહી નહિ. એ બધાનું શિકાર બન્યું. માત્ર અમેરિકા એકલું એને સહકાર આપતું હતું.

જાપાન સુધારામાં તદ્દન નવો દેશ છે. એનું અસ્તિત્વ અને શહેનશાહત તો ઘણાં જૂનાં છે. પરંતુ એણે ચીન સિવાય બીજા કોઈ દેશ સાથે પ્રાચીન કાળથી જ સંપર્ક રાખ્યો નહોતો. એ ચીનનું અનુગામી હતું. ચીનને જ પોતાના આદર્શરૂપ ગણતું હતું. એને નહોતી મહત્ત્વાકાંક્ષા કે નહોતી બીજા દેશો જીતવાની ઇચ્છા. એ પોતાના દેશપૂરતું જ જીવતું હતું. એના રાજા મિકાડોએ પોતે દેવની પેઠે અદ્રશ્ય અને અસ્પૃશ્યાદિ સર્વે સત્તા પોતાના પ્રધાન સોગોનને સોંપી દીધી. સેંકડો વરસો સુધી આ સોગોનોએ રાજ્યનું શાસન કર્યું. એને જમીનદાર ક્ષત્રિયવર્ગ મદદ કરતો હતો. જાપાને ચીનની સંસ્કૃતિ સ્વીકારી. એનાં અક્ષર, લિપિ, એની ભાષા અને એનાં સાહિત્ય ફેરફારો સાથે પોતાનાં કર્યાં. ચીનનો બુદ્ધધર્મ અને વડીલપૂજા પણ લીધી. એ રાજ્યે જગત સાથેનો સંપર્ક તોડી નાંખ્યો હતો. એ ટાપુઓની પ્રજા આત્મસંતોષી હતો. એનો વિકાસ રૂંધાઈ ગયો હતો.

જગતમાં બહુ થોડી વ્યક્તિ અને સંસ્થાઓ પોતાની પ્રાચીન મેળવેલી સત્તાને છોડે છે. પરંતુ સોગોનોએ સ્વેચ્છાથી એવી સત્તા મિકાડોનો હાથમાં સોંપી. મહાન મેઇજી મિકાડો રાજ્યગાદી ઉપર આવ્યો. એણે શાસન સંભાળી લીધું. જાપાની બંદરમાં અમેરિકન એડમીરલ આવી પોતાની મનવારોની લાંબી તોપોથી જાપાનને ડરાવી ગયો. જાપાન સમજ્યું. પોતાની નિર્બળતા એને સાલી. તે દિવસથી એ પાશ્ચિમાત્ય સુધારાનો અનુયાયી થયો. હજારો જાપાનીઝ અમીર યુવકો અમેરિકાની સ્ટીમરોમાં ખલાસીઓ થઈને વગરફીએ અમેરિકા પહોંચ્યા. ત્યાં ચાર કલાક શારીરિક મહેનત કરીને મજૂરી મળતી તે ઉપર નિર્વાહ કરી બાકીનો સમય અભ્યાસમાં ગાળતા હતા. આવી રીતે જાપાનીઓ એક પણ પાઈ ખર્ચ્યા વગર પરદેશની વિદ્યા ભણીને આવ્યા. જાપાન પશ્ચિમની વિદ્યા અને વિજ્ઞાનનું શલ્ય બન્યું. માર્કવીસ ઇટો, એડમિરલ તોગો, માર્કવીસ કોમુરા જેવા મહાન પુરુષો આ રીતે જાપાનમાં પાક્યા

જાપાને યુરોપનો યંત્રવાદ સ્વીકાર્યો, યુરોપના સુધારા અને હુન્નર ઉદ્યોગોને પણ પોતાના તરીકે અપનાવ્યાં. યુરોપનું શિક્ષણ, યુરોપની વિદ્યા, યુરોપનું વિજ્ઞાન, યુરોપની ચૂંસણનીતિ, યુરોપની તૃષ્ણા એ સર્વે એણે સ્વીકાર્યાં. જાપાને પોતાને ત્યાં મોટાં કારખાના બાંધ્યાં યંત્રોની સરસ નકલો કરી તેમાં વસાવી. વસ્તુઓની મોટે પાયે સામુદાયિક પેદાશ કરવા માંડી. ઘણી બાબતોમાં જાપાન પોતાના ગુરુઓ કરતાં પણ પ્રગતિશીલ થયું. એણે પશ્ચિમની ખર્ચાળ રીતભાતો સ્વીકારી નહિ. એણે યુરોપની પેઠે યંત્રોની મદદથી સસ્તી, અણટકાઉ અને દેખાવડી

જગતનાં ઘણાં સંસ્થાનો એશિયા, આફ્રિકામાં ગ્રેટબ્રિટન અને ફ્રાન્સના હાથમાં છે. એને સ્પર્શ કરી શકાય તેમ નથી. માત્ર ચીન નધણિયાતું છે. જાપાન જેવા બહારવટિયાને અનુકૂળ એ પ્રદેશ છે.

જાપાનને જગતના સર્વશ્રેષ્ઠ ઔદ્યોગિક દેશ થવું છે. ઉદ્યોગો વગર લક્ષ્મી વરતી નથી. લક્ષ્મી વગર યંત્રવાદ નભતો નથી. યંત્રવાદ વગર લશ્કરી સાર્વભૌમત્વપણું મેળવાતું નથી. લશ્કરી સાર્વભૌમત્વ વગર મોટું સામ્રાજ્ય પ્રાપ્ત થતું નથી. જાપાન પાસે યંત્રો, હુન્નર, ઉદ્યોગ વેપાર, વહાણવટું, શરાફી એ બધું છે પરંતુ કાચા માલો એના પ્રદેશમાં નથી. કાચા માલ વગર એનો ઉદ્યોગવાદ જમણા હાથ વગરનો છે. એને કપાસ માટે હિંદ અને અમેરિકાની ગરજ છે. લોટા માટે અમેરિકાની લાચારી છે. ઊન માટે ઓસ્ટ્રેલિયાની ખુશામત કરવી પડે છે. ખાંડ માટે જાવાને પ્રસન્ન રાખવું પડે છે. જૂટ માટે હિંદમાં આવવું પડે છે એ એને બહુ સાલે છે. જગતના પચાસ ટકા કાચાં દ્રવ્યો અમેરિકા, રશિયા, અંગ્રેજ, ફ્રાન્સ પોતાના પ્રદેશોમાંથી મેળવી શકે છે. બહારવટે ચડેલા જાપાન, જર્મની અને ઈટલી પાસે માત્ર પાંચથી સાત ટકા જ કાચાં દ્રવ્યોની સગવડ છે. એટલે આ રાજ્યો સંસ્થાનો માટે ઝૂરે છે.

ચીન મોટો પ્રદેશ છે. હજી એની પાકી સરવે થઈ નથી. પરંતુ ઉત્તર ચીનમાં મોટી કોલસાની ખાણો છે. લોટાની પણ ખાણો છે. ઉત્તર ચીનમાં ઘણી ધાતુઓ ભૂગર્ભમાં છુપાયેલી પડી છે. જાપાનને કાચા પદાર્થો માટે સ્વતંત્ર થવું છે. એટલે ચીનના આ પ્રદેશમાં કુદૃષ્ટિ ફેંકી છે. એને જગતની આંખમાં ધૂળ નાખવી છે. પોતે પ્રજાસંઘનો સભ્ય હતો એટલે એનાથી ચીનને ફોલી ખવાય તેમ નહોતું. એટલે એણે પ્રજાસંઘમાંથી રાજીનામું આપ્યું. એ હવે તદ્દન સ્વતંત્ર છે. એને રશિયાની મોટી બીક છે, તેથી એણે જર્મની અને ઈટલી જોડે સંધિ કરી માર્ગ સાફ કર્યો છે. એણે યુરોપનાં કોઈ મહારાજ્યો સાથે ખાનગી સંધિઓ કરી માર્ગ સાફ કર્યો હોય એમ જણાય છે. એણે જર્મની અને ઈટલી સાથે સંગઠન કર્યા છે. અમેરિકાની ચીન પ્રત્યે દિલસોજી છે, પરંતુ આવા મજબૂત સંગઠિત રાષ્ટ્રની સામે લડાઈ કરી માત્ર ચીન ખાતર મોટો ભોગ આપવા અમેરિકા તૈયાર નથી. રશિયાએ ચીન સાથે સંધિ કરી છે. પરંતુ ઈટલી અને જર્મનીની સહાયવાળા જાપાનને પડકારવા પહેલાં સ્ટેલીન હજાર વાર વિચાર કરશે.

યુરોપમાં ફેસિસ્ટ રાજ્યો જેવાં કે જર્મની, ઈટલી, પોર્ટુગલ, ઓસ્ટ્રીઆ, હંગરી વિગેરે પગથી તે માથા સુધી હથિયારબંધ થયાં છે. એટલે અંગ્રેજો અને ફ્રેંચો માટે યુરોપમાં પોતાનું સંભાળવા માટે ઘણું કામ પડ્યુ છે. ચીનને એ દેશો કાંઈ મદદ કરવા ધારે તો 'કરી શકે તેમ નથી. જાપાને પોતાનો લાગ જોયો છે. એ લડાઈ જાહેર કર્યા વગર ચીન ઉપર તૂટી પડ્યું છે. એણે કાંઈ લડાઈ માટે મહત્ત્વનું બહાનું પણ શોધ્યું નથી. માત્ર એ જાપાનીઓને ચીનના વિમાનોના મથકમાં ચોરીછૂપીથી પ્રવેશ કરતાં ચીને પકડ્યા. એવાં એ ત્રણ નજીવાં બહાનાં ઉપર ચીન ઉપર એણે આક્રમણ કર્યું છે. ગઈ સાલ પણ એવી જ રીતે એણે ઉત્તર ચીનનો જેહોલી પ્રાંત લીધો હતો. ચીનની બારસો માઈલ લાંબી પ્રાચીન પહોળી દીવાલ બેદી એ અંદર આવ્યો પહોંચ્યો હતો. પ્રજાસંઘે એને અટકાવ્યો નહોતો. મોટાં નવ રાજ્યો જેમણે ચીનની જમીન ઉપર આક્રમણ નહિ કરવાના કરારો કર્યા હતા તે પણ એને વારી શક્યાં

ચીનમાં તેટલીજ અવ્યવસ્થા છે. ત્યાં ત્રણ સત્તાઓ મુખ્ય છે. એક સત્તા સુન યાટ સેને સ્થાપેલી નાન્કીંગની સત્તા અથવા સરકાર છે. સને ૧૯૨૭ સુધી એ રશિયાની સોવિયટ અસર નીચે હતી. રશિયાનો બોરોડીન એનો સલાહકાર હતો. પરંતુ પાછળથી મૂડીવાદીઓના પ્રતિનિધિ ચંગ કૈ શાક એને અને રશિયન લાગવગને કાઢી મૂક્યાં. એણે ચીનનું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. ચીનનો મોટો ભાગ એના કબજામાં છે. માર્શલ ચંગ કૈ શાક ડીક્ટેટર જેવી સત્તા ભોગવે છે. બીજું પ્રજાસત્તાક રાજ્ય કેન્ટોનનું છે. એમાં સુન યાટ સેનના સિદ્ધાન્તો મુજબ રાજ્યશાસન ચાલે છે. એનો નાન્કીંગ સાથેનો સહકાર છે. ત્રીજી સત્તા સામ્યવાદીઓ એટલે કૉમ્યુનિસ્ટોની છે. ચીનના અંદરના અગમ્ય પ્રદેશોમાં પચાસ લાખ સામ્યવાદીઓ વસે છે. એમને વિષે બહુ જ થોડું જણાયું છે. પરંતુ ચીનમાં મોટા મોટા સરદારો અમુક પ્રાંતો પચાવી સ્વતંત્ર થાય છે. એમની હારમાળા ચાલીજ આવે છે. ક્યારેક તેઓ પરદેશીઓનાં હથિયાર બની બળવા કરાવે છે. ક્યારેક લૂંટફાટો કરે છે. ક્યારેક માંહોમાંહે લડે છે. ક્યારેક નાન્કીંગ સરકાર સાથે લડે છે. નાના સરદારો લૂટારુઓ બને છે. મોટા સરદારો સ્વતંત્ર રાજાઓ બની મોટાં લશ્કરો નિભાવે છે. ભયંકર અત્યાચારો, મારામારી અને જુલમો થાય છે ને વચ્ચે પ્રજા કચરાય છે. જાપાનને ઠીક લાગ ફાવે છે. ઘણા સરદારો જાપાન સાથે મળી ગયા છે. ચીનને નબળું પાડનાર આ સરદારો છે.

ચીનમાં ચાલીસ કરોડ મનુષ્યોની ગીચ વસ્તી કહેવાય છે. તેનો મોટો ભાગ જાપાનની અત્યંત વિરુદ્ધ છે. જાપાનીઓ સાથે એમને હૃદયનો ભારે દ્વેષ છે. એ ત્રણ વરસોની જ વાત છે. શૅંગાઈ ઉપર ભયંકર જાપાનીઝ હલ્લાને ૯૯ની ચીની યુવાનોની પલટને અસાધારણ બહાદુરીથી મારી હઠાવ્યા હતા. જગતે એની બહાદૂરીની ભારે કદર કરી હતી. ચીનમાં યુવાનો છે.—તેઓ બળ અને શક્તિવાળા છે, એમને રૂંવેરૂંવે સ્વદેશાભિમાન જાગૃત છે. ચીને હમણાં હમણાં મનુષ્યસંહારક યંત્રો બ્રિટન અને અમેરિકા પાસેથી ખરીદ કર્યા છે. એનાં પોતાનાં સંહારક શસ્ત્રોનાં નાનાંનાનાં કારખાનાંઓ છે. પરંતુ ચીન આ વિષયમાં જાપાનના મુકાબલે ઘણું નબળું છે. એની લશ્કરી તૈયારીઓ ગંજાવર નથી. એની પાસે ઝેરી ગ્યાસ નથી. એના વિમાનીઓ વિમાનોમાંથી બૉંબ ફેંકવાનો પૂરો અનુભવ ધરાવતા નથી. એની પાસે જાપાનની મોટી ભયંકર મનવારોનો સામનો કરવાનાં સાધનો નથી. ચીન પાસે છેલ્લામાં છેલ્લી ટબનાં હથિયારો છે પરંતુ એનો અનુભવ એના સૈનિકો માટે નવો છે. માત્ર શૌર્યથી આ જમાનામાં શું થાય ?

જાપાનને પોતાનું સામ્રાજ્ય ફેલાવવાની ભારે ભૂખ છે. એ પોતાની વધતી જતી વસ્તીનું બહાનું કાઢે છે. એની પોતાના ટાપુઓની વસ્તી સાત કરોડને આશરે છે. બધા પ્રદેશોના જાપાનીઓ લગભગ આઠ કરોડ જેટલાં છે. એની વસ્તીનો વધારો, સારાં પ્રમાણમાં એટલે હજારે અઠ્ઠાવીસ લગભગ છે. યુરોપની કેટલીક બળવાન પ્રજાઓની પેઠે જાપાન પણ પોતાની વસ્તીના વધારા માટે પૂરતી તકેદારી રાખે છે. એને કોરિયા મળ્યું પરંતુ માત્ર દશ લાખ જાપાનીઓથી વધારે એ ભરચક ગીચ વસ્તીવાળા પ્રદેશમાં મૂકી ન શકાયાં. અને મંચુરિયા મળ્યું, પરંતુ મંચુરિયામાં નાના નાના કરોડ જેટલા ચીના એકારો વસે છે. એટલે ત્યાં પણ જાપાન વિશાળ સંસ્થાન જાપાનીઝ પ્રજામય બનાવી શકે તેમ નથી. એના બીજા દેશો પણ ગીચ વસ્તીવાળા છે. એટલે જાપાન પોતાની વધતી જતી પ્રજાને માટે પ્રદેશો શોધે છે. હવે

જગતનાં ઘણાં સંસ્થાનો એશિયા, આફ્રિકામાં ગ્રેટબ્રિટન અને ફ્રાન્સના હાથમાં છે. એને સ્પર્શ કરી શકાય તેમ નથી. માત્ર ચીન નધણિયાતું છે. જાપાન જેવા બહારવટિયાને અનુકૂળ એ પ્રદેશ છે.

જાપાનને જગતના સર્વશ્રેષ્ઠ ઔદ્યોગિક દેશ થવું છે. ઉદ્યોગો વગર લક્ષ્મી વરતી નથી. લક્ષ્મી વગર યંત્રવાદ નભતો નથી. યંત્રવાદ વગર લશ્કરી સાર્વભૌમત્વપણું મેળવાતું નથી. લશ્કરી સાર્વભૌમત્વ વગર મોટું સામ્રાજ્ય પ્રાપ્ત થતું નથી. જાપાન પાસે યંત્રો, હવા, ઉદ્યોગ વેપાર, વહાણવટું, શરાફી એ બધું છે પરંતુ કાચા માલો એના પ્રદેશમાં નથી. કાચા માલ વગર એનો ઉદ્યોગવાદ જમણા હાથ વગરનો છે. એને કપાસ માટે હિંદ અને અમેરિકાની ગરજ છે. લોટા માટે અમેરિકાની લાચારી છે. ઊન માટે ઑસ્ટ્રેલિયાની ખુશામત કરવી પડે છે. ખાંડ માટે જાવાને પ્રસન્ન રાખવું પડે છે. જૂટ માટે હિંદમાં આવવું પડે છે એ એને બહુ સાલે છે. જગતના પચાસ ટકા કાચાં દ્રવ્યો અમેરિકા, રશિયા, અંગ્રેજ, ફ્રાન્સ પોતાના પ્રદેશોમાંથી મેળવી શકે છે. બહારવટે ચડેલા જાપાન, જર્મની અને ઈટલી પાસે માત્ર પાંચથી સાત ટકા જ કાચાં દ્રવ્યોની સગવડ છે. એટલે આ રાજ્યો સંસ્થાનો માટે ઝૂરે છે.

ચીન મોટો પ્રદેશ છે. હજી એની પાકી સરવે થઈ નથી. પરંતુ ઉત્તર ચીનમાં મોટી કોલસાની ખાણો છે. લોટાની પણ ખાણો છે. ઉત્તર ચીનમાં ઘણી ધાતુઓ ભૂગર્ભમાં છુપાયેલી પડી છે. જાપાનને કાચા પદાર્થો માટે સ્વતંત્ર થવું છે. એટલે ચીનના આ પ્રદેશમાં કુદૃષ્ટિ ફેંકી છે. એને જગતની આંખમાં ધૂળ નાખવી છે. પોતે પ્રજાસંઘનો સભ્ય હતો એટલે તેનાથી ચીનને ફોલી ખવાય તેમ નહોતું. એટલે એણે પ્રજાસંઘમાંથી રાજીનામું આપ્યું. એ હવે તદ્દન સ્વતંત્ર છે. એને રશિયાની મોટી બીક છે, તેથી એણે જર્મની અને ઈટલી જોડે સંધિ કરી માર્ગ સાફ કર્યો છે. એણે યુરોપનાં કોઈ મહારાજ્યો સાથે ખાનગી સંધિઓ કરી માર્ગ સાફ કર્યો હોય એમ જણાય છે. એણે જર્મની અને ઈટલી સાથે સંગઠન કર્યા છે. અમેરિકાની ચીન પ્રત્યે દિલસોજી છે, પરંતુ આવા મજબૂત સંગઠિત રાષ્ટ્રની સામે લડાઈ કરી માત્ર ચીન ખાતર મોટો ભોગ આપવા અમેરિકા તૈયાર નથી. રશિયાએ ચીન સાથે સંધિ કરી છે. પરંતુ ઈટલી અને જર્મનીની સહાયવાળા જાપાનને પડકારવા પહેલાં સ્ટેલીન હજાર વાર વિચાર કરશે.

યુરોપમાં ફેસિસ્ટ રાજ્યો જેવાં કે જર્મની, ઈટલી, પોર્ટુગલ, ઑસ્ટ્રીઆ, હંગરી વિગેરે પગથી તે માથા સુધી હથિયારબંધ થયાં છે. એટલે અંગ્રેજો અને ફ્રેંચો માટે યુરોપમાં પોતાનું સંભાળવા માટે ઘણું કામ પડ્યુ છે. ચીનને એ દેશો કાંઈ મદદ કરવા ધારે તો કરી શકે તેમ નથી. જાપાને પોતાનો લાગ જોયો છે. એ લડાઈ જાહેર કર્યા વગર ચીન ઉપર તૂટી પડ્યું છે. એણે કાંઈ લડાઈ માટે મહત્ત્વનું બહાનું પણ શોધ્યું નથી. માત્ર બે જાપાનીઓને ચીનના વિમાનોના મથકમાં ચોરીછૂપીથી પ્રવેશ કરતાં ચીને પકડ્યા. એવાં બે ત્રણ નજીવાં બહાનાં ઉપર ચીન ઉપર એણે આક્રમણ કર્યું છે. ગઈ સાલ પણ એવી જ રીતે એણે ઉત્તર ચીનનો જેહોલી પ્રાંત લીધો હતો. ચીનની બારસો માઈલ લાંબી પ્રાચીન પહોળી દીવાલ ભેદી એ અંદર આવ્યો પહોંચ્યો હતો. પ્રજાસંઘે એને અટકાવ્યો નહોતો. મોટાં નવ રાજ્યો જેમણે ચીનની જમીન ઉપર આક્રમણ નહિ કરવાના કરારો કર્યા હતા તે પણ એને વારી શક્યાં

નહોતાં. એને કટકે કટકે ચીનને ખાઈ જવું છે. પૅસિફિક મહાસાગરના એકલા અધ્યક્ષ થવું છે. આ વખતે પણ ચીને પ્રજાસંઘને અપીલ કરી છે. પણ પ્રજાસંઘ જગતની દૃષ્ટિમાં નપુંસક બન્યું છે.

ચીન લાચાર બન્યું છે. એણે પોતાની શક્તિ પ્રમાણે આગમચેતી કરી યુદ્ધનાં સંહારક આયુધોને વસાવ્યાં છે. પરંતુ એની શક્તિ જાપાનના મુકાબલે ઘણી ઓછી છે. એણે કરોડો પાઉંડની લોન કાઢી છે. પોતાના અઢાર વર્ષ સુધીના યુવકોને એણે લડાઈ માટે બોલાવ્યા છે. જાપાનના લશ્કરીવાદનો પરાજય કરવા એણે ભગીરથ પ્રયત્ન કર્યો છે. એને કોઈની સહાયની આશા રાખવી નહિ. પોતાના બળ ઉપર ઝૂઝવાનું છે. શૅંગાઈ મુકામે સખત લડાઈઓ ચાલે છે. એ ખૂબ લંબાશે. જાપાનના લશ્કરી યંત્રવાદ સામે ચીનનું શૌર્ય ટકી શકે એ જગતને સંભવિત લાગતું નથી. ચીનનાં એક પછી એક શહેરો જાપાન લેશે. પરંતુ ચીનના યુવાનો મરણિયા થઈ લડે તો જાપાનને ભારી પડશે. જાપાને દરયાઈ અને આકાશી સરસાઈ મેળવી છે. એની મનવારોની લાંબી તોપો અને એનાં વિમાનો ચીનમાં અપાર નુકસાન કરે છે. જાનમાલનો ભયંકર કચ્ચરઘાણ વાળે છે. બીજાં રાજ્યો જાપાનને કોઈ પ્રદેશ અપાવી સમાધાન કરવા આતુર છે. પરંતુ ચીન હારે તેની વાટ જોવાય છે. જાપાન બહુ મજબૂત બને તે જોવા મિત્રરાજ્યો રાજી નથી. જાપાનમાં હમણાં લશ્કરી રાજ્યનું શાસન ચાલે છે. એનું બળ ફાટફાટ થાય છે. ચીન જેવા નબળા રાજ્યને પચાવી નાખવા એ ગીધ બેઠું છે.

જાપાને ચીનનો કેટલોક પ્રદેશ કબજે કર્યો છે. મહારાજ્યો પોતે આ મહાયુદ્ધમાં ન સપડાય તેની ભારે તકેદારી રાખે છે. આજે કોઈ નિર્બળનું બેલી નથી. જાપાનને મોટી મહત્ત્વાકાંક્ષાઓ છે. એની પ્રજા થોડાં વરસોમાં દશ કરોડ જેટલી થશે. એણે પોતાના વિકસતા ઉદ્યોગોથી જગતની બજારોનો દિગ્વિજય કર્યો છે. હવે એશિયાના પ્રદેશ ઉપર એની આંખ છે. હિંદ ઉપર પણ છે. એ નધણિયાતો પ્રદેશ શોધે છે. હિંદ જેવો કાચી ધાતુઓથી સમૃદ્ધ દેશ પણ એને જોઈએ છે. ઇટલી ૪૮ રાજ્યોની સામે અટ્ટહાસ્ય કરી હબસીનિયા ખાઈ ગયું હવે જાપાનની ઉત્તર ચીન ઉપર દાઢ છે.

# અશ્રુશેષ કથા

હરિશ્ચંદ્ર ભટ્ટ

[ગુલબકી]

વિસ્તરેલ કાલની અસીમ વ્યોમમાં વહ્યા
અનેક સ્રોત સંસ્કૃતિ
તણા, અને સરસ્વતી
ડૂબી, ભુલાઈ એકથા........ ૧

× × ×

તહીં હિમાદ્રીખીણમાં
ઊંચે ઊંચે ઊંચે જતા
ઊભેલ દેવદારમાં, વસંત પૂર્ણિમા સમે........
અગાધ અંધકારની અમાસ રાત્રિએ કદી........
વને વને ભમે અને
સમીર મંદ શેં રુવે? ૨

વૃંદગાન
પક્ષીના, નિનાદકેલિ
કૂજને મયૂર મત્ત નૃત્યમાં રમે, અને
હિમાનીને ભરે છે સાન્ધ્ય રશ્મિ, રંગ રેલતા
અને ઊંચે ઊંચે જતા
ઊભેલ દેવદારમાં. ૩

પરંતુ માનસેથી હંસ
દૂર દેશ કે વિદેશ
જાયને કહે કથા:
"સમીર મંદ
દેવદાર વૃક્ષમાં રૂવે, પડે છે

ઓસબિંદુ, અશ્રુબિંદુ,
ભારતી તણી કથા
વૃથા, યુગાન્તરોની વાત
શેં કરું ? નહિ કરું....
યુગાન્તરોની એ કથા
ભુલાય ના, ભુલાય ના....
પરંતુ કાલઅબ્ધિમાલના દિગન્તરાલમાં
વિસ્તરેલ માતૃભોમ-
ની, યશસ્વી કીર્તિનું
પ્રતિક શોધતો ફરું
ન વિસ્મરું." ૪

x x x

કાલની અનંત એ અસીમ ભોમમાં વહ્યા
અનેક સ્રોત, સંસ્કૃતિ
તણા, અને સરસ્વતી
તણી, થઈ છ અશ્રુશેષ
એ કથા. ૫

# મહાયુદ્ધ પછીનું જગતનું રાજ્યપ્રકરણ×

રામભાઈ પરેલ

**યુ**રોપીય રાજકારણ અને એની સાથે વિશ્વરાજકારણ એટલા જોરથી જગદ્વ્યાપી ઘુમરી ખાઈ રહ્યું છે કે એક વર્ષ ઉપર લખાયેલા પુસ્તકમાં આલેખાયેલા બનાવોમાં મહત્ત્વનાં પરિવર્તનો થઈ ગયાં છે. સામ્રાજ્યવાદની મચ્છજાળમાં આજે આખું જગત એટલી વિપરીત રીતે જકડાઈ ગયું છે કે કોઈ પણ મહારાષ્ટ્રમાં એક ધક્કો ને આખા જગત-રાજકારણનાં પાણી ભરતીઓટે ચઢી જાય છે. યુરોપીય કે પેસિફિક ભૂમિ ઉપર એક બનાવ અને આખા સામ્રાજ્યવાદી રાષ્ટ્રોમાં ચાલુ 'બેલેંસ ઑવ પાવર્સ'ની તુલા હતી ન હતી થઈ જાય છે. ૧૯૧૪ અને ૧૯૩૭! ઇતિહાસ અને રાજકારણના અભ્યાસીઓને એ બંને સાલોની દુનિયા કેવી સાવ જુદી લાગે છે? ૧૯૧૪ની સાલ મહાયુદ્ધને કારણે જગતઇતિહાસના એક મહત્ત્વના સિમાચિહ્ન તરીકે લેખાય છે, પણ એ જ મહાયુદ્ધજનિત મહાયુદ્ધ પછીની દુનિયામાં ૧૯૨૯ની અભૂતપૂર્વ વિશ્વવ્યાપી આર્થિક મંદી અને એણે ઉત્પન્ન કરેલ છેલ્લાં વરસોની આંતરરાષ્ટ્રીય સમસ્યાઓનું એકેએક વર્ષ આધુનિક જગતઇતિહાસના મહત્ત્વના સિમાચિહ્નો થતાં જાય છે!

સામ્રાજ્યવાદોની અંતઃસ્થ અથડામણોની શાશ્વત સમસ્યાના ઉકેલ માટે મહાયુદ્ધ લડાયું હતું. પણ એણે સામ્રાજ્યવાદની કે માનવસમાજની કઈ ગૂંચો, કઈ સમસ્યા, કઈ વેદના, કઈ આકાંક્ષા, કયા આદર્શ ને કઈ સમાજવ્યવસ્થાનો ઉકેલ કર્યો? એકે નહિ. એક પણ મહત્ત્વની સમસ્યા, એક પણ આર્થિક કે રાજકીય પ્રશ્નનો જો એ યુદ્ધ ન્યાય, સમતા ને સહાનુભૂતિના મહદ્‌ગુણોની રાહ ઉપર જો ઉકેલ કર્યો હોત તો એ યુદ્ધ માનવપ્રગતિનાં વિશ્વશાંતિનાં —વિશ્વયુદ્ધનાં નહિ—વેદના વિદારક ને આશાભર્યાં દ્વાર, નવા સ્વર્ગનાં દ્વાર ઉઘાડી શક્યું હોત. વર્સેલ્સની સંધિ વેળાએ શક્ય હતું. જો એમાં ભાગ લેનારા સામ્રાજ્યાકાંક્ષી, લોભી ને કૂટનીતિ-અર્પીણ રાજપુરુષો મહાયુદ્ધની ખરાબી ને વેદનામાંથી એટલું શીખીને એમાંથી બહાર નીકળ્યા હોત કે સામ્રાજ્યવાદ, ચૂસણનીતિ ને લોભી ડીપ્લોમસીને સ્થાને ન્યાય, સમતા ને સ્વતંત્રતાના આત્મનિર્ણયના હક્કનું વિશ્વવ્યાપી પ્રસ્થાપન કર્યા વિના બીજું વિશ્વયુદ્ધ નહિ અટકાવી શકાય, વિશ્વશાંતિને માટે જોઈતી ભૂમિકા નહિ તૈયાર થઈ શકે તો વિશ્વશાંતિની વાતો કરવા માટે વર્સેલ્સની શાંતિ પરીષદ ભરાઈ હતી. એણે નવા યુદ્ધના એકેએક તત્ત્વો ફરી જાગતાં રાખ્યાં એટલું જ નહિ પણ એને અનેક રીતે વિકસવાનો અવકાશ મળે એ જાતનો પ્રબંધ કર્યો. એટલે જ કદાચ ઍલ. એસ. વૂલ્ફે એના એક પુસ્તકની પ્રસ્તાવનામાં આ પ્રમાણે લખ્યું છે કે "૧૯૧૪ થી ૧૯૧૮ના યુદ્ધ દરમ્યાન યુરોપે બર્બરતાના રસ્તા તરફ એક મોટું પગલું ભર્યું હતું; પણ ૧૯૨૫ થી ૧૯૩૩ના દાયકા દરમ્યાન બર્બરતા તરફ એણે બીજું અને એથીયે મોટું પગલું ભર્યું છે."

યુદ્ધો મારફત અનેક નાનીમોટી ગૂંચો ઉકેલવાની વિનાશક ભ્રમણામાં રાષ્ટ્રોએ

× '૧૯૧૮ પછી' નામના નવી દુનિયા કાર્યાલયે પ્રગટ કરેલા પુસ્તકની બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ભૂતકાળમાં કેટલાં યુદ્ધો આવ્યાં છે? અને કયું યુદ્ધ એકે પ્રશ્નનો નિકાલ કરીને નવા યુદ્ધના કારણને નાબૂદ કરી શક્યું છે? પરંતુ ભૂતકાળનાં મર્યાદિત યુદ્ધોની દૃષ્ટિએ મહાયુદ્ધ એક વિશિષ્ટ યુદ્ધ હતું. ભાવિ યુદ્ધને નાબૂદ કરવાની અસાધારણ શક્યતા મહાયુદ્ધે જન્માવી હતી. વર્સેલ્સ પરિષદના પ્રધાન સૂત્રધારો જો હૃદયે પ્રમાણિક અને વિશાળ દૃષ્ટિથી ભરેલા ને સમતા ને બંધુતામાં વિશ્વાસ ધરાવનારા હોત તો એ પરિષદ નવી દુનિયાનું પુનર્વિધાન કરી શકી હોત. બંદીવાન પ્રજાઓ મુક્ત થઈ હોત. ચૂસણનીતિ અટકી હોત ને પરાજિત રાષ્ટ્રો તરફ સમભાવ બતાવીને એમને નીચાજોણાની દુઃખદ લાગણીમાંથી બચાવી શકાત.

પરંતુ સામ્રાજ્યવાદી જાદુગરો લૉઈડ જ્યૉર્જ ને ક્લીમેશો એ ન કરી શક્યા. એમને એ નહોતું કરવું. અને ફરી પછી યુદ્ધ પછીના દાયકાઓ દરમ્યાન યુદ્ધ પહેલાંની વણઊકલી સમસ્યાઓ પલટાયેલે સ્વરૂપે અને નવી સમસ્યાઓ નવે સ્વરૂપે જગતના વર્તમાન રાજકારણમાં ખડી થઈ ઇતિહાસનું પુનરાવર્તન થવા લાગ્યું. પણ તત્ત્વતઃ યુદ્ધ પછીની દુનિયાના બનાવો યુદ્ધ પહેલાંની દુનિયાના બનાવોનું પુનરાવર્તન છે? ના. સમસ્ત યુરોપખંડનો નવો નકશો, ઝારીસ્ટ સામ્રાજ્ય તૂટીને સોવિયેટ સરકારની સ્થાપના ને દુનિયાની પીડાતી પ્રજાઓ માટે એણે મુક્તિની ઉઘાડેલી ઉદયદિશા, અમેરિકન, જાપાનીઝ, ઇટાલિયન સામ્રાજ્યવાદી રાષ્ટ્રોના વિકસેલા સામ્રાજ્યવાદી વર્ચસ્વે બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજ્યવાદને ફેંકેલી ચૅલેંજ અને એને પરિણામે બ્રિટિશ પ્રભુત્વનું કંગાળિયતપણું ને સામ્રાજ્યની છિન્નતા, ભૂમધ્ય સમુદ્રને પૅસિફિક સમુદ્રમાં ઇટાલિયન, જાપાનીઝ અને અમેરિકન રાષ્ટ્રોએ પડકારેલું બ્રિટિશ નૌકા પ્રભુત્વ અને વ્યાપારી હરીફાઈ એ બધું યુદ્ધ પહેલાંના ઇતિહાસમાં આટલી ઉગ્રતાથી ક્યારે વ્યક્ત થયું હતું? એશિયાટીક દેશોની બંદીવાન પ્રજાઓનો પાશ્ચાત્ય સામ્રાજ્યવાદની શોષણનીતિ સામે મુક્તિ માટેનો બળવો આટલો ઉગ્ર ક્યારે બન્યો હતો? સ્યાન, અફઘાનિસ્તાન, ટર્કી, ઇરાક, પેલેસ્ટાઈન અને ઇજિપ્શ્યન પ્રજાઓ ક્યારે આટલી બધી જાગૃત થઈ હતી અને એમાંની કેટલીયે પ્રજાઓ આજે સ્વતંત્ર બની બેઠી છે. અને બ્રિટિશ સામ્રાજ્યના ઝળહળતા રત્ન સમા વફાદાર હિંદની ઘટનાઓ યુદ્ધ પહેલાંના કયા બનાવોનું પુનરાવર્તન કરે છે? એક પણ નહિ. હા, આજે પણ યુદ્ધ પહેલાંના ઇતિહાસનું પુનરાવર્તન થાય છે. યુદ્ધ પહેલાંની સમાજ-વ્યવસ્થા અને સમાજનું વર્ગલક્ષણ—class-character—યુદ્ધ પહેલાંની શોષણનીતિ અને સામ્રાજ્યવાદ, યુદ્ધ પહેલાંની કાળી ડીપ્લોમસી, યુદ્ધ પહેલાંના જેવી નવા યુદ્ધ માટેની ગંજાવર તૈયારી તે પ્રતિસ્પર્ધીઓનાં જૂથોના જુમલા વગેરેનું આજે પણ પુનરાવર્તન થાય છે. પણ એ પુનરાવર્તન થવાનું કારણ એ છે કે મહાયુદ્ધે એક પણ મહત્ત્વની સમસ્યાનો ધરમૂળ ઉકેલ નહોતો કર્યો. સમાજવ્યવસ્થાનું લક્ષણ નહોતું બદલ્યું, ઉત્પાદન અને વહેંચણીની વ્યવસ્થાની જૂની પદ્ધતિ ચાલુ રાખી હતી. સામ્રાજ્યવાદ ને શોષણની પદ્ધતિને બદલે સમતા ને રાજકીય તેમજ આર્થિક સ્વાતંત્ર્યના નવા આદર્શનું સંસ્થાપન નહોતું કર્યું. પ્રો. હેરલ્ડ લાસ્કીના શબ્દોમાં કહીએ તો 'It was the same old image with new face.' બીજા એક રશિયન નવલકથાકારના શબ્દોમાં કહીએ તો 'It is the same old trouser with inside turned out.'

યુદ્ધ પછીના સમયમાં પણ પાશ્ચાત્ય રાષ્ટ્રોએ જૂનો 'બૅલંસ ઑવ પાવર્સ'નો ખ્યાલ નહોતો છોડ્યો. 'બૅલંસ ઑવ પાવર્સ' એટલે વિરોધીની સમતુલા. પણ એ સમતુલા સામ્રાજ્યવાદની

અતસ્થ પરિવર્તનશીલતા–Dynamic characther of Imperialism-ને કારણે સ્થિરતાના ધોરણ ઉપર કદી મૂકી શકાતી નથી અને એવી સ્થિરતા સ્થપાયા વિના કદી પણ યુદ્ધ અટકાવી શકાશે નહિ એ સ્થિરતા 'બેલન્સ ઓવ પાવર્સની' નહિ પણ સમતાની, શાંતિની અને સ્વતંત્રતાની સમતુલાની સ્થિરતાની આજે જરૂર છે—જો જગતને યુદ્ધની ખરાબીમાથી ઉગારી લેવું હોય તો મહારાષ્ટ્રોનું સામ્રાજ્યવાદી લક્ષણ અદૃશ્ય થાય તો જ 'બેલન્સ ઓવ પાવર્સ' અને એની ભીતરમા રહેલ શોષણનિર્ભર હિતસબંધોનુ તુમુલ ઘર્ષણ લોપ થાય ને સમતા, સ્વતંત્રતા ને વિશ્વશાંતિની સમતુલા સ્થપાય, જેનુ લક્ષણ સ્થિર હશે પરિવર્તનશીલ નહિ.

જ્યા સુધી આ સ્થિતિ નહિ આવે ને સમાજની શાસન વ્યવસ્થા જેનુ હાર્દ સામ્રાજ્યવાદ ને શોષણ છે એ નવેનવે સ્વરૂપે ચાલુ રહેશે ત્યા સુધી યુદ્ધ નહિ જ અટકે

યુરોપીય સામ્રાજ્યવાદની પ્રક્રિયા શોષણ ને અસમતા ઉપર ચાલતી હોવાથી એ પોતાનુ બળ શોષિતોની સખ્યા ને શોષણના જથ્થા ઉપર માપે છે પરંતુ આ સ્થિતિ જ એના મૂળમા ઘા કરવાની પરિસ્થિતિ નિર્માણ કરવામા મૂળકારણ થઈ પડે છે કારણ કે પ્રથમ તો યુરોપીય સામ્રાજ્યવાદ આક્રમણવાદી રાષ્ટ્રોની મર્યાદાઓમા ઊગતો હોવાથી દરેક સામ્રાજ્યવાદી રાષ્ટ્રને બીજા ઘણા સામ્રાજ્યવાદી રાષ્ટ્રોની હિંસક હરીફાઈનો સામનો અનિવાર્ય થઈ પડે છે સામ્રાજ્યવાદનો આ અંતર્ગત વિરોધ ( Inherent Contradiction ) સામ્રાજ્યવાદી રાષ્ટ્રોના વર્તમાન કે ભાવિ યુદ્ધને અનિવાર્ય કરી મૂકે છે, કારણ કે શોષણની લૂટમા વહેચણી કરવી યુદ્ધ વિના અશક્ય થઈ પડે છે વર્તમાન સામ્રાજ્યવાદી યુદ્ધો એનો પ્રત્યક્ષ પુરાવો છે

બીજી બાજુ શોષાતી પ્રજાનુ આત્મદમન પણ શાશ્વત ચાલુ નથી રાખી શકાતુ આત્મદમનના ચાલુ ભાનમાથી શોષણ અટકાવવાની વિગ્રહભાવના જાગે છે સામ્રાજ્યવાદના શિકારી પજામાથી મુક્ત થયેલા રાષ્ટ્રો એના જ્વલંત દૃષ્ટાંતો છે શોષિતોનો અસંતોષ પણ યુધ્ધની ભૂમિકા સર્જે છે

આમ સામ્રાજ્યવાદ પોતાના રક્ષણ અને સામ્રાજ્ય માટે જે કિલ્લો રચે છે એ જ કિલ્લાનો એ કેદી બને છે.

બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજ્યવાદીઓએ મહાયુદ્ધને અંતે મેળવેલી અને તે પહેલાની લૂટને કેમ સાચવી રાખવી એ જ એની મહામૂંઝવણ છે જર્મન, જાપાનીઝ અને ઈટાલિયન અસંતુષ્ટ સામ્રાજ્યવાદને એ લૂટમા ભાગ પડાવવો છે શાંતિમય માર્ગે એ ભાગ કદી નહિ મળી શકે એમ એ રાષ્ટ્રોને લાગી ગયુ છે એને જ કારણે છેલ્લા વર્ષ દરમ્યાન બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજ્યવાદી રાષ્ટ્રો સામે 'એકસાથ સામનો' કરવા માટે જર્મન, જાપાનીઝ ને ઈટાલિયન રાષ્ટ્રો એ જૂથમા મળી ગયા છે રોમ, બર્લીન ધ્રુવ ને જર્મન–જાપાનીઝ લશ્કરી મૈત્રીની જાહેરાત એ એની નિશાની છે.

બ્રિટિશ અને ફ્રેંન્ચ સામ્રાજ્યવાદને પણ જરાય ભ્રમણા રહી નથી રોમ–બર્લીન ધ્રુવ અને જર્મન–જાપાનીઝ લશ્કરી મૈત્રીની જાહેરાત થયા પછી એ રાષ્ટ્રોએ પણ છેલ્લાં વર્ષમા અસાધારણ લશ્કરી તૈયારી કરવા માડી છે, અને એક જાપાનીઝ સામ્રાજ્યવાદી લશ્કરી જનરલ 'ટાગ ટ્સીમારુ એ તો એના જેના પુસ્તક 'બીજી લડાઈ' ની શરૂઆત ૧૯૩૯—૪૦ના

અરસામાં જાહેર પણ કરી દીધી છે. જેમાં રોમ–બર્લીન ધુરા ને બર્લીન–ટોકિયો ધુરા એક પક્ષે ગોઠવાશે ને સામે પક્ષે—?

મહાયુદ્ધ પછીના આખા કાળ દરમ્યાન ફ્રાન્સ અને બ્રિટન બે જબરાં પ્રતિસ્પર્ધી રાષ્ટ્રો રહ્યાં હતાં. નવી પરિસ્થિતિના ભયમાં એઓ એક થઈ ગયાં છે. ૧૯૩૬ના જૂનમાં ફ્રાન્સમાં સમાજવાદી બ્લુમ સરકારની સ્થાપના થયા પછી અને સ્પેનના આંતરવિગ્રહે ઊભી કરેલી પરિસ્થિતિથી ફ્રાન્સ બ્રિટનથી પરદેશી નીતિનું સૂત્રસંચાલન એકહાથે થતું ન હોય એવું દેખાય છે.

૧૯૩૬ના જુલાઈમાં સ્પેનીશ આંતરવિગ્રહ શરૂ થતા યુરોપની ભૂમિ ઉપર નાના ને સ્થાનિક પાયા ઉપર ભાવિ વિગ્રહનાં બીજ રોપાઈ ગયાં હોય એવું લાગે છે. એ વિગ્રહને સ્પેનની ભૂમિ પૂરતો જ મર્યાદિત કરી મૂકવા માટે ફ્રાન્સ–બ્રિટન ભગીરથ પ્રયત્ન કરી રહ્યાં છે. નૌકાનિયંત્રણ સમિતિમાંથી જર્મની અને ઈટાલી ખસી જતાં સ્પેનીશ વિગ્રહને મર્યાદિત કરવાના એમના પ્રયત્નો નકામા થઈ જતા આજે તો દેખાય છે અને જે ગૂંચવણો સામ્રાજ્યવાદી રાજ્યો શાંતિમય રસ્તે ઉકેલવામાં નિષ્ફળ નીવડ્યા છે. એનો ઉકેલ આણવા માટે યુદ્ધનો આસરો લેવાની શક્યતા સ્પષ્ટ થતી જાય છે.

# અટળ કોયડો

પ્રપન્ન ચો. ઠાકર

"વસે ‘ઉદધિ’ ક્યાં ભલા નહિ અમે કંઈ જાણીએ,
અમે અમિત પાણીમાં ઘૂમી વળ્યાં ન તોયે જડે,
કહે જગતમાં સહુ જલધિનો નહિ અંત એ,
ગળે અમ ન ઊતરે નહિ મળે કંઈ પારખું?"
પૂછે જલજ માછલી: વળી પૂછે સહુ પંખીઓ,
"ઊંચે ઊડી ઊડી અમે ગગનમાં બધે સૌ ફર્યાં,
વિશાળ નિરખ્યા વળી અવનવા પ્રદેશો, ઘણા,
છતાંય ન ‘હવા’ દીઠી સહુ પ્રયત્ન મિથ્યા ગયા:"
પૂછે વનચરો, "બધા તરુવરો, ખીણો, ટેકરા,
નદી, ઝરણ કે દીઠાં ‘વિપિન’ તો દીઠું ક્યાંય ના:"
"વસું સર્જનકાળથી જગતજ્ઞાન ભાથાં ભરું,
ખૂણેખૂણ ફરી વળ્યો ખલક માત આખું કીધું,"
પૂછે જન ત્રિકાલથી, "કહીં વસે ‘વિભુ’ આ જગે?"
રહ્યો અટળ કોયડો પશુ, મનુષ્ય, ખગ, મત્સ્યનો.*

*સૂચિત

# કપાયેલો હાથ*

'તેરા'

"મને કોણ મળવા માગે છે? તું શું નામ બોલ્યો?"

"એક કામદાર છોકરી; કલ્યાણી કે એવું કંઈ નામ છે."

—પત્રના અધિપતિસાહેબ એવી ઘણી મુલાકાતો આપતા. આવી વાતો પોતાના પત્રમાં છાપી વાચકસમૂહને ખબરો પૂરી પાડવા માટે તેઓ બહુ ઉત્સુક રહેતા.

જેવી તે દાખલ થઈ કે અધિપતિમહાશય ઊઠ્યા અને તેની સામે જઈ બે હાથ જોડી નમસ્કાર કર્યા. તેમણે જોયું કે તેમની આવી વર્તણૂકથી પેલી છોકરી નવાઈ પામી હતી; તેનું કારણ એ હતું કે કામદાર મનુષ્યો નમસ્કાર કરે એવી આશા રાખતા નહિ.

યુવાન છોકરીના મુખ પર રતાશ છવાઈ.

"હું નમસ્કાર કરી શકતી નથી," તે બોલી.

"કેમ નહિ? એવું તે મેં શું કર્યું કે એ માન મને ન મળે?" હાથ નીચે નમાવી તેમણે પૂછ્યું.

"તમારી બાબતને એ વિષે લાગતુંવળગતું નથી; પણ
મને
હાથ
નથી.

અધિપતિસાહેબ તેની પાસે આવ્યા. તેના ખભા ઉપર હાથ મૂકી બોલ્યા: "અરે ત્યારે તું તે જ છે! હું ધારતો નહોતો કે તું આમ ઓચિંતી........બેસ."

તે ટેબલ પાસેની ખુરસી પર બેઠી.

"હવે મને જોવું છે કે તારું અહીં આવવું કેમ થયું? હું તારે માટે હવે વધારે શું કરી શકું એમ છું?"

'વધારે' શબ્દ આવતાં તે કડવાશથી હસી.

અધિપતિમહાશયની નજરમાં એ હસવું આવ્યું; પણ તેના યાચના કરતા મુખ પર નજર પડતાં એ વાત ભુલાઈ ગઈ.

"કંઈ વધારેની તમે વાત કરો છો? જરૂર. જો તમે ધારો તો મારે માટે ઘણું કરી શકો એમ છો," નિરાશાથી તે બોલી.

તેની નજરથી છૂટવા માટે ગમે તે આપવાની મહાશયે તૈયારી બતાવી. તે યુવતી ઘણું દુઃખ ભોગવી સીધી તેમની પાસે આવી હતી એટલે હજુ તેના સુંદર મુખ ઉપર દુઃખની નિશાની જણાતી હતી. અધિપતિસાહેબે બીજાના હૃદયમાં દયા ઉપજાવવા માટે તેને માટે

* સ્વીડિશ લેખક Elin Wagner ની One hand only નામની વાર્તા પરથી.

મણું કર્યું હતું પણ તેમની ઉપર જરાયે અસર થયેલી જણાતી નહોતી. છતાંયે એની સામે જોવાની તેમનામાં શક્તિ નહોતી.

"તું શા માટે મૂંઝાય છે? મારું લખાણ વાંચતાં તને ખાતરી થઈ હશે કે તારી મદદમાં હું ઊભો છું," તેમણે જણાવ્યું.

"બધા કહે છે કે તમારાં લખાણ બહુ કડક આવે છે અને તમે કોઈથી ગભરાતા નથી."

"ખરી વાત છે. એવું ક્યારે બને કે જ્યારે મેં ખોટું લખી માર્યું હોય. તારી બાબતમાં તો બધું ખરું છે," સમજાવવાની ઢબથી તેઓ બોલ્યા.

તેના તરફથી કાંઈ જવાબ ન મળતાં તેમણે પૂછ્યું: "મેં ગઈ કાલે લખ્યું તેને માટે તું વાત કરવા આવી છે? તું તે લખાણ પાછું ફેરવવા માગે છે?"

"હા, એમ જ છે" છેવટે ઘણા વખત બાદ મૂળ વાત પકડતાં તે બોલી.

"એમ છે ત્યારે! ઠીક. તેં તારો જમણો હાથ ગુમાવ્યો નથી?"

પોતાનો ટકાયેલો જમણો હાથ બહાર કાઢી તેણે ટેબલ પર મૂક્યો. હજુયે તેની ઉપર પાટા બાંધેલા હતા. "પણ તમે લખેલ છે એ પ્રમાણે હાથ કપાયેલો નથી. અને તેથી........"

"આ છોકરી એક વાક્ય શરૂયે નહિ કરે અને પૂરુંયે નહિ કરે!" અધિપતિમહાશય બબડ્યા. પણ તેના મુખ તરફ જોતાં જણાયું કે તે રડતી હતી.

"ઠીક. ત્યારે એ કેમ બન્યું?" ધાર્યા કરતાં વધારે નરમાશ બતાવી તેમણે પૂછ્યું.

આથી તેણે ડાબા હાથમાં પકડેલું એક કવર તેમની સામે ધર્યું. તેની ઉપરનું ઠેકાણું આંસુઓથી ભીંજાયેલું હતું.

"આ મારા માટે હોવું જોઈએ," તેઓ બોલ્યા.

પણ પેલી યુવતી તો માથું નીચું ઢાળી બેસી રહી હતી. વાળના ગુચ્છા નીચેથી તેની બે કાળી આંખો દેખાતી હતી.

અંદરથી એક પત્ર નીકળ્યો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:

"ગઈ કાલના તમારા પત્રમાં એક કારખાનામાં બનેલ અકસ્માત વિષે લખાણ આવેલ છે. એ બનાવ બે માસ ઉપર બન્યો હતો, તેને વિષે ગેરસમજ ફેલાયેલી છે.

"આવી ગેરસમજ કેમ ફેલાઈ તે હું જાણતો નથી, પણ મને ખાતરી છે કે તમે તે સુધારીને બીજા અંકમાં છાપશો. એ ખરું છે કે કલ્યાણીબાઈ એક નવા આવેલ કાપવાના મશીનથી ઇજા પામી હતી; પણ એ બનાવ એક નજીવો માત્ર અકસ્માત જ હતો. જ્યારે યંત્ર કામ કરતું હતું ત્યારે વીજળીની બત્તીઓ કોઈ કારણથી બંધ થઈ ગઈ. કલ્યાણીબાઈ નવીન મશીનથી ગભરાયેલી હતી તેથી એનો હાથ મશીનમાં આવી ગયો. આ અકસ્માતને મૅનેજર સાથે કંઈ સંબંધ નથી; કારણ કે એઓ તો બત્તી બંધ થયા બાદ ત્યાં આવ્યા હતા. હું ત્યાં એકલો જ હાજર હતો.

"કારખાનાના માલિકોએ ઇજા પામેલ યુવતીનો પગાર કાપકાના વખતથી વધારે વખત માટે લંબાવ્યો છે, એટલું જ નહિ પણ રહેવાના મકાનનું ભાડું પણ આપેલ છે.

થોડા વખતમાં એને પૂરા પગારથી કામ પર લેવામાં આવશે. આથી કોર્ટમાં કે પ્રેસમાં ફરિયાદ કરવા જેવું કાંઈ રહ્યું નથી. આમાં એવું પણ નથી કે આ વાત જલદીથી બહાર પાડવામાં આવી નહોતી. મૅનેજરની ખરાબ વર્તણૂંકથી આવું બનવા પામ્યું એવી તમારી જાહેરાતને લઈને અકસ્માતના ભોગ બનેલ કલ્યાણીબાઈને સૌથી વધારે અન્યાય થયો છે."

વાસુદેવ.
"ફોરમૅન"

અધિપતિસાહેબે ઘડી કરી કાગળ વજન નીચે ટેબલ પર મૂક્યો.

વિચાર કરતાં જણાયું કે પત્ર મૅનેજરે લખ્યો હતો. પણ શા માટે તેમનો જૂનો દુશ્મન આટલો નરમ બન્યો? મૅનેજરે શા માટે તેમની સામે આરોપ મૂકી કોર્ટનો આસરો ન લીધો? છાપામાં લખેલું હતું કે 'કામ ચાલુ હતું તે વખતે મૅનેજરે કામદાર યુવતી કલ્યાણીની છેડતી કરવાની તક લીધી. અને તેને લઈને તેનો હાથ યંત્રમાં આવી ગયો.' આવી ખોટી અને ખુલ્લી બદનક્ષી માટે કોર્ટે તેમને સખ્ત સજા પહોંચાડી હોત.

તેમણે ઘાંટો પાડી કહ્યુંઃ "કલ્યાણી"

તેમની ધારણા પ્રમાણે તે ચમકી ઊઠી. આવી જ રીતે અકસ્માત બન્યો ત્યારે તે ગભરાઈ ઊઠી હશે.

"તારે બદલે ફોરમૅને શા માટે આ પત્ર લખ્યો?"

"કારણ કે મારું તેની સાથે સગપણ થયેલું છે અને............"

"ઠીક, અને હવે તેની મરજી અકસ્માત પછી તને પરણવાની નથી, એમ ને?"

"એ તો તમે કાગળમાં લખેલ છે તેમ પ્રસિદ્ધ કરો તેની ઉપર આધાર છે."

"એમ છે! ત્યારે તેણે એવી શરત બકી છે કે જો આ લખાણ છાપામાં છપાય તો જ તેના લગ્ન તારી સાથે થાય. એ તેને માટે ખરાબ ગણાય. હું તારી જગ્યાએ હોઉં તો એવા મનુષ્યની દરકાર ન કરું."

"પણ એક અપંગ અને ગરીબ કન્યાને પરણવા માટે કોણ તૈયાર થાય?" તેણે બચાવ કર્યો.

"હવે બધી વાત પર પ્રકાશ પડયોઃ કલ્યાણીને પૂરતા પગારે કામ પર લેવાની હતી. પણ જો એ ફકરો છાપામાં ન છપાય તો તેમ બની શકે એમ નહોતું. દયા બતાવવા અગાઉ એ લોકો શરત બકતા હતા. મૅનેજરે ફોરમૅન ઉપર દબાણ લાવી બનાવટી વાત લખાવી મોકલી. અને સાથે બીક બતાવી કે જો તેમ નહિ બને તો તેની ભવિષ્યની પત્નીને રઝળાવવામાં આવશે. આવી મુશ્કેલીમાં આવી પડવાથી ફોરમૅને કલ્યાણીને ખોટું બોલવાનું શીખવી અધિપતિમહાશય પાસે ધકેલી. અને જો તે તેમ ન કરે તો લગ્ન તોડી નાખવાની ધમકી આપી.

તેમણે ગંભીરાઈથી જણાવ્યું; "મને બધી વાત સમજાઈ ગઈ છે."

પણ યુવતીને આ ગમ્યું હોય તેમ જણાયું નહિ; કારણ કે કોઈ પણ ખરી વાત સમજે એમ તેની મરજી ન હતી.

"ત્યારે તમે મોટા અક્ષરે આટલું છાપવા માટે કબૂલ થાઓ છો?" એટલું ઝપાટાબંધ બોલી જવા માટે તે ઊઠી.

પણ અધિપતિમહાશયે ધમકાવીને તેને બેસાડી દીધી.

"જો હું આટલું છાપું તો થોડું વધારે ઉમેરું કે મને આ બાતમી કામદાર યુનિયનના સેક્રેટરી તરફથી મળેલી છે. કલ્યાણી, તું જાણે છે કે તારો ભાઈ એ જગ્યા ઉપર છે. તેના કહેવાથી મેં તેનું નામ બહાર પાડયું નથી; કારણકે તે પણ એ જ કારખાનામાં કામ કરે છે. હું નથી ધારતો કે ભાઈબહેનની બે જુદી વાતો કોઈને પણ ફાયદાકારક થઈ પડે," બેદરકારભર્યું હસવું દબાવી અધિપતિમહાશયે જણાવ્યું.

"નહિ, તેમ કદી ન બને," ઉશ્કેરાઈને તે બોલી.

"ત્યારે તું એમ ઇચ્છે છે કે હું દુનિયાને જણાવું કે આખી વાત બનાવટી અને મારી જોડેલી હતી? એ વાત મારી પત્રકારિત્વની જિંદગીમાં કદી ન બને."

"પણ છાપાવાળા ધારે તેમ કરી શકે છે! વળી તમે કોઈના નોકર નથી એટલે એમ કરવામાં શો વાંધો હોઈ શકે?" કરગરીને તે બોલી.

"હું જીવું ત્યાં સુધી એ ન બને," ધૂંધવાઈને તેમણે ડોકું ધુણાવ્યું.

"પણ તમે પોતેજ લખ્યું છે કે દરેક મનુષ્યે આવા બનાવ માટે મારા તરફ દયા બતાવવી જોઈએ."

"હા, ખરી વાત છે. પણ તે કયા મનુષ્યોએ?"

યુવતીએ કાંઈ જવાબ ન આપતાં દરવાજાનો રસ્તો પકડયો.

અધિપતિમહાશય હાથમાં આવેલ ચકલીને એમ છોડે એમ ન હતું. તેમણે કલ્યાણીને ખુરસી ઉપર ધકેલી. "એમ પૂરતો ખુલાસો કર્યા વગર તું તારા પ્રેમી પાસે જઈ શકે એમ નથી." તેની સામે ડોળા ઘુરકાવી તેઓ બોલ્યા.

એક નિર્દોષ પક્ષીની માફક ધ્રૂજતી તે તેમની સામે ઊઠી ને ઊભી.

"હવે કાંઈ ખુલાસા જેવું રહ્યું નથી."

"હું ખરી વાત તારા મોઢેથી જાણવા માગું છું."

"પણ તે મારાથી........................"

અધિપતિમહાશય સામે ખુરસી પર સવાલોના જવાબ આપતાં તેને બેસવું પડયું. સીધા સવાલો પૂછી ખરા જવાબો કેમ મેળવવા એ કલા તેમનામાં હતી.

તેમની ધારણા પ્રમાણે તેના ભાઈએ કહેલી મૅનેજરે કરેલ છેડતીની વાત ખરી નીકળી.

ત્યારે તું કબૂલ કરે છે કે ફોરમૅને તને મારી પાસે આવું લખાવવા મોકલી; કારણ કે એવું છપાયા વગર મૅનેજર તને રાખવા ખુશી નહોતો?"

કાં તો આ સવાલ તે સમજી નહિ અથવા તો તેનો જવાબ કેટલો ભયંકર હતો એ સમજી યુવતીએ જવાબ ન આપતાં પોતાની દુઃખે ઘેરાયેલી હરણીની આંખો જેવી આંખોથી અધિપતિમહાશય તરફ જોયું. તેમણે કલ્યાણીને શાબાશી આપી; કારણ કે જોઈતી બધી ખબર ખરેખરી મળી ગઈ હતી.

કેવી મજાની વાત! એ આખી કથા એક અકસ્માત કરતાં વધારે ખરાબ હતી. મૅનેજરે કલ્યાણીનું રૂપ જોઈ છેડતી કરી તેને કાંઈ મૂડીવાદ સાથે, વધારે સંબંધ ન કહેવાય; પણ જો અકસ્માતની બધી જવાબદારી કલ્યાણી પોતા પર લે તો તેને બધી સગવડ આપવાનું કબૂલ

# ફારસી કાવ્યકુંજ

સંગ્રહકાર અને અનુવાદક
"ગુલશને બહાર"

[ ૧ ]

તા ગુલ શુદા ણુખરીદા નગર્દી અઝ શાખ
હરગિઝ બગુલે હુસ્ને નિગારે ન રસી
તા ખાકે તુરા કૂઝા ન સાઝંદ ન કુલાલાં
હરગિઝ બલબે લાલે નિગારે ન રસી

—હાફિઝ

જ્યાં સુધી તું પુષ્પની પેઠે સંસારવૃક્ષ પરથી ચૂંટાશે નહિ, ત્યાં સુધી પ્રિયતમાના સૌંદર્યરૂપી પુષ્પ સાથે એક હારમાં ( ઐક્યમાં ) તેનો ગૂંથાવારૂપ સહવાસ તને પ્રાપ્ત નહિ થાય! તારી માટીનો જ્યાં સુધી રગડાઈ–ચૂંથાઈ ને તથા ભઠ્ઠીમાં પડીને પ્યાલો નહિ બને, ત્યાં સુધી તું પ્રિયતમાના લાલ હોઠ સુધી પહોંચીશ નહિ!

[ ૨ ]

તૂ દર કારે ખુદ રાસ્તી બરણકાર
કે હમ રસ્તા ગરદી વ હમ રસ્તગાર
દિલા રાસ્તી ગર કુની ઇખ્તયાર
શવદ દોલત હમદમ વ બખ્ત યાર

—સાદી

તું તારા દરેક વ્યવહારમાં હમેશાં સત્યનો ઉપયોગ કર, કે જેથી તું ( સર્વ પ્રકારે ) સ્વતંત્ર તેમજ સદાચારી થઈશ. હે દિલ! જો તું સત્યની ઇચ્છા અને સ્વીકાર કરીશ, તો નસીબ તથા દોલત તારાં દોસ્તદાર થશે!

[ ૩ ]

ઝ ઈમિરુઝ કારી બફર્દા મમાન
કે દાનદ કે ફર્દા ચે ગરદદ ઝમાન
ગુલશન કે ઈમિરુઝ ગરદદ બહાર
તૂ ફર્દા ચની ગુલ ન યાયદ બકાર

—ફિરદૂસી

તું આજથી તારું કાર્ય કાલને માટે મુલતવી ન રાખતો. કાલે શું થશે, એ કોને ખબર છે? જે બગીચામાં આજે વસંત ખીલી રહી છે–તેમાંથી જો તું આવતી કાલે પુષ્પો ચૂંટીશ, તો તે સર્વ નકામાં છે!

[ ૪ ]

બશીરીન ઝબાની વ લુત્ફેખૂશી
તવાની કે પીલી બમૂયે કશી
વ તેઝી વ તુન્દી ન આયદ બકાર
બનર્મી બર આયદ, ઝસોરાખ માર

—હિલાલી

મીઠી વાણી ને માયાળુપણાથી તું એક વાળ પકડીને પણ હાથીને દોરી શકીશ! નરમાશથી સાપ પણ દરમાંથી બહાર નીકળી આવશે. (મતલબ કે), કોઈ પણ કાર્યમાં ઉગ્રતા કામમાં આવતી નથી!

[ ૫ ]

દાનિશો આઝાદગી ન દીનો મુરવ્વત
ઇ હમેશ ખાદિમે દિરમ નતવાં કર્દ
કાના બનશીનો હરચે દારી બપસંદ
ઝીંદગી વ ખાજગી બહમ નતવાં કર્દ

—અન્સુરી

જ્ઞાન, સ્વાતંત્ર્ય, ધર્મ તથા સ્નેહ આ બધાંને પૈસાનાં ગુલામ બનાવવાં જોઈએ નહિ! તારી પાસે જે કંઈ મિલકત હોય, તેમાં જ સંતોષ માનીને બેસી રહે! કારણ કે, શેઠાઈ અને ગુલામી એ બંને એકીસાથે થઈ શકે નહિ!

[ ૬ ]

આં કસ્ર કે બર ચર્ખ હમીઝદ પહલૂ
બર દરગાહે ઊ શહાં નિહાદંદી રૂ.
દીદીમ કે બર કુંગરશ ફાખ્તઈ......
બનિશિસ્તા હમી ગુફ્ત કે કૂ...કૂ...કૂ...કૂ

—ઉમ્ર ખૈયામ

તે મહાલય કે જે આકાશ સાથે વાતો કરી રહ્યું હતું—જેની અંદર બાદશાહો નિવાસ કરતા હતા—એમ જોયું કે તેનાં કાંગરા પર એક હોલો બેઠોબેઠો કહેતો હતો કે: "કૂ...કૂ...કૂ...કૂ...!"

અર્થાત્ આ મહેલમાં રહેવાવાળા હવે ક્યાં છે? ક્યાં છે? ક્યાં છે? ક્યાં છે?

[ ૭ ]

શુર્ફે કીમતો કદ્રે તૂ બફ્ઝલો હુનર અસ્ત
ન્હે બદીદારો બદીનાયો જ્સૂદો બઝિયાં
હર બુઝર્ગી કે બફ્ઝલોહુનર ગશ્ત બુઝર્ગ
નશવદ ખુર્દ બબદ ગુફ્તન બહમાનો ફુલાન

—ફૈઝી

તારી ખાનદાની, કિંમત તથા કદરનો આધાર કળા અને વિદ્યા પર રહેલો છે; નાહ કે પોશાક, દોલત, નફા કે નુકસાન પર ! દરેક મહાન પુરુષ, જેણે કળા અને વિદ્યા વડે મોટાઈ મેળવી છે, તેની આમતેમની નિંદા કરવાથી તે કંઈ હલકો પડી જતો નથી !

[ ૮ ]

દર હીચ કસ બચશ્મે હિકારત નઝર મકુન
તા દર તૂ હમ બદીદાએ તહેકીક બનિગરંદ
ઝીરાકે હર ચે હસ્ત ઝફુરદીશો પાદશાહ
ચ્યૂં નેક બનિગરી ગ્રયક અસ્લો ગૌહરંદ

—શેખ અલાસલામ અન્સારી

કોઈને ધિક્કારની નજરે જોતો નહિ કે, જેથી લોકો પણ તને માનની દૃષ્ટિથી જુવે ! કારણ કે, ફકીરથી તે ઠેઠ પાદશાહ સુધીમાં જે કોઈ છે તેમને બારીકીથી અવલોકીશ, તો જોવામાં આવી જશે કે, સર્વનું ઉત્પત્તિસ્થાન એક જ છે !

[ ૯ ]

અય તિફ્લ ! અગર બસોહબતે ઉફ્તાદયે રસી
શૌખી મકુન બચશ્મે હિકારત દરૂ મબીન
ગર દર જહાં દિલીઝ તૂ ખર્રમ નમી શવેદ
બારી ચુનાં મકુન કે શવદ ખાતિરી હઝીન

તાલિબ—

અય બાળક ! જો તું ગરીબ માણસની સોબત રાખે, તો તને તિરસ્કારની દૃષ્ટિથી નિહાળી ધિક્કારતો નહિ ! જો દુનિયામાં તારાથી કોઈ પણ હૃદયને રાજી ન રાખી શકાય તો વાંધો નહિ, પણ એવું ન કરતો કે જેથી કોઈ હૃદય નારાજ થાય !

[ ૧૦ ]

દૂ કુર્સે નાન અગર અઝ ગંદુમ અસ્ત યા જૌ
દૂતાયે જામા અગર કુહના અસ્ત યા નૌ
હઝાર બાર ફેઝુનતર બનઝદે ઇબ્ન યમીન
ઝ ફ્રિર્રે મુમલિકતે કૈકુબાદો કૈખુસરૂ....

—ઇબ્ન યમીન

ઘઉં અગર જવની રોટીના બે ટુકડા ( અને ) જૂનાં અગર નવાં કપડાંની જોડ ( આ બે ચીજ ), ઇબ્ન યમીન આગળ કૈકુબદ અને કૈખુસરૂની જાહોજલાલી કરતાં પણ હજાર દરજ્જે ઉત્તમ છે !

[ ૧૧ ]

મનશીન બા બદાં કે સોહબતે બદ
ગરચે પાકી તુરા પલીદ કુનદ
આફતાબ અરચે રોશનસ્ત ઊ રા
પારા — એ — અબ્ર નાપદીદ કુનદ

—સનાઈ

ખરાબ સોબતવાળા નીચ માણસોની સાથે બેસતો નહિ; જો તું પવિત્ર હોઈશ, તો પણ તને નાપાક કરી નાખશે—જેમ સૂર્ય તેજસ્વી હોવા છતાં પણ વાદળથી અદશ્ય થાય છે તેમ !

[ ૧૨ ]

નાઉમીદ મશવ ઝ ચારા જુસ્તન
કે’ઝ દાના શિગુફ્ત તીસ્ત રુસ્તન
દર નાઉમીદી બસી ઉમીદ અસ્ત
પાયાને શબે સિયાહ સુપીદ અસ્ત

—નિઝામી

ઇલાજની કોશિશ કરવામાં નાઉમેદ ન થતો—વાવેલો દાણો ઊગે એ કંઈ નવાઈ નથી. નિરાશામાં અમર આશા છુપાયેલી છે—અંધકારમય કાળી રાત્રિનો અંત આખરમાં સફેદ છે !

[ ૧૩ ]

ગર ફરીદૂં શવદ બનેમતો મુલ્ક
બે હુનર રા બહીચ કસ મશુમાર
પર્નિયાનો નસીજ બર નાઅહલ
લાજવર્દો તિલાસ્ત બર દીવાર

—અન્વરી

જે ગુણવિહીન મનુષ્ય નરપતિ અને સામ્રાજ્યમાં ફરીદૂન સમ્રાટ જેવો થઈ જાય તો પણ તું તેને 'મનુષ્ય' ન ગણતો ! નીચ પુરુષના શરીર પર ચડેલાં સુંદર સુંવાળાં રેશમ અને જરીનાં વસ્ત્રો કોઈ દીવાલ પર સોનું અને લાજવર્દ ચગાવ્યા જેવાં છે !

[ ૧૪ ]

કસી કો શુદ બનામ નેક મશહૂર
પસ અઝ મુર્દન બુઝુર્ગી ઝિન્દા દાનંદ
વલી આં રા કે બદ ફેઅલસ્તો બદનામ
અગર ચે ઝિન્દા બાશદ મુર્દા ખાનંદ

—અખલાકે મોહસિની

# બાર-માસનું સાહિત્ય*

સ્વ. સૌ. ચૈતન્યબાળા મજમુદાર

## લોકભોગ્ય સાહિત્ય

**આપણી** પ્રાચીન ગુજરાતી કવિતામાં 'સાત વાર' 'પંદર તિથિ' અને 'મહિના'નું સાહિત્ય એક જાતનું ખાસ લોકભોગ્ય સાહિત્ય છે. દયારામભાઈનું 'ષડૃતુ વર્ણન' તથા કવિ નર્મદનાં ઋતુવર્ણનનાં કાવ્યો બાદ કરીએ તો કાલિદાસના ઋતુસંહાર જેવાં ઋતુનાં ખાસ વર્ણનોની કવિતા, પ્રાચીન ગુજરાતી કવિઓએ બહુ કરેલી જણાતી નથી.

આવા સાહિત્યમાં અંતર્ગત એવાં ઋતુઓનાં કેટલાંક સુંદર વર્ણનો કવિઓએ આપેલાં મળી આવે છે ખરાં. ગુજરાતી કવિતા અને ગરબી ઓ લખનારાઓએ પોતાની કલમ આ પ્રકારના સાહિત્ય ઉપર અજમાવી છે. આમ, આર્યોના એક વર્ષના જુદાજુદા ભાગ—વાર, તિથિ મહિના અને ઋતુને ઉદ્દેશીને થયેલા સાહિત્યનો પરિચય ખરેખર રસિક થઈ પડે.

## 'કક્કા'નું સાહિત્ય

'કક્કાનું સાહિત્ય' કંઈક આને મળતું છે. 'કક્કા'ની કવિતામાં સાધારણ રીતે 'ક' થી લઈને બધી બારાખડીથી શરૂ થતા અક્ષરોવડે ઉપદેશ આપેલો હોય છે. ઉપદેશનો વિષય ખાસ કરીને જ્ઞાન કે વૈરાગ્ય હોય છે. કવિ પ્રિતમદાસ કક્કાને પહેલા અક્ષર તરીકે મૂકી ઉપદેશ આપે છે—

'કક્કા કર સદ્‌ગુરુનો સંગ,
હરિ ચરણમાં લાગે રંગ,
અંતમાં અજવાળું થાય,
માયા મનથી દૂર પળાય:
લિંગ-વાસના હોયે ભંગ,
કક્કા કર સદ્‌ગુરુનો સંગ.'

ભક્તિ અને જ્ઞાનના સામાન્ય ઉપદેશ ઉપરાંત તેઓ પોતાના વૈરાગ્યના 'કક્કા'માં કહે છે—

'ખોટો ખેલ સંસારનો, આતસબાજીનો રંગ;
કરતાં વર્ષ વીત્યાં ઘણાં ક્ષણમાં થાશે ભંગ;
કરીએ શ્રી કૃષ્ણ-ઉપાસના—'

---

* 'લલિતકળા અને બીજા સાહિત્ય-લેખો' એ નામથી સ્વર્ગસ્થ લેખિકાનો નિબંધસંગ્રહ થાય છે તેમાં અપ્રગટ લેખ.

"પૂનમે અમને પૂરણ દરશન દેજો રે, છોગાળા!
દયા કરી મારી દેહીનાં દુઃખડાં ખોજો રે. મોરલીવાળા!"

તિથિની ગરબીઓમાંની ઘણીખરી, વિરહની જ તિથિઓ લખાઈ છે. છતાં પણ કેટલીક રામચરિત્ર, કૃષ્ણવિહાર અને બીજાં વર્ણન સંબંધી પણ તિથિઓ રચાઈ છે ખરી.

એક કવિનામાં, પ્રતિપદા-(પડવા) થી પાંચમ સુધી ગોપી કૃષ્ણની વાટ જુવે છે; ને છેવટે અકળાઈ ને બોલે છે:

"છઠ્ઠીના લખિયા લેખ તે કેમ ટળશે રે?
મારે પેલા ભવની પ્રીત આવી મળશે રે:
સાતમના સંતાપ! હરિ-શું અમને રે,
શું કહીએ મહારાજ! લાજ નહીં તમને રે."

રાધા-કૃષ્ણના વિહારની તિથિઓમાં રાધા અને કૃષ્ણના વિહાર દરેક તિથિમાં વર્ણવ્યા છે:

"પડવે મોરી સાહેલડી, પિઉજી વાડીએ જાય:
પિઉજી લાવે દાડમ, ગોરી છોલે ને પિઉજી ખાય:
હરિ-હદ મેલની રાધે!"

સુરદાસે પોતાના "સુરશ્યામ"ના વિરહની રચેલી "વિરહ બારમાસી"ની શરૂઆત "અષાઢ" થી કરી છે.

### વિરહ-બાર-માસી

'લગત અષાઢ ઉમંગ દોઉ આવે બીજલી ચમકે ઘન બાદલમેં રે;
ચમક ચમક ચારુ દેશ નિહારૂ, હજુ ન આયે પીતાંબરમેં રે;
હમકુ છોડ ચલે બન માધુ," રાધા શોચ કરે મનમેં રે—

કાલિદાસના મેઘદૂતમાંનો યક્ષ 'आषाढस्य प्रथमदिवसे' થી વર્ષાનું સુંદર વર્ણન કરે છે.

### કારતક

બાર માસમાંના પ્રથમ માસ કારતકે કૃષ્ણ, ગોપીઓને મૂકીને મથુરાં જાય છે, એટલે ઓધવજી સાથે એ સંદેશો કહાવે છે, ગોપીઓના વિયોગના દિવસો ત્યારથી જ શરૂ થાય છે. દાસ દયારામ પોતાના પ્રિતમને વિનંતી કરે છે—

"કારતક માસે કેમ ગયા છો મૂકી,
રે રસિયાજી!
પ્રાણજીવન! પ્રભુ શી વાતે હું ચૂકી?
હો રંગરસિયાજી!
ચૂકી, તોપણ દાસી-દોષ સમાવો,
રે રસિયાજી!
મારા સમ, જો મનમાં કાંઈ લાવો.
હો રંગરસિયાજી!"

### માગશર

માગશર મહિને કૃષ્ણ વગર ઝૂરતી રાધા, વિલાપ કરે છે. કૃષ્ણ વગર ઘરમાં જાણે તે હલકી પડતી હોય એમ એને લાગે છે. તે કહે છે: 'કૂવા તે કેરી છાંયડી કૂવામાંહી સમાય'—કૃષ્ણની છાયા તો કૃષ્ણ સાથે જ શોભે. રાધાનો વિલાપ, તો એક સુન્દર ઉપમાથી વર્ણવે છે—

"માગશર મન મેગળ થયો, ઉપર નદી ભરથાર,
મધુપુરમાં વાસો વસ્યો, અંકુશનો દેનાર !"

### પોષ

પોષ મહિને રાધા ઘણી જ અકળાય છે, અને હવે તેને અંતરની વેદનાની અસર શરીર ઉપર થવા માંડે છે—

'પોષે તો પરવશ પડી, વ્રેહ વ્યાપ્યો અતિ અંગ,
ઓખડ ગુણ લાગ્યો નહિ, ડશીઓ સ્યામ ભુજંગ!"

રાજે કવિ એને માટે કહે છે.

"સખિ! પોમાયા નહિ પ્રાણ માગ પોષે રે,
સખિ! સુન્દર સકલ શરીર સૂકયું શોષે રે."

શિશિર ઋતુ એમના ટાઢ વધે છે રાત લાંબી થાય છે

"આછી પટોળી રે ઓઢવ, શિયાળાની રે ટાઢ.
પાંચ પહોરની રાતડી, વહાલે કીધી રે રાઢ !"

### મહા

મહા મહિનામાં ગોપીઓને કૃષ્ણ વગર રહેવું બહુ જ અસહ્ય લાગે છે. એક તો શિયાળાના ટાઢના દિવસ અને તેમાં વળી ઘણી જ લાંબી રાત એટલે કેમે કર્યાં દિવસ ખૂટતા જ નથી! એને તો "મહા મહિનાની મેઝમાં આવી વેરણ રાત!" એટલે ગોપી અકળાય છે, ને બોલે છે—

"હો હરિ! કેમ રહું એકલી, મારો શો અપરાધ?
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં વૈરાગ!"

આ વૈરાગ્યના મહિનાના લખનાર અજ્ઞાત કવિએ 'જાણે લઉં વૈરાગ'—એટલું ચરણ નદી અકળામણની અવધિ બતાવી છે!

### ફાગણ

વસંતપંચમી થતાં વસંત બેઠી. ફાગણ મહિને હોળી આવી. ઝાડપાન બધાં નવપલ્લવ થઈ ગયાં. આનંદ આનંદ થઈ રહ્યો, પણ રાધાજીને મન તો "એક હોળી મારે આંગણે, બીજી હૈયે હોળી મારે હોય:" તેથી તે વિલાપ કરે છે—

"ફાગણ કેસુ ફુલ્યા, હું કરમાણી
રે રસિયાજી!
આ વનમાળી પિયુ, સિંચ્યું ન પૂરું પાણી.
હો રંગ રસિયાજી!

### ચૈત્ર

ચૈત્ર મહિનાની વસંત ઋતુમાં, અઢારે ભાર વનસ્પતિ પાંગરી છે. ચંપો, મોગરો ખીલી રહ્યાં છે. કોયલ આનંદથી ટહુકા કરી રહી છે. વળી "ચૈત્ર માસનો ચાંદલો, રૂડી નિર્મળ રાત"—આવા આનંદના દિવસો આવ્યા અને "ચૈત્ર ચંપો મોરિયો, પીંપળ આવ્યાં પાન;" છતાં રાધાને તો "નાવ્યો નાગર નાવલો, એનું લાગ્યું છે તાન !"

### વૈશાખ

ઉનાળાની ઋતુને લીધે—"વૈશાખે વાયા રે વાય, પાકયાં દાડમ દ્રાખ; પાકી તે રાયણ આંબલી ગળી આંબાની સાખ; લૂખનાં લેહેરાં લાગે ઘણાં, બહાર નવ નીસરાય; ધરતી ધખે ને રવિ તપે, કોમળ મુખ કરમાય !"

એટલે રાધા વિનવણી કરે છે કે,—

"વૈશાખે વાયા વાવલિયા,
કે ઘેર પધારો નાવલિયા !
કે દૂધડે ધોઉં તારા પાવલિયા;
ઓધવ ! મારી વિનતડી કહેજો–"

### જેઠ

જેઠ માસમાં પણ સખત તાપ પડે છે. ત્યાં રાધા સૃષ્ટિની સ્થિતિ સાથે પોતાની વિપરીત સ્થિતિ સરખાવતાં કહે છે—

"જેઠ માસે સહુ સરોવર સૂકાં રહે છે
રે રસિયાજી !
મુજ લોચન-ધારા નવ સૂકી, વહે છે.
હો રંગરસિયાજી !
ગ્રીષ્મ ઋતુને તાપે તન અકળાય,
રે રસિયાજી !
પવન ફુવારાથી તે સઘ સમાય,
હો રંગરસિયાજી !
ગ્રીષ્મતાપ ને દીપ વાયુથી વાસે,
રે રસિયાજી !
વિરહવહ્નિ આ પવને વૃદ્ધિ પામે,
હો રંગરસિયાજી !"

### અષાઢ

અષાઢ માસથી વર્ષાઋતુનું ઘનઘોર વાદળ થવા માંડયું અને વરસાદ વરસ્યો, પરંતુ કૃષ્ણવિહોણી રાધાને તો 'ગોરી બીજનય ઘર આંગણે ને પિયુ બીજનય પરદેશ' એવું થયું.

## જ્ઞાનમાસ

અખા ભક્તે લખેલા બાર "જ્ઞાનમાસ" હમણાં "કાન્તસ્મારકમાલા"માં શ્રી. અંબાલાલ જાનીએ પ્રસિદ્ધ કર્યા છે. જ્ઞાનીને મન તો બારે માસ સરખા છે. એટલે તે બોધ કરે છે–

'બારે માસ સ્વામી તે સરખો સદા,
જીવ જાણ્યા વિના ભવ ભટકે;
માસને ખાસ જાણે રખે માનવી !
તુજ–નિજ રામ શું બુદ્ધિ અટકે.'

આત્મજ્ઞાની કવિ 'કાર્તકે કાં તકે ચેતે નહિ જીવડા ?' થી શરૂઆત કરી, 'આસો આ સોઽહં પ્રત્યક્ષ પ્રમાણ રમે, જેને શ્રુતિ સ્તવી, કહે પ્રપંચ પારે'–વગેરે ટૂંકાથી સચરાચર બ્રહ્મનો ઉપદેશ આપવામાં બાર માસનો ઉપયોગ કરે છે.

આમ આપણા મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય તરફ નજર કરતાં જણાય છે કે તે સમયે વિયોગાવસ્થાનું સાહિત્ય કંઈક અનેરી ભાત પાડે છે. આવું લોકસાહિત્ય મોટે ભાગે દૂહા–સોરઠમાં રચાતું હતું; વસમી વિદાયના તથા કારમા વિજોગના આ દૂહા–સોરઠા બહુ મર્મવેધક છે.

મેહ અને ઊજળીની લોકકથામાં, ચારણકન્યા ઊજળીને બરડાનો ધણી મેહ જેઠવો પહેલાં પરણવાનું વચન આપી જાય છે; પણ તેને કહ્યા પ્રમાણે પછીથી તેડું મોકલતો નથી. તે પ્રસંગે ઊજળીએ આશામાં જે બાર માસ વિતાવ્યા તેનું મનોવેધક વર્ણન મળી આવે છે:

'પોષ માસની પ્રીત, જાણ્યું કરશે જેઠવો :
રાણી ! રાખો રીત, બોલ દઈ બરડા–ધણી !

... ...

વૈશાખે વનમાંય, આંબે શાખો ઊતરે :
તે તમવિણ કરમાય, વિજોગે વેણુના ધણી !'

મધ્યકાલિન સાહિત્યમાં જેમ આખ્યાનો, પદ્યવાર્તાઓ, કીર્તનો અને જ્ઞાનનાં પદોનાં નિરાળાં વહેણ રેલાયાં છે તેમ, 'બારમાસ'ના સાહિત્યની પણ એવી જ એક મનોહર અને વિશિષ્ટ રચના અસ્તિત્વમાં આવેલી છે. લગભગ દરેક કવિએ આ રીતની રચના કરીને પોતાનું લોકઋણ ફેડયું છે. બ્રાહ્મણીય સમાજના કવિઓ ઉપરાંત જૈન કવિઓ પણ, 'રાસ' અને 'પ્રબંધો', 'સ્તવનો' અને 'સઝ્ઝાયો' જેવા સાહિત્યની સાથેસાથે 'બાર માસ' રચવાનું નથી ચૂકયા.

આવા વિરહવાદનું સાહિત્ય લખાયાનું એક કારણ એમ જણાય છે કે લોકોને માટે, તેમનું મનોરંજન કરે તેવું સાહિત્ય માત્ર શૃંગાર, ભક્તિ કે વાર્તાનું હતું. સામાન્ય લોકોને માટે– તેમ જ ખાસ કરીને સ્ત્રીવર્ગ માટે – જે સાહિત્યની ખોટ હતી તે વિવિધ દેશીમાં તથા છંદોમાં રચાયેલા 'મહિના', 'તિથિ' તથા 'વાર' જેવા સાહિત્યથી જ પુરાઈ છે. આવું સ-ચિત્ર ઘણી વાર શૃંગારના રંગથી રંગી દીધેલી ભક્તિને જ વર્ણવે છે.

યુવાન આમ બોલ્યો તો ખરો : પણ એના ઉદ્ધત હૃદયમાં એ સ્નેહની સુંવાળી જગા નહોતી એમ નહિ. મહાભારતયુદ્ધમાં જતાં અભિમન્યુને રોકી ઊભેલી ઉત્તરામાંથી નવયૌવનાનો સ્નેહ, આખરે એને બીજવે છે : એની આંખ ભીની થાય છે. અને એનાથી બોલી જવાય છે:

'ગોરી મોરી ! આવડલો શો નેહડો ?
રે આંખમાં આંસુ બહુ ઝરે રે લોલ !'

—અહીં સ્ત્રીસ્વભાવનું સ્વાભાવિક માર્દવ બતાવાયું છે.

વળી બીજું લોકગીત લ્યો :

'આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે.
કે ઝીણા ઝરમર વરસે મેહ :
ગુલાબી ! કેમ કરી જાશો ચાકરી રે ?'

નવયૌવના પોતાના પ્રિયતમને, એમની વર્ષાઋતુનું ભાન કરાવે છે, અને પૂછે છે : 'પ્રવાસને માટે બિલકુલ પ્રતિકૂલ એવી આ ઋતુમાં પ્રિય ! ચાકરી કાજે શે જઈ શકશો ? મેઘ બધાને બીજવી દેશે—'

યૌવનનું હૃદય નિશ્ચય કરી બેસે છે કે 'બસ. નહિ જ જવા દઉં,–ગમે તેમ થાય' એ બોલે છે :

'તમને વહાલી ચાકરાની ચાકરી રે.
કે અમને વહાલો તમારો જીવ :
ગુલાબી ! નહીં જાવા દઉં ચાકરી રે !'

વ્રતના માહાત્મ્યની વાતોમાં પણ વિરહવ્યથાનું ઝાંખું દર્શન થઈ શકે છે. ઈશ્વર–પાર્વતી એમના કૈલાસ ઉપર બેઠા હોય છે. ત્યાં પાર્વતી કહે છે : 'ઈશ્વર, ઈશ્વર ! ચોમાસાના દહાડા આવ્યા. સૂતા રહેવાય નહીં, બેઠા રહેવાય નહીં : કંઈ વ્રત કારો, વરતુલાં કારો : પાનાં કરો, આવા પ્રકારની પ્રસ્તાવના ઘણુંખરું દરેક વ્રતકથામાં આવે છે.

ચોમાસાના દિવસોને લાંબા કહેવાનું કારણ એમ લાગે છે, કે ગ્રામજીવનમાં ચોમાસું કદાચ આરામની ઋતુ ગણી શકાય છે ખેતરમાં ભારે મહેનતનું કામ કરવાનું હોતું નથી. મેવલો વરસે તે પ્રમાણે પાકની જાળવણી માત્ર તેને કરવાની હોય છે. દલપતરામે તેથી જ ગાયું છે કે

'ચોમાસું છે ખરું ખૂબ ; દીસે દુનિયા ડૂબાડૂબ.'

તે વખતે, ગામનો ખેડૂતવર્ગ કંઈક આરામ ભોગવે છે, પરંતુ વિરહિણી સુંદરીઓનો સમય, પતિ પરદેશ હોવાથી ઉલ્લાસમાં હોતો નથી ઊલટું 'શ્રાવણમાં પરદેશ પિયુ' હોવાથી, તેમને વિરહ વધારે સાલે છે. માટે જ અનેક વ્રતનાં પાલનદ્વારા મનને સર્વશુદ્ધ કરી એ સમય વિતાડે છે. અને એનો સામે રંગરાગ વિલાસો માણવાની આશામાં, ચોમાસાના લાંબા પહોળા દિવસ, એક આર્યસુન્દરીને છાજે તેમ, ગાળે છે. ચાતુર્માસનાં વ્રતોમાં આવી મૂકગત વિરહવ્રતને સાત્ત્વિક રૂપ આપવાનો પ્રયત્ન જોઈ શકાય છે.

પુરુષવર્ગમાંથી ભાટ, ભવૈયા, ચારણ, જોગીજતિ, વિદ્યાર્થી, લડવૈયા, વેપારી, વણઝારા —અને બીજા અનેક પ્રકારના ધંધાધારી લોકોને હરહમેશ બહાર ફરવું પડતું. ગુજરાત જેટલો ખેતીપ્રધાન દેશ છે તેટલો જ વાણિજ્યપ્રધાન પણ છે. તેથી દેશના એકથી બીજા છેડા સુધી પુરુષો મળવાને બહાને, નોકરીને બહાને, અથવા તો વેપારને બહાને પરગામ ફરતા; અને ઘણી લાંબી મુદતે ઘેર આવતા. કેટલીક વાર તો પ્રવાસી, પરદેશથી પાછો ક્યારે આવશે તે પણ ચોકસ કહી શકાતું નહીં. અત્યારની રેલવે, તાર અને ટપાલવાળી આપણી નવી દુનિયાના લોકોને, પાછલા કાળના લોકોની આ લાંબી વિરહાવસ્થાનો ખ્યાલ આવી શકવો મુશ્કેલ છે; અને તેથી જ આ પ્રકારના સાહિત્યની કિંમત પણ આજે—તે વખતની ચાલુ કિંમતે—મૂલવાય એ સંભવિત નથી.

તે ઉપરાંત, દેશમાંની અરાજકતાને લીધે થતી લૂંટફાટ અને જોરજુલમના ત્રાસને લીધે, ઘણુંખરું પુરુષો જ પરદેશ ખેડતા; અને સ્ત્રીપુત્ર વગેરેને ઘેર મૂકીને જતા. મુસાફરીનાં સાધન બહુ મોંઘાં અને વખત ગાળનારાં હોવાથી, પુરુષોનું 'વતનની વાડીઓ'-માં આવવું એ ઉત્સવ સમાન જ ગણાતું. આવી પરિસ્થિતિમાં લાગણીઓને દાબી રાખી, 'જેનો પિયુ પરદેશ' હોય તેને વર્ષોનાં વર્ષ વિયોગમાં ગાળવા પડતાં!

આવી પ્રોષિતભર્તૃકાઓને માટે કયો વિષય પ્રિય હોઈ શકે? તેથી જ કૃષ્ણ—ગોપીનો અને નેમિ—રાજુલનો વિરહ ગાવો, એ તમને મન આશ્વાસનરૂપ થઈ પડતું. બ્રાહ્મણવર્ગના કવિઓ વિપ્રલંભ તેમ જ સંભોગશૃંગારનાં વર્ણનો આપવાને માટે જેમ કૃષ્ણ—રાધાની લીલાનું આલમ્બન લેતા તેમ, જૈન કવિઓ વિપ્રલંભ માટે નેમિનાથ તથા રાજિમતિનો, અને સંયોગશૃંગાર માટે સ્થૂલિભદ્ર તથા કોશ્યાનો પ્રસંગ હાથ ધરતા હતા. આ બે યુગલોની આસપાસ તેમણે અનેક પ્રકારનાં પદ, વાર, તિથીઓ અને મહિનાઓની ગૂંથણી ગૂંથી છે.

લોકસંગીતમાં જેમ દંપતિજીવન ગવાયું છે અને કૌટુમ્બિક જીવન જેમ લગ્નગીતોમાં ઊતર્યું છે તે જ રીતે, સ્નેહજીવનનો શૃંગારરસ પણ તેટલી જ તીવ્રતાથી, છતાં એક પ્રકારની અદબથી 'બાર માસ' દ્વારા ગવાયો છે. એ શૃંગાર ગવાયો છે કવિના પોતાના જીવન વિષે, પણ ચડી ગયો છે રાધા-કૃષ્ણને નામે.

ગુજરાતનો જનસમાજ આનંદ કે શોકના ઊભરા ઠાલવવા રામાયણ, મહાભારત કે ભાગવત જેવામાંથી પૌરાણિક કથાનકોનો આશ્રય લેતો હતો અને લે છે : લગ્નનાં ગીતોમાં, કૃષ્ણ —રુક્મિણી, રામ—સીતા, ઈશ્વર—પાર્વતી, અનિરુદ્ધ—ઉષા વગેરેની વિવાહકથાઓનો ઉપયોગ કરવામાં આવે છે. સીમંતનાં ગીતો, પ્રદ્યુમ્નની પત્ની રતિ કે કૃષ્ણભગિની સુભદ્રાને વિષે ગવાય છે. જનોઈમાં રાધા અને કૃષ્ણ, અને શોકનાં ગીતોમાં ઉત્તરા અને અભિમન્યુ—એ પ્રમાણે જૂનાં લોકપ્રિય પાત્રોદ્વારા ગુજરાતનો સુંદરીસમાજ પોતાના હરખશોકનાં ગીતો ગાય છે અને રાચે છે. તે જ પ્રમાણે વિરહનાં ગીતોમાં રાધાકૃષ્ણને વિષે રચના થઈ છે; અને બારમાસના કુદરતી ફેરફારો, ખાનપાન, પહેરવેશ વગેરેનાં સમ્પરમા દિવસે થતાં સ્મરણ,—એ બધાના બાહ્ય કલેવરમાં કવિએ પોતાના વિરહથી ઝૂરતો પ્રાણ પૂર્યો હોય છે.

વિયોગનાં કાવ્યો, આમલોકરુચિને અનુકૂળ હોવાથી તેની લોકપ્રિયતા આપોઆપ વધતી રહે એમાં આશ્ચર્ય નથી. કારણ કે, સૌ કોઈ વિરહી, પોતાને કૃષ્ણ અથવા ગોપીને સ્થાને મૂકી દઈને પોતાના હૃદયનો ઊભરો–'હૈયાની વરાળ' કાઢી–શકતો.× પૂજ્યભાવ જોવામાં આવે, અને તેટલા માટે તે નિર્દોષ હોવાથી લોકમાન્ય પણ થાય–એવા હેતુથી કૃષ્ણ–ગોપી, નેમિ-રાજુલ કે એવાં કોઈ સમાજમાં આદર પામેલાં પાત્રનું આલમ્બન લેવામાં આવતું.

બારમાસનું સાહિત્ય એકલું ગુજરાતમાં જ છે એમ નથી. ઉત્તર હિંદુસ્થાન તેમ જ બંગાળામાં પણ કેટલીક સમાન પરિસ્થિતિને લીધે આવું સાહિત્ય અસ્તિત્વમાં આવેલું છે. વિરહિણી પ્રિયતમા પ્રત્યેક માસની ઋતુલીલા નિહાળી, પરદેશ ગયેલા પતિને યાદ કરે છે: અથવા તો વિપત્તિમાં પડેલી અબળા, પોતાનાં ન સહેવાતાં વીતકો આવી રચનાદ્વારા વ્યક્ત કરે અને ગીત ગાનાર સુંદરીસમૂહને વિચારમાં લીન કરી દે છે.

બાર-માસનું આ સાહિત્ય જ્યાં સુધી સ્ત્રીહૃદયમાં લાગણી છે ત્યાં સુધી લોકપ્રિય અને ચિરંજીવ રહેશે; અને તેમના જીવનના મર્મને સ્પર્શ કરી, તેમના હૃદયના તારને છેડ્યા કરશે.

---

× સરખાવો :

'ગોપી-ઉદ્ધવ સંવાદે રે, બાંધ્યા છે બારે માસ :
શીખે ગાશે ને સાંભળશે, તેની રાધાવર પૂરશે આશ.
પુરુષોત્તમ માસે પ્રેમદા, પૂરણ વરને પામી :
પૂરવની પ્રીતે પધારિયા, જગજીવન જગનો સ્વામી!'

વળી સરખાવો દયારામ. 'ષડ્ ઋતુવર્ણન':

'દયારામ ષડ્ઋતુ કથી, શ્યામ-વિરહને વ્યાજે;
રાધાકૃષ્ણ એક રૂપ છે, લીલા ભક્તને કાજે.'

શબ્દો કે બીજા શબ્દો, જેમાંથી ઘસાતાં ઘસાતાં તે હાલની સ્થિતિએ પ્હોંચ્યા છે. પ્રત્યયો ગમ્યાં તેમાં પણ આપણામાંથી જે લખશે ને-ની-નું-નાં-ને આગલા શબ્દને જોડીને લખશે તેઓ જ તણું-તાણી આદિને છૂટાં પાડીને લખવા પ્રેરાશે.

વળી સમાસોના લેખનમાં આપણી ગુજરાતીમાં એક જ નિયમ શક્ય કે ઇષ્ટ છે ખરો? વિકલ્પ સ્વીકારતાં પણ કોઈ સિદ્ધાન્ત કે નિયમ તૂટતો ન જણાય, અર્થ બેસાડવામાં પણ ખાસ અગવડ નથી પડતી, તો પછી વિકલ્પની સુગમતાને જ શાને ન વળગવું વારુ? શ્રદ્ધ અને બ્રાહ્મણના સમયથી સંસ્કૃતમાં સમાસો વધી ગયા, લાંબા ને અજગર જેવડા અતિશય થવા લાગ્યા, એટલે અર્થગ્રહણ માટે પણ આખો આખો સમાસ એકેક શબ્દ લેખે છૂટો લખવાનો નિયમ આવશ્યક બન્યો, એ બધું સમજી શકાય એવું છે. આપણી ગુજરાતી ભાષામાં પંડિતો પણ એટલું બધું સમાસપ્રચુર બોલેલખે એવો સંભવ નથી, તો નિયમબંધનની જરૂર છે જ ક્યાં વારુ? બીજા શબ્દોમાં, શુદ્ધિ પણ અનન્યરૂપા જ શાને? અનેકરૂપિણી પણ શાને ન હોય!

શ્રી મશરૂવાળા કાનડી ભાષાનો દાખલો આપે છે જે તેમાં શબ્દના અંત્ય લઘુસ્વરનું ગુરુકરણ ભાર દેવાને પ્રયોજાય છે એ જાણીતું છે. આપણી બોલીમાં એવું જ ગુરુકરણ નથી શું? ‘હું જઈશ’, ‘હું’ જ (=માત્ર) જઈશ બીજા કોઈની જરૂર નથી’. ‘હુંય (=પણ) જઈશ અહીં પાછળ નહીં રહું’ એમ જન્ય વાપરીને ભાર દઈયે છીએ ત્યારે એ ભારને સ્પષ્ટતર કરવાને બોલવામાં આગલા લઘુ સ્વરને ઘણી વાર ધરાર ગુરુ બોલિયે છિયે. અને પ્રશ્નાર્થ જેવા વિશિષ્ટ અર્થની સ્પષ્ટતા પણ આપણે એ પદ્ધતિએ સાધિયે છિયે. પ્રશ્નસંજ્ઞા કે તેની પાસેના શબ્દના અંત્ય લઘુસ્વરના આવા ગુરૂચ્ચારણના દાખલા જોઈએ એટલા મળી આવશે. બેશક, હું શું કરું આદિની સામાન્ય જોડણીમાં અંત્ય સ્વર લઘુ છે ગુરુ નથી. પરંતુ એ લઘુ સ્વરોને આપણે ઉચિત સ્થલે ગુરુ બોલિયે છિયે એ પણ નિર્વિવાદ છે. બોલીના આ વિકલ્પ લેખનમાં સ્વીકારવા કે કેમ એટલો જ સવાલ છે. નાટકો જેવી કૃતિઓમાં ઉચ્ચારણનાં આબાદ પ્રતિબિંબ આવશ્યક છે, કવિતાઓમાં કવિ છંદની રચના ઉચ્ચારણ પ્રમાણે કરે છે, એ બેના લેખનમાં તો કેમ કરવું તેના જવાબમાં મતભેદને અવકાશ પણ નથી. જે વિકલ્પ-સ્વીકાર કરવા ઘટે છે તે કરનારાઓની સંખ્યા વધતી જાય છે. સામાન્ય શિષ્ટ ગદ્યમાં પણ મ્હારું નમ્ર મત આ છે કે આવા વિકલ્પ ઉચિત સ્થાને સ્વીકાર્યાથી હાનિ મુદ્દલ થવાની નથી અને લેખકના આશય વધારે સ્પષ્ટતાથી ગ્રહણ કરવામાં વાચકને એટલી વિશેષ સુગમતા મદદ કરશે.

છેલ્લે હવે, પ્રસંગે પ્રસંગે એવા દાખલાઓમાં અને એ વિભક્તિપ્રત્યયો છે. નલને દૂંટી દમયંતી—(૧) રાન રાન ભટકી, (૨) રાને રાન ભટકી, (૩) રાને રાને ભટકી, (૪) રાનો રાન ભટકી. આમાં (૧) રાન રાન = ઘણાં રાનોમાં, બંને સ્થલે વિભક્તિલોપ: (૨) રાને રાનમાં એ જ અર્થ, વિભક્તિને બીજે સ્થાને લોપ: (૩) એ જ અર્થ, વિભક્તિપ્રત્યય બંને ઠેકાણે. પરંતુ (૪) એમાં તો થયો છે નવ્યજન્ય (=અનો) થઈ ગયું નવ્યજન્ય, અને તે થયું નવ્યજન્ય, એ પ્રત્યે આ. વ=બંને જન્ય કરતાં જુદો જ શબ્દ છે; અમર જોડે રાનો રાન, વનેવન, ઘરઘર, જેવા દ્વિરુક્ત એમાં તે ‘અનો’ અર્થે જન્યથી દ્વિરુક્ત શબ્દોને અગર સમાનાર્થ કે નિકટ સંબંધવાળા જુદાજુદા શબ્દોને બાંધવા ઉપરાંત ભાર દર્શાવવાનું કાર્ય પણ કરે છે.

અમદાવાદ.
તા. ૫-૬-૩૬.

લિ. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરના જય જય.

૨

# વાક્યવિચાર

## કથિત પ્રત્યક્ષરચના

ડાલરરાય રંગીલદાસ માંકડ

અંગ્રેજીમાં જેને Direct અને Indirect રચના કહે છે, તેને ગુજરાતી ભાષામાં કેવું અને કેટલું સ્થાન છે તેની સૂચનાત્મક નોંધ લખવાનું અહીં ધાર્યું છે. એ ચર્ચા કરતાં પહેલાં શરૂવાતમાં કેટલાંક દૃષ્ટાન્તો લેવાનું ઠીક પડશે.

ક Reported Direct Construction

(કથિત પ્રત્યક્ષરચના—અંગ્રેજી)

(૧) તેણે મને કહ્યું, "તમે મારે ઘેર આવો ત્યારે મગનને તમારી સાથે લેતા આવજો."

(૨) તેણે તમને કહ્યું, "તમે મારે ઘેર આવો ત્યારે મગનને તમારી સાથે લેતા આવજો."

(૩) તેણે તેને કહ્યું, "તમે મારે ઘેર આવો ત્યારે મગનને તમારી સાથે લેતા આવજો."

(૪) તેણે મને કહ્યું, "તું શા માટે તારા ઓરડામાંથી બહાર આવ્યો છે એમ મને મારા બાપે પૂછ્યું."

(૫) તેણે તને કહ્યું, "તું તારા ઓરડામાં બારી મુકાવજે."

(૬) તેણે રામને કહ્યું, "તું તારા ઓરડામાં બારી મુકાવજે."

(૭) તેણે ગોવિંદને કહ્યું, "તેં મને પાંચ રૂપિયા આપ્યા જ નથી, છતાં તું મારી પાસે શા માટે માગે છે?"

(૮) તેણે કહ્યું, "હું હમણાં નહીં બોલું."

(૯) શિક્ષકે વિદ્યાર્થીને કહ્યું, "તું આવતી કાલે તારે ઘેર જાય ત્યારે અહીંથી આ ચોપડી લઈ જજે."

(૧૦) એક સ્ત્રીએ તેના પતિને કહ્યું, "આ ઘડિયાળને શું થઈ ગયું છે તેની મને ખબર પડતી નથી. કાલે રાતે તો તે બરાબર હતું, પણ આજ નથી ચાલતું. હું ઇચ્છું છું કે તેને ચલાવવાને તમારાથી બને તે ઉપાય તમે જરૂર કરો."

ખ Reported Indirect Construction

(કથિત પરોક્ષરચના—અંગ્રેજી)

(૧) તેણે મને કહ્યું કે હું તેને ઘેર જાઉં ત્યારે મગનને તમારી સાથે લેતો જાઉં.

(૨) તેણે તમને કહ્યું કે તમે તેને ઘેર જાઓ ત્યારે મગનને તમારી સાથે લેતા જાઓ.

(૩) તેણે તેને કહ્યું કે તે તેને ઘેર જાય ત્યારે મગનને તેની સાથે લેતો જાય.

(૪) તેણે મને કહ્યું કે તે શા માટે તેના ઓરડામાંથી બહાર આવ્યો હતો એમ તેને તેના બાપે પૂછ્યું.

(૫) તેણે તને તારા ઓરડામાં બારી મુકાવવાની સલાહ આપી.

(૬) તેણે રામને તેના ઓરડામાં બારી મુકવાની સલાહ આપી.

(૭) તેણે ગોવિંદને પૂછ્યું કે તેણે તેને પાંચ રૂપિયા આપ્યા જ નથી, છતાં તે તેની પાસે શા માટે માગતો હતો?

(૮) તેણે કહ્યું કે તે ત્યારે નહીં બોલે.

(૯) શિક્ષકે વિદ્યાર્થીને તે બીજે દિવસે તેને ઘેર જાય ત્યારે ત્યાંથી તે ચોપડી લઈ જવાનું કહ્યું.

(૧૦) એક સ્ત્રીએ તેના પતિને કહ્યું કે એ ઘડિયાળને શું થઈ ગયું હતું તેની તેને ખબર પડતી ન હતી. આગલી રાતે તે બરાબર હતું પણ તે દિવસે ચાલતું ન હતું. તેણે ઉમેર્યું કે તે ઇચ્છતી હતી કે તેને ચલાવવાને તેનાથી બને તે ઉપાય તે જરૂર કરે.

ग કથિત પ્રત્યક્ષરચના—સંસ્કૃત.

(૧) તમે મારે ઘેર આવો ત્યારે મગનને તમારી સાથે લાવજો એમ તેણે મને કહ્યું

(૨) તમે મારે ઘેર આવો ત્યારે મગનને તમારી સાથે લાવજો એમ તેણે તમને કહ્યું.

(૩) તમે મારે ઘેર આવો ત્યારે મગનને તમારી સાથે લાવજો એમ તેણે તેને કહ્યું.

(૪) તું શા માટે તારા ઓરડામાંથી બહાર આવ્યો છે એમ મને મારા બાપે પૂછ્યું એમ તેણે મને કહ્યું.

(૫) તું તારા ઓરડામાં બારી મુકાવજે એમ તેણે તને કહ્યું.

(૬) તું તારા ઓરડામાં બારી મુકાવજે એમ તેણે રામને કહ્યું.

(૭) તેં મને પાંચ રૂપિયા આપ્યા જ નથી છતાં તું મારી પાસે શા માટે માગે છે એમ તેણે ગોવિંદને કહ્યું.

(૮) હું હમણાં નહીં બોલું એમ તેણે કહ્યું.

(૯) તું આવતી કાલે તારે ઘેર જાય ત્યારે અહીંથી આ ચોપડી લઈ જજે એમ શિક્ષકે વિદ્યાર્થીને કહ્યું,

(૧૦) આ ઘડિયાળને શું થઈ ગયું છે તેની મને ખબર પડતી નથી, કાલે રાતે તો તે બરાબર હતું, પણ આજ નથી ચાલતું. હું ઇચ્છું છું કે તેને ચલાવવાને તમારાથી બને તે ઉપાય તમે જરૂર કરો એમ એક સ્ત્રીએ તેના પતિને કહ્યું.

અંગ્રેજી ભાષાની ઉપર આપેલી પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રચનાઓના क અને ख માં આપેલાં દૃષ્ટાન્તો તપાસતાં જણાશે કે ખરી રીતે તો એ બન્ને પરોક્ષઉક્તિની જ રચના છે. આ વાતને હું જરા સ્પષ્ટ કરું. નાટકના તખ્તા ઉપર બોલાતી ઉક્તિનો વિચાર કરીએ. ત્યાં કોણ કહે છે તે તથા શું કહે છે તે બધું જોનારને પ્રત્યક્ષ છે. તેથી આપણે

રામ: તું મારે ઘેર આવજે.

એવું વાક્ય લખીએ તોપણ એ પ્રત્યક્ષઉક્તિનો દૃષ્ટાન્ત બરાબર બને છે. એમાં રામે કોને કહ્યું કે 'રામે કહ્યું' એમ પણ લખવાની જરૂર નથી પડતી. એથી ઊલટું, ઉપર આપેલ અંગ્રેજી પ્રત્યક્ષરચનામાં પણ (क ના દૃષ્ટાન્તોમાં પણ) એક માણસ પોતે સાંભળેલી વાત બીજાને કહેતો હોય એવી રીતે ઉક્તિ કરવામાં આવે છે; એટલે કે ઉક્તિ ઘણીવાર[1] ભૂતકાળનો વિષય બની જાય છે. તેથી આ પ્રકારની પ્રત્યક્ષઉક્તિ પણ કથિત[2] જ બની જાય છે; આમ અંગ્રેજી ભાષામાં આવી જાતની ત્રણ રચના છે. નાટકાદિમાં દેખાતી સાચેસાચ પ્રત્યક્ષરચના, ઉપરની પ્રત્યક્ષ રચનામાં દેખાતી કથિત રચના તથા ઉપરની પરોક્ષરચનામાં દેખાતી કથિત રચના. આથી આ ત્રણેનાં નામો આપણી આ નોંધ માટે હું નીચે મુજબ સૂચવું છું. પ્રત્યક્ષ રચના (નાટકાદિની), કથિત પ્રત્યક્ષરચના (Reported Direct Construction) અને કથિત પરોક્ષરચના (Reported Indirect Construction).

ग માં આપેલા દૃષ્ટાન્તો સંસ્કૃત રચના મુજબના છે તેને આપણે કથિત પ્રત્યક્ષરચનાના દૃષ્ટાન્તો કહી શકીએ.

આ ત્રણે વર્ગમાં તેના તે દૃષ્ટાન્તોને જુદીજુદી રચનામાં વ્યક્ત કરી બતાવ્યા છે. તે તે દૃષ્ટાન્ત વાંચતાં જ જણાશે કે એ સ્વયપ્રકાશ છે. આજે આપણાં શિષ્ટ સાહિત્યમાં ख માં છે તેવાં કથિત પરોક્ષરચનાના કઢંગા દૃષ્ટાન્તો બહુ મળતા નથી એ ખરું, છતાં એનો પ્રચાર પારસી ગુજરાતીમાં, મુસ્લિમ ગુજરાતીમાં તેમ જ છાપાંગરી ગુજરાતીમાં ઠીકઠીક છે. પણ ઉપર ख માં એવા ઉત્કટ દૃષ્ટાન્તો તો એટલા માટે આપ્યા છે કે એ વાંચવાથી એની કૃત્રિમતા વાંચનારને આપોઆપ સમજાઈ જાય. ख ના દૃષ્ટાન્તો વાંચતાં સમજાશે કે એ રચનામાં સંદિગ્ધતા ઊભી થાય છે એ એનો મોટો દોષ છે. અંગ્રેજી ભાષાના નિયમ મુજબ કથિત પ્રત્યક્ષરચનાને કથિત પરોક્ષરચનાનું રૂપ આપીએ ત્યારે યોગ્યતા મુજબ કાળ તથા પુરુષાદિનો ફેર કરવો પડે છે. એમ કરતાં કેટલીક વાર વાક્યો બહુ કઢંગાં અને સંદિગ્ધ બની જાય છે. આ બાબતમાં ઉપરના દૃષ્ટાન્તોમાંથી સં. (૩), (૪), (૭), (૮), (૯), (૧૦) તરફ ખાસ ધ્યાન ખેચું છું. આવી સ્થિતિમાં ત્રીજા પુરુષનાં સર્વનામોના વપરાશથી ઘણી સંદિગ્ધતા ઊભી થાય છે.

---

૧ ઘણી વાર, કેમકે કોઈક સ્થળે આવી ઉક્તિ વર્તમાનકાળ કે ભવિષ્યકાળનો વિષય પણ બને છે. પરંતુ એવે સ્થળે યે એ પરોક્ષ જ રહે છે. દા. ત. ગોવિંદ અને રામને વાત કરતાં સાંભળીને છગન મગનને કહે છે:

ગોવિંદ રામને કહે છે, "તું મારે ઘેર આવજે." અથવા ગોવિંદ અને રામ અમુક વાત કરવાના છે એમ ધારી છગન મગનને કહે છે:

ગોવિંદ રામને કહેશે, "તું મારે ઘેર આવજે."

આ બન્નેમાં વર્તમાન અને ભવિષ્યકાળ છે છતાં ગોવિંદ અને રામથી તો એ ઉક્તિ પરોક્ષ જ રહે છે. આમ આ પ્રત્યક્ષ ગણાતી ઉક્તિમાં પણ મૂલગત પરોક્ષ તત્ત્વ જ સારી પેઠે છે.

૨ કથિત એટલે Reported. એક વાત સાંભળીને તે બીજાને કહેવી તે કથન

આ સાદૃશ્યતા ટકે માટે અંગ્રેજી ભાષામાં કથિત પ્રત્યક્ષરચનામાં અવતરણ ચિહ્નો મૂકવાની પ્રથાનો તથા કથિત પરોક્ષ રચનામાં that કે whether કે એવો કોઈ પ્રાવેશિક શબ્દ મૂકવાની પ્રથાનો સ્વીકાર થયો છે પણ મારી સમજણ મુજબ સંસ્કૃત કથિત પ્રત્યક્ષ-રચનાએ આ બન્ને સ્થિતિનો સરસ નિકાલ આણ્યો છે સંસ્કૃતનો 'એમ' અંગ્રેજીના અવતરણ ચિહ્નોની જરૂરને ઉડાડી દે છે અને પ્રાવેશિક શબ્દની ગરજ સારી લે છે કથિત પ્રત્યક્ષરચનામાં કોઈ પ્રાવેશિક શબ્દ ન હોવાથી અંગ્રેજી ભાષાએ અવતરણ ચિહ્નો શોધ્યાં કથિત પરોક્ષરચનામાં પ્રાવેશિક શબ્દ હોવાથી અંગ્રેજી ભાષાને તેમાં અવતરણ ચિહ્નોની જરૂર ન પડી. સંસ્કૃત ભાષાએ અવતરણ ચિહ્નો તેમ જ યુક્તિની શરૂવાતના પ્રાવેશિક શબ્દને ઉપજાવ્યા નહી, પણ તેને બદલે ઉક્તિને અન્તે એનું પ્રત્યક્ષ સ્વરૂપ સમજાવે એવો અનુસારી શબ્દ (એમ) ઉપજાવ્યો. આ 'એમ'ના ઉક્ત્યન્તના ઉપયોગથી સંસ્કૃત ભાષાએ કથિત પ્રત્યક્ષરચનાને પ્રત્યક્ષ રાખી છે છતાં, કથિત પરોક્ષરચનામાં પ્રાવેશિક શબ્દથી સમ્બન્ધની જે સ્પષ્ટતા આવે છે તે મેળવી લીધી છે આથી સ્પષ્ટતાની દૃષ્ટિએ તેમ જ ભાષાની તળપદી દૃષ્ટિએ સંસ્કૃત કથિત પ્રત્યક્ષરચના જ આપણે ત્યાં પ્રચારમાં રહે એ સારું લાગે છે

પણ અંગ્રેજી કથિત પ્રત્યક્ષરચના તેમજ અંગ્રેજી કથિત પરોક્ષરચના હવે આપણી ભાષામાં એટલી તો જડ ઘાલી ગઈ છે કે એને કાઢી શકાય તેમ નથી અને એને કાઢવાની ખાસ જરૂર નથી. માત્ર અમુક અમુક સાહિત્યસ્વરૂપ પરત્વે એના વપરાશની વહેંચણી કરી લેવાની જરૂર છે

સંસ્કૃત સાહિત્યમાં પણ નાટ્યાદિ સાહિત્યસ્વરૂપોના સંવાદોમાં અંગ્રેજી પ્રત્યક્ષરચના જેવી જ રચના પ્રચારમાં હતી, અને કથનાત્મક (narrative) સાહિત્યસ્વરૂપોમાં એટલે કે કથાદિમાં સંસ્કૃત કથિત પ્રત્યક્ષરચના જ પ્રચારમાં હતી એટલે મારું સૂચન એવું છે કે જ્યાં જ્યાં અંગ્રેજી કથિત પરોક્ષરચના વાપરવાની આપણને જરૂર જણાય ત્યાં ત્યાં સંસ્કૃત પ્રત્યક્ષરચના જ વાપરવી, કેમકે એ રચના એનું સ્થાન લઈ શકે તેમ છે આથી નાટ્ય-નાટિકાદિ સંવાદાત્મક સાહિત્યસ્વરૂપોમાં પ્રત્યક્ષરચના, નવલકથાનવલિકાદિમાં અંગ્રેજી કથિત પ્રત્યક્ષરચના અને નિબન્ધાદિ ચાલુ ગદ્યલખાણોમાં સંસ્કૃત કથિત પ્રત્યક્ષરચના વપરાય તો સ્પષ્ટ સ્થિતિ ઉપજે, ઉક્તિવૈવિધ્ય જળવાય અને ભાષાના તળપદા તત્ત્વો પોષાય.




## વિજ્ઞાનનું સાહિત્ય લોકપ્રિય કેવી રીતે થઈ શકે?

સુરુચ્બી તંત્રીજી,

**ગુજરાતી** વિજ્ઞાનના સાહિત્યની કંગાલિયત સંબંધે પોકારો કરવાનું કારણ હવે પહેલાં કરતાં ઘણું ઓછું થઈ ગયું છે છતાં પણ વિજ્ઞાનને અંગે જે લખાય છે તે કેટલે અંગે લોકપ્રિય બની શકે છે તેનો પણ કસ કાઢવાની જરૂર છે ફક્ત વાર્તાઓ વાંચનારા લોકોનો એક મોટો વર્ગ આપણે બાદ કરીએ તોપણ એવા ઘણા માણસો મળી આવશે જેઓ લગભગ દરેક પ્રગટ થતા વિજ્ઞાનના લેખને જોતાં વારમાં વાંચ્યા વગર જ મૂકી દેશે આવી વૃત્તિવાળા લોકોને વિજ્ઞાનના વિષયમાં રસ લેતા કરવા માટે આપણા લેખકો, તંત્રીઓ અને પ્રકાશકોએ ઘણું કરવું જોઈશે આપણા કમભાગ્યે અત્યારે આપણી સાથે સદ્ગત હાજીમહમ્મદ શિવજી નથી એ હોત તો એમણે વિજ્ઞાનને લોકપ્રિય બનાવવા માટે ખૂબ કર્યું હોત સામાન્ય માણસને પણ વિજ્ઞાનના વિષયમાં રસ લેતો કરવાનો એક જ રસ્તો છે અને તે આ જીવનમાં ડગલે ને પગલે આડે આવતા પ્રસંગોના અનેક દૃષ્ટાન્તો, મનમાં આબાદ ઠસી જાય એવી વેધક ઘરગથ્થુ ઉપમાઓ, સરળ રસમય શૈલી અને ખૂબ સુંદર આકૃતિઓ અને ચિત્રો વડે લેખને જનસમુદાય સમક્ષ રજૂ કરવાની ભાવના વિજ્ઞાનના વિષય ભણી ઘૃણાની નજરે જોતો માણસ પણ આવા લેખ સામે દૃષ્ટિપાત થતાં તેને પ્રેમથી વાંચવા દોડશે આનું સુંદરમાં સુંદર દૃષ્ટાન્ત 'કુમાર' માં શ્રી વનેચરના હાથથી લખાતી 'વનવગડાના વાસી' ની લેખમાળા છે

અલબત્ત, વિજ્ઞાનના લેખને રસમય કરવા માટે મુશ્કેલીઓ ઘણી આડી લેખકના રસ્તામાં પડી છે, પરંતુ તેમાંથી તેનો રસ્તો કર્યા વિના છૂટકો નથી પરિભાષાની મુશ્કેલી પરિચયથી દૂર થઈ શકે છે પહેલાં અઘરી જણાતી અને કર્ણકઠોર લાગતી શબ્દરચનાઓ પરિચયના પ્રતાપે પ્રિય બની શકે છે નાનું બાળક મોટું થતાં ધીરે ધીરે અનેક શબ્દો શીખી લે છે 'ભૂ' શબ્દને જ્યારે 'પાણી' કહેવું પડે છે ત્યારે તેને શરૂઆતમાં ગોઠતું નથી પરંતુ પછી ફરીવાર તે 'ભૂ' શબ્દ ઉચ્ચારતો પણ નથી તે જ પ્રમાણે બીજા શબ્દોનું ખૂબ લાંબા અને જડબાતોડ શબ્દો કદી લોકપ્રિય થઈ શકતા નથી, એવા શબ્દો

ત્યાં ત્યાં હોય છે ત્યાં ત્યાં તેમનું ટૂંકું રૂપ પ્રચલિત થયેલું હોય છે જ. એટલે વિજ્ઞાનની પરિભાષા નક્કી કરતાં પહેલાં કેવા શબ્દો લોકભોગ્ય બની શકશે અને જલદી યાદ રાખી શકાશે તેનો ખૂબ વિચાર કરવાની જરૂર રહે. એક દાખલો લઉં. આપણે ત્યાં 'Positive' અને 'Negative Electricity' માટે 'ધનભારવાહી અને ઋણ ભારવાહી વિદ્યુત' એવા શબ્દો એક પદાર્થવિજ્ઞાનના પાઠ્ય પુસ્તકમાં યોજ્યા છે.[1] આને બદલે, 'વિશેષ વિદ્યુત' અને 'શેષ વિદ્યુત' એવા શબ્દો જો અનુક્રમે યોજ્યા હોત તો વધારે સરળ થઈ પડત. ઉપરાંત, વિજ્ઞાનના કેટલાક અઘરા શબ્દો માટે આપણી ભાષામાં ખૂબ પરિચિત અને સહેલા શબ્દો શોધી શકાય તેમ છે. પ્રકાશ અને ધ્વનિનાં આંદોલનોના 'Interference' અને 'Reinforcement' જેવા શબ્દો માટે શું 'વિરોધ' અને 'અનુમોદન' એ બે શબ્દો અનુક્રમે વધારે સરળ લાગતા નથી? Opitical angle માટે 'સૂચક કોણ' શબ્દ પણ ખૂબ અનુકૂળ થઈ પડે તેવો છે. सयाजी वैज्ञानिक शब्दकोष માં Boiler માટે 'વરાળભાંડ' શબ્દ યોજાયો છે તે પણ જનતાને રૂચે તેવો જણાતો નથી; એને બદલે 'ઉનામણું' કે એવો સાદો શબ્દ યોજવામાં આવ્યો હોત તો વધારે ઠીક થઈ પડત.

વળી, વિજ્ઞાનનું સાહિત્ય ગુજરાતીમાં ઉતારતાં ચોકસના અને ચીવટાઈની પણ ખાસ જરૂર પડશે. 'ધૂળની રજકણો'[2] જેવા લખાણની અંદર બેદરકારપણું ન ચલાવી શકાય. કેટલાંક પુસ્તકોમાં તો એવું ખોટું લખાણ છાપી માર્યું હોય કે આપણાથી એ સહન પણ ન કરી શકાય. એક ઉપાઠ્ય પુસ્તકમાંથી જ આ વાક્ય ઉતારું છું:

"દેડકાનો રંગ કાળો અગર ધોળો હોય છે, તેથી તેનાથી બકરીની માફક કૂદકા મારી શકાતા નથી, તેમજ ઉંચી જગાએ ચઢી શકાતું નથી."

આવું લખાણ આ પુસ્તકના વિદ્વાન લેખકો પાસેથી મેળવવાની આપણે આશા ન રાખીએ. 'કૌમુદી'ના જાન્યુઆરી અંકમાં શ્રી વિજયલાલ ક. ધ્રુવ જેવા પણ પોતાના લેખમાં યુરેનિયમ ને બદલે 'યુરિડિયમ' એવો ખોટો શબ્દ વાપરે છે.

ભાષામાં ટેકનિકલ તત્ત્વો દાખલ કરવા સંબંધી પણ કંઈક સ્પષ્ટ ધોરણ આપણે સ્વીકારવું પડશે. માન્ચેસ્ટરના પ્રસિદ્ધ પ્રોફેસર વિલિયમ બ્રેગ, જેઓ વિજ્ઞાનનું સાહિત્ય અંગ્રેજી ભાષામાં અતિ રસપૂર્વક ઉતારવા માટે મશહૂર છે, તેમનું આ મન્તવ્ય ટાંકવું ઠીક પડશે:

"ટેકનિકલ તત્ત્વો વાપરી વિજ્ઞાનના વિષયને અઘરો અને ગહન બનાવવાનો આક્ષેપ વિજ્ઞાનીઓ ઉપર વારંવાર મૂકાય છે. કેટલીક વાર આ ટીકા સાચી હોય છે, કારણ કે જ્યાં સરળ શબ્દોથી નભતું હોય ત્યાં ટેકનિકલ શબ્દો વાપરવા અક્ષમ્ય છે. પરંતુ ઘણી વેળા એમ બને છે કે કોઈ પણ સામાન્ય શબ્દ સાચો અને સંપૂર્ણ અર્થ આપવા માટે અસમર્થ નીવડે છે અને તેથી

શબ્દ દાખલ કરી, તેના અર્થને વારંવાર સમજાવી, એ શબ્દને રૂઢ કરી લેવો વધારે ફાયદાકારક છે. ધારો કે કોઈ ફૂટબોલના વિષયના નિષ્ણાતને 'ફૂટબોલની રમત' વિશે લખવાનું આપણે કહીએ, અને સાથે 'ગોલ', 'ફોરવર્ડ,' 'બેક,' 'ટ્રાય' 'ફોન્વર્ડ' વગેરે શબ્દો વાપરવાની મનાઈ કરીએ, કારણ કે સામાન્ય જનતા એવા શબ્દો ન સમજી શકે. એ નિષ્ણાતનું લખાણ આપણાથી સહન ન થાય એવું મચડી નાંખેલું થશે. જેને ફૂટબોલની રમત વિષે ખરેખર જાણવું છે તેણે આવા શબ્દોના અર્થ જાણવાની પણ દરકાર રાખવી જોઈએ. અને તે જ પ્રમાણે વિજ્ઞાનના વિષયમાં બુદ્ધિપૂર્વક માથું મારતાં પહેલાં કેટલાક ટેકનિકલ શબ્દોનો પણ વાચકે પરિચય સાધવાની તૈયારી કેળવવી પડશે."[૧]

પ્રો. વિલિયમ બ્રેગ વિજ્ઞાનના વિષયમાં દુનિયાની એક અગ્રગણ્ય વ્યક્તિ ગણાય છે. નોબલ પારિતોષિકના પણ તેઓ વિજેતા છે, એટલે તેમની ઉપલી વિચારસરણી ધ્યાન ખેંચે તેવી છે. ગુજરાતી ભાષામાં વિજ્ઞાનનું સાહિત્ય ઉતારનારા લેખક બંધુઓ જો તેઓશ્રીએ લખેલા લેખો વાંચવાની તસ્દી લેશે તો તેઓ જોઈ શકશે કે તેમનું લખાણ કેટલું રસિક અને છતાં કેટલું બધું સંપૂર્ણ છે.

ઉપરાંત વિજ્ઞાનનું સાહિત્ય ખીલવવા માટે વિજ્ઞાનના જાણકારોએ એકલા લેખો લખીને જ બેસી રહેવાનું નથી. તેઓ જો સપ્રયોગ ભાષણો ગોઠવે તો વધારે લોકો રસ લઈ શકે. આ માટે વડોદરા, અમદાવાદ અને મુંબઈ વગેરે ગુજરાતનાં મુખ્ય શહેરોની પ્રયોગશાળાઓ ઘણી ઉપયોગી થાય. મુંબઈ યુનિવર્સિટી જો ધારે તો આવાં ભાષણો ગોઠવી શકે. ગયે વર્ષે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના રાજ્યારોહણના હીરકમહોત્સવ પ્રસંગે વડોદરામાં સાયન્સ ઇન્સ્ટીટ્યૂટે ગોઠવેલું, "Science Conversazione" (વિજ્ઞાનપ્રદર્શન) જેણે જોયું હશે તેને ખૂબ જ રસ પડ્યો હશે.[૨]

રસાયણવિજ્ઞાનના વિષયમાં જ્યાં સુધી ચોક્કસ પરિભાષા નક્કી નથી થઈ ત્યાં સુધી પરભાષામાં જેવા શબ્દો છે તેવા જ હમણાં જ ચલાવી લેવા જોઈએ. આવા શબ્દોથી જનસમૂહ ધીરેધીરે ટેવાઈ જશે તો પછી ભવિષ્યમાં શબ્દો શોધવાની કેટલીક મુસ્કેલી ઓછી થઈ જશે. અલબત્ત, રૂઢ થઈ ગયેલા શબ્દો વિષે કશું કહેવાનું જ નથી અને જે શબ્દોને બંને ભાષામાં સહેલાઈથી સમજી શકાય તેમ છે તેઓને છેડવાની પણ જરૂર નથી.

ઇ. સ. ૧૯૦૫ માં આઈન્સ્ટાઈને જ્યારે સાપેક્ષવાદનો સિદ્ધાન્ત (Theory of Relativity) રજૂ કર્યો ત્યારે એમ કહેવાતું કે આખી દુનિયામાં ફક્ત બાર જણ તેને સમજી શકતા. અત્યારે તો તેને ઘણા લોકો સમજી શકે છે. તેજ પ્રમાણે ગુજરાતી ભાષામાં અત્યારે લોકોને ઓછું આકર્ષતું વિજ્ઞાનનું સાહિત્ય ભવિષ્યમાં ખૂબ વધો એવી આશા સાથે આ ચર્ચા સંપૂર્ણ કરું છું.

વડોદરા, લિ. આપનો

૧૮-૪-૩૭. પદ્મકાન્ત ર. શાહનાં વંદન.

---

૧ ELECTRICITY, by W. Bragg. Publishad by G. Bell and Sons, London. જુઓ પ્રસ્તાવના પછી Technical Terms, એ શીર્ષક નીચે પ્રોફેસર બ્રેગનું લખાણ.

૨ ચોક્કસ ખબર મળે છે કે આ વિજ્ઞાનપ્રદર્શનમાં ગોઠવાયેલા સુંદર પ્રયોગોનું રસમય વર્ણન મારા મિત્ર શ્રી કાન્તિલાલ મ. ગાંધી 'કિશોર' માસિકદ્વારા ટૂંક સમયમાં ગુજરાત સમક્ષ રજૂ કરનાર છે.

# લોકચર્યા

## ભાવનગરનો મહાન પ્રયોગ—ખેડૂતોનું ઋણનિવારણ અને પછી--

નાથાલાલ દવે

### ઋણમુક્તિની અસરનું માપ કાઢવું અત્યારે અકાળે છે

હિંદના જુદાજુદા પ્રાંતોમાં ખેડૂતોના કરજના પ્રશ્ને મહત્ત્વનું રૂપ ધારણ કર્યું છે. તેથી સ્વાભાવિક રીતે, ભાવનગર રાજ્યે જે વ્યવહારુ રીતે આ પ્રશ્નનો ઉકેલ સાધ્યો તે વિષે અનેક સ્થળેથી પૂછપરછ થઈ છે. ખેડૂતોને સદંતર ઋણમુક્ત કરવાના ભાવનગરના આ પ્રયોગમાં અનેક રસ લે છે, પણ—તેથીએ વધુ કરજમુક્તિ પછી ખેડૂત પર તેની શી અસર થઈ છે, ખેડૂતે દેવું કરવાની પોતાની જૂની ટેવ છોડી દીધી છે કે નહિ એ જાણવાની ઘણાને વિશેષ જિજ્ઞાસા રહે છે. જોકે કરજમુક્તિનું કાર્ય પૂરું થયાને હજી થોડો જ વખત થયો છે, અને ભાવનગરે કરેલા આ સંપૂર્ણ ઋણ-નિવારણના કાર્યના પરિણામ વિષે અને તેની અસર વિષે આટલા ટૂંકા વખતમાં ભાગ્યે જ સ્પષ્ટ ખ્યાલ બાંધી શકાય.

### કરજમુક્તિના પરિણામે જમીનમહેસૂલની વસૂલાત વધારે સારી અને સરસ બને છે

એક વાત તો સ્પષ્ટ છે કે રાજ્યની મહેસૂલ પહેલાનાં કરતાં વધારે સહેલાઈથી અને વધુ પ્રમાણમાં વસૂલ થઈ શકી છે. સામાન્ય રીતે રાજ્યનું કરજ ખાનગી દેવા કરતાં અગ્રહક ભોગવે છે. પણ કરજમુક્તિ પહેલાં દરબારી દેવું અનેક પ્રકારે બાકી રાખવામાં આવતું, અને દરબારની સંપૂર્ણ કાળજી અને સત્તા હોવા છતાં, શાહુકારો ખેડૂતો પાસે પહોંચી જતા અને પોતાના પૈસા પહેલા પતાવી લેતા.

### ધીરવામાં આવેલ રકમના ૨૮ ટકા વસૂલ આવી ગયા

વળી, કરજમુક્તિ માટેની લોનમાંનાં રૂા. ૫,૭૫,૦૦૦ તો ૧૯૩૬ ના ઑક્ટોબરની આખર તારીખ સુધીમાં ભરાઈ ગયા છે. અને મૂળ ધીરેલી રકમમાંથી, એ રીતે, લગભગ ૨૮ ટકા રકમ વસૂલ થઈ ગઈ છે. સતત આર્થિક તંગી અને નીપજના ભાવમાં અત્યંત ઘટાડો હોવા છતાં આ વસૂલાત એ શુભ ચિહ્ન ગણી શકાય, કારણ કે, ખેડૂતની આર્થિક સ્થિતિમાં કંઈ સુધારો થયો છે એમ એ પરથી સાબિત થાય છે.

### ખેડૂતસંરક્ષણનો ધારો

ખૂબ વ્યાજ આપીને નવું દેવું કરવાનો કોઈ પ્રસંગ બને છે ખરો, પણ એ ભાગ્યે જ. મિ. પી. ટી. પટ્ટણીએ એમના એક મિત્ર પરના પત્રમાં લખેલું છે કે, " માનવસ્વભાવ

જ્યાં સુધી બદલાયો નથી ત્યાં સુધી ખેડૂત દેવું કર્યે જવાના, અને એમને વ્યાજના ખાડામાં ઉતારી પૈસા ધીરવા માટે સ્વાર્થી શાહુકારો મળી રહેવાના.'' પણ એવા પ્રસંગો ભવિષ્યમાં ન બને તે માટે પ્રથમથી જ કાળજી રાખવામાં આવી છે, અને કરજનિવારણનું કાર્ય શરૂ થયું તેની સાથેજ ખેડૂતસંરક્ષણનો કાયદો અમલમાં લાવવામાં આવ્યો છે.

## કરજમુકિતથી મળેલી શિખામણ

કરજ કમિટીની તપાસને લીધે અનેક વાતો ખુલ્લી થઈ ગઈ અને તેથી કરજમુકત થયેલા ખેડૂતોને સમજ પડી છે કે પાછા પૈસા આપવાની શકિત ન હોય તેટલું ગજા ઉપરવટ દેવું ન કરવું જોઈએ. ખેડૂત ખર્ચની બાબતમાં સ્વાશ્રયી અને વ્યવસ્થિત થાય તેમાં સાવચેત શાહુકારો જ મદદરૂપ થાય છે, કારણ કે હવે તેઓ મોટી રકમો ધીરવા તૈયાર નથી. એ ઉપરથી એમ ધારવાનું નથી કે શાહુકારોમાં હૃદયપલટો થઈ ગયો છે. ખેડૂત સાથે કામ પાડવામાં એ વર્ગ દયાળુ નથી બની ગયો. પણ કરજ કમિટીએ કરેલ તપાસ વખતે શાહુકારની પદ્ધતિ પર બરાબર પ્રકાશ પડ્યો છે. અને તેની એ લોકો પર ઠીકઠીક અસર થઈ છે. તેથી, અને ઉપર્યુકત ખેડૂતસંરક્ષણના કાયદાને અંગે શાહુકારની સ્વાર્થવૃત્તિ પર અંકુશ મુકાયેલ છે.

## નવાં નાણાં ધીરવાની શાહુકારની આનાકાની, તેથી ઊલટો લાભ

બીકને લીધે શાહુકારો મોટી રકમ વ્યાજે ન આપે એમાં મુશ્કેલી તો છે જ. પણ ધીરધાર એવી રીતે ઘટે તે આપણે કલ્પી લઈએ છીએ એટલી મોટી આફત નથી. અને હિંદી ખેડૂત જેવા અજ્ઞાન અને ભવિષ્યનો વિચાર ન કરનાર માણસને પૈસા વ્યાજે મળે, તો તે એ સગવડનો સદુપયોગજ કરશે એમ ન માની શકાય. રીઝર્વ બેંકે (Agricultural Credit Department) હિંદી સરકાર આગળ જે રિપોર્ટ રજૂ કર્યો તેમાં તો જમીનની આપલેનો હક ખૂંચવીને પણ કામચલાઉ મુદ્દત માટે ધીરધાર પર અંકુશ મુકાય તેવા મતને અનુમોદન આપ્યું છે, કે જેથી ખેડૂતો વ્યાજે મળતી રકમનો ખેતી સિવાયની બીજી ઊપજમાં વળતર ન મળે તેવાં કાર્યોમાં દુરુપયોગ કરતા બંધ થાય.

વેપારીની નાણાં ધીરધારની અનિચ્છા, અને તેથી ખેડૂતને માટે બંધ થયેલી ધીરધારની ભાવનગર રાજ્યમાં એક શુભ અસર થઈ છેઃ તે સામાજિક અર્થમાં ઘટાડો. માંગલિક કે અશુભ, હરકોઈ પ્રસંગે ખેડૂત જે વારંવાર બેપરવાઈથી ખર્ચ કરતો, તે ખર્ચ હવે ઓછો થઈ ગયો છે. આ અત્યંત આવશ્યક સુધારો માત્ર ઠરાવો કે રાજ્યના ધારાઓથી અથવા તો પ્રચાર કે ઉપદેશથી કોઈ દિવસ દાખલ ન થાત. પણ ખેડૂતને પૈસા ધીરવાની પ્રથા બંધ થવાથી જ એ શુભ પરિણામ આવ્યું છે. બ્રિટિશ હિંદમાં આવા જ હેતુથી ખેડૂતો માટે સંસ્થા સ્થાપવામાં આવી છે પણ એ ઉદ્દેશ હજી ત્યાં સફળ નથી થયો.

## દુષ્કાળપીડિત ભાગોમાં પણ ખેડૂતો નવું દેવું કર્યા સિવાય તેવી પરિસ્થિતિ સામે ટકી રહે છે

એમ ધારીએ કે થોડા ખેડૂતો પાછા પોતાની મૂળ સ્થિતિમાં આવી જાય. પણ જે મહાલોને કરજમુક્ત થયાને સાત વરસ થયાં છે, ત્યાં મોળાં વરસો જવા છતાં અને ગયા વરસનો

દુષ્કાળ તો સખત હતો તે છતાં એવું બન્યું નથી. દુષ્કાળ એટલો સખત હતો કે મહેસૂલ મોકૂફ રાખવામાં આવેલ ગામોમાંથી સરેરાશ માત્ર બે કે ત્રણ આના મહેસૂલ ઊપજેલું અને કોઈ ગામ તો તદ્દન ખાલી જ રહી ગયેલું. તોપણ ખેડૂતોએ શાહુકારોની જાળમાં ફસાયા વગર એ વરસ પસાર કર્યું. એટલે વરસાદ ન વરસે તો કરજ વધવા માંડે એવી બીક રાખવાની જરૂર નથી. દીવાની કોર્ટોમાં આ વસ્તુનું માપ નીકળી શકે. રાજ્યની દીવાની કોર્ટોમાં શાહુકારોએ ખેડૂતો પર બહુ જ ઓછા દાવા નોંધાયેલા છે, જ્યારે કરજમુક્તિ પહેલાંના દિવસોમાં એ દાવાઓથી જ કોર્ટનું કામ ખૂટતું નહિ.

## માત્ર કરજનિવારણ બસ નથી

ભાવનગર દરબાર કદી એવા ભ્રમમાં પડયા જ નથી કે કરજમુક્ત થવાથી ખેડૂતોની સ્થિતિ એકદમ સુધરી જશે. કમિટીના રિપોર્ટમાંથી એ પારીગ્રાફ ઉતારવાથી આ વસ્તુ સ્પષ્ટ થશેઃ

"દેવું એ વ્યાધિ તેમજ વ્યાધિલક્ષણ પણ છે. એ વ્યાધિ છે તેટલા માટે બાહ્ય ઉપચારો યોજી શકાય. પણ એ વ્યાધિલક્ષણ છે એટલે એનો ઉપાય વધારે ઊંડો થવો જોઈએ, અને કરજની સાથે સંકળાતા બીજા પ્રશ્નો પણ સાથોસાથ ધ્યાનમાં લેવાવા જોઈએ. આ પ્રશ્નોની લાંબી ચર્ચા આ સ્થળે અપ્રસ્તુત ગણાય, પણ તેમાં મુખ્ય મુદ્દો એ છે કે ખેડૂત તેની જમીનમાંથી વધારેમાં વધારે કેમ નિપજાવી શકે અને એ ઉત્પન્નનો વધારે ભાવ કેમ મેળવી શકે." (કરજ કમિટી–રીપોર્ટ. પૃ. ૪૭)

## બીજા પૂરક ઉપાયોની આવશ્યકતા

અને તે ઉપરાંત કમિટીએ નીચેના શબ્દોમાં બીજા જરૂરી પૂરક ઉપાયો સૂચવેલા છે.

"પંચાયત"

"એમ તો બધાને સમજાયેલું કે ખેડૂતોના દેવાંનો પ્રશ્ન એ માત્ર જુદો લઈને ઉકેલી શકાય એવી સમસ્યા નથી. ગામડાના સમસ્ત આર્થિક જીવનની એ માટે તો તપાસ કરવી પડે. કરજ એ તો વ્યાધિલક્ષણ છે. અને તેનો ઉપચાર ગ્રામજીવનની પુનર્ઘટનામાં રહેલો છે. એ હેતુથી પંચાયતમાં ગ્રામ્યજીવનનાં તમામ અંગોનો સમાવેશ કરવામાં આવ્યો છે." (કરજ કમિટીનો રીપોર્ટ પૃ. ૪૮)

ખેડૂતોનું દેવું એટલું વધતું ગયેલું કે ગ્રામોદ્ધારની કોઈ પણ યોજના અમલમાં મૂકતાં પહેલાં કરજ તદ્દન નાબૂદ કરવાની આવશ્યકતા હતી. એ કાર્ય એ એકવાર પૂરું થાય એટલે ખેડૂતજીવનના બીજા પ્રશ્નો હાથમાં લેવા જોઈએ કે જેથી કરજમુક્તિની શુભ અસર ચિરંજીવ બને; અને પાછળના થોડાં વરસમાં પહેલાંનું કાર્ય ભૂંસાઈ ન જાય. ખેડૂતોના સમસ્ત જીવનને સ્પર્શતા એ અન્ય પ્રશ્નો વિશે સૂચના કર્યા પછી, ભાવનગરમાં એ પ્રશ્નોના ઉકેલ માટે શા પ્રયત્નો કરવામાં આવ્યા તે આપણે જોઈએ.

## અનિશ્ચિત ભવિષ્યને બહાને વર્તમાન પરિસ્થિતિ નિભાવી ન લેવાય

ભાવનગરે ઋણમુક્તિનો આ પ્રયાસ કર્યો ત્યારે તેની સામે પ્રથમ શંકા એ ઉઠાવવામાં આવેલી કે આ પ્રયોગમાં ભવિષ્યને માટે કશી તૈયારી છે નહિ. એનો અર્થ એ હતો કે જો

ભવિષ્યમાં ખેડૂતોના રક્ષણ માટે કશો નિયમ ન હોય તો કરજમુક્તિની વાત બહુ વજૂદવાળી ન ગણાય. એ પ્રશ્નનો સ્પષ્ટ જવાબ છે. ભવિષ્ય તો અમુક હદે અનિશ્ચિત જ રહે. અને એ બહાને જે વર્તમાન પરિસ્થિતિ ઉપચાર અને ઉકેલ માગતી સામી ઊભી રહી હતી, તેની સામે આંખમીચામણાં ન કરી શકાય.

## ઋણમુક્તિ–પ્રાથમિક પગલાં તરીકે પણ અનિવાર્ય

વળી આ વર્તમાન પરિસ્થિતિ અસત્ય હતી એનો નિકાલ થાય પછી જ ભવિષ્યના કાર્ય વિશે વાત થઈ શકે. અકસ્માત પછી આગગાડીના માર્ગમાંથી કચરો કાઢી નાખવો એ કાર્ય જેટલું આવશ્યક છે. તેટલું જ આવશ્યક આ કરજમુક્તિનું કાર્ય ભાવી સુધારણા માટે હતું. પણ તે સાથે માત્ર કચરો કાઢી નાખવાથી જ આગગાડીની આવજા નિયમિત ન બની જાય. અને પહેલાંનું દેવું પતાવી દેવાથી ખેડૂતોની આર્થિક સ્થિતિ એકસપાટે સુધરી જશે એવી આશા રાખવામાં આવી પણ ન હતી. પણ આર્થિક પુનર્વિધાનનું કાર્ય આગળ ધપાવવા બીજાં રચનાત્મક પગલાંઓ લેવાની જરૂર હતી. અને એ નવા અક્ષર પાડવા માટે કરજમુક્તિના કાર્યે પાટી ભૂંસીને તૈયાર કરી હતી.

'ઇન્ટરનેશનલ લેબર રિવ્યુ'ના એપ્રિલ (૧૯૩૫) ના અંકમાં ભાવનગરના આ પ્રયોગની આલોચના કરવામાં આવી છે. તેમાં લખેલ છે કે ભાવનગરે સાધેલ કરજમુક્તિના કાર્યની વિશિષ્ટ કિંમત એ છે કે તેથી પાટી સ્વચ્છ થઈ છે અને ગ્રામ્યજીવનની પુનર્રચના માટે યોગ્ય પરિસ્થિતિ તૈયાર થઈ છે.

## ખેડુતોને કરજ કરતાં અટકાવવામાં કાયદાઓની નિષ્ફળતા

પ્રથમ પહેલાં જણાવી દેવું જોઈએ કે દરબારશ્રીએ સૌથી વધુ ભાર ગ્રામપંચાયત પર મૂકેલો છે. એ સંસ્થાનો તેઓ પુનરુદ્ધાર કરવા માગે છે. આ પંચાયતનું શું પ્રયોજન છે એ રિપોર્ટમાં વિસ્તારથી સમજાવવામાં આવેલું છે. ખેડૂતો ફરી દેવું ન કરે એ માટે સખત કાનૂનો કરવા એવો કેટલાક લોકોનો અભિપ્રાય છે. એવા સખત કાનૂનોથી ખેડૂતના જીવન પર અને તેનાં ખર્ચો પર દેખરેખ રાખવામાં આવે એવી સૂચનાઓ મળી છે. ઋણમુક્ત ખેડૂતોના જીવનપ્રદેશમાં કરજનાં પૂર ફરી વળે, તેટલા માટે આવા કાનૂનોરૂપી કૃત્રિમ પાળ ઊભી કરવામાં ભાવનગર દરબારને શ્રદ્ધા નથી. એવા કાયદાઓનો હેતુ ભલે ગમે તેટલો શુભ હોય, પણ એનો અમલ કરતી વખતે ઊભી થતી મુશ્કેલીઓની ભાગ્યે જ કોઈ પહેલાંથી ગણતરી કરે છે. ઉપર ધ્યાન રાખનાર અમલદારો ભલે ગમે તેટલા જાગ્રત અને શુભ ભાવનાવાળા હોય તોપણ પ્રજાના આંતરિક જીવન માટે એવા નિયમો ઘડવાથી પ્રજાને લાભ થાય તે છતાં પ્રસંગોપાત્ત વધુપડતી પજવણી થયા વગર રહે નહિ.

## ગામડાં સ્વાશ્રયી બનાવવામાં પંચાયત એ સર્વશ્રેષ્ઠ માર્ગ

એ કરતાં ભાવનગર દરબાર ગ્રામપંચાયત જેવી સંસ્થાને વધુ પસંદ કરે છે કે જેથી પ્રજાને પોતાની વ્યવસ્થા કરવાની ધીમેધીમે તાલીમ મળે છે. એ સંસ્થા બરાબર વિકાસ પામશે ત્યારે આર્થિક સ્થિતિમાં સુધારો થશે એટલુંજ નહિ પણ લોકમતની બીકથી ખેડૂતો પર એ સંસ્થા અંકુશરૂપ થશે અને ખેડૂતો વગરવિચારે ઉડાઉ રીતે ખર્ચ કરીને દેવું કરતાં અટકશે. સંસ્થાનો આ જાતનો વિકાસ, સ્વાભાવિક રીતે, ધીમે ધીમે જ થાય.

આ ગ્રામપંચાયતો નિરંતર વધતી જાય છે. માત્ર ચાર જ વર્ષ પહેલા એની સખ્યા ફક્ત ૮ ની હતી અને હવે ૮૪ ગામો આ સંસ્થાનો લાભ લે છે અને ૫૫ બીજા ગામોએ ગ્રામપંચાયત માટે અરજી કરી છે પુનરુક્તિ કરીને પણ કહેવું પડશે કે ગ્રામપંચાયતના બીજા અનેક લાભો ઉપરાંત એક સ્પષ્ટ લાભ તો એ છે કે ગામડાનું તેથી આત્મભાન જાગ્રત થાય છે, ગામડાના લોકો પોતાને માટે વિચાર કરતા થાય છે, અને તેઓ એકબીજાની ઉન્નતિમા વધુ રસ લેતા થાય છે.

## રાજ્ય ખેડૂત માટે શું શું કરી શકે—ભાવનગરનો પ્રયોગ

### અક્ષરજ્ઞાનનો પ્રચાર

નિરક્ષરતાને આપણે ઘણી વાર વધારે ઘેરા રંગે નિહાળીએ છીએ હિંદી ખેડૂત ભલે અશિક્ષિત છે, જ્યારે સામાન્ય અંગ્રેજ ખેડૂત પોતાનાં વર્તમાનપત્રો કે રવિવારે બાઇબલ વાચી શકે છે તોપણ તદ્વિદોનો એવો મત છે કે હિંદી ખેડૂત સામાન્ય સમજણમા અંગ્રેજ ખેડૂત કરતા ચઢી જાય છે એક વર્તમાનપત્રકારે કહ્યુ છે તેમ સામાન્ય હિંદી ખેડૂત વધારપડતો પ્રારબ્ધવાદી છે, તો પણ તેનામા સમજશક્તિ, ધીરજ, ખંત અને કરકસરની ટેવ વિગેરે સદ્ગુણો છે માત્ર તેને શિક્ષણ મળતુ નથી. જ્યારે આ ખોટ પુરાશે ત્યારે એ જગતના કોઈ પણ કૃષિકાર સાથે ઊભો રહી શકશે

આ અશિક્ષિતતા અને અજ્ઞાનની ખેડૂતને ભારે કિંમત આપવી પડે છે. એક જ ગામના કણબીઓ જેટલા ટકા વ્યાજ ભરે છે તેના કરતા કોળીઓ જેવી પછાત કોમને ખૂબ જ વધારે વ્યાજ ભરવુ પડે છે.

આ સંબંધે કમિટીના રિપોર્ટમા નીચે મુજબ નોંધ છે

છે. ભાવનગરનું પટેલ હાઉસ ખુલ્લું મૂકવામાં આવ્યું અને નહિ ભરાયેલી મહેસૂલ માફ કરવાની જાહેરાત કરવામાં આવી, તે પ્રસંગે એકઠા થયેલા ખેડૂતોને સર પ્રભાશંકર પટ્ટણીએ તેમના ભાષણમાં નીચેના શબ્દો કહ્યા હતા, "તમારું દરબારી દેવું પતી ગયું અને તમારા પૈસા મળી ગયા એટલે હવે તમે એમ ન ધારશો કે તમારું કામ પૂરું થઈ ગયું છે. સાચી સમજણ વગર આ બધું નકામું છે. અભણ અને અણસમજુ છોકરો બાપની લાખોની મિલકત હોય તોપણ બે દિવસમાં ઉડાવી દે."

હિંદી ખેડૂત એક બાજુ દીર્ઘદૃષ્ટિ વગરનો અને ટૂંકી બુદ્ધિવાળો છે, તો મુખ્યત્વે તેના મૂળમાં નિરક્ષરતા અને અજ્ઞાન રહેલ છે. અને એ અજ્ઞાનને લીધે વ્યાજ ચડતું જાય અને દેવાનો ડુંગર થાય તો પણ તેની ઝાંખી થતી નથી. તે વખતસર પોતાના પૈસા ભરી આપતો નથી. અને ઘણી વાર અશક્તિને લીધે નહિ, પણ માત્ર બેદરકારીને લીધે તે એ પ્રમાણે કરજ વધાર્યે જાય છે. ઓછી રકમમાંથી ધીરેધીરે વ્યાજ ચડીને જબરદસ્ત રકમો ચડી હોય તેવા ઘણા કિસ્સા કમિટી આગળ આવેલા. મૂળમાં કે બેદરકારીમાં એ રકમ પહેલેથી જ ખેડૂતે ન ભરેલી તેથી એ પરિણામ આવ્યું હતું, પુરાવાની નોંધમાં કમિટીએ આ વિશે બરાબર લખેલું છે કે આવા દાખલાઓ ખેડૂતને કેળવણીની જરૂર છે એમ પુરવાર કરે છે. એવી કેળવણીથી ખેડૂત દેવું લંબાવ્યે જવાથી શું નુકસાન થાય એ સમજે અને વખતસર પૈસા ભરી દેવાનું તેને પોતાની મેળે જ ભાન થાય. જો રાજ્ય કે સહકારી મંડળી પૈસા ધીરશે તો ઉપલી બાબતોનો તેમાં સમાવેશ થઈ જશે.

જ્યાં સુધી ખેડૂતને શિક્ષણ ન મળ્યું હોય ત્યાં સુધી પોતામાં શક્તિ હોય ત્યારે વખતસર નાણાં ન ભરી દેવામાં જે નુકસાન છે તેનો તેને ખ્યાલ આવતો નથી. અફસોસની વાત તો એ છે કે જે ગામડાંઓમાં નિશાળો છે ત્યાં પણ કેળવણીની સગવડનો ખેડૂતના છોકરાંઓ લાભ લેતા નથી. એટલી વાત આશાજનક છે કે જ્યાં ગ્રામપંચાયત સ્થાપવામાં આવે છે, તે તે ગામની પહેલી માગણી એ થાય છે કે ગામમાં નિશાળ ખોલવામાં આવે તો સારું.

નિયમ એવો છે કે જે ગામમાં ૫૦૦ કે તેથી વધારેની વસ્તી હોય ત્યાં નવી શાળા ખોલવી. પણ જ્યાં ગ્રામ્યપંચાયત હોય ત્યાં વસ્તી ૫૦૦ થી ઓછી હોય તોપણ શાળા ખોલવામાં આવે છે. અજ્ઞાન અને ગરીબ ખેડૂતોને દબાવવામાં નિરક્ષરતા એ શાહુકારોને મદદરૂપ થાય છે એ નિરક્ષરતા આ રીતે ઓછી થતી જશે.

વળી એ પણ સંતોષની વાત છે કે જ્યાં જ્યાં ગ્રામ્યપંચાયત છે ત્યાં બીજાં ગામડાંઓ કરતાં મહેસૂલ નિયમિત રીતે એકઠું થઈ જાય છે. અને થાણદારોને વચ્ચે પડવું પડતું નથી. ગામડાંઓ પર જે વિશ્વાસ મૂકવામાં આવ્યો છે તેનો એ રીતે તેઓ યોગ્ય બદલો વાળે છે: ચાલુ ]



## (૧)

# લોકશાહી*

લોકો હમેશ પૂછ્યા કરે છે, "દુનિયાનું વલણ એકસત્તાક રાજ્યપદ્ધતિ તરફનું છે, એમ તમને લાગે છે? તત્ત્વજ્ઞાન ધ્યેયવાદથી વિરોધી એવા વાસ્તવવાદ તરફ ઝૂકવા લાગ્યું છે, એમ તમે માનો છો? તમને લાગે છે કે કલાનું હાલનું વલણ પુરાણમતવિરોધી છે કે વૃદ્ધયોગ કે તપોજ સ્વરૂપનું છે!" એવા એવા પ્રશ્નો હમણાં પુછાય છે.

આવા પ્રકારના પ્રશ્ન કોના જેવા છે! "આજે વરસાદ આવે, એમ તમને લાગે છે? માથે છત્રી લઈ જાઉં ત્યારે!" આબોહવાને અંગેના આવા પ્રશ્નો જેવા જ પેલા પ્રશ્નો પણ નૈતિક, બૌદ્ધિક, કલાકીય અને રાજકીય પ્રશ્નો આબોહવાની પેઠે આપણથી પર એવા બહારના હોતા નથી; તેમનું સ્થાન આપણી અંદર જ હોય છે. તેથી કરીને, શું થવાનો કે ન થવાનો વધારે સંભવ છે, એમ પૂછવામાં કશો અર્થ નથી. આપણે કરવું તો એ જોઈએ કે, શું હોવું જોઈએ એ વિષે દરેકે મનમાં નિશ્ચય કરી લેવો અને તે પ્રમાણે યથાજ્ઞાન અને યથાશક્તિ કામે લાગી જવું.

આજે સ્વતંત્રતાનાં જે અનેકવિધ અપમાનો થાય છે, તેમાં સૌથી ભારે અપમાન મને આ પ્રશ્નના ગર્ભમાં સમાયેલું લાગે છે કે ઉદારમતવાદી રાજ્યપદ્ધતિ એકસત્તાક રાજ્યપદ્ધતિ કરતાં સારી નથી! આ ઉપરથી મને એક વાર્તા યાદ આવે છે. એક ભાઈએ પોતાના મિત્રને પૂછ્યું, "આજે ફલાણા પાસેથી મને એક તમાચો મળ્યો. તો હવે મારે શું કરવું!" પેલા મિત્રે જવાબ વાળ્યો, "એમ! સાવ સહેલી વાત છે. તમને તમાચો મળ્યો જ છે, તો તે હવે સંઘરી રાખજો." પોતાની સ્વમાનરક્ષા વિષે બીજાને પૂછવા જનારો એમ કરવામાં જ પોતાનું ગૌરવ ગુમાવી ચૂક્યો છે, એ સાવ સ્પષ્ટ છે.

સ્વતંત્રતા ને સ્વતંત્રતાનો લોપ, આ બે વચ્ચેની પસંદગી, ઓછાવત્તા મૂલ્યની હોવાથી તેમાંથી એકને પસંદ કરી શકાય એવી વસ્તુઓમાંથી કોઈ એકની પસંદગી, આ બે વસ્તુઓ એક કોટીની નથી, કેમકે બીજામાં અનેકમાંના એકની પસંદગી કરવાને માટે બુદ્ધિનું કારણ હોઈ શકે છે. પણ પહેલી પસંદગીમાં તો, સ્વતંત્રતા એટલે માનવી ગૌરવ ને સંસ્કૃતિ, અને સ્વતંત્રતાનો લોપ એટલે માનવ્યની એટલી હદ સુધીની અવનતિ કે પછી

* મિ. એનેડેરો ક્રોસના કેટલાક વિચારો ૧૨ મી જૂનના 'ઇંડિયન સોશિયલ રિફોર્મર' માં પ્રગટ થયેલા તેનો અનુવાદ.

માણસો બીડમાં હાંકી મૂકવાં જેવાં ઢોર જ થઈ રહે કે પાંજરામાં પૂરી દેવા સારું પકડાયેલાં કે પાળેલાં જાનવરો જ બની જાય.

અત્યારના કાળને વિષે વિચાર પર આવીએ. સ્વતંત્રતા જે ભાવિની આગાહી આપે છે, તે ભાવી મને હમેશ ધ્રુવની સમાન દોરનાર છે. એકસત્તાક પદ્ધતિમાંથી દેખાતા ભાવિથી મને કશી દોરવણી મળતી નથી. ભૂતકાળમાં ધર્મસત્તાક, કે રાજસત્તાક કે વર્ગસત્તાક પદ્ધતિઓમાં રહેલ એકસત્તાકત્વની પાછળ કાંઈ નહિ તોય એક પ્રકારનો ધાર્મિક ગૂઢવાદ હતો. અર્વાચીન માનવતાવાદે આ ગૂઢવાદ વેડફી નાખ્યો છે અને તેની જગ્યાએ સાદા, સીધા દયાભાવના આદર્શો સ્થાપન કર્યા છે.

પણ આજ આપણી સામે ઝઝૂમતા આપણા જમાનાનો એકસત્તાકવાદ પોતે ગમે તે ડંફાસ મારતો હોય કે રૂડું રૂપાળું કહેતો હોય, પણ તે ધર્મશૂન્ય અને જડતાવાદી છે, અને ઊતરતો ઊતરતો તે હિંસામય ને પાશવી બનતો જાય છે. તેના સોટા તળે, લોકોને જગતમાં શું ચાલે છે તે જોવા કે જાણવા દેવામાં નથી આવતું; તેમને સરમુખત્યારી સામે નમાવવામાં જ આવે છે અને તેમને મૂગે મોઢે તેનો દોર માથે ચઢાવવો પડે છે.

આ આજ્ઞાપાલનને વધારે ઉજ્જવળ દેખાડવા માટે તેને ઉદાત્ત વીરતા સાથે જોડી દેવામાં આવે છે, અને તેને પછી સામાન્યતઃ 'લશ્કરી શિસ્ત' એવું નામ અપાય છે. આ 'શિસ્ત'નો વિસ્તાર આખા સમાજમાં થયેલો છે અથવા થવો જોઈએ, એવું મનાય છે. પણ સમાજવ્યવસ્થાના એક અંગ તરીકે લશ્કરી શિસ્તને સ્થાન છે, એ રીતે સમાજમાં સમાઈને રહેવાને બદલે આ શિસ્ત સમાજને જ પોતામાં સમાવી દે, પોતે જ સમાજ જેટલી વિશાળ બને, તો પછી તેને કદી લશ્કરી શિસ્ત કહી શકાય નહિ; તો તે પછી સર્વતોમુખી મૂર્ખતા પોષનારી સંસ્થા જ થઈ ગઈ. લશ્કરી સિપાઈની મુખમુદ્રા ધારણ કરનારો કલાકાર, સાર્જન્ટ જેવા ચહેરાવાળો વિજ્ઞાનશાસ્ત્રી કે ફરમાનોની રાહ જોનાર અને વિચાર કર્યા વગર તેને અમલમાં મૂકનાર રાજકારણી—એ તે કદી કલાકાર કે વિજ્ઞાનશાસ્ત્રી કે રાજકારણી હોઈ શકે ? તેઓ તો નકામા નમાલા લોકો છે.

માનસિક અવનતિનું બીજું એક લક્ષણ એ જોવામાં આવે છે કે આજે 'આમજનતા'-ની ભાષામાં, 'આમજનતા'ને માટે શું યોગ્યાયોગ્ય છે એ પરિભાષામાં, રાજકીય પ્રશ્ન હમેશાં રજૂ થાય છે. લોકોને લાગે છે કે 'આમજનતા' એ આજના ઇતિહાસનું કંઈક નવું તત્ત્વ છે. પણ તેમ નથી; હમેશાં તે અસ્તિત્વમાં હતું જ. હા, આજ કરતાં પહેલાં પ્રમાણમાં નાનું ખરું. પણ તે તો આખો સમાજવિસ્તાર પણ પ્રમાણમાં નાનો જ હતો એટલે, બાકી તેમની પ્રકૃતિ, તેમનો જુસ્સો, તેમના તરફથી આપત્કારિતાની બીક કે ધમકી—આ બધું તો એકસમાન જ છે.

સંગીન રાજનીતિજ્ઞ વિચારકોએ આમજનતાને સમાજની નેતૃત્વશક્તિ તરીકે નથી માની. એવા નેતૃત્વની જવાબદારી તેમણે હમેશ એવા વર્ગના લોક પર નાંખી છે કે જેઓની પસંદગી આર્થિક નહિ, પણ રાજકીય દૃષ્ટિએ કરાતી હોય, એવા લોક કે જેઓ રાજધુરા વહી શકે એવા હોય તેથી આજના પ્રશ્નનો સંબંધ જનતા સાથે નથી. પણ રાજ્ય ચલાવનાર વર્ગ સાથે છે. એટલે, જો કાંઈ અનિષ્ટ જ છે, અને તેથી તેને કાઢવાનો ઉપાય પણ હોય તો, આ

બાબતમાંય તે આપણામાં આપણી પાસે જ છે, બીજી જગ્યાએ તેની ખોળાખોળ કરવી વ્યર્થ છે.

ઉદારમતવાદ લોકશાહીનો મિત્ર અને શત્રુ બેઉ હોઈ શકે છે. મિત્ર એ રીતે કે લોકશાહી રાજ્ય ચલાવનાર વર્ગ એકનો એક ને જડ નથી હોતો; પાણીના પ્રવાહ પેઠે વહેતો રહેતો હોય છે. તે સંખ્યાબળ અને અનુયાયીઓ વધારવાનો પ્રયત્ન કરે છે, અને તે ગમે તેમ નહિ પણ ખૂબ ચીવટથી પસંદ કરી કરીને. એથી કરીને લોકશાહીમાં એ વસ્તુ રહેલી છે કે તેનું તંત્ર એવું હોવું જોઈએ કે જે પોતે ચાલવાની સાથોસાથ પ્રજાને શાસનની કેળવણી પણ આપતું રહે. અને ઉદારમતવાદ લોકશાહીનો શત્રુ પણ હોય, તે એ રીતે કે લોકશાહીમાં જો ગુણને ભોગે માત્ર સંખ્યા જ વધારવા તરફ વલણ થાય તો તે લોકશાહી મટીને ટોળાશાહી બનતી જાય; એટલે પછી, આપોઆપ જ તેમાંથી સરમુખત્યારી ને જુલમી આપખુદીનો સંભવ થાય જ; એટલે કે લોકશાહીનું મરણ.

આ ઉપરથી સદિચ્છાવાળા માણસો માટે વ્યવહારનો નિયમ એ થયો કે, ગમે તે સ્થિતિમાં પણ, ઉપલબ્ધ એવા દરેક સાધનથી, નિરંતર અને સતત, આ ઉદારવૃત્તિને રક્ષવાનું અને પોષવાનું કામ કરવું જોઈએ, ને તેને માટે યોગ્યમાં યોગ્ય સાધનો શોધતા જ રહેવું જોઈએ; અને તે યોગ્ય સાધનો એવાં હોવાં જોઈએ કે જે આપણા ઉદ્દેશને મદદરૂપ હોય, નહિ કે ઉદ્દેશને ભુલાવે કે બદલાવી નાખે એવાં.

ધ્યેયને માટે કામ કરનારને તે ધ્યેયમાંથી જ આશા અને આનંદ મળે છે. અને છતાં કદાચ, તેથી વધારે પ્રત્યક્ષ પરિણામરૂપી સ્થૂલ ફળપ્રાપ્તિ તરફ એનું મન જાય, એમ બને. તો તે પણ તેને મળી શકે એમ છે. કેમકે એ સમજે તો જગતની આજની પરિસ્થિતિમાં, બુદ્ધિ તથા નીતિના બળનો સંઘરો હજુ પણ ઘણો મોટો હયાત છે, મહાન ને બળવાન રાષ્ટ્રોમાં પ્રજાકીય સ્વતંત્રતા હજી પણ રહેલી છે, અને આજ એમની પર આવેલાં સંકટો સામે તેઓ થઈ શકશે, અને એ રીતે પ્રગતિ દીપને પાછો સતેજ ને પાછો ઝળહળતો કરવામાં ચિનગારી જેવાં બની શકશે.

એકસત્તાક રાજ્યમાં પણ પહેલાં ભોગવેલી સ્વતંત્રતાદ્વારા હાંસલ કરેલાં પરિણામો લોકોમાં અનેક આગ્રહી મનોવૃત્તિરૂપે હજી રહેલાં હોય છે અને એવાં રાજ્યોની સરકારો એ જ મનોવૃત્તિઓ પોતાના કામમાં વાપરે છે, જોકે એમનો પોતીકો પ્રયત્ન તો એમને બદલી નાંખવાનો, ભવિષ્યમાં એમનાં વૃદ્ધિવિકાસ જ ન થાય એમ નિર્બીજ કરવાનો હોય છે. આ એમનો પ્રયત્ન પોતાના પગ પર જ કુહાડી મારવા જેવો છે, કેમકે, સરકારોના નિર્વાહ માટે આજ સર્જક શક્તિઓ જરૂરની હોય છે, કે જેનું ભવિષ્ય એકસત્તાક સરકારો નાબૂદ કરે છે કે જોખમાવે છે.

પણ ધારો કે ખરાબમાં ખરાબ પરિણામ આવવાનું છે. તો એમ થાય કે આજે દુનિયાને પીંખી નાંખતા ઝગડાઓમાંથી અતિ સ્વાતંત્ર્ય શક્તિઓ પૂરેપૂરી હારી જાય અને એક-સત્તાવાદનો વિજય થાય, એટલે કે, એકહથ્થુ સત્તાવાદનો સોટો આજ સુધી તેમાંથી બચી

ગયેલા દેશો પર પણ આવે. જરૂર ત્યારે સ્વાતંત્ર્ય બુદ્ધિ નમશે. પરંતુ ખાતરી રાખજો કે સ્વાતંત્ર્ય સાધવાનું નવેસર મંડાણ થવાનું જ. કેમકે વિજય મેળવવામાં તે વખત-પૂરતી હારેલી લોકશક્તિ પાછી પ્રયત્ન કરવાની જ અને ભવિષ્યમાં વિજયવંત બનવાની જ એમાં સંદેહ નથી.

માનવી કાર્યો ખરેખર વીરતા ને લશ્કરી શિસ્તમાંથી પ્રેરણા પામે એ સારું છે. પણ તે એકહથ્થુ સત્તાના આજ્ઞાપાલનના અર્થમાં નહિ; પરંતુ ઉપર વર્ણવેલી રીતે—પરમ ઉદાત્ત જીવન માટે કુરબાન કેવી રીતે થવું તે સમજવાના અર્થમાં.

હવે તમારો છેલ્લો પ્રશ્ન (જે રાજકીય નૈતિક મર્યાદાની બહાર છે) એ છે કે, 'વૈયક્તિક સુરક્ષિતતાને માટે એટલે કે તેના ઐહિક તથા આર્થિક લાભાર્થે એકસત્તાક રાજકીયપદ્ધતિઓ ઉદારમતવાદી રાજ્યપદ્ધતિઓ કરતાં વધારે ઉપયુક્ત ખરી? આનો જવાબ હું બીજો પ્રશ્ન પૂછીને જ આપું: "આપણે એમ કલ્પના કરી શકીએ ખરા કે આપણે જો આપણાં કામો બીજાને સોંપીએ ને તેમને કોરે કાગળે મતું મારી આપીને કહીએ કે તમને ઠીક લાગે તેમ તમે અમારાં કામો કરો, તેમાં અમે ડખલ નહિ કરીએ, વાંધો નહિ કાઢીએ કે પ્રશ્નો પણ નહિ પૂછીએ, તો તે કામો સુરક્ષિત રીતે પાર પડે!"

અહીં પણ મને ડોડેટના 'લેસ રૂઈ એન એક્ઝિલ' માંના ઇલિરિયાના રાજાની વાત યાદ આવે છે. તે ખાનગી રીતે એક સ્ત્રી સાથે આનંદમાં રહેવા સારું ગાદીનો ત્યાગ કરે છે. જ્યારે તે તેની આગળ પોતાનો મહાન સ્વાર્થત્યાગ જાહેર કરે છે ત્યારે તે સ્ત્રી હસીને કહે છે, "અરે ભલા ભોળા માણસ!" અને ત્યાંથી ચાલતી થાય છે.

રામચંદ્ર સોમણ

## (૨)

## હિંદમાં સંગ્રહસ્થાનો

વિકાસ અને પ્રગતિની દૃષ્ટિથી પ્રથમ પંક્તિના ગણાતા દેશોના શિક્ષણવિષયક કાર્યક્રમોમાં સંગ્રહસ્થાનો અત્યારે એક અતિ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. એ માત્ર 'મૃતગૃહો' નથી પણ ઉપયોગી સંસ્થાઓ તરીકે એ જીવંત હોય છે. કમનસીબે, હિંદમાં જ એથી ઊલટી સ્થિતિ છે. શિક્ષણવિષયક અને એવી બીજી સગવડોની દૃષ્ટિએ જગતનાં પ્રગતિસાધક રાષ્ટ્રોને મુકાબલે હિંદ પછાત છે એ સત્ય હોવા છતાં બહુ જ ઓછાં ક્ષેત્રો એવાં હશે કે જેમાં વિપરીતતા આટલી હદે પહોંચી હશે. મેસર્સ માર્ખમ અને હારગ્રીવ્ઝ બ્રિટિશ હકુમત અને વસાહતવાળા દેશોમાં જુદાંજુદાં સંગ્રહસ્થાનો જોવા નીકળેલા. હિંદુસ્તાનમાં 'સંગ્રહસ્થાનોની સ્થિતિ પર એક મહત્ત્વનો હેવાલ એમણે હમણાં પ્રગટ કર્યો છે. એ એમણે ધ્યાનપૂર્વક કરેલા અન્વેષણનું પરિણામ છે; અને એમાં એમણે જે કડવી ટીકાઓ અને ચીમકી આપનારાં વિવેચનો કર્યાં છે તે તદ્દન સરળભાવે કરેલાં છે. સત્યને એના અસલ સ્વરૂપમાં રજૂ કરવાનો એમણે પ્રયત્ન કર્યો છે. સંગ્રહસ્થાનોની જે સ્થિતિ એમાં આલેખી છે તે જોતાં તરત સમ-

જાય છે કે સામાન્ય રીતે જે હોવું જોઈએ એવું ઘણુંય આપણે ત્યાં નથી. એમાંથી કેટલીક હકીકતો નીચે રજૂ કરીએ છીએ.

શિક્ષણ અને સરકારની દૃષ્ટિથી સંગ્રહસ્થાનો રચવાની મહત્તા સ્વીકારનારા દુનિયાના મોટા મોટા જે અગ્રગણ્ય દેશો ગણાય છે તેમાં હિંદનું સ્થાન સૌથી છેલ્લું છે એ હકીકત તરફ લેખકો શરૂઆતમાં જ આપણું ધ્યાન ખેંચે છે. હિંદ જેવા વિશાળ દેશમાં માત્ર ૧૦૫ સંગ્રહસ્થાનો છે એટલે કે સરેરાશ ૩૪ લાખની વસ્તીએ એક થયું. જ્યારે સ્વીડન જેવો દેશ કે જેમાં સાઠ (૬૦) લાખથી વધારે વસ્તી નથી ત્યાં ૧૬૦ સંગ્રહસ્થાનો છે. ૬૬૦ લાખની વસ્તીવાળા જર્મનીમાં ૧૭૦૦ સંગ્રહસ્થાનનાં છે, જ્યારે ૧૭૨૦ લાખની વસ્તીવાળા અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં ૧૪૦૦ છે. એ લેખકોનું સામાન્ય મૂલ્યાંકન એવું છે કે "જગતના સૌથી પછાત દેશો બાદ કરીએ તો એવો એકે વિભાગ નથી કે જ્યાં સંગ્રહાલયોનાં મૂલ્ય અને મહત્ત્વ આટલાં બધાં ઓછાં અંકાતાં હોય, જ્યાં એ આટલી ઓછી મદદ પર ચલાવાતાં હોય, ને જેમની સખ્યા આટલી બધી ઓછી હોય." યુરોપ કે અમેરિકામાંની કોઈ પણ મોટી રાજધાનીના ખરેખાત સારા એક જ સંગ્રહસ્થાન પાછળ ખર્ચવામાં આવતી રકમ કરતાં પણ ઓછી રકમ—સાત લાખથી કંઈક વધારે એવી રકમ—હિંદનાં (બધાંય) સંગ્રહસ્થાનો પાછળ થઈને ખર્ચાય છે. આટલી ઓછી મદદ મળવા છતાં પણ એકાદ બે સંગ્રહાલયોમાં જે કંઈ થઈ રહ્યુ છે તેની તેમણે કદર બુઝી છે. આ સંબંધમાં એ જણાવે છે કે આવી આર્થિક સહાયતાવાળા ગજબનાક ઓછાં અંદાજપત્રો ઉપર "હિંદનાં સંગ્રહસ્થાનોના વિકાસની મોટી પ્રવૃત્તિ ચલાવવાની આશા રાખવી એ તદ્દન બેહુદું છે. ઘણી સંસ્થાઓના ગેરવહીવટ અને ઉતરતી પાયરીના ક્યુરેટરો સંબંધી પણ તેમાં ઉલ્લેખ છે. નિરીક્ષણના આવા અતિ હલકા ધોરણનું પરિણામ એ આવ્યુ છે કે "હિંદના અતિ અમૂલ્ય ખજાનાઓમાંનું ઘણુ કચરાતું હોય છે કે ધૂળ ખાતું હોય છે એટલુ જ નહિ પણ એ સંગ્રહસ્થાનમાંથી અદૃશ્ય જ થઈ જતું હોય છે." એમણે કાઢેલો ચેતવણીનો સૂર સાંભળ્યો ન સાંભળ્યો કરી કાઢી નંખાય તેમ નથીઃ—"નજીકના ભવિષ્યમાં જ જો કંઈ ફેરફાર થવા ન પામે તો હાથકારીગરીની બાબતમાં હિંદની સાંસ્કારિક મહત્તાનો પુરાવો આપણી આંખો આગળથી (સદાને માટે) અદૃશ્ય થઈ જશે. અને સૈકાઓ પહેલાં હિંદમાં વણાટનું, કળાકારીગરીના બેનમૂન નમુનાઓનું સર્જન કરવાનું, તેને તૈયાર કરવાનું વગેરે વગેરે જે કામ થતું હતું તેનો પુરાવો મેળવવા ભાવિ ઈતિહાસકારને યુરોપ જવું પડશે. હિંદનો ખજાનો ભવિષ્યની પ્રજા માટે સચવાઈ રહે, અને જગત સમક્ષ એને યથાર્થ છે રીતે રજૂ કરી શકાય એ માટેના વિચારો પ્રત્યે સત્તાધારીઓ લાંબો વખત આંખ આડા કાન કરી રાખે એ જરાય હિતાવહ નથી." જે દુર્લક્ષને પરિણામે હિંદ પોતાનાં કેટલાંય મહામૂલાં રત્નોથી વંચિત બની ગયું છે એજ દુર્લક્ષને કારણે અત્યારે પણ ભારતીય સ્થાપત્યની કેટલીક શાળાઓ વિષે પૂરતી વિગતોમાં ઊતરીને ઝીણવટભર્યું સંશોધન કરનારાઓને યુરોપ જવું પડે છે. આ હેવાલ સરકાર તેમજ પ્રજાએ ધ્યાનપૂર્વક વાંચવા વિચારવા જેવો છે. *

અ. ના. મોદી.

---

* પ્રબુદ્ધ ભારત ઓગસ્ટ.

(૩)

## સરકારી નોકરોના પગાર

હિંદ સિવાય બીજા કોઈ પણ દેશમાં સરકારી નોકરોના પગારને તેના દરજ્જા અથવા ઉપયોગિતા સાથે કંઈ સંબંધ હોતો નથી, આ દેશમાં તો અધિકારીશાહી ઉચ્ચતાનું પ્રતીક પગાર છે. ઇંગ્લંડમાં બન્ને એક બીજાથી સ્વતંત્ર છે.

અત્યારે ઇંગ્લંડનો વડો પ્રધાન રાજાનો અગ્રગણ્ય નોકર ગણાય છે. પરંતુ વડા પ્રધાન તરીકે તેને કંઈ પગાર મળતો નથી. અઢારમી સદીમાં આમસભા તથા સહકારીઓની અદેખાઈને અંગે અને ત્યારપછી પણ ૧૯૦૫ સુધી નોકરોની યાદીમાં તેના અસ્તિત્વની અવગણના કરવામાં આવી હતી. તેનો વાર્ષિક ૫૦૦૦ પાઉન્ડનો પગાર તથા કોઈ પણ જાતના કરવેરાથી મુક્ત ઘર તો તે 'ફર્સ્ટ લૉર્ડ ઑફ ટ્રેઝરી' છે તેને અંગે મળે છે.

ટયૂડર અને સ્ટૂઅર્ટ રાજાઓની સત્તા હેઠળ તિજોરી ખાતાનો હોદ્દો સૌથી સારો ગણાતો. તેના અસ્તિત્વને બસો વર્ષ થયાં ઓળખવામાં આવેલ છે. છેલ્લા લૉર્ડ ટ્રેઝરર શ્ર્યૂઝબરીના ડ્યુકની નિમણૂક રાણી એનને મૃત્યુ પહેલાના આગલા દિવસે કરી હતી.

ત્યારપછી સામાન્ય રીતે વડો પ્રધાન ફર્સ્ટ લૉર્ડ ઑફ ટ્રેઝરી ગણાય છે. 'ચેન્સેલર ઑફ એકસચેકર'ને બીજા લૉર્ડ ગણવામાં આવે છે. બન્નેને સરખો પગાર મળે છે. ૧૭૨૧ માં રૉબર્ટ વૉલ્પોલને મળતો તેજ પગાર તેમને અત્યારે મળે છે. પરંતુ વધેલા કર તથા પૈસાની ઘટતી કિંમતને અંગે તેની ખરીદ શક્તિ અર્ધી થઈ ગઈ છે.

વડા પ્રધાનને પેન્શન મળતું નથી. અઢારમાં સૈકાના છેલ્લા વર્ષોમાં લૉર્ડ નોર્થ હોદ્દા પરથી નિવૃત્ત થયા ત્યારે તેને વાર્ષિક ૪૦૦૦ પાઉન્ડ આપવામાં આવ્યા હતા તેને કદી પૂર્વ-દૃષ્ટાંતરૂપ ગણવામાં આવેલ નથી. આ કરકસરનું પરિણામ હમેશાં સારું આવ્યું નથી.

ડયુક શ્રીમંત હોય અને ભાડાની જંગી આવક હોય તો તે સગાંવહાલાની તથા વૃદ્ધ-અવસ્થાની જરૂરિયાતોને અવગણી શકે. પણ ગરીબ બાપડા વૉલ્પોલને પૈસા માટે પરણવું પડયું હતું. (જે માટે પાછળથી તેને પસ્તાવો થયો હતો) તે શેરના સટ્ટામાં ખૂબ કમાયો હતો. બન્ને પીટ પર પણ મોટું કરજ હતું. નાનો પીટ તો એટલો મુઝાયો હતો કે તે વાર્ષિક પાઉન્ડ ૩૦૦૦ ની નોકરી સ્વીકારવા તૈયાર હતો. સ્પેન્સર પર્સીવલ ગરીબ સ્થિતિમાં જ મૃત્યુ પામ્યો હતો.

પાર્લામેન્ટે પીટનું કરજ આપી દીધું અને પર્સીવલની થોડી સેવાની કદર તેને ૬૦,૦૦૦ પાઉન્ડની બક્ષિસ તથા તેની વિધવા તથા પુત્રને વાર્ષિક ૨,૦૦૦ પાઉન્ડ આપીને કરી. પણ આ બાબત કદી ફરીથી કરવામાં આવી નથી. લૉર્ડ મેલ્બોર્ને ગણીને પૈસા ઉછીના આપવા વિનંતી કરી હતી, અને લૉર્ડ ઑક્સફોર્ડે કબુલ કર્યું હતું કે ડાઉનિંગ સ્ટ્રીટમાંથી નીકળતી વખતે તેની સ્થિતિ વધારે ગરીબ હતી.

## ( ૪ )

## રાજ્યના મંત્રીઓ

રાજ્યમંત્રીઓની સ્થિતિ વધારે નશીબદાર છે. ઓછી જોખમદારી હોવા છતાં તેમને વડા પ્રધાન જેટલો જ પગાર મળે છે. પણ હમેશા તે પરિસ્થિતિ નહોની. મિ. ઍડનને ૫૦૦૦ પાઉન્ડ વર્ષે મળે છે. તેના પૂર્વગામી જ્હોન મિલ્ટનનો પગાર દરરોજના ૧૫ શિં. ૧૦½ પે. અથવા વાર્ષિક ૨૮૮ પાઉન્ડ ૧૩ શિં. ૬½ પે. હતો. ઉપરાંત જાણીતા મહેમાનો માટે ભથ્થુ મળતુ. ઍન્ડરસનને વર્ષે ૧૦૦ પાઉન્ડ મળતા અને તે ઉપરાંત થોડું ભથ્થું બીજું મળતું.

આથી ઊલટું કેટલીક જગ્યાઓ આજથી બસો વર્ષ પહેલાં વધારે લાભદાયી હતી. બોર્ડ ઑફ ટ્રેડ ( વેપારી મંડળ )ની જગ્યા એટલી બધી સ્પૃહણીય હતી કે મિ. રન્સિમેનના એક પૂર્વગામીએ તે જગ્યા મેળવવા રાજાની રખાતને ૫૦૦ પાઉન્ડ તથા હીરાનાં એરીંગ આપ્યાં હતાં. પેમાસ્ટર જનરલ ( અત્યારે અવેતનિક ) ની જગ્યા હેનોવેરિયન રાજાઓના વખતમાં હેનરી ફોક્સે તે સ્વીકારી ત્યારે દસ્તૂરીને અંગે શ્રીમંત થવાનો સહેલો રસ્તો હતો.

આ ઉપરાંત બીજી ઘણી સ્પૃહણીય જગ્યાઓ હતી, જેવી કે 'ટેલરશીપ ઑફ એકસચેકર તેને વાર્ષિક ૫૦૦ પાઉન્ડ જિંદગી સુધી મળતા હતા. મોંટિગ્યુએ તેના ભાઈને તે જગ્યા આપી. તેમાં એવી ખાનગી ગોઠવણ હતી કે ઘણીખરી આવક તેને આપી દેવી. હોરેસ વૉલ્પોલની જગ્યા આથી પણ ઘણી સારી હતી.અમેરિકન રેવન્યુના ઑડિટર તરીકે તેને વાર્ષિક ૮૦૦ પાઉન્ડ મળતા હતા, અને કામ કંઈ કરવાનુ નહોતું. પરદેશ ખાતાના મંત્રી તરીકે લૉર્ડ ગ્રેન્વિલને 'એકસચેકરના ઑડિટર ' તરીકેની જગ્યા આપવામાં આવી હતી. ૪ વર્ષો સુધી તેને વાર્ષિક ૪૦૦૦ પાઉન્ડ મળતા પરંતુ તે કદી ઑફિસમાં ગયા નહોતા.

આ જાતની લાંચરશ્વત માટે નામચીન ક્રેગ્ઝ પર ટીકા થતાં તેણે જવાબ આપ્યો કે "કામ તો ચાલુ રાખવું જોઈએ ને!" તેના ટીકાકારે જવાબ વાળ્યો કે 'કચરો ફેંકી દેવો જોઈએ,' બર્કે વ્હાઈટ હોલનાં ખાતાંઓની નીચેના શબ્દોમાં ઝાટકણી કાઢી હતી: "આ ખાતાં-ઓમાં સભ્યોને વાર્ષિક હજાર પાઉન્ડનો પગાર એટલા માટે મળે છે કે યોગ્ય સમયે તેઓ બે હજારનો હકક ધરાવી શકે."

બર્કે અઢારમા સૈકામાં તથા મેલ્બોર્ને ઓગણીસમા સૈકાની શરૂઆતમાં આવી પ્રથા બંધ કરવા ઘણો યત્ન કર્યો હતો. પણ તેઓ પાછળ એવી વિસગતિ મૂકતા ગયા કે જે વખત જતાં વધી છે અને નવાં નવાં ખાતાઓ—દાખલા તરીકે કેળવણી ખાતું ( ૧૮૯૯માં શરૂ થયું ) અને આરોગ્ય અવરજવર તથા વાયુયાનખાતું હાલમાં શરૂ થયાં છે, રાજ્યની ઉચ્ચ નોકરીમાં જે વિસંગતિ હોય તે દૂર કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે તેમ વધારે પ્રમાણમાં જણાવા લાગ્યું છે.

જાહેર નોકરીમાં સદાને માટે દેવાળાનો ભય હોય તો ધારાસભામાં લોકોના પ્રતિનિધિ તરીકે જવાનું પણ કંઈ વધારે સારું નથી. પાર્લામેન્ટના સભ્યોને મળતું અડવાડિક લવાજમ થયું એટલું છે. લૉઈડ જ્યોર્જને માટે એમ કહેવામાં આવે છે કે તેની રાજકીય કારકીર્દિની

શરૂઆતમાં કેટલીક વાર તેને ભૂખે પેટે પાર્લામેન્ટમાં જવું પડતું હતું. ફ્રાન્સમાં પણ ડેપ્યુટીઓને ઘણો ઓછો પગાર આપવામાં આવે છે, અને ફ્રાન્સનું જીવનનિર્વાહનું ખર્ચ તથા તેમનો પગાર સરખાવતાં હિંદી ધારાસભાના સભ્યો ઘણા નસીબદાર ગણાય.

ફ્રેન્ચ ચેમ્બર ઓફ ડેપ્યુટીઝના પચાસથી સાઠ સભ્યોએ આગામી ચૂંટણીમાં ન ઊભા રહેવાનો નિર્ણય જાહેર કર્યો છે. આમાનાં પંદર તો સેનેટમાં ચૂંટાઈ ગયેલ છે તે બાદ કરતાં પાર્લામેન્ટનું જીવન ગાળવા ખુશી ન હોય તેવી અસાધારણ મોટી સંખ્યા બાકી રહે છે. તેમાંના એક જાણીતા અર્થશાસ્ત્રી તથા મહેસૂલતજ્જ્ઞ હેનરી કલેર્ક તો તેમ ન કરવા માટેનાં પોતાનાં કારણો ખુલ્લી રીતે જાહેર કર્યાં છે.

જે પહેલાંનો વાર્ષિક ૬૦,૦૦૦ ફ્રાન્કના નામના પગાર—જેની અત્યારે ૮૦૦ પાઉન્ડથી પણ ઓછી ખરીદશક્તિ ફ્રાન્સમાં છે. માંથી દર ચાર વર્ષે ચૂંટાવાનો ખર્ચ તથા અધિકારના અંગેનાં બીજાં ખર્ચ બાદ જતાં માત્ર અર્ધો બાકી રહે છે. સમાજમાં ઉચ્ચ દરજ્જાને ધરાવતો કોઈ પણ માણસ—ખાસ કરીને કુંટુંબવાળો માણસ—તેટલાથી ગુજરાન ચલાવી શકે નહિ.

એટલે જેને ખાનગી મૂડી ન હોય અને જે ચેમ્બરમાં હાજરી આપવા સાથે પોતાનો ધંધો ચલાવી ન શકતો હોય તેવા કોઈ પણ મનુષ્ય માટે પાર્લામેન્ટનું જીવન અશક્ય બન્યું છે. કહેવાનો અર્થ એ કે, જો તેણે પ્રામાણિક રહેવાનો નિશ્ચય કર્યો હોય તો તે અસંભવિત છે. ઘણાખરા ડેપ્યુટીઓને ખાનગી મિલકત ન હોવા છતાં તેઓ બહુ સારી રીતે રહી શકે છે, તેમની સંભવિત આવક પર આ વાત ઝાંખો પ્રકાશ નાંખે છે. વળી મોં. કલેર્ક કહે છે કે છેલ્લાં થોડાં વર્ષોની છાપખાનાની લડતે ડેપ્યુટીઓની ખૂબ બેઆબરૂ કરી છે, તેમાંના ઘણાખરા બહુ શક્તિવાળા છે અને તેમને વ્યક્તિગત માન આપવામાં આવે છે. વળી જાહેર જુસ્સાવાળા ચેમ્બરના સભ્યને લાગે છે કે અંધાધૂંધી તથા ગોટાળાને અંગે તે કંઈ પણ ઉપયોગી કાર્ય કરી શકતો નથી. તેનો ઘણોખરો સમય તેની ચૂંટણી કરનારાઓ પોતાને તથા પોતાના સગા માટેની ભલામણ માગે છે તેમાં જાય છે. આ વાત જાણતાં સમજાશે કે દરેક રાજકીય પક્ષને યોગ્ય ઉમેદવારો ઊભા કરવામાં મોટી મુશ્કેલી નડે છે.

'હિંદુસ્થાન ટાઈમ્સ' પરથી ]

## ( ૫ )

# હિંદનું પશુધન

**હિંદની** કરકસરમાં પશુધન કેટલું ઉપયોગી છે, તેનો કંઈક ખ્યાલ હિંદના પશુધનના આંકડા તાજેતરમાં પ્રગટ થયેલ છે તે પરથી મળી શકશે. આ આંકડા ૧૯૩૪–૩૫ ના વર્ષનો છે, અને તે છેલ્લામાં છેલ્લો છે. તેમાં બ્રિટિશ હિંદમાં ગાય વિગેરે પશુઓ (તેમાં બળદો તથા ભેંસનો સમાવેશ થાય છે)ની સંખ્યા ૧૫૯,૯૩૫,૦૦૦ ની જણાવી છે, અને ઘેટાં બકરાં વિગેરેની સંખ્યા ૬૧,૧૫૭,૦૦૦ ની છે, અને ઘોડા, ટટ્ટુ, ખચ્ચર, ગધેડાં અને ઊંટની સંખ્યા ૩,૮૦૧,૦૦૦ ની છે.

હળની કુલ સખ્યા ૨૫,૫૭૬,૦૦૦ હોવાનો તથા ગાડાની સખ્યા ૬,૮૭૬,૦૦૦ હોવાનો અડસટ્ટો કરવામા આવ્યો છે

પ્રાંતોમા, યુક્ત પ્રાન્તમા ગાય વિગેરે પશુઓની સખ્યા મોટામા મોટી, ૩૨,૪૭૦,૦૦૦ ની છે, બીજે નબરે બગાળા આવે છે તેમા તે સખ્યા ૨૫,૨૮૭,૦૦૦ ની છે મદ્રાસ ત્રીજે નબરે છે તેની સખ્યા ૨૪,૧૦૩,૦૦૦ ની છે બીજા પ્રાંતોના ઉપયોગી આકડાઓ નીચે પ્રમાણે છે

| | |
|---|---|
| બિહાર-ઓરીસા | ૨૨ ૩૦૮,૦૦૦ |
| પજાબ | ૧૫,૮૪૦,૦૦૦ |
| મધ્યપ્રાત-વરાડ | ૧૩,૮૪૪,૦૦૦ |
| મુબઈ | ૧૨,૫૯૫,૦૦૦ |

ઘેટા, બકરા વિગેરેની મોટી સખ્યા મદ્રાસમા ૧૮,૭૦૧,૦૦૦ની છે સયુક્ત પ્રાત બીજે નબરે આવે છે તેમા તે સખ્યા ૧૦,૦૦૨,૦૦૦ ની છે સયુક્ત પ્રાતમા હળની સખ્યા સૌથી મોટી ૫૧૦૬,૦૦૦ની છે બીજો મોટો આકડો બગાળાનો ૪,૫૮૭,૦૦૦ નો છે

મદ્રાસમા ગાડાની સખ્યા સૌથી મોટી ૧૧૯૪,૦૦૦ની છે મધ્ય પ્રાત અને વરાડની સખ્યા ૧,૧૪૭ ૦૦૦ ની છે

ગાય વિગેરે પ્રાણીઓની, દરસો એકર વાવેલી જમીન અને દર ૧૦૦ રહેવાસીઓની પ્રાતવાર સખ્યા નીચે મુજબ છે

| પ્રાંત | દરસો એકર ખેતીની જમીન પર ઢોરોની સંખ્યા | વસ્તીની દર૧૦૦ની સંખ્યાએ ઢોરોની સંખ્યા |
|---|---|---|
| અજમેર-મેરવાડા | ૧૩૪ | ૮૬ |
| આસામ | ૧૦૦ | ૬૯ |
| બગાળા | ૧૦૩ | ૫૨ |
| બિહાર-ઓરીસા | ૮૮ | ૫૭ |
| મુબઈ | ૩૮ | ૬૦ |
| બર્મા | ૩૪ | ૪૨ |
| મધ્ય પ્રાન્ત-વરાડ | ૫૬ | ૮૯ |
| કુર્ગ | ૧૦૦ | ૮૪ |
| દિલ્હી | ૭૫ | ૨૪ |
| મદ્રાસ | ૫૦ | ૫૩ |
| સરહદ પ્રાત | ૫૦ | ૪૪ |
| પજાબ | ૬૦ | ૬૮ |
| સયુક્ત પ્રાત | ૯૧ | ૬૭ |

[ઇન્ડિયન રીવ્યુ હાઉસ્ડોઝ ]

## (૭)

## હિંદી ચલણમાં 'પાઈ'નું સ્થાન

અત્યારે હિંદમાં ચલણમાં રૂપિયા આના અને પાઈ છે. ૧૨ પાઈનો એક આનો અને સોળ આનાનો રૂપિયો થાય છે. બધાં સરકારી તથા જાહેર ખાતાંઓમાં તથા અંગ્રેજી રીતે લખાતા બધા હિસાબોમાં પાઈ જોવામાં આવે છે. પણ સિક્કા તરીકે પાઈ ભાગ્યે જ દેખાય છે અને તેનો ઉપયોગ નહિવત છે.[1] કેમકે પૈસાની લેવડદેવડમાં ઓછામાં ઓછી કિંમતનો સિક્કો પૈસો વપરાય છે.

બજારમાં તથા વ્યક્તિઓ વચ્ચેનાં વ્યવહારમાં તથા જાહેર વ્યવહારમાં પૈસાનો ઉપયોગ થાય છે અને પાઈ તો ક્યાંયે દૃષ્ટિગોચર થતી નથી. પાઈનો ઉપયોગ જ્યારે પોસ્ટ ઑફિસમાં કવરના પાંચ પૈસા અને એક પાઈ પડતી ત્યારે જોવામાં આવ્યો હતો. અત્યારે તો પાઈ કાઢી નાખીને કવર એક આનામાં મળી શકે છે. આના પહેલાં વિશિષ્ટ જાતનાં કવર ખરીદવા માટે આપણે એક બે પાઈ આપવી પડતી હતી. પોસ્ટ ઑફિસનો આ દાખલો બાદ કરતાં કોઈ પણ સ્થળે પાઈનો ઉપયોગ નથી.

બધી લેવડદેવડ પૈસામાં થતી હોવા છતાં, હિસાબો પાઈમાં રાખવામાં આવે છે તે વિચિત્ર વસ્તુ છે. હિસાબમાં 'પૈસા' નો કાંઈ નિર્દેશ જણાતો નથી. દાખલા તરીકે, રેલવે ભાડું માઈલે ચાર કે પાંચ કે છ પાઈ લેખે ગણવામાં આવે છે પણ ભાડું નક્કી કરતાં 'પાઈ' કાઢી નાખવામાં આવે છે અથવા એવી રીતે ગણતરી કરવામાં આવે છે કે ત્રણ પાઈનો કોઈ ગુણક આવે કે જેથી પૈસામાં ભરણું કરી શકાય. બધાં સરકારી તથા જાહેર હિસાબોમાં તથા ગતરીમાં પાઈને કાઢી નાખવામાં આવે છે. અથવા એવી રીતે હિસાબ કરવામાં આવે છે કે જેથી ત્રણ પાઈ પૂરી થઈ જાય. પરિણામે એ આવ્યું છે કે બધા હિસાબોમાં પાઈને ચલણની નાની રકમ ગણવામાં આવી છે, અને 'પૈસા' નું નામનિશાન દેખાતું નથી. પરંતુ વ્યવહારનાં તો 'પૈસા' નો જ ઉપયોગ થાય છે, પાઈમાં કોઈ ભાવ પૂછતું નથી.

## (બ્રિટિશ) મુંબઈ ઇલાકામાં અને ઇંગ્લંડ તથા વેલ્સમાં કેળવણીના આંકડાઓ[1]

### એક તુલનાત્મક પત્રક

| | ઇંગ્લંડ તથા વેલ્સ | મુંબઈ ઇલાકો (બ્રિટિશ) |
|---|---|---|
| ૧. ક્ષેત્રફળ (ચો. માઇલમાં | ૫૮,૩૪૦ | ૧૨૩,૫૯૯ |
| ૨. વસ્તી | ૪૦,૬૦૦,૦૦૦ | ૨૧,૮૦૩,૩૮૮ (૧૧,૪૭૨,૮૮૪ પુરુષો). |
| ૩. કેટલા ક્ષેત્રફળમાં એક નિશાળ | ૨.૮ ચો. માઇલ | ૨૧,૬ ચો. માઇલ |
| ૪. ૧. પ્રાથમિક શાળાઓ | ૨૦,૮૫૪ (૧૫૦,૪૩૯ વર્ગોમાં) | ૧૪,૭૩૦ (માન્ય); ૧૧૦૧ (અમાન્ય). |
| વિદ્યાર્થીઓ | ૫,૪૦૨,૦૫૨ | ૧,૨૦૬,૮૯૨ |
| છોકરાછોકરીઓના ટકા | ૫૦.૫% છોકરાઓ ૪૯,૫% છોકરીઓ | ૭૫% છોકરાઓ ૨૫% છોકરીઓ |
| વસ્તીના પ્રમાણમાં ટકા | ૧૩% | ૫.૫% |
| શિક્ષકો | ૧૭૦,૫૭૪ (૨૮% પુરુષો; ૭૨% સ્ત્રીઓ) | ૩૮,૩૭૨ (૮૭% પુરુષો; ૧૩% સ્ત્રીઓ) |
| પ્રમાણપત્રવાળા શિક્ષકો | ૭૭% (૩૩% પુરુષો, ૬૭% સ્ત્રીઓ) | ૪૮% (૮૫% પુરુષો; ૧૫% સ્ત્રીઓ) |
| ૨. માધ્યમિક શાળાઓ | ૨,૦૯૪ (૪૯૯ છોકરાઓની; ૪૮૬ છોકરીઓની અને ૩૯૫ મિશ્ર) | ૭૫૭ (૬૪૮ છોકરાઓની; ૧૦૯ છોકરીઓની, |
| છોકરા છોકરીઓનું શાળાઓનું પ્રમાણ | લગભગ સરખું | ૬ એ ૧ |
| વિદ્યાર્થીઓ | ૫૪૭,૫૦૬ | ૧૪૨,૮૯૨ |
| છોકરા છોકરીઓના ટકા | ૫૪% છોકરાઓ ૪૬% છોકરાઓ | ૮૧.૮% છોકરાઓ ૧૮.૨% છોકરીઓ |
| વસ્તીના પ્રમાણમાં ટકા | ૧.૩% | ૬% (૧૫૨ માં એક) |
| શિક્ષકો | ૨૩,૪૨૫ (૫૧% પુરુષો; ૪૯% સ્ત્રીઓ) | ૭,૬૦૧ (૧૯૭૨ ટ્રેઈન્ડ; ૮૮૦ ગ્રેન્યુએટ; (૧.૨% પુરુષો) |
| ૩. યુનિવર્સિટીઓ | | |
| યુનિવર્સિટીઓ અને તેની શાળાઓ તથા કોલેજો | ૨૦ | યુનિવર્સીટી ૧; કોલેજો. ૨૮ |
| યુનિવર્સિટી વિદ્યાર્થીઓ | ૮૫,૨૦૧ | ૧૪,૭૭૬ (૧૩,૫૨૬ છોકરાઓ |
| વસ્તીના પ્રમાણમાં કોલેજના વિદ્યાર્થીઓ | ૧,૦૧૩ માં ૧ (ઇંગ્લંડ) ૭૪૧ માં ૧ (વેલ્સ) | ૧,૪૭૫ માં માં ૧ |
| ૫. કેળવણી માટે કુલ સરકારી મદદ (ગ્રાન્ટ) | ૪૬.૯૯૦,૦૦૦ પાઉન્ડ | રૂ. ૧,૭૬,૪૩,૫૪૭. શિક્ષણ પાછળના કુલ ખર્ચના ૪૩% |
| | પા. શિ. પેન | રૂ. આ. પાઈ |
| માથા દીઠ કુલ સરકારી મદદ (ગ્રાન્ટ) | ૧—૩—૨ | ૦—૧૨—૧૧ |

---

૧ શ્રી. કે. એસ. વકીલનો જુલાઈના The Bombay Teachers Journal માં આવેલો લેખ.

એ પણ થાય છે બાળકો વાચી શકે એટલાં મોટાં બિબામાં છાપેલ, બાળકો સમજી શકે એવી સાદી ભાષામાં અને અગિયારબાર વરસનાં બાળકોને વાંચવામાં બહુ જ રસ પડે એવી આ પાંચ શિકારકથાઓ બાળકોની જરૂરિયાત પૂરી પાડે છે.

**ઉનેવાળ જ્ઞાતિનો ઇતિહાસ:** પ્રકાશક: ઉનેવાળ સેવા સમાજ, અમદાવાદ. ૧-૦-૦.

બનવાજોગ છે કે કેટલાકને ખબર પણ નહિ હોય કે ઉનેવાળ જ્ઞાતિ કઈ. એની સારી ઓળખાણ એક છે કે જે ભારતના સુપ્રસિદ્ધ સંગીતકાર ઓમકારનાથ ઠાકુર છે તે એ ઉનેવાળ જ્ઞાતિ. અહીં એ જ્ઞાતિ સંબંધી કેટલીક હકીકત છે.

**આધ્યાત્મિકતા ક્યાં?** જશવંત ઠાકુર, પ્રકાશક ન્યુ ઇરા પબ્લિશીંગ કાં. સુરત. ૦-૧-૦.

આ નાનકડી પુસ્તિકા ધારીએ એ કરતાં વધુ મહત્ત્વની છે; કારણ એમાં સમાજવાદ અને આધ્યાત્મિકતા વિશે સારી અને ઊંડી ચર્ચા કરવામાં આવી છે.

**જવાહિરજ્યોતિ:** શ્રી જૈનાચાર્ય જવાહિરલાલજીના સામાજિક જાહેર વ્યાખ્યાનો; પ્રકાશક શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી, રાજકોટ.

આ પુસ્તકની અંદર પ્રાર્થનાની અગત્ય અને અસર, માનવસેવા, બ્રહ્મચર્ય, સંતતિનિયમન, ખાદી અને જૈનદષ્ટિ એ વિષયો પર વિદ્વત્તાપૂર્ણ, જૈન અને પરશાસ્ત્રોમાંથી ચૂંટી કાઢેલા દાખલાદલીલોથી ભરપૂર, અને એક જૈનધર્મની દૃષ્ટિએ નહિ પણ સામાજિક વિશાળ દૃષ્ટિથી અપાયેલાં વ્યાખ્યાનોનો સગ્રહ છે. શ્રી જવાહિરલાલજી મહારાજ એક આધુનિક વિચારોથી પરિચિત રહે છે, અને એમના વિચારો ઉપર ગાંધીજીની પણ અસર જોવામાં આવે છે આ પુસ્તક જૈન સિવાય બીજાને પણ સુવાચ્ય થઈ પડશે.

**રાજહત્યા:** શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશક 'પ્રજાબંધુ', અમદાવાદ. ૧-૧૨-૦.

'પ્રજાબંધુ'ની ભેટ તરીકે અપાયેલ આ ઐતિહાસિક નવલકથા ગુજરાતના લગભગ પોણાત્રણસો વર્ષની શૌર્ય, સમૃદ્ધિ અને આબાદીભર્યા સોલંકીવંશના રાજ્યશાસન પછી એનો અસ્ત થાય છે એ સમયની છે. ચાવડાવંશના નિર્માલ્ય છેલ્લા રાજા અને પોતાના મામાને મારી મૂળરાજ સોલંકી ગાદીએ આવે છે ત્યારથી વધતી જતી આબાદી એક કુમારપાળના ઉજ્જવલ રાજ્યશાસન પછી નષ્ટ થાય છે. કુમારપાળ પછી અજયપાળ ગાદીએ આવ્યો એ સમયથી આ નવલકથાની શરૂઆત છે. અજયપાળની ધર્મની બાબતમાં ડખલ તથા અત્યાચાર કરવાની કુટેવ એણે જૈનોને દુશ્મનો બનાવ્યા, અને જૈનાચાર્યો પર એણે જુલમ ગુજાર્યા. કહેવાય છે કે History repeats itself. જેમ મૂળરાજે કર્યું તેમ આ કથાનો નાયક પ્રતાપમલ્લ પ્રજાહિત ખાતર અજયપાળની રાજહત્યા કરે છે. આ રાજહત્યાના વસ્તુકણ પર જ આ કથાનો પર્વત રચાયો છે. અન્ય વિગતો, પ્રસંગો, વાતાવરણ, ઐતિહાસિક કલ્પના વડે પૂર્યાં છે. 'રાજહત્યા' ગુજરાતનો આ જૂનો ઇતિહાસ, ઇતિહાસની સત્ય હકીકતોથી ભંગ કર્યા વિના, જીવતો ધબકતો કરી મૂકે છે આપણી નવલકથાઓનું વલણ આજકાલ સામાજિક વિષય તરફ વિશેષ છે એ વખતે હિંદનો ગૌરવભર્યો પ્રાચીન ઇતિહાસ પણ નવલકથા દ્વારા જીવતો થાય અને આજની પ્રજા સમક્ષ રજૂ થાય એ ઇષ્ટ છે.




**ઝાંઝવાનાં જળ : લેખક, શ્રી સોપાન, અંજલિ ગ્રંથમાળા, અમદાવાદ ૧-૪-૦.**

વધતા જતા વાર્તાસાહિત્યમાં સારાં પુસ્તકોની વાત એક બાજુ રાખીએ તોપણ વાચનનો કંટાળો ન આવે એવાં પુસ્તકો પણ મોટા પ્રમાણમાં લખાય છે. આ પુસ્તકમાં દશ ટૂંકી વાર્તાઓ છે. દરેક વાર્તા સ્ત્રીપુરુષના પરિણીત જીવન વિશે, પરસ્પરના સંબંધ અને આકર્ષણ વિશે છે. વાર્તાનો વિષય, વસ્તુ અને લખાવટ જોતાં આ વાર્તાઓમાં લોકપ્રિયતાનાં ઘણાં તત્ત્વો છે. શ્રી સોપાનની વિચાર અને વાણીની ધારા અખંડ વહ્યા કરે છે એ જેમ એમનો વિશિષ્ટ ગુણ છે તેમ એ ક્યારેક્યારેક ક્ષતિરૂપ પણ બની જાય છે. ઘણી વાર્તાઓમાં શરૂઆતમાં મુખ્ય વસ્તુ પર આવતાં પહેલાં નિરર્થક લંબાણ દેખાય છે. વળી આ વિચારવાણીના પ્રવાહને વશ થઈને બધી વાત વિસ્તારથી કહેવાની લાલચમાં પડવાથી વાર્તાની અંદર જોઈએ તેવી સઘનતા આવતી નથી. પુસ્તકપરિચયની મર્યાદામાં અલગઅલગ વાર્તાઓના દાખલા આપવા શક્ય નથી, પણ સંભાળપૂર્વક બધી વાર્તાઓ વાંચી જનારને વાર્તાઓમાં કલાત્મક સંવિધાન કે આયોજનની ઊણપ લાગશે. શ્રી સોપાનને પોતાને આ ધ્યાનમાં હશે એમ જણાય છે. તેઓ પોતે કહે છે કે તેમને વાર્તાકલાનો અભ્યાસ નથી. આપણે આશા રાખીશું કે વાર્તાકલાનો અભ્યાસ કરીને તેઓ વધારે સારી કૃતિઓ આપણને આપશે.

આટલું કહ્યા પછી, આ પુસ્તકનો પરિચય એક વાક્યમાં આપવો હોય તો એમ કહીએ કે આ પુસ્તક ખરેખર આવકારલાયક છે. સ્ત્રીપુરુષના જીવનમાં લગ્નજીવન જેવો મહત્ત્વનો બીજો કોઈ કાળ નથી. એ કાળમાં અનેક ક્રૂર, ગૂઢ પ્રશ્નો ઉપસ્થિત થાય છે. આ વાર્તાઓમાં આવે છે એમ, પ્રેમલગ્ન કરનારના પ્રેમમાં પણ ભરતીઓટ અને પરિવર્તન આવે છે. પ્રેમ, સૌંદર્ય અને લગ્નનો પરસ્પર સંબંધ, એક પત્ની હોય તો બીજી પરણી શકાય કે કેમ, ઝાંઝવાનાં જળ પીવા દોડતાં યુવકયુવતીઓ વગેરે વગેરે પ્રશ્નો આ દશે વાર્તાઓમાં સરસ રીતે આલેખાયેલા છે. શ્રી સોપાને આ દશ વાર્તાઓ દ્વારા લગ્નજીવનનો પ્રશ્ન કુશળતાથી, વાસ્તવિકતાથી અને સમભાવથી ચર્ચ્યો છે જે કોઈને મદદરૂપ થશે તો કોઈને રસિક વાચન પૂરું પાડશે.

**કિશોરકથાઓ : લેખક 'જીવરામ' જોષી, ગુર્જર જ્ઞાનગ્રંથાવલિ, અમદાવાદ ૦-૮-૦**

મોટાં માણસોના માપનાં ટેબલખુરશી ઉપર નાનાં બાળકોને જમતાં જોઈએ તેમ, મોટાં માણસો માટે લખાયેલાં પુસ્તકો જિજ્ઞાસુ બાળકોને વાંચતાં જોઈએ ત્યારે [illegible]

ે પણ થાય છે બાળકો વાચી શકે એટલા ભાગ મળવામા ટાઈપ, બાળકો સમજી શકે એવી સાદી ભાષામા અને અગિયારમાં વરસના બાળકોને વાચવામા બહુ જ રસ પડે એવી આ પાચ શિકાગ્રન્થો બાળકોની જરૂરિયાત પૂરી પાડે છે

**ઉનેવાળ જ્ઞાતિનો ઇતિહાસ** પ્રકાશક ઉનેવાળ સેવા સમાજ, અમદાવાદ ૧–૦–૦

મનવાલોગ છે કે ઘણાઓને ખબર પણ નહિ હોય કે ઉનેવાળ જ્ઞાતિ કઈ એની સાચી ઓળખાણ એક છે કે જે ખ્યાતના સુપ્રસિદ્ધ સંગીતકાર ઓમકારનાથ ઠાકુર છે તે એ ઉનેવાળ જ્ઞાતિ અહીં એ જ્ઞાતિ સબધી કેટલીક હકીકત છે

**આધ્યાત્મિકતા કયા?** જશવંત ઠાકુર પ્રકાશક ન્યૂ ઇરા પબ્લિશીંગ કં સુરત, ૦–૧–૦

આ નાનકડી પુસ્તિકા ધારીએ એ કરતાં વધુ મહત્ત્વની છે, કારણ એમા સમાજવાદ અને આધ્યાત્મિકતા વિશે સારી અને ઊડી ચર્ચા કરવામા આવી છે

**જવાહિરજ્યોતિ:** શ્રી જૈનાચાર્ય જવાહિરલાલજીના સામાજિક જાહેર વ્યાખ્યાનો, પ્રકાશક શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી, રાજકોટ

આ પુસ્તકની અંદર પ્રાર્થનાની અગત્ય અને અસર, માનવસેવા, બ્રહ્મચર્ય, સતતિ નિયમન આદી અને જૈનદષ્ટિ એ વિષયો પર વિદ્વત્તાપૂર્ણ, જૈન અને પરશાસ્ત્રોમાથી ચૂટી લેલા દાખલા-દલીલોથી ભરપૂર, અને એક જૈનધર્મની દષ્ટિએ નહિ પણ સામાજિક વિશાળ દષ્ટિથી અપાયેલા વ્યાખ્યાનોનો સગ્રહ છે. શ્રી જવાહિરલાલજી મહારાજ છેક આધુનિક વિચારોથી પરિચિત રહે છે, અને એમના વિચારો ઉપર ગાધીજીની પણ અસર જોવામાં આવે છે આ પુસ્તક જૈન સિવાય બીજાને પણ સુવાચ્ય થઈ પડશે.

**રાજહત્યા** શ્રી મુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશક 'પ્રજાબધુ' અમદાવાદ ૧–૧૨–૦

'પ્રજાબધુની ભેટ તરીકે અપાયેલ આ ઐતિહાસિક નવલકથા ગુજરાતના લગભગ પોણાત્રણસો વર્ષની શૌર્ય, સમૃદ્ધિ અને આબાદીભર્યા સોલકીવશના રાજ્યશાસન પછી એનો અસ્ત થાય છે એ સમયની છે ચાવડાવશના નિર્માલ્ય છેલ્લા રાજા, અને પોતાના મામાને મારી મૂળરાજ સોલકી ગાદીએ આવે છે ત્યારથી વધતી જતી આબાદી છેક કુમારપાળના ઉજ્જવળ રાજ્યશાસન પછી નષ્ટ થાય છે કુમારપાળ પછી અજયપાળ ગાદીએ આવ્યો એ સમયથી આ નવલકથાની શરૂઆત છે અજયપાળની ધર્મની બાબતમા ડખલ તથા અત્યાચાર કરવાની કુટેવ એણે જૈનોને દુશ્મનો બનાવ્યા, અને જૈનાચાર્યો પર એણે જુલમ ગુજાર્યા કહેવાય છે કે History repeats itself જેમ મૂળરાજે કર્યું તેમ આ કથાનો નાયક પ્રતાપમલ પ્રજાહિત ખાતર અજયપાળની રાજહત્યા કરે છે આ રાજહત્યાના 'વસ્તુકણ પર જ આ કથાનો પર્વત રચાયો છે' અન્ય વિગતો, પ્રસગો, વાતાવરણ, ઐતિહાસિક કલ્પના વડે પૂર્યા છે 'રાજહત્યા ગુજરાતનો આ જૂનો ઇતિહાસ, ઇતિહાસની સત્ય હકીકતોથી ભગ કર્યા વિના જીવતો ધબકતો કરી મૂકે છે આપણી નવલકથાઓનુ વલણ આજ ખૂબ સામાજિક વિષય તરફ વિશેષ છે એ વખતે હિન્દનો ગૌરવભર્યો પ્રાચીન ઇતિહાસ પણ નવલકથા દ્વારા જીવતો થાય અને આજની પ્રજા સમક્ષ રજૂ થાય એ ઇષ્ટ છે

**સાવકી મા:** શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય; પ્રકાશક, આર. આર. શેઠની કું. મુંબઈ. રૂ. ૨-૮-૦.

શરદ્બાબુની શક્તિમાં આપણને હવે તો એટલો વિશ્વાસ બેસી ગયો છે કે ચોપડી ઉપર શરદ્બાબુનું નામ વાંચી ચોપડી ખરીદી લઈએ તોપણ આપણને પસ્તાવાનો વખત નહિ આવે. આ પુસ્તક શરદ્બાબુની અન્ય કૃતિઓ જેમ એક સળંગ વાર્તા નથી, પણ સાવ ટૂંકી પણ નહિ તેમ નૉવેલ બની શકે એટલી લાંબી પણ નહિ, પરંતુ યુરોપના સાહિત્યમાં જેને Tales કહે છે એવી ત્રણ સુંદર વાર્તાઓનો સંગ્રહ છે. આથી એક જ પુસ્તકમાં શરદ્બાબુની કળાની વિવિધતા સહેલાઈથી જોવા મળે એવો સુયોગ અનાયાસે થઈ ગયો છે. શરદ્બાબુની કળાની કે પ્રતિભાની સ્તુતિ કરવી એ અત્રે બિનજરૂરી અને અસ્થાને છે, પણ એટલું જ કહીએ કે શરદ્બાબુની કળાનો આસ્વાદ એકલા બંગાળને જ નહિ, પણ અનુવાદદ્વારા ગુજરાતી—અને સમસ્ત હિંદને—પણ થાય એ અનેક દૃષ્ટિએ ઇષ્ટ છે. તેમાં પણ શરદ્બાબુનાં પુસ્તકોની મૂળની સ્વાભાવિકતા અને મૂળનું જાદુ સાંગોપાંગ આસાદિક વાણીમાં ઉતારનાર શ્રી રમણલાલ સોની અને શ્રી ભોગીલાલ ગાંધી જેવા અનુવાદકો મળી આવે છે એ પણ સુયોગ છે.

ત્રણમાંથી એકે વાર્તાનો ટૂંક સાર ન આપતાં, વસ્તુ અને પાત્રોની થોડી લાક્ષણિકતા તપાસીએ તો પહેલી જ વાર્તામાં ગોકુલનાં પાત્રમાં એની પરસ્પરવિરોધી ઉક્તિઓ અને એના આચરણમાં વિસંવાદ દેખાય છે. પણ શ્રી પાઠક આ પુસ્તકના પરિચયમાં બતાવે છે તેમ એ વિસંવાદ એના અત્યંત લાગણીવાળા સ્વભાવને લઈને છે, અને એથી જ એ ઘણી વાર મનમાં હોય એક અને જીભેથી બોલે છે બીજું. ગોકુલનું પાત્ર પહેલેથી છેલ્લે સુધી માનસશાસ્ત્રની સૂક્ષ્મતાથી ભરપૂર છે. પુસ્તકનું નામ વાંચી કોઈને એમ થશે કે ગોકુલની સાવકી મા એને હેરાન કરતી હશે કે સરસ્વતીચંદ્રની માની માફક એની ઈર્ષ્યા કરતી હશે, અથવા તો રજપૂત ઇતિહાસમાં વાંચ્યું હોય એમ સાવકી મા પોતાના દીકરા ખાતર ગોકુલના દીકરાનું કાસળ કાઢવા યુક્તિપ્રયુક્તિઓ કરતી હોય છે, એવું કંઈક બનતું હશે; પણ એવું કંઈ જ બનતું નથી. શરદ્બાબુની કળામાં જેટલી વિવિધતા છે તેટલી જ નવીનતા અને મૌલિકતા પણ છે. ગોકુલ એની સાવકી માનો ભક્ત છે અને સાવકી માના પુત્રને સહોદર જેટલા પ્રેમથી ચાહે છે, પણ આપણા લોકો—કદાચ બધા જ લોકો એવા હોય તો પણ કોણ જાણે!— કોઈને સુખેથી રહેવા જ શાના દે! પરિણામે બે ભાઈઓ વચ્ચે વૈમનસ્ય ઊભું કરી ગામના લોકો કૃતકૃત્ય થાય છે; પરંતુ આખરે 'જે જેના તે તેના' જેવી લોકોક્તિ સાચી પડે છે અને જ્યારે વિનોદ મોટાભાઈના પગમાં માથું નાખી ક્ષમા અને આશીર્વાદ યાચે છે ત્યારે આપણી લાગણીઓ અને અપેક્ષા પણ સંતુષ્ટ થાય છે.

બીજી વાર્તામાં શરદ્બાબુએ, કલ્પનાના ઘોડે ઊડતી, હવામાં કિલ્લા બાંધતી, મધ્યકાલીન રજપૂતાણીઓની શૌર્યકથાઓ વાંચી વાંચી કલ્પનાને ઉત્તેજિત કરી મૂકનાર, તદ્દન અવ્યવહારુ અનુપમાનું પાત્ર રજૂ કર્યું છે. આ પાત્ર એક દૃષ્ટિકોણથી જોઈએ તો હાસ્યાસ્પદ છે અને બીજા દૃષ્ટિકોણથી એટલું જ કરુણ છે. કલ્પનાઘેલી એકલી એક સ્ત્રી અનુપમા જ નથી, પણ જુવાન લલિતમોહન પણ છે, એટલે, न च लिङ्गम् न च वयः—કલ્પના ઘેલા બનવામાં

સ્ત્રીપુરુષનો ભેદ નથી. શેક્સપિયરની એક સુંદર ઉક્તિ છે કે 'The poet, the lover and the lunatic are all compact of imagination.' તદનુસાર આ કલ્પના-ઘેલછામાં પ્રેમી અને પાગલ બન્નેનાં તત્ત્વો છે.

શરદ્બાબુની કળામાં આરી પેઠે વિવિધતા છે, છતાં યે હાસ્યરસ અથવા કટાક્ષ પ્રધાનપદે રાખી એક સળંગ વાર્તા એણે લખી હોય એવું સ્મરણ નથી. આ વાર્તાને આ જાતનો વળાંક સહેલાઈથી આપી શકાત છતાં કેમ નથી આપ્યો એ તો શરદ્બાબુ જ કહી શકે; પણ આ વાર્તામાં આ પ્રકારની શક્યતા તો લાગે છે.

છેલ્લી વાર્તા 'બામણની દીકરી' ફરીફરીને વાંચવાનું મન થાય એવી, છતાંય તરત બીજીવાર વાંચવા હિંમત કમાય ન ચાલે એટલી કરુણ અને ભયંકર છે. ત્રણે વાર્તાઓમાં કદાચ આ વાર્તાને પ્રથમ સ્થાન મળે. એનું કરુણ અને શ્રેષ્ઠ પાત્ર એ સન્ધ્યા, જે મિથ્યા કુલાભિમાનના અને ધૂર્ત લોકોના પ્રપંચનો ભોગ બને છે. સન્ધ્યાને હલકા કુળનો એક યુવક અરુણ જોડે પ્રેમ છે. ધર્મને ને ઈશ્વરને જીભને ટેરવે રમાડતો લોકસમુદાય ખિજાયેલો દોડે છે. 'આ કુળપ્રતિષ્ઠા એ કેવો મોટો દંભનો પોટલો છે' એ સમજતાં હજી આપણા સમાજને વાર લાગશે. આ સમાજના શિરોમણિ જુઓ તો ગોકુલ ચાટુજ્જે જેવા ધૂર્ત, મુખમાં રામ ને બગલમાં છૂરી નહિ, પણ પાંગડા હાથમાં છૂરી પકડેલી ઘેટાંબકરાંનો વેપાર કરે છે! છૂપી રીતે અધમ કાર્યો કરે છે અને હલકા કુળનું બહાનું કાઢી અરુણ સાથે સન્ધ્યાનું લગ્ન અટકાવી ઉચ્ચ કુળના પોતાને લગ્નમાં સન્ધ્યા આપવા કહે છે; એમ થતું નથી ત્યારે ગામડાંની અને આપણા અજ્ઞાન સમાજની અંદરની જે ખટપટ અને ગંદવાડ દેખા દે છે એ અત્યંત વાસ્તવિકતાથી ને સૂક્ષ્મતાથી શરદ્બાબુ રજૂ કરે છે. આ વિષયમાં શરદ્બાબુની કુશળતા અજબ જ છે. સન્ધ્યાના લગ્ન-મંડપમાં એનાં લગ્ન અટકે છે ત્યાંથી વાર્તા અસહ્ય રીતે કરુણ બનતી જાય છે. આટલી કરુણ વાર્તા છે, પણ અંતમાં સાચી કલાની માફક એ આપણને હતાશ નથી કરી મૂકતી. સન્ધ્યા અને અરુણ પરણી શકતાં નથી. પેલો ધૂર્ત ગોલક વિજયી થાય છે, સન્ધ્યાની મા તળાવમાં પડે છે, બાપ નાસી જાય છે. આ સર્વનાશમાં ચિત્તને પ્રશાંત બનાવે એવો સન્ધ્યાનો સાદ આપણને શરદ્બાબુ સંભળાવે છે. 'સ્ત્રીઓને પરણવા સિવાય બીજું કંઈ કામ છે કે નહિ એ જાણવા હું બાપુની સાથે જાઉં છું.'

આ પુસ્તક પણ શરદ્બાબુની કળાનો એક ઉત્તમ નમૂનો છે. ને એ સાથે શ્રી પાઠકનો 'પરિચય' પણ શરદ્બાબુની કળાના અભ્યાસીઓને દિગ્દર્શક થઈ પડે એવો એમની શાસ્ત્રીય ઢબે લખાયેલો છે એ વિશેષ લાભ છે.

# અ નુ ક્ર મ ણિ કા

પુ. ૨૪ ભાદ્રપદ : ૧૯૯૩ અંક ૫



લવાજમ દેશમાં રૂા. ૫ પરદેશમાં રૂા. ૬॥ છૂટક અંક રૂા. ૦॥

પ્રકાશક : [illegible] મિસ્ત્રી· પ્રસ્થાન કાર્યાલય· પારસી અગિયારી સામે ખમાસા ગેટ· અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૪ ભાદ્રપદ • ૧૯૯૩

## વર્ષાની વાત —

વર્ષાની વાત ઘનઘેરી
સાહેલડી ! વર્ષાની૦
ભિજી ભૂમિની ગંધ શી અનેરી
સાહેલડી ! વર્ષાની૦ ૧

મેઘછુપી વીજશી જાદૂઈ
સાહેલડી ! વર્ષાની૦
મઘમઘતી કેતકીની સૂઈ
સાહેલડી ! વર્ષાની૦ ૨

વસી વાદળના વાયુમાં આવી
સાહેલડી ! વર્ષાની૦
મોર કોયલ બપૈયે બુલાવી
સાહેલડી ! વર્ષાની૦ ૩

રાણી દોહદવતી કો રાજે
સાહેલડી ! વર્ષાની૦
આછાં આંજણુ આંખે આંજે
સાહેલડી ! વર્ષાની૦ ૪

કોઈ કન્યાએ કોડથી જોઈ
સાહેલડી ! વર્ષાની૦
કોઈ મુગ્ધા એ મોહિનીમાં રોઈ
સાહેલડી ! વર્ષાની૦ ૫

ફરી પ્રૌઢાને યૌવન આવ્યાં
સાહેલડી ! વર્ષાની૦
ભલા ઘરરખુને ય ભમાવ્યાં
સાહેલડી ! વર્ષાની૦ ૬

કો વિજોગણના શ્વાસ રૂંધાયા
સાહેલડી ! વર્ષાની૦
કોઈ મીરાંએ ઘનશ્યામ ગાયા
સાહેલડી ! વર્ષાની૦ ૭

# દયારામભાઈ અને તેમની ગરબીઓ*

[ એક વ્યાખ્યાન ]

મંજુલાલ ર. મજમુદાર

સુરબ્બીઓ, ભાઈઓ તથા બહેનો

આજના મહોત્સવ પ્રસંગે હાજર રહેવાની જે તક તમારી સ્મારક-સમિતિએ મને આપી છે તે માટે હું તમારો સૌનો આભારી છુ. તે ઉપરાંત, દયારામભાઈના સંબંધમાં મારા વિચારોને પ્રકટ કરવાનો પ્રસંગ તમે જે મને મેળવી આપ્યો છે તે માટે પણ તમારો જ આભાર માનું છું.

પ્રારંભમાં, અહીંના સ્થાનમહિમા સંબંધી થોડુંક કહીને, પછી હું મુખ્ય વિષય ઉપર આવીશ.

ડભોઈનું નામ સંસ્કૃત *દર્ભવતી* કે *દર્માવતી* ઉપરથી, પ્રાકૃતના નિયમોને અનુસરીને અંત્ય તનો લોપ થતાં *દબ્મવઈ, દબ્માવઈ*: અને પ્રતિસંપ્રસારણથી આવ્નો ઓ થતાં *દબ્મોઈ-ડભોઈ* એવા ક્રમથી પડ્યું સંભવે છે.

ડભોઈની પ્રાચીનતા, ડભોઈવાસીઓને સંભારવી પડે તેમ નથી. છતાં, અગિયારમા સૈકા પહેલાંના તેના ઉલ્લેખો હજી મળ્યા નથી. સિદ્ધરાજની સભામાં દિગંબર આચાર્ય કુમુદચંદ્ર અને શ્વેતાંબર આચાર્ય વાદિદેવસૂરિ વચ્ચે વાદ થયો હતો. તેમાં વાદિદેવસૂરિનો વિજય થતાં, દિગંબરોને ગુજરાતમાંથી દેશવટો મળ્યો હતો. એ વાદિદેવસૂરિના ગુરુ મુનિ ચંદ્રસૂરિનો જન્મ ડભોઈમાં થયો હતો એટલું જ નહિ, પણ તેમનો સ્વર્ગવાસ પણ ડભોઈમાં જ સં. ૧૧૭૮માં થયો હતો.

ડભોઈની રાજકીય મહત્તા સોલંકીયુગથી ચાલી આવેલી છે. સિદ્ધરાજે ઉત્તરમાં ઝીંઝુવાડા અને દક્ષિણ-પૂર્વમાં ડભોઈ—એ બે સ્થળોને રાજકીય વહીવટનાં અગત્યનાં થાણાં તરીકે પસંદ કર્યાં હતાં અને તેને કિલ્લાથી સુરક્ષિત બનાવ્યાં હતાં.

કહેવાય છે કે મહારાજા વિશળદેવ વાઘેલાએ આ કિલ્લાનો સમુદ્ધાર કરાવ્યો હતો: અને આ કિલ્લો તથા ગામ પણ તેમણે જ વસાવ્યાં હતાં: અને ખુદ તેમનો જન્મ પણ અહીં જ થયો હતો—પરંતુ આ હકીકત હજી વિશેષ પુરાવો માગે છે.

તેરમા સૈકામાં ડભોઈ, ગુજરાતનાં મહત્ત્વનાં 'નગરોની' ગણનામાં આવ્યું જણાય છે. મંત્રી તેજપાળના સં. ૧૨૮૮ના ગિરનાર ઉપરના શિલાલેખમાં લખ્યું છે કે પાટણ, ભરૂચ, ખંભાત, ધોળકા તથા ડભોઈ જેવાં નગરોમાં એમણે નવાં મંદિરો બંધાવ્યાં હતાં; તેમ જ કેટલાંક જૂનાં તીર્થોનો ઉદ્ધાર પણ કરાવ્યો હતો.

श्रीमदणहिलपुर, भृगुपुर, स्तंभतीर्थ, दर्भवती, धवलक्क प्रमुखेषु नगरेषु ...अभिनव धर्मस्थानानि प्रभुततीर्थोद्धाराश्चकारिता-।

* ડભોઈમાં કવિશ્રી દયારામભાઈની જન્મજયન્તી પ્રસંગે મુખ્યવક્તા તરીકે આપેલું વ્યાખ્યાન: ભાદરવા સુદ ૧૧, તા. ૧૬-૯-૩૭.

ચૌદમા સૈકાની શરૂઆતમાં, સં. ૧૩૧૧મા મહારાજ વિશળદેવના રાજ્યકાળમાં પુરોહિત સોમેશ્વરદેવે ડભોઈના વૈદ્યનાથ અથવા વૈજનાથ દેવની પ્રશસ્તિ રચી છે (જુઓ 'એપીગ્રા. ઈન્ડિકા,' વો. ૧, પૃ. ૨૫). માલવરાજે વૈદ્યનાથના મંદિરના સોનાના કળશ ઊતરાવી ગૂર્જરેશ્વરનું અપમાન કર્યું હતું. તેથી મંત્રી વસ્તુપાળે માલવરાજને હરાવી 'કાઢી,' ફરીથી પાછા સુવર્ણકળશ ચડાવ્યા હતા. આ ઉપરથી ડભોઈના વૈદ્યનાથનું શિવમંદિર ગુજરાતમાં બહુ પ્રસિદ્ધ હતુ એમ જણાય છે.

આજથી અઢીસો વર્ષ ઉપર વિદ્વાન જૈનાચાર્ય યશોવિજયજી મહારાજ ડભોઈમાં કાળધર્મ પામ્યા હતા આજે તેમની પાદુકાઓ ડભોઈમાં જ વિરાજે છે. એ પ્રખર વિદ્વાનના નામથી કંઈક પાઠશાળાઓ અને ગ્રંથમાળાઓ આજે ચાલી રહી છે.

ઇ. સ. ૧૭૩૪માં દામાજી ગાયકવાડે કાલિકામાતાના મંદિરમાં મરાઠી કવિતામાં લખેલો પોતાનો લેખ બેસાડયો છે: ત્યારથી મરાઠી સત્તાનો ઉદય ગુજરાતના આ ભાગમાં જોઈ શકાય છે

તે પછીનાં વર્ષોમાં ગાયકવાડ, પેશવા અને કંપની સરકાર—એમ એ દરેકના તાબામાં ડભોઈ રહ્યું હોવાનું જણાય છે.

છેલ્લાં દોઢસો વર્ષથી ડભોઈ, આપણને બીજી રીતે યાદ રહી જાય છે. દયારામભાઈના જન્મસ્થાન તરીકે તથા તેમના નિવાસસ્થાન તરીકે એ ગુજરાતમાં જાણીતું થયું છે. ડભોઈ ગાયકવાડનું ભલે હોય આપણે મન તો તે દયારામભાઈનું જ છે; અને એ ડભોઈનાં અહોભાગ્ય છે કે સાહિત્યજગતમાં ગુજરાતભરનું એ તીર્થસ્થાન બની ગયું છે. આજના જેવા મહોત્સવો એ તીર્થસ્થાનમા મળતા સાહિત્ય-મેળાઓ છે.

કવિની જે વખતે ચાર વર્ષની વય હશે ત્યારે, ઇ સ. ૧૭૮૦માં અંગ્રેજ લશ્કરના સેનાપતિ કર્નલ ગોડાર્ડ તથા કંપનીના મિ. ફોર્બ્સ સાહેબ લાગલાગટ ત્રણ વર્ષ સુધી—૧૭૮૩ સુધી—ડભોઈના કિલ્લામા ભરાઈ રહ્યા હતા. તે વખતે, ફોર્બ્સ સાહેબ પોતાના *Oriental Memories*મા લખે છે કે ડભોઈની વસ્તી ચાલીસ હજારની હતી. વર્તમાન ડભોઈની વસ્તી તેનાથી લગભગ અડધી થઈ જવાનું કારણ, કોઇએ ખોળ્યું છે? હિંદનાં ગામડાં ભાંગતાં જાય છે: અને શહેરો ભરાતા જાય છે એમ કહેવાય છે; પણ કસબાઓ યે ભાંગતા જાય છે તેનું કેમ?

દયારામભાઈને તથા તેમની કવિતાને સમજવા માટે આપણે તેમના સમયનું વિહગાવલોકન કરવું પડશે. દયારામભાઈનો સમય એટલે ગુજરાતમા રાજકીય ઉથલપાથલનો સમય: મોગલાઈની પડતી, પેશ્વાઈની પડતી, બીજા અનેક હક્કદારોની લડાઈઓ, અને પિંઢારા વગેરેનાં ધાડાંથી થતી નાસભાગ—એકંદરે, જીવનના દરેક ક્ષેત્રમાં અસ્વસ્થતા અને ઊંચો જીવ—એ આ યુગનાં બાહ્ય લક્ષણો હતાં. માત્ર ગાયકવાડી રાજ્યની જામવા માંડેલી સ્થિરતા—એટલું લોકોને મન આશ્વાસન હતું.

આમ પરાધીન અને પરવશ થઈ પડેલા ગુજરાતીઓનો જીવન-વિશ્રામ ઈશ્વરચિંતન સિવાય બીજે ક્યાંઈ નહોતો. રાજકીય અરાજકતા અને અશાંતિને લીધે, જાનમાલની સહીસલામતી વગરના લોકોની વૃત્તિ, ગુંગળાઈને પ્રભુભક્તિ તરફ કાયર થઈને વળે એ

સ્વાભાવિક છે: અને તેથી ગુજરાતી સાહિત્યમા, આ કાળમા 'ભકત' નામધારી નાનામોટા અનેક કવિઓનો યુગ બેઠો હતો; અને લાબા ગાબ્યો અને આખ્યાનોનો યુગ વહી ગયો હતો.

ધીરો, ભોજો, નીગત, બાપુસાહેબ, ગવિદાસ, ભાણદાસ, પ્રીતમ, છોટમ-વગેરે સતકવિઓ નિરુત્સાહ પામેલા ગુજરાતી જીવનને સસારની અસારતા બતાવી, પ્રભુભક્તિ તરફ દોરી રહ્યા હતા. સસારના ત્રિવિધ તાપથી બળેલાઝળેલા લોકો શાતિ ખોળતા હતા. તેથી જ બાપુસાહેબ, સાચા સતની વ્યાખ્યા એવી આપે છે કે,

"શાંતિ પમાડે તેને તો સંત કહિયે,
હો ભાઈઓ! શાતિ પમાડે તેને તો સત કહિયે."

પરતુ ભોજા ભકતે વૈરાગ્યના ઉપદેશદ્વારા લોકોનું મન પ્રભુ તરફ વાળવાનુ પ્રસંદ કર્યું હતું:

'પ્રાણીયા! ભજી લેને કિરતાર,
આ તો સ્વપ્નુ છે સસાર!"

આ જમાનાનું આવુ વિરાગ ઉપજાવનારુ સાહિત્ય નિહાળીને, એક સાહિત્યકારે એવું અનુમાન કર્યું છે કે આ સમયના પ્રાચીનોથી 'જીવનનો ઉલ્લાસ' અનુભવી શકાવો અશકય હતો. તેથી જ તેમની કવિતાનો પ્રધાનસૂર જ્ઞાન અને વૈરાગ્ય છે.

પણ એ સમયદર્શન આકોતરુ-અધૂરું, અને કઈક અંશે અર્ધસત્ય છે. આ વિધાન, આ જ સમયમા થઈ ગયેલા દયારામભાઈ, રાજે, રઘુનાથદાસ તથા સ્વામિનારાયણ સપ્રદાયના સાધુ કવિઓની કવિતાના વિભાગ સામે તદ્દન આખમિંચામણા કરે છે.

સાહિત્યના ઇતિહાસકારે બે વસ્તુ વિચારવાની ખાસ અગત્ય છે: એક તો લેખકની જગત તરફની દૃષ્ટિ; અને બીજી, તેની સસ્કારગ્રહણની શક્તિ. જ્ઞાનીની દૃષ્ટિ ભક્તની દૃષ્ટિથી નિરાળી છે જ્ઞાની દરેક વસ્તુમા પચતત્ત્વ અને તેનાથી પર રહેલુ પરમ તત્ત્વ નિહાળે છે. એને મન કેવળ બ્રહ્મ જ સત્ય છે, અને જગત તથા જગતના પદાર્થો મિથ્યા છે.

"સાર આ સસારમા ન જોયો,
બધી રીતે તપાસતા, સાર આ સસારમા ન જોયો—"

એવો જ્ઞાનીનો મત છે

પરતુ ભક્તની દૃષ્ટિ જુદી છે. ભક્તોને મન જેટલું બ્રહ્મ સત્ય છે તેટલુ જ એ બ્રહ્મનુ ઉત્પન્ન કરેલુ જગત પણ સત્ય છે. કારણ કે જગત પણ, પ્રભુએ જ રમતની ખાતર સર્જ્યુ છે: लीलावत्तु कैवल्यम्। વળી સત્યમાથી સત્યની જ ઉત્પત્તિ સભવે છે. તેથી, આ દૃષ્ટિએ નિહાળતા ભક્તને માધુર્યના બનેલા પ્રભુનું આખું જગત પણ મધુર લાગે છે.

मधुराधिपतेरखिलं मधुरम्।
हसितं मधुरं, वसितं मधुरं। गोवा मधुरा गावो मधुरा।

આવી મધુરતા નિહાળવામાં, જ્ઞાનીની દૃષ્ટિ નકામી પડે છે

દયારામભાઈએ અને તેમના યુગના બીજા ભક્ત કવિઓએ જગતને આવી મધુર દૃષ્ટિએ નિહાળ્યું હતું અને તેથી તેમણે 'વૃંદાવનના ઘોળ'મા લખ્યુ છે કે

"જ્યા રસમય ગિરિ ગોવર્ધન રે, રસમય શ્રી જમુના રાણી
રસરૂપ વૃક્ષ ને વેલ્યો રે, પૃથ્વી રસમય લ્યો જાણી.
રસરૂપ ચદ્રમા અચલિત રે, રસમય છે દિવસ રેણી
રસરૂપ સર્વ સામગ્રી રે, યુગલરૂપને સુખ દેણી."

આમ કોઈ માટીનો દેહ જુએ છે કોઈ માટીના દેહમા રહેલા આત્માને જુએ છે. તેથી જ દયારામભાઈ ઉપર તેમના સમયના રાજકીય વાતાવરણની અસર જણાતી નથી જીવનની હાડમારીથી એ કદીએ ગભરાઈ ગયેલા જણાતા નથી

ધાર્મિકતામા પરિણામ પામતી તે વખતની સસ્કૃતિ જીવનને અને જીવનને ધર્મ–સાહિત્યમા ઉતારતી હતી તેથી રાજકીય પરિવર્તનો તેમને માટે આગન્તુક હતા સામાજિક ક્રાન્તિ આકસ્મિક હતી એક, તેમના આરાધ્ય દેવની ભક્તિ જ, સનાતન હતી

દયારામભાઈનું મન, હમેશા મદનમનોહર વેષવાળા 'લલિત ત્રિભગ નટવર'ની છબિ ઉપર વારી જાય છે અને મન સાથે પૂછે છે

'કિયે ઠામે મોહિની ન જાણી ?
મોહનજીમા, કિયે ઠામે મોહિની ન જાણી ?
ભ્રુકુટિની મટકમા કે ભાળવાની લટકમા
કે શું મોહની ભરેલી વાણી—મોહનજીમા૦
કે શું અગ અગમા કે લલિત ત્રિભગમા
કે શું અગ ઘેલી રીસાણી—મોહનજીમા૦"

અને તેથી દયારામભાઈની ગોપી સખીને કહે છે કે

'તુ જોને સખિ !
શોભા સગુણા શ્યામની '

કવિની કવિતા સમજવાની આ મુખ્ય કૂચી છે

કવિના જીવન સબધી આ સ્થળે તેમ અન્યત્ર બહુ કહેવાઈ ગયુ છે તેથી માત્ર એક ટૂકી નોધ કરીને જ સતોષ માનીશ

રેવાજીને કાઠે આવેલા ચાણોદ–ચડીપુર–ચડીગ્રામમા, સાઠોદરા નાગરમા જ્ઞાની કવિ સં ૧૮૩૩માં જન્મ્યા હતા તેમના પિતા પ્રભુરામ તેમને દસ વર્ષનો મૂકી ગુજરી ગયા હતા અને જેમ વિધવાના છોકરા વડીલનુ નિયત્રણ જતા મનસ્વી, રખડેલ અને મોજિલા બને છે તેમ નાના દયારામ માતા રાજકુવરબાઈને ન ગાઠતા, છોકરાઓ સાથે ચાણોદ ગામની ભાગોળે રખડતા પાણી ભરનારીઓને અટકચાળુ કરતા અને ફક્કડ બની ફરતા હતા.

સ ૧૮૪૫મા માતા પણ ગુજરી જતા, કવિ મામાને ત્યા ડભોઈ આવીને રહ્યા અને ત્યારથી તેમનુ નિવાસસ્થાન ડભોઈ થયુ

મામાને ત્યા રહેતા દયારામ યુવાન થયા સગીતનો શોખ કેળવ્યો સાથે સાથે ફક્કડપણું અને ટાપટીપ પણ વધ્યા. એટલામા એક વખત કરનાળી જતા, યુવાન દયારામને કેશવાનંદ સાધુનો ભેટો થયો તેમણે ફક્કડ છતા સસ્કારી દયારામને ઠપકો દઈ ઠેકાણે આણ્યા. ત્યારપછી પેટલાદ–ઠાકોરવાળા ઈચ્છારામ ભટજીનો પરિચય કવિને થયો, અને કવિના જીવનમા પલટો થયો

ઇચ્છારામ ભટજીની આજ્ઞાથી ૧૮ વર્ષની ઉમરે કવિ પહેલી યાત્રાએ નિકળ્યા અને ચાલીસ વર્ષની વય થતામા એમણે ત્રણ મહાયાત્રાઓ—હિંદની પરકમ્મા કરી બદરિકાશ્રમ, જગન્નાથપુરી, રામેશ્વર અને દ્વારકા એ ચાર ધામ ઉપરાત એમણે શ્રીનાથજીની સાત સાત વાર યાત્રા કરી; અને ચાર વખત તેમણે જમનાપાન' કર્યું હતું પ્રવાસથી ઘણો બહોળો

અનુભવ કવિએ મેળવ્યો. એ બહુશ્રુત થયા. અને અનેક ભાષાઓનો નિકટ પરિચય મેળવ્યો. મારવાડી, સિંધી, પંજાબી તથા મરાઠી ઉપરાંત હિંદીની વ્રજભાષા—એ ભાષામાં કવિતા કરવા જેટલું જ્ઞાન એમણે પ્રવાસદ્વારા મેળવ્યું હતું.

આટઆટલો પ્રવાસ—આજના મહાસભાવાદી કાર્યકર્તાઓ સિવાય—કોણ કરે છે! આપણું આપણા ગામનું, આપણા પ્રાન્તનું અને આપણા દેશનું જ્ઞાન એટલું બધું અલ્પ અને હાંસીપાત્ર હોય છે કે, ખાસ કરીને રેલવેઓ થયા પછી તો આપણે જંગમ પારસલ જેવા એક ગામથી બીજે ગામ ઊપડીએ છીએ: પરંતુ વચમાં કયું ગામ આવ્યું, કયા લોકો ગયા, કઈ નદી ઓળંગી—વગેરે સંબંધી આપણે અંધકારમા જ રહીએ છીએ. આંખ બંધ કરીને વડોદરેથી આપણે બેસીએ છીએ તે છેક સવારમા મુંબઈ આવતાં જ આંખ ઉઘાડીએ છીએ. વચમાં સેંકડો ગાઉ ગયા તે આપણે ન ગયા હોઈએ તેવું બને છે: કારણકે આવો પ્રવાસ કર્યા છતાં આપણે તો હતા તેવા ને તેવા જ રહીએ છીએ! પરંતુ સાચો પ્રવાસ આપણી કૂપમંડુક વૃત્તિનો અંત આણે છે, દૃષ્ટિ વિશાળ કરે છે, વહેમો દૂર કરે છે અને ઘણી વસ્તુઓનો આત્મપરિચય કરાવે છે. પ્રવાસદ્વારા મળતુ ભૂગોળનું જ્ઞાન એ વેપારનું મડાણ છે; રાજકારણની આંખ છે, અને કવિની કલ્પનાઓના તથા આદર્શોના વહાણનું લંગર છે.

કવિના જીવનમાંથી, આપણે એવો પગપાળો પ્રવાસ કરવાનું અને તે દ્વારા પ્રત્યક્ષ જ્ઞાન અને પરિચય મેળવવાનું જરૂર શીખી શકીએ.

દયારામભાઈના જ્ઞાતિના ઇષ્ટદેવ હાટકેશ્વર હતા, પરંતુ તેમના ઘરનો કુલધર્મ વૈષ્ણવનો હતો. તેથી નાનપણથી જ તેમને પુષ્ટિમાર્ગીય અષ્ટછાપનાં કીર્તનોનો અને સંપ્રદાયના વ્રજભાષાના ગ્રંથોનો સારો પરિચય થયો હતો. કવિની ગરબીઓની રચના ઉપર તેની અસર થવાનું આગળ કહેવાશે.

એમનો કૃષ્ણપ્રેમ, વ્રજવાસ અને વ્રજની ગોપી બની રહેવાની તલસતી ભાવના તેમનાં પદોમાં દૃષ્ટિગોચર થાય છે. પરિણામે કવિમાં કૃષ્ણલીલાની લગની વધતી ગઈ: એટલે પુખ્ત વયે એ આરૂઢ વૈષ્ણવ બન્યા હતા.

દયારામભાઈની પહેલી માંદગી સં. ૧૮૯૮માં પાસઠ વર્ષે આવી હતી. તે વખતે તેમણે મૃત્યુપત્ર પણ કર્યું હતું. તેમાંથી ઊગર્યા પછી એક દસકો જીવી, કવિ સં. ૧૯૦૯માં ગોલોકવાસી થયા હતા.

પોણી સદી ઉપરાંત જીવનાર કવિના સ્થૂલ જીવનની આ ટૂંકી કથા છે.

કવિની એકંદર કવિતાનો વીગતવાર પરિચય આપવાનો મારો આજનો સંકલ્પ ન હોવાથી, માત્ર કેટલીક મહત્ત્વની નોંધ કરીને, આપણે તેમની 'ગરબીઓના ઢાળ' તરફ વળીશું.

કવિએ કવિપણાના ભાનપૂર્વક કવિતા કરી હોય તો તે તેમના 'સત સૈયા" (સં. ૧૮૭૨) અને વસ્તુવૃન્દ દીપિકાનાં (સં. ૧૮૭૪) હિંદી કાવ્યો છે: અને તે પણ તેમની ઉછળતી જુવાનીમાં રચેલાં છે. છત્રીસ વર્ષના કેટલા કવિએ એવા અલંકારશાસ્ત્રનું જ્ઞાન બતાવનારા ૭૦૦ દુહા રચવાની હામ ભીડી છે! "અમે તબેકા સોલહી આને" કહેવાતી એવી હિંદી ભાષાનું, તે વખતની રાજભાષા તરીકેનું, મહત્ત્વ જ્યારે ધ્યાનમાં લઈએ છીએ ત્યારે, થાય છે કે પ્રત્યેક નવા કવિને પહેલાં હિંદીમાં પ્રતિષ્ઠા મેળવવાના કોડ રહેતા હતા.

કવિએ મતસેવાનો ગ્રંથ ચાણોદમા રહીને રચ્યો જણાય છે' એ લખે છે.

'સો (ચડી)પુરી મધ્ય નિવાસ કવિ, દયારામ હરિદાસ
કીયે સાતસૌ દોહરા, કૃષ્ણ-સબંધ પ્રકાશ'

જો કે કવિએ તેમા બુદ્ધિચાતુર્ય અને રસાલંકારશાસ્ત્રનો પરિચય બતાવવાની નેમ રાખી છે, છતા હિંદી કવિઓ વૃંદ બિહારી, દેવ-વગેરેની જેમ કોઈ રાજાને રીઝવવા માટે તેમણે તેમના સત સૈયાની રચના કરી નહોતી એ લખે છે

"પુરુષોત્તમ ગોપીશ શ્રી, કૃષ્ણ મનોહર રૂપ,
તદ પ્રીત્યર્થ સુગ્રંથ યહ નહિ રીઝવન કો ભૂપ"

કવિની અનન્ય પ્રભુભક્તિ તેમની આ લીટીઓ ઉપરથી જોઈ શકાય છે

કવિના સમકાલીનોમા સહજાનંદ મહારાજ (ઇ સ ૧૭૮૦-૧૮૩૦) અને તેમના શિષ્ય પ્રેમાનંદસ્વામી-પ્રેમસખી મુખ્ય છે

ગુજરાતી સાહિત્યમા 'ગઝલ'ના ફારસી સાહિત્ય પ્રકારના પગરણ માંડનાર, કવિ દયારામભાઈએ—એમ જાણતા ઘણાને નવાઈ લાગશે મણિલાલ અને લાલશંકર, કલાપી અને સાગર તેમના પહેલા ઘણા વર્ષો ઉપર દયારામભાઈએ—એ સાહિત્યપ્રકારને અપનાવ્યો હતો

ફારસી પદ-માપવાળી ગઝલ તથા રેખતાના જુદાજુદા પ્રકાર એમણે પહેલવહેલા કૃષ્ણવિહારના વર્ણનો કરવામા કામ લગાડ્યા છે ગુજરાતીમા ગઝલની શરૂઆત કરનાર આમ દયારામભાઈ છે, અલબત્ત તેની ભાષા બહુધા ફારસીપ્રચૂર હિંદી છે

તેમની કેટલીક ગઝલોનો ઉપાડ આ વસ્તુને કંઈક સારો ખ્યાલ આપી શકશે

(૧) લગી હે યાદ પ્રીતમકી, તલફકે જીવ જાવેગા
મુઝે તો કહો મૈયા મેરી, જાની કબ આવેગા ?

(૨) સીતાપતિ રામની સેવા માણો મન મીઠડા મેવા

(૩) હરદમ કૃષ્ણ કહો કૃષ્ણ કહો તુ જબા ! મેરી
યહી મતલબ કે ખાતર કરતા હુ, ખુશામદ મે તેરી

(૪) સુનિયે જી હરિ હજરત ! બંદેકી અર્જી હે
એદિલ હુઈ સબ રયાહી સાહેબકી ક્યા મરજી હે ?

(૫) મદનમોહન પ્યારે, મહેબૂબ મેરા હૈ,
દિદાર હુવા જબસે, દિયા, દિલમે ઉરા હૈ

(૬) એક ખૂબસૂરત ગુનગાર ગબરૂ દિલદાર સાવરા
તારીફ ક્યા કરુ ઉસકી વે સબ ભાતસે ભલા

દયારામભાઈના શરણના દીનતાના અને અપરાધક્ષમાપનના પદો ગુજરાતભરમા જાણીતા છે અને ભક્તજનો તે ગાય છે સાચા ભક્તને અખડ લાગ્યા કરે છે કે પોતે પ્રભુના પ્રેમને લાયક નથી, પરતુ પ્રભુ અનુગ્રહ કરે ત્યારે જ તેનો ઉદ્ધાર છે, તેથી હમેશા તે પ્રાર્થના કર્યા કરે છે અતકાળ વખતે પશ્ચાત્તાપનો અગ્નિ મનુષ્યના હૃદયને વિશુદ્ધ બનાવી, તેને શાતિ આપે-એવા પ્રકારનુ બળ દયારામભાઈની આ અંતકાલીન પ્રાર્થનાઓમા છે તેમા પ્રભુ પરની અડગ શ્રદ્ધા અને અનન્ય આસક્તિ જોઈ શકાય છે

એ આખા વિભાગનો પરિચય માત્ર એક એક લીટીથી આપીને સંતોષ માનવો પડે છેઃ

(૧) શરણ પડ્યો છું રે શ્રી હરિ, નથી મારે અવર સાથ વિશ્વાસ
(૨) દર્શન દ્યોની રે દાસને, મારા ગુણનિધિ ગિરધરલાલ
(૩) હરિ! હું શું કરું રે? મારો માયા ન મૂકે કેડો
(૪) શીદ કરે શોચના કે? માથે શ્રીજી સરખો સ્વામી
(૫) શું કહિયે શ્રીજી! શરણ પડ્યાને સંતાપો?
(૬) હું જૂઠો જગદીશ! લાજ મારી રાખ્યેથી રહેશે
(૭) હો મનવા! શ્રી હરિચરણે રહેજે
(૮) કૃપાસિંધુ કહાવો રે, કૃપા તમે કેમ ના કરો?
(૯) હરિ! જેવો તેવો હું દાસ તમારો, કરુણાસિંધુ—
(૧૦) મારે અંત સમે અલબેલા! મુજને મૂકશો મા
(૧૧) અધરો દિવસ આવશે, અલબેલા શ્રીજી!
ત્યાં સુધબુધ લેજો માહરી ... ...
(૧૨) દામોદર! દૂખડા કાપો રે પાવલે લાગુ
નંદલાલ નિજાનંદ આપો રે,—
(૧૩) સહુથી સમરથ શ્રી રાધાવરનો આશરો
(૧૪) મારો દર અહો કેશવરાય રે, માયાદળથી મૂકાવો
(૧૫) જો વિચારી જીવ! તારી શી વલે થશે?
(૧૬) ચિત! તું શિદને ચિંતા ધરે

અહીં આપેલી આશરાનાં પદની એક એક લીટી ઉપરથી જોઈ શકાશે કે કવિએ એકનો એક ભાવ કેટકેટલા સુંદર રાગ અને ઢાળમાં ગૂંથ્યો છે! કવિનું સંગીતનું જ્ઞાન કેવું હતું તે જાણવા માટે આટલો પરિચય પણ પૂરતો છે.

કવિનાં કેટલાંક પદોમાં સંગીતની સુંદર 'ધૂનો' ઉપજાવેલી છેઃ સામુદાયિક વૃન્દગાનમાં જ એવી ધૂનોની મીઠાશ આપણે પિછાની શકીએ છીએ.

(૧) ભજ જા હરિદાસા, હરિદાસા
(૨) સહુથી હરિ મોટા, હરિ મોટા, બીજા સર્વ ગપોટા, સહુથી૦
(૩) હરિસેવા હરિસેવા, માગું હરિસેવા
(૪) સીતાપતિ રામની સેવા

વગેરે 'ધૂનો'નું સાહિત્ય વિસારવા જેવું નથી.

ગુજરાતના દેશી સંગીતના અનેક પ્રકારોમાં રાસ, ગરબા અને ગરબીનો સમાવેશ થાય છે એમાંથી રાસ શ્રીકૃષ્ણના અને ગરબા માતાજીના ગણાય છે. એ બન્નેના સંયોગીકરણમાંથી કવિએ 'ગરબી' ઉપજાવી છે. 'ગરબા કરતાં ટૂંકી છતાં એકત્રિત રસની, એક જ વિચાર, એક જ ભાવના અને એક જ પ્રસંગનુ આલેખન કરનારી રચના' તે ગરબી. અંગ્રેજીમાં તેનું સગું ખોળિયે તો તે Lyric છે. પ્રત્યેક ગરબીના ઉપાડમાં અથવા તેના ધ્રુવપદમાં એક સર્વસામાન્ય કથન, ઊર્મિ કે વિચાર હોય છેઃ તેનું દ્રઢીકરણ પછીની કડી વડે કરવામાં આવે છે. તેનાં ઉદાહરણ અનેક છેઃ

(૧) શ્યામરંગ સમીપે ન જાઉં :

શ્યામ રંગ ક્યાં ક્યાં છે તે કવિ, પછીની કડીમાં ગણાવી જાય છે.

(૨) કિયે કામે મોહિની નં નણી ?

પછી બધાં મોહસ્થાન કવિ ગણાવે છે.

(૩) પ્રીતડીની રીત અતિ અટપટી—

પ્રીત કરતાં શું શું વેઠવું પડે છે તે ગણાવે છે.

ભક્તિમાર્ગ ઊર્મિપ્રધાન છે. તેથી દયારામભાઈનાં કાવ્યોમાં ઊર્મિનો ઝોક આગળ પડતો છે. તેમની પ્રતિભા ઊર્મિ ઊઠતાં ઝળકી ઊઠે છે. એ ઊર્મિને—સુંદર કલ્પનાને—કાવ્યનો આકાર મળતાવેંત...તે શમી જાય છે; અને પછી બીજા ગીત માટે તેમને નવી ઊર્મિની રાહ જોવી પડે છે. આવી કવિતાને 'ખંડલહરી' કવિતાનો પ્રકાર કહે છે.

આવા કારણને લીધે જ, લાંબા આખ્યાનો કે અખંડલહરી કાવ્યો લખવાને અનુકૂલ એવું વાતાવરણ દયારામભાઈના માનસનું નહોતું, તેમ તેમના બાહ્ય જગતનું પણ નહોતું. દાખલા તરીકે, કવિનાં 'રૂક્મિણીહરણ'નાં 'મીઠાં' એ શ્રાવ્ય આખ્યાન કરતાં ગેયકાવ્યો જ છે એમ કહેવું વધારે ઠીક છે.

વળી, બીજી એક હકીકત, ટૂંકી ગરબીઓની વિશિષ્ટ રચનાનો ખુલાસો આપણને કરી આપે છે 'અષ્ટછાપ' તરીકે ઓળખાતા વૈષ્ણવ કવિઓ—સૂરદાસ, કુમનદાસ પરમાનંદદાસ વગેરેના વ્રજભાષાનાં કૃષ્ણબાળલીલાના કીર્તનો અને પદોમાંથી દયારામભાઈને મુખ્ય પ્રેરણા મળી સંભવે છે એ પ્રત્યેક પદમાં, ઠાકોરજીની અમુક 'લીલા' કે અમુક 'સમય'ને ઉદ્દેશીને જ કવિએ રચના કરેલી હોય છે તેમા તેટલા પૂરતુ જ સુંદર અને સુરેખ આલેખન કરેલુ હોય છે. તેના નિત્ય અભ્યાસથી તથા કીર્તનથી દયારામભાઈની સ્વાભાવિક શક્તિ, એવાં પદની ઘાટીની ગરબીઓ રચવામા વિશેષ ખીલી નીકળી છે: અને ખરેખર, નરસિંહ મહેતા અને મીરાંબાઈ પછી, દયારામભાઈનું સ્થાન તે ક્ષેત્રમાં અનોખુ છે રઘુનાથદાસ, રાજે, શાંતિદાસ, પ્રેમસખી—વગેરે ગીતકવિઓનુ સ્થાન એ સાહિત્યમા છે ખરું; પણ તે બીજા વર્ગમા અને દયારામભાઈએ ગુજરાતનુ હૃદય જીત્યુ છે તે તેમની ગરબીઓ વડે. તેમના એક એક ગીતમા અલંકારશાસ્ત્રમા ગણાવેલી રસનાયિકાનું ચિત્ર ખડું કરેલુ છે. ગુજરાતના સ્ત્રીહૃદયને દયારામની કવિતાએ જે જીતી લીધું છે તેનું મુખ્ય કારણ એ પણ લાગે છે કે તેમના ગીતોમા સ્ત્રીસહજ અને સ્ત્રીસુલભ હૃદયના ભાવનું સચોટ આલેખન તેમણે કરેલું હોય છે.

દયારામ એટલે ગુજરાતની ગોપી ગાતી, કલ્લોલતી અને ગરબે ઘૂમતી: તેથી જ દરેક ગુજરાતણ પોતાને દયારામભાઈની ગોપીની સ્થિતિમા મૂકે છે: અને એ ગોપીની આંખથી તથા ગોપીના હૃદયથી આખા ગીતના ભાવને અંતરમાં ઊતારે છે. પછી ગુજરાતણો તેમની ગરબીઓ પાછળ ઘેલી થાય તેમાં નવાઈ શી ?

એટલુ યાદ રાખવાની જરૂર છે કે પાંડિત્ય કદી હૃદયને વશ કરી શકતુ નથી. હૃદય જ હૃદયને વશ કરી શકે છે. કવિએ પોતાની ગરબીઓમાં ગોપીનું હૃદય ખુલ્લું મૂક્યું છે અને તેથી જ ગુજરાતણોનું હૃદય તેને વધાવી લે છે.

માટે જ દયારામ એટલે ગુજરાતનુ નારીસંગીત. એમની ગરબીઓ એટલે ગુજરાતને ચોક અને આંગણે વેરેલાં કાવ્યફૂલ: અમ્મર અને કદી ન કરમાય તેવા. તેથી જ આપણે કહીએ છીએ કે દયારામભાઈ ગુજરાતી સમારમાં ગરબીઓથી જીવે છે ને જીવશે. દયારામ

ભાઈ ગુજરાતણની જીભે બેઠા છે, કંઠે ટહુકે છે અને હૃદયમાં ગુંજે છે. જે કવિની કવિતા કદી જૂની થતી નથી તેની કવિતામાં જ સાચું જીવનતત્ત્વ રહેલું હોય છે. દયારામભાઈ દોઢસો વર્ષ થયાં જૂના નથી લાગતા કારણ કે તેમની કવિતામાં નિત્યનૂતન તત્ત્વ ભરેલું છે.

દયારામભાઈની ગરબીઓમાંથી ન્હાનાલાલે રાસ-યુગ જન્માવ્યો છે. દલપત, નર્મદ, નવલ તથા નરસિંહરાવે અને કંઈક અંશે ગોવર્ધનરામે પણ દયારામભાઈની ગરબીઓના ઢાળની અસર નીચે નવાં ગીતકાવ્યો રચ્યાં છે. ન્હાનાલાલ, ખબરદાર, કેશવ શેઠ વગેરેનું કવિ-ઋણ વિશેષ સ્પષ્ટ છે. છતાં આજે પણ દયારામભાઈની ગરબીના ઢાળને 'આદર્શ ઢાળ'ના સ્થાન પરથી ઉતારી મૂકે તેવા બહુ ઓછા નવા 'ઢાળ' રચાયા છે.

દયારામભાઈના ઢાળનો ઉપયોગ વર્તમાન ગુજરાતે કેટલો કર્યો છે તે બતાવવું-એમાં તેમની સાચી વશકથા છે: નવા યુગે-નવા રાસયુગે ઢાળનાં મિશ્રણ ઉપજાવ્યાં હશે, નવા અંતરા અને નવી સાખીઓ યોજી હશે: પરંતુ દયારામભાઈએ એકલે હાથે બતાવેલી સુંદર, મધુર અને સુગેય ઢાળની વિપુલ સંપત્તિ, આપણા નવીનોમાંથી-કવિ ન્હાનાલાલ સિવાય-ભાગ્યે જ બીજું કોઈ બતાવી શક્યું છે.

પણ નવીનોનાં કાવ્યો દયારામભાઈની ગરબીઓની જેમ લોકઝીલાતાં કેમ થયાં નહિ હોય? અહીં જ આપણે કવિની મહત્તા પિછાની શકીએ છીએ. લાગણીને બદલે વિચારને પ્રાધાન્ય અપાવાથી તથા અમુક પ્રકારના 'વાદ' ને આગળ કરવાને માટે અથવા જૂના સીસામાં નવો અર્ક ભરતા હોય તેથી-નવી કવિતા બહુધા બુદ્ધિભોગ્ય બનતી જાય છે. હાલની બુદ્ધિભોગ્ય, અઘરી, તથા પાંડિત્યપૂર્ણ કવિતા: તથા હૃદયભોગ્ય સરળ અને લોકઝીલાતી કવિતા વચ્ચેનો ભેદ સમજવા માટે કવિ બોટાદકર તરફ નજર કરવાની જરૂર છે. એ કવિના કાવ્યઘડતરમાં એ બન્ને પાસાં પ્રતિબિમ્બિત થયેલાં છે.

બોટાદકરના બુદ્ધિભોગ્ય કાવ્યસંગ્રહો—'સ્રોતસ્વિની,' 'કલ્લોલિની,' તથા 'નિર્ઝરિણી'—નાં ગણતર કાવ્યો જ્યારે ગુજરાતી પ્રજાને પ્રિય બની શક્યાં હતાં ત્યારે, તેમનો કુટુમ્બભાવની મીઠાશ, સ્નેહ તથા લાગણીની ગીતગંગા વહેવરાવનારી 'રાસતરંગિણી'-કવિના જીવતાં જ ત્રણ્ત્રણ આવૃત્તિઓ દેખવા પામી હતી: અને આજે પણ ગુજરાતનો સુંદરી સમાજ તો બોટાદકરને તેમની 'રાસતરંગિણી'થી જ ઓળખી રાખશે.

દયારામભાઈનું પણ તેમ જ છે: 'રસિકવલ્લભ' જેવો સાંપ્રદાયિક કવિતાગ્રંથ રચનાર તરીકે વૈષ્ણવો તેમને ભલે સંભારી રાખે; બુદ્ધિભોગ્ય શબ્દાલંકાર, અર્થાલંકાર તથા ચમત્કૃતિના શોખીન વાંચકો તેમના 'સતસૈયા' તથા 'વસ્તુવૃંદદીપિકા' જેવા ગ્રંથો વાંચી ભલે રાચે; શાંત, ડાહી અને નીતિબોધક કવિતાને ખોળનાર વાંચકો, તેમની 'હિતશિક્ષાબત્રીશી', 'પ્રબોધબાવની', 'ક્ષમાપરાધન સ્તોત્ર' વગેરેને તેમની ઉત્તમ કવિતા ભલે માને; પરંતુ એટલું તો સત્ય જ છે કે તેમનાં 'રુક્મિણી હરણ'નાં 'ભીમાં', 'પ્રેમચાતુરી', 'મીરાંચરિત્ર', 'પ્રેમરસગીતા', 'રસિયાજીના મહિના' વગેરે જેવી કંઈક લાંબી કવિતા તથા સુંદર અને સુરેખ મુક્તક જેવી તેમની અસંખ્ય ગરબીઓ અને પદો—એ વિભાગની કવિતાથી જ કવિ તો સર્વમાન્ય રહેશે: અને ગુજરાતી ભાષા બોલાશે ત્યાં સુધી વંચાશે, ગવાશે અને ઝીલાશે, અને તેમાં જ કવિની કવિતાનું સાચું ગૌરવ છે એમ હું માનું છું.'

દયારામભાઈની કવિતાના રસસરોવરમાથી આપણે માત્ર ચાંચ જ બોળી શક્યાં છીએ; અને તે જ તેમની જયન્તીને સાર્થક બનાવે છે. અંતમાં, દયારામભાઈની જન્મજયન્તી નિમિત્તે બે વ્યવહારુ સૂચના હુ બેસી જાઉં તે પહેલા કરવાની તક લઉં છુ.

(૧) દયારામભાઈની ગરબીઓના, તથા કીર્તનોના તેમણે યોજેલા અને ચિંતવેલા ઢાળ, તેમની શિષ્યપરંપરામાંથી અથવા પ્રશંસકપરંપરામાથી મેળવી, તે અસલ ઢાળમાં તેને પહેલી તકે રેકર્ડમાં ઊતરાવવામા આવે તે ઇષ્ટ છે. અને તેમ ન બને, ત્યાં સુધી, તેનું સ્વરલિપિમા—notationમા—આલેખન કરી લેવાની ખાસ જરૂર છે. કારણ કે જેમ વર્ષો જાય છે તેમ જૂની ધાટીની ગીતપદ્ધતિ ભૂલાતી જાય છે: પ્રાચીન પરંપરાગત રાગ-ઢાળ ભૂલાતા જાય છે: અને નવા, કૃત્રિમ રાગનું આરોપણ અને આક્રમણ જૂની દેશી પદ્ધતિ ઉપર થતુ ચાલ્યુ છે. લોકગીતોના જેટલુ જ મહત્ત્વ દયારામભાઈની ગરબીઓનું છે તે ભૂલવાનું નથી. તેથી જૂના ઢાળનુ સંરક્ષણકાર્ય આપણે પહેલુ કરવાનુ છે.

(૨) બીજી સૂચના કવિના કાવ્યોની શિષ્ટ આવૃત્તિદ્વારા દયારામભાઈને લોકગમ્ય કરવાની છે. ગુજરાતી પ્રેસનો 'દયારામકૃત કાવ્યસંગ્રહ', 'પ્રાચીન કાવ્યમાલા'માંની તેમની કેટલીક કવિતા, અને 'દયારામ કાવ્યમણિમાલા'ના પાચ ભાગ—એ પ્રમાણે તેમનું સાહિત્ય છૂટું, વેરાયેલું, બેવડાયેલુ—એવુ એવુ કંઈક ઠેકાણે પડ્યુ છે. તેમાં કેવળ સંગ્રહનો હેતુ હોવાથી, કવિની કવિતાનો સમગ્ર ખ્યાલ આપી શકે તેવી ગોઠવણ છે જ નહિ. વળી તેમાંની અશુદ્ધિઓનો પાર નથી. વળી, જેમ કોઈ પણ કવિની બધી યે કવિતા એકસરખી ધન્ય પળમાં રચાઈ હોતી નથી: તેમ દયારામભાઈમાથી પણ તેમની શિષ્ટ તથા ચિરંજીવ સાહિત્યતત્ત્વવાળી ગરબીઓ જુદી પાડવાની જરૂર છે. અને તેને તેમના ઢાળ વગેરેના જૂથ પાડી, ભેગી કરવામાં આવે, તેમના લાબા ખડકાવ્યો સામેલ રાખવામાં આવે, અને એ બધાંની શિષ્ટ-classical આવૃત્તિ પ્રકટ થાય, એ ખૂબ ઇચ્છવાજેવું છે.

આમ, ગુજરાતના નવજુવાનો તથા ગુજરાતણ બ્હેનો દયારામભાઈને જે રીતે નિહાળવા માગે છે તે રીતે તેમને તેમનો પરિચય કરાવે તેવી 'દયારામ-કાવ્યસુધા'ના સંપાદનની ખૂબ જરૂર છે. મુંબઈ વિદ્યાપીઠના બી. એ. અને એમ. એ.ના અભ્યાસક્રમમાં નીમાતા કવિના 'અજામેલાખ્યાન', 'ભગવદ્ગીતા માહાત્મ્ય' તથા 'રસિકવલ્લભ'ના ગ્રંથો દયારામભાઈના શ્રેષ્ઠગ્રંથો નથી જ. એ કાવ્યો ઉપરથી તો કોક ગભીર, ડાહ્યા અને શાસ્ત્રની કથા કરનાર પંડિત દયારામ આપણી આખ આગળ ખડા થાય છે. પરંતુ એ સાચા દયારામ નથી. તેથી, દયારામને તેમના સુંદર સ્વરૂપમા રજૂ કરે તેવા સપાદનની તાકીદે જરૂર છે.

અહીંની સ્મારક સમિતિને હાથે ગરબીની રેકર્ડો તથા કાવ્યસુધાના ગ્રંથરૂપી કવિનું કાયમનું, છતાં જંગમ અને દેશભરમા પહોચી વળે એવુ સ્મારક થાય—એટલી આગ્રહભરી આશા દર્શાવી, મારુ વક્તવ્ય હું પૂરું કરું છુ.

# મરહૂમ ખાનસાહેબ અબ્દુલ કરીમખાંને

ઉમાશંકર જોષી

[શિખરિણી : સોનેટ]

હતું તારે કંઠે પરમ કંઈ કર્ણામૃત વસ્યું.
વિશાળાં વેરાને જીવનઝરણી મંજુલ વહી.
રચ્યુ શાંતિબિન્દુ જટિલ જગકોલાહલ મહીં.
બસૂરા સંસારે સ્વરસુરધનુ રંગીન લસ્યુ.

અમારા આલાપો, પ્રિયજન પ્રલાપો નિતનવા
સુખોદ્દ્ગારો, ચાટુ પ્રવચન, પ્રપંચે ભરી ગિરા,
મહાશોકાક્રોશો, ભજન-ભરતી સામરુચિરા,
ખગો મેઘો સિંધુ ઉડુગણ તણી વાણી સુરવા,

—બધાએ નાદોને જિવતર મળ્યું કંઠ તુજથી,
થયા સૂરો સાર્થ, ધ્વનિ મહીં સ્ફુર્યું ચેતન કંઈ.
હવે આજે હીણી તું વિણ સ્વરની પ્રાણપગથી,
રહ્યા તંબૂરા, રે ગજબ કરતી અંગુલિ ગઈ!

જગન્ઝંઝાશ્વાસે પણ ભભૂકશે સૂર અશમ્યા,
સુતેલાં સ્વપ્નોની પ્રગટ કરી જાશે મધુરિમા.

# લોકપ્રતિનિધિ સભા

હિતેન્દ્ર ક. દેસાઈ બી. એ

"લોકપ્રતિનિધિ સભાની પાછળ મુખ્ય કલ્પના એ છે કે એની ચૂંટણી લોકોના બહુ વિશાળ પ્રમાણમાં લેવાયેલા મતથી થવી જોઈએ. અને એનું બળ અને પ્રેરણા જનતામાંથી ઉત્પન્ન થયેલું હોવું જોઈએ." જવાહરલાલ નેહરુ*

૧૯૩૫ના હિંદી સરકારના કાયદાથી હિંદ પર નવું બંધારણ ઠોકી બેસાડવામાં આવ્યું છે, અને એમાંના પ્રાન્તિક બંધારણનો તો ક્યારનો અમલ પણ થઈ ચૂક્યો છે. રાષ્ટ્રીય મહાસભાએ વારવાર સ્પષ્ટ શબ્દો અને ઠરાવ દ્વારા જનતાને કહ્યું છે કે નવું બંધારણ આપણી માગણીઓ કોઈ રીતે સંતોષતુ નથી. આપણા પૂર્ણ સ્વરાજ્યના ધ્યેયથી એ તદ્દન અળગું છે અને એનો અમલ કર્યે હિંદને લાભ થાય એમ નથી. બ્રિટિશ પાર્લામેન્ટ કાયદા પસાર કરી હિંદને બંધારણ આપે એ સિદ્ધાન્તમા જ ખામી છે. તેમ છતાં રાષ્ટ્રીય મહાસભાએ ધારાસભાઓનો (પ્રાન્તિક) કબજો લીધો છે એટલું જ નહિ, પરંતુ પ્રાન્તનો વહીવટ પણ હાથ ધર્યો છે. આજે તો સાત પ્રાન્તોમાં મહાસભાનાં પ્રધાનમંડળો છે એ વખતે, નવા બંધારણની પોકળતા ભૂલાઈ જવાનો સંભવ છે અને મહાસભા નવા બંધારણનો અમલ સ્વીકારશે એ ખ્યાલ જનતામા આવી જાય! પરતુ ધારાસભાની ચૂંટણી બાબત તા. ૨૩-૮-૧૯૩૬ના રોજ મળેલી અખિલ ભારત મહાસભા સમિતિનું 'મહાસભાનું જાહેરનામું' સ્પષ્ટ શબ્દોમા કહે છે કે:—

"નવા કાયદાથી જે બંધારણ આપણા દેશ ઉપર ઠોકી બેસાડવામાં આવ્યું છે તે આખુ જ મહાસભાને નામંજૂર છે. તેણે તો જાહેર કર્યું છે કે બાહ્ય સત્તાએ લાદેલું કોઈ પણ બંધારણ, જે બંધારણ હિંદી લોકોની સર્વોપરી સત્તા ઉપર કાપ મૂકતું હોય અને પોતાનુ રાજદ્વારી તથા આર્થિક ભવિષ્ય ઘડવાના તથા તેના ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવવાના તેમના હકનો અસ્વીકાર કરતું હોય, તે સ્વીકારી શકાય નહિ. હિંદુસ્તાનના બંધારણનું મંડાણ તો હિંદના રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય ઉપર જ હોવું જોઈએ. એવું બંધારણ લોકપ્રતિનિધિ સભા (કૉન્સ્ટિટ્યૂઅન્ટ ઍસેમ્બલી) મારફત જ ઘડી શકાય."×

નવા બંધારણની પોકળતા વિષે ભાગ્યે જ કોઈ બંધારણના અભ્યાસીને બેમત હશે. એનાથી હિંદ પર બ્રિટિશ શાહીવાદની સાંકળો વધારે મજબૂત થઈ છે જ્યારે હિંદી પ્રજાના સંપૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયને તો ઠોકરે મારવામાં આવ્યું છે. એનો અમલ કર્યાથી કંગાલિયત, બેકારી, ભૂખમરો વગેરે દેશનાં મુખ્ય અનિષ્ટો દૂર થઈ શકે એમ નથી. પ્રાન્તિક સરકારમાં થોડે અંશે કદાચ 'સ્વરાજ્ય'ના સિદ્ધાન્તોનો અમલ કરવામાં આવ્યો હોય પરંતુ નાણાંને

* 'મારી જીવનકથા', જવાહરલાલ નેહરુ, પૃષ્ઠ ૬૧૮.

× મહાસભાનું જાહેરનામું.

ક્ષત્રી સત્તાના અભાવે અને બિનજવાબદાર ગવર્નરની ખાસ સત્તાઓને લઈને પ્રાન્તિક પ્રધાનો તથા ધારાસભા પણ સત્તાહીન જ છે. મધ્યવર્તી સરકારને તો તદ્દન પ્રતિગામી જ રાખવામાં આવી છે. નવા કાયદાથી જે સમવાયતંત્ર (Federation) ઘડવામાં આવ્યું છે તે લોકશાસનના સિદ્ધાન્તથી તદ્દન વેગળું જ છે. આપખુદી રાજા રજવાડાઓને સામેલ કરી આમ જનતાની અભિલાષાઓ તો મૂળધાણી જ થવાની. આથી જ રાષ્ટ્રીય મહાસભાએ તેમ જ હિંદના કોઈ પણ રાજદ્વારી પક્ષે નવા બંધારણનો અસ્વીકાર કર્યો છે. એ બંધારણના સંખ્યાબંધ દોષો ગણાવવા એ આ લેખનો મુદ્દો નથી, છતાં એ બંધારણ હિંદી પ્રજાની મરજી વિરુદ્ધ ઠોકી બેસાડી બ્રિટિશ પાર્લામેન્ટે હિંદી પ્રજાની સર્વોપરી સત્તાના આપણા સિદ્ધાન્તને કોરાણે મૂક્યો છે એમ તો મારે કહેવું જ જોઈએ. કારણ હિંદને માટે બંધારણ ઘડવાનો હક તો હિંદી પ્રજાના હાથમાં હોવો જોઈએ—નહિ કે હજારો માઈલ પર વસતા શાહીવાદી પ્રતિનિધિઓને. નવું બંધારણ તો આપણા મુરબ્બીઓએ આપણી મરજી વિરુદ્ધ ઠોકી બેસાડ્યું છે—એમાં આપણી બિલકુલ સંમતિ પણ નથી. હિંદને માટે બંધારણ ઘડવાનો હક તો બ્રિટિશ પાર્લામેન્ટને જ છે, નહિ કે હિંદી પ્રજાને—આ જૂનો સિદ્ધાન્ત ચાલુ જ રાખવામાં આવ્યો છે. નવા કાયદાની ... કલમો મુજબ સ્પષ્ટ શબ્દોમાં મુકરર કરવામાં આવ્યું છે કે બંધારણ ઘડવા અગર સુધારવાનો હિંદના ધારાસભાને મુદ્દલ હક નથી. આપણું ભાવિ કાંઈ આપણે નહિ નક્કી કરી શકીએ—એ ઇજારો તો બ્રિટિશ મુરબ્બીઓનો જ છે.

આજ સિદ્ધાંત સામે રાષ્ટ્રીય મહાસભાએ લોકપ્રતિનિધિ સભાની માગણી મૂકી છે. એમાં રહેલો સિદ્ધાન્ત એ છે કે હિંદનું બંધારણ નક્કી કરવાનો હક્ક સમસ્ત પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી એવી લોકપ્રતિનિધિ સભાને છે, અને નહિ કે આપણા શાહીવાદી વડીલોને! આવી સભા જે બંધારણ હિંદ માટે ઘડી કાઢે એ બધાને માન્ય હશે.

મહાસભાની બહુમતિવાળા પ્રાન્તોમાં (તેમજ સિંધ પ્રાન્તમાં) તો ધારાસભાએ આવી લોકપ્રતિનિધિ સભાને લગતો નીચે મુજબ ઠરાવ પણ પસાર કર્યો છે:—

> "આ સભા એવો અભિપ્રાય ધરાવે છે કે ૧૯૩૫નો હિંદી સરકારનો કાયદો હિંદી પ્રજાની ઇચ્છા કોઈ રીતે વ્યક્ત કરતો નથી. તે તદ્દન અસંતોષકારક છે, અને તે હિંદીઓની તાબેદારી ચાલુ રાખવાના આશયથી જ તૈયાર કરવામાં આવ્યો છે, અને આ સભાની એ માગણી છે કે સઘળાં ઉંમરલાયક સ્ત્રીપુરુષોનો મત લઈ એક લોકપ્રતિનિધિ સભા બોલાવવામાં આવે, અને આ સભા હિંદીઓની જરૂરિયાતો અને ઇચ્છાઓને લક્ષમાં લઈ બંધારણ ઘડી કાઢે."

બંધારણને લગતા કોયડાનો આવી લોકપ્રતિનિધિ સભા દ્વારા જ ઉકેલ આણી શકાય—નહિ કે બ્રિટિશ પાર્લામેન્ટે પસાર કરેલા કાયદાથી.

લોકપ્રતિનિધિ સભા બોલાવવામાં મુખ્ય હેતુ એ છે કે સામાન્ય જનતાની માગણીઓનો એ દ્વારા નિકાલ થાય અને આપણું રાજ્યતંત્ર આમ જનતાની પ્રેરણાથી રચાય. આ જ કારણથી એવી સભાનો મતાધિકાર દરેક પુખ્ત ઉંમરના સ્ત્રી–પુરુષને હશે. અત્યારની માફક એમાં અમુક શિક્ષણ લીધેલા જ કે અમુક મિલકતવાળા જ સ્ત્રી–પુરુષોને જ મત નહિ હોય. અને આથી લોકપ્રતિનિધિ સભા સમસ્ત પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી હશે.

આવી લોકપ્રતિનિધિ સભાની રૂપરેખા દોરવી એ હાલના સંજોગોમાં શક્ય નથી. પ્રશ્ન એ છે કે આ માગણી બ્રિટિશ સરકાર સ્વીકારશે ? અને જો બ્રિટિશ સરકાર આપણી માગણી સ્વીકારે નહિ તો આવી સભા કેવી રીતે બોલાવી શકાય ?

લોકપ્રતિનિધિ સભાની માગણી બ્રિટિશ સરકાર કબૂલ રાખે એ હાલના સંજોગોમાં બિલકુલ સંભવી ન જ શકે. એ વસ્તુ તો જ્યારે દેશમાં ક્રાન્તિની પરિસ્થિતિ ઊભી થાય એટલી જાગૃતિ પ્રજામાં આવે ત્યારે બ્રિટિશ સરકારને કબૂલ કરવી પડે. એટલે પ્રજામાં એટલી જાગૃતિ અને શક્તિ આવે નહિ ત્યાં સુધી લોકપ્રતિનિધિ સભાની આશા રાખવી વ્યર્થ છે. શ્રી. જવાહરલાલ નેહરૂ સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે :—

> "એ તો દેખીતું છે કે, સિવાય કે સફળ રાજ્યક્રાન્તિ થાય, આવી સભા અંગ્રેજ સરકારની સંમતિ વિના થઈ શકે નહિ. સાથે એ પણ દેખીતું છે કે હાલની પરિસ્થિતિમાં એવી સંમતિ મળવાનો સંભવ નથી. આથી, જ્યાંસુધી એવું પગલું લેવાની ફરજ પાડવા જેટલી દેશમાં શક્તિ ઉત્પન્ન ન થાય ત્યાંસુધી કોઈ સાચી પ્રતિનિધિ સભા થવી શક્ય નથી."*

જ્યારે આપણે લોકપ્રતિનિધિ સભાની વાતો કરીએ છીએ ત્યારે આ વસ્તુ સ્પષ્ટ રીતે જનતા સમક્ષ કહેવી જોઈએ. લોકપ્રતિનિધિ સભા ઘણાં લોકો સ્વીકારે છે પણ એમને મન એક મોટી સર્વપક્ષ પરિષદનો જ હોય છે. પરતુ આપણે જોયું તે પ્રમાણે લોકપ્રતિનિધિ સભાની પાછળ મુખ્ય કલ્પના તો એ છે કે એની પ્રેરણા અને એનું બળ આમજનતામાંથી ઉત્પન્ન થયેલું હોવું જોઈએ, નહિ કે થોડાઘણા આપણા જૂના 'મુરબ્બીઓ' અને તેમણે ચૂંટી કાઢેલા થોડા પ્રતિનિધિઓ ભેગા થઈ વિચાર ચલાવે! આ રીતે જ આખી પ્રજાને માન્ય હોય એવું બંધારણ ઘડી શકાય અને આપણા બંધારણને લગતા પ્રશ્નનો ઉકેલ આણી શકાય.

# રજનીને

बादरायण

ત્હારે ઉરે તારક કૈં ઝબૂકતા,
આહ્‌લાદનાં નીર અખૂટ વેરતો
ચન્દ્રે રમે, વાયુ વિશાલ નર્તતો.
ગણો વળી મેઘતણા કુદે રમે
ઉન્માદથી અંતરને ગજાવતા
ને વીજળી ચેતન પાથરી જતી.

પરંતુ હું દર્શન તાદૃશ કરું,
અખંડ અંધાર ઉરે ભર્યો ત્યહિં
પ્રત્યક્ષ થાતો. કંઈ ઊંડી ઊર્મિઓ
થતી હશે સંચલને ન તેહનું
જરી દીસે સર્વ રહસ્ય છૂપાં
રહેશે ઉરે શું ? નવ એક પામવા
સમર્થ કો માનવ ? જોઈ જોઈ
અગાધ અંધાર વિમાસવું રહ્યું !

# શરચ્ચંદ્ર

નગીનદાસ પારેખ

[અમદાવાદમાં મળેલા બારમા સાહિત્ય સંમેલન વખતે સ્વાગત સમિતિ તરફથી 'વર્તમાન બંગાળી, મરાઠી અને હિંદી સાહિત્યના પ્રવાહ' નામનું પુસ્તક પ્રગટ થયું હતું. તેમાંના 'આધુનિક બંગાળી સાહિત્યનું વિહંગ દર્શન' નામના લેખમાંથી આ ઉતારો લીધો છે.]

રવીન્દ્રનાથ જ્યારે પોતાની અનુપમ ટૂંકી વાર્તાઓમાંની ઘણીખરી લખી પરવાર્યા હતા, નવલકથાઓમાં પણ 'બૌ ઠાકુરાણીર હાટ', 'રાજર્ષિ', 'ચોખેર બાલી', અને 'નૌકાડૂબી' લખી ચૂક્યા હતા, પ્રભાતકુમાર મુખોપાધ્યાય અને જલધર સેન વગેરે લેખકો પણ પોતાની કલમ પુરજોશમાં ચલાવી રહ્યા હતા, એવે સમયે ઈ. સ. ૧૯૦૭માં શ્રી સરલાદેવી ચૌધુરાણીના તંત્રીપણા નીચે ચાલતા માસિક 'ભારતી'માં 'બડદિદિ' વાર્તાનો પહેલો હપ્તો છપાયો. રવીન્દ્રનાથ તે વખતે 'બંગ દર્શન'ના તંત્રી હતા. તેમના સહાયક શૈલેશબાબુ 'ભારતી'માં આ વાર્તા વાંચતાં જ રવીન્દ્ર પાસે પહોંચ્યા, અને ફરિયાદ કરવા લાગ્યા કે તમે તે કેવા છો? પોતાના માસિકમાં લખતા નથી અને બીજાના માસિકમાં આખીને આખી નવલકથા આપી દો છો! પણ તેમના આ ઉકળાટનું કારણ રવીન્દ્રને કાંઈ સમજાયું નહિ, ત્યારે તેમણે પુરાવામાં 'ભારતી'નો અંક રજૂ કર્યો, અને કહ્યું: "નામ નહિ લખ્યું એટલે તમારી રચના છૂપી રહેવાની હશે?" રવીન્દ્રનાથે અંક હાથમાં લીધો અને તે જ ઘડીએ હપ્તો પૂરો વાંચી નાખ્યો. બોલ્યા, 'સાચે જ વાર્તા અતિશય સુંદર છે. તેમ છતાં હું એને મારી કહી શકતો નથી, કારણ કોઈ બીજા માણસે લખેલી છે' શૈલેશબાબુ તો આંખો ફાડી માત્ર એટલું જ બોલી શક્યા,—'ત્યારે એ આપની નથી?' પણ આ કંઈ પ્રશ્ન નહોતો. પ્રશ્નના રૂપમાં આશ્ચર્યનો ઉદ્ગાર હતો. આ વાર્તાનો લેખક કોણ છે, એ વિષે તે વખતના મોટા મોટા લેખકો પણ ચર્ચા કરવા લાગ્યા અને એ જાણવા ઉત્સુક રહેવા લાગ્યા. પછી આખરે ત્રીજા હપ્તામાં શરચ્ચંદ્રનું નામ પ્રગટ થયું

આ પહેલાં ચારેક વર્ષ ઉપર એટલે કે ૧૯૦૩માં એમની એક વાર્તા 'મંદિર' પ્રગટ થઈ હતી. પણ તે પણ નનામી હતી એટલે એ વાર્તાને તે વરસે પહેલું ઇનામ મળ્યું હતું છતાં વિશેષ કશું થયું નહોતું 'બોઝા' 'કાશીનાથ' 'અનુપમાર પ્રેમ' વગેરે વાર્તા પણ એની સાથે જ એટલે ૧૯૦૩ પહેલાંની લખાયેલી

'બડ દિદિ' બહાર પડ્યા પછી શરચ્ચંદ્ર પાછા ડૂબકી મારી ગયા. એઓ બ્રહ્મદેશ ચાલ્યા ગયા. પાંચ ૭ વરસ સુધી એમનું કોઈપણ લખાણ ક્યાંય પણ પ્રસિદ્ધ થયું નહિ. પણ જ્યારે ૧૯૧૪માં એઓ પાછા બંગાળ આવ્યા, ત્યારે એમણે પોતાની 'બડ દિદિ' વાર્તા ફરી વાંચી અને પોતાની જાત ઉપર પોતે જ એટલા બધા મુગ્ધ થઈ ગયા કે એમના મોઢામાંથી એકાએક એવા ઉદ્ગાર નીકળી પડ્યા કે 'વાર્તા લખવાનું છોડી દીધું એ ઠીક ન કર્યું!'

આ પછી ત્રણ ચાર માસ પછી 'યમુના' માસિક માટે એમની પાસે લેખ માગ્યો ત્યારે એમણે કહ્યું કે 'ચરિત્રહીન' નામે નવલકથા શરૂ કરી છે. જુઓ ચાલશે કે નહિ. હજી તો શરૂઆત જ કરી છે. પણ 'ચરિત્રહીન' છપાય તે પહેલાં એમણે 'અનિલા દેવી'ને નામે 'નારીર મૂલ્ય' નામે એક લેખમાળા લખી અને 'રામેર સુમતિ' 'પંથનિર્દેશ' એ બે વાર્તાઓ ઉપરાઉપરી પ્રસિદ્ધ થઈ. 'રામેર સુમતિ'એ સૌને ફરી વાર ચોંકાવ્યા અને પછી તો પ્રવાહ જ ચાલ્યો—'બિંદુર છેલે', વિરાજ બૌ, 'ચરિત્રહીન,' 'પંડિત મશાઈ' 'દત્તા,' 'ચંદ્રનાથ,' 'પલ્લી સમાજ' એમ એક પછી એક નવલકથા બહાર પડવા લાગી—જાણે સાહિત્યની આતશબાજી શરૂ થઈ.

રવીન્દ્રનાથ જેવા પ્રચંડ તેજસ્વી સર્જકનો મધ્યાહ્ન તપતો હતો, બીજા પણ અનેક લેખકો એમનું તેજ ઉછીનું લઈ પોતપોતાના ગજા પ્રમાણે સાહિત્ય સર્જન કરી રહ્યા હતા, એવા સમયમાં શરચ્ચંદ્ર એકેકે ઝપાટે પોતાનું સ્થાન જમાવી શક્યા, સ્થાન જમાવી શક્યા એટલું જ નહિ રવીન્દ્રનાથથી સ્વતંત્ર રહી પોતાનું વ્યક્તિત્વ ખડું કરી શક્યા, એ જ એમની પ્રતિભાનો અને એમની શક્તિનો અચૂક પુરાવો છે. એ વખતે ભાગ્યેજ કોઈ લેખક એવો હશે જેના ઉપર રવીન્દ્રનાથની છાયા ન પડી હોય. જેમ કોઈ વિશાળ વૃક્ષને વળગી બીજી વનસ્પતિ થઈ શકતી નથી, તેમ વિરાટ વ્યક્તિને વળગી પણ કોઈનો વિકાસ થઈ શકતો નથી. બધા તેના ઓછાયામાં ઢંકાઈ જાય છે. એવું કંઈક તે વખતે બંગાળી સાહિત્યમાં થવા બેઠું હતું. પણ એવામાં આ નવીન જ્યોતિષ્કનો ઉદય થયો, અને એણે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રતિષ્ઠિત કર્યું.

સ્વાભાવિક રીતે જ પ્રશ્ન એ ઊઠે છે કે શરચ્ચંદ્રમાં એવું શું છે, કે જેને જોરે એઓ બંગાળનું મન કબજે કરી શક્યા? આ પ્રશ્ન ઊઠવાનું બીજું કારણ તો એ છે, કે એમણે જે વસ્તુ કહેવા માંડી, તે સમાજને ગમતી નહોતી, એમની આખી લેખન પ્રવૃત્તિ જાણે બંગાળના સમાજ સામે ઉદ્દંડ વિદ્રોહ સમી હતી. છતાં એઓ તે જ બંગાળી સમાજમાં આટલા બધા લોકપ્રિય શી રીતે થઈ શક્યા? અને આ લોકપ્રિયતા પણ કંઈ જેવી તેવી છે! ખુદ રવીન્દ્રનાથ પણ એટલા લોકપ્રિય કદી થયા નહોતા. રવીન્દ્રનાથનું બંગાળીઓએ ગમે તેટલું ગૌરવ કર્યું હોય, તો પણ જનસાધારણમાં એમનું સાહિત્ય ઓછું જ વંચાયું છે, વંચાય છે. એક જ વસ્તુ ઉપરથી આપણે આ જોઈ શકીશું—આ બંને લેખકોનાં પુસ્તકોનો ઉપાડ કેટલો થયો? રવીન્દ્રનાથની કવિતાને કોરે રાખી અહીં આપણે એમની વાર્તા અને નવલકથાની જ સરખામણી કરીશું. એમની સર્વશ્રેષ્ઠ કૃતિઓમાંની એક 'ઘરે બાઇરે'ની આજે વીસ બાવીસ વરસ થયાં તોયે ચોથી આવૃત્તિ ચાલે છે. 'ગોરા'ની ત્રીજી આવૃત્તિ ચાલતી હશે. અને એમની હમણાં પાંચેક વર્ષ ઉપર બહાર પડેલી 'શેષેર કવિતા' 'યોગાયોગ' અને ત્યાર પછીની 'દુઈ બોન' 'ચાર અધ્યાય,' 'માલંચ' વગેરેની તો પહેલી જ. પા સદી પહેલાં પ્રસિદ્ધ થયેલી 'ચતુરંગની' પણ આ બીજી જ આવૃત્તિ ચાલે છે. માત્ર 'નૌકાડૂબી'એ સાત આવૃત્તિ જોઈ છે. ત્યારે શરચ્ચંદ્રની નવલકથાઓની શી સ્થિતિ છે? મારી પાસે તદ્દન છેલ્લામાં છેલ્લી માહિતી નથી, પણ આજથી ચાર વર્ષ ઉપરના આંકડા છે તે જ રજૂ કરું છું:

વિરાજ બૌ ૧૩; બિંદુર છેલે ૧૩; બડ઼ દિદિ ૧૧; પંડિત મશાઈ ૪; અરક્ષણીયા ૯;

વૈકુંઠેર વીલ ૪, મેજ દિદિ–૬, ચંદ્રનાથ ૧૩, પરિણીતા ૧૯, દેવદાસ ૫, શ્રીકાંત ૧ લો ૫, ૨ જો ૪, ૩ જો ૪, કાશીનાથ ૩, નિષ્કૃતિ ૫, ચરિત્રહીન ૪, સ્વામી ૧૨, દત્તા ૫, છબિ ૪, ગૃહદાહ ૧, પલ્લી સમાજ ૧૩, બામુનેર મેયે ૨, દના–પાઓના ૩, નવવિધાન ૩, હરિલક્ષ્મી ૨, ષોડશી (નાટક) ૪, રમા (નાટક) ૩, શેષપ્રશ્ન ૨

આ લોકપ્રિયતાનુ એક કારણ તો એમની ભાષા અને લેખનશૈલી છે બંકીમની મધુર અને ઝંકારયુક્ત ભાષામા જે એક પ્રકારની જડતા હતી તે દૂર કરી રવીન્દ્રનાથે તેને અંતરના આવેગો અને સૂક્ષ્મ ભાવોનુ નિરૂપણ કરવાને કાબેલ બનાવી હતી, છતા રવીન્દ્ર શૈલી છેવટે તો સુશિક્ષિતોને જ સમજાય એવી રહી રવીન્દ્રનાથની ભાષાનું આ બળ જોઈ શરચ્ચંદ્ર એના ઉપર મુગ્ધ થયા, પણ એઓ પોતે જ કહે છે એમ ભાષાની એવી ‘ કારીગરી માટે જેટલી વિદ્યા અને શિક્ષણની જરૂર હોય છે, તે મને મળ્યા નહોતા એટલે મનના ભાવો પ્રચલિત સહજ ભાષામા જ કહેવાને હુ ટેવાયલો છુ —એ રીતે જ મારે એ કહેવા હતા ’ એટલે રવીન્દ્રનાથની શૈલીને એમણે પોતાના કામ માટે જોઈએ એ રીતે ઘડી લીધી એમની વાત કહેવાની રીત ખૂબ સુંદર મધુર સ્વાભાવિક અને સરલ છે સંવાદોમા તો એઓ અદ્વિતીય છે એમ કહીએ તોયે ચાલે એમના સંવાદોમા ખડખડાટ હસાવે એવુ મુક્તહાસ્ય નથી, પણ વાચતા વાચતા મો મલકે એવુ મીઠુ સ્મિત પુષ્કળ છે એમના વર્ણનો પણ નવી જ ભાત પાડનારા હોય છે શ્રીકાંત ’ના પ્રારંભમા જ એમણે કહ્યુ છે કે મારામા કવિત્વ લગારે નથી હુ ચંદ્રને કેવળ ચંદ્ર રૂપે જ જોઉં છુ તેમા મને કોઈનુ મો દેખાતુ નથી–પણ એમને ચંદ્રમા કોઈનુ મો દેખાય કે ન દેખાય, વાદળામા કોઈ નો કેશ કલાપ ઝૂલતો નજરે પડે કે ન પડે, પણ પ્રકૃતિનું સ્વરૂપ જોવાની અને આપણને બતાવવાની સૌંદર્યદષ્ટિ એમનામા પ્રચુર પ્રમાણમા છે, એના પુરાવા એમની નવલકથાઓમા ઠેરઠેર જોવા મળે છે ‘ શ્રીકાંત ’ના બીજા ભાગમા આવતુ દરિયાનું તોફાન જ લો જાણે આપણે પોતે જ એ આખા ઝંઝાવાત-માથી પસાર થતા હોઈએ એવુ પ્રબળ અને તાદૃશ એ વર્ણન છે વળી ‘ શ્રીકાંત ’ના પહેલા ભાગમા આવતુ મહાશ્મશાનનુ અને રાત્રિનુ વર્ણન પણ ભારે કવિત્વપૂર્ણ છે ગદ્ય કેટલુ ભાવવાહી, કેટલુ કવિત્વમય થઈ શકે છે—લેશ પણ આડંબર વિના યે એ કેવુ વાતાવરણ જમાવી શકે છે, એના નમૂના તરીકે એ ભાગ હું અહીં ઉતારુ છુ

‘ રાત્રિર જે એકટા રૂપ આછે, તાહાકે પૃથિવીર ગાછ–પાલા, પાહાડ–પર્વત, જલ–માટિ, બન–જંગલ પ્રભૃતિ યાવતીય દૃશ્યમાન વસ્તુ હોઈતે પૃથક કરિયા દેખા જાય, ઇહા જેન આજ એઈ પ્રથમ ચોખે પડિલ ચાહિયા દેખિ, અતહીન કાલો આકાશ–તલે પૃથિવી જોડા આસન કરિયા ગભીર રાત્રિ નિમીલિત ચક્ષે ધ્યાને બસિયાછે, આર સમસ્ત વિશ્વચરાચર મુખ બુજિયા નિશ્વાસ રુદ્ધ કરિયા અત્યન્ત સાવધાને સ્તબ્ધ હઇયા સેઇ શાંતિ રક્ષા કરિતેછે હઠાત્ ચોખેર ઉપરે જેન સૌંદર્યેર તરંગ ખેલિયા ગેલ મને હોઈલો, કોન મિથ્યા-વાદી પ્રચાર કરિયાછે—આલોઇ રૂપ આંધારેર રૂપ નાઇ ? એત બડ ફાંકિ માનુષે કેમન કરિયા નીરબે માનિયા લઇયાછે ! એઇ આકાશ–બાતાસ, એઇ સ્વર્ગ મર્ત્ત પરિવ્યાપ્ત કરિયા દૃષ્ટિર અંતરે બાહિરે આંધારેર પ્લાવન બહિયા જાઇતેછે મરિ ! મરિ ! એમન અપરૂપ રૂપેર પ્રસ્રવણ આર કબે દેખિયાછિ ! એ બ્રહ્માંડે જાહા જત ગભીર, જત અચિંત્ય, જત સીમાહીન—તાહા તો તતઇ અંધકાર ! અગાધ વારિધિ મસિકૃષ્ણ, અગમ્ય ગહન અરણ્યાની

ભીષણ આઁધાર, કિંતુ સે કિ રૂપેર અભાવ? જાહાકે બુઝિના, જાનિના, જાહાર અંતરે પ્રવેશેર પથ દેખિના—તાહાઇ તત અંધકાર! મૃત્યુ તાઇ માનુષેર ચોખે એત કાલો, તાઇ તાર પરલોકેર પથ એમન દુસ્તર આઁધારે મગ્ન! તાઇ રાધાર ચક્ષુ ભરિયા જે રૂપ પ્રેમેર બન્યાય જગત ભાસાઇયા દિલો તાહાઓ ઘનશ્યામ!"

પ્રાસ આમાં ભલે ન હોય, પણ એમાં છંદ નથી, ડોલન નથી એવું તો બહેરો હોય તે પણ ન કહી શકે.

એમની સફળતાનું બીજું કારણ એ કે એમણે બંગાળાના સામાન્ય જનસમાજમાંથી જ પોતાનાં પાત્રો પસંદ કર્યાં: જેમની સાથે લોકોનો પરિચય હતો એ પરિચિત નરનારીઓને અને તેમની અંતરતમ લાગણીઓને એમણે બંગાળ સમક્ષ રજૂ કરી. એમના આ સાહિત્ય-દર્પણમાં બંગાળને પોતાનો આત્મા જોવા મળ્યો. બંગાળનો પલ્લીસમાજ શરચ્ચંદ્ર જેટલી સહાનુભૂતિથી અને તાદશતાથી પહેલાં કોઈએ ચીતર્યો નહોતો.

પણ આ બે તો કેવળ ગૌણ કારણ છે. માત્ર સરલ અને સાદી ભાષા વડે અથવા પરિચિત માણસોનાં ચિત્ર વડે કદી હૃદય જીતી શકાતાં નથી. હૃદયને તો હૃદય જ જીતી શકે. અને શરચ્ચંદ્રે પણ પોતાના હૃદય વડે જ બંગાળના હૃદયને જીત્યું છે. એમનામાં જે માનવપ્રેમ છે, તે પ્રેમના રસાયણની આ અસર છે. એમણે જે જીવન ચીતર્યું છે તે બંગાળનું સમાજબદ્ધ જીવન છે—એ જીવન ત્યાગથી ઉજ્વલ અને સ્વાર્થથી પીડાયેલું છે, અનુભવમાં ગભીર અને રૂઢિનાં બંધનોમાં જકડાયેલું છે. તેમણે જોયું કે આપણા સમાજમાં અને પરિવારમાં અત્યાચાર અને વ્યભિચારની લીલા, દુઃખ અને દૈન્યનું નિષ્ઠુર પીડન, વિધિનિષેધના બેદલીલ જુલમ, અને અત્યાચારને લીધે જન્મતું અપાર દુઃખ અને રુદન ભરેલાં છે. આ બધું દુઃખ અને આ બધી વેદના તેમણે પોતાની કરી લીધી અને અતિશય વેધક રીતે તેને સમાજ સમક્ષ વ્યક્ત કરી. આ પીડન અને અત્યાચારના ભોગ થઈ પડેલી વ્યક્તિઓ પ્રત્યે એમના અંતરમાં જે અસીમ સમભાવ ભર્યો છે, એણે જ એમને બંગાળના હૃદયેશ્વર બનાવ્યા છે.

એમના સમસ્ત સાહિત્યસર્જનનો પ્રધાન સૂર જોનો હોય તો તે માનવપ્રેમ છે, અથવા બીજી રીતે કહીએ તો માનવનું સાચું મૂલ્યાંકન છે. એમના સમસ્ત સાહિત્યમાં વ્યાપેલી ફિલસૂફી એક જ વાક્યમાં સમાવી દેવી હોય તો તે ચંડીદાસની આ પંક્તિમાં સમાવી શકાય છે:

'સબાર ઉપરે માનુષ સત્ય તાહાર ઉપરે નાઈ'

માનવસત્ય એ સૌથી શ્રેષ્ઠ છે. તેના કરતાં ચડિયાતું કંઈ છે જ નહિ. એમણે હંમેશાં માણસને માણસ લેખે જ અતિ મહત્ત્વનો ગણ્યો છે. અને એથી જ સમાજ અને સમાજના નિયમોનું ઉલ્લંઘન કરનાર માણસ પણ એટલા એક જ ગુના માટે એમને મન તિરસ્કારયોગ્ય, ઘૃણાપાત્ર થઈ જતો નથી. એઓ તેના અંતરમાં પણ માનવતાની જ્યોત ટમટમતી અને કોઈક વાર ઉજ્વલ તેજથી પ્રકાશતી જુએ છે, અને તેને જ એઓ તેના મૂલ્યાંકનમાં વધારે મહત્ત્વ આપે છે. અને આ જ કારણે એમને સમાજ અને રૂઢિ સાથે વિરોધ જાગે છે. આ વિરોધ એમનાં સ્ત્રી પાત્રોના નિરૂપણમાં વધારે સ્પષ્ટ રીતે તરી આવે છે, એનું કારણ તો એ છે કે આપણો સમાજ પુરુષોનાં સ્ખલનો માફ કરવાને ટેવાયેલો છે, સ્ત્રીઓનાં નહિ. સ્ત્રીઓની એક જ ભૂલ માટે સમાજ તેનો ચિરકાર બહિષ્કાર કરે છે. સમાજને

સ્ત્રીની સ્ત્રી તરીકે કિંમત નથી પણ સ્ત્રીના સતીત્વની જ કિંમત છે એ બાબતની એક જ ભૂલ સ્ત્રીનું આખું જીવન ધૂળ મેળવવા શક્તિમાન છે અને ત્યાં જ શરચ્ચંદ્રને સમાજ સાથે વિરોધ જાગે છે સતીત્વ બાદ થયાં પછી પણ સ્ત્રીત્વ બાકી રહે છે, એની માનવતા મરી જતી નથી અને એ માનવતાની કિંમત સતીત્વ કરતાં ઓછી તો નથી જ એ માનવતાની અવજ્ઞા કરીને સમાજ સ્ત્રીજાતિને મહાને મારે જીવતાં નરકમાં હડસેલી મૂકે છે, એ અન્યાય એમને સાલે છે, અને એથી જ એમણે પોતાની નવલકથાઓમાં સમાજ જેને પતિત સ્ત્રીઓ ગણે છે તેમના જીવનમાં રહેલી માનવતા, સહિષ્ણુતા, સેવા, નિષ્ઠા, વિશુદ્ધિ અને સ્ત્રીત્વ આદિ ઉજ્જ્વળ રીતે ચીતર્યાં છે જેઓ એમ કહે છે કે એઓ પતિતોનું ગૌરવ કરે છે તેઓ સાચી વસ્તુ જોઈ શકતા નથી એમ જ કહેવું જોઈએ 'દેવદાસ'માંની ચંદ્રમુખી અથવા 'શ્રીકાંત'માંની રાજલક્ષ્મી–પિયારી બંને વેશ્યા રહી છતાં તેમનું જીવન જે રીતે શરચ્ચંદ્ર આપણને બતાવ્યું છે—તેમના અંતરના ઊંડાણ જે રીતે એમણે આપણી સમક્ષ ખુલ્લાં કરી બતાવ્યાં છે તે જોયા પછી તેમના પ્રત્યે લગાર ઘૃણા ઉત્પન્ન થાય છે? અને છતાં એને લીધે વેશ્યાનું જીવન સારું છે વેશ્યા શુદ્ધ છે એવું એઓ કહેવા માગે છે એમ કોઈ કહી શકશે? શરચ્ચંદ્રને મન શુદ્ધ અશુદ્ધનો ભેદ છે—ખૂબ સ્પષ્ટ છે, અને તે સહેજ ધ્યાનપૂર્વક જોતાં જણાઈ આવે છે જે રાજલક્ષ્મીને સમાજે પિયારી બાઈજી બનાવી હતી તેને જ એમણે પાછી રાજલક્ષ્મી બનાવી છે સમાજે સતીત્વને મહત્ત્વ આપ્યું એમણે તેના સ્ત્રીત્વને તેની માનવતાને મહત્ત્વ આપ્યું સમાજે જેને વેશ્યા બનાવી કલકત્તા મોકલી હતી તેને જ એમણે પાછી શુચિ શુદ્ધ ચંદ્રમુખી બનાવી ગામડામાં મોકલી કેવળ માનવતાનું ગૌરવ સમજવાથી જ એઓ આ કરી શક્યા

હમણાં થોડા જ દિવસ ઉપર મારા એક 'પ્રગતિશીલ' સાહિત્યિક બંધુ મને કહેતા હતા કે શરચ્ચંદ્રમાં આટઆટલી પ્રતિભા છે આટઆટલી શક્તિ છે, એમણે આટલી સુંદર કલાકૃતિઓ સરજી છે પણ છેવટે તો એઓ પ્રત્યાઘાતી જ રહ્યા—એમણે આખરે તો સમાજના ચાલતા આવેલા નીતિનિયમો અને રૂઢિઓને જ પ્રતિષ્ઠિત ગણ્યા છે દાખલા તરીકે પાર્વતી અને દેવદાસ વચ્ચે આટલો તીવ્ર પ્રેમ બતાવ્યો પણ આખરે તો જુદાં જ રાખ્યાં રમા અને રમેશ વચ્ચે સ્નેહ બતાવ્યો પણ બંનેને ભેગાં તો ન જ કર્યાં આમ વિચાર કરનાર શરચ્ચંદ્રની કલા સમજતા નથી એમ મને લાગે છે શરચ્ચંદ્ર આપણી સમક્ષ આપણા સમાજની વિષમતાઓ રજૂ કરે છે કદાચ તેને વિષે થોડી ટીકા પણ કરે છે, કોઈક ઠેકાણે તેનો ન્યાય પણ તોલે છે—પણ એટલું જ એ વિષમતાનો ઉકેલ આપવાનું તેમણે માથે લીધું નથી, અને ઉકેલ આપ્યો નથી આથી જ આ વિષમતાઓ આટલી તીવ્ર રીતે રજૂ થઈ શકી છે અને આટલી અસરકારક નીવડી છે સાવિત્રીનો અને અન્નદાદિદિનો જ દાખલો લો સમાજે તેમને કપાળે કેવી રીતે અસતીત્વની છાપ ધગાવીને મારી હતી તે પણ આપણે જોયું પણ એ બંને સ્ત્રીઓ અથવા શરચ્ચંદ્ર સુદ્ધાં સમાજના આ નિષ્ઠુર અન્યાય સામે વિરોધનો પોકાર કરતા નથી અથવા શરચ્ચંદ્ર આનો કશો ઉકેલ લાવતા નથી એને બદલે તેમણે એમના જીવનનું વાસ્તવિક રૂપ જ એવા આવેગ અને સમભાનપૂર્વક ચીતર્યું કે તેઓના સતીત્વ સંબંધે આપણા મનમાં લેશ પણ શંકા રહી નહિ, અને તેમને જીવનમાં વેઠવા પડેલાં દુઃખો અને જુલમોને લીધે જ તેઓ આપણા અંતરમાં કાયમનું સ્થાન પામ્યાં

બીજો દાખલો લો. 'પલ્લી સમાજ'નાં રમેશ-રમાના દુઃખથી તેમજ દેવદાસના દુઃખથી આપણે વ્યથા પામીએ છીએ, સહાનુભૂતિથી આપણે તેમને આપણા હૈયાં સરસાં લઈએ છીએ, પણ જ્યારે ખ્યાલ આવે છે કે રમા વિધવા છે, અને પાર્વતી પરસ્ત્રી છે, ત્યારે આપણા સામાજિક સંસ્કારના પ્રાબલ્યને લીધે આપણું ચિત્ત સંકોચ પામે છે. આપણી રસવૃત્તિ તૃપ્ત થાય છે, પણ મન જૂના ચીલા છોડવા તૈયાર થતું નથી. આમ એ બે વસ્તુનો વિરોધ રજૂ કરી આપણા સામાજિક ચિત્તતંત્રમાં તેઓ એક પ્રશ્ન જગાડે છે. તેઓ બુદ્ધિ વડે સમસ્યા સમાધાનની તક આપણને આપતા નથી, તેઓ જે કાંઈ ફરિયાદ કરે છે તે સીધી આપણા અંતરને જ કરે છે—હૃદયને જ કરે છે.

પ્રત્યેક માણસમાં બે શક્તિ કામ કરતી હોય છે. એક તો તેના સ્વાભાવિક પ્રાણધર્મની પ્રેરણા અને બીજી યુગયુગથી ઊતરતા આવેલા સંસ્કારોની પ્રેરણા: આ બે વચ્ચે હમેશાં દ્વંદ્વ યુદ્ધ ચાલ્યા કરે છે. માણસ જ્યારે પોતાના સ્વાભાવિક પ્રાણધર્મની પ્રેરણાથી કંઈ કરવા તૈયાર થાય છે, ત્યારે તેને લાગે છે, કે એ જ સ્વાભાવિક છે, એમાં એના જીવનની સફળતા રહેલી છે. પણ જ્યારે માણસ આ પ્રમાણે પ્રાણધર્મની પ્રેરણાથી પોતાના જીવનને પોતાની વાસનાને માર્ગે દોરી જવા માગતો હોય છે, ત્યારે તેના અંતરમાં રહેલી અતીતકાલના સંસ્કારોની પ્રેરણા આ સ્વાધીન માણસને માથે બોજો થઈને ચડી બેસે છે. આ બોજાથી એ માણસ થાકી જાય છે, લોથ થઈને પડે છે અને તેની પ્રગતિ થંભી જાય છે. આ પ્રાણધર્મની પ્રેરણાની જીવંત મૂર્તિ સમો ઇન્દ્રનાથ એમણે 'શ્રીકાંત'માં ચીતર્યો છે, અને સંસ્કારની પ્રેરણાની મૂર્તિસમી અન્નદાદિદિ ચીતરી છે. એક પ્રસંગ દ્વારા આ વસ્તુ જરા વધારે સ્પષ્ટ કરું.

ટૂંકમાં પ્રસંગ આ પ્રમાણે છે:—ફૂટબોલના મેદાનમાં મુસલમાન છોકરાઓના હુમલાથી બેબાકળા બનેલા શ્રીકાંતને હુમલાખોરોના હાથમાંથી બચાવી નિર્ભય સ્થાને લઈ આવી એક અજાણ્યો બાળક તેના હાથમાં મૂઠી ભરીને ભાંગનાં પાન આપી ચાવી જવાનું કહે છે, અને તે ના પાડે છે એટલે તેને સિગારેટ પીવાનું કહે છે. ઇન્દ્રનાથની સાથે શ્રીકાંતને પ્રથમ પરિચય આ રીતે થયો. શ્રીકાંત પોતે જ કહે છે: "ચારે બાજુએ માણસો,—હું તો ખૂબ *ડરી ગયો; બીતાંબીતાં મેં પૂછયું, 'સિગ્રેટ પીતાં કોઈ જોઈ ગયું તો?' 'છો ને જોઈ જતું!'* કહીને લહેરથી સિગારેટ તાણતો તાણતો તે રસ્તાનો વળાંક વળી, મારા મન ઉપર એક ઊંડી છાપ મારી બીજી તરફ ચાલ્યો ગયો."

આ પછી તરત જ શ્રીકાંત કહે છે: "આજ મને તે દિવસની અનેક વાતો યાદ આવે છે, માત્ર એટલું જ યાદ આવતું નથી કે તે અદ્‌ભુત છોકરા ઉપર મને તે દિવસે હેત ઊપજ્યું હતું કે તેણે ખુલ્લી રીતે ભાંગ ખાધી અને બીડી પીધી તેથી તેના ઉપર મનમાં ને મનમાં ઘૃણા ઉપજી હતી."

અહીં આપણે પ્રાણધર્મ અને સંસ્કારધર્મનો પ્રથમ વિરોધ જોઈએ છીએ. આ પછી તો આ બંને બાળકોનો સંબંધ ગાઢ બને છે, શ્રીકાંત પ્રાણધર્મની અબાધ લીલાથી મુગ્ધ બને છે. ગાઢ અંધારી રાતે ગંગામાં હોડકું લઈ ફરવા જાય છે, એ સાહસ પણ રોમાંચકારી છે, પણ અહીં જ તેનું સંસ્કારી મન પાછું કહેવા માંડે છે: આ બરાબર નથી, તારે તો અભ્યાસ કરીને માણસ થવાનું છે અને બીજા લોકોની પેઠે સંસાર ચલાવવાનો છે.' આથી જ

એ જ રાત્રિની આત્મકથા પૂરી થતા જ ફરી કદી ઇન્દ્રનાથને ન મળવાની એ પ્રતિજ્ઞા કરે છે, અને દૂર ને દૂર રહેવા માડે છે ઘણા દિવસ આમ ને આમ વીતી જાય છે પ્રાણધર્મ સાથેના યુદ્ધમા સસ્કારધર્મનો વિજય થયો લાગે છે ત્યા તો એક દહાડો માછલા પકડવા જતા એક નાળાને કાઠે તેને ઇન્દ્રનાથ મળી ગયો મૂર્તિમાન પ્રાણધર્મને સામે ઊભેલો જોઈ શ્રીકાતને શુ થયુ તે તેને જ મોઢે તેની જ ભાષામા સાભળીએ 'જેને મેં રોજ રોજ યાદ કર્યો હતો, જેની મેં કામના કરી હતી આકાક્ષા સેવી હતી, તેમ છતા રખેને ક્યાય કોઈ પણ રીતે મળી જવાય એ બીકે ગત દિવસ માગ ફેરવાડા ખડા થઈ રહેતા હતા, તેણે આમ અકસ્માત આટલી બધી ઓચિંતી રીતે મારી નજર સામે ખડા થઈ મને પાસે આણીને બેસવા કહ્યુ! પાસે જઈને બેઠો પણ ખરો, પણ બોલી ન શક્યો'

આમ જ્યારે પ્રાણધર્મ શ્રીકાતના મન ઉપર ઊંડી છાપ બેસાડવા મથી રહ્યો હતો, એ જ વખતે એને એક એવી મહાન નારીનો પરિચય થયો, જે પોતાના સસ્કારજાત સતીધર્મના યજ્ઞાગ્નિમા પ્રાણધર્મને બાળીને તેની જ વિભૂતિ સર્વાગે લગાવી ભૈરવી બનીને બેઠી હતી એક બાજુ ઇન્દ્રનાથ રૂપે પ્રાણધર્મનો મહિમા એને આકર્ષી રહ્યો હતો, અને બીજી બાજુ અન્નદાદીદીના ચરિત્રનો મહિમા જોઈ સસ્કારની એ આત્મત્યાગી ભૈરવી મૂર્તિ આગળ પ્રાણધર્મની ઉદ્દામતાએ પણ પોતાનુ માથુ નમાવ્યુ હતુ

પ્રાણધર્મની અને સસ્કારધર્મની આ બે જીવત પ્રતિમાઓ શ્રીકાતના જીવનના પ્રારભમા જ દેખા દઈ અદૃશ્ય થઈ જાય છે—આપણને એ વસ્તુ ખૂબ સાલે છે પણ સાચે જ એ બે મૂર્તિઓ નવા નવા રૂપો ધારણ કરી આખી નવલકથામા વારવાર દેખા દેતી નથી? માત્ર એ જ નવલકથામા નહિ શરચ્ચદ્રની ઘણીખરી નવલકથામા આ બે જ મૂર્તિઓની વિરોધી લીલાનો પ્રતિહાસ જોવા નથી મળતો? શરચ્ચદ્રના સાહિત્યમા આ એક ખૂબ પ્રધાન સૂર છે, માટે જ મેં એને સહેજ વિસ્તારથી સ્પષ્ટ કરવાની છૂટ લીધી છે

હવે માત્ર શરચ્ચદ્રની કલાના એક બે વિશેષ અગોનો ઉલ્લેખ કરી હુ આગળ ચાલીશ જીવનમા તેમજ કલામા પણ સયમથી જ શક્તિ આવે છે શરચ્ચદ્ર સયમમૂર્તિ છે એમની મોટી મોટી નવલકથાઓમા પણ ક્યાય તમને એવુ નહિ લાગે કે અહીં એમણે જરૂર કરતા વધારે શબ્દો લખી નાખ્યા છે એમના વર્ણનો જુઓ સવાદો જુઓ, લાગણી વ્યક્ત કરતા ખડો જુઓ, ક્યાય લગારે અતિશયતા જોવા નહિ જડે અદ્ભુત સયમને પરિણામે જ શરચ્ચદ્ર ખૂબ સાદી લોકોને મોઢે બોલાતી ભાષામા માનવ મનની ગભીરતમ લાગણીઓ આપણી આગળ આટલી અસરકારક રીતે પ્રગટ કરી શક્યા છે લાગણીવેડા ક્યાય જોવામા આવતા નથી ગરીબાઈનુ વર્ણન આવતા જ ઘણા લેખકો પોતાના મનની સ્થિરતા ખોઈ બેસે છે એની સાથે શરચ્ચદ્રના વર્ણનો સરખાવવા જેવા છે 'પલ્લીસમાજ'મા રમેશના પિતાના શ્રાદ્ધમા વૃદ્ધ દીનુ ભટ્ટાચાર્ય પૌત્રપૌત્રીઓ સાથે ભૂખ્યા તીડની પેઠે સદેશ ખાઈ જાય છે તેમા, 'અરક્ષણીયા'મા હરિપાલના દશ્યમા 'શેષપ્રશ્ન'મા મોચીઓના વાસના વર્ણનમા, 'પથેર દાબી'મા ગરીબ મજૂરોના કારખાનામા 'શ્રીકાત'મા મધ્યમ વર્ગના દુખી કારકુનોની જીવનપ્રણાલીમા—એમ એમણે અનેક રૂપે દારિદ્ર્યના દર્શન કરાવ્યા છે, પણ એ બધામા ક્યાય મર્યાદાલોપ થયો નથી

દારિદ્ર્યથી પણ ભયાવહ વિષય પ્રેમ છે. એણે ભલભલા લેખકોને ભાનભૂલ્યા બનાવ્યા છે. પણ શરચ્ચંદ્રમાં જુઓ. ક્યાંય બે પ્રેમિકો પોતાનો પ્રેમ લાંબાં ભાષણોમાં વ્યક્ત કરે છે? દેવદાસ અને પાર્વતીના તેમજ દેવદાસ અને ચંદ્રમુખીના સંવાદ એ રીતે જોવા જેવા છે. વળી 'પલ્લીસમાજ'માં રમા–રમેશનો પ્રેમ કેટલો ઊંડો હતો તે તો આપણે બધા સમજીએ છીએ, છતાં આખા પુસ્તકમાં ક્યાંય બેમાંથી એકે એ વ્યક્ત કર્યો છે? માત્ર એક વાર રમેશ ખૂબ સરળ ભાષામાં આટલું બોલે છે: 'એક વખત એવો હતો જ્યારે હું તને ચાહતો હતો. પણ તે રમા યે તું કદી હતી નહિ, અને તે રમેશે હું રહ્યો નથી!' આવા તો અનેક દાખલા ટાંકી શકાય. આ સંયમ ગુજરાતમાં તો ખૂબ જાણીતો થઈ પડ્યો—'દેવદાસ'ના બોલપટને લીધે. જેણે જેણે એ ચિત્રપટ જોયું, તેણે તેણે આ સંયમ વખાણ્યો, સંયમની શક્તિનો અનુભવ કર્યો.

શરચ્ચંદ્રની કલામાં રહેલ સંયમ, આત્મગુપ્તિ, લક્ષવેધીત્વ વગેરે ગુણોનું જો આપણા વિવેચકો વિવેચન કરે તો તે આપણા લેખકોને ખૂબ ઉપકારક નીવડે એવું હું માનું છું. પણ કોણ જાણે કેમ કોઈ એ કરતું નથી. આપણે ત્યાં શરચ્ચંદ્રનાં અને રવીન્દ્રનાથનાં ઘણાં ખરાં પુસ્તકો પ્રગટ થઈ ગયાં છે, છતાં તેમની વિસ્તૃત સમાલોચના, કલાની દૃષ્ટિએ વિવેચના ભાગ્યે જ કોઈએ કરી હશે. હમણાં આપણાં માસિકોમાં સારાં સમાલોચન જોવા મળતાં નથી, એ ભારે દુઃખની વાત છે.



# સ્વીકાર

મણેકલાલ શુક્લ

તેં પાંખ આપી જકડી લીધો કાં?
તેં પાય આપી કયમ પંગુ કીધો?
તું બાહુમાં જોર અખંડ આપી–
એ બાહુને બન્દિ બનાવતો કાં?

પીયૂષ પાઈ વિષની કટોરી–
મુખે ધરે કાં?

ભલે ભલે એમ ગમે તને તો–
નાં હાથ દેવું: મન રુચતું જે–
આપો તમે: હૈયું નકારશે ના.

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

• [ આપણા સાહિત્યમાં આપણા દેશના અને દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરનાર ઘણા ઓછા છે, તે સ્થિતિમા આ યુવાન લેખકના લેખો ધ્યાન ખેંચે એવા છે. તેઓ દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરે છે અને તે સાથે આપણી રાજકીય સ્થિતિનો નિકટ અને વહેવારુ પરિચય પણ ધરાવે છે, એ એમના લેખો ઉપરથી જણાયા વિના રહેશે નહિ. પ્રસ્થાનતંત્ર ]

## પ્રાંતીય ધારાસભાઓ

સાડા ત્રણ માસની બંધારણીય મડાગાંઠ પછી જૂનની આખરે ના. વાઈસરૉયના અગત્યના બંધારણીય નિવેદને પરિસ્થિતિની ચોખવટ કર્યાથી વર્ધામાં કૉંગ્રેસની કાર્યવાહીએ હોદ્દાસ્વીકારનો અગત્યનો નિર્ણય કર્યો હિંદના રાજકારણમાં ને કૉંગ્રેસની તવારીખમાં એ નિર્ણયનું મહત્ત્વ અનોખું છે. હોદ્દાસ્વીકારથી ભારતના રાજકીય દરજ્જામાં મોટો ફેરફાર થયો છે કે નહિ અથવા ક્રાંતિકારી પરિવર્તન લાવનારી સંસ્થાના માણસો પ્રાંતીય સરકારોના વડા થયાથી પ્રજાની આર્થિક કે સામાજિક પુનર્વ્યવસ્થા કરી શકશે કે નહિ એ બહુ મહત્ત્વની વસ્તુ નથી; પણ માત્રુ મહત્ત્વ તો વિશાળ રાજદ્વારી વાસ્તવિક્તા સમજવામાં ને મહત્ત્વના રાજદ્વારી વ્યૂહો ઘડવાની કૉંગ્રેસનાયકોની શક્તિમાં છે. કૉંગ્રેસ રાષ્ટ્રવ્યાપી સંસ્થા હોઈ રાષ્ટ્રીય અસ્મિતા જાગૃત કરી હિંદી પ્રજાને રાષ્ટ્રીય ભૂમિકા ઉપર એક ને સંગઠિત કરવા મથતી શક્તિનું પ્રતીક હોવાથી, પ્રાંતીય સ્વરાજની વ્યવસ્થા પાછળ પ્રાંતીયતા દાખલ કરી પ્રજામાં વધતી જતી રાષ્ટ્રીય એકતા નાબૂદ કરવાનો જે શાહી હેતુ છે એને કૉંગ્રેસના હોદ્દાસ્વીકારથી જબરો ફટકો પડે છે. એટલુ જ નહિ પણ જે પ્રાંતોમા કૉંગ્રેસ બહુમતિ ન હોવાથી બીજા પરસ્પરાઘાતી પક્ષોના હાથમા પ્રાંતીક શાસન જઈ પડ્યું છે તે પ્રાંતોમાં પણ કૉંગ્રેસ પ્રધાનમંડળવાળા પ્રાંતોની કાર્યવાહીની જબરી અસર પડવાની. મહદ્ અંશે એ પ્રાંતોનાં પ્રધાનમંડળોને પણ કૉંગ્રેસ પ્રધાનમંડળોની નીતિ અનુસરવાની ફરજ પડશે. જો એમ કરવામાં એ પ્રધાનમંડળો નિષ્ફળ જશે તો કૉંગ્રેસના પ્રચારને કારણે પ્રજાની લાગણી એમની વિરુદ્ધ થતી જવાની—પ્રજાની જ નહિ પણ ખુદ એ પ્રાંતોનાં ધારાસભાઓના બિનમહાસભાવાદી સભ્યો પણ કૉંગ્રેસ તરફ ખેંચાતા જવાના. આનું પરિણામ એ આવવાનું કે થોડા જ વખતમાં એ પ્રાંતોમા કૉંગ્રેસ બહુમતિ થવાની. સરહદ પ્રાંતમાં હમણાં સર અબ્દુલ કયૂમના પ્રધાનમંડળને તોડી પાડી કૉંગ્રેસે પોતાનું પ્રધાનમંડળ રચ્યુ એ હકીકત બિનમહાસભાવાદી બહુમતિવાળા પ્રાંતીય ધારાસભાઓમાં રાજદ્વારી પવન કઈ દિશામાં વાય છે એનું સૂચન કરે છે. સરહદ પ્રાંતમાં વિરુદ્ધ પ્રધાનમંડળને તોડી પાડવામાં કૉંગ્રેસને મળેલી સફળતાએ કૉંગ્રેસના બંધારણીય હલ્લાને ભારે વિજય અપાવ્યો છે. આની અસર બાકીના બિનમહાસભાવાદી પ્રધાનમંડળોવાળા પ્રાંતોની ધારાસભાઓ ને પ્રજા ઉપર ખૂબ પડવાની. કૉંગ્રેસનો લડાયક હલ્લો (Morale) ખૂબ મજબૂત થવાનો ને વિરુદ્ધ પક્ષનું બળ નબળુ પડવાનું. હવે એમ કહી

શકાય ખરું કે આવતી ચૂંટણી (પાંચ વર્ષ) પહેલાં પંજાબ સિવાય બધા પ્રાંતોમાં કોંગ્રેસ પ્રધાનમંડળો થઈ જશે. સિંધ, આસામ ને બંગાળનાં કોંગ્રેસવિરોધી પ્રધાનમંડળોના પાયા હાલી ઊઠયા છે એ સ્પષ્ટ થતું જાય છે. મહાસમિતિની આવતી બેઠક કલકત્તામાં મળવાની છે.* મહાસમિતિની બેઠકનું સ્થાન કલકત્તા રાખવાનો આગ્રહ કરવામાં શ્રીયુત શરચ્ચંદ્ર બોઝનો હેતુ એવો હોય એવું લાગે છે કે એ વખતે બધા દેશનાયકોની કલકત્તામાં હાજરી હક્ક પ્રધાનમંડળને હચમચાવી નાખે. રાષ્ટ્રપતિ, સરદારશ્રી, રાજેન્દ્ર બાબુ, મૌ. અબુલ કલામ આઝાદ વગેરે મારફત કલકત્તામાં થનારો પ્રચાર બંગાળના વાતાવરણમાં વિદ્યુત્સંચાર કરી પરિસ્થિતિને કોંગ્રેસની તરફેણમાં ફેરવી નાખશે તો નવાઈ નથી. ડેલહાઉસી ખાતે આરામ લેતા શ્રી. સુભાષબાબુ પણ તબીબોની સલાહ વિરુદ્ધ મહાસમિતિની બેઠક વખતે કલકત્તા જવાનો વિચાર કરી રહ્યા છે એ પણ એવું સૂચવે છે કે હક્ક પ્રધાનમંડળને તોડી પાડવામાં બધા કોંગ્રેસ મહારથીઓ એકસાથ હલ્લો કરવાનો ઇરાદો સેવે છે.

## મિશ્ર પ્રધાનમંડળ

હક્ક પ્રધાનમંડળ તૂટે એનો એવો અર્થ નહિ થાય કે ત્યાં ચોખ્ખું કોંગ્રેસ પ્રધાનમંડળ જ રચાશે. બંગાળ ધારાસભામાં પક્ષોની રચના એવી છે કે ત્યાં કોઈ પણ એક પક્ષની ચોખ્ખી બહુમતિ આજે નથી. હક્ક પ્રધાનમંડળ પણ શ્રી હક્કની પ્રજાપક્ષની ચોખ્ખી બહુમતિ પ્રમાણે નહિ, પણ બીજા પક્ષોના સહકારથી રચાયેલું છે. પોતાના પક્ષકાર્યક્રમ સાથે બીજા પક્ષોના કાર્યક્રમનું સમાધાન કરીને જેમ શ્રી. ફઝલુલ હક્ક મિશ્ર પ્રધાનમંડળ રચી શક્યા તેમ મહાસભાપક્ષ પણ પોતાના કાર્યક્રમ સાથે બીજા સહકાર કરવા રાજી થનાર પક્ષો સાથે સમાધાન કરવા તૈયાર થાય તો મિશ્ર પ્રધાનમંડળ રચવાની પરિસ્થિતિ ઊભી કરી શકાય.

વર્ધાના ઠરાવ પ્રમાણે તો કોઈ પણ કોંગ્રેસપક્ષ પ્રધાનમંડળ રચવામાં મિશ્રણ (Coalition) ન કરી શકે. કોંગ્રેસ-બહુમતિ પ્રાંતોમાં તો મિશ્ર પ્રધાનમંડળનો પ્રશ્ન કોંગ્રેસ પક્ષને માટે ઊભો નથી થતો, પણ જ્યાં પક્ષ તરીકે કોંગ્રેસની લઘુમતિ છે ત્યાં બીજા પક્ષોનો સહકાર મળી શકે એમ હોય તો સહકાર મેળવીને પણ મિશ્ર પ્રધાનમંડળ રચી શકાય કે કેમ એ મહત્ત્વનો નિર્ણય કલકત્તામાં મહાસમિતિની બેઠકે કરવાનો છે. મહાસભાવાદીઓના આજના વલણ ઉપરથી તો એમ લાગે છે કે કલકત્તાની બેઠકમાં મિશ્ર પ્રધાનમંડળ રચવાની રજા આપતો ઠરાવ થશે. જો એમ થાય તો સિંધ, આસામ ને બંગાળમાં મહાસભાપક્ષ મિશ્ર પ્રધાનમંડળ થોડા જ વખતમાં રચી શકશે. એ પ્રાંતોમાં હાલનાં પ્રધાનમંડળો આથી ખૂબ ચિંતાતુર બની ગયાં લાગે છે!

તા. ૨૨-૯-૩૭

* * *

કોંગ્રેસ પ્રધાનમંડળોવાળા પ્રાંતોમાં મહાસભાવાદી રાજકારણ 'ટેસ્ટ' પરીક્ષામાંથી પસાર થઈ રહ્યું છે એમ કહીએ તો ખોટું નથી. એનું કારણ એ છે કે પોતાની અર્ધી સદીની કારકીર્દિ દરમ્યાન પહેલી જ વાર જે પદ્ધતિની ઉત્પાદક, ને એની સૂત્રસંચાલક સરકારની પોતે અણનમ વિરોધી હતી એ જ સરકારમાં મહત્ત્વનો અધિકારગ્રહણ કોંગ્રેસ પક્ષે કર્યો છે.

* આ લેખ તા. ૨૨-૯-૩૭ના રોજ લખાયો છે એ તરફ વાચકનું ધ્યાન ખેંચું છું. સંચાલક

આ એક અતિ મૂંઝવણભરી સ્થિતિ છે. એક તો પોતાનું પૂર્ણસ્વરાજનું ધ્યેય હાંસલ કરવા માટે અને નવા બંધારણના પ્રાંતીક શાસનના અમલ પછી પણ રાજકીય દરજ્જાની દૃષ્ટિએ હિંદ હજી જેવું ને તેવું જ પરાધીન રહ્યું હોવાથી પોતાનો બ્રિટિશરાજવિરોધ તો કૉંગ્રેસને એક બાજુ ચાલુ રાખવો રહ્યો; જ્યારે બીજી બાજુ એ જ સામ્રાજ્યશાસન સાથે અધિકારગ્રહણને લીધે એને અમુક અંશે દોસ્તી પણ બાંધવી પડી છે. બ્રિટિશરાજ સામે કૉંગ્રેસે જન્માવેલો અમર્યાદિત અસંતોષ અને રોષની લાગણીને આ સ્થિતિ ઊભી થવાથી ભારે શિકસ્ત ને મર્યાદા નીચે આવવું પડ્યું છે. પ્રજાનો સીધો સંબંધ ને સીધો વિરોધ પ્રાંતીય ને સ્થાનિક અમલદારો સામે હતો. નવા શાસનધારા હેઠળ કૉંગ્રેસ અધિકારવાળા પ્રાંતોમાં એ અમલદારોની અમલશાહીનો અંત આવ્યો છે એમ કહેવું ખોટું ન ગણાય. હવે સામાન્ય જનતાને મન આ જ અમલદારો બ્રિટિશરાજ ને એની ચૂસણનીતિના પ્રતિનિધિઓ છે. બ્રિટિશરાજની નગ્ન ભયંકરતાની સજીવ મૂર્તિઓ એ અમલદારો જ દેશને ખૂણે ખૂણે પથરાઈ ગયા હતા. કૉંગ્રેસ પ્રધાનોવાળા પ્રાંતોમાં એ મૂર્તિની નગ્નતાને વસ્ત્રનું ઢાંકણ મળ્યું છે. આને લીધે એની ભયંકર કુરૂપતા ઢંકાઈ ગઈ છે. આમ છતાં એનું શોષણકાર્ય તો ચાલુ જ રહ્યું છે. આમાંથી એવી સ્થિતિ ઊભી થવા સંભવ ખરો કે કૉંગ્રેસ મિનિસ્ટ્રી નીચે એ નોકરશાહી પ્રજા સાથે અદબભરી રીતે વર્તતી હોવાથી લોકોનો બ્રિટિશરાજની અમલદારશાહી સામેનો રોષ ને અસંતોષ નાબૂદ કે બૂઠો થઈ જાય, છતાં એમની સ્થિતિમાં ભાગ્યે જ નોંધવા જેવો સુધારો થાય. ગામડી નિશાળની જૂની કહેવત લાગુ પાડીએ તો એમ કહેવાય કે મહેતાજી મારે ય નહિ ને ભણાવે ય નહિ. જૂના શાસનધારા નીચે અમલદાર મહેતાજીઓ પ્રજાને મારતા હતા પણ ભણાવતા નહોતા; નવા ધારાના અમલદાર મહેતાજીઓ મારશે તો નહિ જ (અલબત્ત, કૉંગ્રેસ જ્યાં સુધી અધિકારારૂઢ છે ત્યાં સુધી) પણ ભણાવશે ય નહિ.

## શાસનધારાની કપટજાળ

ઉપર મારો એ કહેવાનો હેતુ નથી કે કૉંગ્રેસે અધિકારગ્રહણ કર્યું એ ખોટું કર્યું છે. ઊલટું, નવા શાસને જન્માવેલી પરિસ્થિતિમાં અધિકારગ્રહણ કે ધારાસભાપ્રવેશ કૉંગ્રેસને માટે અનિવાર્ય વસ્તુ હતી. એનું કારણ એ છે કે નવા શાસનધારામાં એવી જાતની બધારણીય કપટજાળ બિછાવવામાં આવી છે કે કોમ તરીકે મુસ્લિમો, હિંદુ વિરુદ્ધ બ્રિટિશરાજની પડખે ઊભા રહે એવી જાતનો પક્ષપાત એમના તરફ કોમી ચૂકાદા મારફત બતાવવામાં આવ્યો છે. બીજી તરફ જે પક્ષ સત્તામાં હોય એ પક્ષ બ્રિટિશરાજ વિરોધી પક્ષના ઝટકા સામે બ્રિટિશરાજનું રક્ષણ કરવા ઢાલની ગરજ સારે એવી એમાં વ્યવસ્થા કરવામાં આવી છે. હવે હિંદમાં બ્રિટિશરાજ વિરોધી લડાયક પક્ષ એકલી કૉંગ્રેસ હોવાથી એના વિરોધના ઘા સામે બીજા પક્ષો, જેઓ સામ્રાજ્યની રક્ષણઢાલ થવા તૈયાર હોય એઓ કૉંગ્રેસ સામે ઊભા રહેવાના. એ પક્ષો જો સરકારી સત્તા ધરાવનાર થાય તો સહેજે એઓ કૉંગ્રેસને કચરી નાખવા સરકારી સત્તાનો ઉપયોગ કરવાના. આનો અર્થ એ થાય કે અત્યાર સુધી કૉંગ્રેસનો સામનો કરવાનું બ્રિટિશ સરકારનું જે કામ હતું એ કામ હવે એણે બ્રિટિશરાજપક્ષી હિંદીઓને સોંપી દેવાથી એઓ સીધા કૉંગ્રેસના દુશ્મનો બનવાના। એવા હિંદીઓને રાષ્ટ્રીય ચળવળની નેતી મહાસભાને કચરી નાખતા અટકાવવા અને બ્રિટિશ

રાજને પણ કોંગ્રેસ સામે ઝઘડવામાં મુશ્કેલ પરિસ્થિતિમાં મૂકવા વાસ્તે ધારાસભાપ્રવેશ ને અધિકારગ્રહણ અનિવાર્ય હતાં. જે ચાર પ્રાંતોમાં આજે બીજા પક્ષો અધિકારગ્રસ્ત છે એ પ્રાંતોમાં કોંગ્રેસ પક્ષ સામે એ પક્ષો આજે વત્તાઓછા પ્રમાણમાં ઝૂંબેશ ચલાવી રહ્યા છે. એમાં પણ ખાસ કરીને પંજાબ પ્રાંત જ્યાં એક જ બિનકોંગ્રેસ પક્ષ (સર સિકંદરની યુનિયેનિસ્ટ પાર્ટી)ની ધારાસભામાં ચોખ્ખી બહુમતિ છે, ત્યાં આજે કોંગ્રેસ પક્ષને નાબૂદ કરવાની મોટી યોજના અમલમાં મૂકાઈ રહી છે. સંખ્યાબંધ કોંગ્રેસવાદીઓની યુનિયનિસ્ટ સરકાર તરફથી થતી ધરપકડો એ જ બતાવે છે કે ત્યાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માગતા રાષ્ટ્રવાદની પ્રતીક કોંગ્રેસની કેડ ભાંગવાનું બ્રિટિશ સરકારનું કાર્ય પોતાને રાષ્ટ્રવાદી કહેવડાવતા હિંદીઓની જમાત કરી રહી છે. પંજાબની યુનિયનિસ્ટ પાર્ટીના પ્રત્યાઘાતી અગ્રણીઓ બ્રિટિશ સત્તાના રક્ષક એજન્ટો બની બેઠા છે. બીજા ત્રણ બિનમહાસભાવાદી પ્રાંતોમાં કોંગ્રેસ પ્રવૃત્તિનું પંજાબ જેટલું દમન માલમ નથી પડતું એનું કારણ ત્યાં કોઈ પક્ષની ચોખ્ખી બહુમતિ નહિ હોવાનું છે. ઘણા પક્ષોનું મિશ્રણ થઈને ત્યાં પ્રાંતીક પ્રધાનમંડળો રચાયાં હોવાથી રાષ્ટ્રીય પ્રવૃત્તિનું દમન કરવાની બાબતમાં એ પ્રધાનમંડળોમાં અંદર અંદર જ ફાટફૂટ છે.

હવે જો કોંગ્રેસ બહુમતિવાળા પ્રાંતોમાં પણ જો કોંગ્રેસે અધિકારગ્રહણનો રસ્તો સ્વીકાર્યો ન હોત તો અલબત્ત, ધારાસભાઓ ન ચાલત કે ન તો કોઈ પક્ષ લાંબા વખત સુધી પ્રધાનમંડળ રચીને નભાવી શકત. પ્રાંતીય ગવર્નરો કયાં તો નવી ચૂંટણી કરાવત કે બંધારણને મોકૂફ રાખી નોમિનેશન પદ્ધતિથી નાનાનાના પ્રત્યાઘાતી રાજદ્વારી પક્ષોના અગ્રણીઓમાંથી પ્રધાનો ચૂંટીને સરકારી તંત્ર ચાલુ રાખત. એ સ્થિતિમાં કોંગ્રેસનું સર્વવ્યાપી દમન એ સરકારી સત્તાનો પ્રધાન કાર્યક્રમ હોત. સત્યાગ્રહની લડતમાં કોંગ્રેસને મળેલી શિકસ્ત તાજી જ હોવાથી કોંગ્રેસ અને પ્રજાને માનસિક 'રિકવરી'ની ઘણી જરૂર હતી. એ વિના આશા ને ઉત્સાહભરી આગેકૂચ ઘણા વખત માટે અશક્ય હતી. અને બંદીવાન પ્રજાઓની સ્વાતંત્ર્યપ્રવૃત્તિની પ્રક્રિયામાં માનસિક તત્ત્વ બહુ અગત્યનો ભાગ ભજવે છે. અમેરિકન સ્વાતંત્ર્ય યુદ્ધ, ઈટલીનો ગઈ સદીનો મુક્તિ સંગ્રામ, આયરિશ ફ્રીડમ મૂવમેન્ટ, ગાઝી મુસ્તફાની સરદારી હેઠળ ટર્કીની જેહાદ અને હિંદમાં અસહકાર ને ના-કરની લડતોમાં મનોવિજ્ઞાનશાસ્ત્રીઓ બંદીવાન જનસમૂહની એકેએક આગેકૂચ કે પિછેહઠમાં માનસિક સ્થિતિએ ભજવેલા ભાગનું ઘણું મહત્ત્વ જોઈ શકશે. છેલ્લી ના-કરની લડત શમી ગયા પછી પ્રજાના માનસમાં વ્યાપી ગયેલ શિકસ્ત વૃત્તિ કે પરાજય ભાવના, – હતોત્સાહ, સામુદાયિક બળની ક્ષીણતા ને કોંગ્રેસ સંગઠનની છિન્નભિન્નતા જોતાં એમ કહી શકાય કે કોઈ પણ રસ્તે માનસિક હારવૃત્તિની લાગણી જનતામાંથી કાઢયા વિના સામુદાયિક રાષ્ટ્રીય ચળવળ કે રાષ્ટ્રીય સંસ્થાની શક્તિનું પુનર્પ્રાગટ્ય અશક્ય હતું. ધારાસભાપ્રવેશ અને અધિકારગ્રહણ પછી આપણે જોઈએ છીએ કે ફરી પાછી જનશક્તિ ઉત્સાહિત થતી જાય છે. આથી ધારાસભાપ્રવેશ કે અધિકારગ્રહણનો માર્ગ સૂચવનાર ગાંધીજી વિશે જરૂર એમ કહી શકાય કે જનમાનસ (Mass Psychology)ના એ મોટા માનસશાસ્ત્રી છે. આથી જ કદાચ લોર્ડ લોધિયને એમને મહાન વ્યવહારુ રાજપુરુષ નહિ કહ્યા હોય ?

## વિરોધોની સમતુલા

જનતાની પુનર્જાગ્રતિ જરૂર કૉંગ્રેસને માટે ભારે લાભપ્રદ છે. પરંતુ એ સાથે જ નવો સામ્રાજ્યવાદ વિરોધમાંથી સામ્રાજ્યસાથ ને સામ્રાજ્ય વિરોધની દ્વિવિધ અને મુશ્કેલ સ્થિતિમાં કૉંગ્રેસ દાખલ થઈ છે. જો પોતે સામ્રાજ્યવાદ વિરોધ છોડી દે તો પક્ષ તરીકે કૉંગ્રેસનું મહત્ત્વ પ્રગતિકારક મધ્યમમાર્ગી પક્ષ જેટલું થઈ જાય. ને એનું પૂર્ણ સ્વરાજનું મિશન વેગળું રહી જાય. જો પોતે નર્યા સામ્રાજ્યવાદ વિરોધને હઠપૂર્વક વળગી રહે તો નવી શાસનસત્તામાં બીજા પક્ષો સત્તા કબજે કરી કૉંગ્રેસને જ છૂંદી નાખે. બીજો રસ્તો આત્મઘાતનો છે, તો પહેલો રસ્તો આત્મદ્રોહનો છે. વિશદ દૃષ્ટિવાળા ને વ્યૂહકુશળ કૉંગ્રેસ રાજપુરુષો આદર્શ અને અસ્તિત્વ બંને જતાં કરી શકે એમ ન હોવાથી એમણે કૉંગ્રેસને માટે નવી નીતિ ઘડી છે, જેમાં સત્તાનાં આસનો પ્રત્યાઘાતી પક્ષોના હાથમાં ન જઈ શકે ને પોતાનો સામ્રાજ્યવાદ વિરોધ અણનમ કે અક્ષત રહે.

### હોદ્દાસ્વીકાર મારફત સામ્રાજ્યવાદવિરોધ શી રીતે જળવાઈ રહે?

આ નોંધની શરૂમાં મેં જણાવ્યું તેમ કૉંગ્રેસ સત્તાવાળા પ્રાંતોમાં પ્રાંતીક અમલદારશાહી સામે લોકોનો રોષ નાબૂદ થવાથી એમની સામ્રાજ્યવાદ વિરોધી લાગણી અમુક અંશે ખૂઠી તો થવાની જ. એનો અર્થ એ થયો કે પ્રજાની લડાયક વૃત્તિ કમી થવાની. હું સમજ્યો છું તે પ્રમાણે હોદ્દાસ્વીકાર વિરોધીઓની આ જ દલીલ હતી. સુધારવાદી નીતિ સક્રિય મહાસભાવાદીઓ અને પ્રજામાં સુધારવાદી માનસ પેદા કરશે. સુધારવાદ ક્રાંતિની તમન્નાની આગ ખૂઝાવી દેશે.

આ દલીલમાં તથ્ય ઘણું છે. છતાં મેં ઉપર જણાવ્યું તેમ, પોતાના અસ્તિત્વને જારી રાખવા કે મજબૂત કરવા માટે હાલની સ્થિતિમાં મહાસભાને માટે હોદ્દાસ્વીકાર વિના બીજો ઈલાજ નહોતો એમ મને લાગે છે. હવે સવાલ એ છે કે હોદ્દાસ્વીકાર થયા છતાં પણ સામ્રાજ્યવાદ વિરોધી માનસની ઉગ્રતા ઠંડી તો ન જ પડે પણ શી રીતે વધારી શકાય? કોઈ પણ રીતે કૉંગ્રેસે પોતાની લડાયક વૃત્તિ અને પ્રજામાં બ્રિટિશરાજ વિરોધી ઉગ્રતા વધે એ રસ્તો કાઢવો જ રહ્યો,—જો એને પોતાના મૂળ મિશનને વફાદાર રહી પોતાની ઐતિહાસિક અગત્યતા સિદ્ધ કરવી હશે તો.

બાકી, રાષ્ટ્રવાદ એ તો આજનું મહાસમર્થ યુગબળ છે. એ એક અનિવાર્ય ઐતિહાસિક ઘટના છે. જગતની યંત્રવાદજનિત સામાજિક વ્યવસ્થામાંથી એનો ઊગમ થયો છે. એ રાષ્ટ્રવાદ સ્વતંત્ર પ્રજાઓમાં ને ગુલામ પ્રજાઓમાં પણ સરખો જ બળવાન થતો જાય છે. સ્વતંત્ર પ્રજાઓના રાષ્ટ્રવાદનું ગમન સામ્રાજ્યવાદ ને ફાસિઝમ તરફ થઈ રહ્યું છે; જ્યારે ગુલામ પ્રજાના રાષ્ટ્રવાદનું સ્વરૂપ સામ્રાજ્યવાદ વિરોધી છે. હિંદમાં બીજા પ્રકારનો રાષ્ટ્રવાદ યુગબળ છે. રાષ્ટ્રીય મહાસભા એનું પ્રચંડ મૂર્ત સ્વરૂપ છે. હોદ્દાસ્વીકારથી એ સ્થિતિમાં ફરક ન પડે એની સાવચેતી જેટલા વધારે પ્રમાણમાં કૉંગ્રેસ લે એટલું વધારે સારું.

તા. ૬-૧૦-૩૭

# કેડી

સુંદરજી ગો. બેટાઈ

જોતાં જોતાં અમને કેડી રે લાધી
વંકાતી જાય આઘી આઘી રે,
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી;
જીવનની ખીણમાં ઝંખાતી રે
એવી એવી અમને કેડી રે લાધી.

વચ્ચે વચ્ચે રે શીળા બાંધ્યા વિસામા
પંથીના થાક પરમાણી રે;
એવી એવી અમને કેડી રે લાધી.

પરબું બેસાડી કોણે મારગના વાંકમાં
તરસ્યાંની આરત જાણી રે?
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.

માંડ્યાં સદાવ્રત કૈંક મહાવ્રતિયે,
આતમને આજ ઊજાણી રે;
એવી એવી અમને કેડી રે લાધી.

પૂરવ-પ્રવાસી કેરી પ્રગટ પનોતી
ભાવિને રહેતી ઉજાસી રે;
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.

કોણ જોગી ને વળી કોણ રે સંસારી?
સહુ કોઈ મારગ-પ્રવાસી રે;
જાગી જાગીને કોઈ ભાગે છે હંસલા,
સૂતા છે કૈંક અભાગી રે;
એવી એવી અમને કેડી રે લાધી.
જીવનની જ્યોતિયે ઝંખાતી રે;
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.

# આપણે ત્રણેય

ગુલાબદાસ બ્રોકર

રમેશના દરેકે દરેક પત્રમાં ઉષા વિષે કંઈ ને કંઈ ઉલ્લેખ તો હોય જ. અને એ ઉલ્લેખ પરથી ઉષા પ્રત્યેની રમેશની મમતા રસિક જોઈ શકતો. રમેશ જેવા રસિક, મોજીલા માણસનું આટલું આટલું મન મેળવનારી ઉષા કેવી હશે તે જાણવાની દરેક પત્ર વાંચતાં રસિકને ઉત્કટ ઇચ્છા થઈ આવતી. અને હવે તો થોડા વખતમાં જ એ ઇચ્છા પાર પડવાની એ જ્ઞાને એને સંતોષ રહેતો.

રમેશ અને રસિકની મૈત્રી વિષે તેમના ગામમાં કોઈક જ નહિ જાણતું હોય. વર્ષો થયાં એ મૈત્રીનો પ્રવાહ અનંત, અખંડિત વહ્યા કરતો હતો. હમણાં બે વર્ષથી રમેશ બનારસ વિદ્યાપીઠમાં ભણવા ગયો હતો અને અમુક કારણોને અંગે રસિકને મુંબઈમાં જ ભણવા રહેવું પડ્યું હતું. બન્ને એકબીજાને નિયમિત પત્રો લખતા અને અવનવા અનુભવોનું વર્ણન કરતા. રસિક રમેશના પત્રોમાંથી છેલ્લા વર્ષેક દિવસથી ગાઢ થયેલી ઉષા સાથેની તેની મૈત્રીનો અનુભવ આનંદિત હૃદયે વાંચી જતો.

એ પત્રોમાંથી ઉષાની અમુક પ્રકારની મૂર્તિ રસિકના હૃદયમાં ઘડાઈ હતી. કોઈ કોઈ વાર રમેશ ઉષા સાથે થયેલી ચર્ચાની વાતો લખતો તે ઉપરથી રસિકને ઉષાના જ્ઞાન સંબંધી તો ખૂબ જ માન પેદા થયું હતું. માઈલો સુધી ચાલવા છતાં ન થાકનાર, પોપની કવિતાની જ નહિ પણ રાજ્યપ્રકરણ અને અર્થકારણની ઊંડી ગૂંચો વિષે વિવિધ પ્રકારની ચર્ચા કરનાર, રમેશના વર્ણન પ્રમાણે તેજસ્વી લાગતી આ છોકરીને જોવા, જાણવા, અને રમેશ સાથે તેની મૈત્રીનો આનંદ માણવા તેનું મન વારેવારે તલપાપડ થતું હતું.

અને એ પ્રસંગ આવવાને હવે તો થોડી જ વાર રહી હતી. આ રજાઓ પૂરી થયા પછી વધુ અભ્યાસ રમેશની સાથે બનારસમાં જ કરવાની છૂટ તે મેળવી શક્યો હતો. હવે તો હરહંમેશ રમેશની સાથે જ રહેવાશે અને ઉષાને પણ મળવાનું થશે એ વિચારે તેનો હર્ષ માતો ન હતો. રમેશને પણ રસિકના આગમનના સમાચારથી અત્યંત આનંદ થયો હતો. તેણે પત્રમાં બની શકે તેટલો આનંદ વ્યક્ત પણ કર્યો હતો. "ઉષા પણ કેવી ખુશી થશે! તારે માટે તો એ કંઈનું કંઈ ધારે છે" તેણે રસિકને લખ્યું હતું.

* * *

અંતે બન્ને મિત્રો બનારસમાં મળ્યા ત્યારે પહેલે જ દિવસે રમેશે રસિક સાથે ઉષાની ઓળખાણ કરાવી. ઉષાને જોઈ રસિક તો આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. તેણે ઉષાને કલ્પી હતી તેના કરતાંય તે વધારે તેજસ્વી, વધારે છટાદાર, વધારે સુંદર લાગતી હતી. જાણે સૂર્યદેવે વ્યોમની ઉષાને જ પૃથ્વી ઉપર રમવા ન મોકલી હોય! તેનું ગોરું તેજસ્વી વદન તેની

આંખોના ઝળકાટથી ઓર ચમકતું. તેની પાતળી છતાં ભરાવદાર દેહલતા તેને અત્યંત ગૌરવ અર્પતી. એક પ્રકારની મોહકતા તેના ચહેરા ઉપર સદૈવ રમતી રહેતી હોય તેવું લાગતું. તેની વાત કરવાની શૈલી પણ મોહક હતી. રસિકને વિષે રમેશદ્વારા તેણે ખૂબખૂબ જાણ્યું હતું. તેમની પહેલી મુલાકાત એને અંગે ગૂંચવાડા ભરેલી ન બની. રમેશ ઉષાનાં જે વખાણ કરતો હતો તે ખોટાં ન હતાં તેમ રસિકને લાગ્યું.

ધીમે ધીમે રસિકનો પણ ઉષા સાથેનો પરિચય વધતો ગયો. બે મટી તે ત્રણ મિત્રો થયાં. અને રસિક રમેશની મૈત્રીનું જે નિર્મળ વહેણ અનંત, અખંડિત વહ્યા કરતું હતું તે તો તેમ જ વહ્યા કર્યું. ઉષાની મૈત્રી રૂપી ત્રીજો પ્રવાહ પણ તેમાં આવી પરમ શાંતિથી મળી ગયો.

રમેશ અને ઉષા રસિકથી આગળના વર્ગમાં હતાં. તેમની બન્નેની મૈત્રી પણ કૉલેજમાંથી જ થઈ હતી. રમેશનો હસમુખો ચહેરો અને રમતિયાળ સ્વભાવ ગમે તેને આકર્ષે તેવા હતા. વળી ટેનિસ તો તે ખૂબ સારું રમતો અને વિદ્યાર્થી તરીકે પણ સારો હતો. ધીમે ધીમે પરિચય પડતાં પડતાં ઉષાની અને તેની મૈત્રી વધતી વધતી આટલી ગાઢ બની હતી.

રમેશની ઉષા પ્રત્યેની મમતા રસિક તેના પત્રોમાં જોઈ શક્યો હતો તેથી પણ અહીં તેને તે વિશેષ જોવા મળી. ઉષાના બોલેબોલ જાણે પી જવા માગતો નહોય તેવી રીતે ઉષા બોલતી ત્યારે તે તેની સામે જોઈ રહેતો. ઉષા અને રસિક કોઈ વાર દલીલે ચડી જાય ત્યારે તે અચૂક ઉષાનો પક્ષ ખેંચતો. ચર્ચામાં કે બીજા કશામાં પણ ઉષાનો વિજય થતાં તે હર્ષથી પ્રફુલ્લિત થઈ જતો. આ મૈત્રી રમેશ પૂરતી તો પ્રણયમાં ફેરવાતી જતી હતી તેમ રસિક જોઈ શક્યો.

અને તેમ થતું હોય તોયે તેમાં કશું વાંધો લેવા યોગ્ય તેને લાગ્યું નહિ. ઉષા જેવી સ્ત્રી તો જેનાં સદ્‌ભાગ્ય હોય તેને જ મળે. વળી રમેશ ઉષાની આટલી આટલી દરકાર કરતો તો ઉષા પણ કંઈ તેના પ્રત્યે બેદરકાર નહોતી. રમેશને જરા પણ માઠું ન લાગી જાય, તેનું દિલ ન દુભાય, તે બધાનું તે બરોબર ધ્યાન રાખતી. અને જ્યારે તે બન્ને વાતોએ ચડ્યાં હોય ત્યારે તેમની આંખોમાં જે પ્રફુલ્લતા આવતી તે રસિક સહર્ષ જોઈ રહેતો.

એમ ને એમ અખૂટ આનંદમાં એ ત્રણ મિત્રોના દિવસો પસાર થતા જતા હતા. રસિક પણ હવે કૉલેજમાં ઠીકઠીક જાણીતો થયો હતો. રમેશ અને રસિકની મૈત્રી અહીં પણ પ્રસિદ્ધ થઈ હતી. ઉષાની મૈત્રી ઇચ્છતા પણ નહિ મેળવી શકતા વિદ્યાર્થીઓ એ ત્રણ જણની ધાલમેલમાંથી કંઈ વિપરીત પરિણામ જરૂર આવશે એમ માનવા લાગે એટલો ઉષા સાથેનો તેનો પરિચય પણ વધી ગયો હતો.

ઉષાની સાથે વાતો કરવી રસિકને બહુ ગમતી. આવી ફૂલ જેવી સુકોમળ સ્ત્રી જગતક્રાન્તિની વાતો કરતી ત્યારે તેની આંખોમાં જે જોમ આવતું તે ખૂબ જ પ્રેરણાદાયી તેને લાગતું. જ્યારે કોઈ કોઈ વાર પોતે તેની ક્રાન્તિની અને એવી એવી વાતોની મશ્કરી કરે ત્યારે અત્યંત મક્કમતાપૂર્વક ટેબલ ઉપર મૂઠી પછાડી, "We will change the face of the world" એમ તે કહે ત્યારે તેની ઝીણી થયેલી આંખો અને લાલચોળ બનેલા કપોલ તેને અજબ સૌંદર્ય અર્પતા. રમેશની નજર ત્યારે એ મુખ ઉપર જ જડાઈ ગઈ હોય તે રસિકથી છાનું નહોતું રહેતું.

હમણાં હમણાં થોડા દિવસથી રમેશ પોતાને કંઇક કહેવા માગે છે પણ વાત ઉચ્ચારતો નથી તેમ રસિકને લાગ્યા કરતું. ઉષાની સાથેના વર્તનમાં પણ રમેશ જરા ઓઝપાતો, અચકાતો હતો તે પણ રસિકના ખ્યાલ બહાર નહોતું રહ્યું. રમેશની આ દશાનું કારણ ઉષા માટેનો તેનો પ્રણય ઉચ્ચારણ માગતો હતો તેમ તે કલ્પી શક્યો, પણ કશું બોલ્યો નહિ. અંતે એક દિવસ તે અને રમેશ આડીઅવળી અનેક વાતો કરતા હતા ત્યાં ઓચિંતાં જ રમેશ બોલી ઊઠ્યોઃ

"રસિક, મારે તને એક વાત કહેવી છે."

"શી?" રસિકે આતુરતાથી પૂછ્યું.

બેચાર મિનિટ રમેશ મૂંગો બેસી રહ્યો. અત્યંત આતુરતાપૂર્વક રસિક તેની સામે જોઈ રહ્યો. અંતે રમેશે ધીમા સ્વરે કહ્યુંઃ

"મને લાગે છે કે હું ઉષાને પરણી જઈશ."

"પણ......પણ ઉષા કબૂલ થશે?" રસિકે થોડી વાર રહીને પૂછ્યું.

"તું જોતો નથી—જોઈ શકતો નથી—મને તે કેટલી ચહાય છે તે? એ પ્રશ્ન તો રહેતો જ નથી." એ પ્રશ્નથી જ જાણે દુઃખ થયું હોય તેવા અવાજે રમેશે કહ્યું.

જો એમ થાય તો એના જેવું ઉત્તમ બીજું કશું નહોતું. ઉષા જેવી સ્ત્રી પત્ની તરીકે મળે એનાથી બીજું કયું વધારે મોટું સદ્ભાગ્ય હોય? અને ઉષાને પણ રમેશ જેવો બીજો કયો પતિ મળવાનો હતો? વગેરે અનેક વાતોથી રસિકે આ વાત સાંભળી પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યો. ઉષાની સાથે જ આ વાત કરી જેમ બને તેમ જલદી નક્કી કરી લેવા તેણે રમેશને સૂચના પણ આપી.

"શુભસ્ય શીઘ્રમ્. આવી વાતોમાં ઢીલ કરવી સારી નહિ." તેણે અંતે કહ્યું.

આનંદથી ભર્યા હૃદયે બન્ને મિત્રો તે રાત્રે છૂટા પડ્યા.

* * *

એ વાતને પણ અમુક સમય વીતી ગયો. આજ કહીશ, કાલે કહીશ, ઉતાવળ શી છે, વગેરે વિચારો કરતો રમેશ ઉષાને હજી સુધી પોતાના પ્રણયની કે એ પ્રણયને લગ્નમાં મૂર્ત સ્વરૂપ આપવાની વાત નહોતો કરી શક્યો. તેને ખાતરી જ હતી કે ઉષા તે વાત સત્કારવાની જ. ઉષાનાં માતાપિતા પણ એકદમ અર્વાચીન વિચારનાં હતાં, અને પુત્રીની ઇચ્છાને નકારે એમ નહોતાં જ. અને નકારે તોયે ઉષા ક્યાં એમ હારી જાય તેવી હતી! તે તો પોતાનું ધાર્યું જ કરવાની એ વિષે રમેશને ખાતરી હતી એટલે તે નિશ્ચિંત હતો. રસિક તેને કોઈ કોઈ વાર ઉષા સાથે મળી એ વાત નક્કી કરી લેવાની યાદી આપતો પણ રમેશ ઉતાવળની બિનઉપયોગિતા બતાવી એ વાતને પાછી ઠેલતો. ઉષાને અને રમેશને એકબીજા સાથે એકાંતમાં વાત કરવાની તક મળે એટલા ખાતર રસિક કે ને કે બહાને ઘણી વાર એકલો પડી જતો, પણ રમેશ એ વાત ઉચ્ચારતો જ નહિ.

દરમિયાન રસિકની ઉષા સાથેની મૈત્રી પણ ગાઢ બની હતી. રસિક હોંશિયાર વિદ્યાર્થી હતો. જગતના વહેતા પ્રવાહોનો તે બારીકાઈથી અભ્યાસ કરતો અને પોતાનાં અનુમાનો બાંધતો. રમેશની સરખામણીમાં જરા પાતળો લાગવા છતાં ને તંદુરસ્ત નહોતો તેમ નહોતું. મંદ સ્મિત કરતો કરતો ચર્ચામાં ભાગ લેવા જ્યારે તે કૉલેજના ચર્ચામંડળના ટેબલ પાસે

જતો ત્યારે બધી આંખો તેના તરફ ખેંચાઈ રહેતી. અને અસ્ખલિત વહેતો તેનો વાણીનો પ્રવાહ વિરોધીને પણ એકવાર પોતાના પક્ષના સત્ય વિષે શંકા ઉપજાવતો.

કોણ જાણે કેમ પણ રસિકને લાગ્યા કરતું હતું કે રમેશ ઉષા સાથે આ બાબત કૈં જલદી નક્કી કરી નાખે તો સારું. તેણે રમેશને વારંવાર એ બાબત કહ્યું પણ હતું પણ એ તો કૈં દાદ નહોતો દેતો. વિચાર કરીને તેણે અંતે નક્કી કર્યું કે રમેશ ન બોલે તો કાંઈ નહિ પોતે જ ઉષાને કાને એ વાત નાખવી.

રમેશ ઘણીવાર ટેનિસ રમવામાં કે એવા કશામાં ગૂંથાયો હોય ત્યારે રસિક અને ઉષા બન્ને સાથે ફરવા જતાં. ત્યારે તે લોકો ભાતભાતની વાત કરતાં. ઉષાની વાતો કરવાની ધગશ ઘણી વાર રસિકને રમૂજ ઉપજાવતી, અને તે હસતે ચહેરે તેની સામું જોઈ રહેતો. એવે વખતે કોઈ કોઈ વાર બે ચાર પળ માટે જ ઉષા તેની સામે જે રીતે જોઈ રહેતી તે રીતથી રસિકને વિસ્મય પેદા થતો, ભય લાગતો. એ નજરનો અર્થ તે નહોતો સમજી શકતો.

આજે પણ રમેશ આવી શકે તેમ નહોતો. વાતોમાં ને વાતોમાં રસિક તથા ઉષા ખૂબ લાંબે સુધી ચાલી ગયાં હતાં. આજે ઉષા ખૂબ વાતે ચડી હતી. રશિયન ક્રાન્તિ અને ફ્રેંચ ક્રાન્તિ, ગાંધી અને નહેરુ, સત્યાગ્રહ અને અહિંસા, એવા અનેક વિષયો તે ડહોળી રહી હતી. રસિકની રમૂજવૃત્તિ ઉત્તેજિત થઈ આવી અને એ રીતે પોતે નિશ્ચય કર્યો હતો તે વાત પણ થઈ શકશે તેમ તેને લાગ્યું.

ઉષા તો પોતાના આવેશમાં અને મતવ્યના વેગમાં તણાઈ જઈ બોલતી જતી હતી. ત્યાં ઓચિંતાં જ હસતાં હસતાં રસિકે કહ્યું:

"એ બધું તો ઠીક છે, ઉષા, પણ મારી તો સલાહ છે કે કોઈ સારા માણસને શોધી આ બધી વાતો છોડી તારે પરણી જવું જોઈએ."

ઉષા પળવાર તો વાતના આ નવીન દિશાના વહનથી ક્ષુબ્ધ બની ,ગઈ, શાંત બની ગઈ. પછી જે દૃષ્ટિ રસિકને વિસ્મય ઉપજાવતી, ભય પમાડતી, તે દૃષ્ટિથી થોડી પળો સુધી તે રસિકની સામે જોઈ રહી. રસિકને એ નજરનો આ વખતે તો ખરેખરો ભય લાગ્યો. અંતે તેના તરફથી પોતાની નજર ખેંચી લઈ તે બોલ્યો:

"મારી સામે એમ જોયે શું રાખે છે? હું સાચું કહું છું."

"કહ્યું સાચું તેં! અને એવો કોઈ માણસ મળી જવો જોઈએ ના? અને મળી જાય તો—" ફરી પાછા આ બોલતાં ઉષાની દૃષ્ટિમાં જે ભાવથી રસિક ભય પામતો એ ભાવો ઉભરાયા. રસિકની સામે જ નજર સ્થિર રાખી તેણે વાક્ય પૂરું કર્યું: "તેની ઇચ્છા દેખાવી જોઈએ ના?"

એના બોલવાનો અને એની દૃષ્ટિનો કશો અર્થ રસિક ન સમજી શક્યો. તે પોતા સામે જે રીતે જોતી હતી તેનો અર્થ શો? અને આટલું આટલું સાથે હરીફરી છતાં રમેશની તેને મેળવવાની ઇચ્છાની તેને ખબર નહિ પડી હોય? રસિકે તો આજે એ વાત સ્પષ્ટ કરી નાખવાનો નિશ્ચય કર્યો.

"તને એવો માણસ ન જડતો હોય તો હું શોધી આપું," તેણે હસતાં હસતાં કહ્યું. "અને 'શ્રીયા દુરાપઃ કથમીપ્સિતો ભવેત્?' તારી જ જો ઇચ્છા હશે તો કોણ તને ના પાડી શકે એમ છે?"

"ખરેખર? હું જેને પતિ તરીકે ઈચ્છું એ મને ના ન પાડે એમ તું ધારે છે, રસિક?" ઉષાએ ઉત્કંઠાથી પૂછયું.

"હું તો કોઈ એવો અભાગી કલ્પી શકતો નથી" રસિકે કહ્યું. ફરી પાછી તેની નજર ઉષાની આંખો સામે પડતાં તેણે પેલા વિફળ ભાવો તેમાં ઉભરાતા જોયા. તે આંખોમાં અત્યારે પ્રફુલ્લતા વ્યાપી હતી, અને રસિકને વિસ્મય અને ભય પમાડતું બળ અત્યંત વધી ગયું હતું.

વાત આડી ફંટાઈ હતી તેમ રસિકને લાગ્યું. તેણે હવે ઝાઝી ચર્ચામાં ઊતર્યા સિવાય સીધેસીધા મુદ્દા ઉપર આવવું વધારે પસંદ કર્યું. તેણે કહ્યું:

"અને ઉષા, તારે ક્યાં પતિ શોધવા લાંબે જવું પડે એમ છે?"

"હું પણ એ જ વિચાર કરતી હતી" ઉષાએ કહ્યું.

"એમ કે? ત્યારે તો ખૂબ જ સરસ. અને રમેશને તારા ઉપર કેટલો પ્રેમ છે એ હું ક્યાં નથી જાણતો? તમારો બન્નેની જોડી તો ભલભલાને ઈર્ષ્યા પમાડે એવી થાય હોં!"

હર્ષભર્યા નયને તેણે ઉષા સામે જોયું. જાણે મૂઢ બની ગઈ હોય, કશું સમજી ન શકી હોય તેવી રીતે ઉષા તેની સામું જોઈ રહી. શું રસિક પોતાની મજાક કરતો હતો? આવી બાબતમાં મશ્કરીને સ્થાન હોય ખરું? અને રમેશનો તો તેણે કોઈ દિવસ પતિ તરીકે ખ્યાલ પણ નહોતો કર્યો. એ દૃષ્ટિએ તેણે પોતાની મૈત્રીને કદાપિ જોઈ નહોતી. તેની આંખો નીચી ઢળી ગઈ. કશું બોલ્યા વિના તે આગળ ચાલવા લાગી.

રસિક આ ઓચિંતા ફેરફારનું રહસ્ય ન સમજી શક્યો. હજી હમણાં જ તો તે કહેતી હતી કે પોતે પણ એ જ વિચાર કરતી હતી અને ઘડીક વારમાં શું થયું? થોડી વાર તો તે પણ મૂંગેમૂંગો ઉષા સાથે ચાલવા લાગ્યો. પણ અંતે તેનાથી ન રહેવાયું. તેણે પૂછી જોયું:

"કેમ ઉષા, આમ મૂંગી કેમ થઈ ગઈ?"

"ના, કૈં નહિ." ઉષા માત્ર એટલું જ બોલી.

ફરી પાછાં તેમનાં પગલાં જ નીરવ શાંતિનો ભંગ કરી રહ્યાં.

ઉષાની શાંતિ રસિકને મૂંઝવી રહી. તેણે ફરી પાછો પ્રશ્ન કર્યો:

"શું થયું ઉષા? મને નહિ કહે?"

"તને શું કહું? કૈં સમજતો જ નથી ને!"

ઉષા શું કહેવા માગતી હતી તે કૈં સમજાતું નહોતું. મૌન તેને માટે અસહ્ય બનતું હતું. ઉષા ન બોલે તો કાંઈ નહિ પણ પોતે તો વાતો કર્યે જ રાખવી એમ તેને ઠીક લાગ્યું. તેણે રમેશ વિષે જાતજાતની વાતો કરવા માંડી. રમેશ ઉષાને કેટલી ચહાતો હતો, તેને માટે એને કેટલી ઝંખના હતી, તેની મૈત્રીની એને મન કેટલી કિંમત હતી, વગેરે બધું તેણે ખૂબ જ વિગતે કહેવા માંડ્યું. અને જો ખરું પૂછો તો રમેશ જેવો જીવનસાથી ઉષાને કે કોઈ પણ બીજીને મળે એ કૈં એનું ઓછું સદ્ભાગ્ય ન કહેવાય. એ કેવો સરસ હતો, કેવો બુદ્ધિશાળી હતો, કેવો તંદુરસ્ત હતો! કેટકેટલી છોકરીઓ તેના તરફ આકર્ષાતી!

ઉષા શાંતિથી બધું સાંભળી રહી. તેના તરફથી એક શબ્દનું પણ પ્રોત્સાહન ન મળવાથી રસિક ક્ષોભ પામતો જતો હતો; છતાં તે બોલ્યે તો રાખતો જ હતો. ઉષાને અને રમેશને લગ્નથી જોડાયેલાં જોતાં પોતાને પણ કેટલો આનંદ થાય!

"પણ તું સમજતો જ નથી," અંતે ઉષા બોલી ઊઠી. "રમેશનો મેં એ દૃષ્ટિથી કોઈ દિવસ વિચાર જ કર્યો નથી. તેને તો મેં મિત્ર તરીકે જ જોયો છે, કલ્પ્યો છે. એવી વાત નહિ કરતો."

આ સાંભળી રસિકને અત્યંત આશ્ચર્ય થયું. રમેશને જરાય માઠું ન લાગી જાય, તે જરા પણ ન દુભાય, તેની આટઆટલી ચીવટ રાખનારી, તેની સાથે વાતો કરતાં આટલી પ્રફુલ્લિત થનારી ઉષામાં એ પ્રફુલ્લતા પ્રણયની નહોતી?

"પણ તું તો એનું કેટલુ ધ્યાન રાખે છે? તેને જરાપણ માઠું ન લાગે એની કેટલી કાળજી રાખે છે? એ બધાનો અર્થ શો?" રસિકે પૂછ્યું.

"તે તો તું પણ ક્યાં નથી રાખતો? મિત્ર તો મિત્રનું ધ્યાન રાખે જ ના? પણ લગ્ન? એ દૃષ્ટિથી મેં રમેશ વિષે વિચાર જ નથી કર્યો." ઉષાએ કહ્યું.

"એ વસ્તુ જ અસંભવિત છે." પળવાર પછી ઉષાએ મક્કમતાથી કહ્યું.

બન્ને પાછાં મૂંગાં મૂંગાં ચાલવા લાગ્યાં. રસિક ઉષાના ચહેરા સામે વારંવાર જોઈ લેતો હતો. તેના હૃદયમાં જબરજસ્ત ગડમથલ ચાલતી હોય તેમ લાગતું હતું. અમુક સમય એમ ને એમ ગયા પછી ઉષા જાણે કશાક નિશ્ચય પર આવી હોય તેવી રીતે રસિક સામે જોઈ ચાલતાં અટકી જઈ તેણે કહ્યું:

"મને લાગે છે કે જો હું પરણવા ઇચ્છું તો એક જ માણસને પરણું. બીજા કોઈને નહિ."

રસિકને કુતૂહલ થયું. રમેશને એ પરણવા ઇચ્છતી નહોતી. બીજા કોઈની સાથે એને એવી ગાઢ મૈત્રી હોય જેનો લગ્નમાં પરિણમવાનો સંભવ બને તેવી કોઈ મૈત્રીનો પોતાને ખ્યાલ નહોતો. સ્વાભાવિક જિજ્ઞાસાથી તેણે પૂછી દીધું:

"કોને?"

ઉષાએ પેલી વેધક દૃષ્ટિ તેના મુખ પર ફેરવી. હંમેશ કરતાં કંઈ વધુ ભાવો આજે તેમાં ભર્યા હોય તેવું રસિકને લાગ્યું. ધીમેધીમે, અત્યંત મૃદુતાપૂર્વક છતાં અત્યંત સ્પષ્ટતાથી તે બોલી:

"તને!"

રસિકને માથે વીજળી પડી હોય તેમ તેને લાગ્યું. જાણે જમીનમાં સીધો ને સીધો જડાઈ ગયો હોય તેવી રીતે તે ઊભો હતો ત્યાં જ થંભી ગયો. બાઘા જેમ તે ઉષાની સામે થોડી વાર સુધી જોઈ રહ્યો. ઉષા પણ તેના દેખાવના આ પરિવર્તનથી દિઙ્મૂઢ બની ગઈ. જાણે કશી ભયંકર વસ્તુ બની ગઈ હોય તેવો ભાવ ધીમે ધીમે રસિકના મુખ ઉપર આવ્યો. કશું બોલ્યા વિના તે આગળ ચાલ્યો. ઉષા પણ ચાલી. શું બોલવું તેની ઉષાને સૂઝ પડી નહિ. આવો ભયંકર આઘાત રસિકને શાથી થયો હશે તે પણ તે સમજી શકી નહિ.

"એ વસ્તુ અસંભવિત છે, ઉષા!" છૂટાં પડતી વખતે તે માત્ર એટલું જ બોલ્યો.

* * *

આ વસ્તુના આવા પરિવર્તનથી રસિકના હૃદયમાં મહામંથનો આવ્યાં. જે સ્થિતિ તેણે કલ્પી નહોતી, ઇચ્છી નહોતી, અરે જેનો ખ્યાલ સરખો પણ નહોતો કર્યો, તે સ્થિતિ

તેની સામે આવીને ઊભી રહેતાં તે ખૂબ જ મૂંઝાયો. આનો ઉપાય શો ? પોતાનો પરમ મિત્ર, જેને પોતે સગાભાઈથી પણ વધારે પ્રેમથી ચહાયો હતો, તેના માર્ગમાં પોતે જ આમ અંતરાય રૂપ થઈ પડે એ વસ્તુસ્થિતિ અસહ્ય હતી. વળી જ્યારે એને ખબર પડે કે જેને તે પોતાની જ માની બેઠો હતો તે સ્ત્રી પોતાને નકારી રસિકને પરણવા ઇચ્છે છે ત્યારે તેને કેટલું ભયંકર દુઃખ થાય, કેટલો સખત આઘાત લાગે ? અને ઉષાને તો પોતે એક મિત્ર સિવાય બીજી કોઈ પણ દૃષ્ટિથી વિચાર કર્યો હોય તો તે રમેશની પત્ની તરીકે જ. આવું બનશે એમ પોતે ધાર્યું હોત તો રમેશના જીવનમાં આ મોટો ઉત્કાપાત કરવા અહીં આવત જ શા સારું ? અને ગમે એટલો વિચાર કરવા છતાં રમેશ જેવા સર્વ દિશામાં પ્રગતિ કરી રહેલા માણસને છોડીને પોતા જેવા માત્ર વાતોડિયા અને ઊંધું માથું ઘાલી વાંચનારા જ માણસને ઉષાએ કેમ પસંદ કર્યો હશે તે પણ તે ન સમજી શક્યો. આ કોકડાનો ઉકેલ કેમ કરવો તે તેને કોઈ રીતે સૂઝયું નહિ. અંતે તેણે નક્કી કર્યું કે ગમે તેમ થાય તો પણ રમેશથી આ બાબતમાં પડદો રાખવો નહિ અને ખુલ્લા દિલથી જે બન્યું હતું તે બધું પોતે રમેશને કહી દેવું.

* * *

તે દિવસથી રસિકનું વર્તન જ બદલાઈ ગયું. તે ગમે તેટલું કરે તોયે ઉષાની હાજરીમાં તે પહેલાં જેટલો નિખાલસ નહોતો થઈ શકતો. કંઈક ગૂંચવણ, કંઈક ગભરામણ તેને થતી હોય તેમ લાગતું. રમેશને રસિકના વર્તનનો ફેરફાર નહોતો સમજાતો. ઘણીવાર તે તેનું કારણ તેને પૂછી જોતો. પોતાના નિશ્ચય પ્રમાણે રમેશને બધી વાત જણાવી દેવાનો રસિક ખૂબ જ યત્ન કરતો છતાં વાત તેના મોંથી તે ઉચ્ચારી શકતો જ નહિ.

કોઈ કોઈ વાર એથી મૂંઝાઈ રમેશ ઉષાને પૂછી જોતો:

"ઉષા, રસિકને આ એચિંતું શું થઈ ગયું છે તે મને નથી સમજાતું. તું કંઈ સમજી શકે છે ?"

ઉષા રસિક સામે જોતી. રસિક માથું ઢાળી દેતો. ઉષા માત્ર ખભા હલાવી કશું ન સમજાયાનું સૂચન કરતી.

પણ આમ ને આમ દિવસો વહ્યા જાય એ રસિકને ઠીક નહોતું લાગતું. રમેશ પણ દિનપ્રતિદિન વધારે ને વધારે અધીરો બનતો જતો હતો. અંતે રસિકે એક દિવસ બધી હિંમત એકઠી કરી જે બની હતી તે બધી વાત રમેશને કહી દીધી. વસ્તુના આવા અણધાર્યા, અકલ્પ્ય, અનિશ્ચિત પરિવર્તનથી પોતાને કેટલું દુઃખ થયું હતું તે પણ કહ્યું.

રમેશ મૂંગેમૂંગો બધું સાંભળી રહ્યો. એક શબ્દ પણ તે બોલ્યો નહિ. વાત પૂરી થયા પછી જાણે કે પ્રશ્ન પૂછયો હોય અને તેના જવાબની આશા રાખતો હોય તેવી દૃષ્ટિથી રસિકે તેની સામે જોયું. પણ એ આંખો જાણે નિશ્ચલ બની ગઈ હોય, જાણે ભાવશૂન્ય થઈ ગઈ હોય તેમ રસિકને લાગ્યું. ફરી પાછો તે પોતાના દુઃખની અને પોતાની શરમની, પોતાના પરમમિત્રના માર્ગમાં પોતે જ કંટક બન્યો હોય એ ભાનના ત્રાસની વાતો કરવા માંડયો. પણ રમેશ તો મૂંગો જ રહ્યો.

એક ઊંડો નિશ્વાસ નાખી તે રસિકથી છૂટો પડયો.

* *

રમેશને ખૂબ ખૂબ વિચારો આવ્યા. જે વિશે પોતાને કશી શંકા નહોતી, કશો ભય નહોતો, એવું કંઈક બની ગયું હતું. તેના જીવનના વાદ્યતંત્રના તારો જાણે કે કોઈએ એકદમ એકી સાથે ખેંચી તોડી નાખ્યા હોય તેમ તેને લાગ્યું. આટઆટલી ગાઢ મૈત્રી પછી પણ પોતે ઉષાને ઓળખી નહોતો શક્યો ? અને રસિકને પણ ન જ ઓળખ્યો ના ? ગમે તેટલો વિચાર કરે, ગમે તેટલો રસિકને દોષમુક્ત કલ્પવાનો પોતે પ્રયત્ન કરે છતાં એક વિચાર તો રમેશના મગજમાંથી ખસતો જ નહોતો. રસિક સત્યમયતાથી વાત કરવા આવ્યો એ પોતાનું કામ કાઢવા અને ભલો ભલો દેખાઈ પોતાના હાથમાંથી ઉષાને ખેંચી જવા માટે જ, તેમ તો તેને ગમે તેટલા એ વિચાર ઉપર ન આવવાના પ્રયત્ન કર્યા છતાં લાગતું હતું જ. અને પોતે તેને પરમમિત્ર ગણી હૃદયની વાત કહી તેનું આ પરિણામ આવ્યું !

રમેશની કલ્પના પ્રબળ બની. રસિક અને ઉષા વચ્ચે અનેક પ્રસંગોની તે કલ્પના કરી રહ્યો. પોતે જ્યારે અમુક કામમાં ગુંથાયેલો હોઈ એ બન્ને એકલાં જતાં હશે ત્યારે કેવી કેવી વાતો કરતાં હશે, કેવી કેવી ચેષ્ટાઓ કરતાં હશે ? અને પોતે જ વગર કારણે ગુંથાયેલો રહી આવી રીતે ઉષાને વશ કરી લેવાની રસિકને તક આપી હતી. કેવી ભયંકર દશા હતી ! તે એ વિચાર જ સહન નહોતો કરી શકતો. બે હાથમાં માથું દબાવી નિશ્ચેષ્ટ, શાંત, તે આ વિચારનું આક્રમણ આવતાં પડી રહેતો. એ તો બધો દંભ હતો. રસિક ભલે ને કહે કે પોતે સાવ નિર્દોષ હતો, અને ઉષાને પોતે પરણવાનો નહિ જ, પણ એ બધી તો જાળ માત્ર હતી. બેચાર મહિને વાત ભૂલાઈ જતાં અને પોતે પણ રસિકને ઉદારતાથી રજા આપતાં એ જરૂર ઉષાને પરણવાનો જ. એ ઉદારતાની આશાથી તો રસિકે આ બધી જાળ વણી કાઢી હતી તેમ તેને લાગ્યું.

બેચાર દિવસ સુધી તો તે પોતાની ઓરડીમાંથી બહાર ન નીકળ્યો. અનેક દૃષ્ટિએ તે આ પ્રશ્નને વિચારી ગયો. આટલો આટલો સ્નેહ ધરાવતાં છતાં પોતાનો સ્નેહ ન જાણી શકી કે બદલામાં પોતાનો સ્નેહ ન આપી શકી તે માટે ઉષા તરફ તેને અણગમો આવ્યો, *પણ તેમાં તેનો દોષ રમેશને ન દેખાયો. પતિ તરીકે એક સ્ત્રી કોઈને ન જ ચાહી શકે તો* તેમાં તેનો શો દોષ ? અને રસિક ? તેણે ઉષાને રીઝવી લેવા શા શા ઉપાયો કર્યા હશે તે કોને ખબર હતી ?

રસિક પણ રમેશના આ મૌનથી બહુ જ મૂંઝાયો હતો. રમેશને ખૂબ જ દુઃખ થશે તે વિષે તેને શંકા નહોતી, પણ તે સાવ આમ મૂક બની જશે તેમ તો તેણે ધાર્યું જ નહોતું. કદાચ પોતાને તેણે દોષિત માન્યો હશે તો ? તેને વિચાર આવતો અને તેથી રમેશ ચારચાર દિવસ સુધી ન દેખાવા છતાં તે તેની પાસે જવાની હિંમત ન કરી શકયો.

પરીક્ષા નજીક જ હતી. રમેશનું મન તેમાં ખાસ ચોંટયું નહિ. કૉલેજમાં ખરાબ ન લાગે અને લોકો આડીઅવળી વાતો ન કરે એટલા ખાતર તે રસિક સાથે ઉપર ઉપરથી તો સંબંધ રાખવા લાગ્યો, પણ રસિક જોઈ શકયો કે બધો દોષ પોતાને માથે જ ઢળવાઈ ગયો છે. એક બે વખત તેણે પોતાનો બચાવ કરવાના પ્રયત્ન કર્યા પણ તેમાં તે સાવ નિષ્ફળ ગયો. રમેશની આંખોમાં રહેલો અવિશ્વાસ તેની વાતને આગળ વધવા જ દેતો નહોતો.

આ સ્થિતિ રસિક માટે અસહ્ય બનતી જતી હતી. તેણે પોતાનો નિશ્ચય કરી લીધો. પરીક્ષા પૂરી થતાં રમેશને કે ઉષાને કંઈ પણ ખબર આપ્યા સિવાય તે ચાલી ગયો !

* * *

એ વાતને પણ ચારેક વર્ષ વીતી ગયાં. એ ચાર વર્ષમાં તો દેશમાં દાવાનળ સળગી ગયો હતો. સત્યાગ્રહનું પ્રબળ મોજું દેશ ઉપર ફરી વળ્યું હતું, અને હજારો યુવાન યુવતીઓએ યથાશક્તિ તેમાં ભોગ આપ્યો હતો. બધું શાંત બનતાં મુંબઈમાં કૉંગ્રેસનું અધિવેશન ભરવું શક્ય બન્યું હતું. દેશના ચારે ખૂણામાંથી હજારો માણસો તેમાં ભાગ લેવા આવી પહોંચ્યા હતા.

પહેલે જ દિવસે અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠકમાં ચર્ચા ચાલતી હતી ત્યારે એક જુવાન દાખલ થવા પોતાનો પાસ સ્વયંસેવિકાને આપતો હતો ત્યાં જ તેની નજર બીજી બાજુથી દાખલ થતા બીજા જુવાન ઉપર પડી. પેલાની નજર પણ તેની સામે પડી. બન્ને એકબીજાની સામે જોઈ રહ્યા.

"કોણ રસિક ?" પેલાથી બોલાઈ ગયું.

"રમેશ ?" રસિકે પણ ઉત્સુકતાથી પૂછ્યું.

બન્ને એકબીજાની નજદીક આવ્યા. રસિકના લાંબાવેલા હાથને વિના સંકોચે રમેશે પોતાના હાથમાં લઈ લીધો. આટલાં વર્ષોનાં વિયોગે અને એ દરમિયાન મળેલા જ્ઞાને રસિક સામેનો તેનો વિરોધ શમાવી દીધો હતો. બન્ને જ્યાં ઓછામાં ઓછા માણસો ગોઠવાયા હતા એવા ભાગમાં ગયા અને બધાથી દૂર બેસી વાતો કરવા લાગ્યા.

રસિકને રમેશમાં કંઈ અજબ પરિવર્તન થઈ ગયું હોય તેમ લાગ્યું. હસીહસીને તે વાતો કરતો હતો છતાં તેના હૃદયમાં કંઈ ગૂંચવાટ હોય, પોતે કંઈક શરમાતો હોય, અને એ ગૂંચવાટને અને એ શરમને ઢાંકવા માટે જ આ વધુ પડતા હાસ્યનો અને આનંદનો દેખાવ કરી રહ્યો હોય તેમ રસિકને લાગ્યું. રસિકને ખાતરી જ હતી કે પોતે જુદો પડ્યા પછી અને એ રીતે પોતા પ્રત્યેનું ઉષાનું આકર્ષણ ઘસાઈ જવાથી રમેશ અને ઉષાનો માર્ગ સરળ બન્યો હશે, અને તે બન્ને પતિપત્ની બન્યાં હશે. તેમના માર્ગમાંથી હંમેશ માટે અદૃશ્ય થઈ જવાની વૃત્તિથી તો પોતે એ બાબતની જરા પણ તપાસ કરી નહોતી કે તેમને પોતા વિષે કંઈ પણ ખબર મળે એવી જગ્યાએ પોતે રહ્યો નહોતો. પણ અત્યારે રમેશને જોતાં તેને ભૂતકાળ સાંભર્યો, ઉષા સાંભરી. તેને વિષે રમેશને પૂછી લેવાનું તેને મન થયું અને વાતવાતમાં પૂછી પણ લીધું.

"ઉષા ક્યાં છે? તે અહીં આવી...આવ્યાં છે કે નહિ ?"

"આવી છે ના. અહીં આટલામાં જ હશે." રમેશે જવાબ આપ્યો.

રસિકનો બીજો પ્રશ્ન શો આવે છે તે જાણવા ઉત્સુકતાથી રમેશ તેની સામે જોઈ રહ્યો. તેને એ જ સંબંધમાં રસિક સાથે ખૂબખૂબ વાતો કરવી હતી, પણ હિંમત નહોતી ઊપડતી. રસિકનો એક વધુ પ્રશ્ન આવે તો પોતે દિલ ખોલી બધી વાત કરી દે. અને ત્યાં જ રસિકનો પ્રશ્ન આવ્યો:

"ઉષા કેમ છે? તમારો સંસાર સુખી નીવડયો હશે ?"

રમેશ હસી પડ્યો. રસિક ગૂંચવાયો. પોતે તેના માર્ગમાંથી સાવ ખસી જઈ તેનો

માર્ગે સરળ કરી આપ્યો હતો છતાં રમેશને પોતા સામે હસવું સઝતું હતું ! તેને ખૂબ દુઃખ થતું હોય તેવા ભાવ તેના મોં ઉપર તરી આવ્યા. રમેશે તે જોયું, અને તરત જ તેણે કહ્યું:

"ઉષા મને શાની પરણે? એ તો તને જ ચહાતી હતી ને ?"

રસિક કૈં ન બોલ્યો, કૈં ન સમજ્યો. પ્રશ્ન પૂછતો હોય તેવી દૃષ્ટિથી તે રમેશ સામે જોઈ જ રહ્યો.

બન્ને મિત્રો એકબીજા સાથે વાતમાં એટલા ઓતપ્રોત થઈ ગયા હતા કે સભામાં શું ચાલતું હતું તેનું તેમને ભાન નહોતું રહ્યું. રાજાજીના સરસ ભાષણમાં તે લોકો પોતાની વાતચીતથી દખલ કરતા હતા તેથી ત્યાં બેઠેલા થોડા માણસોની નજર તેમના તરફ દોરવાઈ હતી તે તરફ ઓચિંતું રમેશનું ધ્યાન ગયું. તેણે રસિકને કહ્યું:

"ચાલ મારા તંબૂમાં. ત્યાં જઈ આપણે નિરાંતે બધી વાતો કરશું."

બન્ને રમેશના તંબૂમાં ગયા. ત્યાં રમેશે રસિકના ગયા પછીની બધી વાત તેને કહી. રસિક પલટાતા જતા ભાવોથી તે વાત સાંભળી રહ્યો. તેણે કહ્યું કે તે તો રસિકને જ ગુનેગાર ગણતો હતો. રસિક બનારસથી ચાલ્યો ગયો તેથી તેને દુઃખ તો થયું, પણ પોતે કરેલો દોષ પકડાઈ જતાં હવે નિર્દોષ દેખાવાની આ બધી બાજી રસિક રમતો હતો તેમ તો તેને જરૂર લાગ્યું. પણ ઉષા તો રસિકના ગયા પછી સાવ બદલાઈ જ ગઈ. રમેશ તેને ગમે તેટલો બોલાવે, ચલાવે, પણ તે આનંદમાં આવતી જ નહોતી.

એમ ને એમ છએક મહિના નીકળી ગયા. રસિકના તો કૈં સમાચાર જ નહોતા. ઉષા પ્રત્યેનો રમેશનો પ્રેમ એવો ને એવો જ હતો. ઉષા પણ ધીમેધીમે આનંદમાં આવતી જતી હતી. રમેશ અને ઉષા હંમેશાં સાથે ફરવા જતાં હતાં. રમેશ હંમેશાં લગ્ન માટે માગણી કરવાના પ્રસંગની રાહ જોતો હતો.

એક દિવસ એવો પ્રસંગ મળી ગયો. તેમની કોલેજમાં એક અંગ્રેજ વિદ્વાનનું ભાષણ ગોઠવાયું હતું. બર્ન્સનાં અને બ્રાઉનિંગનાં પ્રણય કાવ્યો વિષે તેણે સુંદર વિવેચન કર્યું. ભાષણ પૂરું થતાં હંમેશની રીત પ્રમાણે ઉષા અને રમેશ સાથે ફરવા નીકળ્યાં.

રસ્તામાં પેલા કવિ અને તેણે ચર્ચેલાં કાવ્યો વિષે તેમને ચર્ચા થઈ. વાતોના ઉત્સાહમાં જ રમેશે ઉષાને કહ્યું:

"એ કવિઓએ તો કાવ્યમાં દોર્યા છે તેવા ભાવો અનુભવ્યા હોય કે ન હોય, પણ હું તો તારી પ્રત્યે એથી પણ વધારે કોમળ ભાવો અનુભવું છું, ઉષા!"

"એ મને આજની ખબર નથી" ઉષાએ શાંતિથી કહ્યું. તેના ચહેરા ઉપર મક્કમતા દેખાઈ.

તેની શાંતિથી રમેશ મૂંઝાયો છતાં આ તકનો પૂરતો ઉપયોગ કરી લેવાની વૃત્તિ તે રોકી ન શક્યો.

"પણ તો તું કેમ આમ નિર્લેપ જેવી રહે છે? આપણે બેને બદલે એક ન બની શકીએ?"

તેણે આમ કહી ઉષાની સામે જોયું. ઉષાએ તેની સામે જોયું. ન સમજાય એવા ભાવો ઉષાની આંખોમાં ભર્યા હતા. ઉષાએ અત્યંત મૃદુતાથી કહ્યું:

"એ બની શકે એમ છે જ નહિ ને?"

જરા શાંતિ.

પાછી ઉષા બોલી:

"તને રસિકે કંઈ કહ્યું નથી?"

રમેશે રસિક અને પોતા વચ્ચે થયેલી વાત ઉષાને જણાવી નહોતી. રસિકના ગુમ થવાનું કારણ પણ પોતે નહોતો સમજતો તેમ તેણે ઉષાને કહ્યું હતું. છતાં ઉષાને એ બાબતની શંકા તો રહેતી જ.

ઉષાના પ્રશ્નનો તેણે કંઈ જવાબ ન વાળ્યો. ઉષાએ રસિક સાથે થયેલી બધી વાત તેને કહી સંભળાવી. રસિકે કહ્યું હતું તે પ્રમાણે જ તેણે પણ બધો બનાવ વર્ણવ્યો. પોતે રમેશને ખૂબખૂબ ચાહતી હતી, પણ તેમાં લગ્નનો ભાવ તો કદિ પણ હતો જ નહિ તેમ તેણે કહ્યું: પોતે જ્યારે, પરણી શકે તો રસિકને જ, એમ કહ્યું હતું ત્યારે રસિકના ચહેરા ઉપર કેવી ગભરામણ, કેટલી ચિંતા ફેલાઈ હતી, તેણે રમેશને જ પરણી જવા, તેને જ પ્રેમ કરવા પોતાને કેટલી વીનવી હતી તે બધી વાત ઉષાને મુખેથી સાંભળતાં રમેશને કેટલું લાગી આવતું હતું એ બધું તેણે રસિક પાસે મહાસભાસમિતિએ ગોઠવેલા એ વાંસના તંબૂમાં આંખો વર્ણવ્યું.

અને પછી તો રમેશનો ભ્રમ ભાંગી ગયો. પોતે રસિકને કરેલા ભયંકર અન્યાય માટે તેને અત્યંત પશ્ચાત્તાપ થયો. પોતાના ગામમાં અને બીજે બધે રસિક વિષે તેણે ખૂબ ખૂબ તપાસ કરાવી પણ બધી વ્યર્થ. ઉષાએ પણ તેની પહેલાં તપાસ કરાવી હતી પણ કંઈ પત્તો લાગ્યો જ નહોતો.

"પણ તું છુપાઈ ક્યાં ગયો હતો?" રમેશે પૂછ્યું.

જવાબ મેળવ્યા પહેલાં જ તેણે ઉમેર્યું:

"હવે તો મારી એક જ ઇચ્છા: તું અને . . . . ." વચમાંથી જ અટકીને તે બારણા બહાર નજર નાખી બોલ્યો: "આ ઉષા આવે. તને જોઈ તે કેટલી ખુશ થશે?"

અને હજી ઉષા બારણામાં દાખલ થાય ન થાય ત્યાં જ તે બૂમ પાડી ઊઠ્યો:

"ઉષા, આને ઓળખે છે?"

ઉષા અને રસિકની આંખો મળી. રમેશે પોતાનું હૃદય રસિકને જણાવી દીધું હતું. એટલે એ બન્નેના મિલનમાં આનંદને પ્રદર્શિત કરવામાં કશા સંકોચને સ્થાન નહોતું રહેતું. ખૂબ જ સ્નેહથી બન્નેએ એકબીજાને બોલાવ્યાં. રમેશ આનંદથી આટલાં વર્ષો પછીનું તેમનું મિલન જોઈ રહ્યો. ઓચિંતું જ કંઈ યાદ આવ્યું હોય તેમ તે બોલ્યો:

"અરે! મારે તો અત્યારે જ અચ્યુતને ખાસ મળવાનું છે ને! હમણાં આવ્યો હોં! દરમ્યાન તમે પેટ ભરીને વાતો કરજો."

તે ચાલ્યો ગયો.

અમુક પળો સુધી તો ઉષા અને રસિક કશું બોલ્યા સિવાય એક બીજાની સામે જોઈ જ રહ્યાં. ઉષા તો હંમેશાં હતી તેવી જ રમણીય લાગતી હતી. રસિક જરાક સૂકાયો હતો. ઉષા તે જોઈ શકી.

"તું તો જરા સૂકાયો છે હોં, રસિક? આટલાં વર્ષો ક્યાં છુપાઈ ગયો હતો?" તેણે પૂછ્યું.

રસિકે પોતાની બધી વાત કહી. રમેશના માર્ગમાં પોતે જ અંતરાયરૂપ થયો છે તેમ ઉષાએ પોતાના પ્રત્યેના આકર્ષણની વાત કર્યા પછી તેને લાગ્યું હતું જ. રમેશને વાત

કર્યા પછી તેનું વર્તન જોતાં તે લાગણી દૃઢ થઈ. પોતે તે વસ્તુસ્થિતિ ટાળવા દૂર થવું જોઈએ એમ તેને લાગ્યું અને તે દૂર ચાલ્યો ગયો. તેણે ધાર્યું કે પોતાના ચાલી જવાથી અમુક વખત પછી ઉષા અને રમેશ એકબીજાની એકદમ નજીક આવી શકશે, અને એ સંબંધ લગ્નમાં પરિણમશે.

રસિકે વાત ચાલુ રાખીઃ "ઉષા, તું જાણતી હતી કે ઝાઝો ભાગ તો આપણે લોકો રાજકારણની જ વાત કરતાં હતાં. આપણા માનીતા વિષયો રાજકારણ અને ક્રાંતિ હતા. સંયુક્ત પ્રાંતમાં કિસાનોમાં ક્રાંતિની ચળવળ જોશભેર ચાલતી હતી. કૈંક ઉપયોગી કામ કરી શકાય અને રમેશના અને તારા માર્ગમાં ન અવાય તે માટે હું એ ચળવળમાં જોડાઈ ગયો અને ગામડાંઓમાં કામ કરવા લાગ્યો. મારાં માતાપિતા તો હતાં જ નહિ તેની તને ક્યાં ખબર નથી? મોટાભાઈને મેં હું ક્યાં છું તે કોઈ ને કહેવાની ના કહી મારા સમાચાર મોકલી આપ્યા હતા.

"પછી તો સત્યાગ્રહ ઊપડ્યો. મારા જેવા અનેકોએ કરેલું કામ ઊગી નીકળ્યું. હજારો ભોગો અપાયા. જે ગામડાંઓમાં મેં કામ કર્યું હતું તેના ભોગો પણ ઓછા નહોતા. મારી પણ ત્યાંના ભાગોમાં કાર્યકર્તા તરીકે ઠીક ઠીક પ્રસિદ્ધિ થઈ અને તે પ્રાંતની મહાસભા-સમિતિમાં પણ હું ચૂંટાયો.

"પણ ઉષા, એ બધાં છતાંયે રમેશ અને તું વારંવાર મને યાદ આવતાં હો! અને આપણને વાત થઈ તે વખતની તારી સુખમુદ્રા તો હું હજી નથી ભૂલી શક્યો." થોડીવાર રહી રસિક ઉમેર્યું.

"પણ તું ઉતાવળિયો કેવો? આપણે બન્ને રમેશને ન સમજાવી શકત કે તારો વાંક નહોતો?"

"પણ હું હાજર હોત તો તું રમેશને પરણત નહિ ને?" રસિકે કહ્યું.

"ને હવે પરણી ગઈ કાં?" ઉષાએ હસતાં હસતાં પૂછ્યું. છતાં એ હાસ્યમાં વિષાદ તરી આવ્યો.

"એ તો મૂને રમેશે બધી વાત કરી. તું પણ ખૂબ જ હઠીલી છે હો!"

"એ હઠ કહેવાય? હઠ તો રમેશે લીધી છે." ઉષાએ કહ્યું.

"શી?" રસિકે પૂછ્યું.

ઉષાએ કૈં જવાબ ન આપ્યો. રસિક તેની સામે આતુરતાથી જોઈ રહ્યો.

"કેમ બોલતી નથી?" થોડીવાર રહી રસિકે પૂછ્યું.

ઉષાના ગાલ ઉપર રતાશ આવી ગઈ.

"એણે તને ન કહ્યું?"

"એ કૈં બોલવા જતો હતો ત્યાં તું આવી અને એ ચાલ્યો ગયો. તું જ કહે ને."

"તેને હાથે જ આપણને પરણાવવાની. લે મેં કહી નાખ્યું. બસ?" ઉષા સ્મિત કરવાનો પ્રયત્ન કરતાં બોલી.

તેના લાલ લાલ બની ગયેલા વદને તેને વધારે સુંદર બનાવી.

"એ તો ઠીક, પણ હું યે કેટલો મૂર્ખ છું?" રસિકે કહ્યું: "તમે લોકોએ આ બધાં વર્ષો શું કર્યું એ તો મેં પૂછ્યું જ નહિ."

એ તો ટૂંકી વાત હતી. સત્યાગ્રહ શરૂ થયો અને તેમાં બનારસ વિદ્યાપીઠમાંથી યે એક ટુકડી જોડાઈ ગઈ હતી. ઉષા તો તેમાં હોય જ. તે નહોતી કહેતી: " We will change face of the world ?" આવી તક મળ્યે તેનાથી શાંત કેમ રહેવાય ? એ તથા મુંબઈ ગયેલી ટુકડી સાથે આવ્યાં. ત્યાં ખૂબ ખૂબ કામ કર્યું. જેલમાં ગયાં, છૂટયાં, ગયાં. પછી પણ સમાધાનીના વર્ષ દરમિયાન તેમને આ જ કામની લત લાગી અને ભણવા જવું સૂઝયું નહિ. એ બન્ને તો દેશના જ કામમાં પરોવાયેલાં રહ્યાં. પાછી લડત મતાં જેલયાત્રાનો ક્રમ શરૂ થયો.

પાછી લડત બંધ થઈ. રસિકનો તો પત્તો જ નહોતો. રમેશ હંમેશાં ખૂબ પસ્તાતો. ના વાંકે જ આવો સહૃદયી મિત્ર ગુમાવ્યા માટે તેના દુઃખનો પાર નહોતો. રસિક ન ત્યાં સુધી એ જ કામ કરવું અને દેશને જ પરણેલું રહેવું તેમ બન્નેએ નિશ્ચય કર્યો હતો. ઓચિંતો જ રસિક મળી ગયો.

ઉષા સ્નેહથી તેની સામે જોઈ રહી.

રસિક વિચારમાં પડી ગયો. ઊંચું જોઈ કૈં બોલવા જાય ત્યાં તો રમેશ તંબૂમાં દાખલ . આનંદભર્યા નયને તેણે ઉષા તથા રસિક સામે જોયું. આજે તેનો હર્ષ માતો નહોતો. ઉષાને પૂછયું:

" કેમ ઉષા, પેલી વાત કરી ?"

ઉષા કૈં ન બોલી. તે નીચું જોઈ બેસી રહી.

રમેશે રસિક સામે જોયું. બન્ને વચ્ચે કૈં વાત થઈ હોય તેવું તો તેને લાગ્યું. રસિકે કહ્યું:

" તારા ઉત્સાહની અને નિશ્ચયની વાત તો તેણે મને કરી, પણ મને એક બીજો ાર આવે છે."

" શો ?" બન્નેએ સાથે પૂછયું.

" જુઓ. હવે આપણાં જીવનમાં એક હેતુ પરોવાયો છે. તે હેતુને સિદ્ધ કરવાનાં પણે ત્રણેયે સ્વપ્નો સેવ્યાં છે. આ અકસ્માતે આપણને એકઠાં ન કર્યાં હોત તો એની દે પાછળ હજી પણ આપણે વર્ષો ગાળત. તો પછી લગ્ન, પ્રેમ એવી નાની નાની બાબતો વિચાર ન કરતાં આપણે ત્રણેય સાથે મળી એ જ હેતુની સિદ્ધિ અર્થે જીવન કેમ વિતાવીએ ?"

બધાં વિચારમાં પડી ગયાં. તેમણે ખુલ્લા દિલથી કલાકો સુધી વાતચીત કરી. તેમના ાસમાં પણ આટલાં વર્ષોમાં ઘણું પરિવર્તન થયું હતું. નાની વાતને તે લોકોએ અતિ મહત્ત્વ આપી દીધું હતું તેમ તેમને આ વાતચીત દરમ્યાન લાગ્યું. વર્ષો પહેલાં ગેરસમજ નિરાશાથી એક બીજાની વચ્ચે બંધાયેલી પાળ તૂટી પડી. હવે તો તેમનાં જીવનમાં નવું બળ પરોવાયું હતું—ત્યાગનું, સેવાનું. ત્રણે સાથે નહોતાં થયાં ત્યારે જ તેમણે દેશ- માટે જીવન ખર્ચી નાખવાનો નિશ્ચય કર્યો હતો. રસિકે કહ્યું તે પ્રમાણે ત્રણે સાથે મળીને કાર્ય આગળ ધપાવે તો ? અર્થપૂર્ણ બનેલી તેમની મૈત્રી એ કાર્યને વધારે બળવાન ન બનાવે ?

ફરી પાછાં એ ત્રણે પહેલાં જેવાં જ મિત્રો બની ગયાં.

તૂટેલી માળાના એ ત્રણે મણકાઓ ફરી પાછા સુદૃઢ દોરથી એક બીજા સાથે બંધાઈ ા, ગૂંથાઈ ગયા.*

---

* લેખકના ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર 'લતા અને બીજી વાતો' નામના વાર્તાસંગ્રહમાંથી.

# સ્વ૦ મણિભાઈ કોઠારી

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

જો કે વકીલ મંડળ તરફથી રાજદ્વારી હીલચાલમાં જોઈએ એટલી મદદ નથી મળતી એમ મને ઘણી વખત લાગી આવતું હતું ખરું, પણ એ નભોમંડળમાં સ્વ. મગનભાઈ ચતુરભાઈ પટેલ હજી એક તેજસ્વી સીતારાની માફક ચમકે છે!

મુ. શ્રી જીવણલાલભાઈ બૅરિસ્ટરે જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે યથાશક્તિ જોખમ ખેડીને પણ સાથ આપ્યો છે, અને ઘણાં રચનાત્મક કાર્યો મહાત્માજીના અમદાવાદ આવ્યા પહેલાં એમની આગેવાની નીચે રહીને અમે કરેલાં છે.

તેમ છતાં નવા વકીલો અમારા તોફાની ટોળામાં બહુ ઓછા ભળતા હતા. શ્રી. કૃષ્ણુલાલ નરસિંહલાલ દેસાઈ અને હાલના નામદાર બનેલા શ્રી ગણેશ વાસુદેવ માવળકર એ બેની અમને મદદ મળતી ખરી, પણ જ્યારે ને ત્યારે સભાઓમાં કે હમાલી કામમાં ભળનાર તો નવામાંથી શ્રી તુળસીદાસ જસરાજ, શ્રી કાળિદાસ જસકરણ ઝવેરી અને સ્વ. શ્રી મણિલાલ કોઠારી હતા એવું મને સ્મરણ છે.

શ્રી. તુળસીદાસ જસરાજે સ્વદેશી મિત્ર મંડળની ગોખલે સોસાયટીની અમદાવાદ પાર્લામેન્ટમાં, મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણીનું બિલ બહુ અભ્યાસ કરીને રજૂ કર્યું હતું. પ્રિમિયર શ્રીયુત જીવણલાલ બૅરિસ્ટરે એમને તે વખતે 'My honourable friend from Dhandhuka'—ધંધૂકા તરફથી ચૂંટાઈ ને આવેલા મારા માનવંતા મિત્ર-એમ કહીને સંબોધ્યા હતા.

રાજકીય સભાઓમાં જ્યારે જ્યારે સ્વ. શ્રી મણિભાઈ કોઠારી ભાષણ કરતા ત્યારે બહુ છટાદાર વક્તા તરીકે જ એમની છાપ પડતી હતી. ગુજરાતી સહેલું, લાગણી ભરપૂર, દૃષ્ટાંતો હાસ્ય ઉપજાવે એવાં પણ સચોટ, અને દલીલો ટૂંકી અને મુદ્દાસર હતી. માણેકચોકની એક સભામાં એમણે કહેલું મને બરાબર યાદ છે કેઃ-"૧૮૫૭ના બળવા વખતે હિંદી સિપાઈઓએ ઓસામણ પોતે પીધાં અને તત્ત્વમાલ ગોરાઓને આપ્યો ત્યારથી આપણી ભૂલ થઈ ગઈ છે. હજી નોકરશાહી તત્ત્વમાલ એમને જોઈએ અને ધોવરામણ જ હિંદીઓનું જીવનધોરણ છે એમ પ્રમાણિકપણે માનતી થઈ ગઈ છે."

મહાત્માજીએ આસુરી રાજ્યનીતિ સામે અસહકાર પોકાર્યો અને વિદ્યાર્થીઓને શાળા પાઠશાળાઓનો ત્યાગ કરવા અને વકીલોને કોર્ટ દરબારો છોડવા આગ્રહ કર્યો તે પહેલાં, ભાઈ કોઠારીએ, દેશસેવા અર્થે વકીલાત છોડી હતી. સરદાર વલ્લભભાઈનો વિચાર એક ગુજરાત સેવક સમાજ કાઢી આખો દિવસ અને રાત માત્ર દેશની જ સેવા કર્યા કરે એવા કેળવાયેલા યુવકોને એમાં આજીવંત સભાસદો કરવાનો હતો. આખો સમાજ તો હજી નથી બંધાયો પણ ભાઈ મણિલાલ કોઠારી એમના પહેલા અને છેલ્લા સભાસદ થઈ ગયા. મહાત્માજી એમને 'યાચકોના સરદાર—Prince of Beggars' કહેતા અને સરદાર તો એમને

મોટામાં મોટા માગણ કહીને ઓળખાવતા હતા. મેં એમને ઘણી સભાઓમાં અને ખાનગી સ્થળોએ ફંડો ભરાવતા જોયા છે. હૃદય વીંધી નાખે એવી રીતે બોલી બોલીને ગરીબ કે તવંગર પાસે એમણે ૧ના ૧૦ રૂપિયા કે ૧૦ ધાર્યા હોય ત્યાંથી ૧૦૦૦ રૂપિયા લીધા છે.

"મરજાઉં માગું નહીં, અપને તનકે કાજ
પરમારથ કે કાજમેં માગું ન ધરું લાજ."

એ સિદ્ધાંત મણિભાઈએ બરાબર પાળી બતાવ્યો છે.

તિળક સ્વરાજ્ય ફાળામાં અને બીજા જે જે ફાળા થયા; તે બધામાં મુખ્ય કામ મણિભાઈને જ કરવાનું આવતું. આ કારણસર આખા હિંદુસ્તાનના તમામ ભાગોમાં એ અનેકવાર ફર્યા હતા. આગેવાનોને એ બરાબર ઓળખતા અને પ્રાન્તે પ્રાન્તની ખૂબીઓ અને ખામીઓ એ પ્રત્યક્ષ જોઈ આવેલા હતા. વર્તમાનપત્રો સિવાય બીજું એ ઝાઝું વાંચતા નહિ, પરંતુ વાતચીતો પરથી અને જાતે બહુ ફરેલા અને ઘણું જોયેલું તેથી, એમનું અનુભવજ્ઞાન બહુ વિશાળ હતું. યુવકોને એ ચાહતા અને ઘણા કૉલેજના અને હાઈસ્કૂલના વિદ્યાર્થીઓના ઉપર એમણે બહુ ઉત્તમ છાપ પાડેલી એનો હું સાક્ષી છું. ગરીબ, તવંગર બધા સાથે એ ખૂબ ભળતા અને ગામડાં તથા શહેરોના મુખ્ય મુખ્ય પ્રશ્નો એમણે બરાબર સમજી લીધા હતા. દેશી રજવાડામાં પણ એ ખૂબ ફર્યા હતા અને દીવાનો, રાજાઓ તેમજ 'ચળવળીઆઓ' બધા સાથે એમણે ઘણી ચર્ચાઓ નિખાલસપણે કરી હતી. એમની મુશ્કીલીઓનો પણ મણિભાઈને એટલો બધો ખ્યાલ હતો કે દેશી રજવાડાંના રાષ્ટ્રીય સંબંધોમાં એ છેલ્લે પાટલે કદાપિ નહોતા બેસતા.

દેશી રાજ્યના એક પ્રસંગની વાત એમણે મને જેલમાં કહેલી. એ કહે :—

"ઉદેપુરના રાણાને, એક પ્રસંગે હું મહાત્માજીના કહેવાથી મળવા ગયો. મળતાંની સાથે જ મને એટલો બધો ભાવ થઈ ગયો કે મેં તો કહી દીધું કે 'પૃથ્વીરાજ રાસા'માં ભાખેલું ભવિષ્ય અમે માનીએ છીએ કે:

'જબ ન્યાય બંધન તૂટસી
તબ આપ પેટા ફૂટસી'

એમ ટોપીવાળો હવે જશે અને મહારાણા પ્રતાપના વંશજ આપ છો તેમની જ સાર્વભૌમ સત્તા નીચે હિંદુસ્તાન સ્વરાજ્ય મેળવશે.

"આપ ખુદ મને દેવ જેવા ભવ્ય લાગો છો અને હું બ્રિટિશ હિંદના સ્વદેશ ભક્તો તરફથી આપને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરું છું."

મહારાણા કહે: "અત્રે ઋષભદેવ છે, કેસરિયાજી છે, એકલિંગજી મહાદેવ છે. શ્રીનાથજી, કાંકરોલીમાં દ્વારકાધીશ એ બધા બિરાજે છે. ભૂમિ તો દેવભૂમિ! લકીન મેં દેવ કૈસા?" પછી એમણે મહાત્માજીના ખબર અંતર પૂછ્યા......

ઉદેપુરની બીજી અનેક સાંભળેલી વાતો પણ એ કરતા હતા. એક વખત મહારાણાને જી. સી. એસ. આઇ.નો ખિતાબ મળ્યો. મહારાણાએ મંત્રીને પૂછ્યું: 'એનો અર્થ શો?' 'હિંદ કા સીતારા' મંત્રીએ કહ્યું. 'તો એમાં શું! મેં સૂરજ તો હું. સૂરજ કા સીતારા બનાયા એમાં તમે બધા શું રાજી થાઓ છો?' ઉદેપુરના રાણાઓ સૂર્યવંશી હોવાથી મહારાણાએ ઉપર મુજબ કહેલું.

લોર્ડ હાર્ડિંજ મહારાણાને ગાદી છોડવાનું દબાણ કરતા હતા. હાલના મહારાણાને પચાસ થઈ ગયાં છતાં ગાદી મળી નહોતી. લોર્ડ હાર્ડિંજે સિમલે બોલાવી મહારાણાને રૂબરૂમાં એ વિષે કહ્યું. દિલ્હી બોલાવીને આ વાત કરવા લોર્ડ હાર્ડિંજે ધારી હતી પણ દિલ્હીમાં તો તે છતીને પગ મૂકવાની એમના પૂર્વજોની પ્રતિજ્ઞાની લોર્ડ હાર્ડિંજને યાદ દેવરાવવામાં આવી એટલે એમને સિમલે બોલાવેલા. દુભાષિયા મારફત વાતચીત થઈ. લોર્ડ હાર્ડિંજે કહ્યું: "જુઓ હવે કુંવરસાહેબ મોટા થયા. તમે એમને તમારા છતાં રાજ્યનો અનુભવ લેવા દો." મહારાણાએ જવાબ આપ્યો: "કુંવરસાહેબ થારો છે કે મારો છે! એનાં લખ્ખણ હું એનો બાપ વધારે જાણું કે તું જાણે" ઇત્યાદિ, કહીને મહારાણાએ નમતું ના જ આપ્યું. અને લખ્ખણની જાણ મહારાણાને હતી તે વાત સાવ સાચી હતી. રાજારજવાડાંની આવી આવી ઘણી વાતો જાણતા છતાં મહાસભાની એક બેઠકમાં પંડિત મદનમોહન માલવિયાની વિરુદ્ધ ઊભા થઈ રાજાઓ રાષ્ટ્રોન્નતિમાં કશા કામના નથી એ વિષય પર મણિભાઈએ ભાષણ કર્યું હતું.

પોસ્ટલ યુનિયન અને રેલવે યુનિયન બન્ને મંડળોના એ મંત્રી હતા અને કાઠિયાવાડ રાજકીય હિલચાલમાં પણ એ વારંવાર નજર રાખતા રહેતા.

દાંડીકૂચ વખતે, ધોલેરાને રણક્ષેત્ર બનાવવા શ્રીયુત અમૃતલાલ શેઠ અને બળવંતરાય મહેતાનો બહુ આગ્રહ હતો. આખી રાણપુર મંડળી આ લડતમાં ધોલેરા રણક્ષેત્ર થાય તો યુદ્ધમાં મહાત્માજીની શરતે જોડાવા તૈયાર હતી.

અસલાલી મુકામે, મહાત્માજીનો, અમદાવાદ છોડ્યા પછી પહેલો મુકામ હતો. ત્યાં મસલત થઈ અને મહાત્માજીએ મણિલાલ કોઠારી, અમૃતલાલ શેઠ, હરિપ્રસાદ મહેતા અને હું એમ ચારનું એક કમિશન નીમી ધોલેરાની તપાસ કરવાનું સોંપ્યું.

શ્રી. અમૃતલાલ શેઠ અને મણિભાઈ કોઠારીના વિચારો અને કાર્યપદ્ધતિમાં આસમાન જમીનનો અંતર હતો. છતાં આ કમિશનમાં સાથે કામ કરતાં મેં જોયું કે બન્ને એક બીજાને ઉમળકાથી ચાહતા હતા. એક બીજાનાં દૃષ્ટિબિંદુ નિષ્પક્ષપાતપણે સમજવા પ્રયત્ન કરતા અને દેશીરાજ્યની પ્રજાનાં દુઃખે તો બન્ને સમદુઃખી હતા. પછી કમિશને સર્વાનુમતે ધોલેરા મીઠાનો કાયદો તોડવા માટે પસંદ કર્યું. એ સ્થળે બહુ સારું કામ થયું અને સૌરાષ્ટ્ર મંડળ તથા મણિભાઈ અને એમના સાથીઓ બધા એક પછી એક નિમકહલાલ કરીને જેલમાં આવવા લાગ્યા.

'સૌરાષ્ટ્ર' કાઠિયાવાડના "બે ભાઈલા" પકડાયા એવી મતલબનો લેખ લખ્યો અને અમે બન્નેની પ્રશસ્તિમાં સાબરમતી જેલમાં એક કવિતા બનાવી અને ઘણા દિવસ સુધી અભિનય સાથે ગાઈને જેલજીવનમાં આનંદ કર્યો હતો એ વાતનું સ્મરણ કરતાં મણિભાઈની પ્રેમાળ મુખમુદ્રા પાછી નજર સમક્ષ ખડી થાય છે. આ રહી એ કવિતા:

"કોઈ કહેજો, બે ભઈલાને, આવ્યાં કરે!
આવ્યાં કરે, ન રીસાયાં કરે (૨)
ભોજનની પંગત દીપાવ્યાં કરે—
સપૂત એ સૌરાષ્ટ્રી
બેલડી બંધવાની
માડીનાં દુઃખને શમાવ્યાં કરે—કોઈ કહેજો૦

વીર વિજેતા જેવું,
મટકાશું માથું એનું
ડોલંતી મેઘચાલ, ચાલ્યાં કરે—કોઈ કહેજો૦
માડીનાં દુઃખ દેખી,
ફાટ ફાટ છાતી થાતી
હૃદયાની પીડને
દાગાયાં કરે —કોઈ કહેજો૦

ઉપલી કવિતા આખી જેલમંડળી સાથે બહુ ઉલ્લાસમાં આવીને એ પણ ગાવા લાગતા હતા. માત્ર એક વખત એ બધાંની સાથે બીજા કોઈ કારણસર ભેગા જમવા ન આવ્યા તે ઉપરથી જેલકવિએ, એમને "ન રીસાયાં કરે" એવો સંદેશો કહાવ્યો. તે સામે એમને વાંધો હતો. એ કહેતા કે ભોજન મંડળીમાં એક વખતે હું ન આવ્યો તે રીસાઈને ન આવ્યો એ વાત જ ખોટી છે.

બીજી વખતે પણ ગાયકવાડની હવેલીની કાચી જેલથી સાબરમતી જેલ સુધી અમે પહેલા દિવસથી જ સાથે હતા. પોલિસ સુપરિન્ટેન્ડન્ટ અમારી તપાસ અર્થે આવ્યા તે વખતે અમને ઓરડીમાંથી બહાર કાઢવામાં આવ્યા પણ મને અંદર રાખેલો હતો. એમણે તો ચાલુ રાજદ્વારી હીલચાલ અને બદમાશ રાજ્યનીતિ વિષે નિડર ચર્ચા શરૂ કરી. અને મને પણ ઓરડીમાંથી બહાર કાઢવા એ વાત શરૂ થાય તે પહેલાં એમણે સુપરિન્ટેન્ડન્ટને સૂચના કરી. જે લાભ એમને એકલાને મળે તે બીજા સાથીઓને જો ન મળવાનો હોય તો એમણે એકલાએ એ જ પ્રસંગની માફક આખા જેલજીવન દરમિયાન કદી એનો લાભ લીધો નથી. એ જ પ્રમાણે ફરવાહરવાની, મુલાકાતોની અને બીજી અનેક સગવડો એમણે લડીલડીને બીજાઓને અપાવી છે અને પછી પોતે લીધી છે. ત્યાં પણ વકતૃત્વકળા એમને બહુ કામ આવતી. રીઝવીને, હક્ક કરીને, કાયદો બતાવીને અને છેવટે રીસાઈને પણ જેલસત્તાવાળાઓ પાસેથી ઘણું મેળવી આપતા. 'તીકડમ 'થી દરરોજના બનાવોના સમાચાર મેળવતા અને એ ઉપરથી દેશની લડતના ભાવિ વિષે ચર્ચા કરતા

પ્રથમ જેલ વખતે ૧૯૩૦માં, અમે સાબરમતી જેલમાં એક ગાંધી હોલ કરેલો. ત્યાં દરરોજ બપોરે ભાષણોની હારમાળા હું ગોઠવતો. મેં મંત્રી તરીકે ( મંત્રી હું મારી મેળે જ બનેલો ) વૃદ્ધો અને વડીલોને પોતપોતાના અનુભવનો જ્ઞાનરૂપી વારસો જુવાનોને આપી દેવા ફરમાન કરેલું.

સૂરતના કલ્યાણજી, ડો. ઘીયા, ગેરીબોલ્ડિવાળા ઇશ્વરભાઈ, સ્વ. મોહનલાલ પંડ્યા, ગોકળદાસ તલાટી, દરબાર સાહેબ, મહાદેવ દેસાઈ, ઇત્યાદિના વારસા ગાંધી હોલમાં અપાઈ ગયા. પછી અમૃતલાલ શેઠે દેશી રાજ્યો વિષે પોતાનું હૃદયભેદક ભાષણ કર્યું. મણિભાઈએ ત્યાર પછી બે દિવસ દેશી રાજ્યો વિષે પોતાના અનુભવનો નીચોડ આપ્યો હતો.

પોતે જૈન છે એ વાત તો છેક પર્યુષણ સુધી એ ભૂલી જ જતા—ભગવદ્‌ગીતા અને આશ્રમભજનાવલી વાંચી, ધર્મબળ મેળવતા. પર્યુષણ વખતે તબિયત ખરાબ છતાં અને વારંવાર એન્જાયના પેક્ટોરિસ એટલે હૃદયની શૂળનું દરદ થયા કરતું છતાં, એમણે આઠ દિવસના ઉપવાસ અમે બધાએ બહુએ ના કહી છતાં કર્યા હતા.

કોઈક વાર જૈન ધર્મે ઘડેલું એમનું અતિશય કોમળ હૃદય પણ જોવા મળતું. એક સવારે એક ખૂનીને ફાંસી દેવાની હતી. એ ખબર પણ એ જ લાવેલા. સવારના વહેલાં પરવારી અમે ખૂનીને ફાંસી દેવા માટે ક્યારે લઈ જાય છે એ જોવા એકઠા થયા.

થોડીવારે મૃત્યુઘંટ વાગવા માંડયો અને દૂરથી ખુલ્લી બેયોનેટો અને બંદૂકોવાળા પોલિસો અને પાછળ અમલદારો ને ખાસ રક્ષકોની વચમાં ખૂની આવતો જણાયો. એની ચાલ ધીમી હતી, મોં ઉપર ગંભીરતા અને સાધારણ ગ્લાનિ પણ જોવામાં આવ્યાં.

મણિભાઈ કહેઃ "જોજો, હવે બે જ મિનિટ છે. હમણાં આ ઓરડીમાં પેઠા કે 'ફટ' અવાજ થશે અને પછી ખલાસ—આ હાલતો ચાલતો સાજોસમો જુવાન તરત મૃત્યુને શરણ થશે."

અને ખરે જ! એમ જ થયું. ઓરડીમાં બધા પેઠા. પોલિસો ઓરડીની બહાર ગોળ હથિયારો સજ્જ કરી સાવધાનતાથી ઊભા રહ્યા. 'ફટ' અવાજ થયો અને બે મિનિટમાં બધા અમલદારો બહાર નીકળ્યા.

આખો સવારનો સમય મણિભાઈ, ફાંસી, ફટ અને બે મિનિટના મોતની જ વાતો બહુ આવેશપૂર્ણ હૃદયે અને આંખમાં આંસુ સાથે કરતા હતા. એ આખો દિવસ એ જમી શકયા નહિ.

જેલ પછીની બીજી એક મુલાકાત મારે એમની સાથે નૈનિતાલમાં થઈ હતી. ત્યાં એ હવાફેર માટે આવેલા. બનારસ સેન્ટ્રલ હિંદુ કૉલેજના વિદ્યાર્થીઓએ રસ્તામાંથી જ એમને ઓળખી લીધા અને પોતાની સાથે એમને રાખ્યા. ત્યાં પણ એમની તબિયત બગડી આવેલી પણ અજાણ્યા વિદ્યાર્થીઓએ શું એમની સેવાસુશ્રૂષા કરી છે? મંદવાડ દરમિયાન પણ મણિભાઈએ એ વિદ્યાર્થીઓને સ્વદેશાભિમાન રાખવા અને દેશભક્તો બનવા પ્રેરણા આપ્યા કરી હતી. પછી એ, હાલના યુક્ત પ્રાંતના વડાપ્રધાન શ્રી ગોવિંદ વલ્લભ પંતને ત્યાં ગયા. પંતની સાથે નૈનિતાલથી ભૂવાલી પણ એ ગયા હતા—પંતને ત્યાં રહી પંત કુટુંબનો ઇતિહાસ જે એઓ પોતે પણ બરાબર નહોતા જાણતા તે મણિભાઈએ શોધી આપ્યો.

મૂળ નેપાળના એ પહાડી મુલકમાં ગોવિંદ વલ્લભ પંત નામ ક્યાંથી? એમ મણિભાઈને વિચાર આવ્યો. પંત એ દક્ષિણી અટક છે અને મૂળ પહાડી બ્રાહ્મણોમાં એ નામ નથી એમ મણિભાઈને તપાસ કરતાં માલૂમ પડયું. પછી એ કુટુંબમાંથી જ એમણે બાતમી મેળવી કે અમુક મુસલમાની રાજ્યઅમલમાં જ્યારે હિંદુ ધર્મ સલામત નથી એમ જાણી ઘણા ચૂસ્ત હિંદુઓ ત્રિવેણીના સંગમમાં ડૂબી મૂવા હતા, તેવા એક સમયે પંતના વડીલો નેપાળ રાજ્યમાં ધર્મરક્ષા થઈ શકશે એમ સમજી છેક દક્ષિણથી નૈનિતાલ આવેલા અને પોતાના બુદ્ધિબળે એમણે નેપાળ રાજ્યમાં આગળ પડતું સ્થાન મેળવેલું. આમ સામાન્ય વાતચીત પરથી અને નાનાંમોટાં બધાં સાથે બોલ બોલ કરવાની ટેવથી મણિભાઈ આમ સામાજિક ઇતિહાસની શોધખોળ જેવાં સાહિત્યના ક્ષેત્રમાં પણ માન અપાવે એવાં કામ સહેજે કરી શકતા.

મને ઘણીવાર એ કહેતા કે તમારા પ્રીતમભાઈને કહેજો કે સરદાર વલ્લભભાઈ પાસે તમારી સોસાયટીનું પ્રીતમનગર નામ મેં રખાવરાવ્યું છે; એ તો બ્રહ્મક્ષત્રિયનગર રાખવાનું

# અપાત્રતા

પૂજાલાલ

ઉદારતા દેવપ્રસન્નતાની
સુધાતણાં સાગરદાન દેતી,
દરિદ્રતા અંજલિબદ્ધ લેતી
સુભાગ્યની ઇપ્સિત સિદ્ધ માની,

દેવો ગયા તારકની કટોરીઓ
લઈ લસંતી નવ શુભ્ર કાંત,
ભરી સુધા પી બનિયા પ્રશાંત
સ્વર્ગે ધ્વને નંદનરંગ હોરીઓ.

હું યે ગયો વાસણ મૃત્તિકાનું
લઈ, સુધાએ ગયું એ છલાઈ,
જોતાં ચ હું પૂર્ણ ગયો ધરાઈ
માન્યું ફળ્યું સ્વર્ગ સુધન્યતાનું.

ત્યાં તો સુધા છિદ્રપથે ઝરી ગઈ!
માટી અભાગી રડતી તહીં રહી!

તા. ૪-૨-૧૯૩૪



# આચારધર્મ અને ઊંચનીચભાવ

વ્યાખ્યાતા : મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

[ મુંબઈ જૈન યુવક સંઘની પર્યુષણ વ્યાખ્યાનમાળામાં તા. ૨-૯-૧૯૩૭ના રોજ આપેલા વ્યાખ્યાનનો મર્મ નીચે આપવામાં આવ્યો છે. ]

પ્રસંગવશાત્ મુંબઈમાં આવ્યો છું તો આપની માળાનો શ્રોતા બનવાનો લાભ મળશે એમ મનમાં વિચાર થયો હતો. પણ શ્રી. પરમાનંદભાઈએ મને વક્તા બનવા પ્રેર્યો ને હું એમની માગણી પાછી ન ઠેલી શક્યો. એટલે આજ આપની સામે ઊભો છું. આજનો આપણો જમાનો બોલે છે બહુ, લખે છે બહુ, છાપે છે બહુ; અને તર્ક તથા કલ્પનાના ઘોડા તો છૂટદોર જાણે મુકાયા છે. પરંતુ સંગીન વિચાર અને આચારને નામે જો આપણે જોઈએ, તો આપણો યુગ તે પાસું ઓછું જ બતાવી શકે છે, એમ આપ સૌ પણ કબૂલ કરશો. એ પ્રકારના આજના યુગના યજ્ઞમાં મારે પણ થોડીક આહુતિ આપવાની ભાગ આવી છે.

મુંબઈમાં પહેલી વાર જ આજ મારે બોલવા-પ્રસંગ છે. એટલે મારા બોલવાથી કદાચને તમને દુઃખ તો નહિ પહોંચાડું, હું બોલીશ તે અહીંના શ્રોતાવર્ગને ગમશે ખરું, આવી આવી વાતો મૂંઝવણ કરે છે ખરી.

તેમાંથી આજના પ્રસંગના વૈશિષ્ટ્યથી મને કાંઈક ઉગારો મળે છે. પચૂસણનું પર્વ દરેક ધર્માભિમુખ માણસ માટે અંતર્મુખ થઈ પોતાના આચારવિચારને અંગે ચિંતન કરવાને સારુ હોય છે. હું પોતે જન્મે જૈન નથી. પરંતુ જૈન, બૌદ્ધ, વૈષ્ણવ, શીખ સૌ સાંપ્રદાયિકો મારે મન એક જ હિંદુ વટવૃક્ષની વડવાઈઓ છે. એ બધા હિંદુઓ જ છે અને એક જ આર્ય ધર્મધાવણ પીને પુષ્ટ થયા છે. એટલે આ પર્વના ચિંતનમાં ભાગ લેતાં મને સંકોચ નથી થતો. એવા એક સ્વચિંતનને જ જાણે આજ જરાક મોટેથી બોલતો હોઉં, એ વૃત્તિ રાખીને હું આપની આગળ બોલવાનો છું. તેથી મને, ઉપર મેં સૂચવ્યો તે પ્રકારનો ગભરાટ ઓછો થાય છે.

૧

મારા મિત્ર ગોપાળદાસ પટેલે વરસેક ઉપર 'આચારાંગસૂત્ર'નો છાયાનુવાદ પ્રસિદ્ધ કરેલો, તે વાંચ્યો ત્યારે તેમાંના એક વાક્યે મારા મન પર જે છાપ પાડી છે તે આજ પણ એવી ને એવી છે. એ છાપને વિષય કરીને મેં આજનું મારું ચિંતન આપને સંભળાવવા ધાર્યું છે. એ વાક્ય પ્રારંભમાં જ કહી દઉં. 'મહાવીર સ્વામીનો આચારધર્મ' એ પુસ્તકના પા. ૧૦૭મા પરથી એ છેઃ—

'કોઈ પ્રતિજ્ઞા (કે વ્રત, નિયમ યા આચારવિધિ) લેનારે કદી એમ ન બોલવું કે, મેં જ સારી પ્રતિજ્ઞા (કે નિયમ, વ્રત ઇત્યાદિ) લીધી છે, પરંતુ એમ માનવું કે બીજાઓએ જે પ્રતિજ્ઞાઓ લીધી છે અને મેં પણ જે લીધી છે; તે સર્વ જિનની આજ્ઞા પ્રમાણે જ છે; અને દરેક પોતાનાથી શક્ય તેવો આચાર પાળી રહ્યા છે."

જૈન આચારસૂત્રના આ વાક્યમાં મેં આજના આપણા યુગને માટે એક ભારે અર્થગંભીર બોધ જોયો, અને પરમાનંદભાઈએ આ પર્વમાં મને બોલવા કહ્યું ત્યારે મેં એ કહેવાની તૈયારીથી હા પાડી. અને આ મર્મનાં વાક્યો આ પુસ્તકમાં અનેક જગાએ આવે છે. એ પરથી આપણે માની શકીએ કે, આચારધર્મના એક મહા-રહસ્યનું દ્યોતક એ છે.

આપ તો જાણો છો કે જૈનધર્મનો ખાસ ને મુખ્ય દાવો એ છે કે, અનેક પાખંડો ને મિથ્યા દૃષ્ટિઓમાં જૈનધર્મ ખરી ક્રિયાવાદની ને જનહિતકારી દૃષ્ટિ બતાવતી. કોઈ પણ ધર્મ કે દૃષ્ટિનું સાર્થક્ય ને સાફલ્ય જીવન ઘડવાની તેની શક્તિમાં રહેલું છે. અમુક ધર્મ ભારે તર્કશુદ્ધ છે, મહાન પાંડિત્યપૂર્ણ છે, મહાન સાહિત્યભંડોળવાળો છે, એવો કોઈ દાવો કોઈ ધર્મ કે દૃષ્ટિને માટે યોગ્ય સિફારસ નહિ ગણાય. ધર્મની સાચી સિફારસ એક જ છે ને હોવી જોઈએ કે, તે જીવનનું ધારણ ને પોષણ કરી શકે છે, તે દ્વારા સાચો જીવન-વિકાસ સાધી શકાય છે. કેમ કે, જીવ માત્રનું પ્રત્યક્ષ ને અનિવાર્ય આરાધ્ય જીવન જ નથી? તેથી તો ગીતાકારે ઈશ્વરની અનેકવિધ વ્યાખ્યાઓ આપી છે તેમાં એક બહુ સૂચક ને સચોટ એ છે કે,

'जीवन सर्वभूतेषु'

'સર્વ પ્રાણીનું જીવનતત્ત્વ તે જ મારું સ્વરૂપ છે.'

તેના ઉદયકાળમાં જૈનધર્મે આ પોતાનો મોટામાં મોટો દાવો રજૂ કરેલો કે, તે જીવન-ધર્મ છે; અન્ય વાદો પરથી માણસ અક્રિયાવાદી બની જઈ શકે; પણ જૈન તત્ત્વ ક્રિયાવાદી છે કેમ કે તે જીવનની આરાધના કરવા તત્પર છે. આ દાવો આજના ધર્મસ્વરૂપથી સિદ્ધ થઈ શકે કે કેમ એ પ્રશ્ન છોડી દઉં છું, ને તેથી જ મેં ઉપરના મારા કથનમાં 'તેના ઉદય-કાળ' નો સાભિપ્રાય ઉલ્લેખ કર્યો છે. પણ આપણે આપણા ચિંતન-વિષયમાં આગળ ચાલીએ.

જીવનને આરાધ્ય કરીને ચાલતાં, પહેલો જે પ્રશ્ન આવીને ઊભો રહે છે તે એ કે, જીવનનું ધ્યેય શું? હિંદુધર્મ—અને તેમાં હું, આદિમાં કહી ગયો તેમ જૈન, બૌદ્ધ, વૈષ્ણવ, શીખ વગેરે તેની સર્વ શાખા-ઉપશાખાઓ સમાવું છું—એક જ અને અવિવાદગ્રસ્ત ઉત્તર આપ્યો છે કે, જીવનનું ધ્યેય મોક્ષ છે. આ 'મોક્ષ' શબ્દને સમજાવવાને તથા તેનું સ્વરૂપ ઘટાવવાને દરેક શાખા ઉપશાખાએ ભિન્નભિન્ન માર્ગ લીધા છે, એ કહેવું જોઈએ. પરંતુ જીવનમાં પ્રાપ્ય વસ્તુ મોક્ષ છે એ વિષે ક્યાંય કશો મતભેદ નથી.

જરાક વિષયાંતર કરીને પણ આજના સમયની એક વસ્તુસ્થિતિ પર મારો વિચાર રજૂ કરવા તક લઉં છું. જગતમાં જેમની બોલબાલા છે તેવા દેશોમાં આજ પાર્થિવ જડવાદ જરા વધારે પડતા જોર પર આવ્યો છે. ગમે તે પ્રકારનો પણ જ્યાં શક્તિનો આવિષ્કાર સવિશેષ હોય, જ્યાં ઐશ્વર્યનો પરચો પડે, ત્યાં જનતા જનાર્દનનું દર્શન કરે છે—તે તરફ સહેજે વળે છે. આજ યુરોપ જગતમાં શક્તિ સવિશેષે ધરાવે છેઃ તેથી એના જડવાદનું જોર બીજા પર સ્વભાવતઃ પડે છે. તેને જોરે આપણે ત્યાં પણ જડવાદ ફેશનેબલ થતો જાય છે. તેને અંગે એકબે વિચાર રજૂ કરવા જેવા લાગે છે.

એક તો એ કે, આપણે ગમે તે વાદમાં માનીએ,—ઈશ્વર છે કે નથી, જડ સાચું કે ચેતન સાચું, આ ધર્મ-સંપ્રદાય સાચો કે પેલો,—ગમે તેમ આપણે મત ધરાવીએ, પરંતુ હિંદુ માટે એક વસ્તુ તો ગૃહીત જ છે કે, તે કોઈ પણ પ્રકારના મોક્ષમાં તો માને. તેમ ન માને તો તે હિંદુ નામને યોગ્ય રહે ખરો? પ્રાચીન કાળમાં આજના જેવો વર્ગ ઊભો થયો

હોત તો તેને અમુક સંપ્રદાય, અમુક વાદ કે દર્શનનું નામ અપાત. આજ એવું નથી થતું, પણ વસ્તુતાએ રહસ્ય તો એ આવી રહે છે એમાં શંકા નથી. એટલે જૈનાભિમાની યુવકે આ વિચાર કરવા જેવો છે કે, તેનું જૈનાભિમાન તત્ત્વતઃ તેના નવા વાદ સાથે સંગત છે કે? પરંતુ આ વિચાર તો એક પારિભાષિક જ ગણાય. વસ્તુતાએ આ મોક્ષ ઇ૦ અપાર્થિવ વસ્તુઓના ઇનકારમાં શું તથ્ય છે તે જોઈએ.

દરેક જણને સુખ તો જોઈએ છે એમાં શંકા તો નથી જ. જીવનમાં સુખ મળે એ અભિલાષા પ્રાણીમાત્રને છે એમ કહેવામાં કશો વાંધો નથી. ફરક એ વસ્તુમાં આવે છે કે, સુખના માર્ગ દરેકને જુદા જુદા દેખાય છે. એક ભાઈને લાગે, "પૈસા જો મબલક મળે તો જગત જખ મારે છે; હું નિરાંતે રહું ને મને સુખ મળે." પૈસા કમાયેલો માણસ કહેશે, "ભાઈ, પૈસા મળ્યે શું સુખ છે? તે મેળવવા, સાચવવા, એ પંચાત તો જવા દઉં. પણ આ કુટુંબનો રોજનો કંકાસ મને તો દુઃખી દુઃખી કરી મૂકે છે." પેલો ભાઈ કદાચ ટૂંકો જવાબ વાળશે, "એ તો બધું પૈસા આવ્યે કહો છો ને. મને પૈસા મળે પછી જોઈ લઈશ."

આ અને આવા પ્રકારના દ્વંદ્વો અનેક આપ કલ્પી શકો છો. મેં એક બહુ સ્થૂલ પ્રકાર ઉદાહરણાર્થે આપ્યો છે. બતાવવાની મતલબ એ છે કે, સુખની વાંછા સૌની એક સમાન છે; માત્ર દરેક પોતપોતાના સંસ્કાર, સમજ, તથા આચારવિચાર પ્રમાણે એ સુખની વ્યાખ્યા કરે છે અને એ અનુસાર પછી પોતાનો માર્ગ ગ્રહણ કરે છે. અને જે ભેદ છે તે એ છેલ્લી વાતમાં જ છે. આજ એક એવો વાદ શીખવવામાં આવે છે કે, જડ પરિસ્થિતિ ને પ્રત્યક્ષ પરિવર્તન એ જ સાચુ ચેતનબળ છે, અને એને આરાધશો તો સહુ સારાં વાનાં છે. અહીં આગળ મારે એ વાદ દેખાડવાનું છે કે, દેશકાળ કે ધર્મ યા વાદની કોઈ મર્યાદા વગર, જગતના સૌ મહાન પુરુષોનો અનુભવ જો કાંઈ લેખામાં હોય, તો તે પોકારીને કહે છે, સુખની ચાવી બહાર નથી પણ મનુષ્યના અંતરમાં છે. એ લોકોનો આપણને પડકાર છે, "તમે કાંઈ નવું શોધવા નીકળ્યા છો, જગતને જાણે આવા કશા પ્રયોગનો અનુભવ જ નથી, એમ ના ભરમાતા. આજનો તમારો વાદ બાહ્યમાં સુખ શોધવાની એક અનંત ભ્રમણાનો જ નવો પ્રકાર છે. અમે તમને તેમાંય આશિષ દઈએ છીએ. જો જીવન એમાં છે એમ લાગે તો જરૂર સત્યનિષ્ઠ થઈ, તત્પરાયણ બની, તેનું અનુશીલન કરજો. માત્ર અમે એમાં એટલું જ કહીએ છીએ, કે તમે તે શોધનો છેડો અંતરમાં જ જોવા આવનાર છો."

મોક્ષ જ જીવનાદર્શ છે એવો ઝઘડો કરવો એ ધર્મનો જ ઇનકાર છે. કેમકે મોક્ષશાસ્ત્રનું બિરદવાક્ય, એક વાક્યમાં કહું તો, આ છે કે,

सत्येन सत्यं ज्ञातव्यं सत्यं सत्यात्प्रवर्तते ।
योऽप्रमत्तस्तु सत्येन स सत्ये रमते चिरम् ॥

"The spirit of Truth will lead you unto the whole Truth." સત્યનારાયણની ઉપાસના સત્યનિષ્ઠ બનીને જ થઈ શકે. સત્યનિષ્ઠ બનો, જેને સત્ય સમજો તેને તમારા સમગ્ર જીવનથી આરાધો, તો તમને સત્યસૂર્યનો પૂર્ણ પ્રકાશ મળવાનો જ. આ જ સત્યની એક માત્ર ને સાચી આરાધના છે; આ જ વસ્તુને ગાંધીજી સત્યાગ્રહ કહે છે.

એનું અનુશીલન કરવાનું સાચું ક્રિયાશાસ્ત્ર જૈનધર્મે જે જોરથી ને સ્પષ્ટતાથી બતાવ્યું છે તે કદાચ [illegible] બીજી શાખાઓએ તેવી રીતે નથી બતાવ્યું. જૈનધર્મની વિશેષતા

કદાચ એ જ હોય. એણે બતાવ્યું કે, જો જીવનની સાધનાનો સાચો માર્ગ સત્યાગ્રહ હોય, સત્યનિષ્ઠા હોય, અને સત્ય તો દરેકને પોતપોતાના સ્વભાવ ને અધિકાર પ્રમાણે, જુદું જુદું દેખાય, તો પછી જીવનના મુખ્ય કાયદા તરીકે એ વસ્તુને તો સ્વીકારવી જ જોઈએ કે, માનવ સત્યને અનેક પાસાં હોઈ શકે, આત્યંતિક સંપૂર્ણ સત્યનું પૂર્ણ દર્શન એ રૂપે જ અપૂર્ણ માનવીને હોઈ શકે છે. એટલે, કોઈ માણસ પોતાની વાતને એકાંત સત્ય તરીકે કહાવી ન શકે, જો કે પોતપોતાના જીવન પૂરતી તેમાં સત્ય-શક્તિ છે ખરી. આવા પ્રકારની નમ્રતા, ઉદારવૃત્તિ, પરમતસહિષ્ણુતા અને વ્યાપક દૃષ્ટિ જો માણસમાં ન હોય તો તે જીવનસાધના કે સત્યોપાસના નહિ જ કરી શકે. આજના વિચારસ્વાતંત્ર્યના કહેવાતા યુગમાં પણ ઉદાર દૃષ્ટિની આવી ઊંડી સ્પષ્ટતા જોવામાં નથી આવતી. જૈનધર્મે પોતાના સ્યાદ્વાદ કે અનેકાંતવાદમાં આ દૃષ્ટિ આપણને શીખવી છે. સૌએ પોતપોતાના ઇષ્ટ દ્વારા જીવનોપાસના કરવી હોય તો તેનું વ્યાકરણ આ જ એક માત્ર કાયદો છે, એ જૈનદર્શનની જગતના તત્ત્વજ્ઞાનને મોટામાં મોટી ભેટ છે.

૨

અને તે જ ઉદાર સિદ્ધાંતના પૂરક રૂપે મેં આજના ચિંતનને માટે જે સૂત્ર લીધું છે તે છે. એ સૂત્રમાં મેં અનેકાંતવાદ જેટલું જ ઉદાર અને વ્યાપક તત્ત્વ ભાળ્યું છે. અનેકાંતવાદે શીખવ્યું કે વિચારમાં ઉદારતા ને નમ્રતા નહિ રાખો તો તમે કદી પરમ ધર્મને પામી શકનાર નથી—તમારી સમજની શુદ્ધતા એ તત્ત્વના સ્વીકાર ઉપર અવલંબે છે. આચારાંગનું મેં ટાંકેલું સૂત્ર આ જ તત્ત્વને આચારક્ષેત્રમાં ઘટાવી બતાવે છે. એ સૂત્રમાં કહે છે કે, 'તમે કોઈ પણ આચાર સ્વીકારો તે તમારા વિચારમાંથી ઝરતો હશે. એટલે કે, એ આચાર તમને સ્વાભાવિક, વિકાસકર અને ઉન્નતવાહી હશે. પણ તેથી એમ ન માનતા કે એ જ સૌ માટે સાચો હોય. બીજાનો ભિન્ન આચાર પણ એવો જ સત્ય હોઈ શકે છે. માટે તમે તમારા આચારને શ્રેષ્ઠ માની અભિમાનથી છકી ન જતા. નહિ તો તેટલા જ માત્રથી તમારું પતન થશે—આચાર પછી ભલેને સોનાનો પણ કેમ ન હોય.'

એટલે આ સૂત્ર વિચારક્ષેત્રના સ્યાદ્વાદ જેટલા જ મહત્ત્વનું આચારક્ષેત્રનું સિદ્ધાંતકથન છે. જરાક ઊંડા ઊતરીને જોશો તો જણાશે કે, નાના નાના વાડા, ગચ્છો, સંપ્રદાયો, વગેરેની સંકુચિતતા માત્રનો ઊગમ આચારક્ષેત્રના આ મહાન સિદ્ધાંતને ભૂલવામાંથી થાય છે. એક વ્યક્તિ પોતાના આચારની શ્રેષ્ઠતાથી ગર્વ કરે તો તે અભિમાન-ઘોડે ચડીને પડ્યાના દાખલા આપણાં શાસ્ત્રોમાં પાર વગરના છે. તેવી જ રીતે, એક આચારવાળો સમૂહ સંપ્રદાય બાંધે ને પછી પોતાનું અભિમાન વધારે તો શું થાય એના દાખલા ઇતિહાસને પાને ઓછા ટંકાયેલા છે? મારે કહેવું જોઈએ કે, શાસ્ત્રોએ વ્યક્તિ માટે જેટલો વિચાર કર્યો છે ને તેનાં પાપભયસ્થાનો વિચારી તેને જેટલો ચેતવ્યો છે, એટલો સમૂહને કે આખા સમુદાયને નથી ચેતવ્યો. તેથી તો, ઘણી વાર અમુક શાસ્ત્રના અમુક વિધાનને જ લઈને સંપ્રદાયી આગ્રહ અને સંકુચિતતાઓ ઊપજવા પામી છે. એમાંથી અપાર હિંસાઓ પણ ઊપજી છે. અરે, જે ધર્મ અહિંસા પ્રવર્તાવવા તાકે છે તેમાં જ ને અહિંસાને નામે જ, આવી સંકુચિતતાને કારણે, હિંસા જન્મતી આજ આપણે જોઈએ છીએ.

આવા પ્રકારની અસહિષ્ણુતા ને સંકુચિતતાથી એક જે વ્યાપક અનિષ્ટ ઉત્પન્ન થાય છે એને ઉદાહરણરૂપે આપીને મારા કહેવાની મતલબ સમજાવીશ. આ વ્યાપક અનિષ્ટ તે આપણા સમાજમાં ઝેર જેવો થઈ પડેલો ઊંચનીચભાવ છે. મેં ઉપર કહ્યું કે, વ્યક્તિ અભિમાન કરે તો તે અસહિષ્ણુ થાય, અભિમાની બને, ને અધ્યાત્મ-માર્ગમાંથી પડે. સમૂહ જો અભિમાન કરે તો બીજા સમૂહથી પોતાને ઊંચો માને, તેની અવજ્ઞા પછી કરે, તેને અલગ પણ રાખે, પોતાનો જ વિચાર ને યોગક્ષેમ વિચાર્યા કરે, અને કાળાંતરે સમૂહમાં ને સમાજમાં સડો પેસાડે. મને લાગે છે કે, ઊંચનીચભાવના ઝેરનું મૂળ આચારધર્મના આપણે અત્યારે વિચારતા રહસ્યના અજ્ઞાનમાં રહેલું છે.

૩

આને અંગે, આજના આપણા સમાજમાં મોટા પ્રશ્નોરૂપે ઊભા થયેલા કેટલાક દાખલા ટાંકીને હું આજનું ચિંતન પૂરું કરીશ. આપણાં હરિજન ભાઈબહેનોનો દાખલો તો તરત જ તમારા મનમાં આવી ગયો હશે એમ માનું છું. એટલે એને અહીં વિશેષ વખત નથી આપતો. એકબે બીજા દાખલાઓ લઈને મારું મંતવ્ય સ્પષ્ટ કરવા મથીશ.

ખ્રિસ્તી પાદરીઓએ એમના ધર્માભિમાનમાં આવી જઈને જંગલી કોમોને animist કહી તુચ્છકારી છે ને એમનામાં ધર્મબુદ્ધિ નથી એમ, પોતાના અભિમાનમાં આવી જઈને માન્યું છે. અરે, એમણે તો હિંદુધર્મ કે ઈસ્લામને પણ હીણો માનવા ને ગણવાની હિંમત કરી છે. આ અભિમાન તો ધર્મક્ષેત્રમાં થયું. એને જ મળતાં બીજાં પરિણામો જુઓ તો, રંગદ્વેષ, જાતિદ્વેષ ઈત્યાદિ અનેક આજ જગતમાં ઊપજ્યાં છે તે આપ જાણો છો.

પણ મારે ખાસ દાખલો આપવો છે તે તો દારૂબંધીનો. આપણે કહીએ છીએ કે, બધા ધર્મોમાં દારૂની મના કરેલી છે. પરંતુ પીનારા કેટલા બધા છે? પરંતુ પીનારનો મોટો ભાગ નીચલા વર્ણોમાં કારખાનાંના મજૂર અને પછાત કોમોના લોકનો હોય છે. આનું કારણ શું? ઉપલા વર્ણો નીચેના વર્ણો તરફ એક જ વૃત્તિ રાખે છે ને તે ઉપેક્ષાની. જો કે, તેમની મજૂરી ચૂસવાની વાત તો નથી છોડતા. તમે સ્મૃતિ જુઓ તો ત્યાં પણ ત્રિવર્ણના મદ્ય-નિષેધની વાત મળે! જાણે કે ચોથો વર્ણ જ સમાજમાં નથી, કે જાણે એમનાં સુખ ને ઉન્નતિ એ ત્રિવર્ણનું કામ ન હોય ને! આ ઉપેક્ષાની પાછળ એ જ ઊંચનીચભાવની બૂ આવે છે 'અમે આચારધર્મમાં આગળ છીએ; તમે નથી. તમે વેગળા રહો'—એ જ જાતની જાણે મનોવૃત્તિએ આ સડો ન ઊભો કર્યો હોય, એમ જ લાગે છે.

જરાક વિષયાંતર કરીને અહીં આજે ગાંધીજીએ સૂચવેલા દારૂબંધીના કામનો ઈસારો કરતો જાઉં. એ આજ કહે છે, 'દારૂમાંથી ખાસ બચાવવા છે આપણે મજૂર અને હરિજનો તથા એવી પછાત કોમોને.' આ એમના આદેશને જો જૂના સ્મૃતિકારોની મેં ઉપર કહી તે વાત જોડે સરખાવો, તો સૈકાથી સ્મૃતિઓએ જે દોરવણી આપી નથી એ આજના સ્મૃતિકાર આપણને આપે છે. આ પુણ્યપર્વને ટાંકણે હું ગાંધીજીના આ કાર્યને એ રીતે જોવાનું ને તેમાં યથાશક્તિ ભાગ લેવાનું આપને સૂચવું છું. ગાંધીજીનાં કાર્યો શુદ્ધધર્મપ્રેરિત છે એ તમારે તો જાણવું ને સમજવું જોઈએ. સમાજમાં અહિંસાના પ્રચાર અર્થે એ બધાં વિચારાય છે. અહિંસાના પૂજારીઓએ તો એમનું રહસ્ય પ્રથમ પકડવું ને અપનાવવું જોઈએ.

એક બીજો દાખલો આજના જ યુગ-પ્રશ્નનો આપીને મારું ચિંતન પૂરું કરીશ. આજકાલ એક એવી વૃત્તિ જોવામાં આવે છે કે, 'અમે તો અહિંસાના પૂજારી; અમારી જ વસ્તુ આજ ગાંધીજી ખીલવે છે. અહિંસા એ હિંદુધર્મનું મહાન લક્ષણ છે.' અને આ વૃત્તિ ધારીને કેટલાક લોક એક પ્રકારની ખોટી ઉચ્ચતા કલ્પે છે. ગયા જમાનામાં આ વૃત્તિ પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિની સરખામણી કરવા દ્વારા વ્યક્ત થતી. આ વૃત્તિ પણ કદાચ દોષિત હોય, જો આપણે તેનો મર્મ પામ્યા વગર માત્ર બોલ્યા જ કરીએ.

આજ યુરોપમાં ને આખા જગતમાં યુદ્ધનિષેધની વાતો ખૂબ થાય છે. સાથે જ યુદ્ધની તૈયારીઓ પણ એટલી જ ચાલે છે. આપણે અહિંસાને નામે ઉચ્ચતા સમજનારા એ વખતે શું કરીએ ? માત્ર પેલી વૃત્તિ જ બતાવ્યા કરીએ ? તો તો કાંઈ વળવાનું નથી. આપણી અહિંસા લજવાશે અને હિંસાકાંડમાં જ જાણ્યે કે અજાણ્યે ને મને કમને આપણે સંડોવાવાના. આપણે આ બાબતમાં ગાંધીજી પાસેથી એક મોટી વસ્તુ શીખવાની છે. હમણાં જ તમે આંદામાનના ત્રાસવાદી કેદીઓનું નિવેદન પ્રસિદ્ધ થયેલું જોયું હશે. રાજકારણમાં અહિંસાના ગાંધીજીના પ્રયોગનો એ અપ્રતિમ વિજય છે. એ વિજય એમણે ખાલી અહિંસાવૃત્તિ પોકારી પોકારીને નથી મેળવ્યો. હિંસાથી વધારે પ્રબળ ન માનો તોપણ તેના જેટલી તો ખરી જ, એવી અહિંસાશક્તિ પ્રત્યક્ષ વ્યવહારમાં સિદ્ધ કરી બતાવીને તેમણે પેલા હિંસાવાદીઓને હિંસામાંથી વારી આણ્યા છે. એમ જ, જગતને જો યુદ્ધનિષેધ કોકે પણ શીખવવાનું મહાન બીડું ઝડપવું હશે, તો તેણે તે જ રસ્તો લેવો પડશે. યુદ્ધ વગર રાષ્ટ્રોનો વ્યવહાર ચાલી શકે છે એ શક્ય કરી બતાવવું પડશે. આપણ અહિંસા પોકારનારાઓએ આ પ્રયોગની તૈયારી કરવાની છે. સ્વરાજ તો આવવાનું જ છે,—વરસે નહિ તો પાંચસાત વરસે. પછી હિંદ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે શું કરશે ? ત્યારે તે યુદ્ધો જ કરવાં પડે એવો આચાર ઘડશે, કે જેવો દાવો તેના અહિંસાધર્મના માનનારા કરતા આવ્યા છે તેને સિદ્ધ કરવા સક્રિય પગલાં ભરશે ? અહિંસાધર્મે આ તેનો છેવટનો વિજય કરવાનો બાકી છે. તમને ખબર છે કે, શ્રી. કિશોરલાલભાઈએ ધર્મો સામે એક કડવી પણ સાચી ફરિયાદ કરી છે કે, એક જગતનો પ્રધાન ધર્મ ઠોકીને નથી કહેતો કે મનુષ્ય સર્વથા અવધ્ય છે. આવતી કાલના ધર્મે આ જાહેર કરવાની તાકાત મેળવવાની છે. જે ધર્મ તે તાકાત મેળવશે તે વિશ્વધર્મ થઈ શકશે. બાકી આજે તો જગતમાં બધે જ, એક યા બીજે નામે, આ કે તે રૂપાળા દેખાડાતા કારણે, ઊંચનીચભાવનું જ રાજ ચાલે છે. અને એ ભાવ ધર્મનો મૂલથી ઉચ્છેદક છે. આચારાંગના સૂત્રમાં એ સામે ચેતવણી છે કે, વિચારની જેમ જ આચારમાં પણ નમ્રતા, અહિંસા, ઉદારભાવ જોઈએ. નહિ તો એક માત્ર જે સત્ય ધર્મ છે—જીવનધર્મ—તેનો હ્રાસ થશે. એ હ્રાસ જગતમાં ચાલે જ છે. અને એને રોકવા જગતની સમગ્ર ધર્મશક્તિ હમેશ મથતી આવી છે. આવાં પચુસણ જેવાં પર્વો પર એ ધર્મશક્તિનું સંગઠન કરીએ, સંવર્ધન કરીએ.

# ચાનગોષ્ઠિ

અ-કવિ

સ્ત્રી પુરુષોની સમાનાધિકાર વિષેની લડાઈમાં મને જેટલો રસ છે તેટલો બીજાને ભાગ્યે જ હશે. આ ઉપરથી હું સ્ત્રીપક્ષનો કે પુરુષપક્ષનો હિમાયતી છું એમ માનવાની કોઈ ભૂલ ન કરે. કહેવાય છે કે કલાનુ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વરૂપ તો આ છેઃ 'કલાની ખાતર કલા.' ત્યાર પછી તો કવિતાની ખાતર કવિતા, ગદ્યની ખાતર ગદ્ય, પદ્યની ખાતર પદ્ય—અને એવા ઘણા પ્રયોગો થઈ શકે. એટલે મને પણ જે રસ છે તે સમાન કે અધિકાર એ વિષેનો નથી—લડાઈની ખાતર લડાઈનો રસ છે. ખરી રીતે કાવ્યની પરિભાષા પ્રમાણે હું કહી શકુ કે મારો લડાઈનો રસ એ તો મારો સ્થાયીભાવ છે.

એટલે જ્યારે મેં એમ સાંભળ્યુ કે સ્ત્રીઓ જ મ્યુનિસિપાલિટીમાં હોઈ શકે, અને કેળવણી પણ સ્ત્રીઓ જ આપી શકે અને બીજુ તો એવું ઘણું સ્ત્રીઓ જ કરી શકે ત્યારે મને બહુ આનંદ થયો, અને હરેક સમજુ નાગરિકને થવો જોઈએ; આ ઉપરથી અલબત હું નાગરિક છુ ને સમજુ છુ એ ફલિત થાય છે. સ્ત્રીઓ જ મ્યુનિસિપાલિટીઓમા બેસશે તેમાં ઘણા ઘણા વિનોદાત્મક લાભો છે. પહેલુ તો ચકલી છૂટી રાખવાથી પાણીનો બગાડ થાય છે તે તરત બધ થશે. બીજુ બંગડીબજાર અને ચાદલા-બજાર ને કાપડબજારની શોભા વધશે. ત્રીજુ—અને અગત્યનું તો એ કે મ્યુનિસિપાલિટીની શુષ્ક કાર્યવાહીમાં ગરબાનું તત્ત્વ દાખલ થશે. પરતુ આ લખતી વખતે કેટલીક બહેનોએ બંગડી અને ચાદલા સામે ઝુબેશ ચલાવેલી તે મને યાદ આવે છે. કેટલાક માને છે કે ચાંદલો એ ગુલામીનું ચિહ્ન છે. કેટલાક માને છે કે બંગડીઓ એ ઇ સ. પૂર્વે આઠમા સૈકામાં જંજિરો હતી. અને સ્ત્રીઓ નાસી ન જાય માટે બન્ને હાથમા જંજિરો નાખી એ જંજિરોને એક અદૃશ્ય તારથી સાધી, એ તારનો બીજો છેડો પુરુષો હાથમાં રાખતા. હોક્કો—અથવા એ વખતે હોક્કાનો ચાન ન હોય તો—સોમરસ પીવા બેસતા ત્યારે પણ એક છેડો હાથમાં લટકાવી રાખતા. એ ગમે તેમ હોય પણ મને જે એક રસિક માનભર્યો સમાધાનમાર્ગ મળ્યો છે તે હું રજૂ કરુ છુ. ચાદલાનો તદ્દન ત્યાગ ન કરતાં બહેનોએ પતિ સાથે એની વહેંચણી કરી લેવી. એટલે જે ગોળાકાર ચાદલો થાય છે તેને બદલે અર્ધગોળાકાર કરવો અને તે એવી શરતે કે બીજો અર્ધગોળાકાર પુરુષના કપાળમા હોવો જોઈએ. આમા એક મુશ્કેલી છે તે મારા ધ્યાન બહાર નથી. જેમના કપાળમાં સાપ્રદાયિક ચિહ્ન હોય તેમણે શું કરવુ? દાખલા તરીકે, જૈનભાઈઓ પીળો ચાદલો કરે છે તેમણે આ અર્ધચંદ્ર લાલધ્વજને કયાં લટકાવવો એ એક મહાપ્રશ્ન થશે. તેમજ બીજા સાપ્રદાયિક ચિહ્નો સાથે આનો મેળ કેમ મળે? વળી આ બાબતમાં સ્ત્રીઓ સત્યાગ્રહ કરે તો ધર્મ પહેલો કે સ્ત્રી પહેલી—એવો ધર્મસંકટનો પ્રશ્ન પણ ખડો થાય. પણ એ તો એક વખત તમે રિવાજ પ્રચલિત કરો

એ પછી તેના સમાધાનમાર્ગ મળી રહે છે. આપણે ખાદીની થેલી શરુ કરી તો પછી ખાનાવાળી થેલી, લાકડીવાળી થેલી, ભરેલી થેલી, વણભરેલી થેલી, ચિત્રિત થેલી, અચિત્રિત થેલી, એવા ઘણા ઘણા સુધારાઓ પ્રવેસ્યા: અને છેવટે, સાદી થેલી આવી અને ઊડી ગઈ, પણ સુધારાઓ બળવાન બની કાયમ થઈ ગયા; મારા માનવા પ્રમાણે હજી પણ એ થેલીમાં સુધારાને અવકાશ છે. સ્ત્રીઓની ખાસ થેલી કરવામાં આવે ને તેમાં દાંતિયો, અરીસો, પીન, ચાંદલાદાબડી, કંકુદાબડી, બંગડીદાબડી રહી શકે તેવાં અપ્રગટ ખાનાં રાખ્યાં હોય તો તે વધારે ઉપયોગી થવા સંભવ છે. આવો સુધારો કોઈ દાખલ કરે તો હું આશા રાખું છું કે મને કોર્ટે જવાની ફરજ પાડયા વિના મારા કોપીરાઈટનો કાંઈક વિચાર થશે.

હવે મૂળ ચાંદલાની વાત ઉપર આવીએ તો સંપ્રદાયચિન્હની સાથે જ આ અર્ધલાલ-ચંદ્રક રાખી શકાય, ધર્મ, અર્થ, કામ, મોક્ષ એવા હિંદુધર્મે જે ચાર વિભાગો પાડયા છે, તેમાંથી મોક્ષ સિવાયના ત્રણે વિભાગો એ રીતે હિંદુકપાળ ઉપર એક સાથે ફરી શોભશે. બંગડી વિષે પણ મારો તો એ જ અભિપ્રાય છે કે સ્ત્રીએ જમણા હાથમાં બંગડી પહેરવી અને ડાબો હાથ ખાલી રાખવો; જ્યારે પુરુષે ડાબા હાથમાં બંગડી પહેરી જમણો હાથ ખાલી રાખવો. છતાં આ જમણાડાબાના નિયમને હું બહુ સખત ન બનાવતાં છૂટછાટ મૂકી શકાય તેવો ગણું છું. ખરી રીતે એ પ્રશ્ન પતિપત્નીએ એકાંતમાં ચર્ચી નક્કી કરી લેવા જેવો છે. હા, બહેનોના હિતની ખાતર અને દેવાળિયા પ્રત્યેની મારી ફરજને અંગે હું અહીં એક વિશેષ સૂચના આપવી આવશ્યક ગણું છું. મહેરબાની કરીને આ બંગડીઓનો વિભાગ કાચની બંગડી પૂરતો જ કે બહુ બહુ તો કચકડાની બંગડીઓ પૂરતો જ ચાલુ રાખજો; પણ કોઈ પણ હિસાબે એ પ્રમાણે સોનાની બંગડીના ભાગ પાડવાનું ધોરણ સ્વીકારવા જેવું નથી. હું ધારું છું કે આ રસિક માનભરેલો સમાધાની માર્ગ સૌ સ્વીકારે તો કેટલાક અટપટા પ્રશ્નોનો નિકાલ થઈ જાય. આપણે ત્યાં ખરા પ્રશ્નો બહુ અટપટા હોતા નથી, હોય છે તો એ ખરા પ્રશ્નો હોતા નથી. જ્યારે આવા પ્રશ્નો તો ઘણી રસિક ચર્ચા ઉપજાવી શકે તેટલી એમનામાં શક્તિ હોય છે. આવી રીતે સમાન અધિકાર ખાતર જો તમારે બરાબર જ ન્યાય આપવો હોય તો તો તમારે એ પ્રમાણે સ્ત્રીપુરુષનાં સઘળાં આભૂષણો સમાનભાગે વહેંચવા પડે. કાનના એરીંગ કે નાકની ચૂંક માટે જો પુરુષો આગ્રહ ન રાખે તો સ્ત્રીઓએ એ પ્રશ્નની છેડતી કરવી જ નહિ. સોનાને પોતાના નામમાં રહેલ 'સ' સાથે સંબંધ છે એમ ધારીને સોનબાઈ સિવાયની સઘળી જાતમાં સમાન અધિકારી ચર્ચા ચલાવવી. આ પ્રમાણે પુરુષો ધોતિયાં પહેરે છે તેને અર્ધાં રંગાવી શકાય, જ્યારે સ્ત્રીઓની સાડીને અર્ધી રંગવિહોણી રાખી શકાય. કેટલાક કહે છે સ્ત્રીઓ પુરુષો જેવો જ વેશ કાઢે તો પુરુષોનું અભિમાન ઊતરી જાય. એ હું સ્વીકારું છું. જે પુરુષોનો વેશ પણ સ્ત્રીઓ સજે તો ઘણી રસિકતા ને વિવિધતાને એમાં સ્થાન મળે. તેમ જ એવો વેશ સ્વીકારવાથી સ્ત્રીઓને હલનચલનમાં પણ એક જાતની બિનસંકોચી છૂટ રહે. વળી સાઈકલસ્વારી માટે પણ એ વેશ સારો લાગે. પણ એ સઘળાં કરતાં મને તો એ વેષમાં કેટલીક સ્ત્રીઓ ખરેખર સુંદર લાગે છે, એ વાતનો વિચાર કરતાં ખેદ થાય છે કે કોઈ પુરુષને માટે સ્ત્રીવેષ પરિધાનનો એ નિયમ લાગુ પાડી શકાતો નથી. અલબત,

સ્કૂલોમાં છોકરા, છોકરીઓનો પાઠ ભજવે છે, ત્યારે ઠીક લાગે છે, પણ એમાં તો એમની વયનું પણ કારણ હોઈ શકે. પણ એમના જ માસ્તરને બૈરીનો વેશ પહેરાવ્યો હોય તો એ ઘણો કઢંગો લાગશે. છતાં આ વેશની બાબતમાં હું તો ન્યાયની ખાતર હરેકના એક ઘાએ બે કકડા કરવાના વિચારમાં માનું છું. સાડી અર્ધી પુરુષ પહેરે, અર્ધી સ્ત્રી. ધોતિયું અર્ધું પુરુષ માટે, અર્ધું સ્ત્રી માટે રહે. એથી તમે એમ ન માની બેસતા કે હું બન્નેને ન્યાય આપવા માગું છું, કે એમાંથી એકને ન્યાય આપવા માગું છું. મેં તો શરૂઆતમાં જ તમને કહ્યું હતું કે જે મજા અધિકારની લડાઈ કરવામાં છે તે અધિકાર મેળવવામાં નથી. માટે અધિકાર ન મેળવવામાં મજા રહી છે. સરકાર એટલા માટે તો આપણી લડતનો રંગ માર્યો ન જાય, ને મેદાન ખાલી ન થઈ જાય, માટે હક્ક કકડે કકડે આપે છે. આપે છે ત્યારે પણ એ આપે છે કે લઈ લે છે તેનો જ પત્તો લાગતો નથી. સ્ત્રીપુરુષના સમાનાધિકારની લડાઈ પણ, જો તમારે મરવા દેવી ન હોય તો તમારે ચાંદલા, બંગડી, કપડાં વગેરેમાં અર્ધો અર્ધ ફેરફાર સ્વીકારવા. એથી લડત મરશે નહિ, તમને આપ્યાનો સંતોષ રહેશે, અને એમને વધુ મેળવવાની ઇચ્છા જાગશે.

મને તો આ પગલું આપણા મહાન બ્રિટિશ મુત્સદ્દીઓના અનુકરણ જેવું લાગે છે— આપવું, પણ એટલું ન આપવું કે જેથી લડત મરી જાય. કેટલાક બ્રિટિશ મુત્સદ્દીઓની રાજનીતિ પર ફીદા થઈ જાય છે, પણ હું તો એમની આ માસ્તર મારે નહિ ને ભણાવે નહિ એવી શિક્ષણનીતિ પર ફીદા છું. તમે છાતી ઠોકીને કહી શકો ખરા કે તમને કાંઈ નથી મળ્યું? ખરી રીતે તમને શું નથી મળ્યું? પ્રધાનો તમારા છે, સભાઓ તમારી છે, વાતો તમારી છે, તમે ઘડીના છઠ્ઠા ભાગમાં તાડીનાં જૂનાં હાંડલાં ફોડી નાખ્યાં, એ જ પ્રમાણે દારૂના શીશાઓ ફોડી નંખાશે. [ અહીં હું એક અંગત વિનંતિ કરી લઉં. જો આવા શીશા ફોડે તો મહેરબાની કરીને તેનો બેઠકનો ભાગ સલામત રાખીને મને મોકલાવજો. એથી બગીચાનાં ઝાડની પાળો સારી શોભાવાળી મારે કરવી છે તે કરી શકું ]—તમે એમ કહી શકો કે તમને કાંઈ મળ્યું નથી? અને છતાં છાતી ઠોકીને કહો તો ખરા કે અમને કાંઈક મળ્યું છે! તમે બેમાંથી એક નહિ કહી શકો એમાં જ ખરી રાજનીતિ છે. તમે મૂંગા પણ રહી નહિ શકો, બોલી પણ ન શકો, કામ કર્યા વિના તમારો છૂટકો નહિ, ને છતાં તમે કામ કરી ન શકો. શું કહો છો, તમારા બધા ન્યાયાંબુધિ જખ મારે છે. મોટા તર્કવાચસ્પતિ આવે તો પણ આ કોયડો ન ઉકેલી શકે.

હાં, એક છેલ્લું ઉમેરી લઉં. મેં કહ્યું કે પુરુષવેશમાં કેટલીક સ્ત્રીઓ અદ્ભુત રીતે સુંદર લાગે છે તે ઉપરથી હું કવિ હોઈશ એમ ઘણાને શંકા થવાનો સંભવ છે. હું કવિ હોઉં કે અ-કવિ એ પ્રશ્ન ખરી રીતે એટલો મહત્ત્વનો નથી; હું કાવ્ય લખું છું કે નથી લખતો એ પ્રશ્ન મહત્ત્વનો છે. કવિ હોય તો કાવ્ય લખાય એ ઘણી જૂની માન્યતા છે. આધુનિક માન્યતા એવી છે કે કાવ્ય લખાય તો કવિ થવાય. એટલે હું કવિ કે અ-કવિ એ પ્રશ્ન અસ્થાને છે. પણ હું કાવ્ય લખતો નથી એ વાત સાચી છે. આ વાત મારે જાહેર તો એટલાં માટે કરવી પડી કે મને કવિ માનીને કોઈ કોઈ માનિની પુરુષ વેશમાં નજરે ચડી આવે, એવા હેતુથી કે વહેલે મોડે હું કાવ્ય લખીશ તો મારા તો ભોગ જ લાગે ના! એટલા માટે મેં કહ્યું કે હું કવિ નથી. બીજું, મારા મિત્ર દિલસુખરાય મને પૂછતા હતા કે

ગુજરાતીમાં એક પણ મહાકાવ્ય નથી, તો એ મહાકાવ્ય શું છે, ક્યાં મળે છે, આપણે ત્યાં આવી શકે કે નહિ, અને એની કિંમત શી પડતી હશે? મને એની કિંમત વગેરેની તો કાંઈ માહિતી નહિ, એટલે મેં તો એટલું કહ્યું કે એ તો પ્રજાકીય સંસ્કૃતિનો પરિપાક છે. પણ એમણે એ કાંઈ માન્યું નહિ. એમણે તો કહ્યું કે મહાનો અર્થ સમજાવો એટલે હું પ્રયત્ન કરીશ. મેં એમને કહ્યું કે મહા એટલે મોટું. ત્યાર પછી દિલસુખરાયે કોઈની સાથે છ હજાર પાનાંમાં સમાય એવડા એક કાવ્યનો કૉન્ટ્રાક્ટ કર્યો છે. ને એ કહે છે કે છ હજાર પાનાં હશે, જાડા કાગળ હશે, કદ હશે, પૂંઠું ખાસ કરીને સારું હશે, તો એ મહાકાવ્ય નીવડશે જ. હવે આપણી પેલી કહેવત પ્રમાણે, લાડીવાડીનાં નીવડયે વખાણ. પણ હું કવિ નથી એટલે જેમ કાવ્ય લખવાનો નથી, તેમ મહાકાવ્ય પણ કરવાનો નથી એવી સૌને ધરપત રહે માટે મારે આ ખાનગી વાત પ્રગટ કરવી પડી.

*

વડા પ્રધાનને મળેલા કેટલાક પત્રોનો સાર વર્તમાનપત્રોમાં પ્રગટ થયો છે, પણ તે મૂળ પત્રોની હકીકત જાણ્યા વિના તેમનો પૂરો રસાસ્વાદ લેવો મુશ્કેલ છે. મૂળ પત્રોમાંના કેટલાક નીચે પ્રમાણે છે. તમે પૂછશો કે આ પત્રો તમને શી રીતે મળ્યા, તો હું તમને સ્પષ્ટ કહું છું કે એ પત્રો મેં જોયા છે ને વાંચ્યા છે. શી રીતે એ પ્રશ્નનો ઉત્તર જરા મુશ્કેલ છે, પણ એ તો લડાઈના વખતમાં ટપાલ ખાતાં ડાહ્યાંડમરાં થઈ ને જાણે બિચારા કાંઈ જાણતા ન હોય તેમ પત્રો પહોંચાડી દેતા પણ માંહ્યલા ગુણ મા'દેવજી જાણે એવી વાત હતી. એ જ તુરખો આ પત્રો માટે કામ આવી શકે. હવે પત્રો નીચે પ્રમાણે છે:

## પત્ર ૧

મે. મુરબ્બી મોટા પરધાનની સેવામાં. લિ. પટેલ મરઘાભાઈ મથુરભાઈ તથા શનાભાઈ મથુરભાઈ. જત લખવાનું જે અમે બન્ને ભાઈઓએ છેતર સહીયારું વહેંચલું હતું. પણ છેતરને શેઢે એક ઝાડવું ઊભું છે તેની તકરાર ઊભી છે. ઝાડવું ઊભું છે ત્યાં સુધી તકરાર ઊભી છે માટે કાં ઝાડવું કાપવાની રજા અપાવો નકર માથાં કાપવાની રજા અપાવો. બીજું, સવરાજમાં આવું અંધેર થાશે એ અમને ખબર નતી, નહિંતર અમે અમારા વેટ તમને ન આપતાં, અમારા કાકાના દીકરા ભાઈ વનાભાઈ ને આપત. વનાભાઈનો ઉકરડો અમારા ઘરની આથમણી કોર અને અમારું ઘર ઉકરડાની ઉગમણી કોર છે. એ ઉકરડો અમારા કરા પાસે છે એને બદલે જો વનાભાઈની ભીંતે જાય તો અમને ને આખા ગામને ત્યાં ખાતર ભેગું કરવાની મજો થાય એમ છે. માટે વનાભાઈ એનું ખાતર અમારા કરા પાસે ન નાખે, પણ અમે અમારું ને આખા ગામનું ખાતર ન્યાં નાખીએ એવું કરી આપો. આ તો તો તમને વેટ આપ્યો ઇ પરમાણ.

## પત્ર ૨

મે. મુરબ્બી વિદદ્દ્વર્ય પ્રધાનશ્રી મહાપ્રધાનની સેવામાં. લિ. માસ્તર અમથાભાઈ છગાભાઈ ને નરહરભાઈ બબાભાઈ. જત લખવાનું કે હમણાં હમણાંમાં કેળવણી ખાતામાં ઘણું અંધેર ચાલે છે. પ્રાથમિક કેળવણીમાં ખરા માણસો મળતા નથી; અને ખરા માણસો જ્યાં હોય છે ત્યાં પ્રાથમિક કેળવણી હોતી નથી. એનું એક જ ઉદાહરણ આપું: અમારા

કાકાના દીકરાએ એક ચોપડી લખી છે તે અમારી સ્કૂલમાં પણ ચાલતી નથી. અને બીજાની ચાલે છે. અમારા કાકાના દીકરાએ ચોપડી લખી છે તે ઘણી સરસ છે. એની ખાતરી એ કે અમે પણ એ સમજી શકીએ છીએ ને છોકરાઓ પણ એ સમજી શકે છે. એટલે અમારે સમજાવવાપણું રહેતું નથી. આવી સહેલી ચોપડી મૂકીને અઘરી ચોપડીઓ નિશાળમાં ભણાવવામાં આવશે તો એથી સૌના મગજનો ખોડો નીકળશે. અને બીજું બધું તો ઠીક, પણ હમણાં હમણાંમાં આ મગજમારીનાં કામ બહુ વધે છે એ સારું નથી. હમણાં હમણાંમાં કવિતાઓ પણ એવી લખાય છે કે જે છોકરાઓ વાંચી જાય છે, તે માસ્તરને ખબર પણ હોતી નથી. માટે આ સઘળી ઝડપી કેળવણીથી ઘણું નુકસાન થાય છે. માટે થોડુંક કેળવણીનું ઊંચું ધોરણ કરવાની જરૂર છે અને તે માટે અમારા કાકાના દીકરા ભાઈની લખેલી ચોપડી દાખલ કરવાથી ફાયદો થશે. કારણકે એમણે એમાં દેશીનામાને કવિતાના રૂપમાં સમજાવ્યું છે. તો મરજી મુજબ કરવા વિનતી છે.

[ પ્રધાનોને મળેલા બીજા પત્રો ને અમર કાવ્યો રચવાની ચાવી—વગેરે આવતા અંકમાં. ]



## પંથ–સામ્ય

દેવજી રા. મોઢા

આંખો પર પાટા બાંધીને
હાથે હાથ લઈ દોરીને
ચોક વચોવચ મૂકી જઈને
છોડયા લોચન બંધ !

અગણિત રસ્તા ફુટતા ત્યાંથી
એક એક ચડે બીજાથી
અનેકવિધ એ પંથમહીંથી
ગ્રહવો કિયો પંથ ?

આમ વિવેકહીણો મુંઝાઉં
ત્યાં મારે કાને સંભળાયું:
" સઘળા એક સ્થળે જનારા,
શાને કરતો દ્વંદ ?
ગ્રહી લે ચાહ્યસો પંથ. "

# રાજા ભોજનો સમકાલીન કાલિદાસ બીજો

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

**કાલિદાસત્રયી કિમુ** એ પ્રકારની પ્રસિદ્ધ ઉક્તિ છે અને કાલિદાસ નામના એક કરતાં વધારે સંસ્કૃત કવિઓ પ્રાચીન કાળમાં થઈ ગયા છે એટલું તો ઘણા વખતથી નિર્વિવાદ સિદ્ધ છે. વળી શાકુંતલાદિ નાટકો અને કુમારસંભવાદિ કાવ્યોના પ્રણેતા અને કવિકુલગુરુ જેવું સ્પૃહણીય પદ પ્રાપ્ત કરનાર મહાકવિ કાલિદાસ તે સૌથી જૂના ઇ. સ. ૭ટ્ઠા શતક પહેલાં ઘણું કરી ગુપ્ત સામ્રાજ્યનો મધ્યાહ્ન તપતો હતો તે કાળે થઈ ગયા એવું પણ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસવિદોને બહુમતે મનાય છે.

પણ કાલિદાસ કૃત તરીકે, સંસ્કૃત ગ્રન્થસૂચીઓમાં રઘુવંશાદિ ૭–સાત ઉપરાંત જે અનેક ગ્રન્થોનાં નામો મળે છે તે ગ્રન્થોનો કર્તા રઘુવંશાદિના કર્તાથી જુદો તથા પછી થયેલો એટલી વાત સર્વમાન્ય હોવા છતાં એ બીજો કાલિદાસ ક્યારે થઈ ગયો, એના ગ્રન્થો કેટલા? અને ત્રીજો પણ કાલિદાસ હોય તો એ કયા ગ્રન્થોનો કર્તા તથા ક્યારે થઈ ગયો એ બધું અંધારામાં હતું.

બીજી તરફથી કાલિદાસ અને ભોજ સંબંધી જે દંતકથાઓ બલ્લાલના ભોજપ્રબંધના વખતથી પ્રચલિત છે તે દંતકથાઓવાળો કાલિદાસ ઐતિહાસિક વ્યક્તિ હતો કે કલ્પિત એ પણ અત્યાર સુધી સંદિગ્ધ હતું. પરંતુ હમણાં થોડો પ્રકાશ મળ્યો છે. જેથી નાનાર્થશબ્દરત્નકોષ નામના એક ગ્રન્થનો કર્તા મહાકવિ કાલિદાસ ભોજનો સમકાલીન હતો એમ ચોક્કસ જણાય છે.

શ્રી. કન્હૈયાલાલ પોદ્દાર નામના વિદ્વાને હિંદી માસિક 'માધુરી'ના ૧૯૩૭ જુલાઈના અંકમાં 'મહાકવિ કાલિદાસ અને દિઙ્નાગ' શીર્ષક લેખમાં મદ્રાસ ગવર્નમેન્ટ હસ્તલિખિત પુસ્તકોની સૂચિમાંથી નીચેનો ઉલ્લેખ પ્રગટ કર્યો છે. "નાનાર્થશબ્દરત્નકોષના પ્રારંભમાં નીચેનો શ્લોક છેઃ

स्वमित्रकालिदासोक्तशब्दरत्नार्थगर्भितां ।
तरलाख्यां लसद्व्याख्यामाख्याते तन्मतानुगाम् ॥

અને એ જ ગ્રન્થને છેડે લખ્યું છે કેઃ—

इति श्रीमन्महाराजशिरोमणिश्रीभोजराजप्रबोधितनिचुलकवियोगिचन्द्रनिर्मितायां महाकविकालिदासकृतनानार्थशब्दरत्नकोषरत्नदीपिकायां तरलाख्यायां सर्वं तृतीयनिबन्धनम् ॥

(મદ્રાસ ગવર્નમેન્ટ હ–પુ–સૂચિ. સન ૧૯૦૬ પૃ. ૧૧૫૭)"

આ ઉલ્લેખોથી ચોક્કસ નિશ્ચય થાય છે કે મહારાજ ભોજરાજના સમયમાં એક કાલિદાસ થઈ ગયો છે, જેને તેના મિત્રો મહાકવિ કહેતા હતા. હવે આ દેશના મધ્યકાલીન ઇતિહાસમાં ભોજ નામના એક કરતાં વધારે રાજાઓ થઈ ગયા છે. અને ઉપલા ઉતારામાં ભોજ ક્યાંના રાજા હતા એ કહ્યું નથી. તેમ જ એનો સમય પણ નથી નોંધ્યો. છતાં દંતકથાને આધારે આ ભોજ તે માળવાનો પ્રખ્યાત દાનવીર રાજા ભોજ (લગભગ વિ. સં. ૧૦૫૫ કે ૬૦ થી ૧૧૧૦) એમ માનવામાં વાંધો નથી.

આ રાજા ભોજનો સમકાલીન મહાકવિ કાલિદાસ કોઈ નિચુલ કવિનો મિત્ર હતો અને તે નિચુલે આ કાલિદાસના ગ્રન્થ ઉપર ઉપરના ઉલ્લેખ વાળી ટીકા લખી હતી. એ હકીકત ઉપરથી વખત જતાં ગોટાળો થઈ ને–રઘુવંશાદિના કર્તા મહાકવિ કાલિદાસ અને નાનાર્થશબ્દરત્નકોષના કર્તા અને નિચુલના મિત્ર કાલિદાસ બે ય એક જ હોવાની ભ્રાન્તિ ઉત્પન્ન થવાને પરિણામે મેઘદૂતના એક શ્લોકમાં પ્રયુક્ત નિચુલ શબ્દમાં શ્લેષથી કાલિદાસના મિત્ર નિચુલનું સૂચન હોવાની જે કલ્પના ટીકાકાર મલ્લીનાથે કરી છે તે આધાર રહિત ઠરે છે. એ શ્લોક નીચે પ્રમાણે છે:

अद्रेः शृङ्गं हरति पवनः किंस्विदित्युन्मुखीभि
दृष्टोत्साहश्चकितचकितं मुग्धसिद्धांगनाभिः।
स्थानादस्मात्सरसनिचुलादुत्पतोदङ्मुखः खं
दिङ्नागानां पथि परिहरन्स्थूलहस्तावलेपान्॥[1]

આ શ્લોકમાં કહેલો દિઙ્નાગ એ પ્રસિદ્ધ બૌદ્ધ નૈયાયિક દિઙ્નાગ અને નિચુલ એ કાલિદાસનો મિત્ર કવિ; અને કાલિદાસે પોતાના પ્રતિસ્પર્ધી દિઙ્નાગનો ગર્વ ઉતારવાનો ધ્વનિ શ્લેષથી આ શ્લોકમાં ખાસ કરીને ચોથી પંક્તિમાં રાખ્યો છે એમ મલ્લીનાથ કહે છે. મલ્લીનાથની આ કલ્પના ઉપર વિશ્વાસ રાખી દિઙ્નાગના સમય ઉપરથી કાલિદાસનો સમય નક્કી કરવાનો અનેક પાશ્ચાત્ય તેમજ અત્રત્ય વિવેચકોએ પ્રયત્ન કર્યો છે. દિઙ્નાગનું કહેવાતું કુન્દમાલા નામનું નાટક બહાર આવ્યા પછી આ તર્કપ્રણાલીને નવું જોર મળ્યું હતું.[2] પણ શબ્દરત્નકોષની તરલા ટીકાની ઉપર ઉતારેલી પુષ્પિકાના પ્રમાણથી કાલિદાસનો દિઙ્નાગ પ્રતિસ્પર્ધી હોવાની મલ્લીનાથની કલ્પના ઊડી જાય છે. અને ખરી ઐતિહાસિક હકીકત એટલી જ લાગે છે કે એક કવિ નિચુલનો મિત્ર મહાકવિ કાલિદાસ હોવાની મલ્લીનાથને ખબર હતી પણ એ રઘુવંશાદિનો કર્તા નહિ પણ રાજા ભોજનો સમકાલીન અને શબ્દરત્નકોષનો અને કદાચ બીજા પણ ગ્રન્થોનો કર્તા કાલિદાસ બીજો હતો એ ખબર નહોતી. પણ હવે ભોજના સમયમાં, દંતકથા કહે છે તેમ, એક કાલિદાસ હતો એ ચોક્કસ ઠરે છે. અલબત્ત, બલ્લાલના ભોજપ્રબંધ વગેરેમાં આપેલાં એ કાલિદાસનાં સુભાષિતો શબ્દરત્નકોષના કર્તાનાં જ હશે કે પાછળથી ગમે તેણે જોડેલાં એ કહેવું મુશ્કેલ છે. અત્યારે એટલો જ નિશ્ચય થાય છે કે (૧) શાકુંતલ રઘુવંશાદિનો કર્તા કવિકુલગુરુ કાલિદાસ એ કાલિદાસ પહેલો–એ ઘણું કરી ઈ. સ. ચોથા શતકમાં થઈ ગયો; અને (૨) રાજા ભોજના સમયમાં શબ્દરત્નકોષનો કર્તા મહાકવિ કાલિદાસ બીજો. આ ભોજ તે માળવાનો પ્રસિદ્ધ ભોજ રાજા હોય તો આ કાલિદાસ બીજાનો સમય ઇ. સ. ૧૧ મું શતક ઠરે. (૩) ત્રીજો કાલિદાસ પણ હોવાનો સંભવ છે. પણ એના સમય કે એની કૃતિઓ વિષે કાંઈ ચોક્કસ જણવામાં નથી.

———o———

૧ અદ્રિકેરું શિખર પવને શું ઊડે, એમ ધારી,
જોવાતો તું ચકિત બનતી મુગ્ધ સિદ્ધાંગનાથી
ઊડી વ્યોમે સરસ નિચુલ સ્થાનથી, ઉત્તરે, આ,
દિઙ્નાગોના સ્થૂળ કરતણો ગર્વ ઉતારતો જા. શ્લો. ૧૪
(કિલાભાઈનું ભાષાન્તર.)

૨ જુઓ 'માધુરી'ના ૧૯૩૭ મેના અંકમાં કુન્દમાળા નામનો પં. જનકી વલ્લભ શાસ્ત્રીજીનો લેખ.

# ધાં બે રસ્તે

[ એક નાટિકા ]

પ્રિયવદન બક્ષી

[ સમય : ચૈત્રની એક સાંજના પાંચ સાડાપાંચ.

સ્થળ : ડુંગરાળ પ્રદેશમાંથી પસાર થતો એક ધોરી રસ્તો. રસ્તાની ધારે ઘોડેઘોડે અંતરે ડાળોને ચોફેર ફેલાવતાં વૃદ્ધ વૃક્ષો જણાય છે. રસ્તાનો વચલો ભાગ ધૂળથી ભરેલો છે. ધીમો પવન આવતાં ધૂળ ઊડે છે.

વચ્ચે દેખાતાં વૃક્ષને ઓથે મોટો ટેકરો છે. તેની બે બાજુએથી રસ્તાથી યે નીચી જતી પગથીઓ દેખાય છે. પશ્ચાદ્‌ભૂમિમાં ઊંચીનીચી અનેક ટેકરીઓ ને તે વચ્ચે ખાલી પડતી અનેક નીકોડીઓ દેખાય છે. દૂર દૂર ટેકરીઓને અડકતું આછું ભૂરું આકાશ છે.

નેપથ્યમાંથી વાર્તાલાપ સંભળાવો શરૂ થાય છે.]

પુરુષ : મૈમાતાનાં દરશન કરવા તો દૂરદૂરથી લોક આવે. ચ્યમ, ભૂલી ગઈ. ઓલ્યો કાળી કફનીવાળો મળ્યો'તો તે હાંભરે છ. ઓલ્યો કાંણિયો. એની મા મૈશાગરમાં મરી ગઈ'તી.

સ્ત્રી : હોવે. હરી.

[ ત્રણ માગણિયાં પ્રવેશે છે. પુરુષની ઉંમર ત્રીસેકની છે. તેણે જરા સ્વચ્છ કહી શકાય તેવાં વસ્ત્રો પહેર્યાં છે. માથે ફાળિયું વીંટ્યું છે. ખભે ચાદર નાખી છે. એક ખભે ઝોળી લટકાવી છે. એક હાથે સારંગી છે. બીજો હાથ છૂટો છે. સ્ત્રીની ઉંમર સ્પષ્ટ પરખાય તેવી નથી. છતાંય પુરુષની લગભગ હશે. તેણે ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેર્યાં છે. એક હાથમાં એક લાકડી છે. પાછળ ચાલતો છોકરો બારતેર વર્ષનો હશે. તેણે ઘૂંટણથી નીચી પહોંચી, ને એક ફાટલું કથ્થાઈ ખમીસ પહેર્યાં છે. ખભે એક પોટલી ને એક હાથમાં દોરીલોટો છે. ]

સ્ત્રી : ( ઝાડ નીચે આવતાં ) બેશ અં. છાંયો હારો છે. ચ્યમ જીવા.

જીવો : હા, જગા હારી છે.

પુરુષ : બેહો ત્યારે.

[ સારંગીને નીચે મૂકે છે. સ્ત્રી પગ વડે જગ્યા સાફ કરી બેસી જાય છે. પાછળ પુરુષ બેસે છે. આગળ છોકરો બેસે છે. ]

પુરુષ : બહુ થાક લાગ્યો. નૈં? દૂરજ પણ કેવો તપેછ!

સ્ત્રી : બહુ દૂર નૈં હોય!

પુરુષ : ( ફાળિયું નીચે મૂકતાં ) ના રે ના; આ રયું.

સ્ત્રી : તારે તો ઠીક.

પુરુષ : ઠીક હું કપાળ. ( ચાદરને નીચે ગોઠવતાં ) આજ આ રયું મૈશાગર, ને કાલ આ નંરમદામા. પરમ આ રઈ તાપીમા. હું તડકો! હું તડકો!

[ જરા આડો થાય છે. છોકરો જરા સળવળે છે. ]

જીવો : ભાઈ, આ લઉં? [ સારંગી બતાવે છે. ]

પુરુષ : લ્યે, ભાઈ, લ્યે. હું તો મરી જઉં છું.

સ્ત્રી : ( છોકરાને ) કેમ ?

જીવો : મને પણ બેહવાનું મન થયુંછ. ઊંચે બેહીને વગાડેશ. ભાંગુ નૈં

સ્ત્રી : લે જા. જા. પડતો નૈં કૈં. થીળે બેહજે.

[ છોકરો હરખાતો સારંગી લઈને ઊઠે છે. પુરુષ ખેંચાતે સાદે બોલે છે. ]

પુરુષ : પડેશ તો દળવું મટશે. આ દળદળ કરીએ છ, તોયે હું ભલીવાર થ્યો.

સ્ત્રી : હાર્.

[ છોકરો ચાલ્યો જાય છે. ]

પુરુષ : કહેને તારે હું ભલીવાર ? એના જેવડો હતો તારથી ગીતાં ગાઉં છું. રોજ મારો ભરથરી ને રોજ મારી પિંગળા. ને તોયે મારા પૈશા તો આઃ આ હું, આ મારાં ચીથરાં, ને આ મારો સાંમન. જિંદગી હુધી દળ્યું, જિંદગી હુધી.

સ્ત્રી : રાજાને ત્યાં જનમવું'તું.

પુરુષ : બધા રાજાને તાં જનમે છે ? ને બધાને આ તડકો છ ? મા...રા બા...પ! એના કરતાં હોલા પકડતો હોત તો કૈં કમાત. બાપાએ ભગત બનાવ્યા, ને શીખવ્યું....

સ્ત્રી : હાર્, કૈં બીજી વાત કર.

પુરુષ : નથી કરવી મારે જા. તડકામાં હુંડવઉં કાંથી ? તુંજ મને દુઃખ દે છે. નૈં તો કે દા'ડાનો મરી ગ્યો હોત.

સ્ત્રી : એવું નાં બોલ.

[ બંને ચૂપ રહે છે. બંનેની પાછળ દેખાતી ટેકરીની ટોચ પર જીવો રસ્તા તરફ પીઠ રાખી બેસે છે. સારંગી પર ફરતી તેની લાકડી સૂર મેળવે છે. ]

લ્યો. હવે જીવલો શીખી ગ્યો. હવે તો રળતો ખપતો થહે.

પુરુષ : થ્યો રળતો. હું હું રળ્યો કે એ રળશે ? પેટ ભરશે, બીજું હું ? પણ મને તો એમ થયા કરેછ કે પેટ ભરવા કકડા જ વેણવા.

સ્ત્રી : નસીબ એવાં. નૈં તો પ્રભુ...

પુરુષ : જનમાવત તને. કાલે રાતે નોતું હાંભળ્યું ? કાલ નાંત કરી તેની વાત નાં જાણી ? બાર વરહની ઉંમરે કચરો કાઢતો'તો. આજે પકવાંન જમાડે છે.

સ્ત્રી : તે નશીબ જ ને ? બીજું હું ?

પુરુષ : ના, નસીબ હાંનુ ? એની બુદ્ધિ, એનું કાંમ, ને એનું નસીબ.

[ શાંત પડી પગને જરા વધુ લાંબા કરે છે. થોડીવાર સુધી કાંઈ બોલતું નથી. ]

નસીબ એકલું નૈં ! જો નસીબ તો આ ઝાડ પરથી હોનાની પોટલી પડે તારે માંનું. પણ મેં'નત કરીને હું કેરીઓ પાડી લાવું તો ?

સ્ત્રી : તે કરોને તારે.

પુરુષ : કરે હું ? મારામાં અક્કલ હોય કે નાં હોય. મે'નત તો કરું. પણ કાં કરું ? . .

સ્ત્રી : તમે જુઠી ભરમણા કરોછ.

પુરુષ : ના. હું હાચું કઉં છ. કાં મે'નત કરવી ? એ તો એ જ દયણાં દળવાનાં. એ જ ઘાંચીની ઘાંણી. દળવાનું ને ફરવાનું.

[ લાંબો સૂઈને હાથ લાંબા કરી પડી રહે છે. ]

સ્ત્રી : ( જરા નિરાંતે ઝાડને અઢેલતાં ) એ તમે જ એવા છો. ફોગટના દખી થાઓ છો. ભગવાને જે આપ્યું છે તે જ ખરું છે. હારો દા'ડો આવવાનો હશે તો બધી હારી દશા હુઝશે.

[ પાછળથી જીવાના ગીતના આછા આછા સૂરમાંનો અવાજ મોટો થતા સ્પષ્ટ સંભળાય છે. બંને શાન્ત પડી રહે છે. ]

જીવો : 'જેશલ કરી લે વિચાર, માથે જમનો છે ભાર;
રામણા જેવો છ સંસાર,
આવો ને જેશલરાય.'

સ્ત્રી : જીવાને આવડી ગીયું.

પુરુષ : હજી જરા વાર છે. પણ એને હું સારંગી નથી દેવાનો.

સ્ત્રી : ચ્યમ ?

પુરુષ : ના. એ લેશે તો હું નૈં લેવા દઉં.

[ સ્ત્રી શાંત રહે છે. ]

આવી રીતે ચાલ્યા કરવાં ? કેટલું લાંબું મારા બાપ ! કેટલો લાંબો રસ્તો ! એને છેડો જ નૈં.

સ્ત્રી : હારૂ, તારે તમારે હું કરવું છ ?

[ પુરુષ જવાબ દેતો નથી. વાળ ખંખેરતો બેઠો થઈ જાય છે. ]

કેમ ? હું કરવું છ ?

પુરુષ : કરે હું ? મને તો કૈં હુઝતું જ નથી. જાણે ઉંધી જઉં.

સ્ત્રી : તારે બખડો છ હું કરવા ?

[ પાછળથી સારંગીના સૂર સાથે ફૂટતો અવાજ પવનના સુસવાટા વચ્ચે સંભળાય છે. ]

'દેખાદેખી કરવા જાય,
દેખાદેખી . . .
દેખાદેખી કરવા જાય તે નર પાછળથી પસ્તાય.'

સ્ત્રી : હાંભળો.

પુરુષ : હાંભળું છ.

સ્ત્રી : હું હાંભળ્યું ?

પુરુષ : તું હમજી તેથી બીજું. હું કાં દેખાદેખી કરું છ ?

સ્ત્રી : તારે અદેખાઈ ?

પુરુષ : ના.

સ્ત્રી : તો ?

પુરુષ : હું તો મારી વાત કરું છ. મેં કાં કોઈની વાત કરી ?

સ્ત્રી : તો હું કરવું છ ?

પુરુષ: ધંધો છોડી દેવો .છ. મારે ધંધો નથી કરવો. બીજું કૈં કરેશ. નૈં તો હોલા મારવા જૈશ. બહુ ભજનો ગાયાં. રીડો પાડી પાડીને ગાયાં.

સ્ત્રી: આ શિવાભગત...

પુરુષ: હા, હા; શિવાભગતનો છોકરો, શિવાભગતનો. બાપ ભગત તેમાં મારે હું? મારી નંખ્યા કોણ કરવાનું છ? મારું છે કોણ, ને હશે કોણ? આ જીવો? જીવાને મારી હાથે લેશ. બંને હંગાથમાં.

સ્ત્રી: તે પાપ કરવું છ?

પુરુષ: તારે પાપ નાં કરું? મૈમાતાને ભોગ આપવા છ તારે?

સ્ત્રી: રાંમ રાંમ.

પુરુષ: ક્યમ? તારે આવા તડકામાં ચાલ્યા જ કરવું છ.

સ્ત્રી: તમને ગમ નથી પડતી. તમને મારગ જડતો નથી. સારું ગરીબનું માંનો તો કશા વચાર નાં કરશો.

પુરુષ: તે તે ચાલે?

સ્ત્રી: હા, ચાલે. કાલનો દા'ડો જવા દે. પછી વચાર કરજે તારે.

પુરુષ: ક્યમ? કાલે પુનમનો તે'વાર એટલે?

સ્ત્રી: હા.

પુરુષ: તેમાં આપણે હું? ઘરબાર કે હગાંવાલાં નૈં તો પછી તે'વાર હું કરવા?

સ્ત્રી: દનિયાંમાં રહેવા.

પુરુષ: આપણે દનિયાંમાં પણ નથી. આ બધું ખોટું છે, ને આપણે પણ ખોટાં છીએ.

સ્ત્રી: તો એના મોહ ક્યમ કરો છ?

પુરુષ: ઉહૂ.

[પાછા ખસી ચડને અઢેલે છે.]

સ્ત્રી: બોલો ને, લોકોને હંભળાવો છો તેવું તમે હાંભળો ને!

પુરુષ: ઉહૂ.

સ્ત્રી: તમે હું ગાઓ છો?

પુરુષ: હં. નથી હાંભળવું. એ તો પેટ મારે.

સ્ત્રી: તો પેટ મારે ચાલ્યા કરો. પેટ ભરવું છ તો ભરાયા કરશે. હોલા મારવાથી યે પેટ જ ભરાશે. બંગલા નૈં બંધાય.

[પુરુષ પડી રહે છે. સ્ત્રી જરા બેઠી થઈ કપડાં ખંખેરે છે.]

સ્ત્રી: ચાલ ઉઠીએ. બહુ બેઠાં.

પુરુષ: ના બેશને. અઈં જ બેશી રઈએ રાત હુધી.

સ્ત્રી: ને કાલે પેટ?

પુરુષ: મરશે. બેશ.

સ્ત્રી: ના. ઉઠ્યા વના ચાલે કે? ઉઠ્ય!

[પુરુષ ઊઠતો નથી. સ્ત્રી ઊભી થઇ પોતાની લાકડી હાથમાં લે છે.]

ચાલ ઊઠચને. ફાળિયું વીંટય.

[ પુરુષ ઊઠતો નથી. ]

જો આમ કે? ઊઠ.

[ નીચી વળી પુરુષનો હાથ પકડે છે. ]

પુરુષ: મારે નથી ઊઠવું. નથી ચાલવું. અહીં બહુ ચંડક છે.

સ્ત્રી: તે નાં બને. હાંજ પેલાં પોંચાશે શી રીતે? ઊઠ.

[ હાથ ખેંચે છે. પુરુષ બેઠો થઈ જાય છે. તેના હાથમાં ફાળિયું દેતાં ]

લે. પેર. તડકો શમ્યો છ જરા.

પુરુષ: (ફાળિયું વીંટતાં) શમ્યો છ તડકો! મને તો થાય છે ક મરી જઉં.

સ્ત્રી: હારૂ.

[ પુરુષ ઊભો થાય છે તેને ચાદર હાથમાં આપે છે. પુરુષ તેને ખભે નાખી તૈયાર થાય છે. ]

પુરુષ: તું ન હોત તો ક્યારનો મરી ગયો હોત.

સ્ત્રી: તે કોણ પૂછે છૂ? (ટેકરીઓ તરફ ભાળી) જીવા, જીવા.

(જવાબ આવે છે) ઓ.

સ્ત્રી: ચાલ ઊઠ. બહુ ગાયું.

[ બંને ચાલવા માંડે છે. પગથી પરથી સારંગી વગાડતો જીવો આવે છે. ]

જીવો: 'લાંબા રે મારગ લાંબી કેડિયું, લાંબે શરહુનાં નીર,
લંકા રે લાડીજી બેશી રીયાં, નિત જપે રઘુવીરઃ
શીતા રે બેઠાં લંકાં વાડીએ.'

[ ત્રિપુટી આગળ ચાલે છે આગળ સ્ત્રી, પાછળ પુરુષ ને તેની પાછળ સારંગી વગાડતો નાનો જીવો. દૃશ્ય વિલાય છે. ]

# જાપાનની ચીનાઈ મુરાદ

રામભાઈ પટેલ

મહાયુદ્ધ પછી તરત જ ભાવિ યુદ્ધની આગાહી કરતાં જનરલ સ્મટ્સે કહ્યું હતું કે આવતી અથડામણોનું મુખ્ય ક્ષેત્ર યુરોપ અને એટલાંટિક કે ભૂમધ્ય સમુદ્ર નહિ પણ પાસિફિક હશે. છેલ્લાં પાંચ વરસના બનાવો એ બતાવે છે. યુરોપિયન અને ખાસ કરીને બ્રિટિશ સામ્રાજ્યવાદની જે આક્રમણકારી સ્થિતિ મહાયુદ્ધ પહેલાં પોણોસો વર્ષ દરમ્યાન માલમ પડી હતી એ સ્થિતિ મહાયુદ્ધ પછી જાપાનીઝ સામ્રાજ્યવાદની છે. ઊગતા સામ્રાજ્યવાદી રાષ્ટ્રનું એક મુખ્ય લક્ષણ આક્રમણવાદ હોય છે. છેક મહાયુદ્ધ પર્યંત ફ્રેંચ, બ્રિટિશ, બેલ્જિયમ, રશિયન ને ડચ સામ્રાજ્યવાદોનું મુખ્ય લક્ષણ આક્રમણકારી હતું. કાચા માલની શોધ ને તૈયાર માલનાં બજાર સિદ્ધ કરવા સંસ્થાનો મેળવવા માટે આજે જાપાનીઝ આક્રમણકારી સામ્રાજ્યવાદ પણ એ જ કરી રહ્યો છે. આંતરરાષ્ટ્રીય વિધાન, નીતિ કે સંધિપત્રોનાં બંધન જાપાનને ચીન ઉપર હલ્લો કરતાં અટકાવતાં નથી.

મહાયુદ્ધ પછી જાપાનમાં સામ્રાજ્યવાદી માનસનો ભારે વિકાસ થયો. એનું મુખ્ય કારણ એ હતું કે યુદ્ધ દરમ્યાન યુરોપીય રાષ્ટ્રોને વિગ્રહી સ્થિતિને કારણે પોતાનાં આફ્રિકન ને એશિયાટિક બજારો છોડવાં પડ્યાં હોવાથી એ ઉઘાડાં ને બિનહરીફ બજારોમાં પોતાનો માલ ઘુસાડવાની જાપાનને સારી તક મળી ગઈ હતી. કારણકે એ વિગ્રહભૂમિથી દૂર હોવાથી તદ્દન સીધી રીતે વિગ્રહમાં સંડોવાયું નહોતું. એ દરમ્યાન તૈયાર માલની કિંમત પણ બહુ ઊંચી રહી હોવાથી ભારે બીનહરીફ ખુલ્લાં પરદેશી બજારોમાં થતા ભારે વ્યાપારી લાભોને લીધે જાપાનમાં મોટી તેજી આવી અને એ તેજીએ ઔદ્યોગિક આબાદી તો આણી જ પણ યાંત્રિક ઉદ્યોગોના વિકાસને ભારે જોશ આપ્યું. જાપાનીઝ મૂડીવાદ ભારે આશાવાદી ને મજબૂત બન્યો. આ સ્થિતિએ એશિયાઈ પ્રભુત્વ મેળવવાની જાપાનીઝ આક્રમણવાદીઓમાં મહત્ત્વાકાંક્ષા પેદા કરી. આ ઉપરાંત મેળવેલું બજાર કાયમ રાખવા, વધારવા ને વધતા જતા ઉદ્યોગવાદને માટે જરૂરી કાચા માલનું સ્થાન પ્રાપ્ત કરવાની પણ જરૂર ઊભી થઈ. ચીન ભૌગોલિક દૃષ્ટિએ પોતાની તદ્દન નજીક હોઈ જાપાનની દાનત પહેલી એના ઉપર પડી. ચીન બીજા કોઈ યુરોપીય સામ્રાજ્યવાદનું સીધું સંસ્થાન પણ નહોતું બન્યું. અને ત્યાં રાજકીય એકતાને અભાવે રાષ્ટ્ર તરીકે ચીન નબળું પણ હતું. ઉપરાંત એ જાપાનને કાચા માલ માટે જોઈતું સ્થાન, તૈયાર માલનું મોટું બજાર અને વધારાની જાપાનીઝ મૂડીને નફાભર્યું રોકાણ કરવાની તક પૂરી પાડનાર પણ હતું. પરસ્પરની સ્પર્ધાને કારણે ફ્રેંચ, બ્રિટિશ કે અમેરિકન સામ્રાજ્યવાદી રાષ્ટ્રોમાંથી કોઈ કોઈને ચીનનો રાજદ્વારી કબજો પણ લેવા દે એમ નહોતું. આ બધી સાનુકૂળ તકો અને વિકસતા મૂડીવાદની અંતઃસ્થ આવશ્યકતાને લીધે જાપાન ચીન ઉપર આક્રમણ કર્યા વિના રહે એમ નહોતું. વહેલું મોડું જાપાનીઝ

આક્રમણ આવવાનું જ છે એમ ચીનાઈ રાજપુરુષો જાણવા છતાં એઓ એક ન થઈ શક્યા. ચીનની રાજકીય છિન્નતાએ જાપાનને હુમલો કરવાની મોટામાં મોટી તક આપી.

પરંતુ ગયા દાયકા દરમ્યાન અમેરિકાના પ્રતિકારક ભય અને સન-યેટ-સેને ચીની પ્રજામાં આણેલી જાગૃતિ ને એકતાને કારણે જાપાન ચીન ઉપર ચઢાઈ કરી શક્યું નહોતું. એ બંને કારણો ૧૯૩૦ની આર્થિક મંદી પછી મોટે ભાગે દૂર થયાં. ચીનમાં સન-યેટ-સેન પછી કોઈ જબરો એકત્ર કરનાર રાષ્ટ્રનાયક ન રહ્યો ને સામ્યવાદ સામે લડવામાં ને એમ કરીને જાપાનને ખુશ રાખવાના પ્રયત્નોમાં ચીનાઈ પ્રાંતસૂબાઓ પડી ગયા. આજના જાપાનીઝ હલ્લાને જો શક્ય બનાવનાર કોઈ મુખ્ય કારણ હોય તો સામ્યવાદી દળોનો નાશ કરવામાં ચીનાઈ પ્રજાનું થઈ ગયેલું વિભક્તીકરણ છે. ભાવિ જાપાનીઝ હુમલા સામે સામ્યવાદી દળો સાથે ભળીને પૂર્વતૈયારી રૂપ, સામ્યવાદી દળો સાથે ભળી જઈને સંયુક્ત મોરચો રચવાની ચીની રાજપુરુષોની અશક્તિમાંથી ચીનો-જાપાનીઝ યુદ્ધ પેદા થયું છે. છેલ્લા વર્ષ દરમ્યાન માર્શલ ચાંગ-કૈ-શેકને એવું ભાન થયું ત્યારે એણે એ દિશામાં પ્રયત્ન શરૂ કર્યા. પણ એ પાણી વહી ગયા પછી પાળ બાંધવા જેવું હતું. ઊલટું, હવે તો જાપાનીઝ હલ્લાનું મુખ્ય કારણ એ થઈ પડ્યું ગણાય છે કે ચાંગ-કૈ-શેક ચીનીપ્રજામાં જાપાન વિરોધી ભાવનાને ઉત્તેજન આપે છે ને સામ્યવાદનો નાશ કરવાને બદલે એ દળો સાથે ભળી જઈને જાપાન વિરોધી વ્યૂહ રચે છે!

છેલ્લી આર્થિક મંદી અને એણે ઊભા કરેલા અનેક કોયડાઓના ચક્રાવામાં યુરોપ-અમેરિકન રાષ્ટ્રો પડી જવાને લીધે જાપાને જોયું કે કોઈ પણ યુરોપી રાષ્ટ્ર પૅસિફિકમાં પોતાની સામે કંઈ પણ પગલું ભરી શકે એમ નથી. ૧૯૩૧માં એણે વૉશિંગ્ટન કરાર તોડીને ચીન ઉપર આક્રમણ કર્યું. વિભક્ત ને નબળા ચીનાઓ એકત્ર ને સંગઠિત જાપાનીઝ આક્રમણ સામે ટકી શકે એમ નહોતું. મચુરિયા પછી ચહાર, જેહોલ વગેરે પ્રદેશો ઉપર એક પછી એક જાપાને કાબૂ જમાવી દીધો અને આ છેલ્લા હુમલા પછી આખો ઉત્તર ચીન કબજે કરી લઈ બાકીના ચીનાઈ પ્રદેશ ઉપર એ વ્યાપારી હકુમત જમાવવા માગે છે. ફ્રાન્સ, બ્રિટન ને અમેરિકા કદાચ એકત્ર થઈને પોતાના હુમલાને અટકાવે એ વસ્તુ દૂર કરવા ગયા વર્ષની આખરે જર્મની અને ઇટલી સાથે સમજૂતી કરી એ બન્નેને જાપાને પોતાના પક્ષના કરી લીધા છે. જર્મની, ઇટલી અને જાપાન: આ ત્રણે ફાસિસ્ટ રાષ્ટ્રોનો 'બ્લોક' થવાથી જાપાનની પાસિફિકની રાણી થવાની મુરાદ સફળ થવાનો રસ્તો સરળ થઈ ચૂક્યો છે. જાપાન હવે જાણે છે કે ચીનના મામલામાં ફ્રાન્સ કે બ્રિટન વચ્ચે પડે એ પહેલાં તો યુરોપમાં હિટલર-મુસોલિની કંઈ પણ નવી સમસ્યા ઊભી કરીને ફ્રાન્સ-બ્રિટનને યુરોપીય મામલામાં રોકી રાખશે.

અમેરિકા વચ્ચે પડે એવો ભય જરૂર જાપાનને હતો. પણ ઇટાલો-એબિસીનિયન વિગ્રહ, અને સ્પેનિશ આંતરવિગ્રહ દરમ્યાન પ્રે. રૂઝવેલ્ટે બતાવેલ તટસ્થતાનાં વલણે જાપાનને ચિંતામુક્ત કર્યું છે. યુરોપીય કે એશિયાટિક મામલામાં બિલકુલ ન સંડોવાવાની ભાવના (Isolationist sentiment) અમેરિકન પ્રજામાં વધતી જાય છે એનો ચોક્કસ ખ્યાલ જાપાને કરી લીધો લાગે છે. ૧૯૩૬ના ડીસેમ્બરમાં જર્મની સાથે રશિયા વિરુદ્ધ કરેલા કરારના

છૂપા ભાગમાં બંને રાષ્ટ્રો વચ્ચે લશ્કરી મદદની સંધિ થઈ હોવાનું રશિયા જાણે છે. આને લીધે એ પણ પૂર્વ તરફ ચીનની મદદે જાપાન વિરુદ્ધ જાય એમ નથી એવી જાપાનીઝ લશ્કરી જનરલોને ખાતરી થઈ છે. યુરોપમાં નાત્સી જર્મનીના આક્રમણનો ભય વધતો જવાથી સોવિયેટ સરકારે પણ નિર્ણય કર્યો લાગે છે કે પૂર્વમાં જાપાન સાથે વિગ્રહમાં ઊતરવાના સંજોગો ભારે કિંમતને ભોગે પણ ટાળવા. પૂર્વ અને પશ્ચિમ 'ફ્રંટ' ઉપર એક સાથે લડી શકે એટલું બળવાન સોવિયેટતંત્ર આજે નથી. ગત મહાયુદ્ધમાં લગભગ એકલે હાથે ચાર વર્ષ સુધી સમૃદ્ધ ને બળવાન બ્રિટિશ ને ફ્રેંચ સત્તા સામે ઝઝૂમનાર જર્મન પ્રજાની તાકાતની બીક સોવિયેટતંત્રને પૂરેપૂરી છે આ સાથે હમણાં સોવિયેટતંત્ર અંદરખાનેથી ભારે ઉથલપાથલ અનુભવી રહ્યું છે. સમસ્ત સોવિયેટતંત્ર ટ્રૉટ્સ્કીવાદી કાવત્રાખોરોથી ભરપૂર છે એમ ત્યાં વારંવાર થતા બનાવોથી લાગે છે. આને લીધે પણ સોવિયેટ સરકાર વિગ્રહમાં ઊતરવા તૈયાર નથી.

આ પ્રમાણે ચારે બાજુ તાગ કાઢી લીધા પછી અનુકૂળતા લાગવાથી ચીન ઉપર મોટા પ્રમાણમાં હલ્લો કરવાનું જાપાનીઝ લશ્કરી વડાઓએ નક્કી કર્યું છે. પરંતુ કેટલીક વાર ઉગ્ર લશ્કરીવાદ ને સામ્રાજ્યલોભની લાગણીને પ્રતિકૂળતા પણ અનુકૂળતા જેવી લાગે છે. ફ્રેંચ સરકારને યુદ્ધનું અલ્ટીમેટમ આપતી વખતે જર્મન કૈઝરને ખાતરી હતી કે બ્રિટન ફ્રાન્સ સાથે જર્મની વિરુદ્ધ નહિ જોડાય અને તટસ્થ વલણ લેશે. લૉઈડ જ્યૉર્જ એનાં યુદ્ધ સંસ્મરણોમાં એ જ કહે છે કે જો વીલ્હેલ્મ કૈઝરને ૧૯૧૪ના ઑક્ટોબરમાં એના સલાહકારો એટલી ખાતરી કરાવી શક્યા હોત કે વહેલાંમોડાં ફ્રાન્સ, બ્રિટન, અમેરિકા ને ઈટલી સૌ એક થઈને જર્મની સામે લડશે તો એણે ૧૯૧૪ના વિગ્રહનું પગલું ન જ ભર્યું હોત. ફ્રાન્સને મહાત કરવાની ને પોતાના નૌકાદળને જગતસર્વોપરી સિદ્ધ કરવાની એની ઉગ્ર ઇચ્છાએ એને સાચી વસ્તુસ્થિતિ ને એનો પાકો તાગ કાઢતાં અટકાવ્યો હતો. પરિણામે એ પોતાની અને પ્રતિપક્ષીઓની શક્તિનું સાચું માપ ન કાઢી શક્યો.

જાપાનના ચીનાઈ આક્રમણ વિશે પણ આજે એમ નહિ કહી શકાય?

# દૂહા મુક્તકો

'ગિરીશ'

તક ગઈ તે ના સાંપડે, ગયું ના આવે હાસ,
એક વાર ખોયા પછી, ન મળે ઉરવિશ્વાસ.

સેવા સેવા શું કરે, સેવા બડાનું ફોક
ધર્યા નિજનાં માલવા, સેવા કરતા લોક.

સાપ ડસ્યો જીવે કદી, વિષનું ઓસડ થાય,
શંકાનાગણનો ડસ્યો, બચે ન કોઈ ઉપાય.

પાંચ હાથનો સાથરો, ખાવા ગડિયું જાર,
તે માટે હે માનવી! આ તે શી જંજાળ?

ટીલે ટપકે ધર્મ ના, ધર્મ ન ભગવે વેશ,
ધર્મ હૃદયનો ભાવ છે, મુક્ત કાળ કે દેશ.

હજુ પંથ લાંબો પડ્યો, થાક્યું ના'વે કામ,
કમર કસી આગળ વધો, વ્હાલા આતમરામ!

કાતી હૈયે રાખતો, મ્હોંયે મધના બોલ,
પરપોટો ફૂટી જતાં, થાશે તારો તોલ.

એઠી બાપકમાઈને, એઠું પુત્રીધન,
એઠી મહેનત અન્યની, એઠું પરનું અન્ન.

❧

# વિનોદ: એના વાણાતાણા વિશે વિચાર

ચુનીલાલ નારણજી શાહ

પ્રસિદ્ધ માનસશાસ્ત્રી સીગમન્ડ ફ્રોઈડે વિનોદ વિશે એક વિચારપ્રેરક પુસ્તક* લખ્યું છે. એ પુસ્તકનો સારભાગ કેટલાંક રૂપાંતર સાથે અહીં રજૂ કરવામાં આવે છે.

## ૧. વિનોદ (Wit) ની વ્યાખ્યા

Witની વ્યાખ્યા આપવી અઘરી છે. Wit, humour વગેરે એવા પ્રદેશમાં વિહરે છે કે જેની સીમાઓ ચોક્કસ રીતે કહેવી મુશ્કેલ છે. જી. કે. ચેસ્ટરટન કહે છે કે humourની વ્યાખ્યા નક્કી કરવાનો પ્રયત્ન કરવો એમાં જ આપણામાં humourની ખામી જણાઈ આવે છે. ચેસ્ટરટન જેટલી હદ સુધી જાય છે તેટલી હદ સુધી આપણે ન જઈએ; આપણે એમાંથી એટલો જ સાર કાઢી શકીએ કે એની વ્યાખ્યા સર્વમાન્ય થઈ શકે એવી આપવી એ મુશ્કેલ છે; એની વ્યાખ્યામાં ચોક્કસાઈ લાવવી એ અઘરું કાર્ય છે; અને તેથી એની એક કરતાં વધારે વ્યાખ્યાઓ વિચારીશું તો જ તેના પ્રદેશનો સાચો ખ્યાલ આવવા સંભવ છે.

વિનોદ એ સ્વયંસ્ફુરિત સર્જન છે; એ શ્રમસાધ્ય નથી.[૧]

વૈષમ્યમાં સામ્ય શોધવું, ગુપ્ત સમાનતાઓને શોધી કાઢવી એ વિનોદ છે.[૨]

વિનોદ એ દરેક યુગલનું લગ્ન કરાવનાર વેશપલટો કરીને આવેલ ગોર છે.[૩]

વિનોદ એ સગાંસંબંધીઓ જેમનાં વિવાહની વિરુદ્ધ હોય છે તેમનાં લગ્ન કરવામાં રાચનાર ગોર છે.[૪]

"અર્થરહિત વાણીમાં અર્થ"[૫]

"વિરોધી વિચારોથી પૂર્ણ"[૬]

"ગૂંચવાડો અને સ્પષ્ટતા"[૭]

---

* *Wit and its Relation to the Unconscious.*

૧. Wit is a playful judgment. Wit is nothing but a free play of ideas.

૨. Wit is the ability to discover similarities in dissimilarities; i. e. to find hidden similarities.

૩. Wit is the disguised priest who unites every couple.

૪. Wit likes best to unite those couples whose marriage the relatives refuse to sanction.

૫. Sense in nonsense

૬. Contrast of ideas

૭. Confusion and clearness

"મિતાક્ષરતા"[1]

ઉપર વિનોદની જે વ્યાખ્યાઓ આપવામાં આવી છે તેમાંથી એકેય સંપૂર્ણ નથી; છતાંય તે સર્વ કાંઈક અંશે સાચી છે.

જે વાક્યના શ્રવણથી આપણને હસવું આવે છે એ વાક્યનો અર્થ આપણને હસાવે એવો હોય છે એ અલબત ખરું છે, પરંતુ માત્ર અર્થથી આપણને હાસ્ય ઉત્પન્ન થતું નથી. જે વિચારથી આપણને આનંદ થયો હોય છે એ જ વિચાર બીજા શબ્દોમાં મૂકીએ તો આપણને હસવું નહિ આવે. એટલે અર્થ ઉપરાંત બીજું કાંઈક પણ હાસ્ય ઉત્પન્ન કરવામાં આવશ્યક છે. એ વિચારને અમુક રીતે ગોઠવીશું તો જ એ આનંદદાયક થશે. Witનું પણ આયોજન technique છે. એ આયોજન અનુસાર વિચારો ગોઠવવામાં આવે તો જ તે હાસ્યપ્રદ બને છે. વિચારો જે શબ્દોમાં દર્શાવવામાં આવ્યા હોય છે એ શબ્દો witty બને એ માટે અમુક પ્રકારની શબ્દરચના આવશ્યક છે. જેમ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવા માટે સંગ્રામનાં સિદ્ધાંત અનુસાર સૈનિકોની વ્યૂહરચના કરવી પડે છે, તે જ પ્રમાણે wit રચવા માટે શબ્દોની ચોક્કસ પ્રકારની વ્યૂહરચના કરવી પડે છે.*

## Witનું આયોજન

### (૧) સંક્ષિપ્તીકરણ

કેટલીક વાર બે શબ્દોને ટૂંકાવીને એક શબ્દ બનાવવાથી wit ઉત્પન્ન થાય છે. તેનું દૃષ્ટાંત અહીં આપવામાં આવે છે.

એક મનુષ્ય તેના લક્ષાધિપતિ સગાંને ત્યાં જમવા ગયો; તે શ્રીમંત પુરુષને તેની શ્રીમંતાઈનું અભિમાન હતું; અને તે અભિમાન તેણે તેના ગરીબ મહેમાનની પ્રત્યે દાખવ્યું. આથી તે મહેમાને કહ્યું કે "તે અમીર મારી સાથે famillionaire રીતે વર્ત્યો." એટલે કે લક્ષાધિપતિ જેટલો મળતાવડો થઈ શકે તેટલો મળતાવડો મારો યજમાન બન્યો હતો. અહીંઆં બે શબ્દોમાંથી એક શબ્દ બનાવવામાં આવ્યો છે.

F A M I L I A R
M I L L I O N A I R E
F A M I L L I O N A I R E

એટલે આ વાત અંગ્રેજીમાં દર્શાવીએ તો નીચે પ્રમાણે દર્શાવી શકાય:

My host treated me quite familiarly, i. e., as well as a millionaire can do that sort of a thing.

હવે બીજાં દૃષ્ટાંતો વિચારીએ.

યુરોપમાં લીઓપોલ્ડ કરીને એક રાજા હતો. તેને કલીઓ નામની બાઈ સાથે અનૈતિક સંબંધ હતો. એટલે એ રાજાને Cleopoldના નામથી ઓળખવામાં આવતો હતો.

---

1 Brevity is the soul of wit.

* The mere position conquers, be it that of warriors or of sentences.

CLEO
LEOPOLD
CLEOPOLD

આ પ્રમાણે બે શબ્દોમાંથી એક શબ્દ બન્યો છે.

એ જ પ્રમાણે પ્રસિદ્ધ લેખક ડીકવીન્ઝીએ એક સ્થળે લખ્યું છે કે વૃદ્ધાવસ્થામાં મનુષ્યો anecdotageમાં પડવા સંભવ છે.

ANECDOTE
DOTAGE
ANECDOTAGE

ઉપર દર્શાવેલા બે શબ્દોમાંથી anecdotage શબ્દ બનેલો છે. "વૃદ્ધ પુરુષોને વાતો કહેવાની-anecdote કહેવાની ટેવ પડે છે, અને તેમની બુદ્ધિ ક્ષીણ થાય છે-dotage પ્રાપ્ત થાય છે" એમ કહેવાને બદલે anecdotage માં પડવા સંભવ છે એમ સંક્ષિપ્તમાં કહ્યું.

એ જ પ્રમાણે એક પુરુષે નાતાલના પર્વનું વર્ણન કરતાં કહ્યું કે તે દિવસો એટલે,

ALCOHOLIDAYS
ALCOHOL
HOLIDAYS
ALCOHOLIDAYS

એટલે કે નાતાલનું પર્વ એટલે... દારૂ પીવાનું પર્વ.

આ દૃષ્ટાંતોમાં બે શબ્દોમાંથી એક શબ્દ બનાવીને wit કરવામાં આવી હતી; એક શબ્દને બદલે બીજો શબ્દ મૂકવાથી પણ wit બને છે.

એક યુવાનની પ્રતિષ્ઠા, શક્તિ વગેરે એટલાં સુપ્રસિદ્ધ હતાં કે તેના વિશે સહુ કોઈ કહેતાં કે એ રાજકીય પક્ષનો નેતા થવા સર્જાયેલો છે; પરંતુ પરિસ્થિતિમાં પરિવર્તન થઈ જવાથી એનો પક્ષ છિન્નભિન્ન થઈ ગયો, અને તેને રાજકીય ક્ષેત્રમાં સ્થાન રહ્યું નહિ. આ પ્રસંગે તેના વિશે એક જણે કહ્યું કે "તેની પાછળ મહાન ભાવિ રહેલ છે."*

આ દૃષ્ટાંતમાં *before*ને બદલે *behind* મૂકવાથી એ વ્યક્તિ ઉપહાસને પાત્ર બની.

એક મોટા જાગીરદારને ખેતી વિશે કે ખેડૂતના જીવનના પ્રશ્નો વિશે કાંઈ જ્ઞાન ન હતું; છતાં પણ લાગવગના બળે એ ખેતીવાડીખાતાનો પ્રધાન બન્યો. એને જરા પણ એમાં ફાવ્યું નહિ, અને એને એ પ્રધાનપદ છોડવું પડ્યું; એ પ્રસંગે એના વિશે એક લેખકે લખ્યું કે "હળની આગળ તેણે પોતાનું સ્વાભાવિક સ્થાન સંભાળી લીધું છે." એટલે કે તેનામાં બળદીઆ જેટલી જ બુદ્ધિ છે. જો બળદ ખેતીવાડીખાતાનો પ્રધાન બની શકે, તો એ મનુષ્ય બની શકે; પરંતુ હવે એણે હળની આગળ જેમ બળદ ચાલે છે, તેમ હવે એણે બળદની માફક ખેતીનું કાર્ય સંભાળી લીધું છે.

* He has a great future *behind* him.

## (૨) પુનરાવર્તન

Wit બનાવવાની બીજી રીત એ છે કે એક કે વધારે શબ્દો એક વાક્યમાં વધારે વાર વાપરવા. નીચે એનું એક દૃષ્ટાંત આપવામાં આવે છે.

એક સ્થળે ભોજનસમારંભ હતો; તેમાં અનેક વ્યક્તિઓમાં 'ક' અને 'ખ' આવ્યા હતા. તે સમયે 'ક'એ કહ્યું: "મારો મિત્ર 'ખ' બહુ અદ્‌ભુત પુરુષ છે; તમારે માત્ર તેનું મુખ ખુલ્લું કરીને તેમાં મિષ્ટાન્ન મૂકવાનું છે. એટલે તેમાંથી ભાષણ-દર્શન દેશે." ત્યાર બાદ 'ખ'એ તેનો પ્રત્યુત્તર વાળ્યો. એણે કહ્યું: "મારા મિત્ર 'ક'એ હું કેવો અદ્‌ભુત છું એ તમને કહ્યું છે; તેણે કહ્યું છે કે 'મારું મોં ખુલ્લું કરો, તેમાં મિષ્ટાન્ન મૂકો, અને ભાષણ દર્શન દેશે.' પણ એ કેવો અદ્‌ભુત પુરુષ છે એ હું તમને કહીશ. ગમે તેનું મૂખ ખુલ્લું કરો, તેમાં તેનું ભાષણ મૂકો, અને મિષ્ટાન્ન દર્શન દેશે.'*

આ દૃષ્ટાંતમાં એ જ શબ્દોને ફરીને વાપરવામાં આવ્યા છે; માત્ર ફરીને તેનો ઉપયોગ કરતાં તેમનું સ્થાન ફેરવવામાં આવ્યું છે.

આવું એક બીજું દૃષ્ટાંત અંગ્રેજીમાં જ આપીશું, કેમકે આમાં wit શબ્દના ઉપયોગથી થતી હોવાથી ભાષાંતરમાં તેની ખૂબી રહેતી નથી: "Put not your trust in money, but put your money in trust."×

અમુક શબ્દો ફરી ફરીને વાપરવાથી વિનોદ ઉત્પન્ન થાય છે એનાં દૃષ્ટાંતો અગાઉ આપવામાં આવ્યાં છે. એને મુખ્યત્વે મળતાં, છતાં તેનાથી કેટલેક અંશે ભિન્ન ઉદાહરણો અહીં આપવામાં આવ્યાં છે.

"મનુષ્યજીવન બે ભાગમાં વહેંચાયેલું છે. જીવનના પૂર્વાર્દ્ધમાં મનુષ્ય ઉત્તરાર્દ્ધ પ્રત્યે દૃષ્ટિ નાખે છે; અને ઉત્તરાર્દ્ધમાં મનુષ્ય પૂર્વાર્દ્ધ પ્રત્યે દૃષ્ટિ નાખે છે."

"મનુષ્યને જે અનુભવવાની ઇચ્છા ન હોય તે અનુભવવું એનું નામ અનુભવ."†

સેરેનીસીમસ કરીને એક રાજા પોતાના રાજ્યમાં ફરતો હતો. તે સમયે લોકોના ટોળામાં પોતાના જેવી જ આકૃતિવાળા એક મનુષ્યને તેણે જોયો. એટલે રાજાએ તેને બોલાવીને પૂછ્યું, "અલ્યા, તારી મા કદી રાજમહેલમાં કામ કરતી હતી?" તરત જ પેલા પુરુષે જવાબ આપ્યો: "ના, પણ મારા બાપા રાજમહેલમાં કામ કરતા હતા."

* X introduced Y as follows: "My friend Y is a wonderful man. All you have to do is to open his mouth, put in a dinner and a speech appears, etc.' Responding to the speaker, Y said: 'My friend told you what a wonderful man I am, that all you have to do is to open my mouth, put in a dinner, and a speech appears. Now let me tell you what a wonderful man he is. All you have to do is to open anybody's mouth, put in his speech, and a dinner appears.'

× પૈસામાં તમે વિશ્વાસ મૂકશો નહિ; પણ તમારા પૈસા વિશ્વસનીય સ્થળે મૂકશો.

† Experience consists in experiencing what one does not care to experience.

અત્યારની અભ્યાસપદ્ધતિ વિશે લખતાં ધૂમકેતુ એક સ્થળે લખે છે કે " વિદ્યાર્થીમાં કોઈ પણ વિષયની શક્તિ હોય તો તેણે એ વિષયની શક્તિ ગુમાવીને પણ ઘણા વિષયોની અશક્તિ કેળવવી જોઈએ.

સંસ્કૃત સાહિત્યમાં આવું એક દૃષ્ટાંત મળી આવે છે. કાલિદાસ કવિની સાથે વાદ-વિવાદમાં ઊતરવા ઇચ્છનાર એક વૈયાકરણીને ટાઢ બહુ વાતી હતી એટલે એણે કહ્યું: शीतं बाधति । આવો ખોટો પ્રયોગ સાંભળીને છૂપા વેશમાં રહેલા કાલિદાસે પ્રત્યુત્તર વાળ્યો:

न तथा बाधते शीतं ।
यथा बाधति बाधते ॥

આમાં જો बाधति ને મળતું बाधते વાપરવાને બદલે पीडयति વાપર્યું હોત તો એની બધી મજા જતી રહેત. એમાં बाध્નો ઉપયોગ ફરી ફરીને આવવાથી એ wit બને છે.

આ પ્રકારનું એક વિશેષ દૃષ્ટાંત અંગ્રેજી ભાષામાંથી લઈશું.

An undertaker is one who always carries out what he undertakes.

### (૩) શ્લેષ અથવા દ્વિઅર્થી શબ્દ

Wit રચવાની આને મળતી એક નવી રીત છે. એક જ શબ્દ જુદાજુદા અર્થમાં વાપરવાથી wit કોઈ વાર બને છે. આનાં દૃષ્ટાંતો વિચારીએ. લુઈ પંદરમાની કચેરીમાં એક મશ્કરો રહેતો હતો. રાજાએ તેની કસોટી કરવા કહ્યું કે તું મારી મશ્કરી કર—" make me the subject of your witticism." એ ઉપરથી મશ્કરાએ પ્રત્યુત્તર વાળ્યો: "The king is no subject". Subject એટલે વિષય, અને પ્રજાજન બન્ને થાય છે.

એક ગૃહસ્થ પાસે એક જણ પૈસા ઉછીના લેવા આવતો હતો. તે ગૃહસ્થે તેને કહ્યું કે જ્યારે હું ઘરમાં 'in' હોઉં ત્યારે તું આવજે. પૈસા ઉછીના લેવા આવનાર હંમેશાં આવે, અને તે શેઠ ઘરમાં હાજર હોય છતાં પણ તે ગૃહસ્થનો નોકર તેને કહેતો કે 'શેઠ ઘરમાં in નથી.' એક દિવસ નોકરની ચોકી કોઈ રીતે વટાવીને તે શેઠ પાસે પહોંચી ગયો. તેને જોઈને શેઠે કહ્યું, " છેવટે હું તને ઘરમાં ભેગો થયો ખરો. " પૈસા ઉછીના લેવા આવનારે તેને પૈસા મળશે એવા વિશ્વાસથી તરત જ પ્રત્યુત્તર વાળ્યો: " ના, ના; હું આજે ઘરમાં છું, અને તમે બહાર છો."

" Ah, at last I am in "
" No, at last I am in and you are out."

સ્કૉટલૅંડની એક વિદ્યાપીઠ પાસે પૈસા નહોતા, પરંતુ તે પલ્લીઓ આપવામાં બહુ ઉદાર હતી, એટલે ડૉક્ટર જોનસને કહ્યું કે, " Let it persevere in its present plan and it may become rich *by degrees.*"

સંસ્કૃત સાહિત્યમાં એક જ શબ્દ અનેક અર્થમાં વિનોદાર્થે વપરાયો હોય એવાં દૃષ્ટાંતો મળી આવે છે.

सुवर्णालंकृता कन्या, हेमालंकारवर्जिता
सा कन्या विधवा जाता, गृहे रोदिति तत्पतिः ।

कैशवं पतितं दृष्ट्वा
कं बलवृन्तं न बाधते शीतम् ।

તર્કશાસ્ત્રમાં વપરાતું એક ઉદાહરણ અહીં નીચે આપવામાં આવ્યું છે.

All the angles of a triangle are less than two right angles.

ત્રિકોણના સર્વ ખૂણાનો સરવાળો બે કાટખૂણા કરતાં ઓછો હોય છે. અહીં સર્વ ખૂણા એટલે દરેકે દરેક જુદાજુદા ખૂણા એમ સમજીએ તો આ વાક્ય વિનોદાત્મક બને છે.

ગુજરાતીમાં પણ કેટલાંક આવાં દૃષ્ટાંતો મળી આવે છે.

દીવા નથી દરબારમાં છે અંધારુ ઘોર.*
જો ગણીએ તો દૈવતા, નહિ તો રણુ પાષાણુ.×

## (૪) સ્થાનાંતર ( Displacement )

Wit કરવાની એક બીજી રીતનો હવે આપણે વિચાર કરીએ. જ્યારે બે મનુષ્યો વાતચીત કરતા હોય છે, ત્યારે એક મનુષ્ય જે વસ્તુ ઉપર ભાર દેવા માગતો હોય, એ વસ્તુ ધ્યાનમાં નહિ લેતાં એની વાતમાં આવેલ ગૌણ બાબતનો જ પ્રત્યુત્તર બીજો વાળે છે. મુખ્ય વસ્તુ કોરે રહી જાય છે, અને બિનઉપયોગી વસ્તુ પ્રત્યુત્તરમાં મોટું સ્વરૂપ ધારણ કરે છે. જે સ્થળે ભાર પ્રત્યુત્તરમાં હોવો જોઈએ તેને બદલે બીજા સ્થળે ભાર દેવાય છે; એટલે પ્રથમ વાતચીત કરનારે જે વાતનો ઉત્તર માગ્યો હોય છે તે વાતનો ઉત્તર મળતો નથી. ઉત્તર સ્થાનાંતર કરે છે. કેટલાંક દૃષ્ટાંતોથી આ સ્પષ્ટ થશે.

એક મનુષ્યે પોતાના શ્રીમંત સગા પાસેથી રૂપિયા ઉછીના લીધા; અને પછી તે દારૂના પીઠામાં ગયો. એ શ્રીમંત સગાને તેની આ વર્તણૂકની ખબર પડી ત્યારે તેણે પૈસા ઉછીના લઈ જનારને ઠપકો આપ્યો. "તું પૈસા ઉછીના લઈ જઈને આવા ધંધા કરે છે ! દારૂ પીવા મેં તને પૈસા આપ્યા હતા ?"

તે દારૂડિયાએ પ્રત્યુત્તર વાળ્યો કે "એમાં મારો શો વાંક છે ? મારે ક્યારે દારૂ પીવો ? જ્યારે મારી પાસે પૈસા હોય નહિ ત્યારે હું પી શકું નહિ; જ્યારે મારી પાસે પૈસા આવે ત્યારે મારે દારૂ પીવો ન જોઈએ; તો મારે દારૂ પીવો ક્યારે ?"

પ્રત્યુત્તર આપનારની દૃષ્ટિએ ઉત્તર યોગ્ય હતો; પરંતુ એ ખરી રીતે યોગ્ય નથી. તે શ્રીમંત મનુષ્યે તેને એમ કહ્યું હતું કે "તારી પાસે પૈસા નથી; તારે ગુજરાન ચલાવવા માટે પૈસા ઉછીના લેવા પડે છે; અને એ પૈસા તું ખોરાક ખાવામાં કે ઉદ્યોગધંધામાં ખર્ચવાને બદલે આમ કેમ વેડફી નાખે છે ? તને આવા ખોટા ખર્ચ કરવાનો શો અધિકાર છે ?" હવે આ પ્રશ્નના ઉત્તરમાં તેણે પોતાની ભૂલ કબૂલ કરવી જોઈતી હતી; અથવા તો તેની ભૂલ ન હોય તો ખોરાક ખાવામાં અથવા ઉદ્યોગધંધામાં પૈસા રોકવાને બદલે દારૂ પીવાથી તેને વધારે ફાયદો થાય છે એમ તેણે સાચી રીતે ખાતરી કરી આપવી જોઈતી હતી; પરંતુ તેમ કરવાને બદલે તેની પાસે પૈસા હોય કે ન હોય પણ તેણે દારૂ તો પીવો જ જોઈએ,

* બીજો અર્થ દીવાનથી=દીવાનને લઈને એમ થાય છે.

× જોગણી દેવતા છે, એ તોરણ કે પાષાણ નથી,
ગણીએ તો દેવ, નહિ તો ખાલી પથ્થર છે.

એ પીધા વિના તેને ચાલે તેમ નથી એમ સ્વીકારી લઈને જ તે પ્રત્યુત્તર આપે છે. તે શ્રીમંત પુરુષ જે આક્ષેપ તેની સામે કરે છે તેનો ઉત્તર તે આપતો નથી. જાણે તે વખતે તેણે દારૂ કેમ પીધો એ એની સામે ફરિયાદ ન હોય એમ એ જવાબ આપે છે. જે સ્થળે પ્રશ્નમાં ભાર મૂકવામાં આવ્યો છે તે સ્થાને ઉત્તરમાં ભાર દેવામાં આવ્યો નથી.

એક ઘોડા વેચનારે તેના ઘોડાની પ્રશંસા કરતાં કહ્યું કે, "જુઓ, આ ઘોડો તમે ખરીદશો તો તમને કાંઈ ખોટ નથી. એ રેવાલ ચાલે ચાલે છે. તમે ભાવનગરથી સવારે ચાર વાગે નીકળો તો વરતેજ તમે પાંચ વાગે પહોંચી જાવ." પેલા ઘોડા ખરીદનારે આ સાંભળીને ઉત્તર આપ્યો: "પણ મારે સવારમાં પાંચ વાગે વરતેજમાં જઈને કામ શું છે? એ વખતે ત્યાં તો કોઈ જાગ્યું પણ ન હોય?"*

હવે આ દષ્ટાંતમાં ઉત્તર દેનારે ભાર જુદા જ મુદ્દા ઉપર દીધો છે એ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. ઘોડો બહુ ત્વરાથી દોડી શકે છે કે નહિ એ વાતની ચર્ચા કરવાને બદલે અપ્રસ્તુત વિષયની જ એ ચર્ચા કરે છે.

વિનોદનાં દષ્ટાંતોમાં જ વિચારનું કે ઊર્મિનું સ્થાનાંતર થાય છે એમ નથી; મનુષ્યો જ્યારે લડે છે ત્યારે ઘણીવાર આ પ્રકારનું સ્થાનાંતર થાય છે. બે પ્રતિપક્ષીઓમાં એક એક વસ્તુ ઉપર ભાર દેવા માગતો હોય; સામો વાદીપક્ષ તે વાત ધ્યાનમાં નહિ લેતાં કોઈ બીજા મુદ્દા ઉપર જ ચર્ચા ચલાવતો હોય છે, અને એ પ્રમાણે તકરારનો નિવેડો કદિ આવતો નથી.

એક ભિખારી એક શ્રીમંત મનુષ્ય પાસે જઈને કહે, "શેઠસાહેબ, મને પૈસા આપો ને; મારે હવાફેર કરવા પંચગની જવું છે." તે શેઠે જવાબ આપ્યો કે "પંચગની બહુ ખર્ચાળ છે; તું વઢવાણકેમ્પ કે જોરાવરનગર જા તો?" એટલે તે ભિખારીએ તરત પ્રત્યુત્તર વાળ્યો: પહેલું સુખ તે જાતે નર્યા; મારી તબિયત વાસ્તે જેટલું ખર્ચ કરું તેટલું ઓછું છે."

આ પૈસા માગનાર જો બીજાના પૈસા ઉપર નહિ પણ પોતાની કમાણી ઉપર પંચગની જવા માગતો હોત તો તેના વિચાર સામે કોઈ ને કાંઈ કહેવાનું હોય નહિ; પરંતુ શ્રીમંત લોકોને જ જે ખર્ચ પાલવી શકે તે ખર્ચ તે ભીખ માગીને કરવા માગતો હતો. તે શ્રીમંત પુરુષે પારકે પૈસે દીવાળી કરવા સામે પોતાનો વાંધો રજૂ કર્યો હતો. એ વાતનો ઉત્તર નહિ દેતાં જાણે પોતાના જ પૈસા તે ખર્ચતો હોય તેમ તેની તબિયત સાચવવા વિશે તે વાત કરતો હતો. તે શ્રીમંત મનુષ્યને તબિયત સાચવવાની જરૂરિયાત વિશે સંદેહ નહોતો. એ વિશે એણે પ્રશ્ન પૂછ્યો ન હતો; એણે ગજા ઉપરવટના ખર્ચ સામે વાંધો દર્શાવ્યો હતો, પરંતુ એ વાંધાનો પ્રત્યુત્તર ન આપતાં તે ભિખારીએ તંદુરસ્તી જાળવવાની અગત્યતા ઉપર જ ભાર મૂક્યો, એટલે કે ભાર ખરા સ્થાનને બદલે બીજા સ્થાને મૂક્યો.

# રાજહંસનો વિષાદ

રણજીત એમ. પટેલ

[ હરિણી ]

ગગન-તલને ચૂમે પેલા ખડા નગરાજ, જ્યાં;
શિખર-શગપે ઢોળાયેલું લસે શુભમાન ત્યાં.
અમલ જલની મધ્યે ક્રીડા, વિહાર, દિલે ચહ્યો;
વિમલ મણિનો મોંઘો ચારો ત્યહાં ચરવો રહ્યો.

સરલ ગતિથી, સાતત્યેથી પ્રવાસ-પથે પળ્યો;
સમય સરતાં દીસે ના એ પરિશ્રમ તો ફળ્યો.
ક્ષિતિજ-સમ આ હાવાં દૂરે, સમીપ પડે સર;
અનુભવ નથી ઓછો, આભે દમે ઘનના થર.

શિથિલ બનતી પાંખો હાવાં ઘડી પુરુષાર્થની;
નયનમણિ આ લાગે ઝાંખા શું ઝાંખપ ઝાંયની?
કમલવન, વા શોભો, ના ના કશી અનુકૂળતા;
વિકટપથને, કાન્તારે સૌ વસી પ્રતિકૂળતા.

સઘન ઘનમાં ચંદા સોહે અતીવ પ્રભાભરી;
પ્રલય રચતા ઝંઝાન્તે યે વસી સ્થિરતા નરી.
વિપદ-તમને વીંધી સાથી રચ્યા નિજ નેમને
નવલ બલ સૌ પાંખે-આંખે-તને ભરતાં મને.

# શબ્દચર્ચા

## પત્ર ૧ લો

ભાઈશ્રી,

હાલમાં 'શબ્દચર્ચા'માં 'પ્રસ્થાન'ના લેખકો ઠીક રસ લેતા જણાય છે. અષાડના અંકમાં શ્રી નરસિંહભાઈ પટેલે હિંદુસ્તાનનાં ગામોનાં નામોને અંતે આવતા પ્રત્યયોની શોધ કરવા પ્રયત્ન કર્યો છે. આ બાબતમાં એક-બે સૂચના કરવી અસ્થાને નહિ થાય.

ઉત્તર હિંદના વ્યુત્પત્તિ શોધકોને બનતાં સુધી સંસ્કૃત મૂળો જ શોધવાની ટેવ પડેલી જણાય છે: આમાં ઘણીવાર શોધક ખોટે પાટે ચડી જવા સંભવ રહે છે. સંસ્કૃત કરતાં યે જૂની ભાષાઓ હિંદુસ્તાનમાં છે, અને સંસ્કૃત કે તેની કોઈ પ્રાકૃત બોલી બોલનારા આર્યો જ્યાં જ્યાં ફેલાયા તેમણે એ જૂની ભાષાઓમાંથી ઘણા યે શબ્દો જેમના તેમ સ્વીકાર્યા અને જાળવ્યા હોવા જોઈએ. આવા શબ્દોમાં ગામોનાં નામો અવશ્ય હશે જ. એવી જૂની ભાષાઓ ઘણી યે હશે. આપણે હજુ રાનીપરજ, ભીલ વગેરે લોકોની ભાષા પર પૂરતું ધ્યાન જ આપ્યું નથી. કેટલાયે પ્રચલિત શબ્દો સંસ્કૃતના અપભ્રંશ નહિ, પણ એમની ભાષાઓના શુદ્ધ કે અશુદ્ધ શબ્દો હશે. આવી જૂની ભાષાઓમાં દ્રવિડ ભાષાઓ મુખ્ય છે જ. એનો વિસ્તાર આગલા જમાનાઓમાં આ જ કરતાં ઘણા વિશાળ પ્રદેશમાં હોવાનો પૂરેપૂરો સંભવ છે. એ ભાષાઓમાંથી કેટલા શબ્દોનાં મૂળ શોધી શકાય એમ છે તેનો ભાગ્યે જ કોઈએ અભ્યાસ કર્યો છે. એક-બે જ દાખલા આપું:

શ્રી નરસિંહભાઈએ પુર-વોર-ઓર એવા ક્રમે ડાકોર, માંગલોર, બાંગલોર વગેરે શબ્દો બન્યાનું અનુમાન કાઢ્યું છે. અહીં આપણે ભૂલી જઈએ છીએ કે માંગલોર, બાંગલોર તો ગુજરાતી ઉચ્ચારો છે, અને તે આપણે અંગ્રેજીમાંથી શીખ્યા છીએ. એ પ્રાંતના લોકો પોતાની ભાષામાં પોતાના ગામનું નામ એ પ્રમાણે નથી બોલતા કે લખતા, પણ મંગળૂર, બંગળૂર, મૈસૂર, કાવૂર, કુનૂર, હોસૂર એમ 'ઊર' અન્તવાળા શબ્દો વાપરે છે. અને આ 'ઊર' શબ્દ બધી દ્રાવિડી ભાષાઓમાં 'ગામ'ના અર્થમાં સામાન્ય નામ છે. એના જેવા જ લાગતા સંસ્કૃત 'પુર' શબ્દ સાથે એનો કશો સંબંધ નથી એમ દ્રાવિડી વિદ્વાનો માને છે.

ઘણી વાર મૂળ દેશી શબ્દોને સંસ્કૃતના પંડિતોએ સંસ્કૃત વાઘા પહેરાવ્યાના દાખલા પણ છે: જેમ કે, મૈસૂરનું મહિષપુર; વડતાલનું વૃત્તાલય, વડોદરાનું વટપત્તન, નડિયાદનું નટપુર, મુંબાઈનું મુંબાપુરી, સુરતનું સુવર્ણપુર વગેરે. આગળ જતાં એમ મનાઈ જાય કે એ શબ્દોનો ઇતિહાસ ઉલટો હશે; એટલે કે મૂળ નામ શુદ્ધ સંસ્કૃત હશે, અને ભ્રષ્ટતા પાછળથી આવી હશે. હકીકત ઉલટી જ હોય.

ખાસ કરીને દ્રાવિડી ભાષાઓનાં જ્ઞાન સિવાય કેટલાક શબ્દોની—ખાસ કરીને ભૌગોલિક તેમ જ પદાર્થોની સંજ્ઞાઓની—વ્યુત્પત્તિ શોધવી બરાબર નથી એમ મારો મત છે.

હું થોડા દાખલા આપું. 'મહારાષ્ટ્ર' શબ્દ લો. 'મરાઠા' શબ્દને 'મહારાષ્ટ્ર'માંથી સિદ્ધ કરવા સંસ્કૃત પંડિતોનો પ્રયત્ન હોય છે. મને લાગે છે કે 'મરાઠા' 'મહારાષ્ટ્ર'નો અપભ્રંશ નથી, પણ 'મહારાષ્ટ્ર' 'મરાઠા'નું પંડિતરૂપ છે. મૂળ શબ્દ કાનડી 'મરહાડ' કે 'મરહાડ' એટલે પહાડી પ્રદેશ હોવાનો સંભવ છે. એવા જ બીજા શબ્દો 'કરહાડ' અને 'વરહાડ' (વિરાર) છે. તે પણ ચોખ્ખા કાનડી જ હોવા સંભવ છે. વરહાડની વ્યુત્પત્તિ શોધવા માટે વિદર્ભ પંડિતોએ કંઈ કંઈ કલ્પનાઓ દોડાવી છે. પણ મને લાગે છે કે એ કાનડી શબ્દ છે અને તેનો અર્થ સીમા પરનો પ્રદેશ થાય.

મુંબઈની આજુબાજુ બોરિવલી, કાંદિવલી, મરવે, ચેંબૂર, મલાડ વગેરે પરાંઓ છે. મને નથી લાગતું કે લાખોયે સંસ્કૃત શબ્દકોશ ઉથલાવીને યે એ શબ્દોની વ્યુત્પત્તિ શોધી શકાશે. એ ફીરંગી ભાષાના શબ્દો પણ લાગતા નથી. કાનડી શબ્દકોશને આધારે કેટલાક એવા શબ્દોના અર્થ બેસાડી શકાય એમ મને લાગે છે. દા. ત., ચેંબૂરમાં 'ઉર' તો દેખીતો કાનડી ભાગ છે. કાંદિવલી, બોરિવલીમાં કાંદિ અને બોરિના અર્થ ટેકરી થાય છે. 'વલી' સંસ્કૃત 'આવલિ'ની જેમ હાર, માળા; એટલે ટેકરીઓની હાર. મરવે માં મર એટલે પહાડી. મલાડ—મલ્લાડ—મલ્નાડ એટલે પર્વત પ્રદેશ. આ મલ શબ્દ પર્વતના અર્થમાં લગભગ આખા હિંદુસ્તાનમાં વપરાયેલો છે. મલ, મલ્લ, માલવ, માળવા વગેરે જાતિ કે દેશવાચક શબ્દો હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ પ્રચલિત છે, અને સર્વત્ર તેનો સંબંધ પહાડ કે પહાડી લોકો જોડે છે.

કહેવાની મતલબ એટલી જ કે સર્વ શબ્દોની વ્યુત્પત્તિ સંસ્કૃત મૂળોમાં જ શોધવામાં જોખમ રહેલું છે.

## પત્ર ૨ જો

ભાઈશ્રી,

છપેલા પત્રમાં ભૌગોલિક નામોના દ્રાવિડી કે બીજી ભાષાઓ જોડેના સંબંધ વિષે લખ્યું છે.

ભૌગોલિક નામો જવા દઈએ તો બીજાં ક્ષેત્રોમાં પણ ગુજરાતમાં યે કાનડી શબ્દો ઠીકઠીક શોધી શકાશે એમ સંભવ છે. બે-ત્રણ દાખલા આપું. બાળકને 'હાઉ આવ્યો,' 'ત્યાં હાઉ છે' એમ કહી બીવડાવવાની એક પ્રચલિત આદત છે. મને નથી લાગતું કે એ 'હાઉ' કોઈ વસ્તુનું નામ છે એમ બીવડાવનાર કે બીનારમાંથી કોઈ જાણતું હોય. એ કાનડી 'હાવૂ' શબ્દ છે અને તેનો અર્થ સાપ થાય છે. એ જ પ્રમાણે નાગરવેલનાં પાનને આપણે સૌ ઓળખીએ છીએ; પણ એનું નામ 'નાગરવેલ' શું કામ? 'નાગવેલ' કેમ નહિ? આનો ખુલાસો કાનડીમાંથી મળે છે. 'નાગર' એ નાગનું છઠ્ઠીનું બહુ વચન છે, અને એનો અર્થ નાગોની વેલનાં પાન થાય. અહીં 'નાગ' શબ્દ સર્પવાચક નહિ, પણ નાગલોકોના

જાણીતી વાત છે. આ ઉપરથી નાગ શબ્દના મૂળ અર્થ અને ઇતિહાસનો વિચાર કરી શકાય એમ છે.

એ જ પ્રમાણે 'ચીકાખળી' કાનડી 'શિકાકાયી' (શિકા નામના ઝાડનું 'કાયી' એટલે ફળ) શબ્દનું રૂપાન્તર હશે એમ કોને કલ્પના થાય?

આપણે હિંદી, મરાઠી, ગૂજરાતી વગેરે ભાષાઓ સંસ્કૃતમૂલક છે એમ માનીએ છીએ ખરા. પણ ક્રિયાપદોના ઉપયોગની બાબતમાં સંસ્કૃત અને આ ભાષાઓમાં એક મોટો ફરક છે એ કેટલાના ધ્યાનમાં આવ્યું છે, એ હું જાણતો નથી. આ ત્રણે ભાષાઓમાં 'લઈ આવ્યો,' 'ખાઈ ગયો,' 'નાશી જા,' 'પાડી નાંખ.' 'મૂકી દે' વગેરે બે ક્રિયાવાચક શબ્દોનો સમાસ કરીએ છીએ. સંસ્કૃતમાં આ જાતનો ઉપયોગ થઈ શકતો નથી. અંગ્રેજીમાં આવા ઉદ્દેશથી take away, run up, run away, get on વગેરે રીતે ક્રિયાપદની પાછળ એક અવ્યયનો ઉપયોગ થાય છે. સંસ્કૃતમાં એ ઉદ્દેશ કદાચ ઉપસર્ગથી કે બીજી રીતે સિદ્ધ કરવો પડે. પણ આવો બે ક્રિયા-શબ્દોનો ઉપયોગ સંસ્કૃતમાં નથી. પણ કાનડીમાં બરાબર આ જ રીતે ઉપયોગ છે, અને હું ધારું છું કે તેલગુમાં યે છે.

કાનડીની જ વાત કરું છું, એટલે શ્રાવણના અંકમાં શ્રી. બળવંતરાય ઠાકોરના ચર્ચાપત્રના એક વાક્યનો ઉલ્લેખ કરી લઉં છું. ભાર દેવા માટે અંત્ય લઘુસ્વરનું દીર્ઘત્વ કાનડીમાં થાય છે અને ગૂજરાતીમાં થાય છે તેમાં ભેદ છે. ગૂજરાતીમાં 'હું જ જઈશ' ને બદલે 'હૂં જઈશ' એમ બોલી શકાય છે ખરું. એમાં દીર્ઘોચ્ચારણ છે. માટે જ મેં કહ્યું હતું કે બોલવામાં જ્યાં જ કે ય વાપરીએ, ત્યાં લખવામાં કાળો ટાઈપ મૂકીએ તેના જેવી અસર થાય છે. એમાં એટલો સુધારો કરું કે કોઈક ઠેકાણે અંત્ય સ્વરના દીર્ઘ ઉચ્ચારથી એ જ ગરજ સરે છે. પણ ગૂજરાતીમાં કોઈ જાણીતા નિયમોથી સર્વત્ર એમ દીર્ઘોચ્ચારણથી જ કે યની ગરજ સરતી નથી; 'હું જઈશ જ' એમ બોલવાના અર્થમાં 'હું **જઈશ**' એમ લખી શકાય, પણ 'હું જઈશા' એમ બોલી ન શકાય. તેમજ 'તે લેશે જ'ના અર્થમાં ગૂજરાતીમાં અંત્ય 'શે' નો દીર્ઘ કરી શકાતો નથી. *'હું રોટલી ખાઇ યે ગયો' ને બદલે 'હું રોટલી ખાઈ ગયો' એમ* ન કહેવાય. કાનડીમાં એ જ બોલવા અને લખવામાં સમાન પદ્ધતિ છે. 'હૂં જ જઈશ' કે 'હૂ ય જઈશ' માંનો દીર્ઘ ઉચ્ચાર તો વળી બેવડો ભાર ગણવો જોઈએ:

પણ, આ જન્ય ની ચર્ચા તો શુદ્ધલેખનની દૃષ્ટિએ નીકળી હતી. પ્રશ્ન એ છે કે આપણા હાથ નીચે શીખતા વિદ્યાર્થીઓને એ અક્ષરો આગલા શબ્દની જોડે લખતાં શીખવવું કે છૂટા લખતાં? શ્રી. ઠાકોર વિકલ્પ રાખવા સૂચવે છે. મને લાગે છે કે એકંદરે જોતાં નીચેનો નિયમ માન્ય થવો જોઈએ.

જ્યાં જન્ય જુદા જ લખવાને કાંઈ વિશેષ કારણ ન હોય, (જેમ કે, આ જ ને આજ નો ઘોટાળો દૂર કરવા), ત્યાં બંનેને આગલા શબ્દની જોડે લખવા ઠીક. પણ કોઈએ જુદા લખ્યા હોય તો તે અશુદ્ધ લેખન છે એમ કહેવું નહિ. કારણ, ગૂજરાતીમાં સામાસિક શબ્દોના અંગરૂપ શબ્દોને જુદા લખવાની રૂઢિ છે, અને તે રૂઢિ સરળતાને પોષક છે.

શ્રી. ઠાકોરનું આખું ચર્ચાપત્ર ઉપલા વિચારને પોષક છે એમ હું સમજ્યો છું.

વર્ધા
૧-૧૧-૩૭

કિશોરલાલ ઘ. મશરૂવાળા




## મેના

### ૧

'કિશોર'ના ગયા (ચૈત્ર માસના) અંકમાં પૃષ્ઠ ૧૦૩ ઉપર 'મેના' વિષે ભાઈ મગનભાઈ પટેલનો લેખ છે. તેની શરૂઆતમાં એ ભાઈ પૂછે છે: "આપણા લોકો એને (કાબરને) મેના જેવા મધુર નામે શા માટે નહિ બોલાવતા હોય? અને આ નામ પોપટની માદાને આપી દેવાનું શું કારણ હશે? પોપટમાં વળી એવો કયો ગુણ છે?"

આ પ્રશ્નોના ઉત્તર આપવા કઠણ છે છતાં આપણા લોકોએ પોપટની માદાને એ નામ બહુ કાળથી આપેલું છે. એને સંસ્કૃતમાં સારિકા કહે છે અને ગૂજરાત વિદ્યાપીઠના કોશમાં મેનાનો અર્થ સારિકા આપ્યો છે, તેમ જ 'શબ્દચિંતામણિ' કોશમાં સારિકાનો અર્થ મેના આપ્યો છે. મેનાને પ્રાચીન કાળથી લોક પોપટની પેઠે પાંજરામાં રાખે છે. કાલિદાસે મેઘદૂતમાં સારિકાં પંજરસ્થામ્ વર્ણવી છે. લોક કાબરને ભાગ્યે જ પાંજરામાં રાખે છે. એટલે સારિકા અર્થાત્ પોપટની માદા તે જ મેના છે, કાબર નહિ.

વળી એ ભાઈ લખે છે કે: "કાબર તો રૂપે કૂટડી, રાગે મીઠી અને અનેક ગુણોવાળી છે." છતાં પોપટની માદા—મેના—કાબરથી ચઢિયાતી છે એ તો એ પોતે જ સ્વીકારી દે છે: "કાબરમાં એના (મેના) જેવું રૂપ તો નથી, પણ તો ય કૂટડી છે. એના જેવો રાગ નથી, પણ તો ય સારું બોલે છે." છતાં યે વળી એ ભાઈ ફરિયાદ કરે છે કે: "તમે માત્ર એની મીઠી બોલીથી મુગ્ધ થઈ જઈ એને મેના જેવા મધુર નામે સંબોધો છો." પોપટની માદાને એના રૂપરાગને શોભે એવું મેના નામ લોક આપે તેમાં એમને આવી ફરિયાદ કેમ કરવી પડતી હશે? મદના એ સંસ્કૃત શબ્દમાંથી મયના–મેના શબ્દ અવતર્યો છે. 'મેનાવતી' જેવા બીજા શબ્દોની પેઠે જ. અને પોપટની માદા મદના છે કે કાબર? કાબરને તો સંસ્કૃતમાં કર્બુરા કહે છે.

ત્યારે હવે એક જ પ્રશ્ન : પ્રાચીન કાળથી પોપટની માદાને લોક મેના કહેતા આવ્યા છે અને તેના રૂપરાગ જોતાં એ નામ તેને યોગ્ય જ છે. એ રૂઢ નામ તેની પાસેથી આજે છીનવી લેઈને એ મધુર નામ કાબરને આપવાનો ભાઈ મગનભાઈનો શો હેતુ છે ? સાચે જ એ નામ કાબરનું છે એમ એ માનતા હોય તો એમ માનવાનું શું પ્રમાણ છે? એમના જેવા કોઈએ કોઈ અંગ્રેજ લેખકને એવું ખોટું નામ બતાવ્યું હોય અને તેવા કોઈ અંગ્રેજ લેખકે એવું કંઈ લખી માર્યું હોય તો એ પ્રમાણ ન ચાલે, કારણકે એ નામ અંગ્રેજી નહિ, પણ હિંદી છે અને ઘણીખરી હિંદી ભાષામાં પણ મેં કહ્યું એ જ રીતે એ પંખીઓનાં નામ પ્રચલિત છે.

ભાઈ મગનભાઈ આ વાતનો ખુલાસો કરશે એવી આશા છે.

નરસિંહભાઈ પટેલ

*

## ૨

પોપટની માદાનું નામ પણ મેના છે અને કાબરનું નામ પણ મેના છે. આપણે જેને ચોટલા કાબર કહીએ છીએ તેને જેમ આપણે બ્રાહ્મણી મેનાના નામથી પણ ઓળખીએ છીએ એમ જ કાબરની જુદીજુદી જાતો મેનાના વર્ગમાં મૂકેલી છે. જે અંગ્રેજ પક્ષીશાસ્ત્રીઓએ આપણા દેશમાં આવી પક્ષીઓનો અભ્યાસ કરી તેનાં પુસ્તકો બહાર પાડયાં છે તેમાં કાબરને 'કોમન મેના', કાંઠાની કાબરને 'બેંક મેના' અને ચોટલા કાબરને 'બ્રાહ્મણી મેના' એવાં નામ આપેલાં છે. અંગ્રેજ લોકો શાસ્ત્રીય શોધખોળમાં એવા કાચા નથી કે નરસિંહકાકા કહે છે તેમ એ મારા જેવો એકાદ કાબરને મેના કહી દે અને એ માની જાય અને લખી મારે.

વળી એ મને પૂછે છે કે "પોપટની માદાને, એના રૂપરાગને શોભે એવું મેના નામ લોકો આપે તેમાં એમને આવી ફરિયાદ કેમ કરવી પડતી હશે?"

લોકોને પોપટની માદા તરફ આદર છે. પણ એ ખેતીના પાકને નુકસાનકર્તા હોવાથી હું એનો અનાદર ઇચ્છું છું. પક્ષીજીવનનો ખેતીના પાકમાં મોટો ફાળો છે. અને તેનો અભ્યાસ પણ લાભાલાભની દૃષ્ટિએ જ થવો જોઈએ. એ રીતે જોતાં સાહિત્યકારો જે મેના કે બુલબુલને વખાણે છે તેને વખોડવામાં હું કશી હરકત જોતો નથી. આ દૃષ્ટિએ કાબરનું સામાન્ય મેના એવું નામ છે જ અને એને માટે હું આગ્રહ રાખું તો કાંઈ ખોટું છે?

મગનભાઈ પટેલ

૩

## કાબર કે મેના ?

સંસ્કૃતમાં જેને सारिका કહી છે, એ જ જો મેના હોય, તો તો કાબર એ જ મેના, એવું સિદ્ધ થાય. કારણ, सारिका ઉપરથી બંગાળીમાં शालिक શબ્દ બનેલો છે, અને તેનો અર્થ કાબર થાય છે. આને માટે પ્રમાણ જેવું હોય તો શ્રી સુનીતિકુમાર ચટ્ટોપાધ્યાયનું *The Origine and Development of Bengali Language and Literature* જોવું. તે ઉપરાંત શ્રી. જ્ઞાનેન્દ્ર મોહન દાસના અને બીજા આધારભૂત ગણાતા કેશોમાં પણ એ જ વ્યુત્પત્તિ સ્વીકારેલી છે. शालिकની મગનભાઈએ કહી છે તેવી ત્રણ જાતો ગણાય છે, અને તેનાં વર્ણન શ્રી. જગદાનંદ રાયે પોતાનાં 'पाखी' અને 'बांग्लार पाखी' નામનાં પુસ્તકોમાં કરેલાં છે.

વળી એ सारिका શબ્દ ઉપરથી જ મરાઠીમાં साळुंकी શબ્દ બનેલો છે, અને તે પણ કાબરના જ અર્થમાં વપરાય છે. કાબર પણ ખૂબ મીઠું બોલે છે, એવો મારો પોતાનો અનુભવ છે. અને મરાઠીમાં તો 'साळुंकी मंजुळ बोलतसे वाणी' એ પંક્તિ ખૂબ જ પ્રસિદ્ધ છે. પૂનાના જાણીતા સમાજસેવક શ્રી વિઠ્ઠલ રામજી શિંદે પાસેથી મેં જાણ્યું છે કે મરાઠીમાં એ साळुंकीને જ મેના પણ કહે છે. અમરકોશની શ્રી. ઝળકીકરની ટીકાવાળી આવૃત્તિમાં सारिकाનો અર્થ આ પ્રમાણે આપેલો છેઃ सारिका पक्षीभेद:। साळुंकी इति प्रसिद्धा।

એટલે આનો અર્થ ટૂંકમાં લખવો હોય તો આમ લખી શકાય:

મેના = सारिका > शालिक=કાબર

મેના = सारिका > साळुंकी=કાબર

∴ મેના=કાબર

'कर्बुरा' ઉપરથી કાબર થયું છે, એવી જે સૂચના છે, તે વિષે પણ બે શબ્દ લખું છું.

સંસ્કૃત ભાષાના આધારભૂત ગણાતા કેટલાક કોશો મેં જોયા છે, જેમકે (૧) શ્રી આપ્ટેનો (૨) વિલિયમ મોનિયરનો અને (૩) વાચસ્પત્ય. આ ઉપરાંત એકબે નાના કોશો પણ જોયા. છતાં એકેમાં कर्बुरा કે कर्बुरनो અર્થ 'કાબર' એવો ન મળ્યો. 'કાબર' તો શું પણ કોઈ પણ જાતનું પંખી એવો પણ એનો અર્થ થતો નથી. कर्बुर નો એક અર્થ પચરંગી એવો થાય છે. વળી 'કબૂતર'ના રાખોડી રંગને પણ 'कर्बुर' કહે છે અને એ અર્થમાં જ એ શબ્દ કાલિદાસે રતિવિલાપમાં કામદેવની રાખને વિશે 'कपोत कर्बुरम्' વિશેષણ યોજીને વાપર્યો છે, તે પ્રસિદ્ધ છે. એના બીજા ઘણા અર્થો છે, પણ તે અત્રે પ્રસ્તુત નથી. કદાચ કાબરનો રંગ કબૂતરના રંગને મળતો જ હોય છે, અને તે રંગને માટે कर्बुर શબ્દ વપરાયો છે, એ ઉપરથી 'કાબર'ને कबुरा શબ્દ ઉપરથી વ્યુત્પન્ન કરવાનું સૂઝયું હોય. ઘણે ભાગે આ બાબતમાં પહેલ કરનાર આપણા વિદ્વદ્ સાક્ષર શ્રી. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી છે. તેમણે પોતાના બૃહદ્વ્યાકરણમાં 'કાબર'ની વ્યુત્પત્તિ સંસ્કૃત कर्बुर ઉપરથી આપી છે. આ સિવાય એને માટે બીજો કશો આધાર નથી.

વળી પોપટની માદા એ જો મેના હોય, તો તો તે પોપટના રંગરૂપનું પંખી થયું ગણાય. પણ એ વસ્તુ બરાબર નથી. પોપટની માદાને પોપટી પણ કહી છે. સામળમાં એ પ્રયોગ જોવામાં આવે છે.

નગીનદાસ પારેખ

૭ વરસ પહેલાં નામદાર મહારાજા સાહેબના હાથમાં સંપૂર્ણ સત્તા આવી. દરબારી ખેડૂતોને જમીનનો વેચાણ હક અને વારસા હક આપીને એ પ્રસંગને ચિરસ્મરણીય બનાવવામાં આવ્યો છે. અત્યાર પહેલાં ખેડૂતની જમીનની અંદરની મિલકત જેની કિંમત ઉપજાવી ન શકાય તેવી મરેલી મૂડી જેવી હતી. હવે વેચાણ હકથી ખેડૂત જમીન ઉપયોગમાં લઈ શકે તેવી ચલણી મિલકત બની છે. પહેલાં તો વારસ પુત્ર ન હોય તો જમીન દરબાર દાખલ થતી. આ રીતે ખેડૂતની મિલકતની કિંમત કેટલી વધી છે તેની ચોક્કસ આંકણી લગભગ અશક્ય છે. તો પણ દરબારી ખાલસા વહીવટમાં ૧૮,૦૦,૦૦૦ વીઘાં જમીન છે. અને વીઘા દીઠ દસ રૂપિયાની કિંમત આંકીએ તો એટલું તો જરૂર કહી શકાય કે ખેડૂતની મિલકતમાં એથી ૧½થી ૨ કરોડનો વધારો થયો છે.

વેચાણ અને વારસા હકની બક્ષીસ

વારસા અને વેચાણના નવા હકને લીધે ખેડૂતને જમીન માટે મમતા વધશે, અને તેની શાખ પણ વધવાથી ખેતીસુધારણા માટે મોટી ખર્ચાળ યોજનાઓ અમલમાં મૂકવાનું તેને માટે શક્ય બનશે. અને એમ ધારી શકીએ કે આ ઓચિંતા મળેલા લાભ અને શાખથી ખે... ...પૈક્તિઓ એ માટે બની જાય અને દેવું ... થાય.' એને ...ર નાતોમાં ઘણા સમજુ માણસો છે. નાતનાં બંધનો અને ...નો ત્રાસ તેઓ સમજે છે. એ રિવાજોને લીધે તેઓને દેવું કરીને ...બહાર ખર્ચ કરવું પડે છે. એ 'અનિષ્ટમાંથી બચવા માટે તેઓએ પોતપોતાની જ્ઞાતિઓ માટે કાયદાઓ ઘડ્યા છે: પણ કોઈ પૂછનાર ન હોવાથી એ કાયદાઓ જોઈએ તેટલા પળાતા નથી. રાજ્ય એમાં વચ્ચે આવે તો તેઓ કદાચ રાજી થાય. જ્યાં જ્યાં જ્ઞાતિઓમાં આવો મત છે ત્યાં ત્યાં રાજ્યે વિના સંકોચે યોગ્ય કાયદાઓ ઘડવા જોઈએ અને તેનો અમલ કરવો જોઈએ."

ખેડૂત કે તેવા વર્ગના હાથમાં જમીન ન રહે તે સારુ ખરા ખેડૂત સિવાય બીજાને જમીન વેચવાની મનાઈ

જમીન વેચાણ પ... જ્યાં વેચ... ...

ખરક નામે ખેડૂતોની મોટી નાત છે. તેઓ સશક્ત અને મહેનતુ છે. અને પોતાની ખેતીની આવક ઉપરાંત તેઓ મોટી સંખ્યામાં ભેંસો રાખી કમાણી કરે છે. આટલો ઉદ્યોગ અને ઉદ્યમ છતાં તેઓ લગ્ન, ઘરઘરણાં, આણાં વગેરે પ્રસંગો વખતે ખૂબ ખર્ચ કરીને પાયમાલ થઈ જતા.

એ નાતખર્ચના જુલમમાંથી બચવા માટે ખરક લોકોએ પોતાની મેળે જ રાજ્યને કાયદો ઘડી આપવા વિનંતી કરી અને જુદાજુદા પ્રસંગ વખતે ખર્ચની રકમ મુકરર કરાવી. હવે એ કાયદો ન પાળે તો તેઓનો દંડ થાય. મહાલના વહીવટદાર એ દંડ વસૂલ કરે અને નાતના પંચને એ પૈસા સોંપી દે. છેલ્લાં વરસોમાં હદબહાર વધી પડેલા ખર્ચ પર ખરક લોકોની નાતમાં એ રીતે રાજ્યે અંકુશ મૂક્યો છે.

સમાજસુધારો ઉપરથી દાખલ કરવામાં આવે એવો ભાગ્યે જ કોઈને આગ્રહ કરી શકાય, પણ કમિટીના રિપોર્ટમાંથી શબ્દો લઈએ તો, "આવા નાતે પોતે કરેલા કાયદાકાનૂનો બતાવે છે કે, આવા સમાજસુધારાની આવશ્યકતા છે અને રાજ્ય વચ્ચે પડે તે પણ સહી લેવા લોકો તૈયાર છે. નાતના ધોરણો જે કંઈ અસર ન કરી શકતા હોય અને ખાલી ચોપડે મંડાઈ રહ્યા હોય તેને કાયદારૂપે અમલમાં મૂકવાનું કાર્ય રાજ્યનું છે."

છે. ખેડૂતની વધતી જતી વસ્તીને લીધે જમીન પર બોજો વધતો જાય છે. અને કેટલાક કિસ્સાઓમાં તો એવું બન્યું છે કે સારા ખેડૂતોને, નિભાવપૂરતી જમીન ન હોવાથી ગાડાંનાં ભાડાં કરવાં પડે છે, અથવા કેરી અને ગુંદાના ફાલના ઈજારા રાખવા પડે છે અથવા તો મજૂરી પણ કરવાની ફરજ પડે છે.”

પણ હાલમાં, નિશ્ચિત સંખ્યા કરતાં ઓછા વીઘાંની જમીન હોય તો તેના ભાગ પાડવાની કે તેમાંથી વેચાણ કરવાની મનાઈ કરવામાં આવી છે. ખેડૂતનો નિભાવ અશક્ય કરી દેતી એ ભાગલા પાડવાની પ્રથા આ નિયમથી અટકી જશે એમ આશા રાખી શકાય.

મહેસૂલ ઉઘરાવવાની સખ્તાઈ માટે ઘણી વાર ટીકા થાય છે અને એ સખ્તાઈથી ખાતેદાર ઘણી વાર દેવામાં સંડોવાય છે એ સાચી વાત છે. થોડાં વરસ થયાં એ સખ્તાઈ ઓછી કરવા માટે બે રીતે પ્રયત્નો કરવામાં આવ્યા છે. એક તો બાકી રહેલ મહેસૂલ પેટે વસૂલ કરવાની આની આખા ગામ માટે સદ્ધર ખેડૂતો પરથી નહિ, પણ સાધારણ અને ગરીબ ખેડૂતોની સ્થિતિ પરથી નક્કી કરવામાં આવે છે. એટલે ગામના લગભગ બધા ખેડૂતો ભરી શકે તેવી જાતના ઓછા ધોરણે આ લેવાણ નક્કી કરવામાં આવે છે. પણ એવા બીજા ખાતેદારો હોય કે જેઓ નિશ્ચિત ધોરણ કરતાં અમુક આની રકમ વધારે ભરી શકે તે માટે એવા ખેડૂતે પોતાના ખાતાના બાકીદેણામાં શી રકમ ભરવી એ સ્થાનિક વહીવટદાર નક્કી કરે છે.—સ્થાનિક વહીવટદારોને નક્કી કરેલા આવા વ્યક્તિગત લેવાણમાં —સંજોગાનુકૂલ વધઘટ કરવી હોય તો કરી શકે તેવી મુખત્યારી આપવામાં આવી છે.

મહેસૂલની વસુલાતમાં સખ્ત ધોરણને બદલે છૂટછાટ

વળી મહેસૂલની સખ્તાઈ ઓછી કરવા માટે કિસ્તની તારીખના કડક પાલન માટે આગ્રહ સેવવામાં આવતો નથી અને લગભગ દર વરસે વિભાગના આસિસ્ટંટ વસુલાતી અધિકારીને ખાસ એવી સત્તા આપવામાં આવે છે કે તે મહાલ, તપ્પા કે ગામડાના ઋતુના પાકના ફેરફારને અનુકૂળ બને એ રીતે મહેસૂલના હપ્તા ભરવાને માટે મુદત વધુ લંબાવી શકે.

હવે કપાસ મગફળી વગેરે પૈસા ઊપજે તેવી ચીજોના વાવેતર તરફ વલણ હોવાથી, ખેડૂતો પોતાનાં ઢોરો માટે પૂરતા પ્રમાણમાં ચારો એકઠો કરી રાખી શકતા નથી. એટલે વરસાદ મોડો આવે કે ચોમાસામાં વચ્ચે વરસાદ ન આવે તો ખેડૂતોને નીરણ માટે દોડાદોડ કરવી પડે. ઘાસ કે કડબની તંગીના વખતમાં ખેડૂતને મદદ કરવા માટે રાજ્ય ત્રણચાર કરોડ પાઉન્ડ ઘાસનો સંગ્રહ રાખે છે. ગયે વરસે જ જુલાઈ અને ઑગસ્ટ વચ્ચે વરસાદની તાણ પડી, ત્યારે રાજ્યે ખેડૂતોને તાત્કાલિક ૫૦,૦૦,૦૦૦ પાઉન્ડ ઘાસ ધીર્યું હતું. આવી વખતસરની મદદ સિવાય ઢોર રાખનારા ખેડૂતો લટકી રહ્યા હોત અને ઢોરને માટે નીરણ ખરીદવા માટે જ તેઓને દેવું કરવું પડત.

નિરણની તંગી વખતે ખેડૂતોને માટે ઘાસનો સંગ્રહ

અત્યાર સુધી આપણે માત્ર બહારની નિષેધાત્મક મદદ કરી શકે તેવા કાયદાઓની અને વહીવટી પગલાંની વાત કરી. ખેડૂતની આર્થિક સુધારણા માટે રચનાત્મક કાર્યનો વિચાર કરીએ ત્યારે ઢોરની ઓલાદ સુધારવાનો પ્રશ્ન પહેલો આગળ આવે છે. એ મહત્ત્વનો અને વળી બુદ્ધિપૂર્વક કામ કરવામાં આવે તો તેનું પરિણામ ટૂંક મુદતમાં દેખાઈ આવે તેવો પ્રશ્ન છે. જો કે

ગૌ સંવર્ધન

પશુસુધારણાનાં એ કાર્યમાં લોર્ડ લીન્લીથગોની અપીલને લીધે હમણાં વેગ આવ્યો છે, પણ આ અતિ મહત્ત્વની બાબતમાં ભાવનગર દરબાર છેલ્લાં પાંચ વર્ષ ઉપરાંત સમય થયાં ધ્યાન આપે છે. વાછડાઓને ખાસી કરવા સામે સમાજમાં સદીઓજૂના અર્ધધાર્મિક પૂર્વગ્રહો હતા, અને પશુસુધારણાના કાર્યમાં મોટામાં મોટી નડતર એ હતી. હવે તો બર્ડીઝો રીતે ખાસી કરવાથી પશુઓને જરાપણ દુઃખ થતું નથી એટલે લોકોનો વિરોધ સાવ અકારણ હતો. બર્ડીઝો રીતિનું લોકોની નજર આગળ જ બતાવી આપવાથી અને સહજ સમજાવટથી, લોકોનો એ વિરોધ તૂટી ગયો છે એ સંતોષની વાત છે. હવે તો ઘણાખરા ખેડૂતો પોતાની મેળે જ વાછડાઓ ખાસી કરવા દે છે. એ કાર્ય માટે બર્ડીઝો રીત જાણનારનો સ્ટાફ રોકવામાં આવ્યો છે અને અત્યાર સુધીમાં ૮૬૨૪ વાછડા તથા ખૂંટા ખાસી કરવામાં આવ્યા છે.

મહાજનના રેઢીઆળ આખલાઓ ઓછા કરવા માટે ખાસ કાળજી રાખવામાં આવે છે. મચ્છુર ગીરની દેહાણ ઓલાદ ભારબરદારી તેમ જ દૂધ આપનાર તરીકે ઉત્તમ જાત છે. તેને ઉતારી પાડવામાં આ રખડાઉ આંકેલા કહેવાતા મહાજનીઆ ખૂંટ મુખ્યત્વે કારણભૂત છે. એવા નકામા મોખરીઆ ખૂંટને ખાસી કરીને નિર્દોષ બનાવવા ઉપરાંત દરેક ગામને સારી ઓલાદના આખલાઓ પૂરા પાડવાની વ્યવસ્થા થઈ છે. સારા ખાત્રીલાયક આખલાઓ મેળવવામાં મુશ્કેલી નડે છે. આખલાઓ ઉછેરવાનું નક્કી કરવામાં આવે તો એનો ઉકેલ થાય, અને સારા આખલાઓ ઉત્તરોત્તર મળતા રહે. એવા બે ફાર્મ કાઢવા એવી સૂચના થઈ છે અને દરબાર એ વિચારણામાં છે.

લગ્ન વગેરે સામાજિક પ્રસંગે ખેડૂતો હદબહાર ખર્ચ કરે તે બાદ કરતાં બળદની ખરીદી એ તેના જીવનમાં સૌથી ખર્ચાળ વસ્તુ છે. ઢોરોની છેલ્લી પંચવાર્ષિક ગણત્રી મુજબ ભાવનગર રાજ્યના ખેડૂતો પાસે ૮૨,૪૨૬ બળદો છે. બળદ સામાન્ય રીતે દસ વરસ કામ આપે. એ હિસાબે વરસોવરસ ૮૨૪૨ બળદ નવા મળતા રહે તો ૮૨,૪૨૬ બળદો કાયમ રહે. સામાન્ય રીતે બળદની કિંમત રૂા. ૫૦ આંકીએ, તો પણ ભાવનગર રાજ્યના ખેડૂતો દર વર્ષે રૂા. ૪,૧૨,૩૦૦ એટલે કે ચાર લાખ કે તેથી વધારે રૂપિયા બળદ પાછળ વાર્ષિક ખર્ચે છે. ખેડૂતો એકબે ગાયો તો બહુ ઓછા ખર્ચે રાખી શકે. એમ કરે તો તેઓ બળદો ઉછેરી શકે અને ઉપર જણાવેલી રકમની બચત થાય. એમ કરે તો ખેડૂતને બળદ માટે સિંધી વેપારી પર આધાર રાખવો ન પડે અથવા તો શાહુકારને ખોળે માથું ધરવું ન પડે. વળી, પૈસા ખરચીને લીધેલા બળદો કરતાં ઘેર ઉછેરેલા બળદ વધારે સારા થશે. જે ગામને એકેક વરસ થયાં આખલા આપવામાં આવ્યા છે ત્યાં બળદની ઓલાદમાં ઝટ નજરે તરી આવે એવો સુધારો જણાયો છે અને કબાલાની સંખ્યા ઘટી ગઈ છે. (બળદ ખરીદવા માટે સિંધી સાથે કરેલા કરારને કબાલો કહેવામાં આવે છે.)

ખેડૂતસંરક્ષણ ફંડના વ્યાજમાંથી દુષ્કાળ વખતે ખેડૂતોને કેવી રીતે મદદ અપાય છે તે વિષે અગાઉ ઉલ્લેખ થયો છે. અતિવૃષ્ટિ કે દુષ્કાળ વખતે ફંડનો એ ઉપયોગ બરાબર હતો. પણ તે ઉપરાંત ભાવનગર દરબાર વ્યાજની એકઠી થયેલી રકમનો બીજે શેમાં ઉપયોગ થઈ શકે તે વિચારતા હતા. તે ઉપયોગ એવો હોવો જોઈએ કે જેથી સંપૂર્ણ દુષ્કાળ કે વરસાદની તાણ જેવી વારંવાર આવતી મુસીબત વખતે ખેડૂત તેનો સામનો કરી

પિયતની સગવડ માટે પાકા કૂવાની યોજના

શકે અને ખૂબ વિચાર અને ચર્ચાને અંતે દરબાર એમ નિર્ણય પર આવ્યા કે ખેડૂતને કાયમી કૂવા હોવા જોઈએ. હિંદુસ્તાનની આબોહવાને લીધે, અને ખાસ કરીને કાઠિયાવાડ જેવા ટૂંકા ચોમાસાવાળા પ્રદેશમાં કૂવાના પિતની સગવડ અનિવાર્ય છે. ભાવનગર જેવા રાજ્યમાં નહેરો નથી અને ભવિષ્યમાં એવી શક્યતા પણ નથી, તેવા પ્રદેશમાં કૂવાની સૌથી વધારે જરૂર છે.

પાણીની સારી સેરવાળા ઘણા જૂના કૂવા માત્ર કાચા હોવાથી નકામા થઈ ગયા હતા, અને બાજુની ભેખડો પડી જવાથી પુરાઈ જતા હતા; વારંવાર ગળાવવાના ખર્ચને ખેડૂતો પહોંચી ન શકે એટલે પણ એ કૂવા બગડતા હતા, એટલે પૂરતું પાણી આવતું હોય એવા જૂના ભાડ કૂવા પહેલા હાથમાં લેવામાં આવ્યા. ઉમરાળા મહાલના ઢસા તપ્પામાં જૂના કૂવા પાકા બનાવવા માટે રૂ. ૭૫૦૦૦ મંજૂર થયા. એક જ પરગણામાં એ રીતે શરૂઆત કરી તે સાથે રાજ્યમાં જુદી જુદી જગ્યાએ કૂવા સમરાવવા માટે રૂ. ૨૦૦૦૦ મંજૂર કરવામાં આવ્યા. એ રકમમાંથી રૂ. ૬૨૧૬૧ ઢસા તપ્પામાં ૧૬૨ કૂવા પાકા કરવા પાછળ ખર્ચાયા, અને રૂ. ૩૭૩૪૫નો રાજ્યમાં જુદે જુદે સ્થળે બીજા ૫૧ કૂવા સારા કરવામાં ખર્ચ થયો. પછી આ વરસે પાકા કૂવા બંધાવવા માટે એ ફંડમાંથી રૂ. ૮૦૦૦૦ ગઢડા મહાલ માટે મંજૂર કરવામાં આવ્યા છે.

એકંદર ૨૧૩ પાકા કૂવા બાંધવા પાછળ રૂ. ૯૯,૫૦૬નો ખર્ચ

જરૂરની બધી રકમ ઉપરોક્ત ફંડમાંથી રાજ્ય આપે છે. અર્ધી રકમ ખેડૂતને ખાતે માંડવામાં આવે છે અને પછી નાના નાના હપ્તાઓમાં તે વસૂલ કરી લેવામાં આવે છે, જ્યારે બાકીની અર્ધી રકમ રાજ્ય તરફથી બક્ષીસ તરીકે માંડી વાળવામાં આવે છે.

થોડાં વરસ થયાં ખાસ માણસો રોકીને કાંતવાના તથા હાથવણાટના ધંધાને ઉત્તેજન આપવાના પ્રયત્નો ચાલે છે. કપાસિયા હાથે કાઢવાનો પ્રચાર વધતો જાય છે કારણકે હાથે કાઢેલા કપાસિયાની કિંમત જીનના કપાસિયા કરતાં બીયાણ તરીકે વધારે ગણાય છે. વાવેતરમાં પણ હાથે કાઢેલ કપાસિયા ઓછા જોઈએ એટલે બી ખરીદતી વેળા એટલા પૈસા બચે છે. સારા અને ચોખ્ખા બીજનો લાભ ખેડૂતો જાતિ અનુભવને લીધેય સમજતા હશે એવો સામાન્ય ખ્યાલ રહે. પણ છેક જરૂરની પળે વાવણીને વખતે ઘણા ખેડૂતો બી લેવા નીકળે છે, તેઓની એ બેદરકારી જોતાં સરસ બીની કિંમત વિશે તેમને સમજ છે કે કેમ તે વિશે શંકા થાય. અમુક અંશે કદાચ ગરીબ સ્થિતિને લીધે આ બેદરકારી કદાચ આવી હોય, પણ સારાં બીજ સતત મળતા રહે તે માટે પૂરા પ્રયત્નો કરવા જોઈએ અને તેનો સહુથી અસરકારક ઉપાય, કપાસ હાથે લોઢવો તે છે. એનો અર્થ એ નથી કે ખેડૂત પોતાની નીપજનો બધો કપાસ હાથે જ લોઢે પણ સરસ બી માટે અને કુટુંબનાં કપડાં પૂરતો કપાસ તે બચત રાખે એટલું તેને સમજાવવું જોઈએ.

જીનના કપાસિયા કરતા હાથલોઢના કપાસિયાની વિશેષ ઉપયોગિતા

# ભૂલી રે પડી વ્રજગોપિકા

ભૂલી રે પડી વ્રજગોપિકા

ઉઘડતાં ઉષાનાં દ્વારે
ફેલાતી હિમમાળ હારે
ક્ષિતિજોની તટપાળે
એકલી—ભૂલી રે પડી૦

દાઝેલા બપોર ટાણે
વેરાન કો વનવાટે
ચોપાસે મૃગજળ ઘાટે
એકલી—ભૂલી રે પડી૦

વિલાતાં કો સાયંકાળે
તૂટેલાં મંદિર દ્વારે
બૂઝાતી દીપક વાટે
એકલી—ભૂલી રે પડી૦

નીશીથે વાદળ નાદે
તોફાની તિમિર ફાળે
વેરણ નીંદર સારે
એકલી—ભૂલી રે પડી૦

પંચભૂત દેહ માળે
મનબુદ્ધિ ભ્રમ જાળે
હૈયાના નિસીમ આરે
એકલી—ભૂલી રે પડી૦

ભૂલી રે પડી વ્રજગોપિકા.




## (૧) પાટણની જગાએ પહેલાં કોઇ નગર હતું ખરું ?

સં. ૮૦૨માં વનરાજે પાટણ વસાવ્યું હતું. તે પહેલાં એ સ્થળે લાક્ષારામ નામનું નગર હતું એમ એક ઉલ્લેખ મારા વાંચવામાં આવ્યો છે. જિનપ્રભસૂરિએ સં. ૧૩૬૪ થી ૧૩૮૯ સુધીમાં રચેલા **विविधतीर्थकल्प** નામના ગ્રંથમાં **अणहिलपुरस्थ अरिष्टनेमिकल्प** નામના પ્રકરણમાં નીચે પ્રમાણે હકીકત છે:—

પ્રાચીન સમયમાં કનોજ નગરમાં મહાસમૃદ્ધિવાન્ જક્ષ નામનો વણિક હતો. કનોજના રાજાએ પોતાની પુત્રી મહણિગાને કાપડામાં આપેલા (સાસરવાસામાં ?) ગુર્જર દેશમાં કરિયાણા લાદેલી બળદોની પોઠ લેઈને તે આવ્યો અને **સરસ્વતી** નદીના કાંઠે આવેલા **લાક્ષારામ**માં મુકામ કર્યો. તે નગર અણહિલવાડ પાટણની જગાએ હતું. તે વણિક ચોમાસાની ઋતુમાં ત્યાં રહ્યો. વરસાદ પુષ્કળ પડ્યો. ભાદરવા માસમાં તેના બધા બળદોની પોઠ ગુમ થઈ. તેને માટે ઘણી ખોજ કરી, પણ પત્તો ન લાગ્યો. આ પ્રમાણે સર્વનાશ થવાથી તે બહુ ચિંતાતુર થયો હતો. તેવામાં એક રાત્રે, અંબાજી માતાએ તેને સ્વપ્નમાં કહ્યું કે, "હે વત્સ! તું જાગે છે કે ઊંઘે છે?" તેણે જવાબ આપ્યો, "ભગવતી! મારું સર્વસ્વ નાશ પામ્યું, ને મને નિદ્રા ક્યાંથી આવે?" દેવીએ કહ્યું, "વત્સ! આ **લાક્ષારામ**માં આંબલીના થડની નીચે ત્રણ પ્રતિમાઓ છે. ત્રણ માથોડાં ખોદીને તે તું કાઢ. તે ત્રણ પ્રતિમાઓમાં એક શ્રી અરિષ્ટનેમીની છે, બીજી શ્રી પાર્શ્વનાથની છે અને ત્રીજી અંબિકા દેવીની છે." તે જક્ષ વણિકે પૂછ્યું, "આંબલીનાં થડ તો ઘણાં હોય, તો એ થડ ઓળખવું શી રીતે?" દેવીએ ઉત્તર આપ્યો, "જે થડની પાસે ધાતુનું મંડળ અને ફૂલનો ઢગલો હોય તે થડ એ હશે. એ પ્રતિમાઓ કાઢીને તેનું તું પૂજન કરીશ, તો તારા બળદોની પોઠ એની મેળે મળી આવશે." તેણે પ્રભાતમાં ઊઠીને તે પ્રતિમાઓ ખોદાવીને કઢાવી અને તેની પૂજા કરી. પછી તુરત જ ઓચિંતી તેની પોઠ આવી પહોંચી. તે વણિક પ્રસન્ન થયો, ત્યાં એક મંદિર બંધાવ્યું અને મૂર્તિઓની તેમાં સ્થાપના કરી.

ત્યાર પછી, એક ચોમાસામાં જ્યાં અઢારસો શાળવીઓનાં ઘર હતાં તે **અગ્ગહાર** (હાલનું **અઘાર**) ગામમાં બંભાણ ગચ્છના શ્રી યશોભદ્રસૂરિ ખંભાત નગરમાંથી વિહાર કરતા કરતા આવ્યા. લોકોએ વિનંતિ કરી કે, "મહારાજ! તીર્થનું ઉલ્લંઘન કરીને જવું ઠીક ન ગણાય." તેથી તે સૂરિએ તે પ્રતિમાઓને વંદન કર્યું અને માગશર માસની

પૂનમે ધ્વજારોપનો મહોત્સવ કર્યો. આજ પણ પ્રતિવર્ષે એ દિવસે ધ્વજારોપ થાય છે. આ ધ્વજારોપ મહોત્સવ વિક્રમ સંવત પાંચસો બેમાં (૫૦૨) થયો હતો.

ત્યાર પછી સં. ૮૦૨ માં અણહિલ્લ નામના ગોવાળે દેખાડેલા લાક્ષારામના સ્થળે ચાવડા વંશના વનરાજે પાટણ વસાવ્યું.

પાટણની 'અભ્યાસગૃહ પત્રિકા' વર્ષ ૧૧ અંક ૩ માંથી.

રામલાલ ચુનીલાલ મોદી

## (૨) વીર્યવાન પ્રજાનું ઘડતર

હિંદમાં સરકારને તેમજ કેળવણીખાતાને કેટલાય પ્રશ્નો તાત્કાલિક ઉકેલવાના છે. આવો જ તાત્કાલિક ઉકેલ માગતો એક પ્રશ્ન વિદ્યાર્થીઓના શારીરિક આરોગ્ય અને તંદુરસ્તીનો છે. શાળાપાઠશાળાના વિદ્યાર્થીઓની તબીબી તપાસનાં પરિણામ વધુ ને વધુ ખેદજનક સ્થિતિનો ચિતાર પ્રતિવર્ષ રજુ કર્યા કરે છે. છતાંય, છાપાંની થોડીક ક્ષણિક ધાંધલ ને ઉહાપોહ બાદ કરતાં, ભારતીય પૌરુષની ઉત્તરોત્તર વધતી જતી નિર્બળતાને અટકાવવા માટે ગંભીર વિચારણાપૂર્વક યોજાયેલો પ્રયત્ન થયો નથી. આખાય પ્રાન્તના આરોગ્ય ખાતાની સંભાળ રાખનાર ઉપરી અમલદારોને માથે વિદ્યાર્થીઓની શારીરિક તંદુરસ્તીની જવાબદારી મૂકવામાં આવી છે. પણ અનેક કારણોને લીધે, અમુક દિવસોએ કઢંગા વખતે છોકરાઓને કેટલાક શારીરિક આંચકા ખવડાવ્યા સિવાય કંઈ વિશેષ કરાવવામાં આવતું હોય એમ જણાતું નથી. બુદ્ધિકૌશલ, માનસિક જોમ અને ચપળતા માટે તંદુરસ્ત શરીર એ સૌથી પહેલી જરૂરિયાત છે. આટલો બધો વિશાળ માનવ સમુદાય હોવા છતાં હિંદ જડ અને નિષ્પ્રાણ દેખાય છે; શારીરિક યોગ્યતાને અભાવે વિકાસ અને સ્વાતંત્ર્ય તરફ કૂચ કરવાની તનમનાટભરી ધગશ નજરે પડતી નથી. શરીરને ભોગે આપણે બુદ્ધિવિકાસ સાધવા તરફ સહેજે ઢળી પડ્યા છીએ. ઉત્તમ પ્રતિના બુદ્ધિબળ કરતાં શારીરિક બળ અને જોમ પ્રજાજીવનમાં વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે; તેમજ અણનમ નિશ્ચયબળને ધારણ કરનાર ઉત્તમ પાત્ર તો વજ્ર જેવી 'ભીમસેની કાયા' જ હોઈ શકે એનું આપણને યથાર્થ ભાન થયું નથી. ઉપનિષત્કારે સત્ય જ ભાખ્યું છે કે

**नायमात्मा बलहीनेन लभ्यः ।**

આ સંબંધમાં વર્તમાન જર્મની પોતાના યુવાનોની શારીરિક સંપત્તિના સંરક્ષણ ને વિકાસ પ્રત્યે જે ધ્યાન આપી રહ્યું છે તે વિચારવું આપણે માટે હિતાવહ છે.

જર્મનીમાં કેવા પ્રકારનું શારીરિક શિક્ષણ ચાલી રહ્યું છે તે નજરે જોઈ આવવા માટે એક બ્રિટિશ પ્રતિનિધિમંડળ ગઈ પાનખરમાં ત્યાં ગયેલું. એમના અહેવાલમાં અનેક બાબતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એમાં આ વાત પણ નોંધી છે કે જર્મનીની નિશાળોમાં શારીરિક શિક્ષણને "અભ્યાસક્રમમાં મુખ્ય ગણાતા વિષયોમાંના એક તરીકેની અગત્ય ને મહત્તા આપવામાં આવી છે; યુનિવર્સિટીમાં વિદ્યાર્થી અમુક કક્ષાથી આગળ વધે તે પહેલાં તેને નિયત કરેલા ગુણ શારીરિક વિભાગમાં પણ પ્રાપ્ત કરવા જ પડે છે. અને ઉદ્યોગ વિભાગમાં

આની કિંમત જુદી જુદી રીતે બરાબર અનુભવવામાં પણ આવે છે." કમજોર શરીરવાળાથી થવા પામતી ભૂલો આ સશક્ત શરીરવાળાને હાથે નથી થવા પામતી; થોડુંક કામ કરતાં જ થાક ને કંટાળાની જે અસર નબળા શરીરવાળા ઉપર થઈ જાય છે તેવું સબળ શરીરવાળા પર જણાતું જ નથી. એ તો ઉમંગ ને આનંદથી કામ કર્યે જ જાય છે; અને શારીરિક મહેનત માગી લેનારા અનેક વિષયોમાંથી પોતાની વૃત્તિને અનુકૂળ વિષયની પસંદગી કરવાનો પણ ખડતલ શરીરવાળાને પૂરતો અવકાશ રહે છે. રાજકીય, લશ્કરી અને એવી બીજી વિશિષ્ટ મહત્ત્વ ને જવાબદારીવાળી જગાઓમાં આગળ આવીને નેતા તરીકે કામ કરી શકે એવી સ્વાભાવિક શક્તિઓ જે બાળકોમાં હોય તેમને પદ્ધતિસર કેળવવાને માટે ત્યાં 'નેપોલી' નિશાળો છે. એના સંબંધમાં એ અહેવાલમાં લખ્યું છે કે "મહેનત, મજૂરી, થાક, ટાઢ, તડકો સહન કરી શકે એવાં, અને ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં પણ મચક ન આપે એવાં પથ્થરિયાં, નિરોગી, ખડતલ શરીરો ઘડવાં એ પહેલી નેમ છે. માનસિક શક્તિઓનો વિકાસ, ચારિત્ર્યઘડતર, મનોબળ ને સંકલ્પબળનો ઉપયોગ કરવા વિશેની સમજણ તેમજ જવાબદારી ને નેતાગીરીનું શિક્ષણ આ બધાંને બીજું સ્થાન અપાય છે." ત્યાં શારીરિક શિક્ષણ પર વધારા પડતો ઝોક અપાતો એ પ્રતિનિધિમંડળને દેખાયો, પણ તેનાં "નવીન, દીર્ઘજીવી, અતિશય રસદાયક ને લાભદાયક અને ઘણી વખત તો વધારે જ્ઞાનદાયક" તત્ત્વોની પ્રશંસા કરતાં એ મંડળ કચવાયું છે. આવતા યુદ્ધમાં તોપોને મોઢે ચઢાવવા કામ લાગે એ હેતુથી વજ્રકાય, ભીમકાય પ્રજા તૈયાર કરવાની વૃત્તિથી જ જર્મની આટલું બધું લક્ષ શારીરિક શિક્ષણ તરફ આપી રહ્યું છે એમ એ મંડળે માન્યું મનાવ્યું છે. જ્યારે જર્મની પોતે એનું કારણ જુદું જ આપે છે. "બુદ્ધિવિષયક મનોવ્યાપારોમાં ખૂબ વધારા પડતું રોકાઈ જવાને કારણે જ જર્મનીનું પ્રજાજીવન આગલાં વર્ષોમાં નબળાઈના સાંડસામાં ચીપટાઇ ગયું, અને માનસિક અસ્વસ્થતા, ઢચુપચુપણું, અનિર્ણાયક મનોદશા, માંદલાપણું અને પોતીકાપણું પ્રજાના દીલમાં ઘર કરી બેઠાં. આનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે જીવનમરણના કટોકટીના પ્રસંગોએ સમગ્ર પ્રજાના રાષ્ટ્રીય ઉત્થાન માટેના પ્રયત્નને પક્ષાઘાત લાગુ થયો." આ દલીલ સાચે જ વજુદવાળી છે, ખૂબ વિચારણીય છે. જીવનવિગ્રહમાં કેમ ટકવું એ માટેની કેટલી નબળી તાલીમ આપણા યુવાનોને શિક્ષણસંસ્થાઓમાં મળી રહી છે એ આપણાથી અજાણ્યું નથી. બીજા દેશના દૃષ્ટાંતમાંથી આ વિષય પરત્વે આપણે ઘણું જ શીખવાનું છે. હિંદના યુવાનોની શારીરિક નિર્બળતા ગરીબાઈના પ્રશ્ન સાથે ઠીકઠીક સંકળાએલી છે. છતાંય, વિદ્યાર્થીઓના હિતની જવાબદારી ધરાવનારાઓના હાથમાં જે કંઈ મર્યાદિત સાધનો ને સગવડો પડેલાં છે તેમાંથી પણ તાત્કાલિક ઉપાય રૂપે ઘણું થઈ શકે તેમ છે. બહોળો જનસમુદાય હવે તો એમ માનવા લાગ્યો છે કે વર્તમાન રાજકીય વાતાવરણને પરિણામે પ્રજાનિયુક્ત પ્રતિનિધિઓના હાથમાં રાષ્ટ્રોદ્ધારક કાર્યક્રમો પાર ઉતારવાની સુંદર તક સાંપડી છે. વીર્યવાન પ્રજા તૈયાર કરવાનો પાયો નાંખવાના હેતુથી આપણી પ્રાન્તીય સરકારોએ આ દિશામાં તાત્કાલિક પગલાં ભરવા માટે સવેળા સળવળવાની જરૂર છે.*

અમૃતલાલ ના. મોદી

---

* નવેમ્બર ૧૯૩૭ 'પ્રબુદ્ધ ભારત'માંથી *Towards a Virile Nationhood*નો ભાવાનુવાદ.

# (૩) ચીનમાં 'નવજીવન' આંદોલન

**વર્તમાન** ચીન સામાજિક પુનર્ઘટનાની સ્થિતિમાંથી અત્યારે પસાર થઈ રહ્યું છે. કેટલીક જૂની પ્રથાઓ નવી પ્રથાઓને સ્થાન આપવા માટે વિલય થઈ રહી છે. છતાંય ચીના લોકો પોતાની સંસ્કારિતાના મૂળભૂત નૈતિક સિદ્ધાંતોને ચુસ્તપણે વળગી રહે છે. એ સંસ્કારિતાએ જ ચીની સંસ્કૃતિને આટલાં વર્ષો સુધી ટકાવી રાખી છે. વિઝાગાપટ્ટમની યુનિવર્સિટી કૉલેજ ઑવ આર્ટસમાં ગયા સપ્ટેમ્બરની ૧૦મીએ 'વર્તમાન ચીની ઇતિહાસ' ઉપર પ્રો. ટાન યુન-શાને ચીનની સમાજ-ઈમારતના નૈતિક પાયા પર વિશેષ ભાર મૂક્યો હતો. એમણે કહ્યું: "ચીનના સમાજનું મંડાણ જ નૈતિક સિદ્ધાંતો પર થયું હતું, અને તેથી જ નીતિ માટે એ સમાજ વધારે આગ્રહ રાખતો. ઊંચાં નૈતિક ધોરણો જળવાઈ રહે એ હેતુથી આપણી સ્મૃતિઓની માફક ચીનના સંતોએ અસંખ્ય કાયદાકાનૂનો ઘડેલા. ચીનના સમાજની પુનર્ઘટનાના ઉદ્દેશથી ચીનમાં પ્રવર્તી રહેલ 'નવજીવન' આંદોલન સંબંધમાં એમણે જે વિચારો રજૂ કરેલા તે હિંદમાં સામાજિક ને આર્થિક સુધારણાઓનાં કાર્યક્ષેત્રોમાં જેઓ રસપૂર્વક કામ કરી રહ્યા છે તેમને જરૂર ખૂબ ઉપયોગી થઈ પડે તેવા છે. એમણે કહ્યું: "જગતની સંસ્કૃતિઓમાં ચીનની સંસ્કૃતિ જૂનામાં જૂની હતી અને ચીનની પ્રજા એ માટે મગરૂર હતી અને એને ખૂબ આદર ને સદ્ભાવથી સન્માનતી. ૧૯મી સદી પછી જ, જ્યારે ચીન પાશ્ચાત્ય સંસ્કૃતિના સંપર્કમાં ખૂબ જ આવ્યું ત્યારથી, ચીની સંસ્કારિતાના સુદૃઢ પાયાઓ પણ ખખળી ગયા. તે વખતથી જ ચીની લોકોનું પરદેશીઓ તરફનું વલણ પણ સંપૂર્ણતયા બદલાઈ ગયું હતું; હવે તેઓ પરદેશી વિચારોને અપનાવવા ને તેનું અનુકરણ કરવા તરફ એકદમ ઢળી પડ્યા. નવી સંસ્કારિતાના આંદોલનની પાછળ જ માર્શલ ચીઆન્ગ કૈ-શેકે ૧૯૩૪માં 'નવજીવન' આંદોલન ઊભું કર્યું. આ નવા આંદોલનનો હેતુ ચીનનાં તત્ત્વજ્ઞાન અને નીતિશાસ્ત્રને ચીની સંસ્કારિતાના મૂળભૂત પાયાઓ તરીકે સ્વીકારીને તેમાં પાશ્ચાત્ય વૈજ્ઞાનિક તત્ત્વ ઓતપ્રોત કરી દઈ ચીના લોકોમાં નવું જ જીવન ઊભું કરવાનો હતો."

ઇતિહાસનો સ્પષ્ટમાં સ્પષ્ટ એક બોધપાઠ એ છે કે જે પ્રજાઓ ભૌતિકશક્તિ ને સુખોપભોગમાં રચીપચી રહી છે તે ઓછામાં ઓછું આયુષ્ય ભોગવી શકી છે, જ્યારે ઉચ્ચ ધાર્મિક ને નૈતિક સિદ્ધાંતોને આધારે ઘડાએલી પ્રજાઓ જ લાંબામાં લાંબું આયુષ્ય ભોગવી શકી છે. જ્યારે ઇજિપ્ત, એસીરિયા, બેબીલોન, ઈરાન, ગ્રીસ અને રોમની સંસ્કૃતિઓ માત્ર પુરાતત્ત્વના તજ્જ્ઞોને અભ્યાસના વિષયો જ રહી છે ત્યારે હિંદુઓ, ચીનાઓ ને યહૂદીઓની સંસ્કારિતા હજુય પોતાની પ્રાચીનતા જાળવી રાખીને જીવી રહી છે. પૂર્વને પશ્ચિમનું વૈજ્ઞાનિક તત્ત્વ પોતાનામાં ઓતપ્રોત કરી લેવાની જરૂર છે ખરી, પણ એણે પોતે એક ક્ષણ પણ ન ભૂલવું જોઈએ કે એના જીવનપ્રાણનો મૂળભૂત આધાર જ આધ્યાત્મિક સિદ્ધાંતો છે. *

અમૃતલાલ ના. મોદી

*નવેમ્બર ૧૯૩૭ના 'પ્રબુદ્ધ ભારત'માંની તંત્રીની *The 'New Life' Movement in China* નામની નોંધનો અનુવાદ.

# (૪) રાષ્ટ્રપતિનું ઐતિહાસિક ભાષણ

[ રાષ્ટ્રપતિ જવાહરલાલ નેહરૂ ગુજરાતના પ્રવાસે આવી ગયા. તે પ્રસંગે તા. ૧૭-૯-૩૭ના રોજ અમદાવાદના મુસલમાનોની વિરાટ સભા સમક્ષ જે ભાષણ આપેલું તે ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનું હોઈ અત્રે આપીએ છીએ. ]

**અમદાવાદનો** પુરાતન ઈતિહાસ રસપ્રધાન છે. એ ઈતિહાસથી આપણને ઘણું શીખવાનું મળે છે. આપણે અમદાવાદના આગલાપાછલા ઈતિહાસને જોવાનો છે. અમદાવાદ ઘણી બાબતોમાં વિશિષ્ટ તત્ત્વ ધરાવે છે. પ્રથમ અમદાવાદનો ઇતિહાસ છે; બીજું અહીંયાં એક ખાસ પ્રકારની સંસ્કૃતિએ જન્મ લીધો હતો તે છે; અને ત્રીજું, અહીં હિન્દુ અને મુસલમાનોની વસ્તી સારા પ્રમાણમાં છે તે છે. બીજી કોમો પણ અહીં વસવાટ કરે છે. અહીંયાં નવી નવી દુનિયાની વાતો થાય છે. મોટાં મોટાં કારખાનાં છે. મઝદૂરોનાં દળ છે, માલિકો છે, નવી દુનિયા—પુરાણી દુનિયા બધુંયે અહીંયાં છે. એ બધું નજર સામે રાખી આપણે શું કરવું જોઈએ એ નક્કી કરી શકીએ. . . .

### બળવો કે આઝાદીની લડત ?

કોંગ્રેસ શી ચીજ છે, કોંગ્રેસની સ્થાપના કેવી રીતે થઇ અને કોંગ્રેસ કેવી રીતે આગળ વધી તે જાણો. કોંગ્રેસનું આયુષ્ય બાવન વરસનું છે. એની ૨૭ વરસ પહેલાં હિન્દુસ્તાનમાં બળવો થયો હતો. એને બળવો કહો કે હિન્દુસ્તાનની આઝાદીની લડત કહો, પણ એમાં હિન્દુઓ અને મુસલમાનો બધા ભળ્યા હતા. એનું પરિણામ શું આવ્યું ? અંગ્રેજોએ ઘોર જુલમ કર્યો, હિન્દુ મુસલમાનોને કચડી નાખ્યા, દબાવ્યા. શા શા અત્યાચારો થયા એ બધા જાણે છે. મને ખબર નથી અમદાવાદ પર એની શી અસર થઈ ? પરંતુ મારો જન્મ જે પ્રાંતમાં થયો છે ત્યાં પુષ્કળ અત્યાચારો થયા હતા. અમારા પ્રાંતમાં આજે પણ ગામડાંઓમાં જે ગીતો ગવાય છે તેમાં બળવાનાં જુલમો વર્ણવેલા છે. એ લોકગીતો પરથી અંગ્રેજોના જુલમનો અચ્છો ખ્યાલ આવે છે. અંગ્રેજી હકુમતે બધા પર અત્યાચાર કર્યો, પણ મુસલમાનો પર વધુ પડતો સીતમ ગુજાર્યો. અંગ્રેજો જાણતા હતા કે એમના પહેલાં હિન્દુસ્તાન પર મુસલમાનોની હકુમત હતી, એટલે મુસલમાનોને કચડી નાખવા જોઇએ, જેથી તેઓ લાંબા સમય સુધી ઊભા ન થઈ શકે. ધીમે ધીમે અંગ્રેજી હકુમત વધતી ગઈ. નાનાંમોટાં કાર્યો માટે હકુમતને કારકુનોની જરૂર લાગી. એટલે નિશાળો અને કોલેજો સ્થપાઇ. મુસલમાનોએ એનો લાભ બહુ જ ઓછો લીધો, પરંતુ હિંદુઓએ મોટી સંખ્યામાં તે કેળવણી લીધી. એના પરિણામે અંગ્રેજી દફતરોમાં હિંદુઓની સંખ્યા વધારે પ્રમાણમાં થઈ. પ્રથમ તો મુસલમાનોને જાણી જોઈને દબાવવામાં આવતા હતા અને વળી કેટલાક મુસલમાનોને અંગ્રેજી કેળવણી તરફ અણગમો હતો એટલે મુસલમાનો પછાડાઇ ગયા, પાછળ રહી ગયા. પરંતુ કેટલાક વખત પછી એક ઈસ્લામી બુઝુર્ગને લાગ્યું કે મુસલમાનો અપંગ થઈ જશે, અને અંગ્રેજી જાણવું જરૂરી છે એટલે સર સૈયદ એહમદખાંને અલિગઢમાં કૉલેજ સ્થાપી, જે આગળ જતાં મુસ્લિમ યુનિવર્સિટી થઈ. આમ મુસલમાનો અંગ્રેજી તાલીમ તરફ વળ્યા.

### મહાસભાની સ્થાપના અને મુસ્લીમો

પરંતુ એ સમય દરમિયાન હિન્દુઓ આગળ વધી ગયા. કેળવણીમાં અને વેપારમાં

પણ હકુમત પાસેથી કાંઈક માગવા પણ લાગ્યા. સગવડો અને ઓદ્દા વગેરે માગવા લાગ્યા. સતત માગણીઓનું પરિણામ એ થયું કે કોંગ્રેસનો જન્મ થયો. આજની કોંગ્રેસ જબ્બર સામનો કરે છે, એણે અંગ્રેજી સલ્તનતને હચમચાવી છે. કોંગ્રેસનું ધ્યેય સલ્તનતને હઠાવવાનું છે. પરંતુ એના જન્મકાલ પછીનો સમય મંદ હતો. પરંતુ ધીમે ધીમે એની નરમાઈ કડ-ણાઇમાં પલટી. કોંગ્રેસની એ ગતિથી સર સૈયદ ભડકયા. એમણે ધાર્યું કે મુસલમાનો કોંગ્રે-સમાં ભળે એ ઠીક નથી. કોંગ્રેસમાં ભળવાથી અંગ્રેજી હકુમત નાખુશ થઈ જશે એવો એમને ભય હતો. સર સૈયદે વિચાર્યું કે મુસલમાનોની હાલત પછાએલી છે. એમનામાં શક્તિ નથી. એટલે જો મુસલમાનો રાજદ્દારી મામલામાં ઝંપલાવશે તો પરિણામ ખરાબ આવશે. એટલે એમણે ફક્ત મુસલમાનોની કેળવણી પર જ ધ્યાન આપ્યું અને મુસલ-માનોમાં કેળવણી વધી.

કેળવણી વધવાથી મુસલમાનો પણ રાજદ્દારી બાબતોમાં રસ લેવા લાગ્યા, રાજદ્દારી વાતો કરવા લાગ્યા. જ્યારે મુસલમાનોમાં પણ હિંદુઓની માફક રાજદ્દારી વાતાવરણ ફેલાયું ત્યારે અંગ્રેજી હકુમતને ચિંતા પેઠી, કે રાજદ્દારી બાબતોમાં હવે તો આ બન્ને કોમો માથાં મારે છે એટલે હકુમતે પોતાની ચાલબાજી શરૂ કરી. મૌલાના મહમદઅલીએ એક માનપત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે વાઇસરોયે કેટલાક મુસલમાનોને એ વખતે બોલાવ્યા હતા. એમાં આગાખાન વગેરે હતા. એમને વાઇસરોયે કહ્યું કે તમો અમુક માગણીઓ લઈ મારી પાસે આવો અને હું એ માગણીઓને મંજૂર કરી લઇશ. એ વખતના આગેવાન આગાખાન હતા. એમણે અમુક માગણીઓ વાઇસરોય સમક્ષ રજુ કરી. એમણે ઝટપટ એ માગણીઓ માન્ય રાખી. આજે જે જુદી ચૂંટણીઓ (સેપરેટ ઇલેકશન) થાય છે, એ પણ આગાખાનની એ માગણીના જ પ્રતાપે. એમણે મુસલમાનોને કહ્યું કે જુઓ, હકુમત આપણને સાથ આપે છે. અને એ સંજોગોમાં મુસ્લિમ લીગ સ્થપાઈ. ત્યારબાદ મુસ્લિમ લીગની તાકાત વધવા લાગી. લોકો એમ સમજે છે કે મુસ્લિમ લીગ મુસલમાનોની અને કોંગ્રેસ હિંદુઓની છે. પરંતુ એ ધોકાબાજી છે. એ સમયે લોકોને ખ્યાલ હતો કે એવો સમય પણ આવશે કે બન્ને સંસ્થાઓના આઝાદ ખ્યાલથી લોકો મળીને અંગ્રેજ હકુમતનો મુકાબલો કરશે. એટલે મુસ્લિમ બુઝર્ગોને એમ લાગ્યું કે અંગ્રેજ નારાજ ન થાય તેના માટે અત્યારથી ફિકર કરવી જોઇએ એટલે એમણે મુસલમાનોના વિચારોને દબાવવા માંડયા.

## કોંગ્રેસમાં પરિવર્તનનો પ્રારંભ

પરંતુ કોંગ્રેસ તો આગળ વધતી જ ગઈ. એની શક્તિ પણ વધવા લાગી. કોંગ્રેસમાં એ સમયે મુસલમાનો પણ ઘણા હતા. ચાલુ સદીની શરૂઆતમાં કોંગ્રેસે એક વધુ કદમ ઉઠાવ્યું, કારણ કે એ અરસામાં કોંગ્રેસમાં વધુ આઝાદ વિચારો અને શોરબકોર કરનારા લોકો પણ દાખલ થયા હતા. એટલે કોંગ્રેસમાં પણ લડાઈ શરૂ થઈ. એ લડાઈ કોંગ્રેસમાં નવા પ્રવેશનાર આઝાદ ખ્યાલોવાળા અને જૂના વિચારના લોકો વચ્ચે હતી. ખેંચતાણ ખૂબ થઈ. કયો પક્ષ આગળ આવ્યો તે જાણો છો? લોકમાન્ય તિલકનું નામ સાંભળ્યું છે? કોંગ્રેસમાં જે બીજો પક્ષ ઘૂરયો હતો, એ પક્ષના એ નેતા હતા. બંને પક્ષમાં જંગ જામ્યો અને લો. મા. તિલકને કોંગ્રેસમાંથી હડસેલ્યા. તિલકપક્ષ જોરદાર હતો પણ તેઓ લાંબા સમય માટે જેલ-યાત્રાએ ગયા અને તેમના સાથીઓ વીખરાઈ ગયા.

## જ્યારે લીબરલો પણ ભાગે છે

ત્યાર પછી મોટી લડાઈ આવી. એકબે વર્ષ પછી જોરદાર રાજદ્વારી વાતાવરણ જન્મ્યું. આઝાદીની ચર્ચા વધવા લાગી, અને એ બીજો પક્ષ જે 'લોઅર મિડલ કલાસ'ના નામથી ઓળખાતો હતો તેની તાકાત વધવા લાગી. છેવટે અંદર અંદર સલાહ થઈ અને એ બીજો પક્ષ કોંગ્રેસમાં દાખલ થયો. જૂના વિચારના લોકોએ કોંગ્રેસમાંથી વિદાય લીધી અને તેઓ લીબરલ તરીકે ઓળખાવા લાગ્યા. પરંતુ એ લીબરલો ગણ્યાગાંઠ્યા છે. અને લોકો પર તેમનો બિલકુલ પ્રભાવ નથી.

## લીગમાં પણ પરિવર્તન

ત્યારબાદ ૧૯૧૪નો મહાન વિગ્રહ આવ્યો અને એની પણ અસર કોંગ્રેસ પર થઈ. કોંગ્રેસ વધતી જ ગઈ અને એની માગણીઓ પણ કડક થતી ગઈ. પરંતુ એ દરમિયાન મુસ્લિમ લીગનું બંધારણ અપૂર્ણ જ રહ્યું. આઝાદ ખ્યાલના લોકો માટે એના દરવાજા બંધ રહ્યા. જ્યારે કોંગ્રેસ બદલાવા લાગી ત્યારે મુસ્લીમ લીગનાં બારણાં બંધ જ રહ્યાં. એટલે નવા લોકો માટે કોંગ્રેસનાં બારણાં ખુલ્લાં જ હતાં, જેથી મુસ્લીમ લીગ પણ બદલાવા લાગી અને સને ૧૯૧૫માં મુસ્લીમ લીગ કોંગ્રેસની પાસે આવવા લાગી. કોંગ્રેસની વધુ નજીક આવવા માટે કેટલાંક વરસો સુધી મુસ્લીગ લીગનાં વાર્ષિક સંમેલનો પણ કોંગ્રેસના વાર્ષિક સંમેલનોની પડખે જ ભરાવા લાગ્યાં. લોકો બન્ને સંસ્થાઓમાં ભળવા લાગ્યા. અને લીગ તથા કોંગ્રેસ વચ્ચે સને ૧૯૧૬માં સુલેહ થઈ અને મુસ્લીમ લીગ કોંગ્રેસની વધુ નજીક આવવા લાગી. પરંતુ ત્યારપછી કોંગ્રેસની ઝડપ વધી, અને લીગ પાછળ રહેવા લાગી.

મુસ્લીમ લીગ પાછળ રહી ગઈ એ વાત ખરી છે, પણ મુસલમાનો પાછળ નહોતા રહ્યા. કારણ કે લીગ નિષ્ફળ નીવડ્યા પછી મુસલમાનોની શકિતએ ખીલાફતનો પ્રશ્ન ઉપાડયો અને ખીલાફતે કોંગ્રેસ સાથે મળીને કામ કર્યું અને અંગ્રેજી હકુમતનો જબરદસ્ત મુકાબલો કર્યો. ત્યારબાદ ખીલાફતના પ્રશ્નનો નિકાલ આવી ગયો અને હિંદુસ્તાનની આઝાદીનો પ્રશ્ન મુખ્ય સવાલ ગણાવા લાગ્યો. પણ એ લડાઈ થોડાક સમય માટે નરમ પડી અને ત્યારબાદ ૧૯૩૦ની લડત શરૂ થઈ.

## કોંગ્રેસની શક્તિનાં દર્શન

પરંતુ કોંગ્રેસે ખીલાફતની ચળવળ પહેલાં એક વધુ અસરકારક પગલું ભર્યું હતું. મુખ્ય ફેરફારો તાકાતના પ્રતાપે થાય છે, નેતાઓના પ્રતાપથી નહિ. પણ જો ફોજનો કમાન્ડર હોંશિયાર હોય તો વિજય જરૂર થાય છે. લો. મા. તિલક પછી મહાત્મા ગાંધીનો પ્રભાવ કોંગ્રેસ પર પડ્યો. લોકમાન્યના વખતમાં લોઅર મિડલ કલાસનું કોંગ્રેસમાં બળ હતું; ગાંધીજીના આવ્યા પછી હિંદુસ્તાનના કિસાનો કોંગ્રેસમાં આવ્યા, મઝદૂર દળ પણ કોંગ્રેસમાં ભળ્યું અને કોંગ્રેસમાં ખરી શકિત આવી. હડતાળો પડવા લાગી અને કોંગ્રેસની શક્તિનાં ઠેરઠેર દર્શન થયાં. દેશમાં નવો ઉત્સાહ પેદા થયો. કોંગ્રેસે હિંદુસ્તાનને અજમાવ્યું. જૂના વિચારના બુઝુર્ગો ગભરાવા લાગ્યા. કોંગ્રેસનું મેદાન પણ ફેલાયું અને કોંગ્રેસના સભ્યો ખૂબ વધ્યા. કોંગ્રેસની ફોજ કરોડોની થઈ ગઈ. ક્રાંતિકારી વાતાવરણ પ્રસર્યું. અસહકાર પછી કેટલાક મુસલમાનો રાજદ્વારી જીવનથી મુક્ત થઈ ગયા, છતાં મુસલમાનો પણ ઘણી જ મોટી સંખ્યામાં કોંગ્રેસમાં સામેલ રહ્યા.

### મુસલમાનોનું પ્રચંડ બળ

સને ૧૯૧૯થી માંડીને દર વર્ષે મુસલમાનો કોંગ્રેસમાં હજારોની સંખ્યામાં સામેલ રહ્યા. હિંદુઓ અને મુસલમાનો બન્ને કોંગ્રેસમાં યોદ્ધાઓની માફક રહ્યા છે. અસહકારની લડત વખતે મુસલમાનોનું પ્રચંડ બળ હતું. ખીલાફત પ્રત્યે તેમને મઝહબી જોશ હતો, પણ ખીલાફતનો નિવેડો આવ્યા પછી જ્યારે હિન્દુસ્તાનની આઝાદીનું ચોખ્ખું રાજદ્વારી વાતાવરણ ફેલાયું ત્યારે મુસલમાનો ઓછો રસ લેવા લાગ્યા.

પરંતુ કોંગ્રેસ તો આગળ ને આગળ વધતી જ ગઈ. એક પછી એક યુદ્ધોમાં ઝંપલાવવાને લીધે એની શક્તિ પ્રચંડ થવા લાગી. રાષ્ટ્રની શક્તિ એ પ્રમાણે જ વધે છે. વીસ વરસ પહેલાંના અને આજના હિંદુસ્તાનમાં આકાશ પાતાળનો ફરક છે. એમ સમજવાનું નથી કે આપણા પ્રધાનો થઈ ગયા એટલે સ્વરાજ્ય મળ્યું. જગા લીધી એ ખરી વાત છે પણ અંગ્રેજી કાનુન હજી નથી બદલાયો. આજે પણ અંગ્રેજો હિંદુસ્તાનમાં છે, છતાં હિંદુસ્તાન બદલાઈ ગયું છે એ વાત તો ચોખ્ખી છે.

### એ બધું કોંગ્રેસના પ્રતાપે

કોંગ્રેસનો પ્રભાવ ગામડાંઓ પર ખૂબ પડ્યો. હિંદુઓ અને મુસલમાનો બન્ને એમાં રસ લેવા લાગ્યા. કોંગ્રેસે ઊઠતાં પડતાં પણ પોતાની શક્તિ વધારી. દુનિયાના બીજા દેશોએ આપણી તાકાત જોઈ. જે દેશ આપણને પહેલાં ગુલામ કહેતા હતા તે હવે આપણી ઇજ્જત કરે છે અને કદર કરે છે એ બધું કોંગ્રેસના પ્રતાપે.

વિશાળ જગત ઉપર નજર નાખો. દુનિયાની ગતિને નિહાળો. તમે પોતે જ કહેશો કે આજકાલના વાતાવરણમાં કોઇના ધર્મમાં દખલગીરી કરવી એ મુશ્કેલ કાર્ય છે, છતાં હિંદુ મુસ્લીમ સવાલ પર કેમ ઉહાપોહ થાય છે? એનું કારણ એ છે કે દેશમાં બે પ્રકારની માગણીઓ ચાલે છેઃ મુસ્લીમ લીગ અને શીખો નોકરીઓ અને જગ્યાઓ–ઓદ્ધાઓ માટે બૂમો પાડે છે. પણ એ લોકો ગણ્યાગાંઠ્યાં જ છે કે જે લોકોને માનવસમુદાયના આમ-જનતાના હિતની ચિંતા નથી.

### ઇસ્લામનો ઇતિહાસ જુઓ

મહાસભામાં મુસ્લીમોની સંખ્યા ઓછી છે એવી દલીલ થાય છે. એ વાત જો કે ગલત છે છતાં ધારો કે સંખ્યા ઓછી હશે છતાં હું કહું છું કે જે કોમોએ દુનિયાને હચમચાવી છે, તે ગણ્યાગાંઠ્યા જ હતા. પરંતુ એ લોકો પોતાની સંખ્યા નહોતા ગણતા. ઇસ્લામના ઇતિહાસનો દાખલો ઘણો જ શાનદાર છે. મુઠ્ઠીભર અરબો વિદ્યુત પ્રવાહે આખી દુનિયા પર વ્યાપી ગયા. એટલે સંખ્યા ગણવી એ નકામી વાત છે. એ કારણે જ એમ કહેવું કે હિન્દુસ્થાનમાં હિન્દુઓ મુસલમાનોને દબાવશે એ બેહૂદું લાગે છે.

હિન્દુસ્થાનમાં મુસલમાનોની સંખ્યા આઠ કરોડની છે. આઠ કરોડ ઓછા ન કહેવાય. અંગ્રેજો તો ફક્ત પોણા પાંચ કરોડ છે છતાં આજે તેઓ અડધી દુનિયા પર રાજ ચલાવે છે. અત્યારે તો હિન્દુસ્તાન દબાએલો છે. દેશની અકળામણ વધી રહી છે. અને મુલકને આઝાદ કરવાની જરૂર છે. પછી આઠ કરોડ મુસલમાનોમાં શક્તિ હશે તો એમને દબાવનાર કોણ છે?

### એ કેમ ચલાવી લેવાય?

મને ગઇ કાલે પૂછવામાં આવ્યું હતું કે કોંગ્રેસને મુસલમાનોમાં કામ કરવાનો શો અધિકાર છે? આ એક વિચિત્ર પ્રશ્ન છે. મેં તમને એ વિષે પૂરતી સમજણ આપી છે

છતાં જવાબ આપું છું કે અમો મુસલમાનોને આઝાદીની રાહ ઉપર લાવવા માટે સમજાવીએ છીએ, ડંડા તો ચલાવતા નથી! મુસલમાનો કોંગ્રેસના સભ્ય બને તો એમની ઈચ્છા, અમારો જોરજુલમ તો નથી? હિંદુ અને મુસલમાનો એક જ દેશમાં રહે, અને રાજદ્વારી વાતો ન કરે એ શી રીતે બને? મારો જ દાખલો લો. હું જે પ્રાંતમાં રહું છું ત્યાં હિન્દુ મુસલમાનોની ભાષા એકજ છે. મારા અંગત લાંબા વખતના મિત્રો છે, જેમાં હિન્દુઓ પણ છે, અને મુસલમાનો પણ છે. એ લોકો સાથે હું રાજદ્વારી વાતો ન કરું એ કેમ ચલાવી લેવાય?

સુરત કે ભરૂચમાં જ્યારે હું ગયો ત્યારે ત્યાં એક પત્રિકા વહેંચવામાં આવી હતી, કે મુસલમાનોએ જવાહરલાલના ભાષણમાં ન જવું. જો કે તેની અસર કાંઈ ના થઈ અને હજારો મુસ્લીમ બિરાદરો સાંભળવા આવ્યા. છતાં હું એ જ વિમાસણમાં છું કે જવાહરલાલને સાંભળવામાં શો ભય છે? એજ ને કે મને સાંભળ્યા પછી લોકોની કાયા બદલાવાનો તેમને ભય છે? હું તો દરેકને એ સલાહ આપું છું કે આ બન્ને વાતોનો તોલ કરે, અને પછી કયા પક્ષમાં ભળવું તેનો ફેંસલો કરજો. એકતરફી ફેંસલો કરવો ન જોઈએ.

### અંગ્રેજી હકુમત દાખલ થયા પછી જ લડયા

શું રાષ્ટ્રની શક્તિ વધવાની એ રાહ છે? હિન્દુ મુસ્લીમ સવાલ એ તો એક બેહૂદો સવાલ છે. પેલેસ્ટાઈન પર નજર નાખો. પેલેસ્ટાઈન તરફ મુસલમાનો અને મને બન્નેને જોયા છે. હું તો એક રાજદ્વારી માણસ છું અને પેલેસ્ટાઇનને પણ રાજદ્વારી નજરે જોઉં છું. પેલેસ્ટાઇનના આરબોનો પ્રશ્ન પણ રાજદ્વારી જ છે. એમાં ત્યાંના આરબોની સાથે ઈસાઈઓ પણ સામેલ છે. બન્ને કોમો યહૂદીઓ અને અંગ્રેજો સામે રાજદ્વારી દૃષ્ટિએ લડી રહી છે, પોતાના દેશની આઝાદી માટે લડી રહી છે. તેરસો વરસથી ત્યાં યહૂદીઓ અને આરબો એકીસાથે રહે છે. પણ તેઓ કોઇપણ વખતે લડ્યા નહોતા. જ્યારે અંગ્રેજી હકુમત ત્યાં પહોંચી ત્યારે જ બન્ને કોમો લડવા લાગી!

એ લડતનો ફેંસલો ત્યારે જ થશે કે જ્યારે અંગ્રેજોને ત્યાંથી હઠાવી દેવાય. અંગ્રેજો દરેક જગ્યાએ ગાંઠ પાડે છે, એ ગાંઠ પર પોતાનો કબજો રાખે છે અને પછી કહે છે કે ગાંઠ ઉકેલનાર અમારો સિવાય કોઇ નથી! સીરિયા પર નજર નાંખો. ફ્રાન્સના સામ્રાજ્યે સીરિયાના રાષ્ટ્રબળને તોડવા માટે સીરિયાને આઠ ભાગલાઓમાં વહેંચી નાખ્યું હતું. પેલેસ્ટાઇનના પણ ત્રણ ભાગલા પાડ્યા છે.

એટલે જ હું કહું છું કે હિન્દુ મુસ્લીમ સવાલ એ કાંઈ કોમી સવાલ નથી પણ ગુલામ દેશનો સવાલ છે. એ પ્રશ્નને શાહીવાદ જન્મ આપે છે. શા માટે? દેશને વધુ ગુલામ બનાવવા માટે.

આજકાલ મહા પ્રશ્નો શું છે એ વિચારો. કોંગ્રેસની પાછળ એક જબરદસ્ત તાકાત છે, શક્તિ છે, અને પીછાનો. સાત સાત પ્રાંતોમાં કોંગ્રેસનાં પ્રધાનમંડળો છે. હવે પછી ચૂંટણી થશે તો ઘણું કરીને આખા દેશમાં કોંગ્રેસનું જોર વ્યાપી જશે. કોંગ્રેસે આઝાદીની લડત ઉપાડી છે. એ લડતે કોંગ્રેસની શક્તિમાં વધારો કર્યો છે. કોંગ્રેસના આ જબરદસ્ત પ્રવાહને અફસરો, રાજામહારાજાઓ, અને સરકારના પૂજારીઓ અટકાવી નથી શકતા. હવે હિન્દુસ્તાનમાં રહેતા લોકોની શી ફરજ છે? શું આ વહેતા પ્રવાહથી અલગ રહેવું,

જે પ્રવાહ પૂર ઝડપે આગળ વધી રહ્યો છે? હું તો કહું છું કે જો કોઈ આવો પ્રવાહ હોય તો તેમાં સામેલ થઈ તેના પર પ્રભાવ નાખવો જ જોઈએ. અહીંયાં જ હિંદુમુસ્લીમ સવાલનો ઉકેલ આવી જાય છે.

એક પક્ષ કહે છે કે અંગ્રેજી હકુમત રહેશે. બીજો જબરદસ્ત અને તાકાતવાળો પક્ષ કહે છે કે હકુમત નહિ રહે અને નહિ રહેવા દઈએ. છતાં જે લોકો આઝાદી ચાહે છે તે મર્દની માફક કોંગ્રેસના પડખે ઊભા છે.

બધા જાણે છે કે કોંગ્રેસે અંગ્રેજોનો સામનો કર્યો છે. ૧૯૩૦ની ચળવળ વખતે દસ હજાર મુસલમાનો જેલમાં ગયા. એ સંખ્યા બહુ મોટી કહેવાય. સરહદ પ્રાંતે બહુ બલિદાનો આપ્યાં: ખાન અબ્દુલ ગફારખાન અને ખુદાઈ ખીદમતદારોએ પણ ખૂબ કુરબાનીઓ આપી. પઠાણો ભયંકર અને ઝનુની કહેવાય છે, પણ એ કોમની પણ ખાન અબ્દુલ ગફારખાને કાયા બદલી નાખી. અંગ્રેજો તો એમ જ ઈચ્છતા હતા કે પઠાણો હિંસા આદરે એટલે અમો તેમને તોપો અને બંદૂકોથી વીંધી નાખીએ. પણ પઠાણોએ તેમને ચાનક ન આપી. એ ભુલાવામાં ન રહેશો કે મુસલમાનો કોંગ્રેસમાં નથી. હિંદુસ્તાનમાં હિંદુઓની બહુમતી છે એટલે જ કોંગ્રેસમાં હિંદુઓની સંખ્યા વધારે છે અને મુસલમાનો લઘુમતીમાં છે એટલે વસ્તીના પ્રમાણમાં મુસલમાનો ઓછા છે. પણ મુસ્લીમ લીગ કરતાં કોંગ્રેસમાં છેલ્લાં ૧૮ વર્ષથી દસગણા વધારે સભ્યો છે એ સાબિતી માટે કોંગ્રેસનાં દફતર ઉઘાડાં છે. કોંગ્રેસ તો રાજદ્વારી સંસ્થા છે. એનો સિદ્ધાંત હિંદુસ્તાનની મુકમ્મીલ આઝાદી છે. હિન્દુ મહાસભા અને કોંગ્રેસ એ બે જુદી જુદી સંસ્થાઓ છે.

### સુલેહ કોની સાથે હોઈ શકે?

કેટલાક લોકો સવાલ પૂછે છે કે કોંગ્રેસ લીગ સાથે સુલેહ કેમ નથી કરતી? જવાબ એ છે કે કોંગ્રેસ તો રાજદ્વારી સંસ્થા છે. એનો સિદ્ધાંત મુકમ્મીલ આઝાદી છે. મુકાબલો કરવો એ એનું ધ્યેય છે. એક રાજદ્વારી સંસ્થા એની જ સાથે સુલેહ કરી શકે કે જે રાજદ્વારી સિદ્ધાંતને મંજુર રાખે. પણ મુસ્લીમ લીગના બુઝુર્ગો કહે છે કે અમને મુકમ્મીલ આઝાદી મંજુર નથી, સત્યાગ્રહને અમો પસંદ કરતા નથી.

હવે કોંગ્રેસ લીગની સાથે સુલેહ કરવા માટે પોતાના આ બે સિદ્ધાંતોને કેવી રીતે છોડી શકે કે જેના માટે લાખો માણસો જેલયાત્રાએ ગયા, ગોળીઓ ખાધી, અને કરોડો માણસોએ લાઠીમાર સહન કર્યો.

### યાદ રાખજો નોબત વાગે છે

અંતમાં, યાદ રાખજો કે દુનિયામાં આવતી કાલે પ્રચંડ અગ્નિ વરસનાર છે. વિશ્વયુદ્ધનાં ભણકારા વાગી રહ્યા છે અને તે સમયે આપણે સાવધ રહેવાનું છે. એ સમયે આપણે શું કરીશું? એના માટે આપણે અત્યારથી તૈયારી કરવાની છે. દુનિયામાં લડાઈની નોબત વાગી રહી છે, આપણે આપણી પોતાની રક્ષા કરવાની છે, દુનિયાનો મુકાબલો કરવો છે; સામનો કરવો છે. નાની નાની ટુકડીઓ અને ગ્રુપો અંગ્રેજી સલ્તનત અને દુનિયાનો મુકાબલો નથી કરી શકતાં. ફક્ત કોંગ્રેસ જ એમનો સામનો કરી શકે છે.

['ગુજરાત સમાચાર'માંથી]

---o---




**પશ્ચિમની કલાકૃતિઓ** :—ભાષાંતર કર્તા : રામચંદ્ર દામોદર શુક્લ; પ્રકાશક : અંજલિ ગ્રંથમાલા કરાંચી. મૂલ્ય રૂા. ૧)

આ પુસ્તક પશ્ચિમની કલાકૃતિઓનું ચોક્કસ છે. અને વાર્તાઓ અને છેલ્લાં નાટકની જગત–સાહિત્યના પ્રદેશમાં વિશિષ્ટતા ચોક્કસ છે. પણ આવાં ભાષાંતરો સરળ–પ્રવાહી હોવાં જોઈએ તે નિયમ આમાં જળવાયો નથી. વાક્યોની રચના ઠેરઠેર ક્લિષ્ટ છે. શબ્દો પણ ભાવ અનુરૂપ નથી અપાયા. વિદેશી કલાકૃતિઓને ગુજરાતીમાં આવા રૂપમાં જોતાં ખેદ થાય છે.

**કાગાવા** :—લેખક : ચુનીલાલ પુરુષોત્તમ બારોટ; પ્રકાશક : પુરુષાર્થ કાર્યાલય. મૂલ્ય ત્રણ આના.

આ પુસ્તકમાં જાપાનના અહિંસક–સુધારક–મજૂરનેતા ટોયોહિકો કાગાવાનું જીવન આપવામાં આવ્યું છે. કાગાવા જગતના વિરલ ધર્મજીવી માણસોમાંનો એક છે. એ રીતે આ પુસ્તક ગુજરાતીમાં અવતરેલું જોઈ આનંદ થાય છે. આ વિરલતામાં તે, વેશ્યાઓ અને ખૂન કરતા ન અચકાય તેવા ગરીબો વચ્ચે રોગ વહોરી લઈને મદદ કરતો સાથે રહ્યો એ વિરલતા ઉમેરાય છે.

પરંતુ આ વિરલતાઓની લેખકને નવાઈ લાગી હોય તેમ, અને તે વાચકને બતાવતા હોય તેમ, તેનું જીવન વર્તમાનપત્રોની રંજક પણ ઉપરછલ્લી શૈલીએ લખી ગયા છે. અલબત્ત, વસ્તુને એ વફાદાર રહ્યા છે અને ભાષા સરળ છે.

કાગાવાની માણુસન્તતમાં શ્રદ્ધા અખૂટ છે અને તેથી ક્ષમાશીલતા પણ અખૂટ છે. છતાં તે ક્ષમા આપી બેસી રહેતો નથી. એ તો અન્યાયોની સામે શરીર તોડીને લડે છે. એ સદા જાગૃત અહિંસક યોદ્ધો છે.

આવું જીવન ચરિત્ર માણસના શુભાશયોને અત્યંત પ્રેરક બની રહે.

**સૂડી વચ્ચે સોપારી** :—લેખક : શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાય; અનુવાદક–પ્રકાશક : રમણલાલ પી. સોની, મોડાસા; મૂલ્ય ચાર આના.

બંગાળીમાંથી સારા અનુવાદો કરનારમાં શ્રી. રમણલાલને ગણાવી શકાય. એમની કુશળતા અને પસંદગી તેમને સફળ અનુવાદક બનાવે છે. અમે એથી આનંદ પામીએ છીએ.

મૂળ લેખક શ્રી. પ્રભાતકુમાર મુખોપાધ્યાય પણ સામાજિક અન્યાયોને કટાક્ષભરી શૈલીએ રજુ કરનાર તરીકે ખૂબ જાણીતા છે. એમની વ્યાપક સહૃદયતાએ એમની દૃષ્ટિ અને લેખનને સીધી સમજણ અર્પી છે. આ લેખકનાં લેખનોનો સંગ્રહ ગુજરાતીમાં જોવા અમે આતુર છીએ.

'ઉત્સુક'

એવા પણ ગ્રંથો છે કે જે આપણને અહીં ન મળે.

૧૯૩૫ના ફેબ્રુઆરી માસમાં બોન વિદ્યાપીઠના તેમના શિષ્યો–મિત્રો તેમજ પ્રશંસકોએ તેમનું બહુમાન કર્યું હતું.

ગણ્યાગાંઠ્યા સંશોધકોમાં તેમનું સ્થાન ઘણું જ ઊંચું હતું. તેમના અવસાનથી સાચે જ ખોટ પડી છે.

***

## મોડાસા કેળવણી મંડળ

ગૂજરાતના બીજા ભાગોના પ્રમાણમાં ઉત્તર ગૂજરાતનો પ્રદેશ કેળવણી વગેરેમાં ખૂબ પછાત છે એ નિર્વિવાદ વાત છે. એવા પછાત પ્રદેશમાં જે આંગળીને વેઢે ગણાય તેટલી સાર્વજનિક સંસ્થાઓ છે તેમાં મોડાસા કેળવણી મંડળ માનભર્યું અને આગળ પડતું સ્થાન ધરાવે છે એમ કહેવું જોઈએ.

હમણાં આ કેળવણી મંડળનો અઢારમા વર્ષનો હેવાલ અમને મળ્યો છે. તે વાંચતાં મંડળે છેલ્લા વર્ષમાં કરેલી પ્રગતિની ઝાંખી થાય છે. મંડળ તરફથી એક સંપૂર્ણ સાધનોવાળી મોડાસા હાઈસ્કૂલ ચાલે છે, તથા એક વ્યાયામ મંદિર પણ ચાલે છે. હાઈસ્કૂલમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જાય છે, બહારગામના વિદ્યાર્થીઓ પ્રમાણમાં વિશેષ લાભ લે છે, એ નોંધવા જેવી બીના છે. તેમને માટે છાત્રાલયોની સારી એવી સગવડ છે.

આ વર્ષે સ્થાવર જંગમ મિલકત ખાતે ત્રણેક હજાર રૂપિયા ખર્ચાયા હોવા છતાં વર્ષ આખરે બે હજાર રૂપિયા કાયમ ફંડ વધારી શકાયાં છે એ પ્રગતિસૂચક છે. મંડળ હસ્તક હાલ લગભગ એકસઠ હજાર રૂપિયાની સ્થાવર અને ચૌદેક હજારની જંગમ મિલકત છે, તથા વીસેક હજારનું કાયમી ફંડ છે. બીજાં પણ લગભગ ત્રણેક હજારનાં ટ્રસ્ટ ફંડો છે. અને પરદેશી રમતગમતો માટે વિશાળ મેદાન અને સાધનો છે. વર્નાક્યુલર ફાઈનલ થયેલાઓને એક વર્ષમાં અંગ્રેજી ત્રણ ધોરણ તૈયાર કરાવવાનો ખાસ વર્ગ પણ ચાલે છે. શાળાને પોતાનું છાત્રાલયનું મકાન પણ છે.

વ્યાયામ મંદિર કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળ સાથે જોડાએલું છે, અને તેના તરફથી મોડાસામાં દર મહિને ઉનાળામાં વ્યાયામવર્ગ ખોલાય છે એ પણ ધ્યાન ખેંચનારી બીના છે.

—o—

આસો : ૧૯૯૩ અંક ૬






લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬ાા છૂટક અંક રૂ. ૦ાા

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રીઃ પ્રસ્થાન કાર્યાલયઃ પારસી અગિયારી સામે ખમાસા ચોકીઃ અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૧૮-૧૨-૩૭

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૪ આસો · ૧૯૯૩ અંક ૬

# વસિષ્ઠનો આશ્વાસનસંદેશ*

' ઉપેન્દ્ર '

[ વંશસ્થ ]

પ્રિયાવસાને નીપજેલ શોકથી
ઢેઁધાઈ, મૂહત્વ મહીં દૂબ્યું તદા
વિલોકી હૈયું અજનું સ્વયોગથી,
ઋષિ વસિષ્ઠે નિજશિષ્ય પાઠવ્યો. ૧

[ વિયોગિની ]

અજરાજ સમક્ષ આવિયો ગુરુ-સંદેશ વહન્ત શિષ્ય એ;
સઘળુંય વસિષ્ઠ જાણતા, અતિશાયી નિજયોગશક્તિથી. ૨

[ અનુષ્ટુપ ]

ઋષિની આર્ષદષ્ટિને વૈખરી-રૂપ અર્પતો
શિષ્ય એ ગુરુ-સંદેશ નૃપને કથતો હવો: ૩

---

* અજ-વિલાપને જેટલી પ્રસિદ્ધિ મળી છે ( તેટલી મળવી જોઈએ છતાં ) તેની પોતશી કલા જેટલીય પ્રસિદ્ધિ અજને વસિષ્ઠઋષિએ મોકલેલા સંદેશને મળી નથી. અહીં એ સંદેશનો સમશ્લોકી અનુવાદ કર્યો છે. આરંભના ત્રણ અને અન્તનો એક—આ ચાર શ્લોકો પ્રસંગના ઉદ્દેશ માટે અને પર્યાપ્તિ માટે ઉમેર્યાં છે. કુવિકુલગુરુની વાણીનાં આર્દ્રતા, મધુરતા અને ગૌરવ આ અનુવાદમાં કેટલે અંશે સચવાયાં છે તે તો સહૃદયોએ જોવું રહ્યું

[ વિયોગિની ]

'તપતા તપ એકદા અતિ તૃણબિન્દુ ઋષિ; બીકબાવરા
હરિએ તપ-ભંગ સાધવા હરિણી-અપ્સર પાઠવી ત્યહાં. ૪

તપ-ભંગથી ક્રોધ ઊછળ્યો ઋષિનો, શાન્તિ-તટો વિદારતો;
સ્વસમક્ષ લસન્તી વિભ્રમે હરિણીને શપી–"માનુષી ભવ." ૫

"ભગવન્, પરતન્ત્ર હું રહી: અપરાધી છું, ક્ષમા કરો મને–"
વિનવે હરિણી; વદે ઋષિ: "વળશે શાપ દ્યુ-પુષ્પદર્શને." ૬

ક્રથકૈશિકવંશમાં ખરે જનમી, તે થઈ રાજ્ઞી તાહરી,
સુરપુષ્પ પડ્યું નભેથી તે ઉપરે, શાપ વળ્યો—અને ગઈ. ૭

ત્યજ શોક પ્રિયાતણો હવે: મરવું તો લખ્યું સર્વ જીવને,
ક્ષિતિપાલનમાં તું લે મતિ; વસુધા હોય પ્રિયા નરેશની. ૮

સમયે છકિયો ન ઋદ્ધિના; તવ પાંડિત્ય તદા શું ઉલ્લસ્યું !
ફરી દાખવ જ્ઞાન તાહરું, વિપદે ધૈર્ય સમર્પી આત્મને. ૯

રડવા થકી શું ?–અરે, મરે યદિ તું, તોય મળે તને ન એ;
પરલોકપ્રવાસી માર્ગ લે, નિજકર્મોથકી સાંપડેલ જે. ૧૦

નિગૃહી નિજશોકને, રહ્યો મૃતપત્ની પ્રતિ ધર્મ સેવવો;
અતિ માત્ર પડેલ આંસુડાં સ્વજનોનાં દહતાં પરેતને. ૧૧

જનમેલ મરે— સ્વભાવ એ; જીવવું—એ બનવાનું તો બને;
ક્ષણમાત્ર જીવન્ત જો રહે—નવ લ્હાવો અદકો બીજો લહે. ૧૨

મરણે નિજબન્ધુના, અતિ ઉર અજ્ઞાનીનું સેવતું વ્યથા,
સ્થિરધી સ્વજનાવસાનને સમજે મોક્ષનું દ્વાર ઊઘડ્યું. ૧૩

નિજ આત્મ અને શરીર જો ! મળતાં ને વિખૂટાં ફરી થતાં;
તવ નાશ જ બાહ્ય વસ્તુનો કયમ, કહે, પંડિતને પીડી શકે ? ૧૪

ન પૃથગ્જન જેમ શોકને વશ થાવું, વશિ ! આ તને ઘટે,
પવને યદિ પર્વતો ડગે તવ, કહે, ઝાડથી ભેદ શો રહે ? ૧૫

[ અનુષ્ટુપ ]

નૃપને ગુરુ-સંદેશ અર્પીને શિષ્ય એ ગયો;
શોકે ઘન થયું હૈયું નૃપનું મૂઢ તો રહ્યું. ૧૬



# વીમાનો કાયદો

ડુંગરશી ધરમશી સંપટ

હિંદનો વીમાનો ધંધો ધીમેધીમે વિકાસને પામે છે. પચીસ વર્ષોમાં એનો વિકાસ સાતસો ટકા જેટલો થયો છે. લોકોની વૃત્તિ દેશના હુન્નરઉદ્યોગોને વધારવા તરફ ચોખ્ખી દેખાઈ આવે છે. હિંદી વીમા કંપનીઓનો વિકાસ નીચેના આંકડાઓ બતાવે છે:

| વરસ | નવું કામકાજ | બધું કામકાજ | પ્રિમિયમની પેદાશ | બધી પેદાશ | જિંદગીનું ફંડ |
|---|---|---|---|---|---|
| ૧૯૧૪ | ૩૨૦ લાખ | ૨૨॥ કરોડ | ૧૦૯ લાખ | ૧૩૫ લાખ | ૬૩૬ લાખ |
| ૧૯૧૯ | ૪૫૦ લાખ | ૨૮ કરોડ | ૧૨૮ લાખ | ૧૬૭ લાખ | ૭૮૩ લાખ |
| ૧૯૨૪ | ૬૮૯ લાખ | ૪૨ કરોડ | ૨૦૫ લાખ | ૨૯૦ લાખ | ૧૩૫૩ લાખ |
| ૧૯૨૯ | ૧૭૨૯ લાખ | ૮૨ કરોડ | ૩૯૦ લાખ | ૪૯૨ લાખ | ૧૮૩૩ લાખ |
| ૧૯૩૨ | ૧૯૬૬ લાખ | ૧૦૬ કરોડ | ૫૧૮ લાખ | ૬૮૯ લાખ | ૨૫૦૮ લાખ |
| ૧૯૩૩ | ૨૮૮૩ લાખ | ૧૧૯ કરોડ | ૫૭૭ લાખ | ૮૨૬ લાખ | ૨૮૩૨ લાખ |
| ૧૯૩૪ | ૨૮૯૨ લાખ | ૧૩૩ કરોડ | ૬૫૮ લાખ | ૮૩૫ લાખ | ૩૧૮૭ લાખ |

હિંદમાં કુલ ૨૦૨ વીમા કંપનીઓ કામ કરે છે, તેમાં ૧૪૯ વિદેશી છે. એ વિદેશીઓમાં ૬૯ વીમા કંપનીઓ બ્રિટનની છે, ૧૦ ઑસ્ટ્રેલિયાની છે, ૮ કૅનેડાની છે, ૯ જાપાનની છે, ૮ હૉંગકૉંગની છે, ૫ જાવા ની, ૬ જર્મનીની, ૨ હૉલાન્ડની, ૩ ફ્રાન્સની, ૨ ઇટલીની, ૧ ઑસ્ટ્રિયાની, ૩ સ્ટ્રેટ સેટલમેંટની, ૧ દક્ષિણ આફ્રિકાની, ૧૬ અમેરિકાની અને ૩ સ્વીટ્ઝર્લૅંડની છે. હિંદી વીમા કંપનીઓમાં ૫૩ મુંબઈ ઇલાકામાં, ૩૭ મદ્રાસમાં, ૩૧ બંગાળમાં અને ૫૨ બીજા પ્રાંતોમાં છે. કુલ વીમા કંપનીઓ ૨૦૨ છે. હિંદી કંપનીઓમાં નાનીનાની કંપનીઓ ઘણી છે. લેભાગુ મૅનેજિંગ એજન્ટોના હાથમાં એમનું અસ્તિત્વ ઘણી વખતે લાભકારક નથી.

હવે હિંદી કંપનીઓ અને પરદેશી કંપનીઓને મળેલાં નવાં કામની સરખામણી કરીએ:

| | ૧૯૨૮ | ૧૯૨૯ | ૧૯૩૧ | ૧૯૩૩ | ૧૯૩૪ |
|---|---|---|---|---|---|
| **હિંદી કંપનીઓ** | ૧૫॥ કરોડ | ૧૭ કરોડ | ૧૭॥ કરોડ | ૨૪ કરોડ | ૨૮॥ કરોડ |
| **પરદેશી કંપનીઓ** | ૧૦ કરોડ | ૧૨ કરોડ | ૯॥ કરોડ | ૮॥ કરોડ | ૧૦ કરોડ |

છેલ્લાં ત્રણ વરસના આંકડાઓ હજી સરકાર તરફથી પ્રસિદ્ધ થયા નથી.

આપણે વીમાના કામમાં કેટલા પછાત છીએ, તેનો કાંઈક ખ્યાલ આપવા માટે પાછળ કોઠો ઉતાર્યો છે:

| દેશ | દર મનુષ્યે વીમાની રકમ | દેશ | દર મનુષ્યે વીમાની રકમ |
|---|---|---|---|
| અમેરિકા | ૨૩૦૦ | ઇટલી | ૪૫૦ |
| કૅનેડા | ૧૮૦૦ | નોર્વે | ૪૦૦ |
| ન્યૂઝિલાંડ | ૧૦૦૦ | જાપાન | ૭૦૦ |
| ઑસ્ટ્રેલિયા | ૮૦૦ | હોલાન્ડ | ૩૫૦ |
| ગ્રેટબ્રિટન | ૭૫૦ | હિંદ | ૬ |
| સ્વીડન | ૬૦૦ | | |

આનું મુખ્ય કારણ આપણે નિર્ધન છીએ તેમજ વીમાના ફાયદા જાણતા નથી, એ છે. તેવી જ આવી દીન દશા દેખાય છે. આ જિંદગીના વીમાની હાલત છે. પરંતુ સમુદ્ર, રેલને રસ્તે ચડેલા માલના વીમા, આગના વીમા, મોટરો, ઘરો, ફર્નિચર, નફાનો વીમો, બેકારી, બીમારી, અકસ્માત, તોફાનો, ધરતીકંપ, વાવાઝોડું, ગરીબ મજૂરોને બદલો વગેરે અનેક જાતના વીમાઓ યુરોપઅમેરિકામા ઉતરે છે. એ વીમાની જુદીજુદી શાખાઓ એ દેશોમાં ભારે પ્રગતિશીલ બની છે. વીમો એ જીવનની જરૂરિયાત છે, પ્રજાની સમૃદ્ધિનું સ્થાન છે. હિંદમાં એ વિકાસ અત્યંત ધીમો છે. પરદેશોના ધોરણે આપણે ક્યારે વીમાની એ ઉન્નત સ્થિતિમાં આવશું એ કલ્પનાની બહારની વાત છે.

વીમા કંપનીઓનાં ફંડો મોટાં રહે છે. એ સર્વે સરકારી જામીનગીરીઓ ગીરો, સ્ટૉક શેરોમાં રોકાય છે, તે નીચેના કોઠાથી જણાશે:

| દેશ | ગીરો | સરકારી જામીનગીરીમાં | શેરસ્ટૉક | પરદેશોમાં |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૧૩ ટકા | ૧૯ | ૭ | ૬ |
| અમેરિકા | ૩૬ ટકા | ૮ | ૨૮ | ૦ |
| હિંદ | ૩.૮ ટકા | ૪૯.૯ | ૫ | ૧૪ |

હિસાબ કરતાં વીમા કંપનીને એક રૂપિયાની પેનશ અને તે ઉપર તેને રૂ. ૦–૪–૩ પેદાશ વ્યાજ વગેરેની મળે છે. એ રૂ. ૧–૪–૩ માંથી ૦–૩–૦ વીમાના દાવાના, ૦–૭–૬ ભાવી દાવા માટે અનામત ફંડના, ૦–૫–૦ વહીવટ ખર્ચના અને ચોથો આનો પરચૂરણમાં ખર્ચ થાય છે.

સને ૧૯૧૨માં જિંદગીના વીમાનો કાયદો હિંદી સરકારે પસાર કર્યો હતો, ત્યારપછી પરદેશોમાં વીમાના અનેક કાયદા પસાર થયા હતા. પરંતુ હિંદી સરકારને તે તરફ લક્ષ ન હોતુ. વેપારી ચેમ્બરોએ વારંવાર વીમાનો કાયદો સુધારવા માટે પ્રાર્થનાઓ કરી હતી, પરંતુ તે સર્વ બહેરા કાનો સાથે અથડાઈ હતી. છેવટે સર એન. એન. સરકાર સરકારના

લેખિત નિવેદનો ઉપર વિચારો થયા હતા. પરદેશોના સર્વ વીમાના કાયદાઓ બારીકાઈથી જોવાયા શ્રી. સુશીલ સી. સેન આ વીમા કંપનીના કાયદાની રચના માટે ખાસ રોકાયા હતા. એમણે આખા દેશનાં મુખ્ય મથકો ખાતે ફરીને આ કાયદો તૈયાર કર્યો હતો. છેવટે મધ્યસ્થ ધારાસભામાં એ કાયદો ચર્ચાયો. પ્રથમ સિલેક્ટ કમિટીએ એને સુધારવા માટે ખૂબ પ્રયત્નો કર્યા હતા, પછી એના રિપોર્ટ ઉપર ઘણી મોટી ચર્ચા મધ્યસ્થ ધારાસભામાં થઈ હતી. વીમા કંપનીઓના પ્રતિનિધિઓથી સીમલા અને દિલ્હી ભરાઈ ગયાં હતાં.

એ કાયદા ઉપર કુલ ૬૦૦ સુધારા આવ્યા હતા. પૂરા બે માસ સુધી વીમાના કાયદાની ખૂબ ઝીણવટથી કલમે કલમની ચાળણી સભ્યોએ કરી હતી. આવી સૂક્ષ્મ તપાસણીને અંતે કાયદો હમણાં જ પસાર થયો છે. એ પસાર કરવામાં સર એન. એન. સરકારે ભારે ધૈર્ય, સમજણશક્તિ અને કાયદાનું સાંગોપાંગ જ્ઞાન દેખાડ્યું હતું. શ્રી ભૂલાભાઈ, શ્રી. સત્યમૂર્તિ અને અવિનાશ લિંગમ્ ચેટી, વ્યંકટાચલમ્ ચેટી વગેરે ગૃહસ્થોએ એમાં રસમય ભાગ લીધો હતો. યુરોપિયન પક્ષે, અલબત્ત પોતાના પક્ષનું ખૂબ તાણ્યું હતું. સરકાર તરફથી હિંદી ૧૯૩૫ના કાયદા પ્રમાણે તેમને ખૂબ ભારે રક્ષણ મળ્યું છે. એમના એટલે બ્રિટિશ લાભો વિરુદ્ધ એક અક્ષર પણ કાયદાનું સ્વરૂપ લઈ શકે નહિ, એવી શ્રેષ્ઠ રીતે એમનું હિત રક્ષણ કરાયું છે. આવા પોતાના હિતોનાં રક્ષણની મોટી વ્યાપકતાનું યુરોપિયન સભ્યોને સંપૂર્ણ ભાન હતું. તેમાં એ પક્ષ મહાલતો પણ હતો. એ પક્ષના મુખી સર હડસને પોતાને માટે ન્યાયી વળણ અને સૌ પક્ષો જેવી જ સગવડો માગી હતી. એમને કાંઈ પણ બીજાઓ કરતાં વિશેષ જોઈતું ન હોતું. હિંદના ૧૯૩૫ના કાયદા મુજબ એમને હિંદીઓ સમાન ગણવામાં આવ્યા છે. એમની માગણી પણ એટલી જ હતી.

પરંતુ સર એન. એન. સરકારે એ યુરોપિયન પક્ષને સત્ય હકીકત સંભળાવી દીધી હતી. એમણે ચોખ્ખું સંભળાવી દીધું કે તમારો પક્ષ અહીં ઊંડાં મૂળ ઘાલીને હિંદીઓના હક્કો આવરી બેઠો છે. ઘણા લાભો તમે ભૂતકાળમાં મેળવ્યા છે. એ લાભો હિંદીઓને ભોગે તમને મળ્યા છે. અને ૧૯૩૫ નો હિંદી કાયદો તમને આ સંરક્ષણ આપે છે. જુઓ, બીજા કોઈ પણ દેશમાં આવું રક્ષણ પરદેશીઓને મળ્યું નથી. આખા જગતમાં માત્ર હિંદનો યુરોપિયન પક્ષ જ આ મોજ ભોગવે છે. કાયદાના પ્રતિબંધ સામે અમે લાચાર છીએ; નહિ તો, હિંદીઓને હિંદીઓના હક્કો મળવા જોઈએ એ ચોખ્ખી દીવા જેવી વાત છે. એમની હરીફાઈ સામે ટકવું હિંદીઓને મુશ્કેલ પડે છે.

મુંબઈમાં વીમા કંપનીઓમાંની મોટી કંપનીઓ આવી છે. એ કંપનીઓ આખા હિંદમાં સૌથી મોટી અને સધ્ધર છે. એમના પ્રતિનિધિઓ સર કાવસજી જહાંગીર અને સર હોમી મોદી જેવા મહાન નાઈટો હતા. એમણે ઘણી બાબતોમાં પોતાના માટે ખાસ માગણીઓ કરી, પોતે હિંદ ઉપર મોટા ઉપકાર કરવાની વાત જાહેર કરી. પરંતુ સર એન. એન. સરકારે એમનું પોગળ પણ ખોલી નાંખ્યું હતું. મુંબઈની એ મોટી વીમા કંપનીઓ પોતાના મેનેજરોને મોટા પગારો આપે છે. માસિક પાંચ હજાર જેટલા મોટા પગારો ચૂકવે છે. એમનો વહીવટ ઘણો ખર્ચાળ છે. વિલાયતની મુસાફરીઓ, મોટરો દોડાવવી વગેરે

| દેશ | દર મનુષ્યે વીમાની રકમ | દેશ | દર મનુષ્યે વીમાની રકમ |
|---|---|---|---|
| અમેરિકા | ૨૩૦૦ | ઈટલી | ૪૫૦ |
| કેનેડા | ૧૮૦૦ | નોર્વે | ૪૦૦ |
| ન્યૂઝિલાંડ | ૧૦૦૦ | જાપાન | ૭૦૦ |
| ઑસ્ટ્રેલિયા | ૮૦૦ | હોલાન્ડ | ૩૫૦ |
| ગ્રેટબ્રિટન | ૭૫૦ | હિંદ | ૬ |
| સ્વીડન | ૬૦૦ | | |

આનું મુખ્ય કારણ આપણે નિર્ધન છીએ તેમજ વીમાના ફાયદા જાણતા નથી, એ છે. તેથી જ આવી દીન દશા દેખાય છે. આ જિંદગીના વીમાની હાલત છે. પરંતુ સમુદ્ર, રેલ્વે રસ્તે ચઢેલા માલના વીમા, આગના વીમા, મોટરો, ઘરો, ફર્નિચર, નફાનો વીમો, બેકારી, બીમારી, અકસ્માત, તોફાન, ધરતીકંપ, વાવાઝોડું, શરીર મજૂરોને બદલો વગેરે અનેક જાતના વીમાઓ યુરોપઅમેરિકામાં ઊતરે છે. એ વીમાની જુદીજુદી શાખાઓ એ દેશોમાં ભારે પ્રગતિશીલ બની છે. વીમો એ જીવનની જરૂરિયાત છે, પ્રજાની સમૃદ્ધિનું સ્થાન છે. હિંદમાં એ વિકાસ અત્યંત ધીમો છે. પરદેશોના ધોરણે આપણે ક્યારે વીમાની એ ઉન્નત સ્થિતિમાં આવશું એ કલ્પનાની બહારની વાત છે.

વીમા કંપનીઓનાં ફંડો મોટા રહે છે. એ સર્વે સરકારી જામીનગીરીઓ ગીરો, સ્ટૉક શેરોનાં રોકાય છે, તે નીચેના આંકડાથી જણાશે:

| દેશ | ગીરો | સરકારી જામીનગીરીમાં | શેરસ્ટૉક | પરદેશોમાં |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૧૩ ટકા | ૧૮ | ૭ | ૧ |
| અમેરિકા | ૦૬ ટકા | ૮ | ૨૮ | ૦ |
| હિંદ | ૩·૮ ટકા | ૪૯·૬ | ૫ | ૧૪ |

હિસાબ કરતાં વીમા કંપનીને એક રૂપિયાની પેદાશ અને તે ઉપર તેને રૂ. ૦–૪–૩ પેદાશ વ્યાજ વગેરેની મળે છે. એ રૂ. ૧–૪–૩ માંથી ૦–૩–૦ વીમાના દાવાના, ૦–૭–૬ બાકી રાખવાના રિઝર્વ ફંડના, ૦–૫–૦ વહીવટ ખર્ચના અને પોણો આનો પરચૂરણમાં ખર્ચ થાય છે.

સને ૧૯૧૨માં જિંદગીના વીમાનો કાયદો હિંદી સરકારે પસાર કર્યો હતો, ત્યારપછી પરદેશોમાં વીમાના અનેક કાયદા પસાર થયા હતા. પરંતુ હિંદી સરકારને તે તરફ લક્ષ ન હોતું. વેપારી ચેમ્બરોએ વારંવાર વીમાનો કાયદો સુધારવા માટે પ્રાર્થનાઓ કરી હતી, પરંતુ તે સર્વ બહેરા કાનો સાથે અથડાઈ હતી. છેવટે સર એન. એન. સરકાર સરકારના કાયદાના સભ્ય નિમાયા. એ ઘણા ઉદ્યોગી, મહેનતુ, ઊંડી સમજણવાળા અને બુદ્ધિમાન સદસ્ય છે. એમણે ખૂબ મહેનત લઈ ને હિંદનો સને ૧૯૩૬નો કંપનીનો કાયદો ઘડેલો હતો. એ કંપનીના કાયદાની વિગતવાર સમાલોચના 'પ્રસ્થાન'ના વાચકો સમક્ષ આવી ગઈ હતી. હવે હમણાં જ એ વીમાનો કાયદો ગયા માસમાં પસાર થયો છે.

આ વીમાના નવા કાયદા પાછળ કંપનીના કાયદા જેટલી જ સખ્ત મહેનત લેવાઈ હતી. દરેક દરેક વેપારીમંડળનો મત લેવાયો હતો. નાની વીમા કંપનીઓ, મોટી વીમા કંપનીઓના

લેખિત નિવેદનો ઉપર વિચારો થયા હતા. પરદેશોના સર્વે વીમાના કાયદાઓ બારીકીથી જોવાયા શ્રી. સુશીલ સી. સેન આ વીમા કંપનીના કાયદાની રચના માટે ખાસ રોકાયા હતા. એમણે આખા દેશનાં મુખ્ય મથકો ખાતે ફરીને આ કાયદો તૈયાર કર્યો હતો. છેવટે મધ્યસ્થ ધારાસભામાં એ કાયદો ચર્ચાયો. પ્રથમ સિલેક્ટ કમિટીએ એને સુધારવા માટે ખૂબ પ્રયત્નો કર્યા હતા, પછી એના રિપોર્ટ ઉપર ઘણી મોટી ચર્ચા મધ્યસ્થ ધારાસભામાં થઈ હતી. વીમા કંપનીઓના પ્રતિનિધિઓથી સીમલા અને દિલ્હી ભરાઈ ગયાં હતાં.

એ કાયદા ઉપર કુલ ૬૦૦ સુધારા આવ્યા હતા. પૂરા બે માસ સુધી વીમાના કાયદાની ખૂબ ઝીણવટથી કલમે કલમની ચાળણી સભ્યોએ કરી હતી. આવી સૂક્ષ્મ તપાસણીને અંતે કાયદો હમણાં જે પસાર થયો છે. એ પસાર કરવામાં સર એન. એન. સરકારે ભારે ધૈર્ય, સમજણશક્તિ અને કાયદાનું સાંગોપાંગ જ્ઞાન દેખાડ્યું હતું. શ્રી. ભૂલાભાઈ, શ્રી. સત્યમૂર્તિ અને અવિનાશલિંગમ્ ચેટી, વ્યંકટાચલમ્ ચેટી વગેરે ગૃહસ્થોએ એમાં રસમય ભાગ લીધો હતો. યુરોપિયન પક્ષે અલબત્ત પોતાના પક્ષનું ખૂબ તાણ્યું હતું. સરકાર તરફથી હિંદી, ૧૯૩૫ ના કાયદા પ્રમાણે તેમને ખૂબ ભારે રક્ષણ મળ્યું છે. એમના એટલે બ્રિટિશ લાભો વિરુદ્ધ એક અક્ષર પણ કાયદાનું સ્વરૂપ લઈ શકે નહિ, એવી શ્રેષ્ઠ રીતે એમનું હિત રક્ષણ કરાયું છે. આવા પોતાના હિતોનાં રક્ષણની મોટી વ્યાપકતાનું યુરોપિયન સભ્યોને સંપૂર્ણ ભાન હતું; તેમાં એ પક્ષ મહાલતો પણ હતો. એ પક્ષના મુખી સર હડસને પોતાને માટે ન્યાયી વર્તણું અને સૌ પક્ષો જેવી જ સગવડો માગી હતી. એમને કાંઈ પણ બીજાઓ કરતાં વિશેષ જોઈતું ન હોતું. હિંદના ૧૯૩૫ના કાયદા મુજબ એમને હિંદીઓ સમાન ગણવામાં આવ્યા છે. એમની માગણી પણ એટલી જ હતી.

પરંતુ સર એન. એન. સરકારે એ યુરોપિયન પક્ષને સત્ય હકીકત સંભળાવી દીધી હતી: એમણે ચોખ્ખું સંભળાવી દીધું કે તમારો પક્ષ અહીં ઊંડાં મૂળ ઘાલીને હિંદીઓના હક્કો આવરી બેઠો છે. ઘણા લાભો તમે ભૂતકાળમાં મેળવ્યા છે. એ લાભો હિંદીઓને ભોગે તમને મળ્યા છે. અને ૧૯૩૫ નો હિંદી કાયદો તમને આ સંરક્ષણ આપે છે. આજે, બીજા કોઈ પણ દેશમાં આવું રક્ષણ પરદેશીઓને મળ્યું નથી. આખા જગતમાં માત્ર હિંદનો યુરોપિયન પક્ષ જ આ મોજ ભોગવે છે. કાયદાના પ્રતિબંધ સામે અમે લાચાર છીએ; નહિ. તો, હિંદીઓને, હિંદીઓના હક્કો મળવા જોઈએ એ ચોખ્ખી દીવા જેવી વાત છે. એમની હરીફાઈ સામે ટકવું હિંદીઓને મુશ્કેલ પડે છે.

મુંબઈમાં વીમા કંપનીઓમાંની મોટી કંપનીઓ આવી છે. એ કંપનીઓ આખા હિંદમાં સૌથી મોટી અને સધ્ધર છે. એમના પ્રતિનિધિઓ સર કાવસજી જહાંગીર અને સર હોમી મોદી જેવા મહાન નાઈટો હતા. એમણે ઘણી બાબતોમાં પોતાના માટે ખાસ માગણીઓ કરી, પોતે હિંદ ઉપર મોટો ઉપકાર કરવાની વાત જાહેર કરી. પરંતુ સર એન. એન. સરકારે એમનું પોગળ પણ ખોલી નાંખ્યું હતું. મુંબઈની એ મોટી વીમા કંપનીઓ પોતાના મેનેજરોને મોટા પગારો આપે છે. માસિક પાંચ હજાર જેટલા મોટા પગારો ચૂકવે છે. એમનો વહીવટ ઘણો ખર્ચાળ છે. વિલાયતની મુસાફરીઓ, મોટરો દોડાવવી વગેરે

એ વર્ગો ઉપર સરકારી વીમા કંપનીઓના રાફડા ફાટ્યા હતા. પ્રજાને, ભ્રમમાં નાખનારી એ ધંધાદારી, સહકારી વીમા કંપનીઓ ગુજરાત, સિંધ અને બીજા પ્રાંતમાં હજારોની સંખ્યામાં સ્થપાઈ હતી. એમાં દેશના કરોડો રૂપિયા સ્વાહા થઈ ગયા. લાયફંડ, જનોઈફંડ એવાં એવાં ફંડો સ્થાપી લોકોને ભારે નુકસાન પહોંચાડવામાં આવ્યું હતું. સને ૧૯૧૨ના કાયદા મુજબ આવી કંપનીઓ સરકારી કાયદાથી અસ્પૃશ્ય હતી. લોકો તરતના લાભો માટે અંધ બન્યા હતા. થોડી વ્યક્તિઓએ માત્ર પોતાનાં ખીસાં ભર્યાં; બાકી પ્રજાએ તો આ સટ્ટા જેવા વીમામાં કરોડો ખોયા. આ નવા કાયદા નીચે એમના જેવી વીમા કંપનીઓ ઉપર બરાબર અંકુશ રહી શકશે.

વીમા ખાતું એ અનુભવી વ્યક્તિઓને માટે મોટી પેદાશનું સાધન છે, એટલે વીમા ખાતાના સુપરિન્ટેન્ડન્ટ અને આંકડાશાસ્ત્રી માટે સરકારને મોટો પગાર ખર્ચવો પડશે. કારણ કે એ મોટા અધિકારીઓ જે રીતના કાયદાના અંકુશોનો અમલ કરશે તે ઉપર વીમાના ધંધાનો આધાર રહેશે. હિંદમાં આવી વ્યક્તિઓની શોધ થશે, પરંતુ ધારવા મુજબ સરકારની હંમેશના રિવાજ મુજબ એવાં અનુભવીઓ માટે વિલાયત ઉપર મીટ મંડાશે. હિંદના અનુભવી વીમાના આંકડાશાસ્ત્રીઓ તો એક અથવા બીજી વીમા કંપનીઓમાં મોટા બાદશાહી પગારો મેળવે છે. જો વીમાનો કાયદો સખતાઈ અને ખોટી પરવા વગર શાસિત થશે તો જ એ ફાયદાકારક થઈ પડશે.

હિંદમાં હિંદી વીમાના વિકાસ માટે ખૂબખૂબ ક્ષેત્ર છે. દશ વરસોમાં આજથી ચારગણો વીમાનો વ્યવહાર વધવા સંભવ છે. આ બહુ જ સહીસલામતીભરેલો ધંધો છે. એનો વિકાસ પ્રમાણિક અને અનુભવી સેક્રેટરીના હાથ નીચે સુંદર થવાની દરેક પરિસ્થિતિ હાજર છે. અંગ્રેજી વીમા કંપનીઓ મજબૂત અને વગવાળી છે. પરંતુ હમણાંના હિંદી પ્રજાના માનસ તરફ જોતાં સ્વદેશી વીમા કંપનીઓ તરફ ખૂબખૂબ આકર્ષણ છે. પરંતુ વીમા કંપની સધ્ધર અને કુશલ કારભારવાળી હોવી જોઈએ. બીજી પરદેશી કંપનીઓ ઉપર તો નવા કાયદાએ સખ્ત અંકુશો મૂક્યા છે, એટલે હિંદની જમીન ઉપર એ પરદેશી કંપનીઓનો વિકાસ સંભવિત નથી.

કાયદો લોકોને રક્ષણ આપે છે, પણ વિકાસ તો લોકોનું વ્યાવહારિક માનસ જ કરે છે. વાચકોને કંટાળો આવશે એમ ધારી કાયદાને કલમવાર ન ટાંકતા આટલી ટૂંકી સમીક્ષા જ માત્ર કરી છે



# રાજકીય નોંધો

'નિરીક્ષક'

કોંગ્રેસે અધિકારગ્રહણનો માર્ગ ગ્રહણ કર્યા પછી બ્રિટિશ હિંદના અગિયાર પ્રાંતોમાંથી સાત પ્રાંતોમાં કોંગ્રેસપ્રધાનમંડળો સ્થપાયાં. એમણે પદગ્રહણ કર્યાને આજે ત્રણ માસ ઉપર થયા. કોઈ પણ ક્રાંતિકારી પક્ષને પોતાના કાર્યક્રમની શરૂઆત કરવાને માટે રાજ્યતંત્રમાં ત્રણ માસ પૂરતા ન ગણાય, અને હિંદમાં તો નહિ જ. કારણ કે પ્રથમ તો પ્રધાનમંડળોને રાજ્યતંત્રનો અને એની અનેક અટપટી ને મૂંઝવણભરી વિગતો ને રીતરસમોનો આ પહેલાં કદી અનુભવ નહોતો; અને પોતાના પુરોગામી વહીવટદારોની પ્રત્યાઘાતી પદ્ધતિનો એમને બને તો સમૂળગો ત્યાગ કરવા હતો. આમ હોવાથી, એક તો વહીવટની વિગતો ને કાર્યપ્રણાલિની માહિતી મેળવી એના ઉપર પોતાની છાપવાળો કાબૂ જમાવવા માટે અને પોતાના પક્ષકાર્યક્રમને અનુરૂપ એવી રીતે વહીવટી વ્યવસ્થાને ગોઠવવાનો વિચાર કરવામાં જ સહેજે ઘણો વખત નીકળી જાય. આમ છતાં ભારે કુશળતા ને બાહોશીથી કોંગ્રેસ પ્રધાનો નવી વસ્તુના નવા અનુભવને પામી ગયા એ ભારે સિદ્ધિ કહેવાય એમાં શંકા નથી. અને જે કૌશલ્ય ને ઉતાવળથી એમણે પોતાનાં અંદાજપત્રો તૈયાર કરી ધારાગૃહો સમક્ષ પેશ કર્યાં એ જોઈને તો ઘણા ટીકાકારો મુગ્ધ થઈ ગયા છે.

### વ્યાપક ને પલટાકારક કાર્યક્રમ

મહાસભાનો આર્થિક ને રાજદ્વારી કાર્યક્રમ તો બહુ વ્યાપક અને પરિવર્તનકારી છે. અને એ સમસ્ત કાર્યક્રમને અમલમાં મૂકવા માટે 'નવા બંધારણની મર્યાદા'ઓમાં રહીને કોંગ્રેસ પ્રધાનમંડળો પોતાની નવી નીતિ ઘડવા લાગે છે. પણ એમણે ત્રણ મુખ્ય વસ્તુઓ તરફ પોતાનું ધ્યાન કેંદ્રિત કર્યું છે. એ વસ્તુઓ તે સાર્વત્રિક અક્ષરજ્ઞાન, દારૂનિષેધ અને ખેડૂતોને રાહત. મહાસભાના આર્થિક કાર્યક્રમના આ ત્રણે મુખ્ય મુદ્દાઓ છે. એમાં અક્ષરજ્ઞાન ને દારૂનિષેધના કાર્યક્રમને સિદ્ધ કરવા માટે મહાત્માજી કોંગ્રેસ પ્રધાનમંડળોના માર્ગદર્શક બની રહ્યા છે. ત્રણ વર્ષમાં સંપૂર્ણ દારૂનિષેધ અને વધારેમાં વધારે સાત વર્ષમાં પ્રાથમિક કેળવણી સ્વાવલંબી કરી નિરક્ષરતા નાબૂદ કરવાની અનેકવિધ યોજનાઓ ને રસ્તાઓ એઓ વિચારી રહ્યા છે. ખેડૂતોને રાહત આપવી, નિરક્ષરતા નાબૂદ કરવી, અને ત્રણ વર્ષમાં દારૂબંધી સિદ્ધ કરવી એ ત્રિવિધ પ્રવૃત્તિ નવા બંધારણની મર્યાદાઓમાં રહીને પણ કોંગ્રેસ પ્રધાનો કેટલે અંશે સિદ્ધ કરશે એ વસ્તુ ખાસ વિચારણા માગી લે છે. એમાં ઘણા મતભેદને અવકાશ છે. અને ઘણી મુશ્કેલીઓ પણ છે. એનો વિચાર કરતાં પહેલાં બીજી એક અતિ અગત્યની વાત સમજૂતી માગી લે છે. પ્રથમ જ હું એની ચર્ચા કરી લઉં.

### અધિકાર ગ્રહણ ક્યાં સુધી ?

મહાત્માજીએ તો 'હરિજન'માં એક લેખદ્વારા જાહેર કરી દીધું છે કે નિરક્ષરતાની નાબૂદી અને દારૂબંધી કરવાની કોંગ્રેસ પ્રધાનમંડળોની નીતિ અમલમાં મૂકવાના માર્ગમાં

આડે આવે એવી એકે કલમ નવા હિંદી કાનૂનમાં નથી. નથી ગવર્નરોની ખાસ સત્તાઓનું ક્ષેત્ર એટલું વ્યાપક, કે કોઈ ગવર્નર પણ આ બાબતમાં પ્રધાનમંડળોની વચ્ચે પડી શકે. અલબત, જ્યાં સુધી પ્રજા અહિંસક રહે ત્યાં સુધી જ આ શક્ય છે.

મુશ્કેલીની શરૂઆત અહીં થાય છે. જો કોંગ્રેસ પ્રધાનો દારૂનિષેધ અને નિરક્ષરતાની નાબૂદીનું જ કાર્ય કર્યા કરે અને પ્રજા અહિંસક રહે તો ગવર્નરો કે નવો હિંદી કાનૂન એમની વચ્ચે પડી શકે એમ નથી. માની લઈએ કે કોંગ્રેસ પ્રધાનો આ જ બે વસ્તુઓ પ્રધાનપણે કર્યા કરશે અને તેથી ગવર્નરો વચ્ચે નહિ પડે ને બંધારણીય ભંગાણ ઊભો નહિ થાય. પણ એ કાર્યક્રમને પાર પડતાં સેંજ આઠદશ વર્ષ તો નીકળી જાય એમ છે એ તો ન નકારી શકાય એવી હકીકત છે. એકેલી નિરક્ષરતાની નાબૂદીનું કાર્ય જ સેંજે પંદરવીસ વર્ષ લેશે. રશિયન ક્રાંતિ પછી વીસ વરસની જબરદસ્ત જહેમતને અંતે પણ આજે સોવિયેટ સરકાર રશિયામાં ૯૦% નિરક્ષરતા જ નાબૂદ કરી શકી છે. અને ક્રાંતિ પહેલાં રશિયામાં નિરક્ષરતાનું પ્રમાણ ૬૦% હતુ, જ્યારે હિંદમાં તો આજે ૯૩% નિરક્ષરતા છે! સંપૂર્ણ સ્વતંત્ર ને પક્ષસર-મુખત્યારીની અબાધિત સત્તા ધરાવનાર સોવિયેટ સત્તાને વસ્તીની ૬૦% નિરક્ષરતાથી ૧૦% ટકા ઉપર લાવતાં બે દાયકા નીકળી ગયા, તો આપણે ત્યાં ૯૩% નિરક્ષરતાને નાબૂદ કરતાં વધારે નહિ તો બે દાયકા તો જોઈશે ને?

પરિસ્થિતિ આ જાતની છે તો પોતાના કાર્યક્રમની બેતણ મુખ્ય બાબતો હાંસલ કરવા માટે કોંગ્રેસને વરસો સુધી હોદ્દાસ્વીકારનો રસ્તો ગ્રહણ કરી રાખવો પડશે. ત્રણ વર્ષમાં સંપૂર્ણ દારૂબંધી ને પાંચસાત વર્ષમાં પ્રાથમિક કેળવણી સ્વાવલંબી કરવાની યોજના જે રીતે આજે હાથ ધરાઈ રહી છે એ ઉપરથી તો લાગે છે કે કોંગ્રેસ પ્રધાનમંડળોને વરસો સુધી હોદ્દા ઉપર રહેવુ છે

## બંધારણ ભાંગશે ક્યારે?

તો પછી બંધારણને તોડી પાડવાની મહાસભાની નીતિનું શું થશે? આઠદશ વર્ષ સુધી બંધારણનો અમલ કરી દારૂબંધી ને અક્ષરજ્ઞાનના કાર્યક્રમને અજમાવી જોયા પછી બંધારણને ભાંગીશું? મને લાગે છે કે બંધારણને ભાંગવાની વાત ને એનો વરસો સુધી અમલ કરવાનો કાર્યક્રમ હાથ ધરી એનો લાંબા સમય સુધી સ્વીકાર કર્યે જવો એ બે વસ્તુ પરસ્પર સંગત નથી. કારણ કે (બીજી વસ્તુઓ અનુકૂળ નીવડે તો) દારૂબંધી, પ્રાથમિક કેળવણીની સ્વાવલંબિતા ને સમસ્ત કેળવણીપદ્ધતિની પુનર્વ્યવસ્થા અને ખેડૂતોને રાહત આપવાની લાંબી યોજનાઓ હાથ ધરવાની વસ્તુ, વરસો માગી લે છે. ગાંધીજી અને કોંગ્રેસ પ્રધાનો જે ઝીણવટથી ને ગાંભીર્યથી ત્રણ વર્ષમા દારૂબંધી કરવાના અને પાંચસાત વર્ષમાં પ્રાથમિક કેળવણી સ્વાયત્ત કરવાના માર્ગો શોધી રહ્યા છે એ જ બતાવે છે કે જો બીજી અટકાયત આડે ન આવે તો મહાસભાની નીતિ, હમણાં, કેટલાક સમય માટે તો, બંધારણનો અમલ કરવા તરફ કામ કરી રહી છે. અને છતાં ઉપર જણાવ્યા એ મુદ્દાઓ સિદ્ધ થાય ત્યા સુધી બંધારણ તોડવું નહિ પણ એનો અમલ કરવો એવી વાત મહાસભાના સૂત્રધારો તરફથી કહેવામાં નથી આવતી!

## મુશ્કેલીથી ભરેલું કાર્ય

પરંતુ કૉંગ્રેસપ્રધાનમંડળો એકલું કેળવણી ને દારૂનિષેધનું કાર્ય જ હાથ ધરવા માગતાં નથી. એમને તો સંયુક્ત પ્રાંત અને બિહારમાં કિસાનોનો પ્રશ્ન ઉકેલવો છે. ખેડૂતોના ઋણના બોજાને હળવો કરવો છે. ઔદ્યોગિક બાજુએ મજૂરોને ન્યાય મળે ને એમને પૂરતી રોજી મળે એમ કરવું છે. સ્થાનિક સ્વરાજની ચાલુ વ્યવસ્થા બદલી નાખતા વ્યાપક કાનૂનો કરવા છે. આ બધાં કામો એવાં છે કે એમાં પ્રધાનોનો માર્ગ સરળ નથી. બધાં હિતોને સંતોષ થાય એવો સમાધાનીનો વચલો રસ્તો એ બાજુએ નીકળી શકે એમ નથી. અમુક હિતોનો વિરોધ ગવર્નરોને વચ્ચે પડવાની સ્થિતિ ઊભી કરશે. દા. ત., સંયુક્ત પ્રાંત અને બિહારમાં કિસાનોને રાહત આપતાં ત્યાંના પ્રધાનમંડળોએ પગલાં ભરવાની શરૂઆત કરી ત્યાં તો જમીનદારો ઊકળી ઊઠ્યા છે. ઠેરઠેર વિરોધ થવા માંડ્યો છે અને બિહારમાં તો જમીનદારો પોતાનાં સ્થાપિત હિતોનાં રક્ષણ ને બચાવ માટે સત્યાગ્રહ કરશે એવી ધમકીઓ પણ એમના તરફથી અપાઈ રહી છે! સંયુક્ત પ્રાંતના જમીનદારોની એક સભાએ ત્યાંના કૉંગ્રેસ પ્રધાનમંડળના જમીનદારોના હિતો વિરુદ્ધ જતાં પગલાં અટકાવવા ગવર્નર વચ્ચે પડે એ માટે એમનાં ડેપ્યુટેશનો ગવર્નર જનરલ અને હિંદી વજીર સુધી મોકલવાની વાતો પણ કરી છે! કહેવાય છે કે અંદરખાનેથી પરિસ્થિતિ બગડતી જાય છે, અને ગવર્નર વચ્ચે પડે એવી પરિસ્થિતિ ઊભી થશે એમ કેટલાક માને છે. સંયુક્ત પ્રાંતમાં તો કેબિનેટની સભામાં ગવર્નરે પંડિત પંતના પ્રધાનમંડળને ચેતવણી આપી દીધાનું પણ મનાય છે!

## ગવર્નરોને વચ્ચે પડવાની શક્યતા

આ તો કિસાનોવાળા પ્રાંતોની વાત થઈ. બીજા પ્રાંતોમાં પણ મુશ્કેલી વધતી જવાની. મુંબઈમાં સ્થાનિક સ્વરાજ ખાતાના પ્રધાન નવો કાનૂન ઘડવા માગે છે. સ્થાનિક સંસ્થાઓની ચૂંટણી અલગ મતદારમંડળો પ્રમાણે નહિ પણ સંયુક્ત મતદાર મંડળોની પદ્ધતિ પ્રમાણે રચાશે. કોમીવાદી મુસ્લિમોનો સંયુક્ત મતદાર મંડળોનો વિરોધ જાણીતો છે. ને હજી બે દિવસ અગાઉ મુસ્લિમ લીગની લખનૌ બેઠકે સંયુક્ત મતદાર મંડળની પદ્ધતિનો વિરોધ કરતો ઠરાવ પણ પસાર કર્યો છે. મુસ્લિમ કોમવાદને હમણાં હમણાં ઊભરેલું ગાંડપણ સ્થાનિક સંસ્થાઓમાં સંયુક્ત મતદાર પદ્ધતિ દાખલ કરવાની મહાસભાની નીતિ સાંખી શકશે નહિ એમ મુસ્લિમ લીગની બેઠક પછી ખૂબ સ્પષ્ટ થઈ ગયું છે. કૉંગ્રેસ જો સંયુક્ત મતદાર પદ્ધતિ સ્થાનિક સંસ્થાઓમાં દાખલ કરશે તો મુસ્લિમ લીગના કોમવાદીઓ ઊછળી ઊઠશે એમાં શંકા નથી. કૉંગ્રેસપ્રધાનમંડળ પોતાની મક્કમતા જારી રાખે તો કદાચ કોમીવાદીઓ ગવર્નરને વચ્ચે પડવાની ફરજ પાડે. ત્રણ માસ ઉપર જ ડૉ. આંબેડકર અને સર અલી મહમદખાન દહેલવીએ, બહુમતિ કોમ લઘુમતિના કોમી હકો ઉપર તરાપ મારે તો ગવર્નરે લઘુમતિની સલામતી માટે વચ્ચે પડવું જ જોઈશે એમ જાહેર કર્યું હતું. સંયુક્ત મતદાર મંડળની પદ્ધતિ મહાસભાવાદી પ્રધાનમંડળો તરફથી જ રાજ્યતંત્રના કોઈપણ 'વિભાગમાં દાખલ થાય એ એમના મત પ્રમાણે તો બહુમતિની લઘુમતિ કોમના હક ઉપર 'તરાપ' જ ગણાય છે. એટલે કે કોમી સલામતીઓની રાષ્ટ્રઘાતી પ્રથાને જાળવી રાખવા માટે કોમીવાદીઓને ગવ-

નરોને એમની ખાસ સત્તાઓ જોઈએ છે. લઘુમતિના કોમી હિતના રક્ષણહાર તરીકે એમને બ્રિટિશરાજ જોઈએ છે. તો પછી અંગ્રેજોને દોષ શું કામ આપવો? આજે તો કોમવાદીઓ એમની રાજસત્તા રાખવા માગે છે!

ગવર્નરોને વચ્ચે પડવાની બીજી શકયતા ઋણમોકૂફીના કાર્યક્રમમાં પણ છે. જો હિંદી ખેડૂતોના ૧૨૦૦ કરોડના ગંજાવર ઋણનો બોજો અસરકારક રીતે કોંગ્રેસ પ્રધાનોને હળવો કરવો હશે તો ભારે ક્રાંતિકારી કાનૂન ઘડવો પડશે, જે કદાચ શાહુકારી વર્ગને 'કોંગ્રેસ સરકાર' વિરુદ્ધ ખડો કરી દે અને ગવર્નરો વચ્ચે પડી કોંગ્રેસ પ્રધાનોને ઉતાવળ કરતા અટકાવી એમને બેસાડી દે.

આ બધું છતાં પોતાના કાર્યક્રમને વફાદાર ને સંગત રહેવું હશે તો તો કોંગ્રેસપ્રધાનો પોતાની પલટાવનારી યોજનાઓ છોડી નહિ શકે. આનો અર્થ એમ નથી કે એમણે સમાધાનીના વચલા રસ્તાઓ શોધવા જ નહિ. લેનિન જેવા ચુસ્ત અને અફર ક્રાંતિકારીએ પણ રશિયામાં ક્રાંતિ પછી અનેક વખત સમાધાનીનો ધીમો પણ નક્કર રસ્તો પસંદ કર્યો હતો. અને એણે જ નથી કહ્યું કે "સમાધાન ન કરીને, માર્ગથી બિલકુલ બહાર ન જઈ, આગેકૂચ કરવી એ બૌદ્ધિક બાલિશતા છે, નહિ કે ક્રાંતિકારોની ગંભીર કાર્યપદ્ધતિ?" રાજકારણ એવી વસ્તુ છે કે એમાં સમાધાનો તો કરવાં જ પડવાનાં. પં. નહેરુના શબ્દોમાં કહીએ તો "જીવન અને રાજકારણ એવી અટપટી વસ્તુઓ છે કે એમાં આપણે સદાયે સીધી લીટીએ વિચાર કરી શકતા નથી." છતાં અમુક વર્ગ દુભાશે કે અમુક કોમવાદીઓ સામા થશે ને ગવર્નરો વચ્ચે પડશે એ બીકે કોંગ્રેસ પ્રધાનમંડળો પોતાના કાર્યક્રમના મૂળભૂત મુદ્દામાં ઢીલાશ બતાવી ન શકે કે ન તો બાંધછોડ કરી શકે. ફરી પંડિત નહેરુના શબ્દો ટાંકીને કહું તો "ગેરદોરવણી કરવી એ દુભવવાના કરતાં વધારે નુકસાનકારક છે."

કઈ બાબતોમાં બાંધછોડ કરવી ન કરવી, ને જે બાબતોમાં બાંધછોડ કરવી પડે તે બાંધછોડ કેટલી હદે ને કયાં સુધી કરવી એ બધું એકમતે નક્કી કરવું અશકય છે. કોંગ્રેસમાં જ ઉદ્દામવાદીઓ જે બાબતમાં જરાયે નમતું મૂકવા તૈયાર ન હોય એ બાબતોમાં મધ્યમ માર્ગીઓ નમતું મૂકવાની હિમાયત કરે. અને બંને પક્ષ એમ કહી શકે કે અમુક બાબતમાં બાંધછોડ કરવાથી કે ન કરવાથી મહાસભાના ધ્યેય તરફ વધારે ઝડપી કૂચ થઈ શકશે! એટલે રાજકીય વ્યૂહો ને કાર્યપદ્ધતિમાં મૂળભૂત બાબતો હાથ ધરવાની વસ્તુમાં પણ એકમત્તા લગભગ અશકય વસ્તુ છે. એમાં તો પક્ષનાયકોની બહુમતિના નિર્ણયને વફાદારીથી વળગી રહી એકસાથ સામનો કરવામાં તત્પરતા બતાવવી એ જ વસ્તુ કહી શકાય. અલબત્ત, પક્ષનાયકો જ્યાં લઈ જાય ત્યાં આંખ બંધ કરીને જવું એમ કહેવાનો મારો હેતુ નથી.

## ગવર્નરોની અમર્યાદ બંધારણીય સત્તા

પ્રાંતીય સરકારોમાં કોંગ્રેસપ્રધાનોની કાર્યનીતિની એવી વિગતોમાં ગવર્નરો જો પોતાને વચ્ચે પડવું હશે તો વચ્ચે પડી શકશે. એ રીતે તો બંધારણે એમને અમર્યાદિત 'ડિસ્ક્રીશનરી' સત્તાઓ (પ્રધાનોની ઉપરવટ જવાની) આપી છે. કોંગ્રેસપ્રધાનો બંધારણીય મર્યાદાઓની

તો હિંદમાં કોમી વિગ્રહ અનિવાર્ય છે. અને લીગની પરિષદ વખતે પંજાબની યુનિયનિસ્ટ પાર્ટી, બંગાળમાંથી ફઝલુલ હકની પ્રજાપાર્ટી વગેરેનાં જોડાણ થવાનું એટલા માટે જ શક્ય બન્યું છે કે રાષ્ટ્રવાદના પ્રચંડ જુવાળ સામે ટકવા કોમવાદ એકસાથ સામનો કરવા માગે છે. શ્રી. ઝીણાનું આખું ભાષણ રાષ્ટ્રવાદી સંસ્થા કૉંગ્રેસ સામે છે. મૌ. ઝફરઅલી, શૌકતઅલી અને શ્રી. ઝીણાએ કોમીવિગ્રહની વાતો તો આ પહેલાં ઘણીવાર કરી છે, પણ જ્યારે પંજાબ, બંગાળ અને સિંધની મુસ્લિમ કોમવાદી પાર્ટીઓ લીગની એકંદર કોમવાદી જમાત સાથે જોડાતી હોય ત્યારે શ્રી. ઝીણા કોમીવિગ્રહની વાત કરે એ મોટા અનર્થકારી આગાહી છે. આ રહ્યા એમના શબ્દો: "હું જણાવવાનું સાહસ કરું છું કે મહાસભાની હાલની નીતિના પરિણામે કોમી કડવાશ, કોમીયુદ્ધ અને શાહીવાદી ચોકડું મજબૂત થશે. . . બહુમતિ સાથે સમાધાન શક્ય નથી. કારણ કે હિંદુ નેતાઓમાં સાચી લાગણી કે સમાધાન માટે ઇચ્છા નથી. . . . મુસ્લિમ સંપર્કના બહાના હેઠળ મહાસભા મુસ્લિમોમાં ભાગલા પાડી તેમના નેતાઓથી તેમને છૂટા પાડવા માગે છે. એ ભયંકર ચાલબાજી છે અને તે સફળ નહિ થાય."

બીજી બાજુ હિંદુ કોમવાદના ખેરખ્વાહ ભાઈ પરમાનંદ સિંધ હિંદુ પરિષદને પ્રમુખસ્થાનેથી હિંદુ હિંદ ને હિંદુ રાષ્ટ્રની ને હિંદુ સંગઠનની વાતો કરે છે. મહાસભાની મુસ્લિમ લઘુમતિ પ્રત્યેની રાષ્ટ્રવાદી નીતિની પણ એઓ આકરણી કાઢે છે અને કૉંગ્રેસનો માર્ગ સ્વીકારવામાં હિંદુઓના અસ્તિત્વને નાબૂદ થતું જુએ છે!

પરંતુ કોમવાદનું ગાંડપણ કેટલી હદે બહેકી ગયું છે એ એક કોમવાદી મુસ્લિમ લેખકના લેખમાંનાં આ વાક્યો બતાવે છે:

> "An alternative to a friendly settlement of our dispute is the partitioning of India into two parts, namely: Muslim India and Hindu India. If this happens, then perhaps, the provinces of Sind, the Punjab, the N. W. F. Province and the United Provinces of Agra and Oudh will be given to the Muslims and the remaining parts of the country to the Hindus. In such a case Muslims living in Bengal, Bombay, C. P., Bihar and Madras will have to be transferred and distributed over the provinces mentioned above which will make up 'Muslim India.' While the Hindus living in the Punjab, N. W. F. Province, Sind, U. P. and Bengal will have to be sent to those provinces which will form 'Hindu India.'"

મુસ્લિમ હિંદ અને હિંદુ હિંદના નામ હેઠળ અત્યાચારી કોમવાદી બળો રાષ્ટ્રવાદના ક્રાંતિકારી બળને નાબૂદ કરવા એકત્ર થતાં જાય છે. મેં આગલી એક નોંધમાં કોમવાદને આંતરિક ફાસિઝમ કહ્યો હતો. ભાઈ પરમાનંદ ને શ્રી. ઝીણાને જવાબ આપતાં પં. નહેરુ

પણ કહે છે કે "મહાસભાની સરદારી હેઠળ આમજનતાના વધતા જતા જોરની એમને બીક લાગી છે. હિંદુ અને મુસ્લિમ બંને કોમમાંના થોડા સરખા કટ્ટર કોમવાદીઓ આમ જનતાના આ જોર સામે કમર કસવા તૈયાર થતા હોય એમ લાગે છે . . મુસ્લિમ લીગ અને હિંદુ મહાસભા બંને ધર્મના પવિત્ર નામે પોતપોતાનાં સ્થાપિત હિતોને મજબૂત રાખવા અને આમ જનતાના વધતા જતા બળનો સામનો કરવા સ્વાભાવિક રીતે જ બહાર પડશે. આનું નામ હિંદમાં ફાસિઝમનાં પગરણ શરૂ થયાં કહી શકાય." ( અહીં એ નોંધવા જેવું છે કે ભાઈ પરમાનંદે ને શ્રી. ઝીણાએ મહાસભાની આમસંપર્કની હિલચાલને સામ્યવાદી ને સમાજવાદી કહી વખોડી કાઢી હતી. )

પરંતુ લીગનો કોમવાદ આ વખતે બેહદ વધી ગયો છે. પહેલી વાર લીગે ઇસ્લામી ઝંડો ફરકાવ્યો ને લીગના વાવટા તરીકે ઇસ્લામી ઝંડો સ્વીકાર્યો! રાષ્ટ્રધ્વજને હિંદુ વાવટો ને વંદેમાતરમને હિંદુ ગીત કહીને એને નકાર્યાં એ કોમવાદી નશાનું ગાંડપણ ક્યાંસુધી જઈ શકે છે એનું સૂચક છે. ખરી રીતે તો રાષ્ટ્રીય વાવટાને કે વંદેમાતરમને કોઈ પક્ષ સાથે સંબંધ જ નથી. એનું મહત્ત્વ પક્ષમહત્ત્વ નથી પણ રાષ્ટ્રીય છે. પાશ્ચાત્ય દેશોમાં પણ જુદા જુદા રાજકીય પક્ષો એક રાષ્ટ્રીય ગીત અને ઝંડાનો તો સ્વીકાર કરે છે. હિંદમાં હજુ કોમવાદી નેતાઓ મધ્યયુગી ને અંધકારયુગી માનસ સેવી રહ્યા છે! હિંદમાં આજે ગત થવા જોઈતાં ભૂતકાળનાં પ્રત્યાઘાતી બળો અને વર્તમાન ને ભાવિનાં સ્થાન લેવા જેવાં પરિબળો વચ્ચે તુમૂલ સંઘર્ષણ ચાલી રહ્યું છે.

હિંદની બહાર ફાસિઝમ સામ્યવાદી બળોનો નાશ કરવાના પ્રયત્નમાં વિશ્વયુદ્ધ લાવશે; ને હિંદમાં કોમવાદ રાષ્ટ્રવાદી બળને નાબૂદ કરવા માટે અનુકૂળ તક મળતાં કોમીવિગ્રહ લાવે એવી સ્થિતિ જણાય છે.

રાષ્ટ્રવાદને ક્રાંતિકારી વિજય અપાવવાનું ઐતિહાસિક મિશન આજે મહાસભાને માથે છે. અસાધારણ પ્રચાર ને શિસ્તબદ્ધ સંગઠન આગામી પરિસ્થિતિને પહોંચી વળવાની જાગૃત શક્તિ કેળવવાનું અને આર્થિક મુદ્દાઓ ઉપર આમજનતાને એકત્ર ને યુક્ત કરવાના કાર્ય વિના કોમવાદનો સામનો થઈ શકે એમ નથી. કોમવાદને દફનાવવો એ આજે કોંગ્રેસને માટે જીવતી સમસ્યા છે.

તા. ૨૦-૧૦-૧૯૩૭



# ગંગા

સ્વર્ગેથી ઉતરી પડી હર શિરે, ત્યાંથીય પૃથ્વી પરે
જ્યાં કીડા સમ માનવી ખદબદી મેલાં કરે વ્હેનને;
તો યે પાવન વિધને કરી રહી ક્ષારાબ્ધિને જે મળે,
પ્રાણીનાં શુભ કાજ નીચ બનતાં ગંગા ન હાની ગણે.

પારાશર્ય

## પથિક

પૂજાલાલ

ઊડી ઝબકી કાળજન્ય વિસ્મૃતિ યુગોની, અને
સૂણ્યાં કંઈ નિમંત્રણો ધ્વનંત આત્મને ગહ્વરે;
બન્યું અરસ સર્વ, ભંગુર પતંગરંગે મને
અસંગવ્રત આદર્યું, પથિકદંડ લીધો કરે.

સુદૂર મુજ પંથ એ ક્ષિતિજ પારના દેશનો,
રહ્યો સમય લેશ ક્યાં વિરમવા તણો ? નેત્રને
અનિદ્ર અગ્નિને ભર્યો, વિભવ વિશ્વના વેશનો
કર્યો ભસમ; પ્રાણ સંપાત અદીઠ એ ક્ષેત્રને
જહીં પથ લઈ જતો વિકટ કાલને કાપતો.

અભીતમન રાત્રિની ભુલભુલામણીમાં થઈ
અસંખ્ય દૃઢ અંતરાય બળ વિક્રમે માપતો,
સુધીર ધ્રુવને પદે અમરશ્રદ્ધ આત્મા લઈ

જઈશ: તહીં સ્નાનશુદ્ધ થઈ ને સુધાસાગરે
કરીશ ભવમાતની ચરણજ્યોતિ જ્યાં પાંગરે.

---

# શ્રી. મોતીભાઈ અમીન–માનવતાની નજરે

પ્રો. શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી,
એમ. એ., એલએલ. બી.

'ચરોતરની કેળવણીવિષયક પ્રવૃત્તિઓના પ્રાણ' સમા શ્રી. મોતીભાઈ નરસિંહભાઈ અમીન લગભગ અર્ધી સદીથી ગુજરાતના આ નાનકડા પ્રદેશની અનેકવિધ પ્રગતિના સાક્ષી છે એટલું જ નહિ, બલ્કે મુખ્ય અંશે તેના પ્રેરક અને પોષક પણ છે. ગુજરાત જ્યારે મહર્ષિ દાદાભાઈના સેવાકાર્યથી અને ફિરોજશા મહેતાની સિંહગર્જનાથી વિસ્મય પામતું હતું, ત્યારે આ રાષ્ટ્રીય આંદોલનો ચરોતરના કેટલાક યુવકોને નવીન પ્રેરણા આપી તેમનામાં સેવાની તમન્ના પ્રગટાવતાં હતાં. વડોદરાના રામજી મંદિરમાં આવેલું હાલનું ચરોતર બોર્ડિંગ ત્યારે સરસ્વતી મંદિરના નામે ઓળખાતું. આજથી લગભગ પચાસ વર્ષ ઉપર ઈ. સ. ૧૮૮૫માં આ મંદિર સ્થપાયું હતું; અને તેના પ્રારંભમાં વિદ્યાર્થીઓ ગૃહપતિ વિના સંપબળથી જ ભેગા રહેતા. અને યુગનાં આંદોલનો ઝીલતા. આજે પણ તે વિદ્યાર્થીઓના નિવાસસ્થાન તરીકે ચાલુ રહ્યું છે. શ્રી. મોતીભાઈ સાહેબ પોતે પણ આ વિષે લખે છે કે 'સને ૧૮૯૦ થી '૯૮ સુધીનાં વર્ષોમાં જે વિદ્યાર્થીઓ અત્ર રહેલા, તેમના સંપબળ અને સંખ્યાને કારણે તેઓ 'ધી થર્ટી-ફાઈવ' (પાંત્રીસ)ના નામથી તે વખતમાં જાણીતા થયેલા. આ વિદ્યાર્થીઓ કોઈ ગૃહપતિ કે બંધારણ સિવાય પણ પરસ્પર સહાય આપતા, એક બીજાનું માન સાચવતા, સંપ, સહકાર અને શાન્તિથી રસોડાની, રમતોની અને બીજી પ્રવૃત્તિઓની વ્યવસ્થા કરતા, પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રવૃત્તિઓમાં રસ લેતા, સભાઓ ભરતા, અનેક વિષયોની ચર્ચા કરતા, ગ્રામસુધારણાના અને દેશસેવાના અનેક પાઠો શીખતા, અને વિદ્યાર્થી અવસ્થા પછીના જીવનની સામગ્રી અને ભાથું પૂરતા પ્રમાણમાં સાથે લઈને જતા." [1] ચરોતર પ્રદેશમાં કેળવણી, સમાજસેવા ને સંસારસુધારાની જે કોઈ જાહેર પ્રવૃત્તિઓ છેલ્લાં ૨૫ વર્ષ થયાં ચાલે છે, તે બધાંનાં મૂળ આ રામજી મંદિરની જગામાં આવેલા સરસ્વતી મંદિરમાં જ મળી આવે છે. 'આ મંદિરમાં ભણેલા વિદ્યાર્થીઓમાંથી ઘણા રાજકીય નેતાઓ, સંસારસુધારકો, સમાજસેવકો, કેળવણીકારો, ડૉક્ટરો, વેપારીઓ, એન્જિનિયરો, વકીલો અને સરકારી અમલદારો પણ નીપજ્યા છે.' [2] પેલા 'થર્ટી-ફાઈવ' ની સંખ્યામાં આજના જાણીતા લોકસેવકો સરદાર વલ્લભભાઈ અને શ્રી મોતીભાઈ અમીનનો પણ સમાવેશ થઈ જાય છે એ હકીકત 'ચરોતર બોર્ડિંગ'ના ઇતિહાસમાં અતિશય હર્ષ અને ગૌરવ ઉપજાવે તેવી છે.

---

૧. જુઓ 'ચરોતર' માસિક વર્ષ ૬, અંક ૧૧, પૃ. ૩૯૬
૨. જુઓ 'ચરોતર' વર્ષ ૭ અંક ૧, પૃ. ૧૪

અમીનસાહેબ જ્યારે કૉલેજજીવન પૂરું કરી સેવાના અભિલાષો સેવતા જીવન-વ્યવસાયમાં પડ્યા હતા, ત્યારે લોકમાન્ય ટિળકનો કર્મસંન્યાસવાળો સેવાધર્મ મહારાષ્ટ્રના સીમાડા ઓળંગી હિંદભરમાં વ્યાપક થતો હતો, ને ગુજરાતના સંસ્કારી યુવાનોને પણ સ્વદેશાભાવનાથી રંગી દેતો હતો. બંગભંગ વખતની સ્વદેશી ધર્મની પ્રબળ પ્રવૃત્તિ હજુ આવવાની હતી; ગાંધી યુગની તો ઉષા પણ ત્યારે નહોતી ફૂટી. ત્યારે પણ રાષ્ટ્રધર્મનાં ઉત્તમ બીજ યુવાન ગુજરાતના ફળદ્રુપ પ્રદેશમાં રોપા રૂપે પ્રગટી ઊઠ્યાં, અને પુષ્પ તથા ફળની ચોક્કસ આગાહી આપનાર્ં થયાં.

આ લેખના પ્રયોજકે સંવત ૧૯૯૨ના 'શારદા' માસિકના દીપોત્સવી અંકમાં શ્રી. મોતીભાઈ અમીનની સર્વદેશીય પ્રવૃત્તિઓની વિગતો આપતો એક લેખ પ્રસિદ્ધ કર્યો હતો; અને પ્રસ્તુત લેખને સંપૂર્ણ સમજવા તે પ્રથમ લેખ વાચકવર્ગને ઘણો ઉપયોગી થઈ થશે. પ્રથમ લેખ મુખ્યત્વે સાહિત્યની દૃષ્ટિએ જ તૈયાર થયો હતો; ત્યારે પ્રસ્તુત લેખ કેટલીક સૂક્ષ્મ અને ગૂઢ વિગતો આપવા માટે છે. પ્રથમ લેખ અમીનસાહેબની જાહેર-પ્રવૃત્તિઓ ઉપરથી તેમની ઓળખ આપવાનો એક અખતરો હતો, ત્યારે પ્રસ્તુત લેખ તેમના કાર્યપ્રદેશ અને મનઃસૃષ્ટિના અવલોકનથી તેમનું સમગ્ર વ્યક્તિત્વ આલેખવાનો એક નમ્ર પ્રયાસ છે. પ્રથમ લેખ પ્રસિદ્ધ થયો ત્યાર પછી મોતીભાઈસાહેબે 'ચરોતર' માસિકના ૧૯૩૬ ના ડીસેમ્બર અંકમાં એક નિવેદન વડે તે લેખમાં કરેલાં સૂચનો ઉપર વેધક પ્રકાશ નાખ્યો છે, અને જાહેર લોકસેવા વિષેનું પોતાનું પ્રામાણિક મંતવ્ય સ્પષ્ટ કર્યું છે. આવા નિવેદને આ લેખકને કંઈક વધુ કહેવાની તક આપી છે; નવી મુલાકાતોએ તેમનું માનસ લેખકને વધુ પારદર્શક લાગ્યું છે, અને થોડીશી વધુ સામગ્રી પણ આ લેખનું નિમિત્ત બની છે. વિનયી અને વિનમ્ર અમીનસાહેબ પોતાના કાર્યની કે જીવનની વિગતો આજે પણ મારા જેવાને જણાવવા તૈયાર નથી, એટલું જ નહિ પણ તેમનું સાન્નિધ્ય સેવતા સ્નેહીવર્ગને અને યુવકવૃંદને પોતાના વિષેની આવી હકીકત અન્ય કોઈને ન આપવાનું સખત ફરમાન તેમણે ચાલુ જ રાખ્યું છે. વાચકવર્ગ તે તેથી સમજશે કે ઉપર જણાવેલાં થોડાંક તત્ત્વો આ લેખનું ઉપાદાન કે નિમિત્તકારણ બન્યાં છે; અને તે બધાંનો અત્ર અતિશયોક્તિ રહિત અને સત્યપ્રધાન દૃષ્ટિએ જ ઉપયોગ કરવામાં આવ્યો છે.

મારા પ્રથમ લેખમાં શ્રી. મોતીભાઈને કરેલી એકબે નમ્ર સૂચનાઓ—તેમના કાર્યની અને કાર્યપ્રદેશની સંકુચિત મર્યાદાઓ વિષેની—અમૃતલાલ ઠક્કરસાહેબને પણ અતિશય ગમી ગઈ; અને અમીનસાહેબના દોહિત્ર શ્રી. મહેન્દ્રભાઈને પણ ખૂબ પસંદ પડી. એ સૂચનાઓનું હાર્દ શ્રી. અમીનના અનેક પ્રશંસકો અને સ્નેહીઓને હજુ પણ સત્ય અને સ્વીકાર્ય લાગતું હશે. પણ દૃઢ સંકલ્પવાળું લોખંડી માનસ ધરાવનાર મોતીભાઈસાહેબની વિચાર-સરણી કે કાર્યપદ્ધતિ ઉપર તેની કાંઈ ઓછી જ અસર થઈ શકે છે ? દીવાન કચેરીની આકર્ષક નોકરી છોડી દઈ સ્વેચ્છાથી હેતુપૂર્વક શિક્ષક થયેલા અમીનસાહેબને લોકકેળવણી પણ વિદ્યાર્થી—કેળવણીના જ એક અંગ જેવી લાગી; અને પ્રાપ્ત કરેલા અક્ષરજ્ઞાનને ટકાવવા માટે જ્ઞાન-પરબોની અર્થાત્ પુસ્તકાલય સંસ્થાઓની જરૂર જણાઈ. તેઓ પુસ્તકાલય ખાતાના અમલદાર બન્યા, પણ આ અમલદારનું માનસ તો મૂળ એક શિક્ષકનું જ હતું. શિક્ષણની જ દૃષ્ટિ સેવતાં સેવતાં તેમણે પુસ્તકાલય પ્રવૃત્તિને શ્રીમંત મહારાજાસાહેબના શુભ પ્રોત્સાહનથી

આખા વડોદરા રાજ્યમાં વ્યાપક બનાવી. આવી શિક્ષક વૃત્તિએ જ તેમને છાત્રાલય પરિષદો, વિદ્યાર્થીસંમેલનો અને કેળવણી સંસ્થાઓમાં સક્રિય રસ લેતા કર્યા, અને હરિજન પ્રવૃત્તિ તરફ પણ તેમની પ્રીતિ ઉપજાવી. ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, વડોદરાનું ચરોતર બોર્ડિંગ અને વસોની કેળવણી, પુસ્તકાલય તથા સહકારી સંસ્થાઓ વિષેની સાર્વજનિક પ્રવૃત્તિઓ આ એક જ પ્રધાન, પ્રેરક અને પાવનકારી વૃત્તિમાંથી ઉદ્‌ભવી છે. તેઓ પોતે પણ લખે છે કે

"પણ પુસ્તકાલય ખાતામાં નોકરી કરતાં પણ શિક્ષક થવાના કોડ મેં અનેક રીતે સેવેલા, અને શાળાઓ, શિક્ષકો અને શિક્ષણ સાથે પરિચય ચાલુ પણ રાખેલો. એટલે નિવૃત્ત થતાં ઉલ્લાસથી શિક્ષકનું કામ સ્વીકારી લીધું. સાચું કહું તો શિક્ષક થવા માટે જ પુસ્તકાલય ખાતાની નોકરી ૬૨ વર્ષની ઉંમરે પણ પ્રયત્ન કરીને જ છોડી. વિદ્યાર્થી અવસ્થામાં શિક્ષક થવાનાં જ સ્વપ્નાં સેવતો.........તો પછી નિવૃત્ત થઈ શિક્ષક થાઉં તો તેમાં મને કંઈ જ આશ્ચર્ય લાગ્યું નથી—લાગતું નથી. પણ હું ફક્ત શિક્ષક કોઈ વખત હતો જ નહિ, અને હવે તો થઈ શકવાનો પણ નથી. શિક્ષક હતો ત્યારે પણ પુસ્તકાલયો અને તેવી જ ગામડાંની બીજી પ્રવૃત્તિઓમાં રસ લેતો, અને ગામડાં અને ગામજનો સાથે પરિચય સેવતો."[3]

અગાઉના લેખમાં આ લેખકે અમીનસાહેબની સર્વ પ્રવૃત્તિઓને મુખ્યત્વે કેળવણીના મધ્યબિન્દુમાંથી જ ઉદ્‌ભવેલી મનાવી હતી, અને તેથી તેમને સાહિત્યના ઓવારે કરેલા સરસ્વતી મંદિરના દ્વારપાળ તરીકે નિરૂપ્યા હતા. લેખકની આ માન્યતા શ્રી. અમીનના પોતાના જ નિખાલસ નિવેદનથી અપૂર્ણ અને દોષયુક્ત ઠરી છે, એમ જણાવતાં મને આજે આનંદ થાય છે.

શ્રી. મોતીભાઈની જાહેર પ્રવૃત્તિઓનો આરંભ કેળવણીથી જ થયો છે, અને તેમની શિક્ષકવૃત્તિ જ તેમનાં સેવાકાર્યોનું ઉદ્‌ભવસ્થાન કહી શકાય. પણ તેથીયે આગળ જો અમીન સાહેબના માનસની ભીતરમાં પ્રવેશ કરીએ તો જણાય છે કે તે બધાની પાછળ પણ એક વિશિષ્ટ લક્ષણ તેમના સકળ જીવન ઉપર અધિકાર ભોગવે છે: અને આ છે તેમની ઉદાત્ત માનવતા. આ માનવતા શિક્ષણનાં ક્ષેત્રોને પ્રધાનતઃ આવરી લે છે; પણ તેનો પ્રબળ પ્રવાહ આટલાં જ ક્ષેત્રોમાં સમાઈ ન જતાં ઉભરાઈ ને અન્ય પ્રદેશો તરફ પણ ધસે છે. આની સાબિતી તેમનાં પોતાનાં જ વચનો કરતાં કયો વધુ વિશ્વસનીય પુરાવો હોઈ શકે? તેઓ પોતે જ જણાવે છે કે:

"મારો વિષય હવે એકલો કેળવણી કે સમાજસુધારો નથી રહ્યો. પણ ખેતી, વણાટ અને બીજા તેવા જ વિષયો તરફ મારું મન વળ્યું છે. શાળાઓની સાથે ગ્રામપંચાયતો અને સહકારી મંડળીઓની સુધારણા તરફ લક્ષ દોરાયું છે. ઉજળિયાત વર્ગોના પ્રશ્નો સાથે હરિજનો અને પછાત વર્ગોના પ્રશ્નો પણ વિચારાય છે."[4]

---

૩ જુઓ 'ચરોતર,' વર્ષ ૬ અંક ૧૨ પૃ. ૪૨૦
૪ જુઓ 'ચરોતર' વર્ષ ૬ અંક ૧૨ પૃ. ૪૨૧

આથી પુનઃ વિચારતાં જણાય છે કે **શ્રી. મોતીભાઇ કેળવણી સરસ્વતી મંદિરના દ્વારપાળ જ નથી, પણ એથીયે વધુ, ઉદાત્ત માનવતાથી ઊભરાતા એક હિંદી છે.** પોતાના વતન વસો જેવા ચરોતર પ્રદેશના એક સ્થળનું કે પેટલાદ જેવા એક તાલુકાનું સેવાકાર્ય કરતાં કરતાં તેમણે ગુજરાત અને અખિલ ભારતની વિશાળ ભાવનાને જ પોષી છે, એમ તેમના નિખાલસ નિવેદન ઉપરથી જણાય છે. તેઓ કહે છે કેઃ "હિંદના કે ગુજરાતના એક નાનકડા ભાગ તરીકે જ આ નાના ક્ષેત્રમાં હું કામ કરું છું. . . અને વસોને એક પ્રયોગશાળા ( લેબોરેટરી ) ગણું છું."[૫]

આવા લોકસેવકની કાર્યપદ્ધતિ જાણવી અને કાર્યની ગુણવત્તા માપવા પ્રયત્ન કરવો તે જનહિત માટે આવશ્યક અને ઉપકારક છે. શાંત અને મૂક રીતે શ્રી. મોતીભાઈએ જાહેર કાર્યનો આરંભ કર્યો છે, ને તેને વેગ આપ્યો છે. ઓલીવર વેન્ડેલ હોમ્સની નીચેની પંક્તિઓ તેમના સ્વભાવનું આ લક્ષણ બહુ ઉચિત રીતે પ્રગટ કરે છેઃ

"The noblest service comes from nameless hands
And the best servant does his work unseen."

જાહેરાત કે કીર્તિ કાજે નહિ, પણ કેવળ કર્તવ્યપાલનના સંતોષ ખાતર જ તેમણે અનેક જાહેર પ્રવૃત્તિઓ આરંભી છે ને વિકસાવી છે; અને માર્ગમાં આવતાં વિઘ્નોને વિદારી ધ્યેયપ્રાપ્તિ માટે અખૂટ ઉત્સાહ અને નિતાન્ત કર્તવ્યભક્તિ દાખવી છે. એકનિષ્ઠા ને પ્રામાણિકતા તો તેમની સર્વ સાર્વજનિક પ્રવૃત્તિઓની સફળતાની ચાવી સમાન છે. છતાં આટલી શક્તિઓ ને ગુણો ધરાવતી તેમના જેવી વ્યક્તિને હંમેશાં જ કાંઈ વિજય નથી મળતો. તેનું કારણ ગામડાનું સાર્વજનિક કાર્ય કરવામાં આડે આવતી મુશ્કેલીઓનો પ્રત્યક્ષ અનુભવ કરનારને જ સમજાય. શ્રી. અમીનનો કર્તવ્યપ્રદેશ મોટાંમોટાં શહેરો નહિ, પણ ચરોતરનાં નાનાં મોટાં ગામડાં જ છે. ગ્રામવાસીઓ સાદા છે, નિરક્ષર છે, દેવાદાર છે, દુઃખી છે, રોગગ્રસ્ત છે, ને અનેક સગવડોથી વંચિત છે એ બધુંય ખરું; છતાં ગામડાંની પટેલાઈ, સ્વાર્થ, ઈર્ષ્યા, નિરુદ્યોગીપણું અને અપ્રામાણિકતા આ બધાં સંકુચિત મનોદશા અને આંતરિક કલહને જ જન્મ આપે છે, અને તીવ્ર બનાવે છે. વિરલા અશ્વિનો જ આવા પ્રતિરોધોને હટાવી શકે. અને જ્યારે કોઈ એક પ્રશ્ન ઉપર જ્યારે તીવ્ર મતભેદને કારણે બે પક્ષ પડ્યા હોય ત્યારે સબળ કે સ્વલ્પ બહુમતીથી જ કામ કરવું ઘણું કઠિન અને કલેશવર્ધક થઈ પડે છે. તેથી મતામતિ પોષાય છે અને રાગદ્વેષ વધી પડે છે. ગામડાંના લોકો બંધારણીય કાનુનો ભાગ્યે જ સમજે છે, અને ભિન્ન મત માટે સહિષ્ણુતા પણ ક્વચિત્ જ દર્શાવી શકે છે. આ સ્થિતિનો સંગીન અનુભવ ધરાવતા અમીનસાહેબ એકમતથી જ જે શક્ય હોય તે કરે છે, અન્યથા તેને ભાવિ માટે મુલતવી રાખી પ્રચારકાર્ય અને પરિપક્વ સમયમાં શ્રદ્ધા ધરાવે છે. વસોની સહકારી બૅંક, કેળવણી મંડળ કે પુસ્તકાલય સંસ્થાઓની સભામાં તેમણે એકમતે જ કુનેહથી કાર્ય કર્યું છે, અને તે રીતે 'કજિયાનું મોં કાળું' કર્યું છે ? આથી તેમણે વિરોધીઓને પોતાના કરી લીધા છે, ને પોતે સંગીન કાર્ય કરી શક્યા છે. આવા ઉત્તમ નિયમનું પાલન તેમના નક્કર અનુભવમાંથી જ ઉદ્ભવ્યું છે. વિદ્યાર્થી સહાયક સહકારી મંડળનું કે

૫ જુઓ 'ચરોતર' વર્ષ ૬ અંક ૧૨, પા. ૪૨૧

તે પહેલાંની પેટલાદ સેનાફંડનું લહેણું વસૂલ કરવામાં પણ તેઓ ભાગ્યે જ કોર્ટનું શરણ શોધે છે. તાણીને તૂટી જાય ત્યાર પહેલાં જ તેને છોડી દેવાની તેમનામાં કુનેહ અને કુશળતા છે. કોઈકને આમાં કદાચ કાયરતા કે નિર્બળતાની ઝાંખી થાય; પણ સહુની કાર્યપદ્ધતિ કાંઈ સરખી હોતી નથી, અને અમીનસાહેબની આ પદ્ધતિ પણ પ્રારંભદશામાં તો પ્રશંસાપાત્ર જ છે, એમ નિઃશંક કહી શકાય.

આમ તેમની ઉદાત્ત માનવતાએ જ શ્રી. મોતીભાઈને અનેક સેવાકાર્યોની પ્રેરણા આપી છે, ને શિક્ષકવૃત્તિ એ માનવતાનો એક પ્રધાન અંશ છે. તેમનું હૃદયપટ ઉત્કૃષ્ટ માનવતાના વિશુદ્ધ તારોથી–તાણાવાણાથી–વણાઈને તૈયાર થયું છે; અને તે મુખ્ય તારમાંથી ઉદ્‌ભવેલા કેટલાક સૂક્ષ્મ તાર આ પટને વિવિધતા અર્પી આકર્ષક બનાવે છે. કર્તવ્યપાલન, આત્મત્યાગ, ઇત્યાદિના સૂક્ષ્મ છતાં વિવિધવર્ણી તાર પણ તેમાં નજરે પડે છે. ઈશ્વરશ્રદ્ધાનો મોતનજરળરંગી ને બળવાન તાર પણ તેમાં દેખાય છે; અને હાસ્યવિનોદના તાર પણ પોતાની ભિન્નતાથી પટને મનોહર બનાવે છે. નિખાલસતા, નિડરતા, નિર્મોહ અને સત્યપાલનના પણ કેટલાય સૂક્ષ્મ તારો તેમાં સ્પષ્ટ ભળેલા જણાય છે. આ અલંકારયુક્ત કથન થોડાં ઉદાહરણોથી વધુ સ્પષ્ટ થશે.

મોતીભાઈસાહેબ મૂર્તિપૂજામાં ભાગ્યે જ શ્રદ્ધા ધરાવે છે, પણ તેઓ નાસ્તિક કે નિરીશ્વરવાદી તો નથી જ. ઈશ્વરના અસ્તિત્વમાં શ્રદ્ધા ધરાવીને તેઓ પ્રાતઃકાળમાં ઊઠતાંવંત જ એક અંગ્રેજી પુસ્તકમાંથી પોતાની દૈનિક પ્રાર્થના ગભીરતાથી વાંચે છે; અને ત્યાર પછી જ ઇતર નિત્યકાર્યનો આરંભ કરે છે. એક સ્નેહીની સૂચના ઉપરથી તેઓ આમ નિયમિત રીતે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા વાંચવાની ઉમેદ ધરાવે છે, પણ આવા કર્મવીર અને ઉદાત્ત માનવીને એ આધ્યાત્મિક જ્ઞાન શુષ્ક લાગવાનો સંભવ છે; કારણ કે તેમને તો જનસેવામાં જ આધ્યાત્મિક પ્રગતિ દેખાય છે, ને વિશુદ્ધ કર્તવ્યપાલન મોક્ષ ભાસે છે. શુભ કાર્ય માટે નિર્મળ વિચાર અને શુદ્ધ સંકલ્પ ઉપર ખૂબ ભાર મૂકતા હોવાથી જ તેઓ પ્રાતઃપ્રાર્થનામાંથી આમ ઘણી પ્રેરણા અને પવિત્રતા પ્રાપ્ત કરે છે.

તો પછી આટ-આટલી પ્રશંસાના અધિકારી શ્રી. મોતીભાઈ શાથી સમગ્ર હિંદમાં કે છેવટે આખા ગુજરાતમાં સુવિખ્યાત નથી! કારણ કે તેઓને પોતાની શક્તિઓનું અને મર્યાદાઓનું પૂરેપૂરું ભાન છે. તેમની કાર્યપદ્ધતિ વિશાળતા નહિ, પણ સઘનતા તરફ જ મીટ માંડે છે. વિસ્તાર નહિ, પણ ગહનતા જ તેમનું ધ્યેયબિંદુ છે; અને તેથી તો તેમને ચરોતર કે પેટલાદ તાલુકો પણ બહુ વિશાળ ક્ષેત્ર લાગે છે. તેમનું આ દૃષ્ટિબિંદુ સમજ્યા પછી વતન વહાલની સાંકડી મર્યાદાઓને શિથિલ કરવાનું મારું નમ્ર સૂચન અનુચિત જ ઠરે છે. તેમના નમ્ર નિવેદનમાં ખેડૂતની ઉપમા વડે તેમણે પોતાની મર્યાદિત શક્તિઓનો સ્વીકાર કરી પોતાની કાર્યપદ્ધતિ ખૂબ સ્ફુટ કરી છે.

અને હવે તેમના નિર્ભેળ હાસ્ય અને નિર્દોષ વિનોદને સમજવા નીચેનાં થોડાંક પ્રસંગોચિત ઉદાહરણો વાચકને ખૂબ રસપ્રદ થશે.

ઈ. સ. ૧૯૩૬ ના ઓક્ટોબરની આખરમાં અમદાવાદ ગાંધીજીના પ્રમુખપદે મળેલી હરિજન પરિષદ સંમેલનની બેઠકનો ભરચક કાર્યક્રમ ચાલુ હતો. બીજા દિવસની સવારની

બેઠક પૂરી થયે પાછા ફરતાં ભદ્રના કિલ્લામાં અચાનક અમીનસાહેબ તેમના સ્નેહીવર્ગ સાથે મને ભેગા થયા. મારા પ્રથમ લેખની પ્રસિદ્ધિ પછી આ પહેલી જ વાર અમે મળ્યા. સંમેલનની સવારની બેઠકમાં મોતીભાઈસાહેબ આપણી ઇત્યાદિનાં બંધનોમાંથી મુક્ત હોઈને વેળાસર ગયેલા, અને આમ ઘણા પ્રેક્ષકો કરતાં વહેલા ગયેલા. અને બેઠક પૂરી થયે પ્રેમાભાઈ હોલમાંથી નિકળતી વખતે પણ શાંતિથી, બધા નિકળી જાય ત્યારે સૌથી પાછળ, અધીરાઈ વિના, ભીડ મટયે બહાર નિકળતા. રસ્તામાં મને મળતાં વેંત જ તેઓએ કહ્યું: "શાસ્ત્રી, તમેય મારું ઠીક નામ પાડી દીધું છે." "કેમ સાહેબ?" જવાબ: "કેમ, હું તો દ્વારપાળ છું ને? સંમેલનની આજની સવારની બેઠકમાં ઘણાથી વહેલા જઈ અને સૌથી પાછળ બહાર નિકળી મેં એ નામ બરાબર શોભાવ્યું છે. દ્વારપાળ આમ જ કરે ને?" સાથેના અનેક મિત્રો કેવળ અટ્ટહાસ્યના વાતાવરણમાં જ આવી ગયા.

બીજું ઉદાહરણ વસોના ગોપાળદાસ બાગમાં આવેલા બાલમંદિર પરત્વેનું છે. તેના ક્રીડાંગણમાં બાળકો માટે તૈયાર કરાવેલે હીંચકે એક નાની બાળકી ખાઈ રહી હતી. અમીનસાહેબ મને બધું બતાવતા હતા. બાળકી પાસે આવતાં તેમણે કહ્યું: "કેમ, શું કરો છો?" પ્રત્યુત્તર: "હીંચકા ખાઈએ છીએ." અમીનસાહેબે પોતાની લાકડીથી હીંચકો અટકાવી કહ્યું: "અમે નહિ ખાવા દઈએ." બાળકી કહે: "તો હું તમને મારી-મારી નાખીશ." (બાળકનો આત્મવિશ્વાસ ને હિંમત એ બાલમંદિરને આભારી હશે, પણ હિંસકવૃત્તિ તો આપણા સમાજનાં માબાપોની જ હિંસકવૃત્તિનો પડઘો લાગે છે.) અમીનસાહેબ કહે: "તોય તમને ઝોલા નહિ ખાવા દઈએ." પુત્રવિહોણા આ કાર્યકર્તા પારકાંના બાળકો તરફ પોતાનાં જ અપત્યના જેટલું વહાલ દાખવે છે, અને તેમને વિનોદથી રમાડે છે. શિક્ષકો પણ કોઈ બાળકને 'તું'કારથી એકવચનમાં સંબોધતા નથી, ને તે રીતે બાળપણથી જ તેમનામાં સ્વમાન અને સન્માનની ભાવના જાગૃત કરવામાં આવે છે. શારીરિક શિક્ષાનો સંપૂર્ણ પ્રતિબંધ એ તો શ્રી. મોતીભાઈની દેખરેખ હેઠળ ચાલતી વસોની કેળવણી સંસ્થાઓનું એક વિશિષ્ટ લક્ષણ છે.

ત્રીજો પ્રસંગ પણ ગોપાળદાસ બાગમાં આવેલી અંગ્રેજી શાળાનાં બાળકોનો છે. અમે બીજા ધોરણના વર્ગમાં દાખલ થયા ત્યારે અંગ્રેજી શ્રુતલેખન (Dictation) ચાલતું હતું. અનેક બાળકોએ ઈન્ડીપેન્ડન્ટ પેનથી નોટમાં આ શબ્દો લખ્યા હતા. શિક્ષકે અમીન સાહેબને તે બધા બતાવ્યા. બાળકોનો અભ્યાસ ને સફાઈ પ્રશંસાપાત્ર હતાં. પણ તે દરમ્યાન શ્રી. મોતીભાઈ અન્ય વસ્તુ જ વિચારી રહ્યા હતા. અનેક બાળકો પાસે આવી પેન જોઈ. એક બે બાળાઓને તેમણે પૂછ્યું: "પેન કોણે આપી?" કોઈ એ કહ્યું: "સાહેબ, મારા ભાઈ પાસેથી મેળવી છે." તો અન્ય કહે: "સાહેબ, મારા બાપે ખરીદી આપી છે" અમીન-સાહેબ હસતાં હસતા કહે: "ઘેર રડીને, માબાપને પજવીને પેન મેળવી હશે હું જાણું તો..." "ના સાહેબ." અને પછી આવી પેન રાખનાર બાળકોની ગણતરી કરી તો તેની સારી સંખ્યા જણાઈ. તરત જ તેઓ ગંભીર થયા, કારણ કે પરદેશી માલના મોહક અને વ્યાપક સ્વરૂપે તેમની સ્વદેશી ભાવનાને આ વખતે કારી ઘા કર્યો હતો.

હજી એક વિશેષ દૃષ્ટાંત આપું છું. ગોપાળદાસ બાગ આગળની ભાગોળેથી સાંજના અમે ફરવા જતા હતા; સાથે એકબે બીજા સ્નેહીઓ પણ હતા. વણસર ગામના કુંભારની

બહુ મોટી આશાએ આવ્યો છું. નિરાશ ન કરતા." તેને પ્રત્યુત્તર મળ્યો: "હું તો મારા પેટલાદ તાલુકાને જ નથી પહોંચી વળતો, તો વળી તમારું ગામ તો ચરોતરનીય બહાર આવ્યું. એને માટે તો હું મદદ ક્યાંથી લાવું? અમારાય હાથ બંધાયેલો હોય છે. જિલ્લા કે તાલુકા સમિતિને અરજ કરો." ગામડિયો કહે: "પણ બાપજી, થોડી ઘણી મદદ તો આપ કરો જ. બધે આપ મદદ આપો છો, અને અમારા ગામને જ ટાળી મૂકશો?" તે બિચારો ભૌગોલિક પ્રદેશના ભેદનું રહસ્ય બરાબર સમજ્યો નહોતો. નરી નિખાલસતાથી અમીનસાહેબે પ્રત્યુત્તર દીધો: "જુઓ, કહેનારા કહી રહ્યા; મંદિર માટે તો હું પાઈ ન આપું કે ન અપાવું. ને કૂવા માટે મારી શકિત નથી, મારી પાસે તેવાં નાણાં નથી. હું લાચાર છું. સમિતિને અરજી કરો તો તમોરા ગામની કૂવા માટેની ભલામણ કરવા કે કરાવવા તજવીજ કરીશ." નિરાશ વદને પેલા ગામડિયાએ ચાલતી પકડી. કેવી નિખાલસતા અને કેટલું મર્યાદાપાલન!

અને નિર્મોહ કે નિરહંકાર પણ તેમનામાં અથાગ છે. અમલદાર તરીકે પોતાનાં પર્યટનોમાં કે બદલી અથવા નિવૃત્તિના પ્રસંગે પણ માનપાન લેવાનો, જલસાઓ સ્વીકારવાનો, કે હારતોરાથી વિભૂષિત થવાનો તેમણે હમેશાં એક નિયમ તરીકે સંપૂર્ણ ને સફળ ઇનકાર જ કર્યો છે. અને તેવી જ રીતે કેવળ ખુશામત વૃત્તિથી અમલદારશાહીને પ્રસન્ન કરવા માટે તેમણે પોતે સમારંભો કે હારના પ્રસંગો ભાગ્યે જ ઉપસ્થિત કર્યા છે. આના સમર્થનમાં વળી એક વાત જણાવી લેઉં. એક વખત કોઈ આનંદની પળે તેઓ નિખાલસતાથી મને કહેવા લાગ્યા: "અને મારા જીવનની મોટામાં મોટી ઇચ્છા તો એ છે કે. . . ." કંઈક મહત્ત્વની વાત તેઓ જણાવે છે તેમ ધારી હું પણ સાવધ અને ગંભીર બન્યો, ને બોલ્યો: "શી સાહેબ?" "કે મારા મરણ બાદ મારું કોઈ પ્રણ પ્રકારનું સ્મારક ઊભું ન થાય તે. વસોના આ મારા મિત્રો ને સ્નેહીઓ તેમ કર્યા વિના જંપશે નહિ તેવો અને ભય છે, જો કે હું તો મારી ઇચ્છા બર લાવવા બનતી તજવીજ કરું છું જ. પણ કોણ જાણે કેવીક મારી ઇચ્છા સિદ્ધ થશે?" મરણોત્તર સ્થિતિ માટે પણ આટલો નિર્મોહ ને નમ્રભાવ સેવતા અમીનસાહેબ કેટલા મહાન અને પ્રશંસાપાત્ર છે? 'માનવસાગરનું પોતે એક બુદ્બુદ; મહાન ભેખધારી આગળ પોતાની સેવા તો કેટલી અલ્પ ને તુચ્છ છે' આ જ ભાવ તેમના હૃદયને હમેશાં શુદ્ધ અને પવિત્ર રાખે છે.

આજ સુધીમાં તેઓએ તનથી, મનથી તેમજ ધનથી ચરોતરની અને ખાસ કરીને પેટલાદ તાલુકાની અને વસોની વિવિધ સેવાઓ કરી છે, ને તે રીતે ગુજરાતને પણ ઋણી કર્યું છે. પોતે હાથ ધરેલી હરકોઇ જાહેર સંસ્થામાં તેમણે ઉદાર ને પ્રસન્ન ચિત્તે સારો આર્થિક ફાળો આપ્યો છે, ને આમ વિત્તૈષણાથી પર થવાનો પ્રયત્ન કર્યો છે.

આજે તેઓ બાળકેળવણીના, સહકેળવણીના અને હરિજનકેળવણીના પ્રયોગો કરી રહ્યા છે, ને તેના જટિલ પ્રશ્નોને ધરમૂળથી વિચારતા જાય છે. કુમાર અને કુમારીઓનાં સામાજિક કર્તવ્યો ભિન્ન હોવાથી સહકેળવણીને બદલે તેમની જરૂરિયાતોને ઉચિત જુદી કેળવણી આપવી જોઈએ તો જ કેળવણી વધુ સફળ થાય; કેળવણી તે કાંઈ રાજકારણની દાસી નથી, અને તેનું દષ્ટિબિન્દુ કેવળ એક રાષ્ટ્ર નહિ, પણ સમગ્ર જગત હોવું જોઇએ; આવાં આવાં તેમનાં મંતવ્યો કેવળ કલ્પનામૂલક નથી પણ સંગીન અનુભવ ઉપરથી જ

રચાયેલાં છે. કેળવણીની વાસ્તવિક ગૂંચોને તેઓ સ્વતંત્ર વિચારશક્તિથી નિરખે છે, ને શક્ય હોય ત્યાં તેમને ઉકેલે છે. પ્રાથમિક કે માધ્યમિક શિક્ષણ આપતી શાળાઓમાં હુન્નરઉદ્યોગની આવશ્યકતા જ્યારે આજે ખૂબ ચર્ચાસ્પદ વિષય બની શિક્ષિત વર્ગનું ધ્યાન ખેંચી રહી છે, ત્યારે વસોની એ જે. હાઈસ્કૂલે તો શ્રી. મોતીભાઈની પ્રેરણા ને દેખરેખ હેઠળ તેનો ઘણાં વર્ષો થયાં આકર્ષક આરંભ કરી દીધો છે.

ચરોતરની આવી મૂક ભાવે સંગીન સેવા કરનાર અમીનસાહેબ આજે વસો કેળવણી મંડળના અગ્રણી છે, વસો સહકારી બેંકના પ્રમુખ છે, 'ચરોતર' માસિકના તંત્રી છે, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળના મંત્રી છે, પુસ્તકાલય સહાયક સહકારી મંડળના પ્રમુખ છે, અને પેટલાદ તાલુકાની શિક્ષણ આરોગ્ય તથા પુસ્તકાલય વિષેની પ્રવૃત્તિઓ ચલાવતી સંસ્થાઓના તેઓ સર્જક કે સુકાની છે. શિક્ષક થવાના કોડ ધરાવતા આ કાર્યકર્તા આમ સેવા કરતાં કરતાં કેળવણીમાં વિશારદ બન્યા છે એટલુ જ નહિ, પણ એક સામયિકના તંત્રી થયા છે, અને સહકારશાસ્ત્રના જ્ઞાતા બન્યા છે.

ત્યારે આ સર્વ પ્રવૃત્તિઓના સારરૂપ તેમનું સૌથી મોટું કાર્ય કયું? તેમનાં પોતાનાં જ વચન આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપે છે;—"**મારી જિંદગીનુ મોટામાં મોટું કામ કયું એમ જો કોઇ પૂછે તો હું પેટલાદ લૉનફંડના કામને આગળ ધરું.** મારા જીવનમાં સારું છે તેમાંનું ઘણુ પેટલાદ લોનફંડને આભારી છે. મારામાં જે દોષો અને ત્રુટિઓ છે તે આ લોનફંડના વહીવટમા ઊતરી છે. પણ ચરોતર વિદ્યાર્થી સ. સ. મંડળ લિ. ના વહીવટમાં તે દૂર કરવામાં આવી છે. આ ફંડને લઇને અનેક વિદ્યાર્થીઓ સાથેનો મારો સંબંધ ત્રીસ વર્ષ સુધી સતત લંબાયો છે. . . . આ કામ કરવાથી થોડે ખર્ચે મોટાં ફળ મેળવી શકાયાં છે, સ્વાશ્રયના ધોરણે યુવકોની મહત્ત્વાકાંક્ષા પોષી શકાઈ છે, અને નજીવા સ્વાર્થના ભોગે પરોપકારનું મહાનકાર્ય કરી શકાયુ છે."[૬]

પેટલાદ, આણંદ કે વસો તેમની જાહેર પ્રવૃત્તિઓનાં પ્રધાન કેન્દ્રો છે, ને શ્રી. અમૃતલાલ ઠક્કર જેવાને પણ ગુજરાતમાં કે ગુજરાત બહાર કોઈ જાહેર કાર્ય માટે સ્વયંસેવકોની જરૂર હોય ત્યારે શ્રદ્ધા ને સંતોષની વૃત્તિથી તેમની દૃષ્ટિ પણ આ કેન્દ્રો તરફ જ દોડે છે, એ હકીકત જ શ્રી. મોતીભાઈના સેવાકાર્યની સબળ અસર પુરવાર કરવા માટે પૂરતી છે.

તેઓ ગામડાંની દુર્દશા જાણે છે, ખેતીની પડતી પિછાને છે, જમીન મહેસૂલનો અસહ્ય બોજો તેમને અકળાવે છે, અમલદારી જુલમને તેઓ પડકાર દે છે, વેઠને વખોડી કાઢે છે, અને ગામડાંના આંતરિક કલેશથી ને અજ્ઞાનથી ત્રાસી જાય છે. તેઓ ગરીબ છતાં બુદ્ધિશાળી વિદ્યાર્થીની બ્હાંય ઝાલે છે, સામાન્ય વિદ્યાર્થીને જરૂરી શીખ દે છે, ઉચ્છૃંખલ વિદ્યાર્થીઓના માનસને સમજે છે અને ઉડાઉ તથા દુરાચરણી વિદ્યાર્થીઓનાં હૃદય જીતી લે છે. વિશુદ્ધ અને ઉત્તમ વિચાર જ મનને નિર્મળ રાખી શકે છે, અને સદ્દવિચાર માનવજીવનના ઘડતરમાં કિંમતી તત્ત્વ છે, એ તેમની માન્યતા તેમને વિદ્યાર્થી–માનસ સમજવામાં

ખૂબ મદદગાર થાય છે. તેઓ જેમ ગ્રામજનોની ઉદારતા કે લુચ્ચાઈથી તથા ખેડૂતોની ખાનદાની કે ખંધાઈથી પરિચિત છે, તેમજ વિદ્યાર્થી-આલમની સાદાઈ અને વિલાસ વૃત્તિથી પણ વાકેફ છે.

આચરણમાં મૂકાય તેટલું મિત ભાષણ કરનારા આ અમીનસાહેબ સ્વભાવે સાત્વિક અને ગુણગ્રાહક છે. શિસ્ત અને સંયમ તેમને પ્રિય છે; અને અતિશયોક્તિ ને આડંબર તો તેમના આગળ ટકી શકતાં જ નથી. હજુ બે વર્ષ સુધી તેઓ પોતાનું પ્રવૃત્તિમય જીવન આમ ચાલુ રાખનાર છે, અને પછી ઈશ્વરેચ્છા હશે તો તેમાંથી નિવૃત્તિ લેશે. એ નિવૃત્તિ સમયમાં તેઓ પોતાના વિદ્યાર્થીજીવનનાં મધુર સંસ્મરણો અને પોતાના જાહેરજીવનનાં મીઠાં સંભારણાં વિગતવાર જનતાની જાણ માટે લેખ રૂપે પ્રસિદ્ધ કરશે એવી હું સકારણ આશા રાખું છું. સાર્વજનિક કાર્યોની જવાબદારીમાંથી મુક્ત થતાં તેઓ વિષે ઘણાને ઘણી ચોક્કસ વિગતો જાણવાની મળશે. ત્યારે ય જો ગુજરાત આવા અનુભવી અને સેવાશીલ કાર્યકર્તાનો લાભ ઉઠાવવા જેટલું જાગૃત થાય તો તે તેનું મહદ્ સદ્ભાગ્ય ગણાશે. 'સાઠી 'માંયે કુશાગ્ર બુદ્ધિ, નિર્મળ મન અને અખૂટ ઉત્સાહ ધરાવતા ચરોતરના આ સપૂત ઉપર ઈશ્વરના 'શરદઃ શતં ' ના આશીર્વાદ ઊતરો અને તેમની પાવનકારી પ્રવૃત્તિઓનો પ્રવાહ અખંડિત રીતે ચાલુ રહો એ જ આપણી તેમના તરફની શુભેચ્છા હોઈ શકે. ગરવી ગુજરાત તેમના નિઃસ્વાર્થ કાર્યને આગળ ધપાવીને જ વધુ ગૌરવવંતી બનશે, અને ત્યારે જ તે તેમની મહત્તાનાં સાચાં મૂલ્ય આંકી શકશે.



## અનન્તતાનો અંશ

દેવજી રા. મોઢા

હું વર્તમાને વિચરું ઘૂમી રહું
ના ભૂત ને ભાવિ વિશે વિચારું
–સિવાય કે સાંપ્રત સંકળાયા–
મારા પ્રદેશે બસ મસ્ત હું રહું
એ ભૂત ને ભાવિ ન ક્ષેત્ર મારાં

વણી દઉં જીવન વર્તમાને
કાર્યો થકી જીવનને ભરી દઉં
ને કાર્યમાં આતમને પરોવી
સાધી લઈ આત્મત્રિકાલ યોગ
બની રહું અંશ અનન્તતાનો !



"નારાચ"

હું ઉદાર, હું ગભીર, બુદ્ધિમાન સર્વથી,
તેજવાન, કીર્તિમાન, કેકવાન; કેટલા
ગુણો ગણાવું જ્યાં સમગ્ર છે ગુણો હુંને વર્યા.
ગફલતી મહિં વદું હું તો ય વેદવાક્ય તે:
સિંહગર્જને શમે જ શબ્દ અન્ય પ્રાણીના,
વેદવાક્ય પાસ અન્ય વાક્ય શી વિસાતમાં ?
હું ગુણો રચું ખચું, હું મૂલ્ય આંકું માનવી.
હું જીવું, જીવાડું અન્ય; હુંથી વિશ્વ સર્વ ધન્ય.

તુચ્છ વિશ્વ, તુચ્છ ધર્મ, નીતિસૂત્ર તુચ્છ સર્વ,
તુચ્છ છે સમાજ, ક્ષુદ્ર વ્યક્તિ તુચ્છ હું ગણું.
હું જ છે વિશાલ, હું મહિં સમાય તે તું સર્વ;
અન્ય ના પ્રતિધ્વનિ, ભરંત હું જ વિશ્વને.
જીવ હું જ, શિવ હું જ, હું જ આ જગત વળી,
હું સિવાય કૈં ન; આ પરમ્પરા હુંની ખડી.



# રૂપિયા આના પાઈ

ઉમેદભાઈ મણિયાર

*

'Is there no debt to pay, no boon to grant?'

*

**મા**ધવદાસનાં પત્ની સવા વરસની એક છોકરીને મૂકી મૃત્યુ પામ્યાં. બધાની એ જ સલાહ હતી કે મોસાળ મોકલી આપવા કરતાં કોઈ સારી બાઈ રાખી બાપની આંખ આગળ જ છોકરી મોટી કરવી એ ઇષ્ટ છે. બધી રીતે હિસાબ કરતાં હવે ત્રીજી વારનાં લગ્ન કરવાં એ તેમને નફાનો ધંધો લાગ્યો નહિ. અને માધવદાસને હિસાબી કામ સારું આવડતું!

એક દિવસ માધવદાસ છોકરી રડતી હતી એને ઘૂઘરો વગાડી શાન્ત રાખવા પ્રયત્ન કરતા હતા. અન્તે કંટાળી બોલ્યા: 'માળાં મા વિનાનાં નાનાં છોકરાં સાચવવાં એ મહા ઉપાધિ છે!' વળી છોકરીને હાથ ઉપર બેસાડી ઊંચીનીચી કરવા લાગ્યા ને બીજે હાથે વાંસો થાબડતાં થાબડતા ગાવા લાગ્યા: 'મારી મધુ ડાહી ને પાટલે બેસી નાહી; પાટલો ગયો ખસી; ને મારી મધુ ઊઠી હસી. હાં હાં હાં. . . . લે હવે રહી જા. જો, જો, અહાહા! પોપટ . . . . અહાહા! . . . . . જો, જો મીની! મીની કેમ બોલે? 'મ્યાઉં! મ્યાઉં!' આટલું કરવા છતાંય માધવદાસ સફળ ન થયા. એને વિચાર આવ્યો કે કદાચ છોકરી ભૂખી થઈ હશે, એટલે પોતાના પુત્ર વિનુને દૂધની શીશી લેવા મોકલ્યો. છોકરીને ખોળામાં સુવાડી દૂધની ટોટી મોંમાં મૂકી; પણ છોકરીએ ટોટી કાઢી નાખી રડવાની ચીસ નાખી. માધવદાસ ચીડાઈ જઈ બોલ્યા: 'ટોટી નથી ચૂસવી તો તને ધવરાવનારી ક્યાંથી લાવું?' વળી રબ્બરની ટોટી છોકરીના મોંમાં પરાણે ખોસી. છોકરીએ થોડું દૂધ ચૂસ્યું ત્યાં એની આંખો ઘેરાવા લાગી. માધવદાસને થયું 'હાશ! છોકરાં આમ સૂઈ જ રહેતાં હોય તો!'

પિતા વહાલથી છોકરીને પંપાળતા હતા ત્યાં કોઈ અજાણી પાંત્રીસેક વર્ષની બાઈ દરવાજા પાસે આવી ઊભી રહી.

'કેમ, કોનું કામ છે?' માધવદાસે પૂછ્યું.

'માધવદાસભાઈ તમે જ ને?' પેલી બાઈએ સામું પૂછ્યું.

'હા. કેમ?'

'મને મગનભાઈએ મોકલી છે. ત[illegible] છોકરી માટે એક બાઈ જોઈએ છે એ કહેતાં હતા.'

'હા. ભલે. તમે—તુ કામ કરીશ? કેવી નાતે છો?'

'સોની. અમે મગનભાઈની પડખે જ રહીએ છીએ.'

'સોની! તે તારા વરની શું . . . . . દુકાન છે?

'હા.'

'છોકરાંછૈયાં કેટલાંક છે?'

પેલી બાઈનું મો પડી ગયું, અને ધીમેથી બોલીઃ

'એકે નથી.'

'હે! ત્યારે છોકરું મોટું કરવું એ તને શી ખબર! આ છોકરી તો બહુ જ તોફાનવાળી છે.'

પેલી બાઈ બોલી, 'એને હું પેટની છોકરી જેમ જ સાચવીશ.' પોતાના શબ્દોનો અર્થ પોતાને સ્પષ્ટ થવાથી શરમાઈ પાછી બોલીઃ 'હું એને મારા જીવ સમાણી જ રાખીશ. મા વિનાની છોકરીના મારે નિસાસા નથી લેવા.'

માધવદાસ અધીરા થઈ બોલી ઊઠયાઃ 'એ તો બધું ઠીક જાણે. એવી દયામયા ખાવાની કાંઈ જરૂર નથી. નોકરી કરવી હોય તો કહે પગાર કેટલો લઈશ.'

પેલી બાઈ બોલીઃ 'તમે આપશો એટલો.'

'એ તે કાંઈ ચાલે? હું તો કહું કે ચાર આના તો તું કાંઈ રહેવાની હતી?' માધવદાસ પોતાની મજાકથી હસી રહી પાછી બોલ્યા. 'આ છોકરાને તો હું મારા ભાઈને ત્યાં ભણવા મોકલી દઉં છું. આ છોકરીનું તારે કરવાનું છે. રહેવાની તારી ઇચ્છા હોય તો ખાવુંપીવું રહેવું એ ઉપરાંત સાડાત્રણ રૂપિયા આપીશ. જો કે કામ તો એટલું નથી. ઘણીય બાઈ આવે છે. આ તો તું મગનભાઈનું નામ લઈ આવી તે ઠીક છે.'

પેલી બાઈએ થોડી વાર વિચાર કરી કહ્યુંઃ 'હું કામ કરીશ.'

માધવદાસ બોલ્યાઃ 'ભલે તો. આજથી જ શરૂ કરી દે. તારા વરને કહી આવવું હોય તો કહી આવ ને પાછી તરત આવજે હો! . . . એલી, એય! તારું નામ શું?– નામ તો પૂછ્યું ય નહિ!'

'દિવાળી'

'સારું, જા, જલદી આવજે.'

હું તારી દીકરી છું ?' જવાબમાં દિવાળી માત્ર ડોકું હલાવી હા કહેતી એટલાથી પણ ખુશ થઈ જઈ, કહેનાર સામે અંગૂઠો બતાવી મધુ હસતી હસતી રમવા ચાલી જતી.

એક દિવસ મધુએ કજિયો આદર્યો હતો. 'બા, તું રોજ રાત્રે મને સુવાડી ક્યાંક ચાલી જાય. આજ તો હું સૂવાની જ નથી, તું જોજે ને! આજ તો હું તને નહિ જ જવા દઉં.' આવી નિર્દોષ વાતો સાંભળી દિવાળીની આંખમાં હેતનાં આંસું ઉભરાઈ આવતાં.

જેમજેમ મધુની ઉમર વધી ને સમજણશક્તિ વધી તેમતેમ અનેક બાબતો ઉપર એનું ધ્યાન ગયું. બાપા બાને જૂનાં અને જાડાં કપડાં પહેરાવે છે, તુંકારે બોલાવે છે, મહિને મહિને કાંઈક પૈસા આપે છે. મહિનો પૂરો થયે માધવદાસ દિવાળીને પગાર આપે ત્યારે પહેલાં તો મધુ પણ લાડ કરતી કહેતી: 'બાપુજી, બાને આપો છો તે મનેય પૈસા આપો.' દિવાળી મધુને તરત બાથમાં લઈ એની હથેળીમાં બધાય પૈસા બોડાવી દેતી અકથ્ય આનંદ અનુભવતી. માધવદાસ એને જાગૃત કરતા: 'મધુ' પૈસા આપી દે. પૈસાની રમત ન હોય, ખોવાઈ જાય.'

મધુ બારેક વર્ષની થઈ ત્યારે તો સ્પષ્ટ જ થયું કે જેને બા, બા, કરે છે એ દિવાળી નોકર છે. મા જેટલા પ્રેમથી પોતાને મોટી કરવા બદલ બાપુજીએ એને દરમહિને સાડાત્રણ રૂપિયા આપ્યા છે એ જ્ઞાનથી મધુને દુઃખ જ થયું. મધુની જનેતા મૃત્યુ પામી હતી, પણ દિવાળી પણ ખરેખર એના પર જનેતા જેટલો જ પ્રેમ રાખતી હતી.

એક દિવસ મધુ બાપા પાસે બેસી વાતો કરતી હતી: 'બા એમ કહેતી કે. . . '

માધવદાસ વચ્ચે જ બોલ્યા: 'બા, બા, શું કર્યા કરે છે! એ સારું લાગે! કોઈક કહેશે કે એક સોનારણને, કામવાળીને આ છોકરી બા કહે છે તો. . . . હં. બોલ, શું કહેતી હતી?'

'કાંઈ નહિ' કહી થોડી વાર મૂંગી બેસી રહી મધુ ઊઠીને ચાલી ગઈ.

*

માધવદાસની ડેલીએ આ બીજી વાર તોરણ બંધાયાં. ત્રણ વર્ષ પહેલાં એના પુત્ર વિનુનાં લગ્ન થયાં. મધુના લગ્નનો બીજો પ્રસંગ આવ્યો ત્યારે વિનુને ત્યાં આઠ મહિનાનો એક છોકરો હતો. મધુનાં લગ્ન એ હવે પહેલો ને છેલ્લો પ્રસંગ છે એમ ધારી માધવદાસે મધુનાં લગ્ન ધામધુમથી ઊજવવા નિશ્ચય કરેલો. આખા ઘરમાં અપૂર્વ ચેતન અને ઉત્સાહ હતાં. ચોગાનમાં ઢોલ અને ત્રાંસાવાળાએ ઢોલત્રાંસાં તપાવીને એવી તો કડકડાટી બોલાવી મૂકી હતી કે શેરીનાં છોકરાં, એ અવાજ કાન ઝીલી શકતા ન હતા, છતાંય એમની આંખ એ તમાસો જતો કરવા પણ તૈયાર ન હોતી, એટલે કાનમાં આંગળી ઘાલી હસતાં કૂદતાં ઘેરો વળીને ઊભાં હતાં. દિવાળીએ હક્કપૂર્વક કામ કરવાની સાફ ના કહી દીધી હતી. બીજી કામવાળીઓ કામ કરે એના ઉપર દેખરેખ રાખવાનું જ સારું કામ તેણે સ્વીકાર્યું. દિવાળી પોતાની જ દીકરીનાં લગ્ન થાય છે એવા ઉત્સાહથી ઘરમાં અહીંતહીં ઘૂમતી હતી.

લગ્નનો વળતો દિવસ હતો. મધુનું મોં રડુંરડું થઈ રહ્યું હતું. દિવાળીથી હવે સદા માટે જુદા પડવું પડશે એ વિચારે આંખમાં પાણી આવી જતાં, પણ દિવાળી સંયમ રાખી કહે: 'જો, મધુ, મંગળ દિવસે રોવાય જ નહિ હો! જા, જોઉં, હાથ મોં ધોઈ કપડાં દાગીના

પહેરી લે ભાભીને પૂછ્યું, શુ પહેરવુ છે એ ?' ત્યાં ભાભી પોતે જ આવ્યાં. 'ભાભીનું શું' કહેતાં'તાં ?'

'ના, એ તો, શુ દાગીનો કપડાં પહેરવાં એ ભાભીને પૂછ્યું એમ હું મધુને કહેતી હતી.'

મધુ તરફ જોઈ ભાભી બોલ્યાં.' તમે ઘરચોળું કાઢ્યું ને ? હુય કાઢું છું. ને દાગીનો તો આપણે બેય મોતીની માળા ને બંગડી કાઢીએ. તમે કપડાં પહેરી લો, પછી હું તમારે કપાળે સતાગ ચોડી દઉં. . . . માણસ મોકલ્યુ તોય ફોઈબાનાં વહુ કેમ હજી યે ન આવ્યાં ? સારું ચોવડિયુ ચાલી જાય તોય આવે નહિ ને આપણે શરૂ કરી દઈએ તો ખોટું લગાડે ! વિવેક કરી પૂછીએ કે "કેમ આવી ગયાં ને ?" તો કરડાઈ ને બોલે "બાઈ, અમારા વિના તમારું કયાં અટકી રહ્યુ છે !" અવસરમાં હજારનાં મનમાં સાચવવાં પડે છે !'

'જુઓ તો ભાભી આજ બગડી ને માળા તમે કહો છો ને ?' મધુએ પૂછ્યું.

'હા. મારે કાં તો આને બોલાવા જ જવું પડશે. . . . . પહેલાં હું હાથપગ ધોઈ લઉં, મને મોડુ થશે '

* *

એક બાજુ દિવાળી અને મધુ ભયભીત ઊભાં છે, બીજી બાજુ માધવદાસ ક્રોધથી, લાલ આંખે હવામા હાથ ઉછાળતા ઊભા છે મધુ નજીક આવી કરગરી બોલી: 'પણ બાપુજી, તમે આમ ખિજાઓ મા !' પણ બાપાએ એ શબ્દો પર લક્ષ આપ્યું નહિ. સત્તાભર્યા અવાજે કહ્યું: 'કોઈએ બહાર જવાનું નથી !'

લગ્નના આનંદથી ભર્યાભર્યા ઘરમા ક્ષણેકમાં મૃત્યુ જેવી ઘોર અને કરુણ નીરવતા પથરાઈ ગઈ. માધવદાસ ચારે તરફ આંખ ફેરવી આંગળી ચીંધી બોલ્યાઃ 'પેલી ટ્રંક હઠાવ જોઉં ! મધુ, તુ ફરીવી તારી ટ્રંક તપાસ. પછીથી કોઈને દોષ દેજે મા. . . . એય ! ઊભી રહે ! કયાં જાય છે ?' એક કામવાળીને જતી જોઈ - માધવદાસ શેઠ બોલ્યા. કામવાળી નવાઈ પામી પાસે આવી બોલીઃ 'કયાંય નહિ. હું તો કામ માંજવા ચૂલામાંથી રાખ લેવા ગઈ'તી' એમ કહી રાખથી ભરેલું વાસણ એની સામે ધર્યું.

'તે મધુની મોતીની બગડી કે માળા જોઇ છે કયાંય ?' માધવદાસે કામવાળીને પૂછ્યું.

'ના, રે બાઈ ! મને તો કાંઈ ખબરે નથી.'

'ચાલ, બતાવ કયાંથી રાખ લઈ આવી ?'

માધવદાસને વહેમ પડ્યો કે એ બાઈએ દાગીનો ચૂલામાં ચોરી સંતાડી દીધો હોય. બન્ને હાથે રાખ વીંખી જોઈ, પણ કાંઇ દેખાયું નહિ. જરા ભોંઠા પડ્યા એટલે નરમાશથી કોઈને પણ ખાસ ઉદ્દેશ્યા વિના બોલ્યાઃ 'ત્યારે કોણ લઇ ગયું ?' પેલી કામવાળી, એ શબ્દો પોતાને કહેવાયેલા સમજી, જરા તીખી થઈ જઈ બોલીઃ 'તે મને શું પૂછો છો ? અમે તમારી માળા કે બગડી લીધી છે ? હા ! કોઇના ઉપર ચોરીનુ આળ ન ચડાવીએ. અમે કાંઇ ચોરબોર નથી !' માધવદાસ નરમ તો પડ્યા, પણ દેખાવ કરવા બોલ્યાઃ 'બસ ! તારી જીભાન બંધ કર !'

માધવદાસ બધા ખંડમાં ફરી વળ્યા. ટ્રંક, પેટી, ગાદલાં ખસાડ્યાં. ખૂણેખાંચે અંધારે બધે બારીક તપાસ કરી. ફરી મધુને પૂછ્યુંઃ 'તેં માળા ને બંગડી કાઢી ત્યારે ત્યાં કોણ કોણ 'તું ?'

દિવાળીએ જવાબ આપ્યોઃ 'કોઈ નહિઃ હું, મધુ ને ભાભી, વહુ જ હતાં.' પછી મધુ બોલીઃ 'હું દાગીનો ને ઘરેણું ટ્રંક ઉપર રાખી હાથપગ ધોવા નહાવાની ઓરડીમાં ગઈ. પછી આવી, કપડાં પહેર્યાં, ને સોનાની બંગડી કાઢી બીજી પહેરવા જાઉં ત્યારે ધ્યાન ગયું કે બંગડી ને માળા તો ત્યાં નહોતાં!'

'તું કપડાં પહેરતી'તી ત્યારે બીજું કોઈ નહોતું ?'

'ના.'

'તું ક્યાં ગઈ'તી, દિવાળી ?' માધવદાસે પૂછ્યું.

'હું તો કામવાળીઓ પાસે કામ મંજાવતી'તી.'

માધવદાસે બધાં કામવાળાંને ભેગાં કર્યાં. વિનુને કોઈ ઘર બહાર ન જાય એ તપાસ રાખવા બારણે ઊભો રાખ્યો. બધાં કામવાળાંને ખૂબ ધમકી આપી, લાલચ આપી, ક્ષમાની સંપૂર્ણ ખાત્રી આપી. પણ કોઈ પાસેથી કાંઈ જાણવા જેવું મળ્યું નહિ. પછી થોડોક વિવેક બતાવી સગાંસ્નેહીઓને પૂછ્યુંઃ 'માઠું ન લગાડશો. તમને કાંઈ ખબર હોય તો' એમ કહી એક પછી એક બધાં સગાંને પૂછી જોયું. એકાદના દેખાવ ઉપરથી જરાતરા શંકા ગઈ, પણ સીધો આક્ષેપ કેમ કરાય ? દિવાળી તરફ ફરી દિવાળીને પૂછ્યુંઃ 'તું ત્યાં હતી ને બંગડી ને માળા જાય ક્યાં ?'

દિવાળી આશ્ચર્યમાં જ થોડી ક્ષણ એની સામે આંખ માંડી જોઈ રહી. આટલાં વર્ષની નોકરી પછી યે માધવદાસને એના ઉપર શંકા જાય છે! એ નિરુત્તર ઊભી રહી. જવાબ ન મળ્યો એટલે માધવદાસ ક્રોધે ભરાઈ બોલ્યાઃ 'કેમ જવાબ નથી દેતી ?' દિવાળીની આંખમાંથી આંસુઓ ટપકવા માંડ્યાં. દિવાળીને રડતી જોઈ મધુ પણ રડવા લાગી. રડતી રડતી દિવાળી બોલીઃ 'હું મારા કામમાં હોઉં ત્યાં મને શી ખબર રહે ?'

'તું શું, કરતી'તી ?'

અણધારી પરિસ્થિતિ ઊભી થવાથી અને શંકાશીલ પ્રશ્નોથી દિવાળી ગભરાઈ ગઈ, ને જાણે, અર્ધમૂર્છામાં બોલતી હોય એમ એણે ઉત્તર આપ્યોઃ 'હું ભાઈના છોકરાને રમાડતી'તી.'

માધવદાસ થોડીવાર તો ગમ ખાઈ ગયા! થોડીવારે વિચાર કરી બોલ્યાઃ 'હં! હમણાં કહ્યું કામ મંજાવતી'તી; હવે કહે છે છોકરાને રમાડતી'તી! આમાંથી ખરું શું ? કહે.' થોડીવાર ચૂપ રહી ઊંચે સ્વરે બોલ્યાઃ 'દાગીના તેં ક્યાંક સંતાડ્યા છે કે નહિ, બોલ ?'

મધુથી રહેવાયું નહિઃ 'બાપુજી, તમે આમ કરો તો તમને મારા સમ છે. બા શું મારી ચીજ ચોરી જવાની હતી ?'

માધવદાસ ખીજમાં બોલ્યાઃ 'ત્યારે શું હું ચોરી જવાનો હતો ? કે તારો ભાઈ ચોરી જવાનો હતો ? આ! આ! આ ન જોઈ હોય તો!- જાણભેદુ સિવાય ચોરી કરવાની હિંમત જ કોઈની ચાલે નહિ.'

દિવાળી આંખમાંથી આંસુ લૂછતી બોલી: 'મેં મધુને દીકરી જેમ મોટી કરી. એન વિવાહમાં માળા કે બંગડી આપવા જેટલી તો પરમેશ્વરે મને શક્તિ ન આપી, પણ ગિલકાની સામેથી હું એની ચોરી તો ન જાઉં! આટલાં વરસ કામ કર્યું એનો આ બદલો મળવો હજી નસીબમાં બાકી હશે!'

માધવદાસ તાડુકીને બોલી ઊઠ્યા: 'કામ કર્યું કામ કર્યું, ક્યારની કહ્યા કરશ તે ક્યા મફત કામ કરતી'તી? મોટા બદલાવાળી આવી!'

'કહું એ મારી ભૂલ થઈ! જુઓ, આ મારા હાથ ખાલી છે. મધુ, બેટા, ભગવાન તને અખંડ સૌભાગ્યવતી ને સો વરસની કરે! હું મારે ઘરે જાઉં છું' દિવાળીના બીડેલા હોઠમાંથી હોઠ ફાડી, રુદન બહાર નીકળી પડ્યું. માધવદાસ રસ્તો રોકી ઊભા: 'ક્યાં જાય છે ક્યાં?'

દિવાળી બોલી: 'મારે ઘરે. બહુ વરસ તમારી નોકરી કરી!'

'પહેલાં બંગડી ને માળા ક્યાં છે એ કહે, પછી ઘેર જજે.'

'હું સાચું કહું છું મને કાંઇ ખબર નથી ને મેં લીધીય નથી. મને ઘરે જવા દો. એનો અફીણ ખાવાનો વખત થઇ ગયો છે, એ ટાંટિયા ઘસતા હશે. આ મધુના સમ ખાઇને કહું છું કે. . . . '

'રાંડ! મધુના ખોટા સમ ખાશ?'

'બાપુ, બાપુ. . . . . ' મધુ ચીસ પાડી ધબ દઇને જમીન ઉપર ઢગલો થઈ પડી ગઈ.

બધાં મધુની આસપાસ વીંટાળાઈ વળ્યાં. દિવાળી નીચી નમી એનું માથું લઈ ખોળામાં સુવાડવા દોડી. માધવદાસે કોણીથી ધક્કો માર્યો 'હટ! તારાં જ આ કામાં છે!' માધવદાસે મધુનું માથું ખોળામાં લીધું ને આંખ ઉપર જરા પાણી છાંટ્યું. સામે બારણેથી વિનુની વહુ ને ફોઈબાની વહુ દાખલ થયાં. 'હાય રે! શું થયું?' કરી ઊભાં રહી ગયાં. માધવદાસને ત્યાંથી ઊઠી જવા કહ્યું એટલે એ બીજા ખંડમાં ગયા. વિનુની વહુએ મધુનું માથું ખોળામાં લીધું. મોં પર જરા પાણી છાંટ્યું. થોડીવારે મધુએ આંખ ઉઘાડી ત્યારે બધાના મોં પર સ્મિત દેખાયું. મધુના વાળ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં ભાભીએ પૂછ્યું: 'શું થઈ ગયું મધુબેન?' મધુએ ધીમેથી જવાબ આપ્યો: 'ભાભી, માથે તમ્મર આવી ગઈ. . . . . ભાભી, મારી મોતીની બંગડી ને માળા નથી જડતાં એટલે બાપુજી છે ને તે બાને એવા . . '

મધુની ભાભીનું મોઢું વિસ્મયથી ફાટી ગયું ને મધુ વાક્ય પૂરું કરે તે પહેલાં તો પોતાની બંગડી ઉપર હાથ ફેરવી બોલી: 'હાય રે! બંગડી ને માળા? એ તો આ રહ્યાં, મેં પહેર્યા છે! તમે નહાવાની ઓરડીમાં મોં ધોતાં'તાં ત્યારે મેં તમને નહોતું કહ્યું કે મને ઉતાવળ છે તે હું તમારી માળા ને બંગડી પહેરી જાઉં છું, તમે મારી ટ્રંકમાંથી કાઢી પહેરી લેજો? એ માટે તો તમારા ટ્રંક ઉપર હું ચૂડો મૂકીને ગઈ'તી.'

મધુ બોલી: 'મેં કાંઈ સાંભળ્યું જ નથી. ચૂડો તો મેં ધાર્યું તમે ભૂલી ગયાં હશો.'

મધુએ મોટેથી બૂમ મારી: 'બાપુજી, બાપુજી.'

માધવદાસ ઉતાવળે પગે અંદર આવ્યા: 'કાં બેટા ? હવે કેમ છે ?'

'બાપુજી, બંગડી ને માળા ભાભી પહેરી ગયાં'તાં. . . . કોણ ચોરી જવાનું હતું ? છતાંય તમે બાને કેવાં હેરાન કર્યાં !'

'એમાં શું હેરાન કર્યાં ! એમ પૂછાય નહિ વળી ? ક્યાં એને એકને પૂછ્યું 'તું ?'

'પણ બાપુજી, બીજાં નોકરને દિવાળીબાની વાત સરખી કહેવાય ?'

દૂરથી ઢોલ અને ત્રાંસાનો અવાજ સંભળાયો. વેવાઈને આવતા જોઈ આખું ઘર આગળ જેવું પ્રવૃત્તિમય બની ગયું, ને એ વાતને ભૂલી ગયું. થોડીવારમાં દિવાળી ઘેર જઈ એના વરને અફીણ દઈ આવી. પાછી આવી ગઈ ને પરાણે હસતું મોં રાખી વાતો કરવા લાગી. પણ એની આંખમાં આંસુ તો પાંપણને કાંઠે અટકીને ઊભાં હતાં. પહેરામણી આપવાનો વિધિ પૂરો થયો અને મધુને વિદાય આપવાનો વખત થયો. મધુ દિવાળી પાસે આવી. દિવાળીએ ઓવારણાં લેવા મધુના માથે હાથ અડાડ્યા ત્યાં મધુનું માથું નીચું ઢળી પડ્યું ને મધુ રડી પડી, 'બા' ! એથી આગળ મધુ બોલી શકી નહિ.

મધુના ગયા પછી ત્રણ દિવસ સુધી દિવાળી કામે ન આવી એટલે માધવદાસે માણસ મોકલ્યું. દિવાળી આવી દરવાજામાં જ ઊભી રહી. માધવદાસે પૂછ્યું: 'કાં ત્રણ દિ માં મોઢું ન બતાવ્યું !' દિવાળી કાંઈ બોલી નહિ. માધવદાસે ફરી પ્રશ્ન પૂછ્યો: 'કેમ કામ કરવું છે કે નહિ ?' દિવાળીએ જવાબ આપ્યો: 'ના.'

નોકરને નોકરીમાં રહેવા આગ્રહ કરવો એ પોતાના સ્વમાનને છાજતું નથી એમ વિચાર કરી માધવદાસ બોલ્યા: 'ઠીક. બહુ સારું. તારો હિસાબ ચૂકતે કરતી જા. આજ કઈ તિથિ થઈ ? . . . આઠમ.' આંગળીના વેઢા પર ને કાગળના કટકા પર થોડીવાર કંઈક ગણતરી કરી બોલ્યા: 'હં. ત્રીસ દિવસના તારા બે રૂપિયા, પાંચ આના, સાત પાઈ થાય. વિનુ, આને મારા ખિસામાંથી બે રૂપિયા સાડાપાંચ આના આપી દે.'

વિનુએ પૈસા આપ્યા એ હથેળીમાં રાખી, દિવાળી પૈસા સામું જોઇ કાંઈક બોલવા જતી હતી. જરા હોઠ હાલ્યા પણ આખરે કાંઇ બોલી નહિ. આ જોઇ માધવદાસ બોલ્યા: 'એક પાઇ ઓછી છે કાં ? બે પાઇ પાછી આપ એટલે પૈસો આપે. અમારે કોઇનો ઉપકાર માથે રાખવો નથી !'

દિવાળી આડું જોઇને જ બોલી: 'લીધું દીધું કોઈનું બેસી રહેતું નથી. તમારા પરતાપે મનેય ક્યાંક જારબાજરાનો રોટલો મળી રહેશે.' એમ કહી પૈસા ઉંબરામાં મૂકી ચાલી ગઈ.

# શિક્ષણમાં ભાષાઓનું સ્થાન

નગીનદાસ પારેખ

બાળકનું નામ પાડવું એ એક રીતે ખૂબ સહેલું છે—જો કે આજે હવે એ કામ પણ દહાડેદિવસે વધારે ને વધારે મુશ્કેલ બનતું જાય છે, કારણ એમાં પણ વર્ણ-માધુર્ય, નાવીન્ય વગેરે અનેક ગુણો પૂરવાની આકાંક્ષા જાગી છે. છતાં હું કહું છું કે બાળકનું નામ પાડવું એ એક રીતે ખૂબ સહેલું છે, કારણ કે બાળકના નામ ઉપરથી એના રૂપ કે ગુણ વિષે કોઈ કશો ખ્યાલ બાંધવાનો પ્રયત્ન કરતું નથી—જો કરે છે તો ભૂલ કરે છે અને તેની સજા તેને મળી રહે છે. પણ કોઈ કવિતા, વાર્તા કે વ્યાખ્યાન વિષે આ વાત સાચી નથી. અહીં તો સૌ કોઈ નામ ઉપરથી એના વિષયની કલ્પના કરે છે, અને યથાનામા તથા ગુણા જો નથી હોતું તો નામ પાડનારને દોષ પણ દે છે. એટલે આવા દોષમાંથી છટકી જવા ખાતર ઘણીવાર મોટા મોટા કવિઓ પણ—રવીન્દ્રનાથ સુદ્ધાં—પોતાની કવિતાને નામ જ આપતા નથી. પણ વ્યાખ્યાનને તો નામ આપવું જ પડે છે. નામ ટૂંકું હોય તેમ વધારે શોભે એટલે ટૂંકામાં જેટલો અર્થ સમાવી શકાય તેટલો સમાવવાનો પ્રયત્ન કરી બાકીનો વ્યાખ્યાનમાં સ્ફુટ થશે એમ માની મન મનાવવું પડે છે. આજના મારા વ્યાખ્યાનનો વિષય 'શિક્ષણમાં ભાષાઓનું સ્થાન' એવો રાખેલો છે. એ નામ ઉપરથી આપ સૌને એનો કેવો ખ્યાલ આવ્યો હશે, અને તે કેટલે અંશે મારા વ્યાખ્યાન સાથે મળતો આવે છે, તે કંઈ હું જાણતો નથી.

શિક્ષણનો હેતુ મનુષ્યમાં રહેલી શક્તિઓ અને સદ્ભાવનાઓનું તેને ભાન કરાવવાનો અને તેનાં ચારિત્ર, કાર્યક્ષમતા અને જ્ઞાન વધારવાનો છે. શિક્ષણની આ વ્યાખ્યા બધા સ્વીકારે કે ન સ્વીકારે, પણ એક વસ્તુ તો નિર્વિવાદ છે કે ગમે તે જાતનું શિક્ષણ આપવું હોય તો પણ તેમાં ભાષાની જરૂર તો પડવાની જ. ભાષાના સાધન વિના બે માણસ વચ્ચે વહેવાર જ સંભવી શકતો નથી. આમ જોતાં ભાષા એ પણ ઇન્દ્રિયોની પેઠે શિક્ષણનું એક કરણ કે સાધન જ છે, અને એ રીતે એનું મહત્ત્વ ખૂબ જ છે. આપણે બાળકને બીજા અનેક વિષયો શીખવીએ છીએ, એને આપણે ગણિત શીખવીએ છીએ, ભૂગોળ શીખવીએ છીએ, વિજ્ઞાન શીખવીએ છીએ, એની પેઠે ભાષા પણ એના અભ્યાસક્રમનો એક વિષય છે, એમ માનવું એ ભૂલભરેલું છે. એવું માનનાર ભાષાનું પૂરું અને સાચું મહત્ત્વ સમજતા નથી એમ કહેવું જોઈએ. ભાષા તો શિક્ષણમાં સમાતા બધા વિષયોના ગ્રહણનું સાધન છે. એટલે ભાષાના જ્ઞાન વિના બીજા કોઈ પણ વિષયનું જ્ઞાન થવું અશક્ય છે. જો બાળકને ભૂગોળ નહિ શીખવી હશે, તો યે એને આપણે ગણિત શીખવી શકીશું. ઇતિહાસ નહિ શીખવ્યો હશે તો પણ આપણે એને વિજ્ઞાન શીખવી શકીશું, પણ એને ભાષા જ નહિ શીખવી હશે તો આપણે એને કંઈ જ નહિ શીખવી શકીએ.

ભાષાનો આ રીતે જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણી દૃષ્ટિમાં એનું મહત્ત્વ ખૂબ વધી જાય છે; અને એ જ સાચી દૃષ્ટિ છે. આપણે ત્યાં આજે ભાષા એક વિષય તરીકે શીખવાય છે; એટલે એને જોઈએ એટલો સમય અપાતો નથી, એની પાછળ જોઈએ એટલી મહેનત લેવાતી નથી, અને પરિણામે ભાષાના શિક્ષણમાં રહેલી કચાશ બધા વિષયોમાં આડે આવે છે.

ભાષા એ જ્ઞાનપ્રાપ્તિનું અને જ્ઞાનવિતરણનું સાધન છે, એટલું કહ્યા પછી માત્ર એટલું જ કહેવાનું બાકી રહે છે કે માટે બાળકોને સ્વભાષાનું સારું જ્ઞાન મળે, બાળકોને સ્વભાષા ઉપર પ્રભુત્વ આવે એ રીતે આપણો શિક્ષણક્રમ યોજવો જોઈએ. પણ આપણે કમનસીબે આ વાક્ય આમ ઝટઝટ બોલી નંખાય એવી આપણી પરિસ્થિતિ નથી. હજી આપણે ત્યાં બધું શિક્ષણ સ્વભાષા દ્વારા આપી શકાય કે કેમ એવી શંકા ઉઠાવનારા પડ્યા છે. પણ સુખની વાત એટલી કે દહાડેદિવસે એમનું દળ ક્ષીણ થતું જાય છે અને સ્વભાષાની પ્રતિષ્ઠા અને શક્તિ વધતી જાય છે. ગુજરાતનાં બાળકોને બધું શિક્ષણ ગુજરાતીમાં જ મળે એ અતિ મહત્ત્વની બાબત છે, અને એ બાબત ઉપર આપણે જેટલો ભાર મૂકીએ એટલો ઓછો છે. વળી જો આપણે આપણા વિશાળ દેશમાં જ્ઞાનનો ફેલાવો કરવા ઇચ્છતા હોઈએ તો સઘળું જ્ઞાન સ્વભાષા દ્વારા આપ્યા વિના આપણો છૂટકો નથી. જેમ જાપાને પશ્ચિમનો જ્ઞાન અને સાહિત્ય ભંડાર પોતાના લોકવર્ગ આગળ જાપાની ભાષામાં ધરી દીધો અને છેક નીચામાં નીચા થર સુધી પહોંચાડી દીધો, તેમ કર્યા વિના આપણો પણ છૂટકો નથી. અને એ રીતે પણ આપણે સ્વભાષાના શિક્ષણ ઉપર વધારે ધ્યાન અને પરિશ્રમ ખર્ચવાં પડશે. સ્વભાષાનું શિક્ષણમાં કેટલું મહત્ત્વનું સ્થાન છે એ વિષે હું એક ફકરો અહીં ઉતારવા માગું છું.

થોડાં વર્ષ પહેલાં ઇંગ્લાંડના કેળવણી ખાતાના પ્રધાને એક સમિતિ નીમી હતી. એ સમિતિનું કામ એ હતું કે ઇંગ્લંડની શિક્ષણપદ્ધતિની તપાસ કરી તે વિષે નિવેદન રજૂ કરે. એ સમિતિમાં સર હેનરી ન્યૂબોલ્ટ પ્રમુખ હતા અને સર આર્થર ક્વીલર કૂચ અને પ્રોફેસર ફર્થ જેવા વિખ્યાત વિદ્વાનો સભ્યો હતા. એમણે પોતાના નિવેદનમાં સ્વભાષાના શિક્ષણ ઉપર ખૂબ ભાર મૂક્યો હતો. આ રહ્યા એમના શબ્દો:

"Education in English is, for all Englishmen, a matter of the most vital concern, and one which must, by its very nature, take precedence of all other branches of learning. It is self-evident that until a child has acquired a certain command of the native language, no other educational development is even possible. . . .

"If progress is not made at one time in the region of arithmatic, or history or geography, the child merely remains backward in that respect, and the deficiency can be made up later. But a lack of language is a lack of the

means of communication and of thought itself. . . . . English is plainly no matter of inferior importance, nor even one among the other branches of education, but the one indispensable preliminary and foundation of all the rest. . . . English may come by nature upto a certain point but that point is soon reached, and thenceforward the possibility of mental development in whatever direction, is seriously diminished for those who have not achieved some mastery of their mother tongue. What a man cannot clearly state he does not perfectly know, and, conversely, the inability to put his thought into words sets a boundary to his thought. . . . We reiterate, then, the two points which we desire to build upon: first, the fundamental necessity of English for the full development of the mind and character of English children; and second, the fundamental truth that the use of English does not come to all by nature, but is a fine art, and must be taught as a fine art."

ભાવાર્થ: અંગ્રેજી મારફતે શિક્ષણ મળે, એ પ્રત્યેક અંગ્રેજને માટે અતિ જાગ્રત રહેવા જેવી બાબત છે, અને શિક્ષણની બીજી બધી શાખાઓ કરતાં એને વધારે મહત્ત્વ મળે એ બિલકુલ સ્વાભાવિક છે. જ્યાં સુધી બાળકને સ્વભાષા ઉપર અમુક કાબૂ ન આવે, ત્યાં સુધી શિક્ષણમાં કોઈ પણ પ્રકારની પ્રગતિ અશક્ય છે. એ તો સ્વયંસિદ્ધ વાત છે. જો બાળકે બાળજે ઇતિહાસમાં, ભૂગોળમાં કે ગણિતમાં જોઈએ એટલી પ્રગતિ નહિ કરી હોય, તો તે તેટલા એક જ વિષયમાં પછાત રહેશે અને પાછળથી તે તે વિષય પાકો કરી લઈ શકશે. પણ ભાષાની ઊણપ એ તો વિચારવિનિમયના સાધનની ઊણપ છે, અરે ખુદ વિચારની જ ઊણપ છે. . . . અંગ્રેજી એ કંઈ સામાન્ય મહત્ત્વનો વિષય નથી તેમ એ અભ્યાસક્રમમાંના અનેક વિષયોમાંનો એક છે એમ પણ નથી. પણ એ તો બીજા વિષયોના શિક્ષણની અતિ આવશ્યક પૂર્વતૈયારી અને પાયો છે. . . . અમુક હદ સુધી અંગ્રેજી આપમેળે જ આવડી જાય એ ખરું, પણ એ હદ ખૂબ વહેલી આવી જાય છે, અને ત્યાર પછી તો જે બાળકોએ સ્વભાષા ઉપર પ્રભુત્વ નથી મેળવ્યું હોતું તેમનો બધા ય વિષયોમાં માનસિક વિકાસ ખૂબ રૂંધાઈ જાય છે. જે વસ્તુ માણસ સ્પષ્ટ રીતે કહી શકતો નથી તે તે પૂરેપૂરી સમજતો નથી, અને એ જ રીતે પોતાના વિચારોને ભાષામાં વ્યક્ત કરવાની અશક્તિ એના વિચારોને પણ મર્યાદિત કરી નાખે છે. . . . આથી અમે બે સિદ્ધાંતો અહીં પ્રતિપાદિત કરવા માગીએ છીએ: એક તો એ કે, અંગ્રેજી બાળકોના ચારિત્ર અને મનના પૂરેપૂરા વિકાસ માટે અંગ્રેજી ભાષાની અનિવાર્ય આવશ્યકતા છે; અને બીજું એ કે, અંગ્રેજી ભાષા બધાં બાળકો આપમેળે વાપરી શકતાં નથી, પણ એ પણ એક લલિત કળા છે અને તે લલિત કળા તરીકે શીખવવાની જરૂર છે.

આ ઉતારામાં આપણે અંગ્રેજીને-બદલે 'ગુજરાતી' કે 'સ્વભાષા' શબ્દ મૂકી દઈએ તો તે આપણા શિક્ષણને પણ લાગુ પડે. વળી આ ઉતારામાંના એક વાક્ય ઉપર હું સૌનું વિશેષ ધ્યાન ખેંચવા માગું છું. 'અંગ્રેજી બાળકોના ચારિત્ર અને મનના પૂરેપૂરા વિકાસ માટે અંગ્રેજી ભાષાની અનિવાર્ય આવશ્યકતા છે.' આમાં ચારિત્ર શબ્દ ખાસ ધ્યાનમાં લેવા જેવો છે. ચારિત્ર ઘડવા માટે પણ અંગ્રેજી ભાષા જ જોઈએ. એનું કારણ એ છે કે ભાષાની સાથે આખી સંસ્કૃતિ અને પ્રજાનું ચારિત્ર પણ બાળકોને મળે છે. ભાષામાં પ્રજાનો ઇતિહાસ, પુરુષાર્થ અને સ્વભાવ સૂક્ષ્મ પણ પ્રબળરૂપે રહેલાં હોય છે, અને તે બાળકોના ચારિત્રના ઘડતરમાં ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે.

આ સ્વભાષાના વિષય ઉપર બીજો એક ઉતારો આપી હું આગળ ચાલીશ. શ્રી. અરવિંદ ઘોષે *A System of National Education* નામનું એક નાનકડું પણ ખુબ વિચાર-પ્રેરક અને ચિંતનીય પુસ્તક લખેલું છું. એમાં એમણે લખ્યું છેઃ

" The mother tongue is the proper medium of education and therefore the first energies of the child should be directed to the thorough mastering of the medium. Almost every child has an imagination, an instinct for words, a dramatic faculty, a wealth of idea and fancy. These should be interested in the literature and history of the Nation. Instead of stupid and dry spelling and reading books, looked on as a dreary and ungrateful task, he should be introduced by rapidly progressive stages to the most interesting parts of his literature, and the life around him and behind him, and they should be kept before him in such a way, as to attract and appeal to the qualities of which I have spoken. All other study at this period should be devoted to the perfection of the mental functions and the moral character."

ભાવાર્થઃ સ્વભાષા એ શિક્ષણનું સાચું વાહન છે, એટલે બાળકની પહેલી શક્તિ એ વાહન ઉપર પૂરું પ્રભુત્વ મેળવવામાં જ ખર્ચાવી જોઈએ. દરેક બાળકમાં કલ્પનાશક્તિ, શબ્દનો શોખ, અભિનય શક્તિ, અને ભાવના અને તરંગોની સમૃદ્ધિ હોય છે. આનો ઉપયોગ તેનામાં પોતાના દેશના સાહિત્યનો અને ઇતિહાસનો રસ જગાડવામાં થવો જોઈએ. બેવકૂફીભરી અને લુખ્ખી જોડણીની અને પાઠોની ચોપડીઓ બાળકોને વેઠ જેવી અને નિરુપયોગી લાગે છે, તેને બદલે બાળકોને ઝડપી પગથિયાંથી તેની ભાષાના સાહિત્યમાંના સરસમાં સરસ ભાગોનો પરિચય કરાવી દેવો જોઈએ, તેમજ તેને વર્તમાન અને ભૂતકાળના જીવનનો પણ પરિચય કરાવી દેવો જોઈએ, અને આ બધી વસ્તુઓ તેની આગળ એવી રીતે રજૂ કરવી જોઈએ કે જેથી તેનામાં મેં પહેલાં કહેલા ગુણો જાગ્રત થાય. આ સમયે બીજો બધો અભ્યાસ કેવળ ચારિત્ર અને મનના વિકાસને અનુલક્ષીને જ યોજવો જોઈએ.

આમાં એમણે સ્વભાષાનું શિક્ષણ કઇ રીતે આપવું જોઇએ એ પણ સૂચવ્યું છે. અને બાળકો માટે યોજવાનાં પાઠ્યપુસ્તકો કેવાં હોવાં જોઇએ એનો પણ ખૂબ ટૂંકમાં એમણે ઉલ્લેખ કર્યો છે. એ જ પુસ્તકમાં બીજે એક ઠેકાણે એમણે એ વિષે સહેજ વિસ્તારથી લખ્યું છે. તેમાંથી ખપપૂરતો ભાગ હું અહીં ઉતારવા માગું છું.

"These books should contain, for the younger student, the lofty examples of the past, not as moral lessons, but as things of supreme human interest, and for the elder student, the great thoughts of great souls, the passages of literature which set fire to the highest emotions and prompt the highest ideals and aspirations, the records of history *and biography which examplify the living of those great* thoughts, noble emotions and aspiring ideals. This is a kind of good company, SATSANGA, which can seldom fail to have effect so long as sententious sermonising is avoided, and becomes of the highest effect if the personal life of the teacher is itself moulded by the great things he places before his pupils. It cannot, however, have full force unless the young life is given an opportunity, within its limited sphere, of embodying in action the *moral impulses which rise within it.*'

ભાવાર્થ. નાનાં બાળકો માટેના પુસ્તકોમાં ભૂતકાળનાં ભવ્ય ઉદાહરણો આપવાં જોઇએ. પણ તે ઉપદેશરૂપે નહિ પણ માણસોને જેમાં વધારેમાં વધારે રસ પડે એવી વસ્તુ છે એ તરીકે; વળી મોટાં બાળકો માટેનાં પુસ્તકોમાં મહાન આત્માઓના મહાન વિચારો આપવા જોઇએ. ઊંચામાં ઊંચી લાગણીઓને ભભુકાવી મૂકે, ઊંચામાં ઊંચા આદર્શો ખડા કરે, અને ઊંચામાં ઊંચી મહત્ત્વાકાંક્ષા જગાડે એવા સાહિત્યના ભાગો આપવા જોઇએ, તથા એ મહાન વિચારો, ઉમદા લાગણીઓ અને ઉન્નત આદર્શોના ઉદાહરણરૂપ ઐતિહાસિક પ્રસંગો કે જીવનો આપવાં જોઇએ. આ પણ એક પ્રકારનો સત્સંગ જ છે, અને જો આપણે ઉપદેશ આપવાનું છોડી દઇએ તો એની અસર થયા વિના રહેતી નથી. વળી શિક્ષક જે વસ્તુઓ વિદ્યાર્થીઓ સમક્ષ રજૂ કરતો હોય છે, તે વડે જો એનું પોતાનું જીવન ઘડાયેલું હોય છે, તો તો એની અસર વધારેમાં વધારે થાય છે. પણ જ્યાં સુધી એ ઊગતા યુવાનોને પોતાના મર્યાદિત જીવનમાં એમના મનમાં ઊઠતી નૈતિક ભાવનાઓ અને જુસ્સાઓને કાર્યમાં ઉતારવાની તક મળતી નથી ત્યાં સુધી એ અસર પૂરું જોર પકડતી નથી.

દૃષ્ટિએ આપવા માગતા હોઈએ, તો પછી તેને વધારે સમય આપવો જ રહ્યો. અને એ રીતે વિચાર કરતાં આપણી માધ્યમિક શાળાઓમાં આજે સ્વભાષાને જેટલો સમય મળે છે, તે પૂરતો નથી. માધ્યમિક શાળાનાં પહેલાં ત્રણ ધોરણોમાં જો આપણે સ્વભાષાને વધારે સમય આપીએ એટલે આજે જેટલો આપીએ છીએ એના કરતાં શરૂઆતના ધોરણમાં બમણો અને પછી ઘટાડતાં ઘટાડતાં દોઢો કરીએ તો પણ વધારે પડતું ન કહેવાય. એટલો સમય ન આપીએ તો સ્વભાષા ઉપર આખી કેળવણીનો પાયો રચવો અશક્ય બની જશે. જો આપણે શરૂઆતનાં વર્ષોમાં બાળકોને ભાષાનો જોઈતો કાબૂ આપી દેવાનો પ્રયત્ન ન કરીશું, તો એમનું બીજા બધા વિષયોનું શિક્ષણ પણ કાચું રહી જશે. મેં ઘણીવાર જોયું છે કે બાળકો ભાષા સમજી શકતાં નથી એટલે જ ગણિતના કેટલાય દાખલા તેમને સમજાતા નથી અને પરિણામે ગણિતમાં કચાશ રહી જાય છે.

જો એકવાર બાળકોને સ્વભાષા ઉપર સારો કાબૂ આવી જશે, એની રચના અને વ્યાકરણની સમજ પડી જશે, એનો ઉપયોગ મનમાની રીતે કરવાની તાલીમ એમને મળી જશે, તો પછી બીજા વિષયોમાં એમની પ્રગતિ ઝટઝટ થવા માંડશે. હું અમારા વિનય મંદિરનો જ અનુભવ કહું તો જ્યારે અમારી પાસે વિદ્યાર્થીઓ નવા નવા આવ્યા ત્યારે અમને બધા જ વિષયમાં તે કાચા લાગ્યા. અને ગુજરાતીમાં તો એટલા કાચા લાગ્યા કે કંઈ કહેવાની વાત નહિ. દરેક શિક્ષક ફરિયાદ જ કરતો હોય. આખરે અમે ધીમે ધીમે એમનું ગુજરાતી સંગીન કરવાના પ્રયત્નો આદર્યા અને જેમ જેમ ગુજરાતીમાં પ્રગતિ થતી ગઈ, તેમ તેમ બીજા વિષયોમાં પણ પ્રગતિ જણાવા લાગી. આજે હવે અમારે બાળકોની સમજ-શક્તિ વિષે ફરિયાદ કરવાપણું રહ્યું નથી. પહેલાં વિદ્યાર્થીઓને પણ જે એક જાતની પોતાને વિષે પોતે ઠોઠ છીએ એવી અસ્તેજપની વૃત્તિ હતી તે ચાલી ગઈ છે, અને એમનો આત્મ-વિશ્વાસ વધ્યો છે. રોજ રોજ એમને પોતાની પ્રગતિ થતી લાગે છે, અને પરિણામે સ્વાધ્યાયની વૃત્તિ વધતી જાય છે. આમ કેવળ સ્વભાષાનું શિક્ષણ સંગીન કરવાને પરિણામે અમે આખું શિક્ષણ ઊંચી કક્ષાએ લઈ જઈ શક્યા.

સ્વભાષાનું ધોરણ ઊંચું કરવાની વાત કહું છું ત્યારે મને એને અંગે બીજી પણ એક વાત સૂઝે છે, એટલે તે પણ અહીં જ કહી દઉં. જો આપણે સ્વભાષાનું શિક્ષણ સંગીન કરવા માગતા હોઈએ તો એમાં દરેકે દરેક વિષયના શિક્ષકનો આપણને સહકાર મળવો જોઈએ. ભૂગોળ કે ઇતિહાસ શીખવનાર શિક્ષક કેવળ હકીકત સાચી છે કે નહિ એટલું જ જુએ, અને કેવી ભાષામાં એ રજૂ કરી છે એ તરફ નજર ન રાખે, તો એકલા ભાષા-શિક્ષકની મહેનત બહુ બર નહિ આવે. એટલે જ્યાં સુધી દરેક વિષયનો શિક્ષક ભાષા સંબંધે ચોકસાઈ અને ચીવટ ન રાખે, ત્યાં સુધી સ્વભાષાનું ધોરણ ઊંચું ચડાવવું મુશ્કેલ રહેવાનું. પહેલાં જ્યારે હાઈસ્કૂલોમાં બધા વિષયો અંગ્રેજી દ્વારા શીખવાતા ત્યારે અંગ્રેજીનું ધોરણ જેટલું ઊંચું હતું, તેટલું આજે બધા વિષયો ગુજરાતીમાં—સ્વભાષામાં શીખવાતા માંડ્યા પછી રહી શક્યું નથી, એ સૌ શિક્ષકોનો પ્રત્યક્ષ અનુભવ છે. અને આ વસ્તુ યુનિવર્સિટીના ધ્યાનમાં આવતી નથી, એટલે મૅટ્રિકની પરીક્ષામાં અંગ્રેજીના વિષયમાં વાંદરાના કતલખાના જેવી કતલ ચાલે છે, અને પછી ચારેકોર મહાભારતના યુદ્ધ પછી ઊઠ્યો હતો એવો હાહાકાર ઊઠે છે.

જો દરેક શિક્ષક ભાષા વિષે જાગ્રત રહે તો દરેક વિષય બાળકનું શબ્દભંડોળ વધારે અને ઇતિહાસ જેવા વિષય તો બાળકની ભાષા અને શૈલીના ઘડતરમાં પણ ખૂબ ફાળો આપી શકે. સ્વભાષાના શિક્ષણમાં સ્પષ્ટભાષવાળી વાચન, દઢબંધવાળું પ્રવાહી સચોટ લખાણ અને મુદ્દાસર અને અસરકારક વાણી—એ બધાંનો સમાવેશ થવો જોઈએ. આ બધાંની પૂરતી તાલીમ આપણા વર્ગોમાં વિદ્યાર્થીઓને મળવી જોઈએ અને શિક્ષકોએ અભ્યાસક્રમમાં એ બધાંની જોગવાઈ કરવી જોઈએ. વિદ્યાર્થી પોતાના મનના વિચારો અને ભાવો સામાને સ્પષ્ટ રીતે અને સહેલાઈથી લેખન કે વાણીદ્વારા સમજાવી શકે અને પોતે જે વાંચે કે સાંભળે તેનો અર્થબોધ અને સારગ્રહણ કરી શકે, એટલું પ્રભુત્વ તેને સ્વભાષા ઉપર હોવું જ જોઈએ. આજે આપણી એ સ્થિતિ નથી. આજે ઘણા ભણેલા માણસો પણ પોતાના મનની વાત બરાબર સુસંબદ્ધ અને અસંદિગ્ધ ભાષામાં લખી કે કહી શકતા નથી. નવા ભણેલામાંથી જે ગુજરાતી લેખકો આપણને મળ્યા છે, એમની એ લેખનશક્તિ માટે એમની શાળાના શિક્ષકો કશું જ ગૌરવ લઈ શકે એમ નથી. એ શક્તિ એમની પોતાની કમાણી છે. હું મારો પોતાનો જ વિચાર કરું છું તો મને સમજાય છે, કે હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરતા સુધીમાં કોઈ પણ શિક્ષક એવો મને નથી મળ્યો, જેણે મને સ્વભાષાનો કાબૂ મેળવવામાં મદદ કરી હોય, અથવા મારે એ મેળવવો જોઈએ એવું સૂચન પણ કર્યું હોય.

આમ આજ સુધી ઉપેક્ષા પામેલી આપણી સ્વભાષાની પાછી એને યોગ્ય સ્થાને પ્રતિષ્ઠા થવા માંડી છે, એ ખૂબ આનંદની વાત છે, અને છેક ઉચ્ચતમ શિક્ષણના વાહન તરીકે એનો સ્વીકાર કરી આપણે એને એનો પૂરેપૂરો કરભાર આપીશું તો એ પણ આપણી કામદુધા થઈને આપણા મનોરથો સિદ્ધ કરશે.

શિક્ષણમાં સ્વભાષાનું સ્થાન કયું હોવું જોઈએ એ વિષય આટલેથી પતાવી હવે હું આગળ ચાલી રાષ્ટ્રભાષાના સ્થાન વિષે થોડી ચર્ચા કરવા માગું છું. આ સેતુ હિમાલય વિસ્તરેલા આપણા દેશને એક રાષ્ટ્રભાષાની જરૂર છે, અને તે હિંદુસ્તાની જ થઈ શકે એમ છે, એ વિષે કેટલાકના મનમાં ભલે થોડીઘણી શંકા શેષ રહી હોય; એ શંકાને કાળચક્ર જ ઘસીને સાફ કરી નાખશે, એને માટે દલીલની કાનસ વાપરવાની જરૂર મને જણાતી નથી. એટલે હું તો આપણને રાષ્ટ્રભાષા જોઈએ છે, અને તે હિંદુસ્તાની જ એવું ગ્રહીત ધારીને જ આગળ ચાલું છું.

રાષ્ટ્રભાષા શીખવવી એ નક્કી જ છે, તો ક્યારે એની શરૂઆત કરવી અને એના શિક્ષણની મર્યાદા સ્વીકારવી એ જ બે પ્રશ્નો વિચારવાના રહે છે. સ્વભાષાના શિક્ષણ ઉપર હું પહેલાં કહી ગયો એટલો સમય અને એટલી મહેનત ખર્ચવામાં આવે, તો પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ જેણે વટાવ્યાં છે એવા બાળકને હિંદુસ્તાનીનો પરિચય જરૂર કરાવી શકાય. એક તો હિંદુસ્તાની અને ગુજરાતી એ બન્ને ભાષાઓ વચ્ચે શબ્દભંડોળનું, વાક્યરચનાનું, રૂઢિપ્રયોગોનું અને એવું જ બીજું પ્રકૃતિગત સામ્ય એટલું બધું છે, કે એ ભાષા શીખવામાં બાળકોને ઝાઝી જહેમત પડવાની નથી. લિપિની મુશ્કેલી તો આપણે છે જ નહિ. કારણ આજે પણ ગુજરાતી ચોથી ચોપડીથી આપણે નાગરી અક્ષરોનો પરિચય શરૂ કરી

દઈએ છીએ. જે ગુજરાતીમાં પણ વપરાતા હોય અને હિંદીમાં પણ વપરાતા હોય એવા ઉભયસામાન્ય શબ્દો વધારે હોય એવી ભાષામાં લખાયેલી સહેલી વાતો, ઇતિહાસના પ્રસંગો અને મનમોહક અને ઝટ મોઢે થઈ જાય એવી નાની કવિતાઓ અને ગીતો દ્વારા આપણે હિંદીનો પરિચય કરાવવાનું શરૂ કરીએ તો બાળકોને પોતે જુદી ભાષા શીખે એવું લાગવાનો સંભવ નથી. અને આવાં પુસ્તકો યોજવાં એ બહુ મુશ્કેલ નથી કારણ ગુજરાતીમાં પણ ફારસી, અરબી અને ઉર્દુ શબ્દો ખૂબ વપરાય છે. આ કામમાં આપણને વપરાશના ક્રમમાં કરેલી ચાર હજાર હિંદી શબ્દોની યાદી ખૂબ મદદકર્તા થઈ પડે એમ છે.

હિંદુસ્તાનીને સમય આપવો બીજી રીતે પણ આપણને પોસાય એમ છે. હિંદુસ્તાની સાહિત્ય પણ, આપણે સ્વભાષાદ્વારા જે સંસ્કારબીજ વાવવા માગીએ છીએ, એમાં મદદરૂપ થઈ પડે એવું છે આપણો ઇતિહાસ, સંસ્કૃતિ, આદર્શો, ધર્મ બધું એક જ છે. ઊલટું, હિંદુસ્તાની વિના આપણું સંસ્કારધન બાળકોને ઓછું મળે એમ કહી શકાય. એટલે એ રીતે પણ રાષ્ટ્રભાષાને શિક્ષણમાં સ્થાન આપવું જરૂરનું છે.

રાષ્ટ્રભાષાના શિક્ષણનું ધોરણ કેવું સ્વીકારવું ?—તો એમ કહી શકાય કે પર પ્રાંતના દેશબંધુઓ સાથેનો પોતાનો વ્યવહાર ચલાવવા માટે અને આખા રાષ્ટ્રની પ્રવૃત્તિઓમાં ભાગ લેવા માટે જેટલા જ્ઞાનની જરૂર પડે, એટલું એને મળી રહેવું જોઈએ. અને આ કંઈ બહુ ભારે વસ્તુ છે એવું નથી કારણ કે સ્વભાષા ઉપરનો એનો કાબૂ આપોઆપ જ એને રાષ્ટ્રભાષા ઉપર પણ અમુક કાબૂ તો આપી જ દેશે, અને પછી તો એને થોડું શબ્દભંડોળ અને થોડી વિશિષ્ટ રૂઢિ શૈલી જ પકડવાની રહેશે. નહિ તો સામાન્ય રીતે બંને ભાષા વચ્ચેનું સામ્ય એટલું બધું છે કે એને ઝાઝી મહેનત કરવાપણું રહેશે જ નહિ.

આમ બાળકને રાષ્ટ્રભાષાનો સારો જેવો પરિચય થઈ જાય એનો એક લાભ એ પણ છે કે હિંદના જુદા જુદા બધાય પ્રાંતોનું સાહિત્ય, બધાય પ્રાંતોનો જ્ઞાનરાશિ, બધાય પ્રાંતોનો પુરુષાર્થ એ બધું એને એ મારફતે ભોગવવા જાણવા મળે. કારણ પછી દરેકે દરેક ભાષામાં દરેકે દરેક ભાષાનાં પુસ્તકો ન ઊતરે તો પણ ચાલે—હિંદીમાં ઊતરે એટલે સૌને મળી રહે. આમ થવાથી રાષ્ટ્રની શક્તિનો કેટલો બધો બચાવ થઈ શકશે એનો ખ્યાલ સહેજે કરી શકાય એમ છે.

આમ સ્વભાષા અને રાષ્ટ્રભાષા દ્વારા બાળકોની ગ્રહણશક્તિ અને ભાષા શીખી લેવાની કુશળતા પણ ઠીક ઠીક વધ્યાં હશે. એટલે પછી એને પરદેશી ભાષા શીખવામાં મહેનત ખૂબ ઓછી પડશે. જે માણસને પોતાની ભાષા બરાબર આવડતી હોય છે તેને પારકી ભાષા શીખી લેતાં વાર લાગતી નથી, અને મહેનત પણ પડતી નથી. આજે આપણાં બાળકોની કેટલી બધી શક્તિ અંગ્રેજી શીખવામાં વેડફાઈ જાય છે, એનો જો સ્થિરચિત્તે વિચાર કરીએ, તો સાચે જ આપણને ચીતરી આવે. આનું એક કારણ એ છે કે બાળકો હજી પોતાની ભાષા વાપરતાં જ બરાબર શીખ્યાં કે ટેવાયાં હોતાં નથી, ત્યાં તેમને માથે તદ્દન વિદેશી ભાષાનો બોજો લાદવામાં આવે છે, અને પરિણામે ગોખણપટ્ટી અને મ.ચારુડ જ રહે છે.

પરદેશી ભાષા શીખવવાની શરૂઆત ક્યારે કરવી જોઈએ, એ સંબંધે ઇંગ્લંડના કેળવણી ખાતાએ શિક્ષકો માટે એક સૂચનાપોથી બહાર પાડેલી છે, તેમાંથી બેચાર વાક્યો

હું ઉતારું છું. (આ સૂચનાઓથી દરેકે દરેક શિક્ષકે વાંચવા જેવી છે. એમાં શિક્ષણની સામાન્ય ચર્ચા ઉપરાંત દરેકે દરેક વિષયનું શિક્ષણ કેમ આપવું, એની વિગતવાર સૂચનાઓ આપેલી છે. પુસ્તક છસો પાનાંનું છે, છતાં કિંમત ફક્ત બે શિલિંગ એટલે સવા રૂપિયો જ છે. એનું નામ *Hand Book of Suggestions for Teachers* છે અને તે ઇંગ્લંડની બોર્ડ ઑવ એજ્યુકેશને પ્રગટ કરેલું છે. એ પુસ્તકમાંથી હું આ ઉતારો લઉં છું.)

"The first essential is that the children who take it shall be reasonably proficient in the use of their own language. Other conditions are that the course shall be sufficiently long and the lessons frequent enough to guarantee at the end a satisfactory degree of facility in speaking and reading the foreign tongue; a daily lesson for about three years under competent teaching seems necessary to ensure this standard being reached."

ભાવાર્થ: પહેલી જરૂર તો એ છે, કે જે બાળકો બીજી ભાષા લેવા માગતાં હોય તેમને સ્વભાષા ઉપર ઠીક ઠીક પ્રભુત્વ મળેલું હોવું જોઈએ. બીજી શરત એ છે કે અભ્યાસક્રમ પૂરતો લાંબો હોવો જોઈએ, અને વર્ગો પણ પૂરતી સંખ્યામાં ભરાવા જોઈએ, કે જેથી અંતે એ વિદેશી ભાષા બોલવામાં અને વાંચવામાં બાળકો પૂરતી કુશળતા મેળવી શકે. આટલા માટે ત્રણ વરસ સુધી રોજ એક એક સમય મળે એ ખૂબ જરૂરનું છે.

આ ઉતારાનો પાછલો ભાગ પણ ખૂબ મહત્ત્વનો છે, પણ તેની ચર્ચા હું હમણાં નથી કરવા માગતો. એમાં શરૂઆતમાં કહેલી વસ્તુ ઉપર જ હું હમણાં આપનું ધ્યાન ખેંચવા માગું છું, કે બીજી ભાષા શીખવા માટે તે પહેલાં બાળકે સ્વભાષાની ઠીક ઠીક કસરત કરી લીધી હોવી જોઈએ અને તેનો ઉપયોગ તે સહેલાઈથી કરી શકે એવી સ્થિતિ આવેલી હોવી જોઈએ. શ્રી અરવિંદ ઘોષે પણ એમના પુસ્તકમાં આ વિષે લખ્યું છે:

"The first attention of the teacher must be given to the medium and the instruments, and, until these are perfected, to multiply subjects of regular instruction is to waste time and energy. When the mental instruments are sufficiently developed to acquire a language easily and swiftly, that is the time to introduce him to many languages, not when he can only partially understand what he is taught and masters it labouriously and imperfectly. Moreover, one who has mastered his own language, has one very necessary facility for mastering another. With the linguistic faculty unsatisfactorily developed in one's own language to master others is impossible."

ભાવાર્થઃ શિક્ષકે પહેલું ધ્યાન સ્વભાષાનું જ્ઞાન અને ગ્રહણશક્તિઓને ખીલવવા ઉપર જ આપવું જોઈએ, અને એ વસ્તુઓ જ્યાં સુધી પૂરી વિકસી નથી હોતી, ત્યાર પહેલાં જ શિક્ષણના વિષયોમાં વધારો કરવો એ સમય અને શક્તિ વેડફી નાખવા બરાબર છે. જ્યારે માનસિક શક્તિઓ એક ભાષાને સહેલાઈથી અને ઝટઝટ ગ્રહણ કરવા પૂરતી વિકાસ પામી હોય, ત્યારે જ બાળકોને બીજી ભાષાઓ શીખવવાની શરૂઆત કરવી જોઈએ. જ્યાં સુધી એને જે કાંઈ શીખવતા હોય તે એ પૂરું સમજતો ન હોય અને મહામહેનતે અને અધુંપરધું જ પચાવી શકતો હોય, ત્યાં સુધી તેને માથે નવી ભાષાનો બોજો ન લાદવો જોઈએ. વળી જે માણસે પોતાની ભાષા ઉપર કાબૂ મેળવ્યો હોય છે, તેને બીજી ભાષા શીખવા માટેની એક અતિ આવશ્યક સગવડ મળી ગઈ હોય છે. જ્યાં સ્વભાષામાં જ એની ભાષાગ્રહણ કરવાની શક્તિ વિકાસ ન પામી હોય, ત્યાં બીજી ભાષા ઉપર કાબૂ મેળવવાની વાત જ શી કરવી?

આમ આ ઉતારાઓ ટાંકી હું જે કહેવા માગું છું તે એ, કે જ્યાં સુધી બાળકે પોતાની સ્વભાષા ઉપર ઠીક ઠીક કાબૂ નથી મેળવ્યો, ત્યાં સુધી તેને વિદેશી ભાષા શીખવવાનો પ્રયત્ન કરવો એ તેની શક્તિઓને કચડી નાખવા બરાબર છે. અને એથી આજે આપણે અંગ્રેજી શીખવવાની શરૂઆત માધ્યમિક શાળાના પહેલા ધોરણથી કરીએ છીએ તે બાળકના વિકાસની દૃષ્ટિએ ખૂબ હાનિકારક છે. અને જાણે એટલું બસ ન હોય તેમ હમણાં હમણાં થોડો સમય થયાં પ્રાથમિક શાળામાં પણ અંગ્રેજી દાખલ કરવાના પ્રયત્નો આરંભાયા છે!

મારા મત પ્રમાણે તો અંગ્રેજીની શરૂઆત આપણે માધ્યમિક શાળાના ત્રીજા કે ચોથા ધોરણથી કરવી એ ઇષ્ટ છે. એમ કરવાથી વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં બહુ પાછળ અથવા કાચા રહી જશે એવી લગારે ધાસ્તી રાખવાની જરૂર નથી. કારણ એ બેત્રણ વરસ દરમિયાન તેણે પોતાની સ્વભાષાનો પાયો એવો સંગીન કરી લીધો હશે કે તેને આ નવી ભાષા શીખતાં ઝાઝી જહેમત નહિ ઉઠાવવી પડે. ભલકું બેત્રણ વર્ષ મોડું શરૂ કરવાને પરિણામે તેમની પ્રગતિ વધારે ઝડપી થવાનો જ સંભવ છે, અને પહેલેથી જ તેમનું જ્ઞાન વધારે ચોક્કસ અને પાકેપાયે થવાનો સંભવ છે.

કોઈ કોઈ સ્વતંત્ર શાળાઓમાં આવો પ્રયોગ થયો છે, અને ત્યાં એને સારી સફળતા મળી છે. વિદ્યાર્થીઓ ત્યાં અંગ્રેજી વાક્યરચના વહેલાં અને સહેલાઈથી સમજતાં માલૂમ પડ્યાં છે અને પરિણામે આજે જેટલું જ્ઞાન આપીએ છીએ એટલું જ્ઞાન તો તેમને અંતે મળી જ રહે છે. માત્ર હાલની પદ્ધતિમાં કુમળાં મગજને શેકી નાખવાનો અને શક્તિઓને કચડી નાખવાનો જે લાભ રહેલો છે તે તેમાં નથી મળતો, એટલું જ એનું નુકસાન છે.

અંગ્રેજીની શરૂઆત ક્યારે કરવી એ નક્કી કર્યા પછી, અંગ્રેજીના શિક્ષણનું ધોરણ કેવું રાખવું એ પણ વિચારવાનું રહે છે. અંગ્રેજી ભાષાનું સાહિત્ય ખૂબ સમૃદ્ધ છે, આખી દુનિયાના વેપારની એ ભાષા છે, એ મારફતે આપણે વિશ્વસાહિત્યને અને વિશ્વજ્ઞાન-ભંડારને પહોંચી શકીએ એમ છીએ, એ બધું સ્વીકારવા હું તૈયાર છું. તે ઉપરાંત અંગ્રેજી

આપી શકીએ એવી સ્થિતિ હોવી જોઈએ. આજે જેમ જેઓ ડાક્ટરી પરીક્ષા આપે છે, તેમને પોતાના ધંધાને લગતાં જર્મન પુસ્તકો સમજવા પૂરતું જર્મન શીખવું પડે છે, તેમ અંગ્રેજી શીખવાનું રહે, એ સમજી શકાય એવી વસ્તુ છે. પણ અંગ્રેજી વિના ચાલે જ નહિ, એવી સ્થિતિ તો આપણે ટાળવી જ ઘટે.

તો પછી, એનો અર્થ એ થયો કે અંગ્રેજી એ વિકલ્પનો વિષય રહ્યો—કે ને લેવો હોય તે લે, ન લેવો હોય તે ન લે. પણ આજે જ એ સ્થિતિ આવી ગઈ છે, અથવા આવતી કાલે જ એ સ્થિતિ આવી જવાની છે, એવું માની લેવાય એમ નથી. એને હજી વાર લાગશે. તો ત્યાં સુધી આપણા શિક્ષણમાં અંગ્રેજીનું સ્થાન શું?

એ પ્રશ્નનો જવાબ મારી આટલી ભૂમિકા પછી આપવો સહેલો છે. પણ તે પહેલાં બીજી એક વાત મારે અહીં કહી દેવી છે. અંગ્રેજી ભાષાનો બે રીતે અભ્યાસ થઈ શકે: એક તો એના સમૃદ્ધ સાહિત્યનો વારસો મેળવવાની દૃષ્ટિએ; અને બીજું, એ દુનિયાની વ્યવહારની ભાષા છે, એ દૃષ્ટિએ. આપણા સામાન્ય અભ્યાસક્રમમાં આ બીજી દૃષ્ટિ જ આપણે રાખવી જોઈએ. અને જો એ દૃષ્ટિએ આપણે આપણો અંગ્રેજીનો અભ્યાસક્રમ ઘડીશું, તો તેમાં આજના અભ્યાસક્રમમાં આવતી ઘણીખરી કસરતોનો છેદ ઊડી જશે. પછીથી આપણી દૃષ્ટિ એટલી જ રહેશે કે આપણો વિદ્યાર્થી અંગ્રેજી વાંચીને સમજી શકે અને વખત આવ્યે વાત કરી શકે તથા વ્યવહાર પૂરતો પત્રવ્યવહાર કરી જાણે એટલું જ્ઞાન આપણે તેને આપવું જોઈએ. અહીં હું આપને પેલી ઈંગ્લંડના કેળવણી ખાતાએ પ્રગટ કરેલી સૂચના-પોથીમાંના ઉતારાની ફરી યાદ આપું છું. તેનો પાછલો ભાગ આ પ્રમાણે છે:

> "Other conditions are that the course shall be sufficiently long and the lessons freguent enough to guarantee at the end a satisfactory degree of facility in speaking and reading the foreign language."

એટલે કે બાળકને એ પરભાષા સારી રીતે બોલતાં અને વાંચતાં આવડે એટલું બસ છે. એને એ ભાષા સારી રીતે લખતાં આવડવી જોઈએ એવું નથી. લખવા માટે વધારે અભ્યાસ, વધારે મહેનત અને વધારે પ્રવૃત્તિની જરૂર હોય છે, અને તે આપણા હેતુ માટે આવશ્યક નથી. આપણને અંગ્રેજી વાંચવાના પ્રસંગો રોજ આવે છે, બોલવાના કોઈક વાર આવે છે, પણ લખવાના તો જવલ્લે જ આવે છે. લેખ તો લખવાનો હોય નહિ, એટલે જો આપણે આપણા અભ્યાસક્રમમાંથી અંગ્રેજી લેખનને બાદ રાખીએ અને એ રીતે બચતાં સમય અને શક્તિ વાચન અને અર્થગ્રહણ ઉપર ખર્ચીએ તો આજના કરતાં પણ અંગ્રેજી વધારે સારું થાય. વળી એ વિદ્યાર્થીઓનો આજના કરતાં સ્વભાષા ઉપરનો કાબૂ વધ્યો હશે એટલે એઓ જે વાંચશે અને સમજશે તે સ્વભાષામાં સારી રીતે વ્યક્ત કરી શકશે. અને આપણને એ જ જોઈએ છે. પોતે જે વાંચે તેનો લાભ પોતાના અંગ્રેજીથી અનભિજ્ઞ ભાઈઓને આપી શકે, એટલું આપણે માટે બસ છે.

અને આટલું કરવા માટે તો પાંચ વર્ષ ખૂબ જ લાંબોગાળો છે. મેં જે ઉતારો ટાંક્યો છે, તેમાં તો ત્રણ જ વરસ લખ્યાં છે અને રોજ એક સમય હોય તે બસ ગણ્યો

તે સ્વભાષાના વ્યાકરણની કસરત દ્વારા જ મેળવો અને એ રીતે તેના પાયા વધુ સંગીન બનાવો એ પછી તમને બીજી ભાષાઓમાં મદદગાર થઈ રહેશે.

અત્યારે આ પ્રાચીન ભાષાઓનું વ્યાકરણ અભ્યાસક્રમમાંથી ઘટાડી તો નાખ્યું જ છે, અને એ સારું જ થયું છે. પણ અહીં એક સૂચના હું કરી લઉં. જેઓ એ ભાષાઓનો વિશેષ અભ્યાસ કરવા માગતા હોય તેમને માટે મહાશાળામાં વ્યાકરણનો કોઈ એકાદ ગ્રંથ રાખવો જોઈએ. એ વિના એ ભાષાનો અભ્યાસ સંપૂર્ણ થયો ન કહેવાય. જો કે મારા આજના વિષયની ચર્ચા મેં માધ્યમિક કેળવણીને લક્ષમાં રાખીને જ મોટે ભાગે કરી છે, છતાં આટલું એક સામાન્ય સૂચન કરવાની છૂટ લઉં છું.

મારો વિષય હવે પૂરો થયો છે. મારા આખા વ્યાખ્યાનનો સાર ટૂંકમાં આપવો હોય તો તે હું આમ આપું. શિક્ષણમાં સ્વભાષાને આજે મળ્યું છે એના કરતાં વધારે મહત્ત્વ મળવું જોઈએ. રાષ્ટ્રીય ભાષાને તરત શિક્ષણમાં સ્થાન મળવું જોઈએ. અંગ્રેજી વિકલ્પનો વિષય થવો જોઈએ, અને શીખવાય ત્યાં વ્યવહારુ દૃષ્ટિએ જ એ શીખવાવો જોઈએ. આપણી પ્રાચીન સંસ્કાર ભાષાને આવશ્યક સ્થાન હોય, પણ તેના શિક્ષણમાં વ્યાકરણની વિગતોને પ્રાધાન્ય ન મળે. *

* ૬૯ મી ગાંધી જયંતી નિમિત્તે ગુજરાત વિદ્યાપીઠે યોજેલી 'શિક્ષણ વ્યાખ્યાનમાળા' નું ચોથું વ્યાખ્યાન.



# પશ્ચાત્તાપ

'પ્રિયદર્શી'

નવાંકુરો અંતર મ્હેકતાં હતાં
અર્પ્યું ન તે દિ' ઉરફૂલ મેં તને,
આજે હવે સૌ મૃદુ કેસરો ખર્યાં
વાંચ્છું ન ફેલાવી શકું સુગંધયે.

ઊર્મિભર્યાં કંઠ સિતારથી કદિ
મીઠી કવિતા તુજને સુણાવી ના,
ઊર્મિ અને ગુંજન આજ ઓસર્યાં
વહી શકું, ઈચ્છું છતાં ન ગીતડાં.

છતાં કહ્યું તેં વર યાચ વત્સ તું
ત્યારે મને શું વદવું સૂઝ્યું નહિ
અદૃશ્ય થાતાં તવ ભવ્ય દર્શન
યાચ્યું ઘણું, કિન્તુ કશું મળ્યું નહિ.



નાખીને શુદ્ધ માનવતાનું અથવા માનવજીવનની દિવ્યતાનું તરલ તેજસ્વી હૃદયંગમ સ્વરૂપ લેખકે ખરેખરી કલાથી સર્જ્યું છે. આર્યજીવનની સંકુચિતતા અને અનાર્યજીવનની સંસ્કારક્ષમતા એકી સાથે પ્રગટ કરવામાં બેશક ઉચ્ચ પ્રકારના હૃદયભાવથી કવિ પ્રેરાયા છે. અગસ્ત્યનો પ્રિય શિષ્ય વિશ્વરથ આ નવીન દર્શનનો ઋષિ છે. અંગત કે ઐતિહાસિક કારણોના ડંખ એના હૃદયમાં નથી એણે આર્યજીવનની શક્તિ અને મર્યાદા ઉભયનું દર્શન કર્યું છે. એણે શમ્બરના કેદી તરીકે દસ્યુજીવનના માનવભાવનું અને ભાવની ઉત્ક્રાન્તિની શક્યતાનું પણ દર્શન કર્યું છે.

'લોપામુદ્રા' એ બહુ લાંબી કૃતિનો આ તો માત્ર પ્રથમ ખંડ છે. સંસ્કૃત નાટકની નાન્દીમાંના આડકતરી રીતના વસ્તુસૂચનની પેઠે આ પ્રથમ ખંડમાં લોપામુદ્રા ઝબકજ્યોત વીજળી સમી આવીને ચાલી જાય છે. આ ભાગનું નાયકપદ કર્તાએ વિશ્વરથને આપ્યું છે. વિશ્વરથ આર્યોના ગાધી રાજાનો વરુણના વરદાનથી પ્રાપ્ત થયેલો પુત્ર છે અને આર્યસંશુદ્ધિના પ્રખર સંરક્ષક અગસ્ત્ય મુનિનો પરમપ્રિય શિષ્ય છે. ભરતોની પ્રતિષ્ઠાનું એ ઉત્કૃષ્ટ પ્રતીક છે અને તેમની આશાઓનું કેન્દ્ર પણ એ જ છે.

વિશ્વરથ અને જમદગ્નિ—મામો ભાણેજ—જોડકા ભાઈઓ પેઠે ઉછરે છે એમને એક બીજા વગર ચેન પડતું નથી. બંનેનો બાલકાળ રસિક રીતે આલેખવામાં આવ્યો છે. લોપામુદ્રાએ વિશ્વરથને ચુમ્બન કર્યું અને જમદગ્નિને ના કર્યું તેથી 'અં . . . અં . . .' કરતો એ રડવા બેઠો. મામાથી આ કેમ ખમાય? એ લોપામુદ્રાને ઘસડી લાવે છે અને શાકુન્તલમાં જે તોરથી બાલક સર્વદમન દાંત ગણવા માટે 'ઉઘાડ તારું મોં' એમ સિંહને આજ્ઞા કરે છે, તેવા જ તોરથી 'જમદગ્નિને ચુંબન કર' એમ ફરમાવે છે. ગુરુના આશ્રમમાં ભણવા જવાનો સમય થાય છે અને મામાભાણેજને સાથે જ અગસ્ત્યના આશ્રમમાં મોકલવાનો ઠરાવ થાય છે.

ગુરુને ત્યાં જવાનો પ્રસંગ વિશ્વરથને બહુ વસમો પડે છે. સ્થાનની અપરિચિતતા એને અકળાવે છે. "સત્યા! તું અમારી જોડે રહે તો!" એ એક વાક્યમાં એનું હૃદય લેખકે સૂચવી દીધું છે. અથર્વણને છોડીને અગસ્ત્ય પાસે એને શા માટે મોકલવામાં આવે છે તે એનું બાલહૃદય સમજી શકતું જ નથી.

આશ્રમમાં એને અનેક વાર રડવું આવે છે. રાત પડે ને સત્યા સાંભરે ને ઊંઘને બદલે આંખમાં અશ્રુ આવ્યા કરે. પરંતુ ધીમે ધીમે આશ્રમ કોઠે પડવા માંડે છે. અને પછી તો રાજા મોટો કે ઋષિ? રાજપદ અને ઋષિપદ બંને ન પમાય? અગસ્ત્ય જેવા ન થવાય? વરુણની કૃપા કેમ મળે? ઈત્યાદિ પ્રશ્નો એના નાનકડા હૃદયમાં થનગનાટ મચાવે છે. ગુરુના મમત્વનો એ અપૂર્વ અધિકારી બને છે. ગુરુની પેઠે એને વરુણના આવાહન અને દર્શનના કોડ જાગે છે.

આયુધકૌશલની પરીક્ષાનો દિવસ આવી પહોંચે છે. તે વખતે આ બાલરાજા કુશલતા મટકી તાકે છે. સ્વસ્થતાની મૂર્તિ જેવા અગસ્ત્ય આવેશમાં આવી જાય છે અને આ અદ્ભુત બાલકને ઊંચકી છાતી સરસો દાબે છે. સર્વત્ર 'ધન્ય! ધન્ય!' એમ ઉચ્ચાર ગાજી રહે છે. આ બાલકની આંખમાં અગસ્ત્ય ભાવિ રાજર્ષિના પ્રભાવનું બીજદર્શન કરે છે. એ બાલવીર 'ભગવાન, મને તો વરુણદેવે મદદ કરી' એમ કહીને ગુરુને વિશેષ આશ્ચર્યચકિત કરે છે.

૧૯૩૦ના સત્યાગ્રહ વખતે મહાત્મા ગાંધીજીએ આશ્રમ વિખેરીને કૂચ કરી હતી તેમ અગસ્ત્ય પણ પોતાનો આશ્રમ ખાલી કરીને શમ્બરવિગ્રહ નિમિત્તે દિવોદાસનો મહેમાન થવા નીકળે છે. રસ્તે કોઈ નદીને કાંઠે બધાં વિસામો લેવા રોકાયાં છે. તે વખતે દિવોદાસનો પુત્ર સુદાસ તેજોદ્વેષનો માર્યો વિશ્વરથને ઊંડા પાણીમાં ખેંચી જઈને ડૂબાડી દેવાનું કરે છે. ભદ્રાક્ષ એને ઉગારી લે છે. સુદાસના આ અપકૃત્યથી એના પિતાને રીસ ચઢે છે. અગસ્ત્ય મૈત્રાવરુણ એને 'શી શિક્ષા કરું?' એમ ભયંકર અવાજે પૂછે છે. વિશ્વરથ બોલી ઊઠે છે: 'હું પાણીમાં ઘસડાયો ત્યારે મેં સહસ્ર સૂર્ય જેવો પ્રકાશ જોયો. તેમાં વરુણદેવ બિરાજતા હતા, તેનાં મેં દર્શન કર્યાં. એ સુદાસને લીધે. એને શિક્ષા કરશો નહિ.' અજ્ઞાન વિશ્વરથ આમ મહર્ષિનું લક્ષણ અચિન્તિત પ્રગટ કરે છે. આશ્રમજીવન દરમ્યાન વિશ્વરથનું વ્યક્તિત્વ આમ ક્રમિક વિકાસ પામે છે. પરંતુ એનું વ્યક્તિત્વ પૂર્ણ બલથી તો એના પિતાના અવસાન પછી દીપી નીકળે છે. અગસ્ત્યને સમસ્ત આર્યકુલની શક્તિ એકત્ર સંગઠિત કરીને શમ્બરનો વિનાશ કરવો છે. ભરતો પોતાના નવા રાજાને પર રાજ્યમાં રહેવા દેતા રીઝતા નથી. એમને પોતાની સર્વોપરિતા ખંડિત થવાનો ભય લાગે છે. પરંતુ અગસ્ત્ય જ્યાં રહે ત્યાં સ્વરાજ્ય શું ને પરરાજ્ય શું? આર્યકુલની સર્વોપરિતા પાસે ભરતોની સર્વોપરિતાનો પ્રશ્ન સાંકડો જ ગણાય. હિંદ ઉપર પરદેશી સત્તાઓ એક પછી એક ફાવતી ગઈ તે વ્યક્તિગત રાજાઓના અંગત સર્વોપરિતાના ભ્રામક ખ્યાલને લીધે જ. પરંતુ મૈત્રાવરુણ અને અથર્વણ, દિવોદાસ અને વિશ્વરથ જેવી પ્રચંડ શક્તિઓ જ્યાં હોય ત્યાં આવી સંકુચિત વૃત્તિ કેટલીક ટક્કર ઝીલી શકે? ભરતોની સભામાં વિશ્વરથ જાય છે. અપૂર્વ પ્રતાપથી, અચિન્તિત સ્પષ્ટ વક્તૃત્વથી એ ભરતોને મહાત કરી દે છે. એની દૃઢ નિશ્ચયાત્મક વાણી જ સાંભળીએ:

> "જ્યાં દિવોદાસ જેવા મહાવીર ગર્જે છે, જ્યાં વસિષ્ઠ જેવા તપસ્વી સત્ય સેવે છે, જ્યાં અગસ્ત્ય જેવા મહર્ષિ વરુણને સોમ પાય છે, ત્યાં—ત્યાં હું તો રહીશ. એ બધાને સાનિધ્યે સબળ થવા, સમય આવે એ બધામાં અગ્રસ્થાન પામવા. હું તો વરુણના શાસન પ્રમાણે ચાલીશ. એમની કૃપા વડે કોઈએ નહિ કર્યું તે મારે કરવું છે—નહિ તો મરવું છે. ભરતો! આપને ન પાલવે તો મને છોડી જાઓ, બીજો રાજા શોધી લો."

આ સમર્થ શબ્દોમાં તેના વક્તાના કયા ગુણોનું પ્રગટીકરણ છે તે પૃથક્કરણથી બતાવવાની જરૂર નથી.

એક વખતનો અદ્ભુત બાલક હવે પ્રતાપી યુવક થઈ ગયો છે. આ યુવકના ચારિત્ર્યનો આવો ઉત્કર્ષ બતાવીને તુરત જ ગુરુપુત્રી રોહિણી જોડેનો એનો પ્રેમપ્રસંગ ચીતરીને ઘેરી અપકર્ષ-રેખા પણ લેખકે દોરી દીધી છે. બાલપણમાં કુરકુરિયાંની રમત જેવી અનેક રમતો સાથે રમેલાં વિશ્વરથ અને રોહિણી યૌવનમાં પ્રેમચેષ્ટામાં પ્રવૃત્ત કર્યાં છે એમાં કલાવિધાનની દૃષ્ટિએ અસ્વાભાવિકતા કશી ન છતાં, ગુરુપુત્રી તો બહેન જ, એની જોડે પ્રેમપ્રસંગ હોય જ નહિ, એમ માનવાને ટેવાયેલી વૃત્તિને અવશ્ય આઘાતક કૃતિ અહીં થઈ છે. રોહિણી સુદાસની વચનદત્તા હતી તે હકીકતથી વળી વિશેષ આઘાત પહોંચે છે. વિશ્વરથ જેવા ઉત્કૃષ્ટ પાત્રને આવી અપક્રિયામાં ધકેલવાની શી જરૂર લેખકને જણાઈ હશે તે સમજાતું નથી. ઋક્ષ જેવા પાત્રના વિષયમાં આવી કલ્પના મૂકી હોત તો તેના મૌર્ખ્યદર્શન લેખે ચલાવી લેવાત. અથવા

# વિનોદ: એના વાણાતાણા વિશે વિચાર

ચુનીલાલ નારણજી શાહ

[ ગતાંકથી ચાલુ ]

## (૫) અર્થવિહીનતામાં અર્થ [ Sense in non-sense ]

Wit ઉત્પન્ન કરવા માટે એક નવી રીતનો પણ ઉપયોગ થાય છે. કેટલીક વાર તદ્દન અર્થરહિત બોલવાથી વિનોદ ઉત્પન્ન થાય છે. નીચેનાં દૃષ્ટાંતોમાં અર્થરહિત વાણીનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

ફ્રેંક નામનો એક સૈનિક સેનામાં તોપચી તરીકે કામ કરતો હતો. તે બુદ્ધિશાળી હતો; પરંતુ તેને તોપચી તરીકે કામ કરવામાં કાંઈ રસ પડતો નહિ. એક દિવસ તેના ઉપરી અમલદારે તેને કહ્યું: "ફ્રેંક, અમારી સાથે તને ફાવશે નહિ; મારી તને સલાહ છે કે તું એક તોપ ખરીદ અને સ્વતંત્ર રીતે તારો ધંધો કર."

આ સલાહ મૂર્ખાઈ ભરેલી છે. કોઈ પણ મનુષ્ય તોપ ખરીદ કરી શકે નહિ, કેમકે સામાન્ય મનુષ્યને તોપ વેચાતી મળતી નથી; અને જો તે તોપ પ્રાપ્ત કરે તો પણ તે એકલો કાંઈ લડી શકે નહિ. આવી મૂર્ખાઈ ભરેલી વાતમાં વિનોદ ક્યાં રહેલો છે?

તે અમલદાર ફ્રેંકને કહી શક્યો હોત કે "ફ્રેંક, તું વેપારી તરીકે અચ્છો છે; પરંતુ મારે તને કહેવું જોઈએ કે વેપારનું ક્ષેત્ર અને રણક્ષેત્ર તદ્દન ભિન્ન પ્રદેશો છે. વેપારમાં દરેક મનુષ્ય બીજાની સાથે હરીફાઈમાં ઊતરે છે, અને પોતાનો સ્વાર્થ સાધવા માટે પ્રયત્ન કરે છે; પરંતુ યુદ્ધમાં તેમ થઈ શકતું નથી. સૈનિકે પોતાના ઉપરી અમલદારની આજ્ઞાને વશ થવું જોઈએ, અને બીજાની સાથે સહકાર સાધવો જોઈએ."

પરંતુ આ પ્રમાણે સલાહ ન આપતાં અમલદારે ફ્રેંકને વિનોદમાં જે કહ્યું તે ઉપર ઉપરથી જોતાં તદ્દન અર્થરહિત હતું, પરંતુ તે અર્થરહિત શબ્દો પાછળ અર્થ રહેલો છે. ફ્રેંક મૂર્ખ છે એ દર્શાવવા માટે અમલદાર પોતે મૂર્ખ હોવાનો ઢોંગ કરે છે. તે ફ્રેંકને જાણે કહે છે: "તું જેવો મૂર્ખ છે એવી જ મૂર્ખાઈ ભરેલી સલાહ હું તને આપીશ." તે ફ્રેંકની મૂર્ખાઈ બરોબર સમજે છે, અને તે મૂર્ખાઈ અનુસાર વર્તવાથી ફ્રેંક કેવો મૂર્ખ બને એ ફ્રેંકને અમલદાર દર્શાવે છે. જો ફ્રેંક તોપ રાખીને એકલો રહે તો તે કેવી રીતે લડી શકે, તે દુશ્મનોને કેવી રીતે હરાવી શકે, તેમજ તેની મહત્ત્વાકાંક્ષા તે કેવી રીતે પૂરી કરી શકે?

આ પ્રમાણે અર્થ વિનાની સલાહ પાછળ અર્થ—sense in nonsense રહેલો છે.

એક પ્રસંગે એક સમર્થ વક્તા વ્યાખ્યાન કરતા હતા. તેનું ભાષણ સૌને ખૂબ ગમ્યું; તેથી તાળીઓનો ગડગડાટ થયો. તે જોઈને તે વક્તા પોતાના મિત્રો તરફ ફર્યો અને તેમને પૂછ્યું: "શું હું કાંઈ મૂર્ખાઈ ભરેલું બોલ્યો?"

આ પ્રશ્ન આપણને વિચિત્ર લાગે પણ આપણે તેનું રહસ્ય તરત જ સમજીએ છીએ. એ "આ મૂર્ખ શ્રોતાજનોને ગમી જાય એવું હું શું બોલ્યો? આ તાળીઓ સાંભળીને મને શરમ થાય છે: કેમકે આ મૂર્ખાઓને જે વાતમાં રસ પડ્યો તે વાતમાં શું માલ હશે?"

## (૬) તર્કદોષ: Confus·d thinking

કેટલીક વાર દોષભરેલો તર્ક કરવાથી પણ વિનોદ ઉત્પન્ન થાય છે. નીચેનાં દૃષ્ટાંતોમાં ભૂલભરેલી વિચારસરણીનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

એક ગૃહસ્થ એક દુકાનમાં દાખલ થયો અને બિસ્કીટ મંગાવ્યાં. પરંતુ તેને તે બિસ્કીટ પસંદ ન પડવાથી તે પાછાં મોકલ્યાં, અને તેના બદલે જીંજર મંગાવ્યું. તે જીંજર પીને પૈસા આપ્યા સિવાય ચાલતો થયો. દુકાનદારે તેને અટકાવ્યો અને કહ્યું: "જીંજરના પૈસા આપો."

"તેના બદલામાં મેં બિસ્કીટ આપ્યાં છે" એમ તેણે ઉત્તર વાળ્યો.

"પણ તમે એનાએ પૈસા ક્યાં આપ્યા છે?" દુકાનદારે પૂછ્યું.

"પણ મેં બિસ્કીટ ખાધાં છે ય ક્યાં?" ગૃહસ્થ બોલ્યો.

આ દૃષ્ટાંતમાં તે ગૃહસ્થ પોતાની વિચારસરણીમાં ભૂલ કરતો હતો. તેણે બિસ્કીટ ખરીદ્યાં, અને તેના પૈસા આપ્યા નહિ છતાં ય તે એવી રીતે વર્તે છે કે જાણે તેણે પૈસા આપ્યા હોય અને જાણે તે પોતાનો માલ થઈ ગયો હોય!

એક પુરુષને જે કન્યા સાથે તેનું વેવિશાળ થવાનું હતું એ કન્યા ગમતી ન હતી. તેથી તે લગ્નદલાલ સાથે વાદવિવાદમાં ઊતર્યો.

"એ સાસુ મને ગમતી નથી, તે સંકુચિત વિચારની મૂર્ખ બૈરી છે."

"એ વાત સાચી છે, પણ તારે ક્યાં તારી સાસુ સાથે પરણવું છે? તારે તો એની દીકરીને પરણવું છે ને?"

"હા, પણ એ તો હવે આધેડ વયની થવા આવી અને એનામાં રૂપે ક્યાં બળ્યું છે?"

"એમાં શું! જો એ જુવાન અને રૂપાળી ન હોય તો તો સારું. તારે એના વિષે કંઈ ચિંતા કરવાની નહિ રહે. એના ઉપર તું સહેજે વિશ્વાસ રાખી શકીશ!"

"પણ એની પાસે ઝાઝા પૈસા પણ ક્યાં છે?"

"પણ એમાં પૈસાની વાત ક્યાં આવી? તું બાયડીને પરણવાનો છે કે પૈસાને?"

"પણ ઈ તો કોઢલી છે."

"અરે, એમાં શું થઈ ગયું? જેનામાં રજમાત્ર પણ ખોડ ન હોય એવી બૈરી હોય તો જ તારે પરણવું છે?"

ખરી રીતે આ છોકરીમાં ઘણાં વાંધા હતા, અને લગ્નદલાલ એ દરેક વાંધામાં કંઈ વજૂદ ન હોય એવી રીતે ઉત્તર વાળે છે; પણ ખરી રીતે એ બધાએ વાંધા ભેગા કરીએ તો એ છોકરી લગ્ન માટે નાલાયક ઠરે છે!

આવી જ દોષભરેલી વિચારસરણીનું આ એક બીજું દૃષ્ટાંત છે.

કનુએ મનુ પાસેથી એક મોટું તપેલું વાપરવા લીધું હતું. વાપરતાં વાપરતાં તેને એક કાણું પડ્યું. અને મનુએ એવી ખરાબ સ્થિતિમાં કનુને તે પાછું આપ્યું એની સામે જ્યારે કનુએ વાંધો ઉઠાવ્યો ત્યારે મનુએ બચાવ કર્યો:

"પહેલી વાત તો એ કે કનુ પાસેથી કયા કાકાએ તપેલું લીધું હતું? બીજી વાત તો એ છે કે મેં કનુ પાસેથી તપેલું લીધું ત્યારે જ તે કાણું હતું. અને ત્રીજી વાત એ કે જ્યારે મેં તપેલું પાછું આપ્યું ત્યારે તે સાવ સારું હતું!"

આમાંની દરેક હકીકત છૂટી છૂટી બચાવ તરીકે ચાલી શકે, પરંતુ એક જ વખતે તે સર્વ દલીલો સ્વીકારી શકાય નહિ.

આ પ્રકારનાં દૃષ્ટાંતો આપણા સામાન્ય વ્યવહારમાંથી ઘણાં મળી આવે છે.

એકવાર દસ વર્ષની નાની છોકરી ગુસ્સે થઈ હતી. મેં તેને પૂછ્યું: "પણ આમાં ગુસ્સે થવા જેવું છે શું?"

"પણ, હું કયાં ગુસ્સે થઈ છું?"

"તું ગુસ્સે તો થઇ જ છે. ન ગુસ્સે થઇ હોય તો આમ કેમ બોલે?"

"ગુસ્સે ન થાય? ગુસ્સો ચડે એવું જ તમે કર્યું હતું ને?"

એ જ પ્રકારનું બીજું દૃષ્ટાંત. જે વસ્તુ વાપરવાની ના પાડવામાં આવી હતી તે વસ્તુ એક છોકરાએ વાપરી હતી. મે તેને પૂછ્યું: "તેં કેમ આ વસ્તુ વાપરી છે?"

"મેં કયાં એ વસ્તુ વાપરી છે?"

"ત્યારે વાપર્યા વિના તે ઓછી થઇ?"

"ન વાપરે! તમે ના પાડી છે એટલે જ મેં તે વસ્તુ વાપરી છે."

લગ્નદલાલનું જ દૃષ્ટાંત એકવાર ફરીથી હવે લઈએ. જે યુવતી સાથે લગ્ન કરવાની વાત ચાલતી હતી તે યુવતી લુલી હતી અને ખોડંગતી હતી. લગ્નદલાલ તે યુવતીનો બચાવ કરતો હતો. "ધારો કે કોઈ સાજા સારા પગવાળી યુવતીની સાથે તમે પરણવાના છો; તેથી તમને ફાયદો થવાનો છે? તમને દરરોજ ચિંતા રહે કે તે પડી જશે અને તેનો પગ ભાંગશે. અને જો તે પડી જાય તો તમને કેટલી ચિંતા અને કેટલી તકલીફ વેઠવી પડે. અને ડાક્ટરનું બિલ ભરવું પડે એ વધારામાં. પણ તમે આ યુવતીને પરણો તો તમારે કાંઇ કરવાનું રહે જ નહિ. અહીંઆ તો તમને બધું તૈયાર મળે છે; તમારે હવે કાંઈ ચિંતા જ નહિ!"

આ તર્કસરણીથી કોઈ છેતરાય નહિ, કેમકે જે દુઃખ ભવિષ્યમાં કદાચ આવે તેના કરતાં જે દુઃખ અત્યારે ચોક્કસ આવે એ વધારે ખરાબ છે તે દેખીતું જ છે.

ઉપર ભૂલભરેલી વિચારસરણીનાં જે દૃષ્ટાંતો આપવામાં આવ્યાં છે તેને કેટલેક અંશે મળતા બીજા દાખલાઓ અહીં આપવામાં આવે છે. આ સર્વ દૃષ્ટાંતો લગ્નદલાલના સંબંધનાં છે.

એક લગ્નદલાલ પોતાની સાથે એક મદદનીશને લઈ ગયો હતો. એનું કામ લગ્નદલાલ જે કહે તેનું સમર્થન કરવાનું હતું.

લગ્નદલાલે કહ્યું: 'તે છોકરી લતા જેવી સુંદર છે.'

મદદનીશે પડઘો પાડયો: 'હા, તે તો લતા જ જોઈ લો.'

'એની આંખોમાં શું લાવણ્ય છે!'

'હા, એની આંખો અદ્‌ભુત છે.' મદદનીશે ટહૂકો પુરાવ્યો.

'તેની સંસ્કારિતા અવર્ણનીય છે.'

'એની સંસ્કારિતા તો મુગ્ધ કરી નાખે એવી છે' પડઘો પડયો.

'માત્ર એક વાંધો છે, કે તેને જરાક ખૂંધ છે' તે લગ્નદલાલે કહ્યું.

મદદનીશે તરત જ ઉમેર્યું: 'અને કેવી મજાની ખૂંધ છે!'

મદદનીશ એક જ રીતે અનેકવાર બોલ્યો એટલે ટેવથી તેણે ખૂંધની બાબતમાં જે રીતે ઉત્તર આપવો જોઈએ તેથી તે વિરુદ્ધ બોલ્યો. તેણે એમ કહેવું જોઈતું હતું કે 'એ ખૂંધ તો જરાક જ છે, અને વખત જતાં તે અદૃશ્ય થઈ જશે. એમાં કોઈ શરીરસૌન્દર્યને ખાસ વાંધો આવશે નહિ.' પરંતુ તેમ કહેવાને બદલે ટેવને લઈને તે ભૂલથી બોલી નાખે છે કે 'ખૂંધ તો બહુ મોટી છે.'

એ જ પ્રકારનું એક બીજું દૃષ્ટાંત. જે મનુષ્યને ભાવી પત્ની દેખાડવા માટે લગ્નદલાલે યોજના કરી હતી તે દલાલને એક બાજુ લઈ જઈ તે યુવતી ન સાંભળે તેમ ધીમેથી ને બોલ્યો: "તમે શા માટે મને આ સ્ત્રી જોવા બોલાવ્યો? તે કેવી કદરૂપી અને વૃદ્ધા જેવી લાગે છે? તેની આંખ ત્રાંસી છે; તેના દાંત ખરાબ છે."

આ સાંભળીને તે દલાલ બોલ્યો: "તમે મોટેથી બોલી શકો છો; તે બહેરી પણ છે!"

લગ્નદલાલનું કર્તવ્ય તો આ બધા દોષોને ઢાંકવાનું હતું; પણ તે દોષો એ જાણે દોષો ન હોય એમ તેમાં એકનો તે ઉમેરો કરે છે.

હવે આ પ્રકારનું છેલ્લું દૃષ્ટાંત. એક લગ્નદલાલ એક પુરુષને તેની ભાવી પત્નીના ઘરે લઈ ગયો; અને તે ઘરનાં મનુષ્યો દીવાનખાનામાં આવે તે પહેલાં લગ્નદલાલે દીવાનખાનાની અંદર ગોઠવેલ કિંમતી ચીજો તરફ આંગળી કરીને કહ્યું: "જુઓ તો ખરા, આ લોકો કેટલા શ્રીમંત છે!"

પેલા યુવકે જવાબ આપ્યો: "પણ આ પ્રસંગને માટે આ લોકોએ આ વસ્તુ ઉછીની કેમ ન આણી હોય?"

તરત જ લગ્નદલાલે ઉત્તર વાળ્યો: "ઉછીની! આ લોકોને ઉછીની કોણ આપે?"

લગ્નદલાલ કન્યાના કુટુંબીઓની સમૃદ્ધિનો બચાવ કરતાં કરતાં એવું બોલી નાખે છે કે જેથી તેનો હેતુ સાવ ઊંધો વળી જાય છે!

## (૭) કટાક્ષ

કેટલીક વાર જે કહેવું હોય તેથી તદ્દન ઊંધું કહેવાથી વિનોદ ઉત્પન્ન થાય છે. "તેનામાં મહાન મનુષ્યોના સર્વ ગુણો એકત્રિત થયા હતા: સિકંદરની માફક તેનું માથું એક

તુચ્છ નમેલું હતું; અને સીઝરની માફક તેના વાળમાં કાંઈક હોય જ. લીબનીઝની માફક તે કૉફી પી શકતો અને આરામખુરશીમાં તે બેસે એટલે ન્યૂટનની માફક તે ખાવુંપીવું ભૂલી જતો અને તેને જગાડવો પડતો. ડૉ. જોનસનની માફક તે વાળની ટોપી પહેરતો, અને સર્વેન્ટીસની માફક તે પહેરણનું બટન ઉઘાડું રાખતો."

દેખીતું છે કે આથી પણ વધારે મહાપુરુષો સાથે આ પ્રકારનું સામ્ય હોય તો પણ કોઈ વ્યક્તિ એટલા જ કારણસર મહાપુરુષ થઈ શકે નહિ.

માત્ર વિનોદાર્થે જ આવી વક્રોક્તિનો ઉપયોગ થાય છે એમ નહિ; આવી ઉક્તિ સામાન્ય વ્યવહારમાં મનુષ્યોને કેવળ રંજનાર્થે જ નહિ, પરંતુ બીજા હેતુ માટે પણ વપરાય છે. શેક્સપિયર જ્યુલિયસ સીઝરમાં માર્ક એન્ટોની પાસે કહેવરાવે છે કે:

'For Brutus was an honourable man.'

ત્યારે શ્રોતાઓ એનું ખરું રહસ્ય સમજતા હતા, અને તેમણે તરત જ એનો ખરો અર્થ તેને કહી બતાવ્યો:

"They are traitors: nice
honcurable men!"

આવી વક્રોક્તિનો ઉપયોગ બીજા માણસોને ઉતારી પાડવા માટે બહુ થાય છે, કેમકે એનો ઉપયોગ બહુ સહેલો છે.

હેમ્લેટે તત્ત્વજ્ઞાન પ્રત્યે તિરસ્કાર દર્શાવતાં કહ્યું હતું કે "તારી ફિલસૂફીમાં જેનું સ્વપ્ન પણ ન હોય એવી અનેક રહસ્યપૂર્ણ વસ્તુઓ સ્વર્ગ અને પૃથ્વી ઉપર છે." પરંતુ ફિલસૂફી પ્રત્યે કરેલો આ કટાક્ષ પૂરતો નહોતો, એટલે લીચનબર્ગે ઉમેર્યું છે કે "પરંતુ સ્વર્ગ અને પૃથ્વીમાં ન મળે એવી અનેક વસ્તુ પણ ફિલસૂફીમાં છે."

આ પ્રમાણે શબ્દોને ટુંકાવવાથી, તેમનું પુનરાવર્તન કરવાથી, તેમને એક કરતાં વધારે અર્થમાં વાપરવાથી, સ્થાનાંતર કરવાથી, અર્થરહિત શબ્દોમાં અર્થ છુપાવવાથી, દોષપૂર્ણ વિચારસરણીનો ઉપયોગ કરવાથી અને વિરોધીભાવ દર્શાવવાથી વિનોદાત્મક વાણીનું સર્જન કરવામાં આવે છે. આપણને રાત્રે જે સ્વપ્ન આવે છે તે પ્રથમ દૃષ્ટિએ અર્થહીન લાગે છે; પરંતુ તેમાં ઊંડા ઊતરીએ તો તે અર્થપૂર્ણ બને છે. અર્થપૂર્ણ શબ્દો અને વિચારો અર્થહીન બન્યાં હોય છે, કેમકે તેમાં કેટલીક ક્રિયાઓને લઈને રૂપાંતર બની ગયું હોય છે. અને વિનોદાત્મક વાણીના સર્જનમાં જે પ્રકારનું આયોજન વપરાય છે તેને ઘણે અંશે મળતી આ ક્રિયાઓ છે. સ્વપ્નરચનામાં ઉપર નિર્દિષ્ટ કરેલી બધી ક્રિયાઓનો ઉપયોગ થાય છે. આ વિધાન યથાર્થરૂપે સમજવા માટે સ્વપ્ન વિષે વિશેષ વિચાર કરવો જોઈએ, અને તે ભવિષ્યમાં કોઈ વાર કરીશું.



# કવિધર્મ

'સનાતન'

'માબાપ તાણજો કાંઈ. ભૂખ્યાં છેં દિન ચારનાં'
સુણીને શબ્દ ત્યાં દોડે સફાળો કવિ ઓટલે.

સ્વહર્મ્યના એકલ બંધ ઓરડે
પડયો પડયો ટેબલ ખુરશીમાં
હથેળીપે મસ્તક ટેકવીને
વસ્તુ ફરી વાસ્તવદર્શી ખોળતો.

શિકારી લક્ષ્યને જેમ શોધે છે ચાર દિશમાં
કવિ તેમ રહ્યો શોધી શબ્દના મૂળ સ્થાનને.

ત્યાં તો દિઠું કોક ગરીબ જોડલું
ભીખી રહેવું નિજની જ પોળમાં
હૈયું હસીને રણકી ઉઠયું ત્યાં
'અલ્યા અહીંયાં ક્ષણ આવજો તો.'

અન્નની આશથી આવ્યાં બીચારાં કૃશ દંપતી
ઉભાં એ ઓટલા પાસે હર્ષાશ્ચર્ય થકી જુવે.

વધો કવિ ના, નવ કાંઈ દીધું
વદી શકયાં ના જરી દંપતીયે
ખીસા મહીં હાથ જ માત્ર ઘાલી
કાઢે કવિ કાગળ પેનસીલ.

લઈને લેખિની હાથે વિચારે કવિ ઉરમાં
અંતરે આજ એને તો વાસ્તવવાદ ઉભરે.

નોંધે કવિ 'વસ્ત્ર જુનાં, અને ના
જોડાય પૂરા પગ ઢાંકવા એ
દેતુંય ના કો કણ અન્ન એક
દારિદ્રની મૂર્તિ સમાં હતાં એ.'

'આપજો લાઈ ખાવા-કૈં ભૂખ્યાં તો દિન ચારનાં'
બોલીને એમ બીચારાં કવિનું મુખ નીરખે.

'ખોરાકમાં નવ રહ્યું કંઇ તત્ત્વ એકે
જેથી તને અમરતા કદી સાધ્ય થાયે
લાખો જનો ઉદરપૂર્ણ છતાં મરેલા
ને તેમનાં નહિ સ્મરે જન કોઇ નામ.
ને ભૂખ તો અજબ ઇશ્વરની પ્રસાદી
કો તું સમા વિરલને જ હશે મળેલી
એ ભૂખના પ્રબલ કોઇ પ્રભાવથી જ
થાશો તમે અમર આ મુજ કાવ્ય માંહી.
ઓછો જ છે સરસ લ્હાવ જરા ક્ષુધાથી ?
વાંચી બધા સજ્જળ થૈ તવ નામ ગાશે.'

(જો કે કવિ નવ વધો 'કંઈ અન્ન દેશે.')
વાંચ્યું ફરી લખિત જે નિજ ડાયરીમાં.

'તારા ક્ષુધાવ્યાકુલ પેટમાંથી
લેશે કવિ લાખ સહસ્ર પ્રેરણા
તો દે તજી વા.તજ અન્ન ભૂખની:
ના ભોગ તું દઈ શકે કવિ અર્થ થોડો
જેના વડે માનવજાત ઉંજળી ?'

'આપતું અન્ન ના કોઇ' લખ્યું છે તવ નોંધમાં
'આપ પોતે નથી દેતા શેં ?' બોલે નર બાપડો.

'પૂજારી હું માનવતા, કલાનો
ને ના જરીકે લઘુ માનવીનો
ને ભૂખનો તો હરગીઝ હું નહી
મેં જે લખ્યું તે જગને જણાવવા
નાવિન્ય આ વિશ્વ પરે અને જે
આજે રહ્યો વાસ્તવવાદ ઘઘવી
એના ય મારે પ્રતિઘોષ ઝીલવાં
બાકી લખ્યું તે લખવા જ ખાતર
ફર્જ કશું ના કવિધર્મ એટલો !'

# ચબરકિયાં

ફિરોજશાહ રુસ્તમજી મહેતા

કમનસીબ કંગાલોને તેમની એક પથારીમાં જ કૈંક 'ઘર' જેવું લાગે છે: મુખ્યારાં શ્રીમંતોને તેમનું આખું ઘર જ એક 'પથારી' સમાન હોય છે.

*

આશાભરી યુવતી પ્રીતમની 'માર્ગદર્શક તારલિકા' બની રહેવા જેટલો પ્રયાસ ભલે કર્યા કરે; પરંતુ તે આવી કોઈ ભ્રાન્તિમાં હરગીઝ ન રહે કે તે તે પુરુષની આખી ગ્રહમાળા છે અને રહેશે!

*

વસ્તુઓ જાણીને અનુભવાય છે,
મનુષ્યો અનુભવાઈને જણાય છે,
પ્રભુ કદી જણાતો નથી, કેવળ અનુભવાય છે.

*

પ્રભાતનો સમય: એ તો લેખકના ભેજાંનાં ચરમાં.

*

જે મનુષ્ય સર્વનું ભૂંડું જ બોલે છે તેને ઉમંગથી સાંભળનારાંઓની ખોટ નથી.
અને જે મનુષ્ય સર્વનું ભલું જ બોલે છે તેને શકથી જોનારાંઓની ખોટ નથી.

*

'પશ્ચાત્તાપ' એટલે કે હમણાં ચાલી રહેલી કોઈ ભયજન્ય અશક્તિ અને હવે પછી આવનારી લાલસા વચ્ચેનો ઘણાં ઘણાં માણસોથી લેવાતો વિસામો.

*

ઘણાંએક 'ભલાં માણસો' (સશક્ત કરતાં અશક્ત ખાસ કરી વિશેષ) વેરની વસુલાત ઉદાર ભાવે પ્રભુને સોંપી દીએ છે: વેર લેવાશે તેની અમર આશાને હૈયે વસાવી તેના ઉપર રાત દિવસ જીવતાં રહીને!

*

"માનુની" એટલે કે જે યુવતીનાં હૃદયને પોતાની જગ્યાએથી હડીને વારે વારે તથા પ્રસંગે પ્રસંગે ડોકમાં જઈ ભરાઈ બેસવાની સજ્જડ ટેવ પડી ગઈ હોય છે તે.

*

'વિલાસ': સંયમીઓનો મુખવાસ—અસંયમીઓનું ભર્યુંભાર્યું ભોજન.

*

કોણ કહે છે: પ્રેમીઓ પ્રેમ જ વડે—તરંગ રચી બને છે? તેમની ઈર્ષા પણ ખૂબ જ તરંગ જન્માવે છે. અને પ્રેમીઓની ઈર્ષાના તરંગની મહત્તા તો વિશેષ જ; કારણ, પ્રેમના

તરંગ ભલુ‌ંધા ' સુચિન ' છે, ત્યારે તેમાંથી જન્મેલી ઈર્ષાના તરંગ અલુ‌ંધા ' મૌલિક ' છે!

*

તે (પ્રથમ પ્રેમ-મિલન પ્રસંગે): પ્રિયે! આપણી પ્રેમદોરીમાં આપણે એકેય ગાંઠ ઊભી થવા દઈશું નહિ.

તેણી: હા, ગાંઠ તો મને ય ગમતી નથી; પણ થોડીક સરગાંઠ હશે તો મઝા આવશે.

*

' સ્ત્રીચરિત્ર ' એટલે એવું એક ચરિત્ર કે જે કરવાનો આક્ષેપ મેલાતાં જ આરોપી સ્ત્રી ' સ્ત્રીચરિત્ર ' શબ્દનો અર્થ અહીંતહીં પૂછતી જણાય છે. કાં તો કોઈ શિક્ષકને પૂછી લુએ છે અથવા શબ્દકોશમાં યે જોવા મંડે છે!

*

શરમિંદગી પાછળ જ્ઞાન ઊભું હોય છે: બેશરમી પાછળ કાં તો જ્ઞાન મુદ્દલ જ હોતું નથી ?—કાં તો તે અમલું હોય છે!

*

પૂછડી વિનાનો શ્વાન પ્રેમ દેખાડી આપવા માટે અશક્ત છે, એટલા જ માટે હું અમુક દગારાંઓને, અમર દગાબાજોને અને સદૈવ દુષ્ટોને " કૂતરાની પૂછડી વાંકી તે વાંકી " એટલું પણ કહી સંભળાવવું, એને સમયની કીમતી બરબાદી જ સમજું છું.

*

' પરિકથા ' પર વિવાદ ચાલ્યો. કોઈ કહે એ તો પ્રજાઓનાં બાળકો માટેનું ખાસ બનાવેલું સાહિત્ય; ને કોઈ કહે એ તો પ્રજાઓનાં બાળકપણમાંથી બનેલું સાહિત્ય.

*

તમે જેને ' પ્રેમ ' કહો છો તે પ્રેમના ગોળ ચક્રાવામાં ગમે તેટલું ઘૂમ્યા કરજો; પરંતુ એના ત્રિકોણમાં કદીયે જશો કે ફસાશો નહિ.

*

એકાએક સવાલ પૂછવાથી પહેલા ઉત્તર લેખે ઘણી વેળાએ સત્ય ઈતિહાસ જડે છે–ત્યાર પછીના જવાબમાંથી સાધારણ વાર્તા મળે છે.

*

કેટલાંક ઘરડાં માણસો ઘણું લાંબું જીવે છે તે શું આ જ માન્યતાને લઈને હશે કે: સુધરવા કાજે કોઈ પણ સમય ઘણો મોડો નથી!

*

મારી કળારસિક પત્ની મારા લખવા વાંચવાના ઓરડામાં વારે વારે કાંઈ ને કાંઈ ફેરફાર કરતી ને કરતી. પરિણામે વાંચવાની કબાટો અને લખવાના મેજનો ચાલુ ફેરફાર મને ભારે થઈ પડતો. અંતે આ કંટાળો સહેવાયો નહિ એટલે એક દિ મારાથી બોલાઈ જવાયું: " વહાલી, ઠીક છે કે હું જાતે ઓરડો નથી—નહિતર તું મારી આંખોને પણ આગળથી પાછળ લઈ જવાને ચૂકત નહિ. "

*

સૌંદર્ય-પ્રેક્ષકોના બે વર્ગ : એક, સૌંદર્ય દેખી દર્દની લાગણી ભોગવનારો; બીજો, સૌંદર્ય દેખી લાગણીને દર્દી બનાવનારો.

નોંધ:—

અહીં વાંચકોનું લક્ષ સૌથી છેલ્લાં આપેલાં ચબરાકિયાં ઉપર ખેંચું છું. એ ચબરાકિયું અંગ્રેજીમાં જેને Epigram of an antithetical Character કહે છે, તેવો અમુક અમુક શબ્દોને એકેક સામે ભટકાવીને કોઈ સુંદર ભાવના કે અર્થ ઉપજાવનારો પ્રકાર દાખવે છે.

આવી ખાસ રચનાવાળાં ચબરાકિયાં વિષે આપણને એટલું જ જોવાનું છે કે એમાં કેવળ શબ્દછળ કે શબ્દખેલ ન હોવાં જોઈએ; પરંતુ જો એમાં, શાબ્દિક રમત વચ્ચે અર્થની કોઈ ચમત્કૃતિ કે રહસ્ય હોય તો તેને સ્વીકારવા માટે, ટીકાકારોએ તથા એમાં રહેલો ગર્ભિત અર્થ જેઓ વર્તી શક્તા ન હોય તેઓએ, પોતાની અશક્તિના કારણે એનો વિરોધ કરવો ન ઘટે.

એવા પ્રકારનાં ચબરાકિયાં અન્ય ગુજરાતી લેખકો પણ કોઈ કોઈ વાર રજૂ કરે છે. જેમ કે :—

" સંયમ વિનાની સમશેર રાક્ષસોને અને સમશેર વિનાનો સંયમ સાધુઓને શોભે. "

અંગ્રેજી સાહિત્યમાં એવાં ખાસ પ્રકારનાં ચબરાકિયાં મોટા પ્રમાણમાં રચાય છે અને વાંચકોથી વખણાય છે. એના થોડાક નમૂના આ રહ્યા:—

" Always be easy and free; never be free and easy. "

" When we cannot get what we like, we must like what we have got. "

" Who gives a trifle meanly is meaner than the trifle. "

" Merit exists without high position but no one can reach high position without some merit. "

" Do not ask for tasks equal to your powers but for powers equal to your tasks. "

# નૃત્યદેશમાં

જસુ આશારામ જેતપુરિયા

સાયમની કન્યાઓએ મુખે નાખી જાળી જાણે
ચન્દ્રો છૂપ્યા વાદળોમાં; નયનો ચપળ,
પિંજરમાં પક્ષીઓ વિહંગ જાણે કેદ કર્યાં—
ઝાલરો, નૂપુરો ઝણકારતી પ્રચુર
નૃત્ય-દેશમાં પ્રવેશી મદમત્ત કામિનીઓ
બની એક તાન, અને ઠોકરતી તાલ.
તૂટે કોઈ ખંજરી, ના તૂટે એકતાન કદી;
મરડાય ભલે કોઈ સુકોમળ અંગ.
લગ્નના ઉત્સવની કો' અવધોમાં ગામડાની
ગોરીઓ ઉત્સાહભર, અને હોંસભર,
ઢોલીને વિંટાઈ તેની આજુબાજુ હોંચે; અને
હથેલીમાં કોણી મૂકે જોરથી દરેક,
ત્યારે તેનાં કંકણોના બેરખાઓ ખળકે; ને
જમીનને પગો ઠોકી, ઢોલીને દે તાલ,
ત્યારે ઉઠે રોમાંચક ઝણકારો ઝાંઝરોના;
કૂદે તે, છલંગો ભરે; પેલો ઢોલી પણ
મત્ત બને, ગ્રહે તેનાં ચેષ્ટા અને ગાત્ર-ભાવો;
તેઓ કસે ગાત્રો અને નીપજે સંગીત,
તેમ ઘેરી કન્યાઓએ મીના; અને ઝાલરોના,
નૂપુરોના બજવે તે નાદો પૂરે તાલ.
મીના ડોલે, જાણે જયા-જયન્તની શૈલી ડોલે;
અને જાણે તળાવમાં ડોલે છે પોયણુ.
નાચ મહીં ઘેલી બની, મત્ત થઈ કામિની તે;
ગોરસની મટુકીમાં રવાઈઓ ગોળ
ફરે, તેમ સખીઓના ઘેરા: મહીં ફરે મીના
વલોવતી સંગીતનું ગોરસ મધુર.
સખીઓની શીત અમરાઈમાંથી મીના કૂજી;
મહ્યો અને છલક્યો તે કૂઉ-કૂઉ'નાદ.

વસન્ત કુમારી! આવ; પામર, પાંગર તારી
કલા; અને ભર્ગ તારા દેહનું પ્રસાર.
કસ્તુરીનો મૃગ બેઠયે શિલા તેનો ગંધ ખેંચે;
અમે તારું ગીત ગાતાં બનીએ વસન્ત.

યૌવન પરિન્દ! તારી એક પાંખે કામ, અને
બીજી પાંખે રતિ રમે પ્રેમ કેરો રાસ.
મેરી હતી કુમારી, 'ને તેને પેટે ખ્રીસ્ત થયો;
કહેવાય તે આકાશી પિતાનો બાળકઃ

વસન્ત કુમારી તોયે તેને પેટે પ્રેમ થયોઃ
વિશ્વ પ્રીછે તેને પણ પ્રભુનો બાળક.
માતા! અમે લેટો લાવ્યાં હૃદયનાં પાત્રો ભરી;
સ્વીકારો સહર્ષ અમ યૌવનનું ધન.

પ્રેમ! બન્યો આજ પ્રભુ અમારો તું; રાજ્ય તારું
ભોગવ તું પૃથ્વી 'પર; અને મહારાજ્ય
સ્થાપ; અને વ્યાપે, તપે યાવચ્ચન્દ્રદિવાકરૌ.
નર, નાર! ગાઓ તેનું હાલરડું આજ."*

*અપ્રકટ મીનામાંથી[1] ]

---

[1] મીના સાયમ કુટુમ્બની છે; અને દેવયશ, તેનો પ્રેમી, પ્રિયમ કુટુમ્બનો છે. બન્ને કુમારાવ કુટુમ્બો વિશાળ છે.

વસંતનો પ્રથમ દિવસ તે તેની જન્મતિથિ છે. તેથી સમ્રાટ્ સંવત્સર અને તેની પાંચ કન્યાઓ, ઋતુઓ, વસંતોત્સવ ઊજવે છે.

બીજી બાજુ માનવકુળો પણ વસંતોત્સવ ઊજવે છે. પણ અહીં સાયમોના કુટુમ્બની વાત છે. સાયમોનાં મિથુનો અને તેમની કન્યાઓ તેમનાં નેતા કુમરાવ સાયમના દર્ગમાં તે ઉત્સવ ઊજવવા એકત્ર થાય છે. અને તેઓએ ઉત્સવ શરૂ કરી દીધો છે.

મેં વસંતને યૌવનની પરી કલ્પેલી છે, અને તેની બન્ને પાંખે રતિ અને કામ બેઠાં છે. વસંત હંમેશાં કુમારી છે. અને પ્રેમ એ તેનું બાળક છે અને તેને મેં કલ્પ્યું છે કે તે હંમેશાં બાળક છે.

અ. દે.

# ટપાલની પેટી

શંકર જે ભટ્ટ

પ્રભાતની મંદ લહેર આવતી
ભરી ભરી પુષ્પતણી પરીમલે.
ખીડાયલું અંતર પદ્મ ઉઘડે,
વિચારનાં રંગીન કૈં મધુકરો
ઉડી રહે ગૂંજી રહી મધુરૂં.
નિઃસીમ, હું સ્વપ્નની લોમમાંહિ
મધુકરોની ઝલકી રહેલી
પાંખે ચ્હડીને ઉડતો હતો ત્યાં
મેં તો સૂણ્યું અંબર ગાન મીઠડું.
અને સર્યો પૃથ્વીપટે નીહાળવા—
અનંગનો રંગ રગે રગે ભરી
અને પીધી યૌવનની કટોરી.
રતી સમી કો લલના ધીમેથી
ઉરે ઉઠંતા ધબકાર સૂણતી
છુપાવતી અંતર ભાવ કોમળા
ટપાલની પેટી કને જઈ રહી!

ગંભીર એકાંત લસી રહ્યું અહિં
ચોપાસમાં કો નથી પેખવા ને
નિહાળીને ચંચલ નેન ફેરવી
અગાધ આ અંતર ગહ્વરેથી
કાઢી રહી હોય ન. એમ કાઢી
અનંત ભાવોથી ભરેલ પત્રને
પેટી તણું બારણિયું ખસેડી
અધીરતાથી સરકાવતી હતી.
હસી હસી વેગભરી સરી ગઈ
અને મહારે રહી ત્યાં નિહાળવી
નિશ્ચેષ્ટ આ લાલ ટપાલપેટી!

# શબ્દચર્ચા

## શબ્દચર્ચા અને વાક્યચર્ચા

પ્રo જગદીશચન્દ્ર

'પ્રસ્થાન'ના ૧૯૯૬ના ભાદ્રપદના અંકમાં શ્રી. ડોલરરાય ૨. માંકડનો 'શબ્દચર્ચા અને વાક્યચર્ચા' વિષયક લેખ વાંચ્યો. તેમાં તેઓશ્રી કૌમુદીની વ્યુત્પત્તિ કરતાં જણાવે છે કે 'कुमुदस्य इयं कौमुदी. कुमुद શબ્દ પોતે कौ मोदते इति कुमुदम्' કુમુદ શબ્દની વ્યુત્પત્તિ કરતાં લેખકમહાશયે વિચાર્યું હતું કે કુમુદમાં કયો પ્રત્યય છે?

'कौ मोदते' અહીં કેટલા પ્રમાણમાં સત્ય છે તે આપણે વ્યાકરણની દૃષ્ટિએ અવલોકીએ. कु અધિકરણમાં રાખી मुद हर्षे (आदिगण) ને કયો પ્રત્યય લગાડવા ઇચ્છે છે? અધિકરણમાં રાખી કોઈ પણ પ્રત્યય ન સંભવી શકે. અધિકરણમાં તો 'अधिकरणे शे ते' સૂત્રથી शीङ् ધાતુને अच् પ્રત્ય લાગે, खे शेते इति खशयः। તેવી જ રીતે चर ધાતુ ને ट પ્રત્યય લાગવાથી कुरुचरः વગેરે વગેરે. कु પૂર્વપદને અધિકરણમાં રાખીને શબ્દ સિદ્ધ ન થતો હોય તો કેવી રીતે થાય છે તે નિહાળવું ઘટે. પ્રથમ मुद् ધાતુ તરફ નજર કરીએ તે તો इगुपध છે, તે કારણે "इगुपधज्ञाप्रीकिरः कः" સૂત્રથી ઉપપદ સિવાયના इगुपध ધાતુને क પ્રત્યય લાગ્યો. मोदते इति मुदः "सह सुपा" સૂત્રથી कु નો मुद સાથે સપ્તમી તત્પુરુષ સમાસ થવાથી कुमुदम् વ્યુત્પન્ન થાય.

ચન્દ્ર અને ચન્દ્રિકાનો અવિનાભાવ (ની વ્યાપ્તિ) છે. તે અક્ષરશઃ સત્ય છે. ચન્દ્ર અને કુમુદ વચ્ચે અવિનાભાવ સંબંધ નથી, પણ ચન્દ્ર અને કુમુદ વિકાસનો અવિનાભાવ સંબંધ માની શકાય. ચન્દ્ર વિના કુમુદ દૃષ્ટિગોચર થાય છે, અને કુમુદ જે પ્રદેશમાં ન હોય તે પ્રદેશમાં પણ ચન્દ્ર જોઈ શકાય છે. (તેથી ચન્દ્ર અને કુમુદનો અવિનાભાવ સંબંધ નથી) લેખકના મંતવ્ય પ્રમાણે ક્રિયા અને ક્રિયાના અધિકરણમાં એકતા જણાય છે.

ચન્દ્ર અને કુમુદ વચ્ચે કાર્યકારણભાવ છે? શું ચન્દ્રકારણમાંથી કુમુદ ઉદ્ભવ્યું, ઉપાદન કારણ છે કે નિમિત્ત? કુમુદ અને કૌમુદીનો અને ચન્દ્ર અને ચન્દ્રિકાનો ગુણગુણી ભાવ નથી. ચન્દ્રિકા અને કૌમુદી ગુણ નથી, તે તો દ્રવ્ય છે; ગુણી છે.

તો પછી મુખ્ય અર્થનો બાધ ક્યાં થયો ? સાહિત્યદર્પણના નિર્માતા વિશ્વનાથ લક્ષણાનું લક્ષણ બાંધે છે કે:

मुख्यार्थ बाधे तद्युक्तो ययान्योऽर्थः प्रतीयते ।
रूढेः प्रयोजनाद्वासौ लक्षणा शक्तिरर्पिता ॥

'આ કૌમુદી છે' એમાં મુખ્ય અર્થનો બાધ થતો નથી તેમજ અન્ય અર્થની પ્રતીતિ થતી નથી. અતઃ લક્ષણા કરવી અયોગ્ય છે. 'સિંહ ઊંઘે છે' ત્યાં પણ લક્ષણા જ સંભવે. આ અર્થસંક્રાન્તિવ્યાપાર નિરર્થક છે.

૨

## 'જ' 'ય'નો અર્થનિર્ણય

(જ = ભારવાચક શબ્દ
(ય = પણ

જેઠાલાલ ત્રિવેદી

શ્રી. 'પ્રસ્થાન'ના સંચાલક સાહેબ,

'પ્રસ્થાન'ના વૈશાખ '૯૩ના અંકમાં પૃષ્ઠ ૭૮–૭૯ પર, "શબ્દચર્ચા" એ શિર્ષક તળે 'જ' તથા 'ય' ના શુદ્ધલેખનની ચર્ચા થયેલી છે. એમાં અર્થનિર્ણય પૃષ્ઠ ૭૯ પર છપાયો છે. તેમાં 'જ' ના અર્થની બાબતમાં શ્રી. નરસિંહભાઈ પટેલે 'જ'ને અલ્પતા તરફ દૃષ્ટિ રાખનારો કહ્યો છે. એથી ઊલટું 'ય'ને બહુલતા તરફ દૃષ્ટિ રાખનારો કહ્યો છે.

મને આ બાબત શંકા લાગે છે—ખાસ કરીને રૂઢ ભાષામાં આ શબ્દોનું જે જોર તથા સ્થાન છે તે વિચારતાં. એટલે થોડોક ખુલાસો કરવો આવશ્યક માનું છું.

'જ'ને અલ્પતાસૂચક નહિ પણ ભારવાચક શબ્દ ગણવો જોઈએ. જે શબ્દની પાછળ તે આવે છે તેના પર તે ભાર મૂકે છે—એટલે તે શબ્દના વ્યક્ત અર્થને પુષ્ટિ આપે છે. પછી આગળનો શબ્દ અલ્પતાસૂચક હોય તો અલ્પતાને પુષ્ટિ આપે એ દેખીતું છે. દાખલા તરીકે 'એક જ માણસ આવ્યો.' "થોડું જ ખાધું." અહીં 'જ'નો ઉપયોગ 'એક' અને 'થોડુ' એ શબ્દોને ભાર આપવા પૂરતો છે. આવી જ રીતે "બધા જ લોકો આવેલા" "બહુ જ ખાધુ" એમ લખવામાં પણ ભારવાચક 'જ' નો ઉપયોગ ખોટો કરતો નથી. "બધા લોકો આવેલા" એમ કહેવામાં એકાદ ન આવ્યો હોય એવો સંભવ રહે છે. પણ "બધા જ" કહેવાથી "બધા" શબ્દનું બળ વધી તેને પુષ્ટિ મળે છે એટલે એક પણ બાકી ન હતો એવો સ્પષ્ટાર્થ નીકળે છે. "બહુ ખાધુ" એમ કહેવાથી બહુ શબ્દ ખાસ ધ્યાન ખેંચતો નથી. પણ "બહુ જ ખાધુ" એમ કહેવાથી 'બહુ'નું બળ વધી તે ધ્યાનને પાત્ર બને છે. મતલબ કે 'બહુ જ' એટલે 'બહુ' થી પણ વધુ એમ અર્થ સ્પષ્ટ થાય છે. કોઈ માણસના કામની ટીકા કરતી વખતે આપણે તેને કહીએ "ઘણું ખોટું કર્યું." આ ટીકા પર ભાર મૂકવો હોય તો આમ કહેવાય: "ઘણુ જ ખોટું કર્યું." આને બદલે શ્રી. નરસિંહભાઈના મત પ્રમાણે "ઘણુય ખોટુ કર્યું" એમ પ્રયોગ થાય. પણ તે મને ભાષાની અર્થશક્તિનો વિચાર કરતાં નિર્બળ લાગે છે. 'જ' ના જેવો ભાર તેમાં નથી: છતાં માનો કે અહીંયાં

'ય' ને 'જ' બંને વાપરી શકાય છે. પણ તેથી 'જ' નો ઉપયોગ ખોટો શી રીતે ઠરશે?

હું તો માનું છું કે 'જ' ભારવાચક છે. અને 'ય' ઘણીવાર તેનું કામ બજાવી શકતો હોય તો પણ ઘણીક વાર તે 'પણ' શબ્દના અર્થમાં વધુ સારી-રીતે વપરાય છે, અને તે જ તેનો વધુ સારો ઉપયોગ મને લાગે છે. "સારાય લેખ આવે છે" એનો અર્થ એ કે લેખો પૈકી કેટલાક સારા પણ હોય છે. "નબળાય આવે છે" એટલે નબળા પણ આવે છે. આમ 'ય' નો 'પણ' શબ્દના અર્થમાં સ્પષ્ટ ઉપયોગ થાય છે ને તે શ્રી. નરસિંહભાઈનાં વાક્યોમાંથી પણ તટસ્થ અર્થ તારવતાં ફલિત થાય છે. "પ્રસ્થાનમાં સારા જ લેખ આવે છે." એનો અર્થ કરતાં શ્રી. નરસિંહભાઈ કહે છે કે, થોડા આવે છે પણ આવે છે એ બધાય સારા આવે છે. આમાં થોડા આવે છે એવો ભાવ જ ક્યાં છે? ખરો અર્થ તો એ છે કે "તમામ લેખો—એકેએક લેખ—સારા હોય છે." પછી તે વધારે હોય કે થોડા હોય એ પ્રશ્ન જ નથી.

નિષેધાર્થમાં પણ 'ય' નો અર્થ 'પણ' તરીકે રહે છે જ. દા. ત. 'આય ખાધું નથી' એટલે કંઈ ખાધું નથી—આ પણ ખાધું નથી. 'ય' ની ખરી ખૂબી અહીં છે. અહીં 'ય' ને બદલે 'જ' નહિ જ વપરાય; 'આય ખાધું નથી.' ને બદલે 'આજ ખાધું નથી' એમ લખતાં અર્થ ફરી જાય. કારણ અહીં 'ય' નો અર્થ 'પણ' થાય છે અને તે જ તેનો સાચો અર્થ લાગે છે. એક વધુ દાખલો લઈ સ્પષ્ટતા કરીએ: (૧) "સાથે અમે જ હતા" (૨) "સાથે અમેય હતા." આમાં પહેલામાં 'જ' નો નિશ્ચિતાર્થ ભારરૂપે વ્યક્ત થાય છે. અને બીજામાં 'ય' નો અર્થ 'પણ' તરીકે સ્પષ્ટ રીતે આગળ આવે છે. આથી વધુ લંબાણની જરૂર નથી. આ બંને વાક્યોમાં નથી 'જ' ને બદલે 'ય' મૂકી શકાતો, કે નથી તેમાં અલ્પતા કે બહુલતાનો ભાવ પ્રગટતો. "અમે જ હતા" એટલે બીજા નહિ પણ અમે હતા. (અમારે બદલે બીજા હતા એમ ધારી ન લેવાય તે ખાતર "અમે હતા" એમ કહેવાને બદલે "અમે જ હતા" એમ કહી 'જ' નો ઉપયોગ કર્યો છે) "અમેય હતા" એટલે "અમે પણ હતા."

જૂની કવિતામાંથી સ્થળસંકોચને કારણે ('ય' નો અર્થ 'પણ' થાય છે તે બતાવવા) માત્ર એક જ દાખલો લઈએ:

> અધીર કહે મારી બુદ્ધ થોડી, તે ય કહું એક રૂડા કાજે,
> રંકનું કહ્યું રાજા નવ માને, જેને છત્ર કનકનાં છાજે.
>
> —શામળ ભટ્ટ

આ કાવ્યપંક્તિઓમાં તેય નો અર્થ 'તે પણ' એવો થાય છે. એટલે 'ય' નો 'પણ' અર્થ તેમાં ઘટાવેલો છે. આવા તો બીજા અનેક દાખલા મળી આવે. પણ કિંબહુના?

આ બાબત વધુ ચર્ચા થાય તેવી શ્રી. નરસિંહભાઈ પટેલની પણ ઇચ્છા છે, તેથી જ મારું મંતવ્ય રજૂ કરવા હામ બીડી છે.

હું માનું છું કે 'જ'એ ભારવાચક અવ્યય તરીકે મેળવી લીધેલું તેનું સ્થાન ભાષામાંથી ચ્યુત કરવું જરા પણ શક્ય નથી. પછી ભલે તેનો અર્થ કોઈ વખત સંયોગવશાત્ 'માત્ર' અલ્પતાસૂચક થતો હોય, તો પણ. આશા છે કે વિદ્વાન ભાષાશાસ્ત્રીઓ આનો યોગ્ય નિર્ણય કરશે.

———o———

# ગોઝારો કૂવો

રાજશેખર

તું જો હારે, નિત નિત સહી,
અનુતર રહી, સાસુનાં શબ્દ બાણો;
ને સ્વામીનો, રજની ભરમાં,
વ્રણ રૂઝવતો, સાંપડે ના દિલાસો,
સ્વપ્નો તારા, ગૃહ–જીવનનાં,
ઉદય વિણુ જો, આથમે રે ! અકાળે;
નિઃશ્વાસોના, પ્રખર બળતા,
જીવ–ધુંધવતા, તાપમાં ઓસરીને–

તો તું જાજે, સુરજ નમતાં,
કુલજન બધાં, પોઢતાં ખાટમાહે;
એકાકી હો, મન દૃઢ કરી,
બલ પગ ભરી, ચોકના તે કૂવાએ;
ત્યાં અંધારૂં, ઘન નીવરતા,
તવ હૃદયમાં, ભૂતને જો જગાડે;
લોકોક્તિઓ, સ્મૃતિ–પટ પરે,
સજીવન બને, રાત્રિના ઘોર પ્હોરે;
ને હૈયાંના, શત ટુક કરે,
મન ભય ભરે, તો ય, તું ચાલી જાજે;
આ ગોઝારો, કહી જન બધા,
પર–પીડ–સુણી, છૂટથી છો વગોવે,
તારે માટે, અતલ ઉદરે,
જનની સરખું, સ્થાન શીળું પડ્યું છે;
જો તું ચીરી, પટ ઉપરનો,
સત ઘુપવતો, સ્પર્શશે અંતરાત્મા;
તો તું જોગે, નથી તહીં જરી,
ભય[1] પ્રસવતી, બ્હારની કાલિમા ત્યાં,

૧. દૈવના દુર્વિપાક,—આ પાઠ વધારે સારો છે.

કૂવા કાંઠે, નજર પડતું,
તિમિર સઘળું, પૂંજ નિઃશ્વાસનો છે;
સંતસો જે, ભવરણ ભૂલ્યા,
ધગ ધગ બળ્યા, નીતિના બાહ્ય તાપે;
ઉંડે ઉંડે, ભીતર મહીં તો,
પુનિત સલિલે, જ્યોતિનો જ્યોતિ રાજે;
જે સૂતેલી, જગતવિષથી,
સજીવન બને, સ્પર્શ એ સૌમ્ય લાધે;
વાગે પાછા, જીવનભરના,
ઉતસવ તણા, ઘંટ ને આરતિઓ;
એની ગોદે, શયન કરીને,
દુઃખ વિસરીને, સાચજે તારકોથી;
જે નિશાંતે, અમૃત વરસે,
ઘન પટ ચીરી, પર્ણ ને ડાળીઓનો;
ને કલ્લોલો, ગભીર નીરના,
રજ રજ હરે, દેહની કલાંતિ જ્યારે;
ઉભી રે'શે, નયન સમીપે,
સ્મિત કરી ઘન—શ્યામની મૂર્તિ ત્યારે;
તું જો હારે, નિત નિત સહી,
અનુતર રહી, (સાસુનાં[1] શબ્દ બાણે;)
તો તું જાજે, સુરજ નમતાં,
દુઃખ વિસરવા, કાંઠડે તે કૂવાને.

# લોકચર્ચા

## ભાવનગરનો મહાન પ્રયોગ

નટવરલાલ મા. સૂરતી
બી. એ., એલ એલ. બી.

### ( ૨ )

### રાજ્ય ખેડૂત માટે શું શું કરી શકે ?

*ખાતરની તંગી અને તે પૂરવાની ખામીભરેલી રીત*

**ખેતીમાંથી** આપણે ઇચ્છીએ એટલી પેદાશ નથી થતી તેનું કારણ ખાતરની તંગી અને તે પૂરવાની ખામીભરેલી રીત એ છે. એ સ્પષ્ટ વાત છે કે નીપજ વધારવી હોય તો જમીનમાં વધારે અને યોગ્ય રીતે ખાતર પૂરવું જોઈએ. વિકટર મહાલમાં માંડલ ગામમાંથી એક દાખલો મળી આવેલો. એ ગામનો પટેલ ખેડાભાર એ વીઘાં જમીને એક કળશી થઉં ઉતારતો. માંડળના બીજા ખેડૂતોને છથી દસ વીઘાં જમીને એટલા થઉં થતા. એ પટેલ દૂરનાં ગામોમાંથી ખાતરનાં ગાડાં લાવતા અને જમીન ફળદ્રતા; જ્યારે બીજા ગરીબ ખેડૂતો પૂરતું ખાતર લાવી ન શકતા, એટલે જમીન એક જ જાતની હોવા છતાં નીપજમાં એટલો ફેર પડતો હતો.

*બળતણમાં લાકડાં વપરાય તો છાણ ખાતર માટે બચત રહે*

પણ જ્યાં સુધી ખેડૂત છાણનો બળતણ તરીકે ઉપયોગ કરે છે ત્યાં સુધી બધાને પૂરતું ખાતર મળવા સંભવ નથી. બધા ખેડૂતો કાંઈ મોંઘાં વૈજ્ઞાનિક રસાયનો વાપરી ન શકે. અને એ રસાયણી ખાતર છાણના ખાતર જેવું કામ આપતું નથી એ વાત પણ સિદ્ધ થઈ ચૂકી છે. રસાયણી ખાતરની અસર માંડ બે વરસ ટકે છે, જ્યારે છાણનાં ખાતરથી દસ કે એથી પણ વધારે વરસ સારો પાક ઉપજાવી શકાય છે. ખેડૂત છાણાં બાળવાની તેની સદીઓજૂની ટેવ છોડે અને બળતણમાં લાકડાં વાપરતો થાય એ જ સારું ખાતર મેળવવા માટે મુખ્ય માર્ગ છે. ચોમાસાના ચાર મહિના વરસાદમાં છાણાં થાય નહિ અને તડકો ન હોવાથી સુકાય નહિ, એટલે માત્ર ચાર માસના જ છાણનો ખાતરમાં ઉપયોગ થાય છે; જ્યારે બાકીના આઠ માસ માટે છાણ બળતણ તરીકે જ વપરાય છે. ખેડૂતો બળતણ માટે લાકડું વાપરતા થાય તે પહેલાં લાકડાં પુષ્કળ અને સસ્તાં મળે એવી વ્યવસ્થા પણ થવી જોઈએ.

*[illegible]*

લાકડાં મેળવવાની એક રીત તો એ છે કે ખેડૂત પોતાના ખેતરની હદ ઉપર કે ખારવાળા નકામા ભાગમાં બાવળ કે બીજાં ઝાડો ઉગાડે. જંગલ ઉછેરવાની પણ સૂચના થઈ છે. ગામની પાસે યોગ્ય સ્થળે નાની ઝાડી રાખી શકાય. એ ઝાડીથી સોંઘું બળતણ ગામને પૂરું પડે, અને

ઢોરને માટે ત્યાં ગૌચરની સગવડ થાય, એ માટે યોગ્ય સ્થળ પસંદ કરવા ખાસ તપાસ થવી જોઈએ. ખેતીનાં સાધનો માટે લાકડું મળવું મુશ્કેલ થઈ પડ્યું છે. બાવળ હોય તો એ કામમાં આવે.

છેલ્લાં વરસોમાં વરસાદનું પ્રમાણ ઘટતું ગયું છે. તો ઘણા લોકો માને છે તેમ ઝાડ ઉગાડવાથી, બળતણ અને ચરાણની સગવડો ઉપરાંત, વરસાદ અમુક અંશે એથી વધશે.

ખાતા જમીન પર ઉગેલાં ઝાડો ચોથમાંથી મુક્ત રાખવા અને ખાતા જમીન પરનાં ઝાડોનો હક્ક ખેડૂતનો જ રહે એવો હુકમ બહાર પાડવામાં આવ્યો છે. એથી ખેડૂતોને વધારે ઝાડો ઉગાડવાનું ઉત્તેજન મળશે એમ આશા રાખી શકાય. વસુલાતી ખાતું પ્રચાર અને આગ્રહદ્વારા દરવર્ષે વૃક્ષારોપણનું કાર્ય વેગવંત બનાવવા પ્રયત્ન કરે છે.

**મુડદાલ માટી અને હાડકાંની ખાતર તરીકે વપરાશની હિમાયત**

ખેડૂતો જો મુડદાલ માંસનો ખાતર તરીકે ઉપયોગ કરે તો એક તો ખાતરની ઉણપ પૂરાય અને હરિજનો એ ખાવાની જૂની ટેવમાંથી મુક્ત થાય. માંસ ખાનારી પ્રજાઓમાં પણ મુડદાલમાંસ કોઈ ખાતું નથી. અસ્પૃશ્યતાનો કોઈપણ રીતે પક્ષ ખેંચી ન શકાય, પણ ભંગી લોકો સામે લોકોના આટલા સજ્જડ પૂર્વગ્રહો બંધાયા છે તેમાં ઊંડા ઊતરતાં જણાશે કે તેઓ મુડદાલ માંસ ખાય છે એ જ એ વિરુદ્ધ લાગણીનું કારણ છે. ભંગી લોકો એ ટેવ છોડી દે એટલે લોકોનો વિરોધ આપોઆપ ઓછો થઈ જશે. પણ જૂની ટેવ જલદી ભુલાતી નથી. ભંગીઓ ચમારનો ધંધો કરે છે, જેને અંગે મુએલાં ઢોરનાં ચામડાં ઉતારવાનું તેમને સોંપાય છે. વળી વંશપરંપરાથી એ લોકો એ માંસ ખાતા આવ્યા છે એટલે એ વસ્તુ જ્યારે ધંધાને અંગે એટલી સુલભ હોય ત્યારે તે ખાવાનું આકર્ષણ ખાળી શકાતું નથી. એટલે મરેલાં ઢોરને ખાતર તરીકે વાપરવાનું આપણા ખેડૂતો શરૂ કરે તો તેઓની ખાતરની ખોટ પૂરી થશે એટલું જ નહિ, પણ અસ્પૃશ્યવર્ગની સુધારણામાં મહત્ત્વનું કાર્ય થશે. એ માંસ જ્યારે ખાતર તરીકે ખેડૂત વાપરે ત્યારે તે માંસ વેચી શકાય તેવી વસ્તુ ગણાય અને એની કિંમત ઊપજે એ લોભે પણ અસ્પૃશ્ય લોકો તે ખાતાં અટકે. એટલે હરિજનો એ ટેવ ભૂલે અને ખેડૂતોને ખાતર મળી રહે તે હેતુથી દરબાર કરથામાં ભામઈજારા આપે છે. એથી દરબારને ખોટ જાય છે. તોપણ તેમાં હરિજનો મુડદાલમાંસ ન વાપરે એવી શરત કરવામાં આવે છે. કોઈ કોઈ સ્થળે ખેડૂત મુડદાલમાંસ ખાતર તરીકે વાપરતા થયા છે.

હાડકાં પણ ખાતર તરીકે બહુ ખપતી વસ્તુ છે, પણ પહેલાં તે સાફ થવાં જોઈએ. તે માટે એ કારખાને લઈ જવાં અને પાછાં લઈ આવવાં પડે, અને તેમાં એટલો ખર્ચ થાય કે એ કામ પડતું મૂકવું પડે. હાડકાંને જો છેક કોલસો ન થઈ જાય તેટલી આંચ આપવામાં આવે તો એ તરત ભાંગી જાય, અને તેનો ચૂરો ખાતર તરીકે કામ આપે. કેટલાંક ગામોમાં ખેડૂતો હાડકાં સંઘરીને તેનો ઉપયોગ ઉપર કહ્યા મુજબ કરે છે.

**ગામડાંની સફાઈ**

આપણાં ગામડાંઓમાં સંડાસની સગવડ હોતી નથી. અને લોકો ફાવે ત્યાં દિશાએ જઈને ગંદકી કરે છે. લોકો જો એનો ખાતર તરીકે ઉપયોગ કરતાં શીખે તો એક તીરથી બે નિશાન પડે—એક તો ખાતર વધે અને ગામડાંની સ્વચ્છતા વધે.

ખેતીવાડી ખાતા તરફથી પ્રચારકાર્ય અને પ્રશ્નોત્તરી દ્વારા ખેતીસુધારણાની અનેક વસ્તુઓ ખેડૂતને સમજાવવામાં આવે છે તેની બધી વિગતો અહીં ઉતારવા જતાં અતિ વિસ્તાર થઈ જાય.

જૂનાં નીચેની બાબતો વિશે ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય. (૧) જમીનમાં ભીનાશના સંગ્રહ માટે ખેતરને પાળા બાંધવાના; (૨) વધારે અને શાસ્ત્રીય રીતે ખાતરનો સંગ્રહ અને ઉપયોગ; (૩) શિયાળુ ખેડ; (૪) વાવતી વખતે બરાબર અંતર રાખવાનું કે જેથી છોડને મોટા થવા માટે પૂરતી જગ્યા અને પોષણ મળે. આ બાબતો લાગે છે સામાન્ય, પણ પરિણામની દૃષ્ટિએ એ અતિ મહત્ત્વની છે.

ખાસ કરીને છેલ્લી, છોડ વચ્ચે જગ્યા રાખવાની, સૂચના જો બધા અમલમાં મૂકે તો પાક વધારે ઉતરવા ઉપરાંત ખાતર અને મહેનત બન્નેનો ઠીકઠીક બચાવ થાય. અત્યારે પાસે પાસે વાવેલા છોડ મોટા થાય તે માટે આખા ખેતરમાં ખાતર પાથરીને પહોળું કરવું પડે છે, એમ કરવાની પછી જરૂર નહિ રહે. ખાતરની એક તો તાણ છે અને ચારે તરફ વેરવાથી એ ઘણું નકામું જાય છે. જો ચાસ પાડતી વખતે બે હાર વચ્ચે વચ્ચે ત્રણથી પાંચ

સરકારના નિષ્ણાત સમક્ષ પોતાના પ્રાન્તના સંજોગોને ટ્રેક્ટરની ખેડ અનુકૂળ નથી એવો જાહેર સ્વીકાર કર્યો હતો. પણ ટ્રેક્ટરની ખેડ અનુકૂળ નથી એ દેખીતી વાતની એ રીતે નિઃસંદેહ પ્રતીતિ થવામાં, કેટલો સમય બરબાદ ગયો અને કેટલાં મોંઘાં ટ્રેક્ટરની ખરીદી થઇ એ જાણવાનું રસપ્રદ થશે.

મનમાં કોઈ પણ જાતના પૂર્વગ્રહો રાખ્યા સિવાય સ્થાનિક પ્રશ્નો વિચારવામાં આવે, અને સ્થાનિક પરિસ્થિતિનો તલસ્પર્શી અભ્યાસ જો મુક્ત મનથી કરવામાં આવે, તો આપોઆપ સ્વાભાવિક બંધબેસતા ઉપાયો સૂઝી આવશે.

ભાવનગરના ખેડૂતોને ઋણમુક્ત કર્યા તે પછીની પરિસ્થિતિનું માપ કાઢવા અને અવલોકન કરવાના હેતુથી આ લેખ લખાયો અને ખેતીના સમગ્ર પ્રશ્નની સાથોસાથ આલોચના થઈ. પહેલાંથી જ કહ્યું હતું તેમ, માત્ર કરજમુક્તિ એ બહુ મહત્ત્વનું કાર્ય છે, છતાં, તે એક જ માત્ર બસ નથી. એ અટપટા પ્રશ્નની કિનારને જ એ તો સ્પર્શે છે, અને પ્રશ્નના પૂરા ઉકેલ માટે અનેક દૃષ્ટિથી એક સાથે કામ કરવાની આવશ્યકતા રહે છે. તો પણ પ્રશ્ન અટપટો હોય કે બીજાં પૂરક પગલાંઓની જરૂર હોય, એટલે ઋણમુક્તિના કાર્યથી નાસવું એ પોસાય તેમ નથી. બધી સુધારણાનો ઋણમુક્તિ એ પાયો છે. અને જૂના કરજભારથી ખેડૂત કચડાતો હોય ત્યાં સુધી બીજા સુધારા શક્ય જ નથી. ખેડૂતોમાંથી ઉત્સાહ અને રસ નષ્ટપ્રાય થયાં છે. ઋણમુક્તિ થતાં એ પાછાં જાગૃત થશે અને એ નવી ચેતનાનો બીજા ઇચ્છનીય સુધારા અને પુનર્રચનાના કાર્યમાં ઉપયોગ કરી શકાશે.

ખેતીના પ્રશ્નોની તપાસ કરતાં નાની જણાતી વિગતો વિશે ધ્યાન આપવાની વિશેષ જરૂર પડી છે. એ બાબતો નાની હોવાથી જ ઘણીવાર ભુલાઇ જાય છે, પણ ગામડાંઓની ખેતીની પુનર્ઘટના સાથે એ બાબતોને ખાસ સંબંધ છે. વળી આ બાબતો ગ્રામજીવન અને ખેતીમાં એવી સાદી અને સરલ છે કે જે બહારની મદદ કે વિશેષ ખર્ચ વગર અમલમાં મૂકી શકાય. તે જ કારણથી એવી બાબતો પર વધારે ભાર મૂકવામાં આવ્યો છે.

કુદરતી રીતે લેખ લખતી વેળા અહીંની પરિસ્થિતિ મન આગળ વધારે રહી છે. છતાં એમ કહી શકાય કે ખેતીની પરિસ્થિતિ તો દરેક દેશમાં થોડા સ્થાનિક ફેરફાર બાદ કરતાં લગભગ સરખી જ છે. અને અહીંને માટે લખેલી વસ્તુ બીજા સ્થળને માટે પણ ઓછા વધતા ફેરફાર સાથે લાગુ થશે.

કરજમુક્તિના શુભ કાર્યને વધારે અસરકારક બનાવવા માટે ઉપર કહેલી ઘણીખરી વસ્તુ ભાવનગર રાજ્યે અમલમાં મૂકી છે અગર વધારે મૂકવા તજવીજ મનુષ્ય યત્નઃ ઇશ્વર કૃપા ચાલુ છે. પણ ભવિષ્ય તો કુદરતના હાથમાં છે. એટલે અમુક અંશે એ તો અનિશ્ચિત જ રહેવાનું. પણ માણસ જો પોતાની શક્તિ પ્રમાણે શુભ કાર્ય કરવા મથે, તો ઇશ્વરના આશીર્વાદ તેના પર ઊતરે અને તેને સફળતા મળે જ. ભાવનગરનો મુદ્રાલેખ છે કે "મનુષ્ય યત્ન, ઇશ્વર કૃપા."

સંપૂર્ણ]






**અપંગની પ્રતિભા** :–હેલન કેલર કૃત આત્મકથા; અનુવાદકઃ મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય બાર આના.

આ છેક નાની વયથી આંધળી, બહેરી અને મૂંગી થયેલી બાળાના જીવન અને ખાસ કરીને આન્તરજીવનના વિકાસની તેણે જ લખેલી અભૂતપૂર્વ કથા વિષે, તેના જેવી જ નહિ પરંતુ અમુક અંશે એવી સ્થિતિમાંથી ઉન્નત સ્થિતિએ ગયેલા, વિદ્વાન પંડિત શ્રી સુખલાલજી સંઘવી અને કેળવણીના ક્ષેત્રના મોટા ચિંતક અને અભ્યાસી શ્રી. કાકાસાહેબે લખીને તેની એ મોટી વાતને યોગ્ય ન્યાય આપ્યો છે. તેથી અહીં થોડો આવકાર આપવાનું જ રહે છે.

કુદરતના કોપથી સામાન્ય જીવનથી રહિત થયેલી આ બાળામાં અસામાન્યતા હોય એ સ્વાભાવિક છે. પરંતુ એ કઈ બાજુએ અને કેમ વળે છે તે જોઈએ.

એની છેક બાલ્યાવસ્થામાં એ એક કજિયાળી, ઘડીઘડીમાં ગુસ્સે થતી, ધર્માખોર છોકરી માત્ર હતી. પરન્તુ કુમારી સલિવનના આગમન સાથે એ અસંયમિત લાગણીઓ–વર્તનો–જિજ્ઞાસાના બળે શાંત અને એકાગ્ર થઈ વિરલ રૂપાંતર પામે છે.

આ જિજ્ઞાસા જાગ્રત કરનાર અને એ જાગ્રતિને હંમેશ એકાગ્ર રહેવા પથ્ય ખોરાક પૂરો પાડનાર કુ. સલિવનની ખંત અને તેનો બલદાયક પ્રેમ આપણા શિક્ષકોને સમજવા જેવો છે. ઇન્દ્રિયો દ્વારા પરોક્ષ કેળવણી આપવી સહેલી, પરંતુ ઇન્દ્રિયોની અંદર રહેલી અંતઃશક્તિને પ્રત્યક્ષ કેળવણી આપવી એમાં વિશાળ માનસજ્ઞાન, પ્રેમ અને આદર્શની પાછળ જીવન ખર્ચવાની મહેચ્છા જોઈએ છે. આ વાતનો દાખલો કુ. સલિવને પૂરો પાડ્યો છે. શ્રી. કાકાસાહેબ એમાંથી કોણ વધારે પ્રતિભાસંપન્ન એવો પ્રશ્ન કરે છે. એ જો અલંકાર હોય તો કશું કહેવાનું નથી. પરન્તુ જો વિધાન હોય તો આપણે કહી શકીએ કે, કુ. હેલન. કારણ પ્રેરક કરતાં પ્રેરિતમાં આદર્શને મૂર્ત કરવાની શક્તિ, એ વિશેષતા છે.

શરીરશાસ્ત્રીઓને જેમ આ બાળાનાં આંગળીઓનાં ટેરવાંની ગ્રાહકશક્તિ વિસ્મય પમાડે છે ને વિચાર કરાવે છે; તેમજ, એનું મન માનસશાસ્ત્રીઓ માટે એક નવું જ અભ્યાસનું ક્ષેત્ર બને છે આ બાળાની માનસિક શક્તિઓ એટલી ગ્રાહક છે કે, એ ભય અને પ્રેમની ઉત્કૃષ્ટ સ્થિતિએ નિમિષભરમાં પહોંચી જાય છે. કુ. સલિવનના વિરલ પ્રેમને પામેલી આ બાળા, વિશ્વને પ્રેમમય જ માને છે, અને જ્યારે તેના શિક્ષક, મિ. અેનેગ્નોસ, તેને ખોટી માની લે છે, ત્યારે તેને કેટલો આઘાત થાય છે! એ તીવ્રતા વાચક ઉપર અત્યંત કોમળ મનોવૃત્તિઓની સમભાવ જગાડતી અચૂક છાપ પાડે છે. આ કોમળ વૃત્તિ—આ સૂક્ષ્મ મન એક ફુલની સુગંધે જગતને પ્રેમ અને સૌરભમય જુવે છે અને કવિ બની પ્રત્યુત્તર આપે છે. પવનની બીની.

ગધે એ મહાતમસ અને જંગી વાતોને સ્પર્શે છે. અને એ સ્વાભાવિક છે કે પ્રેમ અને સ્વપ્નના આવા ઝૂલા ઉપર ઝૂલતી એ, એના લખાણની પ્રસ્તુતિની પરનું વિશ્વકારુણ્યમાં આનંદધામ શોધતા, પરમ સમાધાનોત્સુક અને અસહાય છે માટે જ બલવાન આત્માનું દર્શન આપે છે. આથી હૃદયને એક પ્રકારનું સાંત્વન મળે છે. એટલે કે લેખિકાની શુભની શ્રદ્ધા* એટલી બલવાન અને ઊંડી છે કે એના સમભાવશીલ હૃદયની પ્રેરક અસર વાચક ઉપર અચૂક પડે છે.

તેની અસહાયતા તેને આત્મવિલોપનમાં ડૂબાડે છે. તેમાં એ બીજાનાં સુખે સુખી બને છે, દુઃખે દુઃખી. પરંતુ આ દુઃખ તે ભેદી શકે છે. અહીં તેનાં પ્રજ્ઞાચક્ષુ ખુલે છે, અને એ ઇતિહાસમાંથી સાંસ્કૃતિક વિકાસને જાણતી બાળા વર્તમાન ભૂલી ત્રિકાળને ભરતું જીવનસંગીત જુએ છે અને કહે છેઃ તેમનાં શરીર બેડોળ અને ગાંઠાવાળાં થઈ ગયાં છે. તેમના કઠણ ખડબચડા હાથને મેં અડકી જોયા છે. અને પ્રત્યક્ષ કરી લીધું કે, એમની જિંદગી તે કેવી અવિરત કડાકૂટની હોવી જોઈએ—એકસરખી ધમાધમ, કાંઈક કરવાના નિષ્ફળ ધમપછાડા કરતાં કાંઇ વધારે નહિ. એમનાં જીવનમાં, પુરુષાર્થ અને અનુકૂળ અવસર વચ્ચે જાણે અમાપ આદર વેર છે એમ લાગે છે. આપણે કહીએ છીએ હવા અને પ્રકાશ એ સૌને સારુ ઈશ્વરે મફત બક્ષેલાં છે, પણ ખરેખર એમ છે? દૂર પેલા શહેરની ગંદી અવડ ગલીઓમાં સૂરજનો પ્રકાશ પડતો નથી, અને હવા ગંધ મારે છે? અરે મનુષ્ય, તું તે કેમ તારા જાતિભાઈને ભૂલે છે ને દ્રોહ કરે છે, અને એને ખાવા ટુકડોય નથી ત્યારે તું માગે છે, "હે પ્રભુ; અમને રોજનો રોટલો આપજે!" લોકો શહેર, તેનો ભપકો, તેની ધાંધલ અને તેનું ધન છોડીને વન અને ખેતરો તરફ તથા સાદા સરળ જીવન તરફ વળે તો કેવું સારું? તો પછી તેમનાં બાળકો વિશાળ વૃક્ષ જેવાં ભવ્ય થશે અને તેમના વિચારો રસ્તા પરનાં ફૂલો જેવા મધુર અને પવિત્ર થશે!"

આ વિરલ વિકાસકથા સૌ કોઈ વિકાસકામુકને—શિક્ષક કે શિષ્યને—માટે જરૂર પ્રેરક નીવડશે. ગુજરાતીમાં આવું સરળ ભાષાંતર કરી આપનાર ભાઇનું ગુજરાત ઉપકૃત રહેશે.

**રાજીનામું**:—લેખકઃ નટવરલાલ મ. પટેલ; પ્રકાશકઃ પ્રદ્યોતકુમાર દિવેટિયા, અમદાવાદ. મૂલ્ય ૭ આના.

આ વાર્તા અને નાટિકાના સંગ્રહમાં એક ઈચ્છનીય સરળતા જોવામાં આવે છે, અને તે શૈલીની, જે કર્તાના લેખનના ભાવિવિકાસમાં બહુ મદદગાર થશે. વસ્તુ જીવનના વિરલ, ઉદાત્ત, પ્રસંગોનું છે, અને તેથી સુભોગ્ય છે. માત્ર વસ્તુનો વિકાસ કરવામાં લેખકનો હાથ કાચો જણાય છે. વિરલ પ્રસંગે ઘણુંખરું ભાવોદ્રેકની ટોચ જોઈએ એ આ સંગ્રહમાં સ્પષ્ટ નથી થતી. પરંતુ એવી ટોચના મોહમાં આ ભાઈ વાર્તાવહનની સરળતાની શ્રમસાધ્ય કળા જતી કરી ભાવોની ખોટી અપટામણ બતાવતા ન થઇ જાય એટલી જાગ્રતિની આશા અમે રાખીએ છીએ. આ લઘુગ્રન્થની પાછળ રહેલી સાહજિક કુમાશને અમે આવકારીએ છીએ અને બલવાન પણ થતી રહે એમ ઇચ્છીએ છીએ.

* "જ્યૂડા જેવા લોક અને સેતાન પણ વિશ્વમાં પ્રવર્તમાન સાધુતાના મહાચક્રના ભાંગી ગયેલ આરા છે. અને તેઓ યોગ્ય સમયે પાછા સમારી લેવાશે."

**પ્રિય આગમનઃ**–લેખકઃ કોશક; પ્રકાશકઃ શ્રી. જમનાદાસની કું., મુંબઈ; મૂલ્ય બે આના. કર્તાના ગુરુ અને ‘પ્રાસ્તાવિક’ના લેખકઃ શ્રી. જ્યોતીન્દ્ર દવેનું જ વાક્યઃ—

"કાવ્યકલા જેવા વિષયમાં પણ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે મહેનત કરવી પડે છે" તરફ કર્તાનું ધ્યાન ખેંચી અમે કહીએ છીએ કે, સિદ્ધિ પહેલાં પ્રસિદ્ધિ નુકસાનકર્તા છે. કાવ્ય તરંગો પ્રમાણે લખવાથી ઊર્મિ ઘેલડાનો નમૂનો લાગે છે. પરંતુ ઊર્મિ તો છે, તેથી એ સંયમિત થઈ ભવિષ્યમાં સારા રૂપે બહાર પડશે એવી આશા છે.

**કલ્પવૃક્ષ**–લેખકઃ ઉમિયાશંકર ઠાકર; પ્રકાશકઃ ગીતમંજરી કાર્યાલય, આણંદ મૂલ્ય ૧).

આ પુસ્તક ગુજરાતના જાણીતા નવલકથાકાર શ્રી. ર. વ. દેસાઈની પ્રસ્તાવના પામ્યું છે. પરંતુ તેમનાં લખાણ પ્રમાણે એ "નિરર્થકતા અને ભારે શબ્દપ્રયોગ" માંથી બચેલું અમને નથી જણાયું. આવા અખતરા નાનાં નાનાં વાક્યો હોય ત્યાં સુધી રસ, રમૂજ અને નિર્દોષ આનંદ ઉત્પન્ન કરે, પરન્તુ આવા દીર્ઘ પ્રયોગો તો નીરસ અને બેડોળ વાર્તાઓનું રૂપ ધરે છે.

**તુષારઃ**–કર્તાઃ ઉમાકાન્ત; પ્રાપ્તિસ્થાન, મોહનલાલ પિ. શાહ, વડોદરા; મૂલ્ય બે આના.

આ રસસંગ્રહ તદ્દન સામાન્ય કોટિનો છેઃ છતાં લેખકને આ જાતનાં પદ્ય બંધારણ ઠીક ફાવતાં લાગે છે, તેથી અમારી સલાહ છે કે એમણે ઢાળ તરીકે ઘણે સ્થળે મૂકેલી જૂના રાસની લીટીઓમાંથી રાસની યોગ્યતાની ચાવી શોધવી.

**સમાજવાદ શા માટે?**—લેખકઃ જયપ્રકાશ નારાયણ; પ્રકાશકઃ નવી દુનિયા કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય બાર આના.